# વ્યવહારોપયોગી
# ગુજરાતી-ગુજરાતી
# શબ્દકોશ




ભાષા નિયામક, ગુજરાત રાજ્ય,
ગાંધીનગર

# પ્રસ્તાવના

*ગુજરાતી ભાષાના શબ્દકોશો અને જોડણીકોશોનો વિચાર કરીએ તો આંગળીના વેઢે ગણી શકાય તેટલા જ છે. દેશી રજવાડાઓમાં 'સયાજીશાસન શબ્દકલ્પતરુ' 'ભગવદ્‌ગોમંડળ' વગેરે જેવા તત્કાલીન અને સ્થાનિક છતાં સાચી દિશાના પ્રયાસો જરૂર થયા હતા. નર્મદે ઈ.સ. ૧૮૭૩માં 'નર્મકોશ' તૈયાર કર્યો. એને ગુજરાતી ભાષાનો પ્રથમ વ્યવસ્થિત કોશ ગણી શકાય. તેથી તો નર્મદને ગુજરાતી ભાષાના પ્રથમ કોશકાર તરીકે યાદ પણ કરવામાં આવે છે. નર્મદે નર્મકોશની પ્રસ્તાવનામાં પોતાના તે પ્રયાસ અને તેના ઉદ્દેશ વિષે સ્પષ્ટ નોંધ્યું છે : ''જ્યાં સુધી પરસ્પર સંગતિ-વ્યવહાર વધ્યો નથી, ઘણા ગ્રંથકારો થયા નથી, અનેક કોશગ્રંથ થયા નથી, જ્યાં સુધી પ્રદેશ પ્રદેશની ભાષા સંમિશ્રણે એકરૂપ થઈ નથી, ત્યાં સુધી લેખનશુદ્ધિ વિષે અવિચળ નિયમ બાંધવા દુર્લભ છે.* ***હમણાં નિયમ બાંધવા તે માત્ર એ વિશે લક્ષ તથા ચર્ચા કરાવવાને અને નિશાળમાં ભણનારાં યથેચ્છ વર્તે તેને અંકુશમાં રાખવાને માટે છે...*** *ગુજરાતી ભાષાના શબ્દોનાં કાળ-કાળનાં રૂપાંતર જોવાથી સ્પષ્ટ જણાય છે કે ભાષા ઉત્તરોત્તર સુધરતી આવી છે. હમણાંની ભાષામાં કેટલાક શબ્દો એવા છે કે જે પોતાની છેલ્લી ને ઉત્તમ સ્થિતિમાં આવી રહ્યા છે અને કેટલાએક રૂડો સંસ્કાર પામતા જાય છે... આ શબ્દરૂપાંતર શુદ્ધ છે કે અશુદ્ધ એ કહેવું યોગ્ય નથી. કાળ પરત્વે ઓછું વધતું સુંદર છે એમ ભણવું યથાર્થ છે.'' (નર્મદ)*

*આ પ્રયાસના સારાં ફળ જરૂર આવ્યાં હશે. આમ છતાં, ઈ.સ. ૧૯૨૯માં 'સાર્થ જોડણીકોશ'ની પહેલી આવૃત્તિ બહાર પડી ત્યાં સુધી આ દિશામાં અપેક્ષિત સુધારો થયો ન હતો. તેથી તો, ગાંધીજીએ નોંધવું પડયું કે 'અંગ્રેજી ભાષાના શબ્દોની જોડણી ખોટી કરતાં આપણને શરમ લાગે છે, તેના કરતાં માતૃભાષાની જોડણીનો વધ કરતાં આપણને વધારે શરમ લાગવી જોઈએ.' અને આ શરમભરી સ્થિતિના કારણે ગાંધીજીએ 'સાર્થ જોડણીકોશ'ની પ્રથમ આવૃત્તિને આવકારતાં નોંધ્યું કે* ***'હવે પછી કોઈને સ્વેચ્છાએ જોડણી કરવાનો અધિકાર નથી.' તા. ૪-૨-૧૯૪૦ના 'હરિજનબંધુ'માં એમણે ફરી નોંધ્યું કે 'જેવી અરાજકતા ગુજરાતી શબ્દની જોડણી વિષે પ્રવર્તે છે એવી ભાગ્યે જ બીજી કોઈ ભાષામાં હશે. મરાઠીમાં નથી, બંગાળીમાં નથી, તમિલમાં નથી, ઉર્દૂમાં નથી, યુરોપની ભાષાઓમાં તો નથી જ. જે ભાષાના શબ્દોની જોડણી બંધાઈ ન હોય તે ભાષાના બોલનારા જંગલી ન કહેવાય તો શું કહેવાય ?*** *એમનો આક્રોશ છતાં આજે ૫૫ વર્ષ બાદ ઈ.સ. ૧૯૯૫માં પણ આ સ્થિતિ-જોડણી વિષેની અતંત્રતા ઓછેવત્તે અંશે ચાલુ છે. ગૂજરાત વિદ્યાપીઠે તેમ જ યુનિવર્સિટી ગ્રંથનિર્માણ બોર્ડે તથા અન્ય સંસ્થાઓએ કોશો પ્રકાશિત કરી આ સ્થિતિ નિવારવા પ્રયાસો કર્યા છે. લોકશાહીમાં પ્રજાસત્તાક રાજ્યની પણ આ ક્ષેત્રમાં કંઈક જવાબદારી છે. સરકારે, ભાષા, સાહિત્ય, શિક્ષણના ક્ષેત્રે કામ કરતી સંસ્થાઓને આવાં અનેકવિધ કાર્યો માટે સહાય કરવા ઉપરાંત પોતે પણ રાજ્યમાં શુદ્ધ ગુજરાતી ભાષાના વર્ગો માટે એક તાલીમ યોજના ઘડીને રાજ્યની ભાષાનિયામક કચેરી મારફતે ભાષાશુદ્ધિ માટે સંનિષ્ઠ પ્રયાસ કર્યા છે. મુખ્યતઃ આવા પ્રયાસને પૂરક થવા આ* ***'વ્યવહારોપયોગી ગુજરાતી-ગુજરાતી શબ્દકોશ'*** *ભાષાના વિદ્વાનો પાસે તૈયાર કરાવી પ્રકાશિત કરવામાં આવ્યો છે.*

*મનુષ્ય જેમ જેમ આગળ વધે છે તેમ તેમ તેની ભાષા પણ વિકાસ પામે છે. સમાજનો વ્યવહાર જેમ સંકુલ અને આધુનિક બનતો જાય છે તેમ તેની અસર ભાષા પર પણ અનિવાર્યપણે થાય જ છે. આ સંદર્ભમાં વિચારીએ તો ઈ.સ. ૧૯૨૯ અને ઈ.સ. ૧૯૯૫ વચ્ચેના ૬૫ વર્ષના લાંબા ગાળામાં દેશ અને દુનિયામાં ઘણી પરિસ્થિતિઓ બદલાઈ ગઈ. વિજ્ઞાન અને ટૅકનોલૉજીએ હરણફાળ ભરી. દેશ સ્વતંત્ર બન્યો. લોકશાહી પરિપાટી અને મૂલ્યોની સાથોસાથ દેશમાં આધુનિકતાની અને ટૅકનોલૉજીવિષયક વિકાસની અનેક ક્ષિતિજો ઊઘડી. આ બધાની ભાષા અને સાહિત્ય ઉપર ભારે અસર વરતાય એ સ્વાભાવિક છે. તેથી, ભાષાનું શબ્દભંડોળ તો વધ્યું જ. સાથોસાથ ગુજરાતી ભાષાના કેટલાક શબ્દો, અર્થો અને લઢણો ઘસાતાં ગયાં, અસ્ત પણ થતાં ગયાં. સંદર્ભભેદે શબ્દો નવા નવા અર્થોમાં પ્રયોજાતા રહ્યા, નવા અર્થો ઉમેરાયા.*

ભાષા એ તો જીવંત અને ગતિશીલ પરિબળ છે, એટલે આમ તો થાય જ. આ પ્રક્રિયા અતંત્રતા તરફ દોરી ન જાય એ માટે દરેક ભાષામાં શબ્દકોશોની વિવિધ દૃષ્ટિકોણથી અને સમયાંતરે સુધારેલી અને સંવર્ધિત આવૃત્તિઓ અથવા નવા કોશો તૈયાર કરવાની પ્રક્રિયા એકધારી ચાલતી જ રહે છે.

જોડણી પ્રશ્ને આજે પણ ગુજરાતમાં વિદ્વાનોમાં ઘણા મતભેદો પ્રવર્તે છે. મહારાષ્ટ્રમાં પણ કંઈક અંશે આવી પરિસ્થિતિ હતી, પરંતુ મહારાષ્ટ્ર સરકારે પોતાની ભાષા નિયામક કચેરી દ્વારા રાજ્યની ભાષા, સાહિત્ય, શિક્ષણક્ષેત્રે કામ કરતી સંસ્થાઓ, વિદ્વાનો, ભાષાવિદો વગેરેની એક બેઠક યોજી, વિશદ ચર્ચા કરી એકરૂપ માન્ય જોડણી અપનાવી. એનાં સારાં પરિણામો પણ હવે શિક્ષણ, મુદ્રણ અને પ્રકાશન-સંસ્થાઓમાં દેખાવા માંડયાં છે. ગુજરાતમાં છેક ૧૯૦૫માં પ્રથમ ગુજરાતી સાહિત્ય પરિષદમાં સ્વ. આચાર્યશ્રી આનંદશંકર ધ્રુવે જણાવેલું, 'પરિષદના કાર્યક્રમનો પહેલો વિષય જોડણીનો અત્યંત વિક્ટ પ્રશ્ન છે.' એ જમાનામાં ગુજરાતી ભાષામાં જોડણી અને અર્થ પરત્વે ચાલતી અંધાધૂંધીમાં સાર્થ ગૂજરાતી જોડણીકોશે એક માર્ગ જરૂર આંકી આપ્યો. આમ છતાં, આજે એ માર્ગ રોડાં અને ગાબડાંના કારણે ઘણો ખાબડખૂબડ થયો છે. ગુજરાતી સાહિત્યના ગાંધીયુગમાં આ કોશનું આધિપત્ય રહ્યું, તેણે ઉત્તમ સેવાય બજાવી, પણ સમયાંતરે એની સુધારેલી અને સંવર્ધિત આવૃત્તિઓ થઈ શકી નથી. કેટલાક ભાષાવિદો, અધ્યાપકો, સાહિત્યકારો, મુદ્રકો વગેરેએ સ્વતંત્રપણે અલગ ચીલા ચાતર્યા છે. આનાથી નાનામોટા વિવાદ પણ સર્જાયા છે. તેથી મહારાષ્ટ્ર રાજ્યનો ઉપર દર્શાવ્યો એવો કોઈ પ્રામાણિક જરૂરિયાતલક્ષી પ્રયાસ જોડણીના પંથને વધારે સુગમ, વધારે સરળ કરી શકે. સ્વ. આનંદશંકર ધ્રુવે ઈચ્છયું એમ સાહિત્ય પરિષદ અને સાહિત્ય સંસ્થાઓ સંકલિત પ્રયાસ હાથ ધરી શકે. આ ક્ષેત્રે સરકારનું પણ કંઈક કર્તવ્ય છે. તેથી તો ઈ.સ. ૧૯૪૦માં મુંબઈ સરકારના પ્રકાશન ખાતાએ યાદી બહાર પાડી હતી. 'ગુજરાતી શબ્દોની સાચી જોડણી વિષે ગુજરાતમાં ઘણા વખતથી ચર્ચા ચાલી રહી છે. એ હેતુથી મુંબઈ સરકાર એ જરૂરી અને ઈષ્ટ માને છે કે, જોડણીકોશમાં નક્કી કરેલી સર્વમાન્ય અને એક જ પ્રકારની જોડણી ઈલાકાની શિક્ષણ-સંસ્થાઓમાં અનુસરવામાં આવે. આ અનુસાર સરકારે એવો હુકમ બહાર પાડયો છે કે, ભવિષ્યમાં 'જોડણીકોશ'માં નક્કી કરાયેલી જોડણીને અનુસરે એવાં જ પુસ્તકોને પાઠયપુસ્તકોની મંજૂર થયેલી યાદીમાં મૂકવામાં આવશે. આ યાદીનો અમલ વત્તેઓછે અંશે રાજ્યમાં થતો પણ રહ્યો છે. આમછતાં, ઉપર વિગતે ચર્ચા કર્યા મુજબ વ્યવહારમાં મુશ્કેલી પડવા માંડી. વળી 'સાર્થ ગૂજરાતી જોડણીકોશ' છેલ્લાં ઘણાં વર્ષોથી અપ્રાપ્ય રહ્યો છે. તેથી પણ વ્યવહારમાં મુશ્કેલી અનુભવાતી હતી.

ઉપરના તમામ સંજોગો લક્ષમાં લઈ સરકારે પોતાનું કર્તવ્ય નિભાવવા તેમજ પોતાની વ્યવહારુ મુશ્કેલી નિવારવા તા. ૬-૧૧-૧૯૮૯ના સા.વ. વિ.ના સરકારી ઠરાવ નં. વહભ-૧૦૮૯-૩૮૬૩-ઘ-૧થી ગુજરાતી ભાષા-સાહિત્યના વિશેષ તો વર્ષો સુધી ગુજરાતી ભાષાનું અધ્યાપન કાર્ય કરનાર વિદ્વાનોની ડૉ. રમણલાલ જોશીના અધ્યક્ષપદે સમિતિ રચી આ કોશનું સંપાદન કાર્ય કરાવ્યું. આ સમિતિમાં સભ્યો તરીકે ડૉ. મધુસૂદન પારેખ, પ્રા. શ્રી મોહનભાઈ શં. પટેલ, પ્રા. શ્રી રતિલાલ સાં. નાયક, ડૉ. ચંદ્રકાન્ત શેઠ તથા ભાષા નિયામક શ્રી કાલિદાસ ત્રિવેદી, તથા સભ્ય-સચિવ તરીકે નાયબ ભાષા નિયામક રહ્યા હતા. ભાષા નિયામક કચેરીએ આ કોશના સંકલનથી માંડીને પ્રકાશન અંગેની સમગ્ર કામગીરી સંભાળી.

આ કોશનો પ્રાથમિક ઉદ્દેશ એના નામમાં સૂચવ્યો છે, તે પ્રમાણે કોશને વ્યવહારોપયોગી બનાવવાનો છે. સ્વાભાવિક રીતે જ આ કોશના સંપાદનમાં 'ભગવદ્-ગોમંડળ', 'સયાજીશાસન શબ્દકલ્પતરુ', 'બૃહદ્ ગુજરાતી શબ્દકોશ' વગેરે શબ્દોકોશોની સાથોસાથ મુખ્ય આધાર 'સાર્થ ગૂજરાતી જોડણીકોશ'નો લેવામાં આવ્યો છે. વિશદ ચર્ચાઓ કરી ભાષા નિયામક કચેરીમાં કાર્ડ તૈયાર કરવામાં આવ્યાં. કોમ્પ્યુટરનો પણ પૂરેપૂરો ઉપયોગ કરવામાં આવ્યો. સમિતિએ વ્યવહારોપયોગિતાને લક્ષમાં રાખી જરૂરિયાત અનુસાર શબ્દોમાં અને અર્થોમાં ઉમેરા કે ઘટાડા પણ કર્યા. ગુજરાતી શબ્દોની જોડણી 'સાર્થ જોડણીકોશ' અનુસાર રાખી. આ કોશમાં એકંદરે ૫૦,૦૦૦ જેટલા શબ્દોનો સમાવેશ થયો છે.

*આ પ્રકાશન ધોરણસરનું અને સુવાચ્ય થાય તે માટે સહાયક થવા સરકારે તા. ૧૯-૮-૧૯૯૪ના સા.વ.વિ.ના સરકારી ઠરાવ નં. વહભ-૧૦૮૯-૩૮૬૩-ઘ-૧ થી ઉપર્યુક્ત સમિતિના સભ્યો પૈકી શ્રી રતિલાલ સાં. નાયક તથા પ્રા. મોહનભાઈ શં. પટેલને પરામર્શકો તરીકે નીમ્યા. આ બન્ને વિદ્વાન અને ભાષાના મર્મજ્ઞ પરામર્શકોએ આ કોશના તમામ શબ્દો અને અર્થોને ચોકસાઈપૂર્વક તપાસી લીધા. ડૉ. ચંદ્રકાન્ત શેઠે પણ સમિતિએ પસંદ કરેલા બધા શબ્દો સમિતિમાંની પોતાની સક્રિય કામગીરી ઉપરાંત સાદ્યંત જોઈ આપ્યા તેની કૃતજ્ઞતાપૂર્વક નોંધ લેતાં આનંદ થાય છે. સમિતિના વિદ્વાન અધ્યક્ષશ્રી અને સભ્યશ્રીઓના સંનિષ્ઠ પ્રયાસોના પરિણામે આ કોશ વ્યાપાક રીતે ઉપયોગી થવા ઉપરાંત શાસ્ત્રીયતામાં પણ ઊણો નહીં ઉતરે એવો વિશ્વાસ જન્માવે છે. આ કોશ વ્યવહારોપયોગી દૃષ્ટિકોણથી તૈયાર કરેલ હોવાથી સામાન્ય રીતે શબ્દકોશોમાં હોય છે તેવી શબ્દવ્યુત્પત્તિ વ્યાકરણની વિશેષતાઓ તેમ જ શબ્દોના કાલક્રમ વગેરે વિગતે સૂચવ્યાં નથી. યોગ્ય અને લોકજીભે ચઢે એવા ગુજરાતી પર્યાયોના અભાવે વ્યવહારમાં ખૂબ વપરાતા અંગ્રેજી કે અન્ય ભાષાના શબ્દોને અપનાવતાં પણ કોઈ સંકોચ રાખવામાં આવ્યો નથી. યોગ્ય ગુજરાતી પર્યાયો આવતાં એ આપમેળે ખરી પડે અથવા ગુજરાતી બનીને ટકી પણ જાય.*

*આ કોશ તૈયાર કરવામાં ભાષા નિયામક કચેરીમાં ભાષા સંશોધનનું કાર્ય કરતી સંશોધન શાખાનાં અધિકારી શ્રીમતી જ્યોત્સ્નાબહેન સિ. ઝવેરીએ ખાસ રસ લઈને આ કાર્ય સમયસર પૂરું કરવા ભારે જહેમત ઉઠાવી છે તેની નોંધ લેતાં આનંદ થાય છે. આ ઉપરાંત નાયબ ભાષા નિયામકશ્રી મહેન્દ્ર ભટ્ટ અને શ્રી અ.પી. ચોકવાલા તથા સંશોધન શાખાના અવેક્ષક શ્રી ભૂપેન્દ્ર ત્રિવેદી, શ્રી કંદર્પ વૈદ્ય, કુ. હંસાબહેન ગઢવી અને કુ. રાગિણીબહેન ત્રિવેદી, શ્રી નરભેશંકર થાનકી, શ્રીમતી દર્શનાબહેન ત્રિવેદીએ પ્રકાશન સમયસર બહાર પડે તે માટે સમિતિની બેઠકોની કામગીરી માટે પૂર્વ-તૈયારીમાં તેમજ પ્રકાશન અંગે વિશેષ રસ લઈ કામ કર્યું છે તેમજ કોશ અંગેની કોમ્પ્યુટર કામગીરીમાં શ્રી ગાભુજી ખાંટે આગવી સૂઝ દાખવીને સફળતાપૂર્વક કામ કર્યું છે. આ સહુના સહયોગની કૃતજ્ઞતાપૂર્વક નોંધ લેતાં સંતોષ અનુભવું છું.*

**તા. ૩૦.૩.૯૫**
**ગાંધીનગર**

**કાલિદાસ ત્રિવેદી**
**ભાષા નિયામક**
**ગુજરાત રાજ્ય**

# પ્રાસ્તાવિક

વૈશ્વીકરણના આ યુગમાં માનવ કરતાં યંત્રો-ટેકનોલોજીનું મહત્ત્વ દિન-પ્રતિદિન વધતું જાય છે. ભાષા સાહિત્ય ક્ષેત્રે પણ શાસ્ત્રીય નિયમોને બદલે વ્યવહારિકપણાની વાત વધુ યોગ્ય લાગે છે. રાજ્ય શાસનમાં તમામ ક્ષેત્રોએ આજે કોમ્પ્યુટરીકરણ થઈ રહ્યું છે. અનેક ગ્રંથો-મહાગ્રંથોની માહિતી એક નાનકડી સી.ડી.માં દ્રશ્ય-શ્રાવ્ય સ્વરૂપે સહજ રીતે મેળવી શકાય છે.

ભાષા નિયામકની કચેરીએ પોતાની કારકિર્દીના ચાર દાયકા દરમિયાન પ્રકાશિત કરેલાં પુસ્તકો હવે સી.ડી. સ્વરૂપે ઉપલબ્ધ થઈ રહ્યાં છે અને વ્યાપક આવકાર મેળવી રહ્યાં છે. કચેરીના કેટલાક અપ્રાપ્ય પુસ્તકોની સીડી તૈયાર કરી બહાર પાડવામાં આવી છે. વ્યવહારોપયોગી ગુજરાતી-ગુજરાતી શબ્દકોશ પણ સી.ડી.  સ્વરૂપે પ્રગટ કરતાં આનંદ અનુભવું છું. મુખ્ય આધાર તરીકે ગૂજરાત વિદ્યાપીઠ દ્વારા પ્રકાશિત - સાર્થ ગૂજરાતી જોડણીકોશ લેવામાં આવ્યો છે સાથોસાથ આ કોશના સંપાદનમાં ભગવદ્ - ગો મંડળ, સયાજી શાસન શબ્દ કલ્પતરુ, બૃહદ ગુજરાતી શબ્દકોશ વગેરે ગ્રંથોનો પણ ઉપયોગ કરવામાં આવ્યો છે. પ્રવર્તમાન યુગને અને વ્યવહારોપયોગિતાને લક્ષમાં રાખી આવશ્યક્તા મુજબ શબ્દોમાં અને અર્થમાં સુધારા વધારા કર્યા છે. આ કોશમાં આશરે ૫૦,૦૦૦ જેટલા શબ્દોનો સમાવેશ કરવામાં આવ્યો છે અને ગુજરાતી શબ્દોની જોડણી સાર્થ જોડણીકોશ અનુસાર રાખવામાં આવી છે. સામાન્ય જનવપરાશમાં ખૂબ વપરાતા ગુજરાતી શબ્દો સહિત અંગ્રેજી અને અન્ય ભાષાના શબ્દોનો પણ સમાવેશ કરવામાં આવ્યો છે. આથી, પુસ્તક સ્વરૂપે તો આ પુસ્તકની ઉપયોગિતા પુરવાર થઈ જ છે હવે સી.ડી. સ્વરૂપે પણ આ કોશ સહુને ઉપયોગી થશે તેવી આશા છે.

તા. ૩૦-૩-૨૦૦૯

પ્રદીપ ત્રિવેદી
ભાષા નિયામક
ગુજરાત રાજ્ય

## સરકારના સામાન્ય વહીવટ વિભાગના તા. ૬.૧૧.૧૯૮૯ના
## સરકારી ઠરાવ નં. વહભ-૧૦૮૯-૩૮૬૩-ઘ-૧ અન્વયે
## વ્યવહારોપયોગી ગુજરાતી-ગુજરાતી શબ્દકોશનું
## સંપાદન-કાર્ય કરવા રચાયેલી શબ્દકોશ સલાહકાર સમિતિના સભ્યો :

| | | |
|---|---|---|
| (૧) | ડૉ. રમણલાલ જોશી<br>એમ.એ., પીએચ.ડી. | અધ્યક્ષ |
| (૨) | ડૉ. મધુસૂદન પારેખ<br>એમ.એ. | સભ્ય |
| (૩) | પ્રા. શ્રી મોહનભાઈ શં. પટેલ<br>એમ.એ. | સભ્ય |
| (૪) | પ્રા. શ્રી રતિલાલ સાં. નાયક<br>એમ.એ. | સભ્ય |
| (૫) | પ્રા. ડૉ. ચંદ્રકાન્ત શેઠ<br>એમ.એ., પીએચ.ડી. | સભ્ય |
| (૬) | શ્રી કાલિદાસ ત્રિવેદી<br>એમ.એ., ડી.ટી.ડી. (-યુ.કે.) | સભ્ય |
| (૭) | નાયબ ભાષા નિયામક | સભ્ય-સચિવ |

**<u>પરામર્શકો</u>**

**પ્રા. શ્રી રતિલાલ સાં. નાયક**

**પ્રા. શ્રી મોહનભાઈ શં. પટેલ**

# સંક્ષેપોની સમજ

| | |
|---|---|
| અ. | અવ્યય |
| ઉદા. | ઉદાહરણ |
| કા.શા. | કાવ્યશાસ્ત્ર |
| કૃ. | કૃદન્ત |
| ક્રિ. | ક્રિયાપદ |
| ખ. | ખગોળશાસ્ત્ર |
| ગ. | ગણિતશાસ્ત્ર |
| જ્યો. | જ્યોતિષશાસ્ત્ર |
| દા.ત. | દાખલા તરીકે |
| ન. | નપુંસકલિંગ |
| ન્યા. | ન્યાયશાસ્ત્ર |
| પ.વિ. | પદાર્થવિજ્ઞાન |
| પું. | પુંલ્લિંગ |
| બ.વ. | બહુવચન |
| ભૂ. | ભૂગોળ |
| ર.વિ. | રસાયણવિજ્ઞાન |
| લા. | લાક્ષણિક અર્થ |
| વિ. | વિશેષણ |
| વ્યા. | વ્યાકરણ |
| શ.પ્ર. | શબ્દપ્રયોગ |
| સ્ત્રી. | સ્ત્રીલિંગ |

# બીજા સંકેત

'—' આ ચિહ્ન આગલા શબ્દના અંત્ય અક્ષરને બદલે મૂકવાનું સૂચવે છે.
દા.ત. ખુશામત(-તિયું) એટલે ખુશામત, ખુશામતિયું

# વ્યવહારોપયોગી ગુજરાતી - ગુજરાતી કોશ

## અ

**અ** (પું.) સંસ્કૃત વર્ણમાળાનો પહેલો અક્ષર-એક સ્વર (૨) વિષ્ણુ, બ્રહ્મા, શિવ (૩) વ્યંજનથી શરૂ થતા શબ્દની પૂર્વે વપરાતો પૂર્વગ

**અકડાઅકડી** (સ્ત્રી.) ચડસાચડસી (૨) કટાકટી

**અકડાઈ** (સ્ત્રી.) અક્કડપણું, મગરૂરી, ગર્વ (૨) ફાંકડાપણું

**અકડાવું** (ક્રિ.) સાંધાનું-અંગનું ઝલાઈ જવું (૨) ભભકામાં ફરવું, મગરૂરીમાં રહેવું

**અકડુ** (વિ.) અક્કડ, ગર્વિષ્ઠ, મગરૂર, રોફી, ફાંકડું, અલબેલું

**અકથ્ય** (વિ.) અકથનીય,- અવર્ણનીય (૨) ન કહેવા જેવું

**અકબંધ** (વિ.) જેમનું તેમ, વગર ખોલેલું, વગર તોડેલું

**અકરામ** (ન.) કૃપા, માન, બક્ષિસ

**અકરાંતિયું** (વિ.) બહુ ખાનારું, ખાઉધરું

**અકર્ણ** (વિ.) કાન વિનાનું (૨) બહેરું (૩) (પું.) સાપ

**અકર્ત (-ર્ત્ત)વ્ય** (વિ.) ન કરવા જેવું (૨) (ન.) દુરાચરણ

**અકર્તા(-ર્ત્તા)** (પું.) કર્તા નહિ તે (૨) અકર્મણ્ય પુરુષ (૩) (વિ.) પ્રવૃત્તિ રહિત

**અકર્મ** (ન.) કર્મનો અભાવ (૨) ખોટું કામ

**અકર્મક** (વિ.) કર્મ નહિ કરનારું, કર્મ વિનાનું

**અકર્મણ્ય** (વિ.) કામ કરવાને બિનલાયક (૨) ન કરવા યોગ્ય (૩) નિષ્ક્રિય (૪) (ન.) કર્મ ન કરવું તે, અનુદ્યોગ

**અક(-ક્ક)ર્મી** (વિ.) અભાગિયું (૨) કર્મ નહિ કરનારું (૩) દુરાચારી

**અકરુણ** (વિ.) કરુણા વિનાનું, નિર્દય

**અકરુણા** (સ્ત્રી.) કરુણાનો અભાવ, નિર્દયતા

**અકલ(-ળ)** (વિ.) ન કળી શકાય એવું, અગમ્ય (૨) (સ્ત્રી.) અક્કલ, બુદ્ધિ

**અકલ(-ળ)કલા(-ળા)** (સ્ત્રી.) અગમ્ય લીલા, માયા

**અકલલકડિયું** (વિ.) તરત બુદ્ધિવાળું, 'હાજર સો હથિયાર' કરી લે એવું

**અકલિ (-ળિ)ત** (વિ.) ન કળેલું, ન કલ્પેલું

**અકલ્પિત** (વિ.) કલ્પિત નહિ તેવું, સાચું (૨) ઓચિંતું, અણધાર્યું, નહિ કલ્પેલું

**અકલી** (વિ.) અક્કલવાળું, કસબી

**અકલ્પ્ય** (વિ.) ન કલ્પી શકાય એવું

**અકલ્યાણ** (ન.) અમંગળ, અશુભ, અનિષ્ટ, ભૂંડું

**અકસર** (અ.) ઘણુંખરું, ઘણું કરીને, પ્રાયઃ

**અકસીર** (વિ.) આબાદ, રામબાણ (૨) (સ્ત્રી.) અકસીર દવા, કીમિયો, પારસમણિ

**અકસ્માત્** (અ.) કોઈ કારણ વિના, અચાનક, એકાએક

**અકસ્માત** (પું.) અણધારી ઘટના, હોનારત, ઓચિંતી આફત

**અકળવિકળ** (વિ.) બાવરું, આકળવિકળ, ગભરાયેલું

**અકળામણ** (સ્ત્રી.) અકળાવાની અસર, અમૂંઝણ (૨) કંટાળો, ચીડ

**અકળાવું** (ક્રિ.) વ્યાકુળ થવું, ગભરાવું, અમૂંઝાવું (૨) કંટાળવું (૩) ચિડાવું, છંછેડાવું

**અકાદમી** (સ્ત્રી.) વિદ્યા કે વિદ્વાનોના મંડળનું ધામ, વિદ્યામંદિર

**અકામ** (ન.) ન કરવા જેવું-ખરાબ કામ

**અકાય** (વિ.) શરીર વિનાનું

**અકારણ** (વિ.) કારણ વગરનું (૨) (અ.) વગર કારણે

**અકારાંત** (વિ.) છેડે અકારવાળું

**અકારું** (વિ.) અપ્રિય, અળખામણું

**અકાલ (-ળ)** (વિ.) કવખતનું (૨) (પું.) અયોગ્ય સમય, કવખત (૩) દુકાળ (૪) કાલાતીત-પરમાત્મા

**અકાલી** (પું.) એક શીખ સંપ્રદાય, શીખ ધર્મનો એક ફાંટો કે તેનો અનુયાયી

**અકિંચન** (વિ.) જેની પાસે કશું જ નથી તેવું, નિષ્કિંચન, સાવ ગરીબ

**અકિંચિત્કર** (વિ.) કશું જ ન કરનારું, નિર્માલ્ય, નિષ્ફળ, ફોગટ

**અકીક** (પું.) એક જાતનો લીસો ચળકતો પથ્થર

**અકુદરતી** (વિ.) કુદરતી નહિ એવું, કૃત્રિમ (૨) દૈવી, અલૌકિક

**અકુલીન** (વિ.) નીચા કુળનું, કુળહીન

**અકુશલ (-ળ)** (વિ.) કુશળ નહિ એવું (૨) (ન.) અનિષ્ટ, અશુભ, ભૂંડું

**અકુંઠ(-ઠિત)** (વિ.) પાછું ન પડે તેવું, કાર્યસાધક, તીક્ષ્ણ, બૂઠું નહિ એવું (૨) અપ્રતિહત

**અકૃત** (વિ.) નહિ કરેલું (૨) ખોટું કે અયોગ્ય કરેલું (૩) (ન.) પાપ

**અકૃત્રિમ** (વિ.) સ્વાભાવિક, કુદરતી

**અકેક (-કું)** (વિ.) એક પછી એક (૨) એક એક (૩) પ્રત્યેક, દરેક

**અકોણિક** (વિ.) કોણ કે ખૂણો ન કરે એવું, 'ઍગોનિક'

**અક્કડ** (વિ.) કડક, વળે નહિ એવું (૨) ટટ્ટાર (૩) મગરૂબીવાળું

**અક્કરચક્કર** (અ.) અણધારી રીતે, આમતેમ થઈને (૨) ગમેતેમ કરીને, આડુંઅવળું સમજાવીને

**અક્કલ** (સ્ત્રી.) બુદ્ધિ

**અક્કલક(-ગ)રો** (પું.) એક વનસ્પતિ-ઔષધિ

**અક્કલફૂટું** (વિ.) અક્કલ વગરનું, મૂર્ખ

**અક્કલમ(-મૂ)ઠું** (વિ.) મંદબુદ્ધિવાળું

**અક્કલમંદ** (વિ.) અક્કલવાળું, બુદ્ધિશાળી

**અક્કલહીન** (વિ.) અક્કલ વિનાનું, બુદ્ધુ

**અક્રમ** (વિ.) અનિયમિત, ક્રમબદ્ધ નહિ તેવું (૨) (પું.) ક્રમ નહિ તે, ક્રમનો અભાવ

**અક્રૂર** (વિ.) ક્રૂર નહિ એવું, દયાળુ (૨) (પું.) શ્રીકૃષ્ણના પિતરાઈ કાકા અને ભકત

**અક્લિષ્ટ** (વિ.) ક્લિષ્ટ નહિ એવું, કલેશરહિત, સરળ, સહજ

**અક્ષ** (પું.) ધરી (ચક્રની કે પૃથ્વીની) (૨) રમવાનો પાસો (૩) માળાનો મણકો (૪) આંખ (૫) વિષુવવૃત્તથી ઉત્તર-દક્ષિણ કોઈ પણ જગ્યાનું ગોલીય અંતર (૬) અવકાશમાં બિંદુનું સ્થાન નક્કી કરવા નિયત કરેલી પરસ્પર કાટખૂણે આવેલી રેખા (૭) જ્ઞાનેન્દ્રિય (૮) અક્ષય, અવિનાશી

**અક્ષત** (વિ.) અખંડ, સુરક્ષિત, ઈજા પામ્યા વિનાનું (૨) (પું.બ.વ.) ધાર્મિક ક્રિયામાં અથવા મંગળ પ્રસંગે કોઈને વધાવી લેવામાં વપરાતા વગર ભાંગેલા, અણિશુદ્ધ અનાજના દાણા-ચોખા, ડાંગર, ઘઉં, જવ, વગેરે

**અક્ષમ** (વિ.) અશકત, અસમર્થ (૨) અસહિષ્ણુ

**અક્ષમ્ય** (વિ.) ક્ષમા આપી શકાય નહિ એવું

**અક્ષય** (વિ.) કદી ક્ષીણ ન થાય એવું, અવિનાશી (૨) અખૂટ

**અક્ષયધામ** (ન.) વૈકુંઠ (૨) મોક્ષ

**અક્ષયપદ** (ન.) વૈકુંઠ (૨) મોક્ષ

**અક્ષયપાત્ર** (ન.) જેમાંથી વસ્તુ લેવા છતાં ખૂટે જ નહીં એવું વાસણ
**અક્ષર** (વિ.) અવિનાશી (૨) (પું.) વર્ણ (ભાષા) (૩) હરફ, બોલ (૪) (પું.બ.વ.) દસ્કત (૫) વિધિના લેખ (૬)(ન.) નિરંજન નિરાકાર બ્રહ્મ
**અક્ષરજ્ઞાન** (ન.) લખતાં-વાંચતાં આવડવું તે, સાક્ષરતા
**અક્ષરદેહ** (પું.) નાશ ન પામે એવું શરીર (૨) કીર્તિ (૩) સાહિત્યકૃતિ
**અક્ષરબ્રહ્મ** (ન.) પરમ બ્રહ્મ (૨) અક્ષરધામ
**અક્ષરમાલા (-ળા)** (સ્ત્રી.) વર્ણમાળા, કક્કો, મૂળાક્ષરો
**અક્ષરમેળ** (વિ.) અક્ષરના માપવાળો (છંદ)
**અક્ષરશઃ** (અ.) અક્ષરે અક્ષર
**અક્ષરોપાસના** (સ્ત્રી.) અક્ષરબ્રહ્મની ઉપાસના (૨) અક્ષરબ્રહ્મ-ઈશ્વરની ભકિત (૩) સાહિત્યની સેવા
**અક્ષવિદ્યા** (સ્ત્રી.) પાસાની વિદ્યા, જુગાર, જૂગટું
**અક્ષંતવ્ય** (વિ.) અક્ષમ્ય
**અક્ષાંશ** (પું.) વિષુવવૃત્તથી ઉત્તર કે દક્ષિણનું અંતર-અક્ષ બતાવનાર ૧૮૦ અંશ છે તે
**અક્ષાંશવૃત્ત** (ન.) અક્ષવૃત્ત, અક્ષાંશદર્શક વર્તુળ
**અક્ષિ** (સ્ત્રી.) આંખ
**અક્ષુણ્ણ** (વિ.) ક્ષુણ્ણ-વટાયેલું નહિ તેવું (૨) પગરવટ વિનાનું (૩) અજિત, ફતેહમંદ (૪) અખંડ
**અક્ષુબ્ધ(-ભિત)** (વિ.) સ્વસ્થ, નહિ ડહોળાયેલું, ક્ષોભ પામ્યા વિનાનું
**અક્ષૌહિણી** (સ્ત્રી.) ૨૧,૮૭૦ રથ, ૨૧,૮૭૦ હાથી, ૬૫,૬૧૦ ઘોડા તથા ૧,૦૯,૩૫૦ પાયદળ હોય તેવી ચતુરંગી સેનાનો સમૂહ
**અખતરો** (પું.) પ્રયોગ, અજમાયશ
**અખત્યાર** (પું.) અધિકાર, તાબો (૨) પસંદગી, વિકલ્પ
**અખત્યારનામું,અખત્યારપત્ર** (ન.પું.) મુખત્યારનામું, સનદ
**અખબાર** (ન.) વર્તમાનપત્ર, છાપું
**અખબારનવીસ** (પું.) ખબરપત્રી, પત્રકાર, છાપાંનો લખનારો
**અખબારી યાદી** (સ્ત્રી.) છાપાજોગી યાદી, 'પ્રેસનોટ'
**અખરોટ** (ન.) એક પ્રકારનો સૂકો મેવો, અખોડ
**અખંડ** (વિ.) આખું, પૂરેપૂરું, સમગ્ર
**અખંડતા** (સ્ત્રી.) અખંડપણું
**અખંડ સૌભાગ્ય** (ન.) સૌભાગ્યની અખંડિતતા, સ્ત્રીના મરણ સુધી પતિ જીવતો હોય તેવું તેનું સૌભાગ્ય
**અખંડ સૌભાગ્યવતી** (વિ.સ્ત્રી.) અખંડ સૌભાગ્યવાળી, પોતાના મરણ સુધી પતિ હયાત હોય તેવી સ્ત્રી (૨) (ટૂંકમાં અ.સૌ.) સોહાગણના નામ આગળ મૂકવામાં આવતું વિશેષણ
**અખંડાનંદ** (પું.) સતત એકસરખો આનંદ હોવો તે
**અખંડિત** (વિ.) ખંડિત નહિ એવું (૨) કિનારીમાં ખાંચાખાંચા ન હોય એવું (પાંદડું), 'ઍન્ટાયર'
**અખાડાબાજ** (વિ.) મલ્લવિદ્યાનું જ્ઞાન ધરાવનાર
**અખાડો** (પું.) કુસ્તી કરવા માટે બનાવેલી જગ્યા (૨) કસરતશાળા (૩) બાવાઓ રહેતા હોય તે જગ્યા (૪) જુગારી કે સમવ્યસનીઓને એકઠા થવાની જગ્યા, અડ્ડો
**અખાત** (વિ.) નહિ ખોદેલું (૨) (પું.ન.) જમીનની અંદર ગયેલો સમુદ્રનો ફાંટો (૩) ખોદ્યા વગર બનેલું કુદરતી તળાવ, સરોવર, કુંડ
**અખાત્રીજ** (સ્ત્રી.) વૈશાખ સુદ ત્રીજ, અક્ષયતૃતીયા
**અખાદ્ય** (વિ.) ખાદ્ય-ખવાય નહિ એવું, અખાજ
**અખિયાણું** (ન.) શુભ કાર્યના પ્રારંભમાં ગોર વગેરેને અપાતી, બક્ષિસ ચોખાથી ભરેલું પાત્ર
**અખિયાતું** (વિ.) જરા પણ ક્ષતિ-ઈજા પામ્યા વિનાનું, સહીસલામત, તંદુરસ્ત (૨) કાયમના ભોગવટાનું (૩) સુવાંગ
**અખિલ** (વિ.) આખું, બધું, સમસ્ત
**અખિલ ભારતીય** (વિ.) સમગ્ર ભારત દેશને લગતું
**અખિલાઈ** (સ્ત્રી.) અખિલતા, અખંડતા
**અખિલેશ** (ન.) ઈશ્વર, પરમેશ્વર
**અખૂટ** (વિ.) ખૂટે નહિ એવું, અપાર
**અખેવન** (ન.) અક્ષય-નહિ સુકાતું, લીલું વન
**અખોડ** (ન.) અખરોટ
**અખોવન** (વિ.) આખું (૨) (સ્ત્રી.) જેનું એક પણ સંતાન મરી ન ગયું હોય એવી સૌભાગ્યવતી સ્ત્રી
**અગડં બગડં** (વિ.) ખરુંખોટું (૨) ન ગમે તેવી ખરીખોટી-અસ્પષ્ટ બોલી
**અગણિત** (વિ.) અસંખ્ય
**અગણ્ય** (વિ.) ગણી ન શકાય એવું (૨) ધ્યાનમાં ન લેવા જેવું
**અગણો(-ણ્યો)તેર, અગણો(-ણ્યો)સિત્તેર** (વિ.) '૬૯' નો આંકડો
**અગતિ** (સ્ત્રી.) અવગતિ,નરકમાં પડવું તે (૨) અમુક વિષયમાં પ્રવેશ નહીં તે (૩)(વિ.) ગતિ વિનાનું, સ્થિર
**અગત્ય** (સ્ત્રી.ન.) જરૂરિયાત (૨) મહત્ત્વ
**અગન** (સ્ત્રી.) અગ્નિ (૨) બળતરા, ઝાળ, લાહ્ય
**અગમ** (વિ.) અગમ્ય, ઇન્દ્રિયાતીત (૨) (ન.) ભવિષ્ય (૩) વેદથી માંડી ધર્મશાસ્ત્રોનો ઊતરી આવેલો સમૂહ
**અગમચેતી** (સ્ત્રી.) દૂરંદેશી
**અગમનિગમ** (ન.) ભૂત અને ભવિષ્ય (૨) વેદ અને શાસ્ત્ર
**અગમબુદ્ધિ** (સ્ત્રી.) અગાઉથી ભવિષ્યનો વિચાર કરી શકનારી બુદ્ધિ,
**અગમચેતી** (૨) (વિ.) અગમબુદ્ધિવાળું
**અગમવાણી** (સ્ત્રી.) ગૂઢ વાણી (૨) ભવિષ્યવાણી (૩) વેદવાણી
**અગમ્ય** (વિ.) જ્યાં ન જઈ શકાય એવું (૨) ગૂઢ (૩) ન જવા જેવું, નિષિદ્ધ
**અગર** (અ.) જો (૨) અથવા
**અગર** (પું.) મીઠું પકવવાની કયારી કે જમીન
**અગરપાટ** (પું.) ખારપાટ-ખારવાળી જમીન કે જેમાં મીઠું પાકતું હોય એવી જમીન (૨) એક રમત
**અગરબત્તી** (સ્ત્રી.) ધૂપસળી
**અગરિયો** (પું.) મીઠું પકવનારો, અગર રાખનારો
**અગવડ** (સ્ત્રી.) અડચણ, પ્રતિકૂળતા, સગવડથી ઊલટું તે (૨) મુશ્કેલી
**અગસ્તિ (-સ્ત્ય)** (પું.) એક પ્રાચીન ઋષિ (૨) એ નામનો તારો
**અગાઉ** (અ.) પૂર્વે, પહેલાં
**અગાડી** (અ.) આગળ
**અગાડીપછાડી** (અ.) આગળપાછળ (૨) વહેલું મોડું (૩) (સ્ત્રી.) ઘોડાને ગળે અને પગે બાંધવાનાં દોરડાં

**અગાધ** (વિ.) અતિ ઊંડું, ગંભીર
**અગાશિયું** (ન.) ઘરના ઓરડા પછી આવતો અંદરનો અને ઉપરથી ખુલ્લો ભાગ
**અગાશી** (-સી) (સ્ત્રી.) ઘરના ઉપલા ભાગમાં કરેલી ખુલ્લી છોબંધ જગ્યા, ગચ્છી
**અગિયાર** (વિ.) '૧૧' નો આંકડો
**અગિયારશ (-સ)** (સ્ત્રી.) પખવાડિયામાંની અગિયારમી તિથિ (૨) એ દિવસે પળાતું ઉપવાસ-વ્રત
**અગિયારી** (સ્ત્રી.) પારસી લોકોનું મંદિર, આતસબહેરામ
**અગેય** (વિ.) ગાઈ ન શકાય એવું
**અગોચર** (વિ.) ઇન્દ્રિયાતીત, અગમ્ય (૨) પગ મૂકવો ગમે નહિ અથવા પગ મૂકી શકાય નહીં એવું
**અગોપ** (વિ.) અલોપ, અદૃશ્ય
**અગોપ્ય** (વિ.) ગોપ્ય (ગુપ્ત રાખવા યોગ્ય) નહિ એવું
**અગ્નિ** (પું.) દેવતા (૨) અગ્નિદેવ (૩) પંચમહાભૂતોમાંનું તેજ તત્ત્વ (૪) જઠરાગ્નિ, પાચક તત્ત્વ (૫) એક તારાનું નામ
**અગ્નિકુંડ** (પું.) વેદી
**અગ્નિકૃત** (વિ.) અગ્નિથી બનેલો (ખડક)
**અગ્નિકોણ** (પું.) દક્ષિણ અને પૂર્વ દિશા વચ્ચેનો ખૂણો
**અગ્નિદાહ** (પું.) શબને બાળવું તે
**અગ્નિપરીક્ષા** (સ્ત્રી.) અગ્નિ વડે પરીક્ષા કરવી તે (૨) આકરી કસોટી
**અગ્નિપૂજા** (સ્ત્રી.) અગ્નિદેવની પૂજા
**અગ્નિપ્રવેશ** (પું.) અગ્નિમાં દાખલ થવું તે (૨) પત્ની મૃતપતિની ચિતામાં બળી મરે તે
**અગ્નિસંસ્કાર** (પું.) શબને બાળવાની ક્રિયા, અંત્યેષ્ટિ
**અગ્નિસ્નાન** (ન.) અગ્નિમાં બળી મરવું તે
**અગ્નિહોત્રી** (વિ.) અગ્નિહોત્ર કરનાર (૨) બ્રાહ્મણની એક અટક
**અગ્ન્યસ્ત્ર** (ન.) જેમાંથી અગ્નિ વરસે એવું બાણ
**અગ્ર** (વિ.) આગળ પડતું, મુખ્ય, પહેલું, મોખરેનું (૨) (ન.) અણી, ટોચ, અગ્ર ભાગ, ચડિયાતો કે શ્રેષ્ઠ ભાગ
**અગ્રગણ્ય** (વિ.) ગણતરીમાં પહેલું, મુખ્ય (૨) અગ્રેસર, અગ્રણી, આગેવાન
**અગ્રગામી** (વિ.) આગળ ચાલનાર, અગ્રયાયી, આગેવાન
**અગ્રણી** (પું.) આગેવાન, નેતા
**અગ્રતા** (સ્ત્રી.) આગળ કે પહેલું હોવું તે, પહેલાપણું
**અગ્રતાક્રમ** (પું.) આવશ્યકતા અનુસાર આગળ ક્રમ આપવો તે
**અગ્રયાયી** (વિ.) આગળ કે મોખરે જનારું, આગેવાન
**અગ્રલેખ** (પું.) વર્તમાનપત્રનો મુખ્ય લેખ
**અગ્રિમ** (વિ.) મુખ્ય (૨) આગળનું (૩) (પું.) મોટો ભાઈ
**અગ્રેસર** (વિ.) આગેવાન, અગ્રસર (૨) (પું.) નાયક, નેતા
**અઘટિત** (વિ.) ઘટિત નહિ એવું, અઘટતું
**અઘય(-ર)ણી** (સ્ત્રી.) પહેલવહેલો ગર્ભ રહેવો તે (૨) સીમંતનો પ્રસંગ આવવો તે
**અઘરું** (વિ.) મુશ્કેલ, કઠણ
**અઘાટ વેચાણ** (ન.) પ્રતિબંધ વિનાનું વેચાણ (ન્યા.)
**અઘોર** (વિ.) અતિ ભયાનક (૨) ઘાતકી (૩) ભાનસાન વગરનું (૪) ઘણું સખત કે મુશ્કેલ (૫) ગાઢું
**અઘોરી** (વિ.) એદી, ઊંઘણશી (૨) જુગુપ્સા ઉપજાવે-ચીતરી ચડે એવું ગંદું (૩) (પું.) એક જાતનો બાવો
**અચકન** (પું.ન.) એક જાતનો લાંબો ડગલો
**અચકવું** (ક્રિ.) અટકવું, ખમચાવું
**અચકોમચકો** (પું.) લહેકો, લટકો (સ્ત્રીઓનો)
**અચરજ (-ત)** (ન.સ્ત્રી.) નવાઈ, આશ્ચર્ય
**અચલ (-ળ)** (વિ.) દૃઢ, સ્થિર (૨) અવિકારી (૩) (પું.) પર્વત
**અચલા (-ળા)** (સ્ત્રી.) પૃથ્વી (૨) (વિ.સ્ત્રી.) અચળ
**અચલા** (વિ.) ઓચિંતું, અચાનક
**અચલિ-(ળિ)ત** (વિ.) ચળે નહિ એવું
**અચંચળ** (વિ.) ચંચળ નહિ એવું, સ્થિર, દૃઢ, અડગ
**અચંબો** (પું.) આશ્ચર્ય, નવાઈ
**અચાનક** (અ.) એકાએક, ઓચિંતું
**અચિંતું (-ત્યું)** (વિ.) ઓચિંતું
**અચિંત્ય** (વિ.) ચિંતવી ન શકાય કે ચિંતવવું અયોગ્ય એવું
**અચૂક** (વિ.) ચૂકે નહિ એવું (૨)(અ.) ચૂક્યા વિના
**અચેતન** (વિ.) ચેતન વિનાનું, જડ (૨) બેભાન
**અચોક (-ક્ક)સ** (વિ.) ચોક્કસ નહિ તેવું, અનિશ્ચિત
**અચ્યુત** (વિ.) પતન કે સ્ખલન વિનાનું, નિશ્ચલ (૨)(પું.) વિષ્ણુ
**અછત** (સ્ત્રી.) તંગી, તાણ
**અછતું** (વિ.) અણછતું, ગુપ્ત (૨) હયાત નહિ એવું
**અછબડા** (પું.બ.વ.) શરીર પર આછીઆછી ફોલ્લીઓ નીકળે છે તે રોગ
**અછાંદસ** (વિ.) છંદરહિત
**અછિદ્રાળુ** (વિ.) છિદ્ર વિનાનું
**અછૂત** (વિ.) અસ્પૃશ્ય, ન અડકાય એવું
**અછોડો** (પું.) ગળામાં પહેરવાનો સોના રૂપાનો દોરો (૨) રાશ (૩) ઘડિયાળની સાંકળી
**અજ** (વિ.) નહિ જન્મેલું, અનાદિ (ઈશ્વર) (૨) (પું.) બકરો (૩) બ્રહ્મા (૪) કામદેવ (૫) ચંદ્ર (૬) શ્રીરામના દાદાનું નામ
**અજગર** (પું.) (બકરું ગળી જાય તેવો) મોટો સાપ
**અજગરવૃત્તિ** (સ્ત્રી.) દૈવ ઉપર આધાર રાખવાની વૃત્તિ
**અજડ** (વિ.) મૂર્ખ (૨) જડ (૩) જડ નહિ એવું
**અજબ** (વિ.) નવાઈપ્રેરક, આશ્ચર્યપ્રેરક, અદ્‌ભુત
**અજમાયશ** (સ્ત્રી.) અજમાવી જોવું તે, પરીક્ષા, પ્રયોગ
**અજમાવવું** (ક્રિ.) વાપરી જોવું, તપાસી જોવું (૨) પ્રયોગ કરી જોવો
**અજમો** (પું.) એક વનસ્પતિ-ઔષધિ
**અજય** (વિ.) જયરહિત (૨) ન જિતાય એવું, અજેય
**અજર** (વિ.) ઘરડું ન થાય એવું (૨) પચી ન શકે એવું
**અજરખ** (સ્ત્રી.) કાપડ પરનું કચ્છી છાપકામ
**અજરામર** (વિ.) અજર અને અમર, અવિનાશી, જરા કે મરણ વિનાનું
**અજવાશ** (પું.) અજવાળું, પ્રકાશ, ઉજ્જવળતા, તેજ
**અજવાળવું** (ક્રિ.) ઘસીને ઊજળું કરવું, માંજવું (૨) અજવાળું કરવું (૩) નામ કાઢવું, આબરૂ વધારવી (૪) (લા.) બગાડવું, બદનામી વહોરવી
**અજવાળિયું** (ન.) ચંદ્રની વધતી જતી કળાવાળું પખવાડિયું, શુકલપક્ષ (૨) અજવાળા સારુ છાપરામાં કે ભીતમાં મૂકેલું જાળિયું-બાકું

**અજવાળું** (ન.) પ્રકાશ, ઉજાસ
**અજંપો** (પું.) જંપનો અભાવ, અશાંતિ
**અજાગ્રત** (વિં.) જાગ્રત નહિ એવું
**અજાણ** (વિ.) વાકેફ-માહિતગાર નહીં તે (૨) (સ્ત્રી.) જાણનો અભાવ
**અજાણતાં,-ણે,-ણ્યે** (અ.) જાણ્યા વગર, ખ્યાલ વગર, અણસમજથી
**અજાણ્યું** (વિ.) અજ્ઞાત, અપરિચિત, જાણમાં નહીં તેવું
**અજાત** (વિ.) નહીં જન્મેલું (૨) ગર્ભસ્થ
**અજાતશત્રુ** (વિ.) જેને કોઈ સાથે દુશ્મનાવટ નથી તેવું (૨) (પું.) યુધિષ્ઠિર
**અજાતિ,-તીય** (વિ.) જાતિ વિનાનું (૨) નર-માદાના સંયોગ વિના થતું, 'ઍસેક્સુઅલ'
**અજાયબ** (વિ.) અજબ જેવું, આશ્ચર્યકારક
**અજાયબઘર** (ન.) સંગ્રહસ્થાન, 'મ્યુઝિયમ'
**અજાયબી** (સ્ત્રી.) આશ્ચર્ય, નવાઈ, અચંબો
**અજિત** (વિ.) ન જિતાય તેવું, નહીં જિતાયેલું
**અજીજ** (વિ.) પ્યારું, વહાલું (૨) (પું.) મિત્ર, દોસ્ત
**અજીઠું** (વિ.) એઠું
**અજીબ,અજીબોગરીબ** (વિ.) અજબ, અનોખું
**અજીર્ણ** (ન.) અપચો, અજીરણ (૨) (વિ.) જીર્ણ-જૂનું નહીં તેવું
**અજુગતું** (વિ.) અયોગ્ય, અઘટિત
**અજેય** (વિ.) જીતી ન શકાય તેવું
**અજોડ** (વિ.) અદ્વિતીય, જેની જોડ ન હોય એવું
**અજ્ઞ** (વિ.) અજાણ, મૂર્ખ
**અજ્ઞાત** (વિ.) અજાણ્યું, જ્ઞાત નહીં તેવું (૨) ગુપ્ત
**અજ્ઞાતવાસ** (પું.) છૂપા રહેવું તે
**અજ્ઞાન** (ન.) જ્ઞાનનો અભાવ, અબુધપણું (૨) અવિદ્યા, માયા (૩) (વિ.) અભણ (૪) જેને સાન-સમજ નથી એવું (૫) અજાણ
**અજ્ઞાની** (વિ.) જેન સાન-સમજ નથી એવું (૨) અવિદ્યા-માયામાં બંધાયેલું
**અજ્ઞેય** (વિ.) જાણી ન શકાય તેવું
**અજ્ઞેયવાદી** (વિ.પું.) અજ્ઞેયવાદમાં માનનાર કે તે વાદને લગતું
**અટક** (સ્ત્રી.) નડતર, અવરોધ (૨) નામ જોડે મૂકવામાં આવતો જ્ઞાતિસૂચક શબ્દ (૩) કાચી કેદ (૪) શંકા, મનનો ખચકો (૫) અડચણ, મુશ્કેલી (૬) અટકણ (૭) સંકલ્પ, પ્રતિજ્ઞા
**અટકચાળું** (વિ.) અડપલું કરનારું (૨) (ન.) અડપલું
**અટ(-ડ)કણ** (વિ.) અટકી જાય એવું (૨) (સ્ત્રી.ન.) ટેકો (૩) ઠેસ (૪) ચાંપ
**અટકવું** (ક્રિ.) ગતિ કે પ્રવૃત્તિ બંધ પડવી, થોભવું, રોકાવું
**અટકળ** (સ્ત્રી.) કલ્પના, અનુમાન, ધારણા
**અટકાયત** (સ્ત્રી.) અટકાવવું તે, રુકાવટ (૨) અટકમાં-કેદમાં પકડી રાખવું તે
**અટકાવ** (પું.) અંતરાય, હરકત (૨) અટકાવવું-રોકવું તે (૩) રજોદર્શન, અડકાવ
**અટકોમટકો** (પું.) અચકોમચકો, લહેકો, લટકો
**અટપટું** (વિ.) ગૂંચવણ ભરેલું, જટિલ, આડુંઅવળું, આંટીઘૂંટીવાળું (૨) અઘરું, કઠિન
**અટલ (-ળ)** (વિ.) ટળે નહિ તેવું (૨) નિત્ય, સનાતન
**અટવાવું** (ક્રિ.) રખડવું (૨) ગૂંચવાવું, અટવાવું, પગમાં ભરાવું (૩) કાયર થવું, મૂંઝાવું
**અટવિ (-વી)** (સ્ત્રી.) જંગલ, વન
**અટામણ** (ન.) રોટલી વણવા માટે જોઈતો કોરો લોટ
**અટારિયું** (ન.) તાકું, હાટિયું
**અટારી (-લી,-ળી)** (સ્ત્રી.) ઝરૂખો, છજું, રવેશ
**અટૂલું** (વિ.) એકલવાયું, સાથ-રહિત
**અટેરવું** (ક્રિ.) સૂતરને ઉતારવું (ફાળકા પરથી) (૨) આંગળી ચીંધીને બતાવવું (૩) હાથથી ગૂંચળી બનાવવી
**અટ્ટહાસ(-સ્ય)** (પું.ન.) ખડખડાટ હસવું તે
**અઠવાડિક** (વિ.) દર આઠમે દિવસે થતું, સાપ્તાહિક (૨) (ન.) દર આઠમે દિવસે પ્રગટ થતું પત્ર, સાપ્તાહિક
**અઠવાડિયું** (ન.) સાત વારનો સમય-સપ્તાહ
**અઠંગ** (વિ.) આઠ અંગવાળું, પૂરું, પાકું, ઉસ્તાદ, પહોંચેલું
**અઢિં (-ઠી) ગણ** (ન.) ટેકો. તકિયો
**અઢિં (-ઠી) ગવું** (ક્રિ.) ટેકો દેવો, અઢેલવું
**અઠીક** (વિ.) ખોટું, અસ્વસ્થ
**અટ્ઠમ** (પું.) એકસાથે આઠ ટંક નહિ ખાવાનું વ્રત (જૈન)
**અટ્ઠયાશી (-સી)** (વિ.) '૮૮' નો આંકડો
**અટ્ઠયોતેર** (વિ.) '૭૮' આંકડો
**અટ્ઠાઈ** (સ્ત્રી.) આઠ દિવસ સુધી ચાલતી એક ધાર્મિક પ્રવૃત્તિ, આઠ ઉપવાસ (જૈન)
**અટ્ઠાણુ (-ણું)** (વિ.) '૯૮'નો આંકડો
**અટ્ઠાવન** (વિ.) '૫૮'નો આંકડો
**અટ્ઠા (-ટ્ઠયા)વીશ(-સ)** (વિ.) '૨૮'નો આંકડો
**અટ્ઠો** (પું.) આઠની સંખ્યાનો પાસો, ગંજીફાનું એક પત્તું
**અડ(-ર)ધું** (વિ.) અર્ધ
**અડ(-ર)ધુંપડ(-ર) ધું** (વિ.) લગભગ અડધું, થોડુંઘણું
**અડ(-ર)ધો** (પુ.) ૫૦ પૈસાનો સિક્કો, અર્ધો રૂપિયો, આઠઆની
**અડ(-ર)ધોઅડ(-ર)ધ** (વિ.) બરાબર અડધું
**અડકવું** (ક્રિ.) અડવું, સ્પર્શ કરવો (૨) વચ્ચે આડું આવવું, ઉદા. બારણું વસાતું નથી; કશુંક અડકે છે.
**અડકોદડકો** (પું.) બાળકોની એક રમત
**અડખેપડખે** (અ.) આજુબાજુ
**અડગ** (વિ.) દૃઢ, ડગે નહિ એવું
**અડચણ** (સ્ત્રી.) ડખલ, હરકત, વાંધો (૨) મુશ્કેલી, આપદા, ભીડ (૩) અડકાવ
**અડતાળીસ (-શ)**,અડતાલીશ (-સ) (વિ.) '૪૮'નો આંકડો
**અડદ** (પું.) એક અનાજ-કઠોળ
**અડદિયા** (પું.) અડદના લોટનું વસાણું-મીઠાઈ, અડદ
**અડદિયો પથ્થર** (પું.) અડદના જેવા ડાઘા કે છાંટવાળો એક કઠણ પથ્થર
**અડપલું** (વિ.) અટકચાળું, તોફાની, ચાંદવું (૨) (ન.) તોફાન, છેડતી
**અડફ (-ફે,-ફો)ટ** (સ્ત્રી.) અથડામણ, ઝપટ, સપાટો
**અડબ (-વ)ડિયું** (ન.) લથડિયું, ચકરી

**અડબંગ** (વિ.) કહીએ કંઈ તો કરે કંઈ એવું, નાદાન (૨) ભય, ફિકર કે વિચાર રાખ્યા વિના કામ કરનારું (૩) મૂર્ખ, અવિચારી,બેફિકરું (૪) વાવ્યા વિના ઊગેલું, જંગલી (૫)(લા.) વ્યભિચારથી જન્મેલું (સંતાન)

**અડબૂથ, અડબોત (-થ)** (વિ.) અડબંગ (૨) (સ્ત્રી.) આડા હાથની થાપટ, ધોલ

**અડવું** (વિ.) શણગાર વિનાનું, શોભારહિત (૨) બેહૂદું, કઢંગું, સુરુચિ બહારનું (૩) ઉઘાડપગું

**અડવું** (ક્રિ.) અડકવું, સ્પર્શવું (૨)નડવું,વચ્ચે આવવું, રોકાવું (૩) ઘસાવું પડવું, ખાધ-નુકસાન લાગવું (૪) લગોલગ થવું, પહોંચવું (૫) ડરવું, ભીતિ રાખવી (૬) મંડ્યા રહેવું (૭) અટકવું, ખેંચાવું

**અડવો** (પું.) ભવાઈમાં આવતો વાણિયાનો વેશ (૨) (લા.) અવહેવારુ-ભોટ માણસ

**અડસટ્ટો** (પું.) અંદાજ, શુમાર, અટકળ, અનુમાન

**અડસઠ** (વિ.) '૬૮'નો આંકડો

**અડંગો** (પું.) ધામો, કુસ્તીનો એક દાવ

**અડાઅડી** (સ્ત્રી.) કટોકટીનો સમય (૨) નજીક હોવું તે (૩) એકબીજાને અડવું તે, સ્પર્શાસ્પર્શનો વિવેક ન રાખવો તે (૪) (અ.) જોડાજોડ બરોબર અડકીને-અડીઅડીને

**અડાણું** (વિ.) ગીરો મૂકેલું

**અડાણો** (પું.) સંગીતમાં એક રાગ

**અડાબીડ** (વિ.) ભય ઉપજાવે તેવું મોટું કે જબરું, ઘોર

**અડાલી** (સ્ત્રી.) લાકડાની થાળી-કથરોટ

**અડાવવું** (ક્રિ.) ગપ મારવી (૨) જૂઠું કહેવું, ઓઠવવું (૩) ધમકાવવું, વઢવું, (૪) ઘણું ખાવું (૫) ઘુસાડવું

**અડાળી** (સ્ત્રી.) એક જ ભીતવાળી છૂટી ઓસરી, પડાળી (૨) (સૌ.) રકાબી કે નાની થાળી યા તાસક જેવું પાત્ર

**અડિયલ** (વિ.) ખુસણિયું (૨) અડી બેસવાના કે અડી જવાના સ્વભાવનું-હઠીલું

**અડિંગો** (પું.) અડ્ડો, ધામો

**અડીખમ** (વિ.) શૂરવીર, ખમતીધર, ખડતલ, (૨) અડી-ઓપટી ખમી શકે એવું

**અડૂકદડૂક** (અ.) ઘડીમાં અહીં અને ઘડીમાં તહીં

**અડોઅડ** (અ.) લગોલગ, બરાબર અડીને

**અડોશીપડોશી** (ન.) આડોશ-પાડોશમાં રહેનારું

**અડ્ડો** (પું.) અખાડો, બેઠક (૨) એકઠા મળવાની બેઠક અથવા એકઠા થઈને પડી રહેવાની જગ્યા (૩) વ્યાપક અસર કે પ્રભાવ

**અઢળક** (વિ.) પુષ્કળ

**અઢાર** (વિ.) '૧૮'નો આંકડો

**અઢાર આલમ** (સ્ત્રી.) બધી વર્ણો કે જાતિઓ

**અઢીપગું** (વિ.) બહુ રખડતું-રઝળતું

**અઢેલવું** (ક્રિ.) ટેકો દેવો

**અણ** નકાર અને નિષેધવાચક ઉપસર્ગ, જેમ કે, અણમાનીતું (૨) પું. નું. સ્ત્રી, બનાવતો પ્રત્યય. જેમ કે, ધોબી-ધોબણ (૩) ક્રિ. પરથી ન. નામ બનાવતો પ્રત્યય જેમ કે, 'તરવું' પરથી 'તરણ', 'જમવું' પરથી જમણ

**અણઆવડ, અણઆવડત** (સ્ત્રી.) આવડતનો અભાવ, ન આવડવું તે

**અણગમતું** (વિ.) નાપસંદ, અપ્રિય

**અણચિંતવ્યું** (વિ.) નહિ ચિંતવેલું, નહિ ધારેલું (૨) અણધાર્યું, ઓચિંતું

**અણછતું** (વિ.) છતું કે હયાત નહીં એવું, છૂપું (૨) ગુપ્ત

**અણજાણ** (વિ.) જેને જાણ નથી તેવું (૨)(સ્ત્રી.) અજ્ઞાન, જાણનો-સમજનો અભાવ

**અણછાજતું** (વિ.) અણઘટતું, અયોગ્ય (૨) શરમજનક

**અણનમ** (વિ.) નમે નહીં એવું

**અણપઢ** (વિ.) અભણ

**અણપતીજ** (સ્ત્રી.) અવિશ્વાસ

**અણબનાવ** (પું.) કજિયો, પરસ્પર ન બનવું તે

**અણમાનીતું** (પું.) માનીતું નહીં એવું, દવલું

**અણવર** (પું.) પહેલી વાર સાસરે જતાં વર અથવા કન્યાની સાથે મોકલાતો સોબતી

**અણસમજ, અણસમજણ** (સ્ત્રી.) સમજણનો અભાવ

**અણસાર (-રો)** (પું.) સંકેત, ઇશારો (૨) ગણસારો

**અણસાર** (પું.) મળતાપણાનો અંશ, સૂક્ષ્મ અસર

**અણિ (-ણી)** (સ્ત્રી.) વસ્તુનો ઝીણો ભોંકાય એવો છેડો (૨) ટોચ, શિખર (૩) છેક છેડાનો ભાગ, અવધિ, અંત (૪) કટોકટીનો સમય

**અણિમા** (સ્ત્રી.) યોગની એક સિદ્ધિ, ગમે તેટલું સૂક્ષ્મ સ્વરૂપ ધારણ કરવાની શકિત

**અણિ (-ણી)શુદ્ધ** (વિ.) સંપૂર્ણ દોષરહિત (૨) સાવ અખંડિત

**અણિ(-ણી)દાર** (વિ.) અણીવાળું, અણિયાળું

**અણુ** (વિ.) જરા જેટલું, અતિ સૂક્ષ્મ (૨) (પું.) (સમયનો કે કદનો કે કોઈ પદાર્થનો) નાનામાં નાનો ભાગ, પરમાણુ (૩) પદાર્થના બધા જ ગુણધર્મો ધરાવનાર નાનામાં નાનો એકમ, 'મોલેક્યુલ' (૪) એક જાતનું ધાન્ય, કાંગ

**અણુઊર્જા** (સ્ત્રી.) પરમાણુશકિત

**અણુ-પરમાણુ** (ન.બ.વ.) પદાર્થનો સૂક્ષ્માતિસૂક્ષ્મ ભાગ

**અણુબૉમ્બ** (પું.) પદાર્થને પરમાણુમાં તોડવાની વૈજ્ઞાનિક યુકિત વાપરીને તૈયાર થતો અતિ વિનાશક બોમ્બ

**અણુયુગ** (પું.) અણુની શોધ પછી ઓળખાતો કાળ કે જમાનો-યુગ

**અણુવાદ** (પું.) પદાર્થમાત્ર અણુનો બનેલો છે એવું કહેતો વાદ

**અણુવિજ્ઞાન** (ન.) અણુ વિશેનું વિજ્ઞાન

**અણુવ્રત** (ન.) (ગૃહસ્થોનું) નાનું-સુગમ વ્રત (મહાવ્રતથી ઊલટું)

**અણુશકિત** (સ્ત્રી.) અણુ - પરમાણુને ભેદવાથી જન્મતી શકિત કે બળ-અણુઊર્જા

**અણૂ (-ણો)જો** (પું.) કારીગરોને રજાનો દિવસ, પાખી

**અતડું** (વિ.) ભળી ન જાય તેવું (માણસ) (૨) તોછડું, વરવું

**અતનુ** (વિ.) અશરીર, નિરાકાર (૨) (પું.) અનંગ, કામદેવ

**અતર્ક** (વિ.) ન્યાયવિરુદ્ધ (૨) (પું.) ખોટો તર્ક

**અતલ (-ળ)** (વિ.) તળિયા વિનાનું, ઊંડું (૨) (ન.) સાત પાતળમાંનું એક

**અતંત્ર** (વિ.) નિરંકુશ (૨) અવ્યવસ્થિત (૩) તાર વિનાનું (વાદ્ય)

**અતાઈ** (વિ.) વગર ગુરુએ ભણેલો-બાહોશ (ગવૈયો)

**અતાગ** (વિ.) બહુ જ ઊંડું, તાગ વિનાનું

**અતાત્ત્વિક** (વિ.) તત્ત્વ વિનાનું, નિઃસાર (૨) નિર્બળ

**અતાર્કિક** (વિ.) તર્કથી વિરુદ્ધ-તર્કશુદ્ધ નહિ એવું

**અતિ** (વિ.) ઘણું, અતિશય (૨) (અ.) ઉપસર્ગ- 'થી આગળ જતું' એવા અર્થમાં

**અતિઉપાડ** (પું.) જમા હોય તેથી વધુ રકમ ઉપાડવી તે

**અતિકલ્પના** (સ્ત્રી.) અતિશય કે હદ બહારની-ન માની શકાય તેવી કલ્પના

**અતિકાય** (વિ.) મહાકાય, કદાવર

**અતિક્રમ** (પું.) હદ બહાર જવું તે (૨) (કાળનું)પસાર થઈ જવું (૩) ધસારો

**અતિક્રમણ** (ન.) અતિક્રમવું તે (૨) ઉલ્લંઘન

**અતિક્રમવું** (ક્રિ.) અતિક્રમ કરવો

**અતિચાર** (પું.) હદ બહારનો આચાર, અતિક્રમ, અતિક્રાંતિ

**અતિજ્ઞાન** (ન.) વધારે પડતું-નિષ્ફળ જ્ઞાન

**અતિથિ** (પું.) મહેમાન, પરોણો (૨) અભ્યાગત, ભિક્ષુક

**અતિથિગૃહ** (ન.) અતિથિને રહેવાની જગ્યા, ઉતારો, વીશી, 'સર્કિટહાઉસ'

**અતિથિયજ્ઞ** (પું.) પંચમહાયજ્ઞમાંનો એક - નૃયજ્ઞ, અતિથિધર્મ

**અતિપરિચય** (પું.) હદ કે મર્યાદા બહારનો વધારે પડતો પરિચય-સંબંધ કે ઓળખાણ

**અતિભૌતિકશાસ્ત્ર** (ન.) અધ્યાત્મવિદ્યા (૨) તત્ત્વમીમાંસા

**અતિમાનવ** (પું.) અલૌકિક પુરુષ, 'સુપરમૅન'

**અતિરથ(-થી)** (પું.) શ્રેષ્ઠ યોદ્ધો

**અતિરિક્ત** (વિ.) બહુ જ (૨) શૂન્ય, ખાલી (૩) શ્રેષ્ઠ (૪) ભિન્ન, વ્યતિરિક્ત

**અતિ(-તી) રેક** (પું.) અતિશયતા (૨) ચડિયાતાપણું

**અતિવાદ** (પું.) બહુ બોલવું તે (૨) અપ્રિય-કઠોર વચન (૩) અંતિમ હદે તર્કને લઈ જઈને કરાતો વાદ

**અતિવૃષ્ટિ** (સ્ત્રી.) જોઈએ તે કરતાં વધારે વરસાદ થવો તે

**અતિવ્યાપ્તિ** (સ્ત્રી.) લક્ષ્ય ન હોય એવી વસ્તુનો સમાવેશ થવો તે

**અતિશય** (વિ.) ઘણું જ, ખૂબ (૨) (પું.) વિશેષતા (૩) પુષ્કળતા

**અતિશયોક્તિ** (સ્ત્રી.) વધારીને બોલવું તે, અત્યુક્તિ (૨) એ નામનો એક અલંકાર (કા.શા.)

**અતિ(-તી) સાર** (પું.) સંઘરણી રોગ, મરડો

**અતિસૂક્ષ્મ સંખ્યાશાસ્ત્ર** (ન.) તદ્દન નાની સંખ્યા સંબંધી ગણિત 'કૅલ્ક્યુલસ'

**અતીત** (વિ.) વીતી ગયેલું, ગત (૨) પર થયેલું-ને વટાવી ગયેલું

**અતીન્દ્રિય** (વિ.) અગોચર, ઇન્દ્રિયાતીત

**અતુલ (-લિત, -લ્ય.)** (વિ.) તુલના વગરનું, અનુપમ (૨) તોલી ન શકાય એટલું, ઘણું જ, તોલ વગરનું

**અતૂટ** (વિ.) સળંગ, અખંડ (૨) તોડ્યું તૂટે નહીં એવું

**અતૃપ્ત** (વિ.) અસંતુષ્ટ (૨) વધુ દ્રાવ્ય પદાર્શ સંઘરે એવું (પ.વિ.)

**અત્તર** (ન.) ફૂલ વગેરે સુગંધી પદાર્થનો અર્ક

**અત્તરદાની, અત્તરિયું** (સ્ત્રી.ન.) અત્તર રાખવાનું પાત્ર

**અત્યલ્પ** (વિ.) અત્યંત થોડું, સાવ નજીવું, સ્વલ્પ

**અત્યંત** (વિ.) અપાર, ઘણું, બેશુમાર, છેડો-હદ વટાવી ગયેલું

**અત્યાગ્રહ** (પું.) હઠ, અતિ આગ્રહ

**અત્યાચાર** (પું.) અધર્માચરણ (૨) બળાત્કાર

**અત્યાર** (સ્ત્રી.) ચાલુ ઘડી, આ સમય

**અત્યારે** (અ.) આ ઘડીએ, હમણાં જ

**અત્યાવશ્યક** (વિ.) અતિ આવશ્યક, ઘણું જરૂરી

**અત્યાહાર** (પું.) હદ ઉપરાંતનો-અકરાંતિયાનો આહાર

**અત્યુક્તિ** (સ્ત્રી.) વધારીને બોલવું તે, અતિશયોક્તિ

**અત્યુત્તમ** (વિ.) અતિ ઉત્તમ, શ્રેષ્ઠ

**અત્ર (-ત્રે)** (અ.) અહીં

**અથ** (અ.) હવે (૨) આરંભ તેમજ મંગળવાચક શબ્દ

**અથઇતિ** (અ.) પહેલેથી છેલ્લે સુધી, અથેતિ, પૂરેપૂરું

**અથડાઅથડી** (સ્ત્રી.) સામસામે કે અહીંથી તહીં અથડાવું-ટિચાવું તે (૨) રખડપટ્ટી, ટિચામણ (૩) લડાઈ

**અથડામણ (-ણી)** (સ્ત્રી.) રખડપટ્ટી, ટિચામણ (૨) તકરાર, લડાઈ

**અથડાવું** (ક્રિ.) ટિચાવું, અફળાવું (૨) રખડવું, ભટકવું (૩) ફાંફાં મારવાં (૪) તકરાર થવી

**અથરું(-ર્યું)** (વિ.) અસ્થિર, ચંચળ (૨) અધીરું (૩) ઉતાવળું

**અથર્વવેદ** (પું.) ચાર વેદમાંનો એક વેદ, (ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ પછીનો) ચોથો વેદ

**અથવા** (અ.) કિંવા, કે

**અથાક (-ગ)** (વિ.) અથાહ, અગાધ, અતાગ (૨) પાર વિનાનું (૩) થાકે નહિ તેવું, અથક

**અથાણું** (ન.) મીઠા કે મસાલામાં આથી રાખેલાં ફળ, મૂળ વગેરે

**અથાવું** (ક્રિ.) મીઠું કે મસાલો બરાબર ચડવો (૨) ખટાશવાળું ઊભરણ કે આથો ચડવો

**અથેતિ** (અ.) અથઇતિ, અથથી ઇતિ, સંપૂર્ણ

**અદકપાંસળું (-ળિયું)** (વિ.) મોટપ કે પૈસો વગેરે ન જીરવી શકે એવા સ્વભાવનું (૨) જેના પેટમાં વાત ટકે નહીં એવું, વાતોડિયું

**અદકું** (વિ.) અધિક, વધારે

**અદકેરું (-રડું)** (વિ.) અદકું, વધારે

**અદત્તા** (વિ.) (સ્ત્રી.) અવિવાહિતા (સ્ત્રી)

**અદત્તાદાન** (ન.) ચોરી

**અદના (-નું)** (વિ.) મામૂલી, રાંક

**અદબ** (સ્ત્રી.) વિવેક, મર્યાદા (૨) બંને હાથને કોણીથી વાળી સામસામી કોણી આગળ કાંડા ટેકવી કરાતી મુદ્રા

**અદબદ(-દા)** (વિ.) અદ્‌ભુત, અલૌકિક

**અદમ્ય** (વિ.) દબાય નહિ કે દાબી ન શકાય એવું

**અદલ** (વિ.) બરાબર, ખરું, યથાર્થ, અદ્દલ

**અદલાબદલી** (સ્ત્રી.) ફેરબદલી

**અદા** (સ્ત્રી.) અંગચેષ્ટા, નખરાં (૨) અભિનયની છટા, અંગવિન્યાસ, 'પોઝ' (૩) (અ.) ભરપાઈ, ચૂકતે

**અદાકાર** (પું.) નટ, અભિનેતા, અદા-અભિનય કરનાર

**અદાકારી** (સ્ત્રી.) અદા-અભિનયની આવડત કે કળા

**અદાચિઠ્ઠી** (સ્ત્રી.) જાસાચિઠ્ઠી (૨) દેવું પતાવ્યાની પાવતી

**અદાલત** (સ્ત્રી.) ઈન્સાફની કચેરી, 'કોર્ટ'

**અદાવત** (સ્ત્રી.) વેર, દ્વેષ, કિન્નો

**અદીઠ (-ઠું)** (વિ.) દીઠેલું નહીં તેવું, નહી દેખાતું, અદષ્ટ (૨) જોવાને અયોગ્ય

**અદશ્ય** (વિ.) દેખાય નહીં એવું, ગુપ્ત (૨) અલોપ
**અદષ્ટ** (વિ.) દીઠેલું-જણાયેલું નહીં તેવું (૨) (ન.) ભાગ્ય, દૈવ
**અદષ્ટપૂર્વ** (વિ.) પૂર્વે નહિ દેખાયેલું, અપૂર્વ, તદ્દન નવીન
**અદેખાઈ** (સ્ત્રી.) બીજાની સારી સ્થિતિ દેખી ન ખમાવાથી થતી દ્વેષની લાગણી, અદેખાપણું
**અદેખું (-ખિયું)** (વિ.) અદેખાઈવાળું
**અદેય** (વિ.) આપી ન શકાતું કે ન આપવા જેવું
**અદેહી** (વિ.) શરીર વિનાનું, અશરીરી
**અદો** (પું.) આતો, દાદો (મોટા, આતા પેઠે), 'અદા' બ.વ. રૂપે માનાર્થે વડીલ માટે વપરાતો શબ્દ
**અદોષ** (વિ.) દોષનો અભાવ, નિર્દોષ
**અદ્દલ** (અ.) બરાબર, સચોટ
**અદ્‌ભુત** (વિ.) આશ્ચર્યકારક, અલૌકિક (૨) (ન.) ચમત્કાર, આશ્ચર્ય
**અદ્‌ભુત રસ** (પું.) કાવ્યમાં નવ (શૃંગાર, હાસ્ય, કરુણ, રૌદ્ર, વીર, ભયાનક, બીભત્સ, અદ્‌ભુત, શાન્ત) રસમાંનો એક રસ
**અદ્ય** (અ.) આજ (૨) હમણાં
**અદ્યતન** (વિ.) આજનું-આજને લગતું (૨) આધુનિક, વર્તમાન (૩) છેલ્લામાં છેલ્લી ઢબનું-માહિતીવાળું, 'અપ-ટુ-ડેટ'
**અદ્યાપિ** (અ.) હજુ પણ
**અદ્રક** (ન.) આદું
**અદ્રાવ્ય** (વિ.) ઓગાળી ન શકાય કે ઓગળે નહીં તેવું
**અદ્રિ** (પું.) પર્વત
**અદ્રિસુતા** (સ્ત્રી.) હિમાલયની પુત્રી-પાર્વતી
**અદ્વિતીય** (વિ.) અજોડ, અનન્ય
**અદ્વૈત** (ન.) એકતા (૨) જીવાત્મા અને પરમાત્માની એકતા (૩) બ્રહ્મ (૪) (વિ.) દ્વૈત નહિ એવું, એકરૂપ, અદ્વિતીય
**અદ્વૈતવાદ** (પું.) જીવ અને બ્રહ્મ અભિન્ન છે એવો સિદ્ધાંત, અભેદવાદ (૨) જગતનું મૂળ તત્ત્વ એક છે એવો વાદ, વેદાંત
**અધ** (વિ.) અડધું (સામાન્ય રીતે શબ્દની પૂર્વે સમાસમાં વપરાય છે.)
**અધકચરું** (વિ.) અડધું કચરેલું-છૂંદેલું (૨) કાચું-પાકું (૩) અધૂરું (૪) અર્ધદગ્ધ
**અધખીલ્યું** (વિ.) અડધું ખીલેલું
**અધખોલું** (વિ.) અડધું ઊઘડેલું
**અધણિયાતું** (વિ.) માલિક વિનાનું, નધણિયાતું
**અધધ** (અ.) આશ્ચર્ય અને બહુપણું દર્શાવનાર ઉદ્‌ગાર
**અધપચું** (વિ.) અડધું પોચું, પાણીપોચું
**અધમ** (વિ.) નીચ, નઠારું, હલકટ (૨) ધિક્કારવા યોગ્ય
**અધમણ** (ન.) મણ (૨૦ કિલો) નો અર્ધો ભાગ
**અધમતા** (સ્ત્રી.) અધમપણું, નીચતા
**અધમાધમ** (વિ.) અધમમાં અધમ, તદ્દન નીચ
**અધમૂઉ** (વિ.) અડધું મરેલું, ખોખરું થયેલું
**અધમોદ્ધાર** (પું.) અધમનો-પાપીનો ઉદ્ધાર (૨) પાપીનો ઉદ્ધાર કરનારો-ઈશ્વર
**અધર** (વિ.) નીચેનું (૨) (પું.) નીચલો હોઠ, હોઠ
**અધર્મ** (પું.) ધર્મ નહિ તે, પાપ, અનીતિ (૨) અન્યાય (૩) અકર્તવ્ય (૪) શ્રુતિસ્મૃતિ વિરુદ્ધ કર્મ કે વર્તન
**અધર્માચાર** (પું.) ધર્મ વિરુદ્ધ વર્તન
**અધર્મી** (વિ.) ધર્મ વિરુદ્ધ વર્તનાર, પાપી
**અધવચ** (સ્ત્રી.) મધ્ય, વચ (૨) (અ.) મધ્યમાં, વચમાં (૩) પૂરું થતાં પહેલાં, અંતરિયાળ
**અધવચાળ** (સ્ત્રી.) મધ્ય, વચ (૨) (અ.) મધ્યમાં, વચમાં (૩) પૂરું થતા પહેલાં, અંતરિયાળ
**અધવધરું** (વિ.) કાચી સમજવાળું, અર્ધદગ્ધ
**અધવારવું** (ક્રિ.) અડધું થવું (૨) અડધોઅડધ કરવું
**અધઃ** (અ.) નીચે
**અધઃપતન** (ન.) અધઃપાત, નીચે પડવું તે (૨) અવનતિ, પડતી (૩) અધોગતિ, અવગતિ
**અધઃપાત** (પું.) અધઃપતન, નીચે પડવું તે (૨) અવનતિ, પડતી
**અધાતુ** (સ્ત્રી.) ધાતુ નહિ તે (૨) (વિ.) 'નૉન-મૅટેલિક (ર.વિ.)
**અધિ** નામ પૂર્વે આવતો 'મુખ્ય' 'શ્રેષ્ઠ' 'અધિક' એવો ભાવ બતાવતો ઉપસર્ગ, ઉદા. અધિરાજ, અધિક્રમણ
**અધિક** (વિ.) વધારે, વધારાનું (૨)(ન.) એક નિગ્રહસ્થાન, હેતુ, વ્યાપ્તિ અને દૃષ્ટાંતથી જે સિદ્ધ થાય તેનાથી અધિક સિદ્ધ કરવું તે (૩) અતિશયોક્તિ જેવો એક અલંકાર (કા.શા.)
**અધિક માસ** (પું.) વધારાનો મહિનો, પુરુષોત્તમ માસ
**અધિકરણ** (ન.) અધિકૃત કરવું તે (૨) સ્થાન, આશ્રય (૩) અધિષ્ઠાન (૪) પ્રકરણનો વિષય અથવા વિભાગ (૫) સાતમી વિભક્તિનો અર્થ (વ્યા.)
**અધિકાર** (પું.) સત્તા, હકૂમત (૨) પદવી (૩) પાત્રતા, લાયકાત (૪) હક (૫) પ્રકરણ (૬) (વ્યા.) મુખ્ય નિયમ, જે બીજા નિયમો પર અધિકાર ચલાવે છે. (૭) શબ્દનો વાકયમાં સંબંધ
**અધિકારક્ષેત્ર** (ન.) સત્તા કે હકૂમતનું ક્ષેત્ર-તેનો વિસ્તાર
**અધિકારપત્ર** (પું.) અધિકાર આપતો પત્ર કે લખાણ, મુખત્યારનામું
**અધિકારભેદ** (પું.) અધિકારનો તફાવત
**અધિકારિતા** (સ્ત્રી.) અધિકારીપણું (૨) યોગ્યતા, પાત્રતા
**અધિકારી** (વિ.) પાત્ર, લાયક (૨) હકદાર (૩)(પું.) યોગ્યતાવાળો પુરુષ (૪) અમલદાર (૫) મુખ્ય વહીવટદાર
**અધિકાંશ** (પું.) મોટો ભાગ, ઘણો ભાગ
**અધિકું** (વિ.) અધિક, વધારે
**અધિકૃત** (વિ.) નીમેલું (૨) સત્તાવાળું (૩) સત્તાવાર, 'ઑથોરાઇઝ્ડ'
**અધિકૃતિ** (સ્ત્રી.) અધિકાર, મુખત્યારનામું
**અધિત્યકા** (સ્ત્રી.) પહાડના ઊંચાણ પર આવેલો (સપાટ) પ્રદેશ, 'ટેબલલૅન્ડ'
**અધિદેવ** (પું.) શ્રેષ્ઠ દેવ, પરમેશ્વર (૨) રક્ષક દેવ (૩) મુખ્ય અધિષ્ઠાતા દેવ
**અધિનાયક** (પું.) મુખ્ય નાયક
**અધિનિયમ** (પું.) મુખ્ય નિયમ, ધારો કે કાનૂન
**અધિરોહણ** (ન.) ચઢવું તે (૨) ગાદીએ બેસવું તે
**અધિવાસ** (પું.) મુખ્ય રહેઠાણ (૨) ખુશબો (૩) અધિવાસન (૪) પડોશી
**અધિવાસન** (ન.) દેવની પ્રતિષ્ઠા કરવી તે (૨) શરીરે સુગંધી લગાવી વસ્ત્ર પહેરવાં તે

**અધિવેતન** (ન.) અધિક મળતું વેતન, વધારાનું મળતર, 'બોનસ'
**અધિવેશન** (ન.) (સભા વગેરેની) બેઠક
**અધિશેષ** (પું.) વધારાની બચતનો ભાગ
**અધિષ્ઠાતા** (પું.) મુખ્ય કરીને સ્થાપ્યા હોય તે (દેવ, રાજા, કારભારી વગેરે) (૨) નિયામક
**અધિષ્ઠિત** (વિ.) સ્થાપેલું, નીમેલું (૨) ઉપરી થઈને રહેલું (૩) વસેલું, બરોબર સ્થિત થયેલું
**અધીન** (વિ.) વશ, તાબેદાર
**અધીર** (વિ.) ઉતાવળું, ચંચળ (૨) (સ્ત્રી.) અધીરાઈ
**અધીરાઈ** (સ્ત્રી.) અધીરાપણું, ધીરજનો અભાવ
**અધીરું** (વિ.) ધીરજ ખોઈ બેઠેલું, અધીર, ઉતાવળું ચશહેનશાહ, ઈશ્વર
**અધીશ** (પું.) સ્વામીઓનો સ્વામી, મુખ્ય સ્વામી (૨) રાજાધિરાજ, સમ્રાટ,
**અધુના** (અ.) હમણાં
**અધૂકડું** (વિ.) અદ્ધગડું, ઊભે પગે બેઠેલું કે બરાબર નહિ બેઠેલું
**અધૂરપ** (સ્ત્રી.) અધૂરાપણું, ઊણપ, ન્યૂનતા
**અધૂરિયું** (વિ.) અધૂરું, અપૂર્ણ (૨) અધૂરે માસે જન્મેલું
**અધૂરું** (વિ.) અપૂર્ણ, બાકી, ઊણું
**અધોગતિ** (વિ.) અવનતિ, પડતી (૨) નરકમાં પડવું તે, અવગતિ
**અધોતું** (ન.) વપરાયેલું કે જીર્ણ-જૂનું વસ્ત્ર
**અધોબિંદુ** (ન.) નીચેનું - પાયાનું બિંદુ
**અધોમુખ** (વિ.) નીચા મોંવાળું (૨) (ન.) નીચું મોં
**અધોરેખિત** (વિ.) જેની નીચે લીટી દોરેલી છે તે (૨) રેખાવાળું
**અધોવાયુ** (પું.) ગુદા વાટે નીકળતો વાયુ, અપાનવાયુ
**અધ્ધર** (અ.) હવામાં લટકે એમ, ટેકા વિના (૨) અંતરિયાળ, ઊંચે (૩) અસ્પષ્ટ, અનિશ્ચિત
**અધ્ધરજીવ** (પું.) ઉચાટથી અધ્ધર-ઊંચો જીવ, ચિંતામાં પડેલ માણસ
**અધ્ધરતાલ** (અ.) ઉપર-ટપકે (૨) અધવચ્ચેથી (૩) આગેવાન વિનાનું (૪) અધ્ધર
**અધ્ધર-પધ્ધર** (અ.) તદ્દન અધ્ધર
**અધ્યક્ષ** (પું.) ઉપરી, મુખ્ય અધિકારી (૨) કારોબારી-મંડળનો નિયામક,
**ચૅરમૅન** (૩) લોકસભા અને વિધાનસભાના સંચાલન માટે ચૂંટાયેલો વરિષ્ઠ સભ્ય, 'સ્પીકાર'
**અધ્યક્ષપદ, અધ્યક્ષસ્થાન** (ન.) અધ્યક્ષની જગ્યાનો દરજ્જો
**અધ્યયન** (ન.) ભણવું તે, અભ્યાસ
**અધ્યવસાન** (ન.) નિર્ણય, ઠરાવ (૨) ખંત, અથાક ઉદ્યોગ, સતત પ્રયત્નશીલતા (૩) બે વસ્તુઓની એકાકારતા, તાદાત્મય, તદ્રૂપતા
**અધ્યવસાય** (પું.) પ્રયત્ન, મહેનત, ઉદ્યમ (૨) નિશ્ચય (૩) ખંત (૪) મનોવૃત્તિ
**અધ્યાત્મ** (વિ.) આત્મા-પરમાત્મા સંબંધી (૨)(ન.) બ્રહ્મજ્ઞાન, આત્મજ્ઞાન
**અધ્યાત્મજ્ઞાન** (ન.) આત્મા-પરમાત્મા વિશેની સમજ, બ્રહ્મજ્ઞાન
**અધ્યાત્મદર્શન** (ન.) આત્મદર્શન
**અધ્યાત્મદૃષ્ટિ** (સ્ત્રી.) આધ્યાત્મિક દૃષ્ટિ
**અધ્યાત્મબળ** (ન.) આધ્યાત્મિક બળ
**અધ્યાદેશ** (પું.) વટહુકમ, 'ઑર્ડિનન્સ'
**અધ્યાપક** (પું.) શિક્ષક, પ્રાધ્યાપક
**અધ્યાપન** (ન.) ભણાવવું તે
**અધ્યાપનમંદિર, અધ્યાપનવિદ્યાલય** (ન.) શાળા, શિક્ષકોને શિક્ષણ-શાસ્ત્ર ભણાવનારી શાળા, 'ટ્રેનિંગ કૉલેજ'
**અધ્યાપિકા** (સ્ત્રી.) શિક્ષિકા, સ્ત્રી-અધ્યાપક
**અધ્યાર** (અ.) અધ્યાહાર રખાયું હોય તેમ, અનુક્ત, બાકી
**અધ્યારુ** (પું.) યજ્ઞક્રિયા કરાવનાર, યજુર્વેદ જાણનારો બ્રાહ્મણ (૨) મહેતાજી (૩) નોતરિયો (૪) મોબેદ, પારસીઓનો ધર્મગુરૂ (૫) બ્રાહ્મણોની એક અટક
**અધ્યારૂઢ** (વિ.) ઊંચે ચડેલું (૨) શ્રેષ્ઠ
**અધ્યારોપ** (પું.) ન હોય તેવા ગુણધર્મોનું આરોપણ કરવું તે (૨) ભૂલભરેલું જ્ઞાન
**અધ્યાસ** (પું.) અધ્યારોપ, ન હોય તેવા ગુણધર્મોનું આરોપણ કરવું તે (૨) મિથ્યા આરોપણ (૩) નિરંતર રહેતું લક્ષ કે ઊંડું ચિંતન
**અધ્યાસવાદ** (પું.) અધ્યાસથી ભ્રાંત જ્ઞાન થાય છે એમ કહેતો (શાંકર) મત, માયાવાદ
**અધ્યાહાર** (પું.) અર્થ સમજવા અનુક્ત પદ અથવા અર્થનું ઉમેરવું તે
**અધ્યેતા** (પું.) વિશિષ્ટ વિદ્યાભ્યાસ કે સંશોધન માટે વિદ્યાપીઠ તરફથી ચૂંટાયેલો સ્નાતક (૨) વિદ્વાનોના મંડળનો સભ્ય, 'ફેલો'
**અધ્યેત્રી** (સ્ત્રી.) સ્ત્રી-અધ્યેતા
**અધ્રુવ** (વિ.) અસ્થિર
**અધ્વર્યુ** (પું.) યજ્ઞક્રિયા કરાવનાર, યજુર્વેદ જાણનારો બ્રાહ્મણ
**અન્** સ્વરથી શરૂ થતા શબ્દની પૂર્વે અભાવ, નકાર કે નિષેધવાચક વગેરે બતાવવા વપરાતો પૂર્વગ
**અનત** (વિ.) નત-નમેલું નહિ એવું
**અનધિકાર** (વિ.) અધિકાર કે હક વિનાનું, અપાત્ર, અયોગ્ય
**અનધિકારચેષ્ટા** (સ્ત્રી.) અનધિકાર આચરણ કરવું તે
**અનધિકારપ્રવેશ** (પું.) વગર અધિકારે પ્રવેશ કરવો તે, 'ટ્રેસપાસ'
**અનધિકારી** (વિ.) અધિકાર વિનાનું, અપાત્ર
**અનધિકૃત** (વિ.) અધિકૃત નહિ એવું (૨) સત્તા વગરનું, બિન-સત્તાવાર
**અનધ્યાય** (પું.) અભ્યાસમાંથી છુટ્ટી
**અન (-ને)નાસ** (ન.) એક ફળ
**અનન્ય** (વિ.) અન્ય-જુદું નહિ તેવું (૨) અજોડ (૩) એકનિષ્ઠ
**અનન્યાશ્રય** (પું.) બીજા કોઈનો નહિ, અમુક એકનો જ આશરો હોવો તે, એવો અનન્યભાવ
**અનન્વય** (પું.) અન્વય-સંબંધનો અભાવ (૨) જેમાં ઉપમેયની અસામાન્યતા દર્શાવવા એની જ ઉપમા અપાયેલી હોય તે અલંકાર
**અનપેક્ષ** (વિ.) અપેક્ષારહિત, લાલસા વિનાનું (૨) તમામ સંબંધોથી પર, 'ઍબ્સોલ્યુટ'
**અનભિજ્ઞ** (વિ.) અજાણ (૨) મૂઢ
**અનરાધાર** (વિ.) મૂશળધાર, સાંબેલાધાર (૨) જાડી ધારમાં જોરથી પડતો (વરસાદ)
**અનર્ગલ (-ળ)** (વિ.) રુકાવટ-અંકુશ વિનાનું (૨) અપાર, પુષ્કળ
**અનર્થ** (પું.) ખોટો અર્થ (૨) ખોટું કામ (૩) આફત, જુલમ
**અનર્થકર, અનર્થકારક** (વિ.) અનર્થકરનારું, હાનિકારક (૨) ઊલટો અર્થ કરનારું

**અનલ(-ળ)** (પું.) અગ્નિ (૨) ગુસ્સો (૩) (ન.) એક કલ્પિત પંખી
**અનલહક (-ક્ક)** (શ.પ્ર.) 'હું બ્રહ્મ છું' જેવું સૂફી મહાવાક્ય
**અનલંકૃત** (વિ.) અલંકૃત નહિ એવું, નહિ શણગારેલું
**અનવદ્ય** (વિ.) અનિંદિત, સુંદર, ખોડખામી વિનાનું
**અનવધાન** (ન.) અવધાનનો અભાવ, મનની એકાગ્રતાની ખામી
**અનવરત** (વિ.) સતત, નિરંતર
**અનવસ્થા** (સ્ત્રી.) અવ્યવસ્થા, ગોટાળો (૨) (ન્યા.) નિર્ણય અથવા છેડો ન આવે એવાં વિધાનો-કથનોની પરંપરા (એક હેત્વાભાસ)
**અનવસ્થાદોષ** (પું.) અનવસ્થાયુકત તર્કદોષ (ન્યા.)
**અનશન** (ન.) ઉપવાસ, આહાર બંધ કરવો તે (૨) ભૂખ-હડતાલ
**અનશ્વર** (વિ.) નશ્વર-નાશવંત નહીં તેવું, નિત્ય, સ્થાયી, શાશ્વત
**અનહદ** (વિ.) હદ વગરનું, અપાર
**અનંગ** (વિ.) અંગ વિનાનું (૨) (પું.) કામદેવ
**અનંત** (વિ.) અપાર (૨) (પું.) વિષ્ણુ, રૂદ્ર, બ્રહ્મા (૩) શેષનાગ (૪) (પું.) બળરામ (૫) જૈનોના ચૌદમા તીર્થંકર (૬) (ન.) આકાશ (૭) અનંત સંખ્યા, 'ઇન્ફિનિટી'
**અનંતકાય** (વિ.) અનંત જીવોવાળું (વનસ્પતિ, વગેરે) (જૈન)
**અનાકર્ષક** (વિ.) આકર્ષક-મોહક નહિ તેવું
**અનાકૃષ્ટ** (વિ.) આકૃષ્ટ નહિ એવું, નહિ આકર્ષાયેલું, છૂટું
**અનાગત** (વિ.) અત્યાર સુધી નહિ આવેલું (૨) ભવિષ્યમાં આવનારું-થનારું
**અનાચાર** (પું.) દુરાચાર, અધર્મ
**અનાજ** (ન.) અન્ન, ધાન્ય, દાણા
**અનાડી** (વિ.) મૂર્ખ, ગમાર (૨) હઠી, જક્કી
**અનાત્મ** (વિ.) આત્મા વિનાનું, જડ (૨) (પું.) આત્મા નહિ તે-નાશવંત દેહ
**અનાત્મા** (પું.) અજ્ઞાની પુરુષ
**અનાથ** (વિ.) નિરાધાર, અસહાય (૨) નાથ વિનાનું
**અનાથાશ્રમ** (પું.) અનાથોને પાળીપોષી કેળવનાર સંસ્થા (૨) નિરાધારોને રહેવા-ખાવાનું સ્થળ
**અનાદર** (પું.) અવજ્ઞા, અપમાન
**અનાદિ** (વિ.) આદિરહિત (૨) પહેલું નહિ એવું (૩) જેનો આરંભ જાણવામાં નથી આવ્યો એવું-પરમાત્મતત્ત્વ (૪) સનાતન
**અનામ (-મી)** (વિ.) નામ વિનાનું, નનામું (૨) નામના વગરનું (૩) અવર્ણનીય, ઉત્તમ (૪) (પું.) પરમેશ્વર
**અનામત** (વિ.) સાચવી રાખવા સોંપેલું (૨) (સ્ત્રી.ન.) અનામત વસ્તુ, થાપણ
**અનામિકા** (સ્ત્રી.) ટચલી આંગળી પાસેની આંગળી (૨) વીંટી
**અનામિષ** (વિ.) માંસ વિનાનું, નિરામિષ
**અનાયાસ** (પું.) આયાસ-શ્રમનો અભાવ (૨) આળસ (૩) સહેલાઈ, સુગમતા (૪) કરાર, આરામ (૫) (વિ.) મહેનત વિનાનું, સહેલું
**અનાર** (ન.) દાડમ (૨) દાડમના ઘાટની દારૂખાનાની કોઠી
**અનારકલી (-ળી)** (સ્ત્રી.) દાડમની કળી
**અનારોગ્ય** (ન.) આરોગ્યનો અભાવ, માંદગી
**અનાર્ય** (વિ.) આર્ય નહિ તેવું કે તેને લગતું (૨) (પું.) આર્ય નહિ તે
**અનાવડત** (સ્ત્રી.) આવડતનો અભાવ, અજ્ઞાન
**અનાવર્તક** (વિ.) ફરીફરી ન આવે એવું (૨) એક જ વાર આવતું
**અનાવશ્યક** (વિ.) આવશ્યક નહિ એવું, બિનજરૂરી
**અનાવિલ** (વિ.) દોષરહિત, સ્વચ્છ (૨) એ નામની એક જ્ઞાતિનું
**અનાવૃત** (વિ.) ઢાંકયા વિનાનું, નહીં વીંટેલું, ઉઘાડું (૨) અરક્ષિત
**અનાવૃત્ત** (વિ.) ફરી પાછુ ન ફરેલું
**અનાવૃત્તિ** (સ્ત્રી.) ફરી પાછા ન આવવું-થવું તે, ફરી જન્મ ન થવો તે (૨) મુકિત
**અનાવૃષ્ટિ** (સ્ત્રી.) વરસાદ ન પડવો તે (૨) દુકાળ
**અનાશ્રિત** (વિ.) આશ્રિત નહિ એવું, નિરાધાર આશ્રય વગરનું, નિર્વાસિત
**અનાસકત** (વિ.) અસકત, આસકત નહિ એવું
**અનાસકિત** (સ્ત્રી.) અસકિત, નિર્મોહિતા
**અનાસ્થા** (સ્ત્રી.) શ્રદ્ધાનો અભાવ (૨) અનાદર, અભાવો
**અનાહત** (વિ.) નહિ મારેલું (૨) ન પહેરેલું, નવું (૩) આઘાત વિના એની મેળે થતો-અનહદ (ધ્વનિ) (યોગ)
**અનાહૂત** (વિ.) અનિમંત્રિત, વણનોતર્યું (૨) (અ.) ફાંસુ, નાહક
**અનિકેત** (વિ.) ઘર વિનાનું (૨) સંન્યાસી (૩) ભટકતું, રમતારામ
**અનિચ્છનીય** (વિ.) ન ઇચ્છવા યોગ્ય
**અનિચ્છા** (સ્ત્રી.) ઇચ્છાનો અભાવ (૨) નાખુશી
**અનિત્ય** (વિ.) અધ્રુવ, નશ્વર (૨) વિકારી
**અનિદ્ર** (વિ.) નિદ્રા વિનાનું, જાગતું
**અનિદ્રા** (સ્ત્રી.) ઊંઘ ન આવવાનો રોગ, ઊંઘનો અભાવ
**અનિમિ (-મે)ષ** (વિ.) પલકારા વિનાનું, સ્થિર (૨) (પું.) જેની આંખ ઊઘડે કે મીચાય નહિ તેવું (ઇન્દ્રાદિ દેવ, માછલું વગેરે)
**અનિયત** (વિ.) અનિયંત્રિત, નિયમન કે કાબૂ વગરનું (૨) અનિશ્ચિત, નિયમ વગરનું, ચોક્કસ
**અનિયતકાલિક, અનિયતકાલીન** (વિ.) સમયનું જેને બંધન નથી તેવું, અચોક્કસ સમયે થનારું
**અનિયમિત** (વિ.) નિયમ પ્રમાણે ન થતું હોય તેવું, વગર નિયમે થતું (સમયપાલનમાં કે ક્રમ વગેરેમાં)
**અનિયંત્રિત** (ન.) નિયંત્રિત નહિ તેવું (૨) નિરંકુશ
**અનિરુદ્ધ** (વિ.) રોકેલું-રોકાયેલું નહીં તેવું (૨) (પું.) શ્રીકૃષ્ણનો પૌત્ર
**અનિર્ણય** (પું.) નિર્ણયનો અભાવ, અનિશ્ચિતપણું
**અનિર્ણાયક** (વિ.) નિર્ણાયક નહિ એવું
**અનિર્ધારિત** (વિ.) અચોક્કસ
**અનિર્વચનીય** (વિ.) અવર્ણનીય
**અનિલ** (પું.) પવન, વાયુ
**અનિવાર (-ર્ય)** (વિ.) નિવારી ન શકાય તેવું
**અનિશ્ચય** (પું.) નિશ્ચયનો અભાવ
**અનિશ્ચલ** (વિ.) અસ્થિર, ઢચુપચુ સ્વભાવનું
**અનિશ્ચિત** (વિ.) નિશ્ચિત નહીં એવું, અચોક્કસ
**અનિષ્ટ** (વિ.) નહીં ઇચ્છેલું (૨) નહીં ઇચ્છવા જોગ, બૂરું (૩) ભૂંડું
**અનિષ્ટકર, અનિષ્ટકારક** (વિ.) અનિષ્ટ કરનારું
**અનિંદિત** (વિ.) નહિ નિંદાયેલું (૨) સુંદર, શ્રેષ્ઠ
**અનિંદ્ય** (વિ.) નહીં નિંદવા યોગ્ય, નિર્દોષ (૨) સુંદર, શ્રેષ્ઠ
**અનીક** (ન.) લશ્કર, યુદ્ધ

**અનીતિ** (સ્ત્રી.) નીતિ નહીં તે, દુરાચરણ, પાપ (૨) અન્યાય
**અનીશ્વર** (વિ,) ઈશ્વર વિનાનું (૨) ઈશ્વરમાં ન માનનારું
**અનીશ્વરવાદી** (વિ.) ઈશ્વર જેવા તત્ત્વનો અભાવ છે એવા મતવાળું, 'ઑથિસ્ટ'
**અનુ** 'પછી, પાછળ', 'સાથે, સાથેસાથે' '-ને મળતું, -ને ગોઠતું' એવો અર્થ બતાવતો ઉપસર્ગ, જેમ કે, અનુગામી
**અનુકથન** (ન.) અનુવાદ (૨) પાછળથી કરેલો નિર્દેશ (૩) વાતચીત, વાર્તાલાપ, સંભાષણ
**અનુકરણ** (ન.) નકલ, દેખાદેખી (૨) કાંઈ જોઈને તેમ કરવું તે
**અનુકરણીય** (વિ.) અનુકરણ કરવા યોગ્ય, સરસ
**અનુકંપા** (સ્ત્રી.) દયા, સહાનુભૂતિ
**અનુકાલ** (વિ.) સમયોચિત (૨) યોગ્ય સમયે
**અનુકૂલ (-ળ)** (વિ.) પોતાની તરફનું, બંધ-બેસતું, ફાવતું, સંમત (૨) હિતકર, માફક, રુચતું, પથ્ય, સવડવાળું
**અનુકૂલ (-ળ)તા-** (ન.સ્ત્રી) ફાવતાપણું, -ને અનુકૂળ થવું કે કરવું તે
**અનુકૂલિત** (વિ.) અનુકૂળ કરવામાં આવેલું
**અનુકૃતિ** (સ્ત્રી.) અનુકરણ, નકલ (૨) એ નામનો એક અર્થાલંકાર (કા.શા.)
**અનુકોણ** (પું.) બે સુરેખાને છેદતી સુરેખાની એક જ બાજુના, તેમની ઉપર કે નીચેના બે ખૂણા, 'કોરસ્પૉન્ડિંગ ઍન્ગલ'
**અનુક્ત** (વિ.) ન કહેવાયેલું (૨) અકથિત (૩) અસાધારણ, અપૂર્વ
**અનુક્રમ** (પું.) એક પછી એક આવવું તે, ક્રમ (૨) પદ્ધતિ, રચના (૩) એક અર્થાલંકાર (કા.શા.) (૪) વ્યવસ્થા, નિયમ (૫) કાયદો, ધારો (૬) આચાર, રિવાજ
**અનુક્રમણિકા** (સ્ત્રી.) માહિતી કે વિગતની ક્રમવાર સૂચિ, સાંકળિયું
**અનુગ** (વિ.) પાછળ ચાલનારું (૨) (પું.) અનુચર (૨) 'પૂર્વગ' થી ઊલટો- શબ્દને પાછળ લાગતો પ્રત્યય, ઉદા. નાક, વાન, માન, ગર, પણ વગેરે (વ્યા.)
**અનુગમન** (ન.) અનુસરણ, પાછળ જવું તે (૨) મરેલા પતિ પાછળ સતી થવાની ક્રિયા
**અનુગામી** (વિ.) પાછળ જનારું (૨) અનુકરણ કરનારું (૩) વારસે
**આવનારું** (૪) અનુગમન કરનારું, અનુયાયી
**અનુગુણ** (વિ.) મળતા આવતા ગુણધર્મવાળું, અનુરૂપ (૨) એ નામનો અર્થાલંકાર
**અનુગ્રહ** (પું.) કૃપા, દયા, મહેર (૨) ઉપકાર, પાડ, આભાર
**અનુચર** (પું.) પાછળ ચાલનારો, ચાકર, દાસ
**અનુચિત** (વિ.) અયોગ્ય, અણઘટતું, અણછાજતું
**અનુચ્છેદ** (પું.) મૂળમાંથી ઉખેડી નાશ ન કરવાપણું (૨) રક્ષણ, રક્ષા (૩) કલમ, નિયમ, 'આર્ટિકલ' (૪) ખંડ
**અનુજ** (વિ.) પછી જન્મેલું (૨) (પું.) નાનો ભાઈ
**અનુજીવિકત્વ** (વિ.) ઉત્તરજીવિતા, મરનારની પાછળની હયાત વ્યકિતને મળતી જિવાઈ
**અનુજ્ઞા** (સ્ત્રી.) પરવાનગી, અનુમતિ
**અનુતાપ** (પું.) પશ્ચાત્તાપ, પસ્તાવો
**અનુતાલીમ** (વિ.) તાલીમ લીધા પછીનું
**અનુત્તમ** (વિ.) જેનાથી ઉત્તમ-ચડિયાતું બીજું નથી એવું (૨) શ્રેષ્ઠ (૩) ઉત્તમ નહિ એવું, અધમ
**અનુત્તર** (વિ.) નિરુત્તર-ઉત્તર વિનાનું, ચૂપ (૨) જેનો ઉત્તર નથી કે ન આપી શકાય તેવું (૩) જેનાથી ઉત્તર-ચડિયાતું નથી એવું, શ્રેષ્ઠ, ઉત્તમ
**અનુત્તીર્ણ** (વિ.) ઉત્તીર્ણ નહિ એવું, નાપાસ
**અનુત્પત્તિ** (સ્ત્રી.) લાગુ ન પડવું તે (૨) સિદ્ધ ન થવું તે (૩) નિર્ણય કે દલીલનો અભાવ
**અનુત્પાદક** (વિ.) ઉત્પાદક નહિ એવું
**અનુદર્શન** (ન.) બારીકાઈથી બરોબર જોવું-જાણવું તે, ભાન
**અનુદાત્ત** (વિ.) ઉદાત્ત નહિ એવું (૨) નીચા સ્વરવાળું (૩) (પું.) સ્વરના ત્રણ ભેદોમાંનો એક (ઉદાત્ત, અનુદાત્ત અને સ્વરિત)
**અનુદાન** (ન.) સરકાર તરફથી મળતી નાણાકીય સહાય, 'ગ્રાન્ટ'
**અનુદાર** (વિ.) ઉદારતા વગરનું, સંકુચિત, સાંકડા મનનું (૨) દારા-પત્નીથી દોરવાતું
**અનુદિત** (વિ.) નહિ ઊગેલું (૨) ઉદય નહિ પામેલું (૩) નહિ ઉલ્લેખાયેલું
**અનુદિન** (અ.) દરરોજ, પ્રતિદિન
**અનુદિષ્ટ** (વિ.) ઉદ્દિષ્ટ નહિ એવું, નહિ ઇચ્છેલું
**અનુદ્દેશ** (પું.) ઉદ્દેશનો અભાવ, ઇરાદાનું ન હોવાપણું
**અનુનય** (પું.) વિનવણી, કાલાવાલા (૨) કલાવી-પટાવી મનાવવું તે
**અનુનાદ** (પું.) રણકાર, પડઘો
**અનુનાસિક** (વિ.) નાકમાંથી ઉચ્ચારાતું (૨) (પું.) અનુનાસિક વર્ણ (૩) (ન.) ગૂંગણો ઉચ્ચાર
**અનુપદ** (ન.) ધ્રુવપદ, ટેક
**અનુપમ** (વિ.) જેને ઉપમા નથી એવું, સર્વોત્તમ
**અનુપયોગ** (પું.) બિનજરૂરિયાત (૨) ઉપયોગનો અભાવ (૩) નકામાપણું
**અનુપયોગિતા** (સ્ત્રી.) બિનજરૂરી હોવાપણું (૨) નકામાપણું
**અનુપસ્થિત** (વિ.) ઉપસ્થિત નહિ એવું, ગેરહાજર
**અનુપાત** (પું.) અનુપતન, પાછળ પડવું તે, પ્રમાણ
**અનુપાન** (ન.) ઔષધિની સાથે લેવાતી તેને મદદરૂપ વસ્તુ
**અનુપાર્જિત** (વિ.) કામધંધો કરીને મેળવેલું નહીં એવું
**અનુપાલન** (ન.) પાલન કરવું તે
**અનુપૂર્તિ** (સ્ત્રી.) ઉમેરો, પૂર્તિ કરવી તે (૨) ઉશ્કેરણી
**અનુપ્રવેશ** (પું.) પાછળથી દાખલ થવાની ક્રિયા (૨) વ્યવસ્થિત હારબંધ પ્રવેશ
**અનુપ્રશ્ન** (પું.) ઉપપ્રશ્ન, પેટાપ્રશ્ન
**અનુપ્રસૂતિ** (વિ.) પ્રસવ થયા પછીનું
**અનુપ્રાણિત** (વિ.) પ્રાણ પૂરેલો હોય તેવું
**અનુપ્રાસ** (પું.) એકનો એક અક્ષર જેમાં વારંવાર આવે એવો શબ્દાલંકાર
**અનુબદ્ધ** (વિ.) અનુબંધવાળું, અનુબંધમાં હોય એવું
**અનુબંધ** (પું.) બંધન, સંબંધ (૨) ચાલુ અનુક્રમ, સાંકળ (૩) આગળ-પાછળનો સંબંધ (૪) (વેદાંતમાં) વિષય, પ્રયોજન, અધિકારી અને સંબંધ એ ચારનો સમૂહ
**અનુબોધ** (પું.) પાછળથી આવેલું જ્ઞાન (૨) સ્મરણ
**અનુભવ** (પું.) પ્રત્યક્ષ જ્ઞાન, જાતે-પોતે જાણવું તે (૨) વીતક, ઉપભોગ
**અનુભવજ્ઞાન** (ન.) અનુભવસિદ્ધ-પ્રત્યક્ષ જ્ઞાન

**અનુભવમૂલક** (વિ.) અનુભવ જેનું મૂળ છે એવું, અધ્ધરિયું નહિ તેવું
**અનુભવવું** (ક્રિ.) જાતે જાણવું કે ભોગવવું, અનુભવ કરવો
**અનુભવસિદ્ધ** (વિ.) અનુભવથી પુરવાર થયેલું
**અનુભવાર્થી** (વિ.) અનુભવની ઈચ્છાવાળું, અનુભવ લેવા તૈયાર થયેલ, શિખાઉ
**અનુભવી** (વિ.) અનુભવ લીધો છે તેવું, નિષ્ણાત, પાવરધું
**અનુભાવ** (પું.) પ્રભાવ (૨) મનોગત ભાવનો બાહ્ય વિકાર
**અનુભાવક** (વિ.) અનુભવ કે સમજ આપનારું
**અનુભૂત** (વિ.) અનુભવેલું
**અનુભૂતિ** (સ્ત્રી.) અનુભવ
**અનુમત** (વિ.) સંમત, મંજૂર રાખેલું કે થયેલું
**અનુમતિ** (સ્ત્રી.) સંમતિ, મંજૂરી (૨) અનુમોદન (૩) અનુમાન
**અનુમાન** (ન.) ન્યાયશાસ્ત્રમાંનાં ચાર પ્રમાણોમાંનું એક- અનુમિતિનું સાધન (૨) અટકળ (૩)(પું.) એ નામનો અલંકાર (કા.શા.)
**અનુમાનવું** (ક્રિ.) અનુમાન કરવું, અટકળ કરવી
**અનુમિત** (વિ.) અનુમાન ઉપર રચાયેલું, અનુમાન કરેલું
**અનુમેય** (વિ.) અનુમાન કરવા યોગ્ય કે કરી શકાય એવું
**અનુમોદ** (પું.) સહાનુભૂતિથી ઊપજતો આનંદ, અનુમોદન, ટેકો
**અનુમોદક** (વિ.) અનુમોદનાર, અનુમોદન-ટેકો આપનારું, સમર્થક
**અનુમોદન** (ન.) આપેલ સંમતિ કે ટેકો, સમર્થન
**અનુમોદવું** (ક્રિ.) સંમતિ કે ટેકો આપવો
**અનુયાયી** (વિ.) અનુગામી, શિષ્ય (૨) અમુક પંથ કે સંપ્રદાયને અનુ-સરનારું (૩) પંથનું, મતનું (૪) અનુસરનાર વ્યકિત, પંથનું માણસ
**અનુયોગ** (પું.) એકની પાછળ આવતો બીજો પ્રસંગ (૨) (લા.) ટીકા, વિવરણ (૩) વ્યાખ્યાની ચોક્કસ પ્રકારની રીત (જૈન)
**અનુયોગી** (વિ.) જેને કાંઈ જોડાયું હોય તેવું, મુખ્ય (૨) જોડનારું, અન્વય દર્શાવનારું (વ્યા.)
**અનુરકત** (વિ.) રંગાયેલું(૨) આસકત
**અનુરત** (વિ.) લીન, આસકત, રત
**અનુરસ** (પું.) ગૌણ રસ (કા.શા.)
**અનુરંજક** (વિ.) અનુરંજન કરનાર, ખુશ કરનારું
**અનુરંજન** (ન.) ખુશ કરવું તે (૨) વિનોદ
**અનુરાગ** (પું.) પ્રેમ, આસકિત, રઢ
**અનુરાગી** (વિ.) અનુરાગવાળું, પ્રેમાસકત
**અનુરાધા** (સ્ત્રી.) વિશાખા પછીનું નક્ષત્ર
**અનુરૂપ** (વિ.) -ના જેવું, -ના પ્રમાણેનું (૨) યોગ્ય
**અનુરોધ** (પું.) આગ્રહભરી વિનંતિ, વિનયપૂર્વકનું દબાણ (૨) રુકાવટ, અટકાવ
**અનુલક્ષણ** (ન.) ધ્યાનમાં રાખવાની ક્રિયા (૨) અનુલક્ષવું તે
**અનુલેખ** (પું.) નકલ, ઉતારો
**અનુલેખન** (ન.) ઉતારો કરવો તે, નકલ (૨) શ્રુતલેખન, 'ડિક્ટેશન'
**અનુલેપન** (ન.) લેપ ઉપર લેપ કરવો તે, ખરડ કરવાની ક્રિયા
**અનુલોમ** (વિ.) ઊતરતા વર્ણની સ્ત્રી સાથેનો (વિવાહ) (૨) અનુલોમ સંબંધથી ઉત્પન્નથયેલું
**અનુલંઘન** (ન.) ઉલ્લંઘન નહીં તે, ન ઓળંગવાની ક્રિયા
**અનુલ્લંઘનીય** (વિ.) ઉલ્લંઘન ન કરી શકાય તેવું કે ન કરવા જેવું, ન ઓળંગી શકાય તેવું
**અનુવર્તી** (વિ.) અનુસરનારું (૨) યોગ્ય
**અનુવંશ** (પું.) વંશપરંપરા
**અનુવાદ** (પું.) કહેલી વસ્તુ ફરી કહેવી તે (૨) તરજુમો, ભાષાંતર (૩) માન્ય સિદ્ધાંતને ઉદાહરણ તથા પુષ્ટિ ખાતર ફરી રજૂ કરવો તે
**અનુવાદક** (પું.) ભાષાંતરકાર, અનુવાદ કરનાર, પાછળ-પાછળ બોલાનારું, દુભાષિયું
**અનુવિધાન** (ન.) મૂળ પરથી ઘટતું રૂપાંતર કે સારદોહન કરવું તે (૨) અનુકરણ, નકલ (૩) આજ્ઞાપાલન
**અનુવૃત્તિ** (સ્ત્રી.) અનુસરણ (૨) પુનરાવૃત્તિ (૩) વડીલના ધંધામાં ગુજરાન ચલાવવું તે (૪) ટીકાનું ટિપ્પણ (૫) આગળ આવી ગયેલા અર્થનું અનુસંધાન (વ્યા.) (૬) સેવા
**અનુશાસક** (પું.) અનુશાસન કરનાર, હકૂમત ચલાવનાર, અમલદાર (૨) ઉપદેશક (૩) ખુલાસો કરનાર (૪) સજા-દંડ કરનાર (૫) આજ્ઞા કરનાર
**અનુશાસન** (ન,) ઉપદેશ, શિખામણ (૨) નિયમ, કાયદો (૩) અમલ કરવો તે, રાજ્ય ચલાવવું તે (૪) (કોઈ વિષયનું) વિવરણ કે સમજૂતી (૫) અધિકાર, સત્તા (૬) નિયમન (૭) શાસ્ત્ર
**અનુશીલન** (ન.) સતત અને ઊંડો અભ્યાસ, દીર્ઘ સેવન
**અનુશ્રુત** (વિ.) પરંપરાથી પ્રાપ્ત કથાનક, દંતકથા, લોકવાયકા (૨) અનુશ્રુત જ્ઞાન કે અનુશ્રુતપણું
**અનુષંગ** (પું.) નિકટ સંબંધ, સાહચર્ય (૨) અવશ્યંભાવિ પરિણામ (૩) કરુણા (૪) ભાવના, ઇચ્છા
**અનુષંગી** (વિ.) પરિણામરૂપ (૨) સંયુકત, સંબંધી
**અનુષ્ટુપ (-ભ)** (પું.) આઠ અક્ષરના માપનો ચાર ચરણવાળો એક છંદ
**અનુષ્ઠાતા** (વિ.) અનુષ્ઠાન કરનારું
**અનુષ્ઠાન** (ન.) ક્રિયા કરવી તે (૨) કોઈ પણ ધાર્મિક ક્રિયા (૩) કાર્યનો આરંભ, પૂર્વ તૈયારી
**અનુસરણ** (ન.) અનુસરવું તે
**અનુસરવું** (ક્રિ.) પાછળ-પાછળ જવું, ઉપદેશ પ્રમાણે વર્તવું (૨) એક પદે બીજા પદ સાથે રૂપલિંગાદિમાં સંબંધ રાખવો (વ્યા.)
**અનુસંધાન** (ન.) આગળની વસ્તુ સાથેનું જોડાણ કે તેમ આવતી વસ્તુ (૨) યોગ્ય સંબંધ (૩) ચોકસાઈ, બારીક તપાસ
**અનુસાર** (પું.) અનુસરણ (૨) વાકયમાં એક પદનું બીજા પદને અનુસરવું તે (વ્યા.) (૩) (અ.) પ્રમાણે, મુજબ
**અનુસિદ્ધાંત** (પું.) પેટા-સિદ્ધાંત
**અનુસૂચિ** (સ્ત્રી.) યાદી, 'શિડ્યુલ'
**અનુસૂચિત** (વિ.) -ને અંગે, પછી પાછળથી સૂચવેલું, (પરિશિષ્ટમાં આપેલી) સૂચિ અનુસાર, યાદીવાર (૨) એ રીતે સૂચિત જાતિનું, 'શિડ્યુલ કાસ્ટ'નું (૩) સંવિધાનની અનુસૂચિમાં સમાવિષ્ટ (૪) નિયત કરાયેલું
**અનુસેવા** (સ્ત્રી.) પાછળથી લેવામાં આવતી સંભાળ
**અનુસ્રવણ** (ન.) નીચે તરફ વહેવું તે
**અનુસ્નાતક** (વિ.) સ્નાતક થયા પછીનું, 'પોસ્ટ ગ્રેજ્યુએટ'
**અનુસ્મરણ** (ન.) વારંવાર યાદ કરવું તે

**અનુસ્યૂત** (વિ.) -ની સાથે જોડાયેલું, ગૂંથાયેલું, અંગ તરીકે (અધ્યાહાર પેઠે) અંદર આવી જતું, અંતર્ગત
**અનુસ્વાર** (પું.ન.) સ્વરની પછી આવતું નાસિકાસ્થાનનું ઉચ્ચારણ કે તેનું ચિહ્ન ( ˚ )
**અનૂઠું** (વિ.) અનોખું, અપૂર્વ
**અનૂદિત** (વિ.) અનુવાદ થયેલું, અનુવાદિત
**અનૃત** (ન.) અસત્ય
**અનૃશંસ** (વિ.) ક્રૂર- ઘાતકી નહિ તેવું (૨) દયાળુ
**અને** (અ.) બે શબ્દો કે વાકયોને જોડનારું (ઉભયાન્વયી અવ્યય) જેમ કે, ને, તથા
**અનેક** (વિ.) એક નહીં-બહુ
**અનેકકેંદ્રી** (વિ.) અનેક કેંદ્રવાળું
**અનેકકોશી (-ષી)** (વિ.) અનેક કોશવાળું
**અનેકતા, અનેકત્વ** (સ્ત્રી.ન.) અનેક હોવું તે
**અનેકવિધ** (વિ.) અનેક પ્રકારનું
**અનેકાર્થ (-ર્થી)** (વિ.) અનેક અર્થવાળું
**અનેકાએક** (વિ.) ઘણું, સંખ્યામાં ખૂબ
**અનેકાંતવાદ** (પું.) સ્યાદ્વાદ, દરેક વસ્તુનું એના પાસા પરત્વે જુદીજુદી રીતે જ્ઞાન થાય છે એવો જૈન સિદ્ધાંત
**અનેકેશ્વરવાદ** (પું.) અનેક દેવવાદ 'પૉલીથિઈઝમ'
**અનેરું** (વિ.) બીજું, જુદું (૨) અનન્ય, અસાધારણ, વિચિત્ર
**અનૈકય** (ન.) ઐકયનો અભાવ, જુદાઈ (૨) વિરોધ, કુસંપ (૩) (વિ.) ઐકય વગરનું
**અનૈચ્છિક** (વિ.) ઐચ્છિક નહિ એવું, ઇચ્છાને અધીન નહિ એવું, ફરજિયાત
**અનૈતિક** (વિ.) નૈતિક નહિ તેવું, અનીતિવાળું
**અનૈતિહાસિક** (વિ.) ઐતહાસિક નહિ તેવું, ઇતિહાસથી બરોબાર નહિ તેવું
**અનૈસર્ગિક** (વિ.) નૈસર્ગિક નહિ એવું, કૃત્રિમ
**અનોખું** (વિ.) નોખું નહિ તેવું, ભેગું, સહિયારું, મઝિયારું (૨) નોખું-નિરાળું જ. અનેરું. અસાધારણ, અપૂર્વ
**અનૌચિત્ય** (ન.) ઔચિત્યનો અભાવ, અઘટિતતા
**અનૌદાર્ય** (ન.) ઉદારતાનો અભાવ
**અનૌપચારિક** (વિ.) ઔપચારિક-વિધિપૂર્વક નહિ એવું
**અનૌરસ** (વિ.) જેને ઔરસ પુત્ર ન હોય તેવું, વાંઝિયું (૨) ઔરસ નહિ તેવું, દત્તક
**અન્** સ્વરથી શરૂ થતા શબ્દની પૂર્વે અભાવ, નકાર કે નિષેધ વગેરે બતાવવા વપરાતો પૂર્વગ, જેમ કે, અનુપમ
**અન્ન** (ન.) (રાંધેલું) અનાજ, ખોરાક
**અન્નકૂટ** (પું.) અણકૂટ, ઠાકોરજી આગળ નૈવેદ્ય તરીકે ધરવામાં આવતી અનેક વાનગીઓનો સમૂહ
**અન્નક્ષેત્ર** (ન.) સંત, સાધુ, વટેમાર્ગુ, ગરીબો વગેરે જ્યાં અન્નદાન અપાતું હોય તે સ્થળ, સદાવ્રત
**અન્નજલ (-ળ)** (ન.) દાણોપાણી (૨) (લા.) લેણાદેણી, ભાગ્ય
**અન્નદાતા** (વિ.) ખાવાનું આપનાર (૨) આશ્રય આપનાર
**અન્નદેવતા** (પું.બ.વ.) અન્નરૂપી દેવ, અન્નદેવ (૨) (સ્ત્રી) અન્નની અધિષ્ઠાતા દેવી, અન્નપૂર્ણા
**અન્નનળી** (સ્ત્રી.) ગળેથી હોજરી સુધીની (ખોરાક લઈ જતી) નળી, 'ઈસોફેગસ'
**અન્નપૂર્ણા** (સ્ત્રી.) અન્ન પૂરનારી-પૂરું પાડનારી દેવી
**અન્નવિકાર** (પું.) અપચાથી શરીરમાં થતો બગાડ
**અન્નાશય** (ન.) હોજરી, જઠર
**અન્નાહાર** (પું.) માંસનો નહીં પણ અનાજનો આહાર
**અન્નાન્નદશા** (સ્ત્રી.) 'અન્ન' 'અન્ન' કરવું પડે એવી દશા, ખાવાના સાંસા
**અન્ય** (વિ.) બીજું, પરાયું (૨) જુદું, ભિન્ન
**અન્યગામી** (વિ.) વ્યભિચારી
**અન્યત્ર** (અ.) બીજે ઠેકાણે
**અન્યથા** (અ.) બીજી રીતે (૨) આડું, ઊલટું
**અન્યદેશી** (વિ.) પરદેશી, વિદેશી
**અન્યદેશીય** (વિ.) બીજા દેશને લગતું, 'ઑકસ્ટ્રા-ટેરિટોરિયલ'
**અન્યભૃતા** (સ્ત્રી.) કોયલ, પરભૃતા
**અન્યમનસ્ક** (વિ.) મન બીજે ઠેકાણે ગયેલું હોય એવું, ધ્યાનરહિત
**અન્યાય** (પું.) ન્યાયવિરુદ્ધ કર્મ, ગેરઇન્સાફ
**અન્યાયી** (વિ.) અન્યાયયુકત (૨) અન્યાયથી વર્તનારું
**અન્યાય્ય** (વિ.) ન્યાય્ય નહીં એવું, ન્યાય વિરુદ્ધ
**અન્યોકિત** (સ્ત્રી.) એક અર્થાલંકાર, બોલવું અમુકને ઉદ્દેશીને અને લાગુ પાડવું કોઈ બીજાને એવી વાણીની ચાતુરી, સ્તુતિના શબ્દોમાં નિંદા ને નિંદાના શબ્દોમાં સ્તુતિ દર્શાવવી તે (કા.શા.)
**અન્યોન્ય** (વિ.અ.) પરસ્પર, એકમેક
**અન્યોન્યપૂરક** (વિ.) પરસ્પર પુરવણી કરતું
**અન્યોન્યાધ્યાસ** (પું.) અસરપરસ મિથ્યા આરોપણ કરવું તે
**અન્યોન્યાભાવ** (પું.) એક પદાર્થનો બીજા પદાર્થમાં અભાવ તે- જેમ ઘટનો પટમાં અને પટનો ઘટમાં (ન્યા.શા.) (૨) બે વસ્તુઓની તદાત્મકતા-તદ્રુપતાનો અભાવ
**અન્યોન્યાશ્રય** (પું.) પરસ્પર આશ્રય, એકમેકનો ટેકો (૨) અ થી બ સિદ્ધ કરવો અને પાછો બ થી અ સિદ્ધ કરવો તે દોષ, 'પિટિશયોપ્રિન્સિપી'
**અન્વય** (પું.) સંબંધ (૨) પદોનો પરસ્પર યોગ્ય સંબંધ (વ્યા.) (૩) કારણ હોય ત્યાં કાર્યનું હોવું તે નિયમ (૪) વંશ, કુળ (૫) ભાવાર્થ
**અન્વયે** (અ.) -ના પ્રમાણે, -ની રૂએ
**અન્વીક્ષણ** (ન.), અન્વીક્ષા (સ્ત્રી.) બારીકીથી જોવું-તપાસવું તે (૨) સમીક્ષા, સમાલોચના
**અન્વેષક** (વિ.) તપાસનાર (૨) (પું.) હિસાબ તપાસનાર, 'ઑડિટર'
**અન્વેષણ** (ન.) તપાસ, શોધ, સંશોધન (૨) હિસાબ તપાસવો તે, 'ઑડિટ'
**અપકર્મ** (ન.) અપકૃત્ય. અપકાર્ય, ખરાબ કામ, દુરાચરણ
**અપકર્ષ** (પું.) પડતી
**અપકાય** (પું.બ.વ.) પાણીના જીવ
**અપકાર** (પું.) હાનિ, અનુપકાર, નુકસાન (૨) કૃતઘ્નતા, દ્રોહ
**અપકીર્તિ** (સ્ત્રી.) અપયશ, બદનામી
**અપકૃતિ** (સ્ત્રી.) અપકાર્ય, ખરાબ કામ, દુરાચરણ
**અપકૃત્ય** (ન.) અપકર્મ, ખરાબ કામ, દુરાચરણ
**અપકૃષ્ટ** (વિ.) ખેંચી લીધેલું (૨) ઊતરતી કોટિનું (૩) નીચ, અધમ

**અપક્રિયા** (સ્ત્રી.) ઊલટા પ્રકારની ક્રિયા (૨) અવક્રિયા, નુકસાન (૩) અપકૃતિ, ખોટું કામ
**અપકવ** (વિ.) પકવ નહિ તેવું, કાચું
**અપક્ષ** (વિ.) પાંખ વિનાનું (૨) સહાય વિનાનું (૩) નિષ્પક્ષ
**અપક્ષય** (પું.) ભારે ક્ષય (૨) વિનાશ
**અપઘર્ષક** (પું.) છોલી કાઢતો (પદાર્થ)
**અપચય** (પું.) ક્ષય, હાનિ, ઘટાડો, ઘસારો
**અપચયક્રિયા** (સ્ત્રી.) શરીરની ઘસારાની ક્રિયા, 'કૅટેબોલિઝમ'
**અપચો** (પું.) બદહજમી, અજીરણ
**અપજશ** (-સ) (પું.) અપયશ, અપકીર્તિ (૨) બદનામી
**અપટી** (સ્ત્રી.) નાટકનો પડદો, તંબુ આસપાસ બાંધેલી કનાત
**અપ-ટુ-ડેટ** (વિ.) અદ્યતન, આધુનિક
**અપત્ય** (ન.) સંતાન (૨) બાળક (વડીલોની દૃષ્ટિએ)
**અપથ્ય** (વિ.) પથ્ય નહિ એવું (૨) (ન) કુપથ્ય
**અપદેશ** (પું.) ઉલ્લેખ કરવો-નામ આપવું તે (૨) બહાનું, યુકિત (૩) કારણ આપવું તે (ન્યા.)
**અપદ્યાગદ્ય** (વિ.) નહિ પદ્ય કે નહિ ગદ્ય એવું (૨) (ન.) એવી કાવ્યરચના
**અપનયન** (ન.) ખોટી રીતે લઈ કે ઉપાડી જવું તે, હરી જવું, અપહરણ, 'કિડનેપિંગ'
**અપનાવવું** (ક્રિ.) પોતાનું કરવું કે માનવું, સ્વીકારવું
**અપભ્રષ્ટ** (વિ.) પડેલું (૨) વિકૃત, અપભ્રંશ પામેલું
**અપભ્રંશ** (પું.) પડવું તે (૨) શબ્દનું વિકૃત થવું તે (૩) વિકૃત શબ્દ (૪)(સ્ત્રી.) સંસ્કૃતમાંથી અપભ્રષ્ટ થયેલી એક ભાષા
**અપમાન** (ન.) માનથી ઊલટું તે, અનાદર, તિરસ્કાર, અવજ્ઞા
**અપમાનવું** (ક્રિ.) અપમાન કરવું
**અપમાનિત** (વિ.) અપમાન પામેલું
**અપમૃત્યુ** (ન.) કમોત, આકસ્મિક મૃત્યુ
**અપયશ** (પું.) અપજશ, બદનામી, અપકીર્તિ
**અપયોગ** (પું.) ખોટી રીતે ઉપયોગ થવો તે, દુરુપયોગ, 'મિસએપ્રોપ્રિયેશન'
**અપર** (વિ.) બીજું, ભિન્ન (૨) પાછળનું (૩) ઓરમાન, સાવકું
**અપરમા, અપરમાતા** (સ્ત્રી.) સાવકી-ઓરમાન મા
**અપરસ** (પું.) અધમ પ્રકારનો રસ (૨) (વૈષ્ણવોમાં) અડકાય નહિ એવું હોવું તે
**અપરંપાર** (વિ.) અપાર, પુષ્કળ
**અપરા** (વિ.સ્ત્રી.) નિકૃષ્ટ, ઊતરતી (૨) પારકી (૩) બીજી, ભિન્ન
**અપરાજિત** (વિ.) પરાજિત નહિ એવું, નહિ હારેલું
**અપરાધ** (પું.) દોષ, ગુનો (૨) પાપ
**અપરાન્ત** (પું,) પશ્ચિમ કિનારો કે તેનો પ્રદેશ-કોંકણપટ્ટી
**અપરાવિદ્યા** (સ્ત્રી.) નામરૂપાત્મક વિદ્યા, બ્રહ્મવિદ્યા સિવાયની વિદ્યા
**અપરાહ્ણ** (પું.) બપોર પછીનો પાછલો પહોર, દિવસનો પાછલો અર્ધભાગ
**અપરિગ્રહ** (પું.) પરિગ્રહ ન રાખવો તે, સંગ્રહ ન કરવો તે
**અપરિગ્રહવ્રત** (ન.) અપરિગ્રહી રહેવાનુ વ્રત, સંગ્રહ ન કરવાનું વ્રત
**અપરિચિત** (વિ.) પરિચિત નહિ એવું, અજાણ્યું
**અપરિણીત** (વિ.) નહિ પરણેલું, કુંવારું
**અપરિપકવ** (વિ.) પરિપકવ નહિ એવું, કાચું
**અપરિમિત** (વિ.) પરિમિત નહિ એવું, અમાપ
**અપરિમેય** (વિ.) માપી ન શકાય એવું
**અપરિહાર્ય** (વિ.) ટાળી ન શકાય એવું
**અપરોક્ષ** (વિ.) પરોક્ષ નહિ એવું, પ્રત્યક્ષ
**અપર્ણ** (વિ.) પાંદડા વિનાનું
**અપર્ણા** (સ્ત્રી.) પાર્વતી
**અપર્યાપ્ત** (વિ.) પર્યાપ્ત નહિ એવું, અપૂરતું
**અપલક્ષણ** (ન.) નઠારું-ખરાબ લક્ષણ (૨) દુરાચરણ
**અપવર્તન** (ન.) ખોટું વર્તન કે આચરણ
**અપવાદ** (પું.) સામાન્ય નિયમમાં બાધ, તેવી વસ્તુ કરે તેનું ઉદાહરણ (૨) નિંદા, આળ (૩) ખંડન, ઇનકાર
**અપવાસ** (પું.) ઉપવાસ, (૨) વ્રત કે નિયમ તરીકે ન ખાવું તે (૩) અનશન
**અપવિત્ર** (વિ.) નાપાક, અશુદ્ધ, પવિત્ર ન હોય એવું
**અપવ્યય** (પું.) ખોટું ખરચ, બગાડ, વ્યય
**અપશબ્દ** (પું.) ગાળ, ખરાબ શબ્દ (૨) નિયમ વિરુદ્ધનો શબ્દ, ખોટો પ્રયોગ (વ્યા.)
**અપ(-વ)શુકન** (પું.) માઠો શુકન (૨) અશુભ ચિહ્ન
**અપસરણ** (ન.) ખસી જવું તે, નાસી જવું તે
**અપસરવું** (ક્રિ.) દૂર ખસવું, નાસી જવું
**અપસવ્ય** (વિ.) જમણું (૨) ઊલટું (૩) (અ) જમણી તરફ
**અપસારી** (વિ.) અપસરે એવું, દૂર જતાં છૂટું પડતું જાય એવું
**અપસ્માર** (પું.) ફેફરું, વાઈ, 'ફિટ'
**અપહરણ** (ન.) ઉપાડી જવું તે, કાઢી જવું તે, અપનયન
**અપંગ** (વિ.) પાંગળું (૨) કોઈ અંગની ખોડવાળું (૩) (લા.) લાચાર
**અપાકર્ષણ** (ન.) ખોટું કે અવળું આકર્ષણ
**અપાચ્ય** (વિ.) ન પચી શકે એવું
**અપાત્ર** (વિ.) અયોગ્ય, કુપાત્ર (૨) (ન.) નકામું વાસણ
**અપાદાન** (ન.) છૂટા પડવું તે (૨) પાંચમી વિભકિતનો અર્થ (વ્યા.)
**અપાન** (પું.) પાંચ પ્રાણ (પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન અને સમાન) માંનો જે ગુદા વાટે નીકળે છે તે-અધોવાયુ
**અપાનાસન** (ન.) એ નામનું એક યોગાસન
**અપાપ (-પી)** (વિ.) પાપરહિત, નિષ્પાપ
**અપાર** (વિ.) પાર વિનાનું, ખૂબ
**અપારદર્શક** (વિ.) પારદર્શક નહિ તેવું (૨) જેમાં આરપાર દેખાય નહીં એવું
**અપારદર્શિતા** (સ્ત્રી.) પારદર્શક ન હોવું તે
**અપાર્થિવ** (વિ.) પાર્થિવ નહિ તેવું, અલૌકિક, દૈવી, અભૌતિક
**અપાવરણ** (ન.) ઉઘાડવું-ખુલ્લું કરવું તે
**અપાસરો** (પું.) જૈન સાધુ-સાધ્વીઓને રહેવાનું સ્થાન
**અપાહિજ** (વિ.) અપંગ, પાંગળું (૨) આળસુ, નકામું
**અપિ(-પૈ)તૃક** (વિ.) બાપ વિનાનું (૨) વડીલોપાર્જિત નહિ એવું, વારસામાં ન ઊતરેલું
**અપીલ** (સ્ત્રી.) આગ્રહભરી વિનંતી, અનુરોધ (૨) ફાળા માટેની માગણી (૩) નીચલી અદાલતના ચુકાદા સામે ઉપલી અદાલતને અરજી

**અપીલ-અધિકારી** (વિ.) (પું.) અપીલ સાંભળનાર અધિકારી
**અપીલ-કોર્ટ** (સ્ત્રી.) અપીલ સાંભળનારી ઉપલી અદાલત
**અપીલ-સત્તા** (સ્ત્રી.) અપીલ સાંભળવાની સત્તા
**અપુત્ર** (વિ.) પુત્રહીન, નિઃસંતાન
**અપુશાન** (ન..) અપૂશણ
**અપુષ્પ** (વિ.) જેને ફૂલ ન આવે એવું, 'ક્રિપ્ટોગ્રામ' (વ.વિ.)
**અપૂ(-પો)શણ** (ન.) અપુશાન, ભોજનને આરંભે અને અંતે આચમન કરવું તે (૨) ભોજનની શરૂઆતમાં પીરસાતો થોડો ભાત
**અપૂજ** (વિ.) લાંબા સમયથી પૂજા વગરનું, ન પૂજાતું
**અપૂરતું** (વિ.) પૂરતું નહિ એવું, ખૂટતું, અધૂરું, અપર્યાપ્ત
**અપૂર્ણ** (વિ.) પૂર્ણ નહિ એવું, અધૂરું
**અપૂર્ણાંક** (પું.) અપૂર્ણ આંકડો, 'ઍરિથમેટિકલ ફૅક્શન' (૨) અધૂરી સંખ્યા
**અપૂર્તિ** (સ્ત્રી.) અપૂર્ણતા, અધૂરપ, ન્યૂનતા, પૂર્તિનો અભાવ
**અપૂર્વ** (વિ.) અવનવું, પૂર્વે ન બનેલું એવું (૨) અસામાન્ય (૩) ઉત્તમ, અનુપમ, શ્રેષ્ઠ (૪) વિલક્ષણ
**અપેક્ષક** (વિ.) અપેક્ષા રાખનારું, જરૂરિયાત બતાવનારું
**અપેક્ષા** (સ્ત્રી.) જરૂરિયાત, ઇચ્છા (૨) અગત્ય (૩) આકાંક્ષા (વ્યા.) (૪) પરવા
**અપેક્ષિત** (વિ.) અપેક્ષાવાળું, જેની અપેક્ષા હોય તેવું
**અપૈતૃક** (વિ.) બાપ વિનાનું (૨) વડીલોપાર્જિત નહીં એવું (૩) વારસામાં ન ઊતરેલું
**અપૈતૃક મિલકત** (સ્ત્રી.) બિનવારસી મિલકત, વારસામાં ન ઊતરેલી મિલકત
**અપૈયો** (પું.) (કા.) પાણી પણ ન પીવાનો વ્યવહાર
**અપૌરુષ (-ષેય)** (વિ.) બાયલું, પુરુષાતનનો અભાવ (૨) મનુષ્યકૃત નહિ એવું, ઈશ્વરકૃત (૩) (ન.) બાયલાપણું
**અપ્તરંગી** (વિ.) તરંગી, ચંચળ
**અપ્રક(-ગ)ટ** (વિ.) બહાર નહિ પડેલું, અપ્રસિદ્ધ (૨) છાનું
**અપ્રકાશ** (વિ.) પ્રકાશ વગરનું (૨) અપ્રગટ (૩) (પું.) અંધકાર
**અપ્રકાશિત** (વિ.) નહીં છપાયેલું (૨) પ્રકાશિત નહિ એવું, અપ્રગટ
**અપ્રગતિ** (સ્ત્રી.) પ્રગતિનો અભાવ
**અપ્રગલ્ભ** (વિ.) પ્રગલ્ભ નહિ એવું, હિંમત વિનાનું (૨) આળસુ, સુસ્ત
**અપ્રચલિત** (વિ.) જૂનું-પુરાણું, લુપ્ત, કાળગ્રસ્ત (૨) પ્રચારમાં ન હોય તેવું
**અપ્રતિ(-તી) કાર** (પું.) વિરોધ-સામનો નહિ કરવો તે (૨) જેનો પ્રતિકાર-ઉપાય નથી એવું
**અપ્રતિકૂળ** (વિ.) પ્રતિકૂળ નહિ એવું, અનુકૂળ
**અપ્રતિમ** (વિ.) અનુપમ, શ્રેષ્ઠ
**અપ્રતિષ્ઠા** (સ્ત્રી.) ફજેતી, બેઆબરૂ
**અપ્રતીતિ** (સ્ત્રી.) પ્રતીતિનો અભાવ, અણપતીજ, અવિશ્વાસ
**અપ્રત્યક્ષ** (વિ.) પ્રત્યક્ષ નહિ એવું, પરોક્ષ
**અપ્રમાણિત** (વિ.) પ્રમાણિત ન કરેલું, પ્રમાણિત કે પ્રમિત નહિ એવું, પ્રમાણપત્ર ન મળે એવું
**અપ્રમાદ** (પું.) સાવધાની, જાગૃતિ
**અપ્રમિત** (વિ.) પ્રમિત નહિ એવું
**અપ્રમેય** (વિ.) પ્રમેય નહિ એવું, અમાપ
**અપ્રયોજિત** (વિ.) પુરસ્કૃત ન કરેલું (૨) વાપરવામાં નહિ આવેલું
**અપ્રસન્ન** (વિ.) પ્રસન્ન નહિ એવું, નાખુશ, નારાજ
**અપ્રસિદ્ધ** (વિ.) પ્રસિદ્ધ નહિ એવું, અપ્રગટ
**અપ્રસ્તુત** (વિ.) પ્રસ્તુત નહિ એવું, બિનજરૂરી
**અપ્રાપ્ત** (વિ.) નહીં મળેલું, ન આવેલું
**અપ્રાપ્ત-રજા** (સ્ત્રી.) બિનજમા રજા
**અપ્રાપ્તવય** (સ્ત્રી.) સગીર, કાચી ઉંમરનું
**અપ્રાપ્ય** (વિ.) પ્રાપ્ય નહિ એવું, નહિ મળેલું
**અપ્રામાણિક** (વિ.) પ્રામાણિક નહિ એવું, નિષ્ઠા વિનાનું
**અપ્રાસંગિક** (વિ.) પ્રાસંગિક નહિ એવું, અપ્રસ્તુત, બિનજરૂરી, કવખતનું
**અપ્રિય** (વિ.) પ્રિય નહિ એવું (૨) (ન.) અનિષ્ટ, ભૂંડું
**અપ્સરા** (સ્ત્રી.) સ્વર્ગની નર્તકી, પરી
**અફર** (વિ.) નિશ્ચિત, ફરે નહિ એવું, મક્કમ (૨) પાછું ન ફરે એવું
**અફલાતૂન** (વિ.) સર્વોત્તમ, સર્વશ્રેષ્ઠ, સુંદર (૨) (પું.) ગ્રીક દેશનો મહાન તત્ત્વવેત્તા પ્લેટો
**અફલિત** (વિ.) ફળેલું નહિ તેવું (૨) નિષ્ફળ
**અફવા** (સ્ત્રી.) ઊડતી ખબર (૨) સાચીખોટી ભળતી વાત, ગામ-ગપાટો
**અફસર** (પું.) રાજ્યનો અધિકારી, (રાજ્યનો) અમલદાર, 'ઑફિસર'
**અફસોસ** (પું.) શોચ, પસ્તાવો, દિલગીરી (૨) (અ.) અરેરે
**અફળ** (વિ.) નિષ્ફળ, નકામું (૨) વાંઝિયું
**અફળાવું** (ક્રિ.) અથડાવું, ભટકાવું, ટિચાવું, પછડાવું
**અફાટ** (વિ.અ.) ખૂબ વિશાળ, અસ્ખલિત, અપાર, અનંત વિસ્તારવાળું
**અફાળવું** (ક્રિ.) ટીચવું, અથડાવવું, પછાડવું
**અફીણ** (ન.) ખસખસના છોડવામાંથી નીકળતો માદક-ઝેરી પદાર્થ
**અફીણી** (વિ.) અફીણનો બંધાણી (૨) અફીણિયો (વેપારી)
**અબ** (અ.) અત્યારે
**અબ-ઘડી** (અ.) અત્યારે, હમણાં જ, આ ક્ષણે જ
**અબજ** (પું.) અબ્જ-સો કરોડની સંખ્યા
**અબજપતિ** (પું.) સો કરોડની સંપત્તિનો માલિક
**અબનૂસ** (ન.) સીસમ જેવું મજબૂત ઝાડ (૨) ઊંચી જાતનું કાળું લાકડું
**અબરક(-ખ)** (ન.) એક ધાતુ, અભ્રક
**અબ(-ભ)ળખા** (સ્ત્રી.) ઇચ્છા, ઓરિયો (૨) દોહદ
**અબળા** (વિ.સ્ત્રી.) સ્ત્રી, અલ્પ બળવાળી (૨) નારી
**અબંધારણીય** (વિ.) બંધારણીય નહિ એવું, બંધારણ પ્રમાણે નહિ એવું
**અબાધ** (વિ.) પ્રતિબંધ વિનાનું, મુકત, બાધિત નહિ એવું
**અબાધિત** (વિ.) પ્રતિબંધ ન હોય તેવું, અબાધ
**અબાધિત-માલિકીહક** (વિ.) પ્રતિબંધરહિત માલિકીની સત્તા
**અબાબીલ** (સ્ત્રી.) એક જાતની નાની ચકલી જેવું પક્ષી
**અબી** (અ.) અબઘડી, હમણાં જ, અત્યારે જ
**અબીર** (-લ) (ન.) એક સુગંધીદાર સફેદ પદાર્થ
**અબી હાલ** (અ.) અબઘડી
**અબુ (-બો)ધ** (વિ.) અણસમજુ (૨) મૂર્ખ (૩) દુનિયાના જ્ઞાન વિનાનું, હલેતું
**અબૂજ** (વિ.) બૂજ વગરનું, કદર વિનાનું

**અબૅન્કીય તિજોરી** (સ્ત્રી.) બિન-શરતી શરાફી તિજોરી

**અબોટ** (પું.) અસ્પૃષ્ટ, રસોઈ અને જમવાની જગ્યાને છાણ-માટીથી લીપવી (૨) શુદ્ધિ અથવા અભડાયા વિનાની દશા (૩) નાહ્યા વિના જ્યાં જવાય કે અડકાય નહિ એવું સ્થળ

**અબોટિયું** (ન.) પૂજા કે રસોઈ કરતી કે જમતી વખતે પહેરવાનું રેશમી, શણનું કે ઊનનું વસ્ત્ર

**અબોધ** (વિ.) અબુધ (૨) બોધનો અભાવ, અજ્ઞાન

**અબોલ** (વિ.) બોલી ન શકાય તેવું (૨) મૂંગુ (૩) ચૂપ (૪) બેભાન

**અબોલા** (પું.બ.વ.) રિસાઈને અમુકની સાથે ન બોલવું તે

**અબ્જ** (વિ.) સો કરોડ (૨) (પું.) તેની સંખ્યા (૩) (ન.) કમળ, પદ્મ

**અબ્દ** (પું.ન.) વાદળ (૨) વર્ષ (૩) એક વનસ્પતિ-નાગરમોથ

**અબ્દકોશ** (પું.) વાર્ષિક-આંકડાકીય માહિતી સાથે પ્રગટ થતું પુસ્તક કે પોથી

**અબ્ધિ** (પું.) સાગર, સમુદ્ર

**અબ્બા, અબ્બાજાન** (પું.) પિતા, બાપા

**અબ્રહ્મણ્ય** (વિ.) બ્રાહ્મણને ન છાજે એવું (૨) (ન.) પાપકૃત્ય

**અભક્ષાભક્ષ** (પું.) અભક્ષ્ય ભક્ષણ, માંસાહાર

**અભક્ષ્ય** (વિ.) ન ખાવા જેવું, શાસ્ત્રમાં જે ખાવાનો નિષેધ છે તેવું

**અભડાવું** (ક્રિ.) અપવિત્ર થવું (૨) (સ્ત્રીએ) દૂર બેસવું

**અભણ** (વિ.) નહિ ભણેલું, નિરક્ષર

**અભદ્ર** (વિ.) અશુભ (૨) ખરાબ, દુષ્ટ (૩) અસભ્ય, અશિષ્ટ

**અભય** (વિ.) નીડર (૨) ભયથી મુકત, સુરક્ષિત, સલામત (૩) (પું.) ભયનો અભાવ (૪) (ન.) સંરક્ષણ, આશ્રય

**અભયકર** (વિ.) ભય રહિત કરનારું

**અભયદંડ** (પું.) અભય આપનારો દંડો

**અભયદાન** (ન.) સલામતી બક્ષવી તે, અભયવચન

**અભયદીપ** (પું.) દીવો, (કોલસાની ખાણ માટે) ખાસ સલામતદીવો, અભયદીવો, 'સેફ્ટી-લેમ્પ'

**અભયપત્ર** (પું.) અભયદાન આપતો લેખ (૨) સંરક્ષણની ખાતરી આપતો લેખ

**અભયમુદ્રા** (સ્ત્રી.) અભય સૂચવતો હાથનો અભિનય (૨) અભયદાન આપતો હાથનો અભિનય

**અભયંકર** (વિ.) ભયંકર નહીં તેવું (૨) અહિંસક (૩) નિર્ભય બનાવનાર

**અભયારણ્ય** (ન.) શિકારનો પ્રતિબંધ હોય તેવું જંગલ, 'સેંકચ્યુઅરી'

**અભર, અભરે** (ન.) અઢળક

**અભરાઈ** (સ્ત્રી.) છાજલી

**અભરામ** (પું.) યહૂદીઓનો મૂળ પુરુષ (૨) મુસલમાનોમાં એક નામ (૩) (અ.) ભ્રમ વિના, (દસ્તાવેજમાં લખાય છે.) અક્કલ-હોશિયારીમાં કરેલું હોવાથી કંઈ લેવાદેવા કે હક ન હોવો તે, કોઈ દાવો ન રહે એવી રીતની પૂરી છૂટ

**અભંગ** (વિ.) આખું, અખંડ (૨) (પું.) એક મરાઠી છંદ

**અભર્તૃકા** (સ્ત્રી.) ધણી વિનાની સ્ત્રી-વિધવા કે કુમારિકા

**અભાગણ (-ણી)** (વિ.) (સ્ત્રી.) હીણભાગી, કમનસીબ

**અભાગી** (વિ.) કમનસીબ (૨) નાલાયક (૩) ભાગ વિનાનું (વારસામાં)

**અભાન** (ન.) ભાનનો અભાવ (૨) (વિ.) બેભાન, અચેતન

**અભારતીય** (વિ.) ભારતીય નહિ એવું, વિદેશી

**અભાવ** (પું.) અસ્તિત્વ ન હોવું તે (૨) અણગમો (૩) ખોટ, ખામી, ગેરહાજરી

**અભાવાત્મક** (વિ.) અભાવરૂપ, અભાવ ભરેલું

**અભાવો** (પું.) અણગમો

**અભિ** એક ઉપસર્ગ - 'પાસે, તરફ', 'ની ઉપર' એવા ગતિવાચક અર્થમાં, ઉદા. અભિમુખ, અભિક્રમણ (૨) સ્વતંત્ર શબ્દ જોડે 'શ્રેષ્ઠ', 'અધિક' એવા ભાવના અર્થમાં, જેમ કે, અભિનવ, અભિધર્મ

**અભિ (-ભી)ક** (વિ.) વિષયાસકત, કામી (૨) નિર્ભય, નીડર

**અભિકર્તા** (પું.) આડતિયો, 'એજન્ટ'

**અભિકેન્દ્રી** (વિ.) કેન્દ્રગામી, કેન્દ્રાભિસારી

**અભિકોણ** (પું.) પરસ્પર છેદતી બે સુરેખાથી બનતા કોઈ ખૂણાની સામેનો ખૂણો

**અભિક્રમ, અભિક્રમણ** (પું.ન.) આરંભ, ચડાઈ

**અભિક્રાંત** (વિ.) પ્રવૃત્ત થયેલું (૨) પરાભવ પામેલું, હારેલું

**અભિગમ** (પું.ન.) તરફ-સામે જવું તે (૨) વલણ, દૃષ્ટિકોણ (૩) સંભોગ

**અભિઘાત** (પું.) આઘાત (૨) હુમલો, માર (૩) વિનાશ

**અભિજાત** (વિ.) ખાનદાન (૨) સુંદર, શ્રેષ્ઠ (૩) શિષ્ટ

**અભિજિત** (પું.) એક નક્ષત્ર (૨) દિવસનું આઠમું મુહૂર્ત

**અભિજ્ઞ** (વિ.) અનુભવી (૨) માહિતગાર (૩) પ્રવીણ, નિપુણ

**અભિજ્ઞા** (સ્ત્રી.) ઓળખ (૨) માહિતી, જાણ (૩) યાદદાસ્ત, સ્મરણ

**અભિધા** (સ્ત્રી.) શબ્દનો મૂળ અર્થ (૨) એ અર્થની બોધક શબ્દશકિત

**અભિધાવૃત્તિ** (સ્ત્રી.) વાચ્યાર્થ જણાવવાની શબ્દશકિત

**અભિનય** (પું.) મનોભાવદર્શક હલનચલન અથવા મુદ્રા (૨) વેશ ભજવવો તે

**અભિનવ (-વું)** (વિ.) તદ્દન નવું (૨) શિખાઉ, કાચું

**અભિનંદન** (ન.) ધન્યવાદ (૨) અનુમતિ (૩) સ્તુતિ

**અભિનિવેશ** (પું.) તન્મયતા (૨) આસકિત (૩) દૃઢ નિશ્ચય (૪) આગ્રહ, હઠ

**અભિનેતા** (પું.) અભિનય કરનાર, નટ, અદાકાર, 'ઍક્ટર'

**અભિનેત્રી** (સ્ત્રી.) અભિનય કરનારી સ્ત્રી, 'ઍક્ટ્રેસ'

**અભિનેય** (વિ.) ભજવવા યોગ્ય, ભજવી શકાય તેવું

**અભિન્ન** (વિ.) અખંડ(૨) જુદું નહિ તેવું, એકસરખું (૩) (ગ.) પૂર્ણ (અંક)

**અભિપ્રાય** (પું.) મત, વિચાર (૨) હેતુ, મતલબ, અર્થ

**અભિપ્રેત** (વિ.) મનમાં ધારેલું, ઈષ્ટ (૨) સ્વીકારેલું

**અભિભવ** (પું.) પરાભવ, હાર, પરાજય, (૨) અનાદર

**અભિભૂત** (વિ.) પરાભવ પામેલું, હારેલું (૨) અપમાનિત, ગભરાયેલું

**અભિમંત્ર, અભિમંત્રણ** (પું.ન.) મસલત, મંત્રણા (૨) મંત્ર ભણી પાણી છાંટવાની ક્રિયા

**અભિમાન** (ન.) અહંકાર, ગર્વ, તોર, મદ

**અભિમાની** (વિ.) અભિમાનવાળું, તોરીલું, અહંકારી

**અભિમુખ** (વિ.) -ના તરફ મુખવાળું, સંમુખ (૨) (ગ.) સામેનો (ખૂણો)

**અભિયાન** (ન.) સામે જવું એ (૨) સામે ધસી જવું, હુમલો, હલ્લો (૩) ઝુંબેશ

**અભિયુકત** (વિ.) નીમેલું (૨) જોડાયેલું (૩) રોકાયેલું (૪) શત્રુથી ઘેરાયેલું (૫) (પું.) આરોપી, પ્રતિવાદી

**અભિયોગ** (પું.) નિકટ સંબંધ (૨) દીર્ઘ ઉદ્યોગ, ખંત (૩) વિદ્વત્તા (૪) હલ્લો (૫) આરોપ, ફરિયાદ
**અભિરક્ષક** (વિ.) ચારે બાજુથી રક્ષણ કરનાર
**અભિરત** (વિ.) ધ્યાનમગ્ન (૨) અતિ આસકત (૩) લીન, મગ્ન
**અભિરામ** (વિ.) આનંદદાયક (૨) મનોહર, સુંદર
**અભિરુચિ** (સ્ત્રી.) રુચિ, શોખ, પ્રીતિ
**અભિલાષ (-ષા)** (પું.સ્ત્રી.) મનકામના (૨) ઉત્કટ ઇચ્છા, આકાંક્ષા (૩) ઉમંગ, હોંશ (૪) અભીપ્સા
**અભિલેખ** (પું.) પથ્થર કે ધાતુમાં ઉત્કીર્ણ લેખ, 'ઈન્સ્ક્રિપ્શન'
**અભિવંદન (-ના)** (ન.સ્ત્રી.) નમસ્કાર (૨) આસકા
**અભિવાદન** (ન.) નમસ્કાર (૨) અભિનંદન (૩) સ્તુતિ
**અભિવૃદ્ધિ** (સ્ત્રી.) વધારો, (૨) ઉન્નતિ, ચડતી
**અભિવ્યંજક** (ન.) વ્યકતતા, સ્પષ્ટતા, અભિવ્યકિત
**અભિવ્યકિત** (સ્ત્રી.) વ્યકત-પ્રગટ થવું તે, વ્યકતતા, સ્પષ્ટતા
**અભિશપ્ત** (વિ.) અભિશાપ પામેલું
**અભિશાપ** (પું,) શાપ, બદ્દુઆ (૨) આળ, તહોમતનામું, આરોપ (૩) સામો શાપ
**અભિષિકત** (વિ.) અભિષેક કરાયેલું (૨) તખ્તનશીન થયેલું
**અભિષેક** (પું.) જલસિંચન કે તેનો વિધિ (મૂર્તિ અથવા નવા રાજા ઉપર), મંત્રપાઠ સાથે પવિત્ર જલથી કરાવવામાં આવતું સ્નાન
**અભિસરણ** (ન.) નજીક જવાની ક્રિયા, પાસે જવું (૨) પાછળ જવું (૩) શરીરમાં લોહી ફરવાની ક્રિયા
**અભિસંધિ** (પું.) હેતું, ઇરાદો (૨) કોલ, કરાર, શરત (૩) મોકો, તાકડો
**અભિસાર** (પું.) અભિસરણ (૨) સંકેત પ્રમાણે પ્રેમીને એકાંતે મળવા જવાની ક્રિયા
**અભિસારિકા** (સ્ત્રી.) સંકેતને અનુસરીને એકાંતે પ્રેમીને મળવા જનારી સ્ત્રી
**અભિસિંચન** (ન.) અભિષેક કરવો (૨) પાણી સિંચવું તે
**અભિહિત** (વિ.) કહેવાયેલું, ઉદ્દિષ્ટ
**અભીપ્સા** (સ્ત્રી.) અભિલાષા, તીવ્ર ઇચ્છા
**અભીષ્ટ** (વિ.) મનગમતું, ઇચ્છેલું
**અભૂત** (વિ.) પૂર્વે નહિ થયેલું
**અભૂતપૂર્વ** (વિ.) પૂર્વે કદી નહિ થયેલું, અપૂર્વ
**અભેદ** (વિ.) ભેદરહિત, એકરૂપ, અભિન્ન (૨) (પું.) એકરૂપતા, અદ્વૈત
**અભેદવાદ** (પું.) અદ્વૈતવાદ
**અભેદ્ય** (વિ.) ભેદી ન શકય તેવું
**અભેદ્યતા** (સ્ત્રી.) અભેદ્યપણું
**અભોજ્ય** (વિ.) ભોજ્ય નહિ એવું, અભક્ષ્ય, અખાદ્ય
**અભ્યર્થના** (સ્ત્રી.) પ્રાર્થના, વિનંતી
**અભ્યસ્ત** (વિ.) વારંવાર કરી જોયેલું (૨) મહાવરાવાળું, ટેવાયેલું (૩) અભ્યાસથી જાણેલું કે અભ્યાસ કરાયેલું
**અભ્યંગ** (પું.) શરીરે તૈલાદિ સુગંધીદાર પદાર્થો ચોળાવવા તે
**અભ્યંતર** (વિ.) અંદરનું (૨) (ન.) અંદરનો ભાગ (૩) અંતર, મન (૪) (અ.) અંદર, મનમાં
**અભ્યાગત** (વિ.) પાસે આવેલું (૨) (પું.) અતિથિ, પરોણો (૩) ભિક્ષુ
**અભ્યાસ** (પું.) પુનરાવૃત્તિ (૨) ભણવું તે (૩) મહાવરો, ટેવ, બંધાણ
**અભ્યાસક્રમ** (પું.) ભણવાની નિયત રૂપરેખા કે યોજના
**અભ્યાસખંડ** (પું.) અભ્યાસ માટેનો ઓરડો
**અભ્યાસગૃહ** (ન.) અભ્યાસ માટેનું સ્થળ, શાળા
**અભ્યાસપત્રક** (ન.) વિદ્યાર્થીના અભ્યાસનું પરિણામ કે વર્ણન આપતું પત્રક
**અભ્યાસપૂરક** (વિ.) અભ્યાસમાં પૂરક
**અભ્યાસબાહ્ય** (વિ.) અભ્યાસ બહારનું
**અભ્યાસવર્તુલ** (ન.) અભ્યાસીઓનું મંડળ, 'સ્ટડી-સર્કલ'
**અભ્યાસસમિતિ** (સ્ત્રી.) અભ્યાસક્રમ વગેરે વિચારવા માટેની સમિતિ 'બૉર્ડ ઑફ સ્ટડી'
**અભ્યાસી** (વિ.) મહાવરાવાળું, (૨) ઉદ્યમી (૩) અભ્યાસ કરતું (૪) (પું.) વિદ્યાર્થી (૫) પંડિત
**અભ્યાસેતર** (વિ.) અભ્યાસ સિવાયનું
**અભ્યુત્થાન** (ન.) માનાર્થે ઊભા થવું તે (૨) ઉત્કર્ષ, ચડતી
**અભ્યુદય** (પું.) ઉન્નતિ, આબાદી (૨) કલ્યાણ, શ્રેય
**અભ્ર** (ન.) વાદળું (૨) આકાશ
**અભ્રાંત** (વિ.) જેને ભ્રમ નથી તેવું (૨) સ્વસ્થ, સ્થિરચિત્ત
**અમ** (સ.) અમે (૨) અમારું
**અમત** (વિ.) નહિ વિચારાયેલું, નહિ સ્વીકારાયેલું
**અમથું** (વિ.) વ્યર્થ, નકામું (૨) અહેતુક, વિના કારણ (૩) મફતનું, વિના મહેનત કે મૂલ્યનું
**અમન** (ન.) મનનો અભાવ (૨) શાંતિ (૩) સુખચેન, આરામ
**અમનચમન** (ન.) મોજમજા
**અમનસ્ક** (વિ.) મન (ઇન્દ્રિય) વિનાનું, વિચારરહિત (૨) ગાફેલ (૩) ધ્યાન વિનાનું (૪) મન ઉપર કાબૂ વિનાનું
**અમર** (વિ.) મરે નહિ એવું (૨) (પું.) દેવ
**અમરપટો** (પું.) અમરપણાનું વરદાન-લેખ
**અમરવેલ** (સ્ત્રી.) (વાડ, ઝાડ, વગેરે પર) જ્યાં નાંખો ત્યાં વગર પાણીએ થતી એક વેલી
**અમરાઈ** (સ્ત્રી.) આંબાવાડિયું, આંબાની હાર
**અમરાપુરી** (સ્ત્રી.) ઇન્દ્રની રાજધાની
**અમાર્ત્ય** (વિ.) મૃત્યુલોકનું નહીં એવું, દિવ્ય (૨) અમર
**અમર્યાદ** (વિ.) મર્યાદા કે હદ વિનાનું, બેહદ (૨) વિવેક-મર્યાદામાં નહિ એવું, નિરંકુશ (૩) નિર્લજ્જ
**અમર્યાદિત** (વિ.) મર્યાદા કે હદ વિનાનું, નિરંકુશ, અમર્યાદ (૨) મર્યાદિત નહીં એવું
**અમર્ષ** (પું.) અસહિષ્ણુતા (૨) ક્રોધ (૩) અદેખાઈ
**અમલ** (પું.) સત્તા, અધિકાર, હકૂમત (૨) કારકિર્દી, વહીવટ (૩) કેફ, કેફી વસ્તુ (૪) કાર્ય, કામ, ક્રિયા (૫) સમયનો સુમાર-અડસટ્ટો
**અમલદાર** (પું.) અધિકારી, અમલ ધરાવનાર અધિકારી, સત્તાધિકારી
**અમલદારી** (સ્ત્રી.) અમલદારનું કામ કે પદ
**અમલી** (વિ.) અમલમાં મૂકાયેલું અથવા મૂકવાનું, સક્રિય (૨) વ્યસની (૩) સુસ્ત, એદી
**અમસ્તું** (વિ.) અમથું, અહેતુક, વિના કારણ
**અમળાટ** (પું.) આમળો, વળ (૨) પેટમાં ગૂંચળાં વળવાં તે, આંકડી (૩) કરમોડાવું તે (૪) વાંકાવાંકા ચાલવું, તોર, મિજાજ (૫) વક્રતા, વેર

**અમળાવું** (ક્રિ.) આમળા ખાવા, વળ ચડવો (૨) પેટમાં દુખવું (૩) અતડા રહેવું, દુમાવું

**અમંગલ (-ળ)** (વિ.) અશુભ (૨) (ન.) દુર્ભાગ્ય (૩) માઠું, ખરાબ

**અમાત્ય** (પું.) પ્રધાન, મંત્રી

**અમાનવ** (વિ.) અમાનુષ (૨) માનવ નહિ તે (દેવ, દાનવ)

**અમાનુષ(-ષિક,-ષી)** (વિ.) અતિમાનુષ, દૈવી (૨) મનુષ્યને શોભે નહિ એવું (૩) ક્રૂર, રાક્ષસી

**અમાન્ય** (વિ.) માન્ય નહિ એવું, નામંજૂર

**અમાપ** (વિ.) બેહદ, પાર વિનાનું

**અમારું** (સ.) 'હું' નું છઠ્ઠી વિભક્તિનું ('મારું'નું) બહુવચન

**અમાવ(-વા)સ્યા** (સ્ત્રી.) અમાસ, અંધારિયાનો છેલ્લો દિવસ

**અમિત** (વિ.) અમાપ (૨) નહિ માપેલું

**અમિત્ર** (પું.) મિત્ર નહિ તે, શત્રુ

**અમિશ્ર, અમિશ્રિત** (વિ.) મિશ્ર નહિ એવું, નિર્ભેળ

**અમી** (ન.) અમૃત (૨) મીઠાશ (૩) કૃપા (૪) થૂંક (૫) રસકસ, પાણી

**અમીટ** (વિ.) મીટ વિનાનું, અનિમેષ

**અમીદષ્ટિ, અમીનજર** (સ્ત્રી.) મીઠી નજર, મહેરબાની

**અમીન** (વિ.) વિશ્વાસુ, વિશ્વસનીય (૨) (પું.) વાલી, 'ટ્રસ્ટી' (૩) લવાદ (૪) ગામનો મોટો અધિકારી (૫) એક અટક

**અમીર** (પું.) સરદાર, ઉમરાવ (૨) રાજકર્તા (૩) ખાનદાન કુટુંબનો કે પૈસાદાર માણસ

**અમીરજાદો, અમીરજાદી** (પું.સ્ત્રી.) અમીરનો દીકરો કે દીકરી

**અમીરશાહી** (સ્ત્રી.) અમીરપણાનો દોર (૨) અમીરશાસન

**અમીરાઈ(-ત)** (સ્ત્રી.) અમીરપણું (૨) અમીરનો હોદ્દો (૩) અમીરપણા માટેનું સાલિયાણું

**અમીરી** (સ્ત્રી.) અમીરની પદવી, અમીરપણું (૨) ખાનદાની, કુલીનતા (૩) વૈભવ (૪) મહત્તા (૫) ધનાઢ્યતા (૬) કેરીની એક જાત

**અમુક** (વિ.) વિશેષ અર્થમાં મુકરર કરેલું, ચોક્કસ, ફલાણું (૨) અનિશ્ચિત (૩) (સ.) અમુક (જણ)

**અમૂ(-મું)ઝણ** (સ્ત્રી.) અમૂઝાવું તે, અકળામણ

**અમૂર્ત** (વિ.) આકારરહિત, નિરાકાર (૨) અસ્પષ્ટ

**અમૂર્તવાદ** (પું.) નિરાકારવાદ

**અમૂલ** (વિ.) મૂળ વિનાનું (૨) આધારહીન (૩) ઉપાદાન-કારણ રહિત

**અમૂલ(-લ્ય)** (વિ.) જેની કીમત આંકી ન શકાય એવું, ઘણું જ કીમતી (૨) વગર મૂલ્યનું

**અમૂ(-મો)લખ, અમૂ(-મો)લું** (વિ.) અમૂલ્ય (૨) ઘણું જ કીમતી

**અમૃત** (વિ.) મૃત નહિ તેવું (૨) અવિનાશી, અમર (૩) (ન.) અમર કરે એવો માનેલો એક રસ (૪) એક ચોઘડિયું

**અમૃતમહોત્સવ** (પું.) પંચોતેરમા વર્ષે ઊજવાતો ઉત્સવ

**અમૃતા** (સ્ત્રી.) એક વેલ (૨) ગળો (૩) હરડે (૪) અતિવિષની કળી (૫) આમલી

**અમૃષાવાદ** (પું.) જૂઠું ન બોલવું એ, સત્યકથન

**અમે(-મો)** (સ.) અમ, 'હું'નું બહુવચન

**અમેય** (વિ.) અમાપ

**અમેરિકા** (પું.) એ નામનો પૃથ્વીનો એક ખંડ

**અમોઘ** (વિ.) મોઘ-નિષ્ફળ નહિ એવું, અચૂક, રામબાણ, અફળ ન જાય એવું

**અમોલ(-લું), અમોલખ** (વિ.) અમૂલ્ય

**અમ્પાયર** (પું.) તટસ્થ પંચ-નિર્ણાયક (ક્રિકેટની મૅચમાં)

**અમ્મા** (સ્ત્રી.) મા, માતા

**અમ્લ** (વિ.) ખાટું, (૨) (ન.) તેજાબ, 'ઍસિડ'

**અમ્લપિત્ત** (ન.) એક પિત્તવિકાર

**અમ્લમાપક** (ન.) અમ્લ માપવાનું યંત્ર, 'ઍસિડીમીટર'

**અય** (ન.) લોખંડ (૨) (પું.) પાસો (૩) (અ.) હે, અરે

**અયાથાર્થ** (વિ.) અવાસ્તવિક, બરાબર નથી તેવું (૨) જેવો અર્થ હોય તેવું નહિ (૩) ભૂલ ભરેલું, ગેરવાજબી (૪) યથાર્થ નહિ એવું, મિથ્યા

**અયન** (ન.) પ્રયાણ (૨) વિષુવવૃત્તની દક્ષિણમાં અને ઉત્તરમાં દેખાતી સૂર્યની ગતિ (૩) એ ગતિને લાગતો વખત, છ માસ (૪) ઉત્તરાયણ અને દક્ષિણાયનનું દૂરમાં દૂરનું બિંદુ, 'સૉલ્સ્ટિસ'

**અયનવૃત્ત** (ન.) આકાશમાં જે માર્ગે સૂર્ય ફરતો દેખાય છે તે ગોળ રેખા

**અયનાંશ** (પું.) સૂર્યની ગતિના કાળનો ભાગ (૨) ગ્રહોની ગતિનો અંશ કે ભાગ (૩) અયનના વિભાગોમાંનો એક

**અયસ્કાંત** (પું.) લોહચુંબક

**અયાચક** (વિ.) યાચના ન કરનારું

**અયાચકવૃત્તિ** (સ્ત્રી.) વગર યાચનાએ ગુજરાન ચલાવવું તે (૨) માગ્યા વિના મળેલી ભિક્ષા ઉપર જીવવું તે

**અયુકત** (વિ.) યુકત નહિ એવું, નહિ જોડાયેલું (૨) અયોગ્ય (૩) યુક્તિ-પુરઃસર નહિ એવું, અસંબદ્ધ

**અયુત** (વિ.) જોડાયેલું નહિ એવું (૨) દશ હજાર (સંખ્યા)

**અયોગ્ય** (વિ.) અઘટિત, ગેરવાજબી (૨) નાલાયક, અપાત્ર

**અરક્ષિત** (વિ.) રક્ષિત નહિ એવું

**અરગટ** (પું.) અમુક વનસ્પતિનો (બાજરીના પાકનો) એક રોગ

**અરજ** (સ્ત્રી.) અરજી, અર્જ, નમ્રતાથી કરેલી વિનંતી (૨) ફરિયાદ, નિવેદન

**અરજ** (સ્ત્રી.) ગર્ભવતીના અભાવા, દોહદ

**અરજદાર** (વિ.) અરજી કરનાર, અરજ કરનાર

**અરજી** (સ્ત્રી.) અરજ કે ફરિયાદ જેમાં લખી હોય તે કાગળ

**અરડૂસી** (સ્ત્રી.) એક વનસ્પતિ-ઔષધિ

**અરણ્ય** (ન.) જંગલ, વન

**અરણ્યરુદન** (ન.) અરણ્યમાં-જ્યાં કોઈ સાંભળે નહિ ત્યાં કરેલું રુદન, વ્યર્થ પોકાર

**અરણ્યવાસ** (પું.) જંગલમાં રહેવું તે,(૨) સંસારત્યાગ

**અરણ્યવાસી** (પું.) વનનાસી, અરણ્યવાસ કરનાર

**અરતિ** (સ્ત્રી.) રતિનો-પ્રેમનો અભાવ

**અરથી** (પું.) રથ ઉપર લડનારો નથી તેવો યોદ્ધો (૨) (સ્ત્રી.) ઠાઠડી

**અરધું** (વિ.) અડધું, અર્ધ

**અરમણીય** (વિ.) રમણીય નહિ એવું

**અરમાન** (ન.બ.વ.) અભિલાષા, ઉમેદ (૨) તીવ્ર ઇચ્છા, આતુરતા

**અરમાર** (સ્ત્રી.) દરિયાઈ કાફલો, નૌકાસૈન્ય-દળ

**અરમ્ય** (વિ.) રમ્ય નહિ તેવું

**અરવલી(-લ્લી)** (પું.) જેમાં આબુ પર્વત છે તે પર્વતોની હારમાળા

**અરવિંદ** (ન.) કમળ
**અરશદરશ** (વિ.) આબેહૂબ
**અરસપરસ** (અ.) પરસ્પર, અન્યોન્ય
**અરસિક** (વિ.) રસ-મજા ન પડે એવું શુષ્ક, નીરસ (૨) રસ સમજી ન શકે એવું
**અરસો** (પું.) મુદત, કાળ (૨) અવસર
**અરાજક** (વિ.) રાજા વિનાનું, અંધાધૂંધીવાળું
**અરાજકતા** (સ્ત્રી.) અંધાધૂંધી, અવ્યવસ્થા
**અરાજકવાદ** (પું.) રાજસત્તાના બાહ્ય અંકુશ વગર સમાજ-વ્યવસ્થા થવી કે હોવી જોઈએ એવો વાદ
**અરિ** (પું.) દુશ્મન (૨) કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર એ છ વિકાર (૩) છ માટે કવિતામાં વપરાતી સંખ્યા
**અરિયુંપરિયું** (ન.) પરિયું (તેનું દ્વિત્વ), પૂર્વજ અને વંશજ
**અરિષ્ટ** (ન.) દુર્ભાગ્ય, સંકટ (૨) મોતની નિશાની (૩) મદ્ય, આસવ (૪) અરીઠાનું ઝાડ (૫) લીંમડાનું ઝાડ (૬)(પું.) શત્રુ (૭) સૂર્ય (૮) (વિ.) રિષ્ટ, અશુભ
**અરિહંત** (વિ.) દુશ્મનોનો નાશ કરનાર (૨) (પું.) જૈન તીર્થંકરો તથા બુદ્ધ માટેની સંજ્ઞા
**અરીઠી,(-ઠો)** (સ્ત્રી.પું.) એક ઝાડ
**અરીસો** (પું.) આરસો, આયનો, દર્પણ
**અરુચિ** (સ્ત્રી.) અપ્રીતિ, અણગમો (૨) રુચિ-ભૂખ ન હોવી તે
**અરુણ** (વિ.) રતાશ પડતું (૨) સોનેરી (૩) (પું.) સૂર્યનો સારથિ (૪) પરોઢ, પ્રભાત (૫) પરોઢ વખતે પ્રકાશનો રંગ (૬) રતાશ પડતો રંગ
**અરુણમૂર્તિ** (સ્ત્રી.) કમરથી ઉપરના શરીરના ભાગની મૂર્તિ
**અરુણાચલ(-ળ)** (પું.) સૂર્ય જેની પાછળથી ઊગે છે તે કલ્પિત પર્વત
**અરુણોદય** (પું.) અરુણનો ઉદય, પરોઢ
**અરુંધતી** (સ્ત્રી.) વસિષ્ઠ ઋષિની પત્નીનું નામ (૨) સપ્તર્ષિના તારાઓ પાસેના એક અત્યંત ઝાંખા તારાનું નામ
**અરૂઢ** (વિ.) રૂઢ-પ્રચલિત નહિ તેવું, અપ્રચલિત
**અરે** (અ.) આશ્ચર્ય, દુઃખ, ચિંતા, ક્રોધ, વગેરેનો સૂચક ઉદ્ગાર (૨) ઊતરતા દરજ્જાના માણસને સંબોધવાનો ઉદ્ગાર (૩) (સ્ત્રી.) ચીવટ, ફિકર (૪) હાય, દુઃખનો પોકાર
**અરેરાટ(-ટી)** (પું.સ્ત્રી.) અરે હોવી કે થવી તે, ફિકર, ચિંતા (૨) 'અરેરે' એવો ઉદ્ગાર નીકળી જાય એવી દશા, કમકમાટી
**અરોચક** (વિ.) રોચક નહિ એવું, અરુચતું
**અર્ક** (પું.) અરક, સત્ત્વ
**અર્ક** (પું.) સૂર્ય (૨) કિરણ (૩) આકડો (૪) ઉત્તરા ફાલ્ગુની
**અર્ગ** (પું.) કાર્યશકિતનો એકમ
**અર્ઘ** (પું.) કિંમત (૨) ચોખા, દૂર્વા વગેરેથી સન્માન કરવું તે (૩) ચોખા, દૂર્વા, ફૂલ, પાણી વગેરે (૪) પૂજાપો
**અર્ઘ્ય** (વિ.) મૂલ્યવાન (૨) પૂજ્ય (૩) (ન.) પૂજા, સન્માન
**અર્ચક** (લિ.) પૂજનાર, (૨) (પું.) પૂજારી
**અર્ચન, અર્ચના** (ન.સ્ત્રી.) પૂજા (૨) કપાળે ચંદન લગાડવું તે
**અર્જન્ટ** (વિ.) તાકીદવાળું, ઉતાવળનું
**અર્જિત** (વિ.) મેળવેલું, કમાયેલું
**અર્જુન** (પું.) પાંચ પાંડવોમાંનો ત્રીજો (૨) (વિ,.) એક વૃક્ષ (૩) (વિ.) ધોળું (ન.) (૪) સોનું (૫) રૂપું
**અર્ણવ** (પું.) સમુદ્ર (૨) એક છંદ
**અર્થ** (પું.) હેતુ, મતલબ (૨) સમજ, સમજૂતી (૩) ધન, સંપત્તિ (૪) ગરજ, ઈચ્છા (૫) ખપ, ઉદ્દેશ, પ્રયોજન (૬) ધર્માદિ ચાર પુરુષાર્થમાંનો બીજો
**અર્થકારણ** (ન.) (સમાજ કે રાષ્ટ્રના) આર્થિક તંત્રની વ્યવસ્થા કરવી તે
**અર્થગર્ભ** (વિ.) અર્થથી ભરેલું
**અર્થગાંભીર્ય, અર્થગંભીર** (વિ.) ગંભીર અર્થવાળું
**અર્થગૌરવ** (ન.) અર્થનું ઊંડાણ
**અર્થગ્રહણ** (ન.) અર્થ સમજવો તે
**અર્થગ્રાહી** (વિ.) અર્થ સમજવાની શકિત ધરાવનારું, સંવેદનશકિત-પરામર્શશકિત ધરાવનાર
**અર્થઘટન** (ન.) અર્થ ઘટવો કે ઘટાવવો તે, અર્થ થવો કે કરવો તે
**અર્થઘન** (વિ.) ખૂબ અર્થવાળું, અર્થથી ભરપૂર
**અર્થતંત્ર** (ન.) આર્થિક વ્યવસ્થાનું તંત્ર
**અર્થપ્રકૃતિ** (સ્ત્રી.) નાટકની પ્રયોજન-સિદ્ધિનો હેતુ (કા.શા.)
**અર્થપ્રચુર** (વિ.) અર્થ-મતલબથી ભરપૂર, પુષ્કળ સમજણ આપતું
**અર્થપ્રધાન** (વિ.) ધનસંપત્તિ જેમાં મુખ્ય હોય તેવું
**અર્થબંધ** (પું.) શબ્દોની રચના, નિબંધ, કાવ્ય વગેરે (૨) ઇન્દ્રિયોના વિષયોનું બંધન (૩) ધનનું બંધન
**અર્થમિતિ** (સ્ત્રી.) અર્થતંત્રને લગતી ખાસ વિદ્યા
**અર્થરહિત** (વિ.) નિરર્થક, અર્થ વિનાનું
**અર્થલક્ષી** (વિ.) અર્થને લક્ષનારું, અર્થવાહી
**અર્થલાભ** (પું.) અર્થપ્રાપ્તિ, ધનની પ્રાપ્તિ
**અર્થવાદ** (પું.) વિધિરૂપ વાકયોમાં રુચિ કરાવવા તે વિધિઓની સ્તુતિ (૨) અર્થને જીવનમાં મહત્ત્વ દેનાર વાદ (૩) સ્તુતિ, તારીફ
**અર્થવિજ્ઞાન** (ન.) અર્થ જાણવો તે (૨) બુદ્ધિના છ ગુણો પૈકીનો એક
**અર્થવિદ્યા** (સ્ત્રી.) અર્થશાસ્ત્ર
**અર્થવ્યવસ્થા** (સ્ત્રી.) (સમાજ કે રાષ્ટ્રના) અર્થ-પુરુષાર્થની-તેના માળખાની વ્યવસ્થા, સંપત્તિના આર્થિક વ્યવહાર અને તેના તંત્રની વ્યવસ્થા
**અર્થશાસ્ત્ર** (ન.) સંપત્તિશાસ્ત્ર, રાજનીતિ
**અર્થશાસ્ત્રી** (પું.) અર્થશાસ્ત્ર જાણનારો
**અર્થસૂચક** (વિ.) ખરો અર્થ બતાવનારું
**અર્થહીન** (વિ.) નિરર્થક, અર્થરહિત (૨) ગરીબ
**અર્થાત્** (અ.) એટલે કે
**અર્થાનુસારી** (વિ.) અર્થને અનુસરતું, અર્થ સાથે બંધબેસતું
**અર્થાપત્તિ** (સ્ત્રી.) (ન્યા.) જે ન સ્વીકારીએ તો વસ્તુસ્થિતિનો ખુલાસો ન જ મળી શકે એવું અનુમાન (૨) એક અર્થાલંકાર જેમાં એક વાત કહેવાથી બીજી વાતની સિદ્ધિ નિઃશંક છે એમ બતાવવામાં આવે છે. (કા.શા.)
**અર્થાતરન્યાસ** (પું.) સામાન્ય ઉપરથી વિશેષનું અને વિશેષ ઉપરથી સામાન્યનું સમર્થન જે વડે કરેલું હોય તે અલંકાર
**અર્થી** (વિ.) ગરજવાળું, મતલબી (૨) યાચક (૩) (સ્ત્રી.) અરથી (ઠાઠડી)
**અર્થોપાર્જન** (ન.) પૈસા કમાવા તે
**અર્ધ** (વિ.) અડધું (૨) (ન.) એકના બે સરખા ભાગોમાંનો એક
**અર્ધગોળ** (વિ.) અડધું ગોળ (૨) (પું.) (પૃથ્વીના) ગોળાનો અડધો ભાગ (૩) ગોળ આકૃતિનો અડધો ભાગ

**અર્ધચક્ર** (વિ.) અર્ધગોળ, અર્ધવૃત્ત
**અર્ધદગ્ધ** (વિ.) અડધું બળેલું (૨) અધકચરા જ્ઞાનવાળું
**અર્ધનારીશ્વર** (પું.) શિવનું એક સ્વરૂપ-અડધું પુરુષ અને અડધું સ્ત્રી અંગ
**અર્ધમાગધી** (સ્ત્રી.) પ્રાકૃત ભાષાનું એક સ્વરૂપ
**અર્ધવર્તુલ (-ળ)** (ન.) અર્ધચક્ર, અર્ધગોળ કે તેનું સૂચક, (;) આવું ચિહ્ન
**અર્ધવિરામ** (ન.) વાક્યના અર્થગ્રહણની સગવડ સારુ વચ્ચે થોભવું
**અર્ધસત્ય** (ન.વિ.) પૂરું સાચું નહિ તે
**અર્ધસરકારીપત્ર** (પું.) નીમપત્ર, 'ડી.ઓ.લેટર'
**અર્ધસ્વર** (પું.) ય, ર, લ કે વ અક્ષર
**અર્ધાંગના** (સ્ત્રી.) પતિનું અડધું અંગ, ધર્મપત્ની
**અર્પણ** (ન.) આપવું તે (૨) ભેટ કરવું તે (૩) માનપૂર્વક ધરવું તે
**અર્પણપત્ર** (ન.) બક્ષિસનામું (૨) અર્પણપત્રિકા
**અર્પણપત્રિકા** (સ્ત્રી) ગ્રંથ અર્પણ કર્યાનો લેખ, બક્ષિસનામું
**અર્પણસંધિ** (સ્ત્રી.) સુલેહ-સંધિ
**અર્બુદ** (પું.) વાદળ (૨) આબુ પર્વત (૩) (ગાંઠ-ગૂમડાનો) એક રોગ (૪) (વિ.) દશ કોટિ સંખ્યા
**અર્બુદાચલ(-ળ)** (પું.) આબુ પર્વત
**અર્વાચીન** (વિ.) આધુનિક, અત્યારનું
**અર્શ** (પું.) એક રોગ, હરસ
**અર્હ (-ર્હં) ત** (પું.) પરમજ્ઞાની, બુદ્ધ, તીર્થંકર (જૈન, બુદ્ધ)
**અલક** (પું.) વાળની લટ, કપાળ પરના વાંકડિયા વાળ (૨) ચોટલો
**અલકમલક** (પું.) દેશવિદેશ, અતિ દૂરનો કે વિકટ દેશ કે પ્રદેશ
**અલક્ષ્ય** (વિ.) અદૃશ્ય (૨) અજ્ઞેય, અલખ (૩) નેમ વિનાનું
**અલખ** (વિ.) અજ્ઞેય (૨)(પું.) બ્રહ્મ
**અલગ** (વિ.અ.) જુદું (૨) દૂર, છેટું
**અલગારી** (વિ.) શોખીન (૨) મસ્ત (૩) મનસ્વી
**અલપછ(-ઝ)લપ** (વિ.) અળપઝળપ, અસ્પષ્ટ, ઝાંખું
**અલબત (-ત્ત,ત્તાં)** (અ.) ખચિત, નિઃસંદેહ, જરૂર
**અલબેલું** (વિ.) ફાંકડું, ફૂટડું (૨) ઈશ્કી
**અલબ્ધ** (વિ.) નહીં મળેલું, નહીં મેળવેલું, અપ્રાપ્ત
**અલભ(-ભ્ય)** (વિ.) અપ્રાપ્ય, ન મળે એવું, દુર્લભ
**અલમ્** (અ.) બસ, પૂરતું
**અલમસ્ત** (વિ.) અતિ મસ્ત, મદમાતું (૨) મસ્તાન (૩) મલ્લ જેવું, પુષ્ટ અને જોરાવર
**અલમારી** (સ્ત્રી.) કબાટ (૨) અનેક ખાનાવાળું ભીંતમાંનું તાકું, સંચ (૩) છાજલી કે અનેક ખાનાંવાળી ઘોડી
**અલવિદા** (સ્ત્રી.) છેલ્લી સલામ, છેલ્લી વિદાય (૨) રમજાનનો છેલ્લો શુક્રવાર
**અલવેસર** (વિ.) અતિ સુંદર, અલબેલું (૨) (ન.) શણગારેલું ખચ્ચર
**અલસ** (વિ.) આળસુ (૨) થાકેલું (૩) મંદ
**અલંકરણ** (ન.) અલંકૃત કરવું તે, શણગારવું તે
**અલંકાર** (પું.) ઘરેણું, આભૂષણ (૨) શણગાર (૩) શબ્દ અથવા અર્થની ચમત્કૃતિવાળી રચના (૪) તાન કે આલાપમાં વપરાતી સ્વરોની મધુર ગૂંથણી
**અલંકારશાસ્ત્ર** (ન.) અલંકારનું શાસ્ત્ર, કાવ્યશાસ્ત્ર
**અલંકૃત** (વિ.) શણગારેલું
**અલંકૃતિ** (સ્ત્રી.) શોભા (૨) ભાષાનો શણગાર
**અલંગ** (સ્ત્રી.) ઘોડીની ઋતુદશા, ઠાણ (૨) (અ.) દૂર, અલગ
**અલંગછલંગ** (અ.) અધ્ધર, વગર ટેકે કે આધારે
**અલંઘનીય, અલંઘ્ય** (વિ.) ઓળંગી શકાય નહીં એવું
**અલાઘવ** (ન.) ગૌરવ (૨) ટૂંકાણનો અભાવ, નકામો વિસ્તાર (શૈલીનો એક દોષ)
**અલાતવાયુ** (પું.) કોલસામાંથી નીકળતો ગૅસ, કોલગૅસ
**અલાબલા** (સ્ત્રી.) ઝોડઝપટ, નડતર (૨) પીડા, ઉપાધિ, નુકસાન
**અલાભ** (પું.) નુકસાન, ગેરલાભ
**અલાયદું** (વિ.) ઈલાયદું, ભિન્ન, જુદું, અલગ
**અલિ (-લી)** (પું.) ભમરો
**અલિખિત** (વિ.) લિખિત નહિ એવું
**અલિપ્ત** (વિ.) લિપ્ત નહિ તેવું, નિર્લેપ, અનાસક્ત
**અલી** (પું.) અલિ, ભમરો, ઈસ્લામનો એક ખલીફ (૨) (સ્ત્રી.) સખી (૩) (અ.) સ્ત્રીવાચક સંબોધન
**અલુક્ સમાસ** (પું.) વિભક્તિના પ્રત્યયનો લોપ થયા વગર થતો તત્પુરુષ સમાસ
**અલૂણું** (વિ.) લૂણ-મીઠા વિનાનું (૨) લૂણ-અન્ન વિનાનું, ભૂખ્યું (૩) (લા.) ફીકું, ખિન્ન, વરવું (૪) (ન.) અલૂણું ખાવાનું વ્રત
**અલેખ** (વિ.) લેખા વિનાનું, અપાર
**અલેખે** (અ.) અફળ, એળે, નકામું (૨) પુષ્કળ
**અલેણું** (ન.) લેણાદેણી ન હોવી તે, અણબનાવ
**અલેલ** (વિ.) અંધેરવાળું, અવ્યવસ્થિત (૨) ઉપરટપકે કયાસ કર્યો હોય તેવું
**અલેલટપ્પુ** (વિ.) અટકળે ઠોકનાર, ગપાટિયું, રેઢિયાળ
**અલોક** (વિ.) અલૌકિક (૨) અદૃશ્ય
**અલોપ** (વિ.) અદૃશ્ય, લુપ્ત
**અલોપ્ય** (વિ.) લોપાય નહિ એવું
**અલૌકિક** (વિ.) અસામાન્ય, અદ્ભુત (૨) દિવ્ય
**અલ્કલી** (પું.) એક જાતનો રસાયણી પદાર્થ
**અલ્ટિમેટમ** (ન.) આખરી ચેતવણી, છેલ્લી સૂચના, આખરીનામું, છેલ્લો પડકાર આપવો તે
**અલ્પ** (વિ.) થોડું ('બહુ' થી ઊલટું), નાનું, ટૂંકું (૨) ક્ષુલ્લક, નજીવું, પામર
**અલ્પકાલિક, અલ્પકાલીન** (વિ.) થોડો વખત રહેનારું-ટકનારું
**અલ્પજ્ઞ** (વિ.) થોડું જાણનાર
**અલ્પતમ** (વિ.) સૌથી અલ્પ,'મિનિમમ'
**અલ્પપ્રાણ** (વિ.) જેનો ઉપચાર કરતાં થોડો શ્વાસ જોઈએ તેવા (અક્ષરો) (૨) નમાલું
**અલ્પબુદ્ધિ** (વિ.) થોડી બુદ્ધિવાળું, મૂર્ખ
**અલ્પવિરામ** (ન.) અર્થગ્રહણની સગવડ ખાતર વાક્યમાં થોડું થોભવું તે કે તેનું સ્થાન બનાવનારું (,) આવું ચિહ્ન
**અલ્પાયુ, અલ્પાયુષ (-ષી)** (વિ.) ટૂંકી આવરદાવાળું
**અલ્પાહાર** (પું.) થોડું ખાવું તે (૨) નાસ્તો
**અલ્પોક્તિ** (સ્ત્રી.) હોય તેથી ઓછું કે કમી કરીને બોલવું તે
**અલ્યા (-લ્યો)** (અ.) એક તુંકારભર્યું પુરુષવાચક સંબોધન

**અલ્લડ** (વિ.) અલેતું, નાદાન (૨) ઉચ્છૃંખલ

**અલ્લા** (પું.) ખુદા, ઈશ્વર

**અલ્લાબેલી** (અ.) અલ્લા તમારો બેલી હો એવો (વિદાય વેળાનો ઉદ્ગાર)

**અલ્સર** (ન.) આંતરડાંમાં ચાંદું

**અવ** (અ.) હવે (૨) ઉપસર્ગ (૩) 'ખરાબપણું', 'ઓછાપણું', 'નીચાપણું' એવા ભાવમાં, ઉદા. અવગુણ, અવકૃપા, અવગણવું, અવતાર, અથવા સાથેના શબ્દમાં વિશેષ ઉમેરે. ઉદા. અવઘોષણા, અવધારણા

**અવકળા** (સ્ત્રી.) અસ્વસ્થતા, વ્યાકુળતા (૨) ઊલટી અસર, નુકસાન

**અવકાશ** (પું.) આકાશ, ખાલી જગ્યા (૨) પ્રસંગ, તક (૩) ક્ષેત્ર (૪) ફુરસદ

**અવકાશવિજ્ઞાન** (ન.) અવકાશ અંગેનું વિજ્ઞાન

**અવકૃપા** (સ્ત્રી.) ઈતરાજી, ખફા-મરજી

**અવગણના** (સ્ત્રી.) ઉપેક્ષા, અવજ્ઞા (૨) અનાદર (૩) માનભંગ

**અવગત** (વિ.) આવડેલું, જ્ઞાત (૨) અવગતિ પામેલું

**અવગતિ** (સ્ત્રી.) ખરાબ દશા, (મરણ પછી) ભૂત-પ્રેત થવું તે, નરકમાં પડવું તે

**અવગાહ,અવગાહન** (પું.ન.) ડૂબકી મારવી કે લીન થવું તે (૨) સ્નાન

**અવગુણ** (પું.) દોષ, દુર્ગુણ (૨) ગેરફાયદો, નુકસાન (૩) અપકાર

**અવગુંઠન** (ન.) આચ્છાદન, ઢાંકણ (૨) બુરખો

**અવગુંફન** (ન.) ગૂંથવાની ક્રિયા

**અવગ્રહ** (પું.) અનાવૃષ્ટિ (૨) નિગ્રહ (૩) પ્રતિબંધ (૪) સ્વભાવ (૫) સંસ્કૃતમાં 'અ' ના લોપસૂચક ( ) આવું ચિહ્ન

**અવચનીય** (વિ.) ન બોલવા યોગ્ય, ગંદું (૨) જેને વિષે કાંઈ કહેવાનું નથી એવું, અનિંદ્ય

**અવચિહ્ન** (ન.) અશુભ ચિહ્ન

**અવચેતન** (ન.) સૂક્ષ્મ મન, આંતરમન

**અવચ્છિન્ન** (વિ.) જુદું પડેલું-પાડેલું (૨) વિશેષ ગુણને લીધે જુદું તરી આવતું (૩) મર્યાદિત, સીમિત

**અવચ્છેદ** (પું.) ભાગ (૨) મર્યાદા (૩) છેદન, જુદું પાડવું તે (૪) વિશેષતા (૫) અવધારણ, (શબ્દાર્થની) મર્યાદા બાંધવી તે

**અવજ્ઞા** (સ્ત્રી.) અવગણના, અનાદર, આજ્ઞાભંગ

**અવટંક** (સ્ત્રી.) અટક, ઓળખ

**અવડ** (વિ.) હવડ, અવાવરુ

**અવઢવ** (ન.) ઢચુપચુપણું (૨) (સ્ત્રી.) ઓરતો

**અવણ** (વિ.) અવર્ણ, વર્ણ બહારનું, નીચું, ઊતરતું

**અવતરણ** (ન.) નીચે ઊતરવું તે (૨) અવતાર, જન્મ (૩) ઉતાર, ઊતરતો ઢાળ (૪) ઉતારો, ટાંચણ

**અવતરવું** (ક્રિ.) નીચે ઊતરવું (૨) જન્મવું

**અવતાર** (પું.) નીચે ઊતરવું તે (૨) ઉત્પત્તિ, જન્મ, દેહધારણ (૩) જન્મારો (૪) પૃથ્વી પર અવતરેલા દેવ કે ઈશ્વર

**અવદશા** (સ્ત્રી.) દુર્દશા, પડતી

**અવદ્ય** (વિ.) ન કહેવાય એવું (૨) નિંદ્ય

**અવધ** (પું.) વધ નહિ કે ન કરવો તે (૨) (સ્ત્રી.) અયોધ્યા (૩) અવધિ

**અવધાન** (ન.) લક્ષ, ધ્યાન, એકાગ્રતા (૨) કાળજી (૩) સમાધિ

**અવધાર** (પું.) નિર્ણય-નિશ્ચય કરવો તે (૨) મર્યાદા બાંધવી તે (૩) શબ્દ ઉપર ભાર મૂકવો તે (૪) (અ.) ખચીત

**અવધારણ (-ણા)** (ન.સ્ત્રી.) નિશ્ચય, નિર્ણય, ઠરાવ (૨) શબ્દાર્થની મર્યાદા (૩) શબ્દ ઉપર ભાર મૂકવાની ક્રિયા

**અવધારવું** (ક્રિ.) નક્કી કરવું, નક્કી માનવું (૨) ધ્યાનપૂર્વક જોવું, તપાસવું

**અવધિ** (પું.સ્ત્રી.) હદ (૨) અંત, સમાપ્તિ (૩) નિશ્ચિત સમય

**અવધૂત** (પું.) અબધૂત, વૈરાગી, બાવો (૨) (વિ.) મસ્ત

**અવધ્ય** (વિ.) વધને અયોગ્ય, વધ ન કરાય એવું

**અવનત** (વિ.) નીચું નમેલું, પડેલું (૨) અસ્ત પામેલું

**અવનતિ** (સ્ત્રી.) પડતી (૨) નીચે નમવું તે (૩) નમસ્કાર

**અવનવું, અવનવીન** (વિ.) નવતર (૨) નવીનવી જાતનું (૩) વિચિત્ર, અદ્ભુત

**અવનિ (-ની)** (સ્ત્રી.) પૃથ્વી

**અવપતન** (ન.) અધોગતિ, અવનતિ

**અવબોધ** (પું.) જાગૃતિ (૨) જ્ઞાન (૩) વિવેક

**અવભૃથ** (ન.) મુખ્ય યજ્ઞની પૂર્ણાહુતિ (૨) ત્યાર પછી શુદ્ધિ અર્થે કરાતું સ્નાન કે તેનાં ઉપકરણો ધોઈ નાંખવાં તે (૩) મુખ્ય યજ્ઞમાં થયેલા દોષોના નિવારણાર્થે કરાતો યજ્ઞ

**અવમાન (-ના)** (ન.સ્ત્રી.) અપમાન, અવગણના (૨) માન કે કિંમત ઊતરવી કે ઘટવી તે, 'ડિવેલ્યુએશન'

**અવમૂલ્યન** (ન.) મૂલ્ય ઘટાડવું

**અવયવ** (પું.) શરીરનો ભાગ (૨) આખી વસ્તુનો વિભાગ, અંશ (૩) સાધન, ઉપકરણ (૪) (ગ.) ફૅક્ટર

**અવર** (સ.) ઈતર (૨) (વિ.) બીજું, અન્ય (૩) કનિષ્ઠ, ઊતરતું

**અવર-કારકુન** (પું.) જુનિયર કારકુન

**અવરગંડી** (સ્ત્રી.) એક જાતનું બારીક કાપડ

**અવર-જજ** (પું.) જુનિયર જજ

**અવરજવર** (સ્ત્રી.પું.) આવજા

**અવરસેવા** (વિ.) રાજ્યેતર સેવા

**અવરુદ્ધ** (ન.) અટકાવેલું, રોકેલું, રુંધેલું (૨) (વિ.) આચ્છાદિત, ઢાંકેલું (૩) (વિ.) ઘેરેલું, પુરાયેલું (૪) (વિ.) નહિ જણાવેલું, ગુપ્ત, છાનું

**અવરોધ** (પું.) અટકાયત, પ્રતિબંધ, રુકાવટ (૨) અંતઃપુર, જનાનો

**અવરોધક** (વિ.) અટકાવનારું

**અવરોહ** (પું.) ઊતરવું તે (૨) (સંગીતમાં) ઊંચા સૂર પરથી નીચા સૂર પર આવવું તે (૩) ઊતરતો ક્રમ, 'ડિસેન્ડિંગ ઑર્ડર'

**અવર્ગ** (પું.) 'અ' આદિ સ્વરો (૨) (વિ.) 'અ' વર્ગનું (૩) વર્ગરહિત

**અવર્ગીકૃત** (વિ.) વર્ગીકૃત કર્યા વિનાનું

**અવર્ણ** (વિ.) રંગહીન

**અવર્ણનીય** (વિ.) વર્ણવી ન શકાય એવું, વર્ણનાતીત

**અવ(-વ્વ)લ** (વિ.) પહેલું, મુખ્ય (૨) ઉત્તમ (૩) સર્વશ્રેષ્ઠ

**અવલ-કારકુન** (પું.) મુખ્ય કારકુન

**અવલંબ** (પું.) આધાર, ટેકો, સહારો

**અવલંબન** (ન.) અવલંબ (૨) સહાય, મદદ (૩) (ગ.) 'લેમ્મા'

**અવલંબિત** (વિ.) આધારવાળું, ટેકાવાળું (૨) લટકતું

**અવલમંજલ** (સ્ત્રી.) દફનક્રિયા, પાયદસ્ત, અંતિમક્રિયા

**અવલેહ** (પું.) ચાટણ, ચાટો

**અવલોકન** (ન.) જોવું તે, નિરીક્ષણ, તપાસ, પરીક્ષા, સમીક્ષા

**અવલોકવું** (ક્રિ.) જોવું, તપાસવું, અવલોકન કરવું
**અવશિષ્ટ** (વિ.) વધેલું, બાકી રહેલું, વધારાનું
**અવશેષ** (પું.) બાકી રહેલો ભાગ, બચેલો ભાગ (૨) ખંડેર
**અવશોષણ** (વિ.) શોષાવું તે
**અવશ્ય** (વિ.) જરૂરી, આવશ્યક (૨) (અ.) જરૂર, ખચીત
**અવશ્યંભાવિ** (વિ.) અવશ્ય બનવાનું એવું, અપરિહાર્ય
**અવસન્ન** (વિ.) ખિન્ન પડી ગયેલું (૨) નષ્ટ, મૃત (૩) ઉદાસ, હતાશ (૪) અવસાન પામેલું, મરી ગયેલું
**અવસર** (પું.) તક, લાગ (૨) સમય, વખત (૩) પ્રસંગ, ટાણું
**અવસર્પ** (પું.) જાસૂસ
**અવસર્પણ** (ન.) નીચે જવું-ઊતરવું તે
**અવસર્પિણી** (સ્ત્રી.) અધોગતિનો ઘણો લાંબો સમય (જૈન)
**અવસાન** (ન.) અટકવું-બંધ પડવું તે, અંત (૨) આખર ઘડી, મોત (૩) હદ, સીમા (૪) યતિ, વિરામ
**અવ(-વે) સ્તા** (સ્ત્રી.) જ્ઞાન (૨) પારસીઓનું મૂળ ધર્મપુસ્તક
**અવસ્થા** (સ્ત્રી.) સ્થિતિ, દશા (૨) આયુષ્યના અમુક-અમુક મુદતના ભાગ કે પેટા ભાગ હોય તે (૩) ઘડપણ
**અવસ્થિતિ** (સ્ત્રી.) રહેવું તે (૨) રહેઠાણ (૩) હાલત, દશા
**અવહેલન (-ના)** (ન.સ્ત્રી.) અવહેલવું તે, અનાદર, અવગણના
**અવહેવારુ** (વિ.) વહેવારું નહીં એવું
**અવળ** (વિ.) અવળું, ઊંધું, ઊલટું (૨) વાંકું, આડું, પ્રતિકૂળ (૩) ખોટું
**અવળચંડું** (વિ.) કહે તેથી ઊલટું કરનારું (૨) અટકચાળું, અડપલાખોર
**અવળચંડાઈ** (સ્ત્રી.) અવળચંડાપણું
**અવળવાણી** (સ્ત્રી.) વાચ્યાર્થથી ઊલટો અર્થ સૂચવતી વાણી (૨) ગૂઢ વાણી (૩) અવળું બોલવું તે (૪) અશુભ વાણી
**અવળસવળ** (અ.) ઊલટસૂલટ, આડુંઅવળું
**અવળું** (વિ.) ઊંધું, ઊલટું (૨) વાંકું, આડું, પ્રતિકૂળ (૩) ખોટું
**અવાક (-ચ)** (વિ.) મૂક, સ્તબ્ધ
**અવાચ્ય** (વિ.) અવર્ણ્ય, અકથ્ય (૨) ન વંચાય એવું
**અવાજ** (પું.) ધ્વનિ, શબ્દ (૨) ઘાંટો, સાદ
**અવા(-વે)ડો** (પું.) ઢોરને પાણી પીવાનો (કૂવા પરનો) કુંડ
**અવારનવાર** (અ.) વારંવાર, પ્રસંગોપાત્ત, કદીકદી (૨) વારાફરતી
**અવાવરુ (-રું)** (વિ.) બહુ વખતથી વપરાયા વિનાનું, અવડ
**અવાસ્તવ (-વિક)** (વિ.) વાસ્તવિક નહિ તેવું
**અવાહક** (વિ.) વહન ન કરે એવું (ગરમી, વીજળી વગેરેને)
**અવાળું** (પું.ન.) પેઢું, દાંતના પારા-પીઢિયાં (૨) લાળ ઉત્પન્ન કરનાર માંસપિંડ
**અવાંછિત** (વિ.) અનિચ્છિત, નહિ ઇચ્છેલું, અનપેક્ષિત
**અવાંતર** (વિ.) અંદરનું (૨) વચમાં આવેલું, સમાવિષ્ટ, બાહ્ય, આગંતુક, ગૌણ (૩)- ની અંદર આવી જતું
**અવિકલ્પ્ય** (વિ.) સાધારણ બુદ્ધિથી જાણી ન શકાય એવું
**અવિકસિત** (વિ.) વિકાસ નહિ પામેલું
**અવિકળ** (વિ.) અખંડ (૨) વ્યવસ્થિત (૩) વ્યાકુલ-ગભરાયેલું નહિ તેવું
**અવિકાર** (વિ.) વિકારરહિત, જેમાં ફેરફાર ન થાય તેવું (૨) (પું.) વિકાર-ફેરફારનો અભાવ
**અવિખ્યાત** (વિ.) વિખ્યાત નહીં તેવું, અપ્રસિદ્ધ, અજ્ઞાત
**અવિગત** (વિ.) ન ગયેલું, જુદું નહીં પડેલું, હાજર, સંયુક્ત (૨) જવા ન દીધેલું, રોકેલું (૩) નહીં મરેલું (૪) નિત્ય
**અવિચલ (-ળ)** (વિ.) ચળે નહિ એવું, સ્થિર (૨) નિત્ય
**અવિચલિત** (વિ.) સ્થિર, ભવ્ય (૨) સ્થાનભ્રષ્ટ ન થયેલું
**અવિચાર** (પું.) વિચાર-વિવેકનો અભાવ (૨) ઉતાવળ
**અવિચારી** (વિ.) વિચાર ન કરે એવું, મૂર્ખ(૨) અવિવેકી, સાહસભર્યું, ઉતાવળિયું
**અવિચ્છિન્ન** (વિ.) અખંડ (૨) સતત, અસ્ખલિત (૩) અવિભક્ત
**અવિજ્ઞેય** (વિ.) જેને સારી રીતે જાણી શકાય એમ નથી તે -પરમાત્મતત્ત્વ, ન જાણી શકાય એવું, અજ્ઞેય
**અવિદ્યમાન** (વિ.) વિદ્યમાન નહીં એવું, હયાત નહીં તેવું
**અવિદ્યા** (સ્ત્રી.) અજ્ઞાન, માયા
**અવિધિસર-પત્ર** (પું.) અનૌપચારિક પત્ર
**અવિનય** (પું.) અવિવેક, અસભ્યતા (૨) (વિ.) વિનયરહિત, અવિનયી
**અવિનાભાવ** (પું.) એક બીજા વિના રહી કે હોઈ ન શકે એવો ભાવ કે લક્ષણ
**અવિનાશ (-શી)** (વિ.) અમર, અક્ષય, નિત્ય
**અવિભક્ત** (વિ.) વિભક્ત નહિ એવું (૨) એકરૂપ, મઝિયારું, સંયુક્ત
**અવિભાજ્ય** (વિ.) વિભાગ ન પડી શકે એવું (૨) શેષ રાખ્યા વિના ભગાય નહિ એવું
**અવિરક્ત** (વિ.) રાગી, આસક્તિવાળું
**અવિરત** (વિ.) વિરત નહિ એવું (૨) સતત, નિરંતર, લગાતાર
**અવિરામ** (પું.) વિરામનો અભાવ (૨) (અ.) સતત, લગાતાર, વિરામ લીધા વિના
**અવિલંબિત** (વિ.) વિલંબિત નહીં એવું
**અવિલોપ્ય** (વિ.) ભૂંસી ન શકાય તેવું
**અવિવાહિત** (વિ.) કુંવારું, અપરિણીત
**અવિવેક** (પું.) અવિચાર, વિચારશૂન્યતા, અવિનય
**અવિશિષ્ટ** (વિ.) વિશિષ્ટ નહીં એવું, ચીલાચાલુ
**અવિશ્રાંત** (વિ.અ.) અથાક, સતત, વિશ્રાંતિ લીધા વિના
**અવિશ્વસનીય** (વિ.) વિશ્વાસપાત્ર નહીં એવું
**અવિશ્વાસ** (પું.) વિશ્વાસનો અભાવ, શંકા, અણભરોંસો
**અવિસ્મરણીય** (વિ.) ભૂલી ન શકાય તેવું
**અવેક્ષક** (પું.) જોનાર, નિહાળનાર (૨) દેખરેખ રાખનાર, 'સુપરવાઈઝર'
**અવેક્ષણ** (ન.) દેખરેખ-નિયમન
**અવેજ** (પું.) બદલો, સાટા જેટલી કિંમતનો માલ (૨) નાણું, મૂડી
**અવેતન** (વિ.) વેતન વગરનું, માનાર્હ
**અવેરવું** (ક્રિ.) અવેરથી વર્તવું, સુવ્યવસ્થિત રાખવું, સારું કરીને વાપરવું (૨) જાળવવું, જતન કરવું (૩) કરકસર કરવી
**અવૈજ્ઞાનિક** (વિ.) વૈજ્ઞાનિક નહિ એવું, અશાસ્ત્રીય
**અવૈતનિક** (વિ.) વેતન વગરનું, માનાર્હ
**અવૈધ** (વિ.) વિધિ વિનાનું (૨) શાસ્ત્રનિષિદ્ધ (૩) બંધારણવિરુદ્ધ (૪) ગેરકાયદેસર
**અવૉર્ડ** (પું.) ચુકાદો, નિર્ણય, ફેંસલો, ઍવૉર્ડ, પુરસ્કાર

**અવ્યક્ત** (વિ.) અસ્પષ્ટ (૨) અદૃશ્ય (૩) (ગ). અજ્ઞાત, વિશિષ્ટ સંખ્યા ન બતાવનાર રાશિ (૪) (ન.) બ્રહ્મ, પરમાત્મતત્ત્વ (૫) મૂલ પ્રકૃતિ
**અવ્યય** (વિ.) ન બદલાય એવું, શાશ્વત (૨) (ન.) જેને જાતિ, વચન કે વિભકિતના પ્રત્યય ન લાગે તેવો શબ્દ (૩) બ્રહ્મ (૪) (પું.) શિવ, વિષ્ણુ
**અવ્યવસ્થા** (સ્ત્રી.) વ્યવસ્થાનો અભાવ, ગેરબંદોબસ્ત, અસ્તવ્યસ્તપણું, ગોટાળો, બખેડો, તોફાન
**અવ્યવહારુ** (વિ.) વ્યવહારુ નહીં એવું, આચરણમાં ન મૂકી શકાય એવું
**અવ્યસ્ત** (વિ.) વ્યસ્ત નહીં એવું, સમ
**અવ્યાકુલ (-ળ)** (વિ.) વ્યાકુલ નહિ એવું, સ્વસ્થ, શાંતચિત્ત
**અવ્યાખ્યેય** (વિ.) વ્યાખ્યા ન થઈ શકે એવું, જેનો ખુલાસો કે સ્પષ્ટીકરણ ન કરી શકાય એવું
**અવ્યાપ્ત** (વિ.) વ્યાપ્ત નહિ એવું, વ્યાપક ન થયેલું
**અશકત** (વિ.) કમતાકાત, નબળું, અસમર્થ, માંદું
**અશકતાશ્રમ** (પું.) અશકત લોકોને આશ્રય આપવા માટેનું સ્થળ, 'ઇન્ફર્મરી'
**અશકિત** (સ્ત્રી.) નબળાઈ, શકિતનો અભાવ, ગજું કે તાકાત ન હોવી તે
**અશકિતમાન** (વિ.) શકિત વિનાનું, અસમર્થ
**અશકય** (વિ.) અસંભવિત, શકય ન હોય એવું
**અશરણ** (વિ.) નિરાધાર, આશ્રયરહિત
**અશરફી** (સ્ત્રી.) સોનામહોર (૨) એ નામનું એક હઠીલું ચાંદું
**અશરીર (-રી)** (વિ.) શરીરરહિત (૨) દૈવી વાણી (૩) (પું.) કામદેવ (૪) બ્રહ્મ
**અશાલેય** (વિ.) શાળાની બહારનું
**અશાંત** (વિ.) શાંતિરહિત, ઉદ્વિગ્ન (૨) તોફાની (૩) ચંચળ, આતુર
**અશિક્ષિત** (વિ.) શિક્ષિત-ભણેલું નહિ એવું, અભણ, નિરક્ષર
**અશિવ** (વિ.) અશુભ, અકલ્યાણકારી (૨) (ન.) અકલ્યાણ
**અશિષ્ટ** (વિ.) અસંસ્કારી-ગ્રામ્ય, અણઘડ, અશિક્ષિત (૨) શિષ્ટ નહિ એવું
**અશિસ્ત** (વિ.) શિસ્તનો અભાવ
**અશુચિ** (વિ.) શુચિ નહિ એવું, અપવિત્ર, અશુદ્ધ (૨) સૂતકી (૩) (સ્ત્રી.) શુચિ-સ્વચ્છતા કે પવિત્રતાનો અભાવ
**અશુદ્ધ** (વિ.) અપવિત્ર (૨) મલિન (૩) અપ્રામાણિક (૪) સદોષ, ભૂલ ભરેલું (૫) શુદ્ધિ-ભાન વગરનું, બેભાન
**અશુભ** (વિ.) શુભ નહીં તેવું, અમંગલ, નઠારું (૨) મરણને લગતું (૩) (ન.) અકલ્યાણ, ભૂંડું (૪) દુરાચરણ
**અશેષ** (વિ.) (અ.) પૂરેપુરું, તમામ
**અશોક** (પું.) હર્ષ, આનંદ (૨) એક ઝાડ (૩) એક રાજા (૪) (વિ.) શોકરહિત
**અશોચ્ય** (વિ.) શોક ન કરવા યોગ્ય
**અશ્મ** (પું.) પથ્થર
**અશ્રદ્ધા** (સ્ત્રી.) અનાસ્થા, અવિશ્વાસ
**અશ્રાવ્ય** (વિ.) ન સાંભળવા યોગ્ય, ન સાંભળી શકાય એવું
**અશ્રાંત** (વિ.) થાકયા વિનાનું (૨) સતત, અથાક
**અશ્રુ** (પું.) આંસુ
**અશ્રુત** (વિ.) નહિ સાંભળેલું (૨) શાસ્ત્ર નહિ જાણનારું (૩) અશિક્ષિત
**અશ્રુધારા** (સ્ત્રી.) આંસુની ધારા
**અશ્રુબિંદુ** (ન.) આંસુનું ટીપું
**અશ્રુવાયુ** (પું.) એક પ્રકારનો ગૅસ જેનાથી આંખમાં જલન પેદા થાય, 'ટીયરગૅસ'
**અશ્લાઘ્ય** (વિ.) નિંદ્ય, વખાણવાને અયોગ્ય
**અશ્લીલ** (વિ.) નઠારું, બીભત્સ (૨) અસભ્ય, ગ્રામ્ય
**અશ્વ** (પું.) ઘોડો
**અશ્વગંધા** (સ્ત્રી.) એક વનસ્પતિ
**અશ્વત્થ** (પું.) પીપળો
**અશ્વમેધ** (પું.) એક યજ્ઞ જેમાં દિગ્વિજય કરી આવતો ઘોડો હોમવામાં આવે છે.
**અશ્વશકિત** (સ્ત્રી.) અશ્વની શકિત-યંત્રશકિત કાઢવાનું એક માપ, 'હૉર્સપાવર' (પ.વિ.)
**અશ્વારૂઢ** (વિ.) ઘોડા પર સવાર થયેલું
**અશ્વારોહણ** (ન.) ઘોડા પર સવારી કરવી તે
**અશ્વિની** (સ્ત્રી.) પહેલું નક્ષત્ર (૨) ઘોડી
**અષાઢ** (પું.) વિક્રમ સંવતનો નવમો મહિનો, અસાડ
**અષ્ટકોણ** (વિ.) (પું.) આઠ ખૂણાવાળું, આઠ ખૂણાવાળી આકૃતિ
**અષ્ટંપષ્ટં** (વિ.) આડુંઅવળું, અગડંબગડં, ખરુંખોટું
**અષ્ટોત્તરી** (સ્ત્રી.) મનુષ્ય આયુષ્ય ૧૦૮ વર્ષનું ગણ્યે એમાં આવતી દરેક ગ્રહની દશા
**અસત** (વિ.) કાલ્પનિક (૨) ખોટું (૩) ખરાબ (૪) (ન.) શૂન્ય (૫) અસત્ય
**અસત્ય** (વિ.) ખોટું, જૂઠું (૨) કાલ્પનિક (૩) માયા, ભ્રમ (૪) (ન.) જૂઠાણું
**અસત્યભાષી** (વિ.) જુઠું બોલનાર
**અસબાબ** (પું.) સરસામાન, 'ડેડસ્ટોક'
**અસભ્ય** (વિ.) સભ્ય નહિ એવું, અવિનયી, જંગલી
**અસભ્યતા** (સ્ત્રી.) સભ્યતાનો અભાવ (૨) અવિનય, અવિવેક, તોછડાઈ (૩) જંગલિયત, 'બાર્બરિઝમ'
**અસમજણ** (સ્ત્રી.) અણસમજ
**અસમતલ** (વિ.) સમતલ ન હોય તેવું, વિષમ
**અસમતા** (સ્ત્રી.) સરખું નહીં એવું, વિષમતાવાળું, બરાબરિયા વિનાનું, અપ્રતિમ
**અસમભાવ** (પું.) સમભાવનો અભાવ
**અસમર્થ** (વિ.) સમર્થ નહીં તેવું, નિર્બળ
**અસમંજસ** (વિ.) અસ્પષ્ટ, અનુચિત, મૂર્ખાઈ ભરેલું
**અસમાન** (વિ.) સરખું નહીં એવું (૨) સપાટ નહીં એવું, વિજાતીય, અજોડ
**અસમાપ્ત** (વિ.) અધૂરું, અપૂર્ણ
**અસમાંતર** (વિ.) સમાંતર નહિ એવું, સરખા અંતરે આવેલું ન હોય એવું
**અસર** (સ્ત્રી.) વસ્તુનો (સારો કે માઠો) પ્રભાવ કે છાપ પડે યા ગુણ અવગુણ દાખવે તે, પરિણામ (૨) લાગણી
**અસરકારક** (વિ.) અસર કરે એવું (૨) પ્રભાવક
**અસરગ્રસ્ત** (વિ.) અસર પામેલું
**અસલ** (વિ.) મૂળ (૨) પ્રાચીન (૩) ઉત્તમ (૪) ખરું (૫) સાચું (૬) (અ.) પહેલાં
**અસલામત** (વિ.) સલામત નહિ એવું
**અસલિયત** (સ્ત્રી.) અસલપણું
**અસલી** (વિ.) મૂળ, પુરાણું, અગાઉનું (૨) ખરું, નકલી નહિ એવું

**અસવાર** (વિ.) ઘોડા, હાથી કે વાહન પર બેઠેલું (૨) (પું.) તેવો માણસ (૩) ઘોડેસવાર સિપાઈ

**અસહકાર** (પું.) સહકાર-સંબંધ ન રાખવો તે (૨) ગાંધીજીની અસહકારની લડત

**અસહનીય** (વિ.) સહી ન શકાય એવું, અસહ્ય

**અસહયોગ** (પું.) અસહકાર, સહયોગનો અભાવ

**અસહાય** (વિ.) સહાય વિનાનું, એકલું (૨) વિવશ, લાચાર (૨) નિરાધાર

**અસહિષ્ણુ** (વિ.) સહન ન કરે એવું, ક્ષમા ન કરે એવું, અક્ષમ (૨) અનુદાર

**અસહ્ય** (વિ.) સહી ન શકાય એવું

**અસંખ્ય** (વિ.) અગણિત, બેશુમાર

**અસંગ** (વિ.) દુનિયાદારીના સંબંધોથી મુકત, અનાસકત (૨) સોબત વિનાનું, એકલું (૩) (પું.) સાંખ્ય-દર્શનમાં પુરુષ વા આત્મા (૪) અનાસકિત

**અસંગઠિત** (વિ.) સંપ વગરનું, છૂટું છૂટું રહેલું, સંગઠન વગરનું

**અસંગત** (વિ.) મેળ ન ખાય એવું, પરસ્પરવિરોધી (૨) અનુચિત, અસંભવ

**અસંતુષ્ટ** (વિ.) સંતુષ્ટ નહિ એવું, અસંતોષવાળું

**અસંતોષ** (પું.) સંતોષનો અભાવ, અતૃપ્તિ

**અસંદિગ્ધ** (વિ.) સંદિગ્ધ નહિ એવું, સ્પષ્ટ, નિશ્ચિત, નિઃશંક

**અસંબદ્ધ** (વિ.) સંબદ્ધ નહીં એવું (૨) અર્થશૂન્ય (૩) અનુચિત

**અસંભવ** (પું.) સંભવનો અભાવ, અશકયતા

**અસંમતિ** (સ્ત્રી.) સંમતિ ન હોવી તે

**અસંમતિનોંધ** (સ્ત્રી.) અસંમતિ દર્શાવતી નોંધ, 'મિનિટ ઑફ ડિસેન્ટ'

**અસંયત** (વિ.) સંયમરહિત, બંધનમુકત

**અસંસદીય** (ન.) સંસદને ન છાજે તેવું

**અસંસ્કારી** (વિ.) સંસ્કાર વગરનું, અશિષ્ટ, અસંસ્કૃત

**અસંસ્કૃત** (વિ.) અશિષ્ટ, સંસ્કારરહિત (૨) નિયમ વિરુદ્ધનો શબ્દ

**અસાધારણ** (વિ.) સાધારણ નહિ એવું, અસામાન્ય, વિશિષ્ટ, ખાસ, અનોખું (૨) લોકોત્તર, અલૌકિક (૩) (પું.) (ન્યા.) એક પ્રકારનો હેત્વાભાસ, અનૈકાંતિકનો એક પ્રકાર

**અસાધુ** (વિ.) દુષ્ટ, ખરાબ (૨) (વ્યા.) અપભ્રષ્ટ, અશુદ્ધ

**અસાધ્ય** (વિ.) ચિકિત્સા દ્વારા રોગનું નિવારણ ન થઈ શકે એવું, જેનો ઈલાજ ન હોય તેવો (રોગ) (૨) સિદ્ધ ન થઈ શકે તેવું (૩) અશકય (૪) સાધી ન શકાય એવું

**અસામાજિક** (વિ.) સામાજિક નહિ એવું કે તેથી ઊલટું

**અસામાન્ય** (વિ.) અસાધારણ

**અસાર** (વિ.) સાર વિનાનું, નિ:સત્ત્વ (૨) નિરર્થક (૩) તુચ્છ (૪) (પું.) સારનો અભાવ

**અસાવધ** (વિ.) સાવધ નહિ એવું, ગાફેલ

**અસાંપ્રત** (વિ.) પ્રાચીન (૨) અયોગ્ય

**અસાંપ્રદાયિક** (વિ.) સાંપ્રદાયિક નહીં એવું

**અસાંસ્કૃતિક** (વિ.) સાંસ્કૃતિક નહીં એવું

**અસિ** (સ્ત્રી.) તલવાર

**અસિત** (વિ.) કાળું, શ્યામ (૨) નીલ (૩) (પું.) એક ઋષિનું નામ

**અસિતા** (સ્ત્રી.) ગળી (૨) અંતઃપુરની જુવાન સ્ત્રી (૩) નાગણ (૪) એક અપ્સરા

**અસિધારાવ્રત** (ન.) તલવારની ધાર પર ચાલવા જેવું કઠણ વ્રત

**અસિપત્ર** (ન.) તલવારનું ફળું કે મ્યાન (૨) ધારદાર પાનની એક વનસ્પતિ (૩) શેરડી (૪) એક નરક

**અસીમ** (વિ.) સીમા વિનાનું, બેહદ

**અસીલ** (વિ.) જાતવાન (૨) સાલસ (૩) (પું.) વકીલનો ગ્રાહક

**અસુ** (પું.) પ્રાણ

**અસુખ** (ન.) દુઃખ (૨) બેચેની

**અસુર** (પું.) દાનવ, રાક્ષસ, દૈત્ય (૨) નીચ કે ખરાબ માણસ

**અસૂયા** (સ્ત્રી.) અદેખાઈ, દાઝ (૨) પારકાના ગુણોમાં દોષ શોધવા તે (૩) ક્રોધ

**અસૂર(-રું)** (અ.) મોડું

**અસૌમ્ય** (વિ.) કઠોર, ઉગ્ર

**અસ્કર** (ન.) લશ્કર, ફોજ, સૈન્ય

**અસ્કામત** (સ્ત્રી.) ઈસ્કામત, માલમતા, મિલકત, પૂંજી

**અસ્ખલિત** (વિ.) અડગ (૨) અખંડ (૩) સ્ખલન કે ભૂલ કર્યા વિનાનું, સતત

**અસ્ત** (પું.) આથમવું તે (સૂર્ય વગેરેનું) (૨) પડતી (૩) નાશ, મરણ (૪) (ન.) ઘર

**અસ્તર** (ન.) અંદરનું પડ (ડગલો વગેરેનું) (૨) બાંધકામમાં અંદરનું પ્લાસ્ટર (૩) રંગ લગાવતા પહેલાં પદાર્થ પર ચડાવવામાં આવતું પડ

**અસ્તવ્યસ્ત** (વિ.) છિન્નભિન્ન, રફેદફે, ઊંધુંચત્તું

**અસ્તાચલ(-ળ)** (પું.) સૂર્ય જેની પાછળ આથમે છે કાલ્પનિક પર્વત

**અસ્તિ** (સ્ત્રી.) હયાતી

**અસ્તિત્વ** (ન.) હયાતી, હસ્તી, અસ્તિ

**અસ્તુ** (અ.) ભલે, ખેર (૨) 'તથાસ્તુ', 'ઠીક છે' એવો ઉદ્ગાર

**અસ્તેય** (ન.) ચોરી ન કરવી તે (૨) જરૂરિયાત કરતાં વધારે વાપરવું તે ચોરી છે એમ માની તેમ ન કરવું તે

**અસ્ત્ર** (ન.) ફેંકવાનું હથિયાર (૨) હથિયાર

**અસ્થાયી** (વિ.) ક્ષણિક (૨) અલ્પસ્થાયી (૩) અસ્થિર, ચલ, વિકારી (૪) ટકે નહિ એવું, ચંચળ

**અસ્થિ** (ન.) હાડકું (૨) (ન.બ.વ.) શબને બાળતાં રહેતાં હાડકાં-ફૂલ

**અસ્થિભંગ** (પું.) હાડકાંની ભાંગતૂટ, 'ફ્રેકચર'

**અસ્થિર** (વિ.) સ્થિર નહીં તેવું, ડગમગતું, ફરતું (૨) હાલતું (૩) ચંચળ (૪) ઢચુપચુ

**અસ્થિવિજ્ઞાન** (ન.) હાડકાં સંબંધી વિદ્યા કે વિજ્ઞાન

**અસ્પષ્ટ** (વિ.) સ્પષ્ટ નહીં એવું

**અસ્પંદ** (વિ.) નહીં હાલતું-ચાલતું

**અસ્પૃશ્ય** (વિ.) ન અડકાય એવું

**અસ્પૃહ** (વિ.) નિઃસ્પૃહ, ઉદાસીન, અનાસક્ત

**અસ્ફુટ** (વિ.) સ્પષ્ટ નહિ એવું, સંદિગ્ધ, અવ્યક્ત

**અસ્ફોટક** (વિ.) સ્ફોટક નહીં એવું

**અસ્મિતા** (સ્ત્રી.) અહંતા, પોતાપણાનું-વ્યકિતત્વનું ભાન (૨) સ્વદેશાભિમાન

**અસ્વચ્છ** (વિ.) સ્વચ્છ નહીં એવું, ગંદું, મેલું

**અસ્વતંત્ર** (વિ.) પરતંત્ર, પરવશ, પરાધીન

**અસ્વર** (વિ.) મંદ કે ખરાબ અવાજવાળું (૨) વ્યંજન
**અસ્વાભાવિક** (વિ.) સ્વાભાવિક નહીં એવું, કૃત્રિમ
**અસ્વાસ્થ્ય** (ન.) અસ્વસ્થતા, અસુખાકારી, અનારોગ્ય
**અસ્વીકાર** (પું.) સ્વીકારનો અભાવ
**અસ્વીકાર્ય** (વિ.) સ્વીકાર્ય નહીં એવું
**અહ** (પું.) દિવસ, અહન
**અહત** (પું.) ઈજા પામ્યા વિનાનું
**અહન** (પું.) દિવસ, અહ
**અહમહમિકા** (સ્ત્રી.) ચડસાચડસી (૨) સ્પર્ધા (૩) હું પણાનો પ્રબળ ભાવ
**અહર્નિશ** (અ.) દિનરાત, દિવસ-રાત
**અહં,અહમ્** (સ.) હું (૨) (ન.) હુંપદ, અહંકાર, ગર્વ
**અહંકાર** (પું.) અભિમાન, ગર્વ, હુંપદ
**અહંકારી** (વિ.) અભિમાની
**અહંબુદ્ધિ** (સ્ત્રી.) 'હું કરું છું' એવી મગરૂરી ભરેલી સમજ, હુંપદ, અહંપણું (૨) અજ્ઞાન, અહંતા, અવિદ્યા
**અહાલેક** (પું.) (ભિક્ષા માગતી વખતે) ખાખીબાવાઓ દ્વારા કરાતો પોકાર (૨) ટહેલ (સ્ત્રી.) પ્રચાર કે ભીખને માટે કરવામાં આવતો લાગણી-ભર્યો ઉદ્ગાર
**અહિ** (પું.) સાપ
**અહિકોશ** (-ષ) (પું.) સાપની કાંચળી
**અહિત** (ન.) ભૂંડું, અકલ્યાણ, નુકસાન
**અહિંસક** (વિ.) હિંસક નહીં તેવું (૨) દયાવાન
**અહિંસા** (સ્ત્રી.) હિંસાનો અભાવ, પ્રાણીઓનો વધ ન કરવો તે (૨) મન, વાણી, કર્મથી પણ કોઈની હિંસા ન કરવાની પ્રક્રિયા
**અહીં** (અ.) અત્રે, આ સ્થળે
**અહેતુ** (વિ.) હેતુ-કારણ વિનાનું, સ્વાભાવિક (૨) નિષ્પ્રયોજન (૩) નિષ્કામ
**અહેવાલ** (પું.) વૃત્તાંત, હેવાલ, નિવેદન
**અહેશા(-સા)ન** (ન.) ઉપકાર, આભાર, કૃતજ્ઞતા
**અહોનિશ** (અ.) અહર્નિશ, દિનરાત
**અહોભાગ્ય** (ન.) સારું ભાગ્ય, મોટું ભાગ્ય
**અહોભાવ** (પું.) 'અહો' ઉદ્ગાર નીકળે એવો ભાવ, આશ્ચર્યનો ભાવ (૨) સ્તુતિ કે વખાણ
**અળખામણું** (વિ.) નાપસંદ, અણમાનીતું, અપ્રિય
**અળગું** (વિ.) દૂર, છેટેનું, વેગળું (૨) નિરાળું, જુદું, અલગ પડી ગયેલું નોખું પડેલું, અનેરું (૩) (ન.) અટકાવ, રજોદર્શન
**અળતો** (પું.) ઉકાળેલી લાખમાંથી બનાવેલો લાલ રંગ (૨) (લા.) મેંદીની લૂગદી
**અળવી** (સ્ત્રી.) એક કંદમૂળ, જેનાં પાંદડાંનાં પત્તરવેલિયાં થાય છે.
**અળવીતરું** (વિ.) અટકચાળું, તોફાની (૨) (ન.) તોફાન, છેડતી
**અળશિ (-સિ)યું** (ન.) અળશીનું તેલ
**અળશી(-સી)** (સ્ત્રી.) એક તેલી બી, અળશીનો છોડ
**અળસિયું** (ન.) ભેજવાળી જમીનમાં દેખાતો એક કીડો
**અળાઈ** (સ્ત્રી.) ઉનાળામાં શરીરે થતી ઝીણી ફોલ્લી
**અંક** (પું.) આંકો, ચિહ્ન (૨) સંખ્યાનું ચિહ્ન, આંકડો (૩) ડાઘો, કલંક (૪) ખોળો (૫) નાટકનો વિભાગ (૬) ટેક (૭) (સ્ત્રી.) ભેટવું તે
**અંકગણિત** (ન.) ગણિતશાસ્ત્રનો એક ભાગ, આંકડાથી ગણતરી કરવાનું શાસ્ત્ર
**અંકસારણી** (સ્ત્રી.) આંકડાકીય કોઠો
**અંકાઈ** (સ્ત્રી.) આંકવાનું કામ (૨) આંકવાની કિંમત અથવા મજૂરી
**અંકિત** (વિ.) નિશાની અથવા છાપવાળું (૨) પ્રસિદ્ધ (૩) અંકાયેલું (૪) અધીન, અમુક રીતે નિયત થયેલું
**અંકિતમૂલ્ય** (ન.) અસલ કિંમત, છાપેલી કિંમત
**અંકુર** (પું.) ફણગો (૨) મૂળ, બીજ (૩) રૂઝ
**અંકુશ** (પું.) દાબ, કાબૂ (૨) હાથીને હાંકવાનું કે કાબૂમાં રાખવાનું લોઢાનું સાધન
**અંકે** (અ.) રકમનો આંકડો શબ્દોમાં. જેમ કે, અંકે પચાસ
**અંકોડો** (પું.) બેઉ છેડે વળેલો ધાતુનો કડી જેવો સળિયો (૨) આંકડો (હૂક) (૩) સાંકળનો આંકડો-કડી (૪) સાણસો, ચીપિયો
**અંગ** (ન.) શરીર (૨) અવયવ (૩) ભાગ (૪) પોતે, જાત
**અંગઉપાંગ** (ન. બ. વ.) શરીર અને તેના નાનામોટા બધા અવયવ
**અંગકસરત** (સ્ત્રી.) વ્યાયામ, કસરત
**અંગચેષ્ટા** (સ્ત્રી.) શારીરિક હાવભાવ, અંગની ચેષ્ટા-ચાળા
**અંગજ** (વિ.) સંતાન (૨) શરીરમાંથી જન્મેલું (૩) (પું.) પુત્ર, મોટો ભાઈ, બ્રાહ્મણ
**અંગડાઈ** (સ્ત્રી.) આળસ મરડવી તે
**અંગત** (વિ.) ખાનગી, જાતને લગતું
**અંગદકૂદકો** (પું.) ઊંચો કૂદકો, 'હાઈ જંપ'
**અંગના** (સ્ત્રી.) સ્ત્રી (૨) સુંદર સ્ત્રી
**અંગન્યાસ** (પું.) ઉચિત મંત્રોચ્ચાર સાથે શરીરના જુદાજુદા ભાગને હાથથી સ્પર્શ કરવો તે
**અંગભંગિ (-ગી)** (સ્ત્રી.) અંગવિક્ષેપ (૨) મોહક અંગમરોડ
**અંગભૂત** (વિ.) અંગરૂપ બનેલું, ભાગરૂપ, અંગત
**અંગમર્દન** (ન.) ચંપી, માલિશ
**અંગરક્ષક** (પું.) અંગરક્ષા કરનાર ખાસ સૈનિક, 'બૉડિગાર્ડ'
**અંગરખું (-ખો)** (ન.પું.) જૂની ઢબનો કસ બાંધવાનો ડગલો
**અંગાર** (પું.) અગ્નિ (૨) સળગતો કોલસો (૩) બળતરા, અગન (૪) કપૂત
**અંગી(-ગે)ઠી** (સ્ત્રી.) શગડી (૨) પોંક પાડવા માટે તૈયાર કરેલી જગ્યા, (૩) ઝાળ, અગન, સોનીની સગડી
**અંગુર** (ન.પું.) નવી ચામડી, રૂઝ
**અંગુલિ (-લી)નિર્દેશ** (પું.) આંગળીથી બતાવવું તે (૨) સહેજ ઈશારો
**અંગૂછો** (પું.) ટુવાલ, અંગ લૂછવાનો કટકો
**અંગૂઠા-છાપ** (વિ.) અભણ હોઈ સહી કરવાને બદલે અંગૂઠાની છાપ આપનારું, અભણ, નિરક્ષર
**અંગૂઠી** (સ્ત્રી.) વીંટી (૨) પગને અંગૂઠે સ્ત્રીઓએ પહેરવાનું ઘરેણું
**અંગૂઠો** (પું.) હાથ અથવા પગનું જાડામાં જાડું-પહેલું આંગળું
**અંગૂર** (સ્ત્રી.) લીલી દ્રાક્ષ
**અંગ્રેજ** (પું.) ઈંગ્લૅન્ડનો વતની
**અંગ્રેજિયત** (સ્ત્રી.) અંગ્રેજીપણું
**અંગ્રેજી** (સ્ત્રી.) અંગ્રેજોની ભાષા (૨) (વિ.) અંગ્રેજ લોકોનું
**અંઘોળવું** (ક્રિ.) નાહવું

**અંચ(-ચા)ઈ** (સ્ત્રી.) રમતમાં વાંધો-વચકો ઉઠાવવો તે, વાંકું બોલવું તે, જૂઠ
**અંચળો** (પું.) ઓછાડ, ઓઢો, ઢાંકણ (૨) બાવા-સાધુનો ઝભ્ભો
**અંજન** (ન.) આંજવાનો પદાર્થ, સુરમો, કાજળ (૨) એક વૃક્ષ
**અંજનશલાકા** (સ્ત્રી.) આંજવાની સળી
**અંજલિ(-ળિ)** (સ્ત્રી.) ખોબો, પોશ (૨) એક પ્રાચીન માપ (૩) (લા.) માન
**અંજળ, અંજળપાણી** (ન.) અન્નજળ, દાણાપાણીનું નિર્માણ
**અંજામ** (પું.) પરિણામ (૨) ફળ (૩) અંત, સમાપ્તિ
**અંજીર** (ન.) એક પ્રકારનો સૂકો મેવો
**અંજુમન** (ન.) મંડળ, સભા, સમાજ, જમાત
**અંટસ** (પું.સ્ત્રી.) પાડાખાર, વેર, દુશ્મનાઈ
**અંડ** (ન.) પેળ, ગોળી (ગુહ્યાંગની) (૨) ઇંડું (૩) સ્ત્રીનું રજ (૪) વીર્ય, શુક્ર
**અંડજ** (વિ.) ઇંડામાંથી ઉત્પન્ન પ્રાણી, ઇંડામાંથી જન્મેલું
**અંડાકૃતિ** (વિ.) ઇંડાના આકારનું, લંબગોળ
**અંત** (પું.) છેડો, છેવટનો ભાગ (૨) સમાપ્તિ, આખર (૩) હદ, સીમા (૪) મરણ, વિનાશ
**અંતકડી** (સ્ત્રી.) બોલાયેલી કાવ્યકડીના છેલ્લા અક્ષરથી શરૂ થતી બીજી કાવ્યકડી બોલવાની રમત, અંત્યાક્ષરી
**અંતકાલ (-ળ)** (પું.) આખરનો સમય, મોતની ઘડી
**અંતકાલીન નિવેદન** (ન.) મરણ વખતે કરેલ બયાન
**અંતઘડી** (સ્ત્રી.) મરણની છેલ્લી પળ
**અંતર** (વિ.) અંદરનું (૨) નજીકનું (૩) (ન.) અંતઃકરણ, મન (૪) અવકાશ, છેટું, વચલો કાળ (૫) તફાવત (૬) ભેદ, જુદાઈ
**અંતરાત્મા** (પું.) જીવાત્મા (૨) અંતઃકરણ
**અંતરાય** (પું.) અડચણ, વિઘ્ન, આડખીલી
**અંતરાલ** (ન.) વચમાંની જગ્યા, ગાળો, વચગાળો (૨) મંદિરનો ગભાર અને ચાચર વચ્ચેનો ભાગ (૩) અવકાશ, જગ્યા (૪) અંતર, અંદરનો ભાગ
**અંતરિ(-રી)ક્ષ** (પું.) આકાશ, ગગનમંડળ
**અંતરિ(-રી)ક્ષયાત્રી** (પું.) અવકાશયાત્રી, અવકાશયાન-ચાલક
**અંતરિયાળ** (અ.) અધવચ, અધ્ધર (૨) કોઈ સ્થાન નજીક ન હોય તેવા વેરાન ભાગમાં
**અંતર્ગત** (વિ.) અંદર સમાયેલું
**અંતર્દર્શી** (વિ.) અંદર જોતું
**અંતર્દાહ** (પું.) અંદરની ગરમી (૨) હૃદયની બળતરા-દાઝ
**અંતર્દેશીય** (વિ.) દેશના અંદરના પ્રદેશો સાથે સંબંધિત
**અંતર્દેશીય પત્ર** (પું.) દેશની અંદરના વ્યવહાર માટેનો એક પ્રકારનો પત્ર, 'ઇન્લૅન્ડ લેટર'
**અંતર્ધાન** (ન.) અદશ્ય, અલોપ થવું તે
**અંતર્નાદ** (પું.) અંતરાત્માનો અવાજ
**અંતર્મુખ** (વિ.) આત્મચિંતનવાળું, અંદર વળેલું
**અંતર્યામી** (વિ.) મનોવૃત્તિ જાણનાર (૨) (પું.) પરમાત્મા
**અંતર્હિત** (વિ.) ગુપ્ત, અદશ્ય
**અંતસ્તાપ** (પું.) મનમાં થતી બળતરા, અંદરનો તાપ કે તાવ
**અંત(-તઃ)સ્થ** (વિ.) અંદરનું ; અંદર રહેલું, વચમાં રહેલું, સ્વર અને વ્યંજન બંનેના ધર્મવાળો (અર્ધસ્વર) (૨) અંતે આવતું
**અંતઃસ્ફુરણા** (સ્ત્રી.) અંતઃકરણમાંથી સ્ફુરવું તે
**અંતિમ** (વિ.) છેલ્લું, છેવટનું (૨) જહાલ, સામે છેડે હોય એવું
**અંતિમક્રિયા** (સ્ત્રી.) અંત્યેષ્ટિ, શબને બાળતી વખતે કરાતી ધાર્મિક વિધિ
**અંતિમવાદી** (પું.) ઉગ્ર વિચાર ધરાવનાર, જહાલ, 'ઍક્સ્ટ્રીમિસ્ટ'
**અંતે** (અ.) છેવટે, આખરે
**અંતેવાસી** (વિ.) પાસે રહેનારું (૨) (પું.) (ગુરુની સમીપ રહેનાર) શિષ્ય
**અંત્યક્રિયા** (સ્ત્રી.) અગ્નિસંસ્કાર, અંત્યેષ્ટિ
**અંત્યાક્ષરી** (સ્ત્રી.) અંતકડી, બોલાયેલાં કાવ્યના છેલ્લા અક્ષરથી શરૂ કરી બીજું કાવ્ય બોલવાની રમત
**અંદર** (અ.) માં, મહીં
**અંદરખાને, અંદરખાનેથી** (અ.) છાને માને, અંદરથી, છૂપી રીતે
**અંદરોઅંદર** (ન.) માંહોમાંહે
**અંદાજ** (પું.) અડસટ્ટો, આશરો, શુમાર
**અંદાજપત્ર** (પું.ન.) વાર્ષિક ઊપજ-ખર્ચના અડસટ્ટાનું તારણ, 'બજેટ'
**અંદેશ (-શો)** (પું.) સંદેહ, વહેમ
**અંધ** (વિ.) આંધળું (૨) વિવેકહીન, સમજ વગરનું
**અંધકાર** (પું.) અંધારું
**અંધપંગુન્યાય** (પું.) આંધળો અને પાંગળો પરસ્પર સહાયથી કામ ઉકેલે એવો ન્યાય
**અંધશ્રદ્ધા** (સ્ત્રી.) સમજ વગરની શ્રદ્ધા
**અંધહસ્તીન્યાય** (પું.) હાથીનો પગ જોનાર અંધજન એને થાંભલા જેવો કલ્પે, કાન જોનાર સૂપડા જેવો કલ્પે એવો ન્યાય
**અંધાધૂંધ (-ધી)** (સ્ત્રી.) અરાજકતા, અતિશય અવ્યસ્થા
**અંધાપો** (પું.) આંધળાપણું
**અંધારકોટડી** (સ્ત્રી.) કેદખાનું, તુરંગ (૨) અંધારી ઓરડી
**અંધારપટ** (પું.) અંધારું છવાઈ જવું તે, 'બ્લૅકઆઉટ' (૨) સર્વત્ર અંધકારની સ્થિતિ
**અંધારું** (ન.) પ્રકાશનો અભાવ, અંધકાર (૨) (લા.) અવ્યવસ્થા, અંધેર (૩) ગુપ્તતા, (૪) અપ્રસિદ્ધિ (૫) અજ્ઞાન
**અંધેર** (ન.) અવ્યવસ્થા, અરાજકતા
**અંપાયર** (પું.) રમતમાં ઊઠતા સવાલોનો ચુકાદો આપનાર તટસ્થ માણસ, નિર્ણયકર્તા, ન્યાય આપનાર લવાદ
**અંબર** (ન.) આકાશ (૨) વસ્ત્ર (૩) એક સુગંધી પદાર્થ (૪) કસબી બુટ્ટાવાળી રેશમી સાડી
**અંબળાવું** (ક્રિ.) અમળાવું (૨) પેટમાં દુખવું (૩) દુમાવું, અતડા રહેવું
**અંબા** (સ્ત્રી.) મા (૨) દુર્ગા
**અંબાડિયું** (ન.) છાણાંનો ઢગલો, ઉબાડિયું
**અંબાડી** (સ્ત્રી.) હાથી પરની બેઠક
**અંબાર** (પું.) ઢગલો, ભંડાર
**અંબુજ** (ન.) કમળ (૨) (વિ.) પાણીમાં ઊપજેલું (૩) (પું.) ચંદ્ર
**અંબુજા** (સ્ત્રી.) લક્ષ્મી
**અંબોડો** (પું.) માથાની પાછળ કેશની વાળવામાં આવતી ગાંઠ

**અંશ** (પું.) ભાગ (૨) વર્તુળનો ૩૬૦ મો ભાગ, ખૂણો માપવાનો એકમ, ડિગ્રી (૩) ગરમી માપવાનો એકમ (૪) અપૂર્ણાંકમાં લીટી પરનો અંક, પૂર્ણ સંખ્યાના છેદોમાંથી લીધેલા ભાગ (૫) વાદી જ હોવો જોઈએ એવો ગ્રહનામક સ્વર (સંગીત)

**અંશકાલિક** (વિ.) નિર્ધારિત સમયના અમુક ભાગ માટે, ખંડ સમય, 'પાર્ટ ટાઈમ'

**અંશતઃ** (અ.) કાંઈક અંશે, અમુક દરજ્જે, કકડે-કકડે, થોડે ભાગે

**અંશુ** (ન.) કિરણ, સૂર્ય કિરણ

**અંશુક** (ન.) ઝીણું કપડું, રેશમી કપડું

**આ**

**આ** (પું.) સંસ્કૃત વર્ણમાળાનો બીજો અક્ષર-એક સ્વર (૨) (વિ.) 'નજીકનું', 'બતાવેલું તે, 'નિર્દિષ્ટ' એવા અર્થનું દર્શક સર્વનામ કે વિશેષણ (૩) અંકને છેડે લાગતાં તે અંકના (પું.બ.વ.માં) 'આંક કે ઘડિયો' એ અર્થ બતાવે છે. દા.ત. એકા, અગિયારા, વીસા વગેરે

**આ** (અ.) મોઢું ઊઘડવાનો સામાન્ય અવાજ

**આઈસ** (પું.) બરફ

**આઈસકેન્ડી** (પું.) આઇસક્રીમનો એક પ્રકાર

**આઈસક્રીમ** (પું.) ખાંડ, મસાલો વગેરે નાંખીને બરફ વડે ઠારેલા (દૂધ, આમરસ વગેરે) પ્રવાહીની એક વાનગી

**આઈસબર્ગ** (પું.) દરિયામાં તરતો બરફનો પહાડ

**આઈ** (સ્ત્રી.) મા (૨) દાદી (૩) દેવી

**આઉટ** (વિ.) (રમતમાં) બાદ થયેલું

**આઉટપુટ** (ન.) સંગણક યંત્રમાંથી માહિતીની પ્રાપ્તિ તે (૨) ઉત્પાદન, પેદાશ

**આઉટ-હાઉસ** (ન.) મુખ્ય મકાનની નજીકનું નાનું મકાન, ઉપગૃહ

**આકડો** (પું.) એક વનસ્પતિ

**આકર** (પું.) સમૂહ, ખાણ (૨) જથ્થો

**આકરું** (વિ.) તીવ્ર, અસહ્ય (૨) મુશ્કેલ, કઠણ (૩) સખત, મોંઘું, ગરમ સ્વભાવનું

**આકર્ણક** (ન.) સાંભળવામાં મદદરૂપ એક સાધન, 'ઈયરફોન'

**આકર્ષક** (વિ.) મોહક, ખેંચાણ કરે તેવું

**આકર્ષણ** (ન.) મોહ, ખેંચાણ

**આકર્ષિત** (વિ.) આકર્ષાયેલું, ખેંચાયેલું

**આકલન** (ન.) ગ્રહણ કરવું-પકડવું તે (૨) કળવું-પામવું, સમજવું, ગણવું

**આકલિત** (વિ.) સમજાયેલું, પકડાયેલું, અંદર લીધેલું, ગૂંથાયેલું

**આકષ** (પું.) કસોટીનો પથ્થર

**આકસ્મિક** (વિ.) અણધાર્યું, ઓચિંતું, અકસ્માત બનતું

**આકસ્મિકતા** (સ્ત્રી.) અણધાર્યાપણું

**આકળવિકળ** (વિ.) ગભરાયેલું

**આકળું** (વિ.) અધીરું, ઉતાવળું (૨) ઝટ ગુસ્સે થઈ જાય એવા ગરમ સ્વભાવનું

**આકંઠ** (અ.) ગળા સુધી (૨) ગળાડૂબ (૩) (લા.) પૂરેપૂરું

**આકંપ** (પું.) સહેજ ધ્રુજારી, આછો થથરાટ

**આકાર** (પું.) આકૃતિ, ઘાટ (૨) 'આ' સ્વર કે ઉચ્ચાર (૩) વિઘોટી (૪) શુમાર

**આકારણી** (સ્ત્રી.) આંકણી, જમાબંધી, આકારવું તે, આકાર નક્કી કરવો તે (૨) કિંમત કરવી તે (૩) આંક પાડવાનું ઓજાર

**આકાશ** (ન.) ગગન, આસમાન (૨) ખાલી શૂન્ય સ્થાન, પોલાણ, 'સ્પેસ'

**આકાશકુસુમવત્** (વિ.) (અ.) અસંભવિત

**આકાશગંગા** (સ્ત્રી.) આકાશમાં રાત્રે દેખાતો નિહારિકાઓનો વિશાળ પટ્ટો 'નેબ્યુલા'

**આકાશમંડલ** (-ળ) (ન.) ખગોળ

**આકાશયાન** (ન.) વિમાન

**આકાશયાની** (પું.) વિમાની, વિમાનમાં વિચરનાર

**આકાશવાણી** (સ્ત્રી.) દેવવાણી (૨) રેડિયોની વાણી

**આકાશવૃત્તિ** (વિ.) વરસાદ પર જ જેના જીવનનો આધાર હોય તેવું (૨) (સ્ત્રી.) અસ્થિર પેદાશવાળો ધંધો (૩) ઈશ્વર આપે તે પર ગુજારો કરવો તે

**આકાંક્ષા** (સ્ત્રી.) ઇચ્છા, આશા

**આકાંક્ષિત** (વિ.) ઇચ્છેલું

**આકુલ** (-ળ) (વિ.) અસ્વસ્થ, ગભરાયેલું

**આકુંચન** (ન.) સંકોચ

**આકૃતિ** (સ્ત્રી.) આકાર (૨) મૂર્તિ (૩) રેખાથી દોરેલો આકાર

**આકૃતિહીન** (વિ.) નિરાકાર

**આકૃષ્ટ** (વિ.) આકર્ષેલું, ખેંચેલું

**આક્રમક** (વિ.) આક્રમણ કરનાર

**આક્રમણ** (ન.) હુમલો (૨) પરાક્રમ (૩) ઉત્કર્ષ, ચડાઈ

**આક્રમણખોર** (વિ.) આક્રમણ કરનાર

**આક્રંદ** (ન.) વિલાપ, રુદન

**આક્રાંત** (વિ.) ઘેરી લીધેલું, જીતી લીધેલું (૨) પગ નીચે વાટેલું (૩) ઓળંગેલું

**આક્રોશ** (પું.) ઘાંટો પાડીને બોલવું-રડવું તે (૨) આક્ષેપ, નિંદા (૩) ગાળ (૪) ઠપકો (૫) શાપ

**આક્ષેપ** (પું.) આરોપ (૨) નિંદા (૩) એક અલંકાર (૪) ફેંકવું તે (૫) લગાડવું, ચોપડવું, ઘસવું તે (૬) વાંધો (૭) ઝૂંટવી લેવું તે

**આખડવું** (ક્રિ.) રખડવું (૨) લડી પડવું (૩) ઠોકર ખાવી (૪) ટિચાવું

**આખડી** (સ્ત્રી.) બાધા, માનતા

**આખર** (સ્ત્રી.) અંત (૨) (અ.) અંતે

**આખરઘડી** (સ્ત્રી.) છેલ્લી ઘડી (૨) મોતનો વખત, અંતકાળ

**આખરસાલ** (સ્ત્રી.) વર્ષનો છેલ્લો ભાગ, વર્ષનો છેલ્લો વખત (૨) મરણનો વખત

**આખરી** (વિ.) અંતિમ (૨) આખરનું

**આખરીનામું** (ન.) છેલ્લી ચેતવણી, 'અલ્ટિમેટમ' (૨) આખરી નિર્ણય કે કહેણ યા તેનું ખત

**આખલો** (પું.) સાંઢ, ખસી ન કરેલો બળદ

**આખાબોલું** (વિ.) સાફ વાત કરનાર (૨) કડવાબોલું

**આખું** (વિ.) પૂરું, બધું (૨) ભાંગ્યા વિનાનું, અખંડ, સળંગ

**આખુંપાખું** (વિ.) પૂરેપૂરો ભૂકો ન થયો હોય એવું, અસ્પષ્ટ, અર્ધુંપર્ધું, અધકચરું

**આખૂન, આખૂંદ** (પું.) શિક્ષક, મદ્રેસામાંનો શિક્ષક

**આખેટ** (પું.) શિકાર (૨) મૃગયા
**આખોઘડી** (અ.) વારંવાર, બહુ વખત
**આખ્યાતા** (પું.) આખ્યાન કરનાર
**આખ્યાન** (ન.) કથા, વૃત્તાંત
**આખ્યાયિકા** (સ્ત્રી.) કથા, વાર્તા (૨) વંશાવલીનું વર્ણન
**આગ** (સ્ત્રી.) અગ્નિ, દેવતા (૨) અગન, લાય, બળતરા (૩) અકસ્માત્ કાંઈ બળી ઊઠે ને ભડકે લાગે તે લાય (૪) ક્રોધ, ઝનૂન, દાઝ કે એવા આવેશના જુસ્સાની લાગણી (૫) ઉગ્ર સ્વભાવવાળું માણસ
**આગગાડી** (સ્ત્રી.) રેલગાડી
**આગતાસ્વાગતા** (સ્ત્રી.) આવેલાનો આદર-સત્કાર (૨) પરોણા-ચાકરી
**આગપ્રૂફ** (વિ.) આગ ન લાગે તેવું, આગ-રક્ષિત, 'ફાયર-પ્રૂફ'
**આગબંબો** (પું.) આગ ઓલવનાર, આગ ઠારવા માટે વપરાતું યાંત્રિક વાહન, 'ફાયર-બ્રિગેડ'
**આગબારી** (સ્ત્રી.) આગમાંથી છટકવાની બારી
**આગબોટ** (સ્ત્રી.) આગશક્તિથી ચાલતું વહાણ, વરાળના બળે ચાલતું મોટું જહાજ, અગ્નિનૌકા, 'સ્ટીમર'
**આગમ** (પું.) શાસ્ત્ર, ધર્મશાસ્ત્ર (૨) પ્રાચીન જૈન ધર્મગ્રંથ (૩) આગમન, જન્મ (૪) મંત્રશાસ્ત્ર (૫) ખત, દસ્તાવેજ, પુરાવામાં મૂકવા લાયક લેખ (૬) પ્રત્યય
**આગમન** (ન.) આવવું તે (૨) દેશમાં બહારથી આવવું તે, 'ઇમિગ્રેશન'
આગમનિગમ (ન.) વેદશાસ્ત્ર, શાસ્ત્રો
**આગલીપાછલી** (સ્ત્રી.) ગઈ ગુજરી, જૂની વાત
**આગલું** (વિ.) પહેલાંનું, અગાઉ બનેલું (૨) મુખ્ય, આગળ પડતું
**આગવાળો** (પું.) બૉઈલરમાં કોલસા નાખનારો, 'ફાયરમૅન'
**આગવું** (વિ.) અલાયદું, પોતા માટેનું અલગ, જુદું
**આગશામક** (વિ.) આગ ઓલવનાર
**આગળ** (અ.) અગાઉ, પૂર્વે (૨) પાસે, કને (૩) સમક્ષ, જાહેરમાં (૪) સન્મુખ, સામે (૫) બહાર (૬) ભવિષ્યમાં, હવે પછી
**આગળથી** (અ.) અગાઉથી, પહેલેથી
**આગળપડતું** (વિ.) જાહેરમાં આવતું (૨) મોખરે રહેતું
**આગળપાછળ** (અ.) આગલા ભાગમાં અને પાછલા ભાગમાં, ભૂત અને ભવિષ્યમાં, લાગતું વળગતું હોય એમ (૨) ચારે બાજુ
**આગળો, આગળિયો, આગળિયારો** (પું.) બારણું ઉઘાડવા-વાસવાની કળ, ઉલાળો, આગળો
**આગંતુક** (વિ.) આવી ચડેલું, હંમેશનું નહિ એવું (૨) વગર નોતરે આવેલું (૩) (પું.) અતિથિ (૪) મુસાફર
**આગામી** (વિ.) આવનારું, ભવિષ્યનું
**આગાર** (ન.) નિવાસસ્થાન, ઘર (૨) છૂટ, અપવાદ (જૈન)
**આગાહી** (સ્ત્રી.) ભવિષ્યનું સૂચન, કંઈક બનવા વિષે પહેલેથી પડતી કે અપાતી ખબર, ભવિષ્યકથન
**આગિયા** (પું.) એક પક્ષી
**આગિયો** (પું.) ખદ્યોત (૨) જુવાર વગેરેનો એક રોગ, આગિયું (૩) એક જાતની ધોળી જુવાર (૪) જેને અડકવાથી લાય બળે એવો એક છોડ (૫) વૈતાલ
**આગેકૂચ** (સ્ત્રી.) આગળ ધપવું તે, પ્રગતિ
**આગેવાન** (વિ.) આગળ ચાલનાર (૨) (પું.) નેતા, અગ્રેસર, સરદાર
**આગોતર(-રું)** (વિ.) શરૂઆતનું, પહેલાંનું (૨) વહેલું, અગાઉનું (૩) પાસેનું
**આગ્નેય** (વિ.) અગ્નિનું, અગ્નિ વિષેનું, અગ્નિકોણ સંબંધી
**આગ્નેયાસ્ત્ર** (ન.) અગ્નિ વડે જેનો ઉપયોગ થાય તેવું હથિયાર
**આગ્રહ** (પું.) નિશ્ચય, ધાર્યું કરવાની વૃત્તિ, ખંત (૨) હઠ, જીદ, મમત (૩) ઘણી વિનંતી
**આગ્રહી** (વિ.) આગ્રહવાળું, નિશ્ચયી, હઠીલું
**આઘાત** (પું.) પ્રહાર, ફટકો (૨) દુઃખની તીવ્ર લાગણી (૩) અવાજ થાય એવી રીતે અથડાવું તે, ધક્કો
**આઘાત-પ્રત્યાઘાત** (પું.) આઘાત અને તેનો પ્રતિભાવ
**આઘીપાછી** (સ્ત્રી.) પંચાત કરવી, ચાડીચૂગલી કરવી, અપ્રામાણિક રીતે વર્તવું, ખટપટ, ઘાલમેલ
**આઘું** (વિ.) (કાળ અને અંતરમાં) દૂર, છેટું (૨) (અ.) આગળ, પાસે
**આઘે** (અ.) દૂર, વેગળે
**આચકી** (સ્ત્રી.) આંચકી, તાણ
**આચકો** (પું.) આંચકો, ધક્કો (૨) સંકોચ, આનાકાની (૩) ધ્રાસકો (૪) ખોટ
**આચમન** (ન.) પ્રવાહી પ્રસાદ (૨) જમણી હથેળીમાં થોડું પાણી લઈ પી જવું તે
**આચરકૂચર** (વિ.) પરચૂરણ, કાચુંકોરું (૨) પરચૂરણ સરસામાન, પરચૂરણ ખાવાનું
**આચરણ** (ન.) ચાલચલગત, વર્તણૂક (૨) ચારિત્ર્ય, લક્ષણ (૩) વ્યવહાર, અમલ
**આચાર** (પું.) આચરણ, વર્તન (૨) વિધિ, સંસ્કાર (૩) રિવાજ, શિષ્ટ સંપ્રદાય, રૂઢિ, (૪) સદાચરણ (૫) ધર્મશાસ્ત્રમાં કહેલા આચરણના નિયમો
**આચારજડ** (વિ.) જડની પેઠે વિવેક વિના માત્ર આચારને વળગી રહેતું (૨) આચારને વળગી રહીને વિચારશૂન્ય બનેલું
**આચારભ્રષ્ટ** (વિ.) આચારથી ભ્રષ્ટ, પતિત
**આચારમર્યાદા** (સ્ત્રી.) શિષ્ટાચાર
**આચારવિચાર** (પું.) ધાર્મિક રીતરિવાજ અને માન્યતાઓ, વર્તન અને વિવેક
**આચારસંહિતા** (સ્ત્રી.) આચાર-વિચાર (૨) આચારધર્મ કે તેના નિયમો
**આચારહીન** (વિ.) આચાર ન પાળનાર
**આચાર્ય** (પું.) ધર્મ-સંપ્રદાય ચલાવનાર, ધર્માધ્યક્ષ (૨) વેદાદિ વિદ્યા શીખવનાર (૩) મંત્રોપદેશ કરનાર, ધર્મગુરુ (૪) મુખ્ય શિક્ષક, 'પ્રિન્સિપાલ' (૫) ગોર (૬) વિદ્વાન
**આચાર્યા** (સ્ત્રી.) સ્ત્રીઆચાર્ય
**આચ્છાદક** (વિ.) ઢાંકનાર, સંતાડનાર
**આચ્છાદન** (ન.) ઢાંકવા કે પાથરવાનું જે હોય તે, ચાદર (૨) ચંદરવો (૩) છાપરું
**આચ્છાદિત** (વિ.) ઢાંકેલું, પાથરેલું, છવાયેલું, સંતાડેલું
**આછકલાઈ** (સ્ત્રી.) નાદાનિયત, છીછરાપણું, વિચારશૂન્યતા, પોશાકમાં વધુ પડતા વરણાગિયાવેડા
**આછકલું** (વિ.) છીછરા મનનું, નાદાન, વરણાગિયું, ઉદ્ધત (૨) ફૂલણજી, મોટાઈ ન જીરવી શકનાર

**આછરવું** (ક્રિ.) ઓસરવું, નરમ પડવું, પાથરવું
**આછું** (વિ.) છૂટુંછૂટું, પાંખું (૨) ઓછું, થોડું (૩) પાતળું, છેક ઝીણું (૪) ઝાંખું
**આછુંપાતળું, આછુંપાંખું** (વિ.) થોડુંઘણું (૨) જરાતરા, ફાસફૂસ
**આછોતરું** (વિ.) સ્વલ્પ, ઘણું જ આછું
**આજ** (અ.) આજે, ચાલુ દિવસે (૨) (સ્ત્રી.) આજનો દિવસ
**આજકાલ** (અ.) થોડા વખતમાં, આજે અથવા કાલે (૨) હમણાં, હાલ
**આજન્મ** (અ.) જન્મથી જ, જિંદગીભર
**આજ પર્યંત** (અ.) હમણાં સુધી, આજ દિવસ સુધી
**આજાન(-નુ)બાહુ** (વિ.) ઢીંચણ સુધી પહોંચતા હાથવાળું
**આજાર** (પું.) મંદવાડ (૨) ઉપદ્રવ, મરજ
**આજીજી** (સ્ત્રી.) કાલાવાલા, આગ્રહભરી વિનંતી, કાકલૂદી
**આજીવન** (વિ.) જીવન પર્યંતનું (૨) (અ.) જીવન પર્યંત
**આજીવિકા** (સ્ત્રી.) ગુજરાન કે તેનું સાધન, જિવાઈ, ભરણ-પોષણ (૨) ધંધો, વૃત્તિ, પોષણનું સાધન
**આજુબાજુ** (અ.) આસપાસ, ચારે બાજુ
**આજે (અ.)** આજ, આ દિવસે
**આજ્ઞા** (સ્ત્રી) હુકમ (૨) પરવાનગી, રજા
**આજ્ઞાધીન** (વિ.) આજ્ઞા પ્રમાણે વર્તનાર, આજ્ઞાનુસારી
**આજ્ઞાનુવર્તી** (વિ.) આજ્ઞા પ્રમાણે વર્તનાર, આજ્ઞાનુસારી
**આજ્ઞાપાલક** (વિ.) આજ્ઞાનું પાલન કરનાર
**આજ્ઞાપાલન** (ન.) આજ્ઞા પાળવી તે
**આજ્ઞાર્થ** (પું.) જેમાં આજ્ઞા-હુકમનો અર્થ છે તેવો ક્રિયાપદનો અર્થ
**આજ્ઞાંકિત** (વિ.) આજ્ઞા પ્રમાણે વર્તનારું, તાબેદાર
**આઝાદ** (વિ.) સ્વતંત્ર, સ્વાધીન, મુકત
**આઝાદી** (સ્ત્રી.) સ્વતંત્રતા, સ્વાધીનતા (૨) બંધનમુક્તિ
**આટઆટલું** (વિ.) આટલું બધું, આટલું-આટલું
**આટલામાં** (અ.) મર્યાદિત વિસ્તારમાં, મર્યાદિત સમયની અંદર (૨) પાસે જ-દૂર નહિ (૩) અમુક થોડા વખતમાં
**આટાપાટા** (પું.બ.વ.) ખારોપાટ-એક રમત
**આટો** (પું.) લોટ, ભૂકો
**આટોપવું** (ક્રિ.) એકઠું કરવું, સંકેલવું (૨) બંધ કરવું (૩) પૂરું કરવું, પતાવવું
**આટ્‌ર્સ-કૉલેજ** (સ્ત્રી.) વિનયન-મહાવિદ્યાલય
**આઠ** (વિ.) '૮' નો આંકડો
**આઠઆની** (સ્ત્રી.) પચાસ પૈસાની કિંમતનો (જૂનો) સિક્કો (૨) પચાસ ટકા
**આઠડો** (પું.) આઠનો આંકડો (૨) વણતી વેળા તાણી ખેંચાયેલી રહે તે સારું કરાતો બંધ
**આઠમ** (સ્ત્રી.) પખવાડિયાની આઠમી તિથિ
**આઠે પહોર** (અ.) રાત-દિવસ, આખો દિવસ
**આડ** (સ્ત્રી.) બેની વચ્ચે હોવું તે કે જે હોય તે વસ્તુ (૨) પ્રતિબંધ, હરકત (૩) પડદો, ભીત (૪) નાણાં લેવા પેટે અવેજમાં મુકાતી ચીજ (૫) એક પૂર્વગ જે 'ગૌણ' એવો અર્થ દર્શાવે છે.
**આડ** (સ્ત્રી.) પિયળ, આડું તિલક (૨) આડાઈ, હઠ
**આડંબર** (પું.) લાંબુ પહોળું છવાઈ રહેવું તે (૨) ખોટો ડોળ (૩) અહંકાર (૪) ઠાઠ, દબદબો (૫) એક જાતનો ઢોલ
**આડકતરું** (વિ.) વાંકુચૂંકું (૨) પરોક્ષ, અપ્રત્યક્ષ
**આડકથા** (સ્ત્રી.) વાતમાં આવતી અન્ય વાત, ઉપકથા (૨) વાત કરતાં વિષયાંતર કરવું તે
**આડખર્ચ** (ન.) સામાન્ય ખર્ચ ઉપરાંતનું આડુંઅવળું ખર્ચ
**આડખીલી** (સ્ત્રી.) વિઘ્ન (૨) અંતરાય
**આડગીરો** (પું.) ગીરવાયેલી વસ્તુ ફરી ગીરવવી તે
**આડછેદ** (પું.) આડો કાપ
**આડણી** (સ્ત્રી.) રોટલી, ભાખરી વગેરે વણવાની ત્રિપાઈ
**આડત** (સ્ત્રી.) માલિકના વતી કામ કરવું તે (૨) દલાલી, હકસાઈ
**આડતિયો** (પું.) દલાલ, પ્રતિનિધિ, 'ઍજન્ટ'
**આડત્રીસ** (વિ.) '૩૮' નો આંકડો
**આડધંધો** (પું.) ગૌણ વ્યવસાય
**આડપેદાશ** (સ્ત્રી.) ગૌણ પેદાશ
**આડબંધ** (પું.) નદીનું પાણી રોકવા કરાતો બંધ
**આડવાત** (સ્ત્રી.) અપ્રસ્તુત વાત
**આડશ** (સ્ત્રી.) પડદો, ભીત (૨) એજન્સી
**આડી** (સ્ત્રી.) આડે મૂકવાની વસ્તુ (૨) બાધા (૩) હઠ (૪) સીમા (૫) કુસ્તીનો એક દાવ (૬) આડ, આડું તિલક
**આડું** (વિ.) હઠીલું (૨) વાંકું (૩) સીધું નહીં (૪) ઊભું નહીં (૫) વચ્ચે આવે તેવું (૬) વાંધાખોરિયું (૭) ખોટું, વાંકું (૮) વિરુદ્ધ
**આડું-અવળું** (વિ.અ.) આડું ને અવળું, ઊંધુંછતું, આમતેમ, આઘુંપાછું (૨) અયોગ્ય ક્રમ (૩) વજૂદ વગરનું, બિનપાયાદાર, ખરુંખોટું
**આડેધડ(-ડે)** (અ.) જેમ આવે તેમ (૨) ઢંગધડા વિના
**આડોડાઈ** (સ્ત્રી.) વાંકાપણું (૨) હઠ, દુરાગ્રહ
**આડોશ-પાડોશ** (પું.) આસપાસનો રહેઠાણનો ભાગ-લત્તો (૨) આસ-પાસનો વસવાટ, આસપાસ, રહેનારાઓનો સમૂહ (૩) (સ્ત્રી.) નજીકની-પાસેની બાજુ
**આડોશીપાડોશી** (પું.ન.) આડોશપાડોશમાં રહેનારું તે
**આડભીંત** (સ્ત્રી.) વચમાં ચણેલી ભીત
**આણ** (સ્ત્રી.) આજ્ઞા (૨) મનાઈ, શપથ (૩) ઢંઢેરો
**આણદાણ** (સ્ત્રી.) દાણ વસૂલ કરવાની સત્તા (૨) અધિકાર
**આણપાણ** (સ્ત્રી.) આના, પા આનો વગેરે દર્શાવનારી આડી-ઊભી લીટીઓ
**આણવું** (ક્રિ.) જઈને લાવવું, દૂરથી લાવવું
**આણાત** (સ્ત્રી.વિ.) આણે વળાવાતી કે આણું કરી પાછી આવતી સ્ત્રી
આણીકોર, આણીગમ, આણીમેર (અ.) આ બાજુ
**આણું** (ન.) પિયરથી વહુને વિધિસર સાસરે વળાવી આણવી તે, તેડું (૨) કન્યાને સાસરે વળાવતાં કરાતી રીત, કરિયાવર
**આણ્વિક** (પું.) અણુ સંબંધી
**આતતાયી** (વિ.) મહાપાપી (૨) ખૂની
**આતપ** (પું.) તાપ
**આતપત્ર** (ન.) છત્ર, છત્રી
**આતમ, આતમરામ** (પું.) આત્મા
**આતવાર** (પું.) આદિત્યવાર, રવિવાર

**આતશ (-સ)** (પું.) અગ્નિ (૨) બળતરા (૩) ક્રોધ
**આતશબાજી** (સ્ત્રી.) દારૂખાનું ફોડવાની વિવિધ બનાવટો,, આગખેલ
**આતંક** (પું.) ભય, ડર (૨) રોગ, વ્યાધિ
**આતંકવાદ** (પું.) ડર ફેલાય એમ કરવાથી ફાવી શકાય છે એવો રાજકીય મત
**આતંકવાદી** (પું.) ડર ફેલાવનાર
**આતિથેય, આતિથ્ય** (ન.) પરોણાચાકરી
**આતુર** (વિ.) અધીરું, આકળું (૨) -થી પીડાતું, દુ:ખી (૩) ઉત્સુક
**આતુરતા** (સ્ત્રી.) અધીરાઈ, ઉત્સુકતા, આકુળતા
**આત્મ-અનાત્મ** (ન.) ચેતન અને જડ તત્ત્વ
**આત્મકથા** (ન.) આત્મચરિત્ર, પોતાની જીવનકથા
**આત્મગૌરવ** (ન.) પોતાનું ગૌરવ, સ્વાભિમાન
**આત્મઘાત** (પું.) આપઘાત
**આત્મચરિત્ર** (ન.) આત્મકથા, પોતાની જીવનકથા
**આત્મચિંતન** (ન.) આત્મતત્ત્વનું ધ્યાન
**આત્મજ** (વિ.) સંતાન (૨) પોતામાં કે પોતાનાથી ઊપજેલું (૩) (પું.) પુત્ર (૪) કામદેવ
**આત્મજ્ઞાની** (વિ.) અધ્યાત્મજ્ઞાની, જેને આત્મજ્ઞાન થયું છે તે વ્યક્તિ
**આત્મતત્ત્વ** (ન.) આત્મા કે પરમાત્મારૂપી મૂળ તત્ત્વ
**આત્મતિરસ્કાર** (પું.) પોતાની જાત માટે મનમાં તિરસ્કાર થવો તે
**આત્મતુલ્ય** (વિ.) પોતાની સમાન, જાતના જેવું
**આત્મદર્શન** (ન.) આત્મસાક્ષાત્કાર
**આત્મદ્રોહી** (વિ.) આત્મદ્રોહ કરનાર
**આત્મધર્મ** (પું.) આત્માનો ધર્મ-ગુણ-સ્વભાવ
**આત્મનિગ્રહ** (પું.) પોતાની વાસનાઓ નિગ્રહ-સંયમ
**આત્મનિમજ્જન** (ન.) આત્મામાં ડૂબકી મારવી તે
**આત્મનિરીક્ષણ** (ન.) પોતાની જાતનું નિરીક્ષણ, અંતરવલોકન
**આત્મનિર્ણય** (પું.) જાતે કરેલો કે કરવાનો નિર્ણય
**આત્મનિર્ભર** (વિ.) સ્વાવલંબી
**આત્મનિવેદન** (ન.) ભકિતના નવ પ્રકારમાંનો એક (૨) પોતાની તરફનો ખુલાસો
**આત્મનિષ્ઠા** (સ્ત્રી.) આત્મમાં જ નિષ્ઠા, પોતાનામાં વિશ્વાસ, આત્મશ્રદ્ધા
**આત્મનિંદા** (સ્ત્રી.) પોતાની જાતને નિંદવી તે
**આત્મનેપદ** (ન.) સંસ્કૃત વ્યાકરણમાં ધાતુનો એક પ્રકાર
**આત્મપીડન** (ન.) જાતે દુ:ખી થવું તે
**આત્મપ્રતીતિ** (સ્ત્રી.) આત્મવિશ્વાસ, પોતાના સ્વરૂપનો ખ્યાલ, આત્માનો સાક્ષાત્કાર, હૃદયની વિશુદ્ધિ
**આત્મબલ (-ળ)** (ન.) મનોબળ
**આત્મરક્ષા** (સ્ત્રી.) પોતાની સંભાળ
**આત્મરત** (વિ.) પોતાનામાં લીન
**આત્મલક્ષી** (વિ.) પોતાને લક્ષીને રચાયેલું
**આત્મવિચાર** (પું.) આત્મચિંતન
**આત્મવિલોપન** (ન.) આત્મત્યાગ કરવો તે-પોતે શૂન્યવત્ થવું કે તેમ કરવું તે
**આત્મવિશ્વાસ** (પું.) આત્મશ્રદ્ધા, આત્મનિષ્ઠા
**આત્મવિસર્જન** (ન.) આત્મસર્મપણ, સ્વાર્થત્યાગ (૨) નિરભિમાનપણું
**આત્મવૃત્તાંત** (ન.) આત્મકથા
**આત્મશક્તિ** (સ્ત્રી.) આત્મબળ
**આત્મશુદ્ધિ** (સ્ત્રી.) પોતાની જાતની શુદ્ધિ
**આત્મશોધન** (ન.) આત્માની શુદ્ધિ કરવી તે (૨) આત્માને શોધવો તે
**આત્મશ્રદ્ધા** (સ્ત્રી.) પોતાની શક્તિ પર વિશ્વાસ
**આત્મશ્લાઘા** (સ્ત્રી.) પોતાનાં વખાણ
**આત્મસમર્પણ** (ન.) આત્મનિવેદન, પોતાની જાતને સોંપી દઈ તાબે થવું તે
**આત્મસંતોષ** (પું.) પોતાનો સંતોષ
**આત્મ-સંમાન** (ન.) વ્યકિતગત કે પોતાનું સમ્માન
**આત્મસંયમ** (પું.) જાતનો નિગ્રહ
**આત્મસાક્ષાત્કાર** (પું.) આત્માનું જ્ઞાન થવું તે
**આત્મસાત્** (અ.) એકરૂપ
**આત્મસિદ્ધિ** (સ્ત્રી.) આત્મસાક્ષાત્કાર, મોક્ષ
**આત્મસુખ** (ન.) આત્મામાંથી ઉદ્ભવતું સુખ
**આત્મસ્તુતિ** (સ્ત્રી.) આપવખાણ
**આત્મહત્યા** (સ્ત્રી.) આપઘાત
**આત્મહિત** (ન.) આત્માનું-પોતાનું હિત
**આત્મા** (પું.) જીવ (૨) જીવાત્મા (૩) પરમાત્મા તત્ત્વ (૩) મૂળ સ્ળભાવ, પ્રકૃતિ (૫) અંત:કરણ (૬) પોતાની જાત
**આત્માનંદ** (પું.) સાક્ષાત્કારના પરિણામે મળતું સુખ
**આત્માભિમુખ** (વિ.) આત્મા તરફ વળેલું, અંતર્મુખ
**આત્માભિવ્યક્તિ** (સ્ત્રી.) પોતાનું અંતર વ્યકત કરવું તે
**આત્મિક** (વિ.) આત્માનું (૨) અંગત (૩) સગું
**આત્મોન્નતિ** (સ્ત્રી.) પોતાની ઉન્નતિ
**આત્યંતિક** (વિ.) અનંત, સતત (૨) ખૂબ (૩) સર્વશ્રેષ્ઠ (૪) આખરી, અંતિમ
**આથડવું** (ક્રિ.) ભટકવું, રખડવું (૨) આખડવું, લડવું
**આથમણું** (વિ.) પશ્ચિમ તરફનું
**આથમવું** (ક્રિ.) અસ્ત પામવું (૨) પડતી દશામાં આવવું
**આથવું** (ક્રિ.) મીઠું મસાલો ચડે એમ કરવું (૨) ખમીર ચડાવવું
**આથો** (પું.) અથાવું-ખમીર ચડવું તે (૨) અથાવા નાખેલી વસ્તુ
**આદત** (સ્ત્રી.) ટેવ, મહાવરો
**આદમ** (પું.) પ્રથમ માનવ (૨) માણસ
**આદમખોર** (વિ.) માણસખાઉ
**આદમી** (પું.) માણસ
**આદર** (પું.) સંમાન, માન
**આદરણીય** (પું.) સંમાનનીય, માનનીય
**આદરભાવ** (પું.) માનની લાગણી
**આદરવું** (ક્રિ.) શરૂ કરવું (૨) સ્વીકારવું
**આદરસત્કાર** (પું.) આગતાસ્વાગતા
**આદર્શ** (પું.) દર્પણ, અરીસો (૨) નમૂનો (૩) ધ્યેય, મોક્ષ (૪) (વિ.) નમૂનેદાર, ધ્યેયરૂપ
**આદર્શવાદ** (પું.) આદર્શનું જ પાલન કરવું જોઈએ એવો વાદ

**આદર્શવાદી** (વિ.પું.) આદર્શવાદમાં માનનાર
**આદવેર** (ન.) મૂળનું-જૂનું વેર (૨) હાડવેર, પાકી દુશ્મનાવટ
**આદા(-ધા)શીશી** (સ્ત્રી.) એક બાજુનું અડધું માથું દુખે એવો રોગ
**આદાનપ્રદાન** (ન.) આપલે, લેણદેણ
**આદિ** (વિ.) પહેલું, પ્રારંભનું, પ્રથમ (૨) મુખ્ય, પ્રધાન (૩) મૂળ, આદિમ, આદિકાળનું, અસલ (૪) વગેરે, ઈત્યાદિ (૫) (પું.) પ્રારંભ, શરૂઆત (૬) મૂળકારણ (૭) પહેલું પદ
**આદિકાલ** (પું.) આરંભકાળ, (૨) સૃષ્ટિની શરૂઆતનો કાળ
**આદિજાતિ** (સ્ત્રી.) આદિવાસી જાતિ
**આદિત્ય** (પું.) સૂર્ય, રવિ
**આદિનાથ** (પું.) પહેલા જૈન તીર્થંકર
**આદિપર્વ** (ન.) પહેલો ભાગ (૨) મહાભારતનો પ્રથમ ખંડ
**આદિપુરુષ** (પું.) મૂળ પુરુષ (૨) સર્જનહાર, વિષ્ણુ, બ્રહ્મા
**આદિમ** (વિ.) પ્રારંભનું, મૂળ, અસલ
**આદિમાનવ** (પું.) પહેલું માનવપ્રાણી
**આદિવાસી** (વિ.) અસલનું રહેનારું (૨) (પું.) આદિજાતિનો માણસ
**આદી** (ન.) ટેવવાળું
**આદું** (ન.) એક કંદ-જેની સૂંઠ બને છે.
**આદેશ** (પું.) હુકમ (૨) ઉપદેશ (૩) ફેરફાર (વ્યા.) (૪) ઉત્થાપન
**આદેશપત્ર** (પું.) રજાચિઠ્ઠી, આજ્ઞાપત્ર
**આદેશાત્મક** (વિ.) આદેશરૂપ, ફરજિયાત
**આદ્ય** (વિ.) પ્રથમનું, મૂળ, પ્રારંભનું
**આદ્યાક્ષર** (પું.) પ્રથમ અક્ષર
**આદ્યંત** (અ.) આદિથી અંત સુધી
**આધાન** (ન.) ધારણ કરવું તે (૨) ગર્ભ (૩) મૂકવું તે (૪) અગ્નિહોત્રીનું પ્રાથમિક કર્મ
**આધાર** (પું.) ટેકો, અવલંબન (૨) મદદ, આશ્રય (૩) સાબિતી, પુરાવો (૪) અધિકરણ, સાતમી વિભક્તિનો અર્થ
**આધારઉદ્યોગ** (પું.) ટેકારૂપ ઉદ્યોગ, 'સપોર્ટિંગ ઈન્ડસ્ટ્રી'
**આધારકિંમત** (સ્ત્રી.) પાયારૂપ ભાવ
**આધારખડક** (પું.) તળ-ખડક, 'બૅડ-રૉક'
**આધારગ્રંથ** (પું.) આધાર માટે લીધેલું પુસ્તક
**આધારચિહ્ન** (ન.) મોજણી કરતી વખતે આરંભનું નિશાન, 'બૅન્ચમાર્ક'
**આધારતત્ત્વ** (ન.) અભિધારણા, અભિગૃહીત
**આધારતલ** (ન.) નિમ્નતમ સપાટી, નીચલો ભાગ, તળિયું (૨) પાયો (૩) બેઠક, બેસણી
**આધારદીવાલ** (સ્ત્રી.) રોક-દીવાલ, પુસ્તો, છાતી સમાણી દીવાલ
**આધારપગથિયું** (ન.) કાર્યનો આરંભ કરવામાં આવ્યો હોય તે સ્થાન
**આધારપાત્ર** (વિ.) આધાર રાખવા યોગ્ય
**આધારબિંદુ** (ન.) ઉચ્ચાલનમાં નીચે રહેલો ટેકો-જે બિંદુને આધારે વસ્તુને ટેકો મળે.
**આધારભીંત** (સ્ત્રી.) પડભીંત, પુસ્તો, ટેકો, 'બટ્રેસ'
**આધારભૂત** (વિ.) પ્રમાણિત થયેલું, મૂળભૂત
**આધારરેખા** (સ્ત્રી.) મૂળ લીટી પર બીજી કોઈ લીટી બતાવી હોય કે ન બતાવી હોય તે
**આધારવર્ષ** (ન.) જ્યાંથી શરૂ કરવાનું હોય તે વર્ષ
**આધારશિલા** (સ્ત્રી.) ટેકારૂપ પથ્થર (૨) કોઈ પણ ટેકારૂપ વસ્તુ
**આધારશૂન્ય** (વિ.) બિનપાયાદાર
**આધારસામગ્રી** (સ્ત્રી.) મૂળભૂત માહિતી, 'ડેટા'
**આધારહુકમ** (પું.) અધિકૃતિ
**આધારિત** (વિ.) આધાર રાખેલું
**આધિ** (પું.) માનસિક પીડા
**આધિક્ય** (ન.) અધિકતા, પુષ્કળતા
**આધિપત્ય** (ન.) અધિપતિપણું, ઉપરીપણું
**આધિભૌતિક** (વિ.) પ્રાણીઓને લગતું (૨) પંચમહાભૂતો સંબંધી (૩) શારીરિક (પીડા) (૪) સ્થૂલ, જડ
**આધુનિકીકરણ** (ન.) આધુનિક બનાવવું તે
**આનંદરૂપ** (વિ.) આનંદમય
**આનંદવિભોર** (વિ.) આનંદથી તરબોળ
**આનંદી** (વિ.) ખુશમિજાજી, મોજી
**આનંદોલ્લાસ** (પું.) હર્ષનો ઊભરો
**આનાકાની** (સ્ત્રી.) હાના કરવી તે, ઢચુપચુ હોવાની દશા
**આનાથી** (અ.) આ વડે
**આનાવારી** (સ્ત્રી.) ઉત્પન્નનો અડસટ્ટો
**આનુપૂર્વી** (ન.) અનુક્રમ (૨) નિયમ પ્રમાણે દોરેલું અનુમાન (ન્યા.)
**આનુભાવિક** (વિ.) અનુભવને લગતું
**આનુવંશિક** (વિ.) વંશપરંપરાથી ચાલ્યું આવતું
**આનુષંગી, આનુષંગિક** (વિ.) અમુકના સંબંધવાળું, સહવર્તી (૨) ગૌણ
**આન્વીક્ષિકી** (સ્ત્રી.) તર્ક-ન્યાયશાસ્ત્ર (૨) આત્મવિદ્યા (૩) અન્વીક્ષા, સમાલોચના
**આપ** (ન.) પોતાપણું, અહંતા (૨) પોતાનું શરીર (૩) (સ.) તમે, જાતે (માનાર્થે) (૪) પોતે, ખુદ (સમાસમાં પૂર્વપદ તરીકે) જાતનું, પોતાનું એ અર્થમાં
**આપકર્મી** (વિ.) સ્વપુરુષાર્થ પર આધાર રાખનાર
**આપખુદ** (વિ.) સર્વસત્તા આધીન રાખી વર્તનાર
**આપઘાત** (પું.) આત્મહત્યા
**આપણે** (સ.) બોલનાર અને સાંભળનાર સર્વ, આપણ
**આપત (-દ)(-ત્તિ)** (સ્ત્રી.) આફત, સંકટ (૨) મુશ્કેલી, પીડા, દુઃખ
**આપત્કાળ** (પું.) આફતનો સમય, કટોકટીની વેળા (૨) દેવકોપ
**આપદ (-દા)** (સ્ત્રી.) આપત્તિ, પીડા, દુઃખ
**આપદધર્મ** (પું.) આપત્તિના સમયનો ધર્મ, મુશ્કેલનીની વેળાએ નાછૂટકે જે કરવાની ધર્મશાસ્ત્રે રજા આપી હોય તેવું કામ
**આપદવ્યવસ્થા** (સ્ત્રી.) આપત્તિ વેળા કરવામાં આવતી ગોઠવણ
**આપમતલબી** (વિ.) સ્વાર્થી
**આપમેળે** (અ.) આપોઆપ, પોતાની મેળે
**આપલે** (સ્ત્રી.) લેવડદેવડ
**આપવડાઈ** (સ્ત્રી.) આત્મશ્લાઘા
**આપવીતી** (સ્ત્રી.) પોતાને વીતેલું તે, પોતાને થયેલો અનુભવ, આત્મકથા
**આપવું** (ક્રિ.) અર્પવું, દેવું (૨) સોંપવું, હવાલે કરવું

**આપાત** (પું.) પડવું તે (૨) ચાલુ ક્ષણ (૩) પ્રથમ દૃષ્ટિ
**આપાતકિરણ** (ન.) (આરસી જેવી) સપાટી પર પડતું કિરણ (પ.વિ.)
**આપાતકોણ** (પું.) આપાતકિરણ તેની સપાટી પર પડતાં ખૂણો કરે તે (પ.વિ.)
**આપાતબિંદુ** (ન.) આપાતકિરણ જે બિંદુએ સપાટી પર પડે તે (પ.વિ.)
**આપાદન** (ન.) સંપાદન, સંપડાવવું તે
**આપ્ત** (વિ.) નજીકના સંબંધવાળું, સગું (૨) વિશ્વાસપાત્ર (૩) વિશ્વાસુ (૪) પ્રાપ્ત, મેળવેલું
**આપ્તજન** (પું.ન.) સગું, સ્નેહી (૨) વિશ્વાસુ માણસ, અંગત માણસ
**આપ્તવાકય** (ન.) આપ્તનું વાકય, વિશ્વાસ મૂકવા યોગ્ય-આપ્ત-પ્રમાણરૂપ માનવા જેવું વાકય
**આફત** (સ્ત્રી.) આપત્તિ, સંકટ, દુઃખ, મુશ્કેલી
**આફતાબ** (પું.) સૂર્ય
**આફરીન** (અ.) કુરબાન, ફિદા, ખુશખુશ, વારી ગયું હોય તેમ (૨) ધન્ય, શાબાશ (ઉદ્ગાર) (૩) (સ્ત્રી.) શાબાશી
**આફરો** (પું.) પેટ ચડવું તે (૨) ઘણું ખાવાથી થતી અકળામણ
**આબકારી** (સ્ત્રી.) ઉત્પાદિત ચીજો પર લેવાતી જકાત
**આબકારી શુલ્ક** (સ્ત્રી.) આબકારી જકાત
**આબદ્ધ** (વિ.) બંધાયેલું, જકડાયેલું (૨) સજ્જડ
**આબરૂ** (સ્ત્રી.) કીર્તિ, શાખ, નામના (૨) સ્ત્રીની લાજ, શિયળ
**આબરૂદાર** (વિ.) આબરૂવાળું, પ્રતિષ્ઠિત
**આબાદ** (વિ.) વસ્તીવાળું (૨) ભરપૂર, સમૃદ્ધ (૩) ખેડાયેલું, ફળદ્રુપ (૪) સલામત, સુખી (૫) ઉત્તમ, સરસ (૬) અચૂક (૭) (અ.) ચૂકયા વિના
**આબાદી** (સ્ત્રી.) આબાદ-સમૃદ્ધ હોવું તે (૨) વસ્તી
**આબાલવૃદ્ધ** (અ.) બાળકથી માંડીને વૃદ્ધ પર્યંત
**આબેહૂબ** (વિ.) હૂબહૂ, તાદૃશ
**આબોહવા** (સ્ત્રી.) હવાપાણી, હવામાન, વાતાવરણ
**આભ** (ન.) આકાશ, વાદળું
**આભડછેટ** (સ્ત્રી.) અભડાવું તે (૨) રજસ્ત્રાવ
**આભરણ** (ન.) અલંકાર, આભૂષણ, શણગાર
**આભલું** (ન.) દર્પણ, ભરતકામમાં ચોઢાતો ઝીણો ગોળ કાચ
**આભા** (સ્ત્રી.) તેજ, દીપ્તિ (૨) કાન્તિ, શોભા
**આભાર** (પું.) ઉપકાર, અહેસાન, પાડ, મહેરબાની
**આભારદર્શક** (વિ.) આભાર દર્શાવતું
**આભારદર્શન** (ન.) આભાર માનવો તે
**આભારવશ** (વિ.) આભારી, આભારમાં આવેલું
**આભારસૂચક** (વિ.) આભાર સૂચવતું
**આભારી** (વિ.) આભારયુકત (૨) -નું કૃતજ્ઞ, આભારવશ
**આભાસ** (પું.) સાદૃશ્ય, બે વસ્તુ વચ્ચે સરખાપણાનો દેખાવ (૨) ભ્રમ, ખોટો દેખાવ (૩) ઝાંખો પ્રકાશ (૪) ભ્રામક હેતુ, હેત્વાભાસ
**આભાસી** (વિ.) પ્રકાશતું, દેખાતું (૨) આભાસવાળું (૩) -ના સરખું દેખાતું
**આભિજાત્ય** (ન.) કુલીનતા, ખાનદાની (૨) શ્રેષ્ઠતા, સૌંદર્ય
**આભીર** (પું.) આહીર, ગોવાળિયો, ભરવાડ (૨) એક છંદ
**આભૂષણ** (ન.) ઘરેણું, શણગાર
**આભ્યંતર** (વિ.) અંદરનું, માંહેલું (૨) ખાનગી
**આમ** (અ.) આ પ્રમાણે (૨) આ તરફ, અહીં
**આમ** (પું.) કાચો મળ, જળસ, (૨) મરડો
**આમ** (સ્ત્રી.) કેરી
**આમચૂર** (ન.) કેરીનો છૂંદો, એનું અથાણું
**આમજનતા, આમપ્રજા** (સ્ત્રી.) સાધારણ લોકો
**આમણે** (સ.) આ માણસે (ત્રીજી વિભકિત 'આણે' નું બહુવચન)
**આમનું** (વિ.) સામ રહેલી આ માન્ય વ્યક્તિનું (૨) (અ.) આ બાજુ, આ તરફ (૩) (સ.) 'આનું' સર્વનામનું બહુવચન
**આમન્યા** (સ્ત્રી.) આજ્ઞાપાલન (૨) મર્યાદા, સભ્યતા
**આમરણ(-ણાંત)** (અ.) જિંદગી પર્યંત (૨) (વિ.) મરણ પર્યંત રહેનારું
**આમરસ** (પું.) કેરીનો રસ (૨) પેટનો કાચો મળ
**આમલી** (સ્ત્રી.) એ નામનું ઝાડ, આંબલી (૨) તેનું ફળ
**આમલી-પીપળી** (સ્ત્રી.) એક રમત, આંબલી-પીપળી
**આમલેટ** (સ્ત્રી.) ઈંડાની પૂડા જેવી વાનગી
**આમવર્ગ** (પું.) સાધારણ લોકોનો વર્ગસમૂહ
**આમસભા** (સ્ત્રી.) આમવર્ગના લોકોની સભા (૨) તેમના પ્રતિનિધિઓની સભા
**આમળવું** (ક્રિ.) વળ દેવો, મચડવું
**આમળું** (ન.) આમળીનું ફળ
**આમળો** (પું.) વળ (૨) ટેક, અભિમાન (૩) દ્વેષ, ખાર
**આમંત્રણ-પત્રિકા** (સ્ત્રી.) આમંત્રણ આપવા માટે મોકલેલ પત્રિકા-કાગળ, નિમંત્રણપત્ર
**આમંત્રિત** (વિ.) આમંત્રેલું
**આમીન** (અ.) તથાસ્તુ
**આમુખ** (ન.) પ્રસ્તાવના, ઉપોદ્‌ઘાત
**આમેજ** (વિ.) સામેલ, ભેળવેલું
**આમોદ** (પું.) આનંદ (૨) સુગંધ
**આમ્ર** (પું.) આંબો
**આમ્રફલ(-ળ)** (ન.) કેરી
**આમ્રમંજરી** (સ્ત્રી.) આંબાની મોરેલી ડાંખળી
**આમ્રરસ** (પું.) આંબાની કેરીનો રસ
**આય** (પું.) લાભ, આવક, ફાયદો (૨) પેદાશ (૩) જનાનખાનાનો રક્ષક કે નાજર
**આયકર** (પું.) આવકવેરો
**આયખું** (ન.) આવરદા, આયુષ્ય, જીવનકાળ
**આયત** (વિ.) લંબચોરસ (૨) લંબાયેલું (૩) દીર્ઘ (૪) જાત્યચતુષ્કોણ (૫) સમકર્ણ, 'રૅક્ટૅન્ગલ'
**આયતન** (ન.) રહેઠાણ, સ્થાન
**આયતાકાર** (પું.) લંબચોરસ
**આયનો** (પું.) અરીસો, દર્પણ
**આયવ્યય** (પું.) આવક અને ખર્ચ
**આયા** (સ્ત્રી.) છોકરાં સંભાળવા રાખેલી બાઈ
**આયાત** (વિ.) બહારગામથી કે પરદેશથી આવેલું (૨) (સ્ત્રી.) બહારગામના માલનો આવરો (૩) કુરાનની આયાતો

**આયાતી** (વિ.) આયાતને લગતું, આયાત થયેલું
**આયામ** (પું.) લંબાઈ (૨) વિસ્તાર (૩) નિગ્રહ, નિયમન
**આયાસ** (પું.) કષ્ટ, મહેનત (૨) પ્રયત્ન (૩) થાક,પીડા
**આયુ** (ન.) આયુષ્ય (૨) વય, ઉંમર
**આયુક્ત** (પું.) કમિશનર
**આયુધ** (ન.) હથિયાર
**આયુર્વેદ** (પું.) આર્યોનું કે ભારતીય વૈદકશાસ્ત્ર
**આયુર્વેદિક** (વિ.) આયુર્વેદ સંબંધી કે તેને લગતું
**આયુષ(-ષ્ય)દોરી** (સ્ત્રી.) આયુષ્ય, આવરદા, જીવનદોરી
**આયુષ(-ષ્ય)મર્યાદા** (સ્ત્રી.) આયુષ્યની હદ
**આયુષ(-ષ્ય)માન** (વિ.) આયુષ્યવાળું, જીવંત (૨) દીર્ઘાયુષી
**આયોગ** (પું.) કમિશન (૨) નિમણૂક (૩) ક્રિયા (૪) સંબંધ (૫) વેપાર ઉદ્યોગ
**આયોજક** (વિ.) યોજના કરનાર (૨) (પું.) યોજક, યોજનાર
**આયોજન** (ન.) યોજના કે વ્યવસ્થા કરવી તે (૨) તેને માટેની સાધન-સામગ્રી
**આયોજનકાર** (પું.) આયોજન કરનાર
**આયોજના** (સ્ત્રી.) વ્યવસ્થા, સંગઠન
**આયોજિત** (વિ.) વ્યવસ્થિત, સંગઠિત, આયોજન કરાયેલું
**આયોડિન** (ન.) એક રસાયણી પદાર્થ (ર.વિ.)
**આર** (પું.) કાંજી, ખેળ (૨) આહાર (૩) પાણીનો વેગ-તાણ
**આરકત** (વિ.) રતાશ પડતું (૨) ઘેરું લાલ (૩) આસકત, રાગવાળું
**આરજૂ** (સ્ત્રી.) ઇચ્છા (૨) ઉમેદ, આશા (૩) આતુરતા, તીવ્ર ઇચ્છા
**આરણ્યક** (વિ.) આરણ્યને લગતું, વગડાઉ (૨) (પું.) વનવાસી
**આરત** (વિ.) આર્ત્ત, પીડિત (૨) ભીડમાં આવી પડેલું (૩) અગત્યનું (૪) આતુર (૫) (સ્ત્રી.) પીડા, ભીડ, ગરજ (૬) ઓરિયો, કોડ, ઉત્કટ ઇચ્છા
**આરતી** (સ્ત્રી.) દુઃખ પીડા, (૨) દેવની મૂર્તિ સમક્ષ દીવો ઉતારવો તે (૩)તે વખતે ગવાતું પદ (૪) એક છંદ
**આરદરા, આરદ્રા** (ન.) છઠ્ઠું આકાશી નક્ષત્ર, આર્દ્રા નક્ષત્ર
**આરપાર** (અ.) આ બાજુથી પેલી બાજુ, સોંસરું
**આરમાર** (સ્ત્રી.) મનવાર
**આરસ, આરસપહાણ** (પું.) એક જાતનો લીસો ચળકતો પથ્થર, સંગેમરમર
**આરસી** (સ્ત્રી.) નાનો અરીસો, દર્પણ
**આરંભ** (પું.) શરૂઆત, તૈયારી
**આરંભક** (વિ.) શરૂઆત કરનાર
**આરંભશૂર(-રું)** (વિ.) ક્ષણિક ઉત્સાહવાળું
**આરાધક** (વિ.) આરાધના કરનાર
**આરાધવું** (ક્રિ.) પ્રસન્ન કરવું (૨) પૂજવું, ભજવું
**આરાધ્ય** (વિ.) આરાધવા-યોગ્ય
**આરામ** (પું.) વિશ્રાન્તિ, થાક ખાવો તે (૨) શાંતિ (૩) બગીચો (૪) મુક્તિ, નિવૃત્તિ
**આરામકક્ષ** (પું.) વિશ્રાંતિખંડ
**આરામખુરશી** (સ્ત્રી.) આરામ માટે જેમાં બેસી કે લાંબા થઈ શકાય તેવી ખુરશી
**આરામગૃહ** (ન.) આરામ કરવા માટેની જગા
**આરામપ્રિય** (વિ.) આળસુ
**આરારૂટ** (ન.) જેનો લોટ ખાવામાં વપરાય છે તેવું એક કંદ
**આરાસુર** (પું.) અરવલ્લી પર્વતનું-આબુનું એક શિખર
**આરિયું** (ન.) કાકડી, ચીભડું
**આરી** (સ્ત્રી.) નાની કરવતી (૨) મોચીનું એક ઓજાર
**આરૂઢ** (વિ.) બેઠેલું, -ની ઉપર ચડેલું
**આરો** (પું.) કિનારો, છેડો (૨) પાર (૩) માર્ગ, છૂટવાનો ઉપાય
**આરોગવું** (ક્રિ.) જમવું, ખાવું
**આરોગ્ય** (ન.) તંદુરસ્તી
**આરોગ્યવિજ્ઞાન** (ન.) તંદુરસ્તીને લગતા નિયમોનું શાસ્ત્ર
**આરોગ્યકારક** (વિ.) આરોગ્યપ્રદ
**આરોગ્યધામ** (ન.) જ્યાં વસવાથી આરોગ્ય મેળવી શકાય તેવું સ્થાન (૨) ઇસ્પિતાલ
**આરોગ્યપ્રદ** (વિ.) આરોગ્ય આપનારું
**આરોગ્યવર્ધક** (વિ.) તંદુરસ્તી વધારનાર
**આરોપ** (પું.) આક્ષેપ, તહોમત
**આરોપનામું, આરોપપત્ર** (ન.પું.) આરોપનું ખત
**આરોપવું** (ક્રિ.) એકના ધર્મ બીજાને લગાડવા (૨) આળ કે આક્ષેપ મૂકવો, (૩) ઘાલવું, મૂકવું, લગાડવું, નાખવું, પરોવવું
**આરોપસિદ્ધિપત્ર** (પું.) આરોપ સિદ્ધ થયાનું ખત
**આરોપી** (વિ.) તહોમતદાર
**આરોવારો** (પું.) છૂટકો (૨) છેવટ, છેડો, અંત
**આરોહ** (પું.) ચડાણ, ચડાવ (૨) રાગ ખેંચવો તે (૩) સ્ત્રીની કેડ, નિતંબ (૪) ચડતો ક્રમ
**આરોહ-અવરોહ** (પું.) સ્વરનું ઊંચે જવું અને ઊતરવું
**આરોહક** (વિ.) આરોહણ કરનાર
**આરોહણ** (ન.) ચડવું તે (૨) સવારી કરવી તે
**આરોહી** (વિ.) આરોહણ કરનાર, ચડનાર
**આર્કિટેકટ** (પું.) સ્થપતિ, શિલ્પી
**આર્ચ-બિશપ** (પું.) ખ્રિસ્તી ધર્મનો મુખ્ય ધર્માધ્યક્ષ, પાદરી
**આર્જવ** (ન.) ઋજુતા, સરળતા, નિખાલસતા (૨) પ્રામાણિકતા (૩) વિનવણી, કાલાવાલા
**આર્ટ** (સ્ત્રી.) કલા, કસબ (૨) યુક્તિ
**આર્ટ-પેપર** (પું.) લીસો, ચળકતો ચિત્રો છાપવા વપરાતો કાગળ
**આર્ટ-સિલ્ક** (ન.) બનાવટી રેશમ
**આર્ટિકલ** (પું.) લેખ (મોટાભાગે છાપાનો) (૨) અંગ્રેજીનો ‘ધી’, ‘એ’, ‘એન’ (૩) કલમ, નિયમ (કા.)
**આર્ટિસ્ટ** (વિ.) કલાકાર
**આર્ટ્સ** (સ્ત્રી.) વિનયન-વિદ્યાઓ
**આર્ત(-ર્ત્ત)** (વિ.) પીડિત, દુઃખી
**આર્ત(-ર્ત્ત) વ** (વિ.) ઋતુને અનુસરતું (૨) રજસ્રાવ
**આર્તસ્વર** (પું.) દુઃખનો પોકાર
**આર્થિક** (વિ.) અર્થ-નાણાં સંબંધી
**આર્દ્ર (વિ.)** ભીનું (૨) દ્રવતું, મૃદુ (૩) માયાળુ, લાગણીવાળું
**આર્દ્રા** (ન.) છઠ્ઠું આકાશી નક્ષત્ર

**આર્દ્રક** (ન.) આદું
**આર્દ્રતા** (સ્ત્રી.) ભીનાશ (૨) લાગણીશીલતા
**આર્દ્રતામાપક** (વિ.) ભીનાશ માપે તેવું
**આર્દ્રવાયુ** (પું.) હાઇડ્રોજન
**આર્મેચર** (ન.) વીજળી પેદા કરનાર યંત્રનો એક ભાગ
**આર્ય** (વિ.) કુલીન, સુધરેલું (૨) આર્ય લોકોને લગતું (૩) (પું.) એ નામની પ્રજા (૪) કુલીન-સદાચારી માણસ, ભદ્ર પુરુષ
**આર્યતા** (સ્ત્રી.) કુલીનતા, સંસ્કારિતા
**આર્યદેશ** (પું.) આર્યાવર્ત
**આર્યપુત્ર** (પું.) પતિ, સ્વામી
**આર્યસમાજ** (પું.સ્ત્રી.) સ્વામી દયાનંદે સ્થાપેલો ધર્મસંપ્રદાય
**આર્યા** (સ્ત્રી.) કુલીન સ્ત્રી (૨) એક છંદ
**આર્યાવર્ત** (પું.) આર્યોનું રહેઠાણ (૨) ભરતખંડ
**આર્ષ** (વિ.) ઋષિ સંબંધી (૨) પવિત્ર, દિવ્ય (૩) એક પ્રકારનો વિવાહ જેમાં વર પાસેથી માત્ર એકાદ બે ગાય લઈને સામે કન્યા અપાય છે.
**આર્ષદ્રષ્ટા** (વિ.) દૈવી જ્ઞાનવાળું
**આર્ષપ્રયોગ** (પું.) કેવળ ઋષિઓએ જ કરેલો પ્રયોગ, અતિ પ્રાચીન અને (વ્યાકરણની) રૂઢિથી વિરુદ્ધ પ્રયોગ
**આર્સેનિક** (ન.) સોમલ, એક મૂળતત્ત્વ
**આર્હત** (વિ.) જૈન મત (૨) (પું.) જૈન મતને લગતું
**આલતુફાલતુ** (ન.) પરચૂરણ, સંબંધ વગરનું
**આલબમ** (ન.) ફોટાઓ, સહીઓ (ઓટોગ્રાફ્સ) સાચવવા માટેની કોરી વહી
**આલબેલ** (સ્ત્રી.) બધું સલામત છે એમ સૂચવતો ચોકીદારોનો એક પોકાર
**આલમ** (સ્ત્રી.) દુનિયા, જગત
**આલમારી** (સ્ત્રી.) કબાટ, (૨) ભીતનું કબાટ, તાકું
**આલય** (ન.) ઘર, સ્થાન, રહેઠાણ
**આલંકારિક** (વિ.) અલંકાર સંબંધી, અલંકારયુકત (૨) (પું.) અલંકાર-શાસ્ત્ર જાણનારો, કાવ્યશાસ્ત્રનો અભ્યાસી
**આલંબ** (પું.) આધાર, ટેકો (૨) લંબરેખા
**આલંબન** (ન.) આધાર, ટેકો
**આલાગ્રાન્ડ** (વિ.) ખૂબ જ સરસ, ભવ્ય
**આલાપ** (પું.) વાતચીત (૨) ગાયનની પૂર્વે તેની તૈયારીરૂપે અને વચ્ચે રાગની ધૂનમાં 'આ આ આ' એમ ગાવામાં આવે છે તે (૩) ગુંજન
**આલિંગન** (ન.) છાતી સરસું ચાંપવું-ભેટવું તે, આશ્લેષ
**આલીશાન** (વિ.) આલેશાન, ભવ્ય
**આલુ-મટર** (ન.) બટાકા-વટાણાનું શાક
**આલેખ** (પું.) લખાણ (૨) ખત, દસ્તાવેજ (૩) સનદ (૪) મહોર, સીલ (૫) ગ્રાફ (૬) ચિત્ર
**આલેખન** (ન.) લખવું તે, લખાણ (૨) ચિત્ર (૩) ચીતરવું તે, ચિત્રકામ, આલેખન કરવું તે
**આલેશાન** (વિ.) આલીશાન, ભવ્ય
**આલોક** (પું.) જોવું તે (૨) દેખાવ, દર્શન (૩) દષ્ટિમર્યાદા (૪) તેજ, દીપ્તિ
**આલોકવું** (ક્રિ.) જોવું (૨) અવલોકન કરવું
**આલોચક** (વિ.) આલોચન કરનારું (૨) સમીક્ષક
**આલોચન, આલોચના** (ન.સ્ત્રી.) અવલોકન, નિરીક્ષણ (૨) વિવેચન, ટીકા (૩) દોષની કબૂલાત કરી પ્રાયશ્ચિત્ત કરવું (જૈન)
**આલોયણ** (ન.) આલોચન, વિચાર (૨) દોષોની કબૂલાત કરીને પ્રાયશ્ચિત્ત લેવું તે, આલોચના (જૈન)
**આલ્કોહોલ** (પું.) મદ્યાર્ક, દારૂનો અર્ક
**આલ્ફા** (પું.) ગ્રીક કક્કાનો પહેલો અક્ષર (૨) પ્રારંભ
**આવ** (સ્ત્રી.) આવક, આવરો, આયાત
**આવક** (સ્ત્રી.) આવવું તે (૨) ઉત્પન્ન, પેદાશ, કમાણી
**આવક-જાવક** (સ્ત્રી.) આવવું અને જવું તે (૨) ઊપજ-ખર્ચ (૩) આવક-જાવકની વહી
**આવકવેરો** (પું.) કમાણી ઉપરનો કર (૨) આયાત થતા માલ ઉપરની જકાત
**આવકાર** (પું.) આવો-પધારો એમ કહેવું તે, સ્વાગત, આદરમાન
**આવક્ષ** (વિ.) છાતી સુધીનું, 'બસ્ટ સાઈઝ'
**આવ-જા,આવ-જાવ** (સ્ત્રી.) આવવું અને જવું તે
**આવજો** (ક્રિ.) ફરી પધારજો એવા અર્થનો જનારને વિદાય આપવાનો બોલ
**આવડત** (સ્ત્રી.) કુશળતા, કૌશલ
**આવડવું** (ક્રિ.) -ની જાણ હોવી, -થી વાકેફ હોવું, -ની કુશળતા હોવી
**આવડું** (વિ.) આ કદનું, અમુકના જેવડું, આટલું
**આવતું** (વિ.) આવવામાં હોય એવું, આવી રહેલું, હવે પછી આવનારું
**આવરણ** (ન.) આચ્છાદન, પડદો (૨) અંતરાય, વિઘ્ન
**આવરણપૃષ્ઠ** (ન.) આચ્છાદનપટ, 'જૅકેટ'
**આવરદા** (સ્ત્રી.પું.ન.) આયુષ્ય (૨) જિંદગાની
**આવરવું** (ક્રિ.) ઢાંકવું, આચ્છાદવું (૨) વ્યાપવું (૩) રૂંધવું, ઘેરવું
**આવરાક્ષેત્ર** (ન.) જ્યાંથી પાણીનો આવરો થતો હોય તે વિસ્તાર
**આવરો** (પું.) આવક (૨) માસિક આવકજાવકની ખાતાવાર નોંધપોથી (૩) ખાવાની લાલસા
**આવરો-જાવરો** (પું.) આવવું અને જવું તે, અવરજવર (૨) આવકજાવક, ઊપજખર્ચ
**આવર્ત** (પું.) સંગીતમાં એક અલંકાર
**આવર્ત,આવર્તક** (વિ.) ફરીફરી આવતું-આંટા ખાતું (૨) રિકરિંગ (જેમ કે, ખર્ચ) (૩) (પું.) ગોળ ફરવું તે, આંટો, ચક્કર (૪) ચકરી, ભમરી (૫) ચાર મેઘમાંનો એક
**આવર્તી** (વિ.) ફરીફરી આવતું (૨) ગોળ ફરતું
**આવળ** (સ્ત્રી.) એક વનસ્પતિ
**આવશ્ય** (વિ.) અગત્યનું (૨) (સ્ત્રી.ન.) અગત્ય, અનિવાર્ય વસ્તુ
**આવશ્યક** (વિ.) આવશ્ય, જરૂરી
**આવશ્યકતા** (સ્ત્રી.) જરૂરિયાત (૨) અગત્ય, ખપ (૩) પ્રયોજન
**આવાગમન** (ન.) આવવું અને જવું તે (૨) જન્મ-મરણનું ચક્ર
**આવારા** (વિ.) રખડેલ, વંઠેલું, નકામું
**આવારાગર્દ** (સ્ત્રી.) ધૂળ જેવી નકામી ચીજ
**આવારાગર્દી** (વિ.) વંઠેલપણું
**આવાસ, આવાસન** (પું.) ઘર, નિવાસસ્થાન, હવેલી (૨) ખંડ, ઓરડો
**આવિર્ભાવ** (પું.) બહાર નીકળવું કે પ્રગટવું તે (૨) અવતાર, જન્મ
**આવિષ્કરણ, આવિષ્કાર** (ન.પું.) બહાર કાઢવું તે, પ્રગટ થયેલું, ખુલ્લું કરવું તે, શોધ

**આવિષ્કૃત** (વિ.) દેખાડેલું, બતાવી આપેલું, ખુલ્લું કરાયેલું-થયેલું
**આવિષ્ટ** (વિ.) પેઠેલું (૨) વળગેલું, ભરાયેલું (૩) આવેશયુક્ત
**આવું** (વિ.) આના જેવું, આ જાતનું
**આવૃત** (વિ.) આવરેલું, ઢાંકેલું (૨) વ્યાપ્ત (૩) ઘેરાયેલું, રૂંધાયેલું
**આવૃતિ** (સ્ત્રી.) ઢાંકવું-છુપાવવું તે
**આવૃત્ત** (વિ.) ચક્રાકારે ફરેલું (૨) પાછું આવેલું (૩) વારંવાર થયેલું-કરેલું
**આવૃત્તિ** (સ્ત્રી.) ચક્રાકારે ફરવું તે (૨) પાછું આવવું તે (૩) વારંવાર થવું-કરવું તે (૪) પુસ્તકનું પ્રકાશન, 'એડિશન'
**આવેગ** (પું.) જુસ્સો, જોર (૨) ક્ષોભ, વ્યગ્રતા, આવેશ (૩) ઉતાવળ, દોડાદોડી (૪) ગતિમાન પદાર્થમાં (અમુક ન્યાયે) વધતો જતો વેગ
**આવેદક** (વિ.) ઉમેદવાર, પ્રાર્થી, આવેદન કરનાર
**આવેદન** (ન.) નિવેદન, અરજી (૨) ફરિયાદ
**આવેદનપત્ર** (પું,.) ફરિયાદ કે અરજીનો કાગળ
**આવેશ** (પું.) જુસ્સો, ઊભરો, (૨) ગુસ્સો
**આવેષ્ટન** (ન.) વીટી વળનારી વસ્તુ, વેષ્ટન (૨) વાડ, કોટ
**આવેષ્ટિત** (વિ.) ઢાંકેલું, વીટી લીધેલું
**આશ(-સ)કા** (સ્ત્રી.) દેવની આરતી, ભસ્મ વગેરે લેવાં તે
**આશક** (પું.) પ્રેમી, આશિક (૨) (વિ.) પ્રેમવશ, મોહિત, ફિદા
**આશય** (પું.) ધારણા, ઇરાદો, હેતુ (૨) (ન.) સ્થાન (૩) પાત્ર (૪) કરેલાં કર્મોના સંસ્કાર કે તેમનો સમૂહ
**આશરો** (પું.) આશ્રય, છત્રછાયા (૨) આધાર, ટેકો, આલંબન (૩) અડસટ્ટો, અંદાજ, સુમાર
**આશંકા** (સ્ત્રી.) શંકા, વહેમ
**આશંકિત** (વિ.) આશંકાવાળું, શક પડતું
**આશા** (સ્ત્રી.) ઉમેદ, ઇચ્છા, ધારણા (૨) વિશ્વાસ, આસ્થા
**આશા(-સા)** (સ્ત્રી.) એક રાગિણી
**આશાઢ, આષાઢ** (પું.) વિક્રમ સંવતનો નવમો મહિનો, અષાઢ
**આશાતન, આશાતના** (ન.સ્ત્રી.) અપમાન, અવિનય (જૈન)
**આશાતંતુ, આશાદોર** (પું.) આશાનો તાંતણો, આશા રાખવાનો આધાર
**આશાતીત** (વિ.) આશા રાખી હોય તેનાથી ખૂબ વધારે, ધાર્યા કરતાં વધારે
**આશિક** (પું.) પ્રેમી, આશક (૨) (વિ.) પ્રેમવશ, મોહિત, ફિદા
**આશિકા** (સ્ત્રી.) સાધુ કે દેવનો કે યજ્ઞની રક્ષાનો પ્રસાદ
**આશિષ** (સ્ત્રી.) દુવા, આશીર્વાદ
**આશીર્વચન** (ન.) આશીર્વાદ, આશિષનું વચન કે તે કહેવું તે
**આશીર્વાદ** (પું.) આશીર્વચન, દુવા
**આશ્ચર્ય** (ન.) નવાઈ, અચંબો (૨) આશ્ચર્યકારક બનાવ, ચમત્કાર
**આશ્રમ** (પું.) વિસામાનું સ્થાન, રહેઠાણ (૨) વિશ્રાંતિ (૩) સાધુનો નિવાસ, તપોવન, પર્ણકુટી (૪) જીવનનો વિભાગ (૫) છાત્રાલય સાથેની શાળા, મહાશાળા (૬) રાષ્ટ્રીય યા ધાર્મિક હિલચાલનું મથક
**આશ્રમશાળા** (સ્ત્રી.) આશ્રમશૈલીનું રચનાત્મક શિક્ષણ આપતી શાળા
**આશ્રય** (પું.) આશરો (૨) શરણું
**આશ્રયદાતા** (પું.) આશ્રય આપનાર
**આશ્રયસ્થાન** (ન.) આશ્રય મેળવવાનું કે આપે એવું સ્થાન
**આશ્રયાશ્રયીભાવ** (પું.) આશ્રય અને આશ્રયીનો સંબંધ
**આશ્રિત** (વિ.) આશ્રયે રહેલું
**આશ્લિષ્ટ** (વિ.) આલિંગાયેલું (૨) ઓતપ્રોત
**આશ્લેષ** (પું.) આલિંગન, છાતી સાથે ચાંપવું-ભેટવું તે
**આશ્વસ્ત** (વિ.) જેને આશ્વાસન મળ્યું હોય તે
**આશ્વાસન** (ન.) દિલાસો, સાંત્વન, હિંમત (૨) અભયદાન
**આશ્વિન** (પું.) આસો માસ
**આસક્ત** (વિ.) ચોંટેલું, મોહિત, અનુરક્ત
**આસક્તિ** (સ્ત્રી.) અતિશય સ્નેહ, મોહ, અનુરાગ
**આસન** (ન.) બેસવાની જગા, (૨) બેસવા-સૂવાની કે ઊભા રહેવાની ઢબ (૨) અષ્ટાંગ યોગનું આસન (૪) આસનિયું (૫) ચોપડી ટેકવવાની વસ્તુ (૬) ચોપડીનો કોઠો-ખાનું (૭) બાવાનો પડાવ, મઠ
**આસનિયું** (ન.) આસન માટે પાથરવાની વસ્તુ (ઊન, દર્ભ, ઝાડની છાલ વગેરેની)
**આસન્ન** (વિ.) નિકટવર્તી, સમીપસ્થ (૨) સંલગ્ન
**આસપાસ** (અ.) આજુબાજુ (૨) નજીકમાં
**આસમાન** (ન.) આકાશ, ગગન
**આસમાની** (વિ.) આસમાની રંગનું
**આસમાની-સુલતાની** (સ્ત્રી.) ચડતી-પડતી (૨) અણધારી આફત અથવા કોપ
**આસવ** (પું.) (પદાર્થને આસવી મેળવાતું) સત્ત્વ, અર્ક (૨) ગાળેલો દારૂ આસવીને તૈયાર થતો કોઈ પદાર્થ, 'ડિસ્ટિલેટ'
**આસવન** (ન.) આસવ કાઢવો તે, 'ડિસ્ટિલેશન'
**આસાએશ** (સ્ત્રી.) આરામ, વિશ્રાંતિ
**આસાન** (વિ.) સહેલું, નરમ
**આસામી** (પું.સ્ત્રી.) માણસ, વ્યક્તિ (૨) દેણદાર (૩) પૈસાદાર-પ્રતિષ્ઠિત માણસ (૪) ઘરાક, અસીલ
**આસિસ્ટંટ** (વિ.) મદદનીશ, હાથ નીચેનું (૨) (પું.) એવી વ્યક્તિ
**આસુર, આસુરી** (વિ.) અસુર સંબંધી, રાક્ષસી, જંગલી
**આસોપાલવ** (પું.) એક ઝાડ (જેનાં પાનનું તોરણ બને છે)
**આસ્તિક** (વિ.) ઈશ્વર અને પરલોકના અસ્તિત્વમાં માનનારું (૨) શ્રદ્ધાળુ
**આસ્તે** (અ.) ધીમે (૨) 'ઊભું રાખો', 'ધીમું કરો' એમ સૂચવતો ઉદ્ગાર
**આસ્થા** (સ્ત્રી.) આદર, માન (૨) શ્રદ્ધા, આકીન (૩) મૂડી, પૂંજી
**આસ્થાવાન, આસ્થિક** (વિ.) આસ્થાવાળું, આસ્તિક
**આસ્થેય** (વિ.) આસ્થાને પાત્ર, શ્રદ્ધેય
**આસ્ફાલન** (ન.) અફળાવું કે અફાળવું તે
**આસ્ફોટ, આસ્ફોટણ (-ન)** (પું.ન.) થાબડવું-પોલે હાથે (હાથના કોણીના ઉપલા ભાગ પર) ઠોકવું તે (૨) ઊપણવું તે (૩) પ્રગટ-જાહેર કરવું તે (૪) ભડાકા-ધડાકા સાથે ફૂટવું તે
**આસ્વાદ** (પું.) ચાખવું-સ્વાદ લેવો તે (૨) માણવું તે
**આસ્વાદ્ય** (વિ.) આસ્વાદ લેવા યોગ્ય
**આહ** (સ્ત્રી.) હાય, નિસાસો (૨) (અ.) અરે
**આહટ** (સ્ત્રી.) (પગની ચાલનો) અણસારો
**આહત** (વિ.) ઈજા પામેલું, જખમી (૨) હણાયેલું (૩) વગાડેલું, વગાડવાથી નીપજતું
**આહાર** (પું.) ખોરાક (૨) ખાવું તે, ખાનપાન
**આહારવિહાર** (પું.) ખાનપાન અને રહેણીકરણી

**આહારી** (વિ.) આહાર કરનારું (૨) અકરાંતિયું

**આહિસ્તા** (અ.) 'ધીમે', 'ઊભું રાખો', 'ધીમું કરો' એસ સૂચવતો ઉદ્ગાર

**આહીર** (પું.) ભરવાડ, રબારી

**આહુત** (વિ.) હોમેલું, બલિરૂપે અપાયેલું

**આહુતિ** (સ્ત્રી.) હોમવું તે (૨) હોમવાનું દ્રવ્ય, વસ્તુ, બલિદાન

**આહ્‌લાદ** (પું.) આનંદ, હર્ષ

**આહ્‌લાદક** (વિ.) આહ્‌લાદ કરાવે તેવું (૨) હર્ષ ઉત્પન્ન કરનારું

**આહ્‌વાન** (ન.) આમંત્રણ (૨) પડકાર (૩) આવાહન (૪) હાજર થવાનો હુકમ, 'સમન્સ'

**આળ** (સ્ત્રી.) અટકચાળું

**આળ** (ન.) ખોટો આરોપ, તહોમત, કલંક, આક્ષેપ (૨) ઓઠું, આળપંપાળ

**આળપંપાળ** (વિ.) મિથ્યા (૨) સાચું નહિ એવું, આડુંઅવળું (૩) પટામણું (૪) (ન.) આશ્વાસન (૫) ભૂતપ્રેતાદિ

**આળવણ** (ન.) બટ્ટો, બદનામી

**આળવીતરું** (વિ.) મસ્તીખોર, તોફાની, અળવીતરું

**આળસ** (સ્ત્રી.ન.) એદીપણું, સુસ્તી

**આળસુ** (વિ.) આળસવાળું, મંદ, સુસ્ત

**આળું** (વિ.) લીલું, ભીનું (૨) તાજું, ઉતરડેલું, કાચું (ચામડું) (૩) જરા અડકવાથી દુઃખે એવું (૪) નરમ, પોચું (૫) (ન.) આળ, તહોમત

**આળોટવું** (ક્રિ.) સૂઈને એક ઠેકાણેથી બીજે ઠેકાણે એમ ગબડવું, લોટવું

**આંક** (પું.) સંખ્યાની નિશાની (૨) ભાવ, મૂલ્ય કે તે યા તેનું માન બતાવતો અંક, 'ઇન્ડેક્સ નંબર (૩) જાડાઈ કે પાતળાઈનો હિસાબ (સૂતરનો) (૪) નિશાની (૫) અડસટ્ટો (૬) સીમા, હદ (૭) ધરી (૮) (પું.બ.વ.) ઘડિયા, પાડા

**આંકડાશાસ્ત્ર** (ન.) હકીકતના આંકડા એકત્ર કરવાની, તેનું વર્ગીકરણ કરવાની અને તેનો ઉપયોગ કરવાની વિદ્યા, 'સ્ટેટિસ્ટિક્સ'

**આંકડાશાસ્ત્રી** (પું.) આંકડાશાસ્ત્રનો વિદ્વાન

**આંકડી** (સ્ત્રી.) એક અથવા બંને છેડેથી વાળેલો સળિયો, કડી, 'હૂક' (૨) ગળ (૩) આંતરડામાં થતી પીડા, ચૂંક (૪) તાણ (૫) સખત વાંધો, વિરોધ, અણગમો (૬) ગર્ભનિરોધક સાધન

**આંકડો** (પું.) સંખ્યા, સંખ્યાની નિશાની (૨) લેણદેણનો હિસાબ-કાગળ (૩) બિલ (૪) વરનો આપવાનો ચાંલ્લો, પરઠણ, વાંકડો

**આંકડો** (પું.) છેડેથી વાંકો સળિયો, 'હૂક' (૨) પાછલી પકડવાનો ગળ (૩) ડંખ (વીંછી વગેરેનો) (૪) મૂછનો આંકડો પાડેલો વળ

**આંકફરક** (પું.) એક પ્રકારનો ખેલાતો સટ્ટો

**આંકવું** (ક્રિ.) આંકો કે નિશાની પાડવી, માપ દર્શાવતા આંકા પાડવા (૨) (લખવા માટે સીધી) લીટી દોરવી (૩) કસ-કિંમતનો અડસટ્ટો કાઢવો (૪) ડામીને નિશાની પાડવી જેથી ઓળખાય (૫) ખાસ કામ માટે નામ પાડી ફંડ કે રકમ અલગ કરવી 'ઇયર-માર્ક' અંકિત કરવું.

**આંકો** (પું.) નિશાનીની લીટી (૨) અડસટ્ટો (૩) હદ, નેક

**આંખ** (સ્ત્રી.) ચક્ષુ, નેત્ર (૨) જોવાની શક્તિ, નજર (૩) ધ્યાન, દેખરેખ, નિઘા (૪) નાનું કાણું, છિદ્ર (૫) બીજની ગાંઠ (જેમ કે, શેરડીની)

**આંખમિ(-મી)ચામણાં** (ન.) એક બાળરમત (૨) જોયું ન જોયું કરવું તે (૩) ઇશારત

**આંખમિ(-મી)ચોલી** (સ્ત્રી.) સંતાકૂકડીની રમત

**આંગડ** (સ્ત્રી.) દાગીના, રોકડ વગેરેનું જોખમ

**આંગડિયો** (પું.) આંગડ લઈ જનારો માણસ (૨) વિશ્વાસુ નોકર

**આંગણ, આંગણું, આંગણિયું** (ન.) ઘરના મુખ્ય દ્વાર સામેની ખુલ્લી જગા

**આંગણવાડી** (સ્ત્રી.) બાલમંદિર, શિશુકેળવણીની સંસ્થા

**આંગળ** (ન.) આંગળી (૨) આંગળી જેટલી લંબાઈ, તસુ, ઇંચ (૩) દસની સંજ્ઞા

**આંગળિયાત, આંગળિયું** (વિ.ન.) આગલા ધણીનું બાળક

**આંગળી** (સ્ત્રી.) હાથપગના પંજામાંનું દરેક આંગળું

**આંગળી-ચીંધામણું** (ન.) ફજેતો, આંગળી થવી તે

**આંગિક** (વિ.) અંગ, શરીર સંબંધી

**આંગી** (સ્ત્રી.) પરણનાર પુરુષને મોસાળ તરફથી મળતું ઓટ્યા વિનાનું કોરું વસ્ત્ર (૨) માતાની મૂર્તિને બદલે મુકાતી રંગબેરંગી ધાતુઓના પતરાની તકતી (૩) હનુમાનની મૂર્તિ પરનું તેલસિંદૂરનું પડ (૪) (જૈન) મૂર્તિ શણગાર (૫) આંધીથી ચડતો ધૂળનો ગોટો

**આંગ્લ** (વિ.) અંગ્રેજોને લગતું ('ઍંગ્લો' પરથી સંસ્કૃત રૂપ થયું છે)

**આંચ** (સ્ત્રી.) ઝાળ, ભભૂકો, સખત તાપ (૨) દીપ્તિ, શેહ, રૂઆબ (૩) ધમકી, ત્રાસ (૪) ઈજા

**આંચકવું** (ક્રિ.) જોરથી એકદમ ખેંચવું

**આંચકી** (સ્ત્રી.) આચકી, તાણ, આંકડી, (૨) હેડકી

**આંચકો** (પું.) આચકો, ધક્કો (૨) સંકોચ (૩) ધ્રાસકો (૪) ખોટ

**આંચળ** (પું.) પશુમાદાના આઉનો અગ્ર ભાગ

**આંજણ** (ન.) અંજન, કાજળ (૨) છેતરપિંડી

**આંજણી** (સ્ત્રી.) પાંપણના મૂળ આગળ થતી ફોલ્લી

**આંજવું** (ક્રિ.) આંખમાં લગાડવું (૨) અતિ પ્રકાશથી આંખનું તેજ હરી લેવું (૩) શેહમાં નાખવું, ઝાંખા પાડી દેવું, છક કરી દેવું

**આંટ** (સ્ત્રી.) આંટી, ગૂંચ (૨) કીનો, વેર (૩) શાખ, આબરૂ (૪) હથોટી (૫) હાથકામમાં કે બોલવા લખવામાં હોશિયારી, ઝડપ (૬) અંગૂઠા ને તર્જની વચ્ચેનો ભાગ કે જ્યાં કલમ ટેકવીને લખીએ છીએ. (૭) તાકોડિયાપણું, ચોટ

**આંટણ** (ન.) (ચામડી પર) ઘસારાનું ચિહ્ન

**આંટવું** (ક્રિ.) તાકવું, નિશાન માંડવું, ટપી જવું

**આંટી** (સ્ત્રી.) ગડ, ગાંઠ, ગૂંચ (૨) કાંતેલ દોરાની કરાતી ગડી (૩) કીનો (૪) ફાંસો, પેચ, પ્રપંચ (૫) કોયડો (૬) શાખ, આંટ, આબરૂ

**આંટીઘૂંટી** (સ્ત્રી.) દાવપેચ (૨) છળકપટ (૩) આંટોવાંટો

**આંટો** (પું.) વળ, ચકરાવો, ફેર (૨) ફેરો, ધક્કો (૩) અંટસ

**આંટોફેરો** (પું.) આંટો અને ફેરો (૨) ફેરોફાંટો

**આંતર** (વિ.) અંદરનું, માંહોમાંહેનું, આંતરિક (૨) સમાસમાં પૂર્વપદરૂપે આવતાં 'અંદરઅંદર', 'પરસ્પર' એવો ભાવ બતાવે છે. જેમ કે, આંતર-રાષ્ટ્રીય

**આંતરકલહ** (પું.) આંતરિક ઝઘડો

**આંતરજન્ય** (વિ.) અંદરથી પેદા થતું, 'ઍન્ડોજેનસ'

**આંતરજાતીય** (વિ.) જુદી જુદી જાતિઓ અંદરનું કે તેમના પરસ્પર સંબંધનું

**આંતરજીવી** (વિ.) છોડની અંદર રહી તેમાંથી પોષણ મેળવી જીવતું જંતુ, 'ઍન્ડોફાઇટિક'

**આંતરડી** (સ્ત્રી.) દિલ, હૃદય

**આંતરડું** (ન.) પેટમાંના અન્નરસને પચાવી મળને બહાર કાઢનાર નળના આકારનો અવયવ, પેટનો નળ
**આંતરદેશીય** (વિ.) એકબીજા દેશોના સંબંધને લગતું, 'ઇન્ટરકૉન્ટિનેન્ટલ'
**આંતરપ્રતીતિ** (સ્ત્રી.) અંદર-મનમાં થતી પ્રતીતિ
**આંતરપ્રાંતીય** (વિ.) બધા પ્રાંતો કે તેમના પરસ્પર સંબંધને લગતું
**આંતરભાષા** (સ્ત્રી.) જુદીજુદી ભાષા બોલનારાની પરસ્પર વ્યવહારની એક સામાન્ય ભાષા
**આંતરયુદ્ધ** (ન.) આંતરવિગ્રહ (પું.) એક સમૂહના લોકોમાં અંદર અંદર યુદ્ધ, 'સિવિલ વૉર'
**આંતરરાષ્ટ્રીય** (વિ.) સર્વ રાષ્ટ્રોને કે તેમના પરસ્પર સંબંધને લગતું
**આંતરવું** (ક્રિ.) (વાડ કરી પડદો ભરીને) જુદું પાડવું, પડદો ભરવો (૨) ઘેરવું (૩) અટકાવવું, રસ્તો રોકવો
**આંતરસો** (પું.) અંદરનું સીવણ, સીવેલા કપડાને બંધબેસતું કરવા માટે અંદરથી ભરેલો દોરો
**આંતરિક** (વિ.) અંદરનું (૨) અંતરનું, હૃદયનું
**આંતરો** (પું.) અંતર, ગાળો (૨) અંતરપટ, પડદો (૩) જુદાઈ, ભેદ (૪) ધ્રુપદનો બીજો ભાગ
**આંત્ર** (વિ.) આંતરડાને લગતું (૨) (ન.) આંતરડું
**આંદોલ** (પું.) આંદોલન, ડોલન (૨) (વિ.) કંપયુકત (સ્વર)
**આંદોલન** (ન.) હાલવું તે, ઝૂલવું તે (૨) હિલચાલ, ચળવળ, ખળભળાટ, ગતિમાન (પ્રેરક) તત્ત્વ
**આંદોલનકારી** (વિ.) આંદોલન કરનાર
**આંદોલિત** (વિ.) આંદોલન પામેલું
**આંધણ** (ન.) અનાજને બાફવા માટે એકલું પાણી પહેલેથી તપવા માટે મુકાય છે તે
**આંધળિયું** (ન.) સાહસ, અવિચારી કાર્ય
**આંધળું** (વિ.) અંધ, ન દેખતું (૨) વિચારહીન, જ્ઞાનહીન (૩) અંધારું
**આંધી** (સ્ત્રી.) દિશાઓ ધૂળથી પુરાઈ જાય એવું સખત વાવાઝોડું (૨) અંધાપો
**આંધ્ર** (પું.) તેલુગુ પ્રદેશ, ભારતનું એક રાજય
**આંબલિયો, આંબો** (પું.) આમ્રવૃક્ષ, કેરીનું ઝાડ (૨) કચૂકો
**આંબલી** (સ્ત્રી.) આમલી (૨) આંબલીનો કચૂકો
**આંબલીપીપળી** (સ્ત્રી.) આમલીપીપળી, એક રમત
**આંબવું** (ક્રિ.) પહોંચવું, પકડી પાડવું (૨) અંબાવું, ખટાઈ જવું
**આંબળું** (ન.) એક ફળ-આમળું
**આંબાહળદર** (સ્ત્રી.) એક જાતની હળદર
**આંબેલ** (ન.) એક ટંક અલૂણું જમવાનું વ્રત (જૈન)
**આંબોઈ** (સ્ત્રી.) દૂંટીની નીચેના ભાગમાં અંદરની રગોની ગાંઠ
**આંબોળિયું** (ન.) કાચી કેરીની સૂકવેલી ચીરી
**આંશિક** (વિ.) અંશવાળું, અંશ પૂરતું, અધૂરું
**આંસુ** (ન.) અશ્રુ, આંખોમાંથી દુઃખ કે હર્ષ વખતે ટપકતાં ટીપાં

## ઇ

**ઇ** (સ્ત્રી.) સંસ્કૃત વર્ણમાળાનો ત્રીજો અક્ષર-એક સ્વર (દીર્ઘરૂપ ઈ) (૨) (અ.) ક્રોધ, નિંદા, દયા, દુઃખ દાઝ અને વિસ્મયસૂચક ચિત્કાર (૩) ઇ. 'ઇત્યાદિ' નું ટૂંકું રૂપ
**ઇકબાલ** (ન.) કિસ્મત, નસીબ (૨) સદ્ભાગ્ય, આબાદી
**ઇકરાર** (પું.) હા પાડવી તે, કબૂલાત (૨) કેફિયત, પ્રતિજ્ઞાપૂર્વક કહેલો અથવા લખાયેલો મજકૂર, એકરાર
**ઇકરારનામું** (ન.) પ્રતિજ્ઞાપૂર્વક કબૂલાતનો લેખ, એકરારનામું, 'ઍફિડેવિટ'
**ઇકોત(-તે)રો** (પું.) ૭૧નો, ૭૧મો (૨) ૧૮૭૧નો દુકાળ
**ઇકોતેર** (વિ.) '૭૧' નો આંકડો
**ઇક્ષુ** (સ્ત્રી.) શેરડી
**ઇખલાસ** (પું.) સંપ, દોસ્તી, એખલાસ
**ઇગ્ઝૉસ્ટ ફેન** (પું.) નિર્ગમ પંખો
**ઇચ્છનીય** (વિ.) ઇચ્છવા જેવું, ઇષ્ટ, એષ્ય
**ઇચ્છવું** (ક્રિ.) ઇચ્છા કરવી (૨) આશા રાખવી (૩) મેળવવા આશા રાખવી, માગવું
**ઇચ્છા** (સ્ત્રી.) મરજી, રુચિ, ખુશી (૨) ઉમેદ, આશા, અભિલાષા (૩) કામના, વાસના
**ઇચ્છાનુસાર** (અ.) મરજી મુજબ
**ઇચ્છાફલ(-ળ)** (ન.) ઇચ્છા પ્રમાણે મળવું-થવું તે (૨) ત્રિરાશીમાં ઇચ્છિત ચોથું પદ, હિસાબનો જવાબ
**ઇચ્છાબલ(-ળ)** (ન.) ઇચ્છાની શક્તિ, મનોબળ, સંકલ્પબળ
**ઇચ્છાભોજન** (ન.) ભાવતું ભોજન
**ઇચ્છિત** (વિ.) ઇચ્છેલું
**ઇજન** (ન.) નોતરું, આમંત્રણ
**ઇજનેર** (પું.) બાંધકામ વગેરેની યોજના કરનાર વ્યક્તિ (૨) યંત્રવિદ્યા, વીજળી વિદ્યા, સ્થાપત્ય વિદ્યા વગેરે તે તે વિષયનો નિષ્ણાત
**ઇજનેરી** (વિ.) ઇજનેરને-ઇજનેરના કામને લગતું (૨) ઇજનેરી કામ કે વિદ્યા
**ઇજાજત** (સ્ત્રી.) પરવાનગી, રજા
**ઇજાફો** (પું.) વધારો, વૃદ્ધિ (૨) ચડતી, 'ઇન્ક્રિમેન્ટ'
**ઇજાર** (સ્ત્રી.) સુરવાળ, લેંઘી
**ઇજારદાર** (પું.વિ.) ઇજારો ધરાવનાર
**ઇજારદારી** (સ્ત્રી.) ઇજારદારનું કામ, ઇજારદારપણું, એકાધિકાર
**ઇજારાપદ્ધતિ** (સ્ત્રી.) ઇજારે આપવાની કે ઇજારો આપીને કાર્યવ્યવસ્થા કરવાની પદ્ધતિ
**ઇજારાશાહી** (અ.) ઇજારાપદ્ધતિનું વર્ચસ્વ જેમાં હોય તેવી અર્થવ્યવસ્થા
**ઇજારો** (પું.) ઠરાવેલી શરત પ્રમાણે કોઈ હક્કનો એકહથ્થુ ભોગવટો, ઠેકો-એવો પટો, કરાર કે ઠરાવ (૨) સનદી હક
**ઇજિપ્ત** (પું.) આફ્રિકાનો એક દેશ-મિસર
**ઇજ્જત** (સ્ત્રી.) આબરૂ (૨) સ્ત્રીનું શિયળ
**ઇજ્જતદાર** (વિ.) આબરૂદાર, પ્રતિષ્ઠિત
**ઇઝરાયલ** (વિ.) યહૂદી લોકોને લગતું (૨) (પું.) યહૂદી લોકોનો એક મૂળ પુરુષ કે તેમનો દેશ
**ઇટાલિક** (પું.) ત્રાંસા મરોડના અંગ્રેજી અક્ષરનું બીબું કે ટાઇપ
**ઇટાલી** (પું.) યુરોપનો એક દેશ
**ઇટ્ટાકિટ્ટા** (સ્ત્રી.) કટ્ટી, અક્કા
**ઇઠ્ઠો(-ઠ્યો)તેર** (વિ.) ૭૮, અઠ્ઠો (-ઠ્યો)તેર
**ઇઠ્યાશી (-સી)** (વિ.) ૮૮-અઠ્યાશી

**ઇડરિયો** (પું.) ઇડરનો (૨) ઘણો મજબૂત-જીતવો મુશ્કેલ (ગઢ)
**ઇડા** (સ્ત્રી.) યોગશાસ્ત્ર અનુસાર પ્રાણવાયુની ત્રણ નાડીઓમાંની શરીરની જમણી બાજુની નાડી (ઇડા, પિંગલા અને સુષુમ્ણા)
**ઇતબાર** (પું.) વિશ્વાસ
**ઇતર** (વિ.) અન્ય, બીજું, ફાલતુ, ભિન્ન, ક્ષુલ્લક
**ઇતરવાચન** (ન.) અભ્યાસક્રમ ઉપરાંતનું-બહારનું ફાલતુ કે પાઠ્યપુસ્તક ઉપરાંતનું-વાચન
**ઇતરેતર** (વિ.) એકબીજાનું, પરસ્પરનું
**ઇતરેતર દ્વંદ્વ** (પું.) દ્વંદ્વ સમાસનો એક પ્રકાર
**ઇતવાર** (પું.) રવિવાર
**ઇતિ** (અ.) આ પ્રમાણે (૨) સમાપ્ત, પૂરું થયું એમ બતાવે છે. (૩) (સ્ત્રી.) સમાપ્તિ
**ઇતિમાત્ર** (વિ.) આટલું જ
**ઇતિવૃત(-ત્ત)** (ન.) ઘટનાઓનું કાલક્રમાનુસાર વિવરણ, ઇતિહાસ
**ઇતિશ્રી** (સ્ત્રી.) સમાપ્તિ
**ઇતિહાસ** (પું.) તવારીખ, ભૂતકાળનું વૃત્તાંત
**ઇતિહાસકાર** (પું.) ઇતિહાસ લખનાર પુરુષ
**ઇત્તિફાક** (પું.) એકમતી (૨) સંપ (૩) બનાવ, સંજોગ
**ઇત્યાદિ** (વિ.) વગેરે
**ઇથિયોપિયા** (પું.) આફ્રિકાનો (હબસી લોકોનો) એક દેશ, ઍબિસીનિયા
**ઇદં** (સ.) આ
**ઇદં તૃતીયમ્** (વિ.) ધાર્યા કરતાં નવું જ-જુદું જ (૨)(ન.) ત્રીજું જ-અવનવું જ કંઈક
**ઇધર-ઉધર, ઇધર-તિધર** (અ.) અહીંતહીં
**ઇનકાર, ઇન્કાર** (પું.) નિષેધ, મના (૨) અસ્વીકાર, નામંજૂરી
**ઇનપુટ** (સ્ત્રી.) નિવેશ, નિવિષ્ટ સામગ્રી, ઉત્પાદક સામગ્રી
**ઇનસાફ, ઇન્સાફ** (પું.) ન્યાય (૨) ચુકાદો
**ઇનામ** (ન.) બક્ષિસ, યોગ્યતાની કદરમાં મળતી ભેટ, પારિતોષિક, પુરસ્કાર
**ઇનામઅકરામ** (ન.) બક્ષિસ (૨) બક્ષિસ અને માન
**ઇનામચિઠ્ઠી** (સ્ત્રી.) ઇનામની સનદ
**ઇનામદાર** (વિ.) ઇનામ મેળવનાર (૨) ઇનામી જમીન કે ગામવાળું (૩)(પું.) એક અટક
**ઇનામદારી** (સ્ત્રી.) ઇનામદારની પદવી
**ઇનામપટો (-ટ્ટો)** (પું.) ઇનામી જમીન કે ગામનો લેખ-સનદ
**ઇનાયત** (સ્ત્રી.) એનાયત, ભેટ, બક્ષિસ
**ઇનિંગ(-ગ્ઝ)** (સ્ત્રી.) ક્રિકેટના કોઈ એક પક્ષને રમવાનો દાવ
**ઇનેમલ** (ન.) કાચ જેવું પડ (૨) દાંત પરનું પડ
**ઇન્કમ** (સ્ત્રી.) આવક
**ઇન્કમટૅક્સ** (પું.) આવક પર લેવાતો વેરો-આવકવેરો
**ઇન્કાર, ઇનકાર** (પું.) નિષેધ, મના (૨) અસ્વીકાર
**ઇન્કિલાબ** (પું.) ક્રાંતિ, ભારે પરિવર્તન
**ઇન્કિલાબ ઝિંદાબાદ** (શ.પ્ર.) ક્રાંતિ ઘણું જીવો
**ઇન્જંક્શન** (ન.) અદાલતી મનાઈ હુકમ કે હુકમનામું (કોઈ નુકસાન કે અન્યાય માટે)
**ઇન્જેક્શન** (ન.) શરીરમાં સીધી દવા (તેને માટેની ખાસ સોય વડે) નાંખવી તે, તે રીતનો ઉપચાર
**ઇન્ટર્વ્યૂ** (પું.) રૂબરૂ મુલાકાત
**ઇન્ડિપેન** (સ્ત્રી.) અંદર શાહી પૂરી શકાય તેવી પેન, 'ફાઉન્ટન પેન'
**ઇન્ડિયન** (વિ.) ભારતનું કે તેને લગતું (૨) (પું.) ભારત દેશનો વતની, હિંદી
**ઇન્ડિયમ** (ન.) એક મૂળ ધાતુ
**ઇન્ડિયા** (પું.) હિન્દુસ્તાન-ભારત દેશ
**ઇન્ડેન્ટ** (ન.) માગયાદી
**ઇન્દ્રજાળ** (સ્ત્રી.) જાદુ, નજરબંધી
**ઇન્દ્રિયાતીત** (વિ.) ઇન્દ્રિયોથી પર, અગોચર
**ઇન્ફ્લુએન્ઝા** (પું.) એક જાતનો (તાવનો કે શરદીનો) રોગ, ટૂંટિયું
**ઇન્સાન** (પું.) માણસ (૨) માણસજાત
**ઇન્સાનિયત** (સ્ત્રી.) માણસાઈ, સજ્જનતા
**ઇન્સાફ** (પું.) ન્યાય (૨) ચુકાદો
**ઇન્સ્ટિટ્યૂટ** (સ્ત્રી.) સંસ્થા
**ઇન્સેટ** (પું.) ભારતીય ઉપગ્રહ
**ઇન્સ્ટન્ટ ફુડ** (પું.) તત્કાળ-તરત તૈયાર થતો ખોરાક
**ઇન્સ્પેક્ટર** (પું.) નિરીક્ષક, દેખરેખ રાખનાર
**ઇન્સ્પેક્શન** (ન.) નિરીક્ષણ, તપાસણી
**ઇન્સ્યુલીન** (ન.) મધુપ્રમેહની દવા
**ઇબાદત** (સ્ત્રી.) ભક્તિ, ઉપાસના, સ્તુતિ, પૂજા
**ઇબાદતખાના** (ન.) ઉપાસનામંદિર, મસ્જિદ, મંદિર
**ઇબારત** (સ્ત્રી.) બોલવા-લખવાની ઢબ, શૈલી, લેખ, લેખનશૈલી
**ઇમામ** (પું.) મુસલમાનોના વડા ધર્મગુરુ, ધર્માધ્યક્ષ (૨) મસીદનો ઉપદેશક યા કુરાન વાંચનારો, મુલ્લાં, કાજી (૩) તાજિયાની આગળ રાખવામાં આવતો ઝંડો (૪) માળાનો મેર
**ઇમારત** (સ્ત્રી.) મોટું મકાન, હવેલી (૨) યોજના
**ઇમિગ્રેશન** (ન.) વસાહત માટે પરદેશીઓનું અન્ય દેશમાં દાખલ થવાપણું
**ઇમિટેશન** (ન.) નકલ કરવી તે, અનુકરણ (૨) (વિ.) નકલી, બનાવટી
**ઇમેજ** (સ્ત્રી.) પ્રતિમા (૨) છાપ
**ઇમ્તિહાન** (પું.) પરીક્ષા, તપાસ
**ઇમ્પૉર્ટ** (સ્ત્રી.) આયાત
**ઇયત્તા** (સ્ત્રી.) આટલાપણું, મર્યાદા (૨) પ્રમાણ, પરિમાણ
**ઇયળ** (સ્ત્રી.) એક કીડો
**ઇરાક** (પું.ન.) મેસોપોટેમિયા દેશ
**ઇરાદાપત્ર** (પું.) હેતુપત્ર, ઉદ્દેશ બતાવનારો પત્ર (૨) પરવાનો 'લેટર ઑફ ઇન્ટેન્ટ'
**ઇરાદાપૂર્વક** (અ.) જાણીજોઈને, જાણીબૂજીને
**ઇરાદો** (પું.) વિચાર, મનસૂબો, હેતુ, ઉદ્દેશ, આશય
**ઇરિગેશન** (ન.) જમીનની સિંચાઈ, પીયત
**ઇરિડિમ** (ન.) પ્લેટિનમ વર્ગની રૂપા જેવી સફેદ કઠણ અને બટકણી એક ધાતુ
**ઇર્શાદ** (પું.) દિશાસૂચન, આદેશ, આજ્ઞા
**ઇલકાબ** (પું.) ખિતાબ

**ઇલજામ** (પું.) આરોપ
**ઇલમ, ઇલ્મ** (પું.) વિદ્યા, જ્ઞાન, શાસ્ત્ર, કળા (૨) જાદુ (૩) મેલીવિદ્યા (૪) ઉપાય, તજવીજ
**ઇલમી** (વિ.) ઇલમ જાણનારું, શાસ્ત્રીય જ્ઞાનવાળું (૨) કાબેલ, હોશિયાર (૩) (પું.) જાદુગર, (૪) ભૂવો
**ઇલા** (સ્ત્રી.) પૃથ્વી (૨) ઈશ્વરની બાર શક્તિઓમાંની એક શક્તિ
**ઇલાકો (-ખો)** (પું.) પ્રાંત (૨) હકૂમતનો પ્રદેશ (૩) હક, દાવો, લાગતું-વળગતું તે
**ઇલાજ** (પું.) ઉપાય (૨) ઉપચાર, દવા
**ઇલાયચી** (સ્ત્રી.) એક તેજાનો
**ઇલાહી** (વિ.) ખુદા-ઈશ્વર સંબંધી (૨) વંદનીય
**ઇલેક્ટ્રિશિયન** (પું.) વીજકારીગર
**ઇલેક્ટ્રિક** (વિ.) વીજળીને લગતું (૨) ઝડપી
**ઇલેક્ટ્રિસિટી** (સ્ત્રી.) કૃત્રિમ રીતે ઉત્પન્ન કરવામાં આવતી વીજળી
**ઇલેક્ટ્રોન** (પું.) ઋણ એટલે વીજળીનો નિષેધક કણ
**ઇલેક્ટ્રોનિક્સ** (ન.) વીજાણુશાસ્ત્ર
**ઇલેક્ટ્રોપથી** (સ્ત્રી.) કૃત્રિમ વીજળીથી રોગો મટાડવાની વિદ્યા
**ઇલેક્ટ્રોપ્લેટ** (ન.) કૃત્રિમ વીજળીથી ઢોળ ચઢાવવાની ક્રિયા
**ઇશક** (પું.) ઇશ્ક
**ઇશારત** (સ્ત્રી.) સાન, સંકેત
**ઇશારો** (પું.) ઇશારત (૨) સૂચન
**ઇશ્ક** (પું.) ઇશક, પ્રેમ, સ્નેહ (૨) કામવિકાર (૩) રાગ, આવેશ
**ઇશ્કમિજાજી** (સ્ત્રી.) લહેરીપણું, લાલાઈ
**ઇશ્કી** (વિ.) પ્રેમી, આસક્તિવાળું (૨) ફક્કડ, છેલબટાઉ
**ઇશ્કેમિજાજી** (પું.) સાંસારિક પ્રેમ, કેવળ કામવાસના
**ઇશ્કેહકીકી** (પું.) ખરો-દૈવી પ્રેમ
**ઇશ્તેહાર** (ન.) જાહેરાત, જાહેરનામું, ઘોષણા
**ઇશ્યુ** (પું.) (અદાલતમાં કેસના) વાદનો મુદ્દો (૨) બુટ્ટો, તર્ક (૩) કોઈ પણ કંપનીએ બહાર પાડેલ શૅરનું ભરણું
**ઇષ્ટ** (વિ.) ઇચ્છેલું (૨) પ્રિય, મનગમતું (૩) કલ્પેલું (૪) યોગ્ય (૫) હિતાવહ (૬) યજ્ઞ વડે પૂજેલું(૭) ઇચ્છા, ઇષ્ટ વસ્તુ (૮) અગ્નિહોત્ર (૯) યજ્ઞ વગેરેનું પુણ્ય
**ઇષ્ટજન** (પું.ન.) પ્રિયજન
**ઇષ્ટદેવ,ઇષ્ટદેવતા** (પું.બ.વ.) પ્રિય-પોતાની આસ્થાનો દેવ (૨) કુળદેવ
**ઇષ્ટાપત્તિ** (સ્ત્રી.) ઇચ્છિત બનવું તે (૨) વિરુદ્ધ પક્ષ તરફથી અનુકૂળ કાર્ય કે દલીલ
**ઇસપ(-બ)ગોળ** (ન.) અતિસાર જેવા રોગોમાં વપરાતી એક વનસ્પતિ, ઊંટિયું જીરું
**ઇસમ** (પું.) માણસ, વ્યક્તિ
**ઇસરો** (ન.) ભારતીય અંતરીક્ષ સંશોધન કેન્દ્ર
**ઇસ્કામત** (સ્ત્રી.) અસ્કામત, માલમતા,પૂંજી
**ઇસ્કોતરિયો, ઇસ્કોતરો** (પું.) નાની પેટી
**ઇસ્ટાપડી** (સ્ત્રી.) બારીબારણાં બંધ કરવા માટે તેની ઉપર જડવામાં આવતી ચાંપ-ઠેસી, 'સ્ટૉપર'
**ઇસ્તિ(-સ્તી)ફા** (પું.) રાજીનામું
**ઇસ્તેમાલ** (પું.) ઉપયોગ, વાપર
**ઇસ્ત્રી** (સ્ત્રી.) ઇસ્તરી, સફાઈ અથવા કડકપણું લાવવા માટે ધોયેલાં કપડાં પર ફેરવવાનું એક સાધન
**ઇસ્પિતાલ(-ળ)** (સ્ત્રી.) દવાખાનું, હૉસ્પિટલ
**ઇસ્મત** (સ્ત્રી.) શિયળ, શીલ, સતીત્વ (૨) પાપથી થતો બચાવ (૩) પવિત્રતા
**ઇસ્લામ** (પું.) મુસલમાની ધર્મ
**ઇસ્લામી** (વિ.) ઇસ્લામને લગતું, ઇસ્લામનું અનુયાયી
**ઇહ** (અ.) અહીં
**ઇહાં** (અ.) અહીંયાં
**ઇહલોક** (પું.) આ દુનિયા, પૃથ્વી
**ઇંગિત** (ન.) ઇશારો, સંકેત (૨) મનોવિકારનું બાહ્ય ચિહ્ન-ચેષ્ટા (૩) મનની વાત
**ઇંગ્લિશ** (વિ.) અંગ્રેજ લોકોનું, અંગ્રેજ લોકો સંબંધી (૨) (સ્ત્રી.) અંગ્રેજોની ભાષા-અંગ્રેજી
**ઇંચ** (પું.) ૨.૫૪ સેન્ટિમીટરનું અંગ્રેજી માપ, ફૂટનો ૧૨ મો ભાગ, તસુ
**ઇંતકાલ** (પું.) મૃત્યુ
**ઇંતેજામ** (પું.) બંદોબસ્ત, વ્યવસ્થા
**ઇંતેજાર** (વિ.) આતુર, અધીરું
**ઇંદિ(-દી)વર** (ન.) વિષ્ણુ (૨) ભૂરું કમળ
**ઇંદુ** (પું.) ચંદ્ર
**ઇંદ્ર** (પું.) દેવોના રાજા (૨) સમાસમાં નામને અંતે, તેમાં શ્રેષ્ઠ એવો અર્થ બતાવે છે.
**ઇંદ્રચાપ** (ન.) મેઘધનુષ્ય
**ઇંદ્રલોક** (પું.) સ્વર્ગલોક
**ઇંદ્રાસન** (ન.) ઇન્દ્રનું સિંહાસન-પદ, ઇન્દ્રની રાજગાદી
**ઇંદ્રિય** (સ્ત્રી.) જ્ઞાન તથા કર્મનું (બહારનું કે આંતર) સાધન (૨) જનનેંદ્રિય
**ઇંદ્રિયગમ્ય, ઇંદ્રિયગોચર** (વિ.) ઇન્દ્રિયોથી જાણી-સમજી શકાય તેવું, પ્રત્યક્ષ
**ઇંદ્રિયજન્ય** (વિ.) ઇન્દ્રિયો વડે ઊપજતું-થતું
**ઇંદ્રિયજિત** (વિ.) ઇન્દ્રિયોને જીતનાર
**ઇંદ્રિયસુખ** (ન.) ઇન્દ્રિયો દ્વારા અનુભવાતું સુખ (૨) વિષયસુખ
**ઇંદ્રિયાધીન** (વિ.) ઇન્દ્રિયો દોરે તેમ દોરાનારું
**ઇંધન, ઇંધણ** (ન.) બાળવાનું લાકડું, કાઠી, બળતણ

## ઈ

**ઈ** (સ્ત્રી.) સંસ્કૃત વર્ણ માળાનો ચોથો અક્ષર - એક સ્વર (૨) પૈસો, સંપત્તિ (૩) (અ.) તિરસ્કાર કે ગુસ્સાનો એવો ઉદ્ગાર
**ઈક્વિટી શૅર** (પું.) શૅરનો એક પ્રકાર
**ઈજા** (સ્ત્રી.) પીડા, કષ્ટ (૨) (શારીરિક) નુકસાન-હાનિ (૩) હેરાનગતિ
**ઈઝીચેર** (સ્ત્રી.) આરામખુરશી
**ઈડલી** (સ્ત્રી.) ઢોકળાં જેવી એક (મદ્રાસી) વાનગી, ઈદડું
**ઈતિ** (સ્ત્રી.) ધાન્ય વગેરેને નુકસાન પહોંચાડનાર ઉપદ્રવ
**ઈથર** (પું.) એક અતિ સૂક્ષ્મ તત્ત્વ જેમાં થઈને પ્રકાશનાં મોજાંનો સંચાર થાય છે (૨) એક પ્રવાહી રસાયણ
**ઈદ** (સ્ત્રી.) મુસલમાનોનો એક તહેવાર (૨) ખુશાલીનો દિવસ
**ઈદગાહ** (સ્ત્રી.) ઈદના દિવસે જ્યાં જઈ નમાજ પઢવામાં આવે છે તે જગ્યા

**ઈદે-મિલાદ** (સ્ત્રી.) હજરત મહમ્મદ પેગંબરના જન્મનો તહેવાર
**ઈપ્સા** (સ્ત્રી.) પ્રબળ ઇચ્છા, લાલસા, અભીપ્સા
**ઈમાન** (પું.ન.) આસ્થા, શ્રદ્ધા (૨) ધર્મ, દીન (૩) અંતઃકરણ (૪) પ્રામાણિકતા
**ઈમાનદાર** (વિ.) ઈમાનવાળું, પ્રામાણિક
**ઈમાનદારી** (સ્ત્રી.) સત્યનિષ્ઠા, પ્રામાણિકતા
**ઈરાન** (પું.) ઈરાન દેશ
**ઈર્ષા(-ર્ષ્યા)** (સ્ત્રી.) અદેખાઈ
**ઈર્ષાગ્નિ** (પું.) ઈર્ષારૂપી કે તેનો અગ્નિ
**ઈર્ષાળુ** (વિ.) ઈર્ષ્યાખોર, એદખું, દ્વેષીલું
**ઈવ** (સ્ત્રી.) (બાઇબલ પ્રમાણે) આદ્ય સ્ત્રી, આદમની જોડિયણ
**ઈશ** (પું.) ધણી, માલિક (૨) પરમેશ્વર (૨) મહાદેવ, શિવ (૪) અગિયારની સંજ્ઞા
**ઈશતા, ઈશત્વ** (સ્ત્રી.ન.) સર્વસત્તા, સંપૂર્ણ સ્વામિત્વ
**ઈશાન** (સ્ત્રી.) ઉત્તર અને પૂર્વ વચ્ચેની દિશા (૨) (પું.) મહાદેવ (૩) ઉત્તર અને પૂર્વ દિશા વચ્ચેનો ખૂણો
**ઈશાની** (સ્ત્રી.) પાર્વતી, દુર્ગા
**ઈશાવસ્ય** (વિ.) સર્વત્ર ઈશ્વરથી વસેલું (૨) (ન.) એક ઉપનિષદ
**ઈશિતા,ઈશિત્વ** (સ્ત્રી.ન.) એક મહાસિદ્ધિ (૨) સર્વોપરીપણું
**ઈશુ(-સુ),ઈશુ(-સુ)ખ્રિસ્ત** (પું.) ખ્રિસ્તી ધર્મના આદિ પુરુષ
**ઈશ્વર** (પું.) પ્રભુ, પરમેશ્વર (૨) સ્વામી, માલિક (૩) રાજા
**ઈશ્વરી** (વિ.) ઈશ્વરની શક્તિ, દુર્ગામાતા, પાર્વતી
**ઈશ્વરી, ઈશ્વરીય** (વિ.) ઈશ્વર સંબંધી, દિવ્ય, અલૌકિક
**ઈશ્વરેચ્છા** (સ્ત્રી.) ઈશ્વરની ઇચ્છા
**ઈષણા** (સ્ત્રી.) વાસના (૨) સ્ત્રી, પુત્ર વગેરે પ્રત્યેની આસકિત
**ઈષત્** (વિ.) થોડુંક, જરાક
**ઈસ** (સ્ત્રી.) ખીલો, ખાટલાના પાયાને જોડતાં બે લાંબા લાડકામાંનું દરેક
**ઈસપ** (પું.) એક પ્રસિદ્ધ પ્રાચીન ગ્રીક કથાકાર
**ઈસવી, ઈસ્વી** (વિ.) ઈસુ ખ્રિસ્તનું
**ઈસવીસન, ઈસ્વીસન** (પું.સ્ત્રી.) ઈસુના જન્મથી ગણાતો સંવત (ઈ.સ.)
**ઈસાઈ** (વિ.) ઈસુનું અનુયાયી, ખ્રિસ્તી (૨) ઈસુને લગતું
**ઈસા મસીહ** (પું.) ઈસુ, ખ્રિસ્તી ધર્મના આદિ પુરુષ
**ઈસ્ટર** (ન.) એક ખ્રિસ્તી ઉત્સવ-તહેવાર
**ઈંટવાડો** (પું.) ઈંટો પકવવાનો ભઠ્ઠો
**ઈંટ** (સ્ત્રી.) ઘર વગેરે ચણવામાં વપરાતું માટીનું ચોસલું
**ઈંટાળો** (પું.) ઈંટનો કકડો, રોડું (૨) ઈંટો બનાવવાનું ઓજાર
**ઈંડું** (ન.) બેદું (૨) શિખર પરનો કળશ
**ઈંઢોણી** (સ્ત્રી.) નાની ગૂંથેલી (તૈયાર બનાવટની) ઉઢાણી
**ઈંધણ** (ન.) બળતણ, ઇંધણ

ઉ

ઉ (પું.) સંસ્કૃત વર્ણમાળાનો પાંચમો અક્ષર-એક મુખ્ય સ્વર (૨) ક્રિયાપદને લાગતાં ‘તે ક્રિયા કરનારું’ એ અર્થમાં વિશેષણ બનાવતો પ્રત્યય, દા.ત. ઉતારુ, લૂંટારુ
**ઉકરડો** (પું.) છાણ તથા કચરો-પૂંજો વગેરેનો કરવામાં આવતો ઢગલો અને એનું સ્થળ (૨) (લા.) ગંદવાડ
**ઉકલત** (સ્ત્રી.) ઊકલવું તે, ઉકેલ
**ઉકળાટ (-ટો)** (પું.) ઘામ, કઠારો (૨) ગુસ્સો (૩) સંતાપ
**ઉકાળવું** (ક્રિ.) ઊકળે એમ કરવું (૨) લાભ કરવો, સારું કરવું (૩) બગાડવું (કટાક્ષમાં)
**ઉકાળો** (પું.) ઉકાળવું તે (૨) વનસ્પતિ ઓસડિયાં કે તેજાનાનો કાવો (૩) ઘામ, બાફ (૪) કઢાપો, સંતાપ
**ઉકેલ** (પું.) સૂઝ, સમજ (૨) નિકાલ, રસ્તો
**ઉકેલવું** (ક્રિ.) ગૂંચ કાઢવી, વળ કાઢવો, બાંધેલું કે ભરેલું યા ગૂંથેલું કે વાળેલું (જેમ કે, ગાંઠ-ગડી, ખાટલો, વગેરે પાછું છૂટું કરવું (૨) વાંચવું (૩) પૂરું કરવું-નિકાલ કરવો (૪) ઉઘાડવું, ખુલ્લું કરવું
**ઉક્ત** (વિ.) કહેલું, બોલેલું
**ઉક્તિ** (સ્ત્રી.) કથન (૨) શબ્દલાલિત્ય, વાક્ચાતુર્ય
**ઉખા(-ખે)વું** (ક્રિ.) ઊખડે એમ કરવું, ચોંટેલું જુદું કરવું (૨) મૂળ ખેંચી નાખવું (૩) પદચ્યુત કરવું, ઉઠાડી મૂકવું (૪) નાશ કરવો
**ઉખા (-ખે) ળવું** (ક્રિ.) ઉખાડવું (૨) ઉકેલવું (૩) ભુલાયેલું તાજું કરવું, ઉકાંસવું
**ઉગમ** (પું.) ઊગમ, મૂળ (૨) આરંભ, જન્મ (૩) ઊગવું તે, ઉદય
**ઉગમ-કાળ** (પું.) આરંભકાળ
**ઉગમણું** (વિ.) પૂર્વ દિશાનું
**ઉગમસ્થાન** (ન.) ઉત્પત્તિ-સ્થાન
**ઉગાડ** (પું.) ઊગવું કે ઉગાડવું તે
**ઉગામવું** (ક્રિ.) મારવા ઉપાડવું
**ઉગાર** (પું.) બચાવ, છૂટકો (૨) બચત, લાભ
**ઉગારવું** (ક્રિ.) ‘ઊગરવું’ નું પ્રેરક, ઊગરે એમ કરવું, રક્ષણ કરવું, બચાવી લેવું (૨) બચત કરવી
**ઉગ્ર** (વિ.) આકરું, જલદ (૨) ક્રોધી (૩) બિહામણું (૪) જબરું
**ઉગ્રતા** (સ્ત્રી.) ઉગ્રપણું (૨) તિરસ્કાર બતાવતો એક ભાવ (કા.શા.)
**ઉગ્રવાદી** (પું.) હિંસા દ્વારા ભય-ત્રાસ ફેલાવનાર, છેલ્લે પાટલે બેસનાર
**ઉઘરાણી** (સ્ત્રી.) લેણાની વસૂલાત (૨) લેણાની માગણી, તકાદો
**ઉઘરાણીદાર, ઉઘરાતદાર** (પું.) ઉઘરાણીનું કામ કરનાર
**ઉઘરાણું** (ન.) ઘણાં માણસો પાસેથી ઉઘરાવીને એકઠો કરેલ ફંડફાળો (૨) ફાળામાં ભરાયેલી રકમ
**ઉઘરાવવું** (ક્રિ.) જુદેજુદે ઠેકાણેથી મેળવી એકઠું કરવું
**ઉઘલાવો** (પું.) આનંદનો ઉછાળો-ઊભરો (૨) વરઘોડો
**ઉઘાડ** (પું.) આકાશ વાદળાં વિનાનું થઈ તકડો નીકળે તે (૨) ઉદય, લાભ
**ઉઘાડપગું** (વિ.) પગમાં જોડા વિનાનું
**ઉઘાડું** (વિ.) ખુલ્લું, નહિ ઢાંકેલું, નહિ વાસેલું, નહિ બિડાયેલું (૨) નહિ ઓઢેલું, પહેરેલું કે શણગારેલું (૩) ચોખ્ખું, સ્પષ્ટ, સરળ, સૌને સમજાય તેવું (૪) ખાનગી નહિ તેવું, જાહેર (૫) નિર્લજ્જ (૬) અરક્ષિત
**ઉચકામણ** (ન.) ઉપાડવા બદલનું મહેનતાણું
**ઉચાટ** (પું.) દિલગીર થવું તે, ચિંતા, ફિકર (૨) અધીરાઈ
**ઉચાપત** (સ્ત્રી.) ખોટી રીતે ઉપાડી-ઉઠાવી જવું તે, ઓળવવું તે
**ઉચાળો** (પું.) ઘરવખરી
**ઉચિત** (વિ.) યોગ્ય, ઘટિત
**ઉચિતાર્થ** (પું.) યોગ્ય તાત્પર્ય (૨) (વિ.) યોગ્ય અર્થવાળું

**ઉચ્ચ** (વિ.) ઊંચું (૨) ચડિયાતું, ઉમદા (૩) (પું.) ગ્રહના માર્ગનું ઊંચામાં ઊંચું બિંદુ

**ઉચ્ચતર** (વિ.) વધારે ઉચ્ચ

**ઉચ્ચ-ન્યાયલય** (ન.) વડી અદાલત, 'હાઈકોર્ટ'

**ઉચ્ચાયુકત** (પું.) હાઈકમિશનર

**ઉચ્ચાર** (પું.) મોંમાંથી બોલ કાઢવો તે કે તેમ કરવાની ઢબ

**ઉચ્ચારણ** (ન.) મોંએથી બોલ કાઢવાની ક્રિયા, ઉચ્ચાર

**ઉચ્ચાલન** (ન.) ઊંચું કરવું તે (૨) વજન ઊંચું કરવાની એક યોજના, 'લિવર' (૩) કંપ, ધ્રુજારો

**ઉચ્ચાવચ** (વિ.) ઊંચું-નીચું, અણસરખું (૨) નાનુંમોટું (૩) જુદીજુદી જાતનું

**ઉચ્છ્વાસ** (પું.) શ્વાસ લેવો-મૂકવો તે (૨) આશા (૩) કાંડ, પ્રકરણ (૪) જાળિયું

**ઉચ્છિષ્ટ** (વિ.) એઠું, બોટેલું (૨) ખાતાં વધેલું (૩) (ન.) છાંડણ

**ઉચ્છૃંખલ(-ળ)** (વિ.) ઉછાંછળું, ઉદ્ધત

**ઉચ્છેદ** (પું.) જડમૂળથી ઉખાડી નાખવું તે, સમૂળો નાશ

**ઉચ્છેદવું** (ક્રિ.) ઉછેદવું, ઉચ્છેદ કરવો

**ઉચ્છેદિયું** (વિ.) વંશ કે વારસ વિનાનું (૨) ઉચ્છેદક (૩)(ન.) નિર્વંશની મિલકત

**ઉછળામણી, ઉછામણી** (સ્ત્રી.) હરીફાઈ (૨) લિલામ, હરાજી

**ઉછાંછળું** (વિ.) અવિચારી, ઉદ્ધત, તોફાની (૨) લાજ વિનાનું

**ઉછીતું(-નું)** (વિ.) થોડા દિવસ પછી પાછું આપવાની શરતે આપેલું-લીધેલું (વ્યાજ વગેરે આપ્યાલીધા વિના)

**ઉછેદવું** (ક્રિ.) જડમૂળથી કાઢવું, ઉચ્છેદવું

**ઉછેર** (પું.) પાળીપોષી મોટું કરવાનું કામ

**ઉછેરવું** (ક્રિ.) પાળી-પોષી મોટું કરવું (૨) સંસ્કારવાળું કરવું, કેળવવું, તાલીમ આપવી

**ઉજમ(-વ)ણું** (ન.) ઉજાણી, જાફત (૨) ઊજવવું તે (૩) વ્રતનું ઉદ્યાપન

**ઉજમાળું** (વિ.) ઊજળું,પ્રકાશિત (૨) સાફ કરેલું, અજવાળેલું, મેલ વિનાનું

**ઉજવ (-મ)ણી** (સ્ત્રી.) ઊજવવું તે, ઉદ્યાપન (૨) ઉજાણી, જાફત (૩) ઉત્સવ, સમારંભ

**ઉજળિયાત** (વિ.) ઉચ્ચ વર્ણનું

**ઉજાગર** (વિ.) ઉજ્જવળ, ભપકાદાર

**ઉજાગરો** (પું.) જાગરણ, નહિ ઊંઘવું તે (૩) ચિંતા, ફિકર

**ઉજાડ** (સ્ત્રી.) ઉજ્જડપણું, પાયમાલી

**ઉજાડવું** (ક્રિ.) ઉજ્જડ કરવું, પાયમાલ કરવું

**ઉજાણી** (સ્ત્રી.) વન, મંદિર વગેરે સ્થળે ઊજવાતું જમણ, વનભોજન (૨) જાફત, મિજબાની

**ઉજાત** (વિ.) ઊંચું (૨) ટટાર (૩) ઉજાતિવાળું

**ઉજાતકોણ** (પું.) ઉન્નયન (ઉન્નતિ) કોણ ઍન્ગલ ઑફ એલિવેશન

**ઉજાશ(-સ)** (પું.) અજવાળું, પ્રકાશ (૨) ઉજ્જવળતા, તેજ

**ઉજાળવું** (ક્રિ.) ઊજળું કરવું (૨) સારું કરવું (૩) શોભાવવું

**ઉજ્જડ** (વિ.) વસતિ કે રહેઠાણ વિનાનું, વેરાન

**ઉજ્જવલ(-ળ)** (વિ.) ઊજળું, દેદીપ્યમાન

**ઉઝરડવું** (ક્રિ.) નખ કે ધારવાળી વસ્તુથી ઉતરડવું (૨) ડાળાં-પાંદડાં પાડી નાખવાં, સોરવું

**ઉઝરડો** (પું.) ઉઝરડાવાથી થતો કોઈ લિસોટો (૨) શરીર ઉપર નખ, કાંટા વગેરેનો લિસોટો

**ઉટકામણ** (ન.) વાસણ ઊટકવા-માંજવાનું મહેનતાણું

**ઉટપટં(-ટાં)ગ** (વિ.) આધાર વગરનું, ઉટંગ, ગપથી ભરેલું

**ઉટં(-ટાં)ગ** (વિ.) ઉટપટાંગ, આધાર વિનાનું, તરંગી (૨) આધાર વગરની વાત, ગપ્પું (૩) તરંગ, બુટ્ટા

**ઉટાંટિયું, ઉટાંટિયો** (ન.પું.) એક રોગ

**ઉઠાઉ, ઉઠાઉગીર** (વિ.) નજર ચુકાવી પારકી વસ્તુ ઉઠાવનારું, ચોરનારું, ઉચાપત કર એવું

**ઉઠાડવું** (ક્રિ.) 'ઊઠવું' નું પ્રેરક,ઊઠે એમ કરવું (૨) જગવવું (૩) ઊભું કરવું

**ઉઠાવ** (પું.) ઊઠવું કે ઊપસવું તે (૨) ઊંચાઈ (૩) ઉપાડ,ખપત (૪) કલ્પના, બુટ્ટો (૫) દેખાવ, ભભક

**ઉઠાવદાર** (વિ.) સારા ઉઠાવ-દેખાવવાળું (૨) અસરકારક

**ઉઠાવવું** (ક્રિ.) ઊંચકવું, ઉપાડવું (૨) નજર ચુકાવવી, ધીમેથી ઉપાડી જવું-ચોરવું (૩) (ખૂબ) ખાવું (૪) ઉઠાડવું, જગાડવું (૫) ઊભું કરવું, અસ્તિત્વમાં આણવું, તૈયાર કરવું (૬) પાળવું, માનવું, બજાવવું.

**ઉઠાંતરી** (સ્ત્રી.) ધ્યાન ચૂકવીને વસ્તુ કે ધન ઉપાડી ચાલ્યા જવું તે

**ઉડાઉ, ઉડાઉગીર** (વિ.) ખોટે માર્ગે પૈસા ખરચનાર, નકામા પૈસા ખરચનાર (૨) અદૂરદર્શી (૩) મુદ્દા વિનાનું, અધ્ધરિયું

**ઉડાણ** (ન.) ઊડવું તે (૨) હુમલો, ચડાઈ (૩) (વિ.) ઝડપથી ઊડનારું

**ઉડુ** (પું.) તારો (૨) ગ્રહ (૩) નક્ષત્ર

**ઉડુગણ, ઉડુમંડલ(-ળ)** (પું.ન.) તારાઓનો સમૂહ, તારાઓ

**ઉડ્ડયન** (ન.) ઉડાણ-ઊડવું-ઊંચે ઊડવું તે

**ઉતરડ** (સ્ત્રી.) વાસણ ઉપર વાસણ-ખાસ કરીને એક એકથી નાનાં-એવી ગોઠવણી

**ઉતરડવું** (ક્રિ.) ઉતેડવું, સીવણ ઉકેલવું, ટાંકા તોડી જુદું કરવું (૨) (છાલ-ચામડી વગેરે) ઉતારવી

**ઉતરણ** (સ્ત્રી.ન.) ઢાળ, ઉતાર (૨) ઊતરાય એવું હોવું તે (૩) એવો નદીનો ભાગ

**ઉતરાણ** (સ્ત્રી.) ઉત્તરાયણ, મકરસંક્રાંતિ (૨) એ દિવસે પળાતો તહેવાર(૩) (ન.) (ઊતરવું) ઉતાર, ઉતરણ

**ઉતરામણ, ઉતરામણી** (ન.સ્ત્રી.) ઉતરાવવું તે કે તેનું મહેનતાણું કે ખર્ચ

**ઉતાર** (પું.) (ઉતારવું) ઊતરાય એવું હોવું તે કે તેવું (નદીનું) સ્થાન, ઉતરણ (૨) પાણી ઊતરી જવું તે, ઓટ (૩) કેફ, ઝેર કે ખરાબ અસર, વગેરેને ઉતારવાનો-દૂર કરવાનો ઉપાય (૪) ભૂત-પ્રેતની અસર કાઢવા માથેથી ઉતારેલું હોય તે, (પાક કે તોલ) ઊતરે તે (૫) ઉત્પાદન, પેદાશ (૬) તદ્દન નકામું અથવા ભૂંડામાં ભૂંડું માણસ કે તેવાનું જૂથ

**ઉતારવું** (ક્રિ.) ઊતરે એમ કરવું, 'ઊતરવું' નું પ્રેરક (૨) ઉપરથી નીચે મૂકવું, (પાયરી કે દરજ્જો) નીચો કરવો (૩) ઘાટ કાઢવો (૪) ધાર કાઢવી (૫) લખવું, નકલ કરવી (૬) ઝેરની અસરથી મુકત કરવું (૭) પાર લઈ જવું (૮) વળગાડ કાઢવા માથે ફેરવવું

**ઉતારુ** (પું.) પ્રવાસી, મુસાફર (૨) ઉતારો કરનાર

**ઉતારો** (પું.) ઊતરવાનો મુકામ (૨) કશામાંથી ઉતારેલું-લીધેલું લખાણ, અવતરણ, ટાંચણ, નકલ (૩) ભૂત પ્રેતાદિ ઉતારવા માથે ફેરવીને ઉતારે તે વસ્તુ (૪) પાકનો ઉતાર કે પેદાશ

**ઉતાવળ** (સ્ત્રી.) ત્વરા, તાકીદ, ઝડપ

**ઉતાવળિયું** (વિ.) ઉતાવળ કરનારું-કરાવનારું (૨) ઉતાવળું (૩) અધીરું
**ઉતાવળું** (વિ.) ઉતાવળવાળું, વેગી, ઝડપી (૨) અધીરું
**ઉતેડવું** (ક્રિ.) ઉતરડવું
**ઉત્કટ** (વિ.) તીવ્ર, જલદ, પ્રબળ (૨) મત્ત (૩) વિષમ (૪) મુશ્કેલ
**ઉત્કર્ષ** (પું.) ઉપર ખેંચાવું તે, ઉન્નતિ (૨) અભિવૃદ્ધિ, આબાદાની (૩) વૃદ્ધિ, અધિકતા
**ઉત્કલન** (ન.) ઊકળવું તે
**ઉત્કલનબિન્દુ, ઉત્કલનાંક** (ન.પું.) જ્યાંસુધી ગરમી પહોંચવાથી પદાર્થ ઊકળવા માંડે એ સીમા કે તેના માપનો અંક
**ઉત્કંઠ** (વિ.) કંઠ ઊંચો કરેલો હોય એવું (૨) અતિ ઉત્સુક, આતુર
**ઉત્કંઠા** (સ્ત્રી.) તીવ્ર ઇચ્છા, આતુરતા, આશા
**ઉત્કંઠિત** (વિ.) આતુર
**ઉત્કંપ** (પું.) ધ્રુજારી, ક્ષોભ
**ઉત્કીર્ણ** (વિ.) આલેખેલું, કોતરેલું
**ઉત્કૃષ્ટ** (વિ.) શ્રેષ્ઠ, ઉત્તમ
**ઉત્કેંદ્ર** (વિ.) મધ્યબિંદુથી આઘું, 'ઍક્સન્ટ્રિક' (૨) એક કેન્દ્રવાળું નહિ એવું (૩) વિલક્ષણ ઉત્ક્રમ (પું.) ઊલટો ક્રમ (૨) ઉલ્લંઘન (૩) ઉત્ક્રાંતિ, ક્રમિક વધારો, ઊંચો ક્રમ
**ઉત્ક્રાંત** (વિ.) ઓળંગી ગયેલું (૨) ઉત્ક્રાંતિ પામેલું
**ઉત્ક્રાંતિ** (સ્ત્રી.) ઉત્ક્રમણ, ઊંચે જવાપણું (૨) ક્રમિક વિકાસ, ખિલવણી, 'ઇવૉલ્યુશન'
**ઉત્ક્રોશ** (પું.) ચીસ, બૂમ, બરાડો
**ઉત્ક્ષિપ્ત** (વિ.) ઉત્ક્ષેપ પામેલું
**ઉત્ક્ષેપ** (પું,.) ઉપર ફેકવું તે, ઊંચું કરવું તે (૨) ઊપણવું તે (૩) ફેંકી દેવું-અવમાન્ય કરવું તે (૪) મોકલવું-રવાના કરવું તે (૫) ઊલટી
**ઉત્ખનન** (ન.) ખોદવું તે (૨) (ઐતિહાસિક સંશોધન અર્થે થતું) ખોદકામ
**ઉત્તપ્ત** (વિ.) ઘણું ગરમ થયેલું, ક્રોધાયમાન
**ઉત્તમ** (વિ.) સૌથી સારું, શ્રેષ્ઠ
**ઉત્તમોત્તમ** (વિ.) સર્વોત્તમ, સર્વશ્રેષ્ઠ, સર્વોત્કૃષ્ટ
**ઉત્તર** (વિ.) પાછલું, બાકીનું (૨) પછીનું (૩) વધતું, વધારે (૪) ડાબું (૫)(પું.)જવાબ, પૂછ્યા કે કહ્યા સામે કહેવું તે, રદિયો (૬) (ન.) બચાવનું કથન (૭) ઉત્તર દિશા
**ઉત્તરકાલ(-ળ)** (પું.) ઘડપણનો સમય
**ઉત્તરક્રિયા** (સ્ત્રી.) મરણ પછીની અંતિમક્રિયા
**ઉત્તરજીવિત** (પું.) પાછળનો જીવનાર
**ઉત્તરદક્ષિણ** (વિ.) ઉત્તર દક્ષિણ પેઠે સામસામે હોય એવું
**ઉત્તરદાયી** (વિ.) જવાબદાર
**ઉત્તરપત્ર** (ન.પું.) પરીક્ષાના પ્રશ્નપત્રની ઉત્તરવહી
**ઉત્તરપદ** (ન.) (સમાસનું) છેલ્લું પદ
**ઉત્તરવય** (સ્ત્રી.) પાછલી ઉંમર
**ઉત્તરવહી** (સ્ત્રી.) જવાબપોથી
**ઉત્તરાધિકાર** (પું.) પાછળથી ભવિષ્યમાં મળનારો અધિકાર, વારસાનો અધિકાર
**ઉત્તરાપથ** (પું.) વિંધ્ય પર્વતની ઉપરનો ઉત્તર ભારતનો પ્રદેશ
**ઉત્તરાભિમુખ** (વિ.) ઉત્તર તરફ મુખ હોય તેવું (બારણું)
**ઉત્તરાયણ** (ન.) સૂર્યનું ઉત્તર તરફના રાશિષટ્કમાં જવું તે (૨) ઉતરાણ
**ઉત્તરાર્ધ** (પું.) પાછળનો કે બાકીનો અર્ધો ભાગ
**ઉત્તરાવસ્થા** (સ્ત્રી.) પાછલી ઉંમર, ઘડપણ
**ઉત્તરાશ્રમ** (પું.) વાનપ્રસ્થાશ્રમ (૨) સંન્યસ્તાશ્રમ
**ઉત્તરાષાઢા** (સ્ત્રી.) એકવીસમું નક્ષત્ર
**ઉત્તરીય** (ન.) ઉપવસ્ત્ર
**ઉત્તરોત્તર** (અ.) વધારે ને વધારે, દિવસે દિવસે, ક્રમશઃ
**ઉત્તાન** (વિ.) ચતું (૨) પહોળું પથરાયેલું, છીછરું
**ઉત્તાપ** (પું.) સંતાપ, ચિંતા
**ઉત્તીર્ણ** (વિ.) તરી પાર ઊતરેલું (૨) પાસ થયેલું (પરીક્ષામાં)
**ઉત્તુંગ** (વિ.) ઊંચું
**ઉત્તેજક** (વિ.) ઉત્તેજન આપે તેવું (૨) ઉત્સાહ-હોંશ પ્રેરે તેવું (૩) જલદ, ઉદ્દીપક
**ઉત્તેજન** (ન.) ઉત્સાહ આપવો તે
**ઉત્તેજવું** (ક્રિ.) ઉત્તેજન આપવું
**ઉત્તેજિત** (વિ.) ઉત્તેજન કે ઉદ્દીપન પામેલું (૨) ઉશ્કેરાયેલું
**ઉત્થાન** (ન.) ઊઠવું-ઊભા થવું તે (૨) ઊગવું તે (૩) ઉદય, જાગૃતિ (૪) ઉત્સાહ, નિરાશા છોડી ફરીફરી પ્રયત્ન કરવો તે (૫) ટેકો, મદદ
**ઉત્થાપક** (વિ.) ઉથલાવી નાંખનારું, ઉખાડનારું (૨) ઉશ્કેરનારું (૩) ઊભું કરનારું
**ઉત્થાપવું** (ક્રિ.) સ્થાપ્યું ન સ્થાપ્યું કરવું, ઉખાડી નાખવું (૨) ઉથાપવું, ન માનવું (૩) ઉઠાડવું, જાગૃત કરવું
**ઉત્પત્તિ** (સ્ત્રી.) પેદાશ (૨) જન્મ (૩) મૂળ
**ઉત્પન્ન** (વિ.) જન્મેલું (૨) નીપજેલું, બનેલું (૩) ઊગેલું (૪) પેદાશ, નીપજ (૫) કમાઈ (૬) નફો
**ઉત્પલ** (ન.) કમળ
**ઉત્પાત** (પું.) કૂદવું તે (૨) તોફાન, ધાંધલ (૩) આપત્તિનું ચિહ્ન (૪) વિનાશકારક આપત્તિ
**ઉત્પાતિયું, ઉત્પાતી** (વિ.) જંપીને ન બેસે એવું (૨) તોફાની, મસ્તીખોર (૩) ઉત્પાત કરે એવું
**ઉત્પાદક** (વિ.) ઉત્પન્ન-પેદા કરનારું
**ઉત્પાદકતા** (સ્ત્રી.) ઉત્પાદકપણું
**ઉત્પાદન** (ન.) ઉત્પન્ન કરવું તે (૨) પેદાશ, ઉત્પત્તિ (૩) ફળ
**ઉત્પાદિત** (વિ.) ઉત્પન્ન કરેલું
**ઉત્પાદ્ય** (વિ.) ઉત્પન્ન કરવા યોગ્ય કે કરાય એવું
**ઉત્પીડન** (ન.) એકબીજાને દબાવવું તે (૨) પીડા કરવી તે (૩) પીડા (૪) સ્પર્ધા
**ઉત્પ્રેક્ષા** (સ્ત્રી.) ધારણા, કલ્પના (૨) ઉપમેયમાં ઉપમાના ધર્મોનું આરોપણ કરવાની અટકળ-એ પ્રકારનો અર્થાલંકાર
**ઉત્પ્લવ** (પું.) કૂદકો (૨) ઉછાળો, ઊભરો
**ઉત્ફુલ્લ** (વિ.) ખીલેલું, પૂર્ણ ખીલેલું (૨) વિકસેલું, પહોળું થયેલું
**ઉત્સરણ** (ન.) ઉપર જવાની ક્રિયા (૨) ગરમી, પ્રકાશ, વીજળી, વગેરે ગ્રહણ કરી બીજામાં લઈ જવાપણું, પરિવહન, 'કન્ડક્શન'
**ઉત્સર્ગ** (પું.) તજી દેવું તે, ત્યાગ (૨) સમર્પણ (૩) શરીરમાંથી મળમૂત્રાદિ કાઢવાં તે (૪) (વ્યા.) સામાન્ય લાગુ પડતો કાયદો કે નિયમ (અપવાદથી ઊલટું)

**ઉત્સર્જન** (ન.) તજી દેવું તે (૨) ઉપવીત બદલવાની વાર્ષિક ક્રિયા (૩) વેદાધ્યયન મુલતવી રાખતી વખતે કરવાની ક્રિયા
**ઉત્સર્પણ** (ન.) ઊંચે સરવું-જવું તે (૨) ઝૂલવું-ઊંચાનીચા થવું તે (૩) ઉદય
**ઉત્સર્પિણી** (વિ.) ઉત્સર્પણ કરનારી (૨) (સ્ત્રી.) (જૈન) અવસર્પિણીના જેટલો લાંબો પણ ઉન્નતિ તરફ વળતો સમય
**ઉત્સવ** (પું.) આનંદનો દિવસ, તહેવાર (૨) આનંદનો મેળાવડો, ઓચ્છવ
**ઉત્સંગ** (પું.) ઉછંગ, ખોળો, ગોદ (૨) મધ્યભાગ, વચગાળો
**ઉત્સારક** (વિ.) ખસેડનારું, દૂર કરનારું
**ઉત્સાહ** (પું.) હોંશ, ઉમંગ (૨) આનંદ, હર્ષ (૩) ખંત (૪) વીરરસનો એક સ્થાયી ભાવ-દૃઢતા (કા.શા.)
**ઉત્સાહી** (વિ.) ઉત્સાહવાળું
**ઉત્સુક** (વિ.) આતુર, અધીરું
**ઉત્સૂત્ર** (વિ.) સૂત્ર વિનાનું, છૂટું, શિથિલ, એકસૂત્ર નહિ એવું
**ઉત્સેક** (પું.) છાંટવું તે (૨) -નો વધારો થવો-ઊભરાવું તે
**ઉત્સ્ફુરણ** (ન.) સ્ફુરણ, આંતરિક પ્રેરણા
**ઉત્સ્ફોટન** (ન.) સ્ફોટન, સ્પષ્ટીકરણ
**ઉથાપવું** (ક્રિ.) બદલી કે કાઢી નાખવું, રદ કરવું (૨) ઉલટાવવું (૩) ન માનવું, અનાદર કરવો, સામા થવું
**ઉથામવું** (ક્રિ.) આમથી તેમ ઊંચકવું ને મૂકવું, ઉપાડઉપાડ કરવું (૨) ફીંદવું, ઊંચુંનીચું કે આમતેમ કરી નાખવું (૩) મિથ્યા મહેનત કરવી (૪) આમતેમ ખોળવું, ઉથામીને જોવું-તપાસવું
**ઉદ(-ધ)માત** (પું.) તોફાન, મસ્તી, ઉત્પાત
**ઉદક** (ન.) પાણી
**ઉદકોદર** (ન.) જળોદરનો રોગ
**ઉદગ્ર** (વિ.) ઊંચી ટોચવાળું, ઊંચું, આગળ પડતું
**ઉદધિ** (પું.) સમુદ્ર
**ઉદય** (પું.) ઊગવું તે (૨) ઉન્નતિ (૩) પ્રાગટ્ય, ઉદ્‌ભવ (૪) (જૈન) કર્મોનું ફળ દેવા તત્પર થવું તે
**ઉદયકર્મ** (ન.) પ્રારબ્ધ કર્મ (જૈન)
**ઉદયકાલ(-ળ)** (પું.) સૂર્ય ચંદ્ર વગેરેના ઉદયનો કાળ-સમય (૨) ઉન્નતિનો-ચડતીનો વખત
**ઉદર** (ન.) પેટ (૨) ગર્ભાશય (૩) બખોલ, પોલાણ (૪) (લા.) આજીવિકા (૫) અંદરનો ભાગ
**ઉદરનિર્વાહ** (પું.) આજીવિકા, ગુજરાન
**ઉદાત્ત** (વિ.) ઉચ્ચ, ઉન્નત (૨) ઉદાર, સખી દિલનું, દાતાર (૩) ઊંચા સ્તરવાળું (૪) સ્વરના ત્રણ ભેદોમાંનો પ્રથમ (ઉદાત્ત, અનુદાત્ત અને સ્વરિત)
**ઉદાર** (વિ.) દોલું, સખી દિલનું, દાનશીલ, ત્યાગશીલ (૨) ખુલ્લા મનનું, નિખાલસ, સરળ (૩) મોટું, ભવ્ય, વિસ્તૃત (૪) ઉમદા, સુંદર, ઉદાત્ત
**ઉદારચરિત** (વિ.) ઉદાર ચરિત્રવાળું
**ઉદારચિત્ત** (વિ.) ઉદાર-નિખાલસ ચિત્તવાળું
**ઉદારમતવાદ** (પું.) સ્થિતિચુસ્ત ન રહેતાં નવા સુધારા માટે મન ખુલ્લું રાખવાનો વાદ, 'લિબરલિઝમ'
**ઉદાસ** (વિ.) નિરપેક્ષ, તટસ્થ, બેફિકર (૨) વૈરાગી, વિષય તરફ અપ્રીતિવાળું (૩) ગમગીન, ખિન્ન
**ઉદાસી** (વિ.) ઉદાસ (૨) (પું.) ઉદાસી પંથનો સાધુ (૩)(સ્ત્રી.) ઉદાસપણું, ઉદાસીનતા
**ઉદાસીન** (વિ.) ઉદાસ, (૨) નિષ્ક્રિય, બિનઅસરકારક
**ઉદાહરણ** (ન.) દાખલો, દૃષ્ટાંત
**ઉદિત** (વિ.) ઊગેલું (૨) ખીલેલું (૩) જાગૃત (૪) પ્રકાશવંતું, ચળકતું (૫) બોલેલું (૬) જન્મેલું
**ઉદીચી** (સ્ત્રી.) ઉત્તર દિશા
**ઉદીચ્ય** (વિ.) ઉત્તર દિશામાં આવેલું
**ઉદીયમાન** (વિ.) ઊગતું, ઉદિત થતું
**ઉદ્‌ગમ** (પું.) ઊંચે જવું-ચડવું તે (૨) ઊગવું-બહાર નીકળવું તે, ઉત્પત્તિ (૩) ઉત્પત્તિસ્થાન, ઊગમ (૪) ફણગો, પીલો
**ઉદ્‌ગાતા** (પું.) સામવેદની ઋચાઓ ગાનાર બ્રાહ્મણ
**ઉદ્‌ગાર** (પું.) ઉચ્ચાર, બોલ, શબ્દ
**ઉદ્‌ગારચિહ્‌ન** (ન.) લાગણીભર્યો ઉદ્‌ગાર સૂચવતું '!' આવું ચિહ્ન, આશ્ચર્યચિહ્ન
**ઉદ્‌ઘાટન** (ન.) ખોલવું તે, કૂંચીથી ઉઘાડવું તે (૨) સ્પષ્ટ કરવું-સમજાવવું તે (૩) ઉઘાડવાનું સાધન (કૂંચી વગેરે) (૪) રેંટ
**ઉદ્‌ઘોષ** (પું.) ઘાંટો, પોકાર (૨) ઢંઢેરો (૩) શોરબકોર, ઘોંઘાટ (૪) લોકોમાં વાત ચાલવી તે
**ઉદ્દંડ** (વિ.) ઉગામેલા દંડવાળું (૨) ઉદ્ધત, સામે થતું, નિરંકુશ (૩) ભયંકર
**ઉદ્દામ** (વિ.) અંકુશ કે બંધન વિનાનું (૨) સ્વચ્છંદી, ઉચ્છૃંખલ (૩) ઉગ્ર, જહાલ
**ઉદ્દામપક્ષ** (પું.) જહાલપક્ષ
**ઉદ્દાલ** (પું.) રાતા ઘઉં (૨) કોદરા
**ઉદ્દાંત** (વિ.) નરમ, ગરીબ (૨) ઉત્સાહવાળું
**ઉદ્દિષ્ટ** (વિ.) બતાવેલું (૨) ઉદ્દેશાયેલું, સંબોધાયેલું (૩) ધારેલું, ઇચ્છેલું
**ઉદ્દીપક** (વિ.) ઉદ્દીપન કરનારું, ઉત્તેજિત કરનારું
**ઉદ્દીપન(-ના)** (ન.સ્ત્રી.) સળગાવવું-પ્રજવલિત કરવું તે (૨) ઉશ્કેરણી (૩) ઉત્તેજના (૪) ઉદ્દીપન વિભાવ
**ઉદ્દીપિત** (વિ.) ઉદ્દીપ્ત કરેલું
**ઉદ્દીપ્ત** (વિ.) સળગાવેલું, પ્રજવલિત કરેલું (૨) ઉત્તેજિત થયેલું (૩) ઉશ્કેરાયેલું
**ઉદ્દેશ** (પું.) હેતુ, ધારણા, ઇરાદો (૨) ઉલ્લેખ, નામ દઈ બતાવવું-કહેવું તે (૩) ઉદાહરણ (૪) પ્રશ્ન-વિચાર, તપાસ, શોધન (૫) (ન્યા.) ચર્ચવા કે સમજાવવાના પક્ષ કે વાદનું સ્વરૂપ
**ઉદ્દેશવું** (ક્રિ.) નામ દઈને-અનુલક્ષીને બોલવું-કહેવું
**ઉદ્દેશ્ય** (વિ.) ઉદ્દેશવા-વિચારવા યોગ્ય, લક્ષ્ય (૨) (ન.) જેને ઉદ્દેશીને કંઈ કહેવાયું હોય તે કર્તાપક્ષ (૩) હેતુ, પ્રયોજન
**ઉદ્ધત** (પું.) ઉચ્છૃંખલ (૨) સામે થાય-ન માને એવું, અવિનયી (૩) ઊંચું-ઉન્નત (૪) ભવ્ય
**ઉદ્ધરણ** (ન.) ઉદ્ધાર-છૂટકારો કરવો અથવા થવો તે (૨) મોક્ષ
**ઉદ્ધાર** (પું.) મુક્તિ, મોક્ષ (૨) છુટકારો (૩) સારી સ્થિતિ થવી તે
**ઉદ્‌ધૃત** (વિ.) અવતરણ તરીકે લીધેલું (૨) ઉદ્ધારેલું, ઉગારેલું
**ઉદ્‌ધ્વસ્ત** (વિ.) જડમૂળથી નાશ પામેલું, ઉજ્જડ
**ઉદ્‌બુદ્ધ** (વિ.) જાગ્રત, જગાડેલું (૨) ઉદ્દીપ્ત, સતેજ થયેલું (૩) સ્મૃતિમાં તાજું કરેલું

**ઉદ્‌બોધ** (પું.) જાગ્રત થવું તે (૨) યાદ આવવું તે

**ઉદ્‌ભવ** (પું.) જન્મ, ઉત્પત્તિ, પેદાશ (૨) મૂળ (૩) વિષ્ણુનું એક નામ

**ઉદ્‌ભવવું** (ક્રિ.) ઉત્પન્ન થવું, જન્મવું, પેદા થવું

**ઉદ્‌ભાવ** (પું.) ઉત્પન્ન કરવું તે (૨) ઉદારતા

**ઉદ્‌ભાવક** (વિ.) ઉદ્‌ભવ કરનારું, સર્જક

**ઉદ્‌ભાવિત** (વિ.) ઊભું કરેલું, બનાવટી, ઉત્પાદિત (૨) કાલ્પનિક

**ઉદ્‌ભાસિત** (વિ.) સુંદર રૂપમાં પ્રગટ થવું તે (૨) પ્રકાશિત

**ઉદ્‌ભૂત** (વિ.) જન્મેલું, ઉત્પન્ન થયેલું (૨) દેખાય એવું થયેલું

**ઉદ્‌ભેદ** (પું.) (ભેદીને) બહાર આવવું તે, ઊગવું તે (૨) વિકસિત થવું તે (૩) દેખાવું તે, આવિષ્કાર

**ઉદ્‌ભ્રાંત** (વિ.) ગાભરું, વ્યાકુળ (૨) બીધેલું, છળેલું

**ઉદ્યત્‌** (વિ.) ઊગતું, ઊઠતું

**ઉદ્યત** (વિ.) નિશ્ચયવાળું, તત્પર (૨) ખંતીલું, ઉદ્યમી

**ઉદ્યમ** (વિ.) યત્ન, મહેનત (૨) ઉદ્યોગ, ધંધો

**ઉદ્યમી** (વિ.) મહેનતુ, ખંતીલું (૨) ધંધાદારી

**ઉદ્યાન** (પું.ન.) બગીચો, વાડી

**ઉદ્યાપન** (ન.) ધર્મકર્મ-વ્રતાદિની સમાપ્તિની વિધિ, તેની ઉજવણી

**ઉદ્યુક્ત** (વિ.) કામમાં પરોવાયેલું, ઉદ્યમી (૨) તત્પર

**ઉદ્યોગ** (પું.) ધંધો, રોજગાર (૨) કામ (૩) મહેનત

**ઉદ્યોગધંધો** (પું.) ધંધો-રોજગાર, પ્રવૃત્તિ

**ઉદ્યોગપતિ** (પું.) મોટા ઉદ્યોગધંધાનો માલિક કે તે ચલાવનાર, 'ઇન્ડસ્ટ્રિયાલિસ્ટ'

**ઉદ્યોગમંદિર** (ન.) ઉદ્યોગશાળા

**ઉદ્યોગવાદી** (પું.વિ.) ઉદ્યોગવાદનું કે તેને લગતું કે તેમાં માનનારું

**ઉદ્યોગશાલા(-ળા)** (સ્ત્રી.) જ્યાં ઉદ્યોગો શીખવાતા હોય તેવી શાળા, કલાભવન

**ઉદ્યોગસાહસિક** (પું.) ઉદ્યોગ શરૂ કરવાનું સાહસ કરનાર

**ઉદ્યોગી** (વિ.) મહેનતુ, ખંતીલું (૨) ધંધાદારી

**ઉદ્યોગીકરણ** (ન.) સમાજને ઉદ્યોગી કે ઉદ્યોગમય કરવો તે, 'ઇન્ડસ્ટ્રિયલાઇઝેશન'

**ઉદ્રેક** (પું.) વધારો, પુષ્કળતા, અતિશયતા (૨) ચડિયાતાપણું

**ઉદ્વાહ** (પું.) વિવાહ, લગ્ન (૨) ઊંચે લઈ જવું તે (૩) એક જગાએથી બીજે લઈ જવું તે

**ઉદ્વિગ્ન** (વિ.) વ્યાકુળ, ખિન્ન, દુઃખી

**ઉદ્વેગ** (પું.) વ્યાકુળતા, ગભરાટ, (૨) ચિંતા (૩) દુઃખ

**ઉધમાત** (પું.) તોફાન, મસ્તી, ઉત્પાત

**ઉધરસ** (સ્ત્રી.) ઉધરસ, ઠાંસો, કફ, ખાંસી

**ઉધાણ** (ન.) ઉધાન, મોટી ભરતી

**ઉધાણિયો તાવ** (પું.) મુદતિયો તાવ

**ઉધામો** (પું.) પ્રયત્ન (૨) વલખું, ધમપછાડો (૩) ઉથામવા-ઉપાડવાનો પ્રયાસ

**ઉધાર (-રું)** (વિ.) પૈસા આપ્યા વિના નામે લખાવીને, દેવું કરી લીધેલું કે આપેલું(૨) ભરપાઈ નહિ થયેલું એવું (૩) બોજારૂપ, છત વગરનું, ઓછું વિશ્વાસપાત્ર, જેમ કે, ઉધાર માણસ

**ઉધારપાસું** (ન.) ચોપડામાં જ્યાં ઉધાર રકમો નોંધાય છે તે પાસું

**ઉધારવું** (ક્રિ.) નામે લખવું (૨) ઉધારવું (૩) ઉછેરવું

**ઉધારિયું** (વિ.) વારંવાર ઉધારે ખરીદ કરનારું

**ઉધેઈ** (સ્ત્રી.) ઊધઈ, જમીનમાં અંધારામાં રહેતું એક જીવડું

**ઉધેડવું** (ક્રિ.) ઉચેડવું, (છાલ) ઉતારવી

**ઉનાળુ** (વિ.) ઉનાળામાં વવાતું, ઉનાળામાં પાકતું (૨) ઉનાળાને લગતું

**ઉનાળો** (પું.) ગરમીની ઋતુ (ફાગણથી જેઠ સુધી)

**ઉન્નત** (વિ.) ઊંચે ગયેલું, ઊંચું (૨) સીધું, ટટ્ટાર, ઊભું (૨) ચડતી પામેલું (૪) ઉમદા-ઊંચા આશયવાળું (૫) ભવ્ય

**ઉન્નતિ** (સ્ત્રી.) ચડતી, આબાદી (૨) મોટાઈ, મહત્તા

**ઉન્નતિકારક** (વિ.) ઉન્નતિ કરે એવું

**ઉન્નયન** (ન.) ઊંચે લઈ જવાની ક્રિયા (૨) સીધું-સરખું કરવું તે (સીમંતોન્નયનમાં કરવામાં આવે છે એમ) (૩) અનુમાન

**ઉન્મત્ત** (વિ.) ગાંડું, ભાન વગરનું (૨) કેફી, છાકટું (૩) ક્રોધી (૪) અહંકારી, ગર્વિષ્ઠ (૫) ઉદ્ધત

**ઉન્માદ** (પું.) ઘેલછા, ગાંડપણ (૨) તોર, મદ (૩) એક રોગ, સનેપાતનો એક પ્રકાર (૪) તોફાન

**ઉન્માર્ગ** (પું.) ખોટો કે ઊંધો રસ્તો (૨) કુમાર્ગ, અનીતિનો માર્ગ

**ઉન્મીલન** (ન.) આંખોનું ઊઘડવું તે, જાગૃત થવું તે (૨) ખીલવું-વિકસવું તે (૩) મુક્ત થવું (ગ્રહણમાંથી)

**ઉન્મીલિત** (વિ.) ઊઘડેલું (૨) વિકસેલું

**ઉન્મુખ(-ખું)** (વિ.) ઊંચા મુખવાળું, ઊંચું જોતું (૨) આડું જોતું, નારાજ (૩) તત્પર, તૈયાર (૪) આતુર, રાહ જોતું

**ઉન્મૂલન** (ન.) જડમૂળમાંથી કાઢી નાખવું તે, નિકંદન

**ઉન્મેષ, ઉન્મેષણ** (પું.ન.) પલકારો, આંખની ઉઘાડવાસ (૨) પ્રકટીકરણ, સ્ફુરણ (૩) વિકાસ

**ઉપ** ઉપસર્ગ, 'પાસે, નજીક' એવો અર્થ ('અપ' થી ઊલટો) બતાવે છે. ઉદા. ઉપગમન (૨) નામની સાથે 'ગૌણ, ઊતરતું' એવા અર્થમાં ઉદા. ઉપકથા, ઉપનામ

**ઉપકથા** (સ્ત્રી.) મુખ્ય કથામાં આવતી નાની કથા, આડકથા

**ઉપકરણ** (ન.) મદદ કરવી તે (૨) સાધન-સામગ્રી

**ઉપકવિ** (પું.) કાવ્યારંભ કરનાર કે શિખાઉ કવિ

**ઉપકંઠ** (વિ.) નજીકનું, પડોશનું (૨) (પું.) પડોશ, નજીકનો ભાગ (૩) પરવાડ (૪) ગળાની નજીકનો ભાગ (૫) તળેટી (૬) કિનારો, કાંઠો

**ઉપકાર** (પું.) ભલું કરવું તે, કલ્યાણ (૨) મદદ, સહાય (૩) પાડ (૪) શણગાર (જેમ કે, હારતોરણ વગેરેથી કરાતો)

**ઉપકારક** (વિ.) ઉપકાર કરનાર

**ઉપકારવશ** (વિ.) આભાર નીચે દબાયેલું, આભારી

**ઉપકાર્ય** (વિ.) ઉપકારને યોગ્ય

**ઉપકૃત** (વિ.) આભારી

**ઉપકોણ** (પું.) આસન્નકોણ, 'ઍડજેસન્ટ ઍન્ગલ'

**ઉપકોશ(-ષ)** (પું.) કળીનું બહારનું ઢાંકણ

**ઉપક્રમ** (પું.) આરંભ, શરૂઆત (૨) પાસે-આગળ આવવું તે (૩) યોજના (૪) ખંત, ઉદ્યોગ

**ઉપક્રોશ** (પું.) નિંદા (૨) ઠપકો

**ઉપક્ષય** (પું.) ક્ષીણ થવું તે, ઘટાડો

**ઉપખંડ** (પું.) મોટા ખંડનો નાનો કે પેટા ખંડ-પ્રદેશ

**ઉપગૃહ** (ન.) મુખ્ય મકાનની બાજુમાં બાંધેલું મકાન, 'આઉટ-હાઉસ'

**ઉપગ્રહ** (પું.) મુખ્ય ગ્રહની આસપાસ ફરનારો ચંદ્ર જેવો નાનો ગ્રહ (૨) આકાશમાં આવેલા નાના ગ્રહોમાંનો દરેક (ધૂમકેતુ, રાહુ, કેતુ વગેરે ઉપગ્રહો કહેવાય છે.)

**ઉપચય** (પું.) સંચય, વધારો, ઉમેરો (૨) જથ્થો, ઢગલો (૩) આબાદી, ઉન્નતિ

**ઉપચર્યા** (સ્ત્રી.) પરિચર્યા, નજીક રહી કરાતી સેવા

**ઉપચાર** (પું.) સારવાર માટે ઓસડવેસડ વગેરે કરવાં તે, ઉપાય, પૂજાવિધિ, સંસ્કાર, માનપાન, સેવાચાકરી

**ઉપચારક** (વિ.) ચિકિત્સક, 'થૅરાપિસ્ટ'

**ઉપચિત્ર** (ન.) મૂળ ચિત્ર પરથી લીધેલું ચિત્ર

**ઉપજન** (પું.) પરિવાર (૨) ઉમેરો (વ્યા.)

**ઉપજાઉ** (વિ.) ઊપજ કરનારું, ઉત્પાદક (૨) ફળદ્રુપ, રસાળ

**ઉપજાતિ** (સ્ત્રી.) પેટા-જાતિ (૨) એક પ્રકારની છંદરચના

**ઉપજાવવું** (ક્રિ.) 'ઊપજવું' નું પ્રેરક, પેદા કરવું, જન્મ આપવો (૨) બનાવવું, ઊભું કરવું, કલ્પવું

**ઉપજીવ** (પું.) નાનું જીવડું

**ઉપજીવન, ઉપજીવિકા** (ન.સ્ત્રી.) આજીવિકા, ગુજરાન

**ઉપજીવ્ય** (વિ.) નિર્વાહ કે જીવનનો આધાર આપતું, આધારભૂત (૨) (ન.) ઉપજીવિકા કે તેનો આધાર

**ઉપટણ** (ન.) નાહવા પહેલાં શરીરે ચોપડવાનું સુગંધી દ્રવ્ય, પીઠી, ઉબટન ઉવટણ

**ઉપતટ** (પું.) ભાઠું, ઓછા વપરાશવાળો કિનારો

**ઉપતંત્રી** (વિ.પું.) મદદનીશ તંત્રી

**ઉપદેશ** (પું.) શિક્ષણ (૨) બોધ, શિખામણ, સલાહ (૩) પાસેનો દેશ

**ઉપદેશક** (વિ.પું.) ઉપદેશ આપનાર

**ઉપદેશામૃત** (ન.) અમૃત જેવો ઉત્તમ ઉપદેશ

**ઉપદેષ્ટા** (પું.) ઉપદેશક, ગુરુ, આચાર્ય

**ઉપદ્રવ** (પું.) પજવણી (૨) ઈજા, પીડા (૩) તસ, ઉપાધિ (૪) સંકટ, આપદા

**ઉપદ્રષ્ટા** (પું.) દ્રષ્ટા, સાક્ષી, જોનાર

**ઉપધાતુ** (સ્ત્રી.) હલકી-ગૌણ ધાતુ (૨) મિશ્ર ધાતુ 'મેટલૉઇડ' (ર.વિ.)

**ઉપધાન** (ન.) ઓશીકું, તકિયો (૨) આધાર, ટેકો (૩) એક પ્રકારનું તપ (જૈન)

**ઉપધાન્ય** (ન.) ખડધાન, હલકી જાતનું અનાજ

**ઉપધારણા** (સ્ત્રી.) ચિત્તને એકાગ્ર કરવાનો એક પ્રકાર

**ઉપનગર** (ન.) મુખ્ય નગરનું પરું, 'સબર્બ'

**ઉપનયન** (ન.) જનોઈ દેવું તે, તેનો સંસ્કાર (૨) જનોઈ

**ઉપનામ** (ન.) બીજું નામ, તખલ્લુસ, કલમનામ

**ઉપનાયક** (પું.) વાર્તા, નાટક વગેરેમાં મુખ્ય નાયક પછીનું બીજું પાત્ર (૨) ઉપપતિ, યાર

**ઉપ-નિદેશક** (પું.) નાયબ નિયામક

**ઉપનિધિ** (પું.) થાપણ, આડમાં મૂકેલી વસ્તુ

**ઉપનિયમ** (પું.) પેટાનિયમ

**ઉપનિવેશ** (પું.) સંસ્થાન, વસાહત, 'કૉલોની'

**ઉપનિષદ** (સ્ત્રી.ન.) વેદનો અંતર્ગત ગણાતો અને તેના ગૂઢ અર્થોને સ્પષ્ટ કરતો, બ્રહ્મવિદ્યાનું પ્રતિપાદન કરતો તાત્ત્વિક ગ્રંથ (૨) વેદ-રહસ્ય (૩) બ્રહ્મજ્ઞાન (૪) રહસ્ય

**ઉપનીત** (વિ.) ઉપનયન પામેલું (૨) પાસે લઈ જવાયેલું

**ઉપનેતા** (પું.) નાયબ નેતા

**ઉપનેત્ર** (ન.) ચશ્મું

**ઉપન્યાસ** (પું.) પાસે-જોડાજોડ મૂકવું તે (૨) ઉપનિધિ (૩) લખાણ, સૂચના, દરખાસ્ત (૪) પ્રસ્તાવના, ઉપોદ્‌ઘાત (૫) ઉલ્લેખ (૬) બયાન, આખ્યાન (૭) નવલકથા

**ઉપપતિ** (પું.) યાર (૨) દિયર

**ઉપપત્તિ** (સ્ત્રી.) સાબિતીમાં પ્રમાણો અને દાખલા બતાવવા તે (૨) સિદ્ધિ, યુક્તિ (૩) પુરાવો, પ્રમાણ (૪) ઉપાય-ઇલાજ, સાધન

**ઉપપત્ની** (સ્ત્રી.) મુખ્ય નહિ એવી પત્ની (૨) રખાત

**ઉપપદ** (ન.) પૂર્વે બોલાયેલો અથવા આગળ મુકાયેલો શબ્દ (૨) સમાસનો પહેલો શબ્દ (૩) ઉપાધિ, અટક

**ઉપપન્ન** (વિ.) મેળવેલું, પ્રાપ્ત કરેલું (૨) -ની સાથે આવેલું (૩) યોગ્ય,

**સુસંગત** (૪) સાબિત-સિદ્ધ થયેલું

**ઉપપ્રમુખ** (પું.) મદદનીશ પ્રમુખ

**ઉપબંધ** (પું.) જોગવાઈ

**ઉપભવન** (ન.) મુખ્ય મકાનની સાથેનું મકાન, 'ઍનેક્ષી'

**ઉપભાષા** (સ્ત્રી.) મુખ્ય ભાષાનો ગૌણ ભેદ, બોલી

**ઉપભોક્તા** (પું.) ઉપભોગ કરનાર (૨) માલિક (૩) વારસ

**ઉપભોગ** (પું.) ભોગવટો (૨) અનુભવ, લહાવો (૩) માણવું, મજા લેવી તે

**ઉપમઠ** (પું.) મુખ્ય મઠની શાખા

**ઉપમંત્રી** (પું.) નાયબ મંત્રી

**ઉપમા** (સ્ત્રી.) રવામાંથી બનાવેલી એક વાનગી

**ઉપમા** (સ્ત્રી.) સરખામણી (૨) મળતાપણું (૩) (કા.શા.) એક અર્થાલંકાર-જેમાં ઉપમેય તથા ઉપમાનભેદ કાયમ રાખીને તેમનો સમાનધર્મ બતાવવામાં આવે છે.

**ઉપમાન** (ન.) જેની સાથે સરખામણી હોય તે (૨) (ન્યા.) ચાર પ્રમાણોમાંનું એક-પ્રસિદ્ધ વસ્તુના સાધર્મ્યથી સાધ્ય સિદ્ધ કરવું તે

**ઉપમાર્ગ** (પું.) મોટા કે મુખ્ય માર્ગને જોડતો પેટા-રસ્તો

**ઉપમિતિ** (સ્ત્રી.) ઉપમા, સરખામણી

**ઉપમેય** (ન.) જેને ઉપમા આપવામાં આવી હોય તે

**ઉપયુક્ત** (વિ.) બરોબર, છાજતું, યોગ્ય, બંધબેસતું (૨) ઉપયોગી

**ઉપયોગ** (પું.) કામ, વાપર, વપરાશ (૨) ખપ, જરૂરિયાત (૩) (જૈન) ધ્યાન, સાવચેતી

**ઉપયોગી** (વિ.) ઉપયોગમાં આવે તેવું, ખપનું, કામનું, સાર્થક

**ઉપર** (અ.) પર, ઊંચે (૨) -ના કરતાં વધારે, ઉપરાંત (૩) -ના કરતાં ચડિયાતું કે આગળ આવે એમ (૪) અગાઉ, પૂર્વે (૫)-ની પ્રત્યે (૬)-ના આધારે, -ને લઈને, -ને કારણે (૭) વિષે, બાબતમાં (૮) તે જગાએ, સ્થાને

**ઉપરચોટિયું,ઉપરછલું(-લ્લું)** (વિ.) છીછરું, ઉપલકિયું

**ઉપરટપકે** (અ.) ઉપર ઉપરથી (૨) ચોપડામાં રીતસર લખ્યા વિના
**ઉપરણ** (ન.) ઉપરનું આવરણ, બહારનો ઢોળ (પ.વિ.)
**ઉપરણી** (સ્ત્રી.) ઓઢણી, ઉપર ઓઢવાનું વસ્ત્ર
**ઉપરણું, ઉપરણો** (ન.પું.) ખેસ, પિછોડી, અંગવસ્ત્ર
**ઉપરત** (વિ.) વૈરાગી, સંસારમાંથી જેનું ચિત્ત ઊઠી ગયેલું છે એવું (૨) અટકી પડેલું, શાંત (૩) નિર્વેદયુક્ત, કંટાળેલું
**ઉપરતિ, ઉપરમ** (સ્ત્રી.પું.) ઉપરત (રાગવિહીન) થવું તે, ઉપરામ
**ઉપરવટ** (સ્ત્રી.) અનધિકાર, ઉપરીપણું દાખવવું તે (૨) ઉલ્લંઘન, અવગણના (૩) (વિ.) વિરુદ્ધ, અવગણતું (૪) ટપે એવું, સરસાઈ કરતું
**ઉપરવાસ** (પું.) પવન કે પાણીના વહનની વિરુદ્ધ દિશાએ, ઉપલે ભાગે (૨) મેડાનો વાસ
**ઉપરહાથ** (પું.) હાથ ઉપર હોવો તે, ચડિયાતાપણું
**ઉપરાઉપર(-રી),ઉપરાછાપરી** (અ.) એક પછી એક, લાગલગાટ (૨) એક ઉપર બીજું આવે એમ, 'ઓવરલૅપિંગ'
**ઉપરાણું(-ળું)** (ન.) પક્ષ લેવો તે, તરફદારી
**ઉપરામ** (પું.) ઉપરમ, નિવૃત્તિ (૨) વિરામ, અટકવું તે (૩) સંન્યાસ (૪) મૃત્યુ
**ઉપરાંત** (અ.) વધારે, વિશેષમાં (૨) સિવાય, વળી, બીજું (૩) પછી, ઉપરથી
**ઉપરી** (પું.) ઉપરનો અધિકારી (૨)(વિ.) ઉપરનું
**ઉપરોક્ત** (વિ.) ઉપર કહેલું-જણાવેલું, ઉપરનું, ઉપર્યુક્ત
**ઉપર્યુક્ત** (વિ.) ઉપરોક્ત, ઉપર કહેલું-જણાવેલું
**ઉપલ** (પું.) પથ્થર, શિલા, ખડક, (૨) રત્ન
**ઉપલક** (વિ.) ઉપર-ઉપરનું, ઉપરચોટિયું (૨) ફાલતુ, વધારાનું (૩) ચોપડામાં નહિ નોંધાયેલું એવું
**ઉપલકિયું** (વિ.) ઉપર-ઉપરનું, ઉપરચોટિયું, અસંપૂર્ણ
**ઉપલક્ષણ** (ન.) ચિહ્ન, વિશેષ લક્ષણ (૨) ઇશારત, સૂચન (૩) એક અર્થાલંકાર, જેમાં વસ્તુના એક ભાગ વડે આખી વસ્તુનો બોધ કરાવાય છે.
**ઉપલક્ષિત** (વિ.) ઉપલક્ષણથી સૂચવાયેલું
**ઉપલબ્ધ** (વિ.) મળેલું, મેળવેલું (૨) જાણેલું
**ઉપલબ્ધિ** (વિ.) પ્રાપ્તિ, લાભ (૨) બોધ, જ્ઞાન
**ઉપલભ્ય** (વિ.) મેળવી-જાણી શકાય એવું (૨) માનનીય, સ્તુતિપાત્ર
**ઉપલું** (વિ.) ઉપરનું (૨) આગળ આવેલું કે જણાવેલું
**ઉપવન** (ન.) બગીચો, વાડી
**ઉપવસ્ત્ર** (ન.) અંગવસ્ત્ર, ખેસ (૨) રખાત
**ઉપવાસ** (પું.) વ્રત કે નિયમ તરીકે ન ખાવું તે, ઈન્દ્રિયોના ભોગનો ત્યાગ કરવો તે (૨) ન ખાવું તે, અનશન
**ઉપવીત** (ન.સ્ત્રી.) જનોઈ
**ઉપવેશ** (પું.) બનાવટી વેશ
**ઉપશમ, ઉપશમન** (પું.ન.) શાંત પડવું-વિરામ લેવો તે, શમવું તે (૨) શાંતિ, નિવૃત્તિ (૩) સાંત્વન
**ઉપશ્રુતિ** (સ્ત્રી.) સાંભળવું-કાન માંડવા તે (૨) જ્યાંસુધી સંભળાય તે અંતર (૩) એક અલૌકિક વાણી-વનદેવતાની ભવિષ્યસૂચક વાણી (૪) વચન, સ્વીકારવાનું વચન
**ઉપસચિવ** (પું.) સચિવના હાથ નીચેના સચિવ- 'અન્ડર સેક્રેટરી'
**ઉપસર્ગ** (પું.) રોગ, માંદગી (૨) આફત. ઈજા (૩) અપશુકન, મરણચિહ્ન (૪) દેવ અને મનુષ્ય વગેરે તરફની કનડગત (જૈન) (૫) (વ્યા.) ધાતુઓ કે ધાતુ ઉપરથી બનેલા નામોની આગળ જોડાતો તથા તેમના મૂળ અર્થમાં વિશેષતા આણતો શબ્દ કે અવ્યય
**ઉપસંહાર** (પું.) એકત્ર કરવું તે (૨) સારાંશ (૩) ટૂંકામાં આટોપી લેવું તે
**ઉપસાગર** (પું.) પહોળા મુખનો અખાત
**ઉપસ્થિત** (વિ.) નજીક ઊભેલું, હાજર, રજૂ (૨) આવી પડેલું (૩) બનેલું (૪) જ્ઞાત, પ્રાપ્ત
**ઉપસ્થિતિ** (સ્ત્રી.) ઉપસ્થિત (હાજર) હોવું તે
**ઉપસ્નાતક** (પું.) સ્નાતક કક્ષાની પરીક્ષા આપી ન હોય તે, 'અન્ડર ગ્રેજ્યુએટ'
**ઉપહક** (પું.) કોઈની મિલકતને બગાડ્યા કે નાશ કર્યા વગર તેનો ઉપભોગ કરવો
**ઉપહસનીય** (વિ.) ઉપહાસને પાત્ર, હાંસીપાત્ર
**ઉપહાર** (પું.) ભેટ, બક્ષિસ (૨) પૂજાનો સામાન (૩) લવાજમ
**ઉપહાસ** (પું.) મશ્કરી, ઠેકડી
**ઉપહાસચિત્ર** (ન.) ઠઠાચિત્ર, રમૂજ ચિત્ર, 'કાર્ટૂન'
**ઉપાખ્યાન** (ન.) આખ્યાનમાં દૃષ્ટાંતરૂપે કે અન્ય કારણસર આવતી ઉપકથા, આડકથા
**ઉપાડ(-ડો)** (પું.) ઉપસાટ, સોજો (૨) ભરાઉપણું (૩) જુસ્સો, આવેશ (૪) આરંભ (૫) કોશિશ, પ્રયત્ન (૬) મૂકેલાં નાણાંમાંથી પાછું લેવું તે, પાછી લીધેલી રકમ (૭) ખપત, ઉઠાવ, માગ
**ઉપાડવું** (ક્રિ.) ઉપાડ થવો, લેવું (૨) બૅંકમાંથી નાણાં મેળવવાં
**ઉપાદાન** (ન.) અંગીકાર, સ્વીકાર (૨) કારણ, સમવાયી કારણ (૩) જેમાંથી કોઈ પણ વસ્તુ બનાવાઈ હોય તે દ્રવ્ય
**ઉપાદેય** (વિ.) સ્વીકારી શકાય તેવું (૨) પસંદ કરવા લાયક
**ઉપાધિ** (સ્ત્રી.) પીડા, આપદા (૨) જંજાળ, પંચાત, ચિંતા (૩) ચિહ્ન, સંજ્ઞા (૪) ખાસ લક્ષણ, ગુણધર્મ (૫) પદવી, 'ડિગ્રી' (૬) ખિતાબ, (૭) અટક, ઉપનામ
**ઉપાધ્યક્ષ** (વિ.) ઉપપ્રમુખ
**ઉપાધ્યાય** (પું.) અધ્યાપક, શિક્ષક (૨) પુરોહિત, ગોર (૩) બ્રાહ્મણોની એક અટક
**ઉપાન** (ન.) પગરખું, જોડો
**ઉપાય** (પું.) ઇલાજ, યુક્તિ (૨) સાધન, રસ્તો (૩) ચિકિત્સા, ઉપચાર પ્રયોગ (૪) આરંભ, શરૂઆત
**ઉપાર્જન, ઉપાર્જના** (ન.સ્ત્રી.) મેળવવું તે, પ્રાપ્તિ (૨) કમાઈ
**ઉપાર્જિત** (વિ.) કમાઈને મેળવેલું (૨) વારસામાં મળેલું
**ઉપાલંભ** (પું.) ઠપકો
**ઉપાશ્રય** (પું.) અપાસરો (૨) આશ્રયસ્થાન
**ઉપાસક** (પું.) ભકત, સાધક (૨) અનુયાયી, સેવક
**ઉપાસન, ઉપાસના** (ન.સ્ત્રી.) આરાધના, સેવા, ભક્તિ (૨) ધ્યાન વગેરે દ્વારા ઈષ્ટદેવનું ચિંતન વગેરે (૩) તીર ફેંકવાનો અભ્યાસ કરવો તે
**ઉપાસ્ય** (વિ.) ઉપાસના કરવા યોગ્ય
**ઉપાસ્યદેવ** (પું.) ઉપાસના કરવા માટેના ઈષ્ટદેવ
**ઉપાહાર** (પું.) નાસ્તો

**ઉપાહારગૃહ** (ન.) ચા-પાણી, નાસ્તો, વગેરે મળતું હોય તે સ્થળ, પાર્લર, હૉટલ, રેસ્ટોરાં, કૅન્ટિન, કાફૅટેરિયા
**ઉપાંગ** (ન.) ગૌણ અંગ (૨) પરિશિષ્ટ, પુરવણી (૩) વેદાંગ જેવાં ચાર શાસ્ત્રો (૪) તિલક, ત્રિપુંડ (૫) ઢોલક, જેવું એક વાજિંત્ર
**ઉપાંત** (પું.) નજીકનો ભાગ-પ્રદેશ (૨) કોર, છેડો (૩) આંખનો ખૂણો
**ઉપાંત્ય** (વિ.) છેલ્લાની પહેલું
**ઉપેક્ષા** (સ્ત્રી.) અનાદર, તિરસ્કાર (૨) ત્યાગ (૩) અનપેક્ષા, ઉદાસીનતા (૪) બેદરકારી
**ઉપેંદ્ર** (પું.) વિષ્ણુ
**ઉપેંદ્રવજા** (પું.) એક છંદ
**ઉપોદ્‌ઘાત** (પું.) આરંભ (૨) પ્રસ્તાવના
**ઉફરાટ** (પું.) ગર્વ કરવો તે, હુંપદ
**ઉફરાંટું, ઉફરું** (વિ.) અવળું, ઊંધું
**ઉફાણો, (-ન)** (પું.ન.) ઊકળીને ઊભરાવું તે
**ઉફાળો** (પું.) કૂદકો, ઉછાળો
**ઉફાંત(-દ)** (સ્ત્રી.) હુંપદ, ગર્વ (૨) મોટાઈનો-શ્રીમંતાઈનો આડંબર (૩) ઉડાઉપણું
**ઉબટણ** (ન.) નાહવા પહેલાં શરીરે ચોપડવાનું સુગંધી દ્રવ્ય, પીઠી, ઉવટણ
**ઉબાડિયું** (ન.) (એક છેડેથી બળતું ને હાથમાં લીધેલું) બળતું પાતળું લાકડું કે સાંઠી કે સળેખડું, ખોરિયું
**ઉબાળો** (પું.) બાફ (૨) ઊભરો (૩) ઉશ્કેરણી, રોષ (૪) હોહા, તોફાન (૫) બળતણ, છાણાં (૬) કલ્લો (એકીસાથે બાળી ભડકો કરવા જેટલો)
**ઉભડ(-ડૂ)ક** (વિ.) અર્ધું ઊભું (૨) નિરાંતે નહીં બેઠેલું
**ઉભય** (વિ.) બંને
**ઉભયગુણી** (વિ.) બંને ગુણધર્મવાળું
**ઉભયચર** (ન.) જળ અને સ્થળ બંનેમાં વિચરનાર
**ઉમદા(-દું)** (વિ.) સારું, શ્રેષ્ઠ (૨) ખાનદાન (૩)કીમતી
**ઉમ(-મ્મ)ર** (સ્ત્રી.) ઉમર, વય
**ઉમ(-મ્મ)રલાયક** (વિ.) પુખ્ત કે પર્યાપ્ત વયનું
**ઉમરાવ** (પું.) અમીર, શ્રીમંત
**ઉમરાવજાદી** (સ્ત્રી.) ઉમરાવની પુત્રી
**ઉમરાવજાદો** (પું.) ઉમરાવનો પુત્ર
**ઉમરાવશાહી** (સ્ત્રી.) અમીરવર્ગ જેમાં પ્રભુત્વ ધરાવતો હોય એવું (ફ્યુડલ) સમાજતંત્ર
**ઉમળકો** (પું.) વહાલ-હેતનો ઊભરો
**ઉમંગ** (પું.) ઉત્સાહ, હોંશ (૨) આનંદ, હર્ષ (૩) ખુશી, ઇચ્છા
**ઉમા** (સ્ત્રી.) પાર્વતી
**ઉમાનાથ, ઉમાપતિ, ઉમેશ** (પું.) શંકર, મહાદેવ
**ઉમિયા** (સ્ત્રી.) ઉમા, પાર્વતી
**ઉમેદ** (સ્ત્રી.) આશા (૨) ઇચ્છા, અભિલાષા
**ઉમેદવાર** (વિ.) ઉમેદ (આશા) રાખનાર (૨) (પું.) નોકરી કે ચૂંટણી માટેનો અરજદાર અથવા નવું કામ શીખનાર આદમી
**ઉમેરણ, ઉમેરણી** (ન.સ્ત્રી.) વધારો, અખળામણ
**ઉમેરવું** (ક્રિ.) નાખવું, રેડવું, વધારવું (૨) મેળવવું (૩) ઉશ્કેરવું
**ઉમેરો** (પું.) ઉમેરવું કે ઉમેરેલું તે, વધારો (૨) મેળવણી, ભેળવવું તે
**ઉર** (ન.) હૃદય (૨) છાતી (૩) ધ્યાન, લક્ષ
**ઉરગ** (પું.) સાપ
**ઉરદૂ** (સ્ત્રી.) ઉર્દૂ
**ઉરસ્ત્ર, ઉરસ્ત્રાણ** (ન.) છાતીનું બખ્તર
**ઉરૂ** (વિ.) વિશાળ (૨) મોટું (૩) ઊંચું (૪) ઉમદા, કીમતી
**ઉરોગામી** (વિ.) પેટે ચાલતું (૨) પેટે ચાલતું પ્રાણી (સર્પ વગેરે)
**ઉર્દૂ** (સ્ત્રી.) ભારતની એક ભાષા કે તેની (ફારસી) લિપિ
**ઉર્ફ(-ર્ફે)** (અ.) ઉરફે
**ઉર્વશી** (સ્ત્રી.) સ્વર્ગની એક અપ્સરા
**ઉર્વી** (સ્ત્રી.) પૃથ્વી (૨) જમીન
**ઉલ(-લે)મા** (પું.) ઇસ્લામી પંડિત-શાસ્ત્રી
**ઉલઝણ(-ન)** (સ્ત્રી.) ગૂંચવાડો, કોયડો (૨) ચિંતા, મૂઝવણ
**ઉલં(-લ્લં)ઘવું** (ક્રિ.) ઓળંગવું, ઉપર થઈને જવું, પાર કરવું (૨) અનાદર કરવો
**ઉલાળ** (વિ.) ઊલળતું (૨) (પું.) ગાડા વગેરેના પાછળના ભાગમાં વધારે વજન હોવું તે
**ઉલાળિયો** (પું.) ઉલાળાવું તે (૨) સ્ત્રીઓનું એક ઘરેણું (૩) દેવાળું કાઢવું તે (૪) વિનાશ
**ઉલેચવું** (ક્રિ.) થોડેથોડે બહાર કાઢવું (પ્રવાહી માટે)
**ઉલ્કા** (સ્ત્રી.) રેખાના આકારે પડતો તેજનો ઢગલો, આકાશનો અગ્નિ (૨) ખરતો તારો (૩) ખોરિયું (૪) જ્વાળામુખીમાંથી ઊડેલો અગ્નિ
**ઉલ્કાપાત** (પું.) ઉલ્કાનું પડવું તે (૨) મહા અનર્થ, ઉત્પાત
**ઉલ્ફત** (સ્ત્રી.) દોસ્તી, મહોબત
**ઉલ્લસિત** (વિ.) હર્ષથી પ્રફુલ્લિત, ઉલ્લાસવાળું
**ઉલ્લંઘન** (ન.) ઓળંગવું તે, અતિક્રમ (૨) અનાદર કરવો તે, વિરુદ્ધ જવું તે ન માનવું તે (૩) અપરાધ
**ઉલ્લાસ** (પું.) આનંદ (૨) પ્રકાશ, ભભકો (૩) પ્રકરણ
**ઉલ્લુ** (વિ.) મૂરખ,ગમાર
**ઉલ્લેખ** (પું.) નિર્દેશ, કથન (૨) વર્ણન
**ઉલ્લેખનીય** (વિ.) ઉલ્લેખવા જેવું, નિર્દેશપાત્ર
**ઉવેખવું** (ક્રિ.) ઉપેક્ષા કરવી (૨) અનાદર કરવો, અવગણવું, તુચ્છકારવું
**ઉશાપ** (પું.) શાપનું નિવારણ, તેના ઉતારનો માર્ગ
**ઉશે(-સે)ટવું** (ક્રિ.) ફેંકવું
**ઉશ્કેરવું** (ક્રિ.) આવેશમાં આવે એવું કરવું, ઉત્તેજિત કરવું (૨) ભંભેરવું, ચડાવવું
**ઉશ્કેરાટ** (પું.) આવેશ, ઉશ્કેરણી
**ઉષ** (ન.) ઉષા
**ઉષઃકાળ** (-લ) (પું.) ઉષા-મળસકાનો સમય
**ઉષઃકાલીન** (વિ.) ઉષઃકાળનું- ને લગતું
**ઉષા** (સ્ત્રી.) પરોઢ (૨) મળસકાનું અજવાળું (૩) સારી જમીન (૪) ઓખા (૫) એક વૈદિક દેવતા
**ઉષ્ટ્ર** (ન.) ઊંટ
**ઉષ્ણ** (વિ.) ગરમ
**ઉષ્ણકટિબંધ** (પું.) વિષુવવૃત્ત થી ૨૩ ૧/૨ અંશ ઉત્તર અને ૨૩ ૧/૨ અંશ દક્ષિણ વચ્ચેનો ભાગ

**ઉષ્ણતામાન** (ન.) ઉષ્ણમાન
**ઉષ્ણતામાપક** (વિ.) ઉષ્ણતા માપનારું (૨)(ન.) તેવું યંત્ર
**ઉષ્મા** (સ્ત્રી.) ગરમી (૨) હૂંફ (૩) વરાળ
**ઉસરડો** (પું.) ઉસરડીને એકઠી કરેલી વસ્તુ (૨) કચ્ચરઘાણ
**ઊસૂલ** (પું.) સિદ્ધાંત, નિયમ
**ઉસેટવું** (ક્રિ.) ઉશેટવું, ફેંકી દેવું
**ઉસ્તાદ** (પું.) કાબેલ, વિદ્યાગુરુ, આચાર્ય, તજજ્ઞ
**ઉસ્તાદી** (વિ.) ઉસ્તાદની ઢબનું (૨) (સ્ત્રી.) ઉસ્તાદપણું, કાબેલિયત (૩) ચાલાકી
**ઉંદર** (પું.) ઊંદર
**ઉંબર, ઉંબરો** (પું.) ઘરનો ઊમરો
**ઉંબી** (સ્ત્રી.) ઘઉં, જવ, વગેરે ધાન્યનું ડૂંડું
**ઉંમર** (સ્ત્રી.) વય, ઉમર, ઉમ્મર

## ઊ

**ઊ** (પું.) સંસ્કૃત વર્ણમાળાનો છઠ્ઠો અક્ષર (૨) 'ઉ' નું દીર્ઘરૂપ-એક સ્વર
**ઊકલવું** (ક્રિ.) ગડી કે ગૂંચગાંઠનું ખૂલવું, ગૂંચગાંઠ વિનાનું-સરળ કે સીધું બનવું (૨) (અક્ષરો કે લખેલું) વંચાવું, વાંચી શકાવું (૩) સીધું ઊતરવું, પાર પડવું, આટોપવું, સધાવું
**ઊકળ-બિંદુ** (ન.) કોઈ પ્રવાહી જે ગરમીથી ઊકળે તેનો આંક કે તે ગરમીનું માપ કે બિંદુ, 'બૉઇલિંગ પૉઇન્ટ (પ.વિ.)
**ઊકળવું** (ક્રિ.) ખળખળવું, ખૂબ ગરમ થવું (૨) ગુસ્સે થવું
**ઊખડવું** (ક્રિ.) છૂટું પડવું, જુદું થવું (૨) જડમૂળથી નીકળી જવું (૩) વંઠી જવું
**ઊખર** (વિ.) ખારાટવાળું (૨) જેમાં કાંઈ પાકે નહીં એવી જમીન, ખારાટવાળી જમીન
**ઊખળ(-ળી,-ળું)** (ન.) ખાંડણિયો (૨) ચાર બળદવાળા ગાડાના બે આગળના બળદનું ધૂંસરું
**ઊગમ** (પું.) ઊગવું તે, ઉગમ (૨) મૂળ, ઉદ્‌ભવસ્થાન (૩) શરૂઆત
**ઊગરવું** (ક્રિ.) બચવું, બાકી રહેવું
**ઊગવું** (ક્રિ.) આગળ અંકુર થવા, વધવું, ફૂટવું (૨) ઉદય થવો (૩) સ્ફુરવું-ઉત્પન્ન થવું (૪) ફળદાયી થવું-પરિણામરૂપે નીપજવું
**ઊઘડવું** (ક્રિ.) ઉઘાડું થવું, ખૂલવું (૨) ખીલવું, પ્રફુલ્લ થવું (૩) સાફ-સ્પષ્ટ થવું, નીકળવું (૪) અર્થ સરવો, કલ્યાણ થવું (૫) નવેસર ઊઘડવું
**ઊઘલવું** (ક્રિ.) છલકાવું (૨) પરણવા નીકળવું
**ઊચક** (અ.) ઊધડું (૨) ઊંચું, ઉચાટવાળું (મન)
**ઊચક ગ્રાન્ટ** (સ્ત્રી.) નિયમથી થતું ચોક્કસ નહિ પણ ઊધડ અપાતું અનુદાન, 'બ્લૉક ગ્રાન્ટ'
**ઊચકવું** (ક્રિ.) ઊંચું કરવું, માથે લેવું (૨) ઠપકો આપવો, ધમકાવવું
**ઊચકો** (પું.) ઉચ્ચક લીધેલી-આપેલી રકમ
**ઊચક્કો** (પું.) પારકા માલ ઉપર ચોરની નજર રાખનારો આદમી (૨) ઠગ, બદમાશ માણસ (૩) છકેલો માણસ
**ઊચરવું** (ક્રિ.) ઉચ્ચારવું, બોલવું
**ઊછરવું** (ક્રિ.) પાલનપોષણ અને સંભાળથી મોટા થવું
**ઊછળવું** (ક્રિ.) ઊંચે જવું-ફેંકાવું (૨) ઉછાળો મારવો (૩) છલંગ મારવી, કૂદવું (૪) છૂટે હાથે વાપરવું (૫) ખૂબ વધી જવું (૬) કોઈ જોશ કે આવેશમાં આવવું.
**ઊજડ** (વિ.) ઉજ્જડ, વેરાન
**ઊજમ** (પું.) ઉત્સાહ, ઉમંગ, હોંશ (૨) આનંદ
**ઊજવવું** (ક્રિ.) (વ્રતનું) ઉદ્યાપન કરવું (૨) ઉત્સવ કરવો, કોઈ પ્રસંગ વિધિસર પૂરો કરવો (૩) ફજેત કરવું
**ઊજળું** (વિ.) ધોળું, સફેદ (૨) ચમકતું, તેજસ્વી (૩) ચોખ્ખું, નિષ્કલંક, નિર્મળ (૪) રીતભાતે સુઘડ (૫) પૈસે ટકે સુખી, સારું, રૂડું
**ઊટ(-ડ)કવું** (ક્રિ.) માંજવું, અજવાળવું
**ઊઠબેસ** (સ્ત્રી.) ઊઠવું અને બેસવું તે (૨) ઊઠવા બેસવાની કસરત અથવા શિક્ષા (૩) વારેવારે ઊઠવું અને બેસવું તે
**ઊઠવું** (ક્રિ.) ઊભું થવું (૨) જાગવું અને પથારી છોડી ઊભું થવું (૩) જાગવું, સાવધ થવું, તૈયાર કે ખડું થવું (૪) એકાએક ઓચિંતું ખડું થવું, આવી લાગવું, બનવું (૫) પૂરું કરીને ઊભું થવું (૬) ખીલવું, બરાબર ઊઘડવું, સ્પષ્ટપણે પરિણમવું (૭) ઊતરી જવું, રાગ કે પ્રેમ જતો રહેવો (૮) (જીવનમાં) નીપજવું, નીકળવું
**ઊઠવેઠ** (સ્ત્રી.) સેવાચાકરીમાં હાજર ને હાજર રહેવામાં પડતો શ્રમ (૨) વેઠરૂપ શ્રમ
**ઊઠાં** (ન.) સાડા ત્રણના ગુણાકારવાળા ઘડિયા
**ઊડ** (સ્ત્રી.) ઊડવાની શકિત, ગતિ (૨) પતંગ
**ઊડઝૂડ** (અ.) ઊંધું ઘાલીને, આડું અવળું, વિવેક-વિચાર વિના
**ઊડ-ઝૂડિયું** (વિ.) આડું અવળું કરનારું
**ઊડણ** (વિ.) ઊડે એવું (૨) ચેપી (૩) એની મેળે હવામાં ઊડી જાય એવું, 'વૉલેટાઇલ'
**ઊડણ-રોગ** (પું.) ઊડતો-ચેપી રોગ
**ઊડવું** (ક્રિ.) હવામાં અધ્ધર જવું (૨) જોરથી ચાલવું, દોડવું (૩) જવું, ભાગવું, નાસી જવું (૪) ફીકું પડવું અને જતું રહેવું (રંગ વગેરે) (૫) ખપી જવું (માલ, વગેરે) (૬) કલ્પનામાં ચગવું (૭) (ગપ, ખબર) ફેલાવું (૮) ચેપ, રોગ ફેલાવો (૯) હવામાં બરાબર ચગવું (૧૦) ચડી આવવું, ધસી જવું, લડવા કૂદી પડવું
**ઊડાઊડ(-ડી)** (સ્ત્રી.) ઉપરા-છાપરી ઊડવું તે (૨) દોડાદોડ, ઘણી ઉતાવળ (૩) અવ્યવસ્થા, અંધાધૂંધી
**ઊડેલ(-લું)** (વિ.) ચંચળવૃત્તિનું (૨) ફાટેલું, વંઠેલું (૩) ઢોર પણ ન ખાય એવું બગડેલું
**ઊણપ** (સ્ત્રી.) ઓછપ, ખોટ (૨) અપૂર્ણતા (૩) ખોડ
**ઊણાપણું** (ન.) ઓછું ભરાયેલું હોય તે
**ઊણું** (વિ.) પૂરું ન ભરાયેલું (૨) કચાશવાળું (૩) ખૂટતું
**ઊતરચડ** (સ્ત્રી.) ઊતરવું અને ચડવું તે, ચડ-ઊતર
**ઊતરતી શ્રેણી** (સ્ત્રી.) ગણિતની એક રીત, જે હારમાં એક પછી એક ઊતરતી સંખ્યાની રકમો મુકાય તે
**ઊતરવું** (ક્રિ.) ઉપર કે ઊંચેથી નીચે આવવું (૨) બહાર આવવું, નીકળવું (૩) પાર કરવું, ઓળંગવું (૪) નીચે આવવું, કમી થવું, ઘટવું (૫) ઓછું થવું, શમવું (૬) ઘટવું, બગડવું (૭) તોલમાં બરોબર થવું (૮) થવું, નીપજવું (૯) ઉતારો કરવો (૧૦) પાર પડવું, બનવું, આલેખવું, ઘડાવું, આબેહૂબ થવું (૧૧) ભાગ ભજવવો, સામેલ થવું (૧૨) પોતાને સ્થાનેથી ચળવું (૧૩) ગ્રહ કે દશાનો યોગ દૂર થવો (૧૪) વિલાવું, ફીકું પડવું (મોં) (૧૫) રંગ ફીકો પડવો (૧૬) બરાબર જવું, સમજવું, ઠસવું (૧૭) ખરી પડવું

**ઊતરેલ** (વિ.) ઊતરી ગયેલું (માણસ), હલકટ
**ઊથલવું, ઊથલાવું** (ક્રિ.) ઊંધું થઈને પડવું, ઊધુંચત્તું-ઉપરતળે થવું, ઊંધું કે ઊલટું થવું
**ઊથલો** (પું.) ઊથલવું તે, ઊંધુંચત્તું થઈને બીજી બાજુ પર પડવું તે (૨) ગયેલો મંદવાડ પાછો આવે તે (૪) વલણ (કાવ્યમાં) (૫) સામો જવાબ
**ઊથોકૂથો** (પું.) નાની મોટી કચુંબર (૨) નકામી મહેનતનું પરચૂરણ કામ
**ઊધઈ** (સ્ત્રી.) ઉધેઈ, જમીનમાં અંધારામાં રહેતું એક જીવડું, લાકડું વગેરે કોરી ખાઈ નુકસાન કરતું જીવડું
**ઊધડ** (વિ.) ભાવતાલ કે વજન કર્યા વગર એમનું એમ આપેલું -રાખેલું કે અંદાજે ઠરાવેલું
**ઊધડો** (પું.) ઊધડું કામ (૨) (લા.) ઠપકો
**ઊધરવું, ઊધરાવું** (ક્રિ.) ઉધાર ખાતે લખાવું (૨) દૂર થવું, ટળવું
**ઊન** (ન.) ઊણું, ઊણપવાળું
**ઊન** (ન.) ઘેટાંના વાળ
**ઊનવા** (પું.) એક મૂત્રરોગ
**ઊનું** (વિ.) ગરમ, તપેલું, અડ્યે દઝાય એવું (૨) તાવભર્યું (૩) ગરમ મિજાજનું, ક્રોધી
**ઊપજ** (સ્ત્રી.) પેદાશ (૨) આવક, મળતર, નફો
**ઊપજવેરો** (પું.) આવકવેરો
**ઊપજનીપજ** (સ્ત્રી.) ઉત્પન્ન અને વૃદ્ધિ (૨) પેદાશ (૩) ચોખ્ખી આવક
**ઊપજવું** (ક્રિ.) ઉત્પન્ન થવું, પેદા થવું, જનમવું (૨) નીપજવું, નીવડવું (૩) મળવું, સધાવું, મળતર કે આવક થવી (૪) કિંમત તરીકે મળવું (૫) સાધી શકાવું, ચલણ હોવું
**ઊપડવું** (ક્રિ.) ઊપસવું, ઊંચું થવું (૨) ઊંચકાવું (૩) પ્રયાણ કરવું, નીકળવું, ચાલવા માંડવું, જવું (૪) નાણાં ઉપાડાવાં, ઉપાડ થવો (૫) એકાએક શરૂ થવું (દુઃખ, રોગ વગેરેનું) (૬) ચોરાવું, ઉપાડાવું (૭) ખપવું, વેચાવું (૮) એકદમ તત્પર થવું, ધસવું, કૂદી પડવું (૯) શરૂ થવું, વેચાવું
**ઊપણવું** (ક્રિ.) (અનાજને) પવન નાખી ચોખ્ખું કરવું
**ઊપસ(-સા)વું** (ક્રિ.) બહાર નીકળવું, ઊંચું થવું (૨) ફૂલવું (૩) સોજો આવવો, સૂજવું
**ઊફરું** (વિ.) ઊંચું આવેલું, ઊભું લાગતું (૨) ઊલટું થઈ ગયેલું (૩) ઉપરાંતનું (૪) પડખાભેર, પાસાભેર
**ઊબ** (સ્ત્રી.) ફૂગ, ઉબાટ
**ઊબક,ઊબકો** (સ્ત્રી.પું.) બકારી, ઊલટી થવાનો ઉછાળો
**ઊબટ,ઊબટ્ટું** (વિ.) ઊબાઈ-બગડી ગયેલું, ખોરું
**ઊભણી** (સ્ત્રી.) ઘરના પરથારથી મેડા-લગીની ઊંચાઈ (૨) ઘરનો પરથાર, ઘરની બેસણી
**ઊભર(-રા)વું** (ક્રિ.) છલકાવું (૨) ગરમીના જોશથી બહાર નીકળવું (૩) અતિ મોટી સંખ્યામાં ટોળે વળવું
**ઊભરો** (પું.) ઉભરણ, ઊભરાવું તે (૨) લાગણીનો ઉછાળો
**ઊભવું** (ક્રિ.) ઊભા રહેવું-થવું, ખડું થવું, પગ પર ઊઠવું (૨) થંભવું (૩) ટકવું, સામે ઊભા રહેવું-ટક્કર ઝીલવી
**ઊભાઊભ** (સ્ત્રી.) ઊભા ને ઊભા રહેવું તે (૨) (અ.) બેઠા વિના, નિરાંત વિના, ઊભાં ઊભાં (૩) ઝપાટામાં
**ઊભું** (વિ.) ઊભેલું (૨) થંભેલું, થોભેલું, ચાલતું બંધ થયેલું (૨) ટટ્ટાર, સીધું (૪) સીધા-એકદમ બહુ ઢાળના ચડાણવાળું (૫) અપૂર્ણ, ચાલુ, આગળ ચાલવાની કે પૂરું થવાની વાટ જોતું કે પૂરું કરવાનું બાકી (૬) સીધું, આખું (૭) હયાત, મોજૂદ (૮) સપાટીની લંબ દિશાએ આવેલું
**ઊમટ (-ડ)વું** (ક્રિ.) ઊમટભેર ધસવું, એકસામટા જથામાં આગળ આવવું (૨) પાકવું, ફળ ઊતરવું
**ઊમડ-ઘૂમડ** (પું.) ગડગડાટ (૨) (અ.) ઘુમ્મટ જેમ છવાઈ જઈને
**ઊમરો** (પું.) ઉંબરો (ઘરનો) (૨) ઉંબર-એક ફળઝાડ, ઉમરડો (૩) બે ચાસ વચ્ચેની જગ્યા
**ઊરુ** (પું.) જાંઘ
**ઊર્જસ્વી** (વિ.) જબરું, બળવાન
**ઊર્જા** (સ્ત્રી.) શકિત (૨) ઉત્સાહ
**ઊર્જિત** (વિ.) જબરું, બળવાન (૨) ચડિયાતું, ઉમદા, સુંદર, ખાનદાન (૩) મહાન, ભવ્ય
**ઊર્ધ્વ** (વિ.) ઊંચું, ઉપરનું, ગગન તરફનું (૨) સીધું, ટટ્ટાર, ઊંચું કરેલું, ઉન્નત
**ઊર્ધ્વગમન** (ન.) ઊંચે જવું તે, આકાશમાં ઊંચે ઊડવું તે
**ઊર્ધ્વગામી** (વિ.) ઊંચે જનારું (૨) (લા.) ઉન્નતિ તરફ જનારું
**ઊર્ધ્વદષ્ટિ** (વિ.) મહત્ત્વાકાંક્ષી, મહેચ્છાવાળું (૨) આકાશ તરફ જોવું તે
**ઊર્ધ્વરેત(-તા), ઊર્ધ્વરેતસ** (વિ.) જેના વીર્યનું પતન થતું નથી એવું (૨) નિત્ય બ્રહ્મચર્ય પાળનારું
**ઊર્ધ્વલોક** (પું.) સ્વર્ગ, ઉપરની દુનિયા
**ઊર્ધ્વારોહણ** (ન.) ઉપર-આકાશ તરફ ચડવું તે (૨) સ્વર્ગમાં જવું તે
**ઊર્ધ્વીકરણ** (ન.) ઊર્ધ્વ કરવું તે, ઉન્નતિ થવી તે
**ઊર્મિ** (સ્ત્રી.) તરંગ, મોજું (૨) પ્રવાહ (૩) લાગણીનો તરંગ-ઉછાળો (૪) સંગીતમાં એક અલંકાર
**ઊર્મિકાવ્ય** (ન.) ઊર્મિથી ભરેલું-રચાયેલું કાવ્ય કે ગીત, ‘લિરિક’
**ઊર્મિગીત** (ન.) ગેય પ્રકારનું ઊર્મિકાવ્ય
**ઊર્મિલ** (વિ.) લાગણીપ્રધાન, તરંગવશ
**ઊર્વ** (પું.) વાદળ (૨) પિતૃઓનો એક વર્ગ (૩) વડવાનલ (૪) સમુદ્ર
**ઊલ** (સ્ત્રી.) જીભ ઉપરનો મેલ કે વળતી છારી
**ઊલઝ(-ઝા)વું** (ક્રિ.) ગૂંચવાવું, સપડાવું
**ઊલટ** (સ્ત્રી.) હોંશ, ઉમંગ
**ઊલટ** (વિ.) ઊલટું, અવળું
**ઊલટ-ચકાસણી** (સ્ત્રી.) ચકાસણી સામે ચકાસવું તે, ‘કાઉન્ટર-ચેક’
**ઊલટ-ટપાલ** (સ્ત્રી.) વળતી ટપાલ
**ઊલટ-તપાસ** (સ્ત્રી.) પ્રતિપક્ષી તરફની (સાક્ષીની) તપાસ
**ઊલટપૂલટ** (વિ.) અવળાસવળી, ઊલટસૂલટ (૨) અવ્યવસ્થિત (૩) ઊલટપાલટ તપાસ (૪) અવ્યવસ્થા, ગોટાળો
**ઊલટવું** (ક્રિ.) ઊલટથી કરવું (૨) ધસી આવવું (૩) હુમલો કરવો (૪) ઊંધું થઈ જવું (૫) ફરી થવું, પાછું થવું
**ઊલટસંદર્ભ** (પું.) સામેનો સંદર્ભ, ‘કાઉન્ટર-રેફરન્સ’
**ઊલટ (-ટા)સૂલટ (-ટી)** (વિ.) અવળાસવળી (૨) ઊંધુંચત્તું, આડુંઅવળું, તળે ઉપર એવું
**ઊલટ-હુકમ** (પું.) હુકમ સામે હુકમ તે, ‘કાઉન્ટર-મેન્ડ’
**ઊલટી** (સ્ત્રી.) ઓકવું તે

**ઊલટું** (વિ.) ઊલટ, ઊંધું, અવળું (૨) વિરુદ્ધ, આડું (૩) સામું, વિપરીત
**ઊલળવું** (ક્રિ.) નમી જવું, લળી જવું (૨) ગાડાનું ઊંચું થઈ જવું (૩) ઊલટાઈ જવું (૪) કૂદવું (૫) જતું રહેવું, નાશ પામવું
**ઊલિયું** (ન.) જીભની ઊલ-ઓળ ઉતારવાની ચીપ
**ઊહાપોહ** (પું.) જોરશોરથી થતી ચર્ચા
**ઊંકરાંટો** (પું.) મનમાં થતી ઉત્તેજનાનો અંકુર (૨) ટાઢિયા તાવમાં રોમાંચ સાથે થતો ઝમઝમાટ
**ઊંકારો** (પું.) દીર્ઘ નિઃશ્વાસ, નિસાસો (૨) સાંભળું છું, ઠીક છે, સ્વીકારું છું વગેરે દર્શાવનારો ધ્વનિ, ગર્વનો અને અનાદર કે તુચ્છકારનો ઉદ્‌ગાર (૩) ઊંહ એવો ઉદ્‌ગાર
**ઊંઘ** (સ્ત્રી.) ઊંઘવું તે, નિદ્રા
**ઊંઘટું, ઊંઘરેટું** (વિ.) ઊંઘમાં ભરાયેલું
**ઊંઘણશી** (ક્રિ.) ઊંઘ્યા કરવાની ટેવવાળું (૨) આળસુ, એદી
**ઊંઘવું** (ક્રિ.) નિદ્રા લેવી (૨) આળસુ થઈને પડ્યા રહેવું (૩) અજાણમાં-અજ્ઞાનમાં રહ્યા કરવું
**ઊંચ** (વિ.) ઉચ્ચ, ચડિયાતું (૨) ઉમદા
**ઊંચકવું** (ક્રિ.) નીચેથી ઊંચું કરવું, ઉપાડવું (૨) હાથ પર લેવું (બોજ) માથા ઉપર લેવું, ઉઠાવવું
**ઊંચકામણ** (ન.) ઊંચકવાનું મહેનતાણું
**ઊંચનીચ** (વિ.) ઊંચું અને નીચું
**ઊંચાઈ** (સ્ત્રી.) ઊંચાપણું (૨) તેનું માપ
**ઊંચાણ** (ન.) ઊંચાઈ (૨) ઊંચી જગ્યા, ટેકરી
**ઊંચું** (વિ.) સપાટી કે બેસણીની ઉપર ઊભું આવેલું કે ઊઠતું (નીચુંથી ઊલટું (૨) ઉચ્ચ, ચડિયાતું, ઉમદા (૩) અતિ તાણેલ, લંબાવેલ, ઊંચા સ્વર-સપ્તકનું (સંગીતમાં) (૪) જંપ, નિરાંત કે શાંતિ સમાધાન વગરનું, અણબનાવવાળું
**ઊંચેરું** (વિ.) વધારે ઊંચું (૨) કુલીન, કુળવાન
**ઊંજણ** (ન.) ઊંજવું તે (૨) ઊંજવાનું દ્રવ્ય-તેલ, દિવેલ વગેરે
**ઊંજવું** (ક્રિ.) તેલ નાખવું, પૂરવું (૨) રોગ કે ભૂત કાઢવા ઊંજણી નાખવી
**ઊંટ** (ન.) એક ઊંચું પશુ
**ઊંટડો** (પું.) ભારે ચીજો ખસેડવાનું યંત્ર, 'ક્રેન'
**ઊંટવૈદ,ઊંટવૈદ્ય** (પું.) ઊંટનો-માણસની દવા કરવાને લાયક ન હોય એવો, લેભાગુ વૈદ
**ઊંટિયો** (વિ.) ઊંટ જેવો ઊંચો (૨) (પું.) ઊંટ (૩) મંદબુદ્ધિ અને આળસુ માણસ (૪) ભારે વજન ઉપાડવાનું યંત્ર, 'ક્રેન'
**ઊંડાઈ** (સ્ત્રી.) ઊંડાપણું, ગહનતા (૨) તેનું માપ
**ઊંડાણ** (ન.) ઊંડાઈ, નીચાણ
**ઊંડું** (વિ.) સપાટીથી નીચે ઊતરતું (૨) છીછરું નહિ એવું, ઘેરું (૨) અંદરથી લાંબું, દૂર સુધી અંદર ને અંદર વિસ્તરતું (૪) ઘાડું, ગીચ (જેમ કે, વન) (૫) ગહન, ગંભીર, ન પામી શકાય એવું
**ઊંદરી** (સ્ત્રી.) માથાની ચામડીનો એક રોગ
**ઊંધિયું** (ન.) ભિન્નભિન્ન કંદ અને શાકભાજીમાંથી બનતી એક વાનગી
**ઊંધું** (વિ.) અવળું, ઊલટું, નીચે માથું ને ઉપર પગ જેવા આસનનું (૨) આડું. અવળું, સીધા કે સવળાથી સાવ ઊલટું, વિરુદ્ધ, ખોટું
**ઊંબાડિયું** (ન.) બળતું લાકડું, ખોયણું, ઉમાડિયું
**ઊંહકારો** (પું.) 'ઊંહ' એવો ઉદ્‌ગાર, દીર્ઘ નિઃશ્વાસ (૨) ગર્વનો કે અનાદર અથવા તુચ્છકારનો ઉદ્‌ગાર

### ઋ

**ઋ** (પું.) સંસ્કૃત વર્ણમાળાનો સાતમો અક્ષર-એક સ્વર
**ઋક(-ચ,-ચા)** (સ્ત્રી.) ઋગ્વેદ, (૨) વેદનો મંત્ર
**ઋક્ષ** (ન.પું.) રીંછ (૨) નક્ષત્ર, તારો (૩) પૌરાણિક ભૂગોળના સાત પર્વતમાંનો એક
**ઋગ્વેદ** (પું.) ચતુર્વેદમાંનો પહેલો વેદ
**ઋજુ** (વિ.) સરલ, સીધું (૨) અનુકૂળ, નરમ, ભલું
**ઋણ** (ન.) દેવું (૨) આભારનો ભાર (૩) 'નૅગેટિવ'
**ઋણધ્રુવ** (પું.) 'કૅથોડ' (પ.વિ.)
**ઋણપત્ર** (પું.) આભારપત્ર
**ઋણફેડણી** (સ્ત્રી.) ઋણ ફેડવું તે, 'ડેટ-રિડેમ્શન'
**ઋણભંડોળ** (ન.) ડૂબત-નિધિ
**ઋણમુકિત** (સ્ત્રી.) ઋણમુકત થવું તે
**ઋણવિદ્યુત** (સ્ત્રી.) ઋણ-વીજળી
**ઋણાનુબંધ** (પું.) લેણાદેણી
**ઋણી** (વિ.) કરજવાળું, દેવાદાર, રણિયું (૨) (લા.) આભારી, અહેશાનમંદ, ઉપકૃત
**ઋત** (ન.)સત્ય (૨) નક્કી અચળ નિયમ, દૈવી નિયમ (૩) પાણી
**ઋતંભરા** (વિ.સ્ત્રી.) મિથ્યાજ્ઞાન વિનાની યથાર્થ જ્ઞાનરૂપ ચિત્તની વૃત્તિ (એક પ્રજ્ઞા), 'ઈન્ટ્યુશન'
**ઋતુ** (પું.) અડકાવ, રજસ્રાવ (૨) બે મહિનાનો નિયત કાળ (૩) (લા.) મોસમ (૪) હવાપાણી (૫) ગર્ભધાનનો સમય
**ઋતુકાળ,ઋતુકાલ** (સ્ત્રી.) ગર્ભાધાનનો સમય
**ઋતુચક્ર** (ન.) ઋતુઓનું ફરતું ચક્ર, ઋતુઓનું ક્રમિક આવર્તન
**ઋતુદર્શન** (ન.) અડકાવનું દેખાવું તે
**ઋતુદાન** (ન.) ગર્ભાધાન
**ઋતુરાજ** (પું.) ઋતુઓમાં શ્રેષ્ઠ એવી ઋતુ-વસંત
**ઋતુસ્નાન** (ન.) અડકાવ પછી (ચોથે દિવસે) નાહવું તે
**ઋત્વિજ** (પું.) યજ્ઞ કરાવનાર બ્રાહ્મણ, પુરોહિત
**ઋદ્ધિ** (પું.) વૃદ્ધિ, સમૃદ્ધિ (૨) આબાદી, ઉત્કર્ષ (૩) સિદ્ધિ (૪) લક્ષ્મી, પાર્વતી
**ઋષભ** (પું.) આખલો (૨) સ્વરસપ્તકમાં બીજો સ્વર (૩) ઉત્તમ, શ્રેષ્ઠ (સમાસમાં છેડે)
**ઋષભદેવ** (પું.) વિષ્ણુનો એક અવતાર (૨) જૈનોના એક તીર્થંકર
**ઋષિ** (પું.) મંત્રદ્રષ્ટા, નવું દર્શન પામનાર પુરુષ (૨) મુનિ, તપસ્વી, સાધુ
**ઋષિકુલ(-ળ)** (ન.) ઋષિઓનો સમૂહ (૨) ઋષિનો આશ્રમ (૩) ઋષિનો વંશ
**ઋષિપંચમી** (સ્ત્રી.) ભાદરવા સુદ પાંચમ, સામા પાંચમ
**ઋષ્યશૃંગ** (પું.) એક ઋષિ

### એ

**એ** (પું.) સંસ્કૃત વર્ણમાળાનો આઠમો અક્ષર - એક સ્વર
**એ** (સં.) તે, પેલું (૨) વર અથવા વહુની સંજ્ઞા (૩) પેલું (૪) ત્રીજી ને સાતમી વિભકિતનો પ્રત્યય

**એઈડ્ઝ** (પું.) એક જીવલેણ જાતીય રોગ

**એક** (વિ.) '૧' નો આંકડો, સંખ્યામાં પહેલું (૨) અજોડ, અદ્વિતીય (૩) કોઈ અમુક, તદ્દન, ચોક્કસ નહિ એવું (૪) એકસરખું, સમાન, ભેદ વગરનું (૫) એકમતનું, એકતાવાળું, સંપીલું, એકઠું (૬) ફક્ત, માત્ર જેવો ભાવ બતાવે છે. અમુક નિશ્ચિત, બીજું નહીં (૭) સંખ્યાવાચક શબ્દને છેડે આવતાં 'આશરે', 'શુમારે' એવો અર્થ બતાવે છે. ઉદા. પાંચેક

**એકએક** (વિ.) એકીસાથે એક (૨) એક પછી એક, ક્રમિક

**એકકક્ષિક-સમીકરણ** (ન.) સમાન ક્રમમાં રહેલું સમીકરણ. 'ઇક્વેશન ઑફ ફર્સ્ટ ઑર્ડર'

**એકકાને** (અ.) એકાગ્ર, એકધ્યાન

**એકકોશી** (વિ.) એક કોશ જ આખું અંગ હોય એવું

**એકગાંઠ** (સ્ત્રી.) સંપ, મેળ, મૈત્રી

**એકઘાત સમીકરણ** (ન.) સુરેખ સમીકરણ, 'લિનિયર ઇક્વેશન

**એકચકવે,એકેચકવે** (અ.) એકચક્રે, એક જ જણના હાથમાં બધી સત્તા રાખીને

**એકચક્ર** (વિ.) ચક્રવર્તી

**એકચક્રી** (સ્ત્રી.) એક પૈડાવાળું (૨) ચક્રવર્તી (૩) એક પૈડાની સાઇકલ

**એકચિત્ત** (વિ.) એકાગ્ર, તલ્લીન, ધ્યાનસ્થ (૨) (ન.) ધ્યાન, એકાગ્રતા

**એકછત્ર** (વિ.) એક રાજાવાળું (૨) કુલ અધિકાર એક જ હાથમાં હોય એવી શાસનપદ્ધતિ

**એકજથે,એકજથ્થે** (અ.) એકસાથે, એક ઠેકાણે

**એકજાત** (વિ.) એક જ જાતનું-વર્ગનું, સરખું

**એકજીવ** (વિ.) મનમાં પરસ્પર ભેદભાવ વગરનું, એકરૂપ

**એકટાણું** (ન.) એક ટંક જમવું તે

**એકઠું** (વિ.) એકસાથેનું, એકત્રિત, ભેગું (૨) એક જગાએ-સાથે

**એકડો** (પું.) એકનો સંજ્ઞાસૂચક આંકડો-૧ (૨) સહી (૩) કબૂલાત (૪) જ્ઞાતિનો ગોળ

**એકઢાળિયું** (વિ.) એક જ બાજુ ઢળતા છાપરાવાળું (૨) (ન.) એવું મકાન કે ઓસરી

**એક તડાકે** (અ.) એક ઝપાટે, એકદમ

**એકતરફી** (વિ.) એક પક્ષી, એક બાજુનું

**એકતંત** (વિ.) આગ્રહી (૨) (પું.) આગ્રહ

**એકતંત્ર** (વિ.) બધાની સંમતિવાળું (૨) તૂટ પડ્યા વિનાનું (૩) એક વ્યવસ્થા નીચેનું (૪) (ન.) એકસરખી વ્યવસ્થા તે (૫) સર્વાનુમતિ

**એકતા** (સ્ત્રી.) સંપ, ઐક્ય

**એકતાન** (વિ.) એકાગ્ર, તલ્લીન, ધ્યાનસ્થ (૨)(ન.) ધ્યાન, એકાગ્રતા

**એકતાર** (વિ.) એક તારવાળું (૨) એકસરખું (૩) એકરસ (૪) એકચિત્ત

**એકતારો** (પું.) એક તારવાળો તંબૂરો

**એકતાલ** (પું.) જેમાં એક જ તાલી આવે એવો રાગ (૨) સંગીતનો એક તાલ (૩) ઐક્ય (૪) એક તાલવાળું

**એકતાળીસ** (વિ.) '૪૧' નો આંકડો

**એકત્ર** (અ.) એક જગાએ, સાથે (૨) એકંદર

**એકત્રિત** (વિ.) એકત્ર કરેલું, એકઠું

**એકત્રીકરણ** (ન.) એકત્રિત થવું કે કરવું તે, 'કૉન્સોલિડેશન'

**એકત્રીસ** (વિ.) '૩૧' નો આંકડો

**એકત્વ** (ન.) એક હોવાપણું, એકતા

**એકદમ** (અ.) તાબડતોબ (૨) સાવ, તદ્દન

**એકદંડિયું** (વિ.) એકથંભું (૨) એકદંડા શ્વાસને લગતું

**એકદંડી** (પું.) એક પ્રકારનો સંન્યાસી, હંસ (૨) એક જ મોટી મધ્ય રેષાવાળું (પાન), 'યુનિકોસ્ટેટ'

**એકદા** (અ.) એક વખતે (૨) અગાઉના વખતમાં

**એકદિલ** (વિ.) જેના દિલમાં જુદાઈ નથી એવું, એક જીવ

**એકદેશી, એકદેશીય** (વિ.) એક જ દેશનું-વતનનું (૨) એક દેશ-ભાગને લાગુ પડતું, એકતરફી, એકેન્દ્રિય (૩) અધૂરું, સંકુચિત, મર્યાદિત

**એકદેશી-સમાસ** (પું.) ષષ્ઠી તત્પુરુષ સમાસનો એક પ્રકાર

**એકધર્મી** (વિ.) એક જ -સમાન ગુણધર્મ ધરાવનારું, એક જ જાતનું (૨) એક જ ધર્મનું

**એકધા** (અ.) એક રીતે (૨) એક હાથે (૩) એકદમ, એક જ વખતે (૪) એક વખતે

**એકધારું** (વિ.) એકસરખું, ફેરફાર વિનાનું, સતત

**એકધ્યાન** (વિ.) એકચિત્ત, ધ્યાનમાં એકાગ્ર (૨) (ન.) એકાગ્રતા

**એકનજર** (સ્ત્રી.) એક દૃષ્ટિ, એક વિચાર (૨) એક જ આશય (૩) બંનેની દૃષ્ટિ મળવી તે

**એકનિશ્ચય** (પું.) બદલાય નહીં તેવો ઠરાવ, દૃઢ નિશ્ચય

**એકનિષ્ઠ** (વિ.) એકનિષ્ઠાવાળું

**એકનિષ્ઠા** (સ્ત્રી.) એકની ઉપર જ નિષ્ઠા-આસ્થા હોવી તે (૨) વફાદારી (૩) પ્રામાણિકતા

**એકપતિત્વ** (ન.) એક જ પતિ હોવો તે (૨) પતિ પ્રત્યેની વફાદારી

**એકપત્નીત્વ, એકપત્નીકત્વ** (ન.) એક પત્ની હોવી તે

**એકપુષ્પી** (વિ.) એક બીજકોશવાળું

**એકપ્રાણ** (વિ.) એક જીવ

**એકમ** (પું.) ગણતરી વગેરે હેતુઓ માટે એક અને આખી-પૂર્ણ માનેલી વસ્તુ અથવા સમૂહ, 'યુનિટ' (૨) એકડો (૩) સંખ્યા-લેખનમાં જમણા હાથથી પહેલા સ્થાનનો આંકડો (૪) (સ્ત્રી.) પડવો

**એકમત** (વિ.) એક અભિપ્રાયવાળું, સર્વાનુમત (૨) સંમત

**એકમાત્ર** (વિ.) એકનું એક, ફક્ત એક જ

**એકમાર્ગી** (વિ.) એક જ માર્ગને વળગી રહેનારું (૨) સરળ, સીધે માર્ગે જનારું

**એકમેક** (અ.) પરસ્પર, માંહોમાંહે (૨) એકબીજું

**એકર** (પું.) ૪૮૪૦ ચોરસવાર જેટલી જમીન કે તેનું માપ

**એકરસ** (વિ.) બરાબર મળી-પીગળી ગયેલું (૨) ગુલતાન

**એકરાગ** (વિ.) મળતા સ્વભાવ કે વિચારવાળું (૨) (પું.) સંવાદ, એકમતી, સંપ

**એકરાર** (પું.) હા પાડવી તે, કબૂલાત (૨) કેફિયત, પ્રતિજ્ઞાપૂર્વક કહેલો અથવા લખાયેલો મજકૂર

**એકરારનામું** (ન.) કબૂલાતનામું (૨) પ્રતિજ્ઞાપત્ર, 'એફિડેવિટ'

**એકરાષ્ટ્ર** (પું.) એક અખંડ અવિભકત રાષ્ટ્ર, દેશનાં સૌ રાજયો મળીને બનેલું એકતાવાળું રાષ્ટ્ર

**એકરેખીય** (વિ.) એક જ રેખા પર આવેલું, એકરેખિક, 'કોલિનિયર'

**એકરૂપ** (વિ.) લેશ પણ ભેદભાવ ન હોય તેવું, એકાત્મક, એક સ્વરૂપનું

**એકરૂપતા** (સ્ત્રી.) અભેદ, એક જ રૂપનું તે (૨) એકાત્મકતા, અનન્યતા, 'યુનિફૉર્મિટી' (૩) સંવાદિતા
**એકલ** (વિ.) એકાકી, એકલું
**એકલક્ષી** (વિ.) એક જ લક્ષ કે હેતુવાળું
**એકલડું** (વિ.) એકલું
**એકલતા** (સ્ત્રી.) એકલા-અટૂલા હોવાપણું
**એકલપંડું** (વિ.) સ્વાર્થી, આપમતલબી
**એકલપેટું** (વિ.) આપસ્વાર્થી
**એકલવાઈ** (સ્ત્રી.) સોનીનું એક ઓજાર (૨) એક બાજુ ઊંચો ચીલો
**એકલવાયું** (વિ.) એકલું, એકલદોકલ (૨) સ્ત્રી-પુત્રાદિ પરિવાર વિનાનું (૩) આશ્રય વગરનું
**એકલવીર** (પું.) એકલે હાથે ઝૂઝનાર વીર
**એકલસૂરું** (વિ.) એકલું, સોબત વિનાનું (૨) એકલપેટું, સ્વાર્થી
**એકલહથ્થુ** (વિ.) એક જ હાથમાં હોય એવું, એકહથ્થુ સત્તાવાળું
**એકલિયું** (ન.) એકને જ સૂવાના માપનું નાનું ગોદડું
**એકલિંગ** (વિ.) એક જ લિંગ-જાતિ બતાવે એવું (૨)(પું.) મહાદેવ
**એકલું** (વિ.) કોઈના સાથ વિનાનું, એકાકી, સાવ છૂટું કે અલગ
**એકવગું** (વિ.) એકસાથે-એક બાજુએ હોય એવું (૩) સામટું, એક જથે (૪) ઓચિંતું
**એકવચન** (ન.) ફરે નહિ એવું વચન (૨) એક જ વસ્તુનો બોધ કરે તે
**એકવચની** (વિ.) બોલ્યું પાળે એવું (૨) એકવચનવાળું
**એકવડું** (વિ.) એક પડવાળું (૨) પાતળા બાંધાનું
**એકવિધ** (વિ.) એક પ્રકારનું
**એકવીસ** (વિ.) '૨૧' નો આંકડો
**એકસઠ** (વિ.) '૬૧' નો આંકડો
**એકસરખું** (વિ.) સમાન, બધી રીતે સરખું
**એકસરી** (સ્ત્રી.) એક સેરવાળી માળા કે કંઠી
**એકસંકરણ** (ન.) એક જ લાક્ષણિકતાની બે ભિન્નતાનું સંકરણ
**એકસંપ** (પું.) ઐક્ય, સંપ
**એકસામટું** (વિ.) સામટું, એક સાથે ભેગું
**એકસૂત્ર** (ન.) ડાખલું, ડમરું (૨) (વિ.) એક સૂત્રે પરોવાયેલું
**એકસૂર** (વિ.) એક સરખો મત ધરાવનારું
**એકસો** (વિ.) '૧૦૦' નો આંકડો
**એકહથું(થ્થું)** (વિ.) એક જ માણસની સત્તા નીચે રહેલું
**એકંદર** (અ.) કુલ, સરવાળે, બધું મળીને (૨) બધી બાબતોનો વિચાર કરીને (૩) બધું મળીને થતું, કુલ
**એકાઉન્ટ** (પું.) હિસાબ (૨) હિસાબનું ખાતું
**એકાઉન્ટન્ટ** (પું.) હિસાબનીસ
**એકાઉન્ટન્ટ જનરલ** (પું.) મહાલેખાપાલ, રાજ્યનો વડો હિસાબનીસ
**એકાએક** (અ.) ઓચિંતું, એકદમ
**એકાકાર** (વિ.) એક આકારવાળું, એકરૂપ (૨) સેળભેળ
**એકાકી** (વિ.) એકલું (૨) નિરાધાર
**એકાક્ષર** (વિ.) એક અક્ષરવાળું (૨)(પું.) એક અક્ષર (૩) એવો ગૂઢ મંત્ર ૐ
**એકાગ્ર** (વિ.) એકલક્ષી (૨) તલ્લીન
**એકાગ્રચિત્ત** (વિ.) એકાગ્ર ચિત્તવાળું
**એકાગ્રતા** (સ્ત્રી.) એકાગ્રપણું
**એકાચાર** (પું.) એકસરખો આચાર, એક સરખું વર્તન
**એકાણું** (વિ.) '૯૧' નો આંકડો
**એકાત્મ** (વિ.) પોતાના ઉપર જ આધાર રાખનારું, એકલું (૨) એક-સમાન આત્માવાળું
**એકાદ,એકાદું** (વિ.) કોઇ એક (૨) એક અથવા બે (૩) ભાગ્યે એક, વિરલ
**એકાદશ** (વિ.) ૧૧-ની સંખ્યા-ક્રમમાં દશ પછીનું (૨) મરણ પછીના અગિયારમે દિવસે કરવામાં આવતી કાયટાની ક્રિયા કે તે દિવસનો જમણવાર
**એકાદશી** (સ્ત્રી.) અગિયારસ
**એકાધિક ગુણોત્તર** (પું.) જેમાં પ્રથમપદ ઉત્તરપદથી મોટું હોય, 'રેશિયો ઑફ ગ્રેટર ઇનઇક્વૉલિટી' (ગ.)
**એકાધિકાર** (પું.) એકહથ્થું સત્તા, સરમુખત્યારી (૨) ઈજારો, ઠેકો
**એકાધિકારી** (પું.) કોઈ એકને અધિકાર આપવો તે, 'પેટન્ટ'
**એકાધિપત્ય** (વિ.) ચક્રવર્તીપણું, એકચ્છત્ર રાજ્ય
**એકાનએક** (અ.) એકાએક
**એકાવન** (વિ.) '૫૧' નો આંકડો
**એકાશી, એકયાશી** (વિ.) '૮૧' નો આંકડો
**એકાસણ, એકાસણું** (ન.) એક ટંક ખાવું તે કે તેવું વ્રત
**એકાંકી** (વિ.) જેમાં એક અંક હોય તેવી નાટ્યકૃતિ
**એકાંગ** (વિ.) એક અંગવાળું (૨) અપંગ, ખોડવાળું (૩) અંગરક્ષક (૪) બુધ નામનો ગ્રહ (૫) એક અંગ અથવા ભાગ
**એકાંત** (વિ.) કોઈની અવરજવર વિનાનું (૨) એકલું, એકાકી (૩) ખાનગી (૪) એક જ બાજુ અથવા વસ્તુને લગતું, અનેકાંતથી વિરુદ્ધ એવું (૫) (ન.) સ્ત્રી.) જ્યાં કોઈ ન હોય એવી-કોઈની અવરજવર વગરની-એકાંત જગ્યા
**એકાંત-કારાવાસ** (પું.) એકાંતકેદ, એકાંતમાં એકલા રહેવાની સજા
**એકાંતર,એકાંતરે** (અ.) એકને આંતરે, વચમાં એક મૂકી દઈને
**એકાંતરિયો** (વિ.) એક દિવસને આંતરે આવતો મલેરિયા તાવનો એક પ્રકાર
**એકાંતવાસ** (પું.) એકાંતમાં રહેવું તે (૨) છૂપી રીતે રહેવું તે
**એકાંતિક** (વિ.) એક જ હેતુ, માણસ કે સિદ્ધાંતને વળગી રહેનારું (૨) સિદ્ધાંત જેવું-છેવટનું, 'ઍબ્સોલ્યૂટ'
**એકાંશ** (પું.) એક અંશ-ભાગ
**એકી** (વિ.) એક જ, બે વડે નિઃશેષ ન ભાગી શકાય એવી (સંખ્યા) (૨) (સ્ત્રી.) એકરૂપતા (૩) પેશાબની હાજત
**એકીકરણ** (ન.) અનેક ને એક કરવાં તે, સમન્વય, એકીકરણની યોજના
**એકીકૃત** (વિ.) એક કે એકઠું કરાયેલું, એકત્રિત, સમન્વિત
**એકીટશે, એકીનજરે** (અ.) લગાતાર, એક જ નજરે, ટગરટગર
**એકીબેકી** (સ્ત્રી.) એક બાળરમત
**એકીભૂત** (વિ.) એકરૂપ બનેલું, એકત્રિત
**એકીવખતે-એકીવારે** (અ.) એક ઝપાટે
**એકૂકું** (વિ.) એકએક (૨) એક પછી એક
**એકેક** (વિ.) એક એક (૨) છૂટું, નોખું (૩) એકી વખતે એક એમ, એક પછી એક કે દરેકને એક એમ

**એકેડમી** (સ્ત્રી.) વિદ્યા કે વિદ્વાનોના મંડળનું ધામ, વિદ્યામંદિર, અકાદમી
**એકેન્દ્રિય** (વિ.) એક ઇન્દ્રિયવાળું (૨) (લા.) એકાંગી, હઠીલું
**એકેશ્વરવાદ** (પું.) ઈશ્વર એક જ છે એવો મત
**એકોક્તિ** (ન.) એક જ પાત્ર દ્વારા નાટક કે નાટકના પ્રવેશમાં બોલાયેલી ઉક્તિ, 'મૉનોલૉગ'
**એકોક્તિ** (સ્ત્રી.) એક જ માણસે ઉચ્ચારેલું વચન
**એકોત(-તે)રો** (પું.) ૧૮૭૧નો દુકાળ
**એકોનગુણોત્તર** (પું.) પ્રથમપદ ઉત્તરપદથી નાનું હોય એવાં ગુણોત્તર, 'રેશિયો ઑફ લેસ ઇનઇક્વૉલિટી' (ગ.)
**એક્કો** (પું.) રમવાનાં પાનાંમાંનું એક સંજ્ઞાવાળું પત્તું (૨) એક બળદ કે ઘોડાથી ખેંચાતું વાહન (૩) એકતા, સંપ (૪) સૌથી બાહોશ અથવા કુશળ આદમી, શ્રેષ્ઠ પુરુષ
**ઍક્ટર** (પું.) નટ, નાટક વગેરેમાં ભાગ ભજવનાર
**ઍક્ટિંગ** (ન.) અભિનય, નટવિદ્યા (૨) (વિ.) કામચલાઉ હંગામી, 'ટૅમ્પરરી'
**ઍક્ટ્રેસ** (સ્ત્રી.) નટી, સ્ત્રી એક્ટર
**એક્યાશી(-સી)** (વિ.) એકાશી, '૮૧' નો આંકડો
**એક્યુપંક્ચર** (ન.) એક પ્રકારની રોગ-સારવાર પદ્ધતિ
**એક્યુપ્રેશર** (સ્ત્રી.) એક પ્રકારની રોગ-સારવાર પદ્ધતિ
**એક્રેલિક** (ન.) વર્ણહીન કાર્બનિક પદાર્થ
**એક્સચેઈંજ** (પું.) અદલો-બદલો, વિનિમય (૨) હૂંડીનો ભાવફેર (૩) મથક, પીઠ, બજાર
**એક્સ રે** (પું.) બહારના પડને પારદર્શક બનાવી અંદરના ભાગની પ્રતિકૃતિ પાડવાની યાંત્રિક યોજના
**ઍક્સિડંટ** (પું.) અકસ્માત, અણધાર્યો બનાવ
**એક્સિલરેટર** (ન.) વેગવર્ધક, ગતિવર્ધક
**એક્સ્ટ્રા** (વિ.) વધારાનું
**એક્સ્પ્રેસ** (વિ.) ઉતાવળનું (તાર વગેરે) (૨)(સ્ત્રી.) મેલ પેઠે વેગવાળી અને મોટાં સ્ટેશનોએ જ થોભતી ટ્રેન-ગાડી કે બસ
**એખલાસ** (પું.) ઈખલાસ, દોસ્તી, સંપ
**એચિંગ** (સ્ત્રી.) પતરાં વગેરે ઉપર કોતરીને થતું આલેખન
**એજન** (અ.) એ જ, ઉપર પ્રમાણે
**એજન્ટ** (પું.) આડતિયો, મુનીમ (૨) પ્રતિનિધિ, મુખત્યાર
**એજન્ડા** (પું.) (સભાનાં) કામકાજનો સૂચિપત્ર, કાર્યક્રમ
**એજન્સી** (સ્ત્રી.) આડત (૨) આડતની દુકાન
**એઝ્બેસ્ટૉસ** (ન.) એક ખનિજ, જેમાંથી બળે નહિ એવી રેસાદાર વસ્તુ બનાવાય છે.
**ઍટમ** (ન.) અણુ પદાર્થ, પરમાણુ
**ઍટમબૉમ્બ** (પું.) અણુબૉમ્બ
**ઍટર્ની જનરલ** (પું.) રાજ્યનો વડો વકીલ કે મુખત્યાર
**ઍટલાસ** (પું.) નકશા-પોથી, નકશા-દર્શન
**એટલું** (વિ.) જણાવેલા માપ કે સંખ્યાનું
**એટલે** (અ.) અર્થાત્ (૨) તેથી, એ ઉપરથી (૩) એ જગાએ, ત્યાં સુધી
**ઍટિકેટ** (સ્ત્રી.) સામાજિક રીતભાત, શિષ્ટાચાર (૨) વરણાગી, રોફ
**એ.ટી.કે.ટી.** (સ્ત્રી.) પરીક્ષાના અમુક વિષયોમાં નાપાસ હોવા છતાં પણ ઉપરના વર્ગમાં અભ્યાસ ચાલુ રાખવાની યુનિવર્સિટીની અનુમતિ
**એઠ** (વિ.) એઠું (૨) (સ્ત્રી.) એઠવાડ
**એઠવાડ** (પું.) ખાવાપીવાથી થતો ગંદવાડ (૨) કચરો-પૂંજો, મલિનતા
**એઠુંજૂઠું** (વિ.) એઠું (૨) (ન.) છાંડણ, એઠવાડ
**એડિટર** (પું.) છાપાનો તંત્રી (૨) સંપાદક (પુસ્તક વગેરેનો)
**એડી** (સ્ત્રી.) પાનીનો છેડો (૨) બૂટની એડી (૩) ત્યાં લગાડાતી ઘોડાને મારવાની આર-ચકરડી (૪) બીબું, સોનીનું એક ઓજાર
**એડીટેડી** (સ્ત્રી.) આડી ટેડી વાત કે વર્તન કરવું તે, વાંકું કે અવિવેકી બોલીને મિજાજ કરવો તે
**એ.ડી.સી.** (પું.) (મોટા અમલદારનો. જેમ કે, ગવર્નર, સેનાપતિ) તહેનાતમાં રહેતો અધિકારી
**એડો** (પું.) નેડો, સ્નેહ
**એડો** (વિ.) આડો, ઊંધો, ખરાબ
**ઍડ્વર્ટાઇઝમેન્ટ** (સ્ત્રી.) જાહેરાત
**ઍડ્વાન્સ** (ન.) અગાઉથી (નાણાં વગેરે જેવું) આપવું, લેવું, પેશગી
**એડ્વૉકેટ** (પું.) વકીલ, ધારાશાસ્ત્રી (૨) મોટો વકીલ
**એડ્વૉકેટ જનરલ** (પું.) રાજ્યનો સૌથી વડો સરકારી વકીલ
**એડ્હોક** (ન.) તદર્થ
**એણી** (સ.) દર્શક સર્વનામ, એ, પેલી
**એણું** (ન.) ઢોરનું વસૂકી જવું તે
**એણે** (વિ.) 'એ' નું ત્રીજી વિભક્તિનું રૂપ
**એથી કરીને** (અ.) એ કારણે, એને લીધે, એટલા માટે
**એદી** (વિ.) પ્રમાદી, આળસુ, સુસ્ત
**એધાણ(-ન)**, **એધાણી** (સ્ત્રી.) (ઓળખવા માટેનું) એંધાણ, સંજ્ઞા, નિશાની, ચિહ્ન
**એન** (ન.) ખરું, અસલ (૨) ખાસ, મુખ્ય (૩) સરસ, સુંદર (૪) ઠીક ઠીક સામાન્ય રીતે સારું (૫) (સ્ત્રી. ન.) શોભા, આબરૂ, શાખ (૬) અણીનો વખત (૭) અણી-કટોકટીનો સમય
**એનઘેન** (સ્ત્રી.) છોકરાંની એક રમત
**એનવેળા** (સ્ત્રી.) ખરી-અણીની વેળા
**એન.સી.સી.** (ન.) વિદ્યાર્થીઓને પ્રાથમિક લશ્કરી તાલીમ આપતું રાષ્ટ્રીય સિપાઈ દળ, 'નેશનલ કૅડેટ કૉર'
**એનાથી,એનામાં,એનું,એને** (સ.) 'એ' નાં અનુક્રમે ત્રીજી, સાતમી, છઠ્ઠી, ચોથી વિભક્તિનાં રૂપ
**એનાયત** (સ્ત્રી.) આપવું, બક્ષવું તે, બક્ષિસ
**એનિમા** (સ્ત્રી.) બસ્તી, ઝાડો કરવા માટે અપાતી પિચકારી કે તેનું ઓજાર
**એનીમિયા** (ન.પું.) પાંડુરોગ, લોહીમાં રક્તકણો ઘટવાથી થતો રોગ
**એનીમીટર** (ન.) પવનની ગતિ માપવાનું યંત્ર
**ઍનેક્સી** (સ્ત્રી.) ઉપભવન
**ઍનેમલ** (ન.) કાચ જેવું પડ (કે જે ધાતુ પર ઢોળ તરીકે ચડાવાય છે.) (૨) દાંત પરનું પડ
**એનેસ્થેટિક** (વિ.) ચામડીમાં બહેરાશ લાવનાર, નિશ્ચેતક, સંવેદનાહારક
**એનેસ્થેટિસ્ટ** (પું.) ચામડીમાં બહેરાશ લાવનાર ડૉક્ટર
**એન્જિનિયરિંગ** (વિ.) ઇજનેરી, એન્જિનિયરની ભિન્ન ભિન્ન વિદ્યા

**એન્લાર્જ** (ક્રિ.) પરિવર્ધક-મોટું કરવું-કરાવવું
**એન્સાઇકલોપીડિયા** (સ્ત્રી.) જ્ઞાનકોશ, સર્વજ્ઞાનસંગ્રહ
**એપાર્ટમેન્ટ** (ન.) માળબંધ મકાન, માળમાંનું મકાન
**એપેન્ડિકસ** (ન.) પરિશિષ્ટ (૨) નાના આંતરડા આગળ વધતો પુચ્છાકાર ભાગ
**એપ્રન** (ન.) કપડાં બગડે નહીં તે માટે ઉપર પહેરવાનું વસ્ત્ર
**એપ્રિલ** (પું.) અંગ્રેજી વર્ષનો ચોથો મહિનો
**એપ્રિલફૂલ** (વિ.) એપ્રિલ મહિનાની પહેલી તારીખે કરાતી મજાક
**ઍપ્રેન્ટિસ** (ન.) તાલીમી, શિખાઉ ઉમેદવાર
**ઍપ્લિકેશન** (સ્ત્રી.) અરજી (૨) લાગુ થવું-પડવું તે (નિયમ વગેરે)
**ઍફિડેવિટ** (ન.) (અદાલતમાં પુરાવા જેવું) સોગંદનામું, એકરાર કરવો તે
**એબ** (સ્ત્રી.) ખોડખાંપણ, ખામી (૨) દૂષણ, કલંક
**ઍબ્સ્ટ્રેક્ટ આર્ટ** (સ્ત્રી.) અમૂર્ત કલા
**એમ** (અ.) એ રીતે, એ પ્રમાણે
**એમ.એ.** (વિ.) વિનયન વિદ્યાઓની અનુસ્નાતક પદવીનું કે તે ધરાવતું (૨) તે પદવી કે તેની પરીક્ષા
**એમ.એલ.એ.** (પું.) રાજ્યની ધારાસભા (નીચલી) નો સભ્ય, ધારાસભ્ય
**એમ.એલ.સી.** (પું.) રાજ્યની (ઉપલી) ધારાસભાનો સભ્ય, સંસદસભ્ય
**એમ.એસસી.** (વિ.) વિજ્ઞાનની અનુસ્નાતક પદવીનું કે તે ધરાવતું (૨)(ન.) તે પદવી કે તેની પરીક્ષા
**એમ.બી.બી.એસ.** (વિ.) દાકતરીના શિક્ષણની સ્નાતક પદવી કે તે ધરાવતું (૨)(ન.) તે પદવી
**એમણે** (સ.) 'એણે' નું બહુવચન
**એમનું** (સ.) 'એ' નું છઠ્ઠી વિભક્તિનું રૂપ
**ઍમ્મિટર** (ન.) વિદ્યુતપ્રવાહ માપવાનું સાધન, એમ્પ માપવાનું યંત્ર
**ઍમોનિયા** (પું.) એક વાયુ-ગૅસ
**ઍમ્પ(-મ્પે)ર** (પું.) વીજળીનો પ્રવાહ માપવાનો એકમ
**ઍમ્પરેજ** (ન.) વીજળીના પ્રવાહનું માપ
**ઍમ્પ્લિફાયર** (ન.) પ્રવર્ધક, ધ્વનિ-પ્રવર્ધક
**ઍમ્બ્યુલન્સ** (ન.સ્ત્રી.) (માંદા કે ઘાયલને માટેનું) વાહન કે ગાડી
**ઍમ્બેસેડર** (પું.) એલચી
**ઍર-ગન** (સ્ત્રી.) દારૂ વિના, હવાના દબાણથી ફોડાય એવી એક બંદૂક
**ઍર-ટાઇટ** (વિ.) હવાબંધ, હવા ન જઈ શકે એવું
**એરણ,એરણી** (સ્ત્રી.) અમુક આકારનું લોખંડનું ગચિયું, જેના ઉપર સોની લુહાર વગેરે ઘડવાનું ઘડે છે.
**ઍરપૉર્ટ** (ન.) વિમાન-મથક
**ઍરબસ** (સ્ત્રી.) વિમાની-બસ
**ઍર-મેલ** (પું.સ્ત્રી.) વિમાની ટપાલ
**એરંડો** (પું.) દિવેલો (૨) એક રમત
**ઍરિયલ** (પું.ન.) રેડિયોમાં ધ્વનિ પકડવા તેને જોડીને રખાતું તારનું આયોજન
**એરિંગ** (ન.) કાનની બૂટનું એક ઘરેણું
**ઍરોડ્રામ** (ન.) વિમાની-મથક, જ્યાં વિમાનો ચડે ઊતરે, વિમાનોનું સ્ટેશન
**ઍરોપ્લેન** (ન.) વિમાન, હવાઈ જહાજ
**એરું** (પું.) સાપ
**એલ.એલ.બી.** (ન.) કાયદાના સ્નાતકની પદવી કે તેની પરીક્ષા (૨) (વિ.) તેનું કે તે ધરાવતું
**એલ.ટી.સી.** (સ્ત્રી.) રજા-પ્રવાસ-રાહત
**એલચી** (સ્ત્રી.) એક રાજ્યનો બીજા રાજ્યમાં મોકલેલો પ્રતિનિધિ-વકીલ, રાજદૂત
**એલચીખાતું** (ન.) એલચીનું કાર્યાલય
**એલચીઘર** (ન.) એલચીનું નિવાસસ્થાન, તેનું કાર્યાલય, 'કૉન્સ્યુલેટ'
**એલચો** (પું.) એક જાતની મોટી એલચી (૨) એક જાતનું ઝાડ
**એલફેલ** (વિ.) આડુંઅવળું, ગમે તેવું (૨) અવિચારી, ગાંડુંઘેલું (૩) અસભ્ય (૪) (ન.) નખરું, તોફાન (૫) અસંબદ્ધ-મિથ્યા પ્રલાપ
**ઍલર્જી** (સ્ત્રી.) અતિ સંવેદનશીલ પ્રકૃતિને લીધે અમુક ખોરાક, દવા કે વસ્તુની શરીર પર થતી પ્રતિકૂળ અસર
**ઍલાવન્સ** (ન.) ભથ્થું
**ઍલાન** (ન.) ઘોષણા, જાહેરાત
**એલારમ,એલાર્મ** (ન.) (ઘડિયાળની) અમુક સમય સૂચવવા વાગતી ઘંટડી કે તેવી યોજના (૨) ભયસૂચક અવાજ કરવો તે
**ઍલિબી** (સ્ત્રી.) (ગુનાના સમયે) બીજે હોવું, ગેરહાજર હોવું તેવી દલીલ કે પુરાવો
**ઍલોપથી** (સ્ત્રી.) ચિકિત્સાની એક પદ્ધતિ
**ઍલ્જિબ્રા** (ન.) બીજગણિત
**ઍલ્યુમિનિયમ** (ન.) એક હલકી ધાતુ (જેનાં વાસણ બને છે.)
**એવડું** (વિ.) એટલા કદનું (૨) એટલું બધું
**એવું** (વિ.) એ રીતનું-પ્રકારનું (૨) એના જેવું-સરખું
**ઍવોર્ડ** (પું.) ચુકાદો, નિર્ણય, ફેંસલો, ઍવોર્ડ, પુરસ્કાર
**ઍશ** (સ્ત્રી.) મોજમજા, સુખચેન, રંગબાજી
**એશઆરામ** (પું.) ભોગવિલાસ, સુખચેન
**ઍશ-ટ્રે** (સ્ત્રી.) રાખદાની
**એશિયા** (પું.) પૃથ્વીનો એક મોટો ખંડ
**એષણા** (સ્ત્રી.) ઇચ્છા, વાસના
**એસ.એસ.સી.** (ન.સ્ત્રી.) માધ્યમિક શાળાન્ત પ્રમાણપત્ર કે તેની પરીક્ષા
**એસ.ટી.** (સ્ત્રી.) સરકારી બસનો વાહનવ્યવહાર
**એસ.ટી.ડી.** (વિ.) (સબસ્ક્રાઈબર્સ ટ્રંક ડાયલિંગ) સીધી વાતચીત, બહાર-ગામ વાત કરવાની સગવડવાળો ફોન
**ઍસિડ** (પું.ન.) એક રસાયણી તત્ત્વ, અમ્લ, તેજાબ
**એ.સી.** (વિ.) એ નામે બોલાતો (પ્રવાહની દિશા બદલે એવો) વીજળીનો પ્રવાહ (પ.વિ.) (૨) વાતાનુકૂલિત યંત્ર (એર-કંડિશનર) (૩) (ન.) 'ઑલ્ટર્નેટ'
**એ.સી.ડાયનેમો** (પું.) એ.સી. પ્રવાહ ઉત્પન્ન કરતું વીજળી-યંત્ર
**એસેટિક ઍસિડ** (પું.ન.) (સરકાનો) એક ઍસિડ
**ઍસેટિલીન** (પું.) બળે એવો એક વાયુ (ર.વિ.)
**એસેમ્બલિંગ** (ન.) છૂટા ભાગો જોડવા તે
**ઍસોસિયેશન** (પું.) મંડળ, સમાજ
**એસ્કિમો** (પું.) આ નામની ઉત્તર ધ્રુવ પ્રદેશની જાત વતની કે તેનો માણસ
**ઍસ્ટેટ** (સ્ત્રી.) માલમિલકત, જાયદાદ
**ઍસ્પિરિન** (સ્ત્રી.) એક દવાનું નામ

**એહ** (વિ.) પેલું (૨) (સ.) એ, તે
**એળે** (અ.) ફોકટ, વૃથા (૨) વગર મહેનતે, સહજમાં
**એળિયો** (પું.) એક ઔષધિ, કુંવારના પાઠાનો સૂકવેલો ગર્ભ
**ઍંગલ** (પું.) ખૂણો (૨) ખૂણાના આકારનો લોખંડનો ઘાટ
**ઍંગ્લો-ઈંડિયન** (પું.) ભારતીય અને અંગ્રેજનું મિશ્ર સંતાન, એવી એક કોમનો માણસ (૨) (વિ.) તેને લગતું
**ઍંજિન** (ન.) શકિત પેદા કરતું યંત્ર, ઇંજિન
**ઍંજિનિયર** (પું.) ઇજનેર
**ઍંટ** (સ્ત્રી.) મમત, જીદ (૨) આંટ, સાખ (૩) ટેક
**ઍંધાણ** (ન.) એધાણ, સંજ્ઞા, નિશાની, ચિહ્ન
**ઍંશી(-સી)** (વિ.) '૮૦' નો આંકડો
**ઐ** (સ્ત્રી.) સંસ્કૃત વર્ણમાળાનો નવમો વર્ણ-એક સ્વર
**ઐકાત્મ્ય** (ન.) એકાત્મપણું
**ઐકય** (ન.) એકતા
**ઐચ્છિક** (વિ.) પોતાની ઇચ્છાનું-ખુશીનું, મરજિયાત
**ઐતરેય** (વિ.) ઐતરેયને લગતું-સંબંધી (૨) (પું.) ઇતરા (અથવા ઇતર ઋષિ)નો વંશજ જેની દ્વારા ઐતરેય બ્રાહ્મણ અને આરણ્યક પ્રગટ થયાં હતાં (૩) (સ્ત્રી.ન.) એ નામનું એક ઉપનિષદ (૪) (ન.) ઋગ્વેદનું એક બ્રાહ્મણ
**ઐતિહાસિક** (વિ.) ઇતિહાસને લગતું
**ઐયામ** (પું.) સમય, પ્રસંગ (૨) ઋતુ, હવા
**ઐયાશ,ઐયાશી** (વિ.સ્ત્રી.) વિલાસી, એશઆરામી (૨) વ્યભિચારી
**ઐરાવણ,ઐરાવત** (પું.) ઇન્દ્રનો હાથી (ચૌદમાંનું એક રત્ન)
**ઐશ્વર્ય** (ન.) ઈશ્વરપણું (૨) સર્વોપરીપણું (૩) મોટાઈ, સાહેબી (૪) વિભૂતિ, સંપત્તિ
**ઐહલૌકિક** (વિ.) ઐહિક, આ લોક સંબંધી
**ઐહિક** (વિ.) સાંસારિક, આ લોક સંબંધી
**ઐંદ્ર** (વિ.) ઇન્દ્રનું, ઇન્દ્ર સંબંધી
**ઐંદ્રિય** (વિ.) ઇન્દ્રિયોને લગતું (૨) ઇન્દ્રિયગમ્ય

**ઓ**

**ઓ** (પું.) સંસ્કૃત વર્ણમાળાનો દસમો વર્ણ-એક સ્વર (૨) વર્ણમાળાનો કંઠ-ઓષ્ઠ સ્થાનનો દીર્ઘ સ્વરિત સ્વર
**ઓ રે, ઓ બાપ, ઓ મા** (અ.) દુઃખનો એવો ઉદ્ગાર
**ઓ** (અ.) બોલાવવા કે સ્મરણ કરવા-આશ્ચર્ય,ભય,વગેરે બતાવવા વપરાતો ઉદ્ગાર
**ઑ** (પું.) વજન, શેહ, પ્રભાવ
**ઓઇયાં** (અ.) હોઈયાં, ઓડકાર આવતાં થતો-કરાતો સંતોષજનક ઉદ્ગાર (૨) (ન.) ઓડકાર કે તેનો અવાજ (૩) પચાવી પડવું-પાડવું તે
**ઑઇલ** (ન.) તેલ
**ઓક** (ન.) એક વૃક્ષ અને તેનું લાકડું
**ઓકા(-ખા)ત,ઓખાદ** (સ્ત્રી.) ગજું, તાકાત,ગુંજાશ (૨) મામલત, વિસાત
**ઓકાર** (પું.) 'ઓ' અક્ષર અથવા ઉચ્ચાર
**ઑકટોબર** (પું.) ઈ.સ.નો દશમો મહિનો
**ઑકટ્રોય** (સ્ત્રી.) કોઈ શહેરની હદમાં પેસતાં લેવાતો નાકાવેરો, જકાત
**ઑકસાઈડ** (પું.) ઑકિસજનનો એક સંયુકત પદાર્થ
**ઑકિસજન** (પું.) પ્રાણવાયુ
**ઓગણચાલીસ** (વિ.) '૩૯' નો આંકડો
**ઓગણતીસ,ઓગણત્રીસ** (વિ.) '૨૯' નો આંકડો
**ઓગણપચાસ** (વિ.) '૪૯' નો આંકડો
**ઓગણસાઠ** (વિ.) '૫૯' નો આંકડો
**ઓગણા** (પું.બ.વ.) ધાણી શેકતાં કે અનાજ દળતાં એમ ને એમ રહી ગયેલા દાણા
**ઓગણીસ** (વિ.) '૧૯' નો આંકડો
**ઓગણું** (ન.) ઓગણિયું, સ્ત્રીઓના કાનનું એક ઘરેણું
**ઓગણોતેર** (વિ.) '૬૯' નો આંકડો
**ઓગણ્યાશી,ઓગણ્યાએંસી** (વિ.) '૭૯' નો આંકડો
**ઑગસ્ટ** (પું.) ઈ.સ.નો આઠમો મહિનો
**ઓગળવું** (ક્રિ.) ઘનનું પ્રવાહી થવું, પીગળવું (૨) (શરીર) ગળી જવું, સુકાવું (૩) પ્રવાહીમાં પ્રવાહી થઈને મળવું, એકરસ થવું (૪) નરમ થવું, દયા લાવવી, અસર થવી
**ઓઘડ** (વિ.) ભોટ, બોથડ, બુદ્ધિહીન (૨) ભયના ભાન વિનાનું (૩) ઉદાસીન જમનારો મોટો સમૂહ (૪) (જૈન) રજોયણો
**ઓઘો** (પું.) ઓઘ, ગંજી (૨) ગોટો, ફગફગતા વાળનો જથો (૩) જમણ
**ઓચરવું** (ક્રિ.) ઉચ્ચરવું, બોલવું
**ઓચિંતું** (વિ.) અણચિંતવ્યું (૨) અણધારી રીતે, એકદમ
**ઓચ્છવ** (પું.) ઉત્સવ, ઉજવણી (આનંદ કે ખુશાલીના કે સપરમા- દિવસની) (૨) (મંજીરા, મૃદંગ વગેરે સાજ સાથે કરાતું) ભજનકીર્તન
**ઓછપ** (સ્ત્રી.) ઓછાપણું, ખોટ
**ઓછંગ** (પું.) ઉછંગ, ખોળો
**ઓછાડ** (પું.) ઢાંકવા-પાથરવાનું વસ્ત્ર, ચાદર (૨) ઓઢો
**ઓછાયો** (પું.) છાયો, પડછાયો (૨) સંકોચ, લાજ
**ઓછું** (વિ.) જોઈએ તેથી થોડું, કમી (૨) અધૂરું, ઊણું (૩) ઊતરતું, હલકું
**ઓછુંવત્તું** (વિ.) ઓછું કે વધારે, થોડું ઘણું
**ઓજ** (ન.) જમીન કે ચણતરમાંનો અંદરથી નીકળતો ભેજ (૨) મરણ સમયે મોંમાંથી નીકળી પડતું ફીણ
**ઓજસ** (ન.) શારીરિક બળ, તાકાત, શકિત (૨) શારીરિક તેજસ્વિતા (૩) પ્રતિભા, 'ઓ' એ નામનો કવિતાનો એક ગુણ (કાવ્ય) (૫) પ્રાણ-સંચાર, 'ઍનિમેશન'
**ઓજસ્વિતા** (સ્ત્રી.) ઓજસ્વીપણું
**ઓજસ્વિની, ઓજસ્વી** (સ્ત્રી.વિ.) ઓજસવાળું
**ઓજાર** (ન.) રાચ, હથિયાર, કાંઈ કરવા માટેનું યંત્ર-સાધન
**ઓઝણું** (ન.) દાયજો, કન્યાને પિતા તરફથી મળતી સંપત્તિ કે દાસદાસી (૨) (ગરાસિયાની) કન્યાને પરણીને તેડી લાવવા માટે જતી ખાંડા સાથેની વહેલ
**ઓઝલ** (પું.સ્ત્રી.ન.) પડદો, બુરખો, (૨) જનાનો
**ઓઝોન** (પું.) એક પ્રકારનો વાયુ
**ઓટ** (પું.સ્ત્રી.) ભરતીનું ઊતરી જવું તે (૨) ઓથું, પરદો (૩) પડતી (૪) પરત મળતું
**ઓટણ** (ન.) ઓટવું તે (૨) બખિયો

**ઓટવું** (ક્રિ.) બખિયો દેવો, કપડાની કિનારી અંદર વાળીને સીવવું (૨) ઉકાળી, ઘસી કે હલાવીને એકરસ કરવું (૩) કપાસ લોઢવો
**ઓટો** (પું.) ઓટલો, બેઠક તરીકે વપરાય એવી ઘરને અડીને કરાતી ઊંચી જગા
**ઑટોગ્રાફ** (પું.) સ્વહસ્તાક્ષર (ખાસ કરીને સહી)
**ઑટોમેટિક** (વિ.) પોતાની મેળે ચાલતું, સ્વયંચાલક
**ઑટોમોબાઈલ** (ન.) મોટરગાડી
**ઑટોરિક્ષા** (સ્ત્રી.) એક (મોટર જેવી) રિક્ષા
**ઓઠિં (-ઠી)ગણ** (ન.) આધાર, ટેકો
**ઓઠું** (વિ.) ભોઠું, ઝાંખું (૨) (ન.) ઓથું, પડદો, આંતરો (૩) આંતરાને લીધે અંધારું અને એકાંત હોય તેવી જગા (૪) છુપાવાની કે આશરો લેવાની જગ્યા (૫) છાયો, પડછાયો, ઓળો (૬) ડાઘો (૭) બહાનું (૮) નમૂનો, બીબું (૯) પૂતળું, ઓઠું (૧૦) મહેણું
**ઓડકાર** (પું.) (પેટનો વાયુ મોંમાંથી નીકળતાં થતો) ડકાર, ઓહિયાં
**ઓડનું ચોડ** (વિ.) વિચિત્ર, ઊંધું, અવળું
**ઑડિટ** (ન.) હિસાબી તપાસ (૨) કોઈ બારીક કે ચાંપતી તપાસ
**ઑડિટર** (પું.) હિસાબ તપાસનીસ
**ઑડિટોરિયમ** (ન.) સભાગૃહ
**ઓડિસી નૃત્ય** (ન.) ઓરિસ્સાનું શાસ્ત્રીય નૃત્ય
**ઓઢણ** (ન.) ઓઢવું તે કે ઓઢવાનું તે (૨) ઓઢવાનું-પહેરવાનું એક વસ્ત્ર
**ઓઢવું** (ક્રિ.) શરીર કે માથું ઢાંકવું, શરીર કે માથા પર ધારણ કરવું (૨) વહોરવું, માથે લેવું (૩) દેવાળું કાઢવું
**ઓઢે** (પું.) ઓઢાડ (૨) ખેતરની છાપરી કે માંડવો (૩) આચ્છાદન, ઢાંકણ
**ઓણ** (અ.) આ સાલમાં (૨) ચાલુ સમયમાં
**ઓતપ્રોત** (વિ.) એક બીજામાં પરોવાયેલું, એકબીજા સાથે વણાઇ ગયેલું-મળી ભળી ગયેલું (૩) તલ્લીન
**ઓતરાતું(-દું)** (વિ.) ઉત્તર દિશાનું, ઉત્તર તરફનું
**ઓત્તારી** (અ.) અહો !, વાહ રે !
**ઓથ** (સ્ત્રી.) આશરો, શરણ (૨) મદદ
**ઓથમીર** (પું.) અક્કલ વગરનું, મૂર્ખ
**ઓથાર** (પું.) ભયંકર સ્વપ્ન, સ્વપ્નમાં કોઇ છાતી ઉપર ચડી બેઠું હોય એમ લાગવું તે (૨) આધાર, આશરો
**ઓદર** (ન.) ઉદર
**ઓધવાડો** (પું.) ઓલાદ, સંતતિ
**ઓધાન** (ન.) ગર્ભ રહેવો તે, આધાન
**ઑનર્સ** (વિ.) માન સાથે ઉચ્ચ ગુણાંકની પાસ કરાનારી પરીક્ષા
**ઑનરરી** (ન.) માનાર્હ, માનદ
**ઓપ** (પું.) ચળકાટ, ઢોળ (૨) સફાઈ, શોભા
**ઓપ-અભ્યાસક્રમ** (પું.) જૂનો કરેલો અભ્યાસ તાજો કરાવવા અંગેનો અભ્યાસક્રમ
**ઓપટી** (સ્ત્રી.) અડચણ, મુશ્કેલી (૨) અટકાવ, ઋતુ (૩) સુવાવડ (૪) નુકશાન
**ઓપનઍર થિયેટર** (ન.) ખુલ્લો રંગમંચ, ખુલ્લું થિયેટર
**ઓપન યુનિવર્સિટી** (સ્ત્રી.) મુક્ત વિશ્વવિદ્યાલય
**ઑપરેટર** (વિ.) પ્રચાલક (૨) વીજળી-યંત્ર પર કામ કરનાર
**ઑપરેશન** (ન.) દાકતરી શસ્ત્રક્રિયા, નસ્તર, વાઢકાપનું કામ
**ઑપરેશન-થિયેટર** (ન.) દાકતરી શસ્ત્રક્રિયાના કામ માટેની ખાસ ઓરડી
**ઓપવું** (ક્રિ.) શોભવું (૨) માંજી ઘસીને ચળકતું કરવું (૩) ઢોળ ચઢાવવો
**ઑપેરા** (પું.) સંગીત નાટ્યશાળા (૨) સંગીતમય નાટ્યરચના
**ઑપ્ટોફોન** (ન.) આંધળો માણસ છાપેલું પુસ્તક વાંચી શકે તેવું સાધન
**ઑફબીટ** (ન.) ઊફરું (૨) પરંપરા બહારનું
**ઑફર** (સ્ત્રી.) લેવા સ્વીકારવા કે આપવા માટે ધરવું તે, આપવાનું કહેણ
**ઑફ-સેટ પ્રિન્ટિંગ** (ન.) લિથોગ્રાફીની પદ્ધતિએ થતું એક ખાસ પ્રકારનું છાપકામ
**ઑફિસ** (સ્ત્રી.) કચેરી, કાર્યાલય (૨) પદવી, હોદ્દો, અધિકાર
**ઑફિસર** (પું.) (મોટો) અમલદાર, અધિકારી
**ઓમ્** (પું.) વેદનો પહેલો અને પવિત્ર ઉચ્ચાર, પ્રણવ, ॐ
**ઓમ** (પું.) વિદ્યુત-પ્રતિરોધનું એક માપ
**ઓમેગા** (પું.) ગ્રીક મૂળાક્ષરોનો છેલ્લો અક્ષર (૨) (લા.) અંત, છેડો
**ઓય, ઓય ઓપરે, ઓય વોયરે** (અ.) આશ્ચર્ય અથવા શોકનો ઉદ્ગાર
**ઓર** (વિ.) અવર, અન્ય, બીજું (૨) નિરાળું, અસાધારણ, વિચિત્ર
**ઑરકેસ્ટ્રા** (ન.) વાદક-વૃંદ, નાટ્યગૃહમાં તેમની બેસવાની જગ્યા
**ઓરડી** (સ્ત્રી.) નાનો ઓરડો
**ઓરડા** (પું.) મોટો ખંડો
**ઓરણું** (ન.) ઓરવાની ક્રિયા (૨) અનાજ, બી, વગેરે ઓરવાની વસ્તુ (૩) (લા.) ખોરાક
**ઓરત** (સ્ત્રી.) સ્ત્રી, બૈરી
**ઓરતો** (પું.) ઓરિયો, લહાવાની ઉમેદ, અભરખો (૨) ખેદ, પસ્તાવો
**ઓરમાઈ (-ન,-યું)** (વિ.) સાવકું (મા બાળકો માટે)
**ઓરવું** (ક્રિ.) -માં નાખવું, દરેડો કરવો (જેમ કે, ઘંટીમાં દળવાનું અનાજ (૨) (બી) પેરવાં, ઓરણીથી (ખેતર) વાવવું (૩) દાણા આધણમાં નાખવા (૪) મોમાં ઓરવું-નાખવું, ખાવું (તુચ્છકારમાં)
**ઓરશિ (-સિ)યો** (પું.) સુખડ વગેરે ઘસવાનો પથ્થર (૨) રોટલી વગેરે વણવાની પાટલી
**ઓરિસ્સા** (પું.) ભારતનો એક પૂર્વ પ્રાંત
**ઓરી** (સ્ત્રી.) એક ચેપી રોગ (મોટા ભાગે બાળકોનો)
**ઓરું** (વિ.) નજીકમાં આવેલું, ઢૂંકડું, પાસેનું
**ઓરે (-રો)** (અ.) પાસે
**ઑર્ગન** (ન.) એક વાદ્ય
**ઑર્ડર** (પું.) હુકમ, આજ્ઞા (૨) (માલ કે હોટેલની ચીજ) ખરીદવા જણાવવું તે
**ઑર્ડર-ચેક** (પું.) એક પ્રકારનો ચેક (જેનાં નાણાં તે લાવનારને અપાય એવી સહી જરૂરી હોય છે.)
**ઑર્ડરલી** (પું.) અમલદારનો હજૂરિયો-સેવક
**ઑર્ડિનન્સ** (પું.ન.) ધારાસભાની પૂર્વ-સંમતિ વગર કરાતો એક પ્રકારનો કાયદો-વટહુકમ
**ઑલરાઉન્ડર** (પું.) સર્વકુશળ
**ઓલવવું** (ક્રિ.) બૂઝવવું, હોલવવું
**ઓલાદ** (સ્ત્રી.) સંતતિ (૨) વંશ, કુળ
**ઓલાવું** (ક્રિ.) ઓલવાવું, બુઝાવું, બળતુ બંધ થવું

**ઓલિયું** (વિ.) ભોળિયું, નિખાલસ, ઉદાર (૨) ભકત
**ઓલિયો** (પું.) આદમી (૨) ખુદાનો બંદો, ભકત (૩) ભોળો-નિખાલસ માણસ
**ઓલિવ** (ન.) એક પ્રકારનું વૃક્ષ
**ઓલું(-લ્યું),ઓલુંપેલું** (વિ.) આ અને તે, ફુટકળ
**ઓવન** (સ્ત્રી.) ભઠ્ઠી (૨) પાંઉ, બિસ્કિટ, વગેરે શેકવાનું સાધન
**ઓવર** (સ્ત્રી.) ક્રિકેટમાં બૉલરે એકસાથે બૉલ નાંખવાનો સમય કે વારો (૨) (વિ.) પૂરું, સમાપ્ત
**ઓવરકોટ** (પું.) (સૌથી ઉપર પહેરાતો) મોટો લાંબો ડગલો
**ઓવરટાઈમ** (અ.) નક્કી કરેલા (કામ કે રોજના) સમય બહાર કે તે ઉપરાંત (૨) (ન.) તે રીતે કરાતું કામ કે તેનું વધુ મહેનતાણું
**ઓવરટેક** (ક્રિ.) વટાવીને આગળ નીકળી જવું
**ઓવરબાઉન્ડરી** (સ્ત્રી.) ક્રિકેટના મેદાન બહાર કૂદીને જાય એવો છ રનનો ફટકો
**ઓવરબ્રિજ** (પું.) (રેલ કે સડકને કારણે) ઉપર ચડીને પાર કરવા માટેનો પુલ
**ઓવરસિયર** (પું.) બાંધકામ વગેરેમાં દેખરેખ રાખનાર, નાના દરજ્જાનો ઈજનેરી અમલદાર
**ઓવારણું** (ન.) અશુભ અથવા દુઃખનું વારણ
**ઓવારવું** (ક્રિ.) ઓવારણાં લેવાં (૨) વારી જવું, કુરબાન કરવું (૩) ફાળકા પર ઉતારવું
**ઓવારો** (પું.) કિનારો, નાહવાધોવાનો ઘાટ
**ઓવે** (અ.) હોવે, હા
**ઓશ** (સ્ત્રી.) છાતી
**ઓશ(-સ)લો** (પું.) ઓશ, છાતી (૨) રોટલો (તુચ્છકારમાં)
**ઓશિયાળ** (સ્ત્રી.ન.) આશ્રય, ઉપકાર કે ગરજને લીધે પરાધીનતા કે દીનતા
**ઓશિયાળ(-ળું)** (વિ.) આશ્રય, ઉપકાર કે ગરજને લીધે પરાધીન-દબાયેલું (૨) શરમિંદું (૩) (ન.) ઓશિયાળાપણું
**ઓશિંકળ, ઓશિંગણ** (વિ.) આભારી
**ઓશી(-સી)કું** (ન.) સૂતી વખતે માથા નીચે મુકાતું ટેકણ
**ઓષ્ઠ** (પું.) હોઠ
**ઓસ** (પું.સ્ત્રી.) ઝાકળ (૨) મૃગજળ
**ઓસડ** (ન.) દવા (૨) ઉપાય, ઈલાજ
**ઓસડ-વેસડ** (ન.) દવાદારૂ, ઔષધિ
**ઓસડિયું** (ન.) દવાના ગુણવાળી વનસ્પતિ-ઔષધિ
**ઓસરતી** (સ્ત્રી.) ઓસરવું તે, ઓટ
**ઓસરવું** (ક્રિ.) પાછું હઠવું, સંકોચાવું (૨) ઓછું થવું, ઘટવું (૩) સુકાવું (૪) શરમાવું
**ઓસ(-શ)રી** (સ્ત્રી.) અડાળી, માંડવી (૨) ઘરનો શરૂનો-પરસાળમાં જતાં પહેલાંનો ખુલ્લો (આંગણું પૂરું થતાં શરૂ થતો) ભાગ
**ઓસાણ(-ન)** (ન.) નિશાન (૨) યાદ, સ્મૃતિ
**ઓસાણ(-ન)** (ન.) (કટોકટીની વેળાની) હિંમત કે જુસ્સો, ધીરતા (૨) અંત, છેડો
**ઓસામણ** (ન.) ઓસાવવાથી નીકળેલું પાણી (૨) દાળના પાણીની એક વાનગી
**ઓસાવવું** (ક્રિ.) ચોખા, વગેરે બફાઈ જતાં વધારાનું પાણી તારવી લેવું
**ઑસ્ટ્રેલિયા** (પું.) પૃથ્વીના પાંચ ખંડોમાંનો એક
**ઑસ્ટ્રેલેશિયા** (પું.) ઑસ્ટ્રેલિયા અને એની પાસેના ટાપુસમૂહોનો આખો પ્રદેશ
**ઑસ્મિયમ** (ન.) એક (અતિ ભારે) ધાતુ
**ઓહ** (અ.) ઓહો, આશ્ચર્ય કે ક્ષુદ્રતા દર્શાવનારો એક ઉદ્‌ગાર
**ઓહિયાં** (અ.) ઓઈયાં, હોઈયાં, ઓડકાર આવતાં થતો-કરાતો સંતોષજનક ઉદ્‌ગાર
**ઓકો** (અ.) આશ્ચર્ય કે ક્ષુદ્રતા દર્શાવનારો ઉદ્‌ગાર
**ઓળ** (સ્ત્રી.) જીળ ઉપરની છારી, ઊલ (૨) નદી કે સમુદ્રના કાંઠા પર એકઠો થયેલો કાદવ
**ઓળખ** (સ્ત્રી.) પરિચય, પિછાન (૨) અટક
**ઓળખ-ચિહ્ન** (ન.) આ અમુક જ વ્યકિત છે એની ખાતરી માટે શરીરમાંના કોઈ વિશિષ્ટ તલ, મસા, વગેરેની એંધાણી
**ઓળખ-પાળખ** (સ્ત્રી.) ઓળખાણ, પરિચય
**ઓળખીતું** (વિ.) પરિચિત, જાણીતું
**ઓળઘોળ** (અ.) માથે ફેરવીને-ઉતારીને, ફિદા
**ઓળવું** (ક્રિ.) વાળને કાંસકીથી સાફ અને વ્યવસ્થિત કરવા
**ઓળંગવું** (ક્રિ.) પાર જવું, ઉપર થઈ ને જવું, વટાવી જવું (૨) કૂદી જવું (૩) ઉલ્લંઘવું, અવગણના કરવી, લોપવું
**ઓળંભો** (પું.) ઠપકો (૨) ફરિયાદ, રાવ (૩) મશ્કરી, ઠઠ્ઠો
**ઓળા** (પું.બ.વ.) લીલા ચણાના પોપટા, પોપટા સોતી એની શેકવા માટેની ઝૂડીઓ (૨) ચણાના શેકેલા પોપટા
**ઓળો** (પું.) પડછાયો (૨) સહેજ સ્પર્શ કે સંબંધ (૩) રક્ષણ, આશ્રય

**ઔ**

**ઔ** (પું.) સંસ્કૃત વર્ણમાળાનો અગિયારમો અક્ષર-એક સ્વર (૨) (સ્ત્રી.) પૃથ્વી
**ઔકારાંત** (વિ.) છેડે ઔકારવાળું
**ઔચિત્ય** (ન.) ઉચિતપણું, યોગ્યતા
**ઔચિત્યભંગ** (વિ.) અવિવેક (૨) કવિસંપ્રદાય પ્રમાણે ન હોય તેવી સ્થિતિ
**ઔચિત્ય-વિવેક** (પું.) શું યોગ્ય અને શું યોગ્ય નથી એ વચ્ચેના તારતમ્યની સમજ
**ઔત્સુકય** (ન.) ઉત્સુકતા, આતુરતા
**ઔદાર્ય** (ન.) ઉદારતા
**ઔદીચ (-ચ્ય)** (વિ.) ઉત્તર દિશા તરફનું (૨) (પું.) એ નામની જ્ઞાતિનો બ્રાહ્મણ
**ઔદ્યોગિક** (વિ.) ઉદ્યોગને લગતું
**ઔપચારિક** (વિ.) ઉપચારને લગતું (૨) ઉપચાર પૂરતું જ (સાચું નહિ)
**ઔરસ(-સ્ય)** (વિ.) પોતાની પરણેતરથી પેદા થયેલું (સંતાન)
**ઔષધ** (ન.) ઓસડ, દવા
**ઔષધશાસ્ત્રી** (પું.) ઔષધ બનાવવાની વિદ્યાનો જાણકાર, ‘ફાર્મસિસ્ટ’
**ઔષધશાલા(-ળા),ઔષધાલય** (સ્ત્રી.ન.) દવાખાનું (૨) દવાઓનું કારખાનું ‘ફાર્મસી’
**ઔષધિ (-ધી)** (સ્ત્રી.) વનસ્પતિ (૨) ઓસડ,દવા
**ઔષ્ઠ્ય** (વિ.) હોઠને લગતું (૨) (વ્યા.) હોઠથી જે ઉચ્ચાર થતો હોય એવું (પ, ફ, બ, ભ, મ વ્યંજન), ઔષ્ઠ્ય

**ઔંસ** (પું.ન.) એક અંગ્રેજી વજન (રતલનો સોળમો કે બારમો ભાગ એમ બે જાતનું)

**ક**

**ક** (પું.) સંસ્કૃત વર્ણમાળાનો કંઠસ્થાની પહેલો વ્યંજન (૨) વિષ્ણુ (૩) પાણી (૪) અગ્નિ (૫) સૂર્ય (૬) (મોટા ભાગે બહુવ્રીહિ સમાસને અંતે, અર્થવૃદ્ધિ-કર્યા વગર આવે છે.) દા.ત. હિંસાત્મક (૭) નામ કે વિશેષણને લાગતો તદ્ધિત પ્રત્યય-અલ્પતા, વહાલ બતાવે છે. અર્થ વગર પણ આવે છે. દા.ત. બાલક, થોડુંક, જરાક

**ક-** નઠારું, અયોગ્ય વગેરે અર્થસૂચક પૂર્વગ. ઉદા. 'કપૂત', 'કજોડું'

**-ક** (પ્રશ્નાર્થક પદ સાથે બહુધા લાગતાં) તેના અર્થમાં અનિશ્ચિતતા સૂચવતો પ્રત્યય. ઉદા. કોક, ક્યાંક, કશુંક

**કઅવસર** (પું.) કવખત, ખરાબ સમય, કટાણું

**કઈ** (સ.) (૨) (વિ.સ્ત્રી.) 'કયું' નું સ્ત્રીલિંગ

**કઋતુ** (સ્ત્રી.) ખરાબ-અયોગ્ય ઋતુ (૨) અસાધારણ કે મોસમ સિવાયનો સમય, કમોસમ

**કકડતું, કડકડતું** (વિ.) ઘણું જ તપી ગયેલું, ઊકળતું (૨) ચોખ્ખું અને ઈસ્ત્રીવાળું (કપડું) (૩) આકરી-ધ્રુજાવે એવી (ઠંડી)

**કકડધજ** (ન.) મજબૂત (૨) અક્કડ, ટટ્ટાર (૩) મહાન, ભવ્ય

**કકડભૂસ** (અ.) કડડડ એવા અવાજ સાથે (તૂટવું, પડવું વગેરે)

**કકડવું,કડકડવું** (ક્રિ.) કડકડ એવો અવાજ કરવો (૨) દાંત કકડે એટલું ધ્રૂજવું (૩) કડકડ થાય એટલું ઊકળવું

**કકડી** (સ્ત્રી.) એક ભાગ, ટુકડો, છેક નાનો ટુકડો

**કકડીને,કડકડીને** (અ.) સખત રીતે (૨) કડકડ થઈને

**કકડો** (પું.) એક ભાગ, ટુકડો

**કકણવું** (ક્રિ.) કણકણવું, દુઃખ કે અસંતોષને લીધે ગળામાંથી ઝીણો અવાજ કાઢવો, ઝીણું રોવું

**કકરું,કરકરું** (વિ.) લીસું નહિ-કરકર લાગે એવું (૨) આકરા સ્વભાવનું, કડક

**કકળવું** (ક્રિ.) કલ્પાંત કરવું, જીવ બાળવો (૨) બબડવું, ગણગણવું (૩) ઊકળવું

**કકળાટ, કળકળાટ** (પું.) કજિયો, કલેશ, રડારોળ (૨) બુમરાણ

**કકળાણ, કળકળાણ** (ન.) કળકળવું તે, કલ્પાંત (૨) બુમરાણ

**કક્કાવારી** (સ્ત્રી.) કક્કાનો અનુક્રમ

**કક્કો** (પું.) 'ક' અક્ષર (૨) મૂળાક્ષરોની આખી યોજના (૩) કક્કાનો દરેક અક્ષર લઈ બનાવેલી કાવ્યની એક રચના (૪) પ્રાથમિક જ્ઞાન (૫) સ્વમત કે આગ્રહની વાત

**કક્ષા** (સ્ત્રી.) ગ્રહનો આકાશમાં ફરવાનો માર્ગ (૨) સ્થિતિ, શ્રેણી, તબક્કો (૩) કેડ, પડખું (૪) કાછડી (૫) ઓરડો, ખાનગી ખંડ (૬) અંતઃપુર (૭) થડ અને ડાળી વચ્ચે પડતો ખૂણો કે ગાળો

**કક્ષાંશ** (પું.) ગ્રહના આકાશમાર્ગનો અંશ-ભાગ

**કગરવું,કરગરવું** (ક્રિ.) અત્યંત દીનતાપૂર્વક આજીજી કરવી-કાલાવાલા કરવા

**કચ** (પું.) માથાના કેશ, ચોટલો (૨) બૃહસ્પતિનો પુત્ર જે દેવો તરફથી રાક્ષસોની મૃતસંજીવની વિદ્યા શીખી લેવા ગયો હતો (૩)(અ.) એવો અવાજ થાય એમ (૪) (સ્ત્રી.) કચકચ

**કચકચ** (સ્ત્રી.) ટકટક, નકામી માથાફોડ (૨) કજિયો, તકરાર

**કચકચાટ,કચકચારો** (પું.) કચકચ કરવી તે (૨) 'કચકચ' એવો અવાજ થવો તે

**કચકચિયું,કચકચિયણ** (વિ.સ્ત્રી.) તકરારી, કજિયાખોર (૨) માથા-ફોડિયું, જિદ્દી (૨) કાદવ કરે એવું, અટકયા વગર અને થોડેથોડે પડતું (પાણી, વરસાદ વગેરે)

**કચકડું,કચકડો** (ન.પું) કાચબાની પીઠનું હાડકું, કચબડું (૨) એના જેવો, વનસ્પતિમાંથી બનાવાતો પદાર્થ, 'પ્લાસ્ટિક'

**કચડ(-ર)વું** (ક્રિ.) ચગદવું (૨) છૂંદવું (૩) કૂટો કરવો

**કચડાટ** (પું.) કચડાકચડ, સખત ભીડ

**કચરપચર** (વિ.) કાચુંકોરું (૨) અપરિપક્વ

**કચરવું** (ક્રિ.) કચડવું, ચગદવું (૨) છૂંદવું (૩) કૂટો કરવો

**કચરાપટી (-ટ્ટી)** (સ્ત્રી.) કચરો, પૂંજો (૨) કચરા-પૂંજાનો ઢગલો

**કચરાપેટી** (સ્ત્રી.) કચરો નાખવાની-ભેગો કરવાની પેટી

**કચરાવાળો** (પું.) ઝાડુવાળો, સફાઈ કામદાર

**કચરિયું** (ન.) કચરેલું તે, તેલી બીજોનો તેલભર્યો કૂટો

**કચરુ** (ન.) કસ્તર, નકામો કચરો

**કચરો, કચરોપૂંજો** (પું.) નકામું ફેંકી દેવા જેવું તે (ધૂળ, તરણાં, વિણામણ પૂંજો વગેરે) (૨) કાદવ (૩) ચણતરની માટી (૪) ખરાબમાં ખરાબ માણસ, ઉતાર

**કચવાટ** (પું.) મનનું કચવાવું તે, અસંતોષ (૨) અણબનાવ (૩) કચકચાટ, માથાકૂટ

**કચવાટિયું** (વિ.) કચવાટ કરનારું

**કચાકચ** (સ્ત્રી.) કોઈ વસ્તુ કપાયાનો એવો અવાજ (૨) ટકટક, નકામી માથાફોડ (૩) કજિયો, તકરાર (૪) (અ.) કચકચ-ઝપાટાબંધ કપાય એમ

**કચાકચી** (સ્ત્રી.) સખત તકરાર, લડાલડી

**કચાશ** (સ્ત્રી.) કાચાપણું, અપકવતા (૨) ન્યૂનતા, કસર

**કચિયારો** (પું.) કચકચાટ (૨) કાચી ઈંટોનો જથ્થો

**કચુંબર** (સ્ત્રી.ન.) ઝીણી કકડીઓ-કાતળીઓ, છૂંદો, કચૂમર

**કચૂકો** (પું.) આંબલીનો ઠળિયો

**કચૂમર** (સ્ત્રી.) કચુંબર, ઝીણી કકડીઓ-કાતળીઓ

**કચેરી** (સ્ત્રી.) અદાલત (૨) કાર્યાલય, ઑફિસ, કોર્ટ (૩) દીવાનખાનું

**કચોરી** (સ્ત્રી.) ખાવાની એક વાનગી કે બનાવટ

**કચોલું(-ળું)** (ન.) ચલાણું, નાનું પ્યાલું (૨) કંકાવટી

**કચ્ચર** (વિ.) કચરાઈ-છૂંદાઈ ગયું હોય એવું (૨) લોહી ન નીકળ્યું હોય પણ અંદરથી સખ્ત ઈજા થઈ હોય એવું

**કચ્ચરઘાણ** (પું.) પૂરેપૂરું કચરાવું-છૂંદાવું તે, પૂર્ણ પાયમાલી

**કચ્છ** (પું.) કછોટો, લંગોટ (૨) કાચબો (૩) કિનારો, કિનારા પરનો પ્રદેશ (૪) જ્યાં હંમેશ પાણી રહે તે પ્રદેશ (૫) (પું.ન.) સૌરાષ્ટ્રની ઉત્તરનો એ નામનો પ્રદેશ (૬) ગુજરાત રાજ્યનો એક જિલ્લો

**કચ્છપ** (પું.) અર્ક ગાળવાનું એક યંત્ર (૨) કાચબો (૩) કશ્યપ

**કચ્છાવતાર** (પું.) ઈશ્વરના દશમાંનો એક અવતાર

**કચ્છુ(-ચ્છૂ)** (સ્ત્રી.) ખસ, ખૂજલી (૨) ભીગડું

**કછોટો** (પું.) કચ્છો, કાછડો (૨) કચ્છમાં બંધાતો અવયવ

**કછોરુ(-રું)** (ન.) નઠારું છોકરું

**કજળ(-ળા)વું** (ક્રિ.) કદરવું, રાખથી ઢંકાવું, ઠરી જવું, ઓલવાવું (અંગારાનું)
**કજા** (સ્ત્રી.) યુક્તિ, તદબીર (૨) કિસ્મત (૩) આફત, હાણ (૪) મોત (૫) અશુભની આશંકા
**કજાત** (વિ.) હલકા કુટુંબનું, નીચ
**કજિયાખોર** (વિ.) કજિયો કરવાની ટેવવાળું
**કજિયાદલાલ** (પું.) કોર્ટમાં કજિયા લડવાની ગોઠવણ કરી આપનાર દલાલ (૨) (તિરસ્કારમાં) વકીલ (૩) કજિયા કરાવીને અથવા કરનારાઓનો મધ્યસ્થી બનીને કમાઈ ખાનાર આદમી
**કજિયાળું** (વિ.) કજિયો કર્યા કરનારું, ટંટાખોર
**કજિયો** (પું.) કંકાસ, તકરાર, ટંટો
**કજોડ** (વિ.) જોડી ન જામે એવું, અણસરખું
**કજોડું** (ન.) સ્વભાવ, રૂપ, ઉંમર વગેરેમાં અયોગ્ય જોડું (વરવહુનું)
**કજ્જલ** (ન.) મેશ (૨) કાજળ
**કજ્જલી** (સ્ત્રી.) ગંધક અને પારાનું એક મિશ્રણ
**કટક** (ન.) સૈન્ય (૨) છાવણી (૩) હુમલો (૪) કટ, કડું, કંકણ (૫) કોટલું (૬) ઘર (૭) પર્વતની ધાર
**કટકટ** (સ્ત્રી.) એક કંટાળાભર્યો અવાજ (૨) ટકટક, ચીડ ચડે એવી ટોક, કજિયો (૩) (અ.) કટકટ અવાજ થાય એમ (૪) વ્યવસ્થિતપણે પણ વેગથી
**કટકટિયો** (પું.) એક પક્ષી (૨) લડવૈયો (૩) કજિયાખોર
**કટકબટક** (ન.) કટકો બચકું-થોડુંઘણું કાંઈક (ખાવું તે)
**કટ(-ડ)કી** (સ્ત્રી.) નાનો ટુકડો (૨) લાંચ
**કટકું** (ન.) નાનું ખેતર (૨) કટક, લશ્કર, છાવણી
**કટ(-ડ)કો** (પું.) ટુકડો
**કટપીસ** (પું.) ટુકડારૂપે મળતું કાપડ
**કટલરી** (સ્ત્રી.) ચાકુ, કાતર, સૂડી વગેરે લોખંડી ઓજારો-સરસામાન
**કટલેસ** (ન.) માંસની એક વાનગી (૨) એક જાતનું ફરસાણ
**કટાકટ(-ટી)** (સ્ત્રી.) ઝપાઝપી, જીવલેણ શત્રુતા, તીવ્ર હરીફાઈ, કટોકટી
**કટાક્ષ** (પું.ન.) પ્રેમ સંકેત કે ક્રોધભરી વક્રદૃષ્ટિ (૨) (લા.) વક્રોક્તિ, કટાક્ષ કથન
**કટાણું** (વિ.) કટાયેલું (૨) કાટના જેવું બેસ્વાદ (૩) બગડેલું (મોં), અણગમા-ભર્યું (૪) (ન.) કવેળા
**કટાર** (સ્ત્રી.) વર્તમાનપત્રનું કૉલમ
**કટાર(-રી)** (સ્ત્રી.) એક બેધારું શસ્ત્ર (૨) કટાક્ષભરી દૃષ્ટિ કે વચન (૩) એક નાનું હોડકું
**કટાવ** (પું.) એક છંદ (૨) પત્તાંની રમતમાં અમુક પત્તાં ન હોવાં તે (૩) કોતરણી, કલમ કરવી તે (૪) રંગીન કપડામાંથી કાપીને ફૂલ વગેરે બનાવી તે વડે કપડા પર વેલબુટ્ટો કરવો તે (૫) પતંગોના પેચ થવા-કરવા તે
**કટાવું** (ક્રિ.) કાટ ચઢવો
**કટાસણું** (ન.) ઊન કે ઘાસ-દર્ભનું આસન
**કટિ(-ટી)** (સ્ત્રી.) કેડ, શરીરનો મધ્યભાગ
**કટિ(-ટી)બદ્ધ** (વિ.) કેડ બાંધીને ઊભેલું, તૈયાર
**કટિ(-ટી)બંધ** (પું.) કમરપટો, કંદોરો (૨) (ગરમી તથા ઠંડીનો ખ્યાલ આપવા) પૃથ્વીના ગોળાના બતાવાતા પાંચ ભાગમાંનો કોઈ પણ (૩) એક છંદ, કટાવ
**કટિ(-ટી)મેખલા(-ળા)** (સ્ત્રી.) કંદોરો
**કટિ(-ટી)શૂલ(-ળ)** (ન.) કેડનું શૂળ-દુખાવો
**કટિ(-ટી)સ્નાન** (ન.) કેડ તેમજ તેની નીચેના ભાગનું સ્નાન, એક કુદરતી રોગોપચાર
**કટિંગ** (ન.) કાપવું તે (૨) (છાપાની) કાપલી (૩) કપડું વેતરવું તે કે તેની રીત
**કટુ,કટુક** (વિ.) કડવું, (૨) તીખું (૩) અપ્રિય
**કટુતા** (અ.) કડવાશ, અપ્રિયતા
**કટેવ** (સ્ત્રી.) નઠારી ટેવ-આદત, કુટેવ
**કટોકટી** (ન.) અણીનો-બારીક સમય, કટાકટી
**કટોદાન** (ન.) ઢાંકણાવાળું તાંબાપિત્તળનું વાસણ, ડબરો
**કટોરી** (સ્ત્રી.) વાટકી (૨) સ્તનભાગ ઉપર રહેતો કાપડાનો કાપલો
**કટોરો** (પું.) વાડકો
**કટ્ટર** (વિ.) ઘણું સખત (૨) આગ્રહી, ચુસ્ત (૩) જીવલેણ
**કટ્ટા** (પું.) બાળકોમાં પરસ્પર દોસ્તી તોડવી તે
**કટ્ટુ** (ન.) મોટા કોથળામાંથી ઓછા વજનનું બનાવેલ નાનું પોટલું
**કઠણ** (વિ.) ઝટ ભાંગે કે પોચું નહિ એવું, સખત (૨) અઘરું, મુશ્કેલ (૩) મજબૂત (૪) દુઃખદાયક (૫) નિર્દય (૬) સાબુનું ફીણ ન વળે એવા ગુણવાળું પાણી (૭) ઘણી ગરમી જીરવી શકે એવો કાચ (ર.વિ.)
**કઠણાઈ(-શ)** (સ્ત્રી.) કઠણ હોવું તે
**કઠપૂતળી** (સ્ત્રી.) કાષ્ઠની પૂતળી કે રમકડું (જેને તાર કે દોરી બાંધી ખેલ કરાય છે.) (૨) તેમ બીજાની દોરવણી કે દોરીસંચારથી વર્તનારું
**કઠવું** (ક્રિ.) દુઃખ થવું, મૂંઝાવું (૨) બફારો મારવો-લાગવો (૩) કઠણ લાગવું, ખૂંચવું
**કઠવો** (પું.) ઘીતેલ ભરવાનો ગાડવો (૨) કૂવામાં બેસાડાતું લાકડાનું ચોકઠું
**કઠિન** (વિ.) ઝટ ભાંગે કે પોચું નહિ એવું, સખત (૨) અઘરું, મુશ્કેલ (૩) મજબૂત (૪) દુઃખદાયક (૫) નિર્દય
**કઠિયારી(-રણ)** (સ્ત્રી.) કઠિયારાની પત્ની, કઠિયારાનું કામ કરતી સ્ત્રી
**કઠિયારો** (પું.) લાકડાં કાપી વેચવાનો ધંધો કરનારો
**કઠેડી(-ડો),(-રો)** (સ્ત્રી.પું.) બારી, અગાસી, દાદરો વગેરે સ્થાનોએથી પડી ન જવાય તે માટે કરેલી આડ (૨) ગોખ, ઝરૂખો (૩) ખટારો, મોટું ગાડું
**કઠોડું** (ન.) મસાલો રાખવાની ખાનાવાળી લાકડાની પેટી, લક્કડિયું
**કઠોર** (વિ.) કર્કશ (૨) કઠણ (૩) નિર્દય
**કઠોળ** (ન.) દાળ પડે એવું દ્વિદલ અનાજ
**કડક** (વિ.) બડૂકો બોલે એવું (૨) કઠણ, આકરું (૩) અપરિપકવ, કાચું (૪) કડાકાવાળું, ભૂખ્યું, ઉપવાસી (૫) (સ્ત્રી.) કાનનું એક ઘરેણું (૬) તખતી (બારીની)
**કડકડતું** (વિ.) કકડતું, ઘણું જ તપી ગયેલું, ઊકળતું (૨) ચોખ્ખું અને ઈસ્ત્રીવાળું (કપડું) (૩) આકરી-ધ્રુજાવે એવી (ટાઢ)
**કડકડિયું(-યો)** (ન.પું.) ટૂંટિયું, 'ઈન્ફ્લુએન્ઝા' રોગ
**કડકાઈ** (સ્ત્રી.) કડક મિજાજ
**કડકાબાલૂસ** (વિ.) કડકબંગાળી, સાવ ખાલી, નિર્ધન
**કડકિયું** (ન.) પુરુષના કાનનું ઘરેણું
**કડખેદ** (પું.) કડખો બોલનાર ભાટ, જુસ્સો ચઢાવનાર
**કડખો** (પું.) દુહા જેવી વીર રસની એક રચના

**કડછી** (સ્ત્રી.) રસોઈ હલાવવા કે પીરસવાનું છેડે વાટકી જેવું લાંબી દાંડીનું એક સાધન

**કડછો** (પું.) મોટી કડછી

**કડજીલ** (પું.) સતાર, બીન જેવાં વાદ્યોમાં પડખે રહેતો તાર

**કડતલું** (ન.) કપાસની સાંઠીઓનો ગૂંથેલો પડદો (૨) કટલું (૩) નાનું ઝૂંપડું (૪) ઝૂંપડાનું બારણું

**કડદો** (પું.) ઓછું આપવું તે, કપાત, છૂટ, કિંમતમાં કાપકૂપ (૨) બાંધછોડ કરી કરવામાં આવતું સમાધાન

**કડ(-ર)પ** (પું.) દાબ, ધાક, અંકુશ, વજન (૨) (સ્ત્રી.) જારબાજરીના સૂકા સાંઠા-કડબ

**કડબ(-બી)** (સ્ત્રી.) જારબાજરીના સૂકા સાંઠા

**કડલી** (સ્ત્રી.) હાથનું એક ઘરેણું, કલ્લી

**કડલું** (ન.) પગનું એક ઘરેણું, કલ્લું

**કડવાટ** (પું.સ્ત્રી.) કડવો સ્વાદ (૨) લાગણીઓના સંબંધમાં કટુતા, કડવાશ

**કડવાણી** (સ્ત્રી.) કડવી દવા

**કડવાબોલું** (વિ.) કડવું બોલતું, મીઠાબોલું નહિ એવું

**કડવાશ** (સ્ત્રી.) કડવાપણું

**કડવી** (સ્ત્રી.) એક વેલ, ગળો

**કડવું** (વિ.) કરિયાતાના સ્વાદ જેવું, કટુ (૨) અપ્રિય (૩)(ન.) એક જ રાગના કાવ્યની કેટલીક કડીઓનો સમુદાય

**કડા** (પું.) એક જાતની ડાંગર-ચોખા (૨) એક વનસ્પતિ, ઇન્દ્રજવનું ઝાડ (૩) વાંસ, સાંઠી વગેરેથી બનાવેલી સાદડી કે પડદીનું તાટિયું (૪) વહાણને તળિયે બાઝતો પથ્થર જેવો થર

**કડા(-ઢા)ઈ** (સ્ત્રી.) પેણી

**કડાકૂટ(-ટો)** (સ્ત્રી.પું.) માથાકૂટ

**કડાકૂટિયું** (વિ.) માથાફોડિયું, કંટાળાભરેલું

**કડાકો** (પું.) કડાક એવો અવાજ (૨) નકોરડો ઉપવાસ, લાંઘણ

**કડા(-ઢા)યું** (ન.) મોટી કડાઈ, પેણો

**કડિયાકામ** (ન.) છોવા-ચણવાનું કામ

**કડિયાળી** (વિ.સ્ત્રી.) કડીવાળી (ડાંગ)

**કડિયો** (પું.) છોવા-ચણવાનું કામ કરનાર કારીગર

**કડી** (સ્ત્રી.) આંકડી, 'હૂક' (૨) ગોળ વાળેલો તાર કે સળિયો (૩) કાનનું એક ઘરેણું (૪) બેડી (૫) કાવ્યનું પદ, ચરણ (૬) ઓળ, હાર (૭) બારણાની આંકડી-સાંકળ (૮)(ન.) ઉત્તર ગુજરાતનું એક ગામ

**કડુ** (ન.) એક વનસ્પતિ, ઔષધિ

**કડું** (ન.) ગોળ વાળેલો ધાતુનો સળિયો, મોટી કડી (૨) હાથનું એક ઘરેણું (૩) હાથકડી, બેડી (૪) (વિ.) સખત, કડક, કઠણ

**કડૂચું** (વિ.) કડવાશ પડતું, જરા કડવા જેવા સ્વાદનું

**કડેડાટ** (અ.) સપાટાબંધ

**કડેધડે** (અ.) ધમધોકાર, બહુ સારી રીતે (૨) પુરબહાર, કકડધજ

**કઢવું** (ક્રિ.) ખૂબ ઉકાળવું (૨) કઢાપો કરવો, ઊકળવું

**કઢંગું** (વિ.) ઢંગ વગરનું, બેડોળ

**કઢાપો** (પું.) કઠારો, ઘામ (૨) કલેશ, પરિતાપ (૩) કઢી (તિરસ્કારમાં)

**કઢિયલ** (વિ.) કઢેલું, ખૂબ ઉકાળેલું

**કઢી** (સ્ત્રી.) ખાવાની એક વાનગી

**કઢીચટ્ટું** (વિ.) કઢી જેને બહુ ભાવે એવું (૨) (લા.) ખુશામતિયું, લાલચુ

**કઢો** (પું.) કલેશ, પરિતાપ (૨) કઢી (તિરસ્કારમાં) (૩) કાઢો

**કણ** (પું.) દાણો (૨) ઘણો નાનો ભાગ, પરમાણુ (૩) કાંગરી (૪) બ્રાહ્મણ કે અભ્યાગતને આપેલું ભિક્ષાન્ન

**કણક** (વિ.) કડક, જરા કાચું (૨) બાંધેલો લોટ (૩) કણ, ભિક્ષાન્ન

**કણકણવું** (ક્રિ.) કકણવું, દુઃખ અથવા અસંતોષને લીધે ગળામાંથી અસ્પષ્ટ અવાજ કાઢવો, ઝીણું રોવું

**કણકવું** (ક્રિ.) કચૂડ-કચૂડ થવું (હીંચકાનું)

**કણકી** (સ્ત્રી.) ભાંગેલા ચોખા (૨) ઝીણો કણ

**કણજિયું** (ન.) કણજીનાં બીનું તેલ

**કણજી** (સ્ત્રી.) એક ઝાડ

**કણદાર** (વિ.) દાણાદાર (૨) કાંગરીવાળું

**કણબી** (વિ.) એ નામની એક જ્ઞાતિનું (૨) (પું.) એ જ્ઞાતિનો માણસ (૩) તાબેદાર આદમી, ગુલામ

**કણસલું** (ન.) ડૂંડું, કણસું

**કણસવું** (ક્રિ.) દુઃખના જોરને લીધે ઊંહકાર કરવો-થવો

**કણસાઈ** (સ્ત્રી.) એક મીઠાઈ, મોતીચૂર

**કણસાટ** (પું.) કણસવું તે

**કણસું** (ન.) ડૂંડું, કણસલું

**કણિકા** (સ્ત્રી.) છેક ઝીણો કણ, ઝીણી કરચ (૨) આંટણ, કપાશી

**કણિયો** (પું.) અનાજ વેચનારો, ફડિયો

**કણી** (સ્ત્રી.) છેક ઝીણો કણ, ઝીણી કાંકરી (૨) આંટણ, કપાશી (૩) તેલ, ઘીમાં કોઈ વસ્તુ તળ્યા પછી જે ઝીણી ભૂકી રહે છે તે

**કણીદાર** (વિ.) દાણાદાર

**કણું** (ન.) નાનો કણ-દાણો (૨) છેક ઝીણો કણ, ઝીણી કરચ (૩) આંટણ, કપાશી (૪) પ્રત્યય, ક્રિયાપદને લાગતાં તે ક્રિયા કરનારું, તેની ટેવવાળું એ અર્થનું વિશેષણ બનાવે. ઉદા. લડકણું

**કણો** (પું.) થોડા દિવસનું જન્મેલું સાપનું બચ્ચું (૨) ફેંટો (૩) રેંટિયાની ધરી (૪) ચરખાની આંકાવાળી લાટ

**કતરઝોડ** (વિ.) વળગ્યે છૂટે નહિ એવું, જિદ્દી

**કતરણ** (સ્ત્રી.) કાપડ કાગળ પતરું વગેરે કાપતાં પડતો કચરો

**કતરણી** (સ્ત્રી.) મોટી કાતર

**કતરાતું** (વિ.) ત્રાંસું, આડું જતું

**કતરામણ** (ન.) કતરણ (૨) કાતરકામ કે તેની મજૂરી

**કતરાવું** (ક્રિ.) આડું-ત્રાંસું જવું (૨) વિરુદ્ધ જવું, વંકાવું (૩) કપાવું (૪) ચિડાવું, ગુસ્સાની નજરે જોવું

**કતલ** (સ્ત્રી.) કાપાકાપી, ખૂનરેજી

**કતલખાનું** (ન.) કતલ થતી હોય તેવી જગ્યા

**કતલેઆમ** (સ્ત્રી.) કશા અંકુશ કે વિવેક વિનાની કતલ, આમ-કતલ, ખૂનરેજી

**કતાર** (સ્ત્રી.) હાર, અલગાર (૨) લડાઈ, કાપાકાપી (૩) છાપાનું કોલમ, કટાર

**કથક** (વિ.) કહેનારું, બોલનારું, વર્ણવનારું (૨)(પું.) વકતા (૩) પુરાણી (૪) નટ અને ગાયક (૫)(ન.) કહેવત

**કથકલી** (સ્ત્રી.) (કેરળ પ્રદેશના) નૃત્યનો એક પ્રકાર

**કથન** (ન.) કહેવું તે, બોલ (૨) વર્ણન (૩) વિવેચન (૪) કહેવત
**કથની** (સ્ત્રી.) કથા, વાત (૨) કહેવતની રીત, કહેણી (૩) કૂથલી
**કથનીય** (વિ.) કહેવા જેવું
**કથયિતવ્ય** (ન.) કહેવાની હકીકત (૨) (વિ.) કહી શકાય એવું, કહેવા જેવું કથન
**કથરોટ** (સ્ત્રી.) મોટો થાળ
**કથળવું** (ક્રિ.) સ્થાનભ્રષ્ટ થવું, ઊતરી જવું (૨) બગડવું, વણસવું
**કથવું** (ક્રિ.) કહેવું, બોલવું (૨) કથા-વાર્તા કરવી (૩) ટીકા કે વિવેચન કરવું
**કથા** (સ્ત્રી.) વાર્તા, કહાણી (૨) ઈશ્વર કે ધર્મ સંબંધી ભાષણ કીર્તન કે વાર્તા કરવી તે (૩) વૃત્તાંત, ચરિત્ર
**કથાકાર** (પું.) કથા કહેનાર (૨) વાર્તા બનાવનાર
**કથાનક** (ન.) કથાનો ભાગ-હિસ્સો (૨) આડકથા, ઉપકથા
**કથિત** (વિ.) કહેલું, વર્ણવેલું
**કથીર** (ન.) કલાઈ અને સીસાની મેળવણીથી બનેલી ધાતુ, જસત (૨) હલકી-તુચ્છ વસ્તુ
**કથોદ્ઘાત** (પું.) કથાની શરૂઆતનો ભાગ, પ્રસ્તાવના, આમુખ (૨) નાટકમાં સૂત્રધારની વાત, ઉપરથી પહેલવહેલો રંગભૂમિ પર પાત્રનો પ્રવેશ, નાટ્યરચનામાં સૂત્રધાર વગેરેના આરંભના સંભાષણવાળો ભાગ
**કથોરું(-લું)** (વિ.) કઠેકાણાનું (૨) લાગ વિનાનું, અગવડભરેલું
**કથ્થાઈ** (વિ.) કાથાના જેવા રંગનું
**કથ્ય** (વિ.) કથવા-કહેવા યોગ્ય, મોટેથી બોલીને કહેવાતું
**કદ** (સં.) 'કુ' -ખરાબ, નિંદ્ય એ અર્થ બતાવતો નામ પૂર્વે આવતો પૂર્વગ. ઉદા. કદરૂપું (૨) (ન.) શરીરની ઊંચાઈ કે જાડાઈ (૩) પ્રમાણ, વિસ્તાર, આકાર (૪) વજન, ભાર, બોજ (૫) પદવી, દરજ્જો
**કદડો** (પું.) રેશમ કે સૂતરનો કંદોરો (૨) કદ, કાદવ
**કદમ** (ન.) કદંબનું ઝાડ (૨) પગ (૩) પગલું, ડગલું
**કદમબોસી** (સ્ત્રી.) ચરણ ચૂમવા તે (૨) દંડવત્ પ્રણામ, નમસ્કાર
**કદર** (સ્ત્રી.) ઘટતી કિંમત કરવી તે, બૂજ
**કદરદાન** (વિ.) કદર કરે કે કરી જાણે એવું, ગુણજ્ઞ
**કદરૂપું** (વિ.) કૂબડું, બેડોળ
**કદલી(-ળી)** (સ્ત્રી.) કેળ
**કદવા** (સ્ત્રી.) શાપ, કદુવા
**કદંબ** (ન.) એક ફૂલઝાડ, કદમ
**કદા** (અ.) ક્યારે (૨) કોઈ સમયે, કદાચ
**કદાચ** (અ.) દૈવયોગે, રખેને (૨) કોઈ વાર (સંભવ બતાવવા)
**કદાચિત્** (અ.) કોઈ વખતે, ક્યારેક, કદી
**કદાપિ** (અ.) કદાચિત્ (૨) કદી, કોઈ દહાડો પણ, હરગિજ
**કદાવર** (વિ.) મોટા કદ અથવા આકૃતિવાળું (૨) મજબૂત, લઠ
**કદી** (અ.) કદાપિ, ક્યારેય પણ (નહિ એવો નકારનો ભાવ આવતાં (૨) કોઈક વેળા (હકારના ભાવમાં)
**કદીક** (અ.) જવલ્લે, કોઈક જ વાર
**કદીકદી** (અ.) કોઈકોઈ વાર
**કદીમદી** (અ.) કદી નહિ ને કોઈવાર
**કદુવા** (સ્ત્રી) શાપ, કદવા
**કદ્દુ** (પું.) દૂધી (૨)(લા.) બત્તો, ટૂંકો જાડો ને મજબૂત લાકડાનો દંડો (૩) ધોકણું
**કધોણું(-તું)** (વિ.) ધોયું ધોવાય નહિ એટલું બધું મેલું
**કનક** (ન.) સોનું (૨) ધન, દોલત (૩) ધંતૂરો
**કનકમુદ્રા** (સ્ત્રી.) સોનામહોર
**કનકાચલ(-ળ)** (પું.) સુમેરુ
**કનડગત** (સ્ત્રી.) કનડવું તે, હેરાનગતિ
**કનડવું** (ક્રિ.) દુઃખ દેવું, પજવવું
**કનાઈ** (પું.) કનૈયો, કહાન
**કનિષ્ઠ** (વિ.) ઉંમરમાં સૌથી નાનું (૨) સૌથી નાનું (૩) છેક ઊતરતું, હલકામાં હલકું
**કનિષ્ઠિકા** (સ્ત્રી.) ટચલી આંગળી (૨) (વિ.) નાની (બહેન)
**કનીયસ** (વિ.) ઉંમરમાં નાનું (૨) ઓછું, થોડું (૩) (ન.) તાંબું
**કનીયાન** (પું.) નાનો ભાઈ (૨) યુવાન (૩) (ન.) તાંબું (૪) (વિ.) ઊતરતું, ગૌણ (૫) ઓછું, થોડું (૬) નાનું
**કને** (અ.) પાસે
**કનેકશન** (ન.) જોડાણ (જેમ કે, પાણી, વીજળી વગેરેનું)
**કનૈયો** (પું.) કૃષ્ણ, કનાઈ
**કન્ઝર્વેટિવ** (વિ.) રૂઢિચુસ્ત
**કન્ટ્રોલરૂમ** (ન.) નિયંત્રણકક્ષ
**કન્ડેન્સર** (ન.) શીતક, ઠંડું કરનાર
**કન્ના(-ન્યા)** (સ્ત્રી.) કન્યા, (ઊડવા માટે) પતંગના ઢઢ્ઢા અને કમાન સાથે બંધાતી દોરીની યોજના
**કન્યકા** (સ્ત્રી.) નાની કુંવારી છોકરી
**કન્યા** (સ્ત્રી.) કુંવારી છોકરી (૨) પુત્રી, દીકરી (૩) એક રાશિ (૪) મોટી ઈલાયચી (૫) દુર્ગા, પાર્વતી
**કન્યાદાન** (ન.) કન્યાને વિધિપૂર્વક પરણાવવી તે (૨) કન્યાલગ્ન વખતે અપાતી પહેરામણી
**કન્યાવિક્રય** (પું.) કન્યા દેવા બદલ પૈસા લેવા તે
**કન્યાશાળા** (સ્ત્રી.) છોકરીઓની નિશાળ
**કન્વીનર** (પું.) આવાહક
**કન્વેન્ટ** (ન.) ખ્રિસ્તી (સ્ત્રી.) સાધુઓનો મઠ કે આશ્રમ
**કન્સેશન** (ન.) (નિયમ કે કિંમત વગેરેમાં) છૂટછાટ કે રાહત આપવી તે
**કપ** (પું.) પ્યાલો (૨) સ્પર્ધામાં વિજેતાને અપાતું પ્યાલા આકારનું પ્રતીક
**કપ(-ફ)** (પું.) જામગરી
**કપચી** (સ્ત્રી.) સડક પૂરવાનો પથ્થર (૨) પથ્થરનો ભૂકો
**કપટ** (ન.) છળ, પ્રપંચ
**કપટયુદ્ધ** (ન.) કપટભર્યું કે કપટથી લડાતું યુદ્ધ
**કપટવેશ** (પું.) જૂઠો-બનાવટી વેશ, સ્વાંગ
**કપટી** (વિ.) કપટવાળું, કપટભર્યું (૨) કપટ કરનારું
**કપડછાણ** (વિ.) કપડાથી ચાળેલું (૨) કપડામાં સીવી લઈ છાણમાટીથી લીપેલું (૩) (ન.) કપડાથી ચાળવું તે
**કપડાંલત્તાં** (ન.બ.વ.) પહેરવાનાં લૂગડાંલત્તાં
**કપડું** (ન.) કાપડ, લૂગડું (૨) પહેરવાનું લૂગડું-વસ્ત્ર
**કપાટ** (ન.) કમાડ, બારણું (૨) કબાટ

**કપાટપ્રબંધ** (પું.) ચિત્રકાવ્યનો એક પ્રકાર

**કપાલ(-ળ)** (ન.) ભમરની ઉપરનો અને માથાના વાળની નીચેનો મોઢાનો ભાગ, લલાટ (૨) ખોપરી (૩) (લા.) ભાગ્ય

**કપાલી** (પું.) ખોપરીનો હાર રાખનાર-મહાદેવ, શિવ (૨) એક જાતનો અઘોરી બાવો-શિવભક્ત

**કપાલીવિદ્યા** (સ્ત્રી.) અઘોરીની વિદ્યા

**કપાળ** (ન.) ભમરની ઉપરનો અને માથાના વાળની નીચેનો મોઢાનો ભાગ, લલાટ (૨) ખોપરી (૩) (લા.) ભાગ્ય

**કપાળકૂટિયું,કપાળકૂટું** (વિ.) માથાફોડિયું, કટકટ કરતું (૨) ઘણી મગજમારી કરાવે એવું

**કપાશિ(-સિ)યું** (વિ.) જેમાં કપાસનો પાક થતો હોય એવું

**કપાશિ(-સિ)યો** (પું.) કપાસનું બી (૨) પાકેલા ગૂમડા ખીલ વગેરેમાંથી નીકળતો ગંઠાયેલો દાણો

**કપાસ** (પું.) કપાસનો છોડ (૨) બી સાથેનું રૂ

**કપિ** (પું.) વાંદરો (૨) (સ્ત્રી.) એક જાતની ઘોડી

**કપિલ** (વિ.) ઘેરા બદામી રંગનું (૨) (પું.) સાંખ્યદર્શનના પ્રણેતા ઋષિ

**કપિલા** (વિ.સ્ત્રી.) ઘેરા બદામી રંગની (૨) (સ્ત્રી.) ઘેરા બદામી અથવા તદ્દન કાળા રંગની ગાય (૩) તદ્દન એક રંગની ગાય (૪) એક જાતનો લાલ સુગંધી ભૂકો (૫) ઈશાન કોણના પુંડરીક નામના દિગ્ગજની પત્ની (૬) કામધેનુ

**કપિંજલ** (ન.) તેતર (૨) ચાતક (૩) (પું.) શ્વેતકેતુ ઋષિનો પુત્ર

**કપૂત** (પું.) ખરાબ-નામ બોળે એવો પુત્ર

**કપૂર** (ન.) એક સુગંધી પદાર્થ

**કપૂરકાચરી(-લી)** (સ્ત્રી.) એક સુગંધીદાર મૂળિયું

**કપૂરી** (વિ.) કપૂરના જેવું, સફેદ (૨) કપૂરી નામની જાતનું (નાગરવેલનું પાન)

**કપોત** (ન.) કબૂતર (૨) હોલો

**કપોલ(-ળ)** (પું.) ગાલ

**કપોલ(-ળ)કલ્પના** (સ્ત્રી.) પાયા વિનાની - ખોટી કલ્પના

**કપોલ(-ળ)કલ્પિત** (વિ.) બનાવટી, ગોઠવી કાઢેલું, આકાશપુષ્પ જેવું

**કપ્તાન** (પું.) આગેવાન, વડો-ઉપરી અમલદાર (૨) ટંડેલ, વહાણ કે આગબોટનો ઉપરી (૩) પલટણ કે કોઈ ટુકડીનો ઉપરી (જેમ કે, ક્રિકેટનો)

**કપ્પી,કપ્પો** (સ્ત્રી.પું.) નાનો કૂવો (૨) બે કે વધુ ગરેડીવાળું ચોકઠું (માલ ચડાવવા વગેરે માટેનું ઓજાર)

**કપ્લિંગ** (ન.) યંત્રના ભાગ કે ગાડીના ડબાને જોડતું સાધન કે કડી

**કફ** (પું.) આયુર્વેદ પ્રમાણે શરીરની ત્રણ ધાતુમાંની એક, શ્લેષ્મ (૨) ખાંસી, ઉધરસ (૩) ગળફો, બળખો (૪) ચમકના તણખા ઝીલવાનું રૂ, જામગરી, કપ (૫) ખમીસની બાંયનો (હાથ આગળનો) ખાસ પટાદાર છેડો

**કફજ્વર** (પું.) કફના વિકારને લીધે આવતો તાવ

**કફન** (ન.) શબને ઓઢાડવાનું લૂગડું (૨) શબ મૂકવાની પેટી

**કફની** (સ્ત્રી.) ફકીરનું કુડતું, ફકીરનો વેશ (૨) ટૂંકી બાંયનું લાંબું પહેરણ

**કફોડું** (વિ.) વિષમ, વિપરીત (૨) કઢંગું, કલાગું (૩) મુશ્કેલ

**કર્ફ્યુ** (પું.) શહેરના અશાંત વાતાવરણમાં અમુક સમય સુધી ઘર બહાર ન નીકળવા જાહેર રસ્તાઓ પર ન આવવા ફરમાવતો એક પ્રકારનો હુકમ, સંચારબંધીનો હુકમ

**કબજાગીરો** (પું.) મિલકતનો કબજો આપીને તે ઉપર વ્યાજે નાણાં લેવાં તે

**કબજાહક** (પું.) કબજાનો હક, 'ઑક્યુપન્સી રાઇટ'

**કબજિ(-યા)ત** (સ્ત્રી.) રોકાણ, અટકાવ (૨) બંધકોશ, મળાવરોધ, એક રોગ

**કબજેદાર** (વિ.) કબજો ધરાવનારું (૨) (પું.) તેવો માણસ

**કબજો** (પું.) તાબો, હવાલો, ભોગવટો (૨) દબાણ, પકડ (૩) બાંય વગરનું અથવા ટૂંકી બાંયનું બદન (૪) ચોળી

**કબર** (સ્ત્રી.) કબ્ર, ઘોર (૨) કબરમાં મડદું દાટી ઉપર કરેલું ચણતર

**કબરસ્તાન,કબ્રસ્તાન** (ન.) મુસલમાનો અથવા ખ્રિસ્તીઓનું (દાટવાનું) સ્મશાન

**કબંધ** (પું.ન.) માથા વિનાનું શરીર (૨) રાહુ (૩) એક રાક્ષસ (૪) ખરાબ બંધ

**કબાટ** (પું.ન.) વસ્તુઓ મૂકવાની ખાનાંવાળી એક બનાવટ

**કબાડ** (વિ.) કદરૂપું, ખરાબ, દુષ્ટ (૨)(પું.) ઘાસનો ભોર, ગંજી (૩)(ન.) ઈમારતી લાકડું

**કબાડી** (વિ.) કબાડાં કરનારું (૨) (પું.) ઈમારતી લાકડાનો વેપારી (૩) કઠિયારો

**કબાબ** (પું.) માંસનું મૂઠિયું-ભજિયું

**કબાલો** (પું.) સાટું (૨) સાટાનો કરાર (૩) વાયદે નાણાં આપવાના કરારથી કરેલી ખરીદી

**કબીર** (વિ.) મહાન, મોટું (૨) (પું.) ભાટ, કવિ (૩) એક પ્રસિદ્ધ ભક્તકવિ અને જ્ઞાની

**કબીરો** (પું.) કબીરપંથીઓનું પહોળા મોંનું ભિક્ષાપાત્ર, કટોરો (૨) ઇસ્લામી શરેહ પ્રમાણેનો મહાઅપરાધ

**કબીલો** (પું.) સ્ત્રી-છોકરાં (૨) કુટુંબ, પરિવાર

**કબુદ્ધિ** (સ્ત્રી.) કુબુદ્ધિ, ખરાબ બુદ્ધિ

**કબૂતર** (ન.) એક પંખી

**કબૂતરખાનું** (ન.) કબૂતરો રાખવાનું પીંજરું (૨) નાનાંનાનાં ઘણાં ખાનાં-વાળું એક કબાટ (૩) ગંદી જગ્યા

**કબૂલ** (વિ.) મંજૂર, માન્ય

**કબૂલ(-લા)ત** (સ્ત્રી.) કબૂલવું તે

**કબૂલ(-લા)તનામું,કબૂલાતપત્ર** (ન.પું.) કબૂલાતનો લેખ, કરારનામું

**કભાગી, કભાગિયું** (વિ.) અભાગી, દુર્ભાગી, કમનસીબ

**કભારજા** (સ્ત્રી.) કુભારજા, કર્કશા સ્ત્રી

**કભાવ(-વો)** (પું.) અપ્રીતિ, કંટાળો, તિરસ્કાર

**કમ** (વિ.) ઓછું (૨) ખરાબ

**કમઅક્કલ** (વિ.) ઓછી બુદ્ધિવાળું, મૂર્ખ (૨) (સ્ત્રી.) ઓછી અક્કલ

**કમઆવડત** (સ્ત્રી.) ઓછી આવડત

**કમકમવું** (ક્રિ.) ધ્રૂજવું, કંપારી ખાવી

**કમકમાટ(-ટી)** (પું.સ્ત્રી.) કમકમવું તે, કમકમી (૨) ત્રાસ, જુગુપ્સા

**કમકમાં** (ન.બ.વ.) ધ્રુજારી, કંપારી

**કમકમી** (સ્ત્રી.) કંપારી (૨) સૂગ

**કમકૌવત** (વિ.) કમતાકાત, દુર્બળ

**કમખર્ચ,કમખરચ** (પું.) ઓછું ખરચ

**કમખો** (પું.) કાપડું, કાંચળી
**કમજાત** (વિ.) હલકી જાતનું (૨) (લા.) કુટિલ, લુચ્ચું, બદમાશ
**કમજોર** (વિ.) કમતાકાત, કમકૌવત, દુર્બળ
**કમજોરી** (સ્ત્રી.) અશકિત, નબળાઈ
**કમઠાણ** (ન.) મોટો ખટલો, રસાલો (૨) વાખરો, સરસામાન (૩) ઢંગધડા વગરની કે ખાલી મોટી રચના
**કમતાકાત** (વિ.) કમજોર, કમકૌવત, દુર્બળ
**કમનસીબ** (સ્ત્રી.) દુર્ભાગી (૨) (ન.) દુર્ભાગ્ય
**કમનસીબી** (સ્ત્રી.) દુર્ભાગ્ય
**કમનીય** (વિ.) ચાહવા-ઇચ્છવા યોગ્ય (૨) સુંદર, મજેનું
**કમબખ્ત(-ખત)** (વિ.) કમનસીબ (૨) ધૂર્ત, બદમાશ
**કમબખ્તી(-ખતી)** (સ્ત્રી.) કમનસીબી (૨) ધૂર્તતા, બદમાશી
**કમભાગ્ય** (ન.) કમનસીબ, દુર્ભાગ્ય
**કમર** (સ્ત્રી.) કમ્મર, કેડ
**કમરકસ** (વિ.) કમર કસનારું, જોરનું કામ કરનારું (૨) (પું.) લડવૈયો, વીરપુરુષ (૩) (ન.) કેડને મજબૂતી આપનાર એક ઔષધિ
**કમરપટો(-ટ્ટો,-ટ્ટી)** (પું.સ્ત્રી.) કેડે બાંધવાનો પટ્ટો
**કમરબંધ** (પું.) કમરપટ્ટો (૨) સુસજ્જ, સાવધ, તત્પર
**કમલ(-ળ)** (ન.) એક ફૂલ, કમળ (૨) સ્ત્રી-કેસરનો અગ્રભાગ, 'સ્ટિગ્મા' (વ.વિ.)
**કમલ(-ળ)તંતુ** (પું.) કમળનો રેસો ચવાળો) ભાગ, '??????' (વ.વિ.)
**કમલ(-ળ)નાળ** (સ્ત્રી.) કમળની દાંડી (૨) સ્ત્રીકેસરનો વચલો (કેસર-
**કમલપ્રબંધ,કમલબંધ** (પું.) એક ચિત્રકાવ્ય
**કમલયોનિ** (પું.) બ્રહ્મા
**કમલા(-ળા)સન** (પું.) બ્રહ્મા
**કમલિની** (સ્ત્રી.) કમળની વેલ કે તેથી ભરપૂર તળાવ
**કમળકાકડી** (સ્ત્રી.) કમળનું બીજ
**કમળી** (સ્ત્રી.) એક ફૂલ (૨) એક રોગ
**કમળો** (પું.) એક રોગ (૨) વિકૃત દષ્ટિ
**કમંડલુ(-ળુ)** (ન.) સંન્યાસીનું જલપાત્ર (૨) એક ધાતુપાત્ર (પીરસવાના કામનું)
**કમાઈ** (સ્ત્રી.) કમાણી, પ્રાપ્તિ
**કમાઉ** (વિ.) રળતું, કમાતું
**કમાડ** (ન.) બારણું
**કમાણી** (સ્ત્રી.) રળતર, કમાઈ
**કમાન** (સ્ત્રી.) કામઠું, ધનુષ (૨) કામઠાનો આકાર, એ આકારની કોઈ-પણ રચના, મહેરાબ (૩) સ્થિતિસ્થાપક ગુણવાળું ગૂંછળું 'સ્પ્રિંગ' (૪) દરિયામાં (સ્થાન નક્કી જાણવા) અક્ષાંશ-રેખાંશ માપવાનું યંત્ર
**કમાલ** (વિ.) સંપૂર્ણ (૨) ઉત્કૃષ્ટ, ઘણું સારું (૩) સુંદર (૪) સૌથી ઊંચું કે ઉપરનું (૫) (સ્ત્રી.) હદ, પરાકાષ્ઠા
**કમાલિ(-ળિ)યો** (પું.) હીજડો, ફાતડો (એ જાતનો માણસ) (૨) નપુંસક, વ્યંઢળ (૩) પુરુષના જેવી સ્ત્રી, ઊંચી અને અસુંદર કે લજ્જા વિનાની સ્ત્રી
**કમાવતર** (ન.બ.વ.) માબાપના સ્વાભાવિક ગુણ વિનાનાં-છોકરાંનું ભૂંડું કરે એવાં માબાપ
**કમાવવું** (ક્રિ.) (ચામડું) કેળવવું, સાફ અને સુંવાળું કરવું (૩) કમાણી કરાવવી, રળાવવું
**કમાવું** (ક્રિ.) પેદા કરવું, રળવું
**કમિટી** (સ્ત્રી.) સમિતિ
**કમિશન** (ન.) દલાલી, હકસાઈ (૨) નિયુકતજન, પંચ, તપાસ-પંચ (૩) અખત્યારનામું, સનંદ (૪) અખત્યાર, અધિકાર (૫) આયોગ
**કમિશન-એજંટ** (પું.) દલાલ
**કમિશનર** (પું.) ખાસ કામ માટે નિમાયેલો માણસ, આયુકત
**કમી** (વિ.) કમ.,ઓછું (૨) ઊણું, અધૂરું (૩) (સ્ત્રી.) ઓછપ, ઊણપ
**કમીનું** (વિ.) કંગાળ, પામર, હલકું
**કમુરત** (ન.) અશુભ મુહૂર્ત, અયોગ્ય સમય
**કમોડ** (ન.) ઝાડે જવા માટે પેટીના ઘાટનું (જાજરૂનું) સાધન
**કમોત** (ન.) અસ્વાભાવિક મોત
**કમોદ** (સ્ત્રી.) એક જાતની ડાંગર
**કમોસમ** (સ્ત્રી.) કઋતુ, કવખત, તે તે ઋતુ સિવાયનો સમય
**કમ્પ્યુટર** (ન.) સંગણકયંત્ર
**કયું** (વિ.સ.) કોણ, શું (પ્રશ્નવાચક)
**કર** (પું.) હાથ (૨) વેરો, મહેસૂલ, જકાત (૩) લાગો (૪) કિરણ (૫) સૂંઢ (૬) બેની સંજ્ઞા
**કરકર** (સ્ત્રી.) ઝીણી કાંકરી (૨) દ્વેષ, ખાર
**કરકરિયાવર** (પું.) કન્યાના લગ્નપ્રસંગે કરેલો આપલેનો ઠરાવ, રીત, પહેરામણી
**કરકરિયાળું** (વિ.) કરકરવાળું, કકરું, કાકરિયું
**કરકરું** (વિ.) ઝીણી કાંકરી જેવું લાગતું, કકરું
**કરકસર** (સ્ત્રી.) જરૂરી ખર્ચ જ કરવું-થવા દેવું તે, ત્રેવડ
**કરકોલવું** (ક્રિ.) ધીમેધીમે કોતરી ખાવું
**કરગઠિયું** (ન.) (બળતણ માટે) લાકડાના નાના ટુકડા-સાંઠી વગેરે
**કરચ** (સ્ત્રી.) છેક નાની પાતળી કકડી
**કરચ(-ચો)લી(-ળી)** (સ્ત્રી.) કોઈ સુંવાળી સાફ વસ્તુ સંકોચાવાથી એમાં પડતી રેખા
**કરચોર** (પું.) કર ઓછો ભરીને તેમાંથી ચોરનાર
**કરચોરી** (સ્ત્રી.) કરમાંથી ચોરી લેવું તે, કર ભરવામાં ચોરી કરવી તે
**કરજ** (ન.) દેવું, ઋણ
**કરજદાર, કરજી** (વિ.) દેવાદાર
**કરડવું** (ક્રિ.) ડંખવું, બચકું ભરવું, દાંતથી કાપવું (૨) ખાવું (તુચ્છકારમાં) (૩) તીવ્રપણે ખૂંચવું
**કરડાકી(-ગી)** (સ્ત્રી.) (વાણીની) વક્રતા, કટાક્ષસ માર્મિકતા (૨) છેલાઈ, અકડાઈ (૩) કડકાઈ, સખ્તાઈ
**કરડું** (વિ.) આકરું, સખત (૨) કઠોર, નિર્દય (૩) સહેજ કડવું, બેસ્વાદ (૪) (નં.) સ્ત્રીઓનું કાનનું એક ઘરેણું
**કરણ** (ન.પું.) તેજની રેખા, રશ્મિ (૨) (પું.) કાન (૩) (ગ.) કાટખૂણ ત્રિકોણમાં કાટખૂણાની સામેની બાજુ (૪) સુકાન (૫) કુંતીનો સૂર્યથી થયેલો પુત્ર
**કરણ** (ન.) કારણ, હેતુ (૨) કોઈપણ ક્રિયાનું સાધન (૩) ઇંદ્રિય (૪) ત્રીજી વિભકિતથી સૂચવાતો અર્થ (૫) (જ્યો.) ત્રીસ ઘડીનો કાળ (૬) પરબ્રહ્મ (૭) કરવું તે, કર્મ (૮) 'ઑપરેશન' (ગ.)

**કરણી** (સ્ત્રી.) ક્રિયમાણ, કરતૂક (૨) આચરણ (૩) કડિયાનું એક ઓજાર, થાપી (૪) ચમત્કાર, જાદુ (૫) (ગ.) બરાબર મૂળ ન નીકળી શકે એવી સંખ્યા, 'સર્ડ'
**કરણી-ગત** (વિ.) બરાબર મૂળ ન નીકળી શકે એવી સંખ્યા, 'સર્ડ' (રકમ)
**કરતાલ(-ળ)** (સ્ત્રી.) હાથ વડે તાળી આપવી તે (૨) કાંસીજોડાં, ઝાંઝ
**કરતુંકારવતું** (વિ.) કર્તાહર્તા, મુખ્ય, આગેવાન, ચલણવાળું, કારભારી
**કરતૂક(-ત)** (ન.) કૃત્ય, કરણી (૨) વર્તણૂક, આચરણ (ન કરવા જેવું)
**કરદાતા** (પું.) કર ભરનાર
**કરન્યાસ** (પું.) મંત્ર ભણીને કર આદિ વિભાગો ઉપર જુદા જુદા દેવનું સ્થાપન કરવું તે
**કરન્સી** (સ્ત્રી.) ચલણ, ચલણી નાણું
**કરપ(-બ)** (પું.) કડપ, દાબ, ધાપ, અંકુશ, વજન
**કરપલ્લવ** (પું.) પંજો, પહોંચો (૨) હાથરૂપી પલ્લવ (૩) કોમળ હાથ (૪) આંગળી
**કરપલ્લવી** (સ્ત્રી.) હાથના-આંગળીઓના ચાળાથી વિચાર જણાવવા-સમજાવવાની વિદ્યા (૨) હાથનો ઇશારો-સંકેત
**કરપીણ** (વિ.) કમકમાટીભર્યું, નિર્દય
**કરબંધી** (સ્ત્રી.) કર આપવાનું બંધ કરવું તે
**કરભાર** (પું.) કરવેરાનો ભાર-બોજો
**કરભારણ** (ન.) કરનો ભાર પડવો તે, 'ઇન્સિડન્સ,'
**કરમ** (ન.) કર્મ, કૃત્ય (૨) કુકર્મ, ક્રૂર કર્મ (૩) નસીબ, વિધાતા (૪) (સ્ત્રી.) ઉદારતા (૫) કૃપા, મહેરબાની
**કરમકથા,કરમકહાણી** (સ્ત્રી.) વીતક કથા
**કરમકૂટિયું** (વિ.) કરમકૂટ કરાવે એવું
**કરમદી** (સ્ત્રી.) ખટાશ પડતાં જાંબલી ફળ આપતું એક ઝાડ
**કરમદું** (ન.) કરમદીનું ફળ
**કરમાવું** (ક્રિ.) સૂકું થઈ ચીમળાવું
**કરમિયો** (પું.) કૃમિ, પેટમાં થતી જીવાત, ચરમ
**કરમી** (વિ.) ભાગ્યશાળી, નસીબદાર (૨) ધનાઢ્ય
**કરમુક્ત** (વિ.) કરવેરામાંથી મુક્ત, કર ન ભરવો પડે એવું
**કરમુક્તિ** (સ્ત્રી.) કરવેરો ભરવામાંથી મુક્તિ-છૂટ
**કરમોડ** (સ્ત્રી.) મચકોડાવું એ, લચક (૨) (પું.) ઢોરનો એક રોગ
**કરવટ** (સ્ત્રી.) પડખું, પાસું
**કરવત** (સ્ત્રી.ન.) લાકડાં વહેરવાનું એક ઓજાર
**કરવતી** (સ્ત્રી.) નાનું કરવત (૨) સોનીનું એક ઓજાર (૩) એક જાતની ઘોડાગાડી
**કરવું** (ક્રિ.) આચરવું, બનાવવું, યોજવું, ઘડવું, ઉપજાવવું વગેરે (૨) (અન્ય ક્રિયાપદ સાથે આવતાં તે ક્રિયામાં બીજી આનુષંગિક ક્રિયાઓનો ભાવ ઉમેરે. ઉદા. 'જોવું કરવું', 'પૂછવું કરવું' (૩) ક્રિયાપદના ભૂતકાળના રૂપની સાથે વપરાતાં સાતત્યનો ભાવ બતાવે.
**કરવેરો** (પું.) કર કે વેરો
**કરસેવા** (સ્ત્રી.) ધાર્મિક પ્રયોજનથી થતી શ્રમસેવા
**કરંજ** (ન.) એક ઝાડ
**કરંજો** (પું.) ફુવારો
**કરંટ** (પું.) વીજળીનો પ્રવાહ (૨) (વિ.) ચાલું ખાતું. જેમ કે. 'કરંટ એકાઉન્ટ'
**કરંડિયો** (પું.) કંડિયો
**કરા** (પું.) આકાશમાંથી પડતા કુદરતી બરફના કકડા
**કરાટે** (પું.) કુસ્તીને મળતો મુકાબલાનો એક જાપાની પ્રકાર
**કરાડ** (સ્ત્રી.) ખડક (૨) ઊંડા ખાડાની ઊભી કોર, ભેખડ (૩) પર્વતની ખો (૪) (પું.) ઊંચો છોડ
**કરામત** (સ્ત્રી.) કારીગરી (૨) કળા, કસબ (૩) હિકમત, યુક્તિ (૪) ચાતુરી, ખૂબી (૫) બનાવટ (૬) ચમત્કાર, જાદુ
**કરામતી** (વિ.) કરામતવાળું
**કરાર** (પું.) કબૂલાત, ઠરાવ (૨) દુઃખની શાંતિ, નિરાંત, આરામ
**કરારનામું,કરારપત્ર** (ન.) ઠરાવપત્ર, લખત, દસ્તાવેજ (૨) સંધિપત્ર
**કરારબદલો** (પું.) થયેલા કરારમાં સુધારોવધારો કરવો તે, કરાર બદલવો તે, 'નોવેશન'
**કરારભંગ** (પું.) કરાર ભાંગવો તે, કરારની શરતોનું પાલન ન કરવું તે, 'બ્રીચ ઓફ કૉન્ટ્રેક્ટ'
**કરારી** (વિ.) કરારવાળું, શરત થયેલું (૨)(સ્ત્રી.) કરાર, શાંતિ, નિરાંત
**કરાલ(-ળ)** (વિ.) ભયંકર, બિહામણું (૨) ઉગ્ર, તીવ્ર (૩) ઊંચું (૪) (સ્ત્રી.) કાળી તુલસી (૫) (પું.) કસ્તૂરીમૃગ
**કરાલી** (વિ.) ભયંકર મોં ફાડીને ગાનાર (સંગીત)
**કરાંઠી** (સ્ત્રી.) સાંઠી, કપાસ તુવેરની સૂકી સોટી
**કરિયાણું** (ન.) ગાંધીની દુકાને મળતું ઓસડ, મસાલો વગેરે (૨) ગાંધિયાટું
**કરિયાતું** (ન.) એક ઔષધિ
**કરિયાવર** (પું.) કરકરિયાવર, પહેરામણી, રીત
**કરી** (પું.) હાથી
**કરી** (સ્ત્રી.) પથ્ય, પરહેજી
**કરી** (સ્ત્રી.) એ નામની એક વનસ્પતિ (૨) શાકભાજીની મસાલાવાળી કઢી
**કરી** (સ્ત્રી.) કરવા જેવો વ્યવહાર, આચાર
**કરી,કરીને** (અ.) ને લીધે, -કારણે
**કરીમ** (વિ.) દયાળુ, ઉદાર
**કરુણ** (વિ.) દયાજનક, શોકકાર (૨) (પું.) આઠમાંનો એક રસ
**કરુણપ્રશસ્તિ** (સ્ત્રી.) કરુણરસથી ભરેલી પ્રશસ્તિ, કાવ્યનો એક પ્રકાર, 'ઍલીજી'
**કરુણરસિક** (વિ.) કરુણ રસનું, કરુણ રસવાળું
**કરુણા** (સ્ત્રી.) દયા, અનુકંપા
**કરુણાજનક** (વિ.) કરુણા ઉપજાવે એવું
**કરુણાપાત્ર** (વિ.) દયાયોગ્ય (૨) (ન.) દયાયોગ્ય મનુષ્ય
**કરુણાર્દ્ર** (વિ.) કરુણાથી આર્દ્ર, દયાથી ગદ્ગદ્ (૨) ખૂબ દયાળુ, દયાદ્ર
**કરુણાલુ,કરુણાવંત,કરુણાળ(-ળુ)** (વિ.) દયાળુ
**કરુણાંત** (વિ.) કરુણ અંતવાળું (૨) (ન.) કરુણાંતિક, ટ્રેજેડી
**કરુણાંતિકા** (સ્ત્રી.) કરુણાંતકૃતિ, 'ટ્રેજેડી'
**કરૂપ(-પું)** (પું.વિ.) કદરૂપું
**કરેટું(-ઠું)** (ન.) ખરેટું (૨) ઘીમાંની છાશ (૩) દેવીને અપાતી વાર્ષિક ભેટ
**કરેણ(-ણો)** (સ્ત્રી.પું.) એક ફૂલઝાડ
**કરો** (પું.) ઘરની બાજુની દીવાલ
**કરોડ** (પું.) કોટિ, સો લાખ
**કરોડ** (સ્ત્રી.) બરડાની ઊભી હારમાળા, પૃષ્ઠવંશ (૨) બરડો

**કરોડપતિ, કરોડાધિપતિ** (પું.) કરોડ રૂપિયાનો આસામી-ધણી, શ્રીમંત
**કરોડરજ્જુ** (સ્ત્રી.) કરોડમાંથી પસાર થતું જ્ઞાનતંતુનું દોરડું
**કરોળિયો** (પુ.) એક જીવડું (૨) ચામડીનો એક રોગ (૩) એક વનસ્પતિ, **કાગડોળિયો** (૪) માટીનાં વાસણ વેચનારો
**કર્ક** (પું.) કરચલો (૨) એક રાશિ (૩) ધોળો ઘોડો
**કર્કટિ(-ટી)** (સ્ત્રી.) કાકડી
**કર્કરેખા** (સ્ત્રી.) વિષુવવૃત્તની ઉત્તરે ૩૩’ ૨૭’ અક્ષાંશની ગોળ રેખા
**કર્કવર્તુલ(-ળ),કર્કવૃત્ત** (ન.) કર્કરેખાનું વર્તુલ
**કર્કશ** (વિ.) કઠોર, આકરું (૨) કડવાબોલું (૩) ઘાતકી, નિર્દય
**કર્કશા** (વિ.) કંકાસિયણ, વઢકારી (૨) (સ્ત્રી.) વઢકણી સ્ત્રી
**કર્કોટ, કર્કોટક** (પું.) નાગોનો એક નાયક
**કર્ણ** (પું.) કાન (૨) કાટખૂણ ત્રિકોણમાં કાટખૂણાની સામેની બાજુ (ગ.) (૩) સુકાન (૪) કુંતીનો સૂર્યથી થયેલો પુત્ર
**કર્ણક** (ન.) હૃદયનો ઉપલો ખંડ કે ખાનું, ‘ઓરિકલ’ (શ.વિ.)
**કર્ણકટુ, કર્ણકઠોર** (વિ.) કાનને કટુ-કઠોર લાગે એવું
**કર્ણકંડુ(-ડૂ)** (પું.) કાનનો એક રોગ
**કર્ણધાર** (પું.) સુકાની, નેતા
**કર્ણપટલ** (ન.) કાનનો પડદો
**કર્ણપાક** (પું.) કાન પાકવો તે, એક રોગ
**કર્ણપાલી** (સ્ત્રી.) કાનની બૂટ
**કર્ણપિશાચ** (પું.ન.) મંત્રથી વશ થતું ભૂત (૨) કાન-ભંભેરણી (૩) અફવા, ગપાટો, લોકવાયકા
**કર્ણફૂલ** (ન.) કાનમાં પહેરવાનું ફૂલ, સ્ત્રીઓનું એક ઘરેણું
**કર્ણમૂલ(-ળ)** (ન.) કાનના મૂળ આગળનો શરીરનો ભાગ
**કર્ણવેધ** (પું.) કાન વીંધવો તે
**કર્ણશૂલ(-ળ)** (ન.) કાનમાં થતું શૂળ-સણકો
**કર્ણાટક** (પું.ન.) દક્ષિણ ભારતનું એક રાજ્ય
**કર્ણિકા** (પું.) વહાણનો સુકાની, ખલાસી
**કર્ણિકા** (સ્ત્રી.) કળી, બીજકોશ (૨) હાથીની સૂંઢની અણી (૩) વચલી આંગળી (૪) લેખણ
**કર્ણેન્દ્રિય** (સ્ત્રી.) સાંભળવાની ઇંદ્રિય, કાન
**કર્ણોપકર્ણ(-ર્ણિ)** (અ.) એક કાનેથી બીજા કાને એમ ફરતું
**કર્તન** (ન.) કાપવું કે કાતરવું તે (૨) કાંતવું તે
**કર્તરિપ્રયોગ** (પું.) જેમાં ક્રિયાપદ કર્તા પ્રમાણે લિંગ અને વચન લેતું હોય તેવો પ્રયોગ
**કર્તરી** (સ્ત્રી.) કાતર
**કર્ત(-ર્ત્ત)વ્ય** (વિ.) કરવા યોગ્ય, કરવાનું (૨) (ન.) કામ, કર્મ (૩) ફરજ (૪) વર્તન
**કર્ત(-ર્ત્ત)વ્યનિષ્ઠ** (સ્ત્રી.) કર્તવ્યમાં નિષ્ઠા, કર્તવ્યપરાયણતા
**કર્ત(-ર્ત્ત)વ્યપરાયણતા,કર્તવ્યપાલન** (સ્ત્રી.ન.) કર્તવ્યનું પાલન
**કર્ત(-ર્ત્ત)વ્યબુદ્ધિ** (સ્ત્રી.) કર્તવ્યની ભાવના કે સમજ
**કર્ત(-ર્ત્ત)વ્યભાન** (ન.) કર્તવ્યનું ભાન
**કર્ત(-ર્ત્ત)વ્યભૂમિતિ** (સ્ત્રી.) એક પ્રકારની ભૂમિતિ, ‘પ્રૅક્ટિકલ જ્યૉમેટ્રી (ગ.)
**કર્તા(-ર્ત્તા)** (વિ.) કરનારું, બનાવનારું (૨)(પું.) કરનાર-બનાવનાર માણસ, રચયિતા
**કર્તા(-ર્ત્તા)હર્તા(-ર્ત્તા)** (પું.) સરજનાર અને નાશ કરનાર (ઈશ્વર) (૨) સર્વોપરી સત્તા ધરાવનાર વ્યક્તિ, મુખ્ય-મૂળ માલિક
**કર્તૃત્વ** (ન.) કરવાની-રચવાની શકિત, કાર્યશકિત (૨) કર્તાપણું
**કર્તૃવાચ્ય** (વિ.) જેમાં કર્તાનું પ્રાધાન્ય હોય એવું (વાકય)
**કર્ત્રી** (સ્ત્રી.) કર્તાનું સ્ત્રીલિંગ
**કર્દમ** (પું.) કાદવ, કીચડ (૨) એ નામના એક પ્રાચીન ઋષિ
**કર્નલ** (પું.) સૈન્યનો એક મોટો અધિકારી કે તેનું પદ યા પદવી કે ઇલકાબ
**કર્પટ** (ન.) કાપડ, કપડું (૨) ચીંથરું, જૂનો ગાભો
**કર્પૂર** (ન.) કપૂર, એક સુગંધી પદાર્થ
**કર્મ** (ન.) ક્રિયા, કાર્ય, કામ (૨) પ્રવૃત્તિ, ધંધો (૩) આચરણ, ધર્મકર્મ (નિત્યાદિ) (૪) (લા.) કરમ, નસીબ, પૂર્વજન્મનાં કર્મ (૫) કર્તવ્ય (૬) કુકર્મ, પાપ (૭) જેની ઉપર ક્રિયા થતી હોય તે
**કર્મકર્તા** (પું.) કર્મરૂપ કર્તા
**કર્મકાંડ** (ન.) ધર્મક્રિયાઓ અને ધર્મકર્મોને લગતો વેદનો ભાગ (૨) વેદમાં બતાવેલી ધાર્મિક ક્રિયાઓ અને કર્મો
**કર્મકાંડી** (વિ.) કર્મકાંડને અનુસરનારું
**કર્મક્ષેત્ર** (ન.) કર્મભૂમિ (ભારતવર્ષનું એક વિશેષણ)
**કર્મચંડાળ** (પું.) કર્મનો ચંડાળ, અધર્મી, દુરાચારી
**કર્મચારી** (વિ.પું.) કામ કરનાર પુરુષ કે સ્ત્રી, નોકરીમાં ભિન્નભિન્ન કામ કરનાર તે તે માણસ
**કર્મઠ** (વિ.) આહનિક કર્મમાં ચુસ્ત, કર્મનિષ્ઠ (૨) કર્મકુશળ (૩) બાહ્ય આચારમાં આગ્રહી
**કર્મણિ** (વિ.) કર્મ પ્રમાણે લિંગ વચન વગેરે લેનારું
**કર્મણિપ્રયોગ** (પું.) જેમાં કર્મ પ્રમાણે ક્રિયાપદ લિંગ અને વચન લેતું હોય તેવો પ્રયોગ
**કર્મણ્ય** (વિ.) કુશળ, હોશિયાર (૨) (ન.) ઉદ્યોગ, પ્રવૃત્તિ
**કર્મધારય** (પું.) જે તત્પુરુષ સમાસમાં બન્ને પદો સમાનાધિકરણ હોય તે સમાસ
**કર્મનિષ્ઠ** (વિ.) કર્મકાંડમાં આસ્થાવાળું-ચુસ્ત (૨) કર્તવ્યપરાયણ
**કર્મનિષ્ઠા** (સ્ત્રી.) પોતાનાં કર્મોમાં અથવા શાસ્ત્ર-વિહિત કર્મોમાં નિષ્ઠા
**કર્મપરાયણ** (વિ.) કર્મ કે કામકાજમાં લીન કે એકાગ્ર
**કર્મપાક** (પું.) કર્મનું પાકવું તે, કર્મફળ
**કર્મપાશ** (પું.) કર્મબંધન
**કર્મબંધન** (ન.) કર્મનું બંધન
**કર્મબાધ** (પું.) કર્મનો બાધ-દોષ
**કર્મભૂમિ** (સ્ત્રી.) કર્મ કરવાનું ક્ષેત્ર (૨) ધર્મકર્મ કરવાનો દેશ (ભારતવર્ષનું એક વિશેષણ)
**કર્મમાર્ગ** (પું.) કર્તવ્યમાંથી અથવા કર્મકાંડને અનુસરવાથી મોક્ષ મેળવવાનો માર્ગ
**કર્મમીમાંસા** (સ્ત્રી.) કર્મનું તત્ત્વજ્ઞાન, કર્મ સંબંધી વિચારણા (૨) પૂર્વમીમાંસા
**કર્મયોગ** (પું.) કર્મમાર્ગની સાધના (૨) લૌકિક તેમજ પારલૌકિકને લગતાં બધાં કર્મ ઈશ્વરાર્પણ-બુદ્ધિએ અનાસકત રહીને કરવાનો માર્ગ (૩) (લા.) નસીબનો જોગ.

**કર્મયોગી** (પું.) કર્મયોગનો સાધક
**કર્મવાદ** (પું.) કર્મને લગતો વાદ (૨) પ્રારબ્ધવાદ, દૈવવાદ
**કર્મવાદી** (વિ.પું.) કર્મવાદમાં માનનાર
**કર્મવિપાક** (પું.) કર્મપાક, કર્મનું પાકવું તે, કર્મફળ
**કર્મવીર** (વિ.) કર્તવ્ય કર્મ કરવામાં વીર-બહાદુર (૨) (પું.) એવો માણસ
**કર્મસંજોગ** (પું.) ભાવિનો યોગ, નસીબનો તાકડો
**કર્મસંન્યાસ** (પું.) કર્મનો ત્યાગ (૨) કર્મફળનો ત્યાગ
**કર્મિષ્ઠા** (વિ.) કર્મ કરવા પર પ્રીતિવાળું (૨) કાર્યકુશળ
**કર્મી** (વિ.) નસીબદાર (૨) ઉદ્યોગી
**કર્મેન્દ્રિય** (સ્ત્રી.) સ્થૂળ કામો કરવાની ઇન્દ્રિય (૨) પંચેન્દ્રિય
**કલ** (પું.) એક અવાજ, ગુંજન (૨) કળા, માત્રા (પિંગળ)
**કલકલ** (પું.) પક્ષીઓનો કલરવ (૨) ગુંજારવ (૩) કલબલ, મનુષ્ય યા પશુપક્ષીઓનો મિશ્ર ધ્વનિ
**કલગી** (સ્ત્રી.) મુગટ અથવા મસ્તક પર મૂકવાનો એક શણગાર, મંજરી (૨) ફૂલોનો ગોટો (૩) એક શાકત લાવણી (૪) ઘોડાના માથા પર મૂકવામાં આવતો એવો શણગાર (૫) હાથીના માથા પર મૂકવામાં આવતો એક સાજ (૬) મોર, ઢેલ વગેરે પક્ષીના માથા પરનો એવો ઘાટ
**કલત્ર** (ન.) પત્ની
**કલદાર** (વિ.) રણકો કરે તેવો ચાંદીનો રૂપિયો (૨) (વિ.) નગદ, રોકડું
**કલન** (ન.) કળી જવું - સમજવું તે (૨) પકડવું-ઝાલવું તે (૩) ગર્ભાધાન થયા પછીની ગર્ભની શરૂઆતની સ્થિતિ, 'ઝાઇગોટ'
**કલના** (સ્ત્રી.) સમજણ, ગ્રહણ (૨) અડસટ્ટો (૩) પિછાન
**કલપ** (પું.) વાળ રંગવાની એક બનાવટ
**કલબલ** (સ્ત્રી.) વાતચીતથી થતો આછો ઘોંઘાટ, શોરબકોર (૨) ન સમજાય તેવું બોલવું તે
**કલબલાટ** (પું.) ઘોંઘાટ, શોરબકોર
**કલમ** (સ્ત્રી.) લેખણ (૨) દસ્કત (૩) ચિત્રકારની પીંછી (૪) લેખનશકિત, ચીતરવાની છટા (૫) કલમની પેઠે ત્રાંસી કાપીને રોપવાને કરાતી છોડ કે ઝાડની ડાળી કે તે વડે થયેલો છોડ કે ઝાડ (૬) કંડિકા, લખાણમાં પડેલો ક્રમિક ભાગ (૭) કરારની શરત (૮) ભાષા કે લિપિ (લા.)
**કલમકશ** (વિ.) લેખણ વાપરી જાણનારું (૨) (પું.) લહિયો (૩) લેખક, કુશળલેખક, મુત્સદ્દી
**કલમદાન** (ન.) કલમ રાખવાની ભૂંગળી પેટી
**કલમબાજ** (વિ.) કલમ વાપરવામાં કુશળ
**કલમી** (વિ.) કલમ કરીને ઉગાડેલું (ઝાડ) (૨) (પું.) એક જાતના ચોખા
**કલમેશરીફ** (પું.) કુરાન, કલામેશરીફ
**કલમો** (પું.) કુરાનનું મૂળ સૂત્ર-ફરમાન ઇસ્લામનું દીક્ષાવાકય
**કલર** (પું.) રંગ
**કલરબૉક્સ** (ન.) રંગપેટી
**કલરવ** (પું.) મધુર ધ્વનિ (ખાસ કરીને પંખીઓનો)
**કલવો** (પું.) કવલ, કોળિયો (૨) પરણવા આવેલા વરને ઊઘલતાં પહેલાં કન્યાપક્ષ તરફથી મોકલાતો કાચો કંસાર-ખાવાનું
**કલ(-ળ)શ** (પું.) લોટો (૨) દેરા પર મુકાતું ઘડાના આકારનું ધાતુ કે છોનું શિખર-ટોચ
**કલશોર** (પું.) કલરવ, મધુર અવાજ
**કલહ** (પું.) કજિયો, કંકાસ, લડાઈ
**કલહંસ** (પું.) હંસ (૨) એક છંદ
**કલહાંતરિતા** (વિ.સ્ત્રી.) પતિ સાથે કલહ કરી રૂસણું લઈ બેઠેલી (સ્ત્રી) (૨) પતિનો અનાદર કરી રિસાયા પછી શોક કરતી (નાયિકા) (કા.શા.)
**કલંક** (ન.) ડાઘ, લાંછન, બટ્ટો (૨) આળ
**કલંકિની** (વિ.સ્ત્રી.) કલંકવાળી
**કલંકી** (વિ.) કલંકવાળું (૨) (પું.) ચંદ્ર
**કલંઠ** (વિ.) લાંઠ, તોફાની અને લુચ્ચું
**કલંદર** (પું.) એક જાતનો ફકીર (૨) નિઃસ્પૃહ માણસ (૩) મદારી
**કલા(-ળા)** (સ્ત્રી.) કોઈપણ વસ્તુનો એક ભાગ (૨) ચંદ્રનો સોળમો ભાગ (૩) 'મિનિટ', (ખૂણાના) અંશ ડિગ્રીનો સાઠમો ભાગ (ગ.) (૪) કાલમાન (૫) યુકિત, હિકમત (૬) હુન્નર,કસબ (૭) સૌંદર્યયુકત રચના કે તેવી હિકમત
**કલાઈ** (સ્ત્રી.) એક ધાતુ (૨) વાસણ પર ચડાવાતું કલાઈનું પાતળું પડ (૩) કોણીથી કાંડા જેટલો હાથ (૪) મગદળ-જોડીની એક કસરત
**કલાક** (પું.) ૬૦ મિનિટ જેટલો સમય
**કલાકાર** (પું.) કલાયુકત રચના કરનાર વ્યકિત (કવિ, ચિત્રકાર, શિલ્પી વગેરે)
**કલાકૌશલ્ય** (ન.) કળાની આવડત, હોશિયારી (૨) હુન્નર-ઉદ્યોગની આવડત
**કલા(-લે)ડું** (ન.) રોટલા શેકવાનું શાણકું-ઠીકરું
**કલાદીર્ઘા** (સ્ત્રી.) કલાપ્રદર્શનની પડાળી, 'આર્ટગૅલેરી'
**કલાધર** (પું.) મોર (૨) ચંદ્ર (૩) કલાકાર
**કલાનાથ** (પું.) ચંદ્ર
**કલાનિધિ** (પું.) મોર (૨) ચંદ્ર (૩) કલાકાર
**કલાપ** (પું.) સમૂહ (૨) મોરનાં પીછાંનો સમૂહ (૩) ભાથો (તીરનો) (૪) ઘરેણું (૫) મ્યાન (૬) ચંદ્ર
**કલાપી** (પું.) મોર
**કલાભવન** (ન.) હુન્નરકળાની શાળા
**કલામ** (સ્ત્રી.) વાણી, વાકય, શબ્દ (૨) કડી, ફકરો (૩) લખાણ
**કલામીમાંસા** (સ્ત્રી.) કલાનું શાસ્ત્ર કે તત્ત્વદર્શન
**કલામેશરીફ** (પું.) કુરાન, કલમેશરીફ
**કલાલ** (પું.) દારૂનો દુકાનદાર
**કલાલખાનું** (ન.) દારૂનું પીઠું (૨) વ્યસનીઓને ભેગા થવાનું ઠેકાણું
**કલાલી,કલાલું** (સ્ત્રી.ન.) કલાલનો-દારૂ વેચવાનો ધંધો
**કલાવવું** (ક્રિ.) કળથી સમજાવવું,પટાવવું
**કલાવંતી** (વિ.સ્ત્રી.) નૃત્યાદિ કલા જાણનારી
**કલાવિદ** (પુ.) કલાનો જાણકાર
**કલાવિધાન** (ન.) કલાની રચના-સર્જન
**કલિ(-ળિ)** (પું.) ટંટો, કજિયો (૨) લડાઈ, યુદ્ધ (૩) કળિયુગ (૪) કળિયુગનો અધિષ્ઠાતા પુરુષ-અસુર (૫) પાપની બુદ્ધિ
**કલિકા** (સ્ત્રી.) અણખીલેલું ફૂલ, કળી
**કલિકાલ(-ળ)** (પું.) કળિયુગનો સમય
**કલિત** (વિ.) કળાયેલું, જાણેલું, સમજાયેલું

**કલિંગ** (ન.) એક પક્ષી (૨)(પું.) પ્રાચીન ભારતનો એક પ્રાંત, (ઓરિસ્સા રાજ્ય)
**કલિંગડું** (ન.) કાલિંગડું, તરબૂચ
**કલુષ** (વિ.) કાદવવાળું, ગંદું, મેલું (૨) દુષ્ટ, ઘાતકી (૩) પાપી (૪) (ન.) કાદવ, ગંદકી (૫) પાપ
**કલુષિત** (વિ.) કલુષ (૨) કચવાયેલું, રિસાયેલું
**કલેક્ટર** (પું.) જિલ્લાનો વડો વહીવટી અધિકારી, સમાહર્તા
**કલેજું** (ન.) પિત્ત ઉત્પન્ન કરનારો અને શિરાઓમાંનું લોહી સાફ કરનારો એક મોટો માંસલ અવયવ, કાળજું (૨) (લા.) હૃદય (૩) મન, અંતઃકરણ
**કલેડી** (સ્ત્રી.) કલોડી, એકેય વેતર ન થયેલી ગાય કે ભેંસ
**કલેવર** (ન.) શરીર, ખોળિયું
**કલેંદુ** (પું.) બીજનો ચંદ્રમા
**કલોંજી** (સ્ત્રી.) શાહજીરું
**કલ્ક** (વિ.) પાપી (૨) (પું.) પાપ (૩) દંભ, છેતરપિંડી (૪) કીચડ, કચરો (૫) વાટીને બનાવેલો લોંદો, લૂગદી (ઔષધ વગેરેની) (૬) કાનનો મેલ
**કલ્કિ(-લ્કી)** (પું.) વિષ્ણુનો દસમો અને છેલ્લો અવતાર
**કલ્ચર** (ન.) સંસ્કાર, ઉછેર (૨) સુધારો, સંસ્કૃતિ
**કલ્ચરમોતી** (ન.) બનાવટી મોતી
**કલ્પ** (પું.) બ્રહ્માનો એક દિવસ અર્થાત્ ૪,૩૨૦,૦૦૦,૦૦૦ વર્ષોનો સમય (૨) ધર્મકર્મનો વિધિ (૩) વિહિત વિકલ્પ (૪) આચાર (૫) એક વેદાંગ જેમા યજ્ઞક્રિયા વગેરેનો ઉપદેશ છે. (૬) સંકલ્પ (૭) અભિપ્રાય (૮) રોગનો ઉપચાર, ચિકિત્સા
**કલ્પતરુ,કલ્પદ્રુમ,કલ્પવૃક્ષ** (ન.) નીચે બેસનાર જેનો સંકલ્પ કરે તે વસ્તુ આપે એવું મનાતું સ્વર્ગનું એક કાલ્પનિક ઝાડ
**કલ્પન** (ન.) કલ્પવું તે (૨) બિંબ, 'ઇમેજ'
**કલ્પના** (સ્ત્રી.) નવું ચિંતવી કે ઉપજાવી કાઢવાની શકિત (૨) હરેક વાતની મનમાં જે પ્રથમ રચના થાય તે (૩) ધારણા, ખ્યાલ (૪) તરંગ, બુટ્ટો
**કલ્પનાચક્ષુ** (ન.) કલ્પનાની કે કલ્પનારૂપી આંખ
**કલ્પનાચિત્ર** (ન.) કલ્પના વડે ખડું કરેલું ચિત્ર
**કલ્પનાતીત** (વિ.) કલ્પનામાં ન આવે તેવું, તેનાથી પર
**કલ્પનાવાદ** (પું.) કળા એ અનુભવ કરેલી કલ્પના છે એવો વાદ
**કલ્પનાશકિત** (સ્ત્રી.) નવું ચિંતવી કે ઉપજાવી કાઢવાની શકિત
**કલ્પનાશીલ** (વિ.) કલ્પના કરવાના વલણ-સ્વભાવવાળું
**કલ્પનાસૃષ્ટિ** (સ્ત્રી.) મનોરાજ્ય, કલ્પનામાંથી ઊભું કરેલું આલેખન
**કલ્પનોત્થ** (વિ.) કલ્પનામાંથી ઊઠતું-જન્મેલું
**કલ્પવું** (ક્રિ.) કલ્પના કરવી
**કલ્પસૂત્ર** (ન.) વૈદિક કર્મોના વિધિઓનું શાસ્ત્ર, એક વેદાંત (૨) (જૈન) સાધુઓ માટે આચાર વર્ણવતું ધર્મપુસ્તક
**કલ્પાંત** (પું.) કલ્પનો અંત, જગતનો પ્રલયકાળ (૨)(ન.) રડારોળ, ખૂબ રડવું-શોક કરવો તે
**કલ્પિત** (વિ.) કલ્પેલું (૨) જોડી કાઢેલું, ખોટું (૩) (ન.) કલ્પેલ વસ્તુ, કલ્પના, યુકિત
**કલ્મષ** (પું.ન.) મેલ, કાળાશ (૨) પાપ (૩) એક નરક
**કલ્યાણ** (વિ.) શુભ, શ્રેય, મંગળ (૨) સુખકર, ભલું (૩) સુંદર, સરસ (૪) (ન.) સુખ, આબાદી (૫) શ્રેય, કુશળ (૬) (પું.) એક રાગ
**કલ્યાણકારી** (વિ.) કલ્યાણ કરે એવું (૨) (પું.) કલ્યાણ કરનાર પુરુષ
**કલ્યાણરાજ્ય** (ન.) પ્રજાના સમગ્ર કલ્યાણ માટે ચાલનારું રાજ્ય - એક રાજકીય આદર્શ, 'વેલફેર સ્ટેટ'
**કલ્યાણી** (સ્ત્રી.) કલ્યાણ કરનારી દેવી (૨) સૌભાગ્યવતી સ્ત્રી (૩) ગાય, વાછરડી (૪) (વિ.) કલ્યાણકારી, મંગળમય
**કલ્લી** (સ્ત્રી.) હાથના કાંડાનું એક ઘરેણું (૨) ગડી
**કલ્લોલ** (પું.) મોજું (૨) ઘોડો (૩) આનંદ, આનંદથી ઊભરાવું તે
**કલ્લોલિની** (સ્ત્રી.) નદી
**કવખત** (પું.) ખરાબ-અયોગ્ય-અશુભ સમય, કવેળા
**કવચ** (ન.) બખતર (૨) તાવીજ, ભૂત, પિશાચ કે મૂઠચોટથી શરીરનું રક્ષણ કરતો મનાતો મંત્ર
**કવણ** (સ.) કયું
**કવન** (ન.) કવિતા કરવી તે (૨) કાવ્ય
**કવયિત્રી** (સ્ત્રી.) સ્ત્રીકવિ
**કવર** (ન.) મીઠું (૨) પરબીડિયું (૩) પુસ્તકનું પૂંઠું (૪) (પું.) પાઠક, વકતા (૫) (વિ.) વિચિત્ર, કાબરચીતરું
**કવર્ગ** (પું.) ક, ખ, ગ, ઘ, ઙ એ પાંચ અક્ષરો
**કવલ(-ળ)** (પું.) કોળિયો, ગ્રાસ
**કવવું** (ક્રિ.) કાવ્ય રચવું (૨) સ્તુતિ ગાવી, વખાણવું (૩) વર્ણવવું
**કવા(-બા)બ** (પું.) માંસનું ભજિયું-મૂઠિયું
**કવાયત** (સ્ત્રી.) લશ્કરી તાલીમ, પરેડ, ડ્રિલ (૨) તરતીબ, તાલીમ
**કવા(-વ્વા)લ** (પું.) ગવૈયો (૨) એક રાગ (૩) કવાલી ગાનારો
**કવાસ** (સ્ત્રી.) જવ, મધ અને મીઠાની મેળવણીનું પેય
**કવિ** (પું.) કાવ્ય રચનાર (૨) ભાટ
**કવિકલ્પિત ન્યાય** (પું.) કવિસૃષ્ટિનો ન્યાય
**કવિત્વ** (ન.) કાવ્ય રચવાની શકિત (૨) કવિપણું (૩) કાવ્યનો ગુણ
**કવેણ** (ન.) ખોટું-અઘટિત વેણ, અપશબ્દ
**કવેળા** (સ્ત્રી.) કવખત, માઠો સમય
**કવ્વાલી** (સ્ત્રી.) ગઝલ (ખાસ કરીને સૂફીવાદની) (૨) ખ્યાલટપ્પાનું ગાણું
**કશ(-સ)** (સ્ત્રી.) અંગરખું, બંડી વગેરે ભીડવાની નાની દોરી હોય છે તે (બટનને બદલે)
**કશમકશ** (સ્ત્રી.) ખેંચતાણ (૨) ધમાધમ, ઝઘડો
**કશી(-સી)દો** (પું.) ઈંટ અથવા નળિયાને ખૂબ તપાવીને તેના રસનો બનાવેલો કીટો (૨) જરીનું ભરતકામ
**કશું** (વિ.) કોઈ, કાંઈ (અનિશ્ચિતાર્થક)
**કશ્યપ** (પું.) કાચબો, કચ્છપ (૨) એક ઋષિ (દેવો દાનવો વગેરેના પિતા)
**કશ્યપસુત** (પું.) સૂર્ય
**કષ(-સ)ણી** (સ્ત્રી.) કસોટી (૨) કસોટીની વેળા, આપત્તિ, દુઃખ (૩) વાંસળી, પૈસા ભરવાની લાંબી, કેડે બંધાય એવી કોથળી (૪) નાનાં છોકરાંને થતો કફ કે શ્વાસનો એક રોગ (સસણી) (૫) અંગરખું, બંડી વગેરે ભીડવાની નાની દોરી
**કષાય** (વિ.) વિકારવાળું (૨)(પું.) કાવો, ઉકાળો (૩) તૂરો (ને કડૂચો) સ્વાદ (૪) ગેરુવો-ભગવો રંગ (૫) કાટ,મેલ, કાળપ (૬) પાપ (૭) (જૈન) ક્રોધ, માન, માયા અને લોભ એ ચારમાંનું કોઈ પણ

**કષાયિત** (વિ.) રંગેલું, રંગવાળું થયેલું (૨) ભગવું (૩) કસાણું, બેસ્વાદ (૪) કષાય-વિકારવાળું
**કષ્ટ** (ન.) મહેનત, શ્રમ (૨) દુઃખ, સંતાપ
**કષ્ટકારક** (વિ.) કષ્ટ કરે એવું, દુખદાયક
**કષ્ટદાયક,કષ્ટદાયી,કષ્ટપ્રદ** (વિ.) કષ્ટ આપે એવું, દુખકારી
**કષ્ટસાધ્ય** (વિ.) કષ્ટથી સધાય એવું
**કષ્ટહારી** (વિ.) કષ્ટ હરે એવું
**કષ્ટાર્તવ** (ન.) સ્ત્રીઓનો એક રોગ જેમાં આર્તવ (રજસ્રાવમાં) બહુ કષ્ટ થાય છે.
**કષ્ટિ** (સ્ત્રી.) મહેનત, શ્રમ (૨) દુઃખ, સંતાપ
**કષ્ટી** (વિ.) કષ્ટવાળું, દુઃખી
**કસ** (પું.) કસોટી ઉપરથી નક્કી કરેલો સોનારૂપાના ભાવનો આંક (૨) કસોટી (૩) સાર, માલ, સત્ત્વ (૪) બળ, જોર
**કસક** (સ્ત્રી.) અભિલાષા, અરમાન (૨) કળતર, શૂળ (૩) જૂનું વેર (૪) દુઃખ, પીડા (૫) હમદર્દી, સહાનુભૂતિ
**કસકસતું** (વિ.) ખૂબ ખેંચીને બાંધેલું (૨) પરાણે બરાબર બેસતું થતું
**કસ-કાગળ** (પું.) પ્રયોગશાળામાં થતી રાસાયણિક કસોટી માટેનો કાગળ (૨) 'ટેસ્ટ પેપર'
**કસદાર** (વિ.) કસ-સત્ત્વવાળું (૨) રસાળ (૩) ધનવાન (૪) કસોટીમાંથી પાર ઊતરે એવું, ઓજસ્વી
**કસનળી** (સ્ત્રી.) રસાયણી પ્રયોગમાં વપરાતી કાચની નળી, 'ટેસ્ટટ્યૂબ'
**કસપટ્ટી** (સ્ત્રી.) સૂતરનો કસ કાઢવા માટેની પટ્ટી
**કસબ** (પું.) ધંધો, રોજગાર, કામ (૨) હુન્નર, કળા, કારીગરી (૩) કલા-કુશળતા, નિપુણતા (૪) અનીતિનું કામ (૫) (ભરતકામ, વણાટમાં વપરાતો) સોનારૂપાનો બારીક તાર
**કસબચોર** (પું.) પોતાનો હુન્નર બીજાને ન દેખાડે એ, આવડત સંતાડનાર મનુષ્ય (૨) ધંધામાં ઠગારો
**કસબાતી** (વિ.) કસબામાં રહેનારું, કસબાનું
**કસબી** (વિ.) કલાકુશળ, નિપુણ (૨) કસબવાળું (૩)(પું.) હુન્નરકળા જાણનારું, કારીગર
**કસબો** (પું.) શહેરથી નાનું અને ગામડાથી મોટું ગામ, 'ટાઉન', 'બરો'
**કસમ** (પું.બ.વ.) સોગંદ
**કસમનામું** (ન.) સોગંદનામું, 'ઍફિડેવિટ'
**કસમય** (પું.) કસમો, કવખત, કવેળા
**કસર** (સ્ત્રી.) ઘટ, ખોટ (૨) કચાશ, અપૂર્ણતા (૩) ખામી, કસૂર (૪) કરકસર (૫) નુકસાન
**કસરત** (સ્ત્રી.) વ્યાયામ (૨) અભ્યાસ, મહાવરો, તાલીમ
**કસરતબાજ** (વિ.) કસરતી, કસરતના શોખવાળું
**કસરતી** (વિ.) કસરત કરનારું, કસરતબાજ
**કસરિયું** (વિ.) કરકસરિયું
**કસ(-સુ)વાણ** (સ્ત્રી.) માંદગી, બેચેની
**કસવું** (ક્રિ.) ખૂબ ખેંચવું, સખત બાંધવું (૨) કસોટી કરવી, અજમાવવું (૩) મહેનત આપવી, રગડવું (૪) પીડવું, સતાવવું (૫) ઓછું દેવાનો પ્રયત્ન કરવો
**કસાઈ** (પું.) પશુઓને મારીને તેનું માંસ વેચવાનો ધંધો કરનાર, ખાટકી (૨) ગળકટ્ટો, ખૂની
**કસાઈખાનું** (ન.) કસાઈનું કર્મ કરવાની જગા
**કસાઈવાડો** (પું.) કસાઈઓને રહેવાનો લત્તો
**કસાકસ(-સી)** (સ્ત્રી.) રસાકસી, ચડસાચડસી
**કસાણું** (વિ.) કાટના સ્વાદવાળું, કટાણું, બેસ્વાદ
**કસાયેલું** (વિ.) પલોટાયેલું, અનુભવી
**કસીદો** (પું.) કશીદો, ઈંટનો તપાવીને તેના રસનો બનાવેલો કીટો (૨) જરીનું ભરતકામ (૩) કાવ્યનો એક પ્રકાર, સ્તુતિ-પ્રશંસા કરવાને માટે લખાયેલું કાવ્ય
**કસુવાણ** (સ્ત્રી.) કસવાણ, માંદગી, બેચેની
**કસુવાવડ** (સ્ત્રી.) ગર્ભનું તેના નિયત સમય પહેલાં ગળી જવું તે, એમ સુવાવડ બગડવી તે
**કસું(-સૂં)બલ(-લું)** (વિ.) કસુંબાના ફૂલના રંગનું, લાલ
**કસું(-સૂં)બી** (વિ.) કસુંબલ (૨) (સ્ત્રી.) કસુંબાના ફૂલનો રંગ (૩) કસુંબાનું બીજ
**કસું(-સૂં)બો** (પું.) એક વનસ્પતિ (૨) કસુંબાના ફૂલમાંથી નીકળતો રંગ (૩) એ રંગનું કપડું (૪) પાણીમાં ઘોળેલું અફીણ કે તે મિષે થતો મેળાવડો
**કસૂર** (સ્ત્રી.) ખામી, ભૂલચૂક, વાંકગુનો
**કસૂરદાર,કસૂરવાર** (વિ.) કસૂર કરનારું, કસૂરમાં આવેલું, કસૂરવાળું
**કસોજણ** (ન.) ઝટકામણ, કચરો
**કસોટી** (સ્ત્રી.) સોનાનો કસ જોવાની પથરી (૨) કસ કાઢવાની રીત, પરખ (૩) કડક તપાસ-પરીક્ષા, અજમાયશ
**કસ્ટડી** (સ્ત્રી.) કબજો, જાપ્તો (૨) અભિરક્ષણ
**કસ્ટમડ્યૂટી** (સ્ત્રી.) સીમા-શુલ્ક, નાકાવેરો
**કસ્તર** (ન.) તણખલું, રજ, કચરો (૨) કંસારા લોકો સાંધવાના વાસણને જે લેપ કરે છે તે
**કસ્તી** (સ્ત્રી.) પારસીની જનોઈ કે તે દેવાનો સંસ્કાર
**કસ્તુ(-સ્તૂ)રી, કસ્તુ(-સ્તૂ)રિકા** (સ્ત્રી.) અમુક જાતના હરણની ડૂંટીમાંથી મળતો એક સુગંધી પદાર્થ, મૃગમદ (૨) ડુંગળી (વ્યંગમાં)
**કસ્તુ(-સ્તૂ)રીમૃગ** (પું.) જેની ડૂંટીમાંથી કસ્તૂરી મળે છે તેવું હરણ
**કહાણી** (સ્ત્રી.) વાર્તા, દંતકથા (૨) કહેવત
**કહાન(-નો)** (પું.) કૃષ્ણ
**કહાર** (વિ.) નિષ્ઠુર, ક્રૂર (૨) (પું.) ભોઈ, પાલખી ઊંચકનાર
**કહીં** (અ.) ક્યાં, કયે ઠેકાણે (પ્રશ્નાર્થક)
**કહીંક** (અ.) ક્યાંક
**કહેણ(-ણું)** (ન.) કહેવરાવવું તે, સંદેશો (૨) હુકમ (૩) વેણ, વચન (૪) તેડું, નોતરું
**કહેણી** (સ્ત્રી.) કહેવત (૨) કહેવું તે, કહેવાની રીત (૩) કહાણી (૪) લોકાપવાદ, દોષ
**કહેવત** (સ્ત્રી.) લોકોક્તિ (૨) દૃષ્ટાંત, ઉદાહરણ (૩) ઉખાણો (૪) કહેવરામણ
**કહ્યાગરું** (વિ.) કહ્યું કરે એવું, આજ્ઞાંકિત
**કળ** (સ્ત્રી.) પેટી વગેરેને જડેલું યંત્ર, જેમાં કૂંચી ફેરવવાથી તે વસાય-ઉઘાડાય છે. (૨) યંત્રની ચાવી, ચાંપ (૩) લાગ, યુક્તિ, કરામત, કીમિયો (૪) અટકળ, સમજ (૫) માત્રા (૬) એકદમ (વાગવા વગેરેથી) થતું તીક્ષ્ણ કે સતત દુઃખ કે તેથી આવતી મૂર્છા

**કળજ(-જુ)ગ** (પું.) ચાર યુગમાંનો છેલ્લો યુગ, અધર્મનો સમય
**કળણ** (ન.) જેમાં પગ મૂકતાં કળી જવાય એવી જમીન-જગ્યા (૨) જાણવું તે, સૂઝ, સમજ, જ્ઞાન
**કળતર** (સ્ત્રી.) ઝીણા તાવને કારણે કે મારની અસરથી શરીરનાં અંગોમાં થતો દુખાવો
કળતર (ન.) અટકળ, અંદાજ
કળથી (સ્ત્રી.) એક જાતનું હલકું કઠોળ
કળપટ (પું.) ચાવી કે ચાંપનું પાટિયું કે પટલ, 'કી-બોર્ડ' (જેમ કે, ટાઇપ-રાઇટરનું)
**કળપવું** (ક્રિ.) મૂએલાને નામે સંકલ્પ કરી દાન આપવું (૨) રાંપડી ફેરવવી (૩) ખપવું, ઉપયોગમાં આવવું (૪) ઝૂરવું, રડવું
**કળવિકળ** (સ્ત્રી.) યુક્તિ, તદબીર (૨) યુક્તાયુક્ત વિચાર (૩) ચેન, શાતા (૪) સૂઝ, સમજ
**કળવું** (ક્રિ.) સમજવું (૨) કલ્પવું, ધારવું, અટકળ કરવી, હિસાબ કે અંદાજ કાઢવો (૩) દુખવું, કળતર થવું (૪) કાદવમાં ઊતરી જવું, ખૂંતી જવું
**કળશ** (પું.) એક વાસણ, લોટો (૨) મંદિરના શિખર તરીકે મુકાતો ઘાટ, ઘૂમટની ટોચ, કલશ
**કળશિયો** (પું.) લોટો (૨) દસ્ત, ઝાડો કે તેનો રોગ
**કળશી** (સ્ત્રી.) સોળ મણનું એટલે કે આશરે ત્રણસોવીસ કિલોનું માપ (૨) (વિ.) બહોળું, મોટું
**કળળવું** (ક્રિ.) મોટેથી બૂમ પાડવી, અવાજ કરવો
**કળા** (સ્ત્રી.) કલા (૨) (મોરની) કળા-કલાપ ફેલાવવો તે
**કળાપો** (પું.) રડારોળ (૨) કઢાપો
**કળાયલ** (વિ.) કળા કરેલી હોય એવો (મોર)
**કળાવતંસ** (પું.ન.) કળાનું ભૂષણ, કળાઓમાં શ્રેષ્ઠ
**કળિયુગ** (પું.) ચાર યુગમાંનો છેલ્લો યુગ, અધર્મનો સમય
**કળી** (સ્ત્રી.) અણખીલ્યું ફૂલ, કલિકા (૨) છૂટો મોતીચૂર (૩) અંગરખાને કે પહેરણની અમુક ઢબને સીવતાં બગલ આગળ કરાતું સીવણ
**કળીચૂનો** (પું.) વિશુદ્ધ કરેલો ચૂનો
**કળેકળે, કળેવળે** (અ.) યુક્તિપ્રયુક્તિથી, સમજાવટથી, કલાવી-પટાવીને
**કળોટી(-ઠી)** (સ્ત્રી.) એક જાતની સફેદ રેતી, સાથિયા પૂરવાની ભૂકી (આરસ વગેરે પથ્થરની)
**કંઈ** (અ.) ક્યાં, કહીં (૨) (સ.) અનેક
**કંઈક** (અ.) ક્યાંક
**કંઈક** (વિ.સ.) કશુંક, કાંઈક, કયાંક
**કંકણ** (ન.) કાંગરાવાળી ચૂડી-બંગડી (૨) કાચની કે સોનાની બંગડી (૩) કંકણદોરો
**કંકણદોરો** (પું.) લગ્નવિધિ શરૂ કરતાં વરકન્યાને કાંડે બંધાતું મીંઢળ અને લાલ દોરો, કાંકણદોરો
**કંકણાકૃતિ** (વિ.) કંકણના આકારનું (ખગ્રાસ ગ્રહણ માટે) 'ઍન્યુલર'
**કંકર** (પું.) કાંકરો, નાનો પથ્થર (૨) કાંકરી, મરડિયો
**કંકાલ** (ન.) હાડપિંજર
**કંકાલ(-લી)** (સ્ત્રી.) કાંટાળી એક વનસ્પતિ, કાંકોલ, કાંકળ
**કંકાવટી** (સ્ત્રી.) કંકુ રાખવાની પ્યાલી (૨) ગાંજો ફૂંકવાની ચલમ (વ્યંગમાં)
**કંકાસ** (પું.) કજિયો, ક્લેશ
**કંકાસિયણ** (વિ.સ્ત્રી.) કંકાસિયા સ્વભાવની સ્ત્રી
**કંકાસિયું** (વિ.) કંકાસિયા સ્વભાવનું
**કંકુ** (ન.) ચાંલ્લા વગેરેમાં વપરાતું લાલ દ્રવ્ય, કુંકુમ
**કંકુપડો** (પું.) કંકુનો પડો-પડિયો-પડીકું
**કંકોડી** (સ્ત્રી.) કંકોડાની વેલ (૨) સૂતક કાઢવા માટે સ્નાન વખતે માથામાં નંખાતી એક ભૂકી
**કંકોડું** (ન.) કંકોડાનું શાક-ફળ
**કંકોતરી, કંકોત્રી** (સ્ત્રી.) લગ્નાદિ શુભ પ્રસંગની આમંત્રણપત્રિકા (૨) ન ગમતું નોતરું કે ખબરની ચિઠ્ઠી (વ્યંગમાં)
**કંગણ(-ન,-ની)** (ન.સ્ત્રી.) કાંગરાવાળી ચૂડી-બંગડી (૨) કાચની કે સોનાની બંગડી (૩) કંકણદોરો
**કંગાલ(-ળ)** (વિ.) છેક ગરીબ, દીન (૨) દરિદ્રી, નિર્માલ્ય, તુચ્છ (૩) રસકસરહિત
**કંગાલિ(-ળિ)યત** (સ્ત્રી.) અત્યંત ગરીબી, દીનતા (૨) કંગાલ દશા
**કંચન** (ન.) કાંચન, સોનું (૨) ધન, દોલત
**કંચની** (વિ.) સોનાનું (૨) (સ્ત્રી.) ગણિકા
**કંચુક** (પું.) કાંચળી, કમખો (૨) સાપની કાંચળી (૩) બખ્તર
**કંચુકી** (સ્ત્રી.) કાંચળી (૨) (પું.) જનાનખાનાનો ચોબદાર
**કંજ** (પું.) બ્રહ્મા (૨) (ન.) કમળ
**કંજૂસ** (વિ.) અતિશય-વધારે પડતી કરકસર કરે એવું, કૃપણ, પાજી
**કંટક** (પું.) કાંટો, ફાંસ (૨) આંકડો, ગલ (માછલાં પકડવાનો) (૩) રોમાંચ (૪) નડતર, દખલ (૫) દુશ્મન
**કંટકિત, કંટકી** (વિ.) કાંટાવાળું (૨) મુશ્કેલ (૩) રોમાંચિત
**કંટાળવું** (ક્રિ.) કંટાળો ચડવો-આવવો
**કંટાળું** (વિ.) કાંટાવાળું (૨) (ન.) ભૂરું કોળું
**કંટાળો** (પું.) અવિવિધતા કે થાકથી ઊપજતો અણગમો
**કંટી** (સ્ત્રી.) ડૂંડામાંના બારીક કણ (૨) ડૂંડું (૩) તાજી ડાંગર
**કંટી(-ટે)વાળો** (પું.) ચૂલે ચડાવવાના વાસણને બહારની બાજુએ કરાતો માટીનો લેપ
**કંટોલું(-ળું)** (ન.) કંકોડું
**કંટ્રાક્ટ, કંટ્રાટ** (પું.) કરારથી કરવાનું કામ, ઠેકો
**કંટ્રાક્ટર, કંટ્રાટી** (પું.) ઠેકેદાર, ઇજારાદાર
**કંટ્રોલ** (પું.) કાબૂ, નિયમન, અંકુશ
**કંઠ** (પું.) ગળું, ડોક (૨) હૈડિયો (૩) કંઠમાંથી નીકળતો અવાજ, સૂર, સાદ (૪) કાંઠો-કાંઠલો (૫) કાંઠો, કિનારો
**કંઠગ્રંથિ** (સ્ત્રી.) કંઠમાં આવેલી એક ગ્રંથિ, 'થાયરૉઇડ ગ્લૅન્ડ'
**કંઠનાળ** (સ્ત્રી.) ગળાની નળી
**કંઠમણિ** (પું.) કંઠીમાંનો હીરો (૨) હૈડિયો (૩) અત્યંત પ્રિયજન
**કંઠમાળ** (સ્ત્રી.) ગળાનો એક રોગ
**કંઠસ્થ** (વિ.) કંઠે-મોઢે યાદ હોય તેવું (૨) કંઠસ્થાની (વ્યંજન)
**કંઠસ્થાન** (ન.) કંઠની જગા
**કંઠસ્થાની** (વિ.) કંઠમાંથી બોલાતો (વ્યંજન)
**કંઠાર(-ળ)** (સ્ત્રી.) દરિયાનો કાંઠો, કિનારો
**કંઠી** (સ્ત્રી.) ડોકનું એક ઘરેણું (૨) કંઠમાં પહેરવાની ગુરુએ બંધાવેલી માળા (૩) (અંગરખાના) ગળા આગળના ભાગ ઉપરનું શોભીતું સીવણ કે ભરતકામ

**કંઠીબંધુ** (વિ.) એક કંઠી બાંધનાર-સમાન ગુરુવાળું (૨) વૈષ્ણવ
**કંઠ્ય** (વિ.) કંઠનું-સંબંધી (૨) કંઠસ્થાની
**કંડકટર** (પું.) (બસ, ગાડી વગેરેના ઉતારુઓ અંગેના કામકાજ માટેનો) કર્મચારી
**કંડારવું** (ક્રિ.) કોતરવું, નકશી કરવી
**કંડિકા** (સ્ત્રી.) નાનું પ્રકરણ (૨) વેદની ઋચાઓનો સમૂહ (૩) ફકરો
**કંડિયો** (પું.) કરંડિયો
**કંડી** (પું.) વાદી, કરંડિયામાં સાપ લઈને ફરનારો મદારી (૨) એક જાતની ટોપલી જેમાં માણસને બેસાડીને પહાડોમાં ઊંચકી જવાય છે. (૩) કંડી-વાળો-તેમાં લઈ જનારો માણસ
**કંડી(-દી)લ** (ન.) દીવો કરવાનો કાચનો પ્યાલો, હાંડી (૨) ફાનસ
**કંડુ(-ડૂ)** (સ્ત્રી.) ચળ, ખંજવાળ (૨) ખસ, ખૂજલી
**કંડૂયન** (ન.) ખંજવાળવું તે
**કંતાઈ, કંતામણ, કંતામણી** (સ્ત્રી.ન.) કાંતવાનું મહેનતાણું
**કંતાન** (ન.) શણનું કપડું,શણિયું (૨) ગૂણપાટ, ટાટિયું
**કંથ,કંથડો,કંથવો** (પું.) કાન્ત, પિયુ (૨) પતિ, ભરથાર
**કંથડિયો** (પું.) કંથવો, બાવો
**કંથવો** (પું.) કંથાધારી, વેરાગી, બાવો (૨) અત્યંત ગરીબ-નિર્ધન માણસ (૩) ચોમાસામાં થતું એક નાનું જીવડું (૪) કંથ,પતિ
**કંથા** (સ્ત્રી.) ચીથરાંનું બનાવેલું વસ્ત્ર (૨) ગોદડી (સાધુબાવાની)
**કંથાધારી** (પું.) કંથવો, કંથા પહેરનારો, સાધુ, યોગી
**કંદ** (પું.ન.) જેમાં ખાવાનો ગર હોય તેવું મૂળ, સૂરણ, બટાટા વગેરે (૨) મૂળ કારણ (સમાસને અંતે)
**કંદમૂલ(-ળ)** (ન.) કંદ તથા મૂળ (ખવાય તેવાં)
**કંદર,કંદરા** (ન.સ્ત્રી.) ગુફા, ખો, બખોલ
**કંદર્પ** (પું.) કામદેવ
**કંદૂક** (પું.) રમવાનો દડો, દડી
**કંદોઈ** (પું.) મીઠાઈ બનાવનાર તથા વેચનાર આદમી, સુખડિયો
**કંદોરો** (પું.) કમરે પહેરવાનો કોઈ પણ દોરો કે સેર (સૂતર, સોનારૂપા વગેરેનો) (૨) ભીતમાં ચણેલી ઈંટની કિનારી (૩) આંકો, લીટો
**કંધ** (સ્ત્રી.) ખભો (૨) ભાર વહેરનાર પશુઓની ખાંધ-બોચી (૩) નાગરમોથ
**કંપ** (પું.) કંપારો, ધ્રુજારો
**કંપની** (સ્ત્રી.) ટોળી, મંડળી (૨) ભાગીદારો મેળવીને કાઢેલી પેઢી કે મંડળી (૩) સાથ, સોબત
**કંપમાત્રા** (સ્ત્રી.) કંપવાનું માપ, 'એમ્પ્લિટ્યૂડ'
**કંપવા, કંપવાયુ** (પું.) જેને લીધે શરીરનો કોઈ ભાગ કંપે એવો એક રોગ
**કંપાઉંડ** (ન.) ઘર કે મકાનની ચોતરફની આંતરી લીધેલી જમીન કે વાડો (૨) બે કે વધુ મૂળતત્ત્વના સમાસથી બનતો (રસાયણી) પદાર્થ (ર.વિ.)
**કંપાઉંડર** (પું.) દાકતર કહે તે દવા-દવાનું મિશ્રણ તૈયાર કરી આપનારો તેનો મદદનીશ
**કંપાયમાન** (વિ.) ધ્રૂજતું, કાંપતું (૨) અસ્થિર, ચલિત
**કંપારી(-રો)** (સ્ત્રી.પું.) ધ્રુજારી, કમકમી (૨) કમકમાટી
**કંપાર્ટમેન્ટ** (ન.) ટ્રેનના ડબાનું ખાનું
**કંપાસ** (પું.) હોકાયંત્ર (૨) વર્તુળ દોરવાનું ઓજાર
**કંપિત** (વિ.) કંપેલું, કંપમાન
**કંપોઝ, કંપોઝકામ** (ન.) છાપખાનામાં બીબાં ગોઠવવાં અથવા કમ્પ્યુટર પર અક્ષરો ઉપસાવવાનું કામ કરવું તે
**કંપોઝીટર** (પું.) છપાઈ માટેનાં બીબાં ગોઠવનાર વ્યક્તિ
**કંપોસ્ટ** (પું.) કચરો અને છાણ, મૂતર, મળના મિશ્રણથી તૈયાર કરાતું ખાતર, ઉકરડાની એક વૈજ્ઞાનિક રીત
**કંબલ** (પું.) કામળી (૨) ગાયબળદની ગોદડી-ગરદન નીચે લટકતી જાડી ચામડી
**કંબોજ** (પું.) શંખ (૨) એવા (પ્રાચીન) નામનો એક દેશ
**કંસ** (પું.) કૃષ્ણનો મામો (૨) કૌંસ
**કંસાર** (પું.) એક ખાવાની વાનગી-મિષ્ટાન્ન
**કંસારો** (પું.) ધાતુનું વાસણ ઘડવા-વેચવાનો ધંધો કરનારો પુરુષ
**કાઈ(-ય)દે-આઝમ** (પું.) મોટો-મહાન નેતા કે આગેવાન
**કાઉન્ટ** (પું.) એક પ્રકારનો (અમુક દરજ્જાનો) ઉમરાવ કે તેનો ખિતાબ (જેમ કે, કાઉન્ટ ટૉલ્સ્ટૉય)
**કાઉન્ટર** (પું.) લેવડદેવડ કરવા માટેનું (બેન્ક, દુકાન, કચેરી વગેરેનું) ટેબલ કે તેવી જગા
**કાઉન્ટેસ** (સ્ત્રી.) કાઉન્ટની સ્ત્રી કે તેનો ખિતાબ
**કાઉન્સિલ** (સ્ત્રી.) ઉપલી ધારાસભા (૨) સભા, મંડળ
**કાઉન્સિલ હૉલ** (પું.) ધારાસભાનું મકાન, ધારાસભાનું સભાગૃહ
**કાઉસગ્ગ** (પું.) શારીરિક વ્યાપારો છોડી એક આસને ધ્યાન કરવું તે (જૈન)
**કાક** (પું.) કાગડો
**કાકડી** (સ્ત્રી.) આરિયું, ચીભડું (૨) ચીથરાને વળ દઈ બનાવેલી દિવેટ, કાકડો
**કાકડો** (પું.) ચીથરાની મોટી કાકડી (૨) ગળાની બારીની આસપાસનો એક અવયવ, ચોળિયો (૩) પડજીભ
**કાકડોળે** (અ.) કાગને ડોળે, અતિ આતુરતાથી
**કાકતાલીયન્યાય** (પું.) કાકતાલીય એવો ન્યાય, કાગનું તાડ પર બેસવું અને અકસ્માત તાડફળનું પડવું થાય તેવું, અણધાર્યું, ઓચિંતું
**કાકનિદ્રા** (સ્ત્રી.) કાગડા જેવી (ઝટ ઊડી જાય એવી) ઊંઘ, કાગા-નીંદર
**કાકપક્ષ** (પું.) વાળેલા વાળનો કાગડાની પાંખ જેવો ગુચ્છો, કાનછેરિયાં
**કાકપત્ર(-દ)** (ન.) કાગડાના પગના આકારનું ચિહ્ન, હંસપદ (૨) ચાર લઘુમાત્રા જેટલો સમય (સંગીત)
**કાકપદ(ચિહ્ન)** (ન.) લખાણમાં રહી ગયેલું તે બતાવવા કરાતું (^) આવું ચિહ્ન
**કાકબ** (પું.) ગોળ કે મહુડાની રસી (તમાકુ બાંધવામાં વપરાય છે તે)
**કાકભુશુંડી** (પું.) એક ઋષિ (શાપથી કાગડો જન્મેલો)
**કાકમ** (પું.) પ્રવાહી ગોળ જેવો થાય ત્યાં સુધી ઉકાળેલો શેરડીનો રસ
**કાકર** (પું.) ઠળિયો (૨) કાંકરો (૩) દાંત, દંતૂશળ (સૂવર આદિ પ્રાણીના) (૪) કરવતનો દાંતો (૫) ચામડીમાં પડેલો કઠણ ચીરો
**કાકરિયા કુંભાર** (પું.) એક કલગીદાર પક્ષી
**કાકરિયાળું** (વિ.) કાંકરીવાળું (૨) ખૂંચે એવું
**કાકલૂદી** (સ્ત્રી.) દયા ઉપજાવે એવી આજીજી, કાલાવાલા
**કાકવંઝા(-ધ્યા)** (સ્ત્રી.) એક જ વાર ફળનાર વનસ્પતિ (૨) એવી સ્ત્રી

**કાકા** (પું.બ.વ.) 'કાકો'નું માનવાચક રૂપ (૨) બાપનો ભાઈ (૩) (પિતાને સંબોધનમાં વપરાય છે.) પિતા, કાકાભાઈ (૪) (વ્યંગમાં) દુશ્મન

**કાકાકૌવો** (પું.) પોપટ જેવું એક પક્ષી

**કાકાબળિયા** (પું.બ.વ.) બળિયાકાકા, શીતળા

**કાકી** (સ્ત્રી.) કાકાની પત્ની (૨) (વિ.) કાગડા જેવા ક્રૂર અવાજથી ગાનાર

**કાકીડો** (પું.) કાચંડો

**કાકુ** (પું.) દુઃખ, ભય, ક્રોધથી સ્વરમાં પડતો ફેર (૨) કરડાકીમાં કે વ્યંગમાં બોલવું તે (૩) કીકો (ભાટિયા લોકોમાં)

**કાકો** (પું.) બાપનો ભાઈ (૨) (પિતાને સંબોધન કરવામાં વપરાય છે.) પિતા, કાકાભાઈ (૩) દુશ્મન (વ્યંગમાં)

**કાખ, કાખલી** (સ્ત્રી.) બગલ

**કાખઘોડી** (સ્ત્રી.) કાખમાં ટેકા માટે રખાતી લાકડાની ઘોડી

**કાખબલાઈ, કાખબિલાડી** (સ્ત્રી.) બગલમાં થતું એક ગૂમડું, બામલી

**કાગ** (પું.) કાક, કાગડો

**કાગડી** (સ્ત્રી.) કાગડાની માદા (૨) ગાડાની બે ઊધોની પિત્તળથી જડેલી અણી

**કાગડો** (પું.) કાક, એક કાળું પક્ષી (૨) (લા.) ચાલાક, લુચ્ચું પ્રાણી

**કાગડોળ** (વિ.) કદરૂપું

**કાગડોળિયું** (વિ.) કાગડાના ડોળા જેવું, એકાક્ષી (૨) (ન.) એક રેચક વનસ્પતિ

**કાગદી** (વિ.) પાતળી છાલવાળું (જેમ કે, લીંબુ) (૨) તકલાદી (૩) (પું.) કાગળ બનાવનારો કારીગર (૪) કાગળ વેચનારો અથવા ચોપડા વગેરે બાંધનારો વેપારી

**કાગદી ચલણ** (ન.) કાગળનું ચલણ

**કાગવાશ** (સ્ત્રી.) શ્રાદ્ધને દિવસે પિતૃ નિમિત્તે કાગડાને નાખવામાં આવતું હવિ (૨) એ બલિ

**કાગવિદ્યા** (સ્ત્રી.) પશુપંખીની ભાષા સમજવાની વિદ્યા

**કાગવૃત્તિ** (સ્ત્રી.) કાગડા જેવી (ચાંદું કે ગંદું જોવાની) વૃત્તિ કે વલણ

**કાગળ** (પું.) વાંસ, ઘાસ, ધાગા વગેરેમાંથી કરાતી લખવા વગેરેના કામની એક બનાવટ (૨) પત્ર, પત્રિકા

**કાગાનીંદર** (સ્ત્રી.) કાગડાના જેવી-ઝટ ઊડી જાય એવી ઊંઘ

**કાગારોળ** (પું.) રોકકળ (૨) ગરબડાટ, બુમરાણ

**કાચ** (પું.) રેતી અને ખારવાળી માટી ઓગાળીને બનાવાતો એક પદાર્થ (૨) દર્પણ (૩) પાસદાર, ચળકતી મિશ્ર ધાતુ

**કાચકાગળ** (પું.) કાચના કણ ચોંટાડેલો એક કાગળ

**કાચકી** (સ્ત્રી.) કાકચી, કાંકચ, એક વનસ્પતિ (૨) ગળામાં થતો એક રોગ (૩) સંકડામણ, મુશ્કેલી

**કાચકું(-કો)** (ન.પું.) કાચકીનું ફળ, કાકચું

**કાચબી** (સ્ત્રી.) કાચબાની માદા (૨) એક રોગ, કાચકી

**કાચબો** (પું.) એક જળચર પ્રાણી

**કાચમણિ** (પું.) કાચ જેવો એક હલકો મણિ

**કાચર-કૂચર** (ન.) પરચૂરણ ખાદ્યવસ્તુઓ, પરચૂરણ ભાંગીતૂટી વસ્તુઓનો સમૂહ

**કાચલી** (સ્ત્રી.) નાળિયેરનું ભાંગેલું કોટલું (૨) શાકની-ખાસ કરીને કોઠમડાની સૂકવણી

**કાચં(-ચિં,-ચી)ડો** (પું.) એક પ્રાણી

**કાચું** (વિ.) પાકેલું નહિ એવું (કાચી કેરી) (૨) બરાબર નહિ સીઝેલું, પકવેલું કે રંધાયેલું (૩) શેકેલું રાંધેલું નહિ એવું (કાચી સોપારી, ચણા, અનાજ વગેરે) (૪) કશા સંસ્કાર ન કરાયેલું-કુદરતી સ્થિતિમાં હોય એવું (કાચો માલ, કાચી ધાતુ) (૫) તકલાદી, મજબૂત કે ટકાઉ નહિ એવું (કાચી સડક, કાચું સૂતર) (૬) નાદાન, બિનઅનુભવી, અધૂરું, અધકચરું (માણસ, જ્ઞાન, આવડત, ઉંમર વગેરે) (૭) અધૂરું, અપૂર્ણ (કાચું કામ, કાચી બુદ્ધિ, કાચો વિચાર, કાચી વાત) (૮) કામચલાઉ, છેવટનું નહિ એવું (કાચો હિસાબ, દસ્તાવેજ, ખરડો વગેરે) (૯) પોચું, નરમ (૧૦) બારદાન વગેરે સાથેનું કામચલાઉ કે અંદાજી (વજન, માપ) (૧૧) (ન.) કચાશ, કસર, અધૂરાપણું

**કાચુંપાકું** (વિ.) કંઈક કાચું અને કંઈક પાકું એવું (૨) અર્ધદગ્ધ

**કાચુંપોચું** (વિ.) અનુભવ અને હિંમત વગરનું, ભોળું, અકુશળ

**કાછડી** (સ્ત્રી.) કાછડાની રીત-પાછળ ખોસેલો ધોતિયાનો એક ભાગ

**કાછિયો** (પું.) શાક વેચવાનો ધંધો કરનાર આદમી

**કાજ** (ન.) કામ (૨) કારણ, પ્રયોજન (૩) (અ.) કાજે, માટે

**કાજળ** (ન.) મેશ (૨) આંખમાં આંજવાની મેશ

**કાજળી** (સ્ત્રી.) મેશ (૨) રાખનું પડ (૩) કાળી ફૂગ (૪) મેશ પાડવાનું કોડિયું (૫) ગાય પૂજવાનું સ્ત્રીઓનું એક વ્રત (શ્રાવણ માસમાં) (૬) કાજળિયાની વિદ્યા

**કાજળીત્રીજ** (સ્ત્રી.) શ્રાવણ વદ ત્રીજ, કાજળરાણી

**કાજી(-ઝી)** (પું.) ન્યાયાધીશ (૨) ઇસ્લામી વિદ્વાન-પંડિત

**કાજુ** (પું.) એક સૂકો મેવો

**કાજે** (અ.) માટે, વાસ્તે

**કાજો** (પું.) કચરો, પૂંજો

**કાટ** (પું.) (દાવો કાપવા) સામે મંડાતો દાવો, પ્રતિકાર (૨) (સ્ત્રી.) ગંજીફામાં અમુક ભાત ન હોવી-કાપતું હોવું તે

**કાટ** (પું.) ધાતુને લાગતો મેલ કે તેનો વિકાર (૨) નકામો ભારરૂપ ઉતાર કે મેલ

**કાટ** (પું.) ઇમારતી લાકડું (૨) (સ્ત્રી.) ચિતા, ચેહ

**કાટ** (પું.) કાંટો, નડતર, આડ, વિઘ્ન (૨) (વિ.) પહોંચેલ, પાકું, ખંધું, લુચ્ચું (૩) લોભી, કંજૂસ

**કાટકૂટ** (સ્ત્રી.) કાપવું અને કૂટવું-ખાંડવું, ટીચવું તે

**કાટખૂણત્રિકોણ** (પું.) કાટખૂણાવાળો ત્રિકોણ

**કાટખૂણો** (પું.) કાટકોણ (૨) નેવું અંશનો ખૂણો (૩) એ માપનું કડિયા સુતારનું ઓજાર

**કાટછાંટ** (સ્ત્રી.) કાટકસર, કાપકૂપ, સુધારો-વધારો

**કાટપીટિયો** (પું.) ઇમારતી લાકડાંનો વેપારી

**કાટમાળ** (પું.) જૂનું નવું પરચૂરણ ઇમારતી લાકડું (વળી, વાંસ વગેરે)

**કાટલું** (ન.) વજન, અમુક નક્કી વજનનું તોલવાનું સાધન (૨) સુવાવડમાં સ્ત્રીઓને અપાતું ગુંદર વગેરેનું વસાણું (૩) ઓછું કરવું તે, કાપી લેવું તે (૪) કાટ, કાંટો, નડતર, બલા

**કાઠિયાણી** (સ્ત્રી.) કાઠી કોમની સ્ત્રી

**કાઠિયાવાડ** (પું.ન.) ગુજરાતનો એક ભાગ, સૌરાષ્ટ્ર

**કાઠિયાવાડી** (વિ.) કાઠિયાવાડનું, કાઠિયાવાડ સંબંધી (૨) (પું.) કાઠિયાવાડનો રહીશ

**કાઠી** (વિ.પું.) કાઠિયાવાડની એક અસલી જાતનું (માણસ) (૨) (સ્ત્રી.) બાળવાનું લાકડું (૩) જમીનનું એક માપ (૪૦૦ કાઠી = ૧ વીઘું) (૪) લાકડી, દંડો, વાંસ (૫) કાઠું (શરીરનું)

**કાઠું** (વિ.) કઠણ, આકરું (૨) કઠોર (૩) કંજૂસ (૪) ખરાબ, માઠું (૫) (ન.) કલેવર, શરીરનો બાંધો (૬) ખોખું (ઢોલ, ડફ વગેરેનું), આકાર (૭) કાઠડો (૮) કોર ચોડવાની હોય એવું સાલ્લાનું કપડું

**કાડર** (સ્ત્રી.) સંવર્ગ

**કાઢવું** (ક્રિ.) (હોય ત્યાંથી કે અંદરથી) બહાર ખેંચવું-લાવવું-લેવું-મોકલવું (જેવા ભાવો બતાવે છે.) (૨) અલગ કરવું, દૂર કરવું, છૂટું પાડવું (૩) રદ કરવું (૪) આલેખવું, દોરવું (૫) કહેવું, બોલવું, ઉચ્ચારવું (૬) સ્થાપવું, નવું ખોલવું, શરૂ કરવું (૭) ગણી કાઢવું, ગણતરી કરવી (૮) જાહેરમાં બહાર આણવું (૯) અંદરનો સાર કે અમુક ભાગ અલગ મૂકવો, કરવો કે છૂટો પાડવો (૧૦) કમાવું, મેળવવું, જોગ કરવો (૧૧) બીજા ક્રિયાપદ સાથે તે ક્રિયા પૂરી કરી દેવી કે પતવવી એવો ભાવ પ્રેરે છે.

**કાઢો** (પું.) ઉકાળો, કાવો

**કાણ, કાણકૂટણ, કાણમોકાણ** (સ્ત્રી.) મરણ પાછળનું રોવું-કૂટવું અથવા લૌકિકે જવું તે

**કાણું** (વિ.) વેહ-છિદ્રવાળું (૨) એક આંખવાળું (૩)(ન.) વેહ, છિદ્ર, બાકું

**કાતર** (વિ.) બીકણ, કાયર (૨) દુઃખી, ભયભીત (૩) કતરાતું, વાંકું

**કાતર** (સ્ત્રી.) કાતરવાનું ઓજાર (૨) વાળ ખરી પડવાનો જાનવરોનો એક રોગ (૩) કાતરાના જેવી ધારવાળી પાતળી ઠીકરી, પતરું વગેરે

**કાતરવું** (ક્રિ.) કાતરથી કાપવું (૨) કાપવું, કરડવું (૩) ઓછું કરવું (૪) ખોતરવું, ખણવું (૫) ઘસાતું બોલવું

**કાતરિયું** (ન.) છેક છાપરાની નીચેનો નીચો મેડો (૨) લાકડાનું એક બેધારું અસ્ત્ર (૩) દીવાલ કોચવાનું ચોરનું એક ઓજાર (૪) બે ચૂડીની વચમાં પહેરાતું પાતળી ચીપનું કંકણ (૫) ભેજું (૬) કટાક્ષ, કરડી આંખે જોવું તે (૭) સ્લેટનો ભાગેલો મોટો ટુકડો

**કાતરી(-ળી)** (સ્ત્રી.) પાતળી ચપટી કકડી

**કાતિલ** (વિ.) કતલ કરનારું - કરે એવું (૨) ઘાતક (૩) મર્મવેધી

**કાતી** (સ્ત્રી.) છરી (૨) કરવતી (૩) દગો

**કાથા-કબલા** (પું.) કૂથલી, નિંદા (૨) નજીવી તકરાર, ભાંજગડ, ટંટો

**કાથી** (સ્ત્રી.) નાળિયેરના છોડના રેસા કે તેની દોરી (કાથા જેવા રંગની)

**કાથો** (પું.) ખેરની છાલનું સત્ત્વ (૨) કાથી

**કાદર** (વિ.) શકિતમાન

**કાદવ** (પું.) ધૂળ-મટોડીમાં પાણી મળીને બનતો ગારો, કીચડ

**કાદંબરી** (સ્ત્રી.) કોકિલા (૨) મેના (૩) સરસ્વતી (૪) બાણભટ્ટ રચિત સુપ્રસિદ્ધ સંસ્કૃત કથા (૫) તે કથામાં આવતું એ નામનું મુખ્ય સ્ત્રીપાત્ર (૬) નવલકથા

**કાન** (પું.) સાંભળવાની ઇન્દ્રિય (૨) લક્ષ, ધ્યાન (૩) નાકું, છિદ્ર

**કાન** (સ્ત્રી.) શરમ, સંકોચ, લાજ, મર્યાદા

**કાનખજૂરો** (પું.) ઘણા પગવાળું એક ઝેરી જીવડું

**કાનટોપી** (સ્ત્રી.) માથું ગાલ અને કાન ઢાંકે તેવી ટોપી

**કાનડી** (વિ.) કર્ણાટકનું-ને લગતું (૨) (સ્ત્રી.) કન્નડ-કર્ણાટકી ભાષા

**કાનન** (ન.) વન, જંગલ

**કાનપટી(-ટ્ટી)** (સ્ત્રી.) કાનની કોર કે બૂટ

**કાનપટો(-ટ્ટો)** (પું.) કાન ઢાંકવાનો પટો-પટ્ટો

**કાનબુટ્ટી, કાનબૂટ(-ટી)** (સ્ત્રી.) કાનની બૂટ

**કાનભંભેરણી** (સ્ત્રી.) કાન ભંભેરવા તે, કાંઈનું કાંઈ કહી ઊંધી દોરવણી કરવી તે

**કાનમ** (સ્ત્રી.) કાળી ફળદ્રુપ જમીન (૨)(ન.) વડોદરા અને ભરૂચ વચ્ચેનો પ્રદેશ

**કાનશૂળ** (ન.) કાનમાં થતી પીડા

**કાનસ** (સ્ત્રી.) એક ઓજાર, આતરડી (૨) ઘરના મેડાની આગલી પાટડી ઉપર ગોઠવવામાં આવતો બીજો નાનો પાટડો

**કાનુડો** (પું.) કહાનો, શ્રીકૃષ્ણ

**કાનૂગો** (પું.) કાયદો જાણનાર પુરુષ

**કાનૂન** (પું.) કાયદો, નિયમ (૨) ધારો, રિવાજ

**કાનૂનભંગ** (પું.) કાનૂન-કાયદાનો ભંગ

**કાનૂનરાજ(-જ્ય)** (ન.) કાનૂનસર-ન્યાયપૂર્વક ચાલતું રાજ્ય, 'રૂલ ઑફ લૉ'

**કાનૂનસર** (અ.) કાયદા મુજબ

**કાનૂની** (વિ.) કાનૂનને લગતું

**કાનેકાન, કાનોકાન** (અ.) જુદા જુદા કાને થઈને (૨) ખુદ પોતાના કાનથી

**કાન્ત** (વિ.પું.) ઇચ્છિત, પ્રિય (૨) મજેનું, અનુકૂળ (૩) સુંદર, મનોહર (૪) (પું.) પ્રીતમ (૫) વર, પતિ (૬) ચંદ્ર (૭) કીમતી પથ્થર, હીરો (સમાસમાં છેડે) ઉદા. સૂર્યકાંત (૮) ઓસડ (૯) (ન.) કેસર (૧૦) કંકુ (૧૧) એક પ્રકારનું લોઢું

**કાન્તા** (સ્ત્રી.) પ્રિયા (૨) સુંદર સ્ત્રી (૩) પત્ની (૪) પૃથ્વી

**કાન્તિ** (સ્ત્રી.) શોભા, સૌંદર્ય, મનોહરતા (૨) તેજ, નૂર,દીપ્તિ (૩) ચહેરાનું તેજ

**કાપ** (પું.) કાપવું તે (૨) કાપવાથી પડતો આંકો, વાઢ, કાપો (૩) સ્ત્રીઓના કાનનું એક ઘરેણું (૪) કાપવાની - વેતરવાની રીત, ખૂબી (૫) અંદાજ-પત્રમાં કાપ મૂકવો તે, 'કટ'

**કાપકૂપ, કાપાકૂપ(-પી)** (સ્ત્રી.) થોડુંઘણું કાપવું-ઘટાડવું તે (૨) સુધારો-વધારો (૩) કરકસર

**કાપડ** (ન.) કોરું કપડું (૨) સીવ્યા વિનાનું કપડું

**કાપડિયો** (પું.) કાપડ વેચનાર

**કાપડી(-ડિયો)** (વિ.પું.) કાપડનું, ને લગતું (૨) (સ્ત્રી.) નાનું કપડું (૩) કાર્પટિક, સાધુ સંન્યાસી

**કાપડું** (ન.) સ્ત્રીઓનું છાતીએ પહેરવાનું એક પ્રકારનું વસ્ત્ર, કાંચળી (૨) આણું

**કાપણી** (સ્ત્રી.) કાપવાની રીત (૨) પાકેલા અનાજને કાપવું તે, લણણી (૩) પતરાં કાપવાનું ઓજાર, કાતર

**કાપ-દરખાસ્ત** (સ્ત્રી.) અંદાજપત્ર રજૂ કરતી વેળા નામની રકમનો કાપ મૂકી, દરખાસ્ત કરવામાં આવે છે તે જાતની ચર્ચા-માંગ, 'કટ-મોશન'

**કાપલી** (સ્ત્રી.) કાગળ કે કપડાનો નાનો કકડો

**કાપલો** (પું.) કાગળ કે કપડાનો કે પાનનો કાપેલો ટુકડો

**કાપવું** (ક્રિ.) વાઢવું, વાઢી જુદું પાડવું (૨) ઘટાડવું (૩) દૂર કરવું, ફેડવું (૪) (ગંજીફાની રમતમાં) ચીપ્યા પછી પાનાં વહેંચતા પહેલાં અમુક ભાગ અધ્ધર ઉઠાવવો (૫) રમાતી ભાતનું પત્તું ન હોય તો હુકમનું પાનું ઊતરવું, કાટવું (૬) (કોઈની વાતને) ઘસાતું કે વિરોધમાં કહેવું, તેને વખોડવું કે તોડી પાડવું

**કાપાકાપ(-પી)** (સ્ત્રી.) એકબીજાને સામસામે કાપી નાંખવું તે, કતલ, ખૂનરેજી

**કાપાલ(-લિક)** (પું.) ખોપરીનો હાર રાખનાર-મહાદેવ, શિવ (૨) એક જાતનો અઘોરી બાવો-શિવભક્ત

**કાપુરુષ** (પું.) બાયલો માણસ (૨) અધમ-તુચ્છ માણસ

**કાપો** (પું.) આંકો, લીટો, છેકો (૨) ચીરો, કાપ

**કાફર** (વિ.) પરમેશ્વરનો ઉપરકાર ન માનનાર (૨) (લા.) અધર્મી, નીચ, દુષ્ટ

**કાફલો** (પું.) સમુદાય, સંઘ (૨) લડાયક વહાણનો સમૂહ

**કાફિયો** (પું.) અનુપ્રાસ

**કાફી** (સ્ત્રી.) એક રાગિણી (૨) કૉફી-બુંદદાણામાંથી બનાવાતું એક પીણું (૩) (વિ.) પૂરતું, જરૂર જેટલું

**કાફે** (સ્ત્રી.) (કાફીની) હોટેલ, ઉપાહાર-ગૃહ

**કાબર** (સ્ત્રી.) એક પંખી (૨) (લા.) કચકચિયણ સ્ત્રી

**કાબરચીતરું** (વિ.) ચિત્રવિચિત્ર, તરેહવાર રંગનું

**કાબરિયું, કાબરું** (વિ.) રંગબેરંગી, કાબરચીતરું

**કાબા** (પું.) મક્કામાં આવેલું મુસલમાનોનું એક (હજ) જાત્રાનું સ્થાનક

**કાબુલ** (ન.) અફઘાનિસ્તાનનો એક પ્રાંત (૨) અફઘાનિસ્તાનનું પાટનગર

**કાબુલી** (વિ.) કાબુલનું, કાબુલને લગતું (૨)(પું.) કાબુલનો વતની, અફઘાન, પઠાણ

**કાબૂ** (પું.) અખત્યાર, સત્તા (૨) અંકુશ, દાબ, ધાક (૩) (લા.) કબજો

**કાબેલ** (વિ.) પહોંચેલું, હોશિયાર (૨) પ્રવીણ, બાહોશ

**કાબેલિયત** (સ્ત્રી.) કાબેલ હોવાનો ગુણ, હોશિયારી, બાહોશી

**કાબો** (પું.) કચ્છ તરફ વસતી એક લુટારુ અને ચાંચિયા જાતનો આદમી, લૂંટારો (૨) (વિ.પું.) કાબેલ, પક્કો

**કામ** (ન.) કર્મ, કૃત્ય (૨) નોકરચાકરનું કામ (૩) વ્યવસાય, ધંધો (૪) કર્તવ્ય (૫) જરૂર, ખપ, ઉપયોગ (૬) કેસ, મુકદ્દમો (૭) (અ.) કાજે, માટે

**કામ** (પું.) ઇચ્છા, વાસના (૨) ચાર પુરુષાર્થોમાંનો એક (૩) ઇંદ્રિયસુખ, વિષયસુખ, મૈથુનેચ્છા (૪) કામદેવ, મદન (૫) એક છંદ

**કામકાજ** (ન.) નાનું મોટું કોઈપણ કામ, વ્યવસાય (૨) ધંધો, રોજગાર (૩) (સભાનું) કામકાજ, તેનો કાર્યક્રમ, 'ઍજેન્ડા', 'બિઝનેસ'

**કામકેલિ(-લી), કામક્રીડા** (સ્ત્રી.) સ્ત્રી-પુરુષની કામવાસનાપ્રેરિત રમત (૨) સંભોગ, મૈથુન

**કામગરી, કામગીરી** (સ્ત્રી.) નોકરી, ચાકરી (૨) અધિકાર, સત્તા (૩) નોકરી અંગે કરવાનું કામ

**કામગરું** (વિ.) કામમાં રચ્યુંપચ્યું રહેનારું, ઉદ્યમી

**કામગાર** (વિ.) કામ-મહેનત મજૂરી કરનાર (૨) (પું.) કામદાર, મજૂર

**કામચલાઉ** (વિ.) કામ ચલાવવા પૂરતું જ હોય એવું (૨) 'કાયમી' થી ઊલટું, હંગામી

**કામચોર** (વિ.પું.) પોતાને સોંપાયેલું કામ બરાબર નહીં કરનાર

**કામચોરી** (સ્ત્રી.) કામચોરનું વલણ-વૃત્તિ

**કામજ્વર** (પું.) તીવ્ર વિષયવાસના

**કામજોગ(-ગું)** (વિ.) કાર્ય પૂરતું

**કામઠી** (સ્ત્રી.) નાનું કામઠું, સાદું ધનુષ્ય (૨) કામઠીવાળો માણસ, ભીલ

**કામઠું** (ન.) ધનુષ

**કામઠું** (વિ.) કામકરંદું (૨) (ન.) વાંસની ચીપ

**કામણ** (ન.) વશીકરણ, મોહિની લગાડવી તે (૨) ધંતરમંતર, ટુચકો

**કામણગારું** (વિ.) મોહ ઉપજાવે તેવું, કામણ કરનાર, મોહક (૨) (લા.) વરણાગિયું

**કામણટૂમણ** (ન.) કામણ અને બીજા ટુચકા, ધંતરમંતર

**કામદાર** (પું.) અમલદાર, અધિકારી (૨) કારભારી, દીવાન (૩) કામ કરનાર-નોકરિયાત માણસ અથવા મજૂર

**કામદારસંઘ** (પું.) કામ કરનારાઓનો-કામદારોનો સંઘ

**કામદેવ** (પું.) કામવાસનાનો કલ્પિત દેવ, મદન

**કામધંધો** (પું.) કામ અને ધંધો, વેપારરોજગાર

**કામધેનુ** (સ્ત્રી.) મનકામના પૂરી કરનારી એક કલ્પિત ગાય

**કામના** (સ્ત્રી.) વાસના, મનોભાવ (૨) ઇચ્છા, અભિલાષા

**કામબંધી** (સ્ત્રી.) કામ બંધ કરવું તે, કામદારોની હડતાલ

**કામબાણ** (ન.) કામદેવનું બાણ (૨) નેત્રકટાક્ષ

**કામમીમાંસા** (સ્ત્રી.) કામશાસ્ત્ર (૨) એને લગતી તાત્ત્વિક ચર્ચા

**કામ(-મિ)યાબ** (વિ.) સફળ, કૃતાર્થ

**કામરૂપ** (વિ.) ઇચ્છામાં આવે એવું રૂપ ધરનારું (૨) સુંદર, મોહક (૩) (પું.) આસામ દેશના એક ભાગનું પ્રાચીન નામ

**કામળ(-ળી)** (સ્ત્રી.) ઊનની ધાબળી

**કામળો** (પું.) ધાબળો, મોટી કામળી

**કામવાળી** (સ્ત્રી.) ઘરકામ કરનાર બાઈ

**કામવાળો** (પું.) ઘરકામ કરનાર પુરુષ-નોકર

**કામવિકાર** (પું.) વિષયેચ્છાને લીધે થતો મનોવિકાર

**કામશર** (પું.ન.) કામદેવનું બાણ

**કામશાસ્ત્ર** (ન.) કામભોગનું શાસ્ત્ર

**કામસૂત્ર** (ન.) કામશાસ્ત્ર નિરૂપતો વાત્સ્યાયન મુનિએ રચેલો સૂત્રગ્રંથ

**કામાક્ષી** (સ્ત્રી.વિ.) વિષયી આંખવાળી સ્ત્રી (૨) (સ્ત્રી.) તંત્રો પ્રમાણે દેવીની એક મૂર્તિ (૩) દુર્ગાનું એક નામ

**કામાગ્નિ** (પું.) કામવાસનારૂપી અગ્નિ

**કામાતુર** (વિ.) વિષયેચ્છાથી આતુર બનેલું

**કામાર્ત(-ર્ત્ત)** (વિ.) કામવાસનાથી આર્ત્ત-પીડિત

**કામાસન** (ન.) કામવાસનાને દબાવવાનું એક આસન

**કામાંધ** (વિ.) કામાવેશથી આંધળું બનેલું

**કામિની** (સ્ત્રી.વિ.) કામ-પ્રેત-હેત રાખનારી સ્ત્રી (૨) સુંદરી (૩) (વિ.) કામી સ્ત્રી

**કામી** (વિ.) વિષયી, વિષયાસકત

**કામુક** (વિ.) ઇચ્છુક (૨) વિષયી, કામી (૩) (પું.) યાર (૪) કામી પુરુષ

**કામોદ** (પું.) એક રાગ

**કામ્ય** (વિ.) ઇચ્છા કરવા યોગ્ય (૨) કામના-ઇચ્છાથી કરેલું (૩) સુંદર

**કાય** (સ્ત્રી.) કાયા, શરીર (૨) (ન.) એક ઔષધિ-ફળ

**કાયચિકિત્સા** (સ્ત્રી.) શરીરની ચિકિત્સા-વૈદકીય તપાસ અને સારવાર

**કાયદાપોથી** (સ્ત્રી.) કાયદાનું પુસ્તક

**કાયદાબાજ** (વિ.) કાયદાની ઝીણવટ જાણનાર, કાયદાની આવડતવાળું

**કાયદાબાજી** (સ્ત્રી.) કાયદાની આવડત, તે લડવાની કુશળતા (૨) (લા.) કાયદાની લડાલડ

**કાયદાભંગ** (પું.) કાયદો તોડવો તે

**કાયદાશાસ્ત્રી** (પું.) કાયદાનો જાણકાર, ધારાશાસ્ત્રી

**કાયદેઆઝમ** (પું.) કાઈદેઆઝમ, મોટો મહાન નેતા કે આગેવાન

**કાય(-ઈ)દેસર** (અ.) કાયદા મુજબ

**કાયદો** (પું.) નિયમ, ધારો (૨) સરકારી કાનૂન (૩) ઘોડાના ચોકડા સાથે સંબંધ રાખતી દોરી કે જે તેની ડોકની હાંસડીના આંકડામાં ભેરવાય છે.

**કાયમ** (વિ.) સ્થિર ટકે એવું (૨) હંમેશ માટેનું, સ્થાયી, કામચલાઉથી ઊલટું (૩) મંજૂર, બહાલ

**કાયર** (વિ,) નાહિંમત, ડરકણું, બાયલું

**કાયા** (સ્ત્રી.) શરીર

**કાયાકલ્પ** (પું.) વૃદ્ધ કે અશકત શરીરને નવું તાજું કરવાનું એક ઔષધ અને ચિકિત્સાની વિધિ

**કાયાપલટ(-ટો)** (સ્ત્રી.પું.) શરીરની ફેરબદલી, નવો અવતાર લેવો તે (૨) બાહ્ય દેખાવની - વેશની ફેરબદલી (૩) ભારે ફેરફાર

**કાયોત્સર્ગ** (પું.) શરીરત્યાગ, કાયાનું સમર્પણ

**-કાર** (પું.) એક અનુગ, નામને અંતે 'કરનાર' એવા અર્થમાં. ઉદા. ચિત્રકાર (૨) વર્ણને અંતે 'તે વર્ણ કે તેનો ઉચ્ચાર એવા અર્થમાં. ઉદા. 'ટકાર' (૩) રવાનુકારી શબ્દના અંતે. 'તે રવે' એવા અર્થમાં. ઉદા. ચિત્કાર, હુંકાર, આવકાર

**કાર** (પું.) ક્રિયા, કાર્ય, કામ (૨) નિશ્ચય (૩) યત્ન (૪) સંબંધ, વ્યવહાર (૫) વક્કર, શાખ (૬) ગજું (૭) ફેરફાર (૮) કામકાજ, ધંધો

**કાર** (સ્ત્રી.) મોટરગાડી

**કારક** (વિ.) કરનારું, કરાવનારું (૨) વાકયમાં નામ અને ક્રિયાપદ અથવા એની સાથે વિભકિતનો સંબંધ ધરાવતા શબ્દો વચ્ચેનો સંબંધ (૩) પદ વિન્યાસ

**કારક વિભકિત** (સ્ત્રી.) છઠ્ઠી સિવાયની કોઈપણ વિભકિત

**કારકિર્દી** (સ્ત્રી.) કારભાર દરમિયાનનો સમય (૨) અમલ દરમિયાનમાં કરેલું કામકાજ, વહીવટ

**કારકુન** (પું.) ગુમાસ્તો, મહેતો

**કારકુની** (સ્ત્રી.) કારકુનનું કામ

**કારખાનું** (ન.) જયાં હુન્નર-ઉદ્યોગનું કામ થતું હોય તે મકાન (૨) કોઈપણ મોટા કામકાજનું ખાતું

**કારગત** (સ્ત્રી.) અસરકારક (૨) શકિત, કૌવત (૩) વગ, ચલણ (૪) કામમાં આવવાપણું (૫) (વિ.) અમલમાં આવેલું, સફળ

**કારગો** (પું.) જહાજી માલ, વહાણમાં ભરેલો માલ

**કારજ** (ન.) કામ, કાર્ય (૨) મૃત્યુ સંબંધી ખર્ચનો પ્રસંગ

**કારટૂન** (ન.) કાર્ટૂન, મજાક કે ઠેકડી યા કટાક્ષ વગેરે કરવા માટે દોરાતું નર્મસૂચક ચિત્ર, ઠઠ્ઠાચિત્ર, નર્મચિત્ર, વ્યંગચિત્ર

**કારણ** (ન.) કાર્યની ઉત્પત્તિ કે પ્રવૃત્તિનું મૂળ-બીજ, સબબ (૨) હેતુ, ઉદ્દેશ (૩) જરૂર, ગરજ (૪) સાધન, કરણ, અમલમાં આણવાની યુકિત કે રીત (૫) ભૂત, પ્રેત, મૂઠ વગેરેથી જે વ્યથા થાય તે (૬) (અ.) કારણ કે

**કારણ(-ણી)ભૂત** (વિ.) કારણ-સાધનરૂપ બનેલું

**કારણદેહ** (પું.) સ્થૂલ-સૂક્ષ્મ શરીરના મૂળ કારણરૂપ (અવિદ્યા શકિતરૂપી) દેહ (વેદાંત) (૨) લિંગદેહ

**કારણમાલા(-ળા)** (સ્ત્રી.) એક અર્થાલંકાર

**કારણવશાત્** (અ.) કારણને લીધે

**કારણવાદ** (પું.) કારણ વિના કાર્ય ન જ થઈ શકે એવો વાદ-મત (૨) ફરિયાદ (૩) અપીલ

**કારણ-સર** (અ.) કારણવશાત્, કારણને લઈ, સકારણ, હેતુપૂર્વક

**કારતક** (પું.) વિક્રમ સંવતનો પહેલો મહિનો

**કારતકી** (વિ.) વિક્રમ સંવતના પહેલા મહિનાનું, કારતક મહિનાને લગતું

**કારતૂસ** (સ્ત્રી.) બંદૂક વગેરેમાં ભરી ફોડવાની ટોટી જેવી બનાવટ

**કારભાર** (પું.) કારોબાર, વ્યવસ્થાનું કામ (૨) એકાદા મોટા કામનો વ્યવસાય

**કારભારી** (પું.) કારભાર કરનારો, વ્યવસ્થાપક, પ્રધાન

**કારમું** (વિ.) ભયંકર (૨) કૂટ સ્વરૂપવાળું, અદ્‌ભુત (૩) દૈવી, સુંદર

**કારવાઈ** (સ્ત્રી.) કામકાજ (૨) યુકિત, કરામત

**કારવાં** (પું.) યાત્રીઓનો સંઘ, કાફલો, વણઝાર

**કારસ્તાન** (ન.) પ્રપંચ, લુચ્ચાઈનું કામ (૨) તોફાન, મસ્તી

**કારસ્તાની** (વિ.) કારસ્તાન કરનારું-કરાવનારું

**કારંજ(-જો)** (પું.) ફુવારો (૨) ફુવારાવાળો બાગ

**કારંડ,કારંડવ** (ન.) એક જળચર પક્ષી-બતક

**કારાકોરમ** (પું.) કાશ્મીર-તિબેટની હદમાં આવેલો એક પર્વત

**કારાગાર** (ન.) કેદખાનું, જેલ

**કારાગૃહ** (ન.) કારાગાર, કેદખાનું, જેલ

**કારાધ્યક્ષ** (પું.) કારાગારનો વડો અમલદાર

**કારાવાસ** (પું.) કારાગારમાં રહેવું તે

**કારિકા** (સ્ત્રી.) શ્લોકબદ્ધ વ્યાખ્યા કે વિવરણ (૨) નટી (૩) ભોંયરીગણી (૪) ઊંટડી, સાંઢણી

**કારીગર** (પું.) હાથની કારીગરીમાં પ્રવીણ માણસ (૨) યંત્રાદિ ચલાવી જાણનાર (૩) કોઈપણ કળામાં કુશળ-હોશિયાર માણસ, ઉસ્તાદ

**કારીગ(-ગી)રી** (સ્ત્રી.) કારીગરનું કલાત્મક કામ, રચના (૨) કળા કૌશલ્ય, ચતુરાઈ, ઉસ્તાદી

**કારેલી** (સ્ત્રી.) કારેલાંનો વેલો

**કારેલું** (ન.) શાક તરીકે વપરાતું એક કડવું ફળ

**કારોબાર** (પું.) કારભાર

**કારોબારી** (વિ.) કારોબારનું, -ને લગતું (૨) (સ્ત્રી.) કારોબારી સમિતિ

**કારોબારી મંડળી** (સ્ત્રી.) કાર્યવાહક સભા

**કાર્ગો** (પું.) વહાણ, સ્ટીમર વગેરે દ્વારા જતો વેપારી માલ-સામાન

**કાર્ટૂન** (ન.) કારટૂન, મજાક કે ઠેકડીયા કટાક્ષ વગેરે કરવા માટે દોરાતું-નર્મ સૂચક ચિત્ર, ઠઠ્ઠાચિત્ર, નર્મચિત્ર, વ્યંગચિત્ર

**કાર્ટૂનિસ્ટ** (પું.) વ્યંગચિત્રકાર

**કાર્ડ** (ન.) પત્તું (૨) ટપાલનું પત્તું (૩) પોતાના નામનું પત્તું

**કાર્ડિનલ** (પું.) ખ્રિસ્તી ધર્મમાં એક ઊંચી પદવી ધરાવતો પાદરી કે ધર્મગુરુ

**કાર્ડિયોગ્રામ** (પું.) હૃદય દ્વારા થતા રકતાભિસરણનો આલેખ (૨) હૃદય-ક્રિયાલેખ

**કાર્તિકેય** (પું.) મહાદેવનો પુત્ર

**કાર્પટિક** (પું.) કાપડી, કાપડિયો, સંન્યાસી, ચીંથરેહાલ યાત્રી, બાવો (૨) (લા.) માયાવી, કપટી

**કાર્પણ્ય** (ન.) કૃપણતા, દૈન્ય
**કાર્બન** (પું.) એક રસાયણી તત્ત્વ
**કાર્બન ડાયૉક્સાઇડ** (પું.) (શ્વાસમાં બહાર નીકળતો) એક ઝેરી વાયુ, અંગારવાયુ
**કાર્બન પેપર** (પું.) નકલ કરવા માટે વપરાતો શાહીવાળો ખાસ બનાવાતો કાગળ
**કાર્બાઇડ** (પું.) કોઈપણ ધાતુનું કાર્બન સાથેનું સંયોજન (ર.વિ.) (૨) પાણી સાથે મળતાં જેમાંથી બળે એવો ગૅસ નીકળે છે તે પદાર્થ
**કાર્બોનિક** (વિ.) કાર્બનનું, તે સંબંધી-મિશ્રિત
**કાર્બોનિક ઍસિડ ગૅસ** (પું.) પ્રાણીના ઉચ્છ્વાસમાંથી બહાર નીકળતો કાર્બોનિક વાયુ
**કાર્બોનેટ** (પું.) કાર્બોનિક ઍસિડનો ક્ષાર (ર.વિ.)
**કાર્બોલિક સાબુ** (પું.) નાહવાનો એક જંતુનાશક સાબુ
**કાર્બોહાઇડ્રેટ** (પું.) સ્ટાર્ચ કે ગળપણવાળું-ખાદ્ય પદાર્થનું એક દ્રવ્ય (ર.વિ.)
**કાર્બ્યુરેટર** (પું.) ખનિજ તેલથી ચાલતા ઍન્જિનનો એક ભાગ કે કળ (૨) મોટરના એન્જિનમાં હવા અને પેટ્રોલની વરાળનું મિશ્રણ કરવાનું યંત્ર
**કાર્ય** (ન.) કરવાનું હોય તે, કામકાજ (૨) પ્રયોજન, હેતુ (૩) કુંડળીમાંનું દશમું સ્થાન (૪) કારજ (૫) પાંચ અર્થપ્રકૃતિમાંની છેલ્લી (બીજ, બિંદુ, પતાકા, પ્રકાશ, કાર્ય) (૬) બળ સામે કરવાનું બળ (પ.વિ.) (૭) (વિ.) કરવા યોગ્ય, કર્તવ્ય
**કાર્યકર,કાર્યકારી** (વિ.) કામકાજ કરનારું-કરે એવું (૨) અસરકારક, કાર્યસાધક
**કાર્યકર્તા(-ર્ત્તા)** (પું.) કામ કરનારો, સંચાલક
**કાર્યકારણભાવ** (પું.) કાર્ય અને કારણ વચ્ચેનો સંબંધ
**કાર્યકારી** (વિ.) કારોબાર કરનાર, વહીવટ કરનાર
**કાર્યકુશલ(-ળ)** (વિ.) કાર્યો કરવામાં હોશિયાર-પાવરધું (૨) કામની આવડતવાળું
**કાર્યક્રમ** (પું.) કામ કરવાની અનુક્રમવાર કરેલી વ્યવસ્થા યાદી 'પ્રોગ્રામ' (૨) સભામાં કે સમિતિમાં કરવાનાં કામોનો ક્રમ, 'ઍજન્ડા'
**કાર્યક્ષમ** (વિ.) કામમાં ધીરજ રાખે એવું (૨) કાર્ય કરી શકે એવું, પાવરધું
**કાર્યક્ષેત્ર** (ન.) કામકાજનું ક્ષેત્ર
**કાર્યદક્ષ** (વિ.) કાર્યનિપુણ
**કાર્યનિપુણ** (વિ.) કાર્ય કરવામાં હોશિયાર-પાવરધું, કામની આવડતવાળું
**કાર્યનોંધ** (સ્ત્રી.) (સભામાં) થયેલા કામકાજ વિષેની નોંધ, 'મિનિટ્સ'
**કાર્યપદ્ધતિ** (સ્ત્રી.) કાર્ય-કામ કરવાની પદ્ધતિ-રીત
**કાર્યપરાયણ** (વિ.) (નિષ્ઠાપૂર્વક) કામકાજમાં બરોબર લાગેલું
**કાર્યપાલક** (વિ.) સભા, કચેરી વગેરે સંચાલન કરનાર, કારોબાર કરનાર, વહીવટ કરનાર 'એક્ઝિક્યુટર'
**કાર્યપ્રદેશ** (પું.) કાર્યક્ષેત્ર
**કાર્ય-બોજ** (પું.) કામકાજનો બોજો, કામકાજનું પ્રમાણ, કાર્ય પ્રમાણ, 'વર્ક-લોડ
**કાર્યવાહક** (વિ.) કારોબાર કરનારું (૨) (પું.) કારભારી
**કાર્યવાહી** (સ્ત્રી.) કાર્ય ચાલે કે ચાલ્યું તે અથવા તે ચલાવવાની રીત (૨) કાર્યક્રમ
**કાર્યશકિત** (સ્ત્રી.) કાર્ય કરવાની શકિત (૨) ક્ષમતા, 'એનર્જી'
**કાર્યસરણિ(-ણી)** (સ્ત્રી.) કાર્ય કરવાની સરણી-પદ્ધતિ
**કાર્યસંખ્યા** (સ્ત્રી.) મંડળનું કાર્ય કરવાને જરૂરી (સભ્યોની) નાનામાં નાની સંખ્યા, 'કોરમ'
**કાર્યસંજ્ઞા** (સ્ત્રી.) કોઈ બે ભાવની વચ્ચે અમુક સંબંધ કાર્ય વગેરે બતાવવા નક્કી કરેલી સંજ્ઞાઓ
**કાર્યસાધક** (વિ.) કાર્ય સાથે - પાર પાડે એવું
**કાર્યસિદ્ધિ** (સ્ત્રી.) કાર્યની સિદ્ધિ, કામ પાર પાડવું તે
**કાર્યસૂચિ(-ચી)** (સ્ત્રી.) કામની યાદી, 'એજન્ડા'
**કાર્યાકાર્ય** (ન.) કાર્ય અને અકાર્ય, કરવા જેવું અને ન કરવા જેવું કાર્ય, સારું ને નરસું
**કાર્યાકાર્ય વિવેક** (પું.) સારા અને નરસા કાર્ય વિષેનો વિવેક કે સમજબુદ્ધિ
**કાર્યાનુક્રમ** (પું.) કાર્યક્રમ
**કાર્યાન્વિત** (વિ.) કાર્યવાળું, કાર્ય સાથે સંબંધવાળું
**કાર્યાલય** (ન.) કાર્ય-કામ કરવાની જગા, કચેરી, 'ઑફિસ'
**કાર્યોત્તર** (વિ.) કાર્ય થઈ ગયા પછીનું, 'ઍક્સ-પોસ્ટ ફૅકટો (મંજૂરી)
**કારુણ્ય** (ન.) કારુણિકતા, કરુણા
**કાલ** (સ્ત્રી.) ચાલતા દિવસની આગળ કે પાછળનો દિવસ (૨) (અ.) ગઈકાલ અથવા આવતીકાલ (૩)(લા.) હમણાં, થોડા દિવસ ઉપર કે પછી
**કાલ(-ળ)** (પું.) સમય, વખત (૨) સમયનું માપ, વેળા (૩) મોત, નાશ (૪) મોસમ, ઋતુ (૫) જ્યાં ઠેકો ન આવે એવું માત્રાનું સ્થાન (સંગીત)
**કાલકૂટ** (ન.) હળાહળ ઝેર (૨) અફીણ (૩) સમુદ્ર-મંથનને અંતે નીકળેલું અને શિવે પીધેલું હળાહળ
**કાલ(-ળ)ક્રમ,કાલા(-ળા)નુક્રમ** (પું.) વખતનું જવું-વહેવું તે, (૨) કાળગણનાની ક્રમિકતા
**કાલક્રમદોષ,કાલાનુક્રમદોષ** (પું.) કાળની ક્રમગણનામાં કે સમજમાં દોષ, 'ઍનાક્રૉનઝમ'
**કાલક્ષેપ,કાલક્ષેપન,કાલખેપન** (પું.ન.) વખત ગુમાવવો તે, ઢીલ-વિલંબ કરવો તે
**કાલખંડ** (પું.) સમયનો ગાળો (૨) પિત્ત પેદા કરનારો અને શિરાઓનું મેલું લોહી શુદ્ધ કરનારો એક મોટો માંસલ અવયવ, યકૃત
**કાલગ્રસ્ત** (વિ.) કાળનો ગ્રાસ થઇ ગયેલું, જૂનું થયેલું, 'ઑબ્સોલીટ'
**કાલ(-ળ)ચક્ર** (ન.) કાળનું ચક્ર-પૈડું (૨) (લા.) ભાગ્યનું ચક્ર, જિંદગીના વારાફેરા (૩) મોટી આફત
**કાળ(-ળ)જ્ઞ** (વિ.) કાળ-સમયની યોગ્યાયોગ્યતાને જાણનારું (૨) (પું.) જોશી
**કાલ(-ળ)જ્વર** (પું.) કાળરૂપ જ્વર, મોત નિપજાવે એવો તાવ
**કાલ(-ળ)દોષ** (પું.) સમયનો દોષ (૨) કાળવ્યુત્ક્રમ
**કાલ(-ળ)ધર્મ** (પું.) સમયને યોગ્ય એવો ધર્મ, કર્તવ્યકર્મનો માર્ગ (૨) સમયનો ધર્મ-ગુણ-નિયમ (૩) મોત,યમ
**કાલ(-ળ)નિદ્રા** (સ્ત્રી.) મોતની નિદ્રા
**કાલ(-ળ)નિર્ણય** (પું.) સમયનો નિર્ણય કરવો તે
**કાલ(-ળ)પાશ** (પું.) યમનો ફાંસો
**કાલ(-ળ)બલ(-ળ)** (ન.) સમયનું બળ

**કાલબૂત** (ન.) જોડાની અંદર ઠોકવાનો લાકડાનો પગનો ઘાટ (૨) ઘાટ, બીબું (૩) પાયો, ઓઠું (કજિયાનું) (૪) (લા.) મૂર્ખ
**કાલ(-ળ)ભેદ** (પું.) સમયનો ફેર કે ફરક
**કાલ(-ળ)માન** (ન.) સમયનું એક માપ (૨) સમય-સંજોગોની યોગ્યા-યોગ્યતાની ગણતરી (૩) ?તુનું-વાતાવરણનું આકલન કરવું તે
**કાલ(-ળ)માપક** (વિ.) સમયને માપે એવું (૨) (ન.) કાળમાપક યંત્ર, 'કૉનોમિટર'
**કાલ(-ળ)-મુંખું** (વિ.) સામું મળતા મૃત્યુની આગાહી આપે તેવું (૨) કાળના જેવા મોંવાળું
**કાલ(-ળ)રાત્રિ(-ત્રી)** (સ્ત્રી.) ઘોર અંધારી રાત (૨) કાળરૂપી રાત્રિ, જગતના નાશની રાત્રી, બ્રહ્માની રાત (૩) કાળીના જન્મની રાત્રી (૪) ૭૭ વર્ષે આવતી આસો સુદ આઠમ કે શ્રાવણ વદ આઠમની રાત (૫) યમરાજાની બહેન
**કાલવવું** (ક્રિ.) પ્રવાહી સાથે મેળવી ઘૂંટવું
**કાલ(-ળ)-વાચક** (વિ.) સમયનો ખ્યાલ આપનારું (વ્યા,.)
**કાલ(-ળ)વિપર્યાસ** (પું.) કાલક્રમ દોષ (૨) કાળની ક્રમગણનામાં કે સમજમાં દોષ, 'ઍનેક્રોનિઝમ'
**કાલ(-ળ)વિવર્ત** (પું.) કાલનું ફરવું-બદલાવું તે, વારોફેરો
**કાલ(-ળ)વ્યુત્ક્રમ** (પું.) કાલક્રમદોષ
**કાલ(-ળ)સર્પ** (વિ.) કરડતાં વેંત માણસ મૃત્યુ પામે તેવો સાપ, ઘણો ઝેરી સાપ, કાળોતરો
**કાલા(-ળા)ગ્નિ** (પું.) કાલરૂપી અગ્નિ, પ્રલયાગ્નિ
**કાલા(-ળા)તીત** (વિ.) કાલથી અતીત-પર (૨) વીતી ગયેલું (૩) જૂનું થઈ ગયેલું
**કાલાવાલા** (પું.) કરગરવું તે, આજીજી
**કાલાં(-ળાં)તરે** (અ.) ઘણા લાંબા સમયના-યુગોના અંતર પછી (૨) કેટલોક કાળ વીત્યા પછી (૩) (લા.) કદી પણ
**કાલિ(-ળિ)દાસ** (પું.) સંસ્કૃત ભાષાનો પ્રખ્યાત કવિ
**કાલિકા** (સ્ત્રી.) (કાળાં) વાદળાંનો સમૂહ (૨) ચંડિકા, કાલી
**કાલિમા** (સ્ત્રી.) કાળપ (૨) અંધારું (૩) કલંક (૪) છાયા
**કાલિય** (પું.) શ્રીકૃષ્ણે નાથેલો કાળીનાગ
**કાલિં(-લીં)ગડું** (ન.) કલિંગડ, તડબૂચ, (૨) ભૂરું-કોળું
**કાલિંગડો** (પું.) એક રાગ
**કાલિંદી** (સ્ત્રી.) યમુના નદી (૨) કૃષ્ણની એક પટરાણી
**કાલી** (સ્ત્રી.) કાળી, કાળકા માતા
**કાલુ** (પું.સ્ત્રી.) દરિયાઈ ખડક (૨) કાલુ માછલી
**કાલું** (વિ.) બાળકની વાણી જેવું, ભાંગ્યુંતૂટ્યું અને મધુરું (૨) તોતળું (૩) બાલિશ, અણસમજુ (૪) કપાસનું જીંડવું
**કાલ્પનિક** (વિ.) કલ્પનાથી ઉત્પન્ન થયેલું, સાચું નહિ એવું, કલ્પેલું
**કાવડ(-ડી)** (સ્ત્રી.) ખાંધે બોજો ઉપાડવાને બનાવેલી તુલા
**કાવડિયું** (ન.) પૈસો
**કાવડિયો** (પું.) કાવડ ઊંચકનારો
**કાવતરાખોર, કાવતરાબાજ** (વિ.) કાવતરું કરનારું
**કાવતરું** (ન.) છળ, પ્રપંચ, કારસ્તાન (૨) ગુપ્ત અને કપટપૂર્ણ યોજના
**કાવાદાવા** (પું.) છળપ્રપંચ, કપટબાજી
**કાવેરી** (પું.) એક રાગ (૨) (સ્ત્રી.) દક્ષિણ ભારતની એક નદી
**કાવો** (પું.) બુંદદાણાનો ઉકાળો (૨) ઉકાળો, કાઢો
**કાવ્ય** (ન.) કવિતામાં જે કલાત્મક રસનું તત્ત્વ હોય છે તે (૨) રસાત્મક વાક્ય કે પદબંધ (૩) પદ્ય, કવિતા
**કાવ્યકાર** (પું.) કવિતા કરનાર કવિ
**કાવ્યમય** (વિ.) કાવ્યથી ઓતપ્રોત થયેલું
**કાવ્યમીમાંસા** (સ્ત્રી.) કાવ્યશાસ્ત્ર (૨) કાવ્યની શાસ્ત્રીય રસચર્ચા
**કાવ્યરચના** (સ્ત્રી.) કાવ્યની રચના
**કાવ્યરસ** (પું.) કાવ્યથી અનુભવાતો રસ
**કાવ્યરસિક** (વિ.) કાવ્યમાં જેને રસ છે તેવું
**કાવ્યશકિત** (સ્ત્રી.) કાવ્યની શકિત (૨) કાવ્ય કરવાની આવડત-વિદ્યા
**કાવ્યશાસ્ત્ર** (ન.) કાવ્ય-કવિતાનું શાસ્ત્ર
**કાવ્યાનંદ** (પું.) કાવ્યનો આનંદ
**કાશ(-સ)** (પું.ન.) એક ઘાસ (૨) (ન.) એનું ફૂલ (૩) (પું.) ખાંસી, **ઉધરસ** (સ્ત્રી.) આડખીલી (૨) ચીકણાશ, ચોળાચોળ
**કાશી(-સી)દું** (ન.) વૈતરું
**કાશ્મીર** (સ્ત્રી.) એક જાતનું ઊનનું કાપડ (૨) (ન.) કેસર (૩) સુખડ (૪) (પું.ન.) ભારતની છેક ઉત્તરમાં આવેલો પ્રદેશ
**કાશ્મીરી** (વિ.પું.) કાશ્મીરનું, કાશ્મીર સંબંધી (૩) (સ્ત્રી.) કાશ્મીરની ભાષા
**કાશ્યપ** (પું.) એક પ્રસિદ્ધ ઋષિ (૨) કણાદમુનિ
**કાષ્ઠ** (ન.) લાકડું (૨) કાઠી, બળતણ
**કાષ્ઠૌષધિ(-ધી)** (સ્ત્રી.) વનસ્પતિમાંથી બનતી દવા
**કાસદ** (પું.) સંદેશો-કાગળ લાવનાર-લઈ જનાર આદમી, ખેપિયો
**કાસદિયું** (ન.) કાસદનું કામ (૨) (વિ.) એ કામ કરનાર (કબૂતર)
**કાસળ** (ન.) આડખીલી, નડતર, પીડા
**કાસાર** (પું.ન.) સરોવર, તળાવ, જળાશય
**કાસ્કેટ** (ન.સ્ત્રી.) નાની પેટી કે ડબી (કીમતી વસ્તુ રાખવાની; જેમ, કે માનપત્ર)
**કાસ્ટિંગ મત** (પું.) બે પક્ષે સરખા મત પડતાં અપાતો વધારાનો નિર્ણાયક મત
**કાળ** (પું.) સમય, વખત (૨) સમયનું માપ, વેળા (૩) મોત, નાશ (૪) મોસમ, ઋતુ (૫) દુકાળ (૬) ક્રોધ (૭) જ્યાં ઠેકો ન આવે એવું માત્રાનું સ્થાન (સંગીત)
**કાળકરાળ** (વિ.) કાળ જેવું ભયંકર (૨) મૃત્યુ
**કાળકા** (સ્ત્રી.) કાલિકા
**કાળકૂટ** (ન.) હળાહળ ઝેર (૨) અફીણ (૩) સમુદ્રમંથનને અંતે નીકળેલું અને શિવે પીધેલું તે હળાહળ
**કાળગણના** (સ્ત્રી.) (જ્યોતિષમાં) કાળ કે સમય ગણવો તે
**કાળગણનાશાસ્ત્ર** (ન.) જ્યોતિષ
**કાળચક્ર** (ન.) ભાગ્યનું ચક્ર (૨) જિંદગીના વારાફેરા (૩) મોટી આફત
**કાળચંદ્ર** (પું.) નુકસાનકારક ઘાતક ગણાતી રાશિનો ચંદ્ર
**કાળચોઘડિયું** (ન.) નુકસાનકારક-ઘાતક ચોઘડિયું
**કાળજ, કાળજડું** (ન.) કલેજું, કાળજું
**કાળજ્વર** (પું.) કાળરૂપ જ્વર, જીવલેણ તાવ

**કાળજી** (સ્ત્રી.) હૃદયપૂર્વક સંભાળ-ચિંતા, ચીવટ
**કાળજીભું** (વિ.) કાળ જેવી નુકસાનકારક, ઘાતક જીભવાળું, અત્યંત કડવા-બોલું
**કાળજું** (ન.) કલેજું (૨) અંતર, અંદરનો જીવ, મન, દિલ
**કાળજૂનું** (વિ.) કાળ જેટલું અતિ જૂનું, પુરાણું
**કાળઝાળ** (વિ.) ભયંકર
**કાળપ** (સ્ત્રી.) કાળાપણું, કાળાશ (૨) કલંક
**કાળપુરુષ** (પું.) યમરાજ
**કાળભૈરવ** (પું.) મહાદેવ (૨) શિવનો એક ગણ
**કાળમીંઢ** (વિ.) ઘણું જ કાળું (૨) નિષ્ઠુર (૩) એક જાતનો ઘણો કાળો અને કઠણ પથ્થર
**કાળમૂર્તિ(-ર્ત્તિ)** (વિ.) કાળના જેવી મૂર્તિવાળું (૨) (સ્ત્રી.) શરીરધારી કાળ પોતે (૩) કાળના જેવી ભયંકર આકૃતિવાળો માણસ
**કાળયોગ** (પું.) સમયનો યોગ, સંજોગ
**કાળવેરી** (વિ.) કાળા રંગનું (ભેંસ વગેરે) (૨) કાળ જેવું-કટ્ટર વેરી
**કાળવેળા** (સ્ત્રી.) ભયંકર વખત (૨) સંધ્યા સમય (૩) કટાણું
**કાળવેળિયો** (પું.) છોકરાં ચોરી જનારો (૨) ધુતારો બાવો
**કાળવ્યુત્ક્રમ** (પું.) કાલક્રમદોષ (૨) યોગ્ય કાળ વીતી જવો તે
**કાળા-બજારિયો** (પું.) કાળું બજાર ચલાવનાર માણસ કે વેપારી
**કાળાશ** (સ્ત્રી.) કાળાટ (૨) કાળાપણું (૩) કાળું
**કાળાંતરે** (અ.) ઘણા લાંબા સમયના-યુગોના અંતર પછી (૨) કેટલોક કાળ વીત્યા પછી (૩) (લા.) કદી પણ
**કાળાંધોળાં** (ન.બ.વ.) કારસ્તાન, બદચાલ, ખરાબ કામ
**કાળિયાર** (પું.) હરણના ટોળાનો મુખી-કાળો નર
**કાળિયું** (વિ.) કાળા રંગનું (૨) (ન.) કાળી ગાંઠી (૩) અફીણ (૪) કાળિયો
**કાળિયો** (પું.) કાળી તમાકુ (૨) (વિ.પું.) કાળો-શામળો (પુરુષ) (જેમ કે, શ્રીકૃષ્ણ)
**કાળી** (વિ.સ્ત્રી.) કાળા રંગની સ્ત્રી (૨) કાળી છાપવાળી ગંજીફાના પત્તાની એક જાત (૩) કાલિકા (૪) કાલિય નાગ
**કાળીચૌદશ** (સ્ત્રી.) આસો વદ ૧૪
**કાળીજીરી** (સ્ત્રી.) એક ઔષધિ-બીજ કે તેનો છોડ
**કાળીટીલી** (સ્ત્રી.) કલંક, લાંછન
**કાળીનાગ** (પું.) કાળો નાગ-સાપ (૨) કાલિય, શ્રીકૃષ્ણે નાથેલો કાળીનાગ
**કાળીરોટી** (સ્ત્રી.) માલપૂઓ
**કાળું** (વિ.) મેશના રંગનું (૨) (લા.) નઠારું, દુષ્ટ, અઘોર, અનીતિમય (૩) વસમું, સખત, કારમું વગેરે ભાવવાળું
**કાળુંકટ** (વિ.) સાવ કાળું
**કાળુંકૂબડું** (વિ.) કાળું કદરૂપું
**કાળુંડિબાંગ** (વિ.) અતિશય કાળું
**કાળું ધોળું** (ન.) ખરાબ કામ, અતિશય કાળું
**કાળુંપાણી** (ન.) દેશનિકાલ, જન્મટીપ
**કાળુંબજાર** (ન.) છાનુંમાનું ચાલતું ગેરકાયદે નફાખોરીનું બજાર-વેચાણ ને ખરીદ
**કાળુંબલ્લ(-લ)ક** (વિ.) કાળુંકાળું ભૂત જેવું, અતિ કાળું
**કાળુંભ(-ભં)ઠ** (વિ.) સાવ કાળું
**કાળુંભમ્મર** (વિ.)ભમરા જેવું ખૂબ કાળું
**કાળુંમેશ** (વિ.)મેશ જેવું કાળું
**કાળુંમોઢું, કાળુંમો** (પું.) કલંક કે શરમથી પડી ગયેલું મોં
**કાળો કાયદો** (પું.) ખૂબ અકારો જુલમી કાયદો
**કાળોચોર** (પું.) ભારે જબરો ચોર, મહા ખરાબ માણસ
**કાળોતરિયો** (પું.) કાળોતરી લઈ જનારો ખેપિયો
**કાળોતરી, કાળોત્રી** (સ્ત્રી.) મરણના સમાચારની ચિઠ્ઠી
**કાળોતરો** (પું.) કાળો નાગ, ફણીધર
**કાં** (અ.) કેમ ? (૨) કિંવા, કાં તો
**કાંઈક** (વિ.સ.) કશુંક, કંઈક (૨) કેટલુંક, થોડુંક, કાંઈ, અમુક, કશું
**કાંકરિયું** (વિ.) કાંકરીવાળું
**કાંકરી** (સ્ત્રી.) ઝીણો કાંકરો (૨) રેતી, પથરી (૩) એ નામનો રોગ (૪) કાંકરી-દાવની કૂટી
**કાંકરીચાળો** (પું.) કોઈના પર મશ્કરીમાં કાંકરી નાખવી તે
**કાંકરીદાવ** (પું.) છોકરાંની એક રમત
**કાંકરેજ** (ન.) ઉત્તર ગુજરાતનો ભાગ જ્યાંના ગાય, બળદ વગેરે પંકાય છે.
**કાંકરેટ** (પું.) રોડાં, પથરા, ચૂનો, સિમેન્ટ વગેરેનું મિશ્રણ
**કાંકરો** (પું.) ઝીણો પથ્થર (૨) કોઈ પણ કઠણ પદાર્થનો નાનો ગાંગડો (૩) કંટક, ફાંસ, નડતર (૪) શંકા, વહેમ, ખટકો, મનની લાગણી (૫) ખીલ (આંખમાં થતો)
**કાંગરી** (સ્ત્રી.) કાંગરો, દાંતા જેવી હાર-ભાત (૨) કોર-ધાર
**કાંગરો** (પું.) દાંતો (૨) શિખર (૩) કોટની કોરણ ઉપરનું એક ચણતર (૪) મોટા દાંતાની કાંગરી (૫) ભરત ભરવાની એક તરેહ
**કાંગારું** (ન.) એક ચોપગું પ્રાણી
**કાંચન** (ન.) કંચન, સોનું (૨) ધન-દોલત
**કાંચળી** (સ્ત્રી.) કપડું, કમખો (૨) સાપે ઉતારી દીધેલી ચામડી-ખોળ
**કાંચિ(-ચી)** (સ્ત્રી.) ઘૂઘરીવાળો કંદોરો (૨) દક્ષિણ ભારતમાં આવેલી હિંદુઓની એક નગરી-પવિત્ર ધામ
**કાંજી** (સ્ત્રી.) રાબ (૨) લાહી (૩) ખેળ (૪) કાંજીખોરાક
**કાંટ** (સ્ત્રી.) કાંટાવાળાં વૃક્ષોની ગીચ ઝાડી
**કાંટાકોળું** (ન.) એક જાતનું કોળું (બલિ તરીકે યજ્ઞમાં વધેરાય છે)
**કાંટાદાર** (વિ.) કાંટાવાળું (૨) (લા.) જુસ્સાવાળું, પાણીદાર
**કાંટાળું** (વિ.) કાંટાવાળું (૨) ખૂબ મુશ્કેલ
**કાંટાળો તાજ** (પું.) (લા.) અતિશય મુશ્કેલ જવાબદારી
**કાંટાળો તાર** (પું.) કાંટાવાળો તાર, 'બાર્બ્ડ વાયર'
**કાંટાળો થોર** (પું.) ફાફડો થોર (જેના પર કાંટા હોય છે.)
**કાંટો** (પું.) કેટલીક વનસ્પતિ પર ઊગતો કઠણ અણીદાર સીધો કે વાંકો અંકુર, શૂળ (૨) એના જેવા આકારની કોઈપણ વસ્તુ (ઘડિયાળનો કાંટો, વીંછીનો કાંટો-ડંખ) (૩) યુરોપી ઢબે જમતાં વપરાતું દાંતાળું, ચમચા ઘાટનું સાધન, છરીકાંટા (૪) તોલ કરવાનું યંત્ર, કંપાણ (૫) નાકે પહેરવાનું સ્ત્રીઓનું એક ઘરેણું (૬) પોપટના ગળામાં થતો એક રોગ (૭) (લા.) રોમાંચ (૮) નડતર, ફાંસ (૯) અંટસ, કીનો (૧૦) વહેમ, શંકા (૧૧) જુસ્સો, પાણી (૧૨) ટેક, મમત
**કાંટોકાંટ** (અ.) બરાબર કાંટે ઊતરે એમ, પૂરું માપતોલસર (૨) ઘડિયાળને કાંટે, બરોબર સમય પ્રમાણે

**કાંઠલી** (સ્ત્રી.) સ્ત્રીઓના કંઠનું એક ઘરેણું, હાંસડી (૨) વાણાનો તાર તાણામાં નાંખવાનું વણકરનું એક ઓજાર, કાંઠલો

**કાંઠલો** (પું.) ગળાને બેસતો આવતો અંગરખાનો કાપ (૨) પોપટને કંઠે કાળું વર્તુળ હોય છે તે (૩) કાંઠલી (૪) ઘડા, ગાગર વગેરેનો પેટની ઉપરનો-કંઠના ભાગનો ગોળ ભાગ, કાંઠો (૫) ઘાટ, કિનારો

**કાંઠો** (પું.) કિનારો, તટ, ઘાટ (૨) અંત, છેડો (૩) ઘડો, ગાગર, કૂવો વગેરેની છેક ઉપરનો વર્તુલાકાર ભાગ

**કાંડ** (પું.) પ્રકરણ, વિભાગ (૨) છોડની બે ગાંઠ વચ્ચેનો ભાગ, પેરી (૩) ડાળી (૪) તીર

**કાંડાઘડિયાળ** (સ્ત્રી.) કાંડે પહેરવાનું ઘડિયાળ, 'રિસ્ટ-વૉચ'

**કાંડી** (સ્ત્રી.) દીવાસળી કે તેની પેટી (૨) કાંડું, જ્યાં હાથનો પંજો જોડાયેલો છે તે ભાગ (૨) હાથ

**કાંડું** (ન.) જ્યાં હાથનો પંજો જોડાયેલો છે તે ભાગ (૨) હાથ

**કાંત** (વિ.) ઇચ્છિત, પ્રિય (૨) મજેનું, અનુકૂળ (૩) સુંદર, મનોહર (૪)(પું.) પ્રીતમ (૫) વર, પતિ (૬) ચંદ્ર (૭) કીમતી પથ્થર, હીરો (૮) ઓસડ (૯) (ન.) કેસર (૧૦) કંકુ (૧૧) એક પ્રકારનું લોઢું

**કાંતણ** (ન.) કાંતવું તે, કાંતવાની ક્રિયા

**કાંતણકામ** (ન.) કાંતવાનું કામ

**કાંતણવર્ગ** (ન.) કાંતણકામ શીખવવા માટેનો વર્ગ કે તે જગા

**કાંતવું** (ક્રિ.) વળ દઈને તાર કાઢવો (૨) પાતળું કરવું, ઘટાડવું

**કાંતા** (સ્ત્રી.) પ્રિયા (૨) સુંદર સ્ત્રી (૩) પત્ની (૪) પૃથ્વી

**કાંતિ** (સ્ત્રી.) શોભા, સૌન્દર્ય, મનોહરતા (૨) તેજ, નૂર, દીપ્તિ (૩) ચહેરાનું તેજ

**કાંતિમાન** (વિ.) કાંતિવાળું, તેજસ્વી

**કાં તો** (અ.) કે, કિંવા, અથવા, અગર તો, પ્રાયઃ 'કાં તો......કે અથવા' ....... એમ વાક્યમાં વપરાય છે.

**કાંદો** (પું.) ડુંગળી (૨) કંદ, કંદમૂળ, હરકોઈ વનસ્પતિના મૂળની ગાંઠ કે જડ, તેવી જડવાળું ઘાસ (૩) (લા.) લાભ, ફાયદો

**કાંધ** (સ્ત્રી.) ખભો (૨) ખાંધ, ધૂંસરીનું આંટણ

**કાંધિયો** (પું.) ખભા ઉપર ભાર ઉપાડનાર મજૂર (૨) બળદ (૩) મડદું ઊંચકનાર આદમી (૪) કાંધાખત કરી નાણાં ધીરનાર આદમી (૫) સાગરીત

**કાંધું** (ન.) હપતા પ્રમાણે ભરી દેવાની રકમ, હપતો (૨) ડૂંડાના સારા દાણા કાઢી લીધા પછી રહેતો હલકો પોચો દાણો

**કાંધો** (પું.) કાંધું, હપતો

**કાંપ** (પું.) કાળો-ચીકણો ઠરેલો કાદવ (૨) કૅમ્પ (૩) કંપ, કંપારો, કાંપવું

**કાંપવું** (ક્રિ.) કંપવું, ધ્રૂજવું (૨) ભયથી ધ્રૂજવું

**કાંબળ(-ળી)** (સ્ત્રી.) કામળી

**કાંબળો** (પું.) ધાબળો, કામળો

**કાંબોજ** (પું.) હિંદુકુશ પર્વત પ્રદેશમાં આવેલો એક પ્રાચીન દેશ

**કાંસ** (પું.) પાણી લઈ જવાને બનાવેલી નાની નહેર (૨) પાણી વહી જવાને માટે કરેલી નીક, ગટર

**કાંસકી** (સ્ત્રી.) વાળ ઓળવાનું એક સાધન (૨) એક વનસ્પતિ

**કાંસકો** (પું.) વાળ ઓળવાની મોટી કાંસકી

**કાંસીજોડું** (ન.બ.વ.) કાંસની બનાવેલી મોટી ઝાંઝ, કાંસાનું છબછબિયું

**કાંસું** (ન.) તાંબું, જસત અને કલાઈથી બનતી એક મિશ્રધાતુ

**કાંસ્ય** (ન.) કાંસું

**કાંસ્યકાર** (પું.) કંસારો

**કિકિયારી** (સ્ત્રી.) તીણી-કારમી ચીસ

**કિચૂડ** (અ.) તેવો અવાજ થાય તેમ. (જેમ કે, કોસના ચાકળાનો)

**કિટકિટ** (પું.) કિટકિટ અવાજ (૨) (લા.) વાદવિવાદ

**કિટ્ટા** (સ્ત્રી.) અક્કા, દોસ્તીનો ભંગ

**કિટસન, કિટસનલાઇટ, કિટસનલૅમ્પ** (ન.) ઘાસલેટની કોઠી દ્વારા પમ્પિંગથી થતો તેજસ્વી દીવો

**કિડની** (સ્ત્રી.) વૃક, મૂત્રપિંડ

**કિતાબ** (સ્ત્રી.) ચોપડી, ગ્રંથ, પુસ્તક

**કિતાબખાનું, કિતાબઘર** (ન.) ગ્રંથભંડાર, પુસ્તકાલય

**કિતાબી** (વિ.) કિતાબને લગતું, પુસ્તકિયું

**કિત્તો** (પું.) જાડા કાપની કલમ-લેખણ (૨) સારો લખેલો ખરડો-નમૂનો (૩) ખેતરનો કકડો-વિભાગ (૪) (અ.) એનું એ જ, એજન, 'ડિટ્ટો', ઉપર મુજબ

**કિનખાબ** (પું.) જરીબુટ્ટીના વણાટનું એક જાતનું કાપડ (૨) કસબ

**કિનાર(-રી)** (સ્ત્રી.) ધારનો ભાગ, કોર, પાળ (૨) વસ્ત્ર પર મૂકવાની કોર (૩) કિનારો

**કિનારો** (પું.) કાંઠો, તટ (૨) અવધિ, અંત, છેડો

**કિન્નર** (પું.) એક જાતનો દેવ, કુબેરનો ગણ

**કિન્નરકંઠા(-ઠી)** (વિ.સ્ત્રી.) કિન્નર જેવા મધુર કંઠવાળી

**કિન્નાખોર** (વિ.) કીનો રાખે એવું, દંશીલું

**કિન્નો** (પું.) કીનો, વેર, અંટસ

**કિફાયત** (સ્ત્રી.) બચત (૨) (વિ.) સસ્તું

**કિફાયતી** (વિ.) ફાયદા પડતું, સસ્તું

**કિમર્થમ્** (અ.) શા માટે ? શા હેતુથી ? શું કામ ?

**કિયું** (વિ.સ.) કયું

**કિરકોલ(-ળ)** (વિ.) પરચૂરણ (૨) (અ.) છૂટક, થોડેથોડે કરીને

**કિરણ** (ન.પું.) તેજની રેખા, રશ્મિ

**કિરણશાસ્ત્ર** (ન.) (ક્ષ-કિરણો જેવાં વિકરણ થતાં) કિરણોનું શાસ્ત્ર, 'રેડિયોલૉજી'

**કિરણોત્સર્ગ** (પું.) હાનિકારક કિરણો છોડવાં તે; 'રેડિયોઍક્ટિવ'

**કિરતાર** (પું.) સૃષ્ટિનો કરનારો-સ્રષ્ટા, કર્તાર

**કિરપાણ** (સ્ત્રી.) (શીખો ધર્મચિહ્ન તરીકે રાખે છે) એક હથિયાર

**કિરમજ** (પું.) એક જાતનો કીડો (૨) એ કીડામાંથી નીકળતો કિરમજ-રાતો રંગ અને દવા

**કિરમજી** (વિ.) કિરમજના રંગનું, ઘેરું લાલ

**કિરાત** (પું.) પહાડી જંગલી લોકોની એક જાત (૨) એ જાતનો માણસ, ભીલ

**કિરાયાદાર** (વિ.) ભાડે રહેનારું-રાખનારું (૨) (પું.) ભાડૂત

**કિરાયું** (ન.) ભાડું

**કિરીટ** (પું.) મુગટ, તાજ (૨) એક નક્ષત્ર

**કિરીટી** (વિ.) કિરીટવાળું (૨) (પું.) રાજા (૩) અર્જુન

**કિલ** (અ.) ખરેખર

**કિલકાર** (પું.) આનંદભર્યો કલબલાટ (૨) આનંદની કિકિયારી

**કિલકારી** (સ્ત્રી.) કિલકાર, આનંદભર્યો કલબલાટ (૨) આનંદની કિકિયારી (૩) તીણી ચીસ કે પોકાર

**કિલકિલ** (સ્ત્રી.) પક્ષીઓ એકીસાથે બોલવાથી થતો કિલકિલ એવો હર્ષ ભર્યો અવાજ

**કિલકિલાટ** (પું.) પક્ષીઓનું કિલકિલ એમ કરવું તે (૨) હર્ષધ્વનિ

**કિલો** (પું.) દશાંશ પદ્ધતિનાં માપતોલના એકમ પૂર્વે આવતાં તે ૧૦૦૦ ગણું એમ બતાવે છે.

**કિલોગ્રામ** (પું.) એક હજાર ગ્રામ વજન, (ટૂંકમાં 'કિલો' કહેવાય છે. = ૨.૨૦૫ પાઉન્ડ

**કિલોમિટર** (પું.) એક હજાર મિટર (= ૩૨૮૦.૮૯ ફૂટ)

**કિલોલિટર** (પું.) એક હજાર લિટર (પ્રવાહીનું માપ) (= ૩૫.૩૧ ઘ.ફૂ.)

**કિલોવૉટ** (પું.) એક હજાર વૉટ (વીજળીના એકમ)

**કિલોસાઇકલ** (સ્ત્રી.) એક હજાર આવર્તન દર સેકન્ડે થાય એવો મોજાની ફરીતાનો એકમ (રેડિયો વાયરલેસમાં)

**કિલ્બિ(-લ્વિ)ષ,કિલ્મિષ** (ન.) પાપ (૨) અપરાધ, દોષ (૩) રોગ, માંદગી

**કિલ્લું** (ન.) અનાજમાં પડતું એક જીવડું, ભોટવું

**કિલ્લેદાર** (પું.) કિલ્લાનો ઉપરી અમલદાર (૨) કિલ્લાનો કબજો ધરાવનાર કે તેનું રક્ષણ કરનાર સૈનિક

**કિલ્લેબંદી(-ધી)** (સ્ત્રી.) શત્રુની સામે રક્ષણ મળે એવું બાંધકામ-કિલ્લો કરવો તે (૨) કિલ્લાનું બાંધકામ

**કિલ્લો** (પું.) કોટ, દુર્ગ

**કિશોર** (વિ.) નાની ઉંમરનું, સગીર (૨) (પું.) અગિયારથી પંદર વર્ષ સુધીની ઉંમરનો છોકરો

**કિશોરાવસ્થા** (સ્ત્રી.) અગિયારથી પંદર વર્ષ સુધીની ઉંમર કે સ્થિતિ

**કિશોરી** (સ્ત્રી.) કુમારી, ૧૧થી ૧૫ વર્ષની છોકરી

**કિશ્ત(-સ્ત)** (સ્ત્રી.) શેતરંજનો એક દાવ, શેહ (૨) ખેતી, વાવેતર

**કિશ્તી(-સ્તી)** (સ્ત્રી.) હોડી, નાવ

**કિસબત** (પું.) મસક ઊંચકતાં ભિસ્તીઓ પોતાની ડાબી કેડ અને થાપા ઉપર પહેરે છે એ ચામડું

**કિસમ** (સ્ત્રી.) જાત, પ્રકાર, રીત

**કિસમિસ** (સ્ત્રી.) નાના દાણાની એક જાતની સૂકી દ્રાક્ષ

**કિસલય** (ન.) કૂંપળ

**કિસાન** (પું.) ખેડૂત

**કિસાનપત્ર** (ન.) કૃષિવિકાસ માટે બચતપત્ર

**કિસ્ત** (સ્ત્રી.) મહેસૂલ વગેરેનો હપતો (૨) મહેસૂલ, કીસ (૩) ખંડણી, કર (૪) કિશ્ત

**કિસ્મત** (ન.) નસીબ

**કિસ્સો** (પું.) કહાણી, અદ્‌ભુત કથા-બનાવ (૨) કલ્પિત વાર્તા

**કિંકર** (પું.) ચાકર

**કિંકરી** (સ્ત્રી.) દાસી, ચાકરડી

**કિંકર્ત(-ર્ત)વ્યતા** (સ્ત્રી.) કર્તવ્ય શું છે તેવો પ્રશ્ન ઊઠે એવી દશા

**કિંકર્તવ્યમૂઢ** (વિ.) કિંકર્તવ્યતાથી મૂઢ-મૂંઝાયેલું

**કિંચિત્** (વિ.) થોડુંક (૨) (અ.) સહેજ, જરા

**કિંચિત્માત્ર, કિંચિન્માત્ર** (વિ.અ.) અત્યંત થોડું, જરાક જ, સહેજ સાજ જ

**કિંચિત્કર** (વિ.) થોડું કરનારું, સહેજસાજ કરનારું

**કિંડરગાર્ટન** (ન.) ગમ્મત સાથે જ્ઞાન આપવાની બાળશિક્ષણની એક પદ્ધતિ, બાલવાડી, શિશુમંદિર, બાલમંદિર

**કિંતુ** (અ.) પરંતુ, તોપણ

**કિંપુરુષ** (પું.) કિન્નર

**કિંમત** (સ્ત્રી.) મૂલ્ય, બદલો, વળતર (૨) (લા.) કદર, બૂજ, લેખું

**કિંમતવાર** (અ.) કિંમત ઉપરથી કે કિંમત પ્રમાણે (હિસાબ ગણતો), 'ઍડ-વૅલોરમ'

**કિંવદંતી** (સ્ત્રી.) લોકવાયકા, અફવા

**કિંવા** (અ.) અથવા

**કિંશુક** (પું.) ખાખરો, કેસૂડો (૨) (પું.ન.) કેસૂડાનું ફૂલ

**કીકરો** (પું.) ફરસી, ટાંકણું, વીજણું

**કીકલી** (સ્ત્રી.) નાની કીકી

**કીકલો** (પું.) નાનો કીકો

**કીકી** (સ્ત્રી.) નાની બાળકી (૨) આંખની પૂતળી

**કીકો** (પું.) નાનો બાળક

**કીચ, કીચડ** (પું.) કાદવ

**કીટ** (પું.) મેલ, કાટ (૨) કચરો, કસ્તર, કીટું (૩) ગઠ્ઠો, ગાંઠ

**કીટ** (વિ.) બરાબર પાઠે-મોઢે કરેલું (૨) પૂરું માહિતગાર, કાબેલ

**કીટ, કીટક** (પું.) કીડો, જંતુ

**કીટલી** (સ્ત્રી.) ચા, કૉફી વગેરે ઉકાળવાનું નાળચાવાળું સાધન, ચા, કૉફી રાખવાનું એક સાધન (ધાતુનું કે ચિનાઈ માટી વગેરેનું)

**કીટશાસ્ત્ર** (ન.) જીવજંતુ વિષેનું શાસ્ત્ર, 'એન્ટોમોલૉજી'

**કીટાણુ** (ન.) નાની નાની જીવાત, જીવાણું

**કીટી** (સ્ત્રી.) રૂમાં જે (કપાસિયાની કરચ કે પાંદડીનો ભૂકો વગેરે) કસ્તર વળગી રહેલું હોય તે

**કીટું** (ન.) ઘીને તાવ્યા પછી નીચે જામતો કચરો

**કીટો(-ડો)** (પું.) ઈંટો કે નળિયાં પકવતાં પીગળીને ગઠ્ઠો થઈ ગયેલી માટી (૨) બળી-પીગળીને ઠરેલો કોઈ પણ કચરો (૩) ધાતુના પદાર્થો, ઘણા તાપથી રસરૂપ થઈ બંધાઈ જાય છે તે (૪) બાવળના લાકડાનો ગાંઠવાળો કકડો

**કીડ** (સ્ત્રી.) કીટ, ઊધ (૨) એક રોગ, દાદર, ઊંદરી, વગેરે (૩) ખંજવાળ, ચળ

**કીડિયારું** (ન.) કીડીઓનું દર

**કીડિયાસેર** (સ્ત્રી.) કીડિયાંની સેર, કંઠી

**કીડિયાહાર** (પું.) કીડિયાંનો હાર

**કીડિયું** (ન.) ખૂબ નાનો કાચનો મણકો

**કીડી** (સ્ત્રી.) એક ઝીણો જીવ-જંતુ

**કીડો** (પું.) પેટે ચાલનારો નાનો જીવડો (૨) (લા.) કોઈ વાત કે વસ્તુમાં પાવરધું કે રચ્યુંપચ્યું હોય તે (૩) અજંપો, ફિકર, ચિંતા

**કીધ, કીધું** (ક્રિ.) કર્યું (૨) કહ્યું

**કીનાખોર** (વિ.) કિન્નાખોર, કીનો રાખે એવું. દંશીલું

**કીનો** (પું.) કિન્નો, વેર, અંટસ

**કીબોર્ડ** (ન.) કળપટ, કળફલક

**કીમિયાગર** (પું.) કીમિયો કરી જાણનારો આદમી (૨) કળાવાન-યુક્તિબાજ આદમી (૩) ધુતારો

**કીમિયો** (પું.) હલકી ધાતુને કીમતી બનાવવાની ગુપ્ત રસાયણવિદ્યા (૨) (લા.) ઇલમ, યુક્તિ (૩) સહેલાઈથી ઘણું દ્રવ્ય મળે અથવા ફાયદો થાય એવો ઇલમ-ધંધો અથવા વસ્તુ

**કીર્ત(-ર્ત્ત)ન** (ન.) યશોગાન, ગુણ ગાવા તે, વખાણ (૨) ગાયન અને સંગીત સાથેનું ઈશ્વરનું ગુણવર્ણન કે કથાવાર્તા

**કીર્ત(-ર્ત્ત)નકાર** (પું.) કીર્તન કરનારો આદમી, હરદાસ

**કીર્તનીય** (વિ.) વખાણવા જેવું

**કીર્તિ(-ર્ત્તિ)** (સ્ત્રી.) ખ્યાતિ, નામના

**કીર્તિ(-ર્ત્તિ)કર** (વિ.) ખ્યાતિ કરનારું

**કીર્તિ(-ર્ત્તિ)માન** (વિ.) કીર્ત્તિવાળું, નામાંકિત

**કીર્તિ(-ર્ત્તિ)-સ્તંભ** (પું.) વિશિષ્ટ કાર્ય કરી જવા બદલ વ્યક્તિની યાદગીરી માટે કરવામાં આવતું ખાસ પ્રકારનું બાંધકામ (મિનારા આકારનું બહુમાળી પણ હોઈ શકે.)

**કીલ** (પું.) (ગાડાની) મળી (૨) મેખ, ખૂંટો (૩) ઢોર બાંધવાનો ખીલો (૪) જવાલા

**કીલી** (સ્ત્રી.) કીકી, છોકરી, ગગી (૨) કૂંચી (૩) તિજોરી, નાણાંની પેટી

**કીલો** (પું.) કીકો, છોકરો, ગગો

**કીસ** (સ્ત્રી.) મહેસૂલ, સરકાર-ભરણું

**કુકર્મ** (ન.) ખોટું-ખરાબ કર્મ

**કુકર્મી** (વિ.) કુકર્મ કરનારું

**કુક્ષ(-ક્ષિ)** (સ્ત્રી.) કૂખ, ગર્ભાશય, પેટનું પડખું

**કુખ** (પું.) દર્ભ (કુશ)

**કુખ્યાત** (વિ.) ખરાબ ખ્યાતિવાળું, બદનામ

**કુચ** (પું.) સ્ત્રીની છાતી, સ્તન

**કુછંદ** (પું.) ખરાબ છંદ-વ્યસન કે ચસકો, લંપટપણું

**કુછંદી** (વિ.) કુછંદે ચડેલું

**કુટજ** (પું.) એક ઝાડ

**કુટામણ(-ણી)** (સ્ત્રી.ન.) કુટાવું એ, ટિચામણ, કૂટવાનું મહેનતાણું

**કુટાવું** (ક્રિ.) ટિચાવું, અથડાવું (૨) સૂજ ન પડવી

**કુટિ(-ટી),કુટિ(-ટી)ર,કુટિયા** (સ્ત્રી.) ઝૂંપડી

**કુટિલ** (વિ.) વાંકું, વળેલું (૨) હઠીલું (૩) છળવાળું, કપટી

**કુટિલાઈ** (સ્ત્રી.) કુટિલપણું, કુટિલતા

**કુટુંબ** (ન.) એક બાપનો પરિવાર-વંશ (૨) સ્ત્રી-છોકરાં વગેરે ઘરનાં માણસોનો સમૂહ (૩) સ્ત્રી-છોકરાંનો સમૂહ

**કુટુંબકબીલો** (પું.) કુટુંબ અને કબીલો, બધાં કુટુંબીઓનો સમૂહ

**કુટુંબી** (વિ.) કુટુંબનું (૨) કુટુંબવાળું (૩) (ન.પું.) કુટુંબનું માણસ

**કુટ્ટણી(-ની)** (સ્ત્રી.) અનીતિના કામમાં દલાલું કરનાર કે કૂટણખાનું ચલાવનાર સ્ત્રી

**કુઠાર** (પું.) કુહાડો (૨) ફરસી

**કુઠારાઘાત** (પું.) કુઠારનો ઘા

**કુડ(-ર)તું** (ન.) પહેરણ

**કુતર્ક** (પું.) ખોટો તર્ક (૨) ખરાબ વિચાર

**કુતુબમિનાર(-રો)** (પું.) દિલ્હીમાં આવેલો એક પ્રખ્યાત મિનારો

**કુતૂહલ** (ન.) અમુક વસ્તુ-નવી વસ્તુ જોવા-જાણવાની ઉત્કંઠા, કૌતુક (૨) નવાઈભરી વસ્તુ

**કુત્તી** (સ્ત્રી.) દોરની દાંતી (૨) કૂતરી

**કુત્તો** (પું.) કૂતરો

**કુત્સિત** (વિ.) ધિક્કારવાયોગ્ય, નિંદિત (૨) નીચ, નઠારું, અધમ (૩) મેલું, ગંદું (૪) (ન.) નિંદા (૫) કુકર્મ

**કુદરત** (સ્ત્રી.) ઈશ્વરી શક્તિ, નિસર્ગ, પ્રકૃતિ (૨) જાતિ-સ્વભાવ (૩) જોર, તાકત

**કુદરતી** (વિ.) કુદરત સંબંધી, નૈસર્ગિક, સ્વાભાવિક

**કુદષ્ટિ** (સ્ત્રી.) ખોટો મત-કલ્પના (૨) ખોટા-ખરાબ ખ્યાલથી જોવું તે, બદનજર

**કુનેહ** (સ્ત્રી.) યુક્તિ, હિકમત (૨) ચતુરાઈ

**કુનેહબાજ** (વિ.) કુનેહવાળું, કુનેહ કરી જાણે એવું, ચાલાક

**કુપાત્ર** (વિ.) નાલાયક, અનધિકારી (૨) બેઅદબ, છકી ગયેલું (૩) (ન.) ખરાબ વાસણ (૪) કુપાત્ર વ્યક્તિ

**કુપિત** (વિ.) કોપેલું, ક્રોધે ભરાયેલું

**કુપુત્ર** (પું.) કપૂત, પુત્ર નામને લજાવે એવો દીકરો

**કુપ્પી** (સ્ત્રી.) નાનો કુપ્પો, યંત્રમાં તેલ ઊંજવાનું સાધન

**કુપ્પો** (પું.) કુલ્લું

**કુપ્રથા** (સ્ત્રી.) ખરાબ રીતરિવાજ

**કુબજા** (વિ.સ્ત્રી.) કુબ્જા, કૂબડી-ખૂંધી સ્ત્રી (૨) ખરાબ સ્ત્રી (૩) કૈકેયીની **દાસી-મંથરા** (૪) કૃષ્ણની કૃપાપાત્ર એવી કંસની એક દાસી

**કુબુદ્ધિ** (સ્ત્રી.) નઠારી બુદ્ધિ (૨) લુચ્ચાઈ, કપટ

**કુબેર** (પું.) ઇંદ્રના ધનનો ભંડારી-એક દેવ

**કુબ્જ** (વિ.) ખૂંધું, કૂબડું

**કુભારજા** (સ્ત્રી.) નઠારી સ્ત્રી (૨) કજિયાખોર સ્ત્રી, કર્કશા (૩) ફૂવડ

**કુમક** (સ્ત્રી.) મદદ

**કુમકુમ** (ન.) કંકુ (૨) કેસર

**કુમકુમપત્રિકા** (સ્ત્રી.) કંકોતરી

**કુમતિ** (સ્ત્રી.) નઠારી મતિ, દુર્બુદ્ધિ

**કુમળું** (વિ.) કોમળ, મુલાયમ (૨) સુકુમાર, નાજુક (૩) મૃદુ, નરમ (૪) મધુર (૫) દયાળુ

**કુમાર** (પું.) પાંચ વર્ષની ઉંમરનો બાળક (૨) યુવાવસ્થા અથવા એની પહેલાંની અવસ્થાવાળો છોકરો (૩) કુંવારો છોકરો (૪) પુત્ર (૫) રાજપુત્ર

**કુમારમંદિર** (ન.) પ્રાથમિક કેળવણીની શાળા

**કુમારાવસ્થા** (સ્ત્રી.) કુમારવયની કે કુંવારી સ્થિતિ

**કુમારિકા, કુમારી** (સ્ત્રી.) બાર વર્ષ સુધીની કન્યા (૨) કુંવારી કન્યા (૩) રાજકુંવરી (૪) પુત્રી

**કુમાર્ગ** (પું.) નઠારો-આડો રસ્તો (૨) અધર્મ (૩) કુછંદ

**કુમાવિસદાર** (પું.) મહેસૂલ ઉઘરાવનાર આદમી, મહેસૂલી અમલદાર, મહાલકારી

**કુમાશ** (સ્ત્રી.) સુંવાળપ, નરમાશ (કાપડની) (૨) સફાઈદાર વણાટ

**કુમિત્ર** (પું.) નઠારો-મિત્રધર્મથી ઊલટો ચાલનાર મિત્ર

**કુમુદ** (ન.) ધોળું કમળ, પોયણું

**કુમુદિની** (સ્ત્રી.) કુમુદના ફૂલનો વેલો (૨) ઘણાં કુમુદવાળી જગ્યા-પુષ્કરિણી વગેરે
**કુરકુરિયું** (ન.) કૂતરાનું નાનું બચ્ચું, ભટોળિયું
**કુરતું** (ન.) પહેરણ, ખમીસ
**કુરન(-નિ)સ** (સ્ત્રી.) કુર્નિશ, નમીને-ઝૂકીને કરેલી સલામ
**કુરબાન** (વિ.) બલિદાન તરીકે સમર્પેલું (૨) ન્યોછાવર, ડૂલ
**કુરબાની** (સ્ત્રી.) કુરબાન થવું કે કરવું તે, બલિદાન
**કુરમ(-મુ)રા** (પું.) લીલા ચોખા બાફી-કૂટીને કરવામાં આવેલી વાનગી, મમરા
**કુરાન** (ન.) મુસલમાનોનો મુખ્ય ધર્મગ્રંથ
**કુરાનેશરીફ** (ન.) કુરાન (માનવાચક)
**કુરિયર સર્વિસ** (સ્ત્રી.) માલ, વગેરેની હેરફેર માટે આંગડિયા-મારફતિયા જેવી સેવા
**કુરુ** (પું.) પાંડવકૌરવોનો પૂર્વજ (૨) અર્વાચીન દિલ્હીની આજુબાજુના પ્રદેશનું પ્રાચીન નામ
**કુરુક્ષેત્ર** (ન.) દિલ્હીની પાસે આવેલું એક વિશાળ મેદાન, જ્યાં પાંડવ-કૌરવો વચ્ચે યુદ્ધ થયું હતું
**કુરૂપ** (વિ.) કદરૂપું
**કુલ** (વિ.) એકંદર, બધું મળીને થાય એટલું (૨) તમામ
**કુલ(-ળ)** (ન.) કુટુંબ, વંશ (૨) ખાનદાની, કુલીનતા (૩) ટોળું, જૂથ
**કુલકુલાં** (વિ.) કુલ અખત્યાર ભોગવતું (૨) અંગત, ખાસ (૩) (અ.) કુલ અખત્યાર સમેત
**કુલ(-ળ)ક્ષય** (પું.) કુળનો નાશ
**કુલ(-ળ)ગુરુ** (પું.) કૌટુંબિક અથવા વંશ-પરંપરાના (અથવા કુલ જેવા કોઈ સમૂહના) ગુરુ
**કુલટા** (સ્ત્રી.) ખરાબ ચાલની સ્ત્રી
**કુલડી** (સ્ત્રી.) કસલી જેવું નાનું માટીનું વાસણ, ચડવો (૨) સોનુંરૂપું ગાળવાનું એવું પાત્ર (૩) ગુદાનો ભાગ
**કુલ(-ળ)દીપક** (પું.) કુળને દીપાવનારો પુરુષ (૨) પુત્ર
**કુલ(-ળ)દેવ, કુલ(-ળ)દેવતા** (પું.બ.વ.) કુળનો ઈષ્ટદેવ
**કુલ(-ળ)દેવી** (સ્ત્રી.) કુળની ઈષ્ટદેવી
**કુલ(-ળ)ધર્મ** (પું.) વંશપરંપરાથી ચાલતો આવેલો વિશિષ્ટ ધર્મ-આચાર
**કુલનાયક** (પું.) કુલપતિ, 'વાઇસ ચાન્સેલર'
**કુલપતિ** (પું.) કુટુંબનો-કુળનો વડો (૨) કુલાધિપતિ પછી તરતના દરજ્જાના અધિકારી, 'વાઇસ ચાન્સેલર'
**કુલફી** (સ્ત્રી.) ટિન અગર બીજી કોઈ ધાતુ અથવા માટીની ભૂંગળીમાં ભરી બરફમાં ઠારેલું દૂધ, મલાઈ અથવા શરબત
**કુલ(-ળ)મર્યાદા** (સ્ત્રી.) કુલની મર્યાદા-લજ્જા
**કુલ(-ળ)વધૂ** (સ્ત્રી.) સારા કુટુંબની વહુ-સ્ત્રી
**કુલસચિવ** (પું.) યુનિવર્સિટીના 'રજિસ્ટ્રાર'
**કુલા(-ળા)ચાર** (પું.) કુલધર્મ, કુળનો આચાર
**કુલાધિપતિ** (પું.) વિશ્વવિદ્યાલયોમાં સર્વોપરી સ્થાનના અધિકારી, 'ચાન્સેલર'
**કુલા(-ળા)ભિમાન** (ન.) પોતાના કુળ વિષેનું અભિમાન
**કુલાંગાર** (પું.) કુળમાં અંગાર જેવો નીવડેલ આદમી
**કુલી** (પું.) ભાર ઊંચકનારો, મજૂર (જેમ કે, રેલવે સ્ટેશનનો)
**કુલીન** (વિ.) ઊંચા કુળનું, ખાનદાન
**કુલે(-લ્લે)** (અ.) જુમલે, સરવાળે, એકંદરે
**કુલેર** (સ્ત્રી.) ઘીગોળ સાથે ચાળેલો બાજરી વગેરેનો કાચો લોટ-એક ખાદ્ય
**કુલો(-ળો)દ્વાર** (પું.) કુલનો ઉદ્ધાર-ઉત્કર્ષ
**કુવલય** (ન.) ભૂરું કમળ-પોયણું
**કુવાશી(-સી)** (સ્ત્રી.) કુમારિકા
**કુવાસ** (સ્ત્રી.) ખરાબ વાસ, ગંધ, દુર્ગંધ
**કુવિચાર** (પું.) ખરાબ વિચાર
**કુશ** (પું.) એક જાતનું ઘાસ, દર્ભ (૨) રામનો એક પુત્ર
**કુશકા** (પું.બ.વ.) ડાંગર, કોદરા વગેરેનાં છોડાં (૨) ઠળિયા (ખારેક, ખજૂર વગેરેના, આંબલીના કચુકા)
**કુશકી** (સ્ત્રી.) ખાંડેલા ચોખાનું ઝીણું ઝટકામણ
**કુશન** (ન.) મોટર, રેલવે વગેરેમાં તેમજ ખુરશી વગેરેમાં પોચાપણું રાખવા માટે મુકાતી ગાદી (૨) બિલિયર્ડ રમવાની મેજની ધાર (૩) કમાન ઉપર આંચકા ખમવા માટે કરવામાં આવતું ચણતર
**કુશલ(-ળ)** (વિ.) શુભ, કલ્યાણકારી (૨) આરોગ્યવાન (૩) પ્રવીણ, હોશિયાર (૪) (ન.) કુશળતા
**કુશલ(-ળ)ક્ષેમ** (વિ.) સુખી અને આરોગ્ય (૨) (ન.) આબાદી અને તંદુરસ્તી (૩) ક્ષેમ-કુશળ
**કુશંકા** (સ્ત્રી.) ખોટી કે વહેમી શંકા
**કુશાગ્ર** (ન.) કુશઘાસ-ડાભડાની તીક્ષ્ણ અણી (૨) (અ.) (લા.) જીભને ટેરવે બરોબર યાદ
**કુશાગ્ર** (ન.) કુશનું અગ્ર-તેની તીણી અણી (૨) (વિ.) કુશાગ્ર જેવું સૂક્ષ્મ કે ઝીણું
**કુશાગ્રતા** (સ્ત્રી.) તીક્ષ્ણતા, સૂક્ષ્મતા, તીવ્રતા
**કુશાગ્રબુદ્ધિ** (સ્ત્રી.વિ.) કુશાગ્રબુદ્ધિ કે તેવી તીવ્ર બુદ્ધિવાળું (માણસ)
**કુષ્ઠ** (પું.ન.) કોઢ
**કુષ્ઠરોગ** (પું.) રક્તપિત્ત, કોઢનો રોગ
**કુસંગ** (પું.) નઠારો સંગ, ખરાબ સોબત
**કુસંગતિ** (સ્ત્રી.) કુસંગ, નઠારી સોબત
**કુસંપ** (પું.) સંપ નહિ તે, અણબનાવ
**કુસંસ્કાર** (પું.) ખરાબ સંસ્કાર
**કુસુમ** (ન.) ફૂલ, પુષ્પ
**કુસુમાકર** (પું.) વસંતઋતુ (૨) બાગબગીચો
**કુસુમાયુધ** (પું.) કામદેવ
**કુસ્તી** (સ્ત્રી.) અંગકસરતની એક રીત (૨) બથ્થંબથ્થા (૨) દ્વંદ્વયુદ્ધ પ્રકારની બે જણ વચ્ચેની અંગ-કસરત (૪) (લા.) ઝઘડો
**કુસ્તીબાજ** (વિ.) કુસ્તીમાં પ્રવીણ
**કુસ્તીબાજી** (સ્ત્રી.) કુસ્તી ખેલવી તે
**કુહાડી** (સ્ત્રી.) નાનો કુહાડો, ફરસી, પરશુ
**કુહાડો** (પું.) લાકડાં કાપવાનું-ફાડવાનું એક હથિયાર, પરશુ, ફરસી
**કુંકુમ** (ન.) કુમકુમ, કંકુ (૨) કેસર (૩) હળદરનો ખારાની મદદથી બનતો લાલ પદાર્થ
**કુંજ** (સ્ત્રી.) ઝાડ અથવા વેલાનાં પાંદડાંથી થયેલી ઘટા, લતા-મંડપ

**કુંજગલી** (સ્ત્રી.) કુંજમાં થઈને જતો સાંકડો માર્ગ (૨) સાંકડો અને છાયાવાળો ગીચ વનમાર્ગ (૩) વૃંદાવનની પ્રાચીન કુંજગલી, જેનું સ્થાન યાત્રારૂપ ગણાય છે.
**કુંજડી,કૂંજડી** (સ્ત્રી.) એક પક્ષી (૨) નાની કુંજ, કુંજગલી
**કુંજબિહારી** (વિ.) કુંજમાં વિહાર કરનારું (૨) (પું.) શ્રીકૃષ્ણ
**કુંજર** (પું.) હાથી (૨) હસ્ત નક્ષત્ર
**કુંજો** (પું.) ભોટવો, ચંબુ, કૂજો
**કુંઠન** (ન.) કુંઠિત હોવું તે
**કુંઠિત** (વિ.) બૂઠું, ખાંડું (૨) રુંધાયેલું, અટકી પડેલું
**કુંડ** (પું.) જમીન ખોદી બાંધેલો ખાડો (યજ્ઞ માટેનો), વેદી (૨) પાણી માટેનો પાકો પગથિયાંવાળો હોજ (૩) કુંડના આકારનું પાત્ર (૪) બલિ આપવાની જગા (૫) કુંડી, નાનો હવાડો (૬) ખાડો (૭) કુંડપુત્ર, (સધવાના) વ્યભિચારથી ઉત્પન્ન થયેલો પુત્ર
**કુંડલ(-ળ)** (ન.) કાને પહેરવાનું એક ઘરેણું
**કુંડલિની** (સ્ત્રી.) મૂલાધારમાં સુષુમ્ણા નાડીની જડની નીચે રહેતી મનાતી એક સર્પાકાર શક્તિ, જેને જાગૃત કરવી એ યોગીઓનો એક મહાપુરુષાર્થ ગણાય છે.
**કુંડલી(-ળી)** (સ્ત્રી.) નાનું કૂંડાળું (૨) લાકડી ભાલા વગેરેને છેડે ઘલાતી ધાતુની ખોળી (૩) (જ્યો.) ગ્રહ વગેરેની ગણતરીનું ખાનાંવાળું ચોકઠું કે ચકરડું
**કું(-કૂં)ડાળું** (ન.) ગોળ વર્તુળ
**કુંડી** (સ્ત્રી.) કૂંડી વાસણ
**કું(-કૂં)ડું** (ન.) કુંડ જેવું પહોળા મોંનું નાનુંમોટું શકોરું (૨) છોડ વાવવાનું માટીનું વાસણ (૩) ઢોર માટે દાણા ભરી રાખવાનું વાસણ (૪) ચોમાસામાં પાણી ભરાઈ રહે તેવી ખેતરાઉ વિશાળ જમીન
**કુંતલ** (પું.) માથાના વાળ, જુલફું, લટ (૨) હળ
**કુંતીસુત** (પું.) કુંતીનો પુત્ર
**કુંદ** (પું.ન.) એક જાતનો મોગરો કે એનું ફૂલ
**કુંદ** (વિ.) ઠાંસાઈ-ભરાઈ ગયેલું, રુંધાયેલું (૨) તેવો અવાજ કરતું (૩) તેજ વગરનું, બૂઠું
**કુંદન** (ન.) સોનું
**કુંદો** (પું.) દંડૂકો, ધોકો (૨) લાકડી અથવા બંદૂકનો જાડો છેડો
**કુંભ** (પું.) ઘડો (૨) હાથીના માથા પર બે બાજુ ઊપસી આવેલો ભાગ, ગંડસ્થલ (૩) એક રાશિ (૪) ચૌદ શેર (૭૦ કિલો)નું એક વજન-માપ
**કુંભકર્ણ** (પું.) રાવણનો ભાઈ (૨) (લા.) એના જેવો ઊંઘણશી માણસ
**કુંભમેળો** (પું.) મોટો મેળો (૨) દર બાર વરસે ભરાતો એક હિંદુ મેળો
**કુંભાર** (પું.) માટીનાં વાસણ ઘડનાર એક જ્ઞાતિનો માણસ
**કુંભારવાડો** (પું.) કુંભારો રહેતા હોય તે વાસ
**કુંભી** (સ્ત્રી.) નાનો કુંભ-ઘડો (૨) નાનું કુલ્લું (મશાલમાં તેલ પૂરવા માટે)
**કું(-કૂં)ભી** (સ્ત્રી.) થાંભલા નીચેની પથ્થર અથવા લાકડાની બેસણી (૨) મકાનનો થાંભલો (૩) ચાર વર્ષે ભરાતો નાનો કુંભમેળો
**કુંવર** (પું.) કુંવારો છોકરો (૨) રાજકુમાર (૩) પુત્ર, લાડકો પુત્ર
**કુંવરી** (સ્ત્રી.) કુંવારી કન્યા (૨) રાજકન્યા (૩) દીકરી, લાડકી દીકરી
**કુંવાર** (સ્ત્રી.) એક વનસ્પતિ-ઔષધિ
**કુંવારકા** (સ્ત્રી.) કુંવારી કન્યા (૨) સમુદ્રને મળતી ન હોય એવી નદી
**કુંવારપાઠું** (ન.) કુંવાર નામની વનસ્પતિનો બરછી જેવો શેગો-શણગો (આમાંથી એળિયો બને છે.)
**કુંવારું** (વિ.) નહિ પરણેલું
**કૂઈ** (સ્ત્રી.) નાનો કૂવો
**કૂક** (ન.) કૂકડીકૂક (૨) એંજિનની સિસોટીનો અવાજ
**કૂક** (પું.) રસોઈયો, ‘બટલર’
**કૂકડાં** (ન.બ.વ.) મરઘાં બતકાં વગેરે
**કૂકડી** (સ્ત્રી.) મરઘી
**કૂકડે(-રે)કૂક** (ન.) કૂકડાના બોલવાનો શબ્દ
**કૂકડો** (પું.) મરઘો
**કૂકર** (પું.) કૂતરો
**કૂકર** (ન.) રાંધવાનું એક ખાસ પાત્ર
**કૂકરી** (સ્ત્રી.) નાનો કૂકો, રમવાની કાંકરી
**કૂકરી** (સ્ત્રી.) હળમાં મારેલી ફાચર (૨) ગુરખાઓનું એક છરા જેવું શસ્ત્ર
**કૂખ** (સ્ત્રી.) પેટનું પડખું (૨) (લા.) પેટ, ગર્ભાશય (૩) સંતાન
**કૂચ** (સ્ત્રી.) રવાના થવું-મુકામ ઉપાડી ચાલતાં જવું તે (૨) લશ્કરી ઢબની ચાલ (૩) છૂપી વાત, રહસ્ય
**કૂચડી** (સ્ત્રી.) નાનો કૂચડો, જાડા વાળની પીંછી
**કૂચડો** (પું.) વાસણને અંદરથી માંજવાનો એક છેડે કૂચાવાળો લાકડાનો કકડો (૨) ધોળવા માટે બનાવેલો ભીંડી અથવા મુંજના રેસાનો ઝૂડો-સાવરણો (૩) વણાટમાં પવાયત વખતે વપરાતું એક સાધન (૪) ભોટવો
**કૂચાપાણી** (વિ.) કૂચા અને પાણી જેવું, એકરસ નહિ થયેલું એવું (૨) (ન.બ.વ.) કૂચા અને પાણી (૩) (લા.) સત્ત્વહીન નકામી થયેલી વસ્તુઓ
**કૂચિપૂડી** (ન.) નૃત્યનો એક પ્રકાર
**કૂજન** (ન.) કૂજવું તે, મધુર ગાન
**કૂજવું** (ક્રિ.) મધુર શબ્દ કરવો, મધુર ગાવું
**કૂજો** (પું.) ભોટવો, ચંબુ
**કૂટ** (વિ.) ન સમજાય કે વંચાય એવુ, કઠણ, અઘરું (૨) ભેદ અથવા ગૂંચવણભર્યું, અટપટું (૩) જાડું, કૂડભર્યું, પેચીલું (૪) (સંગીતમાં) સંપૂર્ણ કે અસંપૂર્ણ, મૂર્છનાને ઊલટી રીતે લેવાથી થતું (તાન) (૫) (પું.ન.) કૂડ, ઠગાઈ, છેતરપિંડી (૬) પર્વતની ટોચ, શિખર (૭) ઢગલો (૮) ન સમજાય એવું જે કાંઈ હોય તે (રહસ્ય, કોયડો વગેરે)
**કૂટજ્ઞાની** (વિ.) કપટી (૨) દંભી
**કૂટનીતિ** (સ્ત્રી.) કપટી નીતિ, દાવપેચવાળી નીતિરીતિ
**કૂટપ્રશ્ન** (પું.) જટિલ એવો પ્રશ્ન, કોયડો
**કૂટસ્થ** (વિ.) ટોચ-પર ઊંચામાં ઊંચા સ્થળે ઊભેલું (૨) શ્રેષ્ઠ (૩) સર્વકાળે એકરૂપ રહેનારું, અચળ (૪) (પું.) આત્મા, પરમાત્મા
**કૂટણખાનું** (ન.) વેશ્યાગૃહ
**કૂટવું** (ક્રિ.) મારવું, ઠોકવું, ટીચવું (૨) ખાંડવું (૩) મૂએલાની પાછળ છાતી પીટવી
**કૂડ** (ન.) કપટ, ઠગાઈ (૨) વાંધો, વચકો
**કૂડકપટ** (ન.) દગોફટકો, છળપ્રપંચ
**કૂડું** (વિ.) કૂડવાળું, કપટી (૨) વાંકું (૩) (ન.) વાંધોવચકો (દેવી કે માતાનો)
**કૂણું** (વિ.) કુમળું, કૂંળું
**કૂતરી** (સ્ત્રી.) કૂતરાની માદા (૨) એક વનસ્પતિ, વનસ્પતિની ચમરી

**કૂતરો** (પું.) એક પશુ, શ્વાન

**કૂતરું** (ન.) એક પશુ, શ્વાન

**કૂથલી** (સ્ત્રી.) નિંદા, ખોટી ચકચાર

**કૂદકો** (પું.) ઠેકડો, છલંગ

**કૂદવું** (ક્રિ.) છલંગ મારવી, ઠેકડો મારવો (૨) (લા.) ગજા ઉપરવટનો ભપકો-ખર્ચ કરવો

**કૂદંકૂદા(-દી), કૂદાકૂદ** (સ્ત્રી.) વારંવાર કૂદવું તે (૨) (લા.) વલવલાટ (૩) હદથી વધારે ખર્ચવું તે

**કૂપ** (પું.) કૂવો

**કૂપન** (સ્ત્રી.ન.) પહોંચ, રસીદ કે વાઉચર જેવું કશા મૂળપત્ર જોડેથી ફાડીને અપાય તે. (જેમ કે, મનીઓર્ડર, શેરનું વ્યાજ વગેરે)

**કૂપમંડૂક** (પું.) કૂવામાંનો દેડકો (૨) (લા.) ખૂબ સંકુચિત દૃષ્ટિવાળી વ્યકિત

**કૂપી** (સ્ત્રી.) નાનો કૂપો

**કૂપો** (પું.) ફૂલેલા પેટનું અને સાંકડા મોંનું ચામડાનું પાત્ર, કુલ્લું (૨) એ ઘાટનો કાચનો શીશો

**કૂબડી** (સ્ત્રી.) ચાલવા માટે ટેકા સારુ લેવાતી લાકડી (બગલમાં લેવાય છે તેવી-લંગડાતાની)

**કૂબડું** (વિ.) કદરૂપું

**કૂબો** (પું.) એક છોડ (૨) પક્ષીને બાંધેલો માળો (૩) ઘુમ્મટવાળું ઘાસનું ઝૂંપડું (૪) છો-કાંકરેટવાળી જમીન, રથ્થડ (૫) તે ટીપવાનું લાકડાના કે લોઢાના વજનદાર ડચકામાં લાકડી ખોસી બનાવેલું સાધન

**કૂર્મ** (પું.) કાચબો

**કૂર્માવતાર** (પું.) કાચબારૂપે વિષ્ણુનો એક અવતાર

**કૂલ** (પું.) કિનારો

**કૂવાથંભ** (પું.) વહાણના વચલા સઢનો થાંભલો

**કૂવો** (પું.) જમીનમાંથી પાણી કાઢવા માટે ખોદેલો ખાડો (૨) કૂવાથંભ

**કૂંચી** (સ્ત્રી.) ચાવી (૨) (લા.) ઉપાય (૩) રહસ્ય જાણવાનું સાધન

**કૂંજડી** (સ્ત્રી.) એક પક્ષી

**કૂંડાળું** (ન.) વર્તુલ, ગોળ આકૃતિ (૨) (લા.) ગોટો, ગોટાળો

**કૂંડી** (સ્ત્રી.) કુંડ જેવો નાનો ખાડો (૨) પહોળા મોંનું નાના કુંડ જેવું વાસણ (૩) નાનો હવાડો (૪) વીસની સંખ્યાનો સંકેત, કોડી (૫) ગબી (૬) વહાણના તળિયાનો એ ભાગ જ્યાં ઝમતું પાણી એકઠું થાય તે

**કૂંડું** (ન.) કુંડ જેવું પહોળા મોંનું નાનું-મોટું શકોરું (૨) ફૂલઝાડ વાવવાનું એવું પાત્ર (૩) કૂંડાળું

**કૂંણું** (વિ.) કુમળું, કૂંળું

**કૂંપળ** (સ્ત્રી.) કૂમળું-નવું ફૂટતું પાંદડું

**કૂંપળો** (પું.) કૂંળો ફણગો-પીલો

**કૂંભી** (સ્ત્રી.) કુંભી

**કૃત** (વિ.) કરેલું, બનાવેલું (૨) (પું.) કૃતયુગ (૩) (ન.) કર્મફળ (૪) ચારની સંખ્યા

**કૃતક** (વિ.) કૃત્રિમ

**કૃતકૃત્ય** (વિ.) પોતાનું કાર્ય, પોતાની ફરજ પૂરી કરી ચૂક્યું હોય એવું (૨) તેના સંતોષવાળું

**કૃતદની(-દની)** (વિ.) કરેલા ઉપકાર ભૂલી જાય એવું, નિમકહરામ (૨) કરેલા ઉપકારની કદર ન કરી સામું નુકસાન કે અનિષ્ટ કરનારું, અપકારી

**કૃતજ્ઞ(-જ્ઞી)** (વિ.) કરેલા ઉપકારની કદર કરનારું, નિમકહલાલ

**કૃતનિશ્ચય** (વિ.) દૃઢ નિશ્ચય કરી બેઠેલું, જેણે નિશ્ચય કરી લીધો છે એવું

**કૃતાર્થ(-ર્થી)** (વિ.) કૃતકૃત્ય, ભાગ્યશાળી, જેનું કાર્ય સિદ્ધ થઈ ચૂકયું છે એવું

**કૃતાંત** (પું.) યમ (૨) કાળ, મૃત્ય (૩) કાર્યથી સફળ સાબિત થયેલું તત્ત્વ (૪) કાર્ય વિષે સિદ્ધાંત (ગ.) (૫) કૃત્ય, 'પ્રોબ્લેમ'

**કૃતિ** (સ્ત્રી.) કાર્ય, કામ, ક્રિયા (૨) રચના, સર્જન. જેમ કે, સાહિત્ય, કળા વગેરેના (૩) આચરણ, કરણી

**કૃતિ** (વિ.) કૃતકૃત્ય (૨) ભાગ્યશાળી (૩) પ્રવીણ, કુશળ (૪) વિદ્વાન (૫) ધાર્મિક, ધર્મને અનુસરનારું

**કૃતિસંગ્રહ** (પું.) લખાણોનો સંગ્રહ, સાહિત્યિક કે તે વિશેની રચનાઓનો સંગ્રહ

**કૃતિહક(-ક્ક)** (પું.) સાહિત્ય કળાદિની કૃતિ વિષેનો માલિકીહક, 'કૉપીરાઇટ'

**કૃત્પ્રત્યય** (પું.) ધાતુને લાગી નવો શબ્દ બનાવતો પ્રત્યય (વ્યા.). જેમ કે, -અક(મારક), -આઉ (શિખાઉ), -આમણું (ડરામણું) વગેરે

**કૃત્તિકા** (સ્ત્રી.) ત્રીજું નક્ષત્ર, કાતીસાડો

**કૃત્ય** (ન.) કાર્ય, કામ, ક્રિયા (૨) આચરણ (૩) ભૂમિતિમાં રચના કરવા અંગેનો સિદ્ધાંત, 'પ્રોબ્લેમ' (૪) અધિનિયમ, કાયદો

**કૃત્રિમ** (વિ.) અકુદરતી, બનાવટી, નકલી (૨) ઉપરચોટિયું, ઉપરછલ્લું, માત્ર દેખાવનું

**કૃદંત** (પું.ન.) ધાતુને કૃત્ પ્રત્યય લાગતાં બનતું અપૂર્ણ અર્થવાચક રૂપ અર્થાત્ જે ક્રિયારૂપ મુખ્ય ક્રિયાપદ તરીકે આવી શકતું નથી પણ મુખ્ય ક્રિયાપદની પૂર્ણકાલિક ક્રિયા દર્શાવવા ક્રિયાવિશેષણની માફક પ્રયોજાય છે તે. જેમ કે, કરતું, કરનારું, કરવું, કરેલું વગેરે

**કૃપણ** (વિ.) કંજૂસ, લોભી (૨) દીન, દયાપાત્ર (૩) નીચ, દુષ્ટ

**કૃપણતા** (સ્ત્રી.) કંજૂસાઈ

**કૃપા** (સ્ત્રી.) મહેરબાની, અનુગ્રહ, પ્રસાદ (૨) દયા

**કૃપાણ** (પું.) તરવાર, ખડગ, કિરપાણ

**કૃપાદૃષ્ટિ** (સ્ત્રી.) કૃપાની દૃષ્ટિ, રહેમ નજર, અમી નજર

**કૃપાનાથ** (પું.) કૃપા કરવી જેના હાથની વાત છે એ

**કૃપાનિધાન, કૃપાનિધિ** (પું.ન.) કૃપાનો ભંડાર તે

**કૃપાપાત્ર** (વિ.ન.) કૃપાને યોગ્ય હોય તે

**કૃપાસિંધુ** (પું.) કૃપાનો સાગર તે, અપાર દયાવંત (૨) પરમેશ્વર

**કૃમિ** (પું.) કીડો (૨) પેટમાં થતી એક જીવાત, કરમિયો

**કૃમિઘ્ન** (વિ.) કૃમિનો નાશ કરે એવું

**કૃશ** (વિ.) દુર્બળ, સૂકું (૨) પાતળું, નાજુક

**કૃષક** (પું.) ખેડૂત, બળદ

**કૃષિ** (સ્ત્રી.) ખેતી, ખેડ

**કૃષિક, કૃષિકાર** (પું.) ખેડૂત, ખેડુ (૨) બળદ (૩) કૃષક

**કૃષિવિદ્યા, કૃષિશાસ્ત્ર, કૃષિવિજ્ઞાન** (સ્ત્રી.ન.) ખેતી વિષેની વિદ્યા કે વિજ્ઞાન યા શાસ્ત્ર

**કૃષ્ટ** (વિ.) તાણેલું, ખેંચેલું, ખેંચી કાઢેલું (૨) આકર્ષાયેલું (૩) ખેડેલું

**કૃષ્ણ** (વિ.) શ્યામ, કાળું, નીલ (૨) અંધારિયું (૩) વિષ્ણુનો આઠમો અવતાર (૪) પરાશરના પુત્ર દ્વૈપાયન વ્યાસ

**કૃષ્ણપક્ષ** (પું.ન.) અંધારિયું, ચાંદ્રમાસનો વદિ પક્ષ

**કૃષ્ણાર્પણ** (ન.) કૃષ્ણ ભગવાનને અર્પણ કરવું તે, ઈશ્વરાર્પણ, પ્રભુપ્રીત્યર્થ
**કૃષ્ણાષ્ટમી** (સ્ત્રી.) કૃષ્ણની જન્મતિથિ, શ્રાવણ વદ ૮
**કે** (અ.) અથવા, યા, વા (૨) આકાંક્ષાસૂચક ઉભયાન્વયી, ઉદા. કારણ કે, જેમ કે, કેમ કે
**કેક** (સ્ત્રી.) ભઠ્ઠીમાં શેકીને કરાતી એક વાનગી
**કેકટસ** (પું.) થોર, એક વનસ્પતિ
**કેકા** (સ્ત્રી.) મોરની વાણી, કેકારવ
**કેકારવ** (પું.) કેકાનો અવાજ, ટહુકાર
**કેકાવલિ(-લી)** (સ્ત્રી.) મોરના ટહુકારની હાર-પરંપરા
**કૅચ** (પું.) ક્રિકેટની રમતમાં દડો ઝીલી લેવો તે (૨) બારણું બંધ રાખવાની ઠેસી
**કૅચાઉટ** (ન.) બોલ ઝિલાઈ જવાથી રમનારનું ખસી જવું તે
**કેટકેટલું** (વિ.) કેટલું બધું, ઘણું, ઘણુંબધું
**કૅટરિંગ** (સ્ત્રી.) આહાર-વ્યવસ્થા
**કેટલું** (વિ.) (માપ, સંખ્યા કે કદમાં) -શા માપનું-પ્રમાણનું ? (પ્રશ્નાર્થક)
**કૅટ(-ટે)લૉગ** (ન.) નોંધણીનું પત્રક, પત્રકાત્મક કે વિવરણાત્મક પુસ્તક
**કેડ** (સ્ત્રી.) શરીરનો મધ્યભાગ, કમર, કડ (૨) (કેડનું-સહન કરવાનું) જોર, બળ
**કૅડમિયમ** (ન.) એક ધાતુ-મૂળ તત્ત્વ (ર.વિ.)
**કેડિયું** (ન.) કેડ સુધી આવે એવું બદન, બંડી (૨) કેડ સુધી નાહવું તે
**કેડી** (સ્ત્રી.) સાંકડો પગરસ્તો, પગથી, પગદંડી
**કેડે** (અ.) પૂંઠે, પાછળ
**કૅડેટ** (પું.) સૈનિકવિદ્યાનો વિદ્યાર્થી
**કૅડેટકોર** (સ્ત્રી.) કૅડેટોની ટુકડી-તેમનો સમૂહ
**કેડો** (પું.) પગરસ્તો (૨) પીછો, પૂંઠ (૩) છેડો, અંત (૪) (લા.) કેડે પડવું તે, સતામણી
**કેતકી** (સ્ત્રી.) એક ફૂલઝાડ (૨) કેતકીનું પાન
**કેતન** (ન.) ચિહ્ન (૨) ધજા (૩) ઘર, નિવાસસ્થાન
**કેતુ** (પું.) એક ગ્રહ, ધૂમકેતુ (૨) ધજા, નિશાન
**કેતુદંડ** (પું.) ધજાનો દાંડો
**કૅથલિક** (વિ.પું.) એ નામના એક ખ્રિસ્તી સંપ્રદાયનું (માણસ)
**કેથીડ્રલ** (ન.) એક (મોટા દરજ્જાનું) ખ્રિસ્તી દેવળ
**કૅથેટર** (ન.) મૂત્રાશયમાંથી પેશાબ કાઢવા માટેનું એક નળી જેવું (વૈદકીય) ઓજાર
**કૅથોડ** (પું.) (વીજળીનો) ઋણ-ધ્રુવ
**કેદ** (વિ.) બંધનમુકત (૨) (સ્ત્રી.) એવી સ્થિતિ
**કેદખાનું** (ન.) જેલ, કારાગાર, તુરંગ
**કેદાર** (ન.) ખેતર (૨) (પું.) હિમાલયનું એક શિખર કે તે યાત્રાસ્થાન (૩) એક રાગ
**કેદારનાથ** (પું.) શિવ (૨) હિમાલયનું એક યાત્રાસ્થાન
**કે દી** (અ.) કયે દહાડે ? કયારે ?
**કેદી** (વિ.) કેદમાં પડેલું (૨) કેદ કરેલું (૩) (પું.) કેદ કરેલો માણસ, બંદીવાન
**કૅન** (ન.) ડબ્બો, બરણી
**કેન, કેનોપનિષદ** (ન.) એક ઉપનિષદ
**કૅનાલ** (સ્ત્રી.) નહેર, કાંસ
**કૅનિંગ** (સ્ત્રી.) ડબ્બાબંધી
**કૅન્ટીન** (સ્ત્રી.ન.) ચાપાણી નાસ્તાની હોટેલ (મોટાભાગે કોઈ ખાસ જગામાં કામ કરનાર માટે કઢાતી. જેમ કે, કોલેજ, કચેરી, કૅમ્પ વગેરેની)
**કૅન્ટોન્મેન્ટ** (પું.) લશ્કરી છાવણી વિસ્તાર
**કૅન્ડી** (સ્ત્રી.) સળી પર ઠારેલો આઈસ્ક્રીમ
**કૅન્વાસ** (ન.) એક જાતનું જાડું કપડું
**કૅન્વાસિંગ** (ન.) કોઈ પણ પ્રકારનો પ્રચાર
**કૅન્સર** (પું.) શરીરનું પોષણ હરી લઈ (ગાંઠ વગેરે દ્વારા) પીડારૂપે થતો રોગ (૨) કર્કરાશિ
**કૅન્સલ** (અ.) રદબાતલ, કમી, ઓછું, રદ
**કૅપ** (સ્ત્રી.) ટોપી (૨) કારતૂસનું (પલીતાનું) ટોચકું
**કૅપિટલ** (સ્ત્રી.) રાજધાની (૨) મૂડી, પૂંજી
**કૅપેસિટી** (સ્ત્રી.) ગ્રહણશકિત, બળ, તાકાત
**કૅપ્ટન** (પું.) આગેવાન, વડો-ઉપરી અમલદાર (૨) ટંડેલ, વહાણ કે આગબોટનો ઉપરી (૩) પલટણનો કે કોઈ ટુકડીનો ઉપરી. (જેમ કે, ક્રિકેટનો)
**કૅપ્સ્યુલ** (સ્ત્રી.) દવા જેવો પદાર્થ ભરવાની જિલેટિનની ટોટી (૨) કોઈ પણ પદાર્થ ભરવાની ટોટી
**કેફ** (પું.સ્ત્રી.) નશો, ઘેન
**કેફિયત** (સ્ત્રી.) અધિકારી આગળ રજૂ કરાતી હકીકત
**કેફી** (વિ.) કેફવાળું, કેફ ચઢે એવું
**કૅબ્રે** (ન.) એક પ્રકારનું કામોત્તેજક પાશ્ચાત્ય નૃત્ય
**કૅબલ** (પું.) દરિયાઈ તારનું દોરડું (૨) દરિયા પારનો તાર
**કૅબલગ્રામ** (પું.) કેબલનો તાર
**કૅબિન** (સ્ત્રી.) નાની ઓરડી
**કૅબિનેટ** (સ્ત્રી.) નાની કૅબિન (૨) (દેશનું) પ્રધાનમંડળ (૩) અમુક ઘાટની લાકડાની પેટી કે ખાનાંવાળું ટેબલ
**કેમ** (અ.) શા કારણે ? શા માટે ? (૨) કેવી રીતે ? (૩) પ્રશ્નાર્થસૂચક અવ્યય
**કેમ કે, કેમ જે** (અ.) કારણ કે
**કેમનું** (વિ.) કેવું, કઈ રીતનું, કઈ તરફનું ?
**કૅમિકલ** (વિ.) રાસાયણિક, રસાયણને લગતું (૨) (ન.) રસાયણી દ્રવ્ય
**કૅમિકલ વર્ક્સ** (ન.બ.વ.) કૅમિકલનું કારખાનું, રસાયણ-રંગ ઔષધ વગેરે બનાવવાનું કારખાનું
**કૅમિસ્ટ** (પું.) કૅમિકલ બનાવનાર કે વેચનાર (૨) રસાયણશાસ્ત્રી
**કૅમિસ્ટ્રી** (સ્ત્રી.) રસાયણશાસ્ત્ર
**કૅમેરા** (પું.) ફોટો પાડવાનું યંત્ર
**કૅમ્પ** (પું.) છાવણી, કાંપ (૨) પડાવ, મુકામ
**કૅમ્પસ** (ન.) શાળા, કોલેજ કે યુનિવર્સિર્ટિનું મેદાન, પ્રાંગણ, વિસ્તાર, વિસ્તાર-મર્યાદા
**કૅમ્બ્રિક** (ન.) એક જાતનું ઝીણું વસ્ત્ર
**કેયૂર** (ન.) બાજુબંધ, બેરખી
**કેર** (પું.) મહાનાશ-જુલમ, ગજબ
**કેરડી(-ડો)** (સ્ત્રી.પું.) એક વનસ્પતિ
**કેરડું** (ન.) કેરડીનું ફળ, કેરું

**કેરબો** (પું.) એક નાચ, કારવો (૨) એમાં ગવાતું ગાયન (૩) એનો રાગ (૪) સુગંધી ગુંદર જેવો એક પદાર્થ (તેના પારા ફકીરો રાખે છે.) 'એમ્બર'
**કૅરમ** (ન.) (લખોટીદાવ જેવી) પાટિયા પર રમાતી એક રમત
**કૅરમબોર્ડ** (ન.) તે રમવા માટેનું ખાસ પાટિયું
**કૅરિયર** (ન.) (ભાર વહી જનારું) વાહન (૨) સાઇકલને લગાડેલું (ભાર મૂકવા ઘોડી જેવું) સાધન (૩) (સ્ત્રી.) કારકિર્દી (૪) કામકાજ, ધંધો (આજીવિકાનું સાધન)
**કેરી** (સ્ત્રી.) આંબાનું ફળ
**કૅરેટ** (પું.) સોનાના કસ કે શુદ્ધિનો આંક, ટચ
**કૅરેટિયું** (વિ.) કૅરેટનું કે કૅરેટને લગતું
**કેરોસીન** (ન.) ગ્યાસતેલ
**કૅલ્ક્યુલેટર** (ન.) ગણકયંત્ર
**કૅલરી** (સ્ત્રી.) (ખોરાકથી મળતી) ગરમી માપવાનો એકમ
**કૅલરી મિ(-મી)ટર** (ન.) કૅલરી માપવાનું યંત્ર, ઉષ્માંકમાપક
**કેલિ(-લી)** (સ્ત્રી.) ક્રીડા, રમત (૨) રતિક્રીડા, મૈથુન
**કૅલિડોસ્કોપ** (ન.) બહુરૂપદર્શક, બહુબીમદર્શક
**કૅલિપર** (પું.) (અમુક ગોળાઈનો વ્યાસ માપવાનું) ખાસ આકારનું એક કંપાસ જેવું ઓજાર
**કૅલેન્ડર** (ન.) તારીખિયું (૨) પંચાંગ (૩) કાગળ કપડું વગેરેને દાબમાં લઈને સફાઈ તથા ઓપ વગેરે આપવાનું યંત્ર
**કૅલ્શિયમ** (ન.) એક મૂળ ધાતુ કે રસાયણી તત્ત્વ
**કેવડિયું** (વિ.) કેવડામાં રાખેલું, કેવડાની સુગંધવાળું
**કેવડું** (વિ.) (માપ, કદ કે વયમાં) કેટલું મોટું ?
**કેવડો** (પું.) એક ઝાડ (૨) કેવડાનો ડોડો
**કેવલ(-ળ)** (વિ.) શુદ્ધ, નિર્મળ (૨) માત્ર, ફક્ત (૩) એકમાત્ર (૪) (અ.) સાવ, છેક
**કેવલ(-ળ)જ્ઞાન** (ન.) ભ્રાંતિશૂન્ય, વિશુદ્ધ જ્ઞાન
**કેવલધામ** (ન.) મુક્તિપદ
**કેવલાદ્વૈત** (પું.) શંકરાચાર્યે સ્થાપેલો જીવ અને બ્રહ્મના અદ્વૈતનો સિદ્ધાંત
**કૈવલાદ્વૈતવાદી** (વિ.પું.) કેવલાદ્વૈતમાં માનનાર
**કેવલી(-ળી)** (વિ.) કેવલાદ્વૈતમાં માનનારું (૨) (જૈન) કેવલજ્ઞાન જેને પ્રાપ્ત થયું હોય તે (૩) (સ્ત્રી.) ચેતન અને અચેતનની એકતાનો સિદ્ધાંત
**કેવળ** (વિ.) શુદ્ધ, નિર્મળ (૨) માત્ર, ફક્ત (૩) એકમાત્ર (૪) (અ.) સાવ, છેક
**કેવળપ્રયોગી** (વિ.) કેવળ ઉદ્‌ગાર દર્શાવતું (અવ્યય)
**કેવું** (વિ.) કયા પ્રકારનું ? (પ્રશ્નાર્થક કે ઉદ્‌ગારવાચક)
**કૅશ** (સ્ત્રી.) રોકડ નાણું
**કેશ** (પું.બ.વ.) વાળ
**કેશ(-સ)ર** (ન.) કેસર
**કેશકલાપ** (પું.) કેશનો સમૂહ (૨) અંબોડો, વેણી
**કેશનલિકા, કેશનળી** (સ્ત્રી.) વાળ જેવી પાતળી રક્તવાહિની, 'કેપિલરી'
**કેશપાશ** (પું.) વેણી, ચોટલો
**કૅશબૂક** (સ્ત્રી.) રોકડે થતી આપ-લેની હિસાબપોથી
**કૅશબૉક્સ** (સ્ત્રી.) રોકડ રાખવા માટેની પેટી
**કેશવ** (પું.) શ્રીકૃષ્ણ
**કેશવપન** (ન.) માથાના વાળનું વપન-મૂંડાવવા કે કપાવવા તે
**કેશવાહિની** (સ્ત્રી.) કેશનલિકા
**કેશવાળી** (સ્ત્રી.) સિંહ કે ઘોડાની ગરદન ઉપરના કેશ
**કેશાકર્ષણ** (ન.) કેશવાહિનીમાંનું (પ્રવાહી પદાર્થનું) આકર્ષણ-ખેંચાણ
**કેશિની** (સ્ત્રી.) એક વનસ્પતિ, જટામાંસી (૨) સુંદર લાંબા કેશવાળી સ્ત્રી (૩) દુર્ગા
**કૅશિયર** (પું.) રોકડિયો, કૅશના કામ પરનો કારકુન
**કેશી** (પું.) સિંહ (૨) ઘોડો (૩) કૃષ્ણે સંહારેલો એક રાક્ષસ
**કેસ** (પું.) મુકદ્દમો, કામ (૨) દરદી કે તેને વિશેની હકીકતનો દવાખાનામાં કરાતો કાગળ (૩) કોઈ અમુક બાબત કે કિસ્સો યા તે સંબંધમાં આવતી વ્યક્તિ
**કેસર** (ન.) એક વનસ્પતિ (૨) તેના ફૂલની અંદર વચ્ચે ઊગતો સુગંધીદાર રેસો-તંતુ (૩) હરકોઈ ફૂલની અંદર થતો તંતુ (૪) (સ્ત્રી.) યાળ
**કેસરભીનું** (વિ.) કેસરિયાં કરેલું
**કેસરવર્ણ** (સ્ત્રી.) કેસરી
**કેસરિયાં** (ન.બ.વ.) કેસરી વાઘા પહેરીને યા તો છેલ્લો કસૂંબો પીને મરણિયા થઈને લડવું તે
**કેસરિયું** (વિ.) કેસરી રંગનું, પીળું (૨) રંગીલું, ઉમંગી, આનંદી (૩) (ન.) સ્ત્રીઓને પહેરવાનું કેસરી રંગનું વસ્ત્ર
**કેસરી** (વિ.) કેસરના રંગનું, પીળું (૨) (પું.) સિંહ, કેશરી
**કૅસરોલ** (ન.) રાંધેલો ખોરાક જે સ્થિતિમાં હોય તેમ રાખવાનું ઇન્સ્યુલેટેડ સાધન-પાત્ર
**કેસૂડાં** (ન.બ.વ.) કેસરી રંગનાં એક જાતનાં ફૂલ, ખાખરાનાં ફૂલ
**કેસૂડી(-ડો)** (સ્ત્રી.પું.) ખાખરો
**કૅસેટ** (સ્ત્રી.) મૅગ્નેટિક ટેપ, ફિલ્મ વગેરે રાખવાનું ખોખું
**કેળ** (સ્ત્રી.) જેને કેળાં બેસે છે તે ઝાડ
**કેળડો(-દો)ડો** (પું.) કેળનાં ફૂલનો ડોડો
**કેળવણી** (સ્ત્રી.) કેળવવું તે (૨) વ્યવસ્થિત ઉછેર ખિલવણી અને શિક્ષણ (૩) શિક્ષણ તાલીમ (૪) ભણતર, વિદ્યા
**કેળવણીકાર** (પું.) કેળવણીના સિદ્ધાંતોનો-તેના શાસ્ત્રનો જાણકાર અથવા તેનો અમલ કરનાર પુરુષ
**કેળવવું** (ક્રિ.) વ્યવસ્થિત રીતે ખીલવવું, ઉછેરવું-સુધારવું-તાલીમ આપવી (૨) (કણક-લોટ) ગૂંદીને તૈયાર કરવું (૩) (કાચા ચામડાને) પકવી નરમ અને સફાઈદાર બનાવવું (૪) પલોટવું
**કેળું** (ન.) એક ફળ, કેળ
**કૈંચી** (સ્ત્રી.) કાતર, (૨) છાપરાના આધાર માટે મુકાતું ત્રિકોણાકાર ચોકઠું
**કેંદ્ર, કેન્દ્ર** (ન.) મધ્યબિંદુ (૨) (કોઈ વસ્તુનું) મધ્ય-મુખ્ય સ્થાન (૨) ઇષ્ટ લગ્નથી ગ્રહનું પહેલું, ચોથું અને દશમું સ્થાન (જ્યો.)
**કેંદ્રગામી** (વિ.) કેંદ્ર તરફ જતું, 'સેન્ટ્રિપેટલ'
**કેંદ્રત્યાગી** (વિ.) કેંદ્રમાંથી વિખેરાતું, 'સેન્ટ્રિફ્યૂગલ'
**કેંદ્રવર્તી** (વિ.) કેંદ્રમાં રહેતું-રહેલું
**કેંદ્રશાસિત** (વિ.) કેન્દ્રના સીધા નિયંત્રણ હેઠળનું
**કેંદ્રસ્થ** (વિ.) કેંદ્રવર્તી
**કેંદ્રસ્થાન** (ન.) કેંદ્રરૂપ સ્થાન, મધ્ય-મુખ્ય સ્થાન
**કેંદ્રાનુસારી** (વિ.) કેંદ્રને અનુસરનારું, કેંદ્રગામી

**કેંદ્રાભિમુખ** (વિ.) કેંદ્ર તરફ મુખ છે જેનું એવું
**કેંદ્રિત** (વિ.) કેંદ્રમાં સ્થિત કરેલું
**કેંદ્રિતતા, કેંદ્રીકરણ** (સ્ત્રી.ન.) કેંદ્રિત કરવું તે
**કેંદ્રીય** (વિ.) કેંદ્રને લગતું
**કૈતવ** (ન.) શરતમાં મૂકેલી વસ્તુ (૨) જુગાર (૩) જૂઠાણું (૪) છળકપટ, ઠગાઈ (૫) (પું.) જુગારી (૬) ધુતારો, ઠગ (૭) એક વનસ્પતિ, ધંતૂરો
**કૈરવ** (ન.) ધોળું કમળ, કુમુદ
**કૈરવી** (પું.) ચંદ્રમા
**કૈલાસ** (પું.) હિમાલયનું એક શિખર (૨) શિવનું નિવાસસ્થાન
**કૈલાસવાસ** (પું.) કૈલાસમાં રહેવું તે (૨) મૃત્યુ, અવસાન
**કૈલાસવાસી** (વિ.) કૈલાસમાં વસનારું (૨) સદ્‌ગત, મૃત્યુ પામેલું
**કૈવર્ત** (પું.) માછી
**કૈવલ્ય** (ન.) કેવળ સ્વરૂપ-બ્રહ્મસ્વરૂપ થવું તે (૨) નિર્લિપ્તપણું, મોક્ષ
**કૈશિક** (વિ.) કેશ જેવું, વાળ જેવું ઝીણું, વાળનું બનેલું
**કૈશિકીવૃત્તિ** (સ્ત્રી.) નાટકની લખાવટની (કૈશિકી, આરભટી, સાત્વતી અને ભારતી) ચારમાંની એક શૈલી, જેમાં શૃંગાર, કરુણ અને હાસ્ય ત્રણે રસની જમાવટ હોય છે.
**કો** (વિ.) કોઈ (૨) કોણ (૩) (પું.) હોલાના બોલવાનો શબ્દ
**કોઈ** (વિ.) ગમે તે (જણ કે વસ્તુ માટે, અનિશ્ચિતાર્થક)
**કૉઈલ** (ન.) વીજળી પસાર થવા માટે તાર વીંટીને કરાતી તેની રચના, ગૂંચળી, વીંટો
**કૉ-ઓપરેટિવ** (વિ.) એકબીજાના સહકારથી ચાલતું
**કૉ-ઓપ્ટ** (વિ.) સમિતિ વગેરેમાં વધારાના સભ્ય કે સભ્યો ઉમેરવાનું
**કોક** (વિ.) કોઈક (૨) અમુક જાતનો કોલસો, કાર્બનનો એક પ્રકાર
**કોક** (પું.) હોલો (૨) દેડકો (૩) વરુ (૪) ચક્રવાક, સારસ (૫)(પું.) વિષ્ણુ (૬) કોકશાસ્ત્ર બનાવનાર પંડિત (૭) (ન.) કોકશાસ્ત્ર
**કોકટી** (વિ.સ્ત્રી.) રૂની એક જાત (૨) એની બનેલી (ખાદી)
**કોકડાવું** (ક્રિ.) કોકડું વળવું, કોકડા જેવું થવું
**કોકડી** (સ્ત્રી.) નાનું કોકડું (૨) ચામડી વળી-ચડી જાય તે, કરચલી (૩) સૂકવેલું રાયણું (૪) સૂતરની દડી (૫) ગૂંચળી
**કોકડું** (ન.) શંકુ આકારમાં વીંટાળેલા સૂતરનો કે કોઈ દોરાનો દડો (૨) ચામડીનું કે શરીરનું વળી-ચડી જવું કે સંકોચાવું તે (૩) ગૂંચવણભર્યું કામકાજ કે મામલો
**કોકમ** (ન.) કોકંબ, એક ખાટું ફળ
**કોકરવરણું, કોકરવાયું** (વિ.) જરાતરા ઊનું કે ગરમ, નવશેકું
**કોકશાસ્ત્ર** (ન.) કોક પંડિતે રચેલું કામશાસ્ત્ર
**કોકશાસ્ત્રી** (વિ.) કોકશાસ્ત્ર જાણનાર
**કોકિલ** (પું.) કોયલનો નર (૨) સંગીતમાં એક અલંકાર
**કોકિલા** (સ્ત્રી.) કોકિલની માદા, કોયલ
**કોકેન** (ન.) એક કેફી ઔષધિ
**કોકો** (ન.) નાળિયેરીની જાતનું એક ઝાડ (૨) નાળિયેરનું બીજ (૩) પીણા માટે કરાતી તેની ભૂકી કે તે પીણું
**કોગળિયું** (ન.) ઝાડા અને ઊલટીનો એક રોગ, કૉલેરા
**કોગળો** (પું.) મોં ભરાય એટલું પાણી-કોઈ પણ પ્રવાહી વસ્તુ (૨) મોંમાં તે લઈને બહાર કઢાય તે
**કોચ** (પું.) સુખાસન, સોફા (૩) છત્રપલંગ (૩) સુખાસનવાળી ચાર પૈડાંની ગાડી
**કોચમેન** (પું.) કોચ-ગાડી હાંકનારો
**કોચલું** (ન.) કોટલું, કઠણ છોડું, (ફળ, ઈંડા, વગેરે ઉપરનું)
**કોચવવું** (ક્રિ.) દૂભવવું
**કોચવું** (ક્રિ.) કાણું પાડવું, શારવું (૨) (ઘરમાં) ખાતર પાડવું (૩) દિલ દુખવવું, સતાવવું
**કોચિંગ** (ન.) ખાનગી શિક્ષણ, અનુશિક્ષણ
**કોચીન** (ન.) દક્ષિણ ભારતનું એક નગર
**કોજાગરી** (સ્ત્રી.) માણેકઠારી (પૂનમ)
**કૉઝવે** (ન.) બેઠો પુલ
**કોટ** (પું.) કિલ્લાની દીવાલ, રક્ષણ માટે કરેલી ભીત, દુર્ગ, ગઢ (૨) શત્રુ ન ભેદી શકે એવી વ્યૂહરચના (૩) વંડો (૪) કોટની અંદરનો ભાગ
**કોટ** (પું.) કોટિ, કરોડ (૨) ડગલો
**કોટ** (પું.) એકદમ સાત હાથ કરી લેવા અને સામાને એકે ન કરવા દેવો તે (પાનાની રમતમાં)
**કોટ** (સ્ત્રી.) ડોક, ગળું
**કોટડી** (સ્ત્રી.) ઓરડી
**કોટડું** (ન.) નાનું-પીંઢેરી ઘર (૨) દીવાલ
**કોટબંધી** (સ્ત્રી.) કિલ્લેબંધી
**કોટર** (ન.) ઝાડની બખોલ
**કોટવાલ(-ળ)** (પું.) કોટનો-શહેરનો કે ગામનો બંદોબસ્ત રાખનાર અમલદાર
**કોટવાલી(-ળી)** (પું.સ્ત્રી.) કોટવાળનું કામ
**કોટા, ક્વોટા** (પું.) (માલનો) નિયત અંશ કે ભાગ (જેને માટે પરવાનગી મળી હોય, આયાત-નિકાસ વગેરે માટે)
**કોટાનકોટ(-ટિ-ટી)** (વિ.) કરોડો
**કોટિ(-ટી)** (સ્ત્રી.) કરોડ, સો લાખની સંખ્યા (૨) કમાનનો છેડો (૩) તકરારના પ્રશ્નની એક બાજુ-પૂર્વ પક્ષ (૪) વર્ગ, પ્રકાર (૫) ઊંચામાં ઊંચું બિંદુ, અંતિમતા (૬) કાટખૂણ ત્રિકોણની કર્ણ સિવાયની બાજુ (ગ.) (૭) એબ્સિસ્સા (૮) (વિ.) કોટિક, અગણિત
**કોટિક** (વિ.) કરોડો, અગણિત
**કોટિકોણ** (પું.) પૂરો કાટખૂણો બનાવનાર પૂર્તિરૂપ ખૂણો, 'કૉમ્પ્લિમેન્ટરી ઍન્ગલ' (ગ.)
**કોટિજ્યા** (સ્ત્રી.) અમુક ખૂણાની કોટિકોણની જ્યા, 'કોસાઇન' (ગ.)
**કોટિંગ** (ન.) અસ્તર ચડાવવાની ક્રિયા (૨) અસ્તર, પડ (૩) કોટ-ડગલા કરવા માટેનું કાપડ
**કોટી** (સ્ત્રી.) આલિંગન
**કોટેશન** (ન.) છાપવામાં ખાલી જગ્યા પૂરવા માટેનું સીસાનું ગચિયું (૨) ચીજવસ્તુનો ભાવ જણાવતી રકમ (જેમ કે, ટેન્ડર વગેરેમાં) (૩) અવતરણ, ઉતારો
**કોઠલો** (પું.) માટીનો બનાવેલો પટારો (ખાવાની વસ્તુઓ મૂકવાનો) (૨) કોઠાર
**કોઠાદાવ** (પું.) એક જાતની રમત
**કોઠાયુદ્ધ** (ન.) કોઠામાંનું-ચકરાવામાંનું-અટપટા દાવપેચવાળું યુદ્ધ

**કોઠાર** (પું.) અનાજ ભરવાનો ઓરડો (૨) ભોંયરું કે ચાર ભીતોવાળી ચણેલી ઊંચી કોઠી (૩) ભંડાર, વખાર (૪) ખજાનો

**કોઠારિયું** (ન.) નાનો કોઠાર, ભંડારિયું

**કોઠારી** (પું.) કોઠારનો ઉપરી (૨) ભંડારી

**કોઠાવિદ્યા** (સ્ત્રી.) હૈયા-ઉકલત (૨) કોઠાયુદ્ધની વિદ્યા

**કોઠાસૂઝ** (સ્ત્રી.) હૈયા-ઉકલત, હાજર બુદ્ધિ, પોતીકી સમજ 'કૉમન સેન્સ'

**કોઠી** (સ્ત્રી.) માટીનો (કે ધાતુનો) ઊંચો નળો (૨) વખાર (૩) વેપારીની પેઢી-દુકાન (૪) થાણું, મથક (૫) કોઠીના આકારનું એક દારૂખાનું (૬) ડટણમાં ઉતારેલી કોઠી (૭) સરકારી અમલદારને રહેવાની જગા (૮) પોલીસથાણું

**કોઠું** (ન.) પક્ષીનો માળો (૨) પ્રપંચ, પેંતરો (૩) એક ફળ, (૪) ચહેરો, મોં (૫) કોઠી

**કોઠો** (પું.) પેટ (૨) શરીર, શરીરની અંદરનો કોઈપણ કોષરૂપ ભાગ (૩) મન, અંતઃકરણ (૪) ખાનું (૫) સોગઠાંની બાજીનું ઘર, ખાનું (૬) મોટી કોઠી, વખાર (૭) મોટો કૂવો (૪) કિલ્લાનો બુરજ (૯) સુધરાઈની મુખ્ય કચેરી, મહેસૂલ વેરો વગેરેના નાણાં ભરવાની જગ્યા (૧૦) રખડતાં ઢોર પૂરવાનો ડબો (૧૧) વ્યૂહરચના (૧૨) કોષ્ટક, આંકનો પાડો (૧૩) અંગર ખાનો ગળાની આસપાસનો ભાગ

**કોડ** (પું.) મનોભાવ, ઉત્કંઠા, અંતરની ઉમેદ (૨) અભિલાષા

**કૉડલિવર(-ઑઇલ)** (ન.) કૉડ નામની માછલીના 'લિવર' કલેજામાંથી કઢાતું તેલ (દવા તરીકે ખપનું)

**કોડામણું** (વિ.) કોડવાળું, કોડીલું (૨) વરણાગિયું

**કોડિયું** (ન.) માટીનું નાનું શકોરું (૨) એ આકારનું દીવો કરવાનું પાત્ર

**કૉડિસિલ** (ન.) (વિલમાં સુધારોવધારો કરતું) પૂર્તિરૂપ વિલ, વિલની પૂર્તિ

**કોડી** (સ્ત્રી.) એક જાતનું દરિયાઈ જીવડાનું ઘર, એક જાતની શંખલી (૨) એક હલકું ચલણ (૩) વીસની સંજ્ઞા

**કોડીનું** (વિ.) કિંમતમાં સાવ નજીવું (૨) એક હલકું ચલણ

**કોડીબંધ** (વિ.) ૨૦-૨૦ની સંખ્યામાં ગણાય એવું કે એવડું, ઘણું

**કોડીલું** (વિ.) કોડવાળું

**કોઢ** (પું.) ચામડીનો એક રોગ (સ્ત્રી.) ગમાણ, ઢોરને બાંધવાની જગા (૨) સરકારી લોકોને કામ કરવા બેસવાની જગા

**કોઢિયું** (વિ.) કોઢના રોગવાળું (૨) ઢોરની કોઢ, કઢારું

**કોણ** (વિ.) (સ.) કયું ? (પ્રશ્નાર્થક, બહુધા માણસ માટે) (પું.) ખૂણો

**કોણમાત્ર** (વિ.) જેનો હિસાબ નહીં એવું

**કોણમાપક** (વિ.) ખૂણો માપનારું (૨) (ન.) એ માટેનું એક ઓજાર

**કોણાકાર** (વિ.) ખૂણાના આકારનું (૨) (પું.) કોણનો આકાર

**કોણી** (વિ.) ખૂણાવાળું, ખૂણો પડે એવું (૨) (સ્ત્રી.) ખભા નીચેનો હાથનો (પહેલો) સાંધો (૨) એ સાંધાનું અણીદાર હાડકું

**કોણે** (સ.) કોઈએ પણ (૨) કોઈથી પણ

**કોતર** (ન.) જમીન કે પર્વતમાં ઊંડો પહોળો ખાડો કે બખોલ (૨) કોતરવાની ક્રિયા, કોતરણી

**કોતરકામ** (ન.) કોતરીને કરેલું નકશીકામ, શિલ્પ

**કોતરણી** (સ્ત્રી.) કોતરવું તે (૨) કોતરવાની ઢબ (૩) કોતરકામ, નકશી (૪) કોતરવાની મજૂરી (૫) કોતરવાનું ઓજાર

**કોતરવું** (ક્રિ.) આછું આછું ખોદવું, ખોતરવું, કોરવું

**કોથમીર** (સ્ત્રી.) ધાણાની ભાજી

**કોથળી** (સ્ત્રી.) થેલી, નાનો કોથળો (૨) અંડકોષ (૩) હજારની સંજ્ઞા (૪) ધન, પૈસો (૫) વાળંદની કોથળી (૬) વૃષણ

**કોથળો** (પું.) મોટી કોથળી, થેલો

**કોદરા** (પું.બ.વ.) એક ખડધાન્ય

**કોદંડ** (ન.) ધનુષ્ય, કામઠું

**કોદાળી** (સ્ત્રી.) ખોદવાનું એક ઓજાર

**કો દી** (અ.) કોઈ દિવસ, કોઈકવાર, ક્યારે, કે દી

**કોનું** (સ.) કેનું ? કઈ વ્યકિતનું ? ('કોણ'નું ષષ્ઠીનું રૂપ) (૨) કોઈનું

**કોન્ક્રીટ** (વિ.) મજબૂત (૨) (ન.) ચૂના-રેતી કાંકરીનું કે સિમેન્ટ-રેતી-કાંકરી-કપચીનું ઘટ્ટ થયેલું મિશ્રણ

**કોન્ટિનેન્ટલ** (વિ.) ગ્રેટ બ્રિટન અને આયલેંન્ડ સિવાયના યુરોપના બીજા ખંડીય દેશોને લગતું

**કોન્ટૂરબંધ** (પું.) પાળાબંધ

**કૉન્ટ્રેક્ટ** (પું.) કરારથી કરવાનું કામ, ઠેકો

**કૉન્ટ્રેક્ટર** (પું.) કંટ્રાકટ રાખનાર

**કોન્ડોમ** (ન.સ્ત્રી.) કુટુંબ-નિયોજન માટે વપરાતી પુરુષો માટેની રબરની ટોટી

**કૉન્સલ** (પું.) પરદેશના નગરમાં રહેતો રાજ્યનો પ્રતિનિધિ

**કૉન્સલેટ** (ન.) કૉન્સેલની કચેરી કે દફતર

**કૉન્સ્ટેબલ** (પું.) પોલીસનો સિપાઈ

**કોપ** (પું.) ક્રોધ, રોષ, ગુસ્સો (૨) નાશકારક આફત, ગજબ

**કોપરબરાસ** (ન.) તાંબું અને પિત્તળ મળીને બનતી એક ધાતુ

**કોપરાપાક** (પું.) કોપરાના ખમણની બનાવેલી એક મીઠાઈ (૨) (લા.) માર

**કોપરું** (ન.) નાળિયેરની અંદરનો ગર, ટોપરું

**કોપરેલ** (ન.) કોપરાનું તેલ

**કોપવું** (ક્રિ.) કોપ-ગુસ્સો કરવો

**કોપાયમાન, કોપાવિષ્ટ, કોપિત** (વિ.) કોપેલું, રૂઠેલું

**કોપિંગ** (સ્ત્રી.) મકાનની પીઠિકાનો કંદોરો

**કૉપી** (સ્ત્રી.) પ્રતિલેખ, નકલ

**કોપીન** (ન.) લંગોટી (ખાસ કરીને સંન્યાસીની), કૌપીન

**કૉપીરાઈટ** (પું.) લેખક પ્રકાશ કા દિને પોતાની કૃતિ કે પ્રકાશન પર મળતો કાનૂની હક, પોતાની કૃતિ કે રચનાના એકહથ્થુ હક્ક, માલિકી-હક્ક, કૃતિ હક

**કોફતા-કરી** (સ્ત્રી.) મૂઠિયાં નાખેલી દાળ, ખાવાની એક વાનગી

**કૉફિન** (ન.) શબપેટી

**કૉફી** (સ્ત્રી.) શેકેલા બુંદદાણાનો ભૂકો કે તેનું પીણું

**કોફેપોસા** (પુ.) વિદેશી હૂંડિયામણ જાળવણી અને દાણચોરી પ્રવૃત્તિ નિવારણ અધિનિયમ

**કોબાડ** (વિ.) મૂર્ખ, ભોટ, ગામડિયું (૨) (ન.) નાનું તાકું, ભંડારિયું (૩) કબાડ

**કોબાલ્ટ** (ન.) એક ધાતુ, મૂળ તત્ત્વ

**કોબી(-જ)** (સ્ત્રી.) એક શાકભાજી-કરમકલ્લો

**કોમ** (સ્ત્રી.) એક જ નામથી ઓળખાતો લોક સમૂહ (જ્ઞાતિ, ધર્મ કે જાતવારનો) નાત-જાત, ફિરકો

**કોમનવેલ્થ** (ન.) જૂના બ્રિટિશ સામ્રાજ્યના સ્વતંત્ર થયેલા દેશોનો રાષ્ટ્ર સમૂહ (૪) મધુર (૫) દયાળુ
**કોમલ(-ળ)** (વિ.) કુમળું, મુલાયમ (૨) સુકુમાર, નાજુક (૩) નરમ, મૃદુ
**કોમલાંગી** (વિ.સ્ત્રી.) કોમળ શરીરની, કોમળ અંગોવાળી સ્ત્રી
**કોમવાદ** (પું.) કેવળ કોમના જ સાંકડા હિતાહિતની દૃષ્ટિનો મત
**કોમવાદી** (વિ.) કોમવાદમાં માનતું કે તેને લગતું
**કોમ્પલિમેન્ટરી કૉપી** (સ્ત્રી.) ભેટ નકલ
**કૉમ્પાઉન્ડ, કૉમ્પાઉંડ** (ન.) ઘર કે મકાનની ચોતરફની આંતરી લીધેલી જમીન, વાડો (૨) બે કે વધુ મૂળતત્ત્વના સમાસથી બનતો (રસાયણી) પદાર્થ (૩) મિશ્રણ (૪) સંયોજન
**કૉમ્પ્રેસર** (ન.) દાબક
**કૉમ્યુનિટી હોલ** (પું.) સાર્વજનિક ગૃહ, સાર્વજનિક ભવન, સભાખંડ સમૂહ ખંડ
**કૉમ્પ્લેક્ષ** (ન.) સંકુલ
**કૉમ્પેન્સેશન** (ન.) નુકસાનીનો બદલો વાળી આપવો તે, વળતર (૨) એ રીતે આપવાની રકમ કે વસ્તુ વગેરે
**કૉમ્પોસ્ટ** (ન.) કચરો અને છાણ મૂતર, મળના મિશ્રણથી તૈયાર કરાતું ખાતર, ઉકરડાની એક વૈજ્ઞાનિક રીત
**કોમી** (વિ.) કોમનું, કોમ સંબંધી
**કોમેડી** (સ્ત્રી.ન.) હાસ્યરસ પ્રધાન સુખાન્ત નાટ્ય-કૃતિ, પ્રહસન
**કોમેન્ટરી** (સ્ત્રી.) ચાલુ રમતનો આંખે દેખ્યો અહેવાલ આપતાં બોલવું તે
**કોયડો** (પું.) ગૂંથેલો ચાબકો, સાટકો (૨) દોર, સત્તા (૩) જુલમ, સખતાઈ, ત્રાસ (૪) ઝટ ન ઊકલી શકે એવો પ્રશ્ન
**કોયલ** (સ્ત્રી.) એક પક્ષી, કોકિલા (૨) એક રમકડું
**કોયલો** (પું.) કોલસો (૨) ઠારેલો કોલસો (૩) અંગારો
**કોર** (સ્ત્રી.) વસ્તુનો છેડો, કિનાર (૨) ત્યાં મૂકવાની ભાત કે પટ્ટી (૩) બાજુ (૪) બાજુ પરનો કકડો, થોડોક ભાગ (૫) લશ્કરની પલટન, સેના
**કોરટ** (સ્ત્રી.) અદાલત, ન્યાયાલય, ન્યાયમંદિર
**કોરડો** (પું.) ગૂંથેલો ચાબકો, સાટકો (૨) દોર, સત્તા (૩) ત્રાસ, જુલમ, સખતાઈ (૨) ઝટ ન ઊકલી શકે એવો પ્રશ્ન
**કોરણ** (સ્ત્રી.) બાજુ (૨) વસ્તુનો છેડા પરનો ભાગ (૩) કાનો કે સીમા (૪) ધૂળનું વાવાઝોડું, આંધી
**કોરમ** (ન.) સભા-સમિતિનું કામ શરૂ કરવા કે ચલાવવા માટે જરૂરી આંકેલી કાનૂની સંખ્યા
**કોરમું** (ન.) દાળનો ભૂકો-ચૂરો
**કોરવું** (ક્રિ.) વીંધવું, કાણું પાડવું (૨) અંદરથી કોતરવું, આછું ખોદવું, કોરેથી જરા જરા તોડવું
**કોરસ** (ન.) વૃંદગાન
**કોરાણ** (સ્ત્રી.) બાજુ (૨) વસ્તુનો છેડા પરનો ભાગ, કાનો કે સીમા (૩) સૂકું, કોરું
**કોરાણે** (અ.) બાજુએ, કોરે
**કોરિયા** (પું.) પૂર્વ એશિયાનો એક દેશ
**કોરી** (સ્ત્રી.) આશરે ૧/૩ રૂપિયાની કિંમતનું એક કચ્છી રૂપાનાણું
**કોરું** (વિ.) ભીનું નહિ એવું, સૂકું (૨) લૂખું (૩) વાપર્યા વિનાનું તદ્દન નવું (કાપડ) (૪) લખ્યા વિનાનું (પત્તું, કાગળ વગેરે) (૫) રાંધેલું નહિ એવું (સીધું, અનાજ) (૬) રંગ્યા વગરનું
**કોરું કટ** (વિ.) તદ્દન કોરું
**કોરુંકડકડતું** (વિ.) તદ્દન નવું (વસ્ત્ર), ન વપરાયેલું
**કોરું ધાકોડ(-ર)** (વિ.) તદ્દન કોરું
**કોરેન્ટાઈન** (ન.) રોગચાળાને ફેલાતો રોકવા માટે રોગના શકમંદ વહાણ કે મુસાફરના કે રોગીના અવરજવર ઉપર મુકાતો અમુક વખતનો પ્રતિબંધ કે મનાઈ (૨) (ન.સ્ત્રી.) કવોરેન્ટીન
**કોરોનર** (પું.) અપમૃત્યુથી મરેલાના શબ પર અદાલતી તપાસ કરનાર અધિકારી
**કોર્ટ** (ન.) બેડમિન્ટન વગેરે રમતો માટેનું સ્થળ (૨) (સ્ત્રી.) ન્યાયમંદિર
**કોર્ટફી** (સ્ત્રી.) કોર્ટના કેસના ખર્ચની સરકારને ભરવી પડતી રકમ, સ્ટેમ્પ ખર્ચ
**કોર્ટબાજી** (સ્ત્રી.) કોર્ટમાં કેસ લડ્યા કરવા તે કે તેમાં રસ યા કુશળતા
**કોર્ટમાર્શલ** (સ્ત્રી.) સૈનિકો માટેની-લશ્કરી અદાલત
**કોર્ડન** (ન.) ચક્રવ્યૂહ (૨) ચક્રાકારે ગોઠવેલી સૈન્ય રચના
**કોર્પોરેટ** (ન.) સંસ્થાપિત
**કોર્પોરેશન** (ન.) મોટું મંડળ (૨) મોટા શહેરની સુધરાઈ, મહાનગરપાલિકા (૩) નિગમ (૪) આયોગ
**કોર્સ** (પું.) અભ્યાસક્રમ, ભણવાનો પાઠ્યક્રમ
**કૉલ** (પું.) ફોન પર બોલાવવું તે (૨) ફોનથી વાત
**કોલ** (પું.) ચૂનાની મેળવણીનો ગારો (૨) શેરડીનો રસ કાઢવાનો સંચો (૩) શિયાળ (૪) રમકડું (૫) કહેલું (૬) કોલુ
**કોલ** (પું.) બંદરમાં આવતાં જતાં વહાણની જકાત ખાતાની નોંધ (૨) (સ્ત્રી.) હોડી
**કોલ** (પું.) વચન, કબૂલાત, ખાતરી
**કોલકરાર** (પું.) કોલ અને કરાર, પાળવાનું વચન આપ્યું હોય એવું
**કબૂલાતપત્ર** (૨) સંધિપત્ર, તહનામું
**કોલગેસ** (પું.) કોલસામાંથી કઢાતો બળે એવો વાયુ
**કોલટાર, કોલતાર** (પું.) ખનીજ કોલસાનો ચૂવો, ડામર
**કોલન** (ન.) (:) આવું વિરામચિહ્ન
**કૉલન-વોટર** (ન.) એક પ્રવાહી દવા
**કૉલમ** (સ્ત્રી.) વર્તમાનપત્ર, ગ્રંથ વગેરેના પાનાના લખાણની ઊભી ઓળ, કટાર (૨) વિભાગ, ખાનું, કોઠો
**કોલમ** (પું.) ડાંગરની એક જાત
**કૉલર** (પું.) કપડાનો ગળા માટેનો સીવણનો ભાગ
**કોલસો** (પું.) એક જાતનું બળતણ
**કોલાબો** (પું.) કુલાબો, ભૂશિરની જમીન (૨) માછલાં પકડવાનો કાંટો
**કોલાહલ** (પું.) શોરબકોર, ઘોંઘાટ
**કોલુ** (ન.) શેરડી પીલવાનો સંચો
**કૉલેજ** (સ્ત્રી.) મહાવિદ્યાલય, ઉચ્ચ શિક્ષણ માટેનું વિદ્યાલય
**કૉલેજિયન** (પું.) મહાવિદ્યાલયનો વિદ્યાર્થી
**કૉલેરા** (પું.) ઝાડા અને ઊલટીનો એક ચેપી રોગ, કોગળિયું
**કૉલોની** (સ્ત્રી.) વસાહત
**કોલ્ડ-ડ્રિંક** (ન.) ઠંડું પીણું, બરફવાળું પેય
**કોલ્ડ સ્ટોરેજ** (ન.) શીતાગાર

**કોવાડ** (પું.) જેના આધારે કોસનું પૈડું રહે છે તે લાકડું
**કોવિદ** (વિ.) જાણકાર, પ્રવીણ (૨) વિદ્વાન, પંડિત
**કોશ** (સ્ત્રી.) ખોદવાનું એક ઓજાર, નરાજ (૨) હળપૂણી
**કોશ(-ષ)** (પું.) કોઈપણ વસ્તુ સંઘરવા-સાચવવાનું પાત્ર, ખાનું, આવરણ અથવા ઘર (૨) ભંડાર, ખજાનો (૩) શબ્દકોશ (૪) મ્યાન (૫) કૂવામાંથી પાણી કાઢવાનું ચામડાનું પાત્ર, કોસ (૬) જીવતા પ્રાણીના શરીરનો અણુ જેવો મૂળ ઘટક જેની પેશી માંસ વગેરે બને છે (૭) વીજળીની બૅટરીનો એકમ
**કોશ(-ષ)કાર** (પું.) શબ્દકોશ બનાવનાર વ્યક્તિ
**કોશ(-ષ)કેન્દ્ર** (ન.) શરીરના કોશનું કેન્દ્ર, 'ન્યૂક્લિયસ'
**કોશ(-ષ)વિજ્ઞાન** (ન.) શરીરના કોશ વિશેની વિદ્યા 'સાઇટોલોજી'
**કોશા(-ષા)ધ્યક્ષ** (પું.) કોશનો અધ્યક્ષ-ખજાનચી, ભંડારી
**કોશિ(-સિ)યો** (પું.) કોસ ચલાવનાર-હાંકનાર કે તે વડે પાણી કાઢનાર, કુવેતી
**કોશિયો** (વિ.પું.) કોસની જેમ પાણીમાં તદ્દન ઊભો મારેલો (ભૂસકો) (૨) જેમાં કોશ ચાલતો હોય એવો (કૂવો)
**કોશિશ** (સ્ત્રી.) પ્રયત્ન
**કોશેટો** (પું.) રેશમના કીડાનું ઘર, કોકડું
**કોશેટાઉછેર** (પું.) રેશમ માટે કોશેટા ઉછેરવાનું કામ કે ધંધો, 'સેરિકલ્ચર'
**કોષ્ટક** (ન.) આડી અને ઊભી સમાંતર લીટીઓ દોરવાથી જે ચોખૂણી આકૃતિ પડે તે, કોઠો (૨) તોલ, માપ, નાણાં વગેરેના હિસાબો સહેલાઈથી કરી શકાય એ માટે તૈયાર કરેલો એમના પરિમાણનો કોઠો
**કોસ** (પું.) કૂવામાંથી પાણી કાઢવાનો ચામડાનો કોથળો
**કોસ** (પું.) ગાઉ અથવા દોઢ માઈલ (૨.૪ કિં.મિ.)નું અંતર
**કોસવું** (ક્રિ.) શાપવું, ડામવું
**કૉસ્ટિક પોટાશ(-સ)** (પું.) એક જલદ રસાયણ (કાચ, સાબુ માટે)
**કૉસ્ટિક સોડા** (પું.) એક જલદ ક્ષાર (સાબુ બનાવવામાં વપરાતો)
**કૉસ્મોપૉલિટન** (વિ.) વિશ્વકુટુંબભાવવાળું, જાતિ, વર્ણ, રાષ્ટ્ર વગેરે ભેદોથી પર
**કોહ** (પું.) પહાડ, પર્વત
**કોહ** (પું.) કોહવું તે, સડો (૨) ચામડીનો એક રોગ
**કોહવા(-વા)ણ, કોહવાટ, કોહવારો** (ન.પું.) સડો
**કોહવું** (ક્રિ.) સડવું (૨) કોહ થવો
**કોહિનૂર** (પું.) તેજનો પર્વત (૨) એક ઘણો તેજસ્વી હીરો
**કોહિસ્તાન** (ન.) પહાડી પ્રદેશ
**કોહિસ્તાની** (વિ.) પહાડી (૨) (સ્ત્રી.) એક પૈશાચી ભાષા
**કોહેલું** (વિ.) સડેલું (૨) કોહવણ કરે એવું
**કોહ્યાબોલું** (વિ.) ચીડિયું (૨) કચાટિયું, ચીકણું
**કોહ્યું** (વિ.) સડેલું (૨) કોહવણભર્યું
**કોળ** (પું.) મોટો જાડો ઉંદર
**કોળવાઈ** (સ્ત્રી.) ઉંદરિયું
**કોળિયો** (પું.) મોંમાં એક વાર લેવાય એટલો ખોરાક, ગ્રાસ
**કોળી** (વિ.) કૌલ જાતિમાંથી ઊતરી આવેલી કહેવાતી જાતિ (૨) શિખરબંધ મંદિરમાં દેવ અને ઘૂમટની વચ્ચેની જાળીનો અંદરનો પોલાણવાળો ભાગ (૩) ઓસરી (૪) કોળાનો વેલો
**કોળું** (ન.) શાક તરીકે વપરાતું એક ફળ, કુષ્માંડ
**કૉંગ્રેસ** (સ્ત્રી.) મેળાવડો, સભા (૨) અખિલ ભારતીય રાષ્ટ્રીય મહાસભા
**કૉંગ્રેસી** (વિ.) કૉંગ્રેસનું કે તેને લગતું (૨) (પું.) મહાસભાવાદી
**કોંટો** (પું.) અંકુર, ફણગો
**કૌ(-વ)ચ** (સ્ત્રી.ન.) એક વનસ્પતિ (૨) એનો ખજૂરીવાળો ફાફડો
**કૌટિલ્ય** (પું.) કુટિલ રાજનીતિજ્ઞ, ચાણક્ય (૨) (ન.) કુટિલતા
**કૌટુંબિક** (વિ.) કુટુંબનું, કુટુંબને લગતું (૨) (પું.) કુટુંબનો માણસ
**કૌતુક** (ન.) કુતૂહલ (૨) કુતૂહલ જાગ્રત કરે એવું ગમે તે (૩) નવાઈ, અજાયબી (૪) ટીખળ
**કૌતુકપ્રિય, કૌતુકરાગી** (વિ.) કૌતુકના શોખવાળું
**કૌતૂહલ** (ન.) કુતૂહલ, કૌતુક, ઇંતેજારી
**કૌપીન** (ન.) લંગોટી, કોપીન
**કૌભાંડ** (ન.) કાવતરું, તરકટ
**કૌમાર(-ર્ય)** (ન.) કુમારપણું, કુમારાવસ્થા, કુંવારાપણું
**કૌમુદી** (સ્ત્રી.) ચાંદની, જ્યોત્સ્ના (૨) વ્યાકરણનો એક સંસ્કૃત ગ્રંથ
**કૌરવ** (પું.) કુરુનો વંશજ (૨) ધૃતરાષ્ટ્રનો પુત્ર
**કૌવચ** (સ્ત્રી.ન.) એક વનસ્પતિ (૨) એનો ખજૂરીવાળો ફાફડો
**કૌવત** (ન.) તાકાત, શક્તિ, બળ
**કૌશલ(-લ્ય)** (ન.) કુશળપણું, પ્રવીણતા
**કૌશિક** (પું.) વિશ્વામિત્ર (૨) ઇન્દ્ર (૩) (ન.) ઘુવડ
**કૌશિકી, કૌશિકીવૃત્તિ** (સ્ત્રી.) નાટકની લખાવટની (આરભટી, કૌશિકી, સાત્વતી અને ભારતી) ચારમાંની એક શૈલી, જેમાં શૃંગાર, કરુણ અને હાસ્ય ત્રણે રસની જમાવટ હોય છે
**કૌસ્તુભ** (પું.) એક જાતનો મણિ, સમુદ્રમંથનથી નીકળેલાં ચૌદ રત્નોમાંનું એક
**કૌંસ** (પું.) કંસ, લખાણમાં વપરાતું ( ), [ ], { } આવું એક ચિહ્ન
**ક્યામત** (સ્ત્રી.) મરણબાદ ખુદા આગળ ઊભા થઈને જવાબ આપવાનો દિવસ, ઈશ્વર આગળ ઇન્સાફનો દિવસ (૨) મહાપ્રલય (૩) મોટી આફત, સંકટ
**ક્યારી** (સ્ત્રી.) નાનો કયારો (૨) પાણી પાવું પડે એવી જમીન (૩) પાણી ભરાઈ રહે એવી જમીન (૪) ખેડાણ જમીન
**ક્યારે** (અ.) કયે વખતે
**ક્યારો** (પું.) કયારડો (૨) ઝાડ, છોડ વગેરેની આજુબાજુ પાણી ભરવા માટે કરેલો ખાડો
**ક્યાસ** (પું.) અટક, ધારણા (૨) કિંમતની આંકણી, અંદાજ (૩) કસોટી, પરીક્ષા
**ક્યાં** (અ.) કઈ જગાએ, કયે સ્થળે
**ક્યાંક** (અ.) કોઈ જગાએ
**ક્યુરેટર** (પું.) (સંગ્રહાલય, પુસ્તકાલય વગેરેનો) વ્યવસ્થાપક કે સંચાલક જેવો એક અધિકારી (૨) રક્ષક, રખોપિયો
**ક્યુસેક** (પું.) પાણી વહે તેનું કદ માપવાનો (સિંચાઈ વગેરે માટે) એકમ (દર સેકંડે એક ઘનફૂટ જાય, એ આધારે રચેલો)
**ક્યું** (વિ.સ.) કોણ, શું (પ્રશ્નવાચક)
**ક્રતુ** (પું.) યજ્ઞ
**ક્રમ** (પું.) એક પછી એક આવે એવી વસ્તુસંકલના (૨) શ્રેણી, હારમાળા (૩) ડગલું, પગલું (૪) ધારો, રિવાજ (૫) આક્રમણ, હુમલો (૬) સંગીતમાં એક અલંકાર

**ક્રમબદ્ધ** (વિ.) નિયત ક્રમવાળું
**ક્રમયાદી** (સ્ત્રી.) આગળ પાછળનો ક્રમ બતાવતી યાદી, 'ગ્રેડેશનલિસ્ટ'
**ક્રમવાર** (અ.) હારબંધ, અનુક્રમ પ્રમાણે, ક્રમશઃ
**ક્રમાનુસાર** (અ.) ક્રમવાર
**ક્રમાંક** (પું.) અનુક્રમ પ્રમાણેનો નંબર
**ક્રમિક** (વિ.) એક પછી એક-ક્રમ પ્રમાણે આવે એવું (૨) વંશપરંપરાગત
**ક્રમિકતા** (સ્ત્રી.) ક્રમિક કે ક્રમમાં હોવું તે, ક્રમાનુસારી (૨) સમય સમય પરનું
**ક્રય** (પું.) ખરીદવું તે, ખરીદી
**ક્રંદન** (ન.)રો-કકળ, કલ્પાંત
**ક્રાઈસ્ટ** (પું.) ખ્રિસ્તી ધર્મના સ્થાપક, ઈશુ ખ્રિસ્ત
**ક્રાઉન** (વિ.) (છાપવાના) કાગળનું એક માપ (૨) (પું.) એક અંગ્રેજી નાણું-અઢી શિલિંગ
**ક્રાંત** (વિ.) અતીત, વીતેલું (૨) આક્રાંત, જૂના સમયનું (૩) ઊંડાણમાં રહેલું ક્રાંતદર્શી,દ્રષ્ટા (વિ.) અતીત, અનાગત તથા સૂક્ષ્મ પદાર્થ જોઈ શકનારું (૨) વસ્તુનું રહસ્ય જોઈ શકનારું (૩) સર્વજ્ઞ
**ક્રાંતિ** (સ્ત્રી.) એક સ્થાનેથી બીજે સ્થાને જવું તે, ગતિ (૨) (ધરમૂળથી) ફેરફાર, પરિવર્તન, ઊથલપાથલ, 'રેવોલ્યૂશન'
**ક્રાંતિકર, ક્રાંતિકારક, ક્રાંતિકારી** (વિ.) ક્રાંતિ-પરિવર્તન કરનારું
**ક્રાંતિકોણ** (પું.) ક્રાંતિ કે ગતિ જે કોણથી થાય તે, 'ક્રિટિકલ ઍન્ગલ'
**ક્રાંતિબિંદુ** (ન.પું.) જે બિંદુએ પદાર્થમાં ફેરફાર થાય તે, 'ક્રિટિકલ પૉઇન્ટ'
**ક્રાંતિવૃત્ત** (ન.) સૂર્યની ગતિથી જે ગોળાકાર રેખા ખગોળમાં થતી કલ્પાય છે તે, સૂર્યમાર્ગ
**ક્રિકેટ** (સ્ત્રી.) બૉલબૅટની એક રમત
**ક્રિકેટર** (પું.) ક્રિકેટર રમી જાણનાર, ક્રિકેટનો ખેલાડી
**ક્રિયમાણ** (વિ.) કરાતું, થતું, બનતું (૨) (ન.) ક્રિયાકર્મ, ધર્મ-સંસ્કારવિધિ (૩) નસીબ
**ક્રિયા** (સ્ત્રી.) કાર્ય, કર્મ (૨) સંસ્કારવિધિ, ક્રિયમાણ (૩) કામ કરવાની રીત, કૃતિ, અમલ (૪) પ્રવૃત્તિ, વ્યાપાર
**ક્રિયાકાંડ** (પું.ન.) ક્રિયા-ધર્મવિધિને લગતો વેદશાસ્ત્રનો ભાગ, કર્મકાંડ
**ક્રિયાતિપત્ત્યર્થ** (પું.) ક્રિયાપદનું સાંકેતિક ભવિષ્યકાળનું રૂપ (૨) એક કાવ્યાલંકાર
**ક્રિયાત્મક** (વિ.) અમલી (૨) પ્રયોગાત્મક
**ક્રિયાનાથ** (પું.) ક્રિયાપદનાં લિંગ વચન વગેરે જેના પર આધાર રાખે છે તે પદ
**ક્રિયાપદ** (ન.) ક્રિયા બતાવનારું પદ
**ક્રિયાપૂરક** (વિ.) ક્રિયાનો અર્થ પૂરો કરનાર (પદ કે પદો)
**ક્રિયાફલ(-ળ)** (ન.) ક્રિયાનું-કર્મનું પરિણામ
**ક્રિયાયોગ** (પું.) ક્રિયાપદ સાથેનો સંબંધ (૨) ઉપાયો યોજવા તે (૩) દેવતાનું આરાધન, દેવમંદિર બનાવવાં વગેરે પુણ્યકર્મ (૪) યોગનો અભ્યાસ થઈ શકે તે માટે કરવાનાં સાધનરૂપ કર્મ
**ક્રિયાવિશેષણ** (ન.) ક્રિયાપદના વિશેષણ તરીકે વપરાતો શબ્દ
**ક્રિયાશકિત** (સ્ત્રી.) ક્રિયા-કામ કરવાનું બળ (૨) ઈશ્વરની એ શકિત, જેથી બ્રહ્માંડની ઉત્પત્તિ થયેલી મનાય છે
**ક્રિયાશીલ** (વિ.) કાંઈ કર્યા કરવાના સ્વભાવવાળું, પ્રવૃત્તિમાં ચાલુ
**ક્રીડન** (ન.) ખેલવું તે
**ક્રીડા** (સ્ત્રી.) ખેલ, રમતગમત
**ક્રીડાગાર** (ન.) રમતગમતનું સ્થાન કે મકાન, વિલાસ-ભવન
**ક્રીડાશૈલ** (પું.) બાગમાં કરાતો બનાવટી (પર્વત જેવો) ટેકરો
**ક્રીડાંગણ** (ન.) ક્રીડા કરવાનું ક્ષેત્ર-સ્થળ, રમતગમતની જગા કે મેદાન
**ક્રીત** (વિ.) ખરીદેલું (૨) (પું.) ક્રીત પુત્ર (બાર પ્રકારના પુત્રમાંનો એક પ્રકાર-સ્મૃતિ મુજબ) (૩) (સ્ત્રી.) ખરીદી
**ક્રીમ** (સ્ત્રી.) મલાઈ (૨) એક પ્રકારનું સૌંદર્ય-પ્રસાધન, મોં પર લગાવાતો એક સુગંધી પદાર્થ
**ક્રુધિત, ક્રુદ્ધ** (વિ.) ક્રોધે ભરાયેલું
**ક્રુસેડ** (સ્ત્રી.) ક્રૉસ ખાતરનું ધર્મયુદ્ધ (૨) ધર્મયુદ્ધ, જેહાદ
**ક્રૂડ ઑઈલ** (ન.) કાચું-કુદરતી સ્થિતિનું ખનિજ તેલ
**ક્રૂર** (વિ.) નિર્દય, નૃશંસ, ઘાતકી, હિંસક (૨) દયાહીન
**ક્રૂસ** (પું.) ક્રૉસ, ચોકડી-ઘાટનો વધસ્તંભ (૨) ખ્રિસ્તી ધર્મચિહ્ન
**ક્રૂસારોહણ** (ન.) ક્રૉસ પર ચડવું તે, 'ક્રુસિફિક્સન'
**ક્રૂસિફિકસ** (પું.) ક્રોસ પરની ક્રાઇસ્ટની મૂર્તિ
**ક્રેડિટ-કાર્ડ** (ન.) શાખ-પત્રક, ધિરાણપત્રક
**ક્રેન** (પું.સ્ત્રી.ન.) ઊંટડો, ભારે વજન ઉપાડવાનું (ઊંટની ડોક જેવું લાગતું) યંત્ર
**ક્રોકરી** (સ્ત્રી.) ચિનાઈ માટીનાં ભિન્નભિન્ન જાતનાં વાસણ
**ક્રોધ** (પું.) ગુસ્સો, કોપ, રીસ
**ક્રોનોગ્રાફ** (ન.પું.) સમયનું માપ કરવા માટેનું એક યંત્ર
**ક્રોમ** (ન.) ચામડું કેળવવાનો એક પ્રકાર (તે રંગવાળું બને છે.) કે તેવી રીતે કેળવાયેલું ચામડું કે તેની જાત
**ક્રોમિયમ** (ન.) એક ધાતુ-મૂળતત્ત્વ
**ક્રોશ** (પું.) અઢી કિલોમીટર જેટલું અંતર, કોસ, ગાઉ
**ક્રોસ** (પું.) ચોકડી-ઘાટનો વધસ્તંભ (૨) ખ્રિસ્તી ધર્મચિહ્ન, ક્રૂસ (૩) ઓળંગવું
**ક્રૉસ ચેકિંગ** (ન.) સામસામી ચકાસણી
**ક્રૉસિંગ** (ન.) પગરસ્તામાં વચ્ચે આવતા રેલમાર્ગને ઓળંગવા રખાતો રસ્તો, ફાટક (૨) બે રેલગાડીઓનું એક જગાએ સામસામેથી આવીને મળવું તે
**ક્રૉસ્ડ ચેક** (પું.) રેખિત ચેક, રેખાંકિત ચેક, બૅંક દ્વારા ખાતામાં પૈસા જમા થાય એવું સૂચવતો ચેક
**ક્રૌંચ** (પું.) બગલા જેવું એક પક્ષી, કંક (૨) સારસ પક્ષી (૩) પુરાણોમાં વર્ણવેલા સપ્ત દ્વીપોમાંનો એક (૪) હિમાલયમાંનો એક પર્વત
**ક્રૌંચરંધ્ર** (ન.) હિમાલયની એક ઘાટી
**ક્રૌંચી** (સ્ત્રી.) ક્રૌંચની માદા
**ક્રૌર્ય** (ન.) ક્રૂરતા, ઘાતકીપણું (૨) નિર્દયતા
**કલચ** (સ્ત્રી.) ઍંજિનની ગતિમાં ફેરફાર કરવાની કળ
**કલબ** (સ્ત્રી.) મનોરંજન તથા મળવા કરવા માટે કઢાતું મંડળ (૨) સ્વતંત્ર વ્યવસ્થાથી એક રસોડે જમતું મંડળ કે તેનું રસોડું (૩) એવી મંડળીનું મકાન
**કલાન્ત** (વિ.) થાકેલું, કલાંત, માનસિક બેચેની પામેલું
**કલાન્તિ** (સ્ત્રી.) થાક, ગ્લાનિ, માનસિક બેચેની
**કલાર્ક** (પું.) કારકુન, ગુમાસ્તો, મહેતો
**કલાસિઝમ** (પું.) પ્રશિષ્ટવાદ

**ક્લિપ** (વિ.સ્ત્રી.) કાગળો, ચિઠ્ઠીઓ વગેરે સાથે રાખવા માટેની ધાતુ વગેરેની પકડના પ્રકારની ચાંપ
**ક્લિનિક** (ન.) માંદાના ઉપચાર કરવા માટેની દાક્તરી-કામની વિશેષ જગા
**ક્લિનિકલ** (વિ.) ક્લિનિકને લગતું
**ક્લિયરિંગ** (પું.) બેંકોની નાણાકીય લેવડદેવડની પતાવટ માટેનું સ્થળ
**ક્લિષ્ટ** (વિ.) પીડિત (૨) (લા.) સમજતાં મહેનત પડે એવું, અર્થની ખેંચતાણ કરવી પડે તેવું, સ્પષ્ટ નહિ તેવું, કૃત્રિમ, અઘરું, દુર્બોધ
**ક્લીનર** (પું.) (મોટર વગેરે માટેનું) સફાઈકામ કરતો માણસ
**ક્લીનિંગ પાઉડર** (પું.) સાફસૂફી માટેનો પાઉડર
**ક્લીબ** (વિ.પું.) નપુંસક, નામર્દ
**ક્લેશ** (પું.) પીડા, દુઃખ (૨) કજિયો, કંકાસ, ઝઘડો (૩) માનસિક સંતાપ
**ક્લેશકર** (વિ.) ક્લેશ કરે એવું
**ક્લોકરૂમ** (પું.) સામાનઘર
**ક્લોરાઇડ** (પું.) ક્લોરિન સાથેનું સંયોજન (૨) મીઠાના તેજાબનો ક્ષાર
**ક્લોરિન** (પું.ન.) એક (ઝેરી) વાયુ-મૂળતત્ત્વ, મીઠાની અંદરનું એક વાયુરૂપ તત્ત્વ
**ક્લોરેટ** (પું.) (ક્લોરિન ને ઑક્સિજનનું) એક રસાયણી દ્રવ્ય
**ક્લૉરોફૉર્મ** (ન.) શસ્ત્રક્રિયા માટે દરદીને અચેત કરવા વપરાતી એક ઔષધિ
**ક્લોરોમાઈસેટિન** (ન.) એક રસાયણી દવા
**ક્વચિત્** (અ.) કદાપિ, કદી, કોક-વખત, કોઈ સ્થળે, ક્યાંક
**ક્વાથ** (પું.) ઉકાળો, કાઢો (૨) કાવો
**ક્વાર્ટર** (પું.) ૨૮ રતલનું વજન (૨) (ન.) મકાન (મોટા ભાગે સંસ્થા કર્મચારીને માટે બાંધે તે)
**ક્વાર્ટ્ઝ** (ન.) કાચમણિ, સ્ફટિક, એક ખનિજનું નામ
**ક્વાર્ટ્ઝ ઘડિયાળ** (ન.) એક પ્રકારનું ઘડિયાળ
**ક્વિનાઇન, ક્વિનીન** (ન.સ્ત્રી.) સિંકોના નામના ઝાડની છાલનું સત્ત્વ, તાવની એક દવા
**ક્વિન્ટલ** (પું.) ૧૦૦ કિલોગ્રામ જેટલું વજન
**ક્વોટા** (પું.) જથ્થો, પ્રમાણ, માત્રા
**ક્વોટેશન** (ન.) સંદર્ભમાંથી ઉતારો (૨) ઉલ્લેખ (૩) ભાવના આંકડા આપવા તે (૪) સીસાનો ચોક્કસ તે તે માપનો ટુકડો
**ક્વૉરૅન્ટીન** (સ્ત્રી.ન.) રોગચાળાને ફેલાતો રોકવા માટે રોગના શકમંદ વહાણ કે મુસાફરના કે રોગીના અવરજવર ઉપર મુકાતો અમુક વખતની પ્રતિબંધ કે મનાઈ
**ક્વોરી** (સ્ત્રી.) ખાણ, પથ્થરની ખાણ
**ક્ષ** (પું.) રાક્ષસ (૨) ક્ + ષ્ નો જોડાક્ષર
**ક્ષકિરણ** (ન.) પદાર્થમાંથી આરપાર પસાર થઈ, તેની છબી પાડી શકે એવાં ખાસ વિદ્યુત કિરણો, 'એક્સ રે'
**ક્ષણ** (પું. સ્ત્રી.) વખતનું એક માપ, સેકન્ડનો ૪/૫ ભાગ (૨) છેક જ જૂજ સમય (૩) અવસર, તક, મોકો
**ક્ષણજીવી** (વિ.) ક્ષણ સુધી જ જીવે કે ટકે એવું, અલ્પાયુ
**ક્ષણબુદ્ધિ** (વિ.) ક્ષણે ક્ષણે જેની બુદ્ધિ ફરે એવું, ચલિત બુદ્ધિવાળું, તરંગી
**ક્ષણભર** (અ.) ક્ષણને માટે, ક્ષણવાર
**ક્ષણભંગુર** (વિ.) ક્ષણમાં નાશ પામે એવું, નશ્વર, નાશવંત
**ક્ષણિક** (વિ.) ક્ષણનું, ક્ષણભંગુર, અસ્થિર, નશ્વર, નાશવંત (૨) ચલિત બુદ્ધિવાળું, તરંગી
**ક્ષત** (વિ.) ઈજા પામેલું, જખમી (૨) ઓછું થયેલું (૩) (ન.) નાનો છેદ, ઘા, ઘારું, ચાંદું
**ક્ષતિ** (સ્ત્રી.) નુકસાન, હાનિ, તોટો, ખોટ, ઘટ (૨) ઊણપ, ખોડ (૩) કલંક (૪) ક્ષત, ઘા (૫) ભૂલ, ચૂક
**ક્ષતિપૂર્તિ** (સ્ત્રી.) નુકસાની ભરી આપવી તે (૨) હાનિરક્ષા
**ક્ષતિપૂર્તિ-પત્ર** (પું.) નુકસાની ભરી આપવા કે હાનિરક્ષા લખી આપવામાં આવતો બંધણી-પત્ર
**ક્ષત્ર** (પું.) ક્ષત્રિય
**ક્ષત્રિય** (વિ.પું.) જેનો ધર્મ પ્રજાનું સંરક્ષણ કરવાનો છે તે વર્ણનો (પુરુષ), રાજપૂત
**ક્ષત્રિયાણી** (સ્ત્રી.) ક્ષત્રાણી, રજપૂતાણી
**ક્ષત્રીવટ** (સ્ત્રી.) ક્ષત્રિય જાતિનું બિરદ, ક્ષત્રિય હોવાની ટેક
**ક્ષપણ** (પું.) ઉપવાસ
**ક્ષપણક** (પું.) બૌદ્ધ યા જૈન સાધુ
**ક્ષપા** (સ્ત્રી.) રાત્રિ
**ક્ષપાકર** (પું.) ચંદ્ર
**ક્ષમ** (વિ.) સહન કરી શકે એવું (૨) સાધી શકે એવું (૩) સમર્થ, શકિતમાન (૪) યથાર્થ, યોગ્ય (૫) ધીરજવાળું (૬) માફી
**ક્ષમતા** (સ્ત્રી.) સહનશકિત, (૨) શકિતમત્તા, 'કૉમ્પિટન્સી' (૩) યોગ્યતા, લાયકાત
**ક્ષમવું** (ક્રિ.) ક્ષમા આપવી, ખમી લેવું
**ક્ષમા** (સ્ત્રી.) ખામોશી, દરગુજર કરવું તે, માફી
**ક્ષમાપન, ક્ષમાપના** (ન.સ્ત્રી.) ક્ષમા માગવી તે
**ક્ષમાવંત, ક્ષમાવાન, ક્ષમાશીલ** (વિ.) ક્ષમાવાળું
**ક્ષમ્ય** (વિ.) ક્ષમા આપી શકાય એવું, ક્ષમાપાત્ર
**ક્ષય** (પું.) ક્ષીણ થવું-ઘસાઈ જવું તે, ઘટાડો (૨) નાશ (૩) ક્ષય રોગ
**ક્ષયતિથિ** (સ્ત્રી.) જેનો લોપ થતો હોય તે તિથિ
**ક્ષયરોગ** (પું.) એક રોગ
**ક્ષર** (વિ.) નાશ પામે એવું, નાશવંત, નશ્વર (૨) દેહ, શરીર (૩) જીવાત્મા
**ક્ષંતવ્ય** (વિ.) ક્ષમ્ય, ક્ષમા યોગ્ય, માફી આપવા જેવું
**ક્ષાત્ર** (વિ.) ક્ષત્રિયનું કે તેને લગતું (૨) (ન.) ક્ષત્રિયનું કર્મ (૩) ક્ષત્રિયપણું (૪) ક્ષત્રિયોનો સમૂહ, ક્ષત્રિય જાતિ
**ક્ષાત્રતેજ** (ન.) ક્ષત્રિયનું તેજ-પરાક્રમ, ક્ષત્રીવટ
**ક્ષાત્રધર્મ** (પું.) ક્ષત્રિયોનો ધર્મ, યુદ્ધમાંથી પાછા ન હઠવું (૨) શૌર્ય, તેજ, ધૃતિ-દક્ષતા એ ગુણ ધરાવનાર
**ક્ષાત્રવટ** (સ્ત્રી.) ક્ષત્રિય જાતિનું બિરદ, ક્ષત્રિય હોવાની ટેક
**ક્ષાત્રવૃત્તિ** (સ્ત્રી.) ક્ષત્રી-વટ, ક્ષત્રિયનો સ્વભાવ કે ગુણધર્મ, ક્ષત્રીવટ
**ક્ષાત્રોદ્રેક** (પું.) ક્ષત્રિયપણાનો ઉદ્રેક, વધારે પડતી ક્ષત્રિયતા, 'મિલિ-ટેરિઝમ', ક્ષત્રિયપણાનો ઊભરો કે આવેગ
**ક્ષાર** (વિ.) ખારું (૨) (પું.) ખારાશવાળું તત્ત્વ
**ક્ષારગુણી** (વિ.) ક્ષારના ગુણવાળું, ખારું
**ક્ષારભૂમિ(-મી)** (સ્ત્રી.) ખારાટવાળી જમીન, ખારી જમીન
**ક્ષાલન** (ન.) પખાળવું-ધોવું તે

**ક્ષાંત** (વિ.) ક્ષમાવાળું, સહનશીલ

**ક્ષાંતિ** (સ્ત્રી.) ક્ષમા, સહિષ્ણુતા

**ક્ષિતિ** (સ્ત્રી.) પૃથ્વી, ભૂમિ (૨) ક્ષય, નાશ

**ક્ષિતિજ** (સ્ત્રી.ન.) આંખને પૃથ્વી આકાશ સાથે મળતી જણાય છે એ કલ્પિત રેખા, દૃષ્ટિમર્યાદા

**ક્ષિતિજસમાંતર** (વિ.) સપાટ, ક્ષિતિજ રેખાની સપાટીએ રહેલું, 'હૉરિઝોન્ટલ'

**ક્ષિતીશ** (પું.) રાજા

**ક્ષિપ્ત** (વિ.) નાખી દીધેલું, તજેલું (૨) ભ્રમિત, વ્યગ્ર (ચિત્ત)

**ક્ષિપ્ર** (અ.) તરત, જલદી, એકદમ

**ક્ષિપ્રા** (સ્ત્રી.) ખીચડી (૨) ઉજ્જૈન પાસેની શિપ્રા નદી

**ક્ષીણ** (વિ.) ઘસાઈ ગયેલું, સુકાયેલું, નબળું

**ક્ષીણવીર્ય** (વિ.) જેનું વીર્ય-પરાક્રમ ક્ષીણ થયેલું છે એવું, નમાલું, નિર્બળ

**ક્ષીર** (ન.) દૂધ (૨) પાણી (૩) ખીર (૪) ઝાડનું દૂધ-રસ

**ક્ષીરસાગર** (પું.) દૂધનો સમુદ્ર

**ક્ષીરોદક** (ન.) દૂધ જેવું સફેદ પાણી (૨) ક્ષીરસાગર (૩) એક જાતનું ધોળું રેશમી વસ્ત્ર, ખીરોદક

**ક્ષુણ્ણ** (વિ.) ખોદેલું, ખાંડેલું, દળેલું, ભાંગેલું (૨) પગ તળે વટાયેલું (૩) અભ્યસ્ત, બરોબર વિચારેલું (૪) કચડાયેલું, ચગદાયેલું

**ક્ષુદ્ર** (વિ.) નજીવું, તુચ્છ, પામર (૨) કૃપણ, દરિદ્ર (૩) આકારમાં નાનું, ઝીણું

**ક્ષુદ્રઘંટાળી, ક્ષુદ્રઘંટિકા** (સ્ત્રી.) ઝીણી ઘૂઘરીઓવાળી મેખલા-કંદોરો

**ક્ષુધા** (સ્ત્રી.) ભૂખ (૨) લાલસા, તીવ્ર ઇચ્છા

**ક્ષુધાર્ત(-ર્ત્ત)** (વિ.) ભૂખે પીડાતું

**ક્ષુધિત** (વિ.) ભૂખ્યું (૨) લાલચું

**ક્ષુબ્ધ** (વિ.) ડહોળાયેલું, અસ્થિર (૨) ક્ષોભ પામેલું, ખળભળેલું (૩) આકુળવ્યાકુળ (૪) ડરેલું

**ક્ષુભિત** (વિ.) ક્ષોભ પામેલું (૨) ડહોળું

**ક્ષુર** (પું.) અસ્ત્રો (૨) જાનવરના પગની ખરી

**ક્ષુલ્લક** (વિ.) થોડું, અલ્પ (૨) તુચ્છ, નજીવું

**ક્ષેત્ર** (ન.) જમીન, ખેતર (૨) સ્થાન, જગા (૩) કાર્ય કે ધંધાનો અવકાશ, મોકળાશ (૪) શરીર, દેહ (૫) જાત્રાનું ઠેકાણું, તીર્થ (૬) રણાંગણ (૭) પરણેલી સ્ત્રી

**ક્ષેત્રજ** (પું.) રીતસર નીમેલા પુરુષ દ્વારા પોતાના પતિ માટે ઉત્પન્ન કરેલું બાળક (૨) ખેતરમાં ઉત્પન્ન થયેલું

**ક્ષેત્રજ્ઞ** (વિ.) ક્ષેત્રને જાણનારું, જ્ઞાની (૨) ડાહ્યું, ચતુર (૩) (પું.) આત્મા (૪) પરમાત્મા (૫) સ્વચ્છંદી પુરુષ (૬) ખેડૂત

**ક્ષેત્રત્રિકોણમિતિ** (સ્ત્રી.) સમતલ ત્રિકોણમિતિ, 'ટ્રિગોનૉમેટ્રી'

**ક્ષેત્રપાલ(-ળ)** (પું.) ખેતરનો રખેવાળ, ખેડૂત (૨) ખેતરનું રક્ષણ કરનાર દેવ (૩) સ્વામી, રાજા (૪) 'ફિલ્ડર' (ક્રિકેટ વગેરે રમતમાં) (૫) સાપ

**ક્ષેત્રફલ(-ળ)** (ન.) ક્ષેત્રનો વિસ્તાર (૨) જમીનની લંબાઈ પહોળાઈનું માપ, 'એરિયા'

**ક્ષેત્રભૂમિતિ** (સ્ત્રી.) સમતલ ભૂમિતિ, 'પ્લેન જ્યોમેટ્રી'

**ક્ષેત્રસંન્યાસ** (પું.) બીજાં બધાં ક્ષેત્રોને છોડી એક જ ક્ષેત્રને-સ્થાનને વળગી બેસવું તે (૨) પોતાની ચાલુ પ્રવૃત્તિ છોડી દઈ નિવૃત્તિ લેવી તે

**ક્ષેત્રાધિકાર** (પું.) હકૂમતનો વિસ્તાર, અધિકારક્ષેત્ર, 'જ્યુરિડિક્શન'

**ક્ષેત્રિય, ક્ષેત્રી** (વિ.) ખેતરને લગતું (૨) કાર્યપ્રદેશને લગતું (૩) (પું.) ખેડૂત (૪) (ન.) ચરિયાણ બીડ વગેરે

**ક્ષેપ** (પું.) ફેંકવું-નાખી દેવું તે (૨) ગાળવું-ગુમાવવું તે (સમયનું), દાખલ કરવું

**ક્ષેપક** (વિ.) ઘુસાડેલું, પાછળથી ઉમેરેલું (૨) (પું.) નાખનાર પુરુષ (૩) ઉમેરો, પાછળથી ઉમેરેલી વસ્તુ

**ક્ષેમ** (વિ.) સુખશાંતિ આપનારું (૨) સુખશાંતિવાળું, આબાદ (૩) (ન.) સુખશાંતિ (૪) કલ્યાણ, શ્રેય (૫) આરોગ્ય (૬) (પ્રાપ્ત હોય તેની) સલામતી, સંરક્ષણ, જેમ કે, યોગ-ક્ષેમ

**ક્ષેમ(-મં)કર** (વિ.) કલ્યાણકારક

**ક્ષેમકુશલ(-ળ)** (વિ.) સુખશાંતિ અને આરોગ્યવાળું (૨) (ન.) તેવી સ્થિતિ કે તેના સમાચાર (૩) (વિ.) તદ્દન સલામત

**ક્ષેમવૃત્તિ** (સ્ત્રી.) વસ્તુનું ક્ષેમ સાચવવા તરફ ઢળતી વૃત્તિ, 'કૉન્ઝર્વેટિઝમ'

**ક્ષોણિ(-ણી)** (સ્ત્રી.) પૃથ્વી (૨) એકની સંખ્યા

**ક્ષોભ** (પું.) મનનો ગભરાટ, વ્યગ્રતા (૨) ઓસારો ખાવો - શરમાવું તે (૩) ખળભળાટ (૪) સંકોચ, આંચકો

**ક્ષૌરકર્મ** (ન.) હજામત, મુંડન

**ક્ષૌરિક** (પું.) વાળંદ, નાઈ

### ખ

**ખ** (પું.) કંઠસ્થાની બીજો વ્યંજન (૨) સૂર્ય (૩) (ન.) પોલાણ, આકાશ (૪) શૂન્ય, મીડું (૫) મીડાનો સંકેત (પદ્યમાં) (૬) હરકોઈ નક્ષત્રથી દસમું નક્ષત્ર

**ખખડધજ** (વિ.) (ખાસ કરીને વૃદ્ધ છતાં) મજબૂત બાંધાનું (૨) દમામદાર, ભવ્ય

**ખખડવું, ખડખડવું** (ક્રિ.) ખડખડ એવો અવાજ થવો

**ખખડાટ, ખડખડાટ** (પું.) ખખડવાથી થતો અવાજ

**ખખડાવવું** (ક્રિ.) ખડખડ અવાજ કરવો (૨) ધમકાવવું (૩) મારવું (જેમ કે ધોલ)

**ખખરી, ખરખરી** (સ્ત્રી.) ગળામાં બાઝેલો કફ કે ખાધેલી વસ્તુનો ભાગ (જેનાથી અવાજ ખોખરો થાય છે.) (૨) ગાતી વખતે સૂર કંપાવવો તે (૩) સૂર, અવાજ (૪) ચિંતા, ચટપટી

**ખખરો, ખરખરો** (પું.) શોક, સંતાપ (૨) પસ્તાવો, પશ્ચાત્તાપ (૩) શક, અંદેશો

**ખખળતું, ખળખળતું** (ક્રિ.) ખૂબ ઊનું, ઊકળતું (૨) ખળખળ કરતું વહેતું

**ખખળાવવું** (ક્રિ.) ખડખડ અવાજ કરવો (૨) ઘણા પાણીથી ધોવું (૩) (નાણું) કઢાવવું, પટાવી લેવું

**ખગ** (પું.) પક્ષી (૨) ગ્રહ (૩) તારો (૪) સૂર્ય (૫) દેવ (૬) નવની સંજ્ઞા

**ખગેશ, ખગેન્દ્ર** (પું.) ગરુડ

**ખગોલ(-ળ)** (પું.) ગગન-મંડળ

**ખગોલ(-ળ)ગણિત** (ન.) ખગોલના પદાર્થોની ગતિ વગેરેનું ગણિત

**ખગોલ(-ળ)વિદ્યા** (સ્ત્રી.) ગ્રહનક્ષત્ર વગેરે સંબંધી શાસ્ત્ર

**ખગોલ(-ળ)શાસ્ત્ર** (ન.) ખગોળવિદ્યા

**ખગોલ(-ળ)શાસ્ત્રી, ખગોલ(-ળ)વેત્તા** (પું.) ખગોળવિદ્યાનો જાણકાર

**ખગોલી(-ળી)ય** (વિ.) ખગોળને લગતું (૨) (લા.) અતિશય, ઘણું મોટું

**ખગ્રાસ** (પું.) સૂર્ય ચંદ્ર કે કોઈ પણ ગ્રહનું પૂર્ણ ગ્રહણ
**ખચકવું** (ક્રિ.) અચકવું, ખમચાવું
**ખચકાટ** (પું.) ખચકાવું તે
**ખચકાવવું** (ક્રિ.) ખચ દઈને ખોસી દેવું
**ખચકાવું** (ક્રિ.) અચકાવું, અટકવું (૨) પાછા પડવું
**ખચકો** (પું.) સપાટી પર પડેલો ખાડો-ખાંચો (૨) અટકાવ, અંતરાય
**ખચાક** (અ.) ખચ દઈને ખૂંપી જવાનો અવાજ થાય એમ
**ખચાખચ** (અ.) ખચખચ (૨) ખીચોખીચ
**ખચિત** (વિ.) જડેલું, બેસાડેલું
**ખચીત** (અ.) જરૂર, અવશ્ય
**ખચ્ચર** (ન.) ઘોડો અને ગધેડું બંનેની મિશ્રજાતિનું પ્રાણી
**ખજવાળવું** (ક્રિ.) ખંજવાળવું, વલૂરવું, પોચા નખે ખણવું
**ખજાનચી** (પું.) ખજાનાનો ઉપરી, કોષાધ્યક્ષ
**ખજા(-જી)નો** (પું.) નાણું રાખવાની જગા, ભંડાર (૨) ધન, દોલત (૩) હથિયાર ભરવાની ખોલ કે બાકાવાળો પટો (૪) બંદૂકમાંનું ગોળી ભરવાનું ખાનું (૫) ચલમમાં ગડાકુ મૂકવાનો ખાડો (૬) મીઠું પકવવાનો અગર
**ખજૂર** (ન.) એક ફળ, જે સુકાવાથી ખારેક બને છે.
**ખજૂરી** (સ્ત્રી.) ખંજવાળ લાગે એવા નાના કાંટા (૨) ખંજવાળ (૩) એક મીઠાઈ (૪) ખજૂરનું ઝાડ (૫) ખજૂરું-જેમાંથી નીરો નીકળે છે.
**ખટક** (સ્ત્રી.) ખટકો (૨) ચાનક
**ખટકર્મ** (ન.બ.વ.) બ્રાહ્મણે કરવાનાં છ ધર્મકાર્યો (યજન, યાજન, અધ્યયન, અધ્યાપન, દાન અને પ્રતિગ્રહ) (૨) ધર્મ સંબંધી નિત્યકર્મ
**ખટકવું** (ક્રિ.) કાંકરીની પેઠે ખૂંચવું, ભોંકાવું, સાલવું (૨) અંદરથી લાગવું, પશ્ચાત્તાપ થવો
**ખટકો** (પું.) ખટકવું તે કે તેનો અવાજ યા પીડા (૨) હરકત, નડતર (૩) શક, અંદેશો (૪) ચાનક, કાળજી
**ખટખટ** (સ્ત્રી.) ખટખટ એવો અવાજ (૨) પંચાત, માથાકૂટ (૩) હરકત, નડતર
**ખટચક્ર** (ન.બ.વ.) (યોગ) શરીરની અંદરનાં છ ચક્રો (આધાર, લિંગ, નાભિ, અનાહત, કંઠ, મૂર્દ્ધ)
**ખટદર્શન** (ન.બ.વ.) હિંદુ તત્ત્વજ્ઞાનનાં છ શાસ્ત્રો-દર્શનો (સાંખ્ય, યોગ, ન્યાય, વૈશેષિક, મીમાંસા અને વેદાંત.), ખટશાસ્ત્ર
**ખટપટ** (સ્ત્રી.) યુક્તિ-પ્રયુક્તિથી કામ સાધી લેવાની તજવીજ, પ્રાપંચિક ગોઠવણ (૨) ગોઠવણ (૩) કડાકૂટ, પંચાત
**ખટપટિયું** (વિ.) ખટપટવાળું, કડાકૂટિયું (૨) ખટપટી, કારસ્તાની
**ખટપદ** (પું.) છ પગવાળાં પ્રાણીઓનો વર્ગ (૨) ભમરો (૩) મધમાખ (૪) જૂ
**ખટમધુર(-રું)** (વિ.) કંઈક ખાટા અને કંઈક મીઠા સ્વાદવાળું
**ખટમલ** (પું.) માંકડ
**ખટમાસી** (વિ.) છ મહિને આવતું, છમાસી
**ખટમીઠું** (વિ.) ખટમધુરું, ખારામીઠા સ્વાદવાળું
**ખટરસ** (પું.બ.વ.) છ સ્વાદ (ખાટો, ખારો, કડવો, તૂરો, તીખો અને ગળ્યો) (૨) (વિ.) છ રસ-સ્વાદવાળું, બધા રસવાળું
**ખટરાગ** (પું.) કજિયો, અણબનાવ (૨) સાંસારિક જંજાળ, કડાકૂટ (૩) છ રાગ (એક મત પ્રમાણે ભૈરવ, માલકોશ, હિંડોલ, શ્રીરાગ, કેદાર અને મલાર,)
**ખટલો** (પું.) કુટુંબકબીલો, પરિવાર, રસાલો (૨) સરસામાન, સરંજામ (૩) મુકદમો (૪) ગૂંચવણવાળું-મુશ્કેલ કામ
**ખટવવું** (ક્રિ.) ખટાશ ચડે એમ કરવું, ખટાવવું
**ખટશાસ્ત્ર** (ન.બ.વ.) હિંદુ તત્ત્વજ્ઞાનનાં છ શાસ્ત્રો-દર્શનો (સાંખ્ય, યોગ, ન્યાય, વૈશેષિક, મીમાંસા - [ઉત્તર અને પૂર્વ] અને વેદાંત)
**ખટાઈ** (સ્ત્રી.) ખાટાપણું (૨) ખાટી વસ્તુ
**ખટાઉ** (વિ.) ખટાવે-લાભ કરે એવું
**ખટાખટ** (અ.) ખટાખટ એવો અવાજ
**ખટાખટ(-ટી)** (સ્ત્રી.) કજિયો, તકરાર
**ખટાટોપ** (પું.) આડંબર, (ખોટો) મોટો દેખાવ, જરા સરખા કામની જગાએ ભારે કડાકૂટનું તોસ્તાન થવું તે
**ખટાપટી** (સ્ત્રી.) ગરબડ (૨) કજિયો, તકરાર
**ખટારો** (પું.) માલ ભરવાનું ગાડું (૨) તેના જેવું મોટું કોઈ વાહન, ભારની 'મોટર-લૉરી (૩) કર્કશ અવાજ કરે એવું-ખરાબ વાહન (૪) ઘરવાખરો
**ખટાવું** (ક્રિ.) ખટાશ ચડવી, ખાટું થવું (૨) લાભ આપવો
**ખટાશ** (સ્ત્રી.) ખાટાપણું (૨) ખાટી વસ્તુ (૩) અણબનાવ
**ખટુંબડું,ખટૂંમડું** (વિ.) થોડુંક ખાટું
**ખડ** (ન.) ઘાસ, કડબ (૨) ખેતરમાં ઊગેલું નકામું ઘાસ, નીદામણ
**ખડક** (પું.) પાણીમાંનો કે જમીન પરનો પથ્થરનો ટેકરો, પહાડ (૨) ખરાબો, ધારદાર ભેખડ
**ખડક(-ગ)** (સ્ત્રી.) એક પ્રકારની ચૂડી
**ખડકલો** (પું.) ખડકેલી ચીજોનો જથો, ઢગલો
**ખડકવું** (ક્રિ.) ઉપરાઉપરી ગોઠવવું, સીંચવું
**ખડકાળ(-ળું)** (વિ.) ખડકવાળું, પથ્થરિયું
**ખડકી** (સ્ત્રી.) ઘર આગળની બાંધેલી-બારણાવાળી છૂટી જગા, ડેલી (૨) બે અથવા વધારે ઘર આગળની એક સામાન્ય દરવાજાવાળી ગલી કે શેરી (૩) એવી જાતની દરવાજાવાળી રચના અથવા એની ઉપરની ડેલી
**ખડખડ** (અ.) ખડખડ એવો અવાજ કરીને (હસવું) (૨) (સ્ત્રી.) એવો અવાજ (૩) ખટખટ, ડખલ, પીડા, ઉપાધિ (૪) તકરાર, ખટપટ
**ખડખડતું** (વિ.) ખડખડ અવાજ કરતું (૨) (ન.) સૂકું નાળિયેર (૩) બરતરફ થવું તે
**ખડખડાટ** (પું.) ખડખડ એવો અવાજ (૨) (અ.) એવો અવાજ કરીને (હસવું)
**ખડખડિયું** (વિ.ન.) ખડખડ અવાજ કરતું (૨) (ન.) સૂકું નાળિયેર (૩) બરતરફ થવું તે (૪) વસાય અને ખોલાય એવી નાનાંનાનાં પાટિયાંની બારી-બારણામાં મુકાતી રચના (૫) એક ખાવાની વાનગી
**ખડગ** (ન.) તલવાર (૨) ગેંડાનું શિંગડું (૩) (સ્ત્રી.) એક પ્રકારની ચૂડી
**ખડચંપો** (પું.) એક જાતનો ચંપો
**ખડતર(-લ)** (વિ.) દુઃખ ખમી શકે એવું, ખરવાણ (૨) મહેનતુ (૩) મજબૂત બાંધાનું
**ખડતાલ** (સ્ત્રી.) છ તાલ (સંગીત) (૨) કરતાલ, કાંસીજોડ (૩) લાકડાની ફરેતાલ (૪) લાત, પાટુ

**ખડધાન** (ન.) 'ખડ' જેમ વગર ખેડે ઊગતું 'ધાન', ખેડ્યા કે વાવ્યા વિના થતું ધાન (સામો, રાજગરો વગેરે) (૨) હલકી જાતનું અન્ન

**ખડ(-ર)પવું** (ક્રિ.) ખોતરી ઉખેડી કાઢવું, સોરવું

**ખડ(-ર)બચડું** (વિ.) ખાડાખૈયાવાળું, ઊંચુંનીચું

**ખડબડાટ** (પું.) ખડબડવાનો અવાજ, ખડભડાટ (૨) (લા.) ધમાચકડી (૩) તોફાન, બખેડો, ધાંધલ (૪) પેટમાં આવતી ચૂંક

**ખડબું** (ન.) જામી ગયેલા પ્રવાહીનું ચોસલું

**ખડબૂચ(-ચું)** (ન.) એક ફળ, તરબૂચ

**ખડ(-ળ)ભળવું** (ક્રિ.) ખળભળ અવાજ થવો (૨) હાલી-ઊઠવું, તળે ઉપર થવું (૩) મનમાં અજંપો થવો, ગભરાવું

**ખડમા(-માં)કડી** (સ્ત્રી.) એક જીવડું

**ખડમોસાળ** (ન.) મા કે બાપનું મોસાળ

**ખડવું** (ક્રિ.) ચોપડવું, લેપ કરવો (૨) ખરડવું, ડાઘ લગાડવો (૩) સંડોવવું, આળ મૂકવું (૪) નઠારા કામમાં સામેલ કરવું (૫) અટકવું, રોકાવું, થંભી જવું (૬) હાથપગ વગેરે અવયવ ઊતરી જવો (૭) આખડી પડવું, પડી જવું (૮) (રંગ) ઊડી જવો, ઝાંખું પડવું

**ખડાઈ** (સ્ત્રી.) વાછરડી (૨) શઠતા, કામચોરી

**ખડાઉ** (સ્ત્રી.) પાવડી, ચાખડી (૨) સૂકું ઘાસ (૩) સીધું ઊભું

**ખડિયાટ** (પું.) તળાવમાં ઊતરવાની, ઢાળ પડતી પણ ખસી ન પડાય એવી ચણતરવાળી, ઓકળીબંધ રચના

**ખડિયો** (પું.) લખવાની શાહી રાખવાનું પાત્ર (૨) દીવો કરવાનો નાનો ડબો (૩) ઘણા પડવાળી ઝોળી, ખભાની બે તરફ ઝૂલતો નખાય એવો કોથળો (૪) ખલતો, વાટવો

**ખડિંગ** (પું.) ધાતુની વસ્તુ પડતાં થતો અવાજ

**ખડી** (સ્ત્રી.) ખડી માટી (૨) રસ્તા પર નંખાય છે એવા પથ્થરના કાંકરા-મરડિયા (૩) વગર વિયાયેલી ભેંશ

**ખડી બોલી** (સ્ત્રી.) (દિલ્હી પાસેની-પશ્ચિમી) હિંદી-હિંદુસ્તાની ભાષા

**ખડી માટી** (સ્ત્રી.) એક જાતની ધોળી માટી, ખડી

**ખડી સાકર** (સ્ત્રી.) એક જાતની સાકર

**ખડેધડે** (અ.) સશક્ત, ટટાર

**ખડ્ગ** (ન.) ખડગ, તલવાર

**ખણ** (સ્ત્રી.) વલૂર, ચળ, ખંજવાળ (૨) એક જાતની ગરોળી (૩) (પું.) ટેબલનું કે કબાટનું ખાનું

**ખણખણ** (અ.) ખણખણ અવાજ થાય એમ

**ખણખણવું** (ક્રિ.) ખણખણ અવાજ થવો

**ખણખણાટ** (પું.) ખણખણ અવાજ

**ખણખોજ** (સ્ત્રી.) બારીક તપાસ-શોધ (૨) કોઈના દોષ શોધ્યા-કાઢ્યા કરવા તે, નિંદા કર્યા કરવી તે

**ખણજ** (સ્ત્રી.) ખંજવાળ, વલૂર, ચળ

**ખણવું** (ક્રિ.) ઊઝરડવું, ખોતરવું (૨) ખોદવું (૩) વલૂરવું, ખંજવાળવું (૪) ચીમટી ભરવી (ચૂંટી ખણવી)

**ખત** (ન.) લેખ, દસ્તાવેજ, લખત (૨) (સ્ત્રી.) દાઢી કે મૂછ (૩) (પું.) દાઢી કે મૂછનો વાળ

**ખતમ** (અ.) ખલાસ, સમાપ્ત

**ખતરનાક** (વિ.) ખતરાવાળું, જોખમ ભરેલું, ભયંકર

**ખતરવટ** (અ.) આગ્રહપૂર્વક, જીદપૂર્વક (૨) (સ્ત્રી.) ક્ષત્રીવટ

**ખતરો** (પું.) ભય, જોખમ (૨) અંદેશો, સંદેહ

**ખતવણી** (સ્ત્રી.) ખતવવું તે

**ખતવવું** (ક્રિ.) (રોજમેળમાંની રકમની) ખાતાવાર નોંધ કરવી

**ખતા(-ત્તા)** (સ્ત્રી.) નુકસાન, ઠોકર (૨) ચૂક

**ખતીબ** (પું.) ઈમામ, ઉપદેશક, વ્યાખ્યાતા

**ખદખદ** (અ.) ખદખદ એવો અવાજ થાય તેમ

**ખદખદવું** (ક્રિ.) ખદખદ થવું (૨) ખદખદ અવાજ સાથે ઊકળવું

**ખદ(-દે)ડવું** (ક્રિ.) ખૂબ દોડાવવું, તગેડવું (૨) ફેરા ખવડાવવા, અથડાવવું (૩) ખૂબ મહેનત આપવી

**ખદબદ** (અ.) ખદબદ કરતું સડતું હોય-કીડાઓથી તળે-ઉપર થતું હોય એમ

**ખદબદવું** (ક્રિ.) ખદબદ થવું

**ખદિર** (પું.) ખેરનું ઝાડ

**ખદ્દડ(-ર)** (વિ.) ઘટ્ટ પોતનું જાડું (કાપડ)

**ખદ્યોત** (પું.) આકાશમાં તેજ કરે તે-આગિયો, તારો, સૂરજ વગેરે

**ખનખન** (સ્ત્રી.) છંદ, વ્યસન (૨) ખંત (૩) તપાસ, ખણખોદ (૪) શંકા, હાજત, ખણસ

**ખનિ(-ની)જ** (વિ.) ખાણમાંથી નીકળેલું, જમીનમાંથી ખોદી કાઢેલું (૨) જેમાં કાર્બન ન હોય તેવું, 'ઇનઑર્ગેનિક' (૩) (ન.) તેવી ધાતુ (સોનું, લોઢું વગેરે)

**ખનિત્ર** (ન.) ખોદવાનું ઓજાર, કોદાળી

**ખપ** (પું.) વપરાશ, વાવર (૨) ઉપયોગ, અગત્ય, જરૂર (૩) તંગી, ખોટ (૪) માલનો ઉપાડ, ખપત

**ખપત** (સ્ત્રી.) વેચાણ, ઉપાડ

**ખપતું** (વિ.) વપરાય એવું ઉપયોગી (૨) વેચાય એવું (૩) વ્યવહારમાં ચાલે એવું, લેવાય-ખવાય એવું

**ખપરડી** (સ્ત્રી.) નાનો ખપરડો-વાંસની ચીપોની સાદડી-ટટ્ટી (૨) ખપેડી

**ખપવું** (ક્રિ.) વેચાવું, ઉપાડ હોવો (૨) વપરાવું, ખરચાવું, ખતમ થવું (૩) લેખાવું, ગણાવું (૪) ખપમાં આવવું, કામ લાગવું (૫) વહેવારમાં ખપતું હોવું

**ખપાટ** (સ્ત્રી.) કામઠું, વાંસની-લાકડાની ચીપ

**ખપાટિયું** (ન.) ખપાટ, વાંસની ચીપ (૨) વાંસનું-લાકડાનું ફાડિયું (૩) એક વનસ્પતિ

**ખપેડી** (સ્ત્રી.) ઊગતા છોડ ખાઈ જનારું એક જીવડું (૨) છોડું, પોપડો, ગૂંગું

**ખપ્પર** (ન.) જેમાં આવેલું બધું નાશ પામે એવું પાત્ર (દેવીનું) (૨) ઝેરી નારિયેળીનું કે બીજું કોઈપણ ભિક્ષાપાત્ર

**ખફગી** (સ્ત્રી.) ખફાપણું, નાખુશી, ઈતરાજી, રોષ

**ખફા** (વિ.) નાખુશ, ક્રોધાયમાન

**ખબકાવવું** (ક્રિ.) ચોરવું, ઉચાપત કરવું

**ખબર** (પું.બ.વ.સ્ત્રી.) સમાચાર, બાતમી (૨) સંદેશો, કહેણ (૩) જાણ, જ્ઞાન, ભાન (૪) નજર, સંભાળ

**ખબરઅંતર** (પું.બ.વ.સ્ત્રી.) માહિતી, સમાચાર (૨) તબિયતના સમાચાર

**ખબરદાર** (વિ.) હોશિયાર, કાબેલ (૨) સાવધ (૩) (અ.) 'સાવધ રહો, યાદ રાખો' એવા અર્થનો ઉદ્ગાર

**ખબરપત્રી** (પું.) (છાપામાં) ખબર મોકલનાર, વૃત્તાંતદાતા

**ખબાખબ** (અ.) ઘોંઘાટ-ઘાંટાઘાંટ થાય એમ (૨) (સ્ત્રી.) ઘાંટાઘાંટ, તકરાર, બોલાબોલી (૩) ધાંધલ, ઘોંઘાટ

**ખબૂકવું** (ક્રિ.) દીઠા વિના કૂદી પડવું

**ખભો** (પું.) ધડ કે હાથ જ્યાં જોડાય છે તે અવયવ

**ખમચાવું** (ક્રિ.) ખંચાવું, અટકવું

**ખમણ** (ન.) છીણીને કરેલો છૂંદો (૨) ખમણ ઢોકળાં

**ખમણ-ઢોકળાં** (ન.બ.વ.) ખાવાની એક વાનગી

**ખમણવું** (ક્રિ.) છીણવું

**ખમણી** (સ્ત્રી.) ખમણવાનું ઓજાર, છીણી (૨) ખાવાની એક વાનગી

**ખમતીધર** (વિ.) ખમી શકે તેવું, ખમતું (૨) સધ્ધર, પૈસાદાર

**ખમવું** (ક્રિ.) સહન કરવું, સાંખવું (૨) ક્ષમા કરવી (જૈન) (૩) ખમણવું (૪) થોભવું

**ખમાચ(-જ)(-ચી)** (પું.) એક રાગ

**ખમાવવું** (ક્રિ.) ક્ષમા માગવી (જૈન)

**ખમાસણું** (ન.) ક્ષમા માગવી તે (૨) જૈન સાધુને વંદન કરવાની ક્રિયા (૩) તે વખતે બોલાતા સૂત્રનું નામ

**ખમીર** (ન.) ખટાશ કે આથો ચડાવનારું તત્ત્વ, 'યીસ્ટ' (૨) ખટાશવાળું ઉભરણ (૩) જોશ, તાકાત

**ખમીસ** (ન.) એક જાતનું પહેરણ

**ખમૈયા** (પું.બ.વ.) 'ખમા,ખમા' એવો ઉદ્‌ગાર (૨) ક્ષમા, ખમા

**ખમ્મા** (અ.) 'ક્ષેમકુશળ રહો - દુઃખ ન થાઓ' એવું બતાવતો ઉદ્‌ગાર

**ખયાલ** (પું.) ખ્યાલ (૨) તર્ક, વિચાર, કલ્પના, સ્મરણ (૩) છાલ, કેડો (૪) એક જાતનું ગાયન-ગાયનનો પ્રકાર

**ખર** (પું.) ગધેડો (૨) રાવણનો ભાઈ (૩) (વિ.) ઠોઠ,મૂર્ખ (૪) ખોખરું (૫) તીક્ષ્ણ (૬) કઠોર

**ખરખબર** (પું.બ.વ.સ્ત્રી.) સમાચાર

**ખરખરવું** (ક્રિ.) લાગવું, બળાપો, શોક થવો, સાલવું (૨) ખૂંચવું (આંખમાં), ખખળવું, ખૂબ ઊનું થવું, ઊકળવું, વહેતાં ખળખળ અવાજ કરવો, બાંધાનું હાલી ઊઠવું, ખખ-જીર્ણ અશકત થવું

**ખરખરો** (પું.) શોક, સંતાપ (૨) પસ્તાવો, પશ્ચાત્તાપ (૩) શક, અંદેશો

**ખરગોશ(-સ)** (ન.) સસલું

**ખરચ** (ન.પું.) ખર્ચ, વાપર (૨) કિંમત, લાગત (૩) મોટી રકમ વાપરવાનો સારોનરસો અવસર

**ખરચપાણી, ખરચીપાણી** (ન.) ખરચી, ગુજરાતનું સાધન, પરચૂરણ ખરચ

**ખરચવું** (ક્રિ.) ખર્ચ કરવું, વાપરવું

**ખરચવેરો** (પું.) ખરચ પર પડતો કે આકારાતો વેરો, 'એક્સ્પેન્ડિચર ટૅક્સ'

**ખરચાઉ(-ળ,-ળુ)** (વિ.) ખર્ચ કરે એવું, હાથનું છૂટું (૨) મોંઘું

**ખરચી** (સ્ત્રી.) ખરચવાને માટે જોઈતી રકમ (૨) ગુજરાનનું સાધન

**ખરચુ** (ન.) ઝાડે જવું તે, મળત્યાગ

**ખરજ** (પું.) ષડ્‌જ-'સા' સ્વર (સંગીત) (૨) (સ્ત્રી.) ચામડીનો એક રોગ (૩) ખંજવાળ

**ખરજવું** (ન.) ચામડીનો એક રોગ

**ખરડ** (સ્ત્રી.) જાડા રગડાનો લેપ

**ખરડવું** (ક્રિ.) ખરડ-લેપ કરવો (૨) ખરાબ-મેલું કરવું, બગાડવું (૩) સંડોવવું, લબદાવવું

**ખરડો** (પું.) ઘૂંટવાના અક્ષરોનો કાગળ (૨) કાચું લખાણ, મુસદ્દો (૩) યાદી (૪) ખરડ, લેપ

**ખરતલ** (વિ.) ખરી પડે એવું, 'ડેસિડ્યુઅસ'

**ખરપડી** (સ્ત્રી.) ખરપવાનું-ખોતરી-ઉખેડી કાઢવાનું ઓજાર

**ખરપી, ખૂરપી** (સ્ત્રી.) ખરપડી

**ખરબચડું** (વિ.) ખાડાખૈયાવાળું, ઊંચુંનીચું

**ખરલ** (પું.) ખલ, ઔષધ વગેરે કચરવાનો કે ઘૂંટવાનો ખાડાવાળો ઘડેલો પથ્થર કે પથરો

**ખરવા-મોં-વાસો** (પું.) પશુઓની ખરી તથા મોંમાં થતો એક રોગ

**ખરવું** (ક્રિ.) ઉપરથી નીચે પડવું (૨) સુકાઈને પડી જવું, ગરવું (૩) હારીને દૂર થવું-જતા રહેવું

**ખરસલું** (ન.) ખસલું (૨) ઘાસ કે તેનું પાન યા તણખલું

**ખરસલી** (સ્ત્રી.) પશુઓને ખાવાનું ઝીણું સૂકું ઘાસ, ખસલી (૨) ખસલું, ઘાસ કે તેનું પાન યા તણખલું

**ખરાઈ** (સ્ત્રી.) ખરાપણું, 'વૅરિફિકેશન' (૨) માંદગી વખતે ઢીલા ન થઈ જતાં સહનશીલતા રાખવી તે

**ખરાખરી** (સ્ત્રી.) ખરાપણું, 'વૅરિફિકેશન' (૨) સાબિતી (૩) સંકટવેળા, બારીક વખત

**ખરાજાત** (સ્ત્રી.) મજૂરી કે બગાડને કારણે માલ પાછળ થતું ખર્ચ

**ખરાદ** (સ્ત્રી.) લાકડું, હાથીદાંત વગેરેનો ઘાટ ઉતારવાનું યંત્ર, સંઘાડો

**ખરાદી** (પું.) ખરાદથી ઘાટ ઉતારનારો કારીગર

**ખરાદીકામ** (ન.) ખરાદીનો કામધંધો (૨) ખરાદીએ કરેલો સામાન

**ખરાપણું** (ન.) ખરું હોવું તે

**ખરાબ** (વિ.) સારું નહિ તેવું, નઠારું (૨) અનીતિમાન, ભ્રષ્ટ

**ખરાબી** (સ્ત્રી.) બગાડ, નુક્સાન (૨) નાશ, પાયમાલી

**ખરાબો** (પું.) પાણીથી ઢંકાયેલો ખડક (૨) ખરાબ-ખેડવાલાયક ન હોય તેવી જમીન

**ખરાબોલું, ખરાવાદી** (વિ.) સાચાબોલું

**ખરી** (સ્ત્રી.) કેટલાંક ચોપગાં પ્રાણીઓને પગનાં આંગળાંને ઠેકાણે જે આખા કે ફાટવાળા નખ હોય છે તે

**ખરીતો** (પું.) સરકારી કાગળિયાનો લખોટો-થેલો (૨) ખલીતો

**ખરીદ, ખરીદી** (સ્ત્રી.) ખરીદી, ખરીદવું તે

**ખરીદદાર** (વિ.) ખરીદનાર, વેચાતું લેનાર

**ખરીદવું** (ક્રિ.) વેચાતું લેવું

**ખરીદવેરો** (પું.) ખરીદી પર પડતો કે આકારાતો વેરો, 'પર્ચેઝ ટૅક્સ'

**ખરીદશકિત** (સ્ત્રી.) ખરીદવાની શકિત, તે માટે પાસે છત કે નાણાં હોવાં તે

**ખરીફ** (સ્ત્રી.) ચોમાસુ પાક

**ખરું** (વિ.) સાચું, ખોટુંથી ઊલટું, યથાર્થ, જેવું હોય તેવું (જેમ કે, હિસાબ વાત વગેરે.) (૨) શુદ્ધ, નકલી કે બનાવટી નહિ એવું, જેવું હોવું જોઈએ તેવું, અસલ (૩) સાચાબોલું, ઈમાનદાર (માણસ) (૪) શેકીને કડક કરેલું કે થયેલું (૫) બરોબર, પાકું, ઊણપ વગરનું (૬) આશ્ચર્યના ઉદ્‌ગારનો ભાવ બતાવે છે. (૭) (અ.) 'અહા, હા-સાચું, વારુ, અલબત્ત જેવા અર્થનો ઉદ્‌ગાર સૂચવે છે.

**ખરે** (અ.) સાચે, ખરેખાત (૨) નક્કી

**ખરે(-રો)ખર, ખરેખાત** (અ.) સાચે (૨) ખચીત

**ખરેખરું** (વિ.) સાચેસાચું
**ખરેટો** (પું.) ઓઘરાળો, રેલાનો ડાઘ (૨) દાઝી ગયેલા અન્નનો પોપડો
**ખરેડી** (સ્ત્રી.) ગડગડી, ગરેડી, કપ્પી (૨) ગળામાં પડતી કાચકી, ખરખરી
**ખરેરી** (સ્ત્રી.) ખખરી (૨) ગળામાં ખરખર થવું તે
**ખરેરો** (પું.) ઘોડા બળદ વગેરેની માલિસ કરવાનું ઓજાર
**ખરોષ્ટી** (સ્ત્રી.) એક જૂની લિપિ
**ખર્ચ** (ન.પું.) ખરચ (૨) કિંમત, લાગત (૩) મોટી રકમ વાપરવાનો સારોનરસો અવસર
**ખર્ચવેરો** (પું.) ખર્ચ પર પડતો કે આકારાતો વેરો, 'એક્સપેન્ડિચર ટૅક્સ'
**ખર્ચાઉ, ખર્ચાળ** (વિ.) ખર્ચ કરે એવું, હાથનું છૂટું (૨) મોંઘું
**ખર્વ** (પું.) હજાર કરોડ (૨) (વિ.) ખોડીલું, અપંગ, અધૂરું (૩) વામન, ઠીંગણું
**ખલ** (પું.) ઔષધ વગેરે કચરવાનો કે ઘૂંટવાનો ખાડાવાળો ઘડેલો પથરો, ખરલ
**ખલ(-ળ)** (વિ.પું.) શઠ, ધૂર્ત
**ખલક, ખલ્ક** (સ્ત્રી.) જગત, દુનિયા (૨) માણસજાત, સંસાર
**ખલતો** (પું.) ખાનાંખાનાંવાળી થેલી, મોટો વાટવો
**ખલનાયક** (પું.) નાટકમાં નાયકથી બીજી કક્ષાનો ધૂર્ત નાયક
**ખલવું** (ક્રિ.) ખળવું, કરવું, ખલમાં ઘાલીને ઘૂંટવું-બારીક કરવું (૨) (ન.) ગાડાનાં પાંજરાં ટેકવવા માટે નંખાતો લાકડાનો ઠોયો, આડું (૩) ક્રિકેટમાં રોપાતો દાંડિયો, 'સ્ટમ્પ'
**ખલા(-ળા)વું** (ક્રિ.) અટકી રહેવું
**ખલાસ** (વિ.) સમાપ્ત, પુરું
**ખલાસ(-સી)** (પું.) ખારવો, નાવિક
**ખલી** (સ્ત્રી.) ખિસકોલી (૨) છોકરાંની એક રમત
**ખલીતો** (પું.) ખરીતો, લખોટો, પરબીડિયું
**ખલીફ(-ફા)** (પું.) મહંમદ પેગંબર પછી ઇસ્લામી ધર્મના વડા, ધર્મરક્ષક
**ખલુ** (અ.) જરૂર, નક્કી
**ખલેલ** (સ્ત્રી.) હરકત, અડચણ (૨) નુકસાન
**ખવાઉ** (વિ.) ખવાય, સડે, કાટ લાગે તેવું, 'કૉરોઝિવ'
**ખવાણ** (ન.) ખવાવું તે, 'કૉરોઝન'
**ખવાબ, ખ્વાબ** (પું.ન.) સ્વપ્ન
**ખવાસ** (વિ.) સેવાચાકરીનો ધંધો કરતી એક જાતનું (૨) (પું.) તે જાતનો માણસ (૩) હજૂરિયો (૪) ચીજની ખાસિયત, પદાર્થનો ધર્મ (૫) સ્વભાવ, મિજાજ
**ખવાસણ(-ણી)** (સ્ત્રી.) દાસી (૨) ખવાસની સ્ત્રી
**ખવીસ** (પું.) એક જાતનું ભૂત-પ્રેત (૨) રાક્ષસ
**ખશિ(-સિ)યાણું** (વિ.) છોભું, ઝંખવાણું
**ખસ** (સ્ત્રી.) ચામડીનો એક રોગ (૨) વીરણનો વાળો
**ખસખસ** (સ્ત્રી.) અફીણનો છોડવો (૨) એ છોડવાનું બીજ
**ખસખસિયું(-સી)** (વિ.) ખસખસના જેવું ઝીણું (૨) ખસખસના જેવા ધોળા રંગવાળું
**ખસવું** (ક્રિ.) સરકવું, આઘા થવું (૨) લપસવું (૩) કરાર, મત, માન્યતા કથન વગેરેથી ફરી જવું
**ખસિયાણું** (વિ.) છોભું, ઝંખવાણું, ખશિયાણું
**ખસી(-સ્સી)** (સ્ત્રી.) પશુના અંડ-વૃષણ પર ઉપચાર કરી નિરુપયોગી કરવા તે
**ખસૂસ,ખસૂસન** (અ.) ખચીત, જરૂર (૨) ખાસ કરીને
**ખસેડવું** (ક્રિ.) દૂર કરવું, ખસાવવું
**ખસેલું** (વિ.) (લા.) મગજ ખસી ગયું હોય તેવું, ચસકેલ, ગાંડું
**ખસ્વસ્તિક** (પું.) ક્ષિતિજ (૨) ખમધ્ય, 'ઝેનિથ'
**ખળખળવું** (ક્રિ.) ખૂબ ઊનું થવું, ઊકળવું (૨) વહેતાં ખળ ખળ અવાજ કરવો (૩) બાંધાનું હાલી ઊઠવું, ખખ-જીર્ણ અશક્ત હોવું
**ખળભળ** (સ્ત્રી.) ગડબડ, ઘોંઘાટ (૨) મનનો અજંપો, ગભરાટ
**ખળભળાટ** (પું.) ક્ષોભ, ગભરાટ (૨) ગરબડ, કોલાહલ
**ખળાવાડ** (સ્ત્રી.) ખળું કરવાની જગ્યા, ખરાવાડ
**ખળી** (સ્ત્રી.) ખળું (૨) કઠોળની દાળ કરવાની જગ્યા (૩) (પાદરા તરફ) દૂધની બળી
**ખળું** (ન.) કણસલાં ગૂંદીને કે ઝૂડીને અનાજ કાઢવાની જગ્યા
**ખંખેરવું** (ક્રિ.) ખેરવી નાખવું (૨) ઝાટકણી કાઢવી, ધમકાવવું, મારવું
**ખંખોળવું** (ક્રિ.) વેરણછેરણ કરી નાખવું, ચૂંથી નાખવું (૨) ખૂણે-ખાંચરે શોધવું (૩) પાણીમાં ઝબકોળીને અને હલાવીને ધોવું, પાણી વડે ખૂબ ધોવું-સાફ કરવું (૪) પાણીના કોગળા કરી (મોં) ખૂબ સાફ કરવું
**ખંખોળિયાં** (ન.) પાણીથી નવડાવવું તે
**ખંગ** (પું.) ખરકલો, ઢગલો (૨) દાઝ, વેર (૩) ખંખ, બદલો (૪) ખંત
**ખંગાળવું** (ક્રિ.) ખંખાળવું, પાણીમાં ઝબકોળીને અને હલાવીને ધોવું, પાણી વડે ખૂબ ધોવું, સાફ કરવું (૨) પાણીના કોગળા કરી (મોં) ખૂબ સાફ કરવું
**ખંચકાવું** (ક્રિ.) ખમચાવું, ખંચાવું, અટકવું, પાછા પડવું
**ખંચામણ** (સ્ત્રી.) ખંચાવું તે
**ખંચાવું** (ક્રિ.) ખમચાવું, અટકવું, પાછા પડવું
**ખંચેરવું** (ક્રિ.) ખંખેરવું, ખેરવી નાખવું (૨) ઝાટકણી કાઢવી, ધમકાવવું, મારવું
**ખંજન** (ન.) એક પક્ષી, હસતાં-હસતાં ગાલમાં પડતો નાનો ખાડો
**ખંજર** (ન.) કટાર જેવું સીધું બેધારું એક શસ્ત્ર
**ખંજરી** (સ્ત્રી.) એક વાદ્ય, ઘૂઘરીઓવાળી નાની નગારી-ડફ
**ખંજવાળ** (સ્ત્રી.) ચામડીનો એક રોગ, લૂખસ, ચૂંટ (૨) ચળ, વલૂર
**ખંજવાળવું** (ક્રિ.) ખજવાળવું, ખંજોળવું, વલૂરવું, પોચા નખે ખણવું
**ખંટાવું** (ક્રિ.) સમાવું, પોષાવું
**ખંડ** (પું.) ભાગ, કકડો (૨) જૂથ, સમૂહ (૩) પ્રકરણ (૪) એક ચોળી કે કાંચળી થાય એટલું મોળિયા સાથે વણેલું કપડું, રેજો (૫) ઘરનો એક ભાગ, ઓરડો (૬) પૃથ્વીના પાંચ મોટા ભાગોમાંનો એક (૭) (વિ.) વિભાગવાળું (૮) નાનું, ટૂંકું
**ખંડક** (પું.) નાનો ખંડ
**ખંડકથા** (સ્ત્રી.) નાની-ટૂંકી વાર્તા

**ખંડકાવ્ય** (ન.) ભિન્નભિન્ન વૃત્તો-છંદોવાળું નાનું પ્રસંગ કાવ્ય
**ખંડ-ગ્રહણ** (ન.) સૂર્ય કે ચંદ્ર સંપૂર્ણ ગ્રસ્ત ન હોય તેવું ગ્રહણ, ખંડગ્રાસવાળું ગ્રહણ (૨) એક અંશનો જ સ્વીકાર કરી પ્રધાન સ્થાને સ્થાપવાનો દોષ
**ખંડજાતિ** (સ્ત્રી.) પાંચ કે પંચમાંશ માત્રાના ખંડવાળા તાલની જાતિ
**ખંડણી** (સ્ત્રી.) તાબેદાર રાજ્ય ઉપરી રાજ્યને જે રકમ દર વર્ષે ભરે તે
**ખંડન** (ન.) તોડવું તે (૨) દલીલ કે વાદને તોડી પાડવો-રદિયો આપવો તે, પ્રત્યાઘાત
**ખંડન-મંડન** (ન.) તોડવું અને માંડવું તે (૨) ચર્ચામાં વાદને તોડવો અને માંડવો તે
**ખંડનાત્મક** (વિ.) જેમાં બીજાના સિદ્ધાંતો કે દલીલોને તોડી નાખવાનું ઠેર ઠેર હોય તેવું
**ખંડશિખરિણી** (સ્ત્રી.પું.) શિખરિણીછંદનાં ચરણોને ૧ અને પછીના ૧૧ અક્ષરોના ટુકડા પાડી તે તે ટુકડાના આવર્તનવાળો કરેલો છંદપ્રકાર
**ખંડહરિગીત** (ન.પું.) ૨૮ માત્રાના હરિગીત છંદની પહેલી બે માત્રા જતી કરી સાધવામાં આવેલો છંદપ્રકાર
**ખંડાવું** (ક્રિ.) ખાંડવું (૨) નુકસાનમાં આવવું (૩) પીડાવું, ભીડમાં હેરાન થવું
**ખંડિત** (વિ.) ભાંગેલું, ખાંડું
**ખંડિયું** (વિ.) ખંડણી ભરનારું, તાબેદાર (૨) ખંડિત
**ખંડિયેર, ખંડેર** (ન.) ભાંગીતૂટી ઈમારત, પડી ગયેલા ઘરનું ખોખું
**ખંત** (સ્ત્રી.) ચીવટપૂર્વક લાગ્યા-મંડ્યા રહેવાનો (મહેનતુપણાનો) ગુણ (૨) ચીવટ, કાળજી (૩) ખાંત, હોંશ
**ખંતી, ખંતીલું** (વિ.) ખંતવાળું, ચીવટવાળું, કાળજીવાળું
**ખંધાઈ** (સ્ત્રી.) ખંધાપણું, લુચ્ચાઈ, ધૂર્તતા
**ખંધું** (વિ.) લૂચ્ચું, ધૂર્ત
**ખંધોલું(-લો)** (ન.પું.) ખભો, ખાંધ
**ખંપાલી(-ળી)** (સ્ત્રી.) ખેતીનું એક ઓજાર, પંજેટી
**ખંભ(-ભો)** (પું.) થાંભલો, સ્તંભ
**ખંભાતી** (વિ.) ખંભાત ગામનું કે તેને લગતું (૨) (મૂળ ખંભાતમાં બનતું) એક મજબૂત જાતનું (તાળું)
**ખાઈ** (સ્ત્રી.) ખાવાની ચીજ (૨) આજીવિકાનું સાધન, ખાઉકી (૩) ખાણ, ઊંડો ખાડો (૪) કોટને ફરતી ખાડી
**ખાઈબદેલું** (વિ.) પહોંચેલ, પાકું, યુક્તિ-પ્રયુક્તિ વગેરે પામી ગયેલું
**-ખાઉ** (વિ.) ખાનારું, જેમ કે, મેલખાઉ
**ખાઉ** (ન.) ખાવાનું, ખાવાની ચીજ
**ખાઉધર(-રું)** (વિ.) ખાખા કરનારું, ખાતાં ધરાય નહિ એવું (૨) લાંચિયું
**ખાઉધરાવેડા** (પું.બ.વ.) ખાઉધરાપણું કરવું તે
**ખાક(-ખ)** (સ્ત્રી.) રાખ, ધૂળ (૨) મારેલી ધાતુ (૩) નાશ, પાયમાલી
**ખાકસાર** (વિ.) પગની રજ જેવું, તાબેદાર, નમ્ર (૨) પામર, અધમ (૩) (પું.) એક રાજદ્વારી મુસલમાની સંઘનો સભ્ય
**ખાકી(-ખી)** (વિ.) ખાખવાળું, રાખોડી ચોળનારું (૨) રાખોડિયા રંગનું (૩) ઘેરા પીળા રંગનું (૪) ઐહિક (૫) (પું.) ખાખી બાવો, ફકીર
**ખાખ** (સ્ત્રી.) રાખ,ધૂળ (૨) મારેલી ધાતુ (૩) નાશ, પાયમાલી
**ખાખર** (પું.) એક ઝાડ જેનાં પાનનાં પતરાળાં થાય છે. (૨) તુવેરની સૂકી પાંદડી
**ખાખરો** (પું.) શેકીને કડક કરેલી રોટલી (૨) ખાખર નામનું ઝાડ જેનાં પાનનાં પતરાળાં થાય છે. (૩) તુવેરની સૂકી પાંદડી
**ખાખાખીખી** (સ્ત્રી.) દાંત કાઢવા તે, ખીખી કરીને હસાહસ
**ખાખી** (વિ.) ખાલી, નિર્ધન (૨) (ન.) ખાખી રંગનું લૂગડું (૩) (પું.) ખાખીબાવો (૪) (સ્ત્રી.) બીડી
**ખાખીબંગાલી(-ળી)** (વિ.) ખાલી ખિસ્સે ફક્કડ થઈને ફરનારું
**ખાખીબાવો** (પું.) રાખ ચોળનારો બાવો
**ખાખો** (પું.) સાચાં મોતી (૨) એક જાતનું ઝવેરાત
**ખાગાં** (ન.) ખાંડાં, તલવાર
**ખાજ** (ન.) ખાદ્ય (૨) ખાજું (૩) (સ્ત્રી.) ખૂજલી, ખંજવાળ
**ખાજલી** (સ્ત્રી.) નાનું ખાજું, ખાવાની એક વાનગી
**ખાજું** (ન.) ખાવાની એક વાનગી
**ખાટ** (સ્ત્રી.) હીંડોળાઘાટ (૨) ખાટવું તે, લાભ
**ખાટકી** (પું.) કસાઈ
**ખાટખટુંબડું** (વિ.) ખટમધુરું (૨) (ન.) ખાટખટુંબાનું ફળ
**ખાટખટૂમડું** (વિ.ન.) ખાટખટુંબડું
**ખાટલાવશ** (વિ.) પથારીવશ
**ખાટલી** (સ્ત્રી.) નાનો ખાટલો, માંચી (૨) ઠાઠડી
**ખાટલો** (પું.) સૂવાનો ખાટ, માંચો, ચારપાઈ (૨) (માંદગી કે પ્રસૂતિનો) ખાટલો (૩) મંદવાડ (૪) પ્રસૂતિ
**ખાટવું** (ક્રિ.) ફાયદો મેળવવો
**ખાટસવાદુ(-દિયું)** (વિ.) પોતાના સંબંધ વિનાની નકામી વાતમાં રસ લેનાર
**ખાટિયું** (ન.) ખાટું, પ્રવાહી શાક (૨) કાચી કેરીને બાફીને બનાવાતી પ્રવાહી વાનગી
**ખાટીમીઠી** (સ્ત્રી.) ખટમધુરી ખાવાની ચકતી કે ગોળી, 'પિપરમીટ'
**ખાટું** (વિ.) ખટાશવાળું (૨) કચવાયેલું, નારાજ
**ખાડાખાતર** (ન.) ખાડામાં અમુક ઢબે ઉકરડો કરી કરાતું ખાતર, 'કંપોસ્ટ'
**ખાડાખૈયા** (પું.) ખાડા-ટેકરા
**ખાડાજાજરૂ** (ન.) ખાડા ઉપર ગોઠવાતું ફરતું જાજરૂ
**ખાડી** (સ્ત્રી.) દરિયાની ભરતી પહોંચે ત્યાં સુધીનો નદીનો ભાગ (૨) જમીનમાં ગયેલો દરિયાનો સાંકડો પ્રવાહ (૩) ગટર, મોરી
**ખાડું** (ન.) ભેંસોનું ટોળું
**ખાડો** (પું.) ખાંધરો, જમીનમાં ખોદાણ (૨) ખોટ, નુકસાન
**ખાણ** (ન.) ઢોરને ખાવાનું અનાજ કે ગોતું
**ખાણ** (સ્ત્રી.) ખનિજ પદાર્થો કાઢવા માટે ખોદેલો ખાડો, કે તેવા પદાર્થો ખોદતાં મળી આવે એવું સ્થળ-છૂપો ભંડાર (૨) જેમાંથી બહાર ન નીકળાય તેવો ઊંડો ખાડો, અખૂટ ભંડાર (૩) અનાજ ભરવા માટે બનાવેલું ભોયરું, ભંડાર (૪) ઉત્પત્તિસ્થાન (૫) ધારવાળી વસ્તુની ધારમાં પડેલો ખચકો ખાણિયો (પું.) ખાણનો મજૂર
**ખાણીપીણી** (સ્ત્રી.) ખાવાનું-પીવાનું, ખોરાકપાણી, ખાનપાન

**ખાણું** (ન.) જમણ, ભોજન (૨) મિજબાની (૩) (ખાવાપીવામાં પળાતો) મરણનો શોક

**ખાતમુરત, ખાતમુહૂર્ત** (ન.) બાંધકામનો પાયો નાખવાનો મંગળ સમય કે તેનો વિધિ

**ખાતમો** (પું.) અંત,છેડો (૨) મોત

**ખાતર** (ન.) ખેતર સુધારવા સારુ તેમાં નખાતાં છાણ, કાંપ, લીદી વગેરે પદાર્થો, તેવો બીજો રસાયણી પદાર્થ (૨) ચોરે ભીંતમાં પાડેલું બાકું (૩) ચોરી (સ્ત્રી.) ચાકરી, સરભરા (૪) તરફદારી (૫) (અ.) માટે

**ખાતરદાર** (વિ.) ચાકરી કરે એવું (૨) તરફદાર

**ખાતરદારી** (સ્ત્રી.) બરદાશ, ચાકરી (૨) તરફદારી, પક્ષ

**ખાતરપાડુ** (પું.) ખાતર પાડનાર, ચોર

**ખાતરિયું** (ન.) ઘર કોચવાનું ચોરનું હથિયાર

**ખાતરી** (સ્ત્રી.) ભરોસો, પતીજ (૨) નિઃશંકપણું, ચોકસાઈ (૩) સાબિતી, પ્રમાણ (૪) (પું.) ચોર

**ખાતરીપૂર્વક** (ક્રિ.વિ.) ખાતરી સાથે, વિશ્વાસપૂર્વક (૨) ચોકસાઈથી

**ખાતાકીય** (વિ.) ખાતાને લગતું

**ખાતાવહી** (સ્ત્રી.) ખાતાવાર હિસાબ નોંધવાનો ચોપડોચોપડી

**ખાતું** (ન.) આસામીવાર અથવા આવકખર્ચની જાતવાર જમા-ઉધારનો હિસાબ (૨) લેણાદેણીનું લખાણ (૩) વિષય, પ્રકરણ (૪) કામકાજની ફાળવણીનું અંગ

**ખાતૂન** (સ્ત્રી.) મોટા ઘરની સ્ત્રી, બેગમ

**ખાતે** (અ.) ખાતામાં, હિસાબે (૨) સ્થળે, મુકામે

**ખાતેદાર** (પું.) સરકારમાં ખાતું ધરાવનાર ખેડૂત (૨) ખાતાવાળો ગ્રાહક, 'ડિપોઝિટર'

**ખાદી** (સ્ત્રી.) હાથે કાંતેલા સૂતરનું વણેલું કાપડ

**ખાદીભંડાર** (પું.) ખાદીની બનાવટોનું વેચાણ કરતી દુકાન

**ખાદ્ય** (વિ.) ખવાય એવું, ખાવા યોગ્ય (૨) (ન.) ખાવાનું, ખોરાકની ચીજ

**ખાદ્યાખાદ્ય** (વિ.) ખવાય અને ન ખવાય એવું

**ખાધ** (સ્ત્રી.) ખાદ્ય, ખોરાક, આહાર (૨) ખોટ, નુકસાન (૩) ખોડ, ખાંપણ

**ખાધાખર્ચ, ખાધાખોરાકી** (ન.) ભરણપોષણ માટે જરૂરી રકમ

**ખાધેલપીધેલ** (વિ.) ખાધેપીધે સુખી (૨) માતેલું હૃષ્ટપુષ્ટ

**ખાન** (પું.) શાહજાદા, અમીર, ગૃહસ્થ વગેરેને અપાતું મુસલમાની ઉપનામ

**ખાનગી** (વિ.) પોતીકું, અંગત (૨) જાહેર નહિ એવું, ગુપ્ત

**ખાનદાન** (વિ.) સારા ઘરનું, કુળવાન (૨) પ્રતિષ્ઠિત (૩) (ન.) કુટુંબ, કુળ

**ખાનદાની** (સ્ત્રી.) ખાનદાનપણું, કુલીનતા (૨) સજ્જનતા

**ખાનપાન** (ન.) ખાવુંપીવું તે કે તેની વસ્તુ

**ખાનબહાદુર** (વિ.પું.) ખાનબહાદુરનો ઇલકાબ ધરાવનાર

**ખાનસામા** (પું.) રસોઈ વગેરેનો કારભારી

**ખાનસાહેબ** (વિ.પું.) ખાનસાહેબનો ઇલકાબ ધરાવનાર

**ખાનાખરાબ** (વિ.) સત્યાનાશ વાળનારું

**ખાનાખરાબી** (સ્ત્રી.) સત્યાનાશ

**ખાનું** (ન.) ભંડાર, નિધિ (૨) પેટી-પટારો કે મેજ, કબાટ વગેરેમાં વસ્તુ મૂકવા કરેલો વિભાગ (૩) લખાણ માટે અલગ પડાતો વિભાગ કે કોઠો

**ખાપ** (સ્ત્રી.) ભરત ભરવામાં વપરાતું નાનું આભલું, દર્પણ (૨) અબરખની પતરી

**ખાપરિયું** (ન.) બાળકને આપવાનું એક ઔષધ (૨) આંખનું એક ઔષધ

**ખાબકવું** (ક્રિ.) (પાણીમાં) ઊંચેથી પડવું (૨) કૂદી પડવું, ધસી જવું (૩) વચ્ચે બોલી ઊઠવું

**ખાબડખૂબડ** (વિ.) ખાડાખૈયાવાળું

**ખાબોચિયું** (ન.) પાણીથી ભરેલો નાનો ખાડો

**ખામણું** (ન.) (પાણિયારા વગેરેમાં) વાસણ મૂકવા સારુ કરેલી બેસણી (૨) છીછરો ક્યારો (ઝાડનો) (૩) કદ

**ખામી** (સ્ત્રી.) ખોડખાંપણ, કસર, ઊણપ (૨) ખોટ, ઘટ (૩) દોષ, ભૂલ

**ખામુખા** (અ.) ઇચ્છાએ કે અનિચ્છાએ, નાછૂટકે, અવશ્ય (૨) ખાસ કરીને (૩) જાણી જોઈને

**ખામોશ** (અ.) સબૂર, થોભો, શાંત-એ અર્થનો ઉદ્ગાર

**ખામોશ(-શી)** (સ્ત્રી.) સબૂરી, ધીરજ, શાંતિ

**ખાયકી** (સ્ત્રી.) પેદાશ, મળતર (૨) કોઈનું છાનું ખાવું-મેળવવું તે (૩) લાંચરુશવત

**ખાર** (પું.) કાંટો (૨) વેર, દ્વેષ (૩) ઈર્ષા, અદેખાઈ (૪) ખારાશવાળો પદાર્થ-ક્ષાર

**ખારપાટ** (પું.ન.) ખારવાળી-જેમાં મીઠું પાકતું હોય એવી-જમીન

**ખારવો** (પું.) ખલાસી, વહાણ ચલાવનારો (૨) સંચારો (૩) ખારાટવાળો ગોળ

**ખારાઈ, ખારાટ** (પું.) સહેજસાજ ખારાપણું, ખારાશ

**ખારાશ** (સ્ત્રી.) ખારાટ (૨) અણબનાવ

**ખારી** (સ્ત્રી.) ખારવાળી માટી કે જમીન (૨) ખારાશવાળી એક ભાજી (૨) ખારી બિસ્કિટ

**ખારીલું** (વિ.) દ્વેષીલું, વેરઝેર રાખનારું

**ખારું** (વિ.) મીઠા જેવા સ્વાદનું (૨) મીઠામાં આથેલું, મીઠું ચડાવેલું (૩) ખારવાળું, ખારીલું (૪) અકારું, અપ્રિય

**ખારેક** (સ્ત્રી.) સૂકવેલું ખજૂર

**ખારેકી** (વિ.) ખારેક જેવું કે જેવડું (જેમ કે, બોર)

**ખારો** (પું.) એક ક્ષાર, સંચોરો, પાપડખાર

**ખારોપાટ** (પું.) [(મીઠું) પકવવાનો એક પાટ] અગરપાટો (૨) ખારપાટ

**ખાલ, ખાલડી** (સ્ત્રી.) ચામડી (૨) છાલ

**ખાલપો** (પું.) ચામડિયો

**ખાલસા** (વિ.) પોતાની કુલ માલિકીનું, આગવું (૨) સરકારના વહીવટનું સરકારી (૨) ગુરુ ગોવિંદસિંહે શીખોમાં જે નવું નિધાન પ્રવર્તાવ્યું તેને અનુસરનારું

**ખાલી** (વિ.) ઠાલું, કશું ભર્યા વગરનું (૨) નિર્ધન, ગરીબ (૩) (સ્ત્રી.) ઝણઝણી (૪) સંગીતના તાલમાં તાળી ન આપતાં હાથ છૂટા પાડવા તે કે તેવું સ્થાન (૫) (અ.)અમથું, વ્યર્થ (૬) માત્ર, ફક્ત

**ખાલીખમ** (વિ.) તદ્દન ખાલી, ઠાલુંઠમ (૨) શૂન્ય, 'વેક્યુમ'

**ખાવરું** (વિ.) ખાઉધરું

**ખાવિંદ** (પું.) માલિક, શેઠ, પતિ, ઈશ્વર

**ખાવું** (ક્રિ.) અન્ન લેવું, જમવું (૨) વેઠવું, ખમવું (૩) વાપરવું, ભોગવવું (૪) લેવું, ખર્ચ કરાવવું, ખર્ચ તરીકે કઢાવવું (૫) વગર હકે લેવું, ચોરી-છૂપીથી લેવું (૬) ખવાવું, કાટ કાઢવો (૭) (ન.) પકવાન (૮) ખાવાની ચીજ, ભાથું (૯) દમ, છીંક, બગાસું, ઉધરસ વગેરે સાથે વપરાય છે.

**ખાસ** (વિ.) પોતીકું, અંગત (૨) વિશિષ્ટ, અસાધારણ (૩) ખરું, અસલ (૪) અમીરી

**ખાસડું** (ન.) જૂતું, જોડો (૨) ઠપકો

**ખાસબજાર** (પું.) મોટું-મુખ્ય બજાર

**ખાસિયત** (સ્ત્રી.) સ્વભાવ, પ્રકૃતિ (૨) વિશિષ્ટ ગુણધર્મ (૩) આદત

**ખાસું(સ્સું)** (વિ.) રૂડું, મજેનું, સુંદર, બરોબર, યોગ્ય (૨) (અ.) વાહ, શાબાશ (૩) સુંદર, બરોબર

**ખ્વાહિશ** (સ્ત્રી.) ઇચ્છા, ભાવના

**ખાળ** (પું.સ્ત્રી.) મેલા પાણીના નિકાલ માટેનો નળ-નીક (૨) ખાળવાળી ચોકડી

**ખાળકૂવો** (પું.) ઊંડો ખાડો (૨) જાજરૂ માટે ખાળનું પાણી જેમાં છોડાતું હોય તેવો કરેલો કૂવો

**ખાળકૂંડી** (સ્ત્રી.) ખાળના મેલા પાણીની કૂંડી

**ખાળવું** (ક્રિ.) અટકાવવું, રોકવું

**ખાળો** (પું.) અટકાવ, રોકાણ (૨) વાર, વિલંબ (૩) બંદર (૪) મુકામ, વિસામો

**ખાં** (પું.) મુસલમાન ગૃહસ્થ અથવા અમીરને બોલાવવાનો માનવાચક શબ્દ (૨) ઉસ્તાદ, બૂજ જાણનાર

**ખાંખાંખોળા** (પું.બ.વ.) ખૂણેખાંચરે ખૂબ ખોળાખોળ કરવી તે

**ખાંગુ** (પું.) જાણભેદુ, જાસૂસ (૨) ખાડો

**ખાંગું** (વિ.) કોરવંકું (જેમ કે, રમતમાં પાસો કે કોડી) (૨) વાંકું, રાંટું (૩) (ન.) (ટેબલનું) ખાનું (૪) ત્રાંસ તરફ એક બાજુ નમતું

**ખાંચ** (સ્ત્રી.) ખાંચો, નાનો ખાડો-કાપ (૨) સાંકડ, ગૂંચવણ (૩) ખોટ, તોટો (૪) આચકો (૫) જમે-ઉધારનો તાળો નહિ મળવો તે, વધઘટ

**ખાંચવું** (ક્રિ.) ખેંચી રાખવું, પાછું હઠાવવું (૨) ખમચાવું, અટકવું (૩) લાકડામાં ખાંચ કરવી

**ખાંચાખાં(-ખૂં)ચી** (સ્ત્રી.) નાનો ખાડો-ખૈયો, ખૂણો-ખાંચરો (૨) ગલી-કૂંચી

**ખાંચાળું** (વિ.) ખાંચાવાળું

**ખાંચો** (પું.) એકસરખી ધાર, સપાટી અથવા લીટીમાં પડતો કાપ, ખાડો કે વાંક (૨) સાંકડો રસ્તો, ગલી (૩) ખૂણો (૪) વાંધો, હરકત, અટકાવ

**ખાંજણ** (સ્ત્રી.) જ્યાં દરિયાનું પાણી આવી ભરાઈ રહેતું હોય એવી જગ્યા, ભાઠાની જમીન (૨) ખાડી

**ખાંજરું** (ન.) ખૂણો, ખૂણે પડતું-જાહેર નહિ એવું સ્થળ (૨) કૂટણીનું ઘર, કૂટણખાનું (૩) અનાજ સંઘરવાની જગ્યા, કોઠાર (૪) માંસ

**ખાંટ** (સ્ત્રી.) એક જાતિ (૨) (વિ.) ખાંટું, પક્કું, ધૂર્ત

**ખાંટું** (વિ.) ખાંટ, પક્કું, પહોંચેલ

**ખાંડ** (સ્ત્રી.) એક ગળ્યો પદાર્થ

**ખાંડણિયું** (ન.) સાંબેલું

**ખાંડણિયો** (પું.) અનાજ કે બીજી ચીજ ખાંડવા માટે બનાવેલું લાકડા અથવા પથ્થરનું સાધન-પાત્ર

**ખાંડણી** (સ્ત્રી.) ખાંડવાનું પાત્ર, નાનો ખાંડણિયો

**ખાંડવ** (ન.) કુરુક્ષેત્ર પાસેનું એક વન

**ખાંડવી** (સ્ત્રી.) ફરસાણની એક વાનગી

**ખાંડવું** (ક્રિ.) ફોતરાં જુદાં કરવા કૂટવું (૨) મારવું, ઠોકવું (૩) કચરવું, કૂટવું (૪) ટુકડેટુકડા-ચૂરેચૂરા કરવા, નાશ કરવો

**ખાંડસ(-સા)રી** (સ્ત્રી.) દેશી જૂનવાણી પદ્ધતિથી તાવડામાં બનાવેલી ખાંડ

**ખાંડાધર** (વિ.) ખાંડું ઝાલનાર અર્થાત્ વાપરી જાણનાર

**ખાંડિયું** (વિ.) જેમાં ધાર ખંડાઈ ગઈ હોય તેવું (૨) ખંડિત થયેલું, ખોડ-ખાંપણવાળું (૩) (ન.) ભાંગેલા શિંગડાવાળું ઢોર (૪) નાની ભેંસ, ખડેલું, જોટડું

**ખાંડી** (સ્ત્રી.) ૨૦ કાચા મણનું તોલ-માપ (કિલોગ્રામ, ટન, વગેરેના પ્રચલન પૂર્વેનું માપ)

**ખાંડું** (ન.) સામાન્ય કે બેધારી તલવાર (૨) વરને બદલે એનું ખાંડું લઈને ગયેલી જાન

**ખાંડું** (વિ.) ખંડિત, ખાણ પડેલું, ભાંગેલું

**ખાંત** (સ્ત્રી.) ખંત, હોંશ, ઉમંગ, લાલસા, તૃષ્ણા

**ખાંધ** (સ્ત્રી.) ખભો (૨) પશુની ગરદન (૩) ભાર વહેતા પશુની ગરદન પર પડતું આંટણ

**ખાંધિયો** (પું.) ખાંધે ચડાવી લઈ જનારો, મડદું ઊંચકનારો (૨) મદદ કરનારો, સાથી (૩) ખુશામતિયો

**ખાંપ, ખાંપણ** (સ્ત્રી.) ખામી, ખોડ, એબ (૨) નુકસાન (૩) મડદા ઉપર ઓઢાડવાનું કપડું, કફન (૪) દવાના ઉપયોગ માટે અમુક બિયાંમાંથી કાઢેલું તેલ

**ખાંપો** (પું.) કાપ્યા પછી રહેલું અણખોદાયેલું જડિયું (૨) ભાંગેલી ડાંખળીના થડને વળગી રહેલું ઠૂંઠું (૩) કોઈ પણ સપાટી ઉપર રહી ગયેલી કરચો, ખૂંરપો (૪) કાંઈ ભરાવાથી લૂગડામાં પડતો ચીરો (૫) ખાંપ, ખોડ, ખામી (૬) (લા.) રાભો માણસ

**ખાંભી** (સ્ત્રી.) પાળિયો, સ્મરણસ્તંભ (૨) ખોભણ, પાટિયાં બેસાડવા લાકડામાં પાડેલી ખાંચ

**ખાંભો** (પું.) સીમાડાના હદ બતાવતો પથ્થર (૨) ખાંભી, પાળિયો

**ખાંયણું** (ન.) ખાંડતી વખતે ગવાતું ગીત (૨) પલાળી અને ખાંડીને રાંધવા માટે તૈયાર કરાતી બાજરી

**ખાંસવું** (ક્રિ.) ખાંસી ખાવી

**ખાંસાહેબ** (પું.) મુસલમાન ગૃહસ્થ અથવા અમીરને બોલાવવાનો માન-વાચક શબ્દ (૨) સંગીતનો ઉસ્તાદ

**ખાંસી** (સ્ત્રી.) ઉધરસ, ઠાંસો

**ખિખિયાટો** (પું.) ખીખી કરવું તે, હસાહસ

**ખિચડિયું** (વિ.) પંચરાઉ, ભેળસેળ (૨) ખીચડીના કામનું

**ખિજ(-દ)મત** (સ્ત્રી.) સેવાચાકરી, તહેનાત

**ખિજ(-દ)મતગાર** (પું.) સેવક, નોકર, ચાકર

**ખિજ(-દ)મતગારી** (સ્ત્રી.) ખિદમતગારપણું, સેવા

**ખિજવણી** (સ્ત્રી.) ખીજવવું તે

**ખિતાબ** (પું.) ઇલકાબ

**ખિન્ન** (વિ.) દિલગીર, ગમગીન

**ખિલખિલ** (અ.) ખિસકોલીનો અવાજ (૨) ખૂબ હસવાનો અવાજ
**ખિલવટ(-ણી)** (સ્ત્રી.) ખીલવવું તે
**ખિલાફ** (વિ.) વિરુદ્ધ
**ખિલાવવું** (ક્રિ.) ખીલે એમ કરવું
**ખિલાવું** (ક્રિ.) ઊંચે અટકી રહેવું, ભરાઈ જવું, ટિંગાવું
**ખિસકોલી** (સ્ત્રી.) એક નાનું ચોપગું પ્રાણી
**ખિસિયાણું** (વિ.) ખસિયાણું, ઝંખવાણું
**ખિસ્સાકાતરુ, ખીસાકાતરુ** (વિ.) ગજવા-કાતરુ, ખિસ્સું કાપીને ચોરનાર
**ખિસ્સાખર્ચ, ખીસાખર્ચ** (પું.) સામાન્ય ખર્ચ માટે ખિસ્સામાં રાખવાનું નાણું (૨) પસંદ પડતી બાબતમાં વાપરવા મળેલું-ખાસ ખરચનું નાણું
**ખિસ્સું, ખીસું** (ન.) ગજવું, ખીસું
**ખીખી** (અ.) એવો અવાજ કરીને (૨) (સ્ત્રી.) હસવું તે (હાંસીમાં)
**ખીચડંપાક** (પું.) ખીચડી
**ખીચડી** (સ્ત્રી.) એક ખાવાની વાનગી
**ખીચડો** (પું.) આખા મગ ને ચોખાની અથવા આખા ઘઉં ને દાળની ખીચડી (૨) ખીચડું (૩) ગોટાળો, સેળભેળ તે
**ખીચા(-ચો)ખીચ** (પું.) ગીચોગીચ, ભરચક, ઠાંસીઠાંસીને
**ખીચિયું** (ન.) ચોખાના બાફેલા લોટનો પાપડ-પાપડી
**ખીચી** (સ્ત્રી.) જારચોખાનો બાફેલો લોટ
**ખીજ** (સ્ત્રી.) ખિજવણી, ચીડ, ગુસ્સો
**ખીજડો** (પું.) એક ઝાડ, સમડો
**ખીજવવું** (ક્રિ.) ખીજે એમ કરવું, ચીડવવું
**ખીણ** (સ્ત્રી.) બે ટેકરીઓ વચ્ચે આવેલો સાંકડો માર્ગ (૨) પર્વતના બે ઊંચા ભાગ વચ્ચેનો પ્રદેશ
**ખીમો** (પું.) માંસનો છૂંદો
**ખીર** (સ્ત્રી.) દૂધભાતની એક વાનગી
**ખીરોદક** (ન.) ક્ષીરોદક, દૂધ જેવું સફેદ પાણી (૨) ક્ષીરસાગર (૩) એક જાતનું ધોળું રેશમી વસ્ત્ર
**ખીરું** (ન.) લોટ અને પાણીને ભેગાં કરી બનાવેલો રગડો (૨) ખમીર ચડાવેલો આથો (૩) એક જાતની કુમળી કાકડી (૪) એક જાતનું જાડું કાપડ (૫) ખરેટું, કરેટું
**ખીલ** (પું.) જૂવાનીમાં મોં પર થતી ફોલ્લી (૨) આંખનાં પોપચાં પર થતી લોહીમાંસની ગડી (૩) ઘંટીનો ખીલડો
**ખીલડો** (પું.) ઘંટીના નીચેના પડમાં વચ્ચોવચ આવેલી ખીલી, જેના ઉપર ઉપલું પડ ફરે છે.
**ખીલમા(-માં)કડી** (સ્ત્રી.) ઘંટીના ઉપલા પડની વચ્ચોવચનું લાકડું, જે ખીલડામાં પરોવાય છે. (૨) ખીલડો અને માંકડી
**ખીલવવું** (ક્રિ.) ખીલે એમ કરવું (૨) ખીલવું, ફાંટવવું, સીવવું
**ખીલવું** (ક્રિ.) ફૂલવું-ફાલવું, વિકસવું (૨) શોભવું, દીપવું (૩) ખુશીમાં આવવું, ગમ્મતે ચડવું (૪) ચગવું, ઉશ્કેરાવું, વીફરવું (૫) બખિયા દઈને સીવવું, ફાંટવવું, ખીલવવું
**ખીલી** (સ્ત્રી.) નાનો ખીલો, ચૂંક (૨) ખીટી (૩) બંગડી વગેરેમાં મુકાતી પેચવાળી સળી
**ખીલો** (પું.) ખૂંટો, મેખ (૨) આધાર-સ્થાન, મૂળ બળ (૩) છક્કાપંજાના જુગારમાં પૈસાની હોડ લાગે તે લેનારો મધ્યસ્થ જુગારી
**ખીસાભરુ** (વિ.) ખિસ્સાભરુ, લાંચિયું (૨) લોભિયું
**ખીસામાર** (વિ.) ખીસાકાતરુ, ખિસ્સામાર
**ખીંટી** (સ્ત્રી.) નાનો ખીટો (૨) કપડાં ભરાવવા ભીતમાં જડેલું (લાકડાનું) ટેકણ
**ખુટાડવું** (ક્રિ.) ખૂટે એમ કરવું, ઘટાડવું (૨) પૂરું કરવું
**ખુટામણ** (સ્ત્રી.) ખોટ, ઘટ (૨) ફૂટ, દગો
**ખુડ(-ર)દો** (પું.) મોટા સિક્કાની કિંમતના નાના સિક્કા તે, પરચૂરણ (૨) કકડેકકડા, ભૂકો
**ખૂણિયાળું** (વિ.) ખૂણાવાળું
**ખુતબો** (પું.) તારીફ, પ્રશંસા (૨) જુમાને દિવસે નમાજ વખતે પઢાતો ખાસ સ્તુતિપાઠ
**ખુદ** (વિ.) અસલ, શુદ્ધ (૨) (સ.) જાતે, પોતે
**ખુદકલમી** (વિ.) મૌલિક કલમવાળું, પોતાનું જ મૂળ (લખાણ)
**ખુદકુશી** (સ્ત્રી.) આપઘાત
**ખુદગરજી** (વિ.) સ્વાર્થી, આપમતલબી (૨) (સ્ત્રી.) આપગરજીપણું
**ખુદપરસ્ત** (વિ.) અહંકારી (૨) આપમતલબી, સ્વાર્થી
**ખુદપરસ્તી** (સ્ત્રી.) અહંકાર (૨) સ્વાર્થ, મતલબીપણું
**ખુદા** (પું.) ઈશ્વર, પ્રભુ
**ખુદાઈ** (વિ.) ઈશ્વરનું-ઈશ્વરને લગતું (૨) પવિત્ર (૩) કુદરતી, દૈવી (૪) ભોળું (૫) (સ્ત્રી.) ઈશ્વરપણું (૬) સૃષ્ટિ
**ખુદાતાલા** (પું.) મહાન પ્રભુ
**ખુદાબક્ષ** (વિ.) મફતિયું, વગર પૈસાનું
**ખુદાહાફેજ** (શ.પ્ર.) 'પ્રભુ તમારું રક્ષણ કરો' એવું આશીર્વચન
**ખુદી** (સ્ત્રી.) હુંપણું, હુંપદ, ગર્વ
**ખુનામરકી** (સ્ત્રી.) ખૂનરેજી, કાપાકાપી
**ખુન્નસ, ખૂનસ** (સ્ત્રી.ન.) ખૂન કરાવે એવી ઝેરી લાગણી, વેરઝેર
**ખુન્નસી** (વિ.) ખુન્નસવાળું
**ખુફિયા** (વિ.) ગુપ્ત, છૂપું
**ખુમારી** (સ્ત્રી.) આંખમાં દેખાતો નશો, ઘેન, મસ્તી (૩) ધન, વૈભવ, હોદ્દા, વગેરેનો ગર્વ
**ખુર(-રી)** (સ્ત્રી.) ખરી
**ખુરશી(-સી)** (સ્ત્રી.) ચાર પાયાવાળું આધાર સાથેનું એક જાતનું આસન (૨) માનનું કે પદ યા અમલનું સ્થાન
**ખુરાંટ** (વિ.) ભારાડી, માથાભારે
**ખુલાસો** (પું.) સ્પષ્ટીકરણ, ચોખવટ (૨) સાર, ભાવાર્થ (૩) નિકાલ, રસ્તો (૪) મોકળાશ (૫) દસ્ત, ઝાડો
**ખુલ્લંખુલ્લા** (અ.) ખુલ્લંખુલ્લી રીતે, ઉઘાડે છોગ
**ખુલ્લું** (વિ.) ઉઘાડું (૨) નિખાલસ, ચોખ્ખું (૩) સ્પષ્ટ (૪) નગ્ન (૫) ઢાંકેલું નહીં તેવું (૬) છૂપું નહિ-જાહેર (૭) અસભ્ય (૮) અણઘેરાયેલું (૯) ઘેરું નહિ-આછું (જેમ કે, આકાશ)
**ખુવાર** (વિ.) અતિ દુઃખી, હેરાન (૨) પાયમાલ

**ખુવારી** (સ્ત્રી.) પાયમાલી, હેરાનગતિ (૨) (યુદ્ધ, આફત વગેરેમાં) જાનહાનિ

**ખુશ** (વિ.) આનંદી, હર્ષિત, પ્રસન્ન (૨) તંદુરસ્ત

**ખુશકિસ્મત, ખુશનસીબ** (સ્ત્રી.) નસીબવાળું, સદ્‌ભાગી

**ખુશકિસ્મતી, ખુશનસીબી** (સ્ત્રી.) સદ્‌ભાગ્ય, સારું નસીબ

**ખુશકી** (સ્ત્રી.) જમીનમાર્ગ

**ખુશખબર** (સ્ત્રી.) સારા શુભ સમાચાર

**ખુશખુશાલ** (વિ.) તંદુરસ્ત તેમજ ખુશ, ખૂબ ખુશ

**ખુશદિલ** (વિ.) પ્રસન્ન, આનંદી

**ખુશદિલી** (સ્ત્રી.) આનંદીપણું

**ખુશનુમા** (વિ.) સુંદર, રમણીય

**ખુશબો, ખુશબોઈ** (સ્ત્રી.) સુગંધી

**ખુશબોદાર** (વિ.) સુગંધીદાર

**ખુશમિજાજ** (પું.) સારો આનંદી સ્વભાવ (૨) (વિ.) ખુશમિજાજી

**ખુશમિજાજી** (વિ.) ખુશમિજાજવાળું, આનંદી (૨) (સ્ત્રી.) આનંદી હોવું તે

**ખુશહાલ, ખુશાલ** (વિ.) ખુશ હાલતમાં હોય એવું, સુખી, તંદુરસ્ત તેમજ ખુશ, ખૂબ ખુશ (૨) કુશળ, તંદુરસ્ત

**ખુશાહાલી, ખુશાલી** (સ્ત્રી.) ખુશીખુશી ભરેલી સ્થિતિ, પ્રસન્નતાની પરિસ્થિતિ, ખુશખુશાલપણું (૨) માંગલિક પ્રસંગ આવ્યાનો આનંદ

**ખુશામત(-દ)** (સ્ત્રી.) સ્વાર્થ માટે કરેલાં હદ બહારનાં વખાણ, પળશી, હાજી હા

**ખુશામતખોર** (વિ.) ખુશામતની ટેવવાળું, ખુશામતિયું

**ખુશામતિયું** (વિ.) ખુશામત કરનારું

**ખુશામતિયો** (પું.) ખુશામત કરનાર વ્યક્તિ

**ખુશી** (સ્ત્રી.) આનંદમગ્નતા, હર્ષ (૨) મરજી, ઇચ્છા, રુચિ (૩) ખુશ, રાજી

**ખૂજલી(-ળી)** (સ્ત્રી.) ચળ, વલૂર, ખંજવાળ (૨) ચામડીનો એક રોગ (૩) જે લાગવાથી ખંજવાળવું પડે તે, ખજૂરી

**ખૂટ** (સ્ત્રી.) ખોટ, ખૂટકો (૨) છાપખાનામાં બીબાં ગોઠવતાં ખૂટતાં બીબાં

**ખૂટલ** (વિ.) અપ્રામાણિક, ખોટાબોલું

**ખૂટલવેડા** (પું.બ.વ.) અપ્રામાણિકતા

**ખૂટવું** (ક્રિ.) ઓછું થવું, ઘટવું (૨) પૂરું થવું (૩) ખૂટલ થવું

**ખૂટેલ(-લું)** (વિ.) ખાલી થયેલ, કંગાળ, દેવાળિયું (૨) ફૂટેલું, વિશ્વાસઘાતી

**ખૂણિયું** (વિ.) ખૂણાવાળું (૨) (ન.) સાલને મજબૂત કરવા મરાતી લોઢાની ચીપ, 'બ્રેકેટ'

**ખૂણિયો** (પું.) ખૂણા માપવાનું સાધન

**ખૂણેખાં(-ખો)ચરે** (અ.) કોઈ ખૂણામાં-ખૂણા પડતી અપરિચિત જગ્યાએ

**ખૂણો** (પું.) જ્યાં બે દિશા કે લીટી મળતી હોય તે જગ્યા, કોણ, ખાંચો (૨) જાહેર કે આગળ ઉઘાડું નહિ એવું સ્થાન કે પદ (૩) શોક-પતિના અવસાન પછી વિધવાએ ઘરમાં રહેવું તે

**ખૂતવું** (ક્રિ.) ખૂંપવું, કાદવમાં ઊતરી જવું, કળવું (૨) અંદર જઈ ચોંટી જવું

**ખૂન** (ન.) લોહી (૨) ખૂનની-વેરની તરસ, ખુન્નસ (૩) જીવથી મારી નાંખવું તે, હત્યા

**ખૂનખાર** (વિ.) લોહી રેડાય એવું (૨) ઘાતકી, ખૂની

**ખૂનરેજી, ખૂનામરકી** (સ્ત્રી.) લોહી રેડવું તે, કાપાકાપી, કતલ (૨) લોહી રેડાય એવી-ખૂનખાર મારામારી

**ખૂની** (વિ.પું.) ખૂન કરે એવું, ઘાતકી (૨) ખૂન કરનારું, હત્યારું

**ખૂબ** (વિ.) સારું, સુંદર (૨) ઘણું, પુષ્કળ

**ખૂબસૂરત** (વિ.) રૂપાળું, ફૂટડું

**ખૂબસૂરતી** (સ્ત્રી.) સૌંદર્ય, ફૂટડાપણું

**ખૂબી** (સ્ત્રી.) ખાસ ગુણ, રહસ્ય (૨) મજા, લિજ્જત (૩) ચતુરાઈ (૪) સૌંદર્ય, ચમત્કાર (૫) ભલાઈ

**ખૂબીદાર** (વિ.) ખૂબીવાળું

**ખૂમચાવાળો** (પું.) ખૂમચામાં ભરીને વસ્તુઓ વેચનારો ફેરિયો

**ખૂમચો** (પું.) ઢળતા કાનાનો છીછરો થાળ (૨) વેચવાની ચીજોથી ભરેલો ખૂમચો (૩) એમાં ભરેલી વસ્તુ, ભેટની વસ્તુ

**ખૂરપી** (સ્ત્રી.) ખરપડી

**ખૂલતું** (વિ.) ખુલ્લું કે પહોળું, ભીસાતું-તંગ નહિ એવું (૨) ઊઘડતું

**ખૂલવું** (ક્રિ.) ખુલ્લું થવું, ઊઘડવું (૨) ખીલવું (ફૂલ) (૩) ઉઘાડ નીકળવો (૪) દીપવું, શોભવું (રંગ)

**ખૂંખારવું** (ક્રિ.) ખૂંખૂં અવાજ કરવો (૨) (અમુક અવાજ કરી) ગળું સાફ કરવું (૩) હણહણવું (૪) (પોતાની હાજરી, મરદાઈ કે બડાશ બતાવવા) ખૂંખારાથી અવાજ કરવો

**ખૂંખારો** (પું.) ખૂંખારવું તે (૨) ખૂંખારવાનો અવાજ

**ખૂંચ, ખૂંચખાંચ** (સ્ત્રી.) ખૂંચવું તે, ખાંચ, ખૂણો, ખાંચો (૨) ખૂંચવાની અસર, ભોંક (૩) ખૂંચાઈને કે ભરાઈને ફાટવું તે (૪) લાગણી, અસર (૫) મનમાં ખૂંચવું તે, ખાર, દાઝ, વેર (૬) બારીક સમજ (૭) ખોડ-ખાંપણ, વાંધોવચકો

**ખૂંચવવું** (ક્રિ.) ખેંચીને પડાવી લેવું

**ખૂંચવું** (ક્રિ.) નડવું, ભોંકાવું (૨) મનમાં ખટકવું, દુખવું (૩) લપટાવું, બંધનમાં પડવું, ખૂંપવું

**ખૂંટ** (પું.) આખલો, સાંઢ (૨) જમીનની હદ બતાવતો ખોડેલો પથ્થર, હદનું નિશાન, બાણ (૩) ખૂંટ પ્રમાણેનું (ખેતરનું) માપ (૪) (અ.) બરાબર માપસર, પૂરેપૂરું

**ખૂંટી** (સ્ત્રી.) ખીટી (૨) લાકડાની મેખ, ખીલી (જેમ કે, જમીન માપવા) (૩) કપાળની બે બાજુથી વાળ ટૂંપાવીને કરાવેલો ખૂણો (૪) અંગરખાની કળી (૫) (તંતુવાદ્યમાં) તાર લપેટવાની ખીટી

**ખૂંદવું** (ક્રિ.) પગ વડે ગદડવું, ગૂંદવું, કચરવું (૨) કૂદતાં-કૂદતાં ગરબે રમવું (૩) હેરાન કરવું, વિતાડવું

**ખૂંધ** (સ્ત્રી.) (પશુના) વાંસા પર હોય છે તે ઢેકો (૨) વાંસો વળી જવાથી થતો ઢેકો (માણસને)

**ખૂંધાળું, ખૂંધિયું, ખૂંધું** (વિ.) વાંસે ખૂંધવાળું (માણસ)

**ખૂંપ** (પું.) પરણવા જતાં વરને પહેરવાનો ફૂલનો એક શણગાર (૨) હજામત કરતાં રહી ગયેલા ખાંપા જેવા વાળ (૩) (વિ.) ખૂંપી ગયું હોય એવું ગરક

**ખૂંપરો** (પું.) ઝાડ-છોડ કાપ્યા પછી રહેલું જડિયું, ખાંપો (૨) ખીલો કે ખાંપો ભરાવાથી કપડામાં પડેલી ફાટ કે ચીરો (૩) હજામત કરતાં રહી ગયેલા ખાંપા જેવા વાળ

**ખૂંપવું** (ક્રિ.) ઊંડું ઊતરવું, ભોંકાવું (૨) કળી જવું, અંદર ઊતરી ચોટી જવું, ખૂંતવું

**ખેચર** (વિ.) આકાશમાં ફરનારું (૨) (ન.) પક્ષી (૩) ભૂતપ્રેતાદિ (૪) (પું.) તારા, ચંદ્ર, ગ્રહ વગેરે (૫) દેવ

**ખેચરી** (સ્ત્રી.) દેવી, ભૂતડી, જોગણી (૨) પંખિણી, સમડી (૩) એક યોગમુદ્રા

**ખેટ** (ન.) ખેડ, ગામડું (૨) (પું.ન.) શિકાર

**ખેડ** (સ્ત્રી.) ખેતી (૨) કાંટાવાળી એક વનસ્પતિ (૩) (ન.) ગામડું

**ખેડણહાર** (પું.) ખેડૂત (૨) હાંકેડુ

**ખેડતર, ખેડવાણ** (વિ.) ખેડાય-ખેતી થાય એવું, ખેતીને લાયક જમીન

**ખેડવું** (ક્રિ.) જમીનને હળ વડે ખોદી ચાસીને પોચી કરવી (૨) સુધારવું, કેળવવું (૩) (સાહસ કે વેપારધંધો) કરવો (૪) (મુસાફરી) કરવી (૫) ચલાવવું, હાંકવું

**ખેડહક(-ક્ક)** (પું.) ખેડવાનો હક

**ખેડાઉ** (વિ.) ખેડવા જેવું

**ખેડાણ** (વિ.) ખેડેલું, ખેડાતું હોય એવું (૨) (ન.) ખેડેલી-ખેડાતી હોય એવી જમીન (૩) ખેતી (૪) ખેડવું તે (૫) કોઈ વિષયમાં ઊંડા ઊતરતી વખતે કરવામાં આવતું પરિશીલન, લેખન વગેરે

**ખેડુ** (વિ.) ખેડનાર-ખેતી કરનાર (૨) (પું.) ખેડૂત

**ખેડૂત** (પું.) ખેતી કરનાર, ખેડવાનો ધંધો કરનાર (૨) તે વર્ગનો આદમી

**ખેત** (ન.) ખેતર, ખેતી માટેની જમીનનો ટુકડો

**ખેતમજૂર** (પું.) (બીજાની) ખેતીની મજૂરી વડે નિર્વાહ કરનાર, ખેતરનો મજૂર

**ખેતમજૂરી** (સ્ત્રી.) ખેતીકામ, ખેતરમાં મજૂરીકામ

**ખેતરપાળ** (પું.) ખેતરનું રક્ષણ કરનાર દેવ (૨) ગ્રામદેવતા (૩) સાપ

**ખેતરાઉ(-ડુ)** (વિ.) ખેતરનું-ને લગતું (૨) ખેતર વચ્ચે થઈને જતો (માર્ગ)

**ખેતી** (સ્ત્રી.) જમીનમાં અનાજ વગેરે પકવવા માટે કરવાનું કામ

**ખેતીપ્રધાન** (વિ.) ખેતી જેનો પ્રધાન કે મુખ્ય ઉદ્યોગ હોય એવું

**ખેતીવાડી** (સ્ત્રી.) ખેતર અને શાકભાજી કે ફળફળાદિની વાડી (૨) ખેડૂતનો કામધંધો

**ખેદ, ખેદના** (પું.સ્ત્રી.) શોક, સંતાપ, દિલગીરી (૨) થાક

**ખેદજનક** (વિ.) ખેદ થાય તેવું

**ખેદાન-મેદાન** (વિ.) તારાજ, પાયમાલ

**ખેદો(-ધો)** (પું.) કેડો, પીછો

**ખેપ** (સ્ત્રી.) ભાર લઈને કોઈ દૂરની જગ્યાએ જઈ આવવું તે, આંટો, ફેરો (૨) લાંબી મુસાફરી, સફર (૨) ફેરાનું મહેનતાણું (૪) ધોબીને ધોવા આપેલાં લૂગડાંની ગાંસડી (૫) વેપારની વસ્તુનું એક દેશથી બીજે દેશ આવવું તે (૬) પછવાડે લાગવું તે, ખંત (૭) હપતો, વારો

**ખેપટ** (સ્ત્રી.) ધૂળ, કચરો (૨) (અ.) મૂઠીઓ વાળીને, ઝપાટાબંધ (જેમ કે, દોડવું)

**ખેપાન(-ની)** (વિ.) તોફાની (૨) યુક્તિબાજ

**ખેપિયો** (પું.) દૂત, કાસદ

**ખેમ** (વિ.) સુખશાંતિ આપનારું (૨) સુખશાંતિવાળું, આબાદ (૨) (ન.) સુખશાંતિ (૪) કલ્યાણ, શ્રેય (૫) આરોગ્ય (૬) (પ્રાપ્ત હોય તેની) સલામતી, સંરક્ષણ

**ખેમકુશલ(-ળ)** (વિ.) સુખશાંતિ અને આરોગ્યવાળું (૨) (ન.) તેવી સ્થિતિ કે તેના સમાચાર

**ખેમટા** (પું.) (સંગીતમાં) એક તાલ (૨) એ તાલમાં ગવાતું ગાયન

**ખેર** (ન.) એક ઝાડ

**ખેર** (સ્ત્રી.) ધૂળ, ખેરો

**ખેર** (અ.) ભલે, હશે, ફિકર નહિ ! (એવા અર્થનો ઉદ્‌ગાર) (૨) (સ્ત્રી.) ખેરિયત

**ખેરખાહ, ખેરખાં** (વિ.) ભલું ચાહનારું, શુભેચ્છક, હિતચિંતક, 'પેટ્રન'

**ખેરવવું** (ક્રિ.) ખરી પડે એમ કરવું, ગેરવવું (૨) ખસેડવું, દૂર કરવું, કાઢી મૂકવું (૩) પજવવું, માથું ફોડાવવું

**ખેરવિખેર** (અ.) વેરણછેરણ, આમતેમ, ગમેતેમ

**ખેરવું** (ક્રિ.) ખેરવવું, ગેરવવું

**ખેરસાર(-લ)** (પું.) ખેરના લાકડામાંથી નીકળતો પદાર્થ (૨) કાથો

**ખેરાત** (સ્ત્રી.) દાન, પુણ્ય, સખાવત

**ખેરિયત** (સ્ત્રી.) સુખરૂપ-ક્ષેમકુશળ હોવું તે

**ખેરી** (વિ.) ખેરના લાકડામાંથી કાઢેલું (૨) ખેરના લાકડાનું બનાવેલું (૩) (પું.) ઘેટો (૪) એક પક્ષી (૫) (સ્ત્રી.) કંસારી (૬) લૂગડામાં-ગરમ કપડાંમાં પડતી એક જીવાત

**ખેરી** (સ્ત્રી.) ખેરો, રજ (૨) દાંત ઉપર બાઝતી પોપડી

**ખેરો** (પું.) ચોખાના લોટની વડી (૨) પોંક પાડવાનો ડાંડિયો (૩) અડાયાંનો ભૂકો, ગોર (૪) ગેરો, ભૂકો (૫) ડાંગરના ડૂંડાનો એક રોગ

**ખેલ** (પું.) રમત (૨) તમાસો, જોવાનું નાટક, ભવાઈ, ગમ્મત (૩) રચના, લીલા (૪) મામલો, બનાવ, કિસ્સો (૫) સહેલું-જરામાં થાય એવું કામ

**ખેલકૂદ** (સ્ત્રી.) રમતગમત, ક્રીડા, ખેલવું અને કૂદવું તે

**ખેલદિલ** (વિ.) ખેલદિલીવાળું, મોટા મનનું

**ખેલદિલી** (સ્ત્રી.) દિલમાં પ્રસન્ન ભાવ હોવો તે, નિખાલસતા, ઉમદા સ્વભાવ

**ખેલન** (ન.) ખેલવું-રમવું તે (૨) તમાશો, ખેલ

**ખેલવું** (ક્રિ.) રમવું, ગેલગમ્મત કરવી (૨) યુક્તિ કે પ્રપંચથી કાર્ય કરવું તે

**ખેલંદું** (વિ.) ખેલાડી, ખેલવામાં કુશળ

**ખેલાડી** (વિ.) ખેલકૂદમાં-રમતગમતમાં કુશળ (૨) ખેલી જાણે એવું, રમતમાં કામ કાઢી લે એવું ચતુર, મુત્સદ્દી (૩) (પું.) ખેલકૂદમાં ભાગ લેનાર (૪) ખેલ કરે તે - નટ

**ખેવટ(-ટિયો)** (પું.) માર્ગદર્શક, નેતા (૨) સુકાની

**ખેવના** (સ્ત્રી.) કાળજી, ચાનક, સંભાળ

**ખેસ** (પું.) ખભે નાખવાનું વસ્ત્ર, દુપટ્ટો

**ખેસવવું** (ક્રિ.) ખસેડવું

**ખેસિયું** (ન.) ખેસ તરીકે ચાલે તેવું વસ્ત્ર, ખેસ (૨) (ન.) નજીકનું સગું

**ખેહ** (સ્ત્રી.) ખેળ, ધૂળ, રજ (૨) (પું.) ખે, ક્ષય

**ખેળ** (સ્ત્રી.) આર, કાંજી

**ખેંચ** (સ્ત્રી.) ખેંચાણ, તાણ (૨) આગ્રહ (૩) તંગી, તાણ

**ખેંચતાણ** (સ્ત્રી.) ખેંચવું અને તાણવું તે, ખેંચાખેંચ

**ખેંચપકડ** (સ્ત્રી.) ખેંચી કે પકડી રાખવું તે, આગ્રહ

**ખેંચવું** (ક્રિ.) પોતા તરફ આણવું, આકર્ષવું, તાણવું (૨) કસવું, તંગ કરવું (૩) આગ્રહ કરવો, આગ્રહથી વળગી રહેવું (૪) શોષી લેવું, ચૂસવું

**ખેંચંખેંચા** (સ્ત્રી.) તાણંતાણા

**ખેંચાણ** (ન.) ખેંચ, તાણ (૨) આકર્ષણ

**ખેંચામણ** (ન.) (ગાડી વગેરે વડે) માલ વહી જવાનું મહેનતાણું, 'કાર્ટેજ'

**ખેંચાખેંચ (-ચી)** (સ્ત્રી.) તાણાતાણ (૨) આગ્રહ

**ખો** (પું.) વંશ, મૂળ

**ખો** (સ્ત્રી.) ખાઈ, ખીણ, કોતર

**ખો** (સ્ત્રી.) એક રમત, ખો ખો (૨) ખો ખો રમતનો બોલ

**ખો** (સ્ત્રી.) ટેવ, આદત (૨) ખાર, દ્વેષ, વેર

**ખોઈયું** (ન.) ઘોડિયાની ખોઈ, ખોયું (૨) ઘોડિયું

**ખોઈ** (સ્ત્રી.) બાળકને સુવાડવા માટે કરેલી કે બાંધેલી ઝોળી (૨) ખોળો

**ખોખરું** (વિ.) જાડો અને પોલો અવાજ નીકળે એવું (૨) અડધું-પડધું ભાંગેલું-ફૂટેલું

**ખોખલી** (સ્ત્રી.) ઘરડી શિયાળ (૨) પડી ગયેલા દાંતવાળી વૃદ્ધા

**ખોખલું** (વિ.) ખખડી ગયેલું, વૃદ્ધ (૨) ઉધરસ ખાતું

**ખોખું** (ન.) અંદરથી પોલું ને સાર-ગર કાઢી લીધેલું જે કાંઈ હોય તે (૨) માલ કાઢી લીધો હોય તેવી ખાલી તકલાદી પેટી, હલકી બનાવટની પેટી (૩) કાગળ અને લૂગડું લાહીથી ચોપડી બનાવેલો પાઘડીનો આકાર, કકડાઓની બનાવેલી પાઘડી (૪) ભરપાઈ થઈ ગયેલો હૂંડીનો કાગળ (૫) નમૂનો, બીબું (૬) કાચું લખાણ, મુસદ્દો (૭) કલેવર, હાડપિંજર

**ખોખો** (સ્ત્રી.) એક રમત, ખો

**ખોજ** (સ્ત્રી.) તપાસ, શોધ, ખોળ

**ખોજવું** (ક્રિ.) ખોજ કરવી, ખોળવું

**ખોટ** (સ્ત્રી.) ઘટ, ઓછાપણું, અપૂર્ણતા (૨) નુકસાન, ગેરલાભ (૩) ભૂલ, ચૂક (૪) નાની ભરતી (ઉધાનથી ઊલટા પ્રકારની)

**ખોટક(-કા)વું** (ક્રિ.) અટકવું, અચકાવું

**ખોટકો** (પું.) ઘટ (૨) ખોટકાવું તે

**ખોટાઈ** (સ્ત્રી.) ખોટાપણું, જૂઠાપણું, અસત્યતા (૨) હરામીપણું, એદીપણું

**ખોટાબોલું** (વિ.) ખોટું બોલે તેવું, બોલીને ફરી જાય એવું

**ખોટારું** (વિ.) જૂઠું (૨) ભૂંડું, ખોટું (૩) (ન.) જૂઠાણું (૪) તરકટ

**ખોટી** (અ.) વિલંબ-ઢીલ થાય એમ, નકામું થોભી રહેવું પડે-વખત બગડે એમ (૨) (સ્ત્રી.) વાર, વિલંબ

**ખોટીપો** (પું.) ખોટી થવું તે, રોકાણ

**ખોટું** (વિ.) જૂઠું, અસત્ય (૨) ભૂલચૂકવાળું (૩) ખરાબ, નઠારું, અનૈતિક (૪) ફરી જાય એવું, બેવફા, બેઈમાન (૫) કામ ન દે એવું, જડ, નકામું (જેમ કે, અંગ) (૬) (ન.) નુકસાન, અન્યાય, ખોટું કામ

**ખોડ** (સ્ત્રી.) ખો, આદત, કુટેવ (૨) શારીરિક ખામી (૩) ભૂલ, ખામી, કલંક, લાંછન

**ખોડ-ખાંપણ** (સ્ત્રી.) શારીરિક ખામી

**ખોડવું** (ક્રિ.) દાટવું (૨) રોપવું, ઊભું કરવું (૩) તોડવું, ભાંગવું (૪) ખોડું કરવું

**ખોડંગવું, ખોડંગાવું, ખોડાવું** (ક્રિ.) લંગડાવું, ખોડું ચાલવું

**ખોડિયાર** (સ્ત્રી.) ખોડિયાર માતા, એક દેવી

**ખોડિયું** (વિ.) ખોડવાળું, અપંગ

**ખોડું** (વિ.) ખોડિયું (૨) લંગડું (૩) સ્વર વિનાનું (અક્ષર માટે)

**ખોડો** (પું.) માથાની ચામડી પર બાઝતો એક મેલ (૨) માથાની ચામડીનો એક રોગ (૩) સંહાર, નાશ

**ખોતરણી** (સ્ત્રી.) દાંત ખોતરવાની સળી (૨) ખરપડી (૩) કોતરવાનું ઓજાર, ટાંકણું (૪) કોતરણી, નકશીકામ (૫) ખોતરવાનું મહેનતાણું

**ખોતરણું** (ન.) ખોતરવાની ક્રિયા, ટાંકણું (૨) ખપરડી (૩) ખોતરવાનું સાધન (૪) ખૂંધરું, દોષ

**ખોતરવું** (ક્રિ.) આછું આછું ખોદવું, ખણવું (૨) પાયમાલ કરવું, (કોઈનું) ખોદવું

**ખોતરામણ** (ન.) ખોતરવાનું મહેનતાણું

**ખોદકામ** (ન.) ખોદવાનું કામ (૨) કૂવા, તળાવ વગેરે (જેમ કે, જૂના અવશેષો શોધવા) ખોદવાનું કામ (૩) કોતરકામ

**ખોદણિયો** (પું.) ખોદવાનું કામ કરનાર મજૂર

**ખોદણી** (સ્ત્રી.) ખણખોદ, નિંદા, બદબોઈ (૨) ખોદવાની ક્રિયા

**ખોદવું** (ક્રિ.) ભોંય ઉખાડવી, ખણવું (૨) કોતરવું, નકશી પાડવી (૩) ખોદણી કરવી

**ખોદાખોદ** (સ્ત્રી.) વારંવાર ખૂબ ખોદવું તે (૨) સામસામી ખોદણી

**ખોદાણ** (ન.) ખોદાવું કે ખોદવું તે, ખોદકામ (૨) પાણીના જોરથી ખોદાયેલી જમીન

**ખોપરી** (સ્ત્રી.) માથાનું પેટી જેવું હાડકું, જેમાં મગજ છે તે (૨) અસામાન્ય બુદ્ધિશાળી

**ખોફ** (પું.) ડર, ભય, દહેશત, ગુસ્સો (૨) અવકૃપા, ઇતરાજી (૩) રોષ

**ખોફનાક** (વિ.) ભયાનક

**ખોબલો, ખોબો** (પું.) બે હાથ છતા જોડવાથી બનતો પાત્રનો આકાર, પોશ (૨) ખોબામાં માય તેટલું માપ

**ખોયણું** (ન.) સળગતું લાકડું કે સળેખડું (૨) જામગરી (૩) ચાંદવું, ઉશ્કેરણી

**-ખોર** (વિ.) ખાનારું,-ની ટેવવાળું, ખાઉ એવા અર્થમાં મોટા ભાગે નામને અંતે. જેમ કે, શેખીખોર

**ખોરડું** (ન.) ખોલી, ઓરડી (૨) ઝૂંપડું, માટીની ભીતનું નાનું ઘર (૩) એ નામની વનસ્પતિ

**ખોરાક** (પું.) ખાવાનો પદાર્થ, ભોજન-સામગ્રી (૨) જેનાથી કોઈ વાતનો નિર્વાહ થાય તે

**ખોરાકી** (સ્ત્રી.) ખોરાક, ગુજરાનની વસ્તુ (૨) ગુજરાનનું ખરચ

**ખોરાકીખર્ચ** (ન.) ખોરાકીનું ખર્ચ, નિર્વાહ-ખર્ચ

**ખોરાકીપોશાકી** (સ્ત્રી.) અન્ન-વસ્ત્ર (૨) તેનું ખરચ

**ખોરાટ(-શ)** (પું.સ્ત્રી.) ખોરાપણું

**ખોરું** (વિ.) જૂનું થવાથી બેસ્વાદ

**ખોલ** (સ્ત્રી.) ખામી, કરચલી, પોલાણ (૨) ઊતરી ગયેલી જીર્ણ ચામડી (૩) સાપની કાંચળી (૪) ખોળી (૫) ખોળ, ગાદીતકિયા વગેરેનું ઉપલું પડ-ગલેફ (૬) (ન.) મોચીનું એક ઓજાર

**ખોલકી** (સ્ત્રી.) ગધેડી

**ખોલકું** (ન.) ગધેડાનું નાનું બચ્ચું

**ખોલકો** (પું.) ગધેડો

**ખોલી** (સ્ત્રી.) ખોળી (૨) ઓરડી (૩) ગધેડી (૪) મૂઠને સ્થાને ઓજાર માટે નાખવામાં આવતી પોલી ભૂંગળી

**ખોવું** (ક્રિ.) ગુમાવવું (૨) ગેરલાભ થવો

**ખોસવું** (ક્રિ.) જોરથી દાખલ કરવું, ઘાલવું, ઘોંચવું

**ખોહ** (સ્ત્રી.) ખો, કોતર, ખીણ, ખાઈ (૨) રમતમાં કરાતો જમીનમાં નાનો ખાડો, ગબી

**ખોળ** (પું.સ્ત્રી.) તેલ કાઢી લીધા બાદ રહેતો તેલી બીનો કૂચો (૨) તપાસ, શોધ (૩) (સ્ત્રી.) ઊતરી ગયેલી જીર્ણ ચામડી (૪) સાપની કાંચળી (૫) ખોળી (૬) ખોળ, ગાદીતકિયા વગેરેનું ઉપલું પડ-ગલેફ

**ખોળવું** (ક્રિ.) શોધવું, તપાસ કરવી, ઢૂંઢવું

**ખોળંખોળા, ખોળાખોળ, ખોળ(-ળી)** (સ્ત્રી.) શોધાશોધ

**ખોળંબો(-ભો)** (પું.) વિલંબ, ઢીલ

**ખોળાધર** (પું.) જામીન

**ખોળાધરી** (સ્ત્રી.) જામીનગીરી

**ખોળાભરણું** (ન.) સીમંત, અઘરણી

**ખોળિયું** (ન.) ગોદડા વગેરે ભરવાનો ઓઢો, ગલેફ (૨) શરીર, કલેવર

**ખોળી** (સ્ત્રી.) વસ્તુના રક્ષણ માટે છેડા પર ગોઠવેલું ઢાંકણ

**ખોળો** (પું.) પલાંઠી મારી બેસતાં બંને જાંઘ ઉપરની ઘૂંટણ લગી થતી આસન જેવી જગાનો ભાગ (૨) એ ભાગ ઉપરના વસ્ત્રને (તેમાં કાંઈ લેવા) ઝોળી પેઠે કરાય છે તે

**ખોંખારવું** (ક્રિ.) ખૂંખારવું, ખૂંખૂં અવાજ કરવો (૨) ગળું સાફ કરવું (૩) હણહણવું (૪) ખૂંખારાથી અવાજ કરવો

**ખોંખારો** (પું.) ખૂંખારો, ખૂંખારવું તે (૨) ખૂંખારવાનો અવાજ

**ખ્યાત** (વિ.સ્ત્રી.) પંકાયેલું, નામીચું (૨) (સ્ત્રી.) ખ્યાતિ, કીર્તિ (૩) (ન.) કથન

**ખ્યાતિ** (સ્ત્રી.) આબરૂ, શાખ, પ્રસિદ્ધિ, કીર્તિ (૨) પ્રતીતિ, જ્ઞાન

**ખ્યાપન(-ના)** (ન.સ્ત્રી.) જાહેરાત (૨) કબૂલાત

**ખ્યાલ** (પું.) તર્ક, વિચાર, કલ્પના, સ્મરણ (૨) છાલ, કેડો (૩) એક જાતનું ગાયન

**ખ્યાલટપ્પો** (પું.) ખ્યાલ ને ટપ્પો, ગાયનનો એક પ્રકાર

**ખ્યાલી** (વિ.) તરંગી, મનસ્વી, કલ્પનાશીલ (૨) ખ્યાલ લાવણી જોડનારું

**ખ્રિસ્તી** (વિ.) ઈસુ સંબંધી, ઈસુના ધર્મનું (૨) (પું.) ખ્રિસ્તી ધર્મ માનનારો

**ખ્વાજા** (પું.) અમીર જેવો મોટો માણસ, હાકેમ (૨) મોટો ફકીર કે પીર

**ખ્વાબ** (પું.ન.) સ્વપ્ન

**ખ્વાહિ(-હે)શ** (સ્ત્રી.) ઈચ્છા, અભિલાષા, સમણું

## ગ

ગ (પું.) વર્ણમાળાનો ત્રીજો કંઠસ્થાની વ્યંજન (૨) ગંધાર સ્વરની સંજ્ઞા

ગઈ 'જવું'નું ભૂતકાળનું સ્ત્રીલિંગ (૨) ભૂતકૃદંત (વિ.) ગયેલી, વીતેલી

**ગઈકાલ** (સ્ત્રી.) આજની પહેલાંનો દિવસ (૨) (અ.) કાલે (૩) (લા.) હમણાં જ

**ગઈગુજરી** (સ્ત્રી.) બની ગયેલી - ભૂતકાળની હકીકત

**ગગડવું** (ક્રિ.) ગડગડ અવાજ કરવો, ગાજવું (૨) નરમ પડવું, શકિતહીન થવું (૩) ઓછું થવું

**ગગડાટ, ગડગડાટ** (પું.) ગડગડ એવો અવાજ (૨) (અ.) સપાટાબંધ, વગર હરકતે

**ગગડાવવું, ગડગડાવવું** (ક્રિ.) ગડગડે એમ કરવું (૨) ઝપાટાબંધ-અટકયા વગર કામ ચલાવવું (જેમ કે, વાંચનનું) (૩) નરમ પડવું (૪) ઓછું થવું

**ગગણવું, ગણગણવું** (ક્રિ.) ગણગણ એવો અવાજ કરવો (૨) નાકમાં બોલવું (૩) (લા.) પોતાની નામરજી અસ્પષ્ટ રીતે બતાવવી (૪) મનમાં બબડવું, ગણગણતા કહેવું (૫) અનિચ્છા દર્શાવવી, આનાકાની કરવી

**ગગણાટ,ગણગણાટ** (પું.) ગણગણવું તે, ગુપ્ત બાતમી

**ગગન** (ન.) આકાશ, નભ

**ગગનચુંબી** (વિ.) આકાશને ચુંબતું, બહુ ઊંચું

**ગગનભેદી** (વિ.) ગગનને ભેદે એવું મોટું (અવાજ કે નાદ)

**ગગરી** (સ્ત્રી.) ધાતુનો નાનો ઘડો

**ગગલી** (સ્ત્રી.) છોકરી, છોડી, દીકરી, ગગી

**ગગળું, ગળગાળું** (વિ.) ઢીલું, દીન (૨) પાકવા ઉપર આવેલું

**ગગો** (પું.) છોકરો, દીકરો, ગગલો

**ગચ** (અ.) ગચ્ચ એવો ઘોંચાવાનો અવાજ

**ગચ** (સ્ત્રી.) ચૂનો, કેલ

**ગચરકું, ગચરકો** (ન.પું.) ખાટો કે તીખો ઓડકાર, ઘચરકું

**ગચિ(-ચ્ચિ)યું** (ન.) ઢેફું, ચોસલું (જેમ કે, ઈંટ, ચૂનો વગેરેનું) (૨) (લા.) આડ, નડતર

**ગચ્છ** (પું.) સમુદાય, જથો કે, ફિરકો (૨) (ગ.) શ્રેણીમાં અમુક પદોનો સમુદાય

**ગચ્છન્તી** (સ્ત્રી.) નાસી જવું તે, આઘાપાછા થઈ જવું તે

ગજ (પું.) હાથી (૨) લંબાઈ ભરવાનું ચોવીસ તસુનું માપ (૩) બારણાની ભૂંગળ (૪) ધાતુનો નક્કર સળિયો (૫) બંદૂકની નાળમાં દારૂ ઠાંસવા માટે વપરાતો સળિયો (૬) તંતુવાદ્ય વગાડવા વપરાતું ધનુષ્ય જેવું સાધન (૭) ઘાણીમાંથી તેલ કાઢવાનો સળિયો

**ગજકર્ણ, ગજકરણ** (પું.) હાથીનો કાન (૨) દરાજ, દાદર (૩) ગણપતિ

**ગજગતિ** (સ્ત્રી.) હાથીની ચાલ (૨) તેના જેવી ડોલતી ને મગરૂર ચાલ

**ગજગામા, ગજગામિની** (વિ.સ્ત્રી.) ગજગતિથી ચાલનારી સ્ત્રી

**ગજગ્રાહ** (પું.) પક્ષ પાડીને દોરડું ખેંચવાની રસાકસીની રમત, સામસામી પ્રબળ ખેંચતાણ 'ટગ ઑફ વૉર'

**ગજચર્મ** (ન.) હાથીનું ચામડું

**ગજદળ** (ન.) હાથીનું લશ્કર, હસ્તિસેના

**ગજધર** (પું.) દરજી (૨) સુથાર (૩) કડિયો

**ગજપતિ** (પું.) હાથીઓનો માલિક (૨) ગજદળનો નાયક (૩) મોટો-ઉત્તમ હાથી

**ગજપાલ, ગજપાળ** (પું.) હાથીની માવજત કરનારો આદમી (૨) મહાવત

**ગજબ** (પું.) કેર, જુલ્મ (૨) મોટું દુઃખ (૩) આશ્ચર્ય, નવાઈ

**ગજબનાક** (વિ.) ગજબ કરનારું, કેર વર્તાવનારું

**ગજર** (પું.) પહોર પહોરને આંતરે ઘડિયાળમાં વગાડવામાં આવે છે તે,

**ગજ્જર** (૨) ચોઘડિયાં

**ગજરો** (પું.) કાંડે કે અંબોડે પહેરવાનો ફૂલનો હાર, કાંડે પહેરવાનું સ્ત્રીનું ઘરેણું, ગુજરી

**ગજવક્ત્ર, ગજવદન, ગજાનન** (પું.) ગણપતિ

**ગજ(-જા)વવું** (ક્રિ.) ગાજે એમ કરવું, ગાજવું, ગરજવું, જાહેર થવું, નામના થવી

**ગજવું** (ન.) ગૂંજું, ખીસું (૨) પાસે પૈસો હોવો તે, ધનબળ

**ગજવેલ** (સ્ત્રી.) ખરું લોઢું, પોલાદ (૨) એક જાતના ચોખા

**ગજશાલા(-ળા)** (સ્ત્રી.) હાથીખાનું
**ગજાર** (સ્ત્રી.) (રસોડા કે ભંડાર તરીકે વપરાય એવો) મુખ્ય ઓરડાની બાજુનો ખંડ
**ગજિયાણી** (સ્ત્રી.) ગજી પનાનું, એક ગજ માપનું એક રેશમી કાપડ
**ગજિયું** (વિ.) એક ગજ માપનું (૨) (ન.) જાડા સૂતરનું (મોટા ભાગે ગજી) કપડું
**ગજું** (ન.) ગુંજાશ, શકિત (૨) શરીરનું કદ, કાઠું (૩) પાત્રતા, યોગ્યતા
**ગજેન્દ્ર** (પું.) ઉત્તમ હાથી (૨) ઐરાવત
**ગજ્જર** (પું.) વડો સુતાર, મિસ્ત્રી (૨) વડો મુકાદમ (૩) ગુજ્જર જાતના સુતારની એક અટક (૪) અમુક વખત થયો એવું દર્શાવનારો ટકોરો, ગજર (૫) સમય, કાળ
**ગઝલ, ગજલ** (સ્ત્રી.) એક ફારસી રાગ, રેખતો (૨) એ રાગનું કાવ્ય
**ગઝલગોષ્ઠિ** (સ્ત્રી.) (લા.) ગપ્પાં, ટાઢા પહોરનાં ગપ્પાં (૨) પ્રેમની કવિતાનું ગાન તેમજ શ્રવણ
**ગઝલિસ્તાન** (ન.) ગઝલોનો સંગ્રહ
**ગટક ગટક** (અ.) ગટગટ, સપાટાબંધ
**ગટગટ** (અ.) ગટગટ અવાજ થાય એમ
**ગટગટાવવું** (ક્રિ.) ગટ ગટ કરતાં - ઝટ પી જવું
**ગટર** (સ્ત્રી.) ગંદું પાણી જવાની નીક-મોરી, ખાળ (૨) એ માટે આખા ગામની ભેગી વ્યવસ્થા (૩) ગટર જેવું ગંદું કે હીણું તે
**ગટરપટર** (અ.) ગમેતેમ આડુંઅવળું (૨) ઊંધીચત્તી સમજાવટ
**ગટરવ્યવસ્થા** (સ્ત્રી.) ગટરની વ્યવસ્થા, 'ડ્રેનેજ'
**ગટ્ટી, ગટ્ટું** (વિ.) ઠીંગણું (૨) બટકું અને જાડું
**ગઠડી** (સ્ત્રી.) પોટકી, બચકી
**ગઠન** (ન.) ગાંઠવું-બાંધવું તે, એકત્રિત કરવું તે
**ગઠિયણ** (વિ.સ્ત્રી.) લુચ્ચી, પાકી
**ગઠિયું** (વિ.) લુચ્ચું, પાકું, ધુતારું
**ગઠ્ઠો** (પું.) ગાંગડો, ગચિયું, બાઝી ગયેલો જથ્થો
**ગડ** (ન.) ગાંઠ, આંટી (૨) ગૂમડું,ગોડ (૩) (સ્ત્રી.) લૂગડાંની ગડી
**ગડગૂમડ** (ન.) નાનાંમોટાં ગૂમડાં (૨) તે થઈને થતો ચામડીનો રોગ
**ગડગૂંદો** (પું.) ગડગૂંદાનું ઝાડ, અથાણા માટેનો મોટો ગૂંદો
**ગડથોલું, ગડથોલિયું** (ન.) ગોથું, લથડિયું, ગુલાંટિયું
**ગડદાગડદી** (સ્ત્રી.) ગડદાથી મારામારી, મુક્કામુક્કી
**ગડદાપાટું** (ન.બ.વ.) ગડદા અને પાટું (૨) હાથ-પગથી મારામાર
**ગડદો** (પું.) ઠોંસો, ધીબકો, મુક્કો, ધુસ્તો, ઢીંકો (૨) તૂટેલા પથ્થરનો ટુકડો
**ગડ(-ર)બડ** (સ્ત્રી.) ઘોંઘાટ (૨) અવ્યવસ્થા, ગોટાળો (૩) તોફાન, ધમાલ
**ગડ(-ર)બડગોટો** (પું.) ગોટાળો, અવ્યવસ્થા (૨) હિસાબમાં ઘાલમેલ, તફડંચી
**ગડ(-ર)બડાટ** (પું.) ગરબડ
**ગડ(-ર)બડિયું** (વિ.) ગરબડ કરે એવું, ધાંધલિયું, ગડબડવાળું (૨) (ન.) અડબડિયું, ગોથું
**ગડબવું** (ક્રિ.) દાબીને ભરવું, ઠાંસવું (૨) મારીને અધમૂઉં કરવું
**ગડબું** (ન.) ગડબ, ગાંઠ
**ગડમથલ** (સ્ત્રી.) મહેનત, ફાંફા, ઘાલમેલ, નિરર્થક મહેનત
**ગડરિયો** (પું.) ચરવૈયો
**ગડવું** (ક્રિ.) ગડગડવું (૨) ગડબડવું, ગબડવું (૩) અંદર પેસવું-જવું, ગરવું
**ગડાકુ** (પુ.સ્ત્રી.) ગોળ કે કાકબ ભેળવી કરાતી તમાકુ
**ગડી** (સ્ત્રી.) ગાંઠ, આંટી (૨) ગેડ (જેમ કે, કપડાંની) (૩) ગરેડીનો ખચકો (૪) (પું.) દક્ષણી ચાકર, ઘાટી
**ગડીબંધ** (વિ.) ગડી સહિત, ગડીભેર, વપરાયા વિનાનું
**ગડેડાટ** (અ.પું.) ગડગડાટ
**ગડ્ડરિકા પ્રવાહ** (પું.) ગાડરિયો પ્રવાહ
**ગઢ** (પું.) કિલ્લો, પર્વત પરનો કોટ
**ગઢવી** (પું.) ગઢનો રખેવાળ (૨) ચારણ (૩) ચારણ-બારોટનો ઇલકાબ
**ગઢી** (વિ.સ્ત્રી.) ગઢમાં રહેનારું (૨) (પું.) ગઢવી, કિલ્લેદાર (૩) (સ્ત્રી.) નાનો ગઢ
**ગઢેચી** (સ્ત્રી.) ગઢની રક્ષક દેવી
**ગણ** (પું.) ટોળું, મંડળ (૨) જાત, વર્ગ (૩) શિવનો સેવક-સમુદાય (૪) છંદશાસ્ત્રમાં ત્રણ અક્ષરનો ખંડ (૫) (પું.) ગુણ, પાડ
**ગણક** (પું.) ગણતરી કરનાર માણસ (૨) 'કમ્પ્યુટર'
**ગણકારવું** (ક્રિ.) માનવું, દરકાર-પત કરવી, લેખામાં લેવું, ધ્યાનમાં લેવું
**ગણતર** (વિ.) ગણી શકાય એવું, ગણ્યુંગાંઠ્યું (૨) ડહાપણ હોવું
**ગણતરી** (સ્ત્રી.) ગણવું તે (૨) ગણવાની રીત (૩) ગણીને કાઢેલી સંખ્યા (૪) અંદાજ (૫) માન, પ્રતિષ્ઠા, લેખું
**ગણતંત્ર** (ન.) એક પ્રકારનું પ્રજાસત્તાક રાજ્ય, ગણરાજ્ય
**ગણધર** (પું.) વર્ગ અથવા સમૂહનો મુખી (૨) (જૈન) એક પ્રકારનો આચાર્ય જે તીર્થંકરનો શિષ્ય હોય છે, જે તેના ઉપદેશોનો સંગ્રહ અને પ્રચાર કરે છે.
**ગણન** (ન.) ગણવું તે, ગણતર કરવી એ
**ગણનાથ** (પું.) ગણોનો ઉપરી, ગણપતિ
**ગણનાયક** (પું.) ગણપતિ
**ગણનીય** (વિ.) ગણાય એવું, ગણવા યોગ્ય (૨) ગણતરીમાં લેવા જેવું
**ગણપતિ** (પું.) મહાદેવના નાના પુત્ર
**ગણરાજ્ય** (ન.) એક પ્રકારનું પ્રજાસત્તાક રાજ્ય, ગણતંત્ર
**ગણવું** (ક્રિ.) સંખ્યા કાઢવી, ગણતરી કરવી (૨) હિસાબ કે ગણિતનો દાખલો કરવો (૩) (લા.) લેખામાં લેવું, આદર કરવો (૪) સમજણ કે ડહાપણ મેળવવું
**ગણવેશ** (પું.) આખા સમૂહનો એકસમાન પહેરવેશ, 'યુનિફૉર્મ'
**ગણિકા** (સ્ત્રી.) ગુણકા, વારાંગના
**ગણિત** (વિ.) ગણેલું (૨) (ન.)ગણિતવિદ્યા, આંકડાની ગણતરી (૩) તેની (ખાસ કરીને અંકગણિતની) ચોપડી
**ગણિતપાશ** (પું.) વસ્તુના જુદા જુદા સમૂહ અને વસ્તુઓ ગોઠવવાની રીત, 'પરમ્યુટેશન' (ગ.)
**ગણિતવિદ્યા, ગણિતશાસ્ત્ર** (સ્ત્રી.ન.) ગણિતનું જ્ઞાન કે શાસ્ત્ર, આંકડાની ગણતરી કરવાનું શાસ્ત્ર
**ગણિતશ્રેણી, ગણિતશ્રેઢી** (સ્ત્રી.) પ્રત્યેક અંક વચ્ચે સમાન સંખ્યાનું અંતર રહેતું હોય એવો અંકોનો ક્રમ
**ગણિતી** (પું.વિ.) ગણિતશાસ્ત્રી
**ગણિપિટક** (ન.) જૈન ધર્મગ્રંથોનો સમૂહ
**ગણીકરણ** (ન.) રકમનાં પદોનો ગણ-સમૂહ કરવા તે, 'ગ્રુપિંગ'
**ગણેશ** (પું.) ગણપતિ, ગજાનન

**ગણેશચતુર્થી, ગણેશચોથ** (સ્ત્રી.) ગણેશપૂજનનો દિવસ, ભાદરવા સુદ ચોથે
**ગણેશભાગિયો** (પું.) ફકત નફામાં જ ભાગવાળો ભાગીદાર
**ગણેશિયું, ગણેશિયો** (ન.પું.) ખાતરપાડુનું એક હથિયાર, ખાતરિયું
**ગણોત** (સ્ત્રી.ન.) ગણવત, સાંથ (૨) ગણોતનામું, જમીનદાર અને ખેડૂત વચ્ચે થતો સાંથનો લેખ (૩) વિઘોટી, મહેસૂલ (૪) ભાડે ખેડવા આપેલી જમીન
**ગણોતધારો** (પું.) ગણોતનો કાયદો
**ગણોતનામું** (ન.) જમીનદાર ને ખેડૂત વચ્ચેનો સાંથનો કરાર-દસ્તાવેજ
**ગણોતિયો** (પું.) જમીન ગણોતે રાખનાર-ખેડનાર, સાંથીડો
**ગણ્યુંગાંઠ્યું** (વિ.) ગણતર, થોડુંક, અલ્પ સંખ્યામાં
**ગત** (વિ.) ગયેલું (૨) ભૂતકાળનું, વીતી ચૂકેલું (૩) મરી ગયેલું (૪) (અ.) સુધી (૫) (સમાસને અંતે) '-માં આવેલું, 'નું' -ને અંગેનું કે લગતું એ અર્થમાં. ઉદા. વ્યકિતગત, અંતર્ગત
**ગતકડું** (ન.) નવાઈનો બનાવ (૨) ટોળ, મશ્કરી
**ગતભર્તૃકા** (સ્ત્રી.) વિધવા
**ગતાગમ** (સ્ત્રી.) સૂઝ, સમજણ, જ્ઞાન
**ગતાનુગતિક** (વિ.) ચીલે ચાલનારું, ગાડરિયું, અનુસરણ કરનારું
**ગતાંક** (પું.) ગયો અંક
**ગતિ** (સ્ત્રી.) ચાલ, જવું એ (૨) વેગ, ઝડપ (૩) પ્રવેશ કરવાની બુદ્ધિ-શકિત (૪) સમજ, મતિ (૫) શકિત, બળ (૬) સ્થિતિ, દશા (૭) મૂઆ પછીની હાલત (૮) રસ્તો, માર્ગ
**ગતિચક્ર** (વિ.) વેગ આપનારું, વેગનું બળ સંગૃહીત કરનારું અથવા વેગનું નિયમન કરવાનું પૈડું
**ગતિજ** (વિ.) ગતિમાંથી પેદા થતું, 'કાઇનેટિક'
ગતિતંતુ (પું.) મગજમાંથી સંદેશા લઈ જનાર-બહિર્ગામી જ્ઞાનતંતુ, 'ઍફેરન્ટ નર્વ' (શરીરશાસ્ત્ર)
**ગતિભંગ** (વિ.) ભગ્ન ગતિવાળું, નિશ્ચેષ્ટ (૨) (પું.) ગતિનો ભંગ
**ગતિવાદ** (પું.) પદાર્થો (જેમ કે,વાયુ) ના અણુઓમાંની ગતિથી દબાણ વગેરે બળ પેદા થાય છે એવો વાદ, 'કાઇનેટિક થિયરી'
**ગતિશકિત** (સ્ત્રી.) ગતિજ-ગતિથી પેદા થતી શકિત, 'કાઇનેટિક એનર્જી' (પ.વિ.)
**ગતિશાસ્ત્ર** (ન.) ગતિની ગણિતવિદ્યા 'ડાઇનેમિક્સ' (ગ.)
**ગતિશીલ** (વિ.) ગતિમાન થવાના કે રહેવાના લક્ષણવાળું, ગતિવંત, 'મૉબાઇલ'
**ગદડવું** (ક્રિ.) (પગ વતી) દબાવવું, મસળવું (૨) (લા.) હેરાન કરવું
**ગદબ** (સ્ત્રી.) ઢોરને ખવડાવવાની એક વનસ્પતિ
**ગદા** (સ્ત્રી.) લડાઈનું એક હથિયાર
**ગદાધર** (પું.) ગદા ધારણ કરનાર (૨) વિષ્ણુ
**ગદાયુદ્ધ** (ન.) ગદા વડે થતું યુદ્ધ
**ગદેલું** (ન.) ગાદલું (૨) જાડી ગાદી
ગદ્‌ગદ (વિ.) ગળગળું (૨) (અ.) ગળગળા કંઠે (૩) જેમાં કીડા ખદબદતા હોય એવું
**ગદ્‌ગદિત** (વિ.) ગદ્‌ગદ થયેલું, ગળગળું થઈ ગયેલું
**ગદ્દાર** (વિ.) કૃતઘ્ન (૨) દેશદ્રોહી
**ગદ્ય** (ન.) ગવાય નહિ એવું, પદ્યથી ઊલટું સાદું લખાણ
**ગદ્યકાર** (પું.) ગદ્ય લખનારો
**ગદ્યાત્મક** (વિ.) ગદ્યવાળું, ગદ્ય સ્વરૂપમાં હોય તેવું
**ગદ્યાળ, ગદ્યાળુ** (વિ.) ગદ્યના ભાવવાળું, કાવ્ય કે ઊર્મિ વિનાનું
**ગધ્ધાપચીશી, ગધ્ધાપચીસી** (સ્ત્રી.) ૧૬ થી ૨૫ વર્ષ સુધીનો સમય, જ્યારે માણસમાં ગધ્ધાઈનું જોર હોય છે. (૨) જુવાનીનો ઉદ્ધતાઈ ભરેલો સમય
**ગધ્ધામજૂરી** (સ્ત્રી.) ગધ્ધાવૈતરું, ગજા ઉપરાંત મહેનત કરવી તે
**ગધ્ધાવૈતરું** (ન.) સખત વૈતરું (૨) લાભ વગરની નકામી મહેનત
**ગધ્ધો** (પું.) ગધેડો (૨) (લા.) મૂર્ખ
**ગનીમત** (સ્ત્રી.અ.) ઈશ્વરકૃપા, સદ્‌ભાગ્ય, જોઈએ તેટલું, સંતોષકારક
**ગપ** (સ્ત્રી.) ઊડતી વાત, અફવા (૨) ખોટી વાત, ડિંગ
**ગપગોળો** (પું.) ગપાટો
**ગપસપ** (સ્ત્રી.) ગપ્પાં, આડીઅવળી નવરાશની વાત
**ગપાટો** (પું.) ગપ, ગપ્પું (૨) અફવા
**ગપ્પી** (વિ.) ગપ્પાં મારે એવું (૨) અફવા ફેલાવનારું
**ગપ્પીદાસ** (પું.) ગપ મારનાર, ગપોડી
**ગપ્પું** (ન.) ઊડતી વાત, અફવા (૨) ખોટી વાત, ડિંગ, ગપ
**ગફલત** (સ્ત્રી.) બેદરકારી, અસાવધતા (૨) ભૂલ
**ગબડવું** (ક્રિ.) તળે-ઉપર થતી સ્થિતિમાં સરવું (૨) આળોટવું (૩) (લા.) (વગર વાંધે કે વિઘ્ને) ચાલી કે નભી જવું, આગળ વધવું
**ગબારો** (પું.) નાનું બલૂન (૨) હવાઈ, હવામાં ઊંચે જઈ ફૂટે એવું એક જાતનું દારૂખાનું (૩) ગપ
**ગબી** (સ્ત્રી.) લખોટી કે મોઈદંડાની રમતમાં કરાતો નાનો ખાડો
**ગબ્બર** (વિ.) સંગીન (૨) પૈસાદાર (૩) જબરું (૪) (પું.) અંબાજી પાસેનો એક ડુંગર (૫) ગુફા,ગબાર,પોલાણ
**ગભરાટ** (પું.) ગભરામણ, બાવરાપણું (૨) ધ્રાસકો, દહેશત
**ગભરાટિયું** (વિ.) ગભરાટવાળું, ગભરાટના સ્વભાવનું, બેબાકળું, બાવરું
**ગભરાવું** (ક્રિ.) ગૂંચાવું, મૂંઝાવું, કષ્ટાવું (૨) ડરવું, બીવું
**ગભરું** (વિ.) ગાભલા જેવું, ગોરું અને માંસલ (૨) નિર્દોષ, ભોળું, કોમળ, ઢીલા સ્વભાવનું
**ગભા(-મા)ણ** (સ્ત્રી.) ઢોરના નીરણ માટે આડું લાકડું રાખી કરેલી જગ્યા
**ગભાણ** (ન.) ગામના પાદર પરની ગોચર જમીન, ચરો, ચરાણ
**ગભાર, ગભારો** (પું.) મંદિરનો અંદરનો ભાગ, ગર્ભગૃહ
**ગમ** (પું.) ગુંદર, ગૂંદ (૨) મલમ (૨) દાંતનું પેઢું
**ગમ** (સ્ત્રી.) શોક, દુઃખ (૨) ખામોશી, ગમ ખાવી તે (૩) બાજુ (૪) મનનું વલણ (૫) ગતિ, પ્રવેશ (૬) સૂઝ, સમઝ (૭) (અ.) તરફ, ભણી
**ગમખ્વાર** (વિ.) ગમ ખાય એવું, ખામોશ, સહનશીલ (૨) કરુણ
**ગમગીન** (વિ.) ખિન્ન, ઉદાસ
**ગમગીની** (સ્ત્રી.) ગમગીનપણું, શોક, દિલગીરી
**ગમ(-મ્મ)ત** (સ્ત્રી.) આનંદ, મજા, વિનોદ
**ગમતું** (વિ.) ગમે એવું, પ્રિય, પસંદ પડે-રુચે એવું
**ગમન** (ન.) જવું-ચાલવું તે (૨) ચાલ, ગતિ (૩) સ્ત્રીસંગ
**ગમવું** (ક્રિ.) મનને સારું લાગવું, ગોઠવું (૨) પસંદ પડવું
**ગમા** (પું.બ.વ.) શકિત (૨) શરીરના સાંધા
**ગમાણ** (સ્ત્રી.) ઢોરના નીરણ માટે આડું લાકડું રાખી કરેલી જગ્યા
**ગમાર** (વિ.) અણસમજુ, મૂર્ખ (૨) રોંચું, ગામડિયું

**ગમે તે** (સ.) કોઈ કે કશું પણ (૨) રુચિ કે ઇચ્છા મુજબનું
**ગમે તેમ** (અ.) રુચિ મુજબ, ઇચ્છા પ્રમાણે (૨) કાંઈ બંધન કે મર્યાદા વગર, નિરંકુશ, ઉચ્છૃંખલ રીતે (૩) અવ્યવસ્થિત રીતે
**ગમો** (પું.) ગમવું તે, રુચિ, પસંદગી
**ગમ્મત** (સ્ત્રી.) વિનોદ, મજા, આનંદ, ગમત
**ગમ્ય** (વિ.) જવાય-પહોંચાય એવું કે જવા ધારેલું તેવું (૨) સમજાય એવું (૩) ઔષધિ વગેરેથી મટાડી શકાય તેવું, સાધ્ય (૪) સ્ત્રીસંગ-ગમનને યોગ્ય
**ગયું** (વિ.) ગયેલું, વીતેલું, ભૂતકાળનું (૨) મરી ગયેલું
**ગર** (પું.) ફળની કે ઝાડની અંદરનો ગર્ભ (૨) (લા.) મનનો ભેદ, મર્મ (૩) ઝેરી અઘાર, ગલ (૪) કૃત્રિમ ઝેર (૫) ફળની અંદર રહેલો માવો
**ગરક** (વિ.) ડૂબેલું, ખૂંપેલું (૨) મગ્ન, લીન
**ગરગડી** (સ્ત્રી.) ફરે તેવું નાનું પૈડું (૨) દોરાની ગરગડી, 'રીલ'
**ગરજ** (સ્ત્રી.) ખપ, જરૂર, પરવા (૨) સ્વાર્થ
**ગરજવંત, ગરજવાન** (વિ.) ગરજવાળું
**ગરજવું** (ક્રિ.) ગર્જવું, ગર્જના કરવી, ગાજવું (૨) મોટેથી બરાડવું, તાડૂકવું
**ગરણી** (સ્ત્રી.) સ્ત્રીગુરુ (૨) ગરણીજી (જૈન સાધ્વી)
**ગરણી** (સ્ત્રી.) એક ઔષધિ
**ગરથ** (પું.) ગર્થ, નાણું, પૈસો (૨) સમૃદ્ધિ
**ગરદન** (સ્ત્રી.) ડોકી, ગળચી, બોચી
**ગરદો** (પું.) તમાકુનાં પાંદડાંનો ભૂકો, જરદો
**ગરનાળું** (ન.) પાણી આવવાજવા માટે બાંધેલો સાંકડો માર્ગ, નાળું
**ગરબડ** (સ્ત્રી.) ઘોંઘાટ (૨) (લા.) અવ્યવસ્થા, ગોટાળો (૩) ગડબડ
**ગરબડગોટો** (પું.) ગોટાળો, અવ્યવસ્થા (૨) હિસાબમાં ઘાલમેલ, તફડંચી
**ગરબડિયું** (વિ.) ગરબડ કરે એવું, ધાંધલિયું, ગડબડવાળું (૨) (ન.) અડબડિયું, ગોથું (૩) સમૂહનૃત્યમાં ગાવા માટેની ઊર્મિમય દેશી કાવ્યરચના
**ગરબી** (સ્ત્રી.) સ્ત્રીઓના રાગમાં ગાવાની એક જાતની કવિતા
**ગરબો** (પું.) નોરતાંમાં અથવા માતાના સ્થાપનના પ્રસંગે જેમાં ઘીનો દીવો રખાય છે તે કાણાવાળી માટલી (૨) દીવા કે માંડવીની આસપાસ ફરતાં ફરતાં તાળીઓ પાડીને ગાવું તે (૩) મોટી ગરબી, રાસડો
**ગરમ** (વિ.) ઊનું (૨) શરીરમાં ઉષ્ણતા પેદા કરે-વધારે તેવું (૩) (લા.) જોસમાં કે ક્રોધમાં આવેલું (૪) તેજ, જહાલ (જેમ કે, સ્વભાવમાં) (૫) (સ્વાદમાં) તેજ, તીખું (૬) તીવ્ર, બરોબર રંગમાં આવેલું, ઉત્કટ ગરમ મસાલો (પું.) તજ, લવિંગ વગેરે ગરમ તેજાનાનો ભૂકો
**ગરમર** (સ્ત્રી.ન.) એક વનસ્પતિ (તેનાં મૂળનું અથાણું થાય છે.)
**ગરમાગરમ** (વિ.) ગરમ-ગરમ, ઊનું ઊનું
**ગરમાગરમી** (વિ.) ગરમાગરમ-બરોબર ગરમ થવું કે હોવું તે (૨) ઉશ્કેરાટ, જુસ્સો,ઉત્કટતા
**ગરમાટો, ગરમાવો** (પું.) ગરમી, ઉષ્ણતા, તપારો
**ગરમાળો** (પું.) એક ઝાડ
**ગરમી** (સ્ત્રી.) ગરમપણું, ઉષ્ણતા, તાપ (૨) ગરમી-ચાંદી કે પરમિયાનો રોગ
**ગરમી** (સ્ત્રી.) માપસર આંક ચોડવા માટેનું સુતારનું ઓજાર
**ગરમું** (ન.) તપેલી જેવું પડઘી વિનાનું એક પાત્ર કે વાસણ
**ગરલ** (ન.) વિષ, ઝેર (૨) ઘાસનો પૂળો
**ગરવાઈ** (સ્ત્રી.) ગરવાપણું
**ગરવું** (વિ.) મોટું, મહાન, ગૌરવવાળું (૨) મોટા દિલવાળું (૩) (ક્રિ.) ખરવું, પડવું (૪) ધીરે રહીને અંદર પેસવું
**ગરાશિ(-સિ)યો** (પું.) ગરાસ ખાનારો (૨) ગરાસ ખાનારો રજપૂત, રાજવંશી ભાયાત (૩) કોઈ પણ રજપૂત-એક જાત
**ગરાસ** (પું.) ગામનું રક્ષણ કરવાના બદલામાં કાઢી આપેલી જમીન અથવા ઊચક રકમ (૨) ગુજરાન માટે આપેલી જમીન (રાજવંશીઓને)
**ગરાસણી** (સ્ત્રી.) ગરાસિયાની સ્ત્રી (૨) ગરાસિયા જાતિની સ્ત્રી
**ગરિમા** (સ્ત્રી.) મોટાઈ, પ્રૌઢતા, ગૌરવ (૨) ઇચ્છા પ્રમાણે ભારે થઈ જવાની યોગની એક સિદ્ધિ
**ગરિષ્ઠ** (વિ.) ભારેમાં ભારે (૨) સૌથી વધુ અગત્યનું
**ગરીબ** (વિ.) નિર્ધન, કંગાલ (૨) બાપડું, દુ:ખી (૩) (લા.) નમ્ર, સાલસ, રાંક
**ગરીબગ(-ગુ)રબું** (ન.) ગરીબ અને કંગાલ માણસ, તદ્દન ગરીબ
**ગરીબન(-નિ)વાજ** (વિ.) ગરીબ પર રહેમ રાખે-ગરીબનું પોષણ કરે એવું
**ગરીબાઈ, ગરીબી** (સ્ત્રી.) નિર્ધનતા, કંગાલિયત (૨) નમ્રતા, સાલસાઈ
**ગરીબીરેખા** (સ્ત્રી.) ગરીબાઈની વ્યાખ્યા માટે નિયત ન્યૂનતમ આવક-મર્યાદા
**ગરીયસી** (વિ.સ્ત્રી.) ગૌરવશાળી, મહાન (૨) વધારે મોટી
**ગરુડ** (પું.ન.) એક પક્ષી (૨) કશ્યપનો વિનતાથી થયેલો પુત્ર, વિષ્ણુનું વાહન
**ગરુડધ્વજ** (પું.) ધજા પર ગરુડના ચિહ્નવાળા-વિષ્ણુ
**ગરુડવ્યૂહ** (પું.) એક જાતનો વ્યૂહ (યુદ્ધનો)
**ગરુડારૂઢ** (વિ.) ગરુડ પર બેઠેલું
**ગરુડાસન** (ન.) ગરુડના જેવું એક યૌગિક આસન
**ગરેડી** (સ્ત્રી.) ગરગડી
**ગરોળી** (સ્ત્રી.) ઘરોળી, એક જનાવર, ગિલોડી, ચિપકલી
**ગર્જન** (ન.) એક ઝાડ
**ગર્જન, ગર્જના** (ન.સ્ત્રી.) ગર્જવું તે (૨) એથી થતો અવાજ
**ગર્જવું** (ક્રિ.) ગર્જના કરવી, ગાજવું (૨) મોટેથી બરાડવું, તાડૂકવું
**ગર્ડર** (પું.) લોખંડનો પાટડો (નાનો કે મોટો)
**ગર્ત** (પું.ન.) ખાડો, ખાણ
**ગર્થ** (પું.) ગરથ, પૈસો, ધન
**ગર્દભ** (પું.) ગધેડો (૨) મૂર્ખ
**ગર્દિશ** (સ્ત્રી.) ભીડ, મુશ્કેલી, આપત્તિ
**ગર્ભ** (પું.) માના પેટમાં રહેલું જીવનું રૂપ (૨) ગર, અંદરનો માવો (૩) કોઈપણ વસ્તુનો અંદરનો ભાગ (૪) નાટકની એક સંધિ
**ગર્ભગૃહ** (ન.) મકાનની અંદરનો ભાગ (૨) ગભાર
**ગર્ભજોગી** (પું.) શુકદેવ
**ગર્ભદ્વાર** (ન.) મંદિરનો છેક અંદરનો ભાગ, ગભાર (૨) ગર્ભાગારનું બારણું
**ગર્ભધારણ** (ન.) ગર્ભ ધારણ કરવો-રહેવો તે
**ગર્ભનાટક** (ન.) નાટકમાં નાટક
**ગર્ભનિરોધ** (પું.) ગર્ભ રહેતો રોકવો તે, ગર્ભાધાન-નિરોધ
**ગર્ભનિરોધક** (વિ.) ગર્ભ રહેતો રોકવાનું ઉપકરણ
**ગર્ભમંદિર** (ન.) ગભાર, ગર્ભાગાર, મંદિરનો માંહ્યલો ભાગ

**ગર્ભશાસ્ત્ર** (ન.) ગર્ભ અંગેની વિદ્યા, 'એમ્બ્રિયોલૉજી'
**ગર્ભશ્રીમંત** (વિ.) જન્મથી શ્રીમંત, શ્રીમંતને ઘેર જન્મેલું
**ગર્ભાગાર** (પું.ન.) ગર્ભાશય (૨) અંદરનો ખાનગી-સૂવાનો ઓરડો (૩) મંદિરનો ગભાર-અંદરનો મૂર્તિવાળો ભાગ, ગર્ભગૃહ
**ગર્ભાધાન** (ન.) ગર્ભ મૂકવો તે (૨) ગર્ભ ધારણ કરવો તે (૩) એ નામનો એક હિંદુ સંસ્કાર
**ગર્ભાશય** (વિ.) સ્ત્રીશરીરમાં ગર્ભ રહેવાની જગ્યા-તે અવયવ
**ગર્ભિણી** (સ્ત્રી.) સગર્ભા સ્ત્રી
**ગર્ભિત** (વિ.) જેના ગર્ભમાં-ઊંડાણમાં કંઈ બીજી વસ્તુ, અર્થ કે ભાવ રહેલો હોય તેવું, છૂપું (૨) માર્મિક, અર્થસૂચક
**ગર્વ** (પું.) અભિમાન, ગુમાન
**ગર્વિત, ગર્વિષ્ઠ, ગર્વી, ગર્વીલું** (વિ.) ગર્વવાળું, અભિમાની
**ગર્વોક્તિ** (સ્ત્રી.) ગર્વ ભરેલી ઉકિત-વાણી કે વચન
**ગરૂર** (પું.ન.) મગરૂર, ગર્વીલું
**ગલ** (પું.) માછલાં પકડવાનો આંકડો (૨) ગુપ્ત વાત, બાતમી (૩) ગર, માવો (૪) કૂવામાં પડેલી ચીજ કાઢવા માટેનો આંકડીઓનો ઝૂમખો, બિલાડી (૫) ગર, ઝેરી અધાર-લાળ (૬) બત્તીનો મોગરો (૭) પિવાઈ ગયેલી-બળી ગયેલી ચલમમાંની ગડાકુ (૮) લાંચ, લાલચ (૯) ગુલબાસ (૧૦) (ન.) એક પક્ષી
**ગલકી** (સ્ત્રી.) શાકનો એક વેલો
**ગલગલી, ગલગલિયાં** (સ્ત્રી.ન.બ.વ.) ગલીગલી, ગલીપચી
**ગલગંડુ** (પું.) ગળામાં ગાંઠો થવાનો રોગ
**ગલગોટો** (પું.) એક ફૂલનો છોડ, હજારી ગલ (૨) તેનું ફૂલ
**ગલત** (વિ.) ભૂલ ભરેલું, જૂઠું
**ગલતી** (સ્ત્રી.) ભૂલ, ચૂક (૨) ગોળ પાનાવાળું સુતારનું એક સાધન
**ગલ(-ળ)તકોઢ, ગલત્કુષ્ઠ** (પું.) લોહી કે રસ ટપકયા કરે એવો કોઢનો રોગ, ગળતો કોઢ
**ગલ(-ળ)થૂથી** (સ્ત્રી.) તરત જન્મેલા બાળકને આપવાનું ગોળ, ઘી તથા પાણીનું મિશ્રણ
**ગલનબિંદુ** (ન.) પદાર્થ ઓગળવા માંડે તેના માપનો આંક
**ગલપટો, ગલપટ્ટો** (પું.) ગળે વીંટવાનો પટ્ટો, ગલૂબંધ
**ગલશુંડી, ગલશુંડિકા** (સ્ત્રી.) જીભની પાછલો ભાગ, ગળાનો કાકડો (૨) કાકડા ફૂલવાનો રોગ
**ગલસ્થલ** (પું.) ગળું (૨) ગાલ
**ગલી** (સ્ત્રી.) સાંકડી વાટ (૨) શેરી (૩) ગલીપચી
**ગલીકૂ(-કૂં)ચી** (સ્ત્રી.) ગલીઓમાંનો આડોઅવળો અને સાંકડો માર્ગ (૨) (લા.) કોઈ બાબતને લગતી આડીઅવળી-ઝટ ન લક્ષમાં આવે એવી નાનીમોટી વિગતો
**ગલીચ** (વિ.) ગંદું-અતિ ગંદું (૨) અશ્લીલ (૩) અશુદ્ધ
**ગલીપચી** (સ્ત્રી.) શરીરના અમુક ભાગમાં સ્પર્શથી થતા સળવળાટની મજેદાર અસર, ગલી
**ગલૂડિયું** (ન.) ભટોળિયું, કૂતરાનું નાનું બચ્ચું, કુરકુરિયું
**ગલેફ** (પું.) ગાદીતકિયા વગેરેની ખોલ
**ગલેફું** (ન.) ખાંડ પાયેલી એક મીઠાઈ (૨) ગાલ નીચેનો મોંની અંદરનો ભાગ
**ગલોલ** (સ્ત્રી.) ગોફણ જેવું ગલોલા ફેંકવાનું એક સાધન (૨) ગોફણ વડે ફેંકાતો ગલોલો
**ગલોલી** (સ્ત્રી.) નાનો ગલોલો
**ગલોલો** (પું.) ગલોલ વડે મારવાનો ગોળ કાંકરો કે પથરો
**ગલ્લાંતલ્લાં** (ન.બ.વ.) બહાનાં, આનાકાની
**ગલ્લો** (પું.) નાણું રાખવાનું ઠામ-ખજાનો (૨) પરચૂરણ વકરાનું નાણું નાખવાનું પાત્ર
**ગવતરી** (સ્ત્રી.) (નાની) ગાય
**ગવન** (ન.) એક જાતનો સાલ્લો
**ગવરી** (સ્ત્રી.) ગાય (૨) (વિ.સ્ત્રી.) ગૌરી, ધોળી ને સહેજ લાલ ધાબાવાળી (ગાય)
**ગવર્નર** (પું.) રાજ્યપાલ (૨) સાઈકલનો હાથો (૩) યંત્ર (જેમ કે, એંજિનમાં વરાળ)નું નિયમન કરતી કળ કે તેનો ભાગ
**ગવલી, ગવળી** (પું.) ગોવાળિયો (૨) ઢોર રાખનાર અને દૂધ વેચનાર
**ગવાક્ષ** (પું.) બાકું, જાળિયું, ઝરૂખો, છજું
**ગવાર** (પું.) એક વનસ્પતિ, ગુવાર (૨) ગુવારની શીંગ અને બીજ
**ગવાહ** (પું.) સાક્ષી પૂરનાર, સાક્ષી
**ગવાહી** (સ્ત્રી.) સાક્ષી, પુરાવો
**ગવાળો** (પું.) સરસામાન વગેરેનો પરચૂરણ ઢગલો (૨) સરસામાન ભરવાનો કોથળો
**ગવૈયો** (પું.) ગાનારો, ગાવામાં ઉસ્તાદ, ગાયક
**ગહન** (વિ.) ઊંડું, ગાઢ (૨) દુર્ગમ,દુર્ભેદ્ય (૩) અકળ, ગૂઢ (૪) (ન.) ગાઢ વન, ઝાડી
**ગહેકવું** (ક્રિ.) મહેકવું (૨) હરખાવું, ઉમંગમાં આવવું (૩) ટહુકવું (૪) ગરજવું
**ગહ્વર** (ન.) પહાડની અંદરની બખોલ, ગુફા, કોતર
**ગળકબારી** (સ્ત્રી.) મોટા દરવાજામાં રાખેલી નાની બારી, ડોકાબારી
**ગળકવું** (ક્રિ.) ગહેકવું, ટહુકવું
**ગળગળું** (વિ.) પાણીપોચું, ઢીલું (૨) દુઃખથી કે લાગણીથી ગળું કે કંઠ ભરાઈ જવાથી થાય એવું
**ગળચટું** (વિ.) જરા ગળપણના સ્વાદવાળું
**ગળચવાં** (ન.બ.વ.) ગૂંચવાઈને બોત જેવા ઊભા રહેવું કે બોલતાં અચકાવું તે
**ગળચવું** (ક્રિ.) ખાવું (તિરસ્કાર કે તુચ્છકારમાં કહેવાય છે.) (૨) ગળા સુધી ઈંચવું, ખૂબ ખાવું
**ગળચી** (સ્ત્રી.) ગળું, બોચી, ગરદન
**ગળચું** (ન.) ગળું (તિરસ્કારમાં), ગળચી
**ગળણી** (સ્ત્રી.) ગાળવાનું છિદ્રાળુ સાધન
**ગળણું** (ન.) પાણી વગેરે ગાળવાનો કપડાનો કકડો
**ગળપણ** (ન.) ગળ્યો સ્વાદ (૨) ગોળ ખાંડ જેવી ગળી વસ્તુ કે તેની વાનગી
**ગળફો** (પું.) જે કફ મોંમાં આવતાં થૂંકીએ છીએ તે, બળખો
**ગળવું** (ક્રિ.) ગળામાં ઉતારી જવું (૨) ગાળવું, શુદ્ધ કરવું (૩) (ક્રિ.) ઝમવું (૪) ઓગળવું (૫) ઢીલું થવું, થાકવું (૬) અંદર ઊતરી જવું, કળવું (૭) બોલ્યું ન બોલ્યું કરવું
**ગળસૂણું** (ન.) ગળું સૂજી આવવું તે

**ગળાકાપ(-પુ)** (વિ.) ગળું કાપે એવી, તીવ્ર અસરકારક, આકરું, વસમું
**ગળા(-ળે)ટૂંપો** (પું.) ગળું દબાવી મારી નાખવું તે
**ગળા(-ળે)ફાંસો** (પું.) ગળે ફાંસો ખાવો-દેવો તે
**ગળાડૂબ, ગળાબૂડ** (વિ.) ગળું બૂડે એવું, ગળચિયું, મશગૂલ
**ગળામણ** (ન.) ગાળવાની રીત કે મહેનતાણું (સોનું રૂપું વગેરે) (૨) ગાળતાં નીકળેલો કચરો
**ગળિયારો** (પું.) ગળીથી કપડાં સૂતર વગેરે રંગનારો (૨) રંગનાર કારીગર
**ગળિયું** (વિ.) બેઠું ઊઠે નહીં એવું (૨) (લા.) નિર્માલ્ય કે જક્કી
**ગળી** (સ્ત્રી.) એક વનસ્પતિ (૨) એનાં પાદડાંમાંથી કઢાતો નીલો રંગ
**ગળું** (ન.) શરીરનું એક અંગ (૨) અવાજ, સૂર (૩) ગરદન
**ગળૂબંધ** (પું.) ગળાનું એક ઘરેણું, ગલપટ્ટો
**ગળેચી** (સ્ત્રી.) ઢોરનો એક રોગ
**ગળેપડુ** (વિ.) પારકી વસ્તુ બથાવી પાડનારું (૨) ખોટો આરોપ મૂકનારું, આળ ચડાવનારું
**ગળો** (સ્ત્રી.) એક વેલ
**ગળ્યું** (વિ.) ગોળ સાકરના જેવા સ્વાદવાળું, મીઠું
**ગળ્યુંમધ, ગળ્યુંસાકર** (વિ.) મધ, સાકર જેવું-બહુ ગળ્યું
**ગંગ** (સ્ત્રી.) ગંગા નદી (૨) (પું.) એક હિંદી કવિ
**ગંગા** (સ્ત્રી.) હિંદુઓની પવિત્ર નદી, ભાગીરથી (૨) (લા) ગંગાજળ
**ગંગાજળ** (ન.) ગંગા નદીનું (પવિત્ર) પાણી
**ગંગાજળિયું** (વિ.) ગંગાજળ જેવું
**ગંગાજળી** (સ્ત્રી.) ગંગાજળ રાખવાનું વાસણ (૨) તાંબાકૂંડી (૩) ઘોડાની એક જાત (૪) ઘઉંની એક જાત
**ગંગાજળું** (વિ.) ઘોડાની એક જાતનું
**ગંગાધર** (પું.) શિવ
**ગંગાસ્વરૂપ** (વિ.) પવિત્ર (વિધવાના નામ આગળ માનાર્થે વપરાતું ગં.સ્વ. વિશેષણ)
**ગંગોત્રી** (સ્ત્રી.) ગંગા નદીનું મૂળ-એક તીર્થ (૨) એક વનસ્પતિ
**ગંગોદક** (ન.) ગંગાજળ
**ગંજ** (પું.) ઢગલો, ભંડાર, એક જાતની એકબીજામાં બેસતી વસ્તુઓની ઉતરડ (૨) (જથાબંધ) અનાજનું બજાર
**ગંજન** (ન.) જુલમ (૨) ચડિયાતાપણું (૩) નાશ, પરાભવ (૪) (વિ.) જુલમી (૫) ચડિયાતું
**ગંજાવર** (વિ.) ઘણું મોટું, ભારે વિશાળ
**ગંજી** (સ્ત્રી.) ઘાસનો ઢગલો, ઓઘો
**ગંજીફરાક** (ન.) શરીરે ચપટ આવી રહે એવું ગૂંથેલું બદન
**ગંજીફો** (પું.) રમવાનાં પાનાંનો જથો
**ગંજેટી, ગંજેરી** (વિ.) ભાંગગાંજાનો વ્યસની (૨) એક ઝાડ, નાગબલા
**ગંજો** (પું.) વાળ જતા રહ્યા હોય એવો બોડો માણસ (૨) એક મોટું વહાણ
**ગંઠાઈ** (સ્ત્રી.) ગાંઠવાનું મહેનતાણું, ગાંઠવાની રીત કે કળા
**ગંઠાવું** (ક્રિ.) વધતું અટકવું, ગાંઠવું, ગૂંથવું, જોડવું, જકડવું
**ગંઠોડો** (પું.) સ્ત્રીના પગનું એક ઘરેણું (૨) હાથનું સોનાનું સાંકળું (૩) અંકોડો, આંકડો (૪) પીપળીમૂળ, એક ઔષધિ
**ગંડ** (પું.) લમણો (૨) ગાલ ને લમણા સહિત ચહેરાની એક બાજુ (૩) ગાલ (૪) ગાંઠ, કાચું ગૂમડું, ગોડ
**ગંડમાળ(-ળા)** (સ્ત્રી.) કંઠમાળ નામનો રોગ
**ગંડસ્થળ, ગંડસ્થલ** (ન.) (હાથીનો) લમણાનો ભાગ, કુંભસ્થળ (૨) ગાલ
**ગંડેરી** (સ્ત્રી.) છોલેલી શેરડીના કકડા (૨) લાકડાના ગોળવા
**ગંદકી, ગંદવાડ, ગંદવાડો** (સ્ત્રી.પું.) વાસ મારતો કચરોપૂંજો અથવા મળમૂત્ર (૨) અસ્વચ્છતા
**ગંદું, ગંદુંગોબરું** (વિ.) ગદકીવાળું, મેલું, ગંદું
**ગંધ** (પું.સ્ત્રી.) સોડ, વાસ (૨) દુર્ગંધ (૩) સુગંધી પદાર્થ, ચંદન (૪) તિલક, ચાંલ્લો (૫) (લા.) મિથ્યાભિમાન (૬) અણગમો (૭) (જરાપણ) સહવાસ, સ્પર્શ, નિકટતા (૮) (શંકા જાય એવી) આછીપાતળી અસર કે હયાતીનો ખ્યાલ
**ગંધક** (પું.) એક ખનિજ પદાર્થ, 'સલ્ફર'
**ગંધમાદન, ગંધમગિરી** (પું.) મેરુની પૂર્વે આવેલો સુગંધીદાર જંગલોવાળો એક પર્વત
**ગંધર્વ** (પું.) સ્વર્ગનો ગવૈયો
**ગંધર્વવેદ** (પું.) સંગીત વિષે ચર્ચા કરતો એક ઉપવેદ, સંગીતશાસ્ત્ર
**ગંધર્વવિવાહ, ગંધર્વલગ્ન** (પું.) વિવાહનો એક પ્રકાર, જેમાં વરકન્યા પોતાની મેળે છાની રીતે પરણે છે.
**ગંધાક્ષત** (પું.બ.વ.) ચંદન અને ચોખા
**ગંધાર** (પું.) ભારત અને ઈરાન વચ્ચે આવેલા દેશનું પ્રાચીન નામ (હાલનું કંદહાર) (૨) ગાંધાર (૩) સંગીતના સાત સૂરમાંનો ત્રીજો 'ગ' સ્વર
**ગંભીર** (વિ.) ઊંડું (૨) અહોભાવ ને માન ઉપજાવે તેવું, પ્રૌઢ (૩) પુખ્ત, ઠરેલ, વજનદાર (માણસ, વિચાર વગેરે) (૪) ધીર, સહનશીલ (સ્વભાવ)
**ગાઇડ** (સ્ત્રી.) અભ્યાસની (વિદ્યાર્થીની) માર્ગદર્શિકા ચોપડી (૨) (રેલવેની) ટાઇમ-ટેબલની ચોપડી (૩) (પું.) ભોમિયો, માર્ગદર્શક
**ગાઉ** (પું.) અંતરનું એક પરિમાણ (અઢી કિલોમિટર)
**ગાઉન** (પું.) લાંબો ખૂલતો ડગલો
**ગાગર** (સ્ત્રી.) સાંકડા મોંનું પાણી ભરવાનું વાસણ, અમુક ઘાટનો ઘડો (૨) હળનો વચ્ચેનો જાડો ભાગ
**ગાગરિયોભટ્ટ** (પું.) માણભટ્ટ
**ગાજ** (પું.) બટન બીડવા માટેનું નાકું (૨) (સ્ત્રી.) ગાજવું તે, ગર્જના
**ગાજર** (પું.ન.) એક વનસ્પતિ તથા તેનું કંદ
**ગાજવીજ** (સ્ત્રી.) વાદળાંની ગર્જના અને વીજળી
**ગાજવું** (ક્રિ.) ગરજવું, મોટા બૂમબરાડા પાડવા (૨) (લા.) જાહેર થવું, નામના થવી
**ગાજી, ગાઝી** (વિ.) ધર્મને માટે લડનાર કે મરનાર વીર
**ગાડર, ગાડરું** (ન.) ઘેટું, મેઢું
**ગાડલી** (ક્રિ.) ગાલ્લી, રોહિણી નક્ષત્રનો આકાશમાં દેખાતો ત્રિકોણાત્મક સમૂહ
**ગાડલું** (ન.) ગાલ્લું, નાનું ગાડું
**ગાડવો** (પું.) ઘડા જેવું વાસણ (ઘી-તેલ ભરવાનું), ઘી-તેલનો કૂપો (૨) (લા.) માથું
**ગાડામાર્ગ, ગાડાવટ, ગાડાવાટ** (સ્ત્રી.) ગાડાનો માર્ગ, ચીલો

**ગાડી** (સ્ત્રી.) એક વાહન (રેલગાડી, મોટરગાડી, ઘોડાગાડી વગેરે)
**ગાડું** (ન.) એક વાહન (૨) (લા.) વ્યવહાર, કામકાજ
**ગાઢ** (વિ.) ઘટ્ટ, ઘાડું (૨) અત્યંત, ઘણું (સ્થાન, અંધારું) (૩) ભારે, ઘોર (નિદ્રા)
**ગાઢું** (વિ.) ઘટ્ટ, ઘાડું (૨) અત્યંત, ઘણું (અજ્ઞાન, અંધારું) (૩) (લા.) ચીકણું, કંજૂસ
**ગાણિતિક** (વિ.) ગણિતને લગતું
**ગાણું** (ન.) ગાવું તે (૨) ગાયન, ગીત (૩) વાત, વિવરણ, કથની. જેમ કે, પોતાનું જ ગાણું ગાવું (૪) સ્તુતિ
**ગાતડી** (સ્ત્રી.) વગર સીવેલું કપડું ઓઢીને ગળે વાળેલી ગાંઠ
**ગાતર** (ન.બ.વ.) શરીરના અવયવ, સાંધા
**ગાત્ર** (ન.) શરીર (૨) શરીરનો અવયવ-ભાગ
**ગાથા** (સ્ત્રી.) કથા (૨) છંદોબદ્ધ વાર્તા (૩) શ્લોક (૪) એક પ્રાકૃત ભાષા (૫) જરથોસ્તી ધર્મનો ગ્રંથ
**ગાદલી** (સ્ત્રી.) નાની (આસન જેવી) ગાદી
**ગાદલું** (ન.) ખૂબ રૂથી ભરેલું ગોદડું, તળાઈ
**ગાદી** (સ્ત્રી.) બેસવાના માપનું નાનું ગાદલું (૨) (લા.) શેઠ કે મોટા માણસ કે મહંતનું આસન કે પદ (૩) રાજાનું તખ્ત, સિંહાસન
**ગાદીગર** (પું.) ગાદીતકિયો પડદા વગેરેની સજાવટ કરનાર કારીગર
**ગાદીનશીન** (વિ.) ગાદીએ આવેલું, ગાદી પર બેઠેલું, રાજ્યારૂઢ
**ગાદીપતિ** (પું.) રાજા, ગાદીનો સ્વામી (૨) ગાદીનો વારસ
**ગાન** (ન.) ગાવું તે, ગાયન, ગીત
**ગાનતાન** (ન.) ગાવું અને બજાવવું તે (૨) (લા.) ચેનબાજી, જલસો
**ગાપ(-બ)ચી** (સ્ત્રી.) યુક્તિભેર કાઢી કે નીકળી જવું તે
**ગાફ(-ફે)લ** (વિ.) અસાવધ, ગફલત કરનાર
**ગાફેલિયત, ગાફેલી** (સ્ત્રી.) ગાફેલપણું, અસાવધાની, બેદરકારી, કસૂર
**ગાબડી** (સ્ત્રી.) કાણું (૨) નાનો ખાડો (ઉદા. ગાબડીદાર રૂપિયો)
**ગાબડું** (ન.) બાકું, કાણું (૨) ખાડો (૩) (લા.) નુકસાન, ખોટ (૪) છાપવાની ગોઠવણીમાં (મૂળમાંથી-મૂળ પ્રમાણે) રહી ગયેલું લખાણ, પ્રૂફમાં આમ મળી આવે તે
**ગાભો** (પું.) જેનાથી વસ્તુની અંદરનું પોલાણ પૂરવામાં આવે તે (૨) પાઘડીનું બોતાનું (૩) ઘરેણાની અંદરનો તાંબાપિત્તળનો સળિયો (૪) ફળની અંદરનો ગર-ગરભ (૫) રદ્દી કપડું-ડૂચો
**ગામ** (ન.) માણસના વસવાટનું સ્થળ (બહુધા શહેરથી નાના પાયા પરનું) (૨) વતન, રહેઠાણ
**ગામગપાટો** (પું.) ગામમાં ચાલતી અફવા
**ગામગરાસ** (પું.) બક્ષિસ આપેલી જમીન (૨) ગામ કે જમીનની આવક-રૂપી આજીવિકા (૩) ગામ કે ગરાસ, માલમિલકત
**ગામઠાણ** (ન.) જેની પર ગામ વસ્યું હોય તે જમીન કે સ્થળ, ગામતળ
**ગામડિયું** (વિ.) ગામડાનું કે ગામડાને લગતું (૨) (લા.) તેવી રીતભાતનું, રોંચા જેવું, પ્રાકૃત
**ગામડું, ગામ** (ન.) નાનું ગામ
**ગામલોક** (પું.બ.વ.) ગામની બધી વસ્તી-સમાજ
**ગામી** (પું.વિ.) ગામનો માલિક (૨) મુખી (૩) માળી (૪) ના તરફ જતું કે જનારું
**ગામેતી** (પું.) ગામનો મુખ્ય માણસ, મુખી, ગામ ગરાશિયો (૨) ગામનો રખવાળ
**ગાય** (સ્ત્રી.) દૂધ દેતું એક ચોપગું પ્રાણી
**ગાયક** (પું.) ગાનારો, ગવૈયો
**ગાયત્રી** (સ્ત્રી.) એક વૈદિક છંદ (૨) એક વૈદિક મંત્ર (૩) એક દેવી
**ગાયન** (ન.) ગાવું તે (૨) ગાવાની ચીજ, ગાન, ગીત
**ગાયનવાદન** (ન.) ગાવું અને બજાવવું તે
**ગાયનશાલા(-ળા)** (સ્ત્રી.) સંગીતની શાળા, સંગીત-વિદ્યાલય
**ગાયનશાસ્ત્ર** (ન.) સંગીતશાસ્ત્ર
**ગાયબ** (વિ.) ગેબ, અલોપ
**ગાયરોસ્કોપ** (ન.) પૃથ્વીના ભ્રમણની અસર દર્શાવતું સાધન
**ગાયિકા** (વિ.સ્ત્રી.) ગાનારી, ગાનારી સ્ત્રી
**ગાર** (સ્ત્રી.) લીપવા માટે બનાવેલો છાણ-માટીનો ગારો (૨) (વિ.) ઘણું ઠંડું
**-ગાર** (વિ.) 'કરનાર' એવા અર્થનો નામને લાગતો પ્રત્યય. ઉદા. મદદગાર
**ગારદી** (પું.) ગાર્ડ, પહેરેગીર, ચોકીદાર
**ગારુડી** (પું.) મદારી (૨) સાપનો મંત્ર જાણનાર (૩) જાદુગર
**ગારુડીવિદ્યા** (સ્ત્રી.) ગારુડીની વિદ્યા, સાપને પકડવા તેમજ તેનું ઝેર ઉતારવાની વિદ્યા
**ગારો** (પું.) કાદવ, કીચડ (૨) ચણતરમાં વાપરવા તૈયાર કરેલી માટી વગેરેનું મિશ્રણ (૩) કેલ
**ગાર્ગી** (સ્ત્રી.) ઉપનિષદોમાં પ્રસિદ્ધ એક બ્રહ્મવાદિની સ્ત્રી
**ગાર્ડ** (પું.) (લશ્કરી) પહેરેગીર, રક્ષક (૨) રેલવે ગાડીનો હવાલો સંભાળનાર અધિકારી
**ગાર્ડન** (પું.) બાગ, બગીચો, ઉદ્યાન, ઉપવન
**ગાર્હપત્ય** (પું.) હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે ગૃહસ્થે રાખવાના ત્રણ અગ્નિમાંનો એક (૨) (વિ.) ગૃહસ્થને લગતું (૩) (સ્ત્રી.) ગૃહસ્થાઈ, ગૃહસ્થાશ્રમનું કામકાજ વગેરે
**ગાર્હમેધ** (પું.) ગૃહસ્થે રોજ કરવાના પાંચ મહાયજ્ઞો
**ગાલ** (પું.) માણસના મોંની બે બાજુમાંનો દરેક ભાગ
**ગાલપચોરિ(-ળિ)યાં** (ન.બ.વ.) કાકડા કે ચોળિયા ફૂલવા તે
**ગાલશૂ(-સૂ)રિયું** (ન.) ગાલ તળે રાખવાનું મશરૂનું કે કોઈ પણ નાનું ગોળ ઓશીકું
**ગાલાવેલું** (વિ.) અર્ધું ગાંડું, દાધારંગું (૨) ભોળું ને કંઈક ઓછી સમજવાળું
**ગાલિ** (સ્ત્રી.) ગાળ
**ગાલિપ્રદાન** (ન.) ગાળ આપવી-ભાંડવી તે
**ગાલીચો** (પું.) ઊનનું એક જાતનું પાથરણું
**ગાલ્લી** (સ્ત્રી.) નાનું ગાલ્લું (ભારનું કે વાહનનું) (૨) એક પરિમાણ, ત્રીસ મણનું માપ (૩) આકાશનું સપ્તર્ષિમંડળ
**ગાલ્લું** (ન.) ગાડું, નાનું ગાડું
**ગાવડી,ગાવલડી** (સ્ત્રી.) ગાય
**ગાવલી** (સ્ત્રી.) દલાલી, 'કમિશન'
**ગાવું** (ક્રિ.) સુરેલ અવાજ કાઢવો, સંગીતમાં બોલવું (ગીત વગેરે) (૨) વખાણ કરવાં (૩) એકની એક વાત વારંવાર કહેવી

**ગાળ** (પું.) કૂવો વગેરે ગાળતાં નીકળેલો કચરો (૨) (સ્ત્રી.) અપશબ્દ, ભૂંડો કે ખરાબ બોલ

**ગાળણ** (ન.) ગાળવું તે (૨) ગાળતાં નીકળેલું-ગાળેલું પ્રવાહી, 'ફિલ્ટ્રેટ'

**ગાળણપત્ર** (ન.) ગાળવા માટે કામમાં લેવાતો ખાસ કાગળ, 'ફિલ્ટર પેપર'

**ગાળણી** (સ્ત્રી.) (ખનિજ તેલ વગેરે) ચોખ્ખું કરવું - ગાળવું તે કે તેનું કારખાનું, 'રિફાઈનરી'

**ગાળવું** (ક્રિ.) કચરો કાઢી શુદ્ધ કરવું (૨) આંચ દઈ ઓગાળવું (ધાતુ વગેરે) કે ચોખ્ખું કરવું (ખનિજ તેલ વગેરે) (૩) શોષવું, ઓછું કરવું (૪) વિતાવવું

**ગાળિયું** (ન.) ઢોરને બાંધવાનું ગાળાવાળું દોરડું (૨) (લા.) કામનો બોજો, જવાબદારી (૩) ગળણી (૪) ગાળતાં નીકળેલો કચરો

**ગાળો** (પું.) સરકાવી જવાય એવું નાડું, ફાંસો (૨) અમુક સમય (૩) મોસમ (૪) ઘરનો વિભાગ, ખંડ (૫) બે સ્થળ કે કાળ વચ્ચેનું અંતર (૬) પહોળાઈ, પનો (૭) અમુક જગા, પ્રદેશ (૮) દળણું ઓરવાનું ઘંટીનું મોંઢું (૯) બંગડીનો વ્યાસ

**ગાંગડી** (સ્ત્રી.) નાનો ગાંગડો

**ગાંગડું** (વિ.) ન પલળે અને ન બફાય એવું (૨) (પું.) પલાળવા કે બાફવા છતાં નરમ ન થાય એવો દાણો

**ગાંગડો** (પું.) વસ્તુનો બાઝી ગયેલો નક્કર કકડો-કાંકરો (૨) નહિં ફાટેલું કપાસનું જીંડવું

**ગાંગરવું** (ક્રિ.) બરાડવું (ઊંટનું)

**ગાંગું** (વિ.) કાંગું, નમાલું, રાંક (૨) મૂર્ખ પ્રકૃતિનું, અણઘડ

**ગાંગેય** (પું.) ગંગાના પુત્ર-ભીષ્મ

**ગાંગેરિયું** (ન.) એક પક્ષી, ખંજન પક્ષી

**ગાંગો** (પું.) ઘેરઘેર ફરીને તેલ દિવેલ વગેરે વેચનારો (૨) ગાંગલું-કપાસનું જીંડવું

**ગાંજવું** (ક્રિ.) છેતરવું, ફોસલાવવું (૨) હરાવવું (૩) બદલવું, ગાંઠવું, લેખવું

**ગાંજો** (પું.) ભાંગનો છોડ અથવા તેની કળી (તેને ચલમમાં પીવાથી નશો ચડે છે.)

**ગાંઠ** (સ્ત્રી.) આંટીવાળો બંધ, ગ્રંથિ (૨) ઝાડને-શેરડીને જ્યાંથી ડાળાં ફૂટે છે તે ભાગ (૩) લાકડામાંનો ભમરાવાળો ગંઠાઈ ગયેલો ભાગ (૪) મૂળનો ગઠ્ઠા જેવો ભાગ (જેને વાવવાથી ફણગો ફૂટે છે.) (૫) શરીરમાં લોહી ગંઠાઈ જઈ બાઝેલી ગોળી (૬) એક રગ, પ્લેગની ગાંઠ (૭) (લા.) અંટસ, કીનો (૮) સંપ (૯) લગ્નગાંઠ (૧૦) પોતાની માલિકી

**ગાંઠવું** (ક્રિ.) મણકા કે એવી વેહવાળી વસ્તુને દોરામાં પરોવી ગાંઠ વાળી એક બીજા સાથે ગૂંથવું (૨) દોરી, તાર વગેરેને એકબીજા સાથે ગાંઠ વાળીને બાંધવું (૩) હુકમને તાબે થવું (૪) ગાંઠે કરવું, મેળવવું (૫) ગાંઠ બાંધવી, નક્કી કરવું

**ગાંઠિયો** (પું.) સૂકવેલી હળદરનો કાંકરો (૨) ચણાના લોટની એક તળેલી વાનગી (૩) મોટી ગાંઠ (૪) (વિ.) ગાઠ સાથે સંબંધવાળું (૫) ગાંઠનો આકાર

**ગાંડગુલામી** (સ્ત્રી.) હલકા પ્રકારની ખુશામત

**ગાંડછા, ગાંડાઈ, ગાંડછાપણ** (સ્ત્રી.ન.) ગાંડાપણું, ઘેલછા

**ગાંડિયું** (વિ.) ગાંડું, ગાંડા જેવું, મૂર્ખ (૨) (ન.) કોસ હાંકનારનો કેડ ઉપર બાંધવાનો ચામડાનો ટુકડો

**ગાંડિ(-ડી)વ** (ન.) અર્જુનનું ધનુષ્ય (૨) (લા.) કોઈ પણ ધનુષ્ય

**ગાંડી(-ડી)વધન્વા, ગાંડિ(-ડી)વપાણિ** (પું.) અર્જુન, ગાંડીવ નામનું ધનુષ જેનું છે-જેના હાથમાં છે તે

**ગાંડી** (સ્ત્રી.) બાજીમાં અવળી ચાલે ચાલતી કૂટી-કૂકરી (૨) ગાંડી સ્ત્રી

**ગાંડું** (વિ.) ઘેલું, અણસમજુ, નાદાન, મગજનું ચસકેલું (૨) (ન.) ગાંડું કામ કે વર્તન (૩) બાજીમાં અવળી ચાલે કૂટી ચાલવાનું રમવું તે

**ગાંધર્વ** (વિ.) ગંધર્વોને લગતું

**ગાંધર્વ-વિવાહ, ગાંધર્વલગ્ન** (પું.ન.) વિવાહનો એક પ્રકાર, જેમાં વરકન્યા પોતાની મેળે છાની રીતે પરણે છે.

**ગાંધર્વવેદ** (પું.) સંગીતશાસ્ત્ર

**ગાંધાર** (પું.) સંગીતના સાત સ્વરમાંનો એક - 'ગ' (૨) (સં.) ભારત અને ઈરાન વચ્ચે આવેલા દેશનું પ્રાચીન નામ (હાલનું કંદહાર)

**ગાંધારી** (સ્ત્રી.) ગાંધાર દેશના રાજાની પુત્રી - ધૃતરાષ્ટ્રની પત્ની (૨) કૌરવોની માતા

**ગાંધિયાટું, ગાંધિયાણું** (ન.) ગાંધીનો ધંધો (લા.) બધી બાબતોનું થોડુંથોડું જ્ઞાન હોવું તે (૩) (લા.) ભેળસેળ, ગૂંચવાડો

**ગાંધી** (પું.) કરિયાણું વગેરે વેચનારો વેપારી

**ગાંધીટોપી** (સ્ત્રી.) ખાદીની સફેદ લાંબી ટોપી

**ગાંધીવાદ** (પું.) સત્ય અને અહિંસાના પાયા પર આખી સમાજ વ્યવસ્થા તથા માનવજીવનની ગાંધીજીએ બતાવેલી દૃષ્ટિ કે ફિલસૂફી

**ગાંભીર્ય** (ન.) ગંભીરતા

**ગાંયજો** (પું.) વાળંદ (૨) ટચાક માણસ

**ગાંસડી** (સ્ત્રી.) અનેક વસ્તુ એકઠી બાંધી કરેલો બોજો, પોટલી

**ગાંસડો** (પું.) મોટી ગાંસડી, પોટલો

**ગિટાર** (ન.) (સિતાર જેવું) એક વિલાયતી વાદ્ય

**ગિદ્દડ** (વિ.) સુસ્ત, ભારે (ઘણું ખાવાથી) (૨) (ન.) શિયાળ

**ગિનતી** (સ્ત્રી.) ગણતરી, હાજરી લેવી તે

**ગિની** (સ્ત્રી.) ગીની, એકવીસ શિલિંગની કિંમતનો સોનાનો એક અંગ્રેજી સિક્કો (૨) (પું.) પશ્ચિમ આફ્રિકાનો (કિનારાનો) એક દેશ

**ગિન્નાવું** (ક્રિ.) (પતંગનું) એક બાજુ નમતું-કતરાતું રહેવું (૨) રિસાવું, ગુસ્સે થવું

**ગિયર** (ન.) દંતચક્ર વડે કરાતી અમુક યાંત્રિક રચના કે યંત્રનો તે ભાગ જેથી તેની ગતિ નિયમમાં લઈ શકાય

**ગિરિ(-રિ)જા** (સ્ત્રી.) પાર્વતી

**ગિર(-રિ)ધર** (પું.) શ્રીકૃષ્ણ

**ગિરજાઘર** (ન.) ખ્રિસ્તી દેવળ, 'ચર્ચ'

**ગિરદી** (સ્ત્રી.) ગરદી, ભીડ

**ગિરધારી** (પું.) શ્રીકૃષ્ણ

**ગિરનાર** (પું.) સૌરાષ્ટ્રનો એક પર્વત

**ગિરનારી** (વિ.) ગિરનારનું કે તેને લગતું

**ગિરફતાર** (વિ.) પકડાયેલું (૨) તલ્લીન

**ગિરફતારી** (સ્ત્રી.) કેદ પકડાવું તે, બંધન (૨) તલ્લીનતા

**ગિરમીટ** (ન.) છિદ્રક, છેદ પાડવાનું ઓજાર, શારડી

**ગિરા** (સ્ત્રી.) વાણી (૨) ભાષા

**ગિરિ** (પું.) પર્વત, ડુંગર

**ગિરિકંદર(-રા)** (સ્ત્રી.) પર્વતની ગુફા
**ગિરિરાજ** (પું.) શ્રેષ્ઠ કે મોટો પર્વત (૨) હિમાલય (૩) ગોવર્ધન પર્વત
**ગિરો** (અ.) ગીરવી (૨) (પું.) ગીરવવું તે, દેવા પેટે આડમાં કાંઈ મૂકવું તે
**ગિલેટ** (પું.) ધાતુ પર (સોના વગેરેનો) ઢોળ ચડાવવો-રસવું તે
**ગિલોટી(-તિ)ન** (ન.) મનુષ્યનો વધ કરવાની રીત કે તે માટેનું યંત્ર કે ઓજાર યા વધસ્થાન (૨) ધારાસભા કે પાર્લમેન્ટમાં અમુક પ્રકારના બિલને ઝટ અને વગર વિલંબે પસાર કરવાની રીત કે પદ્ધતિ (૩) છાપખાનાનું કાગળ સરખા એકધારા કાપવા માટેનું યંત્ર
**ગિલ્લી** (સ્ત્રી.) મોઈ (૨) ગડગૂમડ કે બીજા દરદને લીધે આવતો સોજો, વેળ (૩) ખિસકોલી
**ગિલ્લીદંડો** (પું.) મોઈદંડો કે તેની રમત
**ગીગી** (સ્ત્રી.) નાની છોકરી, કીકી
**ગીગો** (પું.) નાનો છોકરો, કીકો
**ગીચ** (વિ.) ઘીચ, પાસે પાસે સંકડાઈને આવી રહેલું
**ગીચોગીચ** (અ.) ઘીચોઘીચ, ખીચોખીચ, ભીડ-ગરદી થાય તેમ (૨) (વિ.) ખૂબ ગીચ
**ગીઝર** (ન.) પાણી ગરમ કરવા માટેનું વીજળીથી ચાલતું સાધન
**ગીત** (ન.) ગાયન (૨) અવસર પર ગવાતું ગાણું
**ગીતા** (સ્ત્રી.) કેટલાક ધાર્મિક પદ્યગ્રંથોને આપવામાં આવેલું નામ. ઉદા. શિવગીતા, રામગીતા, ભગવદ્ગીતા, પરંતુ ખાસ કરીને તે નામથી ભગવદ્ગીતા જ ઓળખાય છે.
**ગીતામૃત** (ન.) ગીતા કે તેના ઉપદેશરૂપી અમૃત
**ગીતિ** (સ્ત્રી.) એક છંદ
**ગીધ** (ન.) એક મોટું માંસાહારી પક્ષી
**ગીની** (સ્ત્રી.) ગિની, એકવીસ શિલિંગની કિંમતનો સોનાનો એક (બ્રિટિશ) સિક્કો (૨) પશ્ચિમ આફ્રિકાનો (કિનારાનો) એક દેશ
**ગીમ** (સ્ત્રી.) ગંજીફાનાં પત્તાંની એક રમત
**ગીર** (પું.) (ગોસાંઈની એક જાતના નામને અંતે વપરાય છે.) (૨) ગિરનારનો ગિરિપ્રદેશ
**-ગીર** (વિ.) એક પ્રત્યય, 'વાળું'. 'ઝાલનાર' એવા અર્થમાં નામને અંતે. ઉદા, જહાંગીર, દસ્તગીર
**ગીરણી** (સ્ત્રી.) યંત્રથી ચાલતું કારખાનું, મિલ
**ગીરવી** (અ.) ગીરવેલું, ઘરેણે
**ગીરો** (અ.) ગીરવી (૨) (પું.) ગીરવવું તે, દેવા પેટે આડમાં કાંઈ મૂકવું તે
**ગીરોખત** (ન.) ગીરો મૂકયાનું ખત-લખાણ
**ગીરોહક(-ક્ક)** (પું.) ગીરો રાખવાથી મળતો હક
**ગીર્વાણ** (પું.) દેવ, સૂર
**ગીર્વાણ-ભાષા** (સ્ત્રી.) સંસ્કૃત, દેવભાષા
**ગીસ** (સ્ત્રી.) ચોરી
**ગુચ્છ, ગુચ્છો** (પું.) ગોટો, કલગી (૨) વાળનો જથ્થો-જુલફું
**ગુજરવું** (ક્રિ.) જવું, વહી જવું (૨) વીતવું, માથે આવી પડવું (૩) જતું કરવું, દરગુજર કરવું (૪) મરણ પામવું
**ગુજરાત, ગૂજરાત** (પું.સ્ત્રી.ન.) ભારતનો એક રાજકીય એકમ-પ્રદેશ
**ગુજરાતી** (વિ.) ગુજરાતનું, -ને લગતું (૨) (સ્ત્રી.) ગુજરાતી ભાષા (૩) (પું.) ગુજરાતનો રહેવાસી
**ગુજરાન** (ન.) નિર્વાહ, ગુજારો
**ગુજરી** (સ્ત્રી.) સ્ત્રીના હાથનું એક ઘરેણું (૨) ભૈરવ રાગની એક રાગણી, (૩) શહેર-કસબામાં ભરાતું બજાર
**ગુજારવું** (ક્રિ.) નિર્ગમન કરવું, ગાળવું (૨) રજૂ કરવું, દાદ માગવી (૩) માથે નાખવું, વિતાડવું
**ગુજારો** (પું.) નિભાવ, નિર્વાહ, ગુજરાન
**ગુટકો** (પું.) ઘણી ઓછી લંબાઈ-પહોળાઈની નાનકડી જાડી ચોપડી
**ગુટિકા, ગુટી** (સ્ત્રી.) ગોળી (દવાની)
**ગુટી** (સ્ત્રી.) માટીનો ગોળો બાંધીને (છોડની કે ઝાડની) કલમ કરવાની રીત અથવા એવી રચના (૨) ગોળી
**ગુડ** (પું.) ગોળ
**ગુડગુડ** (અ.) એવો અવાજ કરીને (જેમ કે, પેટમાં, હૂકાથી) (૨) ધીરે ધીરે, ગબડતું હોય એમ (ભોટીલાં કે બાળક ચાલે એમ)
**ગુડવિલ** (સ્ત્રી.) શુભેચ્છા, સદ્ભાવ (૨) વેપારધંધાની આબરૂ પ્રતિષ્ઠા કે તેનું મૂલ્ય
**ગુડ્ઝ** (ન.) સરસામાન (૨) (સ્ત્રી.) માલગાડી, ગુડ્ઝ ટ્રેન
**ગુણ** (પું.) જાતિ સ્વભાવ, મૂળ લક્ષણ, ધર્મ, ખાસિયત (૨) સદ્ગુણ,સારું લક્ષણ (૩) પ્રકૃતિના ત્રણ ધર્મ - સત્ત્વ, રજસ, તમસ તે (૪) (તે પરથી) ત્રણની સંખ્યા (૫) અસર, ફાયદો (૬) ઉપકાર (૭) પણછ (૮) દોરી, દોરો, દોરડું (૯) દોકડો, 'માર્ક' (૧૦) સ્વરોના બે ફેરફાર-ગુણ,વૃદ્ધિમાંનો પ્રથમ (૧૧) કૃતિનું રસપ્રદ લક્ષણ (શૈલી, લાલિત્ય વગેરે) (૧૨) (વિ.) (સંખ્યાને અંતે તે સમાસમાં જેમ કે, શતગુણ) ગણું
**ગુણક** (પું.) ગુણનાર અંક-સંખ્યા-રકમ (ગ.)
**ગુણકક્ષા** (સ્ત્રી.) ગુણની કક્ષા કે ક્રમ, 'ગ્રેડિંગ'
**ગુણ(-ણિ)કા** (સ્ત્રી.) વેશ્યા, ગણિકા, વારાંગના
**ગુણકારી, ગુણકારક** (વિ.) ફાયદો કરે એવું, ફાયદાકારક
**ગુણગાન** (ન.) ગુણ ગાવા તે, વખાણ (૨) કથા, આખ્યાન
**ગુણગ્રાહક, ગુણગ્રાહી** (વિ.) ગુણજ્ઞ, કૃતજ્ઞ (૨) સામી વ્યકિતમાં ગુણો હોવાનું સ્વીકારનાર
**ગુણજ્ઞ** (વિ.) ગુણ જાણનારું, કદર કરનાર
**ગુણદર્શક, ગુણદર્શી** (વિ.) ગુણ કે લક્ષણ બતાવતું (૨) 'કૉલેટેટિવ'
**ગુણદોષ** (પું.) ગુણ અને દોષ, સારાસાર
**ગુણ ધર્મ** (પું.) ગુણ કે ધર્મ-લક્ષણ 'પ્રોપર્ટી'. જેમ કે, વસ્તુના ગુણધર્મો (૨) અમુક ગુણો ધરાવવાની સાથે પ્રાપ્ત થતો સ્વભાવ કે ધર્મ
**ગુણવાચક** (વિ.) ગુણ બતાવનારું (વિશેષણ) (વ્યા.)
**ગુણવિગ્રહ** (પું.) ગુણ પૃથક્કરણ, ગુણાકારના અવયવોને છૂટા પાડવાની ક્રિયા, 'ફૅક્ટરાઇઝેશન' (ગ.)
**ગુણવિશ્લેષ** (પું.) ગુણવિગ્રહ, ગુણ-પૃથક્કરણ, 'ફૅક્ટરાઇઝેશન'
**ગુણન** (ન.) ગુણવું તે, ગુણાકાર
**ગુણાકાર** (પું.) ગુણવું તે (૨) એથી આવતી રકમ
**ગુણાઢ્ય** (વિ.) ગુણથી ભરપૂર (૨) (પું.) એક પ્રસિદ્ધ પંડિત
**ગુણાતીત** (વિ.) સત્ત્વ વગેરે ત્રણ ગુણોને-તેમનાં કાર્યોને ઓળંગી ગયેલું, પરમજ્ઞાની
**ગુણાત્મક** (વિ.) પ્રકૃતિના ત્રણે ગુણવાળું
**ગુણાનુરાગ** (પું.) બીજાના ગુણો પ્રત્યે આસકિત કે આદર

**ગુણાનુરાગી** (વિ.) ગુણાનુરાગવાળું
**ગુણાનુવાદ** (પું.) ગુણગાન, સ્તુતિ (૨) શ્રદ્ધાસુમન અર્પતાં થતી પ્રશસ્તિ
**ગુણાવયવ** (પું.) ગુણાકારનો અવયવ, 'ફૅક્ટર'
**ગુણાંક** (પું.) ગુણાકાર કરવાથી આવેલી રકમ (૨) ગુણવાનું-ગણા કરવાનું બતાવતો આંકડો, ગુણક, 'કોઇફિશંટ'
**ગુણિયલ** (વિ.) સદ્‌ગુણી, ગુણોવાળું
**ગુણી** (વિ.) સદ્‌ગુણી (૨) (પું.) ગુણવાન પુરુષ (૩) કલાકોવિદ (૪) જંતરમંતર જાણનાર
**ગુણીજન** (પું.ન) કદરદાન, ચતુર માણસ (૨) સજ્જન, ગુણિયલ માણસ (૩) ભાટ-ચારણ, બંદીજન
**ગુણીભૂત** (વિ.)ગૌણ બનેલું (૨) ગુણરૂપ-ભૂષણરૂપ બનેલું-કરેલું
**ગુણોત્તર** (પું.ન.) બે રકમ વચ્ચેનું પ્રમાણ, 'રેશિયો'
**ગુદા** (સ્ત્રી.) ગાંડ, શરીરમાંથી વિષ્ટા નીકળવાનું દ્વાર, મળદ્વાર
**ગુદાસ્થિ** (ન.) માણસના શરીરમાં કરોડને છેડે આવેલું ત્રિકોણ હાડકું
**ગુનાશોધનવિદ્યા** (સ્ત્રી.) ગુના શોધી કાઢવા અંગેનું શાસ્ત્ર. 'ક્રિમિનોલૉજી'
**ગુનાવિજ્ઞાન** (ન.) ગુનાને લગતું શાસ્ત્ર
**ગુનેગાર** (વિ.) ગુનો કરનારું, અપરાધી
**ગુનેગારી** (સ્ત્રી.) ગુનેગારપણું
**ગુનો** (પું.) અપરાધ, વાંક, તકસીર
**ગુપચુપ** (અ.) ચૂપચાપ, છાનુંમાનું (૨) (દહીં-બટાકાની) એક વાની
**ગુપ્ત** (વિ.) છુપાવેલું, સંતાડેલું (ધન વગેરે) (૨) છાનું, ગૂઢ (૩) (પું.) એક પ્રાચીન રાજવંશ
**ગુપ્તચર** (પું.) જાસૂસ, વેશપલટો કરી માહિતી મેળવનાર રાજપુરુષ
**ગુપ્તચર્યા** (સ્ત્રી.) અજ્ઞાતચર્ચા, કોઈ ઓળખે નહિ તેવી રીતે માહિતી મેળવવા ફરવું તે
**ગુપ્તદાન** (ન.) છૂપું દાન
**ગુપ્તમત** (ન.) ગુપ્ત રીતે અપાતો મત, 'બૅલેટ'
**ગુપ્તિ** (સ્ત્રી.) રક્ષણ, ગુપ્તતા
**ગુપ્તી** (સ્ત્રી.) લાકડીની અંદર ગુપ્ત-છૂપું રહે એવું એક અણીદાર સળિયા જેવું હથિયાર
**ગુફ્ત(-તે)ગો** (સ્ત્રી.) છાની વાતચીત, મસલત, ગૂજ
**ગુફા** (સ્ત્રી.) પહાડની બખોલ-ઊંડું કોતર, ગુહા
**ગુમ** (વિ.) ખોવાયેલું
**ગુમરાહ** (વિ.) રસ્તો ભૂલેલું, અવળે માર્ગે વળેલું
**ગુમસૂમ** (અ.) સૂમસામ, ગુપચુપ
**ગુમાન** (ન.) અભિમાન, અહંકાર, ગર્વ, ફાંકો
**ગુમાની** (વિ.) અભિમાની, ગર્વિષ્ઠ, અહંકારી
**ગુમાવવું** (ક્રિ.) ખોવું (૨) ધૂળધાણી કરવું, ઉડાવી દેવું
**ગુમાસ્તી** (સ્ત્રી.) ગુમાસ્તાનું કામ, મહેતાગીરી
**ગુમાસ્તો** (પું.) કારકુન, મહેતો
**ગુરખો** (પું.) નેપાળ-ભૂતાન જેવા દેશનો વતની
**ગુરદો** (પું.) ગુરજ, લોઢાનો મગદળ (૨) મૂત્રપિંડ, 'કિડની' (૩) હિંમત, સાહસ
**ગુરુ** (વિ.) મોટું (૨) ભારે (૩) દીર્ઘ (૪) (પું.) શિક્ષક (૫) પુરોહિત, ગોર (૬) (સં.) એ નામનો ગ્રહ, બૃહસ્પતિ (૭) ગુરુવાર (૮) પહોંચી વળે એવી ચડિયાતી અક્કલ આવડત કે શકિતવાળો માણસ
**ગુરુકંસ** (પું.) [ ] આવો મોટો કૌંસ
**ગુરુકિલ્લી** (સ્ત્રી.) ગુરુકૂંચી, ગમે તેવી મુશ્કેલીમાંથી માર્ગ કાઢનારી યુકિત, 'માસ્ટર કી'
**ગુરુકુલ, ગુરુકુળ** (ન.) ગુરુને રહેવાનું ઠેકાણું, જ્યાં વિદ્યાર્થીઓને રાખીને તે શિક્ષણ આપે છે (૨) તે પદ્ધતિને અનુસરતી શિક્ષણસંસ્થા
**ગુરુકોણ** (પું.) કાટખૂણાથી મોટો ખૂણો, 'ઑબ્ટ્યૂસ ઍંગલ'
**ગુરુજન** (પું.ન.બ.વ.) વડીલવર્ગ (માબાપ, શિક્ષક વગેરે)
**ગુરુતમ** (વિ.) સૌમાં ગુરુ, ગુરુમાં ગુરુ
**ગુરુત્વ** (ન.) ગુરુપણું (૨) મોટાઈ, ગૌરવ (૩) ભારેપણું
**ગુરુત્વકેન્દ્ર** (ન.) બિંદુથી વજનનું સમતોલપણું થતું હોય તે, 'સેન્ટર ઑફ ગ્રેવિટી'
**ગુરુત્વમધ્યબિંદુ** (ન.) ગુરુત્વકેન્દ્ર
**ગુરુત્વાકર્ષણ** (ન.) ભારનું પૃથ્વીના કેન્દ્ર તરફ ખેંચાવું તે, 'ગ્રેવિટેશન'
**ગુરુદક્ષિણા** (સ્ત્રી.) અભ્યાસ પૂરો કર્યા પછી ગુરુને અપાતી દક્ષિણા કે ભેટ
**ગુરુપત્ની** (સ્ત્રી.) ગુરુની પત્ની
**ગુરુપદ** (ન.) ગુરુનુંપદ-પદવી, ગુરુનું સ્થાન
**ગુરુપૂજા** (સ્ત્રી.) ગુરુની પૂજા-આદર-માન
**ગુરુબંધુ** (પું.) સમાન ગુરુનો શિષ્ય, સહાધ્યાયી
**ગુરુભકિત** (સ્ત્રી.) ગુરુ પ્રત્યે ભકિત-આદરભાવ
**ગુરુભાઈ** (પું.) ગુરુબંધુ
**ગુરુમંત્ર** (પું.) ગુરુએ આપેલો મંત્ર (૨) (લા.) છૂપી સલાહ, શિખવણી
**ગુરુયોજના** (સ્ત્રી.) અનેક બાબતોને સમાવી લઈ થતી સમગ્ર મોટી યોજના, 'માસ્ટર-પ્લાન'
**ગુરુરેખા** (સ્ત્રી.) મહારેખા, (-) આવું વિરામચિહ્‌ન
**ગુરુવાદ** (પું.) સાધના માટે ગુરુ અનિવાર્ય છે અને તેના પ્રત્યે અનન્ય ભકિત હોવી જોઈએ એવો વાદ
**ગુરુવાર** (પું.) અઠવાડિયાનો એક દિવસ
**ગુર્જર** (વિ.) ગૂર્જર, ગુજરાતનું (૨) (પું.) ગુજ્જર જાત (૩) ગુજરાત (૪) ગુજરાતનો વતની
**ગુર્જરી** (સ્ત્રી.) ગુજરાતણ (૨) રબારણ, ગોવાળણી (૩) એક જૂનો ગુજરાતી રાસ (૪) રાગની એક ઢબ (૫) ગુજરાતી ભાષા કે ગુજરાતરૂપી દેવી (૬) (વિ.) ગુર્જર-ગુજરાત દેશને લગતું
**ગુલ** (ન.) ફૂલ (૨) ગુલાબનું ફૂલ (૩) બત્તી ઉપરનો બળેલો ભાગ, મોગરો
**ગુલકંદ** (પું.) ગુલાબની પાંખડીઓ ને સાકરનો મુરબ્બો
**ગુલચશ્મ** (ન.) એક પક્ષી
**ગુલજાન** (વિ.) ગુલાબના આત્મા જેવું, સુંદર, મોહક
**ગુલજા(-ઝા)ર** (પું.) ગુલાબની વાડી, ફૂલવાડી (૨) (વિ.) મનોહર, સુંદર
**ગુલદસ્ત** (પું.) ફૂલનો ગોટો-તોરો
**ગુલદાન** (ન.) ફૂલદાની
**ગુલમોર** (પું.ન.) એક ફૂલઝાડ (૨) તેનું ફૂલ
**ગુલાબ** (ન.) એક ફૂલઝાડ (૨) તેનું ફૂલ
**ગુલાબજળ** (ન.) ગુલાબની ખુશબોવાળું પાણી
**ગુલાબજાંબુ** (ન.) એક મીઠાઈ
**ગુલાબી** (વિ.) ગુલાબના રંગનું (૨) મીઠું-મજેદાર (ઉદા. ઊંઘ, સ્વભાવ) (૩) (સ્ત્રી.) ગુલાબના જેવો રાતો રંગ

**ગુલામ** (પું.) ખરીદ કરેલો ચાકર (૨) (લા.) પરવશ-પરતંત્ર માણસ
**ગુલામી** (સ્ત્રી.) ગુલામપણું (૨) ઘણી હલકી તાબેદારી (૩) પરાધીનતા
**ગુલાલ** (પું.ન.) એક રાતા રંગનો સહેજ સુગંધીદાર ભૂકો (આનંદોત્સવ, ખાસ કરીને હોળીના દિવસોમાં, એ ખૂબ વપરાય છે.)
**ગુલાંટ, ગુલાંટિયું** (સ્ત્રી.ન.) ગોટીમડું (૨) ઊલટું ફરી જવું તે
**ગુલિસ્તાન** (ન.) ગુલશન, ફૂલવાડી, બાગ
**ગુલ્મ** (ન.) ગોળાનો રોગ (૨) ગાંઠ (૩) ઝુંડ, ઝાડી (૪) અમુક સંખ્યામાં ચતુરંગ સેનાની પલટણ
**ગુલ્લું** (ન.) પાપડની કણકનો લૂઓ, ગૂલરું
**ગુસપુસ** (સ્ત્રી.) ગુચપુચ, છાની વાતચીત-મસલત
**ગુસ્તાખી** (સ્ત્રી.) બેશરમી, અસભ્યતા, બેઅદબી
**ગુસ્લ, ગુસલ** (ન.) સ્નાન
**ગુસ્લખાનું, ગુસલખાનું** (ન.) સ્નાન-નાહવાની ઓરડી
**ગુસ્સો** (પું.) ક્રોધ, કોપ, રીસ
**ગુહ** (પું.) કાર્તિકેય (૨) ગુહક
**ગુહક** (પું.) (રામચંદ્રને ગંગા પાર ઉતારનાર) નિષાદ રાજા
**ગુહા** (સ્ત્રી.) ગુફા
**ગુહ્ય** (વિ.) છૂપું, છુપાવવા યોગ્ય, ગુપ્ત, છાનું (૨) (ન.) રહસ્ય, મર્મ (૩) છૂપી વાત
**ગુહ્યેન્દ્રિય** (સ્ત્રી.) જનનેંદ્રિય, ગુપ્તાંગ
**ગુંજ** (ન.) છૂપી વાત, ભેદ (૨) (વિ.) ગુહ્ય, ગૂજ, ગુપ્ત (૩) ગાંઠ, ગૂંચ, આંટી (૪) (પું.) ગુંજન (૫) (સ્ત્રી.) ચણોઠી કે તેનું ઝાડ (૬) ચણોઠી જેટલું વજન, રતી
**ગુંજક** (વિ.) ગુંજારવ કરે એવું, 'રેઝોનેટર'
**ગુંજન** (ન.) ગણગણાટ, ગુંજારવ, કોમળ મધુર ધ્વનિ
**ગુંજવું** (ક્રિ.) ગણગણવું, ગુંજાર કરવો
**ગુંજા** (સ્ત્રી.) ચણોઠી કે તેનું ઝાડ (૨) ચણોઠી જેટલું વજન, રતી
**ગુંજાફલ(-ળ)** (ન.) ચણોઠી
**ગુંજારવ** (પું.) ગુંજવાનો અવાજ
**ગુંજાશ** (સ્ત્રી.) ગજું, તાકાત (૨) સમાઈ શકવું તે, સમાવાની શકયતા
**ગુંઠન** (ન.) ઢાંકવું-છુપાવવું તે (૨) ચોપડવું-લગાડવું તે
**ગુંઠો** (પું.) જમીનનું એક માપ (એકરનો ૪૦મો ભાગ, ૧૧ × ૧૧ ચોરસવાર)
**ગુંડ, ગુંડો** (વિ.) જબરદસ્તીનાં કામ કરનારું, બદમાશ, દાંડ (૨) (પું.) એવો આદમી
**ગુંડાગીરી** (સ્ત્રી.) ગુંડાપણું, ગુંડા જેવું વર્તન
**ગુંડાશાહી** (સ્ત્રી.) ગુંડાઓનો અમલ
**ગુંદ, ગુંદર** (પું.) કેટલાંક ઝાડમાંથી ઝરતો ચીકણો રસ (૨) ચોટાડવાના કામમાં આવતો તેવો બાવળનો રસ
**ગુંદરિયું** (ન.) પલાળેલો ગુંદર રાખવાનું પાત્ર (૨) (વિ.) ગુંદર જેવું ચીકણું-ચોટે એવું (૩) (લા.) લફરું-કંટાળો આવે તોય ન ખસે એવું-ચોટણ વૃત્તિનું (માણસ)
**ગુંફન** (ન.) ગૂંથણી
**ગુંફિત** (વિ.) ગૂંથેલું
**ગુંબજ** (પું.) ઘૂમટ
**ગૂ** (ન.) વિષ્ટા, મળ
**ગૂગળ** (પું.) એક ડુંગરી ઝાડનો ગુંદર (તે દવાના તેમજ ધૂપ કરવાના કામમાં આવે છે.)
**ગૂજ, ગૂઝ** (સ્ત્રી.) ગુપ્ત વાત, રહસ્ય (૨) બે બાજુ અણીવાળો (પાટિયાં જોડવાનો) ખીલો (૩) (વિ.) ગુહ્ય, ગુપ્ત
**ગૂડવું** (ક્રિ.) કાપવું, વાઢવું (૨) ગોડવું, ખોદવું
**ગૂઢ** (વિ.) ગુહ્ય, છાનું (૨) ન સમજાય એવું, ગહન (૩) ઇંદ્રિયાતીત, 'મિસ્ટિક'
**ગૂઢલિપિ** (સ્ત્રી.) ગુપ્તલિપિ
**ગૂઢવાદી** (વિ.પું.) ગૂઢવાદમાં માનનાર, રહસ્યવાદી
**ગૂઢાક્ષર** (પું.) ગૂઢ અક્ષર, છુપાઈ રહેતો વર્ણ
**ગૂઢાર્થ** (પું.) ગૂઢ ઊંડો કે ગહન અર્થ, છૂપો અર્થ
**ગૂણ** (સ્ત્રી.) શણનો થેલો, કોથળો (૨) છાલકું (ગધેડા વગેરે ઉપરનું) (૩) ચાર મણનું માપ
**ગૂણપાટ** (ન.) શણ કે સૂતળીનું વણેલું તાપડું, ટાટિયું (૨) (ન.બ.વ.) તેનાં વસ્ત્ર કે તે પહેરવાની જેલશિક્ષા
**ગૂણિયું** (ન.) ગૂણપાટનો બનાવેલો થેલો, શણિયું, કંતાન
**ગૂણિયો** (પું.) તાંબાનો ઘડો (૨) થેલો, ગૂણ (૩) અમુક વજનનું માપ (૪) કાટખૂણો (કારીગરનો)
**ગૂમડું** (ન.) શરીરે ઊઠતો ફોલ્લો-ટેટા જેવો ગઠ્ઠો
**ગૂર્જર** (વિ.) ગુર્જર (૨) (પું.) ગુજરાત
**ગૂંગણું** (વિ.) નાકમાંથી બોલતું
**ગૂંગળામણ** (ન.સ્ત્રી.) ગૂંગળાવું તે, શ્વાસ રુંધાવો તે
**ગૂંગળાવું** (ક્રિ.) હવાની ખોટ કે અટકાયતને લીધે અમૂંઝાવું, શ્વાસ રૂંધાવો
**ગૂંગું** (વિ.) નાકમાંથી બોલતું, ગૂંગણું (૨) મૂંગું (૩) (ન.) નાકના મળનો બંધાઈ ગયેલો પોપડો
**ગૂંચ** (સ્ત્રી.) (દોરા વગેરેનું) ગંઠાઈ જવું તે (૨) (લા.) ઉકેલ ન મળે એવી સ્થિતિ, આંટીઘૂંટી, મુશ્કેલી
**ગૂંચવણ, ગૂંચવણી** (સ્ત્રી.) ગૂંચાઈ જવું તે, આંટી-ઘૂંટી, મૂંઝવણ (૨) જેમાંથી ઉકેલ કાઢવો મુશ્કેલ થઈ પડે એવી પરિસ્થિતિ
**ગૂંચવાડિયું** (વિ.) ગૂંચવાડાવાળું
**ગૂંથણ** (ન.) ગૂંથવું તે (૨) ગૂંથવાનું કામ (૩) ગૂંથવાની કળા
**ગૂંથણી** (સ્ત્રી.) ગૂંથણનું કામ (૨) ગૂંથવાની કળા કે આવડત (૩) ગૂંથામણી
**ગૂંથવું** (ક્રિ.) દોરો કે સેરને આંટી પાડી પાડીને સાંકળવું-જાળીદાર રચના કરવી (૨) ઓળવું (માથું)
**ગૂંથામણ, ગૂંથામણી** (ન.સ્ત્રી.) ગૂંથવાનું મહેનતાણું કે ગૂંથવાની રીત
**ગૂંદવું** (ક્રિ.) પગ તળે કચરવું, ખૂંદવું (૨) દાબી મસળીને નરમ કરવું (૩) (લા.) મારવું, ઠોકવું
**ગૂંદી** (સ્ત્રી.) એક વૃક્ષ
**ગૂંદું** (ન.) ગૂંદીનું ફળ
**ગૂંદો** (પું.) ગૂંદવું એ, સખત માર મારવો એ
**ગૃધ્ર** (ન.) ગીધ
**ગૃધ્રસી** (સ્ત્રી.) કમર અને તેની નીચેના ભાગમાં લાગુ પડતું વાનું દર્દ
**ગૃહ** (ન.) ઘર (૨) છાત્રાલય (૩) જગ્યા, આલય, મકાન કે ઓરડો (સમાસમાં અંતે. જેમ કે, શયનગૃહ, ભોજનગૃહ) (૪) વિધાનસભા કે લોકસભાનો ખંડ

**ગૃહઉદ્યોગ** (પું.) ઘેર બેઠા થઈ શકે તેવો ઉદ્યોગ (ઉદા. રેંટિયો કાંતવો)
**ગૃહકાર્ય** (ન.) ગૃહકર્મ, ઘરકામ (૨) ઘેરથી કરી લાવવાનું લેસન-ભણવાનું કામ
**ગૃહત્યાગ** (પું.) ઘર છોડી જવું-સંન્યાસ લેવો તે
**ગૃહદેવતા** (સ્ત્રી.) ઘરની દેવી (૨) (પું.બ.વ.) ઘરના દેવો (કુલ ૪૫ છે.)
**ગૃહનિર્માણ** (ન.) આવાસો બાંધવા તે
**ગૃહપતિ** (પું.) ગૃહસ્થ(૨) છાત્રો પર દેખરેખ રાખનાર શિક્ષક, અધિકારી-છાત્રાલયના સંચાલક
**ગૃહપત્ની** (સ્ત્રી.) ગૃહિણી
**ગૃહપ્રધાન** (પું.) ગૃહસચિવ, ગૃહખાતાનો પ્રધાન
**ગૃહપ્રવેશ** (પું.) ઘરમાં વિધિપૂર્વક પ્રવેશ કરવો તે (૨) બીજાના ઘરમાં કે હદમાં રજા વિના પેસવું તે, 'ટ્રેસપાસ'
**ગૃહમંત્રી** (પું.) ગૃહ ખાતાન મંત્રી, ગૃહપ્રધાન, 'હોમ-સેક્રેટરી (૨) ગૃહસચિવ
**ગૃહમાતા** (સ્ત્રી.) છાત્રાલય-સંચાલિકા (ખાસ કરીને કન્યા છાત્રાલયમાં)
**ગૃહરેખા** (સ્ત્રી.) ગૃહીત લેવાતી કે મનાતી રેખા, 'ડેટમ લાઈન'
**ગૃહલક્ષ્મી** (સ્ત્રી.) સુશીલ, સચ્ચરિચ સ્ત્રી
**ગૃહવિચ્છેદ** (પું.) કાયદેસર રીતે પતિપત્ની જુદાં થવાં તે, 'જ્યુડિશિયલ સૅપરેશન'
**ગૃહવિજ્ઞાન** (ન.) ઘરને લગતું શાસ્ત્ર
**ગૃહસંસાર** (પું.) ઘરસંસાર, ઘરખટલો, ઘરનો કૌટુંબિક વ્યવહાર
**ગૃહસંસ્કાર** (પું.) ઘરમાંથી મળતા કે પડતા સંસ્કાર
**ગૃહસ્થ** (પું.) ઘરમાં રહેનારું, બ્રહ્મચર્યાશ્રમ પૂરો કરી ગૃહસ્થાશ્રમમાં દાખલ થયેલો માણસ (૨) સારો ખાનદાન માણસ, સજ્જન
**ગૃહસ્થાઈ** (સ્ત્રી.) ગૃહસ્થપણું
**ગૃહસ્થાશ્રમ** (પું.) બ્રહ્મચર્યાશ્રમ પછીનો બીજો આશ્રમ, ગૃહસ્થ-જીવન
**ગૃહીત** (વિ.) ગ્રહણ કરેલું (૨) માની લીધેલું (૩) (ન.) ગ્રહણ કરેલું તે, 'હાઈપોથેસિસ'
**ગૃહોપયોગી** (વિ.) ઘરમાં ખપનું, ઘરને માટે ઉપયોગી
**ગેજ** (પું.) માપ, માપવાનું સાધન, માપનું ધોરણ (જેમ કે, રેલવે-'બ્રોડ', 'મિટર')
**ગેજમીટર** (પું.) પતરાંની જાડાઈ માપવાનું સાધન
**ગૅઝેટ** (ન.) (સરકારી) સમાચાર-પત્ર કે છાપું, રાજપત્ર
**ગૅઝેટિયર** (ન.) સર્વસંગ્રહ, ભૂગોળની માહિતી આપતું પુસ્તક (એક સરકારી પ્રકાશન)
**ગેટ** (પું.) દરવાજો (૨) (સ્ત્રી.) પોલીસચોકી, થાણું
**ગેડ** (સ્ત્રી.) ગડ, પડ, ગડી (કપડાની) (૨) સળ (કાગળનો) (૩) બંધન (૪) મેળ બેસવો તે, સયુક્તિક્તા
**ગેડી** (સ્ત્રી.) ગેડીદડાની રમતમાં વપરાતી છેડેથી વાંકી લાકડી
**ગેડીદડો** (પું.) ગેડી અને દડો કે તે વડે રમાતી રમત
**ગેડીબાજ** (વિ.) ગેડીદડામાં કુશળ (ખેલાડી)
**ગેડો** (પું.) ગેડી જેવી વળેલી મોટી લાકડી
**ગેબી** (વિ.) ગુપ્ત, અદૃશ્ય, ગૂઢ (૨) ઇંદ્રિયાતીત
**ગેય** (વિ.) ગવાય એવું કે ગાવા જેવું
**ગેર** 'નિષેધ અભાવ, ખોટું', એવો અર્થ દર્શાવનાર પૂર્વગ (૨) (પું.) ગરેલો ભૂકો
**ગેરઅમલ** (પું.) કાનૂની સત્તાનો ગેરઉપયોગ કરવો તે, ખોટો અમલ કરવો તે, 'મિસફિઝન્સ'
**ગેરઆબરૂ** (સ્ત્રી.) અપકીર્તિ, બદનામી
**ગેરઆવડત** (સ્ત્રી.) આવડત ન હોવી તે
**ગેરઈન્સાફ, ગેરઈનસાફ** (પું.) અન્યાય
**ગેરઉપયોગ** (પું.) દુરુપયોગ
**ગેરકાનૂની, ગેરકાયદે** (વિ.અ.) કાયદા વિના, કાયદા વિરુદ્ધ
**ગેરત** (સ્ત્રી.) માન, આબરૂનું ભાન, લાજશરમ
**ગેરદોરવણી** (સ્ત્રી.) ખોટી કે ભૂલભરેલી દોરવણી
**ગેરફાયદો** (પું.) ગેરલાભ, નુકસાન
**ગેરબંદોબસ્ત** (પું.) અવ્યવસ્થા, અરાજકતા
**ગેરબંધારણીય** (વિ.) બંધારણીય નહિ એવું, બંધારણથી વિરુદ્ધ કે બહારનું
**ગેરસમજી** (સ્ત્રી.) નારાજી
**ગેરરસ્તે, ગેરરાહે** (અ.) ખોટી રીતે, બેકાયદે
**ગેરરીત, ગેરરીતિ** (સ્ત્રી.) ખોટી રીત, ખરાબ રીત કે પદ્ધતિ
**ગેરલાભ** (પું.) ખોટ, નુકસાન (૨) ખોટો લાભ (૩) ગેરફાયદો
**ગેરલાયક** (વિ.) લાયક નહિ તેવું, 'ડિસ્કૉલિફાઇડ'
**ગેરવર્તણૂક, ગેરવર્તન, ગેરવર્તાવ** (સ્ત્રી.પું.ન.) ખરાબ રીતભાત-વર્તન
**ગેરવલ્લે** (અ.) જ્યાંથી ન જડે એવી જગાએ, ખોટી જગાએ
**ગેરવસૂલી** (સ્ત્રી.) ખોટું કે વધારે પડતું કે ગેરકાનૂની વસૂલ કરવું તે-તેવી વસૂલાત, 'એગ્ઝેક્શન'
**ગેરવહીવટ** (પું.) અવ્યવસ્થા, અંધેર
**ગેરવિશ્વાસ** (પું.) અવિશ્વાસ કે ખોટો વિશ્વાસ
**ગેરવ્યવસ્થા** (સ્ત્રી.) ગેરવહીવટ, ગોટાળો
**ગેરશિસ્ત** (સ્ત્રી.) અશિસ્ત, ખોટી શિસ્ત કે શિસ્તનો અભાવ
**ગેરસમજ, ગેરસમજૂત, ગેરસમજૂતી** (સ્ત્રી.) ઊંધી, અવળી, ભૂલભરેલી કે ખોટી સમજ
**ગેરહાજર** (વિ.) હાજર નહીં તેવું
**ગેરહાજરી** (સ્ત્રી.) ગેરહાજર હોવું તે
**ગૅરંટી** (સ્ત્રી.) ખાતરી કે તેની જામીનગીરી
**ગૅરંટીખત** (ન.) ગૅરંટીનું ખતપત્ર, 'વૉરંટી', બૉંડ
**ગેરીલા** (પું.) સેનામાં નિયમથી બંધાઈને નહિ, પણ આઝાદ રીતે કામ કરતો લડવૈયો
**ગેરીલાયુદ્ધ** (ન.) છાપામાર યુદ્ધ
**ગેરુ** (પું.ન.) એક જાતની લાલ મટોડી (૨) ઘઉંના ખેતરમાં થતો એક રોગ
**ગેરુઓ, ગેરુવો** (પું.) ગેરુનો-ભગવો રંગ
**ગૅરેજ** (ન.) મોટર જેવા વાહન મૂકવાનું મકાન કે જગ્યા
**ગેરો** (પું.) ગરેલો ભૂકો, ગેર, ખેરો
**ગેલ** (ન.) લાડ (૨) લાડભર્યો ખેલ, રમત (૩) (સ્ત્રી.) ગલી, વાટ, રસ્તો (૪) થૂવરનું પાકું પાન જે સ્લેટ ઉપર ઘસાય છે. (૫) (અ.) કેડે, પાછળ
**ગૅલન** (પું.) પ્રવાહીનું માપ
**ગૅલરી** (સ્ત્રી.) એક પછી એક હાર ઊંચીનીચી ગોઠવી હોય એવી બેઠક (૨) છજું (૩) કલાત્મક વસ્તુઓના પ્રદર્શનનો ઓરડો

**ગૅલી** (સ્ત્રી.) (છાપખાનામાં) ગોઠવેલાં બીબાંના ચોકઠાને મૂકવાનું લંબચોરસ પતરું કે પાટિયું (૨) (લા.) ગૅલીપ્રૂફ

**ગૅલ્વૅનૉમીટર** (ન.) વિદ્યુતપ્રવાહનું અસ્તિત્વ તેમજ દશા બતાવતું સાધન (૨) વિદ્યુતશક્તિમાપક

**ગૅસ** (પું.) વાયુરૂપી પદાર્થ (૨) કોલસામાંથી કઢાતો બળે એવો વાયુ

**ગૅસલાઇટ** (ન.) ગૅસથી બળતો દીવો કે તેનો પ્રકાશ

**ગૅસલાઇટર** (ન.) ગૅસની સગડી સળગાવવા માટેનું સાધન

**ગેહ** (ન.) ગૃહ, ઘર

**ગેંગ** (સ્ત્રી.) ટોળકી

**ગેંગવોર** (સ્ત્રી.) ટોળકીઓની અંદરો અંદરની અથડામણ

**ગેંગેંફેંફેં** (અ.) ગભરાટથી બોલવામાં લોચા પડે કે ફેં થાય એમ

**ગેંડો** (પું.) એક જંગલી જાનવર

**ગેંદ** (સ્ત્રી.) દડી (ખાસ કરીને ફૂલ કે રેશમની)

**ગો** (સ્ત્રી.) ગાય (૨) ઇંદ્રિય (૩) વાણી (૪) પૃથ્વી (૫) આકાશ

**ગોકર્ણ** (પું.) ગાયનો કાન (૨) ખચ્ચર (૩) સાપ (૪) અંગૂઠાની અનામિકા સુધીના વિસ્તારનું પ્રમાણ (૫) એક જાતનો મૃગ (૬) ગાયના કાનના આકારમાં વાળેલો હાથ (૭) (ન.) એક ધોળું ફૂલ (૮) દક્ષિણમાં આવેલું શિવનું એક પ્રસિદ્ધ તીર્થ

**ગોકળઆઠમ** (સ્ત્રી.) શ્રાવણ વદ આઠમ, શ્રીકૃષ્ણની જન્મતિથિ

**ગોકળગાય** (સ્ત્રી.) ચોમાસામાં થતું એક લાલ સુંવાળું જીવડું, ઇંદ્રગોપ (૨) શિંગડાવાળું એક જીવડું (તેને પરમેશ્વરની ગાય પણ કહે છે.)

**ગોકળગાંડું** (વિ.) ગોકુળની ગોપી જેવું ગાંડું, સાવ ભાન વગરનું

**ગોકીરો** (પું.) શોરબકોર, ઘોંઘાટ

**ગોકુલ(-ળ)** (ન.) ગાયોનું ટોળું (૨) મથુરા પાસેનું, શ્રીકૃષ્ણ જ્યાં ઊછર્યા હતા તે ગામ

**ગોકુલાષ્ટમી** (સ્ત્રી.) ગોકળઆઠમ

**ગોખ** (પું.) છજું, ઝરૂખો, ગોખલો, ગવાક્ષ

**ગોખણ** (ન.) ગોખવું તે

**ગોખણપટ્ટી** (સ્ત્રી.) ગોખી પાડવું તે

**ગોખણિયું** (વિ.) ગોખી પાડનારું કે ગોખણપટ્ટીનું

**ગોખરુ** (પુ.ન.) એક વનસ્પતિ (૨) એનું કાંટાવાળું બીજ (૩) એક તરેહની ફીત

**ગોખલી** (સ્ત્રી.) નાનો ગોખલો

**ગોખલો** (પું.) ગોખ, તાકું (૨) દાંત વિનાનું મોઢું

**ગોખવું** (ક્રિ.) (મોઢે કરવા) વારંવાર બોલવું

**ગૉગલ્સ** (ન.બ.વ.) (તડકામાં પહેરાતાં) અમુક રંગીન ચશ્માં

**ગોગળો** (પું.) હડપચીની નીચેનો ગળા તરફ લચી પડતો ભાગ (૨) ઊંટ મસ્તીમાં આવે ત્યારે મોંમાંથી જીભની પાછળથી તાળવાનો ભાગ બહાર કાઢે છે તે

**ગોગું** (વિ.) માલ વગરનું (૨) આવડત વગરનું

**ગોગ્રાસ** (પું.) જમતા પહેલાં ગાયને માટે જુદું કાઢેલું અન્ન, ગવાનિક

**ગોચર** (વિ.) ઇંદ્રિયગમ્ય (૨) (ન.) ગૌચર, ચરો

**ગોચરી** (સ્ત્રી.) ભિક્ષા (૨) ગ્રહોની એક પ્રકારની ગતિ

**ગોઝારું** (વિ.) ગાયની હત્યા કરનાર, પાપી (૨) જ્યાં હત્યા થઈ હોય એવું, અપવિત્ર

**ગોટ** (પું.) ઘૂંટડો (૨) ગોટો (ધુમાડાનો) (૩) સ્ત્રી તથા છોકરાંને હાથે પહેરવાનું એક ઘરેણું (૪) બીજા રંગના કપડાને ઓટીને મૂકેલી કિનાર

**ગોટપીટ** (ન.) અંગ્રેજીમાં બોલવું તે (કટાક્ષમાં)

**ગોટપો(-મો)ટ** (અ.) મોઢેમાથે ઓઢીને સૂવું તે

**ગોટલી** (સ્ત્રી.) નાનો ગોટલો (૨) ગોટલાની અંદરની મીજ (૩) (લા.) કામમાંથી ગપોલિયું

**ગોટલીબાજ** (વિ.) કામચોર, ગોટલી મારવામાં હોશિયાર

**ગોટલો** (પું.) ફળની અંદરનું કોટલાવાળું બીજ (૨) કઠણ માંસપિંડ

**ગોટાવું** (ક્રિ.) ગોળગોળ ગોટા વળવા (૨) ધુમાવું (૩) ગૂંચાવું

**ગોટાળિયું** (વિ.) ગોટાળાવાળું, ગોટાળો કરે એવું

**ગોટાળો** (પું.) અવ્યવસ્થા, છબરડો (૨) ગૂંચવણ (૩) (હિસાબ કે પૈસાની બાબતમાં) ગરબડ અથવા ઘાલમેલ અથવા અફરાતફરી

**ગોટી** (સ્ત્રી.) ગોળી (૨) નાની ગાંઠ (૩) કસબ બળ્યા પછી રહેલી ધાતુની ગોળી

**ગોટેગોટ, ગોટેગોટા** (પું.બ.વ.) ખૂબ ગોટા (જેમ કે, ધુમાડાના)

**ગોટો** (પું.) ગોળો, પિંડો (૨) ફૂલનો તોરો, કલગી (૩) ગલગોટો (૪) વાદળ જેવો ગોળો (ધૂળ-ધુમાડાનો) (૫) (પેટમાં ચડે તે) ગોળો (૬) ફળની અંદરની ગોળ ચીજ (નાળિયેરનો ગોટો) (૭) (લા.) છબરડો, ગોટાળો

**ગોઠ** (સ્ત્રી.) છાની-અંતરની વાતચીત, ગુંજ (૨) મિજબાની, ઉજાણી (૩) મશ્કરી, ટોળ (૪) મિત્રતા (૫) ભેટ (ખાસ કરીને હોળીના દિવસોમાં ગુલાલ વગેરે છાંટનારને અપાતી)

**ગોઠ, ગોઠડું** (ન.) ગામડું

**ગોઠડી** (સ્ત્રી.) છાની-અંતરની વાતચીત (લાલિત્યવાચક), મીઠી વાતચીત, પ્રેમાલાપ

**ગોઠણ** (પું.) ઢીંચણ (૨) (સ્ત્રી.) (ગોઠ પરથી) ગોઠિયણ, સ્ત્રીમિત્ર

**ગોઠ(-ઠી)પણાં** (ન.બ.વ.) મૈત્રી, દોસ્તી

**ગોઠવણ, ગોઠવણી** (સ્ત્રી.) ગોઠવવું તે કે તેની રીત, રચના (૨) સગવડ, બંદોબસ્ત

**ગોઠવવું** (ક્રિ.) વ્યવસ્થિત બંધબેસતું મૂકવું કે કરવું (૨) નોકરીમાં કે કામધંધામાં રાખવું-રખાવવું

**ગોઠિયો** (પું.) મિત્ર, દોસ્ત

**ગોઠી** (પું.) જૈન દેરાસરનો નોકર-પૂજારી (૨) ગોઠિયો, મિત્ર, ભાઈબંધ

**ગોઠીપણાં** (ન.બ.વ.) ગોઠપણાં, મૈત્રી, દોસ્તી

**ગોડાઉન** (સ્ત્રી.ન.) માલ ભરવાની વખાર, ગોદામ

**ગોડી** (સ્ત્રી.) એક રાગિણી, ગૌડી (૨) મીઠાશ, મધુરતા (ગૌડી કાવ્યરીતિ ઉપરથી)

**ગોડે** (અ.) પેઠે, જેમ (૨) -ની સાથે, સોબતમાં

**ગોત** (સ્ત્રી.) શોધ

**ગોતર** (ન.) ગોત્ર, કુળ

**ગોતર** (ન.) કઠોળની શીંગોનાં ફોતરાં અને પાંદડાંનો ભૂકો (ઢોરનું ખાણ)

**ગોતરજ** (પું.સ્ત્રી.) ગોત્રજ

**ગોતવું** (ક્રિ.) શોધવું, ખોળવું

**ગોતામણ** (સ્ત્રી.) ગોતવાની મહેનત કે મજૂરી

**ગોતું** (ન.) ઢોરને માટે બાફેલું ખાણ (૨) ગમેતેમ રાંધેલું કે ટાઢું કે સ્વાદ વગરનું અન્ન

**ગોત્ર** (ન.) વંશ, કુળ, 'ટ્રાઇબ'

**ગોત્રજ** (વિ.) ગોત્રમાં જન્મેલું (૨) (પું.સ્ત્રી.) કુળદેવતા, ગોતરજ

**ગોત્રીય** (વિ.) એક ગોત્રનું

**ગોથ** (સ્ત્રી.) ઊંધે માથે ફરી જવું તે, ગુલાંટ (પતંગની) (૨) (લા.) ભૂલથાપ, ગોથું (૩) (વિ.) વેપારીનો 'ચાર'ના આંકડાનો સંકેત

**ગૉથિક** (સ્ત્રી.) પ્રાચીન ગૉથ લોકની ભાષા (૨) (વિ.) (પશ્ચિમ યુરોપની) અમુક શિલ્પ-સ્થાપત્ય કળાનું કે તેને લગતું (૩) ગૉથ લોક કે તેમની ભાષાને લગતું

**ગોથું** (ન.) માથું નીચે હોય તેવી શરીરની સ્થિતિ (૨) ગુલાંટ (૩) માથું મારવું તે

**ગોદ** (સ્ત્રી.) ખોળો (૨) વારંવાર ટોકયા કરવું તે (૩) ડખલ, અંતરાય, પજવણી

**ગોદડિયું** (વિ.) ખડબચડું ને જાડું (૨) રાત્રીના ગ્રહણ વખતે ઘરમાં સૂતાં રહેવું તે (૩) (પું.) એક જાતનો શીતળાનો રોગ-ઓરી

**ગોદડી** (સ્ત્રી.) નાનું ગોદડું (૨) લૂગડાંના કકડા વગેરે ગોઠવીને કરાતું હલકું પાતળું ઓઢણ કે પાથરણું (૩) ગાયની ડોક નીચેની લબડતી ગોદડી જેવી જાડી ચામડી (૪) એક વૃક્ષ

**ગોદડું** (ન.) રૂ ભરીને કરાતું મોટું ઓઢણ કે પાથરણું

**ગોદવું** (ક્રિ.) ગોડવું, ખોદવું, ગોદો મારવો

**ગોદાટવું** (ક્રિ.) ગોદા મારવા, વારંવાર ગોદાવવું (૨) (લા.) વારંવાર કહ્યા કરવું, ટોકવું

**ગોદાન** (ન.) ગાયનું દાન (૨) કેશ કપાવવાની સંસ્કાર-વિધિ

**ગોદામ** (સ્ત્રી.ન.) માલ ભરવાની વખાર, 'ગોડાઉન'

**ગોદાવરી** (સ્ત્રી.) દક્ષિણની એક નદી, મહારાષ્ટ્રમાં આવેલી એક પવિત્ર નદી (૨) (વિ.) બાર (સંકેતમાં)

**ગોદી** (સ્ત્રી.) અંદર પાણી કઢાય-ઘલાય એવી સવડવાળું, વહાણો બાંધવાનું અને ઊભાં રાખવાનું બંદર (૨) વખાર,ગોડાઉન

**ગોધણ** (ન.) ગાયોનું ટોળું

**ગોધન** (ન.) ગાયોરૂપી ધન દોલત (૨) ગોધણ

**ગોધલિયું, ગોધલો** (ન.પું.) નાનો બળદ, (ખસી કરેલો) વાછરડો, ગોધો

**ગોધુલગન** (ન.) ગોરજ-સમીસાંજનું લગ્ન

**ગોધૂલિ(-ળિ)ક** (વિ.) ગોરજ-સમીસાંજનું (લગન)

**ગોધો** (પું.) સાંઢ, આખલો, ખસી નહિ કરેલો બળદ

**ગોપ** (પું.) (પુરુષનું) કોટનું એક ઘરેણું (૨) ગોવાળિયો

**ગોપન, ગોપના** (ન.સ્ત્રી.) સંરક્ષણ (૨) ગુપ્ત રાખવું તે

**ગોપનીય** (વિ.) ગુપ્ત રાખવા યોગ્ય

**ગોપાલ(-ળ)ક** (પું.) ગોવાળિયો (૨) રાજા (૩) શ્રીકૃષ્ણ

**ગોપિકા, ગોપી** (સ્ત્રી.) ગોવાળણ, ગોવાળની સ્ત્રી (૨) વૃંદાવનની કૃષ્ણ ભકત ગોપી

**ગોપિત** (વિ.) ગોપાયેલું, ગુપ્ત કે રક્ષિત રખાયેલું

**ગોપીચંદન** (ન.) ટીલું કરવામાં વપરાતી એક પીળી માટી

**ગોપુર** (ન.) શહેરનો કે મંદિરનો દરવાજો (૨) મુખ્ય દ્વાર

**ગોપ્ય** (વિ.) ગુપ્ત રાખવા યોગ્ય, ગોપનીય

**ગોફ** (પું.) કોટનું એક ઘરેણું (૨) હાથનું એક એક ઘરેણું (૩) રાસ રમતાંની સાથે હાથમાંનાં રંગબેરંગી દોરડાં ગૂથાતાં જાય છે તે રમત

**ગોફણ** (સ્ત્રી.) ગોળા-પથરા ફેંકવાનું જોતર જેવું સાધન (૨) (પું.) અંબોડે લટકાવવાનું સ્ત્રીઓનું એક ઘરેણું

**ગોબર** (ન.) (ગાયનું) છાણ (૨) છાણાંનો ભૂકો

**ગોબરગૅસ** (પું.) છાણ, મળમૂત્રાદિમાંથી કઢાતો (બળતણ માટે) ગૅસ

**ગોબરુ** (પું.) ઓરી, એક જાતના શીતળા, ગોદડિયું

**ગોબરું** (વિ.) ગંદું (૨) (ન.) ગોબર, છાણ

**ગોબો** (પું.) પછડાયાથી ધાતુની બનેલી વસ્તુની સપાટીમાં પડેલો ખાડો

**ગોબ્રાહ્મણપ્રતિપાલ(-ળ)** (વિ.પું.) ગાય અને બ્રાહ્મણનો રક્ષક

**ગોમંડલ(-ળ)** (ન.) પૃથ્વીનો ગોળાકાર-ચક્ર

**ગોમુખ** (ન.) ગાયનું મોઢું (ખાસ કરીને પથ્થર વગેરેમાંથી બનાવેલું) (૨) એક જાતનું નગારું

**ગોમુખી** (સ્ત્રી.) માળા જપવાની ગાયના મુખના આકારની કોથળી

**ગોમૂત્ર** (ન.) ગાયનું મૂતર, ગૌમૂત્ર

**ગોમૂત્રિકા** (સ્ત્રી.) ગાયના મૂતરની ધાર જેવી આકૃતિ (૨) એક પ્રકારનું ચિત્રકાવ્ય

**ગોમેદ** (પું.) એક જાતનો હીરો, પોખરાજ

**ગોમેધ** (પું.) જેમાં ગાયોનો ભોગ આપવાનો હોય તેવો યજ્ઞ

**ગોયણી** (સ્ત્રી.) ગોરાણી (૨) સૌભાગ્યવતી સ્ત્રી (૩) વ્રત નિમિત્તે જમવા બોલાવેલી સૌભાગ્યવતી સ્ત્રી

**ગોયરો** (સ્ત્રી.) ગોરમાનું વ્રત

**ગોર** (પું.) પુરોહિત (૨) પંડો (૩) ગૌરી, પાર્વતી (૪) કુમારિકાઓનું ગૌરીપૂજનનું વ્રત (૫) વિચાર,મનન (૬) છાણાનો ભૂકો, ગેરો (૭) ઢોરનો સમૂહ

**ગોરક્ષ** (વિ.) ગાયોનું રક્ષણ કરનારું (૨) ઇંદ્રિયોને કબજે રાખનારું

**ગોરક્ષક** (પું.) ગાયોનું રક્ષણ કરનાર, ગોવાળ

**ગોરક્ષા** (સ્ત્રી.) ગાયોનું રક્ષણ-પાલન

**ગોરખ** (વિ.) ઇન્દ્રિયોને સ્વાધીન રાખાનારું, સંયમી (૨) (પું.) શિવમાર્ગી સાધુઓનો એક પ્રકાર (૩) (પું.) મત્સ્યેન્દ્રનો પ્રસિદ્ધ શિષ્ય ગોરખનાથ

**ગોરખઆમલી, ગોરખઆંબલી** (સ્ત્રી.) એક ઝાડ (૨) એનું ફળ

**ગોરખધંધો** (પું.) ગોરખપંથી રાખે છે એવું એક યંત્ર (૨) (લા.) એકના એક કામનું નિરર્થક પુનરાવર્તન (૩) ખોટો ધંધો

**ગોરખપંથ** (પું.) ગોરખ સાધુઓનો પંથ, ગોરખનાથે સ્થાપેલો પંથ

**ગોરજ** (સ્ત્રી.) ગાયોના ચાલવાથી ઊડતી રજ-ધૂળ (૨) સમીસાંજ

**ગોરજલગ્ન** (ન.) સમીસાંજનું લગ્ન, ગોધૂલિક લગ્ન, ગોધુલગન

**ગોરજી** (પું.) જૈન સાધુ-ધર્મોપદેશક

**ગોરપદું** (ન.) યજમાનવૃત્તિ, ગોરનું કામ

**ગોરમટી** (સ્ત્રી.) લાલપીળી માટી, મટોડી

**ગોરમા** (સ્ત્રી.) ગૌરી, પાર્વતી (૨) ગૌર, કુમારિકાઓનું ગૌરીપૂજનનું વ્રત

**ગોરસ** (ન.) દૂધ દહીં વગેરે, તે રાખવાનું પાત્ર, ગોરસી

**ગોરંભવું** (ક્રિ.) ઘનઘોર થવું (૨) ધુમાવું (૩) સૂઝ ન પડવાથી ગૂંચવાવું

**ગોરાણી** (સ્ત્રી.) ગોરની સ્ત્રી (૨) ગુરુપત્ની કે સ્ત્રીગુરુ

**ગોરાશ** (સ્ત્રી.) ગૌરતા, ગોરાપણું

**ગોરાંદે, ગોરી** (સ્ત્રી.) ગોરા દેહવાળી સ્ત્રી, રૂપાળી સ્ત્રી

**ગોરીલો** (પું.) એક જાતનો મોટો વાંદરો
**ગોરું** (વિ.) સફેદ-ઊજળા રંગનું
**ગોરોચન(-ના)** (ન.સ્ત્રી.) ગાયના માથામાંથી મળતી કે તેના પિત્ત અથવા મૂત્રમાંથી બનાવાતી એક ઔષધિ
**ગોલ(-ળ)** (વિ.) વર્તુળના-દડાના આકારનું (૨) (પું.) ગોળ આકાર
**ગોલ** (પું.) (ફૂટબોલ વગેરે રમતોમાં) પોયું
**ગોલક** (પું.) ગોળો (૨) વિધવાને જારકર્મથી થયેલો પુત્ર (૩) ગોલો (૪) (ન.) ઇન્દ્રિયોનું અધિષ્ઠાન-જે દ્વારા તેનું કામ થાય છે તે જગ્યા (૫) પૈસા નાખવાનો ગલ્લો-પેટી
**ગોલકીપર** (પું.) ગોલ સાચવનાર
**ગોલમાલ** (પું.) ગરબડગોટો, અવ્યવસ્થા, ઘાલમેલ
**ગોલવાડ** (સ્ત્રી.) ગોલાઓનો વાસ
**ગોલવું** (ક્રિ.) પગ વડે ખૂંદી નાંખવું, ગૂંદવું
**ગોલંદાજ** (પું.) તોપચી (૨) ક્રિકેટમાં બૉલર
**ગોલંદાજી** (સ્ત્રી.) તોપચીનું કામ (૨) ક્રિકેટમાં બૉલિંગ
**ગોલાબારૂદ** (પું.) દારૂગોળો
**ગોલા(-ળા)ર્ધ** (પું.) અર્ધગોળ (૨) પૃથ્વીનો અર્ધગોળ
**ગોલો** (પું.) એ નામની જ્ઞાતિનો માણસ (૨) જનાનખાનાનો નોકર (૩) ગંજીફાનું એક પત્તું (૪) અનાજનો (ગોળાકાર) ભંડાર
**ગોલ્ફ** (પું.) ગેડી જેવી ખાસ લાકડીથી રમાતી દડાની એક રમત
**ગોવર્ધન** (પું.) વૃંદાવનમાં આવેલો એક ડુંગર
**ગોવર્ધનધારી** (પું.) શ્રીકૃષ્ણ
**ગોવાનીઝ** (પું.) ગોવાનો વતની
**ગોવાળ(-ળિયો,-ળો)** (પું.) ગાય-ઢોર ચરાવનારો
**ગોવિંદ, ગોવિંદો** (પું.) શ્રીકૃષ્ણ
**ગોશ્ત** (ન.) ગોસ, માંસ, માટી
**ગોષ્ઠ** (પું.) ગાયોનો વાડો (૨) ભરવાડવાડો
**ગોષ્ઠિ, ગોષ્ઠી** (સ્ત્રી.) વાતચીત, ગોઠડી (૨) મસલત, છૂપી વાતચીત (૩) એક પ્રકારનું એકઅંકી નાટક
**ગોસાંઈ** (પું.) એક જાતનો સાધુ-વેરાગી (૨) મૂળ ગોસાંઈ પણ હાલ ગૃહસ્થોમાં રહેતી એક નાત
**ગોસેવા** (સ્ત્રી.) ગાય ને તેના વંશની સેવા
**ગોસ્વામી** (પું.) વૈષ્ણવોનો આચાર્ય
**ગોહત્યા** (સ્ત્રી.) ગાયને મારી નાખવી તે (૨) તેનું પાપ
**ગોહિલ** (પું.) એ નામની જાતનો કે અટકનો ક્ષત્રિય
**ગોળ** (પું.) શેરડીના રસને ઉકાળીને બનાવાતું એક ખાદ્ય
**ગોળ** (વિ.) વર્તુળના-દડાના આકારનું (૨) ગોળ આકાર (૩) પરસ્પર કન્યાની લેવડદેવડ માટે નક્કી કરેલું, નાતીલાઓનું જૂથ
**ગોળકેરી** (સ્ત્રી.) ગોળવાળું કેરીનું એક અથાણું
**ગોળચું** (ન.) જેમાં ગોળનું પ્રમાણ વધારે હોય એવું અથાણું
**ગોળધાણા** (પું.બ.વ.) ગોળ સાથે ભેળવેલા ધાણા
**ગોળપાપડી** (સ્ત્રી.) એક મીઠી વાની, સુખડી
**ગોળમટોળ** (વિ.) બરાબર ગોળ (૨) (લા.) હૃષ્ટપુષ્ટ
**ગોળમેજી** (વિ.સ્ત્રી.) ગોળ મેજને ફરતા બેસીને ભરાતી (પરિષદ)
**ગોળવા** (પું.બ.વ.) સ્ત્રીઓનાં હાથનાં સોનાનાં કડાં (૨) તેવા ઘાટની કાચની બંગડી
**ગોળવો** (પું.) ગોફણ વડે ફેંકવાનો ગોળો (૨) ટૂંકો અને ગોળ મોભિયાનો કે લાકડાનો કકડો (૩) ગોળો, ગોળ આકૃતિ
**ગોળાઈ** (સ્ત્રી.) ગોળપણું, ગોળ આકાર
**ગોળાર્ધ** (પું.) અર્ધગોળ (૨) પૃથ્વીનો અર્ધ ગોળ
**ગોળી** (સ્ત્રી.) કોઈ નાની ગોળ વસ્તુ (૨) દવાની ગોળી, ગુટિકા, લખોટી (૩) બંદૂક કે પિસ્તોલમાં ભરીને મારવાની (સીસાની ગોળી) (૪) પાણી ભરવાની માટલી (૫) દહીં વલોવવાનું ગોળ વાસણ (૬) અંડકોષ (૭) નુકસાન, ખોટ
**ગોળીબાર** (પું.) બંદૂકમાંથી કે પિસ્તોલમાંથી ગોળી છોડવી તે
**ગોંદરું(-રો)** (ન.પું,) ગાંદરું, ગામનાં ઢોર ઊભા રહેવાની ભાગોળ પાસેની જગા (૨) ગામની ભાગોળ
**ગોંધવું** (ક્રિ.) બંધ જગ્યામાં પૂરવું, કેદ કરવું
**ગોંધળ** (પું.) સેળભેળ, ખીચડો (૨) ગોટાળો
**ગોંધિયારું** (વિ.) ગોંધાઈ મરાય એવું, બંધિયાર (૨) (ન.) ઘોલકું
**ગૌ** (સ્ત્રી.) ગાય
**ગૌચર** (ન.) ગોચર, ચરો
**ગૌડ** (પું.) બંગાળનો એક પ્રાચીન વિભાગ (૨) એક રાગ
**ગૌણ** (વિ.) મુખ્ય નહિ એવું, પેટામાં આવતું
**ગૌતમ** (પું.) બુદ્ધ ભગવાન (૨) ન્યાયદર્શનના સંસ્થાપક (૩) કૃપાચાર્ય
**ગૌદાન** (ન.) ગાયોનું દાન
**ગૌધન** (ન.) ગાયોરૂપી ધન
**ગૌપાલક** (વિ.પું.) ગાયો પાળનાર, ગોપાળ
**ગૌબ્રાહ્મણ પ્રતિપાલ(-ળ)** (વિ.) ગાયો અને બ્રાહ્મણોનું પાલન પોષણ કરનાર
**ગૌમુખ** (ન.) ગાયનું મોં, ગોમુખ
**ગૌર** (વિ.) ગોરું
**ગૌરક્ષા** (સ્ત્રી.) ગાયની રક્ષા
**ગૌરવ** (ન.) ભાર, વજન (૨) મોટાઈ, મહત્તા (૩) આદર
**ગૌરવર્ણ** (વિ.) ગોરા રંગનું (શરીર માટે)
**ગૌરવશાલી(-ળી)** (વિ.) ગૌરવવાળું
**ગૌરાંગ** (વિ.) ગોરા અંગવાળું (૨) (પું.) ચૈતન્ય મહાપ્રભુ
**ગૌરી** (સ્ત્રી.) પાર્વતી (૨) આઠ વર્ષની બાળા (૩) સ્ત્રીઓનાં નામ સાથે માનાર્થે વપરાતો શબ્દ, ઉદા. વિમળાગૌરી (૪) એક રાગ
**ગૌરીપુત્ર** (પું.) કાર્તિકેય, ગણેશ
**ગૌરીપૂજન** (ન.) પાર્વતીની પૂજા (૨) એક વ્રત
**ગૌશાલા(-ળા)** (સ્ત્રી.) ગાયો રાખવાનું મકાન અથવા વાડો (૨) દુગ્ધાલય
**ગ્યાસતેલ, ગ્યાસલેટ** (ન.) ઘાસતેલ, ઘાસલેટ, 'કેરોસીન'
**ગ્રથન** (ન.) ગૂંથણ, ગંઠણ (૨) પુસ્તક રચવું-લખવું તે (૩) ઘાડું થઈ જવું-ગાંઠા પડી જવા તે
**ગ્રથવું** (ક્રિ.) ગૂંથવું, ગાંઠવું (૨) રચવું, લખવું
**ગ્રથિત** (વિ.) ગ્રથેલું, ગૂંથેલું, રચેલું
**ગ્રસન** (ન.) ગ્રસવાની ક્રિયા
**ગ્રસવું** (ક્રિ.) પકડવું (૨) કોળિયો કરવો, ખાવું (૩) સૂર્ય ચંદ્રને રાહુએ ઘેરવું

**ગ્રસ્ત** (વિ.) ગ્રસાયેલું

**ગ્રહ** (પું.) (પ્રાચીન વ્યાખ્યા પ્રમાણે) સૂર્ય, ચંદ્ર, મંગળ, બુધ, ગુરુ, શુક્ર, શનિ, રાહુ અને કેતુ એ નવમાંનો એક ગ્રહ (૨) સૂર્યની આસપાસ ફરતો આકાશીય ગોળો (૩) ગ્રહવું તે, ગ્રહણ (૪) પૂર્વગ્રહ (૫) (લા.) ગ્રહ-દશા, નસીબ, ભાગ્ય (૬) ગીતના આરંભમાં જેનો પ્રયોગ થાય છે તે સ્વર

**ગ્રહણ** (ન.) લેવું, પકડવું તે (૨) સમજ (૩) સૂર્ય અને પૃથ્વી વચ્ચે ચંદ્રના આવવાથી કે સૂર્ય અને ચંદ્ર વચ્ચે પૃથ્વીના આવવાથી સૂર્ય અને ચંદ્રનું ઘેરાવું-ગ્રસાવું તે

**ગ્રહદશા** (સ્ત્રી.) ગ્રહોની સ્થિતિ (૨) તેને કારણે થતી મનુષ્યની ભલી કે બૂરી અવસ્થા (૩) (લા.) દુર્દશા

**ગ્રહબલ(-ળ)** (ન.) ગ્રહનું જોર-સારીમાઠી અસર

**ગ્રહમંડલ(-ળ)** (ન.) ગ્રહોનું મંડળ-માળા-ચક્ર

**ગ્રહમાન** (ન.) ગ્રહોની ગણતરી

**ગ્રહયોગ** (પું.) ગ્રહનો યોગ, સંજોગ

**ગ્રહવું** (ક્રિ.) લેવું, પકડવું (૨) સમજવું

**ગ્રહશાંતિ, ગ્રહશાંતિ(-તે)ક** (સ્ત્રી.ન.) કોઈ પણ મંગળ કાર્યની શરૂઆતમાં ગ્રહોની માઠી અસર નિવારવા માટે કરાતી ધાર્મિક ક્રિયા

**ગ્રહીતા** (પું.) ગ્રહણ કરનાર, ગ્રહનારો

**ગ્રહેશ** (પું.) સૂર્ય

**ગ્રંથ** (પું.) પુસ્તક (૨) (બત્રીસ અક્ષરનો બનેલો) અનુષ્ટુપ છંદનો શ્લોક (૩) બંધન

**ગ્રંથકર્તા** (પું.) પુસ્તક રચનાર, લેખક

**ગ્રંથકાર** (પું.) ગ્રંથકર્તા, લેખક

**ગ્રંથકીટ** (પું.) પુસ્તકિયો કીડો (બુકવર્મ)

**ગ્રંથન, ગ્રંથના** (ન.સ્ત્રી.) ગૂંથણ, ગંઠણ (૨) પુસ્તક રચવું-લખવું તે

**ગ્રંથપાલ(-ળ)** (પું.) પુસ્તકાલયમાં પુસ્તકોની રક્ષા અને આપવા-લેવાની વ્યવસ્થા કરનાર

**ગ્રંથભંડાર** (પું.) પુસ્તકોનો ભંડાર કે સંગ્રહ, પુસ્તકાલય, ગ્રંથાલય

**ગ્રંથમાળા** (સ્ત્રી.) ગ્રંથોની માળા

**ગ્રંથસંકલન** (ન.) ગ્રંથ રચવો તે

**ગ્રંથસંગ્રહ** (પું.) પુસ્તકાલય, ગ્રંથભંડાર, ગ્રંથાલય

**ગ્રંથસાહેબ** (પું.) શીખ લોકોનો ધર્મગ્રંથ

**ગ્રંથસ્થ** (ન.) ગ્રંથમાં આવતું

**ગ્રંથાગાર** (ન.) પુસ્તકાલય

**ગ્રંથાલય** (ન.) પુસ્તકાલય

**ગ્રંથાવલિ(-લી,-ળિ,-ળી)** (સ્ત્રી.) ગ્રંથમાળા

**ગ્રંથાવલોકન** (ન.) પુસ્તકના ગુણદોષનું અવલોકન

**ગ્રંથિ** (સ્ત્રી.) ગાંઠ (૨) સાંધો (૩) શરીરમાં અમુક રસ સ્રવતો વિશેષ અવયવ

**ગ્રંથિત** (વિ.) ગ્રથિત, સંકળાયેલું, ગંઠેલું

**ગ્રંથિવાત** (પું.) સંધિવા

**ગ્રાઉન્ડ ફ્લોર** (પું.) ભોંયતળિયું (૨) સૌથી નીચેનો માળ

**ગ્રાન્ટ** (સ્ત્રી.) મદદ તરીકે અપાતી રકમ, અનુદાન

**ગ્રામ** (પું.) (દશાંશ પદ્ધતિમાં) વજનનો એકમ

**ગ્રામ** (ન.) ગામ, ગામડું (૨) મૂર્છનાના આશ્રયરૂપ સ્વર-સમૂહ

**ગ્રામઉદ્યોગ, ગ્રામોદ્યોગ** (પું.) ગામડામાં ને તેની અર્થનીતિની દૃષ્ટિએ ખીલવી શકાય એવો ઉદ્યોગ-ધંધો, 'વિલેજ ઇંડસ્ટ્રી'

**ગ્રામજનતા, ગ્રામપ્રજા** (સ્ત્રી.) ગામડાંમાં વસતી પ્રજા

**ગ્રામજીવન** (ન.) ગ્રામજનતાનું જીવન-તેનું ધોરણ, પદ્ધતિ વગેરે

**ગ્રામદેવતા** (પું.બ.વ.) ગામનું રક્ષણ કરનાર દેવતા (૨) (સ્ત્રી.) ગામના ઇષ્ટ દેવતા

**ગ્રામપંચાયત, ગ્રામપંચાયતમંડળ** (સ્ત્રી.ન.) ગામનો વ્યવહાર ચલાવનાર પંચાયત

**ગ્રામવિકાસ** (પું.) ગામડાંનો (આર્થિક વગેરે ક્ષેત્રોમાં) વિકાસ, તેમની ખિલવણી

**ગ્રામવિદ્યાપીઠ** (સ્ત્રી.ન.) ગામડામાં આવેલી અને ગ્રામજનતાના પ્રશ્નો તથા જીવન વિષે વિશેષ શિક્ષણકામ કરતી વિદ્યાપીઠ, 'રૂરલ યુનિવર્સિટી'

**ગ્રામસમાજ** (પું.) ગ્રામજનતાનો સમાજ, ગામડાંનો જીવન-સંસાર

**ગ્રામસુધાર, ગ્રામસુધારણા** (સ્ત્રી.પું.) ગામડાંના આખા જીવનને સુધારવું તે

**ગ્રામાંતર** (ન.) બીજું ગામ

**ગ્રામીણ** (વિ.) ગામડાનું, -ને લગતું (૨) (પું.) ગામડિયો (૩) કૂતરો (૪) કાગડો (૫) ભૂંડ, સૂવર

**ગ્રામોફોન** (ન.) થાળી ચડાવીને વગાડવાનું એક વાજું

**ગ્રામ્ય** (વિ.) ગામડાનું, -ને લગતું (૨) (લા.) તેવી રીતભાતનું, રોંચા જેવું, પ્રાકૃત

**ગ્રાસ** (પું.) કોળિયો (૨) ગ્રહણને લીધે સૂર્યચંદ્રનો ઘેરાયેલો ભાગ (૩) ગરાસ

**ગ્રાહ** (પું.) ગ્રહણ, પકડ (૨) મગર

**ગ્રાહક** (વિ.) ગ્રહણ કરનારું, સમજનારું (૨) (પું.) ઘરાક (૩) ગ્રહણ કરનાર

**ગ્રાહી** (વિ.) ગુણમાં દસ્ત રોકનારું (૨) (પું.) એક છંદ

**ગ્રાહ્ય** (વિ.) ગ્રહણ કરવા યોગ્ય

**ગ્રિડ** (સ્ત્રી.) (વીજળીના વાલ્વમાં વપરાતી) તારની જાળી (૨) વીજળીના મથકોને સાંધીને કરાતી તેની યોજના કે વ્યવસ્થા, તે રીતે વીજળી પૂરી પાડવી તે

**ગ્રિટિંગકાર્ડ** (ન.) અભિનંદનપત્ર

**ગ્રીક** (વિ.) ગ્રીસ દેશનું (૨) (પું.) ગ્રીસનો વતની (૩) (સ્ત્રી.) ગ્રીસની ભાષા

**ગ્રીનકાર્ડ** (ન.) વિદેશમાં કાયમી અધિવાસ માટેનો એક પ્રકારનો પરવાનો

**ગ્રીનબુક** (સ્ત્રી.) વાર્ષિક નાણાકીય પત્રક

**ગ્રીવા** (સ્ત્રી.) ગરદન, ડોક

**ગ્રીષ્મ** (પું.સ્ત્રી.) (છ ઋતુમાંની) ગરમીની મોસમ (વૈશાખ અને જેઠ)

**ગ્રીષ્મવર્ગ** (પું.) ગ્રીષ્મ-ઉનાળાઓની રજાઓમાં ચલાવવામાં આવતો શિક્ષણનો વર્ગ

**ગ્રૅચ્યુઇટી** (સ્ત્રી.) નોકરીને અંતે અપાતી રકમની બક્ષિસ

**ગ્રૅજ્યુએટ** (પું.) યુનિવસિર્ટીનો સ્નાતક

**ગ્રેડ** (સ્ત્રી.) કક્ષા, દરજ્જો (૨) પગારનો ક્રમ, પાયરી

**ગ્રેન** (પું.) એક ઘણું નાનું વજન (ચોખા કે જવભાર જેવું)

**ગ્રૅનાઇટ** (પું.) એક જાતનો પથ્થર (મકાન માટે ઉપયોગી)

**ગ્રૅફાઇટ** (પું.) એક પ્રકારનો કાર્બન (સીસાપેનમાં વપરાય છે તે)

**ગ્રેવલ** (પું.) પથ્થરના નાના કકડા કે કાંકરા (ફરસ રસ્તા વગેરેમાં ઉપયોગી)
**ગ્રોસ** (ન.) બાર ડઝન - ૧૪૪ નંગ
**ગ્લાનિ** (સ્ત્રી.) થાક (૨) અનુત્સાહ, ખિન્નતા
**ગ્લાયડિંગ** (ન.) એન્જિન રહિત વિમાનમાં સહેલ
**ગ્લાસ** (પું.) કાચ (૨) કાચનો પ્યાલો (૩) ઊભો અને લાંબો કોઈ પણ પ્યાલો
**ગ્લિસરીન** (ન.) એક રાસાયણિક દ્રવ્ય (૨.વિ.)
**ગ્લુકોઝ** (પું.) સાકર જેવો એક રાસાયણિક પદાર્થ, ફળશર્કરા
**ગ્લોબ** (પું.) વીજળીના દીવાનો ગોળો (૨) પૃથ્વીનો ગોળો

## ઘ

**ઘ** (પું.) કંઠસ્થાની ચોથો વ્યંજન
**ઘઉં** (પું.બ.વ.) એક અનાજ
**ઘઉંવર્ણું** (વિ.) ઘઉં જેવા રંગનું
**ઘઘરણું** (ન.) ઘરઘરણું, નાતરું
**ઘચરકું(-કો)** (ન.પું.) ખાટો કે તીખો ઓડકાર, ગચરકું
**ઘટ** (પું.) ઘડો (૨) શરીર (૩) હૃદય, મન
**ઘટ** (વિ.) ઘટ્ટ, ઘાટું, ઘાડું, ઘન (૨) મજબૂત
**ઘટ** (સ્ત્રી.) ઘટવું તે, ઘટાડો (૨) ખોટ
**ઘટક** (વિ.) વસ્તુના અંશરૂપ (૨) યોજનારું, રચનારું (૩) (પું.) વસ્તુનો એકમ કે અંગભૂત અવયવ, 'યુનિટ' (૪) (અ.) પેય ગળતાં થતા અવાજની જેમ
**ઘટકાવયવ** (પું.) અંગભૂત અવયવ કે ભાગ, 'કૉમ્પોનન્ટ'
**ઘટતું** (વિ.) યોગ્ય, વાજબી (૨) કમી, ખૂટતું
**ઘટત્વ** (ન.) ઘટ્ટપણું, ઘનત્વ, 'ડૅન્સિટી'
**ઘટત્વાંક** (પું.) ઘનત્વનો માપદર્શક અંક (પાણી કરતાં કોઈ પદાર્થ કેટલો ભારે છે તે પ્રમાણ કે ગુણોત્તર), 'સ્પેસિફિક ગ્રેવિટી'
**ઘટના** (સ્ત્રી.) રચના, બનાવટ (૨) હકીકત, ઘટન, બનાવ (૩) કારીગરી
**ઘટમાલિકા, ઘટમાળ(-ળા)** (સ્ત્રી.) રેંટમાં ગોઠવેલી ઘડાની હાર (૨) ક્રમ, પ્રણાલી, પરંપરા
**ઘટવું** (ક્રિ.) યોગ્ય હોવું, છાજવું, બનવું, થવું (૨) બેસતું આવવું, લાગુ પડવું (જેમ કે, શ્લોકનો અર્થ) (૩) ઓછું કે કમી થવું (૪) (કપડું) ચડી જવું (૫) બંધ પડવું
**ઘટસ્થાપન** (ન.) નવા ઘરમાં વસતાં પહેલાં ત્યાં પાણીનો ઘડો મૂકવાની ક્રિયા (૨) નવરાત્રિના દિવસોમાં ઘડા દ્વારા માતાજીની સ્થાપના કરવાની ક્રિયા
**ઘટસ્ફોટ** (પું.) મડદાને બાળી ચિતા છાંટ્યા પછી છેલ્લીવાર તે તરફ મોં ફેરવી ઘડો ફોડી નાખવો તે (૨) (લા.) હંમેશ માટે સંબંધ તોડી નાખવો તે (૩) તોડ, નિકાલ (૪) છૂપી વાતનો ભેદ ભાંગી નાખવો તે
**ઘટા** (સ્ત્રી.) જમાવ, ઝુંડ, સમૂહ (જેમ કે, ઝાડ, વાદળાં વગેરેનો)
**ઘટાકાશ** (ન.) ઘડામાંનું આકાશ-ખાલી જગ્યા
**ઘટાટોપ** (પું.) ચારે બાજુ ઢંકાઈ જાય તેવી ઘટા (૨) તેવું ઢાંકણ (૩) આડંબર, ભભકો
**ઘટાડો** (પું.) ઘટવું-કમી કે ઓછું થવું તે, કમીપણું, ઘટ
**ઘટાદાર** (વિ.) સારા ઘાટવાળું, ઘાટીલું, ભારે ઘટાવાળું
**ઘટાવવું** (ક્રિ.) બેસતું કરવું, લાગું પાડવું
**ઘટિત** (વિ.) યોગ્ય, ઉચિત
**ઘટિકા, ઘટી** (સ્ત્રી.) ઘડી, ૨૪ મિનિટ જેટલો વખત (૨) ઘડી માપવાનો વાડકો
**ઘટ્ટ** (વિ.) ઘાટું, ઘાડું, ઘન (૨) મજબૂત
**ઘટોત્કચ** (પું.) ભીમસેનનો હિડિંબાથી થયેલો પુત્ર
**ઘડતર** (ન.) ઘડીને-ટીપીટીપીને કરેલી બનાવટ (૨) ઘડવું-રચવું તે કે તેની રીત (૩) ઘડામણ (૪) ઘડાઈને-કેળવાઈને તૈયાર થવું તે, કેળવણી (૫) (વિ.) ઘડીને-ટીપીને થતું (જેમ કે, લોખંડ)
**ઘડપણ** (ન.) વૃદ્ધાવસ્થા
**ઘડભાંગ(-જ)** (સ્ત્રી.) ઘડવું અને ભાંગવું તે (૨) (લા.) વિચારોનું ડામાડોળપણું
**ઘડમથલ** (સ્ત્રી.) મહેનત, ફાંફા, ઘાલમેલ, ગડમથલ
**ઘડવું** (ક્રિ.) ઘાટ-આકાર આપવો (૨) બનાવવું, રચવું, લખવું (જેમ કે, દાગીનો, ખુરશી વગેરે) (૩) ગોઠવવું, સંકલના કરવી (૪) ટીપવું (જેમ કે, ધાતુ) (૫) ખરડો તૈયાર કરવો (જેમ કે, ઠરાવ, અરજી, યોજના, મુસદ્દો વગેરે) (૬) (લા.) કેળવીને તેયાર કરવું (૭) મારવું
**ઘડવૈયો** (પું.) ઘડવામાં પાવરધો માણસ
**ઘડાયેલું** (વિ.) (લા.) અનુભવથી પાકું થયેલું, અનુભવી, કસાયેલું
**ઘડિયાળ** (સ્ત્રી.ન.) વખત જણાવનારું યંત્ર (૨) કાંસાનો ગોળ સપાટ ઘંટ (૩) ઝાલર
**ઘડિયું** (વિ.) તાત્કાલિક, તરતનું, એ જ સમયનું
**ઘડિયો** (પું.) આંકડાનો પાડો, ગડિયો (આંકનો પાડો)
**ઘડી** (સ્ત્રી.) ઘટી (૨) (લા.) ક્ષણ (૩) તક, પ્રસંગ (૪) નાનું થડુ-કોઠી
**ઘડીભર** (અ.) એક ઘડી સુધી, થોડીવાર
**ઘડૂલી** (સ્ત્રી.) નાનો ઘડૂલો, ઢોચકું
**ઘડૂલો(-લિયો)** (પું.) ઘડો (કવિતામાં) (૨) ચોથું ચરણ ટૂંકાવેલો દુહો
**ઘડો** (પું.) ધાતુ કે માટીનું પાણી ભરવાનું પાત્ર (૨) (લા.) માથું
**ઘડોલાડવો** (પું.) મડદાને બાળ્યા પછી સ્મશાનમાં લાડવાવાળો ઘડો ભાંગવો તે (૨) (લા.) છેવટનો નિકાલ, અંત
**ઘણ** (પું.) મોટો ભારે હથોડો (૨) લાકડામાં થતો એક કીડો
**ઘણું, ઘણેરું** (વિ.) બહુ, ખૂબ, પુષ્કળ, વિપુલ
**ઘન** (વિ.) નક્કર, (૨) ઘાડું, ગીચ (૩) ઘણું, પુષ્કળ (૪) લંબાઈ, પહોળાઈ અને ઊંચાઈવાળું, 'ક્યુબિક' (ગ) (૫) (પું.) કોઈ સંખ્યાને તેનાથી જ બે વાર ગુણવાથી આવતો ગુણાકાર, 'ક્યુબ' (ગ.) (૬) છ સરખી બાજુની આકૃતિ (૭) વેદપાઠનો એક પ્રકાર (૮) (પું.ન.) વાદળું
**ઘનકોણ** (પું.) ત્રણ સપાટી એક ખૂણા કે બિંદુએ મળે તે કોણ, 'સૉલિડ ઍન્ગલ'
**ઘનઘટા** (સ્ત્રી.) વાદળાંની ઘટા, વૃક્ષોવેલીઓની ઘાટી જમાવટ
**ઘનઘોર** (વિ.) ગાઢું (જેમ કે, વાદળ) (૨) ભયાનક-કાળાં વાદળાંથી સંપૂર્ણ રીતે છવાઈ ગયું હોય તેવું, ઘેઘૂર (જેમ કે, અવાજ, યુદ્ધ)
**ઘનતા(-ત્વ)** (સ્ત્રી.ન.) ઘનપણું, નક્કરપણું
**ઘનદર્શક, ઘનદર્શકયંત્ર** (ન.) વસ્તુનાં ત્રણે માપ દેખાડી શકે એવું એક યંત્ર, 'સ્ટિરિયોસ્કોપ'
**ઘનધ્રુવ** (પું.) વીજળીના ઋણ ધ્રુવથી ઊલટા ગુણવાળો ધ્રુવ, 'ઍનોડ' (પ.વિ.)
**ઘનપદી** (સ્ત્રી.) જે પદીનું દરેક પદ ત્રણ ઘાતવાળું હોય અને બાકીનાં પદ ત્રણથી વધુ ઘાતવાળાં ન હોય તેવી સંખ્યા, 'ક્યુબિક એક્સપ્રેશન'

**ઘનપરવલય** (પું.) પરવલય પોતાની ધરી પર ફરતાં ઉત્પન્ન થતો ઘન આકાર, 'પેરૅબોલૉઇડ' (ગ.)

**ઘનફલ(-ળ)** (ન.) વસ્તુના કદનું માપ, ઘનમાપ, વૉલ્યુમ, નક્કર વસ્તુની લંબાઈ, પહોળાઈ અને ઊંચાઈ-ઊંડાઈ કે જાડાઈના માપના ગુણાકારનું પરિમાણ, 'વૉલ્યુમ'

**ઘનફૂટ** (પું.) એકેક ફૂટ લાંબું પહોળું ને જાડું-એટલા કદનું એક માપ, ઘનમાનનો ફૂટમાં એકમ

**ઘનભૂમિતિ** (સ્ત્રી.) લંબાઈ, પહોળાઈ અને ઊંચાઈ-ઊંડાઈ કે જાડાઈ એ ત્રણ પરિમાણોના સિદ્ધાંત વિચારતું શાસ્ત્ર, 'સૉલિડ જૉમેટ્રી' (ગ.)

**ઘનમાન, ઘનમાપ** (ન.) લંબાઈ, પહોળાઈ અને ઊંચાઈ કે ઊંડાઈનું માપ, 'ક્યુબિક મેઝર'

**ઘનમૂળ** (ન.) ભાજ્યને ત્રણ વખત એક જ ભાજકથી ભાગતાં, નિઃશેષ રહે તો તે ભાજકને જે તે સંખ્યાના ઘનમૂળ કહેવાય, 'ક્યુબરૂટ'

**ઘનરસાયણ** (ન.) રસાયણશાસ્ત્રની એક શાખા, 'સ્ટીરિયો-કેમિસ્ટ્રી'

**ઘનવાદ્ય** (ન.) ઘંટ, મંજીરા, ઝાંઝ, કાંસિયાં વગેરે નક્કર વાદ્ય

**ઘનશ્યામ** (વિ.) મેઘ જેવું કાળું (૨) (પું.) શ્રીકૃષ્ણ

**ઘનસમીકરણ** (ન.) જે સમીકરણમાં મોટા ઘાતવાળું પદ ત્રીજું હોય તેવું સમીકરણ, 'ક્યુબિક ઈક્વેશન'

**ઘનસમુત્સાર** (પું.) ઘનપરવલય

**ઘનસાર** (પું.) કપૂર (૨) પાણી (૩) પારો (૪) ચંદન

**ઘનાક્ષર(-રી)** (પું.) એક છંદ

**ઘનાતિપરવલય, ઘનાધિકોસ્તાર** (પું.) અતિપરવલય, 'હાઇપર-બોલૉઇડ

**ઘનિષ્ઠ** (વિ.) સૌથી ઘન, ગાઢ, નિકટનું

**ઘનીકરણ** (ન.) ઘનરૂપ કરવું તે

**ઘનીભવન** (ન.) ઘનરૂપ થવું તે

**ઘનીભૂત** (વિ.) નક્કર કે ઘટ્ટ બનેલું

**ઘમકવું** (ક્રિ.) ઘમઘમ અવાજ થવો (જેમ કે, ઘૂઘરાનો, વલોણાનો)

**ઘમકાર, ઘમકારો, ઘમકો** (પું.) ઘમકવાનો અવાજ

**ઘમઘમવું** (ક્રિ.) ઘમઘમ અવાજ થવો

**ઘમઘમાટ** (પું.) ઘમઘમ અવાજ

**ઘમરડી-ચકરડી** (સ્ત્રી.) છોકરાંની એક રમત (૨) પ્રબળ ફેરફૂદરડી

**ઘમસાણ** (ન.) રમણભમણ, તોફાન (૨) ભયંકર યુદ્ધ (૩) વિનાશ (૪) લોકોનું ટોળું-ભીડ

**ઘમંડ** (પું.) અહંકાર, ગર્વ (૨) ખોટો દેખાવ, ડોળ

**ઘમેલું** (ન.) તગારું, તબાહરું

**ઘમ્મર** (અ.) ઘમર, ઘમર ઘમર ઘૂમે એમ

**ઘમ્મરઘંટી** (સ્ત્રી.) મોટી ભારે ઘંટી

**ઘમ્મરઘાઘરો** (પું.) મોટો-ખૂબ ઘેરવાળો ઘાઘરો

**ઘમ્મરવલોણું** (ન.) મોટું ભારે વલોણું

**ઘર** (ન.) (માણસ કે પશુપંખીનું) રહેવાનું ઠેકાણું, મકાન (૨) ગૃહ, એક કુટુંબનું નિવાસસ્થાન (૩) વસ્તુને રાખવાનું કે રહેવાનું ખોખું, ખાનું, ઘોડી, ઠેકાણું વગેરે (ઉદા. 'ચશ્માનું ઘર', 'સોકેટીનું ઘર' (૪) ગ્રહનું જે રાશિમાં સ્થાન હોય તે (૫) કુટુંબ (૬) ઘરસંસાર (૭) ખાનદાન, કુળ

**ઘરઆંગણું** (ન.) ઘરનું આંગણું (૨) (લા.) અતિપરિચિત-પાસેનું સ્થાન

**ઘરકંકાસ** (પું.) ઘરમાંનો કંકાસ, ઘરનાં માણસોમાં કજિયો-કંકાસ

**ઘરકૂકડી(-ડિયું)** (વિ.) ઘરમાં ને ઘરમાં ભરાઈ રહેનારું, શરમાળ

**ઘરખરચ, ઘરખર્ચ** (પું.ન.) ઘર ચલાવવામાં થતો ખરચ

**ઘરખૂણિયું** (વિ.) ઘરકૂકડિયું (૨) ઘરખૂણે પડી રહેલું અપ્રસિદ્ધ (૩) ગરગથ્થુ

**ઘરખૂણે** (અ.) ઘરને ખૂણે, ખાનગીમાં, એકાંતમાં

**ઘરખેડ** (સ્ત્રી.) ઘરના માણસે પોતે પોતાની જમીન ખેડવી તે, ખાતેદારની જાતખેતી

**ઘરખોયું** (વિ.) ઘરનું ગુમાવે એવી બુદ્ધિવાળું

**ઘરગતુ(-થુ,-થ્થુ)** (વિ.) જેની ઉત્પત્તિ કે વપરાશ ઘરમાં જ હોય તેવું (૨) વેચવા માટે નહિ કરેલું (૩) ખાનગી

**ઘરઘર** (અ.) ઘેર ઘેર (૨) એક બાળરમત

**ઘરઘરણું** (ન.) નાતરું, ઘઘરણું, પુનર્લગ્ન

**ઘરઘરવું** (ક્રિ.) 'ઘરઘર' એવો અવાજ કરવો (૨) અંતકાળનો એવો શ્વાસ ઊપડવો

**ઘરઘરાઉ** (વિ.) માંહોમાંહેનું, ખાનગી (૨) ઘેર બનાવેલ

**ઘરઘરાટ** (પું.) ઘરઘર અવાજ, ઘરઘરવું તે

**ઘરઘવું** (ક્રિ.) વિધુર કે વિધવાએ ફરી ઘર કરવું, પુનર્લગ્ન કરવું (૨) ઘઘરવું

**ઘરઘાટી** (પું.) ઘરમાં બધો વખત કામ કરતો ઘાટી-નોકર

**ઘરચોળું** (ન.) સ્ત્રીઓને પહેરવાનું એક રેશમી વસ્ત્ર

**ઘરજમાઈ** (પું.) સસરાને ઘેર સંસાર માંડી રહેનારો જમાઈ

**ઘરડ** (સ્ત્રી.) ચીલો (૨) ધોરણ, નિયમ, ધારો (૩) ચાલુ પ્રણાલી કે રૂઢિ (૪) રૂઢિગ્રસ્ત કે ચીલાચાલુ થવું (૫) આમલીની સૂકી છાલ

**ઘરડાઘર** (ન.) વૃદ્ધોને રાખવા-રહેવાની આશ્રમ જેવી સંસ્થા

**ઘરડાપો** (પું.) ઘડપણ, બુઢાપો (૨) (લા.) ઘરડાંના જેવું ડહાપણ, દોઢ ડહાપણ

**ઘરડિયો** (પું.) ઘરડો, વડીલ માણસ (૨) તળાતી વસ્તુ ફેરવવાનું લાકડાનું એક સાધન (૩) નાનું ઘાસ કાપવાનું એક જાતનું દાતરડું (૪) ધાર કાઢવાનો પથ્થર (૫) ગળામાં બોલતો શ્વાસ (ખાસ કરીને મરતા માણસનો)

**ઘરણ** (ન.) સૂર્યચંદ્રનું ગ્રહણ

**ઘરથાળ** (વિ.) મકાનના બાંધકામ માટે નક્કી કરેલી જગ્યા

**ઘરધણી** (પું.) ઘર ચલાવનારો મુખ્ય પુરુષ (૨) ઘરનો માલિક

**ઘરફાડુ** (વિ.) ઘર ફોડીને ચોરી કરનારું, ખાતર પાડનારું

**ઘરફૂટ** (સ્ત્રી.) ઘરનાં જ માણસે અંદરથી ફૂટવું-દગો દેવો તે

**ઘરબાર** (ન.) ઘર, રાચરચીલું, માલ-મિલકત વગેરે (૨) કુટુંબ-કબીલો

**ઘરબારી** (વિ.) ઘરબારવાળું (૨) સંસારી

**ઘરભરુ** (વિ.) પોતાનું ઘર ભરવાની-સ્વાર્થી વૃત્તિવાળું

**ઘરભાડું** (પું.) ઘરનું ભાડું

**ઘરભેદુ** (વિ.) પોતાના ઘરનો ભેદ જાણનારું કે બહાર પાડી દઈ દગો દેનારું

**ઘરમેળે** (અ.) માંહોમાંહે સમજીને (ત્રીજા પક્ષ પાસે ગયા વિના) (૨) મિત્રતાની રીતે

**ઘરમોહ્યું** (વિ.) ઘરકૂકડિયું

**ઘરરખુ** (વિ.) ઘરની સંભાળ રાખે એવું, પોતાનું સમજનાર, શાણું

**ઘરવખરી** (સ્ત્રી.) ઘરને લગતો સરસામાન, રાચરચીલું

**ઘરવખુ** (વિ.) ઘરની ચાહનાવાળું, ઘરમોહ્યું

**ઘરવટ** (સ્ત્રી.) એક ઘરનાં હોય તેવો ગાઢ સંબંધ (૨) (વિ.) ઘર જેવા સંબંધવાળું

**ઘરવાખરો** (પું.) ઘરને લગતો સરસામાન, રાચરચીલું

**ઘરવાળી** (સ્ત્રી.) ઘરધણિયાણી, પત્ની

**ઘરવાળો** (પું.) ઘરધણી, પતિ

**ઘરવેરો** (પું.) ઘર ઉપર લેવાતો કર

**ઘરવૈદું** (ન.) ઘરગથ્થું વૈદું

**ઘરસંસાર** (પું.) ગૃહસ્થાશ્રમ (૨) સંસાર-વહેવાર

**ઘરસંસારી** (વિ.) ઘરસંસારવાળું, ગૃહસ્થાશ્રમી (૨) ઘરસંસારને લગતું

**ઘરસૂત્ર** (ન.) ગૃહસ્થાશ્રમ (૨) સંસાર-વહેવાર, ઘર-વહેવાર, ગૃહતંત્ર, ઘર-સંસાર

**ઘરાઉ(-ળુ)** (વિ.) ઘરનું, ખાનગી, અંદર-અંદરનું

**ઘરાળુ** (ન.) એક પોશાક

**ઘરાક** (પું.ન.) ખરીદનાર, ગ્રાહક (૨) ખૂબી પિછાનનાર

**ઘરાકી** (સ્ત્રી.) ઘરાકપણું (૨) ખરીદનારાનો આવરો (૩) ખપત

**ઘરું** (ન.) કોઈ વસ્તુ રાખવાનું ખોખું-ઘર (જેમ કે, ચશ્માનું)

**ઘરેડ** (સ્ત્રી.) ચીલો (૨) ચાલુ પ્રણાલી કે રૂઢિ (૩) કૂવા પરના પથ્થર ઉપર દોરડાના ઘસારાથી પડેલો ખાડો

**ઘરેણું** (ન.) દાગીનો

**ઘરેણુંગાંઠું** (ન.) ઘરેણું ને બીજો ગાંઠેલો અલંકાર

**ઘરેણે** (અ.) આંટમાં-ગીરો આપેલું લીધેલું હોય તેમ

**ઘરેબારે** (અ.) ઘરબારવાળું હોય તેમ (૨) ઘરમાં કર્તાહર્તા-આપ અખત્યાર હોય તેમ

**ઘરેરાટ** (પું.) ઘરર ઘરર અવાજ

**ઘરોઘર** (અ.) ઘેરઘેર

**ઘરોપો(-બો)** (પું.) ઘરના જેવો ગાઢ સંબંધ. ઘરવટ, મૈત્રી

**ઘરોળી** (સ્ત્રી.) ગરોળી, એક જનાવર

**ઘર્ઘર** (વિ.) ઘર્ઘર એવો અવાજ થાય-કરે એવું, ઘોઘરો અવાજ (૨) અસ્પષ્ટ

**ઘર્ષણ** (ન.) ઘસાવું તે, ઘસારો (૨) (લા.) સામસામી અથડામણ, બોલા-ચાલી, તકરાર

**ઘર્ષણકોણ** (પું.) બે પદાર્થો વચ્ચે જે કોણે ઘર્ષણનું બળ કામ કરે તે કોણ

**ઘર્ષણવાદ્ય** (ન.) ઘર્ષણથી વાગતું વાદ્ય (જેમ કે, સારંગી, દિલરુબા)

**ઘર્ષણાંક** (પું.) ઘર્ષણના માપનો અંક, 'કૉઇફિશંટ ઑફ ફ્રિકશન

**ઘવાવું** (ક્રિ.) ઘાયલ થવું

**ઘસઘસાટ** (અ.) ગાઢ રીતે (ઊંઘવું તે)

**ઘસડપટ્ટી** (સ્ત્રી.) ખૂબ કે ગમે તેમ ઘસડયા કરવું તે (૨) (લા.) નકામી મહેનત-મજૂરી

**ઘસડબોરો** (પું.) લખલખ કરવાની મહેનત, ઘસડપટ્ટી

**ઘસડવું,ઘસરડવું** (ક્રિ.) ઢસરડાતું ખેંચવું (૨) ઝપાટાબંધ ગમેતેમ લખવું કે કામ કરવું

**ઘસરકો** (પું.) ખચકો, કાપો, આંકો

**ઘસવું** (ક્રિ.) એક વસ્તુને બીજી વસ્તુ પર દાબીને જોરથી આમતેમ ખેંચવી (૨) ચોળવું, મસળવું (૩) માંજવું (જેમ કે, વાસણ) (૪) ઘસીને ધાર ચડાવવી કે ઓપ આપવો

**ઘસાતું** (વિ.) ઉતારી પાડે એવું, નિંદા કરતું (૨) નુકસાનકારક

**ઘસાર(-રો)** (પું.) ઘસાવું તે, ઘસારો (૨) ઘસાવાથી પડેલી રજ (૩) ઘસાવાથી લાગતી ખોટ, નુકસાન (૪) ઘસવાથી થતો અવાજ (૫) ઘસીને પીવાનું ઓસડ

**ઘસાવું** (ક્રિ.) ઘસારો વેઠવો, ખર્ચ કે ખોટ યા નુકસાનમાં ઊતરવું

**ઘસિયો** (પું.) શેકેલા લોટની એક વાની (૨) ઘસવાનું કામ કરનાર માણસ

**ઘંટ** (પું.) ધાતુની (કાંસાની) ઊંધા પ્યાલાના આકારની કે જાડી લોઢી જેવી વગાડવાની વસ્તુ, ઝાલર (૨) એના પર વગાડેલો ટકોરો (૩) (લા.) પક્કો-ધૂર્ત, ઉસ્તાદ

**ઘંટડી** (સ્ત્રી.) નાનો ઘંટ, ટોકરી (૨) (લા.) શૂન્ય, કાંઈ નહિ

**ઘંટા** (સ્ત્રી.) ઘંટ, ઘંટડી, ઝાલર

**ઘંટાઘર** (ન.) જાહેર ઉપયોગ માટે રખાતી મોટી ઘડિયાળનું ઘર, 'ટાવર'

**ઘંટારવ** (પું.) ઘંટનો અવાજ-રણકો,ધ્વનિ

**ઘંટી** (સ્ત્રી.) દળવાનું સાધન (હાથનું કે યાંત્રિક)(૨) નાનો ઘંટ, ઘંટડી

**ઘંટીચોર** (પું.) ચાલાક ચોર (૨) ખીસાકાતરુ

**ઘા** (પું.) ચોવીસ કાગળનો જથ્થો (૨) ઝટકો, પ્રહાર, ચોટ (૩) કાપ, જખમ, છેદ (૪) (લા.) મોટા દુઃખની ઊંડી અસર

**ઘાઈ** (સ્ત્રી.) ઉતાવળ, દોડાદોડી (૨) ધાંધલ, ધમાલ (૩) ભીડ, ભરાવો, ગિરદી

**ઘાઘરી** (સ્ત્રી.) નાનો ઘાઘરો

**ઘાઘરો** (પું.) ચણિયો

**ઘાટ** (પું.) આકાર, દેખાવ (૨) બાંધેલો આરો, ઓવારો (૩) સ્ત્રીઓને પહેરવાનું એક રેશમી વસ્ત્ર (૪) પહાડી રસ્તો (૫) પ્રસંગ, લાગ (૬) (લા.) યુકિત-પ્રયુકિતથી કામ કાઢી લેવાની યોજના, તજવીજ (૭) રીત,લક્ષણ શોભા

**ઘાટઘૂટ** (પું.) આકાર, સારો સુરેખ સપ્રમાણ આકાર

**ઘાટડી** (સ્ત્રી.) રાતા રંગનું બાંધણીની ભાતનું સ્ત્રીઓને પહેરવાનું રેશમી વસ્ત્ર, ચૂંદડી (૨) ગાતડી

**ઘાટી** (વિ.) દખ્ખણના ઘાટમાં રહેતી એક જાતિનું (૨) (પું.) તે જાતનો માણસ (૩) (મુંબઈમાં) ઘરકામ કરનાર નોકર

**ઘાટીલું** (વિ.) ઘાટદાર, રૂપાળું

**ઘાટું(-ડ,-ડું)** (વિ.) ઘટ્ટ, લચકદાર (૨) ખીચોખીચ (૩) પુષ્કળ, ગાઢ (૪) કઠણ, સંગીન

**ઘાડવું** (ન.) ગોળ ભરવાનું માટલું

**ઘાડવો** (પું.) ઘડા જેવું વાસણ (ઘી-તેલ ભરવાનું) (૨) (લા.) માથું

**ઘાણ** (પું.) એક ફેરે રંધાય, તળાય કે કચરાય, ખંડાય એટલો જથો, આખા જથાનો એવો એકમ કે ભાગ (૨) સંહાર, ખરાબી (૩) મોટો હથોડો, ઘણ (૪) લાકડું કોરી ખાનાર એક કીડો (૫) (સ્ત્રી.) ગંધ, બદબો

**ઘાણી** (સ્ત્રી.) તેલી બી પીલવાનું યંત્ર અને સ્થાન

**ઘાત** (પું.) ઝટકો, ઘા (૨) નાશ,ખૂન (૩) 'પાવર' (ગ.) (૪) રાશિ, પદાવલિની ઘાત, 'ડિગ્રી ઑફ એન ઍક્સપ્રેશન' (૫) અંતર્વલન, ઘાતક્રિયા,'ઇન્વૉલ્યૂશન' (૬) (સ્ત્રી.) અકાળ મૃત્યુની ઘાંટી

**ઘાતક** (વિ.) મોત નિપજાવે એવું, નાશક (૨) 'મૉડ્યુલસ', એક પરિમાણને બીજા પરિમાણમાં લાવવા માટે જે ગુણકથી ગુણવાની જરૂર પડે તે (ગુણક), ઘાતમાન

**ઘાતકી** (વિ.) ખૂની (૨) ક્રૂર, નિર્દય

**ઘાતચિહ્ન** (ન.) આંકડાને તે જ આંકડાથી કેટલીવાર ગુણવાનો છે, તે બતાવતો અંક, 'ઇન્ડેક્સ'

**ઘાતારોહ** (પું.) ચડતી ઘાત, 'ઍસેન્ડિંગ ઑર્ડર'

**ઘાતાવરોહ** (પું.) ઊતરતી ઘાત, 'ડિસેન્ડિંગ ઑર્ડર'

**ઘાતાંક** (પું.) આંકડાને તે જ આંકડાથી કેટલીવાર ગુણવાનો છે તે બતાવતો અંક, 'ઇન્ડેક્સ'

**ઘાબાજરિયું** (ન.) ઘા પર કામ આવતી એક વનસ્પતિનું ડૂંડું

**ઘામ** (પું.) તાપ (૨) ઉકળાટ, બફારો (૩) પરસેવો

**ઘામવું** (ક્રિ.) ઘામ થવો, બફારો થવો

**ઘાયલ** (વિ.) જખમી (૨) (લા.) કામ કે પ્રેમથી પીડિત

**ઘારણ** (ન.) ઘોર નિદ્રા (૨) ઊંઘથી ઘોરવું તે (૩) ઊંઘ લાવે એવું ઔષધ

**ઘારી** (સ્ત્રી.) એક મીઠાઈ (૨) અડદ કે મગની દાળનું વડું (૩) ચોટલીની ચારે બાજુએ રાખેલા કેશનું ચકરડું (૪) પાણીમાં છરતી ઠીકરી મારવાથી પાણીમાં થતું ચકરડું

**ઘારું** (ન.) રોગથી શરીરમાં પડેલું નારું, જખમ કે ગૂમડું પાકી જતાં પડેલો વ્રણ કે ઘા

**ઘાલ** (સ્ત્રી.) સાથે જમવા બેઠેલાઓની હાર-ઓળ (૨) તેમનો આખો સમૂહ (૩) નુકસાન, ખાધ

**ઘાલમેલ** (સ્ત્રી.) કાઢઘાલ, ગરબડસરબડ (૨) પંચાત, ધમાલ (૩) ખટપટ, પ્રપંચ

**ઘાલમેલિયું** (વિ.) ઘાલમેલ કરે એવું, પ્રપંચી, ખટપટી

**ઘાલવું** (ક્રિ.) ખોસવું, અંદર મૂકવું (૨) પહેરવું (૩) (લા.) નાણાં ખાઈ જવાં (૪) બગાડવું, પાયમાલ કરવું (૫) પ્રસંગે ભેટ તરીકે પહેરવું (૬) અંદર નાખવા-મૂકવાની રીત સૂચવનાર સહાયકારી ક્રિયાપદ સાથે વપરાય છે.

**ઘાવ** (પું.) ઘા, જખમ (૨) સમસ્યા (૩) ચોવીસ કોરા કાગળનો જથ્થો

**ઘાવટો** (પું.) સોનાચાંદીમાંથી સોની ચોરી કરે કે કાઢી લે તે

**ઘાસ** (ન.) ખડ, ચાર

**ઘાસચારો,ઘાસપાલો** (પું.) ઢોરનું ઘાસ, ચારો, ખડ, કડબ વગેરે

**ઘાસતેલ,ઘાસલેટ** (ન.) ગ્યાસતેલ, ઘાસલેટ કે કેરોસીન

**ઘાસલેટિયું** (વિ.) હલકા પ્રકારનું

**ઘાસિયું** (વિ.) જેમાં ઘાસ સારું (મુખ્યત્વે) નીપજી શકે કે નીપજતું હોય તેવું (ખેતર, જમીન) (૨) ઘાસમાંથી ઉત્પન્ન થતું (૩) સત્ત્વ વગરનું, હલકું (જેમ કે, ઘાસિયું ઘી, સોનું) (૪) (ન.) એક પક્ષી (૫) ઘાસ માટેની જમીન કે ખેતર

**ઘાંઘું** (વિ.) ઉતાવળું (૨) ગભરાયેલું, વ્યાકુળ, વિહ્વલ

**ઘાંચ** (સ્ત્રી.) ચીલામાં પડેલો ખાડો, ખાડો (૨) ગૂંચ, મુશ્કેલી (૩) વાંધો, અડચણ

**ઘાંચી** (વિ.) ઘાણી ચલાવી તેલ કાઢવાનો ને તેલ યા દૂધ વેચવાનો ધંધો કરતી ન્યાતનું (૨) (પું.) તે ન્યાતનો માણસ

**ઘાંટાઘાંટ** (સ્ત્રી.) બૂમાબૂમ

**ઘાંટી** (સ્ત્રી.) ઘાંટા કે કંઠની-પડજીભની જગા, હૈડિયો (૨) અવાજ, સૂર (૩) ઘાટ, બે પર્વતની કે ડુંગરાની વચ્ચેનો સાંકડો રસ્તો (૪) (લા.) મુશ્કેલીનો-બારીક સમય (૫) હરકત, અડચણ

**ઘાંટો** (પું.) કંઠ, સાદ (૨) મોટો સાદ, બૂમ (૩) ખિજાઈને કાઢેલો અવાજ (૪) મોટી ઘાંટી-ડુંગરાળ રસ્તો

**ઘિમેલ** (સ્ત્રી.) એક જાતનું લાલ રંગનું મંકોડાની જાતનું જીવડું, ઝિમેલ

**ઘિસ્સો** (પું.) એકદમ જોરથી પડેલો ઘસરકો

**ઘી** (ન.) ઘૃત, તૂપ

**ઘીકેળાં** (ન.બ.વ.) ઘી અને કેળાં (૨) (લા.) ભારે લાભ

**ઘીસ** (સ્ત્રી.) રોન (૨) હોળીનો વરઘોડો (૩) માર, ઠોક (૪) એકદમ જોરથી પડેલો ઘસરકો (૫) ચોરી, ગીસ

**ઘીંઘર** (સ્ત્રી.) મોટું સેંકડોનું ટોળું

**ઘુઘરિયાળું** (વિ.) ઘૂઘરીઓવાળું

**ઘુઘવાટ(-ટો),ઘુઘાટ** (પું.) ઘૂઘવવું તે

**ઘુણ** (પું.) લાકડું કોરી ખાનારો એક કીડો

**ઘુણાક્ષર** (પું.) ઘુણના કોરવાથ લાકડામાં અથવા પોથીના પાનામાં પડેલો અક્ષર જેવો આકાર

**ઘુમરડી** (સ્ત્રી.) ચક્રાકારે ફરવું-નાચવું તે, ફૂદડી (૨) ફેર, ચક્કર (૩) પકડનારને ચુકાવી દેવા ઘૂમી જવું-ફરી જવું તે (૪) હીંચોળવું તે (૫) પેટની ચૂંક, આંકડી કે અમળાવુ તે

**ઘુરકાટ** (પું.) ઘૂરકવું તે કે તેનો અવાજ

**ઘુરકિયું** (ન.) ઘૂરકવાનો અવાજ (૨) છાંછિયું, ગુસ્સાનો બોલ

**ઘુરઘુર(-રાટ)** (પું.) કૂતરાંનો તેવો અવાજ (૨) કફને લીધે માણસને ગળામાં થતો અવાજ (૩) પેટમાં થતો વાયુનો અવાજ

**ઘુવડ** (પું.ન.) રાત્રે જ દેખી શકતું એક પક્ષી

**ઘુસણિયું** (વિ.) ગમેતેમ કરીને ઘૂસનારું કે ઘૂસી જાય એવું

**ઘુસપુસ** (અ.સ્ત્રી.) માંહોમાંહે ગુપચુપ ધીમી વાતો કરવી તે, ગુસપુસ

**ઘુસ્તો** (પું.) પડખામાં મરાતો બાંધી મુઠ્ઠીનો ઘુમ્મો, ગડદો

**ઘુંમટ** (પું.) દેરા અથવા મકાન ઉપરનું છત્રાકાર ધાબું, ગુંબજ (૨) ઘુંમટ નીચેનો દેરાનો અંદરનો ભાગ

**ઘૂક** (ન.) ઘુવડ

**ઘૂઘરી** (સ્ત્રી.) ધાતુના પતરાની પોલી ખણખણતી ગોળી (૨) સ્ત્રીઓના હાથનું ઘુઘરિયાળું એક ઘરેણું (૩) એક રમકડું, નાનો ઘૂઘરો (૪) બાફેલી જાર-બાજરી વગેરે

**ઘૂઘરો** (પું.) મોટી ઘૂઘરી (૨) અંદર કાંકરા જેવી વસ્તુ ભરીને કરેલો ખખડે તેવો ધાતુ વગેરેનો પોલો ગોળો (૩) તેવું એક રમકડું (૪) એક મીઠાઈ (૫) ઘૂઘરીઓનો ઝૂમખો (૬) દાળ પાડવા માટે પલાળીને સૂકવેલું કઠોળ (૭) ચૂનો બનાવવા માટે પકવેલા મરડિયા (૮) વલોણાનો દાંડો ઘૂઘરા જેવા જે ઘાટમાં ફરે છે, ને જે ગોળીને મોઢે ગોઠવાય છે તે ગોળ ઘાટ

**ઘૂઘવવું** (ક્રિ.) ઘૂઘૂ એવો અવાજ કરવો (૨) ગર્જવું

**ઘૂડ** (પું.) રાત્રે જ દેખી શકતું એક પક્ષી, ઘુવડ

**ઘૂડખર** (પું.) જંગલી ગધેડો (કચ્છના રણમાં દેખાતો)

**ઘૂમટ** (પું.) દેરા અથવા મકાન ઉપરનું છત્રાકાર ધાબું, ગુંબજ (૨) ઘુંમટ નીચેનો દેરાનો અંદરનો ભાગ

**ઘૂમટો** (પું.) ઘૂંઘટ (૨) (લા.) લાજ

**ઘૂમરી** (સ્ત્રી.) વમળ, ભમરો (૨) ઘૂમડી, ઘુમરડી (૩) તોર કે અભિમાનમાં (મદથી થાય એમ) આંખો ચકળવકળ થવી તે

**ઘૂમવું** (ક્રિ.) ગોળ ફરવું (૨) રખડવું (૩) (લા.) મોટો કારભાર કરવો, મહાલવું (૪) મચ્યા રહેવું (૫) વિચાર આવવો

**ઘૂરકવું** (ક્રિ.) ઘુરઘુર કરવું (૨) જોરથી ભસવું (૩) (લા.) ગુસ્સામાં ઘાંટો પાડવો, તાડૂકવું

**ઘૂર્ણાયમાન** (વિ.) ચક્રાકારે ઘૂમતું

**ઘૂસણ** (ન.) ઘૂસવું તે, વગર હકનો પ્રવેશ (૨) ગમેતેમ કરીને ઘૂસનારું કે ઘૂસી જાય એવું, તેવા સ્વભાવનું

**ઘૂસણખોર** (વિ.) ઘુસણિયું, ઘુસણિયા વૃત્તિવાળું

**ઘૂસણખોરી,ઘૂસણનીતિ** (સ્ત્રી.) ઘૂસીને કાંઈ કરવાની નીતિ કે રીતિ

**ઘૂંઘટ(-ટો)** (પું.) ઘૂમટો, સ્ત્રીઓ મોં પર કપડું ઢાંકે છે તે

**ઘૂંટ** (પું.) ઘૂંટડો (૨) ઘાંટો, કંઠ (૩) (સ્ત્રી.) (જીવનું) ઘૂંટાવું-ગૂંગળાવું તે

**ઘૂંટડો** (પું.) ગળા વાટે એકી વખતે ઊતરી શકે તેટલો પ્રવાહી પદાર્થ

**ઘૂંટણ,ઘૂંટણિયું** (પું.ન.) ઢીંચણ (૨) (આસનથી બેસતાં) ઘૂંટણ નીચે રખાતું ટેકણ

**ઘૂંટવું** (ક્રિ.) લસોટવું, પીસવું (૨) ઘેરવું, રોધવું (શ્વાસને) (૩) અભ્યાસથી-પુનરાવર્તનથી પાકું કરવું

**ઘૂંટી** (સ્ત્રી.) પગની પાટલી અને નળાને જોડનાર સાંધા આગળનું હાડકું (૨) ગળથૂથી (૩) ગૂંચવણ,ભરાઈ પડાય એવી મુશ્કેલી

**ઘૃણા** (સ્ત્રી.) તિરસ્કાર, અણગમો (૨) દયા, અનુકંપા

**ઘૃત** (ન.) ઘી, તૂપ

**ઘેઘૂર** (વિ.) મસ્ત,ચકચૂર (૨) ગાઢ, ઘનઘોર

**ઘેટી** (સ્ત્રી.) ઘેટાની માદા, માદાઘેટું

**ઘેટું** (ન.) જેના શરીર ઉપર ઊન થાય છે તે પ્રાણી

**ઘેટો** (પું.) ઘેટાનો નર, નરઘેટું

**ઘેન** (ન.) નશો, કેફ, સુસ્તી (૨) મદ, અભિમાન

**ઘેબ(-વ)ર,ઘેબ(-વ)રું** (ન.) એક વાનગી-પકવાન

**ઘેર** (અ.) ઘરે, ઘરમાં, ઘર તરફ

**ઘેર** (પું.) ઘેરાવ, 'સર્કમ્ફરન્સ' (૨) સમૂહ, ટોળી (૩) (સ્ત્રી.) કોર પરનો ભાગ

**ઘેરદાર** (વિ.) ઘેરવાળું (કપડું) (૨) ખૂલતું, ચપસીને નહિ એવું

**ઘેરવું** (ક્રિ.) ચારે તરફ વીટળાઈ વળવું (૨) (પશુને) પાણી પાવું

**ઘેરું** (વિ.) ગાઢ, પાકું (રંગના સંબંધમાં) ઘણી માત્રામાં રંગવાળું (જેમ કે, ઘેરો લાલ) (૨) ઊંડું, ગહન (૩) ચકચૂર, ખુમારીવાળું (આંખના સંબંધમાં)

**ઘેરૈયો** (પું.) હોળી ખેલવા નીકળેલો ઘેરમાંનો માણસ

**ઘેરો** (પું.) ઘેરી લેવું તે (૨) રોકાણ, અટકાવ (૩) સમૂહ, ઘચૂમલો (જેમ કે, ઝાડનો)

**ઘેલછા** (સ્ત્રી.) ગાંડપણ (૨) ધૂન

**ઘેલું** (વિ.) ગાંડું, અક્કલ વગરનું (૨) (ન.) ગાંડપણ

**ઘેંશ(-સ)** (સ્ત્રી.) ખાવાની એક હલકી વાની-ભરડકું

**ઘેંશિ(-સિ)યું** (ન.) સાવ પાતળા કાગળનું (૨) ઘેંશના જેવું નરમ

**ઘો** (સ્ત્રી.) ગરોળીના આકારનું એનાથી મોટું પ્રાણી. જેમ કે, પાટલા ઘો (૨) કંકાસ, કજિયો (૩) મુશ્કેલી, આફત

**ઘોઘર** (પું.) ભારે માથાનો જંગલી બિલાડો (૨) બાળકને બિવડાવવાનો હાઉ (૩) (ન.) એક પક્ષી

**ઘોઘરબિલાડો** (પું.) ભારે માથાનો જંગલી બિલાડો

**ઘોઘરરાણો** (પું.) ઘોઘરોનો રાજા, મોટો ઘોઘર (નવરાત્રિમાં 'માતાજીની ઘાંચી' નામની એક મોટી બિહામણી પુરુષાકૃતિ, જેની આગળ બાળકો રમે છે.)

**ઘોઘરું** (વિ.) ફાટી ગયેલો ભારે અવાજ હોય તેવું, ભારે સાદવાળું

**ઘોઘરો(-ળો)** (પું.) ભારે સાદ, ઘાંટો (૨) ગળાના જે ભાગમાંથી અવાજ નીકળે છે તે

**ઘોઘો** (વિ.પું.) અભણ, મૂર્ખ માણસ (૨) (પું.) સાપ (૩) મોંમાથું ઢંકાય એમ ઓઢવું તે, ઘંઘોલિયું

**ઘોડદોડ** (સ્ત્રી.) ઘોડાઓની દોડવાની હરીફાઈ (૨) ઘોડદોડ માટે મેદાન અથવા રસ્તો

**ઘોડાગાડી** (સ્ત્રી.) ઘોડા વડે ખેંચાતી ગાડી

**ઘોડાગાંઠ** (સ્ત્રી.) બેવડી સૈડકાગાંઠ (૨) શેતરંજમાં બે ઘોડાને એકમેકના જોરમાં રાખવા તે

**ઘોડાપૂર** (ન.) ઘોડાની જેમ એકદમ ધસી આવતું મોટું પૂર (૨) (અ.) ઘોડાની જેમ, જોશથી

**ઘોડાર** (સ્ત્રી.) ઘોડા બાંધવાની જગ્યા, તબેલો

**ઘોડાવજ** (સ્ત્રી.) એક વનસ્પતિ-ઔષધિ

**ઘોડિયાખાતું,ઘોડિયાઘર** (ન.) નોકરી, ધંધા, મજૂરીમાં રોકાયેલી સ્ત્રીઓનાં બાળકોને રાખવા-સાચવવાનું સ્થળ

**ઘોડિયું** (ન.) એક જાતનું પારણું (૨) તાડછાનો દાંડો (૩) ઘોડિયામાં બાંધવામાં આવતું ખોયું

**ઘોડી** (સ્ત્રી.) ઘોડાની માદા (૨) જેની ઉપર કોઈ વસ્તુ મુકાય અથવા ગોઠવાય કે ટંગાવાય એવી લાકડા કે ધાતુની બનાવટ (૩) જેનો ટેકો લઈ ચલાય એવી લાકડી (૪) ઊંચે ચડવાની નિસરણી જેવાં પગથિયાંવાળી બનાવટ

**ઘોડેસવાર** (પું.) ઘોડા ઉપર સવારી કરનારો માણસ કે સિપાઈ, અસવાર

**ઘોડો** (પું.) સવારીનું એક પશુ, અશ્વ (૨) નદી કે દરિયાનું મોટું મોજું, લોઢ (૩) ઘોડા જેવા આકારની જાડી નકશીદાર ખીટી (૪) ચાંપ-કળ (જેમ કે, બંદૂકનો) (૫) મોટી ઘોડી, કોઈ વસ્તુ મૂકવા માટે બનાવેલું ઊભેડું ચોકઠું (૬) ચાર પાંખડીનું કપાસનું કાલું (૭) અંગૂઠાની પાસેની આંગળી ઉપર પહેરવાનું રૂપાનું એક ઘરેણું

**ઘોર** (પું.) ઘોર અવાજ કે રણકો (૨) તંબૂરો વગેરેમાં ખરજ સ્વરના તારનો ઘોર અવાજ કે રણકો (૩) (સ્ત્રી.) ઊંઘમાં નાક બોલવાનો અવાજ

**ઘોર** (વિ.) બિહામણું (૨) કમકમાટી ઉપજાવે એવું (૩) ગાઢ, અત્યંત (માત્રામાં) (જેમ કે, નિદ્રા, વન, અંધારું, અજ્ઞાન)

**ઘોર** (સ્ત્રી.) મડદું દાટવાનો ખાડો, કબર

**ઘોરખોદિયો** (પું.) ઘોર ખોદનારો (૨) ઘોર ખોદી મડદાં કાઢી ખાનારું એક પ્રાણી (૩) (લા.) હીણું કામ કરનારો

**ઘોરખોદુ** (વિ.) ઘોર ખોદે એવું, વિનાશક

**ઘોરવું** (ક્રિ.) (ઊંઘમાં) નસકોરાંથી અવાજ કરવો (૨) ઘસઘસાટ ઊંઘવું (૩) ઘોર-અવાજ કરવો

**ઘોરંભ(-ભા)વું** (ક્રિ.) વાદળાં ચડી આવવાં, ઘેરાવું

**ઘોલક(-કી,-કું)** (સ્ત્રી.ન.) સાવ નાની અંધારી ઓરડી, 'સ્લમ'

**ઘોષ** (પું.) મોટો ધ્વનિ, અવાજ (૨) ઢંઢેરો (૩) ગોવાળિયાનું રહેઠાણ, ઝૂંપડું (૩) મૃદુ વ્યંજનના ઉચ્ચારણનો બાહ્ય પ્રયત્ન

**ઘોષણ(-ણા)** (ન.સ્ત્રી.) જાહેરાત (૨) ઢંઢેરો

**ઘોષવ્યંજન** (પું.) કોમળ, મૃદુ વ્યંજન (ગ, જ, ડ,.............,ઘ, ઝ,.....વગેરે)

**ઘોળવું** (ક્રિ.) ફરતેથી દાબીને નરમ કરવું (૨) ઓગાળવું (૩) મેળવવું (૪) જોરથી ઘૂમડવું

**ઘોંઘાટ** (પું.) શોરબકોર,ગરબડાટ

**ઘોંચ** (સ્ત્રી.) ચીલામાં પડેલો ઊંડો ખાડો (૨) ભોંકાવાથી પડેલો ખાડો-ઘા કે તેની અસર (૩) (લા.) નુકસાન

**ઘોંચપરોણો** (પું.) વારેવારે પરોણો ભોંકવો તે

**ઘોંચવું** (ક્રિ.) ઘોંકવું, ભોકવું

**ઘોંટવું** (ક્રિ.) ઘોરવું, ઊંઘવું (તુચ્છકારમાં)

**ઘ્રાણ** (ન.) વાસ, ગંધ (૨) નાક

**ઘ્રાણેન્દ્રિય** (સ્ત્રી.) વાસ લેવાની ઇન્દ્રિય (૨) નાક

**ઘ્રાવું** (ક્રિ.) સૂંઘવું (૨) ચુંબવું

## ઙ

ઙ (પું.) કંઠસ્થાની અનુનાસિક (આ વ્યંજનથી શરૂ થતો શબ્દ નથી.)

## ચ

**ચ** (પું.) તાલુસ્થાની પહેલો વ્યંજન

**ચક** (પું.) બારણા પર નાખવાનો સળીઓનો પડદો, જાળીદાર અંતરપટ (૨) (પું.) (સ્ત્રીઓનું) એક ઘરેણું (૩) (પું.) (કચ્છ) કુંભારનો ચાક (૪) બચકું

**ચકચક** (અ.) ચકચકતું હોય તે (૨) ચકલાંનો અવાજ કે નકામો લવારો સૂચવે

**ચકચકાટ** (પું.) ચળકાટ

**ચકચકિત** (વિ.) ચકચકતું, ચળકતું (૨) નિર્મળ, સ્વચ્છ

**ચકચાર** (સ્ત્રી.) પડપૂછ, ચર્ચા, વાતની ઊહાપોહ (૨) તપાસ

**ચકચૂર** (વિ.) તલ્લીન, ગરક, મસ્ત (જેમ કે, દારૂ કે કેફથી) (૨) (અ.) ચૂરેચૂરા

**ચક(-ગ)ડોલ(-ળ)** (પું.) પારણા જેવી ડોળીમાં બેસીને ગોળ ફરવાનો ફાળકો (૨) ફેર, ચકરી (૩) (ન.) એક પક્ષી

**ચકતી** (સ્ત્રી.) નાની ચપટી ગોળ તકતી (૨) ફૂલબેસણી ('રિસેપ્ટેકલ')નો વધતો ભાગ, જેમાં મધ પણ હોય, 'ડિસ્ક'

**ચકતું** (વિ.) સાવધ, સાવચેત (૨) (ન.) ગોળ કે ખૂણાદાર ચોરસ ઢેફું, જાડું દળદાર પડ (૩) ચકામું

**ચકભિલ્લુ** (ન.) એક દેશી રમત

**ચકમક** (પું.) એક જાતનો પથ્થર (તેની સાથે લોખંડ અફાળવાથી અગ્નિ ખરે છે.) (૨) (સ્ત્રી.) તણખો (૩) ચમક, ઝલક (૪) (લા.) તકરાર, કજિયો

**ચકરડી** (સ્ત્રી.) ફૂદડી (૨) ફેર, ચકરી (૩) ચક્કર ફરતી ચકતી, ફરકડી (૪) ચક્કર ફરે એવું એક રમકડું

**ચકરડું** (ન.) ચક્ર (૨) કૂંડાળું, મીડું (૩) ચકરી પાઘડી (તિરસ્કારમાં)

**ચકરભમર** (અ.) ફરતા ચક્રની જેમ

**ચકરવકર** (અ.) ચકરી આવે તેમ કે તે આવવાથી બેભાન

**ચકરાવો** (પું.) ફેરાવો (૨) ઘેર, પરિઘ (૩) કોઠાયુદ્ધ, ચક્રવ્યૂહ

**ચકરી** (વિ.) ગોળ આકારનું (જેમ કે, ચકરી પાઘડી, ગોળ દક્ષિણી પાઘડી) (૨) (સ્ત્રી.) ફેર, તમ્મર (૪) નાનું ચક્કર, ચકરડી

**ચકલી** (સ્ત્રી.) ચકલાની માદા (૨) (લા.) પાણીનો નળ ખોલવાની ચાવી (૩) પાણીનો નળ (૪) બારીબારણાં વાસવાની ઠેસી

**ચકલું** (ન.) ચકલો-ચકલીનું નપુંસકલિંગનું રૂપ (૨) કોઈ નાનું પંખી (૩) મહોલ્લા આગળની છૂટી જગા (૪) ચાર રસ્તા મળતા હોય એવું નાકું

**ચકલો** (પું.) નરચકલું, એક નાનું (નર) પંખી (૨) ચકલું કે ચકલામાં બેસતું બજાર

**ચકવી** (સ્ત્રી.) ચકવા(ચક્રવાક)ની માદા

**ચકવો** (પું.) એક પંખી, ચક્રવાક

**ચકળવ(-વિ)કળ** (વિ.અ.) આકુળવ્યાકુળ

**ચકાચક** (અ.) પરિતૃપ્ત થવું, ભરપટ્ટે, પેટ ભરીને, ખૂબ (૨) (લા.) યથેચ્છ મિજબાની ઊડવી તે

**ચકામું(-યું)** (ન.) ચામડી પર પડેલું ચાંદું કે ચાઠું

**ચકાસણી** (સ્ત્રી.) ચકાસવું તે, પરીક્ષણ

**ચકાસવું** (ક્રિ.) તપાસીને જોવું, કસોટી કરવી (૨) પ્રકાશવું

**ચકિત** (વિ.) છક થઈ ગયેલું, આશ્ચર્ય પામેલું

**ચકોર** (વિ.) તરત ચેતી જાય એવું, ચાલાક, ચપળ, ચતુર (૨) (પું.ન.) એક પક્ષી

**ચકોરી** (સ્ત્રી.) ચકોર પક્ષીની માદા

**ચક્કર** (વિ.) ગોળ, ચક્ર જેવું (૨) (લા.) ગાંડું, ચસકેલું (૩) (ન.) ચક્ર, પૈડું (૪) ગોળાકાર, કૂંડાળું (૫) ફરવું તે, આંટોફેરો (૬) ગોળ ધારવાળું એક હથિયાર (૭) ચકરી, તમર

**ચક્કી** (સ્ત્રી.) ઘંટી (૨) ઘાણી

**ચક્કુ** (ન.) ચાકુ, ચપ્પુ

**ચક્ર** (ન.) પૈડું (૨) ધારવાળું એક ગોળ હથિયાર (૩) વિષ્ણુનું એક હથિયાર-સુદર્શનચક્ર (૪) કૂંડાળું, ગોળાકાર (૫) ઘણું મોટું રાજ્ય (૬) સમૂહ, સમુદાય,મંડળ (૭) તંત્રમાં વર્ણવેલાં ગુદાથી તાળવા સુધીમાં આવતાં છ સ્થાનોમાંનું કોઈ પણ

**ચક્રગતિ** (સ્ત્રી.) ગોળાકાર ચાલ, ધરી પર ફરવું તે, પરિભ્રમણ

**ચક્રધારી** (વિ.) ચક્ર ધારણ કરનારું (૨) (ન.) પાણીમાં થતું એક સૂક્ષ્મ જંતુ (૩) (પું.) વિષ્ણુ, શ્રીકૃષ્ણ

**ચક્રનેમિ** (સ્ત્રી.) ચક્રનો પરિઘ-ઘેરાવો

**ચક્રપાણિ** (પું.) હાથમાં સુદર્શનચક્ર ધારણ કરેલ વિષ્ણુ

**ચક્રમ** (પું.) ચક્કર, ગાંડો માણસ

**ચક્રવર્તી** (વિ.) એકચક્રે રાજ્ય કરનારું, સાર્વભૌમ (૨) (પું.) સાર્વભૌમ રાજા (૩) એક વનસ્પતિ, જટામાંસી

**ચક્રવાક** (પું.) એક પક્ષી, ચકવો

**ચક્રવાકી** (સ્ત્રી.) ચક્રવાકની માદા, ચકવી

**ચક્રવાત,ચક્રવાયુ** (પું.) વંટોળિયો

**ચક્રવૃદ્ધિ** (વિ.) મુદ્દલ સાથે વ્યાજનું પણ વ્યાજ ગણાતું હોય તેવું

**ચક્રવ્યૂહ** (પું.) ચક્રાકારે ગોઠવેલી સૈન્યની રચના

**ચક્રાકાર** (વિ.) ચક્રના આકારનું (૨) (પું.) સંગીતમાં એક અલંકાર

**ચક્ષુ** (ન.) આંખ, નેત્ર

**ચક્ષુદાન** (ન.) નેત્રદાન
**ચક્ષુરાગ** (ન.) આંખોની લાલાશ (૨) આંખો વડે દેખાડાતો રાગ-પ્રેમ
**ચક્ષુઃશ્રવા** (પું.) (આંખથી સાંભળનાર) સાપ
**ચખ** (ન.) ચક્ષ (ચક્ષુ), આંખ
**ચગડોલ(-ળ)** (ન.) પારણા જેવી ડોળીમાં બેસીને ગોળ ફરવાનો ફાળકો (૨) ફેર, ચકરી (૩) (ન.) એક પક્ષી
**ચગદવું** (ક્રિ.) પગ તળે કચરવું, જોરથી દાબવું (૨) એને તે ત્યાં ચગદવો છે ? એવી ઉક્તિમાં 'વેધ કરવો, ચડાવવો' એવા ભાવમાં વપરાય છે.
**ચગવું** (ક્રિ.) આકાશમાં -ઊંચે ઊડવું (૨) અણસારામાં સમજી જવું (૩) (લા.) રંગમાં આવવું, ખીલવું
**ચગળવું** (ક્રિ.) ધીમેધીમે ચાવવું, મમળાવીને ખાવું
**ચણચણવું,ચચણવું** (ક્રિ.) બળતરા થવી, લાય બળવી (૨) ચણચણ થઈને બળવું (૩) મનમાં દુઃખી થવું-બળવું (૪) રોષે ભરાવું
**ચણચણાટ,ચચણાટ** (પું.) ચચણવું તે, લાય (૨) ગૂમડું-સોજા વગેરેમાં ચામડીની બળતરા
**ચરચરવું,ચચરવું** (ક્રિ.) બળતરા થવી, લાય થવી
**ચરચરાટ,ચચરાટ** (પું.) ચચરવું તે, બળતરા
**ચચૂકો(-ડો)** (પું.) ચિચૂકો, કચૂકો, આંબલીનો ઠળિયો
**ચચ્ચાર** (વિ.) ચારચાર
**ચટ** (પું.) શ્રાદ્ધમાં દેવને સ્થળે મુકાતી ગાંઠ વાળેલી દાભની સળી (૨) (સ્ત્રી.) કાળજી, ચાનક (૩) જીદ (૪) (અ.) ઝટ, ચપટીની સાથે (૫) ખતમ, પૂરું
**ચટક** (વિ.) ખૂબ રાતું-આંખે બાઝે એવું દીપતું (૨) લહેજત,સ્વાદ (૩) ચટકો, ડંખ (૪) (લા.) ચાનક, લાગણી
**ચટક(-કં)તું** (વિ.) ભપકાદાર, અટકદાર
**ચટકદાર** (વિ.) સ્વાદિષ્ઠ, લહેજતદાર (૨) મોહક, ચિત્તાકર્ષક(૩) મનમાં ડંખે તેવું (૪) લાગણી ઉશ્કેરે એવું (લખાણ, ભાષણ)
**ચટકમટક** (વિ.) ફાંકડું, નખરાંબાજ (૨) (સ્ત્રી.) વરણાગિયો-નખરાંબાજ દેખાવ કે ચાલવાની રીત
**ચટકવું** (ક્રિ.) ચટકો ભરવો (૨) (લા.) મનમાં ચટકો લાગવો (૩) (ચાંદનીનું) દીપવું, ખીલવું
**ચટકી** (સ્ત્રી.) તીવ્ર લાગણી (૨) ચૂંટી, ચપટી (૩) મોહિની (૪) ખૂલતો લાલ રંગ (૫) કપડા વગેરેનો રંગ ખૂલવો તે
**ચટકીદાર** (વિ.) સ્વાદિષ્ઠ, લહેજતદાર (૨) મોહક, ચિત્તાકર્ષક (૩) મનમાં ડંખે તેવું (૪) લાગણી ઉશ્કેરે એવું
**ચટકો** (પું.) દંશ, ડંખ (૨) (લા.) મનની તીવ્ર લાગણી (૩) સ્વાદ, લહેજત, ચસકો
**ચટણી** (સ્ત્રી.) વાટીને બનાવાતી એક ચટકદાર વાનગી
**ચટપટ** (અ.) તાબડતોબ, ઝટપટ (૨) ચાંપલું, ડાહ્યલું
**ચટ(-ટા)પટી** (સ્ત્રી.) અતિ ઉત્સુકતા, તાલાવેલી (૨) અકળામણ, સંતાપ
**ચટાઈ** (સ્ત્રી.) સાદડી
**ચટાચટ** (અ.) ચટચટ, ઝટઝટ
**ચટાપટા** (પું.બ.વ.) રંગબેરંગી આડાઅવળા પટા
**ચટાપટાળું** (વિ.) ચટાપટાવાળું
**ચટાપટી** (સ્ત્રી.) અતિ ઉત્સુકતા, તાલાવેલી (૨) અકળામણ, સંતાપ
**ચટૂડું** (વિ.) ખાધાનું લાલચુ (૨) લાંચિયું
**ચટ્ટ** (અ.) ચટ, ખતમ, ઓહિયાં
**ચટ્ટાન** (સ્ત્રી.) મોટી પહોળી શિલા કે ઊભો આખો ખડક
**ચડ(-ઢ)** (સ્ત્રી.) ચડવું તે, મમત
**ચડ(-ઢ)ઊતર** (સ્ત્રી.) ચડવું ને ઊતરવું તે
**ચડ(-ઢ)તી** (સ્ત્રી.) ઉન્નતિ (૨) બઢતી, વૃદ્ધિ
**ચડ(-ઢ)તીપડતી** (સ્ત્રી.) ચડવું અને પડવું તે, અસ્તોદય
**ચડભડ** (સ્ત્રી.) ચડભડવું તે
**ચડભડવું** (ક્રિ.) ગુસ્સે થવું, ખીજવું, લડી પડવું, ઊંચાનીચા થવું
**ચડભડાટ** (પું.) ચડભડ, ભારે બોલાચાલી
**ચડ(-ઢ)વું** (ક્રિ.) નીચેથી ઉપર જવું (૨) વધવું, ઊંચે જવું (૩) સવાર થવું, બેસવું (૪) ચડાઈ કરવી (૫) બફાવું, રંધાવું (૬) ગર્વથી ફૂલવું (૭) ગુસ્સે થવું (૮) સંકોચાવું, ટૂંકું થવું (૯) -ના કરતાં શ્રેષ્ઠ ઠરવું (૧૦) -નો નશો કે ખૂબ અસર કે પાસ લાગવો (૧૧) (લા.) -ની લતમાં કે જીદમાં ફસાવું (૧૨) (કોઈ વસ્તુની બાકી) વધવી, ચૂકતે કે અદા કરવાનું એકઠું થવું (૧૩) લેપ કે અર્ચા થવી (૧૪) નૈવેદ્ય વગેરે તરીકે અપાવું (૧૫) -ના ઉપર ઢાંકણ કે ગલેફ પેઠે આવવું
**ચડવો** (પું.) માટીની નાની લોટી
**ચડસ** (પું.) વ્યસન, ચસકો, લત (૨) મમત, જીદ (૩) ઈર્ષ્યા
ચડ(-ર)સાચડ(-ર)સી (સ્ત્રી.) શત્રુતા ભરેલી હરીફાઈ (૨) વિરોધ (૩) હુંસાતુંસી
**ચડા(-ઢા)ઈ** (સ્ત્રી.) લશ્કરી આક્રમણ, હુમલો
**ચડા(-ઢા)ઉ** (વિ.) ફૂલણજી (૨) ઝટ ગુસ્સે થઈ જાય એવું (૩) જમીનને માફક એવું, ગુણકારી (૪) ચડવા-સવારી કરવા યોગ્ય
**ચડા(-ઢ,-ઢા)ઊતર(-રી)** (સ્ત્રી.) ચડવું અને ઊતરવું તે (૨) સારી અને માઠી દશા
**ચડા(-ઢા)મણી** (સ્ત્રી.) ચડાવવું-ઉશ્કેરવું તે, ઉશ્કેરણી
**ચડા(-ઢા)વ** (પું.) ઊંચાણ (૨) ચડતા ઊંચાણવાળી જગ્યા (૩) ચઢતા ઊંચાણવાળો માર્ગ (૪) વધારો, વૃદ્ધિ
**ચડા(-ઢા)વો** (પું.) ચડાવ (૨) ચડાઈ (૩) ચડવું કે ચડી આવવું તે (૪) ચડાવવું તે, ઉશ્કેરણી
**ચડિ(-ઢિ)યાતું** (વિ.) ચડે એવું, વધારે સરસ, ચડતું
**ચડીચોટ** (અ.) એકદમ, સપાટાબંધ
**ચડ્ડી** (સ્ત્રી.) અર્ધું પાટલૂન, જાંઘિયો
**ચણ** (સ્ત્રી.) પંખીઓને ચણવા માટે નખાતું અનાજ (૨) ચીણ (૩) સ્ત્રીઓની કોટનું એક જાતનું ઘરેણું (૪) ઘાઘરાના નેફા આગળની કરચલીઓ (૫) (ન.) માટી, મીઠું વગેરે ખોદવાનું એક હથિયાર (૬) (સ્ત્રી.) કરચલીવાળી કપડાની સીવણી
**ચણચણવું** (ક્રિ.) બળતરા થવી, લાય બળવી, ચણચણ થઈને બળવું (૨) (લા.) મનમાં દુઃખી થવું, બળવું
**ચણચણાટ(-ટી)** (પું.સ્ત્રી.) ચચણાટ
**ચણતર** (ન.) ચણવું તે, મકાન વગેરે ચણવાનું કામ (૨) ચણવાની રીત
**ચણભણ** (અ.) ધીમે અવાજે (૨) (સ્ત્રી.) ધીમે અવાજે ચાલતી લોકચર્ચા
**ચણભણવું** (ક્રિ.) ચણભણ કરવી, ઘુસપુસ કરવી
**ચણભણાટ** (પું.) ચણભણવું તે, ઘુસપુસ

**ચણવું** (ક્રિ.) (ઈંટ વગેરે વડે) દીવાલ, મકાન વગેરે બનાવવું (૨) વીણીને ખાવું (પક્ષી માટે)

**ચણિયારું** (ન.) જે ખાડામાં ટેકાવાથી બારણું ફરે છે તે

**ચણિયો** (પું.) ઘાઘરો

**ચણીબોર** (ન.) ચણા જેવું નાનું એક જાતનું બોર

**ચણો** (પું.) એક કઠોળ

**ચણો(-નો)ઠી** (સ્ત્રી.) એક વેલો (૨) તેનું ફળ (૩) વાલના ત્રીજા ભાગનું વજન, રતી

**ચણો(-નો)ઠીભાર** (વિ.) બહુ થોડું, ચણોઠી જેટલા વજનનું

**ચતુર** (વિ.) ચાલાક, હોશિયાર, યુક્તિબાજ

**ચતુરંગ** (વિ.) ચાર અંગવાળું સૈન્ય (૨) (પું.) શેતરંજ

**ચતુરંગિણી** (વિ.સ્ત્રી.) હાથી, ઘોડો, રથ અને પાયદળ એ ચાર અંગોવાળી સેના

**ચતુરાઈ** (સ્ત્રી.) ચતુરપણું, ચાલાકી, ચાતુર્ય, ચાતુરી

**ચતુર્ઘાત** (પું.) અમુક સંખ્યાને તેની તે જ સંખ્યાઓ વડે ત્રણવાર ગુણતાં આવે તે ગુણાકાર (૨=૧૬) (ગ.)

**ચતુર્થ** (વિ.) ચોથું

**ચતુર્થાંશ** (પું.) ચોથો ભાગ

**ચતુર્થી** (સ્ત્રી.) ચોથ (૨) ચોથી વિભક્તિ

**ચતુર્દિશ** (અ.) ચોતરફ

**ચતુર્ભુજ** (વિ.) ચાર હાથવાળું (૨) હાથ પાછળ બાંધેલ હોય તેવું-તેવી રીતે કેદ પકડેલું (૩) ચાર ખૂણા કે બાજુવાળું (૪) (પું.) ચાર બાજુવાળી આકૃતિ (૫) વિષ્ણુ (૬) આળસુ માણસ

**ચતુર્માસ** (પું.બ.વ.) ચાતુર્માસ (દેવપોઢીથી દેવઊઠી એકાદશી સુધીના) ખાસ કરીને ચોમાસાના ચાર માસ

**ચતુર્મુખ** (પું.) ચાર મુખવાળા-બ્રહ્મા

**ચતુર્યુગ** (પું.બ.વ.) ચાર યુગ (સત્ય, ત્રેતા, દ્વાપર અને કલિ)

**ચતુર્વર્ગ** (પું.બ.વ.) ચાર પુરુષાર્થ (ધર્મ, અર્થ, કામ અને મોક્ષ)

**ચતુર્વર્ણ** (પું.બ.વ.) ચાર વર્ણ (બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર)

**ચતુર્વિધ** (વિ.) ચાર પ્રકારનું

**ચતુર્વેદ** (પું.બ.વ.) ચાર વેદ (ઋગ્વેદ, સામવેદ, યજુર્વેદ અને અથર્વવેદ)

**ચતુર્વ્યૂહ** (પું.) વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન અને અનિરુદ્ધ એ ચાર વ્યૂહ-રૂપ ધારણ કરનાર-વિષ્ણુ

**ચતુષ્કોણ** (વિ.) ચાર ખૂણાવાળું (૨) (પું.) ચાર ખૂણાવાળી આકૃતિ, 'ક્વૉડ્રિલેટરલ'

**ચતુષ્ટય** (વિ.) ચાર ભાગવાળું (૨) ચાર પ્રકારનું (૩) (ન.) ચારનો સમુદાય

**ચતું(-ત્તું)** (વિ.) છત્તું, સવળું (૨) સીધું, પાંસરું (૩) ઉઘાડું, જાહેર

**ચતું(-ત્તું)પાટ** (અ.) છત્તાપાટ, છત્તુંપાટ

**ચતુઃસીમા** (સ્ત્રી.) ચાર બાજુની સીમા-ખૂંટ

**ચપ** (અ.) ચટ લઈને, એકદમ

**ચપ(-બ)કો** (પું.) ડામ (૨) (લા.) મહેણું (૩) મહેણાનો ડંખ

**ચપ(-પા,-પો)ચપ** (અ.) ચટ લઈને, એકદમ (૨) ચપચપ, ઝટઝટ, ઝટપટ

**ચપટ** (વિ.) ચોટેલું, ચપટું, ચપ્પટ

**ચપટી** (સ્ત્રી.) હાથનો અંગૂઠો અને આંગળી ભીડવાં તે (૨) તેમાં પકડાય તેટલું માપ (૩) તેમ કરીને કરાતો ચટ એવો અવાજ (૪) એ અવાજ કરતાં લાગે એટલો સમય, જરા વાર (૫) પકડ, ચીમટી

**ચપટું** (વિ.) બેઠેલું, દબાયેલું, ચોટેલું

**ચપડું** (વિ.) ચીકટું (૨) ચીકણું, લીસું (૩) ખુશામતિયું (૪) ચાર પડવાળું

**ચપણ,ચપણિયું,ચપણું** (ન.) ચપ્પણ, શકોરું, બટેરું (૨) ભિક્ષાપાત્ર

**ચપ(-પો)તરું** (ન.) કાગળની કકડી

**ચપરાસ** (સ્ત્રી.) સિપાઈના પટાની પિત્તળની તખતી (૨) મિજાગરું (૩) બડાઈ, પતરાજી

**ચપરાસી** (પું.) ચપરાસવાળો, પટાવાળો (૨) (સ્ત્રી.) બડાઈ

**ચપલ(-ળ)** (વિ.) ચંચલ (૨) હોશિયાર, ચાલાક

**ચપલ(-ળ)તા** (સ્ત્રી.) ચંચલતા, હોશિયારી, ચાલાકી

**ચપલા(-ળા)** (સ્ત્રી.) ચપળ સ્ત્રી (૨) વીજળી (૩) લક્ષ્મી (૪) એક છંદ

**ચપાટી(-તી)** (સ્ત્રી.) ચાર પડવાળી રોટલી (૨) જાડી રોટલી

**ચપેટ(-ટી)** (સ્ત્રી.) ઝાપોટ, તમાચો (૩) સકંચો, કબજો (૩) નુકસાન, આફત

**ચપોતરું** (ન.) કાગળની કકડી

**ચપ્પટ** (વિ.) ચોટેલું, ચપટું, ચપટ (૨) બરોબર ચોટીને હોય તેવું

**ચપ્પણ(-ણિયું)** (ન.) ચપ્પણ, શકોરું, બટેરું (૨) ભિક્ષાપાત્ર

**ચપ્પુ** (પું.ન.) ચાકુ, કાપવાનું ઓજાર

**ચપ્પો** (પું.) લખોટીની રમતમાં સામાની લખોટીને તાકવી તે

**ચબડચબડ** (અ.) ચપચપ (૨) મનમાં આવે એમ

**ચબરકી(-ખી)** (સ્ત્રી.) કાગળનો નાનો કકડો

**ચબરાક** (વિ.) ચપળ, ચાલાક (૨) બોલવામાં કુશળ, વાચાળ

**ચબાવલું** (વિ.) દોઢડાહ્યું

**ચબૂતરી** (સ્ત્રી.) નાનો ચબૂતરો, પરબડી

**ચબૂતરો** (પું.) પોલીસથાણું, 'ગેટ' (૨) કર લેવાની ચોકી, નાકું (૩) ચોતરો (૪) પંખીઓને દાણા - નાખવાની જગ્યા, પરબડી

**ચભડચભડ** (અ.) ચાવવાનો અવાજ, ભચડભચડ

**ચમક** (સ્ત્રી.) ચમકારો, ચળકાટ (૨) ધ્રુજારી-તાણ આવવી તે (૩) તાજુબી, આશ્ચર્યની ચોંક (૪) (પું.) લોહચુંબક (૫) (ન.) (રેશમ જેવું ચમકતું) એક બનાવટી કાપડ કે સૂતર, 'રેયૉન'

**ચમકદાર** (વિ.) ચમકવાળું, ચમકતું

**ચમકવું** (ક્રિ.) ઝબૂક-ઝબૂક પ્રકાશવું (૨) ચોંકવું (૩) વંઠી જવું

**ચમકાટ** (પું.) ચમકારો, ઝબકારો (૨) વાઈનો આવેશ (૩) વંઠી જવું તે

**ચમકાર(-રો)** (પું.) ઝબકારો (૨) ચમક, કંપારી (૩) ચમચમ થતો અવાજ

**ચમચમ** (અ.) ચમચમે એમ

**ચમચમવું** (ક્રિ.) ચમચમ એવો અવાજ થવો (૨) તીવ્ર બળતરા થવી

**ચમચમાટ** (પું.) ચમચમવું તે

**ચમચી** (સ્ત્રી.) નાનો ચમચો (૨) પાન સોપારી વગેરે રાખવાની નાની કોથળી (૩) (લા.) ખુશામતખોર, મતલબી સ્ત્રી

**ચમચો** (પું.) રસોઈમાં તથા ખાવા-પીવાના કામમાં આવતું એક કડછી જેવું સાધન (૨) (લા.) ખુશામતખોર પુરુષ

**ચમડી** (સ્ત્રી.) ચામડી, ત્વચા, ખાલ

**ચમત્કાર** (પું.) આશ્ચર્ય, આશ્ચર્યકારક બનાવ-દેખાવ (૨) કરામત, અલૌકિક ક્રિયા

**ચમત્કારક,ચમત્કારિક,ચમત્કારી** (વિ.) ચમત્કારવાળું, ચમકાવે એવું

**ચમત્કારિતા** (સ્ત્રી.) ચમત્કારીપણું

**ચમત્કૃતિ** (સ્ત્રી.) ચમત્કાર, આશ્ચર્ય, આશ્ચર્યકારક બનાવ-દેખાવ (૨) કરામત, અલૌકિક ક્રિયા
**ચમન** (પું.ન.) બાગ, ઉદ્યાન, ઉપવન (૨) આનંદ, મોજમજા
**ચમર** (પું.) ધૈર્ય, હામ (૨) (સ્ત્રી.) વાળ કે પીછાં (૩) (સ્ત્રી.ન.) ચમરી ગાયના કે બીજા વાળની બનેલી ચમરી, ચમર
**ચમરખું** (ન.) રેંટિયાની ત્રાક જેમાં રખાય છે તે (ચામડાનો કકડો)
**ચમરબંધ** (પું.) ચામડાનો પટો
**ચમરબંધી** (વિ.) કેડે ચમરબંધવાળું (૨) શૂરવીર અને ધૈર્યવાન (૩) રાજા જેવો માણસ, સત્તાધીશ
**ચમરી** (સ્ત્રી.) રેસાવાળી ફૂલની માંજર-મંજરી (૨) ફૂલની મંજરીના આકારની રેશમ કે ઊનની બનાવટ (૩) મચ્છર વગેરે ઉડાડવાની ઘોડાના વાળની બનાવેલી ચામર
**ચમરીગાય** (સ્ત્રી.) એક પ્રકારની પહાડી ગાય
**ચમેલી** (સ્ત્રી.) એક ફૂલવેલ, ચંપેલી
**ચય** (પું.) ઢગલો, રાશિ (૨) વધારો (૩) 'કૉમન ડિનોમિનેટર'
**ચયન** (ન.) સંચય, સંગ્રહ
**ચયાપચય** (ન.) પાચનતંત્ર
**ચર** (પું.) હોમ નિમિત્તે રાંધેલું અન્ન (૨)(સ્ત્રી.) કિલ્લાની આસપાસ ખોદેલી ખાઈ (૩) દરિયામાં બે મોજાં વચ્ચે પડતી ખાઈ જેવો ખાડો (૪) તમણ, ચૂલ (૫) (અ.) કપડું વગેરે ફાટવાનો અવાજ
**ચર** (વિ.) ચંચળ, અસ્થિર, ફરતું (૨) ફરનારું (સમાસને છેડે) (૩) (પું.) જાસૂસ, બાતમીદાર (૪) મેષ, કર્ક, તુલા ને મકર રાશિઓ કે સ્વાતિ, પુનર્વસુ, શ્રવણ, ધનિષ્ઠા અને શતતારકા એ નક્ષત્રો (૫) (ન.) ભૂમધ્ય રેખાથી યામ્યોત્તર અંતર, જેને કારણે દિવસ લાંબોટૂંકો થાય છે.
**ચરક** (ન.) શેરડીનું કોલું (૨) છોકરાંની એક રમત (૩) (સ્ત્રી.) પંખીની અઘાર
**ચરક** (પું.) દૂત, કાસદ (૨) એક પ્રસિદ્ધ વૈદકશાસ્ત્રી
**ચરકલું** (વિ.) ચરકણું (૨) (ન.) ચકલું, ચલ્લું
**ચરકવું** (ક્રિ.) થોડો પ્રવાહી જેવો મળત્યાગ કરવો (ખાસ કરીને પક્ષી માટે)
**ચરકું(-ખું)** (વિ.) સહેજ તમતમું તથા કડૂચું, બેસ્વાદ
**ચરખો** (પું.) કપાસ લોઢવાનો સંચો (૨) મિલ (૩) ખરાદ, સંઘાડો (૪) રેંટિયો
**ચરચર** (અ.) બળવાનો અવાજ (૨) ઝડપથી, જલદીથી (૩) (સ્ત્રી.) 'ચરચર' એવો અવાજ (૪) ધીમી બળતરા, ચચરાટ (૫) (લા.) ચિંતા, ફિકર
**ચરચરવું** (ક્રિ.) બળતરા થવી, લાય બળવી, ચચરવું
**ચરચરાટ** (પું.) ચચરવું તે, બળતરા
**ચરચવું** (ક્રિ.) ચર્ચવું, ચર્ચા કરવી (૨) કૂથલી કરવી (૩) અરચવું, લેપ કરવો
**ચરડ** (અ.) કપડું વગેરે ફાટતાં થતો અવાજ (૨) જોડામાંથી નીકળતો અવાજ
**ચરડવું** (ક્રિ.) 'ચરડ' થાય એવી રીતે ચીરવું કે ફાડવું
**ચરડકો** (પું.) ચરડ થતો અવાજ (૨) (લા.) દિલ ચિરાય એવી લાગણી, ઉગ્ર ચિંતા, ધ્રાસકો
**ચરણ** (પું.ન.) પગ (૨) તૂક, કડી (કવિતાની) (૩) ચોથો ભાગ, ચોથિયું, 'કૉડ્રંટ' (ગ.) (૪) (ઢોર) ચરવું તે કે ચારો યા ચરો
**ચરણકમલ** (ન.) સુકોમળ ચરણ, પદ-કમળ
**ચરણરજ** (સ્ત્રી.) પગની રજ-ધૂળ
**ચરણસેવા** (સ્ત્રી.) પગચંપી (૨) ભકિતનો એક પ્રકાર
**ચરણસ્પર્શ** (પું.) પગનો સ્પર્શ
**ચરણામૃત** (ન.) ચરણોદક (૨) દૂધ, દહીં, ઘી, મધ અને પાણી વગેરેનું મિશ્રણ, જેના વડે દેવમૂતિર્ને સ્નાન કરાવ્યું હોય તે
**ચરબી** (સ્ત્રી.) પ્રાણીઓના માંસમાં રહેલો તેલી પદાર્થ (૨) (લા.) મદ, અભિમાન
**ચરભક્ષ** (ન.) હોમ માટે રાંધેલું અન્ન વર કન્યાએ એકબીજાને ખવડાવવું તે, લગ્નને બીજે દિવસે કરાતી એક વિધિ
**ચરમ** (ન.) ચામડું (૨) કૃમિ (૩) (વિ.) અંતિમ, છેવટનું, ઊંચી કક્ષાએ રહેલું
**ચરમપંથી** (વિ.) અંતિમ-મોક્ષ માર્ગે ચાલનારું
**ચરમો** (પું.) તમાકુના પાનને આવતો એક રોગ
**ચરવું** (ક્રિ.) ચાલવું, ફરવું (૨) ઘાસ, દાણો વગેરે ફરીને શોધી ખાવો (પશુ, પંખીએ) (૩) રળવું, પેદા કરવું
**ચરવૈયો** (પું.) ઢોર ચરાવનારો, ગોવાળ, ભરવાડ
**ચરસ** (પું.) એક માદક પદાર્થ (૨) વ્યસન, ચસકો, લત (૩) મમત
**ચરસાચરસી** (સ્ત્રી.) શત્રુતા ભરેલી હરીફાઈ (૨) વિરોધ (૩) હુંસાતુંસી
**ચરાઈ** (સ્ત્રી.) ઢોર વગેરે ચારવાને લઈ જવું તે કે તેમને ચારવાનું મહેનતાણું
**ચરાઉ** (વિ.) ચરવા માટે યોગ્ય, ચરા તરીકે વાપરવાનું (૨) (ન.) ચરો, ઢોરને ચરવાની જગા
**ચરાચર** (વિ.) ચર અને અચર, ચેતન અને જડ, સ્થાવર અને જંગમ (૨) (ન.) આખી સૃષ્ટિ
**ચરાણ** (ન.) ચરો, ગોચર (૨) ચરામણ (૩) સમુદ્રકાંઠાની મીઠું પકવવાની જગ્યા
**ચરામણ(-ણી)** (ન.સ્ત્રી.) ઢોર વગેરે ચારવા લઈ જવું તે કે તેમને ચારવાનું મહેનતાણું (૨) ચરાઈ
**ચરિત** (ન.) આચરણ, વર્તન (૨) જીવનચરિત્ર
**ચરિતાર્થ** (વિ.) કૃતકૃત્ય, કૃતાર્થ (૨) સફળ (૩) (પું.) નિર્વાહ (૪) ભાવાર્થ
**ચરિત્ર** (ન.) જીવનચરિત્ર (૨) (લા.) કપટ, પાખંડ, કાવાદાવા (૩) ચરિત
**ચરિત્રકાર** (પું.) જીવનચરિત્ર લખનાર
**ચરિત્રકીર્ત(-ર્ત્ત)ન** (ન.) (જીવન-) ચરિત્રનું ગુણગાન
**ચરિત્રનિરૂપણ** (ન.) જીવનનું વર્ણન, જીવનકથા
**ચરિયાણ** (ન.) ચરો, ચરાણ, ગોચર
**ચરી** (સ્ત્રી.) બેહક બેઠેલા ઢોરને ઊભું રાખવાની લાકડાની ઘોડી (૨) કરી, પરેજી
**ચરુ** (પું.) એક પહોળા મોંનું વાસણ, દેગ (૨) હોમનો ચર
**ચરેડા(-રા)ટ** (અ.) મોટા અવાજે (ફાટવું) (૨) ધ્રાસકો, ફાળ
**ચરો** (પું.) ગોચર તરીકે ઈલાયદી રાખેલી પડતર જમીન
**ચરોતર** (ન.) મહી અને વાત્રક એ બે નદીઓ વચ્ચેનો ગુજરાતનો પ્રદેશ (૨) ૧૦૪ ગામનો પ્રદેશ
**ચર્ચ** (ન.) ખ્રિસ્તીઓનું મંદિર, દેવળ કે આખું ધર્મતંત્ર
**ચર્ચવું** (ક્રિ.) ચર્ચા કરવી (૨) કૂથલી કરવી (૩) અરચવું, લેપ કરવો
**ચર્ચા** (સ્ત્રી.) વાદવિવાદ (૨) કૂથલી (૩) લેપ

**ચર્ચાત્મક** (વિ.) ચર્ચા કરતું, ચર્ચાથી ભરેલું, ચર્ચા જગવે એવું
**ચર્ચા-વિચારણા** (સ્ત્રી.) વિચાર-વિનિમય, સલાહ
**ચર્ચાસત્ર** (ન.) ચર્ચા-વિચારણાનો નિયત સમય
**ચર્ચાસ્પદ** (વિ.) ચર્ચાને જેમાં સ્થાન હોય તેવું, ચર્ચાપાત્ર
**ચર્ચિત**(વિ.) ચર્ચાયેલું
**ચર્મ** (ન.) ચામડું, ત્વચા
**ચર્મકાર** (પું.) ચામડિયો (૨) મોચી
**ચર્મચક્ષુ** (ન.) ભૌતિક-કુદરતી આંખ (જ્ઞાનચક્ષુથી ઊલટું)
**ચર્મવાદ્ય** (ન.) ચામડાનું વાદ્ય
**ચર્યા** (સ્ત્રી.) કામકાજ, વ્યવહાર (૨) રીતભાત, વર્તણૂક (૩) સેવા (૪) અંદરનો ભાવ સમજાય તેવો દેખાવ-ચહેરો
**ચર્વણ** (ન.) ચાવવું-વાગોળવું તે (૨) (લા.) મનન
**ચર્વણા** (સ્ત્રી.) ચર્વણ (૨) આસ્વાદ, ઉપભોગ
**ચર્વિત** (વિ.) જેનું ચર્વણ (મનન) થઈ ગયેલું છે એવું
**ચર્વિતચર્વણ** (ન.) એકની એક વાત ફરી કહેવી તે, પુનરુક્તિ
**ચલ(-ળ)** (વિ.) ચાલતું, હાલતું (૨) અસ્થિર, ચલાયમાન, જંગમ (૩) ફેરફારવાળું, 'વૅરિયેબલ'
**ચલકચલાણું** (ન.) છોકરાંની એક રમત, 'બાઈ બાઈ ચાળણી'
**ચલ(-ળ)ચિત્ર** (ન.) સિનેમાની ફિલ્મ, બોલપટ, 'મૂવી'
**ચલણ** (ન.) ચાલવું તે, અમલ, સત્તા (૨) ચલણી નાણું, 'કરન્સી' (૩) એક જાતના ચૅક જેવી સરકારી નાણાચિઠ્ઠી (૪) ધારો, રિવાજ, રૂઢિ
**ચલણી નાણું** (ન.) ચલણમાં હોય તે નાણું
**ચલણી નોટ** (સ્ત્રી.) કાગળની નોટોનું ચલણ કે તેની (કોઇ) નોટ, 'પેપર-મની
**ચલતાપૂર્જા** (વિ.) વ્યવહાર કુશળ (૨) ગાડરિયા પ્રવાહમાં જનાર (૩) (પું.) (લા.) હોશિયાર કે પહોંચેલ ચાલાક માણસ
**ચલન** (વિ.) હાલતું, કંપતું (૨) (ન.) ચાલવાની ક્રિયા
**ચલનશાસ્ત્ર** (ન.) ગતિશાસ્ત્ર
**ચલનશીલ** (વિ.) હાલવાના સ્વભાવવાળું
**ચલ(-ળ)વિચલ(-ળ)** (વિ.) અસ્થિર, ડગમગતું
**ચલમ** (સ્ત્રી.) તમાકુ વગેરે પીવા માટેનું માટીનું એક સાધન, ધતૂરી
**ચલા(-ળા)યમાન** (વિ.) હાલતું (૨) ફરતું, બદલાતું
**ચલિત** (વિ.) ચળેલું, સ્થાનભ્રષ્ટ (૨) અસ્થિર (૩) (પું.) સંગીતનો એક અલંકાર
**ચવડ** (વિ.) મુશ્કેલીથી તૂટે ફાટે કે ચવાય એવું
**ચવડું** (વિ.) ચવડ (૨) (ન.) હળનો અણીદાર દાંતો જે ભોંયમાં પેસે છે.
**ચવાણું** (ન.) કાચું કોરું કે શેકેલું ખાવાનું (ધાણી, ચણા, મમરાશેવ વગેરે)
**ચશ્મ** (સ્ત્રી.) આંખ
**ચશ્મ(-સમ)પોશી** (સ્ત્રી.) દીઠું અદીઠું કરવું તે, આંખ આડા કાન કરવા તે, ઉપેક્ષા કરવી તે, મૂંગી સંમતિ આપવી તે, આંખમીંચામણાં
**ચશ્માં** (ન.બ.વ.) આંખે બરાબર દેખાય તે માટે પહેરવાના કાચ
**ચશ્મો(-સમો)** (પું.) પાણીનો ઝરો
**ચસક** (સ્ત્રી.) (નસ કે સાંધાના સ્નાયુના એકાએક) ચસકવાથી થતું દુઃખ
**ચસકવું** (ક્રિ.) પકડમાંથી અથવા એકાદા સ્થાનમાંથી ખસવું, છટકવું (૨) ગાંડા થવું, મગજ ઠેકાણે ન રહેવું
**ચસકો** (પું.) ચસક, સળક (૨) તલબ, ભાવ, ચડસ (૩) લત, ખો (૪) નખરાંબાજી
**ચસચસવું** (ક્રિ.) તંગ હોવું, જકડાવું (૨) ચસચસાવું, બરાબર ખેંચીને પીવું
**ચસચસાટ** (અ.) ચસી ન જાય તેમ - તંગ (૨) સપાટાબંધ (પીવું) (૩) (પું.) તંગ હોવું તે
**ચહેરાદાર** (વિ.) ઘાટીલું, સુંદર
**ચહેરો** (પું.) મોંનો ઘાટ, શિક્કલ, સૂરત (૨) કપાળ પરની એક હજામત
**ચળ** (વિ.) અસ્થિર
**ચળ** (સ્ત્રી.) ખૂજલી, ખંજવાળ (૨) (લા.) અજંપો, ચટપટી
**ચળકવું** (ક્રિ.) તેજ મારવું, ઝબકવું (૨) શોભવું, દીપવું
**ચળકાટ** (પું.) ચકચકાટ, પ્રકાશ
**ચળવળ** (સ્ત્રી.) ચટપટી, અજંપો, વલોપાત (૨) હિલચાલ, પ્રવૃત્તિ, આંદોલન
**ચળવળિયું** (વિ.) ચળવળ જગાડવાના સ્વભાવનું, ધમાલિયું, ચળવળવાળું
**ચળવું** (ક્રિ.) ડગવું, ખસવું (૨) (લા.) પતિત થવું, ચ્યવવું (૩) પડવું, લાલચમાં પડવું, ચ્યુતિ થવી
**ચળાઈ** (સ્ત્રી.) ચળામણી, ચાળવાની ક્રિયા કે રીત, ચાળવાનું મહેનતાણું
**ચળાચળ** (વિ.) ચરાચર, ચળ-અચળ
**ચળામણ** (ન.) ચળામણી (૨) ચાળતાં નીકળેલું ભૂસું-કચરો
**ચળું** (ન.) હાથમાં પાણી લેવા હથેળીને પાત્રાકાર કરવામાં આવે છે તે
**ચંગ** (પું.) મોંથી પકડીને વગાડવાનું એક વાજું, મોરચંગ (૨) વગાડવાની પિત્તળની તકતી, તાળ (૩) પતંગનું પૂંછડું (૪) ગંજીફાની એક રમત (૫) (ન.) ઘંટ
**ચંગ** (વિ.) સ્વચ્છ (૨) રૂડું, મજેદાર, સુંદર (૩) તંદુરસ્ત (૪) પુષ્કળ
**ચંચલ(-ળ)** (વિ.) ડગમગતું (૨) અધીરું (૩) ક્ષણિક, ફાની (૪) ચકોર, ચાલાક (૫) પ્રવૃત્તિ-શીલ
**ચંચલ(-ળ)તા** (સ્ત્રી.) ચંચળપણું, ચંચલત્વ, અધીરાઈ
**ચંચલા(-ળા)** (સ્ત્રી.) ચંચળ સ્ત્રી (૨) લક્ષ્મી (૩) વીજળી (૪) (પું.) એક છંદ
**ચંચુ(-ચૂ)** (સ્ત્રી.) ચાંચ (પક્ષીની)
**ચંચુ(-ચૂ)પાત, ચંચુ(-ચૂ)પ્રવેશ** (પુ.) ચાંચ બોળવી તે (૨) (લા.) પ્રવેશમાત્ર, અલ્પ પરિચય
**ચંડાલ(-ળ)** (વિ.) નિર્દય, ઘાતકી (૨) પાપી, નીચ (૩) (પું.) મારો, જલ્લાદ (૪) (લા.) નીચ-ઘાતકી કર્મ કરનાર
**ચંડાલ(-ળ)ચોકડી** (સ્ત્રી.) કાળાં કામ કરનારાઓની ટોળી
**ચંડિ(-ડી),ચંડિકા** (સ્ત્રી.) ઉગ્ર સ્વભાવની સ્ત્રી (૨) દુર્ગાદેવી
**ચંડીપાઠ** (પું.) દુર્ગાદેવીનું સ્તોત્ર-સપ્તશતી
**ચંડૂલ** (પું.) અફીણનું સત્ત્વ (ચલમમાં પિવાય છે.)
**ચંડોલ(-ળ)** (પું.) એક પક્ષી (૨) ચકડોળ
**ચંદ** (વિ.) કેટલુંક, થોડું, જૂજ (૨) (પું.) ચંદ્ર (૩) ચાંલ્લા તરીકે કપાળે ચોડવાની ટીકી
**ચંદન** (ન.) સુખડનું ઝાડ-લાકડું (૨) સુખડનો લેપ (૩) ચંદનનું ટીલું, તિલક
**ચંદનઘો** (પું.) ઊડણઘો
**ચંદનહાર** (પું.) સ્ત્રીઓનું ડોકનું એક ઘરેણું

**ચંદની** (સ્ત્રી.) ચાંદની (૨) ચંદરવો, છત (૩) ચંદન ભરવાની કટોરી (૪) એક વનસ્પતિ-બારમાસી

**ચંદરવું** (ક્રિ.) વાત કઢાવી લેવી (૨) છેતરવું

**ચંદરવો** (પું.) છતનું રંગબેરંગી કપડું (૨) છત, ચંદની

**ચંદા** (સ્ત્રી.) ચંદ્ર (૨) ચાંદની, ચાંદરણું

**ચંદિર** (પું.) ચંદ્ર

**ચંદી** (સ્ત્રી.) ઘોડા કે બળદને અપાતો સૂકો દાણો (૨) (લા.) (લશ્કરનાં વાહનને ચંદીરૂપે) ખંડણી (૩) લાંચરુશવત

**ચંદો** (પું.) ચાંદો (૨) ધાતુના પતરા પર લખેલું બક્ષિસનામું (૩) ચહેરો, મુખવટો (૪) ચંદ્રમા જેવો ગોળ આકાર (૫) ચાંલ્લો (૬) મહોર, છાપ

**ચંદૌસી** (પું.) એક પ્રકારના ઘઉં

**ચંદ્ર** (પું.) ચાંદો (૨) ઉપગ્રહ (૩) છૂંદણું, ટપકું (૪) ચાંલ્લો (૫) એકની સંજ્ઞા

**ચંદ્રક** (પું.) ચાંલ્લો (૨) મોરના પીંછાની ટીલડી (૩) મહોરછાપવાળો સિક્કો, બિલ્લો (૪) ચંદ્રના જેવો આકાર

**ચંદ્રકલા(-ળા)** (સ્ત્રી.) ચંદ્રની કળા, બિંબનો સોળમો ભાગ (૨) એક જાતની સાડી (૩) ચંદ્રનું કિરણ (૪) અંબોડાનું એક ઘરેણું, ચાક

**ચંદ્રકાંત** (પું.) એક જાતનો મણિ, જેના પર ચંદ્રનાં કિરણ પડતાં તેમાંથી પાણી ઝમે છે.

**ચંદ્રકાંતા** (સ્ત્રી.) રાત્રિ (૨) ચાંદની (૩) (પું.) એક છંદ

**ચંદ્રગ્રહણ** (ન.) ચંદ્રનું ગ્રહણ

**ચંદ્રચૂડ,ચંદ્રચૂડામણિ** (પું.) શિવ

**ચંદ્રજ્યોતિ** (સ્ત્રી.) ચાંદની, ચંદ્રપ્રકાશ (૨) એક જાતનું દારૂખાનું

**ચંદ્રનાડી** (સ્ત્રી.) ઈડા-ડાબા નસકોરાથી શ્વાસ ચાલતો હોય એ પ્રકારની ગણાતી નાડી

**ચંદ્રપ્રભા** (સ્ત્રી.) ચાંદની, એક ઔષધ

**ચંદ્રબિંદુ** (ન.) અનુનાસિક અવાજની ( ँ ) આવી નિશાની

**ચંદ્રબિંબ** (પું.) ચંદ્રનો ગોળો

**ચંદ્રમા** (પું.) ચાંદો, ચંદ્ર

**ચંદ્રમુખી** (વિ.સ્ત્રી.) ચંદ્રમા જેવા મુખવાળી (૨) (સ્ત્રી.) ચંદ્રના પ્રકાશમાં ખીલતાં ફૂલની એક વેલ

**ચંદ્રમૌલિ** (પું.) મસ્તકે મુગટમાં ચંદ્રને સ્થાન આપનાર-મહાદેવ

**ચંદ્રવાર** (પું.) સોમવાર

**ચંદ્રશેખર** (પું.) મસ્તક ભાગ ઉપર ચંદ્ર ધરાવનાર-મહાદેવ

**ચંદ્રિકા** (સ્ત્રી.) ચાંદની

**ચંદ્રોદય** (પું.) ચંદ્રનો ઉદય (૨) એક ઔષધિ-દવા

**ચંપક** (પું.) ચંપો

**ચંપકવર્ણું** (વિ.) ચંપાના ફૂલના રંગનું, ચંપાવર્ણું

**ચંપલ** (સ્ત્રી.ન.) ઉપર ખોલ વગરનું એક પ્રકારનું પગરખું

**ચંપાતેપગે** (અ.) ધીમેથી, દબાતે પગલે

**ચંપાવું** (ક્રિ.) ગંદકીમાં પગ પડવો (૨) દઝાવું

**ચંપી** (સ્ત્રી.) મસળવું-દબાવવું તે

**ચંપૂ** (સ્ત્રી.ન.) ગદ્ય અને પદ્ય બંનેવાળી સાહિત્યકૃતિ

**ચંપો** (પું.) એક ફૂલઝાડ

**ચંબુ** (પું.) ભોટવાઘાટનું એક વાસણ (૨) કૂજો, ભોટવો (૩) વિજ્ઞાનની પ્રયોગશાળાનું એક પાત્ર, 'ફ્લાસ્ક'

**ચા** (પું.) એક છોડ (૨) (સ્ત્રી.) ચાના પાનનું પીણું (૩) ચાની સૂકી પત્તી

**ચાક** (પું.) પૈડું, ચક્કર (૨) કુંભારનું ચક્ર, ચાકડો (૩) ચક્રની ગોળ ગતિ, ચકર ચકર ફરવું તે, ઘૂમરી (૪) અંબોડામાં નખાતું એક ગોળાકાર બિલ્લા જેવું ઘરેણું (૫) સફેદ પોચી માટી, ખડી (૬) (વિ.) તંદુરસ્ત, બરાબર તૈયાર

**ચાકઘર્ષણ** (ન.) ગબડતા પદાર્થનું ઘર્ષણ, 'રોલિંગ ફ્રિકશન'

**ચાકટ(-ણ,-ળ,-ળણ)** (સ્ત્રી.) બે મોઢાનો આંધળો સાપ

**ચાકડો** (પું.) કુંભારનો ચાક

**ચાકર** (પું.) દાસ, નોકર, પરિચારક

**ચાકરડી** (સ્ત્રી.) ચાકરનું કામ કરનાર સ્ત્રી, સ્ત્રી-ચાકર

**ચાકરી** (સ્ત્રી.) ચાકરનું કામ (૨) સેવા, સારવાર (૩) ચાકરનું મહેનતાણું (૪) નોકરી

**ચાકળો** (પું.) આખળિયો, આડણી (૨) કોસની મોટી ગરગડી (૩) ગોળ કે ચોરસ નાની ગાદી (ખાસ કરીને ચામડાની) (૪) ભરતકામ કરેલો કપડાનો ચોરસ કકડો (ભીંતે શણગાર માટે)

**ચાકી** (સ્ત્રી.) ખીલા, સ્ક્રૂ વગેરે સાથે વપરાતી પેચવાળી કે પેચ વિનાની ચકતી, 'નટ' (૨) ગોળ ગાંઠડી (૩) ગોઠવીને કરેલો ઢગલો

**ચાકુ(-કૂ)** (પું.ન.) ચપ્પુ

**ચાક્ષુષ** (વિ.) ચક્ષુ-આંખ સંબંધી (૨) આંખથી થતું (૩) પ્રત્યક્ષ

**ચાખડી** (સ્ત્રી.) પાવડી, પાદુકા

**ચાખવું** (ક્રિ.) જીભથી સ્વાદ જોવો (૨) (લા.) જરા-થોડુંક ખાવું (૩) અનુભવ લેવો

**ચાગ** (પું.) લાડ, પ્યાર

**ચાગલા(-ળા)ઈ** (સ્ત્રી.) ચાગલાપણું

**ચાગલું(-ળું)** (વિ.) (કા.) પવિત્ર હોવાનો ઢોંગ કરતું (૨) મૂર્ખ છતાં ચતુર હોવાનો ઢોંગ કરતું, ચબાવલું, દોઢડાહ્યું (૩) પ્યાર કે લાડ ચાહતું

**ચાચર** (પું.) મંડપની બહારનો ખુલ્લો ચોક (૨) ચાર રસ્તાનું ચકલું (૩) દીપચંદી તાલ (૪) (સ્ત્રી.) ચકલાની દેવી

**ચાચા(માનાર્થ),ચાચો** (પું.) કાકા, બાપનો ભાઈ (૨) (વ્યંગમાં) દુશ્મન

**ચાટ** (પું.) વિશ્વાસ ઉત્પન્ન કરાવી ચોરી કરનાર (૨) (વિ.) ભોંઠું, શરમિંદું (૩) (સ્ત્રી.) કૂતરાને ખાવાનું નાંખવાનું ઠામ (૪) ખાવાનો ચસકો, લાલસા (૫) લપડાક, તમાચો (૬) મહેણું, ટોણો (૭) (સ્ત્રી.) ખાવાની એક વાનગી

**ચાટણ** (ન.) ચાટવું તે (૨) ચાટવાની ઔષધિ-અવલેહ

**ચાટલું** (ન.) દર્પણ, આરીસો, આયનો

**ચાટવું** (ક્રિ.) જીભ વતી અડીને વસ્તુને સ્પર્શવી, તે પર ફેરવવી કે તે વડે ચાખવું, ચૂસવું કે ખાવું (૨) (લા.) ખુશામત કરવી

**ચાટવો** (પું.) લાકડાનો કડછો (૨) હલેસું

**ચાટુ** (વિ.) પ્રિય, મીઠું (વચન) (૨) (સ્ત્રી.) પ્રિય લાગે તેવું વાકય-વાત

**ચાઠું** (ન.) ચામઠું, ડાઘ, ચકામું

**ચાડિયણ** (વિ.સ્ત્રી.) ચાડી ખાનાર સ્ત્રી

**ચાડિયો** (વિ.) સુકલકડી માણસ (૨) (પું.) પંખી, વાંદરા વગેરે તે બિવરાવવા માટે કરેલો માણસ જેવો આકાર (૩) ગામ-શેરીનો નઠારો માણસ (૪) નિંદાપાત્ર માણસનું પૂતળું

**ચાડિયું** (વિ.) ચાડી ખાનારું

**ચાડી** (સ્ત્રી.) એકની વાત બીજાને કહી દેવી તે (૨) જેમાં ગોળો મુકાય છે એ ગોફણનો ભાગ

**ચાડીચુગલી** (સ્ત્રી.) ચાડી, ચુગલી (૨) નિંદા અને કૂથલી

**ચાણકય** (પું.) અર્થશાસ્ત્રનો પ્રસિદ્ધ લેખક - કૌટિલ્ય (૨) (વિ.) (લા.) કૂટનીતિજ્ઞ

**ચાતક** (પું.ન.) એક પંખી (તેને વિષે એમ કહેવાય છે કે વરસાદનાં ટીપાં જ પીને રહે છે.)

**ચાતરવું** (ક્રિ.) ચૂપચાપ સરકાવી લેવું (૨) છુપાવરાવવું (૩) ખસેડવું

**ચાતુર્માસ** (પુ.બ.વ.) ચતુર્માસ (દેવપોઢીથી દેવઊઠી એકાદશી સુધીના) (૨) ચાર મહિનાનો સમૂહ, વર્ષાઋતુ

**ચાતુર્ય** (ન.) ચાતુરી, ચતુરાઈ, ચાલાકી

**ચાતુર્વર્ણ્ય** (ન.) ચાર વર્ણ - બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર (૨) ચારે વર્ણના ધર્મ કે તે પ્રમાણેની સમાજ-વ્યવસ્થા

**ચાતુર્વેદ** (વિ.) ચાર વેદો કે જ્ઞાનશાખાઓવાળું, ચાર વેદોને લગતું

**ચાતુર્વેદી** (વિ.) ચાર વેદ જાણનારું

**ચાદર** (સ્ત્રી.) ઓછાડ (જેમ કે, ઓઢવાની, પથારીની, મડદા કે કફનની)

**ચાદરું** (ન.) ચાદરથી મોટું અને રંગેલું પાથરણું કે ઓછાડ

**ચાદાની** (સ્ત્રી.) ચાની કીટલી

**ચાનક** (સ્ત્રી.) કાળજી (૨) ચેતવણી (૩) જાગૃતિ, ચાલાકી

**ચાનકી** (સ્ત્રી.) નાનો રોટલો કે ભાખરી

**ચાન્સેલર** (પું.) યુનિવર્સિટીનો (વિધિપૂર્વક ગણાતો) અધ્યક્ષ, કુલાધિપતિ (૨) વહીવટીતંત્રનો ઉચ્ચ અધ્યક્ષ

**ચાપ** (ન.) ધનુષ્ય (૨) વર્તુલ-ખંડ, 'આર્ક ઑફ એ સર્કલ

**ચાપકોણ** (પું.) ધનુષ્ય આકારનો ખૂણો 'સ્ફેરિકલ-ઍન્ગલ' (ગ.)

**ચાપ(-પા)ચીપ** (સ્ત્રી.) ટાપટીપ (૨) ચીકણાઈ, દોઢ-ડહાપણ

**ચાપડો** (પું.) સજ્જડ રાખે એવો બંધ-પટો (૨) કણકના બે લૂઆને ભેગા કરી એક બનાવેલો લૂઓ (૩) ગોળ નહિ પણ ચપટા પત્તા પર વીટેલો દોર (પતંગનો)

**ચાપદીવો** (પું.) એક પ્રકારનો વીજળીનો દીવો, 'આર્ક લૅમ્પ'

**ચાપલૂસી** (સ્ત્રી.) ખુશામત (૨) ચીપીચીપીને બોલવું તે, ચબાવલાપણું

**ચાપલ્ય** (ન.) ચપળતા (૨) સાહસ, અવિચારી કામ

**ચાપવું** (ન.) હાથ કે પગનો આંગળીવાળો ભાગ, ચાપું

**ચાપાણી** (ન.બ.વ.) ચા કે ચા સાથેનો નાસ્તો કે તેની મિજલસ-મેળાવડો

**ચાપું** (ન.) પગનું ચાપવું

**ચાબ(-બુ)ક** (પું.) કોરડો, સાટકો

**ચાબખો** (પું.) કોરડો, ચાબુક (૨) (લા.) અસરકારક માર્મિક વચન

**ચાબુકબાજી** (સ્ત્રી.) ચાબુકની લડાઈ

**ચાબુકસવાર** (પું.) ઘોડો કેળવનારો

**ચામ** (ન.) ચામડી, ચામડું

**ચામખેડું** (ન.) મદારીની ઝોળી, જાદુગરની પેટી (૨) એક જીવડું

**ચામઠું** (વિ.) ભૂલો જોનારું, વાંધાખોરિયું (૨) દોઢડાહ્યું (૩) છંદીલું (૪) (ન.) ચાઠું, સોળ

**ચામડિયો** (પું.) ચામડાં ઉતારવા કેળવવાનું કામ કરનારો

**ચામડી** (સ્ત્રી.) ચામડું, ત્વચા (શરીર પરની), ખાલ

**ચામડું** (ન.) ઢોરની ઉતારેલી ખાલ, ખાલ

**ચામર** (પું.ન.) ચમ્મર, ચમરી (૨) એક છંદ

**ચામાચીડિયું** (ન.) વાગોળની જાતનું એક નાનું પ્રાણી

**ચામુંડા** (સ્ત્રી.) દુર્ગાનું એક સ્વરૂપ, એક દેવી

**ચાર** (પું.) જાસૂસ (૨) ખેપિયો

**ચાર** (વિ.) '૪' નો આંકડો (૨) થોડુંઘણું, કાંઈક ગણનામાં લેવા જેટલું (૩) થોડું, અલ્પ

**ચાર** (સ્ત્રી.) લીલું ઘાસ, ચારો, કડબ

**ચારખૂણિયું** (વિ.) ચાર ખૂણાવાળું, ચોરસ ઘાટનું

**ચાકખૂંટ** (વિ.) ચાર ખૂણાવાળું (૨) આખી પૃથ્વીનું (૩) (અ.) ચોખૂંટ, તમામ

**ચારચક્ષુ** (વિ.પું.) જાસૂસની આંખે જોતો-રાજા

**ચારણ** (વિ.) ચારનાર (૨) રાજાનાં ગુણ-કીર્તન અને વખાણ કરવાનો ધંધો કરનારી એક જાતિનું

**ચારણકાવ્ય** (ન.) સ્તુતિ-કાવ્ય, 'બૅલેડ'

**ચારણિયાણી** (સ્ત્રી.) ચારણ સ્ત્રી

**ચારણી** (વિ.) ચારણનું, -ને લગતું (૨) (સ્ત્રી.) ભાટચારણની કવિતાની ભાષા (૩) ચારણિયાણી (૪) ઢોરની ચરામણી

**ચારપાઈ** (સ્ત્રી.) ખાટલો

**ચારસેં(-સો)** (વિ.) '૪૦૦' નો આંકડો

**ચારિત્ર(-ત્ર્ય)** (ન.) આચરણ (૨) શીલ, સદાચાર

**ચારિત્ર(-ત્ર્ય)મીમાંસા** (સ્ત્રી.) નીતિશાસ્ત્ર, 'ઍથિક્સ'

**ચારિત્ર(-ત્ર્ય)શીલ** (વિ.) સદાચારી

**ચારુ** (વિ.) સુંદર

**ચારું** (ન.) ખોદીને પડતર રાખેલું ખેતર (૩) વારંવાર આર ભોંકવાથી પડેલ આંટણ (૪) બીજાં ઢોર સાથે ચરવા જતું પ્રાણી

**ચારો** (પું.) પશુપંખીનો ખોરાક, ભક્ષ (૨) ઢોર માટેનું ખાસ, 'ફૉડર'

**ચારો** (પું.) ઇલાજ, ઉપાય (૨) (લા.) સત્તા, ચલણ

**ચારોલું** (ન.) ઘોડા તથા ઢોરનો ચારો

**ચારોળી** (સ્ત્રી.) એક સૂકો મેવો

**ચાર્જ** (પું.) સુપરત, તેવું કામ કે જવાબદારી, હવાલો (૨) મૂલ્ય, દામ (૩) આરોપ, આળ

**ચાર્જશીટ** (ન.) તહોમતનામું, આરોપનામું

**ચાર્ટ** (પું.) નકશો, આલેખ (૨) પત્રક

**ચાર્ટર** (પું.) અધિકારપત્ર, સનદ (સંજ્ઞા), પરવાનો, પટ્ટો (૨) (વહાણ, વિમાન વગેરે) કરારથી ભાડે લેવું

**ચાર્ટર્ડ એકાઉન્ટન્ટ** (પું.) સનદી હિસાબનીસ

**ચાર્વાક** (પું.) નાસ્તિક મતનો પ્રવર્તક (૨) દુર્યોધનનો એક મિત્ર-એક રાક્ષસ

**ચાર્વાકવાદ** (પું.) ચાર્વાકે પ્રવર્તાવેલ નાસ્તિક મત કે વાદ, દેહાત્મવાદ

**ચાર્વાકવાદી** (વિ.પું.) ચાર્વાકવાદને લગતું

**ચાલ** (પું.) રિવાજ, રસમ (૨) (સ્ત્રી.) ચાલવાની પદ્ધતિ, હીંડછા (૩) ચાલવાની ગતિ (૪) (રમતમાં) કૂટી વગેરે ચલાવવી તે કે તેનો દાવ (૫) ચાલચલગત, વર્તણૂક (૬) પાઘડીપને બાંધેલી અનેક ઓરડીઓવાળી ઇમારત

**ચાલક** (વિ.) ચલાવનારું, પ્રવર્તક, નિયંતા

**ચાલચલગત,ચાલચલણ** (સ્ત્રી.ન.) વર્તણૂક (૨) ચારિત્ર્ય, શીલ

**ચાલણગાડી** (સ્ત્રી.) છોકરાંને ચાલતાં શીખવવાની ગાડી

**ચાલણચૂલો** (પું.) ફરતો-કામચલાઉ ચૂલો

**ચાલતું** (વિ.) ચાલુ, વર્તમાન (૨) ગતિમાન (૩) કામ દેતું, ઉપયોગી, નભતું

**ચાલન** (ન.) ચલાવવાની ક્રિયા, એક વસ્તુને એક જગાએથી બીજી જગાએ લઈ જવી-મૂકવી તે (૨) હલાવવું તે

**ચાલનહાર** (વિ.) ચલાવનારું (૨) ચાલનારું

**ચાલના** (સ્ત્રી.) ચલાવવું કે ચાલવું તે, ગતિ, પ્રેરણા

**ચાલબાજી** (સ્ત્રી.) કૂટી વગેરે ચલાવવાની રીત કે હોશિયારી (૨) (લા.) પ્રપંચ, યુકિત, ચાલાકી

**ચાલવું** (ક્રિ.) હીંડવું (૨) કોઈ યંત્ર ગતિવાળું કે ક્રિયાવાન થવું (જેમ કે, કારખાનું, સંચો, એંજિન, રેંટ ચાલે છે.) (૩) નિર્વાહ થવો, નભવું (૪) ટકવું, પહોંચવું (૫) કહ્યાનો અમલ થવો, સત્તા હોવી (૬) વર્તવું, અનુસરવું (૭) પૂરતું થવું (૮) કોઈપણ પ્રવૃત્તિનું ગતિમાન થવું કે હોવું (૯) વ્યવહારમાં-ઉપયોગમાં હોવું

**ચાલાક** (વિ.) ચતુર, હોશિયાર (૨) ધૂર્ત

**ચાલાકી** (સ્ત્રી.) ચાલાકપણું, હોશિયારી, ચતુરાઈ

**ચાલી** (સ્ત્રી.) પાઘડીપને બાંધેલી અનેક ઓરડીઓવાળી ઈમારત

**ચાલુ** (વિ.) હાલનું, વર્તમાન (૨) ચાલતું, જારી

**ચાલો** (અ.) વારુ, સારું, ઠીક, બરાબર

**ચાવડી** (વિ.) દેવડી પોલીસથાણું, ગેટ, જકાતનાકું

**ચાવડું** (વિ.) દોઢડહાપણ કરનારું (૨) ચાંપવું, ચિબાવલું (૩) વાતોડું (૪) બોલવામાં ચતુર (૫) (પું.) ફડકો, વાવણિયો (૬)(ન.) અનાજ વાવવા-ઓરવાનું સાધન, ચાઊર

**ચાવણું** (ન.) કાચુંકોરું ખાવાનું, ચવાણું

**ચાવલ** (પું.બ.વ.) ચોખા, ભાત

**ચાવવું** (ક્રિ.) અન્નને ખાવા માટે દાંત વતી કચરવું

**ચાવળાઈ** (સ્ત્રી.) ચાવળાપણું

**ચાવળું** (વિ.) દોઢ-ડહાપણ કરનારું (૨) ચાંપલું, ચિબાવલું

**ચાવી** (સ્ત્રી.) કૂંચી (૨) ઉપાય, યુકિત

**ચાષ(-સ)** (પું.) એક પક્ષી, નીલકંઠ

**ચાસ** (પું.) ખેડવાથી પડતો લાંબો આંકો (૨) (સ્ત્રી.) ખોટ (૩) ચાસવાની ક્રિયા

**ચાસટિયો** (પું.) (છાસઠ દિવસમાં તૈયાર થતી) પાણી પાઈને ઉગાડેલી જુવાર

**ચાસણી** (સ્ત્રી.) [શરબત કે ખાવાની ચીજનો નમૂનો] ઉકાળીને કરાતું ખાંડનું પ્રવાહી (૨) કસોટી (૩) નમૂનો (૪) ચાસવાની ક્રિયા

**ચાસવું** (ક્રિ.) ચાસ પાડવા

**ચાહ,ચાહના** (પું.સ્ત્રી.) પસંદગી, ઈચ્છા (૨) પ્યાર, હેત

**ચાહક** (વિ.) ચાહનાર, હેતાળ

**ચાહવું** (ક્રિ.) ઈચ્છવું (૨) પ્રેમ કરવો

**ચાહીને** (અ.) ઈરાદાપૂર્વક, જાણીબૂજીને

**ચાહે** (અ.) ઈચ્છા મુજબ, મરજીમાં આવે તેમ

**ચાળ** (સ્ત્રી.) અંગરખાનો છાતી નીચેનો ઘેર (૨) ચાળવું તે

**ચાળક** (ન.) ટોળું (બકરાં-ઘેટાં કે ઊંટનું)

**ચાળણ** (ન.) ચળામણ (૨) ચાળતાં નીકળેલું ભૂસું-કચરો

**ચાળણી** (સ્ત્રી.) ચાળવાનું બારીક છિદ્રોવાળું સાધન

**ચાળણો** (પું.) મોટાં છિદ્રવાળી કે મોટી ચાળણી

**ચાળવણી** (સ્ત્રી.) ચાળવવું તે

**ચાળવવું** (ક્રિ.) અવારનવાર ઉથલાવવું-ફેરબદલ કરવું (૨) (છાપરું) સંચારવું (૩) એક ઉપર બીજું ગોઠવાતું આવે એમ સીવવું (૪) વિવિધ રીતે ઉપયોગ કરવો (૫) (બાજીમાં) કૂટી ચલાવવી

**ચાળવું** (ક્રિ.) ચાળણી વડે ચોખ્ખું કરવું (૨) સંચારવું (છાપરું) (૩) સારું ખરાબ વીણી અલગ કરવું (૪) છણવું, ચકાસવું

**ચાળા** (પું.બ.વ.) મશ્કરી ખાતર કોઈનું અનુકરણ-નકલ કરવી તે (૨) હાવભાવ, નખરાં, અંગચેષ્ટા (૩) અડપલાં, તોફાન

**ચાળાચસકા** (પું.) નખરાં, હાવભાવ (૨) આનાકાની

**ચાળીસ** (વિ.) '૪૦'નો આંકડો

**ચાળો** (પું.) અડપલું (૨) લક્ષણ, નિશાની, એંધાણ (૩) છાપરું ચાળનારો, સંચારો

**ચાંઈ** (વિ.) શરમિંદું (૨) (સ્ત્રી.) નાનો ચાંલ્લો

**ચાંઉ** (અ.) ગળી જવાય એમ

**ચાંગળું** (ન.) ચાર આંગળાંની અંજલિ

**ચાંચ** (સ્ત્રી.) પક્ષીઓનું અણિયારું મોં (૨) ચાંચના આકારની વસ્તુ

**ચાંચડ** (પું.) એક જંતુ

**ચાંચલ્ય** (ન.) ચંચળતા

**ચાંચિયાગીરી** (સ્ત્રી.) ચાંચિયાનો ધંધો, દરિયાઈ લૂંટ

**ચાંચિયો** (પું.) દરિયાઈ લુટારો (૨) લાંબી ચાંચની પાઘડી પહેરનારો

**ચાંદ** (પું.) ચાંદો (૨) ચંદ્રક, બિલ્લો

**ચાંદની** (સ્ત્રી.) ચંદ્રનો પ્રકાશ (૨) ચંદરવો (૩) સફેદ ફૂલનો છોડ

**ચાંદની રાત** (સ્ત્રી.) ચાંદનીવાળી-અજવાળી રાત

**ચાંદરડું(-ણું)** (ન.) તારાઓનો ઝાંખો પ્રકાશ (૨) ચાંદની (૩) ઝીણાં કાણાંમાંથી પડતું અજવાળાનું ચાંદુ

**ચાંદરણી** (વિ.) ચાંદરણાંવાળી (૨) (સ્ત્રી.) તારો (૩) ચાંદરણું

**ચાંદરું** (વિ.) ધોળા ચાંદાવાળું (૨) (લા.) નિરંકુશ, મસ્તાની

**ચાંદલા વહેવાર** (પું.) શુભ પ્રસંગે નાણાંની ભેટ આપવા લેવાનો વહેવાર - સંબંધ, ચાંલ્લાવહેવાર

**ચાંદલિયો** (પું.) ચાંદો

**ચાંદલો** (પું.) (કપાળનો તેમજ લગ્નનો) ચાંલ્લો

**ચાંદવું** (વિ.) અડપલાંખોર, અટકચાળું (૨) (ન.) અડપલું, અટકચાળું

**ચાંદી** (સ્ત્રી.) એક ધાતુ, શુદ્ધ રૂપું (૨) એક ચેપી રોગ (૩) જ્યાંથી ખાલ ખસી ગઈ હોય કે ઊપસી હોય એવું ચાંદું

**ચાંદીકામ** (ન.) ચાંદી ઉપરની નકશી

**ચાંદું** (ન.) કોઈ રોગ કે ગૂમડા વગેરેને કારણે પડતું ઘારું (૨) ચાંદાનો ડાઘ, ચાઠું (૩) (લા.) લાંછન, ડાઘ (૪) છિદ્ર, દોષ

**ચાંદૂડિયાં** (ન.બ.વ.) અડપલાં, અટકચાળાં (૨) ચાંદવાં

**ચાંદો** (પું.) ચંદ્ર (૨) તેના જેવો ગોળ આકાર

**ચાંદ્ર** (વિ.) ચંદ્રનું, ચંદ્રને લગતું

**ચાંદ્રમાન**(ન.) ચંદ્રની ગતિ પરથી કઢાતું સમયનું માપ

**ચાંદ્રમાસ** (પું.) ચાંદ્રમાન પ્રમાણે ગણાતો માસ

**ચાંદ્રવર્ષ** (ન.) ચાંદ્રમાનથી ગણાતું વર્ષ

**ચાંદ્રાયણ** (ન.) ચંદ્રની કળાની વધઘટ પ્રમાણે રોજ ખાવાનો કોળિયો વધારતાં-ઘટાડતાં જવાનું એક વ્રત કે તપ
**ચાંપ** (સ્ત્રી.) કોઈપણ યંત્ર કે યુક્તિને ચાલુ કે બંધ કરવાની કળ, પેચ (૨) નાનો ઉલાળો (૩) પૈસાનું પાકીટ (૪) (લા.) દાબ, ધાક (૫) સાન, ચેતવણી (૬) કાળજી
**ચાંપતી** (સ્ત્રી.) તાકીદ, ચેતવણી
**ચાંપતું** (વિ.) સખત, આકરું, ઝટ અસર કરે એવું
**ચાંપવું** (વિ.) દબાવવું (૨) લગાડવું, દઝાડવું (૩) (લા.) લાંચ આપવી
**ચાંપલાવેડા,ચાંપલાશ** (પું.બ.વ.વિ.) ચાપલૂસી (૨) ચીપીચીપીને બોલવું તે, ચબાવલાપણું (૩) ચાંપલું વર્તન
**ચાંપલું** (વિ.) દોઢડાહ્યું, ચિબાવલું
**ચાંપવું** (ક્રિ.) દબાવવું (૨) લગાડવું, દઝાડવું (૩) (લા.) લાંચ આપવી (૪) ઠાંસવું (૫) તળાંસવું
**ચાંલ્લાવહેવાર** (પું.) શુભ પ્રસંગે નાણાંની ભેટ આપવા લેવાનો વહેવાર - સંબંધ, ચાંદલાવહેવાર
**ચાંલ્લો** (પું.) કપાળે કરાતું (કંકુનું) ગોળ ટપકું (૨) તેની ઉપર ચોડવાની ટપકી (૩) શુભપ્રસંગે અપાતી નાણાંની ભેટ (૪) (લા.) દંડ કે સજારૂપે વેઠવું પડતું ખર્ચ (૫) બરાબર નહિ ગળેલો (દાળનો) દાણો
**ચિકન** (ન.) ભરતકામ (૨) મરઘીનું બચ્ચું
**ચિકાખાઈ** (સ્ત્રી.) મેલ કાપનારી એક વનસ્પતિ, શિકાકાઈ
**ચિકાટી** (સ્ત્રી.) ચીટકી રહેવાનો ગુણ, ચીકટપણું
**ચિકાર** (વિ.અ.) જરા પણ ખાલી ન હોય એવું, ભરપૂર
**ચિકિત્સક** (વિ.) ચિકિત્સા કરનારું (૨) (પું.) વૈદ્ય, હકીમ, તબીબ
**ચિકિત્સા** (સ્ત્રી.) વૈદકનો ઉપચાર (૨) ગુણદોષ પારખવાની શકિત (૩) ટીકા, દોષદર્શન
**ચિકિત્સાલય** (ન.) દવાખાનું, ઇસ્પિતાલ
**ચિકોરી** (સ્ત્રી.) બુંદદાણા સાથે દળવામાં આવતું એક છોડનું મૂળિયું (કૉફીને બદલે પણ ચાલે છે.)
**ચિચિયારી** (સ્ત્રી.) (દુઃખ કે ભયની) ચીસ, કિકિયારી
**ચિચોડો** (પું.) ચચૂકો, આંબલીનો ઠળિયો (૨) શેરડીનું કોલુ (૩) હાલારમાં રમાતી એક રમત
**ચિઝલ** (સ્ત્રી.) ટાંકણું (૨) વીંધણું, છીણું
**ચિટ** (સ્ત્રી.) ચિઠ્ઠી
**ચિટનીસ** (પું.) મંત્રી, અવલકારકુન
**ચિટ-ફંડ** (ન.) સમૂહમાં નાણાં એકઠાં કરી બનાવેલી ઇનામી યોજના જેમાં ચિઠ્ઠી ઉપાડીને રકમ અપાય છે.
**ચિઠ્ઠી** (સ્ત્રી.) થોડી મતલબનો નાનો કાગળ કે કાપલી (૨) ભલામણપત્ર
**ચિઠ્ઠીચપાટી** (ન.) કાગળની કકડી, ચપતરું, કાગળપત્ર
**ચિડાવું** (ક્રિ.) ખીજવાવું, ગુસ્સે થવું, નારાજી દર્શાવવી
**ચિડિયલ** (વિ.) ચીડિયું
**ચિત** (ન.) જ્ઞાન, ચેતના (૨) ચિત્ત (૩) ચૈતન્ય, જ્ઞાનસ્વરૂપ બ્રહ્મ
**ચિતરામણ** (ન.) ચિત્ર (૨) ચીતરવાની ક્રિયા (૩) ચીતરવાનું મહેનતાણું
**ચિતા** (સ્ત્રી.) મડદું બાળવા ગોઠવેલી લાકડાની ચોકી, ચેહ
**ચિતાર** (પું.) ચિત્ર (૨) આબેહૂબ વર્ણન (૩) રૂપરેખા
**ચિતારો** (પું.) ચિત્રકામ કરનારો, ચિત્રકાર
**ચિત્કાર** (પું.) ચીસ, ચીત્કાર (૨) હાથીનો અવાજ
**ચિત્ત** (ન.) અંતઃકરણ, મન (૨) (લા.) લક્ષ, ધ્યાન
**ચિત્તક્ષોભ** (પું.) ચિત્તનો ક્ષોભ, મનની વ્યગ્રતા
**ચિત્તભ્રમ** (પું.) ઉન્માદ, ગાંડપણ (૨) ભ્રમ
**ચિત્તવૃત્તિ** (સ્ત્રી.) ચિત્તની વૃત્તિ, ચિત્તનું વલણ, મનોવૃત્તિ
**ચિત્તશાસ્ત્ર** (ન.) માનસશાસ્ત્ર, મનોવિજ્ઞાન
**ચિત્તો** (પું.) પીળી ચામડીનું વાઘ-દીપડાની જાતનું એક હિંસક પ્રાણી
**ચિત્ર** (ન.) ચીતરેલું તે, છબી, ચિતાર (૨) જે અક્ષરમાં જે પ્રશ્ન થયા હોય તે જ અક્ષરોથી તે પ્રશ્નનો ઉત્તર મળે એવી કાવ્યની ખૂબી (૩) (વિ.) વિચિત્ર, આશ્ચર્યકારક (૪) વિવિધ (૫) રંગબેરંગી (૬) (અ.) અહો ! કેવું વિચિત્ર ! એવા ભાવથી, ચકિત થઈને
**ચિત્રકથા** (સ્ત્રી.) ચિત્રરૂપમાં વાર્તા
**ચિત્રકલા(-ળા)** (સ્ત્રી.) ચિત્ર દોરવાની કળા, આલેખન-વિદ્યા
**ચિત્રકામ** (ન.) ચિત્રનું કામ, ચિતારાનો ધંધો
**ચિત્રકાર** (પું.) ચિત્ર દોરનારો, ચિત્રકલાવાળો, ચિતારો
**ચિત્રકારી** (સ્ત્રી.) ચિત્ર દોરવાની કળા
**ચિત્રકાવ્ય** (ન.) ચિત્રના આકારમાં લખેલી કવિતા
**ચિત્રકૂટ** (પું.) પ્રયાગ નજીક આવેલો એક પર્વત
**ચિત્રગુપ્ત** (પું.) જીવોનાં કર્મો નોંધી રાખનાર યમરાજાનો સેવક (૨) ગુપ્તચર
**ચિત્રણ** (ન.) ચીતરવું તે, આલેખન
**ચિત્રપટ** (પું.ન.) જેના પર ચિત્ર દોર્યું હોય તે કપડું કે પાટિયું (૨) પડદો (૩) સિનેમાની 'ફિલ્મ'
**ચિત્રફલક** (ન.) ચિત્ર કાઢવાનું પાટિયું-ફલક
**ચિત્રભાનુ** (પું.) સૂર્ય (૨) આકડો (૩) અગ્નિ (૪) એક વનસ્પતિ, ચીતરો
**ચિત્રમંજૂષા** (સ્ત્રી.) ચિત્રોના સંગ્રહની વહી,'આલ્બમ'
**ચિત્રલિપિ(-પી)** (સ્ત્રી.) સાંકેતિક ચિત્રોની બનેલી લિપિ
**ચિત્રલેખા** (સ્ત્રી.) તસવીર, છબી (૨) વિધાતા (૩) ઓખાની સખી
**ચિત્રવત્** (અ.) ચિત્ર જેવું, સ્તબ્ધ
**ચિત્રવિચિત્ર** (વિ.) રંગબેરંગી (૨) વિચિત્ર, વિલક્ષણ
ચિત્રવીથિ,ચિત્રવીથિકા (સ્ત્રી.) ચિત્ર-દર્શન-પડાળી, 'આર્ટ-ગૅલરી'
**ચિત્રશૈલી** (સ્ત્રી.) ચિત્રો ચીતરવાની ચોક્કસ પરિપાટી
**ચિત્રા** (સ્ત્રી.) ચૌદમું નક્ષત્ર (૨) એક છંદ (૩) (સ્ત્રી.) ગાંધારગ્રામની એક મૂર્છના
**ચિત્રાત્મક** (વિ.) ચિત્રમય, ચિત્રવાળું, સચિત્ર
**ચિત્રિણી** (સ્ત્રી.) ચતુર, સુંદર અને ગુણવાન સ્ત્રી. (પદ્મિની, ચિત્રિણી, હસ્તિની અને શંખિની એ ચાર પ્રકારમાંની એક)
**ચિત્રિત** (વિ.) ચીતરેલું (૨) રંગબેરંગી, ચિત્રવિચિત્ર
**ચિત્સ્વરૂપ** (ન.) પરબ્રહ્મ, ચેતનાત્મક, ચૈતન્યમય
**ચિદંશ** (પું.) જ્ઞાનરૂપ બ્રહ્મ કે ચિતશકિત-તેનો અંશ
**ચિદાત્મા** (પું.) ચૈતન્ય સ્વરૂપ પરબ્રહ્મ
**ચિદ્રૂપ** (વિ.) જ્ઞાનસ્વરૂપ, ચૈતન્યસ્વરૂપ
**ચિનગારી** (સ્ત્રી.) તણખો, ચિણગારી
**ચિનાઈ** (વિ.) ચીનમાં બનાવેલું, ચીન દેશનું (૨) ચિનાઈ માટીનું બનાવેલું (૩) તકલાદી, આકર્ષક પણ ટકે નહિ તેવું (૪) (સ્ત્રી.) એક જાતની રેશમી સાડી

**ચિનાઈસિં(-સીં)ગ** (સ્ત્રી.) શેકેલી કે મીઠે પાસેલી મગફળી
**ચિનાર** (પું.) એક જાતનું ઝાડ
**ચિન્મય** (વિ.) જ્ઞાનમય, બ્રહ્મમય (૨) (ન.) બ્રહ્મ
**ચિપકાઉ ટિકિટ** (સ્ત્રી.) ચોંટી જાય એવી ટિકિટ
**ચિપાસિયાવેડા** (પું.બ.વ.) ચિપાસિયું થવાની ટેવ કે તેવું વર્તન
**ચિપાસિયું** (વિ.) કંજૂસ (૨) વાતને ચોળીને ચીકણું કરવાની ટેવવાળું, ચીકણું કે દીર્ઘસૂત્રી
**ચિબાવલું** (વિ.) દોઢડાહ્યું, ચબાવલું
**ચિબુક** (સ્ત્રી.) હડપચી, દાઢી
**ચિમે(-મો)ડ** (સ્ત્રી.) એક વનસ્પતિ-ઔષધિ
**ચિર** (વિ.) લાંબું (સમય માટે) (૨) લાંબા વખતનું (૩) (અ.) લાંબા વખત સુધી
**ચિરકાલ(-ળ)** (પું.) લાંબો સમય
**ચિરકાલીન** (વિ.) લાંબા વખતનું, જૂનું
**ચિરનિદ્રા** (સ્ત્રી.) મરણ
**ચિર-પરિચિત** (વિ.) લાંબા સમયથી ઓળખાણ મળી હોય તેવું
**ચિરંજીવ(-વી)** (વિ.) લાંબી આવરદાવાળું (૨) (પું.) પુત્ર
**ચિરંજીવિતા** (સ્ત્રી.) ચિરંજીવીપણું
**ચિરંતન** (વિ.) ચિરકાલીન, જૂનું, પ્રાચીન
**ચિરાગ** (પું.) દીવો, બત્તી (૨) શગ, દીવાની જ્યોત
**ચિરાયુ** (વિ.) લાંબી આવરદાવાળું, દીર્ઘાયુ
**ચિરૂટ** (પું.સ્ત્રી.) તમાકુનાં પાનનો જ વાળેલો મોટો ટોટો-એક પ્રકારની વિલાયતી બીડી
**ચિરોડી** (પું.) એક જાતનો પોચો ખનિજ-પથ્થર
**ચિલગોજા** (ન.) એક મેવો-ફળ
**ચિહ્ન** (ન.) નિશાની (૨) (ગ.) સાઈન (૩) ડાઘ (૪) પ્રતીક (૫) વિરામ ચિહ્ન (૬) લક્ષણ
**ચિહ્નાંતર** (ન.) ચિહ્નોનો ફેરફાર, 'ચેન્જ ઑફ સાઇન્સ'
**ચિહ્નિત** (વિ.) ચિહ્નવાળું, મુદ્રિત, અંકિત (૨) ડાઘાવાળું
**ચિંગું(-ગૂ)સ** (વિ.) બહુ કરકસરિયું, કંજૂસ (૨) મીંઢું
**ચિંગૂસાઈ** (સ્ત્રી.) કરકસર, કંજૂસાઈ
**ચિંતક** (વિ.) ચિંતન કરનારું (૨) (પું.) વિચારક, ફિલસૂફ
**ચિંતન,ચિંતવન** (ન.) વિચાર, મનન
**ચિંતનશીલ** (વિ.) ચિંતન કરવાના સ્વભાવવાળું
**ચિંતનાત્મક** (વિ.) વિચાર-મનનથી ભરેલું
**ચિંતનીય** (વિ.) ચિંતન કરવા જેવું
**ચિંતવવું,ચિંતવું** (ક્રિ.) મનન કરવું, વિચારવું
**ચિંત્ય** (વિ.) ચિંતન કરવા જેવું, જેના વિશે વિચાર કરવો પડે એવું, ચિંતનીય
**ચિંતા** (સ્ત્રી.) ફિકર (૨) વિચાર
**ચિંતાતુર** (વિ.) ચિંતાથી વ્યાકુળ
**ચિંતામણિ** (પું.) વિચારેલું, ધારેલું, ચિંતવેલું આપે તેવો મણિ
**ચિંતિત** (વિ.) વિચારેલું, ધારેલું
**ચિંપાંજી** (પું.) માણસને વધુ મળતો આવતો એક વાનર
**ચીકટ** (વિ.) ચોટી રહે તેવું, ચીકણું (૨) તેલ વગેરેના પાસવાળું (૩) (ન. સ્ત્રી.) ચીકાશ (૪) ચીકાશવાળી વસ્તુ (ઘી, તેલ વગેરે) કે પદાર્થમાં હોતું તેલી તત્ત્વ, 'ફૅટ' (૫) ચિંગૂસ, કંજૂસ (૬) ચાપચીપિયું, દોઢડાહ્યું
**ચીકટાવું** (ક્રિ.) ચીકટવાળું થવું, તેલ વગેરેથી ખરડાવું (૨) ચીકટવાળો પદાર્થ ખાવામાં આવવાથી રોગ કે ગૂમડાનું વકરવું (૩) ચોંટવું
**ચીકટું** (વિ.) ચીકટવાળું
**ચીકણાઈ(-શ)** (સ્ત્રી.) ચીકણાપણું
**ચીકણું લાટ** (વિ.) અતિ ચીકણું
**ચીકણું** (વિ.) ચોંટી રહે તેવું (૨) ચિંગૂસ, કંજૂસ (૩) ચાપચીપિયું, દોઢડાહ્યું (૪) પકડી વાત છોડે નહીં તેવું
**ચીકાશ** (સ્ત્રી.) ચીકણાઈ, ચીકણાશ
**ચીકી** (સ્ત્રી.) (ગોળ-ખાંડની ચાસણીથી કરાતી) નાની ચકતી પાડેલી એક મીઠાઈ
**ચીકુ** (ન.) એક ફળઝાડ (૨) ચીકુનું ફળ
**ચીચવો** (પું.) અણીદાર ઊભા લાકડા પર એક આડી મૂકી હીચાતાં ગોળ ફરવાનું રમતનું સાધન
**ચીજ(-ઝ)** (સ્ત્રી.) વસ્તુ, પદાર્થ, જણસ, 'આર્ટિકલ' (૨) સરસ ગાયન, પદ કે ઉસ્તાદી કવિતા
**ચીઝ** (ન.) દૂધમાંથી બનાવાતો એક ખાદ્ય પદાર્થ
**ચીટકવું** (ક્રિ.) વળગવું, ચોંટવું
**ચીટકુ** (વિ.) ચીટકી રહેનાર
**ચીડ** (ન.) એક ઝાડ, 'પાઇન' (૨) ગુસ્સો, રીસ (૩) સખત અણગમો
**ચીડવવું** (ક્રિ.) ગુસ્સે કરવું, ખીજવવું
**ચીડિયાખાનું** (ન.) પશુ-પક્ષીઓનું સંગ્રહસ્થાન, 'ઝૂ' (૨) (લા.) જ્યાં શોરબકોર થતો હોય તેવું સ્થાન
**ચીડિયું** (વિ.) સહેજમાં ચિડાઈ જતું (૨) (ન.) છાંછિયું, છણકો (૩) પક્ષી
**ચીડીમાર** (વિ.) પક્ષીઓને મારી નાખનાર (૨) (પું.) પારધી, શિકારી
**ચીણો** (પું.) એક જાતનું અનાજ
**ચીત** (વિ.) પીઠ પર પડેલું, ચત્તું (૨) (ન.) ચિત્ત, મન (૩) હારવું (કુસ્તીમાં)
**ચીતડું** (ન.) ચિત્ત
**ચીતરવું** (ક્રિ.) ચિત્ર કાઢવું, આલેખવું (૨) જેમતેમ લખી કાઢવું (૩) વર્ણન કરી બતાવવું
**ચીતરી** (સ્ત્રી.) ચામડીનો એક રોગ (૨) જુવાર-શેરડીમાં થતો રોગ (૩) સૂગવાળી અણગમતી કંપારી
**ચીતળ** (સ્ત્રી.) એક જાતનો સાપ, ચીતરો (૨) લાકડાનો ફાચરો (૩) સ્ત્રીઓની કોટનું એક ઘરેણું (૪) ચપટી-પહોળી બંગડી, પાટલી (૫) (ન.) એક જાતનું હરણ
**ચીતળો** (પું.) એક જાતનો સાપ, ચીતરો
**ચીત્કાર** (પું.) ચિત્કાર, દુ:ખની ચીસ
**ચીથરું(-રું)** (ન.) ચીંથરું, ફાટેલા જૂના કપડાનો નાનો ટુકડો
**ચીથરી** (સ્ત્રી.) ચીંથરી, નાની ચીંદરડી
**ચીથરેહાલ** (વિ.) ફાટ્યાં તૂટ્યાં કપડાં પહેર્યાં હોય તેવું કંગાળ (૨) અત્યંત ગરીબ
**ચીન** (પું.) ભારતની ઉત્તરે આવેલો એશિયાનો એક દેશ

**ચીનાંશુક** (ન.) ચીનનું રેશમી કાપડ
**ચીની** (વિ.) ચીન દેશનું, -ને લગતું, ચીન દેશની સ્ત્રી (૨) (સ્ત્રી.) એક જાતની સફેદ માટી (૩) ચીન દેશની ભાષા (૪) ખાંડ, બૂરું
**ચીનીકામ** (ન.) ચીની માટીનું કામ (૨) કાચનું કામ
**ચીનીખાનું** (ન.) દારૂખાનું
**ચીપ** (સ્ત્રી.) લાંબી ચપટી પટી, ચીપટ (૨) પત્તાં ચીપવાનું કામ કે તેની વારી (૩) દબાવવું એ, દાબ (૪) ચૂડી જેવામાં ચડાવાતી ધાતુની પાતળી પટ્ટી
**ચીપિયું** (ન.) ચીપ જડેલી પાતળી ચૂડી
**ચીપિયો** (પું.) દેવતા વગેરે ઝાલવાની પકડ, ચીમટો
**ચીફ** (વિ.) મુખ્ય, શ્રેષ્ઠ, વડું (જેમ કે, ચીફ ઑફિસર, ચીફ જસ્ટિસ, વગેરે)
**ચીબડી,ચીબરી** (સ્ત્રી.) એક પક્ષી (૨) (લા.) બહુ બોલબોલ કરતી સ્ત્રી
**ચીબડું** (વિ.) ચીબું, ચપટું
**ચીબું** (વિ.) બેઠેલા-ચપટા નાકવાળું
**ચીભડું** (ન.) એક ફળ
**ચીમકી** (સ્ત્રી.) ચીમટી, ચૂંટી (૨) (લા.) ચાનક, સૂચક ચેતવણી
**ચીમટી** (સ્ત્રી.) ચીપટી (૨) ચૂંટી (૩) ચીમકી
**ચીમની** (સ્ત્રી.) ધુમાડિયું (૨) ફાનસની બત્તીનું રક્ષણ કરનારી કાચની નળી-ગોળો કે તેનું ફાનસ
**ચીમળાવું** (ક્રિ.) કરમાઈ જવું (૨) મનમાં બળ્યા કરવું, ઝૂરવું
**ચીર** (ન.) સ્ત્રીઓનું એક રેશમી વસ્ત્ર (૨) વલ્કલ (૩) કોઈ કીમતી વસ્ત્ર (૪) (સ્ત્રી.) ચીરી (૫) ફાડ, તરડ
**ચીરડાં** (ન.બ.વ.) ગરાસિયા કે પટેલે વેચી દીધેલા જમીનના કકડા
**ચીરપટોળું** (ન.) ફાટેલું કપડું (વ્યંગમાં)
**ચીરફાડ** (સ્ત્રી.) ચીરવું-ફાડવું તે, વાઢકાપ
**ચીરવું** (ક્રિ.) ફાડવું, કાપવું (૨) વચ્ચેથી બે ભાગ કરવા, સોંસરું કે આરપાર જાય એમ કરવું (૩) (લા.) ઘરાક પાસેથી ખૂબ ભાવ લેવો
**ચીરિયું** (ન.) ફાડ, ચીરી (૨) (મોટે ભાગે કેરીનો) અથાણાનો કકડો
**ચીરી** (સ્ત્રી.) ચીર, નાની પાતળી ફાડ-કકડો
**ચીરો** (પું.) લાંબો પાતળો કકડો (ચીરીને પાડેલો) (૨) ફાટ, તરડ, કાપ (૩) ઓવારો, ઘાટ
**ચીલઝડપ** (સ્ત્રી.) ચીલ-સમડી પેઠે ઝટ ઝડપવું તે
**ચીલાચાલુ** (વિ.) ચાલુ રીત-રિવાજને અધીન, એકધારી રૂઢિ પ્રમાણે ચાલનાર
**ચીલો** (પું.) ગાડાવાટ-ઘરેડ (૨) (લા.) રિવાજ, રૂઢિ (૩) માર્ગ, રસ્તો
**ચીવટ** (સ્ત્રી.) કાળજી, ચોકસાઈ, દરકાર
**ચીવર** (ન.) વસ્ત્ર, કપડું (૨) ફાટેલું કપડું, કંથા (૩) ભિક્ષુઓનું અંગવસ્ત્ર
**ચીવરી** (પું.) બૌદ્ધ ભિક્ષુ
**ચીસ** (સ્ત્રી.) તીણી બૂમ, રાડ
**ચીસાચીસ** (સ્ત્રી.) ઉપરાઉપરી ચીસો પાડવી તે
**ચીંથરી** (સ્ત્રી.) નાનું ચીંથરું, ચીંદરડી
**ચીંથરું** (ન.) ફાટી ગયેલું કપડું કે ટુકડો
**ચીંથરેહાલ** (વિ.) ફાટ્યાંતૂટ્યાં વસ્ત્ર પહેર્યાં હોય એવું (૨) છેક જ ગરીબ
**ચીંદરડી** (સ્ત્રી.) લૂગડાની લાંબી પટી
**ચીંદરડું** (ન.) સાંકડો પણ લાંબો લૂગડાનો કાપલો
**ચીંધવું** (ક્રિ.) આંગળીથી દેખાડવું (૨) ફરમાવવું, સોંપવું
**ચુકવણી** (સ્ત્રી.) ચૂકવવું કે ચૂકતે કરવું તે
**ચુકાદો** (પું.) ફેંસલો (૨) નિર્ણય
**ચુગલ** (વિ.) ચુગલખોર (૨) (સ્ત્રી.) પીઠ પાછળ કરેલી નિંદા
**ચુગલી** (સ્ત્રી.) ચુગલ, ચાડી, પીઠ પાછળ કરેલી નિંદા
**ચુગલીખોર** (વિ.) ચુગલી કર્યા કરનારું, ચાડી ખાનાર
**ચુનંદા(-દું)** (વિ.) ખાસ પસંદ કરેલું, ઉત્તમ (૨) વિખ્યાત (૩) કુશળ
**ચુનાઈ** (વિ.) ચૂનાનું, ચૂના સંબંધી
**ચુનારું** (ન.) ચૂનાનો કેલ ભરવાનું તગારું
**ચુનારો** (પું.) ચૂનો પકવનાર (૨) ચૂનાથી ધોળનાર, કડિયો
**ચુપ** (વિ.) ચૂપ, શાંત, મૂક (૨) (અ.) શાંત કે મૂક રહેવા સૂચવતી નિશાની કે ઉદ્ગાર
**ચુપકી, ચુપકીદી** (સ્ત્રી.) શાંતિ, મૌન
**ચુપચાપ, ચુપાચુપ, ચુપાચૂપ** (અ.) કંઈ પણ બોલ્યા કે અવાજ કર્યા વિના, છાનામાના
**ચુમાલીસ** (વિ.) '૪૪'નો આંકડો
**ચુમાવું** (ક્રિ.) ચિમાવું, મરજી વિરુદ્ધ શાંત થવું (૨) મનમાં બળવું
**ચુસણિયું** (વિ.) ચૂસણ, ચૂસવાના સ્વભાવવાળું (૨) (ન.) ધાવણી
**ચુસ્ત** (વિ.) આગ્રહી, દૃઢ (૩) ચપોચપ તંગ પહેર્યું હોય તેવું
**ચુંગ(-ગા)લ** (સ્ત્રી.) પંજો (૨) પંજાની કે એવી મજબૂત પકડ, સકંજો, ફસામણી
**ચુંગી** (સ્ત્રી.) તમાકુ પીવાની નળીના આકારની ચલમ (૨) દાણ, જકાત
**ચુંબક** (વિ.) ચુંબન કરનારું (૨) પોતાની તરફ આકર્ષનારું (૩) (ન.) ચુંબક વસ્તુ (૪) કંજૂસ
**ચુંબકતા** (સ્ત્રી.) ચુંબકપણું, ચુંબક હોવું તે, આકર્ષણશકિત
**ચુંબકીય** (વિ.) લોહચુંબકને લગતું
**ચુંમોતેર** (વિ.) '૭૪' નો આંકડો, ચૂંવોતેર
**ચૂઓ(-વો)** (પું.) ઉંદર
**ચૂક** (સ્ત્રી.) ચૂકવું તે, ભૂલ, કસૂર
**ચૂકતી** (સ્ત્રી.) ચૂકવવું-ચૂકતે કરવું કે થવું તે, ચુકવણી, પતાવટ
**ચૂકતું** (વિ.) ચૂકવી દીધેલું
**ચૂકતે** (અ.) માગતું પતતું હોય એમ
**ચૂકવવું** (ક્રિ.) ભુલાવવું, ચુકાવવું (૨) પતાવવું (કજિયો, દેવું)
**ચૂકવું** (ક્રિ.) ચૂક-ભૂલ કે ગફલત કરવી, ભૂલવું, કસર રાખવી, નાશ કરવો, વંચિત થવું (૩) ખોવું (૩) ચૂકતે થવું, પતવું, ભરપાઈ થવું (૪) બીજા ક્રિયાપદની સહાયમાં આવતાં, તે ક્રિયા કરી પરવારવું, એવો અર્થ બતાવે છે.
**ચૂડ** (સ્ત્રી.) આંટી, પકડ (સાપની) (૨) વિધવા પહેરે છે તે ચૂડાના આકારનું ઘરેણું (૩) મોતી જડેલું હાથનું ઘરેણું (છોકરાં માટે) (૪) અંગરખા વગેરેમાં ભરાતી ઝીણી કરચલી (૫) ચુડેલ (૬) ગઢની જાડી દીવાલ ઉપરની કાંગરા અને બાંકાવાળી નાની દીવાલ
**ચૂડ(-ડી)ગર** (પું.) ચૂડી વહેરનાર-ઉતારનાર, મણિયાર
**ચૂડા** (સ્ત્રી.) ચોટલી (૨) મસ્તક, કલગી (૩) શિખર, ટોચ
**ચૂડાઉતાર** (વિ.) ચૂડી પેઠે એક એકથી નાનું થતું જાય એવું
**ચૂડાકરણ,ચૂડાકર્મ** (ન.) સોળ સંસ્કારમાંનો એક, મૂંડણ-વાળ ઉતારવા તે (૨) પતિ મરી જતાં પત્નીની ચૂડીઓ ભાગી નાખવાની ક્રિયા

**ચૂડામણિ** (પું.) મુગટમાં જડેલો મણિ (૨) સ્ત્રીઓનું માથે ધારણ કરવાનું ઘરેણું
**ચૂડી** (સ્ત્રી.) નાનો ચૂડો, ચૂડલી (૨) ગ્રામોફોનની જૂની ચૂડી ઢબની રેકર્ડ
**ચૂડીદાર** (વિ.) એક પર એક ચૂડીઓ હોય એવાં વળિયાંના ઘાટ સહિત (પાયજામો) (૨) (પું.) તેવો પાયજામો
**ચૂડો** (પું.) સ્ત્રીઓના કાંડાનું એક ઘરેણું, ચૂડલો
**ચૂનવું** (ક્રિ.) વીણવું, ચૂંટવું (૨) પસંદ કરવું
**ચૂનાગચ્ચી(-ચ્છી)** (સ્ત્રી.) ચૂનાના કેલની જમાવટ, ચૂનાનું મજબૂત ચણતર કે તેની બનાવેલી અગાશી-ધાબું
**ચૂની** (સ્ત્રી.) હીરાકણી (૨) સ્ત્રીઓને નાકમાં પહેરવાની નંગવાળી ચૂંક (૩) ચૂનું, અનાજની (મોટે ભાગે કઠોળની) કણકી
**ચૂનો** (પું.) મકાનાદિ ચણવામાં વપરાતો પથ્થર, મરડ વગેરેનો ભૂકો
**ચૂમવું** (ક્રિ.) ચુંબવું, બચ્ચી કરવી
**ચૂમી** (સ્ત્રી.) ચુંબન, બચી
**ચૂર** (પું.) ચૂરો,ભૂકો
**ચૂરણ** (ન.) ભૂકો, ચૂરો (૨) ઔષધિનો ભૂકો
**ચૂરમું** (ન.) ભોજનની એક વાની-છૂટો લાડુ
**ચૂરી** (સ્ત્રી.) ચૂર, ઝીણો ચૂરો (જેમ કે, સોપારીનો)
**ચૂરેચૂરા** (પું.બ.વ,) ભૂકેભૂકા, ભાંગીને ભૂકો થઈ જવું તે
**ચૂરો** (પું.) ભૂકો
**ચૂર્ણ** (વિ.) ચૂરા થયેલું (૨) (ન.) ચૂરણ
**ચૂર્ણિ(-ર્ણી)** (સ્ત્રી.) પાણિનિનાં સૂત્રનું પતંજલિનું મહાભાષ્ય (૨) ચૂરણ, ચૂર્ણ
**ચૂર્ણિ(-ર્ણી)**કા (સ્ત્રી.) કવિતાનો ગદ્યમાં સમજાવેલો સાર
**ચૂલ** (સ્ત્રી.) રસોઈ માટે ખોદેલો મોટો ચૂલો
**ચૂલો** (પું.) રાંધવા, વગેરે માટે બળતણ ગોઠવવા કરાતી જગ્યા કે ગોઠવણ
**ચૂવાચંદન** (ન.) એક જાતની સુખડ
**ચૂવું** (ક્રિ.) ટપકવું, ગળવું, ઝરવું, સ્રવવું, ઝમવું
**ચૂવો** (પું.) ચૂઓ, ઉંદર (૨) પાણી ચૂએ એવું છાપરામાંનું કાણું (૩) લાકડું કે કાચલી બાળતાં ગળતો કે ચૂતો રસ જેમ કે, તેલ ધુપેલનો
**ચૂસણખોર** (વિ.) ચૂસનારું, ગેરલાભ લેનારું, 'ઍક્સ્પ્લોઇટર'
**ચૂસણી** (સ્ત્રી.) ધાવણી (૨) ચૂસી ખાવું તે
**ચૂસવું** (ક્રિ.) મોં વડે રસ ખેંચવો (૨) નિઃસત્ત્વ કરવું (૩) આર્થિક રીતે નિચોવી લેવું
**ચૂંક** (સ્ત્રી.) પેટની આંકડી (૨) નાની ખીલી, રેખ (૩) ચૂની
**ચૂંકાવું** (ક્રિ.) (પેટમાં) ચૂંક આવવી (૨) (લા.) મનમાં ગુપ્ત વાંધો હોવો, ના ગમવું
**ચૂંચાં** (ન.) ચૂં કે ચાં-જરા પણ બોલવું તે, સામે જવાબ આપવો તે (૨) આનાકાની
**ચૂંચું** (ન.) ઉંદરનો અવાજ (૨) તેજથી અંજાઈ જાય તેવી ઝીણી આંખોવાળું, મંદ દૃષ્ટિનું
**ચૂંટણી** (સ્ત્રી.) ચૂંટવું તે, પસંદગી (૨) પ્રતિનિધિને ચૂંટવો તે, 'ઇલેક્શન'
**ચૂંટણીજંગ** (પું.) ચૂંટણીરૂપી જંગ, ચૂંટણી લડાય તે
**ચૂંટણીમંડળ** (ન.) જેઓએ ચૂંટણી કરવાની હોય તેઓનું મંડળ, 'ઇલેક્ટ્રોરલ કૉલેજ'
**ચૂંટલી** (સ્ત્રી.) ચૂંટી
**ચૂંટલો** (પું.) મોટી ચૂંટી
**ચૂંટવું** (ક્રિ.) તોડવું, ટૂંપવું (૨) પસંદ કરવું
**ચૂંટી** (સ્ત્રી.) ચીમટી
**ચૂંથવું** (ક્રિ.) આમતેમ અસ્તવ્યસ્ત કરીને ચોળી નાંખવું, ફેંદવું, ક્રમ કે વ્યવસ્થા વગેરે બગાડી નાંખવાં (૨) છણાવટ કરવી
**ચૂંથાચૂંથ** (સ્ત્રી.) ફરીફરીને ચૂંથવું તે, ફેંદાફેંદ (૨) (લા.) ભાંજઘડ
**ચૂંથારો** (પું.) ચૂંથો, ચૂંથાઈ ગયેલી વસ્તુ (૨) શરીરમાં થતું કળતર (૩) ચૂંથાચૂંથ (૪) ગભરામણ (૫) કૂચો
**ચૂંદડિયાળી** (વિ.સ્ત્રી.) ચૂંદડીવાળી, સુહાસણ, સધવા
**ચૂંદડી** (સ્ત્રી.) એક જાતનું ભાતીગળ રેશમી લૂગડું
**ચૂંવોતેર** (વિ.) ચુંમોતેર, '૭૪'નો આંકડો
**ચેક** (પું.) એક જાતનું ચોકડી ભાતનું કાપડ (૨) બૅંકમાંથી નાણાં ઉપાડવાની ચિઠ્ઠી
**ચૅકડૅમ** (પું.) આડબંધ
**ચૅકપોસ્ટ** (ન.) તપાસનાકું, ચોકી
**ચૅકબુક** (સ્ત્રી.) કોરા ચૅકની ચોપડી
**ચૅકર** (વિ.પું.) તપાસનાર, ચેક કરનાર
**ચેકવું** (ક્રિ.) છેકવું, ચેકવું, લખેલું રદ છે એમ જણાવવાને ઉપર લીટો ખેંચવો (૨) લખેલું કાઢી નાંખવું-ભૂંસી નાંખવું
**ચેકંચેકા,ચેકાચેક** (સ્ત્રી.) ચેરાચેર, છેકાછેક, ખૂબ ચેકવું તે, જ્યાં ત્યાં છેકા-લીટા કરવા તે
**ચેકો** (પું.) છેકો (૨) ચેકવાથી પડેલો લીટો કે ડાઘો
**ચેટક** (ન.) ભૂત, વળગણ (૨) જાદુ (૩) ચાનક, શિક્ષા
**ચેટક** (પું.) દાસ, સેવક (૨) નાયક અને નાયિકા વચ્ચે પ્રેમ કરાવનારો એક પ્રવીણ પુરુષ (નાટક)
**ચેટકી** (પું.) જાદુગર
**ચેટિકા,ચેટી** (સ્ત્રી.) દાસી, ચાકરડી, નોકરડી
**ચેડાં** (ન.બ.વ.) ગાંડાં (૨) અડપલાં, ચાંદવાં
**ચેત** (સ્ત્રી.) ચેતના, જ્ઞાન (૨) હોશ, સૂધ (૩) (ન.) ચિત્ત, ચેતવું એ, સાવધાની
**ચેતન** (વિ.) ચેતનાવાળું, સજીવ (૨) (ન.) ચૈતન્ય, જીવનશક્તિ, પ્રાણ (૩) સૂધ, હોશ
**ચેતનદાયી** (વિ.) ચેતન આપનારું
**ચેતનદેહ** (પું.) સૂક્ષ્મ શરીર
**ચેતનમય** (વિ.) ચેતનથી ભરેલું, ચેતનથી પૂર્ણ
**ચેતનવાદ** (પું.) જીવનનું મૂળ જડ નહિ પણ ચેતન છે એવો વાદ, 'વાઇટૅલિઝમ'
**ચેતનશાસ્ત્ર** (ન.) માનસશાસ્ત્ર, ચિત્તશાસ્ત્ર, 'સાઇકોલૉજી'
**ચેતના** (સ્ત્રી.) ચૈતન્ય, જીવનશક્તિ (૨) સમજશક્તિ
**ચેતના-તંતુ** (પું.) જ્ઞાનતંતુ
**ચેતના-શક્તિ** (સ્ત્રી.) શરીરમાંનું ચૈતન્ય તરફ દોરનારું બળ
**ચેતવણી** (સ્ત્રી.) ચેતવવું તે, અગાઉથી આપેલી ખબર, સૂચના, તાકીદ, સાવચેતી

**ચેતવું** (ક્રિ.) સળગવું (૨) આગ લાગવી (૩) ઈશારતમાં સમજી જવું (૪) સાવધાન થવું, અગાઉથી જાણી જવું

**ચેતસ** (ન.) ચિત્ત

**ચેન** (સ્ત્રી.) સાંકળ, અછોડો

**ચેન** (ન.) ચિહ્ન, લક્ષણ (૨) સુખ, આરામ (૩) ગમ્મત, મોજમજા

**ચેનકાં** (ન.બ.વ.) ચાળા, બહાનાં (૨) ચિહ્ન

**ચેનચાળો** (પું.) લટકાં-મટકાં

**ચેનબાજી** (સ્ત્રી.) સુખચેન, મોજમજા, રંગરાગ, લહેર

**ચેનલ** (સ્ત્રી.) દૂરદર્શનના પ્રસારણ માટે વપરાતો આવર્તનોનો સાંકડો પટ્ટો (૨) દરિયાનો સાંકડો પટ્ટો (૩) ખાડી

**ચેપ** (પું.) પરુ, રસી (૨) સ્પર્શ કરવાથી એકનો રોગ બીજાને લાગવો એ (૩) દબાણ (૪) તંત, દુરાગ્રહ, ચીકણાશ

**ચેપક** (વિ.) ચેપે-અસર કરે એવું

**ચેપનાશક** (વિ.) રોગના ચેપનો નાશ કરનારું (દવા વગેરે)

**ચેપવું** (ક્રિ.) દાબવું, નિચોવવું (૨) ખોસવું, રોપવું (૩) ચેપથી અસર કરવી

**ચેપી** (વિ.) ચેપ લગાડે એવું (૨) ચીકણું, દુરાગ્રહી (૩) કંજૂસ

**ચૅપ્ટર** (ન.) (પુસ્તકનું) પ્રકરણ

**ચૅપ્ટર કેસ** (પું.) ફોજદારી કાયદાના અમુક પ્રકારના ગુનાનો કેસ

**ચૅમ્પિયન** (પું.વિ.) (સ્પર્ધામાં) સૌથી ઉપરનું, સર્વોત્તમ

**ચૅમ્બર** (સ્ત્રી.) ઓરડો. જેમ કે, વકીલ કે જજની ચૅમ્બર, ખાનગી કે ખાસ ઓરડો (૨) મંડળ, બોર્ડ. જેમ કે, 'ચૅમ્બર ઑફ કૉમર્સ'

**ચૅર** (સ્ત્રી.) ખુરશી (૨) (લા.) અધ્યક્ષનું પદ

**ચૅરપર્સન** (ન.) અધ્યક્ષપદે બેસનાર વ્યક્તિ

**ચૅરમૅન** (પું.) (સભા કે સમિતિનો) પ્રમુખ, અધ્યક્ષ

**ચેરવું** (ક્રિ.) છેકવું (૨) ખોતરણી કરવી, ચર્ચા કરવી

**ચૅરિટી** (સ્ત્રી.) દાન, ધર્માદો, સખાવત (૨) કરુણા, ઉદારતા

**ચૅરિટીકમિશનર** (પું.) ધર્માદા ટ્રસ્ટ વગેરે પર દેખરેખ રાખનાર મુખ્ય સરકારી અધિકારી, સખાવત આયુક્ત

**ચેરો** (પું.) છેકો

**ચેલકી** (સ્ત્રી.) છોડી (વહાલમાં) (૨) ચેલી (તિરસ્કારમાં)

**ચેલકો** (પું.) છોકરો, ચેલો

**ચેલી-ચેલો** (સ્ત્રી.પું.) શિષ્યા કે શિષ્ય

**ચેવડો** (પું.) એક ચવાણું

**ચેવવું** (ક્રિ.) શેકવું, ગરમ કરવું (બળતા રૂ કે મીણથી)

**ચેષ્ટક** (વિ.) ચેષ્ટા કરનારું (૨) ટીખળ કરનાર

**ચેષ્ટા** (સ્ત્રી.) હિલચાલ (૨) ચાલચલગત (૩) ટીખળ, ચાળા, 'જૅસ્ચર' (૪) ઠઠ્ઠો, મશ્કરી

**ચેષ્ટાખોર** (વિ.) ચેષ્ટક, ટીખળી, તોફાની

**ચેસ** (પું.) શતરંજ

**ચેહ** (સ્ત્રી.) મડદાની ચિતા

**ચેળ** (સ્ત્રી.) ચળ, ખંજવાળ

**ચેંચેંપેંચેં** (અ.) ખાનગી રીતે, માંહોમાંહે (૨) (સ્ત્રી.ન.) આનાકાની (૩) બબડાટ

**ચૈતન્ય** (ન.) ચેતના, ચેતનપણું (૨) સમજ, જ્ઞાન (૩) આત્મા (૪) પરમાત્મા (૫) બળ, પરાક્રમ (૬) (પું.) પ્રસિદ્ધ બંગાળી વૈષ્ણવ સંત

**ચૈતન્યઘન** (વિ.) જ્ઞાનથી ભરેલું, જ્ઞાનસ્વરૂપ (૨) (પું.) બ્રહ્મ

**ચૈતન્યદાયી** (વિ.) ચેતન કે બળ-પરાક્રમ આપનારું

**ચૈતન્યવાદ** (પું.) જડવાદથી ઊલટો-આત્મા છે એવો-વાદ

**ચૈતર** (પું.) ચૈત્ર માસ

**ચૈતરી** (વિ.) ચૈત્રનું, ચૈત્રથી શરૂ થતું (૨) (લા.) ચૈત્રની પૂનમ

**ચૈતસિક** (વિ.) ચેત (ચેતસ્) કે ચિત્ત સંબંધી

**ચૈત્ય** (ન.) જેમાં સ્તૂપ હોય તેવું બૌદ્ધ મંદિર (૨) જૈન દેરાસર (૩) સર્વ-સામાન્ય દેવાલય (૪) સ્મારકસ્તંભ (૫) હદ બતાવતો પથ્થર

**ચૈત્ર** (પું.) વિક્રમ સંવતનો એક માસ

**ચૈત્રરથ** (પું.) કુબેરનો બાગ

**ચૈત્રી** (વિ.) ચૈત્રનું, ચૈત્રથી શરૂ થતું (૨) (સ્ત્રી.) ચૈત્રની પૂનમ

**ચો** (વિ.) (સમાસની શરૂઆતમાં) 'ચાર' એવું બતાવતો પૂર્વગ. ઉદા. 'ચોતરફ'

**ચોક** (પું.) ઘર વચ્ચેની ચોખંડી ખુલ્લી જગ્યા (૨) આંગણા આગળની ખુલ્લી જગ્યા (૩) વસતી વચ્ચેની ખુલ્લી જગ્યા (૪) બજાર, ગુજરી (૫) પળ, ક્ષણ (૬) ચાર કડીઓની ટૂક (૭) (પાસાની રમત) ચારનો દાવ (૮) સાફ કરેલી ખડી (૯) (વિ.) ચોક્કસ, સ્થિર, વશ

**ચોક,ચોકુ** (વિ.) ચાર ગણું (આંકમાં, જેમ કે, ચાર ચોક ૧૬)

**ચોકટ** (સ્ત્રી.) ગંજીફાનાં પાનની એક ભાત, ચોકડી

**ચોકઠું** (ન.) બારી કે બારણાં બેસાડવા ચાર લાકડાં સાલવીને કરેલો ચોખંડો ઘાટ (૨) એવો કોઈ ચોખંડો ઘાટ, 'ફ્રેમ' (૩) દાંતનું ચોકઠું (૪) (લા.) ઘાટ, યુક્તિ, બાજી (૫) બંધબેસતી વાત થવી

**ચોકડી** (સ્ત્રી.) × આવી આકૃતિ (૨) ઓરડામાં (સામાન્ય રીતે ખૂણામાં) પાણી ઢોળવા કરવામાં આવતું ખાળવાળું કડિયાકામ (૩) ચારની ટોળી, ઉદા. ચંડાળચોકડી (૪) ચાર યુગનો સમુદાય (૫) ગંજીફાની ચોકટ-એક ભાત (૬) ચાર રસ્તા મળતા હોય તેવું સ્થાન

**ચોકડું** (ન.) કાનનું એક ઘરેણું (૨) ગાડા ઉપર માલ ભરવા-મૂકવામાં આવતું લાકડાનું પાંજરું (૩) ઘોડાના મોંમાં રહેતો લગામનો લોઢાનો ભાગ (૪) ચોકડી (×) (તુચ્છકારમાં) (૫) લગામ, અંકુશ, દાબ (૬) રેશમના ભરતની એક તરેહ (૭) ચારનો સમુદાય

**ચોકસ** (વિ.) ચોક્કસ, નક્કી, બરાબર (વસ્તુ) (૨) સાવધાન (૩) ખાતરીદાર (માણસ) (૪) (અ.) નક્કી, અવશ્ય

**ચોકસપણું, ચોકસાઈ** (ન.સ્ત્રી.) ખાતરી (૨) સાવધાની, ખબરદારી

**ચોકસી** (પું.) સોનારૂપાનો કસ કાઢનાર (૨) સોનારૂપાનો ધંધો કરનાર (૩) (સ્ત્રી.) ચોકસપણું (૪) ખાતરી (૫) સાવધાની, ખબરદારી, કાળજી

**ચોકાધર્મ** (પું.) રસોઈના ચોકાના-ખાનપાનાદિના નિયમો વગેરે પાળવા તે કે તેટલામાં મનાતો ધર્મ

**ચોકિયાત** (પું.) ચોકી કરનાર, રખેવાળ

**ચોકિયું** (ન.) ચાર બળદનું ગાડું

**ચોકી** (સ્ત્રી.) રખેવાળને રહેવાનું સ્થાન, 'ગેટ' (૨) રખેવાળી (૩) તપાસ, સંભાળ (૪) (જકાત લેવાનું) નાકું (૫) પહેરો, ચોકી (૬) એક જાતનું ઘરેણું (૭) નાનો બાજઠ, ચારબાજુવાળી રચના

**ચોકીદાર, ચોકીવાળો** (પું.) ચોકિયાત, રખેવાળ

**ચોકીદારી** (સ્ત્રી.) રખવાળી

**ચોકીપહેરો** (પું.) ચોકી અને પહેરો, સખત જાપતો

**ચોકો(-ક્કો)** (પું.) ચારની સંજ્ઞાવાળું ગંજીફાનું પત્તું, ચાર રન (ક્રિકેટ)

**ચોકો** (પું.) ચાર ખૂણાવાળી જગ્યા (૨) રસોઈ કરવા અબોટ કરેલી કે મરનારને સુવાડવા લીપી તૈયાર કરેલી જગ્યા (૩) (લા.) અલગ કે જુદો-નિરાળો વિભાગ કે જગ્યા

**ચોખ** (વિ.) ચોખ્ખું (૨) (સ્ત્રી.) ચોખ્ખાઈ (૩) (લા.) ચોખવટ, નિકાલ

**ચોખચાખ** (સ્ત્રી.) ચોખ્ખાઈ

**ચોખડિ(-લિ)યાત** (વિ.) આભડછેટ વિનાનું

**ચોખડિ(-લિ)યાવેડા** (પું.બ.વ.) આભડછેટ બહુ પાળતા હોઈએ એમ બતાવવું તે

**ચોખવટ** (સ્ત્રી.) ચોખ્ખાઈ, પવિત્રતા (૨) સ્પષ્ટતા (૩) (લા.) નિકાલ, ખુલાસો

**ચોખંડ** (વિ.) ચારખૂણિયું (૨) ચોરસ (૩) ચાર ખંડવાળું (૪) (પું.) ચોખંડી આકૃતિ (૫) ચારે ખંડ (પૃથ્વીના)

**ચોખંડું** (વિ.) ચારખૂણિયું (૨) ચોરસ (૩) ચાર ખંડવાળું

**ચોખા** (પું.બ.વ.) (ડાંગર ભરડીને કઢાતું) એક અનાજ

**ચોખાભાર** (વિ.) એક ચોખાના વજન જેટલું (૨) (લા.) જરાક

**ચોખૂણ(-ણિયું)** (વિ.) ચાર ખૂણાવાળું, ચોરસ

**ચોખૂંટ** (વિ.) ચારે દિશાની મર્યાદામાં આવતું-તમામ (૨) (અ.) ચારે ખૂણાઓમાં-ચારે બાજુ

**ચોખ્ખાઈ** (સ્ત્રી.) સ્વચ્છતા, શુદ્ધતા (૨) પ્રામાણિકતા, નિખાલસતા

**ચોખ્ખાબોલું** (વિ.) ચોખ્ખું બોલનારું, સ્પષ્ટ કહી દેનારું

**ચોખ્ખું** (અ.) સ્વચ્છ (૨) ભેળ વગરનું, બગાડ કે કચરા વિનાનું, ગોટાળા વિનાનું (૩) સાચું, પ્રામાણિક (૪) ખુલ્લું, સ્પષ્ટ (૫) કાપવા જેવું કે બાદ કરવા જેવું બધું જતાં રહેતું ચોખ્ખું, 'નેટ' (જેમ કે, ખર્ચ, નફો વગેરે) (૬) ભૂલચૂક વિનાનું

**ચોખ્ખુંચટ, ચોખ્ખુંચણક** (વિ.) બિલકુલ ચોખ્ખું, તદ્દન સાફ, કસ્તર વિનાનું

**ચોખ્ખુંફૂલ** (વિ.) ફૂલ જેવું-ખૂબ ચોખ્ખું-સાફ

**ચોગઠ** (સ્ત્રી.) ચોરીની આસપાસ બાંધેલી દોરીની ગાંઠ (૨) ચારે છેડે ગંઠાવું તે, લગનની ગાંઠ

**ચોગડો** (પું.) '૪' નો આંકડો

**ચોગમ,ચોગરદમ** (અ.) ચારે દિશામાં,ચોમેર

**ચોગાન** (ન.) ખુલ્લી જગ્યા, મેદાન

**ચોઘડિયાં** (ન.બ.વ.) ચારચાર ઘડીને આંતરે વગાડાતાં નગારાં

**ચોટ** (સ્ત્રી.) આઘાત, પ્રહાર, મુક્કી (૨) દાવ, લાગ (૩) એક જાતનું જાદુ-મારણ, મૂઠ (૪) નિશાન, (તીર, ગોળીનું) (૫) ચોંટવું તે

**ચોટડું,ચોટડૂક,ચોટણ** (વિ.) ચોટી રહે-ખસે નહિ એવું

**ચોટદાર** (વિ.) ચોટવાળું, તાકેડું (૨) અસરકારક

**ચોટલી** (સ્ત્રી.) શિખા (૨) નાળિયેરના ઉપરના રેસા કે મકાઈના દોડા ઉપરનાં કેસરનું ઝૂમખું

**ચોટલો** (પું.) વેણી, અંબોડો (૨) જોડાના આગલા ભાગમાં મોરની ડોક જેવો રખાતો ભાગ

**ચોટવું** (ક્રિ.) ચીકાશને લીધે વળગવું (૨) (લા.) આગ્રહપૂર્વક વળગવું, અડ્ડો જમાવવો (૩) બેસવું (તિરસ્કારમાં) (૪) નુકસાન થવું

**ચોટી** (પું.) ચોટ-નિશાન-તાકનાર (૨) (સ્ત્રી.) ચોટલી (૩) મરણને ત્રીજે દિવસે દિલાસો દેવાની એક વિધિ (૪) પહાડ કે ડુંગરનું શિખર (૫) પક્ષીના માથા પરની કલગી

**ચોટ્ટું** (વિ.) ચોરી કરવાની ટેવવાળું (૨) લુચ્ચું

**ચોડવું** (ક્રિ.) ચોટાડવું (૨) જડવું, બેસાડવું (જેમ કે, ખીલી) (૩) લગાવવું, ઠોકવું (જેમ કે, સોટી), બરોબર લાગે તેવો સચોટ આકરો બોલ કહેવો. જેમ કે, કડક વેણ, ગાળ

**ચોડાઈ,ચોડાણ** (સ્ત્રી.ન.) પહોળાઈ, વિસ્તાર

**ચોડું** (વિ.) પહોળું, વિસ્તૃત (૨) ચાર પડવાળું, ચોવડું

**ચોતરફ** (અ.) ચારે બાજુ, ચોમેર

**ચોતરો** (વિ.) મોટો ઓટલો, ચબૂતરો (૨) પોલીસચોકી, ચાવડી

**ચોતારું** (વિ.) ચાર તારવાળું (૨) (ન.) ચાર તારના વણાટવાળું કાપડ

**ચોતારો** (પું.) ચોતારા વણાટનું કપડું, તંબૂરો

**ચોતાલ,ચોતાળ** (વિ.) ચાર તાલ-ઠોકવાળું (ગાયન) (૨) (પું.) સંગીતમાં ૧૨ માત્રાનો એક તાલ

**ચોત્રીસ** (વિ.) '૩૪' નો આંકડો

**ચોત્રીસા** (પું.બ.વ.) ચોત્રીસ સાથે ૧ થી ૧૦ સુધીની સંખ્યાના ગુણાકારનો ઘડિયો

**ચોથ** (સ્ત્રી.) પખવાડિયાની ચોથી તિથિ (૨) વદ ચોથે કરવાનું એક વ્રત (૩) ચોથાઈ (૪) (ન.) કલ્લાના પખિયારાનો નાનો ભાગ

**ચોથાઈ** (સ્ત્રી.) ચોથો ભાગ (૨) ખંડણી તરીકે આપવાનો મહેસૂલનો ચોથો ભાગ

**ચોથિયું** (વિ.) ચોથે દિવસે આવતું (૨) (ન.) ચોથો ભાગ (૩) નાના બાળકના મરણ પાછળ ચોથે દિવસે કરાતી ક્રિયા કે ભોજન

**ચોથિયો,ચોથિયો તાવ** (પું.) ચોથે દહાડે આવતો તાવ

**ચોથું** (વિ.) ક્રમમાં ત્રીજા પછીનું

**ચોધાર** (વિ.અ.) પુષ્કળ (૨) (વિ.) ચોધારું

**ચોધારી** (સ્ત્રી.) ચાર બાજુવાળી એક સીગ

**ચોધારું** (વિ.) ચાર ધારવાળું (૨) (ન.) ચાર ધારવાળું એક હથિયાર

**ચોપગ,ચોપગું** (વિ.) ચાર પગવાળું (૨) (ન.) જાનવર, પશુ

**ચોપ(-પા)ટ** (સ્ત્રી.) સોગટાંની રમત (૨) તે રમવાનું કપડું કે પાટિયું

**ચોપડ** (વિ.) ચાર પડવાળું (૨) ચોપડવાની વસ્તુ

**ચોપડવું** (ક્રિ.) લગાડવું, લપેડવું (૨) ગાળ દેવી (૩) ખુશામત કરવી

**ચોપડી** (સ્ત્રી.) પુસ્તક, ગ્રંથ (૨) ચાર પડવાળી (રોટલી)

**ચોપડીખોર** (વિ.) ચોપડી ખાનારું, ચોપડીમાં દટાઈ રહેતું

**ચોપડીચુંબક** (વિ.) ચોપડીઓમાં મશગૂલ રહેનાર

**ચોપડું** (વિ.) ચાર પડવાળું (૨) (ન.) ચાર પડવાળી રોટલી (૩) ચીકટું (૪) ચીકણું, લીસું (૫) (લા.) ખુશામતિયું

**ચોપડો** (પું.) હિસાબ લખવાની વહી

**ચોપવું** (ક્રિ.) ખોસવું, રોપવું (૨) ટીપવું (૩) મારવું, ઠોકવું

**ચોપાઈ** (સ્ત્રી.) એક છંદ (૨) ચારપાઈ, ખાટલો

**ચોપાટ** (સ્ત્રી.) સોગટાંની રમત (૨) તે રમવાનું કપડું કે પાટિયું (૩) સરખી સુધારેલી જમીન, ચોગાન (૪) પરસાળ જેવો બેઠકનો ભાગ, ચોપાડ

**ચોપાડ** (સ્ત્રી.) પરસાળ

**ચોપાનિયું** (ન.) બે પાંચ પાનાંનું પતાકડું, 'પૅમ્ફલેટ' (૨) નાનકડું જાહેરનામું

**ચોપાસ** (અ.) ચારે બાજુ, ચારે તરફ
**ચોફેર** (અ.) ચારે બાજુ, ચો-ગમ ફરતે
**ચોબદાર** (પું.) છડીદાર
**ચોબો** (પું.) મથુરા તરફનો બ્રાહ્મણ (૨) ઢોલ વગાડવાનો દંડૂકો (૩) ઢોલ ઉપર પડેલો દંડૂકાનો સોળ (૪) ચપકો, ડામ (૫) છૂંદણું
**ચોમાસુ** (વિ.) ચોમાસામાં થતું, ચાર મહિનાને લગતું
**ચોમાસું** (ન.) વરસાદના ચાર મહિના, વર્ષાઋતુ
**ચોમુખ(-ખું)** (વિ.) ચાર મોં બારણાં કે બાજુઓવાળું
**ચોમેર** (અ.) ચારે તરફ, ચારે બાજુ, ચોગમ
**ચોર** (પું.) ચોરી કરનાર માણસ
**ચોર-આંક** (પું.) માલ ઉપર લખેલો મૂળ કિંમતનો છૂપો આંકડો
**ચોરકડી** (સ્ત્રી.) છૂપી કડી-નાનો આંકડો
**ચોરખલી** (સ્ત્રી.) ઉપરથી દેખાય નહિ તેવો છૂપો ખાડો (પ્રાણીઓને ફસાવવાનો)
**ચોરખંડ,ચોરખાનું** (પું.ન.) (કબાટ, પેટી વગેરેનું) છૂપું ખાનું, સંચ
**ચોરખીલી** (સ્ત્રી.) છૂપી ખીલી-ચૂંક, બારણું વાસવાની છૂપી કળ, ચોર-આગળી
**ચોરણી** (સ્ત્રી.) લેંઘી, સૂંથણી, પાયજામો, સુરવાલ
**ચોરણો** (પું.) સાથળ આગળ ખૂલતો હોય એવો લેંઘો (૨) મોટી ચોરણી
**ચોરદાનત,ચોરદૃષ્ટિ,ચોરનજર** (સ્ત્રી.) ચોર જેવી ઝીણી છૂપી નજર (૨) (લા.) ખોટી દાનત, અપ્રમાણિકતા
**ચોરપગલે** (અ.) છાનીમાની રીતે, ચોરીછૂપીથી
**ચોરબજાર** (પું.સ્ત્રી.ન.) જ્યાં ચોરીનો માલ વેચાતો હોય તેવું બજાર
**ચોરબાતમી** (સ્ત્રી.) છૂપી-જાસૂસ દ્વારા મળેલી બાતમી
**ચોરવિદ્યા** (સ્ત્રી.) ચોરી કરવાની વિદ્યા
**ચોરવું** (ક્રિ.) પારકાનું છૂપી રીતે લઈ જવું (૨) પૂરેપૂરું કામ ન દેવું, કસર રાખવી (જેમ કે, હાથ પગ કે મન યા કામ ચોરવું)
**ચોરસ** (પું.) ચારે સરખી બાજુ ને સરખા ખૂણાની ચતુષ્કોણ આકૃતિ (૨) (વિ.) તેવા આકારનું, 'સ્કવૅર'
**ચોરસી** (સ્ત્રી.) ચોરસ આકારની તખતી (૨) સુતારનું એક ઓજાર (૩) સ્ત્રીઓની કોટનું ઘરેણું-ચોકી (૪) ચોખંડું છજું
**ચોરાઉ** (વિ.) ચોરાયેલું
**ચોરાચોર(-રી)** (સ્ત્રી.) ચોરંચોરા, વારંવાર જ્યાંત્યાં ચોરવું તે (૨) માંહો-માંહે અરસપરસ ચોરી થયા કરવી તે
**ચોરાસી(-શી)** (વિ.) '૮૪' નો આંકડો (૨) (સ્ત્રી.) બ્રાહ્મણોની ચોરાશી-બધી નાતોનું જમણ (૨) લક્ષ ચોરાસી જન્મના ફેરા, વારંવાર જનમવાનું દુઃખ (૪) ચોરાસી ગામોનો ગોળ કે સમૂહ
**ચોરિયાટું** (વિ.) ચોરીચપાટી કરે એવું, ચોરટું, ચોટ્ટું
**ચોરિયું** (વિ.) લૂંટનારું (વહાણોને), ચોરીને લગતું
**ચોરિયો** (પું.) ચાંચિયો
**ચોરી** (સ્ત્રી.) ચોરવું અથવા ચોરાવું તે (૨) ચોરનો ધંધો
**ચોરી** (સ્ત્રી.) માહ્યરું, વરકન્યા પરણવા બેસે છે તે મંડપ
**ચોરીચપાટી** (સ્ત્રી.) ચોરવું-છીનવી લેવું તે (૨) કોઈ જાતની ચોરી અથવા ગુનો
**ચોરીછૂપી** (સ્ત્રી.) ચોરી કે ગુપ્તતા
**ચોરીફેરો** (પું.બ.વ.) ચોરીમાં-લગ્નવિધિમાં વરકન્યાને ફેરવાતા ફેરા
**ચોરો** (પું.) ગામમાં સહુને બેસવાની જાહેર જગા (૨) ગામના તલાટીની કચેરી (૩) પોલીસથાણું 'ગેટ' (૪) મોટો ઓટલો
**ચોવટ** (પું.ન.) ચકલું, બજાર, ખુલ્લી જગા (૨) પંથનો નિર્ણય - ચુકાદો (૩) (અ.) ચોતરફ, બધી બાજુએ (૪) (સ્ત્રી.) પંચાત-(લાંબી દોઢડાહી) ચોળાચોળ
**ચોવડું** (વિ.) ચાર પડવાળું (૨) ચાર ગણું
**ચોવાટ(-ટે)** (અ.) ચોતરફ, બધી બાજુએ
**ચોવાડ** (વિ.) ચારે બાજુએ વાડવાળું (૨) (પું.ન.) તેવું ખેતર (૩) (પું.) ચોરાશીનું જમણ
**ચોવાડો** (પું.) ઢોર-બકરાં ચરતાં હોય તે સ્થળ
**ચોવિહાર** (સ્ત્રી.) સૂર્યાસ્ત પછી નહિ જમવાનું વ્રત (જૈન)
**ચોવીસ** (વિ.) '૨૪'નો આંકડો
**ચોવીસા** (પું.બ.વ.) ચોવીસના આંક, તેનો ઘડિયો
**ચોવું** (ક્રિ.) ઘોંચવું, ખોસવું
**ચોસઠ** (વિ.) '૬૪'નો આંકડો
**ચોસર** (વિ.) ચોસેરું (૨) (સ્ત્રી.) ચાર દોરીવાળો, ચાર સેરવાળું ગળચવો (૩) ચાર સેરનું ભરત-ગૂંથણ (૪) સોગટાં વડે રમાતી એક બાજી (૫) ચારની જોડ (બળદની)
**ચોસલું** (ન.) સમચોરસ, ગચિયું, દડબું
**ચોસિયું** (ન.) સોળ મણ (૩૨૦ કિલો) નું વજન
**ચોળ** (સ્ત્રી.) ચોળવાની ક્રિયા (૨) (વિ.) 'રાતું' અને 'લાલ' સાથે 'ખૂબ' એ અર્થમાં
**ચોળવું** (ક્રિ.) મસળવું (૨) (લા.) ચૂંથવું, બગાડવું
**ચોળા** (પું.બ.વ.) એક કઠોળ
**ચોળાઈ** (સ્ત્રી.) ચોળવા-મસળવાની ક્રિયા (૨) એક ભાજી
**ચોળાફલી,ચોળી** (સ્ત્રી.) ચોળાની સીગ
**ચોળાચોળ** (સ્ત્રી.) વારંવાર ચોળવું-ચૂંથવું તે, ચોળંચોળા
**ચોળાફળી** (સ્ત્રી.) એક ફરસાણ
**ચોળિયા** (પું.બ.વ.) ગળાના કાકડા (૨) એ ફૂલવાથી થતું દર્દ
**ચોળિયું** (ન.) સૌરાષ્ટ્રી સ્ત્રીઓમાં વપરાતું લાલ કપડું (૨) એક જાતના કાંકરા
**ચોળી** (સ્ત્રી.) સ્ત્રીઓનો ટૂંકી બાંયનો કબજો (૨) ચોળાફળી (૩) નાની જાતના ચોળા (૪) એક કઠોળ
**ચોળીમાર્ગ** (પું.) કાંચળિયો પંથ, વામમાર્ગ
**ચોળું** (વિ.) ચબાવલું
**ચોળો** (પું.) પ્રવાહીમાં ચોળીને કે ઉકાળીને બનાવેલું પેય (૨) વિચારોની ઘડભાંગ (૩) અંગરખાનો કોઠો (૪) સાધુ-ફકીરો ખૂલતો પહેરે છે એવો ઝબ્બો
**ચોંકવું** (ક્રિ.) ભડકવું, ચમકવું, નવાઈ પામવું
**ચોંટવું** (ક્રિ.) વળગવું
**ચોંટિયો,ચોંટી** (સ્ત્રી.પું.) ચૂંટી, ચીમટી, ચોંટકો
**ચોંપ** (સ્ત્રી.) ચોપ, ખંત, ચીવટ
**ચૌટું** (ન.) બજાર, ચોક
**ચૌડ(-લ)કર્મ** (ન.) ચૂડાકર્મ, સોળ સંસ્કારમાંનો એક મૂંડણ-વાળ ઉતારવા તે
**ચૌદ** (વિ.) '૧૪'નો આંકડો

**ચૌદભ(-ભુ)વન** (પું.) સમગ્ર બ્રહ્માંડ, આખું વિશ્વ (૨) ચૌદ બ્રહ્માંડ
**ચૌદમું** (વિ.) ક્રમમાં ૧૩ પછી આવે એવું (૨) (ન.) માણસના મરણને ચૌદમે દિવસે કરાતો જમણવાર
**ચૌદમું રત્ન,ચૌદમું રતન** (ન.) અમૃત (૨) (લા.) માર, દંડ
**ચૌદ રત્ન** (ન.બ.વ.) સમુદ્ર-મંથનમાંથી નીકળેલાં ચૌદ રત્ન
**ચૌદશિયો** (પું.) વિદનસંતોષી માણસ, પંચાતિયો, ખટપટિયો
**ચ્યવન** (પું.) એક ઋષિ (૨) પતન, ભ્રષ્ટતા (૩) એક સ્થાનમાંથી બીજા સ્થાનમાં જવું તે, ખસી પડવું તે
**ચ્યવવું** (ક્રિ.) પડવું, ખસી પડવું, સ્થાનભ્રષ્ટ થવું
**ચ્યવનપ્રાશ** (પું.) એક પૌષ્ટિક ચાટણ
**ચ્યુત** (વિ.) ખસી પડેલું, ભ્રષ્ટ થયેલું
**ચ્યુતિ** (સ્ત્રી.) પતન (૨) ખામી (૩) સ્ખલન, ભૂલ, દોષ

## છ

છ (પું.) તાલુસ્થાની બીજો વ્યંજન
છ (અ.) 'છિ', 'છટ' એવો તિરસ્કારવાચક ઉદ્ગાર
છ (વિ.) '૬'નો આંકડો
**છક** (અ.) દિગ્મૂઢ, ચકિત
**છકડિયો** (પું.) દોઢિયો દુહો
**છકડું** (ન.) છનો જથો, ગાડું, બાજરાની પૂરી-ચાનકી
**છકડો** (પું.) ગાડું (૨) ખટારો (૩) છનો જથો (૪) ચારથી વધુ માણસ બેસી શકે તેવું વાહન
**છકવું** (ક્રિ.) બહેકી જવું, વંઠી જવું (૨) નશામાં ચકચૂર
**છકેલ** (વિ.) છકી ગયેલું
**છક્કડ** (સ્ત્રી.) તમાચ, થપ્પડ (૨) ભૂલથાપ
**છક્કો** (પું.) છ ચિહ્નવાળું ગંજીફાનું પત્તું (૨) છ દાણાવાળો પાસો (૩) ક્રિકેટમાં છ રન મળે એવો ફટકો (૪) (લા.) હીજડો
**છક્કોપંજો** (પું.) સટ્ટાનો ખેલ કે ગંજીફાની એક રમત (૨) જુગાર (૩) (લા.) દાવપેચ, દગલબાજી
**છગડો** (પું.) '૬'નો આંકડો
**છચોક** (અ.) છડે ચોક, ખુલ્લી રીતે, જાહેરમાં
**છછું(-છૂં)દર(-રું)** (ન.) ઉંદરના જેવું એક પ્રાણી (૨) એક જાતનું દારૂખાનું (૩) (વિ.) અડપલાંખોર, તોફાની (૪) ઘુસણખોર સ્વભાવનું
**છજું** (ન.) ઝરૂખો, ગૅલેરી
**છટ** (અ.) ધુત્કારસૂચક ઉદ્ગાર, છીટ
**છટ** (સ્ત્રી.) ગંધ
**છટકણું** (વિ.) છટકી જાય એવું
**છટકબારી(-રું)** (સ્ત્રી.ન.) જેમાંથી છટકી જવાય એવી બારી, યુક્તિ કે કરામત (૨) નાસી છૂટવાનું નાનું બારણું (૩) ગૂંચમાંથી ઉકેલ કાઢવાનો ઉપાય
**છટકવું** (ક્રિ.) એકદમ છૂટવું-ખસવું (૨) નાસી જવું, સટકવું
**છટકિયું** (ન.) ઠંડક માટે રાખવામાં આવતો ભીનો રૂમાલ (૨) ઉંદર પકડવાનું પાંજરું
**છટકું** (ન.) દાવપેચ, જાળ, પ્રપંચ, કાવતરું
**છટકેલ** (વિ.) વંઠી ગયેલું, વ્યભિચારી
**છટણી** (સ્ત્રી.) કાપકૂપ, 'રિટ્રેન્ચમૅન્ટ' (૨) (લા.) કર્મચારીઓ અથવા કામદારોને ઘટાડવાની ક્રિયા
**છટા** (સ્ત્રી.) શોભા, કાંતિ (૨) રીત, ખૂબી (૩) પ્રભાવશાળી ઢબછબ (૪) વાક્ચાતુરી
**છટાદાર** (વિ.) છટાવાળું
**છટાંક** (ન.) નવટાંક (આશરે પચાસ ગ્રામ)
**છઠ** (સ્ત્રી.) પખવાડિયાની છઠ્ઠી તિથિ (૨) (પું.) એકસાથે ચાર ટંક-બે દિવસ ન ખાવાનું વ્રત (જૈન)
**છઠ્ઠી** (સ્ત્રી.) બાળકના જન્મ પછીનો છઠ્ઠો દિવસ (૨) તે દિવસે કરવામાં આવતી ક્રિયા (૩) દૈવ, વિધાતા (૪) છઠની તિથિ
**છઠ્ઠું** (વિ.) ક્રમમાં પાંચ પછીનું
**છડ** (પું.) લાંબો બરુ (૨) ભાલાનો દાંડો (૩) વાંસ (૪) ઝાડની છાલ (૫) તાણ, પ્રવાહનું જોર
**છડવું** (ક્રિ.) ખાંડીને છોડાં જુદાં કરવાં (૨) મારવું, ઠોકવું (૩) છોડવું, છાંડવું (૪) છેતરી કે ચોરી લેવું
**છડા** (પું.બ.વ.) (સ્ત્રી કે બાળકનું) પગનું એક ઘરેણું
**છડા** (પું.બ.વ.) (કંકુના) થાપા મારવા તે
**છડાગાંઠણ(-ણું),છડાબંધન,છડાબાંધણ(-ણું)** (ન.) વરકન્યાના છેડા ગાંઠવાનું વસ્ત્ર
**છડાણ** (ન.) છડતાં નીકળેલો ભૂકો, કુશકી
**છડામણ** (સ્ત્રી.) છડવાનું મહેનતાણું (૨) છડાણ
**છડી** (સ્ત્રી.) સીધી પાતળી સોટી (૨) રાજચિહ્ન તરીકે રાજા આગળ રખાતો દંડ (૩) ગુલછડીનું ફૂલ (૪) સળી ઉપર ફૂલ બાંધી કરેલો ગોટો, કલગી
**છડીદાર** (વિ.) છડી ઝાલનાર (૨) (પું.) નેકી પોકારનાર, ચોબદાર
**છડીસવારી** (સ્ત્રી.) છડા-સાથ કે રસાલા વગર-એકલા જવું તે
**છડું,છડેછડું** (વિ.) એકલું, સાથ વિનાનું (૨) કુંવારું (૩) છોકરાંછૈયાં વિનાનું
**છડેચોક** (અ.) ખુલ્લી રીતે, જાહેરમાં, છચોક
**છડો** (પું.) 'છડા'નું એ.વ. (સ્ત્રી કે બાળકનું) પગનું એક ઘરેણું (૨) મોતીનો કંઠો (૩) છંટકાવ
**છણકછ(-ભ)ણક** (અ.) છણછણ અવાજ કરવો, ઝણકવું, રણકવું (૨) છણકો કરવો, ગુસ્સામાં બોલવું, તરછોડવું (૩) સૂપડા વડે ઝાટકવું
**છણકારો** (પું.) ઝણઝણ અવાજ (૨) છણકો, તોર
**છણકો** (પું.) ગરમ તેલમાં પાણીનો છાંટો પડવાથી થતો અવાજ (૨) ગુસ્સાનો બોલ, ગુસ્સો (૩) તુચ્છકાર, તરછોડ
**છણકોછાકોટો** (પું.) છણકો, ગુસ્સાનો બોલ (૨) તરછોડવું તે
**છણછણવું** (ક્રિ.) છણછણ અવાજ કરવો (૨) ગણગણવું (૩) ઊકળવું (પાણી) (૪) ગુસ્સે થવું
**છણછણાટ** (પું.) ખણખણાટ (૨) મિજાજ, ગુસ્સો
**છણવું** (ક્રિ.) બારીક કપડાથી ચાળવું કે ગાળવું (૨) બારીક તપાસ કરવી (૩) ખણવું, નખથી વલૂરવું (૪) દબાઈ ગયેલી વાતને ફરી ઉખેળવી-છેડવી
**છણાવટ** (સ્ત્રી.) છણવું તે, બારીક તપાસ, ખુલાસો, સ્પષ્ટીકરણ
**છત** (સ્ત્રી.) હોવાપણું, હસ્તી (૨) પુષ્કળપણું, ભરતી (૩) સત્ત્વ, હીર (૪) ઓરડા કે મકાનના છાપરાનો અંદરનો ભાગ-સીલિંગ, ચંદરવો, વિતાન (૫) ધાબું, અગાશી (૬) (પું.) ક્ષત, ઘા

**છતરાયું** (વિ.) છતું, ખુલ્લું
**છતાં** (અ.) તોપણ
**છતાંય** (અ.) છતાં પણ
**છતું** (વિ.) જીવતું, વિદ્યમાન (૨) ચત્તું, સવળું (૩) સીધું, પાંસરું (૪) ઉઘાડું, જાહેર
**છત્ર** (ન.) મોટી ભારે છત્રી (૨) રાજચિહ્ન તરીકે વપરાતી છત્રી (૩) રક્ષણ કરનાર, પાલક (૪) ફૂલ બેસવાની એક રીત, જેમાં બધાં ફૂલ એક સપાટીએ હોય છે, 'અંબેલ'
**છત્રધર,છત્રધારી** (પું.) માથે છત્રવાળો, રાજા
**છત્રપતિ** (પું.) રાજા, સમ્રાટ
**છત્રપલંગ** (પું.) (મચ્છરદાનીની) છત્રીવાળો પલંગ-છપ્પરપલંગ
**છત્રપ્રબંધ-બંધ** (પું.) છત્રના આકારમાં વંચાય એવી કાવ્યરચના
**છત્રભંગ** (પું.) રાજ્ય ખોવું તે (૨) પરતંત્રતા (૩) વિધવાપણું
**છત્રી** (સ્ત્રી.) તાપ કે વરસાદથી બચવા માથે ઓઢવાનું એક સાધન (૨) ગાડી, પલંગ વગેરે પર રહેતી છત, ઓઢવાનું એક સાધન (૩) મહાન પુરુષના અગ્નિદાહ કે દફનની જગ્યા પર કરાતું છત્રી ઘાટનું બાંધકામ (૪) વિમાનમાંથી અધ્ધર ઊતરવા માટેની છત્રી જેવી રચના 'પૅરેશૂટ'
**છત્રીશ(-સ)** (વિ.) '૩૬' નો આંકડો
**છત્રીશી(-સી)** (સ્ત્રી.) ૩૬નો સમૂહ
**છદ્મ** (ન.) છળકપટ (૨) બનાવટ, ઢોંગ, બહાનું
**છદ્મવેશ** (સ્ત્રી.) છેતરે એવો બનાવટી બીજો વેશ
**છદ્મવેશી** (વિ.) છદ્મવેશવાળું, બનાવટી વેશવાળું
**છનાછની** (સ્ત્રી.) ઉપરાઉપરી છન છન અવાજ થયા કરવો તે (૩) (લા.) પૈસાની રેલંછેલ
**છપાઈ** (સ્ત્રી.) છાપવાનું મહેનતાણું (૨) છાપ, છાપણી
**છપાણ** (ન.) છપાવું તે, છાપવાની ક્રિયા કે રીત
**છપાનિયું** (ન.) છ પાનાનું પતાકડું, ચોપાનિયું
**છપામણ(-ણી)** (ન.સ્ત્રી.) છપાઈ કે તેનું મહેનતાણું
**છપાવું** (ક્રિ.) છાપવાની ક્રિયા થવી (૨) (પતંગનું) એકદમ નીચે પડવું
**છપ્પન** (વિ.) '૫૬'નો આંકડો (૨) ઘણું, અનેક, બહુ, બધું (૩) (લા.) પહોંચેલ, ચતુર, હોશિયાર
**છપ્પર** (ન.) છાપરું
**છબરડો** (પું.) ગોટાળો, અવ્યવસ્થા, કામ કે ફળને નામે મીંડું
**છબિ(-બી)** (સ્ત્રી.) તસવીર (૨) કાંતિ, સૌંદર્ય (૩) ચહેરો, સૂરત
**છમકલું** (ન.) અટકચાળું, ચાંદવું (૨) નાનકડું તોફાન
**છમકવું** (ક્રિ.) છમક-છમક થવું તે (૨) ઠમકો કરીને ચાલવું
**છમકાટ(-ર)** (પું.) છમકવું તે
**છમકાવવું** (ક્રિ.) ધમકાવવું
**છમછમાટ** (પું.) 'છમછમ' અવાજ (૨) (લા.) તોર, મદ
**છમછમિયાં** (ન.બ.વ.) કાંસીજોડાં (૨) ઝાંઝરિયાં
**છમાસિક** (વિ.) છ મહિને થતું કે બહાર પડતું (જેમ કે, પરીક્ષા કે પત્ર)
**છર** (પું.) તોર, મદ (૨) મસ્તી, તાન (૩) અસ્ત્રો (૪) (સ્ત્રી.) બરુની સોટી
**છરકવું** (ક્રિ.) છરર કરતું સહેજ સ્પર્શીને સરકવું કે જવું
**છરકતું,છરતું** (વિ.) આડું, ઢળતું (૨) કતરાતું
**છરાયું(-યેલું)** (વિ.) માતેલું, ફાટેલું
**છરી** (સ્ત્રી.) કાપવાનું નાનું સાધન, પાળી, કાતું
**છરો** (પું.) મોટી છરી (૨) સીધો જમૈયો (૩) બંદૂકના બાર કરવામાં ઊડે એવા ખીલા, કાંકરા વગેરે (૪) બોલ-બેરિંગમાં વપરાતી ગોળી
**છલ(-ળ)** (પું.ન.) છળ, છેતરપિંડી, કપટ (૨) ખોટો વેશ (૩) બહાનું
**છલકાવું** (ક્રિ.) (હાલવાથી) પ્રવાહ પદાર્થનું ઊછળીને બહાર પડવું કે ઊભરાવું (જેમ કે, વરસાદથી તળાવ છલકાઈ ગયાં) (૨) અભિમાનથી ફુલાવું
**છલતી** (સ્ત્રી.) છલકાતા પાણી માટેનો માર્ગ, 'સ્પિલ-વે'
**છલન(-ના)** (સ્ત્રી.) છળવું-છેતરવું તે
**છલવું** (ક્રિ.) છેતરવું, ઠગવું (૨) બીકથી ચમકવું, હબકવું
**છલંગ,છલાંગ** (સ્ત્રી.) ઠેકડો, ફલંગ, કૂદકો
**છલા(-લો)છલ** (અ.) છલકાય તેમ-છેક સુધી (ભરેલું), બે કાંઠે ઊભરાઈ જવાનું થાય એમ, છલકાવાનું થાય એમ, બે કાંઠે પૂર્ણ, ભરપૂર
**છલિ(-ળિ)ત** (વિ.) છેતરાયેલું (૨) છળેલું, ચમકેલું
**છવાવું** (ક્રિ.) ઢંકાવું, ઘેરાવું (૨) ફેલાવું
**છવી(-વ્વી)સ(-શ)** (વિ.) '૨૬'નો આંકડો
**છળ** (પું.ન.) છેતરપિંડી, કપટ (૨) ખોટો વેશ (૩) બહાનું
**છળકપટ** (ન.) પ્રપંચ, દગોફટકો
**છળપ્રપંચ** (પું.) દગોફટકો, છળકપટ
**છળવું** (ક્રિ.) છેતરવું, ઠગવું (૨) બીકથી ચમકવું, હબકવું
**છંછેડવું** (ક્રિ.) ચીડવવું, સળી કરવી, ઉશ્કેરવું
**છંટકાવ** (પું.) છાંટવું, છંટાવું તે
**છંટકાવસિંચાઈ** (સ્ત્રી.) પાણી છાંટીને થતી સિંચાઈ
**છંટાવું** (ક્રિ.) છાંટા ઊડવા, છાંટાથી ભીજાવું (૨) ગાભણું થવું
**છંદ** (પું.) અક્ષર કે માત્રાના મેળ-નિયમથી બનેલી કવિતા, વૃત્ત (૨) લત, વ્યસન (૩) અમુક જાતની ચૂડીઓ
**છંદ(-દો)બદ્ધ** (વિ.) છંદ પ્રયોજી પદ્યરૂપે ગોઠવેલું-બનાવેલું
**છંદ(-દો)ભંગ** (પું.) છંદ-વૃત્તનો ભંગ
**છંદ(-દઃ)શાસ્ત્ર** (ન.) વેદનાં છ અંગોમાંનું એક (૨) પિંગળ
**છંદી,છંદીલું** (વિ.) મોજી, શોખીન (૨) અમુક લતવાળું, વ્યસની
**છાક** (પું.) નશો, કેફ (૨) તોર, મિજાજ (૩) (સ્ત્રી.) દુર્ગંધ (૪) બપોરનું ભાથું
**છાકટાઈ,છાકટાપણું,છાકટું** (સ્ત્રી.ન.વિ.) દારૂ પીને ભાન ભૂલેલું
**છાકમછોળ** (અ.) છોળો પર છોળો વાગે એમ (૨) (સ્ત્રી.) પુષ્કળતા
**છાકવું** (ક્રિ.) છલકાઈ જવું-ફુલાઈ જવું (૨) બહેકી જવું-વંઠી જવું
**છાકો,છાકોટો** (પું.) ભારે છાકભર્યો છણકો-તિરસ્કાર, છાંછિયું (૨) ગર્વ, રોફ
**છાજ** (ન.) છાપરામાં ઘાસ, પાટિયાં કે વાંસ વગેરેનું કરાતું આચ્છાદન કે તે વસ્તુઓ (૨) અભરાઈ
**છાજલી** (સ્ત્રી.) છજા પરની નાની અગાસી (૨) નાનું છજું (૩) અભરાઈ
**છાજવું** (ક્રિ.) છાજથી ઢાંકવું, છાવું (૨) છવાઈ રહેવું (૩) લાયક હોવું (૪) સારું દેખાવું, શોભવું (૫) ઘણો વખત નભવું, ટકવું
**છાજિયું** (ન.) શોકના આવેશમાં છાતી કૂટવી તે

**છાટ** (સ્ત્રી.) ટાંકાની અંદરની છત (૨) પથ્થરનો લાંબો પહોળો કકડો
**છાણ** (ન.) ગાયભેંસનો મળ, ગોબર
**છાણિયું** (વિ.) છાણ જેવું, પોચું, દમ વગરનું (૨) છાણ ખાઈને રહેનારું (૩) (ન.) છાણમાટીનું બનાવેલું ટોપલું
**છાત** (ન.) છત્ર, છત્રી
**છાતી** (સ્ત્રી.) શરીરનો પેટથી ઉપરનો પહોળો ભાગ (૨) (લા.) હૈયું, દિલ (૩) હિંમત (૪) સ્તન
**છાતીપૂર** (વિ.) છાતી સુધી આવે એટલું
**છાતીફાટ** (અ.) છાતી ફાટી જાય એમ, ખૂબ લાગણીથી
**છાતીભેર** (અ.) હિંમતથી (૨) (ઊંચું ચડતાં) છાતી ભરાઈ આવે-દમ ચડે તેમ
**છાત્ર** (પું.) વિદ્યાર્થી
**છાત્રપતિ** (પું.) ગૃહપતિ
**છાત્રવૃત્તિ** (સ્ત્રી.) શિષ્યવૃત્તિ, શિષ્યને તેના ખર્ચ પેટે મળતી (નાણાંની) મદદ
**છાત્રા** (સ્ત્રી.) વિદ્યાર્થિની
**છાત્રાલય** (ન.) છાત્રોને રહેવાનું સ્થળ, 'બૉર્ડિંગ', 'હૉસ્ટેલ'
**છાદન** (ન.) ઢાંકવું કે ઓઢવું તે કે તે ઓઢવાની વસ્તુ
**છાનગપતિયાં** (ન.બ.વ.) છાની વાતો
**છાનું** (વિ.) ગુપ્ત (૨) મૂંગું
**છાનુંછપતું(-નું)** (વિ.) છૂપું, કોઈ જાણે નહિ તેવું, ગુપ્ત
**છાનુંમાનું** (વિ.) છાનુંછપતું (૨) ગુપચુપ
**છાપ** (સ્ત્રી.) એક વસ્તુ બીજા પર દબાવાથી તેની આકૃતિ પડે તે (૨) આકૃતિ પાડવાનો સિક્કો (૩) પતંગની ગોથ (૪) મન ઉપર થયેલી અસર-બંધાયેલો અભિપ્રાય (૫) શેહ, દાબ, પ્રભાવ (૬) છાપવાની સફાઈ
**છાપકામ** (ન.) છાપવાનું કે તેને લગતું કામ (૨) છાપવાની રીત, છપાઈ
**છાપખાનું** (ન.) છપાણ થતું હોય તે સ્થળ, મુદ્રણાલય
**છાપગર** (પું.) છીપો
**છાપજં(-યં)ત્ર** (પું.) છાપવાનું યંત્ર
**છાપટ** (સ્ત્રી.) પાણીની છાલક, છોળ (૨) થાપટ, લપડાક
**છાપણી** (સ્ત્રી.) છાપવાની રીત કે તેની સફાઈ, છાપ
**છાપભૂલ** (સ્ત્રી.) છાપવામાં થયેલી ભૂલ
**છાપરિયું** (વિ.) છાપરાનું, છાપરાને લગતું
**છાપરી** (સ્ત્રી.) નાનું છાપરું (૨) ઝૂંપડી
**છાપરું** (ન.) મકાન પર કરેલું ઢાંકણ (૨) છાજ (૩) ઝૂંપડું
**છાપવું** (ક્રિ.) બીબા વડે છાપ-આકૃતિ પાડવી
**છાપું** (ન.) વર્તમાનપત્ર (૨) બીબું, મુદ્રા કે સિક્કો (૩) (સ્ત્રી.) છછુંદર, ચામાચીડિયું
**છાપેલ કાટલું** (ન.) પહોંચેલ, ખંધા તરીકે પંકાયેલો માણસ
**છાપો** (પું.) ઓચિંતો હુમલો (૨) છાપ વડે કરેલું ચિહ્ન (૩) લાગો, વેરો (૪) બધાં છાપાં, 'ધિ પ્રેસ'
**છાબ,છાબડી,છાબડું** (સ્ત્રી.ન.) નાની છાબ, વાંસની છીછરી ટોપલી
**છાય(-યે)લ** (ન.) સધવા વિધવા બેઉ પહેરી શકે તેવી છાપેલી ધોળી સાડી, છીદરી
**છાયા** (સ્ત્રી.) પડછાયો (૨) આશ્રય, ઓથ (૩) અસર, છાપ, 'ટોન', 'ઇમેજ' (૪) છાંયો, છાંયડો
**છાયાકાવ્ય** (ન.) બીજા કાવ્યની છાયાવાળું કાવ્ય
**છાયાચિત્ર** (ન.) કેવળ છાયા-ઓળારૂપે આલેખાયેલું ચિત્ર
**છાયાજોશી(-ષી)** (પું.) વ્યકિતની છાયા માપી તે પરથી ભવિષ્ય વાંચનાર જોશી
**છાયાનુવાદ** (પું.) મૂળની છાયા ઉતારતો અનુવાદ, ભાવાનુવાદ
**છાયામાન** (ન.) છાયાનું માપ (૨) ચંદ્ર
**છાયાયંત્ર** (ન.) છાયા ઉપરથી વખત જાણવાનું યંત્ર, 'સન-ડાયલ'
**છાયો** (પું.) છાંયો, પડછાયો, ઓળો
**છાર** (પું.સ્ત્રી.) ઈંટવાડાનો ભૂકો (૨) ફૂગ (૩) ધૂળ (૪) રાખોડી (૫) છારી (૬) (પું.) મત્સર, અભિમાન, છાક
**છારવું** (ક્રિ.) બાળીને ખાક કરવું (૨) છારું દબાવવું (૩) માંડી વાળવું, છાવરવું (૪) છમકારવું
**છારી** (સ્ત્રી.) વસ્તુ પર બાઝતો (મેલ કે ક્ષારનો) આછો થર
**છારું** (ન.) ઈંટો, માટી કે ચૂનાવાળો ભૂકો
**છાલ** (પું.) કેડો, પીછો
**છાલ** (સ્ત્રી.) ત્વચા (ઝાડની કે ફળની)
**છાલક** (સ્ત્રી.) છલકાઈને પ્રવાહી ઊછળવું કે ફેંકાવું તે, (પાણીની) છોળ
**છાલકું** (વિ.) છાછરું, ઊતળું (૨) આછકલું, પાજી, હલકું (૩) ગધેડા ઉપર નાખવાની બે પાસિયાંવાળી ગૂણ (૪) ચાર મણ (એંસી કિલો)નું વજન
**છાલાં** (ન.બ.વ.) ફોતરાં, છોડાં (૨) ચામડી પરનાં ભીંગડાં
**છાલિયું** (ન.) પહોળા મોંની વાડકી, છાલું
**છાલી** (સ્ત્રી.) નાનું છાલું, વાડકી (૨) ચૂડી
**છાલું** (ન.) વાડકો (૨) ઘંટીમાંથી લોટ વાળવાનું નાળિયેરનું છોડું
**છાવણી** (સ્ત્રી.) (લશ્કરી) પડાવ કે મથક
**છાવર** (પું.) ઢાંકણ (૨) ઢાંકપિછોડો
**છાવરવું** (ક્રિ.) છાવું, ઢાંકવું (૨) ઢાંકપિછોડો કરવો
**છાવવું,છાવું** (ક્રિ.) ઢાંકવું (૨) છાજ વડે ઢાંકવું
**છાશ(-સ)** (સ્ત્રી.) દહી મથી કરાતું પ્રવાહી
**છાશવાર** (પું.) વલોણાનો દિવસ
**છાશવારે** (અ.) જ્યારેત્યારે, હરવખત
**છાશિ(-સિ)યું** (વિ.) છાશવાળું, છાશ જેવું (૨) હલકી જાતનું (૩) (ન.) સંચાથી દૂધ પીલતાં છૂટું પડતું પ્રવાહી, 'સૅપરેટ' (૪) નામનું-ગમે તેમ ઉપલકિયું કરી કાઢવું તે
**છાંકુ** (વિ.) છાંટુ, ગપ્પી
**છાંછિયું** (ન.) રોષ કે તિરસ્કારયુક્ત છણકો કે ઘુરકિયું
**છાંટ** (સ્ત્રી.) થોડા ઝીણા ઝીણા છાંટા, ફરફર (૨) ઝડપ, ઉતાવળ (૩) ગપ્પું, બડાઈ (૪) ઉપર ઉપરથી કાપતાં પડેલા કકડા (૫) ગૂણપાટનો કોથળો
**છાંટવું** (ક્રિ.) વિખેરાઈને પડે એમ (પ્રવાહી) ઉડાડવું કે ફેલાવવું કે નાખવું (૨) ગપ-બડાઈ હાંકવી (૩) લાંચ આપવી
**છાંટુ** (વિ.) ગપ્પી, છાંટે એવું, છાંકુ ચસંબંધ (૪) થોડુંક, ચપટીક
**છાંટો** (પું.) બુંદ, ટીપું (૨) ડાઘ, કલંક (૩) સ્પર્શાસ્પર્શી કે ખાવાપીવાનો
**છાંડવું** (ક્રિ.) તજવું (૨) ફારગતી આપવી (૩) ભાણામાં પડી રહેવા દેવું
**છાંદવું** (ક્રિ.) છો કે ગાર કરેલી કોઈ પણ સપાટીમાંના ખાંચા પર મારવામાં આવતો લોંદો

**છાંદસ** (વિ.) વેદ ભણેલું, વેદપાઠી
**છાંયડો** (પું.) છાયા, ઓળો, છાંયો
**છિછકલું,છિછલ્લું** (વિ.) આછકલું, ઉછાંછળું (૨) છોકરવાદ (૩) મસ્તીખોર
**છિદ્ર** (ન.) કાણું, બાકું, નાકું (૨) દોષ, ખામી
**છિદ્રયંત્ર** (ન.) છિદ્ર પાડવાનું યંત્ર, 'પંચ'
**છિદ્રાન્વેષણ** (ન.) બીજાના દોષ શોધવા તે
**છિદ્રાન્વેષી** (વિ.) બીજાના દોષ શોધનારું
**છિન્ન** (વિ.) છેદેલું, જુદું પાડેલું
**છિન્નભિન્ન** (વિ.) ભાંગીતૂટી ગયેલું (૨) અસ્તવ્યસ્ત
**છિન્નવ્રણ** (પું.) કપાવાથી પડેલો જખમ
**છિપકળી** (સ્ત્રી.) એક જાતનો સાપ, ગરોડી, ગિલોડી
**છીછરું** (વિ.) છછરું, થોડી ઊંડાઈવાળું
**છીટ** (અ.) છિટ (૨) (સ્ત્રી.) સૂગ, અણગમો, છીત ચસમારવું (શાક)
**છીણવું** (ક્રિ.) ગાળવું (૨) છીણી પર ઘસવું, છૂંદો પાડવો (૩) મોરવું,
**છીણી** (સ્ત્રી.) છીણવાનું સાધન (૨) લાકડાં ફાડવામાં વપરાતી લોઢાની ફાચર (૩) ધાતુ કાપવાનું લોઢાનું વીધણું (૪) પાણીમાં થતું એક જાતનું નેતર
**છીદડી(-રી)** (સ્ત્રી.) ઝીણી કિનારી અને પોતમાં કોઈ પણ રંગની ભાત-વાળી સફેદ રંગની સાડી, ચીદરી, છાયલ
**છીનવવું** (ક્રિ.) ઝૂંટવી લેવું (૨) છેતરી લેવું
**છીનવું** (ક્રિ.) કાપવું, છેદવું
**છીપ** (સ્ત્રી.) એક જાતની માછલીનું કોટલું-ઘર, સીપ
**છીપવું** (ક્રિ.) શમવું, શાંત થવું (તરસનું) (૨) સંતાવું, લપાવું (૩) સીપવું, છાંટવું (૪) લાંગરવું (વહાણને)
**છીપો** (પું.) કપડાં છાપનારો, છાપગર
**છીબું** (ન.) તપેલીનું ઢાંકણું, તાસક
**છીરકવું** (ક્રિ.) છાંટવું, છંટકાવથી નવરાવવું
**છીલકું(-ટું)** (ન.) ફોતરું, છોતરું, છોતલું
**છીલવું** (ક્રિ.) છોડાં કાઢવાં, છોલવું
**છીંક** (સ્ત્રી) 'છીં' અવાજ સાથે નાકમાંથી જોરથી વાયુ નીકળવો તે (૨) (લા.) અપશુકન થવા
**છીંકણી** (સ્ત્રી.) સૂંઘવા માટે ઘૂંટીને તૈયાર કરેલી તમાકુની ભૂકી
**છીંટ** (સ્ત્રી.) એક જાતનું ભાતીગળ કપડું
**છીંડી** (સ્ત્રી.) સાંકડી ગલી-નવેળિયું (૨) નાનું છીંડું
**છીંડું** (ન.) વાડમાં રાખેલું બાકું-માર્ગ (૨) દોષ (૩) બહાનું
**છુકછુકગાડી** (સ્ત્રી.) (બાલભાષામાં) રેલગાડી (૨) તેની બાળ-રમત
**છુટકારાહુકમ** (પું.) છોડવાનો હુકમ, 'ઑર્ડર ઑફ ઍક્વિટલ કે 'ડિસ્ચાર્જ'
**છુટકારો** (પું.) છૂટવું તે, મુકિત, છૂટકો, અંત
**છુટાવું** (ક્રિ.) છૂટવાની ક્રિયા થવી
**છુટ્ટી** (સ્ત્રી.) છૂટી, રજા (૨) નવરાશ
**છુપાડ(-વ)વું** (ક્રિ.) સંતાડવું, ગુપ્ત રાખવું
**છુપામણી** (સ્ત્રી.) છુપાવવું તે, ગુપ્ત રાખવું તે
**છુપાવું** (ક્રિ.) સંતાવું, છૂપવું
**છુરી,છુરિકા** (સ્ત્રી.) છરી, છૂરી
**છું** (ક્રિ.) 'હોવું'નું પ્રથમ પુરુષ એકવચન
**છૂ** (ન.) સરકી જવું, જતા રહેવું તે (૨) (અ.) કૂતરાને કોઈની પાછળ પાડવા ઉશ્કેરવાનો-છુછકારવાનો ઉદ્ગાર
**છૂટ** (સ્ત્રી.) મોકળાશ (૨) રજા, પરવાનગી (૩) છોડી દીધેલ-જતી કરેલી રકમ (૪) ઊડવા માટે પતંગને દૂરથી ઊડે એમ ઊંચી કરી, છોડવી તે (૫) છૂટાપણું, સ્વતંત્રતા (૬) તંગી કે સખતાઈ, સંકોચ યા મનાઈનો અભાવ
**છૂટક** (વિ.) છૂટુંછૂટું (૨) જથાબંધ નહિ તેમ
**છૂટકબારી** (સ્ત્રી.) છટકબારી, નાસી છૂટવાની બારી-રસ્તો
**છૂટકો** (પું.) મુકિત, છુટકારો
**છૂટછાટ** (સ્ત્રી.) કહેવામાં, વર્તનમાં, વ્યવહારમાં લીધેલી વધુ છૂટ, મર્યાદાથી આગળ વધવું તે, 'કન્સેશન' (૨) મુકાણ, ઘટાડેલી રકમ
**છૂટવું** (ક્રિ.) બંધનમાંથી છૂટા થવું (૨) (એકાએક જોરથી) બહાર નીકળવું (૩) પાસેથી જવું કે નીકળવું (૪) (જવાને માટે) છૂટ કે રજા મળવી (૫) વછૂટવું, ઊકલવું (જેમ કે, ગાંઠ) (૬) કોઈ ભાવ કે લાગણી એકદમ પ્રગટવી
**છૂટાછેડા** (પું.બ.વ.) ફારગતી, લગ્નના બંધનમાંથી છૂટકારો
**છૂટું** (વિ.) બંધન વિનાનું, મુકત, મોકળું (૨) (નોકરી કે કામ યા કોઈ રોકાણમાંથી) ફારેગ, નવરું, બરતરફ થયેલું યા કરાયેલું (૩) અલગ, જુદું કોઈ સાથે ભેગું સંધાયેલું કે ગોઠવાયેલું યા મુકાયેલું નહિ એવું (૪) ભભરું (૫) મોકળું, વચમાં અંતર હોય તેવું (૬) પરચૂરણ (નાણાનું) (૭) ચૂરમું
**છૂતઅછૂત** (સ્ત્રી.) અમુકને અડાય અમુકને ન અડાય એવી અસ્પૃશ્યતાની માન્યતા, સ્પૃશ્ય-અસ્પૃશ્ય એવો ભેદભાવ
**છૂપવું** (ક્રિ.) સંતાવું, છુપાવું
**છૂપાછૂપ** (અ.) છૂપી રીતે
**છૂપું** (વિ.) ગુપ્ત, છાનું
**છૂમંતર** (ન.) જાદું, જંતરમંતરનો પ્રયોગ
**છૂરિકા,છૂરી** (સ્ત્રી.) છરી, છુરી, છુરિકા
**છૂવું** (ક્રિ.) અડવું, છોવું
**છૂંછાં** (ન.બ.વ.) વણતાં કે બીજે કારણે રહી ગયેલા તારના છેડા
**છૂંછું** (ન.) ડાચું, મોં (તિરસ્કારમાં)
**છૂંદવું** (ક્રિ.) સોય કે તેવા અણીવાળા હથિયાર વડે ટોચવું (૨) બારીક કચરવું, છુંદા જેવું બનાવવું
**છૂંદો** (પું.) છૂંદી છૂંદીને બનાવેલો લોચો (૨) છીણેલી કેરીનું એક અથાણું
**છેક** (અ.) તદ્દન, સાવ (૨) (પું.) છેડો, અંત, હદ
**છેકછાક, છેકંછેકા, છેકાછેક(-કી)** (સ્ત્રી.) ખૂબ છેકવું તે, જ્યાંત્યાં છેકા-લીટા કરવા તે, ચેરાચેર
**છેકવું** (ક્રિ.) ચેકવું, લખેલું રદ છે એમ જણાવવાને ઉપર લીટો ખેંચવો (૨) લખેલું કાઢી નાંખવું - ભૂંસી નાંખવું
**છેકો** (પું.) છેકવા માટે દોરેલો લીટો
**છેટું** (વિ.) વેગળું, દૂર (૨) (ન.) બે જગા વચ્ચેનું અંતર (૩) અશકયતા
**છેટે** (અ.) દૂર, આઘે
**છેડણી** (સ્ત્રી.) છેડવું તે, ખીજવવું તે, પજવણી (૨) ખીજ
**છેડતી** (સ્ત્રી.) છિદ્ર, દોષ (૨) અડપલું, અટકચાળું

**છેડવું** (ક્રિ.) અટકચાળું કરવું, ખીજવવું (૨) ટકોરવું, જરા હળવો સ્પર્શ કરવો (જેમ કે, વીણાના તાર છેડવા, વાત છેડવી)

**છેડાછૂટકા** (પું.બ.વ.) છૂટાછેડા, તલાક

**છેડો** (પું.) અંતનો ભાગ, અંત (૨) હદ, સીમા (૩) પાલવ (૪) આશરો, મદદ (૫) છેડો વાળવો

**છેતરપિંડી,છેતરબાજી** (સ્ત્રી.) છેતરામણી, ઠગાઈ

**છેતરવું** (ક્રિ.) ઠગવું, છળવું

**છેતરામણ(-ણી)** (ન.સ્ત્રી.) છેતરાવું તે, છેતરાવાપણું

**છેતરામણું** (વિ.) છેતરી લે એવું

**છેતાળીસ** (વિ.) '૪૬'નો આંકડો

**છેદ** (પું.) કાપો, ચીરો (૨) છિદ્ર (૩) છેદનારી - ભાગનારી સંખ્યા (અપૂર્ણાંકમાં લીટી નીચે લખવામાં આવે છે.) (૪) નાશ

**છેદક** (વિ.) છેદનારું-કાપનારું (૨) ભાગનારું (૩) (પું.) છેદ

**છેદવું** (ક્રિ.) કાપવું (૨) છિદ્ર - કાણું પાડવું (૩) નિકંદન કાઢવું (૪) છેદ રૂપે થઈને ભાગવું

**છેલ** (પું.) વરણાગિયો માણસ

**છેલછબીલું** (વિ.) મોહક અને રૂપાળું

**છેલબટાઉ** (પું.) વરણાગિયો - લહેરી જુવાન

**છેલછેલ્લું** (વિ.) છેલ્લામાં છેલ્લું, સૌથી છેલ્લું, છેલવેલ્લું

**છેલવહેલું,છેલવેલ્લું** (વિ.) છેલછેલ્લું

**છેલો** (પું.) છોકરો, છૈયો

**છેલ્લું** (વિ.) છેવટનું, આખરી, અંતિમ

**છેવટ** (સ્ત્રી.ન.) અંત, છેડો

**છેવટ(-ટે)** (અ.) અંતે, છેડે

**છેવાડું** (વિ.) અંત, છેડો, છેલ્લું, છેડા ઉપરનું

**છેવાવું** (ક્રિ.) છેલ્લું-મોડા આવવું-પડવું (૨) મોડા પડવાથી શરમાવું, છેલ્લા પડવું

**છેહ** (પું.) દગો, વિશ્વાસઘાત (૨) ત્યાગ (૩) છેવટ, છેડો, અંત

**છૈંતાળીસ** (વિ.) '૪૬'નો આંકડો, છેતાળીસ

**છૈયાંછોકરાં** (ન.બ.વ.) છોકરાં-છૈયાં, બાળકો, સંતાન કે પરિવાર

**છૈયું** (ન.) છોકરું

**છૈયો** (પું.) છોકરો

**છો** (ક્રિ.) 'હોવું'નું બીજો પુરુષ બ. વ. વર્તમાનનું રૂપ (૨) (અ.) ભલે

**છો** (સ્ત્રી.) ચૂનાનો કેલ

**છોકરમત** (વિ.) બાળક જેવું નાદાન કે હઠીલું (૨) (સ્ત્રી.) બાળક જેવી હઠ

**છોકરવાદ** (વિ.) થોડી અક્કલનું, ઉછાંછળું, અવિવેકી (૨) (સ્ત્રી.) તેવું વર્તન

**છોકરવાદી** (સ્ત્રી.) છોકરવાદપણું

**છોકરી** (સ્ત્રી.) સ્ત્રીજાતિનું છોકરું (૨) કન્યા, દીકરી (૩) (વ્યંગમાં) નામર્દ

**છોકરું** (ન.) સંતાન, બાળક (૨) નાનો છોકરો કે છોકરી

**છોકરો** (પું.) નરજાતિનું છોકરું (૨) નાની વયનો-૧૬ વર્ષ સુધીનો માણસ (૩) દીકરો

**છોગાળું** (વિ.) (માથે પાઘડીમાં) છોગાવાળું (૨) (લા.) છેલછબીલું, વરણાગિયું

**છોગું** (ન.) કલગીની જેમ ખોસેલો ઊડતો કે ઝૂલતો ફેંટો - ફાળિયાનો છેડો (૨) પાઘડીમાં ખોસેલો ફૂલનો તોરો

**છોછ(-જ,-ત)** (સ્ત્રી.) ચોખ્ખાઈ કે આચારની તીવ્ર લાગણી

**છોડ** (ન.) સુકાઈને થયેલું છોડું (૨) સુકાઈ ગયેલો ગર્ભ (૩) નાકમાં બાઝતું લીટ વગેરેનું સૂકું પડ

**છોડ** (પું.) રોપો, છોડવો

**છોડ(-ડા)વણી** (સ્ત્રી.) છોડવવું તે

**છોડ(-ડા)વવું** (ક્રિ.) (દેવું, કેદ વગેરેના) બંધનમાંથી છૂટું કરાવવું

**છોડફળ** (ન.) સાદાં ફળનો એક પ્રકાર

**છોડવું** (ક્રિ.) છૂટે એમ કરવું (૨) તજવું, ત્યાગ કરવો

**છોડવો** (પું.) છોડ, રોપો (૨) નાનો છોડ

**છોડિયું** (ન.) છાલ કે તેનો કકડો (૨) લાકડાનો પાતળો કકડો (ભૂકરી)

**છોતરું,છોતિયું** (ન.) છોડું, ફોતરું, પડ

**છોતે(-ત્તે)ર,છોંતેર** (વિ.) '૭૬'નો આંકડો

**છોને** (અ.) ભલે ને

**છોભીલું, છોભું** (વિ.) ખસિયાણું, ઝંખવાણું, શરમિંદું

**છોરી** (સ્ત્રી.) છોકરી

**છોરો** (પું.) છોકરો

**છોલ** (પું.સ્ત્રી.) વનસ્પતિ ઉપરની ચામડી

**છોલ** (પું.સ્ત્રી.) (લાકડાનાં) છોલવાથી પડતાં છોલાં (ફળ, શાક વગેરેને) છોલતાં પડે તે

**છોલણી** (સ્ત્રી.) છોલવાનું ઓજાર (૨) છોલવાની રીત - આવડત

**છોલવું** (ક્રિ.) ઉપર-ઉપરથી ઉખેડવું (૨) (ફળની) છાલ કાઢવી (૩) (લાકડું) ઘડવું (૪) (વ્યંગમાં) અણઆવડતથી કે ખરાબ સાધનથી હજામત કરવી (૫) સખત ઠપકો આપવો, ઝાટકવું, છોડાં ઉતારવાં

**છોલાટવું** (ક્રિ.) ખૂબ છોલછોલ કરવું (૨) સખત ઠપકો આપવો

**છોવું** (ક્રિ.) અડકવું, અડકીને અપવિત્ર કરવું (૨) અડકવાથી અપવિત્ર થવું (૩) (ઘર વગેરેને) છો કરવી

**છોળ** (સ્ત્રી.) તરંગ, મોજું (૨) છલકાવું તે, છાલક (૩) પુષ્કળપણું

**છ્યાશી(-સી)** (વિ.) '૮૬'નો આંકડો

## જ

**જ** (પું.) તાલુસ્થાની ત્રીજો વ્યંજન (૨) સમાસને છેડે 'જન્મેલું, ઉત્પન્ન થયેલું' એવો અર્થ બતાવતું પદ. ઉદા. 'અનુજ' (૩) (અ.) માત્ર, ફક્ત, કેવળ (નિશ્ચય, આગ્રહ, મહત્તા) ચોકસાઈ જેવો ભાવ બતાવવા આ શબ્દ પ્રયોજાય છે.)

**જઈફ** (વિ.) વૃદ્ધ (૨) અશક્ત

**જક** (સ્ત્રી.) જીદ, હઠ (૨) રકઝક, પંચાત

**જકડ** (સ્ત્રી.) જકડવું તે કે તેમ કરવાનું સાધન, પકડ, સકંજો, સાણસો

**જકડવું** (ક્રિ.) ખેંચીને - ચસકે નહિ એમ, સખત બાંધવું - પકડવું

**જકાત** (સ્ત્રી.) નાકાવેરો, દાણ, 'ઑક્ટ્રોઈ, ડ્યુટી (૨) (ઇસ્લામમાં) દાન, ખેરાત (આવકનો ચાલીસમો ભાગ ધર્માદા કરવાની આજ્ઞા)

**જકાતઘર** (ન.) જકાત લેવાની જગા કે તેનું નાકું

**જકાતદાર** (પું.) જકાત લેનારો અમલદાર, નાકાદાર

**જકાતનામું** (ન.) દાણ-જકાત-મહેસૂલના દરની યાદી, 'ટૅરિફ'

**જકાતમાફી** (સ્ત્રી.) જકાત ભરવામાંથી મુક્તિ

**જકાતી** (વિ.) જકાતનું, -ને લગતું (૨) જકાતને પાત્ર (૩) (પું.) જકાતદાર
**જકુ(-ગુ)** (પું.) મોઈદંડાની રમતમાં ગણાતું દંડાનું (સાતમું-છેલ્લું) માપ
**જક્કી** (વિ.) જક કરનારું, જકિયું (૨) (ન.) એક પક્ષી
**જક્ષ** (પું.) યક્ષ, એક દેવયોનિ, કુબેરનો અનુચર
**જક્ષ(-ક્ષિ)ણી** (સ્ત્રી.) યક્ષણી, યક્ષ સ્ત્રી, યક્ષની પત્ની
**જખ** (સ્ત્રી.) માછલું
**જખમ** (પું.) ઘા, વ્રણ
**જખમી** (વિ.) જખમ થયો હોય એવું, ઘાયલ
**જગ** (ન.) જગત (૨) (સ્ત્રી.) જગ્યા
**જગ** (પું.) એક પ્રકારનો લોટો, ચંબુ
**જગજ્જનની** (સ્ત્રી.) જગદંબા, દુર્ગા
**જગજાહેર, જગપ્રસિદ્ધ** (વિ.) જગમાં બધે જાણીતું, વિશ્વવિખ્યાત
**જગણ** (પું.) 'જ' સંજ્ઞાથી ઓળખાતો બે લઘુ વચ્ચે એક ગુરુ એવા ત્રણ અક્ષરનો ગણ (છંદશાસ્ત્ર)
**જગત** (ન.) સૃષ્ટિ, વિશ્વ (૨) દુનિયા, પૃથ્વી (૩) (લા.) લોકો, લોકમત
**જગતિયું** (ન.) જીવતાં કરાતું કારજ
**જગત્પતિ** (પું.) જગતનો સ્વામી, પરમેશ્વર
**જગદંબા** (સ્ત્રી.) જગતની માતા, દુર્ગા
**જગદીશ,જગદીશ્વર** (પું.) જગતનો ધણી, પરમેશ્વર
**જગદ્‌ગુરુ** (પું.) આખા જગતનો ગુરુ (૨) શાંકરમતના મુખ્ય આચાર્યની ઉપાધિ (૩) મહાદેવ
**જગન્નાથ** (પું.) જગતનો નાથ, પરમેશ્વર (૨) વિષ્ણુનો એક અવતાર (૩) જગન્નાથપુરીમાં આવેલી એ નામની મૂર્તિ (૪) સંસ્કૃતનો એક કવિ
**જગન્નિયંતા** (પું.) પરમેશ્વર
**જગન** (પું.) યજ્ઞ, એક વેદોક્ત કર્મ, યાગ (૨) લોકસંગ્રહ કે સેવા અર્થે કરેલું કર્મ (૩) (લા.) અતિ મુશ્કેલ કે મોટું કામ
**જગબત્રીશી(-સી)** (સ્ત્રી.) લોકવાયકા, લોકનિંદા
**જગા(-ગ્યા)** (સ્ત્રી.) સ્થળ, ઠેકાણું (૨) ખાલી જગ્યા, અવકાશ (૩) નોકરી, પદવી, હોદ્દો (૪) સાધુબાવાનો મઠ
**જગા(-ગ્યા)હક(-ક્ક)** (પું.) નોકરીની જગ્યાનો હક, 'લિયન'
**જઘન** (સ્ત્રી.ન.) શરીરનો થાપાનો ભાગ (૨) જાંઘ
**જઘન્ય** (વિ.) હલકું, કનિષ્ઠ (૨) અંતિમ, છેલ્લું (૩) નિંદ્ય, નિંદનીય (૪) (પું.) શૂદ્ર
**જચવું** (ક્રિ.) ગમવું (૨) પસંદ આવવું
**જજ, જડ્જ** (પું.) અદાલતનો ન્યાયાધીશ
**જજમાન** (પું.) યજ્ઞ કરનાર (૨) ગોર કે બ્રાહ્મણને દક્ષિણા આપી ધાર્મિક ક્રિયા કરાવનાર (૩) આશ્રય આપનાર, દાતા (૪) યજમાન
**જજમાનવૃત્તિ** (સ્ત્રી.) યજમાનનાં દાનદક્ષિણા વડે આજીવિકા કરવી તે
**જજમેંટ** (ન.) ન્યાયની કચેરીનો કે કોઈપણ ચર્ચા-વિચારણાનો ફેંસલો, નિર્ણય, ચુકાદો
**જટા** (સ્ત્રી.) બાવાઓ માથે રાખે છે તે કે તેવું કેશનું ઝુંડ (૨) અવ્યવસ્થિત લાંબા વાળ (૩) વડ, પીપરનાં લાંબાં લટકતાં મૂળિયાં, વડવાઈઓ (૪) વેદમંત્ર ભણવાનો-ચારમાંનો એક પ્રકાર (પદ, ક્રમ, જટા અને ઘન)
**જટાજૂટ** (પું.) જટાનો ભારો
**જટાધર, જટાધારી** (વિ.) માથે જટા હોય એવું (૨) (પું.) જોગી, તપસ્વી (૩) શિવ (૪) વડનું ઝાડ
**જટામાંસી** (સ્ત્રી.) એક વનસ્પતિ-ઔષધિ
**જટાળું** (વિ.) જટાવાળું
**જટિ(-ટી)** (સ્ત્રી.) જટા (૨) સમૂહ (૩) જટામાંસી
**જટિયું** (ન.) વાળની છૂટી કે ગૂંચવાયેલી લટ
**જટિલ** (વિ.) જટાવાળું (૨) ગૂંચવાયેલું, અટપટું (૩) (પું.) તપસ્વી (૪) બ્રહ્મચારી
**જઠર** (ન.) પેટનો ભાગ, હોજરી
**જઠરાગ્નિ** (પું.) ખાધેલું પચાવનારો જઠરનો અગ્નિ - જઠરની પાચનશકિત
**જડ** (વિ.) જીવ વિનાનું, સ્થૂળ (૨) લાગણી, બુદ્ધિ કે સ્ફૂર્તિ વિનાનું (૩) (સ્ત્રી.) મૂળ, મૂળિયું (૪) સ્ત્રીઓના નાકનું એક નાનું ઘરેણું, ચૂની (૫) ખીલી, મેખ
**જડતર** (વિ.) જડાવકામનું, -ને લગતું, (૨) (ન.) જડવું તે, જડવાની રીત, જડાવકામ (૩) મળતર, પ્રાપ્તિ
**જડતા** (સ્ત્રી.) જડત્વ, જડપણું, મૂઢતા
**જડતી** (સ્ત્રી.) તપાસ, અંગ-તપાસ
**જડદેહ** (પું.) સ્થૂળ શરીર
**જડબા(-બાં)તોડ** (વિ.) ઉચ્ચાર કરતાં મુશ્કેલી પડે તેવું (૨) જડબું તોડી નાખે એવું, સચોટ
**જડબુદ્ધિ** (વિ.) મંદ બુદ્ધિનું
**જડબું** (ન.) દાંતવાળો મોંનો નીચેનો ભાગ (૨) તે ભાગનું હાડકું, 'જૉબોન'
**જડબેસ(-સુ)લાક(-ખ)** (અ.) સજ્જડ, મક્કમ
**જડભરત** (વિ.) અણસમજુ, મૂર્ખ, જડ પ્રકૃતિનું (૨) (પું.) એ નામનો એક યોગી
**જડમૂળ(-ળિયું)** (ન.) મુખ્ય મૂળિયું
**જડવત્** (અ.) જડ પેઠે, નિશ્ચેષ્ટ
**જડવાદ** (પું.) જગતનું મૂળ જડ પદાર્થ છે, ચેતન નહિ, એવો વાદ, 'મટિરિયેલિઝમ'
**જડવાદી** (વિ.) જડવાદનું, -ને લગતું (૨) જડવાદમાં માનનાર
**જડવું** (ક્રિ.) સજ્જડ બેસાડવું-જોડવું (૨) હાથ લાગવું, મળી જવું (૩) ખોવાયેલું ફરી મળવું
**જડસું** (વિ.) શરીરે મોટું પણ અક્કલમાં ઓછું, જડ
**જડાઈ** (સ્ત્રી.) જડવાની-બેસાડવાની રીત (૨) જડતરનું મહેનતાણું
**જડાઉ(-વ)** (વિ.) જડેલું, બેસાડેલું, જડતર
**જડાવ** (વિ.) જડાઉ, જડિત (૨) (પું.ન.) જેમાં હીરામાણેક વગેરે જડયાં હોય તેવો દાગીનો
**જડિત(-ત્ર)** (વિ.) જડેલું, બેસાડેલું
**જડિયું** (ન.) મુખ્ય મૂળિયું, જડ
**જડિયો** (પું.) હીરામાણેક વગેરે જડવાનું કામ કરનાર, પચ્ચીગર (૨) બડવો
**જડી** (સ્ત્રી.) ઔષધિના ગુણવાળું મૂળિયું
**જડીબુટ્ટી** (સ્ત્રી.) ચમત્કારિક ગુણવાળું મૂળિયું, રામબાણ ઔષધ
**જડીભૂત** (વિ.) જડ, જડરૂપ બનેલું
**જણ** (પું.ન.) પુરુષ, વ્યકિત, આદમી
**જણતર** (ન.) જણવું તે, પ્રસવ (૨) બાળક (૩) ઓલાદ

**જણવું** (ક્રિ.) (બચ્ચાને) જન્મ આપવો, પેદા કરવું
**જણસ** (સ્ત્રી.) વસ્તુ, ચીજ (૨) માલ, સોદો (૩) સિલક (૪) ઘરેણું, દાગીનો (૫) અફીણ (૬) નવની સંજ્ઞા (સંકેતની ભાષામાં)
**જણી** (સ્ત્રી.) સ્ત્રી-વ્યક્તિ, પુત્રી
**જણું** (ન.) મનુષ્યવ્યક્તિ
**જત** (અ.) 'જત લખવાનું કે' એમ પત્રનો મજકૂર લખતાં શરૂઆતમાં લખાય છે.
**જતન(-ના)** (ન.સ્ત્રી.) સંભાળ, સાચવણી, કાળજી
**જતરડું(-ડો)** (ન.પું.) સોનારૂપાના તાર ખેંચવાનું એક સાધન (૨) (લા.) સકંજો, ચુંગલ
**જતિ** (પું.) યતિ (૨) જૈન સાધુ, ગોરજી
**જત્રુ** (ન.સ્ત્રી.) ગળાની હાંસડી, કાંઠલો
**જથરપ(-વ)થર** (વિ.) જ્યાંત્યાં, ક્યાંનું ક્યાં હોય એવું, આમતેમ ખસી ગયેલું, અવ્યવસ્થિત
**જથા(-થ્થા)બંધ** (અ.) છૂટક નહિ પણ એકસામટું
**જથારથ, જથાર્થ** (વિ.) યોગ્ય
**જથો(-થ્થો)** (પું.) જૂથ, સમૂહ, સમુદાય
**જદ(-દ્ય)પિ** (અ.) જોકે, યદ્યપિ
**જદુનાથ, જદુપતિ, જદુરાય, જદુવીર** (પું.) યાદવ કુળના સ્વામી-શ્રીકૃષ્ણ
**જધામણ(-ણી)** (સ્ત્રી.) હેરાનગતિ, વૈતરું, પજવણી, પીડા
**જન** (પું.) માણસ (સામાન્ય રીતે સમાસમાં), વ્યક્તિ (૨) જનતા, લોકોનો સમુદાય (૩) સાત લોક મનાય છે તેમાંનો પાંચમો, જનલોક
**જનક** (વિ.) ઉત્પન્ન કરનાર, પેદા કરનાર (પ્રાયઃ સમાસના અંતે) (૨) (પું.) બાપ (૩) સીતાના પિતાનું નામ
**જનકથા** (સ્ત્રી.) લોકોમાં ચાલતી આવેલી કે ચાલતી વાત
**જનતંત્ર** (ન.) પ્રજાતંત્ર, પ્રજાસત્તાક રાજ્યતંત્ર, લોકતંત્ર, 'રિપબ્લિક'
**જનતા** (સ્ત્રી.) બધા લોકોનો સમૂહ, આખો મનુષ્યસમાજ, પ્રજા
**જનતાસ્મિતા** (સ્ત્રી.) માનવ-બંધુતા, 'હ્યુમૅનિટેરિયનિઝમ'
**જનન** (ન.) ઉત્પન્ન કરવું તે, ઉત્પત્તિ, જન્મ, પ્રસવ
**જનનશાસ્ત્ર** (ન.) પ્રજનનશાસ્ત્ર
**જનની** (સ્ત્રી.) જન્મ આપનારી - માતા
**જનનેંદ્રિય** (સ્ત્રી.) ગુહ્યેન્દ્રિય
**જનપદ** (પું.ન.) દેશ, દેહાત, ગ્રામ-પ્રદેશ
**જનબુદ્ધિ** (સ્ત્રી.) સામાન્ય માણસની બુદ્ધિ
**જનભાષા** (સ્ત્રી.) લોકભાષા, લોકબોલી
**જનમ** (પું.) જન્મ, અવતરવું તે (૨) જનમારો, જિંદગી
**જનમકુંડળી** (સ્ત્રી.) જન્મ વખતના ગ્રહ સંયોગો લક્ષમાં લઈને બનાવેલું બાર રાશિનું ચક્ર, જન્માક્ષર
**જનમકેદ** (સ્ત્રી.) જિંદગી સુધીની કેદ
**જનમગાંઠ** (સ્ત્રી.) વરસગાંઠ, જન્મતિથિ
**જનમટીપ** (સ્ત્રી.) જનમકેદ
**જનમત** (પું.) લોકમત
**જનમભોમકા** (સ્ત્રી.) જન્મભૂમિ, જ્યાં જન્મ થયો હોય તે સ્થાન કે દેશ, માતૃભૂમિ
**જનમવું** (ક્રિ.) જન્મવું, પેદા થવું
**જનમંડલ(-ળ)** (પું.ન.) જનસમુદાય, લોકસમુદાય
**જનમારો** (પું.) જન્મથી મરણ લગીનો કાળ, આખી જિંદગી, ભવ
**જનમોજનમ** (અ.) દરેક જન્મે, જન્મોજન્મ, સદાકાળ
**જનમોતરી, જનમોત્રી** (સ્ત્રી.) જન્મ પછી ઉત્તરોત્તર બનનારા બનાવ ને લાભહાનિ જણાવતી જન્મકુંડળી પરથી જોષીએ બનાવેલી પત્રિકા
**જનયિત્રી** (સ્ત્રી.) જન્મ આપનારી -મા, જનની
**જનરલ** (પું.) સેનાપતિ (૨) એક મોટી લશ્કરી પદવી (૩) (વિ.) સામાન્ય, સાધારણ
**જનરલ મૅનેજર** (પું.) (પેઢી કે કચેરીનો) સર્વસામાન્ય (બધાં જ ખાતાં વગેરેનો) મૅનેજર, મુખ્ય વ્યવસ્થાપક
**જનરેટર** (ન.) જનિત્ર, વીજ-ઉત્પાદક-યંત્ર
**જનવાર્તા** (સ્ત્રી.) લોકવાર્તા, લોકકથા
**જનશ્રુતિ** (સ્ત્રી.) અફવા, જનવાણી
**જનસમાજ** (પું.) જનતા, જનસમૂહ, લોકો, પ્રજા
**જનસમુદાય, જનસમૂહ** (પું.) લોકોનો સમૂહ, જનતા
**જનસંખ્યા** (સ્ત્રી.) વસ્તી, વસ્તીનો આંક
**જનસંપર્ક** (પું.) લોકો સાથેનો સંપર્ક
**જનસુખવાદ** (પું.) જનતાના-બને તેટલા મોટા ભાગના લોકનું સુખ સાધવું એ સામાજિક ઉદ્દેશવાળો વાદ, 'યુટેલિટેરિયનિઝમ'
**જનસુખાકારી** (સ્ત્રી.) આખા જનસમાજની સુખાકારી-સુખી ને તંદુરસ્ત હાલત
**જનસેવા** (સ્ત્રી.) લોકોની સેવા
**જનહિત** (ન.) લોકોનું હિત, પ્રજાનું કુશળ
**જનહિતવાદ** (પુ.) લોકોનું હિત સાધવું એ સામાજિક ઉદ્દેશવાળો વાદ
**જનાજો** (પું.) મુસલમાનોમાં મડદું દાટવા લઈ જવા માટેની ખાટલી (૨) જનાજાની પાછળ જનાર માણસોનો સમૂહ
**જનાનખાનું** (ન.) અંતઃપુર, રાણીવાસ
**જનાનો** (પું.) ઓઝલમાં રહેનારો સ્ત્રીસમુદાય કે તેનું જનાનખાનું
**જનાબ** (વિ.) મહેરબાન, કૃપાળુ (સંબોધન કે શ્રી પેઠે નામ પૂર્વે આદર તરીકે), શ્રીમાન
**જનાબેઆલી** (વિ.) મોટા મહેરબાન, પરમ કૃપાળુ
**જનાર્દન** (પું.) વિષ્ણુ, શ્રીકૃષ્ણ
**જનાવર** (ન.) જાનવર, પશુ
**જનાવરખાનું** (ન.) જનાવરોનું સંગ્રહસ્થાન, પાંજરાપોળ, 'ઝૂ'
**જનિ(-ની)** (સ્ત્રી.) જન્મ (૨) સ્ત્રી (૩) માતા (૪) પત્ની (૫) દીકરાની વહુ
**જનિત** (વિ.) જન્મેલું
**જનિત્ર** (ન.) વીજ-ઉત્પાદક-યંત્ર, 'જનરેટર'
**જનેતા** (સ્ત્રી.) જન્મ આપનારી - મા
**જનોઈ** (સ્ત્રી.ન.) યજ્ઞોપવીત, ઉપવીત
**જનોઈવ(-વા)ઢ,જનોઈવઢો** (વિ.) ધડ પર જનોઈ રહે છે તેની લીટીમાં વાઢતો (ઘા)
**જન્નત** (ન.) સ્વર્ગ, જિન્નત
**જન્નત-નશીન** (વિ.) સ્વર્ગમાં જઈ રહેલું, સ્વર્ગસ્થ (૨) મૃત, મરહૂમ (૩) (પું.) દેવ

**જન્મ** (પું.) જન્મવું-પેદા થવું તે (૨) જનમારો, ભવ, જિંદગી
**જન્મકુંડલી(-ળી)** (સ્ત્રી.) જન્મ વખતના ગ્રહસંયોગનો બરાબર કાળ લઈને બનાવેલું બાર રાશિવાળું ચક્ર, જન્માક્ષર
**જન્મકેદ** (સ્ત્રી.) જિંદગી સુધીની કેદ
**જન્મકેદી** (વિ.પું.) જનમ-કેદ થઈ હોય એવું (કેદી)
**જન્મગાંઠ** (સ્ત્રી.) વરસગાંઠ, જન્મતિથિ
**જન્મજાત** (વિ.) જન્મથી કે જન્મને કારણે પેદા થયેલું
**જન્મટીપ** (સ્ત્રી.) જન્મકેદની સજા, જીવે ત્યાં સુધીની કેદની સજા, 'લાઇફ-ઇમ્પ્રિઝનમેન્ટ'
**જન્મદાતા** (વિ.) જન્મ આપનાર (માતાપિતા)
**જન્મભાષા** (સ્ત્રી.) માતૃભાષા, સ્વભાષા
**જન્મભૂમિ** (સ્ત્રી.) જ્યાં જન્મ થયો હોય તે ભૂ-ભાગ, જન્મસ્થાન, જન્મદેશ (૨) માતૃભૂમિ, વતન, સ્વદેશ
**જન્મસિદ્ધ** (વિ.) જન્મથી જ પ્રાપ્ત થયેલું - મળેલું
**જન્માષ્ટમી** (સ્ત્રી.) શ્રીકૃષ્ણજન્મનો દિવસ, શ્રાવણ વદ આઠમ
**જન્માંતર** (ન.) બીજો જન્મ
**જન્માંધ** (વિ.) જન્મથી આંધળું, પ્રજ્ઞાચક્ષુ, સુરદાસ
**જન્મોત્સવ** (પું.) જયંતી, જન્મદિવસનો ઉત્સવ
**જપ** (પું.) નામ, મંત્ર વગેરેનું રટણ, નામસ્મરણ
**જપમાલા(-ળા)** (સ્ત્રી.) જપ કરવાની માળા-બેરખો
**જપવું** (ક્રિ.) જપ કરવો, રટવું, સ્મરવું
**જપા** (ન.) એક ફૂલઝાડ કે તેનું ફૂલ
**જપ્ત** (વિ.) જપ્ત, ગુનાસર દંડરૂપે સરકારે કબજે કરેલું (૨) માગતા પેટે કબજે લીધેલું
**જપ્તી** (સ્ત્રી.) જપતી, ગુનાના દંડરૂપે સરકાર કે માગતા પેટે કોઈએ લીધેલો કબજો (૨) ટાંચ
**જફા** (સ્ત્રી.) જુલમ, જબરદસ્તી (૨) પીડા
**જબ(-બ્બ)ર** (વિ.) જબરું, મોટું, ભારે, કઠણ (કદ, બળ, ગતિ, વગેરેમાં ઘણું) (૨) (પું.) ઉર્દૂ લિપિમાં વપરાતું એક ચિહ્‌ન (તે અકાર બતાવે છે.)
**જબરજ(-દ)સ્ત** (વિ.) જોરાવર, જબરું, વિશાળ
**જબરજ(-દ)સ્તી** (સ્ત્રી.) બળાત્કાર, જુલમ, જબરાઈ, અત્યાચાર
**જબરાઈ,જબરી** (સ્ત્રી.) જબરજસ્તી
**જબરું** (વિ.) જબર, જોરાવર, બળવાન (૨) (લા.) મુશ્કેલ
**જબાન,જબાં** (સ્ત્રી.) જીભ (૨) બોલી, ભાષા
**જબ્બર** (વિ.) જબર, જબરું, જોરાવર, બળવાન
**જમ** (પું.) મૃત્યુનો દેવ, યમ
**જમકિંકર** (પું.) યમનો દૂત, યમકિંકર
**જમણ** (ન.) જમવું તે, ભોજન (૨) નાતવરો (૩) જમવાની વાનગી કે પદાર્થ
**જમણવાર** (પું,સ્ત્રી.) નાતવરો (૨) નાતવરાનો દિવસ
**જમણું** (વિ.) પૂર્વાભિમુખ થતાં દક્ષિણ તરફનું
**જમણેરું** (વિ.) જમણી બાજુનું, 'રાઇટિસ્ટ'
**જમદંડ** (પું.) યમદંડ, યમે કરેલી શિક્ષા
**જમદૂત** (પું.) યમદૂત, યમનો અનુચર
**જમના** (સ્ત્રી.) ગંગાને મળનારી એક નદી, કાલિંદી, યમુના
**જમનોત્રી** (સ્ત્રી.) જમના નદીનું મૂળ, હિમાલયનું શિખર
**જમપુરી** (સ્ત્રી.) જમરાજાનું નગર
**જમરાજા** (પું.) યમરાજ
**જમરૂખ** (ન.) જામફળ
**જમરૂખડી,જમરૂખી** (સ્ત્રી.) જમરૂખનું ઝાડ, જામફળી
**જમવું** (ક્રિ.) ભોજન કરવું, ખાવું (૨) (લા.) લાભવું, ખાટવું (વ્યંગમાં)
**જમશેદી નવરોજ** (પું.) એક પારસી તહેવાર (બાવીસમી માર્ચ)
**જમા** (વિ.) એકઠું થયેલું, એકઠું (૨) જમા બાજુનું (૩) (સ્ત્રી.) આવક, ઊપજ, વસૂલ (૪) સરવાળો, જુમલો
**જમાઈ** (પું.) દીકરીનો વર
**જમા-ઉધાર** (ન.) જમા અને ઉધાર, આવક-જાવકનો હિસાબ
**જમાખર્ચ(-રચ)** (પું.ન.) ઊપજ અને ખર્ચ
**જમાત** (સ્ત્રી.) (એક નાતના કે પંથના લોકોનો) સમુદાય, સમૂહ (૨) બાવાઓનો સમૂહ
**જમાદાર** (પું.) સિપાઈઓની નાની ટુકડીનો ઉપરી (૨) (લા.) ઉપરીપણું કે પ્રભાવ દાખવે તેવું માણસ (કટાક્ષમાં) (૩) આંબાની એક જાત
**જમાદારી** (સ્ત્રી.) જમાદારનું કામ-પદ
**જમાનત,જમાની** (સ્ત્રી.) જામિનગીરી, જામિની, જામીન
**જમાનાજૂનું** (વિ.) જમાનાઓથી ચાલતું આવેલું, પ્રાચીન
**જમાનો** (પું.) યુગ, લાંબો સમય (૨) દેશકાળની, આચારવિચારાદિની અમુક સ્થિતિ કે તેનો સમય
**જમાનોંધ** (સ્ત્રી.) આવક-ખરીદનો માલ નોંધવાનો ચોપડો
**જમાપાસું,જમાબાજુ(-જૂ)** (ન.સ્ત્રી.) ચોપડામાં (ડાબું) પાસું, જ્યાં જમા રકમ લખાય છે
**જમાબંદી(-ધી)** (સ્ત્રી.) જમીન માપી જાત વગેરે તપાસીને તેનું સરકાર-ભરત આકારવું તે, 'લૅન્ડ રેવન્યુ સેટલમેન્ટ'
**જમાલગોટો** (પું.) નેપાળો
**જમાવ** (પું.) ભરાવો, ભીડ
**જમાવટ** (સ્ત્રી.) જમાવવું તે (૨) બંધબેસતી મેળવણી-મિશ્રણ
**જમાવસૂલ** (સ્ત્રી.ન.) મહેસૂલની ઊપજ, મહેસૂલી વસૂલાત
**જમાવહી** (સ્ત્રી.) જમાનોંધ
**જમાહવાલો** (પું.) જમાબાજુનો હવાલો, 'કૉન્ટ્રા-ક્રેડિટ'
**જમીન** (સ્ત્રી.) ભોંય, ભૂમિ, પૃથ્વી (૨) ખેતર તરીકે વપરાય તેવી જમીન (૩) ઘા રુઝાઈને આવતી નવી ચામડી
**જમીનદાર** (વિ.) જમીનની માલિકીવાળો (૨) (પું.) લાટબંધ જમીનનો માલિક
**જમીનદારી** (વિ.) જમીનદારનું, જમીનદારને લગતું (૨) (સ્ત્રી.) જમીનદારપણું
**જમીનદોસ્ત** (વિ.) (ભાંગીતોડી) જમીન સરસું કરેલું, પાયમાલ
**જમીનમહેસૂલ** (ન.) જમીન પેટે સરકારને ભરવાનો એક વેરો, વિઘોટી
**જમીનમાલિક** (પું.) જમીનનો માલિક, જમીનદાર
**જમીનમિલકત** (સ્ત્રી.) જમીનરૂપે મિલકત, 'લૅન્ડેડ પ્રૉપર્ટી
**જમીનવેરો** (પું.) જમીન ઉપર લાગતો વેરો
**જમેલો** (પું.) જમાવ, ભરાવો (૨) ભીડ, મોટો સમુદાય
**જમૈયો** (પું.) કટાર જેવું એક હથિયાર

**જય** (પું.સ્ત્રી.) જીત, ફતેહ, વિજય, સફળતા
**જયઘોષ,જયઘોષણા** (પું.સ્ત્રી.) જય મળવાથી કરેલો પોકાર (૨) જય થયો છે એવું જણાવતો ઢંઢેરો
**જયજય** (પું.) જયજયકાર (૨) (અ.) જે જે (કોઈને સામા મળતાં તે છૂટાં પડતાં બોલાતો શબ્દ)
**જયજયકાર** (પું.) જીતની ખુશાલીનો પોકાર
**જયજયવંતી** (સ્ત્રી.) એક રાગિણી, જેજેવંતી
**જયજિનેન્દ્ર** (સં.) 'હે જિનેંદ્ર, તમારો વિજય થાઓ' એ ભાવનાનો ઉદ્‌ગાર (જૈન)
**જયણા** (સ્ત્રી.) જતન, સંભાળ
**જયમંગલ(-ળ)** (પું.) રાજાને બેસવાનો હાથી, ઉત્તમ હાથી (૨) (ન.) જય અને મંગળ
**જયમાળ** (સ્ત્રી.) વિજયના અભિનંદનાર્થે ગળામાં નાખવાનો ફૂલહાર
**જયવારો** (પું.) લાભ, ફાયદો
**જયશાલી(-ળી)** (વિ.) વિજયવંત, ફતેહમંદ
**જયશ્રી** (પું.સ્ત્રી.) વિજયની દેવી, વિજયની શોભા (૨) એક રાગિણી
**જયસંહિતા** (સ્ત્રી.) જય ગાતું મહાકાવ્ય, વીરકાવ્ય, 'એપિક'
**જયસ્તંભ** (પું.) ફતેહની યાદગીરીમાં ઊભો કરેલો સ્તંભ, કીર્તિસ્તંભ
**જયહિંદ** (સં.) 'હે હિંદભૂમિ, તારો વિજય થાઓ એ ભાવનાનો ભારતને સ્વરાજ્ય મળ્યું ત્યારે વ્યાપક બનેલો ઉદ્‌ગાર
**જયંતી** (સ્ત્રી.) મહાન વ્યકિતનો જન્મદિવસ (૨) વિજયનો વાવટો
**જયા** (સ્ત્રી.) દુર્ગા, પાર્વતી
**જયિ(-યી)ષ્ણુ** (વિ.) જય મેળવનાર, વિજયી, જયની ઇચ્છાવાળું
**જર** (પું.) પૈસો, નાણું, સોનું (૨) કસબ (સોના-રૂપાના તાર) કે કસબનું વણતર (૩) (સ્ત્રી.) ઓર, મેલી (૪) જળો (૫) (વિ.) જીર્ણ, જર્જર
**જરકસી** (વિ.) કસબ, કસબના ભરતવાળું
**જરખ** (ન.) ઝરખ, એક જંગલી પ્રાણી, ઘોરખોદિયો, તરસ
**જરજમીન** (સ્ત્રી.ન.બ.વ.) પૈસો ટકો ને જમીન-જાગીર, ધનદોલત, 'ઍસ્ટેટ'
**જરજરિયાન** (ન.) પૈસા ઘરેણાં વગેરે કીમતી વસ્તુઓ (૨) કસબી ભરતકામ
**જરજોખમ** (ન.) પૈસા વગેરે જોખમની વસ્તુઓ
**જરઠ** (વિ.) વૃદ્ધ, ઘરડું (૨) કઠણ
**જરણવિદ્યા** (સ્ત્રી.) પદાર્થોના નાશનાં કુદરતી કારણો વિશે વિચાર આપતું શાસ્ત્ર
**જરથુષ્ટ્ર** (પું.) પારસીઓના ધર્મસં સ્થાપક
**જરથોસ્તી** (વિ.) જરથુષ્ટ્રનું, -ને લગતું (૨) જરથુષ્ટ્રનું અનુયાયી (૩) (પું.) પારસી
**જરદ(-દું)** (વિ.) પીળું, ઝાંખુંપીળું
**જરદાલુ(-ળુ)** (ન.) એક સૂકો મેવો, આલૂ
**જરદી** (સ્ત્રી.) આછો પીળો પદાર્થ
**જરદો** (પું.) તમાકુનો ભૂકો
**જરવું** (ક્રિ.) જીર્ણ થવું, ઘસાઈ જવું (૨) પચવું, હજમ થવું (૩) પાંખું કે છૂટું થવું
**જરા** (વિ.અ.) લગાર, થોડું, અલ્પ
**જરા** (સ્ત્રી.) વૃદ્ધાવસ્થા (૨) સાપની કાંચળી
**જરાક** (વિ.અ.) થોડું, લગાર, સહેજ
**જરાતરા** (અ.) થોડું - નહિ જેવું, જરાક
**જરાતરામાં** (અ.) સહેજ સહેજમાં, ખાસ કારણ વિના (૨) ઝટ, જરા વખતમાં
**જરાયુ** (ન.) ગર્ભને વીંટળાયેલું પાતળું પડ, ઓર
**જરાસંધ** (પું.) મગધ દેશનો રાજા, કંસનો સસરો
**જરિત** (વિ.) જીર્ણ, ખખડી ગયેલું
**જરિયાન** (વિ.) જરીનું, કસબી (૨) (ન.) સોનારૂપાનાં ઘરેણાં
**જરી** (વિ.અ.) થોડું, લગાર
**જરી** (સ્ત્રી.) કસબ, કસબી માલ (૨) (વિ.) કસબ સાથે વણેલું, કસબી
**જરીકામ** (ન.) કસબી ભરતકામ
**જરીપટકો** (પું.) કસબી વાવટો (૨) પેશવાઈમાં લશ્કરી સરદારને કમરે બાંધવાનો કસબી પટકો
**જરીપુરાણું** (વિ.) જૂનું, ફાટીતૂટી ગયેલું, ઘણું જૂનું
**જરીફ** (સ્ત્રી.) જમીન માપણીનું કામ (૨) (પું.) મોજણીદાર (૩) (વિ.) વિનોદી, મશ્કરું (૪) બુદ્ધિમાન, સમજદાર
**જરીમરી** (સ્ત્રી.) ભારે ચેપી રોગ, કોગળિયું, (ખાસ કરીને) 'કૉલેરા'
**જરૂર** (સ્ત્રી.) જરૂરત (૨) (અ.) અવશ્ય, નક્કી, અલબત્ત
**જરૂરત,જરૂરિયાત** (સ્ત્રી.) અગત્ય, આવશ્યકતા, ગરજ, હાજત
**જરૂરી** (વિ.) જરૂરનું, અગત્યનું
**જરેજર** (અ.) જરા પણ છોડ્યા વગર, બધું જ, રજેરજ
**જર્જર,જર્જરિત** (વિ.) જીર્ણ થઈ ગયેલું
**જર્નલ** (સ્ત્રી.) સ્વાધ્યાયપોથી (૨) સામયિક
**જર્મન** (વિ.) જર્મની નામના દેશનું (૨) (પું.) તે દેશનો વતની (૩) (સ્ત્રી.) ત્યાંની ભાષા
**જર્મન સિલ્વર** (ન.) એક મિશ્ર ધાતુ, તાંબું, જસત અને નિકલના મિશ્રણથી થતી હલકી ધાતુ
**જલ(-ળ)** (ન.) પાણી, નીર
**જલ(-ળ)કમલ** (ન.) કમળ (૨) પાણીમાં થતું કમળ ફૂલ
**જલ(-ળ)ગતિશાસ્ત્ર** (ન.) જળની ગતિ વિષેનું વિજ્ઞાન, 'હાઇડ્રો-ડાઇનેમિકસ'
**જલગૃહ** (ન.) વારિગૃહ (૨) તળાવ કે સરોવર પરનું ક્રીડાગૃહ
**જલ(-ળ)ઘડી** (સ્ત્રી.) પાણીની યુકિતથી સમય બતાવતું ઘડિયાળ, 'વૉટર-ક્લૉક
**જલ(-ળ)ધર** (પું.) મેઘ, વાદળ (૨) સમુદ્ર
**જલ(-ળ)ચર** (વિ.) પાણીમાં ચાલનારું (૨) (ન.) પાણીનું પ્રાણી
**જલ(-ળ)ચરગૃહ** (ન.) જળચરોનું સંગ્રહસ્થાન, 'ઍક્વેરિયમ'
**જલ(-ળ)જ** (વિ.) પાણીમાં ઊગનારું (૨) (ન.) કમળ, રાત્રિકમલ, ઇંદીવર (૩) શંખ
**જલ(-ળ)તરંગ** (પું.) પાણીનું મોજું (૨) (ન.) (ચલાણામાં પાણી ભરીને વગાડાતું) એક વાદ્ય
**જલ(-ળ)તુલા** (સ્ત્રી.) જલની મદદથી વજન કરવાનું ત્રાજવું, 'હાઇડ્રોસ્ટિક બૅલેન્સ'
**જલદ** (વિ.) ઉગ્ર, આકરું, તેજ (૨) (પું.) વાદળ, મેઘ
**જલદી** (સ્ત્રી.) ઉતાવળ, ત્વરા (૨) (અ.) ઉતાવળથી, ઝટ, સત્વર

**જલ(-ળ)દીક્ષા** (સ્ત્રી.) જળથી અપાતી ખ્રિસ્તી ધર્મની દીક્ષા, 'બૅપ્ટિઝમ'
**જલ(-ળ)દેવતા** (પું.બ.વ.સ્ત્રી.) જળની દેવી, પાણીની પરી
**જલ(-ળ)ધર** (પું.) મેઘ, વાદળ (૨) સમુદ્ર
**જલ(-ળ)ધિ,જલ(-ળ)નિધિ** (પું.) સમુદ્ર
**જલન** (ન.) બળતરા, દાઝ (૨) (લા.) ક્રોધ, ગુસ્સો
**જલ(-ળ)પાત્ર** (ન.) પાણીનું વાસણ
**જલ(-ળ)પાન** (ન.) પાણી પીવું તે (૨) હળવો નાસ્તો, ઉપાહાર
**જલ(-ળ)પ્રપાત** (પું.) પાણીનો ધોધ
**જલ(-ળ)પ્રલય** (પું.) ભારે વરસાદ કે પૂરથી નાશ થવો તે
**જલ(-ળ)બંબાકાર** (અ.) બધે પાણી પાણી થઈ ગયું હોય એવું, જલમય
**જલ(-ળ)ભેદન** (ન.) પાણીથી કોઈ રસાયણી દ્રવ્યનું વિભાજન થવું તે, 'હાઈડ્રોલિસિસ' (ર.વિ.)
**જલ(-ળ)મય** (વિ.) બધે પાણી પાણી થઈ ગયું હોય એવું, જળબંબાકાર
**જલ(-ળ)માપક યંત્ર(-યન્ત્ર)** (ન.) પાણીના વપરાશનો જથ્થો બતાવનારું યંત્ર, પાણી-માપક, 'વૉટર-મીટર
**જલ(-ળ)માર્ગ** (પું.) જળ ઉપર-વહાણમાં બેસીને જવાનો રસ્તો (૨) નહેર, વહેળો
**જલ(-ળ)યંત્ર** (ન.) જળશકિતથી ચાલતું યંત્ર (૨) ફુગાવો (૩) રેંટ (૪) પમ્પ
**જલ(-ળ)યાત્રા** (સ્ત્રી.) જળપ્રવાસ (૨) એક તહેવાર, જ્યારે ઠાકોરજીને જળવિહાર કરાવવામાં આવે છે.
**જલ(-ળ)યાન** (ન.) જળ પર ફરવાનું વાહન, વહાણ, મછવો
**જલ(-ળ)યુદ્ધ** (ન.) પાણી ઉપર - વહાણમાં રહીને કરેલું યુદ્ધ
**જલ(-ળ)રોધક** (વિ.) પાણીની અસરથી મુકત હોય એવું, 'વૉટર-પ્રૂફ'
**જલ(-ળ)વાહક** (વિ.) પાણી વહી જનારું (૨) (પું.) વાદળ
**જલ(-ળ)વિદ્યુત,જલ(ળ)વીજ(-ળી)** (સ્ત્રી.) પાણીના બળથી પેદા કરાતી વીજળી, 'હાઇડ્રો-ઈલેક્ટ્રિસિટી
**જલ(-ળ)શી(-સી)કર** (પું.) પાણીની છાંટ કે ફરફર
**જલ(-ળ)સમાધિ** (સ્ત્રી.) પાણીમાં કરેલો પ્રાણત્યાગ (જેમ કે, સંન્યાસી માટે)
**જલ(-ળ)સંગ્રહ, જલ(-ળ)સંચય** (પું.) પાણીનો સંઘરો, 'વૉટર સ્ટોરેઈજ'
**જલ(-ળ)સંપત્તિ** (સ્ત્રી.) પાણીની છત, જળરૂપી સંપત્તિ, 'વૉટર રિસોર્સિઝ'
**જલસાપાણી** (ન.બ.વ.) જલસાની મોજમજા, નાસ્તાપાણી, આનંદ-ઉત્સવ
**જલ(-ળ)સેના** (સ્ત્રી.) નૌકાસૈન્ય, 'નૅવી'
**જલસો** (પું.) આનંદ યા ઉત્સવનો મેળાવડો (૨) સંગીતનો મેળાવડો
**જલ(-ળ)સ્થિતિશાસ્ત્ર** (ન.) પાણીનું દબાણ તેમજ સમતોલપણું બતાવનારું શાસ્ત્ર, 'હાઇડ્રોસ્ટૅટિક્સ'
**જલ(-ળ)હરણ** (ન.) પદાર્થમાંથી પાણી કે ભેજ ઉડાડવાની ક્રિયા, 'ડિહાઈડ્રેશન (ર.વિ.)
**જલ(-ળ)હારક** (વિ.ન.) જલહરણ કરે એવું (દ્રવ્ય), 'ડિહાઈડ્રેટર' (ર.વિ.)
**જલંદ(-ધ)ર** (ન.) એક ઉદરરોગ, જલોદર
**જલાઉ** (વિ.) સળગાવવા માટેનું, સળગવાના ગુણવાળું
**જલા(-ળા)ગાર** (ન.) પાણીનું સંગ્રહસ્થાન, ટાંકી
**જલા(-ળા)વરણ** (ન.) પૃથ્વીની સપાટી પરનું પાણીનું આવરણ, 'હાઇડ્રો-સ્ફિયર
**જલા(-ળા)શય** (ન.) કૂવો, તળાવ વગેરે પાણીનું સ્થળ
**જલેબી** (સ્ત્રી.) એક મીઠાઈ
**જલો(-ળો)દર** (ન.) એક ઉદરરોગ, જલંદર
**જલો(-ળો)પચારપદ્ધતિ** (સ્ત્રી.) પાણીથી કરાતી ચિકિત્સા, 'હાઇડ્રોપથી'
**જલ્પ** (પુ.) કથન, કહેવું તે (૨) બકવાદ, લવારો (૨) તત્ત્વનિર્ણયની ઈચ્છાથી નહિ પણ પરપક્ષખંડન અને સ્વપક્ષસ્થાપનની ઇચ્છાએ કરેલો વાદ
**જલ્પક** (વિ.) બકવાદ-લવારો કરનારું
**જલ્પન** (ન.) કહેવું એ, કથન (૨) બડબડાટ, બકવાદ, લવારો
**જલ્લાદ** (પું.) ગરદન મારનાર, શિરચ્છેદ કરનાર (૨) કસાઈ, ખાટકી (૩) (વિ.) ઘાતક, ક્રૂર
**જલ્વા** (પું.) શૃંગાર, શોભા કે વૈભવનું પ્રદર્શન
**જવ** (અ.) જયારે
**જવ** (પું.) વેગ, ત્વરા, ઝપટ (૨) સંગીતમાં એક અલંકાર (૩) એક ધાન્ય (૪) જવ જેટલી લંબાઈ અથવા વજનનું માપ
**જવખાર** (પું.) જવનો ખાર - ક્ષાર
**જવતલ** (પું.બ.વ.) જવ અને તલથી કરાતો એક (લગ્ન કે શ્રાદ્ધ વગેરેમાં) વિધિ
**જવની(-નિકા)** (સ્ત્રી.) પડદો, ચક, અંતરપટ (૨) હૃદયનું નીચેનું ખાનું
**જવલ્લે** (અ.) કવચિત્, ભાગ્યે જ
**જવાન** (વિ.પું.) યુવાન, યુવાવસ્થામાં આવેલું (૨) (ભારતની ફોજનો) સિપાઈ, સૈનિક
**જવાની** (સ્ત્રી.) યુવાની, જુવાની, યુવાવસ્થા, યૌવન
**જવાબ** (પું.) ઉત્તર, પ્રશ્નનો ખુલાસો
**જવાબદાર** (વિ.) જવાબદારીવાળું, જવાબ દેવાની ફરજવાળું
**જવાબદારી** (સ્ત્રી.) જવાબ દેવાનું જોખમ અથવા ફરજ, જુમ્મેદારી, જોખમદારી
**જવાબી** (વિ.) જેનો જવાબ માગેલો હોય એવું (૨) જેના જવાબનું ખર્ચ ભરેલું હોય એવું (જેમ કે, પોસ્ટકાર્ડ, તાર)
**જવાબી હૂંડી** (સ્ત્રી.) સ્વીકારાયાનો જવાબ મળ્યા પછી જ જેનાં નાણાં ભરવાનાં હોય એવી હૂંડી
**જવારા** (પું.બ.વ.) જવ વગેરેના નાના-તાજા ઊગેલા અંકુરો
**જવાસો** (પું.) એક વનસ્પતિ
**જવાહિર** (ન.) હીરામાણેક વગેરે ઝવેરાત
**જવાહિરખાનું** (ન.) ઝવેરાતની જગ્યા
**જવાંમર્દ** (પું.) બહાદુર, વીર (૨) (લા.) ઉદાર-દિલ
**જવાંમર્દી** (સ્ત્રી.) જવાંમર્દપણું, વીરતા (૨) (લા.) ઉદારતા
**જવું** (ક્રિ.) ગતિ કરવી, ખસવું (૨) પાસેથી ખસવું, ઓછું થવું (૩) ઘટવું, નુકસાન થવું, નાશ પામવું (૪) વીતવું, પસાર થવું (૫) અન્ય ક્રિયાપદ સાથે આવતાં તે ક્રિયા બરોબર યા ચોક્કસ થવાનો કે ચાલુ રહેવાનો ભાવ બતાવે
**જશ(-સ)** (પું.) કીર્તિ, યશ
**જશન** (ન.) ઉત્સવનો કે આનંદનો દિવસ (પારસી)
**જશનામી** (વિ.) કીર્તિમંત
**જશવંત** (વિ.) જશવાળું, યશવંત, કીર્તિવાળું

**જશું(-સું)** (વિ.) જેવું, મળતું આવતું
**જશો(-સો)દા** (સ્ત્રી.) યશોદા - શ્રીકૃષ્ણનાં માતા
**જસત** (ન.) એક ધાતુ
**જસ(-શ)રેખા** (સ્ત્રી.) હથેળીમાં યશનો નિર્દેશ કરતી રેખા
**જસ્ટિસ** (પું.) ન્યાયાધીશ
**જહદજહલ્લક્ષણા** (સ્ત્રી.) વાચ્યાર્થનો કેટલેક અંશે ત્યાગ ને કેટલેક અંશે તેનું ગ્રહણ થતું હોય તેવી લક્ષણા (કા.શા.)
**જહદાજહદ** (સ્ત્રી.) જડ ચેતન, સચરાચર
**જહન્નમ** (ન.) નરક, દોજખ
**જહાજ** (ન.) મોટું વહાણ
**જહાજવાડો** (પું.) જહાજ બનાવવાનું સ્થળ
**જહાજી** (પું.) જહાજ ચલાવનારો (૨) (વિ.) જહાજનું, -ને લગતું
**જહાન** (સ્ત્રી.) જહાં, દુનિયા, આલમ
**જહાનમ** (ન.) નરક, જહન્નમ
**જહાલ** (વિ.) ઉદ્દામ, આકળું
**જહાં** (સ્ત્રી.) દુનિયા, જહાન (૨) (અ.) જ્યાં
**જહાંગીર** (પું.) દુનિયાનો જીતનારો, ચક્રવર્તી (૨) એક મોગલ બાદશાહ
**જહાંગીરી** (વિ) જહાંગીરનું, -ને લગતું (૨) (લા.) આપખુદ, જોહુકમી-ભર્યું (૩) (સ્ત્રી.) જોહુકમી, આપખુદી (૪) અમીરી
**જહાંપના(-હ)** (વિ.પું.) જગતનું રક્ષણ કરનાર (બાદશાહ)
**જહીં** (અ.) જ્યાં, જહાં
**જહેમત** (સ્ત્રી.) મહેનત, શ્રમ
**જહ્નુસુતા** (સ્ત્રી.) ગંગાનદી
**જળ** (ન.) પાણી, વારિ
**જળકૂકડી** (સ્ત્રી.) એક જળચર પક્ષી
**જળકૃત** (વિ.) જળથી બનેલો (ખડક)
**જળકેલી,જળક્રીડા** (સ્ત્રી.) પાણીમાં ખેલવું તે
**જળઘોડો** (પું.) એક પ્રાણી, 'હિપ્પોપોટેમસ'
**જળચક્કી** (સ્ત્રી.) પાણીના જોરથી ચાલતી ચક્કી
**જળજળવું** (ક્રિ.) બળવું (૨) બળતરા થવી
**જળઝીલણા(-ણી)** (વિ.સ્ત્રી.) ભાદરવા સુદ અગિયારશ
**જળથળ** (ન.) જળ અને સ્થળ, પાણી અને જમીન
**જળપ્રપાત** (પું.) પાણીનો ધોધ
**જળબિલાડી** (સ્ત્રી.) એક જળચર પ્રાણી
**જળરંગ** (પું.) પાણીનો રંગ, પાણીમાં મેળવીને વપરાતા રંગ
**જળવું** (ક્રિ.) બળવું, સળગવું
**જળો** (સ્ત્રી.) પાણીમાં રહેતો એક જીવડો (ખરાબ લોહી ચૂસી લેવા તેને ચામડી ઉપર વળગાડવામાં આવે છે.)
**જળોજથા** (સ્ત્રી.) સંસારની જંજાળ (૨) વિખેરી નાખવું તે
**જંક્શન** (ન.) એકથી વધુ જગાએથી ગાડી આવે જાય તેવું સ્ટેશન કે મથક
**જંગ** (પું.) મોટી લડાઈ, યુદ્ધ (૨) (લા.) ઝઘડો, કંકાસ
**જંગપરસ્ત** (વિ.) યુદ્ધપ્રિય, ઝઘડાખોર
**જંગબહાદુર** (વિ.) એક ઇલકાબ (૨) પ્રબળ યોદ્ધો
**જંગબાર** (ન.) જંગી મોટાં વહાણ માટેનું બારું કે બંદર (૨) ઝાંઝીબાર
**જંગમ** (વિ.) એક ઠેકાણેથી બીજે ઠેકાણે ખસી શકે એવું (૨) (પું.) એક પ્રકારનો શિવલિંગપૂજક જોગી (૩) ગતિશીલ
**જંગલ** (ન.) અરણ્ય, રાન, વન (૨) (લા.) વેરાન કે રહેવાય નહિ એવી ઝાડીની જગ્યા
**જંગલપાલ(-ળ)** (પું.) જંગલનો રક્ષક, વનપાલ, 'ફૉરેસ્ટર'
**જંગલિયત** (સ્ત્રી.) જંગલીપણું
**જંગલી** (વિ.) જંગલનું, રાની (૨) ખેડયા વિના ઊગેલું (૩) (લા.) સુધારો, સંસ્કાર કે વિવેક વિનાનું
**જંગી** (વિ.) જંગ-લડાઈને લગતું (૨) (લા.) મોટું, જબરું (૩) (સ્ત્રી.) કિલ્લાની ભીતમાંનું ત્રાંસું બાકું (૪) (પું.) લડવૈયો
**જંઘ(-ઘા)** (સ્ત્રી.) સાથળ, જાંઘ
**જંજાળ** (સ્ત્રી.) ઉપાધિ, ખટપટ (૨) એક જાતની બંદૂક
**જંજાળી** (વિ.) જંજાળવાળું
**જંજીર** (સ્ત્રી.) સાંકળ (૨) બેડી (૩) ઘડિયાળની કમાન (૪) ઝાંઝર
**જંજીરો** (પું.) પાણીમાં બાંધેલો કિલ્લો (૨) ટાપુ, બેટ (૩) જંબૂરો, એક જાતની પૈડાંવાળી નાની તોપ (૪) હનુમાનની સાધનાનો મંત્ર, જંતર (૫) સાંકળના આકારની કસબી કિનાર
**જંતર** (પું.ન.) તાંત્રિક આકૃતિ (૨) તેવી આકૃતિ કે અક્ષરવાળો કાગળ કે પતરું, તાવીજ (૩) જાદુ (૪) એક તંતુવાદ્ય, જંત્ર
**જંતરડું(-ડો)** (ન.પું.) સોનારૂપાના તાર ખેંચવાનું એક સાધન, જતરડું (૨) સકંજો, ચુંગલ
**જંતરમંતર** (પું.ન.) જંતર અને મંત્ર, જાદુ
**જંતરવું** (ક્રિ.) જંતર કરવું, (તાવીજને) જાદુઈ અસર આપવી
**જંતુ** (પું.ન.) નાનું જીવડું, જીવાત
**જંતુઘ્ન,જંતુનાશક** (વિ.) જંતુઓનો નાશ કરે એવું
**જંતુમુક્ત** (વિ.) જંતુઓ વિનાનું
**જંતુવિદ્યા,જંતુશાસ્ત્ર** (સ્ત્રી.ન.) જંતુ વિશે વિચાર કરનારું શાસ્ત્ર, 'બૅક્ટિરિયોલૉજી'
**જંતુશુદ્ધ** (વિ.) જંતુમુક્ત, જંતુરહિત, 'સ્ટરિલાઇઝ્ડ'
**જંત્ર** (ન.) છાયાયંત્ર (૨) એક જાતનું તંતુવાદ્ય (૩) (પું.ન.) જંતર
**જંત્રી** (પું.) જંત્ર વગાડનાર (૨) જાદુગર, ખેલાડી (૩) (સ્ત્રી.) સૂચિ, અનુક્રમણિકા, સાંકળિયું (૪) જંતરવાનું તાવીજ (૫) તૈયાર ગણતરીનો કોઠો, કોષ્ટક
**જંપ,જંપવારો** (પું.) શાંતિ, નિરાંત
**જંપવું** (ક્રિ.) નિરાંત વાળવી, શાંત પડવું (૨) જરા ઊંઘવું, આંખ મળવી (૩) તોફાન, ધમાચકડી વગેરેમાંથી રોકાવું, તે બંધ કરી શાંત થવું
**જંબુ(-બૂ)ક** (પું.ન.) શિયાળ (૨) કોલું
**જંબુ(-બૂ)ખંડ,જંબુ(-બૂ)દ્વીપ** (પું.) (પૌરાણિક ભૂગોળ પ્રમાણે) મેરુ પર્વતની આજુબાજુ આવેલા સાત ખંડમાંનો એક (૨) (બૌદ્ધોની માન્યતા પ્રમાણે) ભારતવર્ષ
**જંબૂર** (ન.) ખીલા ખેંચી કાઢવાનું ઓજાર - એક જાતની પકડ (૨) નાની તોપ
**જંબૂરિયો** (પું.) નાનો છોકરો
**જંબૂરો** (પું.) એક નાની તોપ (૨) બાજીગરનો મદદનીશ છોકરો
**જા** (ક્રિ.) ગતિ કર, ખસો, જાવ ('જવું'નું આજ્ઞાર્થ)

**જાઆવ** (સ્ત્રી.) જવું ને આવવું તે, આવજા, અવર-જવર
**જાઈ** (વિ.સ્ત્રી.) જણી, જણેલી (૨) (સ્ત્રી.) પુત્રી (૩) એક ફૂલની વેલ
**જાકાર,જાકારો** (પું.) 'જાઓ' એવો ઉદ્‌ગાર (૨) (લા.) અસત્કાર, 'જાઓ' કહી કાઢી મૂકવું તે
**જાકીટ** (ન.) એક પ્રકારનું પહેરવાનું વસ્ત્ર, બંડી, વાસકોટ
**જાગ** (પું.) યજ્ઞ (૨) (સ્ત્રી.) રન્નાદે (જવારા) (૩) જગ્યા (૪) જાગવું તે, જાગૃતિ
**જાગતલ,જાગતું** (વિ.) જાગતું, ઊંઘતું નહિ એવું, જાગ્રત(૨) સાવધાન
**જાગરણ** (ન.) જાગવું તે, ઉજાગરો (૨) જાગૃતિ
**જાગરિયો** (પું.) જાગરણ કરનારો, જાગરણિયો (૨) ભૂવાનો સાથી-ડાકલું વગાડનાર
**જાગરૂક** (વિ.) જાગતું (૨) સાવધ, સજાગ, સાવચેત
**જાગરૂકતા** (સ્ત્રી.) સાવધતા
**જાગર્તિ** (સ્ત્રી.) જાગવું તે (૨) સાવધપણું
**જાગવું** (ક્રિ.) ઊંઘમાંથી ઊઠવું, જાગ્રત થવું (૨) પ્રમાદમાં ન પડવું, જાગ્રત રહેવું (૩) જાગતા હોવું (૪) ફરી ઊખડવું, તાજું થવું (૫) અજ્ઞાનમાંથી નીકળવું, જ્ઞાન પામવું (૬) દૂઝવું. જેમ કે, જાગતી ગાય
**જાગામીઠું** (વિ.) થોડુંક જાગતું અને થોડુંક ઊંઘતું, કાગા-નીદરવાળું
**જાગીર** (સ્ત્રી.) સરકાર તરફથી બક્ષિસ તરીકે મળેલી જમીન કે ગામ
**જાગીરદાર** (વિ.) જાગીર ધરાવનારું (૨) (પું.) જાગીરનો ધણી
**જાગીરદારી** (સ્ત્રી.) જાગીરદારપણું
**જાગીરી** (વિ.) જાગીરને લગતું (૨) જાગીરદારી
**જાગૃત** (વિ.) જાગેલું, જાગતં, જાગર્તિ
**જાગૃતતા,જાગૃતિ** (સ્ત્રી.) જાગર્તિ, જાગતાપણું (૨) ચપળતા, ચેતન
**જાગ્રત** (વિ.) જાગતું (૨) હોશિયાર, સાવધ
**જાચક** (પું.) યાચક, માગણ, ભિક્ષુક
**જાચના** (સ્ત્રી.) વિનંતી, પ્રાર્થના (૨) માગણી, ભીખ
**જાચકવૃત્તિ** (સ્ત્રી.) યાચકવૃત્તિ, ભીખ માગવાનો ધંધો (૨) ભીખ
**જાજમ** (સ્ત્રી.) પહોળું જાડું એક પાથરણું
**જાજરમાન** (વિ.) જાજ્વલ્યમાન, પ્રકાશથી ઝગઝગતું, દેદીપ્યમાન (૨) તરત પારખું દેખાડે એવું (૩) કરડા મિજાજનું, રૂઆબદાર, તેજીલું
**જાજરું** (વિ.) તરત નાશ પામે એવું, બિચારું, પામર (૨) જરી ગયેલું, પાંખા વણાટનું
**જાજરૂ** (પું.ન.) સંડાસ, પાયખાનું
**જાજ્વલ્યમાન** (વિ.) પ્રકાશથી ઝગમગતું, દેદીપ્યમાન
**જાડાઈ,જાડાશ** (સ્ત્રી.) જાડાપણું
**જાડું** (વિ.) દળદાર (૨) ચરબીથી ભરેલું, સ્થૂલ (૨) ઘાટું (૪) તીણું નહિ એવું (૫) ખોખરું, ભારે (૬) (લા.) મંદ બુદ્ધિવાળું (૭) અશિષ્ટ, ગામડિયું (૮) ઓછી ઝીણવટવાળું (૯) (ન.) જડબું, હડપચી
**જાડ્ય** (ન.) જડતા (બુદ્ધિની)
**જાણ** (વિ.) જાણનાર (૨) ઓળખાણવાળું, પરિચિત (૩) (સ્ત્રી.) જાણવું તે, જ્ઞાન, માહિતી (૪) ઓળખાણ
**જાણ(-ન)પિછાણ(-ન)** (સ્ત્રી.) ઓળખાણપિછાન, ઓળખ, ઓળખાણ
**જાણકાર** (વિ.પુ.) જાણનાર, માહિતી ધરાવનાર
**જાણતલ** (વિ.) જાણનાર
**જાણપણ,જાણપણું** (ન.) માહિતગારપણું (૨) આવડ, જ્ઞાન
**જાણભેદુ** (વિ.) વાતનો ભેદ જાણનારું, અંદરની વાત જાણતું
**જાણવું** (ક્રિ.) (કશા વિષે) ખબર, માહિતી, સમજ, જ્ઞાન, આવડ કે પરિચય વગેરે હોવું કે પામવું (૨) માનવું, કલ્પવું, ખ્યાલ મેળવવો (૩) સમજવું
**જાણીતું** (વિ.) ઓળખીતું (૨) અનુભવી (૩) પ્રસિદ્ધ, નામીચું
**જાણે,જાણે કે** (અ.) 'એવુ જ હોય ને' એવી ઉત્પ્રેક્ષા બતાવતો શબ્દ (૨) 'માનો કે' એવો ભાવ બતાવતો શબ્દ
**જાણે(-ણ્યે)અજાણે(-ણ્યે)** (અ.) જાણતાં કે અજાણતાં, વગર ઈરાદે
**જાણ્યું** (વિ.) જાણેલું (૨) (ન.) જાણ, જાણેલું તે. જેમ કે, જાણ્યામાં આવ્યું.
**જાત** (વિ.) જન્મેલું, ઉત્પન્ન થયેલું
**જાત** (સ્ત્રી.) જાતિ, વર્ગ (૨) ખાનદાન, કુલ (૩) નાત, જ્ઞાતિ (૪) પંડ, દેહ (૫) (લા.) મૂળ સ્વભાવ (૬) (સમાસના પૂર્વપદ તરીકે) 'જાતનું', 'પોતાનું', 'આપ' એ અર્થમાં
**જાતઅનુભવ** (પું.) પોતાનો જ અનુભવ, સ્વાનુભવ
**જાતક** (ન.) જાતકર્મ (૨) જન્માક્ષર, જન્મકુંડળી (૩) બુદ્ધ ભગવાનના પૂર્વજન્મની કથા, જાતકકથા
**જાતકમાઈ** (સ્ત્રી.) પોતે જાતે કરેલી-જાતમહેનતની કમાણી
**જાતકર્મ** (ન.) (જન્મ વેળા કરાતો) સોળ સંસ્કારમાંનો એક
**જાતભાઈ** (પું.) જાતિભાઈ, નાતીલો, જ્ઞાતિબંધુ
**જાતમહેનત** (સ્ત્રી.) જાતે કરેલી મહેનત, સ્વાશ્રય (૨) શરીરશ્રમ
**જાતમાહિતી** (સ્ત્રી.) જાતે પોતાની જાણની કે જાતે મેળવેલી માહિતી
**જાતમુચરકો** (પું.) પોતે જ પોતાના જામીન થવું તે
**જાતર** (સ્ત્રી.) પાડા, બકરા વગેરેનો ક્રૂર વધ કરી દેવીનો ઉત્સવ કરે છે તે (૨) જાત્રા
**જાતરખું** (વિ.) જાત સાચવનારું, સ્વાર્થી
**જાતવંત,જાતવાન** (વિ.) ઊંચા ખાનદાન કે ઊંચી ઓલાદનું (૨) ઊંચી જાતનું
**જાતવેદ**(-દા) (પું.) અગ્નિ
**જાતિ** (સ્ત્રી.) કુળ, વર્ણ કે નાત તથા યોનિના ભેદસૂચક વર્ગ, સમુદાય ('ટ્રાઇબ', 'રેસ') ઉદા. 'મનુષ્યજાતિ', 'આર્યજાતિ', 'ક્ષત્રિયજાતિ' (૨) લિંગભેદસૂચક વર્ગ, 'સેક્સ' (૩) અમુક વર્ગની જુદીજુદી વ્યકિત-ઓમાં રહેલો સમાન ધર્મ (૪) માત્રામેળના બંધારણવાળો એક છંદવિભાગ
**જાતિદોષ** (પું.) લિંગ બતાવવાની ભૂલ (વ્યા.)
**જાતિદ્વેષ** (પું.) જાતિજાતિ વચ્ચેનો દ્વેષ
**જાતિધર્મ** (પું.) દરેક જાતિની વિશિષ્ટ ફરજો (૨) એક આખી જાતિનો વિશિષ્ટ સ્વભાવ
**જાતિભાઈ** (પું.) એક જ જાતિ કે જ્ઞાતિનો હોઈ ભાઈ
**જાતિભેદ** (પું.) જાતિજાતિ વચ્ચેનો તફાવત
**જાતિમીમાંસા** (સ્ત્રી.) જાતિઓના ગુણધર્મ ચર્ચતું શાસ્ત્ર, જાતિ વિજ્ઞાન, 'એથ્નોલૉજી'
**જાતિલક્ષણ** (ન.) જાતિનું લક્ષણ-વિશિષ્ટતા
**જાતિવહેવાર** (પું.) જ્ઞાતિજ્ઞાતિ વચ્ચેનો ખાવાપીવાનો વ્યવહાર
**જાતિવાચક** (વિ.) જાતિ બતાવનારુ, સંજ્ઞાવાચક (વ્યા.)
**જાતિવાદ** (પું.) જાતિ વ્યકિતથી ભિન્ન રહી શકે છે તેવો વાદ, 'રિયેલિઝમ' (ન્યા.)

**જાતિવિશેષ** (પું.) અમુક ખાસ જાતિભેદ, 'સ્પીશીઝ' (પ.વિ.)
**જાતિસંકર** (પું.) કોઈપણ બે જાતિઓના સંમિશ્રણથી થતો નવો પ્રકાર, વર્ણ-સંકરતા
**જાતિસ્મરણ** (ન.) પૂર્વજન્મનું સ્મરણ
**જાતિસ્વભાવ** (પું.) જાતિ કે કોમનો વિશિષ્ટ સ્વભાવ (૨) પોતાનો સ્વભાવ
**જાતીય** (વિ.) જાતિનું, -ને લગતું (૨) (સ્ત્રી.) સ્ત્રીપુરુષ સંબંધને લગતું, 'સેક્સ્યુઅલ'
**જાતીલું** (વિ.) પોતાની જાતિનું, સ્વજાતીય
**જાતે** (અ.) પોતે, પંડે, સ્વયં (૨) જાતિથી, જાતિ પ્રમાણે
**જાત્ય** (વિ.) મૂલકોણીય. 'રાઈટ ઍન્ગલ (ગ.) (૨) અભિજાત, ઉત્તમ, એક જ કુટુંબનું
**જાત્યચતુષ્કોણ** (પું.) લંબચોરસ, 'રેક્ટેન્ગલ'
**જાત્યપ્રક્ષેપ** (પું.) લંબકોણીય પ્રક્ષેપ, 'ઑર્થોગોનલ પ્રોજેક્શન' (ગ.)
**જાત્યપ્રતિષ્ઠાપક** (પું.) સમચતુષ્કોણીય નિર્દેશાંક, 'રેક્ટેંગ્યુલર કૉઑર્ડિનેટ્સ (ગ.)
**જાત્યભિમાન** (ન.) પોતાની જાતિનું અભિમાન
**જાત્યંધ** (વિ.) જન્મથી આંધળું
**જાત્રા** (સ્ત્રી.) તીર્થોની મુસાફરીએ જવું તે (૨) દેવ કે મહાપુરુષને નિમિત્તે થતો મોટો સમારંભ કે મેળો (૩) ભરણપોષણનો માર્ગ
**જાત્રાળુ** (પું.વિ.) જાત્રા કરવા જનાર, યાત્રિક
**જાથુ(-થૂક)** (અ.) હમેશ રહે - ચાલ્યા કરે એમ, કાયમનું
**જાદરિયું** (ન.) જુવાર કે ઘઉંના પોંકનો લાડુ
**જાદવ** (પું.) યદુનો વંશજ, યાદવ (૨) શ્રીકૃષ્ણ
**જાદવરાય** (પું.) યાદવોના રાજા - શ્રીકૃષ્ણ
**જાદવાસ્થળી** (સ્ત્રી.) જાદવોની અંદર અંદર થયેલી લડાઈ (૨) એક વર્ગના માણસોની માંહોમાંહેની લડાઈ
**જાદવી** (સ્ત્રી.) યાદવી, યાદવાસ્થળી, જાદવાસ્થળી (૨) દુર્ગા
**જાદુ(-દૂ)** (પું.ન.) મંત્રતંત્ર કે હાથચાલાકીનું કામ, ઇલમ, નજરબંદી
**જાદુ(-દૂ)ઈ** (વિ.) જાદુથી થયેલું, ચમત્કારી, વિલક્ષણ
**જાદુ(-દૂ)ગ(-ગી)ર** (પું.) જાદુનું કામ કરનાર (૨) (લા.) ખેપાની
**જાદુ(-દૂ)ગ(-ગી)રી** (સ્ત્રી.) જાદુની વિદ્યા (૨) જાદુનું કામ
**જાદુ(-દૂ)ટોણાં(-ણો)** (ન.બ.વ.પું.) જાદુનો નાનો પ્રયોગ (૨) (લા.) ભૂત પિશાચ વગેરેની અસર કાઢવા કરાતો ટુચકો
**જાદુ(-દૂ)મંતર** (પું.) જાદુનો મંત્ર
**જાન** (ન.) નુકસાન, હાનિ (૨) (પું.) જીવ, પ્રાણ (૩) (લા.) પ્રાણપ્રિય માણસ (૪) દમ, જોર, શકિત (૫) (સ્ત્રી.) લગ્નમાં વર સાથે જનારાઓનો સમૂહ
**જાનકી** (સ્ત્રી.) સીતા, જનકની પુત્રી
**જાનકીનાથ** (પું.) શ્રીરામ
**જાનપદ,જાનપદીય** (વિ.) ગામડાનું, -ને લગતું (૨) ગામડિયું
**જાનનિસાર(-રી)** (વિ.) પ્રાણને ભોગે સેવા કે ભકિત કરે એવું
**જાનફિશાની** (સ્ત્રી.) પ્રાણાર્પણ
**જાનમાલ** (પું.) જીવ અને માલમતા
**જાનવર** (ન.) જનાવર, પશુ (૨) વાઘવરુ જેવું હિંસક પશુ (૩) સાપ જેવું ઝેરી પ્રાણી
**જાની** (પું.) યજ્ઞ કરાવનાર, પુરોહિત (૨) (વિ.) જાન સમું પ્રિય (૩) જીવલેણ
**જાનીવાસો** (પું.) જાનનો ઉતારો
**જાનુ** (સ્ત્રી.) ઘૂંટણ, ગોઠણ
**જાનૈયો** (પું.) જાનમાં જનાર પુરુષ
**જાન્યુઆરી** (પું.) ખ્રિસ્તી વર્ષનો પહેલો મહિનો
**જાપ** (પું.) જપ, નામસ્મરણ
**જાપતો,જાપ્તો** (પું.) પાકો બંદોબસ્ત, કાબૂ, તકેદારી
**જાપાન** (પું.) એક દેશ
**જાફત** (સ્ત્રી.) મિજબાની, ઉજાણી, જિયાફત
**જાફરમાની** (વિ.) કેસરના રંગનું
**જાફરાન** (ન.) કેસર
**જાફરાં,જાફરિયાં** (ન.બ.વ.) લાંબા કેશ (ખાસ કરીને અવ્યવસ્થિત) (૨) બાબરાં
**જાફરુ,જાફરિયું** (વિ.) જાફરાંવાળું
**જામ** (પું.) જામસાહેબ, જામનગરના દરબારનો ઇલકાબ (૨) એક પ્રહર-પહોર
**જામ** (અ.) ઠરીને ચોટી ગયેલું, સજ્જડ ચોટી ગયેલું
**જામ** (પું.ન) પ્યાલો
**જામ(-મિ)ની** (સ્ત્રી.) રાત, યામિની
**જામગરી** (સ્ત્રી.) બંદૂક કે તોપના દારૂને સળગાવવા માટેની કાકડી-પલીતો
**જામફળ** (ન.) એક ફળ - જમરૂખ
**જામફળી** (સ્ત્રી.) જામફળનું ઝાડ, જમરૂખી (૨) જામફળની વાડી
**જામલી** (વિ.) જાંબલી, જાંબુવર્ણું
**જામવું** (ક્રિ.) એકઠું થવું, છૂટાંછૂટાં તત્ત્વોનું એકત્ર થવું (જેમ કે, ટોળું જામ્યું) (૨) ઘન થવું, ઠરવું, બાઝવું, બંધાવું (જેમ કે, દૂધ, બરફ જામવાં) (૩) સ્થિર કે દૃઢ થવું (જેમ કે, ખીલો જામવો (૪) બરોબર ચાલવું, પૂરું રંગમાં આવવું, પૂરબહાર થવું, મચવું (જેમ કે, મૈત્રી, ધંધો, યુદ્ધ જામવાં)
**જામાતા(-તૃ,-ત્ર)** (પું.) જમાઈ, દીકરીનો વર
**જામિ(-મી)ન** (પું.) બીજાની જોખમદારી પોતા પર લઈ તે વિષે કબૂલાત આપનારો, બાંયધરી આપનાર, 'બેઈલ'
**જામિ(-મી)ન કેસ** (પું.) (સારી ચાલચલગત માટે) જામીન માગવાનો કેસ, 'ચૅપ્ટર કેસ'
**જામિ(-મી)નખત** (ન.) જામીન તરીકેનો લેખી કરાર
**જામિ(-મી)નગીરી** (સ્ત્રી.) જામીન થવું તે, જામીન થઈ ખાતરી આપવી તે, 'ફાઈડેલિટી ગૅરંટી'
**જામિ(-મી)ની** (સ્ત્રી.) જામની, રાત્રિ
**જામો** (પું.) મોટા ઘેરવાળો ઘણો જ નીચો એવો એક જાતનો અંગરખો (૨) ઠઠ, જામવું - એકઠું થવું તે
**જાયદાદ** (સ્ત્રી.) માલમિલકત, જાગીર
**જાયફળ** (ન.) એક ફળ-તેજાનો
**જાયા** (સ્ત્રી.) સ્ત્રી, પત્ની (૨) પુત્રી
**જાયાપતિ(-તી)** (ન.બ.વ.) પતિપત્ની, દંપતી
**જાયું** (વિ.) જન્મેલું (સ્ત્રીલિંગ જાઈ), સંતાન
**જાર** (સ્ત્રી.) એક અનાજ, જુવાર

**જાર** (પું.) પરસ્ત્રી સાથે પ્રીતિ કરનાર, યાર

**જારકર્મી** (વિ.) વ્યભિચારી

**જારી(-રુ)** (અ.) ચાલુ

**જાલ(-ળ)** (સ્ત્રી.) માછલાં, પંખી વગેરે પકડવા માટેની જાળી (૨) ઘણી વસ્તુઓ ગૂંચવાઈને થયેલું જાળું (૩) ફાંદો, ફરેબ

**જાલંધર** (પું.) બિયાસ અને સતલજ વચ્ચેનો પ્રદેશ (૨) એક દૈત્ય કે સિદ્ધ (૩) (ન) (પંજાબનું) એક નગર

**જાલિમ** (વિ.) જુલમી, નિર્દય

**જાલી** (વિ.) કપટી, બનાવટી, જૂઠું

**જાલીનોટ** (સ્ત્રી.) બનાવટી નોટ

**જાવઆવ** (સ્ત્રી.) જાઆવ, આવ-જા, અવર જવર

**જાવક** (વિ.) બહાર જતું કે મોકલાતું (૨) (સ્ત્રી.) બહાર મોકલવું તે (૩) ખરચ, ઉધારેલી રકમ (૪) (પું.) (લાખિયો) લાલ રંગ

**જાવકનોંધ** (સ્ત્રી.) જાવકપત્રોની નોંધપોથી

**જાવત** (અ.) જ્યાંસુધી

**જાવરી** (સ્ત્રી.) ચોખા અને દાળનું (માંદાનું પથ્ય) એવું હલકું ખાણું (વૈદો તાવમાં ભલામણ કરે છે.)

**જાવરો** (પું.) જવું તે ('આવરો'થી ઊલટું), જાવક

**જાવરું(-ળું)** (વિ.) જીર્ણ, ઘસાઈ ગયેલું (૨) ક્ષણભંગુર (૩) નાજુક

**જાવંત્રી(-તરી)** (સ્ત્રી.) જાયફળ ઉપરનું સુગંધીદાર છોડું, જાયપત્રી

**જાવા** (ન.) હિંદી મહાસાગરનો એક બેટ

**જાવું** (ક્રિ.) જન્મવું (૨) જન્મ દેવો, જણવું (૩) જવું

**જાસા(-હા)ચિઠ્ઠી** (સ્ત્રી.) જાસાનું કારણ દર્શાવતી ચિઠ્ઠી (૨) કોઈ પણ પ્રકારની ધમકી આપનારો છાની રીતે મોકલવામાં આવતો કાગળ

**જાસુ,જાસૂદ(-દી)** (સ્ત્રી.) એક ફૂલઝાડ

**જાસૂસ** (પું.) શત્રુની છૂપી રીતે બાતમી જાણી લાવનાર, ગુપ્તચર, બાતમીદાર

**જાસો(-હો)** (પું.) અંગત વેર વાળવા લોકો પર કરાતી જબરદસ્તી (૨) તેને માટે અપાતી છૂપી ધમકી

**જાસ્ત** (વિ.) જોઈએ તેના કરતાં વધારે

**જાસ્તી** (વિ.) જાસ્ત (૨) (સ્ત્રી) જુલમ, જબરદસ્તી (૩) બળજબરી, સખ્તાઈ

**જાહેર** (વિ.) ગુપ્ત નહીં એવું, લોકને જાણીતું (૨) સાર્વજનિક

**જાહેરક્ષેત્ર** (ન.) નિયંત્રિત ઉદ્યોગ-સંચાલન (૨) જાહેર જીવન

**જાહેરખબર** (સ્ત્રી.) સૌ કોઈની જાણ માટેની ખબર (૨) તેને માટે લખાણ-મુદ્રણ વગેરેનું લેવાતું સાધન, 'એડ્વર્ટાઈઝમૅન્ટ'

**જાહેરનામું** (ન.) જાહેરખબર, ઢંઢેરો (૨) જાહેરાત, જાહેર યાદી કે બયાન, 'નોટિફિકેશન', 'મૅનિફેસ્ટો'

**જાહેરનીતિ** (સ્ત્રી.) સરકારી કાર્ય-પ્રણાલી, 'પબ્લિક પૉલિસી'

**જાહેરસૂચના** (સ્ત્રી.) બધાને માટેની જાહેરાત, નિવિદા, 'પબ્લિક નોટિસ'

**જાહેરવાહન** (ન.) સાર્વજનિક વાહન, 'પબ્લિક કેરિયર'

**જાહેરસભા** (સ્ત્રી.) જાહેર જગ્યાએ અને સૌને માટે થતી સભા

**જાહેરસેવા** (સ્ત્રી.) લોકસેવા

**જાહેરસ્થળ** (ન.) જ્યાં બધાં લોકો જઈ શકે તેવી જગ્યા, 'પબ્લિક પ્લેસ'

**જાહેરહિસાબ** (પું.) પ્રજાની કોઈ પણ વ્યક્તિને જોવાનો અધિકાર હોય તેવા હિસાબી ચોપડા

**જાહેરહિંમત** (સ્ત્રી.) લોકોની દબાયા વગર વિચાર વ્યક્ત કરવાની ક્ષમતા (૩) (અ.) છડેચોક

**જાહેરાત** (સ્ત્રી.) જાહેર કરવાની ક્રિયા (૨) જાહેરખબર, 'ઍડવર્ટાઈઝમૅન્ટ'

**જાહોજલાલી** (સ્ત્રી.) દબદબો, આબાદી, વૈભવ

**જાહ્નવી** (સ્ત્રી.) ગંગાનદી

**જાળ** (સ્ત્રી.) જાલ (૨) ભરમડો ફેરવવાની દોરી

**જાળગૂંથણી** (સ્ત્રી.) માળખું, 'નેટવર્ક'

**જાળવણી** (સ્ત્રી.) જાળવવું તે, સંભાળ, સાચવણી

**જાળવવું** (ક્રિ.) સંભાળવું, સાચવવું

**જાળાંઝાંખરાં** (ન.બ.વ.) જાળાં અને ઝાંખરાં

**જાળિયું** (ન.) એક વનસ્પતિ-ઔષધિ (૨) મકાનમાં અજવાળા માટે મૂકેલું બાકું (૩) જાળીદાર ધુમાડિયું

**જાળી** (સ્ત્રી.) વચમાં કાણાં રહે એવી ગૂંથણી કે તેવી બનાવેલી વસ્તુ (૨) તેવી ગૂંથણીવાળા વાળાથી કે સળિયાથી ભરેલું બારીબારણાંનું કમાડ કે ભીતનું જાળિયું (૩) ભમરડાની જાળ

**જાળીદાર** (વિ.) જાળીવાળું

**જાળું** (ન.) એકબીજા સાથે ગૂંચવાઈ કે ગૂંથાઈને બનેલું કોકડું, ઘુંગું (જેમ કે, છોડ, વેલા વગેરેનું) (૨) કરોળિયાનું બાવું (૩) આંખની છારી (૪) જાળ, ફાંસલો

**જાંગડ** (વિ.) જોવા દેખાડવા, મૂલ્ય આપ્યા કે સોદો કર્યા સિવાય લીધેલું (૨) (અ.) ખૂબ ઘેરા અવાજથી

**જાંગલો** (પું.) ગોરો, ટોપીવાળો (કાંઈક તુચ્છકારમાં) (૨) જંગલી

**જાંઘ** (સ્ત્રી.) સાથળ, જંઘા

**જાંઘિયો** (પું.) જાંઘ ઢંકાય એવડો તંગિયો-ચડ્ડી

**જાંચ** (સ્ત્રી.) તપાસ, તલાશ

**જાંબલી(-લું,-વું)** (વિ.) જાંબુના રંગનું, જાંબુડા રંગનું, કિરમજી રંગનું, જામલી

**જાંબુ** (ન.) જાંબુડાનું ફળ

**જાંબુ(-બૂ)ક** (પું.ન.) શિયાળ (૨) (પું.) એક જાતની ભૂતયોનિનો જીવ

**જાંબુડિયું** (વિ.) જાંબુના રંગનું

**જાંબુડી** (સ્ત્રી.) લાકડાની ધાવણી

**જાંબુડો** (પું.) જાંબુનું ઝાડ

**જાંસો** (પું.) ઠપકો (૨) પ્રહાર, માર

**જિકર** (સ્ત્રી.) આગ્રહ, હઠ, મમત (૨) કથન, વાતચીત

**જિગર** (ન.) દિલ, હૈયું (૨) (લા.) દિલોજાન દોસ્ત (૩) (લા.) હિંમત

**જિગરજાન** (વિ.) પ્રાણપ્રિય, દિલોજાન

**જિગીષા** (સ્ત્રી.) જીતવાની ઇચ્છા

**જિજીવિષા** (સ્ત્રી.) જીવવાની ઇચ્છા, 'લિબિડો'

**જિજ્ઞાસા** (સ્ત્રી.) જાણવાની ઇચ્છા, જ્ઞાનપ્રાપ્તિની ઇચ્છા

**જિજ્ઞાસુ** (વિ.) જિજ્ઞાસાવાળું, જાણવાની ઇચ્છા કરનારું

**જિત** (વિ.) જિતાયેલું, જીતનારું (સમાસને અંતે. જેમ કે, ઇંદ્રજિત)

**જિતેન્દ્રિય** (વિ.) ઇન્દ્રિયોને જીતી હોય એવું

**જિદ** (સ્ત્રી.) જીદ, હઠ, આગ્રહ

**જિદ્દી** (વિ.) જક્કી (૨) હઠીલું, દુરાગ્રહી

**જિન** (ન.) કપાસ લોઢવાનું કારખાનું
**જિન** (વિ.) (રાગદ્વેષાદિ ઉપર) જય મેળવનારું (૨) (પું.) બુદ્ધ (૩) જૈન તીર્થંકર (૪) વિષ્ણુ
**જિનપદ** (ન.) જિન તરીકેનું પદ
**જિનમંદિર,જિનાલય** (ન.) જૈન મંદિર-દેરાસર
**જિનેન્દ્ર,જિનેશ્વર** (પું.) જૈન તીર્થંકર, જિન (૨) બુદ્ધ ભગવાન
**જિન્સી** (વિ.) જાતીય, સ્ત્રી-પુરુષ સંબંધી
**જિપ્સી** (વિ.પું.) એ નામની એક રખડાઉ જાતિનું માણસ
**જિબ્રીલ** (પું.) ખુદાનો એક ફિરસ્તો
**જિભાળ(-ળું)** (વિ.) (લા.) બહુબોલું, અસભ્ય, તોછડું (૨) ભૂંડું (શબ્દ-વેણ)
**જિમ** (અ.) જેમ
**જિમખાનું** (ન.) (મેદાની) રમતગમતની મંડળીને ખેલવાની જગ્યા
**જિમ્નેશિયમ** (ન.) કસરત કરવાનું સ્થાન, અખાડો, વ્યાયામશાળા
**જિયાફત** (સ્ત્રી.) જાફત, મિજબાની, ઉજાણી
**જિયારત** (સ્ત્રી.) જારત, મુસ્લિમોમાં મરણ પછી ત્રીજા દિવસની ઉઠમણાની ક્રિયા
**જિરાફ** (ન.) આફ્રિકાનું લાંબી ડોકવાળું એક જંગલી પશુ
**જિરાયત** (વિ.) વરસાદના પાણીથી થતું (ખેતી કે પાક માટે) (તેનાથી ઊલટું બાગાયત - કૂવાના પાણીથી થતું)
**જિ(-જી)રાળું** (ન.) જેમાં જીરું મુખ્ય હોય તેવું મીઠું, હિંગ, હળદર વગેરેનું ચૂર્ણ
**જિલેટીન** (ન.) એક પ્રાણિજ ચીકણો પદાર્થ (ર.વિ.)
**જિલ્લાબોર્ડ, જિલ્લા પંચાયત** (ન.સ્ત્રી.) જિલ્લાનું બોર્ડ કે તેની પંચાયત, જિલ્લાનો વહીવટ કરનારું તંત્ર
**જિલ્લો** (પું.) વિભાગ (૨) કલેક્ટરની હકુમત નીચે મુકાતો રાજ્યનો ભાગ, 'ડિસ્ટ્રિક્ટ'
**જિવાઈ** (સ્ત્રી.) જીવનનિર્વાહ પેટે બાંધી આપેલી રકમ કે જમીન - ગરાસ, આજીવિકા
**જિવાઈદાર** (વિ.) જિવાઈ ધરાવનારું
**જિવાડવું** (ક્રિ.) જીવતું કરવું, મરતું બચાવવું (૨) પોષવું
**જિવારો** (પું.) જન્મારો, જિંદગી
**જિષ્ણુ** (પું.) ઇન્દ્ર (૨) વિષ્ણુ (૩) (વિ.) ફતેહમંદ, વિજયી
**જિસમ** (ન.) શરીર
**જિસસ ક્રાઈસ્ટ** (પું.) ઈશુ ખ્રિસ્ત
**જિહાદ** (સ્ત્રી.) જેહાદ, ધર્મયુદ્ધ, સંઘર્ષ
**જિહ્વા** (સ્ત્રી.) જીભ
**જિહ્‌વાદોષ** (પું.) જીભની-વાચાની ભૂલ
**જિહ્વામૂલ(-ળ)** (ન.) જીભનું મૂળ
**જિહ્વામૂલીય** (વિ.) જીભના મૂળમાંથી બોલાતું
**જિહ્વાલૌલ્ય** (ન.) જીભની ચપળતા-લોલુપતા
**જિહ્વાળી** (સ્ત્રી.) શ્વાસનળીના આદિમાં આવેલું સૂરનું નિયમન કરનારું વાચાનું દ્વાર, 'ગ્લોટિસ'
**જિંગા** (ન.) કાચબાની પેઠે કઠણ કોચલાવાળું એક પ્રાણી (૨) એક જાતની સ્વાદિષ્ટ માછલી
**જિંગોડી** (સ્ત્રી.) નાનો જિંગોડો
**જિંગોડો** (પું.) કૂતરાં, ગાય, ભેંસ, વગેરે પશુઓના કાન વગેરે અંગો પર બાઝતો જીવ, જંગોડો
**જિંજર** (સ્ત્રી.) આદુના રસવાળું એક પીણું
**જિંદગાની** (સ્ત્રી.) જન્મારો, જિંદગી, આયુષ્ય
**જિંદગી** (સ્ત્રી.) જીવન (૨) આયુષ્ય
**જિંદગીભર** (અ.) આખી જિંદગી સુધી, આખો જન્મારો
**જી** (અ.) કાવ્યમાં પાદપૂર્તિ માટે વપરાય છે. (૨) 'આ રહ્યો, 'વારુ' વગેરે અર્થ બતાવનાર માનવાચક ઉદ્‌ગાર (પ્રશ્નાર્થક કે 'હા'નો નિશ્ચયાર્થક, જેમ કે, 'જી?=શું ?', 'જી' = હાં, ઠીક) (૩) નામને જોડાતો માનવાચક શબ્દ જેમ કે, પિતાજી
**જી** (સ્ત્રી.) માતા, બા
**જીજાજી** (પું.) બહેનનો વર, બનેવી
**જીજી** (સ્ત્રી.) બા (૨) મોટી મા, દાદી
**જીજીમા** (સ્ત્રી.) ઘરડી મા, દાદી
**જીજો** (પું.) દાદો (૨) બનેવી
**જીણ** (સ્ત્રી.ન.) કેરીમાં ગોટલી પરનું રુંવાંટીવાળું સખત પડ
**જીત** (સ્ત્રી.) ફતેહ, વિજય (૨) (પું.) સંગીતનો એક અલંકાર
**જીતવું** (ક્રિ.) ફતેહ મેળવવી, સફળ થવું, પાર ઊતરવું
**જીદ** (સ્ત્રી.) જિદ્દ, હઠ
**જીન** (ન.) એક જાતનું જાડું મિલનું કપડું, જાડા પોતનું ઘટ્ટ કાપડ
**જીન** (પું.) એક જાતનું ભૂત (૨) (ન.) ઘોડાનું પલાણ
**જીનો** (પું.) દાદરબારી, અલગ કાઢેલી સીડી
**જીપ** (સ્ત્રી.) એક જાતની(મજબૂત) મોટરગાડી
**જીભ** (સ્ત્રી.) બોલવાની કર્મેન્દ્રિય (૨) વાચા, વાણી (૩) સ્વાદની ઇંદ્રિય (૪) જોડા પહેરવા માટે એડી આગળ વપરાતી પટીનું સાધન (૫) ટાંક, અણિયું (૬) પાવા વગેરેનો મોઢાનો ભાગ જે વાગે છે તે
**જીભડ(-ડો)** (સ્ત્રી.પું.) જીભ (તુચ્છકાર)
**જીભાજોડી(-રી,-ળી)** (સ્ત્રી.) બોલાબોલી, તકરાર
**જીમી** (સ્ત્રી.) કાઠી સ્ત્રીઓ ઘાઘરાને બદલે કથ્થાઈ રંગનું જે કપડું પહેરે છે તે
**જીમૂત** (પું.ન.) મેઘ, વાદળ
**જીમૂતવાહન** (પું.) ઇંદ્ર
**જીરણ** (વિ.ન.) જીર્ણ, છેક જૂનું, ઘસાઈ કે ખવાઈ ગયેલું (૨) જરેલું, પચેલું
**જીરવવું** (ક્રિ.) પચાવવું, હજમ કરવું (૨) સાંખવું, વેઠવું, સહન કરવું
**જીરાકેરી** (સ્ત્રી.) જીરા સાથે આથેલી કેરી
**જીરાસળ** (સ્ત્રી.) એક જાતની ડાંગર
**જીરિયા-કેરી** (સ્ત્રી.) જીરા જેવી વાસવાળી એક કેરી
**જીરું** (ન.) એક મસાલો
**જીર્ણ** (વિ.) જીરણ, છેક જૂનું, ઘસાઈ કે ખવાઈ ગયેલું (૨) જરેલું, પચેલું
**જીર્ણજ્વર** (પું.) માલૂમ ન પડે એવો શરીરમાં રહેતો ઝીણો ધીમો તાવ
**જીર્ણશીર્ણ** (વિ.) સાવ તૂટ્યુંફૂટ્યું, તદ્દન જર્જરિત
**જીર્ણોદ્ધાર** (પું.) જીર્ણ થયેલાને સમરાવવું તે, 'રિનોવેશન'
**જીલબ્બે** (અ.) અતિશય તાબેદારી સૂચવતો ઉદ્‌ગાર
**જીવ** (પું.) શરીરનું ચેતન તત્ત્વ, પ્રાણ (૨) કોઈપણ પ્રાણી (૩) પૂંજી, દોલત (૪) દમ, સાર, કાંઈ રામ હોવા તે (૫) (લા.) મન, દિલ (૬) કાળજી, લક્ષ (૭) હિંમત, ખંત

**જીવઉકાળો** (પું.) બળાપો, કલેશ
**જીવજંત(-તુ)** (પું.ન.) જીવડું, જીવાત
**જીવડું** (ન.) કદમાં નાનું જંતુ
**જીવડો** (પું.) જીવ, આત્મા (૨) કીડો
**જીવણ,-જી** (પું.) જીવનનો સ્વામી, પતિ (૨) (લા.) પ્રિયતમ
**જીવત** (ન.) જીવિત, જીવતર
**જીવતક્રિયા,જીવતચરા** (સ્ત્રી.) પોતાના મરણ પાછળ કરવાની ક્રિયા (વરો વગેરે) જીવતાં જ કરવી તે
**જીવતદાન** (ન.) આફતમાં સપડાયેલાને કે પોતાના સકંજામાં પડેલાને ન મારવો-પ્રાણનું દાન-રક્ષણ કરવું તે, જીવિતદાન
**જીવતર** (ન.) જન્મારો, જિંદગી, ભવ
**જીવતું** (વિ.) જીવવાળું, જીવનશકિતવાળું, સજીવ ('મરેલું' થી ઊલટું), હયાત
**જીવતે(-તો)જીવત** (અ.) જીવતાં, હયાતીમાં
**જીવદયા** (સ્ત્રી.) જીવો-પ્રાણીઓ પર દયા
**જીવદશા** (સ્ત્રી.) જીવની અજ્ઞાન દશા, જીવની અવસ્થા
**જીવદેહ** (પું.) સ્થૂળ શરીર
**જીવધારી** (વિ.) જીવવાળું (૨) (પું.) પ્રાણી
**જીવન** (ન.) જીવવું તે (૨) આયુષ્ય, જિંદગી (૩) જીવનશકિત, પ્રાણ (૪) પાણી, જળ (૫) (લા.) જીવનનો આધાર, જીવિકા
**જીવનકથા** (સ્ત્રી.) જિંદગીનું વૃત્તાંત, જીવનચરિત્ર
**જીવનકલહ** (પું.) જીવનસંગ્રામ
**જીવનકલા(-ળા)** (સ્ત્રી.) જીવન જીવવાની કળા
**જીવનકાર્ય** (ન.) જિંદગીનું મુખ્ય કાર્ય, વિશિષ્ટ કાર્ય, 'મિશન'
**જીવનકાળ** (પું.) જીવનનો સમય, આવરદા, જિવારો
**જીવનચક્ર** (ન.) વિશ્વમાં જીવન નભે છે તેનો ક્રમ કે વ્યવસ્થા, જીવન ચાલે છે તેની ઘટમાળ
**જીવનચરિત(-ત્ર)** (ન.) જિંદગીનું વૃત્તાંત
**જીવનચર્યા** (સ્ત્રી.) જીવન ગુજારવાની રીત કે પદ્ધતિ, જીવનવ્યવહાર
**જીવનઝરમર** (સ્ત્રી.) જીવનનાં યાદગાર કામકાજ કે કિસ્સા વગેરેનું વૃત્તાંત, જીવનચરિત
**જીવનદર્શન** (ન.) જીવનમાં અનુભવેલા ભિન્નભિન્ન સત્યોનો સાક્ષાત્કાર, જીવન કેવી રીતે જીવવું એનો સાચો ખ્યાલ
**જીવનદાન** (ન.) જીવનનું સમર્પણ કરવું તે (૨) જીવન બચાવી આપવાની ક્રિયા
**જીવનદીપ,જીવનદીપક** (પું.) જીવનનો દીવો, જીવ, પ્રાણ, ચૈતન્ય
**જીવનધારક** (વિ.) જીવનને ધારણ કરનારું - પોષનારું કે નભાવતું
**જીવનધારણ** (ન.) જીવનને ટકાવવું તે, ભરણપોષણ
**જીવનધારા** (સ્ત્રી.) જીવન જિવાતું જવાની અવિરત પ્રક્રિયા, જીવનપ્રવાહ, જીવન-સરણી
**જીવનધોરણ** (ન.) જીવનના નિર્વાહનું ધોરણ, રહેણીકરણીની કક્ષા કે દરજ્જો
**જીવનધ્યેય** (ન.) જીવનનો ઉદ્દેશ, જીવવાનું લક્ષ્ય, જીવનનો હેતુ
**જીવનનિર્વાહ** (પં.) જીવનનો નિર્વાહ કે ભરણપોષણ, ગુજારો, આજીવિકા
**જીવનપથ,જીવનપંથ** (પું.) જીવનનો માર્ગ, જીવન ગુજારવાની નીતિરીતિ
**જીવનપલટો** (પું.) આખા જગતમાં થતો પલટો, જીવન-પરિવર્તન, 'કૉન્વર્ઝન'
**જીવનપાથેય** (ન.) જીવનપંથ માટેનું ભાથું
**જીવનપ્રક્રિયા** (સ્ત્રી.) જીવન કે શરીર ટકવામાં થતી તેની ધાતુઓની પ્રક્રિયા, ચયાપચય, 'મૅટેબોલિઝમ'
**જીવનપ્રણાલી** (સ્ત્રી.) જીવન જીવવાની રીત, જીવનચર્યા
**જીવનબુટ્ટી** (સ્ત્રી.) સજીવન કરી દે એવી બુટ્ટી, સંજીવની
**જીવનમંત્ર** (પું.) જીવનનો મુખ્ય ધ્યાનમંત્ર, જીવનનો મુખ્ય આદર્શ
**જીવનમૂળી** (સ્ત્રી.) જીવનનું મૂળ, જીવનાધાર
**જીવનયાત્રા** (સ્ત્રી.) જન્મથી મૃત્યુ સુધીનો પ્રવાસ, જીવન-પ્રવાહ, જીવન-સફર
**જીવનરસ** (પું.) જીવન જીવવામાં કે તે માટેનો રસ (૨) શરીરના કોષનો એ રસ, જે વિના પ્રાણ ટકે નહિ, 'પ્રોટોપ્લાઝમ' (ર.વિ.)
**જીવનરસાયન** (ન.) પ્રાણીના શરીરની ધાતુઓનું રસાયનશાસ્ત્ર 'બાયોકેમિસ્ટ્રી'
**જીવનરેખા** (સ્ત્રી.) હથેળીમાંની આયુષ્યરેખા
**જીવનલીલા** (સ્ત્રી.) જીવનરૂપી લીલા, જિંદગી
**જીવનવિકાસ** (પું.) જીવનની ખિલવણી-જીવનનું ઘડતર, જીવનની કેળવણી
**જીવનવીર** (વિ.પું.) જીવનસંગ્રામમાં વીર, જીવનમાં બરોબર જીવી જાણનાર
**જીવનવૃત્ત(-ત્તાંત)** (ન.) જીવનકથા, જીવનચરિત, જીવનચરિત્ર
**જીવનશકિત** (સ્ત્રી.) જીવનની મૂળ શકિત, 'લાઈફ-એનર્જી'
**જીવનશાસ્ત્ર** (ન.) સમગ્ર જીવનને વિચારતું શાસ્ત્ર (૨) જીવશાસ્ત્ર, 'બાયોલૉજી'
**જીવનસખી** (સ્ત્રી.) સહધર્મચારિણી, પત્ની
**જીવનસંગ્રામ** (પું.) જીવતા રહેવા માટે પ્રાણીઓને કરવો પડતો સંગ્રામ
**જીવનસંદેશ** (પું.) સારું જીવન જીવવાનો ખ્યાલ આપવો એ
**જીવનસાથી** (પું.) સહધર્મચારી, પતિ (૨) (સ્ત્રી.) પત્ની
**જીવનસાફલ્ય,જીવનસાર્થકય** (ન.) જિંદગીની સફળતા
**જીવનસિદ્ધાંત** (પું.) જીવનનો ખાસ સિદ્ધાંત, જીવનમંત્ર
**જીવનસૂત્ર** (ન.) જીવનદોરી, આયુષ્ય (૨) જીવનમંત્ર
**જીવનસ્મૃતિ** (સ્ત્રી.) સ્મરણરૂપે લખાયેલી આત્મકથા, 'રેમિનિસન્સીઝ'
**જીવનોપાય** (પું.) ગુજરાનનું સાધન, જીવન-પ્રવૃત્તિ
**જીવન્મુકત** (વિ.) છતે દેહે માયાનાં બંધનોમાંથી મુકત, બ્રહ્મનિષ્ઠ
**જીવભક્ષી** (વિ.) જીવને મારી ખાનારું, 'કાર્નિવોરસ'
**જીવરખું** (વિ.) જીવને સાચવનારું
**જીવલેણ** (વિ.) મૃત્યુ નિપજાવે એવું, ઘાતક, કાતિલ, પ્રાણહારક
**જીવલોક** (પું.) મુત્યુલોક, પૃથ્વી
**જીવવિદ્યા,જીવશાસ્ત્ર** (સ્ત્રી.ન.) જીવોના ભૌતિક જીવનનું શાસ્ત્ર, 'બાયોલૉજી'
**જીવવું** (ક્રિ.) જીવનક્રિયાઓ કરવાની શકિત હોવી, પ્રાણ ધરવા,શ્વાસ ચાલવો (૨) જીવતું હોવું કે રહેવું, હયાત હોવું કે રહેવું (૩) જીવન ગુજારવું
**જીવસટોસટ** (અ.) જીવને જોખમે
**જીવસૃષ્ટિ** (સ્ત્રી.) પૃથ્વી ઉપરની બધી ચેતનસૃષ્ટિ
**જીવહત્યા** (સ્ત્રી.) પ્રાણીની હત્યા

**જીવંત** (વિ.) જીવતું, પ્રાણવાન, સજીવ, 'ઑર્ગેનિક' (૨) (લા.) સક્રિય, કાર્યક્ષમ
**જીવંતતા** (વિ.સ્ત્રી.) સજીવતા (૨) (લા.) સક્રિયતા
**જીવંત-પ્રસારણ** (ન.) દશ્ય-શ્રવ્ય માધ્યમ દ્વારા પ્રત્યક્ષ-સીધી રજૂઆત
**જીવા** (સ્ત્રી.) ધનુષ્યની દોરી, જ્યા (૨) 'કૉર્ડ ઑફ એન આર્ક (ગ.)
**જીવાણુ** (પું.ન.) અણુ જેવડો જીવ, સૂક્ષ્મ જંતુ
**જીવાણુનાશક દવા** (સ્ત્રી.) સૂક્ષ્મજીવનાશક ઔષધો, 'ઍન્ટિબાયોટિક્સ'
**જીવાણુવિજ્ઞાન** (ન.) નરી આંખે જોઈ ન શકાય તેવા જીવો અંગેનું વિજ્ઞાન, જંતુશાસ્ત્ર
**જીવાત** (સ્ત્રી.) જીવડા કે કીડાનો સમૂહ (જેમ કે, અનાજ કે ઘામાં પડતો)
**જીવાતુભૂત** (વિ.) જીવાતું - અસ્તિત્વરૂપ બનેલું, મૂળગત
**જીવાત્મા** (પું.) જીવ, જીવદશાવાળો આત્મા, ચેતનતત્ત્વ, પ્રાણતત્ત્વ
**જીવાદોરી** (સ્ત્રી.) જિંદગીને આધાર આપનારી વસ્તુ કે ક્રિયા, ભરણ-પોષણનો આધાર (૨) આયુષ્ય, આવરદા
**જીવારોપણ** (ન.) જીવનું આરોપણ, સજીવારોપણ
**જીવિકા** (સ્ત્રી.) આજીવિકા, જિવાઈ, ગુજરાનનું સાધન, પગાર
**જીવિત** (વિ.) જીવતું (૨) (ન.) જીવતર, જિંદગી
**જીવિતવ્ય** (વિ.) જીવવા યોગ્ય (૨) જીવી શકે તેવું (૩) (ન.) આવરદા (૪) જીવવાનું પ્રયોજન
**જીસાહેબ** (અ.) એક માનવાચક ઉદ્‌ગાર, જી
**જીંડવું** (ન.) છોડનો કોટલાવાળો બીજકોષ (૨) (લા.) જોડકું
**જીંથરા(-રકાં)** (ન.બ.વ.) જીંથરા માથાના અવ્યવસ્થિત અને છૂટા વાળ
**જીંથરિયું** (વિ.) જીંથરાવાળું, ઝીથરિયું
**જુઆ(-વા)** (ન.) જુવું, જૂગટું
**જુઆ(-વા)રું** (ન.) સંયુકત કુટુંબમાંથી છૂટા પડી નવો માંડેલો ગૃહ-સંસાર, જુજવારો, જુગલબારું
**જુઓ** (ક્રિ.) 'જોવું'નું આજ્ઞાર્થ ('જો') નું બીજો પું.બ.વ. દેખો, નિહાળો (૨) સમજો, ધ્યાનમાં લો
**જુકિત(-ગત,-ગતિ)** (સ્ત્રી.) ઉપાય, કરામત, તદબીર (૨) રીત, પ્રકાર
**જુગ** (પું.) જમાનો, યુગ (૨) (ન.) જોડ, યુગલ
**જુગતું** (વિ.) બંધબેસતું, યોગ્ય
**જુગતે** (અ.) જુકિતભેર (૨) જુગતું, યોગ્યતાપૂર્વક. જેમ કે, જુગતે જોડું
**જુગલ** (ન.) જોડું, યુગ્મ, બે, બેઉ (૨) જોડ, જુવાન પતિ-પત્ની, જોડાયેલું
**જુગલકિશોર** (પું.) શ્રીકૃષ્ણ
**જુગાર** (પું.) જૂગટું, દ્યૂત
**જુગારખાનું** (ન.) જુગાર રમવાનું સ્થળ-ઘર
**જુગારિયો** (પું.) જુગારી
**જુગારી** (વિ.) જુગાર રમવાની લતવાળું (૨) (પું.) જુગાર રમનારો
**જુગુપ્સા** (સ્ત્રી.) નિંદા (૨) ચીતરી, સખત અણગમો
**જુગુપ્સિત** (વિ.) નિંદિત (૨) ચીતરી ચડે એવું
**જુગ્મ** (ન.) જુગમ, યુગલ, જોડું, બે
**જુતાવું(-વવું)** (ક્રિ.) જોડાવું (૨) લાગી પડવું
**જુદાઈ,જુદાઈગીરી** (સ્ત્રી.) જુદાપણું, અલગ હોવાપણું
**જુદારો** (પું.) જુદાપણું
**જુદારું** (ન.) જુદા થવું તે કે તેનું ખતપત્ર
**જુદું** (વિ.) છૂટું, અલગ, વેગળું (૨) અનોખું, અસાધારણ
**જુદેરું** (વિ.) જુદું
**જુદ્ધ** (ન.) લડાઈ, યુદ્ધ
**જુનવટ** (સ્ત્રી.) જૂનાપણું, જુનવાણીપણું, અસલિયત
**જુનવાણી** (વિ.) જૂનું (૨) જૂના વિચારનું, 'ઑર્થોડૉક્સ'
**જુનિયર** (વિ.) નીચેના દરજ્જા કે કક્ષાનું, ઊતરતું, નીચેનું કે નાનું
**જુબાન** (સ્ત્રી.) જીભ, જબાન (૨) બોલી, ભાષા
**જુબાની** (સ્ત્રી.) બોલીને જણાવેલી હકીકત, સાક્ષી
**જુબાં** (સ્ત્રી.) જીભ, જબાં (૨) બોલી, ભાષા
**જુમલો** (પું.) એકંદર આંકડો, સરવાળો
**જુમા** (પું.) શુક્રવાર
**જુમામસી(-સ્જિ)દ** (સ્ત્રી.) (શુક્રવારની નમાજ પઢવાની) મોટી મસીદ
**જુમેરાત** (સ્ત્રી.) ગુરુવાર, શુક્રવારની પૂર્વેની રાત્રિનો દિવસ
**જુમ્મેદા(-વા)ર** (વિ.) જોખમદાર, જવાબદાર
**જુમ્મેદા(-વા)રી** (સ્ત્રી.) જોખમદારી, જવાબદારી
**જુલફું** (ન.) વાળની લટ-ગૂંછળું
**જુલમ** (પું.) જબરદસ્તી, બળાત્કાર (૨) અત્યાચાર, અન્યાય (૩) કોઈ વાતમાં અતિશયતા કરવી કે ખૂબ કરી નાખવું એવો ભાવ બતાવે છે.
**જુલમગાર** (વિ.) જુલમી, સિતમગર, અત્યાચારી
**જુલમી** (વિ.) જુલમ કરનારું, જુલમગાર (૨) જેમાં જુલમ હોય તેવું, જુલમભરેલું
**જુલાઈ** (પું.) ખ્રિસ્તી વર્ષનો સાતમો મહિનો
**જુલાબ** (પું.) ઝાડા થાય એવું ઓસડ, રેચ (૨) દસ્ત, ઝાડો
**જુલૂસ** (પું.) રાજ્યાભિષેક (૨) ઉત્સવ-યાત્રા (૩) મેળાવડો, સભા
**જુલ્ફ** (ન.) જુલફું, વાળની લટ-ગૂંછળું
**જુલ્મ** (પું.) જુલમ
**જુવતી** (સ્ત્રી.) યુવતી, જુવાન સ્ત્રી
**જુવાન** (વિ.પું.) યુવાન, યુવાવસ્થામાં આવેલું, જવાન
**જુવાનજોધ** (વિ.) ભરજુવાન (૨) કદાવર, મજબૂત
**જુવાનિયો** (પું.) જુવાન, યુવાન, યુવક
**જુવાની** (સ્ત્રી.) યુવાની, જવાની, યૌવન, જોબન
**જુવાર** (સ્ત્રી.) એક અનાજ, જાર
**જુવાળ** (પું.) ભરતી, ઝાર
**જુસ્સાદાર** (વિ.) જુસ્સાવાળું, જોમવાળું, આવેગવાળું
**જુસ્સો** (પું.) ઊભરો, જોસ (૨) લાગણીનો જુસ્સો, આવેગ (૩) જોમ, બળ
**જુહાર** (પું.) 'નમસ્કાર', 'સલામ' એ ભાવ બતાવતો શબ્દ
**જૂ** (સ્ત્રી.) માથામાં પડતું કે ચામડી પર ચોંટતું એક જંતુ
**જૂઈ** (સ્ત્રી.) એક ફૂલવેલ
**જૂગટાખોર** (વિ.) જુગટિયું, જૂગટું રમી ખાતું, જુગારી
**જૂગટું** (ન.) દ્યૂત, જુગાર
**જૂજ** (વિ.) બહુ થોડું, જરા
**જૂજવું** (વિ.) જુદું, નોખું, જુદું જુદું
**જૂટ** (પું.) (વાળનો) ઝૂડો, સમૂહ (૨) દંડનો એક પ્રકાર (વ્યાયામ)

**જૂઠ** (નં.) જૂઠાણું, અસત્ય

**જૂઠણ** (ન.) અજીઠવાડ, એઠું, છંડામણ (૨) (પું.) રંગલો, વિદૂષણ (ભવાઈમાં)

**જૂઠણવેડા** (પું.બ.વ.) જૂઠણના જેવું વર્તન કરવું તે

**જૂઠાણ,જૂઠાણું** (ન.) જૂઠી વાત, અસત્ય

**જૂઠાબોલું** (વિ.) જૂઠું બોલવાની ટેવવાળું

**જૂઠું** (વિ.) અસત્ય, જુઠ્ઠું (૨) કૃત્રિમ, બનાવટી (૩) રહી ગયેલું-જડ (અંગ) (૪) અજીઠું, એઠું

**જૂતવું** (ક્રિ.) જોડવું (ગાડું, બળદ વગેરે)

**જૂતિયું,જૂતું** (ન.) પગરખું, ખાસડું

**જૂતી** (સ્ત્રી.) જૂતિયું, ખાસડું

**જૂથ** (ન.) ટોળું, સમૂહ, સમુદાય (૨) અલગ ટોળી, 'ગ્રુપ' (જેમ કે, રાજકીય પક્ષની અંદર)

**જૂથબંધી** (સ્ત્રી.) મોટા સમૂહના અમુક ભાગનું જૂથ રચવું તે, વાડાબંધી

**જૂથવાદ** (પું.) (પક્ષમાં) જૂથબંધી કરી કામ કરવાનો વાદ, 'ગ્રુપિઝમ'

**જૂન** (પું.) ખ્રિસ્તી વર્ષનો છઠ્ઠો મહિનો

**જૂનું** (વિ.) પુરાણું, પ્રાચીન, અગાઉનું (૨) જર્જરિત, જીર્ણ (૩) ઘણો વખત થયેલું (જેમ કે, જૂનો ગોળ, જૂનો મિત્ર), ઘણો વખત વાપરેલું (જેમ કે, જૂનું વાસણ વગેરે) (૪) રીઢું, નામીચું, અનુભવી

**જૂનુંપુરાણું,જૂનુંપાનું** (વિ.) ઘણું જૂનું, વપરાઈને જૂનું થઈ ગયેલું

**જૂરર** (પું.) જૂરીનો સભ્ય

**જૂરી** (સ્ત્રી.) ફેંસલો આપવામાં ન્યાયાધીશને મદદ કરનારું પંચ

**જૂલ** (પું.) કાર્યશકિતનો એકમ (પ.વિ.)

**જૂવો** (પું.) ઢોરના શરીર પર ચોંટતું એક જીવડું

**જૃંભકાસ્ત્ર** (ન.) શત્રુને ઊંઘમાં નાખી દે તેવું અસ્ત્ર

**જૃંભા** (સ્ત્રી.) બગાસું

જે (અ.) કે (વાકયના બે વિભાગને જોડતું અપેક્ષાપૂરક અવ્યય)

જે (પું.સ્ત્રી.) ફતેહ (૨) દીવો, અજવાળું (૩) પ્રણામ (બાળભાષામાં)

જે (સ.વિ.) ('તે' સાથે સંબંધમાં વપરાય છે.) તેનાં રૂપો - જેણે, જેને, જેનું

જૅક (પું.) વજનદાર વસ્તુને ઊંચું કરવા માટેની યાંત્રિક કરામત-તેનું ઓજાર, નાનો ઊંટડો

જૅકેટ (ન.) બાંડિયો કબજો, જાકીટ, વાસકૂટ (૨) પુસ્તકના પાકા પૂઠા ઉપર ચડાવવાનું જાડા કાગળ કે ચામડાનું યા પ્લાસ્ટિકનું રક્ષક પડ

જે જે (સ.) દરેક, હરકોઈ જે

**જેજેવંતી** (સ્ત્રી.) એક રાગિણી

જેકાર્ડ (વિ.) વણાટની ભાતવાળું કાપડ

**જેટ** (ન.) જેટવિમાન (૨) પાણી બહાર કાઢવા માટેની નળી

**જેટવિમાન** (ન.) જેટ એન્જિનવાળું વિમાન

જેટલું (વિ.) ('તેટલું'ના સંબંધમાં વપરાય. કદ, સંખ્યા, વજન વગેરેનું માપ કે મર્યાદા સૂચવે છે.)

જેટલે (અ.) ('તેટલે' સાથે સંબંધમાં) જેટલે અંતરે, હદે કે મર્યાદા વગેરેમાં (૨) જે વખતે, જ્યારે (૩) જેટલાથી

**જેટી** (સ્ત્રી.) બંદરમાં (માલની) ચડઊતરની જગા, ડક્કો, ફુરજો

જેઠ (પું.) વરનો મોટો ભાઈ (૨) વિક્રમ સંવતનો આઠમો મહિનો (૩) (વિ.) જ્યેષ્ઠ, સૌથી મોટું, વડું

**જેઠાણી** (સ્ત્રી.) જેઠની વહુ

**જેઠીમધ** (ન.) એક વનસ્પતિ, ઔષધિ

**જેઠીમલ(-લ્લ)** (પું.) વડો મલ્લ

**જેણી** (સ.) 'જે'નું સ્ત્રી. ('તેણી' સંબંધમાં) (જૂના પદ્યમાં કે હાલ મુખ્યત્વે પારસીઓમાં) (૨) (વિ.સ્ત્રી.) જે

**જેણે** (સ.) 'જે'નું ત્રીજી વિભકિતનું રૂપ

**જેતા** (પું.) જીત મેળવનાર, વિજેતા

જેતૂન (ન.) એક તેલી બી, 'ઑલિવ'

જે તે (સ.વિ.) ગમે તે કોઈ (૨) ફાલતુ, સામાન્ય

જેથી, જેથી કરીને (અ.) જે કારણે, જેને લીધે

**જેન્ટલમૅન** (પું.) સદ્‌ગૃહસ્થ, આબરૂદાર માણસ, સજ્જન

**જે.પી.** (પું.) (મેજિસ્ટ્રેટ જેવાં અમુક કામ કરવા માટેનો) એક બિન-સરકારી હોદ્દો કે તે હોદ્દેદાર

**જેબ** (પું.સ્ત્રી.) ખીસું (૨) શોભા, સુંદરતા

**જેમ** (અ.) જે રીતે, જે પ્રમાણે

**જેમ કે** (અ.) દાખલા તરીકે

**જેમતેમ** (અ.) અવ્યવસ્થિત રીતે, આડેધડ, હરકોઈ રીતે, મુશ્કેલીથી

**જેમનું** (સ.બ.વ.) જેઓનું (૨) (વિ.) જે પ્રમાણેનું, જે રીતનું, જેવું (૩) જે બાજુ કે તરફનું

**જેર** (અ.) વશ, તાબે, પરાજિત

**જેરો** (પું.) ગરેલો ભૂકો, ભૂકો (૨) તંબાકુનો ભૂકો, જરદો

**જેલ** (સ્ત્રી.) કેદખાનું, કારાગૃહ (૨) જેલની સજા, કેદ

**જેલનિવાસ,જેલવાસ** (પું.) જેલમાં જવું તે

**જેલજા(-યા)ત્રા** (સ્ત્રી.) જેલમાં જવું તે

**જેલર** (પું.) જેલનો વ્યવસ્થાપક

**જેલી** (વિ.) જેલનું, -ને લગતું (૨) (પું.) કેદી

**જૅલી** (વિ.) ફળનો મુરબ્બો

**જેવડું** (વિ.) ('તેવડું' સાથે સંબંધમાં) અમુક કદ કે માપનું

**જેવર** (ન.) અલંકાર, દાગીના

**જેવારો** (પું.) જયનો વારો - વખત

**જેવું** (વિ.) ('તેવું' સાથે સંબંધમાં વપરાય) અમુક જાત રીત કે ગુણ-લક્ષણનું

**જેવું તેવું** (વિ.) સાધારણ (૨) ગમે તેવું, મામૂલી

**જેષ્ટિકા** (સ્ત્રી.) લાકડી, સોટી, દંડ

**જેહ** (સ.) જે

**જેહાદ** (સ્ત્રી.) ધર્મ ખાતર કરેલું યુદ્ધ, ધર્મયુદ્ધ, સિદ્ધાંતનું યુદ્ધ, 'ક્રુસેડ'

**જૈન** (વિ.) જિને (તીર્થંકરે) પ્રવર્તાવેલું (૨) જૈન ધર્મને લગતું (૩) (પું.) જિનનો ઉપાસક, શ્રાવક

**જૈનેતર** (વિ.) જૈન સિવાયનું બીજું

**જૈમિનિ** (પું.) પૂર્વમીમાંસાદર્શનના પ્રવર્તક ઋષિ

**જૈવ,જૈવિક** (વિ.) જીવ સંબંધી, 'બાયોલૉજિકલ'

**જૈવિક ક્રિયા** (સ્ત્રી.) જીવને લગતી ક્રિયા

**જો** (અ.) સંશય કે શરત બતાવે છે, 'તો' સાથે વપરાય છે.

**જૉસો** (પું.) ઠપકો (ઝાંસો)

**જોઈએ** 'જોઈવું'નું વ.કા.નું રૂપ (૨) ખપ કે જરૂર યા ઇચ્છા હોય તેમ એવો ભાવ બતાવે છે. (૩) 'જોવું'નું પહેલો પુરુષ બ.વ.નું.વ.કા.નું રૂપ

**જોઈતું** (વિ.) જોઈએ તેટલું, જરૂરી, આવશ્યક

**જોઈતુંકરતું,જોઈતુંકારવતું** (વિ.) જરૂરી, ખપનું

**જોક(-ખ)** (સ્ત્રી.) જળો (૨) ઢોરનો વાડો, ઝોક (૩) ઢોરનું જૂથ

**જોક** (પું.) રમૂજી ટુચકો (૨) મજાક, મશ્કરી, વિનોદ

**જોકર** (પું.) ગંજીફામાં આવતું એક પત્તું, વિદૂષક

**જોકી** (પું.) ઘોડાદોડની શરતના ઘોડાનો સવાર

**જો કે** (અ.) અગર જો (વિરોધી શરત કે વિધાન બતાવે છે.) 'છતાં' અથવા 'પણ' સાથે સંબંધમાં વપરાય છે. (૨) 'બલ્કે'થી ઊલટો ભાવ બતાવવા (બે વાક્યો વચ્ચે) વપરાય છે.

**જોખ** (પું.) સુખ, આનંદ (૨) (સ્ત્રી.) (ઢોરનું) જૂથ (૩) (ન.) જોખવાનું કાટલું (૪) જોખવાની રીત, તોલ (૫) ત્રાજવું

જોખમ (ન.) ભવિષ્યમાં થવાના નુકસાનની ધાસ્તી (૨) નુકસાન, ધોકો (૩) જેમાં નુકસાનની ધાસ્તી હોય એ, સાહસ (૪) જુમ્મો, જવાબદારી (૫) (લા.) જોખમ ભરેલી વસ્તુ કે જણસમાવ

**જોખમકારક,જોખમકારી** (વિ.) જોખમવાળું, જોખમ પહોંચાડે એવું

**જોખમદાર** (વિ.) જવાબદાર, જુમ્મેદાર

**જોખમદારી** (સ્ત્રી) જવાબદારી, જુમ્મેદારી

**જોખમાપ** (ન.) જોખવું અને માપવું તે, તોલ-માપ (૨) જોખવાનું કાટલું અને ભરવાનું માપ

**જોખમાવું** (ક્રિ.) જોખમમાં આવવું, જોખમ કે નુકસાન થવું

**જોખવું** (ક્રિ.) તોળવું, વજન કરવું (૨) (લા.) મનમાં તોળીને વિચારી લેવું

**જોગ** (પું.) યોગ, સંયોગ (૨) જોગવાઈ, સગવડ (૩) ઉદ્યમ, કર્મ (૪) (વણાટમાં તાણાના) ક્રમવાર તાર તળે ઉપર કરી સધાતી ચોકડી જેવી આંટીની યોજના

**જોગ(-ગું)** (વિ.) જોગું, લાયક, છાજતું (નામ કે ક્રિયા સાથે નામયોગી તરીકે વપરાય છે.) (૨) માટેનું, -ના તરફનું (૩) (અ.) પ્રતિ, તરફ

**જોગટો** (પું.) જોગી, બાવો (તુચ્છકારમાં)

**જોગણી** (સ્ત્રી.) ઈશ્વરશકિતમાં કલ્પેલાં ૬૪ સ્ત્રીરૂપોમાંનું એક, યોગિની

**જોગમાયા** (સ્ત્રી.) સૃષ્ટિને ઉત્પન્ન કરનારી ઈશ્વરની મોટી શકિત, જગતના કારણરૂપ ઈશ્વરી માયા (૨) દુર્ગા

**જોગવટો** (પું.) જોગીપણું, સંન્યાસ

**જોગવવું** (ક્રિ.) જોગ ખવરાવવો, મેળ કરાવવો, ગોઠવવું (૨) વિવેકથી ભોગવવું, માણવું, સાચવીને કામમાં લેવું

**જોગવાઈ** (સ્ત્રી.) જોગવવું તે, ગોઠવણ, પ્રબંધ, બંદોબસ્ત, તજવીજ

**જોગંદર** (પું.) યોગીન્દ્ર

**જોગાનજોગ** (અ.) જોગ આવી મળવાથી, બનવાકાળ હોવાથી, સંજોગવશાત્

**જોગિંગ** (ન.) એકધારી ધીમી દોડ

**જોગિયો** (પું.) યોગી (૨) એક જાતનો રાગ

**જોગી** (પું.) યોગી (૨) ઉદ્યમી પુરુષ, કર્મયોગી (૩) શૈવપંથી ખાખી બાવો (૪) એક રાગ (૫) એ નામની જાત, રાવળિયો

**જોજન** (પું.ન.) ચાર ગાઉ (છ કિ.મિ.)નું અંતર

**જોટડી** (સ્ત્રી.) ઝોટડી, જુવાન, પહેલવેતરી ભેંસ (૨) (લા.) મોટી થયેલી કન્યા (તુચ્છકારમાં)

**જોટલાં(-વાં)** (ન.બ.વ.) પગની આંગળીઓ ઉપર પહેરવાનાં સ્ત્રીઓનાં ઘરેણાં

**જોટાળી** (વિ.સ્ત્રી.) બે નાળવાળી (બંદૂક)

**જોટો** (પું.) બે સરખી વસ્તુની જોડ ઉદા. ધોતીજોટો (૨) એક વસ્તુને બધી રીતે મળતી આવતી બીજી વસ્તુ

**જોડ** (સ્ત્રી.) બે સરખી વસ્તુઓની જોડી (૨) હરીફાઈ કે સરખામણીમાં બરાબર ઊતરે તેવી બીજી વસ્તુ (૩) તંબૂરાના ચાર તારમાંના વચલા બે તાર (૪) સંગતિ, સોબત, જોડાણ

**જોડકણું** (ન.) ગમે તેમ જોડી કાઢેલું ગીત કે કવિતા (૨) જોડી કાઢેલી વાત

**જોડકામ** (ન.) જોડવાનું કામ કે રીત

**જોડકું** (ન.) એકબીજાની સાથે વળગેલી વસ્તુઓ, યુગ્મ (૨) જોડે અવતરેલાં બે બાળક (બહુવચનમાં)

**જોડણી** (સ્ત્રી.) જોડકામ (૨) શબ્દ લખવા અક્ષરોને જોડવાની રીત, 'સ્પેલિંગ'

**જોડણીકોશ** (પું.) જોડણીની શુદ્ધિ અર્થે રચેલો કે શુદ્ધ જોડણી બતાવતો શબ્દકોશ

**જોડવું** (ક્રિ.) જુદી વસ્તુઓનો સંબંધ કરવો-સાંધવી, ભેગું કરવું, વળગાડવું (૨) છૂટા ભાગો કે ઘટકોને ભેગા કરી એક આખી રચના કરવી (૩) (વાહન કે કામમાં) લગાડવું, જોતવું (૪) વાહનને કે ઓજારને બળદ ઘોડો જોતીને તૈયાર કરવું (૫) ખોટ કે નુકસાન આવે ત્યારે ભરી આપવું, ખૂટતું પૂરું કરી આપવું, ભરપાઈ કરવી (૬) એક સાથે બીજાને તેના અનુસંધાનમાં લગાડવું, સાથે સાંધવું (૭) રચવું, ઘડવું (૮) સાથે કરવું, એકઠું કરવું (૯) એક સાથે બીજાને ભેગું કરવું

**જોડાક્ષર** (પું.) બે અથવા વધારે અક્ષરો જોડવાથી બનેલો એક સંયુકત અક્ષર

**જોડાજોડ** (અ.) પાસેપાસે, અડોઅડ

**જોડાણ** (ન.) સાંધો, સંધાન (૨) એકઠું કરવું, ભેગું કરી દેવું (૩) એકઠા થવું, જોડાવું તે

**જોડામણ(-ણી)** (ન.સ્ત્રી.) જોડવાનું મહેનતાણું (૨) જોડવાની ક્રિયા

**જોડિયણ** (વિ.સ્ત્રી.) જોડે રહેનારી, સાથી

**જોડિયું** (વિ.) સાથે રહેનારું, સહિયારું (૨) બેની જોડમાંનું એક, જોડીદાર (૩) જોડાક્ષરનું (છાપવાનું બીબું) (૪) જોડાયેલું

**જોડી** (સ્ત્રી.) બે સરખી વસ્તુઓની જોડ (૨) નાનાં છોકરાંનું - નાનું પગરખું

**જોડીદાર** (પું.) સાથી (૨) બરાબરિયો

**જોડું** (ન.) બે વસ્તુઓની જોડી (૨) વરવહુની જોડ, દંપતી, યુગલ (૩) ખાસડું

**જોડે** (અ.) સાથે, જોડમાં. સંગાથે (૨) પાસે, નજીક

**જોડો** (પું.) પગરખું (૨) જોટો, એક વસ્તુને બધી રીતે મળતી આવતી બીજી વસ્તુ

**જોણું** (ન.) જોવું તે (૨) તમાસો, ફજેતો

**જોત** (સ્ત્રી.) તેજ, પ્રકાશ (૨) દીવાની શિખા (૩) જોતર (૪) વિઘોટી

**જોતજોતાં,જોતજોતામાં** (અ.) ક્ષણમાં, પલકવારમાં

**જોતર,જોતરું** (ન.) ધૂંસરીની સાથે બળદને જોડવાનો પટો

**જોતરવું** (ક્રિ.) જોતર વડે પશુને ધૂંસરી સાથે જોડવું

**જોદ્ધો(-ધ)** (પું.) લડવૈયો, યોદ્ધો

**જોધારમલ(-લ્લ)** (પું.) જબરો અને શૂરવીર મર્દ-યોદ્ધો

**જૉબ** (પું.) નોકરીધંધા માટેનો નાનોમોટો હોદ્દો, નોકરીની જગ્યા, 'પોસ્ટ' (૨) નોકરી (૩) પરચૂરણ-છૂટુંછવાયું કામ
**જોબન** (ન.) જુવાની, યુવાવસ્થા
**જોબનવંતું** (વિ.) જોબનવાળું, યૌવનથી ભરેલું
**જોબનવેશ** (વિ.) જુવાન
**જોબનિયું** (ન.) જોબન (લાલિત્યવાચક), યૌવન, યુવાની
**જૉબર** (પું.) મજૂરો લાવી આપી તેમના કામ પર દેખરેખ રાખનાર (મિલનો) એક કામદાર
**જોબો(-ભો)** (પું.) જીવ ઊંડો ઊતરી જવો-બેભાન થઈ જવું તે, તમ્મર
**જોમ** (ન.) જુસ્સો, બળ, શકિત (૨) ઉમંગ
**જોમદાયી** (વિ.) જોમ આપે એવું
**જોમદાર,જોમી** (વિ.) જોમવાળું, જોમવંતું
**જોર** (ન.) બળ, શકિત, કૌવત (૨) શ્રમ, મહેનત (૩) વશ, કાબૂ, ચલણ (૪) ચડતી, તેજી, જોસ, વેગ (૫) દાબ, ભાર, વજન
**જોરજબરાઈ,જોરજબરી** (સ્ત્રી.) જબરદસ્તી, જુલમ
**જોરજુલમ** (પું.) બળજબરી, જુલમ, અનુચિત બળપ્રયોગ
**જોરતલબી** (સ્ત્રી.) શકિતના બળથી ઉઘરાવાતી ખંડણી
**જોરદાર** (વિ.) જોરવાળું, બળિયું, તાકાતવાળું, બળવાન
**જોરશોર** (પું.) મોટેથી પાડવામાં આવતા બૂમબરાડા
**જોરાવર** (વિ.) જોરવાળું, બળવાન
**જોરાવરી** (સ્ત્રી.) જબરદસ્તી, બળાત્કાર, જુલમ
**જોરાળ(-ળું)** (વિ.) જોરવાળું, જોરદાર
**જોરુ** (સ્ત્રી.) બૈરી, વહુ, પત્ની
**જોરૂકું** (વિ.) જોરવાળું, જોરદાર
**જૉર્જેટ** (ન.) એક પ્રકારનું બારીક વણાટનું કીમતી કાપડ
**જૉલી** (વિ.) ખૂબ આનંદી, પ્રસન્ન ચિત્તવાળું (૨) નિર્દોષ, મજાક-મશ્કરી કરનારું
**જોવું** (ક્રિ.) દેખવું, આંખ વડે જાણવું, અનુભવવું (૨) (લા.) તપાસવું, વિચારવું, ધ્યાન આપવું (૩) વાંચવું, અભ્યાસ કરવો (૪) અખતરો કરવો, પ્રયોગ કરવો (જેમ કે, જોવું હોય તો આવી જા) એ અર્થમાં બીદાં ક્રિયાપદો સાથે સહાયકારક તરીકે વપરાય છે. જેમ કે, કહી જોવું, બોલાવી જોવું
**જોશ(-ષ)** (પું.) જ્યોતિષનું જ્ઞાન, ગ્રહ, ગ્રહફળ વગેરે જોવું તે
**જોશ(-સ)** (પું.ન.) ઉછાળો, ઊભરો (૨) આવેગ, જુસ્સો (૩) વેગ, જોર
**જોશી(-ષી)** (પું.) જોષ જોનારો
**જોષિતા** (સ્ત્રી.) જુવાન સ્ત્રી, યોષિતા
**જોસ્સો** (પું.) જુસ્સો
**જોહુકમ** (પું.) જુલમ, દોર (૨) (અ.) હુકમ પ્રમાણે
**જોહુકમી** (સ્ત્રી.) જોહુકમ, આપખુદી (૨) (વિ.) જોહુકમવાળું
**જોંસટવું** (ક્રિ.) ઉતાવળે ઉતાવળે ખૂબ ખાવું
**જૌહર** (ન.) સામુદાયિક આત્મહત્યા, જમોર
**જૌહર** (ન.) જવાહિર, ઝવેરાત
**જૌહરી** (પું.) ઝવેરી
**જ્ઞ** (પું.) જ, ઞ્નો જોડાક્ષર (૨) (વિ.) જાણનારું (સમાસને છેડે) ઉદા. સર્વજ્ઞ
**જ્ઞાત** (વિ.) જાણેલું, વિદિત
**જ્ઞાતયૌવના** (વિ.સ્ત્રી.) યૌવન આવ્યાના જ્ઞાનવાળી (મુગ્ધા નાયિકા)
**જ્ઞાતવ્ય** (વિ.) જાણવા યોગ્ય
**જ્ઞાતા** (પું.) જાણનારો, જાણકાર
**જ્ઞાતિ** (સ્ત્રી.) ન્યાત, નાત, ફિરકો
**જ્ઞાતિજન, જ્ઞાતિબંધુ** (પું.) નાતભાઈ
**જ્ઞાતિ-વ્યવસ્થા** (સ્ત્રી.) નાતનું બંધાયેલું માળખું
**જ્ઞાન** (ન.) જાણવું તે, જાણ (૨) ખબર, માહિતી (૩) ભાન, પ્રતીતિ (૪) સમજ કે સમજવા જેવી વસ્તુ (૫) બ્રહ્મજ્ઞાન
**જ્ઞાનકોશ(-ષ)** (પું.) બધી જાતના જ્ઞાનના - માહિતીના સંગ્રહરૂપ મોટો ગ્રંથ, 'ઍન્સાઇક્લોપીડિયા'
**જ્ઞાનગોષ્ઠિ(-ષ્ઠી)** (સ્ત્રી.) જ્ઞાન ભરેલી ગોષ્ઠી, વાતચીત
**જ્ઞાનચક્ષુ** (વિ.) જ્ઞાનરૂપી આંખવાળું (૨) (ન.) જ્ઞાનરૂપી ચક્ષુ - આંખ (ચર્મચક્ષુથી ઊલટું)
**જ્ઞાનતંતુ** (પું.) જ્ઞાનેન્દ્રિયોને મગજ સાથે સાંધતો તંતુ, 'નર્વ'
**જ્ઞાનતંતુવ્યવસ્થા** (સ્ત્રી.) જ્ઞાનતંતુઓની રચના, કામ વગેરેનું તંત્ર, 'નર્વસ સિસ્ટમ'
**જ્ઞાનદગ્ધ** (વિ.) અરધાપરધા જ્ઞાનને કારણે વિપરીત બનેલું
**જ્ઞાનપરંપરા** (સ્ત્રી.) એક ઉપરથી બીજું, બીજા ઉપરથી ત્રીજું, એ રીતે મળતા જ્ઞાનનો ક્રમ
**જ્ઞાનપંચમી,જ્ઞાનપાંચમ** (સ્ત્રી.) કારતક સુદ પાંચમ, લાભ પાંચમ
**જ્ઞાનપ્રકાશ** (પું.) જ્ઞાનનો પ્રકાશ, જ્ઞાન પ્રગટવું તે
**જ્ઞાનપ્રક્રિયા** (સ્ત્રી.) જ્ઞાન નીપજવાની પ્રક્રિયા, 'ઍપિસ્ટેમોલૉજી'
**જ્ઞાનપ્રસાર** (પું.) જ્ઞાન ફેલાવવું-પ્રસારવું તે, જ્ઞાનનો ફેલાવો
**જ્ઞાનભંડાર** (પું.) પુસ્તકાલય, ગ્રંથસંગ્રહાલય
**જ્ઞાનમય** (વિ.) જ્ઞાનથી ભરેલું, જ્ઞાની
**જ્ઞાનમાર્ગ** (પું.) જ્ઞાન દ્વારા મોક્ષ મેળવવાનો રસ્તો
**જ્ઞાનમૂલક** (વિ.) જ્ઞાનમાંથી પેદા થતું
**જ્ઞાનયોગ** (પું.) શ્રવણ, મનન અને નિદિધ્યાસનનાં સાધનવાળો (જ્ઞાન જેમાં મુખ્ય છે એવો) એક યોગ
**જ્ઞાનરજ્જુ** (સ્ત્રી.) જ્ઞાનતંતુ
**જ્ઞાનવલ્લી** (સ્ત્રી.) જ્ઞાન-સરણી, એક વેલો (૨) ભાંગ
**જ્ઞાનવાદ** (પું.) બધામાં જ્ઞાન મુખ્ય છે એવો મત
**જ્ઞાનવાદી** (પું.) જ્ઞાનવાદને લગતું, કે તેમાં માનનારું
**જ્ઞાનવાન** (વિ.) જ્ઞાનવાળું, જ્ઞાની
**જ્ઞાનવિજ્ઞાન** (ન.) સામાન્ય અને વિશેષ બધું જ્ઞાન (૨) સમગ્ર જ્ઞાન, બ્રહ્મજ્ઞાન
**જ્ઞાનવૈરાગ્ય** (પું.) જ્ઞાન વડે ઉત્પન્ન થયેલો વૈરાગ્ય, પૂરી સમજથી લીધેલો ત્યાગ
**જ્ઞાનસત્ર** (ન.) જ્યાં કોઈ એક કે વધુ વિષયો પર ચર્ચા-વિચારણા કરવામાં આવતી હોય તેવું આયોજન, 'સેમિનાર'
**જ્ઞાનાગ્નિ** (પું.) જ્ઞાનરૂપી અગ્નિ
**જ્ઞાનાત્મક** (વિ.) જ્ઞાન સંબંધી, જ્ઞાનના લક્ષણવાળું
**જ્ઞાનામૃત** (ન.) જ્ઞાનરૂપી અમૃત, અમૃત જેવું ગુણકારી જ્ઞાન

**જ્ઞાનાવરણ** (ન.) જ્ઞાન પરનું આવરણ - તેને ઢાંકતું કર્મ (જૈન)
**જ્ઞાની** (વિ.) જ્ઞાનવાળું
**જ્ઞાનેન્દ્રિય** (સ્ત્રી.) જ્ઞાન ગ્રહણ કરનારી ઇંદ્રિય, પંચેન્દ્રિય
**જ્ઞાનોપદેશ** (પું.) મુખ્યત્વે પરમાત્મા સ્વરૂપ વિશેનો બોધ
**જ્ઞાપક** (વિ.) સૂચવનારું, જણાવનારું (૨) (પું.) ગુરુ, શિક્ષક (૩) (ન.) અપવાદનું સમર્થક (વ્યા.)
**જ્ઞાપન** (ન.) જણાવવું તે (૨) જાહેરાત, ઢંઢેરો
**જ્ઞાપિત** (વિ.) જણાવેલું, સૂચવેલું
**જ્ઞાપ્ય** (વિ.) જણાવવા કે જ્ઞાપન કરવા જેવું
**જ્ઞેય** (વિ.) જાણવા યોગ્ય (૨) (ન.) બ્રહ્મ, પરમાત્મા
**જ્યહાં** (અ.) જહીં, જ્યાં
**જ્યા** (સ્ત્રી.) ધનુષ્યની પણછ-દોરી (૨) 'સાઈન' (ગ.)
**જ્યાદા(-દે)** (વિ.) વધારે
**જ્યાર** (સ્ત્રી.) જે વખત (જ્યારથી, જ્યારે વગેરે રૂપે મોટે ભાગે વપરાય છે.)
**જ્યારથી** (અ.) જે સમયથી
**જ્યારનું** (વિ.) જે સમયનું
**જ્યારલગી** (અ.) જે સમય લગી, જ્યાં લગી
**જ્યારે** (અ.) જે વખતે
**જ્યારેત્યારે** (અ.) કોઈ ને કોઈ વખતે (૨) ગમે તે વખતે, વારંવાર
**જ્યાશ્રેણિ(-ણી)** (સ્ત્રી.) ગણિતમાંની એક પ્રકારની શ્રેણી, 'સાઈન સીરીઝ, (ગ.)
**જ્યાં** (અ.) જે જગ્યાએ
**જ્યાંત્યાં** (અ.) જહીં તહીં, દરેક જગ્યાએ, ગમે ત્યાં (૨) મુશ્કેલીથી (૩) કોઈ પણ રીતે
**જ્યુડિશિયલ** (સ્ત્રી.) ન્યાયખાતાનું, ન્યાય સંબંધી
**જ્યુબિલી** (સ્ત્રી.) જયંતીનો મહોત્સવ (અમુક વર્ષ વીત્યાનો, જેમ કે, ૨૫, ૫૦, ૬૦, વગેરે વર્ષનો) (૨) (લા.) પરીક્ષામાં નાપાસ થઈ તેના તે વર્ગમાં રહેવું તે
**જ્યેષ્ઠ** (વિ.) મોટું, સૌથી મોટું, વડું (૨) (પું.) જેઠ માસ (૩) પતિનો મોટો ભાઈ
**જ્યેષ્ઠા** (વિ.સ્ત્રી.) જ્યેષ્ઠ (૨) (સ્ત્રી.) અઢારમું નક્ષત્ર
**જ્યેષ્ઠાધિકાર** (પું.) જ્યેષ્ઠ પુત્રનો અધિકાર કે હક, 'પ્રાઈમોજેનિચર'
**જ્યોતિ** (ન.) જોત (૨) સૂર્ય, ચંદ્ર, તારા વગેરે આકાશના તેજસ્વી પદાર્થ, આંખનું કુદરતી તેજ
**જ્યોતિ** (સ્ત્રી.) તેજ, પ્રકાશ, દીપ્તિ (૨) તેજસ્વિતા, ચળકાટ
**જ્યોતિર્ધર** (પું.) જ્યોતિ ધારણ કરનાર, પ્રકાશ ફેલાવનાર (ખાસ કરીને જ્ઞાનનો)
**જ્યોતિર્મય** (વિ.) તેજસ્વી
**જ્યોતિર્મંડલ**(-ળ) (ન.) તારા, નક્ષત્રો વગરેનો સમૂહ, સૂર્યમંડળ, નક્ષત્રમંડળ
**જ્યોતિર્લિંગ** (ન.) બાર મુખ્ય શિવલિંગોમાંનું દરેક
**જ્યોતિર્વિદ** (પું.) જ્યોતિર્વિદ્યા જાણનારો, જ્યોતિષી, જોશી
**જ્યોતિર્વિદ્યા** (સ્ત્રી.) જ્યોતિષશાસ્ત્ર, ગ્રહોની શુભાશુભ અસરનું શાસ્ત્ર (૨) ખગોળશાસ્ત્ર
**જ્યોતિશ્ચક્ર** (ન.) ગ્રહમંડળ, રાશિચક્ર
**જ્યોતિષ** (ન.) જ્યોતિઃશાસ્ત્ર, ગ્રહોની મનુષ્યની સ્થિતિ પર થતી શુભાશુભ અસર જાણવાનું શાસ્ત્ર (૨) ખગોળશાસ્ત્ર (૩) વેદનાં અંગોમાંનું એક
**જ્યોતિષી** (પું.) જ્યોતિષ જાણનારો, જોશી
**જ્યોતિષ્મતી** (વિ.સ્ત્રી.) તારા અને નક્ષત્રોના પ્રકાશવાળી-તેજવાળી (રાત)
**જ્યોતિઃપુંજ** (પું.) નક્ષત્રસમૂહ (૨) આકાશગંગા
**જ્યોતિઃશાસ્ત્ર** (ન.) ગ્રહોની મનુષ્યની સ્થિતિ ઉપર થતી શુભાશુભ અસર જાણવાનું શાસ્ત્ર (૨) ખગોળશાસ્ત્ર
**જ્યોત્સ્ના(-ત્સ્નિકા)** (સ્ત્રી.) ચાંદની, ચાંદરણું, કૌમુદી
**જ્વર** (પું.) તાવ
**જ્વલન** (ન.) બળવું તે, બળતરા (૨) (પું.) અગ્નિ
**જ્વલંત** (વિ.) બળતું (૨) પ્રકાશમાન, ઝળહળતું (૩) (લા.) ઉઘાડું, સ્પષ્ટ (૪) પ્રબળ
**જ્વલિત** (વિ.) સળગેલું (૨) પ્રકાશિત
**જ્વાલા(-ળા)** (સ્ત્રી.) અગ્નિની શિખા, અગ્નિની ઝાળ
**જ્વાલા(-ળા)** મુખ (ન.) જ્વાલામુખી પર્વતનું મોં
**જ્વાલા(-ળા)મુખી** (વિ.પું.) જેના મુખમાંથી જ્વાલા નીકળે છે એવો બળતો (પહાડ)

## ઝ

ઝ (પું.) તાલવ્ય ઘોષ મહાપ્રાણ વ્યંજન, તાલુસ્થાની ચોથો વ્યંજન
**ઝકઝોળ** (વિ.) મશગૂલ (૨) (સ્ત્રી.) રેલંમછેલ
**ઝકાર** (પું.) ઝ અક્ષર કે ઉચ્ચાર
**ઝકોર** (સ્ત્રી.) પવનમાં ફરફરવું તે (૨) ઝકઝોળ (આનંદની) (૩) (ન.) ગાડું, ખટારો (૪) ગાલ્લી (તારાનું ઝૂમખું)
**ઝગઝ(-મ)ગ** (અ.) ખૂબ તેજ મારતું હોય તેમ
**ઝગઝ(-મ)ગવું** (ક્રિ.) ઝગઝગ થવું, પ્રકાશ વેરવો
**ઝગઝ(-મ)ગાટ** (પું.) ઝગઝગ થતો પ્રકાશ, તેજની ભભક
**ઝગાર(-રો)** (પું.) ઝગઝગાટ, ચળકાટ
**ઝઘડવું** (ક્રિ.) લડવું, ટંટો કરવો, સામસામે બોલાબોલી કરવી
**ઝઘડાખોર,ઝઘડાળુ** (વિ.) ટંટાખોર, ઝઘડવાના સ્વભાવનું
**ઝઘડો** (પું.) લડાઈ, ટંટો, કજિયો, કંકાસ (૨) મારામારી
**ઝઝણાટ,ઝણઝણાટ** (પું.) મોટો ઝણકારો, ઝમઝમાટ, ધમધમાટ
**ઝઝણી,ઝણઝણી** (સ્ત્રી.) ખાલી, રીસની લાગણી, ઝાંઝ
**ઝઝૂમવું** (ક્રિ.) ઉપર લચી પડવું, બહાર કે ઉપરથી ઝૂકવું (૨) (લા.) ટમટમી રહેવું, જોર કર્યા કરવું
**ઝટ** (અ.) તરત, તાબડતોબ, જલદી
**ઝટક** (સ્ત્રી.) ઝટકો - આંચકો (૨) સપાટો, ત્વરિત ગતિ (૩) કુસ્તીનો એક દાવ
**ઝટકવું** (ક્રિ.) ઝટકો - આંચકો મારવો (૨) ઝટકાથી કાપવું (૩) ઝાટકવું
**ઝટકામણ** (ન.) ઝાટકવાની ક્રિયા (૨) ઝાટકવાથી પડતો કચરો, ઝાટકણ (૩) ઝટકામણી
**ઝટકો** (પું.) જોરથી ઉગામી કરેલો કાપ - ઘા (૨) આંચકો, જોરબંધ ખેંચ (૩) (લા.) ઘાની માફક થતું દુઃખ
**ઝટપટ,ઝટોઝટ** (અ.) ઝટઝટ, તાકીદે

**ઝટપટી,ઝટાઝટી,ઝટાપટી** (સ્ત્રી.) જોશમાં ચાલેલી તકરાર, બોલાબોલી
**ઝડકો,ઝરડકો** (પું.) કપડાનો ચીરો (૨) છાશ કરી રહ્યા પછી લાંબા હાથે રવાઈ ફેરવવાનો અવાજ
**ઝડઝમક** (સ્ત્રી.) (કવિતામાં) એક શબ્દાલંકાર (વૃત્ત્યનુપ્રાસ અને શ્રુત્યનુ-પ્રાસ બેઉ તેમાં મળેલા હોય છે.)
**ઝડતી** (સ્ત્રી.) બારીક તપાસ (૨) ટાંચ, જપતી (૩) પોલીસની તપાસ
**ઝડપ** (સ્ત્રી.) ત્વરા, વેગ, ગતિ (૨) ઝડપવાની ક્રિયા (૩) ઝાપટ, અડફટ
**ઝડપબંધ,ઝડપભેર** (અ.) ઝડપથી, સપાટાબંધ
**ઝડપવું** (ક્રિ.) એકદમ પકડવું, ઓચિંતું ઝૂંટવું - લઈ લેવું
**ઝડપાઝડપી** (સ્ત્રી.) લૂંટાલૂંટ, પડાપડી (૨) ઝપાઝપી, મારામારી
**ઝડી** (સ્ત્રી.) એકીસપાટે - જોશભેર વરસવું તે (૨) રમઝટ, ઝપાટો
**ઝણકાર(-રો),ઝણકો** (પું.) ઝણઝણ અવાજ
**ઝણઝણ** (પું.સ્ત્રી.) બળતરા, ચરચરે એવી અસર
**ઝણઝણવું** (ક્રિ.) ઝઝણી, ખાલીના જેવી અસર થવી, તમતમવું (૨) ઝણકારવું
**ઝણઝણાટ** (પું.) ઝઝણીની અસર, ઝમઝમાટ (૨) ઝણકારો
**ઝણઝણાટી** (સ્ત્રી.) ઝણઝણાટ, ઝઝણી જેવી તીવ્ર અસર
**ઝણઝણી** (સ્ત્રી.) ઝઝણી, ખાલી (૨) રીસની લાગણી
**ઝનૂન** (સ્ત્રી.ન.) ગાંડો જુસ્સો, અવિચારી ગુસ્સો
**ઝપટ** (સ્ત્રી.) ઝપાટો, ઉતાવળ (૨) ઝડપી લેવું તે, ઝડપ (૩) ભૂતપ્રેત વગેરેની અડફટ (૪) અડફટ
**ઝપટવું** (ક્રિ.) ઝપટ-ઉતાવળ કરવી (૨) ઝડપવું, ઝૂંટવું (૩) મંતરવું
**ઝપટાવવું** (ક્રિ.) ઝપટ કરાવવી, ઝડપાવવું, મંતરાવવું
**ઝપટાવું** (ક્રિ.) ઝપટમાં આવવું, વચ્ચે આવી જવું (૨) (લા.) ભરાવું, ફસાવું
**ઝપતાલ** (પું.) સંગીતનો એક તાલ
**ઝપવું** (ક્રિ.) સખણું - શાંત રહેવું
**ઝપાઝપ,ઝપાઝપી** (સ્ત્રી.) મારામારી, ટંટો (૨) કાપાકાપી, કતલ
**ઝપાટાબંધ** (અ.) ઝટ, ઝપાટાથી, વેગપૂર્વક, સપાટાબંધ
**ઝપા(-પે)ટો** (પું.) ઝડપ, વેગ (૨) જોરમાં કરેલો પ્રહાર, સપાટો (૩) અડફટ
**ઝબક** (સ્ત્રી.) ઝબકવું તે
**ઝબકવું** (ક્રિ.) ચમકવું, ચોંકવું (૨) ઝબૂકવું
**ઝબકારો** (પું.) પ્રકાશનો ઝબૂકો
**ઝબકોળ** (સ્ત્રી.) ઝબકોળું, પાણીમાં ઝબકોળવું તે
**ઝબકોળવું** (ક્રિ.) પાણીમાં બોળવું-ઝબોળવું
**ઝબકોળું** (ન.) પાણીમાં ઝબકોળવું તે
**ઝબ(-ભ)લું** (ન.) નાના છોકરાનું પહેરણ
**ઝબાકો** (પું.) ઝબૂકો
**ઝબૂક** (અ.) રહીરહીને ચમકે તેમ (૨) (સ્ત્રી.) ઝબકારો
**ઝબૂકવું** (ક્રિ.) ઝબૂક-ઝબૂક પ્રકાશવું
**ઝબૂકો** (પું.) ઝબાકો
**ઝબે,ઝબેહ** (સ્ત્રી.) વધેરવું - ભોગ આપવો તે, કતલ
**ઝબો(-બ્બો),ઝભો(-ભ્ભો)** (પું.) લાંબો અને ખૂલતો એક પ્રકારનો ડગલો, મોટું પહેરણ
**ઝમક** (સ્ત્રી.) એક શબ્દાલંકાર, યમક, જેમાં તેના તે જ શબ્દો એક અથવા ભિન્ન અર્થમાં વાપર્યા હોય છે. (૨) રણકો, ઠણકો, ઝમકાર (૩) ભભક, તેજ
**ઝમકઝોલ(-ળ)** (વિ.) આનંદ અને લાલિત્યયુક્ત
**ઝમકદાર** (વિ.) ઝમકવાળું
**ઝમકવું** (ક્રિ.) ઝમકાર-મધુર રણકાર થવો (૨) રણકાર થવો (૩) ચળકવું
**ઝમકાર(-રો),ઝમકો** (પું.) રણકો, ઠણકો
**ઝમકાળું** (વિ.) ઝમકારવાળું
**ઝમઝમ** (અ.) રણકે તેમ (૨) ઝીણું ઝીણું બળે તેમ (૩) (પું.) કાબા પાસેનો પવિત્ર કૂવો
**ઝમઝમવું** (ક્રિ.) ઝમઝમ થવું, રણકવું (૨) ઝીણુંઝીણું બળવું, ચચરવું
**ઝમઝમાટ** (પું.) ઝમઝમવું તે
**ઝમણ** (ન.) (પ્રવાહીનું) ઝમવું તે
**ઝમર(-રૂ)ખ** (ન.) શોભા માટે ટંગાતો બિલોરી કાચનાં લોલકોવાળો કાચની હાંડીઓનો દીવો, ઝુંમર
**ઝમવું** (ક્રિ.) પ્રવાહીનું જરા જરા થઈને બહાર ઝરવું, ચૂવું
**ઝમાઝમી** (સ્ત્રી.) હાથના ચાળા સહિત બોલાબોલી (૨) ઝપાઝપી, ઝઘડો
**ઝમેલો** (પું.) ઝઘડો, બખેડો (૨) જમાવ, ભીડ
**ઝરખ** (ન.) એક જંગલી પ્રાણી જરખ, ઘોરખોદિયો, તરસ
**ઝરડ** (અ.) લૂગડું ફાટતાં થતો અવાજ (૨) (સ્ત્રી.) ઝરડાંના કકડા
**ઝરડકી** (સ્ત્રી.) ધમકી
**ઝરડું** (ન.) ઝાંખરું, કાંટાવાળું ડાળું (૨) (લા.) લફરું, પંચાત
**ઝરણ** (ન.) ઝરવું તે (૨) જમીન કે પહાડમાંથી ઝરતો પાણીનો વહેળો
**ઝરણી** (સ્ત્રી.) નાનું ઝરણું
**ઝરણું** (ન.) ઝરો, વહેળો
**ઝરમર** (ન.) સ્ત્રીની ડોકનું સોનાનું એક ઘરેણું (૨) સ્ત્રીઓના પગનું એક ઘરેણું (૩) એક જાતનું ઝીણું લૂગડું (૪) (સ્ત્રી.) વરસાદની ફરફર (૫) (અ.) ઝીણેઝીણે છાંટે (વરસવું)
**ઝરમરવું** (ક્રિ.) ઝરમર ઝરમર પડવું
**ઝરમરિયું** (ન.) સ્ત્રીની ડોકનું એક ઘરેણું (૨) એક ઝીણું લૂગડું (૩) (સ્ત્રી.) વરસાદની ફરફર
**ઝરવું** (ક્રિ.) (પ્રવાહીનું) ધીમેધીમે બહાર નીકળવું, સ્રવવું
**ઝરામણ** (ન.) ઝારવું તે (૨) ઝારવાનું મહેનતાણું (૩) ઝારેલો ભાગ (૪) ઝરેલું પ્રવાહી
**ઝરી** (સ્ત્રી.) ઘણું નાનું ઝરણું (૨) રેલો
**ઝરૂખો** (પું.) બારી બહાર કાઢેલું ઝઝૂમતું બાંધકામ, જરૂખો, છજું
**ઝરેળી** (સ્ત્રી.) ધ્રુજારી-કંપારી (૨) તાવલી
**ઝરે(-ળે)ળો** (પું.) ચામડી બળવાથી ઊઠેલો ફોલ્લો
**ઝર્દ** (વિ.) પીળું, જરદ (૨) ફીકું
**ઝર્દી** (સ્ત્રી.) પીળો પદાર્થ, જરદી
**ઝલ(-ળ)ક** (સ્ત્રી.) ઓપ, ચળકાટ (૨) ગાવામાં સુંદર મરોડ
**ઝલ(-ળ)કદાર** (વિ.) ચળકતું, સુંદર મરોડથી ગવાતું
**ઝલ(-ળ)કવું** (ક્રિ.) તેજ મારવું, ચળકવું (૨) (લા.) પોત પ્રકાશવું
**ઝલકાવું** (ક્રિ.) ઝલકવું, તેજ મારવું (૨) છલકાવું
**ઝલઝલવું** (ક્રિ.) ઝળકવું, ઝળહળવું

**ઝવેર** (ન.) જવાહિર, ઝવેરાત (૨) (લા.) પાણી, દમ

**ઝવેરખાનું** (ન.) રત્નો વગેરે ઝવેરાત જેમાં રખાતું હોય તે જગા, જવાહિરખાનું, ખજાનો

**ઝવેરાત** (ન.) હીરા, માણેક, મોતી વગેરે (૨) જડાવ દાગીના (૩) (લા.) બળ, સત્ત્વ, દમ

**ઝવેરી** (પું.) ઝવેરાતનો વેપારી (૨) (લા.) સાચી પરીક્ષા કરનાર વ્યક્તિ

**ઝળકાટ** (પું.) ઝળકવું તે

**ઝળકારો** (પું.) તેજનો ચમકારો

**ઝળઝળ** (અ.) તેજથી ઝળકતું હોય તેમ

**ઝળઝળવું** (ક્રિ.) ઝળઝળ થવું (૨) (લા.) આંજી નાંખવું

**ઝળઝળિયું** (ન.) આંખમાં ઝમતું પાણી - આંસુ (૨) ઝળઝળું

**ઝળમ(-હ)ળ** (અ.) તેજથી ઝળકતું હોય તેમ (૨) (વિ.) ચળકતું, પ્રકાશમાન

**ઝળમ(-હ)ળવું** (ક્રિ.) ખૂબ તેજ મારવું - પ્રકાશવું

**ઝળાંઝ(-મ)ળાં** (અ.) ઝળઝળાટ (૨) (ન.બ.વ.) તેજ તેજનો અંબાર

**ઝળૂંબવું** (ક્રિ.) ઝૂકવું, ઝઝૂમવું

**ઝંકાર,ઝંકૃતિ** (પું.સ્ત્રી.) ઝણકાર

**ઝંખના** (સ્ત્રી.) આતુરતાપૂર્વક રટન, વારંવાર સ્મરણ (૨) ચિંતા, ધખારી (૩) ઝંખના કરવી

**ઝંખવાણું** (વિ.) ખસિયાણું, ભોંઠું, છોભીલું પડેલું

**ઝંખવાવું** (ક્રિ.) ઝાંખું પડવું (૨) ભોંઠું પડવું

**ઝંખવું** (ક્રિ.) ઝંખના કરવી

**ઝંખા** (સ્ત્રી.) ઝંખના

**ઝંઝટ** (સ્ત્રી.) ઝઘડો, પંચાત, નકામી પીડા

**ઝંઝા** (સ્ત્રી.) પવનનો કે પવન સાથે પડતા વરસાદનો સુસવાટ, વંટોળિયો

**ઝંઝાનિલ,ઝંઝાવાત** (પું.) વરસાદ ને વંટોળિયાનું તોફાન

**ઝંઝેડવું** (ક્રિ.) ખૂબ હલાવવું કે ઝૂડવું (ઝાડને), જોરથી ખંખેરવું (૨) (લા.) તરછોડી નાખવું, ખૂબ ધમકાવવું

**ઝંડ** (પું.) એક ભૂત, જીન (૨) (વિ.) અલમસ્ત, માતેલું (૩) લુચ્ચું, મત્સરવાળું

**ઝંડાધારી** (વિ.) હાથમાં ઝંડાવાળું (૨) (લા.) ઝુંડો-ઝુંબેશ ઉઠાવનાર

**ઝંડી** (સ્ત્રી.) નાનો ઝંડો

**ઝંડો** (પું.) ઝુંડો, ધ્વજ (૨) (લા.) ઝુંબેશ (૩) પક્ષ કે તેની આગેવાની કે દોરવણી

**ઝંદ** (સ્ત્રી.) ઈરાનીઓની પ્રાચીન ભાષા (જેમાં પારસી ધર્મગ્રંથનાં ભાષ્ય લખાયાં છે.)

**ઝંદઅવ(-વે)સ્તા** (સ્ત્રી.) પારસીઓનો મુખ્ય ધર્મગ્રંથ

**ઝંપલાવવું** (ક્રિ.) યાહોમ કરીને કૂદી પડવું - સાહસ કરવું

**ઝંપા** (સ્ત્રી.) કૂદકો

**ઝંપાપાત** (પું.) ઓચિંતું કૂદી પડવું તે, ઝંપલાવવું તે (૨) (લા.) આંધળિયું

**ઝાકઝમાળ** (વિ.) ઉજ્જવલ, ઝગઝગતું, દેદીપ્યમાન

**ઝાકમઝોળ** (વિ.) સ્વચ્છ અને સુસ્પષ્ટ (૨) (પું.) મહાલવું તે, આનંદ

**ઝાકરિયો** (પું.) નાનું પહોળા મોંનું માટીનું વાસણ

**ઝાકળ** (સ્ત્રી.ન.) ઓસ, તુષાર (૨) (લા.) તોર, મિજાજ

**ઝાકળભર્યું** (વિ.) લીલું, તાજું (૨) (લા.) ઉત્સાહી

**ઝાકળિયું** (વિ.) ઝાકળને લગતું, ઝાકળવાળું (૨) ઝાકળની મદદથી પાકતું (૩) (ન.) ખેતરમાં રહેવા કરાતો માળો કે છાપરી (ઝાકળથી બચવા) (૪) વહેલી સવાર

**ઝાઝું** (વિ.) પુષ્કળ, ઘણું

**ઝાઝેરું** (વિ.) ઝાઝું (લાલિત્યવાચક)

**ઝાટ(-ડ)કઝૂટ(-ડ)ક,ઝાટ(-ડ)કઝૂમક(-ડ)** (ન.) (દાણાદૂણી વગેરે) ઝાડકી કરીને સાફ કરવું તે, ઝાટકવું તે

**ઝાટ(-ડ)કણ** (ન.) ઝાટકતાં નીકળેલો કચરો, કસ્તર, ઝટકામણ

**ઝાટકણી** (સ્ત્રી.) ઝાટકવું - સૂપડા વડે સોવું તે (૨) ઝાટકવાનું મહેનતાણું (૩) (લા.) સખત ઠપકો

**ઝાટ(-ડ)કવું** (ક્રિ.) સૂપડા વડે ઊપણવું - સોવું (૨) જોરથી ખંખેરવું, ઝાપટવું (૩) (લા.) ખૂબ ઠપકો આપવો

**ઝાટકો** (પું.) ઝટકો (૨) જોરથી ઉગામી કરેલો કાપ - ઘા (૩) આંચકો, જોરબંધ ખેંચ (૪) ઘાની માફક થતું દુઃખ

**ઝાડ** (ન.) વૃક્ષ, તરુ (૨) દારૂખાનાની એક ચીજ

**ઝાડપાન,ઝાડપાલો** (ન.પું.) વનસ્પતિમાત્ર, બધી વનસ્પતિ

**ઝાડબીડ** (ન.) ઝાડ અને ઘાસથી ભરેલો પ્રદેશ

**ઝાડવું** (ક્રિ.) ઝાડુથી વાળવું, કચરો કાઢવો (૨) ઝાટકવું, ખંખેરવું (૩) ઊંજણી નાખવી (૪) (લા.) ઠપકો આપવો (૫) (ન.) નાનું ઝાડ

**ઝાડુ** (ન.) મોટો સાવરણો (રસ્તા વાળવા માટે વપરાય છે.) (૨) સાવરણી (૩) (લા.) ઝાટકણી, ઠપકો, અપમાન, અનાદર

**ઝાપટ** (સ્ત્રી.) ઝપટ (૨) અડફટ (૩) ભૂતપિશાચની ઝપટ

**ઝાપટવું** (ક્રિ.) કપડાની ઝાપટથી સાફ કરવું (૨) ફટકારવું, મારવું (૩) સળગાવવા માટે ઝાપટિયાથી પવન નાખવો (૪) (લા.) ખૂબ ખાવું

**ઝાપટિયું** (ન.) ઝાપટીને સાફસૂફ કરવા માટે લાકડાની ટોચે કપડું બાંધીને બનાવેલી એક બનાવટ (૨) વાંસની ચીપનો પંખો

**ઝાપટું** (ન.) થોડા સમય માટે વરસાદનું એકદમ તૂટી પડવું તે

**ઝામર** (પું.) માથા અને આંખનો એક રોગ

**ઝામરી** (સ્ત્રી.) હથેળીમાં કે પગને તળિયે થતો ફોલ્લો

**ઝામરો** (પું.) હથેળીમાં કે પગને તળિયે થતો ફોલ્લો (૨) ચામડીનો એક રોગ (૩) બહુ પાકેલી - દાઝેલી ઈંટનો કકડો (શરીરે ઘસવા-મેલ ઘસીને કાઢવા માટે વપરાય છે.) (૪) ઝામરી

**ઝાર** (પું.) જુવાળ, ભરતી (૨) રશિયાનો રાજા, તેનો ઈલકાબ

**ઝારણ** (ન.) રેણ (ધાતુનાં વાસણ સાંધવાનું) (૨) રેણ કરેલું સાંધણ

**ઝારવું** (ક્રિ.) ઊના પાણીની ધાર વડે ધોવું કે શેકવું (૨) ધીમેધીમે સિંચન કરવું (૩) ઝારણ વડે ધાતુના વાસણને સાંધવું, ઝાળવું, રેણ, ધાતુનાં વાસણ સાંધવાનું, રેણ કરેલું સાંધણ (૪) નકામાં ડાળાં કાપી નાખવાં, છાંટવું (૫) જુહારવું, પૂજવું

**ઝારશાહી** (સ્ત્રી.) ઝારના જેવો (જુલમી કે આપખુદ) અમલ

**ઝારી** (સ્ત્રી.) નાળચાવાળી ટોયલી - નાની લોટી (૨) પેણામાંથી તળેલી વસ્તુઓ કાઢવાનું તવેથા જેવું કાણાંવાળું ઓજાર

**ઝારો** (પું.) મોટી ઝારી (૨) (બાગમાં કે જમીન પર) પાણી છાંટવાનું નાળચાવાળું વાસણ (૩) તંબૂરાના તાર નીચે ઘોડી ઉપર મૂકવામાં આવતો દોર, જિવાળી (૪) તંબૂરાનો પિત્તળનો તાર, ખરજ-સ્વરનો તાર (૫) પેણા-માંથી તળેલી વસ્તુઓ કાઢવાનું તવેથા જેવું કાણાંવાળું ઓજાર

**ઝાલર** (પું.) એક કઠોળ - વાલ (૨) (સ્ત્રી.) ઝૂલ, કોર (૩) મોગરીથી વગાડવાની ઘડિયાળ, વાદ્ય (૪) માછલાં વગેરે જળચરોનો શ્વાસ લેવાનો અવયવ

**ઝાલરી** (સ્ત્રી.) વગાડવાની નાની ઝાલર (૨) ખંજરી

**ઝાલવું** (ક્રિ.) હાથમાં લેવું, પકડવું, ગ્રહવું (૨) કેદ કરવું, પકડી રાખવું, બંધનમાં લેવું (૩) જડવત્ રહી જાય તેમ કરવું (જેમ કે, વાએ કેડ ઝાલી છે.)

**ઝાલાં** (ન.બ.વ.) મહેણાં, ટોણાં

**ઝાવાં** (ન.બ.વ.) ડૂબતા માણસનાં તરફડિયાં, વલખાં

**ઝાળ** (સ્ત્રી.) જ્વાલા, તેની આંચ (૨) (લા.) ક્રોધનો આવેશ

**ઝાળવું** (ક્રિ.) રેણ વડે સાંધવું

**ઝાંખ,ઝાંખપ** (સ્ત્રી.) ઝાંખાપણું (૨) (લા.) બટ્ટો, લાંછન

**ઝાંખરું** (ન.) કાંટાવાળું ડાંખળું

**ઝાંખાશ** (સ્ત્રી.) ઝાંખાપણું

**ઝાંખી** (સ્ત્રી.) ધૂંધળું, અસ્પષ્ટ દેખાવું, ઝાંખો ખ્યાલ કે દર્શન (૨) છાનુંમાનું જોવું તે (૩) ભાવપૂર્વક દર્શન

**ઝાંખું** (વિ.) અસ્પષ્ટ, આછું (૨) ઓછા પ્રકાશવાળું, નિસ્તેજ (૩) (લા.) મંદ, નિસ્તેજ, નિરુત્સાહ

**ઝાંઝ** (સ્ત્રી.) કાંસીજોડ (૨) ગુસ્સો, રીસ (૩) પવનનો કે પવન સાથે પડતા વરસાદનો સુસવાટ (૪) ઝંઝા

**ઝાંઝર** (ન.) સ્ત્રીઓનું પગનું એક ઘરેણું, નૂપુર (૨) (લા.) બેડી, જંજીર (૩) ઝાંઝરું

**ઝાંઝરિયાં** (ન.બ.વ.) સ્ત્રીઓનું પગનું એક ઘરેણું, નૂપુર, ઝાંઝર

**ઝાંઝરિયાળ(-ળું)** (વિ.) ઝાંઝરવાળું

**ઝાંઝરી** (સ્ત્રી.) બાળકનું ઝાંઝર (૨) ઘૂઘરી બાંધેલી લાકડી (૨) નાનું ઝરણું

**ઝાંઝવાં** (ન.બ.વ.) મૃગજળ, આભાસ (૨) તેજથી કે આંસુથી આંખને પડતી ઝાંખપ

**ઝાંઝી** (વિ.) ઝટ ચિડાઈ જાય તેવું - ચીડિયું

**ઝાંપલી** (સ્ત્રી.) નાનો ઝાંપો (પ્રાયઃ વાડ કે ખેતરનો) (૨) (શેરી, વાડા વગેરેનો ) દરવાજો

**ઝાંપી** (સ્ત્રી.) ઝાંપ, વાંસ કે ખજૂરીની પાતરીનો ગૂંથેલો દાબડો કે દાબડી

**ઝાંપો** (પું.) (શેરી, વાડા વગેરેનો) દરવાજો (૨) ગામની ભાગોળ

**ઝાંય** (સ્ત્રી.) પ્રતિબિંબ, પડછાયો (૨) ઝલક, તેજ (૩) ઝાંખ, ઝાંઈ

**ઝિમેલ** (સ્ત્રી.) એક જાતનું લાલ રંગનું મંકોડાની જાતનું જીવડું, ધિમેલ

**ઝિયાણું,ઝિયા(-રા)યણું** (ન.) પહેલી સુવાવડ પછી દીકરીને બાળક સાથે વળાવવી તે કે તે વેળાનું આણું કે કરાતી રીત

**ઝિલણિયું** (વિ.ન.) ઝીલનારું, ઉપરથી આવેલું પકડી રાખનારું, નદી વગેરેમાં સ્નાનનો આનંદ લેનારું

**ઝિંક** (સ્ત્રી.) જસતની ધાતુ

**ઝિંદાદિલી** (સ્ત્રી.) હૃદય જીવતું જાગતું-ઉત્સાહિત હોવું તે

**ઝિંદાબાદ** 'અમર રહો' એવો ઉદ્ગાર

**ઝીક** (સ્ત્રી.) કસબી તારનું ભરત (૨) ઝીક, ઝીકવું તે - પછાડ

**ઝીકચળક** (સ્ત્રી.) ભરવામાં વપરાતા સોનારૂપાના તાર, ટીપકી વગેરે

**ઝીકવું** (ક્રિ.) જોરથી ફેંકવું - પછાડવું (૨) પાડી નાંખવું, હરાવવું

**ઝીણવટ,ઝીણાશ** (સ્ત્રી.) ઝીણાપણું, બારીકી (૨) ચતુરાઈ, ડહાપણ

**ઝીણું** (વિ.) બારીક, નાનું (જેમ કે, ઝીણું કાણું) (૨) તીણું, અણીદાર (ઝીણી અણી, ધાર વગેરે) (૩) પાતળું, બારીક (ઝીણું કપડું) (૪) નાજુક, ઝીણવટ અને સંભાળની જરૂરવાળું, (જેમ કે, ઝીણું કામ, ઝીણી વાત, ઝીણી આંખ) (૫) (અવાજમાં) ધીમું ને પાતળું, મંદ, ધીમું (જેમ કે, ઝીણું ઝીણું બોલવું) (૬) (લા.) ચતુર, ઝીણવટભેર વર્તનાર - કામ કરનાર (માણસ) (જેમ કે, અહી ઝીણા માણસનું કામ છે.) (૭) બહુ કરકસરિયું, કંજૂસ જેવું

**ઝીણો તાવ** (પું.) ધીમો પણ સતત આવ્યા કરતો તાવ

**ઝીબ્રા ક્રૉસિંગ** (ન.) રસ્તો ઓળંગવા માટેનો ખાસ પટો

**ઝીરો** (પું.) શૂન્ય, મીંડું

**ઝીરો અવર** (પું.) (સંસદમાં) પ્રશ્નોત્તરી સમય, આક્રમણ સમય (૨) સંકટ સમય (૩) મધ્યરાત્રિ, મધરાત

**ઝીરો બજેટ** (ન.) શૂન્ય આધારિત અંદાજપત્ર

**ઝીલ** (સ્ત્રી.) ઊંડા પાણીવાળો ધરો (૨) છાલક, છોળ (૩) નીચાણવાળી જગ્યા (૪) એક વનસ્પતિ (૫) સામો લણવા માટેનું વાંસનું એક ઓજાર (૬) તંબૂરાનો તાર

**ઝીલણ** (ન.) ઝીલવું તે (૨) ઝીલેલું તે (પ્રવાહી) (૩) (સ્ત્રી.) સાળાવેલી

**ઝીલવું** (ક્રિ.) પકડી લેવું, ઝીપવું (૨) એક જણનું બોલવું કે ગાવું બીજાએ ઉપાડી લેવું (૩) નાહવું, જળક્રીડા કરવી

**ઝીંગોર** (પું.) ઝીગોરવું તે, મધુર અવાજ, ટહુકાર

**ઝીંગોરવું** (ક્રિ.) (મોરે) ટહુકવું ને કળા કરી નાચવું

**ઝીંથરાં, ઝીંથરિયાં** (ન.બ.વ.) માથાના અવ્યવસ્થિત અને છૂટા વાળ

**ઝીંથરિયું** (વિ.) ઝીથરાં જેવું કે તે વાળું

**ઝુકાવ** (પું.) ઝૂકવાથી નમવું તે, તેથી પડતો ઝોક કે ઝૂલ

**ઝુકાવવું** (ક્રિ.) નમાવવું, ઝંપલાવવું

**ઝુકાવું** (ક્રિ.) ઝૂકવાની ક્રિયા થવી

**ઝુરાપો** (પું.) ઝૂરણ, કલ્પાંત, વિયોગ-દુઃખ

**ઝુલણિયું** (વિ.) ઝૂલતું (૨) (ન.) એક ઝૂલતું ઘરેણું

**ઝુંડ** (ન.) ટોળું, જૂથ, સમૂહ

**ઝુંબેશ** (સ્ત્રી.) જોશપૂર્વકની ચળવળ - હિલચાલ કે આંદોલન

**ઝુંમર** (ન.) શોભા માટે ટંગાતો બિલોરી કાચનાં લોલકોવાળો કાચની હાંડીઓનો દીવો, ઝમરખ

**ઝૂ** (ન.) પ્રાણીસંગ્રહાલય, પ્રાણીબાગ

**ઝૂઑલૉજી** (સ્ત્રી.) પશુવિદ્યા, પ્રાણીશાસ્ત્ર

**ઝૂકવું** (ક્રિ.) નમવું, લચી પડવું, લટકવું, શરણે જવું, વાંકું વળવું

**ઝૂઝ** (સ્ત્રી.) ઝૂઝવું તે, યુદ્ધ

**ઝૂઝવું** (ક્રિ.) મચ્યા રહેવું (૨) જોરથી લડવું, ઝઝૂમવું

**ઝૂડ** (ન.) મોટો મગર (૨) ચૂડ, મજબૂત પકડ (૩) એક જાતનું ભૂત-ઝોડ

**ઝૂડઝાપટ** (ન.) ઝાડઝૂડ, ઝાપટઝૂપટ, સાફસૂફ કરવાની ક્રિયા

**ઝૂડવું** (ક્રિ.) ધોકા કે બૂધા વડે ઠોકવું (૨) ઝાપટવું, ખંખેરવું (૩) (લા.) ઊંધું ઘાલીને ઠોકયે કે બોલ્યે કે કાંઈ કામ કર્યે જવું

**ઝૂડિયું** (ન.) જેનાથી ઝુડાય એવું સોટું

**ઝૂડી** (સ્ત્રી.) નાનો ઝૂડો, જૂડી

**ઝૂડો** (પું.) ઘણી ચીજોનો સાથે બાંધેલો જથ્થો, જૂડો

**ઝૂપકી** (સ્ત્રી.) ઝોકું, ડોલું

**ઝૂમ** (સ્ત્રી.પું.) ઝૂમખું (૨) (વિ.) ઘણું, પુષ્કળ, લૂમખો
**ઝૂમખું,ઝૂમખો** (ન.પું.) અનેક વસ્તુઓનો જથ્થો
**ઝૂમણી** (સ્ત્રી.) એક જાતનો હાર
**ઝૂમણું** (ન.) એક જાતનું ઘરેણું
**ઝૂમવું** (ક્રિ.) ઉપર લચી પડવું, બહાર કે ઉપરથી ઝૂકવું (૨) ટમટમી રહેવું, જોર કર્યા કરવું (૩) લટકવું, ટિંગાવું (૩) આતુરતાથી ટાંપી રહેલું (૪) ઝઝૂમવું
**ઝૂરણ** (ન.) ઝુરાપો, કલ્પાંત
**ઝૂરવું** (ક્રિ.) -ને માટે તલસવું, -કલ્પાંત કરવું (૨) કલ્પાંતથી ક્ષીણ થવું
**ઝૂલ** (સ્ત્રી.) ઝૂલવું, તેથી ઝૂકીને પડતો ઝોળો કે ઝૂકાવ, ઝૂલો (૨) શોભા માટે રાખેલી ઝૂલતી કિનાર, ચીણવાળી કોર (૩) કવિતામાં (લાવણી વગેરેમાં) આવતો આંતરો (૪) બળદ કે ઘોડાને પહેરાવાતો ઓઢો
**ઝૂલડી** (સ્ત્રી.) ઝૂલતું રહે એવું બાળકનું ખૂલતું પહેરણ
**ઝૂલણહાર** (વિ.) ઝૂલનારું, હીચકા ખાનારું
**ઝૂલણા** (પું.) પાંચપાંચ માત્રાનાં-વચ્ચેની ત્રીજી માત્રા લઘુ જ હોય તેવાં ઝૂમખાંવાળો સાડત્રીસ માત્રાનો એક છંદ
**ઝૂલણું** (ન.) ઝૂલવું તે, હીચકો (૨) પારણું (૩) ગાવાનું હાલરડું
**ઝૂલતું** (વિ.) ઝોલાં ખાતું, લટકતું
**ઝૂલવું** (ક્રિ.) હીંડોળે કે પારણે હીંચવું, લટકવું
**ઝૂલો** (પું.) ઝોલો, જેમાં ઝૂલી શકાય તે, હીચકો (૨) (લા.) નુકસાન, ખાધ
**ઝૂંક** (સ્ત્રી.) એકાએક આંખમાં કાંઈ ઝપટાવું તે, ઝોક, ઝૂંકાવું તે
**ઝૂંટ** (સ્ત્રી.) ઝૂંટવું કે ઝૂંટવી લેવું તે
**ઝૂંટવું** (ક્રિ.) ઝડપ મારી ખૂંચવી - પડાવી લેવું
**ઝૂંટઝૂંટા,ઝૂંટાઝૂંટ** (સ્ત્રી.) સામેસામે ઝૂંટ ચલાવવી તે
**ઝૂંપડપટ્ટી** (સ્ત્રી.) ઝૂંપડાંવાળી વસાહત
**ઝૂંપડી(-ડું)** (સ્ત્રી.ન.) ઘાસ, સાંઠી, છાજ વગેરેથી બનાવેલું છાપરું - ઘર
**ઝેર** (ન.) વિષ (૨) ઈર્ષ્યા (૩) વેર
**ઝેર** (સ્ત્રી.) ઊંચી જગા કે બેઠકની ધાર, ઘરની ઓટલી કે તેની ધાર (૨) (ન.સ્ત્રી.) ઝાંઝર
**ઝેરકચૂરો(-લો),ઝેરકચોલું,ઝેરકોચલું** (પું.ન.) એક કડવું બી-ઔષધિ
**ઝેરકાજળી** (સ્ત્રી.) પરસેવા વાટે બહાર આવતું શરીરમાંનું વિષ (૨) મરણ વખતનો પરસેવો
**ઝેરણી** (સ્ત્રી.) દહી વલોવવાની નાની હાથ રવાઈ
**ઝેરવું** (ક્રિ.) નાની રવાઈ-ઝેરણીથી દહી વલોવવું
**ઝેરી,ઝેરીલું** (વિ.) ઝેર - વિષવાળું (૨) અદેખું, અંટસ રાખે એવું
**ઝેરોક્સ નકલ** (સ્ત્રી.) યાંત્રિક ક્રિયા દ્વારા થયેલી નકલ
**ઝોક,ઝોકડું** (પું.ન.) ગોષ્ઠ, ગાય કે ઘેટાંબકરાંનો વાડો
**ઝોક** (પું.સ્ત્રી.) વાંક, વલણ, ઝૂકવાપણું (૨) આંખમાં કંઈ ઝપટાવું તે, ઝૂંક (૩) નુકસાન (૪) સુરેખાનો ઢોળાવ, 'ઇંક્લિનેશન' (ગ.)
**ઝોકવું** (ક્રિ.) એકદમ ફેંકવું, નાખવું (૨) વળવું, ઝૂકવું (૩) યાહોમ કરીને પડવું (૪) ઊંઘમાં ઝોકાં ખાવાં (૫) ઝોંકવું
**ઝોકાર** (વિ.) ઝાકમઝોળ
**ઝોકારવું** (ક્રિ.) ઝુકારવું, ઝુકાવવું
**ઝોકું** (ન.) ઊંઘ કે ઘેનનું ડોલું, ઝોલું
**ઝોકો** (પું.) હેલો, હડસેલો (૨) આંખની ઝોક (૩) ત્રાજવાં ખોટાં નમાવવાની યુક્તિ
**ઝોટ(-ટી),ઝોટડી(-ડું),ઝોટું** (સ્ત્રી.ન.) જુવાન ભેંસ
**ઝોડ** (ન.) ઝૂડ, વળગણ
**ઝોડઝપટ** (સ્ત્રી.) ભૂતપિશાચાદિની અડફટ, વળગાડ
**ઝોન** (સ્ત્રી.) વિસ્તારનો વિભાગ કે ખંડ
**ઝોનબંધી** (સ્ત્રી.) પ્રદેશોના વિસ્તારને અમુક ઝોનમાં નક્કી કરવો તે, ઝોન પાડી કે બાંધી દેવી તે
**ઝોબો(-ભો)** (પું.) જીવ ઊંડો ઊતરી જવો તે, જોબો
**ઝોલ(-ળ)ણી** (સ્ત્રી.) ખાનાંવાળી કોથળી, ખડિયો, ઝોળી
**ઝોલું** (ન.) ઝોકું, ડોલું (૨) ઝુંડ, ટોળું
**ઝોલો** (પું.) ઝૂલો, હિંડોળો (૨) હેલો, હીચકાનો એક ઝોક (૩) ઝોલ
**ઝોળી** (સ્ત્રી.) કપડાના ચાર છેડા પકડીને ઝૂલતું પાત્રાકાર કરાય છે. ઉદા. 'શાકની, સાધુની ઝોળી' (૨) ઝૂલતી ઝલાતી થેલી (૩) બાળકની ખોઈ
**ઝોળીપોળી** (સ્ત્રી.) બાળકને નામકરણવિધિ કરતાં પારણામાં ઘાલી હીચોળવાની ક્રિયા
**ઝોળો** (પું.) ઝોલો, નમી પડવું તે (૨) મોટી ઝોળી
**ઝોંકવું** (ક્રિ.) ઝોકવું, પટકવું
**ઝોંસવું** (ક્રિ.) રીસથી - અભાવથી આપવું-નાંખવું કે મૂકવું - પટકવું (૨) ઠાંસીને ખાવું - ગળચવું
**ઝોંસો** (પું.) હડસેલો, ધક્કો

## ઞ

ઞ (પું.) ('યં' પેઠે બોલાય છે.) 'ચ' વર્ગનો અનુનાસિક - આ અક્ષરથી શરૂ થતો એકે શબ્દ નથી. ક્યારેક સંસ્કૃત શબ્દની ઢબે લખવામાં આવે છે. જેમ કે, ચઞ્ચલ, પરંતુ ગુજરાતીમાં મોટે ભાગે અનુસ્વાર જ લખાય છે.

## ટ

ટ (પું.) મૂર્ધસ્થાની પહેલો વ્યંજન
**ટક** (અ.) ટંકાવાથી થતો અવાજ, યા ખટ દઈને થતો અવાજ
**ટકટક** (અ.) સતત ટકટક અવાજ થાય તેમ (જેમ કે, ઘડિયાળનો) (૨) ટગર-ટગર (જોવું) (૩) (સ્ત્રી.) ટકટકારો
**ટકટકાટ(-રો)** (પું.) ટકટક અવાજ (૨) કંટાળો આવે તેવો નકામો લવારો
**ટકટકિયુ** (વિ.) ટકટક કર્યા કરતું (૨) (ન.) તાર ઝીલનારું (ટકટક કરતું) યંત્ર
**ટકરામણ** (સ્ત્રી.) ટકરાવું તે, અથડામણ
**ટકરાવું** (ક્રિ.) ટિચાવું, અફળાવું
**ટકવું** (ક્રિ.) લાંબા વખત સુધી ચાલવું-નભવું કે કાયમ રહેવું (૨) એક સ્થળે લાંબો વખત થોભવું
**ટકાઉ** (વિ.) ટકે-રહે કે નભે તેવું, મજબૂત
**ટકાવ(-વો)** (પું.) ટકાઉપણું, મજબૂતાઈ, ટકવું તે
**ટકાવારી** (સ્ત્રી.) ટકા પ્રમાણે ગણતરી, 'પરસન્ટેજ', સોએ કેટલા તેનું પ્રમાણ
**ટકો** (પું.) રૂપિયો, નાણું (૨) સેંકડાના પ્રમાણમાં ગણતરી, 'પરસન્ટેજ' (૩) ટક્કો, સાવ બોડું-કેશરહિત માથું
**ટકોર** (સ્ત્રી.) ટકોરવું-ટોકવું તે, ધીમેથી ગોદાવવું તે (૨) સહેજ ઇશારો કે સૂચના (૩) વ્યંગ કે મરોડમાં કહેવું તે, મીઠી ટીકા, વક્રોક્તિ

**ટકોરખાનું** (ન.) ચોઘડિયાં કે તે વગાડનારને બેસવાની જગા
**ટકોરવું** (ક્રિ.) ટકોરો મારવો (૨) ટોકવું, ગોદાટવું, ટકોર કરવી
**ટકોરી** (સ્ત્રી.) નાનો ટકોરો (૨) નાની ઘડિયાળ (મોગરી વડે વગાડવાની)
**ટકોરો** (પું.) રણકે એમ વાગતો ઠોક (૨) ઠોકનો રણકો
**ટક્કર** (સ્ત્રી.) ઠોકર, પ્રહાર (૨) અથડામણ, સામનો
**ટગટગ** (અ.) ટગર-ટગર, એકીનજરે, મીટ માંડીને
**ટગમગ** (વિ.) ડગુમગુ, ટગુમગુ (૨) (અ.) ટગર-ટગર
**ટગર ટ(-મ)ગર** (અ.) એકીનજરે, મીટ માંડીને
**ટગલી** (સ્ત્રી.) પાતળી ઊંચી ડાળી
**ટગુમગુ** (વિ.) ડગુમગુ, ડોલતું (૨) (અ.) ટગુમગુ હોય એમ
**ટચ** (વિ.) ઊંચી જાતનું (૨) (પું.) સોનાના કસનો આંક (૩) (અ.) ટચાકાનો અવાજ થાય એમ (૪) જરી વારમાં, ઝટ
**ટચકડી** (સ્ત્રી.) ચપટી, અંગૂઠો અને મધ્યમાનો કરાતો અવાજ
**ટચકિયું** (ન.) કમ્મરથી રહી જવું તે
**ટચકું** (ન.) ટેરવું, ટોચકું (૨) નાનો પ્રસંગ, ટાણુંટચકું
**ટચકો** (પું.) ઝટકો, ઘા (૨) તેનો અવાજ (૩) (લા.) માર્મિક વચન
**ટચલી આંગળી** (સ્ત્રી.) હાથ પગના આંગળાઓમાંની છેલ્લી, સૌથી ટૂંકી આંગળી (૨) કનિષ્ઠિકા
**ટચાક** (વિ.) ડોળી, આછકલું, શેખી મારનાર (૨) (અ.) 'ટચ' એવો અવાજ થાય એમ
**ટચાકિયો,ટચાકો** (પું.) શરીરના સાંધાનો કડાકો
**ટચૂકડું** (વિ.) ઘણું નાનું
**ટટવું** (ન.) નાનું ઠીંગણું ઘોડું (૨) ખચ્ચર
**ટટળવું** (ક્રિ.) પીડાવું, ઝૂરવું, ટળવળવું (૨) લટકી રહેવું
**ટટા(-ટ્ટા)ર** (વિ.) બરાબર ઊભું, અક્કડ (૨) (લા.) સશકત
**ટટ્ટી** (સ્ત્રી.) કામઠાંનો કે વાંસની ચીપોનો પડદો (૨) વીરણનો બનાવેલો ચક (૩) જાજરૂ, સંડાસ
**ટટ્ટુ** (પું.ન.) ઠીંગણું ઘોડું (૨) નબળું ઘોડું (૩) (લા.) કામકાજ કે તેની તજવીજ
**ટડકાવવું** (ક્રિ.) તડકાવવું (૨) ધમકાવવું
**ટણકો** (પું.) ખોટું લાગવું - રીસ ચઢવી તે
**ટન** (પું.) એક અંગ્રેજી તોલ
**ટનટન,ટનનન** (અ.ન.) એવો ઘંટનો અવાજ
**ટનલ** (સ્ત્રી.) (રેલવેનું) બોગદું, ભોંયરું
**ટનેજ** (ન.) (વહાણ વગેરે વાહન લઈ જઈ શકે તે) ટનનો ભાર કે તેનું માપ
**ટપ** (અ.) ટપકે કે ટપકવાનો અવાજ થાય એમ (૨) ઝટ
**ટપક, ટપક ટપક** (અ.) ટપકતું હોય એમ
**ટપ(-બ)કલું** (વિ.) ટપકાંવાળું
**ટપકવું** (ક્રિ.) ટીપેટીપે નીચે પડવું, ચૂવું
**ટપક-સિંચાઈ** (સ્ત્રી.) ટીપેટીપે થતી સિંચાઈ
**ટપકાવવું** (ક્રિ.) ટીપાં પાડવાં (૨) ટૂંકાણમાં લખવું, નોંધ કરી લેવી (૩) બીજામાંથી નકલ કરી લેવી
**ટપ(-બ)કિયું** (ન.) ટપ દઈને મરી જવું તે (૨) ટપકું
**ટપકી** (સ્ત્રી.) કપાળમાંનો નાનો ચાંલ્લો, ટીપકી (૨) ટીલડી, મીનાકારી અબરખ કે સોનારૂપાની નાની ગોળ પતરી
**ટપકું** (ન.) ટીપું (૨) નાનું ગોળ બિંદુ-ચિહ્ન
**ટપટપ** (અ.) ઝટઝટ (૨) (સ્ત્રી.) બડબડાટ (અણગમાનો)
**ટપટપિયું** (વિ.) ટપટપ - પાછળથી બકબકાટ કરનારું (૨) (ન.) ટપટપી, અસ્ત્રો ચડાવવા માટેનો ચામડાનો કકડો
**ટપલાબાજી** (સ્ત્રી.) સામસામી ટપલાની મારામારી
**ટપલી** (સ્ત્રી.) ધીમેથી મારેલી થપાટ (૨) (લા.) ટોણો, મહેણું
**ટપલું** (વિ.) બેસી ગયેલું - અકડાઈ ગયેલું (૨) (ન.) કુંભારનું હાંલ્લાં ટીપવાનું ઓજાર (૩) ટપટપિયું
**ટપલો** (પું.) મોટી જોરની ટપલી (૨) કુંભારનું ટપલું (૩) (લા.) મહેણું, આક્ષેપ
**ટપવું** (ક્રિ.) કૂદી જવું, ઓળંગવું (૨) (લા.) વધવું - ચડિયાતું થવું
**ટપાકો** (પું.) ટપ અવાજ. જેમ કે, તાળી પાડવાનો કે રોટલો ઘડવાનો
**ટપાટપ** (અ.) ઝટપટ, ટપ, એકદમ, જલદી
**ટપાટપી** (સ્ત્રી.) બોલાબોલી, લડાલડી
**ટપા(-પે)રવું** (ક્રિ.) મારવું, ઠોકવું (૨) (લા.) વારંવાર કહેવું, ટકોર કરવી
**ટપાલ** (સ્ત્રી.) ડાક, પોસ્ટ
**ટપાલ-ઑફિસ** (સ્ત્રી.) ડાકઘર, 'પોસ્ટ-ઑફિસ'
**ટપાલી** (પું.) ટપાલવાળો, 'પોસ્ટમૅન'
**ટપૂડું,ટપૂડિયું** (વિ.) નાનું, બટુકડું
**ટપોટપ** (અ.) એક પછી એક (૨) જલદીથી, તરત જ
**ટપ્પાવાળો** (પું.) ટપ્પો ફેરવનારો-હાંકનારો, એકાવાળો, ગાડીવાન
**ટપ્પો** (પું.) અમુક લંબાઈનો આંતરો (૨) મુસાફરી, મજલ, વિસામો (૩) ઘોડા કે બળદનું વાહન (૪) ગપ્પું (ઉદા. ટોળટપ્પો) (૫) ફેરો, આંટો (૬) એક સ્થળેથી ટપાય એટલું અંતર (૭) સંગીતનો એક પ્રકાર
**ટબ** (ન.) ઘણું પહોળું લાકડા, લોખંડ કે ચિનાઈ માટીનું નાહવા વગેરેના કામમાં આવે તેવું મોટું કે નાનું કૂંડું
**ટબકલું** (ન.) ટપકું (૨) (વિ.) ટપકાંવાળું, ટપકલું
**ટબૂકડું** (વિ.) સાવ નાનું
**ટબૂકલું** (ન.) ટાઢોડું (૨) ટબૂકડું, ટપૂડું
**ટબૂડી** (સ્ત્રી.) નાની લોટી, કસલી, ટોયલી
**ટબો** (પુ.) પાનાના હાંસિયામાં લખેલી ટીકા - અર્થ (જૈન)
**ટમકવું** (ક્રિ.) ધીમો પ્રકાશ આપવો (૨) દૂરથી ઝીણો પ્રકાશ દેખાવો
**ટમટમ** (સ્ત્રી.ન.) (ઉત્તર ભારતની) એક પ્રકારની ઘોડાગાડી (૨) એક જાતનું ફરસાણ (૩) (અ.) દૂરથી થોડો, આછો પ્રકાશ આવતો હોય એમ
**ટમટમવું** (ક્રિ.) પડું પડું થઈ રહેવું (૨) (લા.) આતુર થઈ જવું (૩) ટમકવું, (દીવો) ધીમેધીમે મંદ પ્રકાશે બળવો (૪) (દીવો) બુઝાતા પહેલાં ટગમગ થવું
**ટમલર** (ન.) એક જાતનું પ્યાલા જેવું વાસણ, 'ટંબ્લર'
**ટમેટું(-ટો)** (ન.પું.) એક શાકફળ
**ટર્નઓવર** (પું.) વકરો (૨) આર્થિક ઊથલો
**ટર્પેન્ટાઈન** (ન.) અમુક ઝાડના ગુંદરમાંથી બનતું તેલ
**ટર્બાઈન** (ન.) (વરાળ કે પાણીના જોરથી ચક્રગતિએ ચાલતું) એક પ્રકારનું યંત્ર
**ટર્મ** (સ્ત્રી.) (શાળાનું) સત્ર, વર્ષમાં અભ્યાસ કરવા માટેનો નિયત ગાળો
**ટર્મિનલ** (ન.) સત્રાંત (૨) અંતિમ મથક

**ટર્મિનલ** (ન.) (રેલવે, બસ વગેરેનું) છેવટનું મથક કે સ્ટેશન, છેલ્લો થોભો
**ટલ્લો** (પું.) ધક્કો, આઘાત (૨) ફેરો, આંટો, ધક્કો (૩) માથાનો ટકો
**ટશ(-સ)** (સ્ત્રી.) મીટ, અનિમેષ નજર (ઉદા. એકીટશે, ટશે ને ટશે)
**ટશ(-સ)ર** (સ્ત્રી.) તસર (૨) આંખમાં દેખાતી ઝીણી લાલ રગ (૩) ધારા, સેર (૪) ટશિયો
**ટશિયો** (પું.) ઉઝરડામાં કે ચીરામાંથી લોહી ઝમી આવવું તે, તેની રેખા
**ટસર** (સ્ત્રી.) ટશર (૨) એક જાતનું રેશમ કે તેનું કપડું, તસર
**ટહરકો** (પું.) દુઃખને લીધે થતો ઉદ્‌ગાર (૨) ટહુકો
**ટહુકવું** (ક્રિ.) (મોર કે કોયલે) બોલવું
**ટહુકાર** (પું.) (કોયલ કે મોરનો) ટહુકો
**ટહુકો** (પું.) કોયલ કે મોરનો બોલવાનો અવાજ (૨) કોઈને બોલાવવા દીધેલો લાંબો સાદ, ટૌકો (૩) ચાલતી વાતમાં હાજિયો પૂરવો તે, હુંકારો
**ટહેલ** (સ્ત્રી.) માગવા જતાં જાચક રોજ સંભળાવે છે તે ઉક્તિ-કહેણ (૨) સેવા,ચાકરી (૩) (લા.) એકનું એક વારંવાર કહેવું કે ધ્યાન પર નાખવું તે
**ટહેલવું** (ક્રિ.) આંટા મારવા, લહેરથી આમતેમ ફરવું (૨) ગામમાં ટહેલ નાખવી
**ટહેલિયો** (વિ.પું.) ટહેલ નાખનારો
**ટળટળવું** (ક્રિ.) વલખાં-તરફડિયાં મારવાં (૨) આતુરતાથી ઝંખવું-ઝૂરવું (૩) પીડાવું (૪) હીજરાવું
**ટળવું** (ક્રિ.) દૂર થવું, ખસવું, હઠવું (૨) આઘા જવું, મરવું (તુચ્છકારમાં) (૩) મટવું, સાજું થવું, નિર્મૂળ થવું
**ટંક** (પું.) છાપ મારેલો સિક્કો, ટકો (૨) પૈસાભાર, ટાંક (૩) (સ્ત્રી.) નક્કી વેળા - વખત (ખાવાનો-દોહવાનો)
**ટંકણખાર** (પું.) એક જાતનો ક્ષાર
**ટંકશાળ** (સ્ત્રી.) ચલણી સિક્કા પાડવાનું કારખાનું
**ટંકશાળી** (પું.) ટંકશાળનો ઉપરી, ટંકશાળવાળો
**ટંકામણ,ટંકામણી** (ન.સ્ત્રી.) ટાંકવાનું મહેનતાણું, ટંકાવવાની ક્રિયા
**ટંકાર,ટંકારવ** (પું.) ધનુષ્યની પણછનો અવાજ
**ટંકારી** (વિ.) ટંકાર કરે એવું
**ટંકારો** (પું.) ટાંકનાર (જેમ કે, ઘંટીનો)
**ટંકે(-કો)ટંક** (અ.) દરેક ટંકે (૨) બરાબર નિયત સમયે, યોગ્ય વખતે જ (૩) ટોચ સુધી, છલાછલ
**ટંગડી** (સ્ત્રી.) ટાંગો, તંગડી (૨) ટાંગાથી મારેલી ઠોકર કે આંટી (કુસ્તીમાં)
**ટંગાડ(-વ)વું** (ક્રિ.) લટકાવવું
**ટંગાવું** (ક્રિ.) ટિંગાવું, લટકાવું
**ટંગ્સ્ટન** (ન.) એક મૂળ ધાતુ (૨.વિ.)
**ટંટાખોર** (વિ.) ટંટો કરવાની આદતવાળું, ઝઘડાખોર
**ટંટો** (પું.) કજિયો, તકરાર, ઝઘડો, કલહ
**ટંટોફિસાદ** (પું.) ટંટો - તકરાર
**ટંડેલ** (પું.) વહાણનો મુખ્ય ખલાસી - સુકાની (૨) (લા.) ઊંચો માણસ કે કાંઈ વધારે ઊંચું લાગે તે
**ટાઇટ** (વિ.) સખત, તંગ, કઠણ, ન ચસે એવું
**ટાઇટલ** (ન.) હક, માલિકીહક (૨) શીર્ષક (૩) ખિતાબ, પદવી
**ટાઇટેનિયમ** (ન.) એક મૂળ ધાતુ (૨.વિ.)
**ટાઇપ** (પું.) (છાપવાનું) બીબું (૨) પ્રકાર, જાત
**ટાઇપરાઇટર** (ન.) છાપ જેવા અક્ષરોમાં લખવાનું યંત્ર, ટંકણયંત્ર
**ટાઇપરાઇટિંગ** (ન.) ટાઇપરાઇટરથી લખવું તે કે તેનું કામ
**ટાઇપિસ્ટ** (પું.) ટાઇપરાઇટરથી લખવાનું કામ કરનાર
**ટાઇપિંગ** (ન.) ટાઇપ કરવાનું કામ, ટાઇપરાઇટિંગ
**ટાઇફૉઈડ** (પું.) એક જાતનો (આંતરડાંને કારણે થતો) મુદતિયો તાવ
**ટાઇમ** (પું.) સમય, વખત, કાલ
**ટાઇમકીપર** (પું.) (કારખાના વગેરેમાં) કામનો સમય નોંધનાર કર્મચારી
**ટાઇમટેબલ** (ન.) સમયપત્રક (રેલગાડીનું, શાળાનું વગેરે)
**ટાઇમ-ડિપોઝિટ** (સ્ત્રી.) મુદતી થાપણ
**ટાઇમબૉમ્બ** (પું.) નિયત સમયે ફૂટનારો બૉમ્બ
**ટાઇમર** (ન.) સમય-નોંધક (૨) સમયમાપક યંત્ર
**ટાઇલ્સ** (સ્ત્રી.) નળિયું, ફરસબંધીનો ચોરસો, લાદી-તખ્તી
**ટાઈ** (સ્ત્રી.) યુરોપી પહેરવેશમાં ગળે બંધાતી એક પટી
**ટાઉટ** (પું.) (કોર્ટ વગેરેમાં) કેસ શોધી આપવાનું કામ કરનાર દલાલ, કજિયા-દલાલ
**ટાઉન-હૉલ** (પું.) ગામનો સાર્વજનિક હૉલ - સભા વગેરે માટેનું મકાન, નગરખંડ, નગરભવન, નગરસભાગૃહ
**ટાચકો** (પું.) ટચાકો, સાંધાનો કડાકો (૨) ઘોડિયે લટકાવાતું ઝૂમખું - રમકડું (૩) ખોટું લાગવું-રીસ ચડવી તે
**ટાટ** (ન.) શણની દોરીઓના વણાટનું જાડું કપડું
**ટાટ** (પું.) મોટી તાસકના ઘાટની છીછરી થાળી (૨) (અ.) સાવ, તદ્દન (૩) (વિ.) સજ્જડ, કડક, સક્કસ (૪) મસ્ત, ચકચૂર
**ટાટિયાં** (ન.બ.વ.) ગાડાનાં પાંજરાં (૨) કામડાંનાં બારણાં
**ટાટિયું** (ન.) ટાટનો કકડો (કપડું)
**ટાટું** (ન.) કામડાંની ચીપો ગૂંથેલી સાદડી, પાથરણું, ભીંત કે ઝાંપો (૨) ટાટાંનું બનાવેલું ઝૂંપડું (૩) હલકી જાતનું ઘોડું (૪) બકરું
**ટાડા** (પું.) આતંકવાદ અને વિનાશક પ્રવૃત્તિ નિવારણ અધિનિયમ
**ટાઢ** (સ્ત્રી.) ઠંડી, શીતળતા, ઠંડીની અસર
**ટાઢક** (સ્ત્રી.) ઠંડક (૨) (લા.) નિરાંત
**ટાઢતડકો** (ન.બ.વ.) સુખદુઃખ, તડકોછાંયડો
**ટાઢવણી** (સ્ત્રી.) ટાઢવવું તે, શીતકપાટભવન, ‘રેફ્રિજરેશન’
**ટાઢવવું** (ક્રિ.) ટાઢું કરવું, ઠારવું, ‘રેફ્રિજરેટ’
**ટાઢાશ** (સ્ત્રી.) ટાઢપ, ટાઢાપણું
**ટાઢિયો,ટાઢિયોતાવ** (પું.) ટાઢ વાઈને આવતો તાવ
**ટાઢી** (સ્ત્રી.) મડદાની રાખ, વાની
**ટાઢી શિયળ,ટાઢી શીળી** (સ્ત્રી.) શ્રાવણ સુદ કે વદ સાતમનો દિવસ, શીતળાસાતમ
**ટાઢું** (વિ.) શીતળ, ઠંડું (૨) વાસી (૩) (લા.) ધીમું, મંદ (૪) ઝટ ઉશ્કેરાય નહિ એવું, શાંત સ્વભાવનું
**ટાઢુંગાર,ટાઢુંઘોર,ટાઢુંબોળ,ટાઢુંહિમ** (વિ.) ઘણું જ ઠંડું
**ટાઢો** (પું.) ટાઢો ડામ, અંદરથી બાળી મૂકે એવું મર્મવચન
**ટાઢો-ડામ** (પુ.) મહેણું
**ટાઢોડિયું** (ન.) ઠંડક માટે વપરાતું ભીનું કપડું કે પીણું (૨) પાણી ઠંડું થાય તેવું વાસણ (૩) ટાઢોડું

**ટાઢોડું** (ન.) વરસાદની ભીનાશ પ્રસરી ગઈ હોય એવી પરિસ્થિતિ-વાતાવરણ

**ટાઢોડો** (પું.) ટાઢો, ટાઢો-ડામ,અંદરથી બાળી મૂકે એવું મર્મવચન

**ટાણું** (ન.) સારોનરસો પ્રસંગ-અવસર (૨) લાગ, તક (૩) વખત, સમય

**ટાણુંટચકું** (ન.) વારતહેવારનો પ્રસંગ-અવસર

**ટાપટીપ** (સ્ત્રી.) વ્યવસ્થા, સુઘડતા (૨) મરામત (૩) ઉપરનો ભભકો-શણગાર, દંભ, ડોળ, ચાપચીપ

**ટાપટીપિયું** (વિ.) ટાપટીપ - શણગાર કર્યા કરવાની ટેવવાળું

**ટાપશી(-સી)** (સ્ત્રી.) ચાલતી વાતમાં પુરાતો હાજિયો

**ટાપી** (સ્ત્રી.) ટપલી (૨) છો બેસાડવા ટીપવાનું ઓજાર

**ટાપુ** (પું.) બેટ, દ્વીપ

**ટાફેટો** (પું.) તાફતો, એક જાતનું રેશમી કાપડ

**ટાબર** (પું.) છોકરો, બાળક

**ટાબરિયું** (ન.) નાનું છોકરું

**ટાબોટો** (પું.) હથેળી પર હથેળી અફાળી કરેલો અવાજ, તાબોટો

**ટાભાટેભા** (પું.બ.વ.) થાગડથીગડ (૨) જખમના ટાંકા

**ટાભાટેભી** (સ્ત્રી.) ટાભાટેભા કરવા તે

**ટાયડી** (સ્ત્રી.) નાની ઘોડી

**ટાયડું** (ન.) નાનું ઘોડું

**ટાયર** (ન.) સાઇકલ, મોટર વગેરે વાહન માટેની રબરની વાટ

**ટાયલું** (ન.) વગર જરૂરની દોઢડહાપણની અથવા આપવડાઈની વાત કે વચન

**ટારડી** (સ્ત્રી.) નાની-માલ વગરની ઘોડી-ટાયડી

**ટાલ** (સ્ત્રી.) વાળ જતા રહ્યા હોય એવો માથાનો ભાગ, તાલ

**ટાલકી** (સ્ત્રી.) તાલકી, તાળવું

**ટાલકું** (ન.) તાલકું, માથાનો વચલો અને સૌથી ઉપરનો ભાગ

**ટાવર** (ન.) ઊંચા મિનારા જેવું (બહુધા ઘડિયાળવાળું) એક બાંધકામ

**ટાળ** (સ્ત્રી.) નિવારણ કરવું - ટાળવું તે

**ટાળવું** (ક્રિ.) દૂર કરવું, નિવારવું (૨) સારું કાઢી લઈ ખરાબ છોડવું

**ટાળો** (પું.) વાયદા કર્યા કરવા તે (૨) જુદાઈ-અંતર ગણવું કે રાખવું તે (૩) ભેદ, ખેલ, ચમત્કાર (૪) સંજોગ, તાકડો, તાળો

**ટાંક** (પું.) શેરનો ૭૨મો ભાગ (૨) મોતી તોળવાનું એક વજન-તોલ (૩) લખત, લખાણ (૪) (સ્ત્રી.) ઘડેલી કલમની અણી (૫) અણિયું, 'નિબ' (૬) ટંક, વેળા

**ટાંકણી** (સ્ત્રી.) કાગળ વગેરેમાં ખોસવાની માથાદાર ઝીણી સળી (૨) સુતારનું એક ઓજાર (૩) વારંવાર ટોકવું તે

**ટાંકણું** (ન.) ટાંકવાનું ઓજાર, 'ચિઝલ' (૨) કીકરો, ફરસી (૩) જોગ, પ્રસંગ (૪) રૂડો અવસર, ટાણું

**ટાંકલી** (સ્ત્રી.) નાનું ટાંકું (૨) ખોસવાની ટાંકણી (૩) પળી

**ટાંકવું** (ક્રિ.) ખણવું, કોતરવું, રસી ટાંકવી (૨) ટાંકા ભરવા, સાંધવું (૩) સાથે જોડવું (૪) ઉતારો કરવો, અવતરણ આપવું

**ટાંકાબારી** (સ્ત્રી.) કફોડી દશામાંથી છટકવાની-નીકળી જવાની બારી

**ટાંકી** (સ્ત્રી.) પાણી ભરવાનો છોબંધ કે લોખંડનો કોઠો (૨) નાનું ટાંકું (પાણીનું) (૩) ચાંદીનો રોગ (૪) ટાંકવાની-કોતરવાની ક્રિયા (૫) (લા.) ફાયદો-અસર (દવાની)

**ટાંકું** (ન.) વરસાદનું પાણી ભરી મૂકવાને જમીનની અંદર બનાવેલો છોબંધ કોઠો (૨) (જમવા માટે) પાણીથી ઠારેલું ઘી (૩) મોટો ગોખલો

**ટાંકો** (પું.) બખિયો, સીવણ

**ટાંગ** (સ્ત્રી.) પગ

**ટાંગવું** (ક્રિ.) લટકાવવું, ટંગાડવું

**ટાંગાટોળી** (સ્ત્રી.) ટાંટિયો અને હાથ ઝાલી લબડતું ઉપાડવું તે

**ટાંગાતોડ** (સ્ત્રી.) રખડપટ્ટી

**ટાંગો** (પું.) ટાંગ, ટાંટિયો (૨) ઘોડાગાડી, ટપ્પાગાડી

**ટાંચ** (સ્ત્રી.) જપતી (૨) કલમની અણીનો ત્રાંસો કાપ (૩) ટચકો (૪) ઘટ, ખોટ

**ટાંચણ** (ન.) ટૂંકી નોંધ

**ટાંચણપોથી** (સ્ત્રી.) નોંધવહી

**ટાંચણી** (સ્ત્રી.) ટાંચણ (૨) ટાંકણી

**ટાંચવું** (ક્રિ.) ટાંકા મારવા, નોંધવું (૨) ખોસવું, ઘોંચવું (૩) કલમની અણી કાપવી (૪) કરકસર કરવી, ખર્ચ કમી કરવું

**ટાંચું** (વિ.) ઊણું, ઓછું, ખૂટતું (૨) (ન.) ઊણપ, ઘટ

**ટાંટિયો** (પું.) પગ (તુચ્છકારમાં)

**ટાંડી** (સ્ત્રી.) દીવાસળી

**ટાંડું** (ન.) પોઠ, વણજાર (૨) ટોળું, ધાડું (૩) ટોચ, શિખર

**ટાંપ** (સ્ત્રી.ન.) વાક્યમાં આવતું વિરામચિહ્ન (૨) પૂર્ણવિરામ (૩) (સ્ત્રી.) નજર, નેમ

**ટાંપવું** (ક્રિ.) તાકી - તલપી રહેવું

**ટાંપાટરડું** (વિ.) રાંટું, વળીને ઘાટ વિનાનું થઈ ગયેલું

**ટાંપું** (ન.) મળવા જેવું તે (૨) ફેરો, આંટો

**ટાંપુંટૈયું** (ન.) ફેરો - આંટો ખાવાનું કામ

**ટિકા(-લા)યત** (વિ.) પાટવી, વડું (૨) (પું.) પાટવી કુંવર

**ટિકિટ** (સ્ત્રી.) પ્રવેશવા, જવા તથા મોકલવા-કરવાના પરવાનાનો કાગળ કે પૂઠાનો કકડો (૨) ચિઠ્ઠી (૩) કાપલી

**ટિકિટ કલેક્ટર** (પું.) ટિકિટ લેનાર કે એકત્ર કરનાર કર્મચારી (પ્લૅટફૉર્મ પર)

**ટિકિટ ચેકર** (પું.) ટિકિટ ચેક કરનાર - તપાસનાર

**ટિકિટ માસ્તર** (પું.) ટિકિટ આપનાર કર્મચારી

**ટિક્કડ** (પું.) તિક્કડ, જાડો રોટલો

**ટિક્કી** (સ્ત્રી.) સફળતા (૨) લાગવગ, સિફારસ (૩) ટીપકી - ટીલડી

**ટિક્કો** (પું.) ચાંલ્લો, મોટું ટીલું (૨) (લા.) ડામ, ડિંગો

**ટિચકારી** (સ્ત્રી.) મશ્કરી, મજાક, તોફાન

**ટિચામણ(-ણી)** (સ્ત્રી.) ટિચાવું તે, નકામી રખડપટ્ટી કે અથડામણ

**ટિચાવું** (ક્રિ.) અફળાવું, કુટાવું (૨) નકામા ફેરા ખાવા

**ટિચૂકડું** (વિ.) ટચૂકડું, નાનકડું (૨) ઠીંગણું, ટીચકું

**ટિટિયાણ,ટિટિયારો** (ન.પું.) કકલાણ, કકળાટ, કંકાસ

**ટિટોડી** (સ્ત્રી.) એક પક્ષી

**ટિન** (ન.) એક ધાતુ - કલાઈ (૨) ટિનના પતરાનું વાસણ

**ટિનપાટ** (ન.) ડબલું (૨) (લા.) તેના જેવું તુચ્છ માણસ

**ટિનપાટિયું** (વિ.) ટિનપાટ જેવું, તુચ્છ, પામર, નકામું, ફાસફૂસિયું

**ટિપ** (સ્ત્રી.) નોકરચાકરને અપાતી બક્ષિસ (૨) ટોચ, અણી (૩) સંકેત

**ટિપટૉપ** (વિ.) ઊંચી કક્ષાનું, સર્વોત્કૃષ્ટ
**ટિપણિયો** (પું.) ટીપણું જોઈ ભવિષ્ય ભાખી ખાનારો
**ટિપાઈ** (સ્ત્રી.) ત્રિપાઈ, ત્રણ પાયાની ઘોડી, ત્રિપદી
**ટિપાઉ** (વિ.) ટીપીને ઘાટ આપી શકાય એવું, 'મેલિયેબલ'
**ટિપ્પણ,ટિપ્પણી** (ન.સ્ત્રી.) સમજૂતી માટે લખેલી નાની ટીકા (૨) ટાંચણ, ટૂંક નોંધ
**ટિપ્પણી(-ની)** (સ્ત્રી.) પાણીની તાણ પડવી તે (૨) સારી પેઠે ટીપવું - ટીપી બેસાડવું તે (૩) ટિપ્પણ
**ટિફિન** (ન.) બપોરનું (નાસ્તા જેવું) ખાણું, ભાથું (૨) ભાથું રાખવાનું વાસણ
**ટિફિન-બૉકસ** (સ્ત્રી.) ટિફિન લાવવા - લઈ જવામાં ફાવે તેવું એક પાત્ર
**ટિબેટ** (પું.) તિબેટ, હિમાલયની ઉત્તરનો ચીનનો પડોશી દેશ
**ટિબેટી** (વિ.પું.) તિબેટનું કે ત્યાંનું રહેવાસી
**ટિસ્યૂ-પેપર** (પું.) પાતળો ચીકણો વીંટવાનો કાગળ
**ટિંક્ચર** (ન.) ઔષધિનું મદ્યાર્કયુકત દ્રાવણ
**ટિંગણિયું** (ન.) ટિંગાડવાનું સાધન, લટકણિયું 'હેન્ગર'
**ટિંગાવું** (ક્રિ.) ટંગાવું, લટકાવું
**ટિંબરવો** (પું.) ટિંબરું (ન.) ટીંબરુંનું ઝાડ
**ટિંબરું** (ન.) ટિંબરવાનું ઝાડ, ટીમરુ
**ટિંબો** (પું.) ટેકરો, ટીંબો
**ટીકડી** (સ્ત્રી.) નાની ચપટી તકતી, 'ટૅબ્લેટ'
**ટીકવું** (ક્રિ.) તાકીતાકીને જોવું (૨) ટીકા કરવી
**ટીકા** (સ્ત્રી.) સમજૂતી આપવા કરેલું વિવરણ (૨) ગુણદોષની સમાલોચના (૩) નિંદા, વગોવણી
**ટીકાકાર** (પું.) ટીકા કરનાર, વિવેચક
**ટીકાખોર** (વિ.) ટીકા - નિંદા કરવાની આદતવાળું
**ટીકાત્મક** (વિ.) ટીકા ભરેલું, ટીકાવાળું
**ટીકાપાત્ર** (વિ.) ટીકાને લાયક
**ટીકી** (સ્ત્રી.) સોનેરી કે રૂપેરી ટપકી (૨) ઝીણો ચાંલ્લો, ટીલડી (૩) નજર
**ટીકો** (પું.) ચાંલ્લો, મોટું ટીલું (૨) (લા.) ડામ, ડિંગો
**ટીખળ** (ન.) આનંદ ખાતર કરેલી મશ્કરી-મજાક-તોફાન
**ટીખળી** (વિ.) ટીખળ કરે એવું, મશ્કરું
**ટીચકું** (વિ.) ઠીંગણું (૨) (ન.) નાકનું ટેરવું
**ટીચવું** (ક્રિ.) ઠોકવું, ટીપવું, છૂંદવું, અફળાવવું
**ટીણકું, ટીણિયું** (ન.) નાનું છોકરું, બાળક
**ટીપ** (સ્ત્રી.) યાદી, નોંધ, પાદ-ટીપ (૨) ઉઘરાણીનો કાગળ, લખણી (૩) કેદની સજા (૪) પાણીની તંગી, ટિપ્પણી (૫) ઘણો જ ઊંચો સૂર (ગાવામાં) (૬) થાબડી, ટીપણી
**ટીપકી** (સ્ત્રી.) સોનેરી કે રૂપેરી ટપકી
**ટીપણું** (ન.) પંચાંગ
**ટીપરી** (સ્ત્રી.) અર્ધા શેર(અઢીસો ગ્રામ)નું માપિયું
**ટીપવું** (ક્રિ.) કઠણ વસ્તુથી થાબડી મારવી - ઠોકવું (૨) ઘડીને આકાર બનાવવો (૩) મારવું, ઠોકવું (૪) ટીપ કરવી, ટાંકી-નોંધી રાખવું (૫) સજા ઠોકવી, ટીપ મારવી (૬) (લા.) એકનું એક ઠોકયે રાખવું, એક પર જ જોર દેવું
**ટીપું** (ન.) ટપકું, પ્રવાહીનું ટપકું
**ટીમ** (ન.) ગચિયું, ટીમલું (૨) (સ્ત્રી.) ખેલાડીઓની (જેમ કે, ક્રિકેટની) ટુકડી
**ટીમણ** (ન.) નાસ્તો (૨) ભાથું (૩) લગ્નને આગલે દિવસે સગાંસંબંધીને અપાતું જમણ
**ટીમરુ** (ન.) એક ઝાડ. ટિંબરું
**ટીલડી** (સ્ત્રી.) કપાળે ચોડવાની ટીપકી (૨) નાનો ચાંલ્લો (૩) મોરના પીછાની આંખ-ચંદ્રક
**ટીલવું** (વિ.) ટીલાવાળું (૨) (ન.) બ્રાહ્મણ (તિરસ્કારમાં)
**ટીલવો** (પું.) ટીલિયો (૨) ટીલાવાળો (૩) ટીલાં-ટપકાં કરનારો, બ્રાહ્મણ
**ટીલાનળી** (સ્ત્રી.) ટીલા આકારની નળી
**ટીલિયો** (પું.) ટીલું કરનારો, ટીલાવાળો
**ટીલી** (સ્ત્રી.) ટીલડી
**ટીલું** (ન.) તિલક, ચાંલ્લો, ત્રિપુંડ
**ટીલો** (પું.) ઊભું ટીલું, ડામ
**ટી-શર્ટ** (ન.) બટન વિનાનું ગૂંથેલું ખમીસ
**ટીશિયો** (પું.) ટીશી પેઠે ફૂટતા અંકુર જેવી કણી યા નાની રેષા
**ટીશી(-સી),ટીસલી** (સ્ત્રી.) અંકુર, કૂંપળ (૨) અણીદાર કળી (ફૂલની) (૩) ટોચ, શિખર (૪) શેખી, પતરાજી
**ટીશી(-સી)ખોર** (વિ.) શેખીખોર
**ટીંગાટોળી** (સ્ત્રી.) ટિંગાટોળી, ટાંગાટોળી
**ટીંગાવું** (ક્રિ.) ટંગાવું, લટકાવું
**ટીંડોરું** (ન.) એક શાક-ફળ, ગિલોડું
**ટીંબરવું** (ન.) ટિંબરવાનું ફળ
**ટીંબો** (પું.) ટિંબો, ટેકરો
**ટુક** (પું.) ટુકડો, કટકો
**ટુકડાખાઉ,ટુકડાખોર** (વિ.) ટુકડા માગીને જીવનારું, ભિખારી
**ટુકડી** (સ્ત્રી.) ટોળી, નાનો ટુકડો (૨) ઘઉંની એક જાત
**ટુકડો** (પું.) નાનો ભાગ, કકડો (૨) (લા.) ખાવાનો કકડો
**ટુક્કલ** (સ્ત્રી.પું.) મોટો પતંગ
**ટુચકો** (પું.) રસ ઊપજે તેવી ટૂંકી વાત કે વાકય (૨) મંતરજંતરને લગતું નાનું વાકય કે પ્રયોગ (૩) અણસારો, સંકેત
**ટુર્નામેન્ટ** (સ્ત્રી.) રમતગમતની સ્પર્ધા, ક્રીડાયુદ્ધ, કૌશલ્યસ્પર્ધા
**ટુવાલ** (પું.) અંગૂછો, રૂમાલ
**ટુવાવું** (ક્રિ.) (રેશમી કે ગરમ કપડાને ટૂવે-જીવાતે ખાવાથી) કાણાં પડવાં
**ટુહૂ** (અ.) કોયલના ટહુકાની જેમ
**ટુંકાર(-રો)** ((પું.) તું કહીને બોલાવવું તે, તુંકારો
**ટુંકારવું** (ક્રિ.) ટુંકારો કરવો
**ટુંબો** (પું.) ટોણો, મહેણું, ધબ્બો
**ટૂક** (સ્ત્રી.) ટોચ, શિખર (૨) તૂક, કવિતાની અમુક કડીઓનો સમૂહ
**ટૂટલું** (વિ.) ઠૂંઠું, હાથની ખોડવાળું
**ટૂથ-પાઉડર** (પું.) દંતમંજનની ભૂકી
**ટૂથ-પેસ્ટ** (સ્ત્રી.) દાંત સાફ રાખવા માટે (મલમ જેવું) ટ્યૂબમાં આવતું દંતમંજન

**ટૂથબ્રશ** (ન.) દાંત ઘસવાની પીંછી જેવી બનાવટ
**ટૂમણ** (ન.) ધંતરમંતરનો ટુચકો (૨) ઓછપનું વાંકું પડવું - રીસ ચડવી તે (૩) કણક ગૂંદવાનું ઘી કે તેલ
**ટૂર** (સ્ત્રી.) પ્રવાસ, પર્યટન, મુસાફરી
**ટૂવો** (પું.) ખાડો, ગોબો (૨) ઊંડું દર, નાકું (૩) ટપકું, બિંદુ (૪) પાણી ટોવું તે (તમાકુ વગેરેને) (૫) જેના વડે ટુવા મુકાય તે, પેલ (૬) ચૂંટલો (૭) મહેણું (૮) એક જાતનું જીવડું (૯) એક પંખી
**ટૂંક** (સ્ત્રી.) સ્વમાનની ટેક-લાગણી (૨) કવિતાની ટૂક (૩) (વિ.) ટૂંકું
**ટૂંક(-કા)માં** (અ.) થોડામાં, સારાંશે
**ટૂંકડું** (વિ.) ટૂંકું, નાનું
**ટૂંકાક્ષરી,ટૂંકલિપિ** (સ્ત્રી.) ટૂંકામાં-ઉતાવળે લખવાની લિપિ, લઘુલિપિ 'શૉર્ટહેન્ડ'
**ટૂંકાણ** (ન.) ટૂંકું કે ટૂંકાવવું તે, સંક્ષેપ, લાઘવ
**ટૂંકાવવું** (ક્રિ.) ટૂંકું કરવું
**ટૂંકાવું** (ક્રિ.) ટૂંકું કરાવું
**ટૂંકું** (વિ.) લાંબું કે વિસ્તૃત નહિ એવું
**ટૂંકુંટચ** (વિ.) ખૂબ ટૂંકું
**ટૂંટિયું** (ન.) કોકડું વળીને સૂવું તે (૨) એક પ્રકારનો તાવ, 'ઇન્ફ્લુએન્ઝા'
**ટૂંપણ** (ન.) મૂળમાંથી ચૂંટી નાખવું તે (૨) નીદણ (૩) ખૂબ ગૂંદવું - મસળવું તે (૪) ટૂંપવાનું ઘી કે તેલ, ટૂમણ
**ટૂંપણું** (ન.) ટૂંપવું તે (૨) ટૂંપવાનું ઓજાર
**ટૂંપવું** (ક્રિ.) મૂળમાંથી ખેંચી નાખવું, ખૂંટવું, તોડી નાખવું (૨) રૂને કાલામાંથી ચૂંટી છૂટું કરવું (૩) (મહેણાંથી) પીંખી નાખવું, શરમિંદું કરવું (૪) મસળીને ગૂંદવું, કસણવું
**ટૂંપામણ** (ન.) ટૂંપવું તે કે તેનું મહેનતાણું
**ટૂંપો** (પું.) ગળું દબાવવું તે, ફાંસો (૨) હેડિયો
**ટેક** (સ્ત્રી.પું.) પણ, નિશ્ચય (૨) શાખ, આબરૂ (૩) ટેકો (૪) કવિતાનું ધ્રુવપદ
**ટેકણ** (ન.) ટેકો, આધાર, ઠેસી
**ટેક્નિક** (સ્ત્રી.) પ્રક્રિયા (૨) કામગીરી (૩) પદ્ધતિ (૪) ટેક્નિકલ કામમાં થતી કામગીરી માટે વપરાતો શબ્દ (૫) પ્રવિધિ
**ટેક્નિકલ** (વિ.) યાંત્રિક વિદ્યા સંબંધી (૨) પારિભાષિક (૩) (ન.) વિશિષ્ટ કળા, શાસ્ત્ર કે હુન્નરનું વિજ્ઞાન
**ટેક્નિશિયન** (પું.) યાંત્રિક વિષયનું ઝીણવટભર્યું જ્ઞાન ધરાવનાર નિષ્ણાત
**ટેક્નોલૉજી** (સ્ત્રી.) યંત્રવિજ્ઞાન, પ્રૌદ્યોગિકી
**ટેકરાળ** (વિ.) ટેકરાવાળું, ઊંચુંનીચું
**ટેકરી** (સ્ત્રી.) ઊંચી જગા (૨) ડુંગરી, નાનો પર્વત
**ટેકરો** (પું.) મોટી ટેકરી
**ટેક(-કા)વવું** (ક્રિ.) ટેકો - આધાર આપવો, નભાવવું, પોષવું
**ટેકવું** (ક્રિ.) ટેકો-આધાર લેવો
**ટેકી** (સ્ત્રી.) નાનો ટેકો (૨) ટીકી
**ટેકી,ટેકીલું** (વિ.) ટેક - વટવાળું, અડગ નિશ્ચયવાળું
**ટેકો** (પું.) આધાર, આશ્રય (૨) આધારની વસ્તુ, થાંભલો (૩) ઠરાવનું સમર્થન કે અનુમોદન
**ટૅકસ** (પું.) કરવેરો
**ટેકસટાઈલ** (પું.) કાપડ, કાપડ ઉદ્યોગ
**ટૅક્સી** (સ્ત્રી.) ભાડાની મોટરગાડી
**ટૅગ** (સ્ત્રી.) ફાઇલ માટેની દોરી
**ટેટી** (સ્ત્રી.) એક ફળ-સકરટેટી (૨) નાનો ટેટો - ફટાકડો
**ટેટો** (પું.) વડનું ફળ (૨) દારૂખાનાનો ફટાકડો
**ટેડાઈ** (સ્ત્રી.) ટેડાપણું (૨) (લા.) આડાઈ, ગર્વ
**ટેડું** (વિ.) વળેલું, વાંકું, આડું (૨) (લા.) મિજાજી, આડું
**ટેણકું,ટેણિયું** (ન.) ટીણકું, નાનું
**ટૅનામેન્ટ** (ન.) જોડિયું મકાન
**ટૅનિસ** (ન.) એક અંગ્રેજી રમત
**ટૅન્ક** (ન.) પોલાદી બખતરવાળું યુદ્ધનું એક વાહન, રણગાડી (૨) ટાંકી (૩) તળાવ
**ટેન્ટેલમ** (ન.) એક મૂળધાતુ (૨.વિ.)
**ટેન્ડર** (ન.) કોઈ કામ કરી આપવાના કે માલ આપવાના ભાવતાલ ને ખર્ચ જણાવી તેનો કંટ્રાટ લેવાની ઓફર કે તેનું પત્રક, નિવિદા, ભાવપત્રક
**ટેન્શન** (ન.) તણાવ, ભાર
**ટેપ** (સ્ત્રી.) પટ્ટી (જેમ કે, માપવાની, ટાઇપરાઇટરની વગેરે), પાણીની ચકલી
**ટેપરેકર્ડર** (ન.) ધ્વનિને ટેપ ઉપર ઉતારી લેવા માટેનું ધ્વનિમુદ્રક યંત્ર
**ટેપેસ્ટ્રી** (સ્ત્રી.) શણ અથવા બીજા દોરાના તાણા પર હાથથી ભરેલું કાપડ
**ટેબલ** (ન.) મેજ (૨) કોઠો, કોષ્ટક
**ટેબલક્લૉથ** (ન.) ટેબલ પર પાથરવાનો રૂમાલ કે કપડું
**ટેબલટેનિસ** (સ્ત્રી.) એક રમતનું નામ
**ટેબલ-ફૅન** (પું.) ટેબલ-પંખો
**ટેબ્લેટ** (સ્ત્રી.) ટીકડી, ગોળી (૨) (લેખ, વગેરે માટે) તકતી
**ટેભો** (પું.) ટાંકો, સાંધો, બખિયો
**ટેમ** (પું.) ટાઇમ, સમય, વખત, મુકરર કરેલો સમય
**ટેમ્પરેચર** (ન.સ્ત્રી.) (તાવ કે હવાની) ગરમીનું માપ, તાપમાન
**ટેમ્પો** (વિ.) વેગ, ગતિ (૨) મોટર જેવું ત્રણ પૈડાંવાળું વાહન
**ટેરવું** (ન.) પાતળો છેડો, અણી, જીભ, નાક આંગળીનો છેડાનો ભાગ
**ટેરાકોટા** (પું.) પકવેલી માટી (૨) પકવેલી માટીની મૂર્તિ
**ટૅરિફ** (સ્ત્રી.) જકાત, જકાત-પત્રક, આયાત પરનો દર (૨) દરની યાદી
**ટૅરેસ** (ન.) અગાશી, ઢોળાવવાળું ખેતર, સીડીદાર ખેતર
**ટેલર** (ન.) પતંગના દોરાની એક જાત (૨) દરજી (૩) ગણક (બેંક)
**ટેલિગ્રાફ** (પું.) વીજળીથી તાર મારફત સંદેશો મોકલવો તે
**ટેલિગ્રામ** (પું.) તાર
**ટેલિટાઈપ** (ન.) દૂરટંકણ
**ટેલિટાઈપરાઈટર** (ન.) દૂરટંકણયંત્ર
**ટેલિપથી** (સ્ત્રી.) દૂરસંવેદન
**ટેલિપ્રિન્ટર** (ન.) દૂરથી (સમાચાર વગેરેને) તાર વડે મોકલી તેને છાપીને પહોંચાડતું યંત્ર
**ટેલિફિલ્મ** (સ્ત્રી.) દૂરદર્શન માટે તૈયાર કરવામાં આવેલી ફિલ્મ
**ટેલિફોટો** (પું.) દૂરચિત્ર
**ટેલિફોન** (પું.) દૂર વાત કરવાનું યંત્ર કે તે દ્વારા કરાતી વાત, દૂરભાષ, દૂરવાણી

**ટેલિફોન એકસચેન્જ** (ન.) દૂરભાષ કેન્દ્ર
**ટેલિવિઝન** (ન.) દૂર બનતી કે બનેલી ઘટનાને દેખાડી શકે એવી વૈજ્ઞાનિક કરામત કે તેનું યંત્ર, દૂરના દૃશ્યનું વાહક યંત્ર, દૂરદર્શન
**ટેલિસ્કોપ** (ન.) દૂરબીન, દૂરના ગ્રહોનું અવલોકન કરવા માટેનું સાધન
**ટેલુરિયમ** (ન.) એક મૂળ ધાતુ (ર.વિ.)
**ટેલેક્સ** (પું.) દૂરમુદ્રક અને તાર-સંદેશા મોકલવાની પદ્ધતિ
**ટેલેન્ટ** (સ્ત્રી.) પ્રતિભા, પ્રતિભાશોધ
**ટેવ** (સ્ત્રી.) લત, ખો, આદત
**ટેવવું** (ક્રિ.) જોયા કરવું (૨) ધારવું, અટકળ કરવી (૩) સહવાસ કરાવવો, પરિચયમાં લાવવું
**ટેવાવું** (ક્રિ.) ટેવ પડવી, પરિચિત થવું
**ટેસ** (પું.) સ્વાદ, લિજ્જત (ઉદા. દારૂનો ટેસ) (૨) મોજ
**ટેસદાર** (વિ.) સ્વાદવાળું કે લિજ્જતદાર
**ટેસી** (સ્ત્રી.) ટીશી, શેખી, પતરાજી
**ટેસ્ટ-ટ્યૂબ** (સ્ત્રી.) કસનળી
**ટેસ્ટટ્યૂબ બેબી** (વિ.) પ્રત્યારોપિત શિશુ
**ટેસ્ટિંગ** (ન.) ચકાસણી
**ટેં** (અ.) થાકીને લોથપોથ, હતાશ
**ટેંટું** (વિ.) ટેં-ટેં થઈ ગયેલું (૨) અફીણથી બેહાલ-ચકચૂર (૩)(ન.) અફીણિયો, દરિદ્રી (૪) એક ઔષધિ (૫) નાનું બકરું
**ટેંટેં** (અ.) એવા અવાજની જેમ (૨) (સ્ત્રી.) પતરાજી (૩) અણગમાનો બબડાટ
**ટૈડ** (સ્ત્રી.) મિજાજ, શેખી, ટેડાપણું
**ટૈડકો** (પું.) ટણકો, રીસ (૨) છણકો
**ટોક,ટોકણી,ટોકણું** (સ્ત્રી.ન.) વારંવાર કહેવું-ઠપકો આપવો તે (૨) નજર લાગવી-ટોકાવું તે
**ટોકરી** (સ્ત્રી.) ઘંટડી (૨) ઘંટડીનું લોલક
**ટોકરો** (પું.) મોટી ટોકરી, ઘંટ
**ટોકવું** (ક્રિ.) વારંવાર કહેવું-પૂછવું-ઠપકો દેવો (૨) નજર લાગે એમ કહેવું
**ટૉકી, ટૉકીઝ-સ** (સ્ત્રી.) સિનેમાનું બોલતું ચિત્રપટ કે સિનેમાઘર
**ટોચ** (સ્ત્રી.) છેક ઉપરનો ભાગ, શિખર (૨) ભોંક, ટોચવું કે ટોચાવું તે (૩) મહેણું, ટૂંબો
**ટોચકી** (સ્ત્રી.) નાનું ટોચકું
**ટોચકું(-ડું)** (ન.) ટોચનો નાનો પાતળો કે ગોળ ભાગ
**ટોચવું** (ક્રિ.) ભોંકવું (૨) (લા.) વારંવાર કહ્યા કરવું, ઠપકો આપવો
**ટોચો** (પું.) ગોદો, તેનો ઘા (૨) (લા.) મહેણું, ટૂંબો
**ટોટી** (સ્ત્રી.) કોઈ પણ વસ્તુ ઉપર બેસાડવાનો ખોલી જેવો ઘાટ, કારતૂસ (૨) કાનનું એક ઘરેણું
**ટોટો** (પું.) મોટી ટોટી (૨) ગળાનો હૈડિયો (૩) એક દારૂખાનું, મોટો ટોટો, કારતૂસ (૪) વિદેશી મોટી બીડીનો ટોટો
**ટોડલિયો** (પું.) ટોડલો શણગારવાની એક ચીજ, ટોડલાનો એક શણગાર
**ટોડલો** (પું.) બારસાખના ઉપલા લાકડા આગળ રહેતો છેડો, ટોલ્લો
**ટોડા-ગરાસ** (પું.) ગરાસ પેટે સરકાર તરફથી ઊચક મળતી વાર્ષિક રકમ
**ટોડી** (સ્ત્રી.) તોડી, એક રાગિણી (૨) ટોડા જાતના રજપૂતની સ્ત્રી
**ટોડો** (પું.) તોડો, પગે પહેરવાનું એક ઘરેણું (૨) બંદૂક સળગાવવાની જાડી લાંબી જામગરી (૩) એક હજાર રૂપિયા કે તેની ભરેલી કોથળી (૪) ટોડા-ગરાસ (૫) ટોલ્લો (૬) મિનારો (૭) મોખરો, ભાગોળ (૮) સિતાર વગેરે વાદ્યોમાં અલંકાર તરીકે વગાડાતો સ્વરસમૂહ (૯) કૂવા કે વાવની ઉપરની ધારીની ઊંચી દીવાલ (૧૦) ગપાટો
**ટોણ,ટોણું,ટોણો** (ન.પું.) મહેણું, મર્મવચનનો ઠોક (૨) જાદુટોણાં
**ટૉનિક** (ન.) શકિતની દવા (૨) શકિત આપે એવું
**ટોન્ડ દૂધ** (ન.) ટોન દૂધ
**ટોપ** (પું.) લોઢાની લશ્કરી ટોપી (૨) વરસાદ વખતે ઓઢવાની બનાતની ટોપી (૩) મોટી છત્રી (૪) રાંધવાનું મોટું તપેલું (૫) બિલાડીનો ટોપ
**ટોપકું** (ન.) ટોપા જેવું ઉપર આવેલું હોય તે
**ટોપચું,ટોપસું** (ન.) સાહેબની ટોપી (૨) તે પહેરનારો (તિરસ્કારમાં) (૩) આંખનું પોપચું
**ટોપરાપાક** (પું.) કોપરાના ખમણની બનાવેલી એક મીઠાઈ, કોપરાપાક
**ટોપરું** (ન.) નાળિયેરની અંદરનો ગર, કોપરું
**ટોપલી** (સ્ત્રી.) વાંસ કે ઘાસ વગેરેની પાત્ર જેવી બનાવટ
**ટોપલો** (પું.) મોટી ટોપલી (૨) (લા.) માથે આવેલું કામ, જવાબદારી
**ટોપી** (સ્ત્રી.) માથાનો એક પહેરવેશ
**ટોપું** (ન.) આંખની ભ્રમર (૨) ટોપી (તુચ્છકારમાં)
**ટોપો** (પું.) મોટી ટોપી, ટોપ
**ટોયલી** (સ્ત્રી.) લોટી, કસલી
**ટોયું** (ન.) દાણાનું માપિયું
**ટોયો** (પું.) બૂમો પાડી ખેતરમાંથી પંખી ઉડાડનારો
**ટૉર્ચ** (સ્ત્રી.) સાથે રાખી ફરાય એવી વીજળીની એક પ્રકારની બત્તી કે દીવો, હાથબત્તી
**ટૉર્પીડો** (સ્ત્રી.) વહાણ પર ફેંકવાનું એક દરિયાઈ અસ્ત્ર
**ટોલ** (પું.) કર, દાણ, વેરો (૨) ટોલ લેવાનું સ્થળ, નાકું
**ટોલકું** (ન.) બોડું માથું, ટાલકું (૨) લાકડાનો ફાડ્યા વગરનો કકડો, નાનો ટોલો
**ટોલનાકું** (ન.) ટોલ લેવાનું નાકું કે સ્થાન
**ટોલું(-લો)** (ન.પું.) બોડું માથું
**ટોલો** (પું.) ટોકળો, મોટી જૂ (૨) મોટું ટોલકું
**ટોલ્લો** (પું.) બારસાખના ઉપલા લાકડા આગળ રહેતો છેડો, ટોડલો (૨) ટલ્લો, વાયદો, ગપ્પું (૩) ઉડાડવું-ઉછાળવું તે (૪) મોઈને દંડાનો ફટકો મારી ઉડાડવી તે કે તેથી થતો અવાજ
**ટોવું** (ક્રિ.) બૂમ પાડી પક્ષી ઉડાડવાં (ખેતર સાચવવા) (૨) ટીપેટીપે પાણી પાડવું
**ટૉસ** (પું.) (ક્રિકેટ વગેરે રમતમાં) પ્રથમ દાવ કયો પક્ષ લે તે નક્કી કરવા સિક્કો ઉછાળવો તે
**ટોસ્ટ** (પું.) પાંઉની કાતળી કરી તેને શેકીને તૈયાર કરાતો કકડો (૨) અમુકનું નામ લઈ, તેનું સંમાન દાખવવાને,પ્યાલીમાં પીણું એકસાથે પીવાની એક વિદેશી રીત
**ટોળ** (પું.સ્ત્રી.ન.) હસવું આવે એવી ક્રિયા અથવા બોલ, મશ્કરી, ઠઠ્ઠો
**ટોળકી** (સ્ત્રી.) ટોળી
**ટોળચિત્ર** (ન.) ઠઠ્ઠાચિત્ર, કાર્ટૂન

**ટોળટપ્પો** (પું.) મશ્કરીઠઠ્ઠાની વાત, મશ્કરી
**ટોળટીખળ** (ન.) ટોળ અને ટીખળ, મશ્કરી
**ટોળાધર્મ** (પું.) પોતાના જ ટોળા-વર્ગ માટે લાગણી કે તે પૂરતી ધર્મભાવના
**ટોળાબંધ** (અ.) ટોળું થઈને, જૂથમાં, ટોળે વળીને
**ટોળાશાહી** (સ્ત્રી.) ટોળાની ગુંડાશાહી
**ટોળી** (સ્ત્રી.) મંડળી (૨) લાકડાનો ફાડ્યા વિનાનો કકડો, નાનો ટોલો (૩) (વિ.) મશ્કરું
**ટોળું** (ન.) સમુદાય, સમૂહ
**ટોંચ** (સ્ત્રી.) ટોચવાથી પડેલો ખાડો (૨) ફાચર, ફાંસ (૩) મહેણું, ટોણું (૪) ઠપકો, ગોદ
**ટોંચણું** (ન.) ટાંચવાનું ઓજાર, ટાંકણું
**ટોંચવું** (ક્રિ.) ટોચવું, ભોંકવું (૨) કોતરવું (૩) વારંવાર કહ્યા કરવું, ઠપકો આપવો
**ટૌકાર,ટૌકારવ** (પું.) ટહુકાર, ટહુકો (કોયલ કે મોરનો)
**ટૌકો** (પું.) ટહુકો, કોયલ કે મોરનો બોલવાનો અવાજ (૨) કોઈને બોલાવવા દીધેલો લાંબો સાદ (૩) ચાલતી વાતમાં હાજિયો પૂરવો તે, હુંકારો
**ટ્યૂટર** (પું.) ટ્યૂશન આપતો શિક્ષક (૨) કૉલેજનો એક દરજ્જાનો અધ્યાપક
**ટ્યૂબ** (સ્ત્રી.) ટાયર નીચે રહેતી, હવા ભરવાની રબરની ગોળ નળી જેવી બનાવટ (સાઇકલ, મોટર વગેરેની) (૨) ગોળ નળી જેવી કાચની શીશી, નળી, નાળ
**ટ્યૂબ-લાઇટ** (સ્ત્રી.) લાંબી નળી જેવા આકારનો બત્તીનો એક પ્રકાર
**ટ્યૂબવેલ** (પું.) નળ જમીનમાં ઉતારીને કરાતી કૂવા જેવી પાણીની વ્યવસ્થા કે તેવો કૂવો, નળકૂવો, પાતાળકૂવો
**ટ્યૂશન** (ન.) ઘેર ખાનગી ભણાવવા માટેની શિક્ષણ વ્યવસ્થા
**ટ્રક** (સ્ત્રી.) માલ કે ભાર વહી જનારી મોટી મોટર-લૉરી
**ટ્રસ્ટ** (ન.) ન્યાસ, સુપરત (૨) સાચવણી અને વ્યવસ્થા માટે સુપરત કરેલાં પારકાં માલમિલકત
**ટ્રસ્ટી** (પું.) જેને ટ્રસ્ટ સોંપવામાં આવ્યું હોય તે, વાલી
**ટ્રંક** (સ્ત્રી.) (મુસાફરીમાં ચાલે એવી) પતરાની પેટી
**ટ્રંક-કૉલ** (પું.) બહારગામનો ટેલિફોન, દૂરનો-બીજા શહેરનો ટેલિફોન સંદેશ
**ટ્રાઇસિકલ** (સ્ત્રી.) ત્રણ પૈડાંની સાઈકલ
**ટ્રાન્ઝિસ્ટર** (ન.) રેડિયો વાલ્વને બદલે કામ આપે એવું એક વીજળી-યંત્ર, એવા પ્રકારનું એક રેડિયોયંત્ર
**ટ્રાન્સપોર્ટ** (પું.) પરિવહન (૨) વહન
**ટ્રાન્સફર** (સ્ત્રી.) (નોકરીની) જગાની બદલી થવી તે, તબદીલી
**ટ્રાન્સ્ફૉર્મર** (ન.) વીજળીનું દબાણ કે 'વૉલ્ટેજ' ઓછુંવત્તું કરવાનું યંત્ર-સાધન, ફેરવણું (પ.વિ.)
**ટ્રાન્સમીટર** (ન.) ધ્વનિ-સંકેતો મોકલવાનું યંત્ર, રેડિયો વીજળિક મોજાં મોકલવાનું સાધન
**ટ્રાફિક** (પું.) માર્ગ પરની અવરજવર કે તેનો વ્યવહાર (વેપાર, માલ કે માણસનો)
**ટ્રામ,ટ્રામગાડી** (સ્ત્રી.) બસ જેવું પાટા પર યાંત્રિક બળથી ચાલતું એક વાહન
**ટ્રાયલ** (સ્ત્રી.) અજમાયશ, પ્રયોગ કરી જોવો તે
**ટ્રિગોનોમેટ્રી** (સ્ત્રી.) ત્રિકોણમિતિ, ગણિતશાસ્ત્ર - ભૂમિતિની એક શાખા
**ટ્રિપ** (સ્ત્રી.) પ્રવાસ, સહેલગાહ, ફેરો
**ટ્રિબ્યુનલ** (સ્ત્રી.) ન્યાયપંચ
**ટ્રે** (સ્ત્રી.) પ્યાલારકાબી માટે મોટી તાસક કે તેવું (લાકડા વગેરેનું) સાધન
**ટ્રૅકિંગ** (ન.) લક્ષ્યાનુસરણ, પગલે-પગલે કરાતું અનુસરણ
**ટ્રૅક્ટર** (ન.) યાંત્રિક હળ (ખેડવાનું)
**ટ્રૅજેડી** (સ્ત્રી.) કરુણાન્ત નાટક
**ટ્રૅઝરર** (પું.) ખજાનચી, કોષાધ્યક્ષ
**ટ્રૅઝરી** (સ્ત્રી.) સરકારી ખજાનો કે તિજોરીની જગ્યા કે કચેરી
**ટ્રેડ** (પું.) વેપાર, વાણિજ્ય
**ટ્રેડમાર્ક** (સ્ત્રી.) વેપારના માલ પર લગાવાતી છાપ, વેપારીનો મારકો
**ટ્રેડ-યુનિયન** (ન.) મજૂર-મહાજન, મજૂરસંઘ
**ટ્રેડલ** (ન.) છાપવાનો એક નાનો (પગથી ચલાવાય એવો) સંચો
**ટ્રેન** (સ્ત્રી.) રેલગાડી
**ટ્રેનિંગ** (સ્ત્રી.) શિક્ષણ, તાલીમ, કેળવણી
**ટ્રેનિંગ કૉલેજ** (સ્ત્રી.) તાલીમ આપી શિક્ષકો તૈયાર કરનારી કોલેજ, અધ્યાપન-મંદિર
**ટ્રેન્ડ** (પું.ન.) વલણ, રફતાર
**ટ્રેલર** (ન.) અનુયાન, પાછળ જોડેલું વાહન, ચલચિત્રની ઝલક
**ટ્રેસર** (વિ.) અનુરેખક
**ટ્રૉફી** (સ્ત્રી.) વિજયસૂચક પ્રતીક, વિજયપદ્મ
**ટ્રૉલી** (સ્ત્રી.) ઉપગાડી

## ઠ

ઠ (પું.) મૂર્ધસ્થાની બીજો વ્યંજન
**ઠકઠક** (અ.) ઠોકાવાનો રવ
**ઠકરાઈ** (સ્ત્રી.) ઠાકોરપણું, ઠકરાત (૨) શેઠાઈ, મોટાઈ
**ઠકાર** (પું.) ઠ અક્ષર કે એનો ઉચ્ચાર
**ઠગ** (વિ.) ઠગનારું (૨) એ નામની લૂંટારાની એક જાત (૩) (પું.) એક જાતનો માણસ (૪) ઠગનાર, ઠગારો, ધૂર્ત
**ઠગઠગાવવું** (ક્રિ.) ગોઠવાઈને વધુ સમાય તે માટે પાત્રને ઠંઠેરવું
**ઠગપાટણ** (ન.) ઠગોનું ગામ
**ઠગબાજી** (સ્ત્રી.) ઠગાઈ, પ્રપંચ
**ઠગ-ભગત** (પું.) ભકિતનો ડોળ કરનાર માણસ, ઢોંગી ભકત
**ઠગવિદ્યા** (સ્ત્રી.) ઠગવાની વિદ્યા-કળા, ધૂર્તવિદ્યા (૨) ઠગબાજી
**ઠગવું** (ક્રિ.) ભોળવીને છેતરવું, ધૂતવું, છીનવી લેવું
**ઠગવેડા** (પું.બ.વ.) ઠગ જેવું વર્તન, ઠગાઈ
**ઠગવૈદ** (પું.) જુઠ્ઠો વૈદ, લેભાગુ વૈદ્ય
**ઠગાઈ** (સ્ત્રી.) ઠગવાની ક્રિયા, ઠગબાજી, પ્રપંચ, છેતરપીંડી
**ઠગારું** (વિ.) ઠગે એવું
**ઠગી** (સ્ત્રી.) ઠગાઈ
**ઠચૂક,ઠચૂક-ઠચૂક** (અ.) ખચકાતી મંદ ગતિથી
**ઠચ્ચર** (વિ.) બહુ ઘરડું, વૃદ્ધ, ખખડી ગયેલું
**ઠઠ** (સ્ત્રી.) ભીડ, ગિરદી, જમાવ
**ઠઠકારવું** (ક્રિ.) ઠપકો દેવો, ધધડાવવું, ઠપકારવું
**ઠઠણવું, ઠણઠણવું** (ક્રિ.) ઠણઠણ એવો અવાજ થવો
**ઠઠરવું** (ક્રિ.) ઠાઠવાળું બનવું, થથરવું

**ઠઠળવું** (ક્રિ.) ન બફાતાં અફળાયા કરવું (દાણા માટે) (૨) ખખળી જવું
**ઠઠાડવું** (ક્રિ.) અડાડી-ઘુસાડી દેવું
**ઠઠારવું** (ક્રિ.) ઠાઠ કરવો, ખૂબ શણગારવું
**ઠઠા(-ઠે)રો** (પું.) ઠાઠમાઠ, ડોળડમાક, સજાવટ, શણગાર
**ઠઠોઠઠ** (અ.) બરાબર ઠઠ વળીને, ઠેઠ સુધી, ઠાંસીઠાંસીને, ખીચોખીચ
**ઠઠોરી(-ળી)** (સ્ત્રી.) ઠંઠોળી, મજાક, મશ્કરી, ઠેકડી
**ઠટ્ટાખોર** (વિ.) ઠટ્ટામશ્કરી કરવાની આદતવાળું, વિનોદી
**ઠટ્ટાચિત્ર** (ન.) નર્મચિત્ર, કટાક્ષચિત્ર, 'કૅરિકેચર'
**ઠટ્ટાબાજી, ઠટ્ટામશ્કરી** (સ્ત્રી.) ટોળટીખળ, મશ્કરી
**ઠટ્ટો** (પું.) ઠકાર (૨) મશ્કરી, ઠેકડી
**ઠઠ્યું** (વિ.) નિરર્થક રહી ગયેલું
**ઠણક** (સ્ત્રી.) એવો અવાજ-રણકો (૨) પગનાં જોટવાં ઠણકે એવી ચાલ
**ઠણકવું** (ક્રિ.) ઠણક અવાજ થવો, રણકવું (૨) રણકે એમ ચાલવું (૩) રહીરહી રોવું
**ઠણકારો** (પું.) ઠણક અવાજ
**ઠણકો** (પું.) ઠણકારો, ઠપકો (૨) ઠમકો, છણકો (૩) ટાઢની ધ્રુજારી, કંપ
**ઠણઠણ** (અ.) ખાલી વાસણના જેવા અવાજથી
**ઠણઠણગોપાળ(-લ)** (પું.) કંઈ પણ સાધન કે બુદ્ધિ વગરનો આદમી, નિર્ધન
**ઠણઠણવું** (ક્રિ.) ઠણઠણ એવો અવાજ થવો
**ઠપક(-કા)વું** (ક્રિ.) ઠપ એવો અવાજ થવો (૨) પછડાવું, ઠોકાવું
**ઠપકાર** (પું.) ઠપકવાનો અવાજ, 'ઠપ' એવો અવાજ
**ઠપકારવું** (ક્રિ.) ઠપકે એમ કરવું, પછાડવું (૨) (લા.) ઠપકો દેવો, ધમકાવવું (૩) મારવું, ખિજાવું, તતડાવવું
**ઠપકો** (પું.) દોષ બદલ ધમકાવવું - વઢવું તે કે તેનાં વેણ (૨) ખાંસવું-ખાંખાં કરવું તે, ઉધરસ (ઉધરસનો ઠપકો પણ કહેવાય છે.) (૩) દોષ, વાંક, કલંક (જેમ કે, ઠપકાની દરખાસ્ત) (૪) ઠપ, ઠબ એવો ઠોકરનો અવાજ
**ઠપઠપ** (અ.) ઠપઠપ એવો અવાજ થાય એમ
**ઠપ્પ** (વિ.) બંધ થઈ જવું, સ્થગિત થઈ ગયેલું
**ઠમક** (સ્ત્રી.) ચાલવાની છટા (૨) ઠમકતી ચાલ
**ઠમકઠમક** (અ.) વરણાગીથી ઠમકતી ચાલમાં
**ઠમકદીવી** (સ્ત્રી.) ઠમકતી ચાલની સુંદર સ્ત્રી
**ઠમકવું** (ક્ર.) ઠમક ઠમક એવો અવાજ થવો-કરવો (૨) તેવો અવાજ થાય તેવી ખમચાતી ચાલે ચાલવું
**ઠમકાર(-રો),ઠમકો** (પું.) ઠમકવું તે (૨) લટકો
**ઠમ(-વ)ણી** (સ્ત્રી.) વાંચતી વખતે પુસ્તક મૂકવાની ઘોડી
**ઠરઠરાવ** (પું.) પાકો - છેલ્લો ઠરાવ
**ઠરઠેકાણું** (ન.) ઠરીને રહેવાનું-નક્કી ઠેકાણું
**ઠરડ** (સ્ત્રી.) ઠરડાટ, વક્રતા, વાંકાપણું (૨) (લા.) મિજાજ, તોર
**ઠરડાટ** (પું.) વાંકાપણું, વક્રતા (૨) (લા.) મિજાજ, તોર
**ઠરડાવું** (ક્રિ.) વાંકું વળવું, મરડાવું (૨) (લા.) વંકાવું, રિસાવું
**ઠરડું** (વિ.) ઠરડવાળું, વાંકું
**ઠરવું** (ક્રિ.) સ્થિર થવું, થોભવું (જેમ કે, ઠરીઠામ થવું) (૨) નક્કી થવું, નિશ્ચય પર આવવું (જેમ કે, ભાવ, મહુરત, કોઈ વાત કે વિચાર વગેરે) (૩) જામવું, તળિયે બેસવું (જેમ કે, ઘીમાં બગરું ઠરે, પાણીનો કચરો ઠરે) (૪) ઠંડીથી જામીને બાઝવું કે ઘટ થવું (જેમ કે, ઘી ઠરે, લાડુ ઠરે, બરફ ઠરે) (૫) ઠંડું થવું (જેમ કે, ભાત ખૂબ ઠરી ગયો.) (૬) ટાઢે મરવું, ટાઢ વાવી (૭) (અગ્નિ કે દીવો) ઓલવાવું, બુજાવું (૮) (લા.) ઠંડક કે શાંતિ કે તૃપ્તિ થવી (જેમ કે, છાતી, આંતરડી, આંખ ઠરવી) (૯) (આંખ) મીચાવી, ઊંઘ આવવી (જેમ કે, આંખ જરા ઠરી ત્યાં તો ગરબડ થવા લાગી.)
**ઠરાવ** (પું.) ઠરાવેલી - નક્કી કરેલી વાત, નિયમ, ધારો (૨) કોઈ બાબતનો નિશ્ચય કે તોડ (૩) પ્રસ્તાવ
**ઠરાવવું** (ક્રિ.) નક્કી કરવું, નિશ્ચય પર આવવું (૨) ઠરાવ કરવો
**ઠરીઠામ** (અ.) મૂળ - અસલ ઠેકાણે (૨) નિરાંતે
**ઠરેલ** (વિ.) પુખ્ત વિચારનું, ડાહ્યું, શાણું
**ઠલવવું** (ક્રિ.) ખાલી કરવું, ઠાલવવું
**ઠસ** (વિ.) ઠાંસીને - સજ્જડ ભરેલું (૨) સજ્જડ, અક્કડ (૩) આશ્ચર્યચકિત (૪) (અ.) ઠસોઠસ
**ઠસક(-કા)વું** (ક્રિ.) અટકવું, ખમચાવું
**ઠસક,ઠસકો** (પું.) ઠસ્સો, ભપકો, રોફ (૨) ઠમકો, લટકો, ગર્વ
**ઠસકબાજ** (વિ.) ચાલાક, ચકોર (૨) પ્રકાશિત, શોભતું (૩) ઠસ્સાવાળું
**ઠસકાદાર** (વિ.) ઠસકાવાળું
**ઠસવું** (ક્રિ.) મનમાં ઊતરવું-સમજમાં આવવું
**ઠસા(-સો)ઠસ** (અ.) ઠાંસીઠાંસીને ભરાયું હોય એમ, સજ્જડ દબાવીને, ખીચોખીચ
**ઠસ્સાદાર** (વિ.) ઠસ્સાવાળું, રોફવાળું
**ઠસ્સાબંધ** (અ.) ઠસ્સામાં, ઠસ્સાભેર, રોફભેર
**ઠસ્સો** (પું.) ભપકો (૨) રોફ (૩) લટકો
**ઠળિયો** (પું.) ફળનું કઠણ બીજ
**ઠંઠેરવું** (ક્રિ.) ખૂબ હલાવવું (૨) ખૂબ વઢવું - ઠપકો દેવો
**ઠંઠોરવું** (ક્રિ.) ઠાઠાં ભાંગી નાંખવાં, મારવું (૨) છેતરવું
**ઠંઠોળી** (સ્ત્રી.) ઠઠોરી, મજાક, હસણી, મશ્કરી
**ઠંડ(-ડી)** (સ્ત્રી.) ટાઢ (૨) શીતળતા (૨) શરદી
**ઠંડક** (સ્ત્રી.) શીતળતા (૨) (લા.) નિરાંત, શાંતિ, ધીરજ, ખામોશી
**ઠંડકિયું** (વિ.) ઠંડક કરે એવું (૨) (ન.) ઠંડક કરે એવું ભીનું વસ્ત્ર કે પીણું (૩) (લા.) શાંત મિજાજનું
**ઠંડાઈ** (સ્ત્રી.) શીતળતા, ઠંડાપણું (૨) ઠંડક આપે એવું પીણું (૩) (લા.) ધીમાશ, સુસ્તી
**ઠંડાશ** (સ્ત્રી.) શીતળતા, ઠંડાપણું (૨) (લા.) ધીમાશ, સુસ્તી
**ઠંડિલ** (ન.) હવન કરવાની નાની ઓટલી, વેદિ (૨) શૌચ જવાની જગ્યા (જૈન)
**ઠંડું** (વિ.) ટાઢું, શીતળ (૨) વાસી (રસોઈ) (૩) ધીમું, મંદ, સુસ્ત (જેમ કે, સ્વભાવ, બજાર વગેરે) (૪) શાંત, ઝટ ક્રોધે ન ભરાય એવું (જેમ કે, માણસ) (૫) ગતિ, ક્રિયા, વેગ વગેરેમાં સામાન્ય કરતા ઓછું, ઢીલું, નરમ (જેમ કે, ઠંડું લોહી) (૬) નિરાંતવાળું (જેમ કે, ઠંડું પેટ)
**ઠંડુંગાર** (વિ.) ખૂબ ઠંડું
**ઠાકોરજી** (પું.) દેવની-વિષ્ણુ, કૃષ્ણ વગેરેની મૂર્તિ
**ઠાગાઠૈયા** (પું.બ.વ.) કામ કરવાનો દેખાવ કરીને વખત ગાળવો તે
**ઠાગું** (ન.) ઠાંગું, ઠગાઈ

**ઠાગો** (પું.) છૂપી રીતે એકઠા થવા કરેલી સંતલસ (૨) ઠગાઈ (૩) ઉડાડેલી મોઈને નીચે પડે તે પહેલાં ડંડો મારવો તે, ઠાંગલી (૪) ડાંડિયો

**ઠાઠડી** (સ્ત્રી.) શબને લઈ જવાની વાંસની એક બનાવટ, અર્થી

**ઠાઠ,ઠાઠમાઠ** (પું.) ઠઠારો, ભપકો, શોભા

**ઠાઠાઠીઠી** (સ્ત્રી.) ઠઠ્ઠો-મશ્કરી, ટોળટીખળ

**ઠાઠિયું** (વિ.) ઠાઠા જેવું-જીર્ણ થઈ ગયેલું, ખખળી ગયેલું (૨) (ન.) ધીમી ગતિએ ચાલનારું વાહન

**ઠાઠું** (ન.) હાડપિંજર, કાઠું (૨) છાતી અને થાપાનાં હાડકાં (૩) ખોખું, કોઈ પણ જીર્ણ થઈ ગયેલી વસ્તુ (૪) ભાંગીતૂટી ઢાલ (૫) વરસાદની સખત ઠંડી, હીકળ (૬) બે વાર છડેલી બાજરીના ચોખ્ખા દાણા (૭) ગાડાનો પાછલો ભાગ

**ઠાણ** (ન.) સ્થાન, જગ્યા, ઠામ (૨) તબેલો (૩) (લા.) ઘોડીની ઋતુ-દશા (૪) (સ્ત્રી.) પ્રકૃતિ, રીત, ઢબ, શરીરનો હાવભાવ

**ઠામ** (પું.ન.) (રહેવાનું) સ્થાન, ઠેકાણું (૨) (ન.) આસન, બેસવાની જગ્યા (૩) વાસણ

**ઠામ(-મૂ)કું** (અ.) સાવ, તદ્દન, તળિયાઝાટક

**ઠામઠેકાણું** (ન.) ઠામ કે ઠેકાણું, પત્તો, નામઠામ

**ઠામણું** (ન.) ઠામ, વાસણ

**ઠામપલટો,ઠામબદલો** (પું.) સ્થાનફેર, હવાફેર, રહેવા સૂવાની જગાનો ફેરફાર

**ઠામ(-મો)ઠામ** (અ.) દરેક જગાએ, ઠેરઠેર

**ઠાર** (પું.ન.) ઓસ, ઝાકળ (૨) ટાઢી હવા, હીકળ (૩) ઠામ, ઠેકાણું (૪) (અ.) ઠરે-મરે એમ, બરોબર

**ઠારક** (વિ.) ઠારે-શાંતિ પમાડે એવું (૨) (સ્ત્રી.) સંતોષ, નિરાંત, ટાઢક

**ઠારણ** (ન.) ઠારવું તે, ઠરે એમ કરવું તે

**ઠારણપેટી** (સ્ત્રી.) શીતકયંત્ર, 'રેફ્રિજરેટર'

**ઠારણબિંદુ** (ન.) જે અંશે પ્રવાહી ઠરે તે બિંદુ કે તેનો આંક

**ઠારણહાર** (વિ.) ઠારનારું, શાંત કે ઠંડું કરે એવું

**ઠારવું** (ક્રિ.) ઠરે એમ કરવું

**ઠાલવવું** (ક્રિ.) ખાલી કરવું, ઠલવવું

**ઠાલિયું** (ન.) કપાસ કાઢી લીધેલું કાલું

**ઠાલું** (વિ.) ખાલી, નહિ ભરેલું (૨) નકામું, નિરર્થક, ધંધા વિનાનું, નિર્ધન (૩) નહિ વાસેલું, ખુલ્લું (૪) (અ.) નાહક, ફોગટ

**ઠાલુંઠમ,ઠાલુંમાલું** (વિ.) તદ્દન ઠાલું-ખાલી, અમથું

**ઠાવકાઈ, ઠાવકાપણું** (સ્ત્રી.ન.) ગંભીરતા, ડહાપણ

**ઠાવકું** (વિ.) ગંભીર, ડાહ્યું, વિવેકી

**ઠાંગું** (ન.) ઠાગું, છળકપટ, (૨) ભાણાનું વાસણ, થાળી, ઠાંગરું

**ઠાંસ** (સ્ત્રી.) વણાટની ઘટ્ટતા (૨) ખાલી દમ, શેખી, બડાઈ (૩) લૂખી ઉધરસ, ઠાંસો

**ઠાંસવું** (ક્રિ.) ઠોંસવું, દાબી દાબીને ભરવું (૨) દાબી દાબીને ખાવુંપીવું (૩) મનમાં ઉતારવું, ઠસાવવું (૪) ઠાંસો કે ઉધરસ ખાવી

**ઠાંસી** (સ્ત્રી.) ખાંસી

**ઠાંસો** (પું.) લૂખી ઉધરસ (૨) ગોદો, મુક્કો, ઠોંસો

**ઠાંસોઠાંસ** (અ.) ઠાંસીઠાંસીને, ખૂબ ઠાંસીને

**ઠિઠિ(-સિ)યારી** (સ્ત્રી.) મશ્કરી, મજાક, હસાહસ

**ઠિઠોળી** (સ્ત્રી.) મજાક, ઠંઠોળી

**ઠિંગુજી(-શી)** (વિ.પું.) વામન, ઠીંગણું (માણસ)

**ઠીક** (વિ.) સારું, યોગ્ય, જોઈએ તેવું, બરોબર (૨) બહુ સારું કે નઠારું નહિ એવું (માત્રામાં), સાધારણ, સામાન્ય (૩) (અ.) 'સારુ, વારુ, ભલે' એવો અર્થ બતાવતો ઉદ્‌ગાર

**ઠીકઠાક** (અ.) બરોબર, વ્યવસ્થિત ગોઠવેલું હોય એમ

**ઠીકરી** (સ્ત્રી.) નાનું ઠીકરું (૨) એક વનસ્પતિ

**ઠીકરું** (ન.) માટીના વાસણનો ભાંગેલો કકડો (૨) (લા.) માટીનું વાસણ, ઠીબ

**ઠીકાઠીક** (વિ.અ.) જેવું તેવું, કામચલાઉ, માંડ નભે એવું

**ઠીજવું** (ક્રિ.) ઠરી જવું, થીજવું

**ઠીઠિયાઠોરી** (સ્ત્રી.) ઠીઠી હસવું તે, ઠિઠિયારી

**ઠીઠિયું** (વિ.) ભાંગ્યુંતૂટ્યું, જીર્ણ (૨) (ન.) ખંડેર જેવું ઘર (૩) ઠીઠી હસવું તે, ઠિઠિયારી

**ઠીઠી** (અ.) મોટેથી હસવાનો અવાજ

**ઠીબ** (સ્ત્રી.) ભાંગેલા હાંલ્લાનો તળિયાનો ભાગ, મોટું ઠીકરું

**ઠીબું** (ન.) માટીનું ઠામ

**ઠીંગણું** (વિ.) પ્રમાણમાં ઓછી ઊંચાઈનું - ગઠ્ઠું, ઠિંગુજી, વામણું

**ઠીંગરાવું** (ક્રિ.) ખૂબ ઠંડી લાગવી-ઠરી જવું (૨) ઠરીને ચોસલું બાઝી જવું (૩) ગંઠાઈ જવું-વધતાં અટકી જવું

**ઠૂઠવાવું** (ક્રિ.) ટાઢથી અકડાઈ જવું-ધ્રૂજવું, ઠૂંઠવાવું

**ઠૂઠવો** (પું.) એકદમ મોટેથી રોઈ પડવું તે

**ઠૂણકું** (ન.) ઢીમચું, લાકડાની ભારે ગાંઠ

**ઠૂમકી** (સ્ત્રી.) (પતંગને મરાતો) ધીમો આંચકો

**ઠૂમકો** (પું.) જોરથી મારેલી ઠૂમકી

**ઠૂમરી** (સ્ત્રી.) એક તરેહની ગાયનપદ્ધતિ

**ઠૂશ(-સ)** (સ્ત્રી.) દમ, અડદાળો (૨) (વિ.) નકામું, નબળું, નિઃસત્ત્વ

**ઠૂસક(-કી)** (સ્ત્રી.) વાછૂટનો ધીમો અવાજ

**ઠૂસકું** (ન.) ઠૂઠવો મૂકીને રોવું તે (૨) કટાક્ષનું વેણ

**ઠૂંગણ,ઠૂંગણી** (ન.સ્ત્રી.) (અફીણ ખાધા ઉપર) કાચુંકોરું ખાવાનું, ઠૂંગો

**ઠૂંગવું** (ક્રિ.) ઠાંસીને ખાવું (૨) ઠૂંગણ કરવું

**ઠૂંગાપાણી** (ન.બ.વ.) ઠૂંગણ, (અફીણ ખાધા ઉપર) કાચુંકોરું ખાવાનું

**ઠૂંગો** (પું.) (અફીણ ખાધા ઉપર) કાચુંકોરું ખાવાનું, ઠૂંગણ

**ઠૂંઠવાવું** (ક્રિ.) ટાઢથી અકડાઈ જવું-ધ્રૂજવું-ઠૂઠવાવું

**ઠૂંઠું** (વિ.) આંગળાં વિનાના કે થોડાઘણા કપાઈ ગયેલા હાથવાળું (૨) (ન.) ડાળાં વગરનું ઝાડનું થડિયું કે એવું નાગું ઝાડ (૩) બીડી પિવાઈ રહ્યા પછી રહેલો ભાગ (૪) (લા.) મૂળનું અપંગ રૂપાંતર

**ઠૂંશ(-સો)** (સ્ત્રી.પું.) ખોટો ગર્વ, ઠાંસ

**ઠૂંસો(-સલો)** (પું.) ઠોંસો, ગોદો, મુક્કો

**ઠેક** (સ્ત્રી.) તાલ (૨) કૂદકો, છલંગ, થેક

**ઠેક,ઠેકડી** (સ્ત્રી.) મશ્કરી, મજાક, ટીખળ

**ઠેકઠેકાણે** (અ.) ઠેકાણે-ઠેકાણે, જ્યાંત્યાં

**ઠેકડિયું** (વિ.) ઠેકડી કરનારું, મશ્કરું

**ઠેકડો** (પું.) કૂદકો, છલંગ, થેકડો

**ઠેકવવું** (ક્રિ.) ઠેકે એમ કરવું

**ઠેકવું** (ક્રિ.) ઠેકડો મારી કૂદી જવું (૨) ઠોકવું (૩) (વસ્ત્ર) બીબાથી છાપવું

**ઠેકાગાડી** (સ્ત્રી.) ભાડાથી મળતી ગાડી

**ઠેકાણું** (ન.) રહેવાની જગ્યા, મુકામ (૨) સ્થાન, સ્થળ (૩) (કાગળનું) સરનામું (૪) કામધંધાની જગ્યા (૫) (લા.) અમુક નક્કી દશા કે સ્થિતિ, સ્થિરતા, નિશ્ચય (૬) ઢબ, વ્યવસ્થા, ઢંગધડો

**ઠેકાણે** (અ.) બદલે, જગ્યાએ

**ઠેકેદાર** (પું.) ઇજારદાર, 'કૉન્ટ્રેક્ટર'

**ઠેકો** (પું.) નરઘાં કે ડફ ઉપર જોરથી દેવાતો તાલ (૨) ઇજારો

**ઠેઠ** (અ.) છેડા લગી

**ઠેઠનું** (વિ.) છેવટ સુધીનું (૨) પૂરું પહોંચેલ, ભેદુ, ધૂર્ત

**ઠેબું** (ન.) પગની ઠેસ, ઠોકર (૨) (લા.) લથડિયું

**ઠેબો** (પું.) ટેકો

**ઠેર** (અ.) ખરી જગ્યાએ, અસલ ઠેકાણે (૨) ઠાર

**ઠેરઠેર** (અ.) સ્થળે-સ્થળે, જ્યાંત્યાં, બધે જ

**ઠેરવવું** (ક્રિ.) નક્કી કરાવવું, ઠરાવવું, નિયત કરવું (૨) સ્થિર કરવું, હાલી જાય નહિ એમ કરવું (૩) અટકાવવું, રોકવું

**ઠેરવું** (ક્રિ.) બનવું, થવું (૨) રહેવું, થોભવું (૩) ઝઘડો થવો

**ઠેલણગાડી** (સ્ત્રી.) ઠેલીને ચલાવવાની ગાડી, ઠેલો (૨) ચાલણગાડી (૩) બાબાગાડી

**ઠેલ(-વ)વું** (ક્રિ.) હડસેલવું, ધકેલવું, મુલતવી રાખવું (૨) આગળ ધકેલવું-કરવું

**ઠેલં-ઠેલ(-લા),ઠેલાઠેલ** (સ્ત્રી.) ઉપરાઉપરી-સામાસામી ઠેલવું તે

**ઠેલો** (પું.) હડસેલો (૨) ઠેલીને લઈ જવાની ગાડી

**ઠેશ(-સ)** (સ્ત્રી.) ઠોકર (૨) હલકી લાત (૩) નાનું અટકણ-ઉલાળી (૪) નાની ફાચર

**ઠેશી(-સી)** (સ્ત્રી.) ફાચર (૨) ઉલાળી, ચાંપ

**ઠેસણિયું** (ન.) અટકણ, ઠેસ

**ઠેસવું** (ક્રિ.) ઠોકર મારવી, દૂર કરવું (૨) (ન.) પગની ઠોકર-લાત

**ઠેં** (અ.) સ્તબ્ધ, છક (૨) ધરાઈ ગયું હોય એમ (૩) લોથપોથ, થાકી ગયું હોય એમ, ટેં

**ઠોક** (પું.સ્ત્રી.) પ્રહાર, ગડદો (૨) ઠપકો (૩) ટોણો

**ઠોકઠાક** (સ્ત્રી.) આમતેમ ઠોકવું તે

**ઠોકર** (સ્ત્રી.) ઠેસ, ચાલવામાં પગનું વસ્તુ સાથે ટિચાવું તે (૨) (લા.) ભૂલ (૩) ખોટ

**ઠોકવું** (ક્રિ.) એક વસ્તુ પર બીજી વસ્તુ જોરથી ટીચવી-અફાળવી (જેમ કે, ખીલો, બારણું વગેરે) (૨) માર મારવો, પીટવું, લગાવવું (૩) ગપ મારવી (૪) ખૂબ ખાવું (૫) બરાબર, સચોટ, -ને ધકેલી દેતા હોઈએ એમ કાંઈ કરવાનો ભાવ બતાવવા વપરાય છે. જેમ કે, તાર ઠોકવો, અરજી કે દાવો ઠોકવો (૬) તંબુ

**ઠોકંઠોકા** (સ્ત્રી.) વારંવાર-ઉપરાઉપરી ઠોકવું તે, હાંકયે રાખવું તે (૨) તેની ગરબડ (૩) મારામારી

**ઠોચરું** (ન.) ઉપયોગ વિનાનું-ભાંગ્યુંતૂટ્યું વાસણ

**ઠોઠ** (વિ.) ઓછી અક્કલ-સમજવાળું, જડસું, વિદ્યા ન ચડે એવું

**ઠોઠડું** (વિ.) ઠોઠ

**ઠોઠા** (પું.બ.વ.) બાફેલા આખા દાણા (ઘઉં, તુવેરના)

**ઠોઠું** (ન.) જીર્ણ, કમતાકાત, રદ્દી વસ્તુ

**ઠોબરું(-લું)** (વિ.) ઘાટ વિનાનું, કદરૂપું, નિરુપયોગી (૨) (ન.) ધાતુ અથવા માટીનું વાસણ

**ઠોયો** (પું.) ખાંપો, સપાટી પર નીકળેલો ગોદા જેવો ડોયો

**ઠોર** (પું.) એક મીઠાઈ (૨) (ન.) ઠામ, ઠેકાણું (૩) (અ.) ઠેર, ઠાર

**ઠોલવું** (ક્રિ.) ચૂંટી ખાવું-તોડી ખાવું

**ઠોળિયું** (વિ.) મૂર્ખ, ઠોઠ (૨) ઢંગધડા વગરનું, અંટોળકાટલાં જેવું (૩) (ન.) સ્ત્રીઓના કાનનું એક ઘરેણું - લોળિયું

**ઠોળિયો** (પું.) ઠઠ્ઠો કરનારો માણસ (૨) ઠોઠ - ઠોળિયો માણસ

**ઠોંસવું** (ક્રિ.) ઠાંસવું, ખાંસવું (૨) ગદડીને ભરવું

**ઠોંસાબાજી, ઠોંસાઠોંસી** (સ્ત્રી.) સામસામે ઠોંસા મારવા તે

**ઠોંસો** (પું.) લૂખી ઉધરસ (૨) ગોદો, મુક્કો, ઠાંસો

## ડ

ડ (પું.) મૂર્ધસ્થાની ત્રીજો વ્યંજન

**ડકાટી** (સ્ત્રી.) ડાકો મારવો તે, લૂંટફાટ, ડાકાટી

**ડકારી** (સ્ત્રી.) ઓડકાર (૨) વીણાનો અવાજ

**ડક્કો** (પું.) વહાણનો માલ ચડાવવા-ઉતારવા બાંધેલો ઘાટ, ફુરજો, ધક્કો (૨) દરિયા કે નદીના પાણી સામે રક્ષણ માટે બાંધેલો બંધ

**ડખડખવું** (ક્રિ.) ડખડખ અવાજ થવો (૨) હાલવું, ડગડગવું

**ડખલ** (સ્ત્રી.) વચ્ચે પડવું, દરમિયાનગીરી કરવી તે, દખલ (૨) નડતર, પજવણી, ગોદ

**ડખલગીરી** (સ્ત્રી.) દખલ કરવી તે, દખલગીરી

**ડખળિયું** (ન.) શાક નાખીને કરેલી દાળ કે કઢી

**ડખાડખ** (સ્ત્રી.) ડખલ, ડખો, ગોટાળો, વાંધો, ઝઘડો

**ડખો** (પું.) શાક વગેરે નાખી કરેલી દાળ (૨) ગોટાળો, ખીચડો (૩) વાંધો, ઝઘડો

**ડખોળવું** (ક્રિ.) ડહોળી નાખવું

**ડગ** (સ્ત્રી.) ડગવું તે, અસ્થિરતા

**ડગ,ડગલું** (ન.) પગલું (૨) પગલાં, પગલાંનું અંતર

**ડગડગ** (વિ.) ડગમગ, ડગમગતું, ઢચુપચુ

**ડગડગવું** (ક્રિ.) આમતેમ ડોલવું-હાલવું (૨) (લા.) નિશ્ચયમાંથી ઢચુપચુ થવું-હાલવું, વિચલિત થવું

**ડગમગ** (વિ.) ડગડગ, ડગડગતું, ઢચુપચુ

**ડગમગવું** (ક્રિ.) ડગડગવું, આમતેમ ડોલવું-હાલવું (૨) (લા.) નિશ્ચયમાંથી ઢચુપચુ થવું

**ડગમગાટ** (પું.) ડગડગવું તે (૨) (લા.) અનિશ્ચયાત્મકતા, અવિશ્વાસ

**ડગર** (સ્ત્રી.) વાટ, રાહ (૨) (લા.) ઘરડ, ચીલો

**ડગરી** (સ્ત્રી.) ડોકરી, ડોશી

**ડગરું** (ન.) ઘરડું, ડોસલું (૨) ઢોર (મોટે ભાગે બહુવચનમાં)

**ડગરો** (પું.) ડોકરો, ડોસો (મોટે ભાગે તુચ્છકારમાં)

**ડગલી** (સ્ત્રી.) (પહેરવાનું) નાનું ડગલું, અસ્તરવાળી બંડી

**ડગલી** (સ્ત્રી.) નાનું ડગલું-પગલું, પગલી

**ડગલું** (ન.) ડગ, પગલું

**ડગલું** (ન.) પહેરવાનું કપડું - જાડું બદન કે અંગરખું

**ડગલો** (પું.) મોટો અંગરખો કે કોટ, ઓવરકોટ
**ડગવું** (ક્રિ.) ડગડગવું, ડગમગવું (૨) અસ્થિર થવું, હલવું
**ડગળવું** (ક્રિ.) ચગળવું, ધીમેધીમે ચાવવું, મમળાવીને ખાવું (૨) ઈચવું, જે તે ખાયા કરવું
**ડગળી** (સ્ત્રી.) નાનું ડગળું, થીગડું (૨) ડાગળી, સમજશકિત
**ડગળું** (ન.) જાડો મોટો કકડો અથવા ફાડિયું કે ભાગ
**ડગુમગુ** (વિ.અ.) અસ્થિર, ડગમગ
**ડઘાવું** (ક્રિ.) ગભરાટથી સ્તબ્ધ થઈ જવું, ક્ષોભ અનુભવવો (૨) ડાઘ પડવો (ઉદા. ડઘાયેલી કેરી)
**ડદઘો** (પું.) બાયું, નરઘાંની જોડમાંનું નાનું નરઘું
**ડચ** (અ.) ટચકો મારતાં કપાઈને જુદું પડવાનો અવાજ (૨) (ન.) જીભ થડકાવીને કરાતો નકારસૂચક અવાજ, ડચકારો (૩) બળદ વગેરે હાંકતાં કરાતો અવાજ
**ડચ** (પું.) વલંદો, હોલેંડનો વતની (૨) (સ્ત્રી.) વલંદાની ભાષા (૩) (વિ.) હોલેંડ દેશને લગતું
**ડચક,ડચકિયું,ડચકું** (અ.ન.) પાણીમાં ગૂંગળાતાં કે રડતાં કે મુશ્કેલીથી ગળતાં ગળાની બારીમાંથી થતો 'ડચક' એવો અવાજ, ડૂસકું
**ડચકારવું** (ક્રિ.) ડચ એવો અવાજ કરીને હાંકવું-પ્રેરવું
**ડચકારો** (પું.) ડચ એવો અવાજ (હાંકવાનો કે નકારનો) (૨) ડચ કરીને ઉત્તેજવું, ઉશ્કેરવું તે
**ડચકું** (ન.) ડચકિયું (૨) (ડચ દઈને કપાઈને પડેલું) ચીર, કકડો (ડુંગળીનો)
**ડચકો** (પું.) ઓગળ્યા વગરનો કે બફાયા વગરનો ગાંગડો, લોંદો (૨) ડુંગળીનો કાકરો કે ટુકડો (૩) લાકડાનો મોટો કકડો-ડીમચું
**ડચૂરો** (પું.) (ચાવતાં વળતો) ડૂચો (૨) ગળા કે છાતીમાં રૂંધામણ
**ડઝન** (વિ.) બાર (૨) (ન.) બારનો સમૂહ
**ડઝનબંધ** (વિ.) ડઝનોથી ગણતરી થાય એવી સંખ્યાવાળું
**ડટ(-ટ્ટ)ણ** (વિ.) દટાયેલું, જમીનની અંદરનું (૨) (ન.) દટણ, ખાળકૂવો
**ડટ(-ટ્ટ)ણકૂવો,ડટ(-ટ્ટ)ણખાળ** (પું.) ખાળકૂવો, ખાળનું પાણી જેમાં છોડાતું હોય એવો ઊંડો ખાડો-કૂવો
**ડટ(-ટ્ટ)ણ જાજરૂ** (પું.) ડટ્ટણકૂવા પર કરેલું જાજરૂ
**ડટંતર** (ન.) દુનિયા દટાઈ જાય એવો ઈશ્વરી કોપ (૨) મહાવિનાશ (૩) દટંતર
**ડટ્ટો** (પું.) ડાટા તરીકે વાપરેલો ડૂચો, દટ્ટો (૨) બારણું ઉઘાડું રહે માટે સાખ સાથે લગાડાતો મિજાગરાવાળો લાકડાનો ટુકડો-અટકણ (૩) મોન્ટેસોરી બાળમંદિરના એક સાહિત્યમાંનો ડાટા જેવો દરેક નળાકાર (૪) કેલેન્ડરની તારીખોની બાંધેલી થોકડી-'બ્લૉક'
**ડણક** (સ્ત્રી.) સિંહની ગર્જના, ત્રાડ
**ડણું** (ન.) જાડું ડફણું (૨) તોફાની ગાયભેંસના ગળામાં નખાતું લાકડું, ડેરો
**ડપ(-બ)કા** (પું.બ.વ.) દોહવાના અંતમાં કઢાતી સેરો (૨) ચણાના લોટનું એક રસાદાર શાક (૩) ડપકો
**ડપ(-બ)કી** (સ્ત્રી.) ડૂબકી
**ડપ(-બ)કું** (ન.) ડૂબકું, ડૂબકી (૨) ટપકું
**ડપ(-બ)કો** (પું.) પ્રવાહીનો મોટો છાંટો (૨) ધાબું, ડાઘો (૩) વહેમ, શંકા (૪) ફાળ, ધ્રાસકો (૫) એકલા લોટનું જ કરેલું ભજિયું
**ડપટ** (વિ.) બેવડું, દોપટ (૨) સંતાડેલું
**ડપટવું** (ક્રિ.) દપટવું, સંતાડવું (૨) લુચ્ચાઈથી હાથ કરી લેવું, દબાવી બેસવું
**ડફ** (સ્ત્રી. ન.) એક વાદ્ય (૨) (અ.) ઝટ (ઉદા. ડફ દઈને, ડફ લઈને)
**ડફણું** (ન.) નાનો જાડો દંડૂકો - ધોકો
**ડફાંસ** (સ્ત્રી.) ખોટી બડાસ, ડંફાસ
**ડફોળ** (વિ.) જડસું, બેવકૂફ
**ડફોળ-શંખ** (પું.) મૂર્ખ (એક ગાળ)
**ડબ** (અ.) ડૂબવાનો અવાજ (૨) ટપ, ઝટ
**ડબક-ડબક** (અ.) ડળક-ડળક, ફોરાંરૂપે એક પછી એક નીકળે એમ
**ડબકડોયાં** (ન.બ.વ.) પાણીમાં ડૂબકાં (૨) (માટલીમાં) પીધેલા વાસણની બોળાબોળ
**ડબકવડી** (સ્ત્રી.) એક પ્રકારની વડીની વાનગી
**ડબગર** (પું.) નગારાં પર ચામડાં મઢનારો (૨) છત્રી વગેરે પર રંગરોગાન કરનારો
**ડબગરવાડો** (પું.) ડબગરોનો લત્તો
**ડબડબ** (અ.) ઝટ ઝટ, એક પછી એક (જેમ કે, આંસુ પાડવાં, કોળિયા મોંમાં મૂકવા, વગેરે)
**ડબડબાટ** (પું.) પેટ ચડવું તે, ડબડબો (૨) કોઈ બોલતું હોય તેમાં વચ્ચે બોલબોલ કરવું તે, ડફાકા (૩) વગર કામે વધારે પડતું બોલવું તે (૪) મર્યાદા છોડીને સામું બોલવું તે
**ડબડી(-રી)** (સ્ત્રી.) નાનું ડબડું, દાબડી
**ડબડું(-રું)** (ન.) ચામડાનું કુલ્લું (ઘી-તેલ ભરવાનું)
**ડબરો** (પું.) તાંબાપિત્તળનો ડબો
**ડબલ** (વિ.) બેવડું, બે ગણું
**ડબલ-ડેકર** (સ્ત્રી.) બેમજલી વાહન
**ડબલરોટી** (સ્ત્રી.) એક પ્રકારની દડા જેવી ફૂલતી રોટી, પાંઉ
**ડબલિયો** (પું.) અનેક વાર કેદ થયેલો ગુનેગાર કે કેદી
**ડબલું** (ન.) ચામડાનું કુલ્લું (૨) વગર પકવેલું હાંલ્લું, લોટું (૩) પતરાનું લોટું, ટિનપાટ
**ડબાડબ** (અ.) ડબડબ (આસું પડાવાં) (૨) (સ્ત્રી.) કોઈ બોલતું હોય તેમાં વચ્ચે બોલ બોલ કરવું તે (૩) વગર કામે વધારે પડતું બોલવું તે
**ડબિંગ** (ન.) ચિત્રપટની પટ્ટીમાં બીજી ભાષાનો અવાજ કે સંગીત ઢાળવાં
**ડબી,ડબ્બી** (સ્ત્રી.) દાબડી, ધાતુનું એક પાત્ર
**ડબૂક** (અ.) ડૂબવાનો અવાજ થાય એમ
**ડબો,ડબ્બો** (પું.) ધાતુનું એક પાત્ર, દાબડો (૨) રેલગાડીનો ડબો (૩) ઘડિયાળનો ડબ્બો (૪) એક જાતનું ફાનસ (૫) હરાયાં ઢોર પૂરવાનો વાડો (૬) ટીનનો ડબો (૭) પાઘડી (તુચ્છકારમાં) (૮) કોળિયો, ગફ્ફો
**ડબોળવું** (ક્રિ.) ડબોવવું, ડુબાવવું, ઝબકોળવું (૨) અપવિત્ર કરવું
**ડમક** (અ.) ડમરુના અવાજની જેમ
**ડમકવું** (ક્રિ.) (ડમરુનું) વાગવું
**ડમકારો** (પું.) ડંકાનો અવાજ
**ડમકો** (પું.) ડંકો (૨) કડછી, ડુઘો
**ડમડમ** (સ્ત્રી.) ડંકાનો અવાજ (૨) ગરબડ,તોફાન (૩) ડંડા જેવું એક લશ્કરી વાદ્ય (૪) કોલકાતાનું વિમાન-મથક
**ડમણિયું** (ન.) બે બળદની નાની ગાલ્લી
**ડમણી,ડમણું** (સ્ત્રી.ન.) નાની લાકડી (૨) શેરડીનો કકડો (૩) ડમણિયું

**ડમરી** (સ્ત્રી.) હવામાં ઊડતી ધૂળના ગોટાનો સમૂહ, ડ(-ડં)મર
**ડમરુ** (ન.) એક વાદ્ય, ડાકલું
**ડમરુયંત્ર** (ન.) ડમરુ ઘાટનું યંત્ર કે ઓજાર (વૈદકમાં દવા બનાવવા માટે)
**ડમરો** (પું.) તુલસીની જાતનો એક સુગંધીદાર છોડ, મરવો
**ડમાક** (પું.) રોફ, ભપકો, ઠાઠ
**ડમી** (વિ.પું.) ખાલી દેખાવ કે ગણવા પૂરતું અવેજી, ખરેખરું નહિ તેવું (માણસ) (જેમ કે, પત્તાંની રમતમાં, ચૂંટણીમાં) (૨) (સ્ત્રી.) ચોપડીનું કદ ને ઘાટ વગેરે જોવાં, ખાલી બાંધણી કરીને કરાતો નમૂનો
**ડર** (પું.) ભય, બીક, ધાસ્તી
**ડરકણ,ડરકુ,ડરપોક** (વિ.) બીકણ
**ડરવું** (ક્રિ.) બીવું, ભયભીત થવું
**ડરામણી** (સ્ત્રી.) ધમકી, બીક, સતામણી
**ડરામણું** (વિ.) ડર લાગે એવું, ભયાનક, બિહામણું (૨) (ન.) ડરામણી
**ડલી(-ળી)** (સ્ત્રી.) ઘોડાની પીઠ પર જીનની નીચે નાખવાની ઊનની ગોદડી (૨) નાનો ટુકડો, ગાંગડો કે ઢેફું, ડળું
**ડસ** (પું.) દંશ, વેરની લાગણી
**ડસકલું** (ન.) ડસકું (લાલિત્યવાચક), ડૂસકું (૨) બેડી, હેડ (૩) બેડી જેવું-ભારે જાડું હાથપગનું ઘરેણું
**ડસકવું** (ક્રિ.) ડૂસકાં ખાવાં
**ડસવું** (ક્રિ.) કરડવું, દંશ દેવો, ડંખ મારવો
**ડસી(-શી)લું** (વિ.) ડસ કે ડંખવાળું, દંશીલું
**ડસ્ટર** (ન.) લુછણિયું, ઝાપટિયું
**ડહાપણ** (ન.) ડાહ્યાપણું, શાણપણ
**ડહાપણડાહ્યું,ડહાપણડાહ્યલું** (વિ.) દોઢડાહ્યું
**ડહેંકવું** (ક્રિ.) છેતરવું, ડગવું
**ડહેંકવું** (ક્રિ.) ઊભરાવું, છલકાઈ જવું
**ડહોળ,ડહોળાણ** (પું.ન.) ડહોળાવું કે ડહોળાયેલું તે
**ડહોળવું** (ક્રિ.) (પ્રવાહીને) હલાવવું, ઘુમરડવું (૨) (આંખ લાલ થાય ત્યાં સુધી) ચોળવી (૩) (લા.) ખૂબ કામોમાં પડવું, અનેકમાં માથું મારવું (કાંઈક નિંદાત્મક અર્થમાં)
**ડહોળું** (વિ.) ડહોળાયેલું
**ડળક ડળક** (અ.) ફોરાંરૂપે એક પછી એક નીકળે એમ
**ડળકવું** (ક્રિ.) લલચાવું, દાઢ સળકવી (૨) ટપકવું, પીગળવું
**ડળવું** (ક્રિ.) સડી જવું, ખોખાં થઈ જવાં (૨) લાલસામાં લીન થઈ જવું (૩) ભાંગી પડવું - ઢગલો થઈ જવું, ઢળી પડવું
**ડંકાપલ્લવી** (સ્ત્રી.) ડંકો વગાડી હુકમ આપવાની લશ્કરી સાંકેતિક ભાષા
**ડંકી** (સ્ત્રી.) પાણી ખેંચવાનો પંપ-સંચો
**ડંકો** (પું.) નગારું, ઢોલ (૨) ઘોડાની પીઠ ઉપર બે બાજુ લટકાવેલાં ઢોલ (૩) ટકોરો (૪) (લા.) ફતેહનો અવાજ, ફતેહ
**ડંખ** (પું.) ચટકો, દંશ (૨) ધાનનો દાણો સડવાથી પડતું છિદ્ર (૩) આંકડો, ઝેરી કાંટો - અણી (૪) (લા.) કીનો, વેર
**ડંખવું** (ક્રિ.) ડસવું, દંશ દેવો, આંકડો મારવો, કરડવું (૨) જોડો ઘસાઈ પગને ઈજા થવી, ડંખ પડવો (૩) (લા.) મનમાં ખટકવું
**ડંખીલું** (વિ.) ડંખવાળું, દંશીલું
**ડંગેલું** (ન.) હાંડવો - એક વાનગી
**ડંગોરિયું** (વિ.) ડંગોરાથી કામ લે એવું, મારામારી કરે એવું
**ડંગોરું,ડંગોરો** (ન.પું.) ડાંગ જેવી જાડી ટૂંકી લાકડી, ધોકો
**ડંડાબાજ** (વિ.) ડંડો વાપરવામાં કુશળ, ડંડાથી મારામારી કરે એવું
**ડંડાબાજી** (સ્ત્રી.) ડંડાથી મારામારી
**ડંડીકો** (પું.) નાનો ડંડો, દંડૂકો, દંડીકો
**ડંડો** (પું.) જાડી ટૂંકી લાકડી, ડંગોરો (૨) રસ્તો, મહોલ્લો, શેરી
**ડંફાશ(-સ)** (સ્ત્રી.) ખોટી બડાશ, ડફાંસ, શેખી
**ડંફાસિયું** (વિ.) ડંફાસ હાંકતું, બડાશખોર
**ડંબેલ્સ** (પું.બ.વ.) હાથની કસરતનું એક સાધન
**ડંમર** (પું.) હવામાં ઊડતી ધૂળના ગોટાનો સમૂહ
**ડાઈ** (સ્ત્રી.) સુલેહ, સંધિ (૨) છાપ (૩) કોડીનાર પાસે દરિયામાં થતી એક જાતની માછલી (૪) (પું.) પાસો (૫) (પું.) રંગ
**ડાઇન** (પું.) બળનો એકમ, ૧ ગ્રામને દર સેકંડે ૧ સેન્ટીમિટરનો પ્રવેગ પેદા કરે એટલું બળ (પ.વિ.) (૨) જમવું
**ડાઈનિંગ-કાર** (સ્ત્રી.) ભોજનયાન
**ડાઈનિંગ ટેબલ** (ન.) ભોજન માટેનું ટેબલ
**ડાઈનિંગ રૂમ** (પું.) ભોજનખંડ
**ડાઈનેમાઈટ** (પું.) સુરંગ (૨) સ્ફોટક પદાર્થ
**ડાઈનેમો** (પું.) વીજળી ઉત્પન્ન કરવાનું એક પ્રકારનું યંત્ર
**ડાઈંગ ડેક્લેરેશન** (ન.) (અકસ્માત સમયે) મરણ સમયનું બયાન
**ડાક** (સ્ત્રી.) ટપાલ (૨) મુસાફરો, ટપાલ વગેરે લઈ જવા માટેની ટપ્પાઓની ગોઠવણ (૩) ડાકગાડી (૪) (ન.) ડાકલું, ડુગડુગિયું, એક જાતનું વાદ્ય
**ડાકગાડી** (સ્ત્રી.) ટપાલ લઈને જનારી ગાડી, 'મેલ'
**ડાકઘર** (ન.) ટપાલ કચેરી, 'પોસ્ટ ઑફિસ'
**ડાકચોકી** (સ્ત્રી.) ડાક (પોસ્ટ)ની સલામતી માટે રાખેલી ચોકી
**ડાકડમાળ** (પું.) ઘરનો જૂનો પરચૂરણ સામાન (૨) ઠાઠમાઠ, ભભકો
**ડાકણ** (સ્ત્રી.) એક જાતની ભૂતડી (૨) મેલી વિદ્યા જાણનારી સ્ત્રી (૩) જેની નજર લાગે એવી સ્ત્રી (૪) ગાજરનું ડીંટું અને અંદરનો કઠણ રેસો
**ડાકણિયું,ડાકણું** (ન.) ડાકણ જેવું, ખાઈ જાય એવું
**ડાકણી** (સ્ત્રી.) ડાકણ, પિશાચણી
**ડાકણો** (પું.) એક જાતનું ભૂત (પુરુષ)
**ડાકબંગલો** (પું.) (સરકારી) મુસાફરી-બંગલો, વિશ્રાન્તિગૃહ
**ડાક(-ખ)લિયો** (પું.) ડાખલું વગાડનારો - ભૂવાનો સાક્ષી
**ડાક(-ખ)લી** (સ્ત્રી.) નાનું ડાખલું (૨) સાપનું બોલવું (૩) જડબું
**ડાક(-ખ)લું** (ન.) એક જાતનું વાદ્ય, ડુગડુગિયું
**ડાકાટી** (સ્ત્રી.) ડાકો, ધાડ
**ડાકિની** (સ્ત્રી.) ડાકણી, ડાકણ
**ડાકિયું** (વિ.) ડાકણું, ડાકણ જેવું, ખાઈ જાય એવું, અકરાંતિયું
**ડાકિયો** (પું.) ખાઉધરો માણસ (૨) ટપાલી, 'પોસ્ટમૅન'
**ડાકુ** (પું.) લૂંટારો, ધાડપાડુ
**ડાકું** (વિ.) માનભંગ, અપમાનિત, બટ્ટો લાગેલું
**ડાકો** (પું.) લૂંટારો, ધાડપાડુ (૨) ધાડ (૩) ઘરડો બળદ
**ડાકોર,ડાકોરજી** (પું.) યાત્રાનું એક પ્રસિદ્ધ ધામ
**ડાગવું** (ક્રિ.) નોંધવું, ટપકાવી કે લખી લેવું (કોર્ટમાં વપરાય છે.)

**ડાગળી** (સ્ત્રી.) થીગડી, ડગળી (૨) માથું, મગજ (૩) (લા.) સમજશકિત

**ડાગળો** (પું.) વિદૂષક, રંગલો (૨) દાટો, ડૂચો

**ડાઘ** (પું.) (ગંદો દેખાય એવો) ડપકો (૨) (લા.) કલંક, બટ્ટો (૩) કીનો, ખાર

**ડાઘડૂઘ,ડાઘાડૂઘી** (સ્ત્રી.) ડાઘા ડાઘા, ડાઘા પાડીને થતી અસ્વચ્છતા

**ડાઘિયો** (પું.) ડાઘિયો કૂતરો, વિકરાળ

**ડાઘુ** (પું.) મડદાંને બાળવા લઈ જનારો, ખાંધિયો (મોટે ભાગે બહુવચનમાં જથ્થાવાચક અર્થમાં વપરાય છે.)

**ડાઘેલ** (વિ.) ડાઘાવાળું (૨) ખારીલું (૩) બળેલું, દઝાયેલું

**ડાઘો** (પું.) ડાઘ (૨) ડાઘિયો

**ડાઘોડૂઘો** (પું.) રડ્યોખડ્યો એકાદ ડાઘો (એકાદપણું બતાવવા)

**ડાચાકૂટ** (સ્ત્રી.) નકામું બોલ બોલ કરવું તે - લવારો

**ડાચાકૂટિયું** (વિ.) ડાચાકૂટ કરે એવું

**ડાચું** (ન.) જડબું (૨) મોં (તિરસ્કારમાં)

**ડાટ** (પું.) ભારે નાશ, ખુવારી, દાટ

**ડાટવું** (ક્રિ.) દાટવું (૨) સંતાડવું (૩) ધમકાવવું

**ડાટી** (સ્ત્રી.) દાટી, ભીડ, ગિરદી (૨) ધમકી

**ડાટો** (પું.) દાટો, સાંકડા મોંના પાત્ર (બરણી, શીશી જેવા)નું મોં બંધ કરવાનું સાધન, બૂચ

**ડાફર,ડાફરિયું,ડાફોળ** (સ્ત્રી.ન.) નકામું આમતેમ જોવું - બાલાં મારવાં તે, ડાફું

**ડાફું** (ન.) કરડવા પહોળું કરેલું મોં

**ડાફોડિ(-ળિ)યું** (ન.) ડાફરિયું

**ડાબડો(-લો)** (પું.) ઢાંકણવાળું એક જાતનું ધાતુનું પાત્ર, ડબો, દાબડો (૨) આખી કેરીનું સંભાર ભરી કરાતું એક અથાણું (મોટે ભાગે બહુ-વચનમાં) દાબડો

**ડાબણિ(-રિ)યું** (ન.) દાબવાના કામમાં લેવાતું વજન, દાબવાનું યંત્ર (૨) બારસાખના ચોકઠા ઉપરનું દબાણ રાખનારું વજન (૩) એક પહોળા મોંનું વાસણ

**ડાબલા** (પું.બ.વ.) (ઘાણીના બળદને કે ઘોડાને) આંખ પર બંધાતા પાટા કે આવરણ (૨) ચશ્માં

**ડાબલી** (સ્ત્રી.) નાનો દાબડો, ડબી

**ડાબલો** (પું.) દાબડો (૨) ઘોડાના પગનો નાળ

**ડાબાજમણી(-ણું)** (અ.) ડાબી અને જમણી બંને બાજુએ (૨) વારાફરતી બંને બાજુએ (૩) ડાબાનું જમણું ને જમણાનું ડાબું થાય તેમ (૪) (લા.) પક્ષપાતથી

**ડાબાવાદી** (વિ.પું.) રાજકીય બાબતમાં ડાબી બાજુનો - સરકારી પક્ષની વિરોધ-બાજુના કે અતિ ઉદ્દામ વિચાર ધરાવતા વાદનું કે તેને લગતું, 'લેફ્ટિસ્ટ'

**ડાબું** (વિ.) જમણાનું ઊલટું (૨) (લા.) અળખામણું, અળગું

**ડાબેરી,ડાબો(-ભો)ડિયું, ડાબોડી** (વિ.) ડાબે હાથે કામ કરવાની આદતવાળું

**ડાભ,ડાભડો** (પું.) એક જાતનું ઘાસ - દર્ભ

**ડામ** (પું.) ગરમ ગરમ વસ્તુ ચામડી ઉપર ચાંપી દેવી તે, ચપકો (૨) (લા.) ડાઘ, કલંક, લાંછન (૩) કંઈ નહિ, ટીકો (જેમ કે, લે ડામ !)

**ડામચિયો** (પું.) ગોદડાં વગેરે મૂકવાની ઘોડી (૨) ડાંસ, મચ્છર

**ડામણ** (ન.) ઘોડાં ગધેડાં નાસી ન જાય તે માટે તેમના પગને જકડવાનું દોરડું (૨) રેંટિયાના પૈડાંનાં પાંખિયાં બાંધવાની દોરી (૩) અંગરખાના છેડાનું ઓટણ (૪) (વહાણ જમણી તરફ વાળવા) સુકાન ડાબી બાજુ ફેરવવું તે

**ડામર** (પું.) કોલટાર, (કોલસામાંથી મળતો) એક કાળો પદાર્થ

**ડામરિયું** (ન.) ડામરવાળું

**ડામરેજ** (ન.) (રેલવેમાં) આવેલો માલ વખતસર ન લેવા જવાથી ભરવી પડતી દંડની રકમ, ડેમરેજ, વિલંબ - શુલ્ક

**ડામવું** (ક્રિ.) ડામ દેવો (૨) મહેણું મારવું (૩) દામણ બાંધવું

**ડામાડોળ** (વિ.) અસ્થિર, ડોલતું, ડગુમગુ, ગૂંચવાયેલું

**ડામીજ(-સ)** (વિ.) ગુનેગાર તરીકે પંકાયેલું, બદમાશ, હરામખોર

**ડાયગ્રામ** (પું.) રેખાકૃતિ

**ડાયમંડ** (પું.) હીરો, મણિ

**ડાયમંડ જ્યુબિલી** (સ્ત્રી.) હીરક કે મણિમહોત્સવ, સાઠમી જયંતી

**ડાયરશાહી** (સ્ત્રી.) અંગ્રેજ સેનાપતિ ડાયર જેવી જોરજુલમ ને કેર વર્તાવતી વહીવટ-રીતિ, જોરજુલમ

**ડાયરી,ડાયરીબુક** (સ્ત્રી.) રોજનીશી, તે નોંધવાની ચોપડી

**ડાયરેક્ટર(-ડિરેક્ટર)** (પું.) નિયામક (આકાશવાણી) (૨) નિદેશક (૩) સંચાલક(૪) દિગ્દર્શક (ફિલ્મ) (૫) (સંગીત) નિદેશક

**ડાયરેક્ટર જનરલ** (પું.) મહાનિયામક (૨) મહાનિદેશક, 'ડિરેક્ટર જનરલ'

**ડાયરો** (પું.) સમૂહ, સમુદાય (૨) ગામડામાં ચોરે કે ડેલીએ મળેલો નાના મોટા દરબારો કે પટેલ વગેરેનો સમૂહ (૩) ગઢવી કે ગાયક જ્યાં લોક-સાહિત્ય પીરસતા હોય તેવો માનવસમૂહ (૩) નાત, જમણ (રજપૂતોમાં) (૪) ઘરડા અને અનુભવી લોકોનો સમુદાય-રાવણું, દાયરો (૫) અંગત માણસોનું મંડળ, કાઠી-ગરાસિયાનું મંડળ

**ડાયલ** (પું.) ઘડિયાળનો આંકડાવાળો ગોળ ભાગ, જેના પર કાંટા ફરે છે. (૨) ચંદો (૩) ટેલિફોનની તકતી

**ડાયસ** (ન.) સભાગૃહમાંનું ઉચ્ચ સ્થાન (પ્રમુખ વગેરે માટે બેસવાનું), રંગમંચ, 'પ્લૅટફૉર્મ'

**ડાયાબિટીસ** (પું.) મીઠી પેશાબનો રોગ, મધુપ્રમેહ

**ડાયાલીસીસ** (ન.) કિડની બગડી હોય ત્યારે લોહી શુદ્ધ કરવા માટે યાંત્રિક પ્રક્રિયા

**ડાયેરિયા** (પું.) ઝાડાનો રોગ, અતિસાર

**ડાયૉક્સાઇડ** (પું.) (ઑકિસજનના બમણા પ્રમાણવાળું) તેનું સંયોજન (૨.વિ.)

**ડાર** (ન.) ભૂંડનાં બચ્ચાંનું ટોળું (૨) (પું.) ધમકી

**ડારવું** (ક્રિ.) ડરાવવું, ધમકી દેવી (૨) મના કરવી, અટકાવવું

**ડારો** (પું.) ધમકી, ઠપકો (૨) વહાણના કૂવાથંભને ટેકવતો નાનો થાંભલો

**ડાર્કરૂમ** (સ્ત્રી.) (ફોટો વગેરે કામના ખપની) પ્રકાશરહિત અંધારી રૂમ

**ડાર્વિનવાદ** (પું.) ડાર્વિન નામના યુરોપિયન વિજ્ઞાનશાસ્ત્રીએ જાહેર કરેલો પ્રાણીઓના વિકાસને લગતો સિદ્ધાંત, વિકાસવાદ (આ નિરીશ્વરવાદ છે.)

**ડાલડા** (ન.) ઘીના જેવું સ્વરૂપ આપવામાં આવ્યું છે તેવું વનસ્પતિજન્ય તેલ

**ડાલામ(-મા)થું** (વિ.) મોટા જબરા મોં કે માથાવાળું (જેમ કે, સાવજ)

**ડાલી** (સ્ત્રી.) ટોપલી (૨) ભેટનાં ફૂલફળાદિની ટોપલી

**ડાહી** (વિ.સ્ત્રી.) ડહાપણવાળી, સમજુ

**ડાહીનો ઘોડો** (પું.) એક બાળરમત
**ડાહ્યલું** (વિ.) દોઢડાહ્યું, ચાંપલું
**ડાહ્યું** (વિ.) ડહાપણવાળું, સમજુ
**ડાહ્યુંડમરું** (વિ.) બહારથી ડાહ્યું અને ઠાવકું દેખાતું (૨) તદ્દન ડાહ્યું, શાણું
**ડાળ** (સ્ત્રી.ન.) ડાળું
**ડાળખી(-ખું)** (સ્ત્રી.ન.) નાની ડાળ
**ડાળાં** (ન.બ.વ.) સૌરાષ્ટ્રમાં પહાડી જમીનમાં થતાં ગરમર નામના અથાણાં માટેના મૂળના છોડના ભાગના ડાંખળાં
**ડાળી** (સ્ત્રી.) નાના-મોટા માપની સોટા જેવી ઝાડની શાખા
**ડાળું** (ન.) મુખ્ય થડનો ફાંટો, શાખા
**ડાંખળી,ડાંખળું** (સ્ત્રી.ન.) ડાળમાંથી ફૂટેલી નાની ડાળી, ડાળખી, શાખા
**ડાંગ** (ન.) એ નામનો ગુજરાતનો ઝાડીવાળો ડુંગરાળ-પ્રદેશ
**ડાંગ** (સ્ત્રી.) લાંબી મજબૂત લાકડી
**ડાંગ(-ગે)ર** (સ્ત્રી.) એક ધાન્ય, જેમાંથી ચોખા નીકળે છે. (લાલ કે સફેદ ચોખાની એક જાત)
**ડાંટ-ટપટ(-ત)** (સ્ત્રી.) ડાંટવું એ, ધાક ધમકી, દાટી
**ડાંડ,ડાંડગું** (વિ.) છડું, બૈરીછોકરાં વિનાનું (૨) ડંડાથી કામ લેનાર, લાંઠ (૩) નાગું, લબાડ, લુચ્ચું
**ડાંડગાઈ,ડાંડગી,ડાંડાઈ** (સ્ત્રી.) ડાંડપણું, નાગાઈ, લાંઠાઈ, દાંડાઈ
**ડાંડલી** (સ્ત્રી.) દાંડી, ઝીણી ડાળી (૨) પાનની ડાંખળી (૩) નાનો હાથો
**ડાંડલો** (પું.) મોટી ડાંડલી (૨) ઘરેણાનો આંકડો (જેમ કે, વાળીનો)
**ડાંડિયા-રાસ** (પું.) ડાંડિયાથી રમવાનો રાસ
**ડાંડિયું** (વિ.) ડાંડાઈ કરનારું, ડાંડ (૨) (ન.) લૂગડાનો જરેલો-ફાટેલો ભાગ વચ્ચેથી કાઢી નાખી બે છેડા સાંધી પહેરવા લાયક કરેલું કપડું
**ડાંડિયો** (પું.) ડાંડ આદમી (૨) દાંડી પીટનાર, રોન ફરનાર (૩) નાનો પાતળો દંડો
**ડાંડી** (સ્ત્રી.) દાંડી, નાની લાકડી, હાથો કે દંડો (૨) જેને બે છેડે ત્રાજવાનાં પલ્લાં બંધાય છે તે લાકડી (૩) ડાંડિયાથી વગાડવાનું એક વાદ્ય (૪) વહાણને નિશાની બતાવવા સારુ ઊંચી ટેકરી પર રોપી રાખેલું લાકડું (૫) દીવાદાંડી (૬) સીધી કિનારી-લીટી (નાકની)
**ડાંડો** (પું.) ટૂંકો દંડો (૨) હાથો (૩) ફણગો, ગરજો
**ડાંફ,ડાંફું** (સ્ત્રી.ન.) મોટું પગલું ભરવું તે
**ડાંભવું** (ક્રિ.) દઝાડવું, ડામવું
**ડાંલ્લો** (પું.) ડાંડલો, વનસ્પતિનો અંકુર (૨) હાથો
**ડાંસ** (પું.) એક જાતનો મચ્છર
**ડાંસું** (વિ.) અપરિપક્વ સ્વાદવાળું (રાયણને માટે), ફિક્કું
**ડિકટેશન** (ન.) બોલીને લખાવવાની ક્રિયા, શ્રુતલેખન
**ડિક્રી** (સ્ત્રી.) (દીવાની અદાલતનો) ચુકાદો, હુકમનામું
**ડિકશનરી** (સ્ત્રી.) શબ્દકોશ
**ડિગ્રી** (સ્ત્રી.) અંશ (જેમ કે, તાપના, ખૂણાના) (૨) પદવી, ઉપાધિ (૩) છાપખાનામાં ટાઈપ સજ્જડ ગોઠવવા નંખાતી પતરી
**ડિઝાઈન** (સ્ત્રી.) આકૃતિ, ઘાટ, નકશો (૨) ભાત, પ્રકાર, તરેહ
**ડિટેક્ટવ** (પું.) જાસૂસ, છૂપી પોલીસનો માણસ
**ડિપાર્ટમેન્ટ** (ન.) ખાતું, વિભાગ, શાખા
**ડિપૉઝિટ** (ન.) બૅન્ક કે કોઈ પાસે મૂકેલી અનામત (૨) બાના તરીકે અપાતી રકમ
**ડિપોટી** (પું.) શાળાઓ તપાસનાર સરકારી નિરીક્ષક (૨) (વિ.) મદદનીશ (જેમ કે, ડિપોટી સ્ટેશન માસ્તર)
**ડિપ્લોમા** (પું.) અમુક કોઈ આવડત કે શિક્ષણ કે જ્ઞાનનું પ્રમાણપત્ર (૨) પ્રમાણપત્ર અને પદવી વચ્ચેનો અભ્યાસ
**ડિફર્ડ શૅર** (પું.) (અમુક હકના શૅરનું ડિવિડંડ પહેલું ચૂકવ્યા બાદ રહેતા નફાના હકવાળો) એક પ્રકારનો શૅર
**ડિફ્થેરિયા** (પું.) ગળાનો એક (ચેપી) રોગ
**ડિબેટ** (સ્ત્રી.) ચર્ચા, વાદવિવાદ
**ડિબેન્ચર** (ન.) (કોઈ પેઢી કે કંપનીએ) વ્યાજે લીધેલી રકમ કે તેનો ખતપત્ર
**ડિમડિમ** (ન.પું.) એક જાતનું નગારું, ડિંડિમ
**ડિમાન્ડ ડ્રાફ્ટ** (પું.) બૅંકમાં નાણાંની વસૂલાત લેવા રજૂ કરવામાં આવતી તેની તે બૅંકની અન્ય શાખાની હૂંડી
**ડિરેક્ટર** (પું.) નિયામક (આકાશવાણી) (૨) નિદેશક (૩) સંચાલક (૪) દિગ્દર્શક (ફિલ્મ) (૫) નિદેશક (સંગીત)
**ડિરેક્ટરી** (સ્ત્રી.) વ્યક્તિઓ, વેપાર વગેરે અંગે નામઠામ વગેરે માહિતી આપતી ચોપડી, નિર્દેશિકા
**ડિલ** (ન.) શરીર (૨) મન, દિલ
**ડિલક્સ આવૃત્તિ** (સ્ત્રી.) સુશોભિત આવૃત્તિ
**ડિલિવરી** (સ્ત્રી.) ટપાલ, માલ વગેરે વાયદા કે નામઠામ પ્રમાણે પહોંચતું કરવું તે (૨) પ્રસવ (૩) સોંપણી (૪) વિતરણ
**ડિવિઝન** (ન.) રાજ્યનો (અનેક જિલ્લાના સમૂહથી બનતો) વિભાગ કે પ્રાંત
**ડિવિડંડ** (ન.) કંપનીના શૅર દીઠ મળતો નફાનો ભાગ કે તેની રકમ યા ટકા
**ડિવિડંડ વા(-વો)રંટ** (ન.) ડિવિડંડ મેળવવા માટેનો હકપત્ર કે (હૂંડી જેવો) કાગળ
**ડિશ** (સ્ત્રી.) પ્લેટ (૨) (લા.) ભાણું (૩) તાસક
**ડિસમિસ** (અ.) બરતરફ, રદ, કાઢી નાખેલું કે મૂકેલું (૨) (સ્ત્રી.ન.) સ્ક્રૂ કાઢવા ઘાલવાનું પેચિયું
**ડિસિપ્લિન** (સ્ત્રી.) શિસ્ત, આમન્યા, વર્તણૂક કે આચાર અંગેનું નિયમન (૨) અભ્યાસનો વિષય (૩) વિદ્યાશાખા
**ડિસ્ટ્રિક્ટ** (પું.) જિલ્લો (૨) સરકારી અમલદારે તપાસ માટે પોતાના વિભાગમાં ફરવું તે
**ડિસ્ટ્રિક્ટ કૉર્ટ** (સ્ત્રી.) જિલ્લાની મોટી અદાલત, જ્યાં અપીલ વગેરે જિલ્લાના કેસ ચાલે છે.
**ડિસ્ટ્રિક્ટ જજ** (પું.) જિલ્લાની અદાલતનો મુખ્ય ન્યાયાધીશ
**ડિસ્ટ્રિક્ટ મૅજિસ્ટ્રેટ** (પું.) જિલ્લાનો મૅજિસ્ટ્રેટ, કલેક્ટર
**ડિસ્ટ્રિક્ટ લોકલબોર્ડ** (ન.) જિલ્લાના રસ્તા, દવાખાનાં વગેરેનો વહીવટ કરતું પ્રજાકીય મંડળ
**ડિસ્ટ્રિક્ટ સ્કૂલબોર્ડ** (ન.) જિલ્લાના શિક્ષણ (પ્રાથમિક)નું કામ કરતું પ્રજાકીય મંડળ
**ડિસેંબર** (પું.) ખ્રિસ્તી વર્ષનો બારમો મહિનો
**ડિસ્કાઉન્ટ** (ન.) કિંમત ઉપર અપાતું વળતર, વટાવ, 'કમિશન'
**ડિસ્કો** (પું.) પાશ્ચાત્ય નૃત્યનો એક પ્રકાર
**ડિસ્ચાર્જ** (પું.) મુક્તિ, છુટકારો

**ડિસ્ટિલ્ડ વૉટર** (ન.) વરાળનું ઠારીને બનાવેલું પાણી, નિસ્પંદિત જળ
**ડિસ્ટેમ્પર કલર** (વિ.) રંગીન માટીમાંથી દીવાલ રંગવા માટે બનાવેલ રંગ
**ડિસ્પૅચ** (સ્ત્રી.) (ટપાલ, માલ વગેરે) મોકલવું તે, રવાનગી
**ડિસ્પેન્સરી** (સ્ત્રી.) દવાખાનું
**ડિંગ** (સ્ત્રી.ન.) ખોટી-બનાવટી વાત, ગપ
**ડિંગમારુ** (વિ.) ડિંગ મારનારું, ગપ્પીદાસ
**ડિંગલું** (ન.) ટોચનો ભાગ - કકડો, નવો દૂધભર્યો અંકુર (૨) થોરિયાનો કકડો (૩) (લા.) માથું (૪) સળી કે ડાંખળી જેવો લાકડાનો કકડો (જેમ કે, દીવાસળીનું ડિંગલું)
**ડિંગળ** (ન.) ભાટ-ચારણોની માત્રામેળ છંદોના ઉપયોગવાળી કાવ્યપદ્ધતિ (૨) (સ્ત્રી.) ભાટ-ચારણોની વિકસાવેલી પ્રાકૃતાભાસી કૃત્રિમ અપભ્રંશ ભાષા
**ડિંગો** (પું.) અંગૂઠો બતાવી ના કહેવી તે, ટીકો
**ડિંડિમ** (પું.ન.) એક જાતનું નાનું નગારું
**ડિંભ** (ન.) નાનું છોકરું, બાળક (૨) બચ્ચું
**ડી.ઓ.પત્ર** (પું.ન.) અર્ધસત્તાવાર (સરકારી) પત્ર
**ડી.એસસી.** (પું.) વિજ્ઞાનના પંડિતની ઊંચી પદવી ('ડૉક્ટરેટ ઑફ સાયન્સ'નું સંક્ષેપ રૂપ)
**ડીકી** (સ્ત્રી.) વાહનમાં સામાન રાખવાની વિશિષ્ટ વ્યવસ્થા
**ડીચકું** (ન.) ડીંટું (૨) ટોચકું, ટેરવું (૩) નાનો ડીંચકો
**ડીચકો** (પું.) ઊપસી આવેલો ગાંઠ જેવો ભાગ, ગાંઠિયો
**ડીઝલ,ડીઝલ-ઑઈલ** (ન.) ખનિજ તેલ (ઍંજિન, મોટર વગેરેમાં વપરાતું)
**ડીટ,ડીટડી,ડીટી** (સ્ત્રી.) સ્તનનું ટોચકું, ડીટડી
**ડીટિયું** (ન.) નાનું ડીંટું (૨) ડીંટિયું, રીંગણ
**ડીટું** (ન.) જેનાથી ફળ શાખાને વળગી રહે છે તે ભાગ, ડીંટું
**ડી.ડી.ટી.** (સ્ત્રી.) જંતુનાશક પાવડર, 'ડાઇક્લોરોડિફેનિલ ટ્રાય-ક્લોરો ઇથેન'
**ડીન** (પું.) એક ખ્રિસ્તી ધર્મગુરુ કે દેવળનો પદાધિકારી (૨) યુનિવર્સિટીની વિદ્યાશાખાનો અધ્યક્ષ
**ડીફું** (ન.) નાની જાડી લાકડી, ડફણી (૨) લાકડાનું ડીમચું, ટોલકું
**ડીમચું** (ન.) લાકડાનું ઠૂણકું, ઢીમચું
**ડીલર** (વિ.પું.) માલ વેચનાર ધંધાદારી, વેપારી
**ડી.સી.પ્રવાહ** (પું.) એક જ તરફ સીધો વહેતો વીજળીનો પ્રવાહ (પ.વિ.)
**ડીંટ,ડીટું** (ન.) (ફળનું) ડીંટું
**ડીટવું** (ક્રિ.) ડીંટામાંથી તોડવું (૨) (ફળને લાગી રહેલી) ડાંખળી પાંખડી તોડી નાખવી
**ડીડવાણું** (ન.) ગેરવહીવટ, અવ્યવસ્થા, અંધેર
**ડીડવું** (ન.) માવાવાળું ફળ, ડોડવું
**ડુક્કર** (ન.) એક પશુ-ભૂંડ
**ડુગડુગ** (અ.) ડાખલાનો અવાજ
**ડુગડુગિયું** (ન.) ડાકલું
**ડુગડુગી** (સ્ત્રી.) નાનું ડાકલું
**ડુપ્લિકેટર** (ન.) લખાણ વગેરેની બીજી નકલ કાઢવાનું યંત્ર
**ડુબડુબા** (અ.) ડૂબુંડૂબું, ડૂબવાની અણી પર
**ડુબાડૂબ** (વિ.) ડુબડુબા થઈ રહેલું (૨) (સ્ત્રી.) વારંવાર ડૂબવું અને બહાર આવવું તે
**ડુબામણું** (વિ.) ડૂબી જવાય એવું-એટલું ઊંડું (૨) ડુબાવી દે તેવું
**ડુમકલાસ** (ન.) ભારે વજનો ઊંચકવાનું યંત્ર, ઊંટડો
**ડુમડુમ** (અ.) ઢોલકનો અવાજ
**ડુંગર,ડુંગરો** (પું.) નાનો પર્વત (૨) મોટો ઢગ
**ડુંગરવટ** (વિ.) પહાડી, ડુંગરાળ (૨) (પું.) ડુંગરામાંનો રસ્તો
**ડુંગરાળ** (વિ.) જેમાં ઠેકઠેકાણે ડુંગરા હોય એવું
**ડુંગરી** (વિ.) ડુંગરમાં થતું-નીપજતું (૨) ડુંગરને લગતું (૩) (સ્ત્રી.) નાનો ડુંગર, ટેકરી
**ડુંગળી** (સ્ત્રી.) એક શાક - કંદ, ડૂંગળી
**ડુંગો(-ઘો)** (પું.) ડૂંગો, ચોર, દૂંગો (૨) માટીનો હુક્કો, ડૂઘો
**ડૂચો** (પું.) નકામા કાગળ કે કાપડનો પિંડો (૨) એનો દાટો (૩) મોટો કોળિયો (૪) ચાવતાં ન ખવાય કે ગળાય એવો રહેતો નકામો ભાગ કે પિંડો (૫) (લા.) અસંસ્કારી માણસ, રાભો (૬) ચોળાઈ કરીને ગમેતેમ ગોટો થઈ ગયેલું વસ્ત્ર
**ડૂબકાં** (ન.બ.વ.) ડબૂકિયાં
**ડૂબકી,ડૂબકું** (સ્ત્રી.ન.) પાણીમાં પેસવું-ડૂબવું તે
**ડૂબત** (વિ.) ડૂબતું, ડૂબે એવું, વસૂલ ન થાય એવું (લેણું કે રકમ) 'સિંકિંગ'
**ડૂબતફંડ** (ન.) ડૂબત લેણા પેટે રખાતું તારણફંડ
**ડૂબવું** (ક્રિ.) પાણીની અંદર જવું (૨) ડૂબીને મરણ પામવું (૩) ક્ષિતિજમાં ડૂબી અસ્ત પામવું (જેમ કે, સૂર્ય, ચંદ્ર વગેરે) (૪) (લા.) દેવાળું કાઢવું (૫) લીન થઈ જવું
**ડૂમકો** (પું.) નાનું ઢોલ, નગારું
**ડૂમચી** (સ્ત્રી.) સાજ ખસી ન જાય એ માટે ઘોડાની પૂંછડીમાં ભરાવાતી દોરી (૨) ઘોડાનો થાપો
**ડૂમો** (પું.) લાગણીના આવેશથી છાતીમાં ભરાતો ડચૂરો, દૂમો
**ડૂલ** (વિ.) ડૂલેલું (૨) (ન.) કાનનું એક ઘરેણું (૩) એક ઘાસ
**ડૂલવું** (ક્રિ.) ડૂબવું, ગરક થવું (૨) પાયમાલ કે ખુવાર થવું (૩) દેવાળું કાઢવું (૪) કાંઈ વિસાતમાં ન હોવું (૫) ડોલવું
**ડૂવો** (પું.) રગડો (૨) નીચે ઠરેલો કચરો (૩) ડૂઘો
**ડૂશ** (સ્ત્રી.) અડદાળો, ઠૂશ
**ડૂસકું** (ન.) રડતાં રહીરહીને જોરથી ખેંચાતો શ્વાસ
**ડૂંખ** (સ્ત્રી.) કૂંપળ આગળ ફૂટતો ભાગ
**ડૂંટાળું** (વિ.) ડૂંટાવાળું
**ડૂંટી** (સ્ત્રી.) દૂંટી, નાભિ
**ડૂંટો** (પું.) મોટી દૂંટી (૨) ડૂંટા જેવો ઊપસી આવેલો ભાગ
**ડૂંડું** (ન.) કણનો ડોડો - કણસલું
**ડૂંડો** (પું.) નમૂનો, ફરમો, બીબું (૨) ડૂંટો (૩) મોટું ડૂંડું
**ડૂંસું** (ન.) બાજરી, જુવાર વગેરેનાં ડૂંડામાંથી કણ નીકળી ગયા પછી રહેતું ફોતરું (૨) (વિ.) (લા.) અક્કલ વગરનું
**ડેક** (ન.) સ્ટીમર કે વહાણનું તૂતક
**ડેકા** (વિ.) દશાંશ પદ્ધતિમાં, 'દસ ગણું' એવા અર્થનો (પરિમાણવાચક શબ્દનો) પૂર્વગ
**ડેકોરેટર** (પું.) સુશોભનકાર

**ડેકોરેશન** (ન.) સુશોભન
**ડેટા** (સ્ત્રી.) આધાર-સામગ્રી, માહિતી, આંકડા
**ડેટાએન્ટ્રી** (સ્ત્રી.) આધાર-સામગ્રી પૂરી પાડવી તે
**ડેડ લેટર** (પું.) (નામઠામનો ચોક્સ પત્તો ન લાગે તેથી ન પહોંચાડી શકાય એવો) નધણિયાતો પત્ર
**ડેડ સ્ટૉક** (પું.) સ્થાયી સરસામાન કે રાચરચીલું (૨) ન વપરાતી કે કામમાં આવતી મૂડી કે પૂંજી
**ડેન્ચર** (ન.) દાંતનું (બનાવટી) ચોકઠું, કૃત્રિમ દાંત
**ડેન્ટલ** (ન.) દંતવિષયક
**ડેન્ટિન** (ન.) દાંત જેમાંથી બને તે પદાર્થ
**ડેન્ટિસ્ટ** (પું.) દાંતનો દાકતર, દંતવૈદ્ય
**ડેપો** (સ્ત્રી.) ભંડાર, કોઠાર, મથક, વખાર (જેમ કે, બુક-ડેપો)
**ડેપ્યુટી** (વિ.પું.) -ની અવેજમાં કામ કરવાના દરજ્જાવાળું, પ્રતિનિધિ થાય એવું (અધિકારી) (૨) નાયબ, ઉપના અર્થમાં
**ડેપ્યુટેશન** (ન.) કશી વાત તેને માટે યોગ્ય અધિકારી આગળ રજૂ કરવા માટે મોકલવામાં આવતું પ્રતિનિધિ મંડળ (૨) નોકરી ઉછીની આપવી તે, મૂળ નોકરીથી બીજે નિયુકત થવું કે કરવું તે, (સ્ત્રી.) પ્રતિનિયુકિત
**ડેફરાવું** (ક્રિ.) પેટ ઊપસવું (૨) ફેફર ચડવી (૩) ફીકું પડી જવું
**ડેફરું** (ન.) મોટું ઊપસેલું પેટ
**ડેબિટ** (ન.) ઉધાર-બાજુ
**ડેબું** (ન.) કમરથી નીચેનો પીઠનો ભાગ
**ડૅમ** (પું.) બંધ, પુસ્તો, આડી વાળેલી પાળ, સેતુ
**ડૅમફૂલ** (વિ.) તદ્દન મૂર્ખ
**ડેમોન્સ્ટ્રેટર** (પું.) વિદ્યાલયમાં પ્રયોગકામનો શિક્ષક, નિદર્શક
**ડેમરેજ** (ન.) વિલંબ-શુલ્ક, વિલંબ-લાગત
**ડેમી** (વિ.) (છાપવાના) કાગળનું એક કદ (૨) અર્ધસત્તાવાર (સરકારી)
**ડેરાતંબુ** (પું.બ.વ.) ડેરો કે તંબુ યા નાંખેલો પડાવ, છાવણી
**ડેરિક** (ન.) ખનિજ તેલના કૂવા પર ગોઠવાતું લોખંડી ચોકઠું કે ઊંટડા જેવી રચના
**ડેરી** (સ્ત્રી.) દુગ્ધાલય
**ડેરીફાર્મ** (ન.) દુગ્ધાલય જોડેની ખેતીવાડી, દૂધવાડી
**ડેરી-વિજ્ઞાન** (ન.) દૂધ-ઉત્પાદનને લગતું વિજ્ઞાન
**ડેરો** (પું.) તોફાની ઢોરને ગળે બાંધેલું લાકડું - ડફણું (૨) તંબુ, પડાવ
**ડેલિગેટ** (વિ.) સભા પરિષદ વગેરેમાં મોકલવામાં આવતો પ્રતિનિધિ
**ડેલી** (સ્ત્રી.) ખડકી, પડાળી (૨) પોલીસચોકી
**ડેલું,ડેલો** (ન.પું.) મોટાં પહોળાં બારણાંવાળું મકાન (૨) મકાનનો ખડકી જેવો મોટો દરવાજો (૩) રાંપના દાંડાની લાંબી વળી
**ડેલ્ટા** (પું.) નદીના મુખ આગળ તેના પ્રવાહના ફાંટા પડતાં વચ્ચે થતી ત્રિકોણાકાર જમીનનો પ્રદેશ
**ડૅશ** (સ્ત્રી.ન.) લઘુરેખાનું વિરામ ચિહ્ન. જેમ કે, ( -)
**ડેસી** (વિ.) દશાંશ પદ્ધતિમાં 'દશમા ભાગનું' એવો અર્થ બતાવતો પૂર્વગ
**ડેંટું** (ન.) વંતાક, રીંગણું
**ડેંડવું** (ન.) પાણીનો નાનો સાપ (૨) (ક્રિ.) દેડકાનો અવાજ થવો
**ડેંડું** (ન.) દેડકાનો અવાજ (૨) ડેંડવું
**ડૈયું** (ન.) ડિંગો
**ડોઈ** (સ્ત્રી.) લાંબા ડાંડાનું એક વાસણ, ડોયો
**ડોક** (સ્ત્રી.) ગળું, કોટ, ગરદન, ગ્રીવા
**ડોક** (ન.) બંદરની ગોદી, ધક્કો
**ડોકયાર્ડ** (પું.) બંદરની ગોદી વગેરેનો વાડો કે વિસ્તાર
**ડોકવું** (ક્રિ.) ડોકું કાઢીને જોવું, ડોકિયું કરવું
**ડોકાબારી** (સ્ત્રી.) મોટા દરવાજામાં રાખેલી નાની બારી
**ડોકિયું** (ન.) ડોકું બહાર કાઢીને કે લંબાવીને જોવું તે
**ડોકી** (સ્ત્રી.) ડોક, ગરદન
**ડૉકેટ પદ્ધતિ** (સ્ત્રી.) નિર્દેશ-પદ્ધતિ, લખાણનો સારભાગ
**ડૉક્ટર** (પું.) દાકતર, ઍલોપથી પદ્ધતિથી ચિકિત્સા કરનાર (૨) તબીબી વિદ્યાની પદવી (ટૂંકમાં ડૉ. લખાય છે.)
**ડૉક્ટરી** (વિ.) દાકતરને લગતું કે તેની વિદ્યા સંબંધી (૨) (સ્ત્રી.) દાકતરની વિદ્યા કે તેનો ધંધો
**ડૉક્ટરેટ** (પું.) પીએચ.ડી.ની પદવી મેળવી હોય તે
**ડૉકયુમેન્ટ** (પું.) દસ્તાવેજ, ખત
**ડોકયુમેન્ટરી** (ન.) દસ્તાવેજી ચિત્ર
**ડોઘલી** (સ્ત્રી.) નાનું ડોઘલું, ઢોચકી
**ડોઘલું** (ન.) પહોળા મોંનો ઊભા ઘાટનો ઘડો, ઢોચકું (૨) ડબલું (૩) (વિ.) ડોઘું
**ડોઝ** (પું.) એક વેળા લેવાની દવાની માત્રા કે તેટલી દવા
**ડોઝરું** (ન.) ડોઝું, પેટ, હોજરી (તિરસ્કારમાં)
**ડોઝું** (ન.) ડોઝરું, પેટ (૨) (પું.) ખેતર વચ્ચે પાણી ભરાઈ રહે તેવી ખાડાવાળી જગ્યા, ઝાભ
**ડોડકું** (ન.) એક જાતનું શાકફળ
**ડોડલો** (પું.) ડોડો (લાલિત્યવાચક)
**ડોડવું** (ન.) ફળ અથવા કણસલાવાળો ગોટો, ડોડો (૨) જીંડવું, કાલું (૩) એક જાતનું ડોડકા જેવું ફળ
**ડોડવો** (પું.) ફળ, ફૂલ કે કણસલાવાળો વગર ખીલેલો ગોટો-ડોડો
**ડોડળવું** (ન.) ફૂલી ગયેલું આંખનું પોપચું
**ડોડી** (સ્ત્રી.) એક વનસ્પતિ-વેલો
**ડોડું** (ન.) ડોડીનું ફળ
**ડોડો** (પું.) ફળફૂલના ગર્ભવાળો નવો ફૂટતો ગોટો (૨) દાણા ભરેલું મકાઈનું ડૂંડું
**ડોનર** (વિ.) દાતા, દાન આપનાર
**ડોનેશન** (ન.) દાન, બક્ષિસ, ખેરાત
**ડોબરું** (ન.) ભાંગેલું-ફૂટેલું માટીનું વાસણ (૨) આદિવાસીનું એક વાદ્ય
**ડોબું** (વિ.) કંઈ ન સમજે એવું, સાવ બોથડ, મૂર્ખ (૨) (ન.) ભેંસ
**ડોબો** (પું.) મૂર્ખ, મંદબુદ્ધિ માણસ
**ડોમ** (પું.) ઘુમ્મટ આકારનું
**ડોયો** (પું.) નાળિયેરને કોતરીને કરેલું એક વાસણ (૨) નાળિયેરનું ખોખું, જેમાં હુક્કાનો મેર ઘલાય છે. (૩) ડોઈ (૪) મોટો ખીલો, ગરજો
**ડોર-કીપર** (પું.) ચોકીદાર, દરવાન
**ડોલ** (સ્ત્રી.) બાલદી, પાણીનું એક વાસણ (૨) (પું.) વહાણનો કૂવાથંભ (૩) હિંડોલ

**ડોલ** (સ્ત્રી.) આફતના પ્રસંગોએ અપાતી રોકડ સહાય (૨) નિભાવ-સહાય
**ડોલકાચં(-ચિં,-ચીં)ડો** (પું.) રાતા ગળાનો કાચંડો
**ડોલકાઠી** (સ્ત્રી.) વહાણનો કૂવાથંભ, ડોલ (૨) તે પરના નિશાનની કાઠી
**ડોલચી** (સ્ત્રી.) નાની ડોલ (૨) ચામડાની ડોલ (૩) (પું.) ડોલ વડે વહાણમાંથી પાણી ઉલેચનાર
**ડોલચું** (ન.) ડોલ (૨) ચામડાની ડોલ
**ડોલન** (ન.) ડોલવાની ક્રિયા, હિંચોળાવું તે (૨) તાલ અને ધ્વનિ વગેરેથી ડોલાવે એવો શબ્દાલંકાર, 'રીધમ'
**ડોલનશૈલી** (સ્ત્રી.) ડોલન જેની મુખ્ય લાક્ષણિકતા છે એવી શૈલી
**ડૉલર** (પું.) (અમેરિકાનો) સોનાનો તથા ચાંદીનો એક સિક્કો, અમેરિકા, ઑસ્ટ્રેલિયા વગેરેનું ચલણી નાણું
**ડોલર(-રિયો)** (પું.) એક ફૂલઝાડ, બટમોગરો
**ડોલવું** (ક્રિ.) ઝૂલવું, આમતેમ હાલવું (૨) ડગવું, ચળવું, ડગમગવું, વિચલિત થવું
**ડોલંડોલા** (પું.બ.વ.) આમતેમ ડોલવું-ઝૂલવું તે, હાલક-ડોલક
**ડોલું** (ન.) ઝોકું, ઝોલું (૨) ગોથું, છક્કડ
**ડોલો** (પું.) તાબૂત, તાજિયો (૨) મ્યાનો, પાલખી
**ડોવું** (ક્રિ.) હલાવી ભેળવી દેવું, ફીણવું, ઘોળવું
**ડોશી(-સી)** (સ્ત્રી.) ઘરડી સ્ત્રી, વૃદ્ધા
**ડોસું-ડગરું** (ન.) ઘરડું - વૃદ્ધ માણસ
**ડોસો** (પું.) ઘરડો માણસ, વૃદ્ધ
**ડોળ** (પું.) કઠોળ ભરડતાં આખો રહી ગયેલો દાણો (૨) મહુડાનું બી (૩) ઘાણીમાં ફૂટ્યા વગર રહેલા દાણા
**ડોળ** (પું.ન.) આકાર, ઘાટ (૨) બહારનો દેખાવ, ઢોંગ
**ડોળઘાલુ** (વિ.) ડોળી, દંભી
**ડોળડ(-દ)માક** (પું.) ભભકો, ઠાઠ, આડંબર
**ડોળિયું** (ન.) મહુડાના ડોળનું તેલ (૨) રૂપરેખા, નમૂનો, મુસદ્દો
**ડોળિયો** (પુ.) ડોળી ઊંચકનાર, ભોઈ
**ડોળિયો** (વિ.પું.) લાંબાં શિંગડાંવાળો (બળદ)
**ડોળી** (પું.) બળદ (૨) (સ્ત્રી.) ઝૂલતી ઝોળી, માંચી (જેવી કે, માંદાને લઈ જવાની - 'સ્ટ્રેચર') (૩) માઠી ખબર, મોકાણ
**ડોળી** (વિ.) ડોળઘાલુ, દંભી
**ડોળો** (પું.) આંખનો કાચ-ગોળો (૨) આંખ (૩) (લા.) નજર, ધ્યાન (૪) મોરના પીછાનો ચાંલ્લો
**ડ્યુટી** (સ્ત્રી.) ફરજ, કર્તવ્ય (૨) કામધંધો કે નોકરીનું કામ (૩) કરવેરો (જેમ કે, જકાત, આયાતવેરો વગેરે)
**ડ્રગ** (ન.) ઔષધ (૨) નશીલો-કેફી પદાર્થ
**ડ્રાઇવ-ઇન** (વિ.) વાહનમાંથી ઊતર્યા વિના ઉપયોગ થઈ શકે તેવું (બૅંક, સિનેમા વગેરે)
**ડ્રાઇવર** (પું.) (રેલવે એન્જિન કે મોટર વગેરે) હાંકનાર
**ડ્રાઇવિંગ** (ન.) ડ્રાઇવરનું કામ કે આવડત યા વિદ્યા
**ડ્રાફ્ટ** (સ્ત્રી.) કૂટીથી રમાતી એક બાજી-રમત (૨) કાચું લખાણ, ખરડો, નકશો (૩) હૂંડી
**ડ્રાફ્ટસમેન** (પું.) નકશાગર
**ડ્રામ** (પું.) પ્રવાહીનું એક અંગ્રેજી માપ (જેમ કે, દવામાં ચાલે છે. લગભગ એકાદ આનીભાર જેટલું)
**ડ્રાંઉ,ડ્રાંઉ,ડ્રાંઉ** (અ.) દેડકાનો અવાજ
**ડ્રિલ** (સ્ત્રી.) કવાયત (૨) શારકામ
**ડ્રિલમાસ્તર** (પું.) કવાયતનો શિક્ષક
**ડ્રેજર** (પું.ન.) નદી, નહેર, સમુદ્ર વગેરેનો નીચેનો ગારો, કચરો વગેરે કાઢતી આગબોટ
**ડ્રેનેજ** (ન.) ગટર કે ગંદા પાણીના નિકાલની વ્યવસ્થા
**ડ્રેસ** (પું.) પોશાક, પહેરવેશ, લેબાસ
**ડ્રેસિંગ** (ન.) ઘા, ફોડા વગેરે ધોઈ મલમપટ્ટી વગેરે કરવાં તે
**ડ્રેસિંગ-ટેબલ** (ન.) દર્પણવાળું પ્રસાધન-ટેબલ
**ડ્રૉ** (ન.) રમત કે મૅચ હારજીત સુધી ન પહોંચે - અધૂરી રહે તે (૨) ચિઠ્ઠી નાખીને લેવું
**ડ્રૉઇંગ** (ન.) ચિત્રકામ, રેખાથી આકૃતિ ચીતરવી તે, આલેખન
ડ્રૉપ (પું.) પડી જવું કે ઊતરવું તે (જેમ કે, ભાવતાલ વગેરેનો આંક) (૨) પરીક્ષામાં ન બેસવું તે (૩) ટીપાં (૪) છોડી દેવું તે (૫) પડતું મૂકવું તે

## ઢ

**ઢ** (પું.) મૂર્ધસ્થાની ચોથો વ્યંજન (૨) (પું.) સાવ અજ્ઞાન-ઠોઠ માણસ
**ઢકેલ** (સ્ત્રી.) કુસ્તીમાં એક દાવ (૨) ઢકેલવું તે
**ઢકેલવું** (ક્રિ.) ધક્કો મારવો, હડસેલવું, ધકેલવું
**ઢગ** (પું.) ઢગલો, ગંજ
**ઢગબંધ** (વિ.અ.) ઘણું, પુષ્કળ, ઢગલાબંધ
**ઢગબાજી,ઢગલાબાજી** (સ્ત્રી.) પત્તાંની એક બાજી
**ઢગરું,ઢગરો** (ન.પું.) કૂલો, નિતંબ
**ઢગલાબંધ,ઢગલામોઢે** (વિ.અ.) ઘણું, પુષ્કળ, થોકબંધ
**ઢગલી** (સ્ત્રી.) નાનો ઢગલો
**ઢગલેઢગલા** (પું.બ.વ.) ઢગલા ને ઢગલા, અતિ-ખૂબ હોવું તે, ઢગલાબંધ
**ઢગલો** (પુ.) પુંજ, ખડકલો
**ઢગું** (વિ.) મોટા શરીરવાળું, મૂર્ખ
**ઢગેઢગ** (પું.બ.વ.) ઢગલેઢગલા, અતિ-ખૂબ હોવું તે
**ઢગો** (પું.) બળદિયો, ઢાંઢો (૨) ઢ-મૂર્ખ, બેવકૂફ આદમી
**ઢચુપચુ** (વિ.) અનિશ્ચિત, ડગુમગુ (૨) વિચારમાં શિથિલ
**ઢચ્ચર** (વિ.) બહુ ઘરડું, ખોખા જેવું-જીર્ણ, ઠચ્ચર
**ઢડ** (અ.) ધડ-આઘાતનો અવાજ (જેમ કે, ઢડ દઈને ચોડી દીધી.)
**ઢઢ્ઢો** (પું.) ઢકાર (૨) ઢ, ઠોઠ માણસ (૩) પતંગ વચ્ચેની ઊભી જાડી અક્કડ સળી કે ચીપટ (બીજી તે કમાન)
**ઢણક(-કા)વું** (ક્રિ.) વગર કામે રખડવું, રઝળવું
**ઢફ** (અ.) પડવાનો અવાજ
**ઢબ** (સ્ત્રી.) રીત, પદ્ધતિ, છટા (૨) (અ.) પડવાનો અવાજ
**ઢબછબ** (સ્ત્રી.) રીતભાત, પદ્ધતિ, છટા (૨) રહેણી - કરણી
**ઢબુ,ઢબૂડી** (સ્ત્રી.) ઢીંગલી
**ઢબુ(-બ્બુ)** (પું.) ઢબુવો, જૂનો બેવડિયો પૈસો (૨) બેવકૂફ આદમી, ઢબો (૩) બાયલો - નામર્દ આદમી
**ઢબૂકવું** (ક્રિ.) ઢોલનું વાગવું (૨) પાણીમાં ડૂબકાં ખાવાં

**ઢબૂડ(-૨)વું** (ક્રિ.) બરાબર ઓઢાડીને સુવાડવું (૨) થાબડવું (વહાલમાં) (૩) ધીબવું, મારવું

**ઢમ** (અ.ન.) (બાળભાષામાં) ઢોલ (૨) ફૂલેલું, પોલું

**ઢમક,ઢમક-ઢમક** (અ.) ઢોલનો અવાજ

**ઢમકવું** (ક્રિ.) ઢમઢમ થવું

**ઢમઢોલ** (વિ.) ઢોલ જેવું ફૂલેલું, ખૂબ જાડું દેખાતું (૨) અંદરથી પોલું, પોકળ

**ઢરડો** (પું.) ઢસરડો, વેઠ, અરસિક વૈતરું

**ઢસ** (વિ.) અતિ કે સાવ ઢીલું, 'ઢીલું' જોડે વપરાય છે : ઢીલું ઢસ

**ઢસડ ઢસડ** (અ.) ઢસડાવાનો અવાજ

**ઢસડપટ્ટી** (સ્ત્રી.) ઢસડ ઢસડ કરવું તે, નકામી મહેનત મજૂરી-વેઠ વૈતરું

**ઢસડબોળો** (પું.) ઢસડપટ્ટી, વેઠ

**ઢસડવું,ઢસરડવું** (ક્રિ.) જમીન પર ઘસાય તેમ ખેંચવું, ઘસડવું (૨) (લા.) વેઠ ઉતારવી (૩) ગમેતેમ લખી કાઢવું (૪) કોઈ કામ ગમેતેમ ખેંચી નાંખવું

**ઢસડો,ઢસરડો** (પું.) ઢસડાવાથી થયેલો ઘસરકો (૨) વેઠ, અરસિક વૈતરું

**ઢસવું,ઢસળવું** (ક્રિ.) ઢગલો થઈને (જેમ કે, મકાન, ભીત, ભેખડ વગેરે) પડી જવું

**ઢળકવું** (ક્રિ.) ઢળવું, નમતું રહેવું (૨) નમતું રહેવાથી સુંદર દેખાવું

**ઢળવું** (ક્રિ.) આડું થવું, એક બાજુ નમવું, લચી પડવું (૨) પ્રવાહી પદાર્થનું બહાર નીકળી જવું (૩) બીબામાં રેડાઈ તે ઘાટનું થવું (૪) (લા.) અમુક વલણ તરફ વળવું

**ઢળાઈ** (સ્ત્રી.) ધાતુ કે બીબું ઢાળવું તે કે તેની મજૂરી

**ઢળામણ** (ન.) ઢળાઈ, ધાતુ ઢાળવાની મજૂરી (૨) ઢાળવાની ક્રિયા

**ઢંગ** (પું.) વર્તન, રીતભાત, વર્તણૂક (૨) ચેનચાળા, ઢાળો (૩) ઢબ, રીત, પ્રકાર

**ઢંગધડો** (પું.) ઠેકાણું, વિશ્વાસ પડે એવું વર્તન

**ઢંગીલું** (વિ.) ઢંગવાળું, ઢંગમાં હોય એવું, વ્યવસ્થિત

**ઢંઢ** (વિ.) ('પોલું' જોડે વપરાય છે-પોલું ઢંઢ) સાવ પોલું

**ઢંઢેરો** (પું.) જાહેરનામું (૨) સરકારી જાહેરનામું (૩) ઘોષણા

**ઢંઢોળવું** (ક્રિ.) (જગાડવા માટે) ખૂબ હલાવવું (૨) ઢૂંઢવું, ખોળવું, શોધવું

**ઢાક** (પું.) મોટું ઢોલ

**ઢાકઢોળ** (પું.) ડોળ, ઘાટ, દેખાવ

**ઢાકોઢું(-ઢૂં)બો,ઢાકોઢૂમો** (પું.) વધેલું ખાવાનું કે ઘરમાં ઉઘાડું હોય તે તપાસી કરીને ઢાંકવું-બંધ કરવું તે

**ઢાચલું** (ન.) ભડકું (આદિવાસી લોકોનું)

**ઢાઢણ** (સ્ત્રી.) ઢાઢી સ્ત્રી

**ઢાઢી** (પું.) શરણાઈ વગાડનારો

**ઢાલ** (સ્ત્રી.) પ્રહાર-ઝટકો ઝીલવાનું ચામડાનું એક સાધન (૨) (લા.) રક્ષક વસ્તુ

**ઢાલગર** (પું.) ઢાલ બનાવનાર

**ઢાલગરવાડ,ઢાલગરવાડો** (સ્ત્રી.પું.) ઢાલગર લોકોનો મહોલ્લો

**ઢાલલકડી** (સ્ત્રી.) ઢાલ અને લાકડી વડે ખેલાતી રમત

**ઢાળ** (પું.) ઢોળાવ, ઉતાર (૨) રીત, ઢબ, ઢાળો, ઢંગ (૩) ગાવાની ઢબ (૪) સંબંધ, ઘરોબો (૫) ખેતરના પાકનો અંદાજ

**ઢાળકી** (સ્ત્રી.) ધાતુને ગાળીને પાડેલી લગડી

**ઢાળકો** (પું.) મોટી ઢાળકી (૨) ઢાળો, ઢંગ, વર્તણૂક (૩) કામકાજની સફાઈ-આવડત, ભલીવાર (૪) સમજણ

**ઢાળકોણ** (પું.) ઢાળ કે ઢોળાવનો (સપાટી સાથે થતો) ખૂણો, 'ઍંગલ ઑફ' ઈંકલાઈન્ડ પ્લેન (પ.વિ.)

**ઢાળગર** (પું.) ધાતુ ઢાળવાનું કામ કરનાર કારીગર, બીબાંગર, 'મોલ્ડર'

**ઢાળદાર** (વિ.) ઢાળ-ઢોળાવવાળું

**ઢાળવું** (ક્રિ.) નીચે નાંખવું, નમાવવું (જેમ કે, આંખ) (૨) પાથરવું (જેમ કે, ખાટલો) (૩) ટીપાંરૂપે પાડવું, ગેરવવું (જેમ કે, આંસુ) (૪) પાકની કાપણી કરવી (૫) પાકનો અંદાજ કાઢવો (૬) ગાળીને ઢાળકી પાડવી, બીબામાં રેડવું (૭) (ન.) કોળી વગેરેનાં બૈરાં સાલ્લા પર જે લૂગડું બાંધે છે તે (૮) ચમ્મર કે વા ઢોળવો

**ઢાળિયું** (વિ.) ઢાળદાર, ઢોળાવવાળું (૨) (ન.) ઢાળકી (૩) ઢાળવાળું ખેતર કે જમીન (૪) એક જ ઢાળ-બાજુવાળું છાપરું (૫) ઢાળદાર મેજ

**ઢાળિયો** (પું.) કાપણી કરનારો માણસ (૨) ખેતરમાં પાણી લઈ જવાનો બાંધેલો ઢાળદાર માર્ગ, ધોરિયો (૩) ઢાળેલો પાસલો-ઘાટ

**ઢાળું** (વિ.અ.) -ના ઢાળ તરફનું કે તે તરફ, બાજુ (વિશેષણાત્મક છે.)

**ઢાળો** (પું.) આરામ, વિશ્રાંતિ (૨) ઢંગ, રીતભાત, ઢાંચો (૩) પદ્ધતિ, ઢબ (૪) બીબું, ઢાળીને પાડેલો ઘાટ

**ઢાંકણ** (ન.) ઢાંકણું (૨) સંરક્ષણ (૩) ઢાંકવું તે

**ઢાંકણિયો** (પું.) જેના પૂંછડાના ગુચ્છાની અંદર ધોળા વાળ હોય એવો બળદ

**ઢાંકણી** (સ્ત્રી.) નાનું ઢાંકણું (ખાસ કરીને હાંલ્લીનું) (૨) ઘૂંટણ ઉપરનું હાડકું

**ઢાંકણું** (ન.) વસ્તુને ઢાંકવા તેને બેસતો કરેલો કાંઈપણ ઘાટ (૨) ઢાંકનારું કાંઈપણ

**ઢાંકપછેડો,ઢાંકપિછોડો** (પું.) દોષ છુપાવવાની યુક્તિ-બહાનું (૨) ટપલા-બાજીની છોકરાંની એક રમત

**ઢાંકવું** (ક્રિ.) કશા વડે વસ્તુને આવરવી - તેની ઉપર ગોઠવવું, મૂકવું કે પાથરવું, આચ્છાદન કરવું (૨) સંતાડવું, ગુપ્ત રાખવું

**ઢાંકેલઢૂંકેલ** (વિ.) ઢાંકેલું-ઢબૂરેલું, ગુપ્ત રાખેલું

**ઢાંકયું** (વિ.) ઢાંકેલું, ગુપ્ત (૨) (ન.) ઘેર પહોંચાડેલું પિરસણ

**ઢાંકયું ધીકયું** (વિ.) અંતરની ગુપ્ત ચિંતાથી બળી રહેલું-દુઃખી

**ઢાંચો** (પું.) કાચો ખરડો, મુસદ્દો (૨) આકાર, ઘાટ, પ્રકાર, જાત, રીત, રસમ (૩) બીબું

**ઢાંઢું** (ન.) મરી ગયેલું ઢોર (૨) મૂર્ખ, બેવકૂફ

**ઢાંઢો** (પું.) મોટો બળદ (૨) મૂર્ખ

**ઢિંગલી,ઢિંગલું,ઢિંગલો** (સ્ત્રી.ન.પું.) ઢીંગલી, ઢીંગલું, ઢીંગલો

**ઢીક** (સ્ત્રી.) ધીબકો, ધપ્પો, ઢીંક

**ઢીકલી** (સ્ત્રી.) પથરા ફેંકવાનું ઊંટડા જેવું એક પ્રાચીન યંત્ર

**ઢીકાપાટુ** (ન.બ.વ.) ધીબકા અને લાતોથી કરેલી મારામારી (૨) મસ્તી

**ઢીકો** (પું.) ઢીંકો, મુક્કી, ગડદો, ઠોંસો

**ઢીબ** (પું.) મોટો પથરો (૨) (અ.) ધીબ

**ઢીબવું** (ક્રિ.) ધીબવું, માર મારવો

**ઢીમ** (સ્ત્રી.ન.) સોનાની લગડી

**ઢીમચું(-સું)** (ન.) ડીમચું (૨) માટીની જાડી કોઠી (૩) (લા.) ગઢું છોકરું (૪) માથું

**ઢીમડું,ઢીમણું** (ન.) ગાંઠ જેવો કઠણ સોજો (૨) જેના ઉપર મૂકીને છૂંદાય તેવો લાકડાનો કકડો, ટીમલું
**ઢીમર** (પું.) માછી (૨) ખારવો (૩) પારધી
**ઢીલ** (સ્ત્રી.) વાર, વિલંબ (૨) શિથિલ હોવાપણું (૩) (લા.) બેદરકારી
**ઢીલાઈ,ઢીલાશ** (સ્ત્રી.) ઢીલાપણું
**ઢીલું** (વિ.) ખેંચમાં શિથિલ, તંગ ન હોય એવું (૨) કઠણ નહિ એવું, પોચું (૩) (લા.) હિંમત વિનાનું (૪) કમજોર (૫) સુસ્ત, ધીરું, મંદ
**ઢીલુંઢસ** (વિ.) સાવ ઢીલું
**ઢીંક** (સ્ત્રી.) ધીબકો, ધપ્પો
**ઢીંકણી** (સ્ત્રી.) પૌંવા ખાંડવાની મોટી ખાંડણી
**ઢીંકણું** (વિ.) ફલાણું, અમુક ('ફલાણું' સાથે એ વપરાય છે, એકલું નહિ.)
**ઢીંકવો** (પું.) નદી કે તળાવના સૂકા તળિયામાં પાણી માટે ખોદેલો ખાડો, વડવો
**ઢીંકૂડી** (સ્ત્રી.) નાનો ઢીંકવો
**ઢીંકો** (પું.) ગડદો, ઢીકો
**ઢીંગલી** (સ્ત્રી.) નારીરૂપની પૂતળી (૨) (લા.) ઢીંગલી પેઠે બનેલી-ઠનેલી નાના બાંધાની સ્ત્રી, શણગાર સજેલી નાની સ્ત્રી (૩) રેંટિયાના મોઢિયાનો એક ભાગ
**ઢીંગલું** (ન.) પૂતળું - રમકડું
**ઢીંગલો** (પું.) નરરૂપની પૂતળી
**ઢીંચ** (સ્ત્રી.) પીવાનું અકરાંતિયાપણું, ખૂબ પીવું તે
**ઢીંચણ** (પું.) ઘૂંટણ, પગનો ઢાંકણીવાળો સાંધો-ભાગ, ગોઠણ
**ઢીંચણપૂર** (વિ.) ઢીંચણ સુધી આવે એટલું
**ઢીંચણિયું** (વિ.) ઢીંચણ જેટલું ઊંચું (૨) જેનું પૂંછડું ઢીંચણે અડતું હોય એવું (૩) (ન.) ઢીંચણ નીચે મૂકવાનું ટેકણ (૪) ઢીંચણ, ઘૂંટણિયું
**ઢીંચવું** (ક્રિ.) હદથી વધારે પીવું (૨) પીવું (તિરસ્કારમાં) (૩) (લા.) દારૂ પીવો
**ઢીંઢું** (ન.) બરડા નીચેનો કમરનો ભાગ
**ઢીંબો** (પું.) ઢીંકો, ગડદો, મુક્કી, ઠોંસો
**ઢૂકડું,ઢૂંકડું** (વિ.) નજીક
**ઢૂકવું** (ક્રિ.) નજીક જવું
**ઢૂવો** (પું.) રણમાં રેતી ઊડીને થતો ઢગલો (૨) ઝાડી
**ઢૂસ** (વિ.) નકામું, રદ્દી (૨) (સ્ત્રી.) દમ
**ઢૂંકડું** (વિ.) ઢૂકડું, નજીક, દૂર નહિ એવું
**ઢૂંકવું** (ક્રિ.) નજીક હોવું, ઢૂકવું, દેખાવું
**ઢૂંકું** (વિ.) ઢૂંકડું, ઢૂકડું, નજીક, દૂર નહિ એવું
**ઢૂંગલું** (ન.) રોપાની આસપાસ કરાતી વાડ, વાડોલિયું
**ઢૂંગવું** (ક્રિ.) ખાવું, જમવું
**ઢૂંગું** (ન.) (રમતમાં) બે પક્ષમાંનો એક (૨) ઘાસ કે ચારાનો ભારો
**ઢૂંઢ** (ન.) શબ, મડદું
**ઢૂંઢવું** (ક્રિ.) શોધવું, ખોળવું, ગોતવું
**ઢૂઢ(-ણ)સું** (ન.) કણસલામાંથી બાજરીના દાણા કાઢી લીધા પછી રહેતું ફોતરું, ઢૂંઢું
**ઢૂંઢિયો** (પું.) જૈન ધર્મનો એક સંપ્રદાય (૨) એ સંપ્રદાયનો આદમી
**ઢૂંઢો** (પું.) એક રાક્ષસ
**ઢૂંસો** (પું.) ઘઉંનો જાડો મોટો ભાખરો (૨) ધૂંસો, જાડો કામળો
**ઢેક** (વિ.) ઢેંક, છેલ્લું (રમતમાં વપરાય છે.)
**ઢેકબગલો** (પું.) એક પક્ષી
**ઢેકલી** (સ્ત્રી.) નાનો ઢેકો-ગાંઠ (૨) નાની ટેકરી
**ઢેકલો(-વો)** (પું.) મોટી ઢેકલી, ઢેકો, ખૂંધ
**ઢેકવો** (પું.) ઢેકલો (૨) કૂવામાંથી પાણી ખેંચવાનું યંત્ર
**ઢેકાઢળિયા,ઢેકાઢૈયા** (પું.બ.વ.) ઊંચીનીચી-અસમાન જમીન, ખાડાટેકરા
**ઢેકૂડી** (સ્ત્રી.) નાનો ઢીંકવો, ઢીંકૂડી
**ઢેકો** (પું.) ઊપસેલો ભાગ, ટેકરો (૨) શરીર પર ઢેકા પેઠે દેખાતો હાડકાવાળો ભાગ (જેમ કે, કેડ, પીઠ) (૩) ખૂંધ
**ઢેખલો,ઢેખાળો** (પું.) ઈંટનો કકડો, રોડું
**ઢેખાળી** (સ્ત્રી.) નાનો ઢેખાળો (૨) ઈંટનો ભૂકો
**ઢેપ(-ફ)લી** (સ્ત્રી.) નાનું-ચપટું ઢેફું, થેપલી
**ઢેપ(-ફ)લું** (ન.) રોડું, ઢેપું (૨) મીઠાઈનું ચોસલું, દગડું
**ઢેપું(-ફું)** (ન.) રોડું, ઢેપું (૨) મીઠાઈનું ચોસલું, દગડું
**ઢેફવું** (ક્રિ.) (વરસાદ પહેલાં) કોરાં ઢેફાંમાં જ વાવવું
**ઢેબર** (ન.) ઢેબરું
**ઢેબરિયું** (વિ.) ઢેબરાં બાંધીને નીકળેલું (સંઘ માટે)
**ઢેબરું** (ન.) ખાવાની એક વાનગી
**ઢેબો** (પું.) સોજો, ગડબ, ઢેકો (૨) ઢેસલો
**ઢેર(-રો)** (પું.) ઢગલો, ગંજ, ખડકલો (૨) વિપલતા
**ઢેરી** (સ્ત્રી.) ઢગલી
**ઢેલ,ઢેલડી** (સ્ત્રી.) મોરની માદા
**ઢૈયો** (પું.) ઢગલો, ટેકરો
**ઢોકળિયું** (વિ.) વચમાંથી જાડું (વેલણ) (૨) (ન.) પગમાં ગોટલા ચડે એવું દર્દ (૩) ઢોકળાં બનાવવાનું વાસણ
**ઢોકળી** (સ્ત્રી.) ખાવાની એક વાનગી
**ઢોકળું** (ન.) ખાવાની એક બનાવટ-વાનગી
**ઢોચકી** (સ્ત્રી.) નાનું ઢોચકું
**ઢોચકું** (ન.) સાંકડા મોંનો માટીનો ઘડો (૨) (લા.) ડોચકું, માથું
**ઢોર** (ન.) પશુ, ગાય-ભેંસ વગેરે ચોપગું પ્રાણી (૨) (લા.) મૂર્ખ, બેવકૂફ
**ઢોર-ઉછેર** (પું.) ઢોર ઉછેરવાનું કે ઢોરની જાત સુધારવાનું કામ કે રોજગાર
**ઢોરઢાંક,ઢોરઢાંક(-ખ)ર** (ન.બ.વ.) ઢોર વગેરેનો સમૂહ
**ઢોરમાર** (પું.) ઢોરને પડે એવો સખત માર
**ઢોરો** (પું.) ઊપસેલી જમીન, ટેકરો, ટીંબો
**ઢોલ** (પું.ન.) એક વાદ્ય, નગારું
**ઢોલક,ઢોલકી** (ન.સ્ત્રી.) નાનું ઢોલ, પખાજ
**ઢોલકું** (ન.) ઢોલ
**ઢોલડી,ઢોલણ,ઢોલણી** (સ્ત્રી.) નાનો ખાટલો, પલંગડી
**ઢોલણી** (સ્ત્રી.) નાનો ખાટલો (૨) રેંટિયાનું ચક્ર ફેરવવાનો હાથો
**ઢોલવગાડુ** (વિ.) ઢોલકી વગાડનાર (૨) (લા.) બીજા આગળ કોઈનાં ગુણગાન કર્યા કરનારું
**ઢોલિયો** (પું.) ખાટલો, પલંગ
**ઢોલી** (પું.) ઢોલ વગાડનારો

**ઢોલો** (પું.) વર, ધણી (૨) જાડો, એદી, મૂર્ખ માણસ

**ઢોસો** (પું.બ.વ.) એક મદ્રાસી વાનગી

**ઢોળ** (પું.) ઓપ, ધાતુને રસવી તે

**ઢોળફોડ** (સ્ત્રી.) ઢોળવું-ફોડવું તે

**ઢોળવું** (ક્રિ.) રેડવું (૨) ગબડાવવું (૩) પંખો નાખવો (૪) ઢોળ ચડાવવો, ઓપવું (૫) (ન.) બેસણી વગરનું વાસણ (૬) (લા.) બંને બાજુ ઢળી પડે તેવો માણસ

**ઢોળાણ,ઢોળાવ,ઢોળો** (પું.) ઢોળ, ઢાળ

**ઢોંગ** (પું.) ખોટો દેખાવ, દંભ, ડોળ

**ઢોંગરું,ઢોંગી,ઢોંગીલું** (વિ.) ઢોંગથી ભરેલું, દંભી

**ઢોંચ** (વિ.) જીર્ણ, ખખડી ગયેલું

**ઢોંચરું** (વિ.) ગોતા જેવું, બેસ્વાદ, બેસ્વાદ થઈ ગયેલું (૨) (ન.) ગોતું, ઢોરનું ખાણ

**ઢોંડફોડો** (પું.) પથ્થર ફોડનારો, સલાટ

**ઢોંડો** (પું.) પથ્થર, પહાણો (૨) (લા.) મૂર્ખ-જડસો આદમી

**ઢોંસા** (પું.બ.વ.) એક મદ્રાસી વાનગી (પૂડા જેવી)

**ઢૌઓ, ઢૌવો** (પું.) પત્નીને કબજે ન રાખી શકે એવો પુરુષ, નામર્દ આદમી

## ણ

**ણ** (પું.) ટ વર્ગ નો અનુનાસિક (આ અક્ષરથી શરૂ થતો શબ્દ ભાષામાં નથી)

**-ણ-(ણું)** ક્રિયાપદ પરથી તે અંગેનું નામ બતાવતો કૃત્પ્રત્યય. ઉદા. ખાણ, ખાણું, પીણું, ભાણું, લેણદેણ વગેરે

**-ણી** ક્રિયાપદ પરથી તે અંગેનું સ્ત્રીલિંગ નામ બતાવતો કૃત્પ્રત્યય. ઉદા. તપાસણી, માપણી, મોજણી

**-ણૂક** કૃત્પ્રત્યય ક્રિયાપદ પરથી તે અંગેનું સ્ત્રીલિંગ નામ બતાવે છે. ઉદા. વર્તણૂક, નિમણૂક

## ત

**ત** (પું.) દંત્યસ્થાની પહેલો વ્યંજન

**તક** (સ્ત્રી.) અનુકૂળ વખત - પ્રસંગ, લાગ

**તક(-ખ)તી** (સ્ત્રી.) કાચ પથ્થર કે ધાતુની ચાર ખૂણાવાળી ચકતી (૨) એક ઘરેણું

**તક(-ખ)તો** (પું.) મોટી તકતી (૨) અરીસો (૩) મઢેલું ચિત્ર કે ફોટો (૪) મંચ, રંગભૂમિ

**તકદીર** (ન.) નસીબ, કિસ્મત

**તકમરિયાં** (ન.બ.વ.) તુકમરિયાં, એક જાતનાં બિયાં-ઔષધિ

**તકરાર** (સ્ત્રી.) ઝઘડો, કજિયો, ટંટો (૨) વાંધો, ખાંચો

**તકરીર** (સ્ત્રી.) વાતચીત, ભાષણ (૨) ચર્ચા, વિવેચન

**તકલા(-લે)દી** (વિ.) મજબૂત અને ટકાઉ નહિ એવું, નાજુક

**તકલી** (સ્ત્રી.) નીચે ગોળ ચકતીમાં ઊભા સળિયાની દાંડીવાળું સૂતર કાંતવાનું એક ઓજાર

**તકલીફ** (સ્ત્રી.) તસ્દી, શ્રમ, કષ્ટ

**તકવાદ** (પું.) જેવો લાગ-જેવી તક કે પરિસ્થિતિ તે મુજબ વર્તવું જોઈએ, એવી નીતિમાં માનતો વાદ, 'ઑપોર્ચ્યુનિઝમ', તત્ત્વ કરતાં વ્યવહારને કે પોતાનાં પદ, સત્તા કે સ્વાર્થને પહેલાં મૂકીને વર્તવું તે

**તકવાદી** (વિ.પું.) તકવાદને લગતું કે તેમાં માનનાર કે તે અનુસરનાર

**તકસાધુ** (વિ.) તક સાધી લેવામાં આતુર, તકવાદી

**તકસીમ** (સ્ત્રી.) વહેંચણી (૨) ભાગ, હિસ્સો

**તકસીર** (સ્ત્રી.) ભૂલ, કસૂર

**તકસીરવાર** (વિ.) તકસીરવાળું, કસૂર કરી હોય એવું (૨) ગુનેગાર, અપરાધી, દોષિત

**તકાજો(-દો)** (પું.) તગાદો, ચાંપતી ઉઘરાણી

**તકા(-ગા)વી** (સ્ત્રી.) સરકાર તરફથી ખેડૂતને ધીરવામાં આવતાં નાણાં, ધિરાણ

**તકિયાકલામ** (પું.) બોલવામાં વચ્ચે વારેવારે નકામો નંખાતો શબ્દ. જેમ કે, છતે, શું કહ્યું, વગેરે

**તકિયો** (પું.) પાછળ અઢેલવાનું મોટું ઓશીકું (૨) ઓટલી પર કરાતું તેવા ઘાટનું ચણતર (૩) ફકીરને રહેવાનું (કબ્રસ્તાન જેવું) સ્થાન

**તકેદારી** (સ્ત્રી.) ચાંપ, જાપતો, દેખરેખ

**તકતી, તખ્તી** (સ્ત્રી.) કાચ કે ધાતુની ચાર ખૂણાવાળી ચકતી (૨) એક ઘરેણું તકતો, તખ્તો (પું.) મોટી તકતી (૨) અરીસો (૩) મઢેલું ચિત્ર કે ફોટો (૪) મંચ, રંગભૂમિ

**તક્ર** (સ્ત્રી.ન) તાક, છાશ

**તક્ષક** (પું.) (નાટકનો) સૂત્રધાર (૨) સુતાર (૩) નાગલોકનો એક આગેવાન, સર્પસત્ર વખતે આસ્તિકે જેને બચાવ્યો હતો (૪) દેવોનો શિલ્પી

**તક્ષણ** (ન.) ખરાદીકામ - ૬૪ કળામાંની એક કળા

**તક્ષશિલા** (સ્ત્રી.) (પંજાબનું) એક પ્રાચીન નગર (પ્રસિદ્ધ બૌદ્ધ વિદ્યાપીઠની જગ્યા)

**તખત,તખ્ત** (ન.) સિંહાસન, રાજગાદી

**તખતી** (સ્ત્રી.) કાચ, પથ્થર કે ધાતુની ચાર ખૂણાવાળી ચકતી (૨) એક ઘરેણું

**તખતો** (પું.) મોટી તકતી (૨) અરીસો (૩) મઢેલું ચિત્ર (૪) રંગમંચ

**તખલ્લુસ** (ન.) ઉપનામ, કલમનામ

**તખ્તનશીન** (વિ.) રાજગાદીએ આવેલું, રાજ્યાભિષેક પામેલું

**તખ્તાલાયકી** (સ્ત્રી.) નાટ્યપીઠ પર ભજવી શકાવાની યોગ્યતા

**તગ(-ગે)ડવું** (ક્રિ.) ખૂબ દોડાવવું (૨) થકવવું, રખડાવવું

**તગડી** (સ્ત્રી.) (જુગારમાં) અમુક પાન એકઠાં થવાં તે, ત્રણનું જૂથ

**તગડું** (વિ.) ખૂબ જાડું, હૃષ્ટપુષ્ટ

**તગડો** (પું.) '૩'ની સંજ્ઞા

**તગતગવું** (ક્રિ.) આછો ઝીણો ઝગારો થવો, તેજ મારવું, ચકચકવું

**તગાદો** (પું.) તકાજો, ચાંપતી ઉઘરાણી

**તગારું** (ન.) છાબડા ઘાટનું લોઢાનું એક પાત્ર, તબાહરું (૨) (લા.) પેટ (તિરસ્કારમાં ઉદા. તગારું ભરવું)

**તગાવી** (સ્ત્રી.) તકાવી, સરકાર તરફથી ખેડૂતને ધીરવામાં આવતાં નાણાં

**તજ** (સ્ત્રી.ન.) એક તેજાનો (એક ખાસ ઝાડની છાલ)

**તજવીજ** (સ્ત્રી.) તપાસ, શોધ (૨) યુક્તિ, કરામત (૩) કોશિશ, પ્રયત્ન (૪) ચોક્સી, સંભાળ (૫) વ્યવસ્થા, બંદોબસ્ત, જોગવાઈ

**તજવું** (ક્રિ.) છોડવું, ત્યજવું

**તજાગરમી** (સ્ત્રી.) ચામડીનો એક રોગ

**તજ્જન્ય** (વિ.) તેમાંથી કે તેનાથી ઉત્પન્ન થયેલું

**તજ્જ્ઞ** (વિ.) (અમુક વિષયનો) જાણકાર, વિદ્વાન, તદ્વિદ

**તટ** (પું.) કિનારો, કાંઠો

**તટસ્થ** (વિ.) નિષ્પક્ષ (૨) પક્ષપાત રહિત, નિરપેક્ષ

**તટસ્થતા** (સ્ત્રી.) તટસ્થપણું, નિષ્પક્ષતા

**તટિની** (સ્ત્રી.) નદી

**તડ** (અ) તરડાવાનો અવાજ

**તડ** (ન.) પક્ષ, ભાગલા (૨) રણમાં આવેલી ઝાડપાણીવાળી જગા

**તડ** (સ્ત્રી.) તરડ, ફાટ, ચીરો

**તડકવું** (ક્રિ.) તડ-ફાટ પડવી (૨) ડરવું, ગભરાવું

**તડકો** (પું.) તાપ, સૂર્યનો ગરમ પ્રકાશ

**તડકોછાંયડો,તડકોછાંયો,તડકોશીળો** (પું.) તડકો અને છાંયડો (૨) છોકરાંની એક રમત (૩) (લા.) સુખદુઃખ

**તડકીછાંયડી** (સ્ત્રી.) તડકો અને છાંયડો (૨) સુખદુઃખ

**તડજોડ** (સ્ત્રી.) તડો વચ્ચે સમાધાન-સુલેહસંપ

**તડતડ** (અ.) ફાટવાનો અવાજ (૨) ઝટ ઝટ

**તડતડવું** (ક્રિ.) તડતડ અવાજ થવો, તેવા અવાજ સાથે (રજકણ વગેરે તડતડિયા પેઠે) ઊડવું (૨) ફાટુંફાટું થવું, તસતસવું (૩) (લા.) ગુસ્સાથી બોલવું

**તડતડાટ** (પું.) તડતડવાનો અવાજ કે તેની ક્રિયા (૨) ગુસ્સો (૩) (અ.) ઝપાટાબંધ

**તડતડિયું** (વિ.) તડતડ અવાજ કરે એવું (૨) ગુસ્સા કે જુસ્સામાં બોલે એવું, ઉતાવળિયું (૩) (ન.) બળતાં તડતડ અવાજ કરે એવું લાકડું

**તડતડિયો** (પું.) તડતડ ઊડતી દેવતાની ચિનગારી (૨) એક દારૂખાનું (૩) એક જીવડું (૪) તડતડ થઈને પડતી ફાટ

**તડપ(-ફ)** (સ્ત્રી.) તડપવું તે, તલપ

**તડપવું** (ક્રિ.) તલપવું, ઝંખવું, અતિ આતુર થવું, આતુરતાથી અધીર થવું

**તડફ** (સ્ત્રી.) તડપ, તલપ

**તડફ(-ભ)ડ** (અ.) લાગલું જ, ઝટ (૨) મોઢોમોઢ, ખુલ્લેખુલ્લું

**તડ(-ર)ફડવું** (ક્રિ.) તરફડિયાં મારવાં (૨) હાંફવું (૩) વ્યર્થ પ્રયત્ન કરવો - ફાંફાં મારવાં

**તડ(-ર)ફડાટ** (પું.) તડફડવું તે

**તડ(-ર)ફડિયાં** (ન.બ.વ.) દુઃખમાં હાથપગના પછાડા (૨) વલખાં, ફાંફાં

**તડ(-ર)બૂચ** (ન.) એક ફળ

**તડ(-ર)બૂચી** (સ્ત્રી.) તડબૂચનો વેલો

**તડવું** (ક્રિ.) મારવા કે ઝઘડવા માટે સામે ધસવું

**તડંતડા** (સ્ત્રી.) તડાતડી, બોલાબોલી (૨) મારામારી

**તડાક** (અ.) તૂટવાનો અવાજ (૨) એકદમ, તરત જ

**તડાકો** (પું.) તડાક અવાજ (૨) જૂઠી વાત-ગપ (૩) એકાએક ધસારો કે વૃદ્ધિ યા લાભ

**તડાગ** (ન.) તળાવ

**તડાતડ(-ડી)** (સ્ત્રી.) તડંતડા, બોલાબોલી, મારામારી (૨) ચડાચડી સ્પર્ધા (૩) ઉતાવળ, ધમાચકડી

**તડામાર** (અ.) ધમધોકાર, ઝપાટાબંધ (૨) (સ્ત્રી.) તડામારી

**તડામારી** (સ્ત્રી.) ઉતાવળ, ત્વરા, ઝપાટો, તડામાર કરવામાં આવતી તૈયારી

**તડિત** (સ્ત્રી.) વીજળી

**તડિંગ** (અ.) 'તડ' એવા રણકાવાળો અવાજ

**તડી** (સ્ત્રી.) ઝડી, દરોડો (૨) મારની ઝડી

**તડું** (ન.) તડ, પક્ષ, ભાગલો (૨) (વિ.) ઊંચું

**તડૂકવું** (ક્રિ.) ઘાંટો કાઢવો, ગર્જવું, તાડૂકવું

**તડૂકો** (પું.) તડૂકવાનો અવાજ, તડૂકવું એ

**તડોતડ** (અ.) ઝટઝટ, ઉપરાઉપરી

**તણખ(-છ)** (સ્ત્રી.) બળતરા સાથે સણકાની વેદના (૨) અવાજ ખેંચવાથી તેમાં આવતી કર્કશતા (૨) ભેંસબળદની એક ખોડ - લંગડાપણું

**તણ(-ર)ખલું** (ન.) તરણું, ઘાસની સળી

**તણ(-ન)ખવું** (ક્રિ.) તણખ થવી, પીડાવું, દુઃખવું (૨) ગુસ્સે થવું

**તણખિ(-છિ)યો** (પું.) તણછને લીધે લંગડો બળદ

**તણખો** (પું.) દેવતાની ચિનગારી કે અંગારો (૨) તણખ, વેદના

**તણાઉ** (વિ.) તાણી કે તણાઈ શકે એવું, 'ડક્ટાઇલ' (પ.વિ.)

**તણાવ** (પું.) તણાવાનો ગુણ કે તણાવું તે, અથવા તેનું માપ

**તણાવું** (ક્રિ.) ખેંચાવું (૨) ગજા ઉપરાંતના કામના બોજા તળે કે ખર્ચમાં આવવું

**તણાવો** (પું.) રથની સાંગી નીચેનો દોર

**તણું** (ન.) છઠ્ઠી વિભક્તિનો 'કેરું' જેવો અર્થ બતાવતો પ્રત્યય

**તતડવું** (ક્રિ.) તડતડવું

**તતડાટ** (મ્પું.) તતડવું તે

**તતડિયો** (પું.) તણખો, તડતડિયો

**તતઃ** (અ.) પછી, તો પછી

**તતૂડી** (સ્ત્રી.) નાનું તતૂડું

**તતૂડું** (ન.) એક જાતનું રણશિંગું

**તતોભ્રષ્ટ** (વિ.) તેમાંથી ભ્રષ્ટ

**તત્કાલ(-ળ)** (અ.) તે જ વખતે, તરત જ

**તત્કાલીન** (વિ.) તે સમયનું

**તત્ક્ષણ** (અ.) તે જ ક્ષણે, તાબડતોબ

**તત્ત્વ** (ન.) કોઈ વસ્તુનું મૂળ અસલ કે વાસ્તવિક રૂપ (૨) સાર, રહસ્ય (૩) પંચભૂતમાંનું દરેક (૪) સાંખ્યનાં ૨૫ તત્ત્વોમાંનું દરેક - પંચમહાભૂત, પાંચ વિષયો, દસ ઇંદ્રિયો, મન, બુદ્ધિ, અહંકાર, પ્રકૃતિ અને પુરુષ

**તત્ત્વગ્રાહી** (વિ.) તત્ત્વ ગ્રહણ કરનારું

**તત્ત્વચિંતક** (વિ.પું.) તત્ત્વનું ચિંતન કરનાર, તત્ત્વજ્ઞ, ફિલસૂફ

**તત્ત્વચિંતન** (ન.) તત્ત્વ વિષે વિચાર કરવો તે

**તત્ત્વજ્ઞાન** (ન.) તત્ત્વ સંબંધી જ્ઞાન, ફિલસૂફી

**તત્ત્વજ્ઞાની** (વિ.પું.) તત્ત્વજ્ઞ, ફિલસૂફ

**તત્ત્વતઃ** (અ.) તત્ત્વની દૃષ્ટિએ, ખરી રીતે

**તત્ત્વદર્શન** (ન.) તત્ત્વજ્ઞાન, ફિલસૂફી

**તત્ત્વદર્શી** (વિ.પું.) તત્ત્વ જોનાર પુરુષ

**તત્ત્વદૃષ્ટિ** (સ્ત્રી.) તત્ત્વ તરફ વળેલી તત્ત્વગ્રાહી દૃષ્ટિ

**તત્ત્વનિષ્ઠ** (વિ.) તત્ત્વમાં નિષ્ઠા-આસ્થાવાળું

**તત્ત્વમસિ** (શ.પ્ર.) 'તે (મૂળ તત્ત્વ-બ્રહ્મ) તું જ છે' એવું યજુર્વેદનું એક મહા-વાક્ય

**તત્ત્વમીમાંસા** (સ્ત્રી.) તત્ત્વનું મનન-ચિંતન, 'મેટાફિઝિક્સ'
**તત્ત્વવિદ,તત્ત્વવેત્તા** (પું.) તત્ત્વજ્ઞાની, ફિલસૂફ
**તત્ત્વવિદ્યા** (સ્ત્રી.) તત્ત્વજ્ઞાન
**તત્ત્વશાસ્ત્ર** (ન.) તત્ત્વ સંબંધી શાસ્ત્ર, ફિલસૂફી
**તત્ત્વશાસ્ત્રી** (પું.) તત્ત્વજ્ઞાની, ફિલસૂફ
**તત્ત્વાભાસી** (વિ.) તત્ત્વના આભાસવાળું, ખરેખર નહિ એવું
**તત્ત્વાર્થ** (પું.) મૂલ સત્ય, ખરું તત્ત્વ
**તત્પર** (વિ.) બરોબર પરોવાયેલું, એક ધ્યાન (૨) તૈયાર, સજ્જ (માણસ)
**તત્પરતા** (સ્ત્રી.) તત્પરપણું, તૈયારી, સજ્જતા
**તત્પુરુષ** (પું.) પરમાત્મા (૨) (વ્યા.) સમાસના ચાર મુખ્ય પ્રકારમાંનો એક, જેમાં પૂર્વપદ ઉત્તરપદ સાથે વિભક્તિના સંબંધથી જોડાયેલું હોય છે.
**તત્ર** (અ.) ત્યાં
**તત્સમ** (વિ.) મૂળ પ્રમાણેનું - બરાબર (૨) મૂળ ભાષામાં અને પ્રાકૃતમાં સરખો એવો (શબ્દ) (તદ્ભવથી ઊલટો)
**તથા** (અ.) અને (૨) તે પ્રમાણે, તેમ
**તથા** (સ્ત્રી.) સ્પૃહા, તમા (૨) વિસ્તાર, લંબાણ
**તથાગત** (વિ.) પરમપદે પહોંચેલું (૨) (પું.) બુદ્ધ (૩) જ્ઞાની
**તથાપિ** (અ.) તોપણ
**તથાસ્તુ** (શ.પ્ર.) 'તેમ થાઓ', 'એવું હો'
**તથ્ય** (વિ.ન.) સાચી હકીકત, સત્ય, સાચું
**તથ્યાતથ્ય** (વિ.ન.) તથ્ય અને અતથ્ય, સત્યાસત્ય, ખરુંખોટું
**તથ્યાંશ** (પું.) તથ્ય - સત્યનો અંશ, તથ્યવાળો મહત્ત્વનો ભાગ કે સારાંશ
**તદનંતર** (અ.) ત્યાર પછી, તે પછી
**તદનુરૂપ** (વિ.) તેના જેવું, તેના રૂપનું
**તદનુસાર** (અ.) તે પ્રમાણે
**તદપિ** (અ.) તોપણ
**તદબીર** (સ્ત્રી.) તરકીબ, યુક્તિ
**તદર્થે** (અ.) તેને માટે, તેને ખાતર, 'ઍડહૉક'
**તદંતર્ગત** (વિ.) તેમાં આવેલું - સમાયેલું
**તદા** (અ.) ત્યારે
**તદાકાર** (વિ.) તેના જ આકારનું, તદ્રૂપ (૨) તન્મય, લીન
**તદાત્મ,તદાત્મક** (વિ.) તે બ્રહ્મ કે સત્યરૂપ, તદ્રૂપ, તન્મય
**તદુપરાંત,તદુપરિ** (અ.) તે ઉપરાંત, વિશેષ, વળી
**તદૈક્ય** (ન.) તાદાત્મ્ય, એકતા
**તદ્ગત** (વિ.) તેને લગતું, તેમાં સમાતું (૨) તેમાં ચિત્તવાળું, તત્પર
**તદ્ગુણ** (વિ.) તે કે તેના ગુણવાળું (૨) (પું.) તેનો ગુણ (૩) એક અર્થાલંકાર, જેમાં વસ્તુ પોતાના ગુણધર્મ પાસેની બીજી ઉત્તમ વસ્તુના ગુણધર્મ લેતી વર્ણવાય છે. (કા.શા.)
**તદ્દન** (અ.) બિલકુલ, છેક (૨) નર્યું
**તદ્ધિત** (પું.) મૂળ નામ, સર્વનામ, વિશેષણ કે અવ્યયને લાગીને નવો શબ્દ બનાવતો પ્રત્યય (વ્યા.) (૨) (વિ.) તે પ્રત્યયો લાગીને બનેલું
**તદ્ભવ** (વિ.) તેમાંથી થતું-જન્મતું (૨) મૂળ ભાષામાંથી પ્રાકૃતમાં આવેલો અપભ્રષ્ટ (શબ્દ) ('તત્સમ'થી ઊલટું)
**તદ્રૂપ** (વિ.) તેના જેવું, તદાકાર
**તદ્વિદ** (વિ.) તજજ્ઞ, વિદ્વાન
**તદ્વિષયક** (વિ.) તે વિશેનું, તે સંબંધી
**તન** (પું.) પુત્ર, દીકરો (૨) (ન.) શરીર, દેહ, કાયા
**તનતોડ** (વિ.) તન તૂટી જાય કે તોડી નાંખે એવું ભારે કે અધિક, ખૂબ
**તનબદન** (વિ.) જીવજાન, અતિપ્રિય (૨) વિશ્વાસુ, વફાદાર
**તનમન** (અ.) ખૂબ આતુરતાથી - અધીરાઈથી
**તનમનધન** (ન.બ.વ.) સર્વસ્વ, બધી શક્તિ, સાધન વગેરે
**તનમનાટ** (પું.) આવેશ, જુસ્સો, અધીરાઈ
**તનમનિયું** (ન.) એક જાતનું ફૂલ (૨) કાનનું એક ઘરેણું (૩) એક વનસ્પતિ- આડિયાકરસણ
**તનય** (પું.) પુત્ર
**તનયા** (સ્ત્રી.) પુત્રી
**તનહા** (વિ.) એકલું (૨) (અ.) ફક્ત
**તનહાઈ** (સ્ત્રી.) એકલતા
**તનુ** (વિ.) કૃશ, પાતળું (૨) થોડું (૩) નાનું (૪) સુંદર
**તનુ(-નૂ)** (સ્ત્રી.ન.) શરીર
**તનુ(-નૂ)જ** (પું.) પુત્ર
**તનુ(-નૂ)જા** (સ્ત્રી.) પુત્રી
**તન્મય** (વિ.) એકાગ્ર, લીન
**તન્મયતા** (સ્ત્રી.) એકાગ્રતા, તલ્લીનતા
**તન્માત્ર(-ત્રા)** (વિ.સ્ત્રી.) માત્ર એ જ, શુદ્ધ (૨) (અ.) તલમાત્ર, સહેજસાજ (૩)(ન.) પંચ મહાભૂતોનું શુદ્ધ-સૂક્ષ્મ રૂપ
**તન્વંગી,તન્વી** (સ્ત્રી.) નાજુક સુકુમાર સ્ત્રી
**તપ** (ન.) ઇંદ્રિયદમન, તપસ્યા (૨) (લા.) લાંબો વખત રાહ જોવી કે બેઠા રહેવું પડે તે, તપવું પડે તે (૩) બાર વર્ષનો ગાળો કે સમય (૪) (સ્ત્રી.) ગરમી, સહેજસાજ તાવ, તપત-તપન (૫) સૂર્ય
**તપખીર** (સ્ત્રી.) છીકણી (૨) કંદનો-શિંગોડાનો લોટ
**તપગચ્છ** (પું.) જૈન સાધુઓનો એક વર્ગ
**તપન** (ન.) તપવું તે (૨) તાપ, ગરમી (૩) (પું.) સૂર્ય (૪) એક નરક
**તપ(-પો)લોક** (પું.) સાત લોકમાંનો છઠ્ઠો-તપસ્વીઓનો લોક
**તપવું** (ક્રિ.) ઊનું-ગરમ થવું (૨) તપ કરવું (૩) (લા.) લાંબો વખત રાહ જોતાં ઊભા રહેવું, ખોટી થવું (૪) ગુસ્સે થવું (૫) લાગણી કે દુઃખ થવું
**તપશ્ચર્યા** (સ્ત્રી.) તપ કરવું તે, તપસ્યા
**તપસી(-સ્વી)** (વિ.પું.) તપ કરનાર
**તપ(-ફ)સીલ** (સ્ત્રી.) વિગત, જુદી જુદી હકીકતનો ફોડ
**તપ(-ફ)સીલવાર** (અ.) વિગતવાર
**તપસ્યા** (સ્ત્રી.) તપ, તપશ્ચર્યા
**તપસ્વિતા(-ની)** (વિ.સ્ત્રી.) તપસ્યા કરનારી સ્ત્રી
**તપઃપૂત** (વિ.) તપથી પવિત્ર થયેલું
**તપારો** (પું.) તાપ, ધખારો, ગરમી, તપવું તે
**તપાસ, તપાસણી** (સ્ત્રી.) તપાસવું તે
**તપાસનીશ(-સ)** (વિ.) તપાસનાર
**તપાસ-વા(-વૉ)રંટ** (ન.) તપાસ કરવાને માટેનું વારંટ કે સરકારી હુકમ
**તપાસવું** (ક્રિ.) શોધવું, ખોળવું (૨) ચોકસાઈ કરવી, ઊંડા ઊતરીને જોવું (૩) સંભાળવું, તજવીજ રાખવી

**તપાસ-સમિતિ** (સ્ત્રી.) તપાસ કરનારી સમિતિ
**તપેલી** (સ્ત્રી.) પહોળા મોંનું એક (ધાતુનું) વાસણ
**તપેલું** (ન.) મોટી તપેલી
**તપેશરી** (વિ.પું.) તપ કરનાર, તપસ્વી
**તપોધન** (વિ.) તપ એ જ જેનું ધન છે એવું (૨) (પું.) તપસ્વી
**તપોબલ(-ળ)** (ન.) તપનું બળ, તપનો પ્રભાવ
**તપોભૂમિ(-મી)** (સ્ત્રી.) તપથી પવિત્ર થયેલી ભૂમિ, તપોવન
**તપોવન** (ન.) તપસ્વીનું નિવાસસ્થાન, તાપસોને તપ કરવાનો વનનો ભાગ
**તપોવૃદ્ધ** (વિ.) તપને કારણે આગળ વધેલું-શ્રેષ્ઠ
**તપ્ત** (વિ.) તપેલું કે તપાવેલું
**તફડંચી,-બાજી** (સ્ત્રી.) પારકાના માલ કે કૃતિની ઉચાપત, ચોરી
**તફડાટ,તરફડાટ** (પું.) તડફડાટ
**તફડાવવું** (ક્રિ.) તફડંચી કરવી, ચોરી જવું
**તફાવત** (પું.) ફરક, ઓછાવત્તાપણું
**તબકડું** (ન.) એક જાતનું છીછરું વાસણ
**તબક્કો** (પું.) પાયરી, ધોરણ, કક્ષા (૨) સ્થિતિ, દશા, અવસ્થા (૩) વિભાગ, ખંડ (૪) મજલો, માળ
**તબડક** (અ.) ઘોડાની દોડનો અવાજ
**તબડાવવું** (ક્રિ.) દોડાવવું (૨) ખદખદાવવું (૩) દબડાવવું, ધમકાવવું
**તબડૂક** (વિ.) ભોટ, કમઅક્કલ (૨) મૂઢ, અવાક (૩) ફૂલેલા શરીરનું, સ્થૂળકાય (૪) તદ્દન નવસ્ત્રું
**તબદીલ** (વિ.) બદલાયેલું, ફરેલું
**તબદીલી** (સ્ત્રી.) ફેરબદલી, ફેરફાર
**તબલચી** (પું.) તબલાં-નરઘાં વગાડનાર
**તબલીઘ** (સ્ત્રી.) શુદ્ધિ, ધર્માંતર
**તબલું** (ન.) એક વાદ્ય, નરઘું
**તબસ્સુમ** (ન.) મંદ હાસ્ય, મુસ્કાવું તે
**તબાહ** (વિ.) નષ્ટ, બરબાદ, પાયમાલ
**તબાહી** (સ્ત્રી.) બરબાદી
**તબિયત** (સ્ત્રી.) મનની સ્થિતિ-મિજાજ (૨) શરીરની હાલત (તંદુરસ્તી કે માંદગી બાબતની)
**તબિયતી** (વિ.) તરંગી, ઠેકાણા વગરનું, ધૂની
**તબીબ** (પું.) વૈદ્ય, હકીમ, દાકતર, ડૉક્ટર
**તબીબી** (વિ.) તબીબને લગતું, 'મેડિકલ' (૨) (સ્ત્રી.) વૈદું, તબીબની વિદ્યા
**તબેલો** (પું.) ઘોડો બળદ વગેરે કે ગાડી રાખવાનું ડેલું કે મકાન
**તબો** (પું.) ચલમનો તવો
**તમ** (ન.) અંધારું (૨) તમોગુણ, અજ્ઞાન કે જડતા
**-તમ** પ્રત્યય વિ.ને લાગતાં 'સૌમાં શ્રેષ્ઠ' એવો અર્થ બતાવે. જેમ કે, ગુરુતમ
**તમ** (સ.) તમે
**તમ(-મે)ણ** (સ્ત્રી.) ભોંય ખોદીને કરેલો ચૂલો
**તમણું** (વિ.) ત્રણ ગણું, ત્રમણું
**તમતમતું** (વિ.) બહુ તીખું, તમતમું
**તમતમવું** (ક્રિ.) તમરાનો કે તેના જેવો અવાજ થવો (૨) તમતમું લાગવું, તીખાશથી જીભ કે મોઢાના ભાગ ચમચમવા
**તમતમાટ** (વિ.) બહુ તીખું (૨) (પું.) તીખાશ (૩) તમતમવાનો (તમરાનો) અવાજ
**તમતમું** (વિ.) તમતમતું
**તમ(-મો)ને** (સ.) 'તમે(-મો)'નું બીજી કે ચોથી વિભકિતનું રૂપ
**તમન્ના** (સ્ત્રી.) ઇચ્છા, આતુરતા
**તમરી** (સ્ત્રી.) તમ્મર, આંખે આવતાં ચક્કર-અંધારાં
**તમરું** (ન.) રાતે તીણા અવાજથી બોલતું એક જીવડું
**તમસ** (ન.) અંધારું (૨) અજ્ઞાન (૩) તમોગુણ
**તમંચો** (પું.) પિસ્તોલ
**તમા** (સ્ત્રી.) પરવા, દરકાર (૨) કમીના, ખોટ
**તમાકુ** (સ્ત્રી.) તંબાકુ
**તમાચ** (સ્ત્રી.) તમાચો, થપ્પડ, લપડાક
**તમાચો** (પું.) થપ્પડ, લપડાક
**તમામ** (વિ.અ.) બધું, સંપૂર્ણ
**તમારું** (સ.) 'તમે'નું છઠ્ઠી વિભકિતનું રૂપ (બીજાં રૂપો - તમારે, તમારાથી વગેરે)
**તમાલ** (પું.) એક ઝાડ
**તમાલપત્ર(-ત્રી)** (સ્ત્રી.) તમાલનું પાંદડું
**તમાશ(-સ)ગીર,તમાશ(-સ)બીન** (પું.) તમાશો જોનાર, પ્રેક્ષક (૨) તમાશો કે ખેલ કરનાર
**તમાશા** (પું.) મરાઠી લોકનાટયનો એક પ્રકાર
**તમાશો(-સો)** (પું.) ઘણા લોકો જોવા એકઠા મળે એવો ખેલ કે રમત (૨) (લા.) ફજેતી. જેમ કે, તમાસો કરવો
**તમિસ્ર** (ન.) અંધકાર, તમસ
**તમિસ્રા** (સ્ત્રી.) રાત્રિ (૨) અંધારી રાત
**તમીજ** (સ્ત્રી.) સારા-નરસા વિશે વિવેકશક્તિ (૨) સભ્યતા, વિનય, વિવેક (૩) અદબ, આમન્યા
**તમે(-મો)** (સ.) સામેની વ્યક્તિ, 'તું'નું બહુવચન
**તમોગુણ** (પું.) માનવ-પ્રકૃતિનો એક ગુણ, માનવ-સ્વભાવનું એક લક્ષણ (૨) ક્રોધ, આકળો સ્વભાવ
**તમોગુણી** (વિ.) તમોગુણવાળું, આકળા સ્વભાવનું
**તમ્મર** (સ્ત્રી.) આંખે આવતાં ચક્કર-અંધારાં
**તર** (વિ.) રસકસથી ભરેલું, તાજું (૨) ધરાયલું, તૃપ્ત (૩) સમૃદ્ધ (૪) મસ્ત, ચકચૂર
**તર** (સ્ત્રી.) દહીંદૂધ પરની મલાઈની પોપડી (૨) નાની ખાડી (૩) તરવાની ક્રિયા કે પદ્ધતિ
**તર** (સ્ત્રી.) પહોળી હોડી, વહાણ, તરાપો (૨) રસ્તો
**-તર** (પ્રત્યય) ક્રિયાપદને લાગતાં નપુંસકલિંગ બનાવે છે. ઉદા. ઘડતર, ભણતર (૨) વિશષણને લાગતાં 'તેથી અધિક-વિશેષ' અર્થ સૂચવે છે. ઉદા. અધિકતર, બદતર
**તર** - ત્રણના અર્થમાં શબ્દની શરૂમાં ઉપસર્ગ પેઠે આવે છે. જેમ કે, તરકોશી તરધારું
**તરકટ** (ન.) પ્રપંચ, કાવતરું
**તરકટખોર** (વિ.) તરકટ કરવાની આદતવાળું
**તરકટિયું,તરકટી** (વિ.) તરકટ કરે એવું, પ્રપંચી

**તરકસ** (ન.) તીરનો ભાથો
**તરકારી** (સ્ત્રી.) શાકભાજી, ભાજીપાલો (૨) ખાવા યોગ્ય માંસ
**તરકીબ** (સ્ત્રી.) તદબીર, યુક્તિ
**તરક્કી** (સ્ત્રી.) ઉન્નતિ, ચડતી, આબાદી
**તરખાટ** (પું.) ડર, ભીતિ, ત્રાસ (૨) હોહા, હોબાળો, સનસનાટી
**તરઘાયો** (પું.) પહોળા મોંનો જબરો દેગ (૨) મોટું પહોળું ઢોલ (૩) (લા.) મોટી બેડોળ આકારની વસ્તુ
**તરછોડ** (પું.સ્ત્રી.) જોરથી વીંઝવાથી - તરછોડવાથી થતી અસર (૨) તિરસ્કાર, છિત્કાર
**તરછોડવું** (ક્રિ.) જોરથી આંચકો મારવો (૨) તિરસ્કારપૂર્વક કાઢી મૂકવું (૩) તુચ્છકારવું, ધિક્કારવું
**તરજ** (પું.) ત્રાસ, ભય (૨) જોર, આવેશ (૩) (સ્ત્રી.) ગાવાની ઢબ
**તરજુમિયું** (વિ.) ભાષાની છટા કે ભાવ વિનાનું, માત્ર શાબ્દિક સમાનતાવાળું (ભાષાંતર)
**તરજુમો** (પું.) ભાષાંતર, અનુવાદ
**તરડ** (સ્ત્રી.) તડ, ફાટ, ચીરો
**તરડ(-ડા)વું** (ક્રિ.) તરડ પડવી, ફાટવું (૨) વાંકું-ત્રાંસું થવું (૨) વંકાઈને વિરુદ્ધ ચાલવું
**તરડાટ** (પું.) તરડાવું-ફાટવું તે (૨) અભિમાન, મરડાટ
**તરણ** (ન.) તરવાની ક્રિયા (૨) તરવાનું સાધન, હોડી
**તરણિ** (પું.) સૂરજ
**તરણિ(-ણી)** (સ્ત્રી.) તરવાનું સાધન, ત્રાપો, હોડી
**તરણું** (ન.) તણખલું, તૃણ, ઘાસની સળી
**તરણોપાય** (પું.) તરણ-તરી જવાનો-બચવાનો ઉપાય
**તરત** (અ.) એકદમ, ઝટ
**તરતનિકાલ** (પું.) તરત ઝટપટ અપાતો નિકાલ, 'સમરી ડિસ્પોઝલ'
**તરતપાસ** (સ્ત્રી.) બારીક તપાસ-શોધ
**તરતબુદ્ધિ** (વિ.) હાજરજવાબી બુદ્ધિવાળું (૨)(સ્ત્રી.) શીઘ્ર કામ આપે એવી-સમયસૂચક બુદ્ધિ
**તરતોતરત** (અ.) તરત જ, એકદમ
**તરપવું** (ક્રિ.) તૃપ્ત કરવું, તર્પવું
**તરપં(-પિં)ડી** (સ્ત્રી.) મરનારની વરસીને દિવસે કરતી શ્રાદ્ધક્રિયા
**તરફ** (સ્ત્રી.) બાજુ, પક્ષ (૨) તંતુવાદ્યના મુખ્ય તારની નીચે રણકવા માટે રખાતા તારનો સમૂહ કે પ્રત્યેક તાર (૩) (અ.) બાજુ, ભણી
**તરફડવું** (ક્રિ.) દર્દ કે એવી તકલીફથી તરફડિયાં મારવાં (૨) હાંફવું (૩) (લા.) વ્યર્થ પ્રયત્ન કરવો-ફાંફાં મારવાં
**તરફડાટ** (પું.) તરફડવુ તે
**તરફડિયાં** (ન.બ.વ.) દુઃખમાં હાથપગના પછાડા (૨) (લા.) વલખાં, ફાંફાં
**તરફદાર** (વિ.) તરફેણ કરતું, પક્ષપાતી (૨) હિમાયતી
**તરફદારી** (સ્ત્રી.) પક્ષપાત, ઉપરાણું
**-તરફી** (વિ.) (સમાસમાં) તરફનું. ઉદા. એકતરફી
**તરફેણ** (સ્ત્રી.) બાજુ, પક્ષ (૨) તરફદારી
**તરફોડો** (પું.) છણકો, છાકોટો, ધુતકાર
**તરબતર** (વિ.) ખૂબ તર, પ્રવાહીથી ભરેલું, તરબોળ
**તરબોળ** (વિ.) તદ્દન પલળી ગયેલું
**તરભાણું** (ન.) ધર્મવિધિમાં વપરાતી તાંબાની તાસક
**તરભેટ(-ટો)** (પું.) ત્રિભેટો, ત્રણ ગામના સીમાડા કે રસ્તા ભેગા થતા હોય એવી જગ્યા
**તરલ** (વિ.) ચપલ, અસ્થિર (૨) તરત કે જલદી ઊડી જાય એવું, 'મોબાઈલ', 'વૉલેટાઈલ' (પ.વિ.) (૩) (પું.) હારનું વચ્ચેનું રત્ન
**તરલતા,તરલત્વ** (સ્ત્રી.ન.) તરલપણું
**તરલિત** (વિ.) તરલ થયેલું, અસ્થિર
**તરવરવું** (ક્રિ.) ઉપર-તળે થવું, સળવળવું (૨) ત્વરાથી અધીરા થવું
**તરવરાટ** (પું.) ધમપછાડ, અધીરાઈ, ચંચળતા
**તરવરિયું** (વિ.) ચંચળ, ચપળ, અધીરું
**તર(-લ)વાર** (સ્ત્રી.) શમશેર, ખડગ
**તરવું** (ક્રિ.) ઓળંગવું, પાર કરવું (૨) ડૂબ્યા વિના પાણીમાં ઉપર રહેવું કે ખસવું (૩) (લા.) બચવું (૪) ઉપર આવવું, સારી દશા થવી (૫) નોખું પડવું, જુદું દેખાવું
**તરવેણી** (સ્ત્રી.) ત્રિવેણી સંગમ, પ્રયાગતીર્થ
**તરવૈયો** (પું.) તરવામાં કુશળ-તારો
**તરશ(-સ)** (સ્ત્રી.) પાણી પીવાની ઇચ્છા, પ્યાસ (૨) (લા.) તીવ્ર ઇચ્છા
**તરશ્યું(-સ્યું)** (વિ.) તરસવાળું, પ્યાસું
**તરસ** (સ્ત્રી.) પાણી પીવાની ઇચ્છા, પ્યાસ (૨) (લા.) તીવ્ર ઇચ્છા (૩)(ન.) એક જંગલી જાનવર - ઝરખ (૪)(પું.) ક્રોધ
**તરસ(-સા)વું** (ક્રિ.) તલસવું, આતુર રહેવું
**તરસાવવું** (ક્રિ.) ઝુરાવવું, તલસાવવું
**તરંગ** (પું.) પાણીની લહેર, મોજું (૨) (લા.) કલ્પના, બુટ્ટો (૩) પદાર્થના રજકણ કે અણુઓમાં મોજા જેવી હલનચલન કે ક્ષોભની ક્રિયા, જેમાંથી ગતિ, ગરમી, વીજળી વગેરેનું વહન થાય છે. 'વેવ'(પ.વિ.)
**તરંગગતિ** (સ્ત્રી.) પદાર્થના અણુઓની તરંગ જેવી ચલનક્રિયા, 'વેવમોશન'
**તરંગવતી** (વિ.સ્ત્રી.) તરંગ-મોજાંવાળી
**તરંગવાદ** (પું.) પ્રકાશ તરંગ દ્વારા આગળ વધે છે તેવો વિજ્ઞાનવાદ, 'વેવ થિયરી' (પ.વિ.)
**તરંગિણી** (સ્ત્રી.) નદી
**તરંગિત** (વિ.) લહેરો ખાતું, હાલતું
**તરંગી** (વિ.) મનના તરંગ પ્રમાણે વર્તનારું (૨) તરંગો-કલ્પનાઓ કર્યા કરનારું (૩) તરંગવાળું, મોજાંથી હાલતું-ડોલતું
**તરાઈ** (સ્ત્રી.) પહાડની તળેટીનો પ્રદેશ (૨) તરવાની રીત કે કળા (૩) પાર લઈ જતી હોડીનું ભાડું, તરપણ્ય
**તરાડ** (સ્ત્રી.) ફાટ, ચીરો, તરડ (૨) (પું.) લાગ, જોગ
**તરાણા,તરાનો** (પું.) એક તરેહનું ગાયન કે ગીતનો એક પ્રકાર
**તરાપ** (સ્ત્રી.) છલંગ (૨) એકદમ મારેલી ઝૂંટ
**તરાપો** (પું.) વાંસ કે લાકડાંને એકબીજાની સાથે બાંધીને બનાવેલો પાણીમાં તરે એવો પાટ જેવો ઘાટ, ત્રાપો
**તરાહ** (સ્ત્રી.) ઢાંચો, પદ્ધતિ, તરેહ
**તરિ(-રી)** (સ્ત્રી.) હોડી

**તરિયાંતોરણ** (ન.) ત્રણ જાતનાં (આસોપાલવ, આંબાનાં પાન, નાળિયેર) તોરણ, જેમાં સાથે કસબના તારનું (કપડાનું) તોરણ પણ અધિક શોભા માટે હોય છે.
**તરિયો** (પું.) એકાંતરિયો તાવ (૨) ચોથિયો તાવ (૩) ગંજીફાનું ત્રણની સંજ્ઞાનું પત્તું, તીરી (૪) ચોખામાં રહેલો ડાંગરનો દાણો (૫) તરવૈયો
**તરી** (સ્ત્રી.) મલાઈ (૨) કાંપ (૩) ઉપર તરતી કોઈ પોપડી-થર (૪) (વિ.) ત્રણ ગણું (આંકમાં) (૫) (સ્ત્રી.) હોડી, તરિ (૬) જળમાર્ગ
**તરીકે** (અ.) -ની માફક, પ્રમાણે, પેઠે, રૂપે
**તરીકો** (પું.) રસ્તો, માર્ગ (૨) રીત
**તરુ** (ન.) ઝાડ, વૃક્ષ
**તરુણ** (વિ.) જુવાન (૨) (પું.) જુવાન પુરુષ
**તરુણાઈ,તરુણાવસ્થા** (સ્ત્રી.) જુવાની, યુવાવસ્થા
**તરુણી** (વિ.સ્ત્રી.) યુવાનીમાં આવેલી (૨) (સ્ત્રી.) યુવાન સ્ત્રી, યૌવના
**તરુવર** (ન.) મોટું ઝાડ (૨) ઝાડમાં શ્રેષ્ઠ, જેમ કે, વડ, પીપળો, તાડ
**તરેરી** (સ્ત્રી.) ગુસ્સાના આવેશની ધ્રુજારી
**તરેહ** (સ્ત્રી.) તરાહ, રીત, પ્રકાર (૨) ભાત, જાત
**તરેહદા(-વા)ર** ભાતભાતનું, વિવિધ (૨) વિચિત્ર
**તર્ક** (પું.) અનુમાન, કલ્પના (૨) વિચારપ્રક્રિયા (૩) સંભવિત ખુલાસો (૪) તર્કશાસ્ત્રી, ન્યાયશાસ્ત્રી
**તર્કદુષ્ટ** (વિ.) તર્કદોષવાળું, દૂષિત અનુમાનવાળું
**તર્કદોષ** (પું.) વિચારદોષ, વિચારપ્રક્રિયાનો દોષ
**તર્કપટુ** (વિ.) તર્કમાં કુશળ, તર્કબાજ
**તર્કપ્રામાણ્ય** (ન.) તર્કમાં - વિચારપ્રક્રિયામાં પ્રમાણબુદ્ધિ
**તર્કબાજ** (વિ.) તર્કમાં કુશળ
**તર્કબાજી** (વિ.) તર્ક કરવામાં કુશળતા
**તર્કવાદ** (પું.) તર્કને આધારે સ્થાપેલો વાદ
**તર્કવાદી** (વિ.પું.) તર્કવાદ અંગેનું કે તેમાં માનનારું
**તર્કવિતર્ક** (પું.) ઊહાપોહ (૨) ગમેતેમ વિચાર દોડાવ્યા કરવા તે
**તર્કશક્તિ** (સ્ત્રી.) તર્ક કરવાની શક્તિ
**તર્કશાસ્ત્ર** (ન.) ન્યાયશાસ્ત્ર, 'લૉજિક'
**તર્કશાસ્ત્રી** (પું.) તર્કશાસ્ત્રનો વિદ્વાન
**તર્કશુદ્ધ** (વિ.) તર્કદોષ વિનાનું, 'લૉજિકલ'
**તર્કસરણિ(-ણી)** (સ્ત્રી.) તર્કોની પરંપરા
**તર્કસંગતતા** (સ્ત્રી.) તર્કથી બરોબર હોવું તે, તર્કશુદ્ધતા
**તર્કસિદ્ધ** (વિ.) તર્કથી પુરવાર થયેલું
**તર્કાભાસ** (પું.) ખોટો-ભૂલભરેલો તર્ક, તર્કદોષ
**તર્જ** (સ્ત્રી.) તરજ, ગાવાની ઢબ
**તર્જન,તર્જના** (ન.સ્ત્રી.) ઠપકો, ધમકી (૨) તરછોડ, તિરસ્કાર
**તર્જની** (સ્ત્રી.) હાથના અંગૂઠા પાસેની આંગળી
**તર્જવું** (ક્રિ.) ઠપકો આપવો, ધમકાવવું (૨) તરછોડવું, ધુતકારવું
**તર્પણ** (ન.) તૃપ્તિ (૨) પિતૃઓનું તર્પણ કરવા અપાતી જલાંજલિ
**તર્પણીય** (વિ.) તૃપ્ત કરી શકાય કે કરવા યોગ્ય
**તર્પવું** (ક્રિ.) તૃપ્ત કરવું, સંતોષવું
**તલ** (પું.) એક તેલી બી કે તેનો છોડ, તિલ (૨) એને મળતો ચામડી પરનો ડાઘો
**તલ(-ળ)** (ન.) તળિયું (૨) નીચેનો પ્રદેશ, તળેટી (૩) સપાટી. ઉદા. 'ભૂતલ' (૪) હથેળી કે પગનું તળિયું
**તલક** (અ.) સુધી, લગી
**તલખ** (સ્ત્રી.) ઝંખના, ઇંતેજારી (૨) વ્યાકુળતા, બેચેની (૩) તરશ (૪) (વિ.) તીવ્ર, તીખું, તેજ
**તલખવલખ** (અ.) પાણી ન મળવાથી અસ્વસ્થ
**તલખવું** (ક્રિ.) તલસવું, વ્યાકુળ થવું (૨) ઝંખવું
**તલપ** (સ્ત્રી.) કૂદકો, છલંગ (૨) (મોટે ભાગે વ્યસનની, ચીજની) ઉત્કટ ઇચ્છા, તાલાવેલી, તલબ
**તલપવું** (ક્રિ.) ઝંખવું, આતુરતાથી ટમટમવું, તલસવું (૨) એકદમ કૂદકો મારવો
**તલપાપડ** (વિ.) આતુર, અધીરું
**તલપૂર** (વિ.) તલ જેટલું (૨) સહેજ પણ, થોડું
**તલબ** (સ્ત્રી.) તલપ, ઉત્કટ ઇચ્છા
**તલભાર,તલમાત્ર** (વિ.) તલ જેટલું, સહેજ, તલપૂર
**તલ(-ળ)ભૂમિ** (સ્ત્રી.) તળિયાની જમીન
**તલવટ** (પું.) તલની બનાવેલી એક મીઠાઈ (૨) ઉંબરો, તળવટ
**તલવાર** (સ્ત્રી.) શમશેર, ખડગ, તરવાર
**તલવારબાજી** (સ્ત્રી.) તલવાર વાપરી જાણવાપણું, યોદ્ધાપણું
**તલસરું** (ન.) તલ ખંખેરી લીધા પછીનો તલનો છોડ (૨) જેમાં તલ થાય છે તે શીંગ
**તલસવલસ** (અ.) તલખવલખ-પાણી વિના અસ્વસ્થ
**તલસવું** (ક્રિ.) ઝંખવું, અતિ આતુર હોવું, આતુરતાથી તરફડવું
**તલસાટ,તલસારો** (પું.) આતુરતા, તરફડાટ
**તલસાંકળી** (સ્ત્રી.) તલની બનાવેલી એક વાનગી
**તલસ્પર્શ** (પું.) તળિયાનો સ્પર્શ (૨) સપાટીનો સ્પર્શ (૩) વિષયના ઊંડાણ સુધી પહોંચવું એ
તલસ્પર્શી (વિ.) તલસ્પર્શ કરતું (૨) મૌલિક, વસ્તુના તળિયા સુધી ઊંડે જઈ વિચારતું
**તલા(-લ્લા)ક** (સ્ત્રી.) છૂટાછેડા, ફારગતી
**તલાટી** (પું.) ગામડામાં મહેસૂલ સંબંધી કામગીરી કરનાર સરકારી કર્મચારી
**તલાટું** (ન.) તલાટીનું કામકાજ કે પદ
**તલાતલ** (ન.) સાત પાતાળમાંનું એક, તળાતળ
**તલા(-ળા)વ** (ન.) એક જળાશય, નાનું સરોવર
**તલાશ, તલાશી** (સ્ત્રી.) શોધ, તપાસ
**તલ્લાક** (સ્ત્રી.) છૂટાછેડા, તલાક
**તલ્લીન** (વિ.) ગરક, લીન, એકાકાર
**તલ્લીનતા** (સ્ત્રી.) તલ્લીન થવું તે
**તવ** (સ.) તારું (પદ્યમાં) (૨) (અ.) ત્યારે (પદ્યમાં) (૩) (ન.) બળ, જોર
**તવંગર** (વિ.) પૈસાદાર, તાલેવંત, શ્રીમંત (૨) શક્તિશાળી
**તવાઈ** (સ્ત્રી.) કમબખ્તી, આફત, ધાડ (૨) તાકીદ, ધમકી
**તવામણ** (ન.) તવાવું તે, સંતાપ
**તવાયફ** (સ્ત્રી.) રામજણી, ગણિકા, વેશ્યા

**તવારીખ** (સ્ત્રી.) ઇતિહાસ, સત્યવૃત્તાંત
**તવારીખકાર,તવારીખનવીસ** (પું.) ઇતિહાસ લખનાર, ઇતિહાસકાર
**તવી** (સ્ત્રી.) નાનો તવો, લોઢી
**તવેથો** (પું.) રસોઈમાં ઉપર તળે કરવાનું કે ઉથલાવવાનું એક સાધન, તાવેથો
**તવો** (પું.) રોટલા શેકવાનું એક પાત્ર, મોટી લોઢી (૨) ચલમમાં મૂકવાની ગોળ ચપટી ઠીકરી
**તશરીફ** (સ્ત્રી.) મોટાઈ, મહિમા, શ્રેષ્ઠતા, મોટા માણસનું પધારવું એ
**તશ્તરી** (સ્ત્રી.) રકાબી કે તાસક જેવું પાત્ર
**તસ** (સ્ત્રી.) ન દેખાય એવી બારીક ફાટ
**તસતસવું** (ક્રિ.) ભચડાવું, તણાવું, ટસટસવું
**તસબી(-વી),તસવીહ** (સ્ત્રી.) (જપવાની) માળા, બેરખો, જપમાળા
**તસલમાત** (વિ.) વચગાળાનું, ઉપલકિયું (જેમ કે, તસલમાત - ઉપલક ખાતું) (૨) તાબાનું (૩) (સ્ત્રી.) કબજો, ભોગવટો
**તસલ્લી** (સ્ત્રી.) આશ્વાસન, ભરોસો, વિશ્વાસ, નિરાંત
**તસવીર** (સ્ત્રી.) છબી, ચિત્ર, ફોટો
**તસિયો** (પું.) તરડ, ફાટ (૨) લીટી, આંક (૩) (આંખમાં) રાતી રેખા, તસર, ટશિયો
**તસુ** (પું.સ્ત્રી.) ઇંચ જેટલું માપ
**તસું** (વિ.) તેવું
**તસોતસ** (અ.) તસતસે એમ, તંગ, ચપોચપ તણાતું
**તસ્કર** (પું.) ચોર
**તસ્કરી** (સ્ત્રી.) ચોરનું કામ, ચોરી
**તસ્દી** (સ્ત્રી.) શ્રમ, મહેનત, તકલીફ
**તસ્લીમ** (સ્ત્રી.) સલામ, પ્રણામ
**તહ** (પું.સ્ત્રી.ન.) સુલેહ, સંધિ (૨) તળિયું, તળ, નીચેની સપાટી
**તહકુ(-કૂ)બ** (વિ.) મોકૂફ, મુલતવી
**તહકુ(-કૂ)બી** (સ્ત્રી.) તહકૂબ રાખવું તે, મોકૂફી
**તહખાનું** (ન.) ભોંયરું
**તહનામું** (ન.) સુલેહનો કોલકરાર-લેખ
**તહસીલ** (સ્ત્રી.ન.) જમીન-મહેસૂલ (૨) તાલુકો
**તહસીલદાર** (પું.) તાલુકાનું મહેસૂલ વસૂલ કરનાર અમલદાર, મહાલકારી
**તહસીલદારી** (સ્ત્રી.) તહસીલદારનું કામ કે પદ
**તહસીલનામું** (ન.) જમાબંધીનો ચોપડો
**તહાં,તહીં** (અ.) ત્યાં, ત્યહાં
**તહેનાત** (સ્ત્રી.) સેવાચાકરી કરવા માટેની હાજરી (૨) સેવાચાકરી તાબેદારી
**તહેવાર** (પું.) ટાણું, પર્વ, ઉત્સવ કે ખુશાલીનો દિવસ
**તહોમત** (ન.) આરોપ, આળ
**તહોમતદાર** (વિ.) આરોપી
**તહોમતનામું** (ન.) આરોપ મૂકયા બાબતનું લખાણ
**તળ** (ન.) તલ, તળિયું, તળેટી, સપાટી (૨) મૂળ (૩) પાયો (૪) જન્મસ્થાન
**તળચિહ્ન** (ન.) તળ બતાવતી નિશાની, 'બૅન્ચમાર્ક'
**તળજમીન** (સ્ત્રી.) તળિયાની જમીન
**તળપદ** (ન.) ગામતળની જમીન (૨) અસલ-મૂળ જગા (૩) સપાટ જમીન (૪) જેનું પુરું મહેસૂલ લેવાતું હોય એવી ખાલસા જમીન
**તળપદું** (વિ.) સ્થાનિક, મૂળ વતનનું (૨) ગામઠી, દેશી
**તળવું** (ક્રિ.) કકડાવેલા ઘીતેલમાં પકવવું (૨) (ન.) તળિયું
**તળાઈ** (સ્ત્રી.) ખૂબ રૂ ભરેલું ગાદલું (૨) (પું.) તાડનું (નર) ઝાડ
**તળાતળ** (ન.) સાત પાતાળમાંનું એક, તલાતલ
**તળાવ** (ન.) એક જળાશય, નાનું સરોવર, તલાવ
**તળાવડી** (સ્ત્રી.) નાનું તળાવ, તલાવડી
**તળાંસવું** (ક્રિ.) ધીમેધીમે ચાંપવું, ચંપી કરવી
**તળિયાઝાટક** (અ.) તળિયું ખુલ્લું થઈ જાય તેમ, ખુલ્લેખુલ્લું, પૂરેપૂરું ખુવાર
**તળિયું** (ન.) છેક નીચેનો ભાગ, તળ, તળું (૨) પગનું તળિયું (૩) તડબૂચ
**તળે** (અ.) નીચે, તળિયે
**તળેઉપર** (અ.) ઊંચુંનીચું, તળે કે ઉપર (૨) (લા.) તલપાપડ, અધીરું
**તળેટી** (સ્ત્રી.) પર્વતની આજુબાજુનો નીચાણનો પ્રદેશ
**તળ્યુંતાવ્યું** (વિ.) તળેલું અને તાવેલું (૨) (લા.) અભડાય નહિ એવું-શુદ્ધ
**તંગ** (વિ.) ભિડાતું, ચપસીને આવી રહેતું, સાંકડું (૨) તાણેલું, કસેલું (૩) છૂટ વગરનું, ખેંચાતું (નાણાં કે વેપારની બાબતમાં) (૪) (લા.) કાયર, કંટાળેલું (૫) મન ઊંચાં થાય એવું (૬) કંજૂસ, અનુદાર, સંકુચિત (૭) (પું.) ઘોડાનું જીન ખસી ન જાય તે માટે પેટને કસીને બાંધેલો પટ્ટો
**તંગડી** (સ્ત્રી.) ટંગડી, ટાંટિયો (૨) ટૂંકી ચોરણી-લેંઘો
**તંગદિલ** (વિ.) તંગ દિલવાળું
**તંગદિલી** (સ્ત્રી.) દિલ તંગ થવાં તે, વૈમનસ્ય
**તંગિયો** (પું.) જાંઘિયો
**તંગી** (સ્ત્રી.) તંગપણું, તાણ, ન્યૂનતા, અછત
**તંડુલ** (પું.) ચોખા, તાંદુલ, તંદુલ
**તંત** (પું.) તાર, તાંતણો (૨) કોઈ ઘટના કે વાતની પરંપરા-તેનો લાંબો તાંતણો (૩) ચર્ચા, વાદવિવાદ, પંચાત (૪) છાલ, કેડો (૫) મમત, જીદ, હઠ
**તંતરવું** (ક્રિ.) છેતરવું, ધૂતી લેવું, ભોળવવું
**તંતીલું** (વિ.) તંતવાળું, તંત ન મૂકે એવું, જિદ્દી, હઠાગ્રહી
**તંતુ** (પું.) તાર, તાંતણો, રેસો કે પાતળી નસ
**તંતુવાદ્ય** (ન.) તંતુથી વાગતું વાજિંત્ર
**તંતે(-તો)તંત** (અ.) એક કેડે બીજું એમ, લગાતાર (૨) બરોબર, પૂરેપૂરું
**તંત્ર (ન.)** હિંદુઓનાં એક પ્રકારનાં શાસ્ત્રો (તેમાં મંત્રો, પ્રયોગો અને ક્રિયાઓ પર વધુ ભાર મૂકેલો છે.) (૨) વ્યવસ્થા, પ્રબંધ, વહીવટ, 'ઍડ્‌મિનિસ્ટ્રેશન' (૩) તેની યોજનાપૂર્વક ગોઠવણ, આયોજન, પદ્ધતિ, 'સિસ્ટમ', જેમ કે, પાચનતંત્ર, શ્વસનતંત્ર વગેરે (૪) સિદ્ધાંત (ન્યા.)
**તંત્રબદ્ધ (વિ.)** બરોબર તંત્રરૂપે ગોઠવાયેલું, વ્યવસ્થિત આયોજનવાળું
**તંત્રી** (પું.) તંત્ર ચલાવનાર, અધિપતિ (૨) છાપાનો સંપાદક (૩) (સ્ત્રી.) તંતુવાદ્યનો તાર (૪) ધનુષ્યની દોરી, પણછ (૫) એક તંતુવાદ્ય
**તંદુરસ્ત** (વિ.) નીરોગી, સ્વસ્થ
**તંદુરસ્તી** (સ્ત્રી.) આરોગ્ય
**તંદુલ** (પું.) તંડુલ, ચોખા, તાંદુલ
**તંદૂર** (પું.) તંનૂર, એક જાતનો ભઠ્ઠી જેવો ચૂલો
**તંદૂરી** (વિ.) તંદૂરનું કે તે વડે થતું (૨) (સ્ત્રી.) એક પ્રકારની રોટી
**તંદ્રા** (સ્ત્રી.) આળસ, સુસ્તી, ઘેન (નિદ્રાનું) (૨) અર્ધ સભાન અવસ્થા

**તંદ્રાલુ(-ળુ)** (વિ.) તંદ્રાવાળું
**તંબાકુ(-કૂ)** (સ્ત્રી.) તમાકુ, એક વનસ્પતિ, જેનાં પાંદડાં એક વ્યસનની ચીજ છે.
**તંબુ(-બૂ)** (પું.) દોરડાં અને થાંભલાને ટેકે તાણેલું છત્રીઘાટનું લૂગડાનું ઘર
**તંબૂર,તંબૂરો** (પું.) એક તંતુવાદ્ય (૨) તાનપૂરો
**તંબૂરાપેટી** (સ્ત્રી.) સૂરપેટી
**તંબોળ** (પું.) નાગરવેલનું પાન (૨) તેની બીડી-બીડું (૩) ઘાટો લાલ રંગ (૪) ગળાનો એક રોગ
**તંબોળી** (પું.) પાનસોપારી વેચનારો
**-તઃ** (પું.) નામને લાગતાં 'માંથી', 'ની દૃષ્ટિએ' એવા અર્થનું અવ્યયનું બનાવે. ઉદા. મલતઃ, તત્ત્વતઃ
**-તા** (સ્ત્રી.) ભાવવાચક નામ બનાવતો પ્રત્યય. ઉદા. મધુરતા
**તા** (પું.) એક કાગળ, તાવ (૨) ગરમી (૩) (લા.) આવેશ, ક્રોધ
**તા.** 'તારીખ'નું ટૂંકું રૂપ
**તાઈ** (પું.) મુસલમાનની એક નાત, પીંજારો, વણકર (૨) (સ્ત્રી.) એક વસ્ત્ર
**તાઉ** (વિ.) આકળા સ્વભાવનું, ગરમ મિજાજી
**તાઊસ** (પું.) મોર (૨) (ન.) એક છેડે મોરનો આકાર હોય એવું વાદ્ય
**તાઓ,તાઓધર્મ** (પું.) ચીની ફિલસૂફ લાઓત્સેનો તત્ત્વ-સિદ્ધાંત કે તેને આધારે ચાલતો (ચીની) ધર્મસિદ્ધાંત
**તા.ક.** (સ્ત્રી.) 'તાજા કલમ'નું ટૂંકું રૂપ, મુખ્ય લખાણ પૂરું થયા પછી તેની નીચે ઉમેરેલું લખાણ
**તાક** (સ્ત્રી.) છાશ (૨) તાકવું તે, નેમ, ચોટ (૩) (પું.) લાગ, તાકડો
**તાકડે** (અ.) બરોબર તાકડાના-અણીના વખતે
**તાકડો** (પું.) તાક, લાગ (૨) ત્રાગડો, તાગડો, દોરો
**તાકણિયું** (વિ.) તાકેડુ, તાકેલું નિશાન પાડનાર
**તાક(-કા)ત** (સ્ત્રી.) શક્તિ, સામર્થ્ય, મગદૂર
**તાકવું** (ક્રિ.) એકીનજરે જોયા કરવું (૨) નિશાન બાંધવું (૩) ધારવું, ઇચ્છવું
**તાકીદ** (સ્ત્રી.) ઉતાવળ (૨) આજ્ઞા, ફરમાન, તરત કરવાની જરૂરિયાત (૩) ચેતવણી, ધમકી
**તાકીદચિઠ્ઠી,તાકીદપત્ર** (સ્ત્રી.પું.ન.) ઉપરી અમલદારના હુકમનો તાકીદનો કાગળ, શાસનપત્ર
**તાકું** (ન.) ગોખલો, હાટિયું
**તાકેડુ** (વિ.) તાકેલું નિશાન પાડનાર, તાકણિયું
**તાકો** (પું.) ફાડ્યા વિનાનું લાંબું એકસરખું લૂગડું, થાન (૨) તાકું, ગોખલો, હાટિયું
**તાકોડી** (વિ.) તાકેડુ, તાકેલું નિશાન પાડનાર, તાકણિયું
**તાગ** (પું.) છેડો, અંત, નિવેડો (૨) પરણીને વિદાય થતા વરપક્ષ તરફથી ભાગોળે કન્યાપક્ષના ભાટબ્રાહ્મણોને અપાતી દક્ષિણા કે લાગો
**તાગડધિન્ના** (પું.બ.વ.) મોજમજા, ચેનબાજી, રંગરાગ
**તાગડો** (પું.) ત્રાગડો, જનોઈ, તાંતણો (૨) તાકડો, લાગ
**તાગવું** (ક્રિ.) તાગ કાઢવો, માપ કાઢવું, અંદાજ કાઢવો (૨) પરવારવું, તાગ આણવો, છૂટા થવું (૩) છોડી દેવું
**તાછ** (સ્ત્રી.) પથ્થર ટાંકતાં પડતો કચરો-છોલ (૨) (દાગીનાને) છોલતાં પડતી કરચો (૩) ઓપ, ચકચકાટ
**તાછ(-સ)વું** (ક્રિ.) ટાંકણાથી છોલવું, છોલીને ચકચકતું કરવું (૨) તાછિયું કરવું - કાપવું
**તાજ** (પું.) મુગટ, રાજમુગટ (૨) ગંજીફાનું તેવા ચિહ્નવાળું પાનું
**તાજગી** (સ્ત્રી.) તાજાપણું (૨) તેજી, સ્ફૂર્તિ (૩) તંદુરસ્તી
**તાજણો** (પું.) સાટકો, ચાબુક
**તાજપોશી** (સ્ત્રી.) તાજ પહેરવાની-ગાદીએ આવવાની ક્રિયા
**તાજમહાલ** (પું.) આગ્રાની સુપ્રસિદ્ધ ઇમારત
**તાજા(-જે)કલમ** (સ્ત્રી.) (ટૂંકમાં લખાય છે 'તા.ક.') મુખ્ય લખાણ પૂરું થયા પછી તેની નીચે ઉમેરેલું લખાણ
**તાજિયો** (પું.) તાબૂત
**તાજુબ** (વિ.) આશ્ચર્યચકિત, દંગ
**તાજુબી** (સ્ત્રી.) આશ્ચર્ય, નવાઈ
**તાજું** (વિ.) નવું, તરતનું (૨) થાક ઊતરી જઈને સ્ફૂર્તિમાં આવેલું (૩) તર, પૈસાથી ભરેલું
**તાજુંતમ** (વિ.) એકદમ તાજું
**તાજેતર** (વિ.) તાજેતાજું, તરતનું
**તાજેતરમાં** (અ.) હમણાં જ, થોડા વખત પર
**તાટ** (વિ.) તંગ, સક્કસ, અક્કડ (૨) (પું.) છીછરી મોટી થાળી (૩) (ન.) શણનું કપડું, ગૂણપાટ
**તાટસ્થ્ય** (ન.) તટસ્થપણું, નિષ્પક્ષતા
**તાડ** (પું.) એક જાતનું ઝાડ (૨) માર-ઠોકનો સોજો
**તાડગોળ** (પું.) તાડ ખજૂરના તાજા રસ-નીરાનો બનાવાતો ગોળ
**તાડછું,તાડપત્ર** (ન.) તાડનું પાંદડું
**તાડન** (ન.) માર મારવો તે, માર
**તાડપત્રી** (સ્ત્રી.) તાડનાં પાનનું છાજ (૨) વરસાદમાં રક્ષણ કરે એવી શણની એક મોદ
**તાડી** (સ્ત્રી.) તાડ-ખજૂરાં વગેરેનો કેફી રસ
**તાડૂકવું** (ક્રિ.) તડૂકવું, ત્રાડવું
**તાડૂકો** (પું.) તડૂકો, ત્રાડ
**તાણ** (ન.) પાણીના વહેણનું - તાણી જવાનું જોર (૨) ખેંચાણ, 'ટૅન્શન' (પ.વિ.)
**તાણ** (સ્ત્રી.) તણાવું કે તાણવું તે, ખેંચાણ (૨) શરીરની - રગોની ખેંચ (૩) તંગી, અછત (૪) આગ્રહ, ખેંચ
**તાણવું** (ક્રિ.) ખેંચવું (૨) ઘસડવું (૩) લાંબું થાય તેવી રીતે ખેંચવું કે ક્રિયા ચલાવવી (જેમ કે, રાગડો, લહેકો વગેરે) (૪) તરફેણ કરવી ઉદા. 'કોઈનું તાણવું'
**તાણંતાણ(-ણા),તાણાતાણ** (સ્ત્રી.) ખેંચાખેંચ, આમ ને તેમ કે ઉપરા-છાપરી તાણવું તે કે તણાવું તે
**તાણિયો** (પું.) ધાતુના તાર તાણનારો (૨) છાપરા કઠેરા વગેરેને તાણી ઝાલવા મુકાતો સળિયો (સ્થાપત્યમાં), 'બ્રૅકેટ'
**તાણીતૂ(-તો)શી(-સી),તાણીતૂ(-તો)શી(-સી)ને** (અ.) ખૂબ ખેંચીને, મારી-મચડીને, મુસીબતથી
**તાણીને** (અ.) લાંબા અવાજ કરીને, મોટેથી, જોરથી (૨) આગ્રહપૂર્વક
**તાણુ(-ણું)** (વિ.) '૯૩'નો આંકડો, ત્રાણું

**તાણો** (પું.) વણવા માટે તાણેલા લાંબા-ઊભા તાર (આડા તાર તે વાણો)

**તાણોવાણો** (પું.) તાણો અને વાણો

**તાત** (પું.) પિતા, બાપ (૨) (ખાસ કરીને હાથ નીચેનાં માણસો, શિષ્યો કે બાળકો માટે) વહાલનું એક સંબોધન

**તાતા** (પું.) રોટલો (બાળકોની ભાષામાં)

**તાતા થૈયા** (અ.) નાચવાના તાનનો એક બોલ, તતથેઈ (૨) નાના બાળકને ઊભું થતાં શીખવતાં વપરાતો શબ્દ

**તાતું** (વિ.) ખૂબ ગરમ-તપેલું (૨) આકળા સ્વભાવનું, ગરમ મિજાજનું (૩) તરતનું, તાજું (૪) તેજસ્વી

**તાત્કાલિ(-ળિ)ક** (વિ.) તે કાળ-સમય સંબંધી કે તે પૂરતું (૨) તરતનું, તાકીદનું, વિલંબ વિના

**તાત્ત્વિક** (વિ.) તત્ત્વને લગતું (૨) યથાર્થ

**તાત્પર્ય** (ન.) ભાવાર્થ, મતલબ, સાર (૨) હેતુ, ધારણા

**તાત્પૂરતું** (વિ.) તે વખત કે તે કામ કે તેટલા પૂરતું

**તાદર્થ્ય** (ન.) 'તેને માટે હોવાપણું' બતાવતો ચોથી વિભકિતનો અર્થ (વ્યા.) (૨) હેતુ, ધારણા, ઉદ્દેશ

**તાદાત્મ્ય** (ન.) સમાનતા, એકતા, એકાત્મકતા

**તાદૃશ** (વિ.) તેના જેવું જ, આબેહૂબ (દેખાવ, સ્વરૂપ, સ્વભાવ, ગુણ વગેરેમાં)

**તાન** (સ્ત્રી.ન.) ગાયનમાં લેવાતા પલટા, આલાપ (૨) ધૂન, લેહ, લગની (૩) મસ્તી, તોફાન

**તાનટપ્પો** (પું.) તાન સાથે ટપ્પો ગાવો તે કે તેની ચીજ, ગાયન

**તાનપૂરો** (પું.) ગાયનમાં તાન પૂરતું વાદ્ય, તંબૂરો

**તાનાબાજી** (સ્ત્રી.) તાના મારવા તે

**તાનારીરી** (સ્ત્રી.) ગાયનની એક તરેહ, તરાણા

**તાનાશાહી** (સ્ત્રી.) આપખુદી, સરમુખત્યારી, 'ડિક્ટેટરશિપ'

**તાનો** (પું.) ટોણો, મહેણું (૨) ક્રોધ

**તાપ** (પું.) તડકો (૨) ગરમી, આંચ (૩) જ્વર, તાવ (૪) રુઆબ, કડકાઈ (૫) કરપ, ધાક (૬) દુઃખ, સંતાપ

**તાપડું** (ન.) શણનું જાડું કપડું

**તાપણી,તાપણું** (સ્ત્રી.ન.) તાપવા માટે ઘાસ, લાકડાંની છોલ વગેરેનો સળગાવેલો અગ્નિ

**તાપત્રય** (પું.) આધિ, વ્યાધિ અને ઉપાધિ અથવા આધ્યાત્મિક, આધિભૌતિક અને આધિદૈવિક એ ત્રણ જાતનાં દુઃખ-સંતાપ, ત્રણ તાપનો સમૂહ

**તાપમાન** (ન.) ઉષ્ણતામાન

**તાપવું** (ક્રિ.) અગ્નિથી ટાઢ ઉડાડવી (૨) (તાપ સાથે) તપ કરવું

**તાપસ** (વિ.) તપ કરનાર (૨) (પું.) તપસ્વી

**તાપસી** (સ્ત્રી.) તપસ્વી સ્ત્રી

**તાપી** (સ્ત્રી.) એક નદી

**તાપોટો** (પું.) સખત તાપ, કઠારો (૨) તાપને લીધે થતો ફોલ્લો

**તાપોડિયું** (ન.) તાપોટો

**તાબડતોબ** (અ.) તરત જ, જરા પણ વિલંબ વગર, ઝટપટ

**તાબૂત** (પું.ન.) મડદા-પેટી, જનાજો, (ખાસ કરીને ઇસ્લામી શહીદ હુસેનની યાદગીરીમાં મહોરમના દિવસોમાં કબર જેવા ઘાટ કાઢે છે તે) તાજિયો (૨) (લા.) બાઘું કે તદ્દન મૂઢ જેવું થયેલું માણસ

**તાબે** (અ.) તાબામાં, હુકમને અધીન, કબજે

**તાબેદાર** (વિ.) હુકમમાં રહેનારું, આજ્ઞાંકિત (૨) પરાધીન

**તાબેદારી** (સ્ત્રી.) તાબેદારપણું

**તાબોટો** (પું.) હથેળી પર હથેળી અફાળી કરેલો અવાજ, ટાબોટો

**તામરસ** (પું.) એક છંદ (૨) કમળ (૩) તાંબું (૪) સોનું

**તામસ** (વિ.) તમોગુણને લગતું (૨) અંધારું, તમસનું બનેલું (૩) (પું.) ગરમ મિજાજ, ગુસ્સો

**તામસિક** (વિ.) ક્રોધી, તામસી, તમોગુણી

**તામસી** (વિ.) ક્રોધી (૨) (સ્ત્રી.) દુર્ગાનું એક નામ

**તામિલ** (સ્ત્રી.) તામિલનાડુ રાજ્યની એક દ્રાવિડ ભાષા

**તામિલનાડ,તામિલનાડુ** (પું.) મદ્રાસ આસપાસનો તામિલભાષાભાષી પ્રદેશ

**તામિસ્ર** (ન.) ઘોર અંધારવાળું એક નરક

**તામીલ** (સ્ત્રી.) હુકમનો અમલ, આજ્ઞાંકિતપણું

**તામ્ર** (ન.) તાંબુ

**તામ્રપટ(-ત્ર)** (પું.ન.) તાંબાનું પતરું (૨) તેના પર લખેલો લેખ

**તામ્રભસ્મ** (સ્ત્રી.) તાંબાની ભસ્મ-એક ઔષધિ

**તામ્રમુદ્રા** (સ્ત્રી.) તાંબાનો સિક્કો

**તામ્રલેખ** (પું.) તાંબા પર લખેલો લેખ, તામ્રપત્ર

**તામ્રવર્ણ(-ર્ણું)** (વિ.) તાંબાના રંગનું - લાલચોળ

**તાયફાવેડા** (પું.બ.વ.) દારૂ પીને કે બીજી રીતે નિરંકુશપણે માણવું તે (૨) ઉડાઉપણું, વંઠી ગયેલા જેવું વર્તન (૩) નાટકીય વર્તન

**તાયફો** (પું.) ટોળી, સમૂહ, મંડળ (૨) ગાવા-બજાવવાનું કામ કરનાર રામજણી અને તેના સાથીઓનો સમૂહ (૩) તાયફા જેવું નાટકીય વર્તન કે તેવો દેખાવ કરવો કે દૃશ્ય ભજવવું તે, 'ફલોટ'

**તાર** (પું.) તંતુ, દોરો, રેસો (૨) ધાતુનો ખેંચીને બનાવેલો તાર (૩) તાર મારફતનો (વીજળીથી મોકલાતો) સંદેશો, 'ટેલિગ્રામ' (૪) (લા.) કેફની ખુમારી (૫) એકલગન, તલ્લીનતા (૬) સાતત્ય, એકધારી પરંપરા

**તાર** (પું.) (ઘાનો) તાવ, તા, એક કાગળ

**તાર** (વિ.) ઉત્તમ (૨) તીણો કે ઊંચો (સ્વર) (૩) (પું.) કિનારો, સામો કાંઠો (૪) અંત, છેડો, મુક્તિ (૫) તરી શકાય તેવી સ્થિતિ (પાણીની)

**તાર-ઑફિસ** (સ્ત્રી.) તારથી સંદેશો લેવા-મોકલવાનું કાર્યાલય, તારઘર

**તારક** (વિ.) તારનાર, ઉદ્ધાર કરનાર (૨) પ્રવાહીમાં તરવા કે તારવાનો ગુણ કે શક્તિવાળું, 'બૉયન્ટ' (પ.વિ.) (૩) (પું.) તારો (૪) એક રાક્ષસ

**તારકસ** (પું.) ધાતુના તાર ખેંચનારો (૨) સોનાચાંદીનો કસબ કરનારો

**તારકસબ** (પું.) સોનાચાંદીના તાર તથા કસબ

**તારકિત** (વિ.) તારાઓથી ભરેલું-ખચેલું (૨) જેને ★ એવું નિશાન કરવામાં આવ્યું છે તેવું, તારાંકિત

**તારઘર** (ન.) તાર-ઑફિસ

**તારણ** (ન.) પાર ઉતારવું તે, ઉદ્ધાર (૨) તારવી કાઢેલું તે, સાર, તાત્પર્ય (૩) કરજ કરવામાં મૂકવી પડતી માલની કે રોકડની અનામત, કરજ વાળવા અનામત રખાતી રકમ (૪) વસ્તુ તારવી કાઢયા પછી રહેતું પ્રવાહી (૫) હિસાબ તારવી કાઢવો તે, તારવણી, તારીજ, 'બૅલેન્સ' (૬) પ્રવાહીમાં તારક બળ કે ગુણવાળું હોવું તે, 'બૉયન્સી' (પ.વિ.)

**તારણ-ફંડ** (ન.) દેવાના તારણ માટેનું અનામત ફંડ, ડૂબત ફંડ, 'સિંકિંગ ફંડ'

**તારણહાર** (વિ.પું.) ઉદ્ધારક

**તારતમ્ય** (ન.) ભાવાર્થ, સારાંશ (૨) ઓછાવત્તાપણું, ફેર (૩) ગુણ, પ્રમાણ વગેરેનો પરસ્પર મેળ

**તાર-મનીઑર્ડર** (પું.) તારથી મોકલાતો મનીઑર્ડર

**તાર-માસ્તર** (પું.) તારના યંત્ર પર સંદેશા લેવા મોકલવાનું કામ કરનાર અધિકારી

**તારલો,તારલિયો** (પું.) તારો (લાલિત્યવાચક)

**તારવણી** (સ્ત્રી.) (હિસાબ) તારવવો તે, તારણ કાઢવું તે

**તારવવું** (ક્રિ.) દબાઈ ગયેલી વસ્તુને ઊંચી આણવી (૨) ઉપર ઉપરથી લઈ લેવું (૩) છૂટું કરી પાણી સોંસરું કાઢી લેવું-બોળી કાઢવું (૪) બધામાંથી અમુક વીણી જુદું પાડવું (૫) જમા-ઉધારનો આંકડો ખાતાવાર નક્કી કરવો (૬) નફોતોટો કાઢવો

**તારવાળો** (પું.) તારનો સંદેશો પહોંચાડનારો ખેપિયો કે પટાવાળો

**તારવું** (ક્રિ.) તરે એમ કરવું, ઉદ્ધારવું, ઉગારવું, ડૂબતું બચાવવું

**તારા** (સ્ત્રી.) વાલીની સ્ત્રી (૨) (સ્ત્રી.) આંખની કીકી (૩) (પું.બ.વ.) આકાશમાં ઝબૂકવો ગોળો, તારો અથવા ગ્રહ

**તારાજ** (વિ.) ખેદાનમેદાન, જમીનદોસ્ત, ફના

**તારાજી** (સ્ત્રી.) ખુવારી

**તારાપતિ,તારાપીડ** (પું.) ચંદ્ર

**તારામંડલ(-ળ)** (ન.) બધા તારાઓનો સમૂહ (૨) એક જાતનું દારૂખાનું

**તારામૈત્રક,તારામૈત્રી** (ન.સ્ત્રી.) આંખેઆંખ મળવી તે, નેત્રપલ્લવી (૨) તેનાથી થયેલી પ્રીતિ

**તારાસ્નાન** (ન.) મળસકે તારા અદૃશ્ય ન થાય તે પહેલાં કરાતું આકાશ નીચે સ્નાન

**તારાંકિત** (સ્ત્રી.) ખાસ યાદીમાં સ્થાન, વિશેષ સૂચિપત્રમાં સ્થાન

**તારિકા** (સ્ત્રી.) તારો

**તારીખ** (સ્ત્રી.) (સપ્તાહ કે માસના ક્રમમાં) એક આખો દિવસ કે તેનો ક્રમિક આંકડો, રોજ, ચાંદ (ઈસ્વી કે મુસલમાની મહિનામાં)

**તારીખવાર** (વિ.અ.) તારીખના અનુક્રમવાળું કે તેવા અનુક્રમે, તારીખ પ્રમાણે, 'ક્રોનોલૉજિકલ'

**તારીખિયું** (ન.) તારીખનો સિક્કો (૨) તારીખ જાણવા કરેલી યોજના, 'કેલેન્ડર'

**તારીજ** (સ્ત્રી.) જમાઉધારનું તારણ (૨) સાર-સારાંશ

**તારીફ** (સ્ત્રી.) વખાણ, પ્રશંસા

**તારુણી** (સ્ત્રી.) તરુણી, તરુણ કે જુવાન સ્ત્રી

**તારુણ્ય** (ન.) તરુણાવસ્થા, જુવાની

**તારું** (સ.) 'તું'નું છઠ્ઠી વિભક્તિનું બીજો પુરુષ એકવચન

**તારે(-રો)તાર** (અ.) તાંતણે તાંતણા છૂટા થાય તેમ (૨) (લા.) તદ્દન છિન્નભિન્ન (૩) (પું.) દરેક તાર

**તારો** (પું.) આકાશમાં ઝબૂકતો એક આકાશી પદાર્થ, તારક (૨) આંખની કીકી (૩) હોશિયાર તરનારો

**તાર્કિક** (વિ.) તર્કને લગતું (૨) (પું.) તર્કશાસ્ત્રી

**તાલ** (પું.) ગાયનના ઠેકનું માપ (૨) મજા, રંગ, રસ (૩) લાગ, યોગ્ય સમય (૪) તાડ (૫) તાળ, કાંસીજોડ (૬) યુક્તિ, ખેલ, પ્રપંચ

**તાલ** (સ્ત્રી.) માથાની ટાલ

**તાલબદ્ધ,તાલબંધ** (વિ.અ.) પદ્ધતિસર (૨) સંગીતમાં તાલ પ્રમાણે

**તાલમેલ** (સ્ત્રી.) ટાપટીપ, અચ્છી તરેહથી કરેલી ગોઠવણ (૨) ઉપર ઉપરનો ભપકો-સફાઈ

**તાલવાદન** (ન.) વાદ્ય પર તાલ વગાડવો તે

**તાલવ્ય** (વિ.) તાલુસ્થાની, તાલુસ્થાનમાંથી ઉચ્ચારાતું

**તાલાવેલી** (સ્ત્રી.) આતુરતા, ચટપટી, ધાલાવેલી

**તાલિકા** (સ્ત્રી.) તાળી (૨) અનુક્રમણિકા, યાદી

**તાલી** (સ્ત્રી.) તાલવૃક્ષ, તાડ (૨) તાડી (૩) તાળી, બે હાથ અફાળી કરાતો અવાજ કે સંગીતનો અપાતો તાલ

**તાલીમ** (સ્ત્રી.) કેળવણી, શિક્ષણ (૨) શીખવવું તે કે તેની આવડત (૩) અંગકસરતનું શિક્ષણ (૪) શિસ્ત

**તાલીમબદ્ધ,તાલીમબંદ** (વિ.) તાલીમથી વ્યવસ્થિત થયેલું, તાલીમ મેળવેલ

**તાલીમબાજ** (વિ.) કસરત જાણનારો, કસરતી (૨) ધૂર્ત, ખેલાડી

**તાલીમવર્ગ** (પું.) અમુક વિશેષ તાલીમ માટેનો ખાસ ('રિફ્રેશર' જેવો) વર્ગ

**તાલીમાર્થી** (પું.) તાલીમ લેનાર-વિદ્યાર્થી

**તાલીમી** (વિ.) તાલીમને લગતું કે તાલીમવાળું કે તાલીમ લેનારું

**તાલુ** (સ્ત્રી.ન.) તાળવું

**તાલુક** (પું.) સંબંધ, લાગતું વળગતું (૨) માલમિલકત, ગરાસ (૩) તાલુકો

**તાલુકદાર** (પું.) તાલુકાનો-ગામનો વહીવટ કરનાર સરકારી અમલદાર

**તાલુકદારી** (વિ.) તાલુકદારને લગતું (૨) (સ્ત્રી.) તાલુકદારનું કામ કે પદ

**તાલુકો** (પું.) જિલ્લાનો નાનો ભાગ, પરગણું

**તાલુમૂલ(-ળ)** (ન.) તાળવાના મૂળનો ભાગ

**તાલુસ્થાની** (વિ.) તાલુસ્થાનમાંથી ઉચ્ચારાતું, તાલવ્ય

**તાલેવંત,તાલેવાન** (વિ.) નસીબદાર, ભાગ્યશાળી (૨) પૈસાદાર, તવંગર

**તાવ** (પું.) જ્વર, શરીરની ગરમી વધવાનો એક રોગ

**તાવ** (પું.) (આખા ઘામાંથી) એક કાગળ

**તાવડી** (સ્ત્રી.) પેણી, કઢાઈ

**તાવડો** (પું.) ખૂબ મોટી પેણી, કઢાયું

**તાવણી** (સ્ત્રી.) તાવવાની-કકડાવીને શુદ્ધ કરવાની ક્રિયા કે તે કરવાનું વાસણ (૨) (લા.) કસોટી

**તાવતરિયો** (પું.) તાવ વગેરે - કાંઈક રોગ

**તાવવું** (ક્રિ.) શુદ્ધ કરવા માટે ખૂબ તપાવવું (૨) ઓગાળવું (૩) (લા.) કસવું

**તાવી** (સ્ત્રી.) નાનો તવો, લોઢી

**તાવીજ** (ન.) મંતરજંતરનો દોરો અથવા માદળિયું

**તાશેરો** (પું.) બંદૂકનો અવાજ, ગોળીબારની ધડાધડ (૨) પ્રભાવ

**તાસ** (સ્ત્રી.) તાસક, તાટ (૨) (પું.) (ઘડિયાળ) ઝાલર (૩) કલાક કે શાળાના વર્ગનો નિયત સમય, 'પિરિયડ' (૪) એક જાતનું રેશમી કાપડ (૫) ઓપ, ઓપવાળો કસબ (૬) સ્વાદ, મજા, રંગ (૭) તાછ (પદ્યમાં વપરાતો શબ્દ)

**તાસક** (સ્ત્રી.) ધાતુના પતરાની છીછરી થાળી (૨) રકાબી

**તાસળું** (ન.) કાંસાનો પહોળો મોટો વાડકો, છાલિયું

**તાસવું** (ક્રિ.) તાછવું, ટાંકણાથી છોલવું, છોલીને ચકચકતું કરવું (૨) તાછિયું કરવું - કાપવું

**તાસીર** (સ્ત્રી.) લક્ષણ, ગુણ, છાપ, અસર (૨) રૂપ, ઘાટ
**તાસીરો** (પું.) પ્રભાવ, તાલ, ઘાટ, મજા
**તાળ** (પું.સ્ત્રી.) ઝાંઝ, મંજીરા
**તાળવું** (ન.) મોંની બખોલના ઘુંમટ જેવો ઉપલો ભાગ, તાલુ (૨) માથાનું તાલકું
**તાળાકૂંચી** (સ્ત્રી.) તાળું અને કૂંચી (૨) છોકરાંની એક રમત
**તાળાબંધી** (સ્ત્રી.) કારખાનેદાર કામ બંધ કરે તે, 'લૉકાઉટ'
**તાળી** (સ્ત્રી.) બે હાથ અફાળી કરાતો અવાજ કે સંગીતનો અપાતો તાલ
**તાળીઘેલું** (વિ.) પ્રશંસામાં તાળી પડે એવી ચાહના કે વાસનાવાળું
**તાળું** (ન.) બારણાં, પેટી વગેરે બંધ કરવા માટે વપરાતી કળવાળી એક બનાવટ
**તાળેબંદ(-ધ)** (પું.) ખાનાં પાડી કરેલી હિસાબની રજૂઆત
**તાળો** (પું.) મળતું-બંધબેસતું હોવાપણું (૨) હિસાબ ખરો છે કે ખોટો તેની તપાસ
**તાંડવનૃત્ય** (ન.) શિવનું નૃત્ય (૨) ભયંકર નૃત્ય (૩) ભારે બેફામ તોફાન
**તાંત** (સ્ત્રી.) ચીકણા પદાર્થનો તંતુ, ચીકણો તાર (૨) આંતરડાની બનાવેલી દોરી (૩) એક જાતનો જડાવ દાગીનો
**તાંતણો** (પું.) તાર, દોરો
**તાંતરવું** (ક્રિ.) વશ કરવું (૨) તંતુ વડે જાળું કરવું
**તાંત્રિક** (વિ.) તંત્રશાસ્ત્રને લગતું (૨) (પું.) મંત્રતંત્રાદિ જાણનારો (૩) તંત્ર - શાસ્ત્રીને માનનારો
**તાંદળજો** (પું.) એક જાતની વનસ્પતિ - ભાજી
**તાંદળા** (પું.બ.વ.) કાંગ, બાવટો, કોદરા વગેરેમાંથી છડીને કાઢેલા દાણા (૨) ભરડેલાં મરી
**તાંદુલ** (પું.બ.વ.) તંદુલ, ચોખા (૨) તાંદળા
**તાંબડી** (સ્ત્રી.) નાનો તાંબડો, તામડી, વટલોઈ
**તાંબડો** (પું.) તામડો, પાણી ભરવાનું મોટું વાસણ
**તાંબાકૂંડી** (સ્ત્રી.) નાહવાનું પાણી લેવા વપરાતું તાંબાપિત્તળનું પહોળા મોંનું એક વાસણ
**તાંબિયો** (પું.) તાંબાનો લોટો, વાડકો કે સિક્કો
**તાંબું** (ન.) આછા રાતા રંગની એક ધાતુ, ત્રાંબું
**તાંબૂલ** (ન.) નાગરવેલનું પાન (૨) પાનબીડું
**તાંબૂલી** (સ્ત્રી.) નાગરવેલ
**તાંબેરી** (વિ.) રંગમાં તાંબા જેવું કે તાંબાનું બનાવેલું
**તાંસળી** (સ્ત્રી.) નાનું તાંસળું
**તાંસળું** (સ્ત્રી.) કાંસાનો પહોળો મોટો વાડકો
**તિકડમ** (ન.) (જેલમાં) ચોરી, નિયમ વગેરેમાંથી છટકવા માટેની યુક્તિ કે ચાલાકી
**તિક્કડ** (પું.) જાડો રોટલો
**તિક્ત** (વિ.) તીખું (૨) કડવું (૩) (ન.) મરી
**તિખારો** (પું.) તણખો, અંગારો
**તિજોરી** (સ્ત્રી.) નાણાં, કીમતી માલમતા વગેરે રાખવાની લોખંડની મજબૂત પેટી
**તિજોરી-અધિકારી** (પું.) સરકારી તિજોરીનો અધિકારી, 'ટ્રેઝરી-ઑફિસર'
**તિજોરી-કારકુન** (પું.) સરકારી તિજોરીનો કારકુન
**તિજોરી-ચલણ** (ન.) તિજોરીમાં રકમ ભરવાનું કાગળિયું, 'ફૉર્મ'
**તિતર-બિતર** (વિ.અ.) આમતેમ, અહીંતહીં, અસ્તવ્યસ્ત, વેરણછેરણ
**તિતાલી,તિતાલિયું** (વિ.) ઉછાંછળું, છોકરવાદ, નાદાન
**તિતિક્ષા** (સ્ત્રી.) સુખદુ:ખ આદિ દ્વંદ્વોને ધીરજથી સહન કરવાની વૃત્તિ, સહનશીલતા, સહિષ્ણુતા
**તિતિક્ષુ** (વિ.) તિતિક્ષાવાળું, સહનશીલ, સહિષ્ણુ
**તિથિ** (સ્ત્રી.) હિંદુ મહિનાનો દિવસ, મિતિ (૨) સંવત્સરીનો દિવસ
**તિથિક્ષય** (પું.) તિથિનો ક્ષય-ગણતરીમાં ન આવવું તે (બે સૂર્યોદયમાં ત્રણ તિથિઓ આવે ત્યારે જે તિથિ સૂર્યના ઉદયકાળમાં ન આવે તેનો ક્ષય ગણાય છે.)
**તિથિપત્ર** (ન.) જેમાં તિથિઓની વિગત લખેલી હોય એવો કાગળ કે પુસ્તક, પંચાગ
**તિથિવૃદ્ધિ** (સ્ત્રી.) તિથિનો વધારો (જે તિથિમાં બે સૂર્યોદય આવે તે તિથિ બે વાર ગણાય છે.)
**તિબેટ** (પું.) ટિબેટ, હિમાલયની ઉત્તરનો એક દેશ
**તિમંગળ, તિમિંગલ(-ળ)** (પું.) મગરમચ્છ (૨) એક તારામંડળ
**તિમિર** (વિ.) અંધારું (૨) (ન.) અંધકાર
**તિરકસ, તિરકસિયું** (વિ.) ત્રાંસું, તીરછું (૨) (ન.) ભાતમાં આડી-વાંકી ઈંટો મૂકીને બનાવેલું નાનું જાળિયું
**તિરસ્કરણીય** (વિ.) તિરસ્કારને પાત્ર, તિરસ્કાર્ય
**તિરસ્કાર** (પું.) તુચ્છકાર, અનાદર, ધિક્કાર
**તિરસ્કારપૂર્વક** (અ.) તિરસ્કારથી
**તિરસ્કારવાચક** (વિ.) તિરસ્કાર દર્શાવનારું
**તિરસ્કૃત** (વિ.) તિરસ્કારાયેલું, તરછોડી કાઢેલું
**તિરાડ** (સ્ત્રી.) ફાટ, ચીરો, તરડ
**તિરોધાન** (ન.) અદશ્ય થવું તે (૨) આચ્છાદન
**તિરોભાવ** (પું.) અદશ્યતા, અદશ્ય હોવું તે
**તિરોભૂત,તિરોહિત** (વિ.) અદશ્ય, ઢંકાયેલું
**તિર્યક** (વિ.અ.) વાંકું, ત્રાંસું
**તિર્યગ્યોનિ** (સ્ત્રી.) પશુ, પક્ષી વગેરે જીવો
**તિર્યગ્રેખા** (સ્ત્રી.) આડી લીટી, 'ટ્રાન્સવર્સલ' (ગ.)
**તિર્યક(-ચ)** (ન.) તિર્યગ્યોનિ-મનુષ્યથી હલકી જાતનાં પ્રાણી
**તિલક** (ન.) ટીલું (૨) ટિળક, લોકમાન્ય બાલગંગાધર ટિળક
**તિલકા** (સ્ત્રી.) એક છંદ-વૃત્ત
**તિલસ્મ** (પું.) ચમત્કાર, અચંબાની વાત, જાદુ
**તિલસ્માતી,તિલસ્મી** (વિ.) જાદુઈ, ચમત્કારિક, તિલસ્મવાળું
**તિલાણો** (પું.) જેમાં ત, લ, ન, મ, દ, ર એવા કોમળ અને રણકો કરતા અક્ષર કે કોમળ સ્વરો વારેવારે આવ્યા કરે તેવું ગાયન
**તિલાંજલિ** (સ્ત્રી.) મૃત વ્યક્તિને તર્પણરૂપે ખોબામાં ભરીને અપાતાં તલ અને પાણી, તિલોદક (૨) રુખસદ
**તિલોત્તમા** (સ્ત્રી.) એક અપ્સરા
**તિલોદક** (ન.) મૂએલાંને અર્પાતાં તલ અને પાણી
**તિસમારખાં** (વિ.) ગરમ મિજાજનું, ક્રોધી (૨) બડાઈખોર (૩) (પું.) મોટાં પરાક્રમોની બડાશો મારનાર

**તીકમ** (પું.) જમીન ખોદવાનું એક ઓજાર, ત્રિકમ

**તીક્ષ્ણ** (વિ.) બારીક ધારવાળું (૨) આકરું, તીખું (ભાષણ) (૩) ચકોર, ચપળ, કુશાગ્ર બુદ્ધિનું

**તીખાબોલું** (વિ.) તીખી ભાષા બોલનારું, આકરાં વેણ કહેનારું

**તીખાશ** (સ્ત્રી.) તીખાપણું, તીખો સ્વાદ

**તીખાં** (ન.બ.વ.) મરચાં (૨) મરી

**તીખું** (વિ.) ધમધમાટ, જીભ ચચરે એવું (૨) પાણીવાળું, તેજ, જલદ (૩) ઉગ્ર, ગરમ મિજાજનું (૪) (ન.) ખરું લોઢું, પોલાદ

**તીજ** (સ્ત્રી.) ત્રીજ, પખવાડિયાની ત્રીજી તિથિ

**તીડ** (ન.) તીતીઘોડાના ઘાટનું, એનાથી મોટું વનસ્પતિ-ભંજક જીવડું, ટીડ, શલભ, ઊભો પાક ખાનાર જીવડું

**તીણું** (વિ.) ઝીણી ધારવાળું (૨) ઝીણી અણીવાળું (૩) સૂક્ષ્મ પણ તીવ્ર (સૂર)

**તીતર** (પું.) તેતર પક્ષી

**તીતીઘોડો** (પું.) એક જાતનું પાંખાળું જીવડું, ઘાસમાં ફરતું તીડ જેવું નાનું લીલા રંગનું જીવડું

**તીર** (ન.) કાંઠો, કિનારો, તટ (૨) બાણ (૩) પારસી ચોથો મહિનો (૪) (લા.) (છાપરાનો) ઊભો ટેકો (૫) વહાણનો એક ભાગ (જેને સઢ બાંધે તે લાકડું) (૬) પારસીઓના મહિનાનો તેરમો દિવસ

**તીરકશ** (પું.) બાણનો ભાથો

**તીરગર** (પું.) બાણ બનાવનારો

**તીરછું** (વિ.) વાંકું, આડું, કતરાતું, ત્રાંસું

**તીરથ** (ન.) તીર્થ, ઘાટ, પાર ઊતરવાનો માર્ગ (૨) કોઈ પવિત્ર કે જાત્રાનું સ્થાન (૩) પુણ્યભૂમિ

**તીરથવાસી** (વિ.) તીર્થવાસી, તીર્થસ્થાનમાં રહેનારું

**તીરંદાજ** (વિ.) બાણાવળી, તીર મારવામાં કુશળ, નિશાનબાજ

**તીરંદાજી** (સ્ત્રી.) તીરંદાજપણું

**તીરી** (સ્ત્રી.) ત્રણની સંજ્ઞાનું ગંજીફાનું પત્તું

**તીર્થ** (ન.) ઘાટ, પાર ઊતરવાનો માર્ગ (૨) કોઈ પવિત્ર કે જાત્રાનું સ્થાન

**તીર્થરૂપ,તીર્થસ્વરૂપ** (વિ.પું.) પૂજ્ય, પવિત્ર (વડીલોને માટે પત્રમાં વપરાતો માનસૂચક શબ્દ)

**તીર્થક્ષેત્ર** (ન.) તીર્થ કરવા જેવી-પવિત્ર જગા, યાત્રાનું ધામ, તીર્થસ્થાન, પુણ્યભૂમિ

**તીર્થયાત્રા** (સ્ત્રી.) તીર્થોની યાત્રા

**તીર્થયાત્રી** (વિ.પું.) તીર્થયાત્રા કરનાર, યાત્રિક

**તીર્થસ્થાન** (ન.) તીર્થ કરવા જેવી-પવિત્ર જગા, યાત્રાનું ધામ

**તીર્થંકર** (પું.) જૈન ધર્મના પ્રવર્તક (તે ૨૪ છે.) (૨) (વિ.) પવિત્ર કરનાર

**તીર્થાટન** (ન.) તીર્થયાત્રા

**તીર્થોદક** (ન.) તીર્થસ્થાનનું - પવિત્ર નદી કે ધામનું જળ

**તીવ્ર** (વિ.) તીક્ષ્ણ (૨) આકરું, સખત

**તીસ** (વિ.) '૩૦'નો આંકડો, ત્રીસ

**તુ** (અ.) કિંતુ, પરંતુ

**તુક્કલ** (સ્ત્રી.) ટુક્કલ,મોટી પતંગ (૨) (પું.) પતંગ ચડાવીને પછી જે કાગળનું ફાનસ ચડાવે છે તે

**તુક્કાબાજ** (વિ.) તરંગી, તુક્કો ફેંકવામાં કુશળ

**તુક્કો** (પું.) નાની વાત, ટુચકો (૨) મનનો તરંગ (૩) બૂઠું તીર, માથે ઈંગોરું ઘાલેલું તીર

**તુચ્છ** (વિ.) તુચ્છકારને પાત્ર (૨) નજીવું, માલ વગરનું (૩) અતિ અલ્પ (૪) મામૂલી (૫) નિંદાપાત્ર, અધમ

**તુચ્છકાર,તુચ્છકારો** (પું.) અનાદર, તિરસ્કાર

**તુચ્છકારવું** (ક્રિ.) તુચ્છકાર કરવો, તિરસ્કાર કરવો

**તુજ** (સ.) તારું

**તુજને** (સ.) તને

**તુનિયાટ(-ર)** (પું.) તુનારો (૨) પરચૂરણ વેપારી (૩) (લા.) તુચ્છ માણસ

**તુમાખી** (વિ.) મિજાજી, અભિમાની (૨) (સ્ત્રી.) તુમાખીપણું

**તુમાખીપણું** (ન.) તુમાખી, મિજાજ, અભિમાન

**તુમાર** (પું.) બે પક્ષ વચ્ચેનો લાંબો પત્રવ્યવહાર

**તુમારશાહી** (સ્ત્રી.) તુમાર પર અવલંબી ચાલતું કારભારું, 'રેડ—ટેપિઝમ'

**તુમારી** (વિ.) તુમારને લગતું

**તુમુલ** (વિ.) ઘોંઘાટ અને ધમાચકડીવાળું (૨) દારુણ (યુદ્ધ) (૩) (ન.) ઘોંઘાટ, ધાંધલ

**તુર(-રં)ગ** (પું.) ઘોડો

**તુરંગ-ખાનું** (ન.) કેદખાનું, જેલ (૨) ઘોડાનો તબેલો

**તુર(-રં)ત** (અ.) તરત

**તુરાઈ** (સ્ત્રી.) ફૂંકીને વગાડવાનું એક વાદ્ય, શરણાઈ (૨) સાળવીનું એક ઓજાર (૩) માથા વિનાનો બેઉ બાજુ અણીવાળો ખીલો, જડ

**તુરિ(-રી)** (સ્ત્રી.) તૂરી, સાળવીનો કાંઠલો કે કૂચડો (૨) (પું.) ઘોડો

**તુરીય** (વિ.) ચોથું (૨) (ન.) ચોથો ભાગ (૩) તુર્ય

**તુરીયાવસ્થા** (સ્ત્રી.) ચોથી અવસ્થા (જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ અને તુર્યા) જેમાં સમસ્ત ભેદજ્ઞાનનો નાશ થઈ આત્મા બ્રહ્મ એક જણાય છે. (વેદાંત)

**તુર્કસ્તાન** (પું.ન.) તુર્ક લોકોનો દેશ

**તુલના** (સ્ત્રી.) સરખામણી, સમાનતા

**તુલનાત્મક** (વિ.) તુલનાવાળું, 'કમ્પૅરેટિવ'

**તુલનાવાચક** (વિ.) તુલના બતાવનારું

**તુલ(-ળ)સી** (સ્ત્રી.) પવિત્ર ગણાતી એક વનસ્પતિ (૨) વૃંદા (૩) (ન.બ.વ.) તુલસીનાં પાંદડાં

**તુલ(-ળ)સીકયારો** (પું.) તુલસીનો કયારો

**તુલ(-ળ)સીપત્ર** (ન.) તુલસીનું પાંદડું (૨) સભામાં બે પક્ષના મત સરખા થતાં મડાગાંઠ ઊભી થાય ત્યારે પ્રમુખ જે મત આપી શકે છે તે મત, 'કાસ્ટિંગ વોટ'

**તુલ(-ળ)સીવિવાહ** (પું.) તુલસીને વિષ્ણુ સાથે પરણાવવાની વિધિ (કારતક સુદ ૧૧)

**તુલા** (સ્ત્રી.) ત્રાજવું, કાંટો (૨) સાતમી રાશિ (૩) તુલના, સમાનતા

**તુલાસંપાત** (પું.) સૂર્યને તુલા રાશિમાં આવવાનો કાળ (ત્યારે દિવસ-રાત સરખાં થાય છે.)

**તુલિત** (વિ.) તોળાયેલું, બરોબરીનું

**તુલ્ય** (વિ.) સરખું, સમાન, બરોબર ઊતરે કે તરે કે થાય તેવું કે તેટલું

**તુવ(-વે)ર** (સ્ત્રી.) એક કઠોળ (૨) એનો છોડવો

**તુષ** (પું.ન.) ડાંગર-ચોખા ઉપરનું ફોતરું, કણસલું

**તુષાર** (ન.) હિમ, બરફ (૨) ઓસ, ઝાકળ
**તુષ્ટ** (વિ.) સંતુષ્ટ, પ્રસન્ન થયેલું
**તુષ્ટિ** (સ્ત્રી.) સંતોષ, તૃપ્તિ, પ્રસન્નતા
**તુષ્ટિગુણ** (પું.) માનવ-જરૂરિયાતને સંતોષવાની વસ્તુની શક્તિ
**તુષ્ટિદાયક** (વિ.) તુષ્ટિ આપનારું, સંતોષકારી, પ્રસન્ન કરનારું
**તું** (સ.) બીજો પુરુષ એકવચન
**તુંકાર,તુંકારો** (પું.) તું કહીને બોલાવવું તે, ટુંકારો-તુચ્છકાર
**તુંકારવું** (ક્રિ.) તુંકારો કરવો, તુચ્છકારવું
**તુંગ** (વિ.) ઊંચું (૨) (પું.) પર્વત (૩) ટોચ, શિખર
**તુંગભદ્રા** (સ્ત્રી.) દક્ષિણ ભારતની એક નદી
**તુંડ** (ન.) મુખ, મોં (૨) ચાંચ (૩) સૂંઢ
**તુંડ(-ડું),તુંદ(-દું)** (વિ.) ચડાઉ, તુમાખી, ઉદ્ધત, ઉતાવળિયા ગરમ સ્વભાવનું
**તુંડ(-દ)મિજાજ** (પું.) ચડાઉ-ગરમ મિજાજ
**તુંડ(-દ)મિજાજી** (વિ.) તુંડ મિજાજવાળું
**તુંડી** (પું.) ગણપતિ
**તુંતાં** (ન.બ.વ.) તુંતું કહેવું-તુંકારો કરવો તે
**તુંબ,તુંબડું** (ન.) તુંબડીનું ફળ (૨) તેનું બનાવેલું પાણી ભરવાનું પાત્ર (૩) માથું કે પેટ (તિરસ્કારમાં)
**તુંબડી** (સ્ત્રી.) એક વેલો (૨) નાનું તુંબડું
**તુંબર** (ન.) એક જાતનું તંતુવાદ્ય
**તુંબરુ,તુંબુરુ** (પું.) એ નામનો ગંધર્વ
**તુંબલી,તુંબલું** (સ્ત્રી.ન.) માથાની ખોપરી
**તુંબિ(-બી)** (સ્ત્રી.) તુંબડીનો વેલો (૨) વાદ્યનું તુંબડું
**તુંબિ(-બી)પાત્ર** (ન.) તુંબડાનું બનાવેલું પાણી માટેનું પાત્ર
**તૂઈ** (સ્ત્રી.) તોઈ, ફીત (૨) એક જાતનું પંખી
**તૂટ** (સ્ત્રી.) તૂટી જવું તે, ભંગાણ (૨) અણબનાવ, વિરોધ (૩) ખોટ, તંગી
**તૂટક** (વિ.) છૂટું પડી ગયેલું (૨) ખંડિત, અપૂર્ણ (૩) સતત કે લગાતાર ચાલુ નહિ એવું (૪) (અ.) છૂટક, કકડે-કકડે
**તૂટફાટ** (સ્ત્રી.) ફાટફૂટ, અણબનાવ (૨) ફાટ
**તૂટફૂટ** (સ્ત્રી.) તૂટવું અને ફૂટવું તે, ભાંગવું-ફૂટવું તે (૨) (લા.) અણબનાવ
**તૂટવું** (ક્રિ.) ટુકડા થવા, ભાંગવું (૨) (લા.) ભાગલા પડવા, ભંગ થવો (જેમ કે, મૈત્રી, સગાઈ વગેરે) (૩) દેવાળું કાઢવું (૪) ભંગાણ પડવું, નાસભાગ થવી (૫) જોઈતું પૂરું ન હોવું, ખૂટવું, તોટો પડવો (૬) શરીરનાં અંગો કળવાં
**તૂટો** (પું.) ખોટ, ખેંચ, તાણ, ઊણપ
**તૂટ્યુંફૂટ્યું** (વિ.) તૂટેલુંફૂટેલું, ભાંગ્યુંતૂટ્યું, રેંજીપેંજી
**તૂણ(-ન)વું** (ક્રિ.) રફૂ કરવું તે, કપડામાં જ્યાંથી દોરા ઘસાઈ તણાઈ ગયા હોય ત્યાં દોરા ભરી લેવા (૨) રૂને પીંખી રેસા તાણી પૂણી બનાવવા માટે હાથથી પીંજવું
**તૂત** (ન.) બનાવટી વાત, જૂઠાણું, ગપ (૨) તરકટ, પ્રપંચ, જાળ (૩) ચેષ્ટા, નખરાં
**તૂતક** (સ્ત્રી.ન.) વહાણના ઉપલા ભાગમાં કરેલી સપાટી - અગાસી
**તૂતૂ** (અ.) કૂતરાંને બોલાવવાનો ઉદ્‌ગાર (૨) (ન.) કૂતરું (બાળભાષામાં)
**તૂતેતૂત** (ન.) તૂત પર તૂતની પરંપરા (૨) સાવ તૂત
**તૂમડી,તૂમડું** (સ્ત્રી.ન.) એક વેલો (૨) તુંબડીનું ફળ (૩) તેનું બનાવેલું પાણી ભરવાનું પાત્ર (૪) (લા.) માથું કે પેટ (તિરસ્કારમાં) (૫) નાનું તુંબડું
**તૂરાશ** (સ્ત્રી.) તૂરાપણું
**તૂરિયું** (ન.) એક શાક-ફળ
**તૂરી** (સ્ત્રી.) એક વાદ્ય, તુરાઈ (૨) સાળવીનો કાંઠલો કે કૂચડો (૩) બે છેડે અણીવાળો ખીલો (૪) (પું.) ઘોડો
**તૂરું** (વિ.) આંબળાના જેવા સ્વાદનું
**તૂર્ય** (ન.) એક જાતનું વાદ્ય, તૂરી વાદ્ય
**તૃણ** (ન.) તરણું, ઘાસ, ખડ
**તૃણવત્** (અ.) તરણા જેવું, હલકું, લેખા વગરનું
**તૃતીય** (વિ.) ત્રીજું
**તૃતીયા** (વિ.સ્ત્રી.) ત્રીજી (૨) (સ્ત્રી.) ત્રીજ (૩) ત્રીજી વિભકિત (વ્યા.)
**તૃતીયા તત્પુરુષ** (પું.) તૃતીયાના સંબંધવાળો તત્પુરુષ સમાસ (વ્યા.)
**તૃતીયાંશ** (પું.) ત્રીજો અંશ-ભાગ
**તૃપ્ત** (વિ.) ધરાયેલું, સંતુષ્ટ
**તૃપ્તિ** (સ્ત્રી.) ધરાયાપણું, સંતોષ
**તૃપ્તિદાયક** (વિ.) તૃપ્તિ આપનારું, સંતોષજનક
**તૃષા** (સ્ત્રી.) તરસ, પ્યાસ, પિપાસા (૨) (લા.) તીવ્ર ઈચ્છા-આકાંક્ષા
**તૃષાતુર,તુષાર્ત(-ર્ત્ત),તૃષાલુ(-ળુ),તૃષિત** (વિ.) તરસથી પીડાતું, તરસ્યું
**તૃષ્ણા** (સ્ત્રી.) તૃષા, તરસ (૨) ઈચ્છા, કામના, લાલસા
**તે** (સ.) ત્રીજો પુરુષ એકવચન (૨) (વિ.) પેલું, એ
**તેખ,તેખડ** (સ્ત્રી.) તજવીજ, ખોજ (૨) ખંત (૩) ત્રેવડ, કરકસર (૪) તેખડું (૫) ત્રણ જણની ટોળી-સમૂહ
**તેખડું(-ળું)** (ન.) ત્રણની ટોળી-સમૂહ (૨) ત્રણ જણ વચ્ચે કરાયેલું (કન્યાનું) સાટું
**તેગ** (સ્ત્રી.) તલવાર, શમશેર
**તેજ** (ન.) પ્રકાશ (૨) પ્રભાવ, પરાક્રમ, ઓજસ (૩) પંચ મહાભૂતોમાંનું અગ્નિતત્ત્વ
**તેજ** (વિ.) તીક્ષ્ણ (૨) ઉગ્ર, આકરું, તીખું (૩) ચપળ, સ્ફૂર્તિવાળું, તીવ્ર બુદ્ધિવાળું
**તેજકાય** (પું.બ.વ.) તેજના જીવો-જૈનદર્શન પ્રમાણે છ જાતના જીવમાંનો એક પ્રકાર
**તેજદાર** (પું.) તેજસ્વી, પ્રકાશવાળું (વિ.) (૨) (લા.) પ્રભાવશાળી, પરાક્રમી (૩) ચાલાક, ચપળ
**તેજસ્વિતા** (સ્ત્રી.) તેજસ્વીપણું, પ્રકાશમયતા
**તેજસ્વિની** (વિ.) પ્રકાશવાળું, તેજદાર (૨) (લા.) પ્રભાવશાળી, પરાક્રમી (૩) તીવ્ર બુદ્ધિવાળું
**તેજહીન** (વિ.) તેજ કે તેજસ્વિતા વિનાનું (૨) આંધળું કે અંધારાવાળું (૩) નિસ્તેજ
**તેજઃપુંજ** (પું.) પ્રકાશનો સમૂહ - ઢગલો, તેજોરાશિ
**તેજાનો** (પું.) તજ લવિંગ વગેરે ગરમ મસાલો
**તેજાબ** (પું.) જલદ પ્રવાહી, અમ્લ દ્રાવણ
**તેજાબી** (વિ.) તેજાબને લગતું કે તેજાબવાળું કે તેના જેવી અસરવાળું (૨) (લા.) આકરું

**તેજી** (સ્ત્રી.) તેજસ્વિતા, ચળકાટ (૨) ભાવ-કિંમતમાં વધારો (૩) હોંશ, ઉત્સાહ, સ્ફૂર્તિ(૪) ચડતી, આબાદી (૫) બજારમાં ભાવતાલ તેજ થાય તે, 'બૂમ' (ઊલટું 'મંદી') (૬) (પું.) ઘોડો, તેજ સ્વભાવનો ઘોડો (૭) (વિ.) તેજ, ઉગ્ર, આવેશવાળું

**તેજીમંદી** (સ્ત્રી.) ભાવની ચડઊતર

**તેજોદ્વેષ** (પું.) બીજાના તેજ કે પ્રભાવ પ્રત્યે દ્વેષ, બીજાનો ઉત્કર્ષ ન ખમવો તે

**તેજોભંગ** (પું.) માનપ્રતિષ્ઠાનો ભંગ, તેજોવધ

**તેજોમંડલ(-ળ)** (ન.) તેજનું કૂંડાળું, પ્રભાવમંડળ, તેજોબિંબ, 'ઑરા'

**તેજોમય** (વિ.) તેજસ્વી, તેજથી ભરેલું

**તેજોમૂર્તિ(-ર્ત્તિ)** (વિ.) તેજની મૂર્તિ જેવું (૨) (પું.) સૂર્ય

**તેજોરાશિ** (પું.) તેજનો રાશિ, તેજઃપુંજ, પ્રકાશપુંજ

**તેજોવધ** (પું.) તેજ-માનપ્રતિષ્ઠાનો ભંગ, તેજોભંગ

**તેટલાથી** (અ.) તેટલા વડે

**તેટલામાં** (અ.) તેટલા વખતમાં, દરમિયાન, તેટલા સ્થળમાં કે ભાગમાં

**તેટલું** (વિ.) કદ, સંખ્યા, અંતર, જગા, સમય વગેરેમાં અમુક જેટલું-અમુક બરાબર, સરખે સરખું

**તેટલે** (અ.) તેટલામાં, તે વખતે, તે જગ્યાએ, અંતરે વગેરે (૨) તેટલાથી

**તેડવું** (ક્રિ.) નોતરવું (૨) (બાળકને) ઊંચકવું - કેડે બેસાડવું (૩) બોલાવી લાવવું

**તેડાગર** (વિ.) તેડી-મૂકી જનાર, તેડાં કરનાર

**તેડું** (ન.) નોતરું, લેવા-બોલાવવા આવવું તે

**તેણી** (સ.) ત્રીજો પુરુષ એકવચનનું સ્ત્રીલિંગનું રૂપ (પારસીઓમાં વપરાય છે.)

**તેણીગમ,તેણીમેર** (અ.) તે તરફ, તે બાજુ

**તેણીવાર** (અ.) તે વખતે

**તેણે** (સ.) 'તે'ની ત્રીજી વિભક્તિનું એકવચન

**તેતર,તેતરડો** (પું.) તીતર, એક જાતનું પક્ષી, નર-તેતર

**તેતાલી(-ળી)સ** (વિ.) '૪૩'નો આંકડો, તેંતાલીસ

**તેત્રીસ** (વિ.) '૩૩'નો આંકડો

**તેત્રીસો** (વિ.પું.) તેત્રીસની સાલનો (દુકાળ)

**તેથી કરીને** (અ.) માટે, તે કારણે, તેટલા સારુ

**તેનું** (સ.) 'તે'નું છઠ્ઠી વિભક્તિનું એકવચન, તેની માલિકીનું

**તેપન** (વિ.) '૫૩'નો આંકડો, ત્રેપન

**તેમ** (અ.) તે રીતે - તે પ્રમાણે, એમ, એ રીતે

**તેમણે** (સ.) 'તે'નું ત્રીજી વિભક્તિનું બહુવચન, તેઓએ

**તેમનું** (સ.) 'તે'નું છઠ્ઠી વિભક્તિનું બહુવચન, તેઓનું

**તેર** (વિ.) '૧૩'નો આંકડો

**તેરમું** (વિ.) ક્રમમાં બાર પછીનું (૨) (ન.) માણસના મૃત્યુનો તેરમો દિવસ કે તે દિવસે કરાતો વરો કે ક્રિયા વગેરે

**તેરશ(-સ)** (સ્ત્રી.) પખવાડિયાની તેરમી તિથિ

**તેરાપંથ** (પું.) એક જૈન સંપ્રદાય

**તેરીખ** (સ્ત્રી.) વ્યાજ ગણવાનો દિવસ (૨) વ્યાજનો દર (૩) (લા.) વ્યાજ

**તેલ** (ન.) તલ વગેરેમાંથી કઢાતો ચીકણો પ્રવાહી પદાર્થ (૨) તેલમાં કાઢેલું સત્ત્વ (૩) (લા.) અડદાળો, દમ (૪) કોઈપણ તેલીબિયાં કે એવી વનસ્પતિ યા પ્રાણીઓનાં અંગોમાંથી પીસીને કાઢેલું કે જમીનના પેટાળમાંથી યાંત્રિક રીતે કાઢેલું સ્નિગ્ધ પ્રવાહી

**તેલગુ,તેલુગુ** (સ્ત્રી.) આંધ્રપ્રદેશના લોકોની ભાષા

**તેલએંજિન** (ન.) ખનિજ તેલથી ચાલતું યંત્ર, 'ઑઇલ એંજિન'

**તેલગાળણી** (સ્ત્રી.) કાચા ખનિજ તેલને ગાળીને સાફ કરનારું કારખાનું, 'રિફાઇનરી'

**તેલદાણા** (પું.બ.વ.) તેલીબિયાં-જેમાંથી તેલ નીકળી શકે છે તેવું ધાન્ય, 'ઑઇલસીડ'

**તેલપૂરણ** (ન.) તેલ પૂરવું કે આંજવું તે

**તેલયંત્ર** (ન.) તેલથી ચાલતું યંત્ર, તેલ-એંજિન

**તેલિયા-ચક્કી** (સ્ત્રી.) તેલ કાઢવાની ચક્કી-મિલ, તેલની ઘાણી

**તેલિયું** (વિ.) તેલવાળું, તેલથી ચીકણું

**તેલિયો રાજા** (પું.) તેલથી નાહનાર-તેલથી તરબોળ વસ્ત્રો પહેરનાર અને તેલમાં જોઈ ગુજરેલી વાત કહેનારો - તાંત્રિક (૨) તેલનો ઉદ્યોગ કરનાર મોટો વેપારી, તેલનો એકહથ્થુ વેપાર કરનાર ઉદ્યોગપતિ

**તેલી** (વિ.) તેલવાળું, તેલિયું (૨) (પું.) ઘાંચી, માત્ર તેલનો વેપાર કરનાર વેપારી (૩) એક અટક

**તેલીબિયાં** (ન.બ.વ.) તેલદાણા-જેમાંથી તેલ નીકળી શકે તેવું ધાન્ય

**તેવડું** (વિ.) તેના જેવડું, એવડું (૨) ત્રણ ગણું, ત્રેવડું

**તેવામાં** (અ.) તે વખતે

**તેવીસ** (વિ.) '૨૩'નો આંકડો, ત્રેવીસ

**તેવું** (વિ.) અમુકને મળતું, અમુક જેવું

**તેવે** (અ.) તે સમયે, ત્યારે (૨) તેવાથી

**તેહ** (સ.) તે (પદ્યમાં)

**તેં** (સ.) 'તું'નું ત્રીજી વિભક્તિ, એકવચન

**તેંતાલી(-ળી)સ** (વિ.) '૪૩'નો આંકડો

**તેંસઠ** (વિ.) '૬૩'નો આંકડો, ત્રેસઠ, તેસઠ

**તૈત્તિરીય** (પું.) કૃષ્ણયજુર્વેદની એક શાખા કે તેનો અનુયાયી (૨) (ન.) એક ઉપનિષદ

**તૈયાર** (વિ.) રજૂ કરવા કે ઉપયોગમાં લેવા યોગ્ય, પરિપૂર્ણતાએ પહોંચેલું, તરત હાજર કરાય કે કામ આપે એવી સ્થિતિવાળું (૨) સજ્જ, તત્પર

**તૈયારી** (સ્ત્રી.) તત્પરતા, સજ્જ હોવું તે (૨) વ્યવસ્થા, ગોઠવણ, આયોજન

**તૈલ** (ન.) તેલ

**તૈલચિત્ર** (ન.) તેલવાળા રંગથી દોરેલું ચિત્ર, 'ઑઇલ પેઇન્ટિંગ'

**તૈલાભ્યંગ** (પું.) શરીરે તેલ ચોળવું તે

**તૈલી** (વિ.) તેલવાળું (૨) ચીકટું (૩) (પું.) તેલી, ઘાંચી

**તો** (અ.) 'જો' સાથે કે એકલું, શરતી વાક્યમાં વપરાય છે. ઉદા. જો આવશે, તો જઈશું (૨) 'તોપણ'ના અર્થમાં (૩) 'તો પછી'ના અર્થમાં (૪) 'બીજું કાંઈ નહીં, તો આટલું તો' એ અર્થમાં (૫) ભાર મૂકવા માટે

**તોઈ** (સ્ત્રી.) તૂઈ, કસબની કિનારી, ફીત

**તોખાર** (પું.) ઘોડો

**તોછડાઈ,તોછડાશ** (સ્ત્રી.) તોછડાપણું, ઉદ્ધતાઈ

**તોછડું** (વિ.) અસભ્ય, ઉદ્ધત (૨) ટૂંકું, ઓછું

**તોટક** (પું.) એક અક્ષરમેળ છંદ (૧૨ અક્ષરોનો)

**તોટો** (પું.) તૂટવું-ખૂટવું તે, ખોટ, નુકસાન (૨) હેડિયો

**તોડ** (પું.) નિકાલ, ફડચો, ફેંસલો, ઉકેલ, નિર્ણય, ઉપાય (૨) સોગટામાં સામાની સોગટી પહેલી મારવામાં આવે છે તે, કે જે પછી પોતાની સોગટી ઘરમાં લઈ જઈ શકાય (૩) (સ્ત્રી.) પગના માંસલ ભાગમાં થતી પીડા, કળતર

**તોડજોડ** (સ્ત્રી.) તડજોડ, સમાધાન

**તોડજોડક** (ન.) વીજળીના પ્રવાહને તોડે ને જોડે એવું સાધન, 'ઇંટરપ્ટર' (પ.વિ.)

**તોડફોડ** (સ્ત્રી.) તોડવું ફોડવું તે, ભાંગફોડ

**તોડવું** (ક્રિ.) જોડાયેલું કે વળગેલું યા લાગેલું હોય તેને જોર વાપરીને છૂટું કરવું (૨) ચૂંટવું, ચૂંટીને અલગ લેવું, ઉતારવું (૩) ભાંગવું, ફોડવું (૪) અલગ બે ભાગ કરવા, ટુકડો કરી નાંખવો (૫) (લા.) ભંગ કરવો, ભંગાણ પાડવું (૬) ઉતારી પાડવું, અનાદર કરવો, નિંદવું (૭) (ધંધા વગેરેમાં) તૂટે એમ કરવું (૮) શરીરનાં અંગ કળવાં

**તોડી** (સ્ત્રી.) એક રાગિણી-ટોડી (૨) નાનો તોડો-પગનું સાંકળું (છોકરીનું)

**તોડો** (પું.) ટોડો, પગનું સાંકળું (૨) હજાર રૂપિયાની થેલી (૩) પૂણીઓ કાંતતાં પડેલો ફોદો (૪) કાચું તોડેલું ફળ (કેરી, કોઠું વગેરે) (૫) બારસાખના ઉપલા લાકડા આગળ રહેતો છેડો, ટોલ્લો (૬) મિનારો, શિખર, કાંગરો (૭) વાવની ઉપરની દીવાલ પર સ્તંભ કે ટોડો (૮) ચણતરમાં દીવાલની જાડાઈની દિશામાં મુકાતી ઈંટ (દીવાલની લંબાઈની દિશામાં મુકાતી ઈંટને પટ્ટી કહે છે.) (૯) બંદૂકની જામગરી, ટોટો

**તોતડું(-ળું)** (વિ.) બોલતાં તોતડાતું

**તોતાપુરી** (સ્ત્રી.) કેરીની એક જાત

**તોતિંગ** (વિ.) બહુ મોટા કદનું, મોટું તોસ્તાન

**તોતો** (પું.) પોપટ

**તોતેર** (વિ.) '૭૩'નો આંકડો, તોંતેર

**તોપ** (સ્ત્રી.) દારૂગોળો ફેંકવાનું સાધન (૨) (લા.) મોટી ગપ

**તોપગોળો** (પું.) તોપનો ગોળો (૨) (લા.) મોટી ગપ

**તોપચી** (પું.) તોપ ફોડનારો માણસ, ગોલંદાજ (૨) (લા.) ગપ્પીદાસ

**તોપણ** (અ.) છતાં, તેમ છતાં, તથાપિ

**તોપમારો** (પું.) તોપના ગોળાનો મારો ચલાવવો-સતત ગોળા છોડવા તે

**તોફા** (વિ.) સર્વોત્તમ, સરસ, કીમતી, શ્રેષ્ઠ (૨) (પું.) ભેટ, ઉપહાર

**તોફાન** (ન.) મસ્તી, ધાંધલ (૨) લડાઈ, મારામારી (૩) ઘમસાણ, હુલ્લડ

**તોફાની** (વિ.) તોફાન કરનારું (૨) ધાંધલિયું, હુલ્લડખોર (૩) મસ્તીખોર

**તોબરો** (પું.) ઘોડાને ચંદી ખવડાવવાની ચામડાની કોથળી (૨) (લા.) રીસથી ચડેલું મોં

**તોબા** (અ.) 'હવે હદ થઈ' એવો અર્થ બતાવતો ત્રાસ કે કંટાળાનો ઉદ્‌ગાર (૨) (સ્ત્રી.) પશ્ચાત્તાપ

**તોબાખત** (ન.) બળજબરીથી લખાવેલું ખત

**તોબાહ** (સ્ત્રી.) તોબા, પસ્તાવો

**તોમર** (ન.) ભાલા જેવું એક આયુધ (૨) (પું.) એક છંદ

**તોય** (અ.) તોપણ, તથાપિ

**તોય** (ન.) પાણી, જળ

**તોયે** (અ.) તે છતાં પણ, તોય

**તોર** (પું.) મિજાજ, અહંકાર, દમામ (૨) (સ્ત્રી.) તર, મલાઈ

**તોરણ** (ન.) મુખ્ય દરવાજો, કમાનવાળો દરવાજો (૨) શોભા માટે બંધાતો કાગળ, પાન વગેરેનો હાર

**તોરણી** (સ્ત્રી.) મહાધમનીનો ગળા નીચેનો ગોળ વળાંક લેતો ભાગ, 'એઓર્ટિક આર્ચ'

**તોરત** (ન.) યહૂદીઓનું ધર્મપુસ્તક, બાઈબલનો 'જૂનો કરાર'

**તોરી** (વિ.) તોરવાળું, મિજાજી (૨) (સ્ત્રી.) તોર, મિજાજ (૩) રીસ, ઝાંઝ

**તોરી** (સ્ત્રી.) કંસારીના જેવું એક જીવડું (૨) (પું.) તુરી, ઘોડો

**તોરીલું** (વિ.) તોરી, મિજાજી

**તોરો** (પું.) છોગું, પાલવ, શિરપેચ (૨) પાઘડીનો કસબ (૩) ફૂલનો ગોટો-કલગી

**તોરો** (પું.) તોર, મિજાજ, દમામ

**તોરું** (વિ.) તારું

**તોલ** (પું.ન.) વજન (૨) વજન કરવાનું કાટલું (૩) (લા.) માપ, કિંમત, કદર (૪) ભારબોજ, વક્કર, વજૂદ, પ્રતિષ્ઠા (૫) (અ.) તોલે, બરાબર

**તોલકું** (ન.) માથું

**તોલડી** (સ્ત્રી.) રાંધવાનું માટીનું વાસણ-દોણકી (૨) સ્મશાનમાં લઈ જવાની દેવતાની હાંલ્લી

**તોલન(-ના)** (ન.સ્ત્રી.) તોળવું તે, તોલ, વજન (૨) તુલના, સરખામણી (૩) આંકણી, મૂલ્ય, કિંમત

**તોલમાપ** (ન.) તોલ અને માપ-જોખવાનું અને માપવાનું કે તેનું ધોરણ

**તોલ(-ળ)વું** (ક્રિ.) જોખવું, વજન કરવું (૨) ઉપાડવું, ઊંચકવું (૩) તુલના-વિચાર-કિંમત કરવી, સરખાવવું (૪) ન્યાય કરવો

**તોલા(-ળા)ટ** (પું.) તોળનારો, તોળવાનું કામ કરનારો

**તોલું** (ન.) વજન કરવાનું કાટલું, વજનિયું (૨) ઘીનું પાટૂડું

**તોલું, તોલકું** (ન.) માથું (૨) બોડું કરાવેલું માથું

**તોલે** (અ.) સરખામણીમાં, તુલનામાં, બરોબર

**તોલો** (પું.) રૂપિયાભાર

**તોશાખાનું** (ન.) ભંડાર, સામાન મૂકવાની જગ્યા

**તોષ** (પું.) સંતોષ (૨) પ્રસન્નતા, રાજીપો

**તોસ્તાન** (ન.) કોઈ પણ મોટી-તોતિંગ ચીજ કે ઘટના

**તોળવું** (ક્રિ.) જોખવું, વજન કરવું (૨) ઉપાડવું, ઊંચકવું (૩) તુલના-વિચાર-કિંમત કરવી (૪) ન્યાય કરવો

**ત્યક્ત** (વિ.) તજાયેલું, તજેલું, છોડી દીધેલું

**ત્યક્તા** (વિ. સ્ત્રી.) તજાયેલી (૨) (સ્ત્રી.) પતિએ તજેલી સ્ત્રી

**ત્યજવું** (ક્રિ.) તજવું, છોડવું, ત્યાગ કરવો

**ત્યમ** (અ.) તેમ, તે પ્રમાણે

**ત્યાગ** (પું.) તજવાની ક્રિયા (૨) સંન્યાસ (૩) દાન (૪) લગ્નાદિ પ્રસંગે અપાતો બારોટનો લાગો, તાગ

**ત્યાગપત્ર** (પું.) રાજીનામું

**ત્યાગમૂર્તિ** (સ્ત્રી.) ત્યાગની મૂર્તિરૂપ વ્યક્તિ (૨) (લા.) હિંદુ વિધવા

**ત્યાગવીર** (વિ.પું.) ભારે ત્યાગી

**ત્યાગી** (વિ.) ત્યાગ કરનાર (૨) (પું.) સંન્યાસી, વિરક્ત, વૈરાગી, દાતા

**ત્યાજ્ય** (વિ.) તજવા યોગ્ય કે તજી શકાય તેવું

**ત્યાર** (સ્ત્રી.) તે સમય કે વખત, જેમ કે, ત્યાર કેડે, ત્યાર પછી, ત્યારથી
**ત્યારે** (અ.) તે વખતે (૨) તે સ્થિતિમાં, તો પછી
**ત્યાશી(-સી)** (વિ.) '૮૩'નો આંકડો
**ત્યાં** (અ.) તે ઠેકાણે, તે સ્થળે (૨) તે સંજોગોમાં, ત્યાંથી - તે જગ્યા અથવા પ્રસંગેથી, તેમાંથી
**ત્રણ** (વિ.) '૩'નો આંકડો
**ત્રણપગી** (સ્ત્રી.) બે જણે પોતાનો એકેક પગ સાથે બાંધી દોડવાની રમત
**ત્રણેક** (વિ.) આશરે ત્રણ
**ત્રય** (વિ.) ત્રણ (૨) (ન.) ત્રણનો સમૂહ
**ત્રયાનન** (પું.) ત્રણ મુખવાળા - દત્તાત્રેય
**ત્રયી** (સ્ત્રી.) ત્રણનું જૂથ (૨) ઋક્, સામ્ અને યજુર્ એ ત્રણ વેદનો સમૂહ, વેદત્રયી
**ત્રયોદશ** (વિ.) '૧૩'નો આંકડો
**ત્રયોદશા(-શી)** (સ્ત્રી.) તેરશ
**ત્રસ્ત** (વિ.) ડરેલું, ભડકેલું (૨) બીકણ (૩) ત્રાસ પામેલું
**ત્રાક** (સ્ત્રી.) રેંટિયામાં જેના પર સૂતર કંતાય છે તે સોયો
**ત્રાગ,ત્રાગડો,ત્રાગો** (પું.) તાગડો, તાંતણો, દોરો
**ત્રાગું** (ન.) બીજાને ઠેકાણે લાવવા પોતાના ઉપર કરેલી જબરદસ્તી (૨) હઠ, જીદ
**ત્રાજવું** (ન.) જોખવાનું બે પલ્લાંવાળું સાધન, ત્રાજૂડું (૨) શરીર ઉપર છૂંદાવેલું છૂંદણું
**ત્રાટક** (ન.) તાકીને એક જ સ્થાને જોઈ ચિત્ત એકાગ્ર કરવાની હઠયોગની ક્રિયા
**ત્રાટકવું** (ક્રિ.) અણધાર્યો ધસારો કરવો, છાપો મારવો, તૂટી પડવું
**ત્રાડ** (સ્ત્રી.) રાડ, મોટી બૂમ, ગર્જના
**ત્રાડવું** (ક્રિ.) ત્રાડ-રાડ પાડવી, ગર્જના કરવી
**ત્રાણ** (ન.) રક્ષણ, બચાવ (૨) શરણ (૩) (લા.) આશ્રય, આશરો
**ત્રાણુ(-ણું)** (વિ.) '૯૩'નો આંકડો, તાણું
**ત્રાતા** (પું.) રક્ષણ કરનાર, બચાવનાર, રક્ષક
**ત્રાસ** (પું.) જુલમ (૨) પજવણી, કંટાળો, કેર (૨) કમકમાટી (૪) ધાક, બીક (૫) ઉપદ્રવ
**ત્રાસદાયક,ત્રાસદાયી** (વિ.) ત્રાસ આપનારું
**ત્રાસવાદ** (પું.) ત્રાસ ફેલાવવાથી સફળતા મળે એવો રાજકીય મત, 'ટૅરરિઝમ'
**ત્રાસવાદી** (પું.) હિંસા દ્વારા ભય-ત્રાસ ફેલાવનાર, છેલ્લે પાટલે બેસનાર, ત્રાસવાદમાં માનનાર
**ત્રાસવું** (ક્રિ.) ત્રાસ પામવું, કંટાળવું (૨) બીવું, થરથરવું
**ત્રાસું** (વિ.) તિરકસ, વાંકું, કતરાતું
**ત્રાહિ** (અ.) 'રક્ષણ કરો-બચાવો' એવો ઉદ્ગાર
**ત્રાહિત** (વિ.) અજાણ્યું (૨) તટસ્થ, અપક્ષ (૩) (પું.) ત્રાહિત આદમી, ત્રીજી વ્યક્તિ
**ત્રાહિમામ્** (શ.પ્ર.અ.) 'મારું રક્ષણ કરો', મને બચાવી લો' એવો ઉદ્ગાર
**ત્રાંબું** (ન.) આછા રાતા રંગની એક ધાતુ, તાંબું
**ત્રાંસ** (પું.) ત્રાંસાપણું, વાંક (૨) ફાંસ, ફાંસો (૩) વજન, કાટલું (૪) તાંબાની રકાબી, તાસક
**ત્રાંસું** (વિ.) તિરકસ, વાંકું, કતરાતું
**ત્રિ** (વિ.) ત્રણ
**ત્રિઅંકી** (વિ.) ત્રણ અંકોવાળું (જેમ કે, નાટક)
**ત્રિઑક્સાઇડ** (પું.) ઑક્સિજનના ત્રણ પરમાણુ હોય એવો ઑક્સાઇડ, 'ટ્રાયૉક્સાઇડ' (ર.વિ.)
**ત્રિકટુ** (ન.) સૂંઠ મરી અને પીપરનું ચૂર્ણ
**ત્રિક્રમ** (પું.) ત્રિવિક્રમ, વિષ્ણુ
**ત્રિકાલ(-ળ)** (પું.) ભૂત, ભવિષ્ય અને વર્તમાન એ ત્રણે કાળ (૨) સવાર, બપોર અને સાંજ એ ત્રણ સમય
**ત્રિકાલ(-ળ)જ્ઞ,ત્રિકાલ(-ળ)જ્ઞાની** (વિ.) ભૂત, ભવિષ્ય અને વર્તમાન એ ત્રણે કાળનું જ્ઞાન ધરાવનાર
**ત્રિકાલ(-ળ)દર્શી** (વિ.) ત્રણ કાળ જોઈ શકનારું, ત્રિકાલજ્ઞાની
**ત્રિકાલાબાધ(-ધિત)** (વિ.) ત્રણે કાલથી અબાધ એવું, કાલાતીત
**ત્રિકૂટ** (વિ.) ત્રણ શિખરવાળું
**ત્રિકોણ** (પું.) ત્રણ ખૂણાવાળી આકૃતિ (૨) (વિ.) ત્રણ ખૂણાવાળું
**ત્રિકોણાકૃતિ** (વિ.) ત્રિકોણના આકારનું (૨) (સ્ત્રી.) ત્રિકોણ-આકૃતિ
**ત્રિકોણમિતિ** (સ્ત્રી.) ત્રિકોણનું ગણિત, 'ટ્રિગોનોમેટ્રી' (ગ.)
**ત્રિકોણાકાર** (વિ.પું.) ત્રિકોણ
**ત્રિકોણિયું** (વિ.) ત્રણ ખૂણાવાળું, ત્રિકોણાકાર
**ત્રિગણ** (પું.) સંસારી જીવનમાં ત્રણ પુરુષાર્થ, ધર્મ, અર્થ અને કામ, ત્રિવર્ગ
**ત્રિગુણ** (વિ.) ત્રણ ગણું, ત્રેવડું (૨) (પું.બ.વ.) સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણો
**ત્રિગુણાત્મક** (વિ.) ત્રિગુણનું બનેલું, ત્રિગુણમય
**ત્રિગુણી રસી** (સ્ત્રી.) બાળલકવો, ઉટાંટિયું અને ધનુર્વા સામે રક્ષણ આપતી રસી
**ત્રિઘાતપદી** (સ્ત્રી.) ત્રણ ઘાત સુધીના પદવાળી રકમ, 'ક્યુબિક 'ઍક્સ્પ્રેશન' (ગ.)
**ત્રિજગત,ત્રિજગતી** (ન.સ્ત્રી.) ત્રણ દુનિયા (સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ)
**ત્રિજ્યા** (સ્ત્રી.) વર્તુલના મધ્યબિંદુથી પરિઘના કોઈ બિંદુ સુધીની સુરેખા કે તેનું અંતર, 'રેડિયસ' (ગ.)
**ત્રિજ્યાકોણ** (પું.) મધ્યબિંદુ આગળ ત્રિજ્યા જેવડા ચાપથી થતો ખૂણો, 'રેડિયન' (ગ.)
**ત્રિતાલ** (પું.) સંગીતનો સોળ માત્રાનો એક તાલ
**ત્રિદોષ** (પું.) વાત, પિત્ત અને કફ એ ત્રણ દોષના પ્રકોપથી થતો રોગ, સનેપાત
**ત્રિધા** (અ.) ત્રણ પ્રકારે, ત્રેધા
**ત્રિનયન,ત્રિનેત્ર** (પું.) મહાદેવ
**ત્રિપક્ષી** (ન.) ત્રણ પખવાડિયાં બાદ મરનાર પાછળ કરવાનું શ્રાદ્ધ
**ત્રિપથગા** (સ્ત્રી.) ગંગા
**ત્રિપદા** (સ્ત્રી.) એક છંદ
**ત્રિપદી** (સ્ત્રી.) ત્રણ પાયાની ઘોડી, ત્રિપાઈ, ટિપાઈ (૨) એક છંદ (૩) હાથીનું પલાણ બાંધવાનું દોરડું (૪) (વિ.) ત્રણ પગ કે પદવાળું (૫) ત્રણ પદવાળી (સંખ્યા), 'ટ્રાઇનોમિયલ' (ગ.)

**ત્રિપરિમાણ** (ન.) ત્રણ પરિમાણવાળો, લંબાઈ, ઊંચાઈ અને પહોળાઈ કે જાડાઈ એ ત્રણ માપ જે દરેક પદાર્થને હોય તે, 'થ્રી–ડાઈમેન્શન્સ' (ગ.)
**ત્રિપરિમાણદર્શક** (ન.) લંબાઈ પહોળાઈ ઊંડાઈ કે ઊંચાઈ બતાવનારું
**ત્રિપાદ** (વિ.) ત્રણ પગવાળું, ચરણવાળું, પોણું, પોણા ભાગનું
**ત્રિપાર્શ્વિક** (વિ.) ત્રણ પાસાંવાળું
**ત્રિપિટક** (પું.) સુત્ત, વિનય અને અભિધમ્મ એ ત્રણ પ્રકારનો બૌદ્ધ ગ્રંથોનો સમૂહ
**ત્રિપુટી** (સ્ત્રી.) ત્રણનો સમૂહ, ત્રિક
**ત્રિપુંડ(-ડ્ર), ત્રિપુંડ(-ડ્ર)ક** (ન.) ત્રણ આડી રેખાનું તિલક
**ત્રિપુરારિ** (પું.) ત્રિપુરાસુરના શત્રુ - શિવ
**ત્રિફલા(-ળા)** (સ્ત્રી.) હરડાં, બહેડાં ને આમળાંનું ચૂર્ણ-એક ઔષધિ
**ત્રિભંગ(-ગી)** (વિ.પું,.) ત્રણ ઠેકાણે વળેલું (૨) (પું.) એક માત્રામેળ છંદ
**ત્રિભાગવું** (ક્રિ.) આકૃતિ કે વસ્તુના ત્રણ સરખા ભાગ કરવા
**ત્રિભાજક** (વિ.) ત્રિભાગનારું (૨) 'ટ્રાઈસૅક્ટર' (ગ.)
**ત્રિભાજન** (ન.) ત્રિભાગવું તે, ત્રણ ભાગ કરવા તે
**ત્રિભુજ** (પું.ન.) ત્રિકોણ
**ત્રિભુવન** (ન.) સ્વર્ગ, મૃત્યુ ને પાતાળ એ ત્રણે ભુવન - લોક
**ત્રિભેટો** (પું.) જ્યાં ત્રણ રસ્તા મળે તે જગા, ત્રિપથ
**ત્રિમાસિક** (વિ.) ત્રૈમાસિક, ત્રણ માસે થતું, દર ત્રણ માસે પ્રસિદ્ધ થતું (૨) (ન.) ત્રિમાસિક પત્ર (૩) (સ્ત્રી.) ત્રિમાસિક પરીક્ષા
**ત્રિમુખી** (વિ.) ત્રણ મુખ કે તરફ યા બાજુવાળું
**ત્રિમૂર્તિ(-ર્ત્તિ)** (સ્ત્રી.) બ્રહ્મા, વિષ્ણુ અને મહેશનું ત્રિક-એકાત્મક સ્વરૂપ
**ત્રિયા** (સ્ત્રી.) સ્ત્રી, નારી
**ત્રિયારાજ્ય** (ન.) સ્ત્રીઓનું રાજ્ય (જેમ કે, કામરૂપમાં મનાય છે તેવું) (૨) (લા.) સ્ત્રીનું ચલણ હોવું તે
**ત્રિરંગી** (વિ.) ત્રણ રંગનું (૨) (પું.) સફેદ, લીલો અને કેસરી એ ત્રણ રંગવાળો રાષ્ટ્રધ્વજ
**ત્રિરાશિ(-શી)** (સ્ત્રી.) આપેલી ત્રણ સંખ્યા કે રાશિ યા પદ પરથી ચોથી સંખ્યા કે પદ કાઢવાની રીત (ગ.)
**ત્રિલોક(-કી)** (પું.સ્ત્રી.) ત્રિભુવન-સ્વર્ગ, પૃથ્વી અને પાતાળ
**ત્રિલોચન** (પું.) ત્રણ નેત્રવાળા-શિવ
**ત્રિવર્ગ** (પું.) ધર્મ, અર્થ અને કામ એ ત્રણનો સમૂહ (૨) ક્ષય, સ્થિતિ અને વૃદ્ધિ (૩) સંગીતમાં એક અલંકાર
**ત્રિવર્ણ** (પું.) બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્યનો સમૂહ (૨) સંગીતમાં એક અલંકાર
**ત્રિવલિ(-લી)** (સ્ત્રી.) પેટ ઉપર પડતી ત્રણ વલિ-વાટા કે કરચલીઓ
**ત્રિવિક્રમ** (પું.) ત્રણ પગલાં ભરી બલિરાજાને હરાવનાર વામન ભગવાન (વિષ્ણુનો પાંચમો અવતાર)
**ત્રિવિધ** (વિ.) ત્રણ પ્રકારનું
**ત્રિવેણિ(-ણી)** (સ્ત્રી.) ગંગા યમુના અને સરસ્વતી (૨) તેમનો જ્યાં સંગમ થાય છે તે ધામ - પ્રયાગ (૩) ઈડા, પિંગલા અને સુષુમ્ણા એ ત્રણ નાડીઓનો સમુદાય (૪) શ્રીરાગની એક રાગિણી
**ત્રિવેણિ(-ણી)સંગમ** (પું.) ગંગા, યમુના અને સરસ્વતી નદીનો જ્યાં સંગમ થાય છે તે ધામ - પ્રયાગ
**ત્રિવેદી** (પું.) ત્રણ વેદને જાણનાર (૨) એક અટક
**ત્રિશંકુ** (પું.) અયોધ્યાના રાજા, હરિશ્ચંદ્રના પિતા (૨) અંતરિયાળ લટકી રહેવાની સ્થિતિ
**ત્રિશંકુ સંસદ** (સ્ત્રી.) કોઈપણ પક્ષની સ્પષ્ટ બહુમતી ન ધરાવતી સંસદ
**ત્રિશિખ** (ન.) ત્રિશૂલ (૨) (ત્રણ ટોચવાળો) તાજ, મુગટ, કલગી (૩) કોણી અને ખભા વચ્ચેનો હાથનો એક સ્નાયુ, 'ટ્રાઈસૅપ'
**ત્રિશૂલ(-ળ)** (ન.) ત્રણ અણીઓ-ફળાંવાળું એક હથિયાર
**ત્રિસંધ્યા** (સ્ત્રી.) સવાર બપોર અને સાંજ એ ત્રણે સમયનો સંધિકાળ કે તે વેળા કરાતો સંધ્યાવિધિ
**ત્રીજ** (સ્ત્રી.) તીજ, પખવાડિયાની ત્રીજી તિથિ
**ત્રીજું** (વિ.) તીજું, ક્રમમાં બીજા પછીનું
**ત્રીઠ** (સ્ત્રી.) પીડા, દુઃખ (૨) ભીડ, ખેંચ, ગરજ
**ત્રીશ(-સ)** (વિ.) '૩૦'નો આંકડો, તીસ
**ત્રુટ,ત્રુટિ(-ટી)** (સ્ત્રી.) ઊણપ, તૂટ, ખામી, દોષ
**ત્રૂઠવું** (ક્રિ.) તૂઠવું, પ્રસન્ન થવું
**ત્રેતાયુગ** (પું.) ચાર યુગો પૈકીનો બીજો યુગ
**ત્રેપન** (વિ.) '૫૩'નો આંકડો, તેપન
**ત્રેપનમો** (વિ.પું.) બાવન અક્ષરની શબ્દસૃષ્ટિથી પર એવો શબ્દાતીત (પરમાત્મા, પરબ્રહ્મ)
**ત્રેવડ** (સ્ત્રી.) ગુંજાશ, શક્તિ, પહોંચ (૨) કરકસર (૩) તજવીજ, ગોઠવણ
**ત્રેવડું** (વિ.) ત્રણ પડવાળું (૨) ત્રણ ગણું, તેવડું (૩) ત્રણ જાતનું
**ત્રૈકાલિક** (વિ.) ત્રિકાલનું, ત્રિકાલને લગતું, સનાતન
**ત્રૈગુણ્ય** (ન.) માયાના ત્રણ ગુણોનો સમૂહ કે તેનું કાર્ય
**ત્રૈમાસિક** (વિ.) ત્રણ ત્રણ મહિને આવતું - થતું, ત્રિમાસિક (૨) (ન.) દર ત્રીજે મહિને નીકળતું છાપું
**ત્રૈલોક્ય** (ન.) ત્રિલોક-ત્રણ લોકનો સમુદાય
**ત્રોટક** (ન.) નાટકનો એક પ્રકાર
**ત્રોફવું** (ક્રિ.) (છૂંદણું) છૂંદવું
**ત્રોફો** (પું.) સોપારીનો ડોડો (૨) કાચું લીલું નાળિયેર (૩) છૂંદણું, ત્રાજવું
**ત્વચા** (સ્ત્રી.) ચામડી, છાલ
**ત્વચારોગ** (પું.) ચામડીનો રોગ
**ત્વદીય** (વિ.) તારું, તારી માલિકીનું
**ત્વરા** (સ્ત્રી.) ઉતાવળ, તાકીદ, ઝડપ, વેગ
**ત્વરાપત્ર** (પું.) તાકીદનો પત્ર
**ત્વરિત** (વિ.) ત્વરાવાળું (૨) ઝડપી, વેગીલું
**ત્વષ્ટા,ત્વષ્ટુ** (પું.) દેવોના શિલ્પી, વિશ્વકર્મા (૨) બ્રહ્મા (૩) પ્રજાપતિ
**ત્વિષા** (સ્ત્રી.) તેજ, પ્રકાશ, ચમક

### થ

**થ** (પું.) તાલુસ્થાની બીજો વ્યંજન
**થઈ** (ક્રિ.) બની, રચાઈ, ઘડાઈ, વગેરે
**થઈને** (અ.) બનીને (૨) થી, દ્વારા, -માંથી, પસાર થઈને, -ને રસ્તે
**થકાવટ** (સ્ત્રી.) થાક, થાકવું તે, શ્રમ
**થક્તિ** (વિ.) ચકિત, દિગ્મૂઢ (૨) સ્થિર થયેલું (૩) થાકેલું
**થકી** (અ.) -થી, ત્રીજી અને પાંચમી વિભક્તિનો પ્રત્યય
**થકું** (અ.) (જૂનો એક પ્રત્યય) -ને લીધે, -ની વતી

**થડ** (ન.) ઝાડનો મૂળ જાડો ભાગ, જેમાંથી આગળ ડાળાંપાંખડાં ફૂટે છે. (૨) વંશવૃક્ષનું થડ કે મૂળ (૩) (ભરત કે ગીતમાં) મંડાણ (૪) ઉત્પત્તિ-સ્થાન, પ્રારંભસ્થાન

**થડ** (અ.) ઠોકવાનો, પડવાનો કે અથડાવાનો રવ

**થડક** (સ્ત્રી.) થડકવું તે, બીક, ધ્રુજારી, ભય (૨) બોલતાં જીભ ચોટવી તે

**થડક(-કા)વું** (ક્રિ.) બોલતાં જીભ ચોટવી કે ધ્રૂજવી, થડકા સાથે ઉચ્ચારણ થવું (૨) ધડકવું, ભયથી કંપવું (૩) ઊછળવું, ધબકવું

**થડકાટ** (પું.) થડકવું તે

**થડકાર,થડકારો** (પું.) 'થડ' એવો અવાજ (૨) થડકો

**થડકો** (પું.) થડકારો (૨) બોલવામાં અક્ષર પર પડતું જોર (૩) થડક, બીક (૪) ધબકારો, ધક્કો (૫) ભય, ડર

**થડથડવું** (ક્રિ.) થડથડ અવાજ થવો (૨) ધ્રૂજવું, થરથરવું

**થડથડાટ** (પું.) થડથડવાની ક્રિયા

**થડાથડ** (અ.) થડથડ થઈને અથડાવાનો અવાજ

**થડિયું** (ન.) થડ કે થડનો મૂળ આગળનો ભાગ (૨) વંશવૃક્ષનું (પેટા) થડ

**થડી** (સ્ત્રી.) થપ્પી, ઢગલી, ગંજ (૨) કાઠું, બાંધો, ઘાટ

**થડો** (પું.) દુકાનનો મુખ્ય ભાગ

**થડોથડ(-ડય)** (અ.) અડીને લગોલગ, અડોઅડ

**થથડવું** (ક્રિ.) થથરવું, કાંપવું

**થથરડો** (પું.) જાડો લેપ - થર, થથૈડો

**થથરવું,થરથરવું** (ક્રિ.) કંપવું, ધ્રૂજવું (૨) બીવું, ત્રાસવું

**થથેડવું** (ક્રિ.) જાડો થર થાય એમ લપેડવું

**થથેડો** (પું.) જાડો લેપ, થર

**થનક,થનક થનક** (અ.) નાચવાનો અવાજ

**થનગન** (અ.) નાચવાનો અવાજ

**થનગનવું** (ક્રિ.) થનગન નાચવું કે ચાલવું

**થનગનાટ** (પું.) થનગન ચાલવું તે (૨) જુસ્સો, તાન, થનથનાટ

**થનથનવું** (ક્રિ.) થનથન નાચવું

**થનથનાટ** (પું.) જુસ્સો, તાન, થનગનાટ

**થપડાક,થપાટ(-ડ)** (સ્ત્રી.) લપડાક, તમાચો

**થપેડો** (પું.) થપરડો, થથૈડો

**થપેલી** (સ્ત્રી.) થાપીને કરેલી જાડી પૂરી

**થપેલો** (પું.) થાપીને બનાવેલો રોટલો

**થપ્પડ** (સ્ત્રી.) તમાચો, થપડાક (૨) માર પડવો (૩) નુકસાન થવું, છેતરાવું (૪) પાઠ શીખવો, સાન ઠેકાણે આવવી

**થપ્પી** (સ્ત્રી.) એક ઉપર એક ગોઠવીને કરેલો ગંજ

**થપ્પીઘોડી** (સ્ત્રી.) એક રમત

**થપ્પો** (પું.) લપ્પો (સાડી કબજા પર લગાવાતો), કસબવાળો વણાટ (૨) એક રમત

**થબડાક** (અ.) દોડવાનો અવાજ, તબડક

**થબથબવું** (ક્રિ.) થબથબ થવું

**થમણી** (સ્ત્રી.) થાપણ, મૂડી

**થયું** (અ.) બસ, પૂરતું

**થર** (પું.) પડ, વળું (૨) એકસરખું બાઝેલું કે ચોપડેલું તે, પોપડો (૩) ચડતી-ઊતરતી ચૂડીઓનો જથો

**થરક** (સ્ત્રી.) બીક, ધાક (૨) કંપારી, ધ્રૂજારી

**થરકવું** (ક્રિ.) થડકવું, ભયથી કંપવું

**થરકાટ** (પું.) થડકાટ, થરકવું તે

**થર-કાંકણ** (ન.બ.વ.) લગ્ન સમયે પહેરવામાં આવતી કન્યાની ચૂડીઓ

**થરચિહ્ન** (ન.) ચણતરનો થર લેવાનું બતાવતું ચિહ્ન, તળચિહ્ન, 'બેન્ચમાર્ક'

**થરથર** (અ.) ધ્રૂજે-કંપે એમ

**થરથરવું,થથરવું** (ક્રિ.) કંપવું, ધ્રૂજવું (૨) બીવું, ત્રાસવું

**થરથરાટ** (પું.) થથરવું તે

**થરથરાટી** (સ્ત્રી.) થરથરાટ, કંપ

**થરમૉકૉલ** (ન.) ઠંડી-ગરમી રોધક પદાર્થ, ઉષ્ણતારોધક

**થરમૉગ્રાફ** (ન.) એક ઉષ્ણતામાપક સાધન

**થરમૉમિટર** (ન.) ગરમીમાપક યંત્ર, હવામાનની ઉષ્ણતાની અસરનો ગ્રાફ બતાવતું સાધન

**થરમૉસ** (ન.) પોતાની અંદરની વસ્તુની ગરમી-ઠંડી સાચવી રાખે એવી કાચની શીશી જેવી એક બનાવટ

**થરેરવું** (ક્રિ.) થરથરવું, ત્રાસવું

**થરેરી,થરેરાટી** (સ્ત્રી.) થરથરાટ, ત્રાસ

**થર્ડ** (વિ.) ત્રીજું (૨) ઊતરતા દરજ્જાનું

**થર્ડ-કલાસ** (પું.) ત્રીજો વર્ગ

**થર્ડ-પાર્ટી** (વિ.) ઓળખાણ કે સંબંધ ન હોય તેવું અન્ય કોઈ (૨) તટસ્થ (૩) અપક્ષ

**થલબેડું** (ન.) વહાણ કે મછવા વગેરેને પાણીમાં લાંગરવાની જગ્યા

**થવા-કાળ** (પું.) ભવિષ્યનો સમય, આવતો સંયોગ, થવાને માટે સર્જાયેલો પ્રસંગ, બનવા-કાળ (અમંગળ અર્થમાં)

**થવું** (ક્રિ.) બનવું, અસ્તિત્વમાં આવવું, કાંઈ બનવું-રચાવું કે તેની તૈયારી ચાલવી (કોઈ પદાર્થ, પ્રસંગ કે ભાવ માટે વપરાય છે. ઉદા. રસોઈ થઈ, બળવો, ક્રોધ, મોહ થવો) (૨) નીપજવું, પેદા થવું (જેમ કે, કહ્યે કશું નહિ થાય, ઝાડે ફળ થાય.) (૩) (અમુક સમય, અંતર વજન વગેરે પરિમાણ) અસ્તિત્વમાં આવવું, માપમાં હોવું, ગુજરવું (સમય),(વજનમાં) ઊતરવું વગેરે (જેમ કે, કલાક થયો, વખત થાય વગેરે, એક ગાઉ થાય, શાક કિલો થયું.) (૪) લાગવું, પ્રતીતિ પડવી (જેમ કે, મને એમ થાય છે કે જઈ આવું) (૫) અનુભવમાં આવવું, લાગુ પડવું (જેમ કે, મને દુઃખ થાય છે.) (૬) વર્તમાન કૃદંતની સહાયથી, તે ક્રિયા કરવા માંડવી એવો અર્થ બતાવે છે. (જેમ કે, ખાતો થા, ભણતી થા.)

**થળ** (ન.) સ્થળ, જગા, સ્થાન (૨) જમીન

**થળચર** (વિ.) જમીન ઉપર ફરનારું કે રહેનારું

**થંભ** (પું.) સ્તંભ, થાંભલો

**થંભન** (ન.) થંભવું કે થંભાવવું તે

**થંભવું** (ક્રિ.) થોભવું, ઊભું રહેવું (૨) રોકાવું, અટકવું (૩) વિસામો ખાવો

**થાઇરૉઇડ** (સ્ત્રી.) ગળામાં હૈડિયા પાસેની એક (નાડીની) ગ્રંથિ

**થાક** (પું.) શ્રમ, થાકવું તે

**થાકલો** (પું.) આરામ, વિસામો

**થાકવું** (ક્રિ.) કામ કર્યાને લીધે શિથિલ થવું (૨) કંટાળવું, હારવું

**થાકે(-કો)ડો** (પું.) શ્રમ, થાકવું તે

**થાકયુંપાકયું** (વિ.) ઘણું થાકી ગયેલું

**થાગડથી(-થીં)ગડ** (ન.) ઊખડેલા કે ફાટેલાની દુરસ્તી, મરામત (૨) જેવો તેવો - કામચલાઉ ઉપાય

**થાટ** (પું.) રાગને ઉત્પન્ન કરવાની શક્તિવાળો સ્વર (સંગીત)

**થાણ(-ણે)દાર** (પું.) થાણાનો અમલદાર (૨) ફોજદાર

**થાણ(-ણે)દારી** (સ્ત્રી.) થાણદારનું કામ-હોદ્દો

**થાણું** (ન.) સ્થાન, મથક, પડાવ, કેન્દ્ર (૨) પોલીસચોકી, દેવડી (૩) ખામણું (વાવવા માટે)

**થાથાથાબડી** (સ્ત્રી.) થાબડી-પંપાળીને શાંત રાખવું તે (૨) આળપંપાળ, પટામણી

**થાન** (ન.) તાકો (૨) સ્તન (૩) નાકું

**થાનક** (ન.) સ્થાનક, રહેઠાણ

**થાનેલો** (પું.) સ્તન, ધાઈ

**થાપ** (સ્ત્રી.) થાપટ (૨) ભૂલથાપ, ધાપ, છેતરપિંડી (૩) થેપ, રથ્થડ (૪) નરઘાંનો વચલો કાળો ભાગ કે તેના પર વગાડાતો ઠોકો (૫) ઠરાવ

**થાપટ** (સ્ત્રી.) હાથના પંજાનો પ્રહાર

**થાપડી,થાપી** (સ્ત્રી.) ટીપવા માટેનું કડિયાનું એક ઓજાર (૨) થપેલી (૩) થાપટ

**થાપડું** (પું.) થાપીને કરેલું નળિયું (૨) (ન.) હાથથી થાપીને કરેલી ચીજ-ઘાટ

**થાપણ** (સ્ત્રી.) મૂડી, પૂંજી (૨) લીપણ (૩) ન્યાસ, 'ડિપોઝિટ'

**થાપણદાર** (વિ.) થાપણ ધરાવનાર, મૂડીદાર, ધનપતિ (૨) થાપણ મૂકનાર, ખાતેદાર, 'ડિપોઝિટર'

**થાપણહાર** (વિ.) સ્થાપનાર

**થાપન** (ન.) સ્થાપન, સ્થાપવું તે

**થાપવું** (ક્રિ.) સ્થાપવું (૨) થેપ - રથ્થડ કરવો (૩) પહોળા હાથે દાબીને ચપટો આકાર ઘડવો (૪) થાબડવું

**થાપાકૂંડું** (ન.) (મોટી બેઠક અને પહોળા મોંનું) રંગરેજનું મોટું કૂંડું (૨) તેના જેવો બેઠાડુ કે આળસુ માણસ

**થાપી** (સ્ત્રી.) ટીપવા માટે કડિયાનું એક ઓજાર (૨) થપેલી (૩) થાપટ

**થાપેડું** (ન.) કમ્મરે વીંટવાનું જાડું કપડું

**થાપો** (પું.) પૂંઠનો ભાગ, ઢગરો (૨) મોભારિયું (૩) કંકુવાળા પંજાની છાપ

**થાબડથાબડ** (અ.) ધીરે ધીરે થાબડીને, થાપટ-થાપટ

**થાબડવું** (ક્રિ.) ધીમે હાથે ઠોકવું, પંપાળવું - હળવે હળવે ચાંપવું

**થાબડી** (સ્ત્રી.) થાબડવાની ક્રિયા

**થાબડથીંગડ** (સ્ત્રી.) મરામત, સમારકામ

**થામવું** (ક્રિ.) થોભાવવું

**થાળ** (પું.સ્ત્રી.) મોટી થાળી (૨) ઠાકોરજીના નૈવેદ્યનો થાળ-પ્રસાદ (૩) એ ધરાવતી વખતનું સ્તોત્રગાન

**થાળી** (સ્ત્રી.) એક વાસણ (૨) ગ્રામોફોન પર વગાડવાની ગાયનની થાળી

**થાળીવાજું** (ન.) થાળી (રેકર્ડ) વગાડવાનું વાજું, 'ગ્રામોફોન'

**થાળું** (ન.) ઘંટીનું ચોકઠું (૨) કૂવાના મોં ઉપર ચણીને બનાવેલી પાત્રાકાર જગા (૩) મૂળના ગાંઠવાળો થડિયાનો ભાગ કે ત્યાં કરાતું ખામણું

**થાળો** (પું.) મોટી થાળી, ખૂમચો

**થાંથાવેડા** (પું.) થાંથાપણાની આદત

**થાંથું** (વિ.) મંદ, સુસ્ત (૨) મેલું, ગંદું

**થાંભલી** (સ્ત્રી.) નાનો થાંભલો

**થાંભલો** (પું.) લાકડાનો ઊભો ટેકો, સ્તંભ

**થિગડિયું** (વિ.) થીગડાવાળું, થીગડિયું

**થિજવણું** (ન.) થીજવવા માટેનું ઠંડું દ્રાવણ, 'ફ્રીઝિંગ મિકસ્ચર'

**થિયરી** (સ્ત્રી.) તાત્ત્વિક સિદ્ધાંત

**થિયેટર** (ન.) નાટકશાળા, નાટ્યગૃહ, રંગભૂમિ

**થિયોસૉફી** (સ્ત્રી.) ઈશ્વર સંબંધી એક જ્ઞાનદૃષ્ટિ-તત્ત્વવિચાર

**થિયોસૉફિસ્ટ** (પું.) બ્રહ્મવિદ્યા-ઈશ્વરસંબંધી જ્ઞાનવિચારમાં માનતી વ્યક્તિ-

- **થી** ત્રીજી અને પાંચમી વિભકિતનો પ્રત્યય

**થીગડથાગડ** (ન.) ઊખડેલા કે ફાટેલાની દુરસ્તી, મરામત (૨) જેવોતેવો - કામચલાઉ ઉપાય

**થીગડી** (સ્ત્રી.) નાનું થીગડું

**થીગડું,થીંગડું** (ન.) ફાટેલી જગ્યા પર મૂકેલો બીજો કકડો

**થીજવું** (ક્રિ.) ઠરી જવું, જામવું

**થીજાંક** (પું.) પદાર્થ થીજે તેનું માપ કે તેનું માપકબિંદુ, 'ફ્રીઝિંગ પૉઇન્ટ'

**થીણું(-નું)** (વિ.) થીજેલું, ઘટ્ટ

**થીર** (વિ.) સ્થિર

**થીવર** (વિ.) સ્થવિર, વૃદ્ધ (જૈન)

**થીસિસ** (પું.) મહાનિબંધ

**થુત્કાર** (પું.) થૂ અવાજ (૨) ફિટકાર

**થુવેર,થુવેરિયો** (સ્ત્રી.પું.) થોરિયો, થૂવેર

**થૂ થૂ** (અ.) થૂંકવાનો અવાજ (૨) થુત્કાર

**થૂઈ** (સ્ત્રી.) રમતમાં, થૂ કરીને, તેમાંથી વિરામ બતાવતો ઉદ્‌ગાર, તેવો વિરામ

**થૂત્કાર** (પું.) થુત્કાર, થૂ અવાજ (૨) ફિટકાર (૩) થૂથૂ (૪) થૂંકવાનો અવાજ

**થૂથો** (પું.) કૂચો (૨) રૂંછું

**થૂલ** (ન.) બાજરી વગેરેનાં કણસલાં ઉપર થતી નાનાં ફૂલોની રુંવાંટી

**થૂલ(-ળ)** (વિ.) સ્થૂળ, જાડું, મોટું

**થૂલિયું,થૂલિયો** (ન.પું.) બાળકની જીભ પર થતો એક રોગ

**થૂલી** (સ્ત્રી.) ઘઉં વગેરેના ભરડેલા કકડા કે તેની વાનગી

**થૂલું** (ન.) લોટને ચાળવાથી નીકળેલો છાલાં વગેરેનો ભૂકો

**થૂવર** (પું.સ્ત્રી.) એક કાંટાળી વનસ્પતિ, થુવેર, થોર

**થૂંક** (ન.) થૂ કરી મોમાંથી ફેંકાતી લાળ (૨) મોંમાં ઝરતી લાળ

**થૂંકદાની** (સ્ત્રી.) થૂંક વગેરે ઝીલવાનું પાત્ર, પિકદાની

**થૂંકવું** (ક્રિ.) થૂંક બહાર ફેંકવું
**થેઈ થેઈ** (અ.) નાચનો અવાજ (૨) બાળકને ઊભું કરતાં બોલાતો ઉદ્ગાર
**થેઈકાર** (પું.) થૈકાર, નાચના તાનનો ધ્વનિ
**થેક(-ગી)** (સ્ત્રી.) એક છોડના મૂળમાંથી મળતો જુવાર જેવો ખાવાનો પદાર્થ (૨) કૂદકો
**થેકડો** (પું.) કૂદકો, ઠેકડો
**થેકવું** (ક્રિ.) થેક-છલંગ મારવી (૨) ઠેકવું, -ને કૂદી પાર કરવું (૩) બીબાથી ઠેકવું
**થેપ** (સ્ત્રી.) જાડું લીપણ, જાડો લેપ
**થેપડો** (પું.) જાડો થેપ (૨) ઊખડેલા લેપનું પોડું, પોપડો (૩) લાદ-માટીનું કુંભારનું કૂંડું
**થેપણી** (સ્ત્રી.) થેપવાની ક્રિયા કે રીત
**થેપલી** (સ્ત્રી.) લોંદાને થેપીને બનાવેલી થપોલી
**થેપલું** (ન.) થેપીને બનાવેલી ચીજ, થપોલું (૨) એક વાનગી
**થેપવું** (ક્રિ.) થાપવું, જાડું લીંપવું, થેપ કરવો (૨) લોંદાને ધીમે દબાવી દબાવીને ઘાટ કરવો
**થેપાડું** (ન.) ધોતિયું
**થેભો** (પું.) થોભિયો (૨) થાંભલો, ટેકો
**થેરી** (સ્ત્રી.) સ્થવિરા, ભિક્ષુણી (બૌદ્ધ)
**થેલિયમ** (ન.) એક ધાતુ
**થેલી** (સ્ત્રી.) કોથળી, 'બૅગ'
**થેલું** (ન.) ટોળું, ઝોલું
**થેલો** (પું.) મોટી થેલી, કોથળો
**થેંક યુ** (શ.પ્ર.) 'તમારો આભાર' એવું બતાવતો ઉદ્ગાર, આભાર, ઉપકાર, શુક્રિયા
**થોક** (પું.) જથો, ઝૂડો, ખડકલો
**થોકડી** (સ્ત્રી.) નાનો ખડકલો
**થોકડો** (પું.) મોટો ખડકલો
**થોકબંધ** (વિ.) જથાબંધ, પુષ્કળ
**થોકેથોક(-કે)** (અ.) થોકબંધ, જથાબંધ
**થોડાબોલું** (વિ.) થોડું બાલનારું, મિતભાષી, ઓછાબોલું
**થોડું** (વિ.) અલ્પ, જરાક
**થોડુંક** (વિ.) જરાક, થોડું
**થોડુંઘણું** (વિ.) થોડુંક, ઓછુંવત્તું
**થોડેથોડે** (અ.) ધીમેધીમે
**થોથડી** (સ્ત્રી.) અંગારામાં શેકેલી નાની બાટી
**થોથર** (સ્ત્રી.) મોં પરનો સોજો અને ફિક્કાશ
**થોથવાવું** (ક્રિ.) તોતડાવું, બોલતાં અચકાવું
**થોથારિયું** (ન.) નકામું પુસ્તક, થોથું
**થોથું** (ન.) પોલો સડેલો કણ (૨) ફાટેલું-તૂટેલું કે લખાણની દૃષ્ટિએ નકામું પુસ્તક (૩) બૂઠું તીર
**થોથો** (પું.) પાંદડાં વગરનું કેળનું થડ
**થોબડું,થોબડો** (ન.પું.) ડાચું, જાનવર જેવું લાંબું મોં
**થોભ** (પું.) થોભવું કે થોભાવવું તે, અટકવાપણું, અંત
**થોભણ** (સ્ત્રી.ન.) ટેકણ, અઢિંગણ
**થોભવું** (ક્રિ.) કોઈ ક્રિયા કરતા અટકવું, વિરામવું (૨) રાહ જોતા ઊભા રહેવું, ખોટી થવું (૩) વિરામ પામવું, થોભ આવવો
**થોભા(-ભિયા)** (પું.બ.વ.) મૂછના બન્ને છેડા આગળ ગાલના ભાગ ઉપર વધારેલા વાળના ગુચ્છા (૨) સ્ત્રીઓનાં કલ્લાંનાં ટેકણ
**થોભો** (પું.) થોભવાની જગા, વિસામો (જેમ કે, બસ થોભો)
**થોર** (પું.) એક કાંટાળી વનસ્પતિ, થૂવર
**થોરિયમ** (ન.) એક ધાતુ
**થોરિયો** (પું.) થોરનું એક છૂટું ડિંગલું - ટુકડો
**થોટ** (સ્ત્રી.) જોરથી મારેલી થપ્પડ
**થોંદ** (સ્ત્રી.) ફાંદ
**થોંદલ** (વિ.) ફાંદવાળું

## દ

**દ** (પું.) તાલુસ્થાની ત્રીજો વ્યંજન
**-દ** (વિ.) (ઉપપદ સમાસને અંતે) 'આપનાર' એ અર્થમાં દા.ત. 'સુખદ'
**દઈ** (સ્ત્રી.) 'જાણે' સાથે શબ્દ પ્રયોગમાં 'કોણ જાણે', 'દૈવ જાણે' એ અર્થમાં વપરાય છે.
**દઈ,દઈને** (અ.) 'ટપ', 'ધબ', 'ઝટ' વગેરે જેવા શબ્દો સાથે વપરાય છે. જેમ કે, ટપ દઈને, ઝટ દઈને
**દક્ષ** (વિ.) ચતુર, પ્રવીણ (૨) (પું.) ઉમાના પિતા
**દક્ષતા** (સ્ત્રી.) ચતુરાઈ, પ્રાવીણ્ય, દક્ષપણું
**દક્ષ(-ક્ષિ)ણા,દખણા** (સ્ત્રી.) બ્રાહ્મણોને બ્રહ્મકર્મ માટે અપાતું દાન વગેરે
**દક્ષિણ** (વિ.) જમણું (૨) દક્ષિણ દિશાનું કે તે બાજું આવેલું (૩) ચતુર, પ્રવીણ (૪) (સ્ત્રી.) પૂર્વ દિશા તરફ મોં રાખતાં જમણા હાથ તરફની દિશા (૫) (પું.) દક્ષિણ દિશામાં આવેલો દેશ (૬) ત્રણ અગ્નિમાંનો એક
**દક્ષિણગોળ(-ળાર્ધ)** (પું.) પૃથ્વીના ગોળાનો વિષુવવૃત્તથી દક્ષિણનો અર્ધગોળ, દક્ષિણાર્ધ
**દક્ષિણધ્રુવ** (પું.) પૃથ્વીની દક્ષિણ દિશાએ આવેલું મધ્યબિંદુ (૨) ઉત્તર ધ્રુવ જેવો દક્ષિણમાં આવેલો ધ્રુવવત્ તારો
**દક્ષિણા** (સ્ત્રી.) ધાર્મિક ક્રિયાને અંતે બ્રાહ્મણોને અપાતું દાન, દખણા (૨) વિદ્યાર્થી ગુરુને આપે તે દાન
**દક્ષિણાચલ** (પું.) દક્ષિણ દિશામાં કલ્પેલો પર્વત-મલયાચલ
**દક્ષિણાપથ** (પું.) વિંધ્યાચળથી દક્ષિણનો પ્રદેશ, દક્ષિણ ભારત
**દક્ષિણાભિમુખ** (વિ.) દક્ષિણ દિશા તરફનું
**દક્ષિણાયન** (ન.) સૂર્યનું કર્ક રાશિમાં જવું તે, કર્કસંક્રાંતિથી મકરસંક્રાંતિ સુધીનો સમય
**દખણાતું(-દું)** (વિ.) દક્ષિણ તરફનું (૨) જમણી બાજુનું
**દખણી** (વિ.) દક્ષિણનું, -ને લગતું (૨) (પું.) દક્ષિણ દેશનો રહેવાસી, મહારાષ્ટ્રી (૩) (સ્ત્રી.) દક્ષિણી-મરાઠી ભાષા
**દખલ** (સ્ત્રી.) વચ્ચે પડવું-દરમિયાનગીરી કરવી તે (૨) નડતર, પજવણી, ગોદ
**દખલગીરી** (સ્ત્રી.) દખલ કરવી તે
**દખલિયું** (વિ.) દખલ કરનારું, દખલ કરે એવું, પંચાતિયું
**દગડ** (પું.) પથ્થર, પહાણો
**દગડાઈ** (સ્ત્રી.) (કામની) હરામખોરી, લુચ્ચાઈ, કામચોરી

**દગડાચોથ** (સ્ત્રી.) ભાદરવા સુદ ચોથ, ગણેશચોથ

**દગડી** (સ્ત્રી.) નાનું દગડું, પથ્થરની લાંબી ચાટ

**દગડું** (ન.) ઢેફું, ગચિયું (૨) ભારોટિયાના થાંભલાની ઉપરનું આધારરૂપ નાનું લાકડું કે પથ્થરનું ચોસલું (૩) (વિ.) દગલબાજ, લુચ્ચું

**દગડો** (પું.) પથરો (૨) મોટું ઢેફું

**દગલબાજ,દગાખોર,દગાબાજ** (વિ.) દગો કરનારું, વિશ્વાસઘાતી

**દગલબાજી,દગાખોરી,દગાબાજી** (સ્ત્રી.) દગો કરવો તે, વિશ્વાસઘાત

**દગો** (પું.) છળ, કપટ, પ્રપંચ (૨) વિશ્વાસઘાત

**દગોફટકો** (પું.) છળકપટ, દગા જેવું કાંઈ પણ, છેહ દેવો તે

**દગ્ધ** (વિ.) બળેલું, દાઝેલું (૨) માનસિક સંતાપ પામેલું

**દઝાડો(-પો)** (પું.) બળતરા, ઊંડો સંતાપ

**દટણ** (વિ.) દટાયેલું, જમીનનું અંદરનું (૨) (ન.) ડટણ, ખાળકૂવો

**દટણકૂવો,દટણખાળ** (પું.સ્ત્રી.) ખાળકૂવો, જમીનમાં ડૂબેલી નીક

**દટણજાજરૂ** (પું.) જમીનમાં ખોદી કરેલું જાજરૂ (જેમાં મીઠું નખાયા કરે)

**દટંતર** (ન.) દુનિયા દટાઈ જાય એવો ઈશ્વરી કોપ, મહાવિનાશ

**દટ્ટન** (વિ.) દટાયેલું, ડટણ (૨) (ન.) દટાવાથી થતો નાશ, ડટંતર

**દટ્ટાપેટી** (સ્ત્રી.) (બાળમંદિરની) દટ્ટાની પેટી

**દટ્ટાહાથો** (પું.)એન્જિનના દટ્ટાનો હાથો, 'પિસ્ટન-રૉડ'

**દટ્ટો** (પું.) ડટ્ટો, ડાટો (૨) ઍંજિનને ચલાવવાને તેના નળાકાર ભાગમાં જતો આવતો લટ્ટા જેવો ભાગ, 'પિસ્ટન' (૩) તારીખિયાનો તારીખની કાપલીઓનો ગુટકો (૪) મૉન્ટેસોરી બાલમંદિરમાં વપરાતા ઘાટીલા દાટા જેવી આકૃતિનું સાધન

**દડ** (પું.ન.) ઝીણી ધૂળ કે તેના મોટા થરવાળી જમીન (૨) ખેતરમાં ઘાસ વગેરે ઊગવાથી ઢંકાઈ ગયેલો ખાડો

**દડકો** (પું.) લચકો, લોંદો (૨) પોદળો

**દડદડ** (અ.) પાણી પડવાનો એવો અવાજ (૨) ખળખળ (આંસુ)

**દડદડવું** (ક્રિ.) દડદડ પડવું (પ્રવાહીનું), સતત ટપકવું

**દડબડ દડબડ** (અ.) 'દડબડ દડબડ' અવાજ થાય એમ દડતું

**દડબડાટ** (પું.) દડબડ અવાજ (૨) (અ.) દડબડ

**દડબડી** (સ્ત્રી.) ઉતાવળી દોટ

**દડમજલ** (સ્ત્રી.) કોઈ જગાએ અટકયા વગરની મજલ (૨) (અ.) અટકયા - વિસામો લીધા વિના

**દડબું** (ન.) ઢેફું, ચોસલું, લોંદો

**દડિયો** (પું.) પડિયો

**દડી** (સ્ત્રી.) નાનો દડો, નાનો પડિયો (૨) બાંધો, ઘડતર. ઉદા. બાંધી દડી, બેઠી દડી (-નું માણસ)

**દડૂલી** (સ્ત્રી.) ધાણી વગેરે શેકતાં હલાવવાનું નાનું ઓજાર (૨) ગોળાકાર ચીજ (ખાસ કરીને રમવાની તે) (૩) નાનો દડૂલો, દડી

**દડો** (પું.) ગોળાકાર ચીજ (ખાસ કરીને રમવાની)

**દત્ત** (વિ.) આપેલું, દત્તક તરીકે આપેલું (૨) (પું.) દત્તાત્રેય (૩) (ન.) પૂર્વ-જન્મમાં કરેલું પુણ્યદાન

**દત્તક** (પું.) શાસ્ત્રવિધિ પ્રમાણે પોતાનો કરેલો બીજાનો પુત્ર

**દત્તકપત્ર,દત્તકખત** (ન.) પુત્ર દત્તક લીધાનું કરારનામું

**દત્તાત્રેય** (પું.) એક ઋષિ-વિષ્ણુના ચોવીસ અવતારમાંના એક

**દત્તાવિધાન** (ન.) દત્તક લેવાની ક્રિયા, દત્તક-વિધાન, ખોળે લેવું તે

**દદડવું** (ક્રિ.) દદૂડી પડવી, દડદડવું

**દદૂડો** (પું.) દડદડ ઊંચેથી પડતી મોટી ધાર

**દદ્દો** (પું.) 'દ' અક્ષર કે ઉચ્ચાર, દકાર

**દધિ** (ન.) દહીં (૨) (પું.) ઉદધિ, સમુદ્ર, સાગર

**દધિજા, દધિસુતા** (સ્ત્રી.) સમુદ્રમાંથી જન્મેલી - લક્ષ્મી

**દધિમંથન** (ન.) દહીં વલોવવું તે

**દધિસુત** (પું.) સમુદ્રમંથનમાંથી નીકળેલું દરેક, ઐરાવત હાથી (૨) ચંદ્ર

**દધીચ(-ચિ)** (પું.) વજ્ર બનાવવા પોતાનાં હાડકાં આપનાર પ્રસિદ્ધ ઋષિ

**દન** (પું.) દિન, દિવસ

**દનિયું** (ન.) એક દિવસનું મહેનતાણું-મજૂરી (૨) રોજનું ઘરાક (૩) દિવસ

**દનેદન** (અ.) દિનોદિન, દિનેદિને, પ્રતિદિન

**દફણાવવું** (ક્રિ.) ડફડાવવું, હંકારવું (હોડી) (૨) દાટવું, દફનાવવું

**દફતર** (ન.) કામકાજનાં કાગળિયાં, ચોપડા વગેરે કે તેનો સંગ્રહ, રેકર્ડ (૨) કાર્યાલય (૩) વિદ્યાર્થીની ચોપડીઓ રાખવાની થેલી, પાકીટ

**દફતરખાતું** (ન.) સરકારી દફતરનું ખાતું, 'આર્કાઈવ્ઝ'

**દફતરખાનું** (ન.) દફતરો રાખવાની જગા

**દફતરદાર** (પું.) દફતરી કામ કરનારાઓનો ઉપરી અમલદાર (૨) જમા-બંદીનો વહીવટદાર

**દફતરદારી** (સ્ત્રી.) દફતરદારનું પદ કે કામ

**દફતરનકલ,દફતરપ્રત** (સ્ત્રી.) સ્થળપ્રત, દફતર ખાતે રખાતી કોઈ ખત કે પત્ર વગેરેની નકલ, 'ઑફિસ-કૉપી'

**દફતરભંડાર** (પું.) દફતર રાખવા-સાચવવા માટેનું સ્થળ

**દફતરી** (વિ.) દફતર, -ને લગતું (૨) (પું.) દફતર લખનારો કે રાખનારો

**દફન** (ન.) મુડદાને દાટવું તે

**દફનાવવું** (ક્રિ.) દફન કરવું, દાટવું, દફણાવવું

**દફનાવું** (ક્રિ.) દફન થવું, દટાવું

**દફે** (વિ.) વિખેરી નાખેલું (૨) નાશ કરેલું (૩) માંડી વાળેલું, પતાવેલું (૪) (સ્ત્રી.) વાર, વખત

**દફેદાર** (પું.) લશ્કરની નાની ટુકડીનો ઉપરી

**દફેદારી** (સ્ત્રી.) દફેદારનું કામકાજ કે પદ

**દબડાવવું** (ક્રિ.) ધમકાવવું

**દબડી** (સ્ત્રી.) નાનું દડબું-ઢેફું (૨) દાબડી

**દબડું** (ન.) ઢેફું, ચોસલું, દડબું

**દબદબો** (પું.) ઠાઠમાઠ, ભપકો, દમામ

**દબનીય** (વિ.) દબાય એવા ગુણવાળું, 'કૉમ્પ્રેસિબલ'

**દબવું** (ક્રિ.) દબાવું (૨) નરમ થવું, નમવું, તાબે થવું

**દબાણ** (ન.) દાબવું કે દબાવવું તે (૨) ભાર, વજન (૩) (લા.) દાબ, અંકુશની અસર (૪) જગ્યા પચાવી પાડવી તે

**દબાણપાટો** (પું.) લોહી વહી જતું બંધ કરવા ઘાની જગ્યા પર દબાણ આપવાનું પાટા જેવું સાધન, 'ટુર્નિકેટ'

**દબાણમાપક** (યંત્ર) (ન.) (વરાળ, વાયુ જેવાનું) દબાણ માપવાનું યંત્ર, 'મૅનોમિટર'

**દબામણ(-ણી)** (ન.સ્ત્રી.) દબાવવાનું મહેનતાણું (૨) દબાણ, વજન (૩) આગ્રહ

**દબાયેલ(-લું)** (વિ.) દબાઈ ગયેલું (૨) આભાર તળે આવેલું, ઓશિયાળું
**દબાવો** (પું.) દાબ, દબાણ
**દમ** (પું.) શ્વાસ (૨) શ્વાસનો એક રોગ (૩) પ્રાણવાયુ, જીવ (૪) ધૂમ્રપાનનો, સડાકો (૫) (લા.) સત્ત્વ, શક્તિ, પાણી, કસ (૬) ધમકી, સજાની શેહ (૭) થાક
**દમ** (પું.) ઇંદ્રિયોને દમવી-તાબે રાખવી તે, દમન (મુમુક્ષુની ષટ્સંપત્તિમાંની એક)
**દમક** (વિ.) દમન કરનારું (૨) (સ્ત્રી.) ધમક, ચમક, ઝળક, તેજ
**દમકદાર** (વિ.) દમકવાળું, ચમકદાર
**દમકવું** (ક્રિ.) ચમકવું (૨) (નગારું) વાગવું, દ્રમકવું
**દમડી** (સ્ત્રી.) પૈસાનો ચોથો ભાગ, કોઈ પણ સિક્કો
**દમણ** (પું.ન.) એક વનસ્પતિ-ઔષધિ (૨) દમવું-પીડવું તે (૩) દબાવવું-કાબૂમાં રાખવું તે, ઇંદ્રિય-નિગ્રહ (૪) (ન.) (પૂર્વે પોર્ટુગીઝ તાબાનું) ગુજરાતનું એક ગામ
**દમદમાટ** (પું.) દબદબો, ઠાઠમાઠ, રોફ, દંભ (૨) (અ.) ઠાઠથી, દમામબંધ
**દમદાટવું** (ક્રિ.) દમદાટી આપવી, ધમકાવવું
**દમદાટી** (સ્ત્રી.) ધમકી, ડરામણી
**દમન** (ન.) દમવું-પીડવું તે (૨) દબાવવું-કાબૂમાં રાખવું તે, ઇંદ્રિયોનો નિગ્રહ (૩) કેર, જુલમ
**દમનનીતિ** (સ્ત્રી.) દબાવીને - ગમેતેમ પીડીને વશ કરવાની નીતિ, 'રિપ્રેશન'
**દમભર** (અ.) ખૂબ ઉતાવળથી, દમ ભીડીને, દમભેર, એક દમે, એક શ્વાસે
**દમલું, દમલેલ** (વિ.) દમના રોગવાળું, દમિયલ
**દમવું** (ક્રિ.) (મનને) દબાવવું - કાબૂમાં રાખવું, સંયમ રાખવો (૨) દુઃખ દેવું, પીડવું
**દમામ** (પું.) દબદબો, ભપકો, રોફ
**દમોદમ** (અ.) સરસાઈથી, હરીફાઈથી, ચડસાચડસીથી
**દમ્ય** (વિ.) દમવા યોગ્ય કે દમી શકાય એવું, દાબમાં રાખવા જેવું
**દયનીય** (વિ.) દયાપાત્ર, દયા ખાવા જેવું, દયાજનક
**દયા** (સ્ત્રી.) કૃપા, કરુણા, અનુકંપા, સહાનુભૂતિનો ભાવ
**દયાખાઉ** (વિ.) દયા ખાય એવું, દયા ખાતું
**દયાદાન** (ન.) દયા લાવીને કરાતું દાન, મહેરબાની
**દયાધર્મ** (પું.) પ્રાણીમાત્ર પ્રત્યે દયાભાવ
**દયાધર્મી** (વિ.) દયાધર્મવાળો
**દયાનિધિ** (પું.) દયાનો ભંડાર - ઈશ્વર
**દયાભાવ** (પું.) દયાનો ભાવ, રહેમનજર
**દયામણું** (વિ.) રાંક, ગરીબ, દયા ઊપજે એવું, દીન, દયનીય
**દયામય** (વિ.) દયાથી ભરપૂર, કરુણાળુ, દયાળુ, કૃપાળુ
**દયાર્દ્ર** (વિ.) દયાથી પીગળી ગયેલું, ખૂબ દયાળુ
**દયાલ(-લુ),દયાળ(-ળુ),દયાવંત,દયાવાન** (વિ.) દયાવાળું, કૃપાળુ
**દયાલુ(-ળુ)તા,દયાળુંપણું,દયાવતી** (સ્ત્રી.ન.સ્ત્રી.) દયાળુ હોવાપણું (૨) કરુણા શ્રુતિનો એક અવાંતર ભેદ (૩) ઋષભની એક શ્રુતિનું નામ (સંગીત)
**દયાસિંધુ** (પું.) દયાનો સાગર, અતિ દયાળુ માણસ, દયાનિધિ
**દયિત** (વિ.) પ્રિય,વહાલું (૨) (પું.) વલ્લભ, પ્રીતમ
**દયિતા** (સ્ત્રી.) પત્ની, પ્રિયતમા
**દર** (ન.) બારણું, દરવાજો (૨) (અ.) દરેક
**દર** (ન.) કોઈ પ્રાણીએ જમીનમાં રહેવાને કરેલું કાણું - છિદ્ર
**દર** (પું.) ભાવ, કિંમત (૨) જયાં ઊસ-ખાર થાય છે તે જગા
**દરઅસલ** (અ.) ખરેખર, વસ્તુતાએ, અસલમાં, હકીકતમાં
**દરકાર** (સ્ત્રી.) પરવા, કાળજી, તમા (૨) ખપ, અગત્ય
**દરખાસ્ત** (સ્ત્રી.) નમ્રતાથી કહેવું તે, અરજી (૨) મંજૂરી માટે રજૂ થતી સૂચના, પ્રસ્તાવ (૩) નિવેદન, પ્રાર્થનાપત્ર
**દરગાહ** (સ્ત્રી.) પીરની કબરની જગા, દરઘા
**દરગુજર** (વિ.) માફ કરેલું, સાંખી લીધેલું, સહન કરી જતું કરેલું
**દરજી** (પું.) લૂગડાં સીવવાનો ધંધો કરનારો
**દરજો,દરજ્જો** (પું.) પાયરી, કોટી, કક્ષા (જેમ કે, કેટલેક દરજ્જે, વાત એટલે દરજ્જે ગઈ છે.) (૨) હોદ્દો, અધિકાર
**દરદ** (ન.) દર્દ, દુઃખ, પીડા, રોગ, અંતરનો સંતાપ
**દરદાગીનો** (પું.) પૈસોટકો અને ઘરેણુંગાંઠું
**દરદાવો** (પું.) હક્ક, અધિકાર (૨) ઇલાખો
**દરદી** (વિ.) દર્દી, દરદવાળું, માંદું, રોગી
**દરપવું** (ક્રિ.) દર્પ-ગર્વ કરવો, અભિમાનથી ફુલાવું
**દરબદર** (અ.) ઠેરઠેર, જ્યાંત્યાં
**દરબાર** (પું.સ્ત્રી.) રાજસભા-કચેરી (૨) મોટા માણસ કે અમીર-ઉમરાવ પાસે ભરાતો દાયરો (૩) (પું.) ઠાકોર, રાજા
**દરબારગઢ** (પું.) રાજાનો મહેલ, રાજગઢ
**દરબારસાહેબ** (પું.) શીખ ધર્મગ્રંથ, માનવંત દરબાર
**દરબારી** (વિ.) દરબારનું, -ને લગતું (૨) (પું.) દરબારનો રાજપુરુષ (૩) કાનડા અને ટોડી રાગનો એક ભેદ
**દરમાયો** (પું.) માસિક પગાર કે વેતન
**દરમિયાન,દરમ્યાન** (અ.) અમુક સમયની અંદર
**દરમિયાનગીરી,દરમ્યાનગીરી** (સ્ત્રી.) દરમિયાનપણું, મારફત, વચ્ચે હોવાપણું
**દરરોજ** (અ.) હરરોજ, રોજ, હંમેશ, નિત્ય
**દરવાજો** (પું.) મોટું બારણું કે ફાટક, ઝાંપો
**દરવાણી(-ન)** (પું.) દરવાજો સાચવનારો, દ્વારપાળ
**દરવાનગી** (સ્ત્રી.) દરવાનનું કામ કે ધંધો
**દરવેશ** (પું.) ફકીર (૨) વેશ, પોશાક
**દરશ** (ન.) દર્શન
**દરશણિ(-નિ)યું** (ન.) સ્ત્રીઓ અને બાળકોને કાંડે પહેરવાનું એક ઘરેણું
**દરશ(-સ)વું** (ક્રિ.) દેખાવું, દર્શવું
**દરાખ** (સ્ત્રી.) દ્રાક્ષ, કિસમિસ
**દરાજ** (સ્ત્રી.) દાદર, ચામડીનો એક રોગ (૨) લાકડામાં ખોભણ પાડવાનો સુથારનો રંદો
**દરાજ(-ઝ)** (વિ.) દીર્ઘ, લાંબું
**દરિ(-રી)** (સ્ત્રી.) ગુફા (૨) શેતરંજી, ઘોડાની પીઠની ઊનની ગાદી
**દરિદ્ર** (વિ.) ગરીબ, એદી (૨) (સ્ત્રી.ન.) દળદર, દારિદ્ર
**દરિદ્રતા, દરિદ્ર(-દ્રી)પણું** (સ્ત્રી.ન.) ગરીબાઈ, એદીપણું

**દરિદ્રનારાયણ** (પું.) દરિદ્ર લોકોનો પ્રભુ, દરિદ્ર રૂપી ભગવાન (૨) (આદરપાત્ર એવી) ગરીબ જનતા
**દરિદ્રાલય** (ન.) ગરીબો માટેનું નિવાસસ્થાન, ગરીબઘર
**દરિદ્રાવસ્થા** (સ્ત્રી.) ગરીબાઈ, ગરીબ હાલત
**દરિયાઈ** (વિ.) દરિયાનું, -ને લગતું
**દરિયાદિલ(-લી)** (વિ.સ્ત્રી.) દરિયા જેવા ઉદાર દિલવાળું (૨) ખૂબ ઉદાર, વિશાળ હૃદયનું
**દરિયાફ(-ફ્ત)** (સ્ત્રી.) દર્યાફ, વિવેક, વિચાર
**દરિયાફી** (સ્ત્રી.) તપાસ, તજવીજ
**દરિયામહેલ** (પું.) નદી કે દરિયાના કિનારે બાંધેલો મહેલ
**દરિયાલાલ** (પું.) દરિયો (મમતા અને હેતવાચક), વહાણવટી, નાવિક (૨) દરિયાનો દેવ
**દરિયાવદિલ(-લી)** (વિ.સ્ત્રી.) દરિયાદિલ, દરિયાદિલી
**દરિયાસારંગ** (પું.) કુશળ વહાણવટી
**દરિયો** (પું.) સમુદ્ર, સાગર (૨) (લા.) ખૂબ વિસ્તાર કે ઊંડાણવાળું કાંઈ પણ
**દરી** (સ્ત્રી.) ગુફા, દરિ (૨) શેતરંજી, ઘોડાની પીઠની ઊનની ગાદી
**દરેક** (વિ.) હરેક, પ્રત્યેક
**દરેકે દરેક** (વિ.) એકેએક, પ્રત્યેક, તમામ
**દરેડો** (પું.) ધારા, રેલો, દદેડો
**દરોઆઠમ** (સ્ત્રી.) ભાદરવા સુદ આઠમ-એક પર્વ (જ્યારે સ્ત્રીઓ ધરોની પૂજા કરે છે.), ધરોઆઠમ
**દરોગો** (પું.) તપાસ રાખનારો અમલદાર, દારોગો
**દરોડો(-રો)** (પું.) ધાડ (૨) સરકારી અધિકારીઓનો છાપો, 'રેડ'
**દર્દ** (ન.) દરદ, રોગ, પીડા (૨) લાગણી, પ્રેમ (૩) અંતરનો સંતાપ
**દર્દનાક** (વિ.) દુઃખથી ભરેલું, દર્દથી ભરેલું
**દર્દી** (વિ.) દર્દવાળું, દરદી, રોગી, માંદું, બીમાર
**દર્દુર** (પું.) દેડકો (૨) ઢોલ (૩) વાંસળી
**દર્પ** (પું.) ગર્વ, અહંકાર, મગરૂરી
**દર્પણ** (ન.સ્ત્રી.) ખાપ, ચાટલું, આરસો, અરીસો, આયનો
**દર્પણપ્રબંધ** (પું.) એક ચિત્રકાવ્ય
**દર્ભ** (પું.) એક વનસ્પતિ - દરભ, ડાભ
**દર્ભાસન** (ન.) દર્ભનું બનાવેલું આસન
**દર્શ** (પું.) દરશ, દેખાવ (૨) અમાવસ્યા
**દર્શક** (વિ.) દેખાડનારું (૨) જોનારું (૩) (વ્યા.) એવું (સર્વનામ) સર્વનામનો પ્રકાર
**દર્શન** (ન.) જોવું તે, જોવાની ક્રિયા (૨) ભકિતભાવથી જોવાની ક્રિયા. જેમ કે, દેવદર્શન (૩) દેખાવ (૪) શાસ્ત્ર (ષટ્દર્શન) (૬) તત્ત્વજ્ઞાન, ફિલસૂફી (૭) રુચિ, શ્રદ્ધા (જૈન)
**દર્શનકોણ** (પું.) દષ્ટિબિંદુ
**દર્શનશાસ્ત્ર** (ન.) ફિલસૂફી, તત્ત્વજ્ઞાન
**દર્શનાકાંક્ષી** (વિ.) દર્શનની ઇચ્છાવાળું
**દર્શનાતુર** (વિ.) દર્શન કરવા માટે આતુર
**દર્શનાર્થી** (વિ.) દર્શનની ઇચ્છાવાળું
**દર્શનિકા** (સ્ત્રી.) દર્શનશાસ્ત્ર (લાલિત્યવાચક)
**દર્શની** (વિ.) પ્રગટ, ખુલ્લું, દેખીતું (૨) (વિ.સ્ત્રી.) જોતાંવેંત સ્વીકારવાની (હૂંડી)
**દર્શનીય** (વિ.) દેખવા યોગ્ય, સુંદર
**દર્શનેંદ્રિય** (સ્ત્રી.) આંખ
**દર્શવું** (ક્રિ.) દેખાવું, દરશવું, જોવું
**દર્શંત** (વિ.) પ્રગટ, ખુલ્લું (૨) સુંદર
**દર્શાવવું** (ક્રિ.) દેખાડવું, બતાવવું
**દર્શિત** (વિ.) દેખાડેલું
**દર્શિની** (વિ.) (સમાસને અંતે વપરાય છે.) જોનારું. જેમ કે, પ્રિયદર્શિની
**દર્શી** (વિ.) (સમાસને અંતે વપરાય છે.) જોનારું, જેમ કે, દૂરદર્શી (૨) બતાવનારું
**દલ(-ળ)** (ન.) પાંદડું (૨) ફૂલની પાંખડી (૩) સૈન્ય (૪) જાડાશ, ઘનતા (૫) (પું.) એક છંદ
**દલ** (ન.) દિલ, મન
**દલન** (ન.) દળી નાખવું તે, ચૂરેચૂરા કરવા તે
**દલ(-ળ)પતિ** (પું.) સેનાપતિ
**દલવાડી** (પું.) ઈંટો પકવનાર
**દલાડ(-ર)વું** (ક્રિ.) ધીરજ આપવી, મન વળાવવું, સમજાવવું (૨) વીંઢારવું (૩) નભાવવું
**દલાલ** (પું.) સાટું, સોદો કે કામકાજ ગોઠવી આપનાર, મારફતિયો (૨) આડતિયો, 'એજન્ટ' (૩) ભડવો, કૂટણો
**દલાલી** (સ્ત્રી.) દલાલનું કામ, મારફત (૨) દલાલ તરીકેનું મહેનતાણું, હકસાઈ
**દલાલું** (ન.) દલાલનું કામ, દલાલી, મારફત
**દલિત** (વિ.) દબાયેલું, કચરાયેલું, પીડિત
**દલિતોદ્ધાર** (પું.) કરાયેલા વર્ગનો ઉદ્ધાર
**દલીલ** (સ્ત્રી.) (વાતના ટેકામાં દર્શાવેલો) સબબ, કોઈ પણ બાબતની તકરારની ઉઠાવેલી મુદ્દાસર રજૂઆત, ચર્ચા, વાદ-વિવાદ, તર્ક
**દલીલખોર** (વિ.) દલીલ કર્યા કરવાની ટેવવાળું
**દલીલબાજ** (વિ.) દલીલ કરવામાં કુશળ
**દલીલબાજી** (સ્ત્રી.) સામસામી દલીલોની ફેંકાફેંકી
**દલ્લો** (પું.) થાપણ, પૂંજી, મૂડી
**દવ** (પું.) વન (૨) દાવાનળ (૩) (લા.) સંતાપ
**દવલું** (વિ.) અળખામણું, અણમાનીતું
**દવા** (પું.) ખરાબ વા, વાવર
**દવા,દવાઈ** (સ્ત્રી.) ઓસડ, ઔષધ (૨) ચિકિત્સા (૩) (લા.) ઉપાય, ઇલાજ
**દવાખાનું** (ન.) ઔષધાલય, ચિકિત્સાલય, 'હૉસ્પિટલ'
**દવાચિઠ્ઠી** (સ્ત્રી.) શી દવા લેવાની છે તે બતાવતી ચિઠ્ઠી, 'પ્રિસ્ક્રિપ્શન'
**દવાદારૂ,દવાપાણી** (ન.બ.વ.) ઓસડવેસડ
**દવાપેટી** (સ્ત્રી.) ઔષધપેટી
**દવાપોથી** (સ્ત્રી.) દવાઓના નુસખાની પોથી, 'ફાર્મેકોપિયા'
**દવાબજાર** (ન.) દવાઓનું બજાર
**દવાવાળો** (પું.) દવાઓ વેચનારો, 'કેમિસ્ટ'
**દવાશાળા** (સ્ત્રી.) દવા બનાવવાની કે વેચવાની જગ્યા, 'ફાર્મસી'

**દવાશાસ્ત્ર** (ન.) દવા બનાવવાનું શાસ્ત્ર
**દવાશાસ્ત્રી** (પું.) દવાનું શાસ્ત્ર જાણનાર, 'ફાર્મસિસ્ટ'
**દશ(-સ)** (સ્ત્રી.) દિશ, દિશા (૨) ઉપાય, ઈલાજ
**દશ-(-સ)** (વિ.) '૧૦'નો આંકડો
**દશ(-સ)ક** (પું.) દસકો, '૧૦' નો જથ્થો (૨) સંખ્યાલેખનમાં એકમથી આગળનું બીજું સ્થાન
**દશ(-સ)કંઠ,દશકંધ,દશકંધર,દશગ્રીવ,દશધર** (પું.) દશ માથાવાળો-રાવણ
**દશ(-સ)કો** (પું.) દશક (૨) દશ વર્ષનો સમય
**દશ(-સ)દિશ(-શા)** (સ્ત્રી.) ચાર દિશા ચાર ખૂણ, આકાશ તથા પાતાળ એમ દશ દિશાઓનો સમૂહ
**દશ(-સ)ધા** (અ.) દશ રીતે
**દશન** (પું.) દાંત
**દશ(-સ)નામી** (પું.) દશ નામો(તીર્થ, આશ્રમ, વન, અરણ્ય, ગરિ, પર્વત, સાગર, સરસ્વતી, ભારતી, પુરી)વાળા (શંકરાચાર્યના) દશ વર્ગનો સંન્યાસી
**દશ(-સ)ભુજ** (પું.) દશ બાજુઓવાળી આકૃતિ
**દશમ** (વિ.) દશમું (૨) (સ્ત્રી.) પખવાડિયાની દશમી તિથિ
**દશમદ્વાર** (ન.) બ્રહ્મરંધ્ર, તાળવું
**દશમી** (સ્ત્રી.) દશમ તિથિ (૨) દૂધે બાંધીને બનાવેલી રોટલી
**દશમુખ** (પું.) દશ મુખવાળો-રાવણ
**દશ(-સ)મું** (વિ.) ક્રમમાં નવમાની પછી આવતું (૨) (ન.) મરણ પછી દશમે દિવસે કરવાની ક્રિયા
**દશ(-સ)મૂલ** (ન.) ઔષધમાં વપરાતાં દશ જાતનાં મૂળિયાં
**દશરથ** (પું.) રામના પિતા-અયોધ્યાના રાજા
**દશ(-શે-સ-સે)રા** (પું.) આસો સુદ દશમ, વિજયાદશમી
**દશહરા** (ન.) જેઠ સુદ પડવાનું ગંગાજન્મનું પર્વ (૨) દશેરા
**દશા** (સ્ત્રી.) ગાડી ઊંજવા પૈડામાં મુકાતી તેલવાળી ચીંદરડી (૨) કપડાની આંતરી, દશી (૩) સ્થિતિ, હાલત (૪) મનુષ્યના નસીબ પર સારીમાઠી અસર કરનારી ગ્રહાદિકની સ્થિતિ (૫) (લા.) પડતી હાલત
**દશાનન** (પું.) દશમુખ-રાવણ
**દશાવતાર** (પું.બ.વ.) વિષ્ણુના દશ અવતાર (મત્સ્ય, કૂર્મ, વરાહ, નૃસિંહ, વામન, પરશુરામ, રામ, કૃષ્ણ, બુદ્ધ અને કલ્કિ)
**દશાવતારી** (સ્ત્રી.) (દશાવતારનાં પત્તાંની) એક રમત
**દશાવિપર્યય** (પું.) દશા ફરવી તે
**દશાશ્વમેધ** (પું.) કાશી પ્રયાગ વગેરે સ્થળનું એક તીર્થસ્થાન (ત્યાં અશ્વમેધ થયા હતા એવી પુરાણકથા છે.)
**દશાંગ** (વિ.) દશ અંગવાળું (જેમ કે, કવાથ, ધૂપ, લેપ વગેરે)
**દશાંશ** (પું.) દશમો ભાગ (૨) (વિ.ન.) દશકથી ગણાતું (અપૂર્ણાંક)
**દશાંશ અપૂર્ણાંક** (ન.) જેના છેદમાં દશ અથવા દશની કોઈ ઘાત હોય એવો અપૂર્ણાંક, 'ડેસિમલ ફ્રૅક્શન'
**દશાંશપદ્ધતિ** (સ્ત્રી.) વિવિધ પરિમાણોને દશકથી ગણવાની કોષ્ટક પદ્ધતિ
**દશાંશબિંદુ** (ન.) દશાંશનું ચિહ્ન-ટપકું
**દશી(-સી)** (સ્ત્રી.) દશ વર્ષનો સમય
**દશી(-સી)વીશી(-સી)** (સ્ત્રી.) ચડતીપડતી
**દશોદિશ** (અ.) બધી દિશામાં, સર્વત્ર
**દસકત** (પું.) દસ્કત, અક્ષર, હરફ (૨) અક્ષરની લખાવટ (હાથની) (૩) સહી (ટૂંકમાં 'દા.' લખાય છે.)
**દસકત-શિક્ષક** (પું.) સારા અક્ષર કાઢતાં શીખવનાર શિક્ષક (૨) 'કૉપી બુક
**દસકો** (પું.) દશક (૨) દશ વર્ષનો સમય
**દસ્ત** (પું.) હાથ (૨) સત્તા, અધિકાર (૩) ઝાડો, જુલાબ, રેચ
**દસ્તકારી** (સ્ત્રી.) હાથની કારીગરી, હુન્નર
**દસ્તગીર** (વિ.) હાથ ઝાલનાર-સહાયક
**દસ્તદરાજી** (સ્ત્રી.) સતામણી
**દસ્તબસ્તા** (વિ.) અનુચર, સેવક
**દસ્તરખાન** (ન.) ભાણું મૂકવા માટેનું પાથરણું (મુસલમાન વગેરેમાં) (૨) ભાણું
**દસ્તરાજી** (સ્ત્રી.) પારકાની સીમમાં પ્રવેશ કરવો તે (એક ગુનો)
**દસ્તાનું** (ન.) ઝાડો ઝીલવાનું વાસણ, 'બેડ-પૅન'
**દસ્તાવેજ** (પું.) લેણદેણ વગેરે સંબંધી લખત (૨) આધારભૂત એવું કોઈ પણ લખત
**દસ્તાવેજી** (વિ.) દસ્તાવેજનું, -ને લગતું કે તેના આધારવાળું (૨) લેખી
**દસ્તૂર** (પું.) રિવાજ, ધારો, કાયદો, કાનૂન, રીત (૨) દાપું, કર (૩) પારસીઓનો ગોર
**દસ્તૂરપદું** (ન.) પારસીનું ગોરપદું
**દસ્તૂરી** (વિ.) દસ્તૂરને લગતું (૨) (સ્ત્રી.) હકસાઈ, દાપું, સુખડી (૩) દસ્તૂરપદું
**દસ્તો** (પું.) ખાંડણીનો દાંડો, પરાઈ (૨) હાથો (૩) ચોવીસ કાગળની થોકડી, ઘા (૪) સિપાઈઓની અમુક સંખ્યાની ટુકડી
**દસ્સો** (પું.) દસની સંજ્ઞાનું ગંજીફાનું પાનું
**દહન** (ન.) દહવું-બળવું કે બાળવું તે (૨) બળવાની ક્રિયા, 'કંબશ્ચન'
**દહનક્રિયા** (સ્ત્રી.) (શબ) બાળવાની ક્રિયા
**દહનશીલ,દહનીય** (વિ.) બળે એવું
**દહર** (ન.) જમાનો (૨) જગત (૩) નરક (૪) હૃદય કે તેની અંદરનું પોલાણ, હૃદયાકાશ (૫) (વિ.) બારીક, સૂક્ષ્મ
**દહવું** (ક્રિ.) બાળવું (૨) બળવું, સળગવું
**દહાડા** (પું.બ.વ.) દિવસો (૨) (લા.) વખત, સમય (૩) આવરદા, જિંદગી (૪) ગર્ભ રહેવો તે (૫) દશા
**દહાડિયું,દહાડિયો** (વિ.ન.પું.) રોજે કામ કરનારું માણસ, રોજમદાર
**દહાડી** (સ્ત્રી.) રોજિંદું મહેનતાણું (૨) (અ.) રોજ
**દહાડો** (પું.) દિવસ, વાર, તારીખ, તિથિ (૨) મરનાર પાછળ કરવામાં આવતું જમણ (૩) (લા.) વખત, સમય (૪) ભાગ્ય, સિતારો
**દહાડોપાણી** (ન.બ.વ.) મરનાર પાછળ જમણ (૨) વખત, સમય
**દહાડોરાત** (અ.) રાતદહાડો, બધો વખત, દિવસ-રાત, અહર્નિશ
**દહીં** (ન.) દૂધ જમાવતાં થતો પદાર્થ
**દહીંત(-થ)રું** (ન.) એક જાતની જાડી પોચી પૂરી
**દહીંદૂધિયું** (વિ.) દૂધ દહીં બંનેમાં પગ રાખનારું, બન્ને પક્ષ સાચવવા ઈચ્છનારું
**દહીંવડું** (ન.) તળીને દહીંમાં પલાળેલું વડું
**દહેજ** (સ્ત્રી.ન.) દેજ, પરણતી વખતે કન્યાને આપવામાં આવતો દાયજો, કરિયાવર

**દહેશત** (સ્ત્રી.) બીક, ભય, ધાસ્તી, ડર
**દળ** (ન.) દલ (૨) એક મીઠાઈ (૩) કઠોળના દાણાનું ફાડિયું
**દળણું** (ન.) દળવાની વસ્તુ-અનાજ
**દળદર** (ન.) દરિદ્રતા, ગરીબી (૨) આળસ, એદીપણું
**દળદાર** (વિ.) દળવાળું, જાડું (૨) ભારે
**દળવું** (ક્રિ.) પીસવું, ઘંટીમાં નાંખી ભૂકો કરવો (૨) દલન કરવું, દલવું, નાશ કરવું
**દળાઈ,દળામણ,દળામણી** (સ્ત્રી.ન.) દળવાનું મહેનતાણું, દળવાની ક્રિયા
**દંગ** (વિ.) દિંગ, ચકિત, નવાઈ પામેલું
**દંગડી** (સ્ત્રી.) ઘાસ વેચવાનું પીઠું, ઘાસ-બજાર, ખડપીઠ
**દંગલ** (પું.ન.) ટંટો, તકરાર (૨) કુસ્તી (૩) કુસ્તીની હરીફાઈ (૪) અખાડો (૫) રણભૂમિ
**દંગો** (પું.) તોફાન, બખેડો, હુલ્લડ (૨) બંડ, ફિતૂર (૩) (લા.) છાવણી, ડેરાતંબુ
**દંગોફિસાદ** (પું.) લડાઈટંટો, હુલ્લડ, ફિતૂર
**દંડ** (પું.) હાથમાં ઝાલવાની લાકડી (૨) વેત્ર, છડી (૩) શિક્ષા, સજા (૪) શિક્ષા તરીકે લેવાનું નાણું (૫) એક જાતની કસરત (૬) ચાર હાથની લંબાઈ જેટલું માપ (૭) દંડ જેવો હાથ
**દંડક** (પું.) દંડૂકો, લાકડી (૨) (ન.) નર્મદા અને ગોદાવરી વચ્ચે આવેલું એક પ્રાચીન વન (૩) એક છંદ (૪) ધારાસભામાં કોઈ પક્ષની શિસ્ત, હાજરી વગેરે વિષેની વ્યવસ્થા સંભાળનાર, 'વ્હિપ'
**દંડન** (ન.) દંડ-શિક્ષા કરવી તે
**દંડનાયક** (પું.) ન્યાયાધીશ (૨) પોલીસનો વડો અમલદાર (૩) સેનાપતિ
**દંડનીતિ** (સ્ત્રી.) રાજનીતિ (૨) ન્યાયવહીવટ
**દંડપાલ** (પું.) વડો ન્યાયાધીશ (૨) દરવાન
**દંડપ્રમાણ** (પું.) દંડવત્ પ્રણામ
**દંડબેઠક** (ન.બ.વ.) કસરતમાં દંડ પીલવાની અને ઊઠબેસ કરવાની ક્રિયા
**દંડવત્** (અ.) દંડની પેઠે લાંબા પડીને, દંડવત્ પ્રણામ, સાષ્ટાંગ નમસ્કાર
**દંડવું** (ક્રિ.) શિક્ષા - સજા કરવી (૨) દંડ કરવો
**દંડશાસ્ત્ર** (ન.) દંડ-શિક્ષા કરવાનું શાસ્ત્ર, 'પીનૉલોજી'
**દંડાબાજ** (વિ.) દંડાથી મારામારી કરવાની ટેવવાળું
**દંડાબાજી** (સ્ત્રી.) દંડા કે લાઠીથી કરેલી મારામારી
**દંડાબેડી** (સ્ત્રી.) વચ્ચે દંડાવાળી પગની બેડી (એક જેલ-શિક્ષા)
**દંડિત** (વિ.) દંડાયેલું
**દંડી** (પું.) દંડધારી સંન્યાસી (૨) (પું.) એક પ્રસિદ્ધ સંસ્કૃત કવિ
**દંડીકો,દંડૂકો** (પું.) જાડી ટૂંકી લાકડી, ધોકો, 'બૅટન'
**દંડીલું** (વિ.) ઉદ્ધત, દાંડ
**દંડૂકિયું** (વિ.) દંડૂકાવાળું
**દંડો** (પું.) ટૂંકી જાડી લાકડી, ડંડો (૨) મોઈ સાથેનો દંડો
**દંત** (પું.) દાંત
**દંતકથા** (સ્ત્રી.) મુખ-પરંપરાથી ચાલતી આવેલી વાર્તા, લોકવાયકા, વેલી, કિંવદંતી
**દંતક્ષત** (ન.) દાંત બેસવાથી પડેલો ઘા-વ્રણ
**દંતગરગડી** (સ્ત્રી.) દાંતાવાળી ગરગડી, 'કૉગ-વ્હીલ'
**દંતધાવન** (ન.) દાતણ (૨) દાંત સાફ કરવા તે
**દંતબંધન** (ન.) વાંકા દાંત સીધા કરવા માટેની ચિકિત્સાપદ્ધતિ
**દંતમજ્જા** (સ્ત્રી.) દાંતની અંદરનો ગરભ, દાંતને પકડી રાખનાર સ્નાયુ
**દંતમંજન** (ન.) દાંત સાફ કરવા માટેનું ઔષધીય ચૂર્ણ
**દંતરોગ** (પું.) દાંતનો રોગ, 'પાયોરિયા'
**દંતરોગશાસ્ત્ર** (ન.) દાંતના રોગોને લગતી વિદ્યા, 'ડેન્ટિસ્ટ્રી'
**દંતવિદ્યા** (સ્ત્રી.) દાંત વિષેનું જ્ઞાન, દંતશાસ્ત્ર
**દંતવૈદ્ય** (પું.) દાંતનો વૈદ્ય, દંત-ચિકિત્સક, 'ડેન્ટિસ્ટ'
**દંતશાસ્ત્ર** (ન.) દાંત વિશેનું શાસ્ત્ર, દાંતનું વૈદક, દાંતના રોગોનું ઉપચાર-શાસ્ત્ર, 'ડેન્ટિસ્ટ્રી'
**દંતસ્થાન** (ન.) દાંતનું સ્થાન
**દંતસ્થાની** (વિ.) દાંતની મદદથી બોલાતું, દંત્ય
**દંતારો** (પું.) હાથીદાંતનું કામ કરનારો, ચૂડગર
**દંતાળ** (ન.) પંજેટી, ખેતીનું એક ઓજાર (૨) (પું.) (હળ, દંતાળી વગેરેનો)
**દાંતો** (૩) (વિ.) બહાર નીકળેલા દાંતવાળું, દંતાળું
**દંતાળી** (સ્ત્રી.) પંજેટી, ખપાળી, દાંતી
**દંતાળું** (વિ.) દાંતા-ફળાંવાળું
**દંતિયો** (પું.) દાંતિયો, કાંસકો (૨) ખરેરો
**દંતી** (વિ.) દાંતવાળું (૨) દંતસ્થાની (૩) (પું.) હાથી
**દંતૂડી** (સ્ત્રી.) ફૂટતો નાનો દાંત (૨) નાનકડો રૂપાળો દાંત
**દંતૂશ,દંતૂશ(-સ)ળ** (પું.) હાથીનો દાંત
**દંતૈયું** (ન.) દાંતિયું
**દંત્ય** (વિ.) દાંત સંબંધી (૨) દંતસ્થાની
**દંત્યૌષ્ઠ્ય** (વિ.) દાંત અને હોઠ બંનેની મદદથી ઉચ્ચારાતું
**દંપતી** (ન.બ.વ.) વરવહુ, સ્ત્રી-પુરુષનું જોડું, પતિ-પત્ની
**દંપતીહક(-ક્ક)** (પું.) દંપતીના જાતીય સંબંધનો હક
**દંભ** (પું.) ડોળ, ઢોંગ, ગર્વ, અભિમાન, આડંબર
**દંભી** (વિ.) દંભવાળું, ઢોંગી, આડંબરી
**દંશ** (પું.) સાપ વગેરે ઝેરી જીવજંતુનું કરડવું તે, ડંખ (૨) (લા.) કીનો, વેર
**દંશકોશ(-ષ)** (પું.) ડંખનું કોચલું, ઝેરની કોથળી
**દંશવું** (ક્રિ.) દંશ દેવો, કરડવું, ડંખવું
**દંશી** (વિ.) દંશવાળું (૨) (સ્ત્રી.) એક જાતની માખ
**દંશીલું** (વિ.) દંશી, ઝેરીલું, ડંખીલું
**દંષ્ટ્રા** (સ્ત્રી.) મોટા દાંત, દાઢ (૨) ઝેરી દાંત
**દા** (પું.) દાવ, રમતમાં આવતો વારો (૨) પાસામાં પડતા દાણા (૩) લાગ, અનુકૂળ વખત (૪) યુક્તિ, પેચ
**-દા** (વિ.સ્ત્રી.) આપનારી. ઉદા. પ્રેમદા
**દાઈદુશ્મન** (પું.) વારસામાં ભાગીદાર અને દુશ્મન (૨) કોઈ પણ કારણથી થયેલો વેરવી
**દાઈ,દાઈયણ,દાઈયાણી** (સ્ત્રી.) સુયાણી, પ્રસવ કરાવનારી બાઈ, દાયણ
**દાઉદખાની** (વિ.) એ નામની જાતના ઘઉં
**દાઊદી** (સ્ત્રી.) એક ફૂલઝાડ, ગુલદાવરી (૨) (વિ.) મુસલમાન કે વહોરાની એક જાતનું (૩) એ નામની જાતના (ઘઉં)
**દાકતર** (પું.) ચિકિત્સક, તબીબ, 'ડૉક્ટર'

**દાકતરી** (વિ.) દાકતરનું, -ને લગતું (૨) (સ્ત્રી.) દાકતરની વિદ્યા કે ધંધો

**દાક્ષિણ** (વિ.) દક્ષિણાને લગતું (૨) દક્ષિણ દિશા સંબંધી

**દાક્ષિણાત્ય** (વિ.) દક્ષિણમાં આવેલું (૨) (પું.) દક્ષિણ દેશનો વતની

**દાક્ષિણ્ય** (ન.) સભ્યતા, વિવેક, નમ્રતા, દક્ષતા (૨) દક્ષિણ દિશામાં જવું તે

**દાખડો** (પું.) મહેનતમજૂરી, તકલીફ, શ્રમ (૨) દાખલો

**દાખલ** (વિ.) અંદર ગયેલું, -પેઠેલું, પ્રવેશેલું (૨) (અ.) બદલે, માટે, પેટે તરીકે

**દાખલો** (પું.) દૃષ્ટાંત, ઉદાહરણ (૨) અનુભવ, પાઠ, શિક્ષા (૩) પુરાવો, પ્રમાણ (૪) રીત પ્રમાણે ગણવાની રકમ - હિસાબ

**દાખવવું,દાખવું** (ક્રિ.) દેખાડવું, બતાવવું, ધ્યાન ઉપર લાવવું, કહેવું (૨) અસર બતાવવી, ગુણ દેખાડવો (મોટા ભાગે સારો નહિ.) (૩) દુઃખ કરવું, પીડા થવી

**દાગવવું,દાગવું** (ક્રિ.) સળગાવવું, પલીતો ચાંપી ફોડવું, પેટાવવું, ચેતવવું

**દાગીનો** (પું.) ઘરેણું (૨) રકમ, નંગ

**દાઘ** (પું.) બળવું તે, દહન (૨) ડાઘ

**દાઘાંજલિ** (સ્ત્રી.) અગ્નિદાહ વખતની અંજલિ

**દાજી** (પું.) પિતા કે વડીલ (સંબોધન)

**દાઝ** (સ્ત્રી.) લાગણી, અનુકંપા (૨) ચીડ, ગુસ્સો (૩) દ્વેષ, વેર (૪) દાઝેલો-બળેલો ભાગ (ખોરાકમાં)

**દાઝવું** (સ્ત્રી.) ઊનું ચંપાવાની અસર થવી (૨) બળવું, સળગવું (૩) (રસોઈનું) અતિ તાપથી બળવું (૪) મનમાં દાઝ હોવી કે ચડવી, દાઝે બળવું

**દાઝીલું** (વિ.) દાઝવાળું, અદેખું, દ્વેષીલું, કીનાખોર

**દાટ** (વિ.) ભરચક, પુષ્કળ. ઉદા. મોંઘુંદાટ (૨) ગજબ, નાશ, ખુવારી, ઘાણ, નુકસાન

**દાટવું** (ક્રિ.) ખાડો કરી તેમાં માટીથી ઢાંકી દેવું, દફનાવવું, ગાડવું (૨) તેમ કરીને સંતાડવું (૩) ડાટવું, દાટી દેવી (૪) (લા.) કાંઈ છૂપો લાભ સંતાયેલો હોવો. જેમ કે, અહીં શું દાટ્યું છે તે આવો છો ?

**દાટી** (સ્ત્રી.) ભીડ, ગિરદી (૨) ધમકી, ડાટી

**દાટો** (પું.) ડાટો, સાંકડા મોંના પાત્રનું (બરણી, શીશી જેવાનું) મોં બંધ કરવાનું સાધન, બૂચ, ડૂચો

**દાડમ** (ન.) એક ફળ, અનાર

**દાડમકળી** (સ્ત્રી.) દાડમનો દાણો-ડોડો

**દાડમડી,દાડમી** (સ્ત્રી.) દાડમનું ઝાડ

**દાઢ** (સ્ત્રી.) ચપટા માથાનો ચાવવાનો દાંત

**દાઢસવાદિયું** (વિ.) સ્વાદિષ્ટ ખાવાની ઇચ્છાવાળું, સવાદિયું

**દાઢા(-ઢિયા)ળો** (વિ.પું.) દાઢીવાળો મરદ

**દાઢી** (સ્ત્રી.) હડપચી કે ત્યાં ઊગતા વાળ-તેની હજામત

**દાણ** (ન.) જકાત, હાંસલ, ટોલ (૨) (ન.) ફેરો, વાર (૩) રમવાની કોડી

**દાણચોકી** (સ્ત્રી.) જકાતદાર, ટોલ લેવાની જગ્યા, જકાતનાકું

**દાણચોરી** (સ્ત્રી.) દાણ ભરવાનું ચુકાવવું તે, કાયદેસર થતી જકાત ન આપવી તે

**દાણલીલા** (સ્ત્રી.) ગોપીઓ પાસે દાણ લેવાની શ્રીકૃષ્ણે કરેલી લીલા

**દાણાદાણ** (સ્ત્રી.) દાણે દાણો છૂટો થઈ જાય તેમ કરવું કે થવું તે, ખાના-ખરાબી, વેરણછેરણ

**દાણાદાર** (વિ.) દાણાદાણાવાળું, કણકીદાર

**દાણાપીઠ,દાણાબજાર** (સ્ત્રી.ન.) દાણાનું બજાર, કણપીઠ, છૂટક કે જથ્થા-બંધ અનાજ વેચાતું હોય તે સ્થળ

**દાણિયા** (પું.બ.વ.) સોગટાંબાજી વગેરે રમતમાં વપરાતી મોટી કોડીઓ

**દાણિયું** (ન.) સૌભાગ્યવતીનું કોટનું એક ઘરેણું (૨) અરધું અનાજ અને અરધાં ફોતરાંવાળું ઢોરનું ખાણ (૩) ગવારનું ગોતર

**દાણિયો** (પું.) દાણ ઉઘરાવનાર, દાણી

**દાણી** (પું.) દાણનું હકદાર, દાણ ઉઘરાવનાર

**દાણો** (પું.) અનાજ, ધાન્ય (૨) અનાજનો કણ (૩) અનાજના જેવો કોઈ પણ કણ (૪) સોગટાંબાજી વગેરે રમતમાં પાસા કે કોડીથી દાવ નાખતાં પડેલો અંક

**દાણોદૂણી** (પું.) અનાજ વગેરે ખોરાકનો સામાન

**દાણોપાણી** (પું.ન.) ખાવાપીવાનું સાધન (૨) અન્નજળ, નસીબ, સ્થાનની લેણાદેણી

**દાણોવાટો** (પું.) કચ્ચરઘાણ

**દા.ત.** દાખલા તરીકે (ટૂંકું રૂપ)

**દાતણ** (ન.) દાંત સાફ કરવા માટે આવળ બાવળ વગેરેની ડાળીનો કકડો

**દાતણપાણી** (ન.) દાતણ અને પાણી (૨) તે વડે દાંત મોઢું સાફ કરવું તે

**દાતણિયો** (પું.) દાતણ વેચનારો

**દાતણોદાતણ** (અ.) ફક્ત દાતણભેર, ભૂખ્યે પેટે-નાસ્તો પાણી વિના

**દાતરડી** (સ્ત્રી.) નાનું દાતરડું (૨) દાતરડી જેવા દાંત. જેમ કે, સૂવરની દાતરડી

**દાતરડું** (ન.) ઘાસ કાપવાનું એક ઓજાર

**દાતા,દાતાર** (વિ.) આપનારું (૨) દાન કરનારું, ઉદાર (૩) (પું.) દાન આપનાર વ્યક્તિ

**દાદ** (સ્ત્રી.) ફરિયાદ, અરજ (૨) ઇન્સાફ

**દાદગર** (પું.) દાદ સાંભળનારો, ન્યાયાધીશ

**દાદફરિયાદ** (સ્ત્રી.) કોઈ પણ જાતની ફરિયાદ, ન્યાય માટેની અરજ

**દાદર** (પું.) દાદરો, નિસરણી, સીડી (૨) (સ્ત્રી.) દરાજ-ચામડીનો એક રોગ

**દાદરબારી** (સ્ત્રી.) દાદરનું નાનું બારણું (૨) જીનો

**દાદરાતાલ** (પું.) સંગીતનો દાદરો તાલ, ક્રીડાતાલ

**દાદરો** (પું.) નિસરણી (૨) નિસરણી ઉપરનું બારણું (૩) તાળાની અંદરની કળ (૪) એક જાતનો તાલ (સંગીત) (૫) એક વનસ્પતિ-ઔષધિ

**દાદા,દાદાજી** (પું.બ.વ.) દાદો (માનાર્થે બહુવચન), પિતામહ

**દાદાગીરી** (સ્ત્રી.) જબરદસ્તી, બળજોરી, ગુંડાગીરી

**દાદી** (સ્ત્રી.) માતા કે પિતાની મા, વડિયાઈ (૨) (વિ.) દાદ માગનાર, ફરિયાદી

**દાદીમા** (સ્ત્રી.) દાદી (માનાર્થક)

**દાદુર** (પું.) દેડકો, મંડૂક

**દાદો** (પું.) બાપનો કે માનો બાપ, વડવો, પિતામહ (૨) ગુંડો, જબરદસ્તી કરવાની ટેવવાળો

**દાધાબળ્યું** (વિ.) અદેખું (૨) રડતી સૂરતવાળું

**દાધારંગું** (વિ.) અદેખું (૨) ગાંડિયું

**-દાન** પ્રત્યય નામને લાગતાં 'તે રાખનાર, ધારણ કરનાર' કે 'તે જાણનાર એવા અર્થનું વિશેષણ બનાવે. જેમ કે, 'ગુલાબદાન', 'કદરદાન'
**દાન** (ન.) આપવું તે, સખાવત (૨) ધર્મબુદ્ધિથી પુણ્યાર્થે આપવું તે (૩) રમતનો આપવાનો દાવ (૪) હાથીના લમણામાંથી ઝરતો મદ
**દાન** (પું.બ.વ.) દશનો ઘડિયો, ૧ × ૧૦ = ૧૦
**દાનત** (સ્ત્રી.) મનનું વલણ, મનોભાવ, વૃત્તિ
**દાનદક્ષિણા** (સ્ત્રી.) દાન અને દક્ષિણા
**દાનધર્મ** (પું.) દાન કરવાનો ધર્મ
**દાનપત્ર** (ન.) બક્ષિસપત્ર, દાનનું લખાણ
**દાનવ** (પું.) રાક્ષસ
**દાનવીર** (પું.) દાન કરવામાં શૂરો માણસ, દાનેશરી
**દાનશાલી(-ળી),દાનશીલ** (વિ.) દાન કરવાની વૃત્તિવાળું, દાતાર
**દાનાઈ** (સ્ત્રી.) દાનાપણું, ડાહ્યાપણું, વિવેક (૨) ભલમનસાઈ (૩) પ્રામાણિકતા, ઈમાનદારી (૪) (લા.) ગર્વ, અહંકાર
**દાનિશ** (સ્ત્રી.) ડહાપણ, વિવેક, સમજ
**દાનિશમંદ** (વિ.) ડાહ્યું, સમજુ, વિવેકી
**દાની** (વિ.) દાન આપનારું, ઉદાર (૨) (પું.) દાતા
**-દાની** (સ્ત્રી.) પાત્ર, આલય, -ને રાખવાનું કામ, એ અર્થમાં નામને અંતે. જેમ કે, ચા-દાની, પીકદાની વગેરે
**દાનેશ(-સ)રી** (પું.) દાનવીર, મોટો દાની માણસ, દાતાર
**દાનો** (વિ.પું.) ડાહ્યો, સમજુ, વિવેકી, ઉદાર
**દાપું** (ન.) હકનું માગણું, લાગો
**દાબ** (પું.) દાબવું તે, દબાણ, વજન, ભાર, બોજ (૨) આગ્રહ (૩) અંકુશ, ધાક, કાબૂ
**દાબડી** (સ્ત્રી.) નાનો દાબડો, ડબી
**દાબડો** (પું.) ઢાંકણવાળું એક જાતનું ધાતુનું પાત્ર, ડબો
**દાબમાપક** (ન.) (વરાળ, વાયુ જેવાનું) ભાર કે બોજ માપવાનું સાધન, દબાણ માપવાનું યંત્ર, દબાણમાપક, 'મૅનોમિટર'
**દાબલો** (પું.) આખી કેરીનું સંભાર ભરી કરાતું એક અથાણું
**દાબવું** (ક્રિ.) દબાવવું, ચગદવું, ચાંપવું (૨) (લા.) સખતાઈ કરવી, અંકુશમાં રાખવું (૩) દાબીને ખાવું (૪) છાનું રાખવું
**દાબેલી** (સ્ત્રી.) બે બ્રેડ વચ્ચે મસાલો વગેરે મૂકીને બનાવેલી વાનગી
**દાભ** (પું.) એક વનસ્પતિ, દર્ભ, ડાભ
**દામ** (પું.) પૈસો, ધન (૨) (ન.) કિંમત, મૂલ્ય
**દામણ** (ન.) ઘોડા-ગધેડાના પગ બાંધવાનું દોરડું (૨) (સ્ત્રી.) (વહાણની) ડાબી બાજુ
**દામણી** (સ્ત્રી.) સ્ત્રીઓના કપાળનું એક ઘરેણું, બંધી
**દામદૂપટ** (ન.) ધીરેલાથી બમણું લેવું તે
**દામન** (ન.) છેડો, પાલવ (૨) અંગરખા વગેરેની ચાળ
**દામાદ** (પું.) જમાઈ
**દામિની** (સ્ત્રી.) વીજળી (૨) દામણી
**દામી** (વિ.) દામવાળું, પૈસાદાર
**દામોદર** (પું.) શ્રીકૃષ્ણ
**દાય** (પું.) વડીલોપાર્જિત મિલકતમાંનો ભાગ (૨) આપવું તે, દાન, ભેટ
**દાયકો** (પું.) દસકો
**દાયજો** (પું.) લગ્ન વખતે વરવહુને અપાતું દ્રવ્ય, સ્ત્રીધન, દહેજ
**દાયણ** (સ્ત્રી.) સુયાણી, દાઈ
**દાયભાગ** (પું.) વારસ તરીકેનો ભાગ
**દાયભાગી** (વિ.) દાયાદ, દાયભાગના હકવાળું
**દાયરો** (પું.) સમુદાય, ટોળું (૨) ડાયરો (૩) રાવણું
**દાયાદ** (પું.) દાયનો અધિકારી, ઔરસ પુત્ર, વારસ (૩) સગોત્ર
**-દાર** (વિ.) 'વાળું' અર્થમાં શબ્દને છેડે. ઉદા. પૈસાદાર
**દાર** (વિ.) સધ્ધર
**દાર,દારા** (સ્ત્રી.) પત્ની
**દારક** (પું.) બાળક, વત્સ, પુત્ર
**દારકર્મ** (ન.) લગ્ન, વિવાહ
**દારપણું** (ન.) સધ્ધરતા, 'સૉલ્વન્સી'
**દારિદ્ર,દારિદ્ર્ય** (ન.) દરિદ્રતા, ગરીબાઈ
**દારુ** (ન.) દેવદારનું ઝાડ (૨) લાકડું
**દારુણ** (વિ.) નિર્દય, કઠોર (૨) ભયાનક, તુમુલ (૩) તીવ્ર, સખત (દર્દ)
**દારુણ્ય** (ન.) ભયાનકતા, કરુણતા
**દારુહળદર** (સ્ત્રી.) એક વનસ્પતિ-ઔષધિ
**દારૂ** (પું.) મદ્ય, મદિરા (૨) બંદૂક દારૂખાના વગેરેમાં ફોડાતું ગંધક અને કોલસા વગેરેનું મિશ્રાણ (૩) દવા. જેમ કે, દવાદારૂ
**દારૂખાનું** (ન.) આતસબાજીની ચીજ, આતસબાજી
**દારૂગડો** (પું.) દારૂખાનું બનાવનારો
**દારૂગાળણી** (સ્ત્રી.) દારૂ ગાળવો તે કે તેનું કારખાનું (પીવાનો), 'બ્રૂઅરી'
**દારૂગોળો** (પું.) દારૂ, ગોળા વગેરે યુદ્ધનો સામાન
**દારૂડિયો** (પું.) દારૂનો વ્યસની
**દારૂડી** (સ્ત્રી.) એક વનસ્પતિ (૨) એક પક્ષી
**દારૂનિષેધ** (પું.) દારૂ પીવાનો નિષેધ-મના, દારૂબંધી
**દારૂનિષેધક** (વિ.) દારૂનિષેધ કરનારું-કરાવનારું (વસ્તુ કે માણસ)
**દારૂબંધી** (સ્ત્રી.) દારૂની બંધી, 'પ્રોહિબિશન'
**દારોગો** (પું.) દરોગો, તપાસ રાખનાર અમલદાર
**દાર્શનિક** (વિ.) દર્શનશાસ્ત્રને લગતું (૨) પ્રત્યક્ષ (પુરાવો) (૩) (પું.) દર્શનશાસ્ત્ર જાણનાર-તત્ત્વવેત્તા
**દાલચીની** (સ્ત્રી.) તેજાનાની એક વસ્તુ - તજ
**દાલાન** (પું.) ઘરનો મોટો ઓરડો, દીવાનખાનું (૨) ચોક,આંગણું
**દાવ** (પું.) રમતમાં આવતો વારો, દા (૨) પાસામાં પડતા દાણા (૩) લાગ, અનુકૂળ વખત, મોકો (૪) યુક્તિ, પેચ
**દાવડું** (ન.) રેંટ (પાણી ખેંચવાનું)
**દાવત** (સ્ત્રી.) નોતરું, ઈજન
**દાવપેચ** (પું.) યુક્તિપ્રયુક્તિ
**દાવાઅરજી** (સ્ત્રી.) ફરિયાદનામું
**દાવાગીર** (પું.) દાવો કરનાર, ફરિયાદી
**દાવાગ્નિ** (પું.) દવ, વનમાં એની મેળે સળગતો અગ્નિ
**દાવાદળ** (ન.) દળવાદળ, વાવાઝોડું
**દાવાદાર** (પું.) દાવાવાળો, ફરિયાદી

**દાવાનલ(-ળ)** (પું.) દવ, વનમાં એની મેળે સળગતો અગ્નિ, દાવાગ્નિ

**દાવો** (પું.) હક્ક, માલિકી, સ્વામિત્વ (૨) હક મેળવવા સારુ સરકારમાં ફરિયાદ (૩) પ્રામાણ્ય કે પુરાવો હોવાનો નિશ્ચય કે તેની રૂએનો હક. જેમ કે, હું દાવા સાથે કહું છું.

**દાશરથિ** (પું.) દશરથપુત્ર રામ

**દાશાર્હ** (પું.) શ્રીકૃષ્ણ

**દાશે(-સે)ર** (પું.) ઊંટ, મારવાડી ઊંટ

**દાસ** (પું.) સેવક (૨) (સ્ત્રી.) દાસ્ય, સેવા

**દાસત્વ** (ન.) દાસપણું

**દાસાનુદાસ** (પું.) દાસનો દાસ, અત્યંત નમ્ર સેવક

**દાસી** (સ્ત્રી.) સેવિકા, નોકરડી

**દાસ્તાન** (સ્ત્રી.) વર્ણન, અહેવાલ (૨) સંઘરો (૩) અનાજ સંઘરવાનો ભંડાર

**દાસ્ય** (ન.) દાસપણું, ગુલામી

**દાહ** (પું.) બળવું તે, બળતરા, અગન

**દાહક** (વિ.) દાહ કરનારું, બાળનારું, સળગાવનારું

**દાહકજ્વર** (પું.) એક જાતનો તાવ

**દાહકતા,દાહકત્વ** (સ્ત્રી.ન.) દાહકપણું, એક જાતનો તાવ

**દાહાત્મક** (વિ.) દાહક ગુણવાળું

**દાહ્ય** (વિ.) બાળવા જેવું (૨) સળગી શકે કે સળગી ઊઠે એવું, દહનીય

**દાળ** (સ્ત્રી.) કઠોળનું દળ-ફાડિયું (૨) એની (પ્રવાહી કે ભભરી) બનાવેલી એક વાનગી (૩) ઈંડાની જરદી (૪) ગડગૂમડ પર વળતું પડ-છોડું

**દાળઢોકળી** (સ્ત્રી.) દાળમાં રાંધેલી ઢોકળી

**દાળભાત** (ન.બ.વ.) દાળ અને ભાત

**દાળરોટી** (સ્ત્રી.) દાળ અને રોટી (૨) નિર્વાહ, પોષણ

**દાળિયા** (પું.બ.વ.) (છોડાં વગરના) શેકેલા ચણા

**દાળિયું** (વિ.) દાળખાઉ, દાળનું સવાદિયું

**દાળિયો** (પું.) દાળ વેચનારો, ભાડભૂંજો

**દાળોવાટો** (પું.) દાટ, મહાવિનાશ (ન્યા.)

**દાંડ** (વિ.પું.) છડું, બૈરીછોકરાં વિનાનું (૨) ડંડાથી કામ લેનાર, લાંઠ (૩) નાગું, લબાડ, લુચ્ચું

**દાંડાઈ** (સ્ત્રી.) નાગાઈ, લોંઠાઈ, ડાંડપણું

**દાંડિયારાસ** (પું.) દાંડિયાથી રમવાનો એક રાસ

**દાંડિયું** (ન.) ડાંડિયું કે તેવું જરેલું વસ્ત્ર

**દાંડિયો** (પું.) ડાંડ આદમી (૨) દાંડી પીટનાર, રોન ફરનાર (૩) નાનો પાતળો દંડો

**દાંડી** (સ્ત્રી.) નાની લાકડી, હાથો કે દંડો, ડાંડી (૨) જેને બે છેડે ત્રાજવાના પલ્લાં બંધાય છે તે લાકડી (૩) દીવાદાંડી (૪) તંતુવાદ્યનો તુંબડા સાથેનો લાંબો દાંડો (૫) (સૂરત જિલ્લાનું) એક ગામ (૬) સીધી કિનારી-લીટી (નાકની)

**દાંડીકૂચ** (સ્ત્રી.) ઈ.સ. ૧૯૩૦માં ગાંધીજીએ દાંડી ગામે (મીઠાના સત્યાગ્રહ માટે) કરેલી કૂચ

**દાંડો** (પું.) ડાંડો, ટૂંકો દંડો (૨) હાથો (૩) ફણગો, ગરેજા

**દાંત** (પું.) દંત (૨) દાંતો (૩) વેર, કીનો (૪) હાથીદાંત. ઉદા. દાંતની ચૂડી (૫) (વિ.) વશમાં કરેલું, કાબૂમાં આણેલું (૬) સંયમી

**દાંતાચક્ર** (ન.) દાંતાવાળું ચક્ર, 'ગિયર-વ્હીલ'

**દાંતાળું** (વિ.) દાંતાવાળું

**દાંતિયું** (વિ.) દાંતાવાળું (૨) (ન.) દાંત દેખાડી કરડવા ધાવું તે (૩) છાંછિયું (૪) પાક લણી લીધા પછી ઊગેલો ફણગો

**દાંતિયો** (પું.) એક બાજુ દાંતાવાળો કાંસકો

**દાંતી** (સ્ત્રી.) દાંતની વચમાંના અંતરને ઓછું કરવા તુવેરની દાળ ડાંગર વગેરે ઘાલી સજ્જ કરેલી કાંસકી (લીખ વગેરે કાઢવા સારુ) (૨) નવા દાંત ફૂટતા હોય ત્યારે બાળકને પહેરવાનું ઘરેણું, જેમાં વાઘનખ, ઘુવડનો પગ વગેરે હોય છે. (૩) ધારિયું (૪) ખંપાળી, ખેડૂતનું એક વાવણીનું ઓજાર, ચાઓળ (૫) તડ, ફાટ (૬) ઘસરકાને લીધે થયેલો કે દાંતથી મૂકેલો દોરા પરનો કાપ

**દાંતી** (સ્ત્રી.) એક વનસ્પતિ

**દાંતો** (પું.) કાકર (૨) ચક્રનો ખચકો કે કાકર, 'ગિયર' (૩) ખચકો, ખસરકો (૪) વેર

**દાંપત્ય** (ન.) દંપતીપણું, લગ્નસંબંધ

**દાંભિક** (વિ.) દંભી, ડોળી, ઢોંગી

**દિક(-ગ)** (સ્ત્રી.) દિશા

**દિકામાળી** (સ્ત્રી.) એક વનસ્પતિ કે તેનો ગુંદર જે ઓસડ તરીકે વપરાય છે, ડિકામાળી

**દિક્કત** (સ્ત્રી.) મુશ્કેલી, હરકત (૨) અંદેશો, શક (૩) આનાકાની

**દિક્કાલ(-ળ)** (પું.) દિશા અને કાળ

**દિક્ખંડ** (પું.) દિશાનો પ્રદેશ

**દિક્પાલ(-ળ)** (પું.) દિશાનો રક્ષક દેવ

**દિક્પ્રાંત** (પું.) દિશાને છેડે આવેલો પ્રદેશ

**દિગ** (સ્ત્રી.) દિશા

**દિગંત** (પું.) દિશાનો અંત, ક્ષિતિજ (૨) દૂરનું સ્થાન (૩) (વિ.) દિશાઓના અંત સુધી જતું. જેમ કે, દિગંત કીર્તિ

**દિગંતર** (ન.) દિશાઓનો ગાળો (૨) બીજી દિશા

**દિગંતરેખા(-ષા)** (સ્ત્રી.) ક્ષિતિજ

**દિગંબર** (વિ.) દિશાઓ રૂપી વસ્ત્રવાળું, નગ્ન (૨) એ નામના એક જૈન સંપ્રદાયનું (૩) (પું.) દિગંબર સંપ્રદાયનો માણસ

**દિગંબરી** (વિ.) દિગંબર સંપ્રદાયને લગતું (૨) (સ્ત્રી.) પાર્વતી, દુર્ગા

**દિગ્ગજ** (વિ.) દરેક દિશામાં દિક્પાળ સાથે કલ્પવામાં આવેલો હાથી (ઐરાવત, પુંડરીક, વામન્, કુમુદ, અંજન, પુષ્પદંત, સાર્વભૌમ અને સુપ્રતીક એ આઠ દિગ્ગજો છે.)

**દિગ્દર્શક** (પું.) નાટક કે ફિલમનો સૂત્રધાર - મુખ્ય સંચાલક, 'ડિરેક્ટર'

**દિગ્દર્શન** (ન.) દિશાનું દર્શન, સૂચન, ઝાંખી (૨) દિગ્દર્શકનું સંચાલનકામ

**દિગ્દાહ** (પું.) ક્ષિતિજ પર દેખાતી આગના જેવી લાલાશ

**દિગ્મૂ(-ઙ્મૂ)ઢ** (વિ.) ચકિત, છક, સ્તબ્ધ

**દિગ્વિજય** (પું.) ચારે દિશાઓમાં વિજય, સંપૂર્ણ વિજય

**દિગ્વિજયી** (વિ.પું.) દિગ્વિજય કરનારું, ચક્રવર્તી

**દિગ્વ્યાપી** (વિ.) બધી દિશાઓમાં વ્યાપેલું

**દિતવાર** (પું.) રવિવાર (આદિત્યવાર)

**દિન** (પું.) દિવસ

**દિનકર** (પું.) સૂર્ય

**દિનચર્યા** (સ્ત્રી.) રોજનું કામકાજ

**દિનનાથ,દિનપતિ,દિનમણિ** (પું.) સૂર્ય, દિનકર
**દિનમાન** (પું.ન.) દિવસનું માપ (૨) ગ્રહ
**દિનરાત** (અ.) દિવસે અને રાત્રે
**દિનાંક** (પું.) તિથિ કે તારીખ
**દિનેન્દ્ર,દિનેશ** (પું.) સૂર્ય, દિનકર, ભાસ્કર
**દિનોદિન** (અ.) દિને દિને, પ્રતિદિન
**દિમાક(-ગ)** (પું.) મગજ, બુદ્ધિ (૨) ગર્વ, અભિમાન (૩) રોફ, રુઆબ
**દિય(-યે)ર** (પું.) વરનો નાનો ભાઈ
**દિય(-યે)રવટું** (ન.) દિયર સાથે નાતરું
**દિલ** (ન.) હૃદય, મન, ચિત્ત, અંતઃકરણ
**દિલકશ(-સ)** (વિ.) મનને આકર્ષે એવું, મનોહર, મનપસંદ
**દિલગાર** (વિ.) હેતાળ, પ્રેમાળ, સ્નેહી
**દિલગીર** (વિ.) નાખુશ, અપ્રસન્ન, શોકાતુર
**દિલગીરી** (સ્ત્રી.) નાખુશી, અપ્રસન્નતા
**દિલચમન** (વિ.) દિલ ખુશ થાય એવું (૨) (ન.) આનંદ
**દિલચસ્પ** (વિ.) સારું લાગે - ગમે એવું, રોચક
**દિલચસ્પી** (સ્ત્રી.) દિલચસ્પપણું, લગની
**દિલચોર** (પું.) દિલ દઈને કામ ન કરનાર, દિલની વાત છુપાવનાર (૨) દિલનું આકર્ષણ કરનાર
**દિલચોરી** (સ્ત્રી.) દિલચોરપણું
**દિલદર્દ** (ન.) દિલનું આંતરિક દર્દ, મનનું દુઃખ, હૃદયની વેદના
**દિલદાર** (વિ.) પ્રાણપ્રિય (૨) ઉદાર (૩) (પું.) આશક (૪) ગાઢ મિત્ર (૫) (સ્ત્રી.) માશૂક
**દિલદારા** (સ્ત્રી.) પ્રિયતમા, માશૂક
**દિલદારી** (સ્ત્રી.) દિલદારપણું
**દિલપસંદ** (વિ.) મનને ગમે તેવું
**દિલફરેબ** (વિ.) મનને ઠગે એવું
**દિલબર** (વિ.) દિલનું હરણ કરનારું, વ્હાલું, પ્રિય (૨) (સ્ત્રી.) માશૂક
**દિલબરી** (સ્ત્રી.) દિલબરપણું, પ્રેમ, વહાલ
**દિલરુબા** (સ્ત્રી.ન.) એક તંતુવાદ્ય
**દિલસોજી** (સ્ત્રી.) કોઈનું દુઃખ જોઈ દિલમાં થતી લાગણી, સમભાવ, હમદર્દી
**દિલાવર** (વિ.) મોટા મનનું, ઉદાર (૨) બહાદુર, વીર
**દિલાવરી** (સ્ત્રી.) મનની મોટાઈ, ઉદારતા (૨) બહાદુરી
**દિલાસો** (પું.) ધીરજ, આશ્વાસન, સાંત્વન
**દિલેર** (વિ.) બહાદુર, હિંમતવાન
**દિલેરી** (સ્ત્રી.) બહાદુરી, શૂરવીરતા (૨) ઉદારતા
**દિલોજાન** (વિ.) પ્રાણપ્રિય, અત્યંત વહાલું
**દિલોજાની** (સ્ત્રી.) દિલોજાનપણું, અત્યંત વહાલ
**દિલ્લગી** (સ્ત્રી.) દિલચસ્પપણું (૨) મનોરંજન, વિનોદ, મજાક
**દિલ્લી(-લ્હી)** (ન.સ્ત્રી.) ભારતનું પાટનગર
**દિવસ** (પું.) સૂર્યોદયથી સૂર્યાસ્ત સુધીનો સમય, રાતથી ઊલટો તે (૨) એક સૂર્યોદયથી બીજા સૂર્યોદય સુધીનો સમય (૩) (પું.બ.વ.) જમાનો, વખત
**દિવંગત** (વિ.) પરલોકવાસી, મરણ પામેલું, સ્વર્ગસ્થ, સદ્‌ગત
**દિવા** (અ.) દિવસે, દિવસ દરમિયાન
**દિવાકર** (પું.) સૂર્ય
**દિવાભીત** (વિ.) દિવસે પણ બીતું (૨) (ન.) ઘુવડ
**દિવારાત** (અ.) દિવસે અને રાત્રે
**દિવાસો** (પું.) અષાડ વદ અમાસનું પર્વ
**દિવાસ્વપ્ન** (ન.) દિવસે આવતું સ્વપ્ન, કલ્પના, મનોરાજ્ય
**દિવાળી** (સ્ત્રી.) આસો વદ અમાસ, દીપોત્સવી (૨) (લા.) આનંદ કે મજા, ખુશાલી
**દિવાંધ** (પું.) ઘુવડ (૨) (વિ.) દિવસે ન દેખતું
**દિવેટ** (સ્ત્રી.) દીવાની વાટ, બત્તી
**દિવે(-વ)ટિયો** (પું.) મશાલચી, મશાલવાળો
**દિવેલ** (ન.) એરંડિયું
**દિવેલિયું** (વિ.) દિવેલવાળું, ચીકટું (૨) (લા.) દિવેલ પીધું હોય એવું (મોં કે માણસ), ઉદાસ (૩) (ન.) દિવેલ ભરવાનું પાત્ર, ધાતુનું કોડિયું (૪) જાનવરની ખરીથી પડેલો કોડિયા જેવો ખાડો
**દિવેલી** (સ્ત્રી.) જેમાંથી દિવેલ નીકળે છે એ બીજ-મીજ, એરંડો
**દિવેલો** (પું.) એરંડો, એરંડીનો છોડ
**દિવ્ય** (વિ.) દૈવી, અદ્‌ભુત (૨) પ્રકાશમાન, સુંદર (૨) (ન.) (પ્રાચીન કાળમાં) માણસ અપરાધી છે કે નહિ તે નક્કી કરવા પાણી કે અગ્નિ વડે કરવામાં આવતી પરીક્ષા
**દિવ્યગણ** (પું.) દેવદૂત
**દિવ્યચક્ષુ** (વિ.) દિવ્ય ચક્ષુવાળું (૨) (ન.) જ્ઞાનચક્ષુ
**દિવ્યજ્ઞાન** (ન.) દૈવી જ્ઞાન
**દિવ્યતા** (સ્ત્રી.) દિવ્યપણું
**દિવ્યા,દિવ્યાંગના** (વિ.સ્ત્રી.) અપ્સરા
**દિવ્યાંબર** (ન.) દિવ્ય વસ્ત્ર
**દિશ(-શા)** (સ્ત્રી.) બાજુ, તરફ, પડખું (૨) પૂર્વ વગેરે ચાર દિશા તથા ચાર ખૂણા અને આકાશ પાતાળ સાથે દશ દિશામાંની દરેક (૩) (લા.) માર્ગ, રસ્તો (૪) સૂચના, માર્ગદર્શન
**દિશાવિજય** (પું.) દિગ્વિજય
**દિશાશૂલ(-ળ)** (ન.) જ્યોતિષ પ્રમાણે અમુક દિશાઓમાં જવા માટે અશુભ ગણાતા દિવસો કે વાર
**દિશે(-શો)દિશ** (અ.) દરેક દિશામાં, ચોમેર
**દિષ્ટ** (વિ.) દર્શાવેલું (૨) (ન.) હેતુ, લક્ષ્ય (૩) નસીબ
**દિષ્ટિ** (સ્ત્રી.) સૂચના, આજ્ઞા (૨) સદ્‌ભાગ્ય (૩) નસીબ
**દિંગ** (વિ.) ચકિત, છક, દંગ
**દિંડી** (સ્ત્રી.) એક જાતનું વાદ્ય, એક રાગ કે છંદ
**દી** (પું.) દિવસ, રોજ, દિન (૨) દશાનો ગ્રહ
**દીકરી** (સ્ત્રી.) પુત્રી, બેટી
**દીકરો** (પું.) પુત્ર, બેટો
**દીક્ષા** (સ્ત્રી.) ગુરુ પાસેથી વ્રત નિયમ કે મંત્ર લેવો તે (૨) યજ્ઞ-યાગાદિ શરૂ કરતાં તેનો વિધિપૂર્વક સંકલ્પ કરવો તે કે એવો કોઈ ધર્મવિધિ. જેમ કે, જનોઈ, પદવીદાન (૩) સંન્યાસ, સમર્પણ
**દીક્ષાંત** (વિ.) દીક્ષાને અંતેનું
**દીક્ષિત** (વિ.) દીક્ષા લીધી હોય એવું (૨) (પું.) યજ્ઞ કરનાર, યાજ્ઞિક, ઋત્વિજ

**દીઠ** (અ.) દરેક .....ને હિસાબે, પરત્વે. ઉદા. 'જણ દીઠ'
**દીઠેલ,દીઠેલું** (વિ.) દેખેલું, જોયેલું, ભાળેલું
**દીદાર,દીદારી** (પું.બ.વ.સ્ત્રી.) ચહેરો, સ્વરૂપ, કાંતિ (૨) દર્શન, ઝાંખી થવી
**દીદી** (સ્ત્રી.) મોટી બહેન
**દીન** (ન.પું.) મુસલમાની ધર્મ-મજહબ (૨) કોઈપણ ધર્મ
**દીન** (વિ.પું.) ગરીબ (૨) રંક, લાચાર
**દીનતા** (સ્ત્રી.) ગરીબાઈ (૨) લાચારપણું
**દીનદયાળ** (વિ.) ગરીબ પર દયા કરનારું
**દીનદાર** (વિ.) દીનવાળું, દીન પાળનારું, ધર્મચુસ્ત
**દીન(-ના)નાથ** (પું.) ગરીબનો બેલી-પ્રભુ
**દીનપરસ્ત** (વિ.) દીન-આસ્થાવાળું, ધર્મિષ્ઠ, ધર્મચુસ્ત
**દીનપરસ્તી** (સ્ત્રી.) દીનપરસ્ત હોવું તે, ધર્મચુસ્તપણું
**દીનબંધુ** (પું.) ગરીબનો બેલી
**દીનવત્સલ** (વિ.) ગરીબ પર વહાલ-મમતા રાખનારું
**દીનાર** (પું.) અઢી રૂપિયાની કિંમતનો એક પ્રાચીન સિક્કો (૨) યુગો-સ્લેવિયા, ઇરાક, કુવૈત, જોર્ડનનું ચલણ
**દીપ** (પું.) હાથી (દ્વિપ)
**દીપ** (પું.) દીવો, દીપક
**દીપક** (વિ.) ઉત્તેજક, સતેજ કરનારું (૨) દીપાવનારું (૩) (પું.) દીપ, દીવો (૪) દીપકલ્યાણ (એક રાગ)
**દીપકલ્યાણ** (પું.) એક રાગ
**દીપચંદી** (પું.) સંગીતનો એક તાલ
**દીપડી** (સ્ત્રી.) દીપડાની માદા
**દીપડો** (પું.) વાઘની જાતનું એક પ્રાણી
**દીપદાન** (ન.) મૂએલા પાછળ દીવો કરવો તે (નદી હોય તો પડિયામાં વહેતો મુકાય, અથવા તળાવ કાંઠે ઝૂંપડી કરીને મુકાય.)
**દીપમાલા** (સ્ત્રી.) દીવાઓની હારમાળા
**દીપમાળ** (સ્ત્રી.) મંદિર આગળ દીવાઓ ગોઠવવા કરેલો મિનારો
**દીપ(-પા)વવું** (ક્રિ.) દીપે એમ કરવું
**દીપવું** (ક્રિ.) પ્રકાશવું, ચળકવું (૨) શોભવું
**દીપાવલિ(-લી)** (સ્ત્રી.) દીવાઓની હાર (૨) દિવાળી
**દીપિકા** (સ્ત્રી.) દીવી (૨) મશાલ
**દિપોચ્છવ,દીપોત્સવ,દીપોત્સવી** (પું.પું.સ્ત્રી.) દિવાળી
**દીપ્ત** (વિ.) સળગાવેલું (૨) પ્રકાશિત, તેજસ્વી, ઉત્તેજિત
**દીપ્તા** (સ્ત્રી.) (સંગીત) શ્રુતિના પાંચ પ્રકારોમાંનો એક પ્રકાર
**દીપ્તિ** (સ્ત્રી.) પ્રકાશ, પ્રભા, કાંતિ
**દીપ્તિમાન** (વિ.) દીપ્તિવાળું, ઝળહળતું, પ્રકાશિત
**દીબાચો** (પું.) પ્રસ્તાવના, પ્રાસ્તાવિક,ભૂમિકા (૨) છપાયેલ પુસ્તકનું કાચી બાંધણીમાં ચડાવાતું છાપેલું મુખપૃષ્ઠવાળું આવરણ કે પૂંઠું
**દીર્ઘ** (વિ.) લાંબું, લાંબે સુધી જતું કે પહોંચતું (સમય, અંતર કે જગામાં (૨) ઉચ્ચારમાં લાંબું (સ્વર, માત્રા, અક્ષર વગેરે)
**દીર્ઘજીવી** (વિ.) લાંબું જીવનારું
**દીર્ઘદર્શિતા** (સ્ત્રી.) દીર્ઘદર્શીપણું, દુરંદેશીપણું
**દીર્ઘદર્શી** (વિ.) દૂરદર્શી, અગમબુદ્ધિ
**દીર્ઘદષ્ટિ** (સ્ત્રી.) લાંબી નજર (૨) અગમબુદ્ધિ, દુરંદેશીપણું
**દીર્ઘદ્રષ્ટા** (પું.) દીર્ઘ દષ્ટિવાળો, દુરંદેશી
**દીર્ઘદ્વેષી** (વિ.) દીર્ઘકાળ સુધી જેનો દ્વેષ ટકે એવું
**દીર્ઘબાહુ** (વિ.) લાંબા હાથવાળું
**દીર્ઘવર્તુલ(-ળ),દીર્ઘાવૃત્ત** (ન.) લંબગોળ, 'ઇલિપ્સ'
**દીર્ઘસૂત્ર(-ત્રી)** (વિ.) નાહક લંબાણ કરનારું, ઝટ પાર ન આણે એવું, ચીકણું
**દીર્ઘસૂત્રતા,દીર્ઘસૂત્રીપણું** (સ્ત્રી.ન.) નાહક લંબાણ કરવું, ઝટ પાર ન આણવું (૨) થોડા કામમાં વધુ સમય વિતાવવો, લપિયાવેડા
**દીર્ઘાયુ,દીર્ઘાયુષ્ય** (વિ.) લાંબા આયુષ્યવાળું, દીર્ઘજીવી
**દીર્ઘાયુષી** (વિ.) લાંબી આવરદાવાળું, દીર્ઘાયુ
**દીર્ઘિકા** (સ્ત્રી.) જળાશય (૨) લાંબા આકારનું તળાવ (૩) પગથિયાંવાળી લાંબી વાવ
**દીવડું** (ન.) કણકના લોચાનું બનાવેલું દીવાનું કોડિયું (૨) દીવી (૩) દીવો
**દીવડો** (પું.) દીવડામાં કરેલો દીવો (૨) દીવો (લાલિત્યવાચક)
**દીવાટાણું** (ન.) દીવા કરવાનો વખત, સમીસાંજ
**દીવાદાંડી** (સ્ત્રી.) જતાં-આવતાં વહાણને ચેતવવા માટે સમુદ્રમાં ખડક ઉપર બાંધેલો દીવાવાળો મિનારો
**દીવાન** (પું.) વજીર, પ્રધાન (૨) રાજસભા, કચેરી (૩) મોટો ઓરડો, ખંડ (૪) પ્રકરણ (૫) પલંગ (૬) (ન.) ગઝલસંગ્રહ
**દીવાનખાનું** (ન.) મુલાકાત માટેનો ખાસ ઓરડો, બેઠકખંડ
**દીવાનાપણું** (ન.) ગાંડપણ
**દીવાની** (વિ.) લેણદેણના ઇન્સાફને લગતું, ફોજદારીથી ઊલટું-'સિવિલ' (૨) (સ્ત્રી.) રાજ્યનું મહેસૂલી કામ (૩) દીવાની અદાલત કે તેમાં કરેલી ફરિયાદ કે કેસ
**દીવાની** (સ્ત્રી.) દીવાનાપણું, ગાંડાઈ
**દીવાનું** (વિ.) ગાંડું, ઘેલું, ચિત્તભ્રમ
**દીવાનેઆમ** (પું.સ્ત્રી.ન.) આમવર્ગના લોકોની રાજસભાને મળવાનું દીવાનખાનું
**દીવાનેખાસ** (પું.સ્ત્રી.ન.) અમીરઉમરાવોના પ્રતિનિધિઓની રાજસભા
**દીવાબત્તી** (સ્ત્રી.) દીવા વગેરે કે તેની વ્યવસ્થા
**દીવાલ** (સ્ત્રી.) ભીંત
**દીવાલગીરી** (સ્ત્રી.) ભીંતે ટંગાવાય તેવી દીવી, 'વૉલ્સીટ'
**દીવાવખત** (પું.સ્ત્રી.) દીવા કરવાનો વખત, સમીસાંજ, દીવાટાણું
**દીવાસળી** (સ્ત્રી.) અગ્નિ પ્રગટાવવાની, છેડે રસાયણવાળી સળી
**દીવી** (સ્ત્રી.) નાનો દીવો (૨) દીવો મૂકવાની ઘોડી
**દીવો** (પું.) પ્રકાશ આપનારી એક બનાવટ, બત્તી (૨) (લા.) કુળદીપક
**દીશ** (પું.) સૂર્ય
**દીશ(-સ)** (પું.) દિવસ
**દીસવું** (ક્રિ.) દેખાવું (૨) ભાસવું, સૂઝવું
**દીંડવું** (ન.) માવાવાળું ફર, ડોડવું (૨) થોર વગેરેનો દૂધભર્યો કકડો (૩) ઝીંડવું
**દીંડું** (ન.) થોર વગેરેનો દૂધભર્યો કકડો
**દુઆ** (સ્ત્રી.) દુવા, આશીર્વાદ
**દુઆગીર** (વિ.) આશીર્વાદ લેનારું
**દુઆગો** (વિ.) આશીર્વાદ આપનારું

**દુકાન** (સ્ત્રી.) વસ્તુઓ વેચવા વેપારી જ્યાં બેસે તે જગ્યા, હાટડી
**દુકાનદાર** (પું.) દુકાનવાળો, વેપારી
**દુકાનદારી** (સ્ત્રી.) દુકાનદારનું કામ, આવડત કે ધંધો
**દુકાની** (સ્ત્રી.) બે પાઈ (જૂનો સિક્કો) (૨) બુકાની
**દુકાળ** (પું.) વરસાદ ન આવતાં અનાજ ઘાસ વગેરેની તંગીનો સમય (૨) કોઈ પણ વસ્તુની તંગી, અછતનો સમય
**દુકાળિયું** (વિ.) દુકાળ વેઠતું, ભૂખે મરતું
**દુકૂલ** (ન.) બારીક રેશમી વસ્ત્ર
**દુખ** (ન.) દુઃખ, અસુખ, સંકટ, આપત્તિ, અડચણ
**દુખડું** (ન.) દુઃખ (૨) ઓવારણું
**દુખણાં** (ન.બ.વ.) ઓવારણાં
**દુખણું** (ન.) દુખવું તે (૨) પ્રસવ થતાં પહેલાં પેટમાં થતો દુખાવો (૩) ઓવારણું
**દુખવટું,દુખવટો** (ન.પું.) શોકની સ્થિતિ (૨) દિલાસો આપવા જવું તે
**દુખવવું** (ક્રિ.) દુખાવવું, પીડા કે વેદના પહોંચાડવી
**દુખવું** (ક્રિ.) દુઃખ થવું, પીડા-વેદના થવી
**દુખાળું,દુખિયારું,દુખિયું,દુખી** (વિ.) દુખથી પીડાતું
**દુખાવ(-વો)** (પું.) દુખવું તે, પીડા, વેદના
**દુખાવું** (ક્રિ.) દુઃખ પામવું, દુખવું, માઠું લાગવું
**દુગદુગી** (સ્ત્રી.) મદારીનું ડુગડુગિયું (૨) સ્ત્રીના કાનનું એક ઘરેણું
**દુગ્ધ** (ન.) દૂધ
**દુગ્ધજ** (વિ.) દૂધમાંથી ઉત્પન્ન થતું-બનતું
**દુગ્ધા** (સ્ત્રી.) પીડા, આપદા, જંજાળ, મૂંઝવણ
**દુગ્ધાલય** (ન.) દૂધ અને તેની વસ્તુઓનું કામ જ્યાં થતું હોય કે એ વેચાતી હોય તે જગ્યા, 'ડેરી'
**દુઝાણું** (ન.) દૂધ દેતું-દૂઝણું ઢોર
**દુણાવું** (ક્રિ.) (ખાવા-પીવાનું) દાઝવું, બળવું (૨) (લા.) મનમાં બળવું
**દુધાળ(-ળું)** (વિ.) દૂધવાળું, દૂધ આપે એવું (ઢોર)
**દુત્તું** (વિ.) પાકું, ધૂર્ત
**દુનિયા** (સ્ત્રી.) સૃષ્ટિ, જગત, સંસાર
**દુનિયાદારી** (સ્ત્રી.) દુનિયાનો સંસારવ્યવહાર
**દુન્યવી** (વિ.) દુનિયાનું, સંસારી
**દુપટ્ટો** (પું.) ખેસ
**દુપ્પટ** (વિ.) બેવડું, બેગણું, દૂપટ
**દુબારા** (અ.) બીજી વખત, ફરીથી
**દુભાગવું** (ક્રિ.) બેએ ભાગવું, અડધું કરવું
**દુભાવું** (ક્રિ.) મનમાં બળવું, દુઃખી-નારાજ થવું
**દુભાષિયો** (પું.) બે ભાષા જાણનારો (૨) એક ભાષાની મતલબ બીજી ભાષામાં કહેનાર
**દુભાષી** (વિ.) બે ભાષાવાળું, બે ભાષાનું જ્ઞાન ધરાવનાર, દ્વિભાષી
**દુમદુમ** (અ.) નગારાનો અવાજ
**દુર્** (અ.) નઠારું, મુશ્કેલ એવો અર્થ બતાવનાર ઉપસર્ગ
**દુરન્વય** (પું.) વાક્યોમાં પદોનો અસ્વાભાવિક ક્રમ (દુર્બોધ)
**દુરભિમાન** (ન.) ખોટું-ખરાબ અભિમાન
**દુરભિમાની** (વિ.) દુરભિમાનવાળું
**દુરર્થ** (પું.) ખોટો અર્થ
**દુરવસ્થા** (સ્ત્રી.) ખરાબ અવસ્થા
**દુરસ્ત** (વિ.) જેવું જોઈએ એવું (૨) ઠીકઠાક કરેલું, સમારેલું (૩) ખરું, વાજબી
**દુરસ્તી** (સ્ત્રી.) સમારવું - સુધારવું તે
**દુરાગ્રહ** (પું.) ખોટો આગ્રહ
**દુરાગ્રહી** (વિ.) દુરાગ્રહવાળું, જિદ્દી
**દુરાચરણ** (ન.) ખરાબ આચરણ
**દુરાચરણી** (વિ.) દુરાચરણવાળું
**દુરાચાર** (પું.) ખોટો-અનીતિયુક્ત આચાર
**દુરાચારી** (વિ.) દુરાચાર કરનારું કે દુરાચારવાળું, વ્યભિચારી
**દુરાત્મા** (વિ.પું.) દુષ્ટ, પાપી
**દુરારાધ્ય** (વિ.) મુશ્કેલીથી રાજી કે પ્રસન્ન કરી શકાય એવું
**દુરારોહ્ય** (વિ.) મુશ્કેલીથી ચડી શકાય-ચડવામાં મુશ્કેલ એવું
**દુરાશા** (સ્ત્રી.) દુષ્ટ આશા - ઇચ્છા (૨) ફળીભૂત ન થઈ શકે તેવી આશા
**દુરિચ્છા** (સ્ત્રી.) ખરાબ ઇચ્છા
**દુરિત** (વિ.) મુશ્કેલ (૨) પાપી (૩) (ન.) પાપકર્મ (૪) મુશ્કેલી, સંકટ
**દુરુક્તિ** (સ્ત્રી.) કુવેણ,ખરાબ વચન (૨) અભિશાપ
**દુરુપયોગ** (પું.) ખોટો-ગેરઉપયોગ
**દુરુપયોગી** (વિ.) નકામું, ખોટું
**દુર્ગ** (પું.) કિલ્લો, ગઢ
**દુર્ગતિ** (સ્ત્રી.) નઠારી ગતિ (૨) અવગતિ, અધોગતિ (૩) વિપત્તિ
**દુર્ગપતિ** (પું.) કિલ્લાનો માલિક
**દુર્ગપાલ,દુર્ગરક્ષક,દુર્ગાધ્યક્ષ** (પું.) કિલ્લાનું રક્ષણ કરનાર, કિલ્લેદાર
**દુર્ગમ,દુર્ગમ્ય** (વિ.) મુશ્કેલીથી જઈ શકાય તેવું (૨) મુશ્કેલીથી સમજી શકાય તેવું
**દુર્ગંધ** (સ્ત્રી.) ખરાબ વાસ, બદબો
**દુર્ગા** (સ્ત્રી.) પાર્વતી, ભવાની
**દુર્ગાપૂજા** (સ્ત્રી.) દુર્ગાની પૂજા
**દુર્ગાષ્ટમી** (સ્ત્રી.) આસો અને ચૈત્ર સુદ આઠમ
**દુર્ગુણ** (પું.) દોષ, ખરાબ ગુણ
**દુર્ગુણી** (વિ.) દુર્ગુણવાળું
**દુર્ગેશ** (પુ.) પાર્વતીપતિ-શિવ
**દુર્ઘટના** (સ્ત્રી.) ખરાબ કે અશુભ કે અનિષ્ટ બનાવ, અકસ્માત
**દુર્ઘર્ષ** (પું.) અથડાઅથડી, હરીફાઈ, અનિચ્છનીય અથડામણ
**દુર્જન** (પું.) દુષ્ટ-ખરાબ માણસ
**દુર્દમ,દુર્દમનીય,દુર્દમ્ય** (વિ.) કાબૂમાં રાખવું મુશ્કેલ એવું પ્રબળ
**દુર્દશા** (સ્ત્રી.) ખરાબ - માઠી દશા
**દુર્દાન્ત** (વિ.) કાબૂમાં રાખવું મુશ્કેલ એવું પ્રબળ (૨) ગર્વિષ્ઠ
**દુર્દિન** (પું.) ખરાબ દહાડો (૨) વાદળાં, વરસાદ કે વંટોળવાળો દિવસ
**દુર્દૈવ(-વ્ય)** (ન.) કમનસીબ, દુર્ભાગ્ય
**દુર્ધર્ષ** (વિ.) ઉગ્ર, પ્રચંડ (૨) પાસે ન જઈ શકાય તેવું (૩) જીતી ન શકાય તેવું

**દુર્નિવાર(-ર્ય)** (વિ.) નિવારવું મુશ્કેલ, અનિવાર્ય
**દુર્બલ(-ળ)** (વિ.) કમજોર, દૂબળું (૨) ગરીબ, રાંક
**દુર્બલ(-ળ)તા** (સ્ત્રી.) દૂબળાપણું
**દુર્બલાસ્થિ** (ન.) એક બાળરોગ, 'રિકેટ્સ'
**દુર્બુદ્ધિ** (વિ.) ખરાબ બુદ્ધિવાળું, કુબુદ્ધિ (૨) (સ્ત્રી.) ખરાબ-દુષ્ટ બુદ્ધિ
**દુર્બોધ** (વિ.) સમજવું મુશ્કેલ, અઘરું (૨) (પું.) ખરાબ ઉપદેશ-સલાહ
**દુર્બોધ્ય** (વિ.) દુર્બોધ, અઘરું
**દુર્ભક્ષ્ય** (ન.) ન ખાવા યોગ્ય-નિષિદ્ધ ખોરાક (૨) (વિ.) મુશ્કેલીથી ખાઈ શકાય એવું
**દુર્ભગ** (વિ.) કમનસીબ, દુર્ભાગી
**દુર્ભર** (વિ.) વજનદાર, ઊંચકાતાં ફાવે નહિ તેવું (૨) ભરવામાં મુશ્કેલ (૩)(ન.) (લા.) પેટ, ઉદર
**દુર્ભવ્યતા** (સ્ત્રી.) બનવું મુશ્કેલ તે, અસંભવિતતા (૨) (જૈન) મોક્ષનો અનધિકાર
**દુર્ભાગી** (વિ.) કમભાગી, અભાગિયું
**દુર્ભાગ્ય** (વિ.) દુર્ભાગી (૨) (ન.) કમનસીબ
**દુર્ભાવના** (સ્ત્રી.) દુષ્ટ ભાવના-વિચાર
**દર્ભિક્ષ** (પું.) દુકાળ
**દુર્ભેદ્ય** (વિ.) ભેદી ન શકાય તેવું, મજબૂત
**દુર્મતિ** (વિ.) ખરાબ બુદ્ધિવાળું (૨) (સ્ત્રી.) ખરાબ-દુષ્ટ બુદ્ધિ, કુબુદ્ધિ
**દુર્મિત્ર** (પું.) દુષ્ટ કે ખરાબ મિત્ર, કુમિત્ર
**દુર્મુખ** (વિ.) કદરૂપા મોંવાળું (૨) ગાળો ભાંડતું
**દુર્મેધ** (વિ.) બુદ્ધિ વગરનું, મૂર્ખ, ખરાબ બુદ્ધિવાળું, કુબુદ્ધિ
**દુર્યોગ** (પું.) ખરાબ સંજોગ, દુર્ભાગ્ય
**દુર્યોધન** (વિ.) જીતવું મુશ્કેલ, અજિત (૨) (પું.) ધૃતરાષ્ટ્રનો મોટો પુત્ર
**દુર્લક્ષ** (ન.) બેદરકારી, ઉપેક્ષા (૨) (વિ.) લક્ષ વગરનું (૩) (લા.) અવજ્ઞા, અવગણના
**દુર્લક્ષ્ય** (વિ.) મુશ્કેલીથી જોઈ શકાતું, લગભગ અદશ્ય
**દુર્લભ** (વિ.) મળવું મુશ્કેલ
**દુર્લભતા** (સ્ત્રી.) દુર્લભપણું
**દુર્લભનાણું** (ન) કોઈ પુરાંતવાળા દેશનું નાણું ખાધવાળા દેશને મેળવવું મુશ્કેલ હોય તે, 'હાર્ડ કરન્સી'
**દુર્લભ્ય** (ન.) મળવું મુશ્કેલ
**દુર્વચન** (ન.) ખરાબ વેણ-બોલ, ગાળ, અપશબ્દ
**દુર્વચની** (વિ.) દુર્વચન બોલનારું, ગાળ આપનારું
**દુર્વર્તન** (ન.) ખરાબ વર્તન-વર્તણૂક
**દુર્વહ,દુર્વહનીય** (વિ.) વહન કરવું-ઉપાડવું કે લઈ જવું મુશ્કેલ, અતિ ભારે
**દુર્વાર** (વિ.) અનિવાર્ય, અટળ, વારવું મુશ્કેલ
**દુર્વાસ** (સ્ત્રી.) દુર્ગંધ
**દુર્વાસના** (સ્ત્રી.) દુષ્ટ-ખરાબ વાસના
**દુર્વાસા** (પું.) એક ઋષિ (તે તેમના ક્રોધ માટે પ્રસિદ્ધ છે) (૨) (લા.) મહા ક્રોધી માણસ
**દુર્વિકાર** (પું.) ખરાબ-દુષ્ટ વિકાર, અનિષ્ટ પરિવર્તન
**દુર્વિનિયોગ** (પું.) ખોટી ગેરરીતિભર્યો વિનિયોગ, અપયોગ, ઉચાપત, 'મિસેપ્રોપ્રિયેશન'
**દુર્વિનીત** (વિ.) ખરાબ વર્તનવાળું, અવિનયી, ઉદ્ધત
**દુર્વિપાક** (પું.) ખરાબ પરિણામ
**દુર્વૃત્તિ** (સ્ત્રી.) દુર્વાસના, ખરાબ વૃત્તિ
**દુર્વ્યય** (પું.) ખોટો-ગેરરીતિભર્યો વ્યય, બગાડ, ગેરખર્ચ, દુરુપયોગ
**દુર્વ્યવસ્થા** (સ્ત્રી.) ખરાબ વ્યવસ્થા, ગેરવ્યવસ્થા
**દુર્વ્યસન** (ન.) ખરાબ વ્યસન
**દુર્વ્યસની** (વિ.) દુર્વ્યસનવાળું, ખરાબ લતવાળું
**દુલહન** (સ્ત્રી.) નવી વહુ
**દુલાઈ** (સ્ત્રી.) કીમતી રજાઈ
**દુલારી** (સ્ત્રી.) લાડીલી દીકરી
**દુલારો** (પું.) લાડકો દીકરો
**દુલ્હા,દુલ્હારાજા** (પું.) વર, વરરાજા
**દુવા** (સ્ત્રી.) આશિષ, દુઆ
**દુવાઈ** (સ્ત્રી.) જાહેરનામું, ઘોષણા (૨) આણ
**દુવિધા** (સ્ત્રી.) દુગ્ધા, અનિશ્ચય, ડામાડોળપણું, દ્વિધા
**દુશાલો** (પું.) કીમતી બેવડી શાલ
**દુશ્ચરિત(-ત્ર)** (ન.) દુરાચરણ (૨) ખરાબ ચરિત્ર-જીવન (૩) (વિ.) દુરાચરણી
**દુશ્મન** (પુ.) શત્રુ, વેરી, અરિ, રિપુ
**દુશ્મનદાવો** (પું.) દુશ્મનાવટ, અદાવત, શત્રુતા, વેરભાવ
**દુશ્મનાઈ,દુશ્મનાવટ,દુશ્મની** (સ્ત્રી.) શત્રુવટ, અદાવત
**દુશ્વાર** (વિ.) મુશ્કેલ, અઘરું, લગભગ અશકય
**દુષ્કર** (વિ.) કરવું મુશ્કેલ, અઘરું
**દુષ્કર્મ** (ન.) દુરાચરણ, પાપકર્મ
**દુષ્કાલ(-ળ)** (પું.) અનાજ ઘાસ વગેરેની તંગીનો સમય (૨) આવશ્યક ચીજ-વસ્તુની તંગી, દુકાળ
**દુષ્કાલ(-ળ)નિવારણ** (ન.) દુકાળનું દુઃખનિવારણ, દુષ્કાળ રાહત, 'ફેમિન-રિલીફ'
**દુષ્કૃત** (ન.) ખરાબ કર્મ (૨) (વિ.) દુષ્કર્મ કરનાર, પાપી
**દુષ્કૃત્ય** (ન.) દુષ્કૃત, ખરાબ આચરણ, પાપ કર્મ
**દુષ્ટ** (વિ.) નઠારું, અધમ, પાપી, દોષવાળું
**દુષ્ટતા** (સ્ત્રી.) બદદાનત, પાપી બુદ્ધિ
**દુષ્ટબુદ્ધિ** (સ્ત્રી.) બદદાનત, દુર્બુદ્ધિ (૨) (વિ.) દુષ્ટ બુદ્ધિવાળું (૩) (પું.) દુષ્ટ માણસ, દુષ્ટાત્મા
**દુષ્ટાત્મા** (પું.) દુષ્ટ માણસ, દુષ્ટબુદ્ધિ
**દુષ્ટાશય** (પું.) દુષ્ટ આશય કે હેતુ (૨) (વિ.) દુષ્ટાશયવાળું
**દુષ્પથ** (પું.) કુપથ, કુમાર્ગ, આડો માર્ગ
**દુષ્પરિણામ** (ન.) ખરાબ પરિણામ
**દુષ્પ્રાપ,દુષ્પ્રાપ્ય** (વિ.) દુર્લભ, મળવું મુશ્કેલ
**દુસ્તર** (વિ.) મુશ્કેલીથી તરાય-ઓળંગાય એવું
**દુહવું** (ક્રિ.) દોહવું
**દુહાઈ** (સ્ત્રી.) આણ, દુવાઈ
**દુહાગી** (વિ.) દુર્ભાગી, દુખિયું
**દુહાગીર** (પું.) દુહો ગાનાર

**દુહિતા** (સ્ત્રી.) દીકરી, તનયા, પુત્રી
**દુહો** (પું.) દોહરો
**દુંગું** (વિ.) દોંગું, લુચ્ચું, ધૂર્ત
**દુંગો** (પું.) ચોર, દૂંગો
**દુંદ** (સ્ત્રી.) પેટની ફાંદ
**દુંદાળો** (પું.) દુંદવાળા દેવ-ગણેશ
**દુંદુભિ** (સ્ત્રી.ન.) એક જાતનું નગારું, ભેરી
**દુઃખ** (ન.) દુખ, વ્યથા, પીડા, કષ્ટ, અસુખ
**દુઃખકર,દુઃખકારક,દુઃખકારી** (વિ.) દુઃખ કરનારું, દુઃખદ
**દુઃખદાયક,દુઃખદાયી,દુઃખપ્રદ,દુઃદુખદેણ** (વિ.) દુઃખ દેનારું
**દુઃખભંજક(-ન),દુઃખભંજી** (વિ.) દુઃખ દૂર કરનારું, દુઃખનાશક
**દુઃખભાગી** (વિ.) દુઃખી, દુઃખી થયેલું
**દુઃખવાદ** (પું.) નિરાશાવાદ, 'પેસિમિઝમ'
**દુઃખહર,દુઃખહર્તા** (પું.વિ.) દુઃખ હરી લેનારું
**દુઃખહારિણી,દુઃખહારી** (સ્ત્રી.વિ.) દુઃખ હરનાર, દુઃખ દૂર કરનાર
**દુઃખાન્ત,દુઃખાન્તક** (વિ.) અંતે દુઃખવાળું (નાટક),દુઃખપર્યવસાયી
**દુઃશાસન** (પું.) દુર્યોધનનો એક નાનો ભાઈ (૨) (ન.) ખરાબ રાજ-કારોબાર
**દુઃશીલ** (વિ.) ખરાબ શીલવાળું, દુરાચારી
**દુઃસહ** (વિ.) સહેવું મુશ્કેલ, અસહ્ય
**દુઃસંસ્કાર** (પું.) ખરાબ-દુષ્ટ સંસ્કાર
**દુઃસાધ્ય** (વિ.) કરવું મુશ્કેલ (૨) મુશ્કેલીથી મટી શકે તેવું (રોગ માટે)
**દુઃસ્થિતિ** (સ્ત્રી.) ખરાબ - કફોડી સ્થિતિ, દુર્દશા
**દુઃસ્વપ્ન** (ન.) ખરાબ - અશુભ સ્વપ્ન
**દુઃસ્વર** (પું.) ખરાબ કંઠ-સૂર
**દૂ** (વિ.) બે (સમાસમાં), બમણું (આંકમાં)
**દૂકડ** (ન.) નરઘું
**દૂગણ(-ન)** (સ્ત્રી.) ગાવાવગાડવાની બેવડી ઝડપ (૨) (વિ.) બેવડી ઝડપવાળું, બે ગણું
**દૂજું** (વિ.) બીજું, અન્ય (૨) જુદું, અવર
**દૂઝણ** (સ્ત્રી.) દૂધ આપતી ગાય ભેંસ
**દૂઝણું,દૂઝતું** (વિ.ન.) દૂધ આપતું (૨) વિયાયા કરતું (ઢોર માટે)
**દૂઝવું** (ક્રિ.) દૂધ દેવું (૨) ઝરવું, નીગળવું
**દૂણ** (સ્ત્રી.) દુણાવું તે, દુણાયાની અસર
**દૂણવું** (ક્રિ.) સંતાપવું, સતાવવું (૨) નારાજ કરવું
**દૂત** (પું.) સંદેશો પહોંચાડનારો, કાસદ (૨) બાતમીદાર, જાસૂસ (૩) રાજ્યનો પ્રતિનિધિ
**દૂતકર્મ** (ન.) દૂતનું કામકાજ
**દૂતાવાસ** (પું.) રાજદૂતનું રહેવાનું સ્થળ કે એનું કાર્યાલય, 'ઍમ્બેસી'
**દૂતિકા,દૂતી** (સ્ત્રી.) સંદેશો પહોંચાડનાર સ્ત્રી (૨) આશક માશૂક વચ્ચેનો સંદેશો પહોંચાડનારી કે તેમનો મેળાપ કરાવી આપનારી સ્ત્રી
**દૂતું** (વિ.) લુચ્ચું, ધૂર્ત
**દૂધ** (ન.) સ્તન કે આંચળમાંથી નીકળતં ધોળું પ્રવાહી (૨) કેટલીક વનસ્પતિમાંથી નીકળતો એવો ધોળો રસ
**દૂધકોલ્ડડ્રિંક** (ન.) દૂધમાં બનાવેલ ઠંડું પીણું
**દૂધપાક** (પું.) દૂધ અને ચોખાની એક વાનગી
**દૂધબહેન** (સ્ત્રી.) બાપ જુદા અને એક જ મા હોય એવી બહેન (૨) ધાવની દીકરી
**દૂધભાઈ** (પું.) બાપ જુદા ને એક જ મા હોય એવો ભાઈ (આંગળિયાત) (૨) ધાવનો દીકરો
**દૂધમલ,દૂધમલ્લ** (પું.) જેને દૂધનો આહાર છે એવો મલ્લ (૨) (વિ.) પુષ્ટ, મજબૂત (૩) દૂધ પીને ઊછરેલો બાળક
**દૂધવાડી** (સ્ત્રી.) દૂધ માટે ઢોર રાખીને સાથે કરાતી ખેતીવાડી, 'ડેરી-ફાર્મ'
**દૂધવાળી** (સ્ત્રી.) દૂધ વેચનારી સ્ત્રી
**દૂધવાળો** (પું.) દુધારો, દૂધ વેચનારો, દૂધનો વેપારી
**દૂધાધારી** (વિ.) ફક્ત દૂધ પર જીવનારું, દૂધાહારી
**દૂધિયા** (વિ.પું.બ.વ.) દૂધના જેવો સફેદ (દાંત) (૨) ધાવણા બાળકને ફૂટેલા (દાંત)
**દૂધિયું** (વિ.) દૂધવાળું, દૂધ આપે એવું (ઢોર), દુધાળ (૨) દૂધના રંગનું, સફેદ (૩) નવું, તાજું, શરૂઆતનું. ઉદા. 'દૂધિયું લોહી' (૪) (ન.) દૂધી (૫) બદામ વગેરે ઘૂંટીને દૂધ જેવું પાણી કઢાય છે તે
**દૂધિયો કાચ** (પું.) દૂધ જેવા રંગનો (પાર ન દેખાય એવો) કાચ
**દૂધી** (સ્ત્રી.) એક વનસ્પતિ-શાક, એક મીઠી જાતનું તૂંબડું
**દૂપટ** (વિ.) બેવડું, બેગણું, બમણું
**દૂબળું** (વિ.) દૂર્બળ, કમજોર, નબળું (૨) શક્તિહીન
**દૂભવવું** (ક્રિ.) દુભાવવું, બીજાને દુઃખી કરવું
**દૂભવું** (ક્રિ.) દૂભાવું, દુખી થવું, મન દુઃખ પામવું
**દૂર** (વિ.) છેટે, વેગળું, આઘું (૨) (અ.) વેગળે, આઘે
**દૂરઅંદેશ** (વિ.) દૂરઅંદેશો રાખનારું, ભવિષ્યનો ખ્યાલ કરી વિચારનાર
**દૂરઅંદેશી** (સ્ત્રી.) દૂરઅંદેશપણું, દૂરંદેશી
**દૂરગામી** (વિ.) દૂર સુધી જાય એવું, જેમાં ભવિષ્યનો ખ્યાલ છે તેવું
**દૂરદર્શકયંત્ર** (ન.) દૂરની વસ્તુ જોઈ શકાય એવું યંત્ર, દૂરબીન
**દૂરદર્શન** (ન.) ટેલિવિઝન
**દૂરદર્શિતા** (સ્ત્રી.) દૂરદર્શીપણું
**દૂરદર્શી** (વિ.) દૂરદષ્ટિવાળું
**દૂરદૃષ્ટિ** (સ્ત્રી.) દૂર સુધી જતી નજર - દૂરંદેશી (૨) (વિ.) ભવિષ્યનો વિચાર કરનારું
**દૂરબીન** (ન.) દૂરદર્શકયંત્ર
**દૂરભાષ** (પું.) ટેલિફોન
**દૂરવર્તી** (વિ.) દૂર-આઘું રહેલું, દૂરનું
**દૂરસંચાર** (પું.) સંદેશા-વ્યવહાર, 'ટેલિકૉમ્યુનિકેશન'
**દૂરસંવેદન** (ન.) દૂરવર્તી અસર ઝીલનાર
**દૂરંદેશ** (વિ.) દૂરઅંદેશો રાખનારું
**દૂરંદેશી** (સ્ત્રી.) દૂરઅંદેશપણું
**દૂરંદેશો** (પું.) ભાવિનો વિચાર પ્રથમથી જ કરી રાખવો તે, અગમચેતી
**દૂરાન્વય** (પું.) વાકય રચનામાં પદોના ક્રમનો દોષ-પોતાના ઉચિત સ્થાનેથી દૂર કે આઘુંપાછું હોવું તે
**દૂરી** (સ્ત્રી.) દૂઓ, બેની સંજ્ઞાવાળું પત્તું (ગંજીફામાં)
**દૂર્વા** (સ્ત્રી.) એક ઘાસ-દરો-ધરો

**દૂષણ** (ન.) દોષ, ખોડખાંપણ, અપલક્ષણ

**દૂષિત** (વિ.) દોષ-દૂષણવાળું, બગડી ગયેલું, ભ્રષ્ટ થયેલું

**દૂસરું** (વિ.) બીજું

**દૂંગો** (પું.) દુંગો, ડુંગો, ચોર

**દક(-ગ)** (સ્ત્રી.) દૃષ્ટિ, નજર (૨) આંખ (૩) બેની સંજ્ઞા

**દઢ** (વિ.) સ્થિર, મજબૂત, ગાઢ, પાકું, નિશ્ચિત, ટકાઉ, અટળ (લા. અર્થમાં પણ)

**દઢતા** (સ્ત્રી.) સ્થિરતા, મજબૂતાઈ, નિશ્ચિતતા, ટકાઉપણું

**દઢીકરણ** (ન.) દઢ કરવું તે

**દઢીભૂત** (વિ.) દઢ કે મજબૂત બનેલું

**દશ્ય** (વિ.) જોવા જેવું, દર્શનીય (૨) નજરે પડતું (૩) દેખાય એવું (૪) (ન.) દેખાવ (૫) દેખાતું આ વિશ્વ (૬) પદાર્થ

**દશ્યમાન** (વિ.) દેખાતું હોય એવું

**દષ્ટાંત** (ન.) ઉદાહરણ, દાખલો (૨) એક અલંકાર

**દષ્ટાંતકથા** (સ્ત્રી.) દષ્ટાંત તરીકે કહેલી કથા, 'પૅરેબલ'

**દષ્ટાંતભૂત,દષ્ટાંત રૂપ** (વિ.) ઉદાહરણરૂપ, ધડો લેવા જેવું, અનુસરવા જેવું

**દષ્ટિ** (સ્ત્રી.) નજર (૨) જોવાની શક્તિ (૩) (લા.) ધ્યાન, લક્ષ (૪) દૃષ્ટિકોણ

**દષ્ટિકોણ** (પું.) વસ્તુને નિહાળવાની-વિચારવાની રીત કે માર્ગ

**દષ્ટિક્ષેત્ર** (ન.) દૃષ્ટિપ્રદેશ, દૃષ્ટિમાં આવતો - દૃષ્ટિમર્યાદા સુધીનો બધો વિસ્તાર

**દષ્ટિક્ષેપ** (પું.) દૃષ્ટિપાત

**દષ્ટિગોચર** (વિ.) નજર પડે એવું, દૃષ્ટિ પહોંચી શકે એવું

**દષ્ટિદોષ** (પું.) આંખની ખોડ (૨) નજરચૂકથી રહી ગયેલી ખામી (૩) આંખ વડે થયેલો દોષ-અપરાધ

**દષ્ટિપાત** (પું.) નજર પડવી - જોવું તે

**દષ્ટિપૂત** (વિ.) આંખથી બરાબર જોયેલું-તપાસી લીધેલું

**દષ્ટિફલક** (ન.) દૃષ્ટિમાં આવતો-દૃષ્ટિમર્યાદા સુધીનો બધો વિસ્તાર

**દષ્ટિફેર** (પું.) દૃષ્ટિભેદ, જોવામાં થતો તફાવત કે ભેદ

**દષ્ટિબિંદુ** (ન.) દૃષ્ટિકોણ, લક્ષ્ય, હેતુ, અભિપ્રાય

**દષ્ટિભેદ** (પું.) દૃષ્ટિનો-દૃષ્ટિકોણનો ભેદ કે ફરક

**દષ્ટિભ્રમ** (પું.) જોવામાં થતો ભ્રમ કે ભ્રાંતિ

**દષ્ટિમર્યાદા** (સ્ત્રી.) જ્યાં સુધી આંખ જોઈ શકે તે હદ (૨) ક્ષિતિજ

**દષ્ટિમેળાપ** (પું.) એકબીજાને જોવા પૂરતું કે તે રીતે મેળાપ-મળવાનું થાય તે

**દષ્ટિવાદ** (પું.) નજરે દેખાય એ જ સાચું એવો વાદ

**દષ્ટોદષ્ટ** (સ્ત્રી.) દૃષ્ટિ સામે દૃષ્ટિ, નજરોનજર, પ્રત્યક્ષ

**-દે** (સ્ત્રી.) સ્ત્રીના નામને અંતે આવે છે. જેમ કે, રૂપાંદે, ગોરાંદે

**દેકારો** (પું.) દે દે -માર માર એવો પોકાર, ધાંધલ, ધમાલ

**દેખણહાર** (વિ.) જોનારું, દેખનારું

**દેખભાળ,દેખરેખ** (સ્ત્રી.) સંભાળ, તપાસ, તકેદારી, વ્યવસ્થા

**દેખવું** (ક્રિ.) જોવું, ભાળવું, નિહાળવું

**દેખા** (સ્ત્રી.) દેખાવું - પ્રત્યક્ષ જણાવું તે, દર્શન

**દેખાડવું** (ક્રિ.) બતાવવું (૨) હાથ, ડાંગ, ચાકુ, આંખ વગેરે બતાવીને ડરાવવું (૩) પશુની માદાને નર દેખાડવો

**દેખાડો** (પું.) સામાને બતાવવા પૂરતો દેખાવ-ડોળ (૨) દેખાડવું-બતાવવું તે

**દેખાદેખી** (સ્ત્રી.) સામાનું દેખી વાદોવાદ કરવું તે, અનુકરણ (૨) (અ.) જોઈ જોઈને, વાદોવાદ, અનુકરણમાં

**દેખાવ** (પું.) દેખાવું તે, દશ્ય (૨) આકાર, આકૃતિ, બાંધો (૩) (લા.) જૂઠો દેખાવ, ડોળ

**દેખાવડું** (વિ.) સુંદર, રૂપાળું, દર્શનીય, શોભીતું

**દેખાવું** (ક્રિ.) જોવાવું, જણાવું, નજરે પડવું, સૂઝવું

**દેખીતું** (વિ.) પ્રત્યક્ષ, ખુલ્લું, સ્પષ્ટ (૨) માત્ર બહારથી જ દેખાતું, દેખંતું, વાસ્તવિક નહિ એવું

**દેગ** (પું.) મોટો દેગડો (૨) (સ્ત્રી.) દેગડી, નાના દેગડા જેવું તાંબાનું એક વાસણ

**દેગડી** (સ્ત્રી.) દેગ, નાના દેગડા જેવું તાંબાનું એક વાસણ

**દેગડો** (પું.) ધાતુનું એક મોટું વાસણ, હાંડો

**દેજ** (સ્ત્રી.) દહેજ

**દેડકું** (ન.) ભીનાશમાં રહેતું એક પ્રાણી, મેડક

**દેણ** (વિ.) દેવું, કરજ (૨) સરકાર-ભરણું (૩) ઉપકારનું દબાણ (૪) (વિ.) દેનારું (સમાસને અંતે) ઉદા. દુ:ખદેણ

**દેણગી** (સ્ત્રી.) બક્ષિસ (૨) દાન

**દેણદાર,દેણિયાત** (વિ.) દેવાદાર

**દેણદારી** (સ્ત્રી.) દેવાદાર દશા

**દેણું** (ન.) દેણ, દેવું, કરજ

**દેદાર** (પું.) દેખાવ, દર્શન

**દેદીપ્યમાન** (વિ.) દીપતું, ઝગમગતું

**દેન** (ન.) દહન, અગ્નિસંસ્કાર, અગ્નિદાહ

**દેન** (સ્ત્રી.) ગાય (૨) તાકાત, મગદૂર

**દેમાર** (અ.) ઝડીની સાથે, ઝપાટાભેર, તડામાર. જેમ કે, વરસાદે દેમાર પડ્યા કર્યું

**દેય** (વિ.) આપવા યોગ્ય કે આપી શકાય એવું

**દેર** (પું.) દિયર, વરનો નાનો ભાઈ (૨) (સ્ત્રી.) ઢીલ, વાર

**દેરડી** (સ્ત્રી.) ઉતરડ (૨) નાનું મંદિર કે દેરું

**દેરવટું** (ન.) દિયરવટું, દિયર સાથે નાતરું

**દેરાણી** (સ્ત્રી.) દિયરની વહુ

**દેરાસર** (ન.) જૈન દેવમંદિર (૨) ઘરમાં દેવ રાખવાની જગ્યા

**દેરી** (સ્ત્રી.) નાનું દેરું

**દેરું** (ન.) દેવદેવીનું સ્થાન - મંદિર, દેવાલય

**દેવ** (પું.) દેવતા, સુર, સ્વર્ગમાં રહેતું દિવ્ય સત્ત્વ (૨) ભગવાન, પરમેશ્વર (૩) સ્વામી, શેઠ, રાજા (આદર ને શ્રેષ્ઠતાસૂચક)

**દેવકથા** (સ્ત્રી.) કોઈ દેવની ધાર્મિક કથાવાર્તા

**દેવકન્યા** (સ્ત્રી.) દેવની કન્યા (૨) (લા.) અતિ રૂપગુણવાળી કન્યા

**દેવકી** (સ્ત્રી.) શ્રીકૃષ્ણની માતા

**દેવચકલી,દેવચલ્લી** (સ્ત્રી.) એક જાતની ચકલી, કાળી ચકલી

**દેવડ** (સ્ત્રી.) આપવું તે, આપવાનો વહીવટ (લેવડ સાથે વપરાય છે.)

**દેવડી** (સ્ત્રી.) દ્વારપાળને બેસવાની જગ્યા (૨) ચોકી, ચબૂતરો (૩) સાધુ સંન્યાસી અથવા સતીને જ્યાં દાટયાં-બાળ્યાં હોય ત્યાં કરેલું નાનું દેરી જેવું ચણતર

**દેવતરુ** (ન.) સ્વર્ગમાં પાંચ વૃક્ષોમાંનું દરેક (મંદાર, પારિજાત, સંતાન, કલ્પ અને હરિચંદન)
**દેવતા** (પું.) દેવ (૨) અગ્નિ (૩) (સ્ત્રી.) દેવી (૪) દેવત્વ
**દેવતાઈ** (વિ.) દૈવી, અલૌકિક
**દેવત્વ** (ન.) દેવ હોવું તે, દિવ્યતા
**દેવદર્શન** (ન.) દેવનું દર્શન
**દેવદાર,દેવદારુ** (ન.) એક જાતનું ઝાડ કે તેનું લાકડું
**દેવદાસી** (સ્ત્રી.) દેવને અર્પણ કરેલી સ્ત્રી (તામિલનાડુ તરફની એક પ્રથા)
**દેવદિવાળી** (સ્ત્રી.) કારતક સુદ પૂનમનું પર્વ, કાર્તિકી પૂનમ
**દેવદૂત** (પું.) દેવનો દૂત, ફિરસ્તો, પેગંબર
**દેવનાગરી** (વિ.સ્ત્રી.) સંસ્કૃત અથવા બાળબોધ લિપિ
**દેવપૂજા** (સ્ત્રી.) દેવસેવા, દેવની મૂર્તિની પૂજા વગેરે
**દેવભાષા** (સ્ત્રી.) સંસ્કૃત ભાષા, ગીર્વાણભાષા
**દેવભૂમિ(-મી)** (સ્ત્રી.) સ્વર્ગ
**દેવમંદિર** (ન.) દેવસ્થાન
**દેવમુનિ** (પું.) દેવર્ષિ નારદ
**દેવયજ્ઞ** (પું.) હોમ વગેરે (પંચયજ્ઞોમાંનો એક), દેવોને ઉદ્દેશીને થતો નિત્યયજ્ઞ
**દેવયાની** (સ્ત્રી.) શુક્રાચાર્યની પુત્રી - યયાતિની પત્ની (૨) એક નક્ષત્ર
**દેવયોનિ** (સ્ત્રી.) દેવ તરીકેનો જન્મ
**દેવર** (પું.) દિયર, પતિનો નાનો ભાઈ
**દેવરાજ** (પું.) ઇંદ્ર
**દેવર્ષિ** (પું.) નારદ (૨) દેવોના ઋષિ કે દેવ જેવા ઋષિ (અત્રિ, મરીચિ વગેરે)
**દેવલોક** (પું.) દેવોનો લોક-સ્વર્ગ લોક
**દેવવાણી** (સ્ત્રી.) આકાશવાણી, આર્ષવાણી
**દેવસેવા** (સ્ત્રી.) દેવની-મૂર્તિની પૂજા વગેરે
**દેવસ્થલ(-ળ),દેવસ્થાન** (ન.) મંદિર
**દેવળ** (ન.) ખ્રિસ્તી લોકોનું દેવસ્થાન, 'ચર્ચ'
**દેવાધિદેવ** (પું.) દેવોનો પણ દેવ-પરમેશ્વર, ઇંદ્ર
**દેવાનાંપ્રિય** (વિ.) દેવોને પ્રિય એવું (અશોકનો ઇલકાબ)
**દેવામોકૂફી** (સ્ત્રી.) દેવું ચૂકવવાનું મોકૂફ રાખવા દેવું તે, 'મોરેટોરિયમ'
**દેવાલય** (ન.) દેવમંદિર, દેરું
**દેવાળિયું** (વિ.) દેવું ન આપી શકે એવું, દેવાળું કાઢનારું, નાદાર
**દેવાળિયો** (પું.) દેવાળું કાઢ્યું હોય તેવો માણસ, નાદાર
**દેવાળું** (ન.) દેવું આપવાની અશકિત, નાદારી
**દેવાંગના** (સ્ત્રી.) દેવની સ્ત્રી, દેવી (૨) અપ્સરા
**દેવાંગી** (વિ.) દેવના જેવા અંગવાળું, દેવતાઈ
**દેવાંશી** (વિ.) દેવના અંશવાળું, દિવ્ય
**દેવી** (સ્ત્રી.) દેવની સ્ત્રી (૨) દેવતા, દિવ્ય શક્તિ, માતા (૩) રાણી (સંબોધનમાં) (૪) સ્ત્રીના નામને અંતે લગાડાતો ગૌરવવાચક શબ્દ.
**દેવીપુત્ર** (પું.) ચારણ, ગઢવી
**દેવું** (ન.) કરજ, ઋણ
**દેવું** (ક્રિ.) આપવું (૨) મારવું, ઠોકવું (૩) વાસવું, બંધ કરવું (૪) સામાન્ય કૃદંતની સાથે આવતાં તે ક્રિયાની રજા આપવી એવો ભાવ બતાવે છે. જેમ કે, ખાવા દેવું, જવા દેવું (૫) અવ્યયી ભૂતકૃદંતની સાથે આવતાં તે ક્રિયા બરોબર કરી છૂટવું એવો ભાવ બતાવે છે. જેમ કે, આપી દો, છોડી દીધા
**દેશ** (સ્ત્રી.) દિશા
**દેશ** (પું.) રાષ્ટ્ર, કોઈ અમુક પ્રજાનું વતન, મુલક (૨) (કોઈ મોટી વસ્તુનો અમુક) વિભાગ (૩) વતન (૪) ક્ષેત્ર, પ્રદેશ, જગ્યા, ભૂ-ભાગ (૫) ભાગ, હિસ્સો, અંશ (૬) એક રાગ
**દેશકાલ(-ળ)** (પું.) દેશ અને કાળ, સમય અને સ્થળ (૨) દૃશ્ય પદાર્થને વિચારવા માટેનાં બે પરિમાણ (૩) (લા.) ચાલતો રીતરિવાજ
**દેશત્યાગ** (પું.) દેશ છોડવો ને તેની બહાર જવું તે
**દેશદાઝ** (સ્ત્રી.) દેશની લાગણી, સ્વદેશાભિમાન
**દેશદ્રોહ** (પું.) પોતાના દેશ પ્રત્યે બેવફાઈ
**દેશદ્રોહી** (વિ.) પોતાના દેશને બેવફા
**દેશના** (સ્ત્રી.) બોધ, ઉપદેશ
**દેશનિકાલ** (પું.) દેશમાંથી કાઢી મૂકવું તે
**દેશપ્રેમ** (પું.) દેશને માટે પ્રેમ, રાષ્ટ્રપ્રેમ, દેશભકિત
**દેશપ્રેમી** (વિ.) દેશપ્રેમવાળું
**દેશબંધુ,દેશબાંધવ** (પું.) દેશભાઈ, પોતાના વતનનો માણસ
**દેશભકત** (પું.) સ્વદેશભકિતવાળી વ્યક્તિ
**દેશભકિત** (સ્ત્રી.) સ્વદેશ પ્રત્યેની ભકિત
**દેશવટો** (પું.) પરદેશમાં વાસ (૨) દેશાટન, દેશની બહાર હાંકી કાઢવું, દેશનિકાલ
**દેશસેવક** (પું.) દેશસેવા કરનાર
**દેશસેવા** (સ્ત્રી.) દેશની સેવા
**દેશસેવિકા** (સ્ત્રી.) દેશની સેવા કરનારી સ્ત્રી
**દેશહિત** (ન.) દેશનું હિત કે ભલું યા કલ્યાણ
**દેશહિતૈષી** (વિ.) દેશહિત ઇચ્છનારું
**દેશાચાર** (પું.) દેશનો આચાર-રૂઢિ, સ્થાનિક વ્યવહાર
**દેશાટન** (ન.) પોતાના કે બહારના દેશોમાં ફરવું તે
**દેશાભિમાન** (ન.) પોતાના દેશનું અભિમાન
**દેશાભિમાની** (વિ.) સ્વદેશાભિમાનવાળું
**દેશાવર** (પું.) પરદેશ, વિદેશ
**દેશાંતર** (ન.) દેશાવર, પરદેશ, વિદેશ
**દેશી** (વિ.) દેશનું, -ને લગતું (૨) સ્વદેશી (૩) (પું.) સ્વદેશનો રહીશ (૪) (સ્ત્રી.) એક રાગિણી (૫) પ્રાકૃત ભાષાનો એક પ્રકાર (૬) સંગીતના બે પ્રકારોમાંનો એક (૭) સંસ્કૃત નહિ પણ પ્રાકૃત છંદ કે પદ્યરચના
**દેશિક** (વિ.) સ્થાનિક (૨) ભોમિયો (૩) ગુરુ (૪) મુસાફર
**દેશીજન** (પું.) દેશનો માણસ, દેશભાઈ
**દેશે(-શો)દેશ** (અ.) બધા દેશોમાં (૨) સર્વ સ્થળે
**દેશ્ય** (વિ.) સ્થાનિક, પ્રાંતિક (૨) દેશી, દેશના મૂળ વતનીઓનું કે એમની ભાષામાંથી આવેલું
**દેસ** (પું.) એક રાગ
**દેહ** (ન.) ગામડું, દેહાત

**દેહ** (પું.સ્ત્રી.) શરીર, કાયા
**દેહત્યાગ** (પું.) દેહનો ત્યાગ-મરણ, અવસાન, દેહવિલય
**દેહદમન** (ન.) દેહનું દમન, શારીરિક તપસ્યા
**દેહદશા** (સ્ત્રી.) દેહની સ્થિતિ-હાલત
**દેહદંડ,દેહદંડન** (પું.ન.) શરીરને કષ્ટ આપવું તે (૨) શારીરિક શિક્ષા, શરીરનો અવયવ કાપી નાખવાની શિક્ષા
**દેહધર્મ** (પું.) શરીરના ગુણધર્મ
**દેહધારી** (વિ.) જેને દેહ હોય એવું, શરીરી
**દેહપાત** (પું.) દેહનું પડવું તે, મરણ
**દેહબંધ** (પું.) શરીરનું કાઠું
**દેહયાત્રા** (સ્ત્રી.) શરીર નિર્વાહ, ગુજરાન (૨) મરણ
**દેહરખું** (વિ.) શરીરની જ વધારે ફિકર કર્યા કરનારું (૨) જાતરખું, સ્વાર્થી
**દેહલગ્ન** (ન.) શરીર પૂરતું લગ્ન, આત્માનું લગ્ન-સ્નેહલગ્ન નહિ તે
**દેહલિ(-લી)** (સ્ત્રી.) ઉંબરો
**દેહલિ(-લી)દીપકન્યાય** (પું.) ઉંબરા પર મૂકેલો દીવો જેમ બંને બાજુ પ્રકાશ આપે તેમ બંને બાજુને એકસાથે લાગુ પાડવું તે
**દેહવિક્રય** (પું.) શરીરનું વેચાણ, વેશ્યાગીરી
**દેહવિલય** (પું.) મૃત્યુ, મરણ, દેહનો નાશ, દેહત્યાગ
**દેહાત** (સ્ત્રી.) ગામડું
**દેહાતી** (વિ.) ગામડાનું (૨) (પું.) ગામડાંનો રહીશ, ગ્રામીણ, ગામડિયું
**દેહાત્મવાદી** (વિ.) દેહાત્મવાદનું, -ને લગતું (૨) (પું.) દેહાત્મવાદમાં માનનારો આદમી
**દેહાધ્યાસ** (પું.) 'દેહ જ આત્મા છે' એવો મિથ્યા ભ્રમ
**દેહાભિમાન** (ન.) દેહનું અભિમાન
**દેહાંત** (પું.) દેહનો અંત, મૃત્યુ, દેહત્યાગ, દેહવિલય
**દેહાંતદંડ** (પું.) મૃત્યુની સજા
**દેહી** (વિ.) દેહધારી, શરીરવાળું (૨) (પું.) આત્મા, જીવાત્મા
**દૈત્ય** (પું.) રાક્ષસ, દાનવ, અસુર
**દૈનિક** (વિ.) રોજિંદું, નિત્યનું, હંમેશનું (૨) (ન.) રોજ નીકળતું છાપું
**દૈન્ય** (ન.) દીનતા, દીનપણું
**દૈવ** (વિ.) દેવ-દેવતાને લગતું, દૈવી (૨) (ન.) નસીબ
**દૈવગતિ** (સ્ત્રી.) નસીબની ગતિ - ઘટના, દૈવી ઘટના
**દૈવજો(-યો)ગ** (પું.) નસીબનો જોગ - સંયોગ, વિધિવશાત્
**દૈવજ્ઞ** (પું.) નસીબને જાણનારો-જોશી
**દૈવત** (ન.) દિવ્ય તેજ (૨) સત્ત્વ, સાર (૩) શરીરની તાકાત
**દૈવવાદ** (પું.) પુરુષાર્થવાદથી વિરુદ્ધ વાદ, કર્મવાદ, 'ફૅટાલિઝમ'
**દૈવાધીન** (વિ.) દૈવને-નસીબને અધીન
**દૈવી** (વિ.) દેવ સંબંધી, દેવતાઈ (૨) અલૌકિક (૩) આકસ્મિક
**દૈશિક** (વિ.) દેશનું, -ને લગતું (૨) પ્રાંતિક (૩) દેશિક
**દૈહિક** (વિ.) દેહનું, -ને લગતું, શારીરિક
**દો** (ક્રિ.) આપો ('દેવું'નું આજ્ઞાર્થ, બ.વ. રૂપે) (૨) (વિ.) બે
**દોઆબ** (પું.) બે નદીઓ વચ્ચેનો પ્રદેશ
**દોકડો** (પું.) રૂપિયાનો સોમો ભાગ (૨) બાર ટકા વ્યાજ (૩) ગુણ, 'માર્ક'
**દોખ** (પું.) દોષ, ખામી
**દોગાની** (સ્ત્રી.) જૂઠો આરોપ (૨) અપકીર્તિ
**દોજખ** (ન.) નરક, મરણ બાદ પાપના ફળ રૂપે મળતી શિક્ષા ભોગવવાનું કલ્પિત સ્થાન-એક લોક (૨) નરક જેવી-દુ:ખથી ભરપૂર કોઈ જગ્યા, નરકાગાર
**દોટ** (સ્ત્રી.) દોડ, દોડવાની ક્રિયા
**દોટવું** (ક્રિ.) લોટવું, આળોટવું, ગબડવું
**દોટંદોટા,દોટાદોટ** (સ્ત્રી.) દોડાદોડ
**દોડ** (સ્ત્રી.) દોડવાની ક્રિયા કે ઝડપ
**દોડધામ,દોડમાર** (સ્ત્રી.) દોડાદોડ, ધમાચકડી
**દોડવું** (ક્રિ.) નાસવું, ઝડપથી કૂદતે પગલે હીંડવું - ધસતા ચાલવું
**દોડંદોડા,દોડાદોડ,દોડાદોડી** (સ્ત્રી.) દોડધામ, અહીં તહીં વારંવાર દોડવું તે, દોટંદોટા
**દોઢ** (વિ.) એક અને અડધું, '૧।।'
**દોઢડહાપણ** (ન.) વધારે પડતું ડહાપણ, ચિબાવલાપણું
**દોઢડાહ્યું** (વિ.) વધારે પડતું ડહાપણ કરનારું (૨) (ન.) દોઢડહાપણ કે તેવી વાત
**દોઢપગું** (વિ.) લંગડું
**દોઢા** (પું.બ.વ.) દોઢના આંક
**દોઢિયું** (વિ.) દોઢું (૨) (ન.) દોઢ પને સીવેલું વસ્ત્ર (૩) પૈસા, કાવડિયું (૪) જેમાં પ્રાસ દોઢવાય છે એવું ગીત
**દોઢિયાં** (ન.બ.વ.) પૈસો, ધન
**દોઢી** (સ્ત્રી.) માંડવી, દેવડી
**દોણી** (સ્ત્રી.) હાંલ્લી (દૂધ, દહીં વગેરે ભરવાની)
**દોણું** (ન.) મોટી દોણી (૨) (લા.) (દોણી જેવું) પેટ, ઉદર
**દોત** (પું.) દવાત, ખડિયો
**દોથો** (પું.) ખોબો, મૂઠો
**દોદરું(-ળું)** (વિ.) જીર્ણ, નબળું (૨) ખોખરું
**દોદશ(-દો)** (અ.) બધી બાજુએ, આમ તેમ
**દોધક** (પું.) એક છંદ
**દોપટ** (વિ.) બેવડું, બમણું, દૂપટ (૨) પુષ્કળ
**દોપિસ્તાં** (ન.બ.વ.) અક્ષર ઘૂંટવાનું જાડું પૂંઠું
**દોમદોમ** (વિ.) પુષ્કળ, અતિશય
**દોર** (પું.) અમલ, સત્તા, કડપ (૨) દમામ, ભભકો
**દોર** (પું.) જાડું દોરડું (૨) પતંગની દોરી
**દોરડી** (સ્ત્રી.) પાતળું દોરડું, દોરી, રસી
**દોરડું** (ન.) દોર, રેસાદાર વસ્તુને વળ દઈ કરાતી બનાવટ, જાડી દોરી
**દોરડો** (પું.) દોરો (૨) મંત્રેલો દોરો
**દોરદમામ** (પું.) સત્તાનો ભભકો, રોફ અને તુમાખી
**દોરવણી** (સ્ત્રી.) માર્ગદર્શન (૨) શિખવણી
**દોરવવું** (ક્રિ.) હાથ ઝાલી ચલાવવું, રસ્તો બતાવવો (૨) દોરા ભરવા, સીવવું
**દોરવું** (ક્રિ.) હાથ ઝાલી ચલાવવું, રસ્તો બતાવવો (૨) દોરા ભરવા, સીવવું (૩) આંકવું (લીંટી) (૪) ચીતરવું (ચિત્ર), માર્ગદર્શન, શિખવણી
**દોરંગી** (વિ.) બેરંગવાળું (૨) (લા.) મનસ્વી, ચંચળ
**દોરિયું** (ન.) એક જાતનું વસ્ત્ર

**દોરી** (સ્ત્રી.) રસી, દોરડી (૨) પતંગની પાતળી દોરી (૩) (લા.) લગામ, કાબૂની ચાવી (૪) કાંઈ માપવાની દોરી

**દોરીસંચાર,દોરીસંચારો** (પું.) દોરી ખેંચવાથી હાલતાં ચાલતાં પૂતળાંને નચાવવાં તે (૨) (લા.) પાછળ રહીને યુક્તિપ્રયુક્તિ કરવી તે

**દોરીસંચો** (પું.) પાછળથી દોરી ખેંચવાનો સંચો-યુક્તિ, દોરીસંચારો

**દોરો** (પું.) દોરડો, સીવવા વગેરે માટેનો પાતળો દોર (૨) ગળાનું એક ઘરેણું (૩) કંદોરો (૪) મંતરેલો દોરો

**દોલ** (પું.) ઝૂલો, હીંચકો (૨) (સ્ત્રી.) તંગી, ભીડ, અછત

**દોલત** (સ્ત્રી.) પૈસો, પૂંજી, ધન, સંપત્તિ

**દોલતમંદ,દોલતવાન** (વિ.) પૈસાદાર, ધનવાન, માલદાર

**દોલન** (ન.) ડોલવાની ક્રિયા (૨) તાલ અને ધ્વનિ વગેરેથી ડોલાવે એવો શબ્દાલંકાર, ડોલન, 'રીધમ' (૩) ખોયું, ડોલ

**દોલા** (સ્ત્રી.) હીંચકો, ઝૂલો (૨) પાલખી, ડોળી

**દોલાયમાન** (વિ.) ડોલાયમાન, ડોલાવી શકાય તેવું, અસ્થિર ચિત્તવાળું

**દોલાયંત્ર** (ન.) ઘડામાં પ્રવાહી ભરી તેની અંદર ઔષધિની પોટલી લટકતી રાખી ઔષધિ તૈયાર કરવાની રચના

**દોલું** (વિ.) ભોળું (૨) ઉદાર જીવનું, સખી, ઉદાર દિલનું

**દોલોત્સવ** (પું.) વૈષ્ણવ મંદિરનો હિંડોળાનો ઉત્સવ

**દોશી** (પું.) કાપડ વેચનારો ફેરિયો, વેપારી

**દોષ** (પું.) ભૂલ, ચૂક (૨) ખોડખાંપણ, ખામી, દૂષણ, અવગુણ (૩) ગુનો, વાંક, અપરાધ (૪) લાંછન, કલંક (૫) પાપ

**દોષગ્રાહી** (વિ.) દોષનું જ ગ્રહણ કરનારું, છિદ્રો શોધ્યા કરનાર

**દોષદર્શી** (વિ.) (પારકાના) દોષ જોનારું-ખોળનારું

**દોષદૃષ્ટિ** (સ્ત્રી.) (પારકાના) દોષ જોવા તે

**દોષદેખું** (વિ.) સામાનો દોષ જ જોનારું, દોષદર્શી

**દોષમય** (વિ.) દોષથી ભરેલું, દોષરૂપ

**દોષરહિત** (વિ.) દોષ વિનાનું, નિર્દોષ

**દોષારોપણ** (ન.) માથે દોષ ચડાવવો તે, આળ ચડાવવું, તહોમતનામું

**દોષિત,દોષી** (વિ.) દોષવાળું, અપરાધી (૨) પાપી

**દોસ્ત,દોસ્તદાર** (પું.) મિત્ર, ભાઈબંધ

**દોસ્તી** (અ.) માટે, વાસ્તે, ખાતર (૨) (સ્ત્રી.) મિત્રાચારી, ભાઈબંધી

**દોહદ** (પું.ન.) ગર્ભિણી સ્ત્રીને થતો અભિલાષ (૨) તીવ્ર ઇચ્છા

**દોહદવતી** (સ્ત્રી.) દોહદવાળી-સગર્ભા સ્ત્રી

**દોહન** (ન.) દોહવું તે (૨) દોહીને કાઢેલું તે, સાર

**દોહરો** (પું.) એક છંદ

**દોહવું** (ક્રિ.) ઢોરનું દૂધ કાઢવું (૨) (લા.) સાર ખેંચવો, કસ કાઢી લેવો

**દોહિતર** (પું.) દોહિત્ર (૨) મૂએલા માણસ પાછળ વહેંચવામાં આવતા દૂધના લાડુ

**દોહિત્ર** (પું.) દીકરીનો દીકરો, દોહિતર

**દોહ્યલું** (વિ.) અઘરું, મુશ્કેલ (૨) (ન.) દુઃખ, સંકટ

**દોંગાઈ** (સ્ત્રી.) લુચ્ચાઈ, શઠતા

**દોંગું** (વિ.) ડાંડગું, ધૂર્ત, લુચ્ચું (૨) બેઅદબ, ઉદ્ધત (૩) માંસલ, જાડું

**દૌર્બલ્ય** (ન.) દુર્બળતા, નિર્બળતા, નબળાઈ

**દૌર્ભાગ્ય** (ન.) કમનસીબી, દુર્દૈવ

**દૌહિત્ર** (પું.) દીકરીનો દીકરો

**દૌહિત્રી** (સ્ત્રી.) દીકરીની દીકરી

**દ્યાવાપૃથિવી** (ન.બ.વ.) દ્યૌ અને પૃથ્વી, ધરતી અને આકાશ

**દ્યુતિ** (સ્ત્રી.) તેજ, કાંતિ, પ્રકાશ, પ્રભા (૨) લાવણ્ય

**દ્યુતિમંત** (વિ.) તેજસ્વી, કાંતિમાન

**દ્યુલોક** (પું.) સ્વર્ગ

**દ્યૂત** (ન.) જૂગટું, જુગાર

**દ્યૂતવિદ** (ન.) દ્યૂત જાણનાર, જુગારિયો

**દ્યોત** (પું.) દ્યુતિ, તેજ, પ્રકાશ

**દ્યોતક** (વિ.) પ્રકાશ કરનારું (૨) દર્શાવનારું, સ્પષ્ટ કરનારું

**દ્યૌ** (સ્ત્રી.) આકાશ (૨) સ્વર્ગ

**દ્રમ્મ** (પું.) એક પ્રાચીન સિક્કો, નિષ્કનો સોળમો ભાગ

**દ્રવ,દ્રવણ** (પું.ન.) દ્રવવું તે (૨) ગળેલો રસ, પ્રવાહી

**દ્રવગતિશાસ્ત્ર** (ન.) પ્રવાહીની ગતિ વિશેનું શાસ્ત્ર, 'હાઇડ્રોડાઇનેમિક્સ'

**દ્રવવું** (ક્રિ.) પીગળવું, ઓગળવું (૨) ઝરવું, ગળવું (૩) (લા.) ગદ્ગદ થવું (દિલનું)

**દ્રવસ્થિતિશાસ્ત્ર** (ન.) પ્રવાહીની સ્થિતિને લગતું શાસ્ત્ર, 'હાઇડ્રોસ્ટેટિક્સ'

**દ્રવિડ,દ્રાવિડ** (પું.) દક્ષિણના એક દેશનું પ્રાચીન નામ કે ત્યાંનો વતની

**દ્રવિત** (વિ.) દ્રવેલું, ઓગળેલું, પીગળી ગયેલું (૨) ગદ્ગદિત

**દ્રવીકરણ** (ન.) પ્રવાહીરૂપ થવું તે, ઘન પદાર્થને ઓગાળવો તે

**દ્રવીભવન, દ્રવીભાવ** (ન.પું.) દ્રવરૂપ થવું તે, ઘનપદાર્થનું ઓગળી જવું તે

**દ્રવીભૂત** (વિ.) દ્રવેલું, દ્રવિત થયેલું, ઓગળી ગયેલું (૨) લાગણીથી ગદ્ગદિત થયેલું

**દ્રવ્ય** (ન.) પૈસો, નાણું (૨) વસ્તુ, પદાર્થ, મૂર્ત કે અમૂર્ત વસ્તુ, 'મૅટર' (૩) મૂળતત્ત્વ

**દ્રવ્યમાન** (ન.) દ્રવ્યની કિંમત (૨) પદાર્થમાં રહેલ પ્રકૃતિ તત્ત્વનું પરિમાણ (૩) પિંડમાત્રા, માત્રામાન

**દ્રવ્યવાચક** (વિ.) સોનું, ગોળ જેવાં દ્રવ્યોનું પદાર્થવાચક (નામ)

**દ્રવ્યવાન** (વિ.) ધનવાન, ધનિક

**દ્રવ્યસંગ્રહ,દ્રવ્યસંચય** (પું.) દ્રવ્ય સંઘરવું કે એકઠું કરવું તે

**દ્રષ્ટવ્ય** (વિ.) જોવાયોગ્ય, દર્શનીય

**દ્રષ્ટા** (પું.) જોનારો (૨) પ્રકૃતિના સાક્ષીરૂપ આત્મા (૩) લાંબી નજર કે બુદ્ધિવાળો પુરુષ (૪) દેખરેખ રાખનાર, નિરીક્ષક

**દ્રષ્ટી** (સ્ત્રી.) જોનાર સ્ત્રી

**દ્રાક્ષ(-ક્ષા)** (સ્ત્રી.) એક જાતનું ફળ, અંગૂર, કિસમિસ, ધરાખ

**દ્રાક્ષાપાક** (પું.) જેમાં દ્રાક્ષ છે તેવું એક ઔષધ (૨) રસિક છતાં અર્થગંભીર કાવ્યરચના

**દ્રાક્ષારસ** (પું.) દ્રાક્ષનો રસ

**દ્રાક્ષાસવ** (પું.) દ્રાક્ષનો આસવ

**દ્રામ** (ન.) ધન, દોલત

**દ્રાવિડ** (વિ.) દક્ષિણમાં પૂર્વ કિનારે આવેલા દ્રવિડ દેશનું (૨) (પું.) એ દેશનો આદમી (૩) દક્ષિણના બ્રાહ્મણોની પાંચ જાતિમાંની એકનો માણસ (દ્રાવિડ, કર્ણાટ, ગુર્જર, મહારાષ્ટ્ર અને તૈલંગ)

**દ્રાવ્ય** (વિ.) ઓગળે કે ઓગાળી શકાય એવું, 'સૉલ્યૂબલ'

**દ્રુત** (વિ.) ગળેલું, ઝરેલું, ટપકેલું (૨) ઉતાવળું, ઝડપવાળું

**દ્રુતવિલંબિત** (ન.) એક છંદ
**દ્રુમ** (ન.) ઝાડ, વૃક્ષ, તરુ
**દ્રોણ** (પું.) પાંડવકૌરવોના ગુરુ (૨) (પું.) એક માપ (૩) દડિયો (૪) લાકડાનો ઘડો
**દ્રોણિ(-ણી)** (સ્ત્રી.) હોજ, કૂંડી
**દ્રોહ** (પું.) દગો, બેવફાઈ (૨) ઈર્ષા, વેર, દ્વેષ
**દ્રોહી** (વિ.) દ્રોહ કરનાર, બેવફા (૨) વિઘાતક
**દ્રૌપદી** (સ્ત્રી.) દ્રુપદ રાજાની પુત્રી-પાંડવોની પત્ની, પાંચાલી
**દ્વય** (વિ.) બે
**દ્વંદ્વ** (પું.) એક સમાસ, 'રામલક્ષ્મણ', 'માબાપ' એવો બે કે વધારે શબ્દોનો સમાસ (૨) (ન.) બેનું જોડું, યુગલ, જોડકું (૩) બે જણ વચ્ચેનું યુદ્ધ (૪) ઝઘડો, બખેડો
**દ્વંદ્વયુદ્ધ** (ન.) બે જણ વચ્ચેનું યુદ્ધ
**દ્વંદ્વાતીત** (વિ.) સુખદુઃખ, પાપપુણ્ય વગેરે દ્વંદ્વોને તરી ગયેલું, બે પદાર્થ કે તત્ત્વ હોવાના અનુભવની પાર ગયેલું
**દ્વંદ્વી** (વિ.) દ્વંદ્વમાંનું એક (૨) પ્રતિસ્પર્ધી
**દ્વાદશ** (વિ.) '૧૨'નો આંકડો, બાર
**દ્વાદશી** (સ્ત્રી.) બારશ તિથિ
**દ્વાપર** (પું.) ચાર યુગોમાંનો ત્રીજો યુગ
**દ્વાર** (ન.) બારણું, દરવાજો
**દ્વાર(-રિ)કા** (સ્ત્રી.ન.) એક તીર્થ, શ્રીકૃષ્ણની રાજધાની
**દ્વારકાધીશ,દ્વારકાનાથ,દ્વારકાપતિ** (પું.) શ્રીકૃષ્ણ, દ્વારિકાના સ્વામી
**દ્વારપાલ(-ળ)** (પું.) દરવાન, ચોકિયાત
**દ્વારા** (અ.) મારફતે, વાટે, વડે
**દ્વિ** (વિ.) બે (સમાસના પહેલા પદ તરીકે આવે છે.)
**દ્વિઅર્થી** (વિ.) બે અર્થવાળું, અસ્પષ્ટ, સંદિગ્ધ, દ્વિઅર્થી
**દ્વિઅંગી** (વિ.) બે અંગ કે ઘટકવાળું
**દ્વિઑક્સાઇડ** (પું.) ઑક્સિજનના બે પરમાણુવાળો ઑક્સાઇડ, 'ડાયૉક્સાઇડ'
**દ્વિગુ** (પું.) કર્મધારય સમાસનો એક પ્રકાર. ઉદા. ત્રિભુવન
**દ્વિગુણ** (પું.) બમણું, બેવડું
**દ્વિગુણિત** (વિ.) બેથી ગુણેલું, બમણું
**દ્વિગૃહી** (વિ.) બે ગૃહ કે વિભાગવાળું (જેમ કે, ધારાસભા), 'બાઇકૅમેરલ'
**દ્વિઘાત** (વિ.) એકની એક રકમ તેની તે રકમથી ગુણતાં આવતી રકમ, વર્ગ, 'ક્વૉડ્રેટિક' (ગ.)
**દ્વિઘાતપદી** (સ્ત્રી.) જે પદીનું દરેક પદ બે ઘાતનું અથવા એક પદ બે ઘાતનું હોય અને અન્ય કોઈ પદ બે ઘાતથી વધુ ઘાતનું ન હોય એવી પદી, 'ક્વૉડ્રેટિક ઍક્સ્પ્રેશન'
**દ્વિજ** (વિ.) બે વાર જન્મેલું (૨) (પું.) બ્રાહ્મણ, ક્ષત્રિય કે વૈશ્ય (૩) દાંત (૪) (ન.) પંખી, અંડજ
**દ્વિજન્મા** (પું.) દ્વિજ, બ્રાહ્મણ
**દ્વિજરાજ** (પું.) ઉત્તમ દ્વિજ (૨) ગરુડ
**દ્વિતલ** (વિ.) બે માળનું, બે સપાટીવાળું 'ડાઇહેડ્રલ'
**દ્વિતલકોણ** (પું.) દ્વિતલ પ્રકારનો ખૂણો
**દ્વિતીય** (વિ.) બીજું
**દ્વિદલ(-ળ)** (વિ.) બે દલ-ફાડવાળું (૨) (ન.) કઠોળ
**દ્વિધા** (અ.) બે રીતે (૨) (સ્ત્રી.) દુવિધા
**દ્વિપ** (પું.) હાથી
**દ્વિપક્ષી** (વિ.) બંને પક્ષવાળું, ઉભયપક્ષી
**દ્વિપત્નીત્વ** (ન.) બે પત્ની પરણી શકાય તે, 'બિગમી'
**દ્વિપદ** (વિ.) બે પગવાળું, દ્વિપાદ (૨) 'બાયનોમિયલ'
**દ્વિપદસમીકરણ** (ન.) માત્ર બે પદ હોય તેવું સમીકરણ, 'બાયનોમિયલ 'ઇક્વેશન'
**દ્વિભાજક** (વિ.પું.) દુભાગનાર, 'બાયસેક્ટર'
**દ્વિભાષી** (વિ.) બે ભાષાવાળું, બે ભાષા બોલતું
**દ્વિમાસિક** (વિ.) દ્વૈમાસિક, દર બે માસે આવતું, બનતું (૨) (ન.) દર બે માસે પ્રગટ થતું છાપું-સામયિક
**દ્વિમુખી** (વિ.) બે મુખવાળું, બે તરફ કે પ્રકારવાળું
**દ્વિરદ** (પું.) હાથી
**દ્વિરુક્ત** (વિ.) બે વાર કહેવાયેલું
**દ્વિરેફ** (પું.) ભ્રમર
**દ્વિર્ભાવ** (પું.) વર્ણનું બેવડાવું તે, બે ભાવ હોવાપણું તે
**દ્વિવચન** (ન.) બેનો બોધ કરે એવું વચન
**દ્વિવર્ગાત્મક** (વિ.) ચાર ઘાતવાળું, 'બાઇક્વૉડ્રેટિક' (ગ.)
**દ્વિવિધ** (વિ.) બે પ્રકારનું
**દ્વિવેદી** (પું.) બે વેદ જાણનાર
**દ્વીપ** (પું.) બેટ, ટાપુ
**દ્વીપકલ્પ** (પું.) જેની ત્રણ બાજુએ પાણી હોય તેવો લગભગ દ્વીપ (ટાપુ) જેવો જમીનનો ભાગ
**દ્વીપસમૂહ** (પું.) ટાપુઓનો સમૂહ, 'આર્કિપેલેગો'
**દ્વેષ** (પું.) ઈર્ષા, વેર, ઝેર (૨) અપ્રિયતા, તિરસ્કાર, શત્રુતા
**દ્વેષભાવ** (પું.) દ્વેષની લાગણી
**દ્વેષી** (વિ.) દ્વેષવાળું
**દ્વૈત** (ન.) બેપણું, ભિન્નતા
**દ્વૈતબુદ્ધિ** (સ્ત્રી.) દ્વૈતભાવ (પું.) ઈશ્વર અને જગત વચ્ચે દ્વૈતની બુદ્ધિ-ભાન
**દ્વૈતભાવ** (પું.) ઈશ્વર અને જગત વચ્ચે દ્વૈતની બુદ્ધિ-ભાન
**દ્વૈતમત** (પું.) ઈશ્વર અને સૃષ્ટિ એ બે જુદાં છે એવો મત
**દ્વૈતવાદ** (પું.) ઈશ્વર અને સૃષ્ટિ એ બે જુદાં છે એવો મત
**દ્વૈતવાદી** (વિ.) દ્વૈતવાદને લગતું (૨) દ્વૈતવાદને માનનારું (૩) (પું.) દ્વૈતવાદમાં માનનારો
**દ્વૈતાદ્વૈત** (ન.) દ્વૈત કે અદ્વૈત, ભેદભાવ
**દ્વૈધીભાવ** (પું.) ભેદભાવ, દ્વૈત (૨) અનિશ્ચય, સંશય (૩) બહાર અને અંદર જુદો ભાવ રાખવો તે
**દ્વૈપાયન** (પું.) જેમણે મહાભારતની રચના કરી તે મહર્ષિ વેદ વ્યાસ
**દ્વ્ય** (વિ.) બે
**દ્વ્યર્થ(-ર્થી)** (વિ.) બે અર્થવાળું, અસ્પષ્ટ, સંદિગ્ધ, દ્વિઅર્થી
**દ્વ્યાશ્રયી** (વિ.) બે ઉપર આશ્રયવાળું

## ધ

**ધ** (પું.) દંતસ્થાની ચોથો વ્યંજન (૨) સંગીતની સારીગમમાં ધૈવત સ્વરની સંજ્ઞા

**ધક(-ખ)** (સ્ત્રી.) તરસ (૨) ધગશ, જોશ (૩) ઉતાવળ (૪) ધ્યાન (૫) માનસિક ઉકળાટ

**ધક(-ખ)મક(-ખ)** (સ્ત્રી.) ઉતાવળ

**ધકવું** (ક્રિ.) આગળ ચાલવું, ધપવું, ધકેલાવું

**ધકાધકી** (સ્ત્રી.) ધક્કાધક્કી, સામાસામી ધક્કા મારવા તે (૨) ભીડ

**ધકેલવું** (ક્રિ.) ધક્કો મારવો, હડસેલવું (૨) ગમેતેમ, બેદરકારીથી આગળ ને આગળ ચલાવ્યે જવું, દીધે રાખવું

**ધકેલપટ્ટી** (સ્ત્રી.) ઢીલ કરતે કામ કરવું એ, કરવા ખાતર કામ કરવું એ

**ધકેલ-પાંચશેરી** (સ્ત્રી.) હડસેલો, ઠેલો, ધક્કો

**ધક્કંધક્કા,ધક્કાધક્કી** (સ્ત્રી.) ધકાધકી, સામાસામી ધક્કા મારવા તે (૨) ભીડ

**ધક્કામુક્કી** (સ્ત્રી.) ધક્કા અને મુક્કાથી મારામારી કે પડાપડી કરવી તે, ઠેલંઠેલા

**ધક્કો** (પું.) હડસેલો, ઠેલો (૨) (લા.) નુકસાન, તોટો (૩) ફેરો (૪) ડક્કો, માલ ચડાવવા-ઉતારવાની જગ્યા (૫) આંચકો

**ધખધખવું** (ક્રિ.) ધખવું, સમસમવું

**ધખધખાટ** (પું.) ધખધખવાની ક્રિયા (૨) ક્રોધનો આવેશ

**ધખવું,ધગવું** (ક્રિ.) ધીકવું, મનમાં ને મનમાં ઊકળ્યા કરવું (૨) (લા.) ગુસ્સે થવું (૩) ઠપકો આપવો

**ધખારો** (પું.) બાફ, ગરમી, તપારો (૨) (લા.) ઝંખના, મનમાં ઘૂમ્યા કરવું તે

**ધગડમલ** (પું.) જોરાવર અને ખડતલ માણસ, ધિંગડમલ

**ધગડું** (ન.) કૂલો (૨) ચરબીને લીધે જાડા શરીરવાળું

**ધગડો** (પું.) કૂલો, થાપો (૨) લંગોટિયો બાવો

**ધગધગ** (અ.) (જોરથી સળગવું કે ગરમ થવું સૂચવે છે.) એકદમ સળગી ઊઠે એમ

**ધગધગવું** (ક્રિ.) જોશથી બળવું (૨) ખૂબ ગરમ થવું

**ધગશ** (સ્ત્રી.) દાઝ, ઉત્કટતા, ઉત્સાહ, પ્રબળ હોંશ

**ધજ** (વિ.) મજબૂત, જોશીલું (૨) (સ્ત્રી.) ચાલ, આકૃતિ

**ધજા** (સ્ત્રી.) વાવટો, નિશાની, ધ્વજ, ઝંડો

**ધજાગરો** (પું.) ધજા પકડનારો (૨) ધજાનો દંડ (૩) (લા.) ફજેતી, નિંદા

**ધજાપતાકા** (સ્ત્રી.) ધજા અને પતાકા, નાના મોટા વાવટા

**ધડ** (ન.) માથા વિનાનું શરીર (૨) (લા.) મૂળ પાયો (૩) (અ.) (કાંઈ પડવાનો અવાજ) ધડાક (૪) (ન.) (લા.) શક્તિ, તાકાત (૫) (સ્ત્રી.) માથાકૂટ

**ધડક** (સ્ત્રી.) હૃદયનો કંપ (૨) (લા.) બીક, ભય

**ધડક ધડક** (અ.) ધડકતું હોય એમ (હૃદય)

**ધડકણ** (વિ.) બીકણ, ડરપોક-જેનું હૃદય ધડક ધડક થાય છે તેવું

**ધડકવું** (ક્રિ.) ધબકવું, ધડક ધડક થવું (૨) (લા.) ભય લાગવો

**ધડધડ** (અ.) ધારા પડે કે લાકડી વગેરે ઉપરાઉપરી ને જોરથી પડે તેનો અવાજ (૨) બેધડક, ડર્યા વિના

**ધડધડવું** (ક્રિ.) ધડધડ થવું (૨) એકદમ તૂટી પડવું

**ધડધડાટ** (પું.) ધડધડ અવાજ (૨) (અ.) ઝપાટાભેર, રોફથી, રુઆબથી

**ધડધડાવવું** (ક્રિ.) ધધડાવવું, ખૂબ ઠપકો આપવો

**ધડંધડા** (સ્ત્રી.) મારામારી

**ધડાકાબંધ** (અ.) ધડાકા સાથે (૨) સપાટામાં, એકદમ

**ધડાકાભડાકા** (પું.બ.વ.) ધડાકા અને ભડાકા (૨) તોપ અને બંદૂકના અવાજ

**ધડાકો** (પું.) મોટો અવાજ, ભડાકો (૨) સાંભળનાર ચોંકે એવી અવનવી વાત કે બનાવ (૨) કાળનો ઝપાટો

**ધડાધડ** (અ.) 'તડાતડ, ઉપરાછાપરી, ઝપાટામાં' સૂચવતો અવાજ (૨) (લા.) એકદમ, જલદી

**ધડાધડી** (સ્ત્રી.) ધડંધડા (૨) ધમાલ (૩) (લા.) ઉતાવળ, ત્વરા (૪) મારામારી (૫) વાગ્યુદ્ધ

**ધડિંગ** (અ.) ઢોલ પર દાંડિયો પડવાનો અવાજ થાય એમ, ધડીમધડીમ

**ધડીમ ધડીમ** (અ.) ધડધડ

**ધડૂકવું** (ક્રિ.) ગાજવું (૨) ઘાંટા કાઢવા

**ધડૂસ ધડૂસ** (ક્રિ.વિ.) આછો 'ધડ' અવાજ થાય એમ, 'ધડૂમધસ' એવા અવાજથી (૨) ફૂટવાનો અવાજ થાય એમ

**ધડો** (પું.) ત્રાજવાનું સમતોલપણું ન હોવું તે (૨) તેનું સમતોલપણું લાવવા મુકાતો ભાર (૩) બોધ (૪) નિયમ, ઠેકાણું, ધોરણ (૫) સમતોલપણું, મગજની સ્થિરતા (૬) દૃષ્ટાંત

**ધણ** (સ્ત્રી.) (ભારેવાઈ) સ્ત્રી, જુવાન પત્ની (૨) (ન.) (ગાયોનું) ટોળું

**ધણખૂંટ** (અ.) ધણમાં રાખેલો આખલો, સાંઢ

**ધણધણાટ** (પું.) ધણધણ એવો અવાજ (૨) (લા.) સખત બોલાચાલી કે ઝઘડો

**ધણધણાટી** (સ્ત્રી.) ધણધણવું તે

**ધણિયાણી** (સ્ત્રી.) વહુ, પત્ની (૨) માલિક સ્ત્રી

**ધણિયાતું** (વિ.) માલિકવાળું (૨) માલકીનું, સ્વામિત્વવાળું

**ધણી** (પું.) માલિક (૨) પતિ (૩) (વિ.) માલિક

**ધણીજોગ** (વિ.) શાહ જોગ વેચાણ લેનારને મળે એવી હૂંડી

**ધણીધોરી** (પું.) માલિક, રક્ષક, સંભાળ રાખનાર

**ધણીરણી** (પું.) કુલ માલિક, ધણીધોરી

**ધણેણાટ(-ટી),ધણેણી** (પું.સ્ત્રી.) ધણણવું તે, ધણધણાટી (૨) ગર્જના (૩) કંપારી

**ધત** (અ.) તુચ્છકારદર્શક-ધુતકારવાનો ઉદ્‌ગાર

**ધતિંગ** (ન.) તોફાન (૨) ઢોંગ, ખાલી ધામધૂમ (૩) ધૂર્તતા, છેતરપિંડી

**ધતૂરો** (પું.) એક વનસ્પતિ, ધંતૂરો

**ધત્તા** (પું.) એક છંદ (પિંગળ)

**ધધક(-ખ,-ગ)તું** (વિ.) ધગધગતું

**ધધડાવવું** (ક્રિ.) ધડધડાવવું, ખૂબ ઠપકો આપવો

**ધન,ધનધન** (અ.) ધન્ય

**ધન** (ન.) દૌલત, પૈસો, નાણાં (૨) સમૃદ્ધિ, સંપત્તિ. જેમ કે, પશુધન, વિદ્યાધન (૩) એક રાશિનું નામ (૪) વત્તા બતાવતું પદ, 'પૉઝિટિવ' (ગ.) અને પ.વિ.)

**ધનતેરશ(-સ)** (સ્ત્રી.) આસો વદ તેરસ

**ધનદોલત** (સ્ત્રી.ન.બ.વ.) માલમિલકત, માલમતા

**ધનધન** (અ.) ધન્ય ધન્ય (૨) અહોભાગ્ય

**ધનધાન્ય** (ન.) ધન અને ધાન્ય

**ધનપતિ,ધનપાલ** (પું.) કુબેર (૨) ધનિક, પૈસાદાર

**ધનભંડાર** (પું.) ધનનો ભંડાર, ખજાનો

**ધનરેખા** (સ્ત્રી.) ધન બતાવનારી હસ્તરેખા
**ધનવંત,ધનવાન** (વિ.) ધનવાળું, ધનવાન
**ધનસંગ્રહ,ધનસંચય** (પું.) ધન સંઘરવું - એકઠું કરવું તે, ધનનો સંઘરો
**ધનહરણ** (ન.) ધન હરી લેવું - પડાવી લેવું તે
**ધનં(-ને)તર** (વિ.) બહુ પૈસાદાર, બહુ લાગવગવાળું
**ધનાક્ષરી** (પું.) એક છંદ
**ધનાઢ્ય** (વિ.) ધનવાન
**ધનાત્મક** (વિ.) ધન, 'પૉઝિટિવ' (ગ. અને પ.વિ.)
**ધનાધિપતિ** (પું.) ધનવાન માણસ, ધનિક
**ધનારક(-ખ),ધનાર્ક** (પું.) ધનરાશિનો સૂર્ય
**ધનિક** (વિ.) ધનવાન, શ્રીમંત
**ધનિષ્ઠા** (ન.) એક આકાશીય નક્ષત્ર
**ધની** (વિ.) ધનવાન, ધનિક
**ધનુ** (ન.) કામઠું, ચાપ, ધનુષ્ય
**ધનુર,ધનુર્વા,ધનુર્વાત** (પું.) એક જાતનો પ્રાણહારક વાત-રોગ (લોખંડનો જખમ થતાં થવાનો ભય)
**ધનુરાસન,ધનુષ્યાસન** (ન.) યોગનું એક આસન
**ધનુર્ધર,ધનુર્ધારી** (પું.) બાણાવળી (૨) (વિ.) ધનુષ ધારણ કરનાર
**ધનુર્માસ** (પું.) સૂર્ય ધનસંક્રાંતિમાં હોય તે મહિનો
**ધનુર્વિદ્યા** (સ્ત્રી.) ધનુષ્ય વાપરવાની વિદ્યા
**ધનુર્વેદ** (પું.) ધનુર્વિદ્યા, એક ઉપવેદ
**ધનુષ, ધનુષ્ય** (ન.) કામઠું, ચાપ
**ધનુષ(-ષ્ય)તકલી** (સ્ત્રી.) ધનુષ જેવા સાધન વડે ફેરવાતી તકલી
**ધનુષ્કંસ** (પું.) { } આવો કૌંસ
**ધનેડું(-રું)** (ન.) દાણામાં સડો કરનારું એક જીવડું, કિલ્લું
**ધનેતર** (વિ.) બહુ પૈસાદાર, બહુ લાગવગવાળું
**ધનેશ,ધનેશ્વર** (પું.) કુબેર
**ધનોતપનોત** (ન.) નખ્ખોદ, સર્વનાશ
**ધન્ય** (વિ.) ભાગ્યશાળી, નસીબદાર (૨) વખાણવા યોગ્ય (૩) કૃતાર્થ (૪) (અ.) શાબાશ, વાહવાહ
**ધન્યવાદ** (પું.) શાબાશી
**ધન્યાશ્રી** (સ્ત્રી.) દીપકની એક રાગણી (સંગીત)
**ધન્વંતરિ** (પું.) દેવોનો વૈદ્ય
**ધન્વી** (પું.) બાણાવળી
**ધપવું** (ક્રિ.) આગળ ધસવું
**ધપાધપી,ધપ્પંધપ્પા,ધપ્પાધપ્પી** (સ્ત્રી.) ધપ્પાથી થતી મારામારી
**ધપાવવું** (ક્રિ.) આગળ વધારવું, ધકેલવું
**ધપ્પો** (પું.) મુક્કો, થાપટ
**ધફડું** (વિ.) જાડું, ધિંગું
**ધબક** (સ્ત્રી.) ધબકારો (૨) આઘાત (૩) હબક
**ધબક-ધબક** (અ.) ધડકતું હોય એમ
**ધબકવું** (ક્રિ.) ધડકવું
**ધબકારો** (પું.) ધડકારો
**ધબડકો** (પું.) એકદમ બધું નકામું થવું, મીંડું વળવું કે છબરડો વળવો તે
**ધબધબાટ** (પું.) ધબધબ અવાજ (૨) કાર્યનો પ્રબળ વેગ
**ધબધબાવવું** (ક્રિ.) એકદમ ખૂબ રેડવું, વેગથી રેડવું
**ધબવું** (ક્રિ.) પડવું (૨) ધબધબ કરવું, તરવું (૩) (લા.) દેવાળું કાઢવું (૪) ઢબવું, મરી જવું
**ધબાકો** (પું.) મોટો અવાજ, ધબકાર
**ધબાધબી** (સ્ત્રી.) મારામારી
**ધબાય નમઃ** (ન.) (શ.પ્ર.) મીંડું, શૂન્યતા, ધબડકો, ધબી જવું, પડી જવું
**ધબે(-બો)ડવું** (ક્રિ.) હાથથી મારવું (૨) છેતરવું (૩) (લા.) વધારે પડતું રેડવું કે નાખવું
**ધબોધબ** (અ.) ઉપરાઉપરી, ધબધબ (૨) ઝડપથી, એકદમ, ઉતાવળે
**ધબ્બાબાજી** (સ્ત્રી.) ધબ્બા મારવાની ક્રિયા
**ધબ્બો** (પું.) ધપ્પો, મુક્કો (૨) મોટો ડાઘ, ધાબું
**ધમ** (અ.) કાંઈ પડવાનો કે ધમકવાનો અવાજ થાય એમ (૨) (ન.) નગારું, ઢમ
**ધમક** (સ્ત્રી.) જોશ (૨) તેજ (૩) ભપકો (૪) સુગંધી, ફોરમ
**ધમકવું** (ક્રિ.) ગાજવું (૨) કંપવું (૩) પ્રકાશવું
**ધમકાર(-રો)** (પું.) ધમધમ થવું તે (૨) (લા.) ધમક, જોશ
**ધમકાવવું** (ક્રિ.) ધમકી આપવી, ડરાવવું (૨) ધધડાવવું
**ધમકી** (સ્ત્રી.) ડર (૨) ઠપકો
**ધમણ** (સ્ત્રી.) પવન ફૂંકવાનું એક સાધન (૨) બગી જેવા વાહનનો ઓઢો
**ધમણવું** (ક્રિ.) ધમણ ચલાવવી (૨) (લા.) ઉશ્કેરવું
**ધમધમવું** (ક્રિ.) ધમધમ થવું (૨) (લા.) કંપવું, ધ્રૂજવું (૩) બહુ ગરમ થવું
**ધમધમાટ** (વિ.) તીખું, તમતમું, ઉગ્ર (૨) (પું.) ધમધમ અવાજ (૩) રોફ, દોર (૪) દમામ (૫) તીખાશ
**ધમધોકાર** (અ.) પુરજોશમાં, સપાટાબંધ
**ધમનિ(-ની)** (સ્ત્રી.) ફૂંકણી, ભૂંગળી (૨) (શુદ્ધ લોહીની) નસ, 'આર્ટરી'
**ધમપછાડ,ધમપછાડા** (સ્ત્રી.પું.બ.વ.) તોફાન અને અધીરાઈ (૨) તોફાન, મસ્તી (૩) નિરર્થક મહેનત
**ધમરો** (પું.) (ધોળો) બળદ
**ધમરોળ** (પું.) ભારે રોક્કળ (૨) ધમાધમ, શોરબકોર
**ધમરોળવું** (ક્રિ.) ધમાધમ કરવી (૨) માથાકૂટ કરવી (૩) શોરબકોર કરવો
**ધમવું** (ક્રિ.) ધમણ ચલાવવી (૨) દેવતાને પવન નાખવો (૩) અગ્નિથી બરાબર તપાવવું (૪) ધૂતવું, ચોરવું
**ધમા(-મ્મા)ચકડી** (સ્ત્રી.) ધમાલ (૨) તોફાન, ઉધમાત
**ધમા(-મ્મા)ધમ(-મી)** (સ્ત્રી.) મારામારી, ગરબડ
**ધમાકો** (પું.) ધમાલ (૨) તોફાન, ઉધમાત
**ધમાધમી** (સ્ત્રી.) મારામારી, ગરબડ, ધમચકડ
**ધમાર** (પું.) એક જાતનો તાલ (૨) એ તાલમાં ગાવાનું ગીત
**ધમારવું** (ક્રિ.) નવડાવવું (પશુને)
**ધમાલ** (સ્ત્રી.) ધાંધલ, ધમાચકડી
**ધમાલિયું** (વિ.) ધમાલ કરી મૂકે એવું -એવા સ્વભાવનું
**ધમ્માચકડી** (સ્ત્રી.) ધમાધમ કરી મૂકવું તે, કામ કરતાં કરવામાં આવતી દોડધામ, ધમાલ (૨) ઉધમાત, તોફાન, ધાંધલ
**-ધર** (વિ.) ધારણ કરનારું (સમાસને અંતે). ઉદા. ચક્રધર

**ધર** (સ્ત્રી.) ધૂંસરી, ધુરા (૨) બળદ જોડાતો થાય ત્યારથી ગણાતું તેનું વર્ષ (૩) શરૂઆત (૪) ધરપત, સંતોષ, વિશ્વાસ
**ધરખમ** (વિ.) ધર-ધુરા ખમે એવું, મજબૂત, સંગીન (૨) પ્રવીણ
**ધર(-રા)બોળ** (ન.) પ્રલય, સત્યાનાશ (૨) સાવ ઊંધું મારવું એ
**ધરણિ(-ણી)** (સ્ત્રી.) પૃથ્વી, ભૂમિ (૨) જમીન, ભોંય, પૃથ્વીની સપાટી
**ધરણિ(-ણી)ધર** (પું.) શેષનાગ (૨) વિષ્ણુ (૩) પર્વત, પહાડ
**ધરણું** (ન.) ત્રાગું (૨) માગણી સંતોષવા ઘેરો ઘાલવો એ
**ધરતી** (સ્ત્રી.) પૃથ્વીની સપાટી (૨) જમીન
**ધરતીકંપ** (પું.) ધરતી ડોલવી તે, ભૂકંપ
**ધરપકડ** (સ્ત્રી.) કાયદાથી પકડવું તે કે પકડાપકડી, ગિરફતારી
**ધરપત** (સ્ત્રી.) ધરાવાપણું, સંતોષ (૨) ધીરજ
**ધરબવું** (ક્રિ.) ધરવવું (૨) ઠાંસવું
**ધરમ** (પું.) ધર્મ (૨) ફરજ
**ધરમધક્કો** (પું.) નકામો ફેરો
**ધરમશાળા** (સ્ત્રી.) ધર્મશાળા
**ધરમૂળ** (ન.) છેક શરૂઆત, તદ્દન પ્રારંભ, પાયો
**ધરવ** (પું.) ધર્વ, સંતોષ
**ધરવું** (ક્રિ.) સાહવું, પકડવું (૨) પહેરવું (૩) ધારણ કરવું (વેષ, રૂપ, જન્મ વગેરે) (૪) પાસે મૂકવું, -ની આગળ રજૂ કરવું (૫) સંતોષવું, તૃપ્ત કરવું
**ધરા** (સ્ત્રી.) પૃથ્વી, ભોંય, ધરતી
**ધરાતલ(-ળ)** (ન.) પૃથ્વીનું તળ, સપાટી
**ધરાર** (અ.) અલબત્ત, અવશ્ય, અચૂક (૨) સાવ, તદ્દન
**ધરાર(-ળ)** (પું.) વાહનમાં ધૂંસરી આગળ વધારે ભાર હોવાપણું (‘ઉલાળ’ શબ્દથી ઊલટું) (૨) આગેવાન, અગ્રણી
**ધરાવું** (ક્રિ.) સંતોષ થવો
**ધરાશ(-શા)યી** (વિ.) જમીનદોસ્ત
**ધરિત્રી** (સ્ત્રી.) પૃથ્વી, ધરા, ધરણી, ભૂમિ
**ધરી** (સ્ત્રી.) વાહનની લઠ્ઠી, આંસ (૨) પૃથ્વી કે ખગોળની ધરી-બે ધ્રુવ સાંધતી કલ્પિત સુરેખા
**ધરીરાષ્ટ્ર** (ન.) જર્મની, ઇટાલી અને જાપાન ત્રણનો સમૂહ
**ધરુ** (ન.) ઉખાડીને રોપવા માટે ઉછરેલો રોપો
**ધરુવાડિયું** (ન.) ધરુનું ખેતર
**ધરો** (પું.) ઊંડો ખાડો (ખાસ કરીને પાણીનો) (૨) જેની બે બાજુ પૈડાં પરોવાય છે તે ગાડાની આડી (૩) (સ્ત્રી.) એક જાતનું ઘાસ, દૂર્વા
**ધરોઆઠમ** (સ્ત્રી.) દરોઆઠમ, ભાદરવા સુદ આઠમ - એક પર્વ
**ધર્મ** (પું.) નીતિ, સદાચાર, જીવન-મરણ તથા ઈશ્વર, વગેરે ગૂઢ તત્ત્વો વિષેનું જ્ઞાન, શ્રદ્ધા કે માન્યતા (૨) ગુણ-લક્ષણ, ખાસિયત (૩) ફરજ, કર્તવ્ય (૪) ચાર પુરુષાર્થોમાંનો પહેલો પુરુષાર્થ-બહારની અને અંદરની શુદ્ધિ (૫) દાન-પુણ્ય (૬) ધર્મરાજા (૭) શાસ્ત્રોક્ત વિધિ નિષેધ આચાર (૮) જગતના સર્વ ચેતન પદાર્થો તરફ સમભાવ (૯) આત્મદર્શન તરફ ગતિ
**ધર્મઋણ** (ન.) ધર્મ સમજીને પાછું આપવાની સમજથી અપાતું ઋણ
**ધર્મઔદાર્ય** (ન.) ધર્મો વચ્ચે અથવા ધર્મના વિષયોમાં ઉદારતા
**ધર્મકથા** (સ્ત્રી.) ધાર્મિક બોધ આપતી કથા, ધાર્મિક કથા
**ધર્મકર્મ,ધર્મકાર્ય** (ન.) ધર્મયુક્ત-ધર્મનું કામ
**ધર્મકૃત્ય** (ન.) ધર્મકર્મ
**ધર્મક્રિયા** (સ્ત્રી.) ધર્મસંબંધી વિધિ
**ધર્મક્ષેત્ર** (ન.) પવિત્ર સ્થળ-ધામ
**ધર્મગુરુ** (પું.) ધર્મની દીક્ષા દેનાર કે તે ઉપદેશનાર ગુરુ
**ધર્મગોપ્તા** (પું.) ધર્મનું રક્ષણ કરનાર
**ધર્મગ્રંથ** (પું.) જેમાં ધર્મનું નિરૂપણ હોય તેવો ગ્રંથ, પવિત્ર પુસ્તક
**ધર્મચક્ર** (ન.) ધર્મનું પ્રવર્તન, સામ્રાજ્ય કે પ્રસાર
**ધર્મચક્રપ્રવર્તન** (ન.) ધર્મનો પ્રચાર, તેનું સામ્રાજ્ય પ્રવર્તાવવું તે, ધર્મપ્રચાર
**ધર્મચર્ચા** (સ્ત્રી.) ધર્મની કે ધાર્મિક ચર્ચા
**ધર્મચારિણી** (વિ.સ્ત્રી.) ધર્મ પ્રમાણે ચાલનારી (પત્ની)
**ધર્મચારી** (વિ.) ધર્મ પ્રમાણે ચાલનારું
**ધર્મચુસ્ત** (વિ.) ધર્મની બાબતોમાં સખત આગ્રહી
**ધર્મજાગૃતિ** (સ્ત્રી.) ધર્મની બાબતોમાં જાગૃતિ
**ધર્મજિજ્ઞાસા** (સ્ત્રી.) ધર્મનું સાચું સ્વરૂપ સમજવાની જિજ્ઞાસા
**ધર્મજ્ઞ** (વિ.) ધર્મને-ધર્મશાસ્ત્રને જાણનારું
**ધર્મઝનૂની** (વિ.) ધાર્મિક બાબતોમાં ઝનૂનવાળું, અતિ ધર્માંધ ‘બિગટેડ’
**ધર્મદીક્ષા** (સ્ત્રી.) ધર્મની કોઈ દીક્ષા-તે સ્વીકારવો તે
**ધર્મદષ્ટિ** (સ્ત્રી.) ધાર્મિક કે ધર્મ વિષે દષ્ટિ, ધર્મબુદ્ધિ
**ધર્મદેશના** (સ્ત્રી.) ધર્મનો ઉપદેશ
**ધર્મદ્રોહ** (પું.) ધર્મનો કે કર્તવ્યનો દ્રોહ
**ધર્મદ્વેષ** (પું.) ધર્મ-ધર્મ વચ્ચેનો દ્વેષ, સાંપ્રદાયિક વિદ્વેષ
**ધર્મધુરંધર** (વિ.પું.) ધર્મની બાબતમાં અગ્રેસર
**ધર્મધ્વજ** (પું.) ધર્મની ધજા (૨) (લા.) ધર્મને નામે પાખંડ કરનાર
**ધર્મનિષ્ઠ** (વિ.) ધર્મ ઉપર આસ્થાવાળું
**ધર્મનિષ્ઠા** (સ્ત્રી.) ધર્મ વિષેની આસ્થા
**ધર્મપથ,ધર્મપંથ** (પું.) ધર્મનો પંથ, ધર્મને અનુકૂળ, ધર્મનો રસ્તો
**ધર્મપત્ની** (સ્ત્રી.) ધર્મ પ્રમાણે - વિધિપૂર્વક જોડાયેલી પત્ની
**ધર્મપરાયણ** (વિ.) ધર્મનિષ્ઠ
**ધર્મપરિવર્તન** (ન.) ધર્મ બદલવો તે, ધર્માંતર
**ધર્મપિતા** (પું.) જન્મથી નહિ પણ ધર્મથી માનેલો પિતા, પાલક પિતા
**ધર્મપુત્ર** (પું.) (વિષયને વશ થઈને નહિ પણ) ધર્મ સમજી ઉત્પન્ન કરેલો પુત્ર (૨) જન્મથી નહિ પણ ધર્મથી માનેલો પુત્ર, દત્તક પુત્ર
**ધર્મપુસ્તક** (ન.) ધર્મગ્રંથ, જેમાં ધર્મનું નિરૂપણ હોય તેવો ગ્રંથ
**ધર્મપ્રચાર** (પું.) (અમુક) ધર્મનો પ્રચાર
**ધર્મપ્રચારક** (વિ.પું.) ધર્મપ્રચાર કરનાર, ‘મિશનરી’
**ધર્મપ્રવર્તક** (પું.) ધર્મનો ફેલાવો કરનાર
**ધર્મબંધુ,ધર્મભાઈ** (પું.) પોતાના ધર્મનો માણસ (૨) ધર્મ સમજીને માનેલો ભાઈ
**ધર્મબુદ્ધિ** (સ્ત્રી.) ધર્મની સમજ, ધર્મદષ્ટિ, ધર્માધર્મની વિવેકશક્તિ
**ધર્મભગિની** (સ્ત્રી.) પોતાના ધર્મની સ્ત્રી (૨) ધર્મ સમજીને માનેલી બહેન
**ધર્મભાન** (ન.) ધર્મ કે કર્તવ્ય વિષેનું ભાન-તેની બૂજ
**ધર્મભાવ,ધર્મભાવના** (પું.સ્ત્રી.) ધર્મની ભાવના, ધર્મબુદ્ધિ
**ધર્મભીરુ** (વિ.) ધર્મથી ડરીને વર્તનાર, પાપભીરુ
**ધર્મભૂમિ(-મી)** (સ્ત્રી.) પવિત્ર ભૂમિ
**ધર્મભ્રષ્ટ** (વિ.) ધર્મમાંથી ચળેલું - પતિત

**ધર્મમાર્ગ** (પું.) ધર્મનો કે ધાર્મિક રસ્તો
**ધર્મમીમાંસા** (સ્ત્રી.) ધર્મ અને અધર્મની ચર્ચા, ધર્મના સ્વરૂપની ચર્ચા
**ધર્મયુદ્ધ** (ન.) ધર્મ ખાતર કરેલું યુદ્ધ (૨) યુદ્ધના નિયમો અનુસાર કરેલું યુદ્ધ (૩) જેહાદ
**ધર્મરક્ષક** (વિ.) ધર્મનું રક્ષણ કરે કે તેમાં મદદરૂપ એવું
**ધર્મરક્ષણ,ધર્મરક્ષા** (ન.સ્ત્રી.) ધર્મનું રક્ષણ કરવું — તે સાચવવો તે
**ધર્મરાજ,ધર્મરાજા** (પું.) યમ (૨) યુધિષ્ઠિર (૩) (ન.) નીતિના સિદ્ધાંતોના પાલનથી ચાલતો રાજવહીવટ
**ધર્મલાભ** (પું.) ભિક્ષા માગનાર સાધુનો 'ધર્મનો લાભ થાઓ' એવો આશીર્વાદ (જૈન) (૨) ધાર્મિકતાની પ્રાપ્તિ - ધાર્મિકતાનો ગુણ વધવો તે
**ધર્મલોપ** (પું.) ધર્મનો લોપ, અધર્મ, ધાર્મિક આચાર-વિચારનો ત્યાગ
**ધર્મવકતા** (પું.) ધર્મપ્રચારક, ધાર્મિક પ્રવચન આપનાર
**ધર્મવચન** (ન.) ધાર્મિક કે ધર્મયુક્ત વચન કે વાકય, ધર્મનો ઉપદેશ
**ધર્મવાકય** (ન.) ધાર્મિક કે ધર્મયુક્ત વચન કે વાકય
**ધર્મવિદ** (વિ.) ધર્મના તત્ત્વોને જાણનારું
**ધર્મવિધિ** (પું.સ્ત્રી.) ધર્મની વિધિ, ધર્મક્રિયા, ધાર્મિક વિધિ
**ધર્મવિમુખ,ધર્મવિરુદ્ધ** (વિ.) ધર્મ કે શાસ્ત્રથી વિરુદ્ધ, ધર્મયુક્ત નહિ - તે સામે જતું
**ધર્મવીર** (પું.) ધર્મકાર્યમાં વીર (૨) શહીદ (૩) ધર્મનિષ્ઠા અથવા સદ્‌ગુણ-માંથી ઊપજતો વીરરસ
**ધર્મવૃત્તિ** (સ્ત્રી.) ધર્મની વૃત્તિ, ધર્મ પ્રત્યેનું વલણ, સારાસારવૃત્તિ
**ધર્મવેત્તા** (પું.) ધર્મવિદ, ધર્મજ્ઞ
**ધર્મશાળા** (સ્ત્રી.) મુસાફરખાનું, સરાઈ, જ્યાં યાત્રીઓને રહેવાની સવલત હોય
**ધર્મશાસ્ત્ર** (ન.) ધર્મનું જ્ઞાન આપનાર શાસ્ત્ર
**ધર્મશાસ્ત્રી** (પું.) ધર્મશાસ્ત્ર જાણનાર
**ધર્મશીલ** (વિ.) ધર્મિષ્ઠ, ધાર્મિક આચરણની આદતવાળું
**ધર્મશ્રદ્ધા** (સ્ત્રી.) ધાર્મિક શ્રદ્ધા
**ધર્મસભા,ધર્મસમાજ** (સ્ત્રી.પું.) ધર્મના ધોરણ પર રચાયેલો સમાજ કે મંડળ
**ધર્મસંકટ** (ન.) જેમાં ધર્મ-અધર્મની સૂઝ ન પડે એવો કઠણ પ્રસંગ
**ધર્મસંઘ** (પું.) ધર્મના પ્રેરક બળથી સંગઠિત થયેલા કે ઘડાયેલા સંઘ કે તે ધર્મના અનુયાયીઓનું મંડળ, ધર્મસંગઠન, ધર્મસમાજ
**ધર્મસંપ્રદાય** (પું.) ધર્મનો કે ધાર્મિક સંપ્રદાય-પંથ કે ફાંટો
**ધર્મસંસ્થાપક** (પું.) ધર્મની સ્થાપનાક કરનાર, ધર્મપ્રવર્તક
**ધર્મસંસ્થાપન(-ના)** (ન.સ્ત્રી.) ધર્મની સ્થાપના કરવી તે, ધર્મચક્રપ્રવર્તન
**ધર્મસંહિતા** (સ્ત્રી.) ધર્મશાસ્ત્ર, જેમ કે, મનુસ્મૃતિ વગેરે
**ધર્મસુધારક** (વિ.પું.) ધર્મસુધારો કરનારું, ધર્મમાં પ્રવેશેલાં દૂષણો દૂર કરનાર
**ધર્મસુધારણા** (સ્ત્રી.) ધર્મમાં સુધારો કરવો તે, ધર્મ શોધન
**ધર્મસુધારો** (પું.) ધર્મમાં સુધારો, ધર્મસુધારણા, 'રૅફર્મેશન'
**ધર્મસૂત્ર** (ન.) ધર્મનું સૂત્ર (૨) ધર્મશાસ્ત્રનો સૂત્રગ્રંથ
**ધર્મસ્વાતંત્ર્ય** (ન.) પોતપોતાનો ધર્મ આચરવાનું સ્વાતંત્ર્ય, ધર્મની બાબતમાં સ્વતંત્રતા
**ધર્માચરણ** (ન.) ધર્મને અનુસરીને ચાલવું તે
**ધર્માચાર્ય** (પું.) ધર્મગુરુ (૨) સંપ્રદાયના આચાર્ય
**ધર્માજ્ઞા** (સ્ત્રી.) ધાર્મિક આજ્ઞા
**ધર્માત્મા** (વિ.પું.) ધર્મનિષ્ઠ માણસ, ધર્મિષ્ઠ
**ધર્માદા** (વિ.) દાનમાં આપેલું (૨) ધર્માદા અંગેનું
**ધર્માદો** (પું.) દાન, સખાવત
**ધર્માધિકાર** (પું.) ધર્મની બાબતોમાં સત્તા-અધિકાર
**ધર્માધિકારી** (પું.) ધર્મ અંગેના અધિકારવાળો, ન્યાયાધીશ
**ધર્માધ્યક્ષ** (પું.) ધર્મની બાબતોમાં અધ્યક્ષ, ધર્માચાર્ય (૨) ન્યાયાધીશ
**ધર્માન્તર** (ન.) ધર્મ બદલવો તે, એક ધર્મ છોડી બીજા ધર્મમાં જવું તે
**ધર્માસન** (ન.) ધર્મનું આસન, ન્યાયાસન
**ધર્માંધ** (વિ.) ધર્મની બાબતોમાં અવિચારી આગ્રહોવાળું, ધર્મજડ
**ધર્મિષ્ઠ** (વિ.) ધર્મ પ્રમાણે ચાલનાર
**ધર્મી** (વિ.) અમુક ધર્મ કે ગુણવાળું (૨) ધર્મિષ્ઠ (૩) ધર્મને લગતું
**ધર્મોદય** (પું.) ધર્મનું કે ધાર્મિક ઉત્થાન-ઉદય, ધાર્મિક જાગૃતિ અને ઉન્નતિ, 'રૅફર્મેશન'
**ધર્મોપદેશ** (પું.) ધર્મનો ઉપદેશ
**ધર્મ્ય** (વિ.) ધર્મને અનુસરતું, ધર્મવાળું, ન્યાયી
**ધવલ(-ળ)** (વિ.) ધોળું, શ્વેત, સફેદ રંગનું (૨) નિર્મળ, શુદ્ધ, સ્વચ્છ
**ધવલગિરિ** (પું.) હિમાલયનું એક ઊંચામાં ઊંચું શિખર
**ધવલમંગળ** (ન.બ.વ.) ધોળ અને મંગલ, લગ્ન વખતનાં ગીતો
**ધસમસ** (સ્ત્રી.) દોડધામ, ઉતાવળ (૨) (અ.) ત્વરાથી, ઝડપથી
**ધસમસવું** (ક્રિ.) ધસમસ કરવી (૨) દોડીને ધસી આવવું
**ધસવું** (ક્રિ.) જોશથી આગળ જવું (૨) સામે થવું
**ધસારો** (પું.) ધસવું તે, હલ્લો
**ધંતર** (ન.) જાદુ, તાંત્રિક પ્રયોગ (૨) ધૂતી લેવાની કળા
**ધંતરમંતર** (ન.) મંત્ર-સાધના, જાદુ પ્રયોગ (૨) ધૂતી લેવાની કળા
**ધંતૂરો** (પું.) એક વનસ્પતિ, ધતૂરો
**ધંધાકીય** (વિ.) ધંધા વિષે કે તેને લગતું
**ધંધાદાર** (વિ.) ધંધાવાળું (૨) ઉદ્યોગી (૩) (પું.) વેપારી (૪) કારીગર, કસબી
**ધંધાદારી** (વિ.) ધંધાદાર, ધંધો કરનારું (૨) (સ્ત્રી.) ધંધો, ઉદ્યમ
**ધંધાપાણી** (ન.બ.વ.) ધંધો વગેરે, કામ-કાજ
**ધંધાભાઈ** (પું.) પોતાના જેવો-સમાન ધંધો કરનાર માણસ
**ધંધાર્થી** (વિ.) ધંધાદારી, ઉદ્યોગી, ધંધો શોધવા મથતું
**ધંધાવેરો** (પું.) ધંધા ઉપર લેવાતો વેરો, 'પ્રૉફેશન ટૅક્સ'
**ધંધો** (પું.) ઉદ્યમ, રોજગાર, પ્રવૃત્તિ (૨) વેપાર (૩) જેમાંથી વળતર મળે તેવું કામકાજ
**ધંધોધાપો,ધંધોરોજગાર** (પું.) ધંધો વગેરે
**ધા** (સ્ત્રી.પું.) મદદ માટેનો પોકાર (૨) હાય (૩) પ્રત્યય, 'પ્રકારે, રીતે' અર્થમાં શબ્દને અંતે, ઉદા. શતધા
**ધાઈ** (સ્ત્રી.) સ્તન, થાન
**ધાક** (પું.સ્ત્રી.) ડર, બીક (૨) અંકુશ (૩) (લા.) દોર, સત્તા (૪) બહેરાપણું
**ધાકધમકી** (સ્ત્રી.) ધાક અને ધમકી, ડરાવવું અને ધમકાવવું તે, ઠપકો
**ધાકધમાક** (સ્ત્રી.) દોરદમામ, પ્રભાવ
**ધાગડિયાં,ધાગડિયો** (ન.બ.વ.પું.) તોફાન, મસ્તી, ઉધમાત
**ધાગડી** (સ્ત્રી.) ધાગાની ગોદડી, ધાગી

**ધાગો** (પું.) જૂનું ફાટેલું લૂગડું, ચીથરું (૨) દોરો, તાંતણો
**ધાટી** (સ્ત્રી.) રીત, ઢબ, શૈલી (૨) ગતિ, ચાલ
**ધાડ** (સ્ત્રી.) લૂંટારાની ટોળીનો હુમલો-હલ્લો (૨) દરોડો (૩) (લા.) ઉતાવળ
**ધાડપાડુ** (પું.) ધાડ પાડનારો, લૂંટારો
**ધાડાંશાહી** (સ્ત્રી.) ધાડાંઓનું રાજ્ય, ટોળાશાહી (૨) સંયમ વગરના લોકોનું શાસન
**ધાડિયું** (ન.) ધાડું, મોટું ટોળું (૨) ઉતાવળ
**ધાડું** (ન.) મોટું ટોળું
**ધાણા** (પું.બ.વ.) એક મસાલો
**ધાણાજીરું** (ન.) ધાણા અને જીરાનો દળી કે ખાંડીને કરેલો ભૂકો
**ધાણાદાળ** (સ્ત્રી.) ધાણાની મીઠું ચડાવેલી શેકેલી દાળ, મુખવાસની એક વસ્તુ
**ધાણિયો** (પું.) રજાઈ, ધાણી શેકવાનું કલાડું
**ધાણી** (સ્ત્રી.) શેકવાથી ફૂટેલા અનાજના દાણા
**ધાત** (સ્ત્રી.) ધાતુ, વીર્ય, શુક્ર (૨) કોઠો, કોષ્ટક, યાદી, ઘડિયો (૩) રીત, પ્રકાર, ભેદ
**ધાતા** (પું.) વિધાતા, બ્રહ્મા, સરજનહાર, પરમેશ્વર
**ધાતુ** (પું.) ક્રિયાપદનું મૂળ રૂપ (વ્યા.) (૨) (સ્ત્રી.) ખનિજ દ્રવ્ય (૩) શરીરના સાત દ્રવ્યમાંનું દરેક (રસ, રકત, માંસ, મેદ, અસ્થિ, મજ્જા અને શુક્ર) (૪) વીર્ય
**ધાતુક્ષય** (પું.) વીર્યનો ઘટાડો, એક રોગ
**ધાતુપાઠ** (પું.) ક્રિયાપદોનાં મૂળ રૂપોની યાદી
**ધાતુપાત્ર** (ન.) ધાતુનું વાસણ
**ધાતુપુષ્ટિ** (સ્ત્રી.) વીર્યની પુષ્ટિ, શરીરમાંની ધાતુઓનું પોષણ
**ધાતુવાદી** (પું.) ધાતુઓ વિષે જ્ઞાન ધરાવનારો (૨) કીમિયાગર
**ધાતુવિકાર** (પું.) વીર્યનો વિકાર, એક રોગ
**ધાતુવિદ્યા** (સ્ત્રી.) ધાતુઓ વિષેની વિદ્યા, વિજ્ઞાન કે શાસ્ત્ર, 'મૅટેલર્જી'
**ધાતુશુદ્ધિ,ધાતુશોધન** (સ્ત્રી.ન.) કાચી ધાતુને ભઠ્ઠીમાં તપાવી ચોખ્ખી કરવી - શોધવી તે, ખનિજ ધાતુઓનું શુદ્ધીકરણ 'સ્મેલ્ટિંગ'
**ધાતુસંધાન** (ન.) ગરમી આપી ધાતુના છેડા કે સાંધા એકરસ કરી જોડવા તે, 'વેલ્ડિંગ'
**ધાતુસાધિત** (વિ.) ધાતુ પરથી બનાવેલું (વ્યા.)
**ધાતુસામ્ય** (ન.) શરીરની ધાતુઓ પ્રમાણસર હોવી તે, આરોગ્ય
**ધાત્રી** (સ્ત્રી.) દાઈ, ધાવ (૨) આમળી
**ધાત્રીફલ(-ળ)** (ન.) આમળું
**ધાત્વર્થ** (પું.) મૂળ ધાતુ પરથી નીકળતો અર્થ, મૂળ શબ્દાર્થ
**ધાન** (ન.) અનાજ, ધાન્ય
**ધાનિયું** (વિ.) રાંધેલું અનાજ ખાનારું કે તે ખાધે તૃપ્તિ લાગે એવી ટેવવાળું, (૨) (ન.) ગરમું, ધાન રાખવાનું વાસણ
**ધાન્ય** (ન.) ધાન, અનાજ
**ધાન્યા(-ન્યૈકા)હારી** (વિ.) નિરામિષાહારી, વનસ્પતિઆહારી
**ધાપ** (સ્ત્રી.) ઉતાવળમાં થયેલી ભૂલ (૨) થાપ, છેતરપિંડી, ફરેબ (૩) (લા.) ચોરી (૪) ગપ, ડિંગ
**ધાપમારુ** (વિ.) જૂઠી વાત કહેનાર, ગપ્પીદાસ
**ધાપલાં** (ન.બ.વ.) રિસાયેલાંને કરવામાં આવતું મનામણું, અનુનય
**ધાપલું** (ન.) ખુશામત (૨) ચાડી ચૂગલી (૩) (વિ.) ખુશામતખોર (૪) સાચા-જૂઠું કરનાર (૫) ચાડિયું
**ધાબડધિં(-ધીં)ગું** (વિ.) લઠ્ઠ, પુષ્ટ, જોરાવર (૨) તોફાની
**ધાબડવું** (ક્રિ.) છેતરવું, ઠગી લેવું (૨) મારવું, ઢીબવું
**ધાબળ(-ળી)** (સ્ત્રી.) પાતળો ધાબળો, કામળી
**ધાબળો** (પું.) જાડા ઊનનું બનૂસ, કામળો
**ધાબાવાળો** (પું.) દૂધનું બેડું ઊંચકનારો કે છો ટીપનારો મજૂર, દૂધવાળો
**ધાબું** (ન.) (છાપરાને ઠેકાણે કરેલી) અગાસી, ગચ્ચી (૨) ડાઘો (૩) ફાંદો, છટકું (૪) દૂધનું બેડું, ઝાલ (૫) વાદળાંથી ઢંકાઈ ગયેલ આકાશની સ્થિતિ
**ધાબો** (પું.) ચૂનો, પંપોયા વગેરેના રથ્થડને ટીપવો તે કે તેનો કૂબો (૨) વીશી (૩) (મીઠાઈ કરવા) દૂધ કે ઘી વડે મોઈને લોટનો દાણો પાડવો તે
**ધામ** (ન.) રહેવાનું સ્થળ, ઘર, ઠામ, ઠેકાણું, નિવાસસ્થાન (૨) દેવસ્થાન, તીર્થ (૩) ઠામઠેકાણું, સ્થાનક, મથક
**ધામણ** (સ્ત્રી.) તાડ અગર ખજૂરીમાં છેદ પાડવા ચડનારો કેડ ઉપર બાંધે છે તે દોરડું (૨) વહાણમાંની નીચેની સાંધમાંથી બાણી ભરાવું એ (વહાણ) (૩) ધામલા પ્રકારની વાછરડી-પાડી કે ગાય-ભેંસ (૪) કાંઠાને બંધાતું મજબૂત દોરડું (૫) એક જાતનો સર્પ, આંધળી ચાકળણ
**ધામણી** (સ્ત્રી.) જાડી-જબરી ભેંસ
**ધામધૂમિયું** (વિ.) ધામધૂમવાળું, ધામધૂમ કરનાર
**ધામધૂમ(-મી)** (સ્ત્રી.) ભારે તૈયારી, એની ધમાલ, ઉજવણી
**ધામી** (વિ.) ધામવાળું, ઠેકાણે સ્થિર થયેલું
**ધામેણું** (ન.) પહેલા આણામાં કન્યાને અપાતો દાયજો, કરિયાવર
**ધામો** (પું.) લાંબા વખત માટેનો પડાવ, મુકામ, ઉતારો
**ધાર** (સ્ત્રી.) હથિયાર કે ઓજારની તીણી કોર (૨) પ્રવાહી પદાર્થની પાતળી ધારા-શેડ (૩) કોરણ, કિનારો, છેડો (૪) ધામણ
**ધારક** (વિ.) ધારણ કરનારું
**ધારકચૅક** (પું.) બૅરર-ચૅક (૨) ધારણ કરનારને નાણાં ચૂકવવાનો ચૅક
**ધારણ** (ન.) ધરવાની ક્રિયા, ધરવું તે (૨) આધારભૂત હોવું કે થવું તે (૩) (સ્ત્રી.) ટેકો, આધાર (૪) (લા.) ધીરજ, આશ્વાસન (૫) પાટડો, ભારવટિયો (૬) સંતોલો (૭) (પું.) ધારક, આધાર (૮) તોલ-જોખ થયેલ પદાર્થ ભરેલું છાબડું
**ધારણા** (સ્ત્રી.) મનસૂબો (૨) કલ્પના (૩) યાદશક્તિ (૪) ધારણ કરવું-ધરવું તે, ઉપાડી લેવું તે
**ધારણાગત** (સ્ત્રી.) માલની કિંમતમાં છૂટ આપવી-ઓછું લેવું તે
**ધારણાધિકાર** (પું.) કબજામાં રાખવાનો હક, 'લિયન'
**ધારણાં-પારણાં** (ન.બ.વ.) (શ્રાવણ મહિનામાં) એકાંતરે જમવાનું વ્રત
**ધારદાર** (વિ.) ધારવાળું, તીક્ષ્ણ, તીણું
**ધારવું** (ક્રિ.) માનવું (૨) ઇચ્છવું (૩) અટકળ કરવી, વિચારવું (૪) નક્કી કરવું, પકડી રાખવું (૫) ઝીણી નજરે જોવું
**ધારા** (સ્ત્રી.) પરંપરા, હાર, પંક્તિ (૨) પ્રવાહીની ધાર-શેડ (૩) વૃષ્ટિ
**ધારાકીય** (વિ.) ધારો કે કાયદા સંબંધી, કાનૂની, વૈધાનિક
**ધારાગૃહ** (ન.) ફુવારાની ધારાઓ છૂટે એવી સગવડવાળું નાવણિયું, 'શાવર-બાથ'

**ધારાધોરણ** (ન.) કાયદા, નિયમો વગેરે, બંધારણ, કામકાજની રીત
**ધારાપોથી** (સ્ત્રી.) કાયદાની પોથી-ચોપડી, કાયદાનું પુસ્તક
**ધારાયંત્ર** (ન.) ફુવારો
**ધારાવાઈ,ધારાવાડી** (સ્ત્રી.) માંગલિક કે ધાર્મિક પ્રસંગે જમીન પર ગોળાકારે કે સીધી લીટીએ કરવામાં આવતી દૂધની કે પાણીની ધાર
**ધારાવાહિક** (સ્ત્રી.) હપતાવાર, અવિચ્છિન્ન ક્રમ કે ગતિવાળું, 'સિરિયલ'
**ધારાશાસ્ત્ર** (ન.) ધારાઓ-કાયદાઓનું શાસ્ત્ર
**ધારાશાસ્ત્રી** (પું.) કાયદાશાસ્ત્રી, વકીલ, ધારાશાસ્ત્રનો નિષ્ણાત
**ધારાસભા** (સ્ત્રી.) કાયદા ઘડનારી સભા, વિધાનસભા
**ધારાસભ્ય** (પું.) ધારાસભાનો સભ્ય કે સભાપદ
**ધારાળું** (વિ.) ધારવાળું, તીક્ષ્ણ પાનાવાળું
**ધારિણી** (સ્ત્રી.) પૃથ્વી (૨) (વિ.સ્ત્રી.) ધરનારી
**ધારિયું** (ન.) એક હથિયાર (૨) એક જાતનું કાપડ
**ધારો** (પું.) રિવાજ, પ્રથા (૨) કાયદો, નિયમ (૩) મુકરર કરેલો દર (૪) વેરો, કર
**ધારોષ્ણ** (વિ.) તરતનું દોહેલું, શેડકઢું, ગરમ
**ધાર્મિક** (વિ.) ધર્મને લગતું, ધર્મ સંબંધી (૨) ધર્મનિષ્ઠ
**ધાર્યું** (વિ.) ધારેલું, મનસૂબો કરેલું, નક્કી કરેલું (૨) (ન.) ધારેલું તે, ધારણા, સંકલ્પ
**ધાલાવેલી** (સ્ત્રી.) ઉત્કટ અધીરાઈ, તાલાવેલી (૨) માનસિક અને શારીરિક બેચેની
**ધાવ** (પું.) ધા, 'ધાઓ' એમ મદદ માટે પોકાર
**ધાવ** (સ્ત્રી.) બાળકને ધવડાવવા રાખેલી સ્ત્રી, ધાત્રી
**ધાવણ** (ન.) માનું દૂધ
**ધાવણી** (સ્ત્રી.) ધાવણા બાળકને ધાવવાનું રમકડું, ચૂસણી
**ધાવણું** (વિ.) ધાવતું, ધાવણ પર રહેતું (૨) તે ઉંમરનું (૩) (ન.) ધાવતું બાળક
**ધાવભાઈ** (પું.) દૂધભાઈ
**ધાવ-મા** (સ્ત્રી.) માતા સિવાય બીજી સ્ત્રીને બાળક ધાવતું હોય તે સ્ત્રી
**ધાવરું** (ન.) એક દર્દ (જેમાં હાથ, મોં, આંખો ઉપર સોજો આવે છે) (૨) ભયને વખતે વાગતું રણશિંગું
**ધાવું** (ક્રિ.) દોડવું, મદદે દોડવું (૨) એકદમ આવેગથી ઉત્પન્ન થવું કે રોગ વ્યાપવો
**ધાસ્તી** (સ્ત્રી.) ડર, દહેશત, બીક, ભય (૨) જોખમ
**ધાંખ,ધાંખડી** (સ્ત્રી.) ઝંખના, આતુરતા
**ધાંખના** (સ્ત્રી.) ઝંખના (૨) ધ્યાન, કાળજી
**ધાંધલ(-ળ)** (સ્ત્રી.ન.) ગરબડ, ધમાલ, તોફાન, ઉપદ્રવ
**ધાંધલખોર,ધાંધલિ(-ળિ)યું** (વિ.) ધાંધલ કરનારું
**ધાંધિયાં** (ન.) ગાળા ચાવવા તે (૨) કામ ઠેલવું તે (૩) અંધાધૂંધી
**ધિક્** (અ.) ધિક્કારવાચક ઉદ્ગાર, ફટ
**ધિકારો** (પું.) ધિકાવવું કે ધીકવું-ધખવું તે, તાપ, ધખારો
**ધિક્કાર** (પું.) ધિક્ કહેવું તે, ફિટકાર
**ધિક્કારપાત્ર** (વિ.) ધિક્કારને લાયક (૨) નિંદાપાત્ર
**ધિક્કારવું** (ક્રિ.) ધિક્કાર કરવો (૨) તુચ્છકારવું (૩) નિંદવું
**ધિરાણ** (ન.) ધીરવું તે કે તેમાં રોકાયેલ નાણું, 'ક્રેડિટ' (૨) વ્યાજે ધીરેલી રકમ, 'લોન'
**ધિંગડમલ(-લ્લ)** (પું.) જોરાવર ને ખડતલ માણસ
**ધિંગાઈ** (સ્ત્રી.) ધિંગાપણું (૨) ધિંગાણું
**ધિંગાણું,ધીંગાણું** (ન.) તોફાન, જોશમાં મચેલી લડાઈ, હથિયાર સાથેની ઝપાઝપી
**ધિંગામસ્તી** (સ્ત્રી.) મસ્તી, તોફાન
**ધિંગું** (વિ.) જાડું, મજબૂત, લઠ્ઠ, ધીંગું, ધડબું
**ધી,ધીડી** (સ્ત્રી.) બુદ્ધિ, મેધા, સમજશક્તિ (૨) છોકરી, દીકરી
**ધીકતું** (વિ.) ધગધગતું (૨) જોશભેર ચાલતું, આબાદ
**ધીકવું** (ક્રિ.) ધગધગવું, ખૂબ તપવું કે બળવું
**ધીટ** (વિ.) સહનશીલ (૨) નીડર (૩) ખંધું, પક્કું, નફ્ફટ, ધૃષ્ટ
**ધીટતા** (સ્ત્રી.) ધીરપણું (૨) ખંધાઈ
**ધીબવું** (ક્રિ.) ધીબ ધીબ મારવું, ઢીબવું
**ધીમંત,ધીમાન** (વિ.) બુદ્ધિમાન
**ધીમું** (વિ.) હળવું, મંદ, ધીરું (ક્રિયાની ગતિ, વેગ, અવાજ વગેરેમાં) (૨) ઉગ્ર નહિ એવું, શાંત (જેમ કે, ગરમી, સ્વભાવ) (૩) ઠંડું (સ્ફૂર્તિ, ચપળતા, જોશ વગેરેમાં)
**ધીમે,ધીમેથી** (અ.) ધીરે, આસ્તે, હળવે
**ધીર** (વિ.) ધૈર્યવાન, અડગ, નિશ્ચયી, સ્થિર (૨) ગંભીર, ઠરેલ ધીરજ (૪) ભરોસો, પતીજ (૩) (સ્ત્રી.)
**ધીરગંભીર** (વિ.) શાંત અને નિશ્ચયી, ધીરજવાળું તેમ જ ભદ્ર પ્રકૃતિનું, સર્વથા ઉછાંછળું નહિ તેવું
**ધીરજ** (સ્ત્રી.) આકળું કે ઉતાવળું ન થવાનો ભાવ (૨) ધૈર્ય, ધીરપણું ખામોશી, હિંમત
**ધીરજવાન** (વિ.) ધીરજવાળું, ધીર
**ધીરધાર** (સ્ત્રી.) વ્યાજે નાણાં આપવાં તે, લેવડદેવડ, શરાફી
**ધીરલલિત** (વિ.) ધીર અને લલિત (૨) (પું.) (નાટ્યમાં) નાયકનો એક પ્રકાર
**ધીરવું** (ક્રિ.) ભરોસો રાખવો (૨) ભરોસે સોંપવું (૩) ઉછીનું કે વ્યાજે આપવું
**ધીરા** (વિ.સ્ત્રી.) 'ધીર'નું સ્ત્રીલિંગ (૨) નાયિકાનો એક પ્રકાર
**ધીરું** (વિ.) ધીમું, ધીરજવાળું (૨) ધીર
**ધીરે** (અ.) ધીમેધીમે, આસ્તેઆસ્તે
**ધીરોદાત્ત** (વિ.) ધીર અને ઉદાત્ત (૨) (પું.) એક પ્રકારનો નાયક (નાટ્યમાં)
**ધીરોદ્ધત** (વિ.) ધીર અને ઉદ્ધત (૨) (પું.) એક પ્રકારનો નાયક
**ધીશ** (પું.) વિદ્વાન, બુદ્ધિમાન (૨) રાજા
**ધુક્કડ** (ન.) નરઘું, તબલું
**ધુજારી(-રો)** (સ્ત્રી.પું.) કંપારી, ધ્રુજારી, કંપ, થરથરાટ
**ધુતકાર** (પું.) ધૂતકાર, તુચ્છકાર
**ધુતકારવું** (ક્રિ.) તુચ્છકારવું, તિરસ્કારવું, હડધૂત કરવું
**ધુતાઈ** (સ્ત્રી.) ઠગાઈ, ધૂર્તતા, છેતરપિંડી
**ધુતારો** (પું.) ઠગ
**ધુન** (સ્ત્રી.) ધૂન, ગાનધારા, સૂરનો ગુંજારવ, ધૂન, મનમાં એક તરફ જુસ્સાદાર તરંગ ઊઠે તે
**ધુનિ** (સ્ત્રી.) નદી (૨) ગાનધારા, સૂરનો ગુંજારવ, ધૂન, મનમાં તરંગો આવે એ પ્રમાણે વર્તનાર
**ધુપેલ** (ન.) માથામાં નાખવાનું એક જાતનું તેલ

**ધુપેલિયું** (વિ.) ધુપેલ જેવું (૨) (ન.) ધુપેલ રાખવાનું ચલાણું (૩) ધુપેલના જેવું મેલું

**ધુપેલિયો,ધુપેલી** (પું.) ધુપેલ વેચનાર-બનાવનાર

**ધુબાકો** (પું.) કૂદકો, ભૂસકો, ધબાકો

**ધુમાડિયું** (ન.) ધુમાડી નીકળવા કરેલો માર્ગ (૨) (વિ.) ધુમાડો જેમાંથી નીકળે એવું (ઘાસતેલ)

**ધુમાડી** (સ્ત્રી.) ધૂણી (૨) ધુમાડાની આછી સેર

**ધુમાડો** (પું.) ધુમાડી, ધૂણી (૨) મિજાજ, તોર, ખુમારી

**ધુમાર** (પું.) સંગીતનો એક તાલ, ધમાર

**ધુમાલી** (પું.) સંગીતનો એક તાલ

**ધુમાવું** (ક્રિ.) બળતાં ધુમાડો થવો, ધૂંધવાવું

**ધુમ્મસ** (ન.) ધૂમસ, ઠંડીને લીધે વાતાવરણનું પાણી ઠરીને ધુમાડા જેવું થઈ હવામાં જામે તે, ઝાકળ, ઓસ

**ધુમ્મસિયું** (વિ.) ધુમ્મસવાળું

**ધુર** (ન.) ધૂંસરું (૨) આગલો ભાગ

**ધુરંધર** (વિ.) બોજો વહેનારું, જવાબદારી ઉઠાવનાર (૨) શ્રેષ્ઠ, મોટો વિદ્વાન (૩) (પું.) બોજો વહેનાર પશુ (૪) અગ્રેસર, આગેવાન

**ધુરા** (સ્ત્રી.) ધૂંસરી (૨) કામ કે જવાબદારીનો બોજો કે આગેવાની

**ધુસળમુસળ** (ન.) વરને પોંખતાં વપરાતી વસ્તુઓ

**ધુળેટી** (સ્ત્રી.) હોળી પછીનો દિવસ - એક ઉત્સવ, ધૂળી-પડવો

**ધુંગું** (ન.) ઝરડાં-ઝાંખરાંનું જાળું

**ધુંબો** (પું.) ગડદો, મુક્કો

**ધૂડિયું** (વિ.) ધૂળવાળું (૨) પાટી પર ધૂળ નાખી કામ લેવાતું તે જમાનાની (શાળા)

**ધૂણવું** (ક્રિ.) આવેશમાં આવીને (માથું ડોલાવતાં) હાલવું (૨) હા-ના કરવી (૩) મનમાં પણ ન હોય એવું બોલી નાખવું

**ધૂણિયું** (વિ.) ધૂણી કરે એવું (લાકડું વગેરે)

**ધૂણી** (સ્ત્રી.) ધુમાડી, કાંઈ બળતાં તેમાંથી હવામાં જતી રજોટી (૨) જોગીબાવાઓની આગળનો અખંડ અગ્નિ કે તેનું સ્થાન

**ધૂણો** (પું.) બાવાની ધૂણી કે તેનું સ્થાન

**ધૂતવું** (ક્રિ.) ઠગવું, છેતરવું

**ધૂત્કાર** (પું.) ધુતકાર, તુચ્છકાર, ધુતકારવું તે

**ધૂત્કારવું** (ક્રિ.) તુચ્છકારવું, તિરસ્કારવું, હડધૂત કરવું

**ધૂન** (સ્ત્રી.) ધુન, લહે, લત (૨) તરંગ, લહેર (૩) સૂરનો ગુંજારવ (૪) ભજનની તાન તરીકે વપરાતી પદપંક્તિ

**ધૂનિ** (સ્ત્રી.) લહે, લત (૨) તરંગ, લહેર (૩) સૂરનો ગુંજારવ

**ધૂની** (વિ.) ધૂનવાળું (૨) તરંગી

**ધૂપ** (પું.) સુગંધી દ્રવ્ય (૨) (પું.સ્ત્રી.) તડકો

**ધૂપછાંય,ધૂપછાંવ** (સ્ત્રી.) તડકોછાંયો (૨) દશાના વારાફેરા (૩) એક રમત (૪) એક પ્રકારનું રંગીન કપડું

**ધૂપદાન(-ની)** (ન.સ્ત્રી.) ધૂપ કરવાનું પાત્ર-ધૂપિયું

**ધૂપસળી** (સ્ત્રી.) અગરબત્તી

**ધૂપિયું** (ન.) ધૂપદાન, ધૂપ કરવાનું પાત્ર

**ધૂમ** (પું.) ધુમાડો

**ધૂમ** (વિ.અ.) પુષ્કળ, સખત (૨) આવેશભેર (૩) (સ્ત્રી.) શોર, ધમાલ, તોફાન, મસ્તી

**ધૂમકેતુ** (પું.) પૂંછડિયો તારો (૨) અગ્નિ

**ધૂમધડાકો,ધૂમધામ** (પું.સ્ત્રી.) ધામધૂમ

**ધૂમમાર્ગ** (પું.) સાધનાનો યજ્ઞયાગાદિનો માર્ગ (૨) ધુમાડિયું

**ધૂમર(-સ)** (સ્ત્રી.ન.) ધુમ્મસ, ઠંડીને લીધે વાતાવરણનું પાણી ઠરીને ધુમાડા જેવું થઈ હવામાં જામે તે, ઓસ, ઝાકળ, ઠાર

**ધૂમ્ર** (પું.) ધુમાડો, ધૂણી (૨) (વિ.) ધુમાડાવાળું (૩) ધુમાડાના રંગનું-ભૂખરા રંગનું

**ધૂમ્રપાન** (ન.) ધૂમાડો ખેંચવો તે (૨) બીડી-તમાકુ પીવી તે

**ધૂર્જટિ** (પું.) શંકર

**ધૂર્ત** (વિ.) લુચ્ચું (૨) કાબેલ (૩) (પું.) ઠગ

**ધૂર્તવિદ્યા** (સ્ત્રી.) છેતરવાની યુક્તિ કે વિદ્યા

**ધૂલિ(-લી)** (સ્ત્રી.) ધૂળ, રજ, રજોટી

**ધૂળ** (સ્ત્રી.) મટોડીનો ઝીણો ભૂકો, જેહુ (૨) રસ્તાની રજ (૩) નકામું-માલ વગરનું કે તુચ્છ તે

**ધૂળધાણી** (સ્ત્રી.) ખરાબી, બરબાદી, તદ્દન પાયમાલ

**ધૂળધોયો** (પું.) સોનાચાંદીની રજ શોધવા ધૂળ ધોનાર (૨) (લા.) જૂની વસ્તુની શોધ કરનાર

**ધૂળીપડવો** (પું.) ધુળેટી, હોળી પછીનો દિવસ

**ધૂંઆપૂંઆ** (અ.) આવેશ કે ગુસ્સાથી બેબાકળું, ધૂંવાંપૂંવાં

**ધૂંધ** (સ્ત્રી.) ઝાંખ (૨) આંધી (૩) ધૂમસ (૪) ઝાકળ (૫) ગંદી હવા

**ધૂંધવાટ** (પું.) ધુમાવું તે (૨) દબાઈ રહેલો ક્રોધ, ધૂંધવાયા કરવું એ

**ધૂંધવાવું** (ક્રિ.) ધુમાવું ગોટાવું (૨) મનમાં ગુસ્સે થવું-અકળાવું

**ધૂંધળું** (વિ.ન.) ધૂમસવાળું, ઝાંખું (૨) સવારસાંજનો ઝાંખો પ્રકાશ (૩) અસ્પષ્ટ

**ધૂંધી** (વિ.) લીન, ગરક (૨) મોટું, જબરું

**ધૂંવાંપૂંવાં** (અ.) ધૂંઆપૂંઆ, આવેશ કે ગુસ્સાથી બેબાકળું

**ધૂંવો** (પું.) ધૂંવાડો, ધુમાડો, ધૂણો

**ધૂંશ(-સ)** (પું.) તડકો (૨) (સ્ત્રી.) રમઝટ, રજ, ધૂળ (૩) ઝાકળની ઝીણી ફરફર

**ધૂંસરી,ધૂંસરું,ધૂંસળ** (સ્ત્રી.ન.) ઝૂંસરી, ધુરા, બળદની કાંધ પર ગાડું ખેંચવા બંધાતું લાકડું

**ધૂંસો** (પું.) જાડો કામળો (૨) ઠૂંસો, મુક્કો

**ધૃત** (વિ.) ધારણ કરેલું (૨) ઝાલી રાખેલું

**ધૃતિ** (સ્ત્રી.) ધારણ કરવું કે પકડી રાખવું તે, પહેરેલું તે, પકડેલું તે, ઝીલેલું તે (૨) સ્થિરતા (૩) ધૈર્ય (૪) મક્કમતા

**ધૃષ્ટ** (વિ.) હિંમતવાન (૨) બેશરમ, ઉદ્ધત, નીડર, નફ્ફટ

**ધૃષ્ટતા** (સ્ત્રી.) હિંમત (૨) બેશરમી, ઉદ્ધતાઈ

**ધેડી** (સ્ત્રી.) કન્યા

**ધેણ(-ન)** (સ્ત્રી.) પહેલી વાર ગર્ભવતી થયેલી સ્ત્રી

**ધેન** (સ્ત્રી.) ધેનુ, ગાય (૨) પહેલી વાર ગર્ભવતી થયેલી સ્ત્રી

**ધેનુ** (સ્ત્રી.) ગાય

**ધૈર્ય** (ન.) હિંમત (૨) ધીરજ, ખામોશી (૨) સ્વસ્થતા

**ધૈર્યવાન,ધૈર્યશીલ** (વિ.) ધૈર્યવાળું, ધીરજવાળું

**ધૈવત** (પું.) સંગીતના સ્વરસપ્તકમાંનો છઠ્ઠો સ્વર 'ધ'
**ધો** (પું.) પ્રવાહ (૨) (પું.સ્ત્રી.) ધોવણ, ધોવું તે (૩) ધોવાવું તે
**ધોકડી** (સ્ત્રી.) રૂની મોટી ગાંસડી (૨) કાયા, શરીર (૩) ધોવાનો ધોકો, ધોકણું
**ધોકણી** (સ્ત્રી.) નાનું ધોકણું
**ધોકણું,ધોકરણું** (ન.) ધોવાનો ધોકો
**ધોકાટવું** (ક્રિ.) ધોકેધોકે મારવું
**ધોકાપંથી** (વિ.પું.) ધોકાપંથને લગતું કે તેમાં માનનારું કે તેમ ચાલનારું
**ધોકાપાક** (પું.) ધોકાનો માર
**ધોકાબાજ** (વિ.) દગાબાજ, દગાખોર
**ધોકાબાજી** (સ્ત્રી.) દગાબાજી, દગાખોરી
**ધોકાવવું** (ક્રિ.) જોશભેર ચલાવવું, ધકાવવું (૨) ધોકાટવું (૩) ઉતાવળે ચાલવું, માર મારવો
**ધોકો** (પું.) જાડી લાકડી, ધોકણું (૨) ગડદો, સોનાનો વાળો ખેંચવાનું ઓજાર (૩) નુકસાન (૪) ધોખો, દગો (૫) ખાંડણીયંત્ર, મુસળ
**ધોખવું** (ક્રિ.) ભૂખ્યા તરસ્યા રહેવું (૨) ઝૂરવું, વાટ જોતાં ઊભાં રહેવું
**ધોખો** (પું.) રોષ (૨) નુકસાન (૩) ચિંતા (૪) દગો
**ધોડો** (પું.) દોડ, વ્યર્થ ફેરો, નકામો આંટો
**ધોતપનોત** (વિ.) ઉદાર (૨) પાયમાલ, સત્યાનાશ થઈ જાય એમ, ધનોતપનોત
**ધોતલી** (સ્ત્રી.) નાનું ધોતિયું, પંચિયું
**ધોતિયું** (ન.) થેપાડું, મોટું પોતિયું
**ધોતી** (સ્ત્રી.) ધોતલી (૨) હઠયોગની એક ક્રિયા કે તે કરવાની કપડાની પટ્ટી
**ધોતીજોટો(-ડો)** (પું.) ધોતિયાંની જોડ
**ધોધ,ધોધડો,ધોધવો** (પું.) ધોતીયાંની જોડ
**ધોધ,ધોધડો,ધોધવો** (પું.) ઊંચેથી જોરથી પડતો પાણીનો પ્રવાહ
**ધોધમાર** (અ.) પુષ્કળ, મોટી ધારાઓમાં
**ધોન** (સ્ત્રી.) પૃથ્વી
**ધોબી** (પું.) કપડાં ધોવાનો ધંધો કરનારો
**ધોબીખાનું** (ન.) ધોબીકામ કરવાનું સ્થાન
**ધોબીઘાટ** (પું.) ધોબીને કપડાં ધોવાની જગા
**ધોબીપછાડ** (સ્ત્રી.) કુસ્તીનો એક દાવ
**ધોબો** (પું.) ઠોઠ માણસ (૨) ખોબો, અંજલિ (૩) ખોબાના આકારનું ચાંદીનું પાત્ર
**ધોમ** (પું.) સૂર્ય (૨) સખત તડકો (૩) ક્રોધ (૪) પુષ્કળ, ઘણું, ધૂમ
**ધોયલાપાક** (પું.) માર
**ધોયલો** (પું.) અડદનો લાડુ
**ધોરણ** (ન.) વલણ (૨) શાળાનો વર્ગ, શ્રેણી, કક્ષા (૩) પ્રમાણ, માપ, ધડો (૪) વહીવટ, પદ્ધતિ
**ધોરણવાર,ધોરણસર** (અ.) ધોરણ પ્રમાણે, નિયમ પ્રમાણે, નિયમબદ્ધ
**ધોરિયો** (પું.) બે બળદની વચ્ચે રહેતું ગાડાનું લાકડું, ઊધ (૨) બળદ (૩) પાણીની નીક, ઢાળિયો, પરનાળ (૪) ધોરો
**ધોરી** (વિ.) મુખ્ય, સરિયામ, મોટું (૨) (પું.) ધોરી બળદ (૩) દીકરો
**ધોરો** (પું.) અગાસીની પાળ, ઓટલાનો તકિયો (૨) ઝાડની ચોતરફ કરાતો માટીનો ઓટલો (૩) ખેતરની પાળ (૪) વહાણના તળિયાનો ભાગ જ્યાં માલ ભરાય છે. (૫) ભાયડો, મરદ માણસ
**ધોલ** (સ્ત્રી.) તમાચો, ટપલી, ધબ્બો
**ધોલધાપટ** (સ્ત્રી.) થોડોઘણો માર, ધમકી
**ધોલા(-વા)ઈ** (સ્ત્રી.) પોતાનું મહેનતાણું, ધોવાની ક્રિયા (૨) (લા.) માર
**ધોલાઈ ભથ્થું** (ન.) નોકર કર્મચારીને તેની વરદીનાં કપડાં ધોવા અંગે અપાતું ભથ્થું, 'વૉશિંગ ઍલાવન્સ'
**ધોલાટવું** (ક્રિ.) ધોલે ધોલે મારવું, લાફા મારવા
**ધોવડા(-રા)મણ** (ન.) ધોવાઈ, ધોવાનું મહેનતાણું (૨) ધોતાં નીકળેલું પાણી, નિગાળ
**ધોવણ** (ન.) ધો, ધોણ (૨) ધોવડામણ (૩) ધોવાની ક્રિયા
**ધોવાણ** (ન.) (પાણીથી માટીનું) ધોવાઈ જવું તે
**ધોવાવું** (ક્રિ) ઘસાવું, ક્ષીણ થવું
**ધોવું** (ક્રિ.) પાણીથી સાફ કરવું (૨) મેલું કે ખરાબને ચોખ્ખું કે દૂર કરવું
**ધોળ** (પું.ન.) ગીતનો એક પ્રકાર
**ધોળકું** (ન.) ધોળવું તે, ધોળવાની-ચૂનો છાંટવાની ક્રિયા (૨) (કટાક્ષમાં) સફળતા, બહાદુરી
**ધોળમંગળ** (ન.બ.વ.) લગ્ન વખતનાં ગીતો
**ધોળવું** (ક્રિ.) ચૂનો લગાડવો (૨) (ન.) જાડી છાશ
**ધોળાઈ** (સ્ત્રી.) ધોળવાનું કામ કે મહેનતાણું
**ધોળાશ** (સ્ત્રી.) સફેદ, ઊજળું, ધોળાપણું
**ધોળિયા ઘઉં** (પું.બ.વ.) ઘઉંની એક જાત
**ધોળિયો** (વિ.પું.) ધોળો (બળદ, કૂતરો વગેરે)
**ધોળું** (વિ.) સફેદ, ઊજળું
**ધોળાં** (ન.) પળિયાં (ધોળા વાળ)
**ધોળુંધબ,ધોળુંફક(-ગ),ધોળુંબખ** (વિ.) સાવ સફેદ
**ધોળેશરી** (સ્ત્રી.) રૂની દેવી
**ધોંસળી,ધોંસરું** (સ્ત્રી.ન.) ધૂંસળી
**ધૌતિ(-તી)** (સ્ત્રી.) ધોતલી (૨) હઠયોગની એક ક્રિયા કે તે કરવાની કપડાની પટ્ટી
**ધ્યાત** (વિ.) ધ્યાન ધરાયેલું
**ધ્યાતા** (પું.) ધ્યાન કરનાર
**ધ્યાન** (ન.) ચિંતન (૨) લક્ષ, એકાગ્રતા (૩) ખ્યાલ, વિચાર (૪) કાળજી, ફિકર (૫) સ્મરણ, સ્મૃતિ (૬) યોગનાં આઠ અંગોમાંનું એક
**ધ્યાનબહેરું** (વિ.) ધ્યાનની એકાગ્રતાને લીધે બહેરું (૨) વિચારમાં હોય ત્યારે કહેલું ન સાંભળનાર
**ધ્યાનમંત્ર** (પું.) ધ્યાનનો મંત્ર, 'મોટો'
**ધ્યાનમાર્ગ** (પું.) જેમાં ધ્યાન મુખ્ય સાધન છે એવો સાધનાનો માર્ગ
**ધ્યાનયોગ** (પું.) ધ્યાન જેનું મુખ્ય અંગ છે તે યોગ
**ધ્યાનસ્થ** (વિ.) ધ્યાનમાં બેઠેલું
**ધ્યાની** (વિ.) ચિંતનશીલ (૨) ધ્યાન ધરનારું, ધ્યાનમાં રહેલું, ધ્યાનમગ્ન
**ધ્યાવું** (ક્રિ.) ચિંતવવું, ધ્યાન કરવું, એકાગ્રચિત્ત બનવું
**ધ્યાસ** (પું.) મનમાં પેસી ગયેલો કે વળગેલો ભાવ, અધ્યાસ
**ધ્યેય** (વિ.) ધ્યાન કરવા યોગ્ય, ચિંતનીય (૨) (ન.) આદર્શ, લક્ષ્ય, નેમ (૩) માનસિક વલણ
**ધ્યેયવાદ** (પું.) ધ્યેય-આદર્શ પરથી, નહિ કે વ્યવહાર પરથી, કર્મધર્મ વિચારનારો વાદ, 'આઇડિયેલિઝમ'

**ધ્યેયવાદી** (વિ.પું.) ધ્યેયવાદમાં માનનાર
**ધ્રાશ(-સ)કો** (પું.) ફાળ, ઓચિંતો અનુભવાતો ત્રાસ
**ધ્રુજાટ(-રી)** (પું.સ્ત્રી.) કંપારી, ધ્રુજારી, થરથરાટ, કંપ
**ધ્રુજારો** (પું.) ધ્રુજારો, ભારે કંપ, ભય, બીક, ડર
**ધ્રુપદ,ધ્રુવપદ** (પું.) ગાયનનો એક પ્રકાર (૨) પદની પ્રથમ કડી, ટેક, મોરો (૩) એક જાતનો તાલ
**ધ્રુવ** (વિ.) સ્થિર, નિશ્ચળ (૨) નિશ્ચિત (૩) (પું.) પૃથ્વી જે કલ્પિત આંસ પર ફરે છે તેના ઉત્તર અને દક્ષિણ બે છેડામાંનો પ્રત્યેક (૪) તે છેડાના સ્થાન પાસેનો તારો (૫) લોહચુંબકનો એક છેડો, 'પોલ' (પ.વિ.) (૬) ઉત્તાનપાદનો પુત્ર - પ્રખ્યાત વિષ્ણુભક્ત (૩) ધ્રુવા, મોરો, ટેક
**ધ્રુવકાંટો** (પું.) હોકાયંત્ર
**ધ્રુવકોણ** (પું.) ઉત્તર દક્ષિણ દિશાની રેખા અને ચુંબકની સોયની રેખા વચ્ચે થતો ખૂણો, 'ઍન્ગલ ઑફ ડેક્લિનેશન' (પ.વિ.)
**ધ્રુવતારક,ધ્રુવતારો** (પું.) ધ્રુવનો તારો (૨) અટલ લક્ષ્ય
**ધ્રુવતાલ** (પું.) સંગીતનો એક તાલ
**ધ્રુવપદિયો** (પું.) ધ્રુપદ ગાનારો ગવૈયો, ધ્રુપદિયો
**ધ્રુવમત્સ્ય** (ન.) ધ્રુવ અને તેની પાસેના છ મળીને સાત તારાઓનું ઝૂમખું
**ધ્રુવવૃત્ત** (ન.) ઉત્તર કે દક્ષિણ ધ્રુવ પાસેનો પ્રદેશ (૨૩ ૧/૨ અંશ સુધીનો)
**ધ્રુવીભવન** (ન.) સામસામે બે ધ્રુવ કે છેડા તરફ ભિન્ન દિશામાં ભેદાવું કે વળવું કે ગતિ કરવી તે, 'પૉલેરાઇઝેશન' (પ.વિ.)
**ધ્રુસકો** (પું.) ભેંકડો, ધ્રૂસકું
**ધ્રૂજ** (સ્ત્રી.) ધ્રુજારી, કંપ, થરથરાટ
**ધ્રૂજવું** (ક્રિ.) કંપવું, થરથરવું
**ધ્રો** (સ્ત્રી.) દૂર્વા, ધરો
**ધ્રોઆઠમ** (સ્ત્રી.) ધરોઆઠમ
**ધ્વજ** (પું.) ધજા, વાવટો, ઝંડો, પતાકા
**ધ્વજદંડ** (પું.) ધ્વજનો દંડ, જેના પર ધ્વજ ચડાવે તે
**ધ્વજધારી** (વિ.પું.) ધજા ધરનારો
**ધ્વજયષ્ટિ** (સ્ત્રી.) ધજાની લાકડી, ધ્વજદંડ
**ધ્વજવંદન** (ન.) ધ્વજને વંદવું તે કે તેનો વિધિ (જેમ કે, રાષ્ટ્રધ્વજનું)
**ધ્વજસ્તંભ** (પું.) ધ્વજ ચડાવવા માટેનો સ્તંભ
**ધ્વજારોપ(-હ)ણ** (ન.) વાવટો ચડાવવો તે, ધજા ચડાવવી તે
**ધ્વનિ** (પું.) અવાજ, નાદ (૨) વ્યંજના
**ધ્વનિમાપકયંત્ર** (ન.) ધ્વનિ માપવાનું યંત્ર, 'સોનૉમિટર' (પ.વિ.)
**ધ્વનિયંત્ર** (ન.) અવાજને ફેલાવવા ને મોટો કરવાનું વીજળીયંત્ર 'માઇક-માઇક્રોફોન
**ધ્વનિવર્ધક** (ન.) ધ્વનિને મોટો કરનાર કે વધારનારું એક યંત્ર, 'મૅગાફોન' 'ઍમ્પ્લિફાયર'
**ધ્વનિવિજ્ઞાન,ધ્વનિશાસ્ત્ર** (ન.) ધ્વનિ કે સ્વરનું શાસ્ત્ર, 'ફોનેટિક્સ'
**ધ્વન્યાત્મક** (વિ.) ધ્વનિવાળું, વ્યંજનાત્મક, અવાજરૂપે રહેલું
**ધ્વન્યાલોક** (પું.) ધ્વનિ કે વ્યંજના વિષેનો પ્રકાશ કે જ્ઞાન (૨) એ નામનો સંસ્કૃત કાવ્યશાસ્ત્રનો એક ગ્રંથ
**ધ્વન્યાંકન** (ન.) ધ્વનિને ફિલ્મમાં આલેખવો કે ઉતારવો તે
**ધ્વસ્ત** (વિ.) ઉખાડી નાંખેલું, રંજાડેલું, નાશ પામેલું, ફના-ફાતિયા થયેલું
**ધ્વંસ** (પું.) વિનાશ, સર્વનાશ

## ન

**ન** (પું.) દંતસ્થાની અનુનાસિક વ્યંજન (૨) (અ.) ના, નહિ
**નકટી** (સ્ત્રી.) એક વનસ્પતિ (૨) (લા.) મોટી ઉધરસ
**નકટું** (વિ.) નાક વિનાનું (૨) (લા.) બેશરમ
**નકદ(-દી)** (પું.) માલ, માલમલીદા જેવો તર ખોરાક, પાકો માલ
**નકર** (અ.) નહિ તો, નીકર, નહિતર
**નકરામણ** (ન.) હૂંડી ન સ્વીકારાતાં આપવી પડતી નુકસાની
**નકરું** (વિ.) નર્યું, સાવ (૨) મહેસૂલમાંથી મુકત (૩) જંજાળ કે લફરાં વિનાનું (૪) એકલું, અલગ, જુદું (૫) ચોખ્ખું, સ્વતંત્ર, તદ્દન
**નકરો** (પું.) એક પ્રકારનો ધાર્મિક વેરો
**નકલ** (સ્ત્રી.) મૂળ ઉપરથી ઉતારેલું બીજું લખાણ, પ્રત (૨) અનુકરણ (૩) જોડી કાઢેલી વાર્તા (૪) મશ્કરી, ઠેકડી
**નકલ** (સ્ત્રી.) ઊંટની નાથ
**નકલખોર,નકલબાજ** (વિ.) નકલ કરનાર, મશ્કરો, વેષધારી
**નકલનવીસ** (પું.) કહે એમ લખવાનું કે નકલનું કામકાજ કરનાર, 'રાઇટર'
**નકલં(-ળં)ક** (પું.) કલ્કી અવતાર
**નકલંક(-કું)** (વિ.) કલંક વિનાનું, શુદ્ધ
**નકલિયો** (પું.) નકલ કરનાર-કારકુન (૨) વેશધારી, મશ્કરો
**નકલી** (વિ.) બનાવટી, કૃત્રિમ (૨) નકલ કરનાર (૩) (પું.) વેશધારી, મશ્કરો
**નકશાગર** (પું.) નકશાનું કામ કરનાર, નકશો તૈયાર કરનાર, 'ડ્રાફ્ટ્સમૅન'
**નકશાનવીસ** (પું.) નકશા દોરવાના કામમાં કુશળ
**નકશાપોથી** (સ્ત્રી.) નકશાઓની ચોપડી, 'ઍટલાસ'
**નકશી** (સ્ત્રી.) કોતરકામ
**નકશીકામ** (ન.) નકશી, બારીક કોતરણી
**નકશીગર** (પું.) કોતરકામ કરનાર, નકશી કરનાર કારીગર
**નકશીદાર** (વિ.) નકશીવાળું, બારીક કોતરકામવાળું
**નકશો** (પું.) જમીનનો ભૂગોળની દૃષ્ટિએ ખ્યાલ આપતો માપસર આલેખ (૨) રેખાંકન (૩) આકૃતિ, 'ડિઝાઇન'
**નકષ** (પું.) સરાણ (૨) કસોટી કે તેનો પથ્થર
**નકસ** (પું.સ્ત્રી.) શાખ, આબરૂ (૨) જોર, પાણી
**નકાબ** (પું.) મોં પર ઘૂંઘટ તરીકે નંખાતું બારીક વસ્ત્ર (જેવું કે મુસ્લિમ સ્ત્રીઓમાં)
**નકામું** (વિ.) ઉપયોગ વિનાનું (૨) (અ.) નિરર્થક, વિના કારણ, કામ વિનાનું (૩) એળે, વ્યર્થ, ફોગટ
**નકાર** (પું.) ન અક્ષર કે ઉચ્ચાર (૨) ના, નહિ (૩) અસ્વીકાર (૪) મનાઈ
**નકારવું** (ક્રિ.) ના પાડવી (૨) (હૂંડી) ના સ્વીકારવી
**નકારહક** (પું.) ના કહેવાનો હક, 'વીટો'
**નકારાત્મક** (વિ.) નકારવાળું, નિષેધક
**નકારાન્ત** (વિ.) છેડે નકારવાળું
**નકારી(-રો)** (સ્ત્રી.પું.) નકારવું તે, નન્નો
**નકીબ** (પું.) છડીદાર, ચોબદાર, નેકી પોકારનાર
**નકુલ(-ળ)** (પું.) નોળિયો (૨) સૌથી નાનો પાંડવ
**નકૂચો** (પું.) વાળેલો આંકડો (સાંકળ કે આંકડી ભરવવાનો)

**નકો(-ક્કો)ર** (વિ.) નક્કર (૨) (અ.) સાવ, તદ્દન. જેમ કે, નવું નક્કોર
**નકો(-ક્કો)રડો** (વિ.પું.) કશું ખાધા વિનાનો (ઉપવાસ)
**નક્ક(-ક્કૂ)ર** (વિ.) પોલું નહિ તેવું, સંગીન, ઘન, મજબૂત, 'સૉલિડ'
**નક્કી** (વિ.) ચોક્કસ, ખાતરીવાળું (૨) (અ.) જરૂર, ખચીત
**નક્ષત્ર** (ન.) તારાનું ઝૂમખું, કૃત્તિકા રોહિણી મૃગશીર્ષ વગેરે ૨૭માંનું દરેક (૨) ૨૭ની સંજ્ઞા
**નક્ષત્રમંડલ(-ળ),નક્ષત્રમાલા** (ન.સ્ત્રી.) ૨૭ નક્ષત્રોની માળા હાર કે સમૂહ
**નક્ષત્રયોગ** (પું.) ચંદ્રની કે સૂર્યની સાથે નક્ષત્રનો સંબંધ
**નખ** (પું.) હાથપગનાં આંગળાંના ટેરવા પરનું હાડકું (૨) પશુપંખીનો નહોર (૩) (ન.) વીસની સંજ્ઞા
**નખક્ષત** (ન.) નખથી થયેલો ઘા
**નખચિત્ર** (ન.) નખથી કોતરેલું ચિત્ર
**નખરાળું,નખરાંખોર,નખરાંબાજ** (વિ.) નખરાં કરનાર
**નખરું** (ન.) લટકું, શૃંગારિક ચેષ્ટા, ચાળો
**નખલિયું** (ન.) સ્ત્રીઓનું કાનનું એક ઘરેણું, નખલી
**નખલી** (સ્ત્રી.) નખલિયું (૨) તંતુવાદ્ય વગાડવાને માટે નખ પર પહેરાતું (વીંટી જેવું) સાધન, નખી (૩) સ્ત્રીઓના કાનનું ઘરેણું (૪) સુતારનું એક ઓજાર
**નખશિખ** (અ.) પગથી માથા સુધી, આખે શરીરે, સર્વાંગે (૨) પૂર્ણ, સાંગોપાંગ, પૂરેપૂરું, સમસ્ત
**નખિયું** (ન.) નખ કાપવાનું એક ઓજાર (૨) નસ ઉતારેલી શિંગ (૩) નખનો ઉઝરડો (૪) નખવાળું, નખના આકારનું
**નખી** (વિ.) અણીદાર નખવાળું (૨) (સ્ત્રી.) મઢેલો નખ (૩) વાદ્યના તાર વગાડવાની તારની એક વીંટી, નખલી (૪) નખિયું (૫) આબુ પર્વત પર આવેલું એક સરોવર
**નખેતર** (વિ.) અશુભ, નખેદ (૨) (ન.) નક્ષત્ર
**નખેદ** (વિ.) અશુભ (૨) કુપાત્ર (૩) (લા.) પાજી, લુચ્ચું, દુષ્ટ (૪) ખરાબ, નઠારું
**નખો(-ખ્ખો)દ** (ન.) વંશનો ઉચ્છેદ (૨) સત્યાનાશ
**નખ(-ખ્ખો)દિયું** (વિ.) વિનાશકારક (૨) વાંઝિયું (૩) (ન.) નિર્વંશ થયેલાનું ધન
**નખોરિયું** (ન.) નખનો ઉઝરડો
**નગ** (પું.) પર્વત (૨) ઝાડ, વૃક્ષ (૩) સાતની સંજ્ઞા
**નગ(-ગુ)ણું** (વિ.) ગુણ-ઉપકાર ભૂલી જનાર, કૃતઘ્ન
**નગ(-ગુ)રું** (વિ.) નગણું, નઘોરું (૨) બેશરમ (૩) ગુરુ વિનાનું
**નગણ્ય** (વિ.) ગણનામાં ન લેવા જેવું, અલ્પ, તુચ્છ, હલકું
**નગદ(-દી)** (વિ.) રોકડું (૨) કીમતી (૩) ભારે, સંગીન (૪) નક્કર
**નગદ(-દી)નાણું** (ન.) રોકડી મિલકત, ગમે તે વખતે રોકડા રૂપિયા મળે તેવી મિલકત
**નગદ(-દી)નારાયણ** (પું.) રોકડ નાણું, રૂપિયા (૨) (વિ.) રોકડા નાણાં-વાળો માણસ (૩) કંગાલ માણસ
**નગપતિ** (પું.) હિમાલય
**નગર** (ન.) શહેર
**નગરચર્ચા** (સ્ત્રી.) નગરના લોકોમાં ચાલતી ચર્ચા, લોકવાયકા
**નગરચર્યા** (સ્ત્રી.) નગરમાં ફરવું એ (૨) લોકોની હિલચાલ
**નગરનારી** (સ્ત્રી.) વેશ્યા, ગણિકા, નગરવધૂ
**નગરપતિ** (પું.) નગરની સુધરાઈનો અધ્યક્ષ, નગરશેઠ, 'મેયર'
**નગરપાલિકા** (સ્ત્રી.) શહેરની સુધરાઈ, 'મ્યુનિસિપાલિટી'
**નગરશેઠ,નગરશ્રેષ્ઠી** (પું.) નગરનો આગેવાન શેઠ
**નગરિયું** (ન.) એક જાતની સાડી
**નગરી** (સ્ત્રી.) શહેર (૨) (વિ.) નગરનું, શહેરી
**નગાધિપ,નગાધિરાજ** (પું.) હિમાલય, મોટામાં મોટો પર્વત
**નગારચી** (પું.) નગારું વગાડનાર
**નગારખાનું** (ન.) ટકોરખાનું
**નગારું** (ન.) ઢોલ
**નગીન** (ન.) રત્ન
**નગીનાવાડી** (સ્ત્રી.) તળાવ વચ્ચે (જડેલા નંગ પેઠે શોભતી) આવેલી વાડી કે બગીચો
**નગેન્દ્ર** (પું.) પર્વતોમાં સૌથી મોટો-હિમાલય
**નગોડ** (સ્ત્રી.) એક વનસ્પતિ
**નગ્ન** (વિ.) નાગું (૨) ઉઘાડું (૩) બેશરમ, લુચ્ચું
**નગ્ન-સત્ય** (ન.) જરા પણ છુપાવ્યા વિનાનું સાચ
**નઘરોળ** (વિ.) નઠોર, જડ (૨) બેફિકરું (૩) આળસુ, એદી
**નચિંત** (વિ.) બેફિકર, ચિંતા વિનાનું, નિરાંતવાળું
**નચિકેત(-તા)** (પું.) યમરાજા પાસેથી બ્રહ્મવિદ્યા શીખી લાવનાર બ્રાહ્મણ-કુમાર, ઉદ્દાલક આરુણિ ઋષિનો પુત્ર (૨) અગ્નિ
**નછૂટકે** (અ.) ના છૂટકે, ન ચાલ્યે, લાચારીથી
**નજદીક** (અ.) પાસે, નજીક, નિકટ, સમીપ
**નજમ** (સ્ત્રી.) કવિતા
**નજર** (સ્ત્રી.) જોવું તે, દૃષ્ટિ (૨) લક્ષ, ધ્યાન
**નજર,નજરાણું,નજરાણો** (સ્ત્રી.ન.પું.) ભેટ, બક્ષિસ
**નજર અંદાજ** (પું.) નજર નાંખીને મેળવેલો અંદાજ, 'આઈ એસ્ટિમેટ'
**નજરકેદ** (સ્ત્રી.) અમુક હદથી બહાર જઈ શકે નહિ તેટલા પૂરતી કેદ
**નજરચૂક** (સ્ત્રી.) ધ્યાન બહાર રહેલી ભૂલ, સરતચૂક
**નજરબંધી** (સ્ત્રી.) જાદુથી લોકોની આંખને ભુલાવામાં નાખવી તે
**નજરબાગ** (પું.) મકાનનો-તેની ચોમેરનો બાગ
**નજરાવું** (ક્રિ.) નજર લાગવી, ખરાબ નજરનો ભોગ બનવું
**નજરિયું** (ન.) નજર ન લાગવા માટે કરાતું ગાલ પરનું મેશનું ટપકું કે માદળિયું વગેરે ટૂચકો
**નજાકત** (સ્ત્રી.) નાજુકાઈ, સુકુમારતા
**નજીક** (અ.) પાસે, પડખે, બાજુમાં
**નજીકદેખું** (વિ.) (દૂરના કરતાં) પાસેનું ઠીક જોઈ શકે એવી ખામીવાળી આંખવાળું, 'શૉર્ટસાઈટેડ'
**નજીવું** (વિ.) માલ વિનાનું (૨) સહેજ, ઓછું (૩) મામૂલી, સામાન્ય કોટિનું
**નજૂમ** (પું.) જ્યોતિષવિદ્યા
**નજૂમી** (વિ.) જ્યોતિષને લગતું (૨) (પું.) જોશી
**નઞ્** (અ.) નકારવાચક સંજ્ઞા (વ્યા.)
**નઞ્તત્પુરુષ** (પું.) તત્પુરુષ સમાસનો એક પ્રકાર
**નઞ્બહુવ્રીહિ** (પું.) બહુવ્રીહિ સમાસનો એક પ્રકાર

**નઞ્વાદ** (પું.) કાંઈ નથી એવી માન્યતા, 'નિહિલિઝમ'
**નગાત્મક** (વિ.) નકારવાચક, 'નૅગેટિવ'
**નટ** (પું.) વેશ ભજવનાર કલાકાર, અભિનેતા (૨) દોરડા પર નાચનાર (૩) એક રાગ
**નટ** (સ્ત્રી.) સ્ક્રૂ કે પેચવાળી લોખંડની (પ્રાયઃ છ ખૂણિયા) ચાકી
**નટક** (પું.) નટ (૨) એક વર્ણમેળ છંદ
**નટકલા(-ળા)** (સ્ત્રી.) નટની કળા કે વિદ્યા
**નટખટ** (વિ.) ખટનટ, ખટપટી, ધૂર્ત (૨) ટીખળી, ગમતી
**નટનાગર** (પું.) કુશળ નટ (૨) શ્રીકૃષ્ણ
**નટનારાયણ** (પું.) એક રાગ-મેઘરાગનો પેટા પ્રકાર
**નટબોલ્ટ** (પું.) છેડે સ્ક્રૂ કે પેચવાળો ખીલો કે ખૂંટો જેને નટ વડે ટાઇટ કરાય છે.
**નટરાજ** (પું.) શિવ, નૃત્યકલાના આરાધ્ય દેવ
**નટવર** (પું.) ઉત્તમ નટ (૨) શ્રીકૃષ્ણ
**નટવિદ્યા** (સ્ત્રી.) નટની વિદ્યા, અભિનયકલા-વિદ્યા
**નટી** (સ્ત્રી.) નટની કે નટ સ્ત્રી (૨) સૂત્રધારની સ્ત્રી (૩) અભિનેત્રી
**નટેશ્વર** (પું.) શિવ, ઉત્તમ નટ
**નઠારું** (વિ.) ખરાબ, ગંદું
**નઠોર** (વિ.) શિખામણ ન લાગે એવું, નફટ, નિર્દય, હૃદયહીન, ધૃષ્ટ, અસભ્ય
**નડ** (સ્ત્રી.) અવરોધ, અડચણ, અંતરાય, હરકત, વિઘ્ન (૨) નેતર, બરુ
**નડતર** (સ્ત્રી.ન.) અવરોધ, અડચણ, અંતરાય, હરકત, વિઘ્ન (૨) (ન.) વળગણ
**નડવું** (ક્રિ.) હરકત કરવી, પીડવું
**નણદલ** (સ્ત્રી.) નણંદ, નણદી, વરની બહેન
**નણદી** (સ્ત્રી.) નણંદ, વરની બહેન
**નણદોઈ** (પું.) નણંદનો વર
**નણંદ** (સ્ત્રી.) વરની બહેન
**નત** (વિ.) નમેલું (૨) (અ.) નિત્ય, હમેશાં, દરરોજ
**નતાંશ** (પું.) આકાશીય શિરોબિંદુથી મપાતું અંતર, 'ઝૅનિથ ડિસ્ટન્સ'
**નતિ** (સ્ત્રી.) નમસ્કાર (૨) નમવાની ક્રિયા
**નતીજો** (પું.) પરિણામ, ફળ (૨) નિકાલ, ફેંસલો (૩) બદલો, વળતર
**નત્રવાયુ** (પું.) નાઇટ્રોજન
**નથ,નથડી** (સ્ત્રી.) નાકની વાળી, નકવેસર
**નથી** (ક્રિ.) છે નહિ (સર્વ પુરુષ અને વચનમાં 'છે'નું નકારવાચક રૂપ)
**નદ** (પું.) મોટી નદી
**નદી** (સ્ત્રી.) પર્વત કે સરોવરમાંથી વહેતો મોટો કુદરતી જળપ્રવાહ, સરિતા
**નદીતટ** (પું.) નદીનો તટ-કાંઠો
**નદીનાવસંજોગ** (પું.) અકસ્માત્ થોડા વખત માટે પ્રાપ્ત થયેલો યોગ-સંબંધ
**નદીનાળું** (ન.) નાનકડી નદી કે વહેળો
**નદી પ્રદેશ** (પું.) નદી જે પ્રદેશમાંથી વહે - જેનું પાણી તેમાં વહી આવે તે વિસ્તાર, 'રિવર બેસિન', ઘેડ પ્રદેશ
**નધણિયાતું,ન ધણિયું** (વિ.) ધણી વિનાનું (૨) નવારસું, રખડતું, રેઢિયાળ
**નનામી** (સ્ત્રી.) ઠાઠડી, અર્થી (૨) (વિ.સ્ત્રી.) નનામું, અનામી
**નનામું** (વિ.) નામ વિનાનું (૨) લખનારની સહી વિનાનું
**નનૈયો** (પું.) નકાર, નન્નો
**નન્નો** (પું.) ના ભણવી તે, નિષેધ, નકાર (૨) 'ન' વર્ણ (૩) 'ન' ઉચ્ચારણ
**નપાટ, નપાવટ** (વિ.) નઠારું, હલકું, ઊતરતું
**નપાણિયું** (વિ.) પાણી વિનાનું, નિર્જળ (૨) પાણી પાયા વિના ઊછરેલું (૩) શહૂર વિનાનું, તાકાત વિનાનું, બળહીન, નમાલું (૪) આવડત વિનાનું
**નપાતર** (વિ.) પાત્ર નહિ તે, નાલાયક, નીચ, હીણું
**નપાસ** (વિ.) પાસ નહિ થયેલું, નાપાસ
**નપીરી** (વિ.સ્ત્રી.) પિયરમાં કોઈ ન હોય એવી સ્ત્રી
**નપુંસક** (વિ.) નાન્યતરજાતિનું (વ્યા.) (૨) પુરુષત્વ વિનાનું (૩) (પું.) હીજડો
**નફ(-ફિ)કરું** (વિ.) બેફિકર, નિશ્ચિત
**નફટ** (વિ.) બેશરમ, નફ્ફટ, નિર્લજ્જ
**નફટાઈ** (સ્ત્રી.) બેશરમી, નફટપણું
**નફરત** (સ્ત્રી.) તિરસ્કાર, ઘૃણા
**નફાખોર** (વિ.) નફો ખાવાની વૃત્તિવાળું, વધારે પડતો નફો તાકનાર
**નફાખોરી** (સ્ત્રી.) નફો જ તાકવો તે, નફાખોરપણું
**નફેરી** (સ્ત્રી.) એક વાદ્ય - ઢોલ
**નફો** (પું.) કમાણી, લાભ, ફાયદો
**નફોતોટો,નફોનુકસાન** (પું.) નફો કે તોટો, નફો કે નુકસાન (૨) નફો કે તોટો કાઢવાનું ગણિત, અંકગણિતનો એક ભાગ
**નફ્ફટ** (વિ.) બેશરમ, નફટ, નિર્લજ્જ
**નબળાઈ** (સ્ત્રી.) અશક્તિ, કમજોરી
**નબળું** (વિ.) અશકત, કમજોર (૨) માનસિક રીતે તદ્દન ઢીલું (૩) ભેગ અને મિશ્રાણવાળું, હલકા પ્રકારનું
**નબાપું** (વિ.) બાપ વિનાનું
**નબી** (પું.) પેગંબર
**નબીરો** (પું.) દીકરા કે દીકરીનું સંતાન
**નબ્ઝ** (સ્ત્રી.) નાડી
**નભ** (ન.) આકાશ
**નભપત્ર** (ન.) (લા.) આકાશકુસુમ, અસંભવિત વસ્તુ
**નભબિંદુ** (ન.) આકાશનું બિંદુ, મોટા આકાશમાં ટપકા જેવું તે
**નભ(-ભો)મંડલ(-ળ)** (ન.) પૃથ્વી ઉપરથી દેખાતું આખું આકાશ, ખગોળ
**નભમાસ** (પું.) શ્રાવણ માસ
**નભવું** (ક્રિ.) ટકવું (૨) પોષાવું, નિર્વાહ થવો (૩) કામચલાઉ થવું (૪) સચવાવું, જળવાવું
**નભાઉ** (વિ.) નભી શકે એવું, 'વાયૅબલ'
**નભોવાણી** (સ્ત્રી.) આકાશવાણી, રેડિયો
**નમક** (ન.) નિમક, મીઠું, લૂણ
**નમણ** (ન.) નમવું તે (૨) દેવપૂજાનું પાણી
**નમણાઈ,નમણાશ** (સ્ત્રી.) નમણાપણું, સુંદરતા
**નમણું** (વિ.) નમેલું (૨) વાંકું (૩) સુંદર વળાંકવાળું (નાક), ઘાટીલું (૪) નમતું (૫) (ન.) નમન

**નમતું** (વિ.) નીચે વળતું-ઢળતું (૨) એક બાજુ નીચે જતું (૩) ઢીલું (૪) નમ્ર, વિવેકી (૫) પાછા પડવું તે
**નમદો** (પું.) ટીપીને જાડું કરાતું ઊની કાપડ
**નમન** (ન.) નમસ્કાર (૨) નમવું કે નીચે વળવું-ઢળવું તે, 'ડિપ' (પ.વિ.)
**નમનીય** (વિ.) નમવાને પાત્ર, પૂજનીય (૨) લચી જાય કે નમે ઝૂકે એવું, મૃદુલ, નમ્ર
**નમવું** (ક્રિ.) નીચા વળવું (૨) નમસ્કાર કરવા (૩) નમ્ર થવું (૪) તાબે થવું, શરણે જવું
**નમઃ** (અ.) 'નમન હો'
**નમસ્કાર** (પું.) નમન, વંદન
**નમસ્કૃતિ,નમસ્ક્રિયા** (સ્ત્રી.) નમસ્કાર, પ્રણામ, નમવું તે, વંદન, અભિવાદન
**નમસ્તે** (અ.) તને કે તમને નમસ્કાર, જેજે-જયજય
**નમાજ(-ઝ)** (સ્ત્રી.) બંદગી
**નમાજી(-ઝી)** (વિ.) બંદગી કરનાર, ભકત
**નમાયું** (વિ.) મા વિનાનું
**નમાલું** (વિ.) શહૂર વિનાનું, નિર્માલ્ય
**નમિત** (વિ.) નમેલું
**નમૂછિયું** (વિ.) મૂછ વિનાનું
**નમૂના(-ને)દાર** (વિ.) ઉત્તમ, નમૂનારૂપ
**નમૂનાઈ** (વિ.) નમૂના તરીકેનું કે તે વિષેનું
**નમૂનો** (પું.) વાનગી (૨) જેના ઉપરથી નકલ કરવાની હોય તે મૂળ પ્રત કે વસ્તુ (૩) બીબું, ઘાટ, ફરમો (૪) દૃષ્ટાંત, ઉદાહરણ
**નમેરું** (વિ.) નિર્દય, મહેર કે દયા વિનાનું
**નમો** (અ.) 'નમન હો'
**નમોનમઃ** (અ.) વારંવાર નમસ્કાર હો
**નમ્યું** (વિ.) નમેલું
**નમ્ર** (વિ.) વિનયી, સાલસ (૨) નમતું, રાંક
**નય** (પું.) સદ્વર્તન (૨) રાજનીતિ (૩) દાર્શનિક મત-સિદ્ધાંત (૪) અનેકધર્મી વસ્તુનો તેના કોઈ એક ધર્મ દ્વારા સ્વરૂપનિશ્ચય કરવામાં આવે તે (જૈન) (૫) ન્યાય, નીતિ (૬) પદાર્થને સમજવાની દૃષ્ટિ
**નયજ્ઞ** (પું.) નય(રાજનીતિ, ન્યાય, નીતિ વગેરે)ને જાણનાર
**નયણું** (ન.) નેત્ર, નયન (૨) નરણો-ખાલી (કોઠો)
**નયન** (ન.) આંખ
**નયનગોચર** (વિ.) આંખે દેખાય એવું, દૃષ્ટિગોચર
**નયનપથ** (પું.) જ્યાં સુધી આંખ જોઈ શકે તે પથ, દૃષ્ટિપથ, ક્ષિતિજ
**નયનહારી,નયનાકર્ષક** (વિ.) નયન ખેંચે કે હરે એવું - સુંદર, મનોહર
**નયનાભિરામ** (વિ.) સુંદર, આંખને ગમે તેવું, આંખને પસંદ પડી જાય તેવું
**નયનામૃત** (સ્ત્રી.) (લા.) કૃપાદૃષ્ટિ
**નયર** (પું.) નગર, શહેર
**નયવહેવાર,નયવ્યવહાર** (પું.) રાજનીતિનો વ્યવહાર, 'ડિપ્લૉમસી'
**નયશાસ્ત્ર** (ન.) નીતિશાસ્ત્ર (૨) રાજનીતિશાસ્ત્ર, અર્થશાસ્ત્ર
**નર** (પું.) પુરુષવાચક પ્રાણી, મનુષ્ય, પુરુષ, આદમી (૨) ચણિયારામાં ફરતો કમાડનો ખીલો (૩) એક ઋષિ
**નરક** (ન.) દોજખ, જહન્નમ (૨) વિષ્ટા (૩) (પું.) નરકાસુર
**નરકાગાર** (ન.) નરકનું સ્થાન - નરક, અત્યંત ગંદકીવાળું સ્થાન
**નરકેસરી** (પું.) સિંહ જેવો વીર પુરુષ, નરશ્રેષ્ઠ
**નરગિસ,નરગેશ** (ન.) એક છોડ કે તેનું સફેદ ફૂલ (૨) કબાબ
**નરઘું** (ન.) સંગીતમાં તાલ આપવા માટેનું વાદ્ય - તબલું
**નરજાતિ** (સ્ત્રી.) પુરુષવર્ગ (૨) પુંલ્લિંગ (વ્યા.)
**નરણું** (વિ.) ખાધા વિનાનું (૨) એકલું
**નરદમ** (વિ.અ.) ચોખ્ખું, ભેળસેળ વિનાનું, શુદ્ધ, એક જ જાતનું (૨) (અ.) તદ્દન, સાવ, બિલકુલ
**નરદેવ,નરાધીશ,નરપતિ,નરપાલ** (પું.) રાજા, બ્રાહ્મણ
**નરનારાયણ** (પું.) નર અને નારાયણ
**નરપશુ** (પું.) પશુ જેવો માણસ, બુદ્ધિહીન પુરુષ
**નરપિશાચ** (પું.) પિશાચ જેવો-અધમ માણસ, રાક્ષસ, અતિ ક્રૂર અને ઘાતકી પુરુષ
**નરભે** (વિ.) નિર્ભય
**નરમ** (વિ.) સુંવાળું, મુલાયમ, સુકોમળ (૨) નમ્ર, સાલસ (૩) પોચું, ઢીલું (૪) નબળું, કમજોર (૫) ભાવ નીચા ગયા હોય તેવું
**નરમાઈ(-શ)** (સ્ત્રી.) નરમપણું
**નરમાદા** (ન.બ.વ.) નર અને માદા (૨) બરડવા (મજાગરા)ની જોડી
**નરમેધ** (પું.) જેમાં માણસને હોમવામાં આવે એવો યજ્ઞ
**નરરત્ન** (ન.) નરોમાં રત્ન જેવો - ઉત્તમ પુરુષ
**નરવર** (પું.) ઉત્તમ કે શ્રેષ્ઠ નર
**નરવાઈ** (સ્ત્રી.) નરવાપણું, નીરોગિતા
**નરવી** (વિ.સ્ત્રી.) કુંવારી
**નરવો** (પું.) નીરોગી માણસ (૨) કુંવારો (૩) કાયમી જમાબંધીવાળી જમીન (૪) જમીનનો વંશપરંપરાનો વહીવટ
**નરવું** (વિ.) નર્યું, નીરોગી (૨) (અ.) નરદમ
**નરસ(-સું)** (વિ.) રસ વિનાનું (૨) નઠારું, ગુણરહિત, ખરાબ, અધમ
**નરસિંહ** (પું.) રાજા (૨) સિંહ જેવો બહાદુર પુરુષ (૩) નરસિંહાવતાર, વિષ્ણુનો ચોથો અવતાર (૪) કવિ નરસિંહ મહેતા
**નરસિંહાવતાર** (પું.) (નર અને સિંહના ભેગા રૂપનો) વિષ્ણુનો ચોથો અવતાર, નૃસિંહાવતાર
**નરહરિ** (પું.) નૃસિંહ, રાજા (૨) સિંહ કે ઘોડા જેવો પરાક્રમી માણસ (૩) નૃસિંહાવતાર
**નરા(-રે)ણી** (સ્ત્રી.) નખ કાપવાનું ઓજાર
**નરાજ** (સ્ત્રી.) કોશ (ખોદવાની)
**નરાતાર(-ળ)** (અ.) નરદમ, નર્યું, સદંતર, તદ્દન
**નરાધમ** (પું.) અધમ - નીચ આદમી
**નરાધિપ** (પું.) રાજા, નરપતિ
**નરું(-ર્યું)** (વિ.) નરવું, તંદુરસ્ત (૨) (અ.) નરદમ
**નરે(-ર્યે)નરું(-ર્યું)** (વિ.) નરદમ, સાવ, તદ્દન, બિલકુલ
**નરેશ,નરેંદ્ર** (પું.) રાજા, નૃપતિ
**નરોત્તમ** (પું.) ઉત્તમ પુરુષ (૨) રાજા
**નર્ત,નર્તન** (પું.ન.) નાચ, નૃત્ય
**નર્તક** (પું.) નાચનારો (૨) નટ
**નર્તકી,નર્તિકા** (સ્ત્રી.) નટી
**નર્મ** (ન.) રમત (૨) આનંદ, વિનોદ (૩) ઠઠ્ઠામશ્કરી

**નર્મગોષ્ઠિ(-ષ્ઠી)** (સ્ત્રી.) ગેલ, ગમત કે મજાકની વાત
**નર્મચિત્ર** (ન.) નર્મસૂચક ચિત્ર, 'કાર્ટૂન-કેરિકેચર'
**નર્મદ** (વિ.) નર્મ-આનંદ આપનાર (૨) (પું.) નર્મદાશંકર કવિ
**નર્મદા** (સ્ત્રી.) આનંદ આપનારી (૨) એક નદી, રેવાનદી
**નર્મવાણી** (સ્ત્રી.) નર્મવાળી વાણી, મજાક ભરેલી વાણી
**નર્સ** (સ્ત્રી.) માંદાની સારવારનું કામ કરનાર બાઈ, પરિચારિકા
**નર્સિંગહોમ** (ન.) ઇસ્પિતાલ, પરિચર્યાગૃહ
**નર્સરી** (સ્ત્રી.) વનસ્પતિના રોપા ઉછેરવાની વાડી (૨) ઘરમાં બાળકોને માટેનો અલગ ભાગ કે ઓરડો, બાળ-ઉછેર-કેન્દ્ર
**નર્સિંગ** (ન.) નર્સનું કામ, બરદાસ-ચાકરી, માવજત, સારવાર
**નલ(-ળ)** (પું.) બહાર આવતા પ્રવાહી કે પાણીનું નિયમન કરતી ચકલી-પાઈપ (૨) પેટમાંનું મોટું આંતરડું (૩) માટી કે ધાતુનો ગોળ પોલો લાંબો ઘાટ-પાઈપ (૪) નળ રાજા-દમયંતીનો પતિ (૫) સેતુ બાંધનારો, રામની સેનાનો એક વાનર-નાયક (૬) પાણીના પાઈપને છેડે ભરાવેલી ચકલી
**નલાસ્થિ** (ન.) નળાનું હાડકું
**નલિકા** (સ્ત્રી.) નળી
**નલિકાયંત્ર** (ન.) દૂરબીન, અર્ક કાઢવાનું યંત્ર
**નલિન** (ન.) કમળ
**નલિની** (સ્ત્રી.) કમળનો છોડ (૨) કમળનો સમૂહ (૩) કમળવાળું તળાવ
**નવ** (અ.) નહિ, ન, ના
**નવ** (વિ.) નવું, નવલ, નવીન
**નવ** (વિ.) '૯'નો આંકડો (૨) કશું ન આપવું તે
**નવકાર** (પું.) નોકાર, જૈનોને જપવાનો એક મંત્ર
**નવકારવાળી** (સ્ત્રી.) નવકાર મંત્ર ગણવાની જપમાળા
**નવકારશી,નોકારસી,નૌકારશી(-સી)** (સ્ત્રી.) બધા જૈનોને કરાવવામાં આવતું સામૂહિક ભોજન
**નવખંડ** (પું.બ.વ.) પૌરાણિક ભૂગોળ પ્રમાણે પૃથ્વીના ૯ ખંડ
**નવગ્રહ** (પું.) સૂર્ય, ચંદ્ર, મંગળ, બુધ, ગુરુ, શુક્ર, શનિ, રાહુ અને કેતુ એ આકાશીય પદાર્થો (હવે નવના દસ થયા છે.)
**નવઘરું** (ન.) નવ ગ્રહનાં નંગ જેમાં બેસાડેલાં છે એવું ઘરેણું (૨) કસબી, મોળિયું
**નવચંડી** (સ્ત્રી.) નવ દુર્ગાઓ (૨) તેમની સ્તુતિ, પૂજન, હોમ વગેરે
**નવચાંદરી** (વિ.સ્ત્રી.) શરીરનાં જુદાં જુદાં નવ અંગ પર ધોળાં ચાંદાંવાળી (ભેંસ)
**નવચેતન,નવચૈતન્ય** (ન.) નવું ચેતન - જાગૃતિ કે જોમ, પ્રફુલ્લિતતા
**નવજ(-જુ)વાન** (વિ.) યુવાનીમાં પ્રવેશ કરનાર (૨) (પું.) ઊગતો જુવાન
**નવજાગૃતિ** (સ્ત્રી.) નવી ચેતના, પુનરુત્થાન
**નવજાત** (વિ.) નવું-તરતનું જન્મેલું
**નવજીવન** (ન.) નવું જીવન, નવું ચેતન
**નવજોત** (સ્ત્રી.) પારસીઓનો કસ્તી પહેરવાનો સંસ્કાર
**નવજોબન** (ન.) નવી જુવાની, નવ-યૌવન
**નવડો** (પું.) '૯'નો આંકડો
**નવતર(રું)** (વિ.) નવું, નવીન (૨) નવાઈ ઉપજાવે તેવું
**નવદંપતી** (ન.બ.વ.) નવાં પરણેલાં દંપતી-વરવધૂ
**નવદ્વાર** (ન.) શરીરમાં દ્વાર જેવાં નવ અંગો - બે આંખ, બે કાન, નાકનાં બે કાણાં, મોં અને બે ગુહ્યેન્દ્રિય (૨) (વિ.) નવ દ્વારોવાળું (શરીર)
**નવદ્વારી** (વિ.પું.) દેહી, શરીરી
**નવધા** (અ.) નવ પ્રકારે, નવ રીતે
**નવધાભક્તિ** (સ્ત્રી.) નવ પ્રકારની સાધન-ભક્તિ (શ્રવણ, કીર્તન, સ્મરણ, પાદસેવન, અર્ચન, વંદન, સખ્ય, દાસ્ય અને આત્મનિવેદન)
**નવનવું** (વિ.) અવનવું, નવુંનવું (૨) ભાતભાતનું
**નવનિધ(-ધિ)** (સ્ત્રી.બ.વ.) કુબેરના નવ ભંડાર (૨) (લા.) સર્વ પ્રકારની સમૃદ્ધિ
**નવનિર્માણ** (ન.) નવું નિર્માણ, નવરચના
**નવનીત** (ન.) માખણ
**નવનેજા(-જાં)** (પું.ન.બ.વ.) મહામુશ્કેલી
**નવપલ્લવ** (પું.) નવાં પાનવાળી ડાળી, કૂંપળ
**નવપલ્લવિત** (વિ.) નવાં પાંદડાંવાળું
**નવપ્રાપ્તિ** (સ્ત્રી.) જમીન કામ આવે તે રીતે સમી કરવાની ક્રિયા, નવસાધ્ય, 'રિક્લેમેશન'
**નવબિંદુવૃત્ત** (ન.) નવ બિંદુવાળું વર્તુળ, 'નાઇન-પોઇંટ સર્કલ'
**નવમલ્લિકા** (સ્ત્રી.) જૂઈ (૨) ચમેલી, ચંપેલી
**નવમી** (સ્ત્રી.) નોમ તિથિ (૨) (વિ.સ્ત્રી.) 'નવમું'નું સ્ત્રીલિંગ
**નવમું** (વિ.) ક્રમમાં આઠમા પછીનું, નવની સંખ્યાએ પહોંચેલું
**નવયુગ** (પું.) નવો યુગ કે જમાનો
**નવયુગીન** (વિ.) નવા યુગનું કે તે સંબંધી
**નવયુવક** (પું.) નવજુવાન
**નવયુવતી** (સ્ત્રી.) નવજુવાન સ્ત્રી
**નવયૌવન** (ન.) નવી જુવાની (૨) (વિ.) નવજુવાન
**નવયૌવના** (સ્ત્રી.) નવયૌવનવાળી સ્ત્રી
**નવરચના** (સ્ત્રી.) નવેસર રચવું તે, નવનિર્માણ, પુનર્ઘટના
**નવરત્ન** (ન.બ.વ.) નવ પ્રકારનાં રત્નો-ઝવેરાત (હીરો, માણેક, મોતી, પાનું, પોખરાજ, ગોમેદ, લસણિયો, પરવાળું, નીલમ) (૨) (લા.) ભોજરાજાના દરબારના નવ પંડિતો (કાલિદાસ, ધન્વંતરી, ક્ષપણક, અમર, શંકુ, વેતાલ, ઘટકર્પર, વરાહમિહિર, વરરુચિ)
**નવરસ** (પું.બ.વ.) કાવ્યશાસ્ત્રમાં વર્ણવેલા ૯ રસ - શૃંગાર, હાસ્ય, કરુણ, રૌદ્ર, વીર, ભયાનક, બીભત્સ, અદ્ભુત, શાંત
**નવરંગ** (વિ.) નવા કે વિવિધ રંગવાળું (૨) મોહક (૩) (ન.) એક પક્ષી
**નવરંગી** (વિ.) નવા રંગનું (૨) વિવિધ રંગવાળું (૩) છેલછબીલું
**નવરાઈ(-શ)** (સ્ત્રી.) ફુરસદ, નવરાપણું
**નવરાત,નવરાતર** (સ્ત્રી.) ચૈત્ર તથા આસો માસના શુક્લ પક્ષની પ્રથમ નવ તિથિઓ (દશેરા પહેલાંનાં નોરતાં ખાસ કરીને)
**નવરાત્ર(-ત્રિ,-ત્રી)** (ન.બ.વ.સ્ત્રી.) નવરાત, નોરતાં
**નવરું** (વિ.) કામ વગરનું (૨) કામથી ફારગ
**નવરુંધૂપ** (વિ.) સાવ નવરું
**નવરોજ** (પું.) વસંત ઋતુનો સરખા દિવસ અને સરખી રાતવાળો દિવસ (૨) પારસીઓનું બેસતું વર્ષ
**નવલ** (વિ.) નવલું, આશ્ચર્યકારક (૨) (સ્ત્રી.) તેવી બીના (૩) નવલકથા
**નવલકથા** (સ્ત્રી.) ગદ્યમાં લખેલી કલ્પિત વાર્તા

**નવલકથાકાર,નવલકાર** (પું.) નવલકથાનો લેખક
**નવલખ** (વિ.) નવ લાખની કિંમતનું (૨) અગણિત, અસંખ્ય (૩) અમૂલ્ય
**નવલખું** (વિ.) નવ લાખની પૂંજી કે આવકવાળું (૨) પૈસાદાર
**નવલિકા** (સ્ત્રી.) કાલ્પનિક ટૂંકી વાર્તા
**નવલિકાકાર** (પું.) નવલિકાનો લેખક કે કર્તા
**નવલોહિયું,નવલોહિયાળ** (વિ.) નવા-ચડતા લોહીનું, જુવાન, ઉછાંછળું
**નવવધૂ** (સ્ત્રી.) નવી પરણેલી સ્ત્રી
**નવશિક્ષણ** (ન.) નવું - અર્વાચીન યુગનું - નૂતન શિક્ષણ
**નવશિક્ષિત** (ન.) તાજું શિક્ષિત
**નવશિખાઉ** (વિ.) તાજેતર શીખવું શરૂ કર્યું હોય તેવું, શિખાઉ, આવડતમાં કાચું કે ઓછું
**નવશેકું** (વિ.) જરાક ગરમ, કોકરવરણું
**નવશ્રાદ્ધ** (ન.) મરણ પછી ત્રીજે, પાંચમે, સાતમે, નવમે અને અગિયારમે એમ એકી દિવસે થતું શ્રાદ્ધ
**નવસર** (ન.) નવ સેરનું, નવસેરું
**નવસંસ્કરણ** (ન.) નવું કે ફરીને સંસ્કરણ કરવું - સુધારવું તે
**નવસંસ્કાર** (પું.) નવો સંસ્કાર, પરિસ્કૃત કરવું તે
**નવસંસ્કૃતિ** (સ્ત્રી.) નવી સંસ્કૃતિ, નવો સુધારો
**નવસાર,નવસાગર** (પું.) ધાતુઓ ગાળવાનો એક ખાર
**નવસેર(-રું)** (વિ.) નવ સેરનું, નવસેરું
**નવસેં(-સો)** (પું.) ‘૯૦૦’નો આંકડો
**નવસ્ત્રું** (વિ.) વસ્ત્ર વગરનું, નાગું, નગ્ન
**નવહથ્થું** (વિ.) નવ હાથ લાંબું-માપ
**નવાઈ** (સ્ત્રી.) નવાપણું, નવીનતા (૨) અચરજ (૩) અપૂર્વતા, અદ્‌ભુતતા
**નવાગંતુક** (વિ.) નવું આવનારું કે આવેલું
**નવાજવું** (ક્રિ.) વધાવવું (૨) ભેટ આપવી
**નવાજિ(-જે)શ** (સ્ત્રી.) કૃપા (૨) બક્ષિસ (૩) નવાજવું તે
**નવાજૂની** (સ્ત્રી.) નવા જાણવા જેવા સમાચાર (૨) ઊથલપાથલ, ભારે ફેરફાર (૩) તદ્દન તાજી ખબર, નવી અસાધારણ ખબર
**નવા(-વ્વા)ણુ(-ણું)** (વિ.) ‘૯૯’નો આંકડો
**નવાન્ન** (ન.) નવું પાકેલું અનાજ (૨) તે ખાતી વેળા કરાતો એક વિધિ
**નવાબ** (પું.) સૂબો, મુસલમાન રાજા, ગવર્નર (૨) એક ઇલકાબ (૩) (લા.) આપખુદ કે લહેરી-નવાબ જેવો ગુમાની માણસ
**નવાબજાદી** (સ્ત્રી.) નવાબની પુત્રી (૨) (લા.) આપખુદ, લહેરી કે મનસ્વી સ્વભાવની સ્ત્રી
**નવાબજાદો** (પું.) નવાબનો પુત્ર (૨) (લા.) આપખુદ, લહેરી કે મનસ્વી સ્વભાવનો માણસ, બહુ શોખીન માણસ (૩) પુત્ર
**નવાબશાહી** (સ્ત્રી.) નવાબની સત્તા (૨) (લા.) આપખુદી
**નવાબી** (વિ.) નવાબ સંબંધી કે તેના જેવું (૨) (સ્ત્રી.) નવાબનું પદ (૩) નવાબશાહી
**નવારસ(સુ,-સું),નવારસિયું** (વિ.) વારસ વગરનું, બિન-વારસ
**નવાંકુર** (પું.) નવો ફૂટેલો અંકુર
**નવાંકુરિત** (વિ.) નવા અંકુર ફૂટેલું, નવાંકુરવાળું
**નવી** (સ્ત્રી.) બીજા લગ્નની સ્ત્રી (૨) (વિ.સ્ત્રી.) નવું
**નવીકરણ,નવીનીકરણ** (ન.) નવું કરવું તે, તાજું કરવું
**નવીન** (વિ.) નવું, અપૂર્વ (૨) વિચિત્ર
**-નવીસ(-શ)** (વિ.) લખનાર, એ અર્થમાં નામને અંતે આવે છે. જેમ કે, અખબારનવીસ
**નવું** (વિ.) અગાઉ જોયુંજાણ્યું ન હોય એવું (૨) તરતનું, નવીન, તાજું, શરૂનું (૩) શિખાઉ, કાચું, બિનઅનુભવી (૪) અપૂર્વ, અપરિચિત (૫) પૂર્વે નહિ વાપરેલું (જેમ કે, વસ્ત્ર વગેરે) (૬) બદલાયેલું, ફરી જઈ બીજું બનેલું, નવેસરનું
**નવુંનક્કોર** (વિ.) તદ્દન નવું
**નવુંસવું** (વિ.) તરતનું, સાવ નવું (૨) અપરિચિત
**નવેણ** (સ્ત્રી.) નાહ્યાધોયા વગર જ્યાં જઈ ન શકાય એવી જગ્યા (૨) કોઈને અડકાય નહિ એવી જમતાં પહેલાંની સોળી હાલત, અપરસ
**નવેલડું,નવેલું** (વિ.) નવલ, નવું, તાજું
**નવેલી** (સ્ત્રી.) નવવધૂ
**નવેલો** (પું.) નહિયું, નખને લગતી ચામડીનો રોગ
**નવેસર,નવેસરથી** (અ.) ફરીથી શરૂ કરીને
**નવેળિયું,નવેળું** (ન.) નેળ, સાંકડી ગલી (૨) ઘર પાછળની છીડી-નાની ગલી
**નવેળી** (સ્ત્રી.) (નાનું) નવેળું, ઘર પાછળની છીડી (૨) પાણી જવાની નીક
**નવેંદુ** (ન.) બીજનો ચંદ્રમા
**નવેંબર** (પું.) ઈ.સ.નો ૧૧મો માસ
**નવોઢા** (સ્ત્રી.) નવવધૂ, નવપરિણીતા (૨) નાયિકાનો એક પ્રકાર
**નવોદિત** (વિ.) નવું ઉદય થયેલું કે ઊગેલું
**નવ્યાશી(-સી)** (વિ.) ‘૮૯’નો આંકડો, નેવ્યાશી(-સી)
**નવ્વાણુ(-ણું)** (વિ.) ‘૯૯’નો આંકડો, નવાણુ
**નવ્વો** (પું.) ૯ આંકવાળું પત્તું કે પાસો
**નશરમું** (વિ.) શરમ વિનાનું, નિર્લજ્જ, બેશરમ
**નશાખોર,નશાબાજ** (વિ.) નશામાં ચકચૂર રહેનારું
**નશાખોરી,નશાબાજી** (સ્ત્રી.) નશામાં ચકચૂર રહેવું તે
**-નશીન** (વિ.) બેઠેલું, આરૂઢ (સમાસમાં. ઉદા. તખ્તનશીન)
**નશીલું** (વિ.) નશાવાળું, નશો ચડાવે એવું કે નશામાં આવેલું
**નશો** (પું.) કેફી ચીજથી ચડતો કેફ (૨) ધન, સત્તા, વિદ્યા વગેરેનો ગર્વ
**નશ્વર** (વિ.) નાશ પામે તેવું, નાશવંત
**નશ્વરતા** (સ્ત્રી.) નશ્વરપણું, ક્ષણભંગુરતા, નાશવંતપણું
**નષ્ટ** (વિ.) નાશ પામેલું (૨) ખરાબ, નીચ
**નષ્ટભ્રષ્ટ** (વિ.) સાવ નષ્ટ થયેલું, તદ્દન પાયમાલ, ફનાફાતિયા થયેલું
**નસ** (સ્ત્રી.) રગ, રસવાહિની, નાડી, ધમની (૨) રેસો
**નસકોરી** (સ્ત્રી.) નાખોરી, નસકોરામાંની કુમળી ચામડી
**નસકોરું** (ન.) નાકનું કાણું (૨) નાક
**નસબંધી** (સ્ત્રી.) કુટુંબ-નિયોજન માટેની એક શસ્ત્રક્રિયા, પુરુષ વંધ્યીકરણ
**નસલ** (સ્ત્રી.) મૂળ, ઉત્પત્તિસ્થાન, જડ (૨) વંશ, ગોત્ર (૩) પત્તો, નિશાની
**નસિયત** (સ્ત્રી.) નસીહત, શિખામણ (૨) ઠપકો, સજા
**નસી(-સે)કવું** (ક્રિ.) નાકમાંથી લીટ સાફ કરવું
**નસીબ** (ન.) ભાગ્ય
**નસીબદાર** (વિ.) ભાગ્યશાળી

**નસીબવાદી** (વિ.પું.) નસીબ પર આધાર રાખી બેસી રહેનારું, દૈવવાદી, નસીબને માનનારું

**નસીબવાન** (વિ.) નસીબવાળું, ભાગ્યશાળી

**નસીહત** (સ્ત્રી.) નસિયત, શિખામણ (૨) ઠપકો, સજા

**નસ્તર** (ન.) વાઢકાપ કે તે કરવાનું હથિયાર

**નહિ(-હીં)** (અ.) ના, ન, મા

**નહિતર** (અ.) નહિ તો, એમ ન હોય તો, નકર

**નહિવત્** (અ.) નહિ જેવું કે જેટલું, નજીવું, જરાતરા

**નહેર** (સ્ત્રી.) સરોવર કે મોટી નદીમાંથી ખોદેલો મોટો કાંસ

**નહેરિયું** (ન.) નાની નહેર (૨) નાળું, વહેળો

**નહેરું** (ન.) વહેળો, વાંઘું, નાળું

**નહોતું** (ક્રિ.) ન હતું

**નહોર** (પું.) પંજાનો નખ (૨) નખનો ઉઝરડો

**નહોરા** (પું.બ.વ.) કાલાવાલા, આજીજી

**નહોરિયું** (ન.) નખનો ઉઝરડો (૨) ખેતરમાંથી મગફળી ખોતરીને કાઢવાનું નહોરના ઘાટનું સાધન

**નળ** (પું.) નળી, 'પાઈપ'

**નળકૂવો** (પું.) જમીનમાં નળ ઉતારીને કરાતો પાણીનો કૂવો, 'ટ્યૂબવેલ'

**નળવાયુ** (પું.) આંતરડાંનો વાયુ

**નળવેરો** (પું.) પાણીના નળ અંગેનો વેરો-પાણીવેરો

**નળાકાર** (વિ.) નળ જેવા પોલા લંબગોળ આકારનું (૨) (પું.) નળના આકારની વસ્તુ, 'સિલિન્ડર'

**નળિયું** (ન.) કવલું, છાપરું ઢાંકવાની પરનાળા જેવી માટીની બનાવટ

**નળી** (સ્ત્રી.) ભૂંગળી (૨) ચાડું (૩) પવાલી

**નળો** (પું.) મોટી નળી (૨) ઘૂંટણથી પાટલી સુધીનો લાંબો અવયવ કે તેનું હાડકું (૩) પેઢુથી છાતી સુધીનો ભાગ (૪) ધાતુની મોટી નળાકાર કોઠી કે પવાલું

**નંખાવું** (ક્રિ.) દુર્બળ થઈ જવું

**નંગ** (ન.) એક વસ્તુ - વસ્તુની એક સંખ્યા (૨) પહેલ પાડેલો હીરો (૩) વહાણને ધકેલવા માટે વપરાતો વાંસડો (૪) (લા.) મૂર્ખ માણસ (૫) લુચ્ચો-ખંધો માણસ (૬) ઘરેણું, દાગીનો

**નંદ** (પું.) આનંદ (૨) કૃષ્ણને ઉછેરનાર ગોકુલનો મુખી (૩) મગધનો એક પ્રાચીન રાજવંશ (૪) સંગીતનો એક અલંકાર (૫) કુશળ યુક્તિબાજ માણસ

**નંદકિશોર,નંદકુમાર,નંદકુંવર** (પું.) શ્રીકૃષ્ણ

**નંદન** (ન.) ઇંદ્રનું ઉપવન (૨) (પું.) દીકરો, પુત્ર (૩) એક છંદ (૪) (વિ.) આનંદ આપનાર

**નંદનવન** (ન.) ઇંદ્રનું ઉપવન

**નંદલાલ** (પું.) શ્રીકૃષ્ણ

**નંદવવું** (ક્રિ.) ભાગવું, તોડવું (ખાસ કરીને કાચની વસ્તુ)

**નંદવું** (ક્રિ.) ભાંગવું, તોડવું (૨) નિંદવું (૩) આનંદવું

**નંદા** (સ્ત્રી.) આનંદ (૨) નણંદ (૩) દુર્ગા (૪) પડવો, અગિયારશ કે છઠ (૫) ગાંધાર ગ્રામની એક મૂર્ચ્છના

**નંદિ(-દી)** (પું.) શિવનો પોઠિયો

**નંદિની** (સ્ત્રી.) છોકરી, પુત્રી (૨) કામધેનુ ગાય

**નંબર** (પું.) અંક, આંકડો, ક્રમાંક (ટૂંકમાં 'નં.')

**નંબરદાર** (પું.) ગામનો જમીનદાર, જે મહેસૂલની વસૂલીમાં મદદ કરે છે. (૨) 'રેકૉર્ડર'

**નંબરવાર** (અ.) ક્રમસર, ક્રમવાર

**નંબરી** (વિ.) નંબરવાળું, જાણીતું, સારી જાતનું (ઉદા. નંબરી માલ)

**ના** (અ.) નહિ (૨) (સ્ત્રી.) નકાર, નિષેધ (૩) નામ ને વિશેષણની આગળ વપરાતો નકારસૂચક ઉપસર્ગ. ઉદા. નાઇલાજ, નાપસંદ

**નાઇટ્રોજન** (પું.) હવામાં મોટા પ્રમાણમાં રહેતો એક વાયુ, નત્રવાયુ

**નાઈલાજ** (વિ.) ઈલાજ વગરનું, લાચાર

**નાઈ(-વી)** (પું.) વાળંદ

**નાઉમેદ** (વિ.) નિરાશ

**નાઉમેદી** (સ્ત્રી.) નિરાશા, નિરાશપણું

**નાક** (ન.) નાસિકા (૨) (લા.) આબરૂ (૩) કોઈ પણ વર્ગની મુખ્ય વસ્તુ, અગ્રણી, મુખ્ય કે મોખરાનું માણસ

**નાક** (ન.) દુઃખ વગરનું સ્થળ, સ્વર્ગ

**નાકકટ્ટું** (વિ.) કપાયેલા નાકવાળું (૨) (લા.) બેશરમ, નિર્લજ્જ, નકટું

**નાકબૂલ** (વિ.) નામંજૂર, કબૂલ નહીં એવું

**નાકર** (પું.) કર ન ભરવો તે, 'નો-ટૅક્સ' (સત્યાગ્રહી યુદ્ધનો એક પ્રકાર)

**નાકર** (ન.) ઢોર બાંધવા માટે પથ્થરમાં કે લાકડામાં પાડેલું કાણું (૨) ધ્વજ-દંડને જોડેલા લાકડાના બે ટુકડાઓમાંનો એક (૩) નાથ પરોવવા માટેનું બળદ-પાડા વગેરેના નાકમાં પાડેલું કાણું

**નાકલીટી** (સ્ત્રી.) માફી માગવા માટે જમીન ઉપર નાક ઘસવું તે (૨) તોબા પોકારવું તે

**નાકસૂર** (ન.) નાકનો એક રોગ

**નાકાબંદી(-ધી)** (સ્ત્રી.) નાકે નાકે ચોકી મૂકી દેવી તે, ઘેરો, 'બ્લૉકેડ' (૨) રસ્તો બંધ કરવો તે, જકાત વસૂલ લેવાની ક્રિયા

**નાકામ(-મિ)યાબ** (વિ.) અસફળ, નિષ્ફળ

**નાકાર(-રો)** (પું.) નકાર, ના પાડવી તે

**નાકાવેરો** (પું.) નાકામાંથી પસાર થતાં લેવાતો કર, જકાત, 'ટૉલ', 'ઑક્ટ્રોઈ'

**નાકાં** (ન.બ.વ.) દાળચોખાના ઝીણા કકડા

**નાકું** (ન.) કાણું (૨) સોયનું કાણું (૩) જકાત લેવાનું થાણું (૪) જ્યાં ઘણા રસ્તા મળતા હોય તેવું સ્થળ (૫) રસ્તાનો છેડો કે પ્રવેશદ્વાર (૬) (લા.) ગામમાં પેસવા બદલ અપાતો કર

**નાકેદાર** (પું.) નાકાવાળો, થાણદાર, જકાતી કારકુન

**નાકેદારી** (સ્ત્રી.) થાણદારપણું

**નાકૌવત** (વિ.) અશકત, કમજોર, નિર્બળ

**નાખુદા** (પું.) વહાણ ચલાવનાર નાવિક, ખારવો-ખલાસી (૨) વહાણનો મુખ્ય અધિકારી, કપ્તાન, ટંડેલ

**નાખુશ** (વિ.) નારાજ (૨) અપ્રસન્ન

**નાખુશી** (સ્ત્રી.) નારાજી (૨) અપ્રસન્નતા (૩) નામરજી

**નાગ** (પું.) ફેણવાળો સાપ (૨) પાતાળમાં રહેતો એક જાતનો કાલ્પનિક સર્પ કે ઉપદેવ (૩) હાથી (૪) શક લોકોની એક શાખાનો માણસ (૫) (પૂર્વ ભારતની) એક આદિજાતિ

**નાગકન્યા** (સ્ત્રી.) નાગની કન્યા (૨) પરમ સુંદર સ્ત્રી, રમણી

**નાગકેસર** (ન.) એક વનસ્પતિ, કબાબચીની

**નાગચંપો** (પું.) એક જાતનો ચંપો

**નાગચૂડ** (સ્ત્રી.) નાગની ચૂડ કે તેવી સખત કે જીવલેણ પકડ, સજ્જડ પકડ

**નાગડો** (પું.) બાવાઓનો એક પ્રકાર, નાગો બાવો (૨) બાવો (તિરસ્કારમાં) (૩) લુચ્ચો માણસ

**નાગણ(-ણી)** (સ્ત્રી.) સાપણ, નાગની માદા (૨) હાથણી (૩) એક ઘરેણું (૪) સીધી તલવાર

**નાગદમન** (ન.) (શ્રીકૃષ્ણે કરેલું કાલિય) નાગનું દમન

**નાગદંત** (પું.) ભીંતમાં મારેલો ખીલો (૨) ટોલ્લો

**નાગદેવતા** (પું.) નાગરૂપી દેવતા, દેવ તરીકે પૂજાતો ફણીધર સર્પ અને એની આકૃતિ

**નાગપંચમી** (સ્ત્રી.) નાગપૂજાનો એક તહેવાર, શ્રાવણ માસની પાંચમ

**નાગપાશ** (પું.) નાગના ગૂંચળા જેવો ફાંસો (૨) એક પ્રકારની વ્યૂહરચના (૩) ગાળો, સરકિયું (૪) વરુણનું આયુધ

**નાગપાશપ્રબંધ** (પું.) એક ચિત્રકાવ્ય

**નાગપુષ્પ** (ન.) નાગચંપો

**નાગફણી** (સ્ત્રી.) (અંબોડાનું) એક ઘરેણું (૨) એક પ્રકારનો ખૂંટો-ખીલી (૩) એ નામની એક વનસ્પતિ (૪) હાથલો થોર

**નાગર** (વિ.) નગરનું (૨) સભ્ય (૩) ચતુર (૪) (પું.) નાગર ન્યાતનો માણસ (૬) (સ્ત્રી.) સૂંઠ

**નાગરવેલ(-લી)** (સ્ત્રી.) એક વેલ (તેનાં પાન મુખવાસમાં ખવાય છે.)

**નાગરાજ** (પું.) શેષનાગ

**નાગરિક** (વિ.) શહેરનું (૨) (પું.) શહેરી, શહેરમાં રહેનાર કે રાજ્યનો સામાન્ય પ્રજાજન, 'સિટિઝન'

**નાગરિકતા,નાગરિકત્વ** (સ્ત્રી.ન.) શહેરીપણું, સભ્યતા, 'સિટિઝનશિપ'

**નાગરી** (વિ.) નગરનું (૨) નાગર સંબંધી (૩) (સ્ત્રી.) શહેરી સ્ત્રી (૪) દેવનાગરી લિપિ

**નાગલી** (સ્ત્રી.) બાવટા જેવું એક અનાજ (૨) કાનમાં પહેરવાનું એક ઘરેણું (૩) એક વનસ્પતિ (૪) ભેંસની જાત

**નાગલોક** (પું.) પાતાળ

**નાગાઈ** (સ્ત્રી.) નફટાઈ (૨) લુચ્ચાઈ, દાંડાઈ

**નાગાસ્ત્ર** (ન.) સર્પાસ્ત્ર, નાગની શક્તિવાળું અસ્ત્ર

**નાગું** (વિ.) ઉઘાડું, નગ્ન, નવસ્ત્રું (૨) અલંકાર કે શોભા વગરનું (૩) (લા.) બેશરમ (૪) લુચ્ચું, દોંગું, માથાભારે

**નાગુંપૂગું** (વિ.) તદ્દન નાગું-ઉઘાડું

**નાગેશ(-શ્વર)** (પું.) શેષનાગ

**નાગેંદ્ર** (પું.) શેષનાગ (૨) ઐરાવત

**નાચ** (પું.) નૃત્ય કે તેનો જલસો (૨) (લા.) ખેલ, તમાશો (૩) ચાળા, નખરાં

**નાચણ** (સ્ત્રી.) નાચનારી (૨) (લા.) નખરાંબાજ જુવાન સ્ત્રી

**નાચણવેડા** (પું.બ.વ.) નાચનારીના ચાળા, નખરાં

**નાચતમાશો(-સો)** (પું.) નાચ ને એવી બીજી મોજમજા

**નાચરંગ** (પું.) નાચ અને મોજમજા, નાચગાનનો જલસો (૨) આમોદ-પ્રમોદ (૩) નાટક-ચેટક

**નાચવું** (ક્રિ.) નાચ કરવો (૨) બીજાની ઇચ્છા મુજબ કામ કરવું

**નાચીજ** (વિ.) નજીવું, નકામું, તુચ્છ, ક્ષુદ્ર

**નાછૂટકે** (અ.) પરાણે, અવશ થઈને, લાચારીથી

**નાજ** (સ્ત્રી.) લાડ (૨) હાવભાવ, નખરાં

**નાજનીન** (સ્ત્રી.) પ્રિયા, પ્રિયતમા (૨) ખૂબસૂરત સ્ત્રી

**નાજર** (પું.) અદાલતનો એક અમલદાર (૨) હીજડો

**નાજુક** (વિ.) સુકુમાર, કોમળ, મૃદુ (૨) નબળું, બોદું, કમજોર, (૩) બારીક, તંગ, કટોકટીનું

**નાજુકપણું,નાજુકાઈ,નાજુકી** (ન.સ્ત્રી.) નાજુક હોવું તે, નાજુકતા, નજાકત

**નાઝી** (વિ.પું.) જર્મનીમાં હિટલરે સ્થાપેલા એક રાજકીય પક્ષને લગતું કે તેનો સભ્ય

**નાટ** (ન.) નૃત્ય, અભિનય (૨) (સ્ત્રી.) દીપકની એક રાગિણી

**નાટ** (ન.) યુક્તિ (૨) એક જાતનું કાપડ (૩) (અ.) નક્કી

**નાટક** (ન.) દશ્યકાવ્ય, મોટે ભાગે ગદ્યમાં અને વચ્ચે કયાંકકયાંક પદ્યમાં તેમજ સંગીતમાં નિરૂપાયેલા હૂબહૂ જીવનનો અભિનય કરી શકાય તેવો સંવાદાત્મક લેખન-પ્રકાર (૨) (લા.) ભવાડો, ફજેતો (૩) ઢોંગ

**નાટકકાર** (પું.) નાટક બનાવનાર, નાટકનો લેખક અને સર્જક (૨) નટ

**નાટકચેટક** (ન.) હાસ્યવિનોદ, નખરાં, ટીખળ

**નાટકમંડળી** (સ્ત્રી.) નાટક-કંપની (૨) નાટક કરનારાઓની મંડળી

**નાટકશાલા(-ળા)** (સ્ત્રી.) નાટક ભજવવાનું સ્થાન, નાટ્યગૃહ, 'થિયેટર'

**નાટકિયું,નાટકી** (વિ.) નાટકને લગતું કે તેના જેવું (૨) (લા.) ઢોંગી, દંભી

**નાટકીય** (વિ.) નાટકને લગતું

**નાટારંગ** (પું.) નાટક નૃત્ય વગેરેનો રંગ - આનંદ

**નાટિકા** (સ્ત્રી.) ટૂંકું ને નાનું નાટક, એકાંકી

**નાટ્ય** (ન.) નૃત્ય અને અભિનય (૨) નટનું કાર્ય

**નાટ્યકલા(-ળા)** (સ્ત્રી.) નાટક-અભિનયની કળા

**નાટ્યકાર** (પું.) નાટકકાર, નટ-નટી, નાટકનો લેખક અને સર્જક

**નાટ્યગૃહ** (ન.) નાટકશાળા, રંગભૂમિ, રંગભવન, 'થિયેટર'

**નાટ્યપ્રયોગ** (પું.) નાટક સંવાદ વગેરે કરવાં તે, નાટક ભજવવાનો અખતરો

**નાટ્યરસ** (પું.) નાટકમાં આવતો કે એના જેવો રસ

**નાટ્યવિદ** (પું.) નાટ્યશાસ્ત્રી, નિષ્ણાત

**નાટ્યશાસ્ત્ર** (ન.) નાટ્યકળાનું શાસ્ત્ર

**નાટ્યાંગ** (ન.) નાટ્યનું અંગ (તે દશ છે.)

**નાઠાબારી** (સ્ત્રી.) નાસી છૂટવાની બારી કે માર્ગ, છટકબારી

**નાડ** (સ્ત્રી.) રગ (ખાસ કરીને કાંડા પાસેની જેના ઉપરથી વૈદ્ય લોહીની ગતિ પારખે છે.) (૨) આળા ચામડાને આમળીને બનાવેલી દોર, નાડણ (૩) કમળની પોલી નળી-દાંડી (૪) (લા.) વલણ (૫) લગામ, કાબૂ (૬) ડોક

**નાડાછડી** (સ્ત્રી.) બે કે વધારે રંગની સૂતરની દોરી

**નાડી** (સ્ત્રી.) નાડ, રગ (૨) નાની દોરી

**નાડીતંત્ર** (ન.) નાડીઓનું તંત્ર

**નાડીપરીક્ષા** (સ્ત્રી.) નાડીની પરીક્ષા

**નાડીવૈદ(-દ્ય)** (પું.) નાડી ઉપરથી રોગ પારખનાર વૈદ્ય

**નાડું** (ન.) નાની દોરી (૨) નાડાછડી (૩) લેંઘા કે ઘાઘરાની દોરી (૪) અંબોડો બાંધવાની દોરી (૫) હદ, આંકો

**નાણવું** (ક્રિ.) તપાસવું, અજમાવી જોવું

**નાણાકીય** (વિ.) નાણા સંબંધી, આર્થિક
**નાણાબજાર** (ન.) શરાફોનું બજાર, ચોક્સી-બજાર, નાણાવટ
**નાણાભીડ** (સ્ત્રી.) નાણાંની તંગી
**નાણામંત્રી** (પું.) નાણાખાતાનો મંત્રી, 'ફાઈનાન્સ મિનિસ્ટર'
**નાણાવટ** (સ્ત્રી.) નાણાબજાર
**નાણાવટી** (પું.) શરાફ (૨) પૈસાદાર માણસ
**નાણાવટું** (ન.) શરાફીનો ધંધો
**નાણાશાસ્ત્ર** (ન.) નાણાંની લેવડદેવડ વગેરે સર્વ વ્યવહારનું શાસ્ત્ર
**નાણાશાસ્ત્રી** (પું.) નાણાંનું શાસ્ત્ર જાણનાર, 'ફાઈનાન્સિયર'
**નાણાસંકટ** (ન.) નાણાકીય સંકટ કે મુશ્કેલી યા કટોકટી
**નાણાં** (ન.બ.વ.) પૈસા (૨) કિંમત
**નાણું** (ન.) ચલણી સિક્કો (૨) ધન, પૈસો
**નાત** (સ્ત્રી.) જ્ઞાતિ, જાત, એક કુળ, વાડા કે વર્ગનો લોકસમૂહ (૨) નાતને આપેલું જમણ
**નાતજાત** (સ્ત્રી.) જ્ઞાતિ અને જાતિ
**નાતભાઈ** (પું.) એક જ જ્ઞાતિનો હોઈને ભાઈ
**નાતરિયું** (વિ.) નાતરાનું, તેને લગતું (૨) નાતરું કરવાની છૂટવાળું (૩) એક ગોત્રનું નહિ તેવું
**નાતરું** (ન.) સંબંધ (૨) લગ્નવિધિ વગર, રાંડેલી કે ફારગતીથી છૂટી થયેલી સ્ત્રીનું કે એવી સ્ત્રી સાથે પુરુષનું પરણવું તે (૩) જોડકામાંથી એક નંગ જતું રહી તેની જગ્યાએ બીજી વિજાતીય વસ્તુનું આવવું તે
**નાતવરો** (પું.) જ્ઞાતિભોજન
**નાતાલ** (સ્ત્રી.) ઈશુજયંતી, ડિસેમ્બરને અંતે આવતા ખ્રિસ્તી તહેવારો
**નાતીલું** (વિ.) નાતનું
**નાતો** (પું.) સંબંધ, મેળ
**નાથ** (પું.) સ્વામી (૨) માલિક (૩) સંન્યાસીઓની દશમાંની એક અટક
**નાથ** (સ્ત્રી.) નથ, નાકની વાળી, વેસર (૨) બળદ વગેરેના નાકમાં નંખાતી દોરી (૩) જમીનનું ધોવાણ થતું રોકવા બંધાતી પાળ
**નાથપંથ,નાથસંપ્રદાય** (પું.) નાથસંન્યાસીઓનો પંથ કે સંપ્રદાય
**નાથવું** (ક્રિ.) (બળદને) નાથ ઘાલવી (૨) અંકુશમાં આણવું (૩) પલોટવું
**નાદ** (પું.) અવાજ, ઘોષ, ધ્વનિ (૨) વાચા કે વર્ણોનું મૂળ ધ્વનિનું રૂપ (૩) (લા.) ટેવ, છંદ (૪) લહે, ધૂન (૫) ગર્વ
**નાદબિંદુ** (ન.) નાદનું અનુસંધાન કરવાનું કેન્દ્ર (યોગ)
**નાદબ્રહ્મ** (પું.ન.) નાદરૂપી પરમાત્મા
**નાદર** (વિ.) અસાધારણ, ઉત્તમ
**નાદાન** (વિ.) અણસમજુ, મૂર્ખ
**નાદાનિયત,નાદાની** (સ્ત્રી.) નાદાનપણું, મૂર્ખામી
**નાદાર** (વિ.) કંગાલ (૨) દેવાળિયું (૩) (પું.) દેવાળિયો માણસ
**નાદિરશાહ** (પું.) એક જુલમી બાદશાહ
**નાદિરશાહી** (સ્ત્રી.) (લા.) જુલમી રાજ્યકારભાર (૨) (વિ.) નાદિર-શાહને લગતું
**નાદુરસ્ત** (વિ.) માંદું, બીમાર
**નાદુરસ્તી** (સ્ત્રી.) અનારોગ્ય, માંદગી, બીમારી
**નાન** (ન.) મોટી દડા જેવી એક રોટી, પાંઉ (૨) શેકેલી રોટલી
**નાનક** (પું.) શીખ ધર્મના પ્રવર્તક સંત
**નાનકડું** (વિ.) નાનું (લાલિત્યવાચક)
**નાનકશાઈ(-હી)** (વિ.) ગુરુ નાનકે સ્થાપેલું કે પ્રવર્તાવેલું, નાનકપંથી
**નાનકું** (વિ.) નાનું, નાનકડું, નાનલું
**નાનખટાઈ** (સ્ત્રી.) એક ખાદ્ય પદાર્થ-મીઠાઈ
**નાનપ** (સ્ત્રી.) કુટુંબમાં મોટી ઉંમરના માણસનો અભાવ (૨) નાનમ
**નાનપણ** (ન.) બાળપણ
**નાનમ** (સ્ત્રી.) નાનાપણું (૨) હલકાઈ, ઓછપ, ઊણપ
**નાના** (વિ.) વિધવિધ, અનેક (૨) (પું. માનાર્થે બ.વ.) માના પિતા, આજા
**નાનારૂપ** (વિ.) વિધવિધ રૂપનું
**નાનાવર્ણ** (વિ.) વિધવિધ રંગનું
**નાનાવિધ** (વિ.) અનેક પ્રકારનું (૨) (અ.) અનેક પ્રકારે
**નાની** (સ્ત્રી.) માની મા, આજી (૨) (વિ.સ્ત્રી.) 'નાનું'નું સ્ત્રીલિંગ
**નાનું** (વિ.) થોડી ઉંમરનું (૨) કદમાં અલ્પ (૩) (લા.) હલકું, ઊતરતું
**નાનુંસૂનું** (વિ.) નજીવું, સાધારણ
**નાનેરું** (વિ.) નાનકડું
**નાનો** (પું.) માનો બાપ, માતામહ, આજો (૨) (વિ.) 'નાનું'નું પુંલ્લિંગ
**નાન્યતર** (વિ.) નપુંસકલિંગનું (વ્યા.)
**નાપસંદ** (વિ.) અણગમતું (૨) અમાન્ય
**નાપસંદગી** (સ્ત્રી.) અણગમો (૨) માન્ય ન થવું તે
**નાપાક** (વિ.) અપવિત્ર
**નાપાય(-યા,-યે)દાર** (વિ.) પાયો કે આધાર વગરનું, અધ્ધરિયું
**નાપાસ** (વિ.) નપાસ, પાસ નહિ થયેલું (૨) નાપસંદ
**નાફરમાન** (વિ.) હુકમનો અનાદર કરનારું
**નાફરમાની** (સ્ત્રી.) હુકમની અવજ્ઞા
**નાફેરવાદ** (પું.) જે નીતિ છે તેમાં ફેરફાર ન કરવો - ન ફેરવવું જોઈએ એવો મત (૨) અસહાકર તરીકે વિધાનસભાઓના બહિષ્કારમાં ફેરફાર ન કરવો એવો કૉન્ગ્રેસ પક્ષનો (૧૯૨૦-૩૦ના ગાળામાં) મત
**નાબાલિગ** (વિ.) સગીર, (કાયદામાં ઠરાવેલી તેથી) નાની ઉંમરનું
**નાબૂદ** (વિ.) નિર્મૂળ, સમૂળું ખલાસ, હોય જ નહિ તેવું કરેલું-થયેલું
**નાબૂદી** (સ્ત્રી.) સમૂળ ઉચ્છેદ-નાશ
**નાભિ** (સ્ત્રી.) દૂંટી (૨) કેન્દ્ર, મધ્યભાગ (૩) પૈડાનો મધ્યભાગ જ્યાં આરાઓ મળે છે.
**નાભિકમલ(-ળ)** (ન.) નાભિમાંથી ઊગેલું કમળ
**નામ** (ન.) સંજ્ઞા (૨) વસ્તુની સંજ્ઞારૂપ શબ્દ (વ્યા.) (૩) યાદગીરી, કીર્તિ (૪) (અ.) એટલે કે, અર્થાત્
**નામક** (વિ.) નામનું, નામવાળું
**નામકરણ** (ન.) નામ પાડવાનો વિધિ (સોળમાંનો એક સંસ્કાર)
**નામ(-મુ)ક્કર** (વિ.) નાકબૂલ, હા કહ્યા પછી ફરી જનારું
**નામચીન** (વિ.) નામીચું, પ્રખ્યાત, કુખ્યાત
**નામજોગ(-ગી)** (વિ.) જેનું નામ લખ્યું હોય તેને જ મળે તેવી (હૂંડી)
**નામઠામ** (ન.) નામ અને ઠામ, સરનામું, પત્તો
**નામદાર** (વિ.) મશહૂર (૨) માનવંત,શ્રીમાન
**નામધાતુ** (પું.) નામ ઉપરથી બનેલો ધાતુ (વ્યા.)
**નામધારક,નામધારી** (વિ.) નામ ધારણ કરનારું (૨) નામનું જ, જૂઠું, ઢોંગી

**નામધૂન** (સ્ત્રી.) (ઈશ્વરના) નામની ધૂન કે લહે
**નામના** (સ્ત્રી.) કીર્તિ
**નામનિર્દેશ** (પું.) નામનો ખાસ ઉલ્લેખ (૨) નામ બોલીને કરેલી ગણતરી
**નામનિશાન** (ન.) (ઓળખ કે પત્તા તરીકે) નામ કે બીજું કાંઈ ચિહ્ન
**નામનું** (વિ.) નામવાળું (૨) માત્ર દેખાડવાનું જ, કહેવામાત્ર
**નામબદલી** (સ્ત્રી.) (જેમ કે, ખત વગેરેમાં) નામ બદલવું તે, 'ટ્રાન્સફર'
**નામમાત્ર** (સ્ત્રી.) નામ પૂરતું, નામનું જ (૨) (લા.) સ્વલ્પ
**નામમુદ્રા** (સ્ત્રી.) નામવાળો સિક્કો (સીલ મારવાનો)
**નામયોગી** (વિ.) નામ સાથે યોગ (સંબંધ)વાળું (વ્યા.)
**નામરજી** (સ્ત્રી.) અનિચ્છા, મરજી ન હોવી તે
**નામરાશિ** (વિ.) એક નામનું, એક રાશિના નામવાળું
**નામર્દ** (વિ.) બાયલું, પુરુષત્વહીન
**નામવર** (વિ.) પ્રખ્યાત
**નામવાચક** (વિ.) નામ બતાવનાર (વ્યા.)
**નામશેષ** (વિ.) માત્ર નામ બાકી રહ્યું હોય તેવું, નાશ પામેલું
**નામસ્મરણ** (ન.) નામ લેવું-યાદ કરવું તે, નામનો જપ
**નામંજૂર** (વિ.) મંજૂર નહિ એવું, નાકબૂલ
**નામંજૂરી** (સ્ત્રી.) નામંજૂર થવું તે
**નામાવલિ(-લી,-ળિ,-ળી)** (સ્ત્રી.) નામની ટીપ, નામોની યાદી
**નામાંકિત** (વિ.) પ્રખ્યાત, જાણીતું
**નામાંતર** (ન.) નામ બદલી નાખવું તે (૨) બીજું નામ, સંજ્ઞા
**નામી,નામીચું** (વિ.) પ્રખ્યાત, મશહૂર (૨) સુંદર, ઉત્તમ (૩) નામચીન
**નામુરાદ** (વિ.) નિરાશ
**નામું** (ન.) જમેઉધારનો હિસાબ (૨) હક, દાપું (૩) વર્ણન, ઇતિહાસ (૪) નામ લખવાં તે
**નામુંઠામું,નામુંલેખું** (ન.) નામાનો વિગતવાર હિસાબ
**નામે** (અ.) નામ ઉપર, -ને ખાતે
**નામેરી** (વિ.) સમાન - એક જ નામનું
**નામોચ્ચારણ** (ન.) નામ ઉચ્ચારવું તે
**નામોશી** (સ્ત્રી.) બેઆબરૂ, હીણપત, અપજશ
**નાયક** (પું.) આગેવાન, સરદાર, નેતા, દોરનાર (૨) નાટકનું કે વાર્તાનું મુખ્ય પાત્ર (૩) લશ્કરી ટુકડીનો વડો
**નાયકા** (સ્ત્રી.) નાયિકા
**નાયબ** (વિ.) હાથ નીચેનું, મદદગાર, 'ડેપ્યુટી'
**નાયલૉન** (ન.) એક રાસાયણિક પદાર્થ, જેમાંથી કાપડ બને છે.
**નાયિકા** (સ્ત્રી.) મુખ્ય સ્ત્રીપાત્ર (૨) અગ્રેસર સ્ત્રી (૩) ગુણકા
**-નાર** ભવિષ્ય કૃદંતનો કર્તૃવાચક પ્રત્યય. ઉદા. કરનાર, લેનાર
**નાર** (પું.) પાણી (૨) મનુષ્યમાત્રનો સમૂહ
**નાર** (સ્ત્રી.) ગીલીદંડાની રમતમાં એક દાવ
**નાર** (સ્ત્રી.) નારી, સ્ત્રી
**નારકી,નારકીય** (વિ.) નરકનું
**નારદ** (પું.) એક દેવર્ષિ, બ્રહ્માના એક માનસપુત્ર (૨) (લા.) બે જણને આમતેમ કહીને લડાવનાર, તેમાં મજા માણનાર માણસ, ખટપટી માણસ
**નારદવિદ્યા,નારદવેડા** (સ્ત્રી.પું.બ.વ.) બે જણને લડાવવાની કળા કે ટેવ
**નારંગ** (પું.) નારંગીનું ઝાડ
**નારંગી** (વિ.) નારંગી રંગનું (૨) (સ્ત્રી.) એક ફળ કે ઝાડ
**નારાજ** (વિ.) નાખુશ, અપ્રસન્ન (૨) દુભાયેલું (૩) ક્રોધાયમાન
**નારાજગી,નારાજી** (સ્ત્રી.) નાખુશી, અપ્રસન્નતા (૨) ક્રોધ
**નારાયણ** (પું.) શેષશાયી વિષ્ણુ (૨) એક ઋષિ, નરના સાથી (૩) સંન્યાસી
**નારાયણી** (સ્ત્રી.) દુર્ગા (૨) લક્ષ્મી (૩) શ્રીકૃષ્ણની સેના
**નારિયેળ** (ન.) શ્રીફળ, નાળિયેર
**નારિયેળી** (સ્ત્રી.) નાળિયેરનું ઝાડ, નાળિયેરી
**નારિયેળી પૂનમ** (સ્ત્રી.) શ્રાવણી પૂર્ણિમા
**નારી** (સ્ત્રી.) સ્ત્રી, નાર, મહિલા
**નારીકુંજર** (પું.) હાથીનો દેખાવ દેખાય તેવી સ્ત્રીઓના શરીરની ગોઠવણ
**નારીજાતિ** (સ્ત્રી.) સ્ત્રીજાતિ (૨) સ્ત્રીલિંગ (વ્યા.)
**નારીપ્રતિષ્ઠા** (સ્ત્રી.) સ્ત્રીઓ પ્રત્યેનો આદર-સન્માન
**નાલ(-ળ)** (સ્ત્રી.) દાંડી (કમળ વગેરેની)
**નાલાયક** (વિ.) અયોગ્ય, અણછાજતું, અપાત્ર, અસભ્ય
**નાલાયકી** (સ્ત્રી.) નાલાયકપણું, અયોગ્યતા
**નાલિ(-લી)** (સ્ત્રી.) મોરી, નીક (૨) નાડી, નસ
**નાલેશી(-સી)** (સ્ત્રી.) નિંદા, બદગોઈ, અવગણના
**નાવ** (સ્ત્રી.ન.) હોડી, વહાણ, મછવો
**નાવડી** (સ્ત્રી.) નાની હોડી, નાનું નાવ
**નાવડું** (ન.) નાનું નાવ, હોડકું
**નાવણ** (ન.) સ્નાન (૨) નાહવાનું પાણી (૨) ઋતુસ્નાન (૪) રજ, આર્તવ
**નાવણિયું** (ન.) સ્નાન (૨) નાહવાની જગ્યા
**નાવલિયો,નાવલો** (પું.) પતિ (લાલિત્યવાચક)
**નાવારસ(-સી)** (વિ.) વારસ વગરનું (૨) નધણિયાતું
**નાવિક** (પું.) વહાણવટી, ખલાસી, ખારવો (૨) સુકાની
**નાવી** (પું.) નાઈ, વાળંદ
**નાવીન્ય** (ન.) નવીનતા
**નાશ** (પું.) સંહાર, પાયમાલી, ખુવારી (૨) નુકસાન, તોટો
**નાશક,નાશકારક** (વિ.) નાશ કરનારું, વિનાશક
**નાશવંત,નાશવાન** (વિ.) નાશ પામે તેવું, નશ્વર
**-નાશી** (વિ.) (સમાસને અંતે આવે છે.) ઉદા.અવિનાશી
**નાસ** (પું.) નાક વાટે ધૂણી કે વરાળ લેવી તે (૨) ઠામઠેકાણું, નાસતપાસ (૩) તપાસ, ભાળ
**નાસપાતી** (સ્ત્રી.ન.) એક ફળ
**નાસભાગ** (સ્ત્રી.) નાસાનાસ, ભાગાભાગ
**નાસમજ** (વિ.) અણસમજુ
**નાસવું** (ક્રિ.) દોડવું (૨) જતું રહેવું, ભાગવું (૩) પાછું પડવું, પીછેહઠ કરવી
**નાસા(-સિકા)** (સ્ત્રી.) નાક (૨) દરવાજાનો ઉપલો ભાગ જેમાં ગણપતિનું ચિત્ર કાઢેલું હોય છે. (૩) અરડૂસી
**નાસાનાસ(-સી)** (સ્ત્રી.) દોડાદોડ, નાસભાગ, ભાગાભાગ
**નાસાબિત** (વિ.) સાબિત ન થયેલું, અસિદ્ધ
**નાસિક્ય** (વિ.) નાકનું, નાકને લગતું (૨) (પું.) અનુનાસિક અવાજ કે વ્યંજન

**નાસિ(-સી)પાસ** (વિ.) નિરાશ, નાઉમેદ

**નાસિ(-સી)પાસી** (સ્ત્રી.) નિરાશા, નાઉમેદી

**નાસૂર** (ન.) નાક અને ગળા વગેરેનો એક રોગ, એમાં સડાથી પડતું છિદ્ર

**નાસેડુ** (વિ.પું.) નાસી જનાર (માણસ), ભાગેડુ

**નાસોદર** (પું.) નાકનો એક રોગ

**નાસ્તિ** (સ્ત્રી.) અસ્તિત્વનો અભાવ, ન હોવું તે

**નાસ્તિક** (વિ.) ઈશ્વર પરલોક કર્મફળ વગેરે નથી એવી માન્યતાવાળું (૨) (પું.) તેવો માણસ (૩) ચાર્વાક, અશ્રદ્ધાવાન

**નાસ્તિકતા,નાસ્તિકપણું,નાસ્તિક્ય** (સ્ત્રી.ન.) નાસ્તિક હોવું તે કે તેનો ભાવ, અનાસ્થા, અશ્રદ્ધા

**નાસ્તિવાદ** (પું.) નાસ્તિક મત

**નાસ્તિવાદી** (વિ.) ઈશ્વર પરલોક કર્મફળ વગેરે નથી એવી માન્યતાવાળું (૨) (પું.) નાસ્તિક માણસ (૩) ચાર્વાક

**નાસ્તો** (પું.) ઉપાહાર, શિરામણ

**નાહક** (અ.) વગર કારણે, ખાલીપીલી (૨) વગર હકે, અન્યાયી રીતે

**નાહવું** (ક્રિ.) સ્નાન કરવું

**નાહવું-નિચોવવું** (ક્રિ.) (લા.) લાગતું-વળગતું હોવું, સંબંધ હોવો

**નાહિંમત** (વિ.) હિંમત વિનાનું, કાયર

**નાળ** (પું.) નાલ, લાંબી પોલી દાંડી કે નળી (૨) ગર્ભમાં બાળકની દૂંટી સાથે જોડાયેલી રગોની લાંબી નળી (૩) (સ્ત્રી.) નેળ (૪) નળિયું (૫) પરનાળ (૬) બંદૂકની નળી (૭) ઘોડા તથા બળદને પગે કે જોડાની એડીએ જડવામાં આવતી લોખંડની જાડી પટી

**નાળકું(-ચું)** (ન.) પ્રવાહી પદાર્થ રેડવા માટેની અમુક આકારની ભૂંગળી

**નાળગોળો** (પું.) તોપનો ગોળો

**નાળબંદ(-ધ)** (પું.) નાળ જડનારો

**નાળબંદી(-ધી)** (સ્ત્રી.) નાળ જડવાની ક્રિયા કે ધંધો

**નાળિયું** (ન.) નેળ, સાંકડી ગલી, ગાડા જવાનો સાંકડો માર્ગ

**નાળું** (ન.) વહેળો (૨) નાની નદી (૩) ગરનાળું

**નાંખવું** (ક્રિ.) નાખવું, ફેંકવું, ઉશેટવું (૨) દૂર કરવું, બાજુ પર રાખવું, પડતું મૂકવું (૩) મૂકવું (૪) દાખલ કરવું, અંદર ઉમેરવું, ઘાલવું (૫) કારીગરને ત્યાં તૈયાર કરવા સોંપવું (૬) અન્ય ક્રિયાપદની સહાયમાં તે ક્રિયા ઝટ પૂરી કરવાનો (અથવા કોઈ સ્થાને તે ગમેતેમ પૂરી કરવાનો) ભાવ બતાવે છે. ઉદા. કાપી નાંખ, લખી નાંખ. (૭) કર કે વેરો બેસાડવો

**નાંગર(-ળ)વું** (ક્રિ.) લાંગરવું (૨) જોતરવું

**નાંદિયો** (પું.) શિવનો પોઠિયો, નંદી, પોઠિયો (૨) છોકરો

**નાંદી** (સ્ત્રી.) આશીર્વાદાત્મક શ્લોક, આશીર્વાદ, નમસ્કાર કે વસ્તુ નિર્દેશવાળો નાટકનો પ્રારંભનો શ્લોક

**નાંદીમુખ,નાંદીશ્રાદ્ધ** (ન.) પુત્રજન્મ વિવાહ વગેરે માંગલિક પ્રસંગે થતું એક શ્રાદ્ધ

**નિ** ક્રિયાપદ અને નામની આગળ નીચેના અર્થોમાં લગાડાતો પૂર્વગ - નીચે, તળે, અંદર. ઉદા. નિપાત, નિમગ્ન (૨) સમૂહ ગાઢતા, અતિશયતા. ઉદા. નિકુંજ, નિગ્રહ, નિગૂઢ (૩) ચોક્કસપણું, ભાવાત્મકતા. ઉદા. નિખાલસ (૪) નિર્ નિસ્ એ સંસ્કૃત પૂર્વગોના રૂપ તરીકે બહાર એવા અર્થમાં. જેમ કે, નિકાસ (૫) અભાવ, ઓછપ એ અર્થમાં પણ વપરાય છે. જેમ કે, નિધડક, નિર્લજ્જ

**નિકટ** (વિ.) પાસેનું (૨) (અ.) પાસે, નજીક, સમીપ

**નિકટતા** (સ્ત્રી.) નિકટપણું, સામીપ્ય, નજીકતા

**નિકટવર્તી** (વિ.) નિકટ રહેલું, પાસેનું, નજીકનું

**નિકર** (પું.) સમૂહ, જથ્થો (૨) ઢગલો

**નિકલ** (ન.) એક સફેદ ચળકતી ધાતુ

**નિકષશિલા** (સ્ત્રી.) સરાણ કે કસોટીનો પથ્થર

**નિકંદન** (ન.) નાશ, જડમૂળમાંથી ઉખેડી નાશ થવો - કરવો તે

**નિકા,નિકાહ** (પું.) લગ્ન, શાદી

**નિકાય** (પું.) ઘર, રહેઠાણ, આયતન (૨) શરીર (૩) સમૂહ, સમુદાય

**નિકાલ** (પું.) ફેંસલો, પતવું કે પૂરું થવું તે (૨) નીકળવું તે કે તેનો માર્ગ (૩) છેડો, અંત

**નિકાશ(-સ)** (સ્ત્રી.) માલનું પરદેશ જવું તે

**નિકાશી(-સી)** (વિ.) નિકાસ માટેનું, તે માટે યોગ્ય

**નિકાસણી** (સ્ત્રી.) નિકાસ કરતી નળી, 'ડિલિવરી ટ્યૂબ' (ર.વિ.)

**નિકુંજ** (સ્ત્રી.) વનસ્પતિની ઘટા, કુંજ

**નિકૃષ્ટ** (વિ.) અધમ, હલકું, કપાતર (૨) પાસે

**નિકેત,નિકેતન** (પું.ન.) સ્થાન, ઘર, મકાન, રહેવાની જગ્યા, નિવાસ

**નિક્ષિપ્ત** (વિ.) ફેંકેલું (૨) મોકલેલું (૩) તજેલું (૪) થાપણ તરીકે મૂકેલું

**નિક્ષેપ** (પું.) ફેંકવું તે (૨) મોકલવું તે (૩) ત્યાગ (૪) ન્યાસ, થાપણ, ટ્રસ્ટ

**નિક્ષેપક** (વિ.પું.) નિક્ષેપ કરનાર, ફેંકનાર, મોકલનાર

**નિખર્વ** (પું.) સો અબજ જેટલી સંખ્યા

**નિખાર** (પું.) મોટી ઓટ (૨) ઓટ પછી બાર મિનિટ સુધી પાણી સ્થિર રહે છે તે (૩) ખેળ કાઢવી-નિખારવું તે (૪) ખેળ, કાંજી

**નિખારવું** (ક્રિ.) ધોવું, સાફ કરવું, ખેળ કાઢી નાખવી

**નિખાલસ** (વિ.) ખુલ્લા-શુદ્ધ દિલનું, નિષ્કપટ (૨) ભેળસેળ વિનાનું

**નિખાલસતા** (સ્ત્રી.) નિખાલસપણું, સાફદિલી

**નિખિલ** (વિ.) બધું, સઘળું, અખિલ

**નિગમ** (પું.) વેદ, ધર્મશાસ્ત્ર (૨) ઈશ્વર (૩) અંત, પરિણામ (૪) કૉર્પોરેશન (૫) તર્ક (૬) વેપાર

**નિગમન** (ન.) સાર, નિકાલ (૨) (ન્યા.) ન્યાયનાં પંચાવયવ વાક્યમાં છેલ્લું-પાંચમું, જેમાં પ્રતિજ્ઞાવાક્યમાં જણાવેલી વાત સિદ્ધ થઈ એવું સૂચવવા તેનું ફરીથી કથન કરવામાં આવે છે.

**નિગમાગમ** (ન.બ.વ.) વેદ વગેરે શાસ્ત્રો

**નિગરણ** (ન.) ગળવાની ક્રિયા

**નિગળવું** (ક્રિ.) ટપકવું

**નિગાહ** (સ્ત્રી.) નજર, દૃષ્ટિ (૨) (લા.) ધ્યાન, સંભાળ, કાળજી (૩) મહેરબાની

**નિગાહદારી,નિગાહબાની** (સ્ત્રી.) મહેરબાની (૨) દેખરેખ, સંભાળ

**નિગૂઢ** (વિ.) ગુપ્ત, બરોબર સંતાડેલું, છુપાયેલું (૨) ઊંડું, અગમ્ય, ગૂઢ, રહસ્યમય

**નિગ્રહ** (પું.) પકડી રાખવું તે, અવરોધ, અટકાવ, દમન (૨) બંધન (૩) સજા (૪) ઇંદ્રિયોનો સંયમ

**નિગ્રહસ્થાન** (ન.) વાદમાં પરાજયનું સ્થાન, વિપ્રતિપત્તિ કે અપ્રતિપત્તિને કારણે જ્યાંથી વાદીને અટકાવવો પડે તે (ન્યા.)

**નિગ્રો** (પું.) હબસી, સીદી

**નિઘર્ષણ** (ન.) ઘસારો, મર્દન

**નિઘંટુ** (પું.) શબ્દકોશ, શબ્દસૂચિ (૨) યાસ્કમુનિએ કરેલો વૈદિક શબ્દોનો કોશ

**નિઘા** (સ્ત્રી.) નજર, દૃષ્ટિ, નિગાહ (૩) (લા.) ધ્યાન, સંભાળ, કાળજી

**નિચોડ** (પું.) નિચોવીને કાઢેલો રસ (૨) (લા.) સાર, તાત્પર્ય, નિષ્કર્ષ, છેવટનો નિર્ણય

**નિચોવવું** (ક્રિ.) દબાવીને પાણી બહાર કાઢવું (૨) (લા.) કસ રહે નહિ તેમ કરવું

**નિજ** (વિ.) પોતાનું, અંગત, સ્વકીય

**નિજધામ,નિજપદ** (ન.) સ્વધામ, પરમાત્માનું ધામ

**નિજમંદિર** (ન.) મંદિરનો ગભારો (૨) પોતાનું ખાસ સ્થાન કે ઘર

**નિજાનંદ** (પું.) પોતાના અંતરનો આનંદ (૨) આત્માનંદ

**નિજી** (વિ.) નિજનું, પોતાનું (૨) પોતાનું ખાસ

**નિત** (વિ.અ.) નિત્ય, રોજ, હંમેશાં

**નિતનવું** (વિ.) હંમેશ નવું, તાજું

**નિતરાણ,નિતરામણ** (ન.) નીતરેલું પાણી કે પ્રવાહી

**નિતલ** (ન.) સાત પાતાળમાંનું એક

**નિતંબ** (પું.) કૂલો, થાપો (સ્ત્રીનો) (૨) ઊંચો અને ઊતરતો ઢોળાવ

**નિતાર,નિતારણ** (પું.ન.) નિતારવું તે કે તેમ કરતાં કે થતાં મળે તે પ્રવાહી-નિતરામણ

**નિતારવું** (ક્રિ.) નીતરે એમ કરવું

**નિતાંત** (વિ.અ.) ખૂબ, અતિશય (૨) તદ્દન, સાવ, સદંતર

**નિત્ય** (વિ.) સનાતન, શાશ્વત, અવિનાશી (૨) રોજનું, રોજ કરવાનું, રોજિંદું (૩) (અ.) દરરોજ, હંમેશાં

**નિત્યકર્મ** (ન.) રોજનું કાર્ય, નિત્ય કરવાનો ધાર્મિક વિધિ

**નિત્યનવીન,નિત્યનૂતન** (વિ.) હંમેશ નવું, તાજું

**નિત્યનિયમ** (પું.) ન ફરી શકે તેવો-સનાતન નિયમ (૨) નિત્યકર્મ

**નિત્યપાઠ** (પું.) હંમેશ કરવાનો ધાર્મિક પાઠ

**નિત્યવ્યવહાર** (પું.) રોજનો-સાધારણ વ્યવહાર-અભ્યાસ

**નિત્યસમાસ** (પું.) આવશ્યક સમાસ, જેનાં પદ છૂટાં પાડવાથી તેનો અર્થ નીકળે જ નહિ. જેમ કે, જયદ્રથ, જમદગ્નિ

**નિત્યાનંદ** (પું.) શાશ્વત આનંદ, બ્રહ્માનંદ

**નિત્યાનિત્ય** (વિ.) નિત્ય અને અનિત્ય, અવિનાશી અને વિનાશી, ચલ-અચલ

**નિત્યે** (અ.) નિત્ય, સદૈવ

**નિદર્શક** (વિ.) જોનાર (૨) બતાવનાર, સૂચક

**નિદર્શન** (ન.) બતાવવું તે (૨) નિરંતર જોવું તે (૩) પુરાવો (૪) ઉદાહરણ (૫) ઉપદેશ

**નિદર્શના** (પું.) એક અર્થાલંકાર જેમાં બે વસ્તુઓના સંભવિત કે અસંભવિત સંબંધ મારફતે તેમની સમાનતા સૂચિત થતી હોય

**નિદાઘ** (પું.) ઉનાળો (૨) તડકો, તાપ

**નિદાન** (ન.) મૂળ કારણ (૨) રોગનાં કારણોની તપાસ (૩) રોગ નક્કી કરવો તે, રોગની ઓળખ (૪) પરિણામ, અંત (૫) (અ.) ઓછામાં ઓછું, છેવટે, આખરે, પરિણામે (૬) અવશ્ય, ચોક્કસ, ખચીત

**નિદાનશાસ્ત્ર** (ન.) રોગના નિદાનનું શાસ્ત્ર

**નિદિધ્યાસ,નિદિધ્યાસન** (પું.ન.) ઈષ્ટદેવ કે પરમ તત્ત્વનું નિત્ય ચિંતન

**નિદેશ** (પું.) આજ્ઞા, સૂચન, આદેશ, ફરમાન

**નિદેશક** (પું.) નિયામક, સંચાલક, અધ્યક્ષ, 'ડાયરેક્ટર'

**નિદેશાલય** (સ્ત્રી.) નિયામક કચેરી

**નિદ્રા** (સ્ત્રી.) ઊંઘ, નીંદર

**નિદ્રાધીન** (વિ.) નિદ્રાને અધીન, ઊંઘતું, નિદ્રાવશ

**નિદ્રાભંગ** (પું.) ઊંઘમાં ખલેલ

**નિદ્રારોગ** (પું.) નિદ્રા ન આવવી તે રોગ

**નિદ્રાવશ** (વિ.) નિદ્રાને અધીન, ઊંઘતું

**નિદ્રિત** (વિ.) ઊંઘતું, ઊંઘેલું

**નિધન** (ન.) મૃત્યુ, અવસાન

**નિધાન** (ન.) નિધિ, ખજાનો, ભંડાર (૨) આધાર, આશ્રય સ્થાન (૩) પ્રાપ્તિ

**નિધિ** (પું.) ભંડાર, ખજાનો (૨) થાપણ, ભંડોળ, અનામત-મૂડી

**નિન(-ના)દ** (પું.) અવાજ, નાદ, ધ્વનિ

**નિપજણ** (સ્ત્રી.) નીપજ, ઊપજ, ઉત્પન્ન

**નિપતન** (ન.) નીચે પડવું તે, પડતી, દશા (૨) ભ્રષ્ટતા

**નિપાત** (પું.) નીચે પડવું તે, નિપતન (૨) વિનાશ (૩) મૃત્યુ (૪) (વ્યા.) અવ્યય (૫) જે શબ્દનું મૂળ ન મળતું હોય તે, અનિયમિત રૂપ

**નિપુણ** (વિ.) પ્રવીણ, નિષ્ણાત, કુશળ, હોશિયાર, કાબેલ

**નિપુણતા** (સ્ત્રી.) નિપુણ હોવાપણું, કુશળતા

**નિબદ્ધ** (વિ.) બંધાયેલ, બાંધેલું (૨) લિખિત, રચિત (૩) ગૂંથેલ (૪) જડેલ

**નિબંધ,નિબંધન** (પું.ન.) મુદ્દાસર લેખ (૨) કાયદો, ધારો (૩) બંધન, પ્રતિરોધ (૪) બેડી

**નિબંધકાર,નિબંધી** (પું.) નિબંધ લખનાર-કરનાર

**નિબંધિકા** (સ્ત્રી.) નાનો નિબંધ

**નિબિડ** (વિ.) ઘાડું (૨) ભારે મુશ્કેલ

**નિબોધ,નિબોધન** (પું.ન.) જ્ઞાન, સમજ, બોધ

**નિભાઉ** (વિ.) નભે-ટકે તેવું (૨) કામચલાઉ

**નિભા(-મા)ડો** (પું.) પકવવા ગોઠવેલાં માટીનાં વાસણોનો ઢગલો (૨) કુંભારની ભઠ્ઠી, નીંભાડો, લીભાડો

**નિભાવ** (પું.) ગુજરાન, ભરણપોષણ, નિર્વાહ (૨) આધાર, ટકાવ

**નિભાવવું** (ક્રિ.) નભાવવું, જેમતેમ કરીને નિભાવ કરવો (૨) ચલાવી લેવું

**નિભૃત** (વિ.) મૂકેલું, ભરેલું (૨) સંતાડેલું (૩) શાંત, સ્થિર, દૃઢ (૪) નમ્ર, વિનયી (૫) નિર્જન, એકાંત (૬) બંધ (૭) વિશ્વાસુ

**નિભ્ભર** (વિ.) ભારે (૨) ભરેલું (૩) મજબૂત (૪) નઠોર, નફ્ટ

**નિભ્રંછના** (સ્ત્રી.) નિર્ભર્ત્સના, તુચ્છકાર, તિરસ્કાર (૨) દમદાટી (૩) અળતો

**નિમક** (ન.) મીઠું, નમક, લવણ, લૂણ

**નિમકહરામ** (વિ.) લૂણહરામ, કૃતઘ્ન (૨) બેવફા

**નિમકહરામી** (સ્ત્રી.) લૂણહરામી, કૃતઘ્નતા (૨) બેવફાઈ

**નિમકહલાલ** (વિ.) લૂણહલાલ, કૃતજ્ઞ (૨) વફાદાર

**નિમકહલાલી** (સ્ત્રી.) લૂણહલાલી, કૃતજ્ઞતા (૨) વફાદારી

**નિમગ્ન** (વિ.) લીન, એકતાર, મશગૂલ, ગરકાવ (૨) ડૂબી ગયેલું

**નિમજ્જન** (ન.) ડૂબકું

**નિમણૂક** (સ્ત્રી.) જગ્યા કે કામ પર નિમાવું કે નીમવું તે, નિયુક્તિ (૨) પગાર
**નિમણૂકપત્ર** (પું.) નિમણૂક કરતો પત્ર
**નિમંત્રક** (પું.) નિમંત્રણ કરનાર, નોતરનાર (૨) આવાહક, 'કન્વીનર'
**નિમંત્રણ** (ન.) આમંત્રણ, નોતરું, ઇજન
**નિમંત્રવું** (ક્રિ.) નોતરવું, નિમંત્રણ આપવું
**નિમંત્રિત** (વિ.) નોતરેલું કે નોતરાયેલું, નિમંત્રેલું
**નિમંત્રી** (પું.) નિમંત્રક, નોતરનાર (૨) આવાહક, 'કન્વીનર'
**નિમાણું** (વિ.) ખિન્ન, ગમગીન, ઉદાસ
**નિમિત્ત** (ન.) કારણ, પ્રયોજન (૨) હેતુ, ઉદ્દેશ (૩) યોગ, શુકન (૪) આળ (૫) બહાનું (૬) અકસ્માત
**નિમિત્તકારણ** (ન.) જેની સહાયતાથી કે કર્તૃત્વથી કાર્ય થાય તે કારણ. જેમ કે, ઘડાનું નિમિત્તકારણ કુંભાર
**નિમિ(-મે)ષ** (પું.) આંખનો પલકારો (૨) પળ
**નિમીલિત** (વિ.) બિડાયેલું, મીચાયેલું
**નિમ્ન** (વિ.) નીચું (૨) ઊંડું
**નિમ્નગા** (સ્ત્રી.) નદી
**નિમ્નલિખિત** (વિ.) નીચે લખેલું
**નિમ્નાંશ** (પું.) તારા કે ગ્રહનું આકાશીય વિષવવૃત્તથી ઉત્તર દક્ષિણ માપ, 'ડેક્લિનેશન'
**નિયત** (વિ.) નક્કી કે નિયમિત થયેલું કે કરેલું, કાબૂમાં રાખેલું, અંકુશમાં રાખેલું (૨) સ્થાપેલું
**નિયતકાલિક** (વિ.) નક્કી કરેલા સમયવાળું (૨) (ન.) તેવું છાપું, સામયિક
**નિયતરેખા** (સ્ત્રી.) એક ચોક્કસ પ્રકારની રેખા, દર્શિકા, 'ડાયરેક્ટ્રિક્સ'
**નિયતિ** (સ્ત્રી.) નિયમ (૨) ભાગ્ય (૩) કુદરત, પ્રકૃતિ
**નિયમ** (પું.) ધારો, કાયદો, ધોરણ, દસ્તૂર, રિવાજ (૨) રીત, ચાલ, પ્રણાલી (૩) વ્રત, પ્રતિજ્ઞા (૪) બંધન, નિયંત્રણ (૫) ઠરાવ (૬) ચિત્તનું દમન, સંયમ
**નિયમચર્યા** (સ્ત્રી.) નિયમ પ્રમાણેનું આચરણ, નિયમપાલન
**નિયમન** (ન.) નિયંત્રિત કરવું તે, કાબૂમાં રાખવું તે, મર્યાદામાં રાખવું તે, અંકુશમાં રાખવું તે, વ્યવસ્થિત કરવું તે
**નિયમપદ્ધતિ** (સ્ત્રી.) નિયમ દ્વારા આણવામાં આવતી પદ્ધતિ (૨) નિયમની પદ્ધતિ
**નિયમબદ્ધ** (વિ.) નિયમોથી બંધાયેલું, ચોક્કસ, નિયમિત
**નિયમભંગ** (પું.) નિયમનું ઉલ્લંઘન, કાયદા વિરુદ્ધનું વર્તન
**નિયમમય** (વિ.) નિયમથી ભરપૂર, પૂરું નિયમબદ્ધ
**નિયમવશ** (વિ.) નિયમાધીન, નિયમબદ્ધ
**નિયમવિરુદ્ધ** (વિ.) નિયમથી વિરુદ્ધ, અનિયમિત, ખોટું
**નિયમસર** (અ.) નિયમ પ્રમાણે, કાયદાને અનુસરીને, ધોરણસર
**નિયમાધીન** (વિ.) કાયદા કે નિયમને અધીન, નિયમબદ્ધ
**નિયમાનુસાર** (વિ.) નિયમ પ્રમાણે, નિયમને અનુસરતું, નિયમિત
**નિયમાવલિ(-લી)** (સ્ત્રી.) નિયમોની હારમાળા (૨) સંસ્થા તંત્ર વગેરેના નિયમો તે-ધારાધોરણ
**નિયમિત** (વિ.) મુકરર કરેલું (૨) નિયમબદ્ધ (૩) સમયસર
**નિયમિતતા** (સ્ત્રી.) નિયમિતપણું, એકસૂત્ર હોવાપણું, 'યુનિફૉર્મિટી'
**નિયમી** (વિ.) નિયમિત (૨) સંયમવાળું, નિયમ રાખનારું
**નિયંતા** (પું.) નિયમમાં રાખનાર-ઈશ્વર, કાબૂમાં રાખનાર
**નિયંત્રણ,નિયંત્રણા** (ન.સ્ત્રી.) નિયમન, નિયંત્રિત કરવું તે, કાબૂમાં રાખવું તે, મર્યાદામાં રાખવું તે, મનાઈ, પ્રતિબંધ
**નિયંત્રિત** (વિ.) નિયંત્રણમાં હોય તેવું કે આણેલું-કરેલું, કાબૂમાં લીધેલું, અંકુશમાં રહેલું
**નિયામક** (વિ.) નિયમમાં રાખનાર, વ્યવસ્થા કરનાર, 'ડિરેક્ટર' (૨) (પું.) તેવો માણસ (૩) નિયામકસભાનો સભ્ય, 'સેનેટર' (૪) સુકાની, નાવિક (૫) સારથિ
**નિયામકસભા** (સ્ત્રી.) વિદ્યાપીઠનું તંત્ર ચલાવનાર સભા, 'સેનેટ'
**નિયુક્ત** (વિ.) નિમાયેલું, નીમવામાં આવેલું
**નિયુક્તિ** (સ્ત્રી.) નિમણૂક
**નિયુત** (પું.) દસ લાખ
**નિયોક્તા** (પું.) નોકરીએ રાખનાર, નિમણૂક કરનાર
**નિયોગ** (પું.) હુકમ (૨) સંતાન વગરની વિધવાએ દિયર કે પાસેના સગા સાથે સંતાન માટે શાસ્ત્રોક્ત રીતે યૌન સંબંધ કરવો તે (૩) પ્રયોગ, ઉપયોગ (૪) નિયુક્ત કર્તવ્ય
**નિયોગી** (પું.) અમુક કામ માટે નિમાયેલો અમલદાર
**નિયોજક** (પું.) નિયોજન કરનાર (૨) વ્યવસ્થા કરનાર
**નિયોજન** (ન.) કોઈ કામ યોજવું તે, મુકરર કરવું તે, પ્રેરવું તે (૨) યોજના (૩) પ્રેરણા (૪) વ્યવસ્થા
**નિયૉન** (પું.) એક વાયુ (જેનાથી વીજળીના દીવા બનાવાય છે.)
**નિરક્ષર** (વિ.) અભણ, અક્ષરજ્ઞાન વિનાનું
**નિરક્ષરતા** (સ્ત્રી.) અભણપણું, અક્ષરજ્ઞાનનો અભાવ
**નિરક્ષરી** (વિ.) અક્ષર વિનાનું
**નિરત** (વિ.) લીન, મગ્ન
**નિરતિ** (સ્ત્રી.) આસક્તિ, લગની
**નિરધાર** (પું.) નિર્ધાર, નિશ્ચય, નિર્ણય (૨) (અ.) નક્કી, ચોક્કસ
**નિરધારવું** (ક્રિ.) નિર્ધારવું, નક્કી કરવું
**નિરનિરાળું** (વિ.) જુદુંજુદું, અલગ-અલગ
**નિરનુસ્વાર** (વિ.) અનુસ્વાર વગરનું
**નિરન્વય** (વિ.) વંશ વિનાનું, નિર્વંશ (૨) અસંબદ્ધ (૩) અન્વય વિના પણ અર્થ બતાવી શકે તેવો (શબ્દ)
**નિરપરાધ(-ધી)** (વિ.) નિર્દોષ, અપરાધ વિનાનું, બિનગુનેગાર
**નિરપવાદ** (વિ.) અપવાદ વગરનું, પૂરેપૂરું
**નિરપેક્ષ(-ક્ષી)** (વિ.) અપેક્ષા વગરનું, નિઃસ્પૃહ (૨) સ્વતંત્ર, તટસ્થ (૩) અવ્યક્ત, પોતાની મેળે નભે એવું, 'ઍબ્સોલ્યૂટ'
**નિરપેક્ષતા,નિરપેક્ષપણું** (સ્ત્રી.ન.) નિઃસ્પૃહતા
**નિરપેક્ષિત** (વિ.) અપેક્ષિત નહિ તેવું
**નિરભિમાન** (વિ.) અભિમાન વગરનું, ગર્વ વિનાનું (૨) (ન.) અભિમાનનો અભાવ
**નિરભિમાનિતા,નિરભિમાનિત્વ** (સ્ત્રી.ન.) નિરહંકારીપણું
**નિરભિમાની** (વિ.) અભિમાન વગરનું
**નિરભ્ર** (વિ.) વાદળાં વગરનું
**નિરયન** (વિ.) અયનચલનને ગણતરીમાં ન લેતું
**નિરર્ગલ(-ળ)** (વિ.) અનર્ગળ, રુકાવટ-અંકુશ વિનાનું (૨) અપાર, ઘણું

**નિરર્થ,નિરર્થક** (વિ.) અર્થહીન (૨) નકામું, બિનજરૂરી (૩) નિષ્કારણ (૪) નિષ્ફળ
**નિરવકાશ** (વિ.) અવકાશ વગરનું, ખાલી જગ્યા વિનાનું (૨) તદ્દન ભરેલું
**નિરવદ્ય** (વિ.) દોષરહિત, ખોડખાંપણ વિનાનું
**નિરવધિ** (વિ.) અવધિ કે હદ બહારનું, અખંડ
**નિરવયવ(-વી)** (વિ.) અવયવ વગરનુ, અખંડ
**નિરવશેષ** (વિ.) અવશેષ ન રહ્યો હોય તેવું, બધું, તમામ
**નિરવાણ** (અ.) અવશ્ય, જરૂર, નિર્વાણ
**નિરસ** (વિ.) નીરસ, રસ કે સ્વાદ વગરનું
**નિરસન** (ન.) કાઢી મૂકવું તે - દૂર કરવું તે (૨) ઓકવું તે (૩) નિરાકરણ, સમાધાન, ખુલાસો (૪) નાશ
**નિરસ્ત** (વિ.) કાઢી મૂકેલું, દૂર કરેલું (૨) નાશ પામેલું (૩) ના પાડેલું (૪) ઓકેલું
**નિરસ્ત્ર** (વિ.) અસ્ત્ર વિનાનું, હથિયાર વિનાનું
**નિરહંકાર** (વિ.) અહંકાર વિનાનું, નિરભિમાની (૨) (પું.) અહંકારનો અભાવ
**નિરહંકારી** (વિ.) નિરભિમાની, અહંકાર વિનાનું
**નિરંકુશ** (વિ.) અંકુશ વગરનું, ઉચ્છૃંખલ, કાબૂ બહાર, મુકત
**નિરંકુશતા** (સ્ત્રી.) નિરંકુશ હોવાપણું
**નિરંજન** (વિ.) અંજન વિનાનું (૨) દોષ વિનાનું, નિર્લેપ
**નિરંતર** (અ.) સતત (૨) હંમેશ (૩) નિરવકાશ
**નિરાકરણ** (ન.) નિવેડો, છેવટ, ફેંસલો, ચુકાદો, પરિણામ (૨) નાકબૂલ-રદબાતલ કરવું તે
**નિરાકાર** (વિ.) આકાર વગરનું, અમૂર્ત, સૂક્ષ્મ
**નિરાગ્રહ** (પું.) આગ્રહનો અભાવ, નમ્રભાવ
**નિરાગ્રહી** (વિ.) આગ્રહ વગરનું, આગ્રહ ન કરાવનારું
**નિરાડંબર** (વિ.) આડંબરરહિત, સાદું, સરળ
**નિરાદર** (પું.) અનાદર (૨) (વિ.) આદર વગરનું, તોછડું
**નિરાધાર** (વિ.) આધાર વગરનું (૨) નિર્વાહનું કોઈ સાધન ન હોય તેવું
**નિરાધારતા** (સ્ત્રી.) નિરાધાર હોવાપણું
**નિરાનંદ(-દી)** (વિ.) આનંદરહિત, દુઃખી
**નિરાપદ** (વિ.) આપદા વિનાનું, આપત્તિ રહિત
**નિરાભરણા** (વિ.સ્ત્રી.) આભરણ-આભૂષણ કે અલંકાર વિનાની
**નિરામય** (વિ.) નીરોગી (૨) (ન.) તંદુરસ્તી, નિરોગ
**નિરામિષ** (વિ.) માંસ વગરનું, 'વૅજિટેરિયન' (૨) ઐન્દ્રિય સુખની ઇચ્છા વગરનું
**નિરામિષાહાર** (પું.) માંસ વગરનો ખોરાક, અન્નાહાર
**નિરામિષાહારી** (વિ.પું.) અન્નાહારી
**નિરાલંબ** (વિ.) આલંબન-આધાર વગરનું (૨) અધ્ધર
**નિરાવરણ** (વિ.) આવરણ વિનાનું, ખુલ્લું
**નિરાશ** (વિ.) નાઉમેદ, આશાભંગ, હતાશ
**નિરાશા** (સ્ત્રી.) હતાશા, નાઉમેદી
**નિરાશાવાદ** (પું.) આશાવાદથી ઊલટું તે, 'પૅસિમિઝમ'
**નિરાશાવાદી** (પું.) નિરાશાવાદવાળું કે તેમાં માનનાર
**નિરાશી** (વિ.) આશારહિત, અનાસકત, હતાશ, નાઉમેદ
**નિરાશ્રાય(-યી)** (વિ.) નિરાધાર, આશ્રાયરહિત
**નિરાશ્રિત** (વિ.) નિરાધાર, આશ્રયહીન
**નિરાસકત** (વિ.) આસકિત વગરનું, અનાસકત
**નિરાહાર(-રી)** (વિ.) ભૂખ્યું, ઉપવાસી
**નિરાળું** (વિ.) જુદું, ન્યારું, અલગ, ભિન્ન, નોખું
**નિરાંત** (સ્ત્રી.) ફુરસદ, નિવૃત્તિ (૨) સુખ, જંપ (૩) શાંતિ, સલામતી (૪) નચિંતતા
**નિરાંતે** (અ.) આરામથી (૨) ઉતાવળ કે દોડધામ કર્યા વગર (૩) સુખચેનથી
**નિરીક્ષક** (પું.) નિરીક્ષણ કરનાર માણસ (૨) (શાળાનો) ઇન્સ્પેકટર
**નિરીક્ષણ** (ન.) અવલોકન, બારીક તપાસ
**નિરીક્ષવું** (ક્રિ.) અવલોકવું
**નિરીક્ષા** (સ્ત્રી.) અવલોકન
**નિરીશ્વર(-રી)** (વિ.) ઈશ્વર વગરનું (૨) ઈશ્વર નથી એમ માનનારું
**નિરીશ્વરવાદ** (પું.) ઈશ્વર નથી એવો મત
**નિરીહ** (વિ.) ઈહા-આશા ઇચ્છા વગરનું, ચેષ્ટા વિનાનું
**નિરુક્ત** (ન.) એક વેદાંગ, વ્યુત્પત્તિશાસ્ત્ર
**નિરુક્તિ** (સ્ત્રી.) વ્યુત્પત્તિ
**નિરુત્તર** (વિ.) જવાબ વગરનું (૨) વાદ કે ચર્ચામાં સામો જવાબ ન આપી શકનારું, ચૂપ થઈ ગયેલું
**નિરુત્સાહ** (પું.) ઉત્સાહનો અભાવ, નાઉમેદી (૨) (વિ.) ઉત્સાહ વગરનું
**નિરુત્સાહિત,નિરુત્સાહી** (વિ.) ઉત્સાહ વગરનું, નિરુત્સાહ
**નિરુદ્ધ** (વિ.) રોકેલું (૨) કેદ કરેલું (૩) થંભી ગયેલું
**નિરુદ્દેશ** (વિ.) ઉદ્દેશ વિનાનું, નિષ્પ્રયોજન
**નિરુદ્યમ** (પું.) ઉદ્યમનો અભાવ (૨) (વિ.) ઉદ્યમ વગરનું, આળસુ, કામધંધા વગરનું
**નિરુદ્યમી** (વિ.) ઉદ્યમ વગરનું, આળસુ
**નિરુદ્યોગ** (પું.) નિરુદ્યમ, ઉદ્યમનો અભાવ (૨) (વિ.) ઉદ્યમ વગરનું, નવરું, બેકાર
**નિરુપદ્રવ** (પું.) ઉપદ્રવનો અભાવ (૨) (વિ.) ઉપદ્રવ વગરનું (૩) ઉપદ્રવ ન કરે તેવું, શાંત
**નિરુપદ્રવી** (વિ.) ઉપદ્રવ ન કરે એવું
**નિરુપમ** (વિ.) અનુપમ, અદ્વિતીય, જેની સરખામણી કે જોટો ન હોય તેવું
**નિરુપયોગી** (વિ.) ઉપયોગ વિનાનું, નકામું
**નિરુપાય** (વિ.) ઉપાય વગરનું, લાચાર, નાઇલાજ
**નિરૂઢ** (વિ.) રૂઢ, પ્રસિદ્ધ, પ્રચલિત (૨) અપરિણીત
**નિરૂઢલક્ષણા** (સ્ત્રી.) પ્રયોજનની અપેક્ષા વિના માત્ર રૂઢિથી જ જ્યાં બીજો અર્થ લેવાતો હોય તેવી લક્ષણા-શક્તિ (કા.શા.)
**નિરૂપક** (વિ.) નિરૂપનારું (૨) (પું.) નિરૂપણ કરનાર
**નિરૂપણ** (ન.) બરોબર વર્ણવવું તે - રજૂ કરવું તે, વર્ણન (૨) અવલોકન, વિવેચન
**નિરૂપવું** (ક્રિ.) નિરૂપણ કરવું, વર્ણવવું, કહેવું
**નિરૂપિત** (વિ.) જેનું નિરૂપણ થયું હોય તેવું, નિરૂપાયેલું
**નિરૂપ્ય** (વિ.) નિરૂપવા યોગ્ય વા નિરૂપી શકાય તેવું

**નિરોધ** (પું.) રોકાણ, નિગ્રહ, અટકાયત (૨) સંતતિ-નિયમનનું સાધન
**નિરોધક,નિરોધી** (વિ.) નિરોધ કરનારું, રોકનારું
**નિર્ગત** (વિ.) બહાર નીકળેલું
**નિર્ગતિ** (સ્ત્રી.) બહાર જવું તે, નિર્ગમન
**નિર્ગમ,નિર્ગમન** (પું.ન.) બહાર જવું તે (૨) દેશ બહાર જવું તે, 'એમિગ્રેશન' (૩) દરવાજો (૪) ગુજારવું-ગાળવું તે (૫) નિકાસ
**નિર્ગંધ** (વિ.) ગંધ વગરનું, ગંધ ન આવે એવું, ગંધરહિત
**નિર્ગુણ(-ણી)** (વિ.) ગુણ વગરનું (૨) કૃતઘ્ની (૩) ગુણાતીત
**નિર્ગુણોપાસના** (સ્ત્રી.) નિર્ગુણ નિરાકારની ઉપાસના, ગુણાતીત પરબ્રહ્મની આરાધના
**નિર્ગૃહ(-હી)** (વિ.) ઘરબાર વિનાનું
**નિર્ગ્રંથ** (વિ.) ગ્રંથિ-બંધનમાંથી મુક્ત (૨) ગરીબ (૩) અસહાય, એકલું (૪) (પું.) બંધનમુક્ત સાધુ, ક્ષપણક
**નિર્ઘાત** (પું.) પવનનું તોફાન, ગર્જનાનો કડાકો (૨) નાશ (૩) વીજળીનો કડાકો (૪) અથડામણ
**નિર્ઘૃણ(-ણી)** (વિ.) ક્રૂર
**નિર્ઘોષ** (પું.) અવાજ, ઘોંઘાટ (૨) મોટો ધ્વનિ
**નિર્જન** (વિ.) ઉજ્જડ, વસ્તી વિનાનું, વેરાન (૨) એકાંત
**નિર્જનતા** (સ્ત્રી.) નિર્જન હોવાપણું
**નિર્જર** (પું.) દેવ, સુર (૨) (વિ.) જરા-ઘડપણ વિનાનું
**નિર્જરા** (સ્ત્રી.) તપ - તે વડે પાપ ક્ષીણ કરવું તે (જૈન)
**નિર્જલ(-ળ)** (વિ.) પાણી વગરનું (૨) પાણી ન પીવાના વ્રતવાળું
**નિર્જલીકરણ** (ન.) પાણી કાઢી નાખવાની ક્રિયા, પાણી સૂકવી નાખવાની ક્રિયા, 'ડિહાઈડ્રેશન'
**નિર્જીવ** (વિ.) જીવ વગરનું, અચેતન (૨) (લા.) નિર્બળ (૩) નકામું, નજીવું
**નિર્ઝર** (પું.ન.) ઝરો (૨) ધોધ
**નિર્ઝરિણી,નિર્ઝરી** (સ્ત્રી.) નદી
**નિર્ણય** (પું.) નિશ્ચય (૨) ફેંસલો (૩) નિરાકરણ
**નિર્ણયાત્મક** (વિ.) નિર્ણયવાળું, નક્કી, નિશ્ચયાત્મક
**નિર્ણાયક** (વિ.) નિર્ણય કરનાર કે લાવનાર (૨) ફેંસલારૂપ રહેલું
**નિર્ણાયકમત** (પું.ન.) બે બાજુ સરખા મત થતાં અપાતો વધારાનો મત, 'કાસ્ટિંગ વોટ'
**નિર્ણીત** (વિ.) નક્કી કરેલું
**નિર્દય** (વિ.) ક્રૂર, દયા વગરનું
**નિર્દયતા** (સ્ત્રી.) દયાહીનતા, ક્રૂરતા
**નિર્દલીય** (વિ.) અપક્ષ
**નિર્દંભ(-ભી)** (વિ.) દંભરહિત, ડોળ વિનાનું
**નિર્દંશ** (વિ.) દંશ-ડંખ વિનાનું, વેર-ઝેર ન રાખનારું
**નિર્દાવા** (વિ.) ફરીથી દાવો ન થાય તેવું
**નિર્દિષ્ટ** (વિ.) બતાવેલું, દર્શાવેલું, સૂચિત (૨) વર્ણવેલું (૩) આજ્ઞા અપાયેલું (૪) નક્કી કરેલું
**નિર્દેશ** (પું.) આજ્ઞા (૨) ઉલ્લેખ, સૂચન (૩) જ્ઞાનનો જે વિભાગ ભાષા દ્વારા દર્શાવવામાં આવે તે, 'પ્રોપોઝિશન' (ન્યા.)
**નિર્દેશન** (ન.) નિર્દેશવું તે (૨) સૂચવવું તે (૩) ફેંસલો (૪) વિધાન
**નિર્દેશપત્ર** (પું.) સભામાં થવાના કામનો નિર્દેશ કરનારો પત્ર, 'ઍજન્ડાપેપર'
**નિર્દેશવાક્ય** (ન.) આજ્ઞાવચન (૨) અમુક નિશ્ચય કે નિર્ણય બતાવનારું વાક્ય
**નિર્દેશવું** (ક્રિ.) નિર્દેશ કરવો
**નિર્દેશિકા** (સ્ત્રી.) માર્ગદર્શિકા, 'ડિરેક્ટરી'
**નિર્દેશ્ય** (વિ.) નિર્દેશ કરવા લાયક
**નિર્દોષ(-ષી)** (વિ.) નિરપરાધી, દોષ વિનાનું, વિશુદ્ધ (૨) નિરપરાધ
**નિર્દોષતા** (સ્ત્રી.) નિર્દોષ હોવાપણું
**નિર્દ્વંદ્વ** (વિ.) રાગદ્વેષ, માનાપમાન વગેરે દ્વંદ્વોથી પર-રહિત (૨) અજોડ, અદ્વિતીય
**નિર્ધન,નિર્ધનિયું,નિર્ધની** (વિ.) પૈસા વગરનું, ગરીબ, ધન વગરનું, અકિંચન
**નિર્ધાર,નિર્ધારણ** (પું.ન.) નિશ્ચય, નિર્ણય, ઠરાવ (૨) મનની દૃઢતા
**નિર્ધારણવાચક** (વિ.) નિશ્ચયવાચક
**નિર્ધારણસપ્તમી** (સ્ત્રી.) નિશ્ચય બતાવવાના અર્થમાં વપરાતી સાતમી વિભક્તિ (વ્યા.)
**નિર્ધારવું** (ક્રિ.) નિરધારવું, નક્કી કરવું, ઠરાવવું
**નિર્ધારિત** (વિ.) નક્કી કરેલું, નિરધારાયેલું, ઠરાવેલું
**નિર્ધૂમ** (વિ.) ધુમાડા વગરનું
**નિર્ધૂમ ચૂલો** (વિ.) ધુમાડા વગરનો ચૂલો
**નિર્બલ(-ળ)** (વિ.) બળ વગરનું, દુર્બળ, શક્તિહીન
**નિર્બંધ** (વિ.) બંધ કે બંધન વગરનું (૨) (અ.) બંધન વગર (૩) (પું.) આગ્રહ, આજીજી, વિનંતી, પ્રાર્થના
**નિર્બાધ** (વિ.) બાધ-હરકત કે વિઘ્ન વિનાનું (૨) ઉપદ્રવ રહિત
**નિર્બીજ** (વિ.) બીજ વગરનું (૨) નિર્વિકલ્પ (સમાધિ)
**નિર્બોધ** (વિ.) સમજબુદ્ધિ વિનાનું, અજ્ઞાન
**નિર્ભય** (વિ.) નીડર, ભય વિનાનું
**નિર્ભયતા** (સ્ત્રી.) નીડરતા, નિર્ભય હોવાપણું
**નિર્ભર** (વિ.) ભરેલું (૨) પુષ્કળ (૩) આશ્રિત, અવલંબિત, આધારવાળું
**નિર્ભર્ત્સના** (સ્ત્રી.) તુચ્છકાર, તિરસ્કાર, અવગણના (૨) દમદાટી (૩) અળતો (૪) નિંદા
**નિર્ભાગી** (વિ.) અભાગી, કમનસીબ, ભાગ્યહીન
**નિર્ભીકતા** (સ્ત્રી.) ભયરહિતતા, નિર્ભયતા
**નિર્ભેળ** (વિ.) ભેગ વગરનું, ચોખ્ખું, સાફ, શુદ્ધ, નિખાલસ
**નિર્ભ્રાંત** (વિ.) ભ્રાંતિ વગરનું, ભ્રમ નથી રહ્યો તેવું, નિઃશંક
**નિર્મનું** (વિ.) નિર્મનસ્ક, ભાંગી પડેલા મનવાળું (૨) નિષ્ઠાશૂન્ય (૩) બેધ્યાન (૪) ભાન વિનાનું
**નિર્મમ** (વિ.) મમત્વ વિનાનું, વિરક્ત (૨) નિષ્ઠુર
**નિર્મમતા** (સ્ત્રી.) નિર્મમ હોવાપણું, વિરક્તિ, નિષ્ઠુરતા
**નિર્મર્યાદ** (વિ.) મર્યાદા વિનાનું, અમર્યાદ, બેહદ, બેશુમાર
**નિર્મલ(-ળ)** (વિ.) સ્વચ્છ, પવિત્ર, ચોખ્ખું (૨) (લા.) પાપરહિત (૩) નિર્લેપ
**નિર્મલ(-ળ)તા** (સ્ત્રી.) સ્વચ્છતા, પવિત્રતા, ચોખ્ખાઈ (૨) (લા.) પાપરહિતતા
**નિર્મવું** (ક્રિ.) નિર્માણ કરવું, બનાવવું, ઘડવું (૨) નિયત કે નક્કી કરવું
**નિર્મળ(-ળું)** (વિ.) નિર્મલ, સ્વચ્છ, પવિત્ર
**નિર્મળી** (સ્ત્રી.) એક વનસ્પતિ જેનાં બી મેલું પાણી સ્વચ્છ કરવામાં વપરાય છે.

**નિર્માણ** (ન.) રચના, સર્જન, બનાવટ (૨) નસીબ, નિયતિ
**નિર્માતા** (પું.) નિર્માણ કરનાર, સર્જક, ફિલ્મ-ચિત્રપટ બનાવનાર, પ્રોડ્યુસર
**નિર્માત્રી** (સ્ત્રી.) સ્ત્રીસર્જક
**નિર્માન(-ની)** (વિ.) અભિમાન વિનાનું, નમ્ર, નિરભિમાની
**નિર્માલ(-ળ)** (સ્ત્રી.ન.) દેવ ઉપરથી ઉતારેલી કે દેવને ચડેલી વસ્તુ (ફૂલ વગેરે)
**નિર્માલ્ય** (વિ.) માલ-દમ વગરનું, શક્તિહીન, કમજોર (૨) (ન.) દેવ ઉપરથી ઉતારેલી કે દેવને ચડેલી વસ્તુ (ફૂલ વગેરે)
**નિર્મિત** (વિ.) નિર્માયેલું, રચાયેલું (૨) નક્કી થયેલું, નિયત (૩) (ન.) રચના (૪) ક્રિયા, અમલ
**નિર્મિતિ** (સ્ત્રી.) નિર્માણ, રચના, સર્જન
**નિર્મુખ** (વિ.) ખાધા વગર પાછું ગયેલું (૨) નિરાશ થઈ પાછું ગયેલું
**નિર્મૂલ(-ળ)** (વિ.) મૂળ વગરનું (૨) નિર્વંશ (૩) આધાર વિનાનું (૪) સર્વથા નાશ પામેલું
**નિર્મોહ(-હી)** (વિ.) મોહ વગરનું, આસકિતરહિત, મમતા વગરનું
**નિર્લજ્જ** (વિ.) લાજ વગરનું, અવિવેકી, તોછડું, બેશરમ
**નિર્લિપ્ત,નિર્લેપ** (વિ.) લેપાયા વગરનું, ખરડાયા વગરનું, અનાસકત, રાંધતાં ખોરાક ચોંટી ન જાય તેવું, 'નૉન-સ્ટિક'
**નિર્લોભ(-ભી)** (વિ.) લોભ વગરનું, લાલચ કે લાલસા વગરનું
**નિર્વચન** (ન.) બોલવું તે, ઉચ્ચારણ (૨) વ્યાખ્યા, વિવેચન, ટીકા, વિવરણ (૩) વ્યુત્પત્તિ
**નિર્વચનીય** (વિ.) નિર્વચનને પાત્ર, નિર્વાચ્ય, વર્ણન થઈ શકે તેવું
**નિર્વસ્ત્ર** (વિ.) વસ્ત્ર વગરનું, નગ્ન, નાગું
**નિર્વહણ** (ન.) અંત, સમાપ્તિ (૨) નિર્વાહ, ગુજરાન (૩) નાશ (૪) નાટકમાંના પાંચ સંધિમાંનો એક, જેમાં જુદેજુદે ઠેકાણે વિકસાવેલ વસ્તુને અંતમાં સમાપ્તિ માટે એકત્રિત કરાય છે.
**નિર્વંશ(-શી)** (વિ.) જેના વંશમાં કોઈ ન રહ્યું હોય તેવું, નિષ્કુળ
**નિર્વાક** (વિ.) મૂંગું, ચૂપ, અવાક્
**નિર્વાચન** (ન.) ચૂંટણી (૨) વ્યાખ્યા (૩) ચૂંટણી માટે મત આપવાની પ્રક્રિયા
**નિર્વાચનક્ષેત્ર** (ન.) મત-વિસ્તાર, મતદાર-વિભાગ
**નિર્વાચિત** (ન.) ચૂંટાયેલું
**નિર્વાણ** (ન.) મોક્ષ, અંતિમ, શાંતિ-શૂન્યત્વ, મુકિત (૨) આખર, અંત, મરણ (૩) (વિ.) શૂન્ય, શાંત (૪) અંત કે અસ્ત પામેલું (૫) (અ.) નિશ્ચલ, ચોક્કસ, અવશ્ય
**નિર્વાત,નિર્વાયુ** (વિ.) વાયુ કે પવન વિનાનું (૨) (લા.) એકાંત (સ્થાન)
**નિર્વાસન** (ન.) વધ (૨) ઘર કે ગામ છોડી જવું તે (૩) દેશમાંથી હાંકી મુકાવું તે, દેશનિકાલ (૪) (વિ.) વાસનારહિત
**નિર્વાસિત** (વિ.) ઘરબાર કે વાડી વતનમાંથી હાંકી કાઢવામાં આવેલું, નિરાશ્રિત, 'રેફ્યુજી'
**નિર્વાહ** (પું.) ગુજારો (૨) નિભાવ, ટકાવ (૩) પરિપાલન, ભરણ-પોષણ, અમલ થવો તે
**નિર્વાહક** (વિ.) નિર્વાહ કરનાર (૨) દોરીને લઈ જનાર
**નિર્વાહ-વેતન** (ન.) નિર્વાહ થવા પૂરતું વેતન કે રોજી-મજૂરી, 'લિવિંગ વેજ'
**નિર્વિકલ્પ** (વિ.) વિકલ્પ વિનાનું, જ્ઞાતા જ્ઞેય ઇત્યાદિ ભેદ વગરનું (ધ્યાન) (૨) સ્થિર, નિશ્ચિત
**નિર્વિકાર(-રી)** (વિ.) વિકાર વિનાનું, ફેરફાર વિનાનું, શુદ્ધ, અવ્યય
**નિર્વિઘ્ન** (વિ.) વિઘ્ન વગરનું, હેમખેમ
**નિર્વિઘ્ને** (અ.) વિઘ્ન વગર, વગર અડચણે
**નિર્વિચાર** (વિ.) વિચાર વિનાનું
**નિર્વિવાદ(-દિત)** (વિ.) ચોક્કસ, બિનતકરારી
**નિર્વીર્ય** (ન.) કાયર, બલહીન, નપુંસક, અશકત, વીર્યહીન
**નિર્વૃક્ષ** (વિ.) વૃક્ષ વગરનું, ઉજ્જડ
**નિર્વૃત** (વિ.) સંતોષ પામેલું (૨) પૂરું થયેલું
**નિર્વૃતિ** (સ્ત્રી.) સંતોષ (૨) આનંદ (૩) શાંતિ (૪) નાશ (૫) મુકિત (૬) પૂરું થવું તે
**નિર્વેગ** (પું.) વિષયો પ્રત્યે અરુચિ (જૈન) (૨) (વિ.) વેગ વિનાનું, સ્થિર
**નિર્વેદ** (પું.) અણગમો (૨) વૈરાગ્ય (૩) ખેદ, સંતાપ
**નિર્વૈર** (વિ.) વેરવૃત્તિ વગરનું
**નિર્વ્યસની** (વિ.) વ્યસન વગરનું
**નિર્વ્યાજ** (વિ.) કપટ રહિત, સાલસ, સરળ
**નિર્વ્યાપાર** (વિ.) વ્યાપાર કે પ્રવૃત્તિ યા કામધંધા વગરનું, નિષ્ક્રિય
**નિર્હેતુક** (વિ.) હેતુરહિત, નિષ્પ્રયોજન
**નિલય** (ન.) રહેઠાણ, ઘર, મકાન, આવાસ
**નિલવટ** (ન.) લિલવટ, કપાળ
**નિવર્તક** (વિ.) પાછું ફરતું (૨) નિવારનારું
**નિવર્તન** (ન.) પાછા ફરવું તે
**નિવાપ** (પું.) શ્રાદ્ધ વખતે પિતૃઓને અપાતાં બલિ કે અંજલિ
**નિવાપાંજલિ** (સ્ત્રી.) શ્રાદ્ધાંજલિ
**નિવારક** (વિ.) નિવારનારું, દૂર કરનારું-મટાડનારું
**નિવારણ** (ન.) વારવું તે, દૂર કરવું તે
**નિવારવું** (ક્રિ.) વારવું, રોકવું (૨) અટકાવવું (૩) નિરાકરણ કરવું
**નિવાર્ય** (વિ.) નિવારી કે રોકી શકાય એવું
**નિવાસ** (પું.) રહેઠાણ (૨) વસવાટ
**નિવાસસ્થાન** (ન.) નિવાસનું સ્થાન, આવાસન
**નિવાસી** (વિ.પું.) રહેવાસી, રહેનારું, રહીશ
**નિવાસી-શાળા** (સ્ત્રી.) રહેવાની સુવિધા સાથેની શાળા
**નિવિદા** (સ્ત્રી.) જાહેરાત, જાહેર ખબર, નોટિસ, 'ટન્ડર'
**નિવિષ્ટ** (વિ.) બેઠેલું (૨) એકતાર થયેલું (૩) ગોઠવાયેલું (૪) પેઠેલું, દાખલ થયેલું
**નિવૃત્ત** (વિ.) નિવૃત્તિ પામેલું, પરવારીને બેઠેલું, નવરું (૨) પાછું ખેંચેલું કે ખેંચાયેલું, ફારેગ થયેલું
**નિવૃત્તિ** (સ્ત્રી.) નિરાંત, પાછા ફરવું તે (૨) ફુરસદ (૩) સંસારની ઉપાધિમાંથી દૂર થઈ એકાંતવાસ સેવવો તે (૪) કામ ન કરવું તે કે કામધંધામાંથી છૂટવું તે, 'રિટાયરમેન્ટ', વિરામ (૫) સમાપ્તિ
**નિવૃત્તિ-નિવાસ** (પું.) એકાંતવાસ
**નિવૃત્તિમાર્ગ** (પું.) નિવૃત્તિ દ્વારા સાધનાનો માર્ગ
**નિવૃત્તિમાર્ગી** (વિ.) નિવૃત્તિમાર્ગનું કે તેમાં માનનારું
**નિવૃત્તિવાદ** (પું.) નિવૃત્તિ જીવનસાફલ્યનું શ્રોષ્ઠ સાધન છે એવો વાદ
**નિવૃત્તિ-વેતન** (ન.) ફારેગ થયા પછીનો મળતો અમુક બાંધેલો પગાર, 'પેન્શન'

**નિવેડો** (પું.) નિરાકરણ, નિકાલ, ફેંસલો (૨) નીવડી રહે તે, છેવટ, પરિણામ
**નિવેદક** (વિ.પું.) નિવેદન કરનાર, રજૂ કરનાર, 'રિપોર્ટર' (૨) અર્પણ કરનાર
**નિવેદન** (ન.) રજૂઆત, નમ્રતાથી રજૂ કરવું તે, જણાવવું તે (૨) અરજ (૩) અહેવાલ (૪) પ્રસ્તાવના
**નિવેશ** (પું.) પ્રવેશ (૨) પ્રવેશદ્વાર (૩) પડાવ, છાવણી (૪) રહેઠાણ, નિવાસસ્થાન (૫) મૂડી-રોકાણ
**નિશ** (સ્ત્રી.) રાત્રિ, નિશા (૨) હળદર
**નિશદિન** (અ.) રાતદિવસ, અહોરાત્ર
**નિશા** (સ્ત્રી.) નિશાતરાથી જેના ઉપર વાટવામાં આવે તે પથ્થર, નિસાર
**નિશા** (સ્ત્રી.) નિશ, રાત, રજની
**નિશાકર** (પું.) ચંદ્ર (૨) મરઘો
**નિશાકુસુમ** (ન.) રાતે ખીલતું કુસુમ (૨) ઝાકળ
**નિશાચર** (પું.) રાક્ષસ (૨) ભૂત, પિશાચ (૩) ચોર (૪) (ન.) ઘુવડ (૫) વાગળું (૬) (વિ.) રાત્રિમાં ફરનારું
**નિશા(-સા)તરો** (પું.) દાળ વાટવાનો પથરો, ઉપરવટણો
**નિશાન** (ન.) ડંકો, ચોઘડિયું, (૨) ઊંટ પરની નોબત
**નિશાન** (ન.) ચિહ્ન (૨) ચોટ, તાકવાનું લક્ષ્ય (૩) વાવટો
**નિશાનબાજ** (વિ.પું.) બરાબર નિશાન તાકનાર, તાકેડું
**નિશાનબાજી** (સ્ત્રી.) નિશાન તાકવાનો અભ્યાસ, મહાવરો (૨) નિશાન તાકવાની રમત
**નિશાનાથ** (પું.) ચંદ્ર
**નિશાની** (સ્ત્રી.) નિશાન, ચિહ્ન (૨) સંજ્ઞા
**નિશાવાસર** (અ.) રાતદિવસ, અહોરાત્ર
**નિશાવાસો** (પું.) રાતવાસો
**નિશાળ** (સ્ત્રી.) શાળા
**નિશાળિયો** (પું.) વિદ્યાર્થી
**નિશિત** (વિ.) તીક્ષ્ણ, ધાર કાઢેલું
**નિશીથ** (સ્ત્રી.) નિશા, રાત્રિ (૨) મધરાત, અધરાત
**નિશ્ચય** (પું.) નિરધાર, સંકલ્પ, નિર્ણય (૨) ખાતરી (૩) (અ.) નિશ્ચે, નક્કી
**નિશ્ચયપૂર્વક** (અ.) ચોક્કસ, ખાતરીપૂર્વક
**નિશ્ચયવાચક** (વિ.) નિશ્ચયનો અર્થ બતાવનાર
**નિશ્ચયાત્મક** (વિ.) નિશ્ચયવાળું, ચોક્કસ, નક્કી કરેલું
**નિશ્ચયાર્થ** (પું.) ક્રિયાપદનો નિશ્ચયવાચક અર્થ (વ્યા.)
**નિશ્ચયી** (વિ.) નિશ્ચયવાળું, દૃઢ નિરધારવાળું
**નિશ્ચલ(-ળ)** (વિ.) અચલ, સ્થિર
**નિશ્ચલા(-ળા)** (સ્ત્રી.) પૃથ્વી
**નિશ્ચાયક** (વિ.) નિશ્ચયાત્મક, નિર્ણાયક (૨) 'ડિટર્મિનંટ' (ગ.)
**નિશ્ચિત** (ન.) નક્કી કરેલું, નક્કી (૨) ખાસ, અમુક, ચોક્કસ
**નિશ્ચિંત** (વિ.) ચિંતા વગરનું, બેફિકર
**નિશ્ચે** (અ.) ખચીત, અવશ્ય, ખાતરીથી
**નિશ્ચેતક** (ન.) ચેતના હણી લેનાર, સંવેદના-હારક
**નિશ્ચેતન** (વિ.) ચેતન વગરનું, જડ, મૃત
**નિશ્ચેષ્ટ** (વિ.) નિશ્ચલ, સ્થિર, ચેષ્ટા વિનાનું (૨) બેહોશ (૩) સુસ્ત, આળસુ
**નિશ્વાસ** (પું.) નિસાસો, નિઃશ્વાસ
**નિષાદ** (પું.) સંગીતના સાત સ્વરમાંનો 'નિ'સ્વર - સાતમો સ્વર (૨) ભીલ (૩) માછી (૪) ચંડાળ
**નિષિદ્ધ** (વિ.) મના કરેલું, ત્યાજ્ય, બાધિત (૨) નઠારું, દૂષિત
**નિષેધ** (પું.) મના, બાધ (૨) શાસ્ત્રવિહિત મનાઈ, 'વિધિ'થી ઊલટું (૩) 'વિટો'
**નિષેધક** (વિ.) મના કરનારું, નિષેધ કરનારું
**નિષેધપત્ર** (પું.) મનાઈહુકમ
**નિષેધવાચક** (વિ.) નિષેધ કહેતું-બતાવતું-સૂચવતું
**નિષેધાત્મક** (વિ.) નિષેધવાળું, નિષેધરૂપ
**નિષેધાવયવ** (પું.) નિષેધવાળો ભાગ (૨) 'ફેલસી ઑફ નેગેટિવ પ્રેમિસિસ' (ન્યા.)
**નિષ્કપટ(-ટી)** (વિ.) કપટ વગરનું
**નિષ્કર્મ** (વિ.) કર્મ ન કરનારું (૨) આળસુ, નવરું (૩) કર્મો વડે લિપ્ત ન થનારું, અનાસક્ત
**નિષ્કર્ષ** (પું.) સાર, નિચોડ, તાત્પર્ય (૨) સંગીતમાં એક અલંકાર
**નિષ્કલંક** (વિ.) કલંક વગરનું, શુદ્ધ, નિર્દોષ
**નિષ્કંટક** (વિ.) કાંટા વગરનું (૨) (લા.) અડચણ વગરનું, સરળ (૩) શત્રુ વગરનું
**નિષ્કંપ** (વિ.) અચળ, સ્થિર, કંપ વગરનું
**નિષ્કામ(-મી)** (વિ.) કામના વિનાનું (૨) ફળની ઇચ્છા વિનાનું, અનાસકત (૩) નિઃસ્વાર્થ
**નિષ્કારણ** (વિ.) કારણ વગરનું, નિષ્પ્રયોજન (૨) (અ.) વગર કારણે, બિનજરૂરી
**નિષ્કાસન** (ક્રિ.) બહાર કાઢવું તે, નિઃસારણ
**નિષ્કાસિત** (વિ.) બહાર કાઢવામાં આવેલ, છૂટા કરેલ
**નિષ્કાળજી** (સ્ત્રી.) કાળજી ન હોવી તે, બેદરકારી, ઉપેક્ષા
**નિષ્કિંચન** (વિ.) અકિંચન, તદ્દન ગરીબ, રાંક
**નિષ્કૃતિ** (સ્ત્રી.) નિવારણ (૨) પ્રાયશ્ચિત્ત (૩) ફારગતી (૪) છુટકારો, મુકિત (૫) તિરસ્કાર, ઉપેક્ષા
**નિષ્ક્રમણ** (ન.) બહાર જવું તે (૨) સંન્યાસ (૩) બાળકને જન્મથી ચોથે માસે ઘર બહાર લાવતાં કરાતો વિધિ
**નિષ્ક્રય** (પું.) વિનિમય (૨) બદલો (૩) વેચાણ
**નિષ્ક્રિય** (વિ.) ક્રિયારહિત, અચેષ્ટ, નવરું
**નિષ્ઠા** (સ્ત્રી.) શ્રદ્ધા, ભક્તિ, વફાદારી (૨) આસ્થા, વિશ્વાસ (૩) એકાગ્રતા, લીનતા (૪) આશય, ધારણા
**નિષ્ઠાવાન** (વિ.) નિષ્ઠાવાળું, સંનિષ્ઠ
**નિષ્ઠુર** (વિ.) નિર્દય, દયાહીન, ક્રૂર (૨) કઠોર, નઠોર
**નિષ્ણાત** (વિ.) પ્રવીણ, પારંગત, વિદ્વાન, કુશળ (૨) (પું.) પ્રવીણ માણસ
**નિષ્પક્ષ** (વિ.) પક્ષ વગરનું, તટસ્થ, ત્રાહિત
**નિષ્પક્ષતા** (સ્ત્રી.) તટસ્થતા, સમદર્શીપણું
**નિષ્પક્ષપાત** (વિ.) પક્ષપાત વગરનું, સમદર્શી, તટસ્થ (૨) (પું.) પક્ષપાતનો અભાવ, સમદૃષ્ટિ
**નિષ્પક્ષપાતી** (વિ.) પક્ષપાત વગરનું, સમદર્શી

**નિષ્પન્ન** (વિ.) નીપજેલું, ઉત્પન્ન થયેલું, ફલિત, સિદ્ધ થયેલું, પ્રાપ્ત થયેલું (૨) સમાપ્ત થયેલું (૩) તૈયાર, પરિપકવ

**નિષ્પલ્લવ** (વિ.) પલ્લવ (પાંદડાં) વગરનું, બોડું

**નિષ્પાદન** (ન.) નિષ્પત્તિ કરવી તે, નીપજ (૨) સિદ્ધિ (૩) પ્રાપ્તિ (૪) નિર્વાહ (૫) નિશ્ચય (૬) પરિણામ

**નિષ્પાદક** (વિ.) નિષ્પત્તિ કે નિષ્પન્ન કરનારું

**નિષ્પાદિત** (વિ.) નિષ્પન્ન થયેલું કે કરેલું

**નિષ્પાદ્ય** (વિ.) નિષ્પન્ન કરાય એવું કે કરવા જેવું

**નિષ્પાપ,નિષ્પાપી** (વિ.) પાપ વગરનું, અપાપ, પવિત્ર, નિર્દોષ

**નિષ્પ્રપંચ** (વિ.) પ્રપંચ વગરનું, નિષ્કપટ, સરળ

**નિષ્પ્રભ** (વિ.) પ્રભા વિનાનું, તેજહીન (૨) કમજોર, નિસ્તેજ, શક્તિ વિનાનું

**નિષ્પ્રયોજન** (વિ.) પ્રયોજન વગરનું, નકામું

**નિષ્પ્રાણ** (વિ.) પ્રાણ વગરનું, મૃત (૨) (લા.) જોર કે જુસ્સા વગરનું, દૂબળું, નિર્બળ

**નિષ્ફલ(-ળ)** (વિ.) ફળ વગરનું (૨) નકામું, નિરર્થક

**નિસ્** (અ.) 'વિનાનું', 'રહિત' એવા અર્થમાં નામને લગાડાતો પૂર્વગ. ક્રિયાપદોને લાગતાં તે વિયોગ, ચોક્કસતા, પૂર્ણતા, ઉલ્લંઘન વગેરે અર્થો બતાવે છે.

**નિસબત,નિસ્બત** (સ્ત્રી.) સંબંધ, નાતો (૨) દરકાર, પરવા (૩) (અ.) મારફતે

**નિસરણી** (સ્ત્રી.) સીડી, દાદરો (૨) એક રમત

**નિસર્ગ** (પું.) સ્વભાવ (૨) જગત, સૃષ્ટિ (૩) કુદરત (૪) પરિણામ

**નિસર્ગવાદ** (પું.) દૃશ્ય જગત કે કુદરત સત્ય છે એવું માનતો વાદ, 'નેચરલિઝમ'

**નિસર્ગોપચાર** (પું.) કુદરતને અનુકૂળ થઈને તથા જળ, વાયુ, માટી વગેરે કુદરતી સાધનો વડે ઉપચાર કરતું વૈદું, 'નેચરોપથી'

**નિસાતરો** (પું.) નિશાતરો, દાળ વાટવાનો પથરો, ઉપરવટણો

**નિસાર** (સ્ત્રી.) દાળ વાટવાનો પથરો, ઉપરવટણો

**નિસાસો** (પું.) નિઃશ્વાસ

**નિસ્તબ્ધ** (વિ.) સ્થિર, જડ, નિશ્ચેષ્ટ

**નિસ્તબ્ધતા** (સ્ત્રી.) સ્થિરતા, જડતા, નિશ્ચેષ્ટતા

**નિસ્તરણ** (ન.) મુકિત, છૂટકો (૨) પાર ઊતરવું-ઓળંગવું તે

**નિસ્તરંગ** (વિ.) તરંગ વગરનું, શાંત

**નિસ્તલ(-ળ)** (વિ.) તળિયા વિનાનું, અગાધ (૨) ગોળાકાર

**નિસ્તાર(-રો)** (પું.) પાર ઊતરવું તે (૨) મોક્ષ, ઉદ્ધાર (૩) નિવેડો, ઉકેલ

**નિસ્તીર** (વિ.) તીર કે કાંઠા વગરનું, અપાર

**નિસ્તીર્ણ** (વિ.) ઓળંગાયેલું (૨) ઉદ્ધાર-મુકિત પામેલું, છુટકારો પામેલું

**નિસ્તેજ** (વિ.) તેજહીન, ઝાંખું, ફીકું (૨) જુસ્સા કે છટા વગરનું

**નિસ્ત્રૈગુણ્ય** (ન.) ત્રૈગુણ્યનો અભાવ, ગુણાતીતપણું

**નિસ્પંદ** (વિ.) સ્થિર, નિષ્કંપ

**નિસ્પૃહ(-હી)** (વિ.) નિઃસ્પૃહ, સ્પૃહા વગરનું, નિષ્કામ

**નિસ્યંદ,નિસ્યંદન** (પું.ન.) ટપકે ટપકે પડવું તે (૨) વહેવું - રેલો ચાલવો તે (૩) ઝરણું (૪) પાણી શુદ્ધ કરવાની એક વૈજ્ઞાનિક પ્રક્રિયા

**નિસ્યંદિની** (સ્ત્રી) જેમાંથી પ્રવાહી ટીપે ટીપે ઝરે એવું યંત્ર કે કાચની નળી, 'પિપેટ'

**નિહંતા** (પું.) હણનારો, ઘાતક

**નિહાર** (પું.) નીહાર, હિમ (૨) ઝાકળ, ઓસ (૩) મળમૂત્ર વગેરેની ઉત્સર્ગક્રિયા (૪) ધુમ્મસ

**નિહારિકા** (સ્ત્રી.) આકાશમાં ફરતા હવામય તેજસમૂહો (જેમાંથી ઘનાવસ્થા પામી ગ્રહો વગેરે બન્યા કહેવાય છે.), આકાશગંગા, 'નૅબ્યુલા'

**નિહાલ** (વિ.) ન્યાલ, કૃતાર્થ (૨) પૈસાદાર

**નિહાળવું** (ક્રિ.) ધારીધારીને જોવું, નીરખવું

**નિહિત** (વિ.) મૂકેલું, ગોઠવાયેલું, સમાયેલું (૨) સંઘરાયેલું

**નિંદક** (વિ.પું.) નિંદા કરનાર

**નિંદવું** (ક્રિ.) નિંદા કરવી

**નિંદા** (સ્ત્રી.) બદગોઈ, વગોવણી

**નિંદાખોર** (વિ.) નિંદા કર્યા કરનારું

**નિંદાપાત્ર,નિંદાસ્પદ** (વિ.) નિંદ્ય, નિંદાને યોગ્ય

**નિંદિત** (વિ.) નિંદાયેલું

**નિંદ્ય** (વિ.) નિંદાને લાયક, ખરાબ

**નિઃશબ્દ** (વિ.) શબ્દ વિનાનું, શાંત (૨) (જવાબમાં) શબ્દ ન બોલતું

**નિઃશબ્દતા** (સ્ત્રી.) શાંતિ

**નિઃશસ્ત્ર** (વિ.) શસ્ત્ર વિનાનું

**નિઃશસ્ત્રીકરણ** (ન.) નિઃશસ્ત્ર કરવું તે

**નિઃશંક** (વિ.) શંકા વગરનું, સંશયરહિત, ભય વગરનું

**નિઃશુલ્ક** (વિ.) શુલ્ક વગરનું, મફત

**નિઃશેષ** (વિ.) સંપૂર્ણ (૨) (અ.) બિલકુલ

**નિઃશ્રેયસ** (ન.) મોક્ષ, કલ્યાણ (૨) સુખ

**નિઃશ્વસિત** (વિ.) શ્વાસ સાથે બહાર કાઢેલું (૨) (ન.) નિશ્વાસ

**નિઃશ્વાસ** (પું.) નિશ્વાસ, નિસાસો

**નિઃસત્ત્વ** (વિ.) સત્ત્વહીન, માલ વિનાનું

**નિઃસરણ** (ન.) નીસરવું તે

**નિઃસહાય** (વિ.) અસહાય, સહાય કે મદદ વિનાનું

**નિઃસંકોચ** (વિ.અ.) સંકોચ વિનાનું, સંકોચ રાખ્યા વિના

**નિઃસંગ** (વિ.) એકલું, સંગ વગરનું

**નિઃસંતાન** (વિ.) વાંઝિયું, સંતાન વગરનું

**નિઃસંદેહ** (વિ.) સંદેહરહિત, ચોક્કસ

**નિઃસંશય** (વિ.) સંશયરહિત, નિઃશંક

**નિઃસાધન** (વિ.) સાધનરહિત

**નિઃસાર** (વિ.) સાર વગરનું, નિઃસત્ત્વ

**નિઃસારણ** (ન.) બહાર કાઢવું તે

**નિઃસીમ** (વિ.) સીમારહિત, અપાર

**નિઃસ્તબ્ધ** (વિ.) સાવ સ્તબ્ધ, નિશ્ચેષ્ટ

**નિઃસ્પૃહ(-હી)** (વિ.) સ્પૃહા વગરનું, નિષ્કામ, ઝંખના વગરનું, ઈચ્છા-આકાંક્ષા રહિત

**નિઃસ્વાદ** (વિ.) સ્વાદ વિનાનું

**નિઃસ્વાર્થ(-ર્થી)** (વિ.) સ્વાર્થરહિત

**ની** (પું.) નિષાદ સ્વરની સંજ્ઞા (સંગીત) (૨) છઠ્ઠી વિભક્તિના પ્રત્યય 'નું'નું સ્ત્રીલિંગ (વ્યા.)

**નીક** (સ્ત્રી.) પાણી જવાનો રસ્તો, ધોરિયો
**નીકર** (અ.) નહિ તો, નહિતર, એમ ન હોય તો, નકર
**નીકળવું** (ક્રિ.) બહાર આવવું કે જવું (૨) પસાર થવું (૩) વીતવું, ગુજરવું (૪) પ્રગટવું, બહાર પડવું, ઝરવું, ઊગમ થવો (૫) છૂપું કે દૃષ્ટિ બહાર હોય તેણે દેખા દેવી, દેખાવું, ઉદય થવું (૬) અંદરથી પેદા થવું, બનીને બહાર આવવું (૭) છૂટવું, મુક્તિ થવી (૮) દૂર થવું, હઠવું (૯) નીવડવું, પાકવું, કસોટીમાં નણાવું (૧૦) રચાઈને પ્રસિદ્ધ થવું, બહાર પડવું (૧૧) તપાસતાં કે હિસાબ કરતાં જે (લેણદેણ) હોય તે જણાવું (૧૨) શરૂ થવું, ચાલવું, ઊપડવું (૧૩) બીજી ક્રિયાના કૃદંત સાથે આવતાં, તે કરવાનું આરંભવું, તેને માટે બહાર પડવું, ઊપડવું એવો ભાવ બતાવે છે. જેમ કે, જવા નીકળવું (૧૪) 'આવવું', 'જવું', 'પડવું' ક્રિયાપદની સહાયમાં 'નીકળી' કૃદંત તરીકે આવતાં નીકળવાનું ઝટ ને બરોબર થવાનો ભાવ બતાવે છે.
**નીગળવું** (ક્રિ.) ટપકવું
**નીઘલ(-ળ)વું** (ક્રિ.) ડૂંડાંએ દાણા આવવા
**નીચ** (વિ.) અધમ, હલકું, ઊતરતી કક્ષા કે સ્થાનનું
**નીચતા,નીચપણું** (સ્ત્રી.ન.) નીચાપણું (૨) નીચપણું, હલકાઈ, અધમતા, દુષ્ટતા
**નીચલું** (વિ.) નીચેનું, નીચે આવેલું (૨) (લા.) ઊતરતી કક્ષાનું
**નીચાજોણું** (ન.) નીચું જોવું પડે-લજવાવું પડે એવી સ્થિતિ
**નીચાણ** (ન.) નીચી જગ્યા (૨) ઢોળાવ
**નીચું** (વિ.) ઢળતું (૨) ઓછી ઊંચાઈનું, ઠીંગણું, વામણું (૩) નીચ, હલકું (૪) ધીમું, મંદ (૫) ભાવતાલમાં ઓછું
**નીચે** (અ.) હેઠે, તળે
**નીચોચ્ચવૃત્ત** (ન.) મોટા વર્તુળના પરિઘ ઉપર ફરતા મધ્ય બિંદુવાળું વર્તુળ, 'એપીસાઇકલ' (ગ.)
**નીડ** (પું.ન.) માળો (૨) બોડ
**નીડર** (વિ.) નિર્ભય, ડર વિનાનું
**નીડરતા** (સ્ત્રી.) નિર્ભયપણું
**નીતરવું** (ક્રિ.) ટપકવું, ગળવું, ઝરવું (૨) કચરો નીચે ઠરી જઈ સ્વચ્છ થવું (પ્રવાહીનું)
**નીતિ** (સ્ત્રી.) ધર્મ પ્રમાણેનું આચરણ, સદાચાર (૨) આચરણના ધાર્મિક નિયમ (૩) ચાલચલગત (૪) રાજનીતિ (૫) આચાર પદ્ધતિ (૬) નૈતિક ધોરણ
**નીતિગ્રંથ** (પું.) નીતિ વિષે ગ્રંથ
**નીતિજ્ઞ** (વિ.) નીતિ જાણનાર
**નીતિતત્ત્વ** (ન.) નૈતિક કે નીતિ વિષેનું તત્ત્વ કે રહસ્ય યા સિદ્ધાંત
**નીતિદોષ** (પું.) નીતિ વિચારવામાં કે તે આચરતાં થતો દોષ
**નીતિધર્મ** (પું.) નીતિ અને ધર્મ, નીતિરૂપી ધર્મ (૨) ધર્મબુદ્ધિપૂર્વકની નીતિ
**નીતિનાશ** (પું.) નીતિનો નાશ, દુરાચારની અવધિ
**નીતિનિપુણ** (વિ.) રાજનીતિમાં કુશલ
**નીતિનિયમ** (પું.) નીતિનો-નીતિ બતાવતો નિયમ
**નીતિનિયંત્રક** (પું.) નીતિ વિષે નિયંત્રણ કે નિયમન કરનાર, 'સેન્સર'
**નીતિનિયંત્રણ** (ન.) નીતિ વિષે નિયંત્રણ કે નિયમન કરવું તે, 'સેન્સરશિપ'
**નીતિપરાયણ** (વિ.) નીતિયુક્ત, નીતિમાં દૃઢ
**નીતિબાહ્ય** (વિ.) અનીતિવાળું, નીતિથી વિરુદ્ધ
**નીતિબુદ્ધિ** (સ્ત્રી.) નીતિધર્મ વિષે વિવેકવિચાર
**નીતિબોધ** (પું.) નીતિનો બોધ-જ્ઞાન કે ઉપદેશ
**નીતિભ્રષ્ટ** (વિ.) નીતિ કે સદાચારમાંથી ચળેલું - ભ્રષ્ટ થયેલું, અનૈતિક
**નીતિભંગ** (પું.) નીતિનો ભંગ-તેનું ઉલ્લંઘન
**નીતિમત્તા** (પું.) નીતિમાન હોવું તે
**નીતિમાન,નીતિયુક્ત** (વિ.) નીતિવાળું
**નીતિરીતિ** (સ્ત્રી.) નીતિ અને રીતિ, ચાલચલગત, વર્તન
**નીતિવિદ** (વિ.) નીતિ જાણનાર, નીતિજ્ઞ
**નીતિવેત્તા** (પું.) નીતિજ્ઞ, નીતિકુશળ
**નીતિશાસ્ત્ર** (ન.) આચરણના નિયમનું શાસ્ત્ર (૨) રાજનીતિશાસ્ત્ર
**નીતિશાસ્ત્રી** (પું.) નીતિશાસ્ત્ર જાણનાર
**નીતિશુદ્ધ** (વિ.) નીતિમાં કે નીતિ દૃષ્ટિએ બરોબર, નીતિમાન
**નીતિશૂન્ય** (વિ.) નીતિ વિનાનું, અનીતિમાન
**નીતિસૂત્ર** (ન.) નીતિનું - નીતિવાચક સૂત્ર, 'મૅક્સિમ'
**નીપજ** (સ્ત્રી.) નીપજે તે, પેદાશ, ઊપજ, ઉત્પન્ન (૨) લાભ, ફાયદો, નફો
**નીપજવું** (ક્રિ.) ઊપજવું, ઉત્પન્ન થવું, પેદા થવું (૨) બનવું, પરિણામ આવવું (૩) લાભ થવો
**નીપટવું** (ક્રિ.) આટોપવું, પૂરું કરવું, પતાવવું
**નીપવવું** (ક્રિ.) નિપજાવવું, નીપનવું
**નીમ** (પું.ન.) વ્રત, પ્રતિજ્ઞા, નેમ, નિયમ (૨) રીત, રૂઢિ, રસમ (૩) ભૂતપ્રેત વગેરેને અપાતો બલિ
**નીમ** (વિ.) અડધું
**નીમપત્ર** (પું.) અર્ધ સરકારીપત્ર, 'ડી.ઓ.'
**નીમવું** (ક્રિ.) કામ કે પદ ઉપર સ્થાપવું, નિયોજવું
**નીયત** (સ્ત્રી.) દાનત, વૃત્તિ
**નીર** (ન.) પાણી (૨) (લા.) દમ, કસ (૩) આંસુ
**નીરક્ષીરન્યાય** (પું.) હંસ જેમ પાણીવાળા દૂધમાંથી દૂધ પી લે છે અને પાણી રહેવા દે છે તેવો ન્યાય, સારગ્રાહી વૃત્તિ (કા.શા.)
**નીરખ** (સ્ત્રી.) નીરખવું તે, નિરીક્ષા (૨) (પું.) બજારભાવ, ચાલુ ભાવતાલ
**નીરખવું** (ક્રિ.) બરાબર જોવું, નિરીક્ષણ કરવું, નિહાળવું
**નીરજ** (ન.) જલજ, કમળ (૨) (વિ.) સ્વચ્છ
**નીરણ** (ન.) નીરેલું તે - ઘાસ
**નીરદ** (ન.પું.) વાદળ, મેઘ
**નીરવ** (વિ.) શાંત, અવાજ વિનાનું
**નીરવતા** (સ્ત્રી.) શાંતિ
**નીરવું** (ક્રિ.) ઢોરને ઘાસ નાખવું (૨) મારવું, ધીબવું
**નીરસ** (વિ.) નિરસ, રસ વગરનું (૨) શુષ્ક, સૂકું (૩) લૂખું (૪) સ્વાદ વિનાનું
**નીરસતા** (સ્ત્રી.) રસહીનતા, શુષ્કતા
**નીરંગ** (વિ.) રંગ વગરનું (૨) પ્રકાશને રંગ છૂટા પાડ્યા વિના પોતાનામાંથી પસાર થવા દેતું, 'એક્રોમૅટિક'
**નીરાજન,નીરાજના** (ન.સ્ત્રી.) આરતી

**નીરો** (પું.) ચારો, નીરણ (૨) ખજૂરીમાંથી ઝરતો તાજો રસ (જેમાંથી તાડી બને.)

**નીરોગ,નીરોગી** (વિ.) તંદુરસ્ત, નિરામયી

**નીલ** (વિ.) શ્યામ, આસમાની (૨) (પું.) એક જાતનો વાંદરો (૩) મોરથૂથુ (૪) ગળી (૫) રામની વાનરસેનાનો એક સેનાપતિ (૬) વાછરડાનું પૂજન (૭) સેવાળ

**નીલકંઠ** (પું.) શિવ (૨) મોર (૩) ભમરો (૪) ચાસ પક્ષી

**નીલકંઠમણિ** (પું.) નીલમ

**નીલગાય** (સ્ત્રી.) ભૂરા રંગની ગાય જેવું એક વન્ય પ્રાણી

**નીલમ** (ન.) નીલ રંગનું રત્ન, નીલમણિ, લીલમ

**નીલાશ** (સ્ત્રી.) આછું નીલાપણું

**નીલાંબર** (પું.) બલરામ, વાદળી કે શ્યામ રંગનું વસ્ત્ર, આકાશ

**નીલિમા** (સ્ત્રી.) ભૂરાપણું

**નીલી** (સ્ત્રી.) ગળી (૨) એક જાતની વાદળી માખી

**નીલું** (વિ.) નીલ રંગનું (૨) લીલું

**નીલોત્પલ** (ન.) ભૂરું કમળ

**નીવડવું** (ક્રિ.) નક્કી થઈ પ્રકટ થવું (૨) ઘડાઈને રીઢું થવું, સિદ્ધ થવું

**નીવાર** (પું.) નવાર, સામો (એક ધાન્ય)

**નીવિ(-વી)** (સ્ત્રી.) સ્ત્રીઓ કમ્મરે પહેરવાના લૂગડાને જે ગાંઠ વાળે છે તે (૨) ગોળ ઘી દૂધ વગેરે ન ખાવાનું જૈનોનું એક વ્રત (૩) મૂડી, ભંડોળ

**નીસરવું** (ક્રિ.) નીકળવું

નીંગળવું (ક્રિ.) ટપકવું, ઝરવું

**નીંદ,નીંદર** (સ્ત્રી.) નિદ્રા, ઊંઘ

**નીંદણ** (ન.) નીંદવું તે કે નીંદી નાખેલું નકામું ઘાસ

**નીંદણકામ** (ન.) નીંદવાનું કામ

**નીંદવું** (ક્રિ.) ખેતરમાંથી રોપાની આસપાસનું નકામું ઘાસ ખોદી કાઢવું

**નીંદામણ(-ણી)** (ન.સ્ત્રી.) નીંદવાની મજૂરી

**નીંભર** (વિ.અ.) મૂંઝાઈ ગયેલું, દબાઈ ગયેલું, મૂઢ

**નીંભાડો** (પું.) નિમાડો, પકવવા ગોઠવેલાં માટીનાં વાસણનો ઢગલો (૨) કુંભારની ભઠ્ઠી, લીંભાડો

**નુકતી** (સ્ત્રી.) રાજગરાના લોટની ખાંડ પાયેલી એક બનાવટ

**નુકતેચીન** (વિ.) બીજાનાં છિદ્ર શોધનારું કે ટીકા કરતું

**નુકતેચીની** (સ્ત્રી.) બીજાનાં છિદ્રો શોધવાનું કે ટીકા કરવાનું કામ

**નુકતો** (પું.) ફારસી-અરબી લિપિમાં શબ્દની ઉપર નીચે સંજ્ઞા તરીકે મુકાતું ટપકું-બિંદુ (૨) કોયડો, ટુચકો (૩) બુટ્ટો, તર્ક

**નુકસાન** (ન.) ખાધ, બગાડ, હાનિ (૨) ગેરફાયદો

**નુકસાનકર્તા,નુકસાનકારક,નુકસાનકારી** (વિ.) હાનિ કરનારું

**નુકસાની** (સ્ત્રી.) નુકસાન (૨) નુકસાનનું વળતર કે ભરપાઈ (૩) (વિ.) નુકસાનવાળું

**નુક્કડ** (પું.) અંત, છેડો (૨) પાતળી અણી, નોક (૩) શેરીનું નાકું

**નુસખો** (પું.) વૈદ-દાકતર દરદીને દવા લખી આપે તે કે તેનો કાગળ, 'પ્રિસ્ક્રિપ્શન' (૨) ઇલાજ, ઉપાય (૩) (લા.) યુક્તિ (૪) ટુચકો

**-નું** છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય (વ્યા.)

**નૂગરું** (વિ.) નગરું, નગણું, નઘોરું (૨) બેશરમ (૩) ગુરુ વિનાનું

**નૂતન** (વિ.) નવું, નવલ, નવીન (૨) તરતનું, તાજું

**નૂપુર** (ન.) નેપુર, ઝાંઝર

**નૂર** (ન.) ભાડું (વહાણ, રેલગાડી વગેરેમાં માલ લાવવા લઈ જવાનું), લાગત

**નૂર** (ન.) તેજ, પ્રકાશ (૨) શક્તિ, ઓજ

**નૂરી** (વિ.) નૂરવાળું, તેજસ્વી (૨) (સ્ત્રી.) પોપટની જાતનું એક પક્ષી

**નૃ** (પું.) નર, માણસ (સમાસમાં. જેમ કે, નૃપતિ, નૃવંશ), પુરુષ

**નૃત્ત** (ન.) નૃત્ય, નાચ

**નૃત્ય** (ન.) નાચ, નાચવું તે

**નૃત્યકલા(-ળા)** (પું.) નાચવાની કળા, નૃત્ય વિશેની વિદ્યા

**નૃત્યકાર** (પું.) નાચનાર, નર્તક

**નૃત્યગીત** (ન.) નૃત્યનું-નૃત્ય સાથે ગાવાનું ગીત

**નૃત્યનાટિકા** (સ્ત્રી.) નૃત્ય દ્વારા ભજવાતું નાટ્ય, 'બૅલે'

**નૃત્યશાલા(-ળા)** (સ્ત્રી.) નાચવાની જગ્યા (૨) નૃત્ય શીખવતી શાળા

**નૃત્યસમારંભ** (પું.) (સમૂહમાં) નૃત્યનો સમારંભ કે ઉત્સવ. 'બૉલ'

**નૃપ,નૃપતિ,નૃપાલ(-ળ)** (પું.) ભૂપ, રાજા, રાજવી

**નૃયજ્ઞ** (પું.) પંચયજ્ઞમાંનો એક, આતિથ્ય

**નૃલોક** (પું.) માનવવિશ્વ, પૃથ્વી, મનુષ્યલોક

**નૃવંશ** (પું.) માનવવંશ, જુદીજુદી જાતિઓનો વંશ, માનવજાતિ

**નૃવંશવિદ્યા** (સ્ત્રી.) જાતિમીમાંસા, જાતિઓના ગુણધર્મ ચર્ચતું શાસ્ત્ર, 'એથ્નોલૉજી'

**નૃવિદ્યા** (સ્ત્રી.) નૃ-મનુષ્ય વિશેની વિદ્યા, નૃવંશવિદ્યા, 'એન્થ્રૉપોલૉજી'

**નૃશંસ** (વિ.) ક્રૂર, નીચ

**નૃસિંહ** (પું.) રાજા (૨) સિંહ જેવો પરાક્રમી માણસ (૩) (નૃ અને સિંહના ભેગા રૂપનો) વિષ્ણુનો ચોથો અવતાર - નૃસિંહાવતાર

**ને** (અ.) અને (૨) બીજી તથા ચોથી વિભક્તિનો પ્રત્યય (૩) ત્રીજી કે સાતમી વિભક્તિના (સ્ત્રી.વગરના) નામ જોડે આવતા છઠ્ઠી વિભક્તિ-વાળા શબ્દનો પ્રત્યય (૪) વાકય કે આજ્ઞાર્થક ક્રિયાપદને અંતે વપરાય છે ત્યારે 'આગ્રહ', 'ખેરખરપણું' એવો ભાવ ઉમેરે છે. (૫) પ્રશ્નાર્થ ક્રિયાપદ જોડે અનુરોધ કે હકાર સૂચવે છે.

**નેક** (વિ.) પ્રામાણિક, સાચું, ન્યાયી (૨) નીતિમાન, સદ્‌ગુણી (૩) ધાર્મિક (૪) (સ્ત્રી.) નેકી, ન્યાયીપણું (૫) (પું.) હદ, પ્રમાણ, મર્યાદા (૬) ભાવ, દર

**નેકટાઈ** (સ્ત્રી.) પહેરવેશમાં ગળે બંધાતી એક પટી, ટાઈ

**નેકદિલ** (વિ.) નેક દિલવાળું, પ્રામાણિક

**નેકદિલી,નેકનજર** (સ્ત્રી.) ચોખ્ખી દાનત

**નેકનામદાર** (વિ.) નેકી માટે પ્રખ્યાત, ભારે પ્રખ્યાત (૨) એક માનવાચક શબ્દ કે ઇલકાબ

**નેકનીયત** (સ્ત્રી.) નેક કે સાચી યા સારી નૈયત-દાનત, નેકદિલી

**નેકલેસ** (પું.) (ગળાનો) હાર કે કંઠો - એક આભૂષણ

**નેકી** (સ્ત્રી.) પ્રામાણિકપણું, ઈમાનદારી, ટેક (૨) ભલાઈ, સજ્જનતા (૩) સદાચાર, સદ્‌વર્તન (૪) (રાજા મહારાજા પધારે ત્યારે ઉચ્ચારાતાં) સ્તુતિનાં વચન, છડી પોકારવી તે

**નેકીદાર** (પું.) નેકી પોકારનાર, છડીદાર

**નેગ** (પું.) સ્નેહ, સંબંધ (૨) ઠાકોરજીને ધરાવાતો નિત્યનો ભોગ - નૈવેદ્ય

**નેગેટિવ** (સ્ત્રી.) ફોટોગ્રાફની ઊલટી છાપ, જેના પરથી ફોટાની નકલ નીકળે તે

**નેજવું** (ન.) છાપરાની પાંખ-મોતિયાનો ટેકો (૨) (ક્રિ.) આંખ પર નેજવા પેઠે હાથ રાખીને જોવું (જેમ કે, તાપમાં જોનાર કે નબળી આંખવાળા કરે છે તેમ)

**નેજું,નેજો** (ન.પું.) વાવટો, નિશાન (૨) બરછી (૩) ભાલો

**નેટ** (અ.) નક્કી, ખચીત, ચોક્કસ (૨) (વિ.) બાદ જતાં બાકી રહેલું, ચોખ્ખું બચેલું (૩) (સ્ત્રી.) જાળીદાર કપડું કે પડદો

**નેટવર્ક** (ન.) માળખું, તંત્ર-વ્યવસ્થા

**નેટિવ** (વિ.પું.) મૂળનું, અસલ (વતની), સ્વદેશનું

**નેઠો** (પું.) છેડો, અંત (૨) ઠામઠેકાણું, પત્તો, ધડો

**નેડો** (પું.) સ્નેહ, હેત, પ્રેમ

**નેણ** (ન.) નેન, નયન

**નેતર** (ન.) એક જાતનો વેલો અને તેની સોટી, વેતસ

**નેતરું** (ન.) વલોણાનું દોરડું

**નેતા** (પું.) આગેવાન, નાયક, અગ્રણી, દોરનાર, અગ્રેસર

**નેતાગીરી** (સ્ત્રી.) આગેવાની

**નેતાશાહી** (સ્ત્રી.) જેમાં નેતાનું અતિ વર્ચસ હોય એવી તંત્રની સ્થિતિ કે વ્યવસ્થા

**નેતિ** (અ.) એ નહિ (૨) એટલું બસ નહિ, શૂન્ય, કશું જ ન હોય એવું

**નેતિવાદ** (પું.) સત્ય વિષે 'નેતિ નેતિ' કહેતો કે માનતો વાદ, શૂન્યવાદ

**નેતી** (સ્ત્રી.) હઠયોગની (નાક માટેની) એક ક્રિયા કે તેનું સાધન

**નેતૃત્વ** (ન.) નેતાપણું, નેતાગીરી

**નેત્ર** (ન.) આંખ, લોચન

**નેત્રકમલ(-ળ)** (ન.) કમળ જેવું (સુંદર) નેત્ર, નેત્રરૂપી કમળ

**નેત્રપટ** (પું.) આંખનો અંદરનો પડદો, જ્યાં પ્રકાશનું કિરણ પડે છે, 'રેટિના'

**નેત્રપલ્લવી** (સ્ત્રી.) આંખનો અણસારો

**નેત્રમણિ,નેત્રરોપણ** (ન.) આંખમાં મુકાતો એક પ્રકારનો કાચ

**નેત્રરોગ** (પું.) આંખનો રોગ

**નેત્રવિદ્યા** (સ્ત્રી.) આંખ વિષેની વિદ્યા

**નેત્રવૈદ(-દ્ય)** (પું.) આંખનો વૈદ, દાકતર

**નેત્રસમસ્યા** (સ્ત્રી.) નેત્રપલ્લવી, આંખથી સમસ્યામાં કહેવું તે

**નેત્રાંજન** (ન.) આંખનું આંજણ, મેશ

**નેત્રી** (સ્ત્રી.) સ્ત્રીનેતા (૨) (વિ.) નેત્રવાળું

**નેન** (ન.) નેણ, નયન, નેત્ર

**નેપથ્ય** (ન.) રંગભૂમિનો પડદો (૨) તેની પાછળનો ભાગ, જ્યાં રહી નટો કપડાં બદલે છે. (૩) વસ્ત્ર, પોશાક, વેશભૂષા

**નેપાળો** (પું.) રેચક બીવાળી એક વનસ્પતિ

**નેપુર** (ન.) ઝાંઝર, નૂપુર

**નેપોલિયન** (પું.) ફ્રાન્સનો એક મહાપુરુષ (૨) (સ્ત્રી.) પત્તાંની એક રમત

**નેપ્કિન** (પું.) નાનો ટુવાલ (હાથ, મોં માટે)

**નેપ્ચૂન,નેપ્ચ્યૂન** (પું.) સૂર્યમાળાનો એક દૂરનો ગ્રહ (ખગોળ)

**નેફા** (પું.) ભારતના ઈશાન ખૂણે આવેલો (હિમાલયનો) એક પહાડી પ્રદેશ

**નેફો** (પું.) જેમાં નાડું પરોવાય છે તે ચણિયા કે સુરવાલની ખોળ

**નેમ** (સ્ત્રી.) નિશાન (૨) ધારણા, આશય, હેતુ (૩) (પું.) નિયમ, વ્રત, પ્રતિજ્ઞા (૩) અર્ધભાગ (૫) રૂઢિ, ચાલ, રસમ

**નેમિ(-મી)** (સ્ત્રી.) કૂવા ઉપરની ગરગડી (૨) પૈડાનો પરિઘ

**નેમિ(-મી)નાથ** (પું.) બાવીસમા જૈન તીર્થંકર

**નેવ(-વું)** (ન.) નળિયું (૨) છાપરાના છેડા ઉપરનાં નળિયાં જેમાંથી પાણી બહાર પડે છે તે (૩) નળિયાંમાંથી પડતું પાણી

**નેવર** (ન.) નેપુર, ઝાંઝર

**નેવું** (વિ.ન.) '૯૦'નો આંકડો (૨) નળિયું (૩) છાપરાના છેડા ઉપરનાં નળિયાં જેમાંથી પાણી બહાર પડે છે તે

**નેવ્યાશી(-સી)** (વિ.) '૮૯'નો આંકડો

**નેશન** (સ્ત્રી.) રાષ્ટ્ર, કોઈ અમુક દેશમાં વસતી સમસ્ત પ્રજા

**નેશનલ** (વિ.) રાષ્ટ્રીય, પ્રજાકીય

**નેસ** (પું.) દરિયાની ખાડી (વહાણવટું)

**નેસ** (વિ.) અપશુકનિયું (૨) કમનસીબ (૩) દળદરી, કંજૂસ

**નેસ,નેસડો** (પું.) ભરવાડોએ જંગલમાં બાંધેલાં ઝૂંપડાંનું ગામ (૨) ભરવાડનું ઝૂંપડું (૩) ભરવાડોનાં ઝૂંપડાંનો સમૂહ

**નેસ્તનાબૂદ** (વિ.) જડમૂળથી નાશ પામેલું

**નેહ** (પું.) પ્રેમ, વહાલ, સ્નેહ

**નેહ** (સ્ત્રી.) હુક્કાની નળી, નેં

**નેહી** (વિ.) સ્નેહી

**નેળ** (સ્ત્રી.) સાંકડી ગલી-નળી, નેળિયું, ગાડાવાટ (૨) હુક્કાની નળી

**નૈઋત** (વિ.સ્ત્રી.) નૈર્ઋત્ય

**નૈતિક** (વિ.) નીતિ સંબંધી, નીતિને લગતું (૨) નીતિવાળું

**નૈપુણ્ય** (ન.) નિપુણતા, કાબેલિયત, હોશિયારી, કૌશલ

**નૈમિત્તિક** (વિ.) ખાસ નિમિત્તને કારણે કરવાનું કે કરેલું (કર્મનો એક પ્રકાર) (૨) પ્રાસંગિક, આગંતુક (૩) (ન.) નિમિત્તને લઈને થતું કાર્ય

**નૈમિષ** (વિ.) ક્ષણિક, ક્ષણવાર, ક્ષણમાત્ર

**નૈમિષારણ્ય** (ન.) એક અરણ્યનું નામ

**નૈયત** (સ્ત્રી.) દાનત, વૃત્તિ, ઇરાદો, ધારણા, નિયત

**નૈયાયિક** (વિ.) ન્યાયને લગતું (૨) (પું.) ન્યાયશાસ્ત્ર જાણનાર, તાર્કિક, ન્યાયશાસ્ત્રી

**નૈયું** (ન.) નખને લગતી ચામડીનો ભાગ, નખનું મૂળ, નહિયું

**નૈરાશ્ય** (ન.) નિરાશા

**નૈર્ઋતી** (સ્ત્રી.) દુર્ગા (૨) નૈર્ઋત્ય દિશા

**નૈર્ઋત્ય** (વિ.) પશ્ચિમ અને દક્ષિણ દિશા વચ્ચેનું (૨) (સ્ત્રી.) નૈર્ઋત્ય દિશા કે ખૂણો

**નૈર્ઋત્યકોણ** (પું.) નૈર્ઋત ખૂણો

**નૈવેદ,નૈવેદ્ય** (ન.) પ્રસાદ, દેવને ધરાવેલી ખાવાની વસ્તુ, નિવેદ (૨) (લા.) લાંચ

**નૈષ્કર્મ્ય** (ન.) નિષ્કર્મપણું, કર્મબંધ વિનાની સ્થિતિ, અનાસક્તિપૂર્વક કર્મ

**નૈષ્ઠિક** (વિ.) નિષ્ઠાવાળું, શ્રદ્ધાવાળું

**નૈસર્ગિક** (વિ.) કુદરતી

**-નો** (પું.) 'નું' છઠ્ઠી વિભક્તિના પ્રત્યયનું પુંલ્લિંગ રૂપ

**નોક(-ખ)** (પું.સ્ત્રી.) અણી, છેડો (૨) ટેક, વટ, વક્કર (૩) છટા, શોભા, પ્રતિષ્ઠા (૪) ઘાટ, મોખરો, મુખવટો

**નોક(-ખ)** (વિ.) અનોખું, સુંદર

**નોક(-ખ)દાર** (વિ.) નોકવાળું (અણી, ટેક કે છટા વગેરેવાળું) (૨) આબરૂદાર (૩) ટેકીલું

**નોકર** (પું.) ચાકર (૨) સેવક, ખિદમતદાર

**નોકરશાહી** (સ્ત્રી.) નોકરોથી ચાલતું-નોકરોની કુલ સત્તાવાળું રાજતંત્ર કે સરકાર, 'બ્યુરોક્રસી'

**નોકરિયાટ(-ત)** (વિ.) નોકરી કરનારું (૨) પરાધીન (૩) પગારદાર

**નોકરી** (સ્ત્રી.) ચાકરી, સેવા

**નોકાર,નૌકારમંત્ર** (પું.) જૈનોને જપવાનો એક મંત્ર, નવકાર, નૌકાર

**નોખું** (વિ.) જુદું, અલગ

**નોટ** (સ્ત્રી.) સિક્કાને ઠેકાણે વપરાતો ચલણી કાગળ (૨) નોંધ (૩) ચિઠ્ઠી (૪) કોરા કાગળની બાંધેલી વહી, નોંધપોથી

**નોટપેપર** (પું.) ચિઠ્ઠીપત્ર લખવાનો (પ્રાયઃ નામઠામ છાપેલો પોતાનો અંગત) કાગળ

**નોટબુક** (સ્ત્રી.) કોરા કાગળની બાંધેલી વહી, નોંધપોથી

**નોટરી** (પું.) દસ્તાવેજ તથા અન્ય કાયદાવિષયક કામ કરવાની સત્તા ધરાવતા અધિકારી

**નૉટાઉટ** (વિ.) રમતમાં આઉટ-બાદ નહીં થયેલું

**નોટિસ** (સ્ત્રી.) ચેતવણી, પૂર્વખબર, સૂચના (૨) નોટિસ આપતું કાગળિયું (૩) જાહેરાત, નિવિદા

**નોટિસ-બોર્ડ** (ન.) નોટિસ મૂકવાનું પાટિયું

**નૉટેશન** (ન.) સંગીતને સ્વરલિપિમાં ઉતારવું-લખવું તે, સ્વરલિપિ

**નોતરવું** (ક્રિ.) આમંત્રણ આપવું, બોલાવવું, આવવા કહેણ મોકલવું, નિમંત્રવું (સારા પ્રસંગ પર કે ભોજન વગેરે માટે)

**નોતરિયો** (પું.) નોતરાં દેવાનું કામ કરનાર

**નોતરું** (ન.) આમંત્રણ (મોટે ભાગે જમવાનું)

**નોધારું** (વિ.) આધાર વગરનું, નિરાધાર (૨) આશ્રય વિનાનું

**નોબત** (સ્ત્રી.) મોટું નગારું (૨) (લા.) અમુક નક્કી વખતે વગાડાતું ટકોરખાનું (૩) પાળી, વારો

**નોબતખાનું** (ન.) ટકોરખાનું, નોબત વગાડવાનું સ્થળ

**નો-બૉલ** (પું.) ક્રિકેટમાં નિયમ વિરુદ્ધ બૉલ નંખાય તે

**નોમ** (સ્ત્રી.) નવમી તિથિ

**નૉમિની** (પું) નામ-નિયુક્તિ, નામ-નિર્દિષ્ટ

**નૉમિનેશન** (ન.) નામ-નિર્દેશન

**નોરતાં** (ન.બ.વ.) ઉપાસનાના નવરાત્રિના દિવસો, આસો, ચૈત્ર વગેરે મહિનાની સુદ એકમથી નોમ

**નોરતું** (ન.) નવરાત્રિમાંનો દરેક દિવસ

**નૉવેલ** (સ્ત્રી.) નવલકથા

**નોળવેલ** (સ્ત્રી.) એક વનસ્પતિ, વેલો (કહેવાય છે કે જે સૂંઘીને નોળિયો સાપને મારતો હોવા છતાં એને સાપનું ઝેર ચઢતું નથી.)

**નોળિયો** (પું.) એક નાનું ચોપગું પ્રાણી

**નોળીકર્મ** (ન.) પેટના નળ હલાવવાની યોગની એક ક્રિયા (૨) કાવતરું

**નોંધ** (સ્ત્રી.) ટાંચણ (૨) ટિપ્પણી, શેરો (૩) આપેલો માલ જેમાં વિગત સાથે નોંધાય છે તે ચોપડી, નોંધપોથી (૪) મોટા થાંભલાને કામચલાઉ ટેકો આપવા સાકટીઓ સાથે જડેલા ખીલા (૫) ટીપ, યાદી

**નોંધણી** (સ્ત્રી.) નોંધવાની ક્રિયા, ટાંચણ

**નોંધણી-કામદાર** (પું.) નોંધણી કરનાર કર્મચારી

**નોંધણીદાર** (પું.) નોંધણી કરનાર

**નોંધણીપાત્ર** (વિ.) નોંધવાલાયક, ધ્યાનપાત્ર

**નોંધપોથી,નોંધવહી** (સ્ત્રી.) નોંધ કરવાની ચોપડી

**નોંધવું** (ક્રિ.) નોંધ કરવી, નોંધમાં કે ધ્યાનમાં લેવું (૨) લખાણમાં લેવું-લખવું, ટપકાવવું (૩) ચોપડા કે રજિસ્ટરમાં લખવું (૪) (લા.) નજર ચોંટાડવી

**નોંધાઈ** (સ્ત્રી.) નોંધણી કરવાની ફી-મહેનતાણું

**નૌ** (સ્ત્રી.ન.) નૌકા, હોડી

**નૌકા** (સ્ત્રી.) હોડી, નાવ (૨) વહાણ, જહાજ

**નૌકાદલ(-ળ)** (ન.) નૌકાસૈન્ય, દરિયાઈ સેના

**નૌકાવિદ્યા,નૌકાશાસ્ત્ર** (સ્ત્રી.ન.) વહાણવટાનું શાસ્ત્ર

**નૌકાસૈન્ય** (ન.) દરિયાઈ લશ્કર

**નૌચાલન** (ન.) નૌકા ચલાવવી-હંકારવી તે

**નૌજવાન** (પું.) નવયુવક

**નૌટંકી** (ન.) એક જાતનું લોકનાટ્ય

**નૌતમ** (વિ.) નૂતન (૨) (લા.) સુંદર, રૂપાળું

**નૌયાન** (ન.) વહાણ વગેરે મારફત કરવાની કે કરેલી મુસાફરી, નૌકાગમન

**નૌસૈન્ય** (ન.) નૌકાસૈન્ય, દરિયાઈ લશ્કર

**નૌપરિવહન** (ન.) વહાણ કે વિમાનનું માર્ગ-નિર્ધારણ કરતી પદ્ધતિ

**ન્યસ્ત** (ન.) ફેંકેલું (૨) ન્યાસ-થાપણ તરીકે મૂકેલું (૩) દોરેલું, ચીતરેલું

**ન્યાત** (સ્ત્રી.) નાત, જ્ઞાતિ, કોમ

ન્યાતજાત (સ્ત્રી.) ન્યાત અને જાત

**ન્યાતબહાર** (વિ.) ન્યાતમાંથી બહાર મુકાયેલું - બહિષ્કૃત, જ્ઞાતિબહિષ્કૃત

**ન્યાતીલું** (વિ.) પોતાની ન્યાતનું (૨) (ન.) ન્યાતનું માણસ

**ન્યાતીલો** (પું.) ન્યાતનો માણસ

**ન્યાય** (પું.) ઈન્સાફ, ખરું ખોટું તપાસીને ફેંસલો કરવો તે (૨) યોગ્યતા, વાજબીપણું (૩) ધારો, રિવાજ(૪) દૃષ્ટાંત, કહેવત (૫) પ્રમાણ દ્વારા વસ્તુની પરીક્ષા (૬) ન્યાયશાસ્ત્ર-દર્શન, તર્કશાસ્ત્ર (૭) નીતિ, નય, સદાચાર

**ન્યાયખાતું** (ન.) ન્યાયતંત્રનો વહીવટ સંભાળતો વિભાગ

**ન્યાયતંત્ર** (ન.) ન્યાય ચૂકવવા માટેની અદાલતી વ્યવસ્થા

**ન્યાયદર્શન** (ન.) ષડ્‌દર્શનમાંનું એક, ગૌતમ ઋષિએ પ્રવર્તાવેલું પ્રમાણશાસ્ત્ર, તર્કશાસ્ત્ર

**ન્યાયદર્શી** (વિ.) ન્યાય બરોબર જુએ એવી દૃષ્ટિ-સમજવાળું, ન્યાયી

**ન્યાયપરાયણ** (વિ.) ન્યાયને આદર્શ માનીને ચાલનારું, નેક, ન્યાયી

**ન્યાયમંદિર** (ન.) અદાલત, કચેરી, 'હાઈકોર્ટ'

**ન્યાયમૂર્તિ** (પું.) મોટો (હાઈકોર્ટનો) જજ - તેને માટેનું આદરવાચક વિશેષણ

**ન્યાયવૃત્તિ** (સ્ત્રી.) ન્યાય તોળવાની દાનત (૨) ન્યાયપૂર્વક વર્તવું તે

**ન્યાયશાસ્ત્ર** (ન.) ન્યાયદર્શન, ષડ્‌દર્શનમાંનું એક, ગૌતમ ઋષિએ પ્રવર્તવેલું પ્રમાણશાસ્ત્ર (૨) કાયદાનું શાસ્ત્ર

**ન્યાયશ્રેણી** (સ્ત્રી.) ન્યાયપરંપરા, અનુમાન-શૃંખલા (૨) 'સોરાઈટીસ'

**ન્યાયસભા** (સ્ત્રી.) કચેરી, અદાલત, ઉચ્ચ અદાલત (૨) 'અપીલેટ-સુપ્રીમ કોર્ટ'

**ન્યાયાધીશ** (પું.) ન્યાય આપનાર અમલદાર, જજ

**ન્યાયાન્યાય** (પું.) ન્યાય કે અન્યાય

**ન્યાયાર્થી** (વિ.) (અદાલત પાસે) ન્યાય માગતું, વાદી, 'લિટિગન્ટ'

**ન્યાયાવતાર** (પું.વિ.) ન્યાયના અવતાર સમો-અદલ ઇન્સાફ કરે એવો (માણસ, જજ)
**ન્યાયાસન** (ન.) ન્યાયાધીશને બેસવાનું સ્થાન, 'બેન્ચ'
**ન્યાયિતા** (સ્ત્રી.) ન્યાયીપણું
**ન્યાયી,ન્યાય્ય** (વિ.) બરાબર ન્યાય આપે એવું, ઇન્સાફી (૨) વાજબી ન્યાયપુરઃસર
**ન્યારું** (વિ.) જુદું, નોખું (૨) અજાયબ, અનેરું
**ન્યાલ** (વિ.) કૃતાર્થ (૨) પૈસાદાર (૩) સુખી
**ન્યાસ** (પું.) મૂકવું તે (૨) ચિહ્ન (૩) વિશ્વાસ ઉપર સાચવવા આપવું તે, થાપણ (૪) ત્યાગ (૫) મંત્ર અને વિધિ સહિત શરીરનાં જુદાં જુદાં અંગોને દેવતાઓને સોંપવાં તે - એક ધર્મવિધિ
**ન્યાળવું** (ક્રિ.) નિહાળવું (૨) ધારીધારીને જોવું
**ન્યુકિલયર** (વિ.) અણુશક્તિ સંબંધી
**ન્યુટ્રૉન** (ન.) એક જાતનો વીજાણુ
**ન્યુમોનિયા** (પું.) ફેફસાંના સોજાથી આવતો એક તાવ, ત્રિદોષ, મૂંઝારો
**ન્યૂન** (વિ.) ઓછું, ઊણું
**ન્યૂનતમ** (વિ.) સૌથી ન્યૂન, તદ્દન ન્યૂન
**ન્યૂનતા** (સ્ત્રી.) ઓછપ, ઊણપ
**ન્યૂનાધિક** (વિ.) ઓછુંવત્તું, અસમાન
**ન્યૂસપેપર** (ન.) વર્તમાનપત્ર, છાપું, દૈનિક
**ન્યોછાવર** (વિ.) કુરબાન કરેલું, ખેરાત (૨) (ન.) (પુષ્ટિમાર્ગમાં) ભેટ

## પ

**પ** (પું.) પહેલો ઔષ્ઠ્ય વ્યંજન (૨) સંગીતમાં પંચમ સ્વરની સંજ્ઞા (૩) ઉપપદ સમાસમાં 'પા'નો આદેશ. જેમ કે, મધુપ, ભૂપ (૪) (સ્ત્રી.) વિશેષણ પરથી ભાવવાચક નામ બનાવતો પ્રત્યય. ઉદા. મોટપ, ઊણપ
**પકડ** (સ્ત્રી.) પકડવું તે (૨) પકડવાની શક્તિ કે તેનો લાગ કે દાવ (૩) બે પાંખિયાવાળું પકડવાનું એક ઓજાર
**પકડદાવ** (પું.) એક રમત
**પકડવું** (ક્રિ.) ઝાલવું, ગ્રહવું (૨) ધારણ કરવું, ધરી રાખવું. જેમ કે, રંગ (૩) નાસતું કે છટકી જતું રોકવું (૪) ખોળી કાઢીને હાથ કરવું. જેમ કે, ભૂલ પકડવી, ગુનેગારને પકડવો (૫) આકલન કરવું, મનથી પામવું. જેમ કે, અર્થ પકડવો, વાત પકડવી (૬) કેદ કરવું (ગુનેગાર માનીને)
**પકડહુકમ** (પું.) પકડવાનો સરકારી હુકમ, 'વૉરંટ'
**પકડાપકડી** (સ્ત્રી.) ઉપરાઉપરી પકડવું-ધરપકડ થવી તે
**પક(-કા)વવું** (ક્રિ.) રાંધવું (૨) માટી વગેરેના વાસણને પાકું કરવા માટે ભઠ્ઠીમાં નાંખી તપાવવું (૩) પાકે એમ કરવું
**પકવાન** (ન.) તળીને બનાવેલી મીઠાઈ (૨) જેમાં પાણીનો ઉપયોગ ન થયો હોય તેવી હરકોઈ મીઠાઈ
**પકવાન્ન** (ન.) રાંધેલું (પકાવેલું) અનાજ
**પકાઉ** (વિ.) પકવવા જેવું (૨) પાક ઉપર આવેલું
**પકોડી** (સ્ત્રી.) પૂરી જેવી એક તળેલી વાનગી
**પકોડું** (ન.) ભજિયું
**પક્કાઈ** (સ્ત્રી.) ખંધાઈ, લુચ્ચાઈ (૨) ફસાયા સિવાય કામ કાઢી લેવાની ચતુરાઈ, પક્કાપણું (૩) કાબેલિયત, હોશિયારી
**પક્કું** (વિ.) માહિતગાર, છેતરાય નહિ તેવું (૨) ખંધું (૩) પૂરેપૂરું (૪) પાકું, દૃઢ (૫) ન બોટાય એવી રીતે કરેલું-ઘીથી તળીને કે દૂધથી બાંધીને (રસોઈ વગેરે)
**પકવ** (વિ.) પાકું (૨) રંધાયેલું (૩) જીર્ણ થઈ ગયેલું (૪) પાકટ, પુખ્ત
**પકવતા** (સ્ત્રી.) પકવપણું
**પકવાશય** (પું.ન.) હોજરી, જેમાં અન્ન પચવા ઉપર આવે છે તે અવયવ, જઠર
**પક્ષ** (પું.) તરફેણ, બાજુ (૨) તડ, ભાગ, 'પાર્ટી' (૩) તકરારના પક્ષની એક બાજુ (૪) પક્ષપાત (૫) પખવાડિયું (૬) સાધ્ય જેને વિષે સિદ્ધ કરવાનું હોય તે (૭) (સ્ત્રી.) પાંખ (૮) સંબંધ (૯) પીંછું
**પક્ષકાર** (વિ.પું.) પક્ષ કરનાર, હિત-સંબંધ ધરાવનાર, 'પાર્ટી' (૨) તરફ-દારી કરનાર, 'ઍડવોકેટ' (૩) વાદી કે પ્રતિવાદી
**પક્ષ(-ક્ષા)ઘાત** (પું.) અડધા અંગનું રહી-ઝલાઈ જવું તે, લકવો, 'પૅરેલિસિસ'
**પક્ષપદ** (ન.) નિગમનનું ઉદ્દેશપદ, 'માઈનોર ટર્મ'
**પક્ષપલટો** (પું.) એક પક્ષમાંથી ખસી જઈ બીજા પક્ષમાં જવું તે, પક્ષાંતર, પક્ષ-બદલો
**પક્ષપાત** (પું.) વગ, તકફદારી, પક્ષ તરફનું વલણ, 'બાયસ'
**પક્ષપાતી** (વિ.) વગિયું, એકતરફી
**પક્ષવાદ** (પું.) વકીલાત, તકરારની તરફદારી, એકતરફી વલણ, ટોળીવાદ
**પક્ષાઘાત** (પું.) પક્ષઘાત, લકવો
**પક્ષાપક્ષ(-ક્ષી)** (પું.સ્ત્રી.) સામસામા પક્ષ પડી જવા તે, ભેદભાવની લાગણી (૨) તરફદારી, પક્ષઘાત (૩) વિભાગ, ફાટ
**પક્ષાંતર** (ન.) બીજા પક્ષમાં જવું તે
**પક્ષિણી** (સ્ત્રી.) પક્ષીની માદા, પંખિણી
**પક્ષિ(-ક્ષી)શાલા(-ળા)** (સ્ત્રી.) પક્ષીઓની પાંજરાપોળ, ચીડિયાખાનું
**પક્ષી** (ન.) પંખી
**પક્ષીદર્શન** (ન.) વિહંગાવલોકન-કોઈ ઇમારત ઉપરથી કરવામાં આવતું દર્શન-આ પ્રકારના દર્શનથી સમગ્ર ઇમારત તથા એની આસપાસના વિસ્તારનો ખ્યાલ આવી શકે છે. (૨) પક્ષીની જેમ ગ્રંથ વગેરેને ચકોર-દૃષ્ટિથી તપાસી કરવામાં આવતી સમીક્ષા, 'બર્ડ-આઇવ્યુ'
**પક્ષીરાજ** (પું.) ગરુડ પક્ષી (૨) રામાયણમાંનો જટાયુ
**પક્ષ્મ** (ન.) પાંપણ
**પખ(-ગ)તું** (વિ.) પહોળું, મોકળાશવાળું, છૂટી જગ્યાવાળું, મોકળું, મગતું
**પખવાજ** (સ્ત્રી.) પખાજ, મૃદંગ જેવું એક વાદ્ય
**પખવાડિક** (વિ.) પંદર દિવસે થતું, પખવાડિયાનું (૨) (ન.) પંદર દિવસે પ્રસિદ્ધ થતું છાપું, પાક્ષિક
**પખવાડું,પખવાડિયું** (ન.) પંદર દિવસનો કાળ, પક્ષ
**પખાજ** (સ્ત્રી.) મૃદંગ જેવું એક વાદ્ય, પખવાજ
**પખાલ** (સ્ત્રી.) ફૂલ વગેરે ઉપાડી લઈ સંધ્યાકાળે દેવસ્થાન ધોવું તે (૨) પખાળવું તે, પ્રક્ષાલન, દૂધ-પાણીથી ઇષ્ટદેવને સ્નાન કરાવવાની ધાર્મિક ક્રિયા (૩) પાણી ભરી લાવવાની ચામડાની ગૂણ કે થેલી, બોખ
**પખાલી** (પું.) પખાલચી, પખાલવાળો, પોતાની કાંધ ઉપર પખાલ રાખી પાણી લઈ આવનાર મજૂર, ભિસ્તી (૨) દેવસ્થાનમાં ધોવાનું કામ કરનાર
**પખાળવું** (ક્રિ.) પાણીથી ધોવું
**પખિયારું** (ન.) બે ચીપો વચ્ચેનો સાંધો (૨) ઘરેણામાં ખીલી નાખવાનું બાકું (૩) ચણિયારું

**પગ** (પું.) પ્રાણીનો ચાલવાનો અવયવ (તે આખો કે માત્ર ચાપવું યા ઘૂંટણ નીચેનો ભાગ પણ 'પગ' કહેવાય છે.), ચરણ, ટાંગો (૨) અવરજવર (૩) મૂળ (૪) સ્થાન કે સ્થિતિનો આધાર

**પગચંપી** (સ્ત્રી.) પગ દબાવવાની ક્રિયા, ચંપી

**પગ(-ઘ)ડબંદ(-ધ)** (પું.) પાઘડી બાંધનાર, પાઘડી બાંધવાનો ધંધાદારી

**પગ(-ઘ)ડબંદી(-ધી)** (સ્ત્રી.) પાઘડી બાંધવાનો ધંધો

**પગ(-ઙ,-ર)થાર** (પું.) સીડી દાદર વગેરેમાં થોડાં પગથિયાં પછી આવતું પહોળું પગથિયું

**પગડું** (ન.) ચોપાટની રમતમાં પો બેસે તે

**પગથિયું** (ન.) ચડતા ઊતરવા માટે કે સીડીમાં પગ માંડવા જોગી કરાતી રચના (૨) ક્રમ, પાયરી

**પગથી** (સ્ત્રી.) માર્ગની બાજુએ રાહદારી માટે રાખેલો રસ્તો, પગરવટ, પગમાર્ગ, 'ફૂટપાથ'

**પગદંડી** (સ્ત્રી.) પગથી, કેડી

**પગપારખુ(-ખું)** (વિ.) પગલાં ઓળખી લેનારું

**પગપાવઠી** (સ્ત્રી.) વાવ ઉપરનો પગેથી ચલાવવાનો રહેંટ, પાવઠી

**પગપાળું** (વિ.) પગે ચાલતું-ચાલીને જનારું

**પગપેસારો** (પું.) પગ માંડવો તે, ઘૂસવું તે (૨) (લા.) અવરજવર, પરિચય, લાગવગ

**પગભ(-ભે)ર** (વિ.) બીજાના આશ્રાય વગર ટકી રહે તેવું (૨) તૈયાર, ઉદ્યત (૩) કામ કરવાની શક્તિ આવી હોય તેવું

**પગરખું** (ન.) ખાસડું, જોડો

**પગરણ** (ન.) સારું ટાણું (૨) આરંભ

**પગરવ(-વો)** (પું.) પગનો-ચાલવાનો અવાજ, પગસંચાર (૨) અવરજવર

**પગરવટ** (સ્ત્રી.) અવરજવરથી પડેલ રસ્તો, પગરસ્તો (૨) પગના ઘસારાની નિશાની

**પગલાં** (ન.બ.વ.) દેવ સંત વગેરેનાં પૂજા માટેનાં પગલાં-તેનું પદક (૨) તેના પ્રતીકરૂપે પથ્થર કે આરસ યા ધાતુના પતરામાં કે લૂગડાં ઉપર ગોઠવેલી આકૃતિ (૩) આગમન, પધારવું તે

**પગલાં-નિષ્ણાત** (વિ.) પગલાંની પડેલી નિશાની કોની છે એ જાણવાનું જ્ઞાન ધરાવનાર, 'ફૂટપ્રિન્ટ-એક્સપર્ટ'

**પગલી** (સ્ત્રી.) પગલાંની હાર-પંક્તિ (૨) નાનાં નાનાં પગલાં (૩) એવી પગલીનું ચિહ્ન

**પગલું** (ન.) પગના તળિયાની છાપ-આકૃતિ (૨) ડગલું (૩) એક ઘરેણું (૪) ચાંપતો ઉપાય, કાયદેસરની કાર્યવાહી, 'એક્શન'

**પગલુછ(-સ)ણિયું** (ન.) પગ લૂછવા બારણા પર મુકાતી કાથી કે તારની બનાવટ

**પગલૂછ(-સ)ણું** (ન.) પગલુછણિયું

**પગાર** (પું.) વેતન, દરમાયો

**પગારખાતું** (ન.) પગાર ચૂકવનારું ખાતું કે કાર્યાલય

**પગારદાર** (વિ.) પગાર લઈને કામ કરનારો, પગાર ખાનાર કે મેળવનાર

**પગારધોરણ** (ન.) પગારનું ધોરણ-કયાંથી શરૂ થઈ કેટલે જશે તે બતાવતો ક્રમ, 'ગ્રેડ'

**પગારપત્રક** (ન.) પગારની આકારણીનું પત્રક

**પગારબિલ** (ન.) કુલ પગાર ચૂકતે કરવાનું બિલ-આંકડો, 'પે-બિલ' (૨) પગારની વિગત આપતો આંકડો

**પગાર-વધારો** (પું.) પગારમાં થતો ઉમેરો-વધારો, ઇજાફો, 'ઇન્ક્રીમેન્ટ'

**પગી** (પું.) પગલું પારખી ચોરની ભાળ કાઢનાર (૨) ચોકિયાત, રખોપિયો

**પગેપડણું** (ન.) સાસુ વગેરેને પગે પડતાં વહુએ મુકેલી ભેટ

**પગેરું** (ન.) ચોરનું પગલું કે તેની પંક્તિ (૨) ભાળ

**પગેલ(-લા)ગણ(-ણું)** (ન.) નમસ્કાર (૨) પગેપડણું, સાસુ વગેરેને પગે પડતાં વહુએ મૂકેલા ભેટ

**પેગોડા** (ન.) બૌદ્ધ મંદિર, પેંગોડા (દાવમાં એક ઘર વધારાનું ચળાય છે તે)

**પઘડું** (ન.) સોગટાબાજીમાં દાવ આવતાં બેસતી સોગઠી, પો (૨) તે

**પચ** (અ.) પચ એવો દબાવાનો પોતાપણાનો અવાજ (૨) (ન.) સણ, પરુ, રસી

**પચકણ** (વિ.) તદ્દન પોચું, પચકું (૨) ડરપોક, બીકણ

**પચખાણ** (ન.) કશુંક ત્યાગવાનું વ્રત-પ્રતિજ્ઞા (જૈન)

**પચરંગ(-ગી)** (વિ.) પાંચ રંગવાળું (૨) વિવિધ વર્ણ કે જાતનું, રંગબેરંગી

**પચવું** (ક્રિ.) હજમ થવું, જરવું (૨) અંદર સમાઈ કે મરી જવું, ઉદા. પાણી બધું ત્યાં પચી ગયું. (૩) અંદર મગ્ન લીન કે ફસેલું હોવું (૪) હરામનું મળવું, નિરાંતે ભોગવવાને માટે મળી જવું, પોતાનું થવું

**પચાઉ** (વિ.) પચી જાય તેવું

**પચારવું** (ક્રિ.) વારેવારે કહેવું, ટોકવું (૨) ટોણારૂપે કહી બતાવવું (૩) નજર લાગે એમ ટોકવું

**પચાવવું** (ક્રિ.) પાચન કરવું (૨) બરોબર ગ્રહણ કરી પોતાનું કરવું (૩) હરામનું લઈ લેવું, પચાવી પાડવું

**પચાસ(-શ)** (વિ.) '૫૦'નો આંકડો

**પચિયું** (ન.) ઘઉં, શેરડી ચણા વગેરે વાવવા ચોમાસામાં પડતર રાખેલું ખેતર કે જમીન

**પચીશ(-સ)** (વિ.) '૨૫'નો આંકડો

**પચી(-ચ્ચી)શ(-સ)મું** (વિ.) પચીસની સંખ્યાએ પહોંચેલું

**પચી(-ચ્ચી)શી(-સી)** (સ્ત્રી.) પચીસનો સમૂહ (૨) ૨૫ વર્ષનો સમૂહ (૩) ઉંમરનાં પહેલાં ૨૫ વર્ષનો કાળ (ગધાપચીસી)

**પચ્ચી** (સ્ત્રી.) વીંટીમાં નંગ બેસાડવાનું કાંગરાવાળું ખીમણું (૨) એક ધાતુના પદાર્થ ઉપર બીજી ધાતુનું પતરું જડવાની ક્રિયા (૩) વીંટીં વગેરેમાં નંગ બેસાડવાની ક્રિયા

**પચ્ચીગર** (પું.) પચ્ચી કરનાર કારીગર, જડિયો

**પચ્છમ** (વિ.) પાછળનું

**પચ્છમબુદ્ધિ,પચ્છમબુધિયું** (વિ.) જેને પાછળથી બુદ્ધિ સૂઝે તેવું, અગમચેતી વિનાનું

**પછડાટ,પછડાટી(-ટો)** (પું.સ્ત્રી.) પછાડવું તે (૨) થડકાટ, થડકો (૩) પછડાવાથી શરીરને થતી વેદના

**પછડાવું** (ક્રિ.) અફળાવું, કુટાવું

**પછવાડી(-ડું,-ડે)** (અ.) પછાડી, પાછળ, પછવાડે

**પછાટ(-ડ)** (સ્ત્રી.) પછડાવું તે, પછાડો, પછડાટ, પછાડી

**પછાડવું** (ક્રિ.) જોરથી અફાળવું-પટકવું (૨) હરાવવું (જેમ કે, કુસ્તીમાં) (૩) નુકસાન કરવું

**પછાત** (વિ.) પાછળનું, પાછળ રહી ગયેલું, 'બૅકવર્ડ'. (૨) (અ.) પાછળ

**પછાતજાતિ,પછાતજ્ઞાતિ** (સ્ત્રી.) વિકાસમાં પાછળ રહી ગયેલી જાતિ, 'ટ્રાઇબ'

**પછાતવર્ગ** (પું.) વિકાસમાં પાછળ રહી ગયેલો લોકસમૂહ, પછાત લોકો, 'બૅકવર્ડ કલાસ'

**પછી(-છે)** (અ.) પાછળ, પાછળથી, થોડીવારમાં જ, પછવાડે

**પછીત** (સ્ત્રી.) ઘરની પાછલી ભીંત

**પછીતિયું** (ન.) ઢાંકણવાળા ગાડાનું પાછલું પાટિયું (૨) બે ઘરની પછીત વચ્ચેનો સાંકડો ભાગ

**પછીથી** (ક્રિ.વિ.) (સમયની દૃષ્ટિએ) પાછળથી

**પછીનું** (વિ.) (સમય તેમ જ ક્રમની દૃષ્ટિએ) પછી આવેલું કે પાછળ રહેલું

**પછેડી** (સ્ત્રી.) પિછોડી, ઓઢવાની જાડી ચાદર, ખેસ

**પછેડીવા** (વિ.) પછેડીની લંબાઈ જેટલું (દૂર) (૨) પછેડી પલળે તેટલો (વરસાદ)

**પછેડો** (પું.) મોટી પછેડી (૨) સંતાનના જન્મ કે લગ્ન પ્રસંગે આપવામાં આવતું કીમતી વસ્ત્ર કે અવેજ, ખભેથી પીઠ ઉપર ઢળતું નાખવાનું વસ્ત્ર

**પજવણી(-ણું)** (સ્ત્રી.ન.) પજવવું તે, હાલાકી, સતામણી (૨) સ્ત્રીની છેડતી, 'મોલેસ્ટેશન'

**પજવવું** (ક્રિ.)ત્રાસ આપવો, હેરાન કરવું, સતાવવું

**પજુસણ** (ન.) પર્યુષણ. ભગવાન મહાવીરની જયંતી સમયનું જૈન પર્વ (૨) શ્રાવણ વદ બારસથી ભાદરવા સુદ ચોથ સુધીના જૈનોના તહેવાર (બહુવચનમાં) (૩) પૂજા, ઉપાસના, ભક્તિ

**પઝલ** (પું.) કોયડો, બૌદ્ધિક રમત

**પટ** (ન.) વસ્ત્ર (૨) (પું.) ખાનાં ચીતરેલું પાટિયું કે કપડું (શેતરંજ વગેરે રમવા માટે) (૩) પડદો (૪) નદીની પહોળાઈ (૫) વિસ્તાર (૬) સાંકડો અને લાંબો પટો (જમીનનો) (૭) ચીતરવા માટેનું પાટિયું કે કપડું, ફલક

**પટ** (પું.) પાસ, પુટ (૨) પાસ, અસર (૩) (અ.) ઝટ

**પટંતર(-રો)** (ન.પું.) અંતરપટ (૨) જુદાઈ

**પટકથા** (સ્ત્રી.) પડદા ઉપર રજૂ કરવા માટે મૂળ વાર્તાનું કરેલું રૂપાંતર

**પટકવું** (ક્રિ.) પછડાતું ફેંકવુ કે ધકેલી દેવું

**પટકૂડાવેડા** (પું.બ.વ.) ખુશામતખોરી, પરસી કરવાની આદત

**પટકૂળ** (ન.) રેશમી વસ્ત્ર, ઊંચી જાતનું સુંદર વસ્ત્ર

**પટકો** (પું.) લૂગડાનો ટૂંકો કકડો (૨) છોગલો (૩) કાછો (૪) લૂગડાના ટુકડાની માથે બાંધેલી નાની પાઘડી

**પટચિત્ર** (ન.) પડદા પર રજૂ કરાતું ચિત્ર

**પટપટ** (અ.) 'પટપટ' થાય એમ (૨) જલદી (૩) (સ્ત્રી.) બોલબોલ કરવું તે

**પટપટિયું** (વિ.) લવરીખોર (૨) (ન.) લાકડાનું રમકડું (૩) વાળંદનું ટપટપિયું (૪) 'પટપટ' એવો અવાજ કરનારું (૫) લાકડાની બે ચીપનું એક વાદ્ય

**પટરાણી** (સ્ત્રી.) રાજાની મુખ્ય રાણી (૨) રાજકાજમાં રાજ્યાધિકાર ધરાવનારી રાણી

**પટલ** (પું.) પડદો, ઢાંકણ (૨) આંખનું પડળ (૩) ટોળું, જથ્થો (૪) (ગ્રામ) પટેલ

**પટ(-ટે)લાઈ** (સ્ત્રી.) પટેલનો અધિકાર કે કામ, મુખીપણું (૨) ખોટું ડહાપણ અને ધણીપણું

**પટવું** (ક્રિ.) છેતરવું, ફોસલાવવું, ધૂતવું

**પટવો** (પું.) રેશમની દોરીઓની ગૂંથણીનું અને સોનારૂપાના દાગીનાને ગાંઠવાનું કામ કરનારો કારીગર

**પટા** (પું.બ.વ.) તરવાર કે લાકડીના દાવ

**પટાક** (અ.) પટ (૨) તરત (૩) (પું.) ઘોડાનો તંગ (૪) 'પટાક' એવા અવાજ સાથે

**પટાદાર** (વિ.) પટાપટાવાળું (૨) (પું.) પટેથી-અમુક વર્ષની બાંધણીથી (જમીન વગેરે) રાખનાર (૩) જમીનદાર (૪) પટાવાળો

**પટાદારી** (સ્ત્રી.) પટાદારપણું

**પટા(-રો)પટ** (અ.) એક પછી એક, જલદી, ટપોટપ

**પટા(-ટે)બાજ** (વિ.) પટા ખેલી જાણનાર, લાકડી કે તલવારના દાવ કરી જાણનાર પુરુષ

**પટા(-ટે)બાજી** (સ્ત્રી.) પટાબાજપણું, લાકડી કે તલવારના દાવ ખેલવાની આવડત (૨) દાવપેચ

**પટામણી** (સ્ત્રી.) ફોસલામણી

**પટારી** (સ્ત્રી.) પેટી, નાનો પટારો, ઈસ્કોતરો

**પટારો** (પુ.) લાકડાનાં પાટિયાંની નીચે ચાર નાના પૈડાંવાળી ઠીકઠીક, ઊંચી પહોળાઈવાળી મોટી પેટી

**પટાવવું** (ક્રિ.) ફોસલાવવું, યુક્તિપ્રયુક્તિથી સમજાવી લેવું-મનાવવું

**પટાવાળો** (પું.) નોકર, ચપરાસી

**પટાંગણ** (ન.) વિશાળ ચોગાન-ક્રીડાંગણ, રમતનું મેદાન

**પટિયાં** (ન.બ.વ.) ઓળીને પાડેલા સફાઈદાર વાળના પટા

**પટી(-ટ્ટી)** (સ્ત્રી.) પાતળી વસ્તુનો ચીપ જેવો લાંબો કટકો (૨) ગડગૂમડ કે કાગળ પર ચોડવાનો નાનો ટુકડો (૩) કેટલીક ક્રિયાનાં સૂચક નામ સાથે સમાસમાં આવતાં, તે 'વારંવાર, 'સતત' કે વધારે પડતી કરવી એવો અર્થ ઊભો કરે છે. જેમ કે, ગોખણપટ્ટી, રખડપટ્ટી (૪) જમીનનો સાંકડો લાંબો પટો (૫) પાનનું ચપટ બીડું (૬) વણકરનું એક ઓજાર

**પટુ** (વિ.) ચાલાક, ચપળ, કાબેલ (૨) (ન.) ઊનનો બનાવેલો ઓઢવાનો કામળો-રગ

**પટુડાઈ** (સ્ત્રી.) પટુડાપણું, ખુશામત

**પટુડાવેડા** (પું.બ.વ.) પટુડાપણું, ખુશામત કરવાની ટેવ

**પટુડું** (વિ.) મીઠુંમીઠું બોલી રંજિત કરનાર, પટાઉ, ખુશામત કરનારું

**પટુતા,પટુત્વ** (સ્ત્રી.ન.) ચાલાકી, હોશિયારી

**પટૂકડું** (વિ.) નાનકડું, બટકું, વામણું

**પટેદાર** (પું.) પટાથી લેનાર, 'લેસી'

**પટેલ** (પું.) અમુક જથ્થાનો કે સંઘનો વડો. જ્ઞાતિનો આગેવાન (૨) ગામનો મુખી (૩) પાટીદાર (૪) પટલ, જમાઈ (૫) સર્વસામાન્ય ખેડૂત

**પટેલી(-લાઈ)** (સ્ત્રી.) પટેલપણું, પટલાઈ, ખોટું ડહાપણ અને ધણીપણું

**પટો(-ટ્ટો)** (પું.) પરવાનો, સનદ, દસ્તાવેજ, 'લીઝ' (૨) લૂગડાનો કે ચામડાનો (કે બીજા કોઈનો) લાંબો ચીરો (૩) કમરબંધ (૪) રંગનો લાંબો પહોળો લીટો (૫) ચપરાસની નિશાની તરીકે રાખવાનો પટો (૬) જમીનનો જરા સાંકડો લાંબે જતો વિસ્તાર

**પટોળી, પટોળું** (સ્ત્રી.ન.) એક જાતનું રેશમી કપડું (૨) સાડીનો એક પ્રકાર

**પટ્ટ** (ન.) રાજગાદી, સિંહાસન (૨) (વિ.) મુખ્ય (૩) પથ્થરની પાટ, ચટાન (૪) ધાતુનું લેખકામ માટેનું પતરું

**પટ્ટણ(-ન)** (ન.) શહેર, પત્તન

**પટ્ટાભિષેક** (પું.) રાજ્યાભિષેક, રાજગાદી ઉપર બેસાડવાની ક્રિયા

**પઠન** (ન.) ભણતર, શિક્ષા, તાલીમ (૨) અભ્યાસનું કે પાઠનું મોઢેથી પરિશીલન કરવું એ, 'રિસાઇટલ'

**પઠન-પાઠન** (ન.) વાંચવું અને વંચાવવું એ (૨) ભણવું અને ભણાવવું એ

**પઠનીય** (વિ.) વાંચવા જેવું (૨) પાઠ કરવા જેવું (૩) ભણવા જેવું

**પઠવું** (ક્રિ.) પાઠ કરવો, વાંચવું, પઢવું, ભણવું

**પઠાણ** (પું.) કાબૂલી એ નામની મુસલમાન જાતનો આદમી (૨) વહાણની પીઠ (૩) નમતાં પીઢિયાંનો ટેકો દેવા આડો નખાતો મોભ (૪) ખલાસીઓનો નાયક

**પઠાણી-ચંપલ** (પું.સ્ત્રી.) ચંપલની એક જાત

**પઠિત** (વિ.) વાંચેલું (૨) મોઢેથી પાઠ કરેલું (૩) ભણવામાં આવેલું

**પઠે,પઠેમ** (અ.) પેઠે, રીતે, માફક

**પટ્ઠું** (વિ.) અલમસ્ત, પહેલવાન, પરિપુષ્ટ

**પડ** (ન.) થર (૨) ઢાંકણ, આચ્છાદન (૩) ગડી (૪) પડિયું (૫) રમતનું મેદાન (૬) (સ્ત્રી.) (પડવું પરથી) પડતી, પતન

**પડ(-ડિ)ક્કમણું** (ન.) પાપની માફીની પ્રાર્થના જૈનો આચાર્ય પાસે ભણી જાય છે તે વિધિ, પ્રતિક્રમણ

**પડકાર(-રો)** (પું.) મોટેથી સંબોધન (૨) આહ્‌વાન

**પડકારવું** (ક્રિ.) પડકાર કરવો, સામે આવી જવાનું કહેવું, પ્રેરવું, ઉશ્કેરવું, સાવચેત કરવું, આહ્‌વાન કરવું

**પડખિયું** (વિ.ન.) (પડખું) પડખે રહેનાર, સોબતી, પક્ષકાર

**પડખું** (ન.) બાજુ, પાસું (૨) પક્ષ (૩) મદદ

**પડખો પડખ** (ક્રિ.વિ.) તદ્દન લગોલગ

**પડગી(-ઘી)** (ન.) વાસણની કે લાકુની બેસણી (૨) છોડ કે વૃક્ષના મૂળની ફરતે કરેલી પાળ કે ઓટલી (૩) પડઘલી (૪) પાણિયારા વગેરે ઉપર હાંડા, ઘડા વગેરે મૂકવાનું નાનું ખામણું

**પડઘમ** (ન.) ઢોલ જેવું વાદ્ય (૨) તાંબાનું મધ્યમ કદનું નળાકાર વાસણ

**પડઘમચી** (પું.) પડઘમ વગાડનાર

**પડઘાપડઘી** (સ્ત્રી.) અવાજના પડઘાનો પડઘો સામસામે પડ્યા કરે તે

**પડઘો** (પું.) સામો અવાજ, પ્રતિઘોષ, પડછંદો, પ્રતિધ્વનિ

**પડછંદ(-ડ)** (વિ.) પ્રચંડ શરીરનું, મહાકાય, ખૂબ ઊંચું અને મોટું લાગતું

**પડછાયો** (પું.) ઓળો (૨) પ્રતિબિંબ

**પડછો** (પું.) પડછાયો (૨) સરખામણી (૩) સહારો, આધાર

**પડજીભ** (સ્ત્રી.) ગળાનો કાકડો કે ત્યાં લટકતી નાની જીભ જેવું અંગ, ‘ઉવ્યુલા’

**પડતર** (વિ.) નફો ચડાવ્યા વિનાનું, મૂળ ભાવનું માલ કે વસ્તુ તૈયાર કરવામાં લાગે એટલું-લાગત (ખર્ચ-ભાવ) (૨) ખેડ્યા કે વાવ્યા વિનાનું (૩) વેચાયા વગર પડી રહેલું (૪) ખુલ્લું, બાંધકામ વિનાનું

**પડતરખર્ચ, પડતરભાવ** (ન.પું.) માલ કે વસ્તુ તૈયાર કરવામાં લાગે એટલું લાગત-ખર્ચ

**પડતી** (સ્ત્રી.) પતન, અવદશા (૨) (વિ.સ્ત્રી.) પડતું

**પડતું** (વિ.) ‘પડવું’નું વ.કૃ. (૨) નબળું, માઠું. ઉદા. પડતા દહાડા, પડતી દશા (૩) ‘તે તરફ જતું-ઝૂકતું’ એ અર્થમાં શબ્દની સાથે. ઉદા. વધારે પડતું, પીળાશ પડતું, (૪) (ન.) ભૂસકો

**પડ(-ર,-ગ)થાર** (પું.) નીચી પહોળી ઓટલી (૨) સીડી વગેરેમાં વચ્ચે વચ્ચે વિસામાને માટે રાખેલું પહોળું પગથિયું (૩) છોબંધ ભોંયતળિયું (૪) કૂવા કે વાવને મથાળે આસપાસ બાંધેલું થાળું

**પડ(-ર)દી** (સ્ત્રી.) નાનો પડદો (૨) પાતળી ભીંત (૩) બિલ્લાનો કે પાટિયાંનો આંતરો

**પડ(-ર)દે-નશીન** (વિ.) પડદા-ઓઝલમાં રહેનારું

**પડ(-ર)દો** (પું.) પરદો, આંતરો (૨) કાનનો ઢોલ (૩) ઓઝલ (૪) ગુપ્ત વાત (૫) અંગરખાનો પડદો (૬) તંતુવાદ્ય પર સ્વરોનાં સ્થાન બતાવવા બંધાતો આંતરો

**પડપૂછ** (સ્ત્રી.) પૂછપરછ (૨) તપાસ (૩) પંચાત, ચોવટ

**પડભીંત** (સ્ત્રી.) એક ભીંત ચણીને અંતર મૂકી ચણેલી બીજી ભીંત

**પડભીંતિયું** (ન.) આગળ ભીંત ચણી લઈ પાછળ રાખેલો ગુપ્ત ખંડ (૨) સંચ (૩) (વિ.) ભીંત અને પડભીંતની વચ્ચેના ગાળાનું (૪) દીવાલના ટેકા માટે કરેલી નાની ભીંત, પુસ્તો

**પડ્યુંપાથર્યું** (વિ.) ધામો નાખીને પડેલું, નિરાંત કરીને રહેલુ

**પડવું** (ક્રિ.) પતન થવું, નીચે ગરવું કે ગબડવું-ગતિ થવી (૨) જવું, પળવું. જેમ કે, આગળ પડવું, રસ્તે પડવું (૩) થવું, બનવું, નીપજવું. જેમ કે, સમજ, કામ, ખપ, શ્રામ, દુઃખ, મહેનત, ચેન વગેરે પડવું, ઘા, ચીરો માર વગેરે પડવું, ટાઢ, તાપ, તાણ, વરસાદ, વગેરે પડવું (૪) મુકામ કરવો, પડાવ નાંખવો, ઊતરવું (૫) લાંબા થવું, સૂવું (૬) કિંમત બેસવી, મૂલ્ય હોવું, વ્યાજ કે ભાડું હોવું (૭) લાગવું, પ્રતીત થવું, અનુભવમાં આવવું. જેમ કે, તંગ, ઢીલું, વાયડું, ગરમ વગેરે પડવું, સારુંનઠારું, ઓછુંવત્તું વગેરે પડવું (૮) કશામા પેદા થવું, નીપજવું. જેમ કે, ઇયળ, જીવાત પડવી (૯) -માં -મંડવું-તલ્લીન થવું (૧૦) ભ્રષ્ટ થવું પતિત થવું (૧૧) હારવું, જિતાવું. યુદ્ધમાં મરવું જેમ કે, કિલ્લો પડ્યો (૧૨) હાજરીની ગણતરીમાંથી રહી જવું, ગેરહાજરી ગણાવી. જેમ કે, નિશાળ પડવી, દિવસ પડવો (૧૩) અન્ય ક્રિયાપદના સામાન્ય કૃ.ના રૂપ જોડે લાગતાં આવશ્યકતા, લાચારી કે ફરજના ભાવ ઉમેરે છે. ઉદા. જવું પડશે અથવા તેનાં સં. ભૂ. કૃ. જોડે લાગતાં અણધાર્યાપણાનો ભાવ દર્શાવે છે. ઉદા. તે જઈ પડ્યો. દુઃખ આવી પડ્યું અથવા તો ક્રિયા બરાબર થઈ જવાનો ભાવ દર્શાવે છે. ઉદા. મરી પડવું, બેસી પડવું (૧૪) કોઈના ઉપર આધાર રાખવો (૧૫) ટપકવું, ચૂવું

**પડવો** (પું.) પખવાડિયાની પહેલી તિથિ, પ્રતિષ્ઠા એકમ

**પડ(-ર)સાળ** ( ) ઘરનો આગલો ખંડ (૨) મકાનમાં અંદરની બાંધેલી ઓસરી

**પડહ** (પું.) પટહ, ઢોલ, પડો

**પડળ** (ન.) આંખના ડોળાને આવરી લેતું પડ, પોપચું (૨) ઢાંકણ (૩) છારી (દૃષ્ટિ કે જ્ઞાનસમજનું)

**પડંપડા(-ડી)** (સ્ત્રી.) પડાપડી

**પડા** (પું.બ.વ.) થાપા, હાથા

**પડાઉ** (વિ.) પડાવી લીધેલું (૨) વેચાયા વગર પડી રહેલું (૩) (ન.) નાનું વહાણ

**પડાક** (અ.) એકદમ, પટાક દઈને, પટાક-લઈને

**પડાકિયું** (વિ.) તડાકી

**પડાકો** (પું.) તડકો, શેખી

**પડાપડ(-ડી)** (સ્ત્રી.) (‘પડવું’ ઉપરથી) સ્પર્ધાથી ધસવું તે, ઉપરાઉપરી પડવું તે (૨)હરીફાઈ

**પડારો** (પું.) વડાઈ, શેખી, અભિમાન (૨) ડોળ, દંભ, આડંબર, દેખાવ

**પડાવ** (પું.) મુકામ, છાવણી

**પડાવવું** (ક્રિ.) ઝૂંટવી-છીનવી લેવું, મરજી વિરુદ્ધ લેવું-મેળવવું

**પડાળ** (ન.સ્ત્રી.) છાપરાના બે ઢોળાવમાંનો એક

**પડાળી** (સ્ત્રી.) અડાળી, ઓસરી, એકઢાળિયું (૨) રવેશ, કઠેરો

**પડિયો** (પું.) પાંદડાનો બનાવાતો વાટકા જેવો ઘાટ, દડિયો

**પડી** (સ્ત્રી.) નાનું પડીકું (૨) ઢોલ (૩) દરકાર, પરવા, ગરજ

**પડીકી** (સ્ત્રી.) પડી, નાનું પડીકું (૨) દવાની પડી - નાનું પડીકું

**પડીકું** (ન.) વસ્તુને પાન કે કાગળમાં લપેટીને ઝીણી પોટકી જેવું કરેલું બાંધણ (૨) દવાની પડીકી (૩) (લા.) ગપગોળો

**પડો** (પું.) મોટું પડીકું કે ઝૂડો (૨) ઢોલ (૩) ઢંઢેરો

**પડોશ** (પું.સ્ત્રી.) પાડોશ, પાસેનો વાસ કે ઘર (૨) નજીક, પાસેની બાજુ

**પડોશણ** (સ્ત્રી.) પડોશી સ્ત્રી. પાડોશણ

**પડોશી** (પું.) પાડોશી, પડોશમાં રહેનાર

**પઢતપંડિત** (પું.) નામનો પંડિત, ભણેલો પણ ગણેલો નહિ એવો પંડિત, પોથીપંડિત

**પઢતપંડિતાઈ** (સ્ત્રી.) પઢતપંડિતપણું

**પઢવું** (ક્રિ.) ભણવું (૨) વાંચવું (૩) બોલવું (૪) શીખવું

**પઢાઈ** (સ્ત્રી.) પઢવું તે, ભણતર, અધ્યયન, અભ્યાસ, તાલીમ

**પણ** (અ.) પરંતુ (વિરોધવાચક ઉભયાન્વયી) (૨) ય, બી, વળી, ઉપરાંત, સુધ્ધાં (૩) (ન.) પ્રતિજ્ઞા, ટેક, વચન, નેમ (૪) શરત, હોડ (૫) (પું.) એક પ્રાચીન સિક્કો

**પણ(-ણું)** (ન.) સામાન્ય કૃદંત કે નામ કે વિશેષણ પરથી ભાવવાચક નામ બનાવતો પ્રત્યય. ઉદા. ગાંડપણ, બાળપણ, કરવાપણું

**પણ(-ન)ઘટ** (પું.) પાણીનો ઘાટ, જળાશય, પાણીનો આરો

**પણછ** (સ્ત્રી.) ધનુષની દોરી

**પણવ** (પું.) એક જાતનું યુદ્ધવાજિંત્ર, નાનું નગારું

**પણે** (અ.) પેલે કે સામે ઠેકાણે, ત્યાં

**પણો** (પું.) પાકાં ફળોની ખાંડ સાકર નાખી કરેલી કચૂંબર (૨) કીચડ, ગારો (૩) રેતી અને ધૂળવાળી જગ્યા (૪) કેડનો દુપટ્ટો

**પણ્ય(-ણ્ણ)** (ન.) વેચવાની ચીજ, વેપારી માલ-વસ્તુ (૨) વેપાર વ્યવસાય (૩) બજાર (૪) દુકાન, હાટ

**પત(-ત્ય)** (પું.) પતિ (૨) (સ્ત્રી.ન.) ગળતો કોઢ (૩) (સ્ત્રી.) સાખ, આબરૂ-ટેક (૪) વિશ્વાસ

**પતકાળું** (ન.) પીળું કોળું

**પતજ(-ઝ)ડ(-ડી)** (સ્ત્રી.) પાનખર ઋતુ

**પતન** (ન.) પડવું તે (૨) પડતી, અવનતિ, નાશ (૩) હાર, પરાજય (૪) ભ્રષ્ટતા, અધઃપાત

**પતનકાલ(-ળ)** (પું.) પડતી-દશાનો સમય કે ગાળો

**પતનકોણ** (પું.) અપારદર્શક વસ્તુ ઉપર કિરણ પડતાં તેની સપાટી સાથે કિરણ જે ખૂણો કરે છે તે, 'ઍન્ગલ ઑફ ઇન્સિડન્સ'

**પતનગામી** (વિ.) પતન-પડતી દશા તરફ જઈ રહેલું, પતનોન્મુખ

**પત(-ત્ત)રવેલિયું** (ન.) અળવીનું પાન (૨) તેનું ભજિયું

**પતરાજ(-જી)** (સ્ત્રી.) બડાઈ, શેખી, ડંફાસ, મિથ્યાભિમાન

**પતરાજ(-જી)ખોર,પતરાજ(-જી)બાજ** (વિ.) બડાઈખોર, મિથ્યાભિમાની

**પતરાવળ(-ળી)** (સ્ત્રી.) પત્રાવળ, પતરાળાની હાર (૨) પતરાળું

**પતરાળી** (સ્ત્રી.) પત્રાળી, પતરાવળ, પાતળ (૨) ભાણું, પિરસણ

**પતરાળું** (ન.) પત્રાળું, પાંદડાનો કરેલો થાળી જેવો આકાર

**પતરી** (સ્ત્રી.) ધાતુની નાની પાતળી પટ્ટી (૨) પાતળો છોલ

**પતરું** (ન.) મોટી કથરોટ (૨) કોઈ પણ ધાતુનું પાતળું ચપટું કરેલું પડ કે સપાટ પાટ

**પતલું** (વિ.) પાતળું

**પત(-તા)વવું** (ક્રિ.) પતે એમ કરવું

**પતવું** (ક્રિ.) અંત આવવો, ખતમ-પૂરું થવું (૨) નિકાલ થવો, તોડ આવવો (૩) ચૂકતે થવું (૪) સિદ્ધ થવું

**પતળવું** (ક્રિ.) પીગળવું (૨) ગુસ્સે થવું (૩) ફરી જવું, નામુકર જવું (૪) વચન તોડવું

**પતંગ** (પું.ન.) પતંગિયું (૨) કનકવો (૩) એક જાતનું લાકડું જેમાંથી ગુલાલ બને છે (૪) પક્ષી

**પતંગિયું** (ન.) ફૂદું, ખાસ કરીને ચોમાસામાં વિશેષ થતું એક રંગબેરંગી પાંખોવાળું જીવડું

**પતંજલિ** (પું.) પાણિનિના અષ્ટાધ્યાયી સંસ્કૃત સૂત્ર-વ્યાકરણના ભાષ્યકાર વિદ્વાન કે યોગદર્શનના પ્રવર્તક ઋષિ

**પતાકડું** (ન.) કાગળનો નાનો ટુકડો, પત્રિકા

**પતાકા** (સ્ત્રી.) નાની ધજા (૨) નાટકમાં આવતી આડકથા-અવાંતર પ્રસંગ

**પતાકાસ્થાન** (ન.) નાટકના કોઈ પાત્રમાં ચિંતાગત ભાવ કે વિષયનું સમર્થન આગંતુક પાત્રના ભાવથી અથવા તેના શબ્દ કે શબ્દોથી થાય એવો પ્રસંગ

**પતાવટ** (સ્ત્રી.) પતાવવું તે, તોડ

**પતાસું** (ન.)ખાંડની પૈતા જેવી એક બનાવટ

**પતિ** (પું.) સ્ત્રીનો ધણી, કંથ, નાવલિયો (૨) (મોટાભાગે સમાસમાં) સ્વામી માલિક. જેમ કે, પૃથ્વીપતિ (૩) ઉપરી, અધ્યક્ષ, આગેવાન. જેમ કે, સેનાપતિ, ગૃહપતિ, રાષ્ટ્રપતિ

**પતિત** (વિ.) પડેલું (૨) (લા.) પાપી, ભ્રષ્ટ થઈ ગયેલું-ધર્મભ્રષ્ટ (૩) નીતિ-ભ્રષ્ટ (૪) આચારભ્રષ્ટ (૫) વર્ણસંકર

**પતિતપાવન** (વિ.) પતિતને-પાપીને પાવન કરનાર

**પતિતપાવની** (વિ.) પતિતોને પવિત્ર કરનારી (ગંગા વગેરે નદી)

**પતિતા** (વિ.સ્ત્રી.) પતિત-એવી સ્ત્રી

**પતિતોદ્ધાર** (પું.) પતિતાને પવિત્ર કરી ઊંચે લાવવાનું કાર્ય, પતિતોદ્ધારણ

**પતિદેવ(-તા)** (પું.) દેવ-સ્વરૂપ ધણી

**પતિપરાયણા** (વિ.સ્ત્રી.) પતિને પરાયણ એવી, પતિનિષ્ઠ

**પતિયલ,પતિયું** (વિ.) પતના રોગવાળું

**પતિયાર** (પું.) વિશ્વાસ (૨) આબરૂ

**પતિવ્રત** (ન.) પતિભક્તિ, પતિમાં પત્નીની અનન્ય વફાદારી, શિયળ

**પતિવ્રતા** (વિ.સ્ત્રી.) સતી, પતિવ્રત પાળનાર સ્ત્રી

**પતીકું** (ન.) પૈતું, કાતળી

**પતીજ** (સ્ત્રી.) આબરૂ (૨) વિશ્વાસ (૩) દૃઢ-શ્રાદ્ધા

**પતીરું** (ન.) ધોળું બકરીનું બચ્ચું (૨) (લા.) ધીંગું, જાડું

**પતેતી** (સ્ત્રી.) પારસીઓના બેસતા વર્ષનો તહેવાર

**પત્તર** (ન.) પતરાળું, ભાણું (૨) ભિક્ષાપાત્ર (૩) (સ્ત્રી.) આબરૂ

**પત્તી** (સ્ત્રી.) નાનું પાંદડું (૨) પાંદડાની-ફૂલના દલની પાતળી પટ્ટી

**પત્તું** (પું.) પાંદડું (૨) કાગળનું જાડું પાન (૩) ગંજીફાનું પાનું (૪) પોસ્ટકાર્ડ

**પત્તો** (પું.) ઠામઠેકાણું, નામનિશાની (૨) બાતમી, ભાળ, ખબર

**પત્ની** (સ્ત્રી.) વહુ, ધણિયાણી

**પત્ર** (પું.ન.) ચિઠ્ઠી, કાગળ (૨) (ન.) પાંદડું (૩) છાપું

**પત્રક** (ન.) ટીપ-યાદીના કાગળોની નોટ, 'રજિસ્ટર'

**પત્રકાર** (પું.) ખબરપત્રી, વૃત્તાંત-નિવેદક, 'રિપોર્ટર'

**પત્રકારત્વ,પત્રકારી** (ન.સ્ત્રી.) પત્રકારનું કામ

**પત્રપદ્ધતિ** (સ્ત્રી.) (જુદાં જુદાં કામે ને જુદા જુદા સંબંધ પ્રમાણે ઘટે તે મુજબ) પત્ર લખવાની પદ્ધતિ (૨) તે નિરૂપનાર ગ્રંથ

**પત્રમિત્ર** (પું.) પત્રવ્યવહારને આધારે થયેલો મિત્ર

**પત્રલેખા** (સ્ત્રી.) સ્ત્રીઓએ કપાળે દોરેલાં ચિત્ર

**પત્રવ્યવહાર** (પું.) કાગળપત્ર લખવા તે (૨) કાગળપત્રનો વહેવાર કે સંબંધ

**પત્રાવલિ(-લી)** (સ્ત્રી.) પાંદડાંઓની હાર, પત્રલેખા (૨) પત્રાળી

**પત્રિકા** (સ્ત્રી.) ચિઠ્ઠી, પત્ર (૨) નાનું છાપું કે ખબરપત્રિકા

**પત્રી** (સ્ત્રી.) ખપોટી (૨) પત્રિકા (૩) (વિ.) પત્રવાળું (સમાસમાં). ઉદા. ખબરપત્રી (૪) (પું.) ઝાડ, પક્ષી

**પથ** (પું.) રસ્તો, માર્ગ, પંથ

**પથક** (ન.) સૈનિકોની કે સ્વયંસેવકોની (અમુક સંખ્યાની) ટુકડી (૨) મહાલ

**પથરણું** (ન.) પાથરણું (૨) કાણે આવનારને બેસવાનું પાથરણું

**પથરાટ** (પું.) પથાર, ફેલાવો

**પથરાણ** (સ્ત્રી.) માટી વગેરે પાથરીને કરેલી ઊંચી જમીન (૨) (ન.) પાથરી મૂકેલી વસ્તુઓ-તેનો પથારો

**પથરાળ,પથરાળું** (વિ.) પથ્થરિયું, પથરાવાળું

**પથરી** (સ્ત્રી.) કાંકરી, નાનો પથ્થર (૨) અસ્ત્રા વગેરેની ધાર કાઢવાને માટેનો નાનો પથ્થર હોય છે તે (૩) પેશાબ કે મૂત્રમાર્ગનો એક રોગ કે તેમાં થતો પથ્થર જેવો પદાર્થ

**પથરો** (પું.) પથરો, પાષાણ (૨) રસ્તાની લંબાઈ બતાવતો કે સીમા વગેરે બતાવતો પથ્થર (૩) પથરો, જડ કે લાગણીહીન માણસ (૪) વિઘ્ન, આડખીલી, નડતર (૫) કાંઈ, નકામું, તુચ્છ કે નિરર્થક એવો ભાવ બતાવે. જેમ કે, તેને શું પથરા આવડે છે ?

**પથાર(-રો)** (પું.) મોટી પથારી (૨) વિસ્તાર, ફેલાવો

**પથારી** (સ્ત્રી.) બિસ્તરો, સૂવા માટેની સવડ કે સામગ્રી (૨) (લા.) મુકામ (૩) માંદગી

**પથારીવશ** (વિ.) માંદગીથી ખાટલાવશ, હાલવા-ચાલવાને અશક્ત

**પથિક** (પું.) વટેમાર્ગુ, પથી, યાત્રિક

**પથિકાશ્રમ** (પું.) યાત્રિકોને ઊતરવા-રહેવા માટેનું મકાન, 'ગેસ્ટ-હાઉસ'

**પથ્થર** (પું.) પથરો, પાષાણ (૨) રસ્તાની લંબાઈ બતાવતો કે સીમા વગેરે બતાવતો પથ્થર (૩) (લા.) પથરો, જડ કે લાગણીહીન માણસ

**પથ્થરફોડો** (પું.) પથ્થર ફોડનાર મજૂર

**પથ્થરયુગ** (પું.) જે યુગમાં લોકો પથ્થરનાં હથિયાર થતાં તેવો સમય, અશ્મયુગ

**પથ્થરિયું** (વિ.) પથ્થરનું બનાવેલું (૨) પથ્થર જેવું કઠણ (૩) (ન.) પથ્થરનું વાસણ

**પથ્થરિયો કોલસો** (પું.) ખનિજ કોલસો

**પથ્થરવત્** (વિ.અ.) પથ્થર જેવું, જડ, અચેતન

**પથ્ય** (વિ.) અનુકૂળ, હિતકર (૨) (ન.) પથ્ય ખોરાક (૩) કરી, પરેજી

**પથ્યાપથ્ય** (વિ.ન.) લેવા જેવું અને ન લેવા જેવું ખાનપાન

**પદ** (પું.) પગ, પગલું (૨) (ન.) દરજ્જો, સ્થાન, હોદ્દો, 'સ્ટેટસ' (૩) અર્થવાળો શબ્દ (૪) કવિતાની મૂળ કડી (૫) ઉત્તરક્રિયા કે વ્રતને અંગે અપાતું વસ્તુનું દાન (૬) (ગ.) 'ટર્મ' (૭) 'રૂટ' મૂળ (૮) ગેય ઢાળમાં માર્ગ કે દેશીની રીતે ગવાતું દેશી-બંધની કડીઓનું ઝૂમખું ('ભજન કે 'કીર્તન')

**પદક** (ન.) ચાંદ (૨) સિક્કો (૩) અધિકારનો ખ્યાલ આપતો બિલ્લો

**પદકાર** (વિ.) ગેય દેશી ઢાળમાં કીર્તન-ભજન રચનાર

**પદચિહ્ન** (ન.) પગલાંનું નિશાન, પગલાંની છાપ

**પદચ્છેદ** (પું.) વાકયના દરેક શબ્દનો વ્યાકરણની દૃષ્ટિએ પરિચય આપવો (૨) પદનું વ્યાકરણ

**પદચ્યુત** (વિ.) પદભ્રષ્ટ

**પદટિપ્પણ(-ણી)(-ની)** (ન.સ્ત્રી.) લખાણમાં નીચે આપેલી નોંધ, 'ફૂટનોટ'

**પદત્યાગ** (પું.) હોદ્દો કે દરજ્જાને છોડી દેવો તે, 'ઍબ્ડિકેશન'

**પદદલિત** (વિ.) કચડાયેલું (૨) (લા.) નીચી કક્ષાનું ગણાવાને કારણે પરેશાન થયેલું

**પદધારી** (વિ.) પદ કે હોદ્દો ધરાવનાર, હોદ્દેદાર, પદાધિકારી

**પદનામ** (ન.) હોદ્દો, દરજ્જો

**પદબદ્ધ** (વિ.) ગાઈ શકાય તેવા દેશી બંધોમાં બંધાયેલાં પદોના રૂપનું

**પદબંધ,પદબંધન** (પું.ન.) પદોમાં સળંગ કાવ્યની રચના

**પદભ્રષ્ટ** (વિ.) પદ પરથી-અધિકાર પરથી દૂર થયેલું

**પદમ** (ન.) એક વિશિષ્ટ ચિહ્ન (નાગની ફેણ ઉપરનું કે સામુદ્રિક), પદ્મ

**પદમણી** (સ્ત્રી.) પદ્મિની, કામશાસ્ત્રમાં ગણાવેલી ચારમાંની ઉત્તમ પ્રકારની સ્ત્રી

**પદયાત્રા** (સ્ત્રી.) પગપાળો પ્રવાસ

**પદરચના** (સ્ત્રી.) વ્યાકરણમાં નામિકી ક્રિયાવાચક તેમ જ અન્ય સિદ્ધ શબ્દોના સ્વરૂપ મુજબની પદરચના, 'મોર્ફોલોજી'

**પદરજ** (સ્ત્રી.) પગની ધૂળ, ચરણ રજ

**પદરનું** (વિ.) પોતાનું, ગાંઠનું (ધન)

**પદરવ** (પું.) પગલાંઓનો અવાજ, પગરવ

**પદલાલિત્ય** (ન.) કવિતામાં પદો કે શબ્દોનું લાલિત્ય-માધુર્ય

**પદવિચાર** (પું.) વ્યાકરણમાં નામિકી ક્રિયાવાચક તેમ અન્ય સિદ્ધ શબ્દોનાં સ્વરૂપની વિચારણા, 'મૉર્ફોલોજી' (૨) પદનો વિચાર, 'સિન્ટેક્સ'

**પદવિચ્છેદ** (પું.) વાક્યમાં કે છંદોબદ્ધ મંત્રમાં યા શ્લોક કે કડીમાં પ્રત્યેક પદને છૂટું પાડી બતાવવાની ક્રિયા (વ્યા.) (૨) છૂટાં પાડેલાંઓના પ્રત્યેક પદનો વ્યાકરણની દૃષ્ટિએ પરિચય આપવો એ (વ્યા.) (૩) પદમાંનાં શબ્દ રૂપ અને વિભક્તિ પ્રત્યયો કે કૃત અને તદ્ધિત પ્રત્યયોને અલગ દર્શાવવા એ

**પદવિ(-વી)** (સ્ત્રી.) દરજ્જો (૨) ઉપાધિ, ઇલકાબ, 'ડિગ્રી' (૩) હોદ્દો, અધિકાર-સ્થાન

**પદવિ(-વી)દાન** (ન.) પદવી આપવાનો વિધિ કે ક્રિયા

**પદવિ(-વી)દાન સમારંભ** (પું.) પદવીદાનનો ઉત્સવ, 'કૉન્વોકેશન'

**પદવિ(-વી)ધર,પદવિ(-વી)ધારી** (વિ.) પદવી ધારણા કરનાર, પદવીવાળું, હોદ્દેદાર

**પદવિન્યાસ** (પું.) (વ્યા.) વાકયમાં ભિન્નભિન્ન પદોની રચના-ગોઠવણી

**પદાત(-તિ.-તી)** (પું.) પગપાળો જનાર માણસ (૨) પાયદળનો સૈનિક

**પદાધિકાર** (પું.) હોદ્દાની સત્તા

**પદાધિકારી** (પું.) પદધારી, હોદ્દેદાર

**પદારથ** (પું.) પદાર્થ (૨) તત્ત્વ

**પદારોહણ** (ન.) પદ પર આરૂઢ થવું-આવવું તે

**પદાર્થ** (પું.) શબ્દાર્થ (૨) ચીજ, વસ્તુ (૩) તત્ત્વ

**પદાર્થપાઠ** (પું.) પ્રત્યક્ષ પદાર્થ દ્વારા બોધ

**પદાર્થવિજ્ઞાન,પદાર્થશાસ્ત્ર** (ન.) ભૌતિક પદાર્થના ગુણધર્મની મીમાંસા કરતું શાસ્ત્ર, 'ફિઝિક્સ'

**પદાર્પણ** (ન.) પદવી આપવી તે (૨) પગલું માડવું તે, પ્રવેશ

**પદાવલિ(-લી)** (સ્ત્રી.) પદો-કાવ્યોનો સંગ્રહ

**પદાવવું** (ક્રિ.) ઠૂસ કાઢવી, પદેડવું (૨) જબરદસ્તીથી કઢાવવું-મેળવવું, લઈ લેવું

**પદ્ધતિ** (સ્ત્રી.) રીત (૨) કોઈ પણ કામ કરવાની વ્યવસ્થિત કે શાસ્ત્રશુદ્ધ રીત અથવા ક્રમ કે તે નિરૂપતો ગ્રંથ

**પદ્ધતિપુરઃસર,પદ્ધતિપૂર્વક,પદ્ધતિસર** (અ.) પદ્ધતિ પ્રમાણે, બરોબર, રીતસર

**પદ્મ** (ન.) કમળ, રાતું કમળ (૨) હાથીની સૂંઢ અને કુંભસ્થળ ઉપરની રંગદાર છાંટ (૩) હજાર અબજ (૪) વિષ્ણુનું એક આયુધ (૫) શરીરનાં ષટ્ચક્રોમાંનું એક (૬) આંગવીનાં ટેરવાં કે પગનાં તળિયાં ઉપરનું એક સામુદ્રિક ચિહ્ન-આકૃતિ (૭) નાગની ફેણ ઉપરનું ચિહ્ન (૮) કુબેરના નવ નિધિઓમાંનો એક

**પદ્મગર્ભ** (પું.) વિષ્ણુ (૨) બ્રહ્મા

**પદ્મનાભ** (પું.) વિષ્ણુ કે બ્રહ્મા, પદ્મગર્ભ

**પદ્મયોનિ** (પું.) બ્રહ્મા, પદ્મજ

**પદ્મભૂષણ,પદ્મવિભૂષણ,પદ્મશ્રી** (પું.) રાષ્ટ્રપતિ તરફથી વિશિષ્ટ વ્યક્તિનું થતું એક પ્રકારનું સન્માન

**પદ્મા** (સ્ત્રી.) લક્ષ્મી

**પદ્માકર** (પું.) કમલિની, કમળનું તળાવ

**પદ્માકાર,પદ્માકૃતિ** (પું.સ્ત્રી.) કમળનો ઘાટ (૨) (વિ.) કમળના આકારનું

**પદ્માસન** (ન.) યોગનાં ચોરાશી આસનોમાંનું એક

**પદ્મિની** (સ્ત્રી.) કમળનો છોડ (૨) કમળની તલાવડી (૩) કામશાસ્ત્રમાં ગણાવેલી ચારમાંની ઉત્તમ પ્રકારની સ્ત્રી

**પદ્ય** (ન.) કવિતા (૨) છંદબદ્ધ શબ્દરચના, તેમ દેશીઓની ગેય રચના

**પદ્યકાર** (પું.) પદ્યનો લેખક

**પદ્યબદ્ધ** (વિ.) છંદોબદ્ધ દેશીબદ્ધ રચનાના રૂપનું, 'વર્સિફાઈડ'

**પદ્યરચના** (સ્ત્રી.) પદ્ય રચવું તે

**પદ્યરીતિ** (સ્ત્રી.) પદ્યની અમુક ચોક્કસ, પ્રકારની રચના-પ્રણાલી, પદ્યશૈલી

**પદ્યસંગ્રહ** (પું.) છંદો તેમજ દેશીઓમાં રચાયેલી કૃતિઓનો સમૂહ

**પદ્યાત્મક** (વિ.) પદ્યમાં રચેલું

**પદ્યાનુવાદ** (પું.) પદ્યમાં કે પદ્યનો અનુવાદ

**પદ્યાવલિ(-લી)** (સ્ત્રી.) પદ્ય પસંદ કરીને કરાયેલો સંગ્રહ, કાવ્યસંગ્રહ

**પધરામણી** (સ્ત્રી.) પધારવું કે પધરાવવું તે (૨) ગુરુ કે આચાર્ય વગેરેની પધરામણી કરાવાય તે કે ત્યારે તેને અપાતી ભેટ

**પધરાવવું** (ક્રિ.) માનથી તેડી આણવું કે પહોંચાડવું (૨) (લા.) (ન ખપતી કે ન જોઈતી વસ્તુ) બીજાને બઝાડી દેવી, તેવી રીતે અનિષ્ટ વસ્તુને ટાળવી કે દૂર કરવી

**પધારવું** (ક્રિ.) આવવું કે જવું (માન કે કટાક્ષમાં)

**પનઘટ** (પું.) પાણીનો ઘાટ, જળાશય, પણઘટ

**પનારો** (પું.) ફરજિયાત સહવાસ કે સંબંધમાં આવવું પડે એવી દશા, પરવશતા, પરાધીનપણું, ઓથ, આધાર, આશ્રાય, આશરો (૨) કોઈની સાથે પાનું પડવું તે

**પનાહ** (સ્ત્રી.) રક્ષણ, સંભાળ

**પનિયા(-હા)રી** (સ્ત્રી.) પાણી ભરનારી, પાણિયારી, પનઘટ પરથી પાણી લાવનારી સ્ત્રી

**પનીર** (ન.) દહીંમાંથી પાણી કાઢી બનાવેલો એક ખાદ્ય પદાર્થ

**પનો** (પું.) કાપડની પહોળાઈ (૨) (લા.) ગજું, શક્તિ

**પનોતી** (વિ.સ્ત્રી.) પનોતું (૨) (સ્ત્રી.) ભાગ્યશાળી સ્ત્રી, જેનું એક છોકરું મરી નથી ગયું તેવી સ્ત્રી

**પનોતી** (સ્ત્રી.) શનિની દશા, પડતી દશા

**પનોતું** (વિ.) શુભ, મંગળકારી (૨) સુખી, વંશવિસ્તારવાળું (૩) છોકરાં વિનાનાને ઘણે વર્ષે થયેલું (સંતાન)

**પનોરી** (સ્ત્રી.ન.) દાળ વાટીને બાફીને બનાવેલી વાનગી

**પન્નું** (ન.) એક જાતનો હીરો, પાનું

**પપનસ** (ન.) એક ફળ

**પપલા(-ળા)વવું** (ક્રિ.) (દાંત ન હોવાથી મોંમા ફેરવવું) પપળામણ કરવી, પંપાળવું

**પપલા(-ળા)મણ** (સ્ત્રી.) લાડ, વહાલથી પંપાળવું તે (૨) (લા.) આળ-પંપાળ

**પપીતો** (પું.) એક વેલાનું બી (મરકી વખતે લોકો હાથે બાંધે છે.)

**પપૈયું** (ન.) એક ફળ

**પપૈયો** (પું.) પપૈયાનું ઝાડ (૨) બપૈયો, ચાતક પક્ષી (૩) સિતારના છ તારોમાંનો છેલ્લો 'પ' સ્વરનો તાર

**પપ્પા** (પું.) પિતા, બાપ

**પબ્લિક** (વિ.) જાહેર, સાર્વજનિક (૨) (સ્ત્રી.) જનતા, આમપ્રજા આમવર્ગ

**પબ્લિકેશન** (ન.) પ્રકાશન (છપાવી જાહેરમાં મૂકવાનું)

**પરમવું** (ક્રિ.) મઘમઘવું, મહેક મહેક થવું

**પમરાટ** (પું.) મહેક, ખુશબો

**પય** (ન.) પાણી (૨) દૂધ

**પયપાન,પયઃપાન** (ન.) દૂધ પીવું એ

**પયગંબર** (પું.) પેગંબર, માણસ માટે ઈશ્વરનો સંદેશો લઈ આવનાર, નબી

**પયગામ** (પું.) પેગામ, સંદેશો (૨) ઈશ્વરી સંદેશો

**પયોદ** (પું.) વાદળસ, મેઘ, વરસાદ (૨) (વિ.) દૂઝણું

**પયોધર** (પું.) સ્તન (૨) વાદળ (૩) દરિયો

**પર** (અ.) ઉપર

**પર** (વિ.) પારકું, પરાયું (૨) અન્ય, બીજું (૩) દૂર, અતીત (૪) પછીનું, ઉત્તર (૫) પરમ, શ્રેષ્ઠ (૬) (ન.) પીછું

**પર** 'પ્રતિ, પરિ' તરીકેના અર્થનો તવ, ઉપસર્ગ, જેમ કે, પરબીડિયું પરકમ્મા

**પર(-રિ)કમ્મા** (સ્ત્રી.) પરિક્રમણા, પ્રદક્ષિણા

**પર(-રિ)કમ્માવાસી** (વિ.) લાંબી પ્રદક્ષિણા કરવા નીકળેલું

**પરકીય** (વિ.) બીજાનું, પારકું

**પરકીયા** (સ્ત્રી.) પારકાની સ્ત્રી (૨) ત્રણ પ્રકારની નાયિકાઓમાંની બીજી

**પરખ** (સ્ત્રી.) પરખવું તે (૨) પરીક્ષા

**પરખવું** (ક્રિ.) પારખવું, પરીક્ષા કરવી (૨) ઓળખવું (પરખી કાઢવું)

**પરખંદું** (વિ.) પરખવામાં કુશળ, પરખણ

**પરખામણી** (સ્ત્રી.) પારખવાનું મહેનતાણું (૨) પારખવાની આવડત

**પરખાવવું** (ક્રિ.) કસોટી કરાવવી (૨) ભાળવવું (૩) મોઢામોઢ કહી નાખવું (૪) અરુચિથી આપવું

**પરખાવું** (ક્રિ.) ઓળખાવું (૨) (લા.) યોગ્ય વર તરીકે ગણાવું-ઝડપાવું

**પરગજુ** (વિ.) પરોપકારી, પરમાર્થી (૨) (લા.) દયાળુ

**પરગણું** (ન.) તાલુકો, જિલ્લાથી નાનો વિભાગ, મહાલ

**પરગલ** (વિ.) પ્રગલ્ભ, દૃઢ, હિંમતવાન

**પરગામ** (ન.) બીજું ગામ

**પરગામી** (વિ.) બીજા ગામનો રહેવાસી (૨) (લા.) ત્રાહિત, નવું માણસ

**પરચક્ર** (ન.) શત્રુસેના, પરદેશી અમલ, પરાધીનતા

**પરચર્ચ** (સ્ત્રી.) પારકા વિશે કરવામાં આવતી કૂથલી

**પરચૂટ(-ર)ણ** (વિ.) જુદું જુદું, ફુટકળ (૨) (ન.) ખુરદો (૩) છૂટક, પ્રકીર્ણ, છૂટું છવાયું

**પરચૂટ(-ર)ણિયું** (વિ.) પરચૂરણ (૨) (લા.) ખાસ મહત્ત્વનું નહિ-ફાલતુ

**પરચો** (પું.) પરતો, પ્રતાપ, ચમત્કાર (૨) (લા.) કરામત

**પરછંડ** (વિ.) કદાવર, હૃષ્ટપુષ્ટ

**પરજ** (સ્ત્રી.) પ્રજા, જાત, વર્ગ (૨) (પું.) તરવારની મૂઠ આગળનો ટોપલી જેવો ભાગ (૩) ઢાલની મૂઠ - પકડ (૪) એક રાગ, પરજિયો (સંગીત)

**પરજન** (પું.) પારકું-સંબંધી નહિ એવું માણસ, 'સ્વજન'થી ઊલટું તે

**પરજીવી** (વિ.) પારકા પર જીવનારું, પરોપજીવી, પરાવલંબી, 'પૅરેસાઇટ'

**પરઠ,પરઠણ** (સ્ત્રી.) કબૂલાત, કરાર (૨) વર કે કન્યાની પહેરામણી તરીકે ઠરાવેલી રકમ

**પરઠવું** (ક્રિ.) સ્થાપન કરવું, નક્કી કરવું, ઠરાવવું, કરાર કરવો (૨) ગ્રહવું, ઝાલવું, પકડવું (૩) વિદાય થવું (૪) જાણવું

**પરણ** (ન.) પરણવું તે, લગ્ન, વિવાહ (૨) પરણવાનો ઉત્સાહ-અભરખો

**પરણમવું** (ક્રિ.) પ્રણામવું, નમન કરવું

**પરણવું** (ક્રિ.) લગ્ન કરવું (૨) (લા.) અતૂટ સંબંધ બાંધવો

**પરણા(-ણૈ).યું** (ન.) શકોરું, માટીનું પ્યાલું, ચપણિયું

**પરણાવવું** (ક્રિ.) 'પરણવું'નું પ્રેરક (૨) (લા.) બઝાડવું, ગળે વળગાડવું (૩) લગન્ કરાવવું

**પરણિયત** (વિ.) પરણેલું (૨) (સ્ત્રી.) પરણેતર, પત્ની

**પરણેત,પરણેતર** (ન.) પરણવું તે, લગન (૨) (સ્ત્રી.) પત્ની, પરણિયાત

**પરણ્યો** (પું.) પરણનારો, ધણી, કંથ, પતિ

**પરત** (અ.) પાછું (૨) (સ્ત્રી.) રજ, ઝીણી ભૂકી, ભસ્મ

**પરત-ટિકિટ** (સ્ત્રી.) જવા-આવવા માટેની ટિકિટ, 'રિટર્ન-ટિકિટ'

**પરતત્ત્વ** (ન.) પરમ કે શ્રેષ્ઠ તત્ત્વ (૨) બીજું-પરાયું તત્ત્વ

**પરતંત્ર** (વિ.) પરવશ, પરાધીન, તાબેદાર

**પરતી** (સ્ત્રી.) રેશમ કે સૂતરની આંટીઓ ઉતારવાની ફાળકી (૨) પતંગનો દોર વીંટવાની ફાળકી, ગરેડી

**પરત્વ** (ન) પર-અતીત હોવું તે (૨) શ્રેષ્ઠત્વ (૨) (અ.) પરત્વે

**પરત્વે** (અ.) વિષે, સંબંધમાં, બાબતમાં, ઉદ્દેશીને

**પરદાદો** (પું.) દાદાનો બાપ, પ્રપિતામહ

**પરદાર(-રા)** (સ્ત્રી,.) પારકાની સ્ત્રી

**પર(-ડ)દી** (સ્ત્રી.) નાનો પડદો (૨) પથ્થર ઈંટો કે પાટિયાં વગેરેની નાની સાંકડી ભીંત

**પરદુઃખ** (ન.) પારકાનું દુઃખ

**પરદુઃખભંજક,પરદુઃખભંજનહાર** (વિ.) બીજાનું દુઃખ દૂર કરનાર

**પરદેશ** (પું.) પારકો દેશ, વિદેશ, દેશાંતર

**પરદેશી,પરદેશીય** (વિ.) પારકા દેશનું, વિદેશી

**પરદો** (પું.) પડદો (૨) આંતરો, ટેરો (૩) કાનનો ઢોલ (૪) ઓઝલ, બુરખો, ઘૂમટો (૫) ગુપ્ત વાત (૬) તંતુવાદ્ય પર સ્વરોનાં સ્થાન બતાવવા બંધાતો આંતરો (૭) પથ્થર કે ઈંટો કે પતરાંથી મર્યાદા સાચવી આપનારી નાની દીવાલ

**પરધન** (ન.) પારકું ધન

**પરધર્મ** (પું.) બીજાનો ધર્મ (૨) બીજો-જુદો ધર્મ, સ્વધર્મ નહિ તે, વિધર્મ

**પરધર્મી** (વિ.) જુદો ધર્મ પાળનારું, ભિન્નધર્મી, વિધર્મી

**પરધાન** (ન.) વિવાહ પહેલાં વરને શ્રીફળ, લગ્નપત્રી અને પીતાંબર આપવાનો વિધિ

**પરધામ** (ન.) પરમધામ, પરલોક (સ્વર્ગ કે વૈકુંઠ)

**પરનાત** (સ્ત્રી.) બીજી નાત

**પરનાતી,પરનાતીલું** (વિ.) બીજી નાતનું

**પરનારી** (સ્ત્રી.) પરસ્ત્રી, (પોતાની નહિ) બીજી કોઈ પણ સ્ત્રી

**પરનાળ(-ળું)** (સ્ત્રી.ન.) નેવાનું પાણી ઝિલાઈને બાજુએ જવા માટે રખાતી ધાતુ કે લાકડાની નીક (૨) ઘંટીનો ખીલડો રાખવાની ભૂંગળી

**પરપુરુષ** (પું.) પતિ સિવાયનો બીજો પુરુષ

**પરપોટિયું** (વિ.) પરપોટા જેવું, ક્ષણભંગુર

**પરપોટી** (સ્ત્રી.) નાનો પરપોટો

**પરપોટો** (પું.) હવાથી પ્રવાહીમાં થતો ફુક્કો-બુદબુદ (૨) (લા.) થોડા વખતમાં ફૂટીતૂટી નાશ પામી જાય તે, ક્ષણભંગુર (૩) (લા.) ખોટો અને ખાલી દેખાવ, ભરમ

**પરપ્રકાશિત,પરપ્રકાશી** (વિ.) બીજાના પ્રકાશથી પ્રકાશનારું

**પરબ** (સ્ત્રી.) રસ્તામાં મુસાફરને પાણી પાવાની ધર્માદા જગ્યા

**પરબ(-વ)ડી** (સ્ત્રી.) પંખીઓને દાણા નાખવા (એક થાંભલા પર) કરેલી સાર્વજનિક જગ્યા

**પરબા(-ભા)રું** (અ.) બારોબાર

**પરબિયો** (પું.) પરબ ઉપર બેસી પાણી પાનારો, પરબવાળો

**પરબીડિયું** (ન.) (કાગળ બીડવાની) કાગળની કોથળી, લખોટો, 'એન્વલપ', 'ક્વર'

**પરબ્રહ્મ** (ન.) પરમતત્ત્વ, પરમાત્મા

**પરભવ** (પું.) બીજો અવતાર

**પરભવવું** (ક્રિ.) વિજયી થવું, ફાવવું (૨) ઉત્પન્ન થવું (૩) પજવવું, દૂભવવું (૪) થકવવું, કાયર કરવું

**પરભા(-વા)** (સ્ત્રી.) દરકાર, ગરજ

**પરભારું(-ર્યું)** (વિ.) બહારનું (૨) (અ.) પરબારું, બારોબાર

**પરભાર્યા** (સ્ત્રી.) પરસ્ત્રી, બીજાની પત્ની-સ્ત્રી

**પરભાવ** (પું.) બીજો કે વિરોધી ભાવ

**પરભાષા** (સ્ત્રી.) પારકી ભાષા

**પરભૃત** (પું.) નરકોકિલ

**પરભૃતા(-તિકા)** (સ્ત્રી.) કોયલ

**પરભોગ** (પું.) પર-બીજાનો ભોગ લેવો-હણવું તે

**પરભોગી** (વિ.) બીજા વડે ભોગવાતું

**પરમ** (વિ.) ઉત્તમ, શ્રેષ્ઠ (૨) ગઈ કાલ પહેલાંનું કે આવતી કાલ પછીનું

**પરમગતિ** (સ્ત્રી.) ઉત્તમ ગતિ-મોક્ષ

**પરમત** (પું.) બીજાનો કે બીજો-જુદો મત-અભિપ્રાય

**પરમતહિષ્ણુતા** (સ્ત્રી.) બીજાના મતને સહન કરવાની વૃત્તિ-ઉદારતા, સમભાવ-વૃત્તિ

**પરમતત્ત્વ** (ન.) અંતિમ-શાશ્વત તત્ત્વ, બ્રહ્મ

**પરમતા(-ત્વ)** (સ્ત્રી.ન.) પરમપણું, શ્રેષ્ઠતા, સર્વોચ્ચતા

**પરમદહાડો,પરદિવસ** (પું.) ગઈકાલ પહેલાંનો કે આવતી કાલ પછીનો દિવસ

**પરમધામ** (ન.) ઉત્તમ લોક, મોક્ષ

**પરમપદ** (ન.) મોક્ષ, મુકિત

**પરમપુરુષ** (પું.) પરમાત્મા,પવિત્ર પુરુષ

**પરમશાસ્ત્ર** (ન.) મોક્ષપ્રાપ્તિનું શાસ્ત્ર

**પરમહંસ** (પું.) સંન્યાસીઓના ચાર પ્રકારમાંથી સૌથી શ્રેષ્ઠ પ્રકાર (કુટીચક, બહૂદક, હંસ અને પરમહંસ)

**પરમાટી** (સ્ત્રી.) માંસ

**પરમાણ** (વિ.) સાર્થક, પ્રમાણ (૨) (અ.) નિશ્ચે, નક્કી (૩) (ન.) સઢ બાંધવાનું આડું લાકડું, પરબાણ

**પરમાણુ** (પું.ન.) વધુ વિભાગ થઈ શકે નહિ તેવો ઝીણામાં ઝીણો અણુ, 'ઍટમ'

**પરમાણુવાદ** (પું.) પરમાણુથી જગતની ઉત્પત્તિ થઈ છે તેવો ન્યાય-વૈશેષિકનો સિદ્ધાંત

**પરમાણું** (ન.) પરિમાણ, માપ (૨) પુરાવો, દાખલો

**પરમાત્મતત્ત્વ** (ન.) પરમતત્ત્વ, પરબ્રહ્મ

**પરમાત્મા** (પું.) પરમ આત્મા, પરમેશ્વર

**પરમાનંદ** (પું.) પરમ-શ્રેષ્ઠ આનંદ (૨) પરબ્રહ્મ

**પરમારથ** (પું.) પરમાર્થ, પરોપકાર

**પરમારથપુરાણ** (ન.) વિક્રમ રાજાના પરોપકાર અંગેની વાતોનો સંગ્રહ, 'સિંહાસનબત્રીસી'

**પરમાર્થ** (પું.) ઉત્તમ પુરુષાર્થ-મોક્ષ (૨) પરમતત્ત્વ (૩) પરોપકાર, સર્વોત્તમ હેતુ-પ્રયોજન

**પરમાર્થક** (વિ.) પરમાર્થવાળું, પરમાર્થી

**પરમાર્થતઃ** (અ.) પરમતત્ત્વની રીતે, આધ્યાત્મિક દૃષ્ટિએ

**પરમાર્થબુદ્ધિ** (સ્ત્રી.) પરમાર્થ સાધવાની બુદ્ધિ

**પરમાર્થી(-થું)** (વિ.) પરોપકારી

**પરમાવધિ** (સ્ત્રી.પું.) પરાકાષ્ઠા, આખર, છેવટની હદ, પરિસીમા

**પરમિટ** (સ્ત્રી.) રજા કે પરવાનગી કે તે દેતી (સરકારી) ચિઠ્ઠી, પરવાનો

**પરમિયો** (પું.) એક રોગ-પ્રમેહ, 'ગૉનોરિયા'

**પરમૅન્ગેનેટ ઓફ પોટાશ(-સ)** (પું.) પાણી સ્વચ્છ કરવા વપરાતી લાલ દવા-એક રસાયણી પદાર્થ

**પરમેશ,પરમેશ્વર** (પું.) પરમાત્મા, (૨) શિવ (૩) 'મહારાજા', 'રાજેશ્વર' એવા અર્થમાં રાજાઓને લાગતી એક પ્રાચીન ઉપાધિ, ઇલકાબ

**પરમેષ્ઠી** (પું.) બ્રહ્મા (૨) વિષ્ણુ (૩) શિવ (૪) અર્હન્ત-સિદ્ધ-આચાર્ય ઉપાધ્યાય-સાધુ એ પાંચે (જૈન)

**પરમોત્કર્ષ** (પું.) મોટામાં મોટો અભ્યુદય-ચડતી-ઉન્નતિ

**પરમોત્કર્ષતા** (સ્ત્રી.) પરમોત્કર્ષની સ્થિતિ

**પરરાજ્ય** (ન.) બીજું રાજ્ય (૨) વિદેશીનો અમલ

**પરલક્ષી** (વિ.) બીજાને-સામાને (જાતને નહિ) લક્ષ કરતું, 'ઑબ્જેક્ટિવ', પરવિષયક, બાહ્યનિષ્ઠ

**પરલોક** (પું.) મૃત્યુ પછીનો સ્વર્ગ વગેરે બીજો લોક

**પરલોકગમન,પરલોપ્રાપ્તિ,પરલોકયાત્રા** (ન,સ્ત્રી.) મૃત્યુ

**પરલોકવાસ** (પું.) મૃત્યુ, સ્વર્ગવાસ

**પરલોકવાસી** (વિ.) મરણ પામેલું, મરહૂમ, સ્વર્ગસ્થ, સદ્‌ગત

**પરવડવું** (ક્રિ.) પાલવવું, પોસાવું

**પરવરદિગાર** (પું.) પાલનહાર (૨) પરમેશ્વર

**પરવરશ(-શી),પરવરિશ** (સ્ત્રી.) પાલનપોષણ, બરદાસ, સેવાચાકરી

**પરવર્તી** (વિ.) પછીના ભાગમાં કે સામે રહેનારું, પછીના સમયનું

**પરવશ** (સ્ત્રી.) પરાધીન

**પરવળ** (ન.) એક શાક

**પરવા** (સ્ત્રી.) દરકાર (૨) ગરજ

**પરવાનગી** (સ્ત્રી.) રજા, અનુજ્ઞા, (૨) સંમતિ, અનુમતિ (૩) મંજૂરી

**પરવાના** (પું.) પતંગિયું, ફૂદું

**પરવાનાદાર** (પું.) પરવાનાવાળો, 'લાઈસન્સી'

**પરવાનો** (પું.) રજાનો લેખી હુકમ, પરમિટ, 'લાઈસન્સ' (૨) પતંગિયું (૩) (લા.) છૂટ (૪) રજાચિઠ્ઠી, સનદ, આજ્ઞાપત્ર

**પરવાર** (પું.સ્ત્રી.) ફુરસદ, નવરાશ

**પરવારવું** (ક્રિ.) કામ આટોપી તેમાંથી નવરું થવું, ફુરસદ મેળવવી (૨) પૂરું કરવું, વાપરી કાઢવું (૩) ગુમાવવું, ખોવું

**પરવાળું** (ન.) પ્રવાલ, સમુદ્રમાં એક જાતનાં જીવડાંએ બનાવેલું ઘર

**પરવિષયક** (વિ.) બીજાને લગતું

**પરશુ** (સ્ત્રી.ન.) કુહાડી, ફરશી

**પરશુરામ** (પું.) વિષ્ણુનો છઠ્ઠો અવતાર-એ નામના ઋષિ

**પરસુખ** (ન.) બીજાનું-સામાનું સુખ

**પરસેવા** (સ્ત્રી.) બીજાની સેવા (૨) તાબેદારી, ચાકરી

**પરસેવો** (પું.) ચામડીનાં છિદ્રોમાંથી નીકળતું પ્રવાહી (૨) (લા.) મહેનત-મજૂરી

**-પરસ્ત** (વિ.) (સમાસમાં) પૂજક, ભક્ત. ઉદા. ખુદાપરસ્ત

**પરસ્તાર** (પું.) સેવક, ગુલામ (૨) માંદાની ચાકરી કરનાર

**પરસ્તી** (સ્ત્રી.) પૂજા, ભક્તિ લગની (૨) પ્રશંસા (૩) પળશી, ખુશામત

**પરસ્ત્રી** (સ્ત્રી.) બીજાની સ્ત્રી, (સ્વપત્ની સિવાય) બીજી કોઈ સ્ત્રી

**પરસ્પર** (અ.) એકબીજાને, અરસપરસ, અન્યોન્ય

**પરસ્પરતંત્ર,પરસ્પરવશ** (વિ.) અન્યોન્ય આધારવાળું, 'ઇંટરડિપેન્ડન્ટ'

**પરસ્પરવિરોધી** (વિ.) પરસ્પર વિરોધવાળું, એકમેકથી ઊલટું

**પરસ્પરસહાય** (સ્ત્રી.) પરસ્પર-આપસમાં કે માંહોમાંહે મદદ કરવી તે

**પરસ્પરાનુકૂલ(-ળ)** (વિ.) પરસ્પર અનુકૂળ-ફાવતું કે બંધબેસતું, પરસ્પરાનુવર્તી

**પરસ્પરાવલંબન** (ન.) પરસ્પર આલંબન કે એકબીજાનો આધાર હોવો તે

**પરસ્પરાવલંબી** (વિ.) પરસ્પર અવલંબન રાખતું

**પરસ્પરાશ્રિત** (વિ.) પરસ્પર આશરો રાખતું

**-પરસ્પરાશ્રિતત્વ** (ન.) પરસ્પર આશ્રિત હોવાપણું

**પરસ્પર્શી** (વિ.) બીજાને લાગુ પડતું, પરલક્ષી (૨) બીજાને અસર કરે તેવું

**પરસ્મૈપદ** (ન.) સંસ્કૃતમાં ધાતુઓનાં રૂપો બનાવવાના બે પ્રકારમાંનો એક
**પરસ્વરૂપજન્ય** (ન.) પરલક્ષી, બાહ્યનિષ્ઠ, 'ઑબ્જેક્ટિવ'
**પરસ્વાપહરણ** (ન.) પારકાની માલમિલકતનું અપહરણ કરવું-લઈ લેવું તે
**પરહદ** (સ્ત્રી.) બીજી કે પારકી પરરાજ્યની હદ
**પરહિત** (ન.) પારકાનું-બીજાનું ભલું, પરોપકાર
**પરહેજ** (વિ.) બંધનમાં પડેલું, કેદી (૨) કરી-પરહેજી પાળનારું (૩) પરહેજગાર (૪) (સ્ત્રી.) કરી. ચરી, અણૂજો (૫) સંયમ, નઠારાં કામોથી દૂર રહેવું તે
**પરહેજગાર** (વિ.) નઠારાં કામોથી દૂર રહેનાર, સંયમી
**પરહેજી** (સ્ત્રી.) કેદ (૨) કરી, ચરી
**પરંતુ** (અ.) પણ, કિંતુ
**પરંતુક** (પું.) (કાયદાની કલમમાં) 'પરંતુ' કે 'વિશેષમાં' એ ભાવનો થતો ઉમેરો, 'પ્રોવાઈઝો'
**પરંદું** (ન.) પરિંદું, પક્ષી, ખગ
**પરંપરા** (સ્ત્રી.) પંક્તિ, હાર, શ્રેણી (૨) ઘણા કાળથી ચાલતો આવેલો રિવાજ (૩) પ્રથા, પ્રણાલી, 'કસ્ટમ' (૪) સંતતિ, ઓલાદ, વંશવેલો
**પરંપરાગત,પરંપરિત,પરંપરીણ** (વિ.) પરંપરાથી ચાલતું આવેલું, ક્રમાનુસારી
**પરા** (વિ.સ્ત્રી.) શ્રેષ્ઠ, ઉત્તમ, પર (૨) વાણીનાં (પરા, પશ્યંતી, મધ્યમા, વૈખરી) ચાર રૂપમાંનું પ્રથમ
**પરા** સંસ્કૃત ઉપસર્ગ. નામ કે ક્રિયાને લાગતાં-પાછું, ઊલટું, (જેમ કે, પચગતિ, પરાજય) (૨) અતિશય, ખૂબ, છેવટનું (જેમ કે, પરાક્રમ) એવા ભાવ બતાવે છે.
**પરાઈ** (સ્ત્રી.) ખાંડણીનો દસ્તો (૨) નરાજ (૩) (વિ.) પારકી, બીજાની
**પરાકાષ્ઠા** (સ્ત્રી.) છેવટની હદ-આખર, સર્વોચ્ચ સ્થિતિ
**પરકોટિ(-ટી)** (સ્ત્રી.) છેલ્લી હદ
**પરાક્ચેતન** (ન.) પર-પરોક્ષ ચેતન, બ્રહ્મ
**પરાક્રમ** (ન.) બહાદુરી, શૂરાતન (૨) (લા.) (વ્યંગમાં) અવિચારી કે ખોટા સાહસનું કામ
**પરાક્રમી** (વિ.) બહાદુર, પરાક્રમ કરનારું
**પરાગ** (પું.) ફૂલમાંની રજ
**પરાગકોશ(-ષ),પરાગઘર** (પું..ન.) પુંકેસરની ટોચની પરાગની થેલી, 'ઍન્થર'
**પરાગતિ** (સ્ત્રી.) પાછા જવું તે, પીછેહઠ (૨) મરણ (૩) ઉત્તમ ગતિ, મોક્ષ
**પરાગતિક** (વિ.) પાછી ગતિ કરનારું, પ્રાગતિક નહિ એવું, 'રિઍક્શનરી'
**પરાગનયન** (ન.) પરાગરજ લઈ જવાની ક્રિયા
**પરાઙ્મુખ** (વિ.) બહારની બાજુ નજર હોય તેવું (૨) (લા.) વિમુખ, બેદરકાર (૪) અવળચંડું
**પરાજય** (પું.) હાર, પરાભવ, શિકસ્ત
**પરાજિત** (વિ.) હારેલું કે હરાવેલું
**પરાણ** (પું.) પ્રાણ, જીવ (૨) (લા.) શક્તિ, જોર
**પરાણે** (અ.) બળાત્કારે (૨) મહામહેનતે, માંડ માંડ, જબરજસ્તીથી, બળજબરીથી
**પરાત(-શ)** (સ્ત્રી.) છાશ ઉપરનું પાણી, પરાત્ય
**પરાત્પર** (વિ.) પરથી પણ પર, શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ (૨) (વિ.ન.) પરબ્રહ્મ
**પરાત્મા** (પું.) પરમાત્મા, પરબ્રહ્મ, પરમેશ્વર
**પરાત્મૈક્ય** (ન.) પરમાત્મામાં લીન-એક થવું તે, મોક્ષ
**પરાધીન** (વિ.) પરતંત્ર, પરવશ
**પરાધીનતા,પરાધીનપણું** (સ્ત્રી.ન.) પરવશતા, પરતંત્રતા
**પરાનુભવ** (પું.) સ્વાનુભવ નહિ-બીજાનો અનુભવ
**પરાન્ન** (ન.) પારકું અન્ન, બીજાની માલિકીનું અન્ન
**પરાન્નજીવી** (વિ.) પરાન્નથી જીવનારું, પરોપજીવી
**પરાપૂર્વ** (પું.) બહુ જૂનો સમય, ઘણો પ્રાચીન સળંગ સમય
**પરાભક્તિ** (સ્ત્રી.) પરમ-ઉત્તમ પ્રકારની-અનન્ય ભક્તિ
**પરાભવ** (પું.) પરાજય, હાર, શિકસ્ત
**પરામર્શ** (પું.) વિચાર-વિમર્શ, વિચારણા, 'કૉન્ટેમ્પ્લેશન' (૨) અનુમાન (તર્ક,) (૩) અર્થગ્રહણ, 'ઇન્ટરપ્રીટેશન' (૪) સલાહ, સૂચના
**પરામર્શક** (પું.) પરામર્શ કરનાર
**પરામર્શન** (ન.) પરામર્શની ક્રિયા
**પરામૃષ્ટ** (વિ.) સ્પર્શ કરાયેલું, સાફ કરેલું, ઉટકેલું (૨) ખૂબ વિચારેલું, સુવિચારિત
**પરાયણ** (વિ.) એકાગ્ર, લીન (મોટા ભાગે સમાસમાં) (૨) (ન.) પરમ કે અંતિમ ધ્યેય કે આશ્રય-સ્થાન, પરાયતન (૩) સાર, સત્ત્વ (૪) (વિ.) અભિમુખ, તરફ વળેલું, તત્પર, એકાગ્ર, તન્મય
**પરાયતન** (ન.) પારકું ઘર (૨) પરમપદ, મુક્તિ
**પરાયું** (વિ.) પારકું, બીજાનું (૨) (લા.) અજાણ્યું, અજ્ઞાન
**પરાર** (અ.) ગયે કે આવતે-ત્રીજે વર્ષે
**પરારુક** (પું.) પથ્થર, ખડક
**પરાર્થ** (અ.) બીજાને માટે હોય તેવું (૨) (પું.) પરોપકાર
**પરાર્થક** (વિ.) પરાર્થવાળું કે તે સંબંધી
**પરાર્થાનુમાન,પરાર્થનુમિતિ** (ન.સ્ત્રી.) પોતે અનુમાન કર્યા પછી બીજાને સમજાવવા અમુક રીતે વાકયો રચી ફરી બનાવેલું અનુમાન (ન્યા.)
**પરાર્થે** (અ.) પરાર્થ-પરોપકાર માટે. બીજાને માટે
**પરાર્ધ** (વિ,.) સંખ્યાવાચનમાં છેલ્લી સંખ્યા (એકડા ઉપર સત્તર મીડાંવાળો અંક)
**પરાવર્ત** (પું.) વિનિમય, બદલો, સાટું (૨) પરાવર્તન (૩) પડછાયો, પ્રતિબિંબ
**પરાવર્તક** (વિ.) પરાવર્તન કરે એવું, 'રિફ્લેક્ટર'
**પરાવર્તન** (ન.) પાછું ફરવું તે (૨) પ્રકાશનું કિરણ પાછું ફરવું તે, 'રિફ્લેક્શન' (પ.વિ.)
**પરાવર્તનકોણ** (પું.) દર્શક વસ્તુ પર પડતું કિરણ પાછું ફરતાં પતનકોણથી વિરુદ્ધ દિશામાં ખૂણો કરે છે તે, ' ઍન્ગલ ઑફ રિફ્લેક્શન'
**પરાવર્તનશીલ** (વિ.) પરાવર્તન કરવાના ગુણવાળું, 'રિફ્લેક્ટિવ'
**પરાવર્તિત** (વિ.) પાછું ફેરવેલું, પલટાવેલું
**પરાવર્તી** (વિ.) પાછું ફરતું-વળતું
**પરાવલંબન** (ન.) પારકા ઉપર આધાર રાખવો તે
**પરાવલંબિતા** (સ્ત્રી.) પરવશતા, પરતંત્રતા, પરાધીનપણું
**પરાવલંબી** (વિ.) પારકા પર આધાર રાખનારું
**પરાવિદ્યા** (સ્ત્રી.) શ્રેષ્ઠ વિદ્યા, બ્રહ્મવિદ્યા
**પરાવૃત્ત** (વિ.) પાછું ફરેલું, (૨) (કિરણ) પાછું ફરેલું, 'રિફ્લેક્ટેડ' (૩) (લા.) કંટાળેલું, વિમુખ, ઢંકાયેલું, રૂંધાયેલું, મૂંઝાયેલું

**પરાશર** (પું.) મહર્ષિ વ્યાસના પિતા અને 'પરાશરસ્મૃતિ'ના પ્રવર્તક
**પરાશ્રય** (પું.) પારકાનો આશ્રય-પરાવલંબન
**પરાસ્ત** (વિ.) હારેલું, પરાજિત
**પરાહત** (વિ.) હલ્લો કરાયેલું, આક્રાંત (૨) ઘવાયેલું (૩) દૂર કરાયેલું, તિરસ્કૃત
**પરાળ** (ન.) ડાંગર અને અનાજનું પોચું ઘાસ-ખરસલું
**પરાંગના** (સ્ત્રી.) પારકી સ્ત્રી
**પરાંઠું** (ન.) લોઢી પર તળીને કરાતી ચોપડા જેવી એક જાતની વાનગી
**પરિ** -એક ઉપસર્ગ. 'ચારે તરફનું, 'પરિપૂર્ણ' એવો અર્થ બતાવે. ઉદા. પરિક્રમ, પરિગણના
**પરિકર** (પું.) કમરબંધ (૨) પરિજન (૩) વૃંદ, સમૂહ (૪) સાભિપ્રાય વિશેષણો સાથેનું કથન-એક અર્થાલંકાર (કા.શા.) (૫) નાટકના વસ્તુમાં આગામી બનાવોનું ગર્ભિત સૂચન
**પરિકલ્પના** (સ્ત્રી.) ઠરાવ-નિર્ણય કરવો તે (૨) કલ્પના કરવી તે
**પરિક્રમ** (પું.) પરિક્રમણ, અનુક્રમ
**પરિક્રમણ,પરિક્રમા** (ન.સ્ત્રી.) પ્રદક્ષિણા (૨) -ની આસપાસ ફરવું તે
**પરિક્રાંતિ** (સ્ત્રી.) પરિક્રમ, ચક્રગતિ
**પરિક્લેશ** (પું.) થાક, દુઃખ
**પરિક્ષીણ** (વિ.) બરોબર કે અતિ ક્ષીણ
**પરિગણક** (પું.) પરિગણન માટેનું યંત્ર, 'કમ્પ્યુટર'
**પરિગણન(-ના)** (ન.સ્ત્રી.) પૂરી ગણતરી
પરિગ્રહ (પું.) અંગીકાર (૨) ધન માલમતા વગેરેનો સંગ્રહ (૩) પત્ની (૪) પરિજન, પરિવાર
**પરિગ્રહી** (વિ.) પરિગ્રહવાળું, સંગ્રહ કરનાર
**પરિઘ** (પું,.) વર્તુળનો ઘેરાવો (૨) આગળો, ભોગળ (૩) ભોગળ જેવું એક આયુધ
**પરિચય** (પું.) ઓળખાણ (૨) સહવાસ (૩) મહાવરો (૪) પિછાણ (૫) ટેવ, આદત
**પરિચયપત્ર** (પું.) ઓળખ કરાવનારો કાગળ કે ચિઠ્ઠી, ઓળખાણપત્ર, ઓળખપત્ર
**પરિચયપદ્ધતિ** (સ્ત્રી.) (સીધા પરિચયથી ભાષાજ્ઞાન આપવાની) એક શિક્ષણપદ્ધતિ, 'ડાયરેક્ટ મૅથડ'
**પરિચર** (પું.) સેવક, નોકર, 'એટેન્ડન્ટ'
**પરિચરણ,પરિચર્યા** (ન.સ્ત્રી.) સેવા, ચાકરી, સાર-સંભાળ, બરદાસ્ત
**પરિચારક** (પું.) સેવક, પરિચર
**પરિચારિકા(-ણી)** (સ્ત્રી.) દાસી, દર્દીની સેવા-ચાકરી કરનાર સ્ત્રી સેવિકા, દાઈ, 'નર્સ'
**પરિચાલ** (પું.) ચલણ, ચાલ, રિવાજ
**પરિચિત** (વિ.) ઓળખીતું, જાણીતું, જ્ઞાત
**પરિચ્છિન્ન** (વિ.) મર્યાદિત (૨) વિભકત, જુદું પાડેલું (૩) સુમેય (ગ.)
**પરિચ્છેદ** (પું.) ભાગ (૨) સીમા, હદ, મર્યાદા, વિભાગ (૩) ફકરો, 'પૅરેગ્રાફ' (૪) અધ્યાય, પ્રકરણ
**પરિચ્છેદક** (વિ.) પરિચ્છેદ કરનારું, ભાગ પાડનારું, વિભાજક
**પરિજન** (પું.ન.) નોકર, પરિવાર, કુટુંબીજનો
**પરિજીર્ણ** (વિ.) અતિ જીર્ણ-જર્જરિત (૨) ખખડી ગયેલું
**પરિજ્ઞાન** (ન.) નિશ્ચયાત્મક જ્ઞાન (૨) પૂર્ણ કે સૂક્ષ્મ જ્ઞાન, સમ્યક્ જ્ઞાન (૩) નીવડેલું જ્ઞાન
**પરિણત** (વિ.) પરિણિત પામેલું, પરિણામરૂપે થયેલું, પરિણામ પામેલું
**પરિણતિ** (સ્ત્રી.) ઝૂકવું-નમવું તે (૨) અંત, ફળ, નતીજો (૩) રૂપાંતર, વિકાર (૪) પરિપક્વતા, પુખ્તતા (૫) (પું.) એક અલંકાર જેમાં ઉપમાન ઉપમેય સાથે એકરૂપ થઈને કાર્ય કરે છે.
**પરિણમવું** (ક્રિ.) પરિણામ પામવું, ફલિત થવુ, નીપજવું
**પરિણય,પરિણયન** (પું.ન.) લગ્ન, વિવાહ
**પરિણામ** (ન.) અંત, ફળ, નતીજો (૨) રૂપાંતર, વિકાર (૩) પરિપક્વતા, પુખ્તતા (૪) (પું.) એક અલંકાર જેમાં ઉપમાન ઉપમેય સાથે એકરૂપ થઈને કોઈ કાર્ય કરે છે. (૫) વિકાસ (૬) અસર
**પરિણામક,પરિણામકારી** (વિ.) પરિણમે-પરિણામ લાવે એવું
**પરિણામદર્શી** (વિ.) પરિણામ વિચારીને કામ કરનારું, દૂરદર્શી
**પરિણામદાયી** (વિ.) પરિણામકારી, પરિણામી, ફલદાયી
**પરિણામવાદ** (પું.) જગતની ઉત્પત્તિ નાશ વગેરેને સત્ય પરિણામરૂપ માનનાર મત, સાંખ્યમત
**પરિણામી** (વિ.) પરિણમતું, ફલિત થતું, પરિણામરૂપે નીપજતું
**પરિણીત** (વિ.) પરણેલું, વિવાહિત
**પરિતપ્ત** (વિ.) પરિતાપ (સંતાપ) પામેલું, સંતપ્ત
**પરિતર્પવું** (ક્રિ.) બરાબર સંતોષવું
**પરિતાપ** (પું.) તાપ, સંતાપ, પ્રબળ ચિંતા (૨) પશ્ચાત્તાપ, પસ્તાવો
**પરિતાપિત** (વિ.) સંતપ્ત, પીડિત
**પરિતાપી** (વિ.) પરિતાપવાળું, સંતપ્ત (૨) પરિતાપ કરાવનારું (બીજાને)
**પરિતુષ્ટ** (વિ.) ખૂબ સંતોષ પામેલું, અતિપ્રસન્ન
**પરિતુષ્ટિ** (સ્ત્રી.) ઘણો સંતોષ, પ્રબળ પ્રસન્નતા
**પરિતૃપ્ત** (વિ.) પરિતૃપ્તિ પામેલું, સંતુષ્ટ, ધરાઈ ગયેલું
**પરિતૃપ્તિ** (સ્ત્રી.) અતિ કે ખૂબ સંતોષ
**પરિતોષ** (પું.) સંતોષ પ્રસન્નતા
**પરિત્યકત** (વિ.) છોડી દીધેલું, ત્યજેલું
**પરિત્યાગ** (પું.) સંપૂર્ણ રીતે છોડી દેવું તે
**પરિત્યાગવું** (ક્રિ.) પરિત્યાગ કરવો
**પરિત્રાણ** (ન.) સંરક્ષણ
**પરિદર્શક** (ન.) સબમરીનમાંથી પાણી ઉપરનું દશ્ય જોવા માટેનું સાધન, 'પૅરિસ્કોપ' (૨) (વિ.) તપાસણી કરનાર (૩) મુલાકાતી
**પરિદશ્યમાન** (વિ.) ચોમેર દેખાતું
**પરિદેવના** (સ્ત્રી.) શોક, દિલગીરી
**પરિધાન** (ન.) પહેરવું તે (૨) વસ્ત્ર, કપડાં, પોશાક
**પરિધિ** (પું.સ્ત્રી.) વર્તુળનો ઘેરાવો, પરિઘ (૨) સૂર્યચંદ્રની આસપાસ દેખાતું તેજનું કૂંડાળું (૩) ચોમેર ફરતી વાડ (૪) મોટા વર્તુળના પરિઘ ઉપર ફરતા મધ્ય બિંદુવાળું વર્તુળ, 'ઍપિસાઇકલ' (ગ.)
**પરિનિર્વાણ** (ન.) મોક્ષ, પરાશાંતિ
**પરિન્યાસ** (પું.) કાવ્યમાં જ્યાં કોઈ વિશેષ અર્થ પૂરો થતો હોય તે સ્થળ (૨) નાટકમાં મુખ્ય કથાની મૂળભૂત ઘટનાનું સંકેતથી સૂચન કરવું તે
**પરિપક્વ** (વિ.) પૂરેપૂરું પાકેલું (૨) (લા.) પ્રૌઢ, પુખ્ત, પાકી બુદ્ધિનું

**પરિપત્ર** (પું.) લાગતાવળગતાની જાણ માટે ફેરવાતો કે મોકલાતો પત્ર, 'સરક્યુલર'
**પરિપંથી** (પું.) શત્રુ (૨) વાટપાડુ, લુટારો
**પરિપાક** (પું.) પરિણામ, ફળ (૨) પરિપકવ થવું તે
**પરિપાટ** (પું.) પરિપાટી, રિવાજ, ધારો, પ્રણાલી, રૂઢિ
**પરિપાટિ(-ટી)** (સ્ત્રી.) શૈલી, રીતિ (૨) ધારો, પ્રથા,નિયમ (૩) ક્રમ, શ્રેણી
**પરિપાલન(-ના)** (ન.સ્ત્રી.) પાલન, રક્ષણ (૨) બરોબર પાળવું તે
**પરિપુષ્ટ** (વિ.)સારી રીતે પોષણ-વૃદ્ધિ પામેલું
**પરિપુષ્ટિ** (સ્ત્રી.) પરિપુષ્ટપણું, બધી રીતનું પોષણ, પૂર્ણ વૃદ્ધિ
**પરિપૂર્ણ,પરિપૂરિત** (વિ.) ભરપૂર, સંપૂર્ણ રીતે ભરેલું
**પરિપૂર્તિ** (સ્ત્રી.) પરિપૂર્ણતા, પરિપૂર્ણ હોવાપણું
**પરિપોષ,પરિપોષણ** (પું.ન.) પરિપુષ્ટ થવું કે કરવું તે, પરિપુષ્ટિ, પૂરું પોષણ, પૂરી વૃદ્ધિ
**પરિપોષવું** (ક્રિ.) સારી રીતે પોષવું, સારી રીતે નિભાવવું
**પરિપ્રશ્ન** (પું.) ફરીફરીને પૂછવું તે
**પરિપ્રેક્ષણ** (ન.) બરોબર-ચોમેર જોવું તપાસવું તે
**પરિપ્રેક્ષ્ય** (પું.) દૃષ્ટિકોણ, સર્વગ્રાહી દૃષ્ટિબિંદુ, સમગ્ર અથવા નિયત સંદર્ભમાં જોવું તે
**પરિપ્લાવિત** (વિ.) રેલમછેલ-તરબોળ થયેલું કે કરાયેલું
**પરિબળ** (ન.) (ચોમેરથી લાગતું) જોર કે બળ, પ્રવર્તક સંજોગો
**પરિબ્રહ્મ** (ન.) પરમાત્મા, પરબ્રહ્મ
**પરિભવ** (પું.) તિરસ્કાર (૨) પરાભવ (૩) અનાદર, અપમાન
**પરિભાષણ** (ન.) વાર્તાલાપ, સંભાષણ (૨) નિંદા, ફિટકાર
**પરિભાષા** (સ્ત્રી.) કોઈ પણ શાસ્ત્રની સાંકેતિક સંજ્ઞાઓ કે શબ્દો, વ્યાખ્યા
**પરિભ્રમણ** (ન.) ફરવું-ટહેલવું તે, ભ્રમણ (૨) ગોળ ગતિમાં ફરવું તે, 'રૉટેશન'
**પરિમલ(-ળ)** (પું.) સુગંધ, સુવાસ, સૌરભ, સોડમ
**પરિમલ(-ળ)વું** (ક્રિ.) પીમળવું, ચારેગમ સુગંધ ફેલાવવી
**પરિમલિત** (વિ.) સુગંધીદાર, સુગંધિત, સુવાસિત
**પરિમાણ** (ન.) માપ, કદ (૨) જેને લઈને વસ્તુને માપી શકાય છે તે એનું લક્ષણ, મપાઈ શકાવું તે કે તેની રીત, 'ડાઈમેન્શન'
**પરિમાણવાચક** (વિ.) પરિમાણ (માપ) બતાવનારું
**પરિમાર્જન** (ન.) ધોવું-માંજવું તે, સાફ-સ્વચ્છ કરવું તે
**પરિમાર્જિત** (વિ.) બરોબર માર્જિત-માંજી કરીને ચોખ્ખું કરેલું
**પરિમિત** (વિ.) અલ્પ, થોડું, મર્યાદિત (૨) અંદાજસર, માપેલું
**પરિમિતિ** (સ્ત્રી.ન.) માપ, તોલ (૨) સીમા, મર્યાદા (૩) પરમિતિ, 'પેરિમીટર' (ગ.)
**પરિમેય** (વિ.) માપી શકાય તેવું, મર્યાદિત (૨) માપવા યોગ્ય (૩) (ન.) માન, માપ, 'મૅગ્નિટ્યૂડ'
**પરિયાણ** (ન.) પ્રયાણ, જવાની તૈયારી (૨) (લા.) આરંભ, શરૂઆત (૩) ઢીલ, વિલંબ
**પરિયું(-યો)** (ન.પું.) પૂર્વજ (૨) વંશજ
**પરિયોજના** (સ્ત્રી.) પ્રાયોજના, મોટી યોજના, 'પ્રોજેક્ટ'
**પરિરક્ષણ** (ન.) સર્વત્ર સુરક્ષણ, સંરક્ષણ
**પરિરક્ષિત** (વિ.) બધી બાજુએથી રક્ષાયેલું
**પરિરંભ,પરિરંભણ** (પું.ન.) આલિંગન
**પરિવર્ત(-ર્ત્ત)** (પું.) યુગ કે કાળનો અંત (૨) ફેરફાર, ક્રાંતિ (૩) ગોળ ફરવું તે
**પરિવર્તક** (વિ.પું.) ફેરફાર-ક્રાંતિ કરનાર (૨) ગોળ ફરનાર કે ફેરવનાર
**પરિવર્તન** (ન.) યુગ કે કાળનો અંત (૨) ફેરફાર, ક્રાંતિ (૩) ગોળ ફરવું તે, 'ઇન્વર્ઝન' (ગ.)
**પરિવર્તનક્ષમ** (વિ.) ફેરફાર કરવાને પાત્ર, 'ફ્લેક્સિબલ'
**પરિવર્તનવાદ** (પું.) પરિવર્તન-ક્રાંતિ આવશ્યક તેમ જ કાર્યસાધક છે એવો વાદ
**પરિવર્તનશીલ** (વિ.) વારંવાર ફેરફારના ગુણધર્મ ધરાવતું (૨) પરિવર્તન થવાના લક્ષણવાળું, પરિવર્તી
**પરિવર્તના** (સ્ત્રી.) પરવિર્તન થવું તે ક્રિયા (૨) શીખેલાનું પર્યાલોચન (જૈન)
**પરિવર્તિત** (વિ.) પરિવર્તન પામેલું, બદલાયેલું, ફેરફાર પામેલું
**પરિવર્તી** (વિ.) બદલાતું, ફેરફારવાળું
**પરિ(-રી)વાદ** (પું.) જૂઠી નિંદા, બદગોઈ (૨) તહોમત, આરોપ (૩) તિરસ્કાર (૪) અપવાદ
**પરિ(-રી)વાદી** (વિ.) પરિવાદ કરનારું, નિંદા કરનારું (૨) વાદી (અદાલતમાંનું)
**પરિ(-રી)વાર** (પું.) કુટુંબકબીલો
**પરિ(-રી)વાહ** (પું.) છલકાઈને જવું તે (૨) વધારાનું પાણી બહાર નીકળવાનો માર્ગ
**પરિવીક્ષા** (સ્ત્રી.) ચારે તરફ નજર રાખવી તે, બારીક તપાસ કરવી તે
**પરિવૃઢ** (પું.) અધિપતિ, માલિક, સ્વામી
**પરિવૃત્ત** (વિ.) વીંટાયેલું, ઘેરાયેલું
**પરિવૃત્ત** (ન.) આલિંગન (૨) ફેરફાર પામેલું (૩) વર્તુળ (ગ.) (૪) (વિ.) ચારે બાજુથી વીંટળાયેલું
**પરિવૃત્તિ** (સ્ત્રી.) ગોળ ફરવું તે (૨) પાછા ફરવું તે (૩) વીંટળાઈ વળવું તે (૪) અદલોબદલો, વિનિમય (૫) (પું.) એક અર્થાલંકાર, જેમાં એક વસ્તુનો બીજી હીન, સમાન કે ઉત્તમ વસ્તુ સાથે અદલોબદલો વર્ણવ્યો હોય છે. (કા.શા.)
**પરિવૃદ્ધિ** (સ્ત્રી.) બરોબર-સારી પેઠે વૃદ્ધિ, સર્વાતોમુખી બુદ્ધિ
**પરિવેશ(-ષ)** (પું.) ઘેરાવો, ઘેરો (૨) પરિઘ (૩) વર્તુળ (૪) ગોઠવણ, 'સેટિંગ' (૫) સૂર્યચંદ્રની આસપાસનું તેજનું કૂંડાળું (૬) મૂર્તિનું પ્રભામંડળ, 'હેલો'
**પરિવેષ્ટન** (ન.) ઢાંકણ, આચ્છાદન (૨) વીંટો (૩) કોટલું (૪) ઘાનો પાટો
**પરિવેષ્ટિત** (વિ.) વીંટળાયેલું (૨) ઢંકાયેલું
**પરિવ્રજિત** (વિ.) પરિવ્રજ્યા લીધી હોય તેવું, સંન્યાસી થયેલું
**પરિવ્રજ્યા** (સ્ત્રી.) સંન્યાસ, ત્યાગ (૨) ત્યાગ માટેની દીક્ષા
**પરિવ્રાજક** (પું.) સંન્યાસી, વિરક્ત, વૈરાગી, યતિ
**પરિવ્રાજિકા** (સ્ત્રી.) સંન્યાસિની, વિરક્ત સ્ત્રી
**પરિશિષ્ટ** (ન.) પુરવણી (ગ્રંથ કે લેખની), 'ઍપેન્ડિક્સ' (૨) (વિ.) બાકી રહેલું, શેષ બચેલું, (૩) યાદી, 'શીડ્યૂલ'
**પરિશીલક** (વિ.) પરિશીલન કરનારું
**પરિશીલન** (ન.) અનુશીલન, દીર્ઘ સેવન (૨) ગાઢ સંપર્ક
**પરિશીલિત** (વિ.) પરિશીલન કરાયેલું

**પરિશુદ્ધ** (વિ.) પૂર્ણપણે શુદ્ધ, સાવ ચોખ્ખું, પૂર્ણપણે પવિત્ર
**પરિશુદ્ધિ** (સ્ત્રી.) પૂર્ણ શુદ્ધિ, પવિત્ર કરવાપણું
**પરિશેષ** (વિ.) બાકી રહેલું, અવશિષ્ટ
**પરિશોધ** (પું.) ખૂબ શોધ, પાકી ખોજ, 'રિસર્ચ'
**પરિશ્રમ** (પું.) મહેનત, થાક, પ્રબળ ઉદ્યમ
**પરિશ્રમી** (વિ.) મહેનતુ, ઉદ્યમી, ઉદ્યોગી
**પરિષદ** (સ્ત્રી.) સભા, ઘણા માણસોનું એક કે અનેક વિષયો ઉપર ચર્ચા-વિચારણા કરી નિર્ણયો લેવા મળતું મંડળ, ચર્ચાસભા, વાદસભા
**પરિષ્કરણ** (ન.) પરિષ્કાર કરવો-શણગારવું તે (૨) સંશોધન, સંસ્કરણ (૩) શુદ્ધ કરવું એ, સંશુદ્ધિ, 'રિફાઇન્મેન્ટ'
**પરિષ્કાર** (પું.) અલંકાર, શણગાર (૨) સંસ્કાર
**પરિષ્કૃત** (વિ.) પરિષ્કાર પામેલું, સંશોધિત, અલંકૃત
**પરિસમાપ્ત** (વિ.) સંપૂર્ણ, પૂરું થયેલું
**પરિસમાપ્તિ** (સ્ત્રી.) સંપૂર્ણતા
**પરિસર** (પું.) આજુબાજુનો-પડોશનો પ્રદેશ, સીમાક્ષેત્ર
**પરિસરણ** (ન.) ટહેલવું તે, ભ્રમણ
**પરિસંખ્યા** (સ્ત્રી.) ગણના, ગણતરી (૨) આશરો, અડસટ્ટો (૩) સરવાળો (૪) એક અર્થાલંકાર, અન્યત્ર નિષેધપૂર્વક પ્રસ્તુતમાં અમુક ધર્મનો કે સ્વરૂપનો નિર્દેશ (કા.શા.) (૫) જેનો સ્પષ્ટ ઉલ્લેખ કરવામાં આવ્યો હોય એ સિવાય બીજું નહિ એવુ વિશિષ્ટ કથન
**પરિસંવાદ** (પું.) સંવાદ, વાદવિવાદ વગેરેથી કોઈ વિષયની ચર્ચા વિચારણા કરતી નાનકડી સભા કે વર્ગ, 'સેમિનાર'
**પરિસીમા** (સ્ત્રી.) હદ
**પરિ(-રે)સ્તાન** (ન.) પરીઓનો મુલક (૨) (લા.) સુંદર સ્ત્રી-પુરુષોની જમાવટ
**પરિસ્થિતિ** (વિ.) ચોમેર આવેલું
**પરિસ્થિતિ** (સ્ત્રી.) આજુબાજુની સ્થિતિ-સંજોગ
**પરિસ્ફુટ** (વિ.) તદ્દન સ્ફુટ, સ્પષ્ટ દેખાય એવું
**પરિસ્ફોટ,પરિસ્ફોટન** (પું.ન.) પરિસ્ફુટ થવું કે કરવું તે
**પરિસ્વેદ** (પું.) પરસેવો, પ્રસ્વેદ, પસીનો
**પરિહરવું** (ક્રિ.) છોડવું, તજવું
**પરિહસિત** (વિ.) પરિહાસ પામેલું, હાંસીપાત્ર થયેલું
**પરિહાર** (પું.) ત્યાગ
**પરિહાર્ય** (વિ.) ટાળી શકાય એવું કે ટાળવા જેવું
**પરિહાસ** (પું.) મશ્કરી, મજાક, ઠઠ્ઠા, હાંસી, ઠેકડી
**પરિહાસક** (પું.) મશ્કરો
**પરિહૃત** (વિ.) દૂર કરાયેલું, ત્યજાયેલું (૨) લઈ લેવાયેલું
**પરિંદું** (ન.) પક્ષી
**પરી** (સ્ત્રી.) પાંખોવાળી દેવતાઈ સુંદરી (કાલ્પનિક)
**પરીકથા** (સ્ત્રી.) પરીઓ જેમાં આવતી હોય એવી-અદ્ભુત કથા
**પરીક્ષક** (પું.) પરીક્ષા કરનાર
**પરીક્ષણ** (ન.) પરીક્ષા, સર્વાંગી તપાસ, કસોટી
**પરીક્ષણીય** (વિ.) પરીક્ષા કરવા યોગ્ય કે પરીક્ષા કરવા માટેનું, પરીક્ષ્ય
**પરીક્ષવું** (ક્રિ.) પરીક્ષા કરવી
**પરીક્ષા** (સ્ત્રી.) તપાસ, કસોટી
**પરીક્ષાપત્ર,પરીક્ષાપત્રક** (પું..ન.) સવાલપત્રક, પ્રશ્નપત્રક
**પરીક્ષાર્થિની,પરીક્ષાર્થી** (સ્ત્રી.પું.) પરીક્ષામાં બેસનાર
**પરીક્ષિત** (વિ.) પારખેલું, તપાસેલું (૨) (પું.) અભિમન્યુનો પુત્ર અને અર્જુનનો પૌત્ર
**પરીક્ષ્ય** (વિ.) પરીક્ષા કરવા યોગ્ય કે પરીક્ષા કરવા માટેનું
**પરીષહ,પરીસો** (પું.) ટાઢ, તડકો, ભૂખતરસ વગેરે બાવીસ વિપત્તિઓમાંની પ્રત્યેક કે તે સહેવી તે (જૈન)
**પરીસૂરત** (વિ.) પરી જેવી સૂરતવાળું, સુંદર
**પરુ** (ન.) પાચ, પસ, રસી (પાકી જઈ કાંઈક મેલા ધોળા રંગનું થઈ ગયેલું લોહી)
**પરુષ** (વિ.) કઠોર, આકરું, અપ્રિય લાગે તેવું
**પરું** (વિ.) અળગું (૨) (અ.) દૂર, અલગ (૩) (ન) શહેર બહારનો વસવાટ, ઉપનગર
**પરૂ(-રો)ણો** (પું.) મહેમાન, અતિથિ (૨) લાકડી
**પરૂ(-રો)ણાગત, પરૂ(-રો)ણાચાકરી** (સ્ત્રી.) મહેમાનગીરી, આતિથ્ય
**પરૂ(-રો)ણી** (સ્ત્રી.) સ્ત્રીમહેમાન (૨) લાકડી
**પરે** (અ.) પેઠે (૨) પ્રકારે (૩) પણે, પેલે ઠેકાણે (૪) પર, ઉપર (૫) (સ્ત્રી.) પોહ, મળસકાનું અજવાળું
**પરેડ** (સ્ત્રી.) કવાયત
**પરેવાસ** (સ્ત્રી.) મળસકાનું અજવાળું, સવાર, મળસકું, પ્રભાત, પરોઢ
**પરેશ** (પું.) પરમેશ્વર
**પરેશાન** (વિ.) હેરાન (૨) વ્યાકુળ, ઉદ્વિગ્ન
**પરેશાની** (સ્ત્રી.) મુસીબત, હેરાનગતિ (૨) વ્યાકુળતા, ઉદ્વેગ
**પરોક્ષ** (વિ.) અપ્રત્યક્ષ, ગેરહાજર, જ્યાં નજર ન પહોંચે તેવું
**પરોક્ષઉપપત્તિ** (સ્ત્રી.) આડકતરી રીતની સાબિતી, 'ઇંડિરેક્ટ પ્રૂફ' (ગ.)
**પરૉક્સાઈડ** (પું.) પ્રમાણમાં વધારે ઑકિસજનવાળો એક રસાયણી પદાર્થ, એક જાતનો ઑક્સાઈડ (ર.વિ.)
**પરોઠા** (પું.) ચોપડાના પ્રકારની એક પ્રકારની તળેલી પંજાબી રોટી
**પરોઢ** (પું.ન.) પ્રભાત, સવાર
**પરોઢિયું** (ન.) મળસકું
**પરોણો** (પું.) મહેમાન, અતિથિ (૨) આરવાળી લાંબી લાકડી
**પરોપકાર** (પું.) પારકાનું ભલું કરવું તે
**પરોપકારિતા** (સ્ત્રી.) પરોપકાર કરવાનો ગુણ
**પરોપકારી** (વિ.)પરોપકાર કરનારું, પરમાર્થી
**પરોપજીવી** (વિ.) બીજાને આધારે જીવનારું
**પરોલ,પૅરોલ** (સ્ત્રી.) નાસી નહિ જવાનું કે જે શરત કરે તે પાળળાનું કેદીનું વચન, તેને આધારે તેવી શરતે તેને છોડવો તે, શરતી છુટકારો
**પરોવણું** (ન.) પરોવવું તે
**પરોવવું** (ક્રિ.) પ્રોવું, વેહવાળી વસ્તુને દોરા ઉપર ચડાવવી કે તેમાં દોરો ઘાલવો, પોરવવું (૨) (લા.) જોડવું, લગાડવું
**પરોવણી** (સ્ત્રી.) પરોવવું તે, તેનું કામ કે મજૂરી
**પર્જન્ય** (પું.) વરસાદ, મેઘ
**પર્જન્યાસ્ત્ર** (ન.) વરસાદ વરસાવે એવું એક દિવ્ય અસ્ત્ર
**પર્ણ** (ન.) પાંદડું, પાન, પત્ર

**પર્ણકુટિ(-ટી)** (સ્ત્રી.) ઝૂંપડી, પાંદડાં વગેરેની કુટિર
**પર્ણશય્યા** (સ્ત્રી.) પાંદડાંની પથારી
**પર્ણશાલા(-ળા)** (સ્ત્રી.) ઝુંપડી, પર્ણકુટિ
**પર્દાફાશ** (પું.) ખેલ ઉઘાડો પાડવો તે, ભેદ ઉઘાડો કરી દેવો તે
**પર્દેનશીન,પર્દેપોશ** (વિ.) પડદામાં રહેનાર
**પર્ફ્યુમ** (સ્ત્રી.) સુગંધ, ખુશબો, સુવાસ
**પર્યટન** (ન.) મુસાફરી, પ્રવાસ, યાત્રા
**પર્યવસાન** (ન.) અંત, છેડો (૨) પરિણામ, નિકાલ, તોડ (૩) સારાંશ
**પર્યવસાયિની,પર્યવસાયી** (સ્ત્રી.વિ.) અંતિમ, અંતવાળું
**પર્યવસ્થા** (સ્ત્રી.) વિરોધ, પ્રતિકાર
**પર્યંક** (પું.) પલંગ, છતવાળો ઢોલિયો
**પર્યંત** (પું.) ચોગરદમ ફરતી હદ, ઘેર (૨) અંત, છેવટ (૩) (અ.) સુધી લગી,
**પર્યંતે** (અ.) છેવટે, આખરે
**પર્યાપ્ત** (વિ.) પૂરતું (૨) સંપૂર્ણ (૩) પ્રચુર, પુષ્કળ, ઘણું (૪) સમર્થ (૫) મર્યાદિત
**પર્યાપ્તતા,પર્યાપ્તિ** (સ્ત્રી.) પર્યાપ્તપણું, સંપૂર્ણતા
**પર્યાય** (પું.) સમાનાર્થ શબ્દ (૨) રીત, રસ્તો (૩) યુક્તિ, બહાનું (૪) પ્રકાર (૫) ક્રમ, અનુક્રમ (૬) પદાર્થનો ગુણ કે ધર્મ અથવા તજજન્ય પરિણામ (૭) એક અર્થાલંકાર જેમાં એક વસ્તુ ક્રમથી અનેક વસ્તુઓમાં કે અનેક વસ્તુઓ ક્રમથી એક વસ્તુમાં હોવાનું વર્ણન કરવામાં આવે છે. (કા.શા.) (૮) 'આઈડેન્ટિટી'
**પર્યાયચિહ્ન** (ન.) પર્યાયની (=) આવી નિશાની
**પર્યાયવાચક** (વિ.) પર્યાય દર્શાવતું, સમાન અર્થ બતાવવું
**પર્યાયિક** (વિ.) એકાત્મિક, 'આઈડેન્ટિકલ' (૨) એકરૂપ, 'કોન્ગ્રુઅન્ટ' (ગ.)
**પર્યાયોકત** (ન.) એક અર્થાલંકાર જેમાં કહેવાની વાતનો ઉલ્લેખ સ્ફુટ કરવાને બદલે આડકતરી રીતે કરેલો હોય છે. (કા.શા.)
**પર્યાલોચન(-ના)** (ન.સ્ત્રી.) સંપૂર્ણ આલોચન, સમીક્ષા, અવલોકન
**પર્યાવરણ** (ન.) આસપાસનું વાતાવરણ (૨) 'એનવાઇરનમેન્ટ'
**પર્યુત્સુક** (વિ.) અતિ ઉત્સુક, ઇંતેજાર
**પર્યુપાસના** (સ્ત્રી.) સેવા, પરિચર્યા
**પર્યુષણ** (ન.) પજુસણ (૨) શ્રાવણ વદ બારસથી ભાદરવા સુદ ચોથ સુધીનો જૈનોના તહેવાર
**પર્યેષક** (પું.) પર્યેષણા કરનાર, શોધક
**પર્યેષણ,પર્યેષણા** (ન.સ્ત્રી.) અન્વેષણ, આલોચના, તત્ત્વચિંતન
**પર્વ** (ન.) ગ્રંથનો ભાગ, કાંડ (૨) આઠમ, ચૌદશ, પૂનમ અને અમાસ એમાંની એક તિથિ (૩) પવિત્ર દિવસ (૪) તહેવાર (૫) સાંઠાનો એક ગાંઠાથી બીજા ગાંઠા સુધીનો ભાગ
**પર્વણી** (સ્ત્રી.) પરવણી, પવિત્ર દિવસ, પર્વ
**પર્વત** (પું.) પહાડ (૨) એક ઋષિ
**પર્વતમાલા(-ળા)** (સ્ત્રી.) એક પછી એક શરૂ થતા પહાડોની હારમાળા
**પર્વતરાજ** (પું.) હિમાલય, મોટો પહાડ
**પર્વતારોહણ** (ન.) પર્વત પર ચડવું તે
**પર્વતારોહી** (વિ.) પર્વત પર ચડનાર, પર્વતખેડુ
**પર્વતાસ્ત્ર** (ન.) અસ્ત્ર ફેંકતાં પથરા વડે એમ મનાતું એક દિવ્ય અસ્ત્ર
**પર્સ** (ન.) સ્ત્રીઓનું પાકીટ, બટવો
**પલ** (ન.) માંસ (૨) ચાર તોલા જેટલું માપ (૩) (સ્ત્રી.) પળ, ક્ષણવાર
**પલક** (સ્ત્રી.) પળ, ક્ષણ (૨) આંખનો પલકારો, મટકું
**પલકદરિયાવ** (પું.) ઘડીકમાં રેલમછેલ કરી દે એવો વરસાદ (૨) પરમેશ્વર
**પલકદરિયો** (પું.) ઘડીએ ઘડીએ પાણી માગતા બાળકને માટે બોલાય છે.
**પલકવું** (ક્રિ.) મીચાવું ને ઉઘડવું (૨) આંખ પલકવાની જેમ ગતિ હોવી કે થવી (૩) ઝબૂકવું, રહીરહીને પ્રકાશવું (૪) ચળવું, અસ્થિર થવું
**પલકો,પલકારો** (પું.) આંખનું પલકવું તે (૨) ઝબકારો (૩) અણસારો, ઇશારો
**પલટણ(-ન)** (સ્ત્રી.) લશ્કરની ટુકડી
**પલટણિ(-નિ)યો** (પું,) લશ્કરનો સિપાઈ
**પલટવું** (ક્રિ.) બદલવું (૨) ઊલટું થઈ જવું, ઊલટાઈ જવું (૩) (લા.) વચનભંગ કરવો
**પલટાપલટી** (સ્ત્રી.) ફેરફાર, ઊથલપાથલ, ફેરબદલી
**પલટી,પલટો** (સ્ત્રી.પું.) ફેરબદલી (૨) ગાવામાં સ્વરને ઉતારવો અને ચડાવવો તે (૩) ઊથલો (૪) પટાબાજીનો એક દાવ
**પલપ(-વ)લિયાં** (ન.બ.વ.) (આંખનાં) ઝળઝળિયાં
**પલપૈતૃક** (ન.) શ્રાદ્ધમાં અપાતો માંસપિંડ
**પલળવું** (ક્રિ.) ભીનું થવું (૨) (લા.) પોચું થવું, પીગળવું (મન)
**પલવટ** (સ્ત્રી.) કેડ બાંધવી તે કે તેનું કપડું (જેવું ભીલો બાંધે છે) (૨) પાલવ કે નીચે લટકતો છેડો, તેને કેડે કે છાતીએ તાણી બાંધવો તે
**પલંગ** (પું.) મોટો ખાટલો, ઢોલિયો
**પલંગડી** (સ્ત્રી.) નાનો પલંગ, ઢોલણી
**પલંગપોશ** (ન.) પથારી ઉપર પાથરવાનો ઓછાડ, પલંગની ભાતીગર ચાદર (૨) મચ્છરદાની
**પલાકું(-ખું)** (ન.) આંકના પાડાનો-ઘડિયાનો પ્રશ્ન
**પલાખી** (સ્ત્રી.) આંકના પાડામાંની-ઘડિયામાંની દરેક હાર-કોઠો
**પલાણ** (સ્ત્રી.) ઘોડાની પીઠ ઉપર નાખવાનો સામાન (૨) સવારી
**પલાણવું** (ક્રિ.) સવારી કરવી (૨) ઘોડાની પીઠ ઉપર સામાન કસવો
**પલાણો** (પું.) છાપતી વખતે બીબાં બરાબર બેસાડવા તેમના ઉપર મૂકી ઠોકવાનો લાકડાનો કકડો
**પલાયન** (ન.) નાસી જવું તે, ભાગી જવું તે
**પલાયમાન** (વિ.) નાસી જતું, ભાગતું
**પલાયિત** (વિ.) નાઠેલું, દોડી ગયેલું, નાસી છૂટેલું, ભાગી ગયેલું
**પલાશ** (પું.) એક જાતનું ઝાડ-ખાખરો
**પલાશવેલ** (સ્ત્રી.) એક વનસ્પતિ
**પલાશી** (પું.) રાક્ષસ (૨) ઝાડ (૩) (સ્ત્રી.) દીપકની એક રાગણી
**પલાળવું** (ક્રિ.) ભીંજવવું (૨) (લા.) મન પર અસર પહોંચાડવી (૩) વતું કરવા દાઢી પલાળવી (૪) (લા.) કોઈ કામ શરૂ કરવું
**પલાંઠિયો** (વિ.પું.) પાણીમાં પલાંઠીભેર મારવાનો (કૂદકો), ભૂસકો
**પલાંઠી** (સ્ત્રી.) પગ અમુક ઢબે વાળીને ચપટ બેસવાની રીત
**પલિત** (વિ.) પળિયાંવાળું
**પલીત** (પું.ન.) ભૂતપ્રેત (૨) (વિ.) ખરાબ, દુષ્ટ

**પલીતો** (પું.) જામગરી (૨) દિવેટ (૩) તેલમાં બોળેલો ચીથરાનો ટુકડો (સળગાવીને બીજાને પેટાવવા માટેનો) (૪) પ્રસ્ફોટક, સુરંગ

**પલેટ** (પું.સ્ત્રી.) (સીવવાનાં સંચાથી) કપડાની પટ્ટી વાળી સંધાય તે

**પલો(-ળો)ટવું** (ક્રિ.) કામકાજમાં જોડી પાવરધું કરવું (૨) કેળવી સવારી લાયક કરવું (૩) ચંપી કરવી, દબાવવું

**પલ્લવ** (પું.ન.) કૂંપણ (૨) પાંદડું (૩) અળતો, લાખનો રંગ (૪) પાલવ, વિસ્તાર (૫) (પું.) એક બૌદ્ધકાલીન લોકપ્રજા

**પલ્લવગ્રાહી** (વિ.) ઉપરચોટિયું, ઊંડું નહિ તેવું (જ્ઞાન)

**પલ્લવાલેખન** (ન.) પત્ર વેલ વગેરેનું આલેખન (૨) વેલબુટ્ટાનું ચિતરામણ

**પલ્લવિત** (વિ.) નવાં પાનના ફાલથી ઘેઘૂર થઈ રહેલું

**પલ્લી** (વિ.) પલ્લવોવાળું (વૃક્ષ) (૨) (સ્ત્રી.) હલનચલનથી કરેલા ઈશારા ઉદા. કરપલ્લવી, નેત્રપલ્લવી

**પલ્લી** (સ્ત્રી.) નાનું ગામડું (૨) પરલી, ગરોળી (૩) માંડવી, ગરબાની કોડિયાં મૂકવાની દીવી

**પલ્લું** (ન.) ત્રાજવાનું એક છાબડું (૨) વર તરફથી કન્યાને અપાતું સ્ત્રીધન

**પવઈ** (સ્ત્રી.) પાવઈ, પવૈયો, હીજડો

**પવન** (પું.) વા, વહેતો વાયુ (૨) (લા.) તોર, મિજાજ (૩) શોખનો શિરસ્તો-ફેશન, વાયરો

**પવનકુમાર** (પું.) હનુમાન (૨) ભીમ

**પવનચક્કી** (સ્ત્રી.) પવનથી ચાલતું ચક્રવાળું યંત્ર

**પવનપાવડી** (સ્ત્રી.) જેથી આકાશમાં ઊડી શકાય એવી જાદુઈ પાવડી, કલ્પિત વાયુયાન

**પવનવેગ** (પું.) પવન જેટલો-અતિ વેગ

**પવનવેગી** (વિ.) પવન જેટલા-અતિ વેગવાળું

**પવનશક્તિ** (સ્ત્રી.) પવનની-તેના વેગની શક્તિ (પવનચક્કી ચલાવે તે)

**પવનસુત** (પું.) હનુમાન (૨) ભીમ

**પવનાશન,પવનાશી** (ન.વિ.) પવન ખાઈને જીવનારું (સાપ)

**પવનાસ્ત્ર** (ન.) પવનનું એક દિવ્ય અસ્ત્ર

**પવમાન** (પું.) પવન (૨) ગાર્હપત્ય અગ્નિ

**પવાડી** (સ્ત્રી.) અભરાઈ, છાજલી

**પવાડો** (પું.) વીર માટેનું પ્રશસ્તિ-કાવ્ય (૨) (કટાક્ષમાં) નિંદાત્મક કાવ્ય (૩) નિંદા, આક્ષેપ

**પવાત,પવાયત** (સ્ત્રી.) સૂતર અને કાપડને પાવામાં આવતી કાંજી (૨) ખેતર વગેરેમાં પાણી પાવું તે

**પવાલી** (સ્ત્રી.) નાનું પ્યાલું (૨) ઊંચું નળાકાર એક વાસણ

**પવાલું** (ન.) પાણીમાં પીવા માટેનું નાનું વાસણ, જામ (૨) મોટું નળાકાર એક વાસણ (૩) અનાજ માપવાની નાની પાલી

**પવિ** (સ્ત્રી.) ઇન્દ્રનું આયુધ, વજ્ર

**પવિત્ર** (વિ.) શુદ્ધ, પાવન, નિર્મળ, ચોખ્ખું (૨) શુભ, મંગળકારી

**પવિત્રતા,પવિત્રાઈ** (સ્ત્રી.) પવિત્ર હોવાપણું, પાવનપણું

**પવિત્રાસન** (ન.) પવિત્ર (દર્ભનું) આસન

**પવિત્રપણું** (ન.) પવિત્રતા, પાવનપણું

**પવિત્રા** (પું.) લાઠી, લેજીમ, કુસ્તી વગેરેના દાવની તૈયારીનું આગળ પગ કરીને ઊભવાનું આસન

**પવિત્રા અગિયારશ(-સ)** (સ્ત્રી.) શ્રાવણ સુદ અગિયારશ, દેવને પવિત્રાં ધરવાની અગિયારશ

**પવિત્રા બારશ(-સ)** (સ્ત્રી.) શ્રાવણ સુદ બારસ, દેવને પવિત્રાં ધરવાની બારશ

**પવિત્રિત** (વિ.) પવિત્ર-શુદ્ધ કરાયેલું

**પવિત્રી** (સ્ત્રી.) દર્ભની વીંટી (૨) (પવિત્ર ઉપરથી) પવિત્ર શબ્દો પાડેલી કે ભરેલી રેશમી પટ્ટી (૩) તાંબા એ સોનાના તારની વળ ચડાવેલી મુદ્રિકા

**પવિત્રું** (ન.) ઠાકોરજીને ધરાવેલી રેશમની માળા (૨) ગળામાં પહેરવાની મોતીની સેર

**પવિધર** (પું.) ઇંદ્ર, વજ્રને ધારણ કરનાર

**પવિલિયન** (પું.) મોટો તંબુ, પ્રેક્ષાગાર

**પવૈયો** (પું.) પાવૈયો, હીજડો, ફાતડો

**પશમ** (સ્ત્રી.) રુંવાંટી, ઝીણા વાળ (૨) હિમાલયમાં થતા એક જાતના બકરાના વાળ (જેનું ગરમ કાપડ બને છે.) (૩) ઊન

**પશમી** (વિ.) પશમનું, પશમવાળું

**પશમીનો** (પું.) પશમનું બનેલું કાપડ

**પશુ** (ન.) જાનવર, ચોપગું પ્રાણી, ઢોર (૨) (લા.) મૂર્ખ, બેવકૂફ

**પશુચિકિત્સા** (સ્ત્રી.) પશુરોગનું નિદાન અને તેનો ઉપચાર

**પશુજન્ય** (વિ.) પશુમાંથી નીપજતું

**પશુતા,પશુત્વ** (સ્ત્રી.ન.) પશુપણું, હેવાનિયત

**પશુધર્મ** (ન.) પશુને છાજે એવો હીન-અમાનવ ધર્મ

**પશુપતાકા,પશુપતાકાસ્ત્ર** (સ્ત્રી.ન.) શંકરનું એક દિવ્ય અસ્ત્ર-પાશુપત

**પશુપતિ,પશુપાલ(-ળ)** (પું.) મહાદેવ (૨) ગોવાળ

**પશુપાલક** (વિ.) પશુપાલન કરનાર

**પશુપાલન** (ન.) ઢોર ઉછેરવાં તે

**પશુબલિ** (પું.) યજ્ઞમાં પશુનું બલિદાન

**પશુમાર** (પું.) પશુને પડે એવો માર, ઢોરમાર

**પશુયજ્ઞ,પશુયાગ** (પું.) પશુ હોમીને કરાતો યજ્ઞ

**પશુવૃત્તિ** (સ્ત્રી.) પશુતા, પાશવતા

**પશુવૈદ્યક** (ન.) પશુઓ માટેનું વૈદું, પશુચિકિત્સા

**પશુશાસ્ત્ર** (ન.) પશુનું-તેના પાલન વગેરેનું શાસ્ત્ર. 'ઝૂઓલૉજી'

**પશુસામાન્ય** (વિ.) પશુઓમાં પણ મળી આવતું, સર્વ પશુઓમાં મળી આવતું

**પશુસુધાર** (પું.) ઢોરની ઓલાદ સુધારવી તે, તે માટેનો ઢોરઉછેર, પશુસંવર્ધન, 'કૅટલ-બ્રીડિંગ'

**પશેમાન** (વિ.) પસ્તાયેલું, શરમાયેલું

**પશ્ચિમોત્તર** (વિ.) પશ્ચિમ અને ઉત્તર વચ્ચેનું, વાયવ્ય

**પશ્ચાત્** (અ.) પછી, પાછળનું

**પશ્ચાત્તપ્ત** (વિ.) પાછળથી પશ્ચાત્તાપ કરતું

**પશ્ચાત્તાપ** (પું.) પસ્તાવો, અફસોસ, દિલગીરી

**પશ્ચાદ્‌ભૂ,પશ્ચાદ્‌ભૂમિ,પશ્ચાદ્‌ભૂમિકા** (સ્ત્રી.) ચિત્રની પાછળની ભૂમિકા જે તેને ઉઠાવ છટા વગેરે અર્પે છે, 'બૅકગ્રાઉન્ડ'

**પશ્ચાદ્વિચાર** (પું.) પાછળથી-મોડો સૂઝતો કે આવતો વિચાર

**પશ્ચિમ** (વિ.) આથમણું (૨) પાછળનું, પાછલું (૩) (સ્ત્રી.) આથમણી દિશા (૪) (ન.) યુરોપ, અમેરિકા વગેરે પશ્ચિમનો પ્રદેશ

**પશ્ચિમદક્ષિણ** (વિ.) પશ્ચિમ અને દક્ષિણની વચ્ચેનું-નૈર્ઋત્ય

**પશ્ચિમબુદ્ધિ** (વિ.) પાછળથી જેને ઉકેલ સૂઝે છે તેવું

**પશ્ચિમાભિમુખ** (વિ.) પશ્ચિમ બાજુએ મોંવાળુ
**પશ્ચિમી** (વિ.) પશ્ચિમનું,-ને લગતું
**પશ્યંતી** (સ્ત્રી.) વાણીની બીજી સ્થિતિ, વાણીના ચાર પ્રકાર પૈકીનો એક
**પસ(-હ)ર** (ન.સ્ત્રી.) મળસકે ઢોરને ચરવા લઈ જવાં તે, પરહ
**પસરવું** (ક્રિ.) પ્રસરવું, ફેલાવું
**પસલિયાત** (વિ.) બહેનને પસલી આપવા આવનાર (ભાઈ)
**પસલી** (સ્ત્રી.) પોશ (૨) એક આચમનનું જળ રહે એવો હાથના પહોંચાનો આકાર (૩) વીંટી (૪) ભાઈની બહેનને ભેટ
**પસલો** (પું.) ખોબો
**પસવારવું** (ક્રિ.) પંપાળવું, શરીરે ધીમે હથેળી ફેરવવી
**પસંદ** (વિ.) ગમતું (૨) ચૂંટી કાઢેલું, સ્વીકારેલું
**પસંદગી** (સ્ત્રી.) પસંદ કરવુ તે, રુચિ, ગમો, ગમવું તે
**પસાયતું** (ન.) બક્ષિસ તરીકેની જમીન
**પસાયતો** (પું.) (ગામનો) ચોકિયાત, રખેવાળ
**પસાર** (પું.) પ્રસાર, ફેલાવો, પ્રચાર (૨) પ્રવેશ, પેસારો
**પસાર** (વિ.) વટાવેલું, આરપાર ગયેલું (૨) (કસોટીમાં) પાર ઊતરેલું (૩) (સ્ત્રી.) આંટા મારવા તે (જમ્યા પછી કે ચોકી કરતાં)
**પસારવું** (ક્રિ.) ફેલાવવું, પ્રસારવું (૨) લંબાવવું
**પસારો** (પું.) પસારવું તે, પસાર, ફેલાવ
**પસોપેશ** (સ્ત્રી.) વિચાર, મૂંઝવણ, માનસિક ગુંચ
**પસ્તાનું** (ન.) બહારગામ જવા ઊપડવું તે (૨) મુહૂર્ત સાચવવા પોતાને ઘેરથી નીકળી બીજાને ઘેર વાસ કરવો તે
**પસ્તાળ** (સ્ત્રી.) ઉપરાઉપરી ઠોક, વાણીના પ્રહાર, ઠપકાનો પ્રબળ મારો
**પસ્તાવા રકમ** (સ્ત્રી.) કરચોરી જેવા દોષના પસ્તાવામાં રકમ ભરવી તે, 'કૉન્સ્યન્સ મની'
**પસ્તાવો** (પું.) ભૂલ કે દોષને માટે પાછળથી થતો ભેદ, પશ્ચાત્તાપ, દિલગીરી, અફસોસ
**પસ્તી** (સ્ત્રી.) નકામા રદ્દી કાગળ (૨) ઉપરાણું, પક્ષપાત
**પહર** (ન.) પસર, પરહ (૨) મળસકે ઢોરને ચરવા લઈ જવાં તે
**પહાડ** (પું.) ડુંગર, પર્વત, ગિરિ
**પહાડી** (વિ.) પહાડનું (૨) કદાવર, મજબૂત (૩) (સ્ત્રી.) નાનો પહાડ (૪) પહાડોની હાર (૫) એક રાગિણી
**પહાણ,પહાણકો,પહાણો** (પું.) પથ્થર, પથરો
**પહાણી** (ન.) તપાસણી, ખેતરના પાકનો અંદાજ બાંધવો તે
**પહાણીપત્રક** (ન.) જેમાં ખેતર, તેમાંનાં ઝાડ અને પાકની નોંધ લેવાય છે તે તલાટીનું પત્રક
**પહેરછા** (સ્ત્રી.) પહેરવાની રીત કે ઢબછબ
**પહેરણ** (ન.) કુડતું, બદન, ખમીસ (૨) પહેરવું તે કે તેની રીત
**પહેરણું** (ન.) ચણિયાને બદલે કમ્મરે વીંટવાનું વસ્ત્ર (૨) પહેરવાનું વસ્ત્ર (૩) પહેરવાની રીત
**પહેરવું** (ક્રિ.) શરીર ઉપર (વસ્ત્ર, આભૂષણ, જનોઈ વગેરે) ધારણ કરવું (૨) અંદર દાખલ કરવું (ઉદા. અફીણ પહેરવું)
**પહેરવેશ** (પું.) કપડાં પહેરવાની રીત (૨) પોશાક
**પહેરામણી** (સ્ત્રી.) કન્યાના બાપ તરફથી કન્યા તથા વરપક્ષને અપાતી બક્ષિસ
**પહેરાવવું** (ક્રિ.) (લા.) યુક્તિપૂર્વક બીજાને વળગાડવું (માલ વગેરે) (૨) ગમેતેમ સમજાવી ફસાવવું, પધરાવી દેવું
**પહેરેગીર,પહેરેદાર** (પું.) પહેરો ભરનાર, ચોકીદાર, સંત્રી
**પહેરો** (પું.) તપાસ જાપતો, ચોકી (૨) સંભાળ, હવાલો
**પહેલ** (પું.) પાસો (જેમ કે, હીરાનો)
**પહેલ** (સ્ત્રી.) પ્રારંભ, આગેવાની, ક્રમમાં પહેલું હોવું તે
**પહેલપ્રથમ,પહેલવહેલું** (વિ.) પહેલી જ વારનું, પ્રથમ પહેલું, સૌથી પ્રથમ (૨) શરૂઆતમાં જ, સૌથી અગાઉ
**પહેલવાડો** (પું.) પ્રારંભ, શરૂઆત
**પહેલવાન** (પું.) મલ્લ, કુસ્તીબાજ (૨) બહાદુર, શૂરવીર (૩) (લા.) જાડો માણસ
**પહેલવારકું** (વિ.) પહેલીવારનું
**પહેલવી** (સ્ત્રી.) ઈરાનની પ્રાચીન ભાષા, પ્રાચીનતમ ફારસી ભાષા
**પહેલવેતરી** (વિ.સ્ત્રી.) પહેલા વેતરની (ગાય, ભેંસ વગેરે)
**પહેલાઈ** (સ્ત્રી.) પહેલાપણું, પહેલું કે પહેલ-પ્રથમ હોવું તે, 'પ્રાયોરિટી' (૨) પહેલ કરવી તે, પ્રથમ પહેલું કરવું તે
**પહેલાં** (અ.) અગાઉ, પૂર્વે
**પહેલું** (વિ.) પ્રથમ (૨) પહેલા દરજ્જાનું, મુખ્ય (૩) (અ.) સૌથી આગળ
**પહો(-હોં)ચ** (સ્ત્રી.) પહોંચવું તે (૨) પાવતી, રસીદ (૩) (લા.) સમજ-શક્તિ, અક્કલ (૪) શક્તિ, સામર્થ્ય
**પહો(-હોં)ચબુક** (સ્ત્રી.) પાવતી આપવાના કાગળોની બાંધેલી વહી-ચોપડી
**પહો(-હોં)ચવું** (ક્રિ.) (ધારેલે ઠેકાણે) જવું, પૂગવું (૨) (મોકલેલી વસ્તુનું) મળવું (૩) ટકવું, જારી રહેવું (૪) (ક્રિ.) (સરખામણીમાં કે સ્પર્ધામાં) બરાબર થવું
**પહો(-હોં)ચેલું** (વિ.) (લા.) ન છેતરાય તેવું, પક્કું
**પહોંચી** (સ્ત્રી.) હાથના પહોંચાનું એક ઘરેણું
**પહોંચો** (પું.) હાથનું કાંડું
**પહોર** (પું.) ત્રણ કલાક
**પહોરો** (પું.) ચોકી, પહેરો
**પહોળાઈ,પહોળાણ,પહોળાશ** (સ્ત્રી.ન.) પહોળું થવું કે કેટલું પહોળું થયું તે, વિસ્તાર, પનો, પટ
**પહોળું** (વિ.) ચોડું, પનાદાર (૨) ખૂલતું, મોકળું (૩) બીડેલું, બંધ નહિ તેવું, ખુલ્લું (૪) છૂટું, પથરાયેલું (જેમ કે, દાણા પહોળા કરવા)
**પળ** (સ્ત્રી.) ઘડીનો સાઠમો ભાગ, ૨૪ સેકંડ (૨) ક્ષણ
**પળવું** (ક્રિ.) જવું (૨) બરદાસ થવી, પોષણ થવું (૩) અનુકૂળ આવવું (૪) વાળ ધોળા થઈ જવા (૫) પ્રગટ થવું (૬) (વચન) પાળવું (૭) ભોગવટો તાબામાં હોવો (જમીનનો)
**પળશી(-સી)** (સ્ત્રી.) (લા.) ખુશામત, મન મેળવવાની મહેનત
**પળા** (સ્ત્રી.) પાલન, સેવાચાકરી (૨) પાલવવું પડે તેવું (બાળક, ઘરડું વગેરે) (૩) કંટાળો આપે એવું કામ (૪) બળતરા (૫) દુઃખ, આપત્તિ, આફત
**પળિયું** (ન.) ધોળો થયેલો વાળ
**પળી** (સ્ત્રી.) કુલ્લા કે બરણીમાં ઘી તેલ કાઢવાનું એક લોઢાનું સાધન (૨) પળિયું
**પળો** (પું.) મોટી પળી (૨) કડછો, ડોયો
**પળોજણ** (સ્ત્રી.) પરવરશી, ઊઠવેઠ (૨) ઉપાધિ, ચિંતા (૩) ઉપાધિરૂપ થઈ પડે તેમાંની સેવા-ચાકરી

**પંક** (પું.) કાદવ

**પંકજ** (ન.) કમળ

**પંકાવું** (ક્રિ.) પ્રખ્યાત થવું, વખણાવું

**પંકિલ** (વિ.) કાદવવાળું

**પંકચર** (ન.) ભોંકવું તે, ભોંકવાથી પડેલું કાણું, કાણું પડવું-પાડવું (૨) ટાયરમાં પડતું છિદ્ર

**પંકિત** (સ્ત્રી.) રેખા, લીટી (૨) હાર, પંગત, શ્રેણી

**પંકિતભેદ** (પું.) જમવા એક પંગતે-અડીને ન બેસાય તેવો ભેદ (૨) પીરસવામાં વહેરો-આંતરો

**પકંતિભોજન** (ન.) એક પંકિતમાં બેસીને થતું સહભોજન

**પંખ** (સ્ત્રી.) પાંખ

**પંખણિ(-ણી)** (સ્ત્રી.) માદા પક્ષી, પક્ષિણી

**પંખવા** (પું.) પક્ષાઘાત, લકવો

**પંખા** (પું,સ્ત્રી.) વીંજણો, 'ફેન' (૨) પાંખ (૩) ફટકાસાળમાં છેડાના ભાગ પરની લાકડાની બે માંહેની દરેક પટી (૪) (ન.) કબૂતરની એક જાતનું નામ

**પંખાળ(-ળું)** (વિ.) પાંખવાળું (૨) ઝડપથી દોડે એવું

**પંખાળી** (સ્ત્રી.) ડાંગરની ત્રણ પાંખાંવાળી એક જાત

**પંખી,પંખીડું,પંખેરું** (ન.) પક્ષી

**પંખો** (પું.) વીંજણો, 'ફેન' (૨) સાઈકલ, મોટર વગેરેના પૈડા ઉપરનું ઢાંકણ (૩) પાણી કાપવા માટે આગબોટનો કે વિમાન આગળનો પંખા જેવો ફરતો ભાગ, 'પ્રોપેલર'

**પંગત** (સ્ત્રી.) જમવા બેઠેલાંની હાર, પંકિત (૨) એકસાથે જમવા બેઠેલો આખો સમૂહ (૩) જમણવારમાં તે સમૂહ એક પછી એક બેસે તે ક્રમ

**પંગુ,પંગુલ** (વિ.) પાંગળું, અપંગ

**પંગોચું** (ન.) એક વાનગી-ઘઉં મેથીનું વડું

**પંચ** (ન.) કાગળ, ટિકિટ, ચામડું, પતરું વગેરેમાં કાણું પાડવાનું ઓજાર કે **યંત્ર** (૨) (પું.) મુક્કો. ઠોંસો

**પંચ** (વિ.) પાંચ (૨) (ન.) કોઈ વાતનો તોડ લાવવા કે લવાદ તરીકે તેનો માર્ગ વિચારવા કે તપાસીને બયાન કરવા માટે નિમાયેલા પાંચ કે તેથી વધારે માણસોનું મંડળ, લવાદ (૩) (પું.) તે મંડળનો સભ્ય-તેમાંનો એક જણ

**પંચક,પંચકડું** (ન.) પાંચનો સમુદાય (૨) ધનિષ્ઠાના ઉત્તરાર્ધથી રેવતીના અંત લગી આવતાં પાંચ નક્ષત્રો

**પંચકણકી** (સ્ત્રી.) જુદીજુદી જાતનાં અનાજનું મિશ્રાણ

**પંચકલ્યાણી** (વિ.) ચાર પગ અને કપાળ એ પાંચ ધોળાં હોય એવા શુભ ચિહ્નવાળું (ઢોર માટે)

**પંચકોણ** (વિ.) પાંચ ખૂણાવાળું (૨) (પું.) પાંચ ખૂણાવાળી આકૃતિ

**પંચકોશી** (સ્ત્રી.) મોટા તીર્થની આસપાસની પાંચ કોશની અંદર આવતી જગા

**પંચકોષ** (પું.બ.વ.) આત્માનાં શારીરિક પાંચ (અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય, આનંદમય) આવરણમાંનું દરેક

**પંચકોસી** (વિ.) પાંચ કોસ ચલાવાય એવું (વાવ વગેરે)

**પંચક્યાસ** (પું.) પંચે પ્રત્યક્ષ જોઈ તપાસીને નોંધેલો પોતાનો ક્યાસ (૨) તે રીતે કરાતી તેની જાહેર તપાસ

**પંચતત્ત્વ** (ન.બ.વ.) આકાશ, વાયુ, અગ્નિ, પાણી અને પૃથ્વી એ પાંચ મહાભૂત-વિશ્વનાં મૂળ ઘટક તત્ત્વ

**પંચત્વ** (ન.) મૃત્યુ (શરીરનાં પાંચ મહાભૂત છૂટાં થઈ જવાં તે)

**પંચધાતુ** (સ્ત્રી.બ.વ.) સોનું, રૂપું, તાંબું, સીસું અને લોઢું

**પંચધાન્ય** (ન,બ.વ.) ચોખા, જવ, ઘઉં, તલ અને મગ એ પાંચ અનાજ

**પંચનદ** (પું.) પાંચ નદીઓનો પ્રદેશ -૧, પંજાબ અને ૨. કચ્છના રણની પૂર્વ-ઉત્તરનો લૂણી બનાસ સરસ્વતી વગેરે પાંચ નદીઓનો પ્રાચીન પ્રદેશ

**પંચનામું** (ન.) પંચ સમક્ષ કરેલી તપાસણીની નોંધ

**પંચપાત્ર** (ન.) (સંધ્યા વગેરેમાં વપરાતું) પ્યાલું અને તરભાણું તથા આચમની

**પંચપાપ** (ન,.બ.વ.) પાંચ મહાપાપો - બ્રહ્મહત્યા, સુરાપાન, ગુરુતલ્પગમન, ચોરી અને આ પાપ કરનારનો સંગ (૨) ખાંડણી, ઘંટી, ચૂલો ઘડો અને સાવરણી-એને કારણે થતાં પાંચ પાપ, પંચપાતક

**પંચપ્રાણ** (પું.બ.વ.) પ્રાણ, અપાન, વ્યાન,. ઉદાન અને સમાન એ શરીરના પાંચ પ્રાણો

**પંચબાણ** (પું.) કામદેવ (અરવિંદ, અશોક, નવમાલિકા, આંબામોર અને નીલોત્પલ એ પાંચ પુષ્પ જેનાં બાણ છે તે)

**પંચભદ્ર** (પું.) કાળજું, મોં, પીઠ, પડખું, કેડ આગળ ભમરો હોય તેવો ઘોડો

**પંચભાગ** (પું.) રસોઈ માટે કાઢેલા સીધામાંથી બ્રાહ્મણને આપવા કાઢેલો ભાગ (લોટ, ચોખા, દાળ, ઘી અને મીઠું)

**પંચભૂત** (ન.બ.વ.) આકાશ, વાયુ, અગ્નિ, પ્રાણી અને પૃથ્વી એ પાંચ મહાભૂત-વિશ્વનાં મૂળ ઘટક તત્ત્વ

**પંચમ** (વિ.) પાંચમું (૨) પાંચમી-નિષાદ વગેરે જંગલી લોકોની જાતનું-વર્ણનું ગણાતું (૩) (પું.) સ્વર-સપ્તકમાંનો પાંચમો સ્વર-૫ (૪) પંચમ વર્ણનો માણસ (૫) એક રાગ

**પંચમવેદ** (પું.) (લા.) મહાભારત

**પંચમહાકાવ્ય** (ન.બ.વ.) રઘુવંશ, કુમારસંભવ, શિશુપાલવધ, કિરાતાર્જુનીય, અને નૈષધીયચરિત એ પાંચ (સંસ્કૃત) મહાકાવ્યો

**પંચમહાપાતક** (ન.બ.વ.) શાસ્ત્રે માનેલાં પાંચ મહાપાપ (બ્રહ્મહત્યા, સુરાપાન, ગુરુપત્નીગમન, સોનાની ચોરી અને તે કરનારનો સંગ)

**પંચમહાયજ્ઞ** (પું.બ.વ.) પાંચ મુખ્ય યજ્ઞો (દેવયજ્ઞ, પિતૃયજ્ઞ, ભૂતયજ્ઞ, બ્રહ્મયજ્ઞ, નૃયજ્ઞ)

**પંચમહાવ્યાધિ** (પું.બ.વ.) મસા, ક્ષય, કોઢ, પ્રમેહ અને ઉન્માદ એ પાંચ ભયંકર રોગ

**પંચમહાસાગર** (પું.બ.વ.) આટલાન્ટિક, પ્રશાંત, હિંદી, ઉત્તર અને દક્ષિણ એ પાંચ મોટા સમુદ્ર

**પંચમાસી** (સ્ત્રી.ન.) પહેલી વારની ગર્ભવતી સ્ત્રીને પાંચમે માસે કરવામાં આવતો સંસ્કાર

**પંચમી** (વિ.સ્ત્રી.) પાંચમી (હરકોઈ વસ્તુ, પ્રસંગ વગેરે) (૨) હિંદુ મહિનાના બેઉ પક્ષોની પાંચમી તિથિ

**પંચમુખી** (વિ.) પાંચ મોંવાળું

**પંચમુષ્ટિ** (સ્ત્રી.) કેશ ચૂંટી કાઢવાનો એક પ્રકાર (જૈન)

**પંચરત્ન** (ન.બ.વ.) સોનું, મોતી, હીરો, માણેક, અને નીલમ એ પાંચ કીમતી પદાર્થ

**પંચરસ** (પું.બ.વ.) કડવો, તીખો, તૂરો, ખાટો અને ગળ્યો એ પાંચ રસ

**પંચરંગ** (પું.બ.વ.) રાતો, લીલો, પીળો, ધોળો અને કાળો એ પાંચ રંગ (૨) પંચવર્ણ

**પંચરાઉ** (વિ.) પરચૂરણ ચારપાંચ જાતના મિશ્રણવાળું, સેળભેળિયું
**પંચવક્ત્ર** (પું.) મહાદેવ, (૨) પંચમુખ (૩) પંચવદન
**પંચવટી** (સ્ત્રી.) ગોદાવરીને કિનારે આવેલું એક સ્થાન (૨) પીપળો, બીલી, વડ, આંબલી અને અશોક એ પાંચ વૃક્ષોનો સમૂહ (૩) જ્યાં પાંચ રસ્તા મળતા હોય એવું મોટું ચકલું
**પંચવદન** (પું.) મહાદેવ
**પંચવર્ણ** (વિ.) પચરંગી (૨) રંગબેરંગી
**પંચવર્તમાન** (ન.બ.વ.) નિષ્કામ, નિર્લોભ, નિઃસ્વાદ, નિર્માન અને નિર્મોહ-આ સૂક્ષ્મ પંચવર્તમાન કહેવાય છે. માંસ, મદિરા, ચોરી, વ્યભિચાર અને વટાળથી દૂર રહેવું તે-આ સ્થૂળ પંચવર્તમાન ગણાય છે.
**પંચવર્ષી,પંચવર્ષીય** (વિ.) પાંચ વર્ષના સમયને લગતું
**પંચવાયકા** (સ્ત્રી.) લોકવાયકા, લોકોદ્‌ગાર
**પંચશીલ** (ન.) બુદ્ધે ઉપદેશેલો આચારધર્મ (૨) પાંચ (જૈન) મહાવ્રત-અહિંસા, સત્ય, અદત્તાદાન, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ (૩) જગતમાં શાંતિ અને અયુદ્ધ સાધવા માટેના પાંચ આંતરરાષ્ટ્રીય સિદ્ધાંતોનો સમૂહ
**પંચસત્તા** (સ્ત્રી.) પંચની સત્તા
**પંચહથ્થુ** (વિ.) પાંચ હાથનાં માપનું (૨) પાંચ જણની સત્તા નીચેનું (૩) પંચની સત્તા હેઠળનું
**પંચાક્ષર** (વિ.) પાંચ અક્ષરોવાળું (જેમ કે, મંત્ર)
**પંચાગ્નિ** (પું.બ.વ.) ગાર્હપત્ય, આહવનીય, દક્ષિણ સભ્ય અને આવસથ્ય એ પાંચ અગ્નિ (૨) ચાર બાજુ ચાર ધૂણીનો અને પાંચમો માથે સૂર્યનો તાપ
**પંચાજીરી** (સ્ત્રી.) સૂંઠ, ખસખસ, અજમો, કોપરું અને સવા એના ભૂકામાં ખાંડ મેળવીને કરેલું મિશ્રણ, પંજરી (૨) (લા.) માર
**પંચાણુ(-ણું)** (વિ.) '૯૫' નો આંકડો
**પંચાત** (સ્ત્રી.) તકરારનો નિવેડો લાવવા નીમેલી પાંચ કે વધુ માણસોની મંડળી, પંચાયત (૨) તેણે કરેલી તપાસ (૩) તેણે આપેલો ફેંસલો-નિકાલ (૪) ઊહાપોહ, ભાંજગડ, નકામી ચર્ચા (૫) ગૂંચવાડો, મુશ્કેલી
**પંચાતનામું** (ન.) પંચે કરેલા ઠરાવ કે ફેંસલાનો લેખ (૨) પંચાત કરવાની સત્તા આપનારો લેખ
**પંચાતિયું** (વિ.) પંચાતવાળું, ગૂંચવણવાળું (કામ કે વસ્તુ) (૨) પાંચ જણે-પંચે મળીને કરવા જેવું (૩) (લા.) પંચાતખોર (માણસ)
**પંચાતી** (સ્ત્રી.) ભાંજગડ, ગૂંચવાડો, મુશ્કેલી (૨) (વિ.) પંચાતખોર
**પંચાનન** (વિ.) પાંચ મોઢાંવાળું (૨) (પું.) શિવ (૩) સિંહ
**પંચામૃત** (ન.) દૂધ, દહીં, ઘી, મધ અને સાકરનું મિશ્રણ અથવા એનો દેવનો પ્રસાદ
**પંચાયત** (સ્ત્રી.) જિલ્લા, તાલુકા, ગામ વગેરે એકમનો દીવાની વહીવટ કરવા લોકોમાંથી ચૂંટાઈ આવેલા સભ્યોનું મંડળ
**પંચાયતન** (ન.) ઉપાસ્ય પાંચ દેવની મૂર્તિઓનો સમૂહ (૨) ગણપતિ, દેવી, સૂર્ય, વિષ્ણુ અને શિવ એ પાંચ દેવતાનો સમૂહ
**પંચાયતી** (વિ.) પંચાયતનું કે તે સંબંધી
**પંચાવન** (વિ.) '૫૫'નો આંકડો
**પંચાવયવ(-વી)** (વિ.) (ન્યાયમાં) પ્રતિજ્ઞા, હેતુ, ઉદાહરણ, ઉપનય અને નિગમન એ પાંચ અવયવ કે ભાગવાળું (વાક્ય)
**પંચાશી(-સી)** (વિ.) '૮૫'નો આંકડો
**પંચાંગ** (વિ.) પાંચ અંગવાળું
**પંચાંગ** (ન,બ.વ.) ઝાડનાં છાલ, પાંદડાં. ફળ, ફૂલ અને મૂળ એ પાંચ અંગ (૨) (ન.એ.વ.) તિથિ, વાર, નક્ષત્ર, યોગ અને કરણ એ પાંચ અંગ બતાવવામાં આવ્યા હોય એવું ઓળિયું કે પુસ્તિકા, ટીપણું, 'આલ્મનાક', 'કૅલેન્ડર'
**પંચિયું** (ન.) ટૂંકું ધોતિયું
**પંચી** (સ્ત્રી.) મશ્કરી, મજાક (૨) (ન.) નાકે પહેરવાની જડ-ચૂની કાંટો (જેમાં પાંચ રંગનાં રત્ન જડ્યાં હોય) (૩) જપ્ત કરી સીલ લગાવવું એ (પંચ રૂબરૂ થતું) (૪) (સ્ત્રી.) સુતારનું કાણાં પાડવાનું એક ઓજાર (૫) (પું.) પ્રપંચી, ઠગ, ધુતારો, લુચ્ચો માણસ
**પંચીકરણ** (ન.) સૃષ્ટિની ઉત્પત્તિ માટે પંચમહાભૂતનું વિશિષ્ટ મિશ્રણ (૨) એ દ્વારા સૃષ્ટિની ઉત્પત્તિની હકીકત
**પંચેન્દ્રિય** (વિ.) પાંચ ઇંદ્રિયવાળું (૨) (સ્ત્રી.) પાંચ ઇંદ્રિયો કાન, નાક, જીભ, આંખ અને ત્વચા
**પંચો** (પું.) ગંજીફાનું પાંચ દાણાનું પાનું, પંજો (૨) ગીલીદંડાની રમતમાં દાંડાથી ગીલીને ઠોક મારી ગીલી દૂર ફેંકવાની રીત
**પંચોતેર** (વિ.) '૭૫'નો આંકડો
**પંચોપચાર** (પું.) ગંધ, પુષ્પ, ધૂપ, દીપ અને નૈવેદ્ય ધરવાનો પૂજનમાંનો વિધિ
**પંજર** (ન.) પાંજરું, પિંજર
**પંજરી** (સ્ત્રી.) સૂંઠ, ખસખસ, અજમો, કોપરું અને સવા એના ભૂકામાં ખાંડ મેળવીને કરેલું મિશ્રાણ, પંચાજીરી (૨) (લા.) માર
**પંજાબી** (વિ.) પંજાબને લગતું કે પંજાબનું (૨) (પંજાબના વતની જેવું) કદાવર (૩) (પું.) પંજાબનો વતની (૪) સંગીતમાં એક તાલ (૫) (સ્ત્રી.) પંજાબી બોલી ભાષા કે તેની (ગુરુમુખી) લિપિ
**પંજેટી** (સ્ત્રી.) ખેતીનું દાંતાવાળું લાકડાનું એક ઓજાર-ખંપાળી, ખંપારી, ખોતરણી
**પંજેલો(-ળો)** (પું.) જાહેર ખળભળાટ (૨) (લા.) ભવાડો, ફજેતી
**પંજો** (પું.) પાંચ આંગળા અને હથેળીથી બનેલો અવયવ, પોંચો (૨) પશુ પક્ષી વગેરેનો નહોરવાળો પગના તળાનો ભાગ (૩) પાંચના આંકવાળું પત્તું કે પાસો
**પંઝેટવું** (ક્રિ.) વેઠવું, નિભાવવું
**પંડ** (પું.) શરીર (૨) પોતાની જાત (૩) પિંડ (૪) પાંડુરોગ
**પંડા** (સ્ત્રી.) વિદ્યા, જ્ઞાન (૨) ડહાપણ, સમજ (૩) તીર્થમાં ધર્મવિધિ કરાવતા બ્રાહ્મણ
**પંડાણી** (સ્ત્રી.) ગોરાણી, તીર્થમાંની બ્રાહ્મણપત્ની
**પંડિત** (પું.) શાસ્ત્રમાં નિષ્ણાત પુરુષ (૨) વિદ્વાન, સાક્ષર (૩) બુદ્ધિમાન માણસ
**પંડિતપણું** (ન.) પંડિતાઈ, પાંડિત્ય
**પંડિતમાની,પંડિતંમન્ય** (વિ.) પોતાને પંડિત માનનાર
**પંડિતયુગ** (પું.) જે યુગમાં પંડિતોની પ્રચુરતા હતી તેવો સમય (ગુજરાતી સાહિત્યનો ગોવર્ધનરામ ત્રિપાઠીથી લઈ આનંદશંકર ધ્રુવ સુધીનો સમય)
**પંડિતા** (સ્ત્રી.) વિદુષી સ્ત્રી
**પંડિતાઈ** (સ્ત્રી.) વિદ્વત્તા, સાક્ષરતા
**પંડિતોચિત** (વિ.) પંડિતને યોગ્ય કે છાજે એવું

**પંડે** (અ.) જાતે, પોતે ('પંડે પોતે' એમ પણ બોલાય છે.)
**પંડો** (પું.) (તીર્થનો) ગોર
**પંડ્યો** (પું.) ગામઠી નિશાળનો બ્રાહ્મણ, મહેતાજી (૨) ગોર, પુરોહિત
**પંઢરીનાથ** (પું.) (પંઢરપુરના) વિઠ્ઠલ-વિઠોબા દેવ, પાંડુરંગ
**પંતપ્રધાન** (પું.) મુખ્ય પ્રધાન, પેશવા
**પંતિયાળું** (વિ.) ઘણા જણનું સહિયારું, મઝિયારું (૨) (ન.) સહિયારો વેપાર કે વહીવટ, ભાગીદારી
**પંતિયાળો** (પું.) ભાગિયો, ભાગીદાર
**પંતૂજી** (પું.) માત્ર છોકરાં ભણાવી જાણનાર, મહેતાજી (૨) વેદિયો માણસ
**પંથ** (પું.) માર્ગ (૨) ધર્મનો સંપ્રદાય
**પંથક** (પું.) મુસાફર (૨) (વિ.) દૂત, કાસદ (૩) પ્રદેશ, દેશનો અમુક વિભાગ
**પંથવર** (પું.) પહેલીવાર પરણતો વર
**પંથી** (પું.) મુસાફર (૨) (વિ.) પંથનું કે તેને લગતું (પ્રાયઃ સમાસમાં. જેમ કે, નાનકપંથી)
**પંથીદાન** (ન.) મરનાર પાછળ પંથી બ્રાહ્મણને અપાતું દાન
**પંથીવેશ** (વિ.) પંથીના વેશવાળું
**પંદર** (વિ.) '૧૫'નો આંકડો
**પંદરમું** (વિ.) ક્રમમાં ચૌદ પછીનું (૨) (ન.) મરણ પછીનો પંદરમો દિવસ
**પંપ** (પું.) પાણી ખેંચવાનું યંત્ર-ડંડી કે તેની ગોઠવણવાળી જગા (કૂવો વગેરે) (૨) હવા ભરવાનું સાધન (સાઈકલ વગેરેમાં) (૩) મોટરમાં પેટ્રોલ ભરવાનું યંત્ર કે તે વડે પેટ્રોલ ભરી આપનાર જગ્યા
**પંપસિં(-સીં)ચાઈ** (સ્ત્રી.) પંપ વડે પાણી ચડાવીને થતું સિંચાઈકામ, 'લિફ્ટ ઇરિગેશન'
**પંપાળવું** (ક્રિ.) વહાલથી હાથ ફેરવવો (૨) ખોટાં લાડ લડાવવાં, પોપલાવવું (૩) ખૂબ કાળજીથી સંભાળ્યા કરવું
**પા** (વિ.) ચોથા ભાગનું (૨) (સ્ત્રી.) બાજુ
**પાઇપ** (સ્ત્રી.) નળ કે નળી (જેમ કે, પાણી, ગેસ વગેરેની)
**પાઇલટ** (પું.) અગ્રેસર, પહેલો થનાર (૨) આગબોટ, વિમાન વગેરેનો ચાલક કે સુકાની કે દોરી લાવનાર
**પાઉચ** (ન.) ઘન અથવા પ્રવાહી પદાર્થ રાખવાની નાની કોથળી-થેલી દા.ત. દૂધનું પાઉચ
**પાઉડર** (પું.ન.) ભૂકો, ચૂર્ણ, ચૂરો (૨) દંતમંજન (૩) ચામડી ઉપર લગાવવાનો સુગંધીદાર ભૂકો
**પાઉંડ** (પું.) ઇંગ્લેન્ડ, ઇજિપ્ત વગેરે દેશનું ચલણ
**પાક** (પું.) પાકવું-પરિપક્વ થવું તે, પરિપક્વતા (૨) નીપજ (૩) ખેતીની નીપજ, પાક, ઉપજ, ફસલ (૪) દૂધ, ઘી, ચાસણી વગેરેમાં રાંધી પકવી બનાવવામાં આવેલો ખાવાનો પદાર્થ (૫) પાકવું તે (ગૂમડું) (૬) રસોઈ, પકવવું તે (૬) અર્થની પરિપક્વતા, હૃદયંગમ, અર્થગાંભીર્ય
**પાક** (વિ.) પવિત્ર (૨) પ્રામાણિક
**પાક** (વિ.) પાકું, ઘીમાં પકવેલું (રસોઈ માટે)
**પાક્ટ** (વિ.) પાકું (૨) પુખ્ત
**પાકણું** (વિ.) પાકી ઊઠે એવું
**પાકદામન** (વિ.) પવિત્ર, શીલવાન
**પાકદિલ** (વિ.) પવિત્ર મનનું, પવિત્ર હૃદયવાળું
**પાકવું** (ક્રિ.) પરિપક્વ થવું. જેમ કે, અનાજ, ફળ, વગેરે (૨) ઉત્પન્ન થવું, નીપજવું (૩) (શરીરમાં) અંદરપરુ પેદા થવું (૪) ધોળું થઈ જવું (વાળનું) (૫) (લા.) નીવડવું (૬) પાકી ગયું હોય તેમ દુખવું. જેમ કે, થાકથી (૭) ઠરાવેલો વખત આવવો, મુદત થવી (હૂંડી) (૮) (સોગઠીનું) ઘરમાં જવું (૯) લાભ થવો, રંધાવું, ફળવું, મળવું
**પાકશાલા(-ળા)** (સ્ત્રી.) રસોડું, રસોઈઘર
**પાકશાસ્ત્ર** (ન.) રસોઈનું શાસ્ત્ર
**પાકીટ** (ન.) પૈસા રાખવાની ખીસામાં મુકાય તેવી એક બનાવટ (૨) અનેક જાતની વસ્તુઓ મુકાય એવી થેલી જેવી એક મોટી બનાવટ (૩) પરબીડિયું
**પાકીટમાર** (પું.) પાકીટ મારી જનાર-ચોરનાર, ખીસાકાતરું
**પાકું** (વિ.) કાચું નહિ-પાકેલું, પક્વ (૨) પુખ્ત (૩) મિષ્ટાન્નવાળું (જમણ), તે બની શકે એવું (સીધું) (૪) સ્પર્શથી બોટાય નહિ એવું-ઘીથી પકવેલું (૫) (લા.) છેતરાય નહિ તેવું, પહોંચેલ (૬) સારું જ્ઞાન ધરાવતું, હોશિયાર (૭) દૃઢ, અડગ (૮) કચાશ વગરનું, બરોબર કરાયેલું, પરિપૂર્ણ, પરિપક્વ. (જેમ કે, બાંધકામ, લખાણ, દસ્તાવેજ વગેરે) (૯) બેવડું-બંગાળી (વજન-શેર, મણ વગેરે કે અંતર, જેમ કે, પાકો ગાઉ)
**પાક્ષિક** (વિ.) પખવાડિયાનું, -ને લગતું (૨) એક બાજુનું-પક્ષનું (૩) (ન.) પખવાડિયે નીકળતું છાપું
**પાખર** (સ્ત્રી.) ઘોડા અથવા હાથી પર નાંખવાનું બખતર (૨) ફૂલની ચાદર (૩) ઘોડા ઉપર નાખવાની સોનારૂપાનાં ફૂલોની બનાવેલી ઝૂલ (૪) ઘોડા ઉપર કસવાનો સામાન, ડળી
**પાખરવું** (ક્રિ.) પાખર પહેરાવવી
**પાખરિયું,પાખરી** (વિ.) પાખરવાળું, જાજમ, બૂંગણ
**પાખંડ** (ન.) ઢોંગ, દંભ (૨) અસત્ય કે દંભી-ધર્મવિરુદ્ધ મત
**પાગર** (સ્ત્રી.) પવન પડી જવાથી હોડીને દોરડા વડે ખેંચવી તે (૨) હોડી ખેંચવાનું દોરડું (૩) તે બાંધવાનો સુકાન પાસેનો ખીલો-અંકોડો (૪) જોડાની વાધરી
**પાગરણ** (ન.) પથારીનો સામાન-બિસ્તર, બિછાનું (૨) શોભા, શણગાર (૩) પગરણ, સારું ટાણું
**પાગલ** (વિ.) ગાંડું, ચિતભ્રમ, (૨) (લા.) મૂર્ખ, બેવકૂફ
**પાગલખાનું** (ન.) ગાંડાંને રાખવાનું સ્થાન
**પાગિયો** (પું.) સલાહકાર, મદદગાર, સહાયક, સાથીદાર (૨) ચૂડી ઉપર ચીપ બેસાડવાની ફૂદડીવાળી રેખ (૩) ખેપિયો, કાસદ (૪) જાસૂસ, ગુપ્તચર
**પાગોડા** (પું.) મંદિર, દેવસ્થાન, પેગોડા (બૌદ્ધ)
**પાઘડી** (સ્ત્રી.) માથાનો એક પહેરવેશ (૨) (લા.) સારા કામ બદલ અપાતી ભેટ, સરપાવ કે ચાંલ્લો (૩) મકાન ભાડે લેવા માટે અગાઉ ખાનગી રીતે આપવી પડતી ઉચક રકમ (૪) (કટાક્ષમાં) લાંચ
**પાચ** (ન.) પરુ, ગુમડામાંથી નીકળતી રસી
**પાચક** (વિ.) પાચનક્રિયાને મદદ કરનારું, પચાવનારું
**પાચન** (ન.) હજમ કરવું-પચવું-પચાવવું તે (૨) જઠરાગ્નિ
**પાચનક્રિયા** (સ્ત્રી.) પચવાની ક્રિયા
**પાચનરસ** (પું.) પચવામાં મદદ કરનાર (અંદરથી ઝરતો) રસ
**પાચનશક્તિ** (સ્ત્રી.) ખાધેલું પચાવવાની શક્તિ, જઠરાગ્નિ
**પાચ્ય** (વિ.) પચી શકે પચાવી શકાય એવું
**પાછ(-છો)તર** (વિ.) મોસમના પાછલા ભાગનું

**પાછ(-સ-હ)ટવું** (ક્રિ.) પછાડવું, પાસટવું

**પાછલું** (વિ.) (ક્રમમાં) પછીનું, પાછળનું (૨) પૂર્વનું, પહેલાંનું

**પાછળ** (અ.) પછવાડે, પછીના સમયે

**પાછું** (વિ.) પાછળનું (૨) (અ.) પાછળ (૩) વળી, ફરીથી (૪) ઊલટી કે અવ.-સામેની દિશામાં, જેમ કે, પાછો આવળી (૫) બાજુએ કે આઘું

**પાછોટિયું** (ન.) પછીતિયું (૨) કપડાની અંદરનું ખીસું

**પાછોવાડિયું** (વિ.) ગામના છેવાડાના ભાગનું

**પાજ** (સ્ત્રી.) પાળ, સેતુ (૨) એક જાતનું ઝીણા પોતનું રેશમી કપડું (૩) દીવાલ યા છતનાં બાંધકામ માટે બંધાતી પાટિયાંની માંડણી

**પાજી** (વિ.) હલકું, નીચ, (૨) કંજૂસ, દુષ્ટ (૩) લુચ્ચું, હરામખોર

**પાટ** (પું.) મોટું તામ્રપત્ર (૨) બાજઠ, મોટો પાટલો (૩) આખું થાન, તાકો (૪) જમીનનો લાંબો પટ (૫) બેથી વધારે નંગનો સામટો વણાટ (૬) પગ દઈને ચાલવા માટે માન ખાતર પાટમાં પાથરવામાં આવતાં કપડાં (૭) ઘેણને પહેરવાનો ફાળ (૮) (સ્ત્રી.) બહુ માણસ બેસી શકે તેવી પાટિયાંની એક ઊંચી બેઠક (૯) ઢોરને પાણી પાવાની નાની તળાવડી (૧૦) લાંબો લંબચોરસ કકડો, લાટો (૧૧) (ન.) રાજગાદી (૧૨) ઘડિયો બોલી જવો તે (૧૩) વામમાર્ગમાં એક ધર્મક્રિયા

**પાટડી** (સ્ત્રી.) છાપરામાંનો નાનો પાટડો (૨) (ન.) એક ગામ

**પાટડો** (પું.) વહેરેલો પાસાદાર ભારવટિયો, લાકડાનું લંબચોરસ પીઢિયું

**પાટણ** (ન.) શહેર, પત્તન, પટ્ટણ, નગર (૨) ઉત્તર ગુજરાતનું એક નગર

**પાટનગર(-રી)** (ન.સ્ત્રી.) રાજધાની

**પાટલાસાસુ** (સ્ત્રી.) મોટી સાળી

**પાટલિ(-લી)પુત્ર** (ન.) એક પ્રાચીન નગર-મગધ દેશની રાજધાની

**પાટલી** (સ્ત્રી.) સાંકડી પાટ, બાંક (૨) નાનો પાટલો (૩) ઘૂંટીથી આંગળાં સુધીનો ભાગ (૪) એક પ્રકારનું ઘરેણું (૫) કપડાની ચારપાંચ આંગળ પહોળી ગેડ કે તેવી ધોતિયાની ગેડ કરી પહેરાય છે તે (૬) પૂણી વણવાની અમુક ઘાટની પાટલી (૭) બારડોલી-રેંટિયાની બેસણી-નીચેની પટ્ટી

**પાટલીબદલુ** (પું.) પક્ષાંતર કરતી વ્યક્તિ, પક્ષપલટુ

**પાટલૂન** (ન.) એક પ્રકારનો પાયજામા જેવો પોશાક, 'પેન્ટ'

**પાટલો** (પું.) ભોંયથી ત્રણ ચાર આંગળ ઊંચું લાકડાનું એક બાજઠ જેવું આસન (૨) જાડી મોટી લગડી (રૂ કે રૂપાની)

**પાટવ** (ન.) પટુતા, ચતુરાઈ, કુશળતા (૨) ચાલાકી, ચંચળતા (૩) કૌશલ્ય, કાબેલિયત, નિપુણતા, પ્રાવીણ્ય

**પાટવી** (વિ.) સૌથી મોટું (૨) (પું.) ગાદીનો વારસ-યુવરાજ

**પાટાપિંડી,પાટાપૂટી** (સ્ત્રી.) ઘા ઉપર મલમપટ્ટી કરવી તે

**પાટિયું** (ન.) લાકડાને કે પથ્થરને વહેરીને પાડેલાં પાતળાં પડમાંનું એક (૨) લખવા માટે કરેલું કાળું પાટિયું (નિશાળમાં) (૩) છાતીની પેટી પરનાં હાડકામાંનું એક (૪) વાસણ (૫) પાણીમાં રહેતું વહાણના સુકાનનું પાટિયું (૬) રેલવેનું સ્ટેશન-નામના પાટિયા પૂરતું રખાય તે, કામચલાઉ સ્ટેશન (૭) (મકાન, દુકાન, માણસ વગેરેના) નામનું પાટિયું

**પાટિયો** (પું.) પહોળા મોંનું માટીનું કે ધાતુનું એક ઠામ-વાસણ

**પાટી** (સ્ત્રી.) સ્લેટ (૨) સૂતર કે રેશમની વણેલી કે ગૂંથેલી સાંકડી પટી (૩) લોઢાની તેવી પાટી (૪) ગામમાં ગરાસદારનો હિસ્સો, નાનો વાંટો (૫) હારબંધ એક માલિકીનાં ખેતર (૬) પ્રસંગ, બનાવ, ઉદા. સત્તા-નાશની પાટી (૭) ઘોડાને ફેરવતાં કઢાવાતી દોટ

**પાટીગણિત** (ન.) અંકગણિત

**પાટીદાર** (પું.) જમીનદાર, વતનદાર

**પાટીવાળો** (પું.) રેલવેની સડક પર કામ કરનાર રેલવેના નોકરોની ટુકડીનો માણસ, 'ગેંગમૅન' (૨) (મુંબઈમાં) પાટી-ટોપલાવાળો હેલકરી

**પાટુ** (સ્ત્રી.ન.) લાત

**પાટો** (પું.) પાટીના આકારનો લૂગડાનો ચીરો (૨) જેના ઉપર આગગાડી દોડે છે તે લોઢાનો પાટો (૩) ચીલો

**પાઠ** (પું.) ભણી જવું-બોલી જવું તે (૨) ધાર્મિક ગ્રંથ કે સ્તોત્ર વગેરેનું રોજનું વાચન (૩) પાઠ્યપુસ્તકનો એકાદ દિવસમાં ભણી-ભણાવી શકાય તેવો વિભાગ (૪) શબ્દ કે વાકયોનો ક્રમ કે યોજના (૫) બોધ, શીખ (૬) નાટકના પાત્રનું કામ

**પાઠમાલા(-ળા)** (સ્ત્રી.) વસ્તુને ક્રમિક પાઠો રૂપે ગોઠવીને આપતું પુસ્તક

**પાઠવવું** (ક્રિ.) મોકલવું

**પાઠશાલા(-ળા)** (સ્ત્રી.) નિશાળ (૨) ઊંચા પ્રકારની શિક્ષણની શાળા, મહાવિદ્યાલય (૩) સંસ્કૃત શીખવવાની શાળા

**પાઠાંતર** (ન.) ગ્રંથની બીજી પ્રતમાં મળી આવતું ભિન્ન લખાણ, ગ્રંથ કે લખાણનો જુદો પડતો પાઠ, પાઠભેદ

**પાઠિકા** (સ્ત્રી.) પાઠ કરનાર સ્ત્રી

**પાઠી** (પું.) પાઠ કરનાર (ગ્રંથનો) (૨) ભણેલો (૩) પાઠ કરતાં યાદ કરી લે એવો, જેમ કે એકપાઠી (પ્રાયઃસમાસમાં)

**પાઠું** (ન.) પીઠ પર થતું ગૂમડું (૨) કૂવામાંથી માટી કાઢવા મોકલવાની દોરડે બાંધેલી ટોપલી (૩) કોણુમાં પીલ્યા બાદ રહેલો શેરડીનો કૂચો (૪) કુંવારનું પાન

**પાઠ્ય** (વિ.) ભણવાનું (૨) નિશાળમાં ચાલતું

**પાઠ્યક્રમ** (પું.) અભ્યાસક્રમ

**પાઠ્યપુસ્તક** (ન.) નિશ્ચિત અભ્યાસક્રમનું પુસ્તક, 'ટેક્સ્ટબુક'

**પાડ** (પું.) સોનીની કામ કરવાની જગ્યા

**પાડ** (પું.) ઉપકાર, આભાર (૨) મહેરબાની, કૃપા (૩) લંબાયેલ મૂળિયું, જડ (ખાસ કરીને વડનું) (૪) કાળીપાડ નામની વનસ્પતિ

**પાડપડોશ,પાડાપાડોશી** (પું.) એક જ મહોલ્લાનો કે પાસે પાસેનો વાસ-વસ્તી

**પાડવું** (ક્રિ) પડે એમ કરવું (૨) બનાવવું (સિક્કા, પોંક)

**પાડામૂ(-મૂં)ડિયું** (વિ.) માત્ર પાડા મૂંડી જાણે તેવું, મૂંડવામાં અણઘડ (૨) (લા.) અણઘડ, મૂર્ખ

**પાડો** (પું.) ધારો, રૂઢિ, સંપ્રદાય (૨) મહોલ્લો (૩) આંકનો ઘડિયો

**પાડો** (પું.) ભેંસનું નરબચ્ચું કે તેનો નર (૨) (લા.) મૂર્ખ, અણઘડ

**પાણ** (ન.) ખેતરના પાકને પાણી પાવું તે (૨) કાંજી, પવાત (૩) (પું.) પાણિ, હાથ

**પાણ** (સ્ત્રી.) ચોથો ભાગ, ચોથો ભાગ દર્શાવનારી કાના જેવી ઊભી લીટી (૨) સંસ્કૃતમાં વાકયને છેડે આવતી ઊભી લીટી-સંસ્કૃત લિપિમાંનું વિરામચિહ્ન

**પાણિ** (પું.) હાથ

**પાણિગ્રહણ** (ન.) (લગ્નમાં) હાથ ઝાલવો તે (૨) લગ્ન, વિવાહ

**પાણી** (ન.) પીવાનું કુદરતી પ્રવાહી, જળ (૨) જળ જેવું કોઈ પ્રવાહી (૩) (લા.) ધાર, વાઢ (૪) નૂર, તેજ (૫) શૂરાતન, પોરસ (૬) ટેક, વટ, આબરૂ (૭) ઢોળ, સોનારૂપાનો રસ

**પાણીકળો** (પું.) જમીનમાં પાણી કયાં છે તે કળવાની આવડતવાળો
**પાણીચક્કી** (સ્ત્રી.) પાણીથી ચાલતી ચક્કી
**પાણીચું** (વિ.) પાણીથી ભરેલું (૨) (ન.) પાણીથી ભરેલું નાળિયેર (૩) (લા.) રુખસદ, બરતરફી
**પાણીપંથું** (વિ.) પાણીના જેવી ગતિવાળું, ત્વરિત
**પાણીપાકું** (વિ.) પાણી ન પેસે એવી પાકી તજવીજવાળું, 'વૉટર-ટાઇટ'
**પાણીમાપક** (ન.) પાણી માપવાનું યંત્ર, જલમાપક, 'વૉટર-મિટર'
**પાણીવેરો** (પું.) પાણી પૂરું પાડવા પેટે લેવાતો વેરો
**પાણીશેરડો** (પું.) પાણી જવા માટેની પાળ
**પાતરું** (ન.) પાંદડું (૨) પતરવેલિયું (૩) એનું ભજિયું
**પાતળપેટુ** (વિ.) પાતળા પેટવાળું, થોડું ખાનાર, (૨) દુંદ વગરનું
**પાતળિયો** (પું.) પાતળો પણ નીરોગી (૨) (લા.) દેખાવડો પુરુષ
**પાતળું** (વિ.) જાડું કે ઘટ્ટ કે ભરાવદાર નહિ એવું (૨) સૂકલું, કૃશ, એકવડિયું (જેમ કે, શરીર) (૩) ઝીણું, બારીક
**પાતાલ(-ળ)** (ન.) પુરાણાનુસાર પૃથ્વીની નીચે આવેલા સાત લોકમાંનો છેલ્લો, નાગલોક (૨) પૃથ્વીનું બહું ઊંડું તળ (૩) અતિ ઊંડું કે છેક નીચું સ્થાન, જગ્યા
**પાતાળકૂવો** (પું.) અથાગ પાણીવાળો કૂવો, 'ટ્યૂબવેલ'
**પાતાળદેડકી** (સ્ત્રી.) ખટપટી સ્ત્રી
**પાતાળપાણી** (ન.) પાતાળ ફોડીને કાઢેલું પાણી, અખૂટ પાણી
**પાતાળયંત્ર** (ન.) દવા પકવવાનું એક વૈદ્યકીય યંત્ર-યોજના, જેથી જમીન નીચેથી આંચ મળે.
**પાતાળિયું** (વિ.) પાતાળ સુધીનું (૨) પાતાળનું, -ને લગતું
**પાતિવ્રત્ય** (ન.) પતિવ્રતાનો ધર્મ, પતિવ્રતાપણું
**પાત્ર** (વિ.) યોગ્ય, લાયક (સમાસમાં) દા. ત. દાનપાત્ર, વિશ્વાસપાત્ર, (૨) (ન.) વાસણ (૩) નદીના બે કાંઠા વચ્ચેનો પટ-ભાગ (૪) નાટક, સિનેમા વગેરેમાં ભૂમિકા ભજવનાર (૫) કથા કે વાતમાં આવતી વ્યક્તિ (૬) અધિકારી, લાયક વ્યક્તિ
**પાત્રતા** (સ્ત્રી.) યોગ્યતા, લાયકાત (૨) કથા વગેરેના પાત્રનો ગુણ (૩) હક્ક, અધિકાર
**પાત્રાપાત્ર** (વિ.) પાત્ર અને-અથવા અપાત્ર, યોગ્યાયોગ્ય
**પાત્રાલેખન** (ન.) (કથાવાર્તા વગેરેમાં) પાત્રનું આલેખન, તે ચીતરવું કે રચવું તે
**પાથપટો** (પું.) પટાદાર મશરૂ
**પાથરણ,પાથરણું** (ન.) નીચે પાથરવા માટેનું મોટું કપડું, શેતરંજી, જાજમ (૨) ખરખરો કરવા આવેલા માટે પાથરેલું કપડું કે તેનો પ્રસંગ-બેસણું
**પાથરવું** (ક્રિ.) ફેલાવવું, (૨) બિછાવવું
**પાદ** (પું.) પગ (૨) ચોથો ભાગ (૩) કવિતાની કડી, ચરણ (૪) ગ્રંથનો ખંડ કે વિભાગ, જેમ કે, સમાધિપદ (૫) પ્રકાશનું કિરણ (૬) ઝાડનું મૂળ
**પાદટિપ્પણી** (સ્ત્રી.) પાદનોંધ, લખાણની નીચે આપવામાં આવતી નોંધ, પાદટીપ, 'ફૂટનોટ'
**પાદપીઠ** (ન.) ઊંચે આસને બેઠેલાને પગ મૂકવાની પાટલી
**પાદપૂરણ** (ન.) પૂર્તિ, (સ્ત્રી.) અધૂરો શ્લોક પૂરો કરી આપવો તે
**પાદપ્રક્ષાલન** (ન.) પગ પખાળવા તે
**પાદવું** (ક્રિ.) વાછૂટ કરવી
**પાદર** (ન.) ભાગોળ આગળનું મેદાન
**પાદરડું** (વિ.) પાદરે આવેલું
**પાદરી** (પું.) ખ્રિસ્તી ધર્મોપદેશક
**પાદશાહ** (પું.) બાદશાહ, સમ્રાટ, શહેનશાહ
**પાદશાહી** (વિ.) પાદશાહનું (૨) (સ્ત્રી.) પાદશાહનું રાજ્ય કે હકૂમત, સલ્તનત
**પાદુકા** (સ્ત્રી.) પાવડી, ચાખડી
**પાધરું** (વિ.) આડુંઅવળું નહિ પણ સીધું, અનુકૂલ (૨) સીધે માર્ગે જનારું, પાંસરું (૩) (અ.) બારોબાર (૪) વગર વિલંબે, તરત
**પાધરુંદોર** (વિ.) પાંસરું, સીધું અને સપાટ
**પાન** (ન.) પીવું તે
**પાન** (ન.) પાંદડું (૨) પૃષ્ઠ (પુસ્તકનું) (૩) નાગરવેલનું પાન, તાંબૂલ (૪) નદીમાં થતું એક પ્રકારનું ઘાસ
**પાનક** (ન.) પીણું, પેય
**પાનકરસ** (પું.) પેયનો રસાસ્વાદ, તેની મજા
**પાનખર,પાનગર** (સ્ત્રી.) જેમાં પાન ખરે કે ગરે છે એ ?તુ-મહા-ફાગણ, 'શિશિર ઋતુ'
**પાનડી** (સ્ત્રી.) નાનાં કુમળા કુમળાં પાંદડાં (૨) પાંદડાંની નાની નાની કકડીઓ (૩) સ્ત્રીઓનું કાનનું એક ઘરેણું
**પાનડું** (ન) પાંદડું
**પાનદાન,પાનદાનિયું,પાનદાની,પાનપેટી** (ન,સ્ત્રી.) ખાવાનાં પાન તથા તેનો સામાન મૂકવાનું પાત્ર
**પાનપટી(-ટ્ટી),પાનબીડી,પાનબીડું** (સ્ત્રી.સ્ત્રી.ન.) પાનનું બીડું, તાંબૂલ
**પાનફૂલિયું** (વિ.) ફૂલની પાંખડી જેવું કોમળ કે હલકું (૨) (લા.) લાડકોડમાં ઊછરેલું
**પાનસોપારી** (સ્ત્રી.ન.) પાન તથા સોપારી, મુખવાસ (૨) (લા.) સિપાઈ-સપરાંને નાની બક્ષિસ (૩) કોઈના માનમાં કરાતો સમારંભ
**પાની** (સ્ત્રી.) પગના તળિયાનો એડી તરફનો ભાગ
**પાનીઢક** (વિ.) પાનીને ઢાંકે એવડું
**પાનું** (ન.) પાંદડું, (૨) ચોપડીનું પૃષ્ઠ (૩) ગંજીફાનું પત્તું (૪) ચપ્પુ, છરી વગેરેનું ફળ (૫) અસ્ત્રામાં તેના ફળ પેઠે વપરાતી ધારવાળી પતરી, 'બ્લેડ' (૬) પન્નું, લીલા રંગનું એક રત્ન (૭) 'નટ' -ચાકી ફેરવવાનું ઓજાર (૮) (લા.) જિંદગીભરનો સંબંધ (૯) નસીબનું પાનિયું
**પાનેતર** (ન.) કન્યાએ પરણતી વખતે પહેરવાનું વસ્ત્ર
**પાનેરી** (વિ.) તકતીવાળું (બારીબારણું)
**પાન્ય** (સ્ત્રી.) પાણીમાં થતી એક વેલ (૨) દોરડું ભાંગતાં જેમ જેમ વળ આવે તેમ તેમ ઉમેરાતા રેસા, ફેલું (૩) (લા.) ફેલું, પલીતો (ઉશ્કેરણીનો) પાપ (ન.) ધર્મ વિરુદ્ધ કૃત્ય, દુષ્કૃત, દુષ્કર્મ, દુરિત, પાતક (૨) બદદાનત, કપટ (૩) (લા.) અણગમતી વ્યક્તિ (૪) પીડા, પંચાત, આપદા
**પાપકર્મી** (વિ.) પાપી
**પાપગ્રહ** (પું.) પીડા કરનાર ગ્રહ
**પાપડ** (પું.) અડદ-ચોખાની ખાવાની એક વાનગી
**પાપડખાર,પાપડિયોખાર** (પું.) પાપડમાં વપરાતો એક ખાર, સંચોરો (૨) કેળના પાણીમાંથી કાઢેલો ક્ષાર (પાપડ માટેનો)

**પાપડપૌંઆ** (પું.બ.વ.) પાપડ અને પૌંઆની એક વાનગી
**પાપડી** (સ્ત્રી.) વાલની શિંગ, પાંદડી (૨) ચોખાના લોટની પાપડ જેવી એક વાનગી
**પાપપુંજ** (પું.) પાપનો ઢગલો, અનેક પાપ
**પાપબુદ્ધિ** (વિ.) પાપી બુદ્ધિવાળું (૨) (સ્ત્રી.) પાપી બુદ્ધિ
**પાપભીરુ** (વિ.) પાપ કરવાથી ડરનારું, પાપકર્મથી ડરીને ચાલનારું
**પાપા** (પું.) રોટલી, તાતા (બાળભાષામાં) (૨) (અ.) બાળકને પગલાં મંડાવવાનો ઉદ્‌ગાર (૩) પિતા, પપ્પાનું સંબોધન
**પાપાચરણ,પાપાચાર** (ન.પું.) પાપ આચરવું તે, પાપકર્મ, દુરાચાર
**પાપાત્મા** (પું.) પાપી, દુષ્ટાત્મા
**પાપિની(-ણી)** (વિ.સ્ત્રી.) પાપણી, પાપી સ્ત્રી
**પાપિયું** (વિ.) પાપી, પાપ કરનારું
**પાપિષ્ઠ** (વિ.) અત્યંત પાપી
**પાપી** (વિ.) પાપ કરનારું, પાપિયું
**પાબંદ** (વિ.) નિયમસર કામને વળગી રહેનાર (૨) નિયમનું પાલન કરનાર (૩) (પું.) કેદી (૪) નોકર (૫) પહેરેગીર (૬) બંધાયેલું, પરવશ
**પાબંદી** (સ્ત્રી.) નિયમસર કામને વળગી રહેવું એ (૨) નિયમનું પાલન (૩) કેદ (૪) નોકરી (૫) પહેરેગીરનું કામ (૬) પરવશતા
**પામણહાર** (વિ.) પામનારું
**પામતું** (વિ.) (દિવેલ) પામી શકે તેવું ગોઠવેલું (દીવા માટે) (૨) પૈસેટકે પહોંચતું
**પામર** (વિ.) કંગાલ, રાંક (૨) તુચ્છ, સાંકડા મનનું, ક્ષુદ્ર
**પામવું** (ક્રિ.) મેળવવું, પ્રાપ્ત કરવું (૨) સમજવું, કળી જવું
**પામોલીન** (ન.) ખાદ્ય તેલની એક જાત
**પાય** (પું.) પગ
**પાયચો** (પું.) લેંઘા, પેન્ટ વગેરેની બાંય
**પાયખાનું** (ન.) જાજરૂ, સંડાસ
**પાયજામો** (પું.) સુરવાળ
**પાયતખ્ત** (ન.) રાજધાની, પાટનગર
**પાયદળ** (ન.) પગપાળું લશ્કર
**પાયદસ્ત** (સ્ત્રી.) (પારસીની) મરણ યાત્રા
**પાય(-યા)દાર** (વિ.) પાયાવાળું, આધારવાળું
**પાયમાલી** (વિ.) ખુવારી, ભારે દુર્દશા
**પાયરી** (સ્ત્રી.) પગથિયું (૨) દરજ્જો, પદવી, હોદ્દો (૩) કેરીની એક જાત
**પાયરોમિટર** (ન) અતિ ભારે ગરમી માપવાનું થરમૉમિટર
**પાયલ** (ન.) નૂપુર, ઝાંઝર
**પાયલાગણ(-ણું),પાયવંદન** (ન.) પગે લાગવું તે
**પાયલી** (સ્ત્રી.) અનાજ માપવાનું વાસણ, પાલી (ચાર શેર) (૨) (ગ્રામીણ) પાવલી (પચ્ચીસ પૈસા)
**પાયાનું વર્ષ** (ન.) ભાવસૂચક આંક માટે જે વર્ષના ભાવની સાથે ચાલુ વર્ષના ભાવની તુલના કરવામાં આવે તે વર્ષ
**પાયારૂપ** (વિ.)પાયાનું, પાયાગત, પાયામાં રહેલું
**પાયો** (પું.) ખુરશી, ખાટલા, ટેબલ વગેરેનો પગ (૨) ધોકણું (૩) જે મૂળ ચણતર ઉપર ઈમારત ઊભી કરવામાં આવે છે તે (૪) જે બાજુ ઉપર ત્રિકોણ ઊભો રહે છે તે બાજુ (૫) સુખડી બનાવવા માટે કરેલો ઘીગોળનો મૂળ પાક (૬) (લા.) આધાર, મૂળ
**પાયોરિયા** (પું.) દાંતનો એક રોગ
**પાર** (પું.) છેડો, અંત (૨) હદ, સીમા (૩) કાંઠો, તીર, કિનારો (૪) (લા.) ઊંડો મર્મ, ભેદ (૫) મંદિરનું આંગણું (૬) આશરો, શરણું (૭) ચાલીને ઊતરી શકાય તેવો નદી કે ખાડીનો પાણીવાળો ભાગ
**પારકાપણું** (ન.) પારકાનું છે તેવો ખ્યાલ, પરાયાપણું
**પારકું** (વિ.) બીજાનું, અન્યનું
**પારખ** (સ્ત્રી.) પારખવું તે, પરીક્ષા (૨) (સિક્કા, ઝવેરાત વગેરેની) પરીક્ષા કરી જાણનાર
**પારખવું** (ક્રિ.) પરીક્ષા કરવી, ગુણદોષ નાણવા (૨) ઓળખી કાઢવું
**પારખું** (વિ.) પારખનાર, પરીક્ષક, કદર કરનાર
**પારખું** (ન.) પરીક્ષા (૨) (લા.) પરચો, ચમત્કાર
**પારગામી** (વિ.) પાર જનાર (૨) પાર પામનાર, પાંરગત, વિશારદ
**પારધી** (પું.) શિકારી, વ્યાધ
**પારણું** (ન.) બાળકને સુવાડવાની કઠેરાવાળી નાની હિંડોળાખાટ. તેવું ઘોડિયું, પાળણું (૨) વ્રત કે ઉપવાસની સમાપ્તિએ કરવામાં આવતું ભોજન
**પારતંત્ર્ય** (ન.) પરતંત્રતા, પરાધીનતા, પરવશતા
**પારત્રિક** (વિ.) પરલોકનું, પારલૌકિક
**પારદ** (પું.) પારો-એક પ્રવાહી ધાતુ
**પારદયંત્ર** (ન.) પારાશીશી, 'બૅરોમિટર'
**પારદર્શક** (વિ.) જેની આરપાર દેખાય એવું
**પારદર્શી** (વિ.) પાર-મર્મ કે અંતિમ હદ સુધીનુ પામનારું, દીર્ઘ અને ઊંડી દૃષ્ટિવાળું
**પારદેશીય** (વિ.) પરદેશ સંબંધી
**પારમાર્થિક** (વિ.) પરમાર્થ સંબંધી, જેનાથી પરમાર્થ પ્રાપ્ત થાય એવું (૨) પરમ સત્ય સંબંધી, વાસ્તવિક (ભ્રમ કે પ્રતીતિરૂપ નહિ) (૩) પરોપકારી
**પારમિતા** (સ્ત્રી.) કોઈ ગુણ કે જ્ઞાનની પ્રાપ્તિમાં પાર પામવું તે, તેની સિદ્ધિ (આવી પારમિતાઓ તે દાન, શીલ, ક્ષાંતિ, વીર્ય, ધ્યાન, પ્રજ્ઞા ઉપરાંત સત્ય, અધિષ્ઠાન, મૈત્રી, ઉપેક્ષા-આ ગુણોની ગણાય છે.)
**પારલૌકિક** (વિ.) પરલોકનું લગતું
**પારવવું** (ક્રિ.) ચાસમાંથી વધારાના છોડને ખેંચી કાઢવા (૨) લાખ ચડાવવી. જેમ કે, પારવેલી બરણી (૩) પારા વડે પાસવું, 'એમાલ્ગમેટ' (ર.વિ.) (૪) છૂટું પાડવું (૫) ઓપ આપવો
**પારસ** (પું.) ઈરાન દેશ
**પારસ** (પું.) પાવસ, ચોમાસું (૨) વરસાદ (૩) પારસમણિ (૪) (સ્ત્રી.) ઊંચા ઝાડની ટોચ
**પારસજાંબુ** (ન.) મોટા કદનું સારી જાતનું જાંબુ
**પારસણ** (સ્ત્રી.) પારસી સ્ત્રી
**પારસપીપળો** (પું.) પીપળાની જાતનું એક મોટું વૃક્ષ (૨) (લા.) છૈયાં છોકરાંની જંજાળ વિનાનો લાપરવા માણસ
**પારસમણિ** (પું.) સ્પર્શથી લોઢાને સોનું બનાવનાર મણિ
**પારસલ** (ન.) પોટકું (ટપાલ કે રેલવે મારફતનું)
**પારસિ(-સી)ક** (પું.) પારસ દેશ, ઈરાન (૨) તેનો વતની (૩) પારસી (૪) ઈરાનનો ઘોડો
**પારસી** (વિ.) પારસીઓને લગતું (૨) (પું.) ઈરાનથી હિંદમાં આવી વસેલો જરથોસ્તી કે તેનો વંશજ (૩) (સ્ત્રી.) સાંકેતિક બોલી

**પારસ્પરિક** (વિ.) અરસપરસનું, પરસ્પર સંબંધવાળું, એકબીજાને લગતું

**પારંગત** (વિ.) પૂરેપૂરું માહિતગાર (૨) અધ્યયનમાં પાર ઊતરેલું (૩) પાર પામેલું, નિષ્ણાત, વિદ્વાન, પ્રવીણ

**પારંપર્ય** (ન.) પરંપરા, પરંપરાનો ક્રમ (૨) કુલક્રમ, પરંપરાથી ચાલતી આવેલી રીત

**પારંપરિક** (વિ.) પરંપરાગત, પરંપરાવાળું, પરંપરાને લગતું

**પારાયણ** (ન.) (આખું) વાંચી જવું તે (૨) નિયત સમયમાં વેદ કે પુરાણનો સમગ્ર પાઠ (૩) (લા.) કંટાવો ઉપજાવે તેવું લાંબુ વર્ણન કે વિવેચન

**પારાશીશી** (સ્ત્રી.) ('થરમૉમિટર' 'બેરોમિટર' વગેરે જેવું) પારા વડે માપવાનું સાધન, પારદશીશી

**પારિજાત** (ન.) સમુદ્રમંથન કરતાં નીકળેલાં પાંચ દેવવૃક્ષોમાંનું એક, તેનું ફૂલ (૨) શારી કે હારસિંગારનું ઝાડ, તેનું ફૂલ (૩) એક તારો

**પારિજાતક** (ન.) એક વૃક્ષ, તેનું ફૂલ (૨) હારસિંગારનું વૃક્ષ, તેનું ફૂલ

**પારિતોષિક** (ન.) ઇનામ, પુરસ્કાર, ઉપહાર, ભેટ

**પારિપત્ય** (ન.) હુમલો કરીને હરાવવું તે, હાર (૨) શિક્ષા, સજા, નસિયત (૩) નિવારણ, પશ્ચાત્તાપ

**પારિપાર્શ્વ(-ર્શ્વિ)ક** (પું.) સુત્રધારને સહાયતા કરનારો નટ

**પારિભાષિક** વિ.) પરિભાષા સંબંધી, પરિભાષાને લગતું

**પારિભાષિકતા** (સ્ત્રી.) પારિભાષિક હોવું તે, 'ટેક્નિકૅલિટી'

**પારિવારિક** (વિ.) પરિવાર સંબંધી

**પારી** (સ્ત્રી.) પથ્થર તોડવાની નરાજ (૨) (પું.) દીકરો (૩) પાણીનું પૂર (૪) ઘડો (પાણીનો)

**પારેખ** (પું.) (સિક્કા, ઝવેરાત વગેરેની) પરીક્ષા કરી જાણનાર-ઝવેરી

**પારેવું(-વડું)** (ન.) કબૂતર

**પારો** (પું.) એક ખનિજ પ્રવાહી ધાતુ (૨) માળાનો મણકો (૩) તંબૂરો સુરેલ બનાવવા રખાતો તારને ભરવેલો મણકો (૪) સ્ત્રીઓનું એક ઘરેણું (૫) બંદૂકની ગોળી કે છરો (૬) અવાળું (૭) સ્વામીનારાયણ સંપ્રદાયનો એક કોટિનો સેવક, સાધુ

**પારોઠ** (સ્ત્રી.) પીઠ, પૂંઠ (૨) પીઠ બતાવી નાસી છૂટવું એ (૩) (વિ.) અવાવરું પડી રહેવાથી કઠણ કે બરડ થઈ ગયેલું

**પાર્ક** (પું.) બાગ, બગીચો, ઉદ્યાન

**પાર્કિંગ** (ન.) વાહનો ઊભાં રાખવાં તે

**પાર્ટ** (પું.) ભાગ, હિસ્સો (૨) ખંડ, ટુકડો (૩) નાટ્યરચના ભજવનારને ભજવવાનો પાઠ

**પાર્ટી** (સ્ત્રી.) પક્ષ, દળ (૨) ટુકડી,જૂથ (૩) મિજલસ, મિજબાની

**પાર્ટીપ્લૉટ** (પું.) લગ્ન, જમણ, રાસ-ગરબા, મિજબાની, સંમેલન, સમારંભ આદિ માટેની જગ્યા

**પાર્થ** (પું.) પૃથાનો પુત્ર, અર્જુન

**પાર્થક્ય** (ન.) પૃથકતા, અલગ અલગ હોવું તે (૨) જુદાઈ, વિયોગ (૩) પૃથક્કરણ

**પાર્થસારથિ** (પું.) અર્જુનના રથી-શ્રીકૃષ્ણ

**પાર્થિવ** (વિ.) પૃથ્વી (મહાભૂત)નું (૨) માટીનું (૩) નશ્વર (૪) (પું.) રાજા (૫) નક્કર

**પાર્થિવપૂજા** (સ્ત્રી.) પાર્થિવેશ્વરની પૂજા, માટીના મહાદેવની પૂજા

**પાર્થિવેશ્વર** (પું.) માટીના મહાદેવ, માટીનું બનાવેલું શિવલિંગ

**પાર્લ(-ર્લા)મેન્ટ** (સ્ત્રી.) કોઈ દેશની મુખ્ય લોકપ્રતિનિધિ-સભા, લોકસભા, સંસદ

**પાર્લ(-ર્લા)મેન્ટરી** (વિ.) પાર્લમેન્ટને લગતું કે તે વિષેનું કે તેને ઘટતું

**પાર્વતી** (સ્ત્રી.) હિમાલયની પુત્રી, મહાદેવની પત્ની (૨) (વિ.) પર્વતનું, **-ને** લગતું

**પાર્શ્વ** (વિ.) પાસેનું, પડખાનું (૨) (ન.) પડખું, પાસું

**પાર્શ્વગાયક** (પું.) નેપથ્યમાં રહીને ગાનાર

**પાર્શ્વચર** (વિ.) પડખે ચાલનારું (૨) (પું.) નોકર, હજૂરિયો, પાર્શ્વક

**પાર્શ્વધ્વનિ** (પું.) નેપથ્યમાં થતા અવાજો, પાછળ થતા અવાજો

**પાર્શ્વનાથ** (પું.) જૈનોના ત્રેવીસમા તીર્થંકર, પારસનાથ

**પાર્શ્વસંગીત** (ન.) નેપથ્ય સંગીત

**પાર્ષદ** (પું.) દેવનો સેવક, અનુચર

**પાર્સલ** (ન.) પારસલ, ટપાલ (૨) રેલવે, વહાણ-આગબોટ, વિમાન વગેરે દ્વારા મોકલાતું પોટકું કે બંડલ-એવી ગાંસડી વગેરે

**પાલ** (પું.) નાનો તંબૂ કે તેની કનાત (૨) કેટલીક જગાના પાણી પર તરતી દેખીતી ચીકાશ તે (૩) તેવા પાણીને લીધે રોગીલો બનેલો પ્રદેશ (૪) (પું.) ગુજરાતની પૂર્વ સરહદે અત્યારે રાજસ્થાનમાં આવેલા વાગડ પ્રદેશનો ભીલી વિસ્તાર

**પાલક** (વિ.પું.) ઉછેરીને મોટું કરનાર (૨) રક્ષક

**પાલક(-ખ)** (સ્ત્રી.) એક ભાજી (૨) કડિયા વગેરે કારીગરોને ઊંચે કામ કરવામ માટે વાંસવળીઓનો આધાર

**પાલખી** (સ્ત્રી.) (માણસો ઊંચકીને ચાલે એવું) એક વાહન, સુખપાલ

**પાલખીવાળો** (પું.) પાલખી ઊંચકનાર માણસ

**પાલખો** (પું.) દેવનું સુખાસન-નાનું સિંહાસન (૨) ઝૂલતી પાલખ (૩) અઢેલીને બેસાય એવો મોટો પાટલો-બાજઠ

**પાલ(-ળ)ણું** (ન.) બાળકનું પારણું

**પાલન** (ન.) પાળવું તે

**પાલનપોષણ** (ન.) પાળવું અને પોષવું તે (૨) ભરણ-પોષણ (૩) ગુજરાન

**પાલનહાર** (પું.) પાલણહાર, પાળનારો

**પાલવ** (પું.) પહેરેલા સાલ્લાનો લટકતો છેડો (૨) દુપટ્ટા પાઘડીનો કસબી છેડો (૩) આશરો, શરણ

**પાલવવું** (ક્રિ.) ઉછેરવું, પોષવું, નભાવવું (૨) પરવડવું, પોસાવું, ગોઠતું થવું

**પાલિ** (સ્ત્રી.) એક પ્રાચીન ભાષા, જેમાં બૌદ્ધ ગ્રંથો લખાયેલા છે, મગધભાષા

**પાલિતાણા** (ન.) સૌરાષ્ટ્રનું તે નામનું જૈન તીર્થ

**પાલિયું** (વિ.) ઝાડપાલાના અને લીલના કોહાણવાળું, પાલવાળું (પાણી) (૨) ભાંભળું અને કડછું પાણી

**પાલી** (સ્ત્રી.) સૌરાષ્ટ્રનું અનાજનું બશેરથી અઢી શેરનું અંદાજનું એક માપ, તેનું વાસણ (૨) (મુંબઈમાં) ચાર શેરનું માપ (૩) ઝીણાં પાંદડાં (૪) નાનું પાલું-પ્યાલું (૫) (લા.) દારૂની પ્યાલી

**પાલીસ** (સ્ત્રી.) બૂટ, કબાટ, વાસણ વગેરે વસ્તુઓ પર ચળકાટ લાવવા ચોપડાતું દ્રવ્ય કે તે ક્રિયા

**પાલું** (ન.) ખપરડાનો કે માટીનો અનાજ ભરવાનો કોઠલો (૨) વાંસની ચીપોનું ટાટું (૩) વરસાદમાં માટીની ભીંત ધોવાઈ ન જાય તે માટે આડું રાખેલું કરાંઠીનું ટાટું (૪) પવાલું (૫) (લા.) પાલવ, આશરો

**પાલો** (પું.) ઢોરને ખાવાનાં પાંદડાં (૨) પ્યાલો, પાણી પીવાનું વાસણ (૩) ગાડીગાડા ઉપરની ખપરડાંની છત્રી (૪) વાદળમાંથી પડતો કરો (૫) અનાજ ભરવાની કોઠી કે કોઠલો

**પાલ્ય** (વિ.) સગીર, વાલી કે પાલક પાસે ઊછરતું

**પાવક** (વિ.) પાવન-પવિત્ર કરનાર (૨) (પું.) અગ્નિ, વહ્નિ, દેવતા (૩) શુદ્ધ કરનારું

**પાવઠડું** (ન.) પગથિયું (૨) પેંગડું

**પાવઠો** (પું.) કૂવા ઉપરના મંડાણના પાયારૂપ બે લાકડાં કે પથ્થર પૈકી એક (ગરેડાનો) આધાર

**પાવડિયું** (ન.) લાંબા હાથાનો લાકડાનો પાવડો

**પાવડિયો** (પું.) ભવાઈ રમનારાઓના ટોળામાં ઝાડું, પાણી વગેરેનું કામ કરનારો (૨) એક ધાર્મિક પંથ, પાવડો લઈ મજૂરી કરનાર મજૂર

**પાવડી** (સ્ત્રી.) જોડાને બદલે પહેરવાની એક ઘાટની પાદુકા, ચાખડી (૨) (સાળ, સંચો ચલાવવા) પગ વડે દાબવાનો ઓજારનો એક ભાગ કે સાધન (૩) પાવડિયું (૪) દંડ પીલવાનું સાધન (૫) યોગીઓને ધ્યાનમાં બેસવાની વેળા બેઉ બગલને આધાર આપતું 'T' આકારનું સાધન (૬) નાની હોડી

**પાવડું** (ન.) પેંગડું (૨) પગથિયું, પગું (૩) માર્ગ, રસ્તો (૪) ઠેકાણું

**પાવડો** (પું.) માટી, કચરો વગેરે ઉસડવાનું કે ભરવાનું એક સાધન (૨) ગાડીનો ઍંજિનનો ખરપડો (૩) હલેસું (૪) લાકડાનો કાચો પુલ (૫) પેંગડું, પાવડું

**પાવતી** (સ્ત્રી.) પહોંચ, રસીદ

**પાવન** (વિ.) પવિત્ર, શુદ્ધ

**પાવનકારિણી,પાવનકારી** (વિ.સ્ત્રી.) પાવક, પવિત્ર કરનાર (સ્ત્રી. દેવી, નદી વગેરે)

**પાવનપાદ** (વિ.) પાવન કરે એવાં પગલાંવાળું

**પાવર** (પું.સ્ત્રી.) વીજળીની શક્તિ (જેમ કે, બૅટરીની કે બૅટરીમાં નંખાતી તેની ગોટી ('શેલ') જેવી બનાવટ (૨) સત્તા, અમલ (૩) મિજાજ, ગર્વ, અભિમાન, શક્તિ, તાકાત, બળ

**પાવર ઑફ એટર્ની** (પું.) મુખત્યારનામું

**પાવરધું** (વિ.) કુશળ, નિષ્ણાત, કાબેલ, પ્રવીણ

**પાવરલૂમ** (સ્ત્રી.) યંત્રસાળ

**પાવરહાઉસ** (ન.) વીજળી પેદા કરતું મથક યા કારખાનું, વીજળીઘર, વિદ્યુતમથક

**પાવલી** (સ્ત્રી.) પાવલું, ચારઆની (હાલ પચ્ચીસ પૈસા)

**પાવલું** (ન.) ચારઆની (હાલ પચ્ચીસ પૈસા) (૨) પગ (૩) ચંપલ

**પાવલો** (પું.) ચોથિયા કદનો પતંગ (૨) પગ, પામલું

**પાવળું** (ન.) નાની પળી (૨) (વિ.) થોડું

**પાવિત્ર્ય** (ન.) પવિત્રતા

**પાવું** (ક્રિ.) પિવડાવવું (૨) મેળવવું, પાવવું

**પાવૈ,પાવૈયો** (સ્ત્રી.પું.) હીજડો, નપુંસક

**પાવો** (પું.) એક જાતની વાંસળી (૨) આગબોટ-રેલવે-ઍંજિન વગેરેનું ભૂંગળું વાગે છે તે - તેની સિસોટી

**પાશ** (પું.) ફાંસો, ગાળો (૨) પશુપક્ષીઓને ફસાવવાનું શિકારીનું સાધન, જાળ (૩) વરુણનું આયુધ (૪) (લા.) ફસાવવાની યુક્તિ (૪) સમૂહ, જથ્થો

**પાશવ(-વી)** (વિ.) પશુનું, પશુના જેવું

**પાશુપત** (પું.) એક પ્રાચીન શૈવ સંપ્રદાય (૨) તેન અનુયાયી (૩) (ન.) શંકરના તેજનું દિવ્ય અસ્ત્ર

**પાશુપતાસ્ત્ર** (ન.) પાશુપત નામે અસ્ત્ર

**પાશ્ચર** (પું.) એક ફ્રેન્ચ વિજ્ઞાનશાસ્ત્રી (તેણે પદાર્થોને જંતુમુકત કરવાની પદ્ધતિ શોધી હતી.)

**પાશ્ચરવું** (ક્રિ.) પદાર્થને જંતુમુકત કરવું, 'પાશ્ચરાઇઝ'

**પાશ્ચરિત** (વિ.) જંતુમુકત થયેલું કે કરેલું

**પાશ્ચાત્ય** (વિ.) પશ્ચિમનું, પશ્ચિમમાં આવેલું

**પાષંડ** (પું.) (વેદધર્મમાં) નાસ્તિક પુરુષ (૨) પાખંડ, ઢોંગ

**પાષંડી** (વિ.) પાષંડવાળું, ઢોંગી,પાખંડી

**પાષાણ** (પું.) પથ્થર, પહાણો, શિલા

**પાષાણભેદ** (પું.) એક વનસ્પતિ

**પાષાણયુગ** (પું.) સુધારાનો એ યુગ જ્યારે પથ્થરનો ઉપયોગ ઓજાર વગેરે માટે થતો એવો સંસ્કૃત પ્રાચીનતમ કાલ

**પાષાણહૃદય(-યી)** (વિ.) પથ્થર જેવા કઠણ હૃદયવાળું, ક્રૂર નિષ્ઠુર

**પાસ** (પું.) સ્પર્શથી પટ કે રંગ બેસવો તે (૨) (લા,.) સોબતની અસર (૩) રજા કે મંજૂરીની ચિઠ્ઠી (૪) (સ્ત્રી.) બાજુ, પાસું (૫) (અ.) પાસે (૬) પસાર, ફતેહમંદ, સફળ (૭) મંજૂર, પસંદ

**પાસ(-હ)ટવું** (ક્રિ.) પછાડવું (૨) સૂપડા વડે ઝાટકવું, સોવું

**પાસપૉર્ટ** (પું.) દેશાંતર જવા માટેનો પરવાનો

**પાસબુક** (સ્ત્રી.) બૅન્ક સાથેની લેવડદેવડની નોંધની ખાતેદારને મળતી ચોપડી

**પાસલો** (પું.) પાશ, જાળ (૨) પાયાના આકારનો ધાતુ વગેરેનો લંબચોરસ કકડો (૩) સોનીનું એક ઓજાર

**પાસાદાર** (વિ.) પાસાવાળું, જેને પહેલ પડ્યા હોય એવું (૨) (લા.) ઓપવાળું, ચળકતું

**પાસિફિક** (પું.) દુનિયાનો એક-પ્રશાંત મહાસાગર

**પાસું** (ન.) પડખું, (૨) પક્ષ, તરફેણ (૩) નડતર (૪) મુદ્દો, 'આસ્પેક્ટ'

**પાસે** (અ.) નજીક (૨) પડખે, બાજુમાં (૩) તાબામાં, કબજામાં (૪) સામે, આગળ

**પાસો** (પું.) ચોપાટ રમવામાં વપરાતા અંક પાડેલા હાથીદાંત વગેરે ચોરસ કે લંબચોરસ કકડામાંનો એક (૨) ધાતુનો તેવો પાસલો (૩) પાસાદાર ગાંગડો કે કકડો, 'ક્રિસ્ટલ' (૪) હીરાને ઘસીને પડાતું પાસું (૫) સૂપડામાં સોવાની રીત (૬) દૂધને આંચળમાં આવવા દેવું તે

**પાળ** (ન.) ગાયોના ટોળામાં ભળીને આવતું ધાડપાડુઓનું ટોળું (૨) સૈન્ય

**પાળ** (સ્ત્રી.) તળાવ કે સરોવરનો કિનારો (૨) પ્રવાહીને વહી જતું અટકાવવા કરેલી આડ (૩) ગામનું રક્ષણ રખોપું કે તેનું મહેનતાણું

**પાળવું** (ક્રિ.) રક્ષણ કરવું (૨) ભરણપોષણ કરવું (૩) પોષવું અને કેળવવું (૪) ભંગ ન કરવો, -ની પ્રમાણે વર્તવું, માનવું (વચન, આજ્ઞા, વ્રત, રજા, અણોજો)

**પાળિયું** (ન.) પાળ બાંધી એક ધોરિયા વડે પવાતા કયારાનો સમુદાય

**પાળિયો** (પું.) સ્મારક તરીકે ઊભો કરેલો પથરો, ખાંભી (૨) ધોરિયો

**પાળી** (સ્ત્રી.) છરી (૨) વારો (૩) તળાવ કે સરોવરનો કિનારો (૪) પ્રવાહીને વહી જતું અટકાવવા કરેલી આડ (૫) કારખાનાં વગેરેમાં કામ કરવા માટે બદલાતો સમય, 'શિફ્ટ'

**પાળો** (પું.) પગપાળો મુસાફર (૨) પાયદળ, મુલકી કે લશ્કરી સિપાઈ (૩) સ્વામીનારાયણ સંપ્રદાયનો એક સેવક (૪) મોટી પાળ, બંધ
**પાંઉ,પાંઉરોટી** (પું.સ્ત્રી.) ડબલ રોટી
**પાંકડ(-ડું)** (ન.) ગાભણું થવાની ઉંમર છતાં ન થયું હોય એવું ઢોર
**પાંકતેય** (વિ.) પંકિતમાં બેસવા લાયક, સમાન દરજ્જાનું, સપંક્ત, નાતીલું
**પાંખ** (સ્ત્રી.) પક્ષીનો ઊડવાનો અવયવ (૨) લશ્કરની બે બાજુમાંની એક (૩) છાપરાનો બે તરફનો બહાર પડતો ભાગ (૪) (લા.) આશ્રય, પડખું
**પાંખડી** (સ્ત્રી.) કળી ખીલતાં છૂટા પડતા અવયવોમાંનો દરેક
**પાંખડું** (ન.) ડાળની બાજુએથી ફૂટતી નાની ડાળી (૨) (લા.) કુટુંબની શાખા (૩) પાંખ જેવો અવયવ (માછલાં વગેરેનો) (૪) ગાભણું થવાની ઉંમર છતાં ન થયું હોય એવું પાંકડું (ઢોર) (૫) પાંગોઠું (૬) ચક્કરનો દાંતો
**પાંખાળી** (સ્ત્રી.) સૌરાષ્ટ્રની ઘોડીની એક જાત
**પાંખાળું** (વિ.) પાંખવાળું (૨) દાંતાવાળું (૩) ડાળીવાળું
**પાંખિયું** (ન.) પક્ષ, તડ (૨) ડાળી, શાખા (૩) દેશી તાળાનો કે કલ્લાનો એક બાજુનો નાનો છૂટો પડતો ભાગ (૪) કાતરનું પાનું
**પાંખું** (વિ.) છૂટું, આછું (૨) (ન.) ચપ્પુનું પાનું
**પાંખોટું** (ન.) પાંખડું, પાંગોઠું, પાંકડું
**પાંગરણ** (ન.) પોતડી, પંચિયું (૨) ચોળી (૩) ઓઢવાનું વસ્ત્ર, પછેડી
**પાંગરવું** (ક્રિ.) અંકુર ફૂટવા, વિકસવું, (૨) વંશવૃદ્ધિ થવી
**પાંગરું,પાંગરો** (ન.પું.) પારણાને કે ખોઈયાને અધ્ધર ઝીલી રાખનાર દોરી (૨) ત્રાજવાની સેર (૩) ગોફણની બે બાજુની દોરી (૪) સુકાન તરફનો વહાણનો છેડો
**પાંગળું** (વિ.) પગે અપંગ (૨) (લા.) અશકત, નિર્બળ (૩) આધાર-ટેકા વિનાનું
**પાંગું** (વિ.) પાંગળું (૨) (ન.) ઢોર
**પાંચ** (વિ.) '૫' નો આંકડો
**પાંચડો** (પું.) પાંચનો આંકડો, '૫'
**પાંચભૌતિક** (વિ.) પાંચ મહાભૂત સંબંધી, -નું બનેલું
**પાંચમ** (સ્ત્રી.) હિન્દુ પંચાંગ પ્રમાણે પખવાડિયાની પાંચમી તિથિ
**પાંચમી કતાર** (સ્ત્રી.) વિશ્વાસઘાતી, દ્રોહી, રાજદ્રોહી, દેશદ્રોહી
**પાંચમું** (વિ.) ક્રમમાં ચોથા પછીનું
**પાંચિયા** (પું.બ.વ.) રાસનો પાંચ પાંચ ઠેકાવાળો પ્રકાર
**પાંચીકો** (પું.) રમવાનો કૂકો
**પાંચું** (વિ.) પાંચગણું, ઉદા. એક પાંચું પાંચ
**પાંજણ(-ણી)** (સ્ત્રી.) નિયત સમયે જેનું સેવન કર્યા વિના ન ચાલે તેવી ટેવ, બંધાણ (૨) સૂતરને પાવાની કાંજી કે તે પાવાની ક્રિયા
**પાંજરાપોળ** (સ્ત્રી.) અશકત કે ઘરડાં ઢોરને રાખવાનું ધર્માદા સ્થાન
**પાંજરિયું** (વિ.) પાંજરીવાળું (૨) (ન.) પાંજરું, બંદીખાનું
**પાંજરું** (ન.) પશુપક્ષીને પૂરી રાખવા બનાવેલું સળિયાનું ઘર (૨) તેવો કોઈ પણ ઘાટ (૩) પાંજરી (૪) અદાલતમાં ન્યાયાધીશ સામે જવાબ આપવા ઊભા રહેવાની પાંજરા જેવી જગા
**પાંજી** (સ્ત્રી.) પાંજણી, ટેવ
**પાંડવ** (પું.) પાંડુનો દીકરો
**પાંડિત્ય** (ન.) પંડિતાઈ, વિદ્વત્તા
**પાંડુ** (વિ.) ફીકું (૨) (પું.) એ નામનો એક રોગ (૩) પાંડવોનો પિતા
**પાંડુરંગ** (પું.) વિઠ્ઠલ, વિષ્ણુ (એક રૂપ) વિઠોબા
**પાંડુરોગ** (પું.) એક રોગ
**પાંડુરોગી** (વિ.) તે રોગવાળું
**પાંતી** (સ્ત્રી.) પક્ષ, બાજુ (૨) રીત, માર્ગ (૩) ભાગ, હિસ્સો (૪) પરિમાણના વિભાગ પાડીને હિસાબ ગણવાની ગણિતની એક રીત (૫) સેંથી
**પાંત્રીસ(-શ)** (વિ.) '૩૫'નો આંકડો
**પાંથ** (પું.) પથિક, મુસાફર, યાત્રી, વટેમાર્ગુ
**પાંથક** (વિ.) મરનારને અપાતો (દ્વારનો પિંડ)
**પાંથશાળા** (સ્ત્રી.) મુસાફરખાનું, ધર્મશાળા
**પાંથી** (સ્ત્રી.) સેંથી
**પાંદડું** (ન.) પાન, પર્ણ
**પાંપણ** (સ્ત્રી.) પોપચાંની કિનારી ઉપરના વાળ
**પાંપણિયું** (ન.) આંસુ (૨) ઘઉંના ખેતરના બે શેઢા, જયાં ઘઉં સહેજ આછા ઊગે છે.
**પાંપલું(-ળું)** (વિ.) નિર્બળ, પોચું (૨) બાયલું, કાયર
**પાંપળાં** (ન.બ.વ.) દુર્બળ પ્રયત્ન
**પાંશ(-સ)રું** (વિ.) સીધું, ડાહ્યું, પાધરું
**પાંશ(-સ)રુંદોર** (વિ.) સીધુંદોર, આડાઈ વગરનું
**પાંશુ(-સુ)** (સ્ત્રી.) ધૂળ
**પાંસઠ** (વિ.) '૬૫'નો આંકડો
**પિક** (પું.) કોકિલ, કોયલનો નર
**પિક** (ન.) થૂંક, પીક (૨) (સ્ત્રી.) પાનનું થૂંક કે તેની પિચકારી (૩) ટોચ, શિખર, શૃંગ
**પિકદાની** (સ્ત્રી.) થૂંકદાની
**પિકનિક** (સ્ત્રી.) ઉજાણી
**પિકેટિંગ** (ન.) કોઈ કામ થતું રોકવા માટેનો પહેરો, ચોકી
**પિકચર** (ન.) ચિત્ર (૨) સિનેમાની ફિલ્મ (૩) ચિત્રપટ, બોલપટ, ચલચિત્ર
**પિકચર ગેલેરી** (સ્ત્રી.) ચિત્રોનું સંગ્રહાલય, ચિત્રઘર, ચિત્રવીથી, ચિત્રદીર્ઘા
**પિગળણ** (ન.) પીગળવું તે કે પીગળીને થતું પ્રવાહી
**પિગાળવું** (ક્રિ.) પીગળે તેમ કરવું, ઓગાળવું
**પિચકારી** (સ્ત્રી.) પાણીની સેડ (૨) સેડ છોડવાનું ભૂંગળી જેવું એક સાધન
**પિચ્છ** (ન.) પીછું
**પિછવાઈ** (સ્ત્રી.) એક જાતનું કપડું (૨) પછવાડે રખાતો (જેમ કે, ઠાકોરજીની મૂર્તિ પાછળનો) પડદો
**પિછાણ(-ન)** (સ્ત્રી.) માહિતી (૨) ઓળખાણ
**પિછાણ(ન-)વું** (ક્રિ.) ઓળખવું, પરિચય હોવો
**પિઝા** (પું.) મેંદાના રોટલા પર સોસ, વગેરે નાખીને બનાવેલી વાનગી
**પિટ-ક્લાસ** (પું.) સાવ નીચેના દરજ્જાનો વર્ગ કે તેને માટેની જગા
**પિતરાઈ** (પું.) પિત્રાઈ, એક જ પિતૃકુળમાં ઉત્પન્ન થયેલું, સગોત્ર
**પિત(-ત્ત)ળિયું** (ન.) પિત્તળનું નાનું વાસણ, છાલિયું
**પિતા,પિતાજી,પિતાશ્રી** (પું.) બાપ, બાપુજી
**પિતામહ** (પું.) દાદા (૨) બ્રહ્મા (૩) પિતાના પિતા
**પિતામહી** (સ્ત્રી.) દાદી, બાપની મા
**પિતૃ** (પું.) બાપ (૨) (પું.બ.વ.) પૂર્વજો, બાપ-દાદાઓ, વડવા

**પિતૃઋણ** (ન.) પિતૃઓ પ્રત્યેનું દેવું કે કરજ
**પિતૃક** (વિ.) પિતા સંબંધી (૨) બાપીકું
**પિતૃકર્મ,પિતૃકાર્ય,પિતૃકારજ,પિતૃક્રિયા** (ન,સ્ત્રી.) બાપદાદાને લગતી શ્રાદ્ધ ક્રિયા
**પિતૃઘાત** (પું.) પિતાનો વધ
**પિતૃર્તપણ** (ન.) પિતૃઓનું તર્પણ કરવા આપેલી જલાંજલિ, પિતૃયજ્ઞ (૨) તર્જની અને અંગૂઠા વચ્ચેનો મધ્યભાગ
**પિતૃત્વ** (ન.) પિતાપણું
**પિતૃદેવ** (પું.) પિતરો (૨) (વિ.) પિતાને દેવ તરીકે પૂજનાર
**પિતૃપક્ષ** (પું.) શ્રાદ્ધપક્ષ (ભાદરવાનું કૃષ્ણપક્ષ) (૨) બાપ તરફનાં સગાસંબંધી
**પિતૃપક્ષી** (વિ.) પિતૃપક્ષ સંબંધી
**પિતૃભક્તિ** (સ્ત્રી.) પિતા પ્રત્યેનો ભક્તિભાવ
**પિતૃભૂમિ** (સ્ત્રી.) વતન, સ્વદેશ
**પિતૃયજ્ઞ** (પું.) પિતૃતર્પણ (૨) પાંચ મહાયજ્ઞોમાંનો એક
**પિતૃલોક** (પું.) મરણ પામેલા પિતૃઓ રહે છે એ સ્થાન
**પિતૃવંશ** (પું.) માત્ર પિતાનો કે તે તરફનો વંશ
**પિતૃવ્ય** (વિ.) પિતા સંબંધી (૨) (પું.) પિત્રાઈ (૩) કાકો
**પિતૃશ્રાદ્ધ** (ન.) પિતા કે પિતૃઓનું શ્રાદ્ધ
**પિતૃસત્તાક** (વિ.) કુટુંબના વડાની કુલ સત્તાવાળી(વ્યવસ્થા), 'પૅટ્રિયાર્કલ'
**પિત્ત** (ન.) કલેજામાં પેદા થતો રસ, જે આંતરડામાં ઊતરી ખોરાકને પચાવે છે. (૨) વૈદક પ્રમાણે શરીરના ત્રણ દોષમાંનો એક (કફ, પિત્ત અને વાયુ)
**પિત્તજ્વર** (પું.) પિત્તપ્રકોપથી થતો જ્વર
**પિત્તળ** (ન.) તાંબા અને જસતની મિશ્ર ધાતુ (૨) (વિ.) નકલી, ઊતરતું
**પિત્તો** (પું.) પિત્ત (૨) (લા.) મિજાજ, ક્રોધની તીવ્ર લાગણી
**પિત્રાઈ** (પું.) એક જ પિતૃકુળમાં ઉત્પન્ન થયેલું, સગોત્ર (૨) (વિ.) પિતા સંબંધી
**પિન** (સ્ત્રી.) ટાંકણી (૨) સ્ત્રીઓ વેણી કે સાલ્લો સંકેલવામાં વાપરે છે તે બનાવટ (૩) સ્ટવ વગેરેના કાણાને સાફ કરવાની અણીવાળી બનાવટ
**પિનકોડ** (પું.) ટપાલની વહેંચણી માટેના વિભાગ, પેટાવિભાગનો નંબર
**પિનાક** (ન.) શિવનું ધનુષ્ય
**પિનાકપાણ(-ણિ),પિનાકી** (પું.) શિવ
**પિપરમીટ** (સ્ત્રી.) ખાવાની ખટમધુરી ચકતી કે ગોળી, 'પેપરમિંટ'
**પિપાસા** (સ્ત્રી.) તરસ, તૃષા
**પિપાસુ** (વિ.) તરસ્યું
**પિપૂડી** (સ્ત્રી.) ફૂંકીને વગાડવાની ભૂંગળી
**પિયત** (વિ.) સિંચાઈ
**પિય(-યે)ર** (ન.) સ્ત્રીનાં માબાપનું ઘર
**પિયરપનોતી** (વિ.સ્ત્રી) પિયરમાં ભાઈ-ભાડુંવાળી
**પિયરિયું** (ન.) પિયરનું સગું
**પિયળ** (સ્ત્રી.) કપાળમાં કરેલી કંકુની અર્ચા, પીળ
**પિયાજ** (ન.) કાંદો, ડુંગળી
**પિયાનો** (પું.) હાર્મોનિયમ જેવું એક વિદેશી વાજિંત્ર
**પિયુ** (પું.) પતિ, નાથ, સ્વામી, કંથ, પ્રીતમ
**પિયું** (ન.) રમતમાં (જેમ કે, ગેડીદડા) પહોંચવાની હદ કે તેની નિશાની, 'ગોલ'
**પિરસણ** (ન.) પીરસવું તે (૨) પીરસેલું ભાણું (૩) નાતવરાને અંગે ઘેર ભાણું પીરસવું તે
**પિરામિડ** (પું.) પ્રાચીન મિસરી રાજાના મૃતદેહ ઉપર બંધાયેલી મોટી મોટી શંકુ આકારની સમાધિ-કબર (૨) શંકુ આકાર
**પિરિયડ** (પું.) શાળાના સમયપત્રકનો એકમ, સમય, તાસ
**પિલાઈ** (સ્ત્રી.) પીલવું તે (૨) તેનું મહેનતાણું
**પિલ્લું,પિલ્લો** (ન.પું.) વીંટીને કરેલો દડો-ગોટો, વીંટો, ફીંડલું
**પિશાચ** (પું.ન.) અવગતિયો જીવ, પ્રેત (૨) ભૂતપ્રેત જેવી એક હીન યોનિ
**પિશાચણી,પિશાચી** (સ્ત્રી.) પિશાચ સ્ત્રી, પિશાચિની
**પિશુન** (વિ.) કઠોર, કર્કશ (૨) નીચ, (૩) ચાડિયું, લુચ્ચું (૪) ક્રૂર, નિષ્ઠુર
**પિષ્ટ** (વિ.) કૂટેલું, પીસેલું, વાટેલું (૨) (પું.) ભૂકો, લોટ, ચૂરો (૩) દળેલું, ભરડેલું, કચડેલું
**પિસ્તાળીસ** (વિ.) '૪૫'નો આંકડો
**પિસ્તોલ** (સ્ત્રી.) નાની બંદૂક, તમંચો
**પિંગલ(-ળ)** (ન.) લાલાશ પડતા પીળા રંગનું (૨) (ન.) છંદશાસ્ત્ર (૩) (લા.) અત્યંત વિસ્તાર
**પિંગલ(-ળ)કાર** (પું.) પિંગળ બનાવનાર
**પિંગલા(-ળા)** (સ્ત્રી.) હઠયોગમાં માનેલી ત્રણ પ્રધાન નાડીઓમાંની એક (ઈડા, પિંગળા અને સુષુમ્ણા) (૨) (વિ.) (સ્ત્રી.) લાલાશ પડતા પીળા રંગની
**પિંગળાક્ષી** (વિ.સ્ત્રી.) ક્રોધથી પિંગળ આંખવાળી
**પિંગળા જોશી(-ષી)** (પું.) માત્ર સારું કહે એવો જોષી
**પિંગ્પૉન્ગ** (ન.) ટૅનિસ જેવી (ટેબલ પર રમાતી) એક વિદેશી રમત
**પિંજર** (ન.) પંજર, પાંજરું
**પિંટ** (પું.) પ્રવાહીનું એક વિદેશી માપ (ગૅલનનું ૧/૮)
**પિંડ** (પું.) ગોળો (૨) પિતૃઓ નિમિત્તે લોટ કે ભાતનો વાળેલો ગોળો (૩) શરીર
**પિંડદાન** (ન.) શ્રાદ્ધમાં પિંડ અર્પણ કરવો તે
**પિંડાર(-રો)** (પું.) ભરવાડ
**પિંડારણ** (સ્ત્રી.) પિંડાર સ્ત્રી, ભરવાડણ
**પિંડી** (સ્ત્રી.) પગના નળાની પાછળનો માંસનો લોચો (૨) શિવલિંગ
**પિંડો** (પું.) વીંટેલો કે વાળેલો ગોળો-ગોટો (કણક, માટી, દોરા વગેરેનો)
**પીગળવું** (ક્રિ.) ઓગળવું, પ્રવાહી થવું (૨) (લા.) (દયાથી) ઢીલું-નરમ થવું
**પીચ** (સ્ત્રી.) ક્રિકેટનો ખેલાડી રમતો હોય તે સ્થળ, બૅટધર અને ગોલંદાજની વચ્ચેની જગ્યા, સામસામેની બે સ્ટમ્પ વચ્ચેની જગ્યા (૨) સ્વરની માત્રા, અવાજની તીવ્રતા (૩) (ન.) એક જાતનું વૃક્ષ
**પીછ** (ન.) પીછું
**પીછી** (સ્ત્રી.) વાળ, પીછાં કે તેવી બીજી વસ્તુની હાથાવાળી રચના, ચામર (માંખો ઉરાડવાની, ચીતરવાની, ઘરેણાં ધોવાની વગેરે), 'બ્રશ'
**પીછેકૂચ,પીછેહઠ** (સ્ત્રી.) પાછા હઠવું કે પડવું તે (૨) હાર, પારોઠ
**પીછો** (ન.) કેડો. પૂંઠ (૨) મોટો કૂચડો
**પીટ** (સ્ત્રી.) માર (૨) (લા.) રમઝટ, ઝડી
**પીટવું** (ક્રિ.) ખૂબ મારવું (૨) મૂએલાની પાછળ કૂટવું (૩) ઠોકવું, વગાડવું (દાંડી)
**પીઠ** (ન,સ્ત્રી.) (દેવ, આચાર્યાદિકનું) સ્થાનક, આસન (૨) (સ્ત્રી.) બજાર (૩) બજારભાવ-રૂખ (૪) વાંસો, પાછળનો ભાગ

**પીઠબળ** (ન.) લાગણીભર્યું ઉત્તેજન, હૂંફ, સબળ ટેકો, 'બૅકિંગ'
**પીઠલું** (ન.) ચણાના લોટની એક વાનગી, પીઠડો
**પીઠિકા** (સ્ત્રી.) બાજઠ (૨) મૂર્તિ કે થાંભલાની બેઠક-આધાર (૩) વંશાવલિ (૪) ભૂમિકા (૫) પ્રકરણ, ખંડ (૬) મકાનની ઊભણી, બેસણી
**પીઠી** (સ્ત્રી.) લગ્નપ્રસંગે વરકન્યાને શરીરે ચોળવાનો પીળો સુગંધી પદાર્થ
**પીઠું** (ન.) બજાર અથવા દુકાન (ખાસ કરીને લાકડાનું અને દારૂતાડીનું) (૨) અડદની વાટેલી દાળનું ખીરું (૩) અડદ, ચણા કે ચોળાના લોટનું ખીરું (૪) પીઠલું, પીઠડો
**પીડ** (સ્ત્રી.) પીડા, દુઃખ (૨) ચૂંક, આંકડી, વીંટ (૩) વેણ, પ્રસવવેદના (૪) દાંતે મૂકવાના રંગની લૂગદી
**પીડક** (વિ.) પીડા કરનાર
**પીડન** (ન.) પીડા (૨) પીડવું-પકડવું કે દાબવું તે (૨) સતામણી, પજવણી
**પીડવું** (ક્રિ.) દુઃખ દેવું (૨) પકડવું, ઝાલવું (૩) ચાંપવું, દાબવું (૪) પજવવું, સતાવવું
**પીડા** (સ્ત્રી.) દુઃખ, વ્યથા, કષ્ટ (૨) નડતર (૩) (લા.) કાળજી, ચિંતા (૪) પજવણી, સતામણી (૫) માથાફોડ
**પીડાકારક,પીડાકારી** (વિ.) પીડા કરનારું, પીડક
**પીડાશામક** (વિ.) પીડા શાંત કરનાર, દર્દશામક, 'પેન ક્લિર'
**પીડાશૂન્યતા** (સ્ત્રી.) નિર્વેદના, વેદનાવિહીનતા
**પીડાહરણી** (વિ.સ્ત્રી.) પીડા હરનારી, પીડા દૂર કરનાર
**પીડિત** (વિ.) પીડા પામેલું
**પીઢ** (વિ.) મોટી ઉપરનું, ઠરેલ, પ્રૌઢ (૨) (સ્ત્રી.) જેના ઉપર મેડાનાં પાટિયાં જડવામાં આવે છે તે લાંબું લાકડું-વળી કે પાટડી
**પીઢિયું** (ન.) પીઢ (૨) દાઢનો દાંત (૩) અવાળું, પેઢું (૪) પીઢ, પાટડો
**પીણું** (ન.) પીવાની વસ્તુ, પેય
**પીત** (ન.) (વિ.) પાણી પાઈને ઉછેરેલો મોલ (૨) (વિ.) પીળું
**પીતજ્વર** (પું.) એક જાતનો તાવ, જેથી શરીર પીળું પડી જાય છે, 'યલો ફિવર'
**પીતાંબર** (ન.) પીળું કે કોઈ રેશમી અબોટિયું (૨) (વિ.) પીળાં વસ્ત્રોવાળું
**પીતાંબરી** (સ્ત્રી.) નાનું પીતાંબર
**પીનલ-કોડ** (પું.) ફોજદારી ગુનાની સજાને લગતો કાયદો
**પીપ, પીપડું** (ન.) લાકડાનું કે ધાતુનું નળાકાર વાસણ, 'બૅરલ'
**પીપર** (સ્ત્રી.) એક વસાણાની ચીજ-પીપરીમૂળની વનસ્પતિની સીગ
**પીપરી(-ળી)મૂળ** (ન.) પીપરના છોડનાં મૂળ, ગંઠોડો
**પીપળ(-ળો)** (પું.) એક ઝાડ, અશ્વત્થ
**પીપી** (સ્ત્રી.) ફૂંકીને વગાડવાની ભૂંગળી (૨) (ગાજર કે પાંદડાની) પિપૂડી (૩) (બાળભાષા) પિપરમીટ જેવી ગોળી (૪) (અ.) 'પી' બોલાય તે, ફજેતી
**પીયૂષ** (ન.) અમૃત, સુધા, અમી
**પીયો** (પું.) આંખને ખૂણે બાઝતો ચીકણો પદાર્થ-ચીપડો, પિયો
**પીર** (પું.) મુસલમાનોમાં પવિત્ર ગણાતો પુરુષ, ઓલિયો
**પીરજાદો** (પું.) પીરનો છોકરો
**પીરમર્દ** (પું.) ઘરડો માણસ
**પીરસવું** (ક્રિ.) જમવા માટે ભાણામાં મૂકવું
**પીરાનપીર** (પું.) પીરનો પીર, મોટો પીર
**પીરોજ** (પું.) એક જાતનું રત્ન, પિરોજ
**પીરોજી(-જું)** (વિ.) પીરોજના રંગનું, આસમાની, નીલું
**પીલવું** (ક્રિ.) દબાઈ-કચરાઈ નિચોવાય એમ કરવું (૨) (લા.) દુઃખ દેવું, કનડવું (૩) લોઢવું (કપાસ) (૪) ('પીલો' ઉપરથી) પીલા નીકળવા,
**પાંગરવું** (૫) પીસવું, મસળવું (૬) પીસીને રસ કાઢવો
**પીલુ** (પું) એક ઝાડ, પીલુડી, જાર (૨) એક રાગ (૩) પીલુડું
**પીલુડું** (ન.) પીલુડીનું ફળ (૨) આંસુ
**પીલું** (ન.) મરઘીનું બચ્ચું
**પીલો** (પું.) થડ કે મૂળમાંથી ફૂટેલો ફણગો
**પીવું** (ક્રિ.) પ્રવાહી લેવું, પાન કરવું (૨) પ્રવાહીને પોતામાં શમાવવું કે શોષવું (૩) ધૂમ્રપાન કરવું (૪) (લા.) ખમી ખાવું
**પીસવું** (ક્રિ.) દળવું (૨) લસોટવું, ઘૂંટવું, વાટવું, ખાંડવું (૩) ચીપવું (ગંજીફાને) (૪) દબાવીને કચડવું
**પીળું** (વિ.) હળદરના રંગનું, પીત
**પીંખવું** (ક્રિ.) વિખેરી નાખવું (૨) ચૂંટી નાખવું, વીંખવું
**પીંગળું** (વિ.) પીંળચટું (૨) માંજરું (૩) પારણું
**પીંછ** (ન.) પીંછું
**પીંછાળું** (વિ.) પીંછાવાળું
**પીંજણ** (સ્ત્રી.) પીંજવાનું સાધન (૨) (ન.) પીંજવું તે (૩) (લા.) (વાતને) નકામું ચૂંથવું-લંબાવવું તે (૪) પગનું એક ઘરેણું
**પીંજણિયું** (ન.) પીંજણ ઘરેણું
**પીંજણી** (સ્ત્રી.) પીંજણ (૨) પીંજવું તે (૩) પૈડા પરનું ઢાંકણ (રથનાં પૈડાં પર હોય છે.)
**પીંજરાગાડી** (સ્ત્રી.) પીંજરાવાળી ગાડી (કૂતરાં વગેરે માટે)
**પીંજરિયો** (પું.) વહાણમાં પાંજરા જેવા ચોકઠામાં બેસી દરિયામાં નજર રાખતો ચોકિયાત
**પીંજવું** (ક્રિ.) રૂના રેસા છૂટા પાડવા (૨) (લા.) પીંજણ કરવું-લંબાવવું
**પીંજામણ(-ણી)** (ન,સ્ત્રી.) પીંજવાની મજૂરી
**પીંજારણ** (સ્ત્રી.) પીંજારાની વહુ (૨) પીંજવાનું કામ કરતી સ્ત્રી
**પીંજારી** (સ્ત્રી.) પીંજારણ (૨) એક જાતનું પક્ષી
**પીંજારો** (પું.) પીંજવાનું કામ કરનારો
**પીંડાર(-રો)** (પું.) આહીર, ભરવાડ
**પીંઢેરી** (વિ.) માટીની ભીંતોવાળું
**પુકાર** (પું.) પોકાર, બૂમ
**પુકારવું** (ક્રિ.) પોકારવું (૨) પોકારીને કહેવું, જાહેર કરવું (૩) બોલાવવું
**પુકુર** (ન.) (બંગાળી) નાનું તળાવ (માછલાં ઉછેરવા માટે), તલાવડી
**પુખ્ત** (વિ.) પાકું, પાકટ (૨) ઠરેલ, પ્રૌઢ, પીઢ (૩) કાયદેસર ઉંમરલાયક
**પુચકારી** (સ્ત્રી.) બાળકને શાંત કરવા હોઠ વચ્ચેથી કરેલો મૃદુ અવાજ
**પુચ્છ** (ન.) પૂંછડી, પૂંછ
**પુછડિયું** (વિ.) પૂંછડીવાળું (૨) (લા.) છેવટનું
**પુછડિયો તારો** (પું.) ધૂમકેતુ
**પુટ** (પું.) પડિયો (૨) પડિયા જેવો કોઈ પણ ઘાટ-દાબડો (૩) આચ્છાદન, ઢાંકણ (૪) કુલડી કે શકોરામાં ધાતુ કે ઔષધ મૂકી ઉપર ઢાંકણ કે બીજું શકોરું મૂકી કપડછાણ કરી કરેલો ઘાટ, સંપુટ (૫) તેને ભઠ્ઠીમાં મૂકી ઔષધને આપેલી આંચ (૬) પટ, પાસ

**પુટપાક** (પું.) પુટમાં મૂકી ભઠ્ઠીમાં ઔષધિ-ધાતુ પકવવી તે
**પુડિંગ** (પું.) એક મધુર વાનગી, ઘેંશ
**પુણ્ય** (વિ.) પવિત્ર (૨) પુણ્ય પ્રાપ્ત થાય એવું (૩) ધર્મ્ય (૪) (ન.) સત્કર્મ (૫) તેનું ફળ
**પુણ્યકર્મ,પુણ્યકૃત્ય** (ન.) સત્કર્મ, ધાર્મિક તેમજ પરોપકારનું કાર્ય
**પુણ્યકાલ(-ળ)** (પું.) પવિત્ર સમય
**પુણ્યતિથિ** (સ્ત્રી.) (મહાપુરુષના) મરણની તિથિ અથવા તેની ઉજવણી (૨) માંગલિક તિથિ-દિવસ
**પુણ્યતીર્થ** (ન.) જ્યાં જવાથી પુણ્ય થાય એવું-પવિત્ર તીર્થ, પવિત્ર તીર્થસ્થાન
**પુણ્યદર્શી** (વિ.) પુણ્ય-પવિત્ર કાર્ય વિષે જેની દૃષ્ટિ છે એવું
**પુણ્યદાન** (ન.) ધર્મદાન
**પુણ્યપુરુષ** (પું.) પુણ્યવાન, પુણ્યશ્લોક કે પુણ્યશાળી પુરુષ (૨) ધર્માત્મા, પરોપકારી માણસ
**પુણ્યપ્રકોપ** (પું.) (પાપ કે અન્યાય સામે) ધર્મબુદ્ધિને લીધે-અયોગ્ય કાર્ય સામે ઊપજેલો ક્રોધ
**પુણ્યપ્રતાપ** (પું.) પુણ્યનો પ્રતાપ, તેની શક્તિ કે બળ
**પુણ્યફલ** (ન.) પુણ્યનું સારું ફળ
**પુણ્યમય** (ન.) પુણ્યવાળું, પુણ્યથી ભરેલું, પાવન, પવિત્ર
**પુણ્યશાલી(-લી)** (વિ.) પુણ્યવાન (૨) પૂર્વજન્મનાં સુકૃતવાળું
**પુણ્યશ્લોક** (વિ.) રૂડી કીર્તિવાળું (૨) જેનું નામ દેવાથી પુણ્ય થાય તેવું (૩) (પું.) તેવો માણસ
**પુણ્યાહ** (ન.) 'દિવસ માંગલિક હો' એવું આશીર્વચન (૨) પવિત્ર દિવસ
**પુણ્યાહવાચન** (ન) પુણ્યકાર્યને આરંભે બ્રાહ્મણોને મુખે ત્રણ વાર 'પુણ્યાહ' એમ કહેવરાવવું તે (૨) સ્વસ્તિવાચન
**પુત્ર** (પું.) દીકરો, બેટો, આત્મજ, તનય
**પુત્રવતી** (વિ.સ્ત્રી.) પુત્રવાળી
**પુત્રવધૂ** (સ્ત્રી.) પુત્રની વહુ
**પુત્રિકા,પુત્રી** (સ્ત્રી.) દીકરી, બેટી, આત્મજા, તનયા
**પુદ્‌ગલ** (ન.) પરમાણુ (૨) શરીર (બૌદ્ધ) (૩) આત્મા (જૈન)
**પુનર્** (અ.) ફરીથી (૨) સમાસમાં પૂર્વપદ તરીકે 'ફરીનું', 'ફરી જવું', એવા અર્થમાં
**પુનરપિ** (અ.) ફરીને, વળી
**પુનરવલોકન** (ન.) ફરી જોઈ જવું તે
**પુનરાગમન** (ન.) ફરીથી આવવું તે, બીજી વાર આવવું તે
**પુનરાવર્તન** (ન.) પાછા કે ફરી આવવું તે (૨) ફરી વાંચી-જોઈ જવું તે (૩) એકની એક વાત ફરી કરવી તે
**પુનરાવર્તી** (વિ.) પાછું ફરનારું, ફરીફરી આવનારું
**પુનરાવૃત** (વિ.) ફરીને પાછું આવેલું (૨) ગોખેલું, વારંવાર યાદ કરેલું
**પુનરાવૃત્તિ** (સ્ત્રી.) પુનરાવર્તન (૨) બીજી વારની આવૃત્તિ (પુસ્તકની)
**પુનરુક્તિ** (સ્ત્રી.) એકની એક વાત ફરીને કહેવી તે
**પુનરુજજીવન** (ન.) ફરીથી જીવતું થવું તે (૨) જીર્ણોદ્ધાર, પુનરુદ્ધાર (૩) પુનરુત્થાન
**પુનરુત્થાન** (ન.) ફરીથી ઊભું થવું તે, પુનર્જાગૃતિ, 'રિનેસાં'
**પુનરુત્પત્તિ** (સ્ત્રી.) ફરીથી ઉત્પન્ન થવું તે, ફરીથી પેદા થવું તે
**પુનરુદય** (પું.) ફરીથી ઉદય કે ચડતી થવી તે
**પુનરુદ્ધાર** (પું.) જીર્ણ થયેલાને સમરાવવું તે, જીર્ણોદ્ધાર (૨) મુકિત (૩) ફરીથી જન્મ
**પુનર્ઘટના** (સ્ત્રી.) ફરીથી બાંધવું, ગોઠવવું, ઘડવું કે રચવું તે
**પુનર્જન્મ** (પું.) ફરી જન્મવું તે, નવો જન્મ (૨) પુનરવતાર
**પુનર્જાગૃતિ** (સ્ત્રી.) ફરી જાગ્રત થવું તે, પુનરુદય, પુનરુત્થાન, 'રિનેસાં'
**પુનર્જીવન** (ન.) પુનર્જન્મ, નવું જીવન, પુનરુદય
**પુનર્જીવિત** (ન.)ફરીથી પ્રાણવાન કરવું તે, ફરીથી જીવતું થવું તે (૨) જીર્ણોદ્ધાર, પુનરુદ્ધાર
**પુનર્રચના** (સ્ત્રી.) પુનર્ઘટના (૨) ફરી કરવામાં આવેલી વ્યવસ્થા
**પુનર્વસવાટ** (પું.) ફરી વસાવવું તે, પુનર્નિવેશન, 'રિહેબિલિટેશન'
**પુનર્વાસ** (પું.) ફરીથી વસાવવું તે, પુનર્વસવાટ
**પુનર્વિચારણા** (સ્ત્રી.) ફરી વિચારવું તે
**પુનર્વિનિયોગ** (પું.) ફરીથી વિનિયોગ કરવો તે, 'રિ-એપ્રોપ્રિયેશન'
**પુનર્વિલોકન** (ન.) ફરી જોઈ જવું તે
**પુનઃ** (અ.) ફરીથી
**પુનઃપુનઃ** (અ.) ફરી ફરીને
**પુનઃપ્રમાણન** (ન.) પ્રમાણિત કરવાની ક્રિયા, 'રિવૅલિડેશન'
**પુનઃસ્થાપન,પુનઃસ્થાપના** (ન.સ્ત્રી.) ફરીથી સ્થાપવું તે, પુનઃપ્રતિષ્ઠા
**પુનિત** (વિ.) પવિત્ર
**પુર** (વિ.) ભરપૂર, ભરેલું (સમાસમાં પૂર્વપદ તરીકે આવે છે.) (૨) (ન.) નગર, શહેર
**પુરજો** (પું.) ડક્કો (૨) કકડો, કુરચો (૩) યંત્રનો છૂટો ભાગ
**પુરજોર,પુરજોશ(-સ),પુરપાટ** (વિ.) પૂરા જોર કે જોશવાળું, વેગ-વાન (૨) (અ.) પૂરા વેગથી
**પુરબહાર** (વિ.અ.) પૂરી શોભા સહિત (૨) વસંત ?તુનો પૂર્ણ જમાવ (૩) (લા.) પૂર ઉલ્લાસથી
**પુરવઠો** (પું.) (જરૂર પૂરી પાડવા માટે જોઈતો) જથ્થો, સંગ્રહ
**પુરવણી** (સ્ત્રી.) પૂર્તિ, પરિશિષ્ટ (૨) ઉત્તેજન, ઉશ્કેરણી (૩) 'સપ્લીમેન્ટ', 'એપેન્ડિક્સ'
**પુરવાર** (વિ.) સાબિત, સિદ્ધ
**પુરવારી** (સ્ત્રી.) સાબિતી
**પુરસ્કરણ** (ન.) આગળ કરવું-પ્રાધાન્ય આપવું તે, પ્રેરણા
**પુરસ્કર્તા** (પું.) આગળ ધપાવનાર કે રજૂ કરનાર, પ્રવર્તક, હિમાયતી, પ્રેરક
**પુરસ્કાર** (ન.) પુરસ્કરણ (૨) માન, પૂજા (૩) ઑવૉર્ડ, ઇનામ (૪) માનાર્હવેતન (૫) કંપનીની ભાગીદારીનું વળતર, 'બૉનસ' (૬) લેખનકાર્ય માટે લેખકને વળતર અપાય તે
**પુરસ્ત્વ** (ન.) અગ્રેસરપણું, મોખરે હોવાપણું (૨) અગ્રેસરતા
**પુરંજન** (પું.) જીવાત્મા
**પુરંદર** (પું.) ઇંદ્ર
**પુરંદરી** (સ્ત્રી.) ઇંદ્રાણી
**પુરંધ્રિ(-ધ્રી)** (સ્ત્રી.) પતિપુત્રવાળી સુખી સ્ત્રી (૨) મુખ્ય દાસી
**પુરા** (અ.) પૂર્વે, પ્રાચીન સમયે, અગાઉ, પહેલાં, એક પુર્વગ (સમાસમાં પૂર્વપદ તરીકે)
**પુરાણ** (વિ.) પ્રાચીન, પુરાતન (૨) (ન.) પ્રાચીન દેવકથા અને મનુષ્ય કથા જેમાં આપેલી હોય એવું પુસ્તક (કુલ અઢાર પુરાણ છે અને દરેકના રચયિતા અલગ અલગ છે.) (૩) જમીનને સમતળ કરવા માટેની સામગ્રી

**પુરાણકાર** (પું.) પુરાણના બનાવનાર
**પુરાણપુરુષ** (પું.) પરમાત્મા, પરમેશ્વર, પરબ્રહ્મ
**પુરાણપ્રિય** (વિ.) જૂનાને પસંદ કરનાર
**પુરાણી** (પું.) પુરાણ વાંચી સંભળાવનાર (૨) પુરાણ રચનાર
**પુરાણું** (વિ.) પ્રાચીન, જીર્ણ થયેલું
**પુરાણોક્ત** (વિ.) પુરાણોમાં કહેલું (૨) પુરાણમાં કહ્યા મુજબ કરવામાં આવતી વિધિ
**પુરાતત્ત્વ** (ન.) પુરાણા કાળની બાબત
**પુરાતત્ત્વવિદ** (પું.) પુરાતત્ત્વ જાણનાર વિદ્વાન, પુરાવિદ
**પુરાતત્ત્વવિદ્યા** (સ્ત્રી.) પુરાતત્ત્વની વિદ્યા, 'આર્ક્યિોલૉજી'
**પુરાતન** (વિ.) પ્રાચીન, અતિ પ્રાચીન સમયનું
**પુરારિ** (પું.) શિવ, પુત્રરારિ
**પુરાલય** (ન.) નગરનું મુખ્ય સભાગૃહ, 'ટાઉનહૉલ'
**પુરાલિપિશાસ્ત્ર** (ન.) પ્રાચીન લખાણો, શિલાલેખો અને હસ્તપ્રતોને ઉકેલતું શાસ્ત્ર
**પુરાલેખ** (પું.) જૂનું કોતરેલું કે લખેલું લખાણ, 'ઍપિગ્રાફ'
**પુરાવશેષ** (પું.) ખંડેર, પુરાણા અવશેષો, પુરાવસ્તુ
**પુરાવિદ** (પું.) પુરાતત્ત્વનો શોધક (૨) પ્રાચીનકાળના ઈતિહાસનું જ્ઞાન ધરાવનાર
**પુરાવો** (પું.) સાબિતી, પ્રમાણ (૨) દાખલો
**પુરાંત** (સ્ત્રી.) બાકી સિલક, તારણ, 'બૅલેન્સ'
**પુરી** (સ્ત્રી.) નગરી, મોટું શહેર (૨) ઓરિસ્સાનું જગન્નાથપુરી
**પુરીષ** (ન.) વિષ્ટા, નરક, મળ, છાણ
**પુરુષ** (પું.) નર, મરદ (૨) વર, પતિ, ધણી (૩) આત્મા (૪) બોલનાર, સાંભળનાર કે તે સિવાયની વ્યક્તિ એ ત્રણ પૈકી એક (વ્યા.)
**પુરુષકાર** (પું.) પુરુષાર્થ, ઉદ્યોગ, ઉદ્યમ
**પુરુષત્વ** (ન.) મરદાઈ, પુરુષપણું, મરદાનગી
**પુરુષપ્રયત્ન** (પું.) માણસથી થઈ શકતી મહેનત, ઉદ્યમ, પુરુષાર્થ
**પુરુષવાચક** (વિ.) પહેલો, બીજો અને ત્રીજો પુરુષ બતાવનાર (વ્યા.)
**પુરુષાતન** (ન.) મરદાઈ, પુરુષત્વ, મરદાનગી, પૌરુષ, પુરુષપણું
**પુરુષાન્તર** (ન.) એકને બદલે બીજો પુરુષ, તે રૂપે ખપવું તે, 'ઈંપર્સોનેશન'
**પુરુષાર્થ** (પું.) ઉદ્યોગ, મહેનત (૨) ધર્મ, અર્થ, કામ ને મોક્ષ એ દરેક (૩) (લા.) પરાક્રમ, જહેમતભર્યું કામ (૪) ઉદ્યોગ, ઉદ્યમ (૫) શક્તિ, સામર્થ્ય
**પુરુષાર્થવાદ** (પું.) પુરુષાર્થ પર શ્રાદ્ધા રાખનારો (નસીબવાદથી વિરુદ્ધ) મત
**પુરુષાર્થી** (વિ.) ઉદ્યોગી, મહેનતુ, પરિશ્રમી, પ્રયત્નશીલ
**પુરુષોત્તમ** (પું.) વિષ્ણુ, પરમાત્મા
**પુરુષોત્તમ માસ** (પું.) (સૌર અને ચાંદ્ર વર્ષોનો મેળ બેસાડવા દર ૩૨ ચાંદ્રમાસ, ૧૬ દિવસ અને ૪ ઘડીએ ઉમેરાતો) અધિકમાસ
**પુરુહૂત** (પું.) ઇંદ્ર
**પુરોગ** (પું.) ઉપસર્ગની જેમ શબ્દની પૂર્વે લગાડાતો શબ્દ, પૂર્વગ, ઉદા. પ્ર, અભિ
**પુરોગામી** (વિ.) પૂર્વે-આગળ થયેલું કે જતું (૨) (પું.) પુરોગામી તે (વસ્તુ કે માણસ) (૩) અગ્રગામી, અગ્રેસર
**પુરોહિત** (પું.) યજ્ઞયાગાદિ કર્મો કરાવનાર ગોર-અધ્વર્યુ
**પુલ** (પું.) સેતુ, 'બ્રીજ'
**પુલક** (ન.) રોમ, રુવાંટું, રૂંવાડું, રૂવું
**પુલકાવું** (ક્રિ.) પુલકિત-રોમાંચિત થવું
**પુલકિત** (વિ.) રોમાંચિત, હર્ષથી રૂંવાડાં ખડાં થયાં હોય એવું
**પુલાવ** (પું.) ચોખાની એક મસાલાદાર વાની
**પુલિન** (પું.ન.) ભાઠું, નદીનો કાંઠો (૨) નદીના પ્રવાહની વચ્ચે તરી આવેલો રેતીનો બેટ
**પુલી** (સ્ત્રી.) ગરગડી, ગરેડી
**પુશ્તો** (સ્ત્રી.) સરહદપ્રાંતની ભાષા (૨) (પું.) સહાયક દીવાલ (૩) ઢગ
**પુષ્કર** (ન.) નીલ કમળ (૨) પાણી (૩) તે નામનું અજમેર નજીક તીર્થ (૪) દુકાળ લાવનાર મેઘ-મેઘાધિપ
**પુષ્કરાવર્તક** (પું.) પ્રલય કે કલ્પને અંતે વરસતો મેઘ
**પુષ્કરિણી** (સ્ત્રી.) તળાવડી (૨) હાથણી (૩) કમળની વેલ
**પુષ્કળ** (વિ.) ખૂબ, ઘણું, અતિશય
**પુષ્ટ** (વિ.) પોષાયેલું (લા.) જાડું, હૃષ્ટપુષ્ટ (૨) પોષણ પામેલું
**પુષ્ટિ** (સ્ત્રી.) પોષણ (૨) સમર્થન (૩) (લા.) ઉત્તેજન (૪) ઈશકૃપા
**પુષ્ટિપંથ,પુષ્ટિમાર્ગ** (પું.) વલ્લભાચાર્યે ચલાવેલો વૈષ્ણવ ભક્તિમાર્ગ
**પુષ્ટિપત્ર** (ન.) કાગળ ઉપર લખતાં નીચે મૂકાતું જાડું પૂંઠું
**પુષ્ટિકરણ** (ન.) પુષ્ટ કરવું તે (૨) સમર્થન
**પુષ્પ** (ન.) ફૂલ (૨) સ્ત્રીનો રજસ્રાવ
**પુષ્પક** (ન.) રાવણનું વિમાન (મૂળે તે કુબેર પાસેથી રાવણે લઈ લીધેલું)
**પુષ્પમાલા(-ળા)** (સ્ત્રી.) ફૂલોનો હાર
**પુષ્પરાગ** (પું.) પોખરાજ (૨) ફૂલોનો રંગ
**પુષ્પવૃષ્ટિ** (સ્ત્રી.) ફૂલોનો વરસાદ
**પુષ્પશય્યા** (સ્ત્રી.) ફૂલોની પથારી
**પુષ્પાક્ષત** (પું.બ.વ.) પૂજામાંના ફૂલ અને ચોખા
**પુષ્પાસન** (ન.) ફૂલની પાંદડી વગેરે જેમાંથી રહે છે તે તેનો ભાગ (૨) ફૂલોનું બનાવેલું આસન
**પુષ્પાંજલિ(-ળિ)** (સ્ત્રી.) ખોબો ભરીને ફૂલ (૨) (લા.) માર
**પુષ્પિત,પુષ્પિતા** (વિ.સ્ત્રી.) ફૂલથી છવાયેલું (૨) પુષ્પરૂપ
**પુષ્ય** (ન.) આઠમું નક્ષત્ર (૨) (પું.) પોષ માસ
**પુસ્તક** (ન.) ચોપડી, ગ્રંથ
**પુસ્તકપાણિ** (પું.) બ્રહ્મા
**પુસ્તકપ્રકાશન** (ન.) પુસ્તકનું પ્રકાશન-બહાર પાડવું તે
**પુસ્તકવિક્રેતા** (પું.) ચોપડીઓ વેચનાર, 'બુકસેલર'
**પુસ્તકશાળા(-લા)** (સ્ત્રી.) પુસ્તકો રાખવાનું સ્થાન, ગ્રંથાલય, પુસ્તકાલય, 'લાઈબ્રેરી'
**પુસ્તક-સમિતિ** (સ્ત્રી.) પાઠ્યપુસ્તકો તથા નવાં પ્રકાશનો યોજનારી તેમ જ પુસ્તકોનું પરિક્ષણ કરનારી સમિતિ
**પુસ્તકાકાર** (વિ.) પુસ્તકના રૂપવાળું
**પુસ્તકાલય** (ન.) પુસ્તકશાળા, ગ્રંથાલય
**પુસ્તકિયું** (વિ.) પુસ્તકથી મળેલું (ગુરું મારફતે કે અનુભવથી નહિ) (૨) (લા.) પુસ્તકમાં જ રાખેલું-જીવનમાં નહિ ઉતારેલું
**પુસ્તકીય** (વિ.) પુસ્તક વિષેનું કે સંબંધી
**પુસ્તિકા** (સ્ત્રી.) નાનું પુસ્તક (૨) ચોપાનિયું, નાની ચોપડી, પોથી

**પુસ્તી** (સ્ત્રી.) (છૂટાં પાનાં) પસ્તી (૨) મજબૂતી માટે કરેલું ચણતર કે પ્લાસ્ટર (ઘરના પાયા વગેરે આગળ) (૩) સહાય, મદદ
**પુસ્તો** (પું.) પાણીનો ધક્કો ઝીલે તેવું બાંધકામ કે ચણતર, હાથણી, ડક્કો
**પુંકેસર** (ન.) ફૂલની અંદરનો નરબીજવાળો રેસો
**પુંગવ** (પું.) સાંઢ, આખલો, ખૂંટ (૨) (નામને છેડે સમાસમાં) તેમાં શ્રેષ્ઠ એવો અર્થ બતાવે છે. ઉદા. નરપુંગવ, મુનિપુંગવ
**પુંજ** (પું.) ઢગલો, રાશિ, સમુચ્ચય, જથ્થો
**પુંડરીક** (ન.) ધોળું કમળ
**પુંડરીકાક્ષ** (પું.) કમળ જેવા નેત્રવાળા શ્રીવિષ્ણુ
**પુંડ્ર** (ન.) ચંદન વગેરેનું આડુંકે ઊભું તિલક
**પુંલિં(-લ્લિં)ગ** (ન.) નરજાતિ
**પૂગ** (પું.) સમૂહ, ઢગલો (૨) પરસ્પર સહાયક મંડળ (૩) સોપારી કે તેનું ઝાડ (૪) શેતૂર
**પૂગવું** (ક્રિ.) પહોંચવું
**પૂછ,પૂછડું** (ન.) પુચ્છ, પૂંછડું
**પૂછગાછ** (સ્ત્રી.) (માહિતી ખાતર) પૂછવું તે, પૂછવું ગાછવું તે
**પૂછવું** (ક્રિ.) સવાલ કરવો, જવાબ માગવો (૨) તપાસ કરવી (૩) સલાહ લેવી (૪) લેખામાં લેવું
**પૂછા** (સ્ત્રી.) તપાસ, પૃચ્છા
**પૂછાપૂછ(-છી)** (સ્ત્રી.) વારંવાર કે ઉપરાઉપરી અનેક જણે કે અનેક જણને પૂછવું તે
**પૂજક** (પું.વિ.) પૂજા કરનાર
**પૂજન** (ન.) પૂજા, અર્ચન (૨) સંમાન, સત્કાર
**પૂજનિક** (વિ.) પૂજાને પાત્ર, પૂજનીય
**પૂજનીય** (વિ.) પૂજ્ય
**પૂજવું** (ક્રિ.) પૂજા કરવી (૨) સેવવું, ભજવું (૩) માન-આદર આપવો
**પૂજા** (સ્ત્રી.) પૂજન, આરાધના, ઉપાસના (૨) પૂજનની સાધન-સામગ્રી (૩) (લા.) માર
**પૂજાપાઠ** (પું.) દેવની પૂજા અને ધર્મગ્રંથનો પાઠ, પૂજાઅર્ચા
**પૂજાપો** (પું.) પૂજાનો સામાન
**પૂજારિણી** (સ્ત્રી.) પૂજા કરનાર સ્ત્રી
**પૂજારી** (પું.) પૂજા કરનાર પુરુષ
**પૂજાવું** (ક્રિ.) સત્કાર પામવો
**પૂજિત** (વિ.) પૂજાયેલું, પૂજેલું, અર્ચેલું
**પૂજ્ય** (વિ.) પૂજવા યોગ્ય (૨) વડીલ
**પૂજ્યારાધે(-ધ્ય)** (વિ.) પૂજ્ય અને આરાધ્ય (પત્રની ભાષામાં વડીલને ઉદ્દેશી વપરાય છે.) (૨) સંમાન્ય
**પૂઠ** (સ્ત્રી.) પૂંઠ, શરીરનો પાછલો ભાગ, પીઠ (૨) થાપો (૩) (લા.) કેડો, પીછો
**પૂઠું** (ન.) કઠોળ ઉપરનું છોડું (૨) ચોપડીનું આવરણ (૩) થાપો (૪) મૂળનું બંધારણ કે તેની મજબૂતી (શરીરનું)
**પૂઠે** (અ.) પાછળ
**પૂડલો,પૂડો** (પું.) લોટ કે દાળના ખીરાની તળેલી-એક વાનગી (૨) મધપૂડો
**પૂણવું** (ક્રિ.) ફળવું (માઠી રીતે), ખરાબ કે દુઃખરૂપ થવું (૨) નડવું, પજવવું, ખુવાર કરવું
**પૂણિયું** (ન.) ઘાસ કે ચાર બાંધવાનું લૂગડું, ચારિયું
**પૂણી** (સ્ત્રી.) કાંતવા માટે પીંજેલા રૂનો વણીને બનાવેલો લાંબો ગોળ આકાર
**પૂત** (પું.) પુત્ર, દીકરો (૨) (વિ.) પવિત્ર, શુદ્ધ કે શોધિત શુદ્ધ કરાયેલું (જેમ કે, દૃષ્ટિપૂત)
**પૂતળી** (સ્ત્રી.) માટી, ધાતુ વગેરેનો બનાવેલો સ્ત્રીનો ઘાટ (૨) આંખની કીકી (૩) (લા.) ખૂબસૂરત સ્ત્રી
**પૂતળું** (ન.) ધાતુ, પથ્થર, માટી, લાકડું વગેરેની બનાવેલી આકૃતિ-મૂર્તિ (૨) (લા.) અણસમજુ, જડ (૩) નામનું, દેખાવનું (૪) પ્રતીક (૫) બાવલું
**પૂનમ** (સ્ત્રી.) પૂર્ણ ચંદ્ર ઊગવાની તિથિ, પૂર્ણિમા
**પૂમ** (સ્ત્રી.) રૂ પીંજતાં ઊડતી ઝીણી રજ-રૂવાંટી (૨) કાપડ ઉપરની રુવાંટી (૩) બારીક રુવાંટી
**પૂમડી** (સ્ત્રી.) છોડને વળગી રહેલું રૂ (૨) નાનું પૂમડું
**પૂમડું** (ન.) રૂનો બહું નાનો પિંડ (૨) વચ્ચેથી થોડો ઊભો ભાગ વણીને બનાવેલી પૂમડાની વાટ (૩) ફૂલ
**પૂર** (વિ.) પૂરેપૂરું, સંપૂર્ણ (૨) (ન.) નવા પાણીનું નદી-નાળામાં જોસબંધ આવવું તે (૩) પૂરણપોળી વગેરેનું પૂરણ
**-પૂર** (અ.) નામને અંતે, ‘જેટલું, -ના માપે’, સુધી, પર્યંત’ એવા અર્થમાં. ઉદા. ચોખાપૂર, વાંસપૂર
**પૂરક** (વિ.) (ખૂટતું) પૂરું કરનાર, ‘સપ્લિમેન્ટરી’ (જેમ કે, પૂરકપ્રશ્ન, માગણી (૨) પૂરક આંકડો ક રકમ (૩) (પું.) પ્રાણાયામમાં શ્વાસ અંદર ખેંચવાની ક્રિયા
**પૂરકતા** (સ્ત્રી.) ખૂટતું પૂરું કરવું તે
**પૂરણ** (વિ.) પૂર્ણ (૨) સર્વવ્યાપી (૩) (ન.) પૂરવાની કે પૂરેલી વસ્તુ (ઉદા. પોળીનું પૂરણ, જમીનનું પૂરણ) (૪) (વિ.) પૂરનાર, પૂર્ણ કરનાર (૫) (ન.) પૂરવું-ભરવું તે
**પૂરણપોળી** (સ્ત્રી.) પૂરણ ભરીને બનાવેલી રોટલી, વેડમી
**પૂરણી** (સ્ત્રી.) પૂરવું તે (૨) પૂરવાની વસ્તુ (ઇંટ, રોડાં વગેરે) (૩) વધારાનું કથન,પૂર્તિ (૪) ઉશ્કેરણી
**પૂરત** (સ્ત્રી.) પહેરામણીમાં અધૂરૂં પૂરું કરવું તે (૨) (લા.) પહેરામણીનો અધૂરો અવેજ પૂરો કરનારી રકમ
**પૂરતું** (વિ.) જોઈએ તેટલું, પર્યાપ્ત (૨) સંપૂર્ણ
**પૂરપાટ** (અ.) પૂરા-અત્યન્ત વેગથી, ઝપાટાબંધ
**પૂરવછાયો** (પું.) પહેલાની કડીની છાયા લઈ આગળ ચલાવેલી કવિતા
**પૂરવું** (ક્રિ.) ભરવું, પૂર્ણ કરવું, દાખલ કરવું, (૨) ફૂંક ભરવી (૩) ગોંધવું, અટકાયતમાં રાખવું (૪) પુરું પાડવું
**પૂરી** (સ્ત્રી.) તળેલી એક વાનગી
**પૂરું** (વિ.) પૂર્ણ, ઊણું, ખંડિત, ઓછું કે અધૂરું નહિ એવું (૨) સમાપ્ત (૩) (ન.) મીડું, શૂન્ય (૪) પર્યાપ્ત (૫) (લા.) કાબેલ, હોશિયાર, કુશળ પૂરેપૂરું (વિ.) સંપૂર્ણ, પર્યાપ્ત, તદ્દન, પૂરું, સમગ્રતયા, સંપૂર્ણપણે ‘ઇન-ટોટો’
**પૂર્ણ** (વિ.) ઊણું, ખંડિત, ઓછું કે અધૂરું નહિ એવું, પૂરું (૨) સમાપ્ત (૩) (ન) મીડું, શૂન્ય
**પૂર્ણકાય** (સ્ત્રી.) પુરા કદનું
**પૂર્ણપુરુષોત્તમ** (પું.) શ્રીકૃષ્ણ (૨) વૈષ્ણવ મહારાજોનું સંબોધન
**પૂર્ણમાસી** (સ્ત્રી.) પૂનમ, પૂર્ણિમા

**પૂર્ણવિરામ** (ન.) લખાણમાં વાકય પૂરું થવાનું સ્થાન બતાવનાર (.) ચિહ્ન (૨) (લા.) અંત
**પૂર્ણાવતાર** (પું.) પ્રભુનો પૂર્ણ કળાએ અવતાર (૨) કૃષ્ણાવતાર
**પૂર્ણાહૂતિ** (સ્ત્રી.) યજ્ઞની સમાપ્તિએ આપેલી આહૂતિ (૨) કોઈપણ કાર્યની સમાપ્તિની ક્રિયા (૩) સમાપ્તિ
**પૂર્ણાંક** (પું.) (અપૂર્ણાંકથી ઊલટો) પૂરો અંક
**પૂર્ણાંગ** (ન.) આખું અંગ, આખું શરીર
**પૂર્ણિમા** (સ્ત્રી.) પૂનમ, પૂર્ણમાસી
**પૂર્ણોપમા** (સ્ત્રી.) ઉપમેય, ઉપમાન, સાધારણ ધર્મ અને ઉપમાવાચક એ બધાં અપાયાં હોય એવી-પૂર્ણ ઉપમા (કા.શા.)
**પૂર્તિ(-ર્તી)** (સ્ત્રી.) પરિશિષ્ટ, ઉમેરણ, પુરવણી, વધારો, 'સપ્લીમેન્ટ'
**પૂર્તિપ્રશ્ન** (પું.) પૂછેલામાં પૂર્તિરૂપે કરતો પૂરક પ્રશ્ન
**પૂર્વ** (વિ.) પ્રાચીન, પુરાણું (૨) આગળનું, આગલું (૩) ઉગમણું (૪) (સ્ત્રી.) સૂર્યના ઊગવાની દિશા (૫) (ન.) (જૈન) અંગ પૂર્વના ચૌદ (લુપ્ત) પ્રાચીન ગ્રંથોમાંનો દરેક
**-પૂર્વક** (વિ.) સમાસને અંતે 'સહિત', 'થી' એવો અર્થ બતાવે છે. ઉદા. ભાવપૂર્વક
**પૂર્વકર્મ** (ન.) પૂર્વે-પૂર્વજન્મે કરેલું કર્મ
**પૂર્વકાલ(-ળ)** (પું.) પ્રાચીન કાળ
**પૂર્વકાલીન** (વિ.) પ્રાચીન કાળનું, અગાઉના સમયનું
**પૂર્વગ** (વિ.) પુરોગ, આગળ જનાર (૨) શબ્દની આગળ આવનાર ઉપસર્ગ જેવો શબ્દ, (ઉદા. કુ, પુનર્, કમ, બિન વગેરે)
**પૂર્વગામી** (વિ.) પુરોગામી, આગળ-પહેલાં જનાર (૨) પૂર્વે લઈ જનાર
**પૂર્વગ્રહ** (પું.) પહેલેથી જ બંધાયેલો અભિપ્રાય-મત
**પૂર્વછાયો** (પું.) કાવ્યને અંતે આવતું વલણ, ઊથલો-દોહરાની છેલ્લી કડી
**પૂર્વજ** (પું.) વડવો, પિતૃ, વડીલ, બાપદાદા
**પૂર્વજન્મ** (પું.) આ જન્મ પહેલાંનો જન્મ, આગલો જન્મ
**પૂર્વજિયું** (ન.) પૂર્વજોની તૃપ્તિ ખાતર કારતક માસમાં કરાતી ક્રિયા-શ્રાદ્ધાદિ અને બ્રહ્મભોજન
**પૂર્વજ્ઞાન** (ન.) પહેલેથી જાણવું કે જાણેલું તે
**પૂર્વતપાસ** (સ્ત્રી.) છપાય કે જાહેર કરાય તે પહેલાંની જાંચ, 'પ્રી-સેન્સર'
**પૂર્વતૈયારી** (સ્ત્રી.) આગળથી કરેલી કે કરવાની તૈયારી
**પૂર્વદક્ષિણ** (વિ.) પૂર્વ અને દક્ષિણ દિશા વચ્ચેનું, અગ્નિ ખૂણાનું
**પૂર્વદષ્ટાંત** (ન.) આગળનું-અગાઉનું ઉદાહરણ, 'પ્રીસીડેન્ટ'
**પૂર્વદિશા** (સ્ત્રી.) સૂર્યના ઊગવાની દિશા (૨) (લા.) ઊગતા સૂર્ય જેવું ફળદાતા
**પૂર્વધારણા** (સ્ત્રી.) અટકળ, અંદાજ, અનુમાન
**પૂર્વનિપાત** (પું.) સમાસમાં શબ્દનું અનિયમિત રીતે આગળ આવવું તે
**પૂર્વપક્ષ** (પું.) ચર્ચા કે નિર્ણય માટે કોઈ શાસ્ત્રીય વિષયની બાબતમાં રજૂ કરલે પક્ષ કે પ્રશ્ન (૨) અદાલતમાં વાંદીએ રજૂ કરેલી વાત (૩) હિંદુ માસનું અજવાળિયું
**પૂર્વપક્ષી** (પું.) પૂર્વપક્ષ રજૂ કરનાર
**પૂર્વપદ** (ન.) સમાસ કે વાકયનું પ્રથમ અંગ
**પૂર્વપરિચય** (પું.) અગાઉની-પહેલાંની જૂની ઓળખાણ
**પૂર્વપીઠિકા,પૂર્વભૂમિકા** (સ્ત્રી.) ભૂમિકા, ઉપોદ્ઘાત, પ્રસ્તાવના, પ્રાસ્તાવિક, પૂર્વકથન
**પૂર્વમીમાંસા** (સ્ત્રી.) જૈમિનિ મુનિએ રચેલું કર્મકાંડ-પ્રધાન દર્શન (૨) છ દર્શનશાસ્ત્રમાંનું એક
**પૂર્વરાગ** (પું.) અગાઉની પ્રીત
**પૂર્વવત્** (અ.) પહેલાંની જેમ, આગળ હતું તેમ
**પૂર્વશત્રુતા** (સ્ત્રી.) જૂનું-પૂર્વેનું વેર, અગાઉથી ચાલતી આવતી દુશ્મનાવટ
**પૂર્વશરત** (સ્ત્રી.) કશું થતાં કે કરતાં પહેલાંની આવશ્યકતા, પહેલેથી હોવી જોઈતી શરત, 'પ્રીરેક્વિઝીટ'
**પૂર્વસ્નાતક** (વિ.) સ્નાતક પૂર્વેનું, 'અંડર-ગ્રેજ્યુએટ'
**પૂર્વાર્ધ** (પું.ન.) પૂર્વ બાજુનો અર્ધભાગ (૨) આગલો અડધો ભાગ
**પૂર્વાનુમાન** (ન.) આગાહી, વરતારો, ધારણા
**પૂર્વાપર** (વિ.) આગલુંપાછલું (૨) (અ.) આગળપાછળ
**પૂર્વાફાલ્ગુની** (સ્ત્રી.) અગિયારમું નક્ષત્ર
**પૂર્વાભાદ્રપદા** (સ્ત્રી.)પચીસમું નક્ષત્ર
**પૂર્વાભિમુખ** (વિ.) પૂર્વ તરફના મોંનું
**પૂર્વાલાપ** (પું.) ઉપોદ્ઘાત, પ્રસ્તાવના, પ્રાસ્તાવિક
**પૂર્વાવસ્થા** (સ્ત્રી.) ઘડપણ પહેલાંનું જીવન, આગલી હાલત કે પરિસ્થિતિ (૨) જુવાનીનો સમય
**પૂર્વાશ્રામ** (પું.) સંન્યાસ પહેલાંનું જીવન
**પૂર્વાષાઢા** (સ્ત્રી.) વીસમું નક્ષત્ર
**પૂર્વી** (સ્ત્રી.) એક રાગિણી
**પૂર્વે** (અ.) પહેલાં, અગાઉ, ભૂતકાળમાં, પૂર્વદિશામાં, -તરફ
**પૂર્વોકત** (વિ.) પહેલાં કહેવાયેલું, પૂર્વે કહેલું, અગાઉ કહેવાઈ ગયેલું
**પૂર્વોત્તર** (વિ.) પૂર્વ અને ઉત્તર દિશા વચ્ચેનું, ઈશાનખૂણાનું
**પૂર્વોપાર્જન** (ન.) પૂર્વની કરેલી કમાણી, પહેલાંની કમાણી
**પૂર્વોપાર્જિત** (વિ.) પૂર્વે કે પૂર્વજન્મમાં કમાયેલું
**પૂષા** (પું.) સૂર્ય (૨) વૈદિક કાળથી ગણાતા દેવ
**પૂળિયું** (ન.) નાનો પૂળો, મોટી ઝૂડી
**પૂળી** (સ્ત્રી.) ઘાસની ઝૂડી, તદ્દન નાનો પૂળો, ઝૂડી
**પૂળો** (સ્ત્રી.) ઘાસ કે કડબનું મોટું પૂળિયું
**પૂંખવું** (ક્રિ.) પોંખણાં વડે વરકન્યાને વધાવવાં (૨) વાવવા માટે વેરવું
**પૂંછ,પૂંછડું** (ન.) પૂછડું
**પૂંજ** (સ્ત્રી.ન.) મીડું, અનુસ્વાર
**પૂંજવું** (ક્રિ.) એકઠું કરવું, ધ્યાન રાખી ઝાડુ કાઢવું
**પૂંજી** (સ્ત્રી.) નાનો ઢગલો, દોલત, મૂડી, નાણાં, 'એસેટ'
**પૂંજીપતિ** (પું.) પૂંજીવાળો, ધનિક, ધનવાન, તવંગર
**પૂંજો** (પું.) કચરો, વાસીદું
**પૂંઠે** (અ.) પાછળ
**પૃચ્છક** (વિ.પું.) પૂછનાર માણસ
**પૃચ્છકબુદ્ધિ** (સ્ત્રી.) પ્રશ્ન કરીને જાણવાની ઇચ્છા, જિજ્ઞાસા
**પૃચ્છા** (સ્ત્રી.) પ્રશ્ન, તપાસ, પૂછપરછ
**પૃથક્** (અ.) અલગ, છૂટું, જુદું
**પૃથક્કરણ** (ન.) ઘટક તત્ત્વો જુદાં પાડવાં તે, વિશ્લેષણ, 'ઍનેલિસિસ'
**પૃથક્કાર** (પું.) પૃથક્ કરનાર, વિશ્લેષક, 'ઍનેલિસ્ટ', ઍનેલાઇઝર'
**પૃથક્કારક** (વિ.) છુટું પાડનારું

**પૃથક્કૃતિ** (સ્ત્રી.) પૃથક્કરણ, વિશ્લેષણ
**પૃથક્ક્રિયા** (સ્ત્રી.) પૃથક્કરણ, વિશ્લેષણ (૨) પૃથક્ કરવાની રીત
**પૃથક્તા,પૃથકત્વ** (સ્ત્રી.ન.) ભિન્નતા, અલગ થવા - હોવાપણું
**પૃથગ્જન** (પું.) ઈતર સામાન્ય માણસ (૨) (લા.) નીચ કે મૂર્ખ માણસ
**પૃથક્શિક્ષણ** (ન.) એકેક વિદ્યાર્થીને છૂટોછૂટો ભણાવવો તે (સમૂહ શિક્ષણથી ઊલટું)
**પૃથિવી,પૃથ્વી** (સ્ત્રી.) સૂર્યમંડળનો પૃથ્વી ગ્રહ (૨) પંચમહાભૂતોમાંનું એક (૩) જમીન
**પૃથ્વી** (પું.) એક છંદ
**પૃથ્વીકાય** (પું.) સ્થૂળ જીવોનો એક પ્રકાર (જૈન)
**પૃષ્ઠ** (ન.) પીઠ, વાંસો, બરડો (૨) (ગ્રંથનું) પાન (૩) સપાટી
**પૃષ્ઠભાગ** (પું.) આકૃતિની સપાટીનો ભાગ (૨) પાછલો ભાગ
**પૃષ્ઠભૂ,પૃષ્ઠભૂમિ** (સ્ત્રી.) પાછળની ભૂમિકા (જેના પટ પર ચિત્ર પેઠે વસ્તુને ઉઠાવ મળે,), 'બૅકગ્રાઉન્ડ'
**પૃષ્ઠવંશ** (પું.) કરોડરજ્જુ
**પૃષ્ઠવંશી** (વિ.) પૃષ્ઠવંશવાળું, કરોડરજ્જુ (૨) (ન.) તેવું પ્રાણી, 'વર્ટેબ્રેટ'
**પૃષ્ઠાંકન** (ન.) શેરો, સહી, સમર્થન, મંજૂરી (૨) પાનાનો આંક
**પે** (અ.) -ના કરતાં, સરખામણીમાં, મુકાબલે (૨) ઉપર (૩) પગાર, વેતન પેઇડ અપ પૉલિસી (સ્ત્રી.) ભરપાઈ થયેલી પૉલિસી
**પેઈંટિંગ** (ન.) ચિત્ર (૨) ચિત્રકળા
**પેક** (વિ.) પક્કું, હોશિયાર
**પૅકિંગ** (ન.) પેક કરવું તે
**પૅકેજ પ્રોગ્રામ** (પું.) સંહત કાર્યક્રમ
**પેગંબર** (પું.) માણસ માટે ઈશ્વરનો સંદેશો લાવનાર નબી, પયગંબર
**પેગામ** (પું.) પયગામ, સંદેશો (૨) ઈશ્વરી સંદેશો
**પેગામચી,પેગામી** (પું.) સંદેશવાહક, દૂત
**પેગોડા** (ન.) બૌદ્ધ મંદિર
**પેચ** (પું.) આંટો, વળ (૨) વળવાળી ખીલી, સ્ક્રૂ (૩) (લા.) યુક્તિ, તદબીર, પ્રપંચ (૪) ફાંદો, મુશ્કેલી (૫) પતંગની દોરીઓનો કટાવ
**પેચદાર** (વિ.) આંટાવાળું, પેચવાળું (૨) (લા.) યુક્તિબાજ, પ્રપંચી
**પેચવર્ક** (ન.) કાપડના ટુકડા ચોડીને કરાતું ભરતકામ
**પેચિયું** (ન.) પેચ ખોલવા તથા બેસાડવાનું સાધન, 'સ્ક્રૂ ડ્રાઈવર'
**પેચી,પેચીલું** (વિ.) (લા.) યુક્તિબાજ, પ્રપંચી, કાવાદાવાવાળું
**પેજ** (ન.) (લખાણનું) પાનું, પૃષ્ઠ
**પેટ** (ન.) જઠર, (૨) જઠર વગેરે ભાગોની શરીરની આખી બખોલ (૩) (લા.) આજીવિકા (૪) ગર્ભાશય (૫) પોતાનુ સંતાન, પોતાનો આખો વેલો-વંશ (૬) અંતર, મન (૭) કોઈ વસ્તુનો અંદરનો ભાગ, પેટું
**પેટછૂટું** (વિ.) ચોખ્ખું, દિલ ચોર્યા વગરનું
**પેટભરું** (વિ.) પેટ ભરવાની કાળજીવાળું (૨) એકલપેટું (૩) પેટિયું
**પેટ(-ટા)વવું** (ક્રિ.) સળગાવવું, બાળવું
**પેટ(-ટા)વું** (ક્રિ.) સળગવું, બળવું
**પેટંટ** (વિ.) ઈજારો ધરાવતું, તેવા સરકારી પરવાનાવાળું, ખાસ (૨) (ન.) તેવા ઈજારાનો પરવાનો (૩) (પું.) નવી શોધ વગેરેનો માલિકી-હક્ક (૪) શોધના માલિકી-હક્કનો પરવાનો
**પેટા,પેટાભાગ** (વિ.પું.) ભાગનો ભાગ, ગૌણ (૨) અંતર્ગત, તાબાનું
**પેટાકલમ** (સ્ત્રી.) કલમની અંદરની કલમ, 'સબક્લૉઝ', 'સબસેક્શન'
**પેટાકાનૂન** (પું.) મુખ્ય કાનૂનને આધારે કે તેના પરથી થતો કાયદો, 'બાઈ-લૉ'
**પેટાખાતું** (ન.) પેટામાં આવેલું-ગૌણ ખાતું
**પેટાખાનું** (ન.) મુખ્ય ખાનાના પેટામાં આવેલું તે
**પેટાઘર** (ન.) મોટા ઘરની જોડેનું નાનું (તેના ભાગમાં આવેલું) ઘર, 'આઉટ-હાઉસ'
**પેટાજાતિ** (સ્ત્રી.) મોટી જાતિનો એક ફાંટો
**પેટાજ્ઞાતિ** (સ્ત્રી.) મુખ્ય જ્ઞાતિનો એક ભાગ
**પેટાનિયમ** (પું.) મુખ્યના ભાગ તરીકે આવતો ગૌણનિયમ, 'બાઈ-લૉ'
**પેટાપંથ** (પું.) સંપ્રદાયનો ફાંટો
**પેટાપેદાશ** (સ્ત્રી.) મુખ્ય વસ્તુમાંથી પેદા થાય તે, ગૌણ-પેદાશ
**પેટાબાબત** (સ્ત્રી.) પેટામાં જણાવેલી બાબત (૨) ગૌણ-બાબત
**પેટાભાગિયો** (પું.) મોટા ભાગીદારોનો હિસ્સેદાર
**પેટાભાડૂત** (પું.) ભાડૂતનો ભાડૂત
**પેટામહાલ** (પું.) મહાલમાંનો નાનો-પેટામાં આવેલો મહાલ, પેટા-તાલુકો
**પેટા રકમ** (સ્ત્રી.) મુખ્યના પેટામાં આવેલી રકમ
**પેટાસમિતિ** (સ્ત્રી.) મોટી સમિતિએ નીમેલી નાની સમિતિ
**પેટાળ** (ન.) પેટ, અંદરનો ભાગ કે પોલાણ (જેમ કે, ધરતીનું), ભૂગર્ભ
**પેટાંફોડ** (વિ.) કાપતું, કાપી (વ્યાજ) (૨) (લા.) મોટી રકમમમાં નાની રકમ સમાવીને ગણાતું વ્યાજ
**પેટિકોટ** (ન.) ચણિયો, 'સ્કર્ટ'
**પેટિયું** (વિ.) પેટપૂર અન્ન બદલ નોકરી-ચાકરી કરનારું (૨) (ન.) પેટનું ખર્ચ, રોજનું ખાવાનું (૩) પગાર પેટે આપેલું પેટપૂર અન્ન (૪) પગાર, રોજ (૫) ગુજરાન
**પેટી** (સ્ત્રી.) કાંઈ મૂકવા માટે કરાતી એક રચના-મંજૂષા (૨) છાતીને પેટીના જેવું રક્ષણ આપે એવો એક જાતનો કબજો (૩) વાજાપેટી, હાર્મોનિયમ (૪) ફટાકડાની લૂમોનો બીડો (૫) દીવાસળીનું ખોખું
**પેટીસ** (સ્ત્રી.) બટાટાની એક ફરસાણી વાનગી
**પેટું** (ન.) કોઈપણ ચીજનો વચ્ચેથી પોલો કે દુંદની પેઠે ઊપસેલો ભાગ (૨) મોટી ચીજની અંદર સમાતો ભાગ-અંશ (૩) સમાસના પૂર્વપદ (પેટા) તરીકે, 'ગૌણ', 'અંદર સમાતું' એવા અર્થમાં (૪) (તિરસ્કારમાં) પેટી
**પેટૂડું** (વિ.) (લા.) સ્વાર્થી, મતલબી
**પેટે** (અ.) બાબતમાં (૨) સાટે, બદલામાં (૩) ખાતે, હિસાબે
**પેટ્રન** (પું.) મુરબ્બી, આશ્રયદાતા (૨) મંડળ કે સંસ્થામાં અમૂક સારી મદદ આપનાર સભાસદ, એક માનવાચક હોદ્દો
**પેટ્રોકેમિકલ્સ** (ન.) પેટ્રોલ-રસાયણ
**પેટ્રોલિંગ** (ન.) રોન મારવી તે, પહેરો ભરવો, ચોકી કરવી
**પેઠ,પેઠમ,પેઠે** (અ.) રીતે, માફક, જેમ
**પૅડ** (ન.) કાચી બાંધણીથી લખવાના કાગળની બાંધેલી થોકડી (૨) ગાદી જેવું ઢાંકણ (જેમ કે, ઘા ઉપર રૂનું પૅડ મૂકી પાટો બાંધે) (૩) રબ્બર સ્ટેમ્પની શાહીવાળી કુશનની ડબ્બી
**પૅડલ** (ન.)સાઇકલનું (પગથી ફેરવવાનું) પેંગડું (૨) પગથી ચલાવવાના યંત્રમાં પગનો પંજો મૂકવાનું સાધન

**પેડુ(-ઢુ)** (ન.) દૂંટીની નીચેનો પેટનો ભાગ
**પેડું** (ન.) ટોળું, (૨) ભવૈયાનું ટોળું (૩) દૂધ કે દહીં ભરવાનું માટીનું વાસણ (૪) એક જાતનું ઘાસ
**પેઢી** (સ્ત્રી.) શરાફની દુકાન (૨) વેપારીની કોઠી (૩) વંશપરંપરાનું પગથિયું (૪) વંશપરંપરા, વંશાવળી
**પેઢીઆગત** (વિ.) પેઢીઉતાર આવેલું
**પેઢીઉતાર** (વિ.) પેઢી દર પેઢી ચાલતું આવેલું (૨) (અ.) પેઢી દર પેઢી (૩) આનુવંશિક
**પેઢીપંચક** (ન.) (લા.) વંશનો નાશ કરનાર, પેઢીનું નિકંદન કાઢનાર વ્યક્તિ
**પેઢું** (ન.) પેઢવું, દાંતનાં મૂળ ઢાંકતો ભાગ, અવાળું
**પેણી** (સ્ત્રી.) તાવડી, કડાઈ, તવી
**પેણો** (પું.) મોટી પેણી, મોટી કડાઈ
**પેથડિન** (સ્ત્રી.) એક પ્રકારનું ઘેન લાવે તેવું ઔષધ
**પેદા** (વિ.) ઉત્પન્ન (૨) કમાયેલું, મેળવેલું (૩) ઉપજેલું, નીપજેલું
**પેદાશ** (સ્ત્રી.) પેદા થવું કે થાય તે, ઉત્પન્ન, ઊપજ,નીપજ
**પેધવું** (ક્રિ.) ટેવાવું, આદત પડવી (૨) લાગ મળવાથી ફાવવું
**પેધું** (વિ.) પેધી ગયેલું (૨) (ન.) પેંધવું તે, ટેવ
**પેન** (સ્ત્રી.) પથ્થરપેન (૨) અંદર શાહી ભરી રખાય એવી એક જાતની કલમ, 'ફાઉન્ટન પેન'
**પૅનલ** (સ્ત્રી.) (અમુક કામ અંગેના ખપ માટે) વ્યક્તિઓની યાદી, નામાવલી (૨) બારી-બારણાંની કમાડમાંની તકતી
**પેનસિલ** (સ્ત્રી.) સીસાપેન, પેન્સિલ
**પેનિસિલીન** (ન.) ફૂગમાંથી તૈયાર કરવામાં આવતી રોગના જંતુઓનો નાશ કરનારી એક દવા
**પેની** (સ્ત્રી.) તાંબાનો અંગ્રેજી ચલણી સિક્કો, પેન્સ
**પેન્ડ્યુલા** (પું.) આસોપાલવનું સીધું ઊંચે જતું વૃક્ષ
**પેન્શન** (ન.) નોકરી બદલ તેમાંથી નિવૃત્ત થયે મળતો બેઠો પગાર, નિવૃત્તિ-વેતન
**પેન્શનપાત્ર** (વિ.) પેન્શનને યોગ્ય, 'પેન્શનેબલ' (જેમ કે, નોકરી પગાર)
**પેન્શનર** (પુ.) પેન્શન પર ઊતરેલો, પેન્શન મેળવનાર, નિવૃત્તિ-વેતન મેળવનાર
**પેન્સ** (પું.) અંગ્રેજી ચલણી સિક્કો-પેની
**પેન્સિલ** (સ્ત્રી.) સીસાપેન, પેનસિલ
**પેપર** (ન.) કાગળ (૨) વર્તમાનપત્ર, છાપું (૩) (પું.ન.) પરીક્ષાનો પ્રશ્નપત્ર
**પેપરવેઈટ** (ન.) દાબણિયું, મેજ વગેરે ઉપરના કાગળો ઊડી ન જાય એ માટેનો પથ્થર, કાચ વગેરેનો દટ્ટો (૨) (લા.) લાંચ, રુશવત
**પેપલી** (સ્ત્રી.) કોકડું વળેલી ચોખાની પાપડી
**પૅમ્ફલેટ** (ન.) પત્રિકા, ચોપાનિયું
**પેય** (વિ.) પીવા યોગ્ય, પીવાનું (૨) (ન.) પી શકાય એવું ખાદ્ય (૩) પીણું (ચા, કોફી વગેરે)
**પેર** (સ્ત્રી.) પ્રકાર, રીત, ઢબ (૨) ખબર (૩) તદબીર, યુક્તિ (૪) (પું.) પગ (૫) (અ.) પેરે, પેઠે
**પેરણી** (સ્ત્રી,.) પેરવું તે, વાવણી, વાવેતર
**પૅરપિટ** (સ્ત્રી.) ધોરો, અગાશી, ધાબાની પાળી (૨) કોટ, હૈયારખી
**પૅરફિન** (ન.) એક જાતના પથ્થર, લાકડું વગેરેમાંથી ગાળી કાઢવામાં આવતો મીણ જેવો પદાર્થ (મીણબત્તીમાં તેમ જ જુલાબ તરીકે વપરાય છે.)
**પૅરલલ** (વિ.) સમાંતર
**પૅરલલબાર્સ** (પું.બ.વ.) કસરત માટેની એક યોજના (બે સમાંતર દાંડાવાળી ઘોડી)
**પેરવી** (સ્ત્રી.) તજવીજ, ગોઠવણ, યુક્તિ, તૈયારી (૨) પ્રયત્ન (૩) દરજ્જો
**પેરા(-રો)** (પું.) ફકરો, કંડિકા, પરિચ્છેદ, વાકયખંડ, 'પૅરેગ્રાફ'
**પેરુ** (ન.) જામફળ, પેરુ, પેરાઈ (૨) (પું.) દક્ષિણ અમેરિકાનો એક દેશ
**પેરે** (અ.) પ્રકારે, પેઠે
**પૅરોલ** (સ્ત્રી.) કેદીને શરતી-મુદતી છુટ્ટી
**પેલ,પેલવું** (ન.) પીંજેલા રૂની થેપલી-પૂણી, પોલવું
**પેલું** (વિ.) સામે આંગળીથી બતાવેલું, ઓલ્યું (૩) આવતા પરમ દિવસ પછીના કે ગયાની પૂર્વનો (દિવસ)
**પેશ** (અ.) આગળ, ઉપરી અધિકારી તરફ (૨) આગળ, ઠેઠ, મોખરે
**પેશ(-શો)** (પું.) ધંધો, કસબ, ઉદ્યોગ, વ્યવસાય
**પેશકદમી** (સ્ત્રી.) સામે લેવા જવું તે (૨) આગેકૂચ (૩) ચડાઈ, હલ્લો, હુમલો (૪) રજા વિના બીજાની જમીન વગેરેમાં દાખલ થવું તે
**પેશકશ(-શી)** (પું.સ્ત્રી.) ખંડણી, નજરાણું
**પેશકાર** (પું.) કારભારી, મંત્રી, શિરસ્તેદાર, મુખ્ય કારકુન (૨) ખવાસ, હજૂરિયો
**પેશગી** (સ્ત્રી.) કામ પેટે અગાઉથી આપેલી રકમ, આગોતરી રકમ, બાનું
**પેશદસ્તી** (સ્ત્રી.) આગળ થઈને કરેલું અનુચિત કામ - જબરદસ્તી (૨) ચાલાકી, આગળ થવુ એ, પહેલ
**પેશન્ટ** (ન.) દર્દી, રોગી, બીમાર વ્યક્તિ
**પેશવા** (પું.) પેશ્વા, આગેવાન (૨) સતારાના મરાઠા રાજાઓનું વંશપરંપરાગત પ્રધાનવટું ધરાવનાર બ્રાહ્મણ (૩) મુખ્ય પ્રધાન-મહાઅમાત્ય
**પેશી** (સ્ત્રી.) માંસનો લોચો, કોશ, 'ટિસ્યુ' (૨) (ફણસ, ખજૂર જેવાં) ફળના ગરનો પિંડ
**પેસવું** (ક્રિ.) દાખલ થવું, પ્રવેશ કરવો (૨) ઘૂસવું
**પેસાર(-રો)** (પું.) પેસવું-દાખલ થવું તે, પ્રવેશ (૨) (લા.) પરિચય, ગાઢ સંબંધ
**પૅસેન્જર** (ન.) વાહનનો મુસાફર, ઉતારુ, પ્રવાસી, યાત્રી, યાત્રિક
**પૅસેન્જર ટ્રેન** (સ્ત્રી.) ઉતારુઓ લાવતી-લઈ જતી રેલગાડી (એ સામાન્ય રીતે દરેક સ્ટેશને ઊભી રહે છે.)
**પેસ્ટ-કંટ્રોલ** (ન.) ઉપદ્રવી જીવાત-નિયંત્રણ (જેમ કે, ઊધઈ)
**પેસ્તર** (વિ.) આગામી, (અ.) તદ્દન અગાઉથી
**પૅ-સ્લિપ** (ન.) પગાર-પત્રિકા, પગારની ચિઠ્ઠી (૨) બૅન્કના ખાતામાં રકમ ભરવાની ચબરકી-કાપલી
**પેંગડું** (ન.) ઘોડેસવાર જેમાં પગ રાખે છે તે કડું, રકાબ
**પેંડો** (પું.) પિંડ. (માટીનો) લોંદો (૨) દૂધના માવાની બનાવેલી એક મીઠાઈ
**પેંતરો** (પું.) કુસ્તી વગેરેની શરૂઆતમાં આગલા પગને જરા વાળીને અને પાછલા પગને ટટાર રાખી ઊભા રહેવું તે, પવિત્રા (૨) દાવપેચ, યુક્તિ, પ્રપંચ
**પૈકી** (અ.) -માંનું, -માંથી
**પૈઠણ** (સ્ત્રી.) કરિયાવર, દહેજ

**પૈડ** (સ્ત્રી.) ચોળાચોળ, પંચાત, પરડ
**પૈડું** (ન.) ચક્ર, ચાક
**પૈતૃક** (વિ.) બાપીકું, વારસામાં મળેલું, પેઢીઉતાર
**પૈતો** (પું.) પીતો, પાતળો કકડો, મોટું ચકતું
**પૈશાચ** (વિ.) રાક્ષસી (૨) (પું.) લગ્નના આઠ પ્રકારોમાંનો એક
**પૈશુન,પૈશુન્ય** (ન.) પિશુનતા (નીચતા), ક્રૂરતા
**પૈસા** (પું.બ.વ.) ધન, દોલત, સંપત્તિ, સંપદા
**પૈસાદાર,પૈસાપાત્ર** (વિ.) પૈસાવાળું, ધનવાન, ધનિક, તવંગર
**પૈસાભાર** (વિ.) પૈસાના વજન બરોબર (૨) (લા.) જરા, થોડું, લેશ, નામનું
**પૈસો** (પું.) તાંબાનો એક સિક્કો (૨) (લા.) દોલત, ધન
**પો** (સ્ત્રી.ન.) પાસાના દાવમાં એકનો દાવ (૨) કોડીઓના દાવમાં ૧૦, ૨૫ અને ૩૦ જેવા દાણા કે તે પડે ત્યારે લેવાનો એક વધુ દાણો (૩) ચોપાટમાં પહેલું ખાનું
**પૉઇન્ટ** (ન.) બિંદુ, નિશાન (૨) વીજળીની (દીવો પંખો વગેરેની) ચાંપની જગ્યા
**પોક** (સ્ત્રી.) બૂમ પાડીને રડવું તે
**પોકળ** (વિ.) પોલું (૨) ખોટું
**પોકાર** (પું.) બૂમ, (૨) (લા.) ફરિયાદ
**પોકેપોક** (અ.) પોકે પોકે, ખૂબ પોકો પાડીને, વારંવાર પોક મૂકીને
**પોખરાજ** (પું.) પીળા રંગનું એક રત્ન
**પોગળ** (ન.) ભોપાળું, જૂઠાણું (૨) દંભ, આડંબર (૨) (લા.) ખોટું, જૂઠું, ગપોડું
**પોચ** (સ્ત્રી.) દાણા વગરનું ખોખું (ડાંગરનું) (૨) (લા.) કમીપણું, ઓછપ (૩) નરમપણું, ઢીલાપણું
**પોચકણ** (વિ.) પોચું, બીકણ, પચકણ
**પોચકાઈ** (સ્ત્રી.) પોચકાપણું
**પોચકું** (ન.) છાણનો લોંદો (૨) (વિ.) પોચકણ, બીકણ, ડરપોક, પોચા સ્વભાવનું
**પોચટ(-ડ)** (વિ.) પોચું, બીકણ, પચકણ
**પોચરડું** (ન.) બીજ ન થયું હોય અથવા અંદર મરી ગયું હોય એવી સીંગ
**પોચું** (વિ.) નરમ, દબાયું, દબાય એવું (૨) નબળું, ઢીલું (૩) (લા.) બીકણ, પોચકણ, ડરપોક, (૪) કૂણું, કોમળ
**પોટકી(-લી)** (સ્ત્રી.) નાની ગાંસડી, પોટકું
**પોટકું(-લું)** (ન.) ગાંસડી, બચકો, પોટલી
**પોટાશ(-સ)** (પું.) એક રાસાયણિક દ્રવ્ય-ક્ષાર
**પોટીસ** (સ્ત્રી.) ગડગૂમડ પકવવા માટે ઘઉંના લોટ વગેરેની ગરમ લૂગદી
**પોટેશિયમ,પટૅશિયમ** (ન.) એક મૂળધાતુ (૨.વિ.)
**પોટેશિયમ પરમૅન્ગેનેટ** (ન.) (પાણીની) જંતુનાશક લાલ દવા
**પોઠ** (સ્ત્રી.) (પશુની) પીઠ પર નખાય તેવી બેવડી ગુણ (૨) વણજાર
**પોઠિયો** (પું.) પોઠ ઉપાડનાર બળદ (૨) મહાદેવનો નંદી (૩) (લા.) ભારવાહક માણસ
**પોઠી** (પું.) પોઠનો બળદ (૨) વણજારો
**પોણા** (પું.બ.વ.) પોણાના આંક, પોણું
**પોત** (ન.) બાળક, બચ્ચું (૨) કપડું (૩) (પું.) મછવો, નાવ (૪) (લા.) વસ્ત્રનો વણાટ (૫) મરનારનાં નજીકનાં સગાંનો શક મુકાવવા બીજાં સગાં વસ્ત્ર કે તેની કિંમત આપે છે તે
**પોત** (ન.) ફસ ખોલવી તે (૨) પોતાનું ખરું સ્વરૂપ, પોતાપણું (૩) તાકાત (૪) જમીનના માપનો એક પેટા ભાગ (૫) (પું.) જમીન મહેસૂલ
**પોતપોતામાં** (અ.) માંહોમાંહે, દરેકમાં
**પોતપોતે** (સ.) પોતે પોતે, દરેક
**પોતાપણું** (ન.) આત્મીયભાવ (૨) વ્યક્તિત્વ (૩) અસ્મિતા, અહંભાવ
**પોતિયાદાસ** (પું.) પોતિયું પહેરનારો-ઢીલો માણસ
**પોતિયું** (ન.) નાનું ધોતિયું, પંચિયું, પોતડી
**પોતીકું** (વિ.) પોતાનું, સ્વકીય, જાતનું
**પોતું** (ન.) પાણીમાં ભીંજવેલો લૂગડાનો કકડો (૨) ચૂનામાં કે રંગમાં ભીંજવેલો કૂચડો (૩) સરકારી ખજાનામાં મહેસૂલનું ભરણું (૪) પોયું
**પોતે** (સ.) જાતે, પંડે, સ્વયં, ખુદ, આપોઆપ
**પોથી** (સ્ત્રી.) પોઈની વેલ (૨) પોઈના રંગમાં કે અળતામાં બોળી રાખેલું રૂનું પોલ (૩) છૂટાં પાનાંનું હસ્તલિખિત પુસ્તક
**પોથીપંડિત** (પું.) પુસ્તકિયા જ્ઞાનવાળો, વેદિયો
**પોથું** (ન.) મોટી પોથી-પુસ્તક (તુચ્છકારમાં)
**પોદળો** (પું.) છાણનો લોંદો
**પોપ** (પું.) રોમમાં રહેતો રોમન કૅથલિક સંપ્રદાયનો સૌથી વડો ધર્માધિકારી (૨) (ન.) પોપડી, ફણગો, પડ, થર
**પોપસંગીત** (ન.) પાશ્ચાત્ય સંગીતનો એક પ્રકાર
**પોપચું** (ન.) આંખનું પાંપણવાળું ઢાંકણ (૨) ખસખસનો દાણા બાઝ્યા વગરનો ડોડો (૩) પોપડી
**પોપટ** (પું.) લીલા જેવા રંગનું એક પક્ષી, શુક, સૂડો
**પોપટિયું** (વિ.) પોપટના જેવા રંગનું, (૨) પોપટના નાકના આકારનું (૩) પોપટની પેઠે સમજ્યા વિના ગોખી મારેલું (૪) કેવળ મોઢાનું, બોલવા પૂરતું જ
**પોપટી** (વિ.) પોપટિયું (૨) (સ્ત્રી.) પોપટની માદા (૩) એક છોડ-વેલો (૪) દિવેલામાં પડતો એક રોગ
**પોપટું** (ન.) પોપટીનું ફળ-દાણો
**પોપટો** (પું.) ચણાની શિંગ
**પોપડી** (સ્ત્રી.) નાનો પોપડો-પડ, કપોટી
**પોપડું** (ન.) નાનો પોપડો (૨) માત્ર ઘાસ ઊગે તેવી જમીન
**પોપડો** (પું.) ઊપસેલું, ઊખડેલું કે લાગેલું પડ (૨) માત્ર ઘાસ ઊગે તેવી જમીન
**પોપલિન** (ન.) એક જાતનું કડક કાપડ
**પોપલું** (વિ.) પોચું, કાંઈ સહન કહી શકે નહિ તેવું (૨) લાડ લડાવેલું, લાડકું કરી નાખેલું (૩) નકામાં ફાંફાં મારતું
**પોપશાહી** (સ્ત્રી.) જેમાં પોપનું ચલણ હોય એવો સમાજ હોવો તે (૨) (વિ.) પોપને લગતું
**પોપાંબાઈનું રાજ્ય** (ન.) ગેરવ્યવસ્થા અને અનાવડતને કારણે ચાલતું અંધેર (૨) (લા.) અવ્યવસ્થા, અંધાધૂંધી, અરાજકતા
**પોપું** (વિ.) કાંગું, પોચું (૨) (ન.) કાંગાપણું, પોચાપણું
**પોપો** (પું.) કાજળનું ટપકું, નજરિયું (૨) અજાણ્યો ચોર (બાળકને કહેવામાં)
**પોબાર** (પું.બ.વ.) ત્રણ પાસાની રમતમાં છ છ અને એક એમ કુલ તેર દાણાનો દાવ (૨) ફતેહ
**પોમચો** (પું.) સ્ત્રીઓનું એક જાતનું લૂગડું, નાની ચૂંદડી

**પોમલું** (વિ.) હરખઘેલું (૨) પોપલું
**પોયણ(-ણી)** (સ્ત્રી.) એક જાતના કમળની વેલ
**પોયણું** (ન.) એક જાતનું નાનું કમળ, રાત્રે ખીલતું કમળ
**પોયું** (ન.) ગેડીદડાની રમતમાં જ્યાં દડી પહોંચાડવાથી જીત ગણાય તે મુકરર કરેલી હદ, 'ગોલ'
**પોર** (ન.) પરું, ગામ પાસેની નાની વસાહત
**પોર** (અ.) ગયે વર્ષે કે આવતે વર્ષે
**પોરસ** (પું.) ખુશાલીનો ઉકરાંટો (૨) શૂરાતન, પાણી (૩) (લા.) ગૌરવ
**પોરસાવું** (ક્રિ.) આનંદથી ઊભરાવું, હરખાવું
**પોરિયું** (ન.) છોકરું
**પોરી** (સ્ત્રી.) છોકરી, પોયરી
**પોરો** (પું.) પાણીમાં થતો એક બારીક જીવ (૨) અવસર, સમો (૩) કૂવામાંથી પાણી કાઢવાનું લાંબા ઘાટનું પહોળા મોંનું વાસણ (૪) શૂરાતન
**પૉર્ચ** (પું.) પ્રવેશ દ્વાર આગળનો છતવાળો ખુલ્લો ભાગ
**પૉર્ટ** (ન.) બંદર (૨) (પું.) (દ્રાક્ષનો) એક જાતનો દારૂ
**પૉર્ટફોલિયો** (પું.) કામકાજના છૂટા કાગળ રાખવાનું પાકીટ કે તેવી બનાવટ (૨) (લા.) રાજ્યના પ્રધાનનું પદ કે ખાતું
**પૉર્ટર** (પું.) રેલ્વેસ્ટેશનનો પરચૂરણ કામકાજ કરનારો એક નોકર-મજૂર, 'કુલી'
**પોર્ટુગીઝ** (સ્ત્રી.) પોર્ટુગલ દેશની ભાષા (૨) (પું.) તે દેશનો વતની (૩) (વિ.) તે દેશ કે વતનીને લગતું
**પૉર્ટેબલ** (ન.) હેરફેર કરી શકાય તેવું
**પૉર્ટ્રેટ** (સ્ત્રી.) પૂરા કદનું વ્યક્તિચિત્ર
**પોલ** (પું.) પીંજેલું રૂ (૨) (ન.) પોચું ગોદડું (૩) ધ્રુવપ્રદેશ
**પોલ** (સ્ત્રી.ન.) પોલાણ (૨) (લા.) મિથ્યા દેખાવ, જૂઠાણું (૩) અંધાધૂંધી, ગોટાળો
**પોલકું** (ન.) સ્ત્રીઓનું એક વસ્ત્ર, કબજો, 'બ્લાઉઝ'
**પોલંપોલ** (ન.) સાવ પોલ હોવું તે
**પોલાણ** (ન.) પોલાપણું (૨) પોલો ભાગ (જેમ કે, ઝાડનું)
**પોલાદ** (ન.) ખરું, -તીખું લોઢું, ગજવેલ
**પોલાદી** (વિ.) પોલાદનું (૨) (લા.) મજબૂત મનોબળનું (૩) કદી તૂટે નહીં એવું
**પોલાર** (ન.) પોલ, કાણું
**પોલિક્લિનિક** (ન.) વિવિધ રોગોનું સારવાર-કેન્દ્ર
**પોલિટિકલ** (વિ.) રાજકીય, રાજદ્વારી, રાજનૈતિક
**પોલિટિકલ એજન્ટ** (પું.) રાજકીય પ્રતિનિધિ
**પોલિટેક્નિક** (સ્ત્રી.) વિવિધ હુન્નરકલા-વિદ્યાલય
**પોલિયો** (પું.) એક બાળ રોગ-લકવો
**પોલિયો રસી** (સ્ત્રી.) બાળ-લકવા ન થાય તે માટેની રસી
**પૉલિશ** (ન.સ્ત્રી.) પાલીશ, ચળકાટ, ઓપ
**પૉલિસી** (સ્ત્રી.) વીમો, વીમાખત (૨) કાર્યનીતિ, યુક્તિ (૩) આચાર-પદ્ધતિ
**પોલીસ** (પું.) સિપાઈ (૨) (સ્ત્રી.) પોલીસની ફોજ
**પોલીસ-કબજો** (પું.) પોલીસના કબજામાં કેદીએ હોવું તે, 'પોલીસ કસ્ટડી'
**પોલીસ-કમિશનર** (પું.) પોલીસ-આયુક્ત
**પોલીસ-કોર્ટ** (સ્ત્રી.) નાના નાના ગુનાની ફોજદારી અદાલત
**પોલીસ-ગુનો** (પું.) જે માટે પોલીસે ધરપકડ કરવી ઘટે તેવા પ્રકારનો ગુનો 'કોગ્નિઝેબલ ઑફેન્સ'
**પોલીસ-ચોકી** (સ્ત્રી.) પોલીસની ચોકી-થાણું
**પોલીસ-થાણું** (ન.) પોલીસચોકી કે પોલીસકામ માટેનું મથક
**પોલીસ-પટેલ** (પું.) ગામની પોલીસ-વ્યવસ્થાનો સત્તાધીશ, મુખી
**પોલીસ-પાર્ટી** (સ્ત્રી.) પોલીસોની ટુકડી
**પોલીસ-રાજ(-જ્ય)** (ન.) પોલીસને જેમાં છૂટોદોર મળે એવો અમલ કે રાજ્ય વહીવટ, પોલીસના જોરે ચાલતું રાજ્ય કે હકૂમત
**પોલું** (વિ.) વચ્ચે પોલાણવાળું-ખાલી (૨) (લા.) મિથ્યા દેખાવનું, નિરર્થક
**પોલો** (પું.) ઘોડા પર બેસીને રમાતી એક (ગેડીદડા જેવી) રમત
**પોશ** (પું.સ્ત્રી.) ખોબો (૨) (વિ.) (એક કે બંને હાથની) પોશ જેટલું. ઉદા. પોશ ચોખાને મૂઠી દાળ
**પોશધ** (પું.) શ્રાવકે કરવાનું એક વ્રત, પૌષધ
**પોશધશાળા** (સ્ત્રી.) પૌષધ કરવાનું અલગ સ્થાન, પૌષધશાળા
**પોશાક** (પું.) પહેરવેશ, લેબાસ (૨) પહેરવાંના વસ્ત્ર
**પોશિંદું** (વિ.) આશરો-ઉત્તેજન આપનાર, મુરબ્બી, કદરદાન (૨) ગુપ્ત
**પોષ(-સ)** (પું.) વિક્રમ સંવતનો ત્રીજો મહિનો-પોષ
**પોષક** (વિ.) પોષણ કરનાર
**પોષકતા** (સ્ત્રી.) પોષણવાળું
**પોષકવાયુ** (સ્ત્રી.) પ્રાણવાયુ, 'ઑક્સિજન'
**પોષણ** (ન.) પોષવું તે, પુષ્ટિ (૨) ગુજરાન, નિભાવ (૩) ટેકો-અનુમોદન
**પોષણિયું** (ન.) પોષક વસ્તુ (૨) પુષ્ટિકર (૩) પાલક, રક્ષક
**પોષ(-સ)વું** (ક્રિ.) ખવરાવી-પિવરાવી જતન કરવું (૨) ઉત્તેજન-મદદ આપવી (૩) (લા.) તૃપ્ત કરવું
**પોષા(-સા)વું** (ક્રિ.) પાલવવું, પરવડવું (૨) માગણી થવી, ખપવું
**પોષિત** (વિ.) પોષાયેલું, પોષાતું
**પોષી(-સી)** (વિ.) પોષ માસનું
**પોષ્ય** (વિ.) પોષવા યોગ્ય
**પોસ** (પું.) નોકરચાકરોને હોળી-દિવાળીની કે આનંદપ્રસંગની ખુશબખ્તી (૨) પોષ મહિનો
**પોસાણ** (ન.) પોષાવું તે (૨) માગણી, ખપત
**પોસાતું** (વિ.) પુષ્ટ, મોટું, (૨) પોસાય એવું કે એટલું
**પોસ્ટ** (સ્ત્રી.) ડાક, ટપાલ
**પોસ્ટ-ઑફિસ** (સ્ત્રી.) ટપાલ-કચેરી, ડાકઘર
**પોસ્ટકાર્ડ** (ન.) ટપાલનું પત્તું
**પોસ્ટ-બૉક્સ** (ન.) ટપાલપેટી
**પોસ્ટમાસ્તર** (પું.) ટપાલ-કચેરીનો વડો અમલદાર
**પોસ્ટમૅન** (પું.) ટપાલી
**પોસ્ટર** (ન.) જાહેર સૂચન કે ખબરનું કાગળિયું, જે દીવાલ વગેરે ઉપર ચોટાડાય છે.
**પોસ્ટમૉર્ટ(-ર્ટે)મ** (ન.) મૃતદેહની તપાસ, તે માટે કરાતી ચીરફાડ વગેરે
**પોસ્ટલ-ઑર્ડર** (પું.) ટપાલ ખાતાની હૂંડી
**પોસ્ટેજ** (ન.) ટપાલખર્ચ

**પોહ** (પું.) પરોઢિયું, પો
**પોહ,પોહપોહ** (અ.) ઢોરને પાણી પાવાને ઉચ્ચારાતો ઉદ્ગાર
**પોળ** (સ્ત્રી.) દરવાજો (૨) દરવાજાવાળો મહોલ્લો (૩) શેરી
**પોળિયો** (પું.વિ.) દરવાન
**પોળી** (સ્ત્રી.) પાતળી અને પોચી રોટલી (૨) પૂરણપોળી
**પોંક(-ખ)** (પું.) દૂધ ભરાયેલાં કણસલાંને ભૂંજીને કાઢેલા કણ
**પોંક(-ખ)ણું** (ન.) પોંખવામાં વપરાતાં-ધૂંસળ, મુસળ, રવૈયો અને ત્રાક-એ ચારમાંનું દરેક (૨) પોંખવાની ક્રિયા
**પોંક(-ખ)વું** (ક્રિ.) પોંખણાં વડે વરકન્યાને વધાવવાં (૨) પાણી સીંચીને વધાવવું (૩) પાણી મૂકી પ્રતિજ્ઞા કરવી-સંકલ્પ કરવો (૪) (લા.) મારવું
**પોંકિયું** (ન.) લીલું કણસલું (જેનો પોંક પડાય છે.)
**પૌગંડ** (વિ.) બાળવયનું કે બાળક જેવું (૨) (ન.) બાલ્યાવસ્થા
**પૌગંડાવસ્થા** (સ્ત્રી.) બાલ્યાવસ્થા
**પૌત્ર** (પું.) દીકરાનો દીકરો
**પૌત્રી** (સ્ત્રી.) દીકરાની દીકરી
**પૌનઃપુન્ય** (ન.) પુનઃ પુનઃ થવું તે, વારંવારપણું
**પૌર** (પું.) શહેરી (૨) (વિ.) પુર-શહેરને લગતું, શહેર સંબંધી
**પૌરવી** (સ્ત્રી.) મધ્યગ્રામની એક મૂર્ચ્છના
**પૌરસ્ત્ય** (વિ.) પૂર્વનું, પૂર્વદિશાનું
**પૌરાણિક** (વિ.) પુરાણને લગતું (૨) (પું.) પુરાણી
**પૌરુષ** (વિ.) પુરુષનું (૨) (ન.) પુરુષત્વ (૩) પુરુષાતન (૪) (લા.) ઉદ્યમ
**પૌરુષેય** (વિ.) પુરુષનું, પુરુષને છાજતું (૨) પુરુષે રચેલું
**પૌર્ણમાસી,પૌર્ણિમા** (સ્ત્રી.) પૂર્ણિમા, પૂર્ણમાસી
**પૌર્વાપર્ય** (ન.) પૂર્વાપર હોવાપણું, ક્રમ
**પૌર્વિક** (વિ.) પૂર્વેનું, પહેલાંનું
**પૌષ્ટિક** (વિ.) પોષણ આપનાર
**પૌંઆ(-વા)** (પું.બ.વ.) શેકેલી ડાંગરને ખાંડીને કાઢેલા ચપટા દાણા
**પ્યાજ** (ન.) પિયાજ, ડુંગળી, કાંદો
**પ્યાજી** (વિ.) ડુંગળીના રંગનું
**પ્યાદું** (ન.) શેતરંજમાં પાયદળ સિપાઈનું મહોરું (૨) પાયદળ સિપાઈ
**પ્યાર** (પું.) પ્રેમ, પ્રીતિ, ચાહ, સ્નેહ
**પ્યારી** (સ્ત્રી.) વહાલી સ્ત્રી, પ્રિયતમા
**પ્યારું** (વિ.) વહાલું (૨) સ્નિગ્ધ, ચીકણું
**પ્યાલી** (સ્ત્રી.) નાનું પવાલું (૨) (લા.) દારૂનો પ્યાલો, જામ
**પ્યાસ** (સ્ત્રી.) તરસ, તૃષા
**પ્યાસી, પ્સાસું** (વિ.) તરસ્યું
**પ્યુરિટન** (વિ.પું.) ખ્રિસ્તી પ્રોટેસ્ટન્ટ ધર્મની એક (ભારે ચોખલિયા) શાખા કે પંથનું
**પ્રકટ** (વિ.) પ્રગટ, ખુલ્લું (૨) પ્રત્યક્ષ (૩) પ્રસિદ્ધ, પ્રકાશિત (પુસ્તક) (૪) (અ.) ખુલ્લી રીતે, જાહેર રીતે, સાક્ષાત્
**પ્રકરણ** (ન.) પ્રસંગ, વિષય (૨) ગ્રંથનો વિભાગ, અધ્યાય (૩) કોઈ બાબત ઉપરનો સંપૂર્ણ વ્યવહાર-મામલો (૪) કશું કરવાનું ખાસ વિધાન કરતું વચન (૫) કવિકલ્પિત વસ્તુવાળું રૂપક નાટક (૬) બનાવ, પ્રસ્તાવ
**પ્રકર્ષ** (પું.) અત્યંતતા (૨) ઉત્તમપણું, શ્રેષ્ઠતા (૩) અભ્યુદય
**પ્રકલ્પ** (પું.) વ્યવસ્થા, ગોઠવણ (૨) આયોજન
**પ્રકંપ** (પું.) અત્યંત કંપ
**પ્રકાર** (પું.) ભેદ, જાત (૨) રીત, તરેહ (૩) બનાવટ (૪) ઢાંચો
**પ્રકારાંતર** (ન.) પ્રકારમાં ફેર કે તફાવત, બીજો પ્રકાર
**પ્રકાશ** (પું.) અજવાળું, રોશની (૨) ચળકાટ (૩) પ્રસિદ્ધિ (૪) પ્રાગટ્ય (૫) સંગીતમાં એક અલંકાર
**પ્રકાશક** (વિ.) પ્રકાશ કરનારું (૨) પ્રસિદ્ધ કરનાર
**પ્રકાશત્વ** (ન.) પ્રકાશ હોવો કે આપવો તે, 'લ્યુમિનૉસિટી'
**પ્રકાશન** (ન.) પ્રકાશિત કરવું તે (૨) પ્રસિદ્ધ કરેલો ગ્રંથ
**પ્રકાશમાપક** (ન.) પ્રકાશ માપવાનું યંત્ર, 'ફોટોમિટર'
**પ્રકાશમાપન** (ન.) પ્રકાશ માપવો તે કે તેની વિદ્યા, 'ફોટોમિટ્રી'
**પ્રકાશલેખન** (ન.) છબી પાડવાની કળા, ફોટોગ્રાફી
**પ્રકાશ-વર્ષ** (ન.) એક સેકંડમાં હવામાં આશરે ૧,૮૬,૯૦૦ માઇલની ગતિએ જતું પ્રકાશનું કિરણ એક વર્ષમાં કાપે તે અંતર
**પ્રકાશવિજ્ઞાન,પ્રકાશશાસ્ત્ર** (ન.) પ્રકાશનું વિજ્ઞાન કે શાસ્ત્ર, 'ઑપ્ટિક્સ'
**પ્રકાશવું** (ક્રિ.) ચળકવું, તેજ મારવું, શોભવું (૨) પ્રકાશમાં કે બહાર આવવું, જાહેર થવું (૩) પ્રકાશિત કરવું, બહાર પાડવું, પ્રસિદ્ધ કરવું
**પ્રકાશિત** (વિ.) પ્રકાશવાળું, પ્રકાશતું (૨) પ્રકાશમાં આવેલું, છપાવી પ્રસિદ્ધ કરાયેલું
**પ્રકાંડ** (પું.)) ડાળું, (૨) (વિ.) વિસ્તીર્ણ (૩) (લા.) પ્રખર (૪) ઉત્તમ
**પ્રકીર્ણ** (વિ.) વેરાયેલું, છૂટુંછવાયું (૨) પરચૂરણ
**પ્રકૃત** (વિ.) પ્રસ્તુત, જેની વાત ચાલુ હોય તેવું (૨) અવિકૃત, મૂળ સ્થિતિનું, કુદરતી
**પ્રકૃતિ** (સ્ત્રી.) કુદરત (૨) ધર્મ, પ્રધાન ગુણ, લક્ષણ (૩) તબિયત (૪) સ્વભાવ, મિજાજ (૫) અમાત્યવર્ગ (૬) પ્રજા (૭) પુરુષથી ભિન્ન એવું જગતનું મૂળ ઉપાદાન (૮) જેને રૂપાખ્યાનના પ્રત્યયો લાગે છે તે (૯) માયા
**પ્રકૃતિમંડલ(-ળ)** (ન.) આખો પ્રજાસમુદાય, જનતા
**પ્રકૃતિવાદ** (પું.) નિસર્ગવાદ, ઇંદ્રિયગ્રાહ્ય એવી પ્રકૃતિ કે દશ્ય સાચું છે એવી માન્યતાનો વાદ, 'નેચરલિઝમ'
**પ્રકૃતિવાદી** (વિ.પું.) પ્રકૃતિવાદ અંગેનું કે તેમાં માનનારું
**પ્રકૃતિવિન્યાસ** (પું.) પ્રકૃતિના રૂપમાં ગોઠવવું તે
**પ્રકૃતિસિદ્ધ** (વિ.) પ્રકૃતિ પ્રમાણેનું, સ્વભાવસિદ્ધ, કુદરતી
**પ્રકૃષ્ટ** (વિ.) ઉત્કૃષ્ટ, ઉત્તમ (૨) પ્રબળ, અતિશય
**પ્રકોપ** (પું.) ગુસ્સો, ક્ષોભ (૨) પ્રબળતા
**પ્રકોપિત** (વિ.) ગુસ્સાવાળું કે ગુસ્સે કરાયેલું
**પ્રક્રિયા** (સ્ત્રી.) કાર્યપ્રણાલી, પદ્ધતિ, રીત (૨) અનુષ્ઠાન, ક્રિયા (૩) પ્રકરણ, ખંડ (૪) શબ્દ જોડવા-બનાવવાની રીત (૫) વ્યવસ્થા
**પ્રક્ષાલન** (ન.) ધોવું તે
**પ્રક્ષાલિત** (વિ.) પખાળેલું, ધોયેલું
**પ્રક્ષેપ,પ્રક્ષેપણ** (પુ..ન.) નાખવું-ફેંકવું તે (૨) પાછળથી ઉમેરવું કે ઉમેરેલું તે (૩) બહાર નીકળતો ભાગ
**પ્રક્ષેપક** (પું.) પ્રક્ષેપ કરનાર (૨) દૂર સુધી ફેંકનારું
**પ્રક્ષેપાસ્ત્ર** (ન.) અતિ વિનાશક ઘણે દૂર સુધી ફેંકી શકાય એવું હથિયાર, 'મિસાઇલ'
**પ્રખર** (વિ.) ઉગ્ર, તીક્ષ્ણ (૨)પ્રચંડ

**પ્રખ્યાત** (વિ.) પ્રસિદ્ધ, જાણીતું, વખણાયેલું, નામાંકિત, પંકાયેલું
**પ્રખ્યાતિ** (સ્ત્રી.) પ્રસિદ્ધિ, નામાંકિતતા, કીર્તિ
**પ્રગટ** (વિ.અ.) પ્રકટ, ખુલ્લું (૨) પ્રત્યક્ષ (૩) પ્રસિદ્ધ, પ્રકાશિત (પુસ્તક) (૪) ખુલ્લી રીતે, જાહેર રીતે
**પ્રગટવું** (ક્રિ.) પ્રગટ થવું, જન્મવું (૨) સળગવું (૩) જાહેર થવું (૪) પ્રસિદ્ધ થવું
**પ્રગતિ** (સ્ત્રી.) આગળ વધવું તે, ઉન્નતિ (૨) વિકાસ
**પ્રગતિકર** (વિ.) પ્રગતિ કરનારું, વિકાસશીલ
**પ્રગતિમાન** (વિ.) પ્રગતિ કરનાર, પ્રગતિવાળું
**પ્રગતિવાદ** (પું.) જગતમાં બધે પ્રગતિ થાય છે એવી માન્યતા, વિકાસવાદ
**પ્રગતિવાદી** (વિ.પું.) પ્રગતિવાદમાં માનનાર
**પ્રગતિશીલ** (વિ.) પ્રગતિ કરતું
**પ્રગલ્ભ** (વિ.) પ્રૌઢ, ગંભીર, પીઢ (૨) ઉંમરે પહોંચેલું, પુખ્ત (૩) નિર્ભય, નીડર (૪) નિર્લજ્જ, ધૃષ્ટ (૫) ઉદ્ધત, અભિમાની
**પ્રગાઢ** (વિ.) બહુ ગાઢ, ખૂબ ઘાટું (૨) દૃઢ, મજબૂત
**પ્રચલિત** (વિ.) ચાલતું આવેલું, ચાલુ, પ્રચાર પામેલું
**પ્રચંડ** (વિ.) ભયંકર (૨) કદાવર, જાજરમાન (૩) ઉગ્ર (૪) અસહ્ય (૫) ખૂબ ગુસ્સે થયેલું (૬) રૌદ્ર
**પ્રચાર** (પું.) પ્રસાર, ફેલાવો (૨) વહીવટ, રૂઢિ, ચાલ (૩) જાહેરાત (૪) ઉપયોગ
**પ્રચારક** (પું.) પ્રચાર કરનાર
**પ્રચારકામ** (ન.) પ્રચાર કરવાનું કામ
**પ્રચારકામી** (વિ.) પ્રચાર કરવાની કામનાવાળું, પ્રચારલક્ષી, 'પ્રોપેગેન્ડિસ્ટ'
**પ્રચારકાર્ય** (ન.) (ખબરો કે વિચારોનો) પ્રચાર કરવાનું કામ
**પ્રચાલક** (પું.) ચલાવનાર, સંચાલક (૨) આરંભક
**પ્રચુર** (વિ.) ખૂબ, પુષ્કળ (૨) મોટા વિસ્તારવાળું
**પ્રચ્છન્ન** (વિ.) ઢાંકેલું (૨) અણછતું, ગુપ્ત
**પ્રચ્છર્દન** (ન.) શ્વાસ બહાર કાઢવો તે (૨) ઊલટી, વમન
**પ્રચ્છાદન** (ન.) ઢાંકવું તે, છુપાવવું તે (૩) ઉપરણું (૩) ચાદર (પથારી માટેની), આવરણ, ઓઢો
**પ્રચ્છાદિત** (વિ.) ઢાંકેલું, છુપાવેલું
**પ્રજનક** (સ્ત્રી.) જન્મ આપનાર (માતા), ઉત્પાદક
**પ્રજનન** (ન.) ગર્ભાધાન કરવું તે (૨) જન્મ આપવો-પ્રસવ થવો તે (૩) સંતતિ
**પ્રજવાળવું** (ક્રિ.) સળગાવવું (૨) દીપાવવું
**પ્રજળવું** (ક્રિ.) સળગવું, બળવું
**પ્રજા** (સ્ત્રી.) જનતા, લોકસમૂહ (૨) એક સંસ્કૃતિ ને ઐકયભાવવાળો લોકસમૂહ, એક રાષ્ટ્રની જનતા (૩) માનવવંશશાસ્ત્રની રીતે એકરસખો લોકસમૂહ (૪) રૈયત (૫) સંતતિ
**પ્રજાકીય** (વિ.) પ્રજાનું, પ્રજાને લગતું, લોકસમૂહનું
**પ્રજાક્ષોભ** (પું.) પ્રજાનો ખળભળાટ
**પ્રજાગર** (પું.) ઉજાગરો (૨) ઊંઘ ન આવવી તે
**પ્રજાતંત્ર** (ન.) પ્રજાસત્તાક રાજ્યતંત્ર, ગણતંત્ર, 'રિપબ્લિક'
**પ્રજાનુગ્રહ** (પું.) પ્રજા ઉપર અનુગ્રહ- તેનું ભલું કરવું તે
**પ્રજાપતિ** (પું.) સૃષ્ટિની ઉત્પત્તિનો અધિષ્ઠાતા દેવ, બ્રહ્મા (૨) રાજા (૩) (લા.) કુંભાર (૪) સૂર્યમાળાનો એક દૂરનો ગ્રહ, 'યુરેનસ'
**પ્રજાપરાયણ** (વિ.) પ્રજામાં પરાયણ-તેની સેવામાં ભાવવાળું
**પ્રજાપાલ(-ળ)ક** (પું.) રાજા
**પ્રજાપાલન** (ન.) પ્રજાનું પાલન-રક્ષણ
**પ્રજાપ્રિય** (વિ.) લોકપ્રિય
**પ્રજાભાવ** (પું.) રાષ્ટ્રીયતા
**પ્રજામાનસ** (ન.) પ્રજાનું-લોકોનું માનસ-તેમનું મન અને વૃત્તિવલણ વગેરે, લોકમાનસ
**પ્રજાવતી** (સ્ત્રી.) સંતાનવાળી સ્ત્રી
**પ્રજાવત્સલ** (વિ.) પ્રજા પર હેતવાળું, પ્રજાપરાયણ
**પ્રજાવ્યાપી** (વિ.) આખી પ્રજામાં વ્યાપેલું, ખૂબ મોટું ને ફેલાયેલું
**પ્રજાશાસનવાદ,પ્રજાશાહી** (પું.સ્ત્રી.) લોકશાસન, 'ડેમોક્રેસી' (૨) (વિ.) લોકશાહી સંબંધી
**પ્રજાસત્તાક** (વિ.) પ્રજાની સત્તા કે ચલણવાળું, પ્રજાના વહીવટવાળું, લોક-શાહીવાળું રાજ્યતંત્ર
**પ્રજાસત્તાવાદ** (પું.) પ્રજાશાહી, લોકશાસન
**પ્રજાસ્મિતા** (સ્ત્રી.) પ્રજા તરીકેનું અભિમાન-ગૌરવ
**પ્રજાળવું** (ક્રિ.) સળગાવવું, પ્રજ્વાળવું
**પ્રજીવક** (ન.) વિટામિન, ખોરાકમાં રહેલું એક પોષક-પ્રાણદાયી તત્ત્વ
**પ્રજેશ** (પું.) પ્રજાપતિ, બ્રહ્મા
**પ્રજોત્પત્તિ** (સ્ત્રી.) સંતાનની ઉત્પત્તિ
**પ્રજોત્પાદક** (વિ.) સંતાન ઉપજાવે એવું
**પ્રજોત્પાદન** (ન.) પ્રજા ઉત્પન્ન કરવી તે, પ્રજનન
**પ્રજોદ્ધાર** (પું.) પ્રજાનો ઉદ્ધાર-ઉન્નતિ
**પ્રજ્ઞ** (વિ.પું.) ઊંડું જ્ઞાન ધરાવનાર, જ્ઞાની, શાણું, બુદ્ધિમાન
**પ્રજ્ઞા** (સ્ત્રી.) બુદ્ધિ, જ્ઞાન
**પ્રજ્ઞાચક્ષુ** (વિ.) અંધ (૨) (ન.) જ્ઞાનરૂપી નેત્ર
**પ્રજ્ઞાપારમિતા** (સ્ત્રી.) પ્રજ્ઞાની પરમ સિદ્ધિ, બૌદ્ધ દશ પારમિતાઓમાંની એક
**પ્રજ્ઞાવાદ** (પું.) પ્રજ્ઞા કે જ્ઞાન યા વિદ્વત્તા ભરેલી માન્યતાનો વાદ (૨) (લા.) અતિ ડાહી ને પાંડિત્ય ભરેલી વાત (પણ તથ્યાંશ વિનાની)
**પ્રજ્ઞાવાદી** (વિ.પું.) પ્રજ્ઞાવાદને લગતું કે તે માનનારું
**પ્રજ્વલન** (વિ.પું.) પ્રજ્વળવું તે
**પ્રજ્વલમાન** (વિ.) પ્રજળતું, પ્રકાશમાન
**પ્રજ્વલિત** (વિ.) પ્રજળતું, પ્રદીપ્ત
**પ્રણ** (ન.) પ્રતિજ્ઞા, ટેક, વચન, નેમ (૨) શરત, હોડ
**પ્રણત** (વિ.) પ્રણામ કરતું, ભકત (૨) નમ્ર, વિનયથી
**પ્રણતપાળ** (વિ.પું.) પ્રણત જન-ભકતજનને પાળનાર-રક્ષનાર (પ્રભુ)
**પ્રણય** (પું.) પ્રેમ (સ્ત્રી પુરુષનો) (૨) નમ્ર વિનંતી
**પ્રણયિની** (સ્ત્રી.) પ્રેમ કરનારી કે પ્રેમનું થયેલી સ્ત્રી (૨) પત્ની
**પ્રણયી** (વિ.) પ્રેમ કરનાર કે પ્રેમનું પાત્ર થયેલો પુરુષ (૨) (પું.) પતિ (૩) પ્રણયી પુરુષ
**પ્રણવ** (પું.) ૐ કાર (૨) નાદમંત્ર
**પ્રણવમંત્ર** (પું.) ૐ મંત્ર (૨) ઑમકારનો નાદ

**પ્રણામ** (પું.) નમસ્કાર
**પ્રણાલ,પ્રણાલિકા,પ્રણાલી** (પું.સ્ત્રી.) રૂઢિ, પદ્ધતિ, પરંપરા
**પ્રણિધાન** (ન.) સમાધિ, ધ્યાન (૨) ભક્તિ, ઉપાસના (૩) ઇંદ્રિય કર્મફલત્યાગ
**પ્રણેતા** (પું.) રચનાર (૨) આગેવાન, પ્રવર્તક
**પ્રત** (સ્ત્રી.) (ગ્રંથની કે કોઈ લખાણની) નકલ (૨) મૂળ લખાણ, 'કૉપી'
**પ્રતવારી** (સ્ત્રી.) વર્ગીકરણ, પ્રતબંધી
**પ્રતાપ** (પું.) સામર્થ્ય, પ્રભાવ (૨) તેજ, કાંતિ (૩) રૂઆબ, શૌર્ય
**પ્રતાપવાન,પ્રતાપશાળી,પ્રતાપી** (વિ.) પ્રતાપવાળું, પ્રભાવવાળું
**પ્રતિ** (અ.) તરફ (૨) નીચેના અર્થમાં વપરાતો એક ઉપસર્ગ વિરુદ્ધ, વિપરીત (ઉદા. પ્રતિકાર), સામે (ઉદા. પ્રત્યક્ષ), બદલામાં (પ્રત્યુપકાર), હરેક, દરેક (ઉદા. પ્રત્યેક, પ્રતિક્ષણ), સમાન, સદશ (ઉદા. પ્રતિકૃતિ)
**પ્રતિ(-તી)કાર** (પું.) વિરોધ, સામનો (૨) બદલો (૩) ઉપાય, ઇલાજ
**પ્રતિ(-તી)કારક** (વિ.) પ્રતિકાર કરનારું
**પ્રતિકાર્ય** (ન.) કાર્ય સામેનું કાર્ય, બદલો (૨) અવળું કે ઊલટું કાર્ય
**પ્રતિકાવ્ય** (ન.) (ઉપહાસ કરવા કરાતી) મૂળ કાવ્યની પ્રતિકૃતિ, 'પૅરડી'
**પ્રતિકૂલ(-ળ)** (વિ.) અનુકૂળ નહિ તેવું, વિરુદ્ધ, ઊલટું
**પ્રતિકૃતિ** (સ્ત્રી.) છબી (૨) નકલ
**પ્રતિકોણ** (પું.) સામી બાજુએ ખૂણો, 'ઑપોઝિટ ઍન્ગલ (ગ.)
**પ્રતિક્રમણ** (ન.) પાપની માપીની પ્રાર્થના-જૈનો આચાર્ય પાસે ભણી જાય છે તે વિધિ
**પ્રતિક્રાંતિ** (સ્ત્રી.) ક્રાંતિ સામે જતી-ઊલટી કે અવળી ક્રાંતિ, 'કાઉંટર-રેવોલ્યુશન'
**પ્રતિક્રિયા** (સ્ત્રી.) ઉપાય (૨) વિરોધી ક્રિયા-ગતિ, 'રિ-ઍક્શન'
**પ્રતિક્ષણ** (અ.) પળેપળે
**પ્રતિગામી** (વિ.) સાચી કે પાછી ગતિ કરનારું, પ્રગતિથી સામું
**પ્રતિગ્રહ** (પું.) દાન લેવું તે (૨) સ્વીકાર
**પ્રતિગ્રહી** (વિ.) દાન લેનાર
**પ્રતિઘાત** (પું.) (માર્યા) સામું મારવું તે (૨) સામો આઘાત કે ધક્કો, 'રિ-ઍક્શન (૩) પડઘો (૪) રુકાવટ
**પ્રતિઘોર** (પું.) પડઘો, પ્રતિઘોષ, પ્રતિધ્વનિ, પ્રતિશબ્દ
**પ્રતિઘોષ** (પું.) પડઘો, પ્રતિધ્વનિ
**પ્રતિઘોષિત** (વિ.) પ્રતિઘોષવાળું, પડઘાવાળું
**પ્રતિચક્રવાત** (પું.) ચક્રવાત-વંટોળિયાથી ઊંધો વાતો પવન
**પ્રતિચિત્ર** (ન.) કૅમેરાથી લીધેલી છબી, 'ફોટોગ્રાફ'
**પ્રતિચ્છંદ** (પું.) પડછાયારૂપ આકૃતિ
**પ્રતિચ્છાયા** (સ્ત્રી.) પડછાયો, પ્રતિબિંબ
**પ્રતિજ્ઞા** (સ્ત્રી.) પણ, નિયમ (૨) શપથ (૩) પચાવયવ વાકયમાંનું પહેલું, જેમાં સાધ્યનો પક્ષ ઉપર નિર્દેશ કરવામાં આવે છે. (ન્યા,)
**પ્રતિજ્ઞાપત્ર** (પું.ન.) પ્રતિજ્ઞાનો લેખ
**પ્રતિજ્ઞાબદ્ધ** (વિ.) પ્રતિજ્ઞાથી બંધાયેલું
**પ્રતિજ્ઞાભંગી** (વિ) પ્રતિજ્ઞાનું ભંગ કરનાર
**પ્રતિજ્ઞાંતર** (ન.) એક નિગ્રહસ્થાન, વાદીએ કરેલા દૂષણનો ઉદ્ધાર કરવા પોતાની પ્રતિજ્ઞા બદલવી તે (ન્યા.) (૨) બીજી પ્રતિજ્ઞા
**પ્રતિદિન,પ્રતિદિવસ** (અ.) દરરોજ
**પ્રતિદ્વંદ્વિતા** (સ્ત્રી.) બેની સામાસામી હરીફાઈ કરવી તે, પ્રતિસ્પર્ધિતા, શત્રુતા, દુશ્મનાવટ, વેર
**પ્રતિદ્વંદ્વી** (વિ.પું.) સામાવાળિયું, શત્રુ
**પ્રતિદ્વેષી** (વિ.પું.) દ્વેષ કરનાર, શત્રુ, દુશ્મન, વેરી
**પ્રતિધ્વનિ** (પું.) પડઘો, પ્રતિઘોષ
**પ્રતિનમસ્કાર** (પું.) નમસ્કાર કરાતાં કરવામાં આવતો સામો નમસ્કાર
**પ્રતિનાયક** (પું.) નાટક કે વાર્તામાં નાયકનો સામાવાળિયો (૨) ખલનાયક
**પ્રતિનિધિ** (પું.) -ને બદલે, -ના તરફથી કામ કરવા નિયુક્ત કરેલો માણસ (૨) રાજ્યનો પ્રતિનિધિ, એલચી, 'ડેલિગેટ'
**પ્રતિનિધિત્વ** (ન.) પ્રતિનિધિપદ (૨) પ્રતિનિધિ ચૂંટવાનો અધિકાર
**પ્રતિનિધિભવન** (ન.) રાજ્યપ્રતિનિધિનો નિવાસ, 'લિગેશન'
**પ્રતિનિયમ** (પું.) નિયમનો અપવાદ આપતો નિયમ
**પ્રતિનિર્માણ** (ન.) પુનઃસર્જન
**પ્રતિનિવેશ** (પું.) વિરોધી રજૂઆત, 'ઍન્ટિથીસિસ'
**પ્રતિપક્ષ** (પું.) સામેનો પક્ષ (૨) શત્રુ, સામાવાળિયો (૩) પ્રતિવાદી
**પ્રતિપક્ષી** (પું.) પ્રતિપક્ષનો માણસ, સામાવાળિયો
**પ્રતિપત્તિ** (સ્ત્રી.) પ્રાપ્તિ (૨) પ્રતીતિ, જ્ઞાન (૩) સંમતિ, સ્વીકાર (૪) નિશ્ચય, ખાતરી (૫) પ્રતિપાદન, નિરૂપણ
**પ્રતિપદ(-દા)** (સ્ત્રી.) પડવો, એકમ
**પ્રતિપન્ન** (વિ.) જાણેલું (૨) સ્વીકારેલું (૩) મળેલું (૪) શરણાગત (૫) સાબિત કરેલું (૬) સમાન - પ્રતિષ્ઠા પામેલું
**પ્રતિપાદક** (વિ.) પ્રતિપાદન કરનારું
**પ્રતિપાદન** (ન.) પ્રમાણો આપી પુરવાર કરવું તે
**પ્રતિપાલક** (પું.) ભરણપોષણ કરનાર, રક્ષણ કરનાર
**પ્રતિપાલન(-ના)** (ન.સ્ત્રી.) ભરણપોષણ, રક્ષણ
**પ્રતિપાળ** (પું.) પ્રતિપાલક (૨) (સ્ત્રી.) સંભાળ, રક્ષણ
પ્રતિપ્રકાશક (વિ.) પ્રકાશને પોતે ઝીલી લઈ તેને પાછો ફેંકે એવું 'ફ્લુરેસન્ટ'
**પ્રતિપ્રકાશન** (ન.) પ્રકારને પોતે ઝીલી લઈ તેને પાછો ફેંકે તેવો ગુણ કે તેમ કરવું તે, 'ફ્લુરેસન્સ'
**પ્રતિપ્રશ્ન** (પું.) સામો પ્રશ્ન, પ્રશ્ન સામે કરેલો પ્રશ્ન
**પ્રતિપ્રસવ** (પું.) અપવાદનો અપવાદ (૨) વૃત્તિ કે ભાવ પ્રસવે કે સંભવે તેની સામે અસર કરે એવી કે શમાવે એવી વૃત્તિ કે ભાવ, પ્રસવ સામેનો પ્રસવ
**પ્રતિપ્રિય** (ન.) રૂડો બદલો, પ્રત્યુપકાર
**પ્રતિફલ(-ળ)** (પું.) પ્રતિફલન (૨) સામો બદલો
**પ્રતિફલક** (પું.) પ્રતિબિંબ ફેંકે તેવું ફલક, 'રિફ્લેક્ટર'
**પ્રતિફલન** (ન.) પ્રતિબિંબ (૨) પ્રતિક્રિયા, સામેથી બદલો
**પ્રતિફલિત** (વિ.) પ્રતિબિંબિત
**પ્રતિબદ્ધ** (વિ.) બંધાયેલું (૨) પ્રતિબંધ-રુકાવટવાળું (૩) 'કૉન્જ્યુગેટ'
**પ્રતિબંધ** (પું.) વિઘ્ન, વાંધો, મનાઈ, રુકાવટ
**પ્રતિબંધક** (વિ.) રોકનારું
**પ્રતિબંધિત** (વિ.) પ્રતિબંધ કે મના કરાયેલું, 'કૉન્ટ્રાબૅન્ડ'
**પ્રતિબાધ** (પું.) બાધ, વાંધો
**પ્રતિબાધક** (વિ.) બાધ કરે એવું, વાંધાવાળું

**પ્રતિબિંબ** (ન.) પડછાયો, ચળકતી સપાટીમાં પડતી પ્રતિચ્છાયા
**પ્રતિબિંબવું** (ક્રિ.) -નું પ્રતિબિંબ ઝીલવું-ગ્રહણ કરવું
**પ્રતિબિંબિત** (વિ.) જેનું પ્રતિબિંબ પડ્યું હોય એવું
**પ્રતિબોધ** (પું.) જાગૃતિ (૨) જ્ઞાન, સમજણ (૩) બોધ, ઉપદેશ (૪) સ્મરણ, યાદ આપવું તે
**પ્રતિબોધવું** (ક્રિ.) ઉપદેશ આપવો, સમજાવવું
**પ્રતિભા** (સ્ત્રી.) કાંતિ, તેજ (૨) માનસિક શક્તિની ઝલક-છટા (૩) કલ્પના, સર્જન અને શોધખોળના ક્ષેત્રમાં નવું નવું તેજ બતાવનારી અસાધારણ ઈશ્વરદત્ત બુદ્ધિશક્તિ
**પ્રતિભાગ** (પું.) ભાગ, અંશ (આવક કે ઊપજનો)
**પ્રતિભાન** (ન.) ભાન, સૂઝ (૨) તરતબુદ્ધિ (૩) પ્રતિભા (૪) સ્પષ્ટ થવું તે, સમજણ, આકલન
**પ્રતિભાવાન,પ્રતિભાશાળી** (વિ.) પ્રતિભાવાળું
**પ્રતિભાસ** (પું.) આભાસ
**પ્રતિમલ્લ** (પું.) પ્રતિપક્ષી મલ્લ
**પ્રતિમા** (સ્ત્રી.) મૂર્તિ, છબી
**પ્રતિમાન** (ન.) પ્રતિમા (૨) પ્રતિબિંબ (૩) દૃષ્ટાંત (૪) 'ઍન્ટિલૉગેરિધમ'
**પ્રતિમાલેખન** (ન.) પ્રતિમા જોઈને કરેલું આલેખન, 'મૉડેલ ડ્રૉઇંગ'
**પ્રતિમાવિધાન** (ન.) પ્રતિમા બનાવવી તે
**પ્રતિમુખ** (ન.) નાટકના વસ્તુનો પાંચમાંનો એક સંધિ
**પ્રતિમૂર્ત** (વિ.) પ્રતિબિંબરૂપ, બરોબર મૂળ જેવું
**પ્રતિમૂર્તિ** (સ્ત્રી.) પ્રતિબિંબ, બરોબર નકલ
**પ્રતિયોગ** (વિ.) વિરુદ્ધ સંબંધ, વિરોધી પદાર્થોનો સંયોગ (૨) વિરોધ, શત્રુતા, દુશ્મનાવટ
**પ્રતિયોગિતા** (સ્ત્રી.) શત્રુતા, દુશ્મનાવટ (૨) સંઘર્ષ (૩) હરીફાઈ, સ્પર્ધા
**પ્રતિયોગી** (વિ.) વિરુદ્ધ કે સામેનું, ઊલટું, જેવા સામે તેવું (૨) શત્રુ, દુશ્મન (૩) હરીફ
**પ્રતિરથ(-થી)** (પું.) સામેનો યોદ્ધો
**પ્રતિરૂપ** (ન.) સામેથી તેવા રૂપનું તે, પ્રતિબિંબ, પ્રતિમા (૨) (વિ.) -ના રૂપનું, -ની જોડેનું કે મળતું, 'કાઉંટરપાર્ટ'
**પ્રતિરોધ** (પું.) અટકાવ, રોકાણ, અટકાવવું તે
**પ્રતિરોધક,પ્રતિરોધી** (વિ.) રોકનારું, અટકાવનાર, રોકનાર
**પ્રતિરોપણ** (ન.) એકનું (અંગ) બીજામાં બેસાડવું તે
**પ્રતિલિપિ,પ્રતિલેખ** (સ્ત્રી.પું.) નકલ
**પ્રતિલોમ** (વિ.) ઊલટા ક્રમનું, અવળું, પ્રતિકુલ (૨) નીચું, હલકું, (૩) ઉપલા વર્ણની સ્ત્રી સાથેનું (લગ્ન)
**પ્રતિવમન** (ન.) પરાવર્તન, પાછુ ફેંકાવું તે
**પ્રતિવર્ષ** (અ.) દર વરસે
**પ્રતિવાદ** (પું.) વિરોધ, ખંડન (૨) વાદ સામે કે તેના જવાબરૂપે વાદ, ઉત્તર, જવાબ
**પ્રતિવાદણ,પ્રતિવાદિની** (સ્ત્રી.) પ્રતિવાદી સ્ત્રી
**પ્રતિવાદી** (પું.) દાવામાં બચાવપક્ષનો માણસ
**પ્રતિવાય** (પું.) પ્રત્યવાય, વિઘ્ન, નડતર (૨) પાપ, દ્વેષ
**પ્રતિવારણ** (ન.) નિવારણ
**પ્રતિવિધાન** (ન.) ઉપાય, ઇલાજ
**પ્રતિવિષ** (ન.) વિષનો ઉતાર કે મારણ, વિષ સામેનું વિષ, 'ઍન્ટી-ટૉકિસન'
**પ્રતિશબ્દ** (પું.) પડઘો
**પ્રતિશયન** (ન.) ઇષ્ટ વસ્તુ મેળવવા દેવ આગળ અનશન કે ધરણું લઈને સૂવું તે
**પ્રતિશાપ** (પું.) શાપ સામે અપાતો શાપ
**પ્રતિશોધ,પ્રતિશોધન** (પું.ન.) બદલો લેવો-વેર વાળવું તે
**પ્રતિષેધ** (પું.) નિષેધ, મના
**પ્રતિષ્ઠા** (સ્ત્રી.) આબરૂ, (૨) (મૂર્તિની) વિધિપૂર્વક સ્થાપના (૩) સ્થિરતા, મજબૂતી
**પ્રતિષ્ઠાન** (ન.) સ્થાન, સ્થળ, સંસ્થા
**પ્રતિષ્ઠાપક** (પું.) પ્રતિષ્ઠા કરનાર
**પ્રતિષ્ઠિત** (વિ.) પ્રતિષ્ઠાવાળું, આબરૂદાર, (૨) સ્થિર, જામેલું
**પ્રતિસંબંધી** (વિ.) વિરુદ્ધ, વિરોધી
**પ્રતિસિદ્ધાંત** (પું.) સિદ્ધાંતથી ઊલટો સિદ્ધાંત, 'કૉન્વર્સ થિયરમ' (ગ.)
**પ્રતિસ્પર્ધા,પ્રતિસ્પર્ધિતા** (સ્ત્રી.) હરીફાઈ, પ્રતિયોગિતા
**પ્રતિસ્પર્ધી** (પું.) હરીફ, પ્રતિયોગી
**પ્રતિહત** (વિ.) પ્રતિઘાત-પ્રતિબંધ પામેલું
**પ્રતિ(-તી)હાર** (પું.) દ્વારપાળ, દરવાન, સંત્રી
**પ્રતિહારિકા,પ્રતિહારી** (સ્ત્રી.) સ્ત્રી દરવાન
**પ્રતિ(-તી)હારું** (ન.) પ્રતિહારનું કામ
**પ્રતિહાસ** (પું.) સામે હસવું તે
**પ્રતિહિંસા** (સ્ત્રી.) હિંસા સામે હિંસા
**પ્રતિહૃદય** (ન.) હૃદય-તેના ભાવોનું પ્રતિબિંબ
**પ્રતીક** (ન.) પ્રતિમા, મૂર્તિ (૨) ચિહ્ન, નિશાન
**પ્રતીક્ષા** (સ્ત્રી.) વાટ જોવી તે
**પ્રતીક્ષાલય** (ન.) ઉતારૂઓ માટે ઊઠવા-બેસવા માટેનો ઓરડો, 'વેઇટિંગ રૂમ'
**પ્રતીચી** (સ્ત્રી.) પશ્ચિમ દિશા
**પ્રતીત** (વિ.) સ્પષ્ટ જણાયેલું
**પ્રતીતિ** (સ્ત્રી.) ભરોસો, વિશ્વાસ, પતીજ (૨) ખાતરી (૩) સમજ, જ્ઞાન
**પ્રતીતિકર,પ્રતીતિજનક** (વિ.) પ્રતીતિ પેદા કરે-કરાવે એવું, વિશ્વાસપાત્ર
**પ્રતીપ** (વિ.) વિરુદ્ધ, ઊલટું (૨) (પું.) એક અર્થાલંકાર, જેમાં ઉપમાનને ઉપમેય સમાન જણાવી તેનો તિરસ્કાર કરવામાં આવે છે.
**પ્રતીપગામી** (વિ.) ઊલટું જનાર
**પ્રત્યક્** (વિ.) પાછું ફરેલું, વિમુખ થયેલું (૨) અંતર્મુખ, અંદર વળેલું (૩) અંતર્વતી, આંતર (૪) પશ્ચિમ
**પ્રત્યક્ષ** (વિ.) નજર સામેનું (૨) સ્પષ્ટ, ખુલ્લું (૩) ઇંદ્રિયગ્રાહ્ય (૪) ચક્ષુર્ગ્રાહ્ય (૫) (ન.) ઇંદ્રિયો દ્વારા થતું જ્ઞાન (૬) તેનું સાધન-પ્રમાણ
**પ્રત્યક્ષકામ** (ન.) પ્રત્યક્ષ કરવાનું કામ, 'પ્રેક્ટિકલ વર્ક'
**પ્રત્યક્ષયોગ્યતા** (સ્ત્રી.) પ્રત્યક્ષ થવાની યોગ્યતા
**પ્રત્યક્ષવાદ** (પું.) પ્રત્યક્ષ પ્રમાણને જ સત્ય માનનારો વાદ, 'પૉઝિટિવિઝમ'
**પ્રત્યક્ષવાદી** (વિ.પું.) પ્રત્યક્ષ પ્રમાણને સત્ય માનનાર, 'પૉઝિટિવિસ્ટ'
**પ્રત્યક્ષીકરણ** (ન.) પ્રત્યક્ષ કરવું કે કરાવવું તે
**પ્રત્યગ્દર્શી** (વિ.) અંતર્મુખ ચક્ષુવાળું

**પ્રત્યગ્ર** (વિ.) તાજું, નૂતન, યુવાન (૨) શુદ્ધ
**પ્રત્યપકાર** (પું.) અપકાર સામે કરાતો અપકાર
**પ્રત્યભિનંદન** (ન.) અભિનંદનની વસ્તુ કે વાતથી સામેથી રાજી થવું તે કે તે બતાવવા કાંઈ આપવું તે
**પ્રત્યય** (પું.) વિશ્વાસ, ભરોસો (૨) ખાતરી, નિશ્ચય (૩) કારણ, હેતુ (૪) અનુભવજન્ય જ્ઞાન (૫) રૂપો કે સાધિત શબ્દો બનાવવા શબ્દને અંતે લગાડવામાં આવે છે તે (વ્યા.)
**પ્રત્યયી** (વિ.) પ્રત્યયવાળું
**પ્રત્યર્પણ** (ન.) (કાયદાથી) પાછું આપવું કે સોંપવું તે (જેમ કે, પારકા રાજ્યના ગુનેગારનું) 'ઍક્સ્ટ્રેડિશન'
**પ્રત્યર્પણપાત્ર** (વિ.) પ્રત્યર્પણ (ગુનેગારનું) કરવાને યોગ્ય (જેમ કે, અમુક ગુનો)
**પ્રત્યવાય** (પું.) પ્રતિવાય, વિઘ્ન, નડતર (૨) પાપ, દ્વેષ
**પ્રત્યંગ** (પું.) શરીરનું ગૌણ અંગ-કપાળ, કાન જેવું (૨) ખાલી (સંગીત)
**પ્રત્યંચા** (સ્ત્રી.) પણછ
**પ્રત્યંત** (પું.) સરહદ, છેલ્લી સીમા (૨) (વિ.) સરહદ પર જોડે આવેલું
**પ્રત્યાકર્ષણ** (ન.) આકર્ષણ સામેની ક્રિયા, પ્રત્યાઘાત, 'રિપલ્ઝન'
**પ્રત્યાખ્યાન** (ન.) પરિત્યાગ, અસ્વીકાર, નિરાકરણ (૨) ઉપેક્ષા (૩) ઠપકો
**પ્રત્યાગમન** (ન.) પાછા આવવું તે
**પ્રત્યાગ્રહ** (પું.) આગ્રહ સામે-વિરોધી આગ્રહ
**પ્રત્યાઘાત** (પું.) સામો આઘાત કે ધક્કો, 'રિ-ઍક્શન' (૨) પડઘો
**પ્રત્યાઘાતક,પ્રત્યાઘાતી** (વિ.) પ્રત્યાઘાતવાળું, પ્રત્યાઘાત કરે એવું
**પ્રત્યાત્મા** (પું.) દરેક આત્મા - જીવ
**પ્રત્યાદેશ** (પું.) આદેશ, આજ્ઞા, હુકમ (૨) ઠપકો (૩) આદેશની અવજ્ઞા-ઈન્કાર (૪) (દૈવી) ચેતવણી
**પ્રત્યાપ્તિ** (સ્ત્રી.) (કાયદામાં) પાછું મળવું તે (જપ્ત કે બીજી રીતે કબજે લીધેલું તે), 'રિપ્લેવિન'
**પ્રત્યારોપ** (પું.) સામું આળ
**પ્રત્યારોપણ** (ન.) સામેનામાં આરોપવું તે (૨) પ્રત્યારોપ કરવો તે, આરોપ સામે આરોપણ
**પ્રત્યાલોચન** (ન.) આલોચના, અવલોકનનું અવલોકન, સમીક્ષાની સામી ટીકા
**પ્રત્યાવર્તન** (ન.) અથડાઈને પાછું વળવું તે, 'રિવર્ઝન'
**પ્રત્યાવર્તી** (વિ.) અથડાઈને પાછું વળતું (૨) પાછું મૂળ જગા પર આવતું (જેમ કે, નોકરીમાં) 'રિવર્ઝનર'
**પ્રત્યાવલોક,પ્રત્યાવલોકન** (પું.) સિંહાવલોકન, પાછળથી ફરી વિચારી જોવું તે
**પ્રત્યાવેગ** (પું.) આવેગ સામેનો આવેગ, પ્રતિક્રિયા રૂપેનો આવેગ
**પ્રત્યાહાર** (પું.) અષ્ટાંગયોગનું એક અંગ-વિષયમાત્રમાંથી ઇંદ્રિયોને પાછી હઠાવી એક જગ્યાએ સ્થિર કરવી તે
**પ્રત્યુત** (અ.) કિંવા, બીજી રીતે (૨) નીકર, નહીં તો (૩) ઊલટી રીતે
**પ્રત્યુત્તર** (પું.) સામો જવાબ, જવાબનો જવાબ, પ્રતિઉત્તર
**પ્રત્યુત્પન્ન** (વિ.) યોગ્ય સમયે તરત જ ઉત્પન્ન થયેલું
**પ્રત્યુત્પન્નમતિ** (સ્ત્રી.) તરત-હાજરજવાબી બુદ્ધિ (૨) (વિ.) તેવું (માણસ)
**પ્રત્યુદાહરણ** (ન.) સામેનું-વિરુદ્ધનું ઉદાહરણ
**પ્રત્યુપકાર** (પું.) ઉપકારના બદલામાં સામો ઉપકાર
**પ્રત્યુપાય** (પું.) વળતો ઉપાય
**પ્રત્યે** (અ.) પ્રતિ, તરફ
**પ્રત્યેક** (વિ.) દરેક
**પ્રથમ** (વિ.) પહેલું (૨) (અ.) શરૂઆતમાં (૩) પહેલેથી, અગાઉથી
**પ્રથમતા,પ્રથમત્વ** (સ્ત્રી.ન.) પહેલાપણું, 'પ્રાયોરિટી'
**પ્રથમતઃ** (અ.) મૂળમાં, શરૂઆતમાં
**પ્રથમદર્શની** (વિ.) પહેલું-શરૂ શરૂનું જોયેલું કે જોવાતું 'પ્રાઇમાફેસી'
**પ્રથમા** (વિ.સ્ત્રી.) પહેલી (વિભક્તિ)
**પ્રથમાવસ્થા** (સ્ત્રી.) પ્રાથમિક, પહેલી અવસ્થા
**પ્રથમાવૃત્તિ** (સ્ત્રી.) પહેલી આવૃત્તિ
**પ્રથમાશ્રમ** (પું.) બ્રહ્મચર્યાશ્રમ
**પ્રથમોપચાર** (પું.) પ્રાથમિક સારવાર, 'ફર્સ્ટ-એઈડ'
**પ્રથા** (સ્ત્રી.) ધારો, વહીવટ (૨) રીત, રૂઢિ, ચાલ-પરંપરા
**પ્રથાજડ** (વિ.) પ્રથામાં જડ થયેલું, રૂઢિચુસ્ત
**પ્રથાબુદ્ધિ** (સ્ત્રી.) પ્રથા પ્રમાણે વિચારતી-ચીલે ચીલે ચાલતી બુદ્ધિ (૨) પ્રથા વિષેની સમજબુદ્ધિ કે વિચાર
**પ્રથિત** (વિ.) પ્રખ્યાત (૨) દર્શાવેલું, કહેલું, જાહેર કરેલું
**-પ્રદ** (વિ.) 'આપનાર' એ અર્થમાં સમાસમાં નામને છેડે. ઉદા. 'ફળપ્રદ'
**પ્રદક્ષિણા** (સ્ત્રી.) કોઈ પણ વસ્તુ કે વ્યક્તિને જમણી બાજુ રાખીને તેની આસપાસ ફરવું તે
**પ્રદત્ત** (વિ.) અપાયેલું, પ્રદાન થયેલું
**પ્રદર** (પું.ન.) સ્ત્રીઓનો એક રોગ
**પ્રદર્શ** (પું.) પુરાવા વસ્તુ (કા.) 'એક્ઝિબિટ', પ્રદર્શનમાં મૂકેલી વસ્તુ
**પ્રદર્શક** (વિ.) બતાવનારું
**પ્રદર્શન** (ન.) નિરૂપણ (૨) હુન્નર, વિદ્યા, કળા, વગેરેનાં દશ્યોને જાહેરમાં જોવા મૂકવાની યોજના
**પ્રદર્શિત** (વિ.) બતાવેલું
**પ્રદાતા** (પું.) આપનાર, દાતા
**પ્રદાન** (ન.) આપવું તે
**-પ્રદાયક** (વિ.) (સમાસને છેડે) આપનાર, ઉદા. બુદ્ધિપ્રદાયક
**પ્રદિગ્ધ** (વિ.) ખરડાયેલું
**પ્રદીપ** (પું.) દીવો
**પ્રદીપક** (વિ.) ઉત્તેજિત કરનાર (૨) સળગાવનાર
**પ્રદીપન** (ન.) સળગવું તે
**પ્રદીપ્ત** (વિ.) સળગેલું (૨) ઉત્તેજિત
**પ્રદુષ્ટ** (વિ.) ઘણુ દુષ્ટ
**પ્રદૂષણ** (ન.) કલુષિત કરવું તે
**પ્રદેશ** (પું.) દેશ, મુલક, ભૂમિ (૨) મોટા દેશનો એક ભાગ, પ્રાંત (૩) સ્થાન, જગા કે તેનો વિસ્તાર
**પ્રદેશિની** (સ્ત્રી.) અંગૂઠાની જોડેની આંગળી, તર્જની
**પ્રદોષ** (પું.) સંધ્યાકાળ (૨) તેરશે કરવાનું શિવનું વ્રત
**પ્રદ્યુમ્ન** (પું.) શ્રીકૃષ્ણનો પુત્ર (૨) કામદેવનો અવતાર
**પ્રધાન** (વિ.) મુખ્ય (૨) (પું.) વજીર, કારભારી, 'મિનિસ્ટર'
**પ્રધાનખંડ** (પું.) મુખ્ય ખંડ-ઓરડો, દીવાનખાનું

**પ્રધાનપદ(-દું),પ્રધાનવટું** (ન.) પ્રધાનનો હોદ્દો, વજીરાઈ, મંત્રીપદ

**પ્રધાનમંડલ(-ળ)** (ન.) રાજ્યના પ્રધાનોનું મંડળ, બધા પ્રધાનોનો સમૂહ, મંત્રીમંડળ

**પ્રધાનવિવર્ત** (પું.) પ્રધાન કે કારભારી બદલવો કે પલટવો તે

**પ્રધાનશાહી** (સ્ત્રી.) પ્રધાનમંડળ-કૅબિનેટ દ્વારા ચાલતી રાજ્યપદ્ધતિ કે તેવી રીતિ

**પ્રધ્વંસ** (ન.) નાશ, ઉચ્છેદ

**પ્રધ્વંસક** (વિ.) પ્રધ્વંસ કરનાર, ઉચ્છેદક

**પ્રપત્તિ** (સ્ત્રી.)શરણ લેવું તે, પ્રણિધાન

**પ્રપત્તિયોગ** (પું.) ઈશ્વર પ્રણિધાન દ્વારા સધાતો ભક્તિયોગ

**પ્રપન્ન** (વિ.) શરણાગત, પ્રપત્તિવાળું

**પ્રપન્નાત્મા** (વિ.પું.) પ્રપન્ન આત્માવાળું, ભકત, ખુદાપરસ્ત

**પ્રપંચ** (પું.) વિસ્તાર (૨) માયાનો વિસ્તાર, સંસાર (૩) સાંસારિક માયા (૪) છળકપટ

**પ્રપંચવાદ** (પું.) ભૌતિકવાદ, 'મટિરિયલિઝમ'

**પ્રપંચી** (વિ.) પ્રપંચથી ભરેલું, પ્રપંચ કરે એવું, કપટી

**પ્રપા** (સ્ત્રી.) પરબ

**પ્રપાઠક** (પું.) (વેદનું) પ્રકરણ, અધ્યાય, ગ્રંથનો ભાગ

**પ્રપાત** (પું.) ધોધ (૨) ભૂસકો

**પ્રપાદાન** (ન.) પ્રપારૂપે દાન, પરબ માંડી પાણી પાવાનું દાનકર્મ કરવું તે

**પ્રપિતામહ** (પું.) બાપનો દાદો, પરદાદો

**પ્રપિતામહી** (સ્ત્રી.) બાપની દાદી

**પ્રપુત્ર** (પું.) દીકરાનો દીકરો, પૌત્ર

**પ્રપૌત્ર** (પું.) પૌત્રનો પુત્ર

**પ્રપૌત્રી** (સ્ત્રી.) પૌત્રની પુત્રી

**પ્રફુલ્લ,પ્રફુલ્લિત** (વિ.) ખીલેલું (૨) આનંદ પામેલું

**પ્રફુલ્લતા,પ્રફુલ્લિતતા** (સ્ત્રી.) પ્રસન્નતા, પ્રફુલ્લવું-પ્રફુલ્લ થવું તે

**પ્રબલ(-ળ)** (વિ.) બળવાન (૨) અત્યંત (૩) (ન.) ભારે બલ

**પ્રબલિત કૉંક્રેટ** (પું.) વધુ મજબૂત કરેલ કાંકરેટ, 'આર.સી.સી.'

**પ્રબલીકરણ** (ન.) વધારે પ્રબળ કરવું તે

**પ્રબંધ** (પું.) ઇતિહાસ અને દંતકથાથી મિશ્રિત લેખ (ઉદા. ભોજપ્રબંધ) (૨) ચિત્રકાવ્ય (ઉદા. છત્રપ્રબંધ, સમુદ્રપ્રબંધ) (૩) ગોઠવણ, બંદોબસ્ત

**પ્રબંધક** (વિ.પું.) પ્રબંધ કરનારું, વ્યવસ્થાપક

**પ્રબંધન** (ન.) રચના, ગોઠવણ

**પ્રબંધ સમિતિ** (સ્ત્રી.) વ્યવસ્થા કરનારી સમિતિ

**પ્રબુદ્ધ** (વિ.) જાગેલું (૨) જ્ઞાની, સમજુ

**પ્રબોધ** (પું.) જાગૃતિ (૨) જ્ઞાન (૩) ઉપદેશ

**પ્રબોધક** (વિ.) પ્રબોધ કરનારું

**પ્રબોધકાલ(-ળ)** (પું.) જાગવાનો સમય (૨) જાગૃતિનો સમય, 'રિનેસા'

**પ્રબોધન** (ન.) ઉપદેશ, પ્રવચન

**પ્રબોધ(-ધિ)ની** (સ્ત્રી.) દેવઊઠી એકાદશી

**પ્રબોધવું** (ક્રિ.) બોલાવવું, હાંક મારવી (૨) બોધ આપવો, ઉપદેશ કે જ્ઞાન આપવું

**પ્રબોધાત્મક** (વિ.) પ્રબોધવાળું, પ્રબોધક

**પ્રભવ** (પું.) ઉત્પત્તિ, જન્મ

**પ્રભવવું** (ક્રિ.) ઉત્પન્ન થવું

**પ્રભા** (સ્ત્રી.) તેજ, કાન્તિ (૨) દમામ

**પ્રભાકર** (પું.) સૂર્ય

**પ્રભાત** (ન.) પરોઢિયું, સવાર (૨) (પું.) એક રાગ

**પ્રભાતફેરી** (સ્ત્રી.) પ્રભાતનું નગરકીર્તન કે તે કરનારી મંડળી

**પ્રભાતિયું,પ્રભાતી** (ન.સ્ત્રી.) સવારમાં ગાવાનું એક પ્રકારનું પદ

**પ્રભામંડલ(-ળ)** (ન.) તેજનું કૂંડાળું

**પ્રભાવ** (પું.) શક્તિ (૨) પ્રતાપ, તેજ (૩) દમામ, રૂઆબ (૪) અસર, ગુણ

**પ્રભાવક,પ્રભાવશાળી** (વિ.) પ્રભાવવાળું

**પ્રભાવતી** (વિ.સ્ત્રી.) પ્રભા-કાંતિવાળી (સ્ત્રી.) (૨) એક છંદ, રુચિરા

**પ્રભાવશીલતા** (સ્ત્રી.) પ્રભાવ પડે એવો ગુણ, પ્રભાવશાળીપણું

**પ્રભાવિત** (વિ.) પ્રભાવની અસરમાં આવેલું (૨) પ્રભાવવાળું (૩) જેના ઉપર પ્રભાવ પાડ્યો હોય કે પાડવામાં આવ્યો હોય તેવું

**પ્રભાવી** (વિ.) પ્રભાવવાળું, તેજસ્વી

**પ્રભુ** (પું.) પરમેશ્વર, (૨) માલિક, સ્વામી

**પ્રભુતા** (સ્ત્રી.) માલિકી, ધણીપણું, (૨) ગૌરવ (૩) પરમેશ્વરપણું, દેવત્વ

**પ્રભુત્વ** (ન.) માલિકી (૨) કાબૂ

**પ્રભુમય** (વિ.) પ્રભુથી પરિપૂર્ણ, ઓતપ્રોત, તેની ભક્તિથી તરબોળ, તેમાં લીન

**પ્રભેદ** (પું.) ભિન્નતા, તફાવત (૨) ભેદ, પ્રકાર (૩) ભિન્ન કરવું, જુદું પાડવું તે

**પ્રમત્ત** (વિ.) પ્રમાદી, ગાફેલ (૨) મદમત્ત, માતેલું

**પ્રમદ** (પું.) હર્ષ, આનંદ

**પ્રમા** (સ્ત્રી.) યથાર્થ જ્ઞાન (૨) માપ

**પ્રમાણ** (ન.) યથાર્થ જ્ઞાનનું સાધન (૨) પુરાવો, સાબિતી (૩) માપ, ધોરણ (૪) ગુણોત્તર (ગ.) (૫) (અ.) નક્કી (૬) (વિ.) પ્રમાણભૂત સત્ય, માન્ય કરવા યોગ્ય

**પ્રમાણક** (વિ.) પ્રમાણનારું, પ્રમાણ આપનારું, પ્રમાણિત કરનારું, 'સરિફાઇંગ'

**પ્રમાણગ્રંથ** (પું.) પ્રમાણરૂપ મનાતો ગ્રંથ

**પ્રમાણતા,પ્રમાણત્વ** (સ્ત્રી.ન.) સમ-પ્રમાણ હોવાપણું, 'સિમૅટ્રી' (૨) સપ્રમાણ હોવાપણું, 'વેલિડિટી'

**પ્રમાણપત્ર** (ન.) પદવી, યોગ્યતા વગેરેનું ખાતરીપત્રક, 'સર્ટિફિકેટ'

**પ્રમાણબદ્ધ** (વિ.) માપ, મેળ કે ધોરણ પ્રમાણેનું

**પ્રમાણભૂત** (વિ.) પ્રમાણરૂપ, વિશ્વાસપત્ર, માન્ય રાખવું પડે એવું

**પ્રમાણભૂતતા** (સ્ત્રી.) વિશ્વાસપાત્રતા

**પ્રમાણવાન** (વિ.) પ્રમાણવાળું

**પ્રમાણવું** (ક્રિ.) જાણવું (૨) પ્રમાણભૂત માનવું, કબૂલ રાખવું (૩) પ્રમાણ-ભૂત છે એમ બતાવવું, પુરવાર કરવું

**પ્રમાણશાસ્ત્ર** (ન.) યથાર્થ જ્ઞાનના સાધનનું શાસ્ત્ર, ન્યાયશાસ્ત્ર

**પ્રમાણસર** (વિ.અ.) માપસર

**પ્રમાણસિદ્ધ** (વિ.) પ્રમાણપૂર્વક સિદ્ધ-સાબિત હોય એવું, સિદ્ધ, પુરવાર થયેલું

**પ્રમાણિક** (વિ.) સાચું, ઈમાનદાર, પ્રામાણિક

**પ્રમાણિકતા,પ્રમાણિકપણું** (સ્ત્રી.ન.) સચ્ચાઈ, ઈમાનદારી
**પ્રમાણિત** (વિ.) પ્રમાણ કરાયેલું, પ્રમાણભૂત થયેલું, 'ઑથેન્ટિક', 'સર્ટિફાઇડ'
**પ્રમાણીકરણ** (ન.) પ્રમાણવું-પ્રમાણિત કરવું તે, 'ઑથેન્ટિફિકેશન', 'સર્ટિફિકેશન'
**પ્રમાણે** (અ.) પેઠે, અનુસાર
**પ્રમાતા** (સ્ત્રી.) માની મા (૨) (પું.) પ્રમાણો દ્વારા જ્ઞાન પ્રાપ્ત કરનાર (૩) જ્ઞાનનો કર્તા, જ્ઞાનનો દ્રષ્ટા-સાક્ષી
**પ્રમાતામહ** (પું.) માના દાદા
**પ્રમાતામહી** (સ્ત્રી.) માનાં દાદી
**પ્રમાદ** (પું.) ગફલત (૨) આળસ
**પ્રમાદિતા** (સ્ત્રી.) પ્રમાદીપણું
**પ્રમાદી** (વિ.) પ્રમાદવાળું
**પ્રમાર્જન** (ન.) વાળવું ઝૂડવું કે માંજીને સાફ કરવું તે
**પ્રમિત** (વિ.) સાબિત, સિદ્ધ (૨) પરિમિત, અલ્પ (૩) પ્રમાણો દ્વારા જેનું જ્ઞાન થયું હોય તે (૪) (સમાસને અંતે) -ના માપનું, -ના જેટલું
**પ્રમુખ** (પું.) સભાપતિ, અધ્યક્ષ (૨) (વિ.) મુખ્ય, આગેવાન
**પ્રમુખપદ,પ્રમુખસ્થાન** (ન.) પ્રમુખની જગ્યા
**પ્રમુખમત** (પું.) પ્રમુખે આપવાનો (બે પક્ષે સરખા-નિર્ણાયક મત થાય તો ત્યારે અપાતો) 'કાસ્ટિંગ' મત
**પ્રમેય** (વિ.) પ્રમાણનો વિષય થઈ શકે તેવું, જાણી શકાય તેવું (૨) માપી શકાય તેવું (૩) સિદ્ધ કરી શકાય તેવું (૪) (ન.) પ્રમાણ દ્વારા જેનું જ્ઞાન કરવાનું હોય તે (૫) સિદ્ધ કરવાની વસ્તુ, સિદ્ધાંત, 'થિયરમ' (ગ.)
**પ્રમેહ** (પું.) એક રોગ-પરમિયો
**પ્રમોદ** (પું.) આનંદ, હર્ષ, પ્રસન્નતા
**પ્રમોદવું** (ક્રિ.) આનંદ આપવો
**પ્રમોદી** (વિ.) આનંદી, હર્ષયુકત
**પ્રમોશન** (ન.) શાળામાં ઉપલા વર્ગમાં ચડાવવું તે (મોટા ભાગે નાપાસ થનારને) (૨) હોદ્દામાં બઢતી કે પગારમાં વધારો
**પ્રયત્ન** (પું.) પ્રયાસ, કોશિશ (૨) વર્ણના ઉચ્ચારણનો પ્રયત્ન (વ્યા.)
**પ્રયત્નબંધ** (પું.) શબ્દોના ઉચ્ચારણ પરથી કરાતી પદ્યરચના
**પ્રયત્નવાન** (વિ.) પ્રયત્ન કરનારું
**પ્રયત્નશીલ** (વિ.) પ્રયત્નમાં મચ્યું રહેનાર
**પ્રયાગ** (ન.) ગંગા જમનાના ત્રિવેણી સંગમનું તીર્થસ્થાન, હાલનું અલ્હાબાદ
**પ્રયાગવટ(-ડ)** (પું.) પ્રયાગનો પ્રસિદ્ધ વડ, અક્ષયવટ
**પ્રયાણ** (ન.) જવું-ચાલવા માંડવું તે, પ્રસ્થાન (૨) મરણ
**પ્રયાસ** (પું.) શ્રામ, મહેનત
**પ્રયુક્ત** (વિ.) યોજાયેલું, કરાયેલું, પ્રયોજિત
**પ્રયુક્તિ** (સ્ત્રી.) વિશિષ્ટ યુક્તિ કે કરામત, 'ટેક્નિક'
**પ્રયોક્તા** (પું.) પ્રયોગ કરનાર
**પ્રયોગ** (પું.) ઉપયોગ, વાપર (૨) જારણ, મારણ વગેરે તાંત્રિક ઉપચાર (૩) સાધના, અનુષ્ઠાન (૪) અખતરો (૫) (વ્યા.) ક્રિયા નામના અન્વયે ક્રિયાપદની યોજના ઉદા. કર્મણિપ્રયોગ (૬) ધારો, કાનૂન (૭) (નાટક) ભજવવું તે
**પ્રયોગખોર** (વિ.) પ્રયોગ કર્યા કરવાની ટેવવાળું
**પ્રયોગવાદ** (પું.) વસ્તુને પ્રયોગથી ચકાસવી જોઈએ-પ્રયોગસિદ્ધ હોવી જોઈએ-એમ ને એમ ન માની લેવી જોઈએ, એવો વાદ, 'ઍક્સપેરિ-મેન્ટલિઝમ'
**પ્રયોગવાદી** (વિ.પું.) પ્રયોગવાદને લગતું કે તેમાં માનનારું
**પ્રયોગવિદ** (પું.) નાટ્યપ્રયોગ જાણનાર
**પ્રયોગવીર** (વિ.) નવું નવું શોધવા પ્રયોગ કરીને જોવામાં વીર- શૂરું
**પ્રયોગશાલા(-ળા)** (સ્ત્રી.) વૈજ્ઞાનિક પ્રયોગો કરવાની જગ્યા, 'લૅબૉરેટરી'
**પ્રયોગશીલતા** (સ્ત્રી.) વસ્તુને પ્રયોગથી ચકાસી કે અજમાવી જોવાની પ્રયોગવાદી વૃત્તિ
**પ્રયોગસિદ્ધ** (વિ.) પ્રયોગથી સિદ્ધ કરેલું
**પ્રયોજક** (પું.) પ્રેરક (૨) લેખક (૩) શરૂ કરનાર
**પ્રયોજન** (ન.) સબબ, હેતુ (૨) ઉપયોગ, જરૂરિયાત
**પ્રયોજના** (સ્ત્રી.) ઝીણવટથી યોજના કરવી તે
**પ્રયોજવું** (ક્રિ.) ઉપયોગમાં લેવું, વાપરવું, પ્રયોજિત કરવું
**પ્રયોજિત** (વિ.) યોજેલું, ગોઠવેલું (૨) કામમાં લીધેલું, પ્રયોગમાં આણેલું
**પ્રયોજ્ય** (વિ.) કામમાં લેવા યોગ્ય, આચરવા યોગ્ય (૨) કામના નિયુકત-પ્રેરિત કરવા યોગ્ય
**પ્રરોહ** (પું.) અંકુર, ફણગો
**પ્રલય** (પું.) વિનાશ, (૨) કલ્પને અંતે જગતનો લય
**પ્રલયકર,પ્રલયકારી** (વિ.) પ્રલય કરે એવું, વિનાશકારી
**પ્રલયકાલ(-ળ)** (પું.) પ્રલય થવાનો કાળ (૨) મહા-મોટી આફતનો સમય
**પ્રલયાગ્નિ** (પું.) પ્રલય કરે એવો મહા-મોટો અગ્નિ કે આગ
**પ્રલાપ** (પું.) આવેશમાં મોટેથી અસંબદ્ધ બોલવું તે (૨) વિલાપ
**પ્રલોભક** (વિ.) ભારે લોભાવનારું
**પ્રલોભન** (ન.) ભારે લાલચ
**પ્રવક્તા** (પું.) પ્રવચન કરનાર
**પ્રવચન** (ન.) વ્યાખ્યાન, પ્રબોધન
**પ્રવચનકાર** (પું.) વ્યાખ્યાન કરનાર, વ્યાખ્યાતા
**પ્રવણ** (વિ.) ઢળતું, નમેલું (૨) નમ્ર (૩) અભિમુખ, ઉન્મુખ (૪) આસકત, રત
**પ્રવર** (વિ.) શ્રેષ્ઠ, મુખ્ય (૨) (ન.) ગોત્ર (૩) ગોત્રમાં થયેલ શ્રેષ્ઠ પુરુષ (૪) અગરુ
**પ્રવરતા** (સ્ત્રી.) અગ્રતા ક્રમ
**પ્રવર્ત(-ર્ત્ત)ક** (વિ.) પ્રેરક, પ્રવૃત્ત કરનાર (૨) (પું.) પ્રવર્તાવનાર (૩) સંસ્થાપક
**પ્રવર્તન** (ન.) પ્રચાર, પ્રસાર
**પ્રવર્તના** (સ્ત્રી.) પ્રવર્તવું તે (૨) પ્રવૃત્ત થવું તે
**પ્રવર્તમાન** (વિ.) પ્રવર્તતું, ફેલાતું (૨) હાલનું, પ્રચલિત
**પ્રવર્તવું** (ક્રિ.) ફેલાવું (૨) ચાલવું, પ્રચલિત હોવું
**પ્રવાત** (પું.) પવનનો ઝપાટો
**પ્રવાદ** (પું.) પરસ્પર વાતચીત (૨) લોકોમાં ચાલેલી વાત (૩) બદનામી (૪) વાદ્ય વગાડવું તે
**પ્રવાલ(-ળ)** (ન.) સમુદ્રમાં એક જાતનાં જીવડાંએ બનાવેલું ઘર, પરવાળું
**પ્રવાસ** (પું.) મુસાફરી, સફર, યાત્રા
**પ્રવાસન** (ન.) પ્રવાસ-પ્રવૃત્તિ, પ્રવાસ-વ્યવસ્થા, 'ટુરિઝમ'

**પ્રવાસભથ્થું** (ન.) મુસાફરી ખર્ચ અંગે મળતું વળતર
**પ્રવાસી** (પું.) મુસાફર (૨) પરદેશ પ્રવાસ કરી ત્યાં વસનાર
**પ્રવાહ** (પું.) વહેણ
**પ્રવાહન** (ન.) પ્રસારણ, 'ટ્રાન્સમિશન'
**પ્રવાહપતિત** (વિ.) પ્રવાહમાં પડેલું
**પ્રવાહિત** (વિ.) વહેતા પ્રવાહરૂપ
**પ્રવાહિતા** (સ્ત્રી.) પ્રવાહીપણું
**પ્રવાહી** (વિ.) રેલો ચાલે એવું (૨) (ન.) તેવી વસ્તુ
**પ્રવાહોત્થ** (વિ.) પ્રવાહીમાંથી પ્રગટતું, પ્રવાહને લગતું
**પ્રવીણ** (વિ.) કુશળ, નિપુણ, કાબેલ, દક્ષ
**પ્રવૃત્ત** (વિ.) ચાલુ, વર્તમાન (૨) પ્રવૃત્તિમાં મચેલું કે લાગેલું યા રોકાયેલું
**પ્રવૃત્તિ** (સ્ત્રી.) ઉદ્યોગ, વ્યવસાય (૨) હિલચાલ (૩) સાંસારિક વિષયોમાં કે કામકાજમાં મચ્યા રહેવું તે
**પ્રવૃત્તિધર્મ,પ્રવૃત્તિમાર્ગ** (પું.) સાંસારિક પ્રવૃત્તિનો માર્ગ (૨) ઈશ્વરપ્રીત્યર્થ પ્રવૃત્તિ કરીને મોક્ષ પામવાનો માર્ગ
**પ્રવૃત્તિમય** (વિ.) પ્રવૃત્તિથી ભરેલું, પ્રવૃત્તિવાળું
**પ્રવૃદ્ધ** (વિ.) વધેલું, ફેલાયેલું
**પ્રવૃદ્ધિ** (સ્ત્રી.) વધારો, સારો એવો ફેલાવો
**પ્રવેગ** (પું.) વિશેષ વેગ, વધુ વેગ, વધતો રહેતો વેગ, પ્રબળ ગતિ, 'એક્સેલરેશન'
**પ્રવેગક** (વિ.) પ્રવેગ કરે એવું, જલદી કરી આપે એવું, વેગવર્ધક, ગતિવર્ધક, 'એક્સિલરેટર'
**પ્રવેગ-બઢતી** (સ્ત્રી.) ક્રમ બહાર બઢતી
**પ્રવેગિત** (વિ.) પ્રવેગવાળું, પ્રવેગમાં આવેલું
**પ્રવેશ** (પું.) પેસવું કે દાખલ થવું તે (૨) આરંભ (૩)પહોંચ (૪) નાટકમાં અંકનો પેટાવિભાગ
**પ્રવેશદ્વાર** (ન.) દાખલ થવાનો દરવાજો કે બારણું
**પ્રવેશપત્ર(-ક)** (પું.ન.) પ્રવેશ કરવા દેવા માટેની રજાચિઠ્ઠી-પ્રમાણપત્ર
**પ્રવેશ-માર્ગ** (પું.) પ્રવેશ કરવાનો રસ્તો, 'ઍપ્રોચ-રોડ'
**પ્રવેશવું** (ક્રિ.) પ્રવેશ કરવો, દાખલ થવું (૨) ઊંડે ઊતરવું
**પ્રવેશહક(-કક),પ્રવેશાધિકાર** (પું.) પ્રવેશ કરવાનો હક
**પ્રવેશાર્થી** (વિ.પું.) પ્રવેશ કરવા ચાહતું
**પ્રવેશિકા** (સ્ત્રી.) કોઈપણ વિષયનું પ્રારંભિક જ્ઞાન આપનારી ચોપડી
**પ્રવ્રજ્યા** (સ્ત્રી.) સંન્યાસ
**પ્રશસ્ત** (વિ.) વખણાયેલું, ઉત્તમ (૨) વિહિત (૩) હિતકર
**પ્રશસ્તિ** (સ્ત્રી.) પ્રશંસા, વાહવાહ (૨) પ્રશંસાની કવિતા કે લેખ
**પ્રશસ્ય** (વિ.) વખાણવાલાયક
**પ્રશંસક** (વિ.) વખાણનાર
**પ્રશંસવું** (ક્રિ.) વખાણવું, તારીફ કરવી
**પ્રશંસા** (સ્ત્રી.) વખાણ, તારીફ
**પ્રશાખા** (સ્ત્રી.) નાની શાખા, ઉપ-શાખા
**પ્રશાખી** (વિ.) પ્રશાખાઓવાળું, નાની નાની ડાળીઓવાળું
**પ્રશાસન** (ન.) શાસન, રાજવહીવટ (૨) ઉપદેશ
**પ્રશાંત** (વિ.) ખૂબ શાંત (૨) અવાજ વિનાનું (૩) એશિયા અને અમેરિકા વચ્ચેનો મહાસાગર
**પ્રશાંતિ** (સ્ત્રી.) ખૂબ શાંતિ (૨) સ્થિરતા
**પ્રશિક્ષણ** (ન.) તાલીમ
**પ્રશિષ્ટ** (વિ.) સૌષ્ઠવપ્રિય (૨) ખાનદાન, સંસ્કારી
**પ્રશિષ્ય** (પું.) શિષ્યનો શિષ્ય, પરંપરામાં શિષ્ય
**પ્રશીતક** (ન.) વસ્તુ ઠંડી રાખવાનું સાધન, 'રેફ્રિજરેટર'
**પ્રશ્ન** (પું.ન.)સવાલ, સમસ્યા, સંશય (૨) બાબત, જાણવા વિચારવાની કે ચર્ચવાની વસ્તુ, 'પ્રોબ્લેમ'
**પ્રશ્નકાર** (પું.) પ્રશ્ન પૂછનાર, પૃચ્છક
**પ્રશ્નપત્ર,પ્રશ્નપત્રક** (પું..ન.) સવાલપત્રક, પ્રશ્નોનું લખાણ
**પ્રશ્નપરંપરા** (સ્ત્રી.) ઉપરાઉપરી પ્રશ્નો પૂછવા તે
**પ્રશ્નપાત્ર** (વિ.) જેને વિષે પ્રશ્ન કે શંકા સંભવે એવું (૨) પ્રશ્ન ઊઠે એવું
**પ્રશ્નમાલા(-ળા)** (સ્ત્રી.) પ્રશ્નાવલિ
**પ્રશ્નવિરામ** (ન.) લખાણમાં (?) આવું પ્રશ્નસૂચક વિરામચિહ્ન
**પ્રશ્નાર્થ** (વિ.) પ્રશ્નવાચક (૨) (પું.) વાકયની પ્રશ્નસૂચક-પ્રશ્નનો અર્થ નીકળે એવી રચના (૩) સમસ્યા પૂછવાની ને તેનો ઉત્તર આપવાની એક રમત
**પ્રશ્નાર્થક** (વિ.) પ્રશ્નાર્થ, જેમા પ્રશ્નનો અર્થ રહ્યો હોય તેવું
**પ્રશ્નાવલિ(-લી,-ળિ,-ળી)** (સ્ત્રી.) પ્રશ્નમાલા, પ્રશ્નોની હાર પ્રશ્ન પરંપરા
**પ્રશ્નોતરી** (સ્ત્રી.) જન્મ લગ્નને અભાવે પ્રશ્નના મુહૂર્ત પરથી ગણતરી કરી કરેલી જન્મોતરી
**પ્રશ્નોત્તર** (વિ.) સવાલજવાબના રૂપમાં લખાયેલું (૨) (પું.બ.વ.) સવાલો ને જવાબો
**પ્રશ્નોત્તરી** (સ્ત્રી.) સવાલજવાબ રૂપે થતું વિવેચન કે વાત, વિચાર
**પ્રસન્ન** (વિ.) ખુશ, આનંદી (૨) સંતુષ્ટ (૩) સરળ, અર્થ તરત સમજાય તેવું (૪) નિર્મળ, સ્વચ્છ, પારદર્શક
**પ્રસન્નતા** (સ્ત્રી.) ખુશી-સંતોષ
**પ્રસર** (પું.) પ્રસાર, ફેલાવો (૨) વેગ, ઝડપ
**પ્રસરણ** (ન.) પ્રસરવું-ફેલાવું તે, વાયુ કે પ્રવાહીઓ એકબીજામાં ભળી જવાની પ્રક્રિયા
**પ્રસરવું** (ક્રિ.) ફેલાવું, પથરાવું
**પ્રસવ** (પું.) જન્મ આપવો કે થવો તે (૨) જન્મ, ઉત્પત્તિ
**પ્રસવવું** (ક્રિ.) જણવું (૨) જન્મવું
**પ્રસંખ્યાન** (ન.) ગણતરી, ગણના (૨) (યોગમાં), સારું જ્ઞાન-વિવેક, વિવેકખ્યાતિ, સમ્યક્જ્ઞાન
**પ્રસંગ** (પું.) તક, લાગ (૨) સમય, વખત (૩) પ્રસંગ, ટાણું (૪) સહવાસ, સંગ (૫) પ્રકરણ, વિષય (૬) બનાવ, ઘટના (૭) મુલાકાત, મેળાપ
**પ્રસંગકાવ્ય** (ન.) પ્રસંગને અનુલક્ષતું કાવ્ય
**પ્રસંગભૂત** (વિ.) પ્રસંગને લગતુ, પ્રસ્તુત
**પ્રસંગવશાત્** (અ.) પ્રસંગને લીધે, પ્રસંગોપાત્ત
**પ્રસંગસેવી** (વિ.) લાગ સાધી લે તેવું, તકસાધુ
**પ્રસંગાવધાન** (ન.) સમયસૂચકતા
**પ્રસંગાંતરતા** (સ્ત્રી.) પ્રસંગને પ્રસ્તુત ન હોવું-વિષયાંતર થવું તે
**પ્રસંગોચિત** (વિ.) પ્રસંગને યોગ્ય
**પ્રસંગોપાત્ત** (અ.) પ્રસંગે, પ્રસંગ આવ્યેથી

**પ્રસાદ** (પું.) પ્રસન્નતા, રાજીપો, ખુશી (૨) મહેરબાની (૩) નિર્મળતા (૪) નૈવેદ્ય ધરાવ્યા પછી રહે તે (૫) સાંભળવાની સાથે જ ભાવ સ્ફુરે અને હૃદયમાં ઊતરી જાય તેવો કાવ્યનો એક ગુણ (૬) સંગીતમાં એક અલંકાર

**પ્રસાદક** (વિ.) પ્રસન્ન કરનારું (૨) પ્રસાદ કરનારું

**પ્રસાદાત્મક** (વિ.) નિર્મળ (૨) પ્રસાદગુણવાળું

**પ્રસાદી** (સ્ત્રી.) દેવને ધરાવેલી સામગ્રી (૨) દેવ ગુરુએ પ્રસન્ન થઈ આપેલી ચીજ (૩) (લા.) માર

**પ્રસાધન** (ન.) શણગાર કે તે સજવાની સાધનસામગ્રી, 'કૉસ્મેટિક ટૉઇલેટ'

**પ્રસાર** (પું.) ફેલાવો, પ્રચાર, વિસ્તરણ

**પ્રસારક** (વિ.) ફેલાવનારું, વિસ્તરણ કરનાર

**પ્રસારણ** (ન.) પ્રસરણ-ફેલાવું તે (૨) પ્રસરાવું તે, 'બ્રૉડકાસ્ટિંગ'

**પ્રસારવું** (ક્રિ.) પ્રસરે એમ કરવું, પથરાવું (૨) ફેલાવવું, 'બ્રૉડકાસ્ટ'

**પ્રસારિત** (વિ.) પ્રસારેલું, ફેલાવેલું

**પ્રસારી** (પું.) ફેલાવનાર (૨) શરીરને ફેલાવી ગાનાર

**પ્રસિદ્ધ** (વિ.) વિખ્યાત, જાહેર (૨) પ્રકાશિત, બહાર પડેલું (પુસ્તક)

**પ્રસિદ્ધકર્તા(-ર્ત્તા)** (પું.) પ્રસિદ્ધ કરનાર, જાહેર કરનાર

**પ્રસિદ્ધિ** (સ્ત્રી.) ખ્યાતિ (૨) છપાવી પ્રસિદ્ધ કરવું તે, પ્રકાશન (૩) જાહેરાત

**પ્રસિદ્ધિપત્ર,પ્રસિદ્ધિસૂચન** (પું.ન.) જાહેરખબર, સૂચનાપત્ર, જાહેરાત, વિજ્ઞપ્તિ, વિજ્ઞાપન

**પ્રસુપ્ત** (વિ.) સુપ્ત, સૂતેલું (૨) ઘસઘસાટ ઊંઘેલું

**પ્રસૂત** (વિ.) જણેલું, જન્મેલું (૨) (ન.) સંતાન, પ્રજા

**પ્રસૂતા** (સ્ત્રી.) જેને તરતમાં પ્રસવ થયો હોય એવી સ્ત્રી

**પ્રસૂતિ** (સ્ત્રી.) પ્રસવ (૨) સુવાવડ (૩) સંતતિ

**પ્રસૂતિગૃહ** (ન.) સુવાવડ માટેનું સ્થાન, સુવાવડખાનું

**પ્રસૂતિજ્વર** (પું.) સુવાવડીનો તાવ

**પ્રસૂતિશાસ્ત્ર** (ન.) સુવાવડનું શાસ્ત્ર

**પ્રસ્તર** (પું.) ઘાસ,પાન, વગેરેની પથારી (૨) સપાટી

**પ્રસ્તાર** (પું.) અમુક માત્રા અથવા વર્ણના છંદનાં શકય રૂપોનો કોઠો (૨) પ્રસ્તર (૩) ફેલાવ, વિસ્તાર

**પ્રસ્તાવ** (પું.) આરંભ (૨) પ્રસંગ, બાબત (૩) દરખાસ્ત, ઠરાવ

**પ્રસ્તાવક** (વિ.પું.) દરખાસ્ત મૂકનાર (૨) ઠરાવ રજૂ કરનાર

**પ્રસ્તાવના** (સ્ત્રી.) ઉપોદ્‌ઘાત, આમુખ (૨) નાટકના વાસ્તવિક આરંભની પૂર્વે તે વિષે માહિતી આપનારો સૂત્રધાર વેગેરેનો પ્રવેશ

**પ્રસ્તાવિક** (વિ.) પ્રસ્તાવનાને લગતું, પ્રસ્તાવના રૂપ, પ્રાવેશિક (૨) પ્રસ્તુત

**પ્રસ્તુત** (વિ.) કહેવામાં આવેલું (૨) ચર્ચાતું, ચાલું પ્રકરણના સંબંધે કે અનુબંધમાં હોય એવું (૩) (ન.) જેને વિષે કહેવાનું કે કહેવાતું હોય તે (૪) ટાણું

**પ્રસ્થાન** (ન.) પ્રવાસે જવા ઉપડવું તે, પ્રયાણ (૨) બહારગામ જવા ઊપડવું તે (૩) મુહૂર્ત સાચવવા પોતાને ઘેરથી નીકળી બીજાને ઘેર વાસ કરવો તે, પસ્તાનુ (૪) માર્ગ

**પ્રસ્થાપવું** (ક્રિ.) સ્થાપવું, પ્રમેય તરીકે રજૂ કરવું-મૂકવું

**પ્રસ્થાપિત** (વિ.) સ્થાપિત કરેલું, સિદ્ધ કરેલું

**પ્રસ્ફુરિત** (વિ.) પ્રગટ જણાઈ આવતું (૨) ધ્રુજતું, કંપતું

**પ્રસ્ફોટ,પ્રસ્ફોટન** (પું.ન.) સ્ફુટ થવું કે કરવું તે (૨) ખુલાસો, નિરાકરણ

**પ્રસ્ર(-સ્રા)વ,પ્રસ્રવણ** (પું.ન.) સ્રવવું તે, ઝરવું તે, ટપકવું તે (૨) ધારા, વહેણ (૩) સ્તન કે આંચળમાંથી સ્રવતું દૂધ

**પ્રસ્વેદ** (પું.) પરસેવો, પસીનો

**પ્રસ્વેદગ્રંથિ** (સ્ત્રી.) પરસેવો પેદા કરતી ચામડી નીચે રહેલી ગ્રંથિ

**પ્રહર** (પું.) ત્રણ કલાક, પહોર, બે ચોઘડિયાંનો સમય

**પ્રહરણ** (ન.) પ્રહાર કરવો તે (૨) શસ્ત્ર (૩) અસ્ત્ર

**પ્રહરી** (પું.) પહેરેગીર, ચોકીદાર, સંત્રી

**પ્રહર્ષ** (પું.) અતિ આનંદ

**પ્રહર્ષ(-ર્ષિ)ણી** (સ્ત્રી.) એક છંદ

**પ્રહસન** (ન.) દુર્ગુણની ફજેતી કરનારું એક કે બે અંકનું હાસ્યરસપ્રધાન નાટક

**પ્રહાર** (પું.) ઘા કરવો તે, મારવું તે, ફટકો, આઘાત

**પ્રહેલિકા** (સ્ત્રી.) ઉખાણો, કોયડો, સમસ્યા, પહેલી

**પ્રાઈમર** (પું.) વસ્તુને રંગ કરતાં અગાઉ લગાડાતું અસ્તર (૨) (સ્ત્રી.) બાળપોથી

**પ્રાઈમસ** (પું.) કેરોસીનથી ચાલતો સ્ટવ

**પ્રાઈવેટ** (વિ.) ખાનગી, ગુપ્ત, છૂપું, રહસ્યમય (૨) વ્યક્તિગત પ્રકારનું

**પ્રાકટ્ય** (ન.) પ્રગટવું તે, અવતાર (૨) પ્રસિદ્ધિ (પુસ્તકની)

**પ્રાકૃત** (વિ.) કુદરતને લગતું, ભૌતિક (૨) સ્વાભાવિક, કુદરતી (૩) લૌકિક, પ્રાકૃતિક (૪) સામાન્ય જનસમુદાયને લગતું (૬) અશિષ્ટ, સંસ્કાર વિનાનું (૭) (ન.સ્ત્રી.) (લા.) (સંસ્કૃત પરથી ઊપજેલી) એક પ્રાચીન લોકભાષા

**પ્રાકૃતિક** (વિ.) કુદરતી ને ભૌતિક (૨) સ્વાભાવિક (૩) લૌકિક

**પ્રાક્રમ** (ન.) પરાક્રમ

**પ્રાક્રમી** (ન.) પરાક્રમી, શૂરવીર

**પ્રાગટ્ય** (ન.) પ્રાકટ્ય, પ્રગટવું તે, અવતાર લેવો તે (૨) પ્રસિદ્ધિ (પુસ્તકની)

**પ્રાગડ** (સ્ત્રી.) મળસકું, પરોઢિયું

**પ્રાગતિક** (વિ.) પ્રગતિ કરનાર, પ્રગતિશીલ, સુધારાવાદી

**પ્રાગલ્ભ્ય** (ન.) પ્રગલ્ભતા, પ્રૌઢતા, ગંભીરતા (૨) ઉંમરે પહોંચેલું, પુખ્તતા

**પ્રાગૈતિહાસિક** (વિ.) ઇતિહાસકાળની પૂર્વેનું, અતિપ્રાચીન

**પ્રાચી** (સ્ત્રી.) પૂર્વ દિશા

**પ્રાચીન** (વિ.) જૂનું, પુરાણું (૨) પૂર્વ દિશાનું

**પ્રાચીનતા** (સ્ત્રી.) જૂનાપણું, ઘણુંપુરાણું

**પ્રાચીનપંથી** (વિ.પું.) જૂનાનું આગ્રહી, પુરાણપંથી, 'ઑર્થોડૉક્સ'

**પ્રાચ્ય** (વિ.) પૂર્વનું-દિશા કે દેશનું

**પ્રાજ્ઞ** (વિ.) બુદ્ધિશાળી, ચતુર (૨) જ્ઞાતા, પિછાણનાર

**પ્રાણ** (પું.) શ્વાસ, શ્વાસનો વાયુ (૨) જીવ, (૩) જીવનશક્તિ, બળ (૪) શરીરના પાંચ પ્રાણમાં મુખ્ય

**પ્રાણઘાત** (પું.) વધ, મૃત્યુ

**પ્રાણઘાતક** (વિ.) જીવલેણ

**પ્રાણઘોષ** (પું.) નાદ, કાન રૂંધતાં સંભળાતો શરીરમાં પ્રાણચલનનો ઘોષ

**પ્રાણજીવન** (વિ.) પ્રાણને જીવનરૂપ, પ્રાણાધાર (૨) (પું.) પ્રીતમ, પતિ

**પ્રાણદાતા** (પું.વિ.) પોતાનો પ્રાણ આપે તે કે બીજાનો પ્રાણ બચાવે તે (૨) (લા.) પોષણની વ્યવસ્થા કરનાર

**પ્રાણદાન** (ન.) પ્રાણ આપવો તે, કુરબાની (૨) બીજાને બચાવવો તે

**પ્રાણધારણ** (ન.) જીવ ટકાવી રાખવો તે

**પ્રાણધારી** (વિ.) પ્રાણ ધારણ કરનારું (૨) (પું.ન.) માણસ (૩) પ્રાણી

**પ્રાણનાથ** (પું.) પ્રાણનો નાથ, પ્રાણેશ્વર પતિ
**પ્રાણપૂર્ણ** (વિ.) પ્રાણથી ભરેલું, ચૈતન્યવાળું
**પ્રાણપ્યારું** (વિ.) પ્રાણસમાન પ્રિય
**પ્રાણપ્રતિષ્ઠા** (સ્ત્રી.) પ્રાણ ફૂંકવો તે (૨) મૂર્તિની સ્થાપના કરતાં પહેલાં મંત્રો દ્વારા તેમાં પ્રાણનો આરોપ કરવો તે
**પ્રાણપ્રદ** (વિ.) પ્રાણ આપનાર
**પ્રાણપ્રિય** (વિ.) પ્રાણપ્યારું, ખૂબ વહાલું
**પ્રાણપ્રિયા** (સ્ત્રી.) પ્રાણ સમાન પ્રિય સ્ત્રી
**પ્રાણમય** (વિ.) પ્રાણ-શક્તિથી ભરેલું, પ્રાણવાન
**પ્રાણમયકોશ(-ષ)** (પું.) જીવના પાંચ કોષમાંનો બીજો-આનંદમય કોશ
**પ્રાણવલ્લભ** (પું.)લ પ્રાણ સમાન વહાલો પુરુષ-પતિ
**પ્રાણવાન** (વિ.) પ્રાણવાળું
**પ્રાણવાયુ** (પું.) ચેતન પ્રાણીને જીવનબળ આપનાર વાયુ, 'ઑક્સિજન'
**પ્રાણાયામ** (પું.)યોગનાં આઠ અંગમાંનું એક
**પ્રાણાર્પણ** (ન.) જીવ આપવો તે
**પ્રાણેશ્વરી** (સ્ત્રી.) પ્રાણની માલિક, પ્રાણપ્રિયા
**પ્રાત** (પું.ન.) પરોઢિયું, સવાર
**પ્રાતઃકર્મ** (ન.) સ્નાન, સંધ્યા વગેરે સવારે કરવાનું કર્મ
**પ્રાતઃકાળ** (પું.) સવાર, ઉષાકાળ
**પ્રાતઃસંધ્યા** (સ્ત્રી.) સવારની સંખ્યા વિધિ
**પ્રાતઃસામગ્રી** (સ્ત્રી.) પ્રાતઃકર્મ પરવારવાની સામગ્રી
**પ્રાતઃસ્નાન** (ન.) સવારનું સ્નાન
**પ્રાતઃસ્મરણ** (ન.) સવારે ઊઠીને પ્રભુને સ્મરવા તે (૨) સવારની પ્રભુ પ્રાર્થના
**પ્રાતઃસ્મરણીય** (વિ.) સવારે ઊઠીને સ્મરવા યોગ્ય (૨) તેવી પૂજ્ય (વ્યક્તિ)
**પ્રાતિભાસિક** (વિ.) (ખોટો) પ્રતિભાસ કરાવે એવું, ભ્રામક, આભાસવાળું
**પ્રાતિશાખ્ય** (ન.) વેદની જુદી જુદી શાખાઓનો, ઉચ્ચારણ વગેરેના નિયમોને લગતો વ્યાકરણગ્રંથ
**પ્રાથમિક** (વિ.) આરંભનું (૨) આરંભદશાનું
**પ્રાદિ** (વિ.) આદિમાં 'પ્ર' વગેરે ઉપસર્ગવાળું
**પ્રાદિબહુવ્રીહિ** (પું.) બહુવ્રીહિ સમાસનો એક પ્રકાર, ઉદા. 'વિધુર'
**પ્રાદિસમાસ** (પું.) તત્પુરુષ સમાસનો એક પ્રકાર, ઉદા. અતીન્દ્રિય
**પ્રાદુર્ભાવ** (પું.) ઉત્પત્તિ, પ્રગટ થવું તે
**પ્રાદુર્ભૂત** (વિ.)પ્રાદુર્ભાવ પામેલું, પ્રગટેલું
**પ્રાદેશિક** (વિ.) પ્રદેશનું, પ્રદેશ સંબંધી
**પ્રાધાન્ય** (ન.) પ્રધાનપણું, મુખ્યત્વ
**પ્રાધ્યાપક** (પું.) અધ્યાપક, વ્યાખ્યાતા, 'પ્રોફેસર'
**પ્રાપંચિક** (વિ.) પ્રપંચ સંબંધી, સંસાર-વહેવારને લગતું (૨) ખટપટવાળું
**પ્રાપ્ત** (વિ.) મેળવાયેલું કે મળેલું (૨) ઉપસ્થિત, રજૂ
**પ્રાપ્તકામ** (વિ.) જેની કામના પૂર્ણ થઈ છે એવું
**પ્રાપ્તકાલ(-ળ)** (વિ.) જેનો યોગ્ય સમય પ્રાપ્ત થયો છે તેવું (૨) પ્રસંગોચિત
**પ્રાપ્તવ્ય** (વિ.ન.) પ્રાપ્ત કરવા યોગ્ય, પ્રાપ્ય
**પ્રાપ્તાંક** (પું.) મેળવેલો આંક ('સ્કોર')
**પ્રાપ્તિ** (સ્ત્રી.) મળવું તે, મળતર, લાભ, આવક (૨) શક્તિ (૩) આઠ સિદ્ધિમાંની એક-ગમે તે મેળવવાની અદ્દ્ભૂત શક્તિ
**પ્રાપ્તિસ્થાન** (ન.) જ્યાં મળી શકે એ - પ્રાપ્તિનું સ્થાન
**પ્રાપ્ય** (વિ.) લભ્ય, મળે એવું (૨) વર્તમાન
**પ્રાબલ્ય** (ન.) પ્રબળપણું, જોર (૨) તીવ્રતા (૩) પ્રાધાન્ય (૪) ઘણું ચલણી
**પ્રામાણિક** (વિ.) પ્રમાણો દ્વારા સાબિત થયેલું, પ્રમાણિત (૨) પ્રમાણભૂત, વિશ્વાસપાત્ર (૩) સાચું, ઈમાનદાર, પ્રમાણિક
**પ્રામાણ્ય** (ન.) પ્રમાણભૂત-માન્ય હોવાપણું (૨) પ્રમાણ, પુરાવો
**પ્રામાણ્યબુદ્ધિ** (સ્ત્રી.) (અમુક ગ્રંથ કે વચન) પ્રમાણિત છે એવી સમજબુદ્ધિ કે શ્રદ્ધા
**પ્રામુખ્ય** (ન.) પ્રમુખતા, પ્રમુખપણું, પ્રધાનતા
**પ્રાય** (વિ.) લગભગ સરખું (સમાસને અંતે) ઉદા. મૃતપાય (૨) (અ.) બહુધા, મોટે ભાગે (૨) બધી રીતે
**પ્રાયશ્ચિત** (ન.) પાપના નિવારણ માટેનું તપ
**પ્રાયઃ** (અ.) બહુધા, મોટે ભાગે (૨) બધીરીતે
**પ્રાયોગિક** (વિ.) પ્રયોગને લગતું, તે સંબંધી (૨) પ્રયોગ કરી શકાય એવું, પ્રયોગાત્મક
**પ્રારબ્ધ** (વિ.) શરૂ કરેલું (૨) (ન.) નસીબ
**પ્રારબ્ધરેખા(-ષા)** (સ્ત્રી.) પ્રારબ્ધ બતાવતી હાથની રેખા
**પ્રારબ્ધવશ** (વિ.) પ્રારબ્ધના હાથનું, દૈવાધીન
**પ્રારબ્ધવશાત્** (અ.) નસીબજોગે, દૈવયોગે
**પ્રારબ્ધવાદ** (પું.) દૈવવાદ
**પ્રારબ્ધવાદી** (વિ.પું.) દૈવવાદી
**પ્રારબ્ધાધીન** (વિ.) પ્રારબ્ધવશ, નસીબજોગે
**પ્રારબ્ધનુસાર** (અ.) પ્રારબ્ધ મુજબ, નસીબજોગે
**પ્રારંભ** (પું.) શરૂઆત, આરંભ
**પ્રારંભક** (વિ.) પ્રારંભ કરનારું (૨) (પું.) મુકદ્દમો માંડનાર (૩) નવા પ્રારંભ કરનાર, 'પાયોનિયર'
**પ્રારંભશૂર(-રું)** (વિ.) શરૂઆતમાં જ ખૂબ ઉત્સાહ બતાવનાર
**પ્રારંભિક** (વિ.) પ્રારંભનું, શરૂનું, પ્રારંભે આવેલું (૨) પ્રાથમિક, પ્રારંભની દશામાં હોય એવું
**પ્રાર્થના** (સ્ત્રી.) અરજ, વિનંતી, નમ્ર માગણી (૨) ઈશ્વરસ્તુતિ, ઉપાસના
**પ્રાર્થનામંદિર** (ન.) પ્રાર્થના માટે મળવાની જગ્યા
**પ્રાર્થનાસભા** (સ્ત્રી.) પ્રાર્થના કરવા કે તે નિમિત્તે મળેલી સભા
**પ્રાર્થનાસમાજ** (પું.સ્ત્રી.) એક અર્વાચીન ધર્મસમાજ
**પ્રાર્થનાસમાજી** (વિ.પું.) પ્રાર્થનાસમાજનું કે તેનો અનુયાયી
**પ્રાર્થયિતા** (પું.) પ્રાર્થના-માગણી કરનાર, પ્રાર્થનાર
**પ્રાર્થવું** (ક્રિ.) પ્રાર્થના કરવી,વીનવવું, માગવું
**પ્રાર્થિત** (વિ.) અરજ કરીને માગેલું
**પ્રાવરણ** (ન.) ઢાંકણ
**પ્રાવીણ્ય** (ન.) કુશળતા, નિપુણતા, દક્ષતા
**પ્રાવેશિક** (વિ.) પ્રવેશ કરવામાં સાધનરૂપ
**પ્રાશ** (પું.ન.) ખોરાક, અન્ન, ખાવું તે
**પ્રાશંસિક** (વિ.) પ્રશંસાને લગતું
**પ્રાસ** (પું.) કવિતાની તુકને અંતે અક્ષર મળતા આવવા તે (૨) ભાલો
**પ્રાસંગિક** (વિ.) પ્રસ્તુત, પ્રસંગને અનુકૂલ. (૨) વારંવાર નહિ પણ કોઈક વખતનું, પ્રસંગોપાત્ત થતું કે કરાતું, 'કૉન્ટિજન્ટ', 'ઇંસિડેન્ટલ', જેમ કે, ખર્ચ

**પ્રાસાદ** (પું.)મહેલ, મોટી હવેલી
**પ્રાસાદિક** (વિ.) પ્રસાદ નામના ગુણવાળું (૨) અનુગ્રહરૂપ, કલ્યાણકારી (૩) ઈશ્વરની કૃપાથી મળેલું
**પ્રાસાનુપ્રાસ** (પું.) પ્રાસ અને અનુપ્રાસ
**પ્રાસનુપ્રાસી** (વિ.) પ્રાસાનુપ્રાસવાળું
**પ્રાસ્તાવિક** (વિ.) પ્રસ્તાવનાને લગતું, પ્રસ્તાવનારૂપ, પ્રાવેશિક, પ્રાસંગિક (૨) પ્રસ્તુત
**પ્રાંગણ** (ન.) આંગણું
**પ્રાંજલિ** (વિ.) અંજલિ-હાથ જોડયા હોય એવું, ખોબો
**પ્રાંત** (પું.) છેડો (૨) દેશનો વિભાગ, જિલ્લાઓ મળી બનતો વિભાગ
**પ્રાંતક** (પું.) એક ગ્રહ, પ્લુટો
**પ્રાંતભૂમિ** (સ્ત્રી.) હદ, સીમા, છેવટની જગ્યા
**પ્રાંતિક,પ્રાંતીય** (વિ.) પ્રાંતને લગતું, પ્રાદેશિક
**પ્રાંતીયતા,પ્રાંતીયત્વ** (સ્ત્રી.ન.) પોતાના પ્રાંતનો જ વિચાર કરવાની સંકુચિતતા
**પ્રાંત્ય** (વિ.) પ્રાંતનું, પ્રાંતિક, છેડે આવેલું
**પ્રિન્ટ** (સ્ત્રી.) છાપ, છાપકામના રૂપરંગ-ઢંગ
**પ્રિન્ટર** (પું.) છાપનાર, મુદ્રક
**પ્રિન્ટિંગ** (ન.) છાપવું તે, છાપકામ, પ્રિન્ટ, મુદ્રણ
**પ્રિન્સ** (પું.) રાજકુમાર
**પ્રિન્સિપાલ** (પું.) (શાળા, કોલેજ વગેરેનો) અધ્યક્ષ, આચાર્ય
**પ્રિમિયમ** (ન.) વીમા પેટે ભરવાનું લવાજમ, વીમાનો હપ્તો (૨) શૅરની મૂળ આંકેલી કિંમતમાં થતો વધારો
**પ્રિમિયર** (વિ.) સૌથી આગળ પડતું (૨) (ન.) નાટક, ચિત્રપટ વગેરેનો પહેલો ખેલ
**પ્રિય** (વિ.) વહાલું, ગમતું (૨) (પું.) પિયુ, કાન્ત (૩) (ન.) હિત, કલ્યાણ (૪) મિષ્ટ વચન
**પ્રિયકર** (વિ.) હિતકર
**પ્રિયજન** (પું.) પ્રેમપાત્ર માણસ
**પ્રિયતમ** (વિ.) સૌથી વધારે વહાલું (૨) (પું.) કાન્ત, પ્રીતમ (૩) પતિ
**પ્રિયતમા** (સ્ત્રી.) કાંતા, પ્રિયા (૨) પત્ની
**પ્રિયદર્શન** (વિ.) જોતાં પ્રિય લાગે એવું (૨) (ન.) પ્રિયજનનું દર્શન
**પ્રિયદર્શી** (વિ.) સર્વ પ્રત્યે પ્રેમથી જોનાર (૨) (પું.) અશોક રાજા
**પ્રિયંવદા** (સ્ત્રી.) પ્રિય બોલાનારી (૨) (પું.સ્ત્રી.) એક છંદ
**પ્રિયા** (સ્ત્રી.) વહાલી સ્ત્રી, પત્ની, પ્રિયતમા
**પ્રિલિમિનરી** (વિ.) (પૂર્વ) તૈયારીનું, પ્રાસ્તાવિક (૨) પ્રારંભિક, પ્રાથમિક
**પ્રિવિયસ** (અ.) પહેલાનું, આગળનું, પૂર્વેનું (૨) (અ.) -ની પહેલાં
**પ્રિવી,પ્રિવીરૂમ** (ન.પું.) જાજરૂ, સંડાસ
**પ્રિસ્ક્રિપ્શન** (ન.) દવાનો નુસખો, દવાચિઠ્ઠી, ઔષધપત્ર
**પ્રીછ** (સ્ત્રી.) ઓળખ, પિછાન
**પ્રીત** (સ્ત્રી.) પ્રીતિ, પ્રેમ, ચાહ
**પ્રીતમ** (પું.) પતિ, પ્રિયતમ (૨) પ્રભુ
**પ્રીતાળ** (વિ.) પ્રેમાળ, હેતાળ, સ્નેહાળ
**પ્રીતિ** (સ્ત્રી.) પ્રેમ, હેત, સ્નેહ (૨) મૃદુ શ્રુતિનો એક પ્રકાર
**પ્રીતિદાન** (ન.) પ્રેમનું દાન કે પ્રીતિથી ભેટ કે કાંઈક આપવું તે
**પ્રીતિપૂર્વક** (વિ.અ.) પ્રેમવાળું કે પ્રેમથી
**પ્રીતિભોજન** (ન.) (વર્ણ કે નાતની સૂગ વિનાનું) સામુદાયિક ભોજન, રુચિભોજન, 'બુફે'
**પ્રૂફ** (ન.) મુદ્રણ પહેલાં ભાષા-શુદ્ધિ માટે કઢાતા અજમાયશી મુદ્રિત કાગળો (૨) સાબિતી, પુરાવો
**પ્રૂફરીડર** (પું.) પ્રૂફ જોનાર, પ્રૂફવાચક
**પ્રૅક્ટિકલ** (ન.) અભ્યાસમાં કરવાનું પ્રત્યક્ષ કામ કે તેની પરીક્ષા (૨) (વિ.) વહેવારું
**પ્રૅક્ટિસ** (સ્ત્રી,.) વકીલાત કે દાકતરીનું કામકાજ (૨) ટેવ, મહાવરો અભ્યાસ
**પ્રેક્ષક** (પું.) જોનારો (૨) પરિષદ, સભા વગેરેમાં માત્ર જોવા સાંભળવા આવનાર, દર્શક
**પ્રેક્ષકગૃહ** (ન.) સભાગૃહ, સભાભવન, 'ઑડિટોરિયમ'
**પ્રેક્ષકદીર્ઘા** (સ્ત્રી.) વીથિકા, 'ગૅલરી'
**પ્રેક્ષણ** (ન.) પેખવું, -જોવું તે, દર્શન
**પ્રેક્ષણવું** (ક્રિ.) જોવું, પેખવું
**પ્રેક્ષણીય** (વિ.) જોવા જવું તે
**પ્રેક્ષાગાર,પ્રેક્ષાગૃહ** (ન.) નાટકશાળા, સિનેમાગૃહ, 'થિયેટર'
**પ્રેત** (ન.) શબ (૨) સપિંડીકરણ પર્યંત મરનારને મળતું એક કલ્પિત શરીર (૩) અવગતિયો જીવ (૪) પિશાચ જેવી એક યોનિ
**પ્રેતકર્મ,પ્રેતકાર્ય** (ન.) મરેલાના દહનથી માંડીને સપિંડીકરણ સુધી કરવામાં આવતું કર્મ-શ્રાદ્ધકર્મ
**પ્રેતદહન** (ન.) શબને અગ્નિદાહ આપવો તે
**પ્રેતભૂમિ(-મી)** (સ્ત્રી.) સ્મશાન
**પ્રેતભોજન** (ન.) પ્રેતને ધરાવાતું ભોજન (૨) બારમું, મરણ પાછળ કરાતી નાત કે વરો
**પ્રેતયોનિ** (સ્ત્રી.) પ્રેત જીવોની યોનિ-જાતિ
**પ્રેતલોક** (પું.) પ્રેતોને રહેવાનો લોક
**પ્રેતાવાહન** (ન.) પ્રેતને બોલાવવું તે, પ્રેતનું આવાહન, મૃતાત્માને બોલાવવો એ
**પ્રૅફરન્સ શૅર** (પું.) એક જાતનો ખાસ શૅર, જેનું વ્યાજ આંકયા પ્રમાણે નક્કી ને પહેલું ચૂકવાય છે, અગ્રાધિકાર શૅર
**પ્રેમ** (પું.) હેત, પ્રીતિ, સ્નેહ (૨) ચાહી, રુચિ, મહોબત
**પ્રેમકથા,પ્રેમકહાણી** (સ્ત્રી.) પ્રેમની કે પ્રેમ ભરેલી-પ્રેમવિષયક કથા કે વાર્તા
**પ્રેમકલહ** (પું.) પ્રેમને કારણ કે પ્રેમપૂર્વક થતો કલહ કે કજિયો, મીઠો ઝઘડો
**પ્રેમધર્મ** (પું.) પ્રેમનો ધર્મ, અહિંસાધર્મ
**પ્રેમપત્ર,પ્રેમપત્રિકા** (ન.સ્ત્રી.) પ્રેમ દર્શાવતો કે પ્રેમીનો પત્ર
**પ્રેમપાશ** (પું.) પ્રેમરૂપી બંધન, પ્રેમગાંઠ
**પ્રેમપ્રતિજ્ઞા** (સ્ત્રી.) (લગ્ન કરવા માટે) પ્રેમ દર્શાવતું વચને કે કોલ
**પ્રેમભક્તિ** (સ્ત્રી.) પ્રેમલક્ષણા ભક્તિ
**પ્રેમભગ્ન** (વિ.) પ્રેમમાં (લગ્ન કરવા અંગે) હતાશ થયેલું, તૂટેલા પ્રેમવાળું
**પ્રેમભાવ** (પું.) પ્રેમ, હેતપ્રીતિ, સ્નેહભાવ
**પ્રેમરસ** (પું.) પ્રેમરૂપી રસ, પ્રેમભક્તિની મીઠાશ

**પ્રેમલ(-ળ)** (વિ.) પ્રેમવાળું, પ્રેમાળ
**પ્રેમલક્ષણાભક્તિ** (સ્ત્રી.) નવધા ભક્તિનો એક પ્રકાર, શ્રેષ્ઠ ભક્તિ
**પ્રેમલગ્ન** (ન.) સ્નેહલગ્ન
**પ્રેમવીર,પ્રેમશૂર(-રું)** (વિ.) પ્રેમમાં વીરતાવાળું કે શૂરું, પ્રેમશૌર્યવાળું,
**પ્રેમશૌર્ય** (ન.) પ્રેમ અને શૌર્ય, 'શિવલ્રી'
**પ્રેમળતા,પ્રેમાત્મક** (સ્ત્રી.વિ.) પ્રેમને લગતું કે પ્રેમવાળું
**પ્રેમાનંદ** (પું.) પ્રેમ અને આનંદ (૨) પ્રેમનો આનંદ (૩) બ્રહ્માનંદ (૪) પ્રસિદ્ધ ગુજરાતી કવિ
**પ્રેમાનંદી** (વિ.) પ્રેમાનંદ માણનારું
**પ્રેમાર્દ્ર** (વિ.) પ્રેમથી ભીંજાયેલું, પ્રેમથી તરબોળ
**પ્રેમાળ** (વિ.) હેતાળ, વહાલસોયું
**પ્રેમાંશી** (વિ.) પ્રેમના અંશવાળું, પ્રેમી
**પ્રેમિકા** (વિ.સ્ત્રી.) પ્રેયસી, પ્રિયતમા, માશૂક
**પ્રેમી** (વિ.) પ્રેમવાળું, પ્રેમ કરનારું, પ્રિયતમ
**પ્રેય** (ન.) ઐહિક-પાર્થિવ સુખ
**પ્રેયસી** (સ્ત્રી.) પ્રિય સ્ત્રી, પ્રેમિકા (૨) (વિ.સ્ત્રી.) વધારે પ્રિય, અતિપ્રિય
**પ્રેરક** (વિ.) પ્રેરણા, ગતિ કે ઉત્તેજન આપનારું (૨) બીજાના તરફની પ્રેરણા બતાવનારું (ક્રિયાપદનું રૂપ), (૩) પુરસ્કર્તા
**પ્રેરણ** (ન.) પ્રેરવું તે, પ્રેરણા
**પ્રેરણા** (સ્ત્રી.) પ્રેરવું તે (૨) પ્રોત્સાહન (૩)આદેશ, આજ્ઞા (૪) ખાનગી સલાહ
**પ્રેરવું** (ક્રિ.) મોકલવું (૨) ગતિ, પ્રોત્સાહન, આજ્ઞા કે ખાનગી સલાહ દેવી
**પ્રેરિત** (વિ.) પ્રેરાયેલું, પુરસ્કૃત
**પ્રેષક** (વિ.) મોકલનાર
**પ્રેષણા** (સ્ત્રી.)મોકલવું તે
**પ્રેષિત** (વિ.) મોકલેલું
**પ્રેષ્ઠ** (વિ.) પ્રિયમાં પ્રિય, વહાલામાં વહાલું, સૌથી પ્રિય, પ્રિયતમ
**પ્રેસ** (ન.) દાબવાનું યંત્ર (૨) રૂ વગેરેને દાબી ગાંસડીઓ બાંધવાનો સંચો (૨) છાપવાનું યંત્ર (૪) છાપખાનું (૫) વર્તમાનપત્રની દુનિયા (૬) (લા.) છાપાં
**પ્રેસિડન્ટ** (પું.) પ્રમુખ, અધ્યક્ષ, રાષ્ટ્રપ્રમુખ
**પ્રોક્ટર** (પું.) યુનિવર્સિટીમાં (છાત્રાલય વગેરેની) અમુક વ્યવસ્થા માટેનો અધિકારી (૨) એક અદાલતી વહીવટદાર
**પ્રોક્ત(-ક્તા)** (વિ.સ્ત્રી.) ઉક્ત, બોલાયેલું
**પ્રોક્સી** (સ્ત્રી.) અવેજી, પ્રતિનિધિ
**પ્રોગ્રામ** (ન.પું.) કાર્યક્રમ, (સભા વગેરેના) કામકાજની યાદી
**પ્રોજ્જવલ** (વિ.) પૂર્ણ ઉજ્જવલ, બરોબર પ્રકાશ મારતું
**પ્રોજેક્ટ** (પું.) પરિયોજના, પ્રકલ્પ, પ્રાયોજના
**પ્રોટીન** (ન.) ખાદ્ય-ખોરાકમાંનું એક પોષક તત્ત્વ
**પ્રોટેસ્ટ** (પું.) વિરોધ, સામેનો મત, વાંધો
**પ્રૉટેસ્ટન્ટ** (વિ.પું.) (રોમન કૅથલિક ધર્મથી જુદો પેદા થયેલો) એક ખ્રિસ્તી ધર્મસંપ્રદાય તેનું કે તેને લગતું કે તેનું અનુયાયી, સુધારાવાદી, ખ્રિસ્તી સંપ્રદાય
**પ્રોટોકૉલ** (પું.) રાજદ્વારી શિષ્ટાચાર, નયાચાર
**પ્રોટોન** (પું.) પરમાણુનો ઘન-વીજાણુ
**પ્રોટોપ્લેઝમ** (પું.) જીવનના પાયા રૂપે મનાતો મૂળ (રસાયણી) પદાર્થ, જીવનરસ, જીવદ્રવ્ય
**પ્રોડ્યુસર** (પું.) ફિલ્મ બનાવનાર, ચલચિત્રનો નિર્માતા, ઉત્પાદક
**પ્રોત્સાહક** (વિ.) પ્રોત્સાહન આપતું, ઉત્તેજન આપતું
**પ્રોત્સાહન** (ન.) ખૂબ ઉત્સાહ-ઉત્તેજન આપવું તે
**પ્રોત્સાહિત** (વિ.) પ્રોત્સાહન પામેલું
**પ્રોપેગેન્ડા** (પું.) કોઈ વાત વિચાર વગેરે ફેલાવવાં તે, પ્રચાર, તે માટેનો પ્રયત્ન કે હિલચાલ
**પ્રોફેસર** (પું.) (કૉલેજમાં) અધ્યાપક (૨) કોઈ વિષયનો વિદ્વાન (૩) પ્રાધ્યાપક, વ્યાખ્યાતા
**પ્રોબેટ** (સ્ત્રી.) વિલ કે વસિયતનામાના ખરાપણાનો દાખલો, (અદાલતથી) પ્રમાણિત વિલ, વસિયતનામું
**પ્રોબેટવેરો** (પું.) મરનારની મિલકત પર લેવાતો વેરો, 'પ્રોબેટ ડ્યૂટી'
**પ્રોબેશન** (ન.) (નોકરીમાં અજમાયશ તરીકે કરાતી શરૂમાં) હંગામી નિમણૂક કે તેનો સમય, અજમાયશ, પરિવીક્ષા
**પ્રોબેશનર** (પું.) પ્રોબેશન પર નિમાનાર, અજમાયશી
**પ્રોમિસરી નોટ** (સ્ત્રી.) વચનપત્ર, વચનચિઠ્ઠી
**પ્રોવિઝન** (ન.) જોગવાઈ, (૨) ખાદ્યસામગ્રી
**પ્રોવિઝનલ** (વિ.) કામચલાઉ, હંગામી
**પ્રોવિડન્ડ ફંડ** (ન.) (નિવૃત્તિમાં નિભાવ અર્થે) નોકરી દરમિયાન જમા થતું ફંડ, નિવૃત્તિ-ભંડોળ, કે રકમ, ભવિષ્યનિધિ
**પ્રોષિત** (વિ.) વિદેશ ગયેલું
**પ્રોષિતપતિકા,પ્રોષિતભર્તૃકા** (સ્ત્રી.) જેનો પતિ વિદેશ ગયો હોય તેવી (નાયિકા)
**પ્રોષિતપત્નક** (વિ.) જેની પત્ની વિદેશ ગઈ હોય એવો (પુરુષ)
**પ્રોસિક્યુટર** (પું.) ફોજદારી કેસો માટેનો સરકારી વકીલ-અમલદાર
**પ્રોસ્પેક્ટસ** (ન.) (શાળા, કંપની કે પેઢી વગેરેનું) બોધપત્ર, માહિતીપત્રક
**પ્રૌઢ** (વિ.) પુખ્ત, આધેડ (૨) ગંભીર (૩) વિશાળ, ભવ્ય (૪) પ્રૌઢિવાળું
**પ્રૌઢતા,પ્રૌઢપણું** (સ્ત્રી.ન.) પુખ્તતા, પાકટતા
**પ્રૌઢા** (સ્ત્રી.) ત્રીસથી પંચાવન વરસની સ્ત્રી, પ્રગલ્ભા
**પ્રૌઢશિક્ષણ** (ન.) પ્રૌઢો માટેનુ શિક્ષણ
**પ્રૌઢિ** (સ્ત્રી.) પ્રૌઢપણું (૨) વિચાર અને ભાષાની પ્રૌઢતા (૩) ચમત્કારિક, સંક્ષેપ કે વિસ્તારવાળું અને સાભિપ્રાય લખાણ
**પ્રૌદ્યોગિકી** (સ્ત્રી.) તક્‌નિકી, 'ટેક્‌નોલોજી'
**પ્લગ** (પું.સ્ત્રી.) પાણી, વીજળી, વગેરેના પ્રવાહ પરનો દાટો, જે વાટે તે લઈ શકાય
**પ્લંબર** (પું.) પાણીના નળ અંગેનું કામ કરનાર કારીગર
**પ્લમ્બિંગ** (ન.) નળકામ
**પ્લાયવૂડ** (ન.) લાકડાનાં પાતળાં પડ ચોટાડી કરાતું એક જાતનું મજબૂત પાટિયું
**પ્લાસ્ટ(-સ્ત)ર** (ન.) ચણતર ઉપર લગાવવાનો ચૂના વગેરેનો લેપ (૨) ઔષધનો લેપ (૩) તેવા લેપવાળી પટી
**પ્લાસ્ટર ઑફ પેરિસ** (ન.) પાટાપિંડી અને શિલ્પ-સ્થાપત્ય આદિમાં વપરાતો ચાક જેવો પદાર્થ
**પ્લાસ્ટિક** (ન.) કચકડા જેવો એક નવો કૃત્રિમ પદાર્થ

**પ્લાસ્ટિક-સર્જરી** (સ્ત્રી.) અંગોપાંગમાંના બેડોળપણાને દૂર કરવા માટેની શસ્ત્રક્રિયા

**પ્લિન્થ** (સ્ત્રી.) ઊભણી

**પ્લીડર** (પું.) વકીલ, ઍડવોકેટ

**પ્લુટો** (પું.) એક નાનકડો ગ્રહ

**પ્લુરસી** (સ્ત્રી.) ફેફસાંના પડમાં સોજાનો અને પાણી ભરાવાનો રોગ

**પ્લેગ** (પું.) એક ચેપી રોગ, મરકી, મહામારી

**પ્લેટ** (સ્ત્રી.) રકાબી, તાસક, થાળી (૨) ફોટો પાડવાનો કાચ (૩) ધાતુના પતરાની તખતી

**પ્લૅટફૉર્મ** (ન.) સ્ટેશનનો લાંબો ઓટલો, જેના પર રહીને રેલગાડીમાં ચડઊતર થાય છે. (૨) વ્યાસપીઠ, સભાનો મંચ

**પ્લૅટિનમ** (ન.) એક મૂળધાતુ

**પ્લેટૂન** (ન.) (અમુક કદની) એક નાની લશ્કરી ટુકડી, પલટણ

**પ્લેટો** (પું.) એક ગ્રીક તત્ત્વજ્ઞાની, અફલાતૂન

**પ્લેન** (ન.) વિમાન, 'ઍરોપ્લેન'

**પ્લેન** (પું.) નકશો, આલેખ, રૂપરેખા (૨) યોજના, કાર્યક્રમ, વ્યવસ્થા

**પ્લેનેટોરિયમ** (ન.) કૃત્રિમ નભોમંડળ, ખગોળઘર

**પ્લૉટ** (પું.) જમીનનો નાનો ટુકડો (૨) નાટકનું વસ્તુ કે કાર્ય-કથાનક (૩) કાવતરું, ષડ્યંત્ર

## ફ

**ફ** (પું.) ઔષ્ઠ્ય અઘોષ મહાપ્રાણ વ્યંજન

**ફઈ,ફઈબા** (સ્ત્રી.) ફોઈ, બાપની બહેન

**ફઈજી** (સ્ત્રી.) (૧) ફોઈ (માનાર્થે) (૨) ફોઈસાસુ

**ફક્ત,ફક્ત** (અ.) માત્ર, કેવળ, એકલું (૨) અબાધિત રીતે, સંપૂર્ણપણે

**ફકરું** (ન.) માગણ, બાવા જેવું માગણ

**ફકરો** (પું.) કંડિકા (૨) ગદ્યલખાણનો વાકયખંડ (૩) પરિચ્છેદ

**ફકીર** (પું.) ત્યાગી, વૈરાગી (મુસલમાન) (૨) ઓલિયો

**ફકીરી** (સ્ત્રી.) ફકીરપણું (૨) દરિદ્રાવસ્થા, કંગાલિયત (૩) ભિક્ષાવૃત્તિ

**ફક્કડ** (વિ.) લોકલાજની પરવા વિનાનું, સ્વચ્છંદી (૨) વરણાગિયું, છેલ (૩) સુંદર (૪) ઉડાઉ, બેફિકરું (૫) રંગલો (ભવાઈમાં) (૬) (લા.) બ્રહ્મચારી

**ફક્કંફક્કા** (પું.) ખાઈપી ઉડાવી દેવું તે (૨) ફાકા, ખાલીપણું

**ફગફગવું** (ક્રિ.) ફરફરવું, હવામાં ઊડવું, રખડવું, રઝળવું, ફદફદવું

**ફગડણ,ફગદંડ** (વિ.) ઉડાઉ (૨) લુચ્ચું (૩) બેફિકરું (૪) ઉદ્ધત (૫) બેશરમ

**ફગમગવું** (ક્રિ.) ફગફગવું, ફરફરવું, કંપવું

**ફગ(-ગા)વવું** (ક્રિ.) ફેંકી દેવું, હુલાવું (૨) છેતરવું (૩) ખોટું સમજાવવું (૪) ફેંકવું, ઉશેટવું

**ફગોટ(-ળ)વું** (ક્રિ.) ફંગોટ(-વ)વું, ફગવવું, ફેંકી દેવું (૨) ઘુમાવવું

**ફજર** (સ્ત્રી.) મળસકું, પ્રાતઃકાળ, પ્રભાત

**ફજલ** (વિ.) સુખી, આનંદી (૨) (સ્ત્રી.) કૃપા, મહેરબાની (૩) આબાદી (૪) શ્રેય, હિત (૫) બક્ષિસ (૬) સખાવત (૭) આર્થિક સહાય

**ફજેત** (વિ.) ફજેતીવાળું, બદનામ, બેઆબરૂ, વગોવાયેલું (૨) (લા.) હેરાન-પરેશાન (૩) શરમિંદુ (૪) ધિક્કારપાત્ર

**ફજેતખોર** (વિ.) નઠોર, ફજેતીનું બેફિકર (૨) બીજાની ફજેતી કરવાની કુટેવવાળું (૩) (લા.) નઠોર, નફ્ફટ, બેશરમ

**ફજેતી** (સ્ત્રી.) (લા.) ફજેતો, ભવાડો (૨) બદનામી, અપકીર્તિ, વગોવણી (૩) હેરાનગતિ, પરેશાની

**ફજેતો** (પું.) ફજેતી (૨) કેરીના ગોટલા છોતરાં વગેરે ધોઈ કરાતી કઢી, અમૃતિયો

**ફટ** (અ.) તિરસ્કારનો ઉદ્ગાર (૨) કશું ફાટવાનો કે ફફડવાનો અવાજ (૩) ફાટેલું-ખુલ્લું એ અર્થમાં. (જેમ કે, ઉઘાડું ફટ)

**ફટકડી** (સ્ત્રી.) એક જાતનો ખાર

**ફટક-દલાલ** (પું.) જોખમ કે જવાબદારી વિના કામ કરતો ફટકિયો દલાલ

**ફટક-દેવાળિયો** (પું.) પાકો દેવાળિયો, પાકો દેવાળું ફૂંકનાર

**ફટકવું** (ક્રિ.) (લા.) ખસવું, ચસકવું (ડાગળી, બુદ્ધિનું) (૨) વંઠી જવું (૩) ઊડી જવું (રંગનું) (૪) બીજી વાત પર ઊતરી પડવું (૫) ફટફટ થવું

**ફટકાબાજી** (સ્ત્રી.) ક્રિકેટની બલ્લેબાજી-બૅટિંગ

**ફટકાર(-વ)વું** (ક્રિ.) મારવું, કોરડા ચાબુક સોટીથી મારવું (૨) ફટકો મારવો,ફટકો વાગે એમ કાયદાથી કામ લેવું (૩) કરડવું, દંશ દેવો (૪) કાપવું, ચીરવું (૫) આકરી ટીકા કરવી

**ફટકારું** (વિ.) ઘેલું, દીવાનું, બેફામ (૨) ચોંકેલું (૩) ખુલ્લું

**ફટકારો** (પું.) ફટકો કે તેનો અવાજ (૨) ચિત્તભ્રમ, રઘવાટ (૩) ધ્રાસકો, ચોંક, ચમક, ભય (૪) પવનનો સપાયો (૫) ધડાકો (૬) ઝાપટ (૭) સુસવાટો (૮) ઉદ્વેગ

**ફટકિયું** (વિ.) ઝટ ફૂટી જાય તેવું (૨) માથે જોખમ ન રાખે તેવું, ફરી જાય તેવું (૩) અવાજ કરતું (૪) (ન.) ફટક દઈને ઊઘડે તેવું આખું બારણું

**ફટકિયું** (વિ.ન.) ચળકતું ધોળા રંગનું મોતી (૨) શરીર પર થતો મોતીના આકારનો ફોલ્લો

**ફટકી** (સ્ત્રી.) ફટાકડી (૨) એક પક્ષી-દરજીડો (૩) પારધીની જાળ (૪) ફટકડી

**ફટકો** (પું.) ચાબુક કે સોટીનો પ્રહાર (૨) (લા.) ખોટ, હાનિ, પાયમાલી, શિક્ષા લાગે એવો ધોકો (૩) સજા, નસિયત (૪) ટુવાલ, અંગુછો

**ફટફટ** (અ.) ફટાકડા વગેરેનો અવાજ (૨) ધિક્ધિક્ (૩) ઝટઝટ, વગર વિચારે (૪) ફિટકાર (૫) ફજેત, બદનામ, કલંકિત

**ફટકટી** (સ્ત્રી.) (ફટફટ અવાજ કરતી) મોટર સાઇકલ કે ઑટોરિક્સા

**ફટાકડો** (પું.) ટેટો, એક જાતનું દારૂખાનું

**ફટાકિયો** (પું.) ફટાકડો (૨) એક છોડ

**ફટાકો** (પું.) ફટાક અવાજ (૨) ફટાકિયો, ફટાકડો

**ફકા(-ટો)ફટ** (અ.) ફટફટ, ઝપાટાબંધ, ઉપરાઉપરી

**ફટાણું** (ન.) લગ્ન વગેરે પ્રસંગે સામસામા પક્ષની સ્ત્રીઓનાં હળવી ગાળયુક્ત ગીત

**ફટાબાર** (વિ.) ઉઘાડાં બારણાંવાળું

**ફટાયો** (પું.) વારસાનો ભાગ લઈ ભાઈથી જુદો પડેલો ઠાકોર(૨) પાટવી કુમારથી નાનો રાજકુમાર

**ફટોળ** (વિ.) પવનથી તૂટી પડેલ (૨) પછડાયેલું (૩) ન પાકવાથી બગડી જાય તેવું (૪) ફરકેલું, વંઠી ગયેલું

**ફડ** (ન.) દારૂ ગાળવાનું સ્થાન-ભઠ્ઠી (૨) બજાર (૩) થાણું (૪) ગાનાર-નાચનારનું ટોળું (૫) એક પક્ષનું ટોળું (લાવણી ગાવામાં) (૬) (અ.) ઉતાવળથી

**ફડક** (સ્ત્રી.) ધડક, ફટક, બીક, ચિંતા, ફિકર (૨) પહેરેલા કપડાનો ઝૂલતો છેડો

**ફડક,ફડકિયું** (ન.) બારણાનું પ્રત્યેક કમાડ (૨) બે મળીને આખું બને તેવું દરેક

**ફડકાર(-વ)વું** (ક્રિ.) ફટકારવું (૨) સબકડા મારીને પીવું

**ફડકિયું** (ન.) છૂટો છેડો, ફડક (૨) દાણા ઊપણવા ચાદર પકડીને કરેલો પંખો, ફટક

**ફડકો** (પું.) કપડાની ફડકનો અવાજ (૨) (પંખી.) ઊડવા માંડતાં થતો પાંખનો અવાજ, ફરડકો (૩) ખેતરમાં અનાજ ઓરવાનું ઓજાર (૪) સબડકો (૫) ફડક (૬) ધ્રાસકો, ફાળ

**ફડચ(-શ),ફડચાડિયું** (સ્ત્રી.ન.) ચીરી, ફડકો

**ફડચો** (પું.) નિકાલ, તોડ, સમાધાન (૨) દેવાની પતાવટ-માંડવાળ

**ફડનવીસ** (પું.) સરકારી દફ્તરદાર, નાયબ હિસાબી - તપાસનીસ અને હિસાબનીસ, અવલકારકુન, શિરસ્તેદાર

**ફડફડ** (અ.) ઊડવાનો, ફૂટવાનો કે ધબકવાનો અવાજ થાય એમ (૨) ઉપરાઉપરી (૩) ધબકારો ઊછળવું તેની જેમ (હૃદયનું) (૪) ધાંધલ ઉતાવળની જેમ (૫) તાત્કાલિક

**ફડફડવું** (ક્રિ.) ફડફડ અવાજ થવો (હવાથી ઊડવાતી) (૨) (બીકથી) ધ્રુજવું, કંપવું (૩) ગુસ્સામાં બોલવું (૪) પૂઠે ગુસ્સામાં બડબડવું

**ફડફડાટ** (પું.) ફફડવું તે (૨) (લા.) પતરાજી, તોર, ધડક, કંપ, બીક

**ફડફડિયું** (વિ.) ઉતાવળિયું, ધાંધલિયું

**ફડબખતર,ફડબખ્તર** (વિ.) ઉઘાડું, ખુલ્લું (૨) ઉઘાડી રીતે, ખુલ્લી રીતે

**ફડાકી** (સ્ત્રી.) (લા.) ગપ (૨) બડાઈ

**ફડાકીદાસ** (પું.) ફડાકિયું માણસ, ગપ્પીદાસ, બડાઈખોર

**ફડાકો** (પું.) ટોટો, ફટાકડો (૨) ધ્રાસકો, બીક (૩) ગપ (૪) બડાઈ, ફડાકી (૫) ફડાક એવો અવાજ

**ફડાફડ** (અ.) ઉપરાઉપરી

**ફડાફડી** (સ્ત્રી.) ફડાફડ મારવું કે મારામારી કરવી તે

**ફડાંભેર** (અ.) પગનાં ચાપવાંને આધારે (બેસવું)

**ફડિયો** (પું.) દાણા વેચનાર, કણિયો (૨) દારૂ ગાળનારો

**ફડેતાળ** (સ્ત્રી.) પાટિયાંની પડદી (૨) સંકેલી શકાય એવું (પાટિયાંનું) બારણું (જેમ કે, દુકાનનું)

**ફણગી** (સ્ત્રી.) નાનો ફણગો, અંકુર

**ફણ(-ણા)ધર** (પું.) નાગ (૨) મહાદેવ

**ફણગો** (પું.) અંકુર, પીલો (૨) નવી વાત કે મુદ્દો

**ફણસ** (ન.) એક ફળ

**ફણસવો** (પું.) અંકુર, પીલો, કોંટો. ફણગો

**ફણસી** (સ્ત્રી.) ફણસનું ઝાડ કે તેનું લાકડું (૨) વાલોળ જેવી ચપટ શિંગવાળી એક વનસ્પતિ (શાકની), ફણશી

**ફણધર,ફણાધર** (પું.) નાગ (૨) શિવ

**ફણા** (સ્ત્રી.) સાપની ફેણ

**ફણી** (પુ.સ્ત્રી.) સાપ (૨) કાંસકી (૩) સાળનો એક ભાગ

**ફણીશ,ફણીન્દ્ર** (પું.) શેષનાગ (૨) મોટો નાગ

**ફતન,ફતનિયું** (વિ.) અક્કલનું ઓથમીર, ઉડાઉ

**ફતવાખોર** (વિ.) ઢોંગી, પાખંડી

**ફતવો** (પું.) મુસલમાની ધર્મશાસ્ત્રીનો હુકમ (૨) (લા.) ઢોંગ (૩) હુકમ

**ફતેહ** (સ્ત્રી.) જીત, સફળતા, જય, વિજય

**ફતેહમંદ** (વિ.) વિજયી, સફળ, આબાદ

**ફતેહમંદી** (સ્ત્રી.) જીત, જય, વિજયી હોવાપણું, આબાદી

**ફદિયું** (ન.) પૈસો (૨) નાની ગળી ભાખરી

**ફના** (વિ.) નાશ પામેલું, પાયમાલ (૨) (પું.) પૂર્ણ વિનાશ, બરબાદી (૩) પતન

**ફનાફાતિયા** (પું.બ.વ.) સમૂળગો નાશ

**ફરક** (પું.) ફેર, તફાવત, ભેદ

**ફરકડી** (સ્ત્રી.) કાંતવાની ફીરકી (૨) ફરણી (૩) ખોડીબારું કે ત્યાં મુકાતું ચકરડું (૪) હવાથી ચક્કર ફરે એવું કાગળનું રમકડું (૫) આડશ

**ફરકડો** (પું.) મોટી ફરકડી (૨) ફૂદડી ખાવી તે, ત્વરિત ફેરો

**ફરકવું** (ક્રિ.) ધ્રુજવું (૨) દેખાવું (૩) ખસવું

**ફરજ** (સ્ત્રી.) કર્તવ્ય, ધર્મ, 'ડ્યૂટી'

**ફરજન,ફરજંદ** (ન.) સંતાન

**ફરજમોકૂફી** (સ્ત્રી.) નિલંબન, 'સસ્પેન્શન'

**ફરજંદારી** (સ્ત્રી.) પેઢીદર પેઢી ઉતરતી હક્કદારી

**ફરજિયાત** (વિ.) ફરજરૂપ ફરજ તરીકે કરવું પડે એવું (૨) આદેશાત્મક

**ફરડકો** (પું.) (પંખી) ઊડવા માંડતાં થતો પાંખનો અવાજ, ફડકો

**ફરતલ** (વિ.) ફરતું કે ફર્યા કરતું, પ્રવાસી

**ફરતાફરતી** (વિ.સ્ત્રી.) વારાફરતી (૨) (અ.) વારફરતી, બદલાતું

**ફરતારામ** (પું.) ફર્યા કરતો-એક જગાએ સ્થિર ન રહેતો માણસ (૨) સહેલાણી, પ્રવાસી

**ફરતું** (વિ.) ચારે તરફ આવેલું (૨) ચાલતું, ગતિવાળું (૩) બદલાતું (૪) હરતુંફરતું, 'મૉબાઇલ'

**ફરતે** (અ.) ચોગરદમ, ચારે તરફ, ચારે બાજુ

**ફરફર** (સ્ત્રી.) વરસાદની ઝીણી છાંટ (૨) (પાપડ જેવી) એક વાનગી (૩) (અ.) પવનમાં ઊડતું હોય એમ

**ફરફરવું** (ક્રિ.) હાલવું, ફરકવું

**ફરફરાટ** (પું.) ફરફર અવાજ (૨) (અ.) જલદી ઊડતું હોય એમ

**ફરફરિયું** (વિ.) ફરફરે એવું, ફરફર ઊડતું (૨) (ન.) કાગળિયું (૩) કાનનું એક ઘરેણું (૪) હવામાં ઊડી જાય એવું એક બીજ, કણજું

**ફરમાન** (ન.) હુકમ, આદેશ (૨) સનદ

**ફરમાવવું** (ક્રિ.) હુકમ કરવો, આજ્ઞા-આદેશ આપવો (૨) સૂચવવું, ચીંધવું, બતાવવું

**ફરમાશ(-સ)** (સ્ત્રી.) હુકમ, ઉપરીની સૂચના (૨) ભલામણ

**ફરમાસી(-સુ)** (વિ.) ભલામણથી મળેલું,, હુકમ પ્રમાણે તૈયાર કરેલું (૨) નમૂનેદાર, સૂચના પ્રમાણેનું

**ફરમો** (પું.) બીબું, નમૂનો (૨) છાપવાને માટે પાનાવાર ગોઠવીને તૈયાર કરેલ બીબાંનું ચોકઠું

**ફરવું** (ક્રિ.) આમતેમ કે ગોળગોળ ચાલવું, ચક્કર લેવું (૨) (મનને) બહેલાવવા માટે લહેરથી કે હવા ખાવા ટહેલવું (૩) ગતિ કરવી (૪) બદલાવું (૫) ભમવું, પ્રવાસ કરવો

**ફરશી(-સી)** (સ્ત્રી.) સુતારનું એક ઓજાર-ચોરસી (૨) કુહાડીના ઘાટનું એક હથિયાર

**ફરસ** (સ્ત્રી.) છાટ, તખતી, લાદી

**ફરસબંધી** (સ્ત્રી.) પથ્થર બેસાડેલી જમીન, ટાઇલ્સ કે લાદી જડેલી જગ્યા

**ફરસાટ** (પું.) ફરસો સ્વાદ, ફરસાપણું

**ફરસાણ** (ન.) કોઈ પણ ફરસા સ્વાદવાળી વાનગી

**ફરસીપૂરી** ((સ્ત્રી.) એક જાતની પૂરી-એક વાનગી

**ફરસીબ** (સ્ત્રી.) આજ્ઞા, કાનૂન, ધારો

**ફરસું** (વિ.) ચણા વટાણા જેવા કઠોળના સ્વાદનું

**ફરંદું** (વિ.) ફરતલ, ઘણું ફરેલું (૨) પહોંચેલું, કાબેલ (૩) હરાયું, ભટકેલ

**ફરાક** (ન.) છોકરીઓનું પહેરવાનું એક વસ્ત્ર, 'ફ્રૉક'

**ફરાર** (ન.) ભાગી જવું તે, પલાયન

**ફરારી** (વિ.પું.) ફરાર થનારું, ભાગેડુ (૨) ભાગી જનાર, નાસી જનાર

**ફરાસ** (પું.) દીવાબત્તી તથા સાફસૂફીનું કામ કરનાર ચાકર કે પટાવાળો

**ફરાસખાનું** (ન.) પાથરણાં દીવા વગેરે સામનનો ઓરડો

**ફરાળ** (ન.) ઉપવાસનો ખાસ ખોરાક, ફલાહાર

**ફરાળી** (વિ.) ફરાળ તરીકે ખવાય તેવું

**ફરિયાદ** (સ્ત્રી.) અરજી (૨) જૂલમ કે અન્યાય સામેનો પોકાર (૩) દાવો

**ફરિયાદી** (પું.) ફરિયાદ કરનાર, વાદી (૨) (સ્ત્રી.) ફરિયાદ

**ફરી,ફરીથી,ફરીને** (અ.) પુનઃ, પાછું, વળી, બીજી વાર

**ફરીફરીને** (અ.) વારંવાર, વખતોવખત

**ફરીપાછું** (અ.) વળી, બીજી વાર

**ફરૂકો,ફરૂકડો** (પું.) ચાળો, ફૈડકાથી ચાલવું તે

**ફરેડી** (સ્ત્રી.) ઉઘાડવાસ થઈ શકે એવી ચીપોવાળી બારી, બારીનો પડદો (૨) લશ્કરની કવાયત પછી કરાતા બંદૂકના બાર (૩) ફેરો, આંટો

**ફરેબ** (પું.સ્ત્રી.) દગો, ધોખો, ઠગબાજી, છળ, પ્રપંચ, કપટ

**ફરેબી** (વિ.) દગલબાજ, દગાબાજ

**ફરેલ(-લું)** (વિ.) બદલાયેલું (૨) અનુભવી (૩) મિજાજી, અવિચારી, ક્રોધી (૪) પ્રવાસ કરી કાબેલ થયેલું

**ફર્નિચર** (ન.) ખુરશી ટેબલ વગેરે જેવું રાચરચિલું (૨) છાપખાનામાં ફરમાનાં બીબાંને સક્સ કરી ગોઠવવા વપરાતું લાકડાનું રાચરચીલું

**ફૅસ્ટ** (વિ.) પહેલું, પ્રથમ, અવ્વલ

**ફલ(-ળ)** (ન.) વનસ્પતિનું ફળ (૨) પરિણામ (૩) ફાયદો (૪) પાનું (હથિયાર કે ઓજારનું) (૫) 'ફંક્શન' (ગ.)

**ફલક** (ન.) સપાટ પાટિયું (૨) પાનું (૩) થર, પડ, સપાટી (૪) બાણનું ફળું (૫) પટલ, તખતો (૬) મણકા વગેરેની માંડણી, 'ઍબેક્સ' (૭) આધારબિંદુ

**ફલ(-ળ)જિઘત્સા** (સ્ત્રી.) ફળની-ફળ માટે લાલસા કે ભૂખ (૨) તે માટેનો પુરુષાર્થ

**ફલ(-ળ)જ્યોતિષ** (ન.) ભવિષ્ય જોવાનું જ્યોતિષનું અંગ-વિભાગ

**ફલ(-ળ)ત્યાગ** (પું.) (કર્મના) ફળનો ત્યાગ, ફળની ઇચ્છાનો ત્યાગ

**ફલ(-ળ)દ,ફલ(-ળ)દાયક,ફલ(-ળ)દાતા** (વિ.) ફળદાયી, લાભદાયક

**ફલ(-ળ)દાયિત્વ** (ન.) ફળદાયીપણું

**ફલ(-ળ)દાયી** (વિ.) ફળ દેનારું (૨) ફાયદાકારક

**ફલ(-ળ)ન** (ન.) ફળવું તે (૨) પાક (૩) પરિણામ

**ફલ(-ળ)પ્રદ** (વિ.) ફળદાયી

**ફલ(-ળ)વત્** (વિ.) ફળવાળું, સફળ (૨) પરિણામવાળું

**ફલ(-ળ)શ્રુતિ** (સ્ત્રી.) કર્મનું ફળ જણાવનારું કથન (૨) પરિણામ

**ફલ(-ળ)સિદ્ધિ** (સ્ત્રી.) પરિણામ, ફળની પ્રાપ્તિ, ફળનિષ્પત્તિ

**ફલ(-ળ)હેતુ** (પું.) કર્મનો હેતુ-તેનું ફળ હોવું તે, કર્મનું ફળ જોઈ તે કરવા પ્રેરાવું તે

**ફલંગ** (સ્ત્રી.) ફાળ, લાંબો કૂદકો, ઠેકડો, છલાંગ

**ફલા(-ળા)ગમ** (પું.) ફલનો આગમ, ફળ આવવું તે (૨) નાટ્ય રચનામાંની છેલ્લી પાંચમી અવસ્થા

**ફલાણું** (વિ.) અમુક, કોઈ એક

**ફલાણુંઢીંકણું** (વિ.) આ ને તે, અમુત તમુક

**ફલા(-ળા)દેશ** (પું.) કુંડળી જોઈને ભવિષ્ય કહેવું તે (જ્યો.)

**ફલા(-ળા)ફલ(-ળ)** (ન.) ફળ ને અફળ, ઇષ્ટ કે અનિષ્ટ ફળ

**ફલા(-ળા)ભિસંધિ** (સ્ત્રી.) (કર્મના) ફળનો ઉદ્દેશ કે હેતુ (૨) ફળનું અનુસંધાન

**ફલાલીન** (સ્ત્રી.ન.) એક જાતનું ઊનનું કાપડ

**ફલા(-ળા)સક્ત** (વિ.) (કર્મના) ફળમાં આસકત, રાગવાળું

**ફલા(-ળા)સક્તિ** (સ્ત્રી.) (કર્મના) ફળમાં આસકિત, ફળ મેળવવાની ઉત્સુકતા

**ફલા(-ળા)હાર** (પું.) ફળનો ખોરાક (૨) ઉપવાસનો ખોરાક-ફરાળ

**ફલા(-ળા)હારી** (પું.) ફળાહાર કરનારું

**ફલિત** (વિ.) ફળેલું, નીપજેલું (૨) ફળ, 'રિઝલ્ટ' (ગ.) (૩) પરિણામ, નિષ્કર્ષ

**ફલિતાર્થ** (પું.) પરિણામ, ફળ (૨) ઉત્પન્ન થતો-નીપજી આવતો અર્થ

**ફલી(-ળી)ભૂત** (વિ.) સાર્થક (૨) ફળવાળું, સફળ થયેલું

**ફલેચ્છા,ફલૈષણા** (સ્ત્રી.) (કર્મના) ફળની ઇચ્છા કે એષણા, ફલાશા

**ફલોન્મુખ** (વિ.) ફળ દેવાને ઉન્મુખ-તૈયાર (કર્મ)

**ફલોફલ** (અ.) ચૂકતે, વલ્લંખલ્લા, સરભર

**ફલ્ગુ** (વિ.) તુચ્છ (૨) સુંદર (૩) (પું.) વસંત (૪) ગુલાલ (૫) (સ્ત્રી.) ગયાક્ષેત્ર પાસેની નદી

**ફશ(-સ)** (સ્ત્રી.) પરાજય, હાર

**ફસ** (સ્ત્રી.) નસ, નાડી (૨) (અ.) ફસકવાનો અવાજ

**ફસકવું** (ક્રિ.) છટકવું, નાહિંમત થવું (૨) તૂટી પડવું (૩) ફસ લઈને ફાટવું (૪) બોલ્યા પછી ફરી જવું (૫)વિચાર બદલવો (૬) ખસી જવું, સરકીને છૂટી જવું

**ફસડાવું** (ક્રિ.) ફસ દઈને પડી જવું (૨) પછડાઈ પડવું

**ફસલ** (સ્ત્રી.) ઋતુ, મોસમ (૨) પાક

**ફસલી** (વિ.) ફસલનું, મોસમનું (૨) શહેનશાહ અકબરે શરૂ કરેલુ વર્ષ

**ફસામણ(-ણી)** (સ્ત્રી.) ફસાવું તે (૨) જાળ, પ્રપંચ, છળ

**ફસાવું** (ક્રિ.) સપડાવું, ભરાવું (૨) ઠગાવું, છેતરાવું

**ફળ** (ન.) વનસ્પતિનું ફળ (૨) પરિણામ (૩) ફાયદો (૪) પાનું (હથિયાર કે ઓજારનું) (૫) 'ફંક્શન' (ગ.)

**ફળઝાડ** (ન.) ખાઈ શકાય એવાં ફળ આપનાર ઝાડ

**ફળદ્રુ(-દ્રૂ)પ** (વિ.) રસાળ, સારો પાક-ફળ આપે એવું

**ફળદ્રુ(-દ્રૂ)પતા** (સ્ત્રી.) ફળદ્રુપ હોવાપણું, રસાળપણું, 'ફર્ટિલિટી'

**ફળફૂલ** (ન.) ફળ અને ફૂલ (૨) (લા.) (દેવ કે મોટા પુરુષને) ભેટ ધરવી તે

**ફળવંત,ફળવાન** (વિ.) ફળવાળું

**ફળવું** (ક્રિ.) ફળ આવવાં (૨) સિદ્ધ થવું, સફળ થવું

**ફળસાકર** (સ્ત્રી.) ફળમાંથી મળતો સાકર જેવો પોષક પદાર્થ, 'ફ્રક્ટોઝ', 'ફ્રૂટ-શુગર'

**ફળાઉ** (વિ.) ફળે એવું, ફળ આપતું

**ફળિયું** (ન.) મહોલ્લો (૨) પાનું, ફળું (૩) પોળ, શેરી

**ફળી** (સ્ત્રી.) નાનું ફળિયું (૨) લાકડી (૩) શિંગ

**ફંટાવું** (ક્રિ.) દિશા બદલવી (૨) ફાંટા પડવા, અલગ થઈ આગળ વધવું (૩) (ફાંટ ભરી હોય તેથી જેમતેમ કપડાનું) તણાવું, ટૂંકું પડવું

**ફંડ** (ન.) ઉઘરાણું, ફાળો, ટીપ (૨) જમા-રકમ, ભંડોળ, નિધિ, થાપણ

**ફંડફાળો** (પું.) ફંડ કે ફાળો, ઉઘરાણું, ટીપ

**ફંદ(-દો)** (પું.) ફાંદો, કાવતરું, કારસ્તાન (૨) જાળ (૩) (લા.) દુર્વ્યસન (૪) ફેલફિતૂર, ઢોંગ

**ફંદી,ફંદીલું** (વિ.) ફંદવાળું, કપટી (૨) ઢોંગી (૩) દુર્વ્યસની

**ફંફોસ(-ળ)વું** (ક્રિ.) બારીકાઈથી તપાસવું, ખોળવું

**ફંફોળા** (પું.બ.વ.) ફંફોળવું તે, શોધ, ખોળ, તપાસ

**ફાઇન** (વિ.) સુંદર, રમણીય (૨) દંડ

**ફાઇનલ** (વિ.) છેવટનું, અંતિમ

**ફાઇબર-ગ્લાસ** (પું.) તંતુકાચ-વિશિષ્ટ પ્રકારનો એક કાચ

**ફાઇલ** (સ્ત્રી.) કાગળો કે ચોપાનિયાં એકઠાં કરી રાખવાનું સાધન કે તેમાં એકઠાં કરી રાખેલ કાગળો કે ચોપાનિયાંનો સમૂહ (૨) કાનસ, રેતડી

**ફાઈવસ્ટાર** (પું.) પંચ-તારક (હૉટેલ)

**ફાઉન્ડ્રી** (સ્ત્રી.) બીબાં ઢાળવાનું કારખાનું, ધાતુનું કામ કરનાર નાનકડું કારખાનું

**ફાઉન્ડેશન** (પું.) પાયો, નીંવ

**ફાકો** (પું.) ફાકવું કે ફાકેલું તે, બુક્કો (૨) ઉપવાસના દિવસ

**ફાગ** (પું.) વસંત (૨) હોળીના શૃંગારી ગીતો કે બોલાતા અપશબ્દ (૩) એક માત્રામેળ છંદ

**ફાગણ** (પું.) વિક્રમ સંવતનો પાંચમો મહિનો

**ફાગણિયું** (વિ.) ફાગણ માસને લગતું (૨) (ન.) ઝીણા પોતનું સ્ત્રીનું એક વસ્ત્ર

**ફાચર** (સ્ત્રી.) લાકડાની નાની ચીર, ફાંસ (૨) સુતારનું એક ઓજાર (૩) (લા.) નડતર

**ફાચરું** (વિ.) પહોળું, છીછરું (૨) રાંટું (૩) (ન.) ફાચર

**ફાચરો** (પું.) લાકડાનો કકડો, ચીતળ

**ફાજલ** (વિ.) વધેલું (૨) ફાલતું, વધારાનું (૩) નવરું, કામમાં ન આવતું

**ફાજેલ** (વિ.) વિદ્યાવાન (૨) ડાહ્યું (૩) વિદ્વાન

**ફાટ** (સ્ત્રી.) ફાટવું તે (૨) તરડ (૩) કળતર (૪) (લા.) ભેદ, ફૂટ (૫) ગર્વ, મદ

**ફાટક** (પું.સ્ત્રી.) ઝાંપો, દરવાજો (૨) બાકું

**ફાટકવાળો** (પું.) રેલવે ફાટક સાચવનાર

**ફાટચૂસ** (સ્ત્રી.) અંગનો દુખાવો, કળતર

**ફાટફૂટ** (સ્ત્રી.) ભાગલા પડવા તે, વિરોધ, કુસંપ, ભેદ

**ફાટવું** (ક્રિ.) તૂટવું, ફાટ પડવી (૨) છકી જવું (૩) ખૂબ દુખવું (અંગ) (૪) બગડી જવું (દુધ વગેરે)

**ફાટું(-ટ્યું)** (વિ.) ફાટેલું, તૂટેલું (૨) છકેલું, અસભ્ય (૩) ઉદ્ધત

**ફાટુંતૂટું(-ટ્યું)** (વિ.) ફાટેલું ને તૂટેલું (૨) (લા.) જૂનું

**ફાટેલ(-લું)** (વિ.) ફાટું (૨) (લા.) છકી ગયેલું (૩) ઉન્મત્ત

**ફાડ** (સ્ત્રી.) ચિરાવું-ફાટવું તે (૨) ચીરી, કકડો (૩) (લા.) અડધો રૂપિયો (૪) ફાટેલા કે ફડાયેલો અર્ધો ભાગ

**ફાડચું** (ન.) ચીરિયું, ફાડ, ફાડિયું, ફડશ

**ફાડવું** (ક્રિ.) ચીરવું, તોડવું

**ફાડિયું** (ન.) ચીરી, ફડશ, ફાડ

**ફાતડો** (પું.) હીજડો (૨) પવૈયો (૩) વ્યંઢળ

**ફાતિયા** (પું.બ.વ.) પાયમાલી

**ફાતિયો** (પું.) મરેલા પાછળ ભણાતો કુરાનનો અધ્યાય

**ફાધર** (પું.) બાપ, પિતા (૨) પાદરી, ખ્રિસ્તી ધર્મનો સાધુ

**ફાનસ** (ન.) બત્તી, દીવો, કંડીલ

**ફાની** (વિ.) નાશવંત, નશ્વર, ક્ષણભંગુર

**ફાફડો** (પું.) એક જાતના થોરનું પહોળું પાન, થાપડો (૨) એક જાતની પહોળી શીંગ (૩) એક ફરસાણ-વાનગી

**ફાયદાકારક,ફાયદાકારી,ફાયદેમંદ** (વિ.) લાભદાયક, હિતકારી, ફાયદાવાળું

**ફાયદો** (પું.) નફો, લાભ, પ્રાપ્તિ (૨) ગુણ, સારી અસર, પ્રભાવ

**ફાયર** (સ્ત્રી.) આગ બંદૂક તોપ વગેરેના બાર થાય તે

**ફાયરઍંજિન** (ન.) આગ ઓલવવાનો બંબો

**ફાયરપ્રૂફ** (વિ.) આગપ્રૂફ, આગરક્ષિત, અગ્નિરોધી (૨) આગની અસર ન થાય તેવું

**ફાયરબ્રિગેડ** (ન.) આગ બુઝાવનાર બંબાવાળો (૨) ઍંજિનનો કોલસાવાળો

**ફારક,ફારગ** (વિ.) છૂટું, મુકત (૨) નવરું, નિવૃત્ત

**ફારગત** (વિ.) ફારક, છુટકારો પામેલું (૨) (સ્ત્રી.) ફારગતિ, મુકિત

**ફારગતી** (સ્ત્રી.) છુટકારો, મુકિત (૨) છૂટાછેડા

**ફારમ** (ન.) તપસીલ ભરવાનો આંકેલો કે ખાનાંવાળો કાગળ (૨) છાપેલું પત્રક, ફરમો

**ફારસ** (ન.) પર્શિયા, ઈરાન

**ફારસી** (વિ.) ઈરાની (૨) (સ્ત્રી.) ફારસી ભાષા

**ફાર્મ** (ન.) ખેતર, વાડી

**ફાર્મસી** (સ્ત્રી.) દવા બનાવવાની ઔષધશાળા

**ફાર્મસી-વિજ્ઞાન** (ન.) ફાર્મસીને લગતી વિદ્યા

**ફાર્મહાઉસ** (ન.) ખેતરમાંનું નિવાસગૃહ

**ફાર્સ** (ન.) પ્રહસન, ફારસ

**ફાલ** (પું.) પાક (૨) (લા.) અતિશયતા

**ફાલતુ** (વિ.) પરચૂરણ (૨) વધારાનું, નકામું (૩) મામુલી, સામાન્ય (૪) નિરુપયોગી, બિનજરૂરી

**ફાલવું** (ક્રિ.) પ્રફુલ્લ થવું, ખીલવું (૨) વધવું, પુષ્ટ થવું (૩) (લા.) કદમાં આડા વિસ્તરવું

**ફાલ(-ળ)સી** (સ્ત્રી.) ફાલસાનું ઝાડ
**ફાલસીપારમ** (પું.) મૅલેરિયાનો એક પ્રકાર જેમાં મગજ પર અસર થાય
**ફાલ(-ળ)સું** (ન.) ફાલસીનું ફળ
**ફાલૂદો** (પું.) મુસલમાનોની એક વાનગી, પાલૂદો
**ફાલ્ગુન** (પું.) ફાગણ
**ફાલ્ગુની** (વિ.) ફાગણને લગતું (૨) (ન.) એક નક્ષત્ર
**ફાવ,ફાવટ** (સ્ત્રી.) ફાવવું-ગોઠવું તે
**ફાવવું** (ક્રિ.) ગોઠવું, અનુકૂળ આવવું (૨) સફળ થવું, લાગ ખાવો
**ફાશી(-સી)વાદ** (પું.) સરમુખત્યારશાહીનો એક સિદ્ધાંત (૨) (ઇટાલીમાં પેદા થયેલો) એક રાજદ્વારી રાષ્ટ્રીય વાદ
**ફાશી(-સી)વાદી** (વિ.પું.) ફાસીવાદમાં માનનાર
**ફાસફૂસ** (સ્ત્રી.) નકામો રદ્દી માલ (૨) (લા.) દમ, જીવ
**ફાસફૂસિયું** (વિ.) (લા.) નકામું, નબળું (૨) નમાલું, માલ વિનાનું, સત્ત્વહીન
**ફાસ્ટ** (પું.સ્ત્રી.) ઉતારુઓ માટેની ઝડપી રેલગાડી (૨) ઝડપી, વેગીલું (૩) ઉપવાસ (૪) પાકો રંગ
**ફાળ** (સ્ત્રી.) ફલંગ (૨) ધ્રાસકો, બીક, ડર (૩) (પું.) કપડાનો લાંબો ટુકડો ચીરો
**ફાળકી** (સ્ત્રી.) નાનો ફાળકો (૨) (લા.) દોરાની આંટી
**ફાળકું** (ન.) દોરા ઉતારવાનો ફાળકો, પરવીંટો
**ફાળકો** (પું.) ફાળકું (૨) ચગડોળ
**ફાળવણી** (સ્ત્રી.) વહેંચણી, વરાડે પડતું, 'ઍલોકેશન', ઍલોટમેન્ટ'
**ફાળવવું** (ક્રિ.) વહેંચવું, વિભાજન-વિતરણ કરવું
**ફાળિયું** (ન.) ફેંટો (૨) પંચિયું (૩) ટૂંકું ધોતિયું
**ફાળી** (સ્ત્રી.) સાડી (૨) લાંબો લૂગડાનો ફાળ
**ફાળો** (પું.) ભાગ, હિસ્સો (૨) ફાળવવું તે, વહેંચણી (૩) ફંડ, ઉઘરાણું, ટીપ
**ફાંક** (સ્ત્રી.) ચીર, ફાટ
**ફાંકડાઈ** (સ્ત્રી.) વરણાગી, છેલબટાઉપણું
**ફાંકડું** (વિ.) રસિક (૨) ફક્કડ (૩) સુંદર, દેખાવડું (૪) ખુશમિજાજી
**ફાંકું** (ન.) ગપ્પું, ગપ (૨) છિદ્ર, કાણું, બાકોરું (૩) લીટો, હાથચાલાકી
**ફાંકો** (પું.) તોર, અભિમાન (૨) હુંપણાનો આગ્રહ (૩) બડાશ મારવી એ
**ફાંકેબાજ** (વિ.) ફાંકાવાળું, ગપ્પીબાજ, ગપોડી
**ફાંગ** (સ્ત્રી.) એક છોડ (૨) (પું.) નદીના મુખ આગળનો (દરિયાને મળતાં) ઘણો પહોળો ને ફાંટાવાળો પ્રદેશ, મુખત્રિકોણ, 'ડેલ્ટા'
**ફાંગું** (વિ.) આંખે ત્રાંસું જોનાર, બાડું, ત્રાંસી આંખવાળું
**ફાંટ** (પું.) ઔષધિને પલાળી રાખી (ઉકાળીને) બનાવેલું પેય, કાઢો
**ફાંટ** (સ્ત્રી.) લૂગડાનો છેડો કે તેની કામચલાઉ કરી લેવાની ઝોળી જેવું તે (૨) પોટકું, પોટલી (૩) ફાંક કે તે ભરી લેવી તે-ફાંટિયો (૪) ખાઈ, પરિખા (૫) એક ભાજી (૬) ફાંટો, કીનો
**ફાંટાબાજ** (વિ.) તરંગી (૨) કીનાવાળું (૩) મગજની ખુમારીવાળું, મનસ્વી
**ફાંટિયો** (પું.) આછો દોરો ભરવો તે, ટાંકો (૨) ફાંટો (૩) તડ, પક્ષ
**ફાંટો** (પું.) શાખા, ગૌણ ભાગ (૨) આડકથા
**ફાંદ** (સ્ત્રી.) પેટનો આગળ નીકળતો ભાગ, દુંદ (૨) એક વેલો
**ફાંદાવું** (ક્રિ.) જાળમાં ફસાવું (૨) પેટની ફાંદ વધવી, શરીર જાડું થવું
**ફાંદો** (પું.) પ્રપંચ, જાળ (૨) (લા.) મોટી દુંદ
**ફાંફરડવું** (ક્રિ.) કરડી ખાવું, પીખી નાખવું (બહુધા 'ખાવું' સાથે)
**ફાંફળ** (ન.) ખુલ્લી જગા, ફાસલો, ગાબડું
**ફાંફાં** (ન.બ.વ.) ડાફરિયાં (૨) વલખાં, વ્યર્થ-મિથ્યા પ્રયત્ન
**ફાંસ** (સ્ત્રી.) લાકડાની ઝીણી કરચ, ફાચર (૨) (લા.)આડખીલી, નડતર, અડચણ (૩) ગાળો ચફાંદો
**ફાંસલો** (પું.) ડાળખું (૨) શિકાર પકડવા ગોઠવાતી એક યુક્તિપૂર્ણ રચના,
**ફાંસવું** (ક્રિ.) ગાળો ઘાલવો (૨) ફાંસો નાંખવો (૩) તોડવું, ઉતરડી નાખવું (૪) ખોદવું, ખેડવું (૫) ગૂંગળાવી મારવું
**ફાંસિયું** (વિ.) કપટી, ફસાવે એવું (૨) ફાંસો દઈ મારે એવું (૩) (લા.) ઠગારું
**ફાંસી** (સ્ત્રી.) ફાંસો દઈ મારી નાંખવાની શિક્ષા કે યુક્તિ
**ફાંસીખોલી** (સ્ત્રી.) (ફાંસીના કેદી માટેની) જેલની એક ખાસ ઓરડી
**ફાંસીગર(-રો)** (પું.) ફાંસિયો, જલ્લાદ
**ફાંસીમોકૂફી** (સ્ત્રી.) ફાંસી દેવાનું મોકૂફ રાખવું તે, 'રિપ્રીવ'
**ફાંસો** (પું.) ફાંદો (૨) દોરડાનો ગાળો
**ફિકર** (સ્ત્રી.) ચિંતા, કાળજી, દરકાર, પરવા (૨) વ્યગ્રતા, ગભરામણ (૩) સાવધાની
**ફિક્સ્ડ ડિપોઝિટ** (સ્ત્રી.) બાંધી મુદતની થાપણ, મુદતી થાપણ
**ફિક્સ્ડ લંચ** (ન.) મર્યાદિત ભોજન
**ફિક્કાશ** (સ્ત્રી.) ફિક્કાપણું, ફીકાશ
**ફિક્કું** (વિ.) ફીકું, નિસ્તેજ (૨) નીરસ,,મોળું
**ફિઝિશિયન** (પું.) માત્ર દવાદારૂથી ઇલાજ કરનાર દાકતર
**ફિટ** (વિ.) બરોબર ચપસીને બેસતું કે ગોઠવાતું, બંધબેસતું, યોગ્ય, પાત્ર (૨) (સ્ત્રી.) ચકરી, તમ્મર
**ફિટકાર** (પું.) ધિક્કાર, અનાદર, તિરસ્કાર
**ફિટફિટ** (અ.) ફટફટ, ધિક્ધિક્ (૨) (સ્ત્રી.) ધિક્કાર
**ફિટર** (પું.) (યંત્રનું) જોડકામ-યંત્ર ફિટ કરનાર કારીગર
**ફિડલ** (સ્ત્રી.) એક વિદેશી તંતુવાદ્ય
**ફિતૂર** (ન.) ફેલ, ઢોંગ (૨) બળવો, દંગો (૩) તોફાન
**ફિદા** (વિ.) ખૂબ ખુશ (૨) અતિ આસક્ત (૩) કુરબાન થનારું (૪) ન્યોછાવર થઈ જનારું
**ફિનાઇલ** (ન.) (ખાળ વગેરે માટે) એક જંતુનાશક દવા
**ફિનિશ** (વિ.) ફિન્લેન્ડ દેશનું કે તેને લગતું (૨) (સ્ત્રી.) ત્યાંની ભાષા (૩) (ન.) કોઈ વસ્તુની છેવટે કરાતી સજાવટ વગેરે જેવી આખરી ઓપની કામગીરી
**ફિયાસ્કો** (પું.) ફજેતી, બદનામી (૨) ભવાડો, રકાસ, ભોપાળું (૩) નામોશી
**ફિરકો** (પું.) એક જ રાજ્યનાં લોક (૨) એક ધર્મ કે સમાજનો વર્ગ (૩) ફાંટો, સંપ્રદાય
**ફિરદોસ** (સ્ત્રી.) સ્વર્ગ, જન્નત
**ફિરસ્તો** (પું.) દેવદૂત (૨) પેગંબર
**ફિરંગ** (પું.) તે નામે યુરોપનો એક દેશ, ફ્રાન્સ (૨) ચાંદીનો રોગ, 'સિફિલિસ'

**ફિલમ** (સ્ત્રી.) ફોટો પાડવા માટે કેમેરામાં વપરાતી પટ્ટી, ફિલ્મ ચાંદીના રોગવાળું (૨) સિનેમાનું ચિત્ર જેના પર ઉતારાય તે પટ્ટી કે તે પર ઉતારેલું ચિત્ર, ફિલ્મ (૩) ચલચિત્ર

**ફિલસૂફ** (પું.) તત્ત્વજ્ઞાની, તત્ત્વજ્ઞ, તત્ત્વશોધક

**ફિલસૂફી** (સ્ત્રી.) તત્ત્વજ્ઞાન

**ફિલામેન્ટ** (ન.) તંતુ, રેષા, વીજળીના ગોળામાંનો તાર

**ફિલોસૉફર** (વિ.) તત્ત્વચિંતક, તત્ત્વજ્ઞાની, દર્શનશાસ્ત્રી

**ફિલ્ટર** (ન.) પ્રવાહીને ગાળીને સાફ કરવાની (વિજ્ઞાની) કરામત કે સાધન

**ફિલ્ડર** (પું.) (ક્રિકેટમાં) ફિલ્ડિંગ કરનાર (૨) દડાને રોકીને પાછો આપનાર

**ફિલ્ડિંગ** (સ્ત્રી.) ક્રિકેટમાં દાવ લેનાર પક્ષની સામેના પક્ષનું કામ (૨) દડાને રોકીને પાછો આપવાની ક્રિયા

**ફિશપ્લેટ** (સ્ત્રી.) રેલવેના પાટા માટેનો લોખંડનો સલેપાટ (૨) રેલના બે પાટાને જોડનાર પટ્ટી

**ફિશિ(-સિ)યારી** (સ્ત્રી.) બડાઈ, પતરાજી, શેખી

**ફી** (સ્ત્રી.) લવાજમ (૨) મહેનતાણું, દસ્તૂરી, શુલ્ક, હકસી

**ફીક,ફીકાશ** (સ્ત્રી.) ફિક્કાશ (૨) મોળાશ (૩) ફીકાપણું

**ફીચર** (ન.) વાયદાના ભાવ પર રમાતો એક જુગાર (૨) લક્ષણ, ચિહ્ન, વિશિષ્ટતા, વિશેષતા (૩) મુખમુદ્રા, મુખાકૃતિ (૪) દૂરદર્શન પર વિશિષ્ટ પ્રસારણ

**ફીચર-ફિલ્મ** (સ્ત્રી.) કથાચિત્ર

**ફીટણ** (વિ.) નાશવંત

**ફીટવવું** (ક્રિ.) ફિટાડવું (૨) ફોડવું, લાંચ આપી ખસેડવું

**ફીટવું** (ક્રિ.) ટળવું, મટવું (૨) પતવું (૩) સામે થવું (૪) નાશ પામવું (૫) બંધ પડવું (૬) મરવું

**ફીણ** (ન.) પ્રવાહી પર પરપોટાનો થતો ધોળો પદાર્થ

**ફીફું** (ન.) અનાજનું ફોતરું-ખોખું

**ફીરકી** (સ્ત્રી.) ચકરડી (૨) નાની ફાળકી

**ફીસું** (વિ.) ફિક્કું (૨) ઢીલું (૩) ઓછા જોરવાળું (૪) ઝટ ફસકી જાય એવું

**ફીંડલું** (ન.) વીંટીને કરેલો દડો-ગોટો, પિલ્લું, વીંટો (૨) (લા.) પાઘડી

**ફીંદવું** (ક્રિ.) ફેંદવું, વેરણછેરણ કરી નાંખવું (૨) ઢીલું કરી નાંખવું, ચૂંથવું (૨) દબાવવું, કચરવું (૩) વીંખવું, પીખવું

**ફુઆજી** (પું.) (માનાર્થે) ફોઈના પતિ, ફુઆ, પતિ કે પત્નીના ફુઆ (૨) ફુઆસસરા

**ફુઈ** (સ્ત્રી.) ફોઈ, પિતાની બહેન

**ફુઓ** (પું.) ફોઈનો વર, ફુઆ

**ફુગાવો** (પું.) નાણાંના ચિહ્નરૂપ કાગળના ચલણમાં અતિ વધારો, 'ઇન્ફ્લેશન'

**ફુગ્ગો** (પું.) રબરનું બનેલું એક રમકડું (તેમાં હવા ભરી ફુલાવાય છે.)

**ફુજૂલ** (વિ.અ.) વધારાનું (૨) વધારે પડતું, નકામું

**ફૂટકળ** (વિ.) ફાલતુ, પરચૂરણ (૨) નકામું

**ફુત્કાર** (પું.) ફૂંફાડો

**ફુદરડી** (સ્ત્રી.) ફૂદડી, ગોળ ફરવું તે

**ફુદીનો** (પું.) એક વનસ્પતિ, ઔષધ

**ફુદેડો** (પું.) ફૂદડો, ઊડતો વંદો (૨) એક જાતનું ઘાસ

**ફુદ્દી** (સ્ત્રી.) ફૂદી, નાની પતંગ

**ફુપ્ફુસ** (ન.) ફેફસું

**ફુફવાટો(-ડો)** (પું.) ફૂંફવાડો, જોસથી મારેલી ફૂંક (૨) (લા.) ગુસ્સાનો આવેશ

**ફુરચો** (પું.) કકડો, નાની મોટી કરચ, નાનો ટુકડો

**ફુરજો** (પું.) બંદર પરનું જકાત મથક (૨) વહાણો ઠેરવવાનું મથક

**ફુરસદ** (સ્ત્રી.) નવરાશ, નિરાંત, નિવૃત્તિ

**ફુલવણી** (સ્ત્રી.) ફૂલવવું તે

**ફુલેકું** (ન.) શુભપ્રસંગ પૂર્વે વરઘોડો, વરકન્યા કે બટુકની શોભાયાત્રા

**ફુલેલ** (ન.) સુગંધીદાર તેલ, સુવાસિત તેલ

**ફુલેવર** (વિ.) ફૂલની ભાતવાળું (૨) (ન.) તેવું કપડું (૩) ફુલ્લી, કિલેવર, ગંજીફાનાં પાનાંની ચારમાંથી ફૂલની જાત (૪) એક શાક

**ફૂલ્લસ** (પું.) નાણું

**ફુવારો** (પું.) પાણી ઊડતું પડે એવી રચના

**ફુંગરાવવું** (ક્રિ.) ગમેતેમ ભંભેરી ઉશ્કેરવું, બહેકાવવું

**ફુંગરાવું** (ક્રિ.) ફુલાવું, ફૂલવું (૨) ચિડાવું

**ફૂગ** (સ્ત્રી.) ઊબ

**ફૂગવું** (ક્રિ.) ઊબ વળવી, વિકાર થવો (૨) ફૂલવું (૩) બહેકવું, ગર્વિત થવું (૪) સૂજી જવું

**ફૂટ** (પું.) બાર ઇંચનું માપ કે તેવડી પટી

**ફૂટ** (સ્ત્રી.) ફૂટવું તે (૨) ફાટ (૩) ભંગાણ, કુસંપ (૪) (ન.) સક્કરટેટી જેવું ફળ, ચીભડું

**ફૂટડું** (વિ.) સુંદર, રૂપાળું (૨) મનોહર, ચિત્તાકર્ષક

**ફૂટપટી(-ટ્ટી)** (સ્ત્રી.) ફૂટ માપવાની કે ફૂટમાપની પટી

**ફૂટપાથ** (સ્ત્રી.) પગે ચાલનાર માટે શહેરી રસ્તાની બંને બાજુ પર બનાવેલી પગથી

**ફૂટબૉલ** (પું.) હવા ભરેલો રબ્બરનો મોટો દડો કે એથી રમવાની એક રમત

**ફૂટલ** (વિ.) દગો દેનારું, ખૂટેલું

**ફૂટવું** (ક્રિ.) ખીલવું, વિકસવું, ઊગવું, પલ્લવિત થવું (૨) તૂટવું, ભાગી જવું (૩) જોરથી ફાટવું (૪) ખુલ્લું કે ઉઘાડું થવું (૫) ફરી જવું, દગો દેવો

**ફૂટાફૂટ** (સ્ત્રી.) ઉપરાઉપરી ફૂટવું તે (૨) કુસંપ (૩) ભંગાણ (૪) ઝઘડો

**ફૂણગી** (સ્ત્રી.) ઝીણી ફોલ્લી (૨) નાનો પરપોટો

**ફૂદડી** (સ્ત્રી.) ફુદરડી, ગોળ ગોળ ફરવું તે (૨) તારાના કે ફૂલના (★) જેવું ચિહ્ન (૩) ફૂદું પતંગ, ફુદ્દી

**ફૂદી** (સ્ત્રી.) ફુદ્દી, નાની પતંગ (૨) ચક્કર (૩) પાંખોવાળું નાનું જીવડું

**ફૂદું** (ન.) પાંખોવાળું નાનું જીવડું (૨) પતંગિયું (૩) (ફૂદા જેવી) બહુ નાની પતંગ, ફુદ્દી

**ફૂમકી** (સ્ત્રી.) (લા.) ઊછળતા મોજાની ટોચ, 'ક્રેસ્ટ'

**ફૂમકું(-તું)** (ન.) છોગું, કલગી

**ફૂર્તિ** (સ્ત્રી.) જાગૃતિ (૨) ઉત્સાહ

**ફૂર્તિલું** (વિ.) ઉત્સાહી

**ફૂલ** (ન.) પુષ્પ, તેના આકારની વસ્તુ (૨) આંખનો રોગ (૩) કાતરેલી સોપારી (૪) એક ઘરેણું (૫) ફૂલકોબી (૬) (ન.બ.વ.) મડદું બળ્યા પછી ચિતામાં રહેતાં અસ્થિ (જે પવિત્ર તીર્થમાં પધરાવાય છે.) (૭) (સ્ત્રી.) (લા.) પતરાજી, ગર્વ

**ફૂલકો** (પું.) નાની ફુલાવેલી રોટલી (૨) કોઈપણ વસ્તુનું ફૂલવું તે (૩) ફૂલાવીને રમવાની રબરની ટોટી, ફુક્કો, ફુગ્ગો
**ફૂલગજરો** (પું.) ફૂલની કલગી, ફૂલનો ગુચ્છ-ગજરો
**ફૂલગુલાબી** (વિ.) આછા ગુલાબી રંગનું, સુંદર (૨) (પું.) આછો ગુલાબી રંગ (૩) (કચ્છનો) એક જાતનો શરાબ (૪) (લા.) યૌવનથી મદમાતું
**ફૂલગૂંથણિયું** (વિ.) એકમેકમાં સંકળાયેલું
**ફૂલગૂંથણી** (સ્ત્રી.) ફૂલ ગુંથવાં તે (૨) (લા.) વસ્તુની બંધબેસતી સંકલના-ગોઠવણી
**ફૂલછાબ** (સ્ત્રી.) ફૂલ રાખવાની વાંસની થાળીના આકારની ટોપલી
**ફૂલછોડ** (પું.) ફૂલ માટે ઉછેરાતો છોડ, ફૂલ ખીલે તેવો છોડ
**ફૂલઝડી** (સ્ત્રી.) એક જાતનું દારૂખાનું
**ફૂલઝાડ** (ન.) ફૂલને માટે જ ઉગાડાતું ઝાડ કે છોડ
**ફૂલડોલ** (પું.) પુષ્ટિમાર્ગીય મંદિરનો એક ઉત્સવ
**ફૂલતોડો** (પું.) સ્ત્રીનું એક ઘરેણું
**ફૂલદાન,ફૂલદાની** (ન.સ્ત્રી.) ફૂલ મૂકવાનું પાત્ર
**ફૂલદારૂ** (પું.) જલદ દારૂ (૨) દારૂનો અર્ક, મદ્યાર્ક
**ફૂલફટાક(-કિયું)** (વિ.) વરણાગિયું (૨) નાજુક, તકલાદી (૩) રંગીલું, શોખીન (૪) ચોખ્ખું (૫) તદ્દન ઊજળું (૬) ઉડાઉ
**ફૂલફૂલું(-લિયું,-લ્યું)** (વિ.) ફૂલની જેમ ખીલેલું, કોમળ (૨) (લા.) લાડમાં ઊછરેલું
**ફૂલબાગ** (પું.) ફૂલનો બાગ, માત્ર ફૂલોની વેલ-છોડનો ભાગ, ઉદ્યાન
**ફૂલમણિ** (પું.) ફૂલના કેસરને ફરતી પાંદડીનો ભાગ
**ફૂલમાલ** (સ્ત્રી.) ફૂલની માળા (૨) ઘોડીની એક જાત
**ફૂલલતા** (સ્ત્રી.) ફૂલ માટે ઉછેરાતી લતા
**ફૂલવડી** (સ્ત્રી.) ચણાના લોટની ફરસા સ્વાદની વડી
**ફૂલવાડી** (સ્ત્રી.) ફૂલઝાડની વાડી (૨) (લા.) સંતતિ સંતાનો, છોકરાં છૈયા માળણ
**ફૂલવાડી** (સ્ત્રી.) કાનની વાળી (૨) (વિ.સ્ત્રી.) ફૂલ વેચનાર સ્ત્રી, માળણ
**ફૂલવું** (ક્રિ.) ઊપસવું (૨) પલ્લવિત થવું, ખીલવું (૩) (લા.) હરખાવું (૪) બડાઈ મારવી (૫) બહેકવું (૬) (લા.) આનંદ પામવો
**ફૂલવેલ** (સ્ત્રી.) ફૂલલતા, ફૂલની વેલ
**ફૂલસૂંઘણું** (ન.) નાક
ફૂલિયું (વિ.) ખીલેલું (૨) (ન.) એક વનસ્પતિ (૩) નાનું પ્યાલું (૪) મથાળું
**ફૂલી** (સ્ત્રી.) સેંથાનું એક ઘરેણું-શીશફૂલ
**ફૂલું** (ન.) આંખનો એક રોગ
**ફૂલસ્કૅપ** (પું.) અમુક વિશિષ્ટ કદનો કાગળ, ૧૩" × ૧૬" ના કદ-માપનો કાગળ
**ફૂવડ** (વિ.) આળસુ (૨) ગંદું (૩) ઢંગધડા વગરનું
**ફૂસ** (સ્ત્રી.) ફસ (૨) (વિ.) રદ્દી (૩) (અ.) થાક કે પરાજયનો ફુત્કાર (૪) (ન.) ઘાસ (સૂકું) ખડ
**ફૂં** (અ.) એવો અવાજ, ફૂ
**ફૂંક** (સ્ત્રી.) મોંથી પવન ફેંકવો તે (૨) (લા.) પ્રાણ
**ફૂંકવું** (ક્રિ.) ફૂંક મારવી (૨) ફૂંકીને વગાડવું (૩) (લા.) બીડી પીવી (૪) (લા.) દેવાળું કાઢવું (૫) પંપાળવું, (૬) રસોઈ કરવી
**ફૂંકાર,ફૂંકારો** (પું.) ફૂક (૨) ફૂંફવાટો
**ફૂંગર** (સ્ત્રી.) નસકોરું
**ફૂંગરાવું** (ક્રિ.) (નસકોરું) ફૂલવું (૨) (લા.) ચિડાવું, ઉશ્કેરાવું
**ફૂંફવવું** (ક્રિ.) ફૂંફાડો મારવો, ફૂંફારવું
**ફૂંફવાટો(-ડો),ફૂંફાટો(-ડો)** (પું.) ફૂફવાટો, ફૂંફવવું એ, ફૂંકારવું એ
**ફે** (અ.) શ્વાસ નીકળી ગયો હોય તેમ (ડરથી કે થાકથી) (૨) (સ્ત્રી.) હાક, ડર
**ફેઈલ** (વિ.) નાપાસ, નિષ્ફળ ગયેલું
**ફેકન** (સ્ત્રી.) મગદળની જોડીની એક કસરત
**ફૅક્ટરી** (સ્ત્રી.) કારખાનું
**ફૅકલ્ટી** (સ્ત્રી.) વિદ્યાશાખા (૨) શક્તિ
**ફેજ** (પું.) ખરાબી, દુર્દશા (૨) શિક્ષા (૩) (સ્ત્રી.) એક જાતની મુસલમાની ટોપી (૪) હાલત, પરિસ્થિતિ, દશા, હાલ
**ફેટન** (સ્ત્રી.) બગી, ફેઈટન
**ફેડણ,ફેડણહાર** (વિ.) ફેડનારું
**ફેડણી** (સ્ત્રી.) છોડવણી, 'રિડમ્પ્શન'
**ફૅડરેશન** (ન.) અનેક રાજ્યોનું એક સમવાયી રાજ્યતંત્ર
**ફેડવું** (ક્રિ.) દૂર કરવું, ટાળવું, મટાડવું (૨) અદા કરવું, વાળવું (૩) નિકાલ કરવો
**ફેણ** (સ્ત્રી.) ફણા, સાપની ફેણ (૨) ત્રાંબાના કોડિયા ઉપરની જીભ
**ફેણ** (ન.) ફીણ (૨) (સ્ત્રી.) ફણ
**ફેણીની** (સ્ત્રી.) સૂતરફેણી (પુષ્ટિમાર્ગીય)
**ફેધમ** (પું.) છ ફૂટનું માપ (૨) વાંભ
**ફેન** (ન.) ફીણ (૨) (પું.) પંખો
**ફેનિલ** (વિ.) ફીણવાળું
**ફૅન્સિંગ** (સ્ત્રી.) લોખંડના તારની વાડ
**ફૅન્સી** (વિ.) તરેહવાર (૨) અવનવું, ફાંકડું, દેખાવડું
**ફૅન્ટસી** (સ્ત્રી.) તરંગલીલા (૨) સંગીત કે સાહિત્યની સ્વરરચના
**ફેફર** (સ્ત્રી.) થોથર (૨) મોઢા વગેરે પરનો સોજો
**ફેફરી(-રું)** (સ્ત્રી.ન.) વાઈ, અપસ્માર, 'ફિટ', 'હિસ્ટીરિયા'
**ફેફસું** (ન.) શરીરનું હવા લેવા-કાઢવાનું અંગ (૨) શરીરમાં લોહીના શુદ્ધીકરણ માટેનું અંગ
**ફેબ્રુઆરી** (પું.) ઈસ્વી સનનો બીજો માસ
**ફૅમિલી** (ન.) કુટુંબ, પરિવાર
**ફૅમિલી-રૂમ** (પું.) હોટલ કે રેસ્ટોરાંમાં પરિવાર માટેનો ખંડ
**ફૅર** (પું.) ગોળીબાર, ફાયર કરવું તે (૨) (પું.) રેલવે, આગબોટ, વિમાન વગેરેમાં માલસામાન વગેરે લઈ જવા માટેનું નૂર-ભાડું-લગાત
**ફેર** (પું.) ફરક, તફાવત (૨) તમ્મર (૩) પેચ (૪) ઘેરાવો (૫) લૂગડાંની ફડક (૬) ચક્કર, વધારે પડતું ફરવાનું થવું તે (૭) ફેરવવાની ખીલી (૮) (અ.) ફરીથી
**ફેરકુદરડી,ફેરફૂદડી** (સ્ત્રી.) ગોળગોળ ફરવું તે, એવી એક રમત
**ફેરબદલી(-લો)** (સ્ત્રી.પું.) અરસપરસ ફેરફાર, અદલાબદલી, વસ્તુ-વિનિમય
**ફેરવાદી** (વિ.) ફેરવવાના વિચારનું (૨) (પું.) તેવો આદમી (૩) પરિવર્તનવાદી
**ફેરવાફેરવ** (સ્ત્રી.) ઉપરાઉપરી ફેરવવું તે, વારંવાર ફેરવવું તે

**ફેરવાળું** (વિ.) પેચદાર (૨) ચક્કર ખાવું પડે તેવું લાંબું (૩) ફરકવાળું

**ફેરવો** (પું.) હાથે પહેરાવાનો વેઢ (૨) સુતારનું એક ઓજાર

**ફેરાવો** (પું.) ફેર, ઘેરાવો (૨) ચક્કર (૩) વિસ્તાર

**ફેરિયો** (પું.) ફેરી કરનાર વેપારી, 'વૅન્ડર', 'હોકર'

**ફેરિસ્ત** (સ્ત્રી.) યાદી, ટીપ

**ફેરી** (સ્ત્રી.) ચક્કર, આંટો (૨) વખત, વાર (૩) કોઈપણ વસ્તુ વેચવા માટે ફરવું તે (૪) ગામમાં વિશિષ્ટ કારણે ફરવું એ. દા.ત. 'પ્રભાતફેરી'

**ફેરો** (પું.) આંટો (૨) વારો (૩) ચક્કર

**ફેલ** (વિ.) નિષ્ફળ, નાપાસ (૨) (પું.) પાખંડ, ફિતૂર, ઢોંગ (૩) જૂઠાણું (૪) ગુનો, અપરાધ

**ફેલ** (સ્ત્રી.) લટ, સેર

**ફેલાવ(-વો)** (પું.) વિસ્તાર, પ્રસાર (૨) વૃદ્ધિ, પ્રગતિ

**ફેલાવું** (ક્રિ.) પ્રસરવું (૨) વધવું

**ફેલું** (ન.) (દોરડું ભાગતાં મૂકાતી) તારની લટ-સેર (૨) ફાંસ (૩) (લા.) મુશ્કેલી, ગૂંચ

**ફૅલો** (પું.) કૉલેજમાં ગ્રેજ્યુએટ થયા બાદ આગળ અભ્યાસ માટે અપાતું એક પદ કે તે પદવાળો -વિદ્યાર્થી શિક્ષક (૨) યુનિવર્સિટી કે તેના જેવી વિદ્યાસભાનો સભ્ય

**ફેસલો** (પું.) નિકાલ, ફેંસલો, અંત, નિવેડો, નિર્ણય, ચુકાદો, 'એવૉર્ડ' (૨) છૂટકો, ફડચો

**ફૅશન** (સ્ત્રી.) આચારવિચારમાં અમુક ખાસ વલણ ઝોક કે વિશેષતા (૨) રહેણી અને પહેરવેશનો લાક્ષણિક વિશિષ્ટ પ્રકાર

**ફૅશનેબલ** (વિ.) ફૅશનવાળું, ફૅશન કરનારું

**ફૅશિસ્ટ,ફૅસિસ્ટ** (વિ.પું.) ફાશીવાદી, ફાસિસ્ટ (૨) ફાસીવાદને લગતું કે તેમાં માનનાર

**ફૅસ્ટિવલ** (પું.) તહેવાર, ઉત્સવ, પર્વ

**ફેં** (અ.) થાકની હાંફનો અવાજ (૨) (સ્ત્રી.) હાહાકાર

**ફેંકવું** (ક્રિ.) નાંખવું (૨) (લા.) ગપ મારવી (૩) વેડફી નાંખવું

**ફેંકંફેંકા,ફેંકાફેંક(-કી)** (સ્ત્રી.) સામાસામી વારંવાર ફેંકવું તે

**ફેંકારવું** (ક્રિ.) ફેંદી કે વીંખીને લાંબુંપહોળું નાખવું, ઉછાળવું, ફંગોળવું

**ફેંટ** (સ્ત્રી.) કમરની આજુબાજુનો લૂગડાનો બંધ (૨) થપ્પડ, ધબ્બો

**ફેંટો** (પું.) માથે બાંધવાનું લૂગડું, ફાળિયું (૨) તાડ અને તરસાડનાં પાંદડાંની વચલી નસ (૩) ઠગાઈ, કપટ, દગો

**ફેંદવું** (ક્રિ.) ફીદવું, ચૂંથવું, વીંખવું (૨) વિખેરી નાખવું

**ફેંદંફેદા,ફેંદાફેંદ(-દી)** (સ્ત્રી.) ચૂંથાચૂંથ, વારંવાર ફેંદવું તે

**ફેંફાટ** (અ.) પૂરપાટ (૨) બેફાટ (૩) ચારેગમ

**ફેંફેં** (અ.) ફેં, થાકની હાંફનો અવાજ (૨) (સ્ત્રી.) હાહાકાર (૩) (લા.) નરમ ઘેંસ જેવું હોય એમ

**ફૈડકો** (પું.) ફટકો, લૂગડાની ઝપટ (૨) ઉતાવળે જવું આવવું તે, બૂમાબૂમ (૩) ખેડૂતનું એક ઓજાર

**ફોઈયાત** (વિ.) ફોઈનું, ફોઈને લગતું

**ફોઈ,ફોઈબા** (સ્ત્રી.) બાપની બહેન

**ફોઈજી** (સ્ત્રી.) ફોઈ (૨) ફોઈસાસુ

**ફોઈસાસુ** (સ્ત્રી.) પતિ કે પત્નીની ફોઈ

**ફોક** (વિ.) ફોગટ, રદ, મિથ્યા, નકામું, વૃથા, નિરર્થક

**ફોક(-ગ)ટ** (વિ.અ.) નકામું, વ્યર્થ, રદ, મિથ્યા, વૃથા, નિરર્થક

**ફોક(-ગ)ટિયું** (વિ.) મફતિયું (૨) નકામું

**ફોકસ** (ન.) (દૂરબીન, કૅમેરા વગેરેનું) અમુક ખાસ કેન્દ્ર કે બિન્દુ, જ્યાં જોવાની વસ્તુ કે તેનું પ્રતિબિંબ બરોબર સાફ હોય છે.

**ફોકિયત** (સ્ત્રી.) ગર્વ, અહંકાર

**ફોજ** (સ્ત્રી.) સેના, સૈન્ય, લશ્કર

**ફોજદાર** (પું.) એક પોલીસ અમલદાર

**ફોજદારી** (વિ.) કાયદાથી શિક્ષાપાત્ર ગુના સંબંધી, 'ક્રિમિનલ' (૨) (સ્ત્રી.) ફોજદારનું કામ કે પદ (૩) ફોજદારી અદાલત

**ફોટાવલી** (સ્ત્રી.) ફોટાની હાર-લગાતાર માળા, 'ફોટો-આલ્બમ'

**ફોટો** (પું.) ફાનસનો ગોળો કે ચીમની

**ફોટો, ફોટોગ્રાફ** (પું.) છબી, તસવીર, પ્રતિકૃતિ, પ્રતિબિંબ

**ફોટોગ્રાફર** (પું.) છબી પાડનાર કે તેનો ધંધાદારી, તસવીરકાર, છબીકાર

**ફોટોગ્રાફી** (સ્ત્રી.) છબી પાડવાની કળા, છબીકલા

**ફોટોપ્રિન્ટ** (સ્ત્રી.) ફોટોકામ, ફોટો મુદ્રણ, મુદ્રિત-છાપેલો ફોટો

**ફોડ** (પું.સ્ત્રી.) ફોડવું તે (૨) વિગત (૩) નિકાલ (૪) વહેંચણી (૫) ચોખ

**ફોડલી** (સ્ત્રી.) ફોલ્લી, ફુન્સી

**ફોડવું** (ક્રિ.) ફૂટે એમ કરવું (૨) -નો નિકાલ લાવવો, સ્પષ્ટતા કરવી (૩) (ન.) સમારીને કરેલો શાક વગેરેનો કકડો, પતીકું (૪) દહીંનું ખડબું

**ફોતરી** (સ્ત્રી.) ભિંગડું, પોપડી

**ફોદું** (વિ.) પોચું, ખાલી ફૂલેલું, ઢીલું

**ફોદો** (પું.) લોચો (દૂધ, દહીં વગેરેનો) (૨) સૂતર પર ચોટેલું રૂ

**ફોન** (પું.) ટેલિફોન (૨) ટેલિફોનનો સંદેશ (૩) દૂરભાષ (૪) દૂરવાણી

**ફોનોગ્રાફ** (પું.) થાળી ચડાવીને વગાડવાનું એક વાજું, થાળીવાજું, 'ગ્રામોફોન'

**ફોફળ** (ન.) સોપારી (૨) પૂગીફળ, પૂગ

**ફોફળિયું** (ન.) સ્ત્રીઓનું એક જાતનું વસ્ત્ર

**ફોફું** (ન.) ખાલી ફૂલેલું-શક્તિ વગરનું માણસ (૨) સીગનું ફોતરું

**ફોમ** (સ્ત્રી.) યાદ, સ્મૃતિ, ભાન (૨) વહેમ, શંકા (૩) બડાઈ, ડંફાસ

**ફોરણું** (ન.) નસકોરું, ફણરૂ

**ફોરન** (અ.) ઝટપટ, જલદી, એકદમ, તરત, ત્વરિત

**ફોરમ** (સ્ત્રી.) ફોરવું તે, સુગંધ, સુવાસ (૨) આબરૂ (૩) (પું.) તપસીલ ભરવાનો આંકેલો કે ખાનાવાળો કાગળ, ફારમ, 'ફાર્મ'

**ફોરમ** (ન.) જાહેર ચર્ચાસ્થાન (૨) ગોષ્ઠીમંડલ, મંચ

**ફોરમૅન** (પું.) જૂરીનો મુખ્ય માણસ (૨) કામદારોનો મુખી-મુકાદમ

**ફોરવું** (ક્રિ.) સુવાસ રેલાવી સોડમ-સુગંધી આવવી

**ફૉરિન** (પું.) પરદેશ, વિદેશ

**ફોરું** (વિ.) ચંચળ, ચાલાક (૨) જરા મોટું, ખૂલતું (૩) હલકું, અલ્પ વજનવાળું (૪) (લા.) ઉતાવળ કરી શકે એવું

**ફોરું** (ન.) છાંટો ટપકું, કરવું

**ફૉરેસ્ટર** (પું.) વનપાલ, વનસંરક્ષક

**ફૉર્મ** (ન.) નમૂનો, પત્રક

**ફૉર્મ્યુલા** (સ્ત્રી.) સૂત્ર, ગુરુસૂત્ર, રચના સંકેત

**ફોલ** (પું.) સાડીમાં નીચે મૂકવાનો કાપડનો પટ્ટો

**ફોલવું** (ક્રિ.) છોડા વગેરે કાઢી ચોખ્ખું કરવું

**ફોલાઈ,ફોલામણ,ફોલામણી** (સ્ત્રી.ન.) ફોલવું તે કે ફોલવાની મજૂરી-મહેનતાણું

**ફોલ્ડર** (ન.) વાળેલ માહિતીપત્રક (૨) (સ્ત્રી.) છૂટા કાગળ-પત્રો રાખવાની થેલી (૩) (પું.) મુદ્રણાલયોમાં છાપેલા ગ્રંથબાંધણીના ફરમાઓની ગડી વાળનાર

**ફોલ્ડિંગ** (ન.) છાપેલા ફૉર્મને વાળવું કે ગડી કરવી તે (૨) સંકેલવાની કે વાળવાની ક્રિયા

**ફોલ્લી** (સ્ત્રી.) નાનો ફોલ્લો

**ફોલ્લો** (પું.) ગૂમડું, (૨) ઝળેળો

**ફોશી** (વિ.) બાયલું, ઢીલું, ડરપોક, બીકણ

**ફોસલામણ(-ણી)** (સ્ત્રી.) પટામણ (૨) છેતરામણ

**ફોસલામણું** (વિ.ન.) પટામણું, છેતરનારું

**ફોસલાવું** (ક્રિ.) છેતરાવું, પટાવું

**ફૉસ્ફરસ** (પું.) ખુલ્લી હવામાં ઑક્સિજનના સંયોજનથી સળગી ઉઠે એવું એક રાસાયણિક દ્રવ્ય (દીવાસળીમાં વપરાય છે.)

**ફૉસ્ફાઈડ** (ન.) ફૉસ્ફરસ સાથેનું મૂળ તત્ત્વનું સંયોજન (ર.વિ.)

**ફ્યૂઝ** (પું.) એક જાતનો તાર, જે વડે વીજળીનું જોડાણ થાય છે અને તેનું દબાણ વગેરે વધતાં ઓગળી જઈ જોડાણ તોડી નાંખે છે. (પ.વિ.)

**ફ્રી** (વિ.) મફત, માફીવાળું, વિના મૂલ્યે કે લવાજમનું

**ફ્રીપાસ** (પું.) મફત મળતો પાસ કે પરવાનો

**ફ્રીશિપ** (સ્ત્રી.) ફીની માફી, ફી ભરવામાંથી મુક્તિ

**ફ્રૂટ** (ન.) ફળ, લીલો મેવો

**ફ્રૂટજ્યૂસ** (પું.) ફળોનો રસ

**ફ્રૂટસૉલ્ટ** (ન.) (જુલાબ માટે) પાણી નાખતા સોડાની જેમ ઉફાણો આવે તેવી એક ક્ષારવાળી દવા

**ફ્રેક્ચર** (ન.) હાડકું ભાંગવું તે, હાડકાંની ભાંગતૂટ, અસ્થિભંગ

**ફ્રેન્ક** (પું.) ફ્રાંન્સનો એક ચલણી સિક્કો (૨) પશ્ચિમ યુરોપની (જર્મનીની) એક જાતિનો માણસ

**ફ્રેમ** (સ્ત્રી.) છબીનું કે ચશ્માંના કાચ માટેનું ચોકઠું (જેમાં તે ગોઠવાય કે મઢાય છે.)

**ફ્રેંચ** (વિ.) ફ્રેન્ચ, ફ્રાન્સ દેશનું (૨) ફ્રાંન્સની ભાષા

**ફ્રૉક** (ન) ફરાક, છોકરીઓને પહેરવાનું એક વસ્ત્ર

**ફ્લમિંગો** (ન.) બતકના જેવી ચાંચવાળું એક પક્ષી, સુરખાબ

**ફ્લશ** (ન.) જાજરૂનો મળ વગેરે ધોઈ કાઢી ગટરમાં ખેંચી જવા પાણીની ધાર છોડવી તે કે તે માટેની પદ્ધતિ

**ફ્લશજાજરૂ** (ન.) ફ્લશ પદ્ધતિવાળું, સંડાસ

**ફ્લૂ** (પું.) એક જાતનો તાવ, 'ઈફ્લુએન્ઝા'

**ફ્લેગમાર્ચ** (સ્ત્રી.) ધ્વજકૂચ, તોફાની વિસ્તાર લશ્કરને સોંપવો તે

**ફ્લૅટ** (પું.) નિવાસ, 'એપાટમેન્ટ'

**ફ્લેશગન** (સ્ત્રી.) ફોટો પાડવા માટે પ્રકાશ પૂરું પાડવાનું સાધન

**ફ્લૅશબેક** (ન.) પૂર્વદશ્ય, પૂર્વવૃત્તાંત

**ફ્લૉપી** (સ્ત્રી.) ચકતી (કોમ્પ્યુટરમાં વપરાતી) જેમાં બીજા પરથી વિગત ઉતારવામાં આવે છે.

**ફ્લોર** મિલ (સ્ત્રી.) અનાજ દળવાની યાંત્રિક ઘંટી કે મિલ

**ફ્લોરિન** (પું.) એક વાયુ-મૂળતત્ત્વ (ર.વિ.) (૨) એ નામનો અંગ્રેજી સિક્કો

**ફ્લોરિંગ** (ન.) ફરસબંધી

## બ

**બ** (પું.) ત્રીજો ઔષ્ઠ્ય ઘોષ અલ્પપ્રાણ વ્યંજન

**બ** (પું.) સમાસમાં 'બે' બતાવે. જેમ કે, બશેર, બમણું વગેરે (૨) ઉપસર્ગ તરીકે 'ની સાથે 'સહિત' 'પૂર્વક' એવો ભાવ બતાવે. જેમ કે, દમ-બ-દમ, બ-ખુશી

**બક** (પું.) બગ, બગલો (૨) શ્રીકૃષ્ણે મારેલો એક રાક્ષસ

**બક(-ખ)ડિયું** (ન.) એક વાસણ

**બક(-ગ)ધ્યાન** (ન.) ધૂર્ત (૨) (વિ.) બગલા જેવું દંભી ધ્યાન-ધ્યાનનો ઢોંગ, ધૂર્તતા

**બકનળી** (સ્ત્રી.) એક પ્રકારની કાચની નળી, જેથી પ્રવાહીને હવાના દબાણથી નીચલી સપાટીએ લઈ શકાય, 'સાઈફન' (પ.વિ.)

**બકબક,બકબકાટ** (સ્ત્રી.પું.) નકામો લવારો, બકવાટ

**બકબકિયું** (વિ.) બકબક કરનારું

**બકરી** (સ્ત્રી.) બકરાની માદા

**બકરી ઈદ** (સ્ત્રી.) (મુસલમાનોનો) કુરબાનીનો એક તહેવાર

**બક(-ક્ક)લ** (ન.) પટ્ટાપટ્ટી તંગ કરવા વપરાતી અણીદાર જીભોવાળી કડી (૨) સ્ત્રીઓના માથાના વાળમાં નાખવાની સુશોભિત ચાંપ

**બકવા,બકવાટ** (પું.) બકબકાટ, લવારો, બકવાસ

**બકવું** (ક્રિ.) નકામો લવારો કરવો (૨) બોલવું (તિરસ્કારમાં) (૩) હોડ-શરત લગાવવી કે તેવી અદાથી કહેવું

**બકવૃત્તિ** (સ્ત્રી.) બગલા જેવી વૃત્તિ, દંભી સ્વાર્થસાધુ વૃત્તિ, દંભી શઠતા (૨) ધૂર્તવૃત્તિવાળું, ધુતારું

**બકાત** (વિ.) વાપરતાં વધેલું, બાકી બચેલું, બચત (૨) બાકી, બાદ (૩) ઊણપ (૪) બળ, તાકાત

**બકાન** (ન.) એક વનસ્પતિ

**બકારાંત** (વિ.) જેને છેડે '?' વર્ણ આવ્યો હોય તેવું

**બકારી** (સ્ત્રી.) ઊલટીનો ઊબકો-ઉકરાંટો

**બકાલ,બકાલી** (પું.) કાછિયો

**બકાલાપીઠ** (સ્ત્રી.) શાકબજાર, શાકપીઠ

**બકાલું** (ન.) લીલોતરી, શાક (૨) બકાલનો ધંધો

**બકાસુર** (પું.) એક રાક્ષસ જને બાલકૃષ્ણે મારી નાંખ્યો હતો.

**બકી** (સ્ત્રી.) બગલી (૨) પૂતના (૩) બોકી, ચુંબન (બાળભાષા)

**બકુલ(-લી),બકુલિકા** (ન.સ્ત્રી.) બોરસલીનું ઝાડ (૨) તેનું ફૂલ

**બકોર** (પું.) ઘોંઘાટ, કોલાહલ

**બક્ષવું** (ક્રિ.) ભેટ તરીકે આપવું (૨) આપવું (૩) નવાજવું

**બક્ષિશ(-સ)** (સ્ત્રી.) ભેટ, ઇનામ, પારિતોષિક

**બક્ષિશ(-સ)ખત,બક્ષિસપત્ર** (ન.પું.) ભેટ આપ્યાનો દસ્તાવેજ, દાનપત્ર, 'ગિફ્ટ-ડીડ'

**બક્ષિસ(-સ)વેરો** (પું.) ભેટ-સોગાદ પર લેવાતો સરકારી કર, 'ગિફ્ટ ટૅક્સ'

**બક્ષી** (પું.) લશ્કરને પગાર આપનાર અમલદાર (૨) હિસાબી કારકુન

**બખ** (સ્ત્રી.) બાકોરું, કાણું, બખું, બખારું (૨) બખોલ, પોલાણ (૩) લાગ, દાવ (૪) ટેવ, હવા (૫) ચાલાકી

**બખડજંતર** (ન.) જૂનું નકામું રાચરચીલું વગેરે (૨) ગોટાળો, ઘાલમેલ (૩) ધાંધલ-ધમાલ (૪) (વિ.) ગડબડિયું, ઢંગધડા વિનાનું

**બખડિયું** (ન.) બકડિયું

**બખતર** (ન.) લોઢાનો રક્ષણાત્મક પોશાક, કવચ, બખ્તર

**બખતરગાડી** (સ્ત્રી.) બેસનાર સૈનિકને બહારનાં અસ્ત્ર પહોંચે નહિ તેવી ચારે બાજુથી મઢેલી રણગાડી, બખ્તરિયાગાડી

**બખર** (સ્ત્રી.ન.) વૃત્તાંત (૨) ઈતિહાસ, તવારીખ

**બખાઈલાલ** (પું.) (વહાણવટામાં) નૈઋત્ય ખૂણો

**બખાબખી** (સ્ત્રી.) લડાલડી, ટંટો (૨) બખેડો, ફિસાદ (૩) બોલાબોલી

**બખારો(-ળો)** (પું.) મોટો ઘાંટો, બુમાટો, હોહા (૨) બકબક. લવારો (૩) અસભ્યતા, અવિવેક

**બખાળિયું** (વિ.) બખાળા કાઢનારું (૨) (લા.) અસભ્ય, અવિવેકી

**બખાં** (ન.બ.વ.) ઘણો નફો, ભારે આમદાની (૨) નાણાંની ભારે છૂટ

**બખિયો** (પું.) આંટી દઈને ભરેલો દોરાનો ટાંકો, ઝીમો ટેભો

**બખેડિયું** (વિ.) કજિયાળું, ટંટાખોર, ઝઘડાળુ

**બખેડો** (પું.) મારામારી, ટંટો

**બખોબખ** (વિ.) ભરપૂર, કાંઠા સુધી ભરેલું (૨) (અ.) વિના વિલંબે, જલદી

**બખોલ** (સ્ત્રી.) બાકું-પોલાણ (ઝાડ, પહાડ, જમીન વગેરેમાં)

**બખ્ખડ** (વિ.) જાડું, ઘટ્ટ

**બખ્ત** (ન.) નસીબ

**બગ** (પું.) બગલો

**બગઠગ** (પું.) બગલા જેવો ઠગારો, બગભગત, છૂપો ધુતારો

**બગડવું** (ક્રિ.) કથળવું, વણસવું, ખરાબ થવું (૨) ભ્રષ્ટ થવું (૩) અણબનાવ હોવો કે થવો (૪) મેલું થવું (૫) સડી કે ઊતરી જવું

**બગડો** (પું.) બેનો આંકડો

**બગદો** (પું.) કચરો, પૂંજો, ગંદવાડ (૨) પાણી, તેલ વગેરે પ્રવાહીનો વાસણમાં નીચે જામેલો રગડો

**બગભગત** (પું.) બગલા જેવો દંભી કે છેતરે એવો ભગત

**બગરી(-રું)** (સ્ત્રી.ન.) ઘી તાવવાથી ઉપર તરી આવતો કચરો (૨) ઘી, તેલનો રગડો (૩) એક જાતના ચોખા

**બગલ** (સ્ત્રી.) ખભા તળેનો હાથના મૂળ આગળનો ખાડો (૨) (લા.) બાજુ, પડખું

**બગલથેલી** (સ્ત્રી.) ખભા પર ભરાવતાં બગલ નીચે લટકતો રહે તેવો થેલો

**બગલથેલો** (પું.) મોટી બગલથેલી

**બગલિયો** (પું.) ગમે ત્યારે ગમે તેવુ કામ દે એવો માણસ (૨) ખુશામતખોર

**બગલી** (સ્ત્રી.) બગલાની માદા (૨) મગદળ જોડીની કે મલખંભની એક કસરત (૩) ચોરી કરવા ખાતર પાડવાનું એક સાધન

**બગલું** (ન.) એક પંખી

**બગલો** (પું.) નરબગલું, બક, બગ (૨) એક જાતનું વહાણ (૩) (વિ.) બગલાની જેમ આપમચલબી-ધૂર્ત

**બગા,બગાઈ** (સ્ત્રી.) ઢોર કે કૂતરાં ઉપર બેસતી એક જાતની માખ (૨) કાનનો એક રોગ

**બગાડ,બગાડો** (પું.) નુકસાન, ખરાબી (૨) વિકાર, સડો (૩) અણબનાવ (૪) ભ્રષ્ટતા

**બગાડવું** (ક્રિ.) બગાડ કરવો

**બગાવત** (સ્ત્રી.) ચીવટ (૨) બંડ, બળવો, બળવાખોરી

**બગાસું** (ન.) ઊંઘ ભરાતાં કે કંટાળાને વખતે દીર્ઘશ્વાસ લેતાં મોં ફાડવું તે

**બગી** (સ્ત્રી.) એક જાતની ઘોડાગાડી (૨) નજર (૩) ઉચ્ચારનું સ્થાન, મોં

**બગીખાનું** (ન.) ઘોડા કે ગાડીઓ રાખવાનો તબેલો

**બગીચો** (પું.) બાગ, ઉદ્યાન, ઉપવન

**બઘાર** (વિ.) હૈયાસૂનું, ખરાબ યાદદાસ્તવાળું (૨) બેબાકળું, વિહ્વલ બચકારવું (ક્રિ.) વહાલનો 'બુચ્ચ' અવાજ કરવો, તેમ કરી લાડ લડાવવું, ઢોરને ઊભાં રાખવા 'બચ' જેવો અવાજ કરવો

**બચકી** (સ્ત્રી.) નાની પોટલી

**બચકું** (ન.) કરડવું તે, ડાફું (૨) બચકામાં સમાય એટલો ટુકકો (૩) પોટકું (૪) બટકું

**બચકો** (પું.) મોટી બચકી, પોટલું

**બચત** (વિ.) બચેલું, વધેલું (૨) (સ્ત્રી.) બચેલું-વધેલું તે (૩) બચાવેલી રકમ

**બચતખાનું** (ન.) બચત પૈસાનું ખાતું, 'સેવિંગ્ઝ ઍકાઉન્ટ'

**બચતદાર** (પું.) બચત કરનાર, પ્રોવિડન્ડ ફંડ વગેરેમાં ફાળો જમા કરાવનાર, 'સબસ્ક્રાઈબર

**બચતપત્ર** (ન.) બચત નાણાં રોકવા બદલ આપવામાં આવતું પ્રમાણપત્ર, 'સેવિંગ્ઝ સર્ટિફિકેટ'

**બચપણ** (ન.) બાળપણ, બાલ્યાવસ્થા, શૈશવ

**બચરવાળ** (વિ.) છોકરાંછૈયાવાળું, વસ્તારી

**બચવું** (ક્રિ.) ઊગરવું, સલામત રહેવું (૨) વધવું, સિલક રહેવું, બાકી રહેવું

**બચાઉ** (વિ.) બચત કરનારું, બચત કરે-બચાવી આપે એવું (૨)કરકસરિયું

**બચાવ** (પું.) સંરક્ષણ (૨) ઉગારો, બચત (૩) બચાવવું, બચવું

**બચાવપક્ષ** (પું.) બચાવ કરનારો પક્ષ, પ્રતિવાદીનો પક્ષ

**બચી(-ચ્ચી)** (સ્ત્રી.) ચુંબન, બકી, બોકી (૨) નાની દીકરી, છોકરી

**બચ્ચાંકચ્ચાં** (ન.બ.વ.) નાનાં છોકરાં, છૈયાછોકરાં

**બચ્ચું** (ન.) બાળક (મોટા ભાગે પશુનું)

**બચ્છડ** (વિ.) બરછટ, ખરબચડું, સુંવાળું નહિ એવું

**બજર** (પું.) તમાકુ, છીકણી

**બજરબટુ(-ટ્ટુ)** (ન.) પોયણીનું ફળ (૨) રીંછના મોમાં ઘાલીને કાઢી લીધેલો કાળો મણકો (નજર ન લાગે તે માટે બાળકને કોટે બાંધવાનો) (૩) (લા.) માદળિયું (૪) મજબૂત આદમી (૫) સાપ

**બજરંગ(-ગી)** (પું.) હનુમાન, પવનપુત્ર

**બજરંગદંડ** (પું.) એક પ્રકારની દંડ પીલવાની કસરત

**બજરંગબલી** (પું.) (બળવાન એવા) હનુમાન, પવનપુત્ર

**બજરો** (ન.) એક જાતનું નાવ-વહાણ

**બજ(-જા)વણી** (સ્ત્રી.) અમલમાં મૂકવું-મૂકાવું તે, અમલ કરવો

**બજ(-જા)વણી કારકુન** (પું.) અદાલતના સમન્સ વગેરે સંબંધિત પક્ષને પહોંચાડનાર, 'પ્રોસેસ ક્લાર્ક

**બજ(-જા)વણીદાર** (પું.) અદાલતના સમન્સ વગેરે સંબંધિત પક્ષને પહોંચાડનાર, 'પ્રોસેસ સર્વર'

**બજવું** (ક્રિ.) અમલમાં આવવું-મૂકાવું (૨) વાગવું (વાદ્યનું, કલાકનું)

**બજવૈયો** (પું.) કુશળ વાદ્ય વગાડનાર, વાદ્ય વગાડવામાં નિષ્ણાત

**બજાજ** (પું.) કાપડિયો

**બજાજી** (સ્ત્રી.) વેચવાની ચતુરાઈ (૨) વેચનાર અને ખરીદનાર વચ્ચેની રકઝક

**બજાણિયો** (પું.) નટ, દોરડાં ઉપર નાચનાર એક જાતિનો માણસ (૨) (લા.) ફુલણજી, બડાઈખોર

**બજાર** (પું.,સ્ત્રી.ન.) ચૌટું, હાટ (૨) ગુજરી (૩) ભાવ, દર (૪) ખપત, ખરીદ

**બજારકામ** (ન.) બજારની ખરીદીનું કામ

**બજારગપ** (સ્ત્રી.) બજારમાં ચાલતી-જાહેર ઊડતી વાત (૨) લોકવાયકા

**બજારદર,બજારભાવ** (પું.) બજારમાં ચાલતો ભાવ

**બજારી** (વિ.) બજારનું, -ને લગતું

**બજારુ** (વિ.) બજારનું, સાધારણ, હલકું (૨) બજારમાં ચાલતું, ઊડતું, સત્તાવાર નહિ એવું (૩) દુકાનદાર

**બજીદ** (વિ.) આગ્રહી, હઠીલું, જક્કી

**બજેટ** (ન.) અંદાજપત્ર

**બજેટસત્ર** (ન.)અંદાજપત્ર રજૂ કરી, મંજૂર કરાવવાની લોકસભાની કે વિધાનસભાની બેઠક

**બઝુર્ગી** (સ્ત્રી.) બુઝુર્ગ હોવું તે

**બટ** (વિ.) ભરાવદાર (૨) નક્કર, ઘટ (૩) (પું.ન.) ઠીંગણું, મજબૂત ટટ્ટુ (૪) (ન.) ઊંચામાં ઊંચી જાતનું લોઢું (૫) (અ.) સાવ, તદ્દન (૬) (લા.) આકરું, તીખું

**બટક** (વિ.) બરડ (૨) ખરાબોલું, તીખું, કડક

**બટકણું** (વિ.) બરડ, બટકી જાય એવું (૨) કરડપણું

**બટકબોલું** (વિ.) ટીખળ કરનાર, વિનોદી (૨) રોકડું પરખાવી દેનારું-કહી દેનારું (૩) અવિવેકી, તોછડું

**બટકવું** (ક્રિ.) ભાંગી જવું (૨) ખરી જવું

**બટકાવું** (ક્રિ.) ફાંસાઈ જવું (૨) ફહ ફહ ફાટી જવું (કપડા માટે)

**બટકી** (સ્ત્રી.) ઠીંગણી, ભરાવદાર સ્ત્રી

**બટકું** (ન.) બચકું, ડાકું (૨) કટકો (૩) (વિ.) ઠીંગણું

**બટન** (ન.) બોરિયું, બુતાન (૨) વીજળી ચલાવવા દાબવાની બોરિયા જેવી કળ-ચાંપ

**બટમોગરો** (પું.) ઘણી પાંખડીઓવાળો એક જાતનો મોગરો

**બટલર** (પું.) રસોઈયો, ખાનસામો

**બટવો** (પું.) વાટવો (૨) બેઠા ઘાટનો લોટો (૩) સ્ત્રીઓનું પર્સ

**બટહજારી** (સ્ત્રી.) એક જાતનું ફૂલઝાડ

**બટાકા(-ટા)પૌંઆ** (પું.) બટાટા ને પૌંઆની એક વાનગી

**બટાકિયું** (ન.) એક જાતનું ખોટું મોતી (૨) કેરીનું એક અથાણું

**બટાકીદાસ** (પું.) નાનો ગાંઠિયા જેવો માણસ, ઠીંગણું, બટકું, બાંઠિયું

**બટાકો(-ટો)** (પું.) એક કંદ-આલુ

**બટાવું** (ક્રિ.) (અનાજ કે ખાવાનું) ઘણો વખત પડી રહેવાથી વાસ મારવી-પાછું વળવું

**બટાશિયાં** (ન.બ.વ.) દાણાનાં ખોખાં-ફોફાં

**બટુ** (પું.) નાનો છોકરો

**બટુક** (પું.) બટુ (૨) જનોઈ દીધા વગરનો છોકરો (૩) ઠીંગણો માણસ

**બટુકડું** (વિ.) નાનકડું, ઠીંગણું, વામન

**બટેર** (ન.) ભૂખરા રંગનું એક પક્ષી

**બટેરો** (પું.) મોટો વાડકો

**બટેરું** (ન.) મોટું કોડિયું-શકોરું, રામપાતર

**બટ્ટો** (પું.) આળ, તહોમત (૨) ડાઘ, લાંછન, કલંક, બદનામી

**બડઘો** (પું.) જાડો લઠ્ઠ માણસ

**બડજંગી** (વિ.) બહાદુર

**બડફું** (ન.) છણકો, તરછોડી નાખવું તે (૨) ગપ્પું (૩) કૂતરાનું ડાફું-વડચકું

**બડફો** (પું.) જાડી બુદ્ધિનો, અડબંગ, રોંચો

**બડબડ** (સ્ત્રી.) બકબક, લવલવ, લવારો, બકવાટ

**બડબડવું** (ક્રિ.) બબડવું, બડબડ કરવું (૨) અણગમાને કારણે મનમાં ગણગણવું (૩) વઢવું

**બડબડાટ** (પું.) બડબડવું તે, બડબડાટ

**બડબડાટિયું,બડબડાડિયું** (વિ.) બબડાટિયું, બડબડાટ કરનારું, વાતોડિયું

**બડભાગી** (વિ.) મહાભાગ્યશાળી, ભારે નસીબદાર, બડબખ્ત

**બડમૂછિયો,બડમૂછો** (વિ.પું.) (લા.) મૂછો વગરનો પુરુષ, નામૂછિયો

**બડવો** (વિ.પું.) માથું મૂંડાવેલો, કદરૂપો (૨) (પું.) જેને જનોઈ દેવામાં આવતી હોય તે છોકરો (૩) છોલેલી શેરડી કે સાંઠાનો કકડો

**બડહંસ** (સ્ત્રી.) મેઘરાગની એક રાગણી

બડાઈ (સ્ત્રી.) મોટાઈ (૨) મગરૂરી (૩) ગર્વ, ફૂલ (૪) પતરાજી, શેખી (૫) ફિશિયારી

**બડાઈખોર** (વિ.) બડાઈ હાંકનાર, શેખીખોર

**બડાબૂટ** (અ.) ભડાભૂટ, વેરણછેરણ, અવ્યવસ્થિત

**બડાશ** (સ્ત્રી.) બડાઈ, ફૂલ, ગર્વ (૨) પતરાજી, ફિશિયારી

**બડીકો** (પું.) દંડૂકો, દાંડિયો

**બડી ફજર** (સ્ત્રી.) મળસકું, પ્રભાત, પરોઢ

**બડું** (વિ.) મોટું, ભારે

**બડુકાવવું** (ક્રિ.) બડૂકા બોલાવીને ખાવું

**બડૂકો** (પું.) કઠણ વસ્તુ ભાંગતાં કે ચાવતાં થતો અવાજ (૨) દંડૂકો, દાંડિયો

**બડેખાં** (પું.) મોટો માણસ, અમીર (૨) (લા.) શેખીખોર, ખોટી બડાઈ હાંકનાર

**બડેજાવ** (વિ.) મહાન, શ્રીમંત (૨) (અ.) ઘણું જીવો, ચડતી કળા થાઓ એવો ઉદ્ગાર

**બઢતી** (સ્ત્રી.) આબાદી, વૃદ્ધિ, અભ્યુદય (૨) પગારમાં કે દરજ્જામાં વધારો (૩) ઉત્કર્ષ, અભિવૃદ્ધિ (૪) ઉન્નતિ

**બઢવું** (ક્રિ.) બઢવી થવી, આગળ વધવું

**બણગું** (ન.) રણશિંગું (૨) હુલ્લડ (૩) (લા.) ખોટાં વખાણ, ગપગોળો

**બણબણ** (અ.) બણબણાટ (૨) બણબણવાનો અવાજ

**બણબણવું** (ક્રિ.) બણબણાટ કરવો

**બતક** (સ્ત્રી.) જમીન અને પાણી ઉપર ચાલી શકે તેવું એક ચપટી ચાંચવાળું પક્ષી (૨) બતકના આકારનું પાણી રાખવાનું પાત્ર

**બતલાવવું,બતાડ(-વ)વું** (ક્રિ.) દેખાડવું, દર્શાવવું

**બતાન** (પું.) વહાણની મજબૂતાઈ માટે અમુક લાકડાં જડવામાં આવે છે તે (૨) ખુલ્લા ખેતરમાં ઢોરને ભેગાં કરવાનું ઠેકાણું

**બત્તી** (સ્ત્રી.) દિવેટ, વાટ (૨) દીવો (૩) એક જાતની પાઘડી (૪) (લા.) ઉશ્કેરણી, ઉત્તેજન

**બત્તીશક્તિ** (સ્ત્રી.) એક નિયત કરેલી બત્તી જેટલી પ્રકાશશક્તિ-તેનો એકમ, 'કેન્ડલ-પાવર' (પ.વિ.)

**બત્તો** (પું.) ઉખળું, સાંબેલું, દસ્તો (ખલ વગેરેનો) (૨) સુતારનું એક ઓજાર (૩) ફૂલહારનો એક ભાગ

**બત્રીશ(-સ)** (વિ.) '૩૨'નો આંકડો

**બત્રીશી(-સી)** (સ્ત્રી.) બત્રીસ દાંતનું ચોકઠું, 'ડેન્ચર' (૨) બત્રીસ વસ્તુઓનો સમૂહ (૩) સ્વાદિષ્ઠ ભોજન

**બત્રીસલક્ષ(-ખ)ણું** (વિ.) સંપૂર્ણ માણસનાં બત્રીસ લક્ષણવાળું (૨) (લા.) લુચ્ચું, પેક

**બત્રીસું** (ન.) બત્રીસ વસાણાનું ચૂર્ણ ( સુવાવડીનું)

**બત્રીસો** (પું.) બત્રીસ-લખણો માણસ

**બથામણી** (સ્ત્રી.) પચાવી પાડવું તે, ઓળવી કે પચાવી લેવું તે

**બથાવવું** (ક્રિ.) થકવી નાખવું (૨) પચાવી પાડવું

**બથ્થંબથ્થાં,બથ્થાબથ્થી** (સ્ત્રી.) સામસામે બાથમાં લઈ કરવામાં આવતી મારામારી

**બદ** (વિ.) ખરાબ, હીન (સમાસમાં પૂર્વપદ તરીકે મોટે ભાગે વપરાય છે.)

**બદ** (સ્ત્રી.) જાંઘના સાંધામાં થતું એક દરદ (૨) પાંચનો સંકેત (વેપારીઓનો)

**બદકામ** (ન.) ખરાબ કામ (૨) વ્યભિચાર

**બદખસલત** (સ્ત્રી.) ખરાબ ચાલચલગત (૨) ખરાબ ટેવ, ખરાબ ટેવવાળું

**બદગોઈ** (સ્ત્રી.) નિંદા, કૂથલી

**બદચલન** (ન.) ખરાબ ચાલચલગત, દુરાચરણ

**બદચાલ** (સ્ત્રી.) દુરાચરણ (૨) (વિ.) દુરાચરણી

**બદજબાન,બદજબાં** (વિ.) ગાળો બોલનારું (૨) (સ્ત્રી.) ગાળ (૩) ખરાબ વેણ કહેનારું

**બદતમીજ** (વિ.) અસભ્ય, અસંસ્કારી, અવિવેકી, અવિનયી

**બદતર** (વિ.) વધારે ખરાબ

**બદદાનત** (સ્ત્રી.) હરામ દાનત, બેઈમાની, ખરાબ આશય-મનોભાવ, બૂરી ભાવના

**બદદુઆ(-વા)** (સ્ત્રી.) શાપ

**બદન** (ન.) શરીર, દેહ કાયા (૨) શરીર પર પહેરવાનું એક પ્રકારનું કપડું, પહેરણ

**બદનક્ષી** (સ્ત્રી.) બદનામી

**બદનજર** (સ્ત્રી.) કુદૃષ્ટિ,ખરાબ નજર (૨) (લા.) બૂરી દાનત-ભાવના

**બદનસીબ** (વિ.) ભાગ્યહીન, અભાગિયું (૨) (ન.) દુર્ભાગ્ય

**બદનસીબી** (સ્ત્રી.) દુર્ભાગ્ય, કમનસીબી

**બદનામ** (વિ.) બદનામી પામેલું (૨) નિંદાપાત્ર

**બદનામી** (સ્ત્રી.) બટ્ટો, લાંછન, નામોશી, અપકીર્તિ

**બદફેલ** (વિ.) દુરાચારી, અનીતિમાન

**બદબખ્ત** (વિ.) કમનસીબ, અભાગિયું, દુર્ભાગી

**બદબખ્તી** (સ્ત્રી.) દુર્ભાગ્ય, કમનસીબી (૨) હરામખોરી

**બદબદવું** (ક્રિ.) જંતુઓથી ખદબદવું, કોહવાવું

**બદબો** (સ્ત્રી.) દુર્ગંધ, ખરાબવાસ (૨) (લા.) બદનામી

**બદબોઈ** (સ્ત્રી.) બદબો, દુર્ગંધ, (૨) બદગોઈ, બદનામી (૩) નિંદા, નાલેશી

**બદમાશ(-સ)** (વિ.) કાળાં કર્મ કરનાર, લુચ્ચું, દુરાચારી, નીચ

**બદમાશી(-સી)** (સ્ત્રી.) નીચતા, લુચ્ચાઈ (૨) દુરાચાર, વ્યભિચાર

**બદમિજાજ** (વિ.) મિજાજી, ખરાબ મિજાજનું (૨) ચીડિયું, ક્રોધી

**બદર** (ન.) બોર

**બદરિ(-રી),બદરિકા** (સ્ત્રી.) બોર

**બદરિકાશ્રમ** (પું.) હિમાલયમાં અલકનંદાને તીરે આવેલું એક તીર્થ, ત્યાં આવેલો નરનારાયણનો આશ્રમ

**બદરીનાથ,બદરીનારાયણ** (પું.) બદરિકાશ્રમના દેવ કે તેમનું ધામ

**બદલ** (અ.) -ને બદલે, સાટે, અવેજ, -ને સ્થાને

**બદલવું** (ક્રિ.) ફેરફાર કરવો (૨) -ને બદલે બીજું આપવું, લેવું કે મૂકવું

**બદલી** (સ્ત્રી.) બદલાવું કે બદલવું તે, ફેરફાર (૨) નોકરીનું કે કામનું સ્થાન કે પ્રકાર ફેરવવાં તે, 'ટ્રાન્સફર'

**બદલીરજા** (સ્ત્રી.) બદલી થતાં નવા સ્થાને જવા અગાઉ મળતી રજા, જૉઇનિંગ ટાઇમ'

**બદલે** (અ.) બદલ, બદલામાં, એકને ઠેકાણે બીજું આવે તેમ

**બદલો** (પું.) સાટું, અવેજ (૨) ફેરફાર (૩) (હિં.) વેર, પ્રતિકાર

**બદશિ(-સિ)કલ** (વિ.) વરવું, બેડોળ, કદરૂપું

**બદસલાહ** (સ્ત્રી.) ખરાબ કે ખોટી સલાહ

**બદસૂરત** (વિ.) વરવું, કદરૂપું, બેડોળ

**બદહજમી** (સ્ત્રી.) અપચો, અજીર્ણ

**બદામ** (સ્ત્રી.) એક સૂકો મેવો

**બદામપૂરી,બદામપાક** (સ્ત્રી.પું.) બદામની મીઠાઈ, વસાણું

**બદામિયું** (વિ.) બદામી રંગ

**બદામી** (વિ.) ભૂખરું લાલ (૨) બદામનું, બદામ સંબંધી (૩) (સ્ત્રી.) બદામડી

**બદી** (સ્ત્રી.) દુરાચરણ, અનીષ્ટ (૨) કુટેવ (૩) નિંદા

**બદ્દુડું** (ન.) ગાયનું નાનું બચ્ચું

**બદ્ધ** (વિ.) બાંધેલું (૨) બંધાયેલું, બંધનમાં પડેલું

**બધિર** (વિ.) બહેરું

**બધું** (વિ.) સઘળું, સર્વ, તમામ

**બધે** (અ.) સઘળે ઠેકાણે, સર્વત્ર, તમામ જગ્યાએ

**બનડી** (સ્ત્રી.) નવી વહુ, નવવધૂ

**બનડો** (પું.) નવશાહ, વરરાજા (૨) વિવાહમાં ગાવાનું ગીત

**બનવું** (ક્રિ.) થવું, ઊપજવું, રચાવું, નીપજવું, સધાવું (૨) બનાવ-મેળ હોવો (૩) રૂપ લેવું, વેશ ધારણ કરવો (૪) (લા.) ફજેતી થવી, ચાટ પડવું (૫) ઠાઠ કરવો (૬) રંગમાં આવવું (નશાના)

**બનવું-ઠનવું** (ક્રિ.) શણગાર સજી ઠાઠ કરવો (૨) વસ્ત્રાભૂષણની સજાવટ કરવી

**બનાત** (સ્ત્રી.) એક જાતનું ઊનનું કપડું

**બનામ** (અ.) વિરુદ્ધમાં

**બનારસ** (ન.) એક પક્ષી (૨) કાશી, વારાણસી

**બનારસી** (વિ.) બનારસનું કે તેને લગતું

**બનાવ** (પું.) બીના, પ્રસંગ, ઘટના, કિસ્સો (૨) બનત, મેળ, સંપ

**બનાવટ** (સ્ત્રી.) બનાવવાની રીત, ઘડતર, રચના (૨) તરકટ (૩) ફજેતી, મશ્કરી (૪) યુક્તિ, પ્રપંચ (૫) દંભ, આડંબર

**બનાવટી** (વિ.) કુત્રિમ, ખોટું, નકલી (૨) પોકળ, મિથ્યા, ખોટું ઊભું કરેલું

**બનાવવું** (ક્રિ.) રચવું, કરવું (૨) (લા.) મશ્કરી કરવી, ચાટ પાડવું

**બનિયન** (ન.) પુરુષો માટેનું ગંજીફરાક
**બનૂ(-ન્નૂ)સ** (ન.) ઊનનો જાડો ધાબળો
**બનેટી** (સ્ત્રી.) બને છેડે મોટા લખોટાવાળાં માથાંની લાકડી કે તેની કસરત
**બનેવી** (પું.) બહેનનો પતિ. જીજાજી
**બન્ને** (વિ.) બેઉ જણ
**બપડું** (વિ.) બે પડવાળું (૨) (ન.) લાકડાનું ગોળ રમકડું
**બપૈયો** (પું.) ચાતક (૨) પપૈયો
**બપોર** (પું.) મધ્યાહ્ન
**બપોરા** (પું.બ.વ.) બપોરનું ભોજન કે તેનો સમય
**બપોરિયું** (વિ.) બપોરનું, બપોરું (૨) બપોરે ખીલતું એક ફૂલ (૩) બપોરે કરવાનું કામ (૪) બપોર સુધી કામ કરનારું માણસ (૫) આતશબાજીની એક બનાવટ
**બપોરિયો** (પું.) એક જાતનું દારૂખાનું
**બફર** (પું.) ધક્કો ઝીલી લેવા માટે થતી (કમાનવાળી) યાંત્રિક કરામત કે રચના. જેમ કે, રેલવેના ડબાની
**બફરરાજ્ય** (ન.) બે મોટાં રાજ્યો વચ્ચે (તેમનો ઝઘડો ઝીલી લે કે રોકે એવું) આવેલું નાનું રાજ્ય, 'બફર-સ્ટેટ'
**બફરસ્ટૉક(જથ્થો)** (પું.) ખૂટી પડવાના સંજોગોમાં કામ લાગે તેવો અનાજ વગેરેનો સાચવી રાખેલો જથ્થો
**બફાટ** (પું.) બફાવું તે, બફારો (૨) (લા.) ગોટો, બાફવું, કે બોલી બગાડવું તે
**બફાણું** (ન.) કોઈ પણ બાફેલી વસ્તુ (૨) બાફેલી કેરીનું અથાણું
**બફારો** (પું.) ઘામ, બાફ, ઉકળાટ (૨) બફાવાની ક્રિયા (૩) વરાળ (૪) (લા.) ગૂંગળામણ
**બબડવું** (ક્રિ.) બડબડાટ કરવો, અણગમાને કારણે ગમે તેવો લવારો કરવો
**બબરચી** (પું.) રસોઈયો
**બબરચીખાનું** (ન.) બબરચીનું રસોડું (૨) (લા.) ગંદકી, ગંદવાડો
**બબૂચક** (વિ.) મૂર્ખ, બેવકૂફ (૨) ઢંગધડા વગરનું
**બબૂલ** (પું.) બાવળ
**બબ્બે** (વિ.) બે-બે
**બમણું** (વિ.) બે ગણું, બેવડું, બેવડા માપનું-કદનું
**બમ્પર** (પું.) (મોટરવાહનમાં) ગતિ-અવરોધક, ટક્કર-રોધક (સળિયો) (૨) (વિ.) વિપુલ, અહેવાલ, મબલખ
**બમ્પર-ડ્રૉ** (પું.) ફાળવણી પદ્ધતિ, જંગી ઈનામ માટેની નિર્ણયપદ્ધતિ
**બયાન** (ન.) વર્ણન, અહેવાલ, નિવેદન, હેવાલ
**બર** (પું.) પનો (૨) જાત, વર્ણ, પ્રકાર, ગુમ (૩) માલ (૪) (અ.) પ્રમાણે (૫) પર, ઉપર (૬) (વિ.) સફળ, પૂરતું (૭) જોઈતું, યોગ્ય
**બરકત** (સ્ત્રી.) ફાયદો, લાભ (૨) ફતેહ, સિદ્ધિ (૩) ભરપૂરતા, સમૃદ્ધિ, છત, વિપુલતા
**બરકમદાર** (પું.) જેલનો ઉપરી
**બરકંદાજ** (પું.) બંદૂકચી (૨) ઘોડેસવાર રક્ષક
**બરખાસ્ત** (વિ.) વીખરાયેલું, વિસર્જિત, ખલાસ
**બરછટ** (વિ.) ખૂંચે એવી સપાટીવાળું, ખરબચડું, જાડું, કરકરું
**બરછી** (સ્ત્રી.) ભાલા જેવું એક હથિયાર
**બરછો** (પું.) ભાલો (૨) ઊભો સીધો સાંઠો (૩) તેવી કોઈપણ વસ્તુ (૪) વહાણનો એક પ્રકાર
**બરડ** (વિ.) ઝટ ભાંગી જાય તેવું, બટકણું, તકલાદી (૨) પાણીની તાણવાળું (વરસ)
**બરડો** (પું.) પીઠ, વાંસો (૨) સોપારીની એક જાત (૩) સૌરાષ્ટ્રનો એક ડુંગર કે તેની આસપાસનો પ્રદેશ
**બરણી** (સ્ત્રી.) એક જાતનું પાત્ર (મોટે ભાગે નળાકાર)
**બરતરફ** (વિ.) કાઢી મૂકેલું (નોકરીમાંથી)
**બરતરફી** (સ્ત્રી.) નોકરી ઉપરથી રુખસદ મળવી તે
**બરદાશ(-સ,-સ્ત)** (સ્ત્રી.) સંભાળ, તજવીજ, ચાકરી (૨) મહેમાનગીરી (૩) સહન, વેઠવું તે (૪) સેવાચાકરી (૫) પરોણાગત
**બરફ** (પું.ન.) જામી ગયેલું પાણી, હિમ
**બરફગાડી** (સ્ત્રી.) બરફ પર ચાલે એવી ખાસ પ્રકારની ગાડી, 'સ્લેજ'
**બરફપેટી** (સ્ત્રી.) બરફ રાખવા માટેની ખાસ પેટી, 'આઈસ-બૉક્સ'
**બરફી** (સ્ત્રી.) એક મીઠાઈ
**બરફી-ચૂરમું** (ન.) ચોસલાં પાડી ઠારેલું ચૂરમું
**બરબાદ** (વિ.) રદ, નકામું, વ્યર્થ (૨) પાયમાલ, નષ્ટ, ધ્વસ્ત
**બરબાદી** (સ્ત્રી.) ખરાબી, પાયમાલી
**બરાક** (સ્ત્રી.) સિપાઈઓને રહેવાની ઓરડીઓ (૨) કેદીઓને ગોંધવાનું મકાન
**બરાડ(-ડો)** (સ્ત્રી.પું.) ત્રાડ, બૂમ
**બરાડવું** (ક્રિ.) બરાડ પાડવી, બૂમ પાડવી
**બરાત** (સ્ત્રી.) વરની જાન (૨) વરઘોડો
**બરાતી** (પું.) જાનૈયો
**બરા(-રો)બર** (વિ.અ.) સમાન, સરખું (૨) ખરું, વાજબી (૩) જોઈએ તેવું, ભૂલચૂક વિનાનું, સાચું, સારુ (૪) માફક, અનુકૂળ (૫) નજીક, પાસે, લગોલગ, અડીને, પડખોપડખ
**બરા(-રો)બરિયું** (વિ.) સમોવડિયું, સરખેસરખું
**બરા(-રો)બરિયો** (પું.) સમોવડિયો
**બરાસ** (ન.) કપૂરમાં મસાલો નાખી બનાવેલો એક સુગંધીદાર પદાર્થ (૨) સો ઘનફૂટ, બ્રાસ
**બરુ** (પું.) નેતરની જાતનું ઘાસ
**બરો** (પું.) તોર, મગરૂરી (૨) ગામ (૩) ઘણા તાવને લીધે હોઠના ખૂણા આગળ થતી ઝીણી ફોલ્લીઓ
**બરોળ** (સ્ત્રી.) પેટને ડાબે પડખે આવેલો એક અવયવ
**બર્થ** (પું.) રેલવેના ડબાનું (સૂવા બેસવાનું) પાટિયું કે જગ્યા
**બર્નર** (ન.) સ્ટવ કે ગૅસના ચૂલાનું મોઢિયું (જ્યાંથી જ્યોત થાય છે.)
**બર્બર** (ન.) મુર્ખ, અસંસ્કારી
**બર્મા** (પું.) બ્રહ્મદેશ
**બર્મી** (વિ.) બ્રહ્મદેશનું (૨) ત્યાંની ભાષા (૩) બર્માનો વતની
**બલ(-ળ)** (ન.) જોર, શક્તિ, તાકાત (૨) લશ્કર, સેના
**બલકે(-બલ્કે)** (અ.) એટલું જ નહિ પણ, પરંતુ, કિંતુ, અપિતુ
**બલ(-ળ)દાયી,બલ(-ળ)પ્રદ** (વિ.) બળ આપનારું
**બલ(-ળ)પ્રયોગ** (પું.) બળ અજમાવવું તે, બળજોરી, બળજબરી
**બલમ** (સ્ત્રી.) બાફેલી ડાંગર
**બલ(-ળ)વતી** (વિ.સ્ત્રી.) બળવાળી
**બલવત્તર** (વિ.) ચડિયાતું, વધારે કે ઘણું બળવાન

**બલ(-ળ)વંત,બલ(-ળ)વાન** (વિ.) બળવાળું, સબળ, બલિષ્ઠ, સશક્ત, બળકું

**બલ(-ળ)હીન** (વિ.) બળ વગરનું, નિર્બળ, અશક્ત

**બલા** (સ્ત્રી.) પીડા કરતું વળગણ-ભૂત (૨) (લા.) તેવું માણસ (૩) દુઃખ, મુસીબત, મુશ્કેલી

**બલા(-ળા)ત્કાર** (પું.) બળજોરી, જોરજુલમ, બળજબરી, જબરજસ્તી (૨) સ્ત્રી પર અત્યાચાર (૩) જોરાવરી

**બલા(-ળા)બલ(-ળ)** (ન.) શક્તિ અને અશક્તિ કે તેનું માપ કે પ્રમાણ

**બલારાત** (સ્ત્રી.) દઈરાત (શબ્દ પ્રયોગમાં વપરાય છે. ઉદા મારે દઈરાત-બલારાત ત્યાં જાય છે.) (૨) 'મને ખ્યાલ નથી, ભગવાન જાણે' એવો ખ્યાલ

**બલિ(-ળિ)** (પું.) ભોગ, દેવને માટે કાઢેલો ભાગ (૨) પ્રહ્લાદનો પૌત્ર-દાનવોનો રાજા

**બલિદાન** (ન.) બલિ-ભોગ આપવો તે, ત્યાગ (૨) (લા.) કુરબાની, આત્મભોગ

**બલિયો** (પું.)બળદ

**બલિષ્ઠ** (વિ.) સૌથી બળવાન

**બલિહારી** (સ્ત્રી.) ખૂબી (૨) વાહવાહ, ધન્યવાદ, શાબાશી (૨) વારી જવું એ

**બલીયસી** (વિ.સ્ત્રી.) વધારે બળવાન

**બલૂચ(-ચી)** (વિ.) બલૂચિસ્તાનનું કે તેને લગતું (૨) (પું.) ત્યાંનો રહેવાસી (૩) (સ્ત્રી.) ત્યાંની ભાષા

**બલૂચિસ્તાન** (ન.) સિંધ અને અફઘાનિસ્તાન પાસેનો એક મુલક

**બલૂન** (ન.) વાયુથી આકાશમાં ઊડતી એક યાંત્રિક રચના (૨) વિમાન (૩) હવા ભરેલો ફુગ્ગો, ગુબ્બારો

**બલૈ(-લૌ,-લ્લૈ)યું** (ન.) પહોળી ચૂડી, વલય

**બલ્કે** (અ.) પરંતુ, એટલું જ નહીં પણ

**બલ્બ** (પું.) વીજળીની બત્તીનો ગોળો

**બલ્ય** (વિ.) બળવાન, વીર્યવાન (૨)બળપ્રદ

**બલ્લમ** (પું.) ભાલો, બરછી (૨) છડી (૩) ચોખાની એક જાત

**બલ્લૈયાં** (ન.બ.વ.) ચૂડીઓ

**બવાડું** (ન.) નવી ખેડાયેલી જમીનનું બીજું વરસ

**બવાસીર** (ન.) મસાને લગતો રોગ, હરસ

**બશેર** (વિ.) બે શેર જેટલા માપનું, લગભગ એક કિલોગ્રામ

**બસ** (અ.) થયું, પૂરતું (૨) ભાર-નિશ્ચય બતાવતો શબ્દ

**બસ** (સ્ત્રી.) એક વાહન, એક માણસો બેસે એવી ભાડે ફરતી મોટરગાડી

**બસડેપો** (પું.) બસ ઊભી રહેવાનું મથક

**બસથોભો** (પું.) ઉતારુ બસ ઊભી રાખવાનું મથક

**બસ્ટ** (ન.) શરીરનો કમર ઉપરનો ભાગ કે તેની પ્રતિમા કે ચિત્ર, અર્ધ-પ્રતિમા, અર્ધમૂર્તિ

**બસ્તિ** (સ્ત્રી.) નાભિની નીચેનો ભાગ, પેડુ (૨) મૂત્રાશય (૩) (લા.) ગુદા વાટે પાણી ચડાવવાની ક્રિયા કે તેની પિચકારી, 'ઍનિમા'

**બસ્તો** (પું.) ગાંસડી (૨) ગૂણ, કોથળો (૩) દફ્તર કે કાગળો વગેરે બાંધવાનું કપડું

**બહ(-હે)લાવવું** (ક્રિ.) (લા.) આનંદિત કરવું, ખીલવવું (૨) ફેલાવવું, વિસ્તારવું (૩) મજબૂત કરવું

**બહસ** (સ્ત્રી.) ચર્ચા, વાદવિવાદ

**બહાઈ** (પું.) ઈરાનનો એક ધર્મ-સંપ્રદાય

**બહાદુર** (વિ.) શૂરવીર, હિંમતવાન

**બહાદુરી** (સ્ત્રી.) પરાક્રમ, શૂરવીરતા, શૌર્ય

**બહાનું** (ન.) મિષ, ખોટું કારણ, નિમત્ત

**બહાર** (અ.) અંદર નહિ

**બહાર** (પું.સ્ત્રી.) ભભકો, રંગ, શોભા (૨) આનંદ, મજા (૩) વસંતઋતુ, તેનો રંગ ભર્યો ઉન્માદક સમય (૪) (પું.) એક રાગ

**બહારગામ** (ન.) પોતાની ગામની બહારનું-દૂરનું કે નજીકનું ગામ

**બહારવટિયો** (પું.) શાસકથી નારાજ થઈ તેને સતાવવા કાયદા તોડનાર કે પ્રજાને રંજાડવા નીકળેલો માણસ (૨) બહાર રહી લૂંટફાટ કરનાર, લૂંટારો

**બહારવટું(-ટો)** (ન.પું.) બહારવટિયાનું કામ

**બહારવાસ** (પું.) ગામ કે ઘર વિનાનું રહેઠાણ કે જગ્યા

**બહાલ** (વિ.) મંજૂર, કાયમ (૨) પ્રસન્ન, સ્વસ્થ

**બહાલી** (વિ.) કાયમી (૨) (સ્ત્રી.) મંજૂરી, કાયમ રાખવું તે

**બહિર્** (અ.) બહાર (મોટા ભાગે સમાસમાં) (પૂર્વગ)

**બહિરંગ** (વિ.) બહારનું, અંતરંગ નહિ તેવું (૨) (ન.) કોઈ પણ વિધિનો પ્રારંભનો ભાગ (૩) બહારનો અવયવ, બહારનું સ્વરૂપ-દેખાવ

**બહિરંતર** (વિ.) બહારનું તેમજ અંદરનું (૨) બહારનું, દૂરપણું

**બહિરિન્દ્રિય** (સ્ત્રી.) બહારની (પાંત) ઇંદ્રિય

**બહિર્ગત** (વિ.) બહાર ગયેલું, બહાર રહેલું

**બહિર્ગામી** (વિ.) બહાર જનારું

**બહિર્ગોળ** (વિ.) બહાર પડતી ગોળ સપાટી વાળું, 'કૉન્વેક્સ'

**બહિર્દષ્ટિ** (સ્ત્રી.) બાહ્ય દૃષ્ટિ

**બરિર્મતદાર** (પું.) ચૂંટણીના પ્રદેશની હદ બહાર રહેતો એવો મતદાર, 'આઉટ-વોટર'

**બહિર્મુખ** (વિ.) વિમુખ, પકાઙ્મુખ (૨) બાહ્ય વિષયોમાં આસકત

**બહિશ્ત(-સ્ત)** (ન.) જન્નત, સ્વર્ગ

**બહિષ્કરણ,બહિષ્કાર** (ન.પું.) અસ્વીકાર, ત્યાગ (૨) નાત કે મહાજન કે કોઈ સંઘની બહાર મૂકવું તે (૩) વાપરવા સામે મનાઈ કરવી એ

**બહિષ્કૃત** (વિ.) બહિષ્કાર પામેલું

**બહિષ્કેન્દ્ર** (ન.) બહારનું બિંદુ, 'એક્સ સેન્ટર' (ગ.)

**બહિષ્કોણ** (પું.) આકૃતિને વધારવાથી થતો ખૂણો, 'એક્સટર્નલ ઍંગલ' (ગ.)

**બહિઃસંબંધ** (પું.) બહારથી કે બહારનો-સ્થૂલ કે બાહ્ય સંબંધ

**બહિઃસ્થિત** (વિ.) બહાર ઊભેલું-રહેલું

**બહિઃસ્વરૂપ** (વિ.) બાહ્ય સ્વરૂપ, બહારનો દેખાવ

**બહુ** (વિ.અ.) ખૂબ (સંખ્યા કે માપમાં), ઘણું, પુષ્કળ, વિપુલ

**બહુકેન્દ્ર(-દ્રી)** (વિ.) અનેક કેન્દ્રોવાળું ચ(ગ.)

**બહુકો(-ખૂ)ણ** (વિ.) અનેક કોણવાળું (૨) તેવી આકૃતિ, 'પૉલિગન'

**બહુખૂણિયું** (વિ.) બહુકોણ, અનેક ખૂણાવાળું

**બહુગંધા** (વિ.) પીળી જૂઈ (૨) ચંપાની કળી (૩) શાહજીરું

**બહુગુણ** (વિ.) અનેકગણું, 'મલ્ટિપલ' (ગ.)

**બહુજનસમાજ,બહુજનસમુદાય** (પું.) સમાજના મોટા ભાગના લોકો, આમજનતા

**બહુત્વ,બહુધા** (ન.અ.) અનેક રીતે (૨) ઘણું કરીને
**બહુનામી** (વિ.) અનેક નામોવાળું (૨) (પું.) ઈશ્વર
**બહુપત્નીક** (ન.) અનેક પત્નીવાળું
**બહુપત્નીત્વ** (ન.) અનેક પત્નીઓ હોવી તે
**બહુપત્રી** (વિ.ન.) ઘણાં પાનવાળું
**બહુપદ** (વિ.) ઘણાં પગવાળું
**બહુપદી** (વિ.) અનેક પદવાળું (સંખ્યા), 'મલ્ટિનોમિયલ' (ગ.)
**બહુફળી** (વિ.) અનેક વાર ફળનારું (૨) (સ્ત્રી.) એક છોડ
**બહુબીન** (ન.) એક નળી, જેમાં પ્રતિબિંબ પડી અનેક આકૃતિઓ દેખાય એવું રમકડું, 'કેલિડોસ્કોપ'
**બહુભાષી** (વિ.) અનેક ભાષાઓ ચાલતી હોય એવું, અનેક ભાષાવાળું, 'મલ્ટિ-લિંગ્વલ' (૨) અનેક ભાષાનું જ્ઞાન ધરાવનાર 'પૉલિગ્લોટ'
**બહુમત** (પું.ન.) મોટા ભાગનો મત
**બહુમતી** (સ્ત્રી.) બહુમત (૨) એક પક્ષ કરતાં બીજાના મતની સંખ્યાની વિશેષતા
**બહુમાન** (ન.) આદર, સંમાન
**બહુમાન્ય** (વિ.) ઘણા લોકોએ કબૂલ કરેલું
**બહુમાળી** (વિ.) અનેક માળ કે મજલાવાળું, 'મલ્ટિસ્ટોરીડ'
**બહુમુખી** (વિ.) અનેક મુખ કે મુદ્રાવાળું
**બહુમૂલું,બહુમૂલ્ય** (વિ.) ભારે કિંમતનું, મૂલ્યવાન
**બહુરત્ના** (વિ.સ્ત્રી.) ઘણાં રત્નોવાળી
**બહુરંગી** (વિ.) ઘણા રંગોવાળું
**બહુરાષ્ટ્રીય** (વિ.) અનેક રાષ્ટ્રોને લગતું, 'મલ્ટિ-નેશનલ'
**બહુરૂપદર્શક** (ન.) બહુબીન, 'કેલિડોસ્કોપ'
**બહુરૂપી** (વિ.) ઘણા રૂપવાળું (૨) (પું.) અનેક વેશ ધારણ કરનારો
**બહુલ** (વિ.) ઘણું, અધિક
**બહુલક્ષી** (વિ.) અનેક હેતુવાળું, બહુહેતુક, 'મલ્ટિપર્પઝ'
**બહુલતા** (સ્ત્રી.) બહુલપણું, બાહુલ્ય, વિપુલતા, વૈપુલ્ય
**બહુવચન** (ન.) એકથી વધારે સંખ્યા માટે વપરાતું વચન
**બહુવિધ** (વિ.) અનેક પ્રકારનું
**બહુવ્રીહિ** (પું.) જેમાં પૂર્વપદ વિશેષણ હોય અને ઉત્તરપદ વિશેષ્ય હોય તેમ જ આખું સમસ્ત પદ પાછું અન્ય પદનું વિશેષણ હોય તેવો સમાસ
**બહુશાખ** (વિ.) બહુ-અનેક શાખાવાળું
**બહુશાસન** (ન.) ઘણા જણની સત્તાથી ચાલતું રાજતંત્ર
**બહુશ્રુત** (વિ.) વિદ્વાન, જ્ઞાની
**બહુસૂત્રી** (વિ.) અનેક તંતુઓવાળું (૨) સરળ નહિ એવું, ગૂંચવાયેલું, 'કૉમ્પ્લેક્સ'
**બહુસ્તરીય** (વિ.) અનેક સ્તર-પડવાળું, વિવિધ કક્ષાને લગતું, 'મલ્ટિ લેવલ'
**બહુહેતુક** (વિ.) અનેક હેતુવાળું, બહુલક્ષી, 'મલ્ટિપર્પઝ'
**બહેક** (સ્ત્રી.) સુગંધ, મહેક, ખુશબો
**બહેકવું** (ક્રિ.) મઘમઘવું, મહેકવું (૨) (લા.) ફાટવું, છકી જવું, વંઠી જવું
**બહેતર** (વિ.) ઠીક, સારું, વધારે સારું
**બહેન** (સ્ત્રી.) એક માતા-પિતાની કે કાકા, મામા, ફોઈ, માસીની દીકરી (૨) કોઈપણ સ્ત્રી (૩) સ્ત્રીના નામ અંતેનો આદરવાચક અનુગ
**બહેનજી** (સ્ત્રી.) (માનાર્થે) બહેન
**બહેનપણાં** (ન.બ.વ.) (સ્ત્રીઓની) મિત્રાચારી, સખીપણું
**બહેનપણી** (સ્ત્રી.) સાહેલી, સ્ત્રીમિત્ર, સખી
**બહેનાં,બહેની** (સ્ત્રી.) બહેન (પ્યારદર્શક)
**બહેર** (સ્ત્રી.) બહેરાટ (૨) ચેતન ન હોવું તે
**બહેરાટ,બહેરાશ** (પું.સ્ત્રી.) બહેરાપણું
**બહેરું** (વિ.) ન સાંભળી શકે તેવું, ઓછું સાંભળનારું (૨) ખખડવામાં કસરવાળું (જેમ કે, રૂપિયો) (૩) વેદના ન થાય તેવું. ઉદા. ચામડી બહેરી થઈ જવી
**બહોળપ,બહોળાઈ** (સ્ત્રી.) બહોળાપણું, વૈપુલ્ય, વિપુલતા
**બહોળું** (વિ.) મોટું, વિસ્તારવાળું
**બળ** (ન.) જોર, શક્તિ (૨) લશ્કર (૩) તાકાત, કૌવત, સામર્થ્ય
**બળકટ** (વિ.) બળવાન, સબળ, બળિયું, જબરું, મજબૂત
**બળકણું** (વિ.) બળવાના-બળી ઊઠવાનાં ગુણવાળું (૨) (લાગણી દાઝથી) મનમાં બળ્યા કરતા સ્વભાવનું
**બળખો** (પું.) બલગમ, ગળફો (૨) (લા.) ક્રોધનો બોલ
**બળજબરાઈ,બળજબરી,બળજોરી** (સ્ત્રી.) જબરદસ્તી, બળપ્રયોગ, જોરાવરી
**બળતણ** (ન.) બાળવાના કામમાં આવતાં લાકડાં, છાણાં, કોલસા, પેટ્રોલ વગેરે પદાર્થો, ઇંધણ
**બળતર(-રા)** (સ્ત્રી.) દાઝવાથી થતી પીડા (૨) (લા.) મનમાં થતી તેવી લાગણી
**બળતું** (વિ.) સળગતું (૨) (ન.) સળગતી વસ્તુ (૩) બળતરા (૪) તાપણી કે તાપણું
**બળતુલા** (સ્ત્રી.) બળની સમતોલ ગોઠવણી-સ્થિતિ
**બળદ,બળદિયો** (પું.) ગોવશનુ નર પ્રાણી (ખાસ કરીને ખસી કરેલ) (૨) (લા.) મૂર્ખ, ગમાર
**બળદગાડી** (સ્ત્રી.) બળદ જોડેલી ગાડી, બેલગાડી
**બળદાયી** (વિ.) બલદાયી, બલ આપનાર
**બળપ્રયોગ** (પું.) બળ અજમાવવું તે. બળજોરી, બળજબરી
**બળબળ** (સ્ત્રી.) ચિંતા (૨) દાઝ (૩) ઈર્ષા
**બળબળતું** (વિ.) બાળે-દઝાડે એવું, સળગતું, બળ્યા કરતું (૨) (લા.) પીડાતું, ચિંતાગ્રસ્ત
**બળવતી** (વિ.સ્ત્રી.) બળવાળી, સબળા, શક્તિશાળી
**બળવંત,બળવાન** (વિ.) બળવાળું, સબળ, શક્તિશાળી
**બળવાખોર** (વિ.) બંડખોર, બળવો કરનાર, વિદ્રોહી, બંડ ઉઠાવનાર
**બળવું** (ક્રિ.) સળગવું (૨) બળતરા થવી (૩) (લા.) ઈર્ષા કરવી
**બળવો** (પું.) બંડ, વિદ્રોહ, વિપ્લવ
**બળહીણ(-ન)** (વિ.) બળ વગરનું, નિર્બળ, અશકત
**બળાપો** (પું.) કઢાપો, સંતાપ, બળતરા
**બળિયા,બળિયાકાકા,બળિયાબાપજી** (પું.બ.વ.) શીતળા, -સૈયડ (એક રોગ) (૨) એના દેવ (૩) (લા.) જરા જરામાં વાંકું પાડે કે ગુસ્સો કરે એવી વ્યક્તિ બળિયું (વિ.) જોરાવર, શક્તિશાળી, બળુકું, બલવાન
**બળિયેલ** (વિ.) અદેખું, ઈર્ષ્યાખોર, ચીડિયું
**બળુકું** (વિ.) બળવાળું
**બળેવ** (સ્ત્રી.) શ્રાવણી પૂર્ણિમા, ભાઈની રક્ષા માટે બહેન તેને રાખડી બાંધે છે તે રક્ષાબંધનનું પર્વ (૨) બ્રાહ્મણોને જનોઈ બદલવાનો ધાર્મિક તહેવાર

**બંકું** (વિ.) વાંકું, અટપટું, બંકિમ (૨) ફાંકડું (૩) બહાદુર, સાહસિક
**બંકો** (વિ.પું.) બંકું, છેલબટાઉ
**બંગ** (પું.) રીત, તરેહ (૨) તર્ક, બુટ્ટો (૩) નમૂનો, ભાત (૪) (વિ.) નાગું નિર્લજ્જ (૫) સીસાનો એક ક્ષાર (૬) બંગાળ પ્રાંત (૭) (સ્ત્રી.) કલાઈ (૮) બંગ ભસ્મ
**બંગડી** (સ્ત્રી.) સ્ત્રીઓનું કાંડે પહેરવાનું કાચનું કે ધાતુનું પાતળા ઘાટનું ઘરેણું
**બંગભસ્મ** (સ્ત્રી.) કલાઈની ભસ્મ
**બંગભંગ** (પું.) ૧૯૦૫ બાદ અંગ્રેજ સરકારે બંગાળના ભાગલા કરેલા તે
**બંગલી** (સ્ત્રી.) નાનો બંગલો (૨) રેલના ફાટકવાળાની ઓરડી
**બંગલો** (પું.) એક વિશિષ્ટ જાતનું મકાન (૨) બંગાળમાં થતું નાગરવેલનું પાન
**બંગાળી** (વિ.) બંગાળનું (૨) (સ્ત્રી.) બંગાળની ભાષા (૩) (પું.) બંગાળનો વતની
**બંગી** (સ્ત્રી.) નાની ટીલડી, ટપકી (૨) બે ભમર વચ્ચે લટકાવાતું એક ઘરેણું
**બંગીડો** (પું.) એક જાતનો સાલ્લો
**બંગીય** (વિ.) બંગાળનું (૨) બંગાળ દેશને લગતું
**બંગોરું** (ન.) બડાઈ, પતરાજી (૨) ગપ, ગપોડું
**બંટ(-ટિયો)** (પું.) ડાંગર સાથે ઊગતું એક હલકું અનાજ
**બંટી** (સ્ત્રી.) સામા જેવું એક જાતનું હલકું અનાજ (૨) (પું.) એક વિશેષનામ
**બંઠ** (વિ.) બૂઠું (૨) અક્કલ વગરનું
**બંડ** (ન.) હુલ્લડ, બળવો (૨) (વિ) લુચ્ચું, તોફાની, બંડખોર (૩) (ન.) ઢોરની એકાદ પાસળી ટૂંકી હોવાનો રોગ (૪) (સ્ત્રી.) કપાસનું ખેતર
**બંડખોર** (વિ.) બંડ કરનારું, બળવાખોર
**બંડલ** (ન.) પડીકું, થોકડી, પોટલી, ગાંસડી (૪) ગપગોળો, અફવાસ, ગામગપાટો (૩) લુચ્ચું અને છેતરનારું
**બંડિયું** (ન.) બદન, પહેરણ, નાની બંડી
**બંડી** (સ્ત્રી.) એક જાતનું બદન (૨) ખાદીનું બંધ કોલરનું જાકીટ-જવાહર જાકીટ
**બંદગી** (સ્ત્રી.) પ્રાર્થના, ઇબાદત, સ્તુતિ, ભક્તિ
**બંદણી** (સ્ત્રી.) બંદી-ચારણ સ્ત્રી
**બંદર** (ન.) દરિયા કે નદીને કિનારે આવેલું વહાણોની આવ-જાવ થઈ શકે તેવું સ્થાન, બાંધેલો ફુરજો, બંદર-ગાહ (૨) તેવા સ્થાનવાળું ગામ
**બંદરભાડું** (ન.) લંગાર કરવા માટે વહાણે તેને ભરવાનું ભાડું કે ખર્ચ, 'ગ્રાઉન્ડેજ'
**બંદરી** (વિ.) બંદરને લગતું (૨) (ન.) એક જાતનું બુટ્ટીવાળું ઝીણું કાપડ
**બંદિ(-દી)** (પું.) કેદી (૨) (સ્ત્રી.) બંધી, મના
**બંદિની** (સ્ત્રી.) કેદી સ્ત્રી
**બંદિગાર** (પું.) સેવક, ચાકર, ગુલામ
**બંદિ(-દી)જન** (પું.) વખાણ કરનાર
**બંદી** (પું.) કેદી
**બંદી** (સ્ત્રી.) બંદી સ્ત્રી (૨) બાંદી, ચાકરડી (૩) બંધી, મના
**બંદેનવાજ** (વિ.) સેવક ઉપર કૃપા કરનાર (એક સંબોધન) (૨) (પું.) મુરબ્બી, વડીલ
**બંદીખાનું** (ન.) કેદખાનું, તુરંગ
**બંદીવાન** (પું.) કેદી
**બંદીવાન** (પું.) કેદી
**બંદૂ(-ધૂ)ક** (સ્ત્રી.) દારૂથી ગોળી મારવાનું એક શસ્ત્ર
**બંદૂ(-ધૂ)કચી** (પું.) બંધૂકવાળો
**બંદૂ(-ધૂ)કડી** (સ્ત્રી.) નાની બંદૂક
**બંદૂ(-ધૂ)ક-બાજ** (વિ.) બંદૂક ફોડવામાં નિષ્ણાત
**બંદૂ(-ધૂ)કિયો** (પું.) બંદૂકવાળો, સિપાઈ (૨) એક પ્રકારનો ફટાકડો, ગલબો
**બંદો** (પું.) સેવક, દાસ (૨) પોતે (બડાઈ બતાવવા વપરાય છે.) (૩) બંધનવાળો માણસ, ગુલામ
**બંદોબસ્ત** (પું.) વ્યવસ્થા, તજવીજ (૨) જાપતો (૩) તોફાન વગેરે ન થાય એની તકેદારી
**બંધ** (પું.) બાંધવું તે કે તેનું સાધન (૨) તેની ગાંઠ-પકડ (૩) બંધન, કેદ (૪) રચના, ગૂંથણી (૫) પાળ, પુસ્તો, ડેમ, બંધારો (૬) મુદ્રા (યોગ) (૭) પ્રતિબંધ, અટકાવ (૮) વિરોધ પ્રદર્શિત કરવા માટે કામકાજ, સંચાર વગેરેને અટકાવતું એક પ્રકારનું ઍલાન (૯) વાસેલું, ઉઘાડું નહિ તેવું (૧૦) અટકેલું, ચાલુ નહિ તેવું (૧૧) નામને અંતે સમાસમાં તે 'ભેર', 'સાથે, 'સહિત, 'વાળું, 'પ્રમાણે, 'મથી' એવા અર્થમાં ઉદા. ખોલ-બંધ, થોકબંધ, ઝપાટાબંધ, હથિયારબંધ
**બંધક** (વિ.) બંધનકારક, બાધક
**બંધકોશ(-ષ)** (પું.) કબજિયાત
**બંધણી** (સ્ત્રી.) કરાર, 'બૉન્ડ' (૨) પાટો
**બંધણીખત** (ન.) વચનથી બંધાવાનો કરાર, 'બૉન્ડ'
**બંધણીમાલ** (પું.) માલિક જકાત ન ભરે ત્યાં સૂધી જકાત ખાતાની વખારમાં રાખેલો માલ, 'બૉન્ડેડ ગુડ્ઝ'
**બંધન** (ન.) અટકાવ, પ્રતિબંધ (૨) કેદ (૩) બાંધનારી વસ્તુ, તેની પકડ-ગાંઠ (૪) પાશ (૫) જાળ (૬) બાંધવું કે બંધાવું એ
**બંધનકર્તા,બંધનકારક,બંધનકારી** (વિ.) બંધન કરે એવું, બંધક, 'બાઈન્ડિંગ'
**બંધબેસતું** (વિ.) બેસતું, ગોઠતું (૨) માફક, અનુકૂળ
**બંધબેસવું** (ક્રિ.) બંધબેસતું થવું (૨) કામમાં આવવું, ઠેકાણે પડવું
**બંધનમુક્ત** (વિ.) બંધનમાંથી છૂટેલું
**બંધવ(-વો)** (પું.) ભાઈ (૨) મિત્ર, દોસ્ત (૩) (લા.) કેદી
**બંધાઈ** (સ્ત્રી.) બાંધવાની ક્રિયા, 'બાઈન્ડિંગ' (૨) બાંધી આપવા માટેનું મહેનતાણું, બંધામણ
**બંધાઈકાર** (પું.) ચોપડી બાંધનાર, 'બાઈન્ડર'
**બંધાણ** (ન.) બંધારણ (પેટે બાંધવાનું) (૨) બાંધવાની વસ્તુ, તેની ગાંઠ-પકડ (૩) પ્રતિબંધ, અટકાવ (૪) વ્યસન, આદત, ટેવ
**બંધાણી** (વિ.) વ્યસની, આદતવાળું
**બંધામણ(-ણી)** (ન.સ્ત્રી.) બાંધવાની રીત (૨) બાંધવાની મજૂરી, બંધાઈ
**બંધારણ** (ન.) બાંધણી, રચના (૨) વ્યસન, આદત (૩) પેટે બાંધવાની ઔષધની થેપ (૪) (રાજ્યનું મૂળ) ધારાધોરણ, સંવિધાન, 'કોન્સ્ટિટ્યુશન' (૫) યોજના, ગોઠવણ, રચના
**બંધારણ-પુરઃસર, બંધારણ-પૂર્વક** (અ.) ધારા-ધોરણોને ચુસ્તપણે અનુસરીને
**બંધારણસભા** (સ્ત્રી.) દેશનું બંધારણ ઘડવા માટેની ખાસ પ્રજાકીય સભા, 'કૉન્સ્ટિટ્યુઅન્ટ એસેમ્બલી'
**બંધારણીય** (વિ.) બંધારણ પ્રમાણેનું, ધારાધોરણ પ્રમાણેનું, બંધારણનું કે તેને લગતું બંધારો (પું.) રંગવાનો ભાગ જુદો બાંધી જુજા જુદા રંગ

કરનાર, બાંધણીગર (૨) રેશમી કપડાં ધોઈ કુંદી આપનાર (૩) તમાકુના પડા બાંધનાર (૪) પાણીનો બાંધ (૫) જળાશય-જળસંચય (૬) બંધ, પુસ્તો, સેતુ (૭) એ નામની એક જ્ઞાતિ અને એનો પુરુષ

**બંધાવવું** (ક્રિ.) સાથે લઈ જવા કાંઈક આપવું, ઉદા. રસ્તા માટે નાસ્તો બંધાવ્યો છે. (૨) (લા.) કદર કરી બક્ષિસ આપવી

**બંધિયાર** (વિ.) હવા અજવાળા વગરનું (સ્થાન) (૨) વહેતું નહિ તેવું (પાણી)

**બંધિયારખાનું** (ન.) બંદીખાનું, કેદ જેવી જગ્યા, તુરંગ

**બંધી** (સ્ત્રી.) મનાઈ, અટકાયત, નિષેધ (૨) પરેજી (૩) પાકી (૪) કરાર (૫) દામણી (૬) દોરડાનો બંધ (વહાણ)

**બંધુ** (પું.) ભાઈ (૨) સગો (૩) મિત્ર

**બંધુકૃત્ય** (ન.) ભાઈચારાનું કામ, મિત્રકાર્ય

**બંધુજન** (પું.) સગો, કુટુંબી, આપ્તજન

**બંધુતા,બંધુત્વ** (સ્ત્રી.ન.) બંધુપણું (૨) ભાઈચારો, મિત્રતા

**બંધુપ્રીતિ,બંધુપ્રેમ,બંધુભાવ** (સ્ત્રી.પું.) ભાઈના જેવી કે જેટલી પ્રીતિ

**બંધુવર્ગ** (પું.) સગાંસંબંધી

**બંધુર** (વિ.) રમ્ય, મનોહર

**બંપ** (પું.) રસ્તો ઓળંગવાના સ્થળેનો જરા ઊંચો આડો બાંધો, બમ્પ, ગતિઅવરોધક

**બંપર** (પું.) ક્રિકેટની રમતમાં ઊછળતા અને ઝડપી દડા ફેંકનાર બૉલર (૨) મબલખ, અસાધારણ

**બંબ** (વિ.) મોટું, કદાવર (૨) (પું.) બોયું, મૃદંગનો તે ભાગ (૩) ડંકો (૪) બાવળ

**બંબાકાર** (વિ.) સર્વત્ર એકસરખું, ગોળાકાર

**બંબાખાનું** (ન.) આગનો બંબો રાખવાનું સ્થળ, 'ફાયર બ્રિગેડ'

**બંબાદળ** (ન.) બંબાવાળાનું દળ, 'ફાયર બ્રિગેડ'

**બંબાવાળો** (પું.) બંબો લઈ આગ ઓલવનાર માણસ, 'ફાયર-ફાઈટર'

**બંબી(બમ્બી)** (સ્ત્રી.) કોથળામાંથી અનાજ કાઢવાનું અર્ધગોળાકાર અણીવાળું લોખંડનું સાધન (૨) રાફડો (૩) ઉત્પન્ન થયેલ દાણા, પાક

**બંબો** (પું.) પાણી કાઢવાનું યંત્ર (૨) આગ ઓલવવા માટે પાણી ફેંકવાનું યંત્ર, અગ્નિશામક (૩) પાણી ગરમ કરવાનું એક પ્રકારનું વાસણ (૪) પાણીનો મોટો નળ

**બંબોળ** (વિ.) તરબોળ, બંબાકાર, જળબંબોળ, તદ્દન ભીંજાઈ ગયેલું

**બંસ(-સુ)રી,બંસી(-શી)** (સ્ત્રી.) વાંસની કે ધાતુની વાંસળી, વેણું, માછલી પકડવાનો સળિયો (૨) રકાબી

**બંસીધર** (પું.વિ.) વાંસળી ધારણ કરનાર શ્રીકૃષ્ણ

**બા** (સ્ત્રી.) મા (૨) વડીલ સ્ત્રીના નામ પાછળ લગાડાતો શબ્દ, જેમ કે, કસ્તૂરબા (૩) (અ.) વહાલનો એક ઉદ્ગાર

**બાઈ** (સ્ત્રી.) કોઈ પણ સ્ત્રી (૨) સ્ત્રીના નામ પાછળ લગાડાતો માનસૂચક શબ્દ (૩) સાસુ (૪) નોકરડી

**બાઈક** (સ્ત્રી.) દ્વિચક્રી, પેટ્રોલથી ચાલતી મોટરસાઇકલ

**બાઈબલ** (ન.) ખ્રિસ્તી લોકોનો મુખ્ય ધર્મગ્રંથ

**બાઈસ** (પું.) કારણ, બાયસ (૨) ખોટું બહાનું

**બાઈસિકલ** (સ્ત્રી.) બે પૈડાંની સાઇકલ, દ્વિચક્રી

**બાઉન્ડરી** (સ્ત્રી.) ક્રિકેટના મેદાનની હદ વટાવે એવો ફટકો (૪ કે ૬ રનનો) (૨) હદ, સીમા

**બાઉલ** (પું.) એક પ્રકારનો વાડકો (૨) (બંગાળમાં) એક ભિક્ષુ સંપ્રદાય કે તેનું ખાસ ગીત

**બાકરી** (સ્ત્રી.) હઠથી સામે ઝઘડવું તે, મમતભર્યું વેર

**બાક્સ** (ન.) પેટી (દીવાસળી કે સાબુની)

**બાકાત** (વિ.) બકાત, બાકી બચેલું, શેષ રહેલું (૨) બાકી, બાદ, કમી, વિનાનું

**બાકાયદા** (અ.) કાયદા પ્રમાણે, કાયદેસર

**બાકી** (વિ.) ખૂટતું (૨) વધેલું (૩) ગણતરીમાં લેવામાં રહેલું (જેમ કે, સરવાળા વગેરે ગણતાં), શેષ (૩) (સ્ત્રી.) સિલક, ગણતાં છેવટે જમા રહેતું તે (૫) પત્યા વગર રહેલી કે ચૂકતે કરવામાં ચડેલી રકમ (૬) (અ.) નહિ તો

**બાકીતાકી** (વિ.) બાકી રહેલું (૨) (વિ.) માગતું, લહેણું

**બાકીદાર** (પું.) લહેણું ન ભરનાર, 'ડિફૉલ્ટર'

**બાકું(-ખું,-કોરું)** (ન.) કાણું, મોટું છિદ્ર

**બાખડવું** (ક્રિ.) આખડવું, વઢવું, કજિયો કરવો

**બાગ** (પું.) બગીચો, ઉદ્યાન

**બાગવાન** (પું.) માળી

**બાગાયત** (સ્ત્રી.) બગીચામાં થતી ખેતી, શાકભાજી (૨) (વિ.) કૂવાના પાણીથી થતી (ખેતી)

**બાગાયતી** (વિ.) ફળફૂલનાં ઝાડ ઉછેરવા લાયક (જમીન)

**બાગી** (પું.) બંડખોર, વિદ્રોહી

**બાઘડ(-ડું)** (વિ.) બાઘું (૨) બિહામણું

**બાઘડો** (પું.) બિહામણું માણસ

**બાઘાઈ** (સ્ત્રી.) બાઘાપણું, બોથડપણું

**બાઘું** (વિ.) મૂઢ, ગતાગમ વિનાનું

**બાચકો** (પું.) મૂઠી કે કલ્લો યા તેમાં આવે તેટલું (૨) પાંચે આંગળાં વડે ભરેલો ચીમટો-વલૂરો (૩) અનાજ વગેરેનો નાનો થેલો, ગૂણ

**બાજ** (પું.) એક શિકારી પક્ષી, શકરો (૨) ઘોડો (૩) (વિ.) નામને લાગતાં 'વાળું', 'અનુરક્ત' વગેરે અર્થો બતાવતો પ્રત્યય. ઉદા. દગાબાજ (૪) (પું.) સિતારનો પહેલો તાર જેની પર આંગળીઓ રાખી વગાડવામાં આવે છે. (૫) (સ્ત્રી.ન.) પતરાળું

**બાજઠ** (પું.) ચાર પાયાવાળું એક જાતનું આસન, ચોરસ પાટલો, બાજોઠ

**બાજરિયું** (ન.) બાજરીનું ડૂંડું (૨) એક ઘરેણું

**બાજરિયો** (પું.) બાજરીના લોટનો કંસાર (૨) બાજરીને છાસમાં રાંધી બનાવેલી એક વાનગી

**બાજરી** (સ્ત્રી.) એક જાતનું અનાજ (૨) (લા.) ખોરાક, અન્ન

**બાજરો** (પું.) મોટા દાણાની બાજરી

**બાજી** (સ્ત્રી.) જે પાટિયા કે કપડા ઉપર રમત મંડાય તે (૨) સોગટાં કે ગંજીફાની રમત (૩) હાથ (ગંજીફામાં) (૪) યુક્તિ, પ્રપંચ

**બાજીગર** (પું.) મદારી, જાદુગર (૨) ખેલાડી (૩) લુચ્ચો માણસ

**બાજીરાવ** (પું.) એક જબરો પેશવા (૨) (લા.) જબરો પરાક્રમી માણસ

**બાજુ(-જૂ)** (સ્ત્રી.) છેડો,. અંત (૨) દિશા, પાસું, પડખું (૩) પક્ષ, તરફેણ

**બાજુ(-જૂ)બંધ** (પું.) હાથનું એક ઘરેણું-કેયૂર, બાહુબંધ

**બાજોઠી** (સ્ત્રી.) નાનો બાજઠ

**બાઝવું** (ક્રિ.) વળગવું (૨) ઝઘડવું, લડવું, ટંટો કરવો

**બાટ** (પું.) બાફેલો લોટ, કંસાર (૨) (ન.) કાટલાનો સટ, બાંટ (૩) બટાઈ જવું એ, ફૂગ લાગવી તે

**બાટલી** (સ્ત્રી.) શીશી (૨) (લા.) દારૂ (૩) એક જાતની કેરી

**બાટલો** (પું.) શીશો

**બાટિક** (સ્ત્રી.) કાપડ પર રંગીન નકશી અને છાપવાની પદ્ધતિ-જે ભાગ પર રંગ પડતો ન હોય તે પર મીણ ચોપડવામાં આવે છે.

**બાટી** (સ્ત્રી.) છાણાંની આંચથી શેકેલો કણકનો ગોળો કે જાડી ભાખરી

**બાડું** (વિ.) ત્રાંસા ડોળાવાળું કે નજરવાળું, ફાંગું

**બાણ** (ન.) તીર (૨) એક આતશબાજી (૩) લંબગોળ પથ્થર (શિવલિંગ) (૪) જ્યાં ભરતીનું પાણી આવતું હોય તે ખાડીની જમીન (૫) ખેતરની હદ બતાવતો દાટેલો પથ્થર કે બીજી વસ્તુ (૬) પગલું (૭) બાણાસુર (૮) સંસ્કૃત ભાષાનો એક જાણીતો લેખક-બાણભટ્ટ

**બાણશય્યા** (સ્ત્રી.) બાણની પથારી (જેવી કે, ભીષ્મની)

**બાણાકાર** (વિ.) બાણના આકારનું

**બાણાવળી** (પું.) બાણ મારવામાં હોશિયાર યોદ્ધો

**બાણાસુર** (પું.) એક રાક્ષસ, ઓખાનો પિતા

**બાતમી** (સ્ત્રી.) સમાચાર (૨) ભાળ (૩) ખાનગી ખબર, છૂપી માહિતી

**બાતમીખાતું** (ન.) બાતમી મેળવનારું ખાતું

**બાતમીદાર** (વિ.પું.) ખબર લાવનાર, બાતમી લાવી આપનાર, 'ઇન્ફૉર્મર'

**બાતલ** (વિ.) રદ, નકામું (૨) કાઢી મૂકેલું

**બાથ** (સ્ત્રી.) બે હાથ પહોળા કરી દીધેલી પકડ (૨) ટક્કર

**બાથડવું** (ક્રિ.) બાખડવું, આથડવું, ઝઘડવું

**બાથરૂમ** (સ્ત્રી.) નાહવાની ઓરડી, ગુસલખાનું, સ્નાનગૃહ, સ્નાનઘર

**બાથંબાથા(-થી)** (સ્ત્રી.) સામાસામે બાઝવું તે

**બાથોડિયું** (ન.) વલખાં (૨) પ્રયત્ન, પ્રયાસ

**બાદ** (વિ.) બાતલ, કમ, ઓછું (૨) બાકી રહેલું

**બાદબાકી** (સ્ત્રી.) બાદ કરવાની રીત (૨) બાદ કરતાં વધેલી રકમ

**બાદલું** (વિ.) નકલી, ઢોળ ચડાવેલું (૨) બોદું, તકલાદી (૩) (ન.) કસબનું ગૂંછળું (૪) કસબ ભરેલી સાડી

**બાદશાહ** (પું.) રાજાધિરાજ, સમ્રાટ, શહેનશાહ

**બાદશાહત** (સ્ત્રી.) બાદશાહનું રાજ્ય-હકૂમત

**બાદશાહી** (વિ.) બાદશાહનું, -ને લગતું (૨) બાદશાહને શોભે એવું, તેના જેવા ઠાઠમાઠવાળું (૩) (સ્ત્રી.) બાદશાહત, સામ્રાજ્ય (૪) (લા.) ભારે ઠાઠમાઠ ને સમૃદ્ધિ

**બાધ** (પું.) અડચણ, પ્રતિબંધ (૨) વિરોધ, વાંધો (૩) દોષ, પાપ (૪) પીડા, ઉપદ્રવ

**બાધક,બાધકર્તા,બાધકારક** (વિ.) બાધ કરનારું, પ્રતિકૂલ, પ્રતિરોધક

**બાધા** (સ્ત્રી.) માનતા, આખડી (૨) પીડા, દુઃખ (૩) વિઘ્ન

**બાધા-આખડી** (સ્ત્રી.) બાધા કે આખડી, માનતા

**બાધિત** (વિ.) પીડિત (૨) અસંગત ઠરેલું, રદ કરાયેલું (૩) જેનો બાધ કરવામાં આવે છે તેવું પ્રતિબંધિત

**બાધે-ભારે** (અ.) મોઘમ, નામનિર્દેશ વગર

**બાન** (વિ.) જામીન તરીકે રાખેલું કે પકડેલું, સાટાનું (૨) બાનું (૩) જામીન

**બાનાખત** (ન.) બાનામાં આપેલા પૈસાનું ખત

**બાની** (સ્ત્રી.) બોલવા-લખવાની છટા (૨) વાણી (૩) બાનડી

**બાનુ(-નૂ)** (સ્ત્રી.) સારાઘરની સ્ત્રી, સન્નારી, ખાનદાન સ્ત્રી

**બાનું** (ન.) સોદાના સાટા પેટે અગાઉથી અપાયેલું નાણું, 'અર્નેસ્ટ મની'

**બાપ** (પું.) પિતા (૨) લાડ-વહાલ કે સન્માનસૂચક એક સંબોધન

**બાપકર્મી** (વિ.) બાપની કમાઈ પર આધાર રાખનાર

**બાપજી** (પું.) ગુરુ, સંન્યાસી, વડીલ વગેરે જેવા પૂજ્ય કોટિના પુરુષો માટેનું એક સંબોધન

**બાપડું** (વિ.) ગરીબ, રાંકડું, દયામણું

**બાપદાદા** (પું.બ.વ.) પૂર્વજો, વડવા, પિતૃઓ

**બાપી(-પૂ)કું** (વિ.) બાપનું, બાપથી વારસામાં ઊતરી આવેલું

**બાપુ** (પું.) બાપ (૨) વડીલ પ્રત્યે માનવાચક કે નાના પ્રત્યે વહાલસૂચક ઉદ્‌ગાર (૩) રાજા, ગરાસિયા, વગેરેને માટેનું સંબોધન

**બાપુજી** (પું.) પિતા (માનાર્થે)

**બાપુશાહી** (સ્ત્રી.) જૂના રજવાડાંઓના રાજવીઓનું રગશિયા પ્રકારનું રાજ્યતંત્ર (૨) (વિ.) રજવાડી રસમનું (૩) ધીમું, ધીરું

**બાફ** (પું.) બફારો, ઘામ (૨) પરસેવો (૩) (સ્ત્રી.) વરાળ

**બાફલો** (પું.) બાફેલી કેરીનો રસ-એની વાનગી

**બાફવું** (ક્રિ.) પાણીમાં ઉકાળીને રાંધવું (૨) (લા.) ચૂંથી નાખવું, બગાડી મૂકવું, ગોટો વાળવો

**બાબ** (પું.) પ્રકરણ, ભાગ (૨) વિષય, મુદ્દો, બાબત

**બાબત** (સ્ત્રી.) વિષય, મુદ્દો, કામ (૨) વિગત (૩) (અ.) વિષે, બાબતમાં (૪) તથ્ય, હકીકત, સાચી બીના

**બાબતી** (સ્ત્રી.) દલાલી, વટાવ (૨) ખળીમાં વસવાયાંને લાગા તરીકે અપાય છે તે

**બાબરાં** (ન.બ.વ.) માથાના વીંખાયેલા વાળ

**બાબરિયું** (વિ.) બાબરાંવાળું

**બાબરી** (સ્ત્રી.) માથા ઉપર વાળનો ગુચ્છો (૨) ટોપીની કોરની ઝૂલ

**બાબા** (પું.) એક જાતનો ભીલ (૨) સંત, સાધુ કે વૃદ્ધ માટે વપરાતો આદરસૂચક શબ્દ

**બાબાગાડી** (સ્ત્રી.) નાનાં છોકરાંની ગાડી

**બાબાવાક્ય** (ન.) બાબાનું-આપ્ત પુરુષનું વાક્ય કે કથન, વેદવાક્ય જેવું સ્વતઃસિદ્ધ વાક્ય

**બાબાશાહી** (વિ.) હલકું, બોદલું, નકામું (૨) (વિ.પું.) વડોદરા રાજ્યમાં પહેલાં ચાલતો (સિક્કો)

**બાબુ** (પું.) બંગાળી માટે ઉપરી અમલદાર માટે વપરાતો શબ્દ (૨) બાબો, છોકરો

**બાબુગીરી** (સ્ત્રી.) બાબુ-મોટા માણસ જેવું વર્તન, અમલદારી

**બામ** (પું.) દુખાવો મટાડવા ચોપડાતો મલમ

**બામ્બુ** (પું.) વાંસ, બાંબું

**બાયલાઈ,બાયલાવેડા** (સ્ત્રી.પું.) બાયલા જેવું વર્તન

**બાયલું** (વિ.) નામર્દ, બીકણ (૨) બૈરીને વશ

**બાયસ** (પું.) સબબ, કારણ, બાઇસ (૨) ખોટું બહાનું (૩) પૂર્વગ્રહ

**બાયૉગૅસ** (પું.) ગૉબર ગૅસ (૨) જૈવિક પ્રક્રિયાથી ઉત્પન્ન થતો-કરાતો જ્વલનશીલ વાયુ

**બાટોડેટા** (પું.) વ્યક્તિગત માહિતી
**બાર** (ન.) બારણું (૨) આંગણું (૩) ડેલી (૪) (પું.) બંદૂક વગેરેનો અવાજ (૫) અદાલતનું વકીમંડળ
**બાર** (વિ.) '૧૨'નો આંકડો
**બારખલી(-લી)** (વિ.) ઓછી આંકણીનું-મહેસૂલનું (૨) (સ્ત્રી.) માફી જમીન-ઇનામી જમીન
**બારણું** (ન.) દ્વાર, દરવાજો
**બારદાન** (ન.) જેમાં માલ ભર્યો હોય તે ખાલી બાંધણ કે પાત્ર, અથવા તેનું તોલ
**બારનીશ(-સ)** (પું.) બારનીશીનું કામ કરનારો કારકુન, નોંધણી-કારકુન
**બારનીશી(-સી)** (સ્ત્રી.) કાગળોની આવકજાવક નોંધવાનું પત્રક (૨) તે નોંધવાનું કામ (૩) આવી નોંધણી કરતી શાખા
**બારમાસી** (વિ.) બાર માસનું (૨) (સ્ત્રી.) બારે માસ ફૂલ આપતો એક છોડ
**બારમું** (વિ.) ક્રમમાં અગિયાર પછીનું (૨) (ન.) મરનારનો બારમો દિવસ કે તે દિવસે કરાતી ક્રિયા-પ્રેતભોજન (૩) ઉત્તરક્રિયા-દહાડો
**બારસાખ** (સ્ત્રી.) બારણાનું ચોકઠું
**બારાક્ષરી, બારાખડી** (સ્ત્રી.) દરેક વ્યંજનમાં ક્રમવાર બાર સ્વર ઉમેરી બનાવેલાં ૫દ, વર્ણ-અક્ષર
**બારાબારિયું** (વિ.) બારોબાર-પૂછ્યા વિનાનું, પરભારુ
**બારિસ્ટર** (પું.) વકીલ
**બારિસ્ટરી** (સ્ત્રી.) બારિસ્ટરનો ધંધો કે કામકાજ-વકીલનો વ્યવસાય
**બારી** (સ્ત્રી.) હવા અજવાળા માટે (મકાનની ભીંતમાં) કરાતું બાકું જેને સળિયા હોય, જાળી ભરી હોય કે નાનાં કમાડ હોય (૨) નાનું બારણું (૩) (લા.) છટકવાનું બારું, બહાનું
**બારીક** (વિ.) ઝીણું, સૂક્ષ્મ (૨) પાતળું (જેમ કે, સૂતર, કપડું) (૩) કદમાં નાનું (જેમ કે સોપારી, દાણો વગેરે) (૪) (લા.) કટોકટીનું, અગત્યનું
**બારીકાઈ,બારીકી** (સ્ત્રી.) બારીકપણું, સૂક્ષ્મતા
**બારું** (ન.) બંદરમાં પેસવાનો માર્ગ (૨) બારણું, રસ્તો (૩) (લા.) છટકવાની બારી, બહાનું (૪) સમુદ્રના કિનારા નજીકની ખાડી (૫) નદી જ્યાં સમુદ્રમાં પ્રવેશ કરતી હોય તે પહોળા પટનું એનું મોઢું
**બારૂત(-દ)** (પું.) ફોડવાનો દારૂ
**બારૂદાન** (ન.) દારૂ રાખવાનું શિંગડું
**બારૈયો** (પું.) બાર હાથનો સાકટો
**બારોટ** (પું.) એ નામની એક જાત કે તેમની અટક (૨) ભાટચારણ માટે વપરાતો એક માનવાચક શબ્દ
**બારોત્રા** (ન.) બાર ટકા કરતાં વધારે વ્યાજ, ઘણું ભારે વ્યાજ
**બારોબાર** (અ.) પરભારું, લાગલું જ, વગર પૂછ્યે કે કહ્યે કર્યે
**બાર્જ** (સ્ત્રી.) એક પ્રકારની હોડી, મછવો
**બાલ(-ળ)** (વિ.) ઉંમરમાં નાનું (૨) નાદાન, છોકરવાદ (૩) (પું.) છોકરો (૪) (ન.) બાળક (૫) (પું.) વાળ, કેશ, નિમાળો, મોવાળો (૬) નાની ઘડિયાળનો એક પૂર્જો
**બાલ(-ળ)ક** (ન.) નાનું છોકરું, (૨) (પું.) છોકરો
**બાલ(-ળ)કબુદ્ધિ** (વિ.) નાનાં છોકરાં જેવી સમજવાળું (૨) (સ્ત્રી.) છોકરમત (૩) બાળકની કાચી બુદ્ધિ-સમજ
**બાલગીર** (પું.) (ઘોડે સવાર સૈનિક જેવો) બહાદુર બાળક
**બાલ(-ળ)ગુનેગાર** (પું.) બાળ વયે ગુનો કરનાર, 'જુવેનાઇલ ડેલિકવન્ટ'
**બાલ(-ળ)ગોપાલ** (પું.) ગોવાળનો છોકરો (૨) (સં.) શ્રીકૃષ્ણ (૩) (ન.બ.વ.) છોકરાં-છૈયાં
**બાલટી,બાલ્દી** (સ્ત્રી.) ડોલ
**બાલ(-ળ)ભાષા** (સ્ત્રી.) બાળકની કે બાળક જેવી ભાષા
**બાલમ** (પું.) વહાલમ, આશિક (૨) પતિ
**બાલ(-ળ)મરણ** (ન.) બાળકનું કે તે અવસ્થામાં થતું મરણ
**બાલ(-ળ)મંદિર** (ન.) બાળકોને તાલીમ આપવાની શાળા
**બાલ(-ળ)માનસ** (ન.) બાળકનું માનસ-મનોવ્યાપાર વગેરે, બાળમનો-વિજ્ઞાન, 'ચાઇલ્ડ-સાઇકોલોજી'
**બાલ(-ળ)માસિક** (ન.) બાલોપયોગી માસિક, બાળકો માટેનું માસિક
**બાલ(-ળ)મુકુંદ** (પું.) બાળકૃષ્ણ, શ્રીકૃષ્ણ
**બાલ(-ળ)રોગ** (પું.) બાળકોને થતો (તે ઉંમરનો) રોગ
**બાલ(-ળ)રોગ-વિજ્ઞાન** (ન.) બાવરોગનું નિદાન અને ઉપચાર કરવાને લગતું, વિજ્ઞાન, 'પેડિયાટ્રિક્સ'
**બાલ(-ળ)લગ્ન** (ન.) સગીર વયે થતું લગ્ન
**બાલ(-ળ)વાડી** (સ્ત્રી.) બાલમંદિર, 'કિંડરગાર્ટન'
**બાલ(-ળ)વાર્તા** (સ્ત્રી.) બાળકો માટેની વાર્તા
**બાલ(-ળ)વિક્રય** (પું.) બાળકો વેચવાં તે
**બાલ(-ળ)વિવાહ** (પું.) બાળલગ્ન
**બાલ(-ળ)વીર** (પું.) વીર બાળક, 'સ્કાઉટ'
**બાલ(-ળ)સખા** (પું.) બાળસ્નેહી, બાળમિત્ર (૨) બાળકોનો મિત્ર
**બાલ(-ળ)સાહિત્ય** (ન.) બાળકને યોગ્ય-બાળોપયોગી સાહિત્ય
**બાલ(-ળ)સૂર્ય** (પું.) સવારનો સૂરજ
**બાલ(-ળ)હત્યા** (સ્ત્રી.) બાળકની હત્યા કે તે કર્યાનું પાપ
**બાલા(-ળા)** (સ્ત્રી.) છોકરી, કન્યા, કુમારી (૨) (સોળ) વર્ષથી નાની વયની સ્ત્રી
**બાલાર્ક** (પું.) બાલસૂર્ય, ઊગતો સૂર્ય, બાલરવિ
**બાલાશ(-શી)** (સ્ત્રી.) સંભાળ, બરદાસ્ત, જાળવણી
**બાલા(-ળા)શ્રમ** (પું.ન.) બાળકો માટેનો આશ્રમ
**બાલાસ,બાલાસગાડી** (સ્ત્રી.) રેલની સડક સમારવા સામાન લઈ જતી ખાસ ગાડી-ભારખાનું
**બાલાં** (ન.બ.વ.) ડાફરિયાં, ફાંફાં (૨) આલાંબાલાં, બહાનાં
**બાલિકા** (સ્ત્રી.) બાળા, છોકરી, કન્યા
**બાલિશ** (વિ.) બાળકના જેવું, છોકરવાદ, નાદાન, બેસમજ
**બાલિશતા** (સ્ત્રી.) નાદાની, છોકરમત
**બાલેંદુ** (પું.) બાળચંદ્ર, બીજનો ચંદ્રમા
**બાલોચિત** (વિ.) બાળકને છાજે એવું (૨) બાલિશ, નાદાન
**બાલોદ્યાન** (વિ.) બાળકોને ખેલવાનું ઉદ્યાન બગીચો, બાલ-વાટિકા
**બાલો(-ળો)પયોગી** (વિ.) બાળકોને ઉપયોગી-તેમના ખપનું
**બાલ્કની** (સ્ત્રી.) છજું, ઝરૂખો, રવેશ, રમણો (૨) નાટકશાળા, વગેરેમાં છજા જેવું (પ્રેક્ષકો માટે) ખાસ સ્થાન
**બાલ્ય,બાલ્યકાલ(-ળ),બાલ્યાવસ્થા** (સ્ત્રી.) બાળપણ, બચપનની વેળા
**બાવટો** (પું.) એક અનાજ-નાગલી

**બાવડું** (ન.) ખભા અને કોણી વચ્ચેનો ભાગ
**બાવન** (વિ.) '૫૨'નો આંકડો
**બાવનવીર** (વિ.) બહાદુર, બળવાન
**બાવની** (સ્ત્રી.) બાવનનો સમુદાય (૨) ગુજરાતી મૂળાક્ષરો (૩) શરૂઆતમાં ક્રમસર ગુજરાતી મૂળાક્ષરોવાળા બાવન શ્લોકનો સમૂહ
**બાવરું** (વિ.) બેબાકળું, વ્યગ્ર, ગાભરું
**બાવલું** (ન.) પૂતળું, 'સ્ટેચ્યુ' (૨) બાઉલું, અડણ (૩) ચિત્ર
**બાવળ,બાવળિયો** (પું.) એક કાંટાવાળું વૃક્ષ, જેનાં દાતણ થાય છે.
**બાવળકાંટ** (સ્ત્રી.) બાવળી, બાવળનું જંગલ
**બાવળી** (સ્ત્રી.) અનેક બાવળોવાળી જગ્યા કે બાવળનું જંગલ, બાવળકાંટ
**બાવીશ(-સ)** (વિ.) '૨૨'નો આંકડો
**બાવું** (ન.) કરોળિયાનું જાળું (૨) અનાજમાં જોવા મળતું નાનું જાળું
**બાવો** (પું.) સાધુ (૨) બાપ (પારસી)
**બાષ્કલ(-ળ)** (વિ.) ફરંદું, વંઠેલ (૨) ખાઉધરું
**બાષ્પ** (ન.) બાફ, વરાળ (૨) ધુમ્મસ, ઝાકળ (૩) આંસુ
**બાષ્પાયન,બાષ્પીભવન** (ન.) પ્રવાહીની વરાળ થવી-તેમ થઈ ઊડી જવું તે
**બાસ** (સ્ત્રી.) વાસ, ગંધ (૨) દુર્ગંધ
**બાસઠ** (વિ.) '૬૨'નો આંકડો
**બાસમતી** (પું.બ.વ.) ચોખા કે ડાંગરની એક સારી ગણાતી જાત
**બાસું(-સૂ)દી** (સ્ત્રી.) ઉકાળીને કરાતી દૂધની એક વાનગી
**બાસ્કેટ-બૉલ** (પું.) દડાથી રમાતી એક રમત
**બાસ્તો** (પું.) એક જાતનું સુતરાઉ સફેદ કાપડ, બાફ્ટો
**બાહુ** (પું.) બાવડું (૨) હાથ (૩) આકૃતિની બાજુ
**બાહુક** (પું.) વાંદરો (૨) ગટિયો-વરવો-બિહામણો માણસ (૩) (સં.) કર્કોટકે કરડ્યા પછી નળે ધારણ કરેલું નામ (૪) (લા.) બાહુક જેવું - બાઘું માણસ
**બાહુબલ(-ળ)** (ન.) હાથનું જોર
**બાહુલ્ય** (ન.) બહુપણું, બહુલતા, પ્રચુરતા
**બાહેર** (અ.) બહાર
**બાહોશ** (વિ.) ચાલાક, હોશિયાર, કુશળ, પ્રવીણ, નિષ્ણાત
**બાહોશી** (સ્ત્રી.) ચાલાકી, હોશિયાર, કૌશલ, પ્રાવીણ્ય
**બાહ્ય** (વિ.) બહારનું
**બાહ્યગોળ** (વિ.) બહિર્ગોળ, બહાર પડતી ગોળ સપાટીવાળું, 'કૉન્વેક્સ'
**બાહ્યતા,બાહ્યત્વ,બાહ્યાચાર** (સ્ત્રી.ન.પું.) બહારનો આચાર
**બાહ્યોપચાર** (પું.) બહારનો ઉપચાર
**બાળ** (વિ.) ઉંમરમાં નાનું, (૨) નાદાન, છોકરવાદ (૩) (પું.) છોકરો (૪) (ન.) બાળક
**બાળઉખાણાં** (પું.) બાળકો માટે રમૂજભરી કડીઓ
**બાળઉછેર** (પું.) બાળકોને ઉછેરવાં તે
**બાળકુંવારું** (વિ.) નાનપણથી કુંવારું
**બાળક્રીડા,બાળખેલ** (સ્ત્રી.પું.) બાળકની રમત-ચેષ્ટા
**બાળકેળવણી** (સ્ત્રી.) બાળકોની કેળવણી
**બાળગુનાખોરી,બાળગુનેગારી** (સ્ત્રી.) બાળગુના કરવા કે થવા તે 'જુવેનાઇલ ડેલિંકવન્સી'
**બાળગુનો** (પું.) બાળક ઉંમરે થતો કે તેનો ગુનો, 'જુવેનાઇલ ક્રાઇમ-ઑફેન્સ'
**બાળચમૂ** (સ્ત્રી.) બાળકોની (સેના પેઠે રચાતી) શિસ્તબદ્ધ મંડળી 'બૉયસ્કાઉટ', 'ગર્લગાઇડ'
**બાળજેલ** (સ્ત્રી.) બાળગુના માટેની-બાળકો માટેની જેલ, 'રેફર્મેટરી'
**બાળપણ(-ણું)** (ન.) બચપણ, નાનપણ
**બાળપોથી** (સ્ત્રી.) બાળકને વાંચતા શીખવવા માટેનું પ્રથમ પુસ્તક
**બાળબુદ્ધિ** (સ્ત્રી.) છોકરમત (૨) કાચી બુદ્ધિ
**બાળબોધ** (વિ.) બાળકોને બોધ આપવા જેવું (૨) ઝટ સમજાય તેવું (૩) દેવનાગરી લિપિ
**બાળબ્રહ્મચારી** (પું.) બાળપણથી બ્રહ્મચર્ય પાળનારો
**બાળભોગ** (પું.) સવારની પૂજા પછી ઠાકોરજીને ધરાવાતી પ્રસાદી
**બાળભોગ્ય** (વિ.) બાળકો સમજે અને માણી શકે તેવું
**બાળલકવો** (પું.) બાળકોને થતો લકવાનો રોગ, 'પોલિયો'
**બાળલીલા** (સ્ત્રી.) નાનપણની રમતગમત
**બાળવિધવા** (સ્ત્રી.) બાળ વયે થયેલી વિધવા
**બાળવું** (ક્રિ.) બળે એમ કરવું, સળગાવવું, આગ લગાડવી (૨) (લા.) -થી કંટાળીને દૂર કરવું કે ગમેતેમ કરી પતવવું કે બાજુએ કરવું
**બાળવૈદ(-દ્ય)** (પું.) નાનાં છોકરાંનો વૈદ
**બાળશિક્ષક** (પું.) બાળકનો શિક્ષક
**બાળશિક્ષણ** (ન.) નાના બાળકોનું શિક્ષણ
**બાળસહિયર** (સ્ત્રી.) બાળપણની અથવા બાળપણથી થયેલી સહિયર
**બાળસંગાથી,બાળસંઘાતી** (વિ.પું.) બાળપણથી સાથે હોય એવું, બાળસખા
**બાળસ્નેહ** (પું.) નાનપણમાં બંધાયેલ પરસ્પર સ્નેહ
**બાળસ્નેહી** (પું.) બાળપણનો સ્નેહી, બાળસખા
**બાળહઠ** (સ્ત્રી.) બાળકની કે બાળકના જેવી હઠ
**બાળાપણ** (ન.) બાળકપણું, અજ્ઞાનતા (૨) બાળાકુમારી હોવાપણું
**બાળારાજા** (પું.) બાળક માટે વપરાય છે, બાળક, રાજપદને પામેલો બાળક
**બોળોતિયું** (ન.) બાળક નીચે રખાતું કપડું (ઝાડો પેશાબ કરે તે માટે) (૨) સાવ ગંદું કપડું
**બાંકું** (વિ.) છેલ,ફાંકડું (૨) ટેડું, વિચિત્ર મિજાજનું (૩) સાહસિક (૪) નાજુક (કામ)
**બાંગ** (સ્ત્રી.) નમાજનો સમય સૂચવવા મુલ્લાંએ કરેલો પોકાર
**બાંઘ(-ઘે)ડવું,બાંઘાટવું** (ક્રિ.) આરડવું (૨) બૂમ પાડીને-જોરથી રડવું
**બાંટ** (ન.) સ્ત્રીઓને પહેરવાનું એક જાતનું રેશમી વસ્ત્ર (૨) બાટ, કાટલાંનો સટ (૩) કાંટા, ખૂંપરા (૪) (પું.) એક મીઠી વાનગી, બાટ (૫) એક વનસ્પતિ (ખેતરમાં નકામી ઊગે છે.)
**બાંટવું** (ન.) એક ઝાડવું (૨) (ક્રિ.) વહેંચવું
**બાંડિયું** (વિ.) પૂંછડી વગરનું (૨) વરવું (૩) ખુલ્લું, ઉઘાડું (તરવાર) (૪) (ન.) ટૂંકી બાયનું પહેરણ
**બાંડું** (વિ.) પૂંછડી વગરનું (૨) વરવું (કાંઈક અપૂર્ણતાને લીધે) (૩) ખુલ્લું, ઉઘાડું (તરવાર)
**બાંધ** (પું.) પુસ્તો, પાળ (૨) બંધ
**બાંધકામ** (ન.) બાંધવા-ચણવાનું કામ
**બાંધછોડ** (સ્ત્રી.) બાંધવું અને છોડવું તે (૨) (લા.) તોડ, છૂટ મૂકવી તે, માંડવાળ

**બાંધણી** (સ્ત્રી.) બાંધવાની રીત (૨) બંધામણી (૩) રચના (૪) વચ્ચે વચ્ચે (દોરા) બાંધીને જુદા જુદા રંગ રંગવાની રીત (૫) તેવી રીતે રંગેલી સાડી, રંગેલું કપડું, બાંધણું (૬) કોઈ શરતથી બંધાવું તે, કંટ્રાટની શરત કે બંધન
**બાંધણીગર** (પું.) બાંધણી રંગનાર
**બાંધણું** (ન.) બાંધીને રંગેલું કપડું (૨) (લા.) વેર, અંટસ
**બાંધવ** (પું.) ભાઈ, બંધુ (૨) સગો
**બાંધવું** (ક્રિ.) બંધ વડે કોઈ વસ્તુને જકડવી. જેમ કે, હાથપગ બાંધવા (૨) કોઈ વસ્તુ પર (તને લપેટીને કે તેને અંદર લઈ જઈને) બંધ લગાવવો. જેમ કે, પડીકા પર દોરી બાંધો, પોટલી બાંધવી (૩) કાયદો, નિયમ, વચન શરત વગેરેની મર્યાદામાં-બંધનમાં મૂકવું, તેની હદમાં રાખવું-આંતરવું, અંકુશમાં લેવું (૪) બનાવવું, રચવું (જેમ કે, ઘર, દીવાલ, પુલ, પાઘડી, ફેંટો વગેરે) (૫) કોઈ પાયા કે આધાર ઉપર કલ્પના, તર્ક કે આશા રાખવી. જેમ કે, તર્ક બાંધવો, આશા બાંધવી (૬) નક્કી કરવું, ઠરાવવું. જેમ કે, એમને ત્યાં મહિનાનું કામ બાંધ્યું છે, વારા બાંધવા (૭) સાથે લઈ જવા એકઠું કરવું. જેમ કે, સૌ પોતપોતાનાં પાપપુણ્ય બાંધશે.
**બાંધો** (પું.) બંધારણ, કાઠું (૨) બંધન
**બાંબુ** (પું.) પોલો વાંસ, બામ્બુ
**બાંભ(-ભો)રો** (પું.) પોચો પથ્થર
**બાંય** (સ્ત્રી.) હાથને ઢાંકતો અંગરખા, ચોળી વગેરેનો ભાગ (૨) હાથ (૩) મદદ
**બાંયધર** (પું.) જામીન, બાંહેધર, હામીદાર
**બાંયધરી** (સ્ત્રી.) જામીનગીરી, ખોળાધરી, હામી
**બાંયું** (ન.) કમાડને જડવામાં આવતો આડો લાટો (૨) નરઘાનું બાયું
**બિચારું** (વિ.) બીચારું, દુઃખી, રાંક, બાપડું
**બિછા,બિછાયત** (સ્ત્રી.) પાથરણું, જાજમ, શેતરંજી વગેરે બિછાવવું તે
**બિછાનું** (ન.) પાથરણું, બિછાવવાનું કાંઈક વસ્ત્ર (૨) પથારી
**બિછાવવું** (ક્રિ.) પાથરવું
**બિઝિક** (સ્ત્રી.) પત્તાંની એક રમત
**બિડાણ** (ન.) મુખ્ય પત્ર સાથે મોકલવામાં આવતું બીજું છૂટું એક કે એકથી વધુ લખાણ, 'એન્કલોઝર'
**બિન** (પું.) દીકરો, કોનો દીકરો એ કહેવા માટે મોટા ભાગે (ફારસીની રીતે) આ વપરાય છે. જેમ કે, હરિલાલ છગનલાલ બિન કૃષ્ણદાસ, મહમદ બિન કાસિમ)
**બિન** (અ.) પૂર્વગ (સમાસના પૂર્વપદમાં) વગેરે, સિવાય, જેમ કે, બિન-રોજગાર
**બિનઅટકાવ** (વિ.) પ્રતિબંધ કે રોકાણ વિનાનું
**બિનઅદાલતી** (વિ.) અદાલતના ક્ષેત્રનું નહિ એવું
**બિનઅનુભવી** (વિ.) અનુભવરહિત
**બિનઅમલ** (પું.) (કાયદાથી) અમલ કરવો જોઈએ એ ન થાય તે, અમલ ન થવો તે
**બિનઅંગત** (વિ.) અંગત નહિ એવું
**બિનઆવડત** (સ્ત્રી.) આવડતનો અભાવ, અનાવડત
**બિનઉપજાઉ** (વિ.) ઉપજાઉ નહિ એવું
**બિનકાયદેસર** (વિ.અ.) કાયદેસર નહિ એવું, ગેરકાયદે
**બિનખબરદારી** (સ્ત્રી.) અસાવધતા, સાવચેતીનો અભાવ
**બિનચૂક** (અ.) અચૂક, ખચીત
**બિનજકાતી** (વિ.) જકાત વિનાનું
**બિનજરૂરી** (વિ.) જરૂર વગરનું, નકામું, નિરર્થક
**બિનજવાબદારી** (સ્ત્રી.) બેપરવાઈ, બેજવાબદારી, જવાબદારીનો અભાવ
**બિનજોખમી** (વિ.) જોખમ વિનાનું
**બિનતાક(-કા)ત** (વિ.) તાકાત વિનાનું, અશકત
**બિનતારી** (વિ.) તાર વિનાનું, 'વાયરલેસ'
**બિનતાલીમી** (વિ.) તાલીમ કે કળવણી વિનાનું
**બિનધર્મી** (વિ.) બિનમજહબી, મજહબના ક્ષેત્ર બહારનું-તે વિનાનું, 'સૅક્યુલર'
**બિનપગારદાર,બિનપગારી** (વિ.) પગાર વિનાનું
**બિનપાય(-યે)દાર** (વિ.) અધ્ધર, પાયા વિનાનું
**બિનપાસાદાર** (વિ.) પાસા ન હોય કે ન પડે એવું
**બિનમાહિતગાર** (વિ.) માહિતગાર નહિ એવું, અજાણ
**બિનરાજદ્વારી** (વિ.) રાજદ્વારી નહિ એવું
**બિનરોજગારી** (સ્ત્રી.) બેકારી, બેરોજગારી
**બિનલશ્કરી** (વિ.) લશ્કરી નહિ એવું
**બિનલાયક** (વિ.) લાયક નહિ એવું, લાયકાત વિનાનું, ગેરલાયક
**બિનવાકેફ** (વિ.) અણવાકેફ, અજાણ
**બિનવારસી** (વિ.) નાવારસી, વારસવિનાનું, લાવારિસ
**બિનશરતી** (વિ.) શરત વિનાનું, મુક્ત
**બિનસલામત** (વિ.) સલામતી વગરનું, જોખમી
**બિનહથિયાર(-રી)** (વિ.) અશસ્ત્ર, હથિયાર વગરનું, નિઃશસ્ત્ર
**બિના** (સ્ત્રી.) બીના, હકીકત (૨) બનાવ, પ્રસંગ, ઘટના
**બિન્ધાસ્ત** (વિ.) ધાસ્તી વગરનું, ધૃષ્ટ, લાજશરમ રાખ્યા વિના ફરતું
**બિભાસ** (પું.) એક રાગ
**બિભીષિકા** (સ્ત્રી.) ધમકી, ડારો
**બિયાબાન** (ન.) બિયાબાં, બાણી વગરનો પ્રદેશ, જંગલ (૨) નિર્જન-વેરામ પ્રદેશ
**બિયાબારું** (ન.) જ્યોતિષમાં સામી પ્રીત દાખવતો બે અને બારનો જોગ-શત્રુતા, દુશ્મનાવટ (૨) સામી પ્રીત, અણબનાવ
**બિયારણ,બિયારું(-વું)** (ન.) અનેક બીજનો સમૂહ, વાવવા માટેનાં બી
**બિયું** (ન.) બી, બીજ
**બિયો** (પું.) ઠળિયો (૨) એક ઝાડ
**બિરદ** (ન.) પ્રતિજ્ઞા, ટેક, બિરુદ (૨) યશ, ખ્યાતિ (૩) ગદ્યપદ્યમય રાજસ્તુતિ
**બિરદદાર** (વિ.) બિરદ રાખનાર-પાળનાર, બિરુદધારી
**બિરદાઈ** (સ્ત્રી.) ટેકીલાપણું (૨) (પું.) બિરદ ગાનારો, બારોટ
**બિરદાલ(-ળ)** (વિ.) પોતાની ટેક સાચવે તેવું
**બિરદાવલિ(-લી,-ળિ,-ળી)** (સ્ત્રી.) યશની કથા, પ્રશંસાનાં ગીત
**બિરદાવવું** (ક્રિ.) ગુણગાન કે સ્તુતિ કરવી (૨) (લા.) વગોવવું, ભાંડવું
**બિરયાની** (સ્ત્રી.) એક મુસલમાની વાનગી
**બિરંજ** (પું.) કેસરી મીઠો ભાત (૨) સેવને ઘીમાં શેકી પાણી અને ખાંડ નાખી બનાવેલી એક વાની (૩) (વ્યંગમાં) ખીચડી

**બિરાજમાન** (વિ.) બિરાજતું, બિરાજેલું, શોભાયમાન
**બિરાજવું** (ક્રિ.) બેસવું (માનવાચક) (૨) શોભવું
**બિરાદર** (પું.) ભાઈ (૨) સાથી, ભાઈબંધ (૩) (લા.) સામ્યવાદી
**બિરાદરી** (સ્ત્રી.) ભાઈચારો (૨) ન્યાત (૩) ભાઈચારાવાળો સમાજ
**બિરુદ** (ન.) બિરદ, ટેક, સ્તુતિ-ગાન
**બિલ** (ન.) ભરતિયું, આપેલા માલની કે કરેલી સેવાની કિંમતનો આંકડો (૨) નવા કાયદાનો ખરડો, વિધેયક
**બિલ** (ન.) ગુફા, કોતર, છિદ્ર, રાફડો (૨) દર
**બિલટી** (સ્ત્રી.) માલ પરિવહન માટે, પરિવહન સંસ્થા દ્વારા આપવામાં આવતી પાવતી
**બિલકુલ** (અ.) જરા પણ (નકારાત્મક વાક્યમાં) (૨) સંપૂર્ણતઃ, સાવ
**બિલબુક** (સ્ત્રી.) બિલનો કાગળ કરી આપવાની તેની બાંધેલી થોકડી કે ચોપડી
**બિલાડી** (સ્ત્રી.) બિલાડાની માદા કે કોઈ બિલાડું (૨) કૂવામાં પડેલું વાસણ કાઢવાનું આંકડાવાળું એક સાધન (૩) વહાણનું લંગર
**બિલાડું** (ન.) એક ચોપગું પ્રાણી, મીંદડું
**બિલાડો** (પું.) નરજાતિનું બિલાડું, બિલાડીનો નર, મીંદડો
**બિલિયર્ડ** (ન.) લાકડાના નાના દડાથી મેજ પર રમવાની એક રમત
**બિલીપત્ર** (ન.) બીલીપત્ર-બિલીના વૃક્ષનું પાન
**બિલોર** (પું.) એક જાતનો પાસાદાર જાડો ઉત્તમ કાચ
**બિલોરી** (વિ.) બિલોરનું બનેલું
**બિલોરી કાચ** (પું.) બિલોર
**બિલ્ડર** (પું.) ગૃહનિર્માતા, મકાન બાંધનાર-બંધાવનાર
**બિલ્ડિંગ** (ન.) મકાન. ઇમારત
**બિલ્લસ** (ન.) વેંત
**બિલ્લી** (સ્ત્રી.) બિલાડી, મીંદડી
**બિલ્લું** (વિ.) ચાલાક, બચ્ચું (૨) (ન.) એક ઈંટના ઓસારની ભીંત
**બિલ્લો** (પું.) ચાંદ (૨) (લા.) ઉપાધિ, પદવી
**બિલ્વ** (ન.) બીલીનું ઝાડ
**બિશપ** (પું.) અમુક દરજ્જાનો એક ખ્રિસ્તી ધર્માધિકારી
**બિસ** (ન.) કમળનો રેસો કે રેસાવાળો દાંડો
**બિસમાર** (વિ.) તદ્દન ભાંગીતૂટી હાલતવાળું, જીર્ણશીર્ણ થઈ ગયેલું
**બિસાત** (સ્ત્રી.) વિસાત, પૂંજી (૨) શક્તિમત્તા, પહોંચ, તાકાત, ત્રેવડ
**બિસ્કિ(-સ્કૂ)ટ** (સ્ત્રી.) નાસ્તાની એક વાનાગી-ઘઉંના લોટમાંથી બાનવેલી
**બિસ્તરો,બિસ્ત્રો** (પું.) બિછાનું, પથારી (ખાસ કરીને મુસાફરી માટે)
**બિસ્મિલ** (વિ.) ઘાયલ, તરફડતું (૨) કુરબાની કરવામાં આવી હોય તેવું
**બિસ્મિલ્લા** (શ.પ્ર.) અલ્લાના નામથી
**બિહાગ,બિહાગડો** (પું.) સાંઝનો એક રાગ
**બિહામણું** (વિ.) ભયંકર, ડરામણું
**બિહારી** (વિ.) વિહારી, વિહાર કરનાર (૨) બિહાર પ્રાંતનું કે તેને લગતું (૩) (પું.) બિહારનો વતની (૪) (સ્ત્રી.) બિહારની બોલી
**બિંદી** (સ્ત્રી.) બીનકી, ચાંઈ (૨) અનુસ્વારનું ટપકું, બિંદુ (૩) ટપકી, ટીલી, ટીલડી, નાનો ચાંદલો (૪) શૂન્ય, મીંડું
**બિંદુ** (ન.) ટીપું, ટપકું (૨) મીડું (૩) નાટકમાં અવાંતરકથાનું બીજ (૪) કેન્દ્રસ્થાન (૫) (પું.) સંગીતનો એક અલંકાર
**બિંબ** (ન.) જેનું પ્રતિબિંબ પડ્યું હોય તે (૨) સૂર્યચંદ્રનું મંડળ (૩) ઘિલોડું, ટીંડોરું, ઘોલું, ગિલોડું (૪) છાયા, પ્રતિમા
**બિંબાકાર** (વિ.) ગોળ (૨) (પું.) ગોળાકાર
**બિંબાકૃતિ** (સ્ત્રી.) બિંબાકાર
**બિંબિત** (વિ.) જેનું બિંબ પડ્યું હોય તેવું
**બિંબો(-બૌ)ષ્ઠ,(ષ્ઠી)** (વિ.) બિંબ-ઘિલોડા જેવા હોઠવાળી
**બી** (ન.) બિયું, બીજ (૨) (લા.) મૂળ, મૂળ કારણ (૩) (અ.) પણ, વળી
**બી.ઈ.** (સ્ત્રી.) યુનિવર્સિટીની ઇજનેરી વિદ્યાશાખાની સ્નાતક કક્ષાની એક પદવી કે તે માટેની પરીક્ષા (૨) (પું.) તે પદવી ધરાવનાર
**બી.એ.** (સ્ત્રી.) યુનિવર્સિટીની વિનયનની સ્નાતક કક્ષાની એક પદવી કે તે માટેની પરીક્ષા (૨) (પું.) તે પદવીવાળો
**બી.એજી.** (સ્ત્રી.) યુનિવસિર્ટીની કૃષિવિદ્યાની સ્નાતક કક્ષાની એક પદવી કે તેની પરીક્ષા (૨) તે પદવીવાળો
**બી.એસસી.** (સ્ત્રી.) યુનિવર્સિટીની વિજ્ઞાનની સ્નાતક કક્ષાની એક પદવી કે તે માટેની પરીક્ષા (૨) (પું.) તે પદવીવાળો
**બીક** (સ્ત્રી.) ભય, દહેશત, ડર, ધાસ્તી
**બીકણ(-ણું)** (વિ.) બી જાય તેવું, ડરપોક
**બી.કોમ.** (સ્ત્રી.) યુનવર્સિટીની વાણિજ્યની સ્નાતક કક્ષાની પદવી કે તેની પરીક્ષા (૨) (પું.) તે પદવીવાળો
**બીચ** (અ.) વચ્ચે (૨) (પું.) દરિયાકિનારો
**બીછ(-છૂ)વા** (પું.બ.વ.) સ્ત્રીઓનું પગના અંગૂઠાનું એક ઘરેણું
**બીજ** (ન.) બી (૨) મનુષ્યદેહનું બીજ-વીર્યનું બિંદુ (૩) (લા.) ઓલાદ (૪) વર્ણ, અક્ષર (૫) બીજમંત્ર (૬) સમીકરણનું બીજ 'રૂટ' (ગ.) (૭) નાટકના કે કથાના વસ્તુનું મૂળ (૮) (સ્ત્રી.) પડવા પછીની બીજી તિથિ (૯) સુદ બીજનો ચંદ્ર
**બીજકોશ(-ષ)** (પું.) બીજનો અણુ (૨) બીજની કોથળી
**બીજગણિત** (ન.) અક્ષરગણિત, 'એલ્જીબ્રા'
**બીજપત્ર** (ન.) બીજ ઉપરનું પાંદડું
**બીજભૂમિતિ** (સ્ત્રી.) વર્ણાક્ષરોની મદદથી માપન-વિદ્યાનું ગણિત, 'ઍનૅલિટિકલ જ્યૉમેટ્રી'
**બીજમંત્ર** (પું.) ગૂઢ મંત્ર, જેમાં કોઈ દેવને પ્રસન્ન કરવાની શક્તિ માનેલી હોય છે.
**બીજમાર્ગ** (પું.) વામમાર્ગનો એક ભેદ
**બીજરસ** (પું.) બીની અંદરનો પ્રવાહી પદાર્થ, પ્રાણરસ, 'જર્મપ્લેઝમ'
**બીજરૂપ** (વિ.) બીજ જેવું, 'બી'ના સ્વરૂપમાં રહેલું
**બીજલ** (વિ.) બીવાળું (૨) તલવાર
**બીજવર** (પું.) બીજીવાર પરણનાર વર
**બીજાણુ** (પું.) બીજનો સૂક્ષ્મ અંશ-અણુ, 'સ્પોર'
**બીજાશય** (ન.) બીજોનો આશય કે સ્થાન, 'ઓવરી' (૨) ગર્ભાશય
**બીજાંકુર** (પું.) બીમાંથી ફૂટેલો ફણગો, કોંટો
**બીજું** (વિ.) દ્વિતીય (૨) જુદી જાતનું (૩) (અ.) વળી, વધારામાં, ઈતર, અન્ય, પર
**બીટ** (ન.) છાણ (૨) પક્ષીની અઘાર (૩) એક કંદ
**બીટ** (ન.) કર્મચારીનું કાર્યક્ષેત્ર-વિસ્તાર-વિભાગ
**બીડ** (ન.) ઘાસની જમીન, ચરો (૨) કાચું ભરતનું લોઢું

**બીડવું** (ક્રિ.) બંધ કરવું (૨) પરબીડિયામાં મૂકી તે બંધ કરવું
**બીડી** (સ્ત્રી.) પાનબીડી (૨) તમાકુની બીડી
**બીડું** (ન.) મોટી પાનબીડી
**બીડો** (પું.) કાગળો ઘાલેલું મોટું પરબીડિયું
**બીધેલ(-લું)** (વિ.) ડરેલું, બીનેલ, ભય પામેલું
**બીન** (ન.સ્ત્રી.) એક વાદ્ય, વીણા
**બીનકાર** (પું.) બીન વગાડનાર ઉસ્તાદ
**બીનવું** (ક્રિ.) બીવું, ડરવું
**બીનેલ(-લું)** (વિ.) ડરેલ, બીધેલ, ભય પામેલું
**બીબાંછાપ,બીબાંઢાળ** (સ્ત્રી.) બીબાં ઢાળવાં તે (૨) (વિ.) એક સરખું, નકલિયું, 'સ્ટીરિયો-ટાઈપ'
**બીબાંપાડ** (પું.) બીબાં પાડનાર-બીબાંગર
**બીબાંશાળા** (સ્ત્રી.) છાપખાનાનાં બીબાં ઢાળવાનું કારખાનું, 'ટાઈપ-ફાઉન્ડરી'
**બીબી** (સ્ત્રી.) મુસલમાન સ્ત્રી
**બીબું** (ન.) કોઈ આકૃતિ ઢાળવાનું ચોકઠું (૨) કોઈ આકૃતિ છાપવાનું કોતરેલું સાધન-ફરમો (૩) છાપવાનો સીસાનો અક્ષર, 'ટાઈપ' (૪) નમૂનો, પ્રતિકૃતિ
**બીભત્સ** (વિ.) ચીતરી ચડે તેવું (૨) બિહામણું, ઘોર (૩) ભૂંડું, શરમ ભરેલું
**બીમ** (ન.) પાટડો
**બીમાર** (વિ.) માંદું
**બીમારખાનું** (ન.) ઇસ્પિતાલ, દવાખાનું
**બીમારી** (સ્ત્રી.) માંદગી
**બી(-ય)ર** (સ્ત્રી.) એક વિદેશી (પીવાનો) દારૂ
**બીલી** (સ્ત્રી.) એક ઝાડ કે પાંદડાં, બીલાનું વૃક્ષ
**બીલીપત્ર** (ન.) બીલીનું પાન (એ પવિત્ર ગણાતું હોઈ શિવલિંગ ઉપર ચડાવાય છે.)
**બીલું** (ન.) બીલીનું ફળ
**બીવું** (ક્રિ.) ડરવું, બીનવું (૨) ચોંકવું, ગભરાવું
**બી.સી.જી.** (ન.) ક્ષયરોગ પ્રતિકારક એક રસી-દવા
**બુક** (સ્ત્રી.) પુસ્તક, ચોપડી, ગ્રંથ
**બુકકીપિંગ** (ન.) નામું રાખવું તે, હિસાબી કામ
**બુકપોસ્ટ** (નન.) ખાસ ઓછા દરે (ચોપડી વગેરે જેવું) મોકલવાની ટપાલની એક રીત કે તેમ મોકલેલું તે
**બુકબાઇન્ડર** (પું.) ચોપડીઓ બાંધવાનું કામ કરનાર, બંધાઈકાર
**બુકબાઈન્ડિંગ** (ન.) ચોપડીઓ બાંધવાનું કામ, પુસ્તક બંધાઈ
**બુકશેલ્ફ** (સ્ત્રી.) ચોપડીઓ વગેરે મૂકવાની અભરાઈ
**બુકસેલર** (પું.) ચોપડીઓ વેચનાર, પુસ્તક (ગ્રંથ) વિક્રેતા
**બુકસ્ટૉલ** (પું.) પુસ્તકોના વેચાણ માટે રાખવાનું સ્થાન કે દુકાન
**બુકાટવું** (ક્રિ.) બૂકેબૂકે ખાવું કે ફાકવું
**બુકાની** (સ્ત્રી.) દાઢી અને ગાલ ઉપર આવી રહે તેમ માછે કપડું બાંધવું તે
**બુકિંગ** (ન.) રેલવેમાં ટિકિટ આપવી કે રવાના કરવાનો માલ લેવો તે (૨) રેલવે, સિનેમા, નાટ્યગૃહો વગેરેની ટિકિટ લેવાની ક્રિયા
**બુકી** (પું.) જુગારના આંકડા લેનાર
**બુકે** (પું.) પુષ્પગુચ્છ
**બુક્કો** (પું.) ફાકો, કોળિયો
**બુખાર** (પું.) તાવ, જ્વર (૨) ઉષ્ણતા, ગરમી
**બુગદો,બોગદું** (પું.ન.) પહાડની અંદરનો ખોદી કાઢેલો માર્ગ, સુરંગ, 'ટનેલ'
**બુજદિલ** (વિ.) બીકણ, હિંમત વિનાનું, કાયર
**બુજરગ** (વિ.) ઘરડું, વયોવૃદ્ધ, બુઝુર્ગ (૨) અનુભવી
**બુઝારું** (ન.) પાણીના માટલા ઉપર ઢાંકવાનું પાત્ર (૨) કૂંડું (૩) મોટું કોડિયું
**બુઝાવવું** (ક્રિ.) બૂઝવવું, ઓલવવું
**બુઝાવું** (ક્રિ.) ઓલાવું, ઠરી જવું
**બુઝુર્ગ** (વિ.) ઘરડું, વયોવૃદ્ધ
**બુટલેલ** (પું.) બટલર (૨) બૂટ વગેરે ચડાવી જાંગલા જેવો થઈને ફરતો માણસ
**બુટ્ટાદાર** (વિ.) બુટ્ટીદાર, નકશી-ભાતવાળું
**બુટ્ટી** (સ્ત્રી.) (કાનની) બૂટ (૨) કાનની બૂટે પહેરવાનું ઘરેણું (૩) નાનો બુટ્ટો-ભાત (૪) વિચિત્ર-ચમત્કારિક ગુણવાળી વનસ્પતિ (૫) (લા.) અકસીર ઉપાય (૬) મહાચતુર અને પહોંચેલ માણસ (૭) (વિ.) (લા.) લુચ્ચું, ખેપાની
**બુટ્ટીદાર** (વિ.) બુટ્ટા-ભરતવાળું
**બુટ્ટો** (પું.) ભરત કે વણાટમાં ફૂલના જેવો આકાર (૨) મનનો તરંગ, તર્ક (૩) ઇલાજ (૪) યુક્તિ
**બુઠ્ઠું** (વિ.) બૂઠું, ધાર વગરનું (૨) (લા.) જાડી બુદ્ધિનું (૩) લાગણી વગરનું
**બુઠ્ઠો** (પું.) ભૂઠ્ઠો, મકાઈદોડો (૨) બુઠ્ઠો માણસ
**બુડથલ** (વિ.) બેવકૂફ, મૂર્ખ, અક્કલ વિનાનું
**બુઢાપો** (પું.) બૂઢાપણું, ઘડપણ, વૃદ્ધાવસ્થા
**બુઢ્ઢું** (વિ.) બૂઢું, ઘરડું
**બુત** (ન.) પથ્થર, ધાતુ વગેરેની મૂર્તિ, પ્રતિમા
**બુતખાનું** (ન.) મંદિર, દેવાલય, દેવળ
**બુતપરસ્ત** (વિ.) મૂર્તિપૂજક
**બૂતપરસ્તી** (સ્ત્રી.) મૂર્તિપૂજા
**બુદબુદ(-દો)** (પું.) પરપોટો
**બુદબુદવું** (ક્રિ.) પરપોટા થઈ ઊભરો આવવો, 'એફર્વેસ' (ર.વિ.)
**બુદબુદાટ** (પું.) બુદબુદવું તે, 'એફર્વેસન્સ' (ર.વિ.)
**બુદ્ધ** (વિ.) જ્ઞાતા, સમજુ (૨) જાગેલું (૩) જ્ઞાન પામેલું (૪) (પું.) ગૌતમ બુદ્ધ, બુદ્ધાવતાર (૫) (સ્ત્રી.) બુદ્ધિ
**બુદ્ધજયંતી** (સ્ત્રી.) બુદ્ધનો જન્મદિવાસ (એક તહેવાર)
**બુદ્ધત્વ** (ન.) જ્ઞાનદશા (૨) ગૌતમ બુદ્ધને જ્ઞાન થયું એ સ્થિતિ
**બુદ્ધમંદિર** (ન.) બુદ્ધાવતારનું-તેમની પૂજા માટેનું મંદિર
**બુદ્ધશાસન** (ન.) બુદ્ધનો ઉપદેશ-શિક્ષણ, બુદ્ધધર્મ
**બુદ્ધાત્મા** (વિ.) જેને આત્મજ્ઞાન થયું હોય તેવું
**બુદ્ધાવતાર** (પું.) ઈશ્વરનો બુદ્ધ રૂપે નવમો અવતાર
**બુદ્ધિ** (સ્ત્રી.) વસ્તુને જાણવાની ચિત્તની આકલન કે સમજ શક્તિ, અક્કલ, ચિત્તની એક વિભૂતિ (૨) સમજ, જ્ઞાન, વિવેક, ડહાપણ, સાન (૩) વિચાર
**બુદ્ધિઉજાગર** (વિ.) બુદ્ધિશાળી, કુશાગ્રબુદ્ધિનું
**બુદ્ધિગમ્ય,બુદ્ધિગોચર,બુદ્ધિગ્રાહ્ય** (વિ.) બુદ્ધિથી સમજી શકાય તેવું
**બુદ્ધિજન્ય** (વિ.) બુદ્ધિમાંથી ખીલી આવે તેવું, સમજપૂર્વક ઊભું થાય તેવું (શિક્ષક, વકીલ વગેરે)

**બુદ્ધિજીવી** (વિ.) બુદ્ધિનો ઉપયોગ કરનાર
**બુદ્ધિતત્ત્વ** (ન.) પ્રકૃતિનું પ્રથમ પરિણામ (સાંખ્ય)
**બુદ્ધિપુરઃસર,બુદ્ધિપૂર્વક** (અ.) સમજ કે બુદ્ધિથી (૨) જાણી જોઈને, પૂરેપૂરો વિચાર કરીને
**બુદ્ધિપ્રધાન** (વિ.) બુદ્ધિ જેમાં મુખ્ય હોય તેવું, બુદ્ધિવાળું
**બુદ્ધિપ્રયોગ** (પું.) બુદ્ધિનો ઉપયોગ-તેને અજમાવવી તે
**બુદ્ધિપ્રામાણ્ય** (ન.) બુદ્ધિને જ પ્રમાણ માનવી તે, બુદ્ધિગ્રાહ્ય તેટલું જ સત્ય એમ માનવું તે
**બુદ્ધિપ્રામાણ્યવાદ** (પું.) બુદ્ધિપ્રામાણ્યનો વાદ, 'રેશનાલિઝમ'
**બુદ્ધિપ્રામાણ્યવાદી** (વિ.પું.) બુદ્ધિપ્રામાણ્યવાદમાં માનનાર, 'રેશના-લિસ્ટ'
**બુદ્ધિબલ(-ળ)** (ન.) સમજ શક્તિ (૨) શેતરંજની રમત
**બુદ્ધિભેદ** (પું.) 'આ સાચું કે તે સાચું' એવો ભ્રમ, ગેરસમજ
**બુદ્ધિભ્રમ** (પું.) બુદ્ધિ ભ્રમિત-વિપરીત થઈ જવી તે
**બુદ્ધિભ્રંશ** (પું.) બુદ્ધિનો નાશ
**બુદ્ધિમત્તા,બુદ્ધિમત્ત્વ** (સ્ત્રી.ન.) બુદ્ધિમાન હોવાપણું, ડહાપણ, શાણપણ, હોશિયારી, કુશળતા
**બુદ્ધિમાન** (વિ.) બુદ્ધિશાળી, અક્કલમંદ, શાણું, ડાહ્યું, હોશિયાર
**બુદ્ધિલક્ષણ** (ન.) બુદ્ધિની નિશાની
**બુદ્ધિવાદી** (વિ.પું.) બુદ્ધિવાદને લગતું કે તેમાં માનતું
**બુદ્ધિવિકાસ** (પું.) બુદ્ધિ ખીલવી કે વધવી તે
**બુદ્ધિવિલાસ** (પું.) ખાલી કે નકામો બુદ્ધિનો વ્યાપાર
**બુદ્ધિવિવેક** (પું.) સારું નરસું-સાચું ખોટું જાણવાની શક્તિ, 'જજમેન્ટ'
**બુદ્ધિવૈભવ** (પું.) બુદ્ધિની શક્તિ કે તેની વિપુલતા, ભારે બુદ્ધિમત્તા
**બુદ્ધિવ્યાપાર** (પું.) બુદ્ધિનો ઉપયોગ કરવો તે
**બુદ્ધિશક્તિ** (સ્ત્રી.) બુદ્ધિની શક્તિ, બુદ્ધિબળ, વિચાર-શક્તિ
**બુદ્ધિશાળી** (વિ.) બુદ્ધિવાળું, બુદ્ધિમંત
**બુદ્ધિસંપન્ન** (વિ.) બુદ્ધિવાળું, બુદ્ધિમંત
**બુદ્ધિહીન** (વિ.) બુદ્ધિ વગરનું, મૂર્ખ
**બુદ્ધુ** (વિ.) મૂર્ખ, બુદ્ધિહીન, ડોબું (કટાક્ષમાં)
**બુદ્‌બુદ** (પું.) બુદબુદ, પરપોટો
**બુધ** (વિ.) ડાહ્યું, વિદ્વાન (૨) (પું.) એ નામનો ગ્રહ (૩) બુધવાર (૪) ડાહ્યો માણસ
**બુધવાર** (પું.) અઠવાડિયાનો ચોથો દિવસ
**બુધવારિયું** (વિ.) બુધવારું, બુધવારનું (૨) (ન.) બુધવારે નીકળતું છાપું (૩) (વિ.) નાદાર, દેવાળિયું
**બુનિયાદ** (વિ.) કુલીન, ખાનદાન (૨) (સ્ત્રી.) પાયો, મૂળ (૩) કુળ, વંશ
**બુનિયાદી** (સ્ત્રી.) કુલીનતા, ખાનદાની (૨) (વિ.) પાયાનું, મૂળનું
**બુનિયાદી શિક્ષણ** (ન.) પાયાનું જીવનોપયોગી શિક્ષણ
**બુફે-ભોજન** (ન.) રુચિ ભોજન, કાઉન્ટર પરથી જાતે વાનગી લઈ જમવાની વ્યવસ્થાવાળું ભોજન
**બુભુક્ષા** (સ્ત્રી.) ભૂખ, ભોજન કરવાની ઇચ્છા, ક્ષુધા (૨) ભોગવવાની ઇચ્છા
**બુભુક્ષિત** (વિ.) ભૂખ્યું, ક્ષુધાતુર (૨) (લા.) રાંક, ગરીબ
**બુભુક્ષુ** (વિ.) ભૂખ્યું (૨) ભોગની ઇચ્છાવાળું
**બુમરાણ** (ન.) બૂમાબૂમ, ઘાંટાઘાંટ, પોકાર
**બુમાટ** (સ્ત્રી.ન.) વાયકા, અફવા (૨) પોકાર, બૂમ
**બુરખેપોશ** (વિ.) બુરખો પહેરનાર, બુરખાધારી
**બુરખો** (પું.) (લાજ કાઢવા) ચહેરો ઢાંકવાનું જાળીવાળું કપડું (૨) આખું શરીર ઢંકાય તેમ પડદો કરવાનું સીવેલું એક વસ્ત્ર
**બુરજ** (પું.) કિલ્લાના મથાળા પર તોપ ગોઠવવા કાઢેલી અગાશી જેવી રાવઠી (૨) પુસ્તો, હાથણી
**બુરજી** (સ્ત્રી.) શેતરંજની રમતમાં એક પ્રકારની જીત
**બુઝુર્વા** (વિ.પું.) સમાજના મધ્યમ વર્ગનું
**બુલડૉગ** (પું.) એક જાતનો મોટો જબરો ઘાતકી કૂતરો
**બુલડોઝર** (ન.પું.) પાવડા પેઠે જમીન ખોદવાતું અને સરખી કરતું જતું એક યંત્ર, યંત્ર-પાવડો
**બુલબુલ** (ન.) મીઠા અવાજવાળું એક સુંદર પક્ષી
**બુલબુલાટ** (પું.) બુલબુલના જેવો મધુરો અવાજ-રવ
**બુલંદ** (વિ.) ભવ્ય (૨) ઊંચી યોગ્યતાવાળું (૩) મોટો, ઊંચો (અવાજ)
**બુલાક(-ખ)** (સ્ત્રી.) બે નસકોરા વચ્ચેનો પડદો (૨) તેનો વેહ (૩) તેમાં ઘાલેલી વાળી
**બુલિયન** (ન.) સોનાચાંદીની લગડી-ગઠ્ઠો
**બુલેટપ્રૂફ** (વિ.) અવિંધ્ય, અભેદ્ય, બખ્તર
**બુલેટિન** (ન.) જાહેર માધ્યમો દ્વારા અનિયતકાલીન સમાચાર પ્રસારણ
**બુશકોટ,બુશશર્ટ** (પું.ન.) અડધી બાંયનું ખમીશ
**બુસ્ટર** (ન.) વીજળીની વોલ્ટતા વિનિયમિત કરતું સાધન (૨) અગાઉ આપેલી દવાની અસર વધારવા માટે તેની આપેલી વધુ માત્રા (ડોઝ)
**બુંદ** (પું.) એક બી, જેની કૉફી બને છે (૨) ન.) ટીપું
**બુંદદાણા** (પું.બ.વ.) જેમાંથી કૉફી બને છે તે દાણા
**બુંદી** (સ્ત્રી.) કળી, મોતીચૂર, ચણાના લોટના તળેલા દાણા
**બુંદીલાડુ** (પું.) કળીનો લાડુ-એક વાનગી
**બુંદેલી** (સ્ત્રી.) પશ્ચિમ ભારતની એક બોલી, બુંદેલખંડની બોલી
**બુંબ** (સ્ત્રી.) બૂમ
**બુંબાણ,બુંબાપાત,બુંબારવ** (ન.પું.) ઘોંઘાટ, શોરબકોર
**બુંબિયો** (પું.) મોટા અવાજવાળું ઢોલ, બુમૈયો
**બૂ** (સ્ત્રી.) બો, ગંધ
**બૂકડો** (પું.) કોળિયો
**બૂકણી** (સ્ત્રી.) ભૂકી, ફાકી, ચૂરણ
**બૂકો** (પું.) બૂક, મોટો કોળિયો, ફાકો
**બૂધલી** (સ્ત્રી.) બરણી
**બૂચ** (પું.) ડાટો કે તેનું એક જાતનું હલકું લાકડું (૨) પાનાંની એક રમત (૩) (ન.) જાડી પોચી છાલવાળું એક વિશાળ વૃક્ષ
**બૂચકું** (ન.) નાના ટૂંકા વાળનો જથ્થો (૨) જૂની સાવરણી
**બૂચટ** (વિ.) મૂર્ખ (૨) છોકરવાદી
**બૂચું** (વિ.) બેઠેલા કે ટેરવા વિનાના નાકનું (૨) કાન વગરનું (૩) ઘરેણાં વગરનું (કાન કે નાક)
**બૂજ** (સ્ત્રી.) બૂજવું તે, સમજ કે કદર
**બૂજવું** (ક્રિ.) સમજવું, કદર કરવી
**બૂઝવવું** (ક્રિ.) ઓલવવું
**બૂટ** (પું.) જોડો, પગરખું
**બૂટ** (સ્ત્રી.) બુટ્ટી, કાનની નીચેની ચામડી, લાળી

**બૂટપાલીસ** (સ્ત્રી.) જોડાને ચમકાવવાની પાલીસ કે તે લગાવવી તે
**બુટલેગર** (પું.) ચોરીછૂપીથી દારૂની હેરાફેરી કરનાર
**બૂટિયું** (ન.) લાકડાનું લોળિયું (બૂટનો વેહ પહોળો કરવાનું) (૨) બૂટે પહેરવાનું ઘરેણું
**બૂડવું** (ક્રિ.) ડૂબવું (૨) ખુવાર થવું, દેવાળું કાઢવું, નુકસાનમાં ઊતરવું
**બૂધ** (સ્ત્રી.) બુદ્ધિ, સમજ
**બૂધું** (ન.) જાડો ડંગોરો (૨) તળિયું (વાસણને આંચથી પડે છે તે કે તેની બેઠક), બૂંધું (૩) મહુડાનો મોર
**બૂમ** (સ્ત્રી.) ઘાંટો, બરાડો, પોકાર (૨) અફવા
**બૂમાબૂમ** (સ્ત્રી.) ઘાંટાઘાંટ, બુમરાણ, બુમ-બરાડા, શોરબકોર
**બૂરાઈ(-શ)** (સ્ત્રી.) દુષ્ટતા (૨) અણબનાવ
**બૂરું** (ન.) ઝીણી દળેલી ખાંડ (૨) જુવારના દાણા પરનું ફોતરું
**બૂરું** (વિં.) ખરાબ, નઠારું, નરસું (૨) દુષ્ટ, નીચ (૩) બૂરી હાલત, ખરાબ દશા
**બૂહો** (પું.) આડો જડેલો લાકડાનો કકડો (૨) મૂર્ખ
**બૂંગિયો** (પું.) શૂરાતન ચઢાવવા વગાડવામાં આવતો ઢોલ, બુમૈયો
**બૂંદ** (ન.) (બાજીમાં) કૂટી (સોકઠી) પાકવાનું છેલ્લું ઘર (૨) ટીપું
**બૂંદિયાળ** (વિ.) બેસે ત્યાંથી ઊઠે નહિ એવું, બૂંધા જેવું જડબુદ્ધિનું (૨) બૂંદમાં પડેલ સોગઠી જેવું (૩) કમનસીબ (૪) અપશુકનિયાળ
**બૃહત** (વિ.) મોટું, વિશાળ
**બૃહદ** (વિ.) મોટું, વિશાળ
**બૃહત્તમ** (વિ.) સૌથી મોટું
**બૃહત્તર** (વિ.) બેમાં મોટું
**બૃહદારણ્ય** (ન.) મોટું વન
**બૃહદારણ્યક** (ન.) એક મોટું ઉપનિષદ
**બૃહસ્પત(-તિ)વાર** (પું.) ગુરુવાર
**બૃહસ્પતિ** (પું.) દેવોના ગુરુ (૨) એક ગ્રહ
**બૃંહિત** (ન.) ગર્જના (હાથીની) (૨) (વિ.) વૃદ્ધિ પામેલું, વધેલું
**બે** (અ.) નિષેધ કે અભાવ અર્થનો પૂર્વગ
**બે** (વિ.) '૨'નો આંકડો
**બેઅક્કલ** (વિ.) અક્કલ વગરનું, મૂર્ખ, કમઅક્કલ
**બેઅદબ** (વિ.) અવિવેકી, અસભ્ય (૨) બેશરમ
**બેઅદબી** (સ્ત્રી.) અવિવેક, અસભ્યતા (૨) બેશરમી
**બેઆબરૂ,બેઇજ્જત** (વિ.) આબરૂ વગરનું (૨) (સ્ત્રી.) અપકીર્તિ
**બેઇજ્જતી** (સ્ત્રી.) બેઆબરૂ (૨) ફજેતી, અપકીર્તિ
**બેઇન્સાફ** (વિ.) અન્યાયી, ગેરકાયદેસર
**બેઇન્સાફી** (સ્ત્રી.) અન્યાય ચ(૩) આસ્થા વગરનું
**બેઇમાન** (વિ.) વિશ્વાસઘાતી, અપ્રમાણિક (૨) કૃતઘ્ન, નિમકહરામ
**બેઇમાની** (સ્ત્રી.) બેઇમાનપણું (૨) વિશ્વાસઘાત (૩) અપ્રામાણિકતા
**બેઇલાજ** (વિ.) ઉપાય વગરનું, લાઇલાજ, લાચાર
**બેઉ** (વિ.) બેય, બન્ને
**બેકદર** (વિ.) કદર વિનાનું
**બેકરાર** (વિ.) બેચેન, અસ્વસ્થ (૨) માંદું
**બેકરારી** (સ્ત્રી.) અસુખ, બેચેની, અસ્વસ્થતા
**બેકરી** (સ્ત્રી.) પાંઉ, બિસ્કીટ વગેરે બનાવવાનું ભઠિયારખાનું
**બેકલું** (વિ.) એકલું નહિ એવું, સાથવાળું (૨) પરિણીત (૩) સજોડે હોય એવું, દંપતી
**બેકસૂર** (વિ.) વાંક વિનાનું, નિર્દોષ, નિરપરાધ
**બેકાનૂન** (વિ.) ગેરકાયદે
**બેકાબૂ** (વિ.) કાબૂ વિનાનું કે બહારનું, નિરંકુશ
**બેકામ** (વિ.) વ્યર્થ, નકામું (૨) બેકાર
**બેકાયદા** (વિ.) કાયદા કે નિયમ બહારનું કે તેથી વિરુદ્ધ, ગેરકાયદે
**બેકાયદે** (અ.) ગેરકાયદે
**બેકાર** (વિ.) નવરું, રોજગાર વિનાનું, (૨) નકામું, નિષ્ફળ (૩) (અ.) ખાલી, અમસ્તું (૩) વ્યર્થ, નિરર્થક
**બેકારી** (સ્ત્રી.) કામધંધાનો અભાવ, બેરોજગારી
**બેકાળજી** (સ્ત્રી.) બેદરકારી, બેપરવાઈ (૨) (વિ.) બેદરકાર, બેપરવા
**બેકિંગ-પાઉડર** (પું.) રસોઈ તરત પાકી જાય એ માટેનો એક ક્ષાર, ખારો, સાજીનાં ફૂલ
**બેકી** (વિ.) બેની જોડ (૨) બેથી ભાગી શકાય એવી સંખ્યા (૩) (સ્ત્રી.) બે આંગળીની સંજ્ઞાથી (બતાવાતી) ટટ્ટીની હાજત
**બેક્ટેરિયા** (વિ.) એકકોશી અતિ સૂક્ષ્મ જંતુ, જીવાણુ
**બેખબર** (વિ.) અજાણ્યું, અજાણ (૨) ભાન વિનાનું, બેધ્યાન
**બેખુદા** (વિ.) ઈશ્વરવિમુખ, નાસ્તિક
**બેગ** (પું.) નાયક, સરદાર, એક માનવાચક પદ કે ઇલ્કાબ
**બૅગ** (સ્ત્રી.) કોથળી (૨) થેલી (૩) ટૂંક ઘાટની પેટી (મોટા ભાગે ચામડાની)
**બેગડ** (ન.) કલાઈનું રંગેલું પતરું
**બેગમ** (સ્ત્રી.) મોટા દરજ્જાની મુસલમાન સ્ત્રી (૨) મુસ્લિમ શહેનશાહ, બાદશાહ, નવાબ, વગેરેની પત્ની
**બેગાના** (વિ.) ત્રાહિત, પરાયું (૨) અજાણ્યું, અપરિચિત
**બેગુના,બેગુનાહ** (વિ.) નિર્દોષ, નિરપરાધ
**બેઘર** (વિ.) ઘરબાર વિનાનું
**બેઘાઘંટું** (વિ.) મિશ્ર, ભેળસેળ, ન સમજાય તેવું (૨) અવિચારી
**બેચરાવું** (ક્રિ.) એક થી વધુ માણસોમાં ચર્ચાઈને ચૂંથાઈ જવું, વણસવું
**બેચિરાગ** (વિ.) ચિરાગ કે પ્રકાશ વિનાનું, અંધારિયું (૨) નિસ્તેજ, નિરાશ
**બેચેન** (વિ.) અસ્વસ્થ, અજંપાપણું
**બેચેની** (સ્ત્રી.) બેચેનપણું, અસ્વસ્થતા
**બેજવાબ** (વિ.) જેનો જવાબ ન આપી શકાય એવું, નિરુત્તર
**બેજવાબદાર** (વિ.) બિનજવાબદાર (૨) જવાબદારી વિનાનું, બેપરવા
**બેજવાબદારી** (સ્ત્રી.) બિનજવાબદારી (૨) જવાબદારીનો અભાવ હોવો તે
**બેજાન** (વિ.) જીવ વિનાનું, મૂર્છિત (૨) કરમાયેલું
**બેજીવવાળી,બેજીવસોતી,બેજીવી** (વિ.સ્ત્રી.) ગર્ભવતી, સગર્ભા
**બેજોડ** (વિ.) જેનો જોટો નથી તેવું, અદ્વિતીય, અનુપમ (૨) કજોડું
**બૅટ** (ન.) ક્રિકેટમાં બૉલને મારવા માટેનું સાધન
**બેટ** (પું.) ચારે બાજુએ પાણીથી વીટળાયેલી જમીન. દ્વીપ, ટાપુ
**બૅટરી** (સ્ત્રી.) ટોર્ચ, સાથે રાખી ફરાય એવી વીજળીની એક પ્રકારની બત્તી કે દીવો (૨) વીજળી રાખવાનું એક સાધન (જેમ કે, મોટરની, રેડિયોની) (૩) તોપખાનાનો મોરચો કે લશ્કરી મથક
**બૅટરી-ચાર્જર** (ન.) વીજ પ્રભારક

**બૅટ્સમેન** (વિ.) બૅટ લઈને રમનાર ખેલાડી
**બેટાજી,બેટ્ટમજી** (પું.) (વ્યંગમાં) બેટો
**બૅટા(-ટૅ)લિયન** (સ્ત્રી.) એક હજાર માણસની લશ્કરની ટુકડી
**બૅટિંગ** (ન.) ક્રિકેટની રમતમાં બૅટથી દાવ લેવો એ (૨) જુગારમાં પૈસા મૂકવાની ક્રિયા
**બેટી** (સ્ત્રી.) દીકરી
**બેટીજી** (સ્ત્રી.) ગોસાંઈજીની દીકરી
**બેટી-વહેવાર** (પું.) કન્યા આપવા-લેવાનો સંબંધ
**બેટો** (પું.) દીકરો
**બેટોક** (અ.) રોકટોક વગર (૨) સતત ચાલુ
**બેઠક** (સ્ત્રી.) બેસવું તે (૨) બેસવાની જગ્યા, આસન (૩) બેસવા ઊઠવાનો ઓરડો (૪) ઘણા જણનું એકઠા થઈ બેસવું તે કે તેનું સ્થાન કે સ્થાનક (જેમ કે, મહાપ્રભુજીની બેઠક) (૫) બેસણી (૬) એક કસરત (૭) વ્યવસ્થિત સભા કે મંડળનું અધિવેશન ભરાવું તે, 'સેશન'
**બેઠક-ઊઠક** (સ્ત્રી.) બેસવું ઊઠવું કે અવર જવર હોવી તે કે તેની જગા કે સ્થાનક
**બેઠમલિયું** (વિ.) બેઠાડું રહી આળસુ અને નાજૂક થઈ ગયેલું
**બેઠાખાઉ** (વિ.) શ્રમ કર્યા વિના ખાનાર, નિરુદ્યમી, આળસુ
**બેઠાગરું,બેઠાડુ** (વિ.) ઘણું બેસી રહેનારું, બેઠાબેઠ થઈ ગયેલું, આળસુ
**બેઠાબેઠ** (સ્ત્રી.) રોજગાર વિના બેસી રહેવું તે (૨) નફાખોટ વગરનું હોવું તે (૩) (અ.) બેઠેલું ને બેઠેલું હોય તેમ, નર્યું બેસી જ રહેતું હોય એમ
**બેઠી-હડતાલ** (સ્ત્રી.) કામ પર બેસવા છતાં કામ ન કરવું તે-તેવી હડતાલ, 'સિટડાઉન, સ્ટે-ઇન સ્ટ્રાઈક'
**બેઠેલ(-લું)** (વિ.) બેઠાગરું (૨) બેઠું-નીચું (૩) દબાયેલું (૪) પડી રહ્યાથી બગડેલું
**બેઠો-પગાર** (પું.) કામ કર્યા વગર મળતો પગાર
**બેઠોપુલ** (પું.) નીચી બાંધણીનો-વધારે પાણી ઉપરથી વહી જાય એવો પુલ, 'કૉઝવે'
**બેડ** (સ્ત્રી.) ચૂલાનો ઉપરનો છૂટો ભાગ, બેળ (૨) પથારી (૩) (ન.) નદી, તળાવ વગેરેનું તળિયું
**બૅડમિન્ટન** (ન.) ફૂલ-રૅકેટની એક રમત
**બેડલી** (સ્ત્રી.) હોડી, નાનો બેડો (૨) જોડું, જોડકું
**બેડલું** (ન.) બેડું (લાલિત્યવાચક) (૨) જોડું, જોડકું
**બેડશી(-સી,-સાઈ)** (સ્ત્રી.) હું પદ, ગર્વ, આત્મા-શ્લાઘા, શેખી
**બેડશી(-સી)ખોર** (વિ.) બેડશી મારવાની ટેવવાળું, ડંફાસિયું
**બેડિંગ** (ન.) પથારી, બિસ્તરો
**બેડી** (સ્ત્રી.) જંજીર, કેદીને તેમ હાથીને પગમાં બાંધવાની સાંકળ (૨) (લા.) બંધન, જંજાળ, પ્રતિબંધ (૩) પગનું રૂપાનું ઘરેણું (૪) બે આંગળીએ પહેરવાની જોડેલી વીંટી (૫) નાનું વહાણ, હોડી
**બેડું** (ન.) ઘડો ને દેગડો, હાંડો, ઉતરડ
**બેડો** (પું.) વહાણ (૨) વહાણોનો સમૂહ (૩) ટોળી, ટુકડી (૪) સર્વસામાન્ય લશ્કરી ટુકડી (૫) છેડો ખોસવો તે
**બેડોળ** (વિ.) કદરૂપું
**બેઢબ** (વિ.) બેડોળ (૨) બેઅદબ (૩) ધોરણ-પદ્ધતિ વિનાનું (૪) ફાયદા વગરનું
**બેઢંગ(-ગું)** (વિ.) ઢંગ વગરનું, કઢંગું
**બેઢાળિયું** (ન.) બે ઢાળવાળું છાપરું
**બેત** (પું.) મનસૂબો (૨) વેત, યુક્તિ, તજવીજ, નેતર (૨) (સ્ત્રી.) બે ટૂંકની ફારસી કવિતા (૩) જોગવાઈ (૪) (લા.) વેશ
**બેતમા** (વિ.) બેદરકાર, બેકાળજી (૨) (લા.) નિઃસ્પૃહી
**બેતમીજ** (વિ.) અવિવેકી, અસભ્ય (૨) મૂર્ખ
**બેતરફી** (વિ.) બન્ને બાજુનું (૨) નિષ્પક્ષપાતપણું
**બેતાજ** (વિ.) તાજ કે મુગટ વિનાનું
**બેતાબ** (વિ.) વ્યાકુળ, બેચેન (૨) અસમર્થ, કમજોર (૩) ધીરજ વિનાનું
**બે-તાર** (વિ.) તારનાં દોરડાં વિનાનું, વાયર-લેસ
**બેતાલ(-લું)** (વિ.) તાલ વગરનું (૨) જોગ કે ગોઠવણ વગરનું (૩) વહી ગયેલું, હાથથી ગયેલું, અસ્તવ્યસ્ત
**બેતાળાં** (ન.બ.વ.) બેતાળીસ વર્ષની ઉમ્મરે આંખે આવતી ઝાંખ કે ત્યારે પહેરાતાં ચશ્માં
**બેતાળીસ** (વિ.) '૪૨'નો આંકડો
બેદરકાર (વિ.) કાળજી વગર, પ્રમાદી, બે-ધ્યાન
**બેદરકારી** (સ્ત્રી.) બેદરકારપણું
**બેદર્દ** (વિ.) લાગણી વિનાનું, નિષ્ઠુર
**બેદસ્તૂર** (વિ.) શિરસ્તાથી ઊલટું
**બેદાણા** (પું.બ.વ.) એક ઔષધિ, ઓછા દાણાવાળું
**બેદિલ** (વિ.) મન ઊઠી ગયું હોય તેવું, નાખુશ, નિરુત્સાહ (૨) ચિંતાગ્રસ્ત
**બેદિલી** (સ્ત્રી.) નાખુશી (૨) અણબનાવ
**બેધડક** (અ.) ડર વગર, હિંમતભેર (૨) (લા.) બેશક, જરૂર
**બેધારું** (વિ.) બે ધારવાળું (૨) ગોળ ગોળ, દ્વિઅર્થી
**બેધ્યાન** (વિ.) ધ્યાન વગરનું, વ્યગ્ર (૨) ઉપેક્ષા-વૃત્તિવાળું (૩) બેદરકાર
**બેનમૂન** (વિ.) અજોડ, અદ્વિતીય, સર્વોત્તમ, અનુપમ
**બૅનર** (ન.) ધ્વજપતાકા, વાવટો
**બેનસીબ** (વિ.) અભાગિયું, કમનસીબ
**બેનસીબી** (સ્ત્રી.) દુર્ભાગ્ય, કમનસીબી
**બેનામી** (વિ.) નામ વગરનું (૨) ભળતા નામવાળું (૩) બદનામ
**બેનાળી** (વિ.) બે નાળવાળું (જેમ કે, બંદૂક, દૂરબીન, 'બાઇનૉક્યુલર')
**બૅન્ચ** (સ્ત્રી.) (શાળામાં) બેસવાની લાંબી પાટલી (૨) જજ કે ન્યાયાધીશનું આસન, ન્યાયાસન (૨) વિવાદાસ્પદ કેસમાં નિર્ણય આપવા સાથે બેસતા ન્યાયાધીશોનો સમૂહ
**બૅન્ચર** (પું.) બૅરિસ્ટરીનું શિક્ષણ આપતી સંસ્થાનો એક સંચાલક
**બૅન્ઝાઇન** (ન.) ખનિજ તેલમાંથી મળતો એક રસાયણી પદાર્થ
**બૅન્ઝિન** (ન.) કોલસામાંથી મળતો એક રસાયણી પદાર્થ
**બૅન્ડ** (ન.) વાજાંવાળાનો સમૂહ (૨) (વિ.) સમૂહમાં અનેક વડે વગાડાતું
**બેપગું,બેપગાળું** (વિ.) બે પગવાળું
**બેપડિયું** (વિ.) બે પડવાળું, બેવડું
**બેપણું** (ન.) બે હોવાં તે, દ્વૈતભાવ
**બેપતા** (ન.) લાપતા
**બેપરવા** (વિ.) પરવા વિનાનું, કોઈની કે કશી પરવા ન રાખે તેવું, લાપરવા, સ્વતંત્ર, નિઃસ્પૃહ, નીડર (૪) ગરજ વિનાનું

**બેપરવાઈ** (સ્ત્રી.) પરવા ન રાખવી તે, લાપરવાઈ
**બેફાક(-ગ,-ટ)** (વિ.) ખુલ્લું, અમર્યાદ (૨) (અ.) ઉઘાડે છોગે (૩) પૂરપાટ, ઉદા. 'ઘોડો બેફાટ મારી મૂક્યો'.
**બેફામ** (વિ.) ધ્યાન-લક્ષ વિનાનું (૨) ગાફેલ (૩) (અ.) વિચાર્યા વિના, જેમ આવે તેમ
**બેફિકર(-રું)** (વિ.) ફિકર વગરનું, નચિંત
**બેફિકરાઈ** (સ્ત્રી.) બેફિકરાપણું, નિશ્ચિંતતા
**બેબાક** (વ.) કાંઈ બાકી ન રહ્યું હોય તેવું, ચૂકતે થયેલું, ?ણમુક્ત (૨) નીડર
**બેબાકળું** (વિ.) બાવરું, ગાભરું
**બેબી** (સ્ત્રી.) નાની બાળકી (૨) નાની બાળકી માટે લાડકું નામ
**બેબુનિયાદ** (વિ.) કમજાત, નીચ (૨) પાયા કે આધાર વિનાનું (૩) કૃતઘ્ન
**બેબોલ** (પું.બ.વ.) થોડુંક બોલવું કે કહેવું-નિવેદન કરવું તે
**બેબોલું** (વિ.) જૂઠું, બોલીને ફરી જાય એવું, બેવચની
**બેભત્તું(-થ્થું)** (વિ.) બે જાતનું (૨) સેળભેળવાળું
**બેભાન** (વિ.) બેશુદ્ધ, બેહોશ
**બેભાની** (સ્ત્રી.) બેશુદ્ધિ, બેહોશી
**બેમત** (પું.) મતભેદ, મતમતાંતર
**બેમતલબ** (અ.) હેતું કે કારણ વિના (૨) સ્વાર્થ વિના (૩) બેદરકાર રીતે
**બેમના** (સ્ત્રી.) બે બાજુની મનોદશા, સંકલ્પ-વિકલ્પ (૨) નારાજી, દિલગીરી (૩) (વિ.) મનમાં કોઈ ચોક્કસ નિશ્ચય કરી ન શકનાર
**બેમરજાદ** (વિ.) અમર્યાદ, લાજ વિનાનું (૨) ઉદ્ધત
**બેમાથાનું(-ળું)** (વિ.) માથાનું ફરેલ, ભારે મિજાજી
**બેમિસાલ** (વિ.) જેનો જોટો ન મળે એવું, અજોડ, નિરાળું, ભિન્ન
**બેમૂલું** (વિ.) અમૂલ્ય, કીમતી
**બેમોસમી** (વિ.) વર્ષમાં બે વાર પાકે કે ફાલે એવું (ખેતર, ધાન્ય, વૃક્ષ વગેરે)
**બૅયોનેટ** (ન.) બંદૂકનું સંગીન
**બેરખો** (પું.) રુદ્રાક્ષના મોટા મણકાની માળા
**બેરડું** (વિ.) હઠીલું, દુરાગ્રહી (૨) ખંધું
**બેરત** (વિ.) લુચ્ચું (૨) ચડાઉ, ઉદ્ધત (૩) કવખતનું (૪) (સ્ત્રી.) કવખત
**બૅરર** (પું.) હેરાફેરા ખાનાર પટાવાળો કે નોકર (૨) ચેક લાવનાર, નાણાં લેવાં ચેક રજૂ કરનાર આસામી
**બૅરરચૅક** (પું.) ધારક ચેક, ચેક રજૂ કરનારને નાણાં મળે એવા પ્રકારનો ચેક
**બેરલ** (ન.) લાકડાનું પીપ (૨) (બંદૂક)ની નળી-નાળ, ભૂંગળી (૩) છત્રીસ ગેલનનું માપ
**બેરહમ** (વિ.) રહેમ વગરનું, નિર્દય
**બેરંગ(-ગી)** (વિ.) ઊડી કે બગડી ગયેલા રંગવાળું (૨) અનિશ્ચિત મનનું
**બેરા** (પું.) બેરર, નોકર, બરદાસી
**બેરાગી** (વિ.) બેરંગી, બે રાગવાળું, અનિશ્ચિત મનનું (૨) (પું.) વેરાગી, બાવો
**બેરિયમ** (ન.) એક કીમતી મૂળ ધાતુ
**બૅરિસ્ટર** (પું.) કાયદાશાસ્ત્રનો ઉચ્ચ પદવીધારી વકીલ, 'બાર-ઍટ-લૉ'
**બૅરીજ** (સ્ત્રી.) સરવાળો, સરવાળાની રકમ (૨) બધી જ આવક
**બેરીબેરી** (પું.) પોષણના પદાર્થ પૂરતા ન મળવાથી થતો એક ચેપી રોગ
**બૅરોગ્રાફ** (પું.) હવાનું વાતાવરણમાં દબાણ બતાવતો આલેખ કે તેનું યંત્ર
**બેરોજગાર** (વિ.) રોજગાર વગરનું, બેકાર
**બેરોજગારી** (સ્ત્રી.) રોજગારનો અભાવ, બેકારી
**બેરોનક** (વિ.) નિસ્તેજ
**બૅરોનેટ** (પું.) 'સર'નો વંશપરંપરાગત ઈલકાબ ધરાવનાર
**બૅરોમિટર** (ન.) હવાનું વાતાવરણમાં દબાણ માપનારું યંત્ર
**બૅરોસ્કેપ** (પું.) હવાનું દબાણ દર્શાવતું સાધન
**બેલ** (પું.) ઘંટ કે ઘંટડી (૨) (સ્ત્રી.) ક્રિકેટના સ્ટંપ પરની ચકલી (૩) બળદ
**બેલ,બેલડી** (સ્ત્રી.) બે જણની જોડી કે તેમાંનો એક-જોડીદાર, સાથી
**બેલગાડી** (સ્ત્રી.) બળદગાડી
**બેલગામ** (વિ.) નિરંકુશ, (૨) સ્વચ્છંદી
**બૅલટ** (પું.) ગુપ્ત મત કે મતદાન
**બૅલટપત્ર,બૅલટપેપર** (પું.) મતદાન માટેનો મતપત્ર
**બૅલટપદ્ધતિ** (સ્ત્રી.) ગુપ્ત મતદાન પદ્ધતિ
**બેલતેલ** (ન.) (લાકડા ઉપર લગાવવાનું) એક તેલ (અળસીનું)
**બેલદાર** (પું.) કડિયાને મદદ કરનાર મજૂર (૨) ચાંચવાથી જમીન ખોદનારો
**બેલાખું** (ન.) બે પાંખિયાવાળું લાકડું (મોભ કે એવું ઊંચું કરવા-ટેકવવાનું)
**બેલાશક** (અ.) સંકોચ રાખ્યા વિના, નિઃશંક રીતે
**બેલિફ** (પું.) અદાલતના હુકમ બજાવનાર સિપાઈ
**બેલી** (પું.) ધણી, મુરબ્બી, સહાય કરનાર (૨) (સ્ત્રી.) સોનીનું એક ઓજાર (૩) જોડી
**બેલું** (ન.) પૂણીનું જોડકું (૨) જોડકું (૩) ધોળો રેતાળ પથ્થર
**બૅલેન્સ** (ન.) સમતોલ સ્થિતિ (૨) ત્રાજવું (૩) સિલક, પુરાંત
**બેવકૂફ** (વિ.) મૂર્ખ, બુદ્ધિ કે જ્ઞાન વિનાનું
**બેવકૂફાઈ,બેવકૂફી** (સ્ત્રી.) મૂર્ખાઈ
**બેવખત** (અ.) અયોગ્ય વખતે, કવખતે
**બેવચની** (વિ.) બોલીને ફરી જનાર (૨) વિશ્વાસઘાતી
**બેવજૂ** (વિ.) વજૂ કર્યા વિનાનું, અપવિત્ર, નાપાક
**બેવજૂદ** (વિ.) પ્રમાણહીન, નાપાયાદાર
**બેવડ** (વિ.) બેવાડાયેલું હોય તેવું (૨) (સ્ત્રી.) બેવડું પડ
**બેવડવું** (ક્રિ.) બેવડું કરવું
**બેવડિયું** (વિ.) બે પડવાળું, બેવડું (૨) બેવડા બાંધાનું
**બેવડું** (વિ.) બે પડવાળું (૨) બમણું, બે ગણું (૩) જાડું, પુષ્ટ (૪) બે વારનું
**બેવતન** (વિ.) વતન વગરનું (૨) વતન બહાર કાઢેલું, દેશનિકાલ
**બેવફા** (વિ.) નિમકહરામ, બેઈમાન
**બેવફાઈ** (સ્ત્રી.) બેવફાપણું, નિમકહરામી, વફાદારીનો અભાવ
**બેવારસ** (વિ.) નવારસુ, વારસ વગરનું, નિર્વંશિયું
**બેશક** (અ.) શક વગર (૨) અલબત્ત, જરૂર
**બેશરમ(-મું)** (વિ.) નિર્લજ્જ (૨) ધૃષ્ટ, ધીટ
**બેશરમી** (સ્ત્રી.) નિર્લજ્જતા, શરમનો અભાવ
**બેશુદ્ધ** (વિ.) બેભાન, અચેત, બેહોશ
**બેશુદ્ધિ** (સ્ત્રી.) મૂર્છા, બેભાનપણું, બેહોશી
**બેશુમાર,બેસુમાર** (વિ.) સુમાર વગરનું, બેહદ, પુષ્કળ
**બેસઊઠ** (સ્ત્રી.) બેસવું ઊઠવું તે (૨) (લા.) મૈત્રી, સંબંધ
**બેસડા(-રા)મણ(-ણી)** (ન.સ્ત્રી.) બેસાડવાની-જડાવવાની કિંમત, જડામણ
**બેસણ** (ન.) બેસવું તે (૨) બેઠક

**બેસણહારું** (વિ.) બેસનારું

**બેસણી** (સ્ત્રી.) જેના ઉપર વસ્તુ ચપટ બેસીને સ્થિર રહે છે તે ભાગ (૨) બેઠક, આસન, ખુરશી (૩) મકાન વગેરેની ઊભણી, 'પ્લિન્થ'

**બેસણું** (ન.) આસન, બેઠક (૨) બેસવાની રીત (૩) ઉઠમણું, સાદડી

**બેસતી** (સ્ત્રી.) ગાઢ મૈત્રી

**બેસતું** (વિ.) ગોઠતું આવતું (૨) નવું શરૂ થતું (૩) બરોબર હોય એવું, માફકસરનું

**બેસબૂર** (વિ.) ધીરજ વગરનું, અધીરું, ઉતાવળિયું

**બસબૂરી** (સ્ત્રી.) અધીરાઈ

**બેસમજ** (વિ.) સમજ વગરનું (૨) (સ્ત્રી.) ગેરસમજ

**બેસર** (વિ.) અડધી કાળી અને અડધી રેતાળ (જમીન)

**બેસરું** (વિ.) બે સર કે ફાંટવાળું (માળા વગેરે)

**બેસવું** (ક્રિ.) આસન માંડવું (ઊભા હોય કે સૂતા હોય તેમાંથી) (૨) નીચે આવવું, ઊતરવું (ભાવ, કચરો, જમીન વગેરે) (૩) બંધબેસતું આવવું (ડગલો) (૪) શરૂ થવું (ઋતુ, વર્ષ) (૫) (ફળફૂલનું) આવવું (૬) કિંમત લાગવી, મૂલ પડવું (૭) લાગવું, ચોટવું (પાસ, ડાઘ, રંગ, વાસ) (૮) પેસી જવું, વાગવું, લાગવું. ઉદા. હાથમાં ચપ્પુ બેઠું. (૯) સ્થાપિત થવું, જારી થવું, કામમાં લાગવું. ઉદા. જપતી બેઠી, કોર્ટ બેઠી, દશા બેઠી, (કામ પર કે ઘેર) દરજી સુતાર વગેરે બેઠો છે-બેસાડ્યો છે, નિશાળે બેસવું (૧૦) અર્થ સમજાવો, રીત પ્રમાણે ગોઠવાવું (હિસાબ, કોયડો, વાક્ય) (૧૧) વળવું, સ્થિર થવું. ઉદા. ચીતરવામાં તેનો હાથ બેઠો છે. (૧૨) કામકાજ વિના પડી રહેવું. ઉદા. ભાઈ શું કરે છે ? -બેઠા છે. (૧૩) જાડું-ખોખરું થવું. ઉદા. ગળું બેસી ગયું (૧૪) રાહ જોવી, ખોટી થવું, ઉદા. બેસીને હું તો થાકયો (૧૫) કસ કે તીક્ષ્ણતા દૂર થવી (કપડું, ધાર) (૧૬) આધાર વિનાનું-તેજ વિનાનું થઈ જવું, ભાંગી પડવું. ઉદા. ઘર બેઠું = પતિ, પત્ની કે છોકરાં વિનાનું, ટેકા કે માલ વિનાનું થયું. (૧૭) વ્યાપવું, જામવું. ઉદા. કરપ બેસવો (૧૮) બીજા ક્રિયાપદ સાથે આવતાં તે ક્રિયા શરૂ કરવી, વળગવું-મંડવું એવો અર્થ બતાવે છે. ઉદા. રડવા-ખાવા-ગાવા-ભાગવા બેઠો અથવા અચાનક કે ભૂલથી તે કરી નાખવું એવો અર્થ બતાવે છે. ઉદા. લખી બેઠો, બોલી બેઠો

**બેસાડ(-ર)વું** (ક્રિ.) બેસે તેમ કરવું (૨) બેસતું આવે તેમ કરવું, જડવું. ઉદા. નંગ વીંટીમાં બેસાડવું (૩) પૂરી દેવું. ઉદા. જેલમાં બેસાડી દીધો. (૪) નાંખવું, ઠરાવવું. ઉદા. લાગો બેસાડી દીધો (૫) વ્યાપી-જામી જાય તેમ કરવું. ઉદા. કરપ બેસાડવો, રોફ બેસાડવો (૬) સ્થાપવું, જારી કરવું, કામે લગાડવું, જેમ કે, દરજી બેસાડવો

**બેસામણ** (ન.) બેસવાનું ભાડું (૨) રોગને લીધે ઢોરથી ઊભું ન થવાવું, બેહક બેસવું તે

**બેસામણી** (સ્ત્રી.) મૂલ્ય બેસવું તે

**બેસિતમ** (વિ.) બહુ, ખૂબ (૨) ઘણું જુલમી

**બેસૂરું** (વિ.) ખોટા કે ખરાબ સૂરનું, બસૂરું

**બેસ્વાદ** (વિ.) સ્વાદ વગરનું કે ખરાબ યા બગડેલા સ્વાદનું

**બેહક** (અ.) ફરી ન ઉઠાય તેમ (બેસવું, ઢોરનું)

**બેહક(-ક્ક)** (વિ.) હક્ક વગરનું (૨) (અ.) હક્ક વગર, અકારણ, નાહક

**બેહદ** (વિ.) હદ વગરનું, પુષ્કળ

**બેહયા** (વિ.) બેશરમ, નિર્લજ્જ

**બેહયાઈ** (સ્ત્રી.) બેહયાપણું, નિર્દયતા, બેશરમી

**બેહ(-હિ,-હે)સ્તનશીન,બેહસ્તી** (વિ.) સ્વર્ગવાસી, દિવંગત

**બેહાલ** (વિ.) ભૂંડી હાલતમાં આવી પડેલું (૨) બીમાર (૩) (પું.બ.વ.) દુર્દશા

**બેહાલી** (સ્ત્રી.) ખરાબ સ્થિતિ, દુર્દશા

**બેહૂદગી,બેહૂદી** (સ્ત્રી.) બેહૂદાપણું

**બેહૂદું** (વિ.) બેવકૂફીભરેલું, નકામું, અઘટિત, અવિવેકી

**બેહેસ્ત** (ન.) સ્વર્ગ

**બેહોશ** (વિ.) બેભાન, બેશુદ્ધ (૨) ગાફેલ, મૂર્ખ

**બેળે** (અ.) બળાત્કારે, પરાણે, બળથી, જબરજસ્તીથી

**બેળેબેળે** (અ.) મહામુશ્કેલીએ, પરાણે

**બૅન્ક** (સ્ત્રી.) બૅન્ક, શરાફી કામ કરતી અધિકૃત પેઢી કે મંડળી

**બૅન્કનોટ** (સ્ત્રી.) નાણાં આપવા માટેની વાયદાચિઠ્ઠી

**બૅન્કર** (પું.) બૅન્કનું કામકાજ કરનારો કે સંભાળનારો માણસ, શરાફ, શાહુકાર

**બૅન્કરેટ** (ન.) બૅન્કના વ્યાજનો દર

**બૅન્કિંગ** (ન.) બૅન્કનું કામકાજ-વ્યવહાર, શરાફી

**બૅન્ડ** (વિ.) સમૂહમાં અનેક વડે વગાડાતાં વાજાં (૨) (ન.) વાજાંવાળાનો સમૂહ (૩) (પું.) અદાલતમાં વકીલ વગેરે ખાસ પહેરે છે તે કોલર

**બૈજિક** (વિ.) બીજ સંબંધી (૨) મૂળભૂત (૩) 'ઍલ્જિબ્રેકલ', બીજગણિતને લગતું (૪) (ન.) મૂળ, કારણ

**બૈરક** (વિ.) બૈરા જેવું, સ્ત્રૈણ

**બૈરકશાસ્ત્ર** (ન.) બૈરાંમાં ચાલતા કે તેઓ સમજે કે રસ લે એવા રીતરિવાજ અને ધારાધોરણ

**બૈરી** (સ્ત્રી.) સ્ત્રી (૨) પત્ની, વહુ

**બૈરીવખો** (વિ.પું.) વહુનો પક્ષ લેનાર પુરુષ, વહુઘેલો

**બૈરું** (ન.) (કોઈપણ) સ્ત્રી (૨) પત્ની

**બો** (સ્ત્રી.) બૂ, ગંધ, વાસ (૨) (લા.) અભિમાન, ઘમંડ

**બો,બોદોરી** (સ્ત્રી.) બીડો વગેરે બાંધવામાં વપરાતી એક જાતની દોરી, 'ટ્વાઇન' (૨) સ્ત્રીઓની વાળ બાંધવાની દોરી, 'રિબન'

**બૉઇલર** (ન.) જેમાં પાણીની વરાળ થાય છે તે (ઍંજિનનો) ભાગ, બાષ્પયંત્ર

**બૉઇલરમૅન** (પું.) બૉઇલર સંભાળનાર કામદાર

**બોકડું** (ન.) બકરું

**બોકતું** (વિ.) ગંધ મારતું, દુર્ગંધવાળું

**બોકાની** (પું.) બુકાની, દાઢી અને ગાલ પર આવી રહે તેમ માથે કપડું બાંધવું તે

**બોકાસું,બોકાસો** (ન.પું.) બૂમ, ચીસ, રાડ

**બૉક્સ** (સ્ત્રી.) પેટી (૨) થિયેટરની એક ખાસ (પ્રેક્ષક માટેની) બેઠક (૨) ખોખું

**બૉક્સાઇટ** (ન.) એક (એલ્યુમિનિયમની) કાચી ધાતુ

**બૉક્સિંગ** (ન.) એક જાતની-મૂઠી વડે રમાતી કુસ્તી, મુષ્ટિ યુદ્ધ, મુક્કાબાજી (૨) સિમેન્ટનું અમુક ચણતર ઠારવા કરાતું (લાકડાનું) ખોખું

**બોખ** (સ્ત્રી.) પાણી કાઢવાની ચામડાની ડોલ (૨) ભગદાળું, મોટો ખાડો

**બોખલું** (વિ.) દાંત પડી ગયા હોય તેવું (૨) (ન.) (લા.) ચાટ પટી જવું-બનવું તે

**બોખું** (વિ.) બોખલું, પડી ગયેલાં દાંતવાળું (૨) નમાલું

**બોગદું** (ન.) ગાબડું, ભગદાળું (૨) ભોંયરું, 'ટનલ' (રેલવેનું)

**બોગસ** (વિ.) બનાવટી, કુત્રિમ, નકલી, ખોટું

**બોગી** (સ્ત્રી.) રેલગાડીનો ડબો

**બોઘરણું** (ન.) પહોળા મોંનું ધાતુનું એક વાસણ

**બોઘરો** (પું.) મોટો સાવરણો

**બોઘલું,બોઘું** (વિ.) ઓલિયું, મૂર્ખ (૨) (ન.) હાથીનું બચ્ચું-મદનિયું

**બોચ** (વિ.) સાદું (૨) મૂર્ખ (૩) (પું.) જુવારનો રસદાર સાંઠો

**બોચલો** (પું.) વાળની કિનારીવાળી બાળકોની ટોપી (૨) પીઠ સુધી પહોંચે તેવી છોકરીઓની ટોપી (૩) અંબોડો

**બોચિયું** (ન.) વાંસની હલકી ટોપલી (૨) (લા.) ઢીલો માણસ (૩) તૂટેલા કાનવાળું, બૂચું

**બોચી** (સ્ત્રી.) ગરદન

**બોચું** (ન.) બોચી (તુચ્છકારમાં) (૨) કાન વગરનું કે બેસી ગયેલા નાકવાળું

**બોછાડ(-ર)** (સ્ત્રી.) ઝડી, વરસાદનું જોરદાર ઝાપટું

**બોજ** (પું.) ભાર (૨) મોભો (૩) પોત, કુમાશ (૪) શાખ, આબરૂ (૫) જવાબદારી, ટેવ, આદત

**બોજદાર,બોજલ** (વિ.) બોજવાળું, ભારે (૨) મોભાદાર (૩) આબરૂદાર

**બોજો** (પું.) ભાર (૨) જવાબદારી, જોખમ

**બોટ** (સ્ત્રી.) હોડી, મછવો (૨) સ્ટીમર (૩) બોટવાની ક્રિયા, પ્રવાહી કે ખાદ્યને એઠું કરવાની ક્રિયા

**બોટનિકલ ગાર્ડન** (ન.) વનસ્પતિ-ઉદ્યાન

**બોટવું** (ક્રિ.) ખાઈને કે પીને કે સ્પર્શ વગેરેથી એઠું કરવું, હીન કરવું, અભડાવવું (૨) રોકવું, પહેલેથી કબજો કરવો

**બોટિંગ** (ન.) હોડી ચલાવવાની કસરત

**બોડ** (સ્ત્રી.) બખોલ, ગુફા (પશુ રહેવા કરે છે તે)

**બોડકી** (સ્ત્રી.) બોડી, વિધવા (તુચ્છકારમાં કે ગાળ તરીકે)

**બોડવું** (ક્રિ.) મૂંડવું

**બોડાક્ષર** (પું.બ.વ.) બોડિયા અક્ષર, કાનો માત્રા, અજ્જુ વરડુ અનુસ્વાર વગેરે ચિહ્ન વિનાના સાદા મૂળ અક્ષર

**બોડિયું** (વિ.) માથે વાળ વિનાનું, બોડું (૨) (લા.) ઉઘાડું, ખુલ્લું, સાફ (માથું, ખેતર, મથાળા વગરનો અક્ષર, લૂંટી લીધેલો માણસ વગેરે)

**બોડિયું-તકોડિયું** (વિ.) સાવ બોડું, બોડું-તકોડું

**બોડિયો** (પું.) બોડો માણસ

**બોડી** (સ્ત્રી.) વિધવા (તુચ્છકારમાં કે ગાળ તરીકે)

**બૉડી** (ન.) મોટર, બસ વગેરેનું (પૈડાંના ચોકઠા પર) કરાતું ઘરું-માળખું (૨) શરીર, દેહ

**બૉડીગાર્ડ** (પું.) અંગરક્ષક

**બોડું** (વિ.) માથે વાળ વિનાનું (૨) માથે શિંગડાં વિનાનું (૩) ડાળાં પાંદડાં વિનાનું (૪) કાનો માત્રા અજ્જુ વરડુ અનુસ્વારના ચિહ્ન વિનાનું (અક્ષરો) (૫) (લા.) ઉઘાડું, ખુલ્લું, સાફ (માથું, ખેતર, મથાળા વગરનો અક્ષર, લૂંટી લીધેલા માણસ વગેરે)

**બોણી** (સ્ત્રી.) પહેલો વકરો (૨) બેસતા વર્ષની બક્ષિસ (૩) (લા.) ઠપકો, ગાળ (૪) આવડત, પહોંચ, શક્તિ

**બોત** (પું.) બાઘો, મૂર્ખ

**બોતડો** (પું.) વણપલોટાયેલું નાનું ઊંટ

**બોતડું** (ન.) ઊંટનું બચ્ચું

**બોતાન** (ન.) પાઘડીની અંદરનો ગાભો (૨) કલંક, આળ

**બોતે(-ત્તે)ર** (વિ.) '૭૨'નો આંકડો

**બોતે(-ત્તે)રી** (સ્ત્રી.) બોતેરનો એક સમહૂ

**બોતેરું** (ન.) બોતેર દિવસનો સમય

**બોથડ** (વિ.) જડ, ઠોઠ (૨) સુસ્ત

**બોથું** (ન.) પાઘડું (તિરસ્કારમાં) (૨) માથું

**બોદલી** (સ્ત્રી.) ઘોડીની એક જાત (૨) પારકા ઉપર આધાર રાખનારું

**બોદાવું** (ક્રિ.) પાણી પીને તર થવું (૨) પાણીથી કોવાઈ બગડી જવું

**બોદું** (વિ.) બોદાઈ ગયેલું, બોદલું (૨) ખોખરું (૩) ઢીલું, કાચું (૪) (ન.) તડવાળું કે બરાબર નહિ પકવેલું માટીનું-ખખડાવી જોતાં ખોખરું બોલતું વાસણ (૫) પોલા અવાજવાળું (૬) સડી ગયેલું (૭) (લા.) રસકસ વિનાનું (૮) કામમાં નબળું

**બોધ** (પું.) ઉપદેશ, શિખામણ (૨) જ્ઞાન (૩) માહિતી (૪) (લા.) ગાંજો

**બોધક** (વિ.) બોધ આપનારું (૨) બોધ લેવા જેવું

**બોધકથા** (સ્ત્રી.) બોધક કથા, ઉપદેશ આપનારી વાત, 'પૅરેબલ'

**બોધદાયક,બોધદાયી** (વિ.) બોધ આપનારું, જેમાંથી બોધ મળે એવું

**બોધપત્ર** (ન.) (સંસ્થા, પેઢી, મંડળી વગેરે વિષે) માહિતી આપનાર કાગળ કે ચોપડી, 'પ્રૉસ્પેક્ટસ'

**બોધપરાયણ** (વિ.) બોધથી ભરેલું

**બોધપાઠ** (પું.) પદાર્થપાઠ (૨) નમૂના તરીકેનો પાઠ (૩) શિખામણ, ધડો

**બોધપાત્ર** (વિ.) ઉપદેશ કે બોધ લેવા જેવું, બોધલાયક

**બોધપ્રદ** (વિ.) બોધક, બોધદાયી

**બોધભાષા** (સ્ત્રી.) શિક્ષણનું માધ્યમ કે વાહન-તે માટે વપરાતી ભાષા

**બોધવચન** (ન.) શિખામણનું વચન, ઉપદેશ-વાક્ય

**બોધલું** (વિ.) બોઘલું, ભોળું, અણસમજુ

**બોધવું** (ક્રિ.) બોધ આપવો, સમજાવવું

**બોધાત્મક** (વિ.) બોધનાં લક્ષણોવાળું

**બોધિ** (સ્ત્રી.) સંપૂર્ણ જ્ઞાન (બૌદ્ધ) (૨) સમ્યક્ દર્શન (૩) આત્મજ્ઞાન (૪) જીવન્મુક્તિ

**બોધિત** (વિ.) બોધ પામેલું

**બોધિવૃક્ષ,બોધિતરુ** (ન.) ગયામાં આવેલું પીપળાનું ઝાડ, જેની જગાએ પૂર્વે બુદ્ધદેવને જ્ઞાન થયું હતું

**બોધિસત્ત્વ** (પું.) જે પૂર્ણ જ્ઞાન મેળવવાના માર્ગ પર છે અને થોડા જન્મમાં એ સ્થાને પહોંચનાર છે એવો (બૌદ્ધ) સાધક (૨) ગૌતમ બુદ્ધનો તે તે પૂર્વાવતાર

**બોનસ** (ન.) કાયદાના હક્કથી મળતી રકમ ઉપરાંત કાર્યકરોને અપાતી વધારાની રકમ (૨) બક્ષિસ, સુખડી (૩) બોણી

**બૉન્ડ** (ન.) બંધન, બંધણીખત, ખતપત્ર

**બોબડી** (સ્ત્રી.) બોલતી, જીભ (તિરસ્કારમાં)

**બોબડું** (વિ.) તોતડું, સ્પષ્ટ ઉચ્ચારણ ન કરી શકનારું

**બૉબિન** (ન.) સૂતરના તાર વીંટવાની ભૂંગળી

**બોબું** (વિ.) બોબડું (૨) (ન.) ખોખું, ફોફું

**બૉય** (પું.) હજૂરિયા જેવો નોકર (હૉટલ વગેરેમાં) (૨) છોકરો

**બૉયકોટ** (પું.) બહિષ્કાર, ત્યાગ

**બોયું** (ન.) પાણીમાંના ખરાબાની ચેતવણી આપવા માટે દરિયામાં તરતો રાખેલો લોઢાનો ગોળો (૨) જેમાંથી ભીંડી થાય છે તે છોડનો (ભીંડી ઉતારી લીધેલો) સાંટો

**બોર** (ન.) બોરડીનું ફળ (૨) સ્ત્રીઓનું એક ઘરેણું, શાર (૩) (પું.) સારને પહોળું કરવાનું સુતારનું સાધન

**બોરકૂટો** (પું.) કચ્ચરઘાણ, પાયમાલી (૨) બોરકૂટી અને મસાલો-નાખીને તૈયાર કરેલ ખાવાનો ભૂકો

**બોરડી** (સ્ત્રી.) બોરનું ઝાડ

**બોરફૂલ** (ન.) સ્ત્રીનું એક (માથાનું) ઘરેણું

**બોરમાળા** (સ્ત્રી.) બોર જેવા મણકાની માળા-એક ઘરેણું

**બોરસલી(-લ્લી)** (-ળી) (સ્ત્રી.) એક ફૂલઝાડ, બોલસરી, બકુલવૃક્ષ

**બોરિક** (પું.ન.) ટંકણખાર-તેનું દ્રાવણ

**બોરિયું** (ન.) બટન (૨) એક છોડ, તેનું ફૂલ (૩) એક ઘરેણું

**બોરિંગ** (ન.) જમીનમાં શારડી ઉતારી પાણી તેલ વગેરે કાઢવાની ક્રિયા, શારકામ (૨) એવી રીતે તૈયાર થયેલો કૂવો, 'બોર'

**બોરી** (સ્ત્રી.) જુવાર, બાજરી વગેરેનાં કણસલાંની રજ (૨) ગાંસડી, ગૂણ

**બોરું** (ન.) જેમાં એકઠો કણ રહે છે તે કણસલાનું ખોખું

**બોરો** (પુ.) ધાબળો, બન્નૂસ (૨) તાપડું, ગૂણપાટ (૩) બોરી, ગૂણ

**બોર્ડ** (ન.) પાટિયું (૨) મંડળ. ઉદા. સ્કૂલબોર્ડ, લોકલબોર્ડ

**બૉર્ડર** (સ્ત્રી.) કિનારી, કોર, છેડો (૨) સીમા, હદ, સરહદ

**બોર્ડિંગ** (સ્ત્રી.) છાત્રાલય

**બોલ** (પું.) શબ્દ, વચન, કોલ (૨) કડી, તૂક (૩) (લા.) મહેણું (૪) શિખામણ

**બૉલ** (પું.) દડો

**બોલકણું,બોલકું** (વિ.) વાચાળ, વાતોડિયું (૨) લડકણું

**બોલચાલ** (સ્ત્રી.) બોલવું ચાલવું તે, વાતચીતનો વહેવાર, મેળાપ (૨) તકરાર, બોલાચાલી (૩) સાટું, કરાર

**બોલછા** (સ્ત્રી.) બોલવાની ઢબ

**બોલતી** (સ્ત્રી.) જીભ

**બોલપટ** (ન.) બોલતું ચિત્રપટ, સિનેમા

**બૉલપેન** (સ્ત્રી.) એક પ્રકારની પેન

**બોલબંધ** (પું.) કરાર વચનથી બંધાવું એ, બોલીના પ્રકાર

**બોલબાલા** (સ્ત્રી.) ચલણ કે ચડતી કળા હોવી તે, ફતેહ (૨) વાહવાહ (૩) (લા.) કીર્તિ, નામના (૪) પ્રભાવ, પ્રતાપ (૫) સફળતા

**બૉલબૅટ** (ન.) ક્રિકેટની રમત કે તેના સાધન

**બૉલબેરિંગ** (ન.) પૈડું બરાબર ફરવા માટે વીંટીમાં છરા ગોઠવી તે ધરી કે લાટ પર બેસાડાય છે તે યોજના (જેમ કે, સાઇકલમાં)

**બૉલર** (પું.) બૉલ નાખનાર ખેલાડી

**બોલવું** (ક્રિ.) વાચા કાઢવી, ઓચરવું (૨) કહેવું, વાત કરવી (૩) (લા.) વઢવું, ગુસ્સો કે અણગમો બતાવવા કહેવું (૪) કજિયો કરવો, વઢવાડ કરતાં બોલવું

**બોલંબોલા** (સ્ત્રી.) સામસામે બોલવું તે, તકરાર, બોલાબોલી

**બોલાચાલી** (સ્ત્રી.) તકરાર, વાગ્યુદ્ધ (૨) બોલવા ચાલવાનો સંબંધ-દોસ્તી

**બોલાવવું** (ક્રિ.) (સાદ પાડીને કે બીજી રીતે) આવવા કહેવું (૨) આમંત્રણ આપવું, નોતરવું (૩) ખુશીખબર પૂછવી. જેમ કે, સૌને બોલાવજો.

**બૉલિંગ** (સ્ત્રી.) ક્રિકેટની રમતમાં બૉલ નાખવા તે

**બોલી** (સ્ત્રી.) ભાષા કે ગૌણ ભાષા જે બોલવામાં જ ચાલતી હોય (૨) મહેણું (૩) કબૂલાત (૪) શરત, વચન, કરાર

**બોલીચાલી** (સ્ત્રી.) બોલવાચાલવાની રીતભાત-ઢબ

**-બોલું** (વિ.) બોલનારું કે બોલવાની આદતવાળું, એ અર્થમાં સમાસને અંતે. જેમ કે, ઓછાબોલું

**બોલ્ટ** (પું.) ચાકી સાથેનો આંટાવાળો ખીલો-ખીલી, માથું બાંધેલો પેચવાળો ખીલો

**બોવું** (ક્રિ.) વાવવું (૨) ગુમાવવું

**બોસ** (સ્ત્રી.) ચર્ચા, વાદવિવાદ (૨) હઠ (૩) બળાત્કાર (૪) પતરાજી (૫) (પું.) ઉપરી અધિકારી કે શેઠ, માલિક

**બૉસ્કી** (સ્ત્રી.) એક રેશમી કાપડ

**બોળ** (પું.) એક જાતનો ગુંદર (૨) દાણાનો કચરો (૩) (સ્ત્રી.) એક છોડ (જેના સાવરણા થાય છે)

**બોળકેરી** (પું.) મીઠામાં આથેલી આખી કેરી-એક અથાણું

**બોળવું** (ક્રિ.) પ્રવાહીમાં ડુબાવવું (૨) ડૂલ કરવું, ગુમાવવું, વણસાડવું (૩) (લા.) કલંક લગાડવું

**બોળંબોળ** (અ.) છલોછલ

**બોળંબોળા,બોળાબોળ** (સ્ત્રી.) વારંવાર બોળવું કે બોળાવું તે

**બોળ(-ળા)વાડો** (પું.) બોળવું તે, ભ્રષ્ટતા, વટાળ, અડાઅડ

**બોળિયા** (વિ.) મીઠાના પાણીમાં રાખી મૂકેલ (કેરી, લીંબુ વગેરે)

**-બોળુ** (વિ.) બોળનાર, બોળે એવું (સમાસને અંતે). ઉદા. ઘરબોળુ

**બોળો** (પું.) પલાળી રાખેલો લોટ (૨) મીઠામાં આથેલાં લીલાં ફળ (૩) ભડકા જેવી એક સાદી વાનગી (૪) બોળવું તે, ભ્રષ્ટતા, વટાળ, અડાઅડ, બોળાવાડો

**બોંબ(બોંબગોળો),બૉમ્બ(બૉમ્બગોળો)** (પું.) અથડાવાથી ધડાકા સાથે ફૂટે એવું દારૂગોળાનું એક હિંસક અસ્ત્ર

**બોંબમારો** (પું.) બોંબથી મારો ચલાવવો તે, સંખ્યાબંધ બૉંબ મારવા તે

**બૉંબર** (ન.) બૉંબ નાખવા વપરાતું લડાયક વિમાન

**બૉશ** (સ્ત્રી.) બોસ. ચર્ચા, વાદવિવાદ (૨) હઠ (૩) બળાત્કાર (૪) પતરાજી

**બૌદ્ધ** (વિ.) બુદ્ધને લગતું (૨) બુદ્ધનું અનુયાયી (૩) બૌદ્ધધર્મને લગતું

**બૌદ્ધધર્મ,બૌદ્ધમાર્ગ** (પું.) બુદ્ધે ચલાવેલો ધર્મ માર્ગ

**બૌદ્ધધર્મી,બૌદ્ધમાર્ગી** (વિ.પું.) બૌદ્ધમાર્ગનું કે તેનું અનુયાયી

**બૌદ્ધિક** (વિ.) બુદ્ધિ સંબંધી કે બુદ્ધિવાળું કે બુદ્ધિને કેળવે એવું

**બ્યાન** (ન.) બયાન, વર્ણન, હેવાલ, કેફિયત, હકીકત-કથન

**બ્યાશી(-સી)** (વિ.) '૮૨'નો આંકડો

**બ્યુટીકેર** (સ્ત્રી.) સૌંદર્યસંભાળ

**બ્યુટીપાર્લર** (ન.) સૌંદર્ય-પ્રસાધન-કેન્દ્ર

**બ્યુટિશિયન** (પું..ન) સૌંદર્ય-પ્રસાધક

**બ્યુરેટ** (સ્ત્રી.) (પ્રવાહી માપવા માટે) આંકેલી કાચની એક નળી-માપવાનું તેવું સાધન

**બ્યુરો** (પું.) કાર્યાલય, કચેરી

**બ્યૂગલ** (ન.) રણશિંગું

**બ્રશ** (ન.) વાળ તંતું કે વાળાનું કે લાકડા પ્લાસ્ટિક વગેરેનું કશાને ઘસીને સાફ કરવા માટેનું એક સાધન

**બ્રહ્મ** (ન.) સચ્ચિદાનંદસ્વરૂપ જગતનું મૂળતત્ત્વ, પરમતત્ત્વ (૨) વેદ (૩) પરમાત્મા (૪) (પું.) બ્રહ્મા (૫) બ્રાહ્મણ

**બ્રહ્મકન્યા** (સ્ત્રી.) બ્રહ્માની પુત્રી-સરસ્વતી (૨) બ્રાહ્મણની દીકરી

**બ્રહ્મકર્મ** (ન.) બ્રાહ્મણનું કર્મ, વેદોક્ત કર્મકાંડ (૨) યજ્ઞમાં કામ કરતા એક પુરોહિતનું કર્મ (૩) બ્રહ્માંડરૂપી બ્રહ્મનું કર્મ કે સૃષ્ટિ

**બ્રહ્મકુમાર** (પું.) બ્રહ્માના પુત્ર નારદ

**બ્રહ્મકોલ** (પું.) બ્રહ્મનો-અટળ અચૂક કોલ કે વચન

**બ્રહ્મકોશ** (પું.) સમગ્ર વેદોનો સમૂહ

**બ્રહ્મગાંઠ** (સ્ત્રી.) જનોઈમાં વળાતી ગાંઠ

**બ્રહ્મગિરા** (સ્ત્રી.) વેદવાણી (૨) આકાશવાણી (૩) અદશ્યવાણી

**બ્રહ્મગ્રંથિ** (સ્ત્રી.) બ્રહ્મગાંઠ, જનોઈમાં વળાતી ગાંઠ (૨) શરીરની સુષુમ્ણા નાડીમાં મનાતી એક ગ્રંથિ-તેનો ભાગ

**બ્રહ્મઘોષ** (પું.) વેદાભ્યાસનો ધ્વનિ (૨) વેદઘોષ, વેદોચ્ચાર

**બ્રહ્મઘ્ન** (વિ.) બ્રાહ્મણની હત્યા કરનાર

**બ્રહ્મચક્ર** (ન.) માથામાં મગજના ભાગ પાસેનું એક યૌગિક ચક્ર, બ્રહ્મરંધ્ર નજીકનું કેંદ્ર

**બ્રહ્મચર્ય** (ન.) બ્રહ્મના સાક્ષાત્કારની સાધના (૨) ઇંદ્રિયનો નિગ્રહ (૩) પાંચ યમ કે મહાવ્રતમાંનું એક (૪) બ્રહ્મચારીપણું

**બ્રહ્મચર્યા** (સ્ત્રી.) બ્રહ્મચર્ય, બ્રહ્મચારીપણું (૨) બ્રહ્મભાવ ધરીને ચાલવું તે

**બ્રહ્મચર્યાશ્રમ** (પું.) ચારમાંનો પ્રથમ આશ્રમ-જેમાં બ્રહ્મચર્ય સેવીને માણસ વિદ્યાભ્યાસ કરે છે તે પચીસ વર્ષનો સમય

**બ્રહ્મચારિણી** (સ્ત્રી.) બ્રહ્મચર્ય પાળનાર સ્ત્રી

**બ્રહ્મચારી** (પું.) બ્રહ્મચર્ય ચુસ્તપણે પાળનાર માણસ (૨) વિદ્યાર્થી (૩) કુંવારો-અવિવાહિત માણસ

**બ્રહ્મજિજ્ઞાસા** (સ્ત્રી.) બ્રહ્મજ્ઞાનની તીવ્ર ઇચ્છા-ઉત્કંઠા (૨) બ્રહ્મવિષયક વિચારણા, તે કરતું શાસ્ત્ર

**બ્રહ્મજીવી** (વિ.) બ્રહ્મ વેદ યા જ્ઞાનથી નિર્વાહ કરનાર, જ્ઞાનનો વેપાર કરી ખાનાર

**બ્રહ્મજ્ઞ** (વિ.) બ્રહ્મને જાણનારું

**બ્રહ્મજ્ઞાન** (ન.) બ્રહ્મનું જ્ઞાન, પરમતત્ત્વ બ્રહ્મ અને એના સંબંધમાં જગત-જીવના સ્વરૂપની ઊંડી સમજ, તત્ત્વજ્ઞાન

**બ્રહ્મજ્ઞાની** (વિ.) બ્રહ્મજ્ઞ, પરબ્રહ્મના સ્વરૂપનું જ્ઞાન ધરાવનાર

**બ્રહ્મઠગ** (પું.) મોટો-અઠંગ ઠગ, આત્મજ્ઞાનનો ઢોંગ કરનાર આભાસી સાધક

**બ્રહ્મણ્ય** (વિ.) બ્રહ્મ સંબંધી (૨) બ્રાહ્મણો પર આસ્થા રાખનારું

**બ્રહ્મતત્ત્વ** (ન.) બ્રહ્મ કે વેદનું તત્ત્વ, પરમ(અક્ષર)બ્રહ્મ (૨) બ્રહ્મપણું, બ્રહ્મ સાથે અભેદ (૩) બ્રાહ્મણપણું

**બ્રહ્મતાલ** (પું.) એક જાતનો તાલ (સંગીત)

**બ્રહ્મતેજ** (ન.) બ્રહ્મચર્યનું કે બ્રહ્મજ્ઞાનું તેજ

**બ્રહ્મત્વ** (ન.) બ્રહ્મપણું, બ્રહ્મ સાથે અભેદ, બ્રહ્મતા, બ્રહ્મ સાથેની એકાત્મકતા, મોક્ષદશા (૨) બ્રાહ્મણ હોવાપણું

**બ્રહ્મદંડી** (સ્ત્રી.) એક વનસ્પતિ

**બ્રહ્મદાતણ** (ન.) (ગળું તથા અન્નનળીને સાફ કરવા માટેની) એક યોગિક ક્રિયા કે તે માટેનું સાધન

**બ્રહ્મદીક્ષા** (સ્ત્રી.) બ્રહ્મને પામવા માટે લેવાતી દીક્ષા

**બ્રહ્મદેવ** (પું.) બ્રહ્મા (૨) પૂજ્ય બ્રાહ્મણ, વિશ્વકર્મા

**બ્રહ્મદેશ** (પું.) બર્મા

**બ્રહ્મધામ** (ન.) પરબ્રહ્મના આધારરૂપ બનેલું અક્ષરધામ

**બ્રહ્મનાડી** (સ્ત્રી.) સુષુમ્ણા નાડી

**બ્રહ્મનિર્વાણ** (ન.) બ્રહ્મમાં લીન થવું-એમ જીવભાવનો નિર્વાણ થવો તે, મોક્ષપદ

**બ્રહ્મનિષ્ઠ** (વિ.) બ્રહ્મના ધ્યાનમાં લીન, બ્રહ્મજ્ઞ

**બ્રહ્મપદ** (ન.) બ્રહ્મત્વ, બ્રહ્મનું પદ, બ્રાહ્મી સ્થિતિ, મોક્ષ

**બ્રહ્મપુત્ર** (પું.) નારદ વગેરે, બ્રહ્માનો પુત્ર (૨) બ્રાહ્મણ (૩) (સ્ત્રી.) ભારતની એક જાણીતી નદી

**બ્રહ્મબંધુ** (પું.) નામનો જ બ્રાહ્મણ, બ્રાહ્મણના આચારથી ભ્રષ્ટ થયેલો વિપ્ર

**બ્રહ્મબીજ** (ન.) ૐકાર, પ્રણવમંત્ર (૨) બ્રાહ્મણનો બાળક

**બ્રહ્મભાવ** (પું.) બ્રહ્મત્વ, બ્રહ્મપદ

**બ્રહ્મભાષી** (વિ.) બ્રહ્મની વાતો જ કરનાર

**બ્રહ્મભૂત** (વિ.) બ્રહ્મરૂપ, બ્રહ્મમય, બ્રહ્મ સાથે એક થયેલું

**બ્રહ્મભોજન** (ન.) બ્રાહ્મણને જમાડવા તે

**બ્રહ્મમાત્રવાદ** (પું.) માત્ર બ્રહ્મ છે અને બીજું કાંઈ નહીં-એવો અદ્વૈતવાદ, બ્રહ્મવાદ, કેવલાદ્વૈતવાદ

**બ્રહ્મમીમાંસા** (સ્ત્રી.) જેમાં બ્રહ્મતત્ત્વ વિશે વિચાર કરવામાં આવ્યો છે તેવું શાસ્ત્ર (ષડ્દર્શનનું છઠ્ઠું દર્શન), વેદાંત-શાસ્ત્ર

**બ્રહ્મયજ્ઞ** (પું.) પાંચ મહાયજ્ઞોમાંનો એક-વેદનું અધ્યયન અને અધ્યાપન

**બ્રહ્મરસ** (પું.) બ્રહ્મનો રસ. બ્રહ્માનંદ

**બ્રહ્મરંધ્ર** (ન.) મનુષ્યના મસ્તકમાં માનેલું એક છિદ્ર, જયાં પ્રાણ જતાં બ્રહ્મજ્ઞાન-બ્રહ્મલોક મળે, જયાંથી બ્રહ્મલોકમાં જનારના પ્રાણ નીકળે છે. એમ કહેવાય છે.

**બ્રહ્મર્ષિ** (પું.) બ્રાહ્મને જાણનાર-બ્રહ્મતત્ત્વ પ્રાપ્ત કરનાર ઋષિ

**બ્રહ્મલીલા** (સ્ત્રી.) બ્રહ્મની-ભગવાનની લીલા, સૃષ્ટિનો રસમય ખેલ

**બ્રહ્મલોક** (પું.) બ્રહ્માનો-ઊંચામાં ઊંચો લોક (૨) પરમપદ, બ્રહ્મપદ, મોક્ષ

**બ્રહ્મવર્ચસ** (ન.) બ્રહ્મચર્યથી કે બ્રહ્મના જ્ઞાનથી પ્રગટતી તેજસ્વિતા (૨) બ્રહ્મતેજ

**બ્રહ્મવાક્ય** (ન.) અફર અટળ બોલ, સિદ્ધ વાક્ય (૨) બ્રાહ્મણનો બોલ

**બ્રહ્મવાદ** (પું.) વેદાંતવાદ, અદ્વૈતવાદ (૨) વેદનું પઠનપાઠન

**બ્રહ્મવાદિતા,બ્રહ્મવાદિત્વ** (સ્ત્રી.ન.) બ્રહ્મવાદીપણું

**બ્રહ્મવાદિની** (સ્ત્રી.) ગાયત્રી (૨) અવિવાહિત રહી વેદનો અભ્યાસ કરનારી સ્ત્રી

**બ્રહ્મવાદી** (વિ.) બ્રહ્મવાદનું અનુયાયી (૨) વેદનું પઠનપાઠન કરનારું, શુદ્ધાદ્વૈતવાદી

**બ્રહ્મવિદ્યા** (સ્ત્રી.) બ્રહ્મ, જીવ અને જગત એ ત્રણ તત્ત્વોના પરસ્પરના સંબંધ વિશેનો વિચાર આપનારી વિદ્યા, વેદાંતવિદ્યા

**બ્રહ્મવેત્તા** (પું.) બ્રહ્મને જાણનાર

**બ્રહ્મવેદી** (સ્ત્રી.) બ્રહ્મયજ્ઞની વેદી

**બ્રહ્મવેલ** (સ્ત્રી.) બ્રહ્મ કે બ્રહ્માંડરૂપી વેલ-લતા

**બ્રહ્મસત્યત્વ** (ન.) બ્રહ્મ જ સત્ય છે એમ માનવું તે, બ્રહ્માસ્તિવાદ

**બ્રહ્મસભા** (સ્ત્રી.) બ્રાહ્મણોની સભા (૨) બ્રહ્માની સભા

**બ્રહ્મસમર્પણ** (ન.) એક વૈષ્ણવ વિધિ, બ્રહ્મસંબંધ

**બ્રહ્મ(-હ્મો)સમાજ** (પું.સ્ત્રી.) બંગાળાનો એક અર્વાચીન ધર્મસમાજ,

**બ્રાહ્મણોનો સમાજ** (૨) (વિ.) બ્રહ્મ સમાજનું, -ને લગતું
**બ્રહ્મસંબંધ** (પું.) બ્રહ્મની સાથે સંબંધ (૨) પુષ્ટિમાર્ગીઓનો એક વિધિ
**બ્રહ્મસાક્ષાત્કાર** (પું.) બ્રહ્મને સાક્ષાત્ જોવું-અનુભવવું તે, બ્રહ્મદૃષ્ટિ, બ્રહ્માવિર્ભાવ
**બ્રહ્મસૂત્ર** (ન.) જનોઈ (૨) બાદરાયણે રચેલાં વેદાંતનાં સૂત્ર, ઉત્તરમીમાંસા
**બ્રહ્મસ્વ** (ન.) બ્રાહ્મણનાં માલમિલકત-ધન
**બ્રહ્મહૃદય** (ન.) એક આકાશી તારો
**બ્રહ્મા** (પું.) સૃષ્ટિની ઉત્પત્તિ કરનાર વેદધર્મની ત્રિમૂર્તિમાંના એક દેવ
**બ્રહ્માક્ષર** (પું.) ૐકાર, સમગ્ર વૈદિક કાર્યોમાં મુખ્ય ગણાતો પ્રણવમંત્ર
**બ્રહ્માણી** (સ્ત્રી.) બ્રહ્માની પત્ની (૨) દુર્ગા
**બ્રહ્માનંદ** (પું.) બ્રહ્મ સાથે અભેદનો આનંદ
**બ્રહ્માર્પણ** (ન.) બ્રહ્મને-ઈશ્વરને અર્પણ (૨) જમતાં પહેલાં તેવું અર્પણ કરવા કરાતો વિધિ (૩) બ્રાહ્મણને દાનમાં આપવું એ
**બ્રહ્માર્પણબુદ્ધિ** (સ્ત્રી.) સર્વસ્વ બ્રહ્માર્પણ કરવાની બુદ્ધિ, ઈશ્વરપ્રણિધાન
**બ્રહ્માવર્ત** (પું.) (હસ્તિનાપુરની વાયવ્યે) સરસ્વતી અને દૈષદ્વતી નદીઓ વચ્ચેના પ્રાચીન પવિત્ર પ્રદેશનું નામ
**બ્રહ્માસ્ત્ર** (ન.) બ્રહ્માજીનો ખાસ મંત્ર ભણી એના તેજવાળું ફેંકવામાં આવતું-મનાતું દિવ્ય અસ્ત્ર (૨) સચોટ ઘા
**બ્રહ્માસ્વાદ** (પું.) બ્રહ્મરસનો આસ્વાદ, બ્રહ્માનંદ
**બ્રહ્માંજલિ** (સ્ત્રી.) વેદાભ્યાસ માટે ગુરુ પાસે હાથ જોડવા તે
**બ્રહ્માંડ** (ન.) વિશ્વ
**બ્રહ્મિષ્ઠ** (વિ.) સંપૂર્ણ વેદ જાણનાર (૨) બ્રહ્મમાં તદ્દન લીન
**બ્રહ્મોપાસના** (સ્ત્રી.) બ્રહ્મપદ મેળવવા માટેની ઉપાસના, બ્રહ્મતત્ત્વની આરાધના
**બ્રાહ્મ** (વિ.) બ્રહ્મનું, -ને લગતું
**બ્રાહ્મ(-હ્મો)ધર્મ,બ્રાહ્મ(-હ્મો)મત** (પું.) બ્રાહ્મસમાજી ધર્મ કે પંથ
**બ્રાહ્મવિવાહ** (પું.) વિવાહના આઠ પ્રકારોમાંનો એક, જેમાં કન્યાને શણગારી, કશું લીધા વિના વરને આપવામાં આવે છે.
**બ્રાહ્મણ** (પું.) હિંદુઓના ચાર વર્ણોમાંના પહેલા વર્ણનો માણસ, વિપ્ર, બ્રહ્મ-વેદનું અધ્યયન જેને કરવાનું છે યા બ્રહ્મજ્ઞાનનો જે અધિકારી છે તે પુરુષ (૨) મંત્રોનો જુદાંજુદાં કર્મોમાં વિનિયોગ જણાવનારો વેદનો ભાગ
**બ્રાહ્મણતા,બ્રાહ્મણત્વ** (સ્ત્રી.ન.) બ્રાહ્મપણું, બ્રાહ્મણના સદ્‌ગુણ
**બ્રાહ્મણધર્મ** (પું.) હિંદુધર્મ, વેદધર્મ
**બ્રાહ્મમુહૂર્ત** (ન.) સૂર્યોદય પહેલાંની બે ઘડીનો સમય
**બ્રાહ્મી** (સ્ત્રી.) એક વનસ્પતિ (૨) સરસ્વતી (૩) વાણી (૪) એ નામની એક લિપિ (૫) (વિ.) બ્રહ્મને-બ્રહ્માને લગતું
**બ્રિજ** (સ્ત્રી.) પાનાંની એક રમત (૨) (પું.) પુલ
**બ્રિટન** (પું.ન.) ઇંગ્લેન્ડ દેશ
**બ્રિટિશ** (વિ.) બ્રિટન દેશનું કે તેને લગતું
**બ્રીફ** (સ્ત્રી.) અસીલની વકીલાત કરવાને અંગેનું સંક્ષિપ્ત ટાંચણ કે તેના કાગળ (૨) (લા.) ઉપરાણું, પક્ષકારી
**બ્રીફકેસ** (સ્ત્રી.) ફાઇલ, પેપર, ઇત્યાદિ મૂકવાની પેટી
**બ્રેઇનવૉશિંગ** (ન.) રૂઢ ખ્યાલો છોડાવીને નવા ગ્રહણ કરાવવા તે
**બ્રેઇલપદ્ધતિ** (સ્ત્રી.) અંધજનો માટે બ્રેઇલ નામના યુરોપીય વિદ્વાને શોધેલી લખવા-વાંચવાની પદ્ધતિ
**બ્રેઇલપાટી** (સ્ત્રી.) બ્રેઇલ પદ્ધતિ પ્રમાણે લખવા માટેની એક ખાસ પાટી
**બ્રેઇલલિપિ** (સ્ત્રી.) આંધળાંઓને લખવા-વાંચવા માટેની અક્ષરન્યાસ-પદ્ધતિ ચબ્રેકવાળો ડબ્બો
**બ્રેક** (સ્ત્રી.) ગતિમાન ચક્રને થોભાવવાની કળ (૨) રેલવેમાં ગાર્ડનો
**બ્રૅકેટ** (પું.) કૌંસચિહ્ન (૨) છાજલીની નીચેનો ટેકો (ભીંતમાં તે મરાય છે.)
**બ્રેડ** (સ્ત્રી.) ડબલ રોટીપાંઉ (૨) રોટલો, રોટલી વગેરે
**બ્રેડવડાં** (ન.) બ્રેડને ચણાના લોટમાં બોળીને બનાવેલી વાનગી
**બ્રેસલેટ** (ન.) કાંડા પર પહેરવાનું એક ઘરેણું
**બ્રોકર** (પું.) દલાલ, આડતિયો
**બ્રોકરેજ** (ન.) દલાલી, આડતનું મળતર
**બ્રૉડકાસ્ટ** (વિ.) વાયરલેસ ધ્વનિવર્ધક યંત્ર દ્વારા પ્રસારિત કરેલું, રેડિયો પર કહેલું
**બ્રૉડગેજ** (પું.) રેલવેના બે પાટા વચ્ચેનું સાડાપાંચ ફૂટ પહોળું માપ કે તેવા માપની રેલવે
**બ્રૉન્ઝ** (સ્ત્રી.) કાંસું
**બ્રોમાઇડ** (પું.) બ્રોમીનનો એક સંયોજન-પદાર્થ
**બ્રોમીન** (ન.) એક મૂળતત્ત્વ
**બ્રૉંકાઇટિસ** (પું.) ફેફસાંની નળી પરનો સોજો
**બ્લડ** (ન.) લોહી, રક્ત, રક્તવર્ગ-પ્રકાર
**બ્લડડોનર** (પું.) રક્તદાતા
**બ્લડપ્રેશર** (ન.) લોહીનું દબાણ, રક્તચાપ
**બ્લેડબૅન્ક** (સ્ત્રી.) રક્તબૅન્ક
**બ્લાઉઝ** (ન.) કમખો, પોલકું
**બ્લીચિંગ** (ન.) એક રસાયણી દ્રવ્ય વડે વસ્ત્રને ધોવું તે, વિરંજન, શ્વેતન
**બ્લીચિંગ પાઉડર** (પું.) બ્લીચિંગ કરવા માટેની એક ક્ષાર, વિરંજન-ચૂર્ણ
**બ્લૅક-આઉટ** (પું.) અંધારપટ
**બ્લૅકબોર્ડ** (ન.) કાળું પાટિયું
**બ્લૅકમેઇલ** (ન.) ખોટી ધાકધમકી કે દબાણથી ગેરલાભ ઉઠાવવો તે
**બ્લૅક-લિસ્ટ** (ન.) શકમંદ વ્યક્તિ, શંકાસ્પદ બાબતો કે દોષિત વ્યક્તિની નોંધ જેમાં થઈ હોય તેવી યાદી, કાળી યાદી, વર્જ્ય યાદી
**બ્લેડ** (સ્ત્રી.) ધારવાળી પતરી (અસ્ત્રાની, યંત્રોમાંની વગેરે)
**બ્લૉક** (પું.) ચિત્ર કે છબી છાપવાનું તૈયાર કરેલું બીબું (૨) ચાલ જેવા એક મોટા મકાનમાં, એક કુટુંબ સ્વતંત્ર રહી શકે એવી અલગ બધી સગવડવાળો તેનો ભાગ, મોટા મકાનનો સ્વતંત્ર ઘર થાય એવો નાનો ભાગ (૩) જૂથ, ટોળી, પક્ષ (રાજકીય) (૪) ઘટક, ખંડ, વિભાગ
**બ્લૉટિંગ,બ્લૉટિંગ-પેપર** (પું.) શાહીચૂસ કાગળ
**બ્લ્યુ-પ્રિન્ટ** (સ્ત્રી.) નીલપ્રત, ઇજનેરી નકશો (૨) રૂપરેખા, ટૂંકું બયાન-નિરૂપણ
**બ્લ્યુ-બુક** (સ્ત્રી.) નિયમાવલીની પુસ્તિકા

## ભ

**ભ** (પું.) ઔષ્ઠ્ય ચોથો વ્યંજન (૨) નક્ષત્ર (૩) તેજ
**ભક્ત** (વિ.) જુદું પડેલું કે પાડેલું (૨) ભાગેલું (૩) -ના પર આશક, -ની **ભક્તિવાળું** (૪) ભક્તિ કરનારું, ભજનારું (૫) (પું.) તેવો આદમી, ભગત
**ભક્તરાજ** (પું.) મહાન ભક્ત

**ભક્તવત્સલ** (વિ.) ભક્ત પર પ્રેમ રાખનાર (પરમાત્મા)
**ભક્તાધીન** (વિ.) ભક્તને વશ (પ્રભુ)
**ભક્તિ** (સ્ત્રી.) ભજવું તે, ભજન (૨) પ્રેમ, આદર (૨) નવની સંજ્ઞા (ભક્તિના નવ પ્રકાર : શ્રાવણ, કીર્તન, સ્મરણ, પાદસેવન, અર્ચન, વંદન, દાસ્ય, સખ્ય, આત્મનિવેદન)
**ભક્તિકાવ્ય** (ન.) ભક્તિરસનું કાવ્ય, ભજન, '???'
**ભક્તિપૂર્વક** (અ.) ભક્તિ સહિત
**ભક્તિપ્રધાન** (વિ.) ભક્તિ જેમાં મુખ્ય હોય એવું
**ભક્તિભાવ** (પું.) ભક્તિ માટેના ભાવ, આદર, પ્રેમ
**ભક્તિમાર્ગ** (પું.) ભક્તિ દ્વારા સાધનાનો માર્ગ
**ભક્તિયોગ** (પું.) ભક્તિ જેમાં પ્રધાન હોય એવો યોગ
**ભક્તિવશ** (વિ.) ભક્તિ વડે વશ થાય એવું, ભક્તાધીન (પ્રભુ)
**ભક્ષ** (પું.) ભખ, ખોરાક (૨) શિકાર
**ભક્ષક** (વિ.) ભક્ષ કરનાર, ખાનાર
**ભક્ષણ** (ન.) ખાવું તે
**ભક્ષણીય** (વિ.) ખાવાને યોગ્ય
**ભક્ષ(-ખ)વું** (ક્રિ.) ખાવું, આરોગવું
**ભક્ષિત** (વિ.) ખાધેલું
**-ભક્ષી** (વિ.) ભક્ષનારું (સમાસને અંતે. ઉદા. માંસભક્ષી)
**ભક્ષ્ય** (વિ.) ખાવા યોગ્ય (૨) (ન.) ભક્ષ, ખાવાનું
**ભક્ષ્યાભક્ષ્ય** (વિ.) ખાવા અને ન ખાવા યોગ્ય (૨) (ન.) ભક્ષ કે અભક્ષ
**ભખભખિયું** (વિ.) ભખભખ બોલી નાંખે કે બોલબોલ કરે એવું (૨) ભક્કાબોલું
**ભખવું** (ક્રિ.) ભક્ષવું, ખાવું (૨) કહેવું, બોલવું (૩) બકવું
**ભખળવું** (ક્રિ.) આચારભ્રષ્ટ થવું (૨) ખાઉંપાઉં કરવું, ભભડવું
**ભખ્ખડ** (વિ.) જાડું (૨) નીડર (૩) ગામડિયું (૪) ભખળેલ, ભખળ
**ભગ** (ન.) નસીબ, સદ્ભાગ્ય (૨) ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન, અને વૈરાગ્ય એ છનો સમૂહ (૩) છિદ્ર, કાણું (૪) ક્ષત, વ્રણ (૫) (પું.) સૂર્યનાં બાર રૂપોમાંનું એક, સૂર્ય (૬) સ્ત્રીની ગુહ્યેન્દ્રિય
**ભગત** (વિ.પું.) ભજન કે ભક્તિ કરનાર
**ભગત-માણસ** (પું.) સીધો, સાદો અને ઈશ્વરથી ડરીને ચાલનારો માણસ
**ભગતાઈ** (સ્ત્રી.) ભક્તિ (૨) ભગત હોવાપણું
**ભગદળ, ભગદાળું** (ન.) મોટું બાકોરું
**ભગરી** (વિ.સ્ત્રી.) (ઘણું દૂધ આપે એમ મનાતી) કપાળે ધોળા ચાંદાવાળી (ભેંસ)
**ભગરું** (વિ.) ભભરું (૨) છૂટું, ચીકાશ-વાક વગરનું (૩) બરડ (૪) ઊડી ગયેલા રંગનું
**ભગરો** (પું.) છૂટો ભૂકો, ઘસિયો
**ભગવતી** (વિ.) ભગવાનનું, ભક્ત, ઓલિયું (૨) (સ્ત્રી.) દેવી
**ભગવત્કૃપા** (સ્ત્રી.) ભગવાન-પ્રભુની કૃપા
**ભગવત્પરાયણ** (વિ.) ઈશ્વરભક્તિમાં પરોવાયેલું
**ભગવદ્ગીતા** (સ્ત્રી.) હિંદુઓનું એક જાણીતું ધર્મપુસ્તક-ગીતા
**ભગવંત,ભગવાન** (વિ.પું.) શ્રીમંત, ભગવાળું (૨) (પું.) તેવો માણસ (૩) ઈશ્વર, પ્રભુ
**ભગવું** (વિ.) ગેરુવા રંગનુ
**ભગંદર** (ન.) ગુદાની પાસે છિદ્ર-વ્રણ થવાનો એક રોગ (૨) બાકું
**ભગાડવું** (ક્રિ.) નસાડવું (૨) છેતરી-ભોળવીને લઈ જવું કે મૂળ સ્થળ તજાવવું
**ભગિની** (સ્ત્રી.) બહેન
**ભગીરથ** (પું.) આકાશમાંથી ગંગા નદીને પૃથ્વી પર લાવનાર રાજા (૨) (વિ.) (લા.) મહામુશ્કેલ
**ભગ્ન** (વિ.) ભાંગેલું, નાશ પામેલું (૨) હારેલું, હતાશ
**ભગ્નહૃદય** (ન.વિ.) ભગ્ન હૃદય તેવા હૃદયવાળું
**ભચકવું** (ક્રિ.) પછડાવું
**ભચડ ભચડ** (અ.) ચાવવાના કે કચડાવાના અવાજથી
**ભજન** (ન.) નામસ્મરણ, ભક્તિ (૨) ભક્તિનું ગીત
**ભજન-કીર્તન** (ન.) ભજન અને કીર્તન, ઈશ્વરનું ભજન કીર્તન કરવું તે
**ભજનિક** (વિ.) ભજન કરનાર કે ગાનાર
**ભજવવું** (ક્રિ.) નાટક કરવું, તેનો ખેલ કરી દેખાડવો, વેશ કાઢી બતાવવો
**ભજવણી** (સ્ત્રી.) ભજવવું તે, અભિનયન
**ભજવું** (ક્રિ.) ભજન કરવું (૨) જપવું (૩) સેવવું (૪) લાંચ આપવી (૫) પહેરવું, ધારણ કરવું (વસ્ત્રાભૂષણ) (૬) (ક્રિ.) શોભવું
**ભજિયું** (ન.) તળીને કરેલી એક વાનગી
**ભટ** (પું.) યોદ્ધો (૨) પંડિત (૩) ભિક્ષુક બ્રાહ્મણ (૪) રસોઈયો
**ભટ** (અ.) તરત જ (૨)અથડાય તેમ
**ભટકવું** (ક્રિ.) રખડવું (૨) કંઈ તાકયા કરવું (૩) (લા.) એલફેલમાં પડી રવડવું
**ભટકાવું** (ક્રિ.) અથડાવું (૨) આડે આવવું (૩) ભટકવું, રખડવું (૪) (લા.) અણધાર્યું મળવું (૫) લડાઈ કે કજિયો થવો
**ભટાઈ** (સ્ત્રી.) ભાટનું કામ, પદ (૨) ભાટવેડા, ભાટાઈ
**ભટ્ટ** (પું.) વિદ્વાન બ્રાહ્મણ, ભટ (૨) યોદ્ધો (૩) ભાટ
**ભટ્ટો** (પું.) ગોળ દડા જેવી જાતનું વેંગણ
**ભઠિયારખાનું** (ન.) રસોડું (૨) (લા.) રસોડાનું કામકાજ
**ભઠિયારો** (પું.) ભઠ્ઠી પર શેકનારો (૨) રાંધનારો
**ભઠ્ઠી** (સ્ત્રી.) નીચેની આંચ કે પવન દઈ શકાય એવો થાપી કરી કરેલો ચૂલો (જેમ કે, ભાડભૂંજાની, હલવાઈની, લુહારની, ધોબીની) (૨) ચૂનો, ઈંટ જેવું પકવવાની રચના (૩) દારૂ ગાળવાનું ફંડ (૪) (લા.) ભઠ્ઠી પર રાખેલું વાસણને તેમાંની વસ્તુ (જેમ કે, વૈદની ધાતુ વગેરે મારવા માટે)
**ભઠ્ઠો** (પું.) મોટી ભઠ્ઠી
**ભડ** (વિ.) બળવાન, બહાદુર, શૂરવીર (૨) સમૃદ્ધિવાન (૩) (પું.) યોદ્ધો (૪) શ્રીમંત (૫) (સ્ત્રી.) ભૈડ (૬) કોશની વરતની ખીલી (૭) (ન.) કૂવામાંથી પાણી ખેંચવાની સગવડનું ચણતર કે લાકડું (૮) (લા.) ભોપાળું (૯) સૂકાઈ ગયેલી જમીનની ફાટ, ભઠોરું (૧૦) (અ.) મારવાનો અવાજ
**ભડક** (સ્ત્રી.) ચમક, બીક, ડર
**ભડકણું** (વિ.) બીકણ, ચમકનારું
**ભડકવું** (ક્રિ.) ચમકવું, ઓચિંતું ડરવું
**ભડકું(-કો)** (ન.પું.) અગ્નિનો ભભૂકો (૨) ઝાળ, લાય
**ભડદું** (ન.) જાળી પડી ગયેલી કાચી કેરી, બાકું, ભગદળ (૩) છોડું (૪) (વિ.) નિર્માલ્ય, મુડદાલ
**ભડભડ** (અ.) એવા અવાજથી (૨) જોરથી, ઝટ
**ભડભડિયું** (વિ.) મનમાં જે હોય તે કહી દેનારું, ગુપ્ત ન રાખી શકે એવું

**ભડભાદર** (વિ.) મોટું, ભર્યુંભાદર્યું (૨) આબરૂદાર (૩) બહાદુર
**ભડલી(-ળી)** (સ્ત્રી.) ઋતુ વરસાદ વગેરે ભાખનારી એક વ્યક્તિ
**ભડલી(-ળી)વાક્ય** (ન.) ભડલી નામક જોષીએ ભાખેલું વાક્ય-એવી લોકોક્તિ
**ભડવીર** (પું.) બહાદુર યોદ્ધો (૨) (વિ.) શૂરવીર, બહાદુર
**ભડાકો** (પું.) ધડાકો (૨) બંદૂક ફૂટવાનો અવાજ (૩) ગપગોળો
**ભડાભૂટ** (સ્ત્રી.ન.) ધાંધલ (૨) વેરણછેરણ
**ભણકાર(-રો),ભણકો** (પું.) કશાના અવાજની આગાહી કે ગૂંજારવ
**ભણતર** (ન.) ભણેલું તે, શિક્ષણ, અભ્યાસ, તાલીમ
**ભણવું** (ક્રિ.) શીખવું, (૨) બોલવું, કહેવું (૩) વાંચવું
**ભણાવવું** (ક્રિ.) શીખવવું (૨) પાઠ કરાવવો, ઉચ્ચારવું
**ભણી** (અ.) તરફ, બાજુએ
**ભત્રીજી** (સ્ત્રી.) ભાઈની કે પતિ-પત્નીના ભાઈની દીકરી
**ભત્રીજો** (પું.) ભાઈનો કે પતિ-પત્નીના ભાઈનો દીકરો
**ભથ્થું(-ત્તું)** (ન.) ભાતું કે તે બદલ અપાતા પૈસા (૨) ખાસ કામ માટે પગાર ઉપરાંત અપાતું મહેનતાણું કે ખરચી
**ભદ્ર** (ન.) મોટા કોટની અંદરનો નાનો કોટ (૨) ભદલ (૩) (વિ.) કલ્યાણકારી (૪) માંગલિક (૫) ભાગ્યશાળી (૬) સભ્ય, ખાનદાન (૭) (ન.) કલ્યાણ (૮) સોનું (૯) સંગીતમાં એક અલંકાર
**ભદ્રલોક,ભદ્રસમાજ** (પું.) સમૃદ્ધ અને ઊંચા ગણાતા લોકો-તેમનો સમાજ, ‘બૂઝ્ર્વા’
**ભદ્રંભદ્ર** (પું.) એક નવલકાથા તેનું મુખ્ય પાત્ર (૨) (લા.) જડ, વેદિયો, વિનોદવૃત્તિ વિનાનો માણસ (૩) (વિ.) વગર સમજે સંસ્કૃત ભાષા વાપરનાર
**ભદ્રા** (સ્ત્રી.) ગાય (૨) દુર્ગા (૩) શ્રીકૃષ્ણની એક પટરાણી (૪) બીજ, સાતમ કે બારસ (૫) ગળી (૬) ગોકર્ણી
**ભદ્રિક** (વિ.) ભદ્ર, કલ્યાણકારી (૨) ભલું, ભોળું
**ભપ(-ભ)કો** (પું.) રોફ, આડંબર (૨) ધમકી
**ભભક** (સ્ત્રી.) ચળકાટ, દમક, ઝળક
**ભભકાદાર,ભભકાબંધ** (વિ.) ભભકાવાળું (૨) (અ.) ભભકા સહિત
**ભભરાવવું** (ક્રિ.) ભૂકો છૂટો છૂટો નાંખવો કે વેરવો
**ભભૂકવું** (ક્રિ.) ભભૂકો થવો (૨) (લા.) ગુસ્સાના આવેશમાં આવવું કે આવેશમાં બોલવું
**ભભૂત,ભભૂતી** (સ્ત્રી.) ભસ્મ
**ભમતી** (સ્ત્રી.) હિંદુ મંદિરોમાં ગર્ભગૃહની ફરતો આવેલો ફરવાનો માર્ગ, પ્રદક્ષિણા-માર્ગ
**ભમર** (સ્ત્રી.) ભૂકુટિ, ભવું (૨) વમળ (૩) ગોળગોળ ચક્કર ફરે તેમ (૪) (પું.) ભમરો
**ભમરડો** (પું.) એક રમકડું-ગરિયો (૨) એક ફળ (૩) શૂન્ય, કાંઈ નહીં
**ભમરાળું** (વિ.) સુંદર ભમ્મરવાળું (૨) દુર્ભાગી (૩) અમંગળ (૪) ભમર, ગોળગોળ ચક્કર ફરે તેમ
**ભમરિયું** (વિ.) ગોળ-ગોળ ફરતું (૨) ભમરીનું, -ને લગતું (૩) (ન.) ભમરી ભાતનું સ્ત્રીઓનું એક વસ્ત્ર (૪) ચકરીનો રોગ
**ભમરી** (સ્ત્રી.) ભમરાની માદા, કરડે એવી એક માખી (૩) ઘૂમર, ચકરી (૩) માથાનું એક ઘરેણું
**ભમરો** (પું.) ભ્રમર (૨) વમળ (૩) વાળનું કૂંડાળું
**ભમવું** (ક્રિ.) ચક્રાકારે ફરવું (૨) રખડવું (૩) તમ્મર આવવાં
**ભમ્મર** (સ્ત્રી.) ભવું
**ભય** (પું.ન.) બીક, ડર, ભીતિ, ધાસ્તી, દહેશત (૨) (લા.) આફત, સંકટ (૩) એ નામનો કાવ્યનો એક ભાગ
**ભયગ્રસ્ત** (વિ.) ભયમાં સપડાયેલું, ભયભીત
**ભયજનક** (વિ.) ભય પેદા કરે એવું, ભયકારી
**ભયત્રસ્ત** (વિ.) ભયથી ત્રાસેલું, ડરી ગયેલું
**ભયભીત** (વિ.) બીધેલું, ડરેલું
**ભયસૂચક** (વિ.) ભય સૂચવતું, ભયની ચેતવણી આપતું
**ભયસ્થાન** (ન.) ભયંકર કે ભયજનક કે ભયવાળું, બીવા જેવું સ્થળ કે જગ્યા
**ભયંકર** (વિ.) ભય ઉપજાવે એવું, વિકરાળ ચજમાઈ માટે સંબોધન
**ભયા** (પું.) ભાઈ, ભિયા (પુરુષ માટે સંબોધન) (૨) કેટલીક જ્ઞાતિમાં
**ભયાનક** (વિ.) ભયંકર (૨) (પું.) કાવ્યના આઠ રસમાંનો એક
**ભયો** (પું.) કૃતાર્થતાનો સંતોષ થતો હોય એમ, સંતુષ્ટ
**-ભર** નામના અંતે લાગતાં ‘તેના જેટલું તે બધું-આખું’ એવો અર્થ થાય છે. દા.ત. પલભર, મૂઠીભર (૨) (વિ.) બરોબર જામેલું, ભરપૂર, પરિપૂર્ણ. દા.ત. ભરજોબન, ભરનિદ્રા
**ભરખવું** (ક્રિ.) ખાવું (૨) કરડવું (૩) (લા.) ભોગ લેવો
**ભરચક(-ટ)** (વિ.) પુષ્કળ (૨) ખીચોખીચ
**ભરડવું** (ક્રિ.) અનાજને જાડુંજાડું દળવું, બે ફાડ પડે એમ દળવું (૨) ગમેતેમ બકવું
**ભરડો** (પું.) ભરડેલું તે (૨) ભરડાઈ જાય એમ આજુબાજુથી જોરથી વીંટવું-વીંટાવું તે (અજગરનું) (૩) છાપરાની વળીઓ કબજામાં લેવાનો બંધ (૪) શેરડીમાં થતો એક રોગ
**ભરણ** (ન.) ગુજરાન (૨) આંખનમાં ખાપરિયું ભરવું તે (૩) જાદુગરનો ટુચકો
**ભરણપોષણ** (ન.) ગુજરાન, આજીવિકા ચનક્ષત્ર, ગાલ્લી
**ભરણી** (સ્ત્રી.) ભરવું તે (૨) ઉમેરો (૩) (શાક) રાંધવાનું વાસણ (૪) બીજું
**ભરણું** (ન.) ભરણી, ઉમેરો, ભરવું તે (૨) ભરેલું નાણું (૩) સંગ્રહ
**ભરત** (ન.) ભરવું તે કે ભરેલું તે (જેમ કે, માટી ભરી ખાડો પૂરવો, પાટી કે વાણથી ખાટલો ભરવો) (૨) માપ, પ્રમાણ (૩) લૂગડાં ઉપર વેલ, બુટ્ટી વગેરે ભરવી તે (૫) (ખાટલાને) પાટી કે વાણ ભરવું તે (૬) મસાલો ભરી બનાવેલું શાક (રીંગણ)
**ભરત** (પું.) રામનો ભાઈ (૨) દુષ્યંતનો પુત્ર-જેના નામ પરથી ભારતદેશ કહેવાય છે. (૩) જડભરત (૪) એક મુનિ, ભારતીય નાટ્યશાસ્ત્રના કર્તા
**ભરતખંડ,ભરતભૂમિ** (પું.) ભારત
**ભરતગૂંથણ** (ન.) ભરતકામ અને ગૂંથણકામ, ‘ઍમ્બ્રોયડરી’
**ભરતનાટ્યમ્** (ન.) નૃત્યનો એક પ્રકાર
**ભરતર(-લ)** (વિ.) ઢાળેલું, ભરતનું (૨) (ન.) ભરત (૩) માપ
**ભરતવાક્ય** (ન.) સંસ્કૃત નાટકમાં અંતે મૂકાતો આશીર્વાદનો શ્લોક
**ભરતિયું** (ન.) માલની કિંમતની વિગતવાર યાદી, બિલ (૨) કશામાં-કોઈમાં માપ તેટલું માપ (૩) એક વાસણ
**ભરતિયો** (પું.) ભરતરનું કામ કરનારો (૨) નાણાં ભરે ત્યારે કન્યા મળે એવો કુળનો માણસ

**ભરતી** (સ્ત્રી.) ભરવું કે ભરાવું તે, ઉમેરણ (૨) લશ્કરમાં માણસને લેવો તે (૩) જુવાળ (૪) પુષ્કળતા, આવરો

**ભરતીઓટ** (સ્ત્રી.ન.બ.વ.) ભરતી અને ઓટ (દરિયામાં) (૨) (લા.) ચડતી પડતી (જીવનમાં)

**ભરથાર** (પું.) પતિ, કંથા, સ્વામી, નાથ

**ભરપટ્ટે,ભરપેટ** (અ.) જોઈએ તેટલું, ખૂબ, ધરાઈને

**ભરપાઈ** (સ્ત્રી.) સંપૂર્ણ પતાવટ (લેણું, લોન વગેરેની)

**ભરપૂર** (વિ.) પુષ્કળ (૨) પૂરેપૂરું ભરેલું (૩) (અ.) સંપૂર્ણ રીતે

**ભર(-ળ)ભાંખળું** (વિ.) મોંસૂઝણું, પરોઢિયું, મળસકું

**ભરમ** (પું.) ભ્રમ, ભ્રાંતિ, વહેમ (૨) ભેદ, રહસ્ય (૩) કાંઈક રહસ્ય હોવાનો ખ્યાલ કે માન્યતા

**ભરમાર** (સ્ત્રી.) ખૂબ હોવું તે, અતિશય

**ભરમાવું** (ક્રિ.) છેતરાવું (૨) વહેમાવું, ભ્રાંતિમાં કે ભ્રમમાં પડવું

**ભરવાડ** (પું.) ઢોર રાખી ગુજરાન ચલાવનારી એક જ્ઞાતિ કે કોમ

**ભરવું** (ક્રિ.) ખાલી હોય તેમાં મૂકવું, નાંખવું, રેડવું, લખવું વગેરે (૨) સંઘરવું (અનાજ) (૩) ભરપાઈ કરવું (૪) ફળરૂપે મળવું, લણવું (૫) જમા કરાવવું કે માગતા પેટે આપવું (૬) ટીપ કે ફાળામાં આપવું-લખાવવું (૭) મેળવવું-એકઠું કરવું, ભેગું કરવું (સભા, મિજલસ, પ્રદર્શન, બજાર, પરિષદ, ઠઠ વગેરે) (૮) ગૂંથવું (૯) ભરતકામ કરવું (૧૦) માપવું (૧૧) પૂરવું, ચોપડવું (૧૨) પૂર્ણ-સમૃદ્ધ-છતવાળું કરવું (૧૩) ભરતર કરવું. જેમ કે, છજું, ઢાળો વગેરે 'કાસ્ટ' (૧૬) જુદાજુદા શબ્દો સાથે વપરાઈને જુદાજુદા અર્થ થાય છે. તે તે શબ્દોમાં જુઓ, જેમ કે, પગલું ભરવું, ટાંકો ભરવો, અનાજ ભરવું, પેટ ભરવું, બચકું ભરવું, મોં ભરવું, દિવસ ભરવા

**ભરાડી** (વિ.) ઊંધાંચત્તાં કરનારું, ખેપાની (૨) ચોર, ઉઠાઉગીર

**ભરામણ,ભરામણી** (ન.સ્ત્રી.) ભરત ભરવાનું મહેનતાણું

**ભરાવ(-વો)** (પું.) ભરાવું-જમા થવું તે, જથ્થો, જમાવ (૨) પૂર્ણતા, ભરપૂરતા

**ભરાવ(-વા)દાર** (વિ.) ભરાવવાળું, હૃષ્ટપુષ્ટ

**ભરાવું** (ક્રિ.) 'ભરવું'નું કર્મણિ (૨) સંતાવું, લપાવું (૩) તાવ આવવો, શરીર તપવું, દા.ત. તાવ ભરાયો છે (૪) થાકથી અકડાવું (૫) પકડાવું, ઝલાવું (૬) સપડાવું, ફસાવું (૭) વ્યાપવું, પ્રસરવું (૮) પુરાવું, રૂઝ આવવી (૯) પુષ્ટ થવું (૧૦) પૂરું થવું, અંત આવવો (૧૧) જામવું, ભેગા થવું

**ભરૂચ** (ન.) નર્મદા-નદીના મુખ આગળનું એક શહેર

**ભરો(-રોં)સો** (પું.) વિશ્વાસ, ખાતરી

**ભરોસાદાર,ભરોસાપાત્ર** (વિ.) ભરોસાવાળું, વિશ્વાસપાત્ર

**ભર્તા(-ર્ત્તા)** (પું.) સ્વામી (૨) પોષણ કરનાર

**ભર્ત્સના** (સ્ત્રી.) નિંદા, ધુત્કાર

**ભર્યુંભાદર્યું** (વિ.) ખૂબ ભરેલું, સમૃદ્ધ, આબાદ

**ભલ(-લું)ભલું** (વિ.) કંઈ કંઈ ભલાઈ કે મોટાઈવાળું કે મહત્ત્વનું, ભારે વજનવક્કરવાળું કે વિશેષ

**ભલમનસાઈ** (સ્ત્રી.) ભલાઈ, સજ્જનતા

**ભલા** (અ.) 'ભલા માણસ' કે 'ભાઈલા' એવો સંબોધનનો ઉદ્‌ગાર

**ભલાઈ,ભલાશ** (સ્ત્રી.) ભલાપણું, સારાપણું, સજ્જનતા (૨) નેકી, સાલસાઈ, ઈમાનદારી (૩) ભલા તરીકેની પ્રશંસા

**ભલામણ(-ણી)** (સ્ત્રી.) સિફારસ (૨) સોંપણી, ભાળવવી

**ભલામણપત્ર** (પું.) ભલામણ કે સિફારસનો કાગળ

**ભલીભૂંડી** (સ્ત્રી.) સારી અથવા ખરાબ વાત, ટીકા કે ચર્ચા

**ભલીવાર** (પું.સ્ત્રી.) સત્ત્વ, સાર, બરકત (૨) આવડત, હોશિયારી

**ભલું** (સ્ત્રી.) સારું (૨) માયાળુ (૩) સભ્ય (૪) પ્રામાણિક

**ભલુંબૂરું** (વિ.) સારું-નરસું (૨) યોગ્ય અયોગ્ય

**ભલે** (અ.) ઠીક, સારુ, અસ્તુ

**ભવ** (પું.) સંસાર (૨) જન્મ (૩) જન્મારો (૪) મહાદેવ

**ભવજલ** (ન.) ભવરૂપી જળ, ભવસાગર

**ભવતારણ** (વિ.) સંસારમાંથી તારનાર (ઈશ્વર)

**ભવદીય** (વિ.) આપનું, આપને લગતું

**ભવન** (ન.) રહેઠાણ, મકાન (૨) અસ્તિત્વ

**ભવરણ** (ન.) ભવરૂપી રણ

**ભવસાગર,ભવસિંધુ** (ન.) સંસારરૂપી સમુદ્ર, સાગર જેવો આ સંસાર

**ભવાઈ** (સ્ત્રી.) (લા.) ફજેતી (૨) લોક-નાટ્ય

**ભવાટવિ(-વી)** (સ્ત્રી.) સંસારરૂપી વન

**ભવાડો** (પું.) ફજેતો, નામોશી

**ભવાની** (સ્ત્રી.) પાર્વતી

**ભવાબ્ધિ,ભવાર્ણવ** (પું.) સંસારરૂપી સમુદ્ર

**ભવિતવ્ય (વિ.) ભવિષ્યમાં થનારું** (૨) (ન.) ભવિષ્ય, ભાવિ

**ભવિષ્ય** (વિ.) આવતા કાળનું (૨) (ન.) નસીબ (૩) દોલક, વારસો (૪) ભવિષ્યકાળ

**ભવિષ્યકાલ(-ળ)** (પું.) આવનાર સમય (૨) (વ્યા.) ક્રિયાપદનો એક કાળ

**ભવિષ્યકૃદંત** (ન.) ભવિષ્યકાળ સૂચક કૃદંત (વ્યા.)

**ભવિષ્યવાણી** (સ્ત્રી.) ભવિષ્ય ભાખતી વાણી

**ભવિષ્યવેત્તા** (પું.) ભવિષ્ય જાણનાર (૨) જ્યોતિષી

**ભવું** (ન.) ભમ્મર, ભમા

**ભવોભવ** (અ.) ભવેભવે, દરેક જન્મમાં

**ભવ્ય** (વિ.) ગૌરવશાળી, પ્રભાવશાળી (૨) મોક્ષનું અધિકારી (જૈન) (૩) ભવિષ્યમાં થવા જેવું-બનવા જેવું

**ભસવું** (ક્રિ.) કૂતરાનું બોલવું (૨) (લા.) નકામો બકવાટ કરવો

**ભસ્મ** (સ્ત્રી.) રાખોડી (૨) યજ્ઞની કે મંત્રેલી રાખ (૩) ધાતુની (વૈદકીય) રાખ, માત્રા (૪) ધાતુનો ઑક્સાઈડ જેવો રસાયણી પદાર્થ, 'બેઝ' (૨.વિ.)

**ભસ્મગંધા** (સ્ત્રી.) એક વનસ્પતિ (૨) એક જાતનું અત્તર

**ભસ્મીભૂત** (વિ.) ભસ્મ બનેલું, બળીને ખાખ થયેલું

**ભળતું** (વિ.) ભળી જાય-મળતું આવે એવું (૨) ઠામઠેકાણા વગરનું (૩) ફાલતું, અચોક્કસ, અપ્રસ્તુત

**ભળવું** (ક્રિ.) ભેગું મળી જવું (૨) અમુકના જેવા હોવું, મળતું આવવું (૩) છોળવું, ધાવણ ઓકવું (બાળકે)

**ભળાવવું** (ક્રિ.) 'ભળવું, ભાળવું'નું પ્રેરક (૨) ભલામણ કરવી (૩) સોંપવું (૪) ઢોરને ગોવારામાં હળતું કરવું

**ભંગ** (પું.) તૂટવું કે ભાંગી પડવું તે (૨) તોડવું તે (૩) નાશ (૪) વિઘ્ન (૫) વાંક, વળાંક

**ભંગાણ** (ન.) ભંગ (૨) તૂટ

**ભંગાર** (પું.) ભાંગેલા વાસણ કે બીજા સરસામાન (૨) તેવું રદ્દી તે

**ભંગિ(-ગી)** (સ્ત્રી.) વ્યંગ, વાચાની ચાતુરી (૨) રીત, ઢબ (૩) અંગોનો મરોડ (૪) પગથિયું

**ભંગિમા** (સ્ત્રી.) શરીરનો અંગમરોડ

**ભંગુર** (વિ.) ભાંગી જાય એવું (૨) નાશવંત, અસ્થાયી

**ભંજક** (વિ.) ભાંગનાર, ટાળનાર

**ભંટ(-ઠ)** (ન.) ઘાસ પર થતું એક કાંટાળું બીજ (કપડાં પર ચોંટી જાય છે તે)

**ભંડક** (ન.) ભોંયરું (૨) સ્ટીમરમાં ફાળકાની ફરતે આવેલી ત્રીજા વર્ગના મુસાફરોની જગ્યા

**ભંડકિયું** (ન.) નાનું ભોંયરું

**ભંડાર** (પું.) ધનધાન્ય વગેરે ભરી રાખવાની જગા (૨) ખજાનો, સંગ્રહ (૩) વહાણના તૂતકની નીચેનો ભાગ (૪) દુકાન. જેમ કે, ખાદી-ભંડાર, સ્વદેશી ભંડાર

**ભંડારવું** (ક્રિ.) ભંડારમાં મૂકવું (૨) છૂપાવવું

**ભંડારિયું** (ન.) ભીંતમાં બારણાવાળો ગોખલો (૨) ગાડા નીચેની પેટી જેવી ગોઠવણ (૩) ઘરમાં ઓરડાની પાછળનો નાનો ખંડ

**ભંડારી** (પું.) ખજાનચી (૨) તાડી અને દારૂ ગાળવાનો ધંધો કરનારી એક જાતનો માણસ (૩) કોઠારી

**ભંડારો** (પું.) ગામ કે નાતના તમામ માણસોને અપાતું જમણ (૨) સાધુઓનું જમણ

**ભંડો** (પું.) એક પ્રકારનું વાસણ (૨) (લા.) ભેદ, ગુપ્ત વાત

**ભંડોળ** (ન.) ભેગી કરેલી કોઈપણ મૂડી, નિધિ, ‘ફંડ’

**ભંભેરણી** (સ્ત્રી.) સાચાં જૂઠાં, ખોટી ઉશ્કેરણી, ભંભેરવું

**ભંભેરવું** (ક્રિ.) ભંભેરણી કરવી, ખોટી રીતે ઉશ્કેરવું

**ભા** (સ્ત્રી.) કાંતિ, તેજ, આભા

**ભા** (પું.) વડીલ માટે સંબોધન (૨) દાદા, બાર કે મોટાભાઈ

**ભાઈ** (પું.) માજાયો, સહોદર (૨) કાકા, મામા, ફોઈ વગેરેનો દીકરો (૩) કોઈપણ માણસ માટે વિવેકયુક્ત સંબોધન

**ભાઈચારો** (પું.) ભાઈ જેવું વર્તન, દોસ્તી

**ભાઈબંધ** (પું.) મિત્ર, દોસ્ત

**ભાઈબંધી** (સ્ત્રી.) મિત્રાચારી, દોસ્તી

**ભાઈબાપા** (પું.બ.વ.) ‘ભાઈ-બાપા’ એવી નમ્ર વિનવણી ને આજીજી-સૂચક શબ્દો

**ભાઈબીજ** (સ્ત્રી.) કારતક સુદ બીજ (૨) એક હિન્દુ તહેવાર

**ભાઈભાંડુ** (ન.) એક માબાપનાં છોકરાં

**ભાખરી** (સ્ત્રી.) જાડી કઠણ રોટલી

**ભાખવું** (ક્રિ.) બોલવું (૨) ભવિષ્ય કહેવું, આગાહી કરવી

**ભાખોડિયું** (ન.) ઘૂંટણિયું, ગોઠણ

**ભાગ** (પું.) અંશ, હિસ્સો (૨) પુસ્તકનો હિસ્સો, ઉદા. ભાગ પહેલો (૩) ભાગાકાર

**ભાગલાવાદી** (વિ.) ભાગલાનું હિમાયતી

**ભાગલું** (વિ.) ભાંગેલું, તૂટેલું (૨) ખોખરું, ફાટવાળું (માટીનું વાસણ)

**ભાગલો** (પું.) ભાગ, ટુકડો (૨) માતાજીનો નૈવેદ્યનો થાળ

**ભાગવત** (વિ.) ભગવાનને લગતું (૨) (ન.) અઢાર પુરાણોમાંનું એક

**ભાગવું** (ક્રિ.) તૂટવું, કકડા થવાં, નાશ પામવું (૨) દૂર થવું, મટવું (જેમ કે, ભો, ભૂખ-તરસ, જરૂર વગેરે) (૩) દેવાળું કાઢવું (જેમ કે, પેઢી ભાગી) (૪) નાસવું (૫) કકડા કરવા, તોડવું (૬) લૂંટીને પાયમાલ કરવું (જેમ કે, ગામ) (૭) અદાન કરવું, પાછું ન વાળવું (જેમ કે, ઋણ, વ્યાજ) (૮) દૂર કરવું, મટાડવું (જેમ કે, ભય, ભૂખ, જરૂર વગેરે) (૯) ભાગ કરવા, ભાગાકાર કરવો (૧૦) વણવું (દોરડું)

**ભાગાકાર** (પું.) ભાગવું તે કે તેથી આવતી રકમ

**ભાગાભાગ(-ગી)** (સ્ત્રી.) નાસાનાસ

**ભાગિયું** (વિ.) ભાગીદાર

**ભાગિયો** (પું.) ભાગીદાર

**ભાગીદાર** (પું.) ભાગવાળો, હિસ્સેદાર (૨) ગોઠિયો, સાથી

**ભાગીદારી** (સ્ત્રી.) ભાગીદારપણું, પંતિયાળું

**ભાગીરથી** (સ્ત્રી.) ગંગા નદી

**ભાગેચ્છા** (સ્ત્રી.) સુખભોગ ભોગવવાની ઇચ્છા, ભોગની ભાવના

**ભાગેડુ** (પું.) નાસી જનાર

**ભાગોળ** (સ્ત્રી.) શહેરના કોટનો દરવાજો (૨) ગાયનું પાદર (૩) બજાર, ચકલું

**ભાગ્ય** (ન.) નસીબ, પ્રારબ્ધ

**ભાગ્યરેખા** (સ્ત્રી.) હથેળીમાંની નસીબ બતાવતી રેખા

**ભાગ્યવંત,ભાગ્યવાન,ભાગ્યશાળી** (વિ.) નસીબદાર

**ભાગ્યવિધાતા** (પું.) ભાગ્યના ઘડનાર, પરમેશ્વર

**ભાગ્યહીન** (વિ.) કમનસીબ, કમભાગી

ભાગ્યુંતૂટ્યું (વિ.) ભાંગેલું તૂટેલું (૨) સળંગ કે અટકયા વગર નહિ એવું, તૂટક

**ભાગ્યે** (અ.) કદાચ,કવચિત્, જવલ્લે

**ભાજક** (પું.) ભોગવનાર (૨) ભાગનાર સંખ્યા (ગ.)

**ભાજી** (સ્ત્રી.) શાક બનાવવા લાયક કુમળા છોડ કે તેનું શાક

**ભાજીપાલો** (પું.) ભાજી પાલો કે બકાલું

**ભાજીપાંઉ** (ન.) પાંઉ અને (શાક) ભાજીની બનેલી વાનગી

**ભાજીમૂળો** (પું.) મૂળો અને તેવી ભાજી (૨) (લા.) તુચ્છ-લેખામાં કે ગણતરીમાં ન લેવા જેવી વસ્તુ

**ભાજ્ય** (વિ.) ભાગી શકાય તેવું (૨) (ન.) ભાગવાની રકમ

**ભાટ** (પું.) રાજાઓના ગુણગાન ગાનાર એક જ્ઞાતિનો માણસ (૨) ખુશામત-ખોર

**ભાઠું** (ન.) નદીકાંઠાની રેતાળ જમીન (૨) છીછરા પાણીવાળી જગ્યા (૩) શેરડીનો મૂળવાળો કકડો (૪) ચામડી છોલાઈ પડેલું ચાંદું (૫) કપડા પરનો ચીકણો કે ઝટ ન ધોવાય તેવો ડાઘ

**ભાડવાત** (પું.) ભાડે રાખનાર કે રહેનાર, ભાડૂત

**ભાડાખત** (ન.) ભાડાચિઠ્ઠી (સ્ત્રી.) ભાડા સંબંધી કરારનો દસ્તાવેજ

**ભાડાચિઠ્ઠી** (સ્ત્રી.) ભાડું આપ્યા કે લીધા બદલની પહોંચ

**ભાડાપટો** (પું.) ભાડે આપવા અંગેનો પટો-કરારનામું, ‘લીઝ’

**ભાડું** (ન.) કોઈપણ વસ્તુ વાપર્યા બદલ આપવાની રકમ

**ભાડૂત** (પું.) ભાડવાત, ભાડે રાખનાર કે રહેનાર

**ભાડૂતી** (વિ.) ભાડે રાખેલું કે લાવેલું (૨) પૈસા માટે કામ કરવું, ‘મર્સિનરી’ (૩) પરાયું, બીજા પર આધારિત

**ભાણ** (પું.) સૂર્ય (૨) નાટકનો એક પ્રકાર, જેમાં એક પાત્ર જ રંગભૂમિ પર આવે છે

**ભાણિયો,ભાણેજ** (પું.) ભાણો, બહેનનો દિકરો (૨) વીંઢાળવી પડે એવી વસ્તુ-સોગાત

**ભાણી** (સ્ત્રી.) બહેનની દીકરી, ભાણેજી

**ભાણું** (ન.) પીરસેલી થાળી

**ભાત** (પું.) રાંધેલા ચોખા (૨) ભાતું (કામગીરીના સ્થળે લઈ જવાનું) (૩) (પું..ન.) ડાંગર

**ભાત** (સ્ત્રી.) વેલબુટ્ટીવાળી છાપ (૨) રીત, પ્રકાર

**ભાતદાળ** (ન.બ.વ,) ભાત અને દાળ કે તેનું સાદું ભોજન

**ભાતિયું** (ન.) ભાત કાઢવાનો તાવેથો કે ઝારો (૨) ભાત ઓસાવવાનો કાણાંવાળો ટોપલો કે તેવું પાત્ર (૩) એક પક્ષી

**ભાતીગર(-ળ),ભાતીલું** (વિ.) રંગબેરંગી, તરેહવાર, ભાતભાતનું

**ભાતું(-થું)** (ન.) મુસાફરીમાં સાથે લીધેલું ખાવાનું કે નાસ્તો (૨) ટીમણ

**ભાથો** (પું.) બાણ રાખવાની કોથળી (૨) ધમણ (૩) રાંધવાનો સામાન રાખવાની થેલી

**ભાદરવો** (પું.) વિક્રમ સંવતનો અગિયારમો માસ

**ભાદ્રપદ** (પું.) ભાદરવો

**ભાદ્રપદા** (સ્ત્રી.) પચીસમું અને છવ્વીસમું નક્ષત્ર (પૂર્વા અને ઉત્તરા)

**ભાન** (ન.) શુદ્ધિ, હોશ (૨) સ્મરણ (૩) સમજ, અક્કલ (૪) કલ્પના, ભાસ (૫) સાવચેતી, કાળજી

**ભાનભૂલું** (વિ.) ભાન ભૂલેલું

**ભાનુ** (પું.) સૂર્ય, રવિ

**ભાભી** (સ્ત્રી.) ભાઈની પત્ની

**ભાભુ** (સ્ત્રી.) બાપની મા (૨) ભાભી (૩) મોટા કાકાની વહુ

**ભામિની** (સ્ત્રી.) સ્ત્રી (૨) રૂપાળી જુવાન સ્ત્રી

**ભાયડો** (પું.) પુરુષ (૨) પતિ

**ભાયાત** (પું.) પિત્રાઈ (૨) રાજાનો પિત્રાઈ

**ભાર** (પું.) વજન (૨) ચોવીસ મણનું વજન (૩) ૨૦,૨૧,૭૪,૦૦૦ની સંખ્યા (૪) વીસ તોલાનું કે એક તોલાનું વજન (૫) આભાર, પાડ (૬) (લા.) જવાબદારી (૭) વિસ્તાર (૮) વજન, વક્કર, વટ (૯) અમુક તોલ જેટલું તે. ઉદા. પૈસાભાર, રતિભાર (૧૦) અપચો (૧૧) (ઘણું ખરું પું.બ.વ.) ગજું, ગુંજાશ (૧૨) ગ્રહ, દશા કે મંતરજંતરની અસર (૧૩) જથો, સમૂહ

**ભારખાનું** (ન.) ભારે સામાન કે માલ ભરવાનું વાહન (૨) માલગાડી 'ગુડ્ઝટ્રેન'

**ભારણ** (ન.) દબાણ, વજન (૨) ભારવું-રાખમાં દાબવું (૩) વશીકરણ, જાદુ

**ભારત** (પું.ન.) હિન્દુસ્તાન

**ભારતવર્ષ** (પું.ન.) ભારત દેશ, હિંદ

**ભારતરત્ન** (વિ.) રાષ્ટ્રપતિ તરફથી વિશિષ્ટ વ્યક્તિનું થતું એક પ્રકારનું સન્માન

**ભારતી** (સ્ત્રી.) વાણી, સરસ્વતી (૨) સંન્યાસીઓના દસ વર્ગોમાંનો એક (૩) ભારત માતા (૪) (વિ.) ભારતવર્ષનું કે તેને લગતું

**ભારતીય** (વિ.) ભારતવર્ષનું કે તેને લગતું (૨) હિંદુસ્તાની, હિંદી, ભારતનો વતની

**ભારવાહક,ભારવાહી** (વિ.) ભાર વહન કરનારું (૨) જવાબદારી ઉઠાવનારું

**ભારાડી** (વિ.) ખુરાંટ

**ભારી** (વિ.) ભારે (૨) (સ્ત્રી.) મોટી ઝૂડી કે નાનો ભારો

**ભારે** (વિ.) વજનદાર (૨) મુશ્કેલ (૩) કીમતી (૪) પચવામાં મુશ્કેલ એવું (ખોરાક પાણી વગેરે) (૫) (અ.) અતિ, ખૂબ

**ભારેખમ** (વિ.) આબરૂદાર, મોભાવાળું (૨) ગંભીપર (૩) મોટાઈના ડોળવાળું ચવજન (૨) ખુલ્લા સઢનો છેડો

**ભારો** (પું.) ઘાસ-લાકડાં વગેરેને એકત્રિત બાંધતા થતો બોજ, ઝુડો, મોટું

**ભારોભાર** (અ.) સરખે વજને (૨) પૂરેપૂરું, ભરપૂર

**ભાર્ગવ** (પું.) પરશુરામ (૨) શુક્રાચાર્ય (૩) (વિ.પું.) ભૃગુના વંશમાં ઉત્પન્ન થયેલી

**ભાર્યા** (સ્ત્રી.) પત્ની, અર્ધાંગના

**ભાલ** (ન.) ભાઠાની જમીન (૨) કપાળ (૩) (પું.) પાટડો (૪) સંગીતમાં એક અલંકાર (૫) (પું.ન.) ધોળકાની આજુબાજુનો પ્રદેશ

**ભાલચંદ્ર** (પું.) શિવ

**ભાલરેખા** (સ્ત્રી.) કપાળની રેખા-કરચલી

**ભાલિયા** (પું.બ.વ.) ભાલના ઘઉંની એક જાત

**ભાલુ** (ન.) રીંછ (૨) ફાલુ

**ભાલું(-લો)** (ન.પું.) એક હથિયાર

**ભાવ** (પું.) અસ્તિત્વ, હોવાપણું (૨) પ્રકૃતિ, સ્વભાવ (૩) ઇરાદો, મતલબ (૪) વૃત્તિ, લાગણી (૫) તાત્પર્ય, અભિપ્રાય (૬) ચેષ્ટા, અભિનય (૭) હેત, પ્રીતિ, ગમો (૮) આસ્થા (૯) કિંમત, દર (૧૦) આર્ય, પૂજ્ય, (નાટકમાં સંબોધન) (૧૧) સ્થિતિ, સ્વરૂપ. ઉદા. શિષ્યભાવ, પુરુષભાવ

**ભાવખોર** (વિ.) ભાવ ખાનારું, મોટાભાવે વેચનારું

**ભાવગીત** (ન.) ભાવ વ્યક્ત કરતું-ભાવપ્રધાન ગીત

**ભાવગ્રાહી** (વિ.) તાત્પર્યને ગ્રહણ કરનારું

**ભાવટ(-ઠ)** (સ્ત્રી.) (લા.) આંતરિક તેમજ બાહ્ય ઉપાધિ, જંજાળ (૨) (ભાવ પરથી) વિચાર

**ભાવતાલ** (પું.) વસ્તુની કિંમત કે ભાવ-તેની વધઘટ કે રૂખ વગેરે

**ભાવના** (સ્ત્રી.) કલ્પના, ધારણા (૨) આસ્થા (૩) અભિલાષા, કામના, લાગણી (૪) પટ, પુટ (૫) અનુશીલન, ધ્યાન, ચિંતન

**ભાવનાપ્રધાન** (વિ.) સ્વભાવે વિશેષ લાગણીવાળું કે લાગણી ભરેલું

**ભાવનાવાદી** (પું.) ભાવનાનું જીવનદૃષ્ટિમાં મહત્ત્વ માનનાર, 'આઈડિયાલિસ્ટ'

**ભાવનાશીલ** (વિ.) ભાવનાપ્રધાન

**ભાવનિયમન** (ન.) ભાવતાલ નિયમનમાં કે કાબૂમાં રાખવા તે

**ભાવપલટો** (પું.) હૃદયના ભાવનું કે પ્રેમ તથા આદરનું બદલી જવું એ

**ભાવભર્યું,ભાવભીનું** (વિ.) ભાવથી ગળગળું, ભાવમય

**ભાવવાચક** (વિ.) (વ્યા.) ભાવ બતાવનારું (નામ)

**ભાવવું** (ક્રિ.) ગમવું (જીભને) (૨) પસંદ પડવું

**ભાવશૂન્ય** (વિ.) ભાવ વગરનું, શુષ્ક

**ભાવાત્મક** (વિ.) સત્ય (૨) અસ્તિવાચક (૩) ભાવવાળું, ભાવમય

**ભાવાનુભૂતિ** (સ્ત્રી.) (કળાકૃતિના) ભાવનો અનુભવ થવો તે

**ભાવનુવાદ** (પું.) શબ્દશઃ નહિ પરંતુ તાત્પર્યસૂચક અનુવાદ

**ભાવાર્થ** (પું.) મતલબ, તાત્પર્ય

**ભાવાવેશ** (પું.) ભાવનો કે લાગણીનો આવેશ-ઉમળકો

**ભાવિ(-વી)** (વિ.) ભવિષ્યનું કે ભવિષ્યમાં થનારું (૨) (ન.) ભવિષ્ય, નસીબ
**ભાવિક** (વિ.) આસ્થાવાળું (૨) મર્મજ્ઞ, ભાવુક
**ભાવિલક્ષી** (વિ.) ભાવિને લક્ષ કરતું (૨) ભવિષ્યમાં વિકસે તેવું, 'પ્રૉસ્પેક્ટિવ'
**ભાવુક** (વિ.) થવાની તૈયારીમાં હોય તેવું (૨) વિચારશીલ (૩) રસજ્ઞ, સહૃદય (૪) (પું.) બનેવી (નાટકમાં)
**ભાવે-પ્રયોગ** (પું.) જેમાં ક્રિયાપદનો ભાવ એ જ કર્તા હોય તેવો પ્રયોગ (વ્યા.)
**ભાવાદ્રેક** (પું.) ભાવનો ઉદ્રેક-અતિશયતા, ભાતોત્કંપ
**ભાષક** (પું.) બોલનાર, વક્તા
**ભાષણ** (ન.) બોલવું તે (૨) વ્યાખ્યાન કે પ્રવચન
**ભાષા** (સ્ત્રી.) બોલી, વાણી, જબાન (૨) વ્રજભાષા
**ભાષાકીય** (વિ.) ભાષા વિષેનું, તેને લગતું
**ભાષાદોષ** (પું.) ભાષાના પ્રયોગમાં કે તેની અર્થવાહિતામાં દોષ
**ભાષાપ્રયોગ** (પું.) ભાષાનો પ્રયોગ-ઉપયોગ
**ભાષાફેર** (પું.) ભાષાનો ફેરફાર (૨) (વિ.) ભાષાના ફરકવાળું
**ભાષાલક્ષી** (વિ.) અર્થના નહિ પણ ભાષાના લક્ષવાળું
**ભાષાવિજ્ઞાન,ભાષાશાસ્ત્ર** (ન.) ભાષાનું શાસ્ત્ર, 'ફિલૉલૉજી'
**ભાષાશાસ્ત્રી** (પું.) ભાષાશાસ્ત્ર જાણનાર
**ભાષાંતર** (ન.) અનુવાદ, તરજૂમો
**ભાષાંતરકાર** (પું.) અનુવાદક
**ભાષી** (વિ.) બોલનાર (સમાસમાં ઉત્તરપદ તરીકે) ઉદા. 'હિંદીભાષા-ભાષી'
**ભાષ્ય** (ન.) વિસ્તૃત વિવરણ
**ભાષ્યકાર** (પું.) ભાષ્ય કરનાર-રચનાર
**ભાસ** (પું.) ખ્યાલ, છાપ (૨) અભ્યાસ, ભ્રાંતિ (૩) સરખાપણું -ના જેવું દેખાવું તે (૪) ઝાંખો પ્રકાશ (૫) એક સંસ્કૃત નાટ્યકાર
**ભાસવું** (ક્રિ.) દેખાવું (૨) સમજાવું, લાગવું (૩) પ્રકાશવું
**ભાસ્કર** (પું.) સૂર્ય, રવિ, ભાનુ
**ભાળ** (સ્ત્રી.) પત્તો, ખબર, શોધ (૨) સંભાળ
**ભાળવણ(-ણી)** (સ્ત્રી.) ભાળવવું તે, સુપરત
**ભાળવું** (ક્રિ.) જોવું, અવલોકવું, દેખવું
**ભાંખોડિયું** (ન.) ઘૂંટણિયું, ઢીંચણ, ગોઠણ
**ભાંગ** (સ્ત્રી.) ગાંજાની કળી તથા પાંદડાં (૨) તેનું બનાવેલું પીણું
**ભાંગતોડ,ભાંગફોડ** (સ્ત્રી.) ભાંગવું અને તોડવું ફોડવું તે, 'સૅબટિજ'
**ભાંગરો** (પું.) એક વનસ્પતિ (૩) ગાંજાના પાકટ પાન, કળીઓ અને બિયાંનો ભૂકો
**ભાંગવું** (ક્રિ.) કકડા થવા, તૂટવું, ભાંગવું (૨) ભાંગવું, કકડા કરવા, તોડવું (૩) (ગામને) લૂંટી બાળી પાયમાલ કરવું
**ભાંગ્યુતૂટયું** (વિ.) ભાંગેલુંતૂટેલું
**ભાંજગ(-ઘ)ડ** (સ્ત્રી.) તકરાર (૨) પંચાત
**ભાંજણી** (સ્ત્રી.) વહેંચણી (૨) ભાગ, હિસ્સો (૩) મોટામાંથી નાના અને નાનામાંથી મોટા પરિણામમાં રકમને ફેરવવાની રીત (૪) દોરડું ભાગવાની ક્રિયા
**ભાંડવું** (ક્રિ.) ગાળ દેવી (૨) બદબોઈ કરવી (૩) ઠપકો આપવો
**ભાંડું** (ન.) ભાઈ બહેન વગેરે સ્વજન
**ભાંડું** (ન.) વાસણ
**ભંડો** (પું.) બોઘરણું, પહોળા મોઢાની તાંબડી (૨) (લા.) ભંડો, ભેદ
**ભાંભરવું** (ક્રિ.) ગાયનું બરાડવું
**ભાંભરું(-ળું)** (વિ.) ખરસૂરું, ખારું (૨) સ્વાદ વગરનું (૩) ભારે-ખોખરા સાદ કે સુરવાળું
**ભિક્ષા** (સ્ત્રી.) ભીખ (૨) ભિક્ષામાં મળેલી વસ્તુ
**ભિક્ષાટન** (ન.) ભિક્ષા માટે ફરવું તે
**ભિક્ષાપાત્ર** (ન.) ભીખ માગવાનું વાસણ
**ભિક્ષાર્થી** (વિ.) ભિક્ષા માગનાર
**ભિક્ષુ,ભિક્ષુક** (પું.) માગણ (૨) ભિક્ષા ઉપર નભનાર (૩) બૌદ્ધ સાધુ
**ભિખારી** (વિ.પું.) ભીખ માગનાર, માગણ
**ભિડાવવું** (ક્રિ.) કસવું, બાંધવું (૨) દબાવવું, ભેટવું (૩) ગૂંચવાડામાં નાખવું, ગભરાવવું (૪) અંટસ પડાવવો (૫) ધમકાવવું
**ભિન્ન** (વિ.) જુદું, ફેરવાળું (૨) ભાંગેલું
**ભિસ્તી** (પું.) પખાલી
**ભિંગડું** (ન.) છાલ કે ચામડીનું કઠણ છોડું, ભીંગડું
**ભી** (સ્ત્રી.) ભય, ડર
**ભીખ** (સ્ત્રી.) ભીખવું તે, ભીખીને મેળવેલી વસ્તુ
**ભીખવું** (ક્રિ.) ખેરાત માગવી (૬) ભિખારી થવું
**ભીજવવું** (ક્રિ.) ભીંજવવું, ભીનું કરવું, પલાળવું
**ભીજવું** (ક્રિ.) ભીંજવું, ભીનું થવું, પલળવું
**ભીડ** (સ્ત્રી.) ગિરદી (૨) તંગી (૩) (પું.) ભીડો ઓજાર
**ભીડભંજન** (વિ.) ભીડ ભાંગે એવું, પરગજુ (૨) (પું.) પ્રભુ (૩) (લા.) હનુમાન
**ભીડવું** (ક્રિ.) વાસવું, બંધ કરવું (૨) કસવું, બાંધવું (૩) દબાવવું, ભેટવું (૪) ઝૂઝવું, ભડવું
**ભીતર** (ન.) અંદરનો ભાગ (૨) દિલ, હૈયું (૩) (અ.) અંદર
**ભીતિ** (સ્ત્રી.) બીક, ડર, ધાસ્તી
**ભીનાશ** (સ્ત્રી.) ભીનાપણું
**ભીનું** (વિ.) ભીનું થયેલું, ખરડાયેલું, પલળેલું (૨) શ્યામ દા.ત. ભીનેવાન
**ભીનેવાન** (વિ.) પાકે રંગે હોય એવું, શ્યામ
**ભીમ** (વિ.) ભયંકર, વિકરાળ (૨) જાડું, કદાવર (૩) (પું.) પાંચ પાંડવોમાંનો બીજો, ભીમસેન
**ભીમકાય** (વિ.) ભીમ જેવા મોટી બળવાન કાયાવાળું, જબરું
**ભીમપલાસી** (પું.) એક રાગ
**ભીમા** (સ્ત્રી.) દુર્ગા
**ભીરુ** (વિ.) બીકણ, ડરપોક, -ના ડરવાળું (૨) (પું.) ભિલ્લુ, ભેરુ
**ભીલ** (પું.) એક રાની પ્રજાનો માણસ
**ભીષણ** (વિ.) ભયંકર
**ભીષ્મ** (વિ.) ભયંકર (૨) (પું.) શાંતનુ અને ગંગાના પુત્ર
**ભીષ્મપ્રતિજ્ઞા** (સ્ત્રી.) ભીષ્મ પિતામહે લીધેલી તેવી દૃઢ ને મહાન પ્રતિજ્ઞા
**ભીંગડું** (ન.) ભિંગડું, છોડું
**ભીંછા** (ન.બ.વ.) મોટા વાળ, લઘરવઘર વાળ
**ભીંજ(-જા)વું** (ક્રિ.) પલળવું
**ભીંડો** (પું.) એક શાક કે તેનો છોડ (૨) ફેલું, હરકત (૩) ગપ, તોપ
**ભીંત** (સ્ત્રી.) દીવાલ

**ભીંસ** (સ્ત્રી.) ભીંસાવું તે, દબાણ, ધક્કો
**ભુક્તિ** (સ્ત્રી.) ભોગ, સંસારસુખ (૨) ભોજન
**ભુખાળવું** (વિ.) ખાઉધરું
**ભુજ** (પું.) ખભાથી કોણી સુધીનો ભાગ (૨) હાથ (૩) બાજુ (૪) આલેખમાં બિંદુનું એક માપ, 'ઓર્ડિનેટ' (૫) કાટખૂણ ત્રિકોણની કર્ણ સિવાયની એક બાજુ (૬) બેની સંજ્ઞા
**ભુજંગ,ભુજંગમ** (પું.) સાપ (૨) સ્ત્રીનો યાર
**ભુજંગી** (પું.) એક છંદ
**ભુજા** (સ્ત્રી.) ભુજ, હાથ, બાહુ, કર
**ભુટ્ટો(-ટ્ટો)** (પું.) મકાઈદોડો (૨) ગોળ વંતાક
**ભુરાટું(-ટ્યું)** (વિ.) બાવરું, વિહ્વળ
**ભુલકણું** (વિ.) ભૂલી જવાની ટેવવાળું
**ભુલભુલામણી** (સ્ત્રી.) ભૂલા પડી જવાય તેવી અટપટી રચના
**ભુલામણું** (વિ.) ભુલકણું (૨) ભુલાવે તેવું
**ભુવ** (સ્ત્રી.) ભૂમિ
**ભુવન** (ન.) જગત, લોક
**ભુવનેશ્વરી** (સ્ત્રી.) એક દેવી કે શક્તિ (૨) પ્રભુની માયાશક્તિ
**ભુસ્કો** (પું.) કૂદકો, ભૂસકો
**ભૂ** (ન.) (બાળભાષામાં) પાણી
**ભૂ** (સ્ત્રી.) પૃથ્વી (૨) એકની સંજ્ઞા
**ભૂકંપ** (પું.) પૃથ્વીનું હાલવું તે, ધરતીકંપ
**ભૂકી** (સ્ત્રી.) બારીક ભૂકો
**ભૂકેભૂકા** (પું.બ.વ.) ચૂરેચૂરા
**ભૂકો** (પું.) ચૂરો, ચૂર્ણ
**ભૂખ** (સ્ત્રી.) ક્ષુધા (૨) (લા.) ઇચ્છા
**ભૂખડીબારશ(-સ)** (વિ.) લેવાખાવાની વૃત્તિવાળું (૨) કંગાલ, ગરીબ
**ભૂખમરો** (પું.) ભૂખથી મરો થવો તે, ભૂખથી ચીમળાવું કે મરવું પડે તે કે તેવી દશા
**ભૂખર** (વિ.) ઊખર, વેરાન, ઉજ્જડ (૨) (પું.) ઉત્તર તરફનો વાયુ
**ભૂખરું** (વિ.) રાખોડિયું, રંગે ફીકું (૨) ભૂખર વાયુને લગતું
**ભૂખ્યું** (વિ.) જેને ભૂખ લાગી હોય તેવું (૨) (લા.) લાલચુ (૩) ગરીબ
**ભૂગર્ભ** (પું.) પૃથ્વીના અંદરનો-પેટાળ પ્રદેશ (૨) (લા.) લપાવું-સંતાવું તે, ગુપ્તવાસ
**ભૂગર્ભવિદ્યા,ભૂગર્ભશાસ્ત્ર** (સ્ત્રી.ન.) ભૂસ્તરવિદ્યા
**ભૂગોળ** (પું.) પૃથ્વીનો ગોળો (૨) (સ્ત્રી.) ભૂગોળવિદ્યા
**ભૂગોળશાસ્ત્ર** (ન.) પૃથ્વીનાં તળ, ઊપજ, પ્રાણી, લોક, કુદરતી કે રાજકીય વિભાગ, આબોહવા, વસ્તી વગેરેની હકીકતનું શાસ્ત્ર
**ભૂગોળવેત્તા,ભૂગોળશાસ્ત્રી** (પું.) ભૂગોળનો ખાસ વિદ્વાન
**ભૂચર** (વિ.) પૃથ્વી ઉપર ફરનાર (૨) (ન.) પૃથ્વી પરનું પાણી
**ભૂછાયા** (સ્ત્રી.) પૃથ્વીનો પડછાયો
**ભૂત** (વિ.) થઈ ગયેલું, વીતેલું, ભૂતકાલીન (૨) 'થયેલું', 'બનેલું' એ અર્થમાં સમાસને અંતે. (ઉદા. અંગભૂત, પ્રાણભૂત) (૩) (ન.) પંચમહાભૂતોમાંનું એક (૪) પ્રાણી (૫) પ્રેત, પિશાચ (૬) ભૂતની જમ પાછળ ફરનાર માણસ (બાતમીદાર વગેરે) (૭) વહેમ, ધૂન
**ભૂતકાલ(-ળ)** (પું.) ગયેલો વખત (૨) (વ્યા.) ક્રિયાનો ભૂતકાળ
**ભૂતકાલીન** (વિ.) ભૂતકાળનું, -ને લગતું
**ભૂતકૃદંત** (ન.) ભૂતકાળના અર્થનું કૃદંત (વ્યા.)
**ભૂતદયા** (સ્ત્રી.) સર્વ જીવો પ્રત્યેની દયા, જીવદયા
**ભૂતપલીત** (ન.) ભૂત, પિશાચ (૨) (લા.) બેડોળ માણસ
**ભૂતપૂર્વ** (વિ.) પહેલાં થયેલું, અગાઉનું (૨) માજી
**ભૂતલ(-ળ)** (ન.) પૃથ્વીની સપાટી
**ભૂતલ(-ળ)વિદ્યા** (સ્ત્રી.) ભૂતળની ભૌતિક સ્થિતિ સંબંધી વિદ્યા
**ભૂતાવળ(-ળી)** (સ્ત્રી.) ભૂતોનું ટોળું
**ભૂતિ** (સ્ત્રી.) અસ્તિત્વ (૨) ઉત્પત્તિ (૩) આબાદી, સમૃદ્ધિ (૪) ભલું, કલ્યાણ (૫) ઐશ્વર્ય (૬) ભસ્મ
**ભૂતિયાંકાર્ડ** (ન.) બનાવટી કાર્ડ, બોગસ કાર્ડ
**ભૂતિયું** (વિ.) ભૂતવાળું, ભૂતના વાસવાળું
**ભૂદાન** (ન.) ભૂમિ કે જમીનનું દાન
**ભૂદેવ** (પું.) બ્રાહ્મણ, ભૂસુર
**ભૂધર** (પુ.) પર્વત (૨) રાજા (૩) નાગ (૪) પરમેશ્વર (૫) કૃષ્ણ (૬) શિવ
**ભૂપ** (પું.) રાજા, (૨) એક રાગ
**ભૂપતિ,ભૂપાલ(-ળ)** (પું.) રાજા, નૃપ
**ભૂપાલી** (પું.) એક રાગ
**ભૂપૃષ્ઠ** (ન.) પૃથ્વીની સપાટી
**ભૂમધ્યરેખા(-ષા)** (સ્ત્રી.) વિષુવવૃત્ત
**ભૂમધ્ય સમુદ્ર** (પું.) યુરોપ આફ્રિકા વચ્ચેનો સમુદ્ર
**ભૂમંડલ(-ળ)** (ન.) આખી પૃથ્વી
**ભૂમા** (પું.) અનંતતા, વિશાળતા
**ભૂમિ(-મી)** (સ્ત્રી.) પૃથ્વી (૨) જમીન (૩) દેશ, પ્રદેશ (૪) મેડો, માળ ભૂમિકા (સ્ત્રી.) જમીન (૨) સ્થળ (૩) પાયરી (૪) મૂળ, ઊગમ (૫) નાટકનું પાત્ર કે તેનો ભાગ કે શણગાર (૬) પ્રસ્તાવના
**ભૂમિતલ(-ળ)** (ન.) ભૂતલ
**ભૂમિતિ** (સ્ત્રી.) રેખાગણિત, 'જ્યોમેટ્રી'
**ભૂમિપૂજન** (ન.) આવાસ કે નિવાસના બાંધકામના શુભારંભ વખતે કરાતું ભૂમિનું પૂજન
**ભૂમિ(-મી)શાસ્ત્રી** (પું.) ભૂમિસાસ્ત્રનો જાણકાર, 'એગ્રોનોમિસ્ટ'
**ભૂમિહીન** (વિ.) ખેડવાને જમીન ન હોય તેવી વ્યક્તિ
**ભૂરકી** (સ્ત્રી.) મંતરેલી ભસ્મ (૨) જાદુમંત્ર (૩) મોહિની
**ભૂરચના** (સ્ત્રી.) પૃથ્વીની રચના
**ભૂરાટ(-શ)** (સ્ત્રી.) ભૂરાપણું
**ભૂરું(-રિયું)** (વિ.) આસમાની રંગનું (૨) ગોરું
**ભૂલ** (સ્ત્રી.) ચૂક, ખામી, ગફલત (૨) છેતરાવું તે (૩) વિસ્મૃતિ (૪) ગેરસમજ
**ભૂલકું** (ન.) નાનું બાળક-છોકરું
**ભૂલચૂક** (સ્ત્રી.) ભૂલ
**ભૂલથાપ** (સ્ત્રી.) ભૂલ, ગફલત (૨) છેતરામણી
**ભૂલપાત્ર** (વિ.) ભૂલને પાત્ર, ભૂલ કરે એવું
**ભૂલવું** (ક્રિ.) ભૂલ કરવી, ચૂકવું
**ભૂલું** (વિ.) ભૂલેલું (૨) આડે રસ્તે ચડેલું (૩) ભુલકણું
**ભૂલોક** (પું.) મૃત્યુલોક, પૃથ્વી

**ભૂવિદ્યા** (સ્ત્રી.) પૃથ્વી સંબંધી વિદ્યા
**ભૂવો** (પું.) પાણીથી પડેલો ઊંડો ખાડો (૨) ભૂત કાઢનાર (૩) એક જીવડો
**ભૂશલાકા,ભૂશિર** (સ્ત્રી.) દરિયામાં ગયેલી જમીનની લાંબી પટ્ટી
**ભૂષણ** (ન.) શોભા (૨) ઘરેણું
**ભૂસકો** (પું.) કૂદકો, ઊંચેથી નીચે પડવું તે
**ભૂસું** (ન.) થૂલું (૨) ચવાણાનું એક મિશ્રણ
**ભૂસ્તર** (ન.) પૃથ્વીનું પડ, તેની સપાટી નીચેનો થર
**ભૂસ્તરશાસ્ત્ર** (ન.) પૃથ્વીના પડ સંબંધી વિદ્યા, જમીન વિશેનું જ્ઞાન આપનાર શાસ્ત્ર
**ભૂંઆં** (ન.બ.વ.) પાણી
**ભૂંકવું** (ક્રિ.) ગધેડાનું ભોં ભોં કરવું
**ભૂંગળ** (સ્ત્રી.ન.) ગજ, બારણું બંધ રાખવાનો લાંબો આડો દંડો (૨) એક વાજિંત્ર (૩) ચલમ કે ચુંગી (૪) (લા.) બીડી
**ભૂંગળી** (સ્ત્રી.) પોલી નળી (૨) ફૂંકણી (૩) ખોળી (૪) કાનમાં ઘાલી તપાસવાની દાકતરની નળી
**ભૂંગળું** (ન.) કોઈપણ નળાકાર ઘાટ (૨) નળાકાર ધુમાડિયું (૩) મિલ કે કારખાનું
**ભૂંજવું** (ક્રિ.) શેકવું ચપડતી એક જીવાત, ભોટવું
**ભૂંડ** (ન.) ડુક્કરની જાતનું વસ્તીમાં રહેતું એક નિરુપદ્રવી પશુ (૨) કઠોળમાં
**ભૂંડું** (વિ.) ખરાબ (૨) દ્વેષી (૩) બીબત્સ
**ભૂંસવું** (ક્રિ.) ભૂસવું, કાઢી નાખવું, રદ કરવું
**ભ્રૂકુટિ(-ટી)** (સ્ત્રી.) ભમ્મર, ભવું
**ભૃગુ** (પું.) એક ઋષિ (૨) શુક્ર (૩) જમદગ્નિ
**ભૃગુવાર** (પું.) શુક્રવાર
**ભે** (પું.) ભય, જોખમ
**ભેખ** (પું,સ્ત્રી.) સંન્યાસીનો વેષ (૨) સંન્યાસની દીક્ષા (૩) વૈરાગ્ય
**ભેખડ** (સ્ત્રી.) ઢેકું (૨) ઝઝૂમતો ટેકરાનો ખૂણો (૩) કરાડ (૪) (લા.) નાણાંનો ઢગલો
**ભેખધારી** (વિ.) ભેખ ધારણ કરનાર (૨) વેશ ધારણ કરનાર (૩) (લા.) ધર્મોપદેશક (૪) કોઈ કામની પાછળ મંડી રહેનાર (૫) ખોટો વેશ ધારણ કરનાર
**ભેગ** (પું.) ભેગું કરવું કે મેળવવું તે, સેળભેળ, મિશ્રણ (૨) કશામાં ભેગું મેળવાય તે (દ્રવ્ય કે વસ્તુ)
**ભેગાભેગું** (અ.) સાથેસાથે
**ભેગું** (વિ.) એકઠું, સાથે (૨) મિશ્ર
**ભેચક** (વિ.) ગાભરું, આભું, ચકિત
**ભેજ** (પું.) ભીનાશ, આર્દ્રતા
**ભેજગ્રાહી** (વિ.) હવામાંથી ભેજ ચૂસી લે એવું, 'હાઇગ્રોસ્કોપિક'
**ભેજમાપક** (ન.) ભેજ માપવાનું-ભેજમાનનું યંત્ર
**ભેજાગેબ(-પ)** (વિ.) ગેબ થયેલા ભેજાવાળું, ચસકેલું (૨) અક્કલ વિનાનું
**ભેજાબાજ** (વિ.) ભેજાવાળું, હોશિયાર
**ભેજું** (ન.) મગજ (૨) (લા.) ખાસ લક્ષણ કે શક્તિવાળું મગજ કે તે ધરાવતું માણસ, બુદ્ધિશાળી
**ભેટ** (સ્ત્રી.) મેળાપ, મુલાકાત (૨) બક્ષિસ (૩) કમ્મરે તાણી બાંધેલું કપડું
**ભેટવું** (ક્રિ.) આલિંગન આપવું (૨) મુલાકાત થવી (૩) લડવા માટે ભેગા થવું
**ભેટસોગાદ** (સ્ત્રી.) ભેટ, ભેટમાં મળતી વસ્તુ
**ભેટો** (પું.) મેળાપ (૨) આલિંગન
**ભેદ** (પું.) તફાવત, જુદાપણું (૨) વર્ગ, વિભાગ, પ્રકાર (૩) છાની વાત, મર્મ, રહસ્ય (૪) છળભેદ (૫) ફૂટ પાડવી તે (૬) ચીરો, બારું
**ભેદબુદ્ધિ** (સ્ત્રી.) ભેદભાવ, જુદાપણું, ભેદદષ્ટિ
**ભેદભાવ** (પું.) જુદાપણું, અંતર (૨) કપટ
**ભેદવું** (ક્રિ.) છેદ પાડવો, તોડવું
**ભેદાભેદ** (પું.) ભેદ અને અભેદ, એકતા અને જુદાઈ
**ભેદી** (વિ.) રહસ્યમય, ફૂટ (૨) ભેદ-રહસ્ય જાણનાર (૩) જાસૂસ (૪) ફૂટ પડાવનાર, ભેદુ (૫)(વિ.) ભેદ જાણનાર
**ભેદુ** (પું.) ભેદ-રહસ્ય જાણનાર (૨) જાસૂસ (૩) ફૂટ પડાવનાર (૪) (વિ.) ભેદ જાણનાર
**ભેદ્ય** (વિ.) ભેદી શકાય તેવું (૨) ભેદવા યોગ્ય
**ભેર** (સ્ત્રી.) મદદ, વહાર, સહાય
**ભેર** શબ્દને લાગતાં-તે સાથે, સહિત એ અર્થનું અવ્યય બતાવે છે. દા.ત. ઊલટભેર, કેટલીક જગાએ 'માત્ર તે સાથે' એવો અર્થ પણ થાય છે. ઉદા. પોતિયાભેર
**ભેરવી** (સ્ત્રી.) એક રાગિણી
**ભેરુબંધ** (પું.) મિત્ર, સાથી, ગઠિયો, દોસ્ત (૨) (રમતનો) ભિલ્લુ
**ભેલા(-ળા)ણ** (ન.) બગાડ, નુકશાન, ભેલાડ
**ભેલી** (સ્ત્રી.) (કા.) ગોળની નાની ચાકી
**ભેળ** (પું.) ભેગ, મિશ્રણ (૨) ભેલાડ, બગાડ (૩) ભંગાણ, તૂટ (૪) (સ્ત્રી.) એક ચવાણું
**ભેળવવું** (ક્રિ.) મેળવવું, મિશ્ર કરવું (૨) સામેલ કરવું
**ભેળસેળ** (વિ.) એકઠું, મિશ્રિત (૨) (સ્ત્રી.) મિશ્રણ
**ભેળું** (વિ.) ભેગું, સાથે, જોડે
**ભેંકાર** (વિ.) ભયંકર (૨) લાંબે સાદે રડવું તે કે તેનો સાદ
**ભેંશ(-સ)** (સ્ત્રી.) દૂધ દેનારું એક ઢોર, ડોબું (૨) (લા.) ભેંશ જેવું જાડું માણસ
**ભેંસાસુર** (પું.) ભયંકર માણસ (૨) પાડાના આકારનો એક રાક્ષસ, મહિષાસુર
**ભૈડ** (સ્ત્રી.) કોસની વરત અને ઝૂંસરાના દોરડાને સાંધવાની લાકડાની મેખ
**ભૈયો** (પું.) ભાઈ (૨) ઉત્તર ભારતના વતની
**ભૈરવ** (વિ.પું.) ભેરવ સંબંધી (૨) ભયંકર (૩) (પું.) શિવનું એક સ્વરૂપ (૪) ચીબડી પક્ષી (૫) એક રાગ
**ભૈરવી** (સ્ત્રી.) ભેરવી રાગિણી (૨) દુર્ગાનું એક સ્વરૂપ
**ભોકવું** (ક્રિ.) ઘોંચવું, ભોંકવું
**ભોક્તા** (પું.) ભોગવનાર
**ભોગ** (પું.) ભોગવવું તે (૨) મોજશોખ, સુખ, ભોગવિલાસ (૩) ભોગવવાની સામગ્રી (૪) દેવને ધરાવવાનો પ્રસાદ (૫) (લા.) માઠી દશા (૬) બલિદાન (૭) સાપ કે તેની ફણા (૮) ૨૭ નક્ષત્રમાળાનું દરેક સ્થાન
**ભોગવટો** (પું.) ઉપયોગ, માલિકી
**ભોગવિલાસ** (પું.) અમનચમન, મોજશોખ, ઇંદ્રિયસુખ માણવું તે
**ભોગી** (વિ.) ભોગવનાર (૨) (પું.) ભોગિયો (૩) આશક, પ્રીતમ (૪) ભમરો (૫) સાપ

**ભોજન** (ન.) જમવું કે ખાવું તે (૨) જમવાનું તે, જમણ
**ભોજનગૃહ,ભોજનાલય,ભોજનશાલા(-ળા)** (ન.સ્ત્રી.) જમવાનું સ્થાન (૨) વીશી
**ભોજનયાન** (ન.) ભોજન માટે રેલગાડીમાં રખાતો અલગ ડબ્બો, 'ડાઇનિંગકાર'
**ભોજન-સમારંભ** (પું.) જમણનો સમારંભ-ધામધૂમવાળો ઉત્સવ
**ભોજપત્ર** (પું.ન.) કાગળ તરીકે વપરાતી ભૂર્જની છાલ, ભૂર્જપત્ર
**ભોજપુરી** (સ્ત્રી.) બિહારના અમુક ભાગ કે પ્રદેશની બોલી
**ભોજાઈ** (સ્ત્રી.) ભાભી, ભાઈની પત્ની
**ભોટ** (વિ.પું.) મૂઢ, બેવકૂફ
**ભોટં(-ટિં)ગડી** (સ્ત્રી.) એક વનસ્પતિ
**ભોડું** (ન.) માથું, શિર
**ભોપાળું** (ન.) પોલ, પોકળ (૨) ઢોંગ
**ભોપો** (પું.) ફૂંકીને વગાડવાની તુરઈ (૨) (વિ.) બેવકૂફ, મૂર્ખ
**ભોમ,ભોમકા** (સ્ત્રી.) ભૂમિ
**ભોમિયું** (વિ.) જાણકાર, માર્ગદર્શક
**ભોમિયો** (પું.) જાણકાર માણસ (૨) રસ્તો બતાવનાર, 'ગાઈડ'
**ભોર** (પું.સ્ત્રી.) પરોઢિયું, વહેલી સવાર, મળસકું
**ભોરિંગ** (પું.) મોટો નાગ
**ભોળપણ** (ન.) ભોળાપણું, નિર્દોષતા (૨) નાદાનિયત
**ભોળવવું** (ક્રિ.) ભરમાવવું, ફોસલાવવું
**ભોળાનાથ** (પું.) મહાદેવ
**ભોળું,ભોળિયું** (વિ.) કપટમાં ન સમજે તેવું, સાલસ
**ભોળુંભટ,ભોળુંભટાક** (વિ.) સાવ ભોળું
**ભોળુંભલું** (વિ.) ભોળું અને ભલું, નિખાલસ અને ખુલ્લા દિલનું માણસ (૨) છેતરાઈ જાય એવું મૂરખ માણસ
**ભોંકવું** (ક્રિ.) ઘોંચવું, ભોકવું
**ભોંઠપ,ભોંઠામણ** (સ્ત્રી.ન.) શરમ, શરમિંદાપણું, નીચાજોણું
**ભોંઠું** (વિ.) ભોંઠપવાળું, શરમાવા જેવું, ઝાંખા પડવા જેવું
**ભોંય** (સ્ત્રી.) જમીન, ભૂમિ
**ભોંયતળિયું** (ન.) ઘરનો છેક નીચેનો ભાગ, જમીન તળ પર આવેલ ભાગ
**ભોંયભડાકો** (પું.) ભોંય પર અફાળીને ફોડાતું એક દારૂખાનું
**ભૌગોલિક** (વિ.) ભૂગોળ સંબંધી
**ભૌતિક** (વિ.) પંતમહાભૂત સંબંધી-તેમનું બનેલું, સ્થૂળ, જડ (૨) ભૂતયોનિ સંબંધી
**ભૌતિકશાસ્ત્ર** (ન.) ભૌતિક પદાર્થોને લગતું શાસ્ત્ર, 'ફિઝિક્સ'
**ભૌમિ** (વિ.) પૃથ્વી સંબંધી (૨) મંગળનું (૩) (પું.) મંગળગ્રહ (૪) મંગળવાર (૫) સાટોડીનો છોડ
**ભ્રમ** (પું.) સંદેહ (૨) ભ્રાન્તિ (૩) ગોળ ફરવું તે
**ભ્રમણ** (ન.) ફરવું-રખડવું તે (૨) સંદેહ (૩) ભ્રાન્તિ (૪) ગોળ ફરવું તે
**ભ્રમણા** (સ્ત્રી.) ભ્રમ, ભ્રાંતિ
**ભ્રમર** (પું.) ભમરો, અલિ
**ભ્રમિત** (વિ.) ભ્રમ પામેલું, ભ્રમમાં પડેલું
**ભ્રષ્ટ** (વિ.) ઊંચેથી પડેલું (૨) પાપી, દુરાચારી (૩) અપવિત્ર થયેલું
**ભ્રષ્ટાચાર** (પું.) ભ્રષ્ટ વર્તન, દુરાચાર, પાપ
**ભ્રંશ(-સ)** (પું.) નીચે પડવું તે, અધઃપાત, પતન
**ભ્રાત,ભ્રાતા** (પું.) ભાઈ, બંધુ, સહોદર
**ભ્રાતૃતા,ભ્રાતૃત્વ,ભ્રાતૃભાવ** (સ્ત્રી.ન.પું.) ભાઈચારો, ભાઈબંધી
**ભ્રામક** (વિ.) ભમાવે-ભ્રમમાં નાખે એવું (૨) ભમાવનારું (૩) (લા.) મિથ્યા, અવાસ્તવિક
**ભ્રાંત** (વિ.) ભ્રમિત, ભ્રાંતિવાળું
**ભ્રાંતિ** (સ્ત્રી.) ભ્રમ, મોહ, ખોટો ખ્યાલ, ખોટું જ્ઞાન (૨) શક, અંદેશો
**ભ્રૂકુટિ(-ટી)** (સ્ત્રી.) ભ્રૂકુટિ, ભવું, ભમ્મર
**ભ્રૂણ** (પું.) કાચો ગર્ભ
**ભ્રૂણહત્યા** (સ્ત્રી.) ગર્ભની હત્યા, ગર્ભપાત કે ગર્ભનાશ કરવો તે
**ભ્રૂભંગ,ભ્રૂવિકાર** (પું.) ભવાં ચડાવવાં તે

## મ

**મ** (પું.) પ વર્ગનો અનુનાસિક (૨) સંગીતના મધ્યમ સ્વરનો સંકેત (૩) (અ.) મા, નહિ
**મક(-ગ)તાશ** (સ્ત્રી.) મકતાપણું, મોકળાશ, મોકળાપણું
**મક(-ગ)તું** (વિ.) મોકળું, પહોળું, છૂટવાળું
**મકતો** (પું.) ગઝલની છેલ્લી ટૂંક-બેત
**મકનું** (વિ.) મસ્ત, મનસ્વી
**મકનો હાથી** (પું.) મદમસ્ત હાથી (૨) (લા.) કહ્યામાં ન રહે તેવો આદમી, ઠીંગણો અને ભરાવદાર આદમી
**મકબરો** (પું.) કબરસ્તાન (૨) રોજો
**મક(-ગ)ર** (પું.) મગરમચ્છ (૨) દશમી રાશિ
**મકરક** (સ્ત્રી.) એક જાતની માછલી
**મકરકેતન,મકરકેતુ,મકરધ્વજ** (પું.) કામદેવ
**મકરરાશિ** (સ્ત્રી.) મકર-દશમી રાશિ
**મકરવૃત્ત** (ન.) વિષુવવૃત્તની દક્ષિણે લગભગ ૨૩ાા અક્ષાંક્ષનું વૃત્ત-વર્તુલ
**મકરસંક્રમણ,મકરસંક્રાતિ** (સ્ત્રી.ન.) સૂર્યનું મકરરાશિમાં જવું તે, ઉત્તરાયણ-ઉતરાણ
**મકરંદ** (પું.) ફૂલનું મધ (૨) ફૂલની રજ (૩) ભમરો (૪) કોકિલ
**મકરાકર** (પું.) સમુદ્ર
**મકરાકર,મકરાકૃત** (વિ.) માછલીના આકારનું
**મકસદ** (સ્ત્રી.) મુરાદ, ધારણા, આશય, ઉદ્દેશ, ઈરાદા
**મકાઈ** (સ્ત્રી.) એક અનાજ
**મકાઈડોડો,મકાઈદોડો** (પું.) મકાઈનો ડોડો
**મકાન** (ન.) ઘર, ઈમારત
**મકાનભાડું** (ન.) મકાનનું ભાડું, ઘરભાડું
**મકાનમાલિક** (પું.) મકાનનો માલિક કે ધણી, ઘરધણી, 'લૅન્ડલૉર્ડ'
**મક્કમ** (વિ.) દૃઢ, મજબૂત, સ્થિર, અચળ, અડગ
**મક્કમતા** (સ્ત્રી.) દૃઢતા
**મક્કર** (પું.) છળ, કપટ, દગો
**મક્કા** (ન.) એક નગર-હજરત મહમદ પયગંબરનું જન્મસ્થાન (અરબસ્તાનમાં)
**મક્કાર** (વિ.) કપટી, દગાબાજ

**મકતો** (પું.) ઈજારો, ઠેકો, કરાર
**મક્ષિ(-ક્ષી)કા** (સ્ત્રી.) માખ, માખી, મધમાખ
**મખ** (પું.) યજ્ઞ, ઉત્સવ, તહેવાર
**મખમલ** (ન.) એક જાતનું રેશમી કાપડ
**મખમલિયું** (ન.) ઇંદ્રગોપ જીવડું
**મખમલી** (વિ.) મખમલનું (૨) મખમલ જેવું (૩) (સ્ત્રી.) એક વનસ્પતિ (૪) રેશમ જેવું
**મખાંતર** (ન.) નિમિત્ત, બહાનું
**મખ્ખીચૂસ** (વિ.) કંજૂસ, લોભી
**મગ** (પું.) કપ જેવા ઘાટનું અને ચા કે કૉફી પીવા વપરાતું એક પાત્ર
**મગ** (પું.) માર્ગ (૨) (સ્ત્રી.) બાજુ, તરફ (૩) (અ.) ભણી, તરફ
**મગ** (પું.) એક કઠોળ
**મગજ** (ન.) ખોપરીની અંદરનો સમજણ શક્તિના જ્ઞાનતંતુવાળો નરમ અવયવ, ભેજું (૨) (પું.) ફળની બીજ
**મગજ** (પું.) ચણાના લોટની એક મીઠાઈ
**મગજતરી** (સ્ત્રી.) વસાણામાં નંખાતાં અમુક મીંજવાળાં બીજ
**મગજમારી** (સ્ત્રી.) માથાફોડ, લમણાઝીક
**મગતરું** (ન.) મચ્છર, ડાંસ (૨) (વિ.) ક્ષુલ્લક, ક્ષુદ્ર
**મગતાશ** (સ્ત્રી.) મકતાપણું, મોકળાશ
**મગદળ** (પું.ન.) મગના લોટનો લાડુ (૨) (પું.) મગદળિયો-મુગદળ
**મગદળિયો** (પું.) કસરત માટે હાથથી ફેરવવાની લાકડાની બનાવટ કે વસ્તુ (૨) કસરતનું ખાસ સાધન-મુગદળ
**મગદૂર** (સ્ત્રી.) તાકાત (૨) હિંમત (૩) ગજું, પહોંચ, ત્રેવડ
**મગન** (વિ.) મગ્ન. રાજી (૨) (પું.) માગ, મગા (જગ્યા)
**મગફળી** (સ્ત્રી.) તેલી બીની એક શીંગ, ભોંયશીંગ
**મગમાળા** (સ્ત્રી.) મગ જેવડા સોનાના મણકાની માળા
**મગર** (અ.) પરંતુ, કિંતુ, પણ
**મગર,મગરમચ્છ** (પું.) ગરોળીના આકારનું એક જલચર પ્રાણી, મોટું હિંસ્ર પ્રાણી
**મગરમસ્ત** (વિ.) હૃષ્ટપુષ્ટ, જોરાવર
**મગરિબ** (સ્ત્રી.) સંધ્યાકાળ (૨) સાંજની નમાજ (૩) પશ્ચિમ દિશા
**મગરૂબ,મગરૂર** (વિ.) અભિમાની
**મગરૂબી,મગરૂરી** (સ્ત્રી.) અભિમાન
**મગસ** (ન.) મગજ, ચણાના લોટની એક મીઠાઈ
**મગા** (સ્ત્રી.) જગ્યા
**મગિયું** (વિ.) મગ જેવડું (૨) (ન.) સ્ત્રીઓનું એક જાતનું સુતરાઉ લૂગડું
**મગી** (સ્ત્રી.) એક વનસ્પતિ (૨) ઝીણા દાણાના મગ
**મગ્ન** (વિ.) તલ્લીન, મશગૂલ, ગરક થયેલું (૨) મગન, રાજી
**મઘમઘ** (વિ.સ્ત્રી.) મઘમઘતું, મહમહ, સતત સુગંધ રેલાવી તે
**મઘમઘવું** (ક્રિ.) ખુશબો ફેલાવી, મહેકવું
**મઘમઘાટ** (પું.) મઘમઘવું તે
**મઘા** (ન.) દસમું નક્ષત્ર
**મચક** (સ્ત્રી.) પાછું હઠવું-ડગવું તે
**મચકવું** (ક્રિ.) ખસતું થવું, ખસતાં જગ્યા થવી (૨) મચકોડાવું, મરડાવું (૩) (લા.) લલચાવું
**મચકારો** (પું.) આંખ મીંચાવી (ઉઘાડવી) તે, પાંપણનો પલકારો
**મચકો** (પું.) લટકો, લહેકો (૨) ગર્વ કરવો
**મચકોડ** (પું.) ઠેલો, હડસેલો (૨) તિરસ્કાર (૩) (સ્ત્રી.) મચડાવું અમળાવું તે કે તેથી (અંગનું) ઊતરી જવું તે
**મચકોડવું** (ક્રિ.) મરડવું, આમળવું
**મચડવું** (ક્રિ.) મરડવું, આમળવું (૨) મસળવું
**મચવું** (ક્રિ.) સમાઈ જવું (૨) તલ્લીન થઈ જવું, મંડવું (૩) જામવું, જોસમાં આવવું (જેમ કે, તોફાન)
**મચેડવું** (ક્રિ.) મચકોડવું, મરડવું
**મચ્છ** (ન.) માછલું (૨) મેઘધનુષ (૩) (પું.) મત્સ્યાવતાર
**મચ્છર** (પું.) ચેપી રોગ ફેલાવનારું એક નાનું ઊડતું જીવડું, ડાંસ (૨) તોર, ગુમાન, મત્સર
**મચ્છરદાની** (સ્ત્રી.) મચ્છરને અટકાવવા થતી જાળીદાર કપડાની બનાવટ
**મચ્છી** (સ્ત્રી.) માછલી
**મચ્છીબજાર** (ન.) માછલીઓનું બજાર (૨) (લા.) ખૂબ કોલાહલનું સ્થાન
**મચ્છીમાર** (પું.) માછી, માછીમાર
**મચ્છીમારી** (સ્ત્રી.) માછલાં મારવાં-પકડવાં તે (૨) માછીનું કામ કે ધંધો, 'ફિશિંગ'
**મચ્છુ** (સ્ત્રી.) સૌરાષ્ટ્રની એક નદી
**મછવો** (પું.) હોડી
**મજકૂર** (વિ.) સદર, આગળ જણાવેલું (૨) (પું.) અહેવાલ, બીના, હકીકત (૩) વિષય, મતલબ, બાબત
**મજદૂર** (પું.) મજૂર, રોજિંદા દામ લઈ મહેનત કરનાર, શ્રમજીવી
**મજનૂ** (વિ.) પ્રેમઘેલું (૨) (પું.) ફારસી સાહિત્યમાં આવતો એક પ્રખ્યાત પ્રેમઘેલો માણસ
**મજબૂત** (વિ.) દૃઢ, હાલે નહિ એવું (૨) સબળું, શક્તિવાળું (૩) સજ્જડ (૪) નક્કર, સહેજે તૂટે નહીં તેવું
**મજબૂતાઈ,મજબૂતી** (સ્ત્રી.) મજબૂતપણું
**મજબૂર** (વિ.) નિરુપાય, લાચાર
**મજબૂરી** (સ્ત્રી.) લાચારી, નિરુપાયતા
**મજમુ(-મૂ)** (વિ.) મજિયારું, સહિયારું
**મજમુ(-મૂ)દાર** (પું.) પરગણાનો હિસાબ રાખનારો અમલદાર, હિસાબ તપાસનાર (૨) ભાગીદાર
**મજરે** (અ.) પેટે, સાટે, બદલામાં
**મજલ** (સ્ત્રી.) એક દિવસની મુસાફરી જેટલું અંતર (૨) મજલ પૂરી થાય તે ઠેકાણું, મુકામ (૩) મુસાફરી, ટપ્પો
**મજલિસ** (સ્ત્રી.) મિજલસ, જલસાની બેઠક (૨) સભા, મંડળી, મેળાવડો
**મજલો** (પું.) માળ, મેડો
**મજહબ** (પું.) ધર્મ, પંથ, સંપ્રદાય
**મજહબી** (વિ.) મજહબનું કે તેને લગતું, ધાર્મિક
**મજા(-ઝા)** (સ્ત્રી.) આનંદ, લહેર
**મજાક** (સ્ત્રી.) મશ્કરી, ટીખળ, ઠઠ્ઠા, ટોળ
**મજાકી** (વિ.) મશ્કરીખોર, ટીખળી
**મજાનું** (વિ.) આનંદ પડે એવું, મનોહર, ખાસું
**મજારવાડો** (પું.) કબરસ્તાન

**મજાલ** (સ્ત્રી.) મગદૂર, શક્તિ, તાકાત, બળ, ત્રેવડ
**મજિ(-ઝિ)યારું** (વિ.) સહિયારું, પંતિયાળું, મજમુ (૨) (ન.) ભાગિયા-ભાગ, ભાગીદારી
**મજિયારો** (પું.) સંયુકત-સહિયારો વહીવટ
**મજીઠ** (સ્ત્રી.) એક વનસ્પતિનુ મૂળિયું-મંજિષ્ઠ
**મજીઠિયું** (વિ.) મજીઠના રંગનું, પાકા લાલ રંગનું
**મજૂર** (પું.) રોજિંદા દામ લઈ મહેનત કરનાર, શ્રમજીવી
**મજૂરણ** (સ્ત્રી.) મજૂરી કરનાર સ્ત્રી
**મજૂરમહાજન,મજૂરમંડળ,મજૂરસંઘ** (ન.પું.) મજૂરોનું મંડળ, 'ટ્રેડ યુનિયન'
**મજૂરવર્ગ** (પું.) મજૂર કે શ્રમજીવીઓનો વર્ગ કે સમૂહ
**મજૂરવાદ,મજૂરશાહી** (પું.સ્ત્રી.) મૂડી નહિ પણ મજૂરીના પાયા પર-મજૂરવર્ગનું રાજ્ય કે સત્તા હોવી તે
**મજૂરી** (સ્ત્રી.) વૈતરું, મહેનત (૨) તેના બદલામાં મળતું નાણું
**મજૂસ** (સ્ત્રી.) મોટી (પૈડાંવાળી) પેટી, પટારો, મંજૂષા
**મજેદાર** (વિ.) મજેનું (૨) લિજ્જતદાર, સ્વાદિષ્ટ (૩) સુંદર
**મજ્જા** (સ્ત્રી.) હાડકાંનો માવો-શરીરની એક ધાતુ, 'બૉનમૅરો' (૨) સમુદ્રનો ઊંડાણવાળો ભાગ
**મઝધાર** (સ્ત્રી.) નદીના પ્રવાહનો મધ્ય ભાગ-ભરધારા (૨) (લા.) કોઈ એક કાર્યનો મધ્ય ભાગ
**મઝલું** (વિ.) વચલું, મધ્યનું
**મટક** (સ્ત્રી.) મટકો, ચાળો
**મટકાવવું** (ક્રિ.) આંખ મટકાવી વાત કરવી
**મટકું** (ન.) આંખનો પલકારો (૨) માટલી, હાંલ્લી (૩) કઠોળમાં થતું એક જીવડું
**મટકો** (પું.) ચાળો, હાવભાવ, ચેષ્ટા
**મટન** (ન.) માંસ (ઘેટાં-બકરાંનું)
**મટર** (ન.) એક કઠોળ-વટાણા
**મટવું** (ક્રિ.) દૂર થવું, ટળવું (૨) રોગમુક્ત થવું, સાજું થવું
**મટુકી** (સ્ત્રી.) મટકી (લાલિત્યવાચક), માટલી, હાંલ્લી
**મટોડી** (સ્ત્રી.) માટી
**મટોડું** (ન.) માટી કચરો વગેરે રદ્દી-કચરું
**મઠ** (પું.) સાધુનો આશ્રમ, મઢ (૨) વિદ્યાનું મથક
**મઠ** (પું.) એક કઠોળ
**મઠાધિકારી,મઠાધિપતિ,મઠાધ્યક્ષ** (પું.) મઠનો વડો, મહંત
**મઠા(-ઠે)રવું** (ક્રિ.) ગૂંદવું (૨) ટીપીને કે રંદો ફેરવીને ઘાટદાર બનાવવું (૩) ટાપટીપ કરવી (૪) મારવું, ટીપવું (૫) ઘાટ લાવવો (૬) સુધારવું
**મઠિયું** (ન.) મઠના લોટની (પાપડ જેવી) વાની
**મઠિયો** (પું.) કપાસની એક જાત
**મઠો** (પું.) પાણી વિનાનું દહીં, એક મીઠાઈ
**મડદાલ** (વિ.) મુડદા જેવું, મુડદાલ (૨) નિર્બળ, નિર્માલ્ય (૩) મડદાનું (માંસ)
**મડદું** (ન.) મુડદું, શબ, લાશ
**મડમ** (સ્ત્રી.) યુરોપીયન-ગોરી સ્ત્રી, મહિલા મૅડમ-બાનુ
**મડાગાંઠ** (સ્ત્રી.) છોડી છૂટે નહીં તેવી ગાંઠ (૨) ચર્ચા-વિચારણા કે કરારમાં પડતી ગૂંચ
**મડું** (ન.) મડદું, શબ, લાશ
**મઢ** (પું.) દરબારગઢનો આગલો ઊંચો મેડાદાર ભાગ (૨) ડેલું (૩) પોળ (૪) માતાનું સ્થાન
**મઢવું** (ક્રિ.) લપેટી કે આવરીને જડી દેવું (૨) (લા.) છેતરવું, બનાવવું (૩) શણગારવું
**મઢામણ,મઢામણી** (ન.સ્ત્રી.) મઢવું-મઢાવવું તે કે તેની મજૂરી
**મઢી,મઢૂડી(-લી)** (સ્ત્રી.) કુટિર, છાપરી, ઝૂંપડી
**મણ** (પું.) ચાળીસ શેરનું તોલ (૨) કિલોગ્રામ-લિટરની પદ્ધતિ શરૂ થતાં પહેલાં પ્રચલિત હતું તે તોલ
**મણકો** (પું.) વેહવાળા ગોળ દાણા-પારા (૨) અંકોડો
**મણા** (સ્ત્રી.) ઊણપ, ખામી, ખોટ
**મણિ** (પું.) કીમતી પથરો, રત્ન
**મણિકાર** (પું.) ઝવેરી, મણિયાર, ઝવેરાતનો વેપારી
**મણિધર** (પું.) નાગ
**મણિપુરી નૃત્ય** (ન.) આસામરાજ્યનું શાસ્ત્રીય નૃત્ય
**મણિમુદ્રા** (સ્ત્રી.) હીરાની વીંટી
**મણિયાર** (પું.) મનિયાર, બંગડીનો બનાવનાર એક જાતનો માણસ
**મત** (પું.ન.) અભિપ્રાય (૨) સંપ્રદાય (૩) હઠ, મમત (૪) અનુમોદન, ટેકો (૫) (પું.) ચૂંટણી અંગે બતાવવામાં આવતો અભિપ્રાય, 'વોટ'
**મતગણતરી,મતગણના** (સ્ત્રી.) મતો ગણવા તે
**મતદાન** (ન.) મત આપવો તે, 'વોટિંગ'
**મતદાનમથક** (ન.) મત આપવાની જગ્યા, 'પોલિંગ બૂથ-સ્ટેશન'
**મતદાર** (પું.) મત આપવાના અધિકારવાળો
**મતદારમંડળ** (ન.) મતદારોનું મંડળ, ચૂંટણી માટે મતદારોનો નક્કી કરાતો, સમૂહ, કૉન્સિટ્યુઅન્સી'
**મતદારયાદી** (સ્ત્રી.) (મતદાનને લાયક) મતદારોની યાદી, 'ઇલેક્સટરલ રોલ'
**મતપત્ર** (પું.ન.) મત દર્શાવવાનો કાગળ, 'બૅલટ બોક્સ'
**મતપદ્ધતિ** (સ્ત્રી.) મતદાન કરવા અંગેની પદ્ધતિ-રીતિ
**મતપેટી** (સ્ત્રી.) ચૂંટણીમાં મતપત્ર નાંખવાની પેટી
**મતફેર,મતભેદ** (પું.) મત ભિન્ન હોવા તે
**મતમતાંતર** (પું.ન.) મતોની ભિન્નતા, મતભેદ
**મતલબ** (સ્ત્રી.) હેતુ, આશય (૨) ભાવ, તાત્પર્ય (૩) મજકૂર
**મતલબિયું,મતલબી** (વિ.) સ્વાર્થી, પોતાની મતલબ સાધનારું
**મતવાદ** (પું.) પોતાના જ મત વિષેનો આગ્રહ, મતીલાપણું
**મતવાદી** (વિ.) પોતાના મતનું આગ્રહી
**મતા** (સ્ત્રી.) માલમિલકત, દોલત
**મતાધિકાર** (પું.) ચૂંટણીમાં મત આપવાનો અધિકાર
**મતાધીન** (વિ.) (ધારાસભાના) મતને વશ-સંમતિની જરૂરવાળું, 'વોટેડ' (ખર્ચ)
**મતાંતર** (ન.પું.) અન્ય મત-પંથ, મતભેદ
**મતાંધ** (વિ.) પોતાના મત પાછળ અંધ બનેલું, પોતાના મતનું આગ્રહી
**મતિ** (સ્ત્રી.) બુદ્ધિ, મનનું વલણ
**મતું** (ન.) શાખ કે કબૂલાતની સહી
**મત્ત** (વિ.) મદ ચડ્યો હોય એવું, ઉન્મત્ત, ગાંડું, મસ્ત

**મત્તગયંદ,મત્તમયૂર** (પું.) એક છંદ
**મત્સર** (પું.) ઈર્ષ્યા, અદેખાઈ (૨) મચ્છર, ગુમાન
**મત્સ્ય** (ન.) માછલું
**મત્સ્ય** (ન.) માછલું
**મત્સ્યઉદ્યોગ** (પું.) માછીમારનો માછલાં પકડવાનો ઉદ્યોગ-વ્યવસાય
**મત્સ્યગંધા** (સ્ત્રી.) સત્યવતી, શાંતનુની પત્ની (૨) માછલીની ગંધવાળી સ્ત્રી
**મત્સ્યવેધ** (પું.) માછલીના નિશાનને અમુક રીતે વીંધવાનો-ધનુર્વિદ્યાનો એક પ્રયોગ કે તેની ક્રિયા
**મત્સ્યાવતાર** (પું.) વિષ્ણુનો પહેલો અવતાર
**મત્સ્યાયન** (ન.) યોગનું એક સાધન
**મથક** (ન.) મુખ્ય સ્થાન, કેન્દ્ર
**મથરાવટી** (સ્ત્રી.) (ગોળ ભાગ) સાલ્લો ન બગડે માટે તેના માથા ઉપરના ભાગ નીચે સીવેલો અસ્તરનો કકડો (૨) માથાના કપડા પર પડેલા તેલના ડાઘા (૩) માથાનો ભાગ (૪) આબરૂ
**મથવું** (ક્રિ.) વલોવવું (૨) મહેનત કરવી
**મથામણ** (સ્ત્રી.) મથન, મથવું તે, ગડમથલ (૨) મહેનત
**મથામથી** (સ્ત્રી.) વારંવાર કે અનેક મથામણ કરવી તે
**મથાળું** (ન.) ટોચ (૨) લખાણનું માથું-શીર્ષક (૩) પાઘડી (૪) અંદાજ, આશરો
**મથિત** (વિ.) વલોવેલું
**મથિતાર્થ** (પું.) નવનીત, નિચોડ, સાર
**મથોટી** (સ્ત્રી.) ઢોરના શિંગડાનો મૂળમાંનો ભાગ (૨) સાલ્લાના માથા આગળના ભાગ ઉપર ચીકટનો કે વપરાશનો ડાઘ પડે તે, માથાવટી
**મદ** (પું.) કેફ, કેફની ખુમારી (૨) ગર્વ, તોર (૩) હાથીના ગંડસ્થળમાંથી ઝરતો રસ
**મદકલ** (વિ.) મદથી ઉન્મત્ત બનેલું
**મદઝર** (વિ.) મદગળતો (હાથી)
**મદદ** (સ્ત્રી.) સહાય (૨) સહાયતા કે તે અંગે અપાતું દાન વગેરે, 'ગ્રાન્ટ'
**મદદગાર,મદદનીશ** (વિ.) મદદ કરનાર, સહાયક
**મદન** (પું.) કામ, કામદેવ
**મદનગોપાલ(-ળ)** (પું.) શ્રીકૃષ્ણ
**મદનચાપ** (ન.) કામદેવનું ધનુષ
**મદનફળ** (ન.) મીંઢળ
**મદનબાણ** (ન.) કામદેવનું બાણ (૨) એક સુગંધીદાર ફૂલ
**મદનભેર,મદનભેરિ(-રી)** (ન.સ્ત્રી.) એક લાંબું રણશિંગું
**મદનમોહન** (પું.) શ્રીકૃષ્ણ
**મદનિયું** (ન.) હાથીનું બચ્ચું
**મદભર** (વિ.) મદ ભરેલું
**મદમત્ત,મદમસ્ત,મદમાતું** (વિ.) મદથી મસ્ત બનેલું, મદોન્મત્ત
**મદરેસા** (સ્ત્રી.) ઉર્દૂ માધ્યમની નિશાળ (મુસલમાની)
**મદહોશ** (વિ.) મદથી ચકચૂર, પ્રમત્ત
**મદાર** (પું.સ્ત્રી.) આધાર, ભરોસો
**મદારી** (પું.) રીંછ માંકડાં કે સાપ કેળવી ખેલ કરી બતાવનાર
**મદાંધ** (વિ.) મદથી અંધ બનેલું
**મદિરા** (સ્ત્રી.) દારૂ, મધ
**મદિરાક્ષી** (વિ.સ્ત્રી.) મોહક આંખવાળી
**મદીના** (ન.) અરબસ્તાનનું એક શહેર જ્યાં હજરત મહંમદ પેગંબરની કબર છે.
**મદીલું** (વિ.) મદવાળું, મદભર્યું
**મદોન્મત્ત** (વિ.) મદથી ઉન્મત્ત બનેલું, મદમસ્ત
**મદ્ય** (ન.) મદિરા, દારૂ
**મદ્યનિષેધ** (પું.) દારૂનિષેધ, દારૂબંધી
**મદ્યપ(-પી)** (પું.) દારૂડિયો
**મદ્યપાન** (ન.) દારૂ પીવો તે
**મદ્યાર્ક** (પું.) મદ્યનો અર્ક, 'આલ્કોહૉલ'
**મદ્રાસી** (વિ.) મદ્રાસનું-તામિલનાડુનું (૨) (પું.) મદ્રાસ તરફના પ્રદેશનો રહેવાસી (૩) (ન.) એક જાતનું લાલ કાપડ
**મધ** (ન.) મધમાખીઓએ એકઠો કરેલો ફૂલનો રસ (૨) મધ જેવી મીઠાશ
**મધ** (અ.) મધ્યમાં, વચ્ચે
**મધદરિયો** (પું.) ભરદરિયો, બરોબર દરિયો-તેનો મધ્ય ભાગ
**મધપૂડો** (પું.) મધમાખીઓનું ઘર
**મધમાખ(-ખી)** (સ્ત્રી.) મધ બનાવનારી માખી, મધુમક્ષિકા
**મધરાત** (સ્ત્રી.) અરધી રાત
**મધલાળ** (પું.) લાલચ
**મધુ** (વિ.) મીઠું, ગળ્યું, મધુર (૨) (ન.) મધ (૩) (પું.) દારૂ (૪) વસંત (૫) અશોક વૃક્ષ (૬) એક છંદ (૭) ચૈત્રમાસ
**મધુકર** (પું.) ભમરો (૨) (સ્ત્રી.) મધમાખ
**મધુકરવૃત્તિ** (સ્ત્રી.) મધુકરના જેવી સારું સારું વીણી સંગ્રહ કરવાની વૃત્તિ
**મધુપ** (પું.) ભમરો (૨) મધમાખ (૩) દારૂડિયો
**મધુપર્ક** (પું.) દહીં, ઘી, પાણી, મધ અને ખાંડ એ પાંચનું મિશ્રણ (સત્કાર, પૂજનમાં વપરાતું)
**મધુપાન** (ન.) મદ્યપાન
**મધુપાલક** (પું.) મધવાડાનો રક્ષક, મધમાખ ઉછેરનાર, 'એપિયરિસ્ટ'
**મધુપ્રમેહ** (પું.) પેશાબમાં સાકર જવાનો રોગ, 'ડાયાબિટિસ'
**મધુભાર** (પું.) એક છંદ
**મધુમક્ષિકા** (સ્ત્રી.) મધમાખી
**મધુમાલતી** (સ્ત્રી.) એક ફૂલવેલ
**મધુમાસ** (પું.) ચૈત્ર મહિનો, વસંત ઋતુના બે માસમાં પહેલો-ચૈત્રમાસ
**મધુર** (વિ.) મધુરું, ગળ્યું (૨) મીઠું, પ્રિય (૩) સુંદર, મનોરંજક (૪) શાંત, સૌમ્ય
**મધુરજની** (સ્ત્રી.) નવદંપતીની પ્રથમ રાત કે પ્રથમ મિલનનો સમય, સુહાગરાત, 'હનીમૂન'
**મધુરતા,મધુરપ** (સ્ત્રી.) મધુરપણું
**મધુરભાષિણી** (વિ.સ્ત્રી.) મીઠું મધુર બોલનારી
**મધુવન** (ન.) વૃંદાવન
**મધુસૂદન** (પું.) મધુ દૈત્યને હણનાર શ્રીકૃષ્ણ
**મધ્ય** (વિ.) વચ્ચેનું (૨) (ન.) વચલો ભાગ (૩) (પું.) મધ્યમસર અવાજ કે સ્વર (સંગીત)
**મધ્યકાલ(-ળ)** (પું.) મધ્યાહ્ન (૨) મધ્યયુગ
**મધ્યકાલીન** (વિ.) મધ્ય કાલ કે યુગનું

**મધ્યપ્રદેશ** (પું.) ભારતનો મધ્યમાં આવેલો પ્રદેશ, એક રાજ્ય
**મધ્યબિંદુ** (ન.) કેન્દ્ર
**મધ્યમ** (વિ.) વચલું (૨) મધ્યમસરનું (૩) (પું.) સંગીતના સ્વરસપ્તકમાંનો ચોથો સૂર, 'મ' (૪) (ન.) સરાસરી, 'મીન' (ગ.)
**મધ્યમપદ** (ન.) વચલું પદ
**મધ્યમપદલોપી** (પું.) જેનું મધ્યમ પદ લોપાય છે એ સમાસ
**મધ્યમમાર્ગ** (પું.) બુદ્ધે બતાવેલો સાધનાનો મધ્યમ માર્ગ (૨) કોઈ બાજુની અતિશયતા વગરનો વચલો, સોનેરી માર્ગ
**મધ્યમા** (સ્ત્રી.) વચલી આંગળી (૨) મધ્યમિકા (૩) વાણીની ત્રીજી સ્થિતિ (૪) નાયિકાનો એક પ્રકાર
**મધ્યાન,મધ્યાહ્ન** (પું.) બપોર
**મધ્યે** (અ.) વચ્ચે, મધ્યમાં (૨) માં, અંદર, માંહે
**મન** (ન.) સંકલ્પવિકલ્પ વગેરે કરવાની ઇંદ્રિય (૨) દિલ (૩) ઇચ્છા
**મનન** (ન.) ચિંતન, તર્કવિતર્ક
**મન(-ના)વવું** (ક્રિ.) માને તેમ કરવું (૨) રીઝવવું, રાજી કરવું
**મનવાર** (સ્ત્રી.) યુદ્ધનૌકા
**મનસબ** (પું.) પદવી, દરજ્જો
**મનસા** (સ્ત્રી.) ઇચ્છા (૨) (અ.) મનથી
**મનસિજ** (પું.) કામદેવ (૨) (વિ.) મનમાં પેદા થતું
**મનસુખ** (ન.) મનનું સુખ (૨) (પું.) એક છંદ
**મનસૂબો** (પું.) વિચાર, ધારણા, ઇરાદો
**મનસ્ક** (ન.) મન (૨) (વિ.) સમાસમાં, જેમ કે, અન્યમનસ્ક
**મનસ્વિતા** (સ્ત્રી.) મનસ્વીપણું
**મનસ્વિની,મનસવી** (વિ.સ્ત્રી.) સ્વચ્છંદી, તરંગી (૨) ઉદાર-શ્રેષ્ઠ ચિત્તવાળું (૩) ધીર-સ્થિર ચિત્તવાળું (૪) માની
**મનહર** (વિ.) મનોહર, રમણીય (૨) (પું.) એક છંદ
**મનહૂસ** (વિ.) અશુભ, અપશુકનિયાળ
**મનઃપૂત** (વિ.) મન વડે વિચારી જોયેલું, અંતઃકરણે કબૂલ રાખેલું
**મનાઈ** (સ્ત્રી.) બંધી, નિષેધ, પ્રતિબંધ (૨) અંકુશ, નિયંત્રણ
**મનાઈ-રિટ** (સ્ત્રી.) મના કરતી અદાલતી 'રિટ ઓફ પ્રોહિબિશન'
**મનાઈ-હુકમ** (પું.) મનાઈ કરતો કે જણાવનારો હુકમ. 'સ્ટે-ઓર્ડર', 'ઇજંક્શન'
**મનીઑર્ડર** (પું.) ટપાલ કચેરી મારફતે મોકલાતાં નાણાંની હૂંડી
**મનીષા** (સ્ત્રી.) ઇચ્છા (૨) બુદ્ધિ, જ્ઞાન
**મનીષી** (વિ.) બુદ્ધિમાન (૨) (પું.) ડાહ્યો પુરુષ, વિદ્વાન
**મનુ** (પું.) વિવસ્વતના પુત્ર આદિમાનવ, માનવકુળના ઉત્પાદક (૨) બ્રહ્માના ૧૪ પુત્રમાંના દરેક, જેમનાથી મન્વંતર ગણાય છે.
**મનુજ** (પું.) મનુષ્ય, માણસ, માનવ
**મનુષ્ય** (પું..ન.) માણસ, ઇન્સાન
**મનુષ્યેતર** (વિ.) મનુષ્યથી જુદું
**મનુસંહિતા,મનુસ્મૃતિ** (સ્ત્રી.) મનુએ રચેલી સ્મૃતિ
**મને** (સ.) 'હું'નું બીજી કે ચોથી વિભક્તિ એકવચન
**મનોગત** (વિ.) મનમાં રહેલું (૨) (ન.) વિચાર, અભિપ્રાય
**મનોગતિ** (સ્ત્રી.) મનની ઇચ્છા (૨) ગતિ-વેગ (મનની)
**મનોજ** (વિ.) મનમાં ઉત્પન્ન થયેલું (૨) (પું.) કામદેવ
**મનોદશા** (સ્ત્રી.) મનની દશા-સ્થિતિ
**મનોનિગ્રહ** (પું.) મનનો સંયમ
**મનોબળ** (ન.) માનસિક બળ, મનનું બળ
**મનોભાવ** (પું.) મનની વૃત્તિ, મનનો વિચાર, ઉદ્દેશ, ઇરાદો
**મનોમંથન** (ન.) મનમાં ચાલતું મંથન, મનની ગડમથલ
**મનોમૂર્તિ(-ર્તિ)** (સ્ત્રી.) ધ્યાનમૂર્તિ
**મનોયત્ન** (પું.ન.) મનની મહેનત (૨) અભ્યાસપાઠ
**મનોરથ** (પું.) મનની ધારણા, મુરાદ
**મનોરંજન** (ન.) મજા, આનંદ
**મનોવલણ** (ન.) મનનું વલણ, મનોવૃત્તિ
**મનોવાંછિત** (વિ.) મનથી ઇચ્છેલું
**મનોવિકાર** (પું.) મનોવિકૃતિ, ખરાબ વિચાર કે લાગણી
**મનોવિજ્ઞાન** (પું.) મનની ક્રિયા-પ્રક્રિયા નિરૂપતું શાસ્ત્ર, માનસશાસ્ત્ર, 'સાઇકૉલૉજી'
**મનોવિશ્લેષક** (પું.) મનનું પૃથક્કરણ કરનાર
**મનોવૃત્તિ** (સ્ત્રી.) મનની વૃત્તિ, મનોભાવ, મનનો વ્યાપાર
**મનોવેગ** (સ્ત્રી.) મનનો વેગ આવેશ
**મનોવેધક** (વિ.) ખૂબ આકર્ષક, હૈયું પિગળાવનારું, કરુણાજનક, 'પેથેટિક'
**મનૌવિજ્ઞાનિક** (પું.) માનસશાસ્ત્રી
**મનોવ્યથા** (સ્ત્રી.) માનસિક વેદના
**મનોવ્યાપાર** (પું.) મનની ક્રિયા, મનનું કામકાજ, તકવિર્તક, સંકલ્પ વિકલ્પ
**મનોહર(-રું)** (વિ.) મોહક, સુંદર (૨) (ન.) માથાનો પહેરવેશ, શણગાર-રૂપ શિરોવેષ્ટન
**મન્મથ** (પું.) કામદેવ
**મન્વંતર** (પું.) એક મનુની કારકિર્દીનો સમય-૩૦૬, ૭૨૦, ૦૦૦ વર્ષ
**મફત** (અ.) વગરપૈસે, કાંઈ ખર્ચ કે મળતર વિના, ફોગટ, વિનામૂલ્યે
**મફતનું,મફતિયું** (વિ.) ફોગટિયું (૨) મફત લેનાર-વાપરનાર
**મફલર** (ન.) ગળે વીંટાળવાનો ગરમ કે સુતરાઉ પટ્ટો, ગલપટ્ટો
**મબલક(-ગ)** (વિ.) અતિશય, પુષ્કળ
**મભમ** (વિ.) મોઘમ, અસ્પષ્ટ
**મમ** (પું.બ.વ.) ચાવણું (બાળભાષામાં), ખોરાદ, ખાદ્ય
**મમ** (સ.) મારું
**મમત** (પું.ન.) હઠ, દુરાગ્રહ (૨) ચડસ
**મમતા,મમત્વ** (સ્ત્રી.ન.) મારાપણું, હુંપદ (૨) હેત, સ્નેહ, લાગણી (૩) હઠ, દુરાગ્રહ, (૪) ચડસ
**મમતાળુ** (વિ.) હેતાળ, માયાળુ
**મમરી** (સ્ત્રી.) મમરા જેવા નાના કણ
**મમરો** (પું.) ચોખાની ધાણીનો દાણો (૨) તેના જેવા આકારની ઇંડાળ (જેમ કે, આમલી વગેરેમાં) (૩) ઉશ્કેરણી, ફડદું
**મમળાવવું** (ક્રિ.) ઓગળવા માટે મોંમાં આમતેમ ફેરવવું
**મમાવો** (પું.) માનો બાપ
**મમી** (સ્ત્રી.ન.) સંઘરી રાખેલું મડદું (મિસર)
**મમ્મી** (સ્ત્રી.) માતા, મા (વહાલમાં સંબોધન)
**મય** (પું.) શરાબ
**મય** (પું.) દાનવોનો શિલ્પી

**મયખાનું** (ન.) શરાબની દુકાન, દારૂનું પીઠું
**મયણું** (ન.) મૃત્યુ, મરણ, મોત
**મયંક** (પું.) મૃગાંક-ચંદ્ર
**મયંદ** (પું.) સિંહ, મૃગેન્દ્ર
**મયા** (સ્ત્રી.) દયા, કૃપા (૨) માયા, સ્નેહ, પ્રેમ (૩) સંપત્તિ (૪) આબાદી
**મયૂખ** (ન.) કિરણ
**મયૂર** (પું.) મોર
**મયૂરાસન** (ન.) યોગનું એક આસન (૨) શાહજહાંએ કરાવેલું એક પ્રખ્યાત (મોર આકારનું) સિંહાસન
**મયૂરી** (સ્ત્રી.) ઢેલ, મોરની માદા
**મર, મરને** (અ.) હશે, છોને, ભલે (૨) 'જતો રહે' અર્થનો ઉદ્ગાર
**મરકટ** (વિ.) સુકલકડી, દુર્બળ
**મરકત** (ન.) લીલમ, નીલમ, એ નામનો મણિ
**મરક મરક** (અ.) મંદ મંદ હસતું હોય એમ
**મરક(-કા)વું** (ક્રિ.) મલકમલક થવું, મલકાવું, મંદમંદ હસવું
**મરકી** (સ્ત્રી.) મહામારી, કોગળિયું, પ્લેગ વગેરે જેમાં ઘણા લોક મરે તેવો રોગ
**મરગાનેણી** (વિ.સ્ત્રી.) મૃગ જેવાં નયનોવાળી, મૃગનયની
**મરઘી,મરઘડી** (સ્ત્રી.) કૂકડી
**મરઘો** (પું.) કૂકડો
**મરચી** (સ્ત્રી.) મરચાંનો છોડ (૨) કાનનું એક ઘરેણું (૩) એક દારૂખાનું
**મરચું** (ન.) મરચીનું (તીખું) ફળ (૨) (લા.) મરચા જેવું નાનું પણ તીખું માણસ
**મરજ** (પું.) રોગ, વાવર, બીમારી
**મરજાદ** (સ્ત્રી.) અદબ, સભ્યતા
**મરજાદી** (વિ.) પુષ્ટિમાર્ગના ખાસ આચાર પ્રમાણે ચાલનારું, પુષ્ટિમાર્ગનો અનુયાયી (૨) (સ્ત્રી.) પુષ્ટિમાર્ગની આચાર-પ્રણાલી
**મરજિયાત** (વિ.) ઇચ્છા કે મરજી પર આધાર રાખતું, મરજી હોય તો કરવાનું, 'ફરજિયાત'થી ઊલટું
**મરજી** (સ્ત્રી.) ઇચ્છા, ખુશી (૨) મુનસફી (૩) વલણ
**મરજીવો** (પું.) દરિયામાં ડૂબકી મારી વસ્તુ કાઢનાર (૨) મોતી કાઢનાર (૩) (લા.) મરણિયો
**મરડ** (પું.સ્ત્રી.) મરડાટ, ફાંકો, ગર્વ (૨) લટકો, ચાળો (૩) વક્રતા, રીસ (૪) મરડાવું તે
**મરડવું** (ક્રિ.) (વાળવું) વાંકું વાળવું, આમળવું
**મરડા શિં(-શીં,-સિં,-સીં)ગ** (સ્ત્રી.) આમળાવાળી એક શીંગ (૨) એક વળદાર શીંગ
**મરડાટ** (પું.) મરડાવું તે (૨) વક્રતા, રીસ (૩) ગર્વ, (૪) લટકો, ચાળો
**મરડાવું** (ક્રિ.) વંકાવું, રિસાવું (૨) લટકા કરવા
**મરડિયો** (પું.) એક જાતનો કાંકરો જેને પકવ્યાથી ચૂનો બને છે.
**મરડો** (પું.) એક રોગ જેમાં ઝાડા વાટે આમ તથા લોહી પડે છે.
**મરણ** (ન.) મોત, મૃત્યુ (૨) નાશ, ખુવારી, અંત
**મરણકાળ** (પું.) મરવાનો સમય
**મરણઘંટ** (પું.) મરણ આવે છે એવું સૂચવતો ઘંટ-તેવો અવાજ કે ચિહ્‌ન યા ઘટના, મરણ થવાની આગાહી
**મરણઘા** (પું.) મરણ લાવી દે એવો-પ્રાણઘાતક ઘા
**મરણઘાત** (સ્ત્રી.) મરણ થાય એવો પ્રસંગ
**મરણતિથિ** (સ્ત્રી.) મરણ પામ્યાની તિથિ કે તારીખ યા તેના શ્રાદ્ધનો દિવસ
**મરણતોલ** (વિ.) મરી જાય તેવું-તેટલું
**મરણપથારી** (સ્ત્રી.) મરણની દહેશતવાળો મંદવાડ કે તેવી દશા
**મરણપોક** (સ્ત્રી.) મરણ થતાં સગો તરત પોક મૂકે છે તે પોક
**મરણલાકડાં** (ન.બ.વ.) શબને બાળવાનાં લાકડાં
**મરણશીલ** (વિ.) મરણ પામે તેવું, મંર્ત્ય
**મરણાંત** (વિ.અ.) મરણ સુધીનું
**મરણિયું** (વિ.) જીવ પર આવ્યું હોય એવું, મોતની પરવા વિનાનું
**મરણોત્તર** (વિ.) મરણ પછીનું
**મરત** (ન.) મરણ
**મરતક** (ન.) મૃતક, મડદું
**મરતબો** (પું.) દરજ્જો, મોભો, પદવી (૨) ગૌરવ
**મરદ** (પું.) પુરુષ (૨) વીર પુરુષ (૩) (વિ.) બહાદૂર, વીર
**મરનાર** (વિ.) મૃત, મરણ પામેલું
**મરફો** (પું.) એક જાતનું વાદ્ય-નગારું
**મરમ** (પું.) મર્મ, છૂપી વાત, ભેદ (૨) રહસ્ય, તાત્પર્ય (૩) મર્મસ્થાન
**મરમી** (વિ.) મર્મ જાણનારું, મર્મી, રહસ્ય જાણનાર
**મરમ્મત** (સ્ત્રી.) મરામત, જીર્ણોદ્ધાર, સમારકામ
**મરવું** (ક્રિ.) મરણ પામવું, નાશ પામવું (૨) ખુવાર થવું, હાનિ ભોગવવી, પીડાવું (૩) (ધાતુની) ભસ્મ થવી (૪) (પ્રવાહી કે ફળનું દૂધ) અંદર ઊતરી કે શોષાઈ કે સમાઈ જવું (૫) ટળવું, દૂર ખસવું કે જવું (તુચ્છકારમાં) (૬) આવવું, પાસે જવું (તુચ્છકારમાં) જેમ કે, અહીં મરવા દો. (૭) ઠેકાણેથી ઊડી જવું. ઉદા. સોગટી મરી ગઈ. (૮) અન્ય ક્રિયાપદ સાથે 'થાકી જવું' એવા અર્થમાં વપરાય છે. ઉદા. આખો દહાડો નાહક ચાલી માર્યા. અથવા ગુસ્સામાં 'કરી છૂટવું' એવા અર્થમાં વપરાય છે. ઉદા. બોલી મર !
**મરવો** (પું.) નાની કાચી કેરી (૨) ડમરો નામનો એક છોડ
**મરસિયો** (પું.) રાજિયો, શોકનાગ, મૃત્યુગીત
**મરહમ** (પું.) મલમ, લેપ
**મરહૂમ** (વિ.) મરણ પામેલું, સ્વર્ગસ્થ, સદ્ગત
**મરા(-રે)ઠી** (વિ.) મહારાષ્ટ્ર કે મરાઠી ભાષા વિષેનું કે તેને લગતું (૨) (સ્ત્રી.) મહારાષ્ટ્રની ભાષા
**મરામત** (સ્ત્રી.) મરમ્મત, જીર્ણોદ્ધાર, સમારકામ
**મરાલ(-ળ)** (પું.) હંસ
**મરાલા,મરાલી(-ળી)** (સ્ત્રી.) હંસી
**મરિયું** (ન.) એક તેજાનો (૨) (લા.) મરી જેવું તીખું-ક્રોધી માણસ
**મરી** (ન.) એક તેજાનો
**મરીચિ** (પું.) દશ પ્રજાપતિઓમાંના એક (૨) (સ્ત્રી.) કિરણ
**મરીચિકા** (સ્ત્રી.) મૃગજળ
**મરીચી** (પું.) સૂર્ય
**મરીઝ** (વિ.) દર્દી, બિમાર વ્યક્તિ
**મરીનો** (પું.) એક જાતના ઊનનું કાપડ (૨) એ ઊન પેદા કરનાર ઘેટાની જાત
**મરીમસાલો** (પું.) ગરમ મસાલો (૨) અતિશયોકિત

**મરુત** (પું.) પવન, વાયુ
**મરુતપુત્ર** (પું.) હનુમાન, મારુતિ
**મરૂડિયો** (પું.) મનિયાર, બંગડી બનાવનાર એક જાતનો માણસ
**મરૂવો** (પું.) એક છોડ, મરવો, ડમરો
**મરે** (અ.) મર, ભલે, છાને (ઉદ્ગારમાં)
**મરેઠી** (સ્ત્રી.) એક વનસ્પતિ
**મરો** (પું.) મોત (૨) મોતના જેવું દુઃખ, હેરાનગતિ કે પીડા
**મરોડ** (પું.) વાંક, વલણ, (અક્ષરનો) આકાર (૨) મરડાવું તે (૩) વક્રતા, રીસ (૪) ગર્વ (૫) લટકો, ચાળો
**મરોડદાર** (વિ.) મરોડવાળો (અક્ષર)
**મર્કટ** (પું.) વાંદરો, માંકડું
**મર્ત** (પું.) મર્ત્ય, માણસ (૨) મૃત્યુલોક, પૃથ્વી
**મર્ત્ય** (વિ.) નાશવંત, મરવાના નસીબવાળું (૨) (વિ.) માણસ
**મર્દ** (પું.) પુરુષ (૨) વીર પુરુષ (૩) (વિ.) બહાદુર, વીર
**મર્દન** (ન.) ચોળવું તે (૨) દમન, નાશ
**મર્દવું** (ક્રિ.) મર્દન કરવું, ચોળવું
**મર્મ** (પું.) છૂપી વાત, ભેદ (૨) રહસ્ય, તાત્પર્ય (૩) મર્મસ્થાન
**મર્મગ્રાહી** (વિ.) રહસ્યનું ગ્રહણ કરનારું
**મર્મજ્ઞ** (વિ.) મર્મ જાણનાર, ચતુર, રહસ્ય જાણનાર, મનનો ભેદ જાણનાર
**મર્મપ્રહાર** (પું.) મર્મસ્થાન પર પ્રહાર, શરીરના સુકોમળ અવયવ પર પ્રહાર
**મર્મબાણ** (ન.) કટાક્ષ વચન, મર્મમાં વાગે એવું બાણ યા વચન, મહેણું
**મર્મભેદ,મર્મભેદન** (પું.ન.) બીજાની છૂપી વાતો બહાર પાડવી તે, મર્મચ્છેદન
**મર્મર** (વિ.) મર્મર અવાજ કરતું (૨) (પું.) અવાજ (પાંદડાં વગેરેનો)
**મર્મવચન** (ન.) મહેણું, કટુવચન
**મર્મવાક્ય** (ન.) મર્મ, રહસ્ય કે ભેદ ભરેલું વાક્ય
**મર્મવિદ** (પું.) મર્મજ્ઞ
**મર્મવેધકતા, મર્મવેધિતા** (સ્ત્રી.) મર્મવેધક હોવાપણું
**મર્મસ્થલ(-ળ),મર્મસ્થાન** (ન.) જ્યાં ઈજા થવાથી મૃત્યુ થાય તેવો શરીરનો કોમળ ભાગ
**મર્માળ(-ળું)** (વિ.) મર્મવાળું, મર્મ ભરેલું, રહસ્યમય
**મર્યાદા** (સ્ત્રી.) હદ, મર્યાદા, ઈયત્તા (૨) વિનય, અદબ, વિવેક (૩) લાજ-શરમ, શરમ (૪) નિયંત્રણ, પ્રતિબંધ, અંકુશ
**મર્યાદાપુરુષોત્તમ** (પું.) અમુક અંશમાં પ્રભુનો અવતાર-શ્રીરામચંદ્ર
**મર્યાદાશીલ** (વિ.) વિનયી, અદબવાળું
**મર્યાદિત** (વિ.) મર્યાદાવાળું
**મર્યાદી** (સ્ત્રી.વિ.) મર્યાદાવાળું, પરિમિત, હદવાળું (૨) (વિ.) પુષ્ટિમાર્ગના આતાર પ્રમાણે ચાલનારું (૩) (સ્ત્રી.) પુષ્ટિમાર્ગની આચાર-પ્રણાલી
**મલ(-લ્લ)** (પું.) કુસ્તીબાજ, પહેલવાન
**મલ(-ળ)** (પું.) મેલ, કચરો (૨) ઝાડો, વિષ્ટા
**મલપતું** (વિ.) ઉમંગમાં ઠાઠથી ધીમેધીમે ચાલતું, મોહ પમાડે તેવી ચાલવાળું
**મલમ** (પું.) ગડગૂમડ ઉપર ચોપડવાનું ઔષધ-લેપ
**મલમપટ્ટી(-ટો),મલમપટો(-ટ્ટો)** (સ્ત્રી.પું.) મલમવાળી લૂગડાની પટી કે પટો
**મલમલ** (ન.સ્ત્રી.) એક જાતનું બારીક કાપડ
**મલમલી** (વિ.) મલમલના પોતનું, તેના જેવું-ઘણું બારીક
**મલ(-ળ)માસ** (પું.) અધિક માસ, પુરુષોત્તમ માસ
**મલ(-ળ)મૂત્ર** (ન.બ.વ.) મળ અને મૂતર, ઝાડો પેશાબ
**મલય,મલયગિરિ,મલયપર્વત** (પું.) દક્ષિણમાં આવેલો ચંદનનાં જંગલવાળો પર્વત
**મલયાચલ(-ળ),મલયાદ્રિ** (પું.) મલયગિરિ, મલય પર્વત
**મલયાનિલ** (પું.) (મલય પર્વતમાંથી આવતો) શીતળ ને સુગંધીદાર પવન
**મલયાલમ** (સ્ત્રી.) કેરળ રાજ્યની ભાષા
**મલવું** (ક્રિ.) મળવું (૨) મસળવું, દબાવવું
**મલ(-ળ)શુદ્ધિ** (સ્ત્રી.) ઝાડે ફરવા જવું કે ઝાડો સાફ આવવો તે
**મલાઈ** (સ્ત્રી.) દૂધની તર (૨) વધારે ઘી-તત્ત્વવાળો, દૂધનો જુદો કરાતો ભાગ, 'ક્રીમ'
**મલાખું** (વિ.) બાહું, ફાંગું
**મલાજો** (પું.) મર્યાદા, અદબ (૨) એ ખાતર પળાતી લાજ કાઢવાની કે પડદો રાખવાની ક્રિયા
**મલાર** (પું.) એક રાગ-મલ્હાર
**મલાવવું** (ક્રિ.) બહાલવવું, મઠારીને દીપાવવું (૨) સારું લાગે તેમ કરવું, લાડ લડાવવું (૩) લંબાવવું, અતિશયોકિત કરવી
**મલા(-ળા)શય** (ન.) શરીરમાં આંતરડાને છેડે મળને રહેવાનું સ્થાન
**મલિક** (પું.) રાજા, બાદશાહ
**મલિકા** (સ્ત્રી.) રાણી
**મલિન** (વિ.) મેલું, ગંદું,. અસ્વચ્છ (૨) ડહોળું (૩) (લા.) દુષ્ટ વિચારવાળું, નીચ, દૂષિત
**મલીદો** (પું.) ચૂરમું (૨) સત્ત્વવાળો ખોરાક (૩) (લા.) માર
**મલીર** (ન.) ઝીણા પોતનું અને કાળા રંગનું એક વસ્ત્ર
**મલૂક** (વિ.) ઉત્તમ, શ્રેષ્ઠ
**મલેક** (પું.) (ગરાસનો) ધણી, અમીર
**મલેરિયા** (પું.) મચ્છરના કરડવાથી આવતો એક તાવ-ટાઢિયો તાવ
**મલોખું** (ન.) (જુવાર, બાજરીનું) રાડું કે સાંઠો કે તેની અંદરનો નરમ બોયા જેવો ભાગ (૨) રેંટિયાની માળ ન ખસી જાય માટે બે ઢીંગલીની વચ્ચે ઘલાતી સળીઓમાંની દરેક
**મલ્લ** (વિ.) મજબૂત અને કસરતી (૨) (પું.) પહેલવાન (૩) બૌદ્ધકાલીન એક પ્રજા
**મલ્લકલા(-ળા)** (સ્ત્રી.) કુસ્તીની કળા અને શાસ્ત્ર, મલ્લવિદ્યા
**મલ્લકુસ્તી** (સ્ત્રી.) મલ્લયુદ્ધ (૨) (પું.) પહેલવાની
**મલ્લયુદ્ધ** (ન.) મલ્લકુસ્તી
**મલ્લવિદ્યા** (સ્ત્રી.) કુસ્તીની કળા અને શાસ્ત્ર
**મલ્લાહ** (પું.) નાવિક, ખલાસી, ખારવો
**મલ્લિકા** (સ્ત્રી.) એક વેલ અને તેનું ફૂલ, જુઈ (૨) એક છંદ
**મલ્લિ(-લ્લી)નાથ** (પું.) સંસ્કૃતનો એક પ્રખ્યાત લેખક-મહાન ટીકાકાર (ગ્રંથોનો) (૨) એક જૈન તીર્થંકર
**મલ્હાર** (પું.) એક રાગ-મલાર
**મવડાવવું,મવાડવું** (ક્રિ.) માય તેમ કરવું, સમાવવું
**મવાદ** (પું.) પરુ વગેરે જેવો શરીરની અંદરનો દોષ
**મવાલ(-ળ)** (વિ.) (જહાલથી ઊલટું) મોળું, નરમ, સૌમ્ય, 'મૉડરેટ'
**મવાલી** (પું.) કંગાળ, ભિખારી (૨) ગુંડો

**મશ(-સ)** (ન.) બહાનું (૨) (સ્ત્રી.) કાજળ, મેશ (૩) દાંત ઘસવાનો કે કાળા કરવાનો ભૂકો (૪) મચ્છર જેવું નાનું જંતુ કે જીવાત (૫)ગુવારમાં થતો એક રોગ

**મશક** (સ્ત્રી.) પાણી ભરવાની ચામડાની કોથળી (૨) મચ્છર

**મશગૂલ** (વિ.) નિમગ્ન, લીન, વ્યસ્ત, ધ્યાનમગ્ન

**મશર(-રિ)ક** (સ્ત્રી.) પૂર્વ દિશા

**મશરૂ** (પું.) રેશમ તથા સૂતરનું ઘણા રંગના પટાવાળું કપડું

**મશહૂર** (વિ.) પ્રખ્યાત, જાણીતું, પ્રસિદ્ધ

**મશાગત** (સ્ત્રી.) મહેનત (૨) રોજ, મજૂરી

**મશાલ** (સ્ત્રી.) લાકડી ઉપર ચીથરાં વીંટેલો સળગાવવાનો એક પ્રકારના દીવા જેવો કાકડો

**મશાલચી,મશાલી** (પું.) મશાલ ધરનારો, અગ્રણી

**મશિ(-સિ)યાઈ** (વિ.) માસીનું કે માસી તરફનું

**મશી** (પું.) ગવારમાં પડતો એક રોગ (૨) મેસ, કાજળ (૩) શાહી, રુશનાઈ

**મશી(-સી)** (સ્ત્રી.) કાજળ, મેશ (૨) દાંત ઘસવાનો કે કાળા કરવાનો ભૂકો (૩) મચ્છર જેવું કરડતું નાનું જંતુ કે જીવાત (૪) (પું.) ગુવારમાં પડતો એક રોગ

**મશીન** (ન.) યંત્ર, સાંચો

**મશીનગન** (સ્ત્રી.) યંત્રથી ઝપાટાભેર ગોળીઓ વરસાવતી એક ખાસ બંદૂક

**મશીનરી** (સ્ત્રી.) યંત્રસામગ્રી, સાંચાકામનો બધો સરંજામ

**મશીનિયર** (પું.) મશીન ચલાવી જાણનાર કારીગર

**મશ્કરી** (સ્ત્રી.) મજાક, ઠઠ્ઠો, ટોળ, ટીખળ

**મશ્કરીખોર** (વિ.) મશ્કરીમાં રાચનારું, ટીખળી

**મશ્કરો** (પું.) મશ્કરી કરનારો, (૨) વિદૂષક, રંગલો

**મસ** (વિ.) પુષ્કળ (૨) (ન.) મિષ (૩) (પું.) ચામડી ઉપર બાઝેલી ગોળ ગાંઠ (૪) અર્શ, હરસ

**મસકલો** (પું.) ઓપવાનું લોઢાનું ઓજાર, ઓપણી

**મસકો** (પું.) માખણ (૨) શિખંડ માટે દહીંનું પાણી કાઢી નાખી તૈયાર કરેલો લોદો (૩) (લા.) ખુશામત

**મસનદ** (સ્ત્રી.) ગાદી, તખ્ત, સિંહાસન

**મસનવી** (સ્ત્રી.) કાવ્યનો એક પ્રકાર

**મસમસવું** (ક્રિ.) મઘમઘવું

**મસરકો** (પું.) કરડાકીનો બોલ, મર્મવચન

**મસલત** (સ્ત્રી.) સાથે મળીને થતી વિચારણા, સંતલસ, સલાહ (૨) વાટા-ઘાટ, પરામર્શ

**મસલતસમિતિ** (સ્ત્રી.) વિષય-વિચારિણી-સમિતિ

**મસવાડું** (ન.) ઘરની પાછળનો વાડાનો ભાગ, પછવાડું

**મસળવું** (ક્રિ.) ઘસીને ચોળવું, ગદડવું, મર્દન કરવું

**મસા** (પું.બ.વ.) મસાનું-હરસનું દરદ (૨) ચામડી ઉપર બાઝેલી ગોળ ગાંઠ

**મસાજ** (પું.) માલિશ, ચંપી

**મસાણ** (ન.) સ્મશાન

**મસાત** (સ્ત્રી.) ખેડવાની જમીનની માપણી (૨) મહેસૂલ

**મસાલા(-લે)દાર** (વિ.) મસાલાવાળું (૨) સ્વાદુ, ચટકદાર, સ્વાદિષ્ટ

**મસાલો** (પું.) રસોઈ ધમધમાટવાળી કે સ્વાદિષ્ટ કરવા નાખવાનો તેજાનો (૨) કોઈ ચીજ બનાવવા જોઈતી સામગ્રી (૩) ચણવા માટે રેતી ચૂનો વગેરેનો કાલવેલો માલ

**મસી** (સ્ત્રી.) ગવારમાં પડતો એક રોગ, મશી (૨) શેરડીનો એક રોગ (૩) (પું.) અવતારી પુરુષ, ઉદ્ધારક (૪) ઈસા મસીહ

**મસી(-સ્જિ)દ** (સ્ત્રી.) મુસલમાનોનું બંદગી કરવાનું જાહેર મકાન, નિમાજ પઢવાનું સ્થાન

**મસીહ(-હા)** (પું.) અવતારી પુરુષ, ઉદ્ધારક (૨) ઈસા મસીહ

**મસુ(-સૂ)ર** (સ્ત્રી.) એક જાતની દાળ

**મસૂદો** (પું.) ખરડો, મુસદો, 'ડ્રાફ્ટ'

**મસૂરિયું** (ન.) ગોળ ઓશીકું, ઉદા. ગાલમસૂરિયું

**મસો** (પું.) ચામડી ઉપર બાઝેલી ગોળ ગાંઠ (૨) અર્શ, હરસ

**મસોડું** (ન.) દાંતનું પેઢું, અવાળું (૨) લાળ ઉત્પન્ન કરનાર માંસપિંડ

**મસોતું** (ન.) ચૂલા ઉપરનાં ગરમ વાસણ પકડવા વપરાતું કપડું

**મસ્જિદ** (સ્ત્રી.) મુસલમાનોનું બંદગી કરવાનું જાહેર મકાન, નિમાજ પઢવાનું સ્થાન, મસીદ

**મસ્ત** (વિ.) મત્ત, માતેલું (૨) ઉલ્લાસી, રંગીલું (૩) મશગૂલ, તલ્લીન

**મસ્ત,મસ્તાન,મસ્તાનું** (વિ.) મદમાતું, ઉન્મત્ત, ચકચૂર, માતેલું

**મસ્તક** (ન.) માથું, શિર (૨) મગજ

**મસ્તકપૂજા** (સ્ત્રી.) મસ્તકદાન વડે પૂજવું તે, કમળપૂજા (૨) (લા.) માથાફોડ

**મસ્તિક(-ષ્ક)** (ન.) માથું (૨) મગજ, ભેજું

**મસ્તી** (સ્ત્રી.) તોફાન (૨) મસ્તપણું, મસ્ત હાલત

**મસ્તીખોર** (વિ.) તોફાની

**મસ્નવી** (સ્ત્રી.) ઉર્દૂમાં એક કાવ્ય-પ્રકાર

**મસ્લહત** (સ્ત્રી.) મસલત, સલાહ આપવી-લેવી તે

**મહ** (વિ.) મોટું, મહાન (૨) (પું.) ઉત્સવ, ઉલ્લાસ

**મહત** (વિ.) મોટું

**મહતી** (વિ.) મોટી (૨) એક જાતની વીણા

**મહ(-હે)તાબ** (પું.) ચંદ્ર (૨) (સ્ત્રી.) ચાંદની (૩) એક દારૂખાનું

**મહત્તમ** (વિ.) સૌમાં મોટું, મોટામાં મોટું

**મહત્તર** (વિ.) બેમાં મોટું, વધારે મોટું કે મહાન

**મહત્તા,મહત્ત્વ** (સ્ત્રી.ન.) મોટાપણું, મહિમા (૩) અગત્ય, પ્રતિષ્ઠા

**મહત્ત્વાકાંક્ષા** (સ્ત્રી.) મોટાઈ મેળવવાની ઇચ્છા

**મહત્ત્વાકાંક્ષી** (વિ.) મહત્ત્વાકાંક્ષાવાળું, મહત્ત્વ,ગૌરવ કે ઊંચું સ્થાન મેળવવાની આકાંક્ષા, મોટાઈ મેળવવાની ઈચ્છા

**મહદ** (વિ.) મહત્‌, મોટું

**મહદંશે** (અ.) મોટે ભાગે, ઘણું કરીને

**મહ(-હે)ફિલ** (સ્ત્રી.) મિજલસ (૨) ઉજાણી

**મહ(-હે)બૂબ** (વિ.) પ્રિય, વહાલું, પ્યારું

**મહ(-હં)મદ** (પું.) ઇસ્લામ ધર્મના સ્થાપક, એ નામના પયગંબર

**મહર** (સ્ત્રી.) મહેણું, ટોણું

**મહર** (સ્ત્રી.) મુસ્લિમ પતિ દ્વારા લગ્ન પહેલાં પત્નીને લગ્નના અવેજ તરીકે અપાતી રકમ

**મહર્લોક** (પું.) (પૌરાણિક ભૂગોળના) ઉપરના સાત લોકમાંનો ચોથો લોક

**મહર્ષિ** (પું.) મોટો ઋષિ

**મહંત** (પું.) મોટો સાધુ, મઠાધિકારી

**મહંતાઈ** (સ્ત્રી.) મહંતપણું

**મહા** (પું.) માઘ-માહ મહિનો

**મહા** (વિ.) મોટું, મહાન (કર્મધારય અને બહુવ્રીહિ સમાસ તથા કેટલાક અનિયમિત શબ્દોના આદિમાં આવતું 'મહત્'નું રૂપ)

**મહાકવિ** (પું.) મોટો કવિ, મહાકાવ્યનો કર્તા

**મહાકાય** (વિ.) કદાવર, મોટા શરીરવાળું (૨) ભારે મોટું

**મહાકાલ(-ળ)** (પું.) મહાદેવ

**મહાકાલી(-ળી)** (સ્ત્રી.) ભયંકર સ્વરૂપવાળી દુર્ગા

**મહાકાલે(-ળે)શ્વર** (પું.) બાર જ્યોતિર્લિંગમાંનું એક (ઉજ્જૈનનું)

**મહાકાંક્ષા** (સ્ત્રી.) મહત્ત્વાકાંક્ષા, મોટી કે મોટા થવાની આકાંક્ષા, મહેચ્છા

**મહાગુજરાત** (ન.) કચ્છ, કાઠિયાવાડ (સૌરાષ્ટ્ર) સહિતનો સમગ્ર ગુજરાત પ્રદેશ

**મહાજન** (ન.) મોટો પ્રતિષ્ઠિત માણસ કે ગામના તેવા લોકોનું મંડળ (૨) સરખા ધંધાદારીઓનું મંડળ કે સંઘ

**મહાતમ** (ન.) માહાત્મ્ય, મહિમા (૨) મહા તમસ-અંધકાર કે અજ્ઞાન

**મહાત્મા** (વિ.) મહાન આત્માવાળું (૨) (પું.) તેવો પુરુષ, સંત

**મહાદેવ** (પું.) શિવ, રુદ્ર

**મહાદ્વાર** (ન.) મોટો અને મુખ્ય દરવાજો

**મહાન** (વિ.) મોટું, ભવ્ય, મહત્તાવાળું

**મહાનલ** (પું.) મહાન મોટો અનલ-અગ્નિ, પરમાત્મા

**મહાનિબંધ** (પું.) પીએચ.ડીની પદવી માટેનો શોધ-નિબંધ 'થીસિસ'

**મહાનુભાવ** (વિ.) મોટા મનનું, ઉદાર, મહાશય (૨) (પું.) તેવો પુરુષ (૩) ભગવાનનો પરમ ભક્ત (૪) મહાજ્ઞાની

**મહાનુભાવિતા** (સ્ત્રી.) મહાનુભાવીપણું

**મહાપથ** (પું.) મોટો-રાજમાર્ગ, ધોરી માર્ગ (૨) મરણનો-પરલોકનો માર્ગ

**મહાપદ્મ** (ન.) સો અબજ (૨) ધોળું કમળ

**મહાપાતક** (ન.) મોટું પાપ (બ્રહ્મહત્યા, સુરાપાન, ચોરી, ગુરુપત્ની સાથે વ્યભિચાર અને એ ચાર સાથે સંગ એ પાંચ)

**મહાપાતકી** (વિ.) મહાપાતક કરનાર, મહાપાપી

**મહાપુરુષ** (પું.) સજ્જન, સંત પુરુષ (૨) મહા-મોટો સમર્થ પુરુષ

**મહાપુરુષોત્તમ ભક્તિ** (સ્ત્રી.) (દ્વૈતભાવની મર્યાદા સમજીને થતી) પ્રભુની ભક્તિ તેમજ તેનું કીર્તન વગેરે

**મહાપૂજા** (સ્ત્રી.) ખાસ પ્રસંગે કરાતી મોટી પૂજા

**મહાપ્રભુ,મહાપ્રભુજી** (પું.) શ્રીવલ્લભાચાર્યજી (૨) ચૈતન્ય સંપ્રદાયના સ્થાપક ગૌરાંગ પ્રભુ

**મહાપ્રલય** (પું.) ચારસો બત્રીસ કરોડ વર્ષોને અંતે થતો મનાતો સૃષ્ટિનો સમૂળગો નાશ

**મહાપ્રસાદ** (પું.) દેવનું નૈવેદ્ય (૨) જગન્નાથજીને ચઢેલો ભાત

**મહાપ્રસ્થાન** (ન.) મહાપ્રયાણ, મૃત્યુ

**મહાપ્રાણ** (વિ.) જેનો ઉચ્ચાર કરતાં વધારે પ્રાણ વપરાય છે તે, ખ, છ, ઠ, થ, ફ, અને ઘ, ઝ, ઢ, ધ, ભ એ વ્યંજનો તથા શ, ષ, સ અને હ

**મહાબાહુ** (વિ.) મોટી ભુજાવાળું (૨) શૂરવીર, બળવાન

**મહાભારત** (વિ.) બહુ મોટું અને મુશ્કેલ (૨) (ન.) તે નામનું પ્રસિદ્ધ મહાકાવ્ય (૩) મોટી લડાઈ, મહાયુદ્ધ

**મહાભિનિષ્ક્રમણ** (ન.) મહાન ત્યાગ કે સંન્યાસ (બુદ્ધનો)

**મહાભિયોગ** (પું.) અસામાન્ય દોષારોપણ 'ઇમ્પીચમેન્ટ'

**મહાભૂત** (ન.) મૂળતત્ત્વ, પંચમહાભૂતમાંનું દરેક

**મહામહોપાધ્યાય** (પું.) બહુ મોટા ઉપાધ્યાય (૨) સંસ્કૃતના પંડિતને અપાતો એક ઇલકાબ

**મહામંત્રી** (પું.) મુખ્ય કે પ્રધાન મંત્રી

**મહામાત્ર** (પું.) વડો અમાત્ય (૨) વિદ્યાપીઠનો મંત્રી, 'રજિસ્ટ્રાર' (૩) મહાવત

**મહામાયા** (સ્ત્રી.) જગતની કારણભૂત અવિદ્યાની અધિષ્ઠાત્રી, દુર્ગા (૨) બુદ્ધ ભગવાનની માતાનું નામ (૩) લક્ષ્મી (૪) જેનાથી ભૌતિક જગત સત્ય જણાય છે તે માયા

**મહામૂ(-મો)લું** (વિ.) મહામૂલ્યવાન, મહામોંઘું-કીમતી

**મહાયજ્ઞ** (પું.) નિત્ય કરવાના પાંચ યજ્ઞ (બ્રહ્મ-દેવ-પિતૃ-ભૂત-નૃ) માંનો દરેક

**મહારાજ** (પું.) મહાન-મોટો રાજા, સમ્રાટ (૨) વૈષ્ણવોના આચાર્ય (૩) બ્રાહ્મણ, સંત, રાજા વગેરેના માનાર્થક સંબોધન તરીકે વપરાય છે. (૪) બ્રાહ્મણ રસોઇયો

**મહારાજા(-યા)** (પું.) સમ્રાટ, શહેનશાહ

**મહારાજાધિરાજ** (પું.) સર્વોપરી સમ્રાટ, ચક્રવર્તી

**મહારાજ્ય** (ન.) મોટું-વિશાળ કે મહાન રાજ્ય, સામ્રાજ્ય

**મહારાણી** (સ્ત્રી.) વડી રાણી, પટરાણી

**મહારાણો** (પું.) મોટો કે વડો રાણો, મહારાજા

**મહારાત્રિ(-ત્રી)** (સ્ત્રી.) શિવરાત્રિ, મહા વદ ૧૪ની રાત્રી (૨) મહા-પ્રલયની રાત્રિ, કાળરાત્રિ (૩) મધરાત પછી બે મુહૂર્તનો સમય

**મહારાવ** (પું.) મહારાણો, મહારાજા

**મહારાષ્ટ્ર** (પું.ન.) ગુજરાતની દક્ષિણ અને કર્ણાટકની ઉત્તર દિશામાં આવેલો અરબ સમુદ્રના કિનાર પરનો પ્રદેશ

**મહારોગ** (પું.) (ક્ષય, કોઢ જેવો) મહા ભયંકર રોગ

**મહારોગી** (વિ.) મહારોગનો દરદી

**મહારૌરવ** (ન.) એક નરકનું નામ, રૌરવથીય ભયંકર નરક

**મહાલ** (પું.) (નાનો) તાલુકો, પરગણાનો એક ભાગ

**મહાલક(-કા)રી** (પું.) મહાલનો વહીવટદાર

**મહાલક્ષ્મી** (સ્ત્રી.) નારાયણની શક્તિ (૨) અપાર સંપત્તિ (૩) એક છંદ

**મહાલવું** (ક્રિ.) ઠાઠમાઠથી ને આનંદમાં અહીંતહીં ફરવું (૨) મોજ કરવી, લહેર કરવી

**મહાલેખાપાલ** (પું.) હિસાબ વિભાગના સર્વોચ્ચ અધિકારી, 'ઍકાઉન્ટન્ટ જનરલ'

**મહાવત** (પું.) હાથીનો હાંકનાર

**મહાવરો** (પું.) અભ્યાસ, ટેવ (૨) શિરસ્તો, ચાલુ વહીવટ

**મહાવીર** (પું.) મોટો પરાક્રમી પુરુષ (૨) ચોવીસમા જૈન તીર્થંકર (૩) હનુમાન (૪) ગરુડ

**મહાશય** (વિ.) ઉચ્ચ આશયવાળું, સજ્જન (૨) (પું.) તેવો માણસ (૩) જી જેવું એક માનવાચક, ઉદા. માસ્તર મહાશય

**મહાશયી** (વિ.) મહાશયવાળું, ઉચ્ચ આશય ધરાવનાર

**મહાશાલા(-ળા)** (સ્ત્રી.) કૉલેજ, મહાવિદ્યાલય

**મહાશિવરાત્રિ(-ત્રી)** (સ્ત્રી.) મહાવદી ચૌદશનું પર્વ, શિવરાત્રિ

**મહાસભા** (સ્ત્રી.) મોટી વિશાળ સભા

**મહાસમિતિ** (સ્ત્રી.) મોટી સમિતિ

**મહાસાગર** (પું.) મોટો સમુદ્ર, (૨) જગતના એવા પાંચમાંનો દરેક
**મહાંત** (વિ.) મોટું, મહાન
**મહિ(-હી)** (સ્ત્રી.) પૃથ્વી (૨) એક નદી (૩) છાશ
**મહિ(-હી)પતિ,મહિ(-હી)પાલ(-ળ)** (પું.) રાજા
**મહિનાવાર** (વિ.) મહિને મહિને થતું, મહિનાના ક્રમ પ્રમાણેનું
**મહિનો** (પું.) માસ, વરસના બાર ભાગમાંનો એક તેટલો સમય (૨) (લા.) માસિક પગાર (૩) સ્ત્રીનો અટકાવ, રજોદર્શન
**મહિનોમાસ** (પું.) લગભગ એક માસ જેટલો સમય
**મહિમા** (પું.) પ્રતાપ, યશ, મહત્તા, ગૌરવ
**મહિમ્ન, મહિમ્નસ્તોત** (ન.) શિવના મહિમાનું એક (સંસ્કૃત) સ્તોતકાવ્ય
**મહિયર** (ન.) પિયર
**મહિયારણ,મહિયારી** (સ્ત્રી.) ભરવાડણ, ગોપી (૨) ગોત્રજની પૂજા કરનાર સ્ત્રી
**મહિલા** (સ્ત્રી.) સ્ત્રી (૨) રાણી
**મહિષ** (પું.) પાડો
**મહિષી** (સ્ત્રી.) ભેંસ (૨) પટરાણી, રાણી
**મહી** (સ્ત્રી.) ગાય (૨) ગુજરાતની એક મોટી નદી (૩) પૃથ્વી (૪) દહીં, મહીડું
**મહીકાંઠો** (પું.) મહી નદીનો કાંઠો, કિનારો (૨) મહી નદીના (જમણા) કાંઠા પર આવેલો એક પ્રદેશ
**મહીમંથન** (ન.) મહીં-દહીં વલોવવું તે કે તેમાંથી નીકળતું માખણ
**મહીસાગર** (પું.) મહી નદી
**મહીં** (અ.) અંદર, માંહે
**મહીં મહીં** (અ.) વચ્ચે વચ્ચે, ક્યાંક ક્યાંક (૨) કોક કોક વાર (૩) ક્યારેક ક્યારેક
**મહુડી** (સ્ત્રી.) નાનો મહુડો (૨) દારૂ (૩) એક જૈન તીર્થ
**મહુડું** (ન.) મહુડાનું ફૂલ (જેમાંથી મહુડી બને છે.)
**મહુડો** (પું.) એક ઝાડ
**મહુરત** (ન.) મુહૂર્ત-બે ઘડી જેટલો સમય, ૪૮ મિનિટ (૨) કોઈ કામ શરૂ કરવાનો શુભ સમય, મુરત
**મહેક** (સ્ત્રી.) ફોરમ, સુગંધ
**મહેકમ** (ન.) કર્મચારીવર્ગ (૨) કચેરી, દફતર (૩) ખાતું, વિભાગ (૪) તંત્રરચના, 'સેટ-અપ', 'એસ્ટાબ્લિશમેન્ટ'
**મહેકવું** (ક્રિ.) ફોરવું, મહમહવું
**મહેકાટ** (પું.) મહેક
**મહેચ્છા** (સ્ત્રી.) મોટી ઈચ્છા, મહાકાંક્ષા
**મહેણાંટૂ(-ટો)ણાં** (ન.બ.વ.) મહેણાં, મર્મવચન
**મહેણું** (ન.) ટોણો, મર્મવચન
**મહેતલ** (સ્ત્રી.) મુદત, સમય, અવધિ
**મહેતાગીરી** (સ્ત્રી.) મહેતાનું કામકાજ કે ધંધો
**મહેતાજી** (પું.) મહેતો (માનાર્થે), નામું લખનાર
**મહેતાબ** (પું.) મહતાબ (૨) ચંદ્ર (૩) (સ્ત્રી.) ચાંદની (૪) એક જાતનું દારૂખાનું
**મહેતો** (પું.) શિક્ષક (૨) કારકુન, ગુમાસ્તો, વાણોતર (૩) હૉટેલમાં બિલ બનાવનાર
**મહેનત** (સ્ત્રી.) શ્રમ, પરિશ્રમ, જહેમત
**મહેનતાણું** (ન.) મહેનતનો બદલો, રોજી, પગાર, પારિશ્રમિક
**મહેફિલ** (સ્ત્રી.) મિજલસ (૨) ઉજાણી, જલસો, મેળાવડો
**મહેફૂજ(-ઝ)** (વિ.) સુરક્ષિત, સહીસલામત (૨) બચત, બચાવેલું
**મહેબૂબ** (વિ.) પ્રિય, વહાલું, પ્યારું
**મહેમાન** (પું.) પરોણો, અતિથિ (૨) જમાઈ
**મહેમાનગત(-તિ),મહેમાનગીરી,મહેમાની** (સ્ત્રી.) પરોણાચાકરી, આતિથ્ય-સત્કાર
**મહેર,મહેરબાની** (સ્ત્રી.) કૃપા, દયા, અનુગ્રહ
**મહેરબાન** (વિ.) કૃપાળુ, માયાળુ
**મહેરમ** (વિ.) વહાલું, મનથી માનેલું
**મહેરાણ** (પું.) સમુદ્ર, મહેરામણ, મહાસાગર, મહાસમુદ્ર
**મહેરાબ** (પિ.) કમાનના આકારનું ચણતર
**મહેરો** (પું.) પાલખી ઊંચકનાર, ભોઈ
**મહે(-હો)લ,મહેલાત** (પું.સ્ત્રી.) રાજમહેલ (૨) તેના જેવું આલેશાન મકાન
**મહે(-હો)લ્લાદાર** (પું.) મહેલ્લાંવાળો, મહેલ્લાનો ઈજારદાર
**મહે(-હો)લ્લો** (પું.) ફળિયું, શેરી
**મહેશ(-શ્વર)** (પું.) મહાદેવ, પરમેશ્વર (૨) શિવ, શંકર
**મહેસૂલ** (સ્ત્રી.) જમીન ઉપરનો કર (૨) જકાત, દાણ (૩) રાજ્યની કુલ આવક
**મહેસૂલી** (વિ.) મહેસૂલને લગતું
**મહેસૂસ** (વિ.) પ્રતીતિકર, ખાતરીવાળું
**મહેંદ્ર** (પું.) ઈંદ્ર
**મહોચ્છવ,મહોત્સવ** (પું.) મોટો ઉત્સવ
**મહોદધિ** (પું.) મહાસાગર
**મહોદય** (વિ.પું.) મહાનુભાવ, મહાશય
**મહોપાધ્યાય** (પું.) મહા-મોટો ઉપાધ્યાય, શિક્ષક કે ગુરુ
**મહોબત** (સ્ત્રી.) પિછાન, દોસ્તી (૨) પ્રેમ, પ્યાર
**મહોર** (સ્ત્રી.) ગીની (૨) છાપ, સિક્કો (૩) ચલણી સિક્કો, ઉદા. સોનામહોર
**મહોરવું** (ક્રિ.) ખળામાં ઊપણતાં દાણા જોડે ઢૂંણસાં પડે તેને વાળીને દૂર કરવું
**મહોરું** (ન.) શેતરંજનું સોગટું (૨) વિવિધ ચહેરા-મુખાકૃતિઓનો આકાર ધરાવતું ચિત્ર
**મહોરો** (પું.) સાપના તાળવામાં થતો મનાતો ગોળ ચપટો પદાર્થ (૨) ઘસીને ચળકાટ આપવો તે (૩) જેથી ચળકાટ અપાય તે (૪) નગારું વગાડવાની એક રીત (૫) કુસ્તીની શરૂઆતમાં આમતેમ ફરવું તે (૬) તરવારનો ઘા
**મળ** (પું.) ગંદકી, મેલ, કચરો, વિષ્ટા
**મળત,મળતર** (ન.) નફો, કમાણી
**મળતાવડું** (વિ.) મિલનસાર
**મળતિયું** (વિ.) સાથે મળી કામ કરનાર, સાથી (૨) અમુક પક્ષમાં મળી ગયેલું, પક્ષકાર
**મળતું** (વિ.) બરોબર, સરખું, સમાન
**મળવિકાર** (પું.) બંધકોશથી થયેલો રોગ
**મળવું** (ક્રિ.) જોડાવું, ભેગું થવું, ભળવું (૨) એકરૂપ બનવું, સંપ કરવો (૩) મુલાકાત થવી, એકઠા થવું (૪) સમાન કે સરખું હોવું (૫) મેળ હોવો (૬) પ્રાપ્ત થવું (૭) જડવું, હાથ લાગવું

**મળસકું** (ન.) પરોઢિયું, પ્રભાત, પરોઢ, અરુણોદય
**મળાવડો** (પું.) મલાવવું તે, મલાવડો
**મળી** (સ્ત્રી.) પૈડામાં ઊંજેલા દિવેલ તથા ચીથરાનો થતો મેલ (૨) હનુમાનની મૂર્તિ ઉપરનો તેલ અને સિંદૂરનો મેલ (૩) સંજેરિયા-ડામચિયા પર રહેલી ગોદડાંની થપ્પી
**મંકોડા** (પું.બ.વ.) કેડના અંકોડા-મણકા
**મંકોડો** (પું.) એક જંતુ
**મંગ,મંગરો** (પું.) કૂવાસ્થંભ (૨) ડુંગરો, ટેકરો
**મંગણ(-ન)** (પું.) માગનાર, ભિખારી, ભિક્ષુક (૨) (ન.) માગવું તે
**મંગરો** (પું.) ડુંગરો, ટેકરો (૨) કૂવાસ્થંભ
**મંગલ(-ળ)** (વિ.) શુભ, કલ્યાણકારક (૨) (પું.) એ નામનો એક ગ્રહ (૩) મંગળવાર (૪) (ન.) કલ્યાણ, સુખ (૫) ખુશાલીનો અવસર (૬) આશીર્વાદ કે ખુશાલીનું ગીત (૭) ગ્રંથને આરંભે કરાતી સ્તુતિ
**મંગલ(-ળ)કારક,મંગલ(-ળ)કારી** (વિ.) મંગળ કરનારું, શુભ, માંગલિક
**મંગલ(-ળ)તા** (સ્ત્રી.) મંગળપણું, માંગલ્ય
**મંગલ(-ળ)ફેરા** (પું.બ.વ.) પરણી ઊઠી વરવહુ ચોરીની આસપાસ ચાર વાર ફરે છે તે
**મંગલ(-ળ)મૂર્તિ(-ર્તિ)** (સ્ત્રી.) જેનું દર્શનસ્મરણાદિ મંગળકારી છે તે (૨) (પું.) ગણપતિ
**મંગલ(-ળ)વાર** (પું.) અઠવાડિયાનો ત્રીજો વાર
**મંગલ(-ળ)સૂત્ર** (ન.) લગ્ન વખતે વર તરફથી કન્યાના ગળામાં દોરો પહેરાવાય છે તે, જેને કન્યા ધણીની હયાતી સુધી પહેરી રાખે છે. (૨) સ્ત્રીના ગળાનું એક ઘરેણું
**મંગલા(-ળા)** (સ્ત્રી.) વૈષ્ણવ મંદિરમાં પ્રભાતમાં ઠાકોરજીનાં પહેલાં દર્શન (૨) દુર્ગા (૩) હળદર (૪) દૂર્વા
**મંગલા(-ળા)ક્ષત** (પું.બ.વ.) મંગળ સૂચના-કંકુવાળા અક્ષત-ચોખા
**મંગલા(-ળા)ચરણ** (ન.) ગ્રંથ કે કોઈ કામને આરંભે કરાતી ઈશ્વરસ્તુતિ (૨) શરૂઆત, આરંભ
**મંગલા(-ળા)ષ્ટક** (ન.) લગ્ન વગેરે પ્રસંગે અંતે બોલાતા આશીર્વાદના આઠ શ્લોક
**મંચ,મંચક** (પું.) પલંગ (૨) માંચડો, વ્યાસપીઠ, 'ડાયસ' (૩) ખેતરમાં બાંધેલો માળો
**મંચસજ્જા** (સ્ત્રી.) રંગભૂમિની સજાવટ, 'સેટિંગ'
**મંછા** (સ્ત્રી.) ઇચ્છા, ઉમેદ, વિચાર, મનીષા
**મંજન** (ન.) માંજવું તે (૨) દાંત ઘસવાની ભૂકી (૩) દાંતે પીડ-રંગની લૂગદી મૂકવી તે
**મંજર** (પું.) દૃશ્ય, દેખાવ (૨) ચહેરો
**મંજરિ(-રી)** (સ્ત્રી.) મોર, ફૂલની કળીઓનું ઝૂમખું-ડાળખી (૨) કૂંપણ
**મંજાર** (પું.) માંજર, બિલાડો, મીંદડો
**મંજિલ** (સ્ત્રી.) મકાન, માળો, મજલો (૨) મુસાફરી કે યાત્રાનો પડાવ, ધામો, મુકામ
**મંજિલગાહ** (સ્ત્રી.) ઉતારો, ધર્મશાળા
**મંજીર** (ન.) ઝાંઝર, નૂપુર
**મંજીરા** (પું.બ.વ.) કાંસીજોડાં, કરતાલ
**મંજુ** (વિ.) કોમળ, મધુર
**મંજુકેશ(-શી)** (વિ.) સુંદર વાળવાળું
**મંજૂર** (વિ.) કબૂલ, માન્ય, સંમત, બહાલ
**મંજૂષા** (સ્ત્રી.) પેટી, મજૂસ
**મંજો** (પું.) રમવાનો લખોટો, ઠેરો
**મંઠતાલ** (પું.) સંગીતનો એક તાલ
**મંડપ** (પું.) માંડવો, તંબુ, સમિયાણો
**મંડલ(-ળ)** (ન.) ગોળ ઘેરાવ, કૂંડાળું (૨) ટોળું, સંઘ (૩) પ્રદેશ, પ્રાંત (૪) બાર રાજ્યોનો સમૂહ (૫) ઋગ્વેદના દશ ખંડોમાંનો દરેક
**મંડલિ(-લી,-ળિ).-ળી) ક** (પું.) સામંત, ખંડિયો રાજા
**મંડલે(-ળે)શ(-શ્વર)** (પું.) એક મંડળ-બાર રાજ્યોનો અધિપતિ (૨) સંન્યાસી શિષ્યમંડળનો અધિપતિ
**મંડવું** (ક્રિ.) ખંતથી વળગવું, લાગવું, મચવું
**મંડાઈ,મંડામણ,મંડામણી** (સ્ત્રી.ન.) નાણું ધીરનાર વ્યાજ ઉપરાંત ચોપડામાં ખાતું પાડવા બદલ બક્ષિસ લે છે તે
**મંડાણ** (ન.) આરંભ, માંડવું તે, મંડન
**મંડિત** (વિ.) શણગારેલું, શોભાવેલું
**મંડી** (સ્ત્રી.) બજાર, 'માર્કેટ'
**મંડૂક** (પું.) દેડકો (૨) (લા.) કૂદકો
**મંડૂર** (ન.) લોઢાનો કાટ (૨) તેનું રસાયણ
**મંતર** (પું.) મંત્ર, દેવ કે કોઈ શક્તિ સાધ્ય કરવાનો ગૂઢ શબ્દ કે શબ્દો (૨) મંત્રણા (૩) શક્તિ કે સિદ્ધિ માટેનો ગૂઢ શબ્દ, શબ્દસમૂહ મંતરવું (ક્રિ.)મંત્રથી કાબૂમાં લેવું કે અસર કરવી (૨) ભરમાવવું શીખવી રાખવું
**મંતવ્ય** (વિ.) મનન કરવા યોગ્ય (૨) (ન.) મત. માન્યતા, અભિપ્રાય, ધારણા
**મંત્ર** (પું.) દેવ કે કોઈ શક્તિ સાધ્ય કરવાનો ગૂઢ શબ્દ કે શબ્દો (૨) મંત્રણા
**મંત્રણા** (સ્ત્રી.) ખાનગી મસલત
**મંત્રપ્રયોગ** (પું.) મંત્ર મારવો તે, મંત્રનો ઉપયોગ કરવો તે
**મંત્રમુગ્ધ** (વિ.) મંત્રથી મોહ પામેલું કે બીજા કશાથી તેના જેવી અસર પામેલું
**મંત્રશક્તિ** (ન.) મંત્રની (જાદુઈ) શક્તિ કે તેનું બળ, મંત્રની કાર્યસાધકતા
**મંત્રશાસ્ત્ર** (ન.) મંત્રો તથા તેમના વિધિનું શાસ્ત્ર
**મંત્રશાળા,મંત્રણાશાળા** (સ્ત્રી.) મંત્રણા કરવાનો ખંડ
**મંત્રસાધન** (ન.) મંત્ર સાધવો તે
**મંત્રસિદ્ધિ** (સ્ત્રી.) મંત્ર સિદ્ધ થવો-મંત્રની કાર્યસાધક શક્તિ પ્રાપ્ત કરવી તે
**મંત્રાલય** (ન.) સરકારી મુખ્ય દફતર કે કચેરી, સચિવાલય, 'સેક્રેટરિયેટ'
**મંત્રિત્વ** (ન.) મંત્રીપણું, પ્રધાનપણું
**મંત્રી** (પું.વિ.) જેની સાથે મંત્રણા કરી શકાય તેવો માણસ (૨) સલાહકાર, પ્રધાન (૩) પ્રધાન કાર્યકર્તા, સંસ્થાનું તંત્ર સંભાળનાર, 'સેક્રેટરી'
**મંત્રીપદ** (ન.) મંત્રીનો હોદ્દો
**મંત્રીરાજ,મંત્રીવર્ય** (પું.) પ્રધાન કે મુખ્યમંત્રી (૨) માનનીય મંત્રી-એવું સંબોધન
**મંથન** (ન.) વલોવવું કે વલોવાવું તે (૨) (લા.) ઊથલપાથલ, ગડમથલ
**મંથર** (વિ.) મંદ, સુસ્ત, ધીમું (૨) (પું.) વલોણાનો રવૈયો (૩) એક પૌરાણિક પર્વત (સમુદ્રમંથનનો રવૈયો) મંદરાચલ
**મંથરા** (સ્ત્રી.) રાણી કૈકેયીની દાસી
**મંદ** (વિ.) ધીમું, ધીરું, થોડું, શિથિલ, ઢીલું

**મદગતિ** (વિ.) ધીમી ગતિવાળું (૨) (સ્ત્રી.) ધીમી ગતિ
**મંદગામી** (વિ.) મંદગતિથી જનારું
**મંદબુદ્ધિ** (વિ.) કમઅક્કલ, મૂર્ખ (૨) (સ્ત્રી.) જડતા, મૂર્ખતા
**મંદમતિ** (વિ.) કમઅક્કલ, મૂર્ખ, મંદબુદ્ધિ (૨) (સ્ત્રી.) જડતા, મૂર્ખતા
**મંદર,મંદરાચળ** (પું.) એક પૌરાણિક પર્વત (સમુદ્રમંથનનો રવૈયો)
**મંદવાડ** (પું.) બીમારી, રોગ, માંદગી
**મંદવાર** (પું.) મંદવાડિયો વાર-શનિવાર
**મંદહાસ્ય** (ન.) સ્મિત, જરાક મલકાઈને હસવું તે
**મંદા** (વિ.) (સ્ત્રી.) મંદ (૨) (સ્ત્રી.) મૃદુ શ્રુતિનો એક પ્રકાર
**મંદાકિની** (સ્ત્રી.) ગંગા (૨) આકાશગંગા
**મંદાક્રાંતા** (પું.) એક અક્ષરમેળ છંદ
**મંદાક્ષ** (વિ.) નબળી આંખોવાળું (૨) (ન.) શરમ, લાજ
**મંદાગ્નિ** (પું.) પાચનશક્તિની મંદતા કે તેવો રોગ
**મંદાર** (ન.) સ્વર્ગમાં પાંચ વૃક્ષોમાંનું એક (૨) તેનું ફૂલ
**મંદિર** (ન.) દેવાલય (૨) ઘર (૩) વિદ્યાનું ધામ (૪) (લા.) જેલખાનું
**મંદિરપ્રવેશ** (પું.) મંદિરમાં પ્રવેશવું તે કે તેની છૂટ
**મંદી** (સ્ત્રી.) મંદતા, કમીપણું (૨) ભાવની પડતી
**મંદોત્સાહ** (વિ.) મંદ ઉત્સાહવાળું, ધીમું
**મંદોદરી** (સ્ત્રી.) રાવણની પત્ની
**મંદ્ર** (વિ.) ધીમો, ગભીર (સૂર) (૨) (પું.) સંગીતના ત્રણ પ્રકારના સ્વરોમાંનો એક
**મંદ્રાદિ** (પું.) એક વર્ણાલંકાર (સંગીત)
**મંમાયા** (સ્ત્રી.) મહામાયા, માતા, દેવી
**મશા** (સ્ત્રી.) મનીષા, મંછા, ઇચ્છા, ઉમેદ, વિચાર
**મા** (અ.) ના, નહિ
**મા** (સ્ત્રી.) માતા, બા
**માઆઝમા** (વિ.) મોટું, મહાન (૨) (સ્ત્રી.) મોટા દરજ્જાવાળી સ્ત્રી
**માઇક,માઇક્રોફોન** (ન.પું.) (બોલવા માટે) ધ્વનિવર્ધક યંત્ર
**માઇક્રૉન** (પું.) અતિ સૂક્ષ્મ લંબાઈનો એકમ, મિલીમિટરનો હજારમો ભાગ
**માઇક્રૉસ્કોપ** (ન.) સૂક્ષ્મદર્શક યંત્ર
**માઈકાંગલું** (વિ.) માવડિયું (૨) બાયલું, નબળું, અશકત
**માઈલ** (પું.) બાવનસો એંશી ફૂટ જેટલું અંતર, સોળસો મીટરનું અંતર
**માઈલોમીટર** (ન.) વાહને કેટલું અંતર કાપ્યું તે દર્શાવતું સાધન
**માઈ** (સ્ત્રી.) મા, માતા
**માકડ(-ણ)** (પું.) એક જીવડું, માંકડ, ખટમલ
**માકંદ** (પું.) આંબાનું ઝાડ, આમ્રવૃક્ષ
**માકારો** (પું.) મા કહેવું-મના કરવી તે, મનાઈ
**માકૂલ** (વિ.) યોગ્ય, વાજબી (૨) અનુકૂળ
**માકો** (પું.) ભાંગરો-એક વનસ્પતિ
**માક્ષિ(-ક્ષી)ક** (ન.) મધ (૨) એક ઉપધાતુ-ઔષધિમાં વપરાય છે.
**માખ(-ખી)** (સ્ત્રી.) એક ઊડતું જીવડું
**માખણ** (ન.) દહીં વલોવવાથી નીકળતું સત્ત્વ, નવનીત (૨) (લા.) ખુશામત
**માખણચોર** (પું.) શ્રીકૃષ્ણ
**માખણદાસ** (વિ.) માખણિયું, ખુશામતિયું ચ(૩) (લા.) ખુશામતિયું
**માખણિયું** (વિ.) માખણ ભેળવેલું (ચૂનો) (૨) માખણ જેવું નરમ
**માખબેસણું** (ન.) કંગાલિયત (૨) લાંછન
**માખળ** (પું.) ખળીમાં આણેલા પાકનો સરકારી ભાગ માટે કાઢવામાં આવતો અંદાજ
**માખી** (સ્ત્રી.) માખ, એક ઊડતું જીવડું
**માગ** (પું.) રસ્તો (૨) જગ્યા, આસન (૩) અંતર, મોકળાશ
**માગ** (સ્ત્રી.) માંગ, માગણી, ખપત (૨) ઉઘરાણી
**માગણ** (ન.) ભિખારી, યાચક
**માગણિયાત** (વિ.) ભિખારી, યાચક (૨) લેણિયાત
**માગણું** (ન.) માગણી, માગવું તે (૨) લેણું (૩) પરહદમાંથી આરોપી કે ગુનેગારને કોર્ટમાં હાજર કરવાની માગણી, 'એક્સ્ટ્રેડિશન' (૪) (કાનૂન મુજબ) સભા ભરવાની માગણી કરવી કે મકાન વગેરે સરકારે માગવું તે, 'રેક્વિઝિશન'
**માગતલ** (વિ.) માગનું, માગનારું
**માગતું** (વિ.) માગણી કરતું, (૨) (ન.) લેણું
**માગધ** (પું.) વંશની કીર્તિ ગાનાર, વહીવંચો (૨) મગધ દેશને લગતું
**માગધી** (વિ.) મગધ દેશનું (૨) (સ્ત્રી.) એની ભાષા (ચારમાંની એક પ્રાકૃત)
**માગરણું** (ન.) વરને પીઠી ચોળવી તે (૨) પતિ પાસે પત્નીએ માગવું એ
**માગવું** (ક્રિ.) આપવા માટે કહેવું (૨) પાછું આપવા કહેવું (૩) યાચવું, જાચવું (૪) વીનવવું
**માગશર** (પું.) વિક્રમ સંવતનો બીજો મહિનો, માર્ગશીર્ષ
**માગીતાગી(-ને)** (અ.) આમથી તેમથી-ગમેતેમ કરીને મેળવીને
**માગું** (ન.) માગણી (બહુધા લગ્નવિષયક)
**માઘ** (પું.) માહ, વિક્રમ સંવતનો ચોથો મહિનો (૨) સંસ્કૃત ભાષાનો પ્રખ્યાત કવિ
**માઘસ્નાન** (ન.) પોષી સુદ પૂનમથી મહા સુદ પૂનમ સુધી સૂર્યોદય પહેલાં સ્નાન કરવાનું એક વ્રત
**માઘેલું** (વિ.) મા પાછળ ઘેલુંઘેલું થાય એવું
**માચીસ** (સ્ત્રી.) દીવાસળીની પેટી
**માછણ** (સ્ત્રી.) માછી જાતિની કે માછીની સ્ત્રી
**માછલી(-લું)** (સ્ત્રી.ન.) એક જળચર પ્રાણી
**માછી** (પું.) માછીમાર (૨) ખલાસી, ઢીમર
**માછીમાર** (પું.) માછલાં પકડવાનો ધંધો કરનાર
**માછીમારી** (સ્ત્રી.) માછીમારનું કામ કે ધંધો, મત્સ્યોદ્યોગ
**માજણ્યું** (વિ.) એક માનું, સહોદર, માજાયું
**માજન** (ન.) હદ, અંકુશ (૨) મર્યાદા, વજન, અંદાજ
**માજમ** (સ્ત્રી.) ભાંગના સત્ત્વમાં બીજાં વસાણાં નાખી બનાવેલ એક કેફી પદાર્થ
**માજરવેલ** (સ્ત્રી.) એક જાતની ડાંગર
**માજરો** (પું.) હકીકત, વર્ણન (૨) ઘટના, બનાવ, બાબત
**માજવું** (ક્રિ.) ઘસીને સાફ કરવું (વાસણ), માંજવું
**માજાઈ** (સ્ત્રી.) બહેન, સહોદરા
**માજાયું** (વિ.) માજણ્યું, સહોદર
**માજાયો** (પું.) ભાઈ
**માજી** (વિ.) પૂર્વનું, અગાઉ થઈ ગયેલું, ભૂતકાલીન (૨) મરહૂમ (૩) (સ્ત્રી.) માતા, બા (૪) (પું.) ખલાસી, નાવિક

**માજી** (સ્ત્રી.) દાદી (૨) અંબા માતા કે કોઈ દેવી (૩) વૃદ્ધ સ્ત્રીનું માન-વાચક સંબોધન
**માજૂર** (વિ.) આંધળું (૨) (લા.) ઉન્મત્ત, ગર્વિષ્ઠ
**માઝમ** (સ્ત્રી.) મધ્યમ, વચલું, વચ્ચેનું
**માઝા** (સ્ત્રી.) મર્યાદા, સીમા, હદ (૨) વિવેક, લાજ-શરમ
**માટ** (અ.) માટે, વાસ્તે
**માટ** (ન.) માટલું (૨) ખોરાકમાં વપરાયેલું માંસ
**માટલી** (સ્ત્રી.) નાનું માટલું (૨) લગ્ન-પ્રસંગે અપાતું ખાવું વગેરે ભરેલું પાત્ર
**માટલું** (ન.) માટીનું એક વાસણ (૨) લગ્ન-પ્રસંગની મોટી માટલી
**માટી** (વિ.) જોરાવર (૨) (પું.) પતિ, ધણી (૨) મરદ (૪) (સ્ત્રી.) મટોડી (૫) માંસ
**માટીકામ** (ન.) માટીનાં વાસણો, રમકડાં વગેરે બનાવવાં તે કામ (૨) રસ્તા, મકાન, બંધ, વગેરેના કામમાં માટી પૂરવાનું કામ
**માટીડો** (પું.) પુરુષ (૨) ધણી
**માટીપગું** (વિ.) નબળું, ઢીલું
**માટીમોલ** (વિ.) માટી જેટલા મૂલ્યનું, તુચ્છ, વ્યર્થ
**માટીવટ** (પું.ન.) ધણીપણું, પુરુષત્વ
**માટે,માટેકરી,માટે કરીને** (અ.) વાસ્તે, સારુ (૨) તેથી, તે કારણે
**માઠ** (સ્ત્રી.) એક ભાજી
**માઠવું** (ક્રિ.) ઘડવું, ટીપવું (૨) સાફ કરવું, માંજવું, ઊટકવું
**માઠી** (સ્ત્રી.) હાથનું એક ઘરેણું (૨) કપાસની એક જાત
**માઠું** (વિ.) ખરાબ, ભૂંડું, અશુભ, નરસું, નઠારું (૨) (લા.) કંઈક ઓછું
**માડ** (ન.) નાળિયેરીનું ઝાડ (૨) બાજઠ ઉપર કેળ બાંધી બનાવેલું રન્નાદેનું સ્થાન, કેળોનો મંડપ (૩) (પું.) માઢ, એક રાગ (૪) મહેલ, મેડીવાળું સુંદર મકાન (૫) વાસ, મહોલ્લો
**માડણ** (ન.) તારાટપકીની પિયળ (૨) ગામને પાદરે પાણીથી ભરાયેલો ખાડો (જેમાં ભેંસો પડી રહે છે.)
**માડી** (સ્ત્રી.) મા (૨) માતા, દેવી (ભક્તિમાં) (૩) (માડ ઉપરથી) (માડ-નાળિયેરીના રસનું) એક કેફી પીણું
**માડું** (પું.) માણસ, જણ, વ્યક્તિ
**માડો** (પું.) રોટલાનો પોપડો, રોટલીનું પડ (૨) પૂડો (૩) ઘણી મોટી અને પાતળી રોટલી (૪) ફૂલકો
**માઢ** (પું.) મહેલ, મેડીવાળું સુંદર મકાન (૨) વાસ, મહોલ્લો (૩) માડ રાગ
**માઢમેડી** (સ્ત્રી.) દરવાજા પર બાધેલી મેડી
**માણ** (સ્ત્રી.) ગાગર (૨) માંડણી, માળની ઊંચાઈ, ઊભણી (૩) મંડાણ કરવું તે, ગોઠવણી (૪) ઉતરડ (૫) ખમીર, ખટાશ (૬) (ન.) મોવણ (૭) હદ, સીમા (૮) કેફ (૯) માણવું તે, મોજ (૧૦) માંડમાંડ, જેમતેમ કરીને, પરાણે (૧૧) મંદમંદ, ધીરેધીરે
**માણકમાઉ** (વિ.) કંઈ કમાતું ન હોય તેવું (૨) આળસુ, સુસ્ત
**માણકી** (સ્ત્રી.) એક જાતની ઘોડી
**માણભટ(-ટ્ટ)** (પું.) માણ ખખડાવી કથા કહેનાર વ્યાસ
**માણવક** (પું.) મશ્કરો, વિદૂષક (૨) એક છંદ
**માણવું** (ક્રિ.) અનુભવવું, ભોગવવું (૨) (ક્રિ.) રાજી થવું, મજા કરવી
**માણસ** (પું.ન.) માનવ, મનુષ્ય
**માણસજાત** (સ્ત્રી.) મનુષ્યજાતિ, મનુષ્યમાત્ર
**માણસાઈ** (સ્ત્રી.) માણસપણું, માણસને યોગ્ય ગુણ કે વર્તન, ઈન્સાનિયત
**માણારાજ** (પું.) મોટું માણસ, વહાલું માણસ (લોકગીતમાં)
**માણિક્ય** (ન.) માણેક
**માણિયો** (પું.) ગાડવો, ઘડો (૨) ('મણ' ઉપરથી) એક મણ પ્રવાહી માય એવું પાત્ર (૩) મણનું કાટલું, મણીકો
**માણીગર** (પું.) રસિક, ભોગી
**માણીતલ** (ન.) વિશ્રાંતિસ્થાન, વિશ્રમસ્થાન
**માણેક** (ન.) રાતો મણિ ચમાણેકનાથના સ્થાન પાસેનું બજારનું સ્થાન
**માણેકચોક** (પું.) દરબારી લોકોનાં મકાનો વચ્ચેનું મેદાન (૨) અમદાવાદમાં
**માણેકઠારી** (સ્ત્રી.) શરદપૂનમ
**માણેકથંભ** (પું.) વિજયસ્થંભ (૨) લગ્ન વખતે મંડપ માટે રોપાતો થંભ
**માણેકલટ** (સ્ત્રી.) ઘોડાના કપાળ પર ઝૂલતો વાળનો ગુચ્છો
**માણો** (પું.) આનંદ, ભોગ (૨) એક માપ
**માત** (વિ.) હારી ગયેલું, જોર વિનાનું થયેલું, પરાજિત,. જિતાયેલું
**માત** (સ્ત્રી.) માતા
**માતપિતા** (ન.બ.વ.) માબાપ, માતાપિતા
**માતબર** (વિ.) આબાદ, સધ્ધર, સમૃદ્ધ (૨) તાલેવાન, શ્રીમંત
**માતમ** (ન.) શોક, રડાકૂટ
**માતર** (પું.) 'એ' સ્વર લખવાનું (ે) આવું ચિહ્ન-માત્રા (૨) (ન.) એક ગામનું નામ
**માતરિશ્વા** (પું.) પવન, વાયુ, અનિલ
**માતરું** (ન.) પેશાબ (જૈન)
**માતવું** (ક્રિ.) ફાલવું, હૃષ્ટપુષ્ટ થવું (૨) મસ્તીમાં આવવું, ચરબી વધવી
**માતહત** (વિ.) તાબેદાર, કોઈના તાબામાં રહેલું
**માતંગ** (પું.) હાથી (૨) એ નામની ઘોડાની એક જાત
**માતંગી** (સ્ત્રી.) હાથણી (૨) હાથીના વાહનવાળી દેવી
**માતા** (સ્ત્રી.) મા, જનની (૨) દેવી (૩) શીતળામાતા કે તેનો રોગ-ઓરી, બળિયા વગેરે (મોટા ભાગે બહુવચનમાં હોય છે.) (૪) લીંબુના ઝાડનો એક રોગ
**માતામહ** (પું.) માના બાપ
**માતામહી** (સ્ત્રી.) માની મા
**માતુશ્રી** (સ્ત્રી.) મા (માનસૂચક)
**માતું,માતુંતાતું** (વિ.) માતેલું, હૃષ્ટપુષ્ટ, મોટું
**માતૃ** (સ્ત્રી.) માતા
**માતૃગયા** (ન.) માતાનું શ્રાદ્ધ કરવાનું તીર્થ. જેમ કે, સિદ્ધપુર
**માતૃગૃહ** (ન.) પિયર, મહિયર
**માતૃતા,માતૃત્વ** (ન.) માતા તરીકેનો ધર્મ, માતાપણું
**માતૃદેવ** (વિ.) માતાને દેવ તરીકે પૂજનાર
**માતૃદેશ** (પું.) જન્મભૂમિ
**માતૃદ્રોહી** (વિ.) માતાનો દ્રોહ કરનારું
**માતૃપક્ષ** (પું.) મા તરફનાં-મોસાળ બાજુનાં સગાંવહાલાં
**માતૃપદ** (ન.) માતા થવું તે (૨) માતા તરીકેનું સ્થાન-ગૌરવ (૩) માતા તરીકેનો ધર્મ, માતાપણું
**માતૃભક્તિ** (સ્ત્રી.) માતા પ્રત્યેનો ભક્તિભાવ-પૂજ્યભાવ
**માતૃભાષા** (સ્ત્રી.) સ્વભાષા, 'મધર-ટંગ'

**માતૃભૂમિ(-મી)** (સ્ત્રી.) જન્મભૂમિ

**માતૃવંશ** (પું.) માતાનો વંશ-માતૃપક્ષે વંશ ચાલવો તે, 'મેટ્રિયાર્કી'

**માત્ર** (અ.) નામને લાગતાં 'તે બધું, સઘળું' એવો સમગ્રતાવાચક અર્થ બતાવે છે. ઉદા. માણસમાત્ર (૨) ફક્ત, કેવળ (૩) (વિ.) બહુવ્રીહિ સમાસમાં ઉત્તરપદ તરીકે '-માપ કે પ્રમાણનું' એ અર્થમાં, ઉદા. અંગુલિમાત્ર, રજમાત્ર

**માત્રા** (સ્ત્રી.) બારખડીમાં વર્ણ ઉપર મુકાતું (ે) આવું ચિહ્ન (૨) કાવ્ય કેટ સંગીતમાં સમયની ગણનાનો એકમ (૩) ધાતુની ભસ્મ, રસાયણ (૪) માપ, પ્રમાણ (૫) માપતોલમાં આવે તેવું સર્વ પદાર્થમાત્ર, જગત, દૃશ્ય

**માત્રાકવિતા** (સ્ત્રી.) માત્રાઓવાળી કવિતા

**માત્રાછંદ,માત્રાબંધ** (પું.) માત્રામેળ છંદ (૨) માત્રામેળવાળું

**માત્રાદોષ** (પું.) માત્રામેળમાં દોષ

**માત્રામેળ** (વિ.) જેમાં ઓછીવધારે માત્રા ઉપર પદબંધનો આધાર હોય તેવું (૨) (પું.) છંદમાં માત્રાઓ મેળમાં-તેના માપમાં હોવી તે

**માત્સર્ય** (ન.) બીજાનું સુધ દેખી બળવું, ઈર્ષા, અદેખાઈ

**માત્સિક** (પું.) માછી

**માત્સ્યન્યાય** (પું.) મોટું માછલું નાનાને ખાય એ ન્યાય

**માથાઓળ** (સ્ત્રી.) સંયુક્ત કુટુંબમાં જેઠ, દિયેર વગેરે પાસેથી ખોરાકી-પોશાકી માગવાનો વિધવાનો હક

**માથાકૂટ** (સ્ત્રી.) ભાંજગડ, પંચાત (૨) નકામી મહેનત, પીડા

**માથાકૂટિયું** (વિ.) માથાકૂટ કરાવે એવું

**માથાઝીક** (સ્ત્રી.) લમણાફોડ, કચકચ

**માથાઝીકિયું** (વિ.) માથાકૂટિયું

**માથાતોડ** (સ્ત્રી.) માથાકૂટ (૨) (વિ.) માથું તૂટી જાય કે તોડી નાંખે એવું, માથાતૂટ, ખૂબ સખત (મહેનત, મજૂરી વગેરે)

**માથાદીઠ** (અ.) જણદીઠ, દરેક માણસે

**માથાફોડ** (સ્ત્રી.) માથાકૂટ

**માથાબોળ** (અ.) માથું અને શરીર પલાળીને

**માથાભારે** (વિ.) મોટી નામના કે હોદ્દાવાળું, પ્રતિષ્ઠિત, (૨) મિજાજી, તુમાખીવાળું

**માથાવટી** (સ્ત્રી.) સાલ્લો ન બગડે માટે તેના માથા ઉપરના ભાગ નીચે સીવેલો અસ્તરનો કકડો (૨) માથાના કપડા પર પડેલા તેલના ડાઘા (૩) માથાનો ભાગ, મથરાવટી (૪) (લા.) આબરૂ

**માથાવાઢ** (વિ.) માથું વાઢે એવું, કારમું

**માથાવેરો** (પું.) માથાદીઠ લેવાતો કર

**માથું** (ન.) શરીરનો ખોપરીવાળો ભાગ (૨) ધડની ઉપરનો ભાગ, ડોકું (૩) કોઈપણ વસ્તુના મથાળાનો ભાગ, ટોચ (૪) મગજ, બુદ્ધિ

**માથે** (અ.) ઉપર. ઉદા. ઘા માથે પાટો બાંધ્યો (૨) 'માથું'નું સપ્તમીનું રૂપ

**માથોડું** (ન.) માથું ડૂબે તેટલું ઊંડાણ (૨) (વિ.) તેટલું ઊંડું

**માદર** (સ્ત્રી.) મા

**માદરજબાન,માદરજબાં** (સ્ત્રી.) માતૃભાષા

**માદરપાટ** (પું.) એક જાતનું સુતરાઉ કાપડ

**માદરે વતન** (ન.) માતૃભૂમિ

**માદળિયું** (ન.) દોરો, ચિઠ્ઠી કે તાવીજવાળો ધાતુનો નળી જેવો કે ચપટો ઘાટ (૨) શેરડીનો છોલીને કરેલો ટુકડો, ગંડેરી

**માદા** (સ્ત્રી.) પશુ કે પંખીમાં સ્ત્રીજાત (૨) બરડવાંની જોડમાં ખાડાવાળું બરડવું

**માદ્રી** (સ્ત્રી.) પાંડુ રાજાની બીજી પત્ની (મદ્ર દેશની રાજકુમારી)

**માધવ** (પું.) વિષ્ણુ, શ્રીકૃષ્ણ, (૨) વૈશાખ માસ

**માધવી** (સ્ત્રી.) એક ફૂલવેલ (૨) પૃથ્વીમાતા (૩) (વિ.) વૈશાખ માસનું, વસંતઋતુનું

**માધુકરી** (સ્ત્રી.) ઘેરઘેરથી થોડું લઈને (બ્રાહ્મણે, બ્રહ્મચારીએ કે સંન્યાસીએ) ભિક્ષા ભેગી કરવી તે (જેમ મધમાખ અનેક ફૂલોમાંથી મધ એકઠું કરે છે.) (૨) પાંચ ઘેરથી માગેલી ભિક્ષા

**માધુરી** (સ્ત્રી.) મહેસૂલ ભરાઈ ન શકાતું હોવાથી જમીન સરકારને પાછી સોંપવી તે (૨) માધુર્ય, મીઠાશ (૩) ભલાઈ

**માધુર્ય** (ન.) મધુરતા, માધુરી

**માધ્યમ** (વિ.) વચલું (૨) (ન.) સંચાર કે વિનિમય વગેરે માટે વચ્ચે વાપરવાનું સાધન કે વાહન, 'મિડિયમ'

**માધ્યમિક** (વિ.) વચલું, મધ્યમાં આવેલું (૨) પ્રાથમિકથી આગળનું, 'સેકન્ડરી'

**માધ્યમિક શાળા** (સ્ત્રી.) પ્રાથમિક પછીની શાળા

**માધ્યસ્થ** (વિ.) તટસ્થ, પક્ષપાત વિનાનું

**માધ્યસ્થી,માધ્યસ્થ્ય** (સ્ત્રી.ન.) માધ્યસ્થપણું

**માન** (ન.) આબરૂ, પ્રતિષ્ઠા (૨) સાવ, આદર (૩) અભિમાન (૪) તોલ, માપ (૫) 'લૉગેરિધમ' (ગ.)

**માન-અકરામ** (ન.) ખિતાબ વગેરેથી ગૌરવ આપવું તે માનક (પું.) ધોરણ

માનકીકરણ (ન.) ધોરણસ્થાપન

**માનચાંદ** (પું.) માન આપવું કે ચાંદ (ચંદ્રક) વડે સન્માન કરવું તે

**માનચિત્ર** (ન.) પ્રદેશના માપસર ઉપસાવીને કરેલો નકશો, 'રિલીફ મૅપ'

**માનત(-તા)** (સ્ત્રી.) બાધા, આખડી

**માનદ** (વિ.) માનપ્રદ, માન આપતું (૨) વેતન લીધા વગર કામ કરનારું, 'ઑનરરી'

**માનદવેતન** (ન.) વેતન કે મહેનતાણું લીધા વિના કામ કરનારને અપાતો માનાર્હ પુરસ્કાર, 'ઑનરેરિયમ'

**માનદંડ** (પું.) માપવાનો ગજ કે કસોટી

**માનનીય** (વિ.) માનને યોગ્ય, માન્ય

**માનપત્ર** (ન.) વખાણ કે ધન્યવાદનો જાહેર રીતે અર્પણ થતો લેખ, સંમાનપત્ર

**માનપાન** (ન.) માન, આદર (૨) આબરૂ, પ્રતિષ્ઠા

**માનબુદ્ધિ** (સ્ત્રી.) માનઆબરૂની લાગણી-ભાવના

**માનભંગ** (પું.) અપમાન (૨) (વિ.) અપમાનિત

**માન-મરતબો** (પું.) મોભો, પ્રતિષ્ઠા

**માનમર્યાદા** (સ્ત્રી.) અદબ, વિવેક

**માનવ** (વિ.) મનુ સંબંધી (૨) (પું.) માણસ

**માનવકુલ,માનવજાત(-તિ)** (ન.સ્ત્રી.) મનુષ્યજાતિ, સર્વ માનવો

**માનવજન્મ** (પું.) મનુષ્યરૂપે-મનુષ્યયોનિમાં જન્મ

**માનવતા** (સ્ત્રી.) મનુષ્ય ઉપર પ્રેમ, હિતબુદ્ધિ (૨) માણસાઈ, ઇન્સાનિયત

**માનવતાવાદ** (પું.) માનવકલ્યાણ એ શ્રેષ્ઠ કર્તવ્ય છે તેવો વાદ, 'હ્યુમૅનિઝમ'

**માનવતી** (વિ.સ્ત્રી.) માનવાળી (૨) (સ્ત્રી.) પ્રિય ઉપર રિસાયેલી પ્રિયા

**માનવદોષદર્શી** (વિ.) માનવી દોષ-અપૂર્ણતા જ જોવાની ટેવવાળું કે તેનું ટીકાશીલ, 'સિનિકલ'
**માનવધર્મ** (પું.) માનવને માટેનો-તેને ઉચિત કે તરીકેનો ધર્મ
**માનવધર્મશાસ્ત્ર** (ન.) મનુસ્મૃતિ
**માનવભક્ષી** (વિ.) માનવનો ભક્ષ કરી જાય એવું, માનવનો નાશ કરનારું
**માનવવંશશાસ્ત્ર,માનવશાસ્ત્ર** (ન.) માનવી પ્રાણી અને તેના વંશના વિકાસનો અભ્યાસ-તેની વિદ્યા કે શાસ્ત્ર, 'ઍન્થ્રૉપૉલૉજી'
**માનવશક્તિ** (સ્ત્રી.) કોઈપણ કામ કે પ્રવૃત્તિમાં રોકાયેલી માણસની શક્તિ, 'મૅન-પાવર'
**માનવસહજ** (વિ.) માનવને માટે કુદરતી કે સ્વાભાવિક હોય કે હોવું ઘટે એવું
**માનવહિતવાદ** (પું.) માનવતાવાદ, 'હ્યુમૅનિઝમ'
**માનવંતું** (વિ.) માનયુક્ત, માનભર્યું
**માનવી** (વિ.) મનુષ્ય સંબંધી (૨) (પું.) માણસ
**માનવીય** (વિ.) માનવી
**માનવું** (ક્રિ.) કબૂલ કરવું, સ્વીકારવું (૨) માન આપવું, ગણવું, લેખવું (૩) માનતા રાખવી
**માનવેતન** (ન.) વેતન લીધા વિના કામ કરનારને અપાતો માનાર્હ પુરસ્કાર, 'ઑનરેરિયમ' (૨) સંમાનની ભાવનાથી અપાતું વેતન
**માનવેતર** (વિ.) માનવથી જુદું કે બીજું
**માનવેંદ્ર** (પું.) માનવપતિ, રાજા
**માનવોચિત** (વિ.) મનુષ્યને યોગ્ય-તેને છાજે એવું
**માનશુકન** (પું.બ.વ.) શુભાશુભ ચિહ્ન, લક્ષણ, શુકન કે અપશુકન
**માનસ** (વિ.) મન સંબંધી (૨) (ન.) મન (૩) કૈલાસ શિખર પાસેનું પ્રસિદ્ધ સરોવર, માનસસર
**માનસપુત્ર** (પું.) બ્રહ્માએ મનથી ઉત્પન્ન કરેલો પુત્ર. જેમ કે, નારદ
**માનસપૂજા** (સ્ત્રી.) બાહ્ય પૂજાપાઠ વગર મનની કલ્પનાથી-કલ્પિત સામગ્રીથી કરાતી દેવપૂજા
**માનસર,માનસરોવર** (ન.) કૈલાસ શિખર પાસેનું પ્રસિદ્ધ સરોવર
**માનસશાસ્ત્ર** (ન.) મનની વૃત્તિઓ, ગુણધર્મ, ક્રિયાઓ તથા સ્વરૂપનું શાસ્ત્ર, મનોવિજ્ઞાન, 'સાઇકૉલૉજી'
**માનસશાસ્ત્રી** (પું.) માનસશાસ્ત્ર જાણનાર, મનોવિજ્ઞાની
**માનસિક** (વિ.) મન સંબંધી
**માનસી** (વિ.સ્ત્રી.) મન વડે કરેલી (૨) (વિ.) કલ્પિત (માનસી રાજ્ય)
**માનહાનિ** (સ્ત્રી.) અપમાન
**માનાપમાન** (ન.) માન કે અપમાન
**માનાર્થક** (વિ.) માનના અર્થવાળું, માનવાચક (વ્યા.)
**માનાર્હ** (વિ.) માનદ, 'ઑનરરી'
**માનાંક** (પું.) ધોરણ
**માનિત** (વિ.) માન પામેલું, માન્ય (૨) સત્કાર પામેલું, 'ઑનર્ડ'
**માનિતા,માનિત્વ** (સ્ત્રી.ન.) ગર્વ, અભિમાન (૨) સંમાન, આદર
**માનિની** (વિ.સ્ત્રી.) માન માગતી કે ગર્વિષ્ઠ સ્ત્રી
**માની** (વિ.) અહંકારી (૨) ગૌરવયુકત
**માનીતું** (વિ.) ઘણું વહાલું, ખાસ પ્રેમપાત્ર
**માનીપાત** (પું.) માનવા જેવો જવાબ
**માનુની** (સ્ત્રી.) માનિની, માન માગતી કે ગર્વિષ્ઠ સ્ત્રી
**માનુભાવ** (વિ.) મોટા મનનું, ઉદાર, મહાશય (૨) (પું.) તેવો પુરુષ (૩) તે નામનો એક ધર્મ-સંપ્રદાય
**માનુષ** (વિ.) મનુષ્ય સંબંધી (૨) (પું.) માણસ
**માનુષતા,માનુષત્વ** (સ્ત્રી.ન.) માણસ હોવાપણું (૨) માણસાઈ, માનવતા
**માનુષિક** (વિ.) માનુષી, માનવીય, મનુષ્ય સંબંધી
**માનુષી** (વિ.) માણસ સંબંધી (૨) (સ્ત્રી.) મનુષ્ય સ્ત્રી
**માનૈયો** (પું.) લગ્નપ્રસંગે કન્યાપક્ષનો પુરુષ, માંડવિયો
**માન્ય** (વિ.) માનનીય, શિષ્ટ (૨) કબૂલ કરવા યોગ્ય (૩) સ્વીકારેલું
**માન્યતા** (વિ.) માન્ય હોવું તે (૨) માનવું તે
**માન્યવર** (વિ.) ઘણું માનનીય
**માપ** (ન.) લંબાઈ પહોળાઈ વજન વગેરેનું પ્રમાણ (૨) (લા.) પ્રતિષ્ઠા, ભાર (૩) હદ, ગજું
**માપક** (વિ.) માપનારું
**માપણી-કામદાર** (પું.) મોજણીદાર, જમીન માપનાર
**માપણીખાતું** (ન.) જમીનની માપણી કરનાર સરકારી ખાતું
**માપણું** (ન.) માપિયું, માપવાનું સાધન
**માપદંડ** (પું.) માપવાનો ગજ
**માપન** (ન.) માપવું તે
**માપબંધી** (સ્ત્રી.) માપસર વહેંચવા માટે બંધાતું માપ કે તેનો નિયમ, 'રેશનિંગ'
**માપવું** (ક્રિ.) માપ કાઢવું, ભરીન ગણતરી કરવી (૨) (લા.) પગે ચાલતા જવું
**માપિયું,માપું** (ન.) માપવાનું વાસણ કે સાધન
**માફ** (વિ.) ક્ષમા કરેલું, જવા દીધેલું (દોષ, માગતું, ફી વગેરે)
**માફક** (વિ.) અનુકૂળ, રુચતું (૨) (અ.) પેઠે, પ્રમાણે
**માફકસર** (અ.) માફક આવે એ રીતે, પ્રમાણસર, યથાસ્થિત
**માફામાફ,માફામાફી** (સ્ત્રી.) સામસામે માફી કે ક્ષમા માગવી આપવી તે
**માફાળું** (વિ.) માફા કે પડદાવાળું
**માફિયા** (પું.) સફેદ શયતાન (૨) છૂપા રહેતા ગુનેગારોનું સંગઠિત જૂથ (૩) અસામાજિક પ્રવૃત્તિ કરનાર જૂથ, ટોળી
**માફી** (સ્ત્રી.) ક્ષમા (૨) જતું કરવું તે, મુક્તિ
**માફીજમીન** (સ્ત્રી.) જેના ઉપર સરકારનો લાગો ન હોય તેવી જમીન
**માફીનામું,માફીપત્ર** (ન.પું.) માફી માગતો કે આપતો પત્ર
**માફો** (પું.) એક પ્રકારનો રથ-એક વાહન (૨) વાહન પર ઢંકાતો ઓઝલ-પડદો
**માબાપ** (ન.બ.વ.) મા ને બાપ કે તેમના જેવું પદ ધરાવનાર (૨) (લા.) આધારભૂત કે મૂળ વિગત. ઉદા. એ ખર્ચના માબાપ બતાવો
**માબાપવાદ** (પું.) પ્રજાના માબાપ પેઠે સરકારે ભાવ રાખીને રાજ્ય કરવું જોઈએ એવી માન્યતા કે વ્યવસ્થા, 'પૅટર્નેલિઝમ'
**માભોમ** (સ્ત્રી.) માતૃભૂમિ
**મામ** (ન.) મમ, ખાવાનું (૨) (સ્ત્રી.) માયા, મમતા (૩) નવાઈ, તાજુબી (૪) ધૈર્ય, દૃઢતા, (૫) મમત, ટેક
**મામલત** (સ્ત્રી.) માલમતા, પૂંજી, વિસાત (૨) મામલતદારનું કામ
**મામલતદાર** (પું.) તાલુકાની વસૂલાત સંબંધી કામ કરનાર અમલદાર, વહીવટદાર

**મામલતદારી** (સ્ત્રી.) મામલતદારનું કામ કે હોદ્દો
**મામલો** (પું.) કામકાજ કે તેની પરિસ્થિતિ (૨) કટોકટીનો સમય
**મામા** (પું.બ.વ.) મામો (માનાર્થે) (૨) (લા.) શત્રુ, ચોર, (૩) સાપ, વાઘ વગેરે માટે વ્યંગમાં વપરાય છે.
**મામી** (સ્ત્રી.) મામાની વહુ
**મામીસાસુ** (સ્ત્રી.) પતિ કે પત્નીની મામી
**મામૂચ** (અ.) સપૂમું, બિલકુલ
**મામૂલ** (ન.) રિવાજ
**મામૂલી** (વિ.) સામાન્ય, સાધારણ
**મામેરું** (ન.) મોસાળું
**માય** (સ્ત્રી.) માઈ, મા, માતા, બા
**માયકાંક(-ગ)લું** (વિ.) માવડિયું (૨) બાયલું, નબળું
**માયલું** (વિ.) માંહ્યનું, અંદરનું
**માયા** (સ્ત્રી.) જેનાથી બ્રહ્માંડ રચાયું છે કે ભાસમાન થાય છે તે આદિશક્તિ-અવિદ્યા (૨) છળ, પ્રપંચ, ઇંદ્રજાળ (૩) (લા.) મમતા, સ્નેહ (૪) મમતાનો કોઈ પણ વિષય (૫) ધન, દોલત (૬) લક્ષ્મી (૭) બુદ્ધની માતા
**માયા** (સ્ત્રી.) ભાંગ
**માયાપાણી** (ન.) ભાંગનું પાણી
**માયા-મમતા** (સ્ત્રી.) દયા, માયા, સ્નેહ, પ્રીતિ
**માયામૂડી** (સ્ત્રી.) ધનદોલત
**માયામૃગ** (પું.ન.) બનાવટી મૃગ
**માયાવાદ** (પું.) બ્રહ્મથી ભિન્ન જગતનો અનુભવ માયા-ભ્રમ છે એવો વાદ (વેદાંત)
**માયાવાદી** (વિ.પું.) માયાવાદને લગતું કે તેમાં માનતું
**માયાવિની** (વિ.સ્ત્રી.) માયાવાળી, ઠગનારી
**માયાવી** (વિ.) માયિક, માયાથી ઊપજેલું, મિથ્યા (૨) માયાવી, પ્રપંચથી ભરેલું, કપટી
**માયાળુ** (વિ.) સ્નેહાળ, હેતાળ
**માયું** (ન.) માજુફળ (૨) એક વનસ્પતિનું ફળ
**માર** (પું.) મારવું તે, તાડન (૨) મરણ, મૃત્યુ (૩) (લા.) મારો, વિપુલતા (૪) કામદેવ (૫) (બૌદ્ધ) આસુરી સંપત્તિઓની એક નિયંત્રક શક્તિ, શેતાન
**મારક** (વિ.) મારનારું, નાશ કરનારું
**મારકણું** (વિ.) મારે એવું, એવી ટેવવાળું
**મારકાટ** (સ્ત્રી.) મારવું ને કાપવું તે, કાપાકાપી ને મારામારી
**મારકૂટ** (સ્ત્રી.) મારપીટ
**મારકો** (પું.) નિશાન (૨) વેચાઉ માલ પર દર્શાવાતી છાપ
**મારગ** (પું.) રાહ, રસ્તો, માર્ગ, પંથ, પથ (૨) રૂઢિ, (૩) મત, સંપ્રદાય (૪) સંગીતનો એક પ્રકાર, જૂનું કે શિષ્ટ સંગીત
**મારગડો** (પું.) મારગ (લાલિત્યવાચક)
**મારઝપાટ,મારઝૂડ** (સ્ત્રી.) મારવું અને ઝૂડવું તે
**મારણ** (ન.) મારવાનો તાંત્રિક પ્રયોગ (૨) મારવું તે (૩) (વૈદકમાં ઝેર, ધાતુ વગેરે) મારવું તે કે તેનો ઇલાજ (૪) શિકાર, મારી ખાવાનું તે
**મારદડી** (સ્ત્રી.) દડીથી રમવાની એક રમત
**મારપછાડ,મારપીટ** (સ્ત્રી.) મારવું અને પછાડવું કે પીટવું તે
**મારફત** (અ.) દ્વારા, વચમાં રાખીને (૨) (સ્ત્રી.) આડતિયા કે દલાલની મારફત કામ કરવાની રીત (૩) દલાલી, હકસાઈ
**મારફતિયો** (પું.) વચમાં રહીને સોદા કરાવનાર, દલાલ, 'એજન્ટ'
**મારફાડ** (સ્ત્રી.) મારપીટ
**મારફો** (પું.) એક સુથારી ઓજાર-લાકડાની કાનસ
**મારમાર** (ન.) વારેવારે મારવું તે (૨) (અ.) પુષ્કળ જોરથી (૩) મુશ્કેલીથી
**મારવાડ** (પું.) રજપૂતાનામાં આવેલો એક પ્રદેશ
**મારવું** (ક્રિ.) પ્રહાર કરવો, ઠોકવું (૨) ઠાર કરવું (૩) પાછું હઠાવવું, જેર કરવું (ધાડ) (૪) ગુણધર્મનો નાશ કરવો (ચામડી, સાક્ષી) (૫) લૂંટવું, હુમલો કરીને લઈ જવું (ગામ, નફો, ખજાનો) (૬) વીંઝવું, અફાળવું, નાખવું, ભરવું (હાથ, ફાકો, બાથોડિયાં) (૭) અસર થાય તેમ પ્રયોગ કરવો (બોલ, ટોણો, આંખ, મૂઠ, ગપ્પું, તડાકો) (૮) (પ્રહાર કરવા માટે) છોડવું, વાપરવું, ચલાવવું (તીર, તલવાર, ભાલો) (૯) ઝડપ ને જોરથી કોઈ ક્રિયા કરવી (ફાકો, વલખાં, ઝપાટો, હાથ) (૧૦) રોકવું, દબાવવું, રોધવું (ભૂખ, મન) (૧૧) (લા.) ધાતુની ભસ્મ કરવી (૧૨) તફડાવવું, ચોરવું (૧૩) લગાડવું, ચોડવું, ખોસવું (ડૂચો, ખીલો, થીગડું, બૂચ, તાળું, લચકો) (૧૪) જોરથી નાખવું, ફેંકવું, આપવું. ઉદા. માથામાં મારવું (૧૫) -ની અસર-ભાસ-વેદના દેખાવાં (જેમ કે, ફીકાશ, ચળકાટ, ઝાંખ, બાફ મારવાં) (૧૬) પરાણે કે ઠગીને વળગાડવું. ઉદા. માથે મારવું (૧૭) અન્ય ક્રિયાપદ સાથે આવતાં ઉતાવળ કે બેદરકારીનો ભાવ બતાવે. ઉદા. ગોખી મારવું.
**મારંમારા** (સ્ત્રી.) સામસામી મારવું તે, લડાઈ
**મારા** (પું.બ.વ.) નિશાન મારવા કિલ્લાની દીવાલમાં રખાતાં બાકાં, ગોખા
**મારાતારાપણું** (ન.) ભેદભાવ, આપ-પરભાવ
**મારામાર(-રી)** (સ્ત્રી.) લડાઈ, ધિંગાણુ (૨) તંગી, તાણ
**મારીતારી** (સ્ત્રી.) ગાળાગાળી (૨) નિંદા
**મારુ** (વિ.) (સમાસમાં અંતે આવતાં) મારી નાખે-વીંધી નાખે તેવું. ઉદા. વાઘમારુ (૨) (પું.) મરુ, મારવાડ (૩) એક રાગ
**મારુત** (પું.) પવન
**મારુતિ** (પું.) હનુમાન (૨) મોટરનો એક પ્રકાર
**મારુ** (અ.) 'હું'ની છઠ્ઠી વિભક્તિનું એકવચન
**મારો** (પું.) મારી નાખનારો, જલ્લાદ (૨) ઉપરાઉપરી પ્રહાર (૩) (લા.) રમઝટ, વિપુલતા
**માર્ક** (પું.) ચિહ્ન, મારકો (ટ્રેડમાર્ક) (૨) ગુણ, પરીક્ષામાં પરિણામરૂપે અપાતો ગુણાંક (૩) જર્મનીનો એક ચલણી સિક્કો
**માર્કિ(-કે઼)ટ** (ન.) બજાર, ચૌટું, પીઠ
**માર્ગ** (પું.) રસ્તો (૨) રૂઢિ (૩) મત, સંપ્રદાય (૪)સંગીતનો એક પ્રકાર, જૂનું ને શિષ્ટ સંગીત
**માર્ગદર્શક** (વિ.) રસ્તો બતાવનાર, ભોમિયો
**માર્ગદર્શન** (ન.) માર્ગ બતાવવો તે, સલાહ
**માર્ગદર્શિકા** (સ્ત્રી.) માર્ગદર્શાવનાર-પ્રવેશ કરવાનાર પુસ્તક
**માર્ગદર્શિની** (વિ.સ્ત્રી.) માર્ગ બતાવતી (૨) (સ્ત્રી.) માર્ગદર્શિકા, 'ગાઈડ'
**માર્ગદીપ** (પું.) માર્ગ પરનો-માર્ગ બતાવતો દીવો
**માર્ગબત્તી** (સ્ત્રી.) રસ્તાની બાજુએ મૂકવામાં આવેલી બત્તીઓ

**માર્ગશિર,માર્ગશીર્ષ** (પું.) માગસર
**માર્ગસ્તંભ** (પું.) માર્ગદર્શક સ્તંભે કે ચિહ્ન કે વસ્તુ, 'માઇલ સ્ટૉન'
**માર્ગસ્થ** (વિ.) માર્ગમાં ઊભેલું (૨) (પું.) વટેમાર્ગુ
**માર્ગી** (વિ.) માર્ગનું-પંથનું અનુયાયી (સમાસમાં અંતે) ઉદા. 'શિવમાર્ગી' (૨) એ નામના સૌરાષ્ટ્રના એક પંથનું (૩) માર્ગ નામના સંગીત પ્રકારને લગતું (૪) (પું.) મુસાફર (૫) માર્ગી પંથનો અનુયાયી (૬) (સ્ત્રી.) મધ્યમ ગ્રામની એક મૂર્ચ્છના
**માર્ચ** (પું.) અંગ્રેજી વર્ષનો ત્રીજો મહિનો (૨) કવાયતથી કૂચ કરવી તે
**માર્જન** (ન.) સાફ કરવું તે (૨) શુદ્ધ કરવા મંત્ર ભણી પાણી છાંટવું તે
**માર્જની** (સ્ત્રી.) સાવરણી (૨) એક શ્રુતિ
**માર્જાર** (પું.) બિલાડો, મીંદડો
**માર્જિત** (વિ.) માર્જન કરેલું, સાફ કે શુદ્ધ કરેલું
માર્જિન (ન.) છપાણ કે લખાણમાં કોરો રખાતો બાજુ પરનો ભાગ, હાંસિયો (૨) બે વચ્ચેનો ફાસલો કે ફેર, જેમ કે, ભાવ ને નફા વગેરેનો
**માર્તંડ** (પું.) સૂર્ય
**માર્દવ** (ન.) મૃદુતા, કોમળતા
**માર્મિક** (વિ.) મર્મવાળું (૨) મર્મભેદી
**માર્યું** (વિ.) ઘવાયેલું, ત્રાસેલું. ઉદા. વખાનો માર્યો, દુઃખનું માર્યું
**માર્શલ** (પું.) સર-સેનાપતિનો હોદ્દો-પદ (૨) (ધારાસભા વગેરેમાં) પોલીસ-વ્યવસ્થા માટેનો અમલદાર
**માલ** (પું.) સામાન (૨) વિસાત, પૂંજી (૩) ઢોર, પશુધન (૪) (લા.) સત્ત્વ, દમ (૫) ગાંજો (૬) ઊંચાણનો પ્રદેશ, માળ
**માલકણ** (સ્ત્રી.) માલિક સ્ત્રી, ધણિયાણી
**માલ(-લિ)કી** (સ્ત્રી.) માલિકપણું, સત્તા
**માલ(-લિ)કી નાબદી, માલ(-લિ)કી હરણ** (સ્ત્રી.ન.) માલકીહક લઈ લેવો-નાબૂદ કરવો તે, 'એક્સ્પ્રૉપ્રિયેશન'
**માલ(-લિ)કી હક(-હક્ક)** (પું.) માલિકીનો હક, 'ટાઇટલ'
**માલ(-ળ)ણ** (સ્ત્રી.) માળીની સ્ત્રી, માળીનો ધંધો કરનાર સ્ત્રી (૨) નાકમાં થતી ફોલ્લી
**માલકાંક(-ગ)ણી** (સ્ત્રી.) એક વેલ કે તેનું બી
**માલકોશ** (પું.) એક રાગ
**માલગાડી** (સ્ત્રી.) ભારખાનું, માલ લાવતી લઈ જતી રેલગાડી
**માલડ(-ધ)ક્કો** (પું.) માલ ચડાવવા ઉતારવા માટેનો બંદરનો ડક્કો કે રેલવેનું સ્થાન
**માલતિ(-તી)** (સ્ત્રી.) એક વેલ (૨) એક છંદ
**માલદાર** (વિ.) ધનવાન, તવંગર
**માલધણી** (પું.) માલિક
**માલધારી** (પું.) માલધણી, માલિક (૨) ઢોરઉછેર કરતી જાતિનો માણસ (ભરવાડ, રબારી વગેરે)
**માલપાણી** (ન.બ.વ.) મિષ્ટાન્ન, ભારે જમણ
**માલપૂઓ(-ડો)** (પું.) ગળચો પૂડો, એક મિષ્ટાન્ન
**માલમ(-મી)** (પું.) વહાણમાંના માલનો હિસાબ-રાખનાર (૨) વહાણનો દોરનાર, 'પાઇલટ'
**માલમતા** (સ્ત્રી.) સ્થાવર અને જંગમ મિલકત
**માલમલીદો** (પું.) ભારે મિષ્ટાન્ન
**માલમસાલો** (પું.) મિષ્ટાન્ન (૨) ઉપયોગની સાધનસામગ્રી
**માલમસ્ત** (વિ.) ધનદોલતના મદમાં છકી ગયેલું કે તેમાં જ સુખ માનનાર
**માલમિલકત** (સ્ત્રી.) માલમતા, સ્થાવર અને જંગમ મિલકત
**માલવશ્રી,માલવી** (સ્ત્રી.) શ્રીરાગની એક રાગણી
**માલા** (સ્ત્રી.) માળા, મણકા વગેરે પરોવી કરેલો હાર (૨) જપમાળા (૩) કોઈ પણ વસ્તુની એને મળતી એકત્રિત સંકલના. ઉદા. ગ્રંથમાલા
**માલામાલ** (વિ.) ખૂબ લાભ પામેલું, ભર્યુંપૂર્યું, ન્યાલ
**માલિક** (પું.) માલેક, સ્વામી, શેઠ (૨) પરમેશ્વર
**માલિની** (પું.) એક છંદ
**માલિય(-યા)ત** (ન.) ઊંચી જાતનો બાગાયત તૂલ-મોલ
**માલિશ(-સ)** (સ્ત્રી.) ચોળવું, રગડવું, ચાંપવું તે
**માલુકાર** (પું.) વણકર
**માલૂમ** (વિ.) ખબર પડેલું, જાણેલું
**માલેતુજા(-જ્જા)ર** (ન.) વેપારીઓનો વડો, મોટો વેપારી (૨) (વિ.) ખૂબ પૈસાદાર
**માલો** (પું.) પ્લાસ્ટર લીસું કરવાનુ કડિયાનું એક ઓજાર
**માવ** (પું.) પતિ, સ્વામી, વહાલમ
**માવજત** (સ્ત્રી.) બરદાસ્ત, સંભાળ, સારવાર
**માવજી,માવલો,માવો** (પું.) માધવ, શ્રીકૃષ્ણ
**માવઠું** (ન.) કઋતુનો વરસાદ, કમોસમી વરસાદ
**માવડિયું** (વિ.) માવડીમુખું, માની સોડમાં કે માના કહ્યામાં જ રહેનારું
**માવડિયો** (પું.) માના જ કહ્યામાં રહેનાર છોકરો
**માવડી** (સ્ત્રી.) મા
**માવડીમુખું** (વિ.) માન સોડમાં કે માના કહ્યામાં જ રહેનાર (૨) બીકણ, બાયલું
**માવ(-વી)તર** (ન.બ.વ.) માબાપ (૨) પિયર, મહિયર
**માવાદાર** (વિ.) માવાવાળું
**માવું** (ક્રિ.) સમાવું, બરાબર આવી રહેવું, ગોઠવાઈ જવું
**માવો** (પું.) દૂધ ઉકાળી કરાતો ઘટ્ટ પદાર્થ (૨) ગર (જેમ કે, ફળનો) કે તેના જેવું કાંઈપણ (૩) સત્ત્વ (૪) જથો (૫) માવ, પતિ, સ્વામી, વહાલમ
**માશાલ્લા** (અ.) 'વાહ, વાહ ! ઈશ્વર બચાવે !' એવો ભાવ બતાવતો ઉદ્ગાર
**માશી(-સી)** (સ્ત્રી.) માની બહેન
**માશૂક** (સ્ત્રી.) પ્રિયા, પ્રિયતમા (૨) (સૂફીમત પ્રમાણે સ્ત્રીભાવે) પરમાત્મા, અલ્લાહ
**માષ** (પું.) અડદ (૨) 'માસો' નામનું જૂનું મોતી-હીરા-સોનું વગેરે જોખવાનું એક વજન
**માસ** (પું.) મહિનો
**માસિક** (વિ.) માસને લગતું, મહિનાનું (૨) (ન.) માસિકપત્ર (૩) (સ્ત્રીનો) અટકાવ (૪) (અ.) દર માસે
**માસિકપત્ર** (ન.) દર મહિને પ્રગટ થતું પત્ર-સામયિક
**માસિયો** (પું.) હિંદુઓમાં મરણ પામેલાનું એક વરસ સુધી દર માસે કરવામાં આવતું શ્રાદ્ધ (૨) એક પ્રેતભોજન
**માસૂમ** (વિ.) નિર્દોષ, નિરપરાધ, ભોળું
**માસો** (પું.) માસીનો પતિ (૨) તોલાનો બારમો ભાગ (૩) મોતી, હીરા, સોનું વગેરે જોખવાનું જૂનું એક વજન

**માસ્ક** (ન.) મહોરું (૨) જોખમી પ્રવૃત્તિમાં મોઢાના રક્ષણ માટેનું સાધન
**માસ્તર** (પું.) મહેતાજી, શિક્ષક (૨) અમલદાર (પોસ્ટ, રેલવે, મિલ વગેરેમાં)
**માસ્તરગીરી** (સ્ત્રી.) શિક્ષકનો ધંધો કે કામકાજ
**માહ** (પું.) માઘ માસ. મહા મહિનો (૨) માસ, મહિનો
**માહવાર(-રી)** (વિ.) મહિનાનું, મહિનાવાર
**માહાત્મિક** (વિ.) મહાત્માનું, મહાત્મા સંબંધી, મહાત્મા જેવું
**માહાત્મ્ય** (ન.) મહિમા, મહત્ત્વ, મહત્તા
**માહિત** (વિ.) વાકેફ
**માહિતગાર** (વિ.) વાકેફગાર, જાણીતું, પરિચયવાળું
**માહિતી** (સ્ત્રી.) વાકેફગીરી, જાણ (૨) ખબર, હકીકત
**માહિતીપત્ર** (પું.ન.) માહિતી આપતો પત્ર, સૂચનાપત્ર, 'લેટર ઑફ 'એડ્વાઈસ'
**માહે** (અ.) 'અમુક મહિને' એ અર્થમાં. ઉદા. માહે ફાગણ
**માહેર** (વિ.) માહિતગાર
**માહેશ્વર** (વિ.) મહેશ્વરનું-ને લગતું (૨) મહેશ્વરનું પૂજક
**માહોલ** (પું.) વાતાવરણ
**માહ્યરું** (ન.) લગ્નવિધિ કરવાનો મંડપ
**માહ્યમાટલું** (ન.) કન્યાને વળાવતાં રીત પ્રમાણે અપાતું ખાવાનું કે તેનું માટલું
**માળ** (પું.) મેડો, મજલો, માળો, માંચડો (૨) નિર્જન વેરાન બીડનો (ઊંચાણવાળો) પ્રદેશ (૩) ઉત્તર ગુજરાતનો એક પ્રદેશ (૪) (સ્ત્રી.) માળા (૫) રેંટિયાના ચક્કર અને ત્રાક ઉપર ફરતી દોરી
**માળખું** (ન.) સળિયા કે દોરામાં પરોવી રાખેલાં કાગળો તથા ચિઠ્ઠીઓનો સમૂહ (૨) હારડો (૩) ખાલી માળો કે પાંજરા જેવું ખોખું (૪) બાવટાનું ઘાસ
**માળા** (સ્ત્રી.) માલા, મણકા વગેરે પરોવી કરેલો હાર (૨) જપમાળા (૩) કોઈપણ વસ્તુની એને મળતી એકત્રિત સંકલના. ઉદા. ગ્રંથમાળા (૪) ક્રમિકતા 'સિરીઝ'
**માળી** (પું.) ફૂલઝાડ ઉછેરનાર (૨) ફૂલ વેચનાર (૩) (સ્ત્રી.) નાનું માળિયું, છાજલી
**માળો** (પું.) પંખીનું ઘર (૨) ઘણાં કુટુંબો રહી શકે એવું ઘણા માળનું મકાન (૩) ખેતરનો માંચડો
**માં** સાતમી વિભક્તિનો પ્રત્યય
**માંકડ(-ણ)** (પું.) માકણ, માકડ
**માંકડી** (સ્ત્રી.) માંકડાની માદા (૨) ઘંટીના ઉપલા પડમાં બેસાડેલા લાકડાનો કકડો (૩) રવૈયાનો તે ભાગ, જે વડે ગોળી ઉપર તે ચપસીને બંધાય છે. (૪) ઢોર બાંધવાના દોરડાના ગાળામાંની મોઈ (૫) હળ ઉપર ચોડેલું મોઈના આકારનું લાકડું, જેના પર ખેડૂતો ખેડતી વખતે ભાર મૂકે છે. (૬) ભૂરી ભેંસ (૭) માંકડી-કૂકડી (૮) ચામડીનો એક રોગ (૯) ઘોડીની એક જાત
**માંકડું** (ન.) લાલ મોંનું વાંદરું
**માંખ(-ખી)** (સ્ત્રી.) માખી, એક ઊડતું જીવડું
**માંગ** (વિ.) આઠ (વેપારી સંકેત) (૨) (સ્ત્રી.) માગ, જરૂરિયાત, માંગણી, ખપત, ઉપાડ, 'ડિમાન્ડ' (૩) સેંથો (૪) ચોટલાની લમણા તરફની લટો, લમણા આગળ પાડેલાં પટિયાં
**માંગલિ(-ળિ)ક** (વિ.) શુભ, (૨) મંગલમય, કલ્યાણકારી
**માંગલ્ય** (ન.) શુભ, કલ્યાણ
**માંચડો** (પું.) ઊંચી બેઠક, તખ્ત, પાટ (૨) માંચો, માળો (જેમ કે, ખેતરનો કે શિકારીનો) (૩) ગાડાની ધરી ઉપરનો પાટલો (૪) સોગટાની બાજીમાંનું ફૂલ (૫) ખાટલો (વાણ કે કાથીનો)
**માંજર** (સ્ત્રી.) તુલસી, ડમરા વગેરેની બિયાંવાળી ડાળખી (૨) જોડાની સખતળી (૩) ચંપલની સીવણીમાં પગ તળે રહેતું પાતળું પડ (૪) મરઘાના માથા ઉપરની કલગી
**માંજરું** (વિ.) ભૂરી કીકીવાળું
**માંજવું** (ક્રિ.) ઘસીને સાફ કરવું (વાસણ)
**માંજાર** (પું.) બિલાડો, મીંદડો
**માંજી** (પું.) કાશ્મીરનો હોડીવાળો, ખલાસી, નાવિક
**માંજો** (પું.) કાચ પાયેલો દોર (પતંગ)
**માંડ** (અ.) માંડમાંડ, માણમાણ, જેમતેમ કરીને, મહામુશ્કેલીએ (૨) પરાણે, જેમતેમ કરીને
**માંડ** (સ્ત્રી.) માંડણી-શોભા માટે ગોઠવેલી ઉતરડો (૨) માંડવું-ગોઠવવું કે રચવું તે. જેમ કે, માંડછાંડ, માંડવાળ (૩) આરંભ, શરૂઆત, (૪) સાથળ પર થતું એક ગૂમડું, બદ (૫) એક રોગ
**માંડછાંડ** (સ્ત્રી.) ઘરના રાચરચીલાને શોભે એવી ગોઠવણી (૨) નામુંઠામું નક્કી કરી લખી લેવું તે (૩) હિસાબ કરતાં અમુક રકમ માંડી વાળવી તે (૪) (લા.) સમાધાન, તોડજોડ
**માંડમાંડ** (અ.) માણમાણ, જેમતેમ કરીને, મહામુશ્કેલીએ
**માંડવ** (પું.) વરપક્ષને પહેરામણી આપવાનો છેલ્લો વિધિ (૨) (સ્ત્રી.) નવરાત્રિની માંડવી
**માંડવડી** (સ્ત્રી.) કન્યાપક્ષની સ્ત્રી, માંડવિયણ, માનડી (૨) નાનો માંડવો, મંડપિકા
**માંડવાખર્ચ(-રચ)** (પું.) માંડવો, લગ્નની એક બાબત, કન્યા પક્ષનો માંડવો બાંધવાને અંગે ખર્ચ
**માંડવામહુરત,માંડવામુરત** (ન.) કન્યાને ત્યાં લગ્નમંડપ બાંધતા શરૂમાં કરાતો વિધિ કે તેનું મુહૂર્ત
**માંડવાળ** (સ્ત્રી.) માંડી વાળવું તે, તોડ, સમાધાન
**માંડવિયો** (પું.) કન્યાપક્ષનો માણસ, માનૈયો
**માંડવી** (સ્ત્રી.) ઘર આગળની ઊંચી બેઠક (૨) રવેશી (૩) નવરાત્રિમાં દીવા મૂકવા માટે બનાવેલી મંડપ જેવી રચના (૪) જકાત લેવાની જગ્યા (૫) (શહેરનું) ચકલું, બજાર (૬) ભોંયશિંગ, મગફળી, ફોફાં, શિંગ (૭) એક શહેર
**માંડવું** (ક્રિ.) શરૂ કરવું (૨) લખવું, નોંધવું (૩) ગોઠવવું, મૂકવું (૪) યોજવું, સ્થાપવું (૫) બીજી ક્રિયાની સહાયથી તે ક્રિયા કરવાનું શરૂ કરવું, તેમાં લાગવું, વળગવું એવો ભાવ બતાવે છે. ઉદા. લખવા માંડો. (૬) ઘર માંડવું, પરણવું
**માંડવો** (પું.) મંડપ, ચંદરવો બાંધી બનાવેલી બેઠક કે સ્થાન (૨) માંડવી-મગફળીની એક જાત (૩) લગ્નનો માંડવો (૪) (લા.) છોડી, કન્યા
**માંત્રિક** (પું.) મંત્રવિદ્યા જાણનાર
**માંદગી** (સ્ત્રી.) બીમારી, નાદુરસ્તી
**માંદલું** (વિ.) માંદું ને માંદું રહેતું, (તેથી) નિર્બળ, અશકત, ઢીલંપોચું
**માંદું** (વિ.) બીમાર, રોગી, દર્દી

**માંસ** (ન.) શરીરની સાત ધાતુમાંની એક, માણસ, પશુ વગેરે પ્રાણીઓનો હાડકાં અને ચામડી વચ્ચેનો લાલ લોંદા જેવો ભાગ
**માંસપેશી** (સ્ત્રી.) માંસનો લોચો, 'ટિશ્યુ'
**માંસલ** (વિ.) માંસવાળું, જાડું, ભરાવદાર
**માંસાહાર** (પું.) માંસનો ખોરાક
**માંસાહારી** (વિ.) માંસ ખાનારું
**માંહી,માંહે,માંહ્ય** (અ.) સાતમી વિભક્તિનો પ્રત્યય, અંદર
**માંહે(-હ્ય)લું** (વિ.) અંદરનું
**મિ.** (પું.) 'મિસ્ટર'નું ટૂંકું રૂપ. જેમ કે, મિ. વિલ્સન (૨) શ્રીયુત, શ્રીમાન
**મિકૅનિક** (પું.) યંત્રવિદ્યાનો કારીગર
**મિકસર-ગ્રાઈન્ડર** (ન.) મિશ્રણ કરવા માટેનું તેમજ દળવા માટેનું વીજળિક સાધન
**મિકસ્ચર** (ન.) મિશ્રણ, મેળવણી
**મિચકારવું** (ક્રિ.) મિચકારો કરવો, મીંચવું
**મિચકારો** (પું.) મીંચવું - મીંચાવું તે (૨) (આંખનું) પટપટાવવું એ
**મિચામણાં** (ન,બ.વ.) મીંચામણા, આંખો વારેવારે ઉઘાડવી અને બંધ કરવી તે (૨) તેના વડે ઈશારો કરવો તે
**મિચ્છામિ દુક્કડં** (શ.પ્ર.) 'મારું દુષ્કૃત મિથ્યા થાઓ' (દુષ્કૃતને અંગે માફી માગવા જૈનોમાં આ બોલ બાલાય છે.)
**મિજબા(-મા)ન** (પું.) મહેમાનગીરી કરનાર (૨) મહેમાન, અતિથિ
**મિજલસ** (સ્ત્રી.) ગમ્મતનો મેળાવડો (૨) મજલિસ, સભા, જલસો
**મિજાગરું** (ન.) જેને આધારે બારણું વસાય છે તથા ઊઘડે છે તે, બરડવું
**મિજાજ** (પું.) ગુસ્સો, ક્રોધ (૨) (લા.) અભિમાન, ગર્વ (૩) તબિયત, પ્રકૃતિ (૪) સ્વભાવ
**મિજાજી** (વિ.) મિજાજવાળું, મિજાજ ભરેલું, ઉદ્ધત
**મિટર** (પું.) (ન.) મીટર, (વીજળી, ગરમી, પાણીનો વપરાશ વગેરે) માપવા માટેનું યંત્ર (૨) (પું.) લંબાઈનું એક માપ (ફ્રેન્ચ)
**મિટાવ** (પું.) મટવું કે મિટાવવું તે
**મિટાવવું** (ક્રિ.) મટાડવું
**મિટિંગ** (સ્ત્રી.) સભા, બેઠક
**મિટ્ટી** (સ્ત્રી.) માટી, મટોડી
**મિડવાઈફ** (સ્ત્રી.) દાયણ
**મિડિ,મિડી** (સ્ત્રી.) ઢીંચણ ઢંકાય એવું ફરાક
**મિત** (વિ.) પરિમિત, પ્રમાણસર, પ્રમાણેનું
**મિતભાષી,મિતવાદી** (વિ.) પ્રમાણસર અથવા ઓછું બોલનારું
**મિતાક્ષર** (વિ.) સંક્ષિપ્ત, ટૂંકું (૨) પદ્યમાં લખેલું
**મિતાક્ષરતા, મિતાક્ષરી** (સ્ત્રી.વિ.) મિતાક્ષર, સારલેખન (૨) (સ્ત્રી.) પ્રસ્તાવનારુપે બે બોલ
**મિતાચાર** (પું.) મિત-પ્રમાણસરનું કે યોગ્ય આચરણ
**મિતાહાર** (પું.) માપસર કે પ્રમાણસર - પોષણ માટે જોઈએ તેટલો ખોરાક
**મિતાહારી** (વિ.) મિતાહાર કરનારું, પ્રમાણસર ખાનારું
**મિતિ** (સ્ત્રી.) તિથિ, તારીખ, મહિનાનો તે તે દિવસ (૨) માપ, માપણી (૩) નિશ્ચિત તે તે સંવત કે વર્ષ
**મિત્ર** (પું.) ભાઈબંધ, દોસ્ત (૨) હિતૈષી, શુભેચ્છક (૩) સૂર્ય
**મિત્રતા** (સ્ત્રી.) દોસ્તી, ભાઈબંધી, મૈત્રી
**મિત્રદ્રોહી** (વિ.) મિત્રદ્રોહ કરનારું
**મિત્રભાવ** (પું.) મિત્રાચારી, દોસ્તીદાવો
**મિત્રમંડળ** (ન.) મિત્રનું મંડળ
**મિત્રરાજ્ય** (ન.) મિત્રનું કે મિત્રાચારી રાખાનારું રાજ્ય
**મિત્રવિંદા** (સ્ત્રી.) શ્રીકૃષ્ણની આઠ પટરાણીઓમાંની એક
**મિત્રાચારી** (સ્ત્રી.) ભાઈબંધી, દોસ્તી
**મિથુન** (ન.) જાડું, જોડ, જોડકું, યુગલ, યુગ્મ (૨) મૈથુન (૩) (સ્ત્રી.) ત્રીજી રાશિ
**મિથ્યા** (વિ.અ.) ખોટું, અસત્ય, અવાસ્તવિક, વ્યર્થ, વૃથા (૨) ફોગટ, નકામું
**મિથ્યાગ્રહ** (પું.) ખોટો-ભૂલભરેલો આગ્રહ, ખોટી હઠ
**મિથ્યાચાર** (પું.) મિથ્યા આચાર (૨) દંભ, ઢોંગ
**મિથ્યાચારી** (વિ.) મિથ્યા આચારવાળું, દંભી
**મિથ્યાભાષી** (વિ.) જૂઠું બોલનારું
**મિથ્યાભિમાન** (ન.) ખોટું અભિમાન
**મિથ્યાભિમાની** (વિ.) મિથ્યાભિમાન કરનારું
**મિથ્યાવાદ** (પું.) જૂઠાણું
**મિનાર(-રો)** (પું.) થાંભલાના આકારનું એક જાતનું બાંધકામ, ટોડો, 'ટાવર'
**મિનિટ** (સ્ત્રી.) કલાકનો (ખૂણાનો) અંશનો સાઠમો ભાગ (૨) (અંગ્રેજીમાં બહુવચન 'મિનિટ્સ' સભા, મંડળી વગેરેની કાર્યવાહીની નોંધ
**મિનિફ્રોક** (ન.) ટૂંકું ફરાક
**મિનિસ્ટર** (પું.) પ્રધાન, મંત્રી, વજીર
**મિનોઈ** (વિ.) પરલોક સંબંધી (૨) અલૌકિક, દિવ્ય
**મિયાઉં** (ન.) બિલાડીનો અવાજ, મ્યાઉં
**મિયાન** (ન.) તલવાર વગેરેનું ખોળિયું-ઘર, મ્યાન
**મિયાં** (પું.) મુસલમાન ગૃહસ્થ (૨) તેનું સંબોધન
**મિરજાન** (ન.) માળાનો એક ભાગ
**મિરાત** (સ્ત્રી.) પૂંજી, દોલત, થાપણ, મૂડી (૨) જાગીર (૩) મોંઘી ચીજ
**મિલ** (સ્ત્રી.) યંત્રથી ચાલતું કારખાનું (બહુધા મોટું ને વસ્ત્રનું)
**મિલએજંટ** (પું.) મિલના શૅરહોલ્ડરો (ભાગીદારો) તરફથી મિલનો સમગ્ર વહીવટ સંભાળવા નિમાતો વડો ભાગીદાર
**મિલકત** (સ્ત્રી.) સંપત્તિ, માલમત્તા, ધનમાલ વગેરે, પૂંજી
**મિલકતવેરો** (પું.) મિલકત પર લેવાતો કે નંખાતો કરવેરો, 'પ્રૉપર્ટી ટૅક્સ'
**મિલકામદાર, મિલમજૂર** (પું.) મિલમાં કામ કરતો મજૂર
**મિલન** (ન.) મુલાકાત, મિલાપ, મળવું તે
**મિલનસાર** (વિ.) મળતાવડું
**મિલમાલિ(-લે)ક** (પું.) મિલનો વહીવટદાર એજંટ (જેને સામાન્ય રીતે માલિક કહેવામાં આવે છે.)
**મિલમાલિ(-લે)ક મંડળ** (ન.) મિલએજંટોનું મહાજન-મંડળ
**મિલાપ** (પું.) મેળાપ, મેળ
**મિલાવટ** (સ્ત્રી.) મેળવણી, મિશ્રણ, ભેળસેળ
**મિલિટરી** (સ્ત્રી.) ફોજ, સેના, લશ્કર (૨) (વિ.) લશ્કરી સેનાને લગતું
**મિલિત** (વિ.) મળેલું, એકઠું થયેલું, જોડાયેલું
**મિલિંદ** (પું.) ભમરો

**મિલી** (વિ.) કોઈ માપના હજારમા ભાગનું એમ દર્શાવતો પૂર્વગ, ગ્રામ, મિટર, લિટર વગેરેને લાગે છે.
**મિશન** (ન.) પ્રચારનું, જીવનધ્યેય જેવી મહત્તાવાળું લક્ષ્ય (૨) ખ્રિસ્તી ધર્મપ્રચારકનું તેવું કામ કે તેનું ધામ (૩) ઉદ્દેશ, હેતુ, આશય
**મિશનરી** (વિ.) મિશનને લગતું (૨) મિશનનો કે મિશનવાળો માણસ
**મિશ્ર** (વિ.) ભેળસેળવાળું, મિશ્રિત, એકઠું (૨) (પું.) માન આપવા યોગ્ય પુરુષના નામને અંતે લાગે છે. ઉદા. મંડનમિશ્ર
**મિશ્રજાતિ** (સ્ત્રી.) સંકરજાતિ, એકથી વધુ જાતિના સંબંધથી થયેલી જાતિ
**મિશ્રણ** (ન.) મેળવણી, ઉમેરો (૨) મિકસ્ચર, મેળવણથી થયેલી વસ્તુ
**મિશ્રધાતુ** (સ્ત્રી.) મિશ્રણવાળી ધાતુ (૨) બે ધાતુઓના મિશ્રણથી બનેલી ધાતુ
**મિશ્રભાષા** (સ્ત્રી.) બે કે તેથી વધુ ભાષાઓના મિશ્રણથી થયેલી ભાષા
**મિશ્રરંગ** (પું.) મૂળરંગના મિશ્રણથી બનતો રંગ
**મિશ્રરાશિ** (પું.) સજાતીય પણ ચડતા ઊતરતા ભાવની વસ્તુના મિશ્રણની રીત, 'કૉમ્પાઉંડ ક્વૉન્ટિટી' (ગ.)
**મિશ્રવાક્ય** (ન.) એક મુખ્ય ને બીજાં એક કે અનેક ગૌણ વાક્યોવાળું મોટું વાક્ય (વ્યા.)
**મિશ્રિત** (ન.) મિશ્ર, ભેળવેલું
**મિષ** (ન.) બહાનું, મશ, નિમિત્ત
**મિષ્ટ** (વિ.) મીઠું, મધુર, ગળ્યું
**મિષ્ટાન્ન** (ન.) મીઠાઈ, ગળી વાનગી
**મિસ** (સ્ત્રી.) કુમારી (છોકરી કે સ્ત્રી) (નામની પૂર્વે વપરાય છે.)
**મિસર** (ન.) આફ્રિકાનો એક પ્રસિદ્ધ દેશ, ઇજિપ્ત
**મિસરી** (સ્ત્રી.) સાકર (૨) (વિ.) મિસરદેશનું
**મિસરો** (પું.) કવિતાની તૂક
**મિસાઈલ** (સ્ત્રી.) પ્રક્ષેપાસ્ત્ર (૨) દૂરથી ફેંકાતું અને નિયંત્રિત થતું અસ્ત્ર
**મિસિસ** (સ્ત્રી.) પરણેલી સ્ત્રી, પત્ની (નામની પૂર્વે વપરાય છે.) (૨) શ્રીમતી
**મિસ્ટર** (પું.) પુરુષના નામ આગળ (ટૂંકમાં 'મિ.' અંગ્રેજી ભાષામાં) વપરાતો 'શ્રી' એવો સન્માનસૂચક શબ્દ (૨) 'ભાઈ' અર્થનું સંબોધન (૩) શ્રીયુત, શ્રીમાન (૪) મહોદય, મહાશય
**મિસ્ત્રી** (પું.) હોશિયાર કારીગર (ખાસ કરીને સુતાર, કડિયો)
**મિહિર** (પું.) સૂર્ય, ભાનુ, રવિ
**મીચવું** (ક્રિ.) બીડવું, બંધ કરવું
**મીજ** (સ્ત્રી.) મીંજ, બિયાંનો ગર
**મીટ** (સ્ત્રી.) નજર, અનિમેષ દૃષ્ટિ
**મીટવું** (ક્રિ.) ભૂંસાઈ જવું, નાબૂદ થવું (૨) મટવું
**મીઠડાં** (ન.બ.વ.) વહાલનાં આલિંગન (૨) ઓવારણાં, દુખણાં
**મીઠડું** (વિ.) મીઠું (૨) મીઠું બોલનાર
**મીઠાઈ** (સ્ત્રી.) સુખડિયાને ત્યાં વેચાતી કે એવી કોઈ પણ ગળી વાનગી (૨) મીઠાશ, મધુરતા
**મીઠાબોલું** (વિ.) મીઠું બોલનારું, મધુરભાષી
**મીઠાશ** (સ્ત્રી.) ગળપણ, મીઠાપણું (૨) મધુરતા
**મીઠી** (સ્ત્રી.) બચ્ચી (૨) સ્નેહાલિંગન
**મીઠું** (વિ.) મધુર (૨) ગળ્યું (૩) (ન.) લવણ, નિમક
**મીઠો ભાત** (પું.) એક જાતનો બિરંજ
**મીઠો લીમડો (લીંબડો)** (પું.) એક વનસ્પતિ, જેનાં પાન કઢીમાં નખાય છે.
**મીડલી** (સ્ત્રી.) સ્ત્રીના કેશની ગૂંથેલી લટ
**મીડિયો** (વિ.પું.) વળેલાં શિંગડાંવાળો (બળદ, બકરો)
**મીડી** (સ્ત્રી.) ઢીંચણ ઢંકાય એવું ફરાક
**મીડું** (ન.) શૂન્ય, બિંદુ, ટપકું
**મીઢળ** (ન.) મીંઢળ, એક ફળ (લગ્ન જેવી વિધિ વખતે કાંડે બાંધે છે.)
**મીણ** (ન.) મધપૂડો જેનો બનેલો હોય છે તે ચીકણો પદાર્થ (૨) હાર્યાની કબૂલાતનો સંકેત શબ્દ
**મીણપાટ** (પું.) પાણી ન શોષે તે સારુ મીણ કે એવો પદાર્થ ચડાવીને બનાવેલું એક જાતનું કાપડ, મીણિયું
**મીણબત્તી** (સ્ત્રી.) જેમાં વાટ ઘાલેલી હોય એવી મીણ જેવા પદાર્થની દીવો કરવાની એક બનાવટ
**મીણાકારી** (વિ.) (સ્ત્રી.) ભાતવાળું (૨) (સ્ત્રી.) સોનાચાંદી પર રંગીન કામ - કારીગરી, મીનાકારી
**મીણિયું** (વિ.) પાણીથી બચવા મીણ ચડાવ્યું હોય એવું કાપડ. મીણકાપડ
**મીણું(-ણિયું)** (વિ.) નશામાં પડેલું (૨) મીણાવાળું (૩) (લા.) ઉન્મત્ત
**મીણો** (પું.) કેફ, નશો
**મીન** (સ્ત્રી.) બારમી રાશિ (૨) (ન.) માછલું (૩) (વિ.) મધ્યમ પ્રમાણનું (૪) (ન.) સરેરાશ પ્રમાણ
**મીનમેખ(-ષ)** (સ્ત્રી.) વાંધો, હરકત, શંકા કરવાપણું (૨) વધારો ઘટાડો કરવાપણું (૩) (અ.) ઓછુંવત્તું હોય તેમ
**મીનાકારી** (વિ.) ભાતવાળું (૨) (સ્ત્રી.) સોનાચાંદીના ઘરેણાં પર રંગીન કામ-કારીગરી (૩) કાચ કે વાસણ ઉપર મીનો ચઢાવવામાં આવ્યો હોય તે
**મીનાક્ષી** (વિ.સ્ત્રી.) મીન-માછલી જેવી આંખવાળી (૨) (સ્ત્રી.) એક દેવી
**મીની** (સ્ત્રી.) મીનડી, બિલાડી
**મીનો** (પું.) સોનાચાંદી પરનું રંગિત ચિત્રકામ, મીનાકારી (૨) જડાવકામ (૩) કાચ તેમજ ધાતુઓ ઉપરની કોતરણીમાં લગાવાતો ભિન્નભિન્ન રંગનો ટકાઉ રસ
**મીમાંસક** (પું.) મીમાંસા-વિચારણા કરનાર, સમાલોચક, (૨) મીમાંસા-દર્શન જાણનાર કે માનનાર
**મીમાંસવું** (ક્રિ.) મીમાંસા કરવી (૨) વિવેચન કરવું
**મીમાંસા** (સ્ત્રી.) વિચારણા, તપાસ, સમાલોચના (૨) જૈમિનિપ્રણિત પૂર્વમીમાંસા-દર્શન
**મીર** (પું.) અમીર (૨) એ નામની એક જાતિનો માણસ
**મીરજા(-ઝા)દ** (વિ.) મીરના કુળનું (૨) અમીરનો પુત્ર, ઉમરાવનો પુત્ર
**મીરજા** (પું.) મુસલમાનોનો એક ખિતાબ, અમીર, ઉમરાવ
**મીરજાન** (ન.) માળાનો એક ભાગ (૨) મિયાંજાન
**મીરાસ** (સ્ત્રી.) વારસો
**મીલ** (સ્ત્રી.) પ્રતિપક્ષ, વિરોધી જમાવટ (તકરાર કે ટંટામાં)
**મીલન** (ન.) બંધ કરવું તે (૨) બિડાઈ જવું એ, મીંચાવું એ
**મીલિત** (વિ.) બંધ કરેલું - બીડેલું, બિડાઈ ગયેલું
**મીંચવું** (ક્રિ.) બીડવું, બંધ કરવું ચકરવી તે (૨) તેના વજે ઈશારો કરવો તે
**મીંચામણાં** (ન.બ.વ.) મિચામણાં, આંખો વારેવારે ઉઘાડવી અને બંધ
**મીંજ** (સ્ત્રી.) મીજ, બિયાંનો ગર

**મીંડ** (સ્ત્રી.) (સંગીત) એક શ્રુતિ યા સ્વર પરથી બીજી શ્રુતિ યા સ્વર પર જવાનો એક મધુર પ્રકાર, ઘસીટ (૨) આલાપચારી
**મીંઢું** (વિ.) મનમાં સમજે પણ બહાર દેખાવા ન દે તેવું (૨) ખંધું, ધૂર્ત
**મીંદડી** (સ્ત્રી.) બિલાડી, મીનડી
**મુકદ્દમ,મુકાદમ** (પું.) નાયક, જમાદાર (૨) આગેવાન, આગળ ચાલનાર (૩) મજૂર-કારીગર વર્ગનો અગ્રણી મજૂર-કારીગર (૪) મારફતિયો
**મુકદ્દમો** (પું.) દાવો, કેસ, ખટલો
**મુકદ્દર** (ન.) નસીબ, ભાગ્ય
**મુકમ્મ(-મ્મિ)લ** (વિ.) પૂરેપૂરું, સંપૂર્ણ
**મુકરર** (વિ.) નિયત, નક્કી કરેલું, નિશ્ચિત (૨) યોગ્ય, 'એપ્રોપ્રિયેટ'
**મુકામ** (પું.) રહેઠાણ (૨) પડાવ, ઉતારો, છાવણી, શિબિર, 'કૅમ્પ'
**મુકામી** (વિ.) હંગામી મુકામવાળું, મુકામ કરીને રહેતું, 'રેસિડેન્ટ' (૨) રહીશ, કાયમી
**મુકુલ** (ન.) ખીલતી કળી
**મુકુંદ** (પું.) વિષ્ણુ (૨) એક પ્રકારનો તાલ (સંગીત)
**મુક્કાબાજ** (પું.) મુક્કામુક્કીના ખેલમાં કુશળ, તેનો ખેલાડી, 'બૉક્સર'
**મુક્કામુક્કી** (સ્ત્રી.) મુક્કાથી સામસામે મારામારી કરવી તે
**મુક્કી,મુક્કો** (સ્ત્રી.પું.) ઠોંસો, ગડદો
**મુક્ત** (વિ.) બંધનરહિત, છૂટું, મોકળું (૨) મુક્તિ પામેલું, સ્વતંત્ર, સ્વાધીન, 'ફ્રી'
**મુક્તકંઠ** (વિ.) જોરથી કે બધડક બોલનારું કે ગાનારું
**મુક્તવ્યાપાર** (પું.) અબાધિત વ્યાપાર, 'ફ્રી-ટ્રેડ'
**મુક્તા,મુક્તાફલ(-ળ)** (ન.) મોતી
**મુક્તિ** (સ્ત્રી.) મોક્ષ (૨) છૂટકારો, મોકળાશ, છૂટ
**મુક્તિપદ** (ન.) મુક્તાવસ્થા, મોક્ષ, પરધામ
**મુક્તિપુરી** (સ્ત્રી.) જ્યાં જવાથી મુક્તિ મળે તેવી નગરી (૨) દ્વારકા, અયોધ્યા, મથુરા વગેરે
**મુક્તિમાર્ગ** (પું.) મુક્તિનો માર્ગ
**મુખ** (ન.) મોં (૨) ચહેરો (૩) આગલો કે ઉપરનો ભાગ (૪) નદી જ્યાં દરિયાને મળે તે સ્થાન (૫) નાટકનું મૂળ કારણ કે બીજ, એક સંધિ (કા.શા.)
**મુખકળા** (સ્ત્રી.) મોંની સિક્કલ, શોભા, છટા વગેરે
**મુખચંદ્ર** (પું.) મુખરૂપી ચંદ્ર, ચંદ્ર જેવું સુંદર મોઢું
**મુખડું** (ન.) મુખ, મોઢું (લાલિત્યવાચક)
**મુખતેસર** (વિ.) ટૂંકું, સંક્ષિપ્ત, સારરૂપ, મુદ્દાસરનું (૨) અગત્યનું (ખાસ કરીને લખાણ)
**મુખત્યાર** (વિ.) પોતાની મરજીમાં આવે તેમ કરવાને સત્તા અપાયેલું (૨) (પું.) એલચી, વકીલ, પ્રતિનિધિ
**મુખત્યારનામું** (ન.) પોતા તરફથી કામ કરવાની સત્તા આપનારું લખાણ, 'પાવર ઑફ એટર્ની'
**મુખત્રિકોણ** (પું.) નદીના મુખ આગળ બનતો ત્રિકોણાકાર પ્રદેશ, 'ડેલ્ટા'
**મુખપત્ર** (ન.) અમુક મંડળ કે સંસ્થાનું છાપું
**મુખપરીક્ષા** (સ્ત્રી.) લેખિત નહિ પણ મૌખિક પરીક્ષા - મોઢા ઉપરનાં કે અંદરનાં ચિહ્નોથી કરવામાં આવતું રોગનું નિદાન
**મુખપાઠ** (પું.) ગોખવું-યાદ કરવું તે, મોઢે બોલવાનું તે
**મુખપૃષ્ઠ** (ન.) ગ્રંથ કે સમાયિકના પૂંઠાનું પાનું
**મુખમુદ્રા** (સ્ત્રી.) ચહેરો, મોંનો દેખાવ
**મુખવાચન** (ન.) ઉચ્ચાર કરીને વાંચવું તે
**મુખવાસ** (પું.) જમ્યા પછી સોપારી, એલચી વગેરે ખાવાની વસ્તુ
**મુખાકૃતિ** (સ્ત્રી.) મુખનો આકાર, ચહેરો કે તેનો દેખાવ, મુખવટો, મહોરું
**મુખારવિંદ** (ન.) મુખકમળ, કમળ જેવું સુંદર મોં
**મુખિયું** (ન.) છાલકાંના મોં સીવવાની સૂતળી (૨) (વિ.) મુખ્ય
**મુખિયો** (પું.) મુખ્ય માણસ, મુખી (૨) ઠાકોરજીની સેવાપૂજા કરનારાઓની મુખી-મુખ્ય બેઠક
**મુખી** (પું.) અગ્રેસર, નાયક, મુખ્ય માણસ, પટેલ (૨) ગામનો વડો (એક સરકારી અધિકારી)
**મુખ્ય** (વિ.) પ્રધાન, પહેલું, આદિ, આદ્ય, અગ્રણી, નાયક, 'ચીફ', 'હેડ'
**મુખ્યતઃ** (અ.) ખાસ કરીને, મુખ્યત્વે, પ્રધાનપણે
**મુખ્યત્વેકરીને** (અ.) વિશેષે કરીને, ઘણું કરીને
**મુખ્યપ્રધાન** (પું.) રાજ્યના પ્રધાનમંડળનો મુખી, મુખ્યમંત્રી 'ચીફ-મિનિસ્ટર'
**મુગટ** (પું.) પાઘડી પર સજવાનો એક શણગાર, મુકુટ (૨) રાજાનો તાજ
**મુગલ** (વિ.પું.) મોગલ, મોંગોલિયાના મુસલમાનની એક જાત. મુઘલ
**મુગલાઈ** (સ્ત્રી.) મુગલ સંબંધી (૨) (સ્ત્રી.) મુગલનો અમલ-રાજ્ય (૩) (લા.) ઠાઠમાઠ, ભપકો (૪) સ્વેચ્છાચારી રાજ્ય, અંધાધૂંધી કે જુલમ
**મુગાસાડી** (સ્ત્રી.) સ્ત્રીઓનું અબોટમાં પહેરવાનું એક રેશમી વસ્ત્ર
**મુગ્ધ** (વિ.) મોહ પામેલું (૨) અણસમજુ, અજ્ઞ (૩) સાલસ, નિષ્પાપ, નિર્દોષ (૪) સુંદર, મોહક
**મુગ્ધા** (સ્ત્રી.) જેને જુવાની તરતની ફૂટી હોય તેવી સ્ત્રી (૨) મોહક સ્ત્રી
**મુચ(-ચુ)કુંદ** (પું.) એક ફૂલઝાડ (૨) એક પ્રાચીન રાજા
**મુછાળવો,મુછાળો** (વિ.પું.) મૂછવાળો (મરદ) (૨) (લા.) બહાદુર, મરદ
**મુજ** (સ.) મારું (૨) 'હું'ના અર્થમાં વિભક્તિના પ્રત્યય સાથે પણ વપરાય છે. ઉદા. મુજને, મુજથી, મુજમાં
**મુજબ** (અ.) પ્રમાણે, પેઠે, માફક, જેમ, અનુસાર
**મુજરે** (અ.) મજરે, વળતરમાં
**મુજરો** (પું.) સલામ, મજરો
**મુજહામત** (સ્ત્રી.) અટકાવ, પ્રતિબંધ, રુકાવટ (૨) ચર્ચા, વિવરણ, ટીકા-ટિપ્પણ, વિવેચન (૩) (લા.) ખોતરણાં
**મુજાવર** (પું.) પૂજારી જેવો કબરનો રખેવાળ
**મુઝવણ(-ણી)** (સ્ત્રી.) અકળામણ, બેચેની
**મુઝારી,મુઝારો** (સ્ત્રી.પું.) ત્રિદોષ (૨) ગભરામણ, અકળામણ (૩) કોડિયા જેવો એક ઘાટ (૪) (પું.) એક રોગ
**મુઝાવું** (ક્રિ.) મૂંઝાવું, અમૂઝાવું, ગૂંગળાવું, ગૂંચવાવું (૨) ગભરાવું, અકળાવું
**મુઠ્ઠી** (સ્ત્રી.) આંગળાં હથેળી સાથે વાળવાથી થતો ઘાટ, મૂઠી (૨) ધર્માદા લેખે અપાતો મૂઠીભર લોટ કે અનાજ (૩) ભાગબટાઈ, ખેતીમાં માંડ-વયાને અપાતો લાગો
**મુઠ્ઠીભર** (વિ.) મુઠ્ઠીમાં માય તેટલું (૨) થોડું
**મુઠ્ઠો** (પું.) મોટી મુઠ્ઠી, બાચકો
**મુડદાલ** (વિ.) મુડદા જેવું (૨) નિર્બળ, નિર્માલ્ય, અશકત (૩) મડદાનું (માંસ)
**મુડદું** (ન.) મડદું, મડું, શબ, લાશ, લોથ

**મુડસાઈ** (સ્ત્રી.) અભિમાન, આપવડાઈ, ગર્વ (૨) બહાદુરી
**મુતરડી** (સ્ત્રી.) મૂતરવાની જગ્યા, પેશાબખાનું
**મુતાબિક** (વિ.) અનુકૂળ (૨) (અ.) અનુસાર, પ્રમાણે
**મુતારો** (પું.) ડંગોરો, દંડો
**મુતાલિક** (પું.) નાયબ દીવાન, નાયબ પ્રધાન
**મુત્સદ્દી** (પું.વિ.) હિસાબ રાખનાર, મુનીમ (૨) રાજદ્વારી પુરુષ, રાજનીતિમાં પ્રવીણ (૩) ખટપટિયો, દાવપેચ જાણનાર
**મુદ(-દા)** (સ્ત્રી.) આનંદ
**મુદત** (સ્ત્રી.) સમય (૨) મુકરર કરેલો સમય-મર્યાદા, અવધિ, કાળ-મર્યાદા
**મુદતી** (વિ.) મુદત ઠરાવી હોય તેવું (૨) મુદતવાળું, અમુક મુદતે થતું કે થયા કરતું
**મુદમાતું,મુદિત** (વિ.) આનંદિત, પ્રસન્ન થયેલું
**મુદા** (સ્ત્રી.) આનંદ
**મુદ્દલ** (ન.) મૂળ થાપણ, મૂડી (૨) બિલકુલ, તદ્દન, સાવ
**મુદ્દામ** (વિ.) ઘણા વખતનું, ચાલુ (૨) (અ.) વિશેષ કરીને, ખાસ ખાસ,
**મુદ્દાનું** (૩) નિઃસંદેહ, નક્કી (૪) સાફ, ખુલ્લું, ચોખ્ખું (૫) કામસર
**મુદ્દામાલ** (પું.) મુદ્દાનો ખાસ મહત્ત્વનો માલ (૨) ગૂનાની સાબિતી રૂપ-પુરાવા તરીકેનો માલ, મૂળ માલ, પુરાવા-વસ્તુ, 'એઝ્ઝિબિટ'
**મુદ્દા(-દ્દે)સર** (અ.) મુદ્દા પ્રમાણે ચપાયો, તાત્પર્ય
**મુદ્દો** (પું.) પુરાવો, પ્રમાણ, સાબિતી (૨) મહત્ત્વની બાબત (૩) મૂળ,
**મુદ્રક** (પું.) (પુસ્તક વગેરે) છાપનાર, 'પ્રિન્ટર'
**મુદ્રણ** (ન.) છાપવું તે, છાપકામ, છપાઈ
**મુદ્રણયંત્ર** (ન.) છાપવાનું યંત્ર, પ્રેસ
**મુદ્રણસ્થાન** (ન.) કયાં છાપ્યું તેની મુદ્રણની જગા
**મુદ્રણાલય** (ન.) છાપખાનું, 'પ્રિન્ટરી', 'પ્રિન્ટિંગ પ્રેસ'
**મુદ્રા** (સ્ત્રી.) છાપ, મહોર (૨) વીંટી, અંગૂઠી (૩) સિક્કો (નાણું) (૪) ગોસાંઈઓની કાનની કડી (૫) છાતીએ કે હાથે મારેલો ડામ કે છાપ (૬) મુખાકૃતિ, ચહેરાનો દેખાવ (૭) અમુક પ્રકારનો અંગવિન્યાસ (હઠ-યોગ) (૮) સંધ્યા વખતે હાથ કે આંગળાનો બનાવાતો આકાર
**મુદ્રાક્ષર** (પું.) અક્ષરનું બીબું
**મુદ્રામણિ** (પું.) વીંટીનું નંગ-તેનો મણિ
**મુદ્રાયંત્ર** (ન.) છાપવાનું યંત્ર, મુદ્રણયંત્ર, 'પ્રેસ'
**મુદ્રાલેખ** (પું.) અગ્રલેખ (૨) આદર્શસૂચક વાક્ય, 'મોટો'
**મુદ્રાલેખન** (ન.) ટાઈપરાઈટરથી લખવું તે
**મુદ્રાંક્તિ** (વિ.) છાપેલું, છાપ મારેલું
**મુદ્રિકા** (સ્ત્રી.) મુદ્રા, વીંટી (૨) સિક્કો
**મુદ્રિત** (વિ.) છાપેલું
**મુધા** (અ.) વ્યર્થ, ફોગટ, નકામું, નિરર્થક
**મુનશી** (પું.) લેખક, ગ્રંથકાર (૨) લહિયો, લખવાનું કામ કરનાર (૩) ફારસી, અરબી કે ઉર્દૂનો શિક્ષક
**મુનસફ** (પું.) દીવાની કજિયા સાંભળી ન્યાય આપનાર
**મુનસફી** (સ્ત્રી.) મુનસફનું કામ (૨) અધિકાર, સત્તા (૩) ઇચ્છા, મરજી, 'ડિસ્ક્રિશન'
**મુનાસ(-સિ)બ** (વિ.) યોગ્ય, વાજબી, ઘટિત (૨) પ્રામાણિક, નેક
**મુનિ** (પું.) ઋષિ, તપસ્વી, તાપસ, મૌનવ્રતી (૨) મુનિવ્રત ધારણ કરનાર સાધુ (૩) સાતની સંજ્ઞા
**મુનિવર** (પું.) મોટો મુનિ
**મુનિવ્રત** (ન.) મૌનવ્રત
**મુનીમ** (પું.) પેઢીનો મુખ્ય ગુમાસ્તો
**મુનીશ્વર, મુનીંદ્ર** (પું.) શ્રેષ્ઠ મુનિ
**મુને** (સ.) મને
**મુન્નો** (વિ.) પ્રિય, લાડકો (બાળક)
**મુફ્ત** (વિ.) મફત, વિના મૂલ્યે
**મુફલિસ** (વિ.) ગરીબ, બેહાલ, કંગાલ, દીન, દરિદ્ર
**મુફલિસી** (સ્ત્રી.) ગરીબી, કંગાલિયત, દીનતા, દારિદ્રય
**મુફસિલ** (ન.) પાટનગર સિવાયનો પ્રદેશ, મોફલસ
**મુબારક** (વિ.) આબાદ, ભાગ્યશાળી, શુભ, ધન્ય
**મુમકિન** (વિ.) શકય, સંભવિત, સંભાવ્ય
**મુમુક્ષા** (સ્ત્રી.) મોક્ષની ઇચ્છા
**મુમુક્ષુ** (ન.) મોક્ષની ઇચ્છાવાળું
**મુરઘી** (સ્ત્રી.) મરઘી
**મુરજ** (પું.) એક જાતનું ઢોલ, પખવાજ, પખાજ
**મુરત** (ન.) શુભ સમય, મુર્હૂત
**મુરતિયો** (પું.) વરરાજા, કન્યા માટે શોધાતો કે શોધેલો વર (૨) હળના તુંગામાં કોશને સજ્જડ રાખનારી મેખ
**મુરબ્બી** (વિ.પું.) વડીલ, ગુરુજન (૨) કદરદાન, આશ્રયદાતા, 'પૅટ્રન'
**મુરબ્બો** (પું.) ચાસણીમાં રાખેલો કેરી વગેરે ફળનો પાક
**મુરલી** (સ્ત્રી.) દેવદાસી (૨) ચોખાની એક જાત
**મુરલી ધર** (પું.) શ્રીકૃષ્ણ
**મુરાદ** (સ્ત્રી.) આકાંક્ષા, ઇચ્છા, ઉમેદ, મરજી, આશા
**મુરારિ** (પું.) મુર રાક્ષસના શત્રુ, વિષ્ણુ, શ્રીકૃષ્ણ
**મુરીદ** (પું.) શિષ્ય, ચેલો, અંતેવાસી, (૨) અનુયાયી
**મુલક** (પું.) દેશ, પ્રદેશ
**મુલકી** (વિ.) મુલકને લગતું, દીવાની, વસૂલાતી
**મુલતવી** (વિ.) મોકૂફ
**મુલતાની** (વિ.) મુલતાનનું (૨) (સ્ત્રી.) એક રાગણી (૩) એક બોલી
**મુલતાની માટી** (સ્ત્રી.) એક જાતની માટી (સ્ત્રીઓમાં માથું ધોવા વગેરેમાં વપરાય છે.)
**મુલવણી** (સ્ત્રી.) મૂલવવું તે, મૂલ્યાંકન, આંકણી
**મુલાકાત** (સ્ત્રી.) મેળાપ, સમાગમ, મિલન
**મુલાકાતી** (વિ.) મુલાકાત અંગેનું (૨) મુલાકાત લેનાર, મુલાકાતે આવનાર
**મુલાયમ** (વિ.) નરમ, સુંવાળું, કોમલ, કૂણું
**મુલ્કમશહૂર** (વિ.) જગવિખ્યાત, આખા દેશમાં મશહૂર
**મુલ્લા(-લ્લાં)** (પું.) મુસલમાનોનો આચાર્ય કે પુરોહિત (૨) મોલવી
**મુલ્લો** (પું.) પૂંજી, દોલત, ધન, પૈસા (૨) (લા.) લાભ
**મુવાડું** (ન.) નાનું ગામડું, પરું
**મુશળ** (ન.) સાંબેલું, મુસળ
**મુશળ(-લ)ધાર** (વિ.) જાડી ધારમાં જોરથી પડતો વરસાદ, સાંબેલાધાર
**મુશાયરો** (પું.) કવિઓની પરિષદ જ્યાં દરેક પોતપોતાની કાવ્યરચના બોલી બતાવે છે, કવિસંમેલન

**મુશ્ક** (સ્ત્રી.) મુક્કી, બાવડું, બાહુ - ખભો અને કોણીનો વચલો ભાગ (૨) કસ્તૂરી

**મુશ્કેટાટ** (વિ.) વાંસા પાછળ હાથ બાંધેલ હોય એવું

**મુશ્કેલ** (વિ.) અઘરું, કઠણ, દુષ્કર

**મુશ્કેલી** (સ્ત્રી.) મુસીબત, અડચણ, વિઘ્ન

**મુષક** (પું.) ઉંદર

**મુષ્ટિ** (સ્ત્રી.) મૂઠી

**મુષ્ટિપ્રહાર** (પું.) મૂઠીનો પ્રહાર, મુક્કો મારવો તે

**મુષ્ટિયુદ્ધ** (ન.) મુક્કાથી લડવું તે

**મુસદ્દો** (પું.) ખરડો, કાચું લખાણ (૨) ઊંડા અર્થવાળી શૈલીનું લખાણ

**મુસલ(-ળ)** (વિ.) મુશળ, સાંબેલું

**મુસલમાન** (પું.) ઇસ્લામનો અનુયાયી

**મુસલમાની** (વિ.) મુસલમાનનું કે તેને લગતું (૨) (સ્ત્રી.) મુસ્લિમ સ્ત્રી (૩) મુસલમાનપણું

**મુસલ્લો** (પું.) નમાજ પઢવાની ચટાઈ

**મુસળખંડી** (પું.) ચોખા (૨) ખાંડવું તે

**મુસળસ્નાન** (ન.) જેવું તેવું નાહી લેવું તે

**મુસાફર** (પું.) વટેમાર્ગુ, પથિક, પ્રવાસી

**મુસાફરખાનું** (ન.) પ્રવાસીઓને પડાવ નાખવાનું સ્થાન, પ્રતીક્ષાલય, ધર્મશાળા, સરાઈ, સરા

**મુસાફરી** (સ્ત્રી.) પ્રવાસ, પર્યટન

**મુસાફરી બંગલો** (પું.) સરકારી કામકાજમાં અમલદારો માટે રખાતો સરકારી બંગલો, ડાકબંગલો

**મસાહિ(-હે)** (પું.) સાથે રહેનાર, સાથી, સહવાસી, મિત્ર

**મુસીબત** (સ્ત્રી.) અડચણ, તકલીફ, મુશ્કેલી (૨) વિપત્તિ, સંકટ, કષ્ટ

**મુસ્કાવું** (ક્રિ.) મલકાવું, મંદહાસ્ય-સ્મિત કરવું (૨) રાચવું, રાજી થવું

**મુસ્તકીન** (વિ.) મક્કમ, મજબૂત, મુસ્તાક

**મુસ્તનદ** (વિ.) આધારભૂત, માનવાલાયક

**મુસ્તફા** (વિ.) પવિત્ર, પાક

**મુસ્તાક** (વિ.) આતુર (૨) દૃઢ, મક્કમ, મજબૂત

**મુસ્લિમ** (વિ.) ઇસ્લામનું કે તેને લગતું (૨) (પું.) મુસલમાન

**મુહાજિર** (પું.) હિજરત કરનાર, બીજે દેશ જઈ રહેનાર (૨) હિજરતી, નિર્વાસિત

**મુહૂર્ત** (ન.) બે ઘડી જેટલો સમય, ૪૮ મિનિટ (૨) કોઈ કામ શરૂ કરવાનો શુભ સમય, મુરત, માંગલિક સમય

**-મું** (વિ.) અંકને લાગતો પ્રત્યય, 'તેટલામા ક્રમનું' એવો અર્થ બતાવે છે. દા.ત. પંદરમું

**મુંજ** (ન.) દાભ જેવું એક ઘાસ (૨) (પું.) એક પ્રસિદ્ધ પ્રાચીન રાજા

**મુંજબંધ** (પું.) મુંજનો કંદોરો (જનોઈ દેતી વખતે પહેરાવે છે.)

**મુંડ** (ન.) માથું (૨) (પું.) સાધુ

**મુંડક** (પું.) મૂંડેલા માથાવાળો સાધુ, સંન્યાસી

**મુંડકોપનિષદ** (ન.) મુંડક ઉપનિષદ

**મુંડન** (ન.) માથું મૂંડાવવું તે

**મુંડી** (વિ.) બોડાવેલા માથાવાળું (૨) (પું.) વાળંદ (૩) સંન્યાસી

**મુંબઈ** (સ્ત્રી.ન.) એ નામની નગરી (૨) મહારાષ્ટ્ર રાજ્યનું પાટનગર

**મૂઉં** (વિ.) મૂએલું, મરેલું (૨) ક્રોધ કે વહાલમાં અપાતું વિશેષણ-ઉદ્‌ગાર

**મૂક** (વિ.) મૂગું

**મૂકભાવ** (પું.) મૂગાપણું

**મૂકવાચન** (ન.) મનમાં વાંચવું તે (૨) ચિઠ્ઠી કે પાટિયા પરની આજ્ઞા વાંચી બાળકે તે પ્રમાણે કરવું તે

**મૂકવું** (ક્રિ.) છોડવું, તજવું, મુક્ત કરવું (૨) નીમવું, સ્થાપવું કે ગોઠવવું, મેલવું (૩) પહેરવું, ઘાલવું (ટોપી, પાઘડી) (૪) રંધાવા - ચડવા માટે ચૂલા ઉપર મેલવું (ખીચડી, શાક, ભાત) (૫) (વ્યાજે કે ગીરો) રાખવા અથવા સાચવવા સોંપવું (૬) શીખવા મોકલવા માંડવું (૭) બાકી રાખવું, છોડવું (૮) -ને જુમ્મે નાખવું-રાખવું (૯) જોરથી મોટે સાદે કાઢવું (૧૦) અન્ય ક્રિયા સાથે આવતાં ક્રિયાની પૂર્ણતા સૂચવે છે.

**મૂક-સેવક** (સ્ત્રી.) જાહેરાત કે પ્રશંસા વગર - ચૂપચાપ સેવા કરનાર

**મૂકસેવા** (સ્ત્રી.) મૂકસેવકની સેવા, મૂંગી સેવા

**મૂગડી** (સ્ત્રી.) સ્ત્રીઓનું કાનનું એક ઘરેણું

**મૂગડું** (વિ.) મૂગું

**મૂગું** (વિ.) બોલી ન શકે તેવું, અવાચક (૨) શાંત

**મૂછ** (સ્ત્રી.) ઉપલા હોઠ ઉપર ઊગતા વાળ (૨) ઘઉં વગેરેની ડૂંડી ઉપરનો વાળ જેવો ભાગ

**મૂજી** (વિ.) કંજૂસ, લોભી, કૃપણ, બખીલ (૨) અક્કલ કે હોંસ વગરનું, જડ

**મૂઝવણ(-ણી)** (સ્ત્રી.) અકળામણ, ગભરામણ, વ્યગ્રતા, ઉચાટ

**મૂઠ** (સ્ત્રી.) મૂઠી (૨) જ્યાંથી તરવાર વગેરે પકડાય છે તે હાથો (૩) પીડા કરવાનો કે મારી નાખવાનો એક તાંત્રિક પ્રયોગ (૪) ગિલ્લીદંડાની રમતનો એક દાવ

**મૂઠભેડ** (સ્ત્રી.) ઝપાઝપી, મુક્કાબાજી

**મૂડકાવેરો** (પું.) માથા દીઠ લેવાનો વેરો

**મૂડકું** (ન.) માથું

**મૂડી** (સ્ત્રી.) મૂળ પૂંજી, ધન (૨) વેપાર ઉદ્યોગમાં રોકાતી થાપણ

**મૂડી** (સ્ત્રી.) મોં અથવા માથાનો ભાગ

**મુડીખર્ચ** (ન.પું.) મૂડીમાંથી થતું ખર્ચ, મૂડી ખર્ચવી તે

**મૂડીરોકાણ** (ન.) મૂડી (કામધંધા વગેરેમાં) રોકવી તે, 'ઇન્વેસ્ટમેન્ટ'

**મૂડીવાદ,મૂડીવાદશાહી** (પું.સ્ત્રી.) મૂડીદારોની સત્તા, 'કૅપિટેલિઝમ'

**મૂડીવાદી** (વિ.) (પું.) મૂડીવાદને લગતું કે તેમાં માનતું

**મૂડો** (પું.) સો મણનું વજન (૨) ઘાણીનું ભારવાળું ગોળ ખાનું (૩) સરકટ કે નેતરની એક જાતની ગોળ ખુરશી કે માંચી જેવું આસન

**મૂઢ** (વિ.) મૂર્ખ, ઠોઠ, બુદ્ધિહીન (૨) સ્તબ્ધ, નિશ્ચેષ્ટ (૩) મોહવશ, વિવેકરહિત, મોહમાં પડેલું

**મૂઢતા,મૂઢત્વ** (સ્ત્રી.ન.વિ.) બેવકૂફી, મૂર્ખામી

**મૂઢપતિ** (વિ.) બેવકૂફ, મૂર્ખ

**મૂતર,મૂત્ર** (ન.) પેશાબ, શિવાંબુ

**મૂત્રકૃચ્છ્** (ન.) પીડા સાથે પેશાબ થવાનો રોગ

**મૂત્રકોષ** (પું.) મૂત્રપિંડનો એકમ, કોષ, 'નેફ્રૉન'

**મૂત્રનળી** (સ્ત્રી.) મૂત્રાશયમાંથી મૂત્રને બહાર કાઢનારી શરીરની નળી, 'યુરેશા'

**મૂત્રપરીક્ષા** (પું.) મૂત્રની પરીક્ષા

**મૂત્રપિંડ** (પું.) શુદ્ધ લોહી તથા મૂત્રને જુદાં પાડે તે અવયવ, 'કિડની'
**મૂત્રરોગ** (પું.) પેશાબનો રોગ
**મૂત્રાશય** (પું.) (ન.) મૂત્રને એકઠું થવા માટેનું અવયવ, ફુક્કો, 'બ્લેડર'
**મૂમતી** (સ્ત્રી.) જૈન યતિઓ મોં ઉપર બાંધે છે તે લૂગડાનો કકડો-મુહપત્તી
**મૂરખ,મૂરખું** (પું.વિ.) મૂર્ખ, કમઅક્કલ
**મૂરખાઈ(-મી)** (સ્ત્રી.) મૂર્ખાઈ, બેવકૂફી
**મૂરઝાવું** (ક્રિ.) કરમાવું, ચીમળાવું
**મૂરત** (સ્ત્રી.) મૂર્તિ, છબી (૨) (ન.) બે ઘડી જેટલો સમય, ૪૮ મિનિટ (૨) કોઈ કામ શરૂ કરવાનો શુભ સમય, મહુરત, મુહૂર્ત
**મૂર્ખ** (વિ.) (પું.) બેવકૂફ, અક્કલહીન, બુદ્ધુ
**મૂર્ખતા,મુર્ખાઈ,મૂર્ખામી,મૂર્ખત્વ** (સ્ત્રી.ન.) બેવકૂફી, અક્કલહીનતા
**મૂર્ખશિરોમણી,મૂર્ખાનંદ** (પું.) મહામૂર્ખ, મૂરખનો સરદાર
**મુર્ચ્છ(-ર્છ)ક** (વિ.) મૂર્ચ્છા પમાડનાર, 'ઍનેસ્થેટિક'
**મૂર્ચ્છા(-ર્છ)ના** (સ્ત્રી.) મૂર્ચ્છા (૨) સાત સ્વરોનો ક્રમસર આરોહ અવરોહ-ઘાટ (૩) રાગપ્રતિપાદક-વાદી સ્વરને તેની જોડેના સ્વર સુધી લઈ જવો તે, તેને કંપાવવો તે (સંગીત)
**મૂર્ચ્છા(-ર્છા)** (સ્ત્રી.) બેશુદ્ધિ, બેહોશી, અભાન
**મૂર્ત** (વિ.) મૂર્તિમાન, સાકાર (૨) ભૌતિક, વાસ્તવિક, પ્રત્યક્ષ થયેલું
**મૂર્તિ(-ર્ત્તિ)** (સ્ત્રી.) પ્રતિમા, આકૃતિ (દેવદેવીની) (૨) સાધુ (વ્યક્તિ)
**મૂર્તિકાર** (પું.) મૂર્તિ ઘડનાર, શિલ્પી
**મૂર્તિપૂજક** (વિ.) મૂર્તિને પૂજનાર
**મૂર્તિપૂજા** (સ્ત્રી.) મૂર્તિની પૂજા
**મૂર્તિમંત,મૂર્તિમાન** (વિ.) શરીરવાળું, સાકાર
**મૂર્તિવિધાન** (ન.) પ્રતિમા-નિર્માણ (૨) મૂર્તિવિદ્યા પ્રમાણે મૂર્તિ કોતરવા ઢાળવા વગેરેની ક્રિયા, 'સ્કલ્પ્ચર'
**મૂર્તિશાસ્ત્ર** (ન.) મૂર્તિઓ બનાવવાનું શાસ્ત્ર, શિલ્પ, 'આઇક્રોનાગ્રાફી'
**મૂર્ધન્ય** (વિ.) મૂર્ધસ્થાનથી ઉચ્ચારાતું (૨) માથાને લગતું (૩) (લા.) મુખ્ય (૪) (પું.) મૂર્ધસ્થાની વર્ણ
**મૂર્ધન્યતર** (વિ.) વધારે મૂર્ધન્ય
**મૂર્ધસ્થાન** (ન.) તાળવાની વચ્ચેનો ભાગ
**મૂર્ધસ્થાની** (વિ.) મૂર્ધસ્થાનનું, મૂર્ધન્ય
**મૂર્ધા** (પું.) માથું, કપાળ (૨) દાંતના મૂળ અને તાળવાની વચ્ચેનો ભાગ
**મૂર્ધાભિષિકત** (વિ.) અભિષેક કરાયેલું
**મૂલ(-ળ)** (ન.) વનસ્પતિની જડ (૨) પાયો, મંડાણ (૩) નદીનું ઉત્પત્તિ-સ્થાન (૪) (લા.) મૂળ કારણ (૫) ૧૯મું નક્ષત્ર (૬) 'રૂટ' (મૂલ વિધિમાં)
**મૂલ(-લ્ય)** (ન.) કિંમત, લાગત, દર, ભાવ, દામ
**મૂલક** (વિ.) મૂળવાળું. ઉદા. દંતકથામૂલક
**મૂલકારણ** (ન.) મુખ્ય કારણ
**મૂલકોણ** (પું.) મુખ્યકોણ, કાટખૂણો
**મૂલગત** (વિ.) મૂળમાં રહેલું, આરંભમાં રહેલું
**મૂલગ્રંથ** (પું.) અસલ ગ્રંથ, '????????'
**મૂલચિહ્ન** (ન.) (✓) આવું સંખ્યાનું મૂળ સૂચવતું ચિહ્ન, 'રેડિકલ સાઇન'
**મૂલજ** (વિ.) મૂળ નક્ષત્રમાં જન્મેલું
**મૂલતત્ત્વ** (ન.) પાંચ મહાભૂતોમાંનું એક (૨) કોઈ ચીજનું મૂળ પ્રાથમિક **ઘટક તત્ત્વ** (૩) શાસ્ત્ર કે કળાના પ્રાથમિક સિદ્ધાંતો
**મૂલ(-ળ)તાલ** (પું.) ત્રિતાલ
**મૂલ(-ળ)પુરુષ** (પું,) વંશનો આદિ પુરુષ (૨) કુટુંબનો મુખ્ય માણસ (૩) સૃષ્ટિનો આદ્ય પુરુષ
**મૂલ(-ળ)પ્રકૃતિ** (સ્ત્રી.) પ્રકૃતિ, જગતનું આદિકારણ
**મૂલ(-ળ)ભૂત** (વિ.) મૂળરૂપ, મૂળનું
**મૂલવવું** (ક્રિ.) મૂલ્ય નક્કી કરવું (૨) ખરીદવું (૩) આંકવું, કદર કરવી
**મૂલ(-ળ)વિધિ** (પું.) કોઈપણ સંખ્યાનું મૂળ શોધી કાઢવાની રીત, 'ઇવોલ્યુશન' (ગ.) (૨) મૂળ નક્ષત્રમાં જન્મેલાં બાળક તથા તેના માબાપ પર કરવામાં આવતો વિધિ
**મૂલા(-ળા)ધાર** (પું.) મૂળ આધાર (૨) ગુદા ને ઉપસ્થની વચમાં આવેલું એક ચક્ર
**મૂલ્ય** (ન.) મૂલ, કિંમત, ભાવ, દામ
**મૂલ્યવાન** (વિ.) કીમતી
**મૂલ્યહ્રાસ** (પું.) મૂલ્યનાશ, મૂલ્યઘટાડો (૨) અવમૂલ્યન, કિંમત ઓછી થવી એ
**મૂલ્યાંકન** (ન.) મૂલ્ય આંકવું તે, મુલવણી, આંકણી
**મૂલ્યાંતર** (ન.) બીજું મૂલ્ય, મૂલ્ય ફેરવવું તે - તેમાં પરિવર્તન
**મૂષક,મૂષિક** (પું.) ઉંદર
**મૂષિકા** (સ્ત્રી.) ઉંદરડી
**મૂસળી** (સ્ત્રી.) ઔષધિ - વસાણાના કામનું એક મૂળ (૨) પરાઈ
**મૂળ** (વિ.) અસલ, પહેલાંનું, મૂળભૂત (૨) વનસ્પતિની જડ (૩) પાયો, મંડાણ (૪) નદીનું ઉત્પત્તિ સ્થાન (૫) (લા.) મૂળ કારણ (૬) ૧૯મું નક્ષત્ર (૭) 'રૂટ' (મૂળ વિધિમાં)
**મૂળ કિંમત** (સ્ત્રી.) માલની મૂળ ખરીદી વખતે (વેપારીને) ચૂકવાતી રકમ
**મૂળ વતની** (પું.) કોઈ પણ પ્રદેશનો મૂળથી વતની
**મૂળાક્ષર** (પું.) વર્ણમાળાના મૂળ અક્ષરો
**મૂળિયું** (ન.) મૂળ, જડ (૨) મૂળ નક્ષત્રમાં જન્મેલું
**મૂળી** (સ્ત્રી.) મૂળના ઝીણાઝીણા ફણગા (૨) મૂળ (૩) ઝીણું મૂળ - સાટોડી
**મૂળો** (પું.) શાકમાં વપરાતું એક કંદ-મૂળ
**મૂંગું** (વિ.) બોલી ન શકે તેવું, અવાચક (૨) શાંત
**મૂંઝવવું** (ક્રિ.) મૂઝવણમાં મૂકવું, મૂંઝાવવું
**મૂંઝાવું** (ક્રિ.) અકળાવું, અમુઝાવું, ગૂંગળાવું, ગૂંચવાવું (૨) ગભરાવું
**મૂંડકી** (સ્ત્રી.) ઘોડા કે ઊંટના પલાણના કાઠાના આગલા ભાગનું માથું (૨) બોડી સ્ત્રી
**મૂંડવું** (ક્રિ.) મુંડન કરવું, બોડવું (૨) (લા.) છેતરવું, ધૂતવું (૩) ચેલો બનાવવો
**મૂંડામણ** (ન.) મૂંડવાનું મહેનતાણું (૨) મૂંડવાની ક્રિયા
**મૂંડું** (વિ.) બોડાવેલું
**મૃગ** (પું.) પશુ (૨) હરણ (૩) (ન.) મૃગશીર્ષ, પાંચમું નક્ષત્ર
**મૃગચર્મ** (ન.) હરણનું ચામડું
**મૃગચર્યા** (સ્ત્રી.) મૃગની પેઠે નિષ્પાપ જીવન ગાળવું તે (ભક્ત માટે)
**મૃગજલ(-ળ)** (ન.) રેતાળ જમીન ઉપર સૂર્યના કિરણ પડવાથી દૂરથી દેખાતો પાણી જેવો આભાસ

**મૃગતૃષ્ણા** (સ્ત્રી.) મૃગજળ, ઝાંઝવાનાં જળ
**મૃગનયની** (વિ.સ્ત્રી.) મૃગ જેવાં નયનોવાળી
**મૃગનાભિ** (સ્ત્રી.) કસ્તૂરી
**મૃગપતિ** (પું.) સિંહ
**મૃગમદ** (પું.) કસ્તૂરી
**મૃગયા** (સ્ત્રી.) શિકાર
**મૃગયાવિહાર** (પું.) શિકાર ખેલવો તે
**મૃગલિયું** (ન.) નાનું મૃગ (૨) હરણનું બચ્ચું
**મૃગલી** (સ્ત્રી.) હરણી
**મૃગલું** (ન.) હરણું
**મૃગલો** (પું.) હરણ
**મૃગાજિન** (ન.) મૃગચર્મ
**મૃગાંક** (પું.) ચંદ્ર
**મૃગી** (સ્ત્રી.) હરણી (૨) એક રોગ, ફેફરું
**મૃગેન્દ્ર** (પું.) સિંહ
**મૃણાલ** (પું.ન.) કમળનો તંતુ
**મૃણાલદંડ** (પું.) કમળના ફૂલનો દંડ-દાંડલી
**મૃણાલિની,મૃણાલી** (સ્ત્રી.) કમળનો છોડ
**મૃત** (વિ.ન.) મરણ પામેલું (૨) (ન.) મૃત્યુ, મરણ
**મૃતક** (વિ.) મરનાર સંબંધી (૨) (ન.) શબ (૩) મરણનું સૂતક
**મૂતક સેજા** (સ્ત્રી.) તેરમાને દિવસે અપાતું ખાટલા, પથારી વગેરેનું દાન, સજ્જા
**મૃતપ્રાય** (વિ.) મરવાની અણી પર આવેલું, લગભગ મૃત
**મૃતસંજીવની** (વિ.સ્ત્રી.) મૂએલાંને જીવતાં કરનારી સંજીવની (૨) (સ્ત્રી.) તેવી વિદ્યા
**મૃતાત્મા** (પું.) મુડદાલ કે મરી ગયેલ માણસ
**મૃદુ** (વિ.) કોમળ, સુંવાળું, નરમ, કૂણું (૨) મધુર (૩) (વિ.) (સ્ત્રી.) શ્રુતિના પાંચ પ્રકારોમાંનો એક
**મૃદુતા** (સ્ત્રી.) કોમળતા
**મૃદુલ** (વિ.) કોમળ
**મે** (પું.) ઈસ્વી સનનો પાંચમો મહિનો
**મેકઅપ** (પું.) મેકઅપનાં-રૂપ સજાવટનાં સાધનો, રૂપ-સજાવટ (૨) સાજ-શૃંગાર કરવો તે
**મૅકસી** (સ્ત્રી.) પગની પાની સુધીનો પોશાક
**મેખ** (સ્ત્રી.) ખીલી (૨) ફાચર
**મૅગાફોન** (પું.) દૂર સુધી અવાજ પહોંચાડવા માટેનું ભૂંગળું
**મેગી** (સ્ત્રી.) સેવની વાનગી
**મૅગેઝિન** (ન.) સામયિક, નિયતકાલિક
**મેગ્નેટ** (પું.) લોહચુંબક
**મૅગ્નેશિયમ** (ન.) એક મૂળ ધાતુ
**મેઘ** (પું.) વરસાદ, વૃષ્ટિ (૨) વાદળ (૩) એક રાગ (૪) એક છંદ
**મેઘગર્જના** (સ્ત્રી.) વાદળાનો ગડગડાટ
**મેઘચાપ,મેઘધનુષ્ય** (ન.) ઈન્દ્રધનુષ્ય
**મેઘનાદ** (પું.) મેઘગર્જના (૨) રાવણનો પુત્ર ઈન્દ્રજિત
**મેઘમલાર** (પું.) એક રાગ (૨) (તે રાગથી થતો મનાતો) ભારે વરસાદ
**મેઘરવો** (પું.) આંબા વગેરેના મોરમાંથી ઝીણી મધુની છાંટ વરસે છે તે (૨) ઝીણું ઝાકળ જેવું પડતું વાદળ
**મેઘરાજા** (પું.) ઈન્દ્ર (૨) વરસાદ
**મેઘલ(-લી)** (વિ.) (સ્ત્રી.) વાદળવાળી
**મેઘાડંબર** (પું.ન.) ઘોરંભો, વાદળાંની જમાવટ (૨) ગર્જના, ગડગડાટ (૩) છત્રીવાળી અંબાડી
**મેઘાધિપ** (પું.) પુષ્કરાવર્તક વગેરે મેઘના અધિપતિઓમાંનો એક
**મેઘાસ્ત્ર** (ન.) વરસાદ આણે એવું એક અસ્ત્ર
**મેઘાંબર** (ન.) વાદળરૂપી વસ્ત્ર
**મૅચ** (સ્ત્રી.) રમતનો મુકાબલો (૨) (ક્રિ.) સમાન કે અનુરૂપ હોવું, મળતું આવવું
**મેચકું** (ન.) નાનું પૂતળા જેવું છોકરું (તિરસ્કારમાં) (૨) બે બાજુએ ચાડાવાળી ભોંયમાં દાટવાની દીવી
**મેજ** (સ્ત્રી.ન.) ટેબલ-જેના પર લખી શકાય એવી-ચાર પાયા અને ખાનાવાળી માંડણી
**મેજ-ડાયરી** (સ્ત્રી.) ટેબલ ઉપર રખાતી દૈનિક કામગીરીની નોંધવહી
**મેજર** (પું.) ઘણી સહીઓવાળી અરજી (૨) પુરાવો (૩) ફોજનો એક અમલદાર (૪) (વિ.) પુખ્ત વયનું
**મૅજિસ્ટ્રેટ** (પું.) ન્યાયાધીશ (મોટા ભાગે ફોજદારી)
**મૅજોરિટી** (સ્ત્રી.) બહુમતી, મતાધિક્ય
**મૅટ્રન** (સ્ત્રી.) (છાત્રાલય, હોસ્પિટલ વગેરેની) વ્યવસ્થાપક સ્ત્રી. જેમ કે, વડી નર્સ
**મૅટ્રિક** (વિ.ન.) મહાવિદ્યાલયમાં દાખલ થવા જેટલું ભણેલું, માધ્યમિક શિક્ષણ બૉર્ડ-ધોરણ ૧૦નું શિક્ષણ
**મેટ્રિક સિસ્ટમ** (સ્ત્રી.) વિવિધ પરિમાણોનાં દશાંશ માપનાં કોષ્ટક પદ્ધતિ (૨) દશાંશ પદ્ધતિ
**મૅટ્રિક્યુલેશન** (ન.) મેટ્રિક થવું તે કે તેટલું ભણતર
**મેડક** (પું.) મેંડક, દેડકો
**મૅડલ** (પું.) ચાંદ, ચંદ્રક
**મૅડિકલ** (વિ.) પાશ્ચાત્ય દવાઓ અને ચિકિત્સા સાથે સંબંધ રાખનારું, દાકતરી, તબીબી
**મૅડિકલ ઑફિસર** (પું.) તબીબી અધિકારી, તબીબ, 'ડૉક્ટર'
**મૅડિકલ કૉલેજ** (સ્ત્રી.) ઍલોપથીનો અભ્યાસ શીખવનારી ઉચ્ચ કક્ષાની મહાશાળા
**મૅડિકલ ટેસ્ટ** (સ્ત્રી.) દરદીની દાકતરી-તબીબી તપાસ
**મેડી** (સ્ત્રી.) મકાન ઉપરનો માળ, અગાસી, મેડીવાળું મકાન
**મેડો** (પું.) માળ (૨) મકાનનું ઉપરનું માળિયું કે માળ
**મેતે** (અ.) મેળે, જાતે, પોતે
**મૅથડ** (સ્ત્રી.) પદ્ધતિ, રીત, માર્ગ, પ્રકાર
**મેથંબો** (પું.) કેરીનું એક અથાણું
**મેથિયું** (ન.) મેથીનો મસાલો ભરી બનાવેલું અથાણું (૨) (વિ.) મેથી ભરેલું
**મેથી** (સ્ત્રી.) એક બી કે તેની ભાજી
**મેથીપાક** (પું.) મેથીના લાડુ (૨) (લા.) માર
**મેદ** (પું.) ચરબી

**મેદની** (સ્ત્રી.) દુનિયા (૨) ભીડ, જમાવ, ટોળું, માણસોની ઠઠ
**મેદસ્વી** (વિ.) ચરબીવાળું (૨) મજબૂત, જાડું
**મેદાન** (ન.) ખુલ્લી સપાટ જમીન
**મેદાની** (વિ.) મેદાનનું કે તેને લગતું (૨) મેદાનમાં રમાતી કે રમાય એવી (રમત)
**મેદિની** (સ્ત્રી.) પૃથ્વી, દુનિયા (૨) જગત, આલમ
**મેદી** (સ્ત્રી.) એક વનસ્પતિ, મેંદી
**મેદુર** (વિ.) મેદવાળું, ભરાવદાર, ભરચક (૨) ભરાઉ, ભરપૂર (૩) સુંવાળું, લીસું
**મેદો** (પું.) ધોયેલા ઘઉંનો બારીક લોટ, મેંદો
**મેધ** (પું.) યજ્ઞ, યાગ (૨) બલિ, ભોગ
**મેધાવિનિ,મેધાવી** (વિ.સ્ત્રી.) બુદ્ધિમાન, પંડિત
**મેધ્ય** (વિ.) યજ્ઞનું, યજ્ઞમાં હોમવાનું (૨) પવિત્ર (પું.) બકરો
**મેનકા** (સ્ત્રી.) એક અપ્સરા, શકુંતલાની માતા (૨) મેના, એક પક્ષી, સારિકા (૩) હિમાલયની પત્ની
**મેના** (સ્ત્રી.) એક પક્ષી, સારિકા (૨) હિમાલયની પત્ની
**મૅનિંજાઈટિસ** (પું.) મગજના તાવનો એક રોગ
**મૅનિફેસ્ટો** (પું.) ઢંઢેરો, ઘોષણાપત્ર, નીતિ-ઘોષણા (૨) સંકલ્પિત કાર્ય અને નીતિ વિશે જાહેરનામું
**મૅનુ** (ન.) જમણમાં પીરસવાની વાનગીઓની યાદી
**મૅનેજર** (પું.) વહીવટ કરનાર, વ્યવસ્થાપક, સંચાલક, પ્રબંધક
**મૅનેજિંગ એજન્ટ** (પું.) કંપની તરફથી વ્યવસ્થા કરનાર, -તેનો સંચાલક
**મૅન્ગેનીઝ** (સ્ત્રી.ન.) એક ધાતુ (ર.વિ.)
**મૅન્ડેટ** (પું.ન.) હકૂમત ચલાવવાનો કે અમુક કાર્ય કરવાના અધિકારની સોંપણી કે તેનો આદેશ
**મેમ** (સ્ત્રી.) યુરોપિયન ગોરી સ્ત્રી, મેડમ
**મેમનો** (પું.) એક નાનું ઘરેણું
**મેમોરિયલ** (ન.) યાદગીરી માટે ઊભું કરેલું બાવલું વગેરે, સ્મારક (૨) કારણો વગેરે દર્શાવીને સરકારને કરેલી અરજી - નિવેદન
**મેમો,મેનોરેન્ડમ** (પું.ન.) યાદી. યાદીપત્ર (૨) નિવેદન, આવેદન (૩) ઉદ્દેશપત્ર, નિયમાવલિ
**મેમ્બર** (પું.) સભાસદ, સભ્ય
**મેયર** (પું.) મોટા નગરની ખાસ અલગ કાયદાથી રચાતી (કૉર્પોરેશન) સુધરાઈનો પ્રમુખ (૨) મહાનગરપાલિકાના અધ્યક્ષનો હોદ્દો-હોદ્દો ધરાવનાર વ્યક્તિ
**મેર** (પું.) માળાની શરૂઆતનો મોટો મણકો (૨) શિરોમણિ, મુગટ (૩) જેના ઉપર ચલમ રહે છે તે હુક્કાનો ડોયો (૪) મેરુ પર્વત (૫) તાંબાનું એક મોટું વાસણ (૬) એક જીવડું (૭) સોરઠમાં વસતી એક જાતિ
**મેર** (સ્ત્રી.) બાજુ, દિશા (૨) મર (મરવું ઉપરથી)
**મેરમેરા(-રૈ)યું** (ન.) દિવાળીમાં છોકરાં ઊંબાડિયા જેવો હાથમાં ઝાલવાના ડોયાવાળો દીવો કરે છે તે
**મેરાઈ** (પું.) દરજી, સઈ
**મેરામણ** (પું.) સાગર, સમુદ્ર, મહેરામણ
**મેરુ** (પું.) એક પર્વત (સોનાનો) જેને આધારે પૃથ્વી રહે છે તથા ગ્રહો વગેરે જેની આસપાસ ફરે છે તેમ મનાય છે (૨) મિત્ર, સોબતી (૩) તાંબાનું એક મોટું વાસણ (૪) હુક્કાનો મોર, ડોઘો (૫) માળાનો મેર
**મેરુદંડ** (પું.) કરોડ, કરોડરજ્જુ, 'સ્પાઈનલ-કૉર્ડ'
**મેરિટાઈમ** (વિ.) દરિયા કે વહાણવટાને લગતું
**મૅરિનો** (ન.) ઑસ્ટ્રેલિયામાં થતી ઘેટાની એક જાત
**મેલ(-ળ)** (પું.) મિલન, મેળાપ (૨) થાટ (સંગીત)
**મેલ,મેલગાડી,મેલટ્રેન** (પું.સ્ત્રી.) ડાકગાડી, ટપાલ લઈને જતી ઝડપી ટ્રેન
**મેલ** (પું.) કચરો, ગંદકી, મેલું તે
**મેલખાઉ** (વિ.) મેલ ઢાંકી શકે એવું
**મેલવું** (ક્રિ.) મૂકવું, રાખવું, ધરવું (૨) મોકલવું (૩) પહોંચાડવું, પુગાડવું (૪) રહેવા દેવું (૫) છૂટું મૂકવું, છોડી દેવું, જતું કરવું
**મેલાણ** (ન.) મુકામ, પડાવ (૨) છૂટકારો, મુક્તિ (૩) ડગલું, કદમ, પગલું
**મેલાશ** (સ્ત્રી.) મેલાપણું, જરાતરા મેલું હોવું તે, ગંદકી
**મેલી** (સ્ત્રી.) ઓર, જરાયુ (૨) ઠાઠડી, નનામી
**મેલું** (વિ.) ગંદું, મલિન (૨) કપટી (૩) (ન.) મળમૂત્રાદિ (૪) ભૂતપ્રેત વગેરે
**મેલુંદાટ** (વિ.) ખૂબ મેલું
**મેલેરિયા** (પું.) ટાઢિયો તાવ, મલેરિયા
**મેલો** (પું.) કાળોતરી, માઠા સમાચાર - પત્ર
**મેલો(-ળો)** (પું.) મેળાપ
**મેવાડો** (પું.) મેવાડથી આવીને વસેલો (૨) એક રોગ
**મેવો** (પું.) લીલાં કે સૂકાં ફળ
**મેશ(-સ)** (પું.) કાજળ, આંજણ
**મેષ** (પું.) ઘેટો (૨) પહેલી રાશિ
**મેષોન્મેષ** (પું.) આંખ પટપટાવવી તે, પલકારો
**મૅસ** (સ્ત્રી.ન.) ભોજનાલય
**મેસર્સ** (વિ.) કોઈ પણ વેપારી પેઢી, કંપની, મંડળના નામ આગળ વપરાય છે.
**મેસૂર** (પું.) એક મીઠાઈ
**મેસૉન** (પું.) પદાર્થનો એક પ્રકારનો મૂળ વીજાણુ
**મૅસ્મેરિઝમ** (ન.) પોતાના સંકલ્પબળથી સામેની વ્યક્તિમાં ઊભી કરાતી નિદ્રા જેવી સ્થિતિ (૨) એવી સ્થિતિ ઊભી કરવાની શક્તિ (૩) એ સ્થિતિના કાયદા વગેરેનું વિજ્ઞાન
**મેહ** (પું.) વરસાદ, મેહુલો
**મેળ** (પું.) રોજનો આવક-ખરચનો હિસાબ (૨) હિસાબ, લેખું. ઉદા. અત્યારે ત્યાં જવાનો શો મેળ છે ? (૩) મળતાપણું, બંધબેસતું હોવું તે (૪) બનાવ, સંપ (૫) એકઠાં થવું તે (૬) મેલ, થાટ (૭) સગવડ, સંજોગ
**મેળવણ** (ન.) મિશ્રણ (૨) અખરામણ
**મેળવણી** (સ્ત્રી.) મેળવવું-ઉમેરવું તે (૨) મેળવવાની ચીજ, ઉમેરણ (૩) તુલના, સરખામણી, મુકાબલો
**મેળવણું** (ન.) મેળવણી માટે નાખવાની ચીજ. જેમ કે, દાળમાં અમુક શાક
**મેળવવું** (ક્રિ.) એકઠું કરવું, મિશ્રણ કરવું (૨) પ્રાપ્ત કરવું (૩) સરખાવી જોવું (૪) આખરવું (૫) વાદ્યને સૂરમાં આણવું-તેના તાર વગેરે બરાબર ગોઠવવા
**મેળાપ** (પું.) મળવું-એકઠા થવું તે, મિલન, સમાગમ (૨) (લા.) સદ્ભાવ, બનાવ

**મેળાવડો** (પું.) જમાવ, ટોળું (૨) સભા, મિજલસ, પરિષદ
**મેળે** (અ.) જાતે. પોતે (૨) પોતાની રાજીખુશીથી
**મેળો** (પું.) મેળાપ, ભેટો (૨) ઘણાં માણસનું એકઠા થવું તે (ઉત્સવ, યાત્રા, વગેરે નિમિત્તે)
**મેં** (સ.) 'હું'નું ત્રીજી વિભક્તિનું એકવચન
**મેંડક** (પું.) દેડકો
**મેંઢું** (ન.) ઘેટું
**મેંદાલકડી** (સ્ત્રી.) એક ઔષધિ
**મેંદી** (સ્ત્રી.) એક વનસ્પતિ-મેદી
**મેંદો** (પું.) ધોયેલા ઘઉંનો બારીક લોટ-મેંદો
**મૈત્રક** (પું.) મૈત્રી (૨) (લા.) મિલન (જેમ કે, તારામૈત્રક)
**મૈત્રી** (સ્ત્રી.) મિત્રતા, દોસ્તી, ભાઈબંધી
**મૈત્રીકરાર** (પું.) મૈત્રીસૂચક કરાર
**મૈથિલી** (સ્ત્રી.) સીતા (૨) બિહારના (દરભંગા પાસેના) એક ભાગની બોલી
**મૈથુન** (ન.) નરમાદાનો સમાગમ
**મૈયત** (સ્ત્રી.) મરણ (૨) મોકાણ (૩) (વિ.) મરણ પામેલું (૪) નનામી, ઠાઠડી, જનાજો
**મૈરેય** (પું.) એક જાતનો દારૂ
**મોઆજિમ** (પું.) પ્રતિષ્ઠિત, આબરૂદાર
**મોઈ** (સ્ત્રી.) મોઈદંડાની રમતમાં નાનો લાકડાનો કકડો, ગીલી, ગિલ્લી
**મોઈદંડા** (પું.બ.વ.) મોઈ અને દંડા કે તે વડે રમવાની રમત, ગિલ્લીદંડાની રમત
**મોકલવું** (ક્રિ.) રવાના કરવું, જવા કહેવું (૨) પહોંચાડવું (૩) વળાવવું
**મોકળું** (વિ.) મોકળાશવાળું (૨) ખુલ્લું, મુક્ત, વિશાળ (૩) (લા.) નિખાલસ (૪) ઉદાર
**મોકાણ** (સ્ત્રી.) મરણના સમાચાર (૨) મરનાર પાછળ શોક કરવા ભેગું થવું તે (૩) (લા.) પીડા, આફત
**મોકાસ** (પું.) રસ્તે જનાર પાસેથી લેવાતો કર
**મોકાસદાર** (પું.) રસ્તે જનાર પાસેથી લેવાનો કર વસૂલ કરનાર (૨) જાગીરદાર (જમીનનો) ઈનામદાર
**મોકૂફ** (વિ.) બંધ પાડેલું, રહેવા દીધેલું, મુલતવી
**મોકૂફી** (સ્ત્રી.) મોકૂફ-મુલતવી રાખવું કે રખાવુ તે, સ્થગિતતા, 'પોસ્ટ-પોન્મેન્ટ', 'સસ્પેન્શન'
**મોક્ષ** (પું.) મુક્તિ, છૂટકારો
**મોક્ષકાલ(-ળ)** (પું.) (ગ્રહણ) છૂટવાનો સમય, મુક્તિકાળ
**મોક્ષદાયક** (વિ.) મોક્ષ આપે તેવું
**મોક્ષપત્રિકા** (સ્ત્રી.) પાપમાંથી મોક્ષ આપે એવી પત્રિકા, પોપ આપતા તે, 'બૂલ'
**મોક્ષાર્થી** (પું.) મુમુક્ષુ
**મોખ** (પું.) પ્રસંગ, લાગ (૨) સારો મોખરો, વિશિષ્ટ સ્થાન. ઉદા. ઘરના પૈસા નથી, મોખના પૈસા છે. ઘર સારા મોખમાં આવેલું છે. (૩) વેંત, અનુકૂળતા, ગોઠવણ. ઉદા. હમણાં મોખ નથી એમ આવશે ત્યારે પૈસા આપીશ. (૪) તમા, સ્પૃહા, લાલસા (૫) ઇચ્છા, હેતુ, વિચાર (૬) વેત, ગોઠવણ
**મોખરો** (પું.) આગળનો ભાગ, બહાર પડતો ભાગ
**મોગર** (વિ.) છોડાં કાઢી નાંખેલી (દાળ)
**મોગરી** (સ્ત્રી.) એક જાતનું શાક (૨) હથોડી જેવુ લાકડાનું ખાંડવાનું કે ઘંટ વગાડવાનું ઓજાર
**મોગરો** (પું.) એક ફૂલઝાડ (૨) મોટી મોગરી, હથોડી (૩) નાના ઘૂમટ કે શિખર જેવો આકાર, કાંગરો (૪) કોઈ વસ્તુનો ઉપરનો દટ્ટા જેવો ભાગ, 'નૉબ' (૫) એક ઘરેણું (૬) દીવાની વાટનો ઉપરનો બળી ગયેલો છેડો
**મોઘમ** (વિ.) સામાન્ય, અસ્પષ્ટ, અનિશ્ચિત
**મોઘું** (વિ.) મોંઘું, કીમતી, વધારે કિંમત પડે તેવું (૨) (લા.) અતિપ્રિય (૩) દુર્લભ (૪) આદરમાનનને પાત્ર (૫) ખાસ માન કે લાડ યા પ્રેમ ચાહતું, મનાવવું પડે એવું
**મોઘુંદા(-ડા)ટ** (વિ.) અતિશય મોંઘું
**મોચક** (વિ.) મુક્ત કરનાર
**મોચન** (ન.) મુક્ત કરવું તે (૨) પતરાજી, ખાલી ભભકો, દંભ (૩) (વિ.) મોચક (પ્રાયઃ સમાસમાં અંતે)
**મોચવવું** (ક્રિ.) કરમોડાય કે અંબળાઈ જાય તેમ કરવું તે
**મોજ** (સ્ત્રી.) આનંદ (૨) મરજી (૩) મજા
**મોજડી** (સ્ત્રી.) નાજુક કે કસબી પગરખું
**મોજણી** (સ્ત્રી.) માપણી (જમીનની), 'સર્વે'
**મોજણીદાર** (પું.) માપણી કરનાર, 'સર્વેયર'
**મોજમજા(-ઝા)** (સ્ત્રી.) આનંદ, સુખચેન
**મોજશોખ** (પું.) ભોગ-વિલાસ
**મોજી,મોજીલું** (વિ.) આનંદી, લહેરી (૨) વિલાસી (૩) મનસ્વી
**મોજું** (ન.) પાણીનો તરંગ (૨) હાથપગનું ગૂંથેલું ઢાંકણ
**મોજૂદ** (વિ.) હયાત, હાજર, તૈયાર, વિદ્યમાન
**મોજે** (સ્ત્રી.) (અમુક) મુકામે, સ્થાને, ગામે
**મોજો** (પું.) રેલમા તણાઈ આવેલો કાંપ (૨) વાંટો, જમીનનો ટુકડો
**મોઝાર** (અ.) -માં, મધ્યે
**મોટપ,મોટમ** (સ્ત્રી.) મોટાપણું, પ્રતિષ્ઠા, આબરૂ (૩) ગર્વ, આપ-વડાઈ
**મોટર** (સ્ત્રી.) વીજળી વગેરેના બળથી જાતે ફરનારું યંત્ર, જે પછી બીજા સંચાકામને ચલાવે છે (૨) મોટરગાડી ચવાહન
**મોટરકાર,મોટરગાડી** (સ્ત્રી.) પેટ્રોલ વગેરેથી ચાલતી ગાડી-એક યાંત્રિક
**મોટરસાઈકલ** (સ્ત્રી.) પેટ્રોલથી ચાલતું દ્વિચક્રી વાહન
**મોટા** (પું.બ.વ.) ઉંમરે મોટા - આદરપાત્ર વડીલ (પિતા કે વડીલ માટે સંબોધન)
**મોટાઈ** (સ્ત્રી.) મોટપ, મોટાપણું, પ્રતિષ્ઠા, આબરૂ
**મોટાભા** (પું.બ.વ.) આગળ પડતી માનપાત્ર વ્યક્તિ
**મોટું** (વિ.) નાનાથી ઊલટું (૨) (લા.) ઉદાર, સુખી (૩) પ્રતિષ્ઠિત, આબરૂદાર (૪) મુખ્ય, અગત્યનું
**મોટેથી** (અ.) મોટે અવાજે
**મોટેરું** (વિ.) મોટું, વડીલ
**મૉટેલ** (સ્ત્રી.) ધોરી માર્ગ પરની એક પ્રકારની હૉટેલ
**મોઠી** (સ્ત્રી.) ભોજન (૨) (લા.) નિર્વાહ
**મોડ** (પું.) લગ્ન વગેરે શુભ પ્રસંગે સ્ત્રીને માથે મુકાતો સુથાડિયાની સળીનો વગેરેનો એક ઘાટ (૨) જોખમદારી, ભાર
**મોડ** (પુ.) રસ્તાનો વળાંક (૨) મરડાટ, ગર્વ (૩) જીદ, ટેક (૪) હાવભાવ, નખરાં (૫) ઢબ, મરોડ, ઈબારત (૬) ખેતરમાં ભાંગી પડેલાં કણસલાં

**મોટબંધો** (વિ.) મોડ બાંધનાર, બહાદુર (૨) (પું.) વરરાજા
**મૉડરેટ** (વિ.) વિનીત કે નરમ પક્ષ કે દળનું
**મૉડરેટર** (પું.) જુદીજુદી બાબતોમાં સમાનતા કે સરખું ધોરણ કરનાર જેમ કે, પરીક્ષાના કામમાં
**મોડવું** (ક્રિ.) આંબળવું, મરડવું, મરડી-તોડી નાખવું (૨) હરવું, દૂર કરવું
**મોડામોડ** (અ.) વરણાગીમાં-મરડાતું હોય એમ
**મોડું** (વિ.) મુકરર વખત પછીનું, અસૂરું (૨) (ન.) વેળા વટી જવી તે (૩) ઢીલ, કાળક્ષેપ
**મૉડેલ** (ન.) નમૂનો
**મૉડેલિંગ** (પું.) મૉડેલ તરીકેનો વ્યવસાય
**મોઢામોઢ** (અ.) પ્રત્યક્ષ, રૂબરૂ, સમક્ષ (૨) એક મોઢેથી બીજે મોઢે એમ
**મોઢિયું** (ન.) (કોઈ વસ્તુનો) મોઢાનો સૌથી ઉપરનો ભાગ (૨) ફાનસમાં બત્તી જેમાં રહે છે તે ભાગ (૩) રેંટિયામાં ત્રાક તથા ચમરખાં જેમાં રહે છે તે ચોકઠું (૪) પશુના મોં ઉપર બાંધવામાં આવતી જાળી (૫) શીશા-શીશી વગરે સાધનના મોઢાનું ઢાંકણ
**મોઢું** (ન.) મોં, ઢાંકણ, મુખ (૨) છિદ્ર, કાણું (૩) આગળનો-મથાળાનો ભાગ
**મોણ,મોવણ** (ન.) મોવું કે તે માટે વપરાતું ઘી કે તેલ
**મોત** (ન.) મૃત્યુ, અવશાન, નિધન, દેહાંત
**મોતિયો** (પું.) એક જાતનો મોગરો (૨) મોતી જેવું બિંદુ, આંખની કીકી ઉપર થતું મોતી જેવું બિંદુ-આંખનો એક રોગ (૩) હોંસ, હિંમત
**મોતી** (ન.) છીપમાંથી નીકળતાં એક દરિયાઈ પેદાશ, દરિયાઈ છીપમાંથી નીકળતું સફેદ કીમતી નંગ
**મોતીચૂર** (પું.) કળીના લાડુ
**મોતીચૂરમું** (ન.) મોતીચૂર બનાવવાનું ચૂરમું
**મોતીજ(-ઝ)રો** (પું.) બળિયા જેવો એક રોગ, જેમાં શરીરે મોતી જેવા ફોલ્લા થઈ આવે છે.
**મોથ** (સ્ત્રી.) ચીડ નામના ઘાસનો કંદ
**મોદ** (પું.) હર્ષ, આનંદ, ખુશાલી (૨) (સ્ત્રી.) જાડું મોટું પાથરણું
**મોદક** (પું.) લાડુ (૨) એક છંદ
**મોદી** (પું.) અનાજ, ઘી, મસાલો વગેરે કરિયાણાનો વેપારી (૨) કોઠારી, ભંડારી
**મૉનિટર** (પું.) (શાળાના વર્ગનો) વડો વિદ્યાર્થી, વર્ગમંત્રી
**મૉનોટાઇપ** (ન.) છાપવાના અક્ષરનું બીબું ઢાળીને ગોઠવે તેવું એક યંત્ર (૨) (પું.) તે વડે પડતો ટાઇપ
**મૉન્ટેસરી પદ્ધતિ** (સ્ત્રી.) બાળ કેળવણીની એક પદ્ધતિ
**મોપેડ** (ન.) ૭૩ (સિ.સિ.) ઓછા સિલેન્ડરવાળું દ્વિચક્રી યાંત્રિક વાહન
**મોબાઈલ કોર્ટ** (સ્ત્રી.) ફરતી અદાલત
**મોબેદ** (પું.) પારસી ધર્મક્રિયા કરાવનાર ગોર
**મોભ** (પું.) છાપરાના ટેકારૂપ મુખ્ય આડું લાકડું (૨) મોભી
**મોભાગ્ર** (ન.) મોભનો આગળનો ભાગ
**મોભાગ્રબુદ્ધિ** (વિ.સ્ત્રી.) જાડી બુદ્ધિવાળું, બૂઠી બુદ્ધિ
**મોભાદાર** (વિ.) વજનદાર, પ્રતિષ્ઠિત, મોભાવાળું
**મોભારિયું** (ન.) મોભ ઉપર ઢાંકવાનું મોટું નળિયું
**મોભી** (પું.) ઘરનો વડો માણસ (૨) (વિ.) વડું, મુખ્ય
**મોભો** (પું.) દરજ્જો, આબરૂ, પ્રતિષ્ઠા, ઈજ્જત
**મોમબત્તી** (સ્ત્રી.) મીણબત્તી
**મોયણ** (ન.) વહાણની છાતી
**મોર** (પું.) એક પક્ષી, મયૂર (૨) બરડાના બે ભાગમાંનો કોઈ એક (૩) સૈન્યની આગલી હરોળ-મોરચો (૪) વહાણના કૂવાથંભની ટોચ
**મોર** (પું.) આંબા, આંબલી વગેરેનાં ફૂલ-મંજરી (૨) ઘોડાના માથાનો એક શણગાર
**મોર,મોરે** (અ.) આગળ, પૂર્વે, મોખરે
**મોરચંગ** (પું.) એક વાજું
**મોરચાબંધ** (વિ.) મોરચા બાંધેલું (૨) મોરચા સાથે
**મોરચો** (પું.) વિરોધ દર્શાવવા કાઢવામાં આવતું સરઘસ (૨) શત્રુસેનાનો હલ્લો ઝીલી એની સામે ટકી રહેવાને માટેની ખાસ પ્રકારની વ્યૂહરચના (૩) લશ્કરની મોખરાની વ્યૂહરચના
**મોર,મોરછા** (સ્ત્રી.) મુખમુદ્રા, ચહેરાનો દેખાવ (૨) મૂર્છા
**મોરડી** (સ્ત્રી.) પશુને મોઢે બાંધવાનું દોરડાનું ગાળિયું (૨) ઢેલ
**મોરથૂથું** (ન.) એક ઝેરી ઔષધ (તાંબાનો કાટ)
**મોરધ્વજ** (પું.) એક પૌરાણિક રાજા, મયૂરધ્વજ
**મોરધ્વનિ** (પું.) મોરનો અવાજ, કેકા, ટહુકાર
**મોરપંખ** (ન.) મોરની પાંખ (૨) એક જાતનું સુંદર પાનવાળું ઝાડ
**મોરપી(-પીં)છ** (ન.) મોરનું પીછું, મયૂરપિચ્છ
**મોરબ્બો** (પું.) મુરબ્બો (૨) ચાસણીમાં રાખેલો કેરી વગેરે ફળનો પાક
**મોરમુગટ** (પું.) મોર-પીછાનો બનાવેલો મુગટ-મુકુટ
**મોરલી** (સ્ત્રી.) વાંસળી
**મોરલીધર** (પું.) શ્રીકૃષ્ણ, મોરલી ધારણ કરનાર
**મોરવણ** (ન.) છાણાંનો ગોર, ભૂકો (૨) અખરામણ, મેળવણ
**મોરવવું** (ક્રિ.) મેળવણ નાખવું, આખરવું (૨) ટોચ ઉપરથી છોલી નાખવું
**મોરશિખા** (સ્ત્રી.) મોરની કલગી
**મોરસ** (સ્ત્રી.) દાણાદાર ખાંડ (૨) એક જાતની ભાજી
**મોરાર,મોરારિ** (પું.) મુર નામના દાનવના શત્રુ શ્રીકૃષ્ણ
**મોરિયું** (ન.) બુકાની જેવું મોં પર બંધાય તે જેથી ધૂળ વગેરે મોંમાં ન જાય (૨) આંબાના મોરનું ઝૂમખું
**મોરિયો** (પું.) સામા જેવું એક અણખેડ્યું ધાન્ય
**મોરી** (સ્ત્રી.) ખાળ, ગંદા પાણીની નીક, ગટર
**મોરું** (વિ.) આગળ પડતું, મોર-મોખરેનું (૨) (ન.) મોરું માણસ (૩) મહોરું (શતરંજનું)
**મૉર્ફિયા** (પું.) અફીણનો અર્ક, એક ઔષધ
**મોલ** (પું.) પાક (૨) મૂલ્ય (૩) મુગટ
**મોલવી** (પું.) મુસલમાન વિદ્વાન (૨) મુસલમાની કાયદા પ્રમાણે ન્યાય આપનાર
**મોલાત** (સ્ત્રી.) ખેતરમાં જોવામાં આવતો ઊભો પાક
**મોલ્ડિંગ** (ન.) ઢાળો પાડવો તે
**મોવક્કલ** (પું.) સોંપાયેલું કામ બીજા પાસે કરાવનાર
**મોવટ** (પું.) મોરિયું, બુકાની જેવું મોં પર બાંધે છે તે (૨) આગળનો ભાગ, મોખરો (૩) ઘોડાના મોંનું ઘરેણું (૪) (અ.) મોં સામે, આગળ

**મોવડ** (પું.) મોખરો, અગ્ર ભાગ (જેમ કે, ઘરનો) (૨) (કા.) ઘોડાનું (મોઢા ઉપરનું) એક ઘરેણું (૩) (અ.) (કા.) આગળ

**મોવડી** (વિ.) આગળનું, મોખરાનું (૨) (પું.) અગ્રેસર, આગેવાન

**મોવણ** (ન.) મોણ (૨) મોવું તે કે તે માટે વપરાતું ચીકટ

**મોવાસો** (પું.) ઢોરના મોંમાં થતો એક રોગ (ખરવા-મોવાસો)

**મોવાળ** (પું.) ઘરવટ, ઘરોબો, દોસ્તી (૨) મકાનનો મોખરો-મુખ્ય ભાગ (૩) મકાનનો કરો

**મોવું** (ક્રિ.) કરમોવવું, ચીકટવાળું કરવું, અનાજ સડે નહિ માટે એમાં એરંડિયું કે અન્ય તેલનો પાસ આપવો

**મોસમ** (સ્ત્રી.) ઋતુ

**મોસંબી** (સ્ત્રી.) એક ફળ, મોટું મીઠું લીંબુ

**મોસાળ** (ન.) માનું પિયર, મામાનું ઘર

**મોસાળું** (ન.) મોસાળ તરફથી લગ્ન, જનોઈ કે છોકરીને સીમંત વખતે અપાતી પહેરામણી, મામેરું (૨) મોસાળામાં ગાવાનું ગીત

**મોહ** (પું.) ભ્રાંતિ, અજ્ઞાન, મતિ-ભ્રમ (૨) મૂર્છા, બેહોશી (૩) આસક્તિ, પ્યાર

**મોહક** (વિ.) મોહ પમાડનાર, આસક્તિ વધારનાર

**મોહજાળ** (સ્ત્રી.) મોહિની જાળ, માયાજાળ

**મોહતાજ** (વિ.) ગરીબ (૨) ગરજુ (૩) પરાધીન, પરવશ

**મોહન** (ન.) મોહ થવો (૨) વશીકરણ, સંમોહન (પું.) શ્રીકૃષ્ણ

**મોહનથાળ** (પું.) એક પ્રકારનું મિષ્ટાન્ન

**મોહનમાળા** (સ્ત્રી.) અમુક કદના સોનાના મણકાની ગળે પહેરવાની માળા

**મોહનિદ્રા** (સ્ત્રી.) મોહરૂપી નિદ્રા, મુગ્ધ અવસ્થા, (૩) આંધળી શ્રદ્ધા

**મોહની** (સ્ત્રી.) મોહ, ભૂરકી (૨) મોહિની, એક અપ્સરા

**મોહબાણ** (ન.) મોહનું બાણ, મોહ ઉપજાવે તેવી ક્રિયા

**મોહમંત્ર** (પું.) મોહ પમાડે એવો મંત્ર-તરકીબ

**મોહમ્મદ** (પું.) ઈસ્લામના સ્થાપક હજરત પયગંબર સાહેબ

**મોહરમ** (પું.) હિજરી સનનો પહેલો મહિનો (જેમાં તાજિયા નીકળે છે.)

**મોહવું** (ક્રિ.) મોહ પામવું, મુગ્ધ થવું (૨) મોહ પમાડવું

**મોહાંધ** (વિ.) મોહથી અંધ બનેલું, મોહથી બુદ્ધિ-સાનભાન ગુમાવી બેઠેલું

**મોહિત** (વિ.) મોહ પામેલું, આકર્ષાયેલું

**મોહિની** (સ્ત્રી.) મોહ પમાડે તેવી સ્ત્રી (૨) વૈશાખ સુદ અગિયારસ (૩) સમુદ્રમંથન વખતે વિષ્ણુનો સ્ત્રીઅવતાર ચ(૩) ઢીલુંવીલું બોલવું

**મોહેંજો-દડો** (પું.) મરેલાંનો ટીંબો, સિંધનું જૂનું નગર

**મોળ** (સ્ત્રી.) શરીરમાં વાયુનું જોર થવાથી મોઢામાં લાળ છૂટે તે (૨) મંદી

**મોળાશ** (સ્ત્રી.) મોળપ, મોળાપણું (સ્વાદમાં) (૨) પ્રકૃતિએ ઢીલાપણું

**મોળિયું** (ન.) કાપડાની બાંયે ચોડાતો (કસબી) પટ્ટો (૨) કસબી ફેંટો (૩) મીઠા વગરનો રોટલો (૪) શોકમાં પહેરવાનો સાલ્લો (૫) (વિ.) મોળું (મરચા વિનાનું ખાનારું) (૬) મોળા કે ઢીલા સ્વભાવનું

**મોળી** (સ્ત્રી.) સળી જેવી મીઠા વિનાની લાંબી સેવ (૨) (લા.) ઢીલું, પોચું

**મોળું** (વિ.) ફિક્કું, સ્વાદ વગરનું (૨) (લા.) ઢીલું, પોચું (૩) ઊપજમાં નબળું (૪) ઓછું (૫) અરસિક

**મોળુંમચ** (વિ.) સાવ મોળું

**મોં** (ન.) મુખ, મોઢું (૨)- (લા.) આબરૂ, લાજ, શરમ (૩) સમગ્ર ચહેરો

**મોંમાગ્યું** (વિ.) માગે એટલું, ખૂબ

**મોંમાથું** (ન.) (લા.) મોં કે માથું, કશાના ઢંગ કે રૂપરંગ વિષે કાંઈ સાધારણ જાણ કે પતો

**મોંવાસો** (પું.) ઢોરને મોંઢામાં થતો રોગ

**મોંસૂઝણું** (ન.) પરોઢિયું, મળસકું

**મૌક્તિક** (ન.) મોતી

**મૌખિક** (વિ.) મુખને લગતું, મુખનું, મોઢાનું લિખિત નહીં પણ બોલેલું

**મૌન** (ન.) મૂંગાપણું, ન બોલવું તે (૨) (વિ.) મૂક, ચૂપ

**મૌનવ્રત** (ન.) મૌન રહેવાનું વ્રત

**મૌર્ય** (પું.) એક પ્રાચીન રાજવંશ

**મૌલાના** (પું.) મોટો મોલવી, ઈસ્લામ ધર્મનો વિદ્વાન

**મૌલિક** (વિ.) અસલ, મૂળ, મુખ્ય, 'ઓરિજિનલ'

**મ્યાઉં** (ન.) મિયાઉં-બિલાડીનો અવાજ

**મ્યાન** (ન.) ધારવાળા હથિયારનું ઘરું (૨) (લા.) કબજામાં રાખવું

**મ્યુઝિયમ** (ન.) સંગ્રહસ્થાન, ઐતહાસિક મૂલ્ય ધરાવતી પુરાતત્ત્વ વસ્તુઓનું સંગ્રહાલય

**મ્યુનિસિપાલિટી** (સ્ત્રી.) શહેર કે કસબાની સુધરાઈ કે સુધરાઈખાતું, નગરપાલિકા

**મ્યૂરલ** (ન.) ભીંતચિત્રો, ભિત્તિચિત્ર

**મ્લાન** (સ્ત્રી.) કરમાયેલું, ખિન્ન, ફિક્કું પડી ગયેલું, ચિમળાયેલું, મલિન મેલું, થાકી ગયેલું

## ય

ય (પું.) ચાર અર્ધસ્વરોમાં પહેલો (૨) (વિ.) પરથી ભાવવાચક (૩) (ન.) નામ બનાવતો પ્રત્યય. જેમ કે, દૈન્ય

**-ય** પદને અંતે લાગતા 'યલ', 'વળી'નો અર્થ બતાવે

**યકીન** (ન.) વિશ્વાસ, ઇતબાર, શ્રદ્ધા, આસ્થા, ભરોસો

**યકૃત** (ન.) કાળજું, કલેજું, 'લીવર'

**યક્ષ** (પું.) એક દેવયોનિ, કુબેરનો અનુચર

**યક્ષકર્દમ** (પું.) કેસર, સુખડ, કસ્તૂરી અને કપૂર મેળવીને બનાવેલો સુગંધીદાર અંગલેપ

**યક્ષ(-ક્ષિ)ણી** (સ્ત્રી.) યક્ષ સ્ત્રી, યક્ષની સ્ત્રી (૨) પર્વત, પાણી વગેરેની અધિષ્ઠાત્રી દેવી

**યક્ષપ્રશ્ન** (પું.) કોયડા જેવો-કૂટપ્રશ્ન, સમસ્યા (યક્ષે પાંડવોને પૂછેલો તેવો)

**યક્ષરાજ** (પું.) કુબેર

**યક્ષરાત્રિ** (સ્ત્રી.) દિવાળી

**યજન** (ન.) યજ્ઞ કરવો તે (૨) પૂજન, આરાધન

**યજનયાજન** (ન.) જાતે યજ્ઞ કરવા તથા બીજા પાસે કરાવવા રૂપી (બ્રાહ્મણનું) કર્મ

**યજમાન** (પું.)યજ્ઞ કરનાર (૨) ગોર કે બ્રાહ્મણને દક્ષિણા આપી ધાર્મિક ક્રિયા કરાવનાર (૩) આશ્રય આપનાર, દાતા (૪) મહેમાનોને મહેમાની આપનાર ઘરધણી, 'હોસ્ટ'

**યજમાનવૃત્તિ** (સ્ત્રી.) યજમાનનાં દાન-દક્ષિણા વડે આજીવિકા કરવી તે

**યજનિયું** (વિ.) યજમાનવૃત્તિવાળું

**યજની** (સ્ત્રી.) યજમાનનો કામધંધો, યજમાનવૃત્તિ

**યજુર્વેદ** (પું.) ચાર વેદમાંનો એક

**યજુર્વેદી** (વિ.) યજુર્વેદનું (૨) (પું.) યજુર્વેદ ભણેલો કે યજુર્વેદ પ્રમાણે ક્રિયાઓ કરનારો બ્રાહ્મણ
**યજ્ઞ** (પું.) એક વેદોકત કર્મ, ત્યાગ (૨) લોકસંગ્રહ કે સેવા અર્થે કરેલું કર્મ
**યજ્ઞકુંડ** (પું.) યજ્ઞની વેદી
**યજ્ઞક્રિયા** (સ્ત્રી.) યજ્ઞની ક્રિયા, યજ્ઞની વિધિ
**યજ્ઞદ્રવ્ય** (ન.) યજ્ઞમાં વપરાતો પદાર્થ
**યજ્ઞપશુ** (પું.ન.) યજ્ઞમાં હોમવાનું પશુ
**યજ્ઞપુરુષ** (પું.) યજ્ઞનો અધિષ્ઠાતા દેવ-વિષ્ણુ
**યજ્ઞભાગ** (પું.) યજ્ઞના બલિદાનનો ભાગ
**યજ્ઞભૂમિ(-મી)** (સ્ત્રી.) યજ્ઞ કરવાનું સ્થાન
**યજ્ઞયાગ** (પું.) હોમહવન
**યજ્ઞવિધિ** (પું.) યજ્ઞનો વિધિ, યજ્ઞક્રિયા
**યજ્ઞવૃક્ષ** (ન.) જેનું લાકડું યજ્ઞમાં વપરાય છે તે ઝાડ
**યજ્ઞવેદિ(-દી)** (સ્ત્રી.) યજ્ઞની વેદી
**યજ્ઞશાલા(-ળા)** (સ્ત્રી.) યજ્ઞ કરવાનો ઓરડો
**યજ્ઞશિષ્ટાશી** (વિ.) યજ્ઞ કરતાં શેષ રહેલું ખાનાર
**યજ્ઞસત્ર** (ન.) યજ્ઞના દિવસોનો સમય
**યજ્ઞસામગ્રી** (સ્ત્રી.) યજ્ઞમાં જરૂરી સામગ્રી, .યજ્ઞદ્રવ્ય
**યજ્ઞાગ્નિ** (પું.) યજ્ઞનો અગ્નિ
**યજ્ઞાર્થ** (પું.) કર્મમાં યજ્ઞભાવનો હેતુ હોવો તે
**યજ્ઞાશ્વ** (પું.) યજ્ઞનો-અશ્વમેઘનો ઘોડો
**યજ્ઞીય** (વિ.) .યજ્ઞને લગતું
**યજ્ઞેશ** (પું.) વિષ્ણુ
**યજ્ઞોપવીત** (ન.) ઉપવીત, જનોઈ
**યતિ** (પું.) જિતેન્દ્રિય પુરુષ, સંન્યાસી (૨) જૈન સાધુ (૩) (સ્ત્રી.) છંદમાં આવતો વિરામ (૪) વાક્યમાં આવતી ટાંપ
**યતિધર્મ** (પું.) યતિનો-સંન્યાસ-ધર્મ
**યતિભંગ** (પું.) યોગ્ય સ્થાને યતિ ન હોવી તે
**યતી** (પું.) યતિ, સંયમી
**યતીમ** (ન.) અનાથ બાળ
**યતીમખાનું** (ન.) અનાથાશ્રમ
**યત્કિંચિત્** (અ.વિ.) જરા પણ, જરાક (૨) (વિ.) જે કાંઈ
**યત્ન** (પું.) પ્રયત્ન, મહેનત, ઉદ્યમ, પ્રયાસ, ઉદ્યોગ (૨) ઉપાય
**યત્નપૂર્વક** (અ.) મહેનત લઈને
**યત્નશીલ** (વિ.) યત્ન કરતું રહેનારું, ઉદ્યમી
**યત્ર** (અ.) જ્યાં
**યત્રતત્ર** (અ.) જ્યાંત્યાં, ઠેકઠેકાણે
**યથા** (અ.) જેવી રીતે, જે પ્રમાણે (૨) અવ્યયીભાવ સમાસમાં -ની પ્રમાણે, 'અનુસાર' એવા અર્થમાં
**યથાઋતુ** (અ.) ઋતુ પ્રમાણે, ઋતુને અનુસરીને
**યથાકામ** (અ.) ઇચ્છા પ્રમાણે
**યથાકાલ(-ળ)** (અ.) સમય અનુસાર, યોગ્ય વખતે
**યથાક્રમ** (અ.) ક્રમ પ્રમાણે
**યથાઘટિત** (અ.) યથાયોગ્ય
**યથાતથ** (અ.) જેમ હોય તેમ, સાચેસાચું
**યથાદર્શન** (અ.) ચિત્રાદિનું સપાટી ઉપરનું તાદૃશ દર્શન, 'પર્સ્પેક્ટિવ' (ચિત્રકળા)
**યથાનુરૂપ** (અ.) યોગ્ય રીતે, દેખાવમાં સરખું હોય એમ, સ્વરૂપ પ્રમાણે, બરાબર
**યથાન્યાય** (અ.) ન્યાય પ્રમાણે, યથાયોગ્ય, વાજબી રીતે
**યથાપિ** (અ.) જોકે
**યથાપ્રસંગ** (અ.) પ્રસંગ પ્રમાણે
**યથાબુદ્ધિ** (અ.) જેવી સમજબુદ્ધિ, સમજબુદ્ધિ અનુસાર, યથામતિ
**યથાભાગ** (અ.) ભાગે પડતું, જે તે ભાગ પ્રમાણે (૨) યથાસ્થાન
**યથામતિ** (અ.) જેવી સમજબુદ્ધિ, સમજ બુદ્ધિ અનુસાર
**યથાયુકત,યથાયોગ્ય** (અ.) યોગ્ય હોય તેમ (૨) યોગ્ય કે ઉચિત લાગે તે પ્રમાણે
**યથારીતિ** (અ.) રીત પ્રમાણે, રૂઢિ પ્રમાણે
**યથારુચિ** (અ.) રુચિ પ્રમાણે, ઇચ્છા પ્રમાણે, યથેચ્છ
**યથાર્થ** (વિ.) સાચું, ખરું, વાસ્તવિક (૨) (અ.) વાસ્તવિક રીતે (૩) ઉચિત, યોગ્ય, વાજબી
**યથાર્થતા** (સ્ત્રી.) સાચાપણું, ખરાપણું, વાસ્તવિકતા, 'વૅલિડિટી'
**યથાર્થદર્શન** (ન.) પ્રત્યક્ષ ઇન્દ્રિયોથી દેખાય તે, વાસ્તવિક-દર્શન, 'રિયાલિઝમ'
**યથાર્થદર્શી** (વિ.) યથાર્થ દર્શનવાળું, 'રિયાલિસ્ટિક'
**યથાર્થબુદ્ધિ** (સ્ત્રી.) રાગદ્વેષ વિના, વસ્તુને તત્ત્વતઃ સમજી શકે તેવી બુદ્ધિ
**યથાર્થવાદી** (વિ.પું.) વાસ્તવિકતાવાદી, ખરું બોલનાર, સત્યવાદી
**યથાવકાશ** (અ.) ફુરસદ હોય તે પ્રમાણે, સમય કે નવરાશ મળે તે પ્રમાણે
**યથાવત્** (અ.) જેમ હોય તેમ, અસલ સ્વરૂપ કે સ્થિતિ પ્રમાણે
**યથાવશ્યક** (અ.) આવશ્યકતા પ્રમાણે, જેવી જરૂર, જરૂરિયાત મુજબ
**યથાવસર** (અ.) પ્રસંગાનુસાર, અવસર પ્રમાણે
**યથાવિધિ** (અ.) વિધિ પ્રમાણે, યથારીતિ
**યથાશક્ય** (અ.) શક્યતા પ્રમાણે, બનતાં સુધી
**યથાશક્તિ** (અ.) શક્તિ પ્રમાણે, પહોંચ પ્રમાણે, ગજા પ્રમાણે
**યથાશાસ્ત્ર** (અ.) શાસ્ત્ર પ્રમાણે
**યથાશ્રુત** (અ.) સાંભળ્યા પ્રમાણે
**યથાસમય** (અ.) યોગ્ય સમયે, સમય મુજબ
**યથાસંભવ** (અ.) શક્યતા મુજબ
**યથાસામર્થ્ય** (અ.) શક્તિ મુજબ, યથાશક્તિ
**યથાસાંગ** (અ.) યથાર્થ રીતે
**યથાસ્થાન** (અ.) યોગ્ય સ્થાને, સ્થાન પ્રમાણે
**યથાસ્થિત** (વિ.અ.) તાદૃશ, હોય કે હતું એવું, જેમ હતું તેમ, 'સ્ટેટસ ક્વો' (૨) બરાબર, યોગ્ય
**યથાસ્થિતિ** (અ.) પૂર્વવત્, હતું એમ, અસલ મુજબ
**યથોક્ત** (વિ.) કહ્યા પ્રમાણેનું
**યથોચિત** (વિ.) યોગ્ય. યથાઘટિત
**યદપિ** (અ.) જોકે, યદ્યપિ, યથાપિ. અગર-જો
**યદા** (અ.) જ્યારે
**યદિ** (અ.) જો

**યદિતા** (સ્ત્રી.) 'જો-તો'નો ધારણાભાવ, 'ધારો કે' કલ્પીને કહેવું તે

**યદિવિચારણા** (સ્ત્રી.) 'જો-તો' એવી શરત કે ધારણા કરીને ('ધારો કે' કલ્પીને) વિચારવું તે

**યદચ્છા** (સ્ત્રી.) સ્વેચ્છા (૨) અકસ્માત (૩) દૈવેચ્છા, દૈવયોગ (૪) કુદરત

**યદ્યપિ** (અ.) જો કે, યદપિ

**યદ્વાતદ્વા** (અ.) આમતેમ, ગમે તેમ, એલફેલ

**યમ** (પું.) નિગ્રહ, સંયમ (૨) અહિંસા, સત્ય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ અને અસ્તેય એ પાંચ (૨) મૃત્યુનો દેવ

**યમદૂત** (પું.) યમનો સેવક-પરિચર

**યમદ્વિતીયા** (સ્ત્રી.) ભાઈબીજ

**યમક** (પું.) ભિન્ન અર્થના સમાન શબ્દોની પુનરાવૃત્તિ- એક શબ્દાલંકાર (કા.શા.) (૨) પ્રાસ 'રાઈમ'

**યમનિયમ** (પું.બ.વ.) અષ્ટાંગ યોગનાં પહેલાં બે અંગ (પાંચ મહાવ્રતરૂપી યમ, તથા શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય, ઈશ્વરપ્રણિધાન એ પાંચ નિયમ), સમર્પણ

**યમપાશ** (પું.) યમનો ફાંસો

**યમલ** (ન.) જોડકું

**યમલોક,યમસદન** (પું.ન.) યમલોક, યમનું સ્થાન

**યમી** (પું.) સંયમી (૨) (સ્ત્રી.) યમુના નદી

**યમુના** (સ્ત્રી.) ઉત્તર ભારતમાં આવેલી એક નદી

**યરવડાચક્ર** (ન.) એક પ્રકારનો રેંટિયો

**યવ** (પું.) જવ

**યવક્ષાર** (પું.) જવખાર

**યવન** (પું.) યુનાન દેશનો રહેવાસી (૨) આર્ય સંસ્કૃતિ બહારનો માણસ

**યવનિકા** (સ્ત્રી.) જવનિકા, પડદો

**યશ** (પું.) આબરૂ, પ્રતિષ્ઠા, કીર્તિ (૨) (લા.) ફતેહ, સિદ્ધિ

**યશસ્કીર્તિ** (સ્ત્રી.) યશ તથા કીર્તિ

**યશસ્વતી,યશસ્વિની** (વિ.સ્ત્રી.) નામાંકિત (૨) ફત્તેહમંદ

**યશસ્વાન,યશસ્વી** (વિ.) નામાંકિત (૨) ફત્તેહમંદ

**યશસ્વિતા** (સ્ત્રી.) યશસ્વીપણું

**યશઃકાય,યશઃશરીર** (ન.) યશરૂપી શરીર

**યશોગાન** (ન.) યશનું ગાન, યશ ગાવો તે

**યશોદા** (સ્ત્રી.) શ્રીકૃષ્ણને ઉછેરનાર નંદની પત્ની, જશોદા

**યશોધન** (ન.) યશરૂપી ધન, કીર્તિરૂપી સંપત્તિ (૨) (વિ.) યશસ્વી

**યશોધરા** (સ્ત્રી.) સિદ્ધાર્થ-બુદ્ધની પત્ની

**યશોલાભ** (પું.) યશનો લાભ, યશની પ્રાપ્તિ

**યશોલિપ્સા,યશોવાંછા** (સ્ત્રી.) યશની લાલસા કે ઇચ્છા, લોક કે કીર્તિ-વાસના)

**યશ્રુતિ** (સ્ત્રી.) શબ્દના ઉચ્ચારણમાં કોઈ વર્ણમાં યકાર સંભળાવા તે, જેમ કે, 'આંખ'ના 'ખ'માં

**યહૂદી** (વિ.પું.) પેલેસ્ટાઇનનો મૂળ વતની, મૂસા (૨) પેગંબરનો અનુયાયી, 'જ્યુ'

**યંત્ર** (ન.) સંચો, ભૌતિક બળના ઉપયોગ માટે કરાતી યુક્તિ કે બનાવટ, 'મશીન' (૨) તાંત્રિક આકૃતિ (૩) તેવી આકૃતિ કે અક્ષરવાળો કાગળ કે પતરું, તાવીજ (૪) જાદુ (૫) એક તંતુવાદ્ય, જંત્ર

**યંત્રકાર** (પું.) યંત્ર બનાવનાર (૨) યંત્રજ્ઞ, યંત્રનો કારીગર

**યંત્રગતિ** (સ્ત્રી.) યંત્રની ગતિ (૨) યંત્રવત્ સતત ગતિ

**યંત્રજ્ઞ** (પું.) યંત્રવિદ્યા જાણનાર, 'મિકૅનિક'

**યંત્રણા** (સ્ત્રી.) કલેશ, વેદના (૨) નિયંત્રણ

**યંત્રયુગ** (પું.) યંત્રોનો બહુ વપરાશનો જમાનો

**યંત્રરચના** (સ્ત્રી.) યંત્રની રચના, યંત્રની ગોઠવણી

**યંત્રલાભ** (પું.) યંત્રના ઉપયોગથી બળમાં થતો લાભ, 'મિકૅનિકલ ઍડવાન્ટેજ'

**યંત્રવત્** (અ.) યંત્રની પેઠે, એકધારું કામ કરવું

**યંત્રવિદ્યા** (સ્ત્રી.) યંત્રોની વિદ્યા

**યંત્રશાસ્ત્ર** (ન.) યંત્રોનું શાસ્ત્ર, 'મિકૅનિક્સ'

**યંત્રશાસ્ત્રી** (પું.) યત્રજ્ઞ (૨) યંત્રશાસ્ત્રનું જ્ઞાન ધરાવનાર, 'એન્જિનિયર'

**યંત્રસાળ** (સ્ત્રી.) યાંત્રિક સાધનોથી ચાલતી વણવાની સાળ, 'પાવર-લૂમ'

**યંત્રિત** (વિ.) નિયંત્રિત

**યંત્રોદ્યોગ** (પું.) યંત્રો દ્વારા થતો કારખાનાનો ધંધો-રોજગાર

**યંત્રોદ્યોગવાદ** (પું.) યંત્રોદ્યોગો વધવાથી દેશની આબાદી છે એવો વાદ,મત-સિદ્ધાંત, 'ઇન્ડસ્ટ્રિયાલિઝમ'

**યંત્રોદ્યોગવિદ્યા** (સ્ત્રી.) યંત્રોદ્યોગો અંગેની વિદ્યા, પ્રૌદ્યોગિકી, 'ટૅકનોલૉજી'

**યંત્રીકરણ** (ન.) યંત્રની વ્યવસ્થા ગોઠવવામાં આવી હોય તેવું

**યા** (અ.) હે ! (૨) અથવા, યાને, અગર, કે, યાતો

**યાક** (ન.) હિમાલય પ્રદેશમાં ઊંચાઈ પર થતું ગાય-બળદના પ્રકારનું એક પશુ, ચમરી ગાય કે બળદ

**યાકૂત** (ન.) માણેક, એક રત્ન

**યાગ** (પું.) યજ્ઞ

**યાચક** (પું.) માગણ, માગણી કરનાર, ભિખારી, ભિક્ષુક, જાચક

**યાચન,યાચના** (ન.સ્ત્રી.) વિનંતી, પ્રાર્થના (૨) માગણી, ભીખ (૩) કાલાવાલા કરવા, આજીજી કરવી

**યાચવું** (ક્રિ.) યાચના કરવી, જાચવું, માગવું

**યાચિત** (વિ.) યાચેલું, માગેલું (૨) જેની પાસે માગવામાં આવ્યું છે તે

**યાજક** (પું.) યજ્ઞ કરનાર, યજ્ઞકર્મ ચલાવનાર ઋત્વિજ (૨) યજ્ઞ કરાવનાર વ્યક્તિ

**યાજન,યાજના** (ન.સ્ત્રી.) યજ્ઞ કરાવવો તે, પુરોહિતપણું (૨) યજ્ઞ કરાવવાનું કાર્ય

**યાજ્ઞિક** (વિ.) યજ્ઞ સંબધી (૨) (પું.) યજ્ઞ કરનાર કે કરાવનાર

**યાજ્ય** (વ.) યજ્ઞમાં હોમવાનું, યજ્ઞ સંબંધી

**યાતના** (સ્ત્રી.) દુઃખ, કષ્ટ, પીડા, વેદના, વ્યાધિ

**યાતાયાત** (સ્ત્રી.) જવું ને આવવું તે, હેરાફેરી અવરજવર (૨) જન્મમરણનું દુઃખ

**યાત્રા** (સ્ત્રી.) તીર્થોની મુસાફરીએ જવું તે (૨) દેવ કે મહાપુરુષને નિમિત્તે થતો મોટો સમારંભ કે મેળો (૩) ભરણ-પોષણનો માર્ગ

**યાત્રાધામ,યાત્રાસ્થાન** (ન.) યાત્રાનું ધામ, તીર્થસ્થાન

**યાત્રાવેરો** (પું.) યાત્રાળુ પાસે લેવાતો વેરો

**યાત્રાળુ** (પું.) યાત્રા કરનારો, યાત્રિક

**યાત્રિક,યાત્રી** (વિ.) યાત્રા કરનારું (૨) (પું.) યાત્રાળુ

**યાથાત્મ્ય** (ન.) તત્ત્વ, સ્વરૂપ (૨) સાચાપણું, સત્યતા

**યાથાર્થ્ય** (ન.) યથાર્થપણું, સાચાપણું
**યાદ** (સ્ત્રી.) સ્મરણ, સ્મૃતિ, સરત (૨) યાદી, ટાંચણ
**યાદગાર** (વિ.) યાદ કરાવે તેવું (સ્મારક) (૨) યાદ રહી જાય તેવું
**યાદગીરી** (સ્ત્રી.) યાદદાસ્ત, સ્મરણ (૨) સંભારણું, સ્મારક, સ્મૃતિ
**યાદદાસ્ત(-સ્તી)** (સ્ત્રી.) યાદશક્તિ, સ્મરણશક્તિ, સ્મૃતિ, 'મૅમરી'
**યાદપત્ર** (પું.ન.) યાદ કરાવવા માટેનો પત્ર, સ્મૃતિપત્ર, 'રિમાઈન્ડર'
**યાદવ** (પું.) યદુનો વંશજ (૨) શ્રીકૃષ્ણ
**યાદવાસ્થળી** (સ્ત્રી.) યાદવોની અંદર અંદરની લડાઈ અને કતલ (૨) (લા.) અંદર અંદરની-કુસંપની લડાઈ
**યાદી** (સ્ત્રી.) ટીપ, વિગતવાર, ટાંચણ (૨) તે નોંધવાની ચોપડી, નોંધપોથી (૩) ફેરિસ્ત, સૂચી, 'શૅડ્યૂલ', અનુસૂચિ (૪) જાહેર નિવેદન (જેમ કે, સરકારી યાદી) (૫) યાદ હોવું તે, યાદ, સ્મરણ (૬) યાદ કરાવવાની ક્રિયા, 'મેમો'
**યાદીપત્ર** (પું.ન.) વિગતવાર નિવેદન, 'મૅમોરેન્ડમ'
**યાદચ્છિક** (વિ.) મરજિયાત, ઐચ્છિક (૨) અણચિંતવ્યું, આકસ્મિક (૩) યદચ્છાને લગતું, કુદરતી, આપોઆપ ઊભું થયેલું, દૈવયોગે થયેલું
**યાદશ,યાદશી** (વિ.) જેવું, જેના જેવું
**યાન** (ન.) વાહન (૨) શત્રુ સામે આક્રમણ
**યાને** (અ.) અથવા, યા, એટલે કે, અગર, કે, વા, યાતો
**યામ** (પું.) ત્રણ કલાક, પહોર
**યામમત્સ્ય** (ન.) ખગોળમાં દક્ષિણનો એક તારાસમૂહ
**યામિની** (સ્ત્રી.) રાત્રિ, રાત, નિશા
**યામિનીનાથ, યામિનીપતિ** (પું.) ચંદ્ર
**યામ્ય** (ન.) યમ સંબંધી (૨) દક્ષિણિ દિશાનું
**યાયાવર** (વિ.) ભટકતું, રખડતું (૨) (પું.) પરિવ્રાજક, ભિક્ષુક
**યાર** (પું.) દોસ્ત, મિત્ર (૨) આશક, જાર, પ્રીતમ
**યારબાજ** (વિ.) કામુક, વિષયી (૨) વ્યભિચાર કરનારું, છિનાળવું
**યારબાજી** (સ્ત્રી.) મિત્રાચારી, દોસ્તી (૨) જારકર્મ (૩) વ્યભિચાર
**યારી** (સ્ત્રી.) દોસ્તી, પ્યાર, મૈત્રી (૨) સ્ત્રી-પુરુષનો અનુચિત પ્રેમ કે સંબંધ (૩) સઢ છૂટો મૂકવાનો દોર (૪) મદદ
**યાર્ડ** (પું.) વાર, ત્રણ ફૂટનું માપ (૨) વાડો, વાડા જેવી જગ્યા. ઉદા. રેલવે યાર્ડ
**યાર્ન** (પું.) કુત્રિમ રેષા
**યાલ(-ળ)** (સ્ત્રી.) સિંહની ગરદન પરના વાળ
**યાવક** (પું.ન.) અળતો (૨) બાફેલું અનાજ
**યાવચ્ચંદ્રદિવાકરૌ** (અ.) સૂર્ય અને ચંદ્ર હોય ત્યાં સુધી, હમેશને માટે
**યાવજ્જીવન** (અ.) આખી જિંદગી સુધી (૨) જિંદગી પર્યંત
**યાવત્** (અ.) જ્યાં સુધી (૨) હમેશને માટે
**યાવદાયુ** (અ.) યાવજ્જીવન, મરતાં સુધી
**યાહોમ** (અ.) કુરબાનીનો પોકાર
**યાંત્રિક** (વિ.) યંત્રનું, યંત્ર સંબંધી, યંત્ર જેવું (૨) (પું.) યંત્રશાસ્ત્રી
**યીસ્ટ** (ન.) ખમીર, ગળપણ સડીને આથો ચડાવતું (જીવાણું જેવું) રસાયણી તત્ત્વ
**યુકેલિપ્ટસ** (ન.) એક વૃક્ષ કે તેનાં પાનમાંથી બનાવાતું તેલ
**યુક્ત** (વિ.) જોડાયેલું, જોડેલું (૨) યોગ્ય, ઘટતું, વાજબી (૩) 'વાળું' અર્થમાં-ઉદા. અપમાનયુકત
**યુક્તાક્ષર** (પું.) જોડાક્ષર, જોડિયો વર્ણ
**યુક્તાત્મા** (પું.) યુકત આત્માવાળો-યોગી
**યુક્તાયુક્ત** (વિ.) સારુંનરસું, યોગ્યાયોગ્ય
**યુક્તાહાર** (પું.) યોગ્ય-પથ્યને પરિમિત આહાર-મિતાહાર (૨) પોષક તત્ત્વોની સપ્રમાણતાવાળો-સમતોલ આહાર, 'બૅલેન્સ્ડ ડાયેટ'
**યુક્તિ** (સ્ત્રી.) તદબીર, કરામત, હિકમત (૨) ન્યાય, તર્ક, દલીલ, વિતર્ક (૩) હેતુનું યુક્તિપૂર્વક સાંકેતિક કે ગર્ભિત સૂચન (૪) અનુમાન, અંદાજ, સંભાવના (૫) ચાલાકી, ચતુરાઈ
**યુક્તિપુરઃસર, યુક્તિપૂર્વક** (અ.) યુક્તિથી, યુક્તિભેર
**યુક્તિપ્રયુક્તિ** (સ્ત્રી.) સારાનરસા ઉપાય કરવા તે, વિવિધ યુક્તિઓ અજમાવવી તે
**યુક્તિબાજ,યુક્તિમાન** (વિ.) ચતુર, હોશિયાર (૨) શોધક, કરામતી
**યુગ** (પું.) પૌરાણિક રીતે પાડેલા કાળના લાંબા ચાર વિભાગોમાંનો દરેક (સત્ય, ત્રેતા, દ્વાપર અને કલિ) (૨) ભૂસ્તરવિદ્યા અને ઇતિહાસને આધારે પડાતો કાલ-વિભાગ. જેમ કે, પાષાણયુક, ગાંધીયુગ (૩) (લા.) જમાનો (૪) (ન.) યુગલ, યુગ્મ, જોડકું, બેલડું
**યુગકાર્ય** (ન.) યુગ પ્રવર્તાવે કે યુગ પર પ્રભાવ પાડે એવું ભવ્ય કાર્ય
**યુગધર્મ** (પું.) યુગનો પ્રધાન ધર્મ
**યુગધ્વજ** (પું.) યુગના ચિહ્નરૂપ ધ્વજ કે નિશાન
**યુગપદ્** (અ.) એકી સાથે
**યુગપલટો** (પું.) યુગ પલટાય તે, યુગ પરિવર્તન, યુગાંતર
**યુગપ્રવર્તક** (વિ.) યુગ પ્રવર્તાવનાર, યુગ બદલનાર (૨) (પું.) જેના મહાન પુરુષાર્થથી જગતમાં યુગાંતર થાય તે (પુરુષ) (૩) પોતાનાં ઉમદા કાર્યોથી તે તે યુગને દોરવણી આપનાર નેતા-યુગવર્તી
**યુગલ** (ન.) જોડું, યુગ્મ
**યુગંધર** (પું.) યુગપ્રવર્તક
**યુગાચાર** (પું.) યુગનો ખાસ આચાર, યુગધર્મ
**યુગાનુયુગ** (અ.) યુગોયુગ, અનેક યુગોથી, યુગેયુગે
**યુગાંત** (પું.) યુગનો છેડો (૨) પ્રલયકાળ
**યુગાંતર** (ન.) બીજો યુગ, બીજો જમાનો, યુગપલટો (૨) સંક્રાંતિનો સમય, 'ટ્રાન્ઝિશન સ્ટેઇજ'
**યુગોયુગ** (અ.) યુગ પછી કે યુક કે યુગો સુધી
**યુગ્મ** (ન.) જોડકું, જોડું, યુગલ (૨) બેલડું, 'ટ્વિન'
**યુગ્મકોણ** (પું.) વ્યુત્ક્રમ કોણ, 'ઑલ્ટર્નેટ ઍન્ગલ'
**યુટોપિયા** (પું.) આદર્શ સમાજવ્યવસ્થા અને સુખ સંપત્તિવાળો કાલ્પનિક બેટ કે તેવો પ્રદેશ યા સ્થિતિ (૨) એ નામનો એક ગ્રંથ
**યુત** (વિ.) યુકત, સહિત, જોડાયેલ
**યુતિ** (સ્ત્રી.) યોગ, મિલન, મેળાપ
**યુધિષ્ઠિર** (પું.) પાંચ પાંડવોમાં સૌથી મોટો-ધર્મરાજ
**યુદ્ધ** (ન.) લડાઈ, સંગ્રામ, વિગ્રહ, જંગ, મુકાબલો
**યુદ્ધકેદી** (પું.) યુદ્ધમાં પકડાતો સૈનિક, કેદી
**યુદ્ધખોર** (વિ.) અકારણ યુદ્ધ કરવાની કુટેવવાળું, નાહક લડાયક વૃત્તિવાળું, યુદ્ધપ્રિય

**યુદ્ધજ્વર** (પું.) યુદ્ધથી ગરમ ને યુદ્ધખોર બનતું માનસ, યુદ્ધની ગરમી મગજમાં દાખવવી તે
**યુદ્ધનિષેધ** (પું.) યુદ્ધનો સર્વથા નિષેધ, યુદ્ધ ત્યાજ્ય માનવું તે
**યુદ્ધવાદ** (પું.) યુદ્ધ સારી કે આવશ્યક વસ્તુ છે અને માન્ય છે એવો વાદ, 'મિલેટેરિઝમ'
**યુદ્ધવાંછું** (વિ.) યુદ્ધની ઈચ્છા રાખનાર
**યુદ્ધવિદ્યા** (સ્ત્રી.) લડવાની કળા અને શાસ્ત્ર
**યુદ્ધવિરામ,યુદ્ધવિશ્રાંતિ** (પું.સ્ત્રી.) (થોડા સમય માટે) યુદ્ધની મોકૂફી
**યુદ્ધશાસ્ત્ર** (ન.) યુદ્ધનું શાસ્ત્ર
**યુદ્ધારૂઢ** (વિ.) યુદ્ધે ચઢેલું, 'બેલિજરંટ'
**યુદ્ધોત્તર** (વિ.) યુદ્ધ પછીનું, યુદ્ધ પત્યા પછીના શાંતિના કાળમાં કરવાનું-હાથ ધરવાનું-જેમ કે, યુદ્ધોત્તર યોજનાઓ
**યુનાન** (પું.) ગ્રીસ
**યુનિટ** (પું.) એકમ, મૂળ ઘટક (૨) એક જાતનો જથ્થો
**યુનિફૉર્મ** (પું.) ગણવેશ
**યુનિયન** (ન.) (મજૂર વગેરેનું) મહાજન, સંગઠિત મંડળ
**યુનિવર્સિટી** (સ્ત્રી.) વિદ્યાપીઠ, વિશ્વવિદ્યાલય
**યુનો** (સ્ત્રી.) ટૂંકમાં 'યુનો' કહેવાતી વિશ્વનાં રાષ્ટ્રોની સંયુકત સંસ્થા, સંયુકત રાષ્ટ્રસંઘ
**યુયુત્સા** (સ્ત્રી.) યુદ્ધ કરવાની ઈચ્છા
**યુયુત્સુ** (વિ.) યુદ્ધ લડવા ઈચ્છતું
**યુરેનસ** (પું.) સૂર્યનો એક ગ્રહ (અઢારમા સૈકામાં શોધાયો હતો)
**યુરેનિયમ** (ન.) એક મૂળ ધાતુ
**યુરેશિયા** (પું.) યુરોપ, એશિયાનો ભેગો વિસ્તાર
**યુરોપ** (પું.) પૃથ્વીના પાંચ ખંડોમાંનો એક
**યુરોપિયન** (વિ.) યુરોપીય (૨) (પું.) યુરોપનો રહેવાસી
**યુરોપીય** (પું.) યુરોપનું
**યુવક** (પું.) યુવાન, યુવા, તરુણ પુરુષ, જવાન
**યુવકપ્રવૃત્તિ** (સ્ત્રી.) યુવકોને યોગ્ય કે માટેની વિશેષ પ્રવૃત્તિ
**યુવકમંડળ,યુવકસંઘ** (ન.પું.) યુવકોનો સંગઠિત સમૂહ કે સંસ્થા
**યુવતી** (સ્ત્રી.) જુવાન સ્ત્રી
**યુવરાજ** (પું.) પાટવી કુંવર
**યુવરાજ્ઞી,યુવરાણી** (સ્ત્રી.) પાટવી કુંવરની સ્ત્રી
**યુવા** (પું.) યુવાન, યુવક, જવાન
**યુવાન** (વિ.) યુવાવસ્થામાં આવેલું, જુવાન (૨) (પું.) તેવો પુરુષ
**યુવાવસ્થા** (સ્ત્રી.) યૌવન, જુવાની
**યૂકા** (સ્ત્રી.) જૂ
**યૂથ** (ન.) ટોળું, સમૂહ, સંઘ, સમુદાય, 'ક્રાઉડ'
**યૂપ** (પું.) યજ્ઞના પશુને બાંધવાનો થાંભલો
**યૂરિયા** (પું.) પેશાબમાંનો એક (ઝેરી) ક્ષાર (૨) એક જાતનું રાસાયણિક ખાતર
**યેન** (પું.) જાપાની ચલણનો (રૂપિયા જેવો) એક સિક્કો
**યેન કેન પ્રકારેણ** (શ,પ્ર.) કોઈ પણ રીતે, હર કોઈ પ્રકારે
**યોગ** (પું.) મેળાપ, સંગમ (૨) ઉપાય, ઈલાજ (૩) પરમાત્મા સાથે સંબંધ કરવાનો ઉપાય (૪) ચિત્તવૃત્તિનો નિરોધ (૫) યોગદર્શન (૬) અવસર, પ્રસંગ, લાગ (૭) સરવાળો (૮) કામ કરવાની કુશળતા (૯) સૂર્ય કે ચંદ્રના અમુક સ્થાનમાં આવવાથી થતા ૨૭ વિશિષ્ટ અવસરમાંનો દરેક (૧૦) વ્યુત્પત્તિ (૧૧) મન, વાણી અને કાયાની પ્રવૃત્તિ (જૈન)
**યોગક્ષેમ** (પું.ન.) જે વસ્તુ હોય તે મેળવવી અને હોય તેનું રક્ષણ કરવું તે, જીવનનિર્વાહ માટે જરૂરી કર્મ (૨) કુશળતા, સલામતી ને આબાદી
**યોગચિહ્ન** (ન.) વત્તાની (+) આવી નિશાની
**યોગદર્શન** (ન.) પતંજલિ પ્રણીત યોગશાસ્ત્ર
**યોગદશા** (સ્ત્રી.) ધ્યાનાવસ્થા
**યોગદાન** (પું.) ફાળો, સહયોગ
**યોગનિદ્રા** (સ્ત્રી.) અર્ધી નિદ્રા અને અર્ધી સમાધિની યોગીની સ્થિતિ (૨) પ્રલય વખતની પરમાત્માની એક પ્રકારની પ્રવૃત્તિ
**યોગબલ(-ળ)** (ન.) યોગથી પ્રાપ્ત થતી શક્તિ
**યોગબૂડ** (વિ.) યોગમાં બૂડેલું-મગ્ન
**યોગભૂમિકા** (સ્ત્રી.) યોગની વિશિષ્ટ અવસ્થા - સ્થિતિ
**યોગભ્રષ્ટ** (વિ.) યોગમાંથી ચળેલું
**યોગમાયા** (સ્ત્રી.) યોગની જાદુઈ શક્તિ (૨) સૃષ્ટિની ઉત્પત્તિ કરનારી ઈશ્વરની શક્તિ (૨) દુર્ગા
**યોગમુદ્રા** (સ્ત્રી.) ખેચરી વગેરે પાંચ મુદ્રાઓમાંની દરેક યોગની વિશિષ્ટ ક્રિયા
**યોગરાજગૂગળ** (પું.) વિવિધ ઔષધિઓના યોગથી તૈયાર કરેલો ગૂગળ, એક ઔષધ
**યોગરૂઢ** (વિ.) યોગરૂઢિથી પ્રાપ્ત થયેલા અર્થવાળો શબ્દ (ઉદા. પંકજ)
**યોગરૂઢિ** (સ્ત્રી.) શબ્દની ત્રણ પ્રકારની અર્થબોધક વૃત્તિ-શક્તિમાંની એક (યોગ, રૂઢિ અને યોગરૂઢિ), જેમાં યોગ-વ્યુત્પત્તિ-તેમજ રૂઢિ બંનેથી શબ્દનો અર્થ નક્કી થાય છે. (વ્યા.)
**યોગવાસિષ્ઠ** (ન.) એક (સંસ્કૃત) વેદાન્ત ગ્રંથ
**યોગવિદ્યા** (સ્ત્રી.) યોગસંબંધી વિદ્યા કે શાસ્ત્ર
**યોગવિયોગચિહ્ન** (ન.) વત્તાઓછાનું (+) આવું ચિહ્ન (ગ.)
**યોગવિયોગપ્રમાણ** (ન.) પ્રમાણનો એક પ્રકાર, જ્યારે બે ગુણોત્તર સરખાં હોય ત્યારે પહેલા ગુણોત્તરના બે પદોના સરવાળા અને બાદબાકીનું ગુણોત્તર, બીજા ગુણોત્તરના બે પદના સરવાળા અને બાદબાકીના ગુણોત્તર જેટલું થશે, 'કોમ્પોનેન્ડો' અને 'ડિવિડેન્ડો' (ગ.)
**યોગશાસ્ત્ર** (ન.) યોગનું નિરૂપણ કરનારું શાસ્ત્ર
**યોગસમાધિ** (સ્ત્રી.) પૂર્ણ ધ્યાનમાં જીવનું લીન થઈ જવું તે
**યોગસાધના** (સ્ત્રી.) યોગની સાધના
**યોગસિદ્ધ** (પું.) યોગની સિદ્ધિ પ્રાપ્ત કરનારો, યોગી
**યોગસૂત્ર** (ન.) પતંજલિએ રચેલો યોગશાસ્ત્રનો પ્રસિદ્ધ ગ્રંથ
**યોગહઠ** (સ્ત્રી.) યોગીની હઠ
**યોગાનંદ** (પું.) યોગાભ્યાસથી મળતો પરમ આનંદ
**યોગાનુયોગે** (અ.) જોગ આવી મળવાથી, બનવાકાળ હોવાથી, સંજોગવશાત્
**યોગાનુયોગ** (પું.) સંજોગવશાત્, જોગાનુજોગ, તાકડો
**યોગાભ્યાસ** (પું.) યોગનો અભ્યાસ
**યોગાયોગ** (પું.) અનૂકુળ અને પ્રતિકૂળ સંજોગ
**યોગાર્થ** (પું.) શબ્દનો યોગ અથવા વ્યુત્પત્તિ પરથી થતો અર્થ
**યોગાસન** (ન.) યોગાભ્યાસને અનુકૂળ આસન-શરીરની બેઠક (૨) તેવાં યોગનાં ૮૪ આસનોમાંનું દરેક

**યોગિની** (સ્ત્રી.) યોગાભ્યાસ કરનારી સ્ત્રી, તાપસી (૨) દુર્ગા અને શિવની તહેનાતમાં રહેતી આઠ ઉપદેવીઓમાંની દરેક

**યોગી** (પું.) યોગસાધના કરનાર, તપસ્વી, તાપસ, સાધક

**યોગીરાજ,યોગીશ્વર,યોગેશ્વર,યોગેન્દ્ર** (પું.) યોગીઓમાં શ્રેષ્ઠ, મહાન, યોગી (૨) મહાદેવ (૩) શ્રીકૃષ્ણ

**યોગ્ય** (વિ.) છાજતું, ઘટતું, લાયક, ઉચિત, વાજબી, યુક્ત

**યોગ્યતા** (સ્ત્રી.) યોગ્ય હોવું તે, ઉચિતતા, લાયકાત (૨) ધારેલો અર્થ કહેવાનું સામર્થ્ય (૩) શક્તિમત્તા, 'ઍબિલિટી'

**યોગ્યાયોગ્ય** (વિ.) યોગ્ય અને અયોગ્ય (૨) વાજબી અને ગેરવાજબી

**યોજક** (વિ.પું.) યોજના કરનાર

**યોજકતા** (સ્ત્રી.) યોજવાની શક્તિ કે આવડત

**યોજન** (પું.) ચાર ગાઉ (આશરે દસ કિલોમીટર)

**યોજનગંધા** (સ્ત્રી.) (લા.) કસ્તૂરી (૨) મત્સ્યગંધા, સત્યવતી

**યોજના** (સ્ત્રી.) ગોઠવણ, વ્યવસ્થા (૨) કાર્ય પરત્વે રીત, વસ્તુ, ઉદ્દેશ વગેરેનો પહેલેથી કરેલો વિચાર, સંકલના વગેરે તે (૩) આલેખન, 'ડિઝાઇન'

**યોજવું** (ક્રિ.) જોડે સાંધવું, જોડવું, ગોઠવણ કરવી (૨) યોજના કરવી, રચવું, ગોઠવવું (૩) નીમવું, મૂકવું -માં પ્રવૃત્ત કરવું, લગાડવું

**યોદ્ધો** (પું.) લડવૈયો, સૈનિક

**યોનિ(-ની)** (સ્ત્રી.) સ્ત્રીની જનનેંદ્રિય (૨) ઉત્પત્તિસ્થાન, આદિ કારણ (૩) દેવ, મનુષ્ય, પશુ વગેરે જેવી જીવની વિવિધ જાત

**યૌગિક** (વિ.) યોગ સંબંધી (૨) વ્યુત્પત્તિસિદ્ધ, યોગાર્થવાળું

**યૌન** (વિ.) યોનિ સંબંધી, યોનિમાંથી જન્મેલું (૨) લોહીના સંબંધવાળું, લગ્નસંબંધમાંથી થતું

**યૌવન** (ન.) જુવાની, જોબન

**યૌવના** (સ્ત્રી.) યુવતી

**યૌવરાજ્ય** (ન.) યુવરાજની પદવી કે સ્થાન

**યૌવરાજ્યાભિષેક** (પું.) યુવરાજને પદે વિધિસર સ્થાપવું તે

**યૌવેશ(-ષ)** (વિ.) જુવાન, યુવાન

## ર

**ર** (પું.) વર્ણમાળાનો એક મૂળાક્ષર - મૂર્ધન્ય અસ્પર્શ ઘોષ અલ્પપ્રમાણ વ્યંજન, (ય, ર, લ, વ) ચાર અર્ધસ્વરોમાંનો બીજો

**રઈસ** (વિ.પું.) રિયાસતવાળો-અમીર, માલદાર કે જાગીરદાર-શ્રીમંત માણસ (૨) ગૃહસ્થ, પ્રતિષ્ઠિત પુરુષ

**રકઝક** (સ્ત્રી.) ખેંચાખેંચી, તકરાર, બોલાચાલી, ઝઘડો (૨) આપવા-લેવામાં આનાકાની

**રકમ** (સ્ત્રી.) ચીજ (૨) દાગીનો, ઘરેણું (૩) મોટી સંખ્યામાં નાણું (૪) સંખ્યા, ગણતરીવાળો અમુક ચોક્કસ આંક કે સંખ્યા (૫) ગણિતનો હિસાબ મંડાવે છે તે લખાણ

**રકમબંધ** (વિ.) જથ્થાબંધ (૨) (અ.) એકજુમલે, સામટું (૩) રકમવાર, એક પછી એક

**રકમવાર** (અ.) રકમના ક્રમ પ્રમાણે, પ્રત્યેક રકમ અંગે, રકમદીઠ

**રકા(-કે)બી** (સ્ત્રી.) નાનું છીછરું એક વાસણ (૨) નાની તાસક, છીછરી નાની થાળી

**રકાસ** (પું.) ખરાબ અંજામ, બૂરું પરિણામ (૨) ફજેતી

**રક્ત** (વિ.) રાતું, લાલ (૨) રાગવાળું (૩) તલ્લીન, મગ્ન (૪) (ન.) લોહી

**રક્તકણ,રક્તકોશ(-ષ)** (પું.) લોહીમાં હોતો (રાતો કે ધોળો) સૂક્ષ્મ અણું, 'કૉર્પસલ'

**રક્તકોઢ** (પું.) લોહીવાળી રસી ઝર્યા કરે તેવો એક કોઢ

**રક્તક્ષય** (પું.) લોહી ક્ષીણ થાય એવો રોગ

**રક્તચંદન** (ન.) રાતા રંગની સુખડ, રતાંજળી

**રક્તદાન** (ન.) (દાકતરી ઇલાજ માટે સંઘરવા) લોહી આપવું તે

**રક્તપરીક્ષા** (સ્ત્રી.) લોહીની દાકતરી-તબીબી તપાસ, લોહી તપાસવું તે, 'બ્લડ-ટેસ્ટ'

**રક્તપાત** (પું.) લોહીનું પડવું-વહેવું તે, રક્તસ્રાવ (૨) (લા.) ખૂનામરકી, ખૂનરેજી, કાપાકાપી, કતલ

**રક્તપાતી** (વિ.) રક્તપાત થાય તેવું

**રક્તપિત્ત** (ન.) રક્તકોઢ (૨) હાથપગના આંગળા પાકી એમાંથી લોહી પરુ નીકળવાનો રોગ, 'લેપ્રેસી'

**રક્તબૅન્ક** (સ્ત્રી.) જ્યાં લોકોનાં શરીરમાંથી શુદ્ધ-લોહી ખેંચી સુરક્ષિત રાખવામાં આવે અને જરૂરિયાતવાળાં દર્દીઓને પૂરું પાડવામાં આવે તેવું સ્થાન, 'બ્લડ-બૅન્ક'

**રક્તવર્ધક** (વિ.) શરીરમાં લોહી વધારનારું

**રક્તવાહિની** (સ્ત્રી.) રક્ત વહેનારી નસ

**રક્તવિકાર** (પું.) લોહીનો બગાડ

રક્તસંક્રમણ (ન.) નસ દ્વારા શરીરમાં લોહી ચડાવવાની ક્રિયા, 'બ્લડ-ટ્રાન્સ્ફ્યુઝન'

**રક્તસ્રાવ** (પું.) લોહીનું વહેવું તે (૨) ઝાડા વાટે લોહીનું જવું તે-એક રોગ

**રક્તાતિસાર** (પું.) લોહીના ઝાડા થાય-એવો એક રોગ

**રક્તાભિસરણ** (ન.) શરીરમાં લોહીનું હરવું ફરવું એ

**રક્તાશય** (ન.) લોહીના સંચયનું સ્થાન, હૃદય

**રકિત** (સ્ત્રી.) રાગ, આસકિત, લગની

**રક્ષક** (વિ.પું.) રક્ષણ કરતું કે કરનાર

**રક્ષણ** (ન.) રક્ષવાની ક્રિયા, રખવાળી, બચાવ, પાલન, રખોપું (૨) સાચવણી

**રક્ષણાત્મક** (વિ.) રક્ષણ પર ધ્યાનવાળું, 'ડિફેન્સિવ', 'પ્રોટેક્ટિવ'

**રક્ષવું** (ક્રિ.) રક્ષણ કરવું, પાલન કરવું (૨) બચાવવું, ઉગારવું (૩) સંભાળવું, સાચવવું

**રક્ષા** (સ્ત્રી.) રક્ષણ (૨) રાખડી

**રક્ષાત્મક** (વિ.) રક્ષા વિશેનું, રક્ષણાત્મક

**રક્ષાબંધન** (ન.) રાખડી બાંધવાની ક્રિયા (શ્રીવણી પૂર્ણિમાને દિવસે) (૨) એક તહેવાર

**રક્ષિણી** (સ્ત્રી.) રક્ષક સ્ત્રી (૨) (વિ.) રક્ષણ કરનારી

**રક્ષિત** (વિ.) રક્ષાયેલું

**રખડ,રખડપટ્ટી,રખડપાટ,રખડપાટો** (સ્ત્રી.પું.) આમતેમ રખડવું તે (૨) ફેરા, ધક્કા

**રખડવું** (ક્રિ.) રઝળવું, ભમ્યા કરવું (૨) નકામા ફેરા ખાવા (૩) (લા.) ઠેકાણે ન પડવું (૪) અધવચથી વણસી જવું, રખડી જવું

**રખડાઉ,રખડું,રખડેલ** (વિ.) ભટકતું, રખડતું, રઝડું (૨) હરાયું, ભટકેલ

**રખડામણ(-ણી)** (ન.સ્ત્રી.) અથડામણ, નકામી રખડપટ્ટી

**રખતી** (સ્ત્રી.) રખત-રખા, રાખ-રખોપું (૨) (લા.) માન, શરમ, આમન્યા
**રખ(-ખા)પત** (સ્ત્રી.) પત-આબરૂ સાચવવી તે (૨) રખાવટ (૩) તરફદારી
**રખરખ** (ન.) તલપવું-તલસવું તે (૨) (માંદગીથી) ચેન ન પડવું તે
**રખરખડી** (સ્ત્રી.) અશુભ ટાળવા ખાતર બાળકના કપાળમાં ચોપડવા ગામની સીમા ઉપરથી લીધેલી રાખ કે ધૂળ
**રખરખવું** (ક્રિ.) રખરખ કરવું (૨) ધીકવું, ધગધગવું
**રખ(-ખે)વાળ** (પું.) રક્ષક, ચોકીદાર, રખોપો
**રખ(-ખે)વાળી(-ળું)** (સ્ત્રી.ન.) રક્ષણ, ચોકી (૨) તે બદલ અપાતું મહેનતાણું
**રખાત** (સ્ત્રી.) વગર પરણ્યે રાખેલી સ્ત્રી (૨) રાખેલી ઉપપત્ની
**રખાયતું** (વિ.) વાડ-વાવેતર ભેળાયાં ન હોય એવું (ખેતર)
**રખાવટ** (સ્ત્રી.) રખપત (૨) તરફદારી, પક્ષપાત
**-રખું** (વિ.) 'રાખનાર', રક્ષનાર, સાચવનાર, સંભાળનાર એવા અર્થમાં નામને અંતે, ઉદા. ઘરરખું, દેહરખું
**રખે,રખેને** (અ.) કદાચ, કદાપિ
**રખેળવું** (ક્રિ.) રાખવાળું કરવું, રાખ ભેળવવી (બાજરી વગેરેમાં)
**રખોપિયો** (વિ.પું.) રખેવાળ, ગામ કે ખેતરની ચોકી કરનાર
**રખોપું** (ન.) રક્ષણ, સંભાળ, ચોકીદારની ક્રિયા (૨) રખોપું કરવાનું મહેનતાણું
**રખ્યા** (સ્ત્રી.) રાખ, ભસ્મ, વાની
**રગ** (પું.ન.) કામળો, ધાબળો, બનૂસ
**રગ** (સ્ત્રી.) નસ, શિરા, નાડી, રક્તાવાહિની (૨) (લા.) મનોવૃત્તિ, વલણ (૩) હઠ (૪) પાંદડાની નસ-રેસા
**રગડ** (પું.) બટાકાના કકડા, ચણા, દાળ વગેરેની એક વાનગી (૨) (સ્ત્રી.) માલિસ, રગડવું તે (૩) સખત મહેનત, ભારે શ્રમ (૪) રંજાડ, પજવણી
**રગડદગડ** (અ.) જેમતેમ કરીને, જેમતેમ (૨) ધીમેધીમે, આસ્તેઆસ્તે
**રગડપટ્ટી** (સ્ત્રી.) ખૂબ રગડવું તે
**રગડબુઝારું** (ન.) જાડી બુદ્ધિનું કે ભલીવાર વિનાનું માણસ કે વસ્તુ
**રગડમલ(-લ્લ)** (પું.) કસરતી જુવાન (૨) (લા.) જંગલી જેવું, અડબોથ
**રગડવું** (ક્રિ.) ઘૂંટવું, મસળવું (૨) ચોળવું (૩) (લા.) ખૂબ મહેનત કરાવવી, હેરાન કરવું, પજવવું
**રગડાઝઘડા** (પું.બ.વ.) ઝઘડાટંટા
**રગડાટ** (પું.) વૈતરું, સખત મજૂરી (૨) (લા.) હેરાનગતિ, પજવણી, રંજાડ
**રગડો** (પું.) જાડો પ્રવાહી પદાર્થ (૨) પ્રવાહી નીચે ઠરતો કચરો, કાંપ (૩) ખટપટ, ઝઘડો, પંચાત, ધમાલ (૪) વટાણામાંથી બનાવાતી એક વાનગી
**રગદોળવું** (ક્રિ.) ધૂળમાં રગડવું, ખરડાય એમ કરવું
**રગરગ** (સ્ત્રી.) કાલાવાલા, આજીજી
**રગરગવું** (ક્રિ.) કરગરવું, કાલાવાલા કરવા, આજીજી કરવી, કરગરવું
**રગરગાવવું** (ક્રિ.) આશા આપી દુઃખી કરવું (૨) વલખાં મરાવવાં
**રગશિયું** (વિ.) ધીરું, ધીમું, સુસ્ત (૨) (લા.) કંટાળો ઉપજાવે તેવું
**રગશિયુંગાડું** (ન.) (લા.) અત્યંત ધીમે અને મુશ્કેલીથી ચાલતું કામ
**રઘવાટ** (પું.) ઉતાવળનો ગભરાટ, બાવરાપણું, ગાભરાપણું (૨) હાંફળા-ફાંફળા થઈ કરાતી દોડાદોડ
**રઘવાટિયાપણું,રઘવાટિયાવેડા,રઘવાયાવેડા** (ન.પું.બ.વ.) રઘવાટ કરવો તે
**રઘવાટિયું,રઘવાયું** (વિ.) રઘવાટ કરનારું (૨) બેચેન, અસ્વસ્થ
**રઘુ** (પું.) એક સૂર્યવંશી રાજા-રામના પ્રપિતામહ
**રઘુકુલ(-ળ)** (ન.) રઘુ રાજાનો વંશ
**રઘુનાથ,રઘુપતિ** (પું.) રઘુકુળના સ્વામી-રામચંદ્ર
**રચન,રચના** (ન.સ્ત્રી.) રચવું-બનાવવું તે, માંડણી (૨) ગોઠવણ, વ્યવસ્થા (૩) કૃતિ
**રચનાકાર્ય** (ન.) રચનાત્મક કામ
**રચનાત્મક** (વિ.) જેમાં કાંઈક નવું રચવાનું હોય તેવું, 'કન્સ્ટ્રક્ટિવ'
**રચપચ** (અ.) તરબોળ, નિમગ્ન
**રચયિતા** (પું.) રચના કરનાર, રચનાર (૨) સર્જક
**રચવું** (ક્રિ.) રચના કરવી, બનાવવું, કરવું (૨) (પ્રવાહીનું) જમીનમાં ઊતરવું-પચવું (૩) રાચવું, આસકત થવું (૪) નિર્માણ કરવું, પેદા કરવું, સર્જન કરવું
**રચાવ** (પું.) રચવું-સજવું તે, રચના, સજાવટ, ગોઠવણી
**રચિત** (વિ.) રચેલું કે રચાયેલું
**રચેલુંપચેલું,રચ્યુંપચ્યું** (વિ.) રત, તલ્લીન, મશગૂલ
**રજ** (વિ.) થોડું, જરાક, લેશ (૨) (સ્ત્રી.) અણુ, ધૂળનો કણ (૩) ધૂળ, કસ્તર (૪) (સ્ત્રી.ન.) સ્ત્રીનો માસિક અટકાવ, આર્તવ (૫) પુષ્પનો પરાગ
**રજક** (પું.) ધોબી-કપડાં ધોવાનો ધંધો કરનાર
**રજક** (ન.) દાણોપાણી, અન્નજળ
**રજકણ** (સ્ત્રી.પું.) ધૂળનો કણ (૨) રજ જેવો નાનો કોઈ કણ
**રજકો** (પું.) મેથીની જાતનું એક ઘાસ-ઢોરનું ખાણ-ગદબ
**રજત** (વિ.) રૂપાનું (૨) ધોળાશ પડતું (૩) (ન.) રૂપું, ચાંદી
**રજતમહોત્સવ,રજતોત્સવ** (પું.) વ્યક્તિ કે સંસ્થાને પચીસ વર્ષ પૂરાં થતાં ઊજવાતો ઉત્સવ, 'રૌપ્ય મહોત્સવ', 'સિલ્વર જ્યુબિલી'
**રજનિ(-ની)** (સ્ત્રી.) રાત, રાત્રિ, નિશા
**રજનિ(-ની)કર** (પું.) ચંદ્ર
**રજનિ(-ની)ચર** (પું.) નિશાચર, રાત્રે ફરનાર
**રજની** (સ્ત્રી.) મૂર્ચ્છનાનો એક પ્રકાર (૨) રાત્રી, રાત, નિશા
**રજપૂત** (વિ.પું.) રજપૂતાનાના ક્ષત્રિય રાજવંશનો કે એ નામની એક જાતિનો આદમી કે તેને લગતું
**રજપૂતાઈ** (સ્ત્રી.) રજપૂતપણું
**રજપૂતાણી** (સ્ત્રી.) રજપૂતની કે રજપૂત સ્ત્રી
**રજબ** (પું.) હિજરી સનનો સાતમો મહિનો
**રજમાત્ર** (વિ.) રજ જેટલું, જરાક જ, તદ્દન નજીવું
**રજવાડી** (વિ.) રજવાડાનું કે તેને લગતું (૨) ઠાઠમાઠવાળું
**રજવાડું** (ન.) દેશી રાજ્ય
**રજસ** (પું.) રજોગુણ, પ્રકૃતિના ત્રણ ગુણોમાંનો બીજો ગુણ
**રજસ્રાવ** (પું.) અટકાવ આવવો તે, સ્ત્રીનો માસિક ધર્મ
**રજા** (સ્ત્રી.) પરવાનગી, સંમતિ, અનુજ્ઞા, અનુમતિ (૨) છૂટ્ટી, અણોજો, અગતો (૩) રુખસદ
રજાઈ (સ્ત્રી.) થોડા રૂની ઓઢવાની એક પ્રકારની ગોદડી
**રજાચિટ્ઠી** (સ્ત્રી.) રજા આપતી કે માગતી ચિઠ્ઠી કે પત્ર

**રજિસ્ટર** (ન.) પત્રક, નોંધપત્રક (૨) પોસ્ટ ઑફિસમાં નોંધાવી પાવતી લઈને વિશેષ સુરક્ષિતપણે મોકલાતો કાગળપત્ર (૩) સરકામાં નોંધવું-નોંધાવવું તે
**રજિસ્ટ્રાર** (પું.) નોંધણી અધિકારી (૨) કુલ સચિવ (યુનિવર્સિટીમાં)
**રજૂ** (વિ.) નજર સામે રાખેલું, હાજર કરેલું
**રજૂઆત** (સ્ત્રી.) રજૂ કરવું કે થવું તે
**રજેરજ** (વિ.) બધું જ, જરાય છોડ્યા વિના-તમામ
**રજોગુણ** (પું.) પ્રકૃતિના ત્રણ ગુણોમાંનો બીજો (પ્રવૃત્તિનો હેતુભૂત ગુણ) (૨) (લા.) ક્રોધ, તામસ
**રજોગુણી** (વિ.) રજોગુણવાળું કે તેને લગતું
**રજોટાવું** (ક્રિ.) (કપડું) રોળાવું ને ધૂળ ખાવી
**રજોટી** (સ્ત્રી.) ઝીણી ધૂળ, ઊડતી રજ
**રજોણો,રજોયણો** (પું.) જૈન સાધુની પૂંજણી-ઓઘો
**રજ્જૂ** (સ્ત્રી.) દોરી, દોરડું, નાડું, નાડી (૨) એક ખૂબ લાંબું અંતર, રાજ
**રઝળપટ્ટી,રઝળપાટ** (સ્ત્રી.) રઝળ્યા કરવું તે (૨) રઝળવાની ધમાલ કે મહેનત
**રઝળવું** (ક્રિ.) નકામું કે કામધંધા વગર રખડવું-ભટકવું
**રઝળાટ** (પું.) રઝળવું તે, રખડવું, રઝળપાટ
**રઝળું** (વિ.) રખડું, રઝળવું, રઝળવાની કુટેવવાળું, ભટકું
**રટણ(-ન),રટણા(-ના)** (ન.સ્ત્રી.) રટવું તે, જપવું તે, મોઢેથી શબ્દોનું વારંવાર આવર્તન
**રટવું** (ક્રિ.) વારે વારે યાદ કરવું, બોલવું, જપવું
**રદ્દૂસ** (વિ.) રદ્દી, સાવ હલકી જાતનું
**રડકણ(-ણું),રડકું** (વિ.) જરાકમાં કે વારંવાર રડ્યા કરતું, રોતલ
**રડતી સૂરત** (વિ.) રડતા-ઉદાસી ચહેરાનું
**રડબ(-વ)ડવું** (ક્રિ.) રખડવું, રઝળવું, રવડવું
**રડવું** (ક્રિ.) રુદન કરવું, રોવું, વિલાપ કરવો, ઊંઘમાંથી ઝબકીને રોવું (૨) ખોટમાં આવી જવું (૩) હારી થાકી જવું
**રડાકૂટ,રડાકૂટો** (સ્ત્રી.પું.) રોવું કૂટવું-શોક કરવો તે (૨) (લા.) બળાપો, કંકાસ, ઝઘડો (૩) (લા.) નિષ્ફળ મહેનત
**રડાર** (ન.) વિમાન, વહાણની દિશા નક્કી કરતું સાધન
**રડારોળ** (સ્ત્રી.) પોકેપોક મૂકીને રડવું તે
**રડ્યુંખડ્યું** (વિ.) વિખૂટું-ભૂલું પડેલું, છૂટું છવાયું, એકાદ રવડી-રખડી પડેલું (૩) વેરાયેલું, વીખરાયેલું
**રઢ** (સ્ત્રી.) લગની, લગાવ (૨) હઠ, આગ્રહ
**રઢિયાર** (વિ.) રેઢિયાળ, નધણિયાતું, રખડાઉ (ઢોર) (૨) રવડતું (૩) નકામું, નમાલું
**રઢિયાળું** (વિ.) મનોહર, રૂડું રૂપાળું, સુંદર, મોહક, નમણું
**રણ** (ન.) રેતીનું મેદાન કે પ્રદેશ (૨) રાન, વગડો (૩) (લા.) સખત તાપ (૪) યુદ્ધ, લડાઈનું મેદાન (૫) ઋણ, દેવું
**રણકવું** (ક્રિ.) રણકારો થવો-કરવો (૨) પાડાનું બોલવું
**રણકાર(-રો)** (પું.) ધાતુની વસ્તુ ખખડવાનો અવાજ, રણકો (૨) તે અવાજ થઈ ગયા બાદ નીકળ્યા કરતો કંપતો-ધ્રૂજતો સૂર
**રણકાંઠો** (પું.) રણના કિનારાને અડીને આવેલો પ્રદેશ (૨) કચ્છના રણને કિનારે આવેલો (ઝાલાવાડ, સૌરાષ્ટ્રનો) પ્રદેશ
**રણક્ષેત્ર** (ન.) રણભૂમિ, યુદ્ધભૂમિ (૨) લડાઈનું મેદાન
**રણગાડી** (સ્ત્રી.) લોઢાના બખ્તર વગેરેથી સુસજ્જ તથા ખાડાખૈયા વટાવી શકે તેવાં પૈડાંની રચનવાળી તોપ વગેરેવાળી યાંત્રિક ગાડી, 'ટૅન્ક'
**રણગીત** (ન.) લડાઈનું-શૌર્યનું ગીત
**રણચંડી** (સ્ત્રી.) રણયુદ્ધની દેવી (૨) વીરાંગના
**રણછોડ** (પું.) શ્રીકૃષ્ણનું એક નામ
**રણજિત** (વિ.) યુદ્ધમાં જીતનાર
**રણઝણવું** (ક્રિ.) ઘરેણાંનો રણકાર થવો
**રણઝીક** (સ્ત્રી.) યુદ્ધનો ઝપાટો કે શાસ્ત્રસ્ત્રની ઝડી
**રણતૂર** (ન.) લડાઈનું વાજું, તુરાઈ
**રણથં(-સ્તંભ)ભ** (પું.) યુદ્ધમાં મેળવેલી જીતનો સ્મરણસ્તંભ
**રણદ્વીપ** (પું.) વેરાન રેતીના રણમાં દ્વીપ જેવો લીલોતરી ને પાણીવાળો ભાગ, રણોદ્યાન, 'ઓએસિસ'
**રણધારી** (પું.) લડવૈયો, યૌદ્ધો
**રણધીર(-રું)** (વિ.) યુદ્ધમાં ધીર-અડગ
**રણધ્વજ** (પું.) યુદ્ધનો વાવટો
**રણબંકો** (પું.) રણશૂરો, બહાદુર યોદ્ધો
**રણભૂમિ(-મી),રણમેદાન** (સ્ત્રી.ન.) રણક્ષેત્ર, સમરાંગણ, લડાઈનું મેદાન
**રણભેરી** (સ્ત્રી.) રણશિંગા જેવું યુદ્ધનું એક વાદ્ય
**રણયજ્ઞ** (પું.) રણ કે યુદ્ધરૂપી યજ્ઞ
**રણરંગ** (પું.) લડાઈનો રસ-ઉત્સાહ (૨) યુદ્ધ કે તેનું મેદાન
**રણવખત** (પું.) ઉનાળાનો બપોરનો વખત, રણવેળા
**રણવાટ** (સ્ત્રી.) રણક્ષેત્રની વાટ-રસ્તો (૨) બહારવટું
**રણવાદ્ય** (ન.) લડાઈનું વાજું, યુદ્ધ સમયે વગાડાતું વાદ્ય
**રણવાસ** (પું.) રાણીઓને રહેવાનું સ્થાન, રાણીવાસ, અંતઃપુર
**રણશય્યા** (સ્ત્રી.) રણમેદાન પર પડવું-મરવું તે, રણમેદાનની પથારી
**રણશિંગડું,રણશિંગું** (ન.) પશુના શિંગડાનું બનાવેલું યુદ્ધમાં વગાડવાનું એક વાદ્ય, 'બ્યૂગલ'
**રણશૂર(-રું)** (વિ.) યુદ્ધમાં બહાદુર, રણબંકો, શૂરવીર
**રણસંગ્રામ** (પું.) મોટું યુદ્ધ, સંગ્રામ, યુદ્ધ, જંગ (૨) રણભૂમિ
**રણસ્થલ(-ળ)** (ન.) સમરાંગણ-લડાઈનું મેદાન, રણભૂમિ
**રણહાક** (સ્ત્રી.) લડાઈની કિકિયારી, હાકલ કે ગર્જના, યુદ્ધનું આહ્વાન
**રણાંગણ** (ન.) રણભૂમિ, રણક્ષેત્ર, સમરાંગણ
**રણિત** (વિ.) રણકતું, રણકાર કરતું
**રણીધણી** (વિ.) કર્તાહર્તા, શક્તિશાળી માણસ
**રણોદ્યાન** (પું.ન.) રણમાં બાગ, રણદ્વીપ
**રત** (વિ.) લીન, મગ્ન, પરાયણ (૨) આસકત
**રતન** (ન.) રત્ન (૨) આંખની કીકી
**રતવા** (પું.) ચામડીનો એક રોગ (૨) ઘઉંના પાકનો એક રોગ (૩) ઘોડાને ભાવતું એક જાતનું ઘાસ
**રતાશ** (સ્ત્રી.) લાલાશ, આછું રાતું હોવું તે
**રતાળુ** (ન.) એક કંદ
**રતાંજ(-દ)લી(-ળી)** (સ્ત્રી.) રાતી સુખડ, ચંદનની એક રાતી જાત
**રતાંધતા** (સ્ત્રી.) રતાંધળાપણું

**રતાંધળું** (વિ.) દિવસે જોઈ શકતું પણ રાત પડતાં આંધળું થઈ જતું

**રતિ** (સ્ત્રી.) આસક્તિ, અનુરાગ (૨) પ્રીતિ, આનંદ (૩) કામક્રીડા, સંભોગ (૪) કામદેવની સ્ત્રી (૫) શૃંગાર રસનો સ્થાયી ભાવ (૬) (લા.) તેજ, નૂર (૭) શક્તિ, બળ

**રતિકર્મ,રતિક્રિયા,રતિક્રીડા** (સ્ત્રી.) સંભોગ, મૈથુન

**રતી** (સ્ત્રી.) ચણોઠી જેટલું કદ કે વજન

**રતીપૂર,રતીભાર** (વિ.) રતી જેટલું કે જેવડું (૨) (લા.) જરાક, થોડું

**રતુંબડું,રતૂમડું** (વિ.) લાલાશ પડતું, રતાશવાળું

**રત્ન** (ન.) કીમતી પથ્થર (મણિ વગેરે) (૨) દરેક જાતિમાં ઉત્કૃષ્ટ વસ્તુ (૩) સમુદ્ર વલોવતાં નીકળેલી ૧૪ વસ્તુઓમાંની દરેક (લક્ષ્મી, કૌસ્તુભ, પારિજાતિક, સુરા, ધન્વંતરી, ચંદ્રમા, કામદુધા, ઐરાવત, રંભા, વગેરે દેવાંગનાઓ, ઉચ્ચૈઃશ્રવા, અમૃત, સારંગધનુષ, પાંચજન્ય શંખ, હલાહલ) (૪) (લા.) રત્ન જેવો ઉત્તમ પુરુષ, નરરત્ન

**રત્નકુક્ષી** (સ્ત્રી.) જેની કૂખે નરરત્ન જન્મે તેવી સ્ત્રી

**રત્નગર્ભા** (સ્ત્રી.) પૃથ્વી

**રત્નજડિત** (વિ.) રત્નોથી જડેલું

**રત્નપરીક્ષક** (વિ.પું.) ઝવેરી

**રત્નપરીક્ષા** (સ્ત્રી.) રત્ન-હીરા પારખવા તે કે તેની આવડત

**રત્નપારખુ** (વિ.) રત્ન પારખી જાણે એવું, રત્નપરીક્ષાવાળું

**રત્નપ્રભા** (સ્ત્રી.) રત્નનું તેજ કે કાંતિ (૨) (જૈન) સાતમાંનું એક નરક

**રત્નમાલા(-ળા)** (સ્ત્રી.) મણિઓની માળા કે હાર

**રત્નાકર** (પું.) રત્નોની ખાણ, સમુદ્ર

**રત્નાવલી(-ળી)** (સ્ત્રી.) રત્નમાલા, અનેક રત્નોવાળો હાર

**રથ** (પું.) ઉપર ઘુમ્મટ જેવા છત્રવાળું કે ઉઘાડું ઘોડા જોડી શકાય તેવું ચાર પૈડાંનું એક વાહન (૨) લડાઈનું પ્રાચીન વાહન

**રથકાર** (પું.) રથ બનાવનાર, સુતાર

**રથખેડન** (વિ.) રથ હાંકી જાણનાર, કુશળ સારથિ

**રથયાત્રા** (સ્ત્રી.) અષાડ સુદ બીજનો તહેવાર, જ્યારે દેવને રથમાં બેસાડી ફેરવે છે. (૨) રથમાં બેસી કરાતી મુસાફરી

**રથસપ્તમી** (સ્ત્રી.) મહા સુદ સાતમ-એક પર્વ

**રથાસન** (ન.) રથની બેઠક, રથમાં બેસવાનું સ્થાન

**રથાંગ** (ન.) રથનું પૈડું-ચક્ર

**રથાંગપાણિ** (પું.) હાથમાં ચક્ર ધારણકરનાર-વિષ્ણુ

**રથી** (પું.) રથમાં બેસી લડનાર યોદ્ધો (૨) એક હજાર યોદ્ધાઓ સાથે એકલો લડનાર યોદ્ધો

**રથોત્સવ** (પું.) રથયાત્રાનો ઉત્સવ

**રથ્યા** (સ્ત્રી.) ધોરી રસ્તો, રાજમાર્ગ (૨) શેરી, ફળિયું

**રદ** (વિ.) નકામું, બાતલ કરેલું

**રદબાતલ** (વિ.) નકામું, રદ કે બાતલ કરેલું, ફોક કરેલું

**રદિયો** (પું.) કહેલી વાતને રદ કરે તેવો સામો જવાબ, ખુલાસો

**રદીફ** (સ્ત્રી.) ગઝલમાં દરેક બેતની પાછળ વારંવાર આવતો શબ્દ (૨) ગઝલનો પ્રાસ

**રદ્દી** (સ્ત્રી.) રદ, નકામું

**રન** (પું.) ક્રિકેટની રમતમાં રમનારા (બે) ખેલાડીઓએ, આઉટ થયા વિના, બૉલને બૅટથી ફટકો મારીને સામસામા દોડવું તે કે તેથી ગણાતો રમતનો આંક

**રન-આઉટ** (વિ.) ક્રિકેટની રમતમાં રન લેવા જતાં ખેલાડી આઉટ થાય તે

**રનર** (પું.) શરતમાં દોડનાર, ખેપિયો, ક્રિકેટમાં દાવ લેનારને બદલે દોડનાર

**રનવન** (વિ.) અસ્તવ્યસ્ત, છૂટું છવાયું

**રન-વે** (પું.) વિમાનના ઉડાન-ઉતરાણ માટેની દોડ-પટ્ટી

**રન્નાદે** (સ્ત્રી.) સૂર્યની પત્ની, રાંદલ (૨) ટોપલીમાં જવારા વાવીને દેવી બેસાડે છે તે (જનોઈ કે લગ્ન વખતે)

**રપા(-પે)ટી,રપા(-પે)ટો** (સ્ત્રી.પું.) આંટો, ફેરો (૨) લાંબી દોડ, ગબરડી (૩) રપેટવું-થકવવું તે (૪) સખત રીતે કામમાં લેવું તે

**રપેટવું** (ક્રિ.) ખૂબ જોસથી દોડાવવું (૨) ખૂબ મહેનત કરાવી થકવવું

**રફતાર** (સ્ત્રી.) ગતિ, વેગ, ઝડપ, ચાલ

**રફતે-રફતે** (અ.) ધીરેધીરે, થોડેથોડે કરી (૨) ટુકડે-ટુકડે

**રફાઈ** (સ્ત્રી.) ઉન્નતિ, ઉત્કર્ષ (૨) આત્મબલિદાન (૩) ચપ્પુ, સોયા શરીરમાં ભોંકવા વગેરે નજરબંધીની ક્રિયા

**રફુ** (વિ.) નાઠેલું, પલાયન કરી ગયેલું

**રફુચક્કર** (વિ.) પલાયન કરી ગયેલું (૨) (ન.) શત્રુએ કરેલું નુકસાન (૩) પ્રપંચ, કાવતરું

**રફૂ** (ન.) તૂણવાનું કામ

**રફૂગર** (પું.) તૂણનાર, તૂણિયો

**રફેદફે** (અ.) ખરાબ ખસ્ત, ફનાફાતિયા, અસ્તવ્યસ્ત (૨) વેરણછેરણ, વેરવિખેર

**રબ** (પું.) પરમેશ્વર, પરવરદિગાર

**રબડી** (સ્ત્રી.) બાસૂદી-દૂધની એક મધુર વાનગી

**રબર** (ન.) એક ઝાડના રસમાંથી બનતો પદાર્થ, રબ્બડ, રબ્બર

**રબર-સ્ટૅમ્પ** (પું.) રબરનો સિક્કો કે છાપ (૨) (લા.) દેખાવનો કે કહેવા ખાતરનો હોદ્દો કે સત્તા (૩) નામમાત્રની સત્તા ધરાવતો હોદ્દો-દરજ્જો-પદ

**રબલ** (ન.) અણઘડ પથરો, ડબર

**રબાબ** (ન.) એક તંતુવાદ્ય, રવાબ

**રબારી** (પું.) ભરવાડ જેવી એક નાતનો માણસ (૨) એક પશુપાલક જાતિ

**રબારીવાડ,રબારીવાડો** (સ્ત્રી.પું.) રબારીઓનો લત્તો

**રબી(-વી)પાક** (પું.) વસંતઋતુ કે ત્યારનો રબીપાક (૨) શિયાળુ પાક

**રબ્બડ(-ર)** (ન.) રબર, એક ઝાડના રસમાંથી બનતો પદાર્થ

**રમકઝમક** (સ્ત્રી.) ઝાંઝર રૂમઝૂમ ઠમકે તેમ લટકાથી ચાલવું તે (૨) ઝગમગાટ, ચળકાટ (૩) સૌંદર્ય, શોભા

**રમકડું** (ન.) નાનાં છોકરાંને રમવાની વસ્તુ

**રમખાણ** (ન.) મારફાડ, તોફાન, ધિંગાણું (૨) બંડ, ફિતૂર, હુલ્લડ

**રમખાણિયું** (વિ.) રમખાણ મચાવે તેવું

**રમજાન** (પું.) હિજરી સનનો નવમો માસ

**રમજાન-ઈદ** (સ્ત્રી.) એક મુસ્લિમ તહેવાર

**રમજાનિયું** (વિ.) રમજાન માસમાં ઉપવાસ કરનારું

**રમઝટ** (સ્ત્રી.) તડામાર, ઝડી

**રમઝમ** (સ્ત્રી.) નૂપુરનો અવાજ (૨) (અ.) રૂમઝૂમ

**રમઝમાટ** (પું.) ઝાંઝરનો રમઝમ અવાજ

**રમણ** (પું.) કાન્ત, પતિ (૨) (ન.) રમવું તે, વિલાસ, ક્રીડા

**રમણબુઝારું** (ન.) જાડું, મોટું, ઢંગધડા વગરનું માટીનું ઢાંકણ (૨) (લા.) તેના જેવું બેડોળ, ઢંગધડા વિનાનું કાંઈપણ

**રમણભમણ** (અ.) વેરવિખેર, અસ્તવ્યસ્ત, વેરણ-છેરણ

**રમણા,રમણી** (સ્ત્રી.) સ્ત્રી (૨) સુંદર સ્ત્રી

**રમણીક,રમણીય** (વિ.) મનોહર, સુંદર (૨) રૂપાળું, આંખને અને કાનને આકર્ષક બની રહેલું

**રમણું** (ન.) ખુલ્લી જગ્યા, ચોગાન (૨) દાદર બે કકડે હોય ત્યારે વચ્ચે મુકાતું પહોળું પગથિયું (૩) બારસાખનો એક ભાગ (૪) ક્રીડા. રમત (૫) ઝરૂખો, રવેશ

**રમત** (સ્ત્રી.) ખેલ, ક્રીડા, ગમ્મત (૨) રમવાની રીત (૩) (લા.) યુક્તિ

**રમતગમત** (સ્ત્રી.) જુદીજુદી જાતની રમતો, ખેલ, ક્રીડા

**રમતરોળિયાં** (ન.બ.વ.) નકામી રખડપટ્ટી (૨) કામને બદલે રમત કર્યા કરવી તે

**રમતવાત** (સ્ત્રી.) સાવ સહેલી, રમત જેવી વસ્તુ કે કામ, રમતાં રમતાં સધાય એવું તે

**રમતિયાળ,રમતીલું** (વિ.) રમતમાંજ ચિત્તવાળું

**રમતું** (વિ.) છૂટું, બંધનરહિત (૨) મોકળું, ખુલ્લું (૩) ઢીલું, તંગ નહિ એવું

**રમમાણ** (વિ.) રમી રહેલું, આનંદ માણતું, લીન

**રમરમ** (પું.) એવો અવાજ (૨) જીભ ઉપર થતો રવરવાટ

**રમરમાટ** (પું.) રમરમવું તે, ઝડપભેર અવાજ

**રમરમાવવું** (ક્રિ.) જોરથી અવાજ સાથે મારવું

**રમલ(-ળ)** (પું.) પાસા ફેંકી ભવિષ્ય જોવાની વિદ્યા (૨) તેના પાંચ ધાતુના પાસા

**રમવું** (ક્રિ.) ખેલવું, ક્રીડા કરવી (૨) આનંદ માણવો (૩) મનમાં કે યાદદાસ્ત પર સતત હોવું, -ત્યાંથી ન ખસવું કે ભુલાવું (૪) કામક્રીડા કરવી (૫) તમાશો-ખેલ કરવો (ભવૈયા) (૬) દાવ ખેલવો (પાસા, પત્તાં) (૭) લાડ કરવું (૮) નકામું રખડવું, રઝળવું, રસળવું

**રમસ્તળ,રમસ્તાન** (ન.) રમખાણ, તોફાન, હુલ્લડ

**રમંતું** (વિ.) રમતું, રમનારું

**રમા** (સ્ત્રી.) સુંદર સ્ત્રી (૨) લક્ષ્મી

**રમાડવું** (ક્રિ.) (લા.) પટાવવું, ફોસલાવવું, છેતરવું

**રમાપતિ** (પું.) લક્ષ્મીનારાયણ-વિષ્ણુ, પ્રભુ

**રમી** (સ્ત્રી.) ગંજીફાના પત્તાંની એક રમત

**રમૂજ** (સ્ત્રી.) મન ખુશ થાય તેવી-મજેદાર ગમ્મત (૨) મશ્કરી, વિનોદ, ટોળ, ટીખળ (૩) તમાશો, ખેલ

**રમૂજદાર** (સ્ત્રી.) રમૂજવાળું, રમૂજી

**રમૂજી** (વિ.) ગમતી, વિનોદી, મજેદાર, ટીખળી

**રમ્ય** (વિ.) રમણીય, મનોહર, સુંદર, રૂડું, રૂપાળું

**રમ્યતા,રમ્યત્વ** (ન.) રમણીયતા

**રમ્યા** (સ્ત્રી.) રાત્રિ (૨) મધ્યાશ્રુતિનો એક અવાંતર ભેદ

**રવ** (પું.) અવાજ, ધ્વનિ, નાદ (૨) (લા.) તાન, ઉમંગ (૩) (સ્ત્રી.) ગરમી, ગરમીની અસર

**રવઈ** (સ્ત્રી.) નાનો રવૈયો

**રવડવું** (ક્રિ.) આથડવું, રખડવું, ભટકવું (૨) રખડી પડવું, રઝળી પડવું

**રવરવ** (અ.) રવરવે તેમ, ચચરે તેમ

**રવરવવું** (ક્રિ.) ચચરવું (૨) અવાજ સાથે (જ્વાળાની જેમ) ગતિમાન દેખાવું (૩) (લા.) દુઃખી થવું

**રવરવાટ** (પું.) રવરવવું તે

**રવાજ** (પું.) એક તંતુવાદ્ય, રબાબ, રવાબ

**રવાદાર** (વિ.) દાણાદાર

**રવાદાર** (વિ.) યોગ્ય તરીકે રાખનાર-કબૂલ-માન્ય રાખનાર (૨) સંબંધી, હિતૈષી

**રવાદારગી,રવાદારી** (સ્ત્રી.) તરફદારી, પક્ષપાત (૨) (લા.) સોંપેલી ચીજમાંથી થોડું કાઢી લેવું તે, છૂપી દલાલી, ઉચાપત

**રવાનગી** (સ્ત્રી.) જવું-રવાના થવું તે, વિદાયગીરી (૨) તે વખતે આપેલી ભેટ (૩) પરગામ રવાના કરવું-મોકલવું તે

**રવાના(-ને)** (અ.) મોકલેલું, વિદાય કરેલું

**રવાનાચિઠ્ઠી** (સ્ત્રી.) માલ બહાર લઈ જવાની પાવતી

**રવાનુકારી** (વિ.) અવાજના અનુકરણથી થતો (શબ્દ)

**રવાલ** (સ્ત્રી.) ઘોડા તથા બળદની (અમુક એકધારા વેગવાળી) એક ધ્વન્યાત્મક પ્રકારની ચાલ

**રવિ** (પું.) સૂર્ય (૨) રવિવાર

**રવિકાંત** (પું.) સૂર્યકાંત મણિ (૨) બહિર્ગોળ દગ કાચ (તેના ઉપર સૂર્યનાં કિરણ પડતાં કેન્દ્રિત થઈ નીચેની વસ્તુમાં આગ લાગે છે.)

**રવિદિન** (પું.) રવિવાર

**રવિનંદ,રવિનંદન** (પું.) યમરાજ

**રવિબિંબ** (ન.) સૂર્યનું આભામંડળ

**રવિમંડળ** (ન.) સૂર્ય અને એના મંગળ, બુધ, ગુરુ, શુક્ર, શનિ, યુરેનસ નેપ્ચ્યુન, પ્લુટો વગેરેનો સમૂહ, સૌરમંડળ

**રવિવાર** (પું.) અઠવાડિયાનો એક દિવસ

**રવિવારું** (વિ.) રવિવારે આવતું કે શરૂ થતું

**રવી** (વિ.) વસંતઋતુ કે ત્યારનો રવીપાક (૨) શિયાળુ પાક (૩) આગોતરો પાક

**રવેશ** (પું.) માળનો બહાર પડતો ભાગ, ઝરૂખો, રમણું (૨) રિવાજ, ધારો, રસમ, શિરસ્તો

**રવેશી** (સ્ત્રી.) મકાનનો રવેશ નીચેનો પરસાળ પહેલાંનો અડાળી જેવો ભાગ

**રવૈયું** (ન.) ઘણું નાનું વેંગણ (૨) ઉપરથી થોડું ચીરી, મસાલો ભરી કરાતું-ભરતનું શાક

**રવૈયો** (પું.) દહીં વલોવવાનો વાંસ (૨) શિરસ્તો, રસમ, ધારો, ચાલ (૩) વલણ

**રવો** (પું.) દાણાદાર લોટ (૨) ધાતુનો રસ જામી જઈ બનેલો દાણો (૩) ગોળની ચાકી, ભીલું, ચાકી

**રશિયા** (પું.) યુરોપની પૂર્વે અને એશિયાની ઉત્તરનો વિશાળ પ્રદેશ

**રશ્મિ** (ન.) કિરણ, તેજની શિખા (૨) લગામ, રાશ

**રસ** (પું.) જીભથી માલૂમ પડતો સ્વાદ (ખાટો, ખારો, ગળ્યો, તીખો, કડવો, તૂરો એ છ) (૨) શરીરની સાત ધાતુઓમાંની પ્રથમ, અન્નનું પ્રથમ રૂપાંતર (જેમાંથી પછી માંસ, મેદ, વીર્ય વગેરે ધાતુ બને છે.) (૩) કાવ્ય જોવા સાંભળવાથી સ્થાયી ભાવોનો ઉદ્રેક થતાં થતો અલૌકિક આનંદ (શૃંગાર હાસ્ય, કરુણ, વીર, રૌદ્ર, ભયાનક, અદ્ભુત, બીભત્સ અને શાંત એ નવ પ્રકારનો) (૪) પ્રીતિ, આનંદ (૫) વિષય-વાસના

(૬) મમત, સરસાઈ (૭) દ્રવ, પ્રવાહી, દ્રાવણ (૮) વનસ્પતિ કે ફળનું પ્રવાહી (૯) સાર, સત્ત્વ (૧૦ રુચિ, શીખ, ગમો (૧૧) સંબંધ હિત, લાભ, નફો (૧૨) સોનું, રૂપું વગેરે ધાતુને ઓગાળીને કરેલું પ્રવાહી (૧૩) પારો (૧૪) પારા, ધાતુઓ વગેરેની ભસ્મ

**રસકસ** (પું.) સાર, સત્ત્વ, કસ

**રસગુલ્લું,રસગુલ્લો** (ન.પું.) એક બંગાળી મીઠાઈ (૨) (લા.) તેના જેવો ગોળમટોળ માણસ

**રસઘેલું** (વિ.) ભાવ કે આનંદથી કે તે માટે ઘેલું બનેલું

**રસજ્ઞ** (વિ.) રસ ઓળખનાર-સમજનાર, સહૃદય (૨) (પું.) તેવો માણસ (૩) રસાયની વૈદ્ય

**રસજ્ઞતા,રસજ્ઞત્વ** (સ્ત્રી.ન.) રસજ્ઞ હોવાપણું

**રસજ્ઞાન** (ન.) રસનું જ્ઞાન-સમજ

**રસ(-સા)ણિયો** (પું.) ઢોળ ચડાવવાનું કામ કરનાર કારીગર

**રસથાળ** (પું.) કાવ્યગત રસ કે રસો જેમાં હોય તેવો કાવ્ય ગ્રંથ કે નાની કવિતા

**રસદર્શન** (ન.) કાવ્યરસની કદર કરવાની સ્થિતિ કે કાવ્યની ખૂબીખામી બતાવી તે

**રસદાયક,રસદાયી** (વિ.) રસ આપે એવું, રસ પડે એવું, આનંદનો અનુભવ કરાવનારું

**રસદાર** (વિ.) રસવાળું, સ્વાદિષ્ઠ, લહેજતદાર

**રસદૃષ્ટિ** (સ્ત્રી.) રસની-કાવ્યાનંદની દૃષ્ટિ, 'ઍસ્થેટિક સાઇટ'

**રસધર** (પું.) મેઘ

**રસના** (સ્ત્રી.) જીભ, રસિકા (૨) દોરડું (૩) લગામ, રાશ (૪) મેખળા, કંદોરો

**રસનેંદ્રિય** (સ્ત્રી.) જીભ, જિહ્વા, રસના

**રસભંગ** (પું.) રસમાં ભંગ પડવો તે, રસક્ષતિ

**રસપ્રદ** (વિ.) રસ આપનારું, કાવ્યગત રસનો આસ્વાદ આપનારું

**રસભેર** (અ.) રસપૂર્વક, હોંશભેર, ઉમંગથી

**રસમ** (સ્ત્રી.) રીત, રિવાજ, ચાલ, રવૈયો, પ્રથા, શિરસ્તો

**રસરાજ** (પું.) પારો (૨) શૃંગાર રસ (૩) કવિશિરોમણિ (૪) કામદેવ, વસંત

**રસવાહિની** (સ્ત્રી.) અન્નના રસને લઈ જનારી નાડી (૨) પાણીને લઈ જનારી (ઝાડની નસ)

**રસવિકાર** (પું. એક રોગ. જેમ કે, વૃષણમાં રસ ઊતરવાનો, 'હર્નિયા'

**રસવું** (ક્રિ.) ઢોળ ચડાવવો, ઓપવું (૨) સુશોભિત કરવું

**રસવૃત્તિ** (સ્ત્રી.) રસબુદ્ધિ, રસ સમજવાની શક્તિ-ભાવના, રસજ્ઞતા

**રસશાસ્ત્ર** (ન.) રસાયનશાસ્ત્ર (૨) કાવ્યાદિ કલાના રસનું શાસ્ત્ર, રસમીમાંસા

**રસસિંદૂર** (ન.) પારા અને ગંધકનું એક રસાયણ

**રસળવું** (ક્રિ.) ઢીલ કરવા નકામા આમતેમ ફર્યા કરવું

**રસા** (સ્ત્રી.) પૃથ્વી, ધરા

**રસાકશી(-સી)** (સ્ત્રી.) ચડસપૂર્વક ખેંચાખેંચી, ગજગ્રાહ જેવી સ્પર્ધા, પ્રબળ હરીફાઈ, ખેંચતાણ

**રસાતલ(-ળ)** (ન.) પાંચમું પાતાળ

**રસાત્મક** (વિ.) રસવાળું, રસપૂર્ણ, રસરૂપ (૩) પ્રવાહી

**રસાત્મા** (પું.) રસસ્વરૂપ ઈશ્વર (૨) રસજ્ઞ પુરુષ

**રસાદાર** (વિ.) રસાવાળું, રસદાર, સ્વાદિષ્ટ

**રસાનંદ** (પું.) કાવ્યગત રસનો અનુભવાતો આહ્લાદ

**રસાનુભવ** (પું.) કાવ્યગત રસને માણવાની ક્રિયા

**રસાબોળ** (સ્ત્રી.) પૃથ્વી ડૂબે - રસાતળ જાય તેમ

**રસાભાસ** (પું.) કાવ્યમાં અનુચિત વિષય કે સ્થાનને લક્ષીને ઉપજાવેલો રસ

**રસાભિનિવેશ** (પું.) રસ વિષે વાસના કે રાગ- આસક્તિ

**રસાયણ(-ન)** (ન.) ધાતુ, પારા વગેરેની ભસ્મવાળી ઔષધિ (૨) વૃદ્ધત્વ અને વ્યાધિ દૂર કરનાર ઔષધ (૩) રસાયનવિદ્યા

**રસાયણ(-ન)વિદ્યા** (સ્ત્રી.) ધાતુ, પારો વગેરે મારવાની કે તાંબું વગેરે હલકી ધાતુઓનું સોનું બનાવવાની વિદ્યા (૨) રસાયણશાસ્ત્ર

**રસાયણ(-ન)શાલા(-ળા)** (સ્ત્રી.) રસાયણી પ્રયોગશાળા, 'કેમિકલ લૅબોરેટરી'

**રસાયણ(ન.)શાસ્ત્ર** (ન.) ભૌતિક પદાર્થોનાં તત્ત્વો તથા તેમનાં પરિવર્તનનાં પરિણામોની ચર્ચા કરતું શાસ્ત્ર, 'કેમિસ્ટ્રી' (૨) રસાયણવિદ્યા

**રસાયણ(-ન)શાસ્ત્રી** (વિ.) રસાયણશાસ્ત્રનો જાણકાર

**રસાયણી(-ની)** (વિ.) રસાયણ સંબંધી (૨) (પું.) રસાયણશાસ્ત્રી

**રસાલ** (પું.) આંબો (૨) સ્વાદવર્ધક ચીજ કે મસાલો (૨) (વિ.) રસવાળું

**રસાલદાર** (પું.) ઘોડેસવાર ટુકડીનો નાયક, બટાલિયનનો નાયક

**રસાલો** (પું.) ઘોડેસવાર પલટન (૨) અમલદાર કે શ્રીમંતનાં પરિજન, પરિવાર વગેરે (૩) નિબંધ, નાનું પુસ્તક

**રસાસક્ત** (વિ.) રસમાં આસક્તિ કે રાગવાળું

**રસાસ્વાદ** (પું.) (કલા વગેરેનો) રસ ચાખવો તે, રસાનુભૂતિ (૨) (જીભના) રસનો સ્વાદ-તેમાં આસક્તિ (૩) કાવ્યગત રસનો અનુભવ

**રસાળ** (સ્ત્રી.) કૂવાના પાણીના માપનો આંક (૨) (પું.) આંબો, સ્વાદવર્ધક ચીજ કે મસાલો

**રસાળ(-ળું)** (વિ.) રસવાળું (૨) ફળદ્રુપ (૩) પ્રવાહીથી ભરેલું

**રસિક** (વિ.) રસવાળું, રસપૂર્ણ (૨) રસિયું, ભાવુક, રસજ્ઞ (૩) (પું.) તેવો માણસ

**રસિકડું** (વિ.) રસિક (લાલિત્યવાચક)

**રસિકા** (સ્ત્રી.) રસજ્ઞ સ્ત્રી (૨) રસીલી સ્ત્રી (૩) જીભ

**રસિત** (વિ.) ચાખેલું (૨) રસયુક્ત, કાવ્યગત રસવાળું (૩) અવાજ કરતું, ગાજતું (૪) રસેલું, ઢોળવાળું

**રસિયું** (વિ.) રસે ઊભરાતું, રસ માણવાનો ઉત્સુક (૨) રસ અનુભવનારું (૩) (લા.) રસે ચડનારું, ચડસીલું (૪) શોખીન, વિલાસી

**રસી** (સ્ત્રી.) પરુ, પાચ, તેના જેવું પાણી (૨) રોગના જંતુઓની બનાવેલી દવા (જેને સોયવાળી પિચકારી વડે શરીરમાં દાખલ કરે છે.)

**રસીદ** (સ્ત્રી.) પહોંચ, પાવતી

**રસીદબુક** (સ્ત્રી.) રસીદની ચોપડી, પાવતી-બુક

**રસીલું** (વિ.) રસ ભોગવવા ઉત્સુક, રસિયું (૨) છબીલું, સુંદર (૩) રસથી ભરેલું, સ્વાદિષ્ટ

**રસૂલ** (પું.) પેગંબર, ખુદાનો દૂત

**રસૂલેખુદા** (પું.) ખુદાનો પેગંબર, દેવદૂત, ફિરસ્તો

**રસેશ,રસેશ્વર** (પું.) શ્રીકૃષ્ણ, રસનો સ્વામી

**રસેંદ્રિય** (સ્ત્રી.) જીભ, રસના

**રસો** (પું.) અથાણું, શાક, મુરબ્બા વગેરેનો મસાલાવાળો જાડો રસ (૨) જાડું દોરડું, રસ્સો

**રસોઈ** (સ્ત્રી.) રાંધણું, રસોઈની ક્રિયા (૨) રાંધેલું અન્ન, ભોજન

**રસોઈઘર** (ન.) રસોડું, રસોઈ કરવાનું સ્થાન

**રસોઈપાણી** (ન.) ભોજન કે તેને લગતું કામ

**રસોઈયો** (પું.) રસોઈનો ધંધો કરનારો

**રસોડું** (ન.) રસોઈ કરવાની જગ્યા, રસોઈઘર

**રસોડાખર્ચ** (ન.) રસોડાનું ખાધાખર્ચ, ભોજનખર્ચ

**રસોન્મત્ત** (વિ.) રસથી ઉત્પન્ન - ઘેલું બનેલું, રસોન્માદવાળું, રસઘેલું

**રસોન્માદ** (પું.) રસાસ્વાદથી આવતો રસનો ઉન્માદ-ઘેલછા

**રસોર્મિ** (સ્ત્રી.) રસની કે રસિક ઊર્મિ, રસની લહેર

**રસોલ્લાસ** (પું.) રસનો કે રસભર્યો ઉલ્લાસ-આનંદ

**રસોળી** (સ્ત્રી.) શરીરની સપાટી ઉપર ઊપસી આવેલી ગાંઠ, વરસોળી, ગળગંડી

**રસ્તો** (પું.) માર્ગ, રાહ, પથ, પંથ (૨) (લા.) ઉપાય, ઇલાજ (૩) સીધો કે ખરો માર્ગ, સન્માર્ગ

**રસ્સી** (સ્ત્રી.) રસી, દોરડી

**રહનસહન** (સ્ત્રી.) રહેણીકરણી, રીતભાત

**રહનુમાઈ** (સ્ત્રી.) માર્ગદર્શન, દોરવણી

**રહરહ** (અ.) ડૂસકે-ડૂસકે (રડવું)

**રહસ્ય** (ન.) છૂપો ભેદ, ગૂઢ વસ્તુ, ખાનગી, ગુપ્ત (૨) મર્મ, સત્ત્વ, ગૂઢાર્થ

**રહસ્યવાદ** (પું.) વસ્તુ ગૂઢ હોઈ સ્વાનુભવનો જ વિષય છે એવો તત્ત્વજ્ઞાનનો વાદ, 'મિસ્ટિસિઝમ'

**રહિત** (વિ.) વગરનું, વિનાનું, સિવાયનું (૨) (અ.) વિના, વગર, સિવાય

**રહીમ** (વિ.) કૃપાળુ, દયાળુ (૨) (પું.) પરમેશ્વર

**રહીશ** (વિ.) રહેવાસી, નિવાસી

**રહેઠાણ** (ન.) રહેવાનું સ્થાન, વાસ, મુકામ

**રહેણાક** (ન.) રહેવાનું સ્થાન, વાસ, નિવાસ-સ્થાન (૨) (વિ.) રહેવા માટે વપરાતું-મુખ્ય ઘર

**રહેણીકરણી** (સ્ત્રી.) વર્તન, રીતભાત, આચાર-વિચાર

**રહેમ,રહેમત** (સ્ત્રી.) દયા, અનુકંપા (૨) કૃપા, મહેરબાની, અનુગ્રહ

**રહેમદિલ** (વિ.) કૃપાળુ, દયાળુ

**રહેમદિલી** (સ્ત્રી.) કૃપાળુતા, દયા

**રહેમનજર** (સ્ત્રી.) કૃપાદૃષ્ટિ, દયાદૃષ્ટિ

**રહેમાન** (વિ.પું.) દયાળુ, કૃપાળુ (૨) પરમ કૃપાળુ પરમેશ્વર

**રહેમિયત** (સ્ત્રી.) રહેમનજર, કૃપાદૃષ્ટિ (૨) (વિ.) રહેમ-રૂપ, રહેમ મુજબનું, 'કૉમ્પેન્શનેટ'

**રહેમરાહે** (અ.) મહેરબાનીની રીતે

**રહેવાશી(-સી)** (વિ.) વતની, રહીશ, રહેનારું, નિવાસી

**રહેવાસ** (પું.) રહેઠાણ, વસવાટનો સમય (૨) રહેવું-વસવું તે

**રહેવું** (ક્રિ.) વસવું, નિવાસ કરવો (૨) ટકવું, ઠરવું, સ્થિતિ કરવી, સ્થાયી થવું (૩) માવું, સમાવું (૪) અટકવું, થોભવું, થંભવું (૫) બાકી હોવું, અધૂરું હોવું (૬) જીવવું, જીવતા રહેવું (૭) શાંત પડવું, સ્વસ્થ થવું (૮) નોકરીએ લાગવું (૯) ગર્ભ રહેવો (૧૦) હોવું (બીજા શબ્દો સાથે. ઉદા. ઢીલા રહેવું)

**રહેંસવું** (ક્રિ.) રેંસવું, ચીરી નાખવું, કતલ કરવી

**રહ્યું** (વિ.) (લા.) રહેવા દો, જતું કરો (૨) બસ, રહ્યુંસહ્યું (૩) બાકી બચેલું, બચ્યું-સચ્યું, એઠું-જૂઠું

**રળતર** (ન.) રળવું કે રળેલું તે, કમાણી, કમાઈ (૨) ઉપાર્જન

**રળવું** (ક્રિ.) કમાવું, અર્થપ્રાપ્તિ કરવી (૨) ઉપાર્જન કરવું

**રળાઉ** (વિ.) રળતું, કમાતું, કમાઉ (૨) નફો થાય તેવું

**રળિયાત** (વિ.) ખુશી, પ્રસન્ન, રાજી (૨) રળિયામણું, સુંદર

**રળિયામણું** (વિ.) સુંદર, મનોહર, રૂડું, રૂપાળું

**રળી** (સ્ત્રી.) ખુશી, હરખ (૨) હોંસ, કોડ

**રંક** (વિ.) રાંક, ગરીબ, દરિદ્ર, દીન (૨) પામર, તુચ્છ

**રંગ** (પું.) લાલ, પીળો વગેરે વર્ણ કે તેની ભૂકી કે પ્રવાહી (૨) (લા.) પટ, અસર, પાસ (૩) આનંદ, મસ્તી, તાન, મજા (૪) કેફ, નશો (૫) પ્રીતિ, સ્નેહ (૬) આબરૂ, વટ (૭) રંગભૂમિ, સ્ટેજ (૮) રણાંગણ, રણક્ષેત્ર, સમરાંગણ (૯) (લા.) ઢંગ, હાલત (૧૦) નાચવું-કૂદવું-ગાવું એ (૧૧) સ્વરોનું અનુનાસિક ઉચ્ચારણ (૧૨) અફીણનો કસૂંબો (૧૩) જાહોજહાલી (૧૪) ધન્યવાદ (૧૫) ઢબ

**રંગઅંધતા** (સ્ત્રી.) રંગને ઓળખી શકવાની કે બે રંગ વચ્ચેનો તફાવત પારખવાની આંખની અશક્તિ

**રંગકામ** (ન.) રંગ બનાવવાનું કે રંગવાનું કામ

**રંગઢંગ** (પું.બ.વ.) બાહ્ય દેખાવ, રીતભાત, ચાળા (લા.) રહેણી- કરણી, વર્તન, હાલ

**રંગત** (વિ.) રંગેલું (૨) સુશોભિત (૩) (સ્ત્રી.) રોનક, રંગની છટા (૪) મજા, આનંદ

**રંગદર્શી** (વિ.) રંગની શોભા કે મજા-રોનક દર્શાવતું

**રંગદર્શિતા** (સ્ત્રી.) રોનક, શોભા

**રંગદ્વેષ** (પું.) જુદા રંગના લોકો પ્રત્યેનો દ્વેષ કે જુદાઈનો ભાવ

**રંગનાશક** (વિ.) રંગ દૂર કરનારું

**રંગપટ** (પું.) પ્રકાશના કિરણમાંથી અમુક ક્રમવાર વર્ણ કે રંગ જુદા પડીને પટરૂપે દેખાય તે, 'સ્પેક્ટ્રમ'

**રંગપંચમી** (સ્ત્રી.) વસંતપંચમી

**રંગબાજી** (સ્ત્રી.) મોજમજા (૨) ગંજીફાની એક રમત

**રંગબેરંગી** (વિ.) વિવિધ-ભાતીગળ રંગનું

**રંગભંગ** (પું.) આનંદમાં ભંગ પડવો તે

**રંગભૂમિ(-મી)** (સ્ત્રી.) જેના ઉપર નાટક થાય છે તે ઊંચી જગ્યા, રંગમંચ (૨) નાટકશાળા

**રંગભેદ** (પું.) જુદા વર્ણના લોકો પ્રત્યે ભેદભાવ, રંગદ્વેષ

**રંગભેર** (અ.) હરખભેર, ઉલ્લાસથી

**રંગભોગ** (પું.) વિષયભોગ

**રંગમહેલ** (પું.) ભોગવિલાસ માટે બાંધેલું સુંદર મકાન (૨) મહેલનો મુખ્ય-બેઠકનો ખંડ, દીવાનખાનું

**રંગમંચ** (પું.) તખ્તો, રંગભૂમિ, નાટકશાળા

**રંગમંડપ** (પું.) ઉત્સવ નિમિત્તે શણગારેલો મંડપ (૨) રંગભૂમિ (૩) દેવમંદિરનો ખુલ્લો ચોક, ચાચર

**રંગરખું** (વિ.ન.) રંગને પકડી રાખે-પાકો કરી શકે એવું (દ્રવ્ય. જેમ કે, ફટકડી), 'મૉર્ડન્ટ'

**રંગરસ** (પું.) આનંદ, મોજમજા, ભોગવિલાસ, પ્રેમરસ (૨) કંકુનો રંગ

**રંસરસિયું** (વિ.) આનંદી (૨) ભોગવિલાસ કરનારું, વિલાસી

**રંસરાગ** (પું.) ગાનતાન, મોજમજા (૨) તમાશો (૩) ભોગવિલાસ

**રંગરૂટ** (પું.) લશ્કરમાં નવો ભરતી પામેલો સૈનિક

**રંગરૂટી** (સ્ત્રી.) લશ્કરમાં ભરતી કરવાનું કામ

**રંગરૂપ** (ન.) ઘાટ, દેખાવ, સુંદરતા (૨) (લા.) આકૃતિ

**રંગરેજ** (પું.) કપડાં રંગનાર, રંગારો

**રંગરોગાન** (ન.) રંગ અને રોગાન (વગેરેની સુશોભિતતા), રંગવાનું કામ

**રંગરોળ** (પું.) અતિ આનંદ (૨) (વિ.) રંગથી તરબોળ-રોળાયેલું

**રંગલો** (પું.) મશ્કરો, વિદૂષક, હસાવનારો

**રંગશાલા(-ળા)** (સ્ત્રી.) નાટકશાળા (૨) રંગવાનું કારખાનું

**રંગવું** (ક્રિ.) રંગ ચડાવવો (ઉપર ચોપડીને કે તેમાં બોળીને) (૨) (લા.) વાતને વધારવી કે અતિશયોક્તિથી ચગાવવી, મીઠું-મરચું ભભરાવવું (૩) (લા.) પોતાને અનુકૂળ કરવું (૪) સંગદોષ લગાવવો (૫) વિદ્યા વગેરે કળાઓમાં નિષ્ણાત કરવું ચ(૩) રંગકામ કરવાનું મહેનતાણું

**રંગાઈ** (સ્ત્રી.) રંગામણી, રંગકામ (૨) રંગવાની સફાઈ કે કળા

**રંગાટ** (પું.) રંગાઈ-રંગવાનું કામ અને કળા

**રંગાટકામ** (ન.) રંગવાનું કામ

**રંગાટિયું** (વિ.) રંગાટ સંબંધી

**રંગાટી** (પું.) રંગાટ (૨) રંગરેજ (૩) (ન.) રંગવાનું કારખાનું

**રંગાડુ,રંગાડો** (પું.) રંગ ઓગાળવાનું કૂંડું (૨) મોટું વાસણ

**રંગામણ,રંગામણી** (ન.સ્ત્રી.) રંગવાની મજૂરી, રંગવાનું કાર્ય

**રંગારો** (પું.) રંગરેજ, રંગવાનું કામ કરનાર

**રંગાલય** (ન.) રંગમંચ, રંગભૂમિ, થિયેટર

**રંગિત** (વિ.) રંગેલું, રંગત

**રંગી** (વિ.) રંગનું શોખીન (૨) (સમાસમાં છેડે) રંગવાળું, ઉદા. 'પંચરંગી' (૩) (સ્ત્રી.) એક જાતની લાલ માટી - તેનું કૂંડું (૪) મોજીલું, આનંદી (૫) પ્રેમી, આસક્તિવાળું

**રંગીતિયું** (ન.) સુથારનું રંગીનું ચોરસ ખાનું

**રંગીન** (વિ.) રંગેલું, રંગિત-રંગવાળું (૨) (લા.) આનંદી, મોજીલું લહેરી, ખુશમિજાજી

**રંગીનતા,રંગીની** (સ્ત્રી.) રંગીનપણું

**રંગીલું** (વિ.) આનંદી, મોજી, રસિયું (૨) સુંદર, ખૂબસૂરત, અલબેલું, ફાંકડું (૩) ઇશ્કબાજ, ઇશ્કી

**રંગેચંગે** (અ.) વિના તકરારે, હસતે મને, ખુશીથી, નિર્વિઘ્ને

**રંગોળી** (સ્ત્રી.) જમીન પર ખાસ કરીને બારણાની આગળના ભાગમાં રંગ પૂરી કરેલી ડિઝાઈન કે ચિત્ર

**રંચ** (વિ.) લગીર, રજ, જરા, થોડું, તદ્દન, સ્વલ્પ, સાવ (૨) તુચ્છ, હલકું

**રંજ** (પું.સ્ત્રી.) દુઃખ, ખેદ, દિલગીરી (૨) અફસોસ, પશ્ચાત્તાપ

**રંજક** (વિ.) રંચક, રજ (૨) (સ્ત્રી.) બંદૂક ફોડવા માટે તેના કાન પર મૂકેલો જરા જેટલો દારૂ (૩) (લા.) પલીતો, ઉશ્કેરણી

**રંજક** (વિ.) ખુશ કરે તેવું (સમાસને છેડે) ઉદા. મનોરંજક (૨) (પું.) રંગનાર, રંગરેજ (૩) (ન.) હિંગળોક (૪) (ન.) યકૃત અને બરોળમાંનું પિત્ત

**રંજન** (ન.) પ્રસન્ન કરવું એ (૨) રંગવું તે (૩) (વિ.) મનોરંજક

**રંજવું** (ક્રિ.) દુઃખ પામવું, દુઃખી થવું (૨) પીડવું, કનડવું (૩) ખુશ કરવું, રીઝવવું, રંજન કરવું (૪) રંગવું

**રંજાડ** (પું.સ્ત્રી.) બગાડ, નુકસાન (૨) તોફાન, મસ્તી (૩) કનડગત, સંતાપ, કલેશ

**રંજાડવું** (ક્રિ.) હેરાન કરવું, રંજાડ કરવી (૨) કનડવું

**રંજાડી** (વિ.) રંજાડ કરનારું

**રંજિત** (વિ.) રંગિત, રંગાયેલું, રંગેલું (૨) પ્રસન્ન, આનંદિત (૩) આસક્ત, અનુરક્ત (૪) (પું.) સંગીતમાં એક અલંકાર

**રંડ** (વિ.) વાંઝિયું (૨) ધુતારું

**રંડવો** (પું.) રાંડેલો, વિધુર (૨) બાયલો, નામરદ

**રંડાપો** (પું.) વિધવાપણું

**રંડી** (સ્ત્રી.) વેશ્યા સ્ત્રી, ગણિકા (૨) નાચવા-ગાવાનો ધંધો કરતી સ્ત્રી (૩) ગંજીફાનું પાનું

**રંદવું** (ક્રિ.) રંદો મારી સાફ કરવું

**રંદામણ(-ણી)** (ન.સ્ત્રી.) રંદો ફેરવવાની મજૂરી-મહેનતાણું (૨) રંદો ફેરવવાની રીત-સફાઈ

**રંદો(-ધો)** (પું.) લાકડું છોલી લીસું કરવાનું એક સુતારી ઓજાર

**રંધ્ર** (ન.) છિદ્ર, કાણું, બાકું (૨) (લા.) દોષ, કલંક, ડાઘ

**રંભણ(-ન)** (ન.) ચુંબન (૨) આલિંગન (૩) ગાયનું ભાંભરવું એ

**રંભા** (સ્ત્રી.) એક અપ્સરા (૨) સુંદર સ્ત્રી (૩) કેળ

**રંભો** (પું.) હાથાવાળું ખોદવાનું (કોશ જેવું) ઓજાર (૨) ચાંદીકામનું એક ઓજાર

**રાઈફલ** (સ્ત્રી.) એક જાતની બંદૂક

**રાઈ** (સ્ત્રી.) એક જાતના મસાલાનાં બી (૨) (લા.) મિજાજ, ખુમારી, ગુમાન (૩) ઘરેણામાં વપરાતું રેણ (૪) (સમાસમાં) શ્રેણી, પંક્તિ. ઉદા. વનરાઈ (૫) (ન.) બાવટા બંટી જેવું એક ધાન

**રાઈડો** (પું.) મોટી રાઈ

**રાઈ(-ય)તું** (ન.) રાઈ ચડાવેલા દહીંમાં શાક કે ફળની બારીક કચુંબર નાખી બનાવેલી વાનગી

**રાઉન્ડ** (વિ.) ગોળાકાર (૨) ચક્કર લેવું એ

**રાક્ષસ** (પું.) દાનવ, દૈત્ય, અસુર (૨) (લા.) રાક્ષસ જેવા લક્ષણવાળો માણસ

**રાક્ષસગણ** (પું.) રાક્ષસના સ્વભાવવાળાં-કૃત્તિકા, આશ્લેષા, મઘા, ચિત્રા, વિશાખા, જયેષ્ઠા, મૂળ, ધનિષ્ઠા અને શતતારા-નક્ષત્રોનો સમૂહ

**રાક્ષસી** (વિ.) રાક્ષસનું (૨) રાક્ષસના જેવું, ગંજાવર, વિકરાળ, ક્રૂર (૩) (સ્ત્રી.) રાક્ષસની સ્ત્રી (૪) કુતરિયો દાંત

**રાખ** (સ્ત્રી.) રાખોડી, ભસ્મ (૨) રખાત (૩) રાખવું તે (૪) (લા.) ધૂળ જેવું તુચ્છ તે

**રાખડી** (સ્ત્રી.) અનિષ્ટથી બચવા બહેન દ્વારા ભાઈને જમણે કાંડે બાંધવામાં આવતો દોરો (બળેવને દિવસે) (૨) ગર્ભિણીને પાંચમે કે સાતમે મહિને નણંદ બાંધે છે તે દોરો

**રાખણહાર(-રું)** (વિ.) રાખનારું, રક્ષણ કરનારું

**રાખવું** (ક્રિ.) રક્ષવું, પાળવું, બચાવવું, સંભાળવું (બોલ, વચન, મોં, માન) (૨) સંઘરવું (૩) સેવવું, પોષવું (ઉમેદ, ચિંતા, આશા) (૪) ધારણ કરવું, બતાવવું (દયા, મહેરબાની, ભાવ, જોર) (૫) બરાબર રહે તેમ કરવું, તેવી ચીવટ બતાવવી (અંકુશ, કાબૂ, દાબ, ધ્યાન, ચોકસાઈ, પગ, કબજો, હક) (૬) હોવા દેવું, રહેવા દેવું (ઉદા. કાયમ રાખવું, બહાલ રાખવું, છૂટ રાખવી, ઢીલું રાખવું) (૭) સ્વીકારવું, લેવું (ઉદા. ગીરો રાખવું, જમે રાખવું) (૮) સંઘરવું (૯) ખરીદવું, કબજે લેવું

(૧૦) ઉપયોગ માટે પાસે રહે એમ કરવું (૧૧) આડા સંબંધ માટે પોતાનું કરવું (પરસ્ત્રી કે પરપુરુષને) (૧૨) અન્ય ક્રિયાપદના (ભૂતકાળના) રૂપ સાથે સાતત્યનો અર્થ બતાવે (ઉદા. ઝાલી, રાખવું, લખ્યે રાખવું) (૧૩) પડ્યું મૂકવું, છોડવું (૧૪) ઊભું રાખવું, અટકાવવું (૧૫) જવા ન દેવું, જેમનું તેમ રહે એમ કરવું

**રાખોડિયું** (વિ.) રાખોડીના રંગનું

**રાખોડી** (સ્ત્રી.) ભસ્મ, રાખ (૨) (વિ.) રાખોડિયું

**રાગ** (પું.) મોહ, મમતા, આસકિત (૨) ગમો, મેળ, બનતી (૩) ક્રોધ, ગુસ્સો (૪) લાલ રંગ (૫) મનોરંજન થાય તેવી ગાવાની રીત, સંગીતમાં મુખ્ય છ ગણાય છે. (ખટરાગ) (૬) અવાજ, સૂર

**રાગ(-ગિ)ણી** (સ્ત્રી.) સ્નેહવાળી સ્ત્રી (૨) પ્રાચીન મત પ્રમાણે મુખ્ય છ રાગ અને તે તે રાગની છે પેટા-જાતિ

**રાગદ્વેષ** (પું.) રાગ અને દ્વેષ

**રાગપ્રકોપ** (પું.) રાગની અતિશયતા, અતિશય પ્રબળ રાગ

**રાગી** (વિ.) રંગેલું (૨) લાલ (૩) સંસારસુખમાં આસકિતવાળું (૪) પ્રેમી, અનુરક્ત (૫) ક્રોધી (૬) ગેય રાગ ગાનાર

**રાચ** (ન.) ઓજાર (૨) રાચરચીલું (૩) વાસણ (૪) (પું.) સાળમાં જેનાથી તાણો ઊંચોનીચો થાય છે તે, દોરીથી ગૂંથેલી બનાવટ

**રાચરચીલું** (ન.) ઘરનો સરસામાન, 'ફર્નિચર

**રાચવું** (ક્રિ.) રાજી થવું (૨) શોભવું, સુંદર દેખાવું (૩) (લા.) મગ્ન થવું, લીન થવું

**રાજ** (પું.) ભેદ, રહસ્ય, ગુપ્ત બાબત

**રાજ** (પું.) રાજા (૨) (ન.) રાજ્ય (૩) ('રાજ્ય કે રાજાને લગતું કે 'શ્રેષ્ઠ' એ ભાવમાં) સમાસમાં પૂર્વપદનું સંસ્કૃત રૂપ

**રાજઅંગ** (ન.) રાજ્યનું અંગ

**રાજ-આડતિયો** (પું.) રાજા કે રાજ્યનો આડતિયો-પ્રતિનિધિ

**રાજ-આરોપ** (પું.) રાજ્ય પ્રત્યેના ગુનાનો આરોપ, 'ઇંપીચમેન્ટ'

**રાજકન્યા** (સ્ત્રી.) રાજકુંવરી, રાજકુમારી

**રાજકર્તા** (પું.) રાજ્ય કરનાર, રાજા

**રાજ-કર્મચારી** (પું.) રાજ્યનો સેવક, સરકારી નોકર, રાજ્યસેવક

**રાજકવિ** (પું.) રાજાનો માનીતો અને આશ્રિત કવિ

**રાજકાજ** (ન.) રાજ્યને લગતું કામકાજ, સરકારી કામકાજ (૨) રાજનીતિ

**રાજકારણ** (ન.) રાજ્ય ચલાવવાની વિદ્યા, રાજવહીવટ, 'પોલિટિક્સ'

**રાજકારણી** (વિ.) રાજકારણને લગતું (૨) (પું.) રાજકારણમાં ભાગ લેનાર માણસ

**રાજ-કારભાર** (પું.) રાજકાજ, રાજ્યનો વહીવટ

**રાજ-કારભારી** (પું.) પ્રધાન, વજીર, મંત્રી (૨) મુત્સદી

**રાજ-કારભારું** (ન.) રાજવહીવટ, રાજકાજ

**રાજકુટુંબ** (ન.) રાજકુલ, રાજાનું કુટુંબ

**રાજકુમાર** (પું.) રાજાનો દીકરો

**રાજકુમારી** (સ્ત્રી.) રાજાની દીકરી, રાજકન્યા

**રાજકેદી** (પું.) રાજદ્રોહને કારણે કેદમાં પૂરવામાં આવેલો રાજકારણી પુરુષ (૨) રાજા કે રાજાના જેવા વિધિથી પૂરવામાં આવેલો કેદી

**રાજક્રાંતિ** (સ્ત્રી.) રાજસત્તાની ઊથલપાથલ-ફેરબદલી

**રાજગરો** (પું.) એક છોડનાં બી, એક જાતનું ફરાળમાં વપરાતું ખાદ્ય

**રાજઘાટ** (પું.) દિલ્હીમાં જમના-કિનારે આવેલું એક ધામ (ગાંધીજીની સમાધિનું સ્થાન)

**રાજચિહ્ન** (ન.) મુગટ, છત્ર, ચામર, દંડ વગેરે રાજાનાં ચિહ્ન (૨) ભવિષ્યમાં રાજા થશે એવું સૂચવતાં કેટલાંક સામુદ્રિક ચિહ્ન (૩) રાજાના સિક્કાની છાપ

**રાજતિલક** (ન.) રાજ્યાભિષેક વખતે રાજાને કરવામાં આવેલું ટીલું

**રાજદૂત** (પું.) રાજાનો કે રાજ્યનો એલચી, 'ઍમ્બેસેડર' (૨) મોટર-સાઇકલ, દ્વિચક્રી વાહનનો એક પ્રકાર

**રાજદૂત-ભવન** (ન.) રાજદૂતના કાર્યલય તથા નિવાસનું સ્થાન, એલચી કચેરી, 'એમ્બેસી'

**રાજદ્રોહ** (પું,) રાજાના રાજ્યનો દ્રોહ

**રાજદ્રોહી** (વિ.પું.) રાજદ્રોહ કરનાર

**રાજદ્વાર** (ન.) રાજાના મહેલનો દરવાજો (૨) રાજ-દરબાર

**રાજદ્વારી** (વિ.) રાજ કે રાજ્ય સંબંધી, રાજકીય (૨) રાજકારણીય

**રાજધાની** (સ્ત્રી.) દેશ-રાજ્યનું મુખ્ય શહેર જ્યાંથી વહીવટનું સંચાલન થાય, પાટનગર, 'કૅપિટલ સિટી'

**રાજનીતિ** (સ્ત્રી.) રાજશાસનની નીતિ કે વિદ્યા

**રાજનીતિજ્ઞ** (વિ.) રાજનીતિનું જાણકાર, તેમાં ચતુર (૨) રાજકારણી

**રાજનીતિશાસ્ત્ર** (ન.) રાજ્યનીતિનું શાસ્ત્ર, 'પોલિટિક્સ'

**રાજનૈતિક** (વિ.) રાજનીતિને લગતું

**રાજ(-જ્ય)પાલ** (પું.) રાજ્યના પાલક પુરુષ, 'ગવર્નર' (૨) રાષ્ટ્રના પેટા-રાજ્યના તે તે બંધારણીય વડા ગવર્નર

**રાજપુરુષ** (પું.) રાજ્યવહીવટ ચલાવી જાણનાર-રાજનીતિજ્ઞ પુરુષ,

**રાજકારણી** (૨) રાજાનો નોકર કે અમલદાર

**રાજ(-જ્ય)બંધારણ** (ન.) રાજ્યનું બંધારણ

**રાજભવન** (ન.) રાજાનો મહેલ (૨) ગવર્નર કે રાજ્યપાલનું ભવન

**રાજભંડાર** (પું.) રાજા કે રાજ્યનો ખજાનો-ભંડાર

**રાજભાષા** (સ્ત્રી.) રાજ્યની-તેના કામકાજ ને વહીવટની સત્તાવાર ભાષા

**રાજભોગ** (પું.) વૈષ્ણવ મંદિરમાં બપોરનો એક ભોગ તથા દર્શન

**રાજમહેલ** (પું.) રાજાનો મહેલ

**રાજમંડળ** (ન.) રાજાઓનો સમુદાય (૨) રાજાના અમીરઉમરાવો-કાર-ભારીઓ વગેરેનો સમુદાય (૩) કોઈ રાજ્યની આસપાસ આવેલાં રાજ્ય

**રાજમાન્ય** (વિ.) રાજાએ માનેલું, પ્રતિષ્ઠિત (૨) રાજ્યબંધારણીય માન્ય, 'કૉન્સ્ટિટ્યૂશનલ'

**રાજમાર્ગ** (પું.) ધોરી રસ્તો (૨) સાર્વજનિક રસ્તો

**રાજયોગ** (પું.) પતંજલિએ વર્ણવેલો અષ્ટાંગયોગ (૨) રાજા થાય તેવો ગ્રહોનો યોગ (જન્મકુંડળીમાં)

**રાજરક્ષક** (પું.) રાજાની સગીર અવસ્થામાં તેના તરફથી રાજ ચલાવનાર અધિકાર, 'રિજન્ટ'

**રાજરમત** (સ્ત્રી.) રાજકારણી દાવપેચ, યુક્તિપ્રયુક્તિ (૨) રાજ-ખટપટ (૩) રાજકીય કાવાદાવા

**રાજરીત(-તિ)** (સ્ત્રી.) રાજાના દરબારની રીતભાત

**રાજર્ષિ** (પું.) ક્ષત્રિય વંશનો ઋષિ (૨) ઋષિના જેવા આચારવાળો રાજા

**રાજલક્ષણ** (ન.) રાજચિહ્ન

**રાજલેખ** (પું.) રાજાનો લેખ-ઢંઢેરો-આજ્ઞાપત્ર

**રાજવહીવટ** (પું.) રાજ્યનો વહીવટ, રાજકારભારું
**રાજવહીવટદાર** (પું.) રાજ્યવહીવટ કરી જાણનાર, રાજપુરુષ
**રાજવિદ્યા** (સ્ત્રી.) રાજનીતિ (૨) સર્વ વિદ્યાઓમાં ઉત્તમ વિદ્યા
**રાજવી** (પું.) રાજા (૨) રાજા જેવો ભાગ્યશાળી માણસ (૩) (વિ.) રાજાને છાજે તેવું, રાજસી
**રાજશાસન** (ન.) રાજ્ય ચલાવવું તે (૨) રાજા મારફતે ચાલતો રાજવહીવટ (૩) રાજાની આજ્ઞા
**રાજ(-જા)શાહી** (સ્ત્રી.) રાજાની મરજી પ્રમાણે ચાલતું રાજ્ય, 'મૉનાર્કી'
**રાજસત્તા** (સ્ત્રી.) રાજાની કે રાજ્યની સત્તા (૨) રાજ્ય ચલાવનાર સત્તા
**રાજસત્તાક,રાજસત્તાત્મક** (વિ.) રાજસત્તા સંબંધી (૨) જેમાં રાજાની સત્તા ચાલતી હોય તે
**રાજસભા** (સ્ત્રી.) રાજાની સભા (૨) રાજાનો દરબાર (૩) ખાસ વર્ગના લોકોના પ્રતિનિધિઓની ઉપલી ધારાસભા, 'કાઉન્સિલ ઑફ સ્ટેટ'
**રાજસેવા** (સ્ત્રી.) રાજ્યની સેવા કે નોકરી, 'પબ્લિક સર્વિસ'
**રાજા** (પું.) રાજ્ય કરનાર આદમી, નૃપ, ભૂપ, રાજવી (૨) રાજાની સંજ્ઞાનું પત્તું (ગંજીફામાં) (૩) (લા.) ભોળો ને ઉદાર સ્વભાવનો માણસ (૪) (લા.) મૂર્ખ કે ગાંડો માણસ (૫) શેતરંજનું મુખ્ય મહોરું
**રાજાપુરી** (સ્ત્રી.) કેરીની એક જાત
**રાજી** (વિ.) ખુશ, પ્રસન્ન (૨) સંમત, સહમત
**રાજીખુશી** (ન.) કુશળતા, સહીસલામતી (૨) સ્વેચ્છા, હોંસ
**રાજીનામું** (ન.) નોકરીમાંથી છૂટા થવાની અથવા દાવા વગેરેમાંથી કોઈ પર બાબતમાંથી હઠી જવાની રાજીખુશી દર્શાવવી તે કે તેનું લખાણ
**રાજીપો** (પું.) રાજીપણું, ખુશી
**રાજીવ** (ન.) કમળ
**રાજીવલોચન** (વિ.) કમળ જેવી આંખોવાળું
**રાજ્ય** (ન.) તે તે રાજાની કે તે તે પ્રજાસત્તાકની હકૂમતનો પ્રદેશ (૨) સત્તા, ચલણ, અધિકાર
**રાજ્યકર્તા(-ર્ત્તા)** (પું.) રાજ્ય કરનાર, શાસક
**રાજ્યકાલ(-ળ)** (પું.) રાજ્યનો સમય-કારકિર્દી
**રાજ્યક્રાંતિ** (સ્ત્રી.) રાજ્ય કે રાજસત્તાની ઊથલપાથલ
**રાજ્યતંત્ર** (ન.) રાજ્યનું તંત્ર
**રાજ્યધુરા** (સ્ત્રી.) રાજ્યની જવાબદારી
**રાજ્યનીતિ** (સ્ત્રી.) રાજ્ય ચલાવવાની વિદ્યા, દંડનીતિ
**રાજ્યપદ્ધતિ** (સ્ત્રી.) રાજ્ય ચલાવવાની પદ્ધતિ-રીતિ
**રાજ્યપાલ** (પું.) રાજપાલ (૨) રાજ્યનો બંધારણીય વડો, 'ગવર્નર'
**રાજ્યપ્રકરણ** (ન.) રાજકારણ (૨) રાજ્યને લગતો વિષય
**રાજ્યપ્રકરણી** (વિ.) રાજ્ય પ્રકરણ સંબંધી
**રાજ્યપ્રણાલી,રાજ્યપ્રથા** (સ્ત્રી.) રાજ્ય ચલાવવાની કે રાજ્યની રીતિ
**રાજ્યબંધારણ** (ન.) રાજ્યતંત્રનું બંધારણ-તે ચલાવવાનાં ધારાધોરણો કે તેનો કાયદો
**રાજ્યભાષા** (સ્ત્રી.) રાજભાષા (૨) રાજવહીવટની સત્તાવાર ભાષા
**રાજ્યરસિક** (વિ.) રાજ્યની બાબતમાં રસ લેતું-તેમાં કુશળ
**રાજ્યલક્ષ્મી** (સ્ત્રી.) રાજાની શોભા-વૈભવ-ઐશ્વર્ય (૨) વિજયની કીર્તિ-ગૌરવ
**રાજ્યલોભ** (પું.) રાજ્ય મેળવવાનો લોભ
**રાજ્યવહીવટ** (પું.) રાજ્યવહીવટ, રાજકારભાર
**રાજ્યવ્યવસ્થા** (સ્ત્રી.) રાજ્ય બંધારણ (૨) રાજકારભાર
**રાજ્યવ્યવહાર** (પું.) રાજ્યનું કામકાજ
**રાજ્યશાસ્ત્ર** (ન.) રાજ્ય સંબંધી વસ્ત્ર, 'પોલિટિક્સ'
**રાજ્યાભિષેક** (પું.) રાજગાદી ઉપર બેસાડવું તે કે તેનો વિધિ
**રાજ્યારોહણ** (ન.) રાજ્ય પર બેસવું તે
**રાજ્યાશ્રય** (પું.) રાજ્યનો આશ્રય-આધાર કે ટેકો
**રાજ્યાસન** (ન.) રાજગાદી, સિંહાસન, તખ્ત
**રાઝ** (પું.) મર્મ, ભેદ, રહસ્ય
**રાડ** (સ્ત્રી.) ચીસ, બૂમ (૨) કજિયો, ઝઘડો (૩) (લા.) ફરિયાદ (૪) આસક્તિ, રઢ
**રાડંરાડા,રાડારાડ** (સ્ત્રી.) રાડ ઉપર રાડ પાડવી તે, બૂમાબૂમ
**રાડો** (પું.) જુવારબાજરીનો સાંઠો
**રાણી** (સ્ત્રી.) રાજાની સ્ત્રી કે સ્ત્રી રાજ્યકર્તા (૨) રાણીની સંજ્ઞાનું ગંજીફાનું પાનું
**રાણું** (વિ.) બુઝાયેલું (દીવા માટે)
**રાણો** (પું.) રાજા
**રાત** (સ્ત્રી.) રાત્રિ, નિશા (૨) (પું.) વાળંદ, નાઈ
**રાતદિવસ** (અ.) રાત્રે ને દિવસે, હંમેશાં
**રાતપાળી** (સ્ત્રી.) રાતની પાળી, રાતે પણ કામ ચાલવું તે
**રાતરાણી** (સ્ત્રી.) એક ફૂલછોડ
**રાતવરત** (અ.) રાતે ગમે તે વખતે
**રાતવાસો** (પું.) રાતે ક્યાંક મુકામ કરવો કે ખેતરમાં ચોકી માટે રહેવું તે
**રાતું** (વિ.) લાલ રંગનું (૨) આસક્ત, રત (સમાસને છેડે. ઉદા. રંગરાતું)
**રાતુંપીળું** (વિ.) (લા.) ઉશ્કેરાયેલું, આકળું, છંછેડાયેલું
**રાતોરાત** (અ.) રાત્રે ને રાત્રે, રતોવઈ, રાત વખતે
**રાત્રિ(-ત્રી)** (સ્ત્રી.) સૂર્ય આથમે ને ઊગે તેની વચ્ચેનો સમય, રાત, નિશા
**રાત્રિકાલ(-ળ)** (પું.) રાત્રિનો સમય
**રાત્રિચર્યા** (સ્ત્રી.) રાત્રે ફરવું તે (૨) રાતે ફરવાની ક્રિયા
**રાત્રિભોજન** (ન.) રાતે જમવું તે, રાતનું જમણ કે ખાનપાન
**રાત્રિશાલા(-ળા)** (સ્ત્રી.) રાતે કામ કરતી નિશાળ (ધંધાદારી માટે)
**રાત્રે** (અ.) રાતે, રાત્રિએ, રાતને સમયે
**રાધા,રાધિકા** (સ્ત્રી.) એક ગોપકન્યા (શ્રીકૃષ્ણની પરમ અનુરાગિણી)
**રાન** (ન.) જંગલ, વન, વગડો (૪) ઉજ્જડ પ્રદેશ
**રાની** (વિ.) જંગલી
**રાફ,રાફડો** (પું.) સાપ કે ઉંદરનું દર (૨) કીડી, ઊધઈ વગેરેનું એના ઉપર પોચી માટીના ઢગલાવાળું દર
**રાબ** (સ્ત્રી.) ભરડકું, કાંજી, ઘેંસ (૨) ઉકાળીને જાડો રાબ જેવો કરાતો શેરડીનો રસ
**રાબેતો** (પું.) ધારો, રિવાજ, ચાલ, રસમ, રીત
**રાભું,રાભો** (વિ.પું.) ગામડિયું (૨) અણઘડ માણસ
**રામ** (પું.) દશરથ રાજાના પુત્ર, વિષ્ણુનો એક અવતાર (૨) પરશુરામ (૩) બળરામ (૪) પરમેશ્વરનું એક નામ (૫) જીવ, દમ, હોશ (૬) વર્તમાનકૃદંતને અંતે લાગતાં તે ક્રિયા કરવાની ટેવવાળું-મસ્ત માણસ એવો અર્થ સૂચવે છે. ઉદા. ભમતારામ (૭) આનો (વ્યાજ) (૮) 'તે વર્ગમાં મોટું' એ અર્થ બતાવવા નામની પહેલાં મુકાય છે. ઉદા. રામકૂંડાળું વગેરે

**રામજણી(-ની)** (સ્ત્રી.) ગણિકા, નાચનારી

**રામઠાઠિયું** (ન.) ભાંગીતૂટી જૂની વસ્તુ

**રામડોળી** (સ્ત્રી.) ઠાઠડી, નનામી

**રામઢોલ** (પું.) મોટું નગારું

**રામણ** (સ્ત્રી.) પીડા, આપદા

**રામણ દીવો, રામણ દીવડો** (પું.) વરઘોડામાં વરની મા મંગળનો દીવો લે છે તે

**રામતુલસી** (સ્ત્રી.) એક તુલસી

**રામદ્વારો** (પું.) રામનું મંદિર (૨) ધર્મશાળા

**રામદૂત** (પું.) વાનર (૨) હનુમાન

**રામનવમી** (સ્ત્રી.) ચૈત્ર સુદ નોમ, રામચંદ્રનો જન્મદિવસ

**રામનામિયું** (ન.) રામનામવાળું ગળાનું એક ઘરેણું

**રામનામી** (સ્ત્રી.) જેના પર રામનામ છાપ્યાં હોય તેવી પિછોડી

**રામપાત્ર(-તર)** (ન.) શકોરું, બટેરું

**રામફળ** (ન.) એક ફળ

રામબાણ (ન.) કદી નિષ્ફળ ન જાય તેવું રામનું બાણ (૨) (વિ.) નિષ્ફળ ન નીવડે તેવું, અમોઘ

**રામભરોસો** (પું.) રામનો ભરોસો, ઈશ્વરાધાર

**રામરસ** (પું.) મીઠું (૨) રામની ભક્તિનો રસ

**રામરાજ(-જ્ય)** (ન.) રામચંદ્રનું રાજ્ય (૨) તેના જેવું આદર્શ ન્યાયથી ચલાવાતું સુખી રાજ્ય

**રામરોટી** (સ્ત્રી.) રાંધેલા અન્નની ભિક્ષા (૨) માલપૂઓ

**રામલીલા** (સ્ત્રી.) રામની કથાનું ભવાઈ જેવું નાટક

**રામા** (સ્ત્રી.) સ્ત્રી, નારી, વનિતા (૨) સુંદર સ્ત્રી

**રામાયણ** (ન.) રામની જીવનકથા (૨) (લા.) વીતકકથા (૩) લાંબી વાત, ટાયલું (૪) (સ્ત્રી.) મુશ્કેલ કામ, રામણ, પીડા, આપદા

**રામાવતાર** (પું.) વિષ્ણુનો રામરૂપે અવતાર

**રામી** (પું.) માળી

**રામો** (પું.) ઘરકામ કરનાર નોકર, ઘરઘાટી, ઘાટી

**રાય** (સ્ત્રી.) ધારણા, અભિપ્રાય, મત, મંતવ્ય

**રાય** (પું.) રાજા (૨) ધનવાન માણસ (૩) કેટલાંક વિશેષનામોના અંતમાં આવે છે. ઉદા. કલ્યાણરાય

**રાયજગ** (પું.) રાજસૂય યજ્ઞ (૨) (લા.) કોઈપણ મોટી સમારંભ

**રાયણ** (સ્ત્રી.) એક ઝાડ અને તેનું ફળ

**રાયણકોકડી** (સ્ત્રી.) સૂકવેલું રાયણ

**રાવ** (સ્ત્રી.) ફરિયાદ (૨) સહાયતા માટેની આજીજી (૩) ચાડી

**રાવટી(-ઠી)** (સ્ત્રી.) ગોળ છજું, અગાશી (૨) નાનો તંબૂ

**રાવણ** (પું.) દશ માથાંવાળો લંકાનો રાજા (૨) (વિ.) ચીસો પાડતું

**રાવણહથ્થો** (પું.) ભરથરીનું તંતુવાદ્ય

**રાવણું** (ન.) ગામની નાત કે પંચ ભેગું થવું તે (૨) રજપૂત ઠાકોરની મિજલસ (૩) સિપાઈઓને રહેવાનું ઠેકાણું

**રાવત** (વિ.) બાહોશ, ચાલાક (૨) શૂરવીર (૩) (પું.) ઘોડાવાળો (૪) ઘોડેસવાર યોદ્ધો

**રાવતી** (સ્ત્રી.) ઘરેણામાં વપરાતું રેણ

**રાશ** (પું.) રાશિ, ઢગલો

**રાશ** (સ્ત્રી.) દોરડું (૧૬ હાથનું) (૨) લગામ, અછોડો (૩) ભાગીદારી (૪) વ્યાજમુદ્દલ (૫) સરાસરી (૬) રાશિથી મળતી જાતિ, ગુણ, સ્વભાવ વગેરે

**રાશિ** (પું.) ઢગલો, સમૂહ, જથ્થો, ભંડોળ (૨) ગણિતનો આંકડો (૩) (સ્ત્રી.) નક્ષત્રનાં બાર ઝૂમખાંઓમાંનું પ્રત્યેક (મેષ, વૃષભ, મિથુન, કર્ક, સિંહ, કન્યા, તુલા, વૃશ્ચિક, ધન, મકર, કુંભ અને મીન)

**રાશિચક્ર** (ન.) રાશિમંડળ

**રાશી** (વિ.) ખરાબ, નરસું, નઠારું

**રાષ્ટ્ર** (ન.) દેશ, રાજ્ય ચમંડળ

**રાષ્ટ્રકુટુંબ** (ન.) જૂના બ્રિટિશ સામ્રાજ્યનાં અંગભૂત રાષ્ટ્રોનું ઐચ્છિક

**રાષ્ટ્રગીત** (ન.) રાષ્ટ્રનું કે રાષ્ટ્રીય માન્યતા પામેલું ગીત

**રાષ્ટ્રજીવન** (ન.) રાષ્ટ્રના લોકોનું-રાષ્ટ્રીય જીવન

**રાષ્ટ્રદેવ** (પું.) રાષ્ટ્રરૂપી દેવ (૨) (વિ.) રાષ્ટ્રદેવનું પૂજક

**રાષ્ટ્રદ્રોહ** (પું.) રાષ્ટ્રનો દ્રોહ - તેના હિત વિષે બેવફાઈ

**રાષ્ટ્રધર્મ** (પું.) પ્રજાનો રાષ્ટ્ર પ્રત્યેનો ધર્મ

**રાષ્ટ્રધ્વજ** (પું.) રાષ્ટ્રનો વાવટો

**રાષ્ટ્રપતિ** (પું.) રાષ્ટ્રનો કે સમગ્ર રાષ્ટ્રની મહાસભાનો પ્રમુખ

**રાષ્ટ્રપિતા** (પું.) રાષ્ટ્રની આઝાદી અને ઉન્નતિનો પિતા-ઘડવૈયો (૨) મહાત્મા ગાંધીને લગાડવામાં આવેલો સંમાનસૂચક શબ્દ

**રાષ્ટ્રપૂજા** (સ્ત્રી.) રાષ્ટ્રવાદ, રાષ્ટ્રની એકાંતિક પૂજા

**રાષ્ટ્રપ્રેમ,રાષ્ટ્રભક્તિ** (પું.સ્ત્રી.) રાષ્ટ્ર કે દેશ માટે પ્રેમ કે ભક્તિ

**રાષ્ટ્રભાવ,રાષ્ટ્રભાવના** (પું.સ્ત્રી.) રાષ્ટ્ર વિષેની લાગણી, તે માટેનું હેત કે પ્રેમ

**રાષ્ટ્રભાષા** (સ્ત્રી.) આખા રાષ્ટ્રમાં ચાલે એવી સર્વસામાન્ય ભાષા

**રાષ્ટ્રમાન્ય** (વિ.) રાષ્ટ્રે માન્ય કરેલું

**રાષ્ટ્રમુદ્રા** (સ્ત્રી.) રાષ્ટ્રે પોતાના પ્રતીક તરીકે માન્ય કરેલી મુદ્રા કે ચિહ્ન

**રાષ્ટ્રવાદ** (પું.) રાષ્ટ્ર એક સ્વતંત્ર ઘટક છે માટે તેનું હિત સાધવું એવો વાદ, રાષ્ટ્રપૂજા, 'નૅશનલિઝમ'

**રાષ્ટ્રસભા** (સ્ત્રી.) રાષ્ટ્રના લોકની પ્રતિનિધિરૂપ સભા, 'પાર્લમેન્ટ'

**રાષ્ટ્રસમૂહ** (પું.) અમુક રાષ્ટ્રોનો સમૂહ કે જૂથ. જેમ કે, બ્રિટિશ કૉમનવેલ્થ

**રાષ્ટ્રસંઘ** (પું.) રાષ્ટ્રોનો સંઘ, 'લીગ ઓફ નેશન્સ'

**રાષ્ટ્રિક,રાષ્ટ્રિ(-ષ્ટ્રી)ય** (વિ.) રાષ્ટ્રનું, -ને લગતું

**રાષ્ટ્રિ(-ષ્ટ્રી)યકરણ** (ન.) રાષ્ટ્રની માલિકીનું કરવું તે, 'નૅશનલાઇઝેશન'

**રાષ્ટ્રિ(-ષ્ટ્રી)યતા** (સ્ત્રી.) અમુક રાષ્ટ્રના હોવું તે, 'નૅશનેલિટી' (૨) રાષ્ટ્રીયપણું, રાષ્ટ્રભાવ

**રાષ્ટ્રોદ્ધાર** (પું.) રાષ્ટ્રનો ઉદ્ધાર

**રાષ્ટ્રોપયોગી** (વિ.) રાષ્ટ્રને ઉપયોગી, રાષ્ટ્રનું હિતકારી

**રાસ** (પું.સ્ત્રી.) રાશ (રાશિ) (૨) ભૂશિર (૩) ગાતાં ગાતાં ગોળાકારે ફરતાં કરાતો નાચ કે તેમાં ગવાય તેવું ગીત

**રાસક્રીડા** (સ્ત્રી.) રાસલીલા, શ્રીકૃષ્ણે ગોપીઓ સાથે કરેલી રાસની ક્રીડા

**રાસપૂર્ણિમા** (સ્ત્રી.) માગશર મહિનાની પૂનમ (જ્યારે શ્રીકૃષ્ણે રાસક્રીડા આરંભી હતી)

**રાસમંડલ(-ળ),રાસમંડલી(-ળી)** (ન.સ્ત્રી.) રાસ રમનારાઓનું મંડળ

**રાસલીલા** (સ્ત્રી.) શ્રીકૃષ્ણે ગોપીઓ સાથે કરેલી રાસની ક્રીડા

**રાસબરી** (સ્ત્રી.) (સોડા, લેમન જેવું) એક પીણું (૨) બોરના જેવું એક ફળ, તેનું પીણું
**રાસાયણિક,રાસાયનિક** (વિ.) રસાયણને લગતું, રસાયણી
**રાહ** (પું.) રસ્તો, માર્ગ, કેડો (૨) (સ્ત્રી.) રીત, તરેહ, ચાલ, શિરસ્તો (૩) (લા.) વાટ, પ્રતીક્ષા, (૪) ઉપાય, તરકીબ
**રાહગીર** (પું.) યાંત્રિક, મુસાફર, પથિક, વટેમાર્ગુ
**રાહત** (સ્ત્રી.) સુખ, આરામ, વિસામો, દુઃખમાં દિલસોજી-મદદ (૨) છૂટછાટ, 'કન્સેશન'
**રાહદારી** (પું.) રસ્તે ચાલનાર, વટેમાર્ગુ (૨) (સ્ત્રી.) રસ્તા ઉપરથી લઈ જવાતા માલ ઉપર લેવાતો કર, તેની રજાચિઠ્ઠી (૩) રાહબરી
**રાદબર** (પું.) ભોમિયો
**રાહબરી** (સ્ત્રી.) ભોમિયા થવું કે હોવું તે
**રાહે** (અ.) રસ્તે, રીતે, મુજબ
**રાહુ** (પું.) પુરાણાનુસાર નવ ગ્રહમાંનો એક, સૂર્યચંદ્રને ગ્રહણ વખતે ગ્રાસનાર પીડાકારી ગ્રહ (૨) (લા.) વિઘ્ન કરનાર વ્યક્તિ
**રાળ** (સ્ત્રી.) ઝટ સળગી ઊઠે તેવો એક વૃક્ષમાંથી મળતો પદાર્થ
**રાંક,રાંકું** (વિ.) ગરીબ, સાલસ, દીન, દરિદ્ર (૨) નરમ સ્વભાવનું (૩) નબળું, દુર્લભ, બિચારું
**રાંગ** (સ્ત્રી.) પંક્તિ, ઓળ (૨) કોટની દીવાલની બાજુ (૩) સવારી
**રાંઝણ,રાંઝણી** (સ્ત્રી.) પગનો એક રોગ, 'સાઇટિકા'
**રાંટું** (વિ.) રાંટવાળું, વાકું
**રાંડ** (સ્ત્રી.) રાંડેલી, વિધવા (૨) વેશ્યા
**રાંડેલી** (વિ.સ્ત્રી.) વિધવા
**રાંઢવું** (ન.) દોરડું
**રાંધણ** (ન.) રાંધણાનું કામ-ક્રિયા, રાંધણું
**રાંધણ-ગૅસ** (પું.) રાંધવા માટેનું બળતણ ગૅસ
**રાંધણિયું** (ન.) રસોડું, રસોઈઘર
**રાંધણિયો** (પું.) રસોઇયો
**રાંધણી** (સ્ત્રી.) રસોડું, રસોઈઘર (૨) રાંધવાની રીત-ઢબ
**રાંધણું** (ન.) રાંધવાની ક્રિયા (૨) રાંધેલી રસોઈ (૩) રાંધવાની રીત
**રાંધવું** (ક્રિ.) ખોરાક પકાવવો, રસોઈ કરવી (૨) (લા.) સાધવું, ફળ મેળવવું
**રિકાબી** (સ્ત્રી.) છીબા જેવું એક પાત્ર, રકાબી, નાની તાસક
**રિક્ત** (વિ.) ખાલી, શૂન્ય
**રિકસા,રિકસાગાડી** (સ્ત્રી.) (માણસથી ખેંચાતી) નાની બે પૈડાંની ગાડી (૨) ત્રણ પૈડાંની એક નાની મોટરગાડી
**રિઝર્વ્ડ** (વિ.) ખાસ અલાયદું રાખેલું, બોટી રાખેલું (૨) અનામત તરીકે રાખેલું (૩) અગાઉથી નોંધાયેલું
**રિઝર્વેશન** (ન.) રિઝર્વ્ડ કરાવવું કે કરાયું હોય તે (૨) અગાઉથી નોંધણી કરાવવી તે
**રિઝલ્ટ** (ન.) પરિણામ, ફળ
**રિઝામણું** (ન.) રીઝવવું કે તે માટે અપાતી વસ્તુ
**રિટ** (સ્ત્રી.) કાનૂની કે અદાલતી આજ્ઞા કે હુકમ કે તે મેળવવા માટેની અરજી
**રિટર્ન** (ન.) આવકવેરો વગેરેનું નિયત-પત્રક
**રિટર્નટિકિટ** (સ્ત્રી.) જવા આવવાની ભેગી ટિકિટ, પરત ટિકિટ
**રિટાયર્ડ** (વિ.) નિવૃત્ત થયેલું (નોકરી કે કામધંધા પરથી)
**રિદ્ધિ** (સ્ત્રી.) સમૃદ્ધિ, ઐશ્વર્ય, આબાદી (૨) ગણેશની પત્ની
**રિદ્ધિસિદ્ધિ** (સ્ત્રી.) રિદ્ધિ અને સિદ્ધિ, સુખ અને સંપત્તિ (૨) ગણેશની પત્નીઓ
**રિપુ** (પું.) શત્રુ, વેરી, દુશ્મન
**રિપૅર,રિપૅરકામ** (ન.) સમારવું તે, સમારકામ, મરમ્મત
**રિપોર્ટ** (પું.) સવિસ્તર હેવાલ, અહેવાલ, બયાન
**રિપોર્ટર** (પું.) હેવાલ આપનાર (જેમ કે, છાપાનો) (૨) ખબરપત્રી
**રિપ્લાય કાર્ડ** (ન.) જવાબ લખવા માટેના કાર્ડ સાથેનું (બેવડું) ટપાલનું-જવાબી કાર્ડ કે પત્તું
**રિફંડ** (ન.) પાછું ચૂકતે કરવું તે (૨) પુનઃભરપાઈ કરવું તે (૩) પરત મળતાં નાણાં
**રિફાઇનરી** (સ્ત્રી.) ખનિજ તેલની ગાળણી-તેનું કારખાનું (૨) ખનિજ તેલના શુદ્ધિકરણનું કારખાનું
**રિબન** (સ્ત્રી.) પટ્ટી (કાપડની), ફીત
**રિબામણ(-ણી)** (સ્ત્રી.) રિબાવાની પીડા, પજવણી, સતામણી
**રિબાવું** (ક્રિ.) ખૂબ દુઃખ આપવું, ખૂબ પીડા ભોગવવી
**રિબેટ** (સ્ત્રી.) ચૂકતે કરવાની રકમમાં અપાતી કસર કે રાહત-છૂટ
**રિમાઇન્ડર** (પું.) (યાદ આપવા માટે) ફરી લખાતો પત્ર, યાદપત્ર-સ્મૃતિપત્ર
**રિમાન્ડ** (ન.) ગુનેગારને વધુ તપાસ માટે જેલમાં પાછો મોકલવો કે પોલીસના કબજામાં સોંપવો તે
**રિમોટ કન્ટ્રોલ** (પું.) દૂરસંચાલક સાધન (૨) દૂરવર્તી નિયંત્રણ
**રિમોટ સેન્સિંગ** (ન.) સુદૂર સંવેદી વિભેદન
**રિયાજ** (સ્ત્રી.) મહેનત, પરિશ્રમ (૨) અભ્યાસ, તપ, મહાવરો
**રિયાલ** (પું.) (ઈરાનનો) એક ચલણી સિક્કો
**રિયાસત** (સ્ત્રી.) રાજ્ય, હકૂમત (૨) જાગીર (૩) દેશી રાજ્ય, રજવાડું
**રિલે** (ક્રિ.વિ.) આકાશવાણી પરનું પ્રસારણ
**રિવાજ** (પું.) ચાલ, ધારો, રીત, રસમ, રૂઢિ
**રિવિઝન** (ન.) ફરી જોઈ-તપાસી જવું તે, પુનરાવર્તન, 'ફેર-તપાસ'
**રિવેટ** (પું.) એક બાજુ માથાવાળો અને બીજી બાજુ જોડવાની વસ્તુમાં પરોવ્યા પછી ટીપીને જોડી દેવાય તેવો ખીલો, જડ
**રિવ્યુ** (પું.) ફરી તપાસ, પુનર્વિલોકન (૨) અવલોકન, સમીક્ષા, સમાલોચના
**રિવૉલ્વર** (સ્ત્રી.) એક વખત ભર્યે અનેક બાર કરી શકાય તેવી કળવાળી પિસ્તોલ
**રિશ્તેદાર** (વિ.) સગું, સંબંધી
**રિશ્તેદારી** (સ્ત્રી.) સગપણ
**રિશ્વત** (સ્ત્રી.) લાંચ, રુશવત
**રિશ્વતખોર,રિશ્વતી** (વિ.) લાંચિયું
**રિષ્ટ** (વિ.) નષ્ટ, બરબાદ, અમાંગલિક (૨) પાપજનક (૩) અમંગળ કરનારું (૪) (ન.) અશુભ, અમંગળ (૫) નાશ (૬) પાપ
**રિસામણી** (સ્ત્રી.) એક જાતનો છોડ, લજામણી (૨) રિસાવું તે
**રિસાવવું** (ક્રિ.) રીસમાં આવે તેમ કરવું
**રિસાવું** (ક્રિ.) ક્રોધથી નારાજ થવું, ક્રોધે ભરાવું
**રિસાળ,રિસાળવું** (વિ.) રિસામણું
**રિસીવર** (પું.) સગીરની કે કજિયાની મિલકતની વ્યવસ્થા માટે નિમાતો સરકારી અમલદાર (૨) સંદેશો ઝીલવાનું યાંત્રિક સાધન (ટેલિફોન, વાયરલેસ વગેરેનું)

**રિસેપ્શન** (ન.) સત્કાર, સન્માન, સ્વાગત કરવું તે, આદરમાન (૨) લગ્ન બાદ વરવધૂને મળવા માટેનો સમારંભ - મેળાવડો, સત્કાર-સમારંભ
**રિસેપ્શન-કમિટી** (સ્ત્રી.) સ્વાગત-સમિતિ
**રિસ્ટવૉચ** (ન.) કાંડાનું ઘડિયાળ
**રિસેસ** (સ્ત્રી.) (કામ કે શાળા વગેરેમાં) વચ્ચે મળતી છુટ્ટી-આરામનો સમય વિશ્રાંતિ, વિરામ
**રિહર્સલ** (સ્ત્રી.) નાટ્ય-સંવાદ વગેરે અગાઉથી અભ્યાસ માટે ભજવવાં તે, પૂર્વાવર્તન, પૂર્વાભ્યાસ
**રિંગ** (સ્ત્રી.) વીંટી, અંગૂઠી, મુદ્રિકા (૨) રમતગમત કે અખાડાની યા શૅરબજારની અંદરની જગ્યા (૩) ફોન, ઘંટડી વગેરેનો અવાજ
**રિંગ-માસ્ટર** (પું.) સર્કસની રિંગનો નિયંત્રક
**રીઝવું** (ક્રિ.) પ્રસન્ન થવું, ખુશી થવું, ખુશ થવું, સંતુષ્ટ થવું
**રીઝવવું** (ક્રિ.) રાજી થાય એમ કરવું
**રીડ** (સ્ત્રી.) રાડ, બૂમ, પોકાર, ચિચિયારી, ચીસ
**રીડર** (પું.) (યુનિ.માં અમુક કક્ષાનો) એક પ્રકારનો અધ્યાપક
**રીઢું** (વિ.) વપરાઈને મજબૂત થયેલું (૨) દુઃખ વેઠી કઠણ થયેલું (૩) નઘરોળ, સુધરે નહીં એવું ગુનેગાર
**રીતિ** (સ્ત્રી.) રીત, પ્રકાર, તરેહ, ઢબ, પ્રણાલી, રસમ (૩) પદ્ધતિ, રૂઢિ, ધારો (૩) શૈલી (કા.શા.)
**રીતે** (અ.) રીત પ્રમાણે (૨) પેઠે, પ્રમાણે (૩) તરીકે
**રીબવું** (ક્રિ.) કનડવું, ખૂબ દુઃખ આપવું
**રીમ** (ન.) વીસ ઘા (કાગળ) ચપટી
**રીલ** (સ્ત્રી.) દોરો વીંટેલી ગરગડી કે ભૂંગળી (૨) સિનેમાનાં દૃશ્યોની લાંબી
**રીસ** (સ્ત્રી.) રિસાવું તે, રોષ, ગુસ્સો, ક્રોધ
**રીસવું** (ક્રિ.) રિસાવું, ક્રોધથી નારાજ થવું, ક્રોધે ભરાવું
**રીંગણ,રીંગણું** (ન.) રીંગણનું ફળ - એક શાક, વંતાક
**રીંગણી** (સ્ત્રી.) રીંગણાનો છોડ
**રીંછ** (ન.) એક રાની હિંસ્ર પ્રાણી
**રુઆબ** (પું.) રોફ, ઑ, પ્રભાવ, પ્રતાપ (૨) ભપકો, દબદબો
**રુઆબદાર** (વિ.) રુઆબવાળું, રોફવાળું, ભપકાદાર
**રુકાવટ** (સ્ત્રી.) રોકાણ, રોકી દેવું એ - અટકાયત (૨) અટકી જવું તે
**રુક્કો** (પું.) ટૂંકી ચિઠ્ઠી
**રુક્ષ** (વિ.) રૂક્ષ, લૂખું, શુષ્ક, ખરબચડું (૨) કઠોર
**રુખ** (પું.) ગાલ (૨) ચહેરો, શિકલ (૩) (લા.) પક્ષપાત, વલણ (૪) ભાવતાલ, દર (૫) સમય સમયની પરિસ્થિતિ
**રુખસત(-દ)** (સ્ત્રી.) બરતરફી, રજા (૨) પરવાનગી, છુટ્ટી (૩) (લા.) રવાનગી, વિદાય, પ્રસ્થાન
**રુગ્ણ** (વિ.) માંદું
**રુગ્ણાલય** (ન.) દવાખાનું, હૉસ્પિટલ
**રુચવું** (ક્રિ.) ગમવું, પસંદ પડવું
**રુચિ** (સ્ત્રી.) ઇચ્છા, ભાવ, મરજી, ગમો (૨) પસંદગી (૩) રસવૃત્તિ, રસજ્ઞતા (૪) ભૂખ
**રુચિકર** (વિ.) રુચિ ઉત્પન્ન કરે તેવું (૨) ગમે એવું, સુંદર
**રુચિકરતા** (સ્ત્રી.) રુચિકર હોવાપણું
**રુચિત** (વિ.) રુચેલું, ગમતું, ભાવતું (૨) રુચિર (૩) (ન.) ઇચ્છા, મરજી
**રુચિભંગ** (પું.) રસબુદ્ધિને ન ગમવું તે
**રુચિર** (વિ.) તેજસ્વી, સુંદર, મનોહર, મનમોહક (૨) રુચિ થાય તેવું
**રુચિરા** (સ્ત્રી.) એક છંદ
**રુઝાવું** (ક્રિ.) 'રુઝવું'નું ભાવે, ઘા પુરાઈ ઉપર નવી ચામડી - રુઝ આવવી
**રુત** (ન.) અવાજ, ધ્વનિ (પશુપક્ષીનો)
**રુથેનિયમ** (ન.) એક મૂળધાતુ
**રુદન** (ન.) રોવું એ, રડવું તે, રોદણું, વિલાપ, રોદન
**રુદ્ધ** (વિ.) રોકાયેલું, રૂંધાયેલું
**રુદ્ર** (વિ.) ભયંકર, ભયાનક, ભયજનક (૨) (પું.) મહાદેવ, શિવ, શંકર (૩) એ નામના અગિયાર દેવામાંનો દરેક
**રુદ્રતા,રુદ્રતાલ** (સ્ત્રી.પું.) સંગીતનો એક તાલ
**રુદ્રમાળ,રુદ્રમહાલય** (પું.) એક પ્રાચીન મકાન (સિદ્ધપુરમાં જેનાં ખંડેર છે.)
**રુદ્રાક્ષ** (પું.સ્ત્રી.) એક વૃક્ષ અને તેનું બી
**રુદ્રી** (સ્ત્રી.) શિવની સ્તુતિનું એક વૈદિક સૂક્ત કે તેનો અગિયારવાર પાઠ
**રુધિર** (ન.) લોહી, રક્ત, ખૂન
**રુધિરવાહિની** (સ્ત્રી.) લોહીની નસ
**રુધિરાભિસરણ** (ન.) શરીરમાં રુધિરનું ફરવું તે
**રુધિરાશય** (ન.) હૃદયમાં રુધિર માટેનું પાત્ર કે સ્થાન, હૃદયનો તે માટેનો એક ભાગ
**રુબાબ** (ન.) એક જાતની સારંગી, રબાબ
**રુબાયત** (સ્ત્રી.) અરબી, ફારસી કે ઉર્દૂ ચોપાઈ
**રુવાંટી** (સ્ત્રી.) કુમળા અને ઝીણા વાળ
**રુશવત** (સ્ત્રી.) લાંચ
**રુશવતખોર** (વિ.) લાંચિયું
**રુશવતખોરી** (સ્ત્રી.) લાંચિયાપણું
**રુષ્ટ** (વિ.) ગુસ્સે થયેલું
**રુસવા** (વિ.) ફજેત, બદનામ
**રુંડ** (ન.) માથું, ડોક (૨) (વિ.) બોડું, અપંગ
**રુંડમાળ** (સ્ત્રી.) માણસના માથાની ખોપરીઓનો હાર
**રુંધન** (ન.) રોકવું, રોકાવું કે ગૂંગળાવવું તે (૨) અકળામણ, રુંધામણ, રુંધાવું એ, રુંધાણ
**રૂ** (ન.) બી કાઢી લીધેલો કપાસ (૨) (પું.) મોં, ચહેરો (૩) (પું.) કારણ
**રૂએ** (અ.) પ્રમાણે -ને આધારે કે ક્રમે અથવા કારણે
**રૂખ** (સ્ત્રી.) રૂખ (૨) અટકળ (૩) વિચાર, અભિપ્રાય (૪) બજારનું વલણ, ભાવતાલ (૫) યોગ્ય પ્રસંગ, મોખ
**રૂખડો** (પું.) એક ઝાડ, વારખડો
**રૂઝ** (સ્ત્રી.) રુઝાવું તે
**રૂટ** (પું.) માર્ગ, રસ્તો
**રૂઠવું** (ક્રિ.) કોપવું, ગુસ્સે થવું (૨) રિસાવું
**રૂડું** (વિ.) સારું, ઉત્તમ, સુંદર, રૂપાળું
**રૂઢ** (વિ.) ઘણા કાળથી પ્રચાર કે વપરાશમાં હોવાથી દઢ થયેલું, ખૂબ જામી ગયેલું, ઘર કરી ગયેલું
**રૂઢાચાર** (પું.) રૂઢ બની ગયેલો આચાર, ઘણા વખતથી ચાલુ હોય તેવો રીતિરિવાજ

**રૂઢાર્થ** (પું.) શબ્દનો રૂઢિથી બંધાયેલો અર્થ

**રૂઢિ** (સ્ત્રી.) રૂઢ થયેલી રીતિ કે રિવાજ (૨) તે કારણથી શબ્દનો અમુક અર્થબોધ કરાવવાની શક્તિ

**રૂઢિગ્રસ્ત** (વિ.) રૂઢિમાં જકડાયેલું

**રૂઢિચુસ્ત** (વિ.) રૂઢિને વળગી રહેનારું, રૂઢિનાં પાલન કે માન્યતામાં ચુસ્ત

**રૂઢિપ્રયોગ** (પું.) ભાષામાં રૂઢ-રૂઢિથી જેનો વિશેષ અર્થ થતો હોય તેવો શબ્દપ્રયોગ

**રૂપ** (ન.) આકાર, દેખાવ, સ્વરૂપ, મૂર્તતા (૨) સૌંદર્ય, શોભા, કાંતિ (૩) વેશ (૪) રૂપક, નાટક (૫) વાક્યમાં વાપરવા પ્રત્યય વગેરે લગાડીને તૈયાર કરેલો શબ્દ-પદ (૬) (વિ.) (સમાસને અંતે) સરખું, સમાન કે 'તેના જેવા રૂપનું' એવો અર્થ બતાવે (ઉદા. દુઃખરૂપ)

**રૂપક** (ન.) એક પ્રકારનુ નાટક, 'રેડિયો એકાંકી' (૨) એક અર્થાલંકાર, જેમાં ઉપમેયને ઉપમાન સાથે તદ્રૂપ કે અભિન્ન બતાવી વર્ણન કરેલું હોય છે. (૩) સંગીતનો એક તાલ (૪) ગાયન (સંગીત) (૫) (પું.) રૂપ-નાટક કરનાર, નટ

**રૂપરંગ** (ન.બ.વ.) રૂપ અને રંગ -તેની છટા, દેખાવનું સુડોળપણું, બાહ્ય દેખાવ

**રૂપરેખા** (સ્ત્રી.) માત્ર રૂપ બતાવનારી રેખા (૨) આછો ખ્યાલ, સંક્ષિપ્ત વિગત (કાર્યક્રમ વગેરેમાં)

**રૂપસુંદરી** (સ્ત્રી.) રૂપવતી સ્ત્રી

**રૂપાળું** (વિ.) સુંદર, ફૂટડું, દેખાવડું

**રૂપાંતર** (ન.) રૂપમાં ફેરફાર, અન્ય રૂપ

**રૂપાંતરિત** (વિ.) રૂપાંતર પામેલું, બીજા રૂપમાં મુકાયેલું

**રૂપાંતરિત રજા** (સ્ત્રી.) અર્ધ પગારી રજાનું પૂરા પગારની રજામાં રૂપાંતર, 'કૉમ્યુટેડ લીવ'

**રૂપિયો** (પું.) ૧૦૦ નવા પૈસા બરાબર (ભારતનો) એક સિક્કો (હવે કરન્સી નોટના રૂપમાં)

**રૂપિયાભાર** (વિ.પું.) એક રૂપિયાના વજન જેટલું, તોલા જેટલું

**રૂપું** (ન.) એક ધાતુ-રજત, ચાંદી

**રૂપેરી** (વિ.) રૂપાનું, રૂપા જેવું, ચળકતા સફેદ રંગવાળું

**રૂબરૂ** (અ.) સમક્ષ. પ્રત્યક્ષ, હાજરીમાં, મોઢામોઢ

**રૂબલ** (પું.) રશિયાનું સત્તાવાર ચલણ

**રૂમ** (ન.) યુરોપી તુર્કસ્તાન, પ્રાચીન રોમનો પ્રદેશ (૨) (સ્ત્રી.) ઓરડી, ખોલી, કોટડી

**રૂમઝૂમ** (અ.) ઝાંઝર કે વરસાદનો અવાજ

**રૂમાલ** (પું.) (હાથ-મોં લૂછવાનો) કાપડનો કકડો

**રૂરલ** (વિ.) ગામડાનું-ને લગતું, ગ્રામીણ (૨) ગ્રામ, ગામઠી, ગ્રામ્ય

**રૂલ** (પું.) નિયમ, ધારો, કાયદો, કાનૂન (૨) રાજ્ય, અમલ, શાસન (૩) (ન.) લીટી પાડવાની ગોળ આંકણી (૪) (સ્ત્રી.) છાપકામમાં વપરાતી ધાતુની એક પટી (તે વડે રેખા મુકાય છે.)

**રૂવું** (ન.) રૂવું, શરીર ઉપરનો નાનો વાળ, રોમ, રૂવાંટું

**રૂસ** (પું.) યુરોપએશિયા બંનેમાં ફેલાયેલો એક દેશ, 'રશિયા'

**રૂસણું** (ન.) રિસાવું તે

**રૂહ** (પું.) આત્મા, જીવાત્મા

**રૂંગું** (ન.) રુદન, રડવું તે

**રૂંછડું,રૂંછું** (ન.) ટૂંકો વાળ કે તાંતણો

**રૂંધ** (સ્ત્રી.) રૂંધાવું તે, રોકાણ, પ્રતિબંધ (૨) આંટી, અકળામણ

**રૂંધવું** (ક્રિ.) રોકવું (૨) ગૂંગળાવું

**રૂંધામણ** (સ્ત્રી.) રૂંધાવું તે, ગૂંગળામણ (૨) રૂંધાવાની ક્રિયા

**રૂંવાડું,રૂંવું** (ન.) શરીર ઉપરનો નાનો વાળ, રોમ, રુવાંટું

**રે** (અ.) એ ! ઓ ! (સંબોધનનો ઉદ્‌ગાર) (૨) કવિતામાં પાદપૂર્તિ માટે નિરર્થક મુકાય છે.

**રેઈન-કોટ** (પું.) વરસાદમાં પહેરવાનો ખાસ ડગલો (ઝટ પલળે નહીં એવા કપડાનો)

**રૅક** (પું.) વસ્તુઓ મૂકવા માટેનો ઘોડો

**રેકર્ડ** (ન.) નોંધ (૨) દફતર, ફાઇલ (૩) (સ્ત્રી.) ગ્રામોફોન વાજાની થાળી-ચૂડી (૪) (પું.ન.) પરાકાષ્ઠા, આંક, છેલ્લી હદ

**રેકિઝન** (ન.) એક પ્રકારનું પ્લાસ્ટિક

**રૅકેટ** (ન.) ટેનિસનું બૅટ (૨) (ન.) શોરબકોર, બૂમાબૂમ, ધાંધલ ધમાલ (૩) પૈસા કઢાવવા માટે ખરાબ માણસોની ટોળીએ કરેલી અપ્રામાણિક યુક્તિ-ચાલબાજી, લબાડીનો ધંધો (૪) ષડયંત્ર, કારસ્તાન

**રૅક્ટર** (પું.) યુનિવર્સિટીનો એક અધિકારી (૨) છાત્રાલયનો ગૃહપતિ

**રેખતો** (પું.) ફારસી અને ઉર્દૂ કવિતાનો એક ઢાળ

**રેખવું** (ક્રિ.) રેખા દોરવી, રેખા કે લીટી આંકવી

**રેખા** (સ્ત્રી.) લીટી, આંકો, લકીર (૨) હાર, હરોળ, પંકિત

**રેખાગણિત** (ન.) ભૂમિતિ

**રેખાચિત્ર** (ન.) રેખાઓથી દોરેલું ચિત્ર, રેખાંકન (૨) (લા.) કોઈના જીવનનું ટૂંકું નિરૂપણ, 'સ્કેચ'

**રેખાચિત્રણ** (ન.) રેખાથી જ ચિત્ર દોરવું તે, રેખાંકન

**રેખાંકન** (ન.) આલેખ, ગ્રાફ, ચિત્ર, આલેખન (૨) લીટાઓ દ્વારા ચિત્રની જુદીજુદી ભાત ઉપસાવવી એ, 'સ્કેચ' (૩) લીટીઓ દ્વારા મકાનો વગેરેના માપનો ખ્યાલ આપવો એ, 'પ્લેનિંગ'

**રેખાંશ** (પું.) ઉત્તર અને દક્ષિણ ધ્રુવમાંથી પસાર થતી પૃથ્વીના ગોળા ઉપરની લીટી, 'લૉન્જિટ્યૂડ'

**રેખાંશવૃત્ત** (ન.) રેખાંશનું વર્તુળ

**રેખિક** (વિ.) રેખાગણિત સંબંધી, 'જ્યૉમેટ્રિકલ'

**રેગિસ્તાન** (પું.ન) રેતાળ પ્રદેશ, રણ, મરુભૂમિ

**રેચ** (પું.) જુલાબ (૨) (લા.) ધમકી, ડર

**રેચક** (વિ.) જુલાબ કરે એવું (૨) શ્વાસ બહાર કાઢતું (૩) (પું.) રેચક (પ્રાણાયામ)

**રેચન** (ન.) રેચ કે જુલાબ થવો કે કરાવવો તે (૨) શ્વાસ બહાર કાઢવો તે

**રેજિમેન્ટ** (સ્ત્રી.) લશ્કરની ચાર કંપની એટલે કે આશરે ૧૦૦૦નો કાયમી ઘટક

**રેઝર** (પું.) અસ્ત્રો

**રેટ કન્ટ્રાક્ટ** (પું.) નિયત દર અંગેનો કરાર

**રેટિના** (સ્ત્રી.) નેત્રપટલ

**રેડ** (વિ.) જાડું રગડા જેવું (૨) (સ્ત્રી.) પૂંઠ કેડો (૩) સરાકરી કર્મચારીઓ દ્વારા કાયદેસર રીતે અચાનક મરાતો છાપો કે દરોડો (કરવેરા અધિકારી કે પોલીસે તે તે ક્ષેત્રમાં ગુનેગારોને પકડવા)

**રેડ-ઍલર્ટ** (સ્ત્રી.) સાબદા રહેવા માટેનો સંકેત

**રેડક્રૉસ** (ન.) (તોફાન, યુદ્ધ, અકસ્માત વગેરે વખતે) ઘાયલની સારવાર કરતી વિશ્વવ્યાપી મંડળી કે તેની સંસ્થા

**રેડક્રૉસ સોસાયટી** (સ્ત્રી.) કુદરતી કે માનવસર્જિત આફતોનો ભોગ બનેલી વ્યક્તિઓની શુશ્રૂષા-સારવાર કરતી વિશ્વવ્યાપી સંસ્થા

**રેડવું** (ક્રિ.) પ્રવાહીની ધાર કરવી (૨) ધારા ચલાવીને ભરવું, અંદર નાંખવું

**રેડિયમ** (ન.) વિદ્યુતશક્તિવાળી એક વિરલ ધાતુ

**રૅડિયલ** (વિ.) આરીય (૨) કિરણોનું-માંનું કિરણોની જેમ ગોઠવેલું રેડિયમ ધાતુનું, ત્રિજ્યાનું મધ્યબિંદુ કે કેન્દ્રમાંથી નીકળતી લીટીઓનું-વાળું

**રૅડિયેટર** (ન.) કિરણોત્સર્ગ દ્વારા ઓરડામાં ગરમી ફેલાવવાનું યંત્ર (૨) મોટરમાં કે વિમાનમાં એંજિનને ઠંડું રાખવાનું ઉપકરણ (૩) યંત્રમાં ફરતા કે વહેતા પાણીને ઠંડું કરનાર સાધન

**રેડિયો** (પું.) તાર વગર અવાજ દૂર સંભળાવવાનું કે સાંભળવાનું યંત્ર કે તે ક્રિયા ચસાધન

**રેડિયો ટેલિસ્કોપ** (ન.) આકાશી પદાર્થોમાંથી આવતા રેડિયો તરંગો ઝીલતું

**રેડી** (સ્ત્રી.) એક જાતની ઘોડી (૨) (વિ.) તૈયાર, સજ્જ

**રેઢિયાળ** (વિ.) રઢિયાર, રવડતું, ધણી વિનાનું (૨) નકામું, નમાલું (૩) (લા.) કિંમત વગરનું, માલ વગરનું

**રેઢું** (વિ.) રખડતું, સંભાળ-રક્ષણ વિનાનું (૨) જાડું, ગાઢું, રેઢિયું, ઘટ્ટ

**રેણ** (સ્ત્રી.) રાત્રિ (૨) રજ, ઝીણી ધૂળ

**રેણ** (ન.) ધાતુની સાંધ કરવાનું ઝારણ

**રેણગર** (પું.) રેણ કરનાર, 'વેલ્ડર'

**રેતી** (સ્ત્રી.) પથ્થરનો ઝીણો ભૂકો, વાલુકા, વેકૂર

**રૅનેસાં** (ન.) નવજાગૃતિ, પુનર્જાગૃતિ

**રેન્જર** (પું.) વનખંડ-કર્મચારી

**રેપ** (સ્ત્રી.) આરોહની મીંડ (સંગીત)

**રૅપર** (ન.) વીંટાળવાનો કાગળ

**રેફ** (પું.) જોડાક્ષરમાં પૂર્વે 'ર' સાથે આવતા અક્ષર ઉપર કરાતું 'ર'નું આવું ચિહ્ન. જેમ કે, કાર્ત્સ્ન્ય

**રૅફરન્સ** (ન.) અનુસંધાન, સંદર્ભ (૨) ઉલ્લેખ

**રૅફરી** (પું.) પંચ, ખેલપંચ, મધ્યસ્થ, નિર્ણાયક (૨) પરીક્ષક

**રેફુ** (પું.) બાતમીદાર, જાસૂસ, ગુપ્તચર (૨) (સ્ત્રી.) રેતવાનો ઢગલો

**રૅફ્રિજરેટર** (પું.) જેની અંદર મૂકેલી વસ્તુઓ ઠંડી થઈ સારી રહે અથવા ઠરી જાય તેવું એક યંત્ર-સાધન, 'ફ્રિજ'

**રેબઝેબ** (અ.) પરસેવાથી નીતરતું

**રેલ** (સ્ત્રી.) પૂર (૨) (લા.) પુષ્કળતા

**રેલ** (સ્ત્રી.) રેલગાડીનો પાટો

**રેલગાડી** (સ્ત્રી.) પાટા પર ચાલતી ગાડી

**રેલભાડું** (ન.) રેલગાડીની ટિકિટનું ખર્ચ

**રેલમછેલ** (સ્ત્રી.) રેલીને છલકાઈને જવું તે (૨) (લા.) પુષ્કળતા

**રેલ-લાઇન** (સ્ત્રી.) રેલગાડીનો પાટો (૨) (સ્ત્રી.) રેલગાડીનો માર્ગ

**રેલવું** (ક્રિ.) રેલ આવવી, જોસથી વહેવું (૨) જવું, પરવરવું (૩) (ક્રિ.) જોરથી રેડવું (૪) ઢોળવું (૫) રેલમાં તાણી જવું, દૂર કરવું

**રેલવું** (ન.) એક જાતનો પાણીનો સાપ, જળસાપ

**રેલવે-સ્ટેશન** (ન.) આગગાડીને થોભવાનું તે તે મથક

**રેલસંકટ** (ન.) પાણીની રેલથી ઉપજેલું સંકટ-આફત

**રેલારેલ** (સ્ત્રી.) રેલમછેલ

**રેલાવું** (ક્રિ.) પાણીરૂપે કે પ્રવાહીરૂપે ઢોળાવું-પ્રસરવું, રેલો ચાલવો

**રેલિંગ** (સ્ત્રી.) લોખંડની કે સિમેન્ટની વાડ

**રેલી** (સ્ત્રી.) સ્વયંસેવક, બાલવીર જેવા સમૂહ કે દળનો મેળાવડો (૨) કોઈ કાર્યની પુષ્ટિ કે વિરોધ દર્શાવવા માટે ભેગા થવું તે (૩) સંમેલન

**રેલો** (પું.) નાનો પ્રવાહ

**રેવડી** (સ્ત્રી.) ખાંડની ચાસણી અને તલની એક બનાવટ (૨) (લા.) બેહાલ, ફજેતી

**રૅશન** (ન.) ફાળવણી પ્રમાણે નિયત પ્રમાણ-માપ (૨) ફાળવણી પ્રમાણેનું સીધું

**રૅશન-કાર્ડ** (ન.) રેશન માટેની સીધાચિઠ્ઠી-પત્ર

**રૅશનિંગ** (ન.) જરૂરની વસ્તુઓની (સરકારે) નિયત ફાળવણી કરવી તે, માપબંધી

**રેશમ** (ન.) એક જાતના કીડાની લાળના તંતુ કે તેનું બનાવેલું કાપડ (૨) (સ્ત્રી.) એક જાતની ઘોડી

**રેશમી** (વિ.) રેશમનું, હીરનું (૨) રેશમ જેવું સુંવાળું

**રેષા** (સ્ત્રી.) રેખા, લીટી

**રેસ** (વિ.) જરા, લગાર (૨) (ન.) રજ (૩) ઘોડદોડની રમત, તેને લગતો જુગાર

**રેસકોર્સ** (પું.) ઘોડાદોડનું મેદાન

**રેસાદાર** (વિ.) રેસાવાળું, તંતુવાળું

**રેસિડન્ટ** (વિ.) નિવાસી, રહેનાર, કાયમી

**રેસો** (પું.) તંતુ (વનસ્પતિ, ફળ વગેરેનો)

**રેસ્ટોરાં** (સ્ત્રી.) નાસ્તાગૃહ, ભોજનાલય, વીશી, ઉપાહારગૃહ

**રેંકડી(-ળી)** (સ્ત્રી.) નાની બળદગાડી (૨) ભારની નાની લારી

**રેંજીપેંજી** (વિ.) નમાલું, સાવ સામાન્ય

**રેંટ** (પું.) કૂવામાંથી પાણી કાઢવાની ઢોચકાંવાળી ચક્કરની યોજના (૨) ગિલ્લીદંડાનો બીજો દાવ

**રેંટિયાબારશ(-સ)** (સ્ત્રી.) ભાદરવા વદ બારશ (ગાંધીજીની જન્મતિથિ)

**રેંટિયો** (પું.) હાથે સૂતર કાંતવાનું ચક્રનું એક સાધન

**રૈ** (પું.) ધન, સંપત્તિ, દોલત (૨) સોનું

**રૈયત** (સ્ત્રી.) પ્રજા, જનેતા, લોકો, વસતી

**રૈયતવારી** (વિ.સ્ત્રી.) બારોબાર ખેડૂત પાસેથી મહેસૂલ ઉઘરાવવું તે (જમીનદારીથી ઊલટું) કે તેને લગતું

**રો** (પું.) હદ, શુમાર

**રોક** (વિ.) રોકડું (૨) (સ્ત્રી.) રોકણી, રોકડી મૂડી, રોકાયેલી મૂડી

**રોક્કળ,રોક્કળાટ** (સ્ત્રી.પું.) રોવું ને કકળવું તે, રોકૂટ, રડારોળ, રડારડ

**રોકટોક** (સ્ત્રી.) રોકવું કે ટોકવું તે, કશો પણ વાંધો કે વિરોધ (૨) અટકાયત

**રોકડ** (વિ.) રોકડું, 'કૅશ' (૨) (સ્ત્રી.) રોકડા પૈસા

**રોકડ-કિંમત** (સ્ત્રી.) રોકડ લેતાં આપવાની કિંમત, 'કૅશ વૅલ્યુ', 'કૅશ - પ્રાઇસ'

**રોકડ-જમા** (પું.) રોકડું જમા કરાવેલું નાણું, 'કૅશ ડિપોઝિટ'

**રોકડ-નાણું** (ન.) રોકડું નાણું, 'રેડી મની'

**રોકડમેળ** (પું.) રોકડેથી આપ્યા લીધાના હિસાબની ચોપડી

**રોકડવહી** (સ્ત્રી.) જેમાં નાણાંની હાથોહાથ લેવડ-દેવડ થતી હોય તે, રોકડ જમા-ઉધાર કરવાનો ચોપડો, રોકડમેળ, 'કૅશ બુક'

**રોકડ-વેચાણ** (ન.) રોકડેથી વેચાણ, 'કૅશ સેલ'

**રોકડ-વ્યવહાર** (પું.) રોકડેથી કે રોકડનો વ્યવહાર-લેવડ-દેવડ, 'કૅશ ટ્રાન્ઝેક્શન'

**રોકડ-સિલક** (સ્ત્રી.) રોકડી-હાથ પર સિલક, 'કૅશ બૅલેન્સ'

**રોકડ-હિસાબ** (પું.) રોકડ વ્યવહારનો હિસાબ, 'કૅશ એકાઉન્ટ'

**રોકડિયું** (વિ.) રોકડ વહેવાર કરનારું (૨) (લા.) હાજરજવાબી

**રોકડિયો** (પું.) રોકડ વહેવાર કરનાર કારકુન, 'કૅશિયર'

**રોકડું** (વિ.) ઉધાન ન રાખેલું પણ તરત આપેલું (નાણું) (૨) નગદ નાણું (નોટ નહિ) (૩) કાંઈ પણ છૂપાવ્યા વિના તરત કહેલું (કથન) (૪) (લા.) તેવો જવાબ

**રોકવું** (ક્રિ.) અટકાવવું, જવા ચાલવા કે થવા ન દેવું, આંતરવું (૨) કામે વળગાડવું, નોકરીમાં રાખવું (૩) વેપાર-ધંધામાં મૂડી તરીકે નાખવું (નાણું), 'ઇન્વેસ્ટમેન્ટ'

**રોકાણ** (ન.) રોકવું કે રોકાવું તે, થોભવું એ (૨) અટકાયત (૩) કામકાજ વગેરે માટે રોકાવું કે થોભવું પડે તે (૪) મૂડી, રોકેલું નાણું

**રોકાણ-કિંમત** (સ્ત્રી.) રોકાયેલ નાણાં પરથી આકારાય તે કિંમત, 'કૅપિટલ વેલ્યુ'

**રોકાણકાર** (પું.) નાણાં કે મૂડી રોકનાર

**રોકાણ-બજાર** (ન.) નાણાં રોકવા અંગેનું બજાર, શૅર કે નાણાબજાર

**રૉકેટ** (ન.) તીર કે ગબારા પેઠે ગગનમાં યાંત્રિક રીતે ફેંકાતું સાધન (૨) એ પ્રકારની એક આતશબાજી (૩) અક જાતનું અવકાશયાન

**રોગ** (પું.) બગાડ, વિકાર, તંદુરસ્તીમાં બગાડો, વ્યાધિ, દર્દ, બીમારી (૨) એક ચોઘડિયું

**રોગગ્રસ્ત** (વિ.) રોગમાં સપડાયેલું, માંદું, બીમાર

**રોગચાળાશાસ્ત્ર** (ન.) રોગચાળાનું શાસ્ત્ર, 'ઍપિડેમિયોલૉજી'

**રોગચાળો** (પું.) રોગનો ફેલાવો-ઉપદ્રવ, 'ઍપિડેમિક'

**રોગજનક** (વિ.) રોગ પેદા કરે એવું, રોગકારક

**રોગજંતુ** (ન.) રોગ પેદા કરે એવું-રોગનું જંતુ

**રોગનિદાન** (ન.) રોગનું નિદાન-તેનું કારણ વગેરે તપાસવું ને તેને પારખવો તે

**રોગપરીક્ષા** (સ્ત્રી.) રોગ નિદાન કરવું તે

**રોગપ્રતિકારક રસી** (સ્ત્રી.) રોગ સામે રક્ષણ આપતી રસી

**રોગમુક્ત** (વિ.) રોગમાંથી મુક્ત-સાજું થયેલું, નીરોગી

**રોગવિદ્યા** (સ્ત્રી.) રોગ વિષેની વિદ્યા, 'પૅથોલૉજી'

**રોગાન** (પું.ન.) તેલ, મીણ, લાખ, વગેરેનું એક જાતનું મિશ્રણ (લાકડાં, લૂગડાં વગેરે ઉપરથી ચડાવે છે.)

**રોચક** (વિ.) રુચિ કરાવે તેવું, ગમતું, રુચિકર, રૂચિકારક (૨) મનોરંજગક (૩) સ્વાદિષ્ટ

**રોચન** (ન.) રુચવું તે (૨) ભપકો, મનોહર, દેખાવ, દમામ

**રોજ** (પું.) દિવસ, દહાડો, દિન (૨) (લા.ન.) એક દિવસની મજૂરી (૩) (અ.) હંમેશા

**રોજગારવાંછું** (ન.) રોજગારની ઇચ્છા રાખનારું

**રોજગારવેરો** (પું.) રોજગાર પર લેવાતો વેરો, વ્યવસાયવેરો

**રોજગારી** (સ્ત્રી.) રોજગાર, કામધંધો

**રોજદાર** (પું.) દહાડિયો, રોજથી કામ કરનાર

**રોજનામું** (ન.) રોજમેળ

**રોજનીશી(-સી)** (સ્ત્રી.) રોજના કામની નોંધપોથી, ડાયરી (૨) વાસરિકા

**રોજબરોજ** (અ.) રોજ રોજ, દરરોજ, નિત્ય

**રોજમેળ** (પું.) દરરોજનો હિસાબ (૨) રોજનો હિસાબ (૩) રોજનો હિસાબ લખવાનો ચોપડો

**રોજરોજ,રોજંદા** (અ.) હંમેશાં

**રોજિંદાર** (વિ.પું.) રોજથી કામ કરનાર

**રોજિંદારી** (સ્ત્રી.) રોજગાર, રોજી (૨) રોજની મજૂરી (૩) કમાણી

**રોજિંદું** (વિ.) રોજનું, હંમેશનું, નિત્યનું

**રોજી** (સ્ત્રી.) રોજગાર, રોજનું ભરણપોષણ (૨) ગુજરાત (૩) રોજની આવક, પેદાશ

**રોજો** (પું.) મોટા અને ધાર્મિક મુસલમાનની કબર, મકબરો (૨) (ઇસ્લામમાં) દિવસનો ઉપવાસ

**રોટલી** (સ્ત્રી.) ચપાટી-ઘઉંના લોટની પાતળી વણીને થતી ગોળ વાની

**રોટલો** (પું.) હાથે ઘડીને બનાવેલી બાજરા, જુવાર, મકાઈ વગેરેની જાડી રોટલી જેવી વાનગી (૨) (લા.) આજીવિકા, ગુજરાન, ભરણપોષણ

**રોડ** (વિ.) રેઢ, ગાઢું (જાડું સાથે વપરાય છે.)

**રોડ** (પું.) રસ્તો, માર્ગ, પથ (૨) ચડાવ, ઊંચાણવાળો રસ્તો

**રોતડ,રોતડું,રોતલ** (વિ.) ઝટ રોઈ પડે એવું

**રોન** (સ્ત્રી.) રાતની ચોકી માટે ફરવું તે

**રોનક** (સ્ત્રી.) તેજ, ભપકો, પ્રકાશિત શોભા

**રૉનિયો** (પું.) મૂળ લખાણની નકલો કાઢવાનું એક યાંત્રિક સાધન

**રોપ** (પું.) વાવેલો કે વાવવા માટેનો રોપો, નાનો છોડ, છોડવો

**રોપણી** (સ્ત્રી.) રોપણ, વાવણી, રોપવાનું કામ-ક્રિયા

**રોપવું** (ક્રિ.) વાવવું, સ્થાપવું (૨) ખોડવું, ઊભું કરવું

**રોપ-વે** (પું.) રસ્સીમાર્ગ

**રોફ(-બ)** (પુ.) ભપકો, દબદબો, ઑ, પ્રભાવ (૨) પ્રતાપ, તેજ, દાબ

**રોફબંધ,રોફભેર** (અ.) રોફથી, રોફપૂર્વક

**રોફી(-બી)** (વિ.) રોફવાળું

**રૉબોટ,રોબો** (પું.) યંત્રમાનવ

**રોમ** (પું.ન.) રૂંવાડું, રુવાંટું, રૂંવું, શરીર ઉપરના વાળ

**રોમાંચ** (પું.) (લાગણીથી) શરીર ઉપરનાં રૂંવાં ઊભાં થવાં તે

**રોમાંચિકા** (સ્ત્રી.) રોમાંચ કરે એવી ઘટના કે એવું એકાંકી

**રોમાંચિત** (વિ.) રોમાંચ થયો હોય તેવું

**રોમિયો** (પું.) શૅકસપિયરના એક નાટકનું પાત્ર (૨) (લા.) ઇશ્કી માણસ

**રોમેન્ટિક** (વિ.) કૌતુકપ્રિય

**રોમેન્ટિસિઝમ** (ન.) રંગદર્શિતાવાદ

**રૉયલ** (વિ.) એક ખાસ કદનો (છાપવાનો કાગળ) (૨) રાજાને લગતું, શાહી, દરબારી

**રૉયલ્ટી** (સ્ત્રી.) લેખક, કળાકાર વગેરેને તેમની કૃતિના વેચાણ ઉપર જે મહેનતાણું ઠરાવી આપવામાં આવે તે (૨) હકસી, હકસાઈ

**રોલ** (પું.) આંકણી, રૂલર, રોલર (૨) વીંટો, ફીંડલું, પિંડો (જેમ કે, કૅમેરાની ફિલ્મનો) (૩) હાજરીપત્રક, નામની યાદી

**રોલ** (પું.) (વહાણમાં બેસતાં આવતાં) ચક્કર, તમ્મર (૨) એક જાતનું રેશમી કાપડ (૩) છાપયંત્રનું રોલર

**રોલર** (પું.) ગબડે તેવો ગોળ ઘાટ (જેમ કે, છાપખાનાનો, જમીન દાબવાનો) (૨) જમીન સમતલ કરવાનું યંત્ર (૩) મુદ્રણ આદિ યંત્રનો એક ભાગ

**રોલું** (વિ.) બાઘું, મૂર્ખ, મૂઢ (૨) નમાલું

**રોવું** (ક્રિ.) રડવું, રુદન કરવું (૨) -ને રડવું, -નું દુઃખ કરવું, ગાવું (૩) (ન.) રડવું તે, રોણું

**રોશન** (વિ.) ચળકતું, પ્રકાશતું (૨) જાહેર, પ્રગટ, પ્રકાશિત

**રોષ** (પું.) ગુસ્સો, ક્રોધ, કોપ, રીસ, ખીજ

**રોષિત** (વિ.) રોષવાળું, ગુસ્સે ભરાયેલું, કોપાયમાન

**રોષીલું** (વિ.) રોષ રાખે એવું

**રોસ્ટર** (ન.) રોસ્ટર કર્મચારી યાદી (૨) કર્મચારી નામાવલિ, કાર્યક્રમસૂચિ, કર્તવ્યસૂચિ

**રોહ** (પું.) કળી, અંકુર

**રોહ** (ન.) એક ઘાસ, એક ઝાડ

**રોહડો** (પું.) એક ઘાસ

**રો-હાઉસ** (ન.) હારબંધ અડોઅડ ઘર

**રોહિણી** (સ્ત્રી.) ચોથું નક્ષત્ર (૨) વીજળી (૩) બળરામની માતા (૪) ચંદ્રની પટરાણી (૫) આયતા-શ્રુતિનો એક પ્રકાર (૬) નવ વર્ષની કન્યા

**રોહિત** (ન.) રાતું

**રોળવવું** (ક્રિ.) રોળે એમ કરવું (૨) (લા.) જેમ તેમ ચલાવી લેવું, નિભાવી લેવું

**રોળવાવું** (ક્રિ.) ચિડાવું, ખિજાવું, ગુસ્સે થવું (૨) 'રોળવવું'નું કર્મણિ

**રોળવું** (ક્રિ.) ચોળવું, મસળવું (૨) ધૂળમાં રગદોળવું, મેલું કરવું (૩) (લા.) કચરી મારી નાંખવું (૪) પાયમાલ કરવું (૫) પજવવું

**રોંચું** (વિ.) ગામડિયું, જંગલી, અસભ્ય, અબુધ

**રોંઢું** (ન.) ત્રીજો પહોર, સમી સાંજનો વખત

**રોંઢો** (પું.) ત્રીજા પહોરનું જમણ (૨) વાળુ

**રૌદ્ર** (વિ.) રુદ્ર સંબંધી (૨) ભયંકર, અત્યંત ઉગ્ર, ભયાનક (૩) (પું.) રૌદ્રપણું, રુદ્રતા (૪) કાવ્યના નવ રસોમાંનો એક

**રૌપ્ય** (વિ.) રૂપાના (૨) રૂપા જેવું

**રૌપ્ય મહોત્સવ** (પું.) ૨૫ વર્ષનો ઉત્સવ, 'સિલ્વર જ્યુબિલી'

**રૌરવ** (ન.) એક નરક

## લ

**લ** (પું.) ચાર અર્ધસ્વરોમાંનો ત્રીજો વ્યંજન

**લઈ** 'લેવું'નું કૃદંત રૂપ. જેમ કે, લઈ લેવું, લઈ જવું

**લઈને** (અ.) -ને લીધે, કારણે. ઉદા. 'હાથમાં લઈને'

**લઉઓ** (પું.) રાજાની પાસે રહેતો મશકરો, લૌવો

**લક(-ક્ક)ડધક(-ક્ક)ડ** (અ.) ધમધોકાર, ઝપાટાબંધ

**લક(-ક્ક)ડિયું** (વિ.) લાકડાનું (૨) કઠણ (૩) ઝાડને પણ બાળી દે એવું (હિમ) (૪) (ન.) કઠોડું, મસાલો રાખવાની ખાનાવાળી લાકડાની પેટી (૫) ગડાકુ બનાવવાનું લાકડાનું ખામણાવાળું ગચિયું

**લકવો** (પું.) શરીરનું એકાદ અંગ રહી જવાનો રોગ, પક્ષાઘાત

**લકીર** (સ્ત્રી.) લીટી, રેખા

**લકું(-કૂં)બો** (પું.) કોળિયો, લાડવો, ફાયદો (કટાક્ષમાં)

**લકૂટી** (સ્ત્રી.) લાકડી

**લક્કડ** (ન.) લાકડું (બહુધા સમાસમાં વપરાય છે.)

**લક્કડકામ** (ન.) લાકડાનું કામ, સુતારીકામ

**લક્કડકોટ** (પું.) લાકડાનો કોટ કે આંતરો (૨) વહાણમાંથી જ્યાં લાકડાં ઊતરે છે તે ડક્કો

**લક્કડખોદ** (પું.) એક પક્ષી

**લક્કડધક્કે** (અ.) સખત રીતે, જોરથી

**લક્કડપીઠ** (સ્ત્રી.) લાટી, લાકડાનું પીઠું

**લક્કડફોડો** (પું.) લાકડાં ફાડનારો

**લક્કડશી(-સી)** (વિ.) લાકડા જેવું કઠણ (૨) (પું.બ.વ.) એક મીઠાઈ

**લક્કડશી લાડુ** (પું.) એક મીઠાઈ

**લકઝરી-બસ** (સ્ત્રી.) આરામદાયક બસ, વૈભવી બસ

**લક્ષ** (પું.) લાખની સંજ્ઞા (૨) ધ્યાન (૩) ઉદ્દેશ (૪) (તાકવાનું) નિશાન

**લક્ષક** (વિ.) સૂચક, લક્ષ ખેંચે એવું

**લક્ષચોરાશી(-સી)** (સ્ત્રી.) લખચોરાસી, ચોરાસી લાખ જન્મનું ચક્ર

**લક્ષણ** (ન.) ચિહ્ન, નિશાની (૨) ગુણ, બીજી વસ્તુથી જુદો પાડનાર ખાસ ધર્મ (૩) તેવા ધર્મનું કથન, વ્યાખ્યા (ન્યા.) (૪) ઢંગ, આચરણ

**લક્ષણધર્મ** (પું.) લક્ષણ કે ધર્મ, ગુણધર્મ

**લક્ષણવંતું** (વિ.) સુલક્ષણું (૨) (કટાક્ષમાં) નઠારાં લક્ષણવાળું

**લક્ષણા** (સ્ત્રી.) લક્ષ્યાર્થનો બોધ કરાવનાર શબ્દની શક્તિ (વ્યા.)

**લક્ષણીય** (વિ.) લક્ષમાં લેવા યોગ્ય

**લક્ષધા** (અ.) લાખ રીતે

**લક્ષવું** (ક્રિ.) તાકવું (૨) તાકીને બેસવું (૩) અટકળ કરવી (૪) શોધી કાઢવું, જોઈ જવું

**લક્ષાધિપતિ** (પું.) લાખ રૂપિયાની પૂંજીવાળો, લખપતિ (૨) શ્રીમંત

**લક્ષાલક્ષ** (ન.) દશ્ય-અદશ્ય, જ્ઞેય-અજ્ઞેય

**લક્ષિત** (વિ.) દેખાડેલું (૨) દેખેલું (૩) લક્ષણાથી જાણેલું (વ્યા.)

**લક્ષી** (વિ.) લક્ષવાળું, લક્ષતું, લક્ષમાં લેતું (સામાન્ય રીતે સમાસને અંતે. ઉદા. હેતુલક્ષી)

**લક્ષ્મણ** (પું.) રામનો નાનો ભાઈ, સુમિત્રાનો પુત્ર

**લક્ષ્મણા** (સ્ત્રી.) શ્રીકૃષ્ણની આઠ પટરાણીઓમાંની એક (૨) એક વનસ્પતિ

**લક્ષ્મી** (સ્ત્રી.) વિષ્ણુની પત્ની, ધનની અધિષ્ઠાત્રી દેવી, ચૌદ રત્નમાંનું એક (૨) ધન, દોલત

**લક્ષ્મીકાન્ત,લક્ષ્મીનાથ,લક્ષ્મીપતિ,લક્ષ્મીવર** (પું.) વિષ્ણુ

**લક્ષ્મીતાલ** (પું.) એક જાતનો તાલ (સંગીત)

**લક્ષ્મીનારાયણ** (પું.બ.વ.) લક્ષ્મી અને નારાયણ (૨) વિષ્ણુ

**લક્ષ્મીપૂજન, લક્ષ્મીપૂજા** (ન.સ્ત્રી.) આસો વદ તેરસના (ધનતેરસ) દિવસે કરાતી લક્ષ્મીની પૂજા

**લક્ષ્મીવંત(-તું),લક્ષ્મીવાન** (વિ.) પૈસાદાર

**લક્ષ્ય** (વિ.) લક્ષ આપવા જેવું (૨) તાકવાનું, તાકી શકાય તેવું (૩) જોઈ શકાય-જાણી શકાય તેવું, દશ્ય (૪) (ન.) ધ્યેય (૫) લક્ષ, હેતુ (૬) નિશાન (તાકવાનું) (૭) લક્ષ્યાર્થ (૮) જેનું લક્ષણ બાંધવાનું હોય તે (ન્યા.)

**લક્ષ્યબિંદુ** (ન.) લક્ષ્ય, ધ્યેય

**લક્ષ્યવેધ** (પું.) ધારેલા નિશાનને તોડી પાડવું કે પહોંચી જવું તે

**લક્ષ્યવેધી** (વિ.) લક્ષવેધી, ધારેલું નિશાન પાડનાર

**લક્ષ્યાર્થ** (પું.) મુખ્યાર્થનો બાધ થયે તેનાં સંબંધી જે બીજો અર્થ લેવો પડે છે તે (વ્યા.)

**લક્ષ્યાંક** (પું.) લક્ષ્યમાં લેવાનો કે લીધેલો અંક, અંતિમ નિશાન

**લખ** (વિ.) લાખ (૫.) (૨) દશ્ય (જગત માટે) (૩) (સ્ત્રી.) લત, છંદ

**લખચોરાશી(-સી)** (સ્ત્રી.) ચોરાસી લાખ જન્મનું ચક્ર

**લખ(-ખ્ખ)ણ** (ન.) લક્ષણ, ચિહ્ન

**લખણી** (ન.) ટીપ, યાદી (દાન કે ઉઘરાણીની)

**લખણું** (ન.) લખવાનું વતરણું, લેખણ (૨) લખણી (૩) લખાણ, લખત

**લખત** (ન.) કરાર, સહી સાથેનું લખાણ (૨) નસીબના લેખ

**લખપતિ** (પું.) લાખોપતિ, લક્ષાધિપતિ

**લખલખ** (વિ.) ચળકતું, સ્વચ્છ (૨) (અ.) લખલખે એમ

**લખલખવું** (ક્રિ.) ફાટવું, પીડા થવી (૨) ચકચકવું, ઝળકવું (૩) લખલખ એવો અવાજ થવો (પાણી ઊછળવાથી. જેમ કે, કૂતરું પાણી પીએ ત્યારે) (૪) લવલવવું (૫) તીવ્ર ભૂખ લાગવી, તીવ્ર અભિલાષા થવી

**લખલખાટ** (પું.) ઝગમગાટ (૨) લવારો (૩) સણકો, પીડા (૪) ધાસ્તી, ડર (૫) ઘોંઘાટ, ધમાલ (૬) ધખણા, ભૂખ

**લખલૂટ** (વિ.) પુષ્કળ, બેશુમાર (૨) વિપુલ

**લખવું** (ક્રિ.) લખાણ કરવું (૨) આલેખવું (૩) અવોલકવું, જોવું

**લખંલખા** (સ્ત્રી.) ઉપરાઉપરી કે સામસામી લખવું તે

**લખાઈ,લખામણ,લખામણી** (સ્ત્રી.) લખવાનું મહેનતાણું

**લખાણ** (ન.) લખવું તે (૨) લખેલું તે

**લખાણપઢાણ** (ન.) લેખિત પુરાવો

**લખાપટ્ટી(-ડી)** (સ્ત્રી.) લખંલખા કરવું-વારંવાર લખવું તે

**લખારો** (પું.) લવારો, નકામી ટકટક (૨) લાખની ચૂડી વગેરે બનાવનારો (૩) લાખ ચડાવવાનું કામ કરનારો

**લખાવટ** (સ્ત્રી.) લખાણ (૨) લખવાની ઢબ (૩) ધાસ્તી (૪) લવારો

**લખિતંગ** (વિ.) (ત્રીજી વિભક્તિમાં કર્તા સાથે પત્ર) લખનાર, લિખિતંગ

**લખી** (સ્ત્રી.) ઘોડીની એક જાત

**લખેશરી** (વિ.) તાલેવંત (૨) (પું.) લખપતિ

**લખોટા-ચોકઠું** (ન.) (બાળકોને ગણવા માટે) લખોટાનું ચોકઠું હોય છે તે, 'ઍબૅક્સ'

**લખોટી** (સ્ત્રી.) કાચ કે પથ્થરની (રમવાની) નાની ગોળી

**લખોટો** (પું.) મોટી લખોટી (૨) અગત્યના કે સરકારી કાગળોનો સીલબંધ બીડો

**લખ્યાલેખ** (પું.બ.વ.) વિધિએ લખેલ લેખ, નસીબ, વિધિ

**લગડી** (સ્ત્રી.) સોના કે ચાંદીના ઢાળો

**લગણ** (પું.) બોજો (૨) (અ.) લગી, સુધી

**લગત** (વિ.) લગતું, નજીકનું (૨) (સ્ત્રી.) સંબંધ, ઘરોબો (૩) (અ.) પાસે, જોડે, લાગીને

**લગતી** (સ્ત્રી.) લગત, સંબંધ (૨) વગ, શરમ

**લગતું** (વિ.) સંબંધી, લાગું પડતું, નજીકનું

**લગન** (ન.) લગ્ન, પરણવું તે, વિવાહ (૨) પરણાવાનું મુહૂર્ત (૩) (સ્ત્રી.) લગની

**લગનગાળો** (પું.) લગનની મોસમ

**લગનઘડી** (સ્ત્રી.) લગનની મુખ્ય ક્રિયા કરવાની ઘડી-મુરત તે

**લગનપડી,લગનપડો** (સ્ત્રી.પું.) વરના તરફથી કન્યાને ત્યાં લગ્નનો શુભ દિવસ લખી, મોકલાતું કંકુનું પડીકું

**લગનસરા** (સ્ત્રી.) લગનગાળો

**લગનિયો** (પું.) વરને તેડવા જનારો કન્યા તરફનો માણસ (૨) (લા.) ઠાઠમાઠિયો માણસ

**લગની** (સ્ત્રી.) રઢ, લહે, લત, લગન

**લગભગ** (અ.) પાસે, અડોઅડ (૨) આશરે, અંદાજથી

**લગરીક** (વિ.) લગાર, લગીર, લગીરેક, થોડું (૨) (અ.) થોડા વખત માટે

**લગવાડ** (સ્ત્રી.) સંબંધ, પ્રીતિ

**લગવું** (ન.) નક્કી કરેલા ભાવે દરરજો અમુક વસ્તુ લેવી તે (૨) (ક્રિ.) લાગવું, વળગવું, પહોંચવું

**લગાડવું** (ક્રિ.) અડકાડવું (૨) ચોપડવું (૩) વળગાડવું, લાગુ કરવું (૪) સળગાવવું

**લગાતાર** (અ.) સતત, લાગલાગટ

**લગામ** (સ્ત્રી.) ઘોડાના મોંનું લોઢાનું ચોકઠું (૨) તેને બાંધેલી હાંકનારના હાથમાં રહેતી દોરી (૩) (લા.) અંકુશ

**લગાર,લગારેક** (વિ.) થોડું (૨) (અ.) થોડા વખત માટે

**લગાવ** (પું.) લગાડવાનો પદાર્થ (૨) મીણ

**લગાવવું** (ક્રિ.) લગાડવું, અડકાડવું (૨) ચોપડવું (૩) વળગાડવું, લાગુ કરવું (૪) મારવું, ઠોકવું

**લગી** (અ.) લગણ, સુધી

**લગીર,લગીરેક** (વિ.) થોડું (૨) (અ.) થોડા વખત માટે

**લગેજ** (ન.) (રેલવે) ઉતારુનો સામાન

**લગેજ ઑફિસ** (સ્ત્રી.) જ્યાં ઉતારુનો સામાન જોખાવી રસીદ કઢાવવામાં આવે અને લગેજના ખાસ ડબામાં મોકલવામાં આવે તે ઑફિસ

**લગેજ પાર્સલ** (ન.) લગેજના ખાસ જુદા ડબામાં મોકલાતું પાર્સલ

**લગોલગ** (અ.) છેક પાસે, અડીને (૨) લગભગ, પાસે

**લગ્ન** (વિ.) લાગેલું, વળગેલું (૨) લીન, આસક્ત (૩) (ન.) જેટલો સમય પૃથ્વી એક રાશિમાં રહે તેટલો વખત (૪) કોઈ શુભ કાર્ય કરવાનું મુહૂર્ત (૫) પરણવાનું મુહૂર્ત (૬) લગન, પરણવું તે, વિવાહ, પરિણય

**લગ્નકાલ(-ળ)** (પું.) લગ્ન કે બીજા શુભ કાર્યનું મુહૂર્ત

**લગ્નકું(-કૂં)ડળી** (સ્ત્રી.) જન્મ સમયે કયો ગ્રહ કઈ રાશિમાં હતો તે બતાવનાર કુંડળી, જન્મકુંડળી

**લગ્નગાળો** (પું.) લગ્નની મોસમ

**લગ્નગીત** (ન.) લગ્ન પ્રસંગે ગવાતું ગીત કે તેવું લોકગીત

**લગ્નજીવન** (ન.) દંપતીનું ગૃહજીવન, ઘરસંસાર, દાંપત્ય

**લગ્નતિથિ,લગ્નદિન,લગ્નદિવસ** (સ્ત્રી.પું.) લગ્નનો દિવસ

**લગ્નનક્ષત્ર** (ન) લગ્ન માટે શુભ નક્ષત્ર

**લગ્નપત્રિકા** (સ્ત્રી.) કંકોતરી

**લગ્નપ્રથા** (સ્ત્રી.) લગ્ન કરીને વંશવૃદ્ધિ કરવી જોઈએ એવો રિવાજ અથવા પ્રણાલી

**લગ્નમંડપ** (પું.) લગ્ન માટે તૈયાર કરેલો મંડપ, માંડવો

**લગ્નમુહૂર્ત** (ન.) લગ્નનો સમય

**લગ્નવેરો** (પું.) લગ્નને નિમિત્તે થતો વરો કે ભોજન વગેરે

**લગ્નવિચ્છેદ** (પું.) છૂટાછેડા, ફારગતી
**લગ્નવિધિ** (સ્ત્રી.) પરંપરા પ્રમાણેના રિવાજ મુજબનો પરણાવવા માટે થતો શાસ્ત્રોક્ત વિધિ
**લગ્નસ્થાન** (ન.) લગ્નોત્સવનું સ્થાન (૨) (જ્યોતિષની) કુંડળીનું પ્રથમ સ્થાન
**લગ્નોત્સવ** (પું.) લગ્નનો ઉત્સવ-ઉજવણી
**લઘરવઘર** (વિ.) ફાટેલા કપડાંવાળું, ચીથરેહાલ
**લઘરું** (વિ.) ફાટેલાં કપડાંવાળું, ચીથરેહાલ (૨) (લા.) મેલુંઘેલું (૩) (ન.) (લા.) મોહ, વળગાડ, લફરું, લગની
**લઘિમા** (સ્ત્રી.) લઘુપણું (૨) આઠ સિદ્ધિઓમાંની એક-અતિ લઘુ થઈ જવું તે
**લઘુ** (વિ.) નાનું (૨) હલકું (૩) સહેલું (૪) હ્રસ્વ, એક માત્રાનું (૫) (પું.) હસ્ત, પુષ્ય અને અશ્વિની નક્ષત્રોનું નામ
**લઘુઉદ્યોગ** (પું.) નાનો ઉદ્યોગ, મર્યાદિત મૂડીસાધનોથી વિકસાવાતો ઉદ્યોગ
**લઘુક** (વિ.) નાનુંશીક, ઘણું નાનું
લઘુકથા (સ્ત્રી.) નાની વાર્તા, સાહિત્યકૃતિનો એક પ્રકાર
**લઘુકંસ** (પું.) () આવો કૌંસ
**લઘુકોણ** (પું.) ૯૦°થી નાનો કોણ-ખૂણો, 'ઍક્યુટ-ઍન્ગલ' (ગ.)
**લઘુગ્રંથિ** (સ્ત્રી.) પોતે લઘુ-નાનું કે ઊતરતું છે. એવી મનમાં ગાંઠ વળે તે ભાવ, લઘુભાવ, નાનમ, 'ઇન્ફિરિયૉરિટી કૉમ્પ્લેક્સ'
**લઘુજન** (પું.) (ગુરુજનનો વિપર્યાય) નાનો કે હલકો માણસ
**લઘુતમ** (વિ.) સૌથી નાનું (૨) (પું.) અમુક રકમોમાંથી દરેકથી જેન શેષ વિના ભાગી શકાય એવી નાનામાં નાની રકમ (ગ.)
**લઘુતા,લઘુતાઈ,લઘુત્વ** (સ્ત્રી.ન.) લઘુ હોવાપણું, નાનમ (૨) તુચ્છતા (૩) નીચતા, હલકાઈ
**લઘુનવલ** (સ્ત્રી.) કથાસાહિત્યનો એક પ્રકાર, સાહિત્યના નવલકથા સ્વરૂપના જેવી લાક્ષણિકતાઓ ધરાવતું પરંતુ તેનાથી ઓછા કદનું એક આધુનિક સાહિત્યસ્વરૂપ
**લઘુપ્રયત્ન** (વિ.) થોડા પ્રયત્નથી ઉચ્ચારાય તેવો (વર્ણ) (૨) આળસુ
**લઘુભાવ** (પું.) લઘુગ્રંથિ કે લઘુતાની લાગણી
**લઘુમતી** (સ્ત્રી.) થોડા મત ધરાવતો પક્ષ કે એવા લોકો (૨) થોડા મત હોવા કે ધરાવવા તે
**લઘુરેખા** (સ્ત્રી.) (–) આવું એક વિરામ ચિહ્ન
**લઘુલિપિ** (સ્ત્રી.) બોલેલું જલદી લખી શકાય તેવી ટૂંકા સંકેતોવાળી લિપિ, 'શૉર્ટહેન્ડ'
**લખુલિપિક,લખુલેખક** (પું.) લઘુલિપિમાં લખનાર, 'સ્ટેનોગ્રાફર'
**લઘુલેખન** (ન.) લઘુલિપિમાં લખવું તે
**લઘુવયસ્ક,લઘુવયી** (વિ.) નાની-ઓછી ઉંમરનું
**લઘુવાર્તા** (સ્ત્રી.) લઘુકથા, નાની વાર્તા
**લઘુશંકા** (સ્ત્રી.) પેશાબની હાજત
**લઘૂકરણ** (ન.) લઘુ-ઓછું કે ટૂંકું કરવું તે (૨) હલકું પાડવું કે તિરસ્કાર કરવો
**લચક** (સ્ત્રી.) મચકોડ (૨) લચકાતી ચાલ કે અંગનો મરોડ
**લચકવું** (ક્રિ.) લચી જવું (૨) કરમોડાવું, સાંધામાંથી ઊતરી જવું (૩) મદથી ચાલતાં કમ્મરેથી જરા મરડાવું
**લચકો** (પું.) લોચો (૨) લચકો દાળ
**લચકો દાળ** (સ્ત્રી.) ઢીલી દાળ (પ્રવાહી અને ભભરી વચ્ચેની)
**લચપચ** (અ.) પ્રવાહીથી તરબોળ અને લોંદા જેવું હોય તેમ
**લચપચતું** (વિ.) તરબોળ
**લચવું** (ક્રિ.) ભારથી નમી જવું
**લચીલું** (વિ.) લચતું કે લચી જાય એવું
**લચ્છી** (સ્ત્રી.) પાયેલા દોરાની નાની આંટી (૨) દહીંની બનાવટનું એક પીણું
**લચ્છો** (પું.) માંજો પાયેલા દોરની આંટી (૨) પગનાં આંગળાંનું એક ઘરેણું
**લજવવું** (ક્રિ.) લાજે તેમ કરવું, લજાવવું
**લજામણી** (સ્ત્રી.) એક છોડ (અડવાથી તેનાં પાન સંકોચાઈ જાય છે.)
**લજામણું** (વિ.) લાજ પમાડે તેવું, લાજ આવે તેવું, શરમજનક
**લજ્જા** (સ્ત્રી.) લાજ, શરમ (૨) અપકીર્તિ
**લજ્જાન્વિત** (વિ.) શરમિંદું
**લજ્જાયમાન** (વિ.) લાજતું, શરમાતું
**લજ્જાલુ(-ળુ)** (વિ.) લજ્જાશીલ, શરમાળ
**લજ્જાવનત** (વિ.) લજ્જાથી નમી ગયેલું, શરમિંદું
**લજ્જાવાન, લજ્જાશીલ** (વિ.) શરમવાળું
**લજ્જાહીન** (વિ.) શરમ વિનાનું, બેશરમ
**લજ્જિત** (વિ.) લજ્જા પામેલું, શરમાયેલું
**લટ** (સ્ત્રી.) થોડા વાળની સેર (૨) વડની મૂળી (૩) અમુક (સૂતરના) તાર કે દોરાની આંટી (૪) મોતીની સેર
**લટક** (સ્ત્રી.) લચકાવું તે, મચકોડ (૨) લટકો (૩) છટા, ખૂબી, શૈલી
**લટકણ(-ણિયું)** (વિ.) લટકતું, ઝૂલતું (૨) (ન.) કાનનું એક લટકતું રહેતું ઘરેણું (૩) (લા.) (વગર બોલાવ્યે સાથે-આવેલું) છોકરું
**લટકણિયાળું** (વિ.) લચકાતું, લચકવાળું
**લટકમટક** (સ્ત્રી.) છટા, ખૂબી
**લટકવું** (ક્રિ.) ઝૂલવું, લબડવું, ટંગાવું (૨) (લા.) આધારરહિત થવું, વચ્ચે રખડી જવું
**લટકાળું** (વિ.) લટકાવાળું (૨) લટકા કરનારું
**લટકું** (ન.) લટકો, નખરું
**લટકો** (પું.) શરીરનો મોહક હાવભાવ-ચાળો, નખરું
**લટકોઝટકો** (પું.) સહેજ-સાજ નવરાશનો સમય (૨) (અ.) દૈવયોગે, અણધાર્યું
**લટકોમટકો** (પું.) આંખ અને શરીરનો ચાળો, નખરું
**લટપટ** (વિ.) ચંચળ, ચપળ (૨) પ્રેમાસક્ત, એકબીજાને વળગેલું-ચોંટેલું (૩) (સ્ત્રી.) ચંચળતા, ચપળતા (૪) મળે, સંબંધ (૫) પ્રેમાસક્તિ (૬) ઘાલમેલ, ખટપટ (૭) (અ.) ઝટપટ, જલદી
**લટપટિયું** (વિ.) ચપળ, ચંચળ (૨) (ન.) વાળંદની અસ્ત્રો ઘસવાની પટ્ટી
**લટવું** (ક્રિ.) નમી પડવું
**લટાકો** (પું.) પંચાત
**લટાર** (સ્ત્રી.) આંટો, ફેરો, ચક્કર
**લટિયું** (ન.) વાળ (જરા તુચ્છકારદર્શક)
**લટૂડું** (વિ.) લટી-નમી પડે તેવું
**લટ્ટુ** (વિ.) નરમ ઘેંશ (૨) પરવશ (૩) સ્તબ્ધ (૪) (પું.) ભમરડો
**લઠ(-ઠ્ઠ)** (વિ.) જાડું ને મજબૂત (૨) (પું.) ડંગારો
**લઠ્ઠાકાંડ** (પું.) લઠ્ઠો પીવાને પરિણામે સર્જાતી હોનારત
**લઠિયું** (વિ.) લઠ્ઠ (૨) (ન.) ગાડાનો નીચલો ભાગ જેમાં લઠ્ઠો રહે છે.

**લઠિં(-ઠીં)ગું** (વિ.) લઠ, મજબૂત (૨) લુચ્ચું
**લઠ્ઠો** (પું.) ગાડી કે ગાડાનાં પૈડાંની લોઢાની ધરી-લઠ્ઠ દાંડો હોય છે તે (૨) જાડો માદરપાટ (૩) લઠ્ઠ માણસ (૪) ડંગોરો (૫) હલકો દેશી દારૂ
**લડકણ(-ણું)** (વિ.) ટંટાખોર, લડવાના સ્વભાવનું, બાઝકણું
**લડત** (સ્ત્રી.) લડાઈ
**લડથડવું** (ક્રિ.) લથડવું, ઠોકરથી ગોથું ખાવું (૨) બોલતાં અચકાવું (૩) દૂબળું પડી જવું (માંદગીથી)
**લડથડિયું** (ન.) લથડિયું, અડબડિયું
**લડવા(-વે)ડ** (સ્ત્રી.) ઝઘડો, કજિયો, વઢવાડ
**લડવાડિયું** (વિ.) લડ્યા કરવાના સ્વભાવવાળું
**લડવું** (ક્રિ.) વઢવું, ઠપકો દેવો (૨) સામસામે વાદવિવાદ, ટંટો, બોલા-બોલી, મારામારી કે યુદ્ધ-લડાઈ કરવી (૩) કોર્ટે ચડવું (૪) (લા.) અણબનાવ થવો (૫) લસોટવું
**લડવૈયો** (પું.) યોદ્ધો
**લડંલડા(-ડી)** (સ્ત્રી.) લડાલડ
**લડાઈ** (સ્ત્રી.) લડવું તે, યુદ્ધ, જંગ (૨) કજિયો, ટંટો, ઝઘડો
**લડાઈખોર,લડાક(-કુ)** (વિ.) લાડકું (૨) લડકણું, લડી પડે એવું, લડાઈમાં રાચતું
**લડાયક** (વિ.) લડી શકે તેવું (૨) લડાઈના ખપનું (૩) લડકણું
**લડાલડ(-ડીઃ** (સ્ત્રી.) લડાઈ, ટંટો, લડંલડા
**લડાવવું** (ક્રિ.) લાડ કરવાં
**લડી** (સ્ત્રી.) એક જાતની વસ્તુઓની પંક્તિ કે માળા (૨) દોરાની લટ
**લડું** (ન.) તાર વીંટવાનું સોનીનું ઓજાર (૨) દોરાની આંટી
**લડ્ડુ** (પું.) લાડુ
**લઢણ** (સ્ત્રી.) લત, ટેવ (૨) પદ્ધતિ
**લણણી** (સ્ત્રી.) લણવાની ક્રિયા કે તેની મોસમ
**લણવું** (ક્રિ.) કણસલાં કાપી લેવાં, પાક ઉતારવો (૨) (લા.) ફળ મેળવવું
**લત** (સ્ત્રી.) લગની (૨) ટેવ, વ્યસન
**લતા** (સ્ત્રી.) વેલ
**લતાકુંજ** (સ્ત્રી.) વેલનો માંડવો
**લતાગૃહ** (ન.) લતામંડપ (પું.) લતાઓનો માંડવો
**લતાડ** (સ્ત્રી.પું.) લાત, પાટુ (૨) ઠોકર ખાવી તે, ફેરવી તોળવું તે, ફરી જવું તે (૩) ગોથ, ગોથું (૪) (પું.) ઉપવાસ કે થાકથી લોથ થવું તે-સુસ્તી
**લતાડવું** (ક્રિ.) ખરાબ કરવું, માઠી હાલતમાં આણવું, નુકસાન કરવું
**લતાપાશ** (પું.) વેલ વીંટાવી તે
**લતિકા** (સ્ત્રી.) લતા (લાલિત્યવાચક), વેલ
**લતીફ** (વિ.) સદ્‌ગુણી, સારું, સરસ
**લતીફો** (પું.) હસવું આવે એવી વાતચીત, ટોળટપ્પો
**લત્તા** (સ્ત્રી.) લાત
**લત્તાપ્રહાર** (પું.) લાત કે લાતો મારવી તે
**લત્તાં** (ન.બ.વ.) લૂગડાં (૨) (લા.) નબળાઈ, દોષ
**લત્તો** (પું.) શહેરનો ભાગ, મહોલ્લો, ફળિયું
**લથડ(-ર)પથડ(-ર)** (અ.) પાણીથી ભીંજાઈને તરબોળ હોય તેમ (૨) લથરપથર, અસ્તવ્યસ્ત
**લથડવું** (ક્રિ.) ઠોકરથી ગોથું ખાવું (૨) બોલતાં અચકાવું (૩) દૂબળું પડી જવું (માંદગીથી)
**લથડિયું** (ન.) ગોથું, અડબડિયું
**લથરપથર** (અ.) ઢીલું, લબડતું-લથડતું હોય એમ, અસ્તવ્યસ્ત
**લદબદ** (અ.) પ્રવાહીથી ભરપૂર લચકા જેવું હોય તેમ (૨) ઢીલા પદાર્થમાં પડી ખરડાયેલું હોય એમ (૩) લીન. ચકચૂર
**લદબદવું** (ક્રિ.) લદબદ થવું
**લદાણ** (ન.) લદાવું કે લદાય તે
**લદોલદ** (અ.) બરોબર પૂરેપૂરું લાદ્યું હોય તેમ
**લપ** (સ્ત્રી.) પીડા, ઉપાધિ, લફરું (૨) (અ.) જલદી, ચટ (-દઈને)
**લપક-લપક** (અ.) લપલપ, લપરે લપકે (૨) લપકારા મારતું હોય એમ, લબક-લબક, રહીરહીને વેદના થાય એમ (જેમ કે, ગૂમડામાં)
**લપકવું** (ક્રિ.) લપકારા થવા-મારવા (૨) લપક દઈને તડવું-એકદમ ધસવું કે કૂદી આવવું
**લપ(-બ)કારો** (પું.) જીભને લબૂક-લબૂક બહાર કાઢવી તે (૨) વેદનાથી કે ભયથી કોઈ પણ અવયવનું લબૂક-લબૂક થવું તે (૪) તોછડાઈથી વધારે પડતું બોલવું તે, લપકો
**લપ(-બ) કાવવું** (ક્રિ.) બિવરાવવું (૨) લપક લપક ખાવું, ચટ કરી જવું
**લપ(-બ) કો** (પું.) ગંદા પદાર્થનો લચકો (૨) ડામ (૩) લપકારો, વેદનાથી કે ભયથી કોઈ પણ અવયવનું લબૂક-લબૂક થવું તે (૪) તોછડાઈથી વધારે પડતું બોલવું તે
**લપછપ** (સ્ત્રી.) ઘાલમેલ, કાવતરું
**લપટ** (સ્ત્રી.) ઝડપ, ઝપટ (૨) અડફટ (૩) પેચ, ફાંદો (૪) ગંધ, મહેક (૫) (વિ.) તલ્લીન, મશગૂલ, લપટાયેલું
**લપટ-ઝપટ** (સ્ત્રી.) ઓચિંતી ઝૂંટ મારવી તે
**લપટવું** (ક્રિ.) સરકવું
**લપટાવવું** (ક્રિ.) 'લપટવું'
**લપટાવું** (ક્રિ.) ચીકટમાં ખરડાવું (૨) લલચાવું, ફસાવું
**લપડાક** (સ્ત્રી.) લપ્પડ, તમાચો (૨) (લા.) ઠપકો કે ખત્તા ખાવી તે
**લપરડો** (પું.) જાડો લેપ, લપેડો
**લપલપ** (સ્ત્રી.) બકબક, લવારો (૨) (અ.) ચપચપ, ઝડપથી (૩) લબૂક-લબૂક
**લપલપાટ** (પું.સ્ત્રી.) લવારો, બકવાટ (૨) ઉતાવળ, ધાંધલ
**લપલપિયું** (વિ.) લપલપાટ કરનારું
**લપ(-પા)વું** (ક્રિ.) સંતાવું (૨) છુપાઈ જવું (૩) સોડમાં ભરાવું, અડોઅડ દબીને ગોઠવાવું
**લપસણી** (સ્ત્રી.) ઉપર ચડી નીચે લપસવાની એક બાળ રમત કે તેનું સાધન
**લપસણું** (વિ.ન.) લપસી પડાય એવું (૨) લપસી જવાય એવી જગ્યા
**લપસવું** (ક્રિ.) ખસી પડવું, સરી જવું (૨) પતન થવું
**લપસિંદર** (ન.) નકામી લાંબી વાત, લફરું
**લપાટ** (સ્ત્રી.) થપાટ, લપડાક
**લપાટિયો** (પું.) લપડાક મારનાર-બુસટિયો
**લપિયું** (વિ.) લપલપ કરતું, વાતોડિયું (૨) માથાઝીકિયું, લપ જેવું, લપ કરે એવું (૩) લપછપ કરે એવું, ઘાલમેલિયું
**લપેટ** (સ્ત્રી.) મગદળ જોડીની એક કસરત

**લપેટવું** (ક્રિ.) વીંટવું (૨) (લા.) સંડોવવું
**લપેટો** (પું.) ઢાંકણ, આવરણ (૨) ખૂબ કસબવાળું રેશમી વણાટનું કપડું
**લપેડો** (પું.) લપરડો, જાડો લેપ
**લપોડ,લપોડશંખ** (વિ.પું.) ખોટા વચન આપનાર, ખોટી ડંફાસ મારનાર, લબાડી
**લપ્પટ** (વિ.) બરોબર, સજ્જડ ચોંટેલું
**લપ્પડ** (વિ.) લપડાક, તમાચો
**લપ્પનછપ્પન** (સ્ત્રી.ન.) પંચાત, છૂપી ઘાલમેલ (૨) દોઢડહાપણ, તીનપાંચ
**લપ્પનછપ્પનિયું** (વિ.) લપ્પનછપ્પન કરનારું
**લપ્પી** (વિ.) લપિયું, લપલપ કરતું, વાતોડિયું (૨) માથાઝીકિયું, લપ જેવું, લપ કરે એવું
**લપ્પો** (પું.) ભરચક કસબવાળો લપેટો (૨) (લા.) મોટું ઢંગધડા વગરનું થીંગડું (૩) લપેડો, થથેડો
**લફડ(-૨)ફફડ(-૨)** (અ.) લબડતું, આમ તેમ ઊડ્યા કરતું તથા પગે અટવાતું હોય તેમ, લથડ પથડ, અવ્યવસ્થિત
**લફરાબાજ** (વિ.) લફરાંવાળું
**લફરું** (ન.) લીંટનો લબકો (૨) (લા.) (વસ્તુ કે કામ કે માણસ વળગવાથી થતું) નડતર, પીડા, ઉપાધિ
**લફંગાઈ,લફંગાવેડા** (સ્ત્રી.પું.બ.વ.) લફંગાપણું
**લફંગું** (વિ.) કપટી, દગલબાજ (૨) લંપટ, વ્યભિચારી (૩) નફટ, નિર્લજ્જ
**લફાફો** (પું.) પરબીડિયું, કવર
**લબ** (અ.) એવા અવાજ સાથે (મોંમાં મૂકવું) (૨) લપ, જલદી
**લબક લબક** (અ.) લપક લપક, રહીરહીને વેદના થાય એમ (જેમ કે, ગૂમડામાં) (૨) લપકે લપકે
**લબડધક્કે** (અ.) દમથી, ધમકાવીને, બળાત્કારે
**લબડવું** (ક્રિ.) લટકવું, ઝૂલવું, ટંગારવું (૨) (લા.) આધાર રહિત થવું, વચ્ચે રખડી જવું
**લબલબાટ** (પું.) લબલબ અવાજ
**લબલબિયું** (વિ.) લબલબ કરતું કે કરે એવું
**લબાચો** (પું.) મેલાં-ફાટેલાં લૂગડાંનો જથો (૨) ભાંગ્યાતૂટ્યા સરસામાનનો જથો (૩) (બહુ કીમતી નહિ એવો) ઘરવખરો (તિરસ્કારમાં) ને બહુધા બહુવચનમાં)
**લબાડ(-ડી)** (વિ.) જૂઠું બોલવાની ટેવવાળું
**લબુઢબુ,લબૂક-લબૂક** (અ.) બીકથી લપલપ થાય એમ (થવું)
**લબોચું** (ન.) મોં, ડાચું (તુચ્છકાર દર્શક)
**લબ્ધ** (વિ.) મળેલું
**લબ્ધપ્રતિષ્ઠ** (વિ.) જેની પ્રતિષ્ઠા જામેલી છે તેવું, પ્રતિષ્ઠિત
**લબ્ધિ** (સ્ત્રી.) પ્રાપ્તિ, સિદ્ધિ, 'રિઝલ્ટ' (ગ.)
**લબ્બેક** (અ.) 'સેવામાં હાજર છુ', 'જી સાહેબ' એવા અર્થનો ઉદ્‌ગાર
**લભ્ય** (વિ.) મળી શકે એવું, પ્રાપ્ય
**લમણું,લમણો** (ન.પું.) ગાલની ઉપરનો કાન આગળનો માથાનો ભાગ
**લમણા(-ણાં)ઝીક** (સ્ત્રી.) માથાઝીક
**લમણા(-ણાં)તો(-ફો)ડ** (વિ.સ્ત્રી.) માથાફોડ
**લમધારવું** (ક્રિ.) મારવું, ધીબવું
**લય** (પું.) નાશ, પ્રલય (૨) લીનતા, એકતાર થઈ જવું તે (૩) વિરામ, વિશ્રમ (સંગીતમાં) (૪) નૃત્ય, ગીત અને વાદ્યની સમતા (સંગીતમાં) (૫) કોઈ સ્વર કાઢવામાં લાગતો સમય (દ્રુત, મધ્ય અને વિલંબિત) (૬) ગાવાનો ઢંગ, સ્વર કાઢવાનો ઢંગ
**લયવાદ્ય** (ન.) લય પ્રગટ કરતું વાદ્ય. જેમ કે, તબલું
**લયલા** (સ્ત્રી.) ફારસી સાહિત્યની એક પ્રસિદ્ધ માશૂક
**લયલા મજનૂન** (ન.બ.વ.) લયલા અને તેનો આશક મજનૂન, ફારસી સાહિત્યમાં આશકમાશૂકની એક પ્રસિદ્ધ જોડી
**લલકાર** (પું.) લલકારવુ તે (૨) લલકારેલું ગાન
**લલકારવું** (ક્રિ.) લાંબે સ્વરે ગાવું (૨) બૂમ પાડવી (૩) હાંકવા-જલદી ચલાવવા ઉશ્કેરવું-ઉત્તેજિત કરવું (૪) લડાઈનું આહ્‌વાન કરવું, પડકારવું
**લલચામ(-વ)ણું** (વિ.) લલચાવે એવું
**લલચામણી** (સ્ત્રી.) લાલચ, લલચાવવું કે લલચાવે તે
**લલચાવું** (ક્રિ.) લાલચમાં ફસાવું (૨) મોહિત થવું (૩) લાલસા કરવી
**લલના** (સ્ત્રી.) સુંદર સ્ત્રી
**લલાટ** (ન.) કપાળ
**લલાટરેખા** (સ્ત્રી.) વિધાતાએ લલાટે લખેલા-નસીબના લેખ
**લલિત** (વિ.) મનોહર, સુંદર (૨) પ્રિય, ગમે એવું (૩) નાજુક, કોમળ (૪) (પું.) એક છંદ (૫) એક રાગ
**લલિતકલા(-ળા)** (સ્ત્રી.) મન અને કલ્પનાના શ્રમ પર મુખ્ય આધાર રાખનાર કલા-ચિત્રકલા, સંગીત જેવી, 'ફાઈન આર્ટ'
**લલિત સાહિત્ય** (ન.) આનંદલક્ષી સાહિત્ય, નવલકથા, કવિતા, ટૂંકી વાર્તા, નાટક
**લવ** (વિ.) થોડું (૨) (પું.) અંશ (૩) નિમેષનો છઠ્ઠો ભાગ (૪) ચાંટ તથા થાપની વચ્ચેનો તબલાનો ભાગ (૫) રામનો પુત્ર (૬) (સ્ત્રી.) લવારો
**લવચીક** (વિ.) ભાંગે નહિ પણ વળે એવું નરમ, સ્થિતિસ્થાપક
**લવણ** (ન.) મીઠું, નમક, લૂણ
**લવણસમુદ્ર** (પું.) ખારા પાણીનો પુરાણોક્ત સાત સમુદ્રમાંનો એક
**લવરમૂછું,લવરમૂછિયું** (વિ.) મૂછનો દોરો ફૂટતી ઉંમરનું
**લવરી** (સ્ત્રી.) લવારો (૨) રોગની અસરમાં લવવું તે
**લવલવ** (સ્ત્રી.) લવારો, બકબકાટ (૨) (અ.) લવલવ કરે તેમ
**લવલવવું** (ક્રિ.) લવલવ કરવું, બડબડવું
**લવલવાટ (-રો)** (પું.) લવારો
**લવલવિયું** (વિ.) લવલવ કરતું કે કરે એવું, બડબડિયું
**લવલીન** (વિ.) તલ્લીન, નિમગ્ન
**લવલેશ** (વિ.) થોડું (૨) (અ.) જરા પણ, તલમાત્ર (૩) (પું.) બહુ જ થોડો અંશ
**લવવું** (ક્રિ.) લવારો કરવો, ગમેતેમ બકવું
**લવંગ** (ન.) લવિંગ, એક તેજાનો
**લવંડર** (પું.) એક રંગ (રતાશ પડતો આછો ભૂરો) (૨) (ન.) એક સુગંધી પ્રવાહી
**લવાજમ** (ન.) અમુક મુદતે આપવાની રકમ (જેમ કે, પગારની, વર્તમાનપત્રની
**લવાદ** (પું.) પંચ, મધ્યસ્થી
**લવાદી** (વિ.) લવાદ સંબંધી (૨) (સ્ત્રી.) લવાદનું કામ
**લવાદનામું** (ન.) લવાદને નિયુક્ત કરતો દસ્તાવેજ (૨) લવાદે આપેલો ચુકાદો
**લવારું** (ન.) બકરીનું બચ્ચું
**લવારો** (પું.) બકવાટ, લવરી (૪) વાહિયાત વાત

**લવિંગ** (ન.) લવંગ, એક તેજાનો (૨) એ આકારનો (બંદૂક, સ્ટવ વગેરેનો) એક નાનો ભાગ

**લવિંગલતા** (પું.) એક છંદ

**લવિંગિયું** (વિ.) લવિંગ જેવું કે જેવડું (૨) (ન.) કાનનું એક ઘરેણું

**લવિંગી** (સ્ત્રી.) લવિંગનો છોડ

**લવૂરિયું,લવૂરો** (પું.ન.) નખ કે નોરથી ભરેલો ઉઝરડો

**લશુ(-શૂ)ન** (ન.) લસણ

**લશ્કર** (ન.) સૈન્ય (૨) (લા.) ટોળું, ધાડિયું

**લશ્કરશાહી** (સ્ત્રી.) લશ્કરના બળથી ચાલતું રાજ્ય કે તેવી પદ્ધતિ, 'મિલિટરિઝમ'

**લશ્કરી** (વિ.) લશ્કરનું, -તેને લગતું

**લસણ** (ન.) એક કંદ

**લસણિયું** (વિ.) લસણવાળું (૨) લસણ જેવું (જેમ કે, મૂળો) (૩) (લા.) માલ વગરનું

**લસણિયો** (પું.) લસણની નાની કળી જેટલો તપખીરિયા રંગનો એક મણિ

**લસરકો** (પું.) ઝપાટાથી ખેંચવું કે ઘસડવું તે, ઘસરકો, ઉઝરડો

**લસલસ** (અ.) લસલસતું હોય એમ

**લસલસવું** (ક્રિ.) ચળકવું, તેજ મારવું (૨) ઘીતેલથી તરબોળ હોવું (૩) આનંદમાં ખેલવું કે નાચવું

**લસલસાટ** (અ.) ઘસઘસાટ (૨) લસલસ

**લસોટવું** (ક્રિ.) લસર કે ઘૂંટવું-વાટવું

**લસ્સી** (સ્ત્રી.) મઠા જેવી છાશ કે દૂધ અને પાણીનું શરબત - એક પીણું

**લહર(-રા)વું** (ક્રિ.) લહરીઓ ઊઠવી

**લહરિ(-રી)** (સ્ત્રી.) તરંગ, મોજું

**લહાણ** (ન.) લાભ, નફો

**લહાણી** (સ્ત્રી.) ખુશાલીને પ્રસંગે ભેટની વહેંચણી

**લહાણું** (ન.) શુભાશુભ પ્રસંગે નાતીલા વગેરેમાં કરાતી વહેંચણી

**લહાવ(-વો)** (પું.) આનંદનો ઉપભોગ (૨) ઓરતો, ઓરિયો

**લહિયો** (પું.) લખવાનું કામ કરનારો માણસ

**લહે** (સ્ત્રી.) લગની, તાન (૨) લહેજત, આનંદ

**લહેક** (સ્ત્રી.) લહેકો, લહેકવું તે

**લહેકવું** (ક્રિ.) લેંકવું, ઝૂલવું (૨) લહેકાથી બોલવું, ચાલવું વગેરે ક્રિયા કરવી (૩) ફરફરવું

**લહેકો** (પું.) શરીરનો મોહક ચાળો કે મરોડ (૨) વર્ણ લંબાવીને કે રાગડો તાણીને બોલવું તે

**લહેજત** (સ્ત્રી.) લજ્જત, લિજ્જત, મજા (૨) રસ, સ્વાદ

**લહેર(લહેં)** (સ્ત્રી.) તરંગ, મોજું (પાણી, પવન કે વિચારનું) (૨) ઊંઘ કે કેફની અસર (૩) લીલાલહેર (૪) મજા, ચમન

**લહેરખી** (સ્ત્રી.) ધીમી લહેર કે મોજું

**લહેરાવું** (ક્રિ.) તરંગ ઊઠવો, મોજાંની લહરી ચાલવી (૩) પવનમાં ડોલવું

**લહેરાવવું** (ક્રિ.) હવામાં ફરકાવવું (જેમ કે, ત્રિરંગો લહેરાવવો)

**લહેરિયું** (ન.) મોજાંની ભાતલો સાલ્લો (૨) સ્ત્રીઓની ડોકનું એક ઘરેણું (૩) ઝોકું

**લહેરી** (વિ.) આનંદી (૨) તરંગી (૩) ઇશ્કી (૪) ઉડાઉ (૫) (સ્ત્રી.) લહેર, મોજું

**લહેવું** (ક્રિ.) ધ્યાનપૂર્વક સાંભળવું (૨) ગણવું, માનવું, સમજવું, પિછાનવું (૩) ભાળવું (૪) પ્રાપ્ત કરવું, મેળવવું

**લળકવું** (ક્રિ.) ચમકારા મારવા, ચળકવું (૨) ઉમંગથી ડોલતી ચાલે આવવું (૩) લાલસા કરવી

**લળવું** (ક્રિ.) નમવું (૨) પ્રેમથી ઉમળકામાં આવવું (૩) લળકવું

**લંક** (વિ.) પૈસાદાર (૨) (પું.) ઢગલો (૩) પાતળી કમ્મરનો લાંક, મરોડ

**લંક,લંકપુરી** (સ્ત્રી.) લંકાનગરી

**લંકા** (સ્ત્રી.) રાવણની નગરી (૨) શ્રીલંકા

**લંકાલીલા** (સ્ત્રી.) (લંકાની પેઠે) બાળી મૂકવું તે

**લંકેશ** (પું.) રાવણ

**લંગડ,લંગડું** (વિ.) લૂલું, ખોડું, પાંગળું

**લંગડખાં** (પું.) લંગડો માણસ (જરાક મજાકમાં)

**લંગડાવું** (ક્રિ.) લંગડું ચાલવું

**લંગડી(-ઘોડી)** (સ્ત્રી.) એક રમત

**લંગડો** (પું.) એ નામની જાતની કેરી કે આંબો

**લંગર** (ન.) વહાણ થોભાવી રાખવા જમીનમાં ભરાય તેમ નાખવાનું વાંકા અંકોડાવાળું એક સાધન

**લંગરખાનું** (ન.) સદાવ્રત (૨) સ્ત્રીઓનું પગનું એક ઘરેણું (૩) એક છેડે વજન બાંધેલી દોરી, લંગીસ (૫) (લા.) લાંબી હાર, લંગાર

**લંગરવું** (ક્રિ.) લંગારવું, લંગર નાખી વહાણ થોભાવવું (૨) એક ને બીજું વળગાડી સાંકળ કે હાર કરવી (૩) (લા.) ફંદામાં નાખવું

**લંગરિયું** (ન.) ઝાંઝર

**લંગાર** (સ્ત્રી.) લાંબી હાર, પંક્તિ (૨) સાંકળ

**લંગાવું** (ક્રિ.) લંગડાવું, લંગડું ચાલવું

**લંગીસ** (ન.) પતંગના દિવસોમાં રમાતું લંગર

**લંગૂર** (ન.) પૂંછડું

**લંગૂરિયો** (પું.) વાંદરો

**લંગૂલ** (ન.) લાંગૂલ, પૂંછડી

**લંગોટ** (પું.) લંગોટી જેવી લાંબી પટીવાળું તથા લંગોટીની પેઠે પહેરાતું શરૂઆતમાં ત્રિકોણ કકડાવાળું એક વસ્ત્ર (૨) નાના બાળકને પહેરાવાતું એવું વસ્ત્ર

**લંગોટિયું** (વિ.) લંગોટી પહેરતું, નાની ઉંમરનું, બાળપણનો મિત્ર (૨) બાવો

**લંગોટી** (સ્ત્રી.) માત્ર ઇંદ્રી ઢાંકી શકાય તેવી કમ્મરે બાંધેલી પટ્ટી કે દોરી સાથે ખેંચીને બાંધવાનો કપડાનો ટુકડો, કોપીન

**લંગોટો** (પુ.) મોટો લંગોટ (૨) (લા.) બાવો, સાધુ

**લંઘન** (ન.) ઉલ્લંઘન (૨) લાંઘણ

**લંઘનીય** (વિ.) ઓળંગી કે ઉથાપી શકાય એવું

**લંઘવું** (ક્રિ.) ઉલ્લંઘવું, ઓળંગવું, અનાદર કરવો (૨) લાંઘવું

**લંઘી** (સ્ત્રી.) રાજિયા ગાઈ કુટાવનારી સ્ત્રી (૨) વડારણ

**લંઘો** (પું.) શરણાઈ વગાડવાનો ધંધો કરનાર

**લંચ** (પું.ન.) મધ્યાહ્ન-ભોજન, બપોરનો નાસ્તો

**લંપટ** (વિ.) લપટાઈ લટ્ટુ બની ગયેલું (૨) વ્યભિચારી, વિષયી

**લંપટકા,લંપટાઈ** (સ્ત્રી.) લંપટ હોવાપણું, વ્યભિચારીપણું

**લંબ** (વિ.પું.) 'પર્પેન્ડિક્યુલર' (૨) (વિ.) લાંબું (૩) (પું.) ઓળંબો (૪) દરિયાનું પાણી માપવાની દોરી

**લંબક** (પું.) લંબ (ગ.) (૨) પરિચ્છેદ, અધ્યાય
**લંબકર્ણ** (વિ.) લાંબા કાનવાળું, (૨) (પું.) ગધેડો
**લંબગોળ** (વિ.પું.) અંડાકાર, 'ઇલિપપ્સસોઇડ' (ગ.)
**લંબચોરસ** (વિ.પું.) 'રેક્ટૅન્ગલ' (ગ.)
**લંબતંતુ** (વિ.) લાંબા તંતુવાળું (કપાસ માટે), 'લૉન્ગ સ્ટેપલ'
**લંબરેખા** (સ્ત્રી.) લંબ લીટી (ગ.) (૨) ઓળંબાની લીટી
**લંબવર્તુલ(-ળ),લંબવૃત્ત** (ન.) 'ઇલિપ્સ' (ગ.)
**લંબસંગમ** (પું.) 'ઑર્થો સેન્ટર' (ગ.)
**લંબાઈ** (સ્ત્રી.) લાંબાપણું કે તેનું માપ
**લંબાણ** (ન.) લાંબાપણું, દૂરતા (૨) લંબાવવું તે
**લંબાવું** (ક્રિ.) લાંબુ થવું (૨) ઘણો વખત ચાલવું
**લંબૂશ(-સ)** (વિ.) સાધારણથી વધારે લાંબું કે ઊંચું (૨) (પું.) તેવું માણસ
**લંબોદર** (વિ.) દુંદાળું (૨) (પું.) ગણપતિ
**લા(')** (સ્ત્રી.) જવાળા (૨) (અ.) (નામ સાથે આવી વિશેષણ બનાવતો) નકારદર્શક પૂર્વગ. ઉદા. લાઈલાજ
**લાઈટ** (ન.) દીવો (૨) (સ્ત્રી.) રોશની, દીવાબત્તી
**લાઈટર** (પું.) દીવાસળી જેવું કામ દેતું એક સાધન
**લાઈટહાઉસ** (ન.) દરિયા કિનારે અને તોફાની ટાપુઓ ઉપર ખરાબા કે ભય સૂચવવા અને સમુદ્રયાનોને માર્ગ બતાવવા મુકાતો મોટો સ્તંભ (૩) દીવાદાંડી
**લાઈન** (સ્ત્રી.) રેખા, લીટી (૨) પંક્તિ, હાર જેમ કે, પોલીસ લાઇન (૩) રેલવેનો પાટો, રેલવે લાઇન (૪) વીજળી માટે તારની લાઇન (૫) કામધંધો, રોજગાર (૬) (લા.) ધોરણ, મર્યાદા, યોગ્યતા
**લાઈનદોરી** (સ્ત્રી.) જકાત લેવાની હદની લીટી કે મર્યાદા
**લાઈનબંધ,લાઈનસર** (અ.) લાઈન કે હારમાં, ક્રમસર
**લાઈનમૅન** (પું.) વીજળીના તારની લાઈનનું કામ કરનાર
**લાઈનોટાઈપ** (ન.)છાપવામાં અક્ષરના ટાઇપને બદલે શબ્દોની આખી લીટી બીબા રૂપે ગોઠવવા માટેનું (કંપોઝનું) યંત્ર કે તેનું છપાણ
**લાઈફ** (સ્ત્રી.) જિંદગી, આયુ
**લાઈફઈન્સ્યોરન્સ** (પું.) જિંદગીનો વીમો, જીવનવીમો
**લાઈફબોટ** (સ્ત્રી.) ડૂબવાને કે ડૂબવાના સંકટમાં બચાવવા માટેની હોડી
**લાઈફમેમ્બર** (પું.) આજીવન સભ્ય
**લાઈબ્ર(-બ્રે)રી** (સ્ત્રી.) પુસ્તકાલય, ગ્રંથાલય
**લાઈમ** (પું.) ચૂનો (૨) લીંબું, 'લેમન'
**લાઈમ-વૉટર** (ન.) ચૂનાનું પાણી
**લાઈમ-જ્યુસ** (પું.) લીંબુનો રસ કે શરબત
**લાઈલાજ** (વિ.) નિરુપાય, લાચાર
**લાઈલાજી** (સ્ત્રી.) નિરુપાયતા, લાચારી
**લાઈસન્સ** (ન.) પરવાનો, અધિકૃતિપત્ર, અધિકારપત્ર
**લાઉડ-સ્પીકર** (પું.) અવાજને મોટો કરીને સંભળાવે એવું ધ્વનિવર્ધકયંત્ર, માઇક્રોફોન'
**લાકડ** (ન.) લક્કડ
**લાકડકામ** (ન.) લક્કડ કામ, લાકડાનું કામ, સુથારીકામ
**લાકડશી લાડુ** (પું.) એક મીઠાઈ
**લાકડિયું** (વિ.) લાકડાનું, -ના જેવું (૨) ડંડાબાજ, લાકડીથી કામ લેતું (૩) (ન.) લક્કડિયું
**લાકડી** (સ્ત્રી.) સોટી, લાઠી
**લાકડું** (ન.) ઝાડનાં સૂકાં થડ ડાળ વગેરે (૨) (લા.) આડખીલી, નડતર, ગોદ (૩) બળતણ
**લાક્ષણિક** (વિ.) લક્ષણા સંબંધી, લક્ષણાથી સૂચિત થતું (૨) ખાસ લક્ષણ સૂચવનારું, આખા વર્ગનું સૂચક
**લાક્ષણિકતા** (સ્ત્રી.) ખાસ લક્ષણ
**લાક્ષા** (સ્ત્રી.) લાખ
**લાક્ષા(-ખા)ગૃહ** (ન.) લાખનું બનેલું ઘર
**લાક્ષારસ** (પું.) લાખનો રસ, અળતો
**લાખ** (પું.) સો હજાર (૨) (સ્ત્રી.) ખાખરો, પીપળો, બોરડી વગેરે પર થતા કીડાઓએ બનાવેલો એક પદાર્થ
**લાખકામ** (ન.) લાખ વડે થતું (ધાતુ વગેરે પર) રંગ-રોગાન કે નકશીનું કામ, 'લેકર'
**લાખપસાય** (પું.સ્ત્રી.) એક ગામ, એક હાથીને લાખ રૂપિયા કે બીજી કોઈ લાખ વસ્તુઓનો રાજાએ આપેલો સરપાવ (૨) (લા.) મોટામાં મોટો સરપાવ
**લાખિયું** (વિ.) લાખનું બનાવેલું કે લાખેલું (૨) (ન.) લાખનું કંકણ
**લાખી** (વિ.) લાખ જેવા રંગવાળું (૨) લાખનું બનાવેલું (૩) ધનવાન, ઉદાર (૪) અસંખ્ય
**લાખું** (ન.) શરીર પરનું જન્મથી લાખના રંગનું નાનું મોટું ચાંદા જેવું ચિહ્ન, કે ડાઘ
**લાખેણું** (વિ.) પ્રતિષ્ઠિત, આબરૂદાર, સૂલક્ષણું (૨) લાખ રૂપિયાનું, કીમતી
**લાખો** (પું.) સુલક્ષણાવંતો લાખેણો માણસ
**લાખોપતિ** (પું.) લાખો રૂપિયાનો ધણી, લક્ષાધિપતિ
**લાગ** (પું.) તાકડો, દાવ, પ્રસંગ, તક (૨) આધાર, ટેકણ (૩) યુક્તિ (૪) વચાળ
**લાગબિંદુ** (ન.) જ્યાં બળ લગાડાય તે બિંદુ, 'પૉઇન્ટ ઑફ એપ્લિકેશન' (પ.વિ.)
**લાગટ** (અ.) સતત, ચાલુ, લગાતાર
**લાગણી** (સ્ત્રી.) મનની વૃત્તિ કે ભાવ (૨) દયા, સમભાવ
**લાગણીપ્રધાન** (વિ.) વિચાર કે તર્ક નહિ પણ લાગણી જેમાં મુખ્ય હોય તેવું, ભાવપ્રધાન
**લાગણીવશ** (વિ.) લાગણીને વશ થયેલું કે થાય એવું
**લાગણીવેડા** (પું.બ.વ.) અતિ લાગણીની સ્થિતિ, તેનાથી તણાઈ જવું તે લાગણીશીલ વધારે પડતી લાગણીવાળું
**લાગણીશૂન્ય** (વિ.) લાગણઈ વિનાનું, જડ, હૃદય-શૂન્ય
**લાગત** (સ્ત્રી.) થયેલું ખર્ચ, મૂળ કિંમત (૨) દાણ, જકાત
**લાગતું-વળગતું** (વિ.) લેવાદેવા ધરાવતું, સંબંધવાળું, કુટુંબી કે કોઈ બીજી રીતે સંબંધી
**લાગભાગ** (પું.) સંબંધી તરીકેનો હિસ્સો
**લાગલાગટ** (અ.) સતત, ચાલુ, લાગટ
**લાગલું** (અ.) તરત જ
**લાગવગ** (સ્ત્રી.) લાગ અને વગ, વગવસીલો

**લાગવગિયું** (વિ.) લાગવગવાળું, વગ ધરાવતું

**લાગવું** (ક્રિ.) સંબંધ કે સ્પર્શ થવો (૨) સંબંધ કે સગાઈ હોવી (૩) લાગણી કે અસર થવી (૪) જણાવું, સમજાવું, અનુભવ થવો (૫) દેખાવું, ભાસવું (૬) ઇચ્છા-હાજત થવી (ભૂખ-તરસ) (૭) મંડવું, વળગવું, બાઝવું, મચ્યા રહેવું (૮) લાગુ થવું, શરૂ કરી દેવું (ઉદા. નોકરીએ, ધંધે કામે લાગ્યો છે.) (૯) લાગુ પડતું, બેસતું આવવું, અનુકૂળ નીવડવું (કૂંચી, કાયદાની કલમ, દવા) (૧૦) લાગુ પડીને નડવું, ઉદા. ઉજાગરો લાગવો, પાણી લાગવું (૧૧) અથડાવું, ઝપટાવું, વાગવું (૧૨) મીંચાવું, ઉદા. હમણાં જ આંખ લાગી છે (૧૩) કિંમત પડવી, ખર્ચ થવું (૧૪) શરૂ કરીને જારી રહેવું. ઉદા. રડવા લાગ્યું (૧૫) સ્ત્રી કે પુરૂષનો ખરાબ સંબંધ બાંધવો (૧૬) બીજા ક્રિયાપદ સાથે આવતાં તે ક્રિયા કરવામાં હાથ કે મદદ દેવાં અથવા તેમાં મંડવું એવો અર્થ બતાવ. ઉદા. કરવા લાગ, નાખવા લાગ, (૧૭) (ક્રિ.) સળગવું

**લાગુ** (વિ.) સંબંધ હોય તેવું, વળગેલું, લાગેલું (૨) બંધબેસતું, અનુકૂળ આવતું (૩) (અ.) ચાલુ, જારી

**લાગો** (પું.) દાપું, હકસાઈ (૨) કર, વેરો (૩) સંબંધ, સગપણ (૪) પીછો, કેડો

**લાઘવ** (ન.) લઘુતા, નાનાપણું, ટૂંકાણ (૨) ચપળતા, કુશળતા (૩) નાનમ, હલકાપણું, ઊતરતાપણું (૪) ક્ષુલ્લકપણું (૫) તર્કનો એક ગુણ, થોડાથી ઘણાનો ખુલાસો થવો તે (તેથી ઊલટો ગૌરવદોષછે.) (ન્યા.) (૬) સંક્ષિપ્તાનું સારું લક્ષણ

**લાઘવગુણ** (પું.) સંક્ષિપ્તતાનું સારું લક્ષણ

**લાઘવગ્રંથિ,લાઘવગ્રહ** (સ્ત્રી.પું.) લઘુતાગ્રંથિ

**લાચાર** (વિ.) નિરુપાય, વિવશ (૨) ગરીબ, દીન

**લાચારી** (સ્ત્રી.) લાચારપણું, વિવિશતા

**લાછણ** (ન.) લાખું, ચાઠું, ડાઘો

**લાછાકુંવર** (પું.) ધનવાનનો પુત્ર (૨) લાછવર, પૈસાદાર પતિ (૩) (સં.) શ્રીકૃષ્ણ

**લાજ** (સ્ત્રી.) શરમ (૨) મર્યાદા, મલાજો (૩) આબરૂ, પત

**લાજલજામણી** (સ્ત્રી.) લાજશરમ, સંકોચ (૨) એક છોડ (અડવાથી તેનાં પાન સંકોચાઈ જાય છે.)

**લાજવંતી** (વિ.સ્ત્રી.) લજામણી, જેને અડવાથી પાન સંકોચાય તેવો એક છોડ (૨) શરમાળ

**લાજવાબ** (વિ.) જેનો કોઈ જવાબ નથી તેવું, અવર્ણનીય (૨) મૂંગું, અવાક, ચૂપ (૩) અદ્વિતીય, અનુપમ, અજોડ (૪) સર્વ બાબતોથી પર

**લાજવું** (ક્રિ.) શરમાવું

**લાજા** (સ્ત્રી.) ડાંગરની ધાણ

**લાજાહોમ** (પું.) લગ્નવિધિ દરમિયાન વરકન્યા વેદીમાં ડાંગર હોમે છે તે

**લાજાળી** (સ્ત્રી.) લજામણી (૨) (વિ.સ્ત્રી.) લાજાળું

**લાજાળું** (વિ.) શરમાળ, લજ્જાવાળું

**લાટ** (પું.) લાટો, મોજો, તરંગ (૨) (ટ.) (સ્ત્રી.) ઘાણીનું ઊભું લાકડું (૩) ધરી (જેમ કે, ગાડાની, રેંટિયા કે ચરખાની) (૪) ભરૂચ આસપાસના પ્રદેશનું પ્રાચીન નામ (૫) જથો (૬) મોટો સાહેબ-સત્તાધીશ

**લાટબંધ** (અ.) જથાબંધ

**લાટસાહેબ** (પું.) મોટો સાહેબ, 'લોર્ડ'

**લાટાનુપ્રાસ** (પું.) ભિન્ન અન્વયવાળા સમાન અર્થના સમાન શબ્દોની આવૃત્તિ, એક શબ્દાલંકાર (કા.શા.)

**લાટિયું** (ન.) રૂ પીલવાના ચરખાની લાટ

**લાટી** (સ્ત્રી.) ઈમારતી લાકડું વેચવાની દુકાન

**લાટો** (પું.) મોજું, તરંગ (૨) સાબુ કે કોઈ ધાતુનો લાંબો ટુકડો

**લાઠી** (સ્ત્રી.) જાડી લાકડી, ડાંગ (૨) (ન.) સૌરાષ્ટ્રનું એક ગામ

**લાઠીચાર્જ** (પું.) ટોળાંને વીખેરવા કરવામાં આવતો લાઠીમાર (૨) લાઠીમાર

**લાઠીદાવ** (પું.) લાઠીથી ખેલવાનો દાવ-તેને વાપરવાની રીત

**લાઠીધારી** (વિ.) લાઠીવાળું, પાસે લાઠી હોય તેવું

**લાઠીબાજ** (વિ.) લાઠી ચલાવવામાં કુશળ

**લાઠીબાજી,લાઠીમાર** (સ્ત્રી.પું.) લાઠી વડે મારપીટ, લાઠી ચલાવવી તે

**લાઠીરાજ્ય** (ન.) લાઠીના જોરથી રાજ્ય કરવું તે

**લાડ** (ન.) હસાવી ખેલાવી રાજી રાખવું તે (૨) તેવું વર્તન કે ચેષ્ટા

**લાડકણું,લાડકવાયું** (વિ.) લાડકું (૨) લાડમાં ઉછરેલું, વહાલું

**લાડકી** (સ્ત્રી.) લાડકી પુત્રી

**લાડકું** (વિ.) લાડવાયું, લાડમાં ઉછરેલું, વહાલું

**લાડકો** (પું.) લાડકો પુત્ર, (૨) એકનો એક દીકરો

**લાડલું** (વિ.) લાડમાં ઉછરેલું, વહાલું

**લાડલી** (સ્ત્રી.) લાડલી સ્ત્રી (૨) લાડી (લાલિત્ય વાચક)

**લાડલો** (પું.) લાડકો પુત્ર

**લાડવણ** (સ્ત્રી.) માનીતી સ્ત્રી

**લાડકવાયું** (વિ.) લાડમાં ઉછરેલું, વહાલું

**લાડવું** (ક્રિ.) લાડ કરવાં (૨) લાડમાં રિસાવું

**લાડવો** (પું.) લાડુ (૨) લાડવાના આકારનું ભરત-ગૂંથણ કામ (૩) (લા.) ફાયદો

**લાડી** (સ્ત્રી.) કોમળ કન્યા (૨) નવી પરણેલી વહુ

**લાડીલું** (વિ.) લાડવાયું (૨) (ન.) લાડવાયું છોકરું

**લાડીસ** (સ્ત્રી.) ગંજીફાની રમતનો એક દાવ

**લાડુ** (પું.) મોદક, એક મીઠી વાનગી (૨) પિંડો, ગોળો

**લાડુભટ્ટ** (પું.) મોદકપ્રિય કે આહારપ્રિય

**લાડો** (પું.) વર (૨) લાડવાયો છોકરો

**લાણી** (સ્ત્રી.) કાપણી

**લાત** (સ્ત્રી.) પગથી મારવું તે-કરેલો આઘાત, પાટું

**લાતાટવું** (ક્રિ.)લાતેલાતે મારવું

**લાતી** (સ્ત્રી.) બંદર ઉપરની વખાર, કોઠી, લાટી

**લાદ** (સ્ત્રી.) ઘોડા, ગધેડાનું છાણ

**લાદણ** (ન.) લાદવું કે લાદેલું તે, 'ડંપિંગ'

**લાદવું** (ક્રિ.) (ઊંટ, ગધેડા વગેરેની પીઠ પર) સામાન ભરવો, ખડકવું

**લાદી** (સ્ત્રી.) પથ્થરની પાતળી અને નાની તખતી (૨) ફરસબંધી

**લાધવું** (ક્રિ.) પ્રાપ્ત થવું, મળવું (૨) જમીન સાથે વહાણનું ચોંટી જવું

**લાનત** (સ્ત્રી.) લયાનત, લ્યાનત, શરમ

**લાપ(-પો)ટ** (સ્ત્રી.) તમાચો

**લાપ(-પો)ટિયું** (ન.) ગાલ સૂજી જવો, ગાલ-પિચોરિયું

**લાપ(-પો)ટિયો** (પું.) અઘરણીવાણી સ્ત્રીને ગાલે કંકુવાળી થાપટ મારનારો દેર, બુસટિયો

**લાપતા** (વિ.) પત્તા વગરનું, ગુમ

**લાપરવા** (વિ.) બેપરવા, બેદરકાર

**લાપરવાઈ,લાપરવાહી** (સ્ત્રી.) બેપરવાઈ, બેદરકારી

**લાપશી(-સી)** (સ્ત્રી.) ઘઉંની એક મીઠી વાની

**લાપી(-બી)** (સ્ત્રી.) સફેદો અને બેલતેલની બનાવેલી લૂગદી, લાંપી

**લાફો** (પું.) તમાચો (૨) ઉડાઉ માણસ (૩) બારીબારણાં બંધ કરવાનો લાકડાનો આડો કકડો, ભૂંગળ

**લાબરું** (વિ.) સુકોમળ, નાજુક

**લાભ** (પું.) ફાયદો (૨) પ્રાપ્તિ (૩) એ નામનું એક ચોઘડિયું-સારું મુહૂર્ત

**લાભક** (વિ.) લાભ કરનાર, મેળવનાર

**લાભકર્તા(-ર્ત્તા), લાભકારક, લાભકારી** (વિ.) લાભ કરે તેવું

**લાભદાયી,લાભપ્રદ** (વિ.) લાભ આપાનારું

**લાભપાંચમ** (સ્ત્રી.) કારતક સુદ પાંચમ

**લાભાલાભ** (પું.) નફો અને નુકસાન

**લાભાર્થી** (પું.) લાભ મેળવવાને પાત્ર (૨) લાભ મેળવનાર વ્યક્તિ

**લામા** (પું.) તિબેટનો વડો, બૌદ્ધ આચાર્ય

**લાય(-હ)** (સ્ત્રી.) આગ (૨) બળતરા (૩) (લા.) તીવ્ર ઝંખના, ચટપટી ભરેલી ઉતાવળ (૪) એક જાતનું રેશમી કાપડ

**લાયક** (વિ.) યોગ્ય, ઉચિત (૨) લાયકાતવાળું પાત્ર (૩) બંધબેસતું, છાજતું, અનુકૂળ

**લાયકાત,લાયકી** (સ્ત્રી.) યોગ્યતા, પાત્રતા

**લાયરી** (સ્ત્રી.) બહુ બોલવું તે (૨) પતરાજી, શેખી, ડંફાસ

**લાયરીખોર** (વિ.) લાયરી કરનારું, ડંફાસખોર

**લાર** (સ્ત્રી.) લાંબી હાર

**લારી** (સ્ત્રી.) રેલવેના પાટા પર ઠેલીને ચલાવવાની ગાડી (૨) માલ વહી જવાની ગાડી (હાથની કે મોટર)

**લારોલાર** (અ.) હારબંધ

**લાલ** (વિ.) રાતા રંગનું (૨) (પું.) છેલ, રંગીલો, બાંકો (૩) છોકરો, પુત્ર (૪) લાલસા (૫) લાલા લજપતરાય. જેમ કે, લાલ બાલ અને પાલ (૬) (સ્ત્રી.) માણેક (૭) ગંજીફાનાં પત્તાંની એક લાલ રંગની ભાત (૮) (ન.) એક પક્ષી

**લાલઘૂમ,લાલચટક,લાલચોળ** (વિ.) ખૂબ લાલ

**લાલચ** (સ્ત્રી.) લલચાવું તે, લાલસા, લોભ (૨) લલચાવે તે, લાલચમાં નાખે તેવી વસ્તુ, લાંચ

**લાલચુ,લાલચુડું** (વિ.) લાલચવાળું, લોભી

**લાલજી** (પું.) શ્રીકૃષ્ણના બાળસ્વરૂપની મૂર્તિ (૨) ગોસાંઈજીનો પુત્ર

**લાલઝંડી** (સ્ત્રી.) અટકી જવાનો સંકેત (૨) ભયનો સંકેત

**લાલટેન** (ન.) ફાનસ

**લાલન** (ન.) લાડ લડાવવાં તે

**લાલન-પાલન** (ન.) લાડમાં ઊછરવું કે ઊછેરવું તે

**લાલપ** (સ્ત્રી.) લાલી, લાલાશ

**લાલબત્તી** (સ્ત્રી.) ભયની ચેતવણી

**લાલબાઈ** (સ્ત્રી.) આગ, ભય

**લાલમલાલ** (વિ.) ખૂબ લાલ (૨) (લા.) ફાંકડું, મનોરંજક

**લાલસા** (સ્ત્રી.) ઉત્કટ ઇચ્છા, તૃષ્ણા

**લાલસી** (વિ.) લાલચુ

**લાલા** (પું.) લહેરી, છેલ, ફક્કડ (૨) ઉત્તરમાં અમુક જાતિના લોકોના નામ પૂર્વે આદરનો શબ્દ. જેમ કે, લાલા લજપતરાય (૩) બાપને માટે સંબોધનનો શબ્દ (કોઈ ઠેકાણે)

**લાલઈ** (સ્ત્રી.) છેલાઈ, રંગીલાપણું

**લાલાજી** (પું.) છેલ, ફક્કડ

**લાલાશ** (સ્ત્રી.) લાલી, રતાશ

**લાલિત્ય** (ન.) લલિતપણું

**લાલિમા** (ન.) લાલાશ

**લાલિયાવાડી** (સ્ત્રી.) માલ વગરનું, ઢંગધડા વગરનું, અવ્યવસ્થિત (કાર-ભાર વગેરે), અતંત્રતા

**લાલી** (સ્ત્રી.) રતાશ (૨) (હોઠ વગેરે રંગવાની) લાલ રંગી, 'લિપસ્ટિક' (૩) ઘંટની જીભ-લોલક

**લાલો** (પું.) લાલ, ફાંકડો (૨) પઠાણ (૩) પુત્ર

**લાવજા,લાવજાવ** (સ્ત્રી.) લાવવું લઈ જવું-મોકલવું તે, અવરજવર, હેરફેર

**લાવણ** (વિ.) લવણવાળું, ખારું (૨) (સ્ત્રી.) લાવણ્ય, સુંદરતા

**લાવણી** (સ્ત્રી.) એક રાગ કે ઢાળ, લલકારાય એવી કવિતા (૨) સંગીતનો એક તાલ

**લાવણીપત્રક** (ન.) સરકારી લેણાનું આસામીવાર પત્રક

**લાવણ્ય** (ન.) સૌંદર્ય

**લાવણમય, લાવણ્યમયી** (વિ.સ્ત્રી.) સુંદર, સૌંદર્યવાન, સ્વરૂપવાન

**લાવરી** (સ્ત્રી.) એક પંખી

**લાવરું** (ન.) કૂતરાનું કરડવું તે (૨) કૂતરાનું ભસવું તે

**લાવલશ્કર** (ન.) સરંજામ સાથેનું મોટું લશ્કર

**લાવવું** (ક્રિ.) લઈ આવવું, આણવું

**લાવા,લાવારસ** (પું.) જ્વાળામુખીમાંથી નીકળતો ગરમ રસ

**લાવાર(-રિ)સ** (વિ.) વારસ કે વંશવારસા વિનાનું, અપુત્ર, નિર્વંશ

**લાવું** (ન.) કૂતરાનું ડાફું, લાવરું

**લાશ(-સ)** (વિ.) બરબાદ, પાયમાલ (૨) (સ્ત્રી.) મડદું

**લાસર** (સ્ત્રી.) ઢીલ, રસળાજી

**લાસરિયાપણું,લાસરિયાવેડા** (ન.પું.બ.વ.) રસળાજી (૨) રઢિયાળ કે બેજવાબદાર

**લાસરિયું** (વિ.) રસળાજીવાળું, કહે પણ કરે નહીં એવું

**લાસુ** (વિ.) લૂખું, ઘી કે ચીકટ વિનાનું (૨) (ન.) કઠોળ સિવાયનું અનાજ

**લાસું** (વિ.) લીસું, સુંવાળું, ડિઝાઇન વગરનું (૨) પૈસો ન ખર્ચે કે આપવામાં ન સમજે તેવું (૩) કંઠમાં કશું ન પહેર્યું હોય તેવું

**લાસ્ય** (ન.) સંગીત સાથેનું નૃત્ય

**લાહવું** (ક્રિ.) લાભવું, મેળવવું (૨) (કા.) શિકાર ઉપર પડવું-દોડવું

**લાહી** (સ્ત્રી.) ઘઉંના લોટની ખેળ

**લાળ** (સ્ત્રી.) મોઢાનું ચીકણું પ્રવાહી

**લાળાં** (ન.બ.વ.) ખુશામત કે આજીજી યા કરગરવાના બોલ (૨) બોલવામાં લોચા પડવા-ગોટા વળવા તે

**લાળિયું** (વિ.) ઘણી લાળ પડતી હોય તેવું (છોકરું) (૨) લાળથી શરીર બગડે નહીં તે માટે બાળકને ગળે બંધાતું કપડું (૩) કણ ભરાતું કણસલું (૪) રાંધેલું વાસી અન્નમાં થતાં લાળ જેવાં જંતુ

**લાળી** (સ્ત્રી.) કાનની નીચે લબડતી ચામડી (૨) લાલી, ઘંટની જીભ (૩) બૂમ (પશુપંખી-ખાસ કરીને શિયાળની)
**લાળો** (પું.) અંગારો
**લાંક** (પું.) લંક, કમરનો વાંક-મરોડ
**લાંગ** (સ્ત્રી.) વટાણા કે તુવેર જેવું એક કઠોળ
**લાંગર** (ન.) લંગર (૨) વહાણ થોભાવી રાખવા જમીનમાં ભરાય તેમ નાખવાનું વાંકા અંકોડાવાળું એક સાધન
**લાંગરવું** (ક્રિ.) દરિયાકિનારે વહાણ થોભાવવું
**લાંગુ(-ગુ)લ** (ન.) પૂંછડું
**લાંઘ,લાંઘણ** (ન.સ્ત્રી.) લાંઘો, નકોરડો ઉપવાસ
**લાંઘણું** (ન.) હેતુ સાધવા લાંઘણ લઈ બેસવું તે (કોઈની સામે)
**લાંઘવું** (ક્રિ.) લંઘવું, લાંઘો કરવો (૨) ભૂખ્યા રહેવું
**લાંઘો** (પું.) લાંઘણ, ઉપવાસ (૨) લાંઘણું (૩) લાંબી મોટી ફાળ, મોટું ડગલું
**લાંચ** (સ્ત્રી.) અમલદાર કે સત્તાધારીને છૂપી રીતે અપાતી કે લેવાતી અઘટિત રકમ
**લાંચખાઉ,લાંચખોર** (વિ.) લાંચિયું, લાંચ લેનારું
**લાંચનિવારણ** (ન.) લાંચખોરી દૂર કરવી તે, 'ઍન્ટી-કરપ્શન'
**લાંચરુંશ્વત,લાંચરિશ્વત** (સ્ત્રી.) લાંચ વગેરે જેવાં ખોટાં મળતર, 'કરપ્શન'
**લાંચવું** (ક્રિ.) લચી, નમી જવું (૨) લાંચ આપવી
**લાંચિયું** (વિ.) લાંચ લેનારું, લાંચ ખાઉ
**લાંછન** (ન.) ડાઘ, કલંક (૨) ચિહ્ન
**લાંછના** (સ્ત્રી.) લાંછન લાગવું કે લગાડવું તે
**લાંછિત** (વિ.) લાંછનવાળું, કલંકિત, ચારિત્ર્ય પર ડાઘવાળું
**લાંઠ,લાંઠડિયું** (વિ.) લોંઠ, ખંધું, શઠ (૨) ગાંઠે નહીં તેવું, તોફાની
**લાંઠાઈ** (સ્ત્રી.) લુચ્ચાઈ, શઠતા
**લાંબી** (સ્ત્રી.) યાદદાસ્ત, સ્મૃતિ, ભાન (૨) લાપી (૩) લાંબી
**લાંબીટૂંકી** (સ્ત્રી.) એલફેલ (૨) તકરાર, પંચાત
**લાંબું** (વિ.) લંબાઈ, સમય વગેરેમાં ઘણું
**લાંબુંચોડું,લાંબુંપહોળું** (વિ.) સારી લંબાઈ અને પહોળાઈવાળું
**લાંબુંલચ,લાંબુંલસરક** (વિ.) ઘણું લાંબું
**લિખિત** (વિ.) લખેલું કે લખાયેલું (૨) (ન.) લખ્યા લેખ
**લિખિતંગ** (વિ.) 'લખનાર' એ અર્થમાં કાગળ લખવામાં વાપરે છે, **લખિતંગ** (સંક્ષેપ-લિ.)
**લિગ્નાઇટ** (પું.) કાચો કોલસો (અક ધાતુ)
**લિચ્છવી** (પું.) એક બૌદ્ધકાલીન પ્રજા
**લિજ્જત** (સ્ત્રી.) લહેજત, મજા (૨) રસ, સ્વાદ
**લિજ્જતદાર** (સ્ત્રી.) લહેજતવાળું, સ્વાદિષ્ટ
**લિટમસ** (પું.) (તેજાબ અને આલ્કલી પારખવા માટે ખપનો) રતન જોતના ફળનો રસ (ર.વિ.)
**લિટમસ પેપર** (પું.) પ્રવાહી પદાર્થના ગુણધર્મની પરીક્ષા કરવા માટે રતન જોતનો રસ ચોપડેલો કાગળ
**લિટર** (પું.) (દશાંશ પદ્ધતિમાં) પ્રવાહીનું એક માપ-તેનો (ફ્રેન્ચ) એકમ
**લિટરેચર** (ન.) વાઙ્મય, સાહિત્ય (૨) જે તે યંત્ર, વસ્તુ કે કામગીરીને વિશે લખાયેલી-છપાયેલી માહિતી
**લિથિયમ** (ન.) એક મૂળ ધાતુ
**લિથો** (પું.) શિલા ઉપર કોતરીને કરેલું છાપકામ
**લિથોગ્રાફ** (પું.) શિલા કે પથ્થર પર તૈયાર કરેલાં લખાણ, અંકન, ચિત્રણ, વગેરેની કાગળ ઉપર છાપ પાડવી તે
**લિથોપદ્ધતિ** (સ્ત્રી.) પથ્થર પરથી ઉપસાવેલી છાપ (૨) શિલાછાપ મુદ્રણની પદ્ધતિ
**લિથોપ્રેસ** (ન.) શિલાછાપનું છાપખાનું
**લિન્ટલ** (ન.) પાટડી, બારી, બારણાં માટેની દિવાલમાં રાખેલા ખુલ્લા ભાગની ઉપરનો ભાગ (૨) બારી બારણાંને મથાળે મૂકવામાં આવતો લાકડા કે પથ્થરનો ચાપડો અથવા સિમેન્ટની જમાવટ
**લિપસ્ટિક** (સ્ત્રી.) હોઠ રંગવાનો પદાર્થ, લાલી, ઓઠ રંગવાની સળી (૨) એક જાતનું સૌંદર્ય પ્રસાધન
**લિપિ(-પી)** (સ્ત્રી.) ભાષા વર્ણો લખવાની રીત
**લિપિ(-પી)કાર** (પું.) લહિયો (૨) અક્ષર કોતરનાર કારીગર
**લિપિ(-પી)બદ્ધ** (વિ.) લિપિમાં-લખાણ રૂપે ઉતારેલું, લખેલું
**લિપિ(-પી)વિદ્યા** (સ્ત્રી.) (જૂની કે અજાણી) લિપિ વાંચવાની આવડત
**લિપ્ત** (વિ.) લીંપાયેલું, ખરડાયેલું (૨) આસકત, ફસેલું
**લિપ્યંતર** (ન) એક લિપિમાંનું લખાણ બીજી લિપિમાં ઉતારવું-લખવું તે, 'ટ્રાન્સલિટરેશન'
**લિપ્સા** (સ્ત્રી.) મેળવવાની ઇચ્છા (૨) લાલસા, કામના
**લિફાફો** (પું.) પરબીડિયું, 'ક્વર'
**લિફ્ટ** (ન.) મકાન ઉપર ચઢવા માટેનું એક યાંત્રિક સાધન (૨) (પું.) (પદવી, પગાર, વગેરેમાં) બઢતી કે ઊંચો ક્રમ મળવો તે (૩) કોઈની મોટરમાં (રસ્તે જતાં) બેસી જવાની તક મળવી તે
**લિબરલ** (વિ.પું.) ઉદારમતવાદી
**લિબાસ** (પું.) લેબાસ, પોશાક
**લિમિટ** (સ્ત્રી.) હદ, મર્યાદા (૨) સીમા કે સીમ
**લિમિટેડ** (વિ.) કાયદાથી સહિયારું (જેમ કે, કંપની) (૨) મર્યાદિત
**લિયન** (ન.) ધારણાધિકાર
**લિરિક** (ન.) ઊર્મિપ્રધાન કાવ્ય (૨) ઊર્મિગીત
**લિરિકલ** (વિ.) ઊર્મિપ્રધાન, 'સબ્જેક્ટિવ'
**લિલવટ** (ન.) નિલવટ, કપાળ
**લિલામ** (ન.) જાહેર હરાજી
**લિવર** (ન.) લીવર, કલેજું, કાળજું
**લિસોટો** (પું.) મોટી લીટી કે ઉઝરડો
**લિસ્ટ** (ન.) યાદી, ટીપ
**લિહાજ** (પું.) અદબ, વિવેક
**લિંક** (સ્ત્રી.) એકબીજી સાથે જોડાતી-જોડાયેલી કડી (૨) સાંધણ, અનુસંધાન
**લિંગ** (ન.) ચિહ્ન (૨) જાતિ (વ્યા.) (૩) સાધન, હેતુ (ન.) (૪) મહાદેવની મૂર્તિ (૫) પુરુષની ઇંદ્રી (૬) લિંગદેહ
**લિંગદેહ,લિંગશરીર** (પું.ન.) જીવાત્માનું સૂક્ષ્મ શરીર
**લિંગપૂજા** (સ્ત્રી.) શિવલિંગની પૂજા
**લિંગભેદ** (પું.) સ્ત્રી-પુરુષ કે ઇતર વચ્ચેનો જાતિવિષયક તફાવત
**લિંગાનુશાસન** (ન.) વ્યાકરણમાં જાતિના નિયમો
**લિંગાયત** (પું.) એ નામના શૈવ સંપ્રદાયનો આદમી

**લિંગી** (વિ.) લિંગવાળું, લિંગ અંગેનું, જાતીય
**લિંબુ** (ન.) લીંબુ, એક ખાટું ફળ
**લિંબોળી** (સ્ત્રી.) લીંબોળી, પહોળા મોંનું એક મોટું વાસણ (૨) લીંબડાનું ફળ
**લીક** (સ્ત્રી.) લીટી, રેખા (૨) હદ (૩) પ્રથા, ચાલ (૪) (લા.) પ્રતિષ્ઠા
**લીકે(-ઈ)જ** (પું.) કાણું, છિદ્ર (૨) કાણું પડી તેમાંથી પ્રવાહી વહેવું કે ચૂવું તે (૩) ગુપ્ત વિગત બહાર પડી જવી તે (૪) વળતર
**લીખ** (સ્ત્રી.) જૂ, જૂ નામનાં જંતુનાં ઈંડાં
**લીખિયું** (ન.) જૂ કે લીખ કાઢવાની ઝીણા દાંતાની કાંસકી
**લીગ** (સ્ત્રી.) સમાજ, સમૂહ, સંઘ
**લીચી** (સ્ત્રી.) પૂર્વ ભારતમાં થતું એ નામનું ફળઝાડ કે તેનું ફળ
**લીટી** (સ્ત્રી.) પહોળાઈ વગરની રેખા (૨) હાર, ઓળ (૩) પદ, કડી (૪) લીક, હદ
**લીટો** (પું.) જાડી લીટી (૨) છેકો
**લીડર** (પું.) નેતા, આગેવાન, અગ્રેસર (૨) વર્તમાનપત્રનો તંત્રીલેખ, સંપાદકીય, 'એડિટોરિયલ'
**લીડરશીપ** (ન.) નેતૃત્વ
**લીધું** (ક્રિ.) 'લેવું'નું ભૂતકાળ (૨) લીધેલું
**લીધે** (અ.) લઈને, તેથી, તેટલા માટે, કારણે
**લીન** (વિ.) ભય પામેલું (૨) ગરક, તલ્લીન
**લીનતા** (સ્ત્રી.) તલ્લીનતા
**લીનન** (ન.) કાપડની એક જાત
**લીપઈયર** (ન.) જે વર્ષમાં ફેબ્રુઆરી માસના ૨૯ દિવસ હોય તેવું ઈ.સ.નું વર્ષ (સોએ ચારથી ભગાય તેવું અને સૈકામાં ચારસોથી ભગાય તેવું વર્ષ)
**લીપણ** (ન.) લીંપણ, જમીન ઉપર કરેલો છાણ-માટીનો લેપ
**લીપવું** (ક્રિ.) લીંપવું, છાણ-માટીની ગારનો લેપ કરવો
**લીમડી** (સ્ત્રી.) નાનો લીમડો (૨) લીમડાની જાતનું કોઈપણ નાનું ઝાડ (જેમ કે, મીઠી લીમડી)
**લીમડો** (પું.) એક ઝાડ
**લીમ્ફોઈડ લ્યુકોસીસ** (પું.) લોહીવિકારનો એક પ્રકારનો ભયંકર રોગ
**લીરા** (પું.) ઈટાલી દેશનું મુખ્ય ચલણ
**લીરો** (પું.) લૂગડાનો લાંબો કકડો, ચીરો
**લીલ** (સ્ત્રી.) બંધિયાર, પાણીમાં કે તેવી જગ્યામાં થતી લીલી ચીકણી વનસ્પતિ, સેવાળ (૨) ઊલ (૩) (પું.) આખલો (પ્રયોગમાં 'લીલ પરણાવવી' કહેવાય છે.)
**લીલકાવું** (ક્રિ.) લીલુંલીલું થવું કે દેખાવું
**લીલછોયું** (વિ.) લીલું (૨) લીલી છાલનું
**લીલપગું** (વિ.) શુભ, શુકન કે નસીબદાર પગલાંવાળું
**લીલવો** (પું.) કઠોળનો લીલો દાણો (જેમ કે, તુવેર, પાપડીનો)
**લીલયા** (અ.) રમતમાં, સહજ રીતે
**લીલા** (સ્ત્રી.) ક્રીડા, ખેલ (૨) અદ્‌ભુત ખેલ (૩) અવતારે કરેલાં કામ (૪) તેનું નાટક
**લીલાકાર** (પું.) લીલા કરનાર (ઈશ્વર)
**લીલાગર,લીલાગરી** (સ્ત્રી.) ભાંગ
**લીલાધાણા** (પું.બ.વ.) કોથમીર
**લીલાપુરુષોત્તમ** (પું.) શ્રીકૃષ્ણ (તેથી ઊલટું-મર્યાદા પુરુષોત્તમ-શ્રીરામ)
**લીલામું** (ન.) વાગવાથી થયેલું લીલું ચાઠું કે ઝામું
**લીલાલહેર** (સ્ત્રી.) મોજમજા, આબાદી, ધન-ધાન્ય સંપત્તિ વગેરેની છત (૨) સારા વરસાદને કારણે થતી આનંદની પરિસ્થિતિ
**લીલાવતાર** (પું.) લીલા ખાતર વિષ્ણુએ લીધેલો અવતાર
**લીલાવતી** (સ્ત્રી.) એક છંદ (૨) એક રાગિણી (૩) (સં.) પ્રસિદ્ધ ગણિતી ભાસ્કરાચાર્યની પુત્રી કે તેનું ગણિત
**લીલાવાદ** (પું.) સૃષ્ટિ ઈશ્વરે લીલામાં રચી છે-તેની લીલા છે, એવી માન્યતા કે વાદ
**લાલા વિગ્રહ** (પું.) લીલાથી ભક્તોની ઈચ્છા પૂરી કરવા ધરેલો દેહ (જેમ કે, શ્રીકૃષ્ણનો
**લીલાશ** (સ્ત્રી.) લીલાપણું
**લીલી ચા** (સ્ત્રી.) એક ઘાસ કે તેને ઉકાળીને ચા પેઠે પિવાતું પેય
**લીલી ઝંડી** (સ્ત્રી.) આગળ વધવાનો સંકેત (૨) સબ સલામતનો સંકેત
**લીલીપીઠ** (સ્ત્રી.) શાકબજાર
**લીલીસૂકી** (સ્ત્રી.) સુખ અને દુઃખ, ચડતી-પડતી
**લીલું** (વિ.) કાચી કેરીના રંગનું (૨) ભીનું, નહિ સુકાયેલું (૩) રસવાળું, તાજું (૪) ખૂબ પૈસાદાર, સુખી
**લીલુંકચ** (વિ.) એકદમ લીલું ને રસથી ભરેલું
**લીલુંછમ** (વિ.) ખૂબ લીલું
**લીલેરું** (વિ.) લીલું (લાલિત્યવાચક)
**લીલોતરી** (સ્ત્રી.) તાજી લીલી વનસ્પતિ (૨) ભાજીપાલો, તાજું શાક
**લીવ** (સ્ત્રી.) રજા
**લીવર** (ન.) કલેજું, કાળજું, લિવર
**લીસું** (વિ.) ખરબચડું નહિ તેવું, સુંવાળું (૨) સરકણું (૩) લાસરિયું
**લીસુંલસ** (વિ.) સાવ લીસું
**લીહ(-હી)** (સ્ત્રી.) લીટી (૨) હદ
**લીંટ** (ન.સ્ત્રી.) નાકનો ચીકણો મળ
**લીંટિયું** (વિ.) વારેવારે જેને લીંટ આવ્યા કરતું હોય તેવું
**લીંડી** (સ્ત્રી.) ગોળીના આકારની અઘાર (ઉંદર, બકરી વગેરેની)
**લીંડીપીપર** (સ્ત્રી.) લાંબી પીપર
**લીંડું** (ન.) ગરગોલા જેવો કઠણ મળ (ઊંટ, ગધેડાં વગેરેનો)
**લીંપણ-ગૂંપણ** (ન.) જમીન ઉપર કરેલા છાણ-માટીનો લેપ (૨) લેપ કરવો અને ગાર કરવી તે
**લીંપવુંગૂંપવું** (ક્રિ.) લીંપવું, છાણ માટીના ગારનો લેપ કરવો
**લીંબડી** (સ્ત્રી.) નાનો લીમડો (૨) લીમડાની જાતનું કોઈપણ નાનું ઝાડ (જેમ કે, માટી લીમડી)
**લીંબડો** (સ્ત્રી.) એક ઝાડ
**લીંબણ** (સ્ત્રી.) લિંબુનું ઝાડ, લિંબોઈ
**લીંબુ** (ન.) લિંબુ, એક ખાટું ફળ
**લીંબોડી** (સ્ત્રી.) લિંબોઈ
**લીંબોળી** (સ્ત્રી.) લિંબોળી, પહોળા મોંનું એક મોટું વાસણ (૨) લીમડાનું એક ફળ
**લુકાવું** (ક્રિ.) લૂક લાગવી, લૂલવું
**લુગાઈ** (સ્ત્રી.) પત્ની, ભાર્યા

**લુચ્ચાઈ** (સ્ત્રી.) લુચ્ચાપણું
**લુચ્ચું,લુચ્ચુંલફંગું** (વિ.) કપટી, દોંગું (૨) ખંધું, પક્કું, પહોંચેલું (૩) વ્યભિચારી
**લુછણિયું** (ન.) પગ વગેરે લૂછવાનું સાધન, લૂછવાનું કપડું (૨) શરીર લૂછવાનો ટુવાલ, અંગૂછો
**લુટણિયું** (વિ.) લૂંટ પાડનારું, લૂંટ કરનાર
**લુટાઉ** (વિ.) લૂંટનું (૨) નધણિયાતું
**લુટારુ(-રો)** (પું.) લૂંટનારો, ધાડપાડુ
**લુણારી,લુણાગરી** (સ્ત્રી.) વરને માથે લૂણ ઉતારનારી તેની બહેન
**લુપ્ત** (વિ.) લોપયેલું, નાશ પામેલું
**લુપ્તપ્રાય** (વિ.) લગભગ લુપ્ત, લુપ્ત જેવું
**લુબ્ધ** (વિ.) લોભિયું, લાલચુ (૨) લોલુપ, મોહિત
**લુહાર** (પું.) લોઢું ઘડી તેનો વિવિધ સામાન બનાવનાર કારીગર કે તે જ્ઞાતિનો માણસ
**લુંગી** (સ્ત્રી.) કાછડી વાળ્યા વગર કેડે વીંટવાનું વસ્ત્ર
**લુંચન** (ન.) વાળ ટૂંપી નાખવા તે
**લુંચવું** (ક્રિ.) લુંચન કરવું, ટૂંપવું
**લુંચિત** (વિ.) લુંચન કરેલું
**લુંબિની** (સ્ત્રી.) એક પ્રાચીન ઉપવન-બુદ્ધનું જન્મસ્થાન
**લૂ** (સ્ત્રી.) ઉનાળાના ગરમ પવનનો ઝપાટો (૨) લૂ લાગવાથી થતો રોગ
**લૂઓ** (પું.) રોટલી પાપડ કે પૂરી વણવા માટે લીધેલો કણકનો નાનો ગોળો
**લૂક-લૂખ** (સ્ત્રી.) લૂ, ઉનાળાના ગરમ પવનનો ઝપાટો (૨) તેનો રોગ
**લૂખસ** (સ્ત્રી.) ચામડીનો એક રોગ, ખૂજલી
**લૂખાશ** (સ્ત્રી.) લૂખાપણું
**લૂખું** (વિ.) ચીકટ વિનાનું (૨) રસ વિનાનું (૩) નિર્ધન, ખાલી
**લૂખુંપાખું,લૂખુંસૂકું** (વિ.) તદ્દન લૂખું
**લૂગડાંબોળ** (અ.) પહેરેલાં લૂગડાં સાથે કરાતું સ્નાન (૨) (ન.) તેવું સ્નાન
**લૂગડાંલત્તાં** (ન.બ.વ.) લૂગડાં ને તેવી બીજી વસ્તુઓ
**લૂગડું** (ન.) કપડું, વસ્ત્ર (૨) સાલ્લો
**લૂગદી** (સ્ત્રી.) પ્રવાહી સાથે ઘૂંટીને બનાવેલો લોંદો (૨) દોર પાવાનો લોંદો
**લૂછવું** (ક્રિ.) લૂગડાથી ઘસી સાફ કરવું, લોહવું (૨) કોઈને ઘસવું, લગાડવું કે ચોટાડવું
**લૂછણિયું** (ન.) ઘરને સાફ રાખવા બારણાં આગળ મૂકવામાં આવતું કાથી કે કંતાનમાંથી બનાવેલું લૂછણું
**લૂટ** (સ્ત્રી.) લૂટવું તે (૨) લૂંટેલો માલ
**લૂટફાટ** (સ્ત્રી.) લૂંટવું તે
**લૂટવું** (ક્રિ.) બળાત્કારે હરી લેવું, ઝૂંટવી લેવું, લૂંટવું
**લૂટંલૂટા,લૂટાલૂટ** (સ્ત્રી.) ઉપરાઉપરી કે અનેક સ્થળે લૂટફાટ મચી રહેવી તે
**લૂઠવું** (ક્રિ.) ગબડવું, આળોટવું
**લૂણ** (ન.) મીઠું, નિમક (૨) (સ્ત્રી.) લૂણ ઉતારવી તે
**લૂણચાં** (ન.બ.વ.) મીઠું ચડાવેલાં ચીરિયાં
**લૂણલાં** (ન.બ.વ.) લૂણ ઉતારવી તે
**લૂણહરામ** (વિ.) નિમકહરામ-જેનું ખાય તેનું જ બૂરું ઇચ્છનાર (૨) કૃતઘ્ન
**લૂણહરામી** (સ્ત્રી.) નિમકહરામી (૨) કૃતઘ્નતા
**લૂણહલાલ** (વિ.) નિમકહલાલ (૨) વફાદાર
**લૂણહલાલી** (સ્ત્રી.) નિમકહલાલી (૨) વફાદારી, કૃતજ્ઞતા
**લૂણી** (સ્ત્રી.) એક ભાજી (૨) આટાપાટાની રમતમાં જીતના ચિહ્નરૂપે પાટ બહાર આવતાં લવાતી ધૂળની ચપટી (૩) આટાપાટામાંની આડી કરાતી પાટડી
**લૂણો** (પું.) ભીનાશથી ઈંટ, છો વગેરે ખવાઈને ઉપર વળતી છારી
**લૂતા** (સ્ત્રી.) કીડી (૨) કરોળિયો
**લૂતાવર્ગ** (પું.) વીંછી, કરોળિયા જેવાં જંતુઓનો વર્ગ, 'અરૅકનીડિયા'
**લૂપ** (સ્ત્રી.) ગર્ભ-નિરોધ માટે યોનિમાં મુકાતી આંકડી
**લૂમ** (સ્ત્રી.) ફળનું ઝૂમખું, લૂંબ (૨) સાળ
**લૂમખું,લૂમખો** (ન.પું.) ફળ કે ફૂલોનું ગુચ્છ (૨) ઝૂમખો
**લૂમઝૂમ** (સ્ત્રી.) લૂમખું (૨) ભપકાબંધ
**લૂમઝૂમવું** (ક્રિ.) લૂમખાભેર લટકવું
**લૂમવું** (ક્રિ.) લટકવું (૨) નમી જવું (૩) ખૂબ પ્રયત્ન કરવો
**લૂલી,લૂલીબાઈ** (સ્ત્રી.) (લા.) જીભ, લોલા
**લૂલું** (વિ.) લંગડું, ખોડું (૨) અપંગ, અશક્ત, નિર્બળ (૩) લટકતું, પાયા કે આધાર વગરનું
**લૂલું-લચ** (વિ.) સાવ લૂલું-ઢીલું
**લૂંટ** (સ્ત્રી.) લૂટ, લૂંટવું તે (૨) લૂંટેલો માલ
**લૂંટણિયું** (વિ.) લૂટણિયું
**લૂંટવું** (ક્રિ.) લૂટવું, બળાત્કારે હરી લેવું, ઝૂંટવી લેવું
**લૂંટંલૂટા,લૂંટાલૂંટ** (સ્ત્રી.) લૂટાલૂટ, ઉપરાઉપરી કે અનેક સ્થળે લૂટફાટ મચી રહેવી તે
**લૂંટાઉ** (વિ.) લુટાઉ
**લૂંડાઈ,લૂંડાપો** (સ્ત્રી.પું.) લૂંટાપણું, ગુલામી
**લૂંબ** (સ્ત્રી.) લૂમ, ફળનું ઝૂમખું
**લૂંબવું** (ક્રિ.) લૂમવું, લટકવું, નમી જવું (૩) ખૂબ પ્રયત્ન કરવો
**લે** (ક્રિ.) 'લેવું'નું આજ્ઞાર્થ બીજો પુરુષ એકવચન (૨) (અ.) વાહ, ઠીક એ અર્થનો ઉદ્‌ગાર
**લેકિન** (અ.) પણ, પરંતુ, તથાપિ
**લૅક્ચર** (ન.) ભાષણ, વકતવ્ય, પ્રવચન, વ્યાખ્યાન
**લૅક્ચરર** (પું.) વ્યાખ્યાતા (૨) કૉલેજનો એક કક્ષાનો અધ્યાપક
**લૅક્ટોમિટર** (પું.) દૂધનો કસ માપવાનું યંત્ર-ફેટ માપવાની શીશી
**લેખ** (પું.) લખેલું તે, લખાણ (જેમ કે, શિલાલેખ, વિધિના લેખ) (૨) ખત, કરારનું લખાણ (૩) ટૂંકો નિબંધ
**લેખક** (પું.) લહિયો (૨) ગ્રંથ કે લેખ લખનાર
**લેખણ,લેખણી,લેખની** (સ્ત્રી.) કલમ
**લેખન** (ન.) લખવું તે
**લેખનકલા(-ળા)** (સ્ત્રી.) લખવાની કળા
**લેખન-પદ્ધતિ** (સ્ત્રી.) લખવાની રીત, ઈબારત (૨) ભાષાશૈલી
**લેખનપીઠ** (સ્ત્રી.) લખવાનું ટેબલ
**લેખનશક્તિ** (સ્ત્રી.) લેખ લખવાની-લેખક તરીકેની શક્તિ
**લેખનશૈલી** (સ્ત્રી.) લેખકની લખવાની શૈલી-રીત કે પદ્ધતિ
**લેખનસામગ્રી,લેખન સાહિત્ય** (સ્ત્રી.ન.) લખવાનો સામાન
**લેખની** (સ્ત્રી.) લેખણ, કલમ
**લેખપત્ર** (પું.ન.) કરાર, દસ્તાવેજ

**લેખવવું,લેખવું** (ક્રિ.) હિસાબમાં લેવું, ગણકારવું
**લેખા** (સ્ત્રી.) લીટી, રેખા
**લેખિકા** (સ્ત્રી.) સ્ત્રી લેખક
**લેખિત** (વિ.) લખેલું, લેખી
**લેખિતવાર,લેખી** (વિ.) લેખિત, લખાણના રૂપમાં હોય એવું (૨) (અ.) લખીને
**લેખિની** (સ્ત્રી.) લેખણ
**લેખું** (ન.) મોંએ ગણાય એવો ટૂંકો સહેલો હિસાબ (૨) ગણતરી, હિસાબ (૩) ગજું
**લેખે** (અ.) હિસાબે, પ્રમાણે (૨) પ્રીત્યર્થ, વાસ્તે, ખાતે
**લેખ્ય** (વિ.) લખવા .યોગ્ય કે લખી શકાય એવું
**લેજર** (પું.) હિસાબ માટેની ખાતાવહી કે મોટો ચોપડો
**લેજીમ** (સ્ત્રી.) કસરતનું એક સાધન કે તેની કસરત
**લેટ** (વિ.) મોડું
**લેટ-ફી** (સ્ત્રી.) ટપાલમાં મોકલવા તેના વખતથી મોટો કાગળ નાંખવા માટે લેવાતી વધારાની રકમ કે તે પેટેની ટિકિટ
**લેટર-બૉક્સ** (સ્ત્રી.) ટપાલ નાખવાની પેટી
**લેટવું** (ક્રિ.) લોટવું, આળોટવું (૨) આડા પડવું, સૂવું
**લૅટિન** (સ્ત્રી.) પ્રાચીન રોમની ભાષા
**લેડ** (ન.) છાપખાનામાં બીબાંની લીટીઓ વચ્ચે મુકાતી સીસાની પતરી
**લેડી** (સ્ત્રી.) બાનુ, માનવંત સ્ત્રી
**લેડી-ડૉક્ટર** (સ્ત્રી.) દાક્તર સ્ત્રી. મહિલા તબીબ
**લેણ** (વિ.) 'લેનાર' એ અર્થમાં શબ્દ છેડે (ઉદા. જીવલેણ (૨) (ન.) લેણું, લેવાનું તે (૩) (સ્ત્રી.) ગિલ્લીદંડાની રમતમાં વકટ પછીનો દાવ
**લેણદાર** (પું.) લેણાવાળો, લેણિયાત (૨) ધીરધાર કરનાર માણસ
**લેણદેણ** (ન.) લેવડદેવડનો સંબંધ (૨) લેણાદેણી, ઋણાનુબંધ
**લેણાખત** (ન.) લેણા અંગેનું લખાણ કે ખતપત્ર, 'બૉન્ડ'
**લેણાદેણી** (સ્ત્રી.) પૂર્વજન્મનું માગતું આપવાનું કે લેવાનું હોય તેવો સંબંધ, ઋણાનુબંધ (૨) લેવડદેવડનો સંબંધ
**લેણિયાટ(-ત)** (પું.) લેણદાર, લેણાવાળો
**લેણું** (ન.) આપેલું પાછું લેવાનું હોય તે (૨) ?ણાનુબંધ જેવો સારો સંબંધ
**લેતલ** (વિ.) લેતું, લેનારું
**લેતાણ** (સ્ત્રી.) લેમેલ, હાયવોય, ગભરામણ
**લેતીદેતી** (સ્ત્રી.) લેવડ-દેવડ, લેવુંદેવું તે, આપ-લે
**લૅથ** (સ્ત્રી.) સંઘાડો (લોઢાનો ઘાટ ઉતારવાનું યાંત્રિક મશીન)
**લૅન્થેનમ** (ન.) એક મૂળ ધાતુ (ર.વિ.)
**લેન્સ** (ન.) (કૅમેરા, દૂરબીન, આંખ વગેરેમાં મુકાતું) કાચ કે તેવા પારદર્શક પદાર્થનું એક સાધન
**લેપ** (પું.) ઢીલા પદાર્થનો પાતળો થર, ખરડ (૨) ચોપડવા કે લીંપવા માટેનો ઢીલો પદાર્થ (૩) લેપાવું તે, આસક્તિ
**લેપક** (પું.) લેપ કરનારો
**લેપડી** (સ્ત્રી.) દરદ ઉપર લગાડવાની કે મૂકવાની લૂગદી
**લેપડુ** (વિ.) લઈ પડે એવું, ગળે પડે એવું
**લેપડું** (ન.) મોઈ ન ઊડવાથી તેને ભોંય સરસો ડંડો મારવો તે, ખાપટ
**લેપડો** (પું.) પોપડો, થર
**લેપન** (ન.) લેપ કરવો તે (૨) લેપાવું તે, આસક્તિ
**લેપવું** (ક્રિ.) ચોપડવું, થથેડવું (૨) વળગવું, ચોટવું (૩) ઢાંકવું
**લેફ્ટનન્ટ** (પું.) સહાયક ઉચ્ચ લશ્કરી અમલદાર
**લેફો** (પું.) વળગેલો કાદવનો લોંદો (પગ, જોડા વગેરેને)
**લેબર** (પું.) કામદાર, કામદારવર્ગ (૨) મજૂરી, શ્રમ (૩) (સ્ત્રી.) પ્રસવ, પ્રસવ-વેદના
**લેબર-કોર્ટ** (સ્ત્રી.) મજૂર અદાલત
**લેબર-રૂમ** (પું.) પ્રસૂતિ-ખંડ
**લેબલ** (ન.) નામઠામવાળું (નિશાની માટેનું) પત્તું કે પાટિયું
**લેબાસ** (પું.) પોશાક, પહેરવેશ
**લૅબોરેટરી** (સ્ત્રી.) પ્રયોગશાળા
**લેભાગુ** (વિ.) લઈને નાસી જનારું (૨) અહીંતહીંથી પારકું લઈને પોતાનું બતાવનારું
**લેમન,લેમનેડ** (સ્ત્રી.ન.) લીંબુના શરબત જેવું એક પીણું
**લૅમિનેશન** (ન.) ચિત્રો કે ફોટા પર પાતળું પારદર્શક પડ અથવા ઝીણું કપડું ચઢાવવાની પ્રક્રિયા
**લેમૂક** (સ્ત્રી.) લેવું ને મૂકવું-છોડવું તે, બાંધછોડ (૨) લેમેલ, મૂંઝવણ
**લેમેલ** (સ્ત્રી.) વારંવાર લેવું અને મૂકવું તે (ઉતાવળના ગભરાટમાં) (૨) મરવાની તૈયારી, ભોંયે લેવાનો વખત (૩) તેવો ગભરાટ કે મૂંઝવણ
**લૅમ્પ** (પું.) દીવો, બત્તી
**લેરખડું** (વિ.) આનંદી (૨) (ન.) લેરખું (લાલિત્યવાચક)
**લેરખું** (ન.) લૂમખું, ઝૂમખું, મોટી લૂમ
**લેલીન** (વિ.) લવલીન, તલ્લીન, નિમગ્ન
**લેલું** (ન.) કોલ પાથરવાનું કડિયાનું ઓજાર (૨) એક પંખી
**લેલૂ(-લૂં)ટ** (વિ.) લેવા લૂંટવાની છૂટ હોય એવું, નધણિયાતું (૨) લખલૂંટ, અતિશય
**લેલૂર** (વિ.) ઊંધે ઘેરાયેલું (૨) ઘણું, અતિશય
**લેલૂંબ** (અ.) લેલૂંબે એમ (૨) ફળથી ભરચક
**લેવડ** (સ્ત્રી.) ઉધાર લેવાનો વ્યવહાર
**લેવડ-દેવડ** (સ્ત્રી.) લેવા આપવાનો સંબંધ, આપ-લે, સોદો
**લેવલ** (ન.) સપાટી, સમતલતા (૨) (સપાટીથી ગણાતાં) ઊંચાઈ
**લેવલક્રૉસિંગ** (ન.) રેલવે પર થઈને જતો પગરસ્તો, રેલવેનો ફાટક
**લેવલપટ્ટી** (સ્ત્રી.) લેવલ જોવાની પટ્ટી
**લેવાણ** (ન.) લેવું તે, લેણું
**લેવાદેવા** (પું.સ્ત્રી.) આપવા લેવાનો કે બીજી કોઈ પણ જાતનો સંબંધ (૨) (લા.) દરકાર, પરવા
**લેવાલ** (ન.) ખરીદનારું (શૅરબજારમાં વપરાય છે.)
**લેવાલી** (સ્ત્રી.) ખરીદી
**લેવાવું** (ક્રિ.) 'લેવું'નું કર્મણિ (૨) સુકાવું, ફિક્કું પડવું (૩) ખસિયાણા પડવું, શરમાવું
**લેવી** (સ્ત્રી.) સરકારી ફરજિયાત ઉઘરાણું, લાગો
**લેવું** (ક્રિ.) સ્વીકારવું (૨) પકડવું, ઝાલવું (૩) ભેળવવું, દાખલ કરવું, ઉદા. એ કામમાં એને ન લેશો (૪) ખાવું અથવા પીવું. ઉદા. અત્યારે દૂધ લેશો કે ચા ? (૫) માન્ય રાખવું, ટેકો આપવો (૬) ખરીદ કરવું. ઉદા. ઘોડો કયારે લીધો ? (૭) કિંમત લેવી. ઉદા. આ શાલનું શું લીધું ? (૮) ધારણ

કરવું. ઉદા. વેશ લેવો (૯) દાખવવું ઉદા. શક લેવો (૧૦) દોરવું, તેડી જવું, લઈ જવું. ઉદા. છોકરાને સાથે લીધો (૧૧) ઝૂંટવું, પડાવવું, વિનાનું કરવું (આબરૂ, વખત, જીવ, લાંચ) (૧૨) ધમકાવવું, ઠપકો આપવો. ઉદા. તે આવ્યો કે તેને લીધો. (૧૩) ઉપાડવું, સ્થળાંતર કરવું. ઉદા. ટેબલ પાસે લો. (૧૪) બોલવું, ઉચ્ચારવું ઉદા. તેનું નામ ન લેશો. (૧૫) વહોરવું. ઉદા. નિસાસા લેવા, હાય લેવી (૧૬) નોંધવું, ઉતારી લેવું. ઉદા. તેમનું ઠેકાણું લઈ લો. (૧૭) કાપવું, ઉતારવું (નખ, વાળ) (૧૮) આપે કે કરે તેમ કરવું. ઉદા. કામ લેવું (૧૯) તપાસ કરી સમજવું (માપ, તાગ, શુધ, ખબર) (૨૦) માગવું, પૂછવું (આજ્ઞા, પરવાનગી) (૨૧) ઉપાડવું, રજૂ કરવું. ઉદા. વાંધો લેવો, તકરાર લેવી (૨૨) પૂર્વ શબ્દથી સૂચિત થતી ક્રિયા બતાવે. ઉદા. ઊંઘ લેવી, શ્વાસ લેવો (૨૩) બીજા ક્રિયાપદની સાથે આવતાં તે ક્રિયા પૂરી કરવી અથવા વહેલી પતાવવી એવો અર્થ બતાવે. ઉદા. ખાઈ લેવું

**લેવેચ** (સ્ત્રી.) લેવુંવેચવું તે, આપલે, ખરીદ ને વેચાણ

**લેશ** (વિ.) જરાક (૨) (પું.) અણુ, બહુ થોડો ભાગ (૩) એક અર્થાલંકાર, જેમાં ગુણને દોષરૂપ અને દોષને ગુણરૂપ વર્ણવાય છે (કા.શા.)

**લેશમાત્ર** (વિ.) બહુ જ થોડું (૨) (અ.) જરાક, પણ

**લેસ** (સ્ત્રી.) જરીની કિનાર

**લેસન** (ન.) વિદ્યાર્થીએ ઘેરથી તૈયાર કરી લાવવાનું કામ કે ભણતર, ગૃહકાર્ય

**લેહ્ય** (વિ.) ચાટવા યોગ્ય, ચટાય એવું (૨) (ન.) ચાટણ

**લેંકવું** (ક્રિ.) લહેકવું, ઝૂલવું

**લેંઘી** (સ્ત્રી.) બાળકની સૂંથણી, નાનો લેંઘો

**લેંઘો** (પું.) મોટું સૂંથણું, ચોરણો

**લેંચી** (સ્ત્રી.) પાતળી મોટી રોટલી

**લેંડ** (સ્ત્રી.) લેણ, ગિલ્લીદંડાની રમતમાં વકટ પછીનો દાવ, રેંટ

**લૈંગિક** (વિ.) લિંગ કે જાતિ સંબંધી, જાતિય

**લોઈ** (સ્ત્રી.) લૂઓ, પિંડ (૨) કામળ, ઊનનું કાપડ

**લોક** (પું.) જનતા, જનસમૂહ (૨) વર્ગ, જાતિ (૩) કર્મફળ ભોગવવાનાં માનેલાં જુદાંજુદાં સ્થાન કે જગત (ઉદા. પૃથ્વીલોક, સ્વર્ગલોક, બ્રહ્મલોક (૪) સામાન્ય કે પારકું માણસ

**લોક-અદાલત** (સ્ત્રી.) કેસના ઝડપી નિકાલ માટેની પંચાયત જેવી અદાલત (૨) જનતાનું પ્રતિનિધિત્વ ધરાવતી ન્યાયની કચેરી (૩) જનતારૂપી અદાલત

**લોકકથા** (સ્ત્રી.) લોકોમાં પ્રચલિત વાત (૨) દંતકથા

**લોક-કલ્યાણ** (ન.) લોકોનું ભલું

**લોક-કવિતા** (સ્ત્રી.) લોકોમાં પ્રચલિત કવિતા

**લોકગત** (વિ.) લોકોમાં પહોંચેલું-પ્રસરેલું

**લોકગમ્ય** (વિ.) લોકોને સમજાય એવું-સરળ

**લોકગીત** (ન.) લોકોમાં પ્રચલિત-લોકોને ગમે એવું ગીત

**લૉકગેટ** (પું.) બંધનો એક પ્રકારનો દરવાજો

**લોકચર્ચા** (સ્ત્રી.) લોકોમાં ચાલતી વાત

**લોકજીવન** (ન.) લોકોનું, સમાજનું જાહેર જીવન

**લોકત્રય** (ન.) ત્રિભુવન (સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ)

**લોકતંત્ર** (ન.) પ્રજાતંત્ર, લોકસત્તાક રાજ્યતંત્ર

**લોકનાયક** (પું.) લોકોનો નાયક, આગેવાન

**લોકનિયુક્ત** (વિ.) લોકોએ નીમેલું

**લોકનિર્માણ** (ન.) લોકો કે પ્રજાનું-તેના સમાજનું ઘડતર

**લોકનૃત્ય** (ન.) સામાન્ય લોકમાં ચાલતું નૃત્ય-તેનો પ્રકાર

**લોકનેતા** (પું.) લોકોનો-પ્રજાકીય નેતા

**લૉકપ** (ન.) કાચી જેલ

**લોકપાલ(-ળ)** (પું.) દિક્‌પાલ

**લોકપ્રસિદ્ધ** (વિ.) જગમશહૂર

**લોકપ્રિય** (વિ.) લોકોને પ્રિય

**લોકબત્રીશી(-સી)** (સ્ત્રી.) લોકોમાં બોલાવું તે (વખાણ કે વગોવણી રૂપે)

**લોકભાષા** (સ્ત્રી.) સામાન્ય જનતાની બોલી

**લોકભોગ્ય** (વિ.) આમ લોકોને રસ પડે એવું

**લોકમત** (પું.) લોકોનો મત

**લોકમર્યાદા** (સ્ત્રી.) લોકોમાં પ્રચલિત રૂઢિ (૨) લોકલજ્જા

**લોકમાગ** (સ્ત્રી.) લોકોની-સર્વસામાન્ય માગણી

**લોકમાતા** (સ્ત્રી.) સમગ્ર જનસમુદાયને પોષનારી લક્ષ્મી (૨) નદી

**લોકમાનસ** (ન.) લોકોનું સમૂહગત માનસ, 'માસ-માઇન્ડ'

**લોકમાન્ય** (વિ.) લોકોમાં માન પામેલું, લોકોએ સ્વીકારેલું (૨) (પું.) તિલક મહારાજ

**લોકયાત્રા** (સ્ત્રી.) આ લોકમાં જીવન ગુજરવું તે, સંસારયાત્રા

**લૉકર** (ન.) દાગીના વગેરે સાચવવા બૅન્કમાં રાખવામાં આવતું ખાનું, બૅન્કમાંનું ગ્રાહકોની કીમતી ચીજવસ્તુઓ રાખવાનું ખાસ સુરક્ષિત ખાનું

**લોકરાજ્ય** (ન.) લોકોનું-પ્રજાકીય રાજ્ય

**લોકરીતિ** (સ્ત્રી.) લોકમાં પ્રચલિત-સામાન્ય રીતરિવાજ

**લોકરુચિ** (સ્ત્રી.) લોકોનો ગમો

**લોકલ** (સ્ત્રી.) ધીમી ગતિએ દોડતી ને ઘણાં સ્થાનોએ ઊભી રહેતી ટ્રેન (૨) મોટા શહેરના ભાગો ને પરામાં દોડતી ટ્રેન (૩) (વિ.) સ્થાનિક, તળનું

**લોકલ બોર્ડ** (ન.) જિલ્લા કે તાલુકામાં જ્યાં સુધરાઈ નથી હોતી ત્યાંની (સ્થાનિક સ્વરાજ્યની) એક સંસ્થા

**લોકલજ્જા** (સ્ત્રી.) લોકલાજ

**લોકલાગણી** (સ્ત્રી.) લોકોની લાગણી

**લોકલાજ** (સ્ત્રી.) લોકોની નિંદાનો ડર

**લોકવરણ** (સ્ત્રી.) સામાન્ય પ્રજા, આમ જનતા

**લોકવંદ્ય** (વિ.) લોકોને વંદનીય

**લોકવાણી** (સ્ત્રી.) લોકોમાં ચાલતી વાત કે વિચાર વગેરે, લોકોની વાણી

**લોકવાદ્ય** (ન.) લોકપ્રચલિત વાજિંત્ર

**લોકવાયકા** (સ્ત્રી.) લોકોમાં ચાલતી વાત, અફવા

**લોકવાર્તા** (સ્ત્રી.) લોકકથા, લોકોમાં પ્રચલિત વાત (૨) દંતકથા

**લોકવિગ્રહ** (પું.) લોકમાં-તેના વર્ગો કે વર્ણોમાં ચાલતો આંતરવિગ્રહ

**લોકવૃત્ત** (ન.) લોકજીવન, સમગ્ર સમાજજીવન

**લોકવ્યવહાર** (પું.) લોકાચાર, લોકોનો સામાન્ય વ્યવહાર, લોકરીતિ

**લોકવ્યાપી** (વિ.) લોકોમાં કે આખા જગતમાં વ્યાપેલું

**લોકશાસન** (ન.) લોકશાહી

**લોકશાહી** (સ્ત્રી.) લોકો દ્વારા ચાલતુ રાજ્ય, 'ડેમોક્રસી' (૨) (વિ.) લોકશાહીનું વિશેનું

**લોકશાળા** (સ્ત્રી.) સામાન્ય જનતા માટેનું શિક્ષણ આપતી અમુક જાતની એક શાળા

**લોકશિક્ષણ** (ન.) જનસમૂહની કેળવણી

**લોકસત્તા** (સ્ત્રી.) લોકોની સત્તા

**લોકસત્તાક** (વિ.) લોકસત્તાવાળું, પ્રજાસત્તાક

**લોકસત્તાવાદ** (પું.) લોકશાસનનો વાદ, 'ડેમોક્રસી'

**લોકસત્તાવાદી** (વિ.પું.) લોકસત્તામાં માનનાર

**લોકસભા** (સ્ત્રી.) આમ લોકોની-પ્રજાના પ્રતિનિધિની સભા

**લોકસંખ્યા** (સ્ત્રી.) વસ્તી

**લોકસંગીત** (ન.) (શાસ્ત્રથી અનિયંત્રિત એવું) આમપ્રજાનું સંગીત

**લોકસંગ્રહ** (પું.) લોકહિત, લોકકલ્યાણ

**લોકસંઘર્ષ** (પું.) લોકોની-આમજનતાની હાડમારી (૨) આંતરવિગ્રહ, આંતરયુદ્ધ, યાદવાસ્થળી

**લોકસાહિત્ય** (ન.) લોકોમાં પ્રચલિત કથાવાર્તા કે કવિતારૂપી સાહિત્ય

**લોકસુલભ** (વિ.) લોકોને સુલભ

**લોકસેવક** (પું.) પ્રજાસેવક, લોકસેવા કરનાર

**લોકસેવા** (સ્ત્રી.) લોકોની-જાહેર જનતાની સેવા (૨) આમવર્ગના લોકોની સેવા

**લોકહિત** (ન.) લોકોનું હિત, જનહિત

**લોકહૃદય** (ન.) લોકોના હૃદયનો ભાવ, લોકોની લાગણી

**લૉકાઉટ** (પું.) કારખાનું (તેનો માલિક) કામબંધી કરે તે (મજૂરોની હડતાલથી ઊલટું)

**લોકાચાર** (પું.) લોકોમાં પ્રચલિત વ્યવહાર

**લોકાન્તર** (ન.) પરલોક, લોકાંતર

**લોકાપવાદ** (પું.) લોકોમાં નઠારું કહેવાવું તે-વગોણું

**લોકાયુક્ત** (વિ.પું.) કોઈપણ તંત્રમાં છેવટનો ન્યાય-નિર્ણય કરનાર સર્વોચ્ચ પદાધિકારી

**લોકાર્પણ** (ન.) લોકોને અર્પણ, પ્રસિદ્ધિ કે પ્રાગટ્ય

**લોકાર્પિત** (વિ.) લોકોને અર્પણ થયેલું-સોંપાયેલું

**લોકાલોક** (વિ.) સામાન્ય લોક જેવું, ખાસ સંબંધ વગરનું (૨) (પું.) એક પુરાણપ્રસિદ્ધ પર્વત (૩) આ કે તે લોક, સર્વલોક

**લોકિ(-કી)ક** (પું.) લૌકિક, ખરખરો

**લોકિટ,લોકેટ** (ન.) લૉકેટ, તાવીજ, માદળિયું (૨) સ્ત્રીઓનું ગળાનું એક ઘરેણું

**લોકૈષણા** (સ્ત્રી.) લોકોમાં પ્રતિષ્ઠા કે યશની કામના (૨) સ્વર્ગ, વગેરે લોકના સુખની કામના

**લોકોક્તિ** (સ્ત્રી.) કહેવત, લોકોમાં પ્રચલિત કથન

**લોકોત્તર** (વિ.) અલૌકિક, અસાધારણ

**લોકોપકાર** (પું.) લોકોનું ભલું, સાર્વજનિક કલ્યાણ

**લોકોપકારક,લોકોપકારી** (વિ.) લોકોપકાર કરે એવું

**લોકોપયોગી** (વિ.) લોકોને ઉપયોગી-ખપનું, લોક માટેનું

**લોખંડ** (ન.) લોઢું

**લોખંડી** (વિ.) લોખંડનું બનાવેલું (૨) લોખંડ જેવું ઘણું મજબૂત કે કઠણ (૨) દઢનિશ્ચયી, અણનમ

**લૉગબુક** (સ્ત્રી.) કાર્ય રોજનીશી (૨) કાર્યનોંધવહી (૩) દરરોજના કરેલા કામની નોંધબુક

**લૉગેરિથમ** (ન.) ઘાતાંક ગણન-ગણિત. માન

**લોમ** (ન.) આંસુ

**લોચ** (પું.) માથાના વાળ પોતાને હાથે ટૂંપી નાખવા તે (જૈન)

**લોચક** (ન.) લોચો, ગોળો, પિંડ (૨) સુતારનું એક ઓજાર (૩) કાજળ (૪) સાપની કાંચળી

**લોચન** (ન.) લુંચન, ટૂંપી નાખવું તે (૨) છીનવી લેવું તે (૩) આંખ

**લોચના** (સ્ત્રી.) ઝંખના, તલસાટ

**લોચનિયું** (ન.) લોચન, આંખ (પદ્યમાં) ચ(૩) વાળ ચૂંટી કાઢવા (જૈન)

**લોચવું** (ક્રિ.) તલસવું (૨) લોથવું, બેચેનીથી આમ તેમ આળોટવું

**લોચાવું** (ક્રિ.) એકસરખું નહીં રહેતાં એક બાજુ તરફ એકઠું થઈ જવું (૨) લોચવાવું, ગૂંચવાવું (૩) ગભરાવું (૪) (આંખનું) ભારે થવું

**લોચો** (પું.) લોંદો, લચકો (૨) ડૂચો, ડબૂચો (૩) (લા.) ગરબડ-ગોટાળો (૪) વાંધો, તકરાર

**લોચો-પોચો** (પું.) લોચો, લચકો, પિંડો

**લોચોલબાચો** (પું.) ગરબડગોટો, ચૂંથો (૨) જીભના લોચા વળવા, જવાબ ન આપી શકવો

**લોચાલાપશી** (સ્ત્રી.) ગરબડગોટો (૨) થોડું-ઘણું

**લૉજ** (સ્ત્રી.) વીશી, રહેવા ખાવાની સગવડ આપતું સ્થાન

**લૉજિક** (ન.) તર્કશાસ્ત્ર

**લોટ** (પું.) બારીક ભૂકો, આટો

**લોટકો** (પું.) માટીનો ઘડો કે ઢોચકું

**લોટપોટ** (વિ.) લોથપોથ (૨) ગોટપોટ (૩) થાક અથવા અશક્તિથી થાકી ગયેલું

**લોટમગું** (વિ.) લોટ માંગનારું (ભિખારી)

**લૉટરી** (સ્ત્રી.) ટિકિટો વેચી ખરીદનારાઓમાંથી જેને નસીબે આવે તેને ઇનામો આપવાની શરતે કરાતી એક પ્રકારની દ્યૂત વ્યવસ્થા (૨) નસીબનો ખેલ

**લોટવું** (ક્રિ.) લેટવું, આળોટવું (૨) સૂવું (૩) ગબડવું, ગુલાંટ ખાવી

**લોટિયું** (વિ.) લોટાના તળિયા જેવું, ગોળમટોળ (૨) લોટવાળું કે લોટનું (૩) લોટ માંગનારું માંગણ (૪) (ન.) ઘંટીમાંથી લોટ વાળવાનું લૂગડું

**લોટી** (સ્ત્રી.) નાનો લોટો

**લોટો** (પું.) ધાતુનું એક પાત્ર-કળશિયો (૨) (લા.) દસ્ત

**લોડ** (પું.) વજન, ભાર (૨) વીજળીનું દબાણ

**લોઢ** (પું.) વાટવાનો પથ્થર, પાણીનું લાટ જેવું મોજું, પૂરનો ઘોડો (૨) હિંડોળો (૩) તાપથી ઓગળીને બાઝેલો માટીનો ગઠ્ઠો, લોઢાનો

**લઠ્ઠો** (૪) (લા.) વાંધો, તકરાર

**લોઢવું** (ક્રિ.) કપાસમાંથી યંત્ર દ્વારા કપાસિયા કાઢવા-પીલવા (કપાસ)

**લોઢાઈ,લોઢામણ,લોઢામણી** (સ્ત્રી.ન.) લોઢવાની મજૂરી

**લોઢાં** (ન.બ.વ.) લોઢાનાં ઓજારો

**લોઢી** (સ્ત્રી.) લોઢાની તવી (૨) (વિ.) લોઢાનું-લોઢાના જેવું (ઉદા. લોઢી પનોતી, પથ્થર) (૩) કહેવાની કોઈ અસર ન થવી એ

**લોઢું** (ન.) એક ધાતુ, લોખંડ

**લોથ** (સ્ત્રી.) લાશ, મડદું (૨) (લા.) ઉપાધિ, પીડા (૩) (વિ.) તદ્દન થાકી ગયેલું (૪) મૂર્ખ, ઠોઠ (૫) નરસું, નકામું

**લોથપોથ** (વિ.) થાકી ગયેલું

**લોથવું** (ક્રિ.) શક્તિ-હીન થઈ બેચેનીમાં આમ તેમ આળોટવું
**લોથિયું** (વિ.) માલ વગરનું, નકામું (૨) (ન.) નાનું ગલૂડિયું, કુરકુરિયું
**લોથો** (પું.) (કા.) જુવારનું કણસલું
**લોધર** (પું.) બાટ, પુષ્કળ તેલ નાંખીને બાફેલો લોટ (૨) (પું.ન.) એક જાતનું ઝાડ
**લોધ્ર** (પું.ન.) લોધ ઝાડ
**લૉન** (ન.સ્ત્રી.) લીલું ઘાસ ઉગાડેલું સપાટ મેદાન, હરિયાળી
**લોન** (સ્ત્રી.) અમુક શરતે લેવાતી ઉછીની કે વ્યાજુકી રકમ
**લૉન્ચ** (સ્ત્રી.) નાની આગબોટ કે યંત્રથી ચાલતી હોડી
**લૉન્ડ્રી** (સ્ત્રી.) ધોલાઈઘર, કપડાં ધોવાની દુકાન
**લોપ** (પું.) લુપ્ત થવું તે, નાશ પામવું તે, દેખાતું બંધ થવું તે
**લોપક** (વિ.) લોપ કરનારું
**લોપડચોપડ** (વિ.) ખૂબ ઘી કે તેલવાળું (૨) (લા.) અતિશયોકિતવાળું (૩) (ન.) ચીકટ, ઘી, તેલ વગેરે (૪) (લા.) અતિશયોકિત (૫) ખુશામત
**લોપવું** (ક્રિ.) ઉલ્લંઘવું, ન માનવું
**લોપામુદ્રા** (સ્ત્રી.) અગસ્ત્ય ?ષિની પત્ની
**લોફર** (વિ.પું.) ભટકેલ, બદમાશ, લબાડ
**લોબડી(-રી)** (સ્ત્રી.) બારીક ઊનની કામળી કે ઓઢણી
**લોબાન** (પું.) એક વૃક્ષનો ગુંદર (ધૂપ કે ઔષધિ)
**લોભ** (પું.) લાલચ, તૃષ્ણા (૨) વધારે પડતી કરકસર
**લોભન** (ન.) પ્રલોભન, લાલચ (૨) શોભાવનારું, લલચાવનારું, લોભામણું, લોભક
**લોભામણું** (વિ.) લલચાવે તેવું
**લોભાવું** (ક્રિ.) લોભમાં પડવું, લલચાવું
**લોભાંધ** (વિ.) લોભથી અંધ બનેલું, અતિ લોભી
**લોભિત** (વિ.) લોભાયેલું, લલચાવેલું
**લોભિયું,લોભી** (વિ.) લોભવાળું, લાલચુ (૨) કંજૂસ
**લોમ** (પું.ન.) વાળ, રૂંવું, રોમ
**લોમવિલોમ** (વિ.) ઊલટું-સૂલટું (૨) અનિશ્ચિત દશાવાળું
**લોમહર્ષ** (પું.) રોમ ખડાં કરે એવી લાગણી, રોમાંચ. જેમ કે, ભય
**લૉર્ડ** (પું.) એક ઇલકાબ કે તે ધરાવનાર (૨) ઈશ્વર
**લોલ** (વિ.) ચંચળ (૨) સુંદર (૩) આતુર (૪) (ન.) ગરબાની લીટીને છેડે આવતો શબ્દ
**લોલક** (ન.) લટકતી અને ઝૂલતી વસ્તુ (જેમ કે, ઘંટ કે ઘડિયાળમાં) (૨) કાનનું એક ઘરેણું
**લોલણી** (સ્ત્રી.) લટકાળી ચાલવાળી સ્ત્રી
**લોલતા** (સ્ત્રી.) આતુરતા, લોલુપતા
**લોલવિલોલ** (વિ.) સુંદર, લોલ
**લોલા** (સ્ત્રી.) જીભ (૨) વીજળી
**લોલાક્ષી** (વિ.સ્ત્રી.) ચંચળ આંખવાળી (સ્ત્રી.)
**લોલિત** (વિ.) હાલતું, ઝૂલતું, ડોલતું
**લોલુપ** (વિ.) તૃષ્ણાતુર, લોભી વૃત્તિનું, લાલચુ
**લોલુપતા** (સ્ત્રી.) લાલસા, લાલચુ હોવાપણું
**લોશન** (ન.) જંતુનાશક દવાવાળું પ્રવાહી (બહારથી ચામડી કે ઘા પર લગાડવાનું)
**લોષ્ટ** (ન.) માટીનું ઢેફું
**લોહ** (ન.) લોઢું
**લોહકઢા** (સ્ત્રી.) લોઢાની કઢાઈ
**લોહકાટ** (પું.) લોઢાનો લાટ
**લોહકાર** (પું.) લુહાર
**લોહચુંબક** (ન.) લોઢાને આકર્ષવાના ગુણવાળું એક દ્રવ્ય
**લોહચુંબકત્વ** (ન.) લોઢાને આકર્ષવાનો ગુણ, 'મૅગ્નેટિઝમ'
**લોહતત્ત્વ** (ન.) લોહ ધાતુ સાથે સંકળાયેલું એક રક્તપોષક તત્ત્વ
**લોહભસ્મ** (સ્ત્રી.) (દવા માટે કરાતી) લોહની ભસ્મ, એક રસાયણ
**લોહમાર્ગ** (પું.) રેલવે, રેલનો પાટો
**લોહયુગ** (પું.) લોહ ધાતુની જાણકારીવાળો-ઇતિહાસનો યુગ, 'આયર્ન એજ'
**લોહર** (પું.) જડસો, મૂર્ખ (૨) રખડેલ યા તોફાની જુવાનડો
**લોહરિયું** (વિ.) નિર્લજ્જ, બેશરમ, ગામડિયું
**લોહલંગર** (ન.) હાથીને પગે બાંધવાની સાંકળ
**લોહવું** (ક્રિ.) લૂછવું
**લોહશંકુ** (પું.) ખીલો
**લોહિત** (વિ.) લાલ, રાતું ચતેવું, લોહી વહ્યાં હોય તેવું
**લોહિયાળ(-ળું)** (વિ.) લોહીવાળું (૨) જેમાં ભારે ખૂના-મરકી થઈ હોય
**લોહિયું** (ન.) તાવડી, કઢાઈ, લોખંડનું બકડિયું, લોયું
**લોહી** (ન.) રુધિર, ખૂન, શોણિત, રક્ત (૨) (લા.) વંશ, કુળ
**લોહીલુ(-લો)હાણ** (વિ.) લોહીના રેલાથી ખરડાઈ ગયેલું
**લોહીવા** (પું.) એક રોગ
**લોહીવિકાર** (પું.) (રોગથી) લોહીનો બગાડ
**લોળ** (સ્ત્રી.) મારનું નિશાન, સોળ (૨) લાખની બંગડી (૩) લૂમ, ઝૂમખું (૪) (વિ.) રાતું
**લોળિયું** (ન.) સ્ત્રીઓનું કાનની બૂટનું એક ઘરેણું (૨) (લા.) ડાંગરની ડૂંડી
**લોંકડી** (સ્ત્રી.) શિયાળની જાતનું એક નાનું ચોપગું પ્રાણી
**લોંઠ** (વિ.) લાંઠ, ખંધું, શઠ (૨) ગાઠે નહિ તેવું, તોફાની
**લોંઠકું** (વિ.) (લા.) પૈસાદાર, માતબર (૨) લઠ્ઠ, મજબૂત, બળવાન, જોરાવર, લાંઠ
**લોંઠાઈ** (સ્ત્રી.) લાંઠપણું, લોંઠકાપણું (૨) (લા.) શ્રીમતાઈ
**લોંઠિયું** (વિ.) લાંઠ, ખંધું, શઠ (૨) તોફાની, ગાંઠે નહીં તેવું (૩) (લા.) સંપત્તિવાન (૪) હિંમતવાળું
**લોંઠો** (પું.) લાંઠ માણસ (૨) યાર, રાખેલો (૩) છોકરો (દક્ષિણ ગુજરાતમાં)
**લોંડું** (વિ.) લુચ્ચું, દોંગું (૨) કજિયાળું (૩) તોફાની (૪) દાસીથી જન્મેલું
**લોંદો** (પું.) ચીકણા નરમ પદાર્થનો લોચો
**લોંબડી(-રી)** (સ્ત્રી.) બારીક ઊનની કામળી કે ઓઢણી
**લૌકિક** (વિ.) લોકોમાં ચાલતું (૨) આ લોકનું, દુન્યવી (૩) (ન.) લોકાચાર (૪) મરણ પ્રસંગે ખરખરો કરવો, લોકીક
**લૌવો** (પું.) લઉઓ, વિદૂષક, રાજાનો મશ્કરો
**લ્યાનત** (સ્ત્રી.) લયાનત, શરમ, ફિટકાર
**લ્યુકેમિયા** (પું.) લોહીનું કેન્સર-એક રોગ

## વ

**વ** (પું.) ચાર અર્ધસ્વરોમાંનો ચોથો વર્ણ
**વકફ** (વિ.) સાર્વજનિક, ધર્માદા
**વકરવું** (ક્રિ.) બગડવું, વીફરવું (૨) બહેકવું, ફાટવું (૩) ફરી જવું, વાંકું બોલવું
**વકરી,વકરો** (સ્ત્રી.પું.) વેચાણ (૨) વેચાણનું નાણું (૩) વેચાયેલો માલ
**વકાસવું** (ક્રિ.) (મોં) પહોળું કરવું-ફાડવું
**વકી** (સ્ત્રી.) સંભવ (૨) આશા, ઉમેદ
**વકીલ** (પું.) સનંદી કાયદાશાસ્ત્રી (૨) એલચી, પ્રતિનિધિ (૩) કોઈના પક્ષની વાત રજૂ કરનાર- તે માટે મથનાર (૪) આડતિયો, મુખત્યાર (અદાલતી કામ માટેનો)
**વકીલાત** (સ્ત્રી.) વકીલનું કામ-વ્યવસાય
**વકીલાતનામું** (ન.) અસીલ તરફથી વકીલાત કરવાની સત્તાનો લેખ
**વક્કર** (પું.) ઈજ્જત, આબરૂ, મરતબો, મોભો, વજન (૨) ઢંગ, લાયકી (૩) (વિ.) લાંઠ, તોફાની
**વકતવ્ય** (વિ.) બોલવા જેવું (૨) (ન.) કથન, ભાષણ, નિવેદન, હકીકત
**વકતા** (પું.) બોલનાર, ભાષણ કે કથા કરનાર (૨) વ્યાખ્યાતા, પ્રવચનકાર
**વકતૃતા,વકતૃત્વ** (સ્ત્રી.ન.) બોલવાની છટા
**વકતૃત્વશકિત** (સ્ત્રી.) છટાદાર બોલવાની કે ભાષણ કરવાની શકિત
**વકત્રી** (સ્ત્રી.) સ્ત્રી-વકતા
**વક્ર** (વિ.) વાંકું, ત્રાસું (૨) (પું.) વક્રી ગ્રહ. જેમ કે, મંગળ, શનિ (જ્યો.)
**વક્રતા** (સ્ત્રી.) વક્રપણું, વળાંક, વાંકું
**વક્રતુંડ** (પું.) ગણપતિ (૨) પોપટ
**વક્રદૅષ્ટિ** (સ્ત્રી.) બાંડી નજર (૨) વાંકું જે જોનારી-ક્રોધની કે દ્વેષની નજર (૩) તેવી નજરવાળું
**વક્રભાવ** (પુ.) વાંકાપણું (૨) છળકપટ
**વક્રી** (વિ.) વાંકી ડોકે ગાનારું (૨) વાંકું ચાલતું (ગ્રહ માટે)
**વક્રીભવન** (ન.) (કિરણોનું) વાંકું થવું તે
**વક્રીભાવ** (પું.) વાંક (૨) અપ્રામાણિકતા, આડાપણું
**વક્રોકિત** (સ્ત્રી.) કટાક્ષનું વચન (૨) વાંકો બોલ (૩) એક કાવ્યાલંકાર, જેમાં કાકુ કે શ્લેષથી વાકયનો જુદો જ અર્થ કરવામાં આવે છે. (કા.શા.)
**વક્ષ,વક્ષસ્થલ(-ળ),વક્ષઃસ્થલ(-ળ)** (ન.) છાતી
**વખ** (ન.) ઝેર (૨) પુનર્વસુ નક્ષત્ર
**વખણાવું** (ક્રિ.) વખાણ થવાં, પ્રશંસા થવી
**વખત** (પું.) કાળ, સમય (૨) તક, લાગ (૩) માઠી હાલત (૪) નવરાશ, ફુરસદ (૫) (સ્ત્રી.) વાર, ફેરો. જેમ કે, એને કેટલી વખત કહું ?
**વખત બેવખત** (અ.) ગમે ત્યારે, અવારનવાર, કોઈપણ સમયે
**વખતસર** (અ.) યોગ્ય વખતે (૨) સમયસર
**વખતે** (અ.) કદાચ. સંભવતઃ, રખેને, કદાચિત્
**વખતોવખત** (અ.) વારંવાર, ઘણીવાર
**વખવખવું** (ક્રિ.) વલખા મારવાં (૨) ખાઉં ખાઉં કરવું, તલપવું (૩) વલોપાત કરવો
**વખું(-ખું)ભર** (વિ.) બહુ મોટું, ભયંકર
**વખાણ** (ન.) પ્રશંસા, તારીફ (૨) વ્યાખ્યાન, પ્રવચન (જૈન)
**વખાણવું** (ક્રિ.) પ્રશંસા કરવી (૨) વિગતથી કહેવું, વર્ણવવું
**વખાર** (સ્ત્રી.) કોઠાર, ગોદામ, 'વૅરહાઉસ', 'ગોડાઉન'
**વખારિયો,વખારી** (પું.સ્ત્રી.) વખારવાળો (૨) વખારનો નોકર
**વખું** (ન.) પક્ષ (૨) ઓથ (૩) વગ ચબાપવખું, બૈરીવખું
**-વખું** (વિ.) નામ ને લાગતાં -ના 'વલણ', લગની કે પક્ષનું. ઉદા.
**વખૂટું** (વિ.) વછૂટું, વિખૂટું પડવું
**વખો** (પું.) ભૂખમરાનું સંકટ, (૨) સંકટ
**વખોડવું** (ક્રિ.) વગોવવું, ખોડ કાઢવી, નિંદા કરવી
**વગ** (પું.સ્ત્રી.) વગ અને વસીલો, મોટાની સાથેનો સંબંધ, તેની ઓથ ને કુમક (૨) ઓળખાણ, લાગવગ (૩) પક્ષ, તરફેણ (૪) જગા. સવડ (૫) તક, અવસર
**વગડાઉ** (વિ.) જંગલી, રાની
**વગડો** (પું.) જંગલ, રાન, વન, વેરાન કે ઉજ્જડ પ્રદેશ
**વગદાપણું** (ન.) વગદાં વીણવાં તે, ફાંફાં મારવાં તે
**વગદાર** (વિ.) વગવાળું, વગ ધરાવતું
**વગદાં** (ન.બ.વ.) ફાંફાં
**વગર** (અ.) વિના, સિવાય
**વગર-પગારી** (વિ.) પગાર વિનાનું, માનાર્હ, 'ઓનરરી'
**વગળ** (પું.ન.) ભેગ (૨) ભ્રષ્ટતા, વર્ણસંકરતા (૩) કપટ
**વગાડવું** (ક્રિ.) વગાડે એમ કરવું, બજાવવું (૨) વાગે-લાગે એમ કરવું
**વગિયું,વગીલું** (વિ.) ઓળખીતું, વગવાળું (૨) વગ કે પક્ષપાત કરનારું (૩) તરફદારી, પક્ષપાત
**વગેરે** (અ.) અને બીજા, ઈત્યાદિ, આદિ (ટૂંકમાં વ. લખાય છે.)
**વગેસગે** (અ) લાગતાવળગતામાં, વગવસીલાવાળે ઠેકાણે
**વગોણું,વગોવણું,વગોવણી** (ન.સ્ત્રી.) નિંદા, ફજેતી
**વગોવવું** (ક્રિ.) નિંદા કરવી, ફજેતી કરવી
**વઘાર** (પું.) ઘી કે તેલમાં મરચાં, રાઈ, હિંગ વગેરે કકડાવી દાળ, કઢી વગેરેમાં છમકારવું તે (૨) (લા.) મમરો, ટુચકો, ઉશ્કેરણી
**વઘારણી** (સ્ત્રી.) હિંગ
**વઘારવું** (ક્રિ.) વઘાર કરવો (૨) (લા.) વ્યર્થ પાસે રાખવું
**વઘારિયું** (વિ.) વઘાર દીધેલું (૨) (ન.) એક અથાણું (૩) વઘાર કરવા માટેનું નાનું (ઘણું કરીને લોખંડનું) વાસણ
**વચક(-કા)વું** (ક્રિ.) માઠું લાગવું, રિસાવું, છેડાવું (૨) વચ્ચેથી છટકી જવું
**વચકું** (ન.) વિઘ્ન, વચકલું (૨) અડચણ, હરકત, વાંધો
**વચકો** (પું.) માઠું લાગવું તે (૨) વાંધો (૩) વહેમ
**વચગાળો** (પું.) વચ્ચેનો ભાગ
**વચન** (ન.) વેણ, કથન, વાકય (૨) પ્રતિજ્ઞા, કોલ (૩) સંખ્યા (વ્યા.)
**વચનચિઠ્ઠી** (સ્ત્રી.) વચનપત્ર, હૂંડી, 'પ્રોમિસરી નોટ'
**વચનપાલન** (ન.) વચન પાળવું તે
**વચનબદ્ધ** (વિ.) વચનથી બંધાયેલું
**વચનભંગ** (પું.) વચનનો ભંગ, ફરી જવું તે
**વચનામૃત** (ન.) અમૃત જેવું વચન કે વાણી, મીઠાં અને હિતકર મધુર વચન (૨) સહજાનંદજીની વાણીનો ગ્રંથ
**વચનિકા** (સ્ત્રી.) અવતરણ, પ્રમાણ કે સૂકિત તરીકે ટાંકેલું

**વચની** (વિ.) વચન પાળનારું, સત્યવાદી
**વચનીય** (વિ.) કહેવા કે બોલવા જેવું (૨) નિંદ્ય (૩) (ન.) (લા.) લોકાપવાદ, લાંછન
**વચમાં** (અ.) વચ્ચે, મધ્યમાં
**વચલું** (વિ.) વચમાંનું, મધ્યેનું
**વચવચ,વચવચાટ** (સ્ત્રી.પું.) વચમાં ઉદ્ધતાઈથી બડબડવું તે
**વચવચિયું** (વિ.) વચવચાટ કરનારું
**વચેટ** (વિ.) વચલું
**વચ્ચે** (અ.) વચમાં (૨) અંદર, માંહે (૩) દરમિયાન
**વચ્ચોવચ્ચ** (અ.) બરાબર વચ્ચે
**વચ્છ(-છ)** (પું.ન.) વાછરડું
**વચ્છ(-છ)નાગ** (પું.) એક ઝેરી વનસ્પતિ
**વછૂટવું** (ક્રિ.) છૂટવું, છૂટીને ઊડવું
**વછૂટું** (વિ.) વિખૂટું, જુદું પડેલું
**વછેરી** (સ્ત્રી.) નાની ઘોડી
**વછેરું** (ન.) ઘોડીનું બચ્ચું
**વછોડવું** (ક્રિ.) વળગેલું છૂટું કરવું, વછૂટે એમ કરવું
**વછોયું** (વિ.) વિખૂટું પડેલું
**વજ** (સ્ત્રી.) એક પ્રકારની વનસ્પતિ
**વજન** (ન.) ભાર (૨) તોલ (૩) (લા.) દબાણ, વગ (૪) મોભો, માન (૫) વિધેય (૬) (વિ.) ઓછું, થોડું
**વજનદાર** (વિ.) વજનવાળું
**વજનપેટી** (સ્ત્રી.) વજનિયાં રાખવાની પેટી
**વજન વક્કર** (પું.ન.બ.વ.) વજન કે વક્કર, મોભો,. પ્રતિષ્ઠા, મરતબો
**વજનિયું** (ન.) અમુક વજનનું કાટલું, તોલું
**વજરબટું(-ટ્ટું)** (ન.) પોયણીનું બી (૨) શ્રીલંકા, મલબાર તરફ થતું એક ઝાડ અને તેનું બી (નજર ન લાગે તે માટે તેનાં બીની માળા છોકરાંને કોટે બાંધે છે.)
**વજા** (સ્ત્રી.) સમજ, બુદ્ધિ (૨) વૃત્તિ, વલણ (૩) ફાંફાં ચવગેરે)
**વજીફો** (પું.) ઈનામમાં મળેલી જમીન કે કાંઈ (જેમ કે, વેતન, ભેટસોગાત
**વજીર** (પું.) પ્રધાન (૨) શેતરંજનું એક મહોરું
**વજૂ** (ન.) (નમાજ પઢતાં પહેલાં) હાથ, પગ, મોં, વગેરે ધોવા તે
**વજૂદ** (ન.) ખરાપણું, સત્ય, સાચ, વાસ્તવિકતા (૨) (લા.) મૂળ પાયો, આધાર
**વજે** (સ્ત્રી.) પાકેલા અનાજના રૂપમાં લેવામાં આવતું મહેસૂલ, ગણોત
**વજે** (સ્ત્રી.) જેનાથી ગુજરાન ચાલે તેવી વસ્તુ (જમીન, પગાર વગેરે)
**વજ્જર** (ન.) ઇંદ્રનું આયુધ કે હથિયાર-વજ્ર
**વજ્ર** (ન.) દધીચિ ઋષિનાં હાડકાંનું બનેલું ઇંદ્રનું આયુધ (૨) વીજળી (૩) ફૂલની દાંડી ને પાંદડાની વચ્ચેનો લીલાં પડના વીટા જેવો ભાગ, ‘કૅલિક્સ’ (વ.વિ.)
**વજ્રકાય** (વિ.) વજ્ર જેવી કઠણ કાયા-દેહવાળું, અત્યંત સખત શરીરવાળું
**વજ્રદંતી** (સ્ત્રી.) એક વનસ્પતિ
**વજ્રપાત** (પું.) વીજળીનું પડવું તે કે તેના જેવો ભયંકર આઘાત, વજ્રાઘાત (૨) જ્યોતિષનો એ નામનો યોગ
**વજ્રપ્રહાર** (પું.) વજ્ર જેવો દૃઢ કે સખત પ્રહાર-મારવું તે
**વજ્રબાહુ** (પું.) અત્યંત મજબૂત બાવડાંવાળું
**વજ્રમય** (વિ.) કઠણ, કઠોર, દુર્ભેદ્ય
**વજ્રલેપ** (પું.) કદી ઊખડે નહિ તેવો લેપ (૨) મસાલા ભેળવેલો ચૂનો કે તેનો લેપ (૩) (વિ.) તેના જેવું સજ્જડ
**વજ્રાઘાત** (પું.) વજ્ર કે વીજળીનો આઘાત (૨) તેના જેવી અણધારી આફત
**વજ્રાભ્યાસ** (પું.) વિષમ અપૂર્ણાંકોને સમચ્છેદ કરવાની ગણિતરીત, ‘ક્રોસમલ્ટિપ્લિકેશન’ (ગ.)
**વજ્રેશ્વરી** (સ્ત્રી.) એક બૌદ્ધ દેવી (૨) મુંબઈ પાસે આવેલ બૌદ્ધ ગુફાઓનું સ્થાન
**વજ્રોલી** (સ્ત્રી.) હઠયોગની એક મુદ્રા
**વટ** (પું.) વડનું ઝાડ, વડલો
**વટ** (વિ.) મુખ્ય, બધા માટેનું (૨) (સ્ત્રી.) ટેક, પણ (૩) આબરૂ, પ્રતિષ્ઠા (૪) ધીરધાર કરવી તે (૫) ધીરધાર થતી હોય તે બજાર. ઉદા. નાણાવટ (૬) હોવાપણું એવો ભાવ બતાવતો પ્રત્યય. ઉદા. ઘરવટ (૭) (પું.) રોફ
**વટક** (સ્ત્રી.પું.) ઉપરની કે વધારાની રકમ, ઉપરામણી (૨) નુકસાની, વળતર (૩) વેરનો બદલો
**વટકવું** (ક્રિ.) રિસાઈને ખસી જવું, વંકાવું
**વટલ(-લા)વું** (ક્રિ.) ભ્રષ્ટ થવું, પતિત થવું (૨) ધર્માંતર કરવું
**વટવું** (ક્રિ.) ઓળંગવું, પસાર કરવું (૨) (વેળાનું) પસાઈ થઈ જવું (૩) (પાણીનું) પાછું હઠવું, ઓસરવું (૪) નાસી જવું
**વટવહેવાર** (પું.) રીતરિવાજ (૨) આબરૂ કે મોભો સાચવવાની કુશળતા
**વટસાવિત્રી** (સ્ત્રી.) જેઠ સુદ પૂનમે સ્ત્રીઓનું વડલાનું પૂજન, એક વ્રત
**વટહુકમ** (પું.) મુખ્ય કે સર્વને લાગુ પડતો હુકમ (૨) ખાસ સત્તાથી કાઢેલો તાત્કાલિક હુકમ, ‘ઑર્ડિનન્સ’
**વટાઉ** (વિ.) વટાવી શકાય એવું (ખત) (નેગોશિયેબલ ઇન્સ્ટ્રુમેન્ટ)
**વટાણો** (પું.) એ નામના કઠોળનો દાણો
**વટાવ** (પું.) છૂટ, મુદ્દલમાંથી કાંઈ કારણથી જે ઓછું લેવાય અથવા કાપી અપાય તે (૨) મોટા સિક્કાનું પરચૂરણ લેતાં જે ઓછું આવે તે (૩) વેચાણ ઉપરનું વળતર
**વટાવવું** (ક્રિ.) મોટા સિક્કાનું પરચૂરણ નાણું લેવું (૨) હૂંડી, નોટ વગેરેના નાણાં કરવાં (૩) પસાર કરવું, ઓળંગવું
**વટાળ** (પું.) વટલાવાપણું, ભ્રષ્ટતા
**વટિકા, વટી** (સ્ત્રી.) ગોળી (આયુર્વેદિક દવાની)
**વટેમાર્ગુ** (પું.) મુસાફર, યાત્રિક, પથિક, રાહદારી, પ્રવાસી
**વટેશરી** (સ્ત્રી.) વાટખર્ચ (૨) ભાથું
**વડ** (પું.) એક ઝાડ, વટ (૨) વડું (૩) સમાસમાં વપરાતું રૂપ. જેમ કે, વડસાસુ
**વડકું,વડચકું** (ન.) બચકું, (૨) છણકો
**વડગૂંદો** (પું.) એક ઝાડ
**વડલો** (પું.) વડનું ઝાડ
**વડવાઈ** (સ્ત્રી.) વડની ડાળમાંથી ફૂટીને લબડતું મૂળ
**વડવાગ્નિ,વડવાનલ(-ળ)** (પું.) સમુદ્રમાં રહેલો અગ્નિ
**વડવાગ(-ગો)ળસ, વડવાંગળું** (સ્ત્રી.પું.) રાત્રે ઊડતું એક પક્ષી
**વડવો** (પું.) પૂર્વજ (૨) બાપ અથવા માનો બાપ
**વડસસરો** (પું.) સાસુ કે સસરાનો બાપ

**વડસાસુ** (સ્ત્રી.) સાસુ કે સસરાની મા
**વડાઈ** (સ્ત્રી.) મોટાઈ, કીર્તિ (૨) અભિમાન, પતરાજી
**વડારણ** (સ્ત્રી.) રાણીની દાસી
**વડિયું** (વિ.) પ્રતિસ્પર્ધી, પ્રતિપક્ષી, બરોબરિયું
**વડી** (સ્ત્રી.) ચોળાની દાળની એક બનાવટ, વાનગી
**વડીલ** (વિ.) (કુટુંબમાં) પૂજ્ય, મોટું, મુરબ્બી (૨) (પું.) તેવો માણસ (૩) પૂર્વજ
**વડીલશાહી** (સ્ત્રી.) વડીલની આજ્ઞા મુજબ ચાલતી-તેનાં માનમોભો સાચવવાને આધારે નભતી વ્યવસ્થા (૨) (વિ.) તેને લગતું
**વડીલોપાર્જિત** (વિ.) બાપદાદાએ રળેલું કે વસાવેલું (૨) તેવું વારસામાં મળેલું
**વડું** (વિ.) મોટું (સમાસમાં 'વડું' રૂપ. જેમ કે, વડસાસુ) (૨) (ન.) અડદની દાળની કે બાજરીના લોટમાંથી બનતી એક વાનગી (૩) પડના અર્થમાં સંખ્યાવાચક શબ્દને લાગે છે. ઉદા. એકવડું, બેવડું, તેવડું વગેરે (૪) કદ (પડ) બતાવવાના અર્થમાં આ, જે, તે વગેરે સર્વનામોને લાગે છે. ઉદા. આવડું, એવડું, જેવડું, કેવડું વગેરે
**વડે** (અ.) વતી, થી, જેમ કે, પેન વડે
**વઢકણ(-ણું), વઢકારું** (વિ.) કજિયાખોર, ઝઘડાખોર
**વઢવાડ** (સ્ત્રી.) કજિયો, તકરાર, લડાઈ
**વઢવું** (ક્રિ.) તકરાર કરવી (૨) મારામારી કરવી (૩) ઠપકો આપવો, ખિજાવું
**વણકર** (પું.) વણવાનો ધંધો કરનાર
**વણજ** (પું.) વેપાર, ધંધો (૨) વેપારની વસ્તુ, 'કૉમોડિટી'
**વણજાર** (સ્ત્રી.) વણજારાની પોઠ કે કાફલો (૨) વેપારીઓની પ્રવાસી ટોળી (૩) એકસામટો આવેલો માલ
**વણજારો** (પું.) બળદ, ગાડાં વગેરે વાહનોમાં માલસામાન રાખી વેપાર કરતો હતો તે મધ્યકાલીન પ્રવાસી વેપારી
**વણપ્રીછ્યું** (વિ.) પ્રીછવામાં કે ગણતરીમાં નહિ આવેલું
**વણમાગ્યું** (વિ.) નહિ માગેલું, માગ્યા વગરનું
**વણવું** (ક્રિ.) આમળવું, ભાગવું (દોરડું) (૨) સાળ વડે કપડું બનાવવું (૩) વેલણ વડે રોટલી વગેરે કરવું (૪) પાટિયા ઉપર લોટ મસળીને (સેવો) પાડવી (૫) (લા.) કામમાં કેળવવું, પલોટવું (૬) વીણવું
**વણસવું** (ક્રિ.) બગડવું, ખરાબ થવું (૨) નાશ પામવું
**વણસાડ** (પું.) બગાડ, નાશ
**વણાટ** (પું.) વણતર, કુમાશ, પોત
**વણિક** (પું.) વાણિયો (૨) વેપારી
**વણિકબુદ્ધિ** (સ્ત્રી.) વણિક કે તેના કામકાજને યોગ્ય બુદ્ધિ
**વણિકવૃત્તિ** (સ્ત્રી.) વાણિયાવિદ્યા (૨) વેપાર વડે આજીવિકા ચલાવવી તે
-વત્ નામને લાગતાં, '-ની પેઠે, -ની જેમ' એવો અર્થ બતાવે છે. દા.ત. 'આકાશકુસુમવત્' (૨) નામને લાગતાં 'વાળું' અર્થ બતાવે છે. દા.ત. 'દંડવત્'
**વતન** (ન.) મૂળ ગામ કે દેશ (૨) ઇનામ દાખલ સરકાર તરફથી મળેલી જાગીર (૩) જમીનજાગીરની ઊપજ
**વતનપરસ્તી** (સ્ત્રી.) સ્વદેશાભિમાન, સ્વદેશપૂજા, દેશદાઝ
**વતની** (વિ.પું.) મૂળ રહીશ કે રહેવાસી
**વતાવવું** (ક્રિ.) પજવવું (૨) છેડવું
**વતી** (અ.) વડે (૨) માટે, બદલે (૩) નામને લાગતાં '-ની પેઠે, -ની જેમ અર્થ બતાવે છે. ઉદા. સૌંદર્યવતી
**વતું** (ન.) હજામત
**વતે** (અ.) વડે, થી. જેમ કે, પગ વતે
**વતેસર** (વિ.) વિસ્તારવાળું (૨) (ન.) નકામું લંબાણ કે વાતની ચર્ચા, ટાયલું
**વત્તું** (વિ.) વધારે
**વત્તા** (વિ.) '-મા વધારે એવો અર્થ બતાવે છે. જેમ કે, પાંચ વત્તા એક
**વત્સ** (પું.ન.) બાળક (૨) (ન.) વાછરડું (૩) (પું.) ગંગાની ઉત્તરે આવેલો એક પ્રાચીન પ્રદેશ
**વત્સલ** (વિ.) માયાળુ, સ્નેહાળ (૨) વહાલું, પ્યારું, પ્રિય
**વત્સલતા** (સ્ત્રી.) વાત્સલ્ય, વહાલ
**વદ(-દ્ય)** (અ.) કૃષ્ણપક્ષમાં (૨) (સ્ત્રી.) કૃષ્ણપક્ષ
**વદતોવ્યાઘાત** (પું.) પોતે જ બોલે અને પોત જ એનું ખંડન કરે એવી સ્થિતિ-એક તર્કદોષ
**વદન** (ન.) મુખ, મોં, ચહેરો (૨) શિકલ
**વદવું** (ક્રિ.) બોલવું (૨) મંજૂર થવું
**વદી(-દ્યા)** (સ્ત્રી.) સરવાળા કે ગુણકારમાં એકમ દશક વગેરે કોઈ એક સ્થાનના સરવાળા કે ગુણાકારની આવેલી રકમમાંથી એકમનો આંકડો રાખી બાકીના સ્થાનના અંક આગળના સ્થાનની રકમમાં ઉત્તરોત્તર ઉમેરવામાં આવે છે તે (ગ.)
**વધ** (પું.) કાપીને મારી નાખવું તે
**વધ** (સ્ત્રી.) વધારો, વૃદ્ધિ (૨) ગુણાકાર, 'મલ્ટિપલ' (ગ.)
**વધઘટ** (સ્ત્રી.) ઓછુંવત્તું થવું તે
**વધરાવળ** (સ્ત્રી.) વૃષણનો એક રોગ
**વધવું** (ક્રિ.) સંખ્યા કદ માપ ગુણ કશામાં પણ વધારો થવો, મોટું થવું (૨) બચવું, બાકી રહેવું (૩) આગળ જવું, ટપવું, પ્રગતિ કરવી
**વધસ્તંભ** (પું.) વધ કરવા માટે લટકાવવાનો સ્તંભ, ફાંસીનો માંચડો
**વધસ્થાન** (ન.) વધ કરવાની જગ્યા (૨) કતલખાનું
**વધાઈ,વધામણી** (સ્ત્રી.) ખુશીના સમાચાર (૨) ખુશખબર લાવનારને અપાતી ભેટ
**વધામણું** (ન.) મંગળકાર્ય નિમિત્તે માતાનું પૂજન (૨) વધામણી
**વધારવું** (ક્રિ.) વધે એમ કરવું, વધારો કરવો, ઉમેરવું (૨) મોટું કરવું,
**વિસ્તારવું** (૩) બચત કરવી, બાકી રાખવું
**વધારે** (વિ.) અધિક, વિશેષ, વધુ
**વધારો** (પું.) ઉમેરો, વૃદ્ધિ (૨) નફો (૩) બાકી, સિલક (૪) સાંધણ, પુરવણી (૫) વર્તમાનપત્રનો વધારા તરીકે કાઢેલો અંક
**વધાવવું** (ક્રિ.) ભક્તિથી અથવા આશીર્વાદ દેતાં ફૂલ ચોખા નાખવા (૨) હર્ષભેર આવકાર આપવો (૩) માન્ય રાખવું, પસંદ કરવું, સ્વીકારી લેવું (૪) (લા.) વાસવું, બંધ કરવું
**વધુ** (વિ.) વધારે, અધિક, વિશેષ
**વધુપડતું** (વિ.) વધારેપડતું, વધારાનું
**વધૂ** (સ્ત્રી.) વહુ, જુવાન પત્ની (૨) દીકરાની વહુ
**વધેરવું** (ક્રિ.) બલિદાન આપવું (૨) ફોડવું (૩) કાપવું (૪) (દીવો) બુઝાવવો (૫) (છાશ વલોવી) માખણ કાઢવું (૬) (દૂધની) તર ઉતારવી
**વધ્ય** (વિ.) વધ કરવાને પાત્ર
**વધ્યું** (વિ.) વધેલું
**વધ્યુંઘટ્યું** (વિ.) વધારે કે ઓછું, કાંઈક ખૂટતું કે વધતું (૨) વપરાશ બાદ વધેલું

**વન** (ન.) જંગલ, અરણ્ય, અટવિ, વગડો, રાન
**વનખંડ** (પું.) વનનો વિભાગ, 'રેન્જ'
**વન ડે ગેમ** (સ્ત્રી.) એક દિવસમાં પૂરી થતી રમત
**વન ડે મૅચ** (સ્ત્રી.) એક દિવસમાં પૂરી થથી ક્રિકેટ મૅચ (૨) મર્યાદિત સમય-ખેલાડી-ઓવરની ક્રિકેટમૅચ
**વનદેવી** (સ્ત્રી.) વનની અધિષ્ઠાતા દેવી
**વનનિર્માણ** (ન) વનીકરણ, વનવૃદ્ધિ, વનરોપણ
**વનપ્રવેશ** (પું.) વનમાં જવું તે (૨) પચાસ વર્ષ પૂરાં કરી એકાવનમા વર્ષમાં પ્રવેશવું તે
**વનમહોત્સવ** (પું.) વૃક્ષો ઉગાડવાનો ઉત્સવ
**વનરાઈ,વનરાજિ(-જી)** (સ્ત્રી.) વૃક્ષોની લાંબી હાર (૨) જંગલનો લાંબો પ્રદેશ (૩) જંગલમાંનો પગરસ્તો
**વનરાજ** (પું.) સિંહ
**વનવાસ** (પું.) વનમાં વસવું કે વિચરવું તે
**વનવાસી** (વિ.) વનમાં વસનારું, આરણ્યક
**વનવે** (પું.) એકમાર્ગ
**વનશ્રી** (સ્ત્રી.) જંગલની-વનની શોભા, વનલક્ષ્મી
**વનસ્થલી(-ળી)** (સ્ત્રી.) અરણ્યનો પ્રદેશ
**વનસ્પતિ** (સ્ત્રી.) ઝાડ, છોડ, ઝાડપાલો
**વનસ્પતિવિદ્યા,વનસ્પતિશાસ્ત્ર** (સ્ત્રી.ન.) વનસ્પતિ કે ઝાડપાનને લગતું શાસ્ત્ર, 'બૉટની'
**વનિતા** (સ્ત્રી.) સ્ત્રી, નારી, મહિલા
**વનીકરણ** (ન.) વૃક્ષો ઉગાડી વન બનાવવું તે (૨) વન નિર્માણ, વનરોપણ, વનવૃદ્ધિ
**વનેચર** (વિ.પું.) વનચર, જંગલી
**વનેરુ** (વિ.) રખડેલ, જંગલી, સંસ્કાર વગરનું
**વન્ય** (વિ.) જંગલનું, -ને લગતું
**વન્સ મૉર** (પું.) 'એક વાર ફરીથી' એવા અર્થનો હર્ષોદ્ગાર
**વપન** (ન.) વાળ કપાવવા કે હજામત કરાવવી તે,વતું (૨) ખેતર વગેરેમાં બી વાવવાની ક્રિયા, વાવણી
**વપરાશ** (સ્ત્રી.) વાપર, ઉપયોગ
**વપરાશકાર** (પું.) વાપરનાર, ઉપભોગ કરનાર (૨) ગ્રાહક, ઘરાક
**વપરાશી** (વિ.) વપરાશ માટેનું, વપરાતું, ઉપયોગી. જેમ કે, વપરાશી માલ
**વપુ** (ન.) શરીર, દેહ, તન, કાયા
**વફા** (સ્ત્રી.) વચનને વળગી રહેવું તે, પ્રામાણિકપણું (૨) ભકિત, શ્રદ્ધા વિશ્વાસ, નિષ્ઠા
**વફાદાર** (વિ.) વિશ્વાસુ (૨) સ્વામીભક્ત (૩) વચનને વળગી રહેનારું
**વફાદારી** (સ્ત્રી.) વચનને વળગી રહેવું તે (૨) વિશ્વાસુ સ્વામીભકિત (૨) નિષ્ઠા (૩) રાજભકિત
**વમન** (ન.) ઓકવું તે, ઊલટી, બકારી
**વમળ** (ન.) વહેતા પાણીમાં થતું કૂંડાળું-ભમરો, ઘુમરી (૨) (લા.) ગૂંચવણ
**વય** (ન.સ્ત્રી.) ઉંમર, આવરદા, આયુષ
**વયસ્ક** (વિ.) વયમાં આવેલું, પુખ્ત, ઉંમરલાયક
**વયોવૃદ્ધ** (વિ.) ઘરડું, વડીલ
**-વર** (વિ.) નામને લાગતો પ્રત્યય- 'વાળું' અર્થ બતાવે છે. જેમ કે, કદાવર ગંજાવર
**વર** (વિ.) ઉત્તમ (૨) (પું.) વરરાજા (૩) પતિ (૪) વરદાન (૫) નામને લાગતાં 'શ્રેષ્ઠ', ઉત્તમ 'ઉત્તમ અર્થ થાય. દા.ત. મુનિવર
**વરક(-ખ)** (પું.) સોનાચાંદીની છેક પાતળી પતરી (૨) વર્ષ (૩) (સ્ત્રી.) વૃષભ રાશિ
**વરકન્યા** (ન.બ.વ.) વર અને કન્યા, પરણનાર પુરુષ અને સ્ત્રી
**વરઘોડિ(-રિ)યો** (પું.) વરને ઘેરવા જતી ટોળીમાંનો-વરઘરનો માણસ
**વરઘોડો** (પું.) પરણવા જતા વરની સવારી, ઘોડા પર બેઠેલા વર સાથેનું સાજન-માજન (૨) કોઈ સરઘસ (૩) (લા.) ફજેતી
**વરઘોડિયાં** (ન.) નવદંપતી
**વરણાઈ,વરણી** (સ્ત્રી.) પાછળ બાંધેલી ઈંટચૂનાની દીવાલ
**વરણાગત,વરણી,વરણાગી** (સ્ત્રી.) ટાપટીપ, છેલાઇ, ભપકો
**વરણાગિયું** (વિ.) વરણાગી કરનારું, શોખીન
**વરણી** (સ્ત્રી.) વરણાઈ, વરણાગત (૨) વરવું કે પસંદ કરવું તે, પસંદગી (૩) ક્રિયાકર્મ કરાવવા બ્રાહ્મણને પસંદ કરી તેનું પૂજન કરવું તે (૪) (લા.) ગણતરી, લેખું (૫) (ન.) પાણી
**વરતવું** (ક્રિ.) વર્તવું, ચાલવું (૨) બનવું, થવું (૩) પારખવું, ઓળખવું (૪) પ્રાપ્ત થવું (૫) રીત આપવી (૬) ભવિષ્ય કહેવું
**વરતારો** (પું.) ભવિષ્યકથન (૨) જોષી (૩) ઓળખાણ, પિછાણ
**વરદ** (વિ.) શુભદાયક (૨) વરદાન દેનાર, કૃપાળુ
**વરદાન** (ન.) દેવદેવી કે સંતે પ્રસન્ન થઈ આશા પૂરી પાડવા આપેલું વચન
**વરદી** (સ્ત્રી.) ખબર, કહેણ (૨) હુકમ (૩) ગણવેશ (સિવાઈ, સૈનિક વગેરેનો) (૪) માલ મંગાવવાની અધિકૃત સૂચના
**વરદીભથ્થું** (ન.) ગણવેશ અંગે (તેની ધોલાઈ વગેરે માટે) અપાતું ભથ્થું
**વરમાળ(-ળા)** (સ્ત્રી.) સ્વયંવરમાં કન્યા પસંદ કરેલા વરને પહેરાવે છે તે માળા (૨) પરણતી વખતે વરકન્યાના કંઠમાં નંખાતી સૂતરની માળા
**વરરાજા** (પું.) પરણવા જતો વર
**વરલી-મટકું** (ન.) એક પ્રકારનો જુગાર
**વરવધૂ(-હુ)** (ન.બ.વ.) વર અને વહુ, પતિપત્ની
**વરવું** (ક્રિ.) વરણી કરવી (૨) વર પસંદ કરવો, પરણવું (૩) પસંદ કરવું (૪) ખપવું, વપરાવું, ખર્ચાવું
**વરવું** (વિ.) બેડોળ (૨) નરસું, નઠારું
**વરશી(-સી)** (સ્ત્રી.) મરનારની પહેલી વાર્ષિક તિથિએ કરાતી ક્રિયા
**વરસ** (ન.) બાર માસનો સમય, વર્ષ (૨) (પ્રાચીન ભૂગોળ મુજબ) પૃથ્વીનો અમુક ખંડ. જેમ કે, ભારતવર્ષ
**વરસગાંઠ** (સ્ત્રી.) જન્મદિવસ, વર્ષગાંઠ
**વરસલામી** (સ્ત્રી.) લગ્નમાં અપાતી એક ભેટ કે તેનો વિધિ
**વરસવું** (ક્રિ.) વરસાદ પડવો (૨) વરસાદની જેમ પડવું કે રેડાવું (૩) વરસાદની જેમ છૂટથી આપવું કે વેરવું
**વરસાદ** (પું.) વાદળમાંથી પાણીનું પડવું તે (૨) ઉપરથી મોટા જથામાં પડવું તે
**વરસાદી** (વિ.) વરસાદને લગતું, વરસાદમાં કામ આવે એવું-ઉપયોગી
**વરંડો** (પું.) ઓસરી, પડાળી
**વરાડ** (પું.) ભાગ, હિસ્સો
**વરાધ** (સ્ત્રી.) નાનાં છોકરાંને થતો એક રોગ (૨) એક વનસ્પતિ

**વરાપ** (સ્ત્રી.) તલપ, આતુરતા (૨) વરસાદ આવી ગયા બાદ થોડા દિવસ ઉઘાડ નીકળતાં પાણી ચુસાઈ જાય છે, તેવી જમીનની સ્થિતિ (૨) ફુરસદ, નવરાશ

**વરાહ** (પું.) ડુક્કર, સૂવર (૨) વિષ્ણુ ત્રીજો અવતાર

**વરાળ** (સ્ત્રી.) પાણી ગરમ થતાં તેનું વાયુરૂપે થતું રૂપાંતર (૨) (લા.) બળતરા, દાઝ, જુસ્સો

**વરાળયંત્ર** (ન.) વરાળથી ચાલતું યંત્ર

**વરિયાળી** (સ્ત્રી.) મુખવાસ તરીકે વપરાતું સ્વાદિષ્ટ કરિયાણું, સોંફ

**વરિષ્ઠ** (વિ.) સર્વોત્તમ, સૌથી મોટું, શ્રેષ્ઠ, ઉચ્ચતમ

**વરુ** (ન.) એક ચોપગું હિંસક પ્રાણી

**વરુણ** (પું.) જળદેવતા (૨) પશ્ચિમ દિશાનો દિક્‌પાલ (૩) સૂર્યમાળાનો ગ્રહ, 'નેપ્ચ્યુન'

**વરૂડ** (ન.) પલાળીને ફણગાવેલી ડાંગર

**વરો** (પું.) મોટું જમણ, નાત જમાડવી તે (૨) વપરાશ, ખર્ચ

**વર્કશોપ** (સ્ત્રી.) કાર્યશિબિર (૨) ઉદ્યોગશાળા

**વર્ગ** (પું.) મોટા સમુદાયનો એક ભાગ (૨) જાત પ્રમાણે પાડેલા જથામાંનો દરેક (૩) શ્રેણી, કોટિ, કક્ષા (૪) શાળામાં શ્રેણીવાર વિદ્યાર્થીઓને ભણવા બેસવાનો ઓરડો (૫) જે તે સંખ્યાનો તે જ સંખ્યાથી ગુણાકાર કરવો અથવા તે રીતે ગુણાકાર કરતાં આવેલો જવાબ, 'સ્ક્વેર'

**વર્ગમૂલ(-ળ)** (ન.) વર્ગરૂપ ગુણાકારની મૂળ સંખ્યા, 'સ્ક્વેર રૂટ'

**વર્ગવિગ્રહ** (પું.) સમાજના વર્ગો વર્ગો વચ્ચે હિતવિરોધને કારણે વિગ્રહ, 'ક્લાસ-વૉર'

**વર્ગવ્યવસ્થા** (સ્ત્રી.) શાળાના વર્ગની વ્યવસ્થા

**વર્ગશિક્ષક** (પું.) શાળાની તે તે શ્રેણીનો હવાલો ધરાવનાર શિક્ષક

**વર્ગીકરણ** (ન.) વર્ગ પાડવા તે, પૃથક્કરણ, પ્રતબંધી, પ્રતવારી

**વર્ગીકૃત** (વિ.) વર્ગ પ્રમાણે અલગ અલગ પાડેલું (૨) જેનું વર્ગીકરણ કરવામાં આવેલું હોય તેવું

**વર્ચસ,વર્ચસ્વ** (ન.) દીપ્તિ, તેજ, આભા (૨) બળ, શકિત, પરાક્રમ (૩) પ્રભુત્વ, સર્વોપરિતા

**વર્જિત** (વિ.) તજેલું, છોડી દીધેલું

**વર્જ્ય** (વિ.) તજવા યોગ્ય, નિષિદ્ધ, વર્જનીય

**વર્ણ** (પું.) રંગ (૨) અક્ષર (૩) રૂપ (૪) પ્રકાર (૫) (પું.સ્ત્રી.) હિંદુ સમાજના ચાર વિભાગોમાંનો દરેક (૬) જ્ઞાતિ. ઉદા. અઢાર વર્ણ

**વર્ણન** (ન.) વર્ણવવું કે વર્ણવેલું તે, બયાન, નિરૂપણ, આલેખન (૨) (લા.) પ્રશંસા

**વર્ણનાત્મક** (વિ.) વર્ણનવાળું, વર્ણન કરતું, વર્ણનરૂપ

**વર્ણનીય** (વિ.) વર્ણવવા યોગ્ય, નિરૂપણ કરવા જેવું

**વર્ણપટ** (પું.) રંગપટ, પ્રકાશનાં કિરણોમાંથી અમુક ક્રમવાર વર્ણ કે રંગ જુદા પાડીને પટરૂપે દેખાય તે, 'સ્પેક્ટ્રમ'

**વર્ણભેદ** (પું.) વર્ણો વચ્ચેનો ભેદ

**વર્ણમંડળ** (ન.) સૂર્યની આસપાસનું લાલ રંગનું બાષ્પીય કૂંડાળું, 'ક્રોમોસ્ફિયર'

**વર્ણમાલા(-ળા)** (સ્ત્રી.) ભાષાના મૂળાક્ષરો, માતૃકા, કક્કો

**વર્ણવવું** (ક્રિ.) વર્ણન કરવું, વિગતે કહેવું (૨) (લા.) વખાણવું

**વર્ણવ્યવસ્થા** (સ્ત્રી.) વર્ણોની વ્યવસ્થા, ચાર વર્ણો દ્વારા થતી સમાજ-વ્યવસ્થા

**વર્ણસગાઈ** (સ્ત્રી.) સજાતીય વર્ણોનું આવર્તન, વર્ણાનુપ્રાસ (૨) અનુપ્રાસ, 'ઍલિટરેશન'

**વર્ણસંકર** (વિ.) ભિન્ન વર્ણનાં સ્ત્રીપુરુષથી ઉત્પન્ન થયેલું (૨) વ્યભિચારથી ઉત્પન્ન થયેલું (૩) (પું.) તેવો માણસ

**વર્ણાનુક્રમ** (પું.) મૂળાક્ષર પ્રમાણેનો ક્રમ (૨) વર્ણાનુક્રમણિકા

**વર્ણાનુપ્રાસ** (પું.) સજાતીય વર્ણોનું આવર્તન, એક શબ્દાલંકાર

**વર્ણાશ્રમ** (પું.) (સમાજ તથા વ્યકિતના) વર્ણવાર અને આશ્રમવાર વિભાગ અને તેમનાં કર્તવ્યોની વ્યવસ્થા

**વર્તણૂક** (સ્ત્રી.) વર્તવાની રીત, ચાલચલગત, રીતભાત, આચરણ

**વર્તન** (ન.) આચરણ, રીતભાત

**વર્તમાન** (વિ.) ચાલુ, સાંપ્રત, વિદ્યમાન, હમણાંનું (૨) આધુનિક (૩) (પું.બ.વ.) સમાચાર, ખબર (૪) (પું.) વર્તમાનકાળ (૫) સ્વામી-નારાયણના સંપ્રદાયના નવ દીક્ષિતે લેવાના નિયમ

**વર્તમાનકાળ** (પું.) આજની કે ચાલુ સમયની ક્રિયા બતાવનારો ક્રિયાપદનો કાળ (વ્યા.)

**વર્તમાનપત્ર** (ન.) સમાચાર આપનારું છાપું

**વર્તવું** (ક્રિ.) આચરણ કરવું, ચાલવું (૨) થવું, હોવું (૩) ગુજરાન ચલાવવું (૪) વરતવું, પારખવું, જોવું (૫) રીત પ્રમાણે આપવું

**વર્તુલ(-ળ)** (ન.) ગોળાકાર, કૂંડાળું (૨) વૃત્ત, ગોળ, ચક્ર, ચક્કર, 'સર્કલ

**વર્ષ** (ન.) બાર માસનો સમય-એક વરસ (૨) (પ્રાચીન ભૂગોળ મુજબ) પૃથ્વીનો અમુક ખંડ (જેમ કે, ભારતવર્ષ)

**વર્ષફળ** (ન.) વર્ષ દરમિયાન બનનાર બનાવોનો વરતારો

**વર્ષવું** (ક્રિ.) વરસવું

**વર્ષા** (સ્ત્રી.) વૃષ્ટિ, વરસાદ વરસવાની ક્રિયા

**વર્ષાભિનંદન** (ન.) નવા વર્ષનાં અભિનંદન

**વર્ષારંભ** (પું.) વર્ષા?તુના આરંભ (૨) વર્ષનો આરંભ ચસાલિયાણું

**વર્ષાસન** (ન.) (રાજ્ય તરફથી) ગુજરાન માટે મળતી વાષિર્ક રકમ,

**વર્ષોવર્ષ** (અ,) દર વર્ષે, પ્રતિવર્ષે

**વલખવું** (ક્રિ.) ફાંફાં મારવાં (૨) અકળાવું, મૂંઝવણ

**વલખાં** (ન.બ.વ.) ફાંફાં (૨) અકળામણ, મૂંઝવણ

**વલ(-ળ)ણ** (ન.) વૃત્તિ, દૃષ્ટિ, અભિગમ, મનનું વળવું તે (૨) (રસ્તા કે નદીનો) વાંક (૩) કવિતામાં આવતો ઊથલો (૪) જુવારના ગીચ ચાસમાંથી ઉખેડી લીધેલા છોડ (૫) નફાતોટાની ઉપરામણી (૬) મરોડ

**વલય** (ન.) કંકણ, કડું (૨) કૂંડાળું, ચક્કર, વર્તુલ (૩) એક મૃદુકાય પ્રાણી

**વલવલ** (સ્ત્રી.) વધારે પડતી ચંચળતા (બોલવા, બેસવા, ઊઠવામાં), ઘડી સખણું ન રહેવું તે (૨) વગર પૂછ્યે બોલ બોલ કરવું તે, ચિબાવલાપણું

**વલવલવું** (ક્રિ.) બોલ બોલ કરવું (૨) રોતાં રોતાં બોલવું, વિલાપ કરવો (૩) વલખાં મારવાં

**વલવલાટ** (પું.) વલોપાત, હાયવોય (૨) સળવળાટ

**વલિ(-લી)** (સ્ત્રી.) કરચલી, રેખા

**વલી** (પું.) પીર, ઓલિયો (૨) (સ્ત્રી.) કરચલી, રેખા

**વલૂર** (સ્ત્રી.) ચળ, ખણજ, ખંજવાળ

**વલૂં(-ળૂં)દ(-ધ)વું** (ક્રિ.) મંડવું, પેંધવું, વળગવું

**વલે** (સ્ત્રી.) હાલ, દશા (૨) ભૂંડા હાલ (૩) ઉપાય

**વલોણું** (ન.) વલોવવું તે (૨) વલોવવાની ગોળી (૩) રવૈયો

**વલોપાત** (પું.) અધીરાઈનું આકળાપણું (૨) આક્રંદ, કલ્પાંત, રોકકળ
**વલોવવું** (ક્રિ.) માખણ કાઢવા દહીંને રવૈયાથી ઘૂમડવું તે (૨) (લા.) ચર્ચવું, ચૂંથવું
**વલ્ક,વલ્કલ** (ન.) ઝાડની છાલનું વસ્ત્ર ચપ્રસિદ્ધ વૈષ્ણવ આચાર્ય
**વલ્લભ** (વિ.) પ્રિય, વહાલું (૨) (પું.) પતિ, સ્વામી (૩) વલ્લભાચાર્ય-
**વલ્લભા** (સ્ત્રી.) પ્રિયા, પત્ની
**વશ** (વિ.) તાબે, શરણે (૨) મુગ્ધ (૩) (પું.) કાબૂ, નિયમન
**-વશાત્** (અ.) (સમાસમાં, નામને અંતે) '-ને લીધે એવા અર્થમા. દા.ત. સંજોગવશાત્
**વશીકરણ** (ન.) વશ કરવું તે (૨) વશ કરવાનો મંત્ર, જાદુ, એક અભિચાર
**વસતિ(-તી)** (સ્ત્રી.) વસવું તે, વસ્તી (૨) વાસ, રહેઠાણ, નિવાસ (૩) લોક-સંખ્યા (૪) બાળબચ્ચાંનો ભરાવો (૫) વસેલી જગ્યા
**વસતિ(-તી)-ગણતરી** (સ્ત્રી.) વસ્તીની ગણતરી
**વસતિ(-તી)-પત્રક** (ન.) માણસોની સંખ્યાની ગણતરીની નોંધવહી
**વસતિ(-તી)-વિસ્ફોટ** (પું.) વસ્તીનો ઝડપી વધારો
**વસમું** (વિ.) મુશ્કેલ (૨) કપરું (૩) માઠું
**વસવસો** (વિ.) શંકા, અંદેશો, વહેમ (૨) કાર્ય ન થતાં મનમાં થતો ઉદ્વેગ
**વસવાટ** (પું.) વસવું તે, રહેઠાણ (૨) બીજેથી આવીને વસવું તે
**વસવાયું,વસવાયો** (ન.પું.) ગામ તરફથી પસાયતાં આપી વસાવેલાં વાળંદ, ધોબી વગેરે કારીગર
**વસવું** (ક્રિ.) રહેવું, મુકામ કરવો (૨) મનમાં ઠસવું, દિલમાં ઊતરવું, જચવું
**વસંત** (સ્ત્રી.ન.) વર તરફથી કન્યાને અપાતી (વસ્ત્રાદિની) ભેટ
**વસંત** (સ્ત્રી.પું.) ચૈત્ર-વૈશાખ માસ દરમિયાનની ઋતુ, ઋતુરાજ (૨) એક રાગ
**વસંતતિલકા** (સ્ત્રી.) એક છંદ
**વસંતપંચમી** (સ્ત્રી.) માઘ સુદિ પંચમી
**વસંતપૂજા** (સ્ત્રી.) વસંતઋતુ બેસતાં થતું પૂજન કે ઉત્સવ
**વસંતમાલતી** (સ્ત્રી.) શકિત વધારનારી એક રાસાયણિક દવા
**વસંતી** (વિ.) વસંત સંબંધી (૨) પીળું
**વસંતોત્સવ** (પું.) વસંતઋતુનો ઉત્સવ
**વસાણું** (ન.) ઔષધિઓ નાખી બનાવેલો પાક (૨) ગાંધિયાટાની ચીજ
**વસાહત** (સ્ત્રી.) મૂળસ્થાનેથી બીજે કરાતો વાસ કે તેનું સ્થાન (૨) સંસ્થાન, 'કૉલોની'
**વસાહતી** (વિ.) વસાહતને લગતું (૨) (પું.) વસાહત કરી રહેનાર (માણસ)
**વસિયત** (સ્ત્રી.) વારસો (૨) વસિયતનામું
**વસિયતનામું** (ન.) વારસા વિશેનો દસ્તાવેજ કે લખાણ, 'વીલ'
**વસી** (પું.) વહીવટ કરનાર, ગામનો બંદોબસ્ત કરનાર
**વસીલો** (પું.) લાગવગ, વગ (૨) ભલામણ
**વસુ** (ન.) સોનું (૨) (ન.સ્ત્રી.) ધન, દોલત (૩) (પું.) સૂર્ય (૪) આઠ દેવોના એક મંડળમાંનો દરેક (૫) (વિ.) આઠ (સંકેત)
**વસુદેવ** (પું.) શ્રીકૃષ્ણના પિતા
**વસુધા,વસુમતી,વસુધરા** (સ્ત્રી.) પૃથ્વી, ધરા
**વસૂકવું** (ક્રિ.) (ગાય-ભેંસ) દૂધ દેતી બંધ થવી
**વસૂલ** (ન.) માગણા પેટે ચૂકતે થયેલી રકમ (૨) આમદાની (૩) મહેસૂલ, 'રેવન્યુ' (૪) (અ.) ચૂકતે થાય કે થયેલું હોય તેમ
**વસૂલદાર** (વિ.) આવક અથવા મહેસૂલ ઉઘરાવનાર
**વસૂલબાકી** (સ્ત્રી.) વસૂલ કરવાની બાકી રહેલી મહેસૂલ (૨) મંજૂર કરેલ ખર્ચમાંથી ખર્ચાયેલી, ખર્ચવાની અને બાકી રહેલી રકમની વિગત
**વસૂલાત** (સ્ત્રી.) વસૂલ કરવાની સાંથ, મહેસૂલ (૨) વસૂલ કરવું કે લેવું તે, 'રિકવરી'
**વસો** (પું.) વીઘાનો વીસમો ભાગ (૨) સવાપાંચ હાથ (૩) સો કે વીસનો અનુક્રમે સોમો કે વીસમો અંશ (૪) ઇજ્જત, આબરૂ, પ્રતિષ્ઠા
**વસ્તાર** (પું.) વિસ્તાર, ફેલાવો (૨) બાળબચ્ચાં,. પરિવાર, બહોળું કુટુંબ (૩) વિશાળતા (૪) વધારો
**વસ્તારી** (વિ.) બહોળું, બહોળા કુટુંબવાળું
**વસ્તિ** (પું.) પેડુ, મૂત્રાશય, બસ્તિ
**વસ્તી** (સ્ત્રી.) વસતિ, વસતી, જનતા, રૈયત
**વસ્તુ** (સ્ત્રી.) પદાર્થ, ચીજ (૨) સત્ય, સાર (૩) (ન.) નાટક કે કથાનો વિષય, 'પ્લોટ' (૪) (લા.) મૂળ ઉદ્દેશ, મતલબ, અર્થભાવ
**વસ્તુતઃ** (અ.) ખરી રીતે, સાચું જોતાં
**વસ્તુત્વ** (ન.) ખરાપણું, સાચ
**વસ્તુદર્શી** (વિ.) ખરી વસ્તુ બતાવતું કે જોતું, 'રિયાલિસ્ટિક'
**વસ્તુનિર્દેશ** (પું.) ગ્રંથના વિષયનું કે વાર્તાનું સૂચન (૨) લક્ષણમાં આવી જતા ધર્મો ઉપરાંત જેમાં વસ્તુ વિષે નવા ધર્મનું કથન હોય તેવો નિર્દેશ કે કથન (ન્યા.)
**વસ્તુવિનિમય** (પું.) નાણાંથી નહિ, પણ વસ્તુની આપલે કરવી તે, 'બાર્ટર'
**વસ્તુશાસ્ત્ર** (ન.) પદાર્થના પરસ્પરનાં સંબંધની તાત્ત્વિક ચર્ચા આપતી વિદ્યા
**વસ્તુશૂન્ય** (વિ.) વસ્તુ કે અર્થ વિનાનું, ખાલી શાબ્દિક ભાવવાળું
**વસ્તુસંકલના** (સ્ત્રી.) કથા કે નાટકની વસ્તુની યોજના-ગૂંથણી
**વસ્તુસ્થિત** (વિ.) વાસ્તવિક, યથાસ્થિત
**વસ્તુસ્થિતિ** (સ્ત્રી.) વાસ્તવિકતા, ખરી હકીકત
**વસ્ત્ર** (ન.) કપડું, લૂગડું
**વસ્ત્રગાળ** (વિ.) કપડાથી ગાળેલું
**વસ્ત્રપરિધાન** (ન.) કપડાં પહેરવાં તે
**વસ્ત્રાભૂષણ,વસ્ત્રાલંકાર** (પું.બ.વ.) વસ્ત્રો અને આભૂષણો, કપડાં અને ઘરેણાં
**વહન** (ન.) વાહન (૨) ઉપાડવું-ઊંચકવું તે, ઊંચકીને લઈ જવું તે (૩) (પ્રવાહી કે પાણી) વહેવું તે (૪) ગરમી, વીજળી વગેરે વહેવી-જવી કે પ્રસરવી તે
**વહવું** (ક્રિ.) વહન કરવું, વહેવું (૨) પ્રવાહરૂપે વહેવું (૩) જવું (૪) (ગરમી, વીજળી વગેરે) જવી, પ્રસરવી
**વહાણ** (ન.) નાવ, મોટો મછવો, જહાજ
**વહાણવટી** (પું.) ખારવો, નાવિક (૨) દરિયાઈ વેપારી (૩) વહાણનો માલિક, ઉપરી
**વહાણવટું** (ન.) દરિયામાં વહાણ ફેરવવાં તે (૨) વહાણ વડે વેપાર કરવો તે (૩) દરિયાની મુસાફરી
**વહાણવિદ્યા** (સ્ત્રી.) નાવ ચલાવવાની કળા
**વહાણિયું** (ન.) વહાણને તળિયે બાઝતી છીપ
**વહાણું** (ન.) પ્રભાત, સવાર, મળસકું
**વહાર** (સ્ત્રી.) સહાયતા, મદદ, કુમક

**વહાલ** (ન.) પ્રીતિ, હેત, પ્રેમ, સ્નેહ
**વહાલપ,વહાલપણું** (સ્ત્રી.ન.) પ્રેમ, વાત્સલ્ય
**વહાલમ** (પું.) પ્રિયતમ, પતિ
**વહાલસોયું** (વિ.) વહાલમાં ઊછરેલું, લાડકવાયું, લાડકું
**વહાલી** (સ્ત્રી.) પ્રિયા, વહાલી સ્ત્રી
**વહાલું** (વિ.) પ્રિય, પ્યારું
**વહાલશેરી** (વિ.) હિતેચ્છુ, હિતૈષી
**વહાલો** (પું.) પ્રિય, પતિ, પ્રિયતમ, નાવલિયો
**વહી** (સ્ત્રી.) નામાનો ચોપડો (૨) વંશાવળીની ચોપડી (૩) ચોપડી (કોરી કે લખેલી) (૪) ખુદાનો સંદેશો (૫) (લા.) વેળ, ધૂન
**વહીપૂજન,વહીપૂજા** (ન.સ્ત્રી.) દિવાળીને દિવસે કરાતું ચોપડાનું પૂજન
**વહીવટ** (પું.) કારભાર, કારોબાર, બંદોબસ્ત (૨) પદ્ધતિ, શિરસ્તો (૩) લેવડ-દેવડ, પ્રસંગ, સંબંધ
**વહીવટકર્તા** (પું.) વહીવટ કરનાર, 'ઍક્ઝિક્યુટર'
**વહીવટદાર** (પું.) કારભારી (૨) વહીવટ કરનાર, 'મૅનેજર'
**વહીવટદારી** (સ્ત્રી.) વહીવટદારનું કામ કે હોદ્દો
**વહીવટી** (વિ.) વહીવટને લગતું (૨) વહીવટ કરનારું
**વહીવંચો** (પું.) પેઢીનામું રાખનાર ભાટ (૨) વંશાવળી વાંચનાર
**વહુ** (સ્ત્રી.) પત્ની, ભાર્યા (૨) પુત્રવધૂ
**વહુઅર,વહુવર** (સ્ત્રી.) નવોઢા સ્ત્રી, તાજી પરણીને આવેલી પુત્રવધૂ
**વહુઘેલું** (વિ.) વહુ પાછળ ગાંડું, વહુવખું
**વહુવારુ** (સ્ત્રી.) ઘરની વહુઓ
**વહેણ(-ન)** (ન.) પ્રવાહ
**વહેમ** (પું.) શક, સંદેહ (૨) ભ્રમ, ખોટી માન્યતા, ભ્રાંતિ
**વહેમાવું** (ક્રિ.) વહેમ લાવવો, વહેમમાં પડવું
**વહેમી,વહેમીલું** (વિ.) વહેમવાળું, વહેમથી ભરેલું, વહેમ રાખતું કે તેવા સ્વભાવનું (૨) શંકાશીલ
**વહેર** (પું.) વહેરતાં પડેલો ભૂકો (૨) ફાટ, ચીરો
**વહેરણી** (સ્ત્રી.) લાકડાં વહેરવાનું કારખાનું, 'સૉ-મિલ'
**વહેરવું** (ક્રિ.) કરવત વડે કાપવું
**વહેરો-આંતરો** (પું.) જુદાઈ કે અંતર રાખવું તે, ભેદ (૨) તફાવત
**વહેલ** (સ્ત્રી.) વાહન, વેલડું, માફાવાળી બળદગાડી
**વહેલ** (સ્ત્રી.) એક મોટું જળચર પ્રાણી
**વહેલું** (વિ.) નિયત સમય પહેલાંનું (૨) (લા.) ઉતાવળું, જલદી
**વહેલું-મોડું** (વિ.) વખતસર નહિ તેવું (૨) (અ.) ગમે ત્યારે, સગવડે
**વહેલેરું** (વિ.) વહેલું (લાલિત્યવાચક)
**વહેવાર** (પું.) સંબંધ, ઘરવટ (૨) ધીરધાર કે લેવડ-દેવડનું કામ (૩) વર્તણૂક, વર્તન (૪) આચાર, આચરણ (૫) દુનિયાદારીના સંબંધ કે કામકાજ (૬) રૂઢિ, રિવાજ
**વહેવારિક** (વિ.) વ્યાવહારિક, વ્યવહારને લગતું, વ્યવહાર સંબંધી
**વહેવારિયું** (વિ.) વહેવારને લગતું (૨) વહેવારીકું
**વહેવારિયો** (પું.) લેવડ-દેવડમાં ચોખવટવાળો (૨) વહેવારે ચાલનારો (૩) શાહુકાર (૪) વેપારી
**વહેવારુ** (વિ.) મધ્યમ, સાધારણ (૨) વહેવારમાં ચાલી શકે તેવું, આચારમાં ઉતારી શકાય તેવું, વ્યવહારુ
**વહેવું** (ક્રિ.) ઊંચકવું (૨) ખમવું, વેઠવું (૩) પ્રવાહરૂપે સરવું (૪) ઘસડાવું (૫) જતું રહેવું, વીતવું (૬) વંઠી જવું ('જવું' ક્રિયાપદ સાથે)
**વહેળો** (પું.) નાનો પ્રવાહ (૨) વહેણનો ખાડો
**વહેંચણ(-ણી)** (સ્ત્રી.) વહેંચવું, વહેંચાવું કે ભાગ થવા-કરવા તે, વિતરણ (૨) હિસ્સો, 'ડિવિડંડ'
**વહેંચવું** (ક્રિ.) હિસ્સા પાડવા (૨) દરેકને ભાગ પ્રમાણે આપવું
**વહોણું** (વિ.) વિનાનું, વિહોણું, રહિત. ઉદા. ઘરવિહોણું
**વહોરત** (સ્ત્રી.) વહોરેલું તે, ખરીદ (૨) જોખમ (૩) ભિક્ષા, ભિક્ષામાં મળેલું તે
**વહોરતિયો** (પું.) ખરીદનાર (૨) યતિ, શ્રમણ
**વહોરવું** (ક્રિ.) ખરીદ કરવું (૨) સંઘરવું (૩) (જૈન સાધુએ) માગી લાવવું (૪) જાતે માગી લેવું, માથે લેવું (જોખમ વગેરે)
**વળ** (પું.) આમળો, આંટો (૨) સંબંધ, વગ (૩) યુક્તિ, કરામત (૪) (લા.) દાવ, લાગ (૫) અંટસ, કીનો (૬) મમત, આગ્રહ (૭) છાણાના થર ઉપર થર ગોઠવી ખડકેલી લાંબી હાર
**વળ-કવળ** (પું.સ્ત્રી.ન.) અનુકૂળતા અને પ્રતિકૂળતા (૨) ઘાટ અને દાવપેચ
**વળગણ** (ન.) નિસબત, સંબંધ (૨) (ભૂતપ્રેતનું) વળગવું તે (૩) (લા.) ભૂતપ્રેત (૪) વળગેલું કામ કે માણસ (૫) લપ, ઉપાધિ
**વળગણી** (સ્ત્રી.) કપડાં નાખવાનો આડો વાંસ કે લાકડી
**વળગવું** (ક્રિ.) બાઝવું, લપેટાવું (૨) આગ્રહથી મંડવું (કામ વગેરે અંગે) ચોટવું (૩) ટંટો કરવો
**વળગાટ(-ડ)** (પું.) ભૂત કે કાંઈ વળગવું તે (૨) ભૂતપ્રેત (૩) ભૂતપ્રેતની ઝોડઝપટ
**વળગાડવું** (ક્રિ.) માથે નાખવું, બઝાડવું
**વળત ટિકિટ** (સ્ત્રી.) જવાની ટિકિટ સાથે પાછા આવવાની ભેગી ટિકિટ, 'રિટર્ન' ટિકિટ
**વળતર** (ન.) બદલા તરીકે જે કંઈ મજરે આપવાનું હોય તે, વટાવ, છૂટ, 'કમિશન'
**વળતર-રજા** (સ્ત્રી.) બદલાતી રજા
**વળતા(-તાં),વળતી** (અ.) પછી, પછી તરત (૨) વધારામાં, વધી
**વળતું** (વિ.) સામું (૨) પાછું ફરતું. ઉદા. વળતો જવાબ, વળતી ટપાલ
**વળદાર** (વિ.) વળવાળું, આંટાવાળું, પેચવાળું
**વળવળ** (સ્ત્રી.) ખણજ, ચળ, સળવળાટ, ખૂજલી
**વળવળવું** (ક્રિ.) ખણજ આવવી, સળવળવું (૨) તરફડવું (૩) ટળટળવું, પીડા અનુભવવી
**વળવળાટ** (પું.) વળવળવુ તે, સળવળવું તે, તરફડવું તે
**વળવું** (ક્રિ.) વાંકું થવું, મરડાવું (૨) પાછા ફરવું (૩) મનનું વલણ થવું (૪) કસાવું, (૫) સુંદરવું (૬) બંધાવું (અંબોડો, લાડુ) (૭) -માં લાગવું, વળગવું. ઉદા. વાતે વળ્યા (૮) થવું, બનવું. ઉદા. વળતો દહાડો, વળતી વેળા (૯) ફાયદો થવો, કામ સરવું
**વળામણું** (ન.) વળાવવું તે, વિદાય (૨) (વિ.) વળતું, ઓસરતું, પાછું ફરતું. ઉદા. પાણી વળામમાં થઈ ગયાં. (૩) (લા.) દિલાસો
**વળાવવું** (ક્રિ.) વિદાય કરવું, માર્ગે પાડી આવવું (૨) કચરો સાફ કરાવવો (ઝાડુથી)
**વળાવિયો** (પું.) વળાવો, વોળાવિયો, ભોમિયો (૨) વાટમાં સંભાળ રાખનાર, 'એસ્કોર્ટ'

**વળાવું** (ન.) ભોમિયાનું કામ (૨) તેનું મહેનતાણું
**વળાંક** (પું.) (રસ્તાનું) વળવું તે, મરડાટ (૨) વળોક, મરોડ
**વળિયું** (ન.) આંટણ, ચાઠું, આંકો (૨) પરસેવાનો ડાઘ, વળું (૩) ઘોડા વગેરેની પીઠ ઉપર મુકાતી ગાદી (૪) થર, પોપડો
**વળી** (સ્ત્રી.) પાતળો લાંબો સોટો, જેવો કે ઘરની છત બાંધવામાં વપરાય છે. (૨) લાકડીને છેડે જડાતી ખોળી (૩) (અ.) વધારામાં, ઉપરાંત, બીજું, બીજીવાર, પાછું, વળતું
**વળું** (ન.) મંડળ, સમુદાય, પક્ષ (૨) ખોળી (૩) જમીનનું પડ (૪) પરસેવાનો ડાઘ, વળિયું (૫) વલણ (૬) શરીરનો બાંધો (૭) અસ્તર (૮) પાણીનાં જમીનમાં વહેતાં વહેણ (૯) મનનો તરંગ, વેળ
**વળૂંકો** (પું.) કેળવણી, તાલીમ (૨) વળોટ
**વળોટ** (પું.) ઘાટ, મરોડ (૨) રીતભાત, વિવેક
**વળોટવું** (ક્રિ.) ઉલ્લંઘવું, ઓળંગવું (૨) ચડિયાતું થવું
**વંચક** (વિ.) ઠગારું (૨) (પું.) ધૂર્ત, ઠગ
**વંચન** (ન.) ઠગવું તે (૨) ઠગાવું તે
**વંચના** (સ્ત્રી.) ઠગાઈ, છેતરપિંડી, ધૂર્તતા (૨) ભ્રમ, ભ્રાંતિ, ભ્રમણા
**વંચવું** (ક્રિ.) બચવું (૨) છેતરવું, ઠગવું, ધૂતવું
**વંચાવું** (ક્રિ.) નિંદા થવી (૨) કોઈની દ્વારા વાચન કરાવવું
**વંચિત** (વિ.) છેતરાયેલું, ઠગાયેલું (૨) વિમુખ, હીન, રહિત, વગરનું વંછેરવું (ક્રિ.) વીખવું, ઊંધુંછતું કે આઘુંપાછું કે આડુંઅવળું કરવું
**વંઝા** (સ્ત્રી.) વંધ્યા, વાંઝણી
**વંઝી** (સ્ત્રી.) વાંસની ખપાટ
**વંટોળ,વંટોળિયો** (પું.) કૂંડાળા કરતો જોરમાં વાતો પવન-ચક્રવાત
**વંઠ** (પું.) શરીરમાં વાયુના ગોળા આવવા તે
**વંઠવું** (ક્રિ.) હાથથી જવું, હદ બહાર જવું (૨) ફાટવું, વહી જવું (૩) બગડવું, ભ્રષ્ટ થવું
**વંડી** (સ્ત્રી.) ખુલ્લી જમીનની આસપાસની નાની ભીત
**વંડો** (પું.) મોટી વંડી (૨)તેના વડે આંતરેલું મોટું સ્થાન (૩) પોળ, શેરી
**વંતર,વંતરો** (ન.પું.) ભૂત
**વંતાક** (ન.) રીંગણું
**વંદન,વંદના** (ન.સ્ત્રી.) નમસ્કાર, પ્રણામ
**વંદનીય** (વિ.) વંદન કરવા યોગ્ય, નમન કરવા જેવું-વંદ્ય
**વંદવું** (ક્રિ.) પ્રણામ કરવા, નમવું, નમન કરવું
**વંદિત,વંદિતા** (વિ.સ્ત્રી.) પૂજ્ય, આદરણીય, વંદાયેલું
**વંદેમાતરમ્** (શ.પ્ર.) હું માતૃભૂમિને વંદન કરું છું એવો ઉદ્‌ગાર (૨) નસ્કાર કહેવાનો કે પત્રમાં અંતે લખવાનો એક પ્રયોગ (૩) (ન.) દેશભકિતનું એક ગીત
**વંદો** (પું.) એક જીવડું
**વંધ્ય** (વિ.) વાંઝિયું, નિષ્ફળ
**વંધ્યત્વ** (ન.) વાંઝિયાપણું
**વંધ્યીકરણ** (ન.) સંતાનોત્પત્તિ ન થાય એવું કરવું તે
**વંશ** (પું.) પુત્રપૌત્રાદિકનો ક્રમ, કુળ (૨) ઓલાદ (૩) વાંસ (૪) વાંસળી, પાવો
**વંશજ** (વિ.) વંશમાં ઉત્પન્ન થયેલું (૨) (પું.) સંતાન, વારસદાર
**વંશધર** (વિ.પું.) વંશ ચાલુ રાખનાર-પુત્ર
**વંશપરંપરા** (સ્ત્રી.) પેઢીનો ક્રમ (૨) (અ.) પેઢીના ક્રમથી
**વંશવાડી** (સ્ત્રી.) વંશરૂપી વાડી, સંતતિ (૨) કુટુંબ, વિસ્તાર, કુળ, વિસ્તાર
**વંશવિસ્તાર,વંશવૃદ્ધિ** (પું.સ્ત્રી.) વંશ વધારવો કે આગળ ચલાવવો તે
**વંશવૃક્ષ** (ન.) વંશવિસ્તારનું ઝાડ, પેઢીનામું (૨) વંશાવળીનો આંબો
**વંશવેલો** (પું.) વંશરૂપી વેલો, કુળનો પરંપરાગત ફેલાવો, સંતતિ
**વંશસ્થ** (પું.) એક છંદ
**વંશાવળિ(-ળી)** (સ્ત્રી.) પેઢીનામું, વંશવૃક્ષ
**વંશી** (વિ.) વંશનું, વંશને લગતું (૨) (સ્ત્રી.) બંસી
**વંશ્ય** (વિ.) વંશનું, વંશી
**વા** (અ.) અથવા, કે, યા, યાતો, અગર
**-વા** (અ.) 'જેટલે અંતરે કે જેટલું' એ અર્થમાં નામને લાગે છે. ઉદા. ખેતરવા)
**વા** (પું.) પવન, વાયુ (૨) તરંગ, ફાંટો (૩) શરીર પર ગડગૂમડ નીકળવાનો, માથામાં કે કાનમાં ચસકા નાંખવાનો કે સાંધા રહી જવાનો રોગ (૪) (લા.) જીવ, પ્રાણ
**વાઈરસ** (ન.) વિષાણુ (૨) ચેપી રોગ માટે કારણભૂત સૂક્ષ્માતિસૂક્ષ્મ જંતુ
**વાઈસ** (પું.) -ને બદલે, 'ઉપ'. -ની નીચેના દરજ્જાનું એ અર્થમાં ઉપસર્ગ (જેમ કે, ચાન્સેલર, ચૅરમૅન, પ્રિન્સિપાલ, પ્રેસિડેન્ટ)
**વાઈસ-ચાન્સેલર** (પું.) કુલપતિ
**વાઈસ પ્રિન્સિપાલ** (પું.) ઉપાચાર્ય
**વાઈસરૉય** (પું.) રાજાનો પ્રતિનિધિ-દેશનો હાકેમ
**વાઈ** (સ્ત્રી.) મૃગી, ફેફરું, 'હિસ્ટીરિયા', 'ફિટ'
**વાઉ** (સ્ત્રી.) પગમાં પડતી ફાટ, (૨) (વિ.) વાયલ
**વાઉચર** (ન.) ખરીદીનું વાઉચર, ઓચરિયું, આંકડો (૨) સાબિતી માટેનો કાગળ
**વાક** (પું.) કસ, સત્ત્વ (૨) લોટ બંધાય એવી તેની ચીકાશ
**વાક્(-ગ્),વાક(-ગ)** (સ્ત્રી.) વાચા, વાણી
**વાકેફ,વાકેફગાર** (વિ.) જાણતું, માહિતગાર (૨) (લા.) પ્રવીણ, નિપુણ
**વાકચાતૂરી,વાકચાતુર્ય** (સ્ત્રી.ન.) બોલવાની ચતુરતા, હોશિયારી કે ચાલાકી
**વાકછટા** (સ્ત્રી.) વાણીની છટા, છટાદાર વાણી
**વાકછળ** (ન.) વાણીથી કરેલું કપટ-છળ, બીજાની વાતને શબ્દની અભિપ્રેતથી જુદો અર્થ કરી કાઢી નાંખવી કે ઉડાવી દેવી તે
**વાકપટુ** (વિ.) બોલવામાં ચતુર
**વાકપ્રચાર** (પું.) ભાષામાં રૂઢ બનેલો શબ્દપ્રયોગ, 'ઇડિયમ' (૨) વાણીનો ફેલાવો
**વાકય** (ન.) પૂર્ણ અર્થ બતાવતો શબ્દસમૂહ (૨) વચન, કથન
**વાકયપૂર્તિ(-ર્ત્તિ)** (સ્ત્રી.) અધરું વાકય પૂરું કરવું તે કે તેમ કરનાર શબ્દો
**વાકયરચના** (સ્ત્રી.) શબ્દોની અર્થપૂણ રચના-ગોઠવણ, 'સિન્ટૅક્સ'
**વાકયવિચાર,વાકયવિન્યાસ** (પું.) વાકયની રચનાનું વિવેચન (વ્યા.)
**વાકયાર્થ** (પું.) વાકયનો અર્થ
**વાકયાંશ** (પું.) વાકયખંડ
**વાકસંયમ** (પું.) વાણીનો સંયમ
**વાગ** (સ્ત્રી.) વાક્, પાણી (૨) લૂગડાં-ઘરેણાંથી સજાયેલી સીમંતિની (નાગરોમાં) (૩) લગામ, ચોકડું
**વાગડ** (પું.) ગુજરાતનો પશ્ચિમોત્તર કચ્છ અને ગુજરાત વચ્ચેનો પ્રમાણમાં રેતાળ પ્રદેશ (૨) કપાસની એક જાત

**વાગવું** (ક્રિ.) અવાજ નીકળવો (વાદ્યનો) (૨) ઈજા થવી, જખમાવું (૩) (અમુક કલાકનો) સમય થવો
**વાગાડંબર** (પું.) શબ્દોનો આડંબર (૨) નકામો પ્રલાપ
**વાગીશ્વરી** (સ્ત્રી.) સરસ્વતી, શારદા
**વાગેશ્રી** (પું.) એક રાગ-માલકોશની રાગિણી
**વાગોલ(-ળ)વું** (ક્રિ.) ખાધેલું મોંમાં લાવી ફરી ચાવવું (ઢોરે) (૨) (લા.) ધીમેધીમે ચાવી ખાતાં વાર લગાડવી (૩) (લા.) મનન કરવું
**વાગ્જાલ(-ળ)** (સ્ત્રી.) કેવળ શબ્દોનો આડંબર
**વાગ્દંડ** (પું.) મોઢેથી ધમકાવવું તે, એ રૂપી દંડ (૨) વાચાની પ્રવૃત્તિથી થતું કર્મબંધન (જૈન)
**વાગ્દાન** (ન.) 'કન્યા આપીશ' એમ કહેવું તે, સગાઈ (૨) વચન
**વાગ્દેવતા,વાગ્દેવી** (સ્ત્રી.) સરસ્વતી, શારદા, વાણીની દેવી
**વાગ્ધારા** (સ્ત્રી.) વાણીનો પ્રવાહ, અસ્ખલિત વાણી
**વાગ્યજ્ઞ** (સ્ત્રી.) વાણીથી ચલાવેલો યજ્ઞ, વાણીનો સેવાર્થે ઉપયોગ
**વાગ્યુદ્ધ** (ન.) માત્ર શાબ્દિક યુદ્ધ (૨) ગરમાગરમ ચર્ચા
**વાગ્યે** (અ.) વાગતાં, વાગે ત્યારે (ઘડિયાળમાં સમય બતાવતા થતા ટકોરા)
**વાઘ** (પું.) એક હિંસક પ્રાણી, ભારતનું રાષ્ટ્રિય પ્રાણી
**વાઘણ** (સ્ત્રી.) વાઘની માદા
**વાઘનખ** (પું.) વાઘના નખનું બાળકનું ઘરેણું (૨) એક પોલાદી હથિયાર (૩) એક ગંધદ્રવ્ય
**વાઘબારશ(-સ)** (સ્ત્રી.) આસો વદ બારશ
**વાઘાંબર** (ન.) વસ્ત્ર કે આસન માટે તૈયાર કરેલું વાઘનું ચામડું
**વાઘો** (પું.) ડગલો, પોશાક (૨) ગાંસડી
**વાઙ્મય** (ન.) સાહિત્ય
**વાચ(-ચા)** (સ્ત્રી.) વાચા, વાણી, ભાષા, બોલી (૨) બોલવાની શકિત
**વાચક** (વિ.) બોલતું (૨) દર્શક, બોધક (૩) (પું.) વાંચનાર (૪) (અર્થ દર્શાવનાર) શબ્દ
**વાચકવર્ગ,વાચકવૃંદ** (પું.ન.) વાંચનારાઓનો વર્ગ, વાંચનનો શોખ ધરાવતો સમૂહ
**વાચ-કાછ** (ન.બ.વ.) (લા.) વાણી અને બ્રહ્મચર્ય
**વાચન** (ન.) વાંચવું તે, વાંચન (૨) વાંચવાની ઢબ (૩) ધારાસભામાં ચર્ચા માટે બિલ આવવું તે, 'રીડિંગ'
**વાચનમાળા** (સ્ત્રી.) બાળકો વાંચીને અભ્યાસ કરી શકે તે પાઠોવાળું અને શાળામાં વર્ગો ચલાવવા તૈયાર કરાયેલું પાઠ્યપુસ્તક કે તેની શ્રેણી
**વાચના** (સ્ત્રી.) પુસ્તકનું મૂળ લખાણ, પાઠ, 'ટૅક્સ્ટ' (૨) તેનું પઠન કરવું કે કરાવવું તે
**વાચનાલય** (ન.) પુસ્તકાલય (વાંચવા માટે), 'રીડિંગ રૂમ'
**વાચસ્પતિ** (પું.) બૃહસ્પતિ, દેવોના ગુરુ (૨) મહાવિદ્વાન
**વાચા** (સ્ત્રી.) વાણી, બોલી
**વાચાલ(-ળ)** (વિ.) બહુબોલું
**વાચ્યાર્થ** (પું.) શબ્દની અભિધા શકિતથી નીકળતો મૂળ અર્થ
**વાછ(-છં)ટ** (સ્ત્રી.) પવનથી ઊડેલા વરસાદના છાંટા
**વાછ(-છં)ટિયું** (ન.) વાછટ અટકાવવા બારીબારણાં પર કરેલું છજું
**વાછરુ** (ન.) ગાયનું બચ્ચું, વાછરડું
**વાછૂટ** (સ્ત્રી.) ગુદા વાટે વાયુ નીકળવો-પાદવું તે
**વાજ** (વિ.) કંટાળેલું (૨) હારેલું (૩) (સ્ત્રી.) તોબા, પીડા
**વાજ** (પું.) યજ્ઞ (૨) સંગ્રામ (૩) બાણનું પીછું (૪) વેગ, તાન (૫) ઘોડો (યુદ્ધનો કે સારી જાતનો) (૬) (ન.) બળ (૭) ઘી (૮) અન્ન
**વાજન** (ન.) વાજિંત્રો અને તેની ધામધૂમ. દા.ત. વિવાહવાજન
**વાજબી** (વિ.) ઘટિત, યોગ્ય, ઉચિત
**વાજાપેટી** (સ્ત્રી.) હાર્મોનિયમ, પેટી
**વાજિ(-જિં)ત્ર** (સ્ત્રી.) વાજું, વાદ્ય
**વાજિ(-જિં)ત્ર શાળા** (સ્ત્રી.) વાજું કે કોઈ પણ વાદ્ય વગાડતાં શીખવનારી શાળા
**વાજિયા** (વિ.પું.બ.વ.) પાણી પાઈને પકવેલા ઘઉં
**વાજી** (પું.) ઘોડો (૨) બાણ (૩) અરડૂસાનું ઝાડ
**વાજીકરણ** (ન.) વીર્યવર્ધક ઔષધપ્રયોગ
**વાજું** (ન.) વા, ઘા અને ઘસરકો કે એ ત્રણ પૈકી કોઈથી ધ્વનિ નીકળે તેવું
**સાધન** (૨) એકસરખા (ટીકાપાત્ર) લક્ષણવાળા લોકનું મંડળ
**વાજોવાજ** (અ.) ઝપાટાબંધ
**વાઝોડું, વાવાઝોડું** (ન.) પવનનું તોફાન, વંટોળ, ઝંઝાવાત
**વાટ** (સ્ત્રી.) રસ્તો (૨) પ્રતીક્ષા, રાહ (૩) બત્તી, દિવેટ (૪) પૈડા ઉપર ચડાવવામાં આવતો લોઢાનો પાટો
**વાટખર્ચી(-રચી)** (સ્ત્રી.) મુસાફરીનો ખર્ચ (૨) મુસાફરી દરમિયાન ખરચવાની રકમ
**વાટપાડુ** (પું.) વાટકૂટિયો (૨) નવો રસ્તો કાઢનાર, પહેલ કરનાર (૨) મુસાફરોને લૂંટનાર
**વાટમાર,વાટમારુ** (વિ.પું.) વાટકૂટિયો, વાટપાડુ-મુસાફરોને લૂંટનાર
**વાટ(-ડ)કી** (સ્ત્રી.) છાલી, કટોરી, નાનો વાટકો
**વાટકો** (પું.) મોટું છાલું
**વાટવું** (ક્રિ.) ભૂકો કરવો, કસરવું, લસોટવું (૨) વહેંચવું
**વાટવો** (પું.) એક પ્રકારની કોથળી
**વાટાઘાટ** (સ્ત્રી.) ભાંજગડ, પંચાત, બાંધછોડ, ચર્ચા-વિચારણા, મંત્રણા
**વાટિકા** (સ્ત્રી.) બગીચો, વાડી. ઉદ્યાન
**વાટી** (સ્ત્રી.) કાચલી (૨) વાડકી (૩) (વિ.સ્ત્રી.) વાટેલી-વાટીને તૈયાર કરેલી. ઉદા. 'વાટીદાળના વડાં'
**વાટું** (ન.) બંધારણના ઘાટનું વાસણ
**વાટે** (અ.) દ્વારા, વડે ચમોટી) કરચલી (૩) ચૂનાની ગોળ કિનાર
**વાટો** (પું.) ગોળ લાંબો વીટો. જેમ કે, પાપડના લોટનો (૨) (પેટ પર વળતી
**વાડ** (સ્ત્રી.) જમીનની આજુબાજુ કાંટા વગરેથી કરેલી આડ (૨) મહોલ્લો, લત્તો
**વાડાબંધી** (સ્ત્રી.) અલગ અલગ વાડામાં બંધાવું તે, જુદાઈ, પક્ષાપક્ષી (૨) (વિ.) વાડામાં બંધાયેલું એવું
**વાડિયો** (પું.) વહાણ વગેરેનું સુતારીકામ કરનાર (પારસી) ગજ્જર
**વાડી** (સ્ત્રી.) બાગ, બગીચો (૨) ફળઝાડનું ખેતર (રહેવાની સગવડ સાથેનું) (૩) ફૂલ ગૂંથીને કરેલો શણગાર (૪) નાતવરા વગેરે માટે બાંધેલી જગ્યા (૫) મહોલ્લો, પોળ (૬) (લા.) પરિવાર, કુટુંબકબીલો
**વાડીવજીફો** (પું.) જાગીર, ખેતર વગેરે (૨) (લા.) સમૃદ્ધિ
**વાડો** (પું.) ઘર પછવાડે આંતરેલી ખુલ્લી જગ્યા (૨) બકરાં, ઘેટાં પૂરવાની જગ્યા (૩) મહોલ્લો (૪) સંડાસ (૫) (લા.) તડ, પક્ષ

**વાઢ** (પું.) કાપ, જખમ (૨) ધાર (૩) ચૂંક (૪) કાપણી (૫) શેરડીનું ખેતર કે વાવેતર (૬) શેરડી પીલવાનો સંચો

**વાઢકાપ** (સ્ત્રી.) ચીરવું કે કાપવું તે - (દાકતરે શરીરને) (૨) શસ્ત્રક્રિયા, શલ્યચિકિત્સા

**વાઢવું** (ક્રિ.) કાપવું, ચીરવું

**વાઢિયો** (પું.) ઉત્કટ ઇચ્છા, ગળકો (૨) ચડસ (૩) વાઢ, કાપ કે ચીરો

**વાણ** (સ્ત્રી.) કાથી ભીંડી ખજૂરીનાં પાંદડાં વગેરેની (બાંધવા માટે કે ખાટલા ભરવા માટે વપરાતી) દોરી

**વાણિજ્ય** (ન.) વેપાર, વણિકવિદ્યા

**વાણિજ્યિક** (વિ.) વાણિજ્યવિષયક (૨) વાણિજ્યને લગતું, વાણિજ્ય સંબંધી

**વાણિયાગીરી,વાણિયાવિદ્યા** (સ્ત્રી.) વાણિયાની રીત કે વર્તન (ચતુરાઈ, કરકસર, વખત વર્તીને કામ લેવું, લાભહાનિ પ્રથમ વિચારવાં વગેરે)

**વાણિયાબુદ્ધિ** (વિ.) વાણિયાની અક્કલ-ચતુરાઈ

**વાણિયો** (પું.) વેપાર કરનારો પાછળથી જ્ઞાતિરૂપમાં ગોઠવાઈ જતાં એ નાતનો પૂરુષ (૨) એક જીવડું

**વાણી** (સ્ત્રી.) સરસ્વતી (૨) વચન, બોલી (૩) વાચા (૪) વાગિંદ્રિય, જીભ (૫) સ્વર, સૂર

**વાણીવિલાસ** (પું.) વાણીનો વિલાસ, નક્કર અર્થ ઓછો એવી શબ્દાળુતા

**વાણીવિવેક** (પું.) વાણીનો વિવેક, વિચારપૂર્વક બોલવું તે

**વાણીશૂરું** (વિ.) બોલે શૂરું

**વાણીસ્વાતંત્ર્ય** (ન.) ઇચ્છા મુજબ વાણી વાપરવાની સ્વતંત્રતા, ‘ફ્રીડમ ઑફ સ્પીચ’, એક નાગરિક લોકશાહી હક

**વાણો** (પું.) વણતાં નંખાતા આડા દોરા

**વાણોતર** (પું.) ગુમાસ્તો, મહેતાજી, મુનીમ

**વાત** (પું.) પવન (૨) શરીરની ત્રણ ધાતુઓમાંની એક-વાયુ

**વાત** (સ્ત્રી.) વાર્તા, કથા (૨) હકીકત, બિના, વૃત્તાંત (૩) લોકમાં ચાલતી ખરીખોટી વાત, ગામગપાટો (૪) કહેલું કે કહેવાનું તે. ઉદા. ‘તમારી વાત હું સમજ્યો’ (૫) વાતચીત, સંભાષણ (૬) મોટી-અગત્યની કે અઘરી બાબત, વિસાત. ઉદા. ‘મારા હાથની વાત નથી’ (૭) વિષય, બાબત, ઉદા. ‘પારકી વાતમાં માથું ન મારો’, ‘એમાં તે શી મોટી વાત છે ?’ (૮) રીત, વર્તન, વહેવાર. ઉદા. ‘પૈસાદારની વાત જુદી છે’ (૯) વર્ણન, ગુણગાન. ઉદા. ‘એની તે વાત થાય ?’ (૧૦) સચ્ચાઈ, વાદ. ઉદા. ‘એની શી વાત કરવી ?’ (૧૧) કહેવાનું કે કરવાનું તે. ઉદા. ‘વખત આવે ત્યારે વાત (૧૨) યોજના, ગોઠવણ. ઉદા. ‘મારી બધી વાત મારી ગઈ’ (૧૩) ગુપ્ત ભેદ, રહસ્ય. ઉદા. ‘તેની વાત બહાર પડી ગઈ ’

**વાતકર,વાતકારક** (વિ.) વાયુ કરે-વાતવિકાર કરે એવું

**વાતચીત** (સ્ત્રી.) સંભાષણ (૨) ગપ્પાં

**વાતજ્વર** (પું.) વાતપ્રકોપથી થયેલો જ્વર (તાવ)

**વાતડાહ્યું** (વિ.) વાત કરવામાં ડાહ્યું-ચતુર કે કુશળ

**વાતદોષ** (પું.) વાયુ ધાતુમાં દોષ, વાતવિકાર

**વાતપ્રકોપ** (પું.) શરીરમાં વાયુનું જોર વધવું તે, વાયુવિકાર થવો તે

**વાતવિકાર** (પું.) શરીરની વાત ધાતુમાં વિકાર કે દોષ પેદા થવો તે

**વાતહર** (વિ.) શરીરની વાત ધાતુમાંનો વિહાર દૂર કરે તેવું

**વાતાનુકૂલ** (વિ.) ઠંડી ગરમીની જરૂર પ્રમાણે મકાનની હવાને અનુકૂળ કરે

**વાતાનુકૂલન** (ન.) હવાને સમધારણ કરવાની પ્રક્રિયા (૨) ગરમીને સહ્ય બનાવતું ઉપકરણ-તાપનિયંત્રક-ઉષ્માનિયંત્રક પદ્ધતિ

**વાતનુકૂલિત** (વિ.) વાતનુકૂલ કરાયેલું કે કરાતું, ‘ઍર-કંડિશન્ડ

**વાતાયન** (સ્ત્રી.) બારી

**વાતાવરણ** (ન.) પૃથ્વીને વીંટળાઈને રહેલું વાયુંનું આવરણ (૨) (લા.)પરિસ્થિતિ, આજુબાજુના નૈતિક કે માનસિક સંજોગો

**વાતાવર્ત** (પું.) વંટોળિયો

**વાતૂ(-તો)ડું(-ડિયું)** (વિ.) ઘણી વાતો કરવાની ટેવવાળું

**વાત્સલ્ય** (ન.) મમતા, પ્રેમ (મોટાનો નાનો પ્રત્યે)

**વાત્સલ્યમૂર્તિ** (વિ.) વાત્સલ્યની મૂર્તિ સમું, અતિ વત્સલ (૨) (સ્ત્રી.) વાત્સલ્યની મૂર્તિ, સાક્ષાત્ વાત્સલ્ય

**વાત્સ્યાયન** (પું.) ન્યાય ભાષ્ય તથા કામસૂત્રના લેખકનું નામ

**વાદ** (પું.) ચર્ચા, શાસ્ત્રાર્થ (૨) ભાંજગડ, તકરાર (૩) ચડસાચડસી (૪) જ્ઞાન-વિજ્ઞાનના કોઈ વિષયમાં કાઢેલું અનુમાન કે તારણ કે બાંધેલી માન્યતા ઘા સિદ્ધાંત, ‘થિયરી’ દા.ત. અદ્વૈતવાદ, વિકાસવાદ, માર્ક્સવાદ, નાઝીવાદ

**વાદગ્રસ્ત** (વિ.) સંશયયુક્ત, ચર્ચાસ્પદ

**વાદન** (ન.) વગાડવું તે

**વાદપરસ્તી** (સ્ત્રી.) વાદપૂજા, કોઈપણ એક વાદ પ્રત્યેની લગની

**વાદવિવાદ** (પું.) ચર્ચા, સામસામા સવાલજવાબ

**વાદસ્થલી** (સ્ત્રી.) વાદવિવાદ કે તે જામવો તે, વાદસભા

**વાદળ,વાદળું** (ન.) આકાસમાં એકઠો થયેલો વરાળનો ગોટા જેવો સમૂહ

**વાદળી** (વિ.) વાદળી કે ભૂરા આકાશી રંગનું (૨) વાદળમાંથી આવતો સખત તાપ (૩) (સ્ત્રી.) નાનું વાદળ (૪) પાણી ચૂસી રાખે તેવી એક દરિયાઈ જાનવરની કે તેવી કુત્રિમ પેદાશ, ‘સ્પંજ’

**વાદાનુવાદ** (પું.) વાદવિવાદ, એક વાદની પાછળ રજૂ થતો બીજો વાદ

**વાદી** (વિ.) વદનાર, બોલનાર (સમાસને અંતે.) ઉદા. સત્યવાદી (૨) (સમાસને છેડે) વાદમાં માનનારું. ઉદા. વેદાંતવાદી (૩) ગાવા વગાડવામાં જે સ્વરથી સપ્તક બાંધવામાં આવે છે તે (સ્વર) (સંગીત) (૪) (પું.) રાગનો પ્રધાન સ્વર (૫) વાદ કરનાર (૬) ફરિયાદી, પક્ષકાર (૭) મુરલી વગેરે વગાડીને (સાપ વગેરેનો) ખેલ કરનાર, મદારી

**વાદીગર** (પું.) મદારી, ખેલાડી

**વાદીલું** (વિ.) મમતી, વાદે ચઢી જાય તેવું (૨) ચડસૂલું

**વાદ્ય** (ન.) વાજું, વાજિંત્ર, વાદિત્ર

**વાદ્યવૃંદ** (ન.) વાજિંત્ર વગાડનાર જૂથ, ‘ઑરકેસ્ટ્રા’

**વાદ્યસંગીત** (ન.) વાજિંત્રનું સંગીત

**વાન** (પું.) વર્ણ, રંગ (૨) (સ્ત્રી.) ટાઢથી ફાટેલી ચામડી (૩) (ન.) શરીરનો બાંધો

**વાન** (પું.) એક યાંત્રિક વાહન

**-વાન** (વિ.) શબ્દને અંતે ‘વાળું’ ના અર્થમાં લાગે છે. જેમ કે, સ્વરૂપવાન

**વાનગી** (સ્ત્રી.) નમૂનો (તે ખાદ્ય, સંગીત વગેરે પણ હોય) (૨) નવાઈની ચીજ

**વાનપ્રસ્થ** (વિ.) વાનપ્રસ્થાશ્રમમાં ગયેલું (૨) નિવૃત્ત (૩) (પું.) વાનપ્રસ્થાશ્રમ

**વાનપ્રસ્થાશ્રમ,વાનપ્રસ્થ** (પું.ન.) ગૃહસ્થાશ્રમ પછીનો ત્રીજો આશ્રમ, જેમાં માણસ વનમાં રહી સંન્યાસની તૈયારી કરે છે

**વાનર** (પું.) વાંદરો, કપિ

**વાનરચેષ્ટા** (સ્ત્રી.) વાંદરાવેડા, અડપલાં

**વાની** (સ્ત્રી.) એક જાતની મીઠી જુવાર

**વાની** (સ્ત્રી.) જણસ, ચીજ, પ્રકાર (જમણની) (૨) રાખ, રખ્યા, ભસ્મ (૩) રાતી માટી કે ગેરૂ

**વાપર** (પું.) વપરાશ, ઉપયોગ

**વાપરવું** (ક્રિ.) ઉપયોગમાં લેવું (૨) ખર્ચવું

**વાપસ** (અ.) પાછું, વળતું, પરત

**વા-ફેર** (પું.) નજીવો તફાવત

**વા-બારી(-રૂ)** (સ્ત્રી.ન.) હવાની અવરજવરનું જાળિયું, હવાબારી

**વામ** (પું.સ્ત્રી.) બે હાથ પહોળા કરતાં છાતી સાથે થતી લંબાઈનું માપ, વાંભ

**વામ** (વિ.) સુંદર (૨) ડાબું (૩) ઊલટું, પ્રતિકૂળ (૪) અધમ, નીચ

**વામકુક્ષિ** (સ્ત્રી.) જમ્યા બાદ ડાબા પડખે સૂવું તે

**વામણું** (વિ.) ઠીંગણું, નીચું, બાંઠિયું (૨) હીન, હલકટ (૩) (લા.) બદસૂરત, કદરૂપું

**વામન** (વિ.) ઠીંગણું (૨) (પું.) બલિને છળવા થયેલો વિષ્ણુનો પાંચમો અવતાર (૩) (પું.) ઠીંગણો (૪) (લા.) લુચ્ચો

**વામમાર્ગી** (વિ.) વામમાર્ગનું કે તેને લગતું, દેવીભક્ત

**વામા** (સ્ત્રી.) નારી (૨) સુંદર સ્ત્રી (૩) લક્ષ્મી (૪) સરસ્વતી

**વામાંગ** (ન.) ડાબું અંગ કે પડખું

**વાયક** (ન.) વેણ, કહેણ, વાકય

**વાયકા** (સ્ત્રી.) ઊડતી વાત, ગપ, અફવા

**વાયડું** (વિ.) પેટમાં વાયુ ઉત્પન્ન કરે તેવું (૨) ફડાકા કે ફાંકા મારવાની ટેવવાળું (૩) (લા.) વિચિત્ર સ્વભાવનું, ચિબાવલું

**વાયણું** (ન.) નવાં પરણી આવેલાં વર-વધૂને કે સીમંતિનીને અપાતું સગાંઓ તરફનું હોંશનું જમણ

**વાયદાચિટ્ઠી** (સ્ત્રી.) અમુક મુદતે પૈસા આપવાની કબૂલાતનું લખાણ

**વાયદો** (પું.) મુદત, અવધિ (૨) મુદત પર કરવાનું કામ

**વાયરમૅન** (પું.) વીજળીનાં દોરડાંની દેખરેખ રાખનાર અને મરામત કરનાર કારીગર

**વાયરલેસ** (પું.) બિનતારી સંદેશ

**વાયરિંગ** (ન.) વીજળીના તાર મકાનમાં નાંખવા તે કે તેનું 'ફિટિંગ'

**વાયરો** (પું.) પવન, અનિલ, વાયુ

**વાયલ** (ન.) સ્ત્રીઓનું એક જાતનું વસ્ત્ર, કાપડની જાત

**વાયલ(-લી)** (વિ.) તરંગી, દઢતા વિનાનું

**વાયવડિંગ** (સ્ત્રી.ન.) વાવડિંગ, મરી જેવાં એક ઔષધિનાં બી

**વાયવ્ય** (વિ.) વાયુ સંબંધી (૨) ઉત્તર-પશ્ચિમ ખૂણાને લગતું (૩) (સ્ત્રી.) ઉત્તર અને પશ્ચિમ વચ્ચેનો ખૂણો કે દિશા

**વાયુ** (પું.) પંચભૂતમાંનો એક પદાર્થ, વાત તત્ત્વ, 'ગેસ' (૨) પવન (૩) વાતરોગ (૪) (ન.) વાઈ, મૃગી, 'ફિટ'

**વાયુગોળો** (પું.) વાયુનો એક રોગ

**વાયુચક્ર** (ન.) પૃથ્વી આસપાસનું વાયુમંડલ, વાતાવરણ

**વાયુચર** (ન.) પક્ષી, ખેચર

**વાયુજીવ** (પું.) વાયુમાં રહેતાં જીવજંતુ

**વાયુપ્રવચન** (ન.) આકાશવાણી પરથી પ્રસારિત થતું પ્રવચન

**વાયુપ્રસારણ** (ન.) આકાશવાણી પરથી થતું પ્રસારણ

**વાયુભક્ષી** (વિ.) વાયુનું ભક્ષણ કરી જીવનારું

**વાયુમંડલ(-ળ)** (ન.) વાતાવરણ

**વાયુયાન** (ન.) વિમાન

**વાયુવાર્તાલાપ** (પું.) આકાશવાણી પરનું પ્રવચન, વાયુપ્રવચન

**વાયુવેગી** (વિ.) પવનવેગી, વાયુ જેવા વેગવાળું

**વાયુશાસ્ત્ર** (ન.) વાયુ અંગેની વિદ્યા, વાયુચક્રશાસ્ત્ર

**વાયોલિન** (ન.) એક તંતુવાદ્ય, 'ફીડલ'

**વાર** (પું.) ત્રણ ફૂટ જેટલું માપ

**-વાર** (અ.) નામને અંતે 'પ્રમાણે', 'અનુસાર' એવા અર્થમાં. ઉદા. હપતા-વાર, ક્રમવાર (૨) (વિ.) 'કરવાવાળું' અર્થમાં નામને લાગતો પ્રત્યય. ઉદા. ઉમેદવાર (૩) -ને પાત્ર, યોગ્ય અર્થમાં નામને લાગતો પ્રત્યય. જેમ કે, સજાવાર (૪) (પું.) અઠવાડિયાનો દરેક દિવસ (૫) (સ્ત્રી.પું.) (સૂરત તરફ) વખત, સમય (૬) વખત, ફેરો. ઉદા. પાંચવાર (૭) (લા.) ઢીલ, વિલંબ (૮) (ન.) વારિ, પાણી

**વારતહેવાર,વારપરબ** (પું.ન.) અવસર, સારો-ઉત્સવનો દિવસ, સારો વાર કે પર્વ

**વારવું** (ક્રિ.) વારણ કરવું, રોકવું, થંભાવવું, અટકાવવું, મના કરવી (૨) ઓવારવું (૩) આરતી ઉતારવી

**વારસ** (પું.) મરનારની મિલકત, જવાબદારી, હકદાવો વગરેનો હકદાર

**વારસાગત** (વિ.) વારસામાં આવેલું, વંશપરંપરાગત

**વારસો** (પું.) વારસાઈ, ઉત્તરાધિકાર

**વારંટ** (ન.) ગુનેગારને પકડવાનો કે તે અંગેની કાંઈ તપાસ વગેરે કરવાનો સરકારી હુકમ (જેમ કે, 'સર્ચ વારંટ')

**વારંવાર** (અ.) વારેઘડીએ, ફરીફરીને, વારેવારે

**વારાણસી** (સ્ત્રી.) કાશી નગરી, બનારસ

**વારાફરતી** (અ.) વારા પ્રમાણે, એક પછી એક, ક્રમાનુસાર, યથાક્રમ

**વારાફેરા** (પું.બ.વ.) વારાફરતી કે વારંવાર આવવું જવું તે (૨) સારી માઠી સ્થિતિ થવી તે, ચડતીપડતીના પલટા

**વારાબંધી** (સ્ત્રી.) વારા પછી વારો

**વારાંગના** (સ્ત્રી.) ગણિકા, વેશ્યા

**વારિ** (ન.) પાણી, નીર, જલ

**વારિગૃહ** (ન.) પાણીને લગતા કામકાજનું સ્થળ (૨) પાણીની ટાંકી (ખાસ કરીને મોટી)

**વારિધિ** (પું.) સમુદ્ર, દરિયો, ઉદધિ

**વારી** (સ્ત્રી.) વારો (૨) અણોજો, અકતો, પાખી

**વારુ** (અ.) ઠીક, સારું, ભલે (૨) હા, હાજી

**વારેઘડીએ** (અ.) વારંવાર, વારેવારે

**વારો** (પું.) વખત, વારી, ક્રમ, પાળી (૨) અણોજો, પાખી (૩) ઘડો, કુંભ

**વાર્તા(-ર્ત્તા)** (સ્ત્રી.) વાત, કથા (૨) બીના, હકીકત, વૃત્ત, ખબર, સમાચાર

**વાર્તાકાર** (પું.) વાર્તા-કથા કહેનાર કે રચનાર

**વાર્તાલાપ** (પું.) સામસામી વાત કરવી એ

**વાર્તિ(-ર્ત્તિ)ક** (ન.) વિવેચનવાળી ટીકા (૨) (પું.) બાતમીદાર, દૂત

**વાર્દ્ધ(-ર્ધ)ક(-ક્ય)** (ન.) વૃદ્ધાવસ્થા, બુઢાપો, ઘડપણ, જરાવસ્થા

**વાર્નિશ** (પું.) લાકડાને પોલિશ કરવાનું દ્રવ્ય-એક પ્રવાહી પદાર્થ

**વાર્ષિક** (વિ.) વરસે વરસે આવતું કે થતું (૨) વરસ સંબંધી (૩) (ન.) દર વરસે પ્રકટ થતું પત્ર

**વાર્ષિકોત્સવ** (પું.) એક વર્ષ પૂરું થયે ઊજવાતો ઉત્સવ

**વાર્ષ્ણેય** (પું.) વૃષ્ણિકુળના-શ્રીકૃષ્ણ

**વાલ** (પું.) ત્રણ રતી જેટલું તોલ (૨) (પું.બ.વ.) એક કઠોળ

**વાલ,વાલ્વ** (પું.) નળ વગેરેની અંદર રાખેલો એક બાજુથી ઊંચો થઈ શકે તેવો પડદો, હવા કે પ્રવાહી પાછું ન પડે તે માટે નાનો પડદો (૨) માનવ-હૃદયમાં આવેલો ભાગ

**વાલપાપડી** (સ્ત્રી.) વાલની સીંગ, એક શાક

**વાલમ** (પું.બ.વ.) પતિ, કંથ, નાવલિયો (૨) હોળી પાસે ઊભો કરેલો મનુષ્યાકૃતિ ચાડિયો

**વાલિ** (પું.) સુગ્રીવનો મોટો ભાઈ-વાલી

**વાલી** (પું.) મુરબ્બી, રક્ષક (૨) માતાપિતા કે પાલક (૩) (સ્ત્રી.) નાના દાણાનો વાલ

**વાલીદિન** (પું.) શાળાના વિદ્યાર્થીઓના વાલીઓએ ભેગા મળવાનો દિવસ-એ માટેનો શાળાનો સમારંભ

**વાલીવારસ** (ન.) રક્ષક અને પાલક (માબાપ અને સંતાન)

**વાલોળ** (સ્ત્રી.) એક જાતની શીંગ-શાક

**વાલ્મીકિ** (પું.) એક ઋષિ, 'રામાયણ' ના આદિકવિ

**વાવ** (સ્ત્રી.) અંદર ઊતરવાનાં પગથિયાંવાળો કૂવો

**વાવટા-કાઠી** (સ્ત્રી.) વાવટાનો દંડ

**વાવટો** (પું.) ધજા, ફરકાવવાનું નિશાન

**વાવડ(-ર)** (પું.) ભાળ, પત્તો, સમાચાર (૨) રોગનું ફેલાવું તે

**વાવડી** (સ્ત્રી.) નાની વાવ

**વાવણી** (સ્ત્રી.) વાવવું તે કે તે માટેની ?તુ કે મોસમ

**વાવર** (પું.) વાપર-વપરાશ (૨) રોગનું ફેલાવું તે

**વાવરવું** (ક્રિ.) વાપરવું, ખર્ચવું

**વાવવું** (ક્રિ.) ઉગાડવા માટે જમીનમાં બી કે રોપા નાખવા-રોપવું

**વાવંટોળ** (પું.) વંટોળિયાનું તોફાન, ઝંઝાવાત

**વાવાઝોડું** (ન.) વાવંટોળ, ઝંઝાવાત

**વાવું** (ક્રિ.) (પવનનું) ફૂંકાવું (૨) (શરીરને ટાઢની) અસર થવી (૩) (મોટે ભાગે ફૂંકીને) વગાડવું, બજાવવું (૪) વિયાવું

**વાવેતર** (ન.) વાવવું તે (૨) વાવેલું તે (૩) વાવેલી જમીન

**વાશ** (સ્ત્રી.) કાગવાશ

**વાસ** (પું.) વસવાટ (૨) મુકામ, ઘર, સ્થાન (૩) પોળ, મહોલ્લો (૪) (સ્ત્રી.) ગંધ (૫) દુર્ગન્ધ (૬) (ન.) વસ્ત્ર, લૂગડું

**વાકસજ્જા** (સ્ત્રી.) પ્રેમીના આગમનની રાહ જોઈ વસ્ત્રાભૂષણ (તથા ઘર વગેરે) સજાવી તૈયાર થયેલી નાયિકા

**વાસણ** (ન.) પાત્ર, ઠામ

**વાસણકૂસણ** (ન.) રાંધવા જમવામાં વપરાતાં વાસણ

**વાસના** (સ્ત્રી.) પૂર્વના સંસ્કારોથી દૃઢ થયેલી કામના (૨) ઇચ્છા, કામના, લગની

**વાસર** (પું.) દિવસ, વાર

**વાસવું** (ક્રિ.) બંધ કરવું (૨) વગાડવું, વાવું (૩) વસે એમ કરવું, વસાવવું (૪) વાસવાળું થવું, મહેકવું

**વાસંતી** (વિ.) વસંત ઋતુનું-ને લગતું (૨) (સ્ત્રી.) એક વેલ

**વાસી** (વિ.) આગલા દિવસનું, વધારે વખત રહેવાથી બગડી ગયેલું (રાંધેલું વગેરે) (૨) બીજા દિવસનું, ઊતરતું. જેમ કે, ઈદ, ઉતરાણ, વાત વગેરે (૩) રહીશ, વતની

**વાસીદું** (ન.) ઢોરનું છાણ મૂતર વગેરે કચરો, પૂંજો

**વાસુકિ** (પું.) નાગોનો રાજા

**વાસુદેવ** (પું.) વસુદેવના પુત્ર-શ્રીકૃષ્ણ

**વાસો** (પું.) વાસ કરવો તે (૨) મુકામ, દહાડો, દિવસ, વાર (ખાસ કરીને પ્રસવ થવાનો)

**વાસ્તવ** (ન.) વાસ્તવિકતા (૨) સાચી હકીકત, વાજબીપણું (૩) (વિ.) બરોબર, ખરું, સાચું, વાસ્તવિક

**વાસ્તવદર્શી** (વિ.) યથાર્થદર્શી, વસ્તુતાએ હોય તે જોનારું-કલ્પના કે ભાવનાથી દોરાઈને નહિ, 'રિયલિસ્ટ'

**વાસ્તવવાદ** (પું.) વાસ્તવિક કે વાસ્તવદર્શીમાં માનતો વાદ. 'રિયલિઝમ'

**વાસ્તવિક** (વિ.) ખરેખરું, હકીકતે (૨) વાજબી

**વાસ્તવિકતા** (સ્ત્રી.) સાચી હકીકત (૨) વાજબીપણું

**વાસ્તુ** (ન.) ઘર બાંધવાની જગ્યા (૨) ઘર (૩) વાસ્તુપૂજન

**વાસ્તુપૂજા,વાસ્તુશાંતિ** (સ્ત્રી.) નવા ઘરમાં રહેવા જતાં પહેલાં કરાતી શાંતિક્રિયા-ધાર્મિક વિધિ

**વાસ્તુવિદ્યા** (સ્ત્રી.) મકાન બાંધવાની વિદ્યા, સ્થાપત્ય

**વાસ્તે** (અ.) કાજે, અર્થે, માટે

**વાહ** (અ.) 'કેવું સારું, શાબાશ' એવો પ્રશંસાનો કે આશ્ચર્યનો ઉદ્‌ગાર

**વાહક** (વિ.) વહેનારું (૨) ઊંચકનારું, ખેંચનારું કે લઈ જવાનું (જેમ કે, ગરમી, વીજળી, રોગના જંતુનું) (૩) (પું.) હાંકનાર

**વાહન** (ન.) જવાઆવવા માટે વપરાતું સાધન (ગાડી, બસ, મોટર કે પશુ વગેરે) (૨) વિચાર, લાગણી કે કાર્ય પ્રગટ કરવા માટે વપરાતું સાધન, માધ્યમ

**વાહન-વ્યવહાર** (પું.) વાહનની અવરજવર, ઉતારુ માલ વગેરે લાવવાં લઈ જવાં તે, 'ટ્રાન્સપોર્ટ'

**વાહિયાત** (વિ.) વ્યર્થ, નકામું, અર્થહીન (૨) ખરાબ, હલકું

**વાહ્ય** (વિ.) વહી શકાય એવું, હલકું

**વાળ** (પું.) કેશ, મોવાળો, બાલ, નિમાળો

**વાળવું** (ક્રિ.) વાંકું કરવું, નમાવવું (૨) વાળીને આકાર કરવો કે ગોઠવવું (જેમ કે, લાડુ, બીડી, ગેડ, અંબોડો, ઢગલો, પલાંઠી) (૩) પાછું ફેરવવું (દેવું, ગાડું, મૂઠ, ઝેર, મન, જવાબ, ઉપકાર, બદલો) (૪) કચરો કાઢવો. ઉદા. પૂંજો વાળવો, ઘર વાળવું (૫) ઉપર છાવરવું, ઢાંકવું. ઉદા. તેના ઉપર ધૂળ વાળ, છેડો વાળવો (૬) પાણી જવાનો રસ્તો કરવો, જેથી અમુક ઠેકાણે ન જતાં અમુક ઠેકાણે પહોંચે. ઉદા. ખેતરમાં પાણી વાળે છે. (૭) આવેલી ક્રિયા કે પ્રસંગ પૂરા કરવાં. ઉદા. વરસી વાળવી

**વાળંદ** (પું.) હજામ, નાયી, નાઈ, નાપિત

**વાળાકૂંચી** (સ્ત્રી.) દાગીના ધોવાની પીછી

**વાળી** (સ્ત્રી.) (સ્ત્રીઓનું) નાકનું ઘરેણું-નથ (૨) કડી

**વાળુ** (સ્ત્રી.) વેળુ, રેતી, કાંકરી (૨) (ન.) રાત્રિ ભોજન

**-વાળું** (વિ.) '-ના સંબંધનું, '-ની માલિકીનું, '-ના ધંધાનું વગેરે અર્થોમાં નામને અંતે. ઉદા. ઘરવાળો, માટીવાળો, ગાડીવાળો, દૂધવાળો

**વાળો** (પું.) ધાતુનો લાંબો તાર (૨) એક રોગ (૩) વીરણનો સુગંધી વાળો

**વાંક** (પું.) અપરાધ, ખામી, દોષ (૨) વાંકું વળવું તે, વક્રતા, રાંટ, વળાંક (૩) સ્ત્રીઓનું હાથનું એક ઘરેણું

**વાંકગુનો** (પું.) ભૂલચૂક (૨) અપરાધ

**વાંકડો** (પું.) વરને આપવાની પરઠણ

**વાંક-સાથિયો** (પું.) વાંકાં પાંખાંવાળો સાથિયો

**વાંકદેખું** (વિ.) ભૂલો જોનારું, બીજાના દોષ જોનારું

**વાંકાઈ(-શ)** (સ્ત્રી.) વાંકાપણું (૨) આડાઈ

**વાંકાબોલું** (વિ.) વાંકું કે આડું બોલનારું, બોલીને ફરી જનારું

**વાંકિયું** (ન.) સળિયા, નળ વગેરેના જોડાણ માટેનો કાટખૂણિયો ટુકડો (૨) એ આકારનું એક ઘરેણું

**વાંકું** (વિ.) વક્ર, સીધું નહિ એવું, ટેડું (૨) (લા.) સરળ નહિ એવું, કુટિલ (૩) અવળું, ખોટું, ઊંધું (૪) વિરુદ્ધ, સામે થયેલું (૫) (ન.) વાંધો, ગેરસમજ, અણબનાવ (૬) વાંકું તે, વક્રતા

**વાંકુંચૂકું** (વિ.) વાંકું, આડુંઅવળું

**વાંકુટૈડ** (વિ.) સાવ વાંકું

**વાંકુવસમું** (વિ.) આડુંતેડું, રીસ ચડે તેવું

**વાંગલાં** (ન.બ.વ.) વલખાં

**વાંચન** (ન.) વાંચવું તે, વાચન (૨) વાંચવાની ઢબ, પઠન (૩) અભ્યાસ

**વાંચવું** (ક્રિ.) લખેલું મનમાં કે મોટેથી ઉકેલવું (૨) (લા.) ભાખવું (૩) ઇચ્છવું

**વાંછના** (સ્ત્રી.) ઇચ્છા, આકાંક્ષા, કામના, ચાહના

**વાંછનીય** (વિ.) ઇચ્છનીય, ઇચ્છવાયોગ્ય

**વાંછવું** (ક્રિ.) ઇચ્છવું, ચાહવું

**વાંછિત** (વિ.) ઇષ્ટ, ઇચ્છેલું

**વાંઝ,વાંઝણી** (સ્ત્રી.) સંતતિ ન થતી હોય તેવી સ્ત્રી. વંધ્યા

**વાંઝિયા-મહેણું** (ન.) વાંઝિયા હોવાનું મહેણું, વાંઝિયાપણાની ખોડ

**વાંઝિયું** (વિ.) નિઃસંતાન, સંતતિ ન થતી હોય તેવું (૨) ફળ કે લાભ ન થતો હોય તેવું

**વાંટો** (પું.) જંગમ-સ્થાવર મિલકતનો અપાતો હિસ્સો (ભાઈઓને) (૨) ગરાસ કે નરવાની જમીનનો ટુકડો (૩) બિનશરતી, જમીન, અઘાટ જમીન (૪) પેટ પર ચરબીની કરચલી

**વાંઢી** (વિ.સ્ત્રી.) પરણ્યા વિનાની સ્ત્રી

**વાંઢો** (વિ.પું.) કુંવારો રહેલો પુરુષ

**વાંદરો** (પું.) કપિ, મર્કટ, લંગૂર (૨) ભાર ઉપાડવાનું ઓજાર (૩) તાળામાંનો આડો ખીલો, ઉલાળી (૪) બંદૂકનો ઘોડો-ચાંપ (૫) દારૂખાનું

**વાંદો** (પું.) વંદો, એક જીવડો (૨) અમુક ઝાડના થડ કે ડાળમાંથી નીકળતો બીજી જાતનો નકામો ફણગો (૩) આંબા પર થતો વેલો (૪) પરોપજીવી પદાર્થ

**વાંધાખોર(-રિયું)** (વિ.) વાંધા વચકા કાઢ્યા કરનારું

**વાંધો** (પું.) હરકત, અડચણ (૨) વિરોધ, ઝઘડો, તકરાર

**વાંધોવચકો** (પું.) ભૂલચૂક, ખોડખાંપણ, કંઈને કંઈ મુદ્દો કે વિરોધનું કારણ

**વાંસ** (પું.) શેરડીના ઘાટની ખૂબ ઊંચે જતી વનસ્પતિ, એક ઝાડ (૨) તેનો સોટો (૩) સાતઆઠ હાથ જેટલું માપ (૪) કડિયાનું ઈંટો છોલવાનું ઓજાર

**વાંસડો** (પું.) વાંસનો સોટો

**વાંસફોડો** (પું.) વાંસનાં છાબડાં વગેરે બનાવનારો

**વાંસલો** (પું.) લાકડાં છોલવાનું સુતારી ઓજાર

**વાંસળી** (સ્ત્રી.) બંસી, ફૂંકીને વગાડવાનું નળી જેવું એક વાદ્ય (૨) રૂપિયા ભરવાની લાંબી સાંકડી કોથળી-વાંસણી

**વાંસી** (સ્ત્રી.) દાતરડા જેવું ફળ બેસાડેલો લાંબો વાંસ (૨) ચોખાની એક જાત, બંસીચોખા (૩) શેરડીની જાત

**વાંસે** (અ.) પૂંઠે, પછવાડે, કેડે

**વાંસો** (પું.) બરડો, પીઠ

**વિ** એક ઉપસર્ગ, જુદાઈ, તફાવત વિરોધ કે ઊલટાપણું દર્શાવે છે. દા.ત. વિજોગ, વિરોધ, વિપુલતા કે વિશેષતા બતાવે દા.ત. વિવેક, વિનાશ (૨) બહુવ્રીહિ સમાસમાં 'વગરનું', 'વિગત' એવા અર્થમાં આવે. દા.ત. વિધુર

**વિકટ** (વિ.) મુશ્કેલ, અઘરું, કઠિન (૨) દુર્ગમ (૩) વિકરાળ, ભયાનક, ભીષણ

**વિકરણ** (ન.) જુદું પાડવું તે (૨) સંસ્કૃતના એક ગણના ધાતુને બીજા ગણના ધાતુથી જુદો પાડનાર પ્રત્યય

**વિકરાલ(-ળ)** (વિ.) ડરામણું, ભયાનક, ભીષણ

**વિકર્ણ** (પું.) દુર્યોધનનો ભાઈ (૨) ચતુષ્કોણના સામસામેના ખૂણાને જોડતી સીધી રેખા, 'ડિસ્ટ્રિબ્યુશન'

**વિકર્મ** (ન.) નિષિદ્ધ કે ખરાબ કર્મ, દુરાચરણ (૨) વિવિધ કર્મ

**વિકલ(-ળ)** (વિ.) વિહ્વળ, વ્યાકુળ (૨) ખંડિત, અપૂર્ણ (૩) અસમર્થ (૪) (પું.) વિકળા, કળાનો સાઠમો ભાગ

**વિકલન** (ન.) (સંકલનથી ઊલટું) છૂટું પાડી નાખવું તે-વિઘટન (૨) 'ડિસ્ટ્રિબ્યુશન'

**વિકલા(-ળા)** (સ્ત્રી.) પરિઘનો નાનો ભાગ, કળાનો ૬૦મો ભાગ, એક અંશનો ૩૬૦૦મો ભાગ

**વિકલાંગ** (વિ.) શરીરે ખોડવાળું, અપંગ

**વિકલ્પ** (પું.) તર્કવિતર્ક (૨) અનિશ્ચય, સંદેહ (૩) ચાલી શકે તેવી ઘણી વસ્તુઓમાંથી ગમે તે એક લેવાની છૂટ હોવી તે, તેવી વસ્તુ (૪) વિપરીત કે વિરુદ્ધ કલ્પના કે વિચાર (૫) ઐચ્છિક વિષય (૬) સમાધિનો પ્રકાર

**વિકલ્પના** (સ્ત્રી.) વિકલ્પ, વિપરીત કે વિરુદ્ધ યા વિશેષ કલ્પના કે કલ્પવું તે

**વિકલ્પે** (અ.) વિકલ્પ તરીકે, વિકલ્પમાં

**વિકસવું** (ક્રિ.) ખીલવું, ઊઘડવું, પ્રફુલ્લિત થવું

**વિકસાવવું** (ક્રિ.) ખીલવવું, પ્રગતિ કરવી, વિકાસ સાધવો

**વિકસિત** (વિ.) ખીલેલું, વિકાસ પામેલું

**વિકળતા** (સ્ત્રી.) આતુરતા, બાવરાપણું

**વિકાર** (પું.) ફેરફાર, પરિવર્તન, વિકૃતિ (૨) શારીરિક કે માનસિક બગાડ (૩) 'વૅરિયેશન'

**વિકારી** (વિ.) વિકારવાળું (૨) વિકાર કે ફેરફાર થઈ શકે એવું (૩) ખરાબ ભાવનાવાળું

**વિકાસ** (પું.) ઊઘડવું તે, પ્રફુલ્લિત થવું તે, ખીલવું તે (૨) ઉત્ક્રાંતિ (૩) ફેલાવ, વિસ્તાર (૪) પ્રગતિ

**વિકાસપત્ર** (પું.) એક પ્રકારનું બચતપત્ર (૨) રાષ્ટ્રીય વિકાસ બચતપત્ર
**વિકાસવાંછું** (વિ.) વિકાસ કરવા ઇચ્છતું
**વિકાસોત્તેજક** (વિ.) વિકાસને ઉત્તેજન આપે એવું
**વિકાસોન્મુખ** (વિ.) વિકાસ માટે આતુર કે ઉત્કંઠ, વિકાસવાંછું
**વિકિરણ** (ન.) (ગરમી પ્રકાશ વગેરે) વિખેરાવું કે ફેલાવું તે, પ્રસરણ, 'રેડિયેશન'
**વિકૃત** (વિ.) વિકાર પામેલું, વિકારવાળું (૨) બગડી ગયેલું (૩) બેડોળ
**વિકૃતિ** (સ્ત્રી.) વિકાર (૨) ૨૩ અક્ષરોના છંદનો વર્ગ (કા.શા.)
**વિકેટ** (સ્ત્રી.) ક્રિકેટની રમતની ત્રણ દાંડી અને તેની ચકલીઓ તે
**વિકેટ કીપર** (પું.) વિકેટના સ્થાનને સાચવનાર ખેલાડી
**વિકેન્દ્રિત** (વિ.) કેન્દ્રથી દૂર કે મોકળું, 'ડિસેન્ટ્રલાઇઝ્ડ'
**વિકેન્દ્રીકરણ** (ન.) કેન્દ્રસ્થાનમાંથી દૂર કરવાપણું
**વિકેન્દ્રીકૃત** (વિ.) વિકેન્દ્રિત કરેલું
**વિકટોરિયા** (સ્ત્રી.) બગી, એક જાતની ઘોડાગાડી
**વિક્રમ** (પું.) વીરતા, પરાક્રમ, બહાદુરી, શૌર્ય (૨) ઉજ્જૈનનો એક પ્રસિદ્ધ રાજા, વિક્રમ સંવત પ્રવર્તાવનાર (૩) (ન.) પગલું (૪) વિશિષ્ટ સિદ્ધિ-પ્રાપ્તિ, નોંધપાત્રતા
**વિક્રય** (પું.) વેચાણ, વિક્રી, વકરો
**વિક્રાંત** (વિ.) પરાક્રમી, પ્રબળ (૨) વિકરાળ, ડરામણું
**વિક્રિયા** (સ્ત્રી.) વિકાર
**વિક્રેતા** (પું.) વેચનાર, વેપારી
**વિક્ષુબ્ધ** (વિ.) વિક્ષોભ પામેલું, ખળભળી ઊઠેલું
**વિક્ષેપ** (પું.) અડચણ, બાધા, નડતર (૨) વાર, વિલંબ (૩) અસ્થિરતા, મૂંઝવણ (૪) વેરવું તે
**વિક્ષોભ** (પું.) ખળભળાટ, ક્ષોભ
**વિખ** (ન.) ઝેર, વખ
**વિખવાદ** (પું.) ઝેર પેદા થાય તેવી બોલચાલ, તકરાર, કજિયો, ઝઘડો, ટંટો
**વિખંડન** (ન.) ટુકડે ટુકડા કરવા તે
**વિખૂટું** (વિ.) જુદું, સાથમાંથી છૂટું પડી ગયેલું
**વિખેરવું** (ક્રિ.) વેરવું, છૂટું કરી નાખવું
**વિખ્યાત** (વિ.) જાણીતું, પ્રસિદ્ધ, નામાંકિત, નામી (૨) સ્પષ્ટ કહેલું-જણાવેલું
**વિગઠન** (ન.) સંગઠનથી ઊલટું તે, વિઘટન (૨) પદાર્થના રાસાયણિક ઘટકો છૂટા પાડવા, 'ડિકમ્પોઝિશન'
**વિગત** (સ્ત્રી.) ગત, અતીત, ચાલ્યું ગયેલું (૨) મૃત, મરણ પામેલું
**વિગત** (સ્ત્રી.) બીના, બાબત (૨) ગમ, સૂઝ
**વિગતવાર** (અ.) દરેક વિગત સાથે, વિસ્તારપૂર્વક
**વિગતિ** (સ્ત્રી.) અધોગતિ, અવગતિ ચપડવા તે
**વિગ્રહ** (પું.) યુદ્ધ, સંગ્રામ (૨) શરીર, દેહ (૩) સમાસના અવયવો છૂટા
**વિઘટન** (ન.) છૂટું પાડવું તે, પૃથક્કરણ કરવું તે (૨) તોડીફોડી નાખવું તે
**વિઘટ્ટન(-ના)** (ન.સ્ત્રી.) વિઘનટ, છૂટું પાડવું તે, પૃથક્કરણ કરવું તે (૨) તોડીફોડી નાખવું તે (૩) અથડાવું કે પછડાવું તે
**વિઘાત** (પું.) આઘાત, પ્રહાર (૨) સંહાર, નાશ (૩) બાધા, અડચણ, વિઘ્ન
**વિઘોટી** (સ્ત્રી.) દર વીઘે આકારાતું કે ભરવાનું મહેસૂલ
**વિઘ્ન** (ન.) હરકત, સંકટ, મુશ્કેલી, અંતરાય, નડતર, બાધા
**વિઘ્નસંતોષી** (વિ.) વિઘ્ન કરવામાં રાજી થનારું (૨) ઈર્ષાખોર
**વિચક્ષણ** (વિ.) ચતુર, બુદ્ધિમાન, વિદ્વાન, તીવ્ર સમજશકિતવાળું (૨) ચાલાક, ચપળ
**વિચરવું** (ક્રિ.) જવું, આમતેમ ફરવું, પ્રવાસ કરવો, હરવું ફરવું, ટહેલવું
**વિચલ(-ળ),વિચલિત** (વિ.) અસ્થિર, હાલતું, સ્થાન પરથી ખસી ગયેલું
**વિચલન** (ન.) પદચ્યુતિ, માર્ગચ્યુતિ, (૨) ખસવું એ (૩) હિલચાલ કરવી એ (૪) વક્રીભવન
**વિચાર** (પું.) મનથી ચિંતવવું તે, મનન કરવું તે (૨) અભિપ્રાય, મત (૩) ઉદ્દેશ, આશય (૪) કલ્પના, મનસૂબો, તર્ક (૫) નિશ્ચય (૬) વિવેક, મર્યાદા (૭) પરિણામનો ખ્યાલ (૮) ચિંતા
**વિચારક** (પું.) વિચાર કરનાર, ચિંતનશીલ પુરુષ, ચિંતક
**વિચારગ્રસ્ત** (વિ.) ઊંડા વિચારમાં પડેલું-લીન, વિચારમગ્ન
**વિચારણા** (સ્ત્રી.) વિચાર કરવો કે કરાયેલો તે
**વિચારણીય** (વિ.) વિચારવા માટેનું કે વિચારવા યોગ્ય (૨) ચિંત્ય (૩) (લા.) શંકાવાળું, સંદિગ્ધ
**વિચારદોષ** (પું.) વિચાર-પદ્ધતિ કે તેની સરણીનો દોષ. વિચાર કરવામાં થતી ભૂલ
**વિચારપૂર્વક** (અ.) વિચાર કરીને (૨) વિવેકપૂર્વક
**વિચારમગ્ન** (વિ.) વિચારમાં ડૂબી ગયેલું, વિચારમાં તલ્લીન
**વિચારવાયુ** (પું.) એક પ્રકારનો માનસિક રોગ, મનમાં વિચારો જ આવ્યા કરવા તે
**વિચાર-વિનિમય** (પું.) વિચારોની આપલે
**વિચારવું** (ક્રિ.) વિચાર કરવો (૨) ધારવું, કલ્પવું (૩) ચર્ચવું, પૂંછવું તપાસવું
**વિચારશકિત** (સ્ત્રી.) વિચાર કરવાની શકિત
**વિચારશીલ** (વિ.) વિચાર કરે તેવું, વિચારવાન
**વિચારશૂન્ય** (વિ.) વિચાર વિનાનું-અવિચારી (૨) મનમાં ગૂંચવાયેલું, મૂંઝાયેલું
**વિચારસરણિ(-ણી)** (સ્ત્રી.) વિચારની સરણી-તેની પદ્ધતિ
**વિચાર-સ્વાતંત્ર્ય** (ન.) વિચાર દર્શાવવાની-કરવા, કહેવા ને ફેલાવવામાં સ્વતંત્રતા, નાગરિકનો મૂળભૂત હક (લોકશાહીમાં)
**વિચિકિત્સા** (વિ.) સંદેહ, શંકા, પૃચ્છા (૨) ભૂલ (૩) અચોક્કસપણું
**વિચિત્ર** (વિ.) તરેહવાર, વિલક્ષણ (૨) અદ્ભુત, નવાઈ પમાડતું (૩) સામાન્ય કરતાં જુદું હોય તેવું, ઘાય વિનાનું
**વિચિત્રતા** (સ્ત્રી.) વિલક્ષણતા, ભાતીગળ હોવાપણું
**વિચ્છિન્ન** (વિ.) વિચ્છેદ પામેલું, છૂટું પડેલું, છેદાઈ ગયેલું, અલગ
**વિચ્છેદ** (પું.) કાપ, છેદ (૨) વિભાગ (૩) છૂટું પડવું તે, વિયોગ (૪) નાશ (૫) સફેદ પ્રકાશનાં (સાત રંગી) કિરણ છૂટાં પડવાં તે, 'ડિસ્પર્ઝન'
**વિજકાવવું** (ક્રિ.) વીજળીનો ચમકારો કરવો, વીજળી ભરવી, પુનઃપ્રભારણ કરવું ત 'ચાર્જ, ઇલેકિટ્ફાઇ'
**વિજકારો** (પું.) વિજકાવવું તે, પદાર્થમાં વીજળી પેદા થાય તે
**વિજન** (વિ.) માણસની અવરજવર વિનાનું, એકાંત, વેરાન (૨) (ન.) વેરાન જગ્યા
**વિજય** (પું.) ફતેહ, જીત, જય
**વિજયચિહ્ન** (ન.) વિજય દર્શાવતું ચિહ્ન, ફતેહની નિશાની, 'ટ્રોફી'
**વિજયધ્વજ,વિજયવાવટો** (પું.) વિજયસૂચક વાવટો કે ઝંડો

**વિજયપદ્મ** (પું.) વિજયચિહ્ન, 'ટ્રૉફી'
**વિજયયાત્રા** (સ્ત્રી.) વિજયની ઉજવણીની યાત્રા
**વિજયસ્તંભ** (પું.) વિજયની યાદગીરી માટે ઊભો કરેલો સ્તંભ, જયસ્તંભ
**વિજયાદશ(-સ)મી** (સ્ત્રી.) દશેરા, આસો સુદ ૧૦ (દશમ)
**વિજયી** (વિ.) વિજય પામેલું, વિજયવંત, ફતેહમંદ
**વિજાતિ** (સ્ત્રી.) ભિન્નજાતિ, ભિન્ન વર્ણ (૨) ભિન્ન પ્રકાર (૩) ભિન્ન વર્ગ
**વિજાતીય** (વિ.) જુદી કે બીજી જાતનું (૨) ભિન્નજાતિ, વર્ણ કે પ્રકારનું
**વિજિગીષા** (સ્ત્રી.) જીતવાની ઇચ્છા, જયેચ્છા
**વિજેતા** (પું.) વિજય મેળવનાર, વિજયી. જીતનાર
**વિજોગ** (પું.) વિયોગ, છૂટું પડવું તે (૨) વિરહ
**વિજોગણ(-ણી)** (વિ.સ્ત્રી.) વિયોગી, વિરહિણી
**વિજોગિયું,વિજોગી** (વિ.) વિયોગી, વિરહી, છૂટું પડેલું
**વિજ્ઞપ્તિ** (વિ.) વિનંતી, પ્રાર્થના, અરજ, આજીજી (૨) જાહેર ખબર
**વિજ્ઞાન** (ન.) સવિશેષ જ્ઞાન, શાસ્ત્રીય જ્ઞાન (૨) અનુભવજ્ઞાન (૩) તત્ત્વજ્ઞાન, બ્રહ્મજ્ઞાન
**વિજ્ઞાનશાસ્ત્રી** (પું.) વૈજ્ઞાનિક, વિજ્ઞાનવેત્તા, 'સાયન્ટિસ્ટ'
**વિજ્ઞાપક** (વિ.) જાહેર કરનારું (૨) (ન.) જાહેર ખબર (૩) માહિતી આપનાર પુસ્તક કે ચોપાનિયું
**વિજ્ઞાપન, વિજ્ઞાપના** (ન.સ્ત્રી.) નિવેદન, વિનંતી (૨) સમૂહ માધ્યમોમાં આવતી જાહેરાત
**વિઝા,વિસા** (પું.) વિદેશમાં અધિવાસ માટે વિદેશી સત્તાનો પરવાનો-પરવાનગીપત્ર
**વિઝિટ** (સ્ત્રી.) (દાકતર, વૈદ) દરદીને ઘરે મુલાકાતે જાય તે, મળવા જવું કે આવવું તે, મુલાકાત
**વિઝિટ-ફી** (સ્ત્રી.) મુલાકાત આપ્યા બદલની ફી
**વિઝિટ** (વિ.) મુલાકાતે આવનાર કે જનાર, મુલાકાતી
**વિઝિટિંગ-કાર્ડ** (ન.) મુલાકાત કરવા માટે જાણ કરવા માટેની છાપેલી ચિઠ્ઠી કે ચબરખી
**વિટપ** (પું.) ડાળી
**વિટંબણા** (સ્ત્રી.) કલેશ, પીડા, સંતાપ (૨) મુશ્કેલી, હરકત, નડતર (૩) માથાકૂટ
**વિટામિન** (ન.) ખોરાકમાં હોતું એક પોષક પ્રાણદાયી તત્ત્વ, શરીરને પોષણદાતા કીમતી તત્ત્વ
**વિટો** (પું.) કોઈ વાત વિચાર કે નિર્ણયને નકારવાનો હક, નકાર-હક
**વિઠોબા** (પું.) પંઢરપુરના પ્રસિદ્ધ દેવ-વિઠ્ઠલ
**વિઠ્ઠલ** (પું.) શ્રીકૃષ્ણ, વિષ્ણુ
**વિડંબન,વિડંબના** (ન.સ્ત્રી.) અનુકરણ (૨) ઉપહાસ, મશ્કરી (૩) છળ (૪) મુશ્કેલી, પીડા, વિટંબણા
**વિણ** (અ.) વિના, વગર
**વિદ્યામણ, વિણામણી** (ન.સ્ત્રી.) વીણવું તે (૨) અનાજમાંથી વીણી કાઢેલો નકામો ભાગ (૩) અનાજમાંથી વીણી કાઢેલો નકામો ભાગ (૩) વીણવાની મજૂરી
**વિતનુ** (વિ.) અશરીરી, તન-શરીર વિનાનું (૨) (પું.) કામદેવ
**વિતરક** (વિ.) વિતરણ કરનારું, વહેંચણી કરનારું, 'ડિસ્ટ્રિબ્યુટર'
**વિતરણ** (ન.) અર્પણ, દાન, આપવું તે (૨) વહેંચણી
**વિતર્ક** (પું.) એક તર્ક પછીનો બીજો તર્ક (૨) સંદેહ, શક (૩) વિધવિય તર્ક, તર્કવિતર્ક, વિચાર
**વિતર્ક** (પું.) એક તર્ક પછીનો બીજો તર્ક (૨) સંદેહ, શક (૩) વિધિવિધ તર્ક, તર્કવિતર્ક, વિચાર
**વિતલ(-ળ)** (ન.) સાત પાતાળમાંનું બીજું
**વિતંડા, વિતંડાવાદ** (સ્ત્રી. પું.) ખોટો બકવાદ, નકામી માથાઝીક, જીભાજોડી (૨) પોતાનો પક્ષ જ ન હોય અને માત્ર સામા પક્ષનું ખંડન જ કર્યા કરવું તે (ન્યા.)
**વિતાડ(-વ)વું** (ક્રિ.) દુઃખ દેવું, પજવવું, વતાડવું, પરેશાન કરવું (૨) પસાર કરવું, વિતાવવું
**વિત્ત** (ન.) ધન, પૈસો (૨) શક્તિ, બળ (૩) સાર, તત્ત્વ
**વિદ** (વિ.) સમાસમાં ઉત્તરપદ તરીકે આવતાં 'જાણનાર' અર્થ બતાવે છે. દા.ત. સાહિત્યવિદ
**વિદગ્ધ** (વિ.) બળીને ભસ્મ થયેલું (૨) પરિપક્વ (૩) વિદ્વાન (૪) ચતુર, પક્કું, હોશિયાર
**વિદગ્ધતા** (સ્ત્રી.) વિદગ્ધ હોવાપણું, વિદ્વતા
**વિદાય** (વિ.) વળાવેલું, મોકલેલું, રવાના કરેલું (૨) (સ્ત્રી.) રજા, છૂટા પડવું તે
**વિદાયગીરી** (સ્ત્રી.) રજા આપવી કે લેવી તે, વળાવવું તે
**વિદારવું** (ક્રિ.) ચીરી નાખવું, ફાડી નાખવું (૨) મારી નાખવું
**વિદિત** (વિ.) જાણમાં આવેલું, જણાયેલું, જાણીતું
**વિદીર્ણ** (વિ.) વિદારિત, ચિરાયેલું
**વિદુર** (પું.) ધૃતરાષ્ટ્ર અને પાંડુનો નાનો ભાઈ
**વિદુષી** (વિ.સ્ત્રી.) પંડિતા, વિદ્વાન સ્ત્રી
**વિદૂર** (વિ.) ખૂબ દૂર (૨) એ નામનો પર્વત કે શહેર જ્યાંથી પૂર્વે વૈદૂર્ય મળતો
**વિદૂષક** (પું.) મશ્કરો, રંગલો(ભવાઈ તથા સંસ્કૃત નાટકમાં)
**વિદૂષકપણું** (ન.) મશ્કરાપણું, રંગલાવેડા
**વિધૂષયન** (ન.) દૂષિત કરવું કે બનાવવું તે
**વિદૃષ્ટિ** (સ્ત્રી.) વિકારી કે ખોટી દૃષ્ટિ, કુદૃષ્ટિ
**વિદેશ** (પું.) પરદેશ, બીજો-અન્ય દેશ
**વિદેશગમન** (ન.) વિદેશમાં જવું તે, 'ઍમિગ્રેશન'
**વિદેશી** (વિ.પું.) પરદેશી, અન્ય દેશનું રહેવાસી
**વિદેહ** (વિ.) અશરીરી (૨) વિગત, મૃત (૩) કૈવલ્ય પામેલું, માયાપાશથી મુક્ત થયેલું (૪) (પું.) જનક રાજાનું રાજ્ય, તે દેશ
**વિદેહી** (વિ.) અશરીરી (૨) વિગત, મૃત (૩) કૈવલ્ય પામેલું, માયાપાશથી મુક્ત થયેલું (૪) (પું.) જનક રાજાનું રાજ્ય, તે દેશ
**વિદ્ધ** (વિ.) વીંધાયેલું (૨) વપરાયેલું, ઉપયોગમાં લીધેલું
**વિદ્યમાન** (વિ.) હયાત, જીવતું, વર્તમાન (૨) હાજર (૩) પ્રત્યક્ષ રહેલું
**વિદ્યા** (સ્ત્રી.) ઊંડી સમજ, જ્ઞાન (૨) જ્ઞાનનું શાસ્ત્ર કે કળા. ઉદા. 'સમાજવિદ્યા' (૩) વિજ્ઞાન, 'સાયન્સ' (૪) કોઈ વસ્તુ કે કામની માહિતી
**વિદ્યાદાન** (ન.) વિદ્યાનું દાન, વિદ્યા આપવી તે
**વિદ્યાધર** (પું.) એક દેવયોનિનો દેવ, વિદ્યા ધારણ કરનાર, વિદ્વાન
**વિદ્યાધામ** (ન.) વિદ્યાનું ધામ, વિદ્યા મેળવવા માટેનું સ્થાન કે (મોટું) મથક, શાળા, પાઠશાળા, કોલેજ કે યુનિવર્સિટી

**વિદ્યાધિકારી** (પું.) કેળવણીખાતાનો ઉપરી અધિકારી
**વિદ્યાધ્યયન** (ન.) વિદ્યાભ્યાસ, વિદ્યા ભણવી તે
**વિદ્યાપીઠ** (સ્ત્રી.) વિદ્યાનું ધામ
**વિદ્યાભ્યાસ** (પું.) ભણતર, કેળવણી
**વિદ્યાલય** (ન.) શાળા, પાઠશાળા, વિદ્યાનું આદાન-પ્રદાન થાય તે સ્થળ
**વિદ્યાવ્યાસંગ** (પું.) વિદ્યા મેળવવાનો વ્યાસંગ-વ્યસન જેવો તેનો પ્રેમ કે ભકિત, ભણવામાં પ્રબળ આસકિત
**વિદ્યાશાખા** (સ્ત્રી.) વિશ્વવિદ્યાલયની જે તે જ્ઞાનની શાખા, 'ફેકલ્ટી'
**વિદ્યાસાગર** (પું.) વિદ્યાનો સાગર, મહાપંડિત કે વિદ્વાન
**વિદ્યાર્થિની** (સ્ત્રી.) વિદ્યા ભણનાર છોકરી કે સ્ત્રી
**વિદ્યાર્થી** (પું.) વિદ્યા ભણનાર છોકરો કે પુરુષ
**વિદ્યાર્થીભવન** (ન.) છાત્રાલય
**વિદ્યતુ** (સ્ત્રી.) વીજળી, દામિની
**વિદ્યુતપ્રવાહ** (પું.) વીજળીનો પ્રવાહ
**વિદ્યુતવેગી** (વિ.) વીજળીના વેગવાળું, અતિ ત્વરિત
**વિદ્યુતશકિત** (સ્ત્રી.) વીજળી કે તેની શકિત કે બળ
**વિદ્યોત્તેજક** (વિ.) વિદ્યાને ઉત્તેજન આપનારું
**વિદ્યોપાર્જન** (ન.) વિદ્યાનું ઉપાર્જન, વિદ્યા મેળવવી-ભણવું તે
**વિદ્યોપાસના** (સ્ત્રી.) વિદ્યાની ઉપાસના, ભકિતપૂર્વક વિદ્યાભ્યાસ કરવો તે
**વિદ્રુમ** (ન.) પરવાળું (૨) કૂંપળ, ફણગો
**વિદ્રુપ** (વિ.) વિરૂપ, કદરૂપું, બદસૂરત
**વિદ્રોહ** (પું.) બળવો, સામે થવું તે, બંડ
**વિદ્રોહી** (વિ.પું.) બળવો કરનાર કે બંડ પોકારનાર
**વિદ્વજ્જન** (પું.) વિદ્વાન માણસ, પંડિત, જ્ઞાતા
**વિદ્વત્તા** (સ્ત્રી.) જ્ઞાન, પાંડિત્ય
**વિદ્વત્સભા** (સ્ત્રી.) વિદ્વાનોની સભા કે મંડળ
**વિદ્ભોગ્ય** (વિ.) વિદ્વાનોને જ રસ પડે એવું
**વિદ્વાન** (વિ.પું.) જ્ઞાનવાન, પંડિત, જ્ઞાની
**વિદ્વેષ** (પું.) દ્વેષ, શત્રુતા, પંડિત, જ્ઞાની
**વિદ્વેષી** (વિ.) દ્વેષવાળું, ઈર્ષાખોર, અદેખું
**-વિધ** (વિ.) (સમાસને અંતે) રીતનું. ઉદા. બહુવિધ (૨) પ્રમાણે (૩) (સ્ત્રી.) વિધિ, પ્રકાર
**વિધર્મ(-ર્મી)** (વિ.) વિરોધી કે ભિન્ન ધર્મવાળું
**વિધવા** (સ્ત્રી.) જેનો પતિ મરી ગોય હોય તેવી સ્ત્રી
**વિધવાવિવાહ** (પું.) વિધવા સ્ત્રીનું પુનર્લગ્ન
**વિધવિધ** (વિ.) બહુ પ્રકારનું, ભિન્નભિન્ન, અનેકવિધ
**વિધાતા** (પું.) પ્રજાપતિ, બ્રહ્મા (૨) (સ્ત્રી.) વિધાત્રી
**વિધાત્રી** (સ્ત્રી.) પ્રારબ્ધની અધિષ્ઠાત્રી, છઠ્ઠીના લેખ લખનાર દેવી
**વિધાન** (ન.) વિધિ, રીત (૨) શાસ્ત્રાજ્ઞા (૩) ક્રિયા કે કથન કરવું તે (૪) સેવા (૫) ઉપાય (૬) હાથીને માટે કરેલો લાડુ (૭) નિયમ, ધારો, કાયદો
**વિધાનપરિષદ** (સ્ત્રી.) કાયદા ઘડનારી (ઉપલી) ધારાસભા, 'લેજિસ્લેટિવ-કાઉન્સિલ'
**વિધાનસભા** (સ્ત્રી.) કાયદા ઘડનારી (નીચલી) ધારાસભા, 'લેજિસ્લેટિવ' 'ઍસેમ્બલી'
**વિધાયક** (વિ.) રચનાત્મક (૨) (પું.) વ્યવસ્થા કરનાર (૩) ઘડનાર, રચનાર (૪) આજ્ઞા કરનાર (૫) (પ્રાણવિનિમયનો) પ્રયોગ કરનાર વિધિ (પું,સ્ત્રી.) બ્રહ્મા (૨) ભાગ્યદેવતા (૩) આજ્ઞા, શાસ્ત્રાજ્ઞા (૪) સંસ્કાર (૫) (પું.સ્ત્રી.) ક્રિયા (૬) ક્રિયાનો ક્રમ કે કાર્ય કરવાની પદ્ધતિ (૭) ભાગ્ય, નસીબ
**વિધિનિષેધ** (પું.) અમુક કાર્યો કરવા ન કરવા માટેની શાસ્ત્રાજ્ઞા
**વિધિપૂર્વક,વિધિસર** (અ.) વિધિ પ્રમાણે, બરોબર, નિયમસર
**વિધિરૂપ** (વિ.) અમુક કરવાની આજ્ઞાવાળું, આજ્ઞારૂપ, કાર્યરૂપ
**વિધુ** (પું.) ચંદ્રમા
**વિધુર** (પું.) જેની પત્ની મરી ગઈ હોય તેવો પુરુષ (૨) (વિ.) વ્યાકુળ (૩) વિયોગી
**વિધેય** (વિ.) કરવા યોગ્ય (૨) વિધાન કરવા કે કહેવા યોગ્ય (૩) અધીન, આજ્ઞાધારક (૪) (ન.) વાકયમાં ઉદ્દેશને વિષે જે કંઈ કહ્યું હોય તે (વ્યા.) (૫) (પું.) (પ્રાણવિનિમયનો) જેના પર પ્રયોગ કરાય છે તે
**વિધેયક** (વિ.) (અધિનિયમનો) ખરડો, મુસદ્દો (૨) નિયમના રૂપમાં કરવા માટેનું (૩) વિધાનસભામાં રજૂ થતો કાયદારૂપ ખરડો, 'બિલ'
**વિધેયાત્મક** (વિ.) વિધેયરૂપ, વિધાનવાળું, 'પોઝિટિવ'
**વિધ્યર્થ** (પું.) શાસ્ત્રાજ્ઞા, પ્રેરણા, ઉપદેશ, ફરજનો અર્થ બતાવતું ક્રિયાપદનું રૂપ
**વિધ્વસ્ત** (વિ.) નાશ પામેલું
**વિધ્વંસ** (પું.) નાશ, નિકંદન
**વિનતિ** (સ્ત્રી.) વિનંતી, નમ્રતા
**વિનમ્ર** (વિ.) વિશેષ નમ્ર
**વિનય** (પું.) નમ્રતા (૨) વિવેક-સંસ્કાર, સભ્યતા (૩) (બૌદ્ધ) આચારધર્મ કે તેનો પંથ, ત્રિપિટકમાંનો એક ગ્રંથ
**વિનયન** (ન.) શિક્ષિત હોવાપણું, શિસ્ત (વિનય) કેળવતી વિદ્યાકલા, 'આટ્ર્સ' (૨) વિજ્ઞાન, વાણિજ્ય વગેરે ગાણિતિક વિષયો સિવાયના સાહિત્ય, ઈતિહાસ રાજકારણ, સમાજશાસ્ત્ર વેગેર બુદ્ધિગમ્ય વિષયોને લગતી વિદ્યા
**વિનયશીલ,વિનયી** (વિ.) વિનયવાળું. વિવેકપૂર્ણ
**વિનયશીલતા,વિનયિતા** (સ્ત્રી.) વિનયીપણું
**વિનવણી** (સ્ત્રી.) વીનવવું તે, અરજ, વિનંતી, વિજ્ઞપ્તિ, 'અપીલ' (૨) આજીજી, કાલાવાલા
**વિનશ્વર** (વિ.) નશ્વર, ક્ષણભંગુર
**વિનષ્ટ** (સ્ત્રી.) નાશ પામેલું, ભ્રષ્ટ, પતિત
**વિનંતિ(-તી)** (સ્ત્રી.) અરજી, આજીજી, પ્રાર્થના, વિજ્ઞપ્તિ
**વિનંતિ(-તી)પત્ર** (ન.) વિનંતી કરતો પત્ર કે લખાણ (૨) વિજ્ઞપ્તિપત્ર, 'મેમોરેન્ડમ'
**વિના** (અ.) સિવાય, વગર
**વિનાનું** (વિ.) વગરનું, રહિત, વિહોણું, સિવાયનું
**વિનાયક** (પું.) ગણપતિ, ગણેશ, ગજાનન
**વિનાશ** (પું.) નાશ, પ્રબળ સંહાર, ભારે ખાનાખરાબી, તબાહી
**વિનાશક,વિનાશકર,વિનાશકારી** (વિ.) નાશ કરનાર
**વિનાશકાલ(-ળ)** (પું.) વિનાશ થવાનો કે મરણનો સમય
**વિનાશિકા** (સ્ત્રી.) લોઢાના બખ્તરવાળું એક લડાયક જહાજ, 'ડિસ્ટ્રૉયર'

**વિનાશિની,વિનાશી** (વિ.સ્ત્રી.) નાશ કરનારું (૨) નાશ પામે તેવું, નશ્વર
**વિનિપાત** (પું.) અવનતિ, પડતી, વિનાશ, પતન
**વિનિમય** (પું.) અદલો-બદલો, આપલે, સાટું (૨) વટાવ, 'એક્સચેઈન્જ'
**વિનિમયપત્ર** (પું.ન.) (નાણાંનો) વિનિમય કરવા અંગેનો પત્ર, 'બિલ ઑફ એક્સચેઈન્જ'
**વિનિયમ** (પું.) વિશેષ નિયમ, નિયમન કરનાર, 'રેગ્યુલેશન'
**વિનિયમન** (ન.) વિશેષ પ્રકારનું નિયંત્રણ
**વિનિયોગ** (પું.) ઉપયોગ, પ્રયોગ (૨) નિમણૂક
**વિનિયોગબિલ** (ન.) ઉપયોગમાં લેવામાં આવેલ વિશેનું ભરતિયું, 'એપ્રોપ્રિયેશન-બિલ
**વિનીત** (વિ.) સૌમ્ય, વિવેકી (૨) સુશિક્ષિત, તાલીમવાળું (૩) નરમ પક્ષનું, 'લિબરલ' (૪) હાઈસ્કૂલ કે વિનયમંદિરનો અભ્યાસક્રમ પાસ કરી ગયેલું, 'મેટ્રિક' (૫) હંગામી
**વિનોદ** (પું.) મોજ, આનંદ (૨) મશ્કરી, નિર્દોષ મજાક (૩) હાસ્યનો ભાવ, 'હ્યુમર'
**વિનોદી** (વિ.) આનંદી, વિનોદ કરનારું કે કરી શકે એવું
**વિન્યાસ** (પું.) ગોઠવણ (૨) મૂકવું તે
**વિપક્ષ** (વિ.) સામા પક્ષનું, વિરોધી (૨) (પું.) શત્રુ, દુશ્મન
**વિપક્ષકાર,વિપક્ષી** (પું.) વિરુદ્ધ પક્ષનો, વિરોધી
**વિપત,વિપત્તિ** (સ્ત્રી.) દુ:ખ, આફત, વિપદા (૨) મુશ્કેલી, અડચણ
**વિપથ** (પું) કુમાર્ગ, અવળો-ઊંધો માર્ગ
**વિપથગામી** (વિ.પું.) કુમાર્ગે જનાર, દુરાચરણી
**વિપદ,વિપદા** (સ્ત્રી.) વિપત્તિ, આપદા, આફત
**વિપરીત** (વિ.) ઊલટું, વિરોધી, અવળું (૨) પ્રતિકૂળ (૩) (લા.) અનિષ્ટ, અમંગળ
**વિપશ્યના** (સ્ત્રી.) વિશેષ રૂપે પોતાની જાતને જોવી તે
**વિપર્યય** (પું.) ઊલટસૂલટ થઈ જવું તે (૨) મિથ્યાજ્ઞાન, હોય તેનાથી ઊલટું જ સમજવું કે સમજાવું તે (૩) (લા.) ગરબડ, અવ્યવસ્થા (૪) નાશ (૫) ભૂલ, પ્રમાદ (૬) ફેરફાર, વિક્રિયા
**વિપર્યાસ** (પું.) વિપર્યય-વિપરીતતા, ઊલટાપણું
**વિપાક** (પું.) પરિપકવતા (૨) પરિણામ, ફળ
**વિપિન** (ન.) વન, જંગલ, વગડો
**વિપુલ** (વિ.) વિશાળ, વિસ્તીર્ણ (૨) પુષ્કળ (૩) ગાઢ
**વિપ્ર** (પું.) બ્રાહ્મણ
**વિપ્રયોગ** (પું.) વિયોગ, વિપ્રલંભ (૨) ફાટફૂટ, વિચ્છેદ
**વિપ્રલબ્ધ** (વિ.) છેતરાયેલું, વંચિત થયેલું (૨) નાસીપાસ થયેલું
**વિપ્રલંભ** (પું.) વિરહ, વિયોગ (૨) છળ, ઠગાઈ, છેતરપિંડી
**વિપ્લવ** (પું.) બળવો, બંડ, વિદ્રોહ, અંધાધૂંધી (૨) વિપત્તિ (૩) વિનાશ, સંહાર
**વિપ્લવકારી** (વિ.) વિપ્લવ કરનારું
**વિફલ(-ળ)** (વિ.) નિષ્ફળ, હતાશ, નિરાશ
**વિબુધ** (પું.) જ્ઞાની, પંડિત (૨) દેવ (૩) ડાહ્યું, શાણું
**વિબુદ્ધ** (વિ.) જાગેલું, જગાડેલું (૨) પ્રવીણ, ચતુર, હોશિયાર, દક્ષ (૩) ભાનમાં આવેલું
**વિબોધ** (વિ.) જાગવું તે (૨) ભાનમાં આવવું તે (૩) જ્ઞાન, સમજ
**વિભકત** (વિ.) વિભાગ કરેલું (૨) જુદું પડેલું કે પાડેલું
**વિભકિત** (સ્ત્રી.) નામનો ક્રિયાપદ સાથે સંબંધ દેખાડનાર પ્રત્યય (૨) વિભકતતા, વિભકત હોવું કે થવું તે
**વિભા** (સ્ત્રી.) પ્રકાશ, તેજ (૨) શોભા (૩) કિરણ
**વિભાકર** (પું.) સૂર્ય
**વિભાગ** (પું.) ભાગ (૨) હિસ્સો (૩) ખાતું, 'ડિપાર્ટમેન્ટલ' (૪) પાંખ, શાખા, 'વિંગ'
**વિભાગી,વિભાગીય** (વિ.) વિભાગનું, વિભાગને લગતું, 'ડિપાર્ટમેન્ટલ'
**વિભાજક** (વિ.ન.) જુદું પાડનાર, અલગ કરનાર (૨) ભૂમિતિમાં ભાગ કરવા વપરાતું સાધન, 'ડિવાઈડર'
**વિભાજન** (ન.) ભાગ પાડવા તે, હિસ્સા પાડવા તે, 'બ્રેક-અપ'
**વિભાજિત** (વિ.) વિભાગમાં વહેંચાયેલું
**વિભાજ્ય** (વિ.) ભાગી શકાય કે ભાગવા જેવું (૨) છૂટું પાડી શકાય એવું
**વિભાવ** (પું.) સ્થાયી ભાવોને ઉત્પન્ન કરનાર કે ઉદ્દીપ્ત કરનાર વસ્તુ (૨) બાહ્ય ઉપાધિથી નીપજતો વિપરીત ભાવ
**વિભાવના** (સ્ત્રી.) અવધારણ (૨) ચિંતન (૩) કલ્પના (૪) એક અર્થાલંકાર, જેમાં કારણ વિના કાર્યની ઉત્પત્તિ વર્ણવવામાં આવી હોય તે
**વિભાવરી** (સ્ત્રી.) રાત્રિ, નિશા, રાત, રજની
**વિભાસ** (પું.) શોભા, તેજ, પ્રકાશ (૨) બિભાસ રાગ
**વિભિન્ન** (વિ.) ભિન્ન, પૃથક, જુદું, અલગ
**વિભીષિકા** (સ્ત્રી.) ભય, ડર, ધાસ્તી, દહેશત, બીક
**વિભુ** (વિ.) સર્વવ્યાપી, નિત્ય, અચલ (૨) શકિતમાન, સમર્થ (૩) મહાન, શ્રેષ્ઠ (૪) (પું.) પ્રભુ
**વિભૂતિ** (સ્ત્રી.) સંપત્તિ, ઐશ્વર્ય, (૨) દિવ્ય કે અલૌકિક શકિત (૩) ભસ્મ (૪) મહત્તા (૫) સામર્થ્ય
**વિભૂષણ** (ન.) આભૂષણ, અલંકાર, ઘરેણું, દાગીનો
**વિભેદ** (પું.) જુદું પાડવું તે (૨) ભેદ, ફરક, તફાવત (૩) શત્રુવટ (૪) જુદા જુદા અનેક ભેદમાંનો દરેક
**વિભ્રમ** (પું.) વિલાસયુકત હાવભાવ (૨) સંશય (૩) ભ્રાંતિ, વહેમ (૪) ભમવું-ઘૂમવું તે (૫) ગભરાટ (ઉતાવળનો)
**વિભ્રાંત** (વિ.) ભ્રમિત થયેલું (૨) ભમતું-ઘૂમતું (૩) ગભરાયેલું
**વિભ્રાંતિ** (સ્ત્રી.) ભ્રાંતિ, ગભરાટ, ગૂંચવણ
**વિમર્શ(-ર્ષ)** (પું.) વિચાર, આલોચન, સમીક્ષા (૨) અસંતોષ, અધીરતા (૩) સંશય (૪) અણધાર્યો બનાવ કે આપત્તિથી નાટકના વસ્તુના ફલિત થતા જતા વિકાસમાં થતો ફેરફાર, નાટકની પાંચ સંધિઓમાંનો એક
વિમલ(-ળ) (વિ.) નિર્મળ, સ્વચ્છ, ચોખ્ખું (૨) શુદ્ધ
વિમલ(-ળ)તા (સ્ત્રી.) પવિત્રતા
વિમાન (ન.) આકાશમાં ફરી શકે તેવું વાહન-હવાઈ જહાજ (૨) (જૈન) દેવનું નિવાસ-ભવન
વિમાનઘર,વિમાનીમથક (ન.) વિમાનની અવરજવરની ખાસ જગ્યા, તેને ઊડવા-ઊતરવાનું મથક કે સ્ટેશન, 'ઍરોડ્રામ'
**વિમાન(-ની)છત્રી** (સ્ત્રી.) વિમાનમાંથી નીચે કૂદીને ઊતરવા માટેની છત્રી, 'પૅરેશૂટ'
**વિમાન ટપાલ** (સ્ત્રી.) વિમાનમાંથી જતી-આવતી ટપાલ, 'ઍરમેલ'
**વિમાનવાડો** (પું.) વિમાનોને રાખવાનું મકાન, 'હેન્ગર'

**વિમાન-વિજ્ઞાન** (ન.) વિમાનને લગતુ વિજ્ઞાન
**વિમાનવિદ્યા** (સ્ત્રી.) વિમાન ચલાવવાની વિદ્યા 'એરોનોટિક્સ', વિમાન ઊડાડવાની વિદ્યા (૨) 'ઍવિયેશન'
**વિમાનસેવા** (સ્ત્રી.) વિમાન દ્વારા અપાતી કે લેવાતી સેવા
**વિમાની** (વિ.) વિમાનવાળું કે તે સંબંધી (૨) અભિમાન વિનાનું (૩) (પું.) વિમાનવાળો, વિમાન ચલાવવાનું જાણતો માણસ, 'પાઈલોટ'
**વિમાર્ગ** (પું.) અવળો માર્ગ, કુમાર્ગ, ઉન્માર્ગ, વિપથ
**વિમાસણ** (સ્ત્રી.) વિમાસવું તે, પસ્તાવો (૨) ઊંડો વિચાર, ચિંતન
**વિમુકત** (વિ.) સ્વતંત્ર, મુકત (૨) તજેલું, છોડેલું, બંધનમાંથી મુકત કરાયેલું કે થયેલું
**વિમુખ** (વિ.) મોં ફેરવી લીધું હોય તેવું, પરાઙ્મુખ, નિવૃત્ત (૨) પ્રતિકૂળ, વિરુદ્ધ
**વિમુગ્ધ** (વિ.) મોહિત, આસકત (૨) ભ્રાંત, ભ્રમિત (૩) ગભરાયેલું
**વિમૂઢ** (વિ.) મૂઢ બની ગયેલું, જડબુદ્ધિવાળું
**વિમોક્ષ** (પું.) મોક્ષ, મુકિત, નિર્વાણ, બંધનથી તદ્દન છૂટું
**વિમોચન** (ન.) મુકિત, છુટકારો, અનાવરણ
**વિયાવું** (ક્રિ.) વ્યાવું, પ્રસવ થવો (સામાન્યતઃ પશુને), (પશુમાદાએ) બચ્ચાને જન્મ આપવો
**વિયુકત** (વિ.) જુદું પડેલું, છૂટું, અલગ કરેલું
**વિયુકિત** (સ્ત્રી.) વિયોગ, છૂટા પડવાપણું
**વિયોગ** (પું.) જુદા પડવું તે (૨) વિરહ, વિયુકિત
**વિયોગી** (વિ.) વિરહયુકત, વિરહી
**વિયોજક** (વિ.) છૂટું પાડનાર (૨) બાદ કરવાની રકમ-સંખ્યા
**વિયોજન** (ન.) વિશ્લેષણ, છૂટું પડવું તે
**વિરકત** (વિ.) અનુરાગ કે સ્પૃહા વિનાનું (૨) વૈરાગી, ઉદાસીન
**વિરકિત** (સ્ત્રી.) રાગ કે આસક્તિનો અભાવ, વૈરાગ્ય
**વિરતિ** (સ્ત્રી.) વૈરાગ્ય, વિરકિત (૨) વિરામ, નિવૃત્તિ
**વિરમવું** (ક્રિ.) અટકવું, થોભવું, થંભી જવું (૨) શાંત થવું
**વિરલ(-લું)** (વિ.) દુર્લભ (૨) આછું આછું (૩) અલ્પ, થોડું (૪) નિર્જન (૫) અલૌકિક, અસામાન્ય (૬) અનેરું, અજોડ
**વિરહ** (પું.) પ્રિયજનનો વિયોગ (૨) વિયોગ
**વિરહકાવ્ય** (ન.) વિરહ ઉપર લખાયેલું કાવ્ય
**વિરહજ્વર** (પું.) વિરહથી થયેલો જ્વર કે દુઃખ
**વિરહવ્યાકુલ(-ળ)** (વિ.) વિરહાતુર, વિરહથી વ્યાકુળ બનેલું
**વિરહાગ્નિ** (પું.) વિરહરૂપી અગ્નિ
**વિરહિણી** (વિ.સ્ત્રી.) પ્રિયના વિરહવાળી
**વિરંચ,વિરંચિ** (પું.) બ્રહ્મા
**વિરંજન** (ન.) નિખારણ, 'બ્લીચિંગ'
**વિરાગ** (પું.) વૈરાગ્ય, વિરકિત
**વિરાગી** (વિ.) વૈરાગ્યમુકત, વૈરાગી, ફકીર
**વિરાજમાન** (વિ.) પ્રકાશમાન, શોભતું, શોભી રહેલું, બિરાજમાન (૨) બેસીને શોભાવતું
**વિરાટ** (વિ.) મોટું, ભવ્ય, અતિ વિશાળ (૨) (પું.) જેને ત્યાં પાંડવો અજ્ઞાતવાસ રહ્યા હતા તે મત્સ્ય દેશ કે તેનો રાજા (૩) વિશ્વરૂપ ઈશ્વર (૪) (ન.) બ્રહ્માંડ (૫) (લા.) સમગ્ર પ્રજા-જનતા
**વિરાટદર્શન** (ન.) વિરાટ પુરુષનું દર્શન
**વિરાટપુરુષ** (પું.) સર્વવ્યાપી આત્મા, વિશ્વપુરુષ
**વિરાધના** (સ્ત્રી.) ખંડન, ભંગ (૨) અપરાધ કરવો તે (આરાધનાથી ઊલટું) (જૈન)
**વિરાધવું** (ક્રિ.) પીડવું, દૂભવવું
**વિરામ** (પું.) થોભી જવું તે, અટકવું તે (૨) આરામ, વિસામો (૩) અંત, અવસાન
**વિરામચિહ્ન** (ન.) (લખાણ વાંચતાં) થોભવાની નિશાની
**વિરુદ્ધ** (વિ.) ઊલટું, પ્રતિકૂલ, ઊંધું, અવળું, સામું
**વિરૂપ** (વિ.) કદરૂપું, બેડોળ, વરવું, બદસૂરત
**વિરેચન** (ન.) જુલાબ, દસ્ત, દવાથી પેટ સાફ કરવું તે-રેચ
**વિરોધ** (પું.) વિરુદ્ધતા, દ્વેષ, શત્રુવટ, વેર (૨) કજિયો, તકરાર, ઝઘડો (૩) સામનો, પ્રતિકાર
**વિરોધયાદી** (સ્ત્રી.) વાંધાને નોંધ, 'નોટ ઑફ પ્રોટેસ્ટ
**વિરોધાભાસ** (પું.) માત્ર દેખીતો વિરોધ (૨) વિરુદ્ધ વર્ણનવાળો એક અર્થાલંકાર
**વિરોધાભાસી** (વિ.) વિરાધાભાસવાળું (૨) એકબીજાથી ભિન્ન
**વિરોધી** (વિ.) વિરોધ કરનારું, વેરી, શત્રુ (૨) વિરુદ્ધ, ઊલટું (૩) (પું.) દુશ્મન, સામાવાળિયો
**વિલ** (ન.) વસિયતનામું, મૃત્યુપત્ર
**વિલક્ષણ** (વિ.) વિચિત્ર, અદ્ભુત, અસાધારણ, વિશિષ્ટ
**વિલગવું** (ક્રિ.) વળગવું, લાગવું
**વિલપન** (ન.) વિલાપ
**વિલય,વિલયન** (પું.ન.) ઓગળી જવું તે, ગરક થી જવું તે (૨) લય, નાશ
**વિલસવું** (ક્રિ.) ઝળકવું (૨) ક્રીડા કરવી, આનંદ કરવો (૩) માણવું
**વિલસિત** (વિ.) ઝળકતું, ચમકતું (૨) (ન.) વિલાસ, ચેષ્ટા, નખરું
**વિલંબ** (પું.) ઢીલ, વાર કરવી તે
**વિલંબિત** (વિ.) લટકતું (૨) વિલંબ થયો હોય એવું (૩) ધીમું
**વિલાપ** (પું.) રોવું તે, રુદન, આક્રંદ
**વિલાયત** (સ્ત્રી.ન.) વિદેશ (૨) ઇંગ્લેન્ડ
**વિલાવું** (ક્રિ.) કરમાવું (૨) પીગળવું (૩) વિલય થવો, નાશ પામવું
**વિલાસ** (પું.) ખેલ, ક્રીડા (૨) ચેનબાજી, મોજ (૩) શૃંગારચેષ્ટા, મોહક હાવભાવ (૪) શૃંગારક્રીડા
**વિલાસપ્રિય** (વિ.) વિલાસનું શોખીન, વિલાસી
**વિલાસિતા** (સ્ત્રી.) વિલાસીપણું (૨) લહેરીપણું
**વિલાસી** (વિ.પું.) શોખીન (૨) કામાસકત, વિષયી (૩) ચેનબાજી ઉડાવનાર, લહેરી
**વિલીન** (વિ.) સારી રીતે લીન થઈ ગયેલું (૨) લય પામેલું (૩) ઓગળી ગયેલું, દ્રવીભૂત (૪) મરણ પામેલું
**વિલીનીકરણ** (ન.) વિલીન કરવું તે, જોડી દેવું તે, વિલયન
**વિલુપ્ત** (વિ.) લુપ્ત થઈ ગયેલું, લોપ પામેલું (૨) ઝૂંટવી લીધેલું
**વિલુપ્તિ** (સ્ત્રી.) લુપ્ત થવું તે, લોપ
**વિલુબ્ધ** (વિ.) લોભાયેલું (૨) આસકત
**વિલેપ,વિલેપન** (પું.ન.) લેપ કરવો-ચોપડવું તે (૨) લેપ કરવાનો પદાર્થ
**વિલોકન** (ન.) જોવું તે, તપાસવું તે (૨) નજર, દૃષ્ટિ

**વિલોચન** (ન.) આંખ, નેત્ર, ચક્ષુ (૨) જોવું તે
**વિલોપન** (ન.) લોપવું કે લોપાવું તે (૨) મારવું તે, જેમ કે, આત્મવિલોપન
**વિલોમ** (વિ.) વિપરીત, ઊલટું
**વિવર** (ન.) દર, છિદ્ર, બાકું (૨) ગુફા, કોતર (૩) (પું.) ઉપાય, ઇલાજ
**વિવરણ** (ન.) સ્પષ્ટીકરણ, વિવેચન, ખુલાસો
**વિવર્ત** (પું.) વિકાર, ફેરફાર, રૂપાંતર (૨) ભ્રમ, મિથ્યાભ્યાસ (૩) ચક્રાકાર ફરવું તે
**વિવર્તન** (ન.) પરિવર્તન (૨) પરિભ્રમણ (૩) ચક્રાકાર ફરવું તે (૪) 'ડિફેક્શન'
**વિવર્તિત** (વિ.) વિવર્તન પામેલું (૨) મચકોડાઈ ગયેલું
**વિવશ** (વિ.) પરવશ, પરાધીન (૨) વ્યાકુલ, વિહ્વળ (૩) (લા.) લાચાર, નિરુપાય
**વિવાદ** (પું.) ચર્ચા (૨) ઝઘડો, તકરાર (૩) મતભેદ (૪) અદાલતમાં ચાલતો ઝઘડો કે દાવો
**વિવાદગ્રસ્ત** (વિ.) ઝઘડામાં પડેલું, તકરારી (૨) જેને વિશે વિવાદ ચાલે છે તેવું
**વિવાદાસ્પદ** (વિ.) વિવાદને જેમાં સ્થાન છે તેવું (૨) નિશ્ચિત નહિ તેવું
**વિવાદી** (પું.) વિવાદ, ઝઘડો કે દાવો કરનાર (૨) (વિ.) વાદી, સંવાદી સાથે નહિ ભળતો સ્વર
**વિવાહ** (પું.) વેવિશાળ, સગાઈ, સગપણ, વેશવાળ (૨) લગ્ન
**વિવાહવાજન** (ન.) વિવાહ કે તેને લગતો ધામધૂમવાળો પ્રસંગ કે અવસર
**વિવાહિત,વિવાહિતા** (વિ.સ્ત્રી.) પરણેલ
**વિવાહોત્સવ** (પું.) વિવાહનો કે તેને લગતો ઉત્સવ, લગ્ન-સમારંભ
**વિવિધ** (વિ.) અનેક પ્રકારનું, ભાતભાતનું, ભિન્નભિન્ન, તરેહતરેહનું, બહુવિધ
**વિવિધતા** (સ્ત્રી.) વિવિધ હોવાપણું, એક કરતાં જુદું (૩) વૈચિત્ર્ય
**વિવિધલક્ષી** (વિ.) વિવિધ પ્રકારના લક્ષ કે હેતુવાળું, 'મલ્ટિ-પર્પઝ'
**વિવૃત** (વિ.) ઉઘાડું, ખુલ્લું (૨) વિસ્તૃત (૩) આભ્યંતર, પ્રયત્નના ચાર પ્રકારમાંનો એક (૪) (વ્યા.) (સ્પૃષ્ટ, ઈષત્સ્પૃષ્ટ, સંવૃત ને વિવૃત)
**વિવૃતિ** (સ્ત્રી.) ભાષ્ય, ટીકા
**વિવૃદ્ધિ** (સ્ત્રી.) વિશેષ વૃદ્ધિ, વધારો, વિકાસ, વિસ્તાર
**વિવેક** (પું.) ખરુંખોટું જાણવાની શકિત-વિવેકબુદ્ધિ (૨) સભ્યતા, વિનય (૩) કરકસર
**વિવેકદૃષ્ટિ** (સ્ત્રી.) વિવેક કરી શકે એવી દૃષ્ટિ કે સમજબુદ્ધિ (૨) સારા-સારનો વિવેક ધરાવતી દૃષ્ટિ
**વિવેકબુદ્ધિ** (સ્ત્રી.) સારાસાર સમજવાની બુદ્ધિ
**વિવેકભ્રષ્ટ** (વિ.) વિવેકશકિત વિનાનું, વિવેક-રહિત, અવિવેકી, વિવેક-શૂન્ય, ઉદ્ધત
**વિવેકયુકત** (વિ.) વિવેકવાળું, વિવેકી, વિનયી
**વિવેકશૂન્ય** (વિ.) વિવેક વિનાનું, અવિવેકી
**વિવેકહીન** (વિ.) અવિવેકી, વિવેકશૂન્ય
**વિવેકાધિકાર** (પું.) વિવેકબુદ્ધિ પ્રમાણે સત્તા વાપરવીવ તે, વિવેકાધીન સત્તા (૨) પોતાને યોગ્ય લાગે તેવું કરવાની સત્તા, 'ડિસ્ક્રિશનરી પાવર'
**વિવેકાધીન** (વિ.) વિવેકથી થતું, ઐચ્છિક, 'ડિસ્ક્રિશનરી'
**વિવેકી** (વિ.) વિવેકવાળું, સમજુ, સભ્ય (૨) વિચારવાન, જ્ઞાની
**વિવેચક** (વિ.પુ.) વિવેચન કરનાર, સમીક્ષક, આલોચક
**વિવેચન** (ન.) સ્પષ્ટીકરણ, વિવરણ (૨) ટીકા, ગુણદોષ જુદા પાડી બતાવવા તે
**વિવેચનાત્મક** (વિ.) વિવેચનવાળું (૨) વિવરણાત્મક
**વિશદ** (વિ.) નિર્મળ (૨) સ્પષ્ટ, સરળ, વિસ્તીર્ણ, વિસ્તૃત (૩) શ્વેત, પારદર્શક
**વિશદતા** (સ્ત્રી.) સ્પષ્ટતા, સ્પષ્ટીકરણ, વિસ્તાર
**વિશમવું** (ક્રિ.) શમવું, લય પામવું
**વિશાખા** (સ્ત્રી.) નાની ડાળી (૨) (ન.) સોળમું નક્ષત્ર
**વિશારદ** (વિ.) નિપુણ, ચતુર (૨) (પું.) પંડિત, વિદ્વાન
**વિશાલ(-ળ)** (વિ.) મોટું, વિસ્તીર્ણ
**વિશિષ્ટ** (વિ.) વિશેષતાવાળું, અસાધારણ, વિલક્ષણ
**વિશિષ્ટતા,વિશિષ્ટત્વ** (સ્ત્રી.ન.) અસામાન્યતા
**વિશીર્ણ** (વિ.) ભાંગીતૂટી ગયેલું, જીર્ણ, છિન્નભિન્ન થઈ ગયેલું
**વિશુદ્ધ** (વિ.) પવિત્ર, નિર્દોષ (૨) નિર્મળ, સ્વચ્છ
**વિશુદ્ધિ** (સ્ત્રી.) વિશુદ્ધતા, નિર્મળતા
**વિશૃંખલ(-ળ)** (વિ.) બંધન વિનાનું, સ્વચ્છંદી, ઉદ્ધત
**વિશે(-ષે)** (અ.) સંબંધી, -ને લગતું
**વિશેષ** (વિ.) વધારે (૨) ખાસ, અસાધારણ (૩) (પું.) તફાવત (૪) અસાધારણ ધર્મ (૫) સંગીતમાં એક અલંકાર
**વિશેષજ્ઞ** (વિ.પું.) વિશેષ કે ખાસ જાણકાર, તદ્‌વિદ, નિષ્ણાત
**વિશેષણ** (ન.) નામનો ગુણ કે સંખ્યા બતાવનાર શબ્દ
**વિશેષતઃ** (અ.) મુખ્યત્વે કરીને, ખાસ કરીને
**વિશેષતા** (સ્ત્રી.) ઉત્કૃષ્ટતા, અસાધારણતા (૨) વધારેપણું (૩) તફાવત
**વિશેષનામ** (ન.) વસ્તુ, માણસ વગેરેનું ખાસ નામ તે, નામનો એક પ્રકાર (વ્યા.)
**વિશેષાધિકાર** (પું.) વિશેષ કે ખાસ અધિકાર, હક
**વિશેષાંક** (પું.) સામયિકનો ખાસ અંક, 'સ્પેશિયલ ઇસ્યુ'
**વિશ્રાંભ** (પું.) વિશ્વાસ (૨) રહસ્ય, ખાનગી વાત
**વિશ્રામ** (પું.) વિસામો, આરામ (૨) આરામ લેવાનું સ્થાન
**વિશ્રામગૃહ,વિશ્રામઘર** (ન.) આરામ લેવા માટે ઉતારા જેવું સ્થાન કે આરામગૃહ, 'રેસ્ટ હાઉસ' (૨) મુસાફરખાનું, ડાક-બંગલો
**વિશ્રાંત** (વિ.) થાકી ગયેલું (૨) વિશ્રાંતિ પામેલું, શાંત
**વિશ્રાંતિ** (સ્ત્રી.) આરામ, વિશ્રામ (૨) શાંત થવું તે, અંત
**વિશ્રુત** (વિ.) પ્રખ્યાત (૨) જાણેલું, સાંભળેલું
**વિશ્લેષ,વિશ્લેષણ** (પું.ન.) છૂટું પડવું કે પાડવું તે, પૃથક્કરણ, 'ઍનેલીસિસ' (૨) વિયોગ
**વિશ્વ** (ન.) જગત, સૃષ્ટિ, બ્રહ્માંડ (૨) (વિ.) સમગ્ર, વિરાટ
**વિશ્વકર્મા** (પું.) દેવોનો શિલ્પશાસ્ત્રી (૨) ઈશ્વર (૩) સુથાર
**વિશ્વકોશ(-ષ)** (પું.) જ્ઞાનકોશ, 'ઍન્સાઇક્લોપીડિયા'
**વિશ્વજનીન** (વિ.) સમસ્ત વિશ્વનું, -ને લગતું (૨) ભૂતમાત્ર પ્રત્યેનું
**વિશ્વજિત** (વિ.) વિશ્વને જીતનારું
**વિશ્વબંધુત્વ** (ન.) વિશ્વમાં સર્વ માટે ભ્રાતૃભાવ કે પ્રેમ
**વિશ્વબેંક** (સ્ત્રી.) આંતરરાષ્ટ્રીય નાણા-વ્યવહાર માટેની બેંક, 'વર્લ્ડ બેંક'

**વિશ્વમાનવ** (પું.) સમસ્ત વિશ્વને પોતાનો દેશ કે ઘર માને એવી પ્રેમભાવનાવાળો કે વિશ્વવ્યાપી દૃષ્ટિવાળો માનવ, 'વર્લ્ડ સિટિઝન'

**વિશ્વયુદ્ધ** (ન.) આખા વિશ્વમાં વ્યાપેલું-જગતના ઘણાખરા દેશોની વચ્ચેનું યુદ્ધ, 'વર્લ્ડ વૉર'

**વિશ્વવિખ્યાત** (વિ.) જગ-પ્રખ્યાત, જગ-જાહેર

**વિશ્વવિદ્યાલય** (ન.) યુનિવર્સિટી, વિદ્યાપીઠ

**વિશ્વવ્યાપક,વિશ્વવ્યાપી** (વિ.) સમગ્ર જગતમાં વ્યાપી રહેલું

**વિશ્વશાંતિ** (સ્ત્રી.) સમગ્ર-સકલ જગતની શાંતિ

**વિશ્વસનીય** (વિ.) વિશ્વાસ કરવા લાયક, વિશ્વાસપાત્ર, ભરોસાપાત્ર

**વિશ્વસંસ્થા** (સ્ત્રી.) વિશ્વની કે વિશ્વ જેટલી વિશાળ-વિશ્વવ્યાપી સંસ્થા. જેમ કે, 'યુનો'

**વિશ્વસ્ત** (વિ.) વિશ્વાસુ, વિશ્વસનીય

**વિશ્વંભર** (વિ.) આખા જગતનું પોષણ કરનાર (૨) સર્વવ્યાપી (૩) (પું.) વિષ્ણુ

**વિશ્વંભરા** (સ્ત્રી.) વિશ્વનું પોષણ કરનારી, અન્નપૂર્ણા (૨) પૃથ્વી, ધરા

**વિશ્વાસ** (પું.) ભરોસો, ખાતરી (૨) શ્રદ્ધા, પ્રતીતિ (૩) પતીજ, ઇતબાર, યકીન

**વિશ્વાસઘાત** (પું.) કોઇએ મૂકેલો વિશ્વાસ તોડવો તે, વિશ્વાસ આપીને અવળું કરવું તે, દગલબાજી, દગો

**વિશ્વાસઘાતી** (વિ.પું.) વિશ્વાસઘાત કરનાર, દગલબાજ

**વિશ્વાસપાત્ર** (વિ.) વિશ્વસનીય, ભરોસાપાત્ર

**વિશ્વાસી,વિશ્વાસુ** (વિ.) વિશ્વાસ રાખનાર, વિશ્વાસપાત્ર, વિશ્વાસ રાખવા યોગ્ય (૨) શ્રદ્ધાળુ, ઈસુ ખ્રિસ્ત વિશે વિશ્વાસ-શ્રદ્ધા રાખનાર, ખ્રિસ્તી

**વિશ્વેશ્વર** (પું.) વિશ્વેશ (૨) વિશ્વનાથ, કાશીના મહાદેવ

**વિષ** (ન.) હળાહળ ઝેર (૨) પાણી (૩) (લા.) દ્વેષ, ખાર

**વિષઘ્ન** (વિ.) વિષહર, ઝેર દૂર કરનાર

**વિષચક્ર** (ન.) એક દોષમાંથી અનેકની પરંપરા પેદા થવી તે કે તેવી પ્રવૃત્તિ, 'વિશિયસ સર્કલ'

**વિષધર** (પું.) સાપ, ઝેરી નાગ

**વિષપાન** (ન.) ઝેર પીવું તે

**વિષપ્રયોગ** (પું.) વિષ આપવું કે દવામાં વાપરવું તે

**વિષવિજ્ઞાન,વિષવિદ્યા** (ન.સ્ત્રી.) વિષશાસ્ત્ર, વિષ અંગેનું વિજ્ઞાનશાસ્ત્ર, 'ટૉક્સિકોલૉજી'

**વિષણ્ણ** (વિ.) ઉદાસ, ખિન્ન (૨) ફીકું, નિસ્તેજ

**વિષમ** (વિ.) (કદ, માપ, મેળ વગેરે કોઈ રીતે) અસમાન, સરખું કે સમાંતર નહિ એવું (જેમ કે, ભૂમિતિમાં ખૂણો, બાજુઓ વગેરે) ઓછુંવત્તું, ખાડા-ટેકરાવાળું, ઊંચુંનીચું (૨) અઘરું, મુશ્કેલ (૩) પ્રતિકૂળ, વિરુદ્ધ (૪) દારુણ, ભયાનક (૫) એકી સંખ્યા (૬) (ન.) એક અલંકાર જેમાં કાર્યકારણ વચ્ચે અસાધારણ યા મેળ ન ખાય એવો સંબંધ હોય છે.

**વિષમ-અપૂર્ણાંક** (પું.) છેદ જેટલા કે તેથી મોટા અંશવાળો અપૂર્ણાંક

**વિષમઘાત** (વિ.) વિષમ ઘાતવાળો (પદી) (ગ.)

**વિષમજ્વર** (પું.) રહીરહીને આવતો તાવ, જીર્ણ જ્વર

**વિષમતિથિ** (સ્ત્રી.) એકી ,સંખ્યાની તિથિ

**વિષમ(-ભુજ)ત્રિકોણ** (પું.) ત્રણે અસમાન બાજુવાળો ત્રિકોણ

**વિષય** (પું.) ઇંદ્રિયગ્રાહ્ય પદાર્થ (૨) ભોગ્ય પદાર્થ, ભોગનું સાધન (૩) કામભોગ (૪) વિચાર માટે ભણવાની વસ્તુ (૫) પ્રકરણ, મજકૂર, મુદ્દો, બાબત (૬) ઉદ્દેશ, હેતુ (૭) દેશ, જનપદ, જિલ્લો, પ્રાંત

**વિષયક** (વિ.) (અમુક) વિષયને લગતું, -તે અંગેનું

**વિષયભોગ** (પું.) વિષયો ભોગવવા તે, કામભોગ

**વિષયલંપટ** (વિ.) વિષયભોગમાં લંપટ, વ્યભિચારી, કામુક

**વિષયવારી** (સ્ત્રી.) વિષયવાર ગોઠવણી, વિષયોની ક્રમવાર .યાદી

**વિષયવાસના** (સ્ત્રી.) વિષયભોગની વાસના, કામેચ્છા

**વિષયવિકાર** (પું.) વિષયને લીધે થતો વિકાર (૨) કામરૂપી વિકાર

**વિષયાતીત** (વિ.) વિષયવાસનાને તરી ગયેલું, ઇન્દ્રિયાતીત

**વિષયાત્મક** (વિ.) વિષયોને લગતું, વિષયરૂપે રહેલું

**વિષયાનંદ** (પું.) વિષયસુખ, વિષયભોગનો આનંદ

**વિષયાસકત** (વિ.) વિષયલંપટ, કામકુ

**વિષયાંતર** (ન.) વિષયનો ફેરફાર, પ્રસ્તુત વિષયમાંથી અન્ય વિષયમાં ઉતરી જવું તે

**વિષયાંધ** (વિ.) વિષયભોગમાં અંધ બનેલું, કામાંધ

**વિષયી** (વિ.) વિષયાસકત, કામી, કામાંધ, વિષયલોલુપ (૨) વિષયનું, -ને લગતું

**વિષયેચ્છા** (સ્ત્રી.) વિષયભોગની ઇચ્છા, વિષયવાસના

**વિષાણુ** (પું.) અણુ જેવો સૂક્ષ્મ ઝેરી જંતુ, 'વાઇરસ'

**વિષાદ** (પું.) શોક, ખેદ, દિલગીરી, ખિન્નતા (૨) નિરાશા, અનુત્સાહ, ગભરાટ

**વિષાદયોગ** (પું.) વિષાદનો -તે અંગેનો-તેમાંથી ઉદ્દ્ભવતો યોગ

**વિષુવ** (ન.) ક્રાંતિવૃત્ત કે વિષુવવૃત્ત જે બે બિંદુઓમાં મળે છે તે દરેક, મેષ અને તુલામાં સંક્રાંતિ, જ્યારે દિવસરાત સરખાં હોય છે.

**વિષુવરેખા,વિષુવવૃત્ત** (ન.) પૃથ્વીની ધરીની મધ્યમાં કાટખૂણે કલ્પેલું વર્તુળ, વિષુવરેખા, ભૂમધ્યરેખા, 'ઇક્વેટર'

**વિષે** (અ.) વિશે (૨) બાબતમાં

**વિષ્કંભક** (પું.) આગલી કથાનો સાર તથા આવનાર વસ્તુનું સૂચન કરતો નાટકનો ઉપોદ્‌ઘાત-અવતરણ

**વિષ્ટા** (સ્ત્રી.) મળ, નરક, પક્ષીઓની હગાર, ચરક

**વિષ્ટિ** (સ્ત્રી.) સુલેહ કે સમાધાનની વાતચીત ને વાટાઘાટ

**વિષ્ટિકાર** (પું.) સમાધાન માટે દરખાસ્ત લઈ જનાર

**વિષ્ણુ** (પું.) વિભૂતિમાં સૃષ્ટિનું પાલન કરનાર સ્વરૂપ (૨) (વિ.) વિભુ, સર્વવ્યાપી

**વિષ્ણુપદ** (ન.) આકાશ (૨) વૈકુંઠ-વિષ્ણુનું સ્થાન

**વિષ્ણુસહસ્રનામ** (ન.) વિષ્ણુનાં સહસ્ર નામ વર્ણવતું એક સ્તોત્ર

**વિસર્ગ** (પું.) દાન (૨) ત્યાગ (૩) હકાર જેવો ઉચ્ચાર કરવાનું ( : ) આવું ચિહ્‌ન (વ્યા.)

**વિસર્જન** (ન.) છોડી દેવું તે (૨) વિદાય થવું કે કરવું તે (૩) સમાપ્તિ

**વિસર્જિત** (વિ.) વિસર્જન કરાયેલું

**વિસવાસી** (સ્ત્રી.) વસાનો વીસમો ભાગ, વીઘાનો ચારસોમો ભાગ (૨) લાકડાનું એક માપ

**વિ.સં.** (પું.) 'વિક્રમ સંવત'નું ટૂંકું રૂપ. જેમ કે, વિ.સં. ૨૦૫૦

**વિસંગત** (વિ.) અસંગત, વિસંવાદી, મેળ વગરનું

**વિસંગતતા,વિસંગતિ** (સ્ત્રી.) અસંગતિ, વિસંવાદ

**વિસંવાદ,વિસંવાદિતા** (પું.) અસંગતિ (૨) વિરોધ, પ્રતિકૂળતા
**વિસા** (પું.) પાસપોર્ટ પર વિશિષ્ટ દેશમાં દાખલ થવાની રજાનો શેરો (૨) વિદેશમાં અધિવાસનો પરવાનગીપત્ર
**વિસાત** (સ્ત્રી.) વસાત, કિંમત, મહત્ત્વ (૨) (લા.) ગજું, દમ, મજાલ (૩) ગણતરી, લેખું, હિસાબ
**વિસામો** (પું.) થાક ખાવો તે, વિશ્રાંતિ (૨) વિસામો લેવાની જગ્યા
**વિસારવું** (ક્રિ.) ભૂલી જવું, વિસરી જવું, વિસ્મરણ થવું
**વિસ્ખલન** (ન.) ભૂલ, ચૂક, ખડી પડવું તે
**વિસ્તરણ** (ન.) વિસ્તરવું તે, વિસ્તાર, ફેલાવો, પ્રસાર
**વિસ્તરવું** (ક્રિ.) વિસ્તાર કે પ્રચાર પામવું (૨) ફેલાવું
**વિસ્તાર** (પું.) ફેલાવો, વ્યાપ, વ્યાપ્તિ (૨) વધારો (૩) વિશાળતા (૪) બહોળો પરિવાર કે કુટુંબ
**વિસ્તારપૂર્વક** (અ.) વિસ્તારથી, લંબાણપૂર્વક
**વિસ્તારવું** (ક્રિ.) વિસ્તાર કરવો, લંબાવવું (૨) વધારવું
**વિસ્તીર્ણ** (વિ.) વિસ્તારવાળું, વિસ્તૃત
**વિસ્તૃત** (વિ.) વિસ્તારવાળું, વિસ્તીર્ણ, વ્યાપેલું
**વિસ્થાપન** (ન.) ઠરીઠામ થયેલાને અન્ય સ્થળે ખસેડવા કે હટાવવા તે
**વિસ્થાપિત** (વિ.) નિર્વાસિત
**વિસ્ફાર** (પું.) કંપવું-ધ્રૂજવું તે (૨) પહોળું કે મોટું થવું તે, ફાટવું તે (૩) ખોલવાની-ઉઘાડવાની ક્રિયા
**વિસ્ફારિત** (વિ.) પહોળું, ફાટેલું (૨) ચમકી ગયેલું
**વિસ્ફોટક** (પું.) ચામડીનો એક રોગ, ફોલ્લો (૨) (વિ.) જોરથી ફૂટે એવું
**વિસ્મય** (પું.) આશ્ચર્ય, અચંબો, અચરજ, નવાઈ, તાજુબી
**વિસ્મયકારક,વિસ્મયકારી,વિસ્યમજનક** (વિ.) વિસ્મય પમાડે તેવું (૨) આશ્ચર્યકારક
**વિસ્મરણ** (ન.) ભૂલી જવું તે - વિસ્મૃતિ
**વિસ્મિત** (વિ.) વિસ્મય કે નવાઈ પામેલું
**વિસ્મૃત** (વિ.) ભૂલી જવાયેલું
**વિસ્મૃતિ** (સ્ત્રી.) વિસ્મરણ
**વિહગ** (ન.) પક્ષી, પંખી, વિહંગ
**વિહરવું** (ક્રિ.) ફરવું (૨) વિહાર કરવો
**વિહંગ** (ન.) પક્ષી, વિહગ
**વિહંગદૃષ્ટિ** (સ્ત્રી.) પક્ષીની જેમ સમગ્ર પરિસ્થિતિને એકસાથે ઉપરથી જોઈ લેવી તે
**વિહંગાવલોકન** (ન.) વિહંગદૃષ્ટિથી પુસ્તક વગેરેનું કરેલું નિરીક્ષણ
**વિહાર** (પું.) ક્રીડા (૨) આનંદમાં હરવું ફરવું તે (૩) ભ્રમણઆ (૪) (બૌદ્ધ) મઠ (૫) (જૈન) સાધુઓએ એક સ્થળેથી બીજે સ્થળે પ્રવાસ કરવો તે
**વિહારમઠ** (પું.) વિહાર કરીને રહેવાની જગ્યા કે સ્થાન
**વિહારી** (વિ.) વિહાર કરનાર કે વિચરનાર
**વિહીન,વિહોણું** (વિ.) વિનાનું, વગરનું, રહિત
**વિહ્વલ(-ળ)** (વિ.) બાવરું, આતુર, ગભરાયેલું, બેબાકળું
**વિંગ** (સ્ત્રી.) શાખા, પાંખ, પક્ષ (૨) વિમાનનો એવો (આધારરૂપ) પહોળો ભાગ
**વીખર(-રા)વું** (ક્રિ.) વેરાવું, છૂટા પડી જવું
**વીગત** (સ્ત્રી.) ગત, અતીત (૨) મૃત (૩) બીના, બાબત (૪) ગમ, સૂઝ
**વીગતવાર,વીગતે** (અ.) દરેક વિગત સાથે, વિસ્તારપૂર્વક
**વીઘું,વીઘો** (ન.પું.) જમીનનું એક માપ (પચીસેક ગૂંઠાનું)
**વીચિ(-ચી)** (પું.સ્ત્રી.) તરંગ, મોજું
**વીછળવું** (ક્રિ.) પાણીથી હલાવીને સ્વચ્છ કરવું
**વીછી(-છુ)** (પું.) એક ઝેરી જીવ-જંતુ, વીછી
**વીજ** (સ્ત્રી.) વીજળી, વિદ્યુત
**વીજચુંબક** (ન.) વીજળીથી પેદા થતું ચુંબક, 'ઇલેક્ટ્રોમૅગ્નેટ'
**વીજદર્શક** (ન.) વીજળી છે કે તે કેવી છે તે બતાવતુ યંત્ર-સાધન, 'ઇલેક્ટ્રોસ્કોપ'
**વીજધ્રુવ** (પું.) વીજદ્રાવણમાં વહન કરવા જે વાહક પદાર્થ મુકાય તે, 'ઇલેક્ટ્રોમૅગ્નેટ'
**વીજવાહક** (વિ.) વીજળી વહી શકે એવું, 'ઇલેક્ટ્રોડ'
**વીજશકિત** (સ્ત્રી.) વિદ્યુતબળ, ઊર્જાશકિત
**વીજણો** (પું.) વીજણો, પંખો
**વીજળી** (સ્ત્રી.) એક ભૌતિક શકિત, વીજ, વિદ્યુત
**વીજળીકરણ** (ન.) વીજળી આપવી કે પૂરી પાડવી તે
**વીજળીઘર,વીજળીમથક** (ન.) વીજળી જ્યાં ઉત્પન્ન થાય કે જ્યાંથી બધે મોકલાય તે સ્થાન, 'પાવર-સ્ટેશન'
**વીજાણુ** (પું.) યાંત્રિક વીજળીનો સૂક્ષ્મકણ, 'ઇલેક્ટ્રોન'
**વીજાણુયંત્ર** (ન.) વીજ સંચાલિત યંત્ર
**વીડિયો** (પું.) ચુંબકીય પટ્ટી પરથી દશ્ય-શ્રવ્ય ચિત્ર દર્શાવતું સાધન
**વીડિયો કૅસેટ** (સ્ત્રી.) દશ્ય-શ્રવ્ય ચિત્ર અંકિત કરી જોવાની ચુંબકીય પટ્ટીની ડબ્બી
**વીડિયો ગેમ** (સ્ત્રી.) વીડિયો મશીન પર રમી શકાય તેવી રમત
**વીણવું** (ક્રિ.) ચૂંટવું (૨) પસંદ કરવું (૩) (અનાજમાંથી કાંકરા વગેરે) ઉપાડી લેવું, દૂર કરવું
**વીણા** (સ્ત્રી.) બીન, એક તંતુવાદ્ય
**વીણાકાવ્ય** (ન.) ઊમિર્ગીત, 'લિરિક'
**વીણાપાણિ** (વિ.પું.) જેમના હાથમાં હંમેશાં વીણા રહે છે તે નારદ ઋષિ
**વીણાવાદન** (ન.) વીણા વગાડવાની ક્રિયા
**વીણાવાદિની** (સ્ત્રી.) સરસ્વતી
**વીત** (વિ.) જતું રહેલું (૨) છોડી દીધેલું. જેમ કે, વીતરાગ
**વીતક** (ન.સ્ત્રી.) વીતેલું તે (૨) સંકટ, આપત્તિ, દુઃખ
**વીતરાગ(-ગી)** (વિ.) રાગ-આસકિત વિનાનું
**વીતવું** (ક્રિ.) ગુજરવું, પસાર થઈ જવું (૨) દુઃખ પડવું
**વીતી** (સ્ત્રી.) વીતેલું તે, વીતક. જેમ કે, આપવીતી
**વીથિ,વીથિકા** (સ્ત્રી.) માર્ગ, રસ્તો
**વીનવવું** (ક્રિ.) વિનંતી અનુરોધ કે આજીજી કરવી
**વી.પી.** (ન.) આંકેલ કિંમત આપ્યે મળે એવું ટપાલમાં આવતું પાર્સલ, બુક પોસ્ટ વગેરેનું પાર્સલ
**વીફરવું** (ક્રિ.) ગુસ્સે થવું, ઉશ્કેરવું
**વીમો** (પું.) વસ્તુ કે જિંદગીને નુકસાન પહોંચતાં તે બદલ વીમો ઉતારનાર સંસ્થા તરફથી પૈસાની થતી ભરપાઈ (૨) તેનો પ્રકાર (૩) તે પેટે ભરવાનો હપતો (૪) જોખમભર્યું સાહસ
**વીમા-એજન્ટ** (પું.) વીમા-દલાલ

**વીમા કંપની** (સ્ત્રી.) વીમો ઉતારનાર સંસ્થા કે મંડળ
**વીમા-પૉલિસી** (સ્ત્રી.) વીમો-તેનો કરાર (૨) વીમાખત
**વીર** (વિ.) શૂર, પરાક્રમી (૨) (પું.) તેવો પુરુષ (૩) વીરો, ભાઈ (૪) એક છંદ (૫) વીરરસ (૬) મહાવીર
**વીરકર્મ** (ન.) વીરતા ભરેલું કે વીરને છાજે એવું કર્મ
**વીરતા,વીરત્વ** (સ્ત્રી.ન.) શૂરવીરતા, પરાક્રમ, શૌર્ય, વીર્ય
**વીરપસલી** (સ્ત્રી.) શ્રાવણી પૂર્ણિમાને દિવસે અથવા ભાદરવા સુદિ નોમે ભાઈ તરફથી બહેનને અપાતી ભેટ
**વીરપ્રભુ** (પું.) મહાવીર સ્વામી
**વીરરસ** (પું.) કાવ્યના નવ રસોમાંનો એક રસ
**વીરડો** (પું.) નદી કે તળાવના સૂકા ભાગમાં પાણી માટે ખોદેલો ખાડો
**વીરાંગના** (સ્ત્રી.) વીર-બહાદુર સ્ત્રી
**વીરો** (પું.) ભાઈ
**વીરોચિત** (વિ.) વીરને ઉચિત-છાજે એવું
**વીર્ય** (ન.) શુક્ર, ધાતુ, પુરુષમાં રહેલું સંતાનોત્પાદક પ્રવાહી તત્ત્વ (૨) બળ, પરાક્રમ
**વીર્યસ્ખલન,વીર્યસ્રાવ** (ન.પું.) વીર્ય ઝરી જવું તે
**વીર્યહીન** (વિ.) નામર્દ, નિર્બળ, નપુંસક
**વીલ** (ન.) વસિયતનામું, મૃત્યુપત્ર
**વીલું** (વિ.) શરમિંદું, ભોંઠું (૨) નાસીપાસ થયેલું (૩) રઝળતું, છૂટું
**વીશ(-સ)** (વિ.) '૨૦' નો આંકડો
**વીશી(-સી)** (સ્ત્રી.) પૈસા આપવાથી તૈયાર રસોઈ મળે તે જગ્યા (૨) વીસનો સમૂહ, વીસ વર્ષનો ગાળો (૩) વણાટમાં તાણાના તારની એક ગણતરી (૪) અવિધિસર પૈસાની લેવડદેવડ કરતું જૂથ
**વીસ** (વિ.) '૨૦' નો આંકડો, વીશ
**વીસરવું** (ક્રિ.) ભૂલી જવું, યાદમાંથી નીકળી જવું
**વી.સી.પી.** (ન.) વીડિયો કૅસેટ પ્લેયર (૨) પ્રસંગ-ઘટનાને જે તે સમયે જે તે સ્વરૂપે અંકિત કરેલી ચુંબકીય રિબન પરથી તેને ફરીથી તાદશ કરતું વીજાણુ ઉપકરણ
**વી.સી.આર.** (ન.) વીડિયો કૅસેટ રેકોર્ડર (૨) પ્રસંગ-ઘટનાને દશ્ય શ્રાવ્ય રૂપે જે તે સમયે ચુંબકીય રિબન પર અંકિત કરવાનું તથા તાદશ કરવાનું વીજાણુ ઉપકરણ
**વીખવું** (ક્રિ.) પીખવું, વિખેરી નાંખવું (૨) ચૂંથી નાખવું, ઉખેળવું
**વીછિયો** (પું.) વીછીના આકારનું પગની આંગળીમાં પહેરાતું સ્ત્રીઓનું ચાંદીનું એક ઘરેણું
**વીંછી(-છુ)** (પું.) એક ઝેરી જંતુ
**વીંછી(-છુ)ડો** (પું.) વીંછી (૨) વૃશ્ચિક રાશિના તારાઓનો વીંછીના આકારનો સમૂહ
**વીંજણો** (પું.) પંખો, હવા નાખવાનું સાધન
**વીંઝવું** (ક્રિ.) હવામાં જોરથી આમતેમ ધુમાવવું (૨) વેધ કરવો, વીંધવું
**વીંટલો** (પું.) વીંટો, વીંટાળેલો ગોળ આકાર (૨) પથારીનો વીંટો (૩) ફીંડલું (૪) સ્ત્રીઓનું નાકનું ઘરેણું
**વીંટવું** (ક્રિ.) લપેટવું, વીંટાળવું, વાળવું (૨) ઘેરો ઘાલવો
**વીંટાળવું** (ક્રિ.) લપેટવું, ગોળ વીંટવું
**વીંટી** (સ્ત્રી.) આંગળી ઉપર પહેરવાનું એક ઘરેણું-મુદ્રિકા, અંગૂઠી
**વીંટો** (પું.) વીંટાળેલો ગોળ આકાર-ફીંડલું (૨) પથારીનો વીંટો
**વીંધ** (ન.) વેહ, કાણું, નાકું, સાર ચઆરપાર કાઢવું
**વીંધવું** (ક્રિ.) વીંધ પાડવું, છિદ્ર કરવું (૨) કોચવું, ભોંકવું (૩) સોંસરવું-
**વૃક્ષ** (ન.) ઝાડ, તરુ
**વૃક્ષવાટિકા** (સ્ત્રી.) બગીચો, વાડી
**વૃક્ષારોપણ** (ન.) ઝાડ વાવવાની ક્રિયા
**વૃત** (વિ.) વીંટાયેલું (૨) પસંદ કરાયેલું, વરાયેલું
**વૃત્ત** (વિ.) વર્તુલાકાર, ગોળાકાર (૨) (ન.) વર્તુળ, ગોળ આકાર (૩) વર્તન, ચાલ - ચલગત (૪) સમાચાર, વૃત્તાંત, હકીકત, ખબર (૫) અક્ષરમેળ કે ગણમેળ છંદ
**વૃત્તપત્ર** (ન.) સમાચારપત્ર, છાપું, અખબાર
**વૃત્તાંત** (પું.ન.) હકીકત, વર્ણન (૨) ખબર, સમાચાર
**વૃત્તાંત-નિવેદક** (ન.) હેવાલ આપનાર, ખબરપત્રી, 'રિપોર્ટર'
**વૃત્તિ** (સ્ત્રી.) ચિત્તમાં ઊઠતો વિચાર, ચિત્તનો વ્યાપાર (૨) દાનત, વલણ, ઈચ્છા, રુચિ, ભાવ, મરજી (૩) સ્વભાવ, પ્રકૃતિ (૪) વર્તન (૫) વ્યાખ્યા, ટીકા (૬) ભિન્ન રસોમાં ઉપયોગી માનેલા વર્ણન કરવાની શૈલી (કૌશિકી, સાત્વતી, આરભટી અને ભારતી) (૭) ધંધો (૮) ગુજરાતનનું સાધન, આજીવિકા, ગુજરાન (૯) ટીકા, સમજૂતી (૧૦) શબ્દનો અર્થ બતાવવાની શકિત. (વ્યા.)
**વૃત્તિકા** (સ્ત્રી.) આજીવિકા પૂરતું (પગાર, શિષ્યવૃત્તિ વગેરે) અપાય તે, 'સ્ટાઈપેન્ડ'
**વૃથા** (અ.) ફોગટ, નિષ્ફળ, વ્યર્થ, મિથ્યા, નિરર્થક, નકામું
**વૃદ્ધ** (વિ.) ઘરડું, જૈફ, બુઢ્ઢું (૨) વડીલ, મોટેરું (૩) વધેલું (૪) સમજુ
**વૃદ્ધા** (વિ.સ્ત્રી.) ઘરડી થયેલી સ્ત્રી (૨) ડોસી, બુઢ્ઢી
**વૃદ્ધાવસ્થા** (સ્ત્રી.) ઘડપણ, જરા, વાર્ધકય
**વૃદ્ધિ** (સ્ત્રી.) વધારો (૨) આબાદી (૩) (લા.) અભ્યુદય, પ્રગતિ, વિકાસ (૪) સંસ્કૃતમાં થતો એક ફેરફાર (૫) 'બાળજન્મ થવો'ના અર્થમાં
**વૃદ્ધિગત** (વિ.) વધી ગયેલું, વિસ્તાર પામેલું, આબાદ
**વૃશ્ચિક** (પું.) વીંછી (૨) (સ્ત્રી.) વીંછુડો-આઠમી રાશિ
**વૃષણ** (પું.ન.) અંડ, ગોળી
**વૃષભ** (પું.) આખલો, પોઠિયો, ખૂંટ, સાંઢ, બળદ, ગોધો (૨) (સ્ત્રી.) બાર રાશિમાં બીજી રાશિ
**વૃષ્ટિ** (સ્ત્રી.) વરસાદ, વર્ષા
**વૃંદ** (ન.) ટોળું, સમૂહ, મેદની, સમુદાય
**વૃંદગાન,વૃંદગીત** (ન.) સમૂહગાન, 'કૉરસ'
**વૃંદા** (સ્ત્રી.) તુલસી (૨) રાધિકા
**વૃંદાવન** (ન.) તુલસીવન (૨) ગોકુળ નજીક આવેલું વન
**વેઈટર** (પું.) (હૉટેલ વીશી વગેરેનો) હજૂરિયો, નોકર
**વેઈટિંગ રૂમ** (પું.) રેલવે સ્ટેશન ઉપર મુસાફરોને બેસવા-ઊઠવાનો ઓરડો, પ્રતીક્ષાલય (૨) દાકતરને ત્યાં કે કોઈ કચેરી વગેરેમાં મળવાનો વારો આવે ત્યાં સુધી રાહ જોતાં બેસવાનો ઓરડો
**વેકરો** (પું.) કાંકરાવાળી જાડી રેતી
**વૅકેશન** (સ્ત્રી.) (શાળા વગેરેમાં) લાંબી રજાઓનો ગાળો (૨) સંસ્થાકીય સામુદાયિક લાંબી રજાઓ
**વૅક્યુમ** (ન.) પોલાણમાંનો શૂન્યાવકાશ

**વેકયમુ કલીનર** (ન.) મકાનમાં કચરો સાફ કરવાનું વીજળી સંચાલિત
**વૅક્સિન** (ન.) રોગ અટકાવવા અપાતી રસી
**વેગ** (પું.) ગતિ, ઝડપ, ઉતાવળ, ત્વરા (૨) જુસ્સો, જોસ (૩) ચસકો, સણકો (૪) ત્રાસ, તાપ
**વેગવાન** (વિ.) વેગીલું, વેગવાળું, ઝડપી
**વૅગન** (ન.) માલ ભરવાનો-ભારખાના-રેલવેનો ડબો કે ચાર પૈડાંનું વાહન
**વેગળું** (વિ.) દૂર, આઘે, છેટે (૨) જુદું, અલગ
**વેગી,વેગીલું** (વિ.) વેગવાળું, ઝડપી, (૨) ઉતાવળિયું
**વેચવાલ** (વિ.) વેચવાવાળું, વેચનાર
**વેચવાલી** (સ્ત્રી.) વેચવાની માગણી (શૅર વગેરેની), વેચવાનું વલણ
**વેચવું** (ક્રિ.) કિંમત લઈને વસ્તુ આપવી, વિક્રય કરવો
**વેચાઉ** (વિ.) વેચવાનું હોય એવું, વેચવા માટેનું કે વેચાય એવું
**વેચાણ** (ન.) વેચવું તે (૨) વેચાવું તે, વેચાતું આપવા લેવાની ક્રિયા, વિક્રય, વકરો
**વેચાણખત** (ન.) વેચાતું આપ્યાનું લખાણ કે દસ્તાવેજ
**વેચાણવેરો** (પું.) વેચાણ પરનો વેરો
**વેચાણિયું** (વિ.) વેચાણમાં લીધેલું, ખરીદેલું (૨) વેચી શકાય તેવું
**વેજા** (સ્ત્રી.) આપત્તિ, આફત (૨) પ્રજા
**વેજિટેબલ** (સ.) વનસ્પતિ, વનસ્પતિજન્ય (૨) શાકભાજી
**વેજિટેબલ ઘી** (ન.) વનસ્પતિમાંથી ઘી જેવું બનાવાતું-ઠારેલું તેલ (૨) વિભિન્ન ખાદ્ય તેલમાંથી થિજાવી બનાવેલું તેલ
**વેજિટેરિયન** (વિ.) શાકાહારી, નિરામિષભોજી
**વૅન્ટિલેશન** (ન.) મકાનમાં હવા-ઉજાસ માટે રાખવામાં આવતી વ્યવસ્થા
**વેઠ** (સ્ત્રી.) વગર દામનું વૈતરું (૨) ફરજિયાત વૈતરું (૩) (લા.) ભાર, પીડા, ઉપાધિ
**વેઠવું** (ક્રિ.) સહન કરવું, ખમવું (૨) નિભાવવું
**વેઠિયો** (પું.) વેઠ કરનારો (૨) વગર પૈસાનો નોકર
**વેડફવું** (ક્રિ.) નકામું ખરચી નાખવું, ઉડાવી દેવું, બગાડવું, ગુમાવવું
**વેડમી** (સ્ત્રી.) પૂરણપોળી, વેઢમી, ગળી રોટલી
**-વેડા** (પું.બ.વ.) '-ના જેવું વર્તન કે તેની નકલ એ અર્થમાં શબ્દને અંતે (દા.ત. વાંદરાવેડા)
**વેઢ,વેઢો** (પું.) આંગળી ઉપરનો સાંધા આગળનો કાપો (૨) બે કરતાં વધારે આંટાવાળી વાળાની ચાંદીની વીંટી (ખાસ કરીને સ્ત્રીઓ પગમાં પહેરે છે.) (૩) લાકડાની ગાંઠ
**વેણ** (સ્ત્રી.) કપાસનો છોડ, વણ (૨) પ્રસવની પીડા, વીણ (૩) (ન.) વચન, બોલ (૫) વાંસળી
**વેણિ(-ણી)** (સ્ત્રી.) ચોટલો (૨) અંબોડે બાંધવાનો ફૂલનો ગજરો (૩) નદીનો પ્રવાહ, વહેણ (જેમ કે, ત્રિવેણી) (૪) નદીઓનો સંગમ (૫) કમાડમાં જડેલી લાંબી ચીપ
**વેણુ,વેણુકા** (સ્ત્રી.) વાંસળી, બંસી
**વેણુનાદ** (પું.) વાંસળીનો સૂર કે અવાજ
**વેત** (પું.) ઘાટ, મોખ (૨) તજવીજ, ત્રેવડ (૩) (અ) વેંત, ટચલી આંગળીથી અંગૂઠાના છેડા સુધીનું માપ
**વેતન** (ન.) પગાર, દરમાયો
**વેતનદર** (પું.) પગારધોરણ
**વેતરણ** (સ્ત્રી.) વેતરવું તે (૨) જોઈતી ગોઠવણ, તજવીજ (૩) (લા.) શીક્ષા (૪) ઉપાય (૫) બગાડવું, ઊંધું મારવું
**વેતરવું** (ક્રિ.) શરીરને બેસતું આવે તેમ લૂગડું કાતરવું (૨) કોઈ કામની જોઈતી ગોઠવયણ કે તજવીજ કરવી, ઘાટ બેસાડવો (૩) (લા.) બગાડવું, ઊધું મારવું
**વેતા** (પું.બ.વ.) ભલીવાર, ડહાપણ, આવડત (૨) શકિત, તાકાત, ત્રેવડ (૩) ઢંગ
**વેતાલ(-ળ)** (પું.) એક જાતનું ભૂત (૨) મૃત શરીરમાં પેઢેલું ભૂત (૩) ભૂતનો રાજા (૪) દ્વારપાળ
**વેત્તા** (પું.) જાણનાર, જાણકાર, વિદ્વાન (૨) માહિતગાર, વાકેફ
**વેદ** (પું.) જ્ઞાન (૨) શાસ્ત્રીય જ્ઞાન (૩) હિંદુઓનું સૌથી પ્રાચીન ધર્મપુસ્તક (ૠગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ) (૪) ચારની સંજ્ઞા
**વેદના** (સ્ત્રી.) વેદન, જાણવું તે, જ્ઞાન, અનુભવવું તે, લાગણી (૨) પીડા
**વેદપાઠી** (પું.) સ્વરો સાથે વેદનો પાઠ કરનાર-વેદ ભણેલો બ્રાહ્મણ
**વેદપુરુષ** (પું.) વેદશાસ્ત્ર જાણનાર બ્રાહ્મણ (૨) ગોરપદું કરવાનો અધિકારી
**વેદાંગ** (ન.) વેદના છ અંગો (શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરુકત, છંદ, જ્યોતિષ) માંનું કોઈ
**વેદાંત** (પું.ન.) વેદોનો અંતિમ ભાગ-ઉપનિષદ (૨) (ન.) તેમાં ચર્ચાયેલું તત્ત્વજ્ઞાન
**વેદાંતી** (સ્ત્રી.) વેદાંતનું, વેદાંત સંબંધી (૨) (પું.) વેદાંતમતને માનનાર
**વેદિ,વેદિકા** (સ્ત્રી.) હોમ હવન વગેરે માટે તૈયાર કરેલી ઓટલી કે કુંડ
**વેદિયું** (વિ.) વેદ ભણેલું (૨) (લા.) ભણેલું પણ ગણેલું નહિ
**વેદી** (સ્ત્રી.) યજ્ઞકુંડ
**વેદોકત** (વિ.) વેદોમાં કહેલું, વેદવિહિત
**વેદ્ય** (વિ.) જાણવાનું, જાણવા યોગ્ય (૨) (ન.) જાણવાનું તે, જ્ઞાન
**વેધ** (પું.) છિદ્ર, વેહ, વીધ (૨) દોષ, બાધ, અડચણ (૩) જખમ (૪) વેધન (૫) ગ્રહો વગેરે આકાશીય પદાર્થોની ગતિ, સમય વગેરેનું નિરીક્ષણ (૬) સુથાર કે કડિયાના કામમાં શાસ્ત્રીય દોષ (૭) સૂર્યગ્રહણ પૂર્વે ચાર પ્રહર અને ચંદ્રગ્રહણ પૂર્વે ત્રણ પ્રહરનો સૂતકનો સમય (૮) (લા.) ખાર, દ્વેષ (૯) કોઈ પણ ત્રિકોણના ગમે તે શિરોબિંદુમાંથી એની સામેના ભુજ ઉપર દોરેલાં લંબ, 'કોઑર્ડિનેટ ઑફ ઝેડ' (ગ.)
**વેધક** (વિ.) વીધી નાખે એવું, તીક્ષ્ણ (૨) અસરકારક (૩) નિશાન પાડનારું
**વેધશાલા(-ળા)** (સ્ત્રી.) ગ્રહાદિકની ગતિ વગેરે નીરખવાનું સ્થાન, 'ઑબ્ઝર્વેટરી'
**વેપાર** (પું.) માલ વેચવા-સાટવાનો ધંધો, કામધંધો
**વેપારધંધો,વેપારરોજગાર,વેપારવણજ** (પું.) વેપારનું કામકાજ-કામધંધો
**વેપારી** (પું.) વેપાર કરનાર
**વેફર** (સ્ત્રી.) બટાટા, કેળાં આદિની પતરી-પાતળી કાતરી
**વેર** (ન.) શત્રુવટ, શત્રુતા (૨) દ્વેષ, ઝેર, ખાર
**વૅર-હાઉસ** (ન.) ગોદામ, કોઠાર, વખાર, 'ગોડાઉન'
**વેરઝેર** (ન.) વેર અને ઝેર, દ્વેષ અને શત્રુતા
**વેરણ** (વિ.સ્ત્રી.) વેરી-વેરભાવ રાખનારી (૨) (ન.) વેરવું તે, વિખેરવું
**વેરવૃત્તિ** (સ્ત્રી.) શત્રુવટ, શત્રુભાવ, દ્વેખ, વેરભાવ
**વેરવિખેર** (અ.) વેરાયેલું કે વિખરાયેલું હોય તેમ, વેરણખે(-છે)રણ, અસ્તવ્યસ્ત

**વેરવું** (ક્રિ.) છૂટુંછૂટું કે વીખરતું પડે એમ કરવું (૨) પાથરવું (૩) (લા.) ખૂબ ખર્ચવું

**વેરાગ** (પું.) વૈરાગ્ય, વિરાગ

**વેરાન** (વિ.) ઉજ્જડ (૨) (ન.) ઉજ્જડ જંગલ, નિર્જન

**વેરી** (વિ.) વેર રાખનારું, ઝેરીલું (૨) (પુ.) દુશ્મન, શત્રુ

**વેરે** (અ.) જોડે, સાથે (લગ્ન) (૨) પેઠે

**વેરો** (પું.) કર, જકાત, 'ટૅક્સ'

**વેલ** (સ્ત્રી.) પથરાતી વનસ્પતિનો નાનો વેલો, લતા (૨) વરકન્યાનું જાનનું ગાડું-માફાવાળો રથ (૩) વેળ, ભરતી

**વેલણ** (ન.) રોટલી વગેરે વણવાનો દંડીકો

**વેલા**(-ળા) (સ્ત્રી.) સમય, વખત, વિલંબ (૨) ખાસ ટાણું, પ્રસંગ (૩) હદ, સીમા, મર્યાદા (૪) સમુદ્રનો કિનારો (૫) વાણી (૬) ભરતી-ઓટ, વેળ, જુવાળ

**વેલાંટી** (સ્ત્રી.) હ્રસ્વ ઇ કે દીર્ઘ ઈનાં ચિહ્નો કે તેના માથાનો ચંદ્રાકાર ભાગ

**વેલી** (સ્ત્રી.) લતા, વેલ

**વેલો** (પું.) મોટી વેલ (૨) વંશપરંપરા (૩) સ્ત્રીઓનું કાનનું ઘરેણું

**વેલ્ડર** (પું.) 'વેલ્ડિંગ' - રણ કરનાર, ધાતુને (મોટે ભાગે લોખંડ) સાંધનાર

**વેલ્ડિંગ** (ન.) ધાતુને (ખાસ કરીને) સાંધવું-રેણ કરવું તે

**વૅલ્યુ** (સ્ત્રી.) કિંમત, મૂલ, મોલ (૨) (લા.) ઉપયોગિતા, અગત્ય

**વેવલું** (વિ.) ઢંગ વગરનું, દાધારંગું (૨) વાત બોલી નાખે તેવું, લપૂડું (૩) વિહ્વળ (૪) ગાલાવેલું, વગદું

**વેવાઈ** (પું.) પુત્ર કે પુત્રીનો સસરો

**વેવાણ** (સ્ત્રી.) પુત્ર કે પુત્રીની સાસુ

**વેવિશાળ** (ન.) વિવાહ, સગપણ, વેશવાળ, સગાઈ

**વેશ(-ષ)** (પું.) પોશાક, પહેરવેશ (૨) રૂપ (૩) સોહાગણના ચિહ્ન-રૂપ શણગાર

**વેશપલટો,વેશબદલો** (પું.) વેશ કે પોશાક બદલવો તે, વેશાંતર

**વેશભૂષા** (સ્ત્રી.) પોશાક આદિની સજાવટ

**વેશ્યા** (સ્ત્રી.) ગણિકા, પાતર, વારાંગના, રામજણી

**વેશ્યાવાડ,વેશ્યાવાડો** (સ્ત્રી.પું.) વેશ્યાનો મહોલ્લો-લત્તો

**વેષ્ટિત** (વિ.) વીંટેલું, ઢાંકેલું (૨) આચ્છાદિત

**વેસણ** (ન.) ચણાનો લોટ (૨) ચણાના લોટનું ખીરું

**વૅસેલિ(-લાઈ)ન** (ન.) (પેટ્રોલમાંથી મળતો) એક મલમ (૨) (શિયાળામાં ચામડી નરમ રાખવા લગાવાતો એક જાતનો સુગંધીદાર મલમ

**વેહ** (પું.) વીંધ, શાર (૨) નાકું (૩) દર, છિદ્ર, કાણું

**વેળ** (સ્ત્રી.) તાણ, આંકડી (૨) ગડગૂમડ કે ઘાના દર્દને લીધે સાંધાના મૂળમાં બાઝતી ગાંઠ (૩) મનનો તરંગ, વળું (૪) વેળા, વખત (૫) વીળ, ભરતી

**વેળા** (સ્ત્રી.) સમય, વખત, ટાણું (૨) વિલંબ, વાર (૩) (લા.) ખાસ ટાણું, પ્રસંગ, અવસર (૪) મુશ્કેલી કે આપદાનો પ્રસંગ (૫) ઉન્નતિનો સમય

**વેળુ** (સ્ત્રી.) રેતી, વેલુ, વેકૂર

**વેળું** (ન.) સમય, વખત (૨) ફુરસદ, નવરાશ (૩) અંતર, છેટાપણું આઘાપણું

**વેંકટ** (પું.) શ્રીવિષ્ણુ

**વેંગણ** (ન.) રીંગણું (૨) (લા.) કાનની અંદરનું ત્રીજું હાડકું

**વેંઢારવું** (ક્રિ.) ભાર વહેવો (૨) ભાર ઓછો કરવો (૩) નિભાવવું, ઉછેરવું

**વેંત** (સ્ત્રી.) હથેળીના અંગૂઠાના ટેરવાથી તે ટચલી આંગળીના ટેરવા સુધીનું લાંબામાં લાંબું અંતર (૨) (પું.) બેત, ગોઠવણ, લાગ, પેચ

**-વેંત** (અ.) ક્રિયાના વર્તમાન કૃદંતના રૂપને લાગતાં, 'તે ક્રિયા થવાની સાથોસાથ, તરતોતરત એવો અર્થ બતાવે છે. ઉદા. દોડતાવેંત

**વેંતિયું** (વિ.) વેંત જેવડું, સાવ નાનું (૨) (ન.) (પાતાળમાં હોય એમ મનાતું) વેંતિયું માણસ (૩) ગજા વિનાનું

**વૈકલ્પિક** (વિ.) વિકલ્પવાળું (૨) અનિશ્ચિત, શંકાસ્પદ

**વૈકલ્ય** (ન.) વ્યાકુળતા, ગભરાટ (૨) વિકળતા, અંગહીનતા (૩) અપૂર્ણતા, ખામી

**વૈકુંઠ** (ન.) વિષ્ણુનું દિવ્ય ધામ

**વૈખરી** (સ્ત્રી.) વાણીની ચોથી કોટિ, સ્પષ્ટ ઉચ્ચારાયેલી વાણી (પરા, પશ્યંતી, મધ્યમા અને વૈખરી) (૨) ધડધડાટ ધાણી ફૂટે તેમ બોલાતી વાણી

**વૈચક્ષણ્ય** (ન.) વિચક્ષણતા, કુશળતા

**વૈચારિક** (વિ.) વિચારને લગતું, વિચારક્ષેત્રનું

**વૈચિત્ર્ય** (ન.) વિચિત્રતા, અદ્‌ભુતતા

**વૈજયંત** (પું.) ઇંદ્રનો મહેલ (૨) ઇંદ્રનો ધ્વજ (૩) ધજા

**વૈજયંતી** (સ્ત્રી.) ધ્વજા (૨) કાળી તુલસી (૩) પાંચ રંગની ઘૂંટણ સુધી પહોંચે તેવી માળા (શ્રીકૃષ્ણની) (૪) માળા

**વૈજ્ઞાનિક** (વિ.) વિજ્ઞાન સંબંધી (૨) વિજ્ઞાન અનુસાર, વિજ્ઞાનશુદ્ધ (૩) (પું.) વિજ્ઞાનશાસ્ત્રી

**વૈતરણિ(-ણી)** (સ્ત્રી.) યમપુરીમાં જતાં આવતી કલ્પિત પૌરાણિક નદી

**વૈતરું** (ન.) થાક કે કંટાળો ઊપજે તેવું કામ (૨) (લા.) વેઠ (૩) મહેનતાણું

**વૈતરો** (પું.) વૈતરું કરનાર, મજૂર (૨) ખૂબ વૈતરું કરી શખનાર

**વૈદ(-દ્ય)** (પું.) આયુર્વેદની રીતે રોગ જાણી દવા કરનાર-ચિકિત્સક

**વૈદક** (ન.) વૈદું, આયુર્વેદની રીતે રોગનું નિદાન-ચિકિત્સા વગેરેનું શાસ્ત્ર

**વૈદકીય** (વિ.) વૈદિક કે આયુર્વેદની ચિકિત્સા સંબંધી

**વૈદગ્ધ,વૈદગ્ધ્ય** (ન.) વિદગ્ધતા, ચતુરાઈ (૨) પાંડિત્ય, વિદ્વત્તા

**વૈદિક** (વિ.) વેદોને લગતું (૨) વેદોમાં કહેલું કે તે અનુસારનું કે તેના સમયનું (૩) વેદ જાણતું (૪) (પું.) વેદનો પંડિત

**વૈદું** (ન.) વૈદનો ધંધો કે (રોગ અંગે) તેનો ઇલાજ

**વૈદૂર્ય** (ન.) નીલ રંગનો એક મણિ-નીલમ, આસમાની હીરો

**વૈદેહી** (સ્ત્રી.) વિદેહ દેશના જનક રાજાની પુત્રી-સીતા

**વૈધવ્ય** (ન.) વિધવાપણું, રંડાપો

**વૈધાનિક** (વિ.) વિધાન સંબંધી, નિર્માણ સંબંધી (૨) બંધારણ સંબંધી

**વૈપુલ્ય** (ન.) વિપુલતા, છત, પુષ્કળતા

**વૈફલ્ય** (ન.) વિફળતા, નિષ્ફળતા

**વૈભવ** (પું.) સમૃદ્ધિ, જાહોજલાલી (૨) વિભવ, પૈસો, દોલત (૩) શકિત, બળ (૪) ઐશ્વર્ય

**વૈભવશાળી,વૈભવી** (વિ.) વૈભવવાળું, સમૃદ્ધ, માલેતુજાર

**વૈમનસ્ય** (ન.) વેર, દ્વેષ (૨) નિરુત્સાહ, ખિન્નતા (૩) અણબનાવ

**વૈમાનિક** (વિ.) વિમાની, વિમાનવાળું કે તે સંબંધી (૨) અભિમાન વિનાનું (૩) (પું.) (વિમાન પરથી) વિમાનવાળો, વિમાન ચલાવવાનું જાણતો માણસ. 'પાઈલટ'

**વૈયક્તિક** (વિ.) વ્યક્તિને લગતું કે તેને અંગેનું, વ્યક્તિગત, આસામીવાર (૨) પોતીકું
**વૈયાકરણ(-ણી)** (વિ.) વ્યાકરણ સંબંધી (૨) (પું.) વ્યાકરણશાસ્ત્રી
**વૈર** (ન.) શત્રુતા, દુશ્મનાવટ, કીનો
**વૈરાગ,વૈરાગ્ય** (પું.ન.) સંસાર ઉપરથી આસક્તિનો અભાવ, વિરક્તિ (૨) રંગ ઊડી જવો
**વૈરાગી** (પું.) વૈરાગ્ય ધારણ કરવો, વેરાગી, વૈરાગ્યયુક્ત (૨) (પું.) બાવો, સાધુ
**વૈરાગ્નિ** (પું.) શત્રુતાની આગ, પ્રબળ શત્રુતા
**વૈરૂપ્ય** (ન.) વિરૂપતા, કદરૂપાપણું
**વૈવર્ત** (ન.) ફેરફાર, રૂપાન્તર, પલટો
**વૈવસ્વત** (પું.) વિવસ્તના પુત્ર આદિ-મનુ (૨) યમ (૩) ચૌદ માંહેનો સાતમો મન્વંતર
**વૈવાહિક** (વિ.) વિવાહ સંબંધી, વિવાહને લગતું
**વૈવિધ્ય** (ન.) વિવિધતા
**વૈશાખ** (પું.) વિક્રમ સંવતનો સાતમો મહિનો
**વૈશાખનંદન** (પું.) ગધેડો, લંબકર્ણ (૨) (લા.) મૂર્ખ માણસ
**વૈશાખી** (વિ.) વૈશાખ માસમાં આવતું કે થતું (૨) (સ્ત્રી.) એક માખ (૩) વૈશાખ માસની પૂનમ (પંજાબનો ઉત્સવ) (૪) અપંગ વ્યક્તિ માટેની લાકડાની ઘોડી
**વૈશિષ્ટ્ય** (ન.) વિશિષ્ટતા, વિશેષ ખાસિયત (૨) વ્યક્તિત્વ (૩) ભેદ, તફાવત
**વૈશેષિક** (વિ.) વૈશેષિક મતનું (૨) (પું.) વૈશેષિક મતનું અનુયાયી (૩) (ન.) વૈશેષિક દર્શન
**વૈશેષ્ય** (ન.) વિશેષતા, વિશિષ્ટતા
**વૈશ્ય** (પું.) ચાર વર્ણોમાંનો ત્રીજો-ખેતી, ગોરક્ષા અને વેપાર કરનારો વર્ણ
**વૈશ્વ,વૈશ્વિક** (વિ.) વિશ્વને લગતું
**વૈશ્વાનર** (પું.) જઠરાગ્નિ (૨) અગ્નિ (૩) પરમેશ્વર, પરમાત્મા
**વૈષમ્ય** (ન.) વિષમતા, અસમાનતા, જુદાપણું, ભેદભાવ (૨) વિલક્ષણતા
**વૈષ્ણવ** (વિ.) વિષ્ણુ સંબંધી (૨) વિષ્ણુની ઉપાસના કરનારું કે વૈષ્ણવ સંપ્રદાયનું (૩) (પું.) તેવો માણસ, વૈષ્ણવ જન
**વોકળો** (પું.) નાનો વહેળો, નાળું, વેકળો
**વૉકાઉટ** (પું.) વિરોધ દર્શાવવા સભામાંથી ચાલ્યા જવું તે
**વૉકીટૉકી** (ન.) નજીકના અંતરે વાતો કરવાનું બિનતારી સાધન
**વૉચમૅન** (પું.) રખોપિયો, રખોપો, ચોકીદાર
**વૉટ** (પું.) એક ઇજનેર (૨) (તેના નામ પરથી) વીજળીશક્તિનો માપવાનો એકમ (૫.વિ.)
**વોટ** (પું.) ચૂંટણી માટેનો મત, અભિપ્રાય
**વોટબૅંક** (સ્ત્રી.) મતબૅંક (૨) ધારેલી સંખ્યામાં મત મળવાની અપેક્ષા હોય તેવો મતવિસ્તાર
**વોટર** (પું.) મત આપનાર, મતદાતા
**વૉટર** (ન.) પાણી, નીર, જળ
**વૉટર-કલર** (પું.) જળરંગ
**વૉટરપ્રૂફ,વૉટરટાઇટ** (વિ.) પાણી જેમાં ન પેસી શકે તેવું, જલાભેદ્ય
**વૉટરફિલ્ટર** (ન.) પાણી શુદ્ધ કરવાનું એક સાધન
**વૉટરવર્કસ** (ન.) શહેર વગેરેની વસ્તીને પાણી પૂરું પાડનારું મથક, ટાંકી
**વોટિંગ** (ન.) મતદાન
**વૉડકા** (પું.) એક જાતનો (રશિયન) દારૂ
**વૉરંટ** (ન.) વારંટ, ધરપકડ કરવાનો સરકારી આદેશ-હુકમ (૨) શૅર બજારને લગતો વ્યાજનો કાગળ
**વૉર્ડ** (પું.) (કોઈ વહીવટ માટે પડાતો ગામનો) વિભાગ (૨) દરદીઓને હૉસ્પિટલમાં રાખવાનો વિભાગ
**વૉર્ડર** (પું.) કેદીઓનો મુકાદમ (જેલભાષા) (૨) હૉસ્પિટલના કર્મચારીનો એક હોદ્દો
**વૉલપીસ** (પું.) દીવાલ શોભાવવા માટેની કલાત્મક ચીજવસ્તુ
**વૉલંટિયર** (પું.) સ્વયંસેવક, સ્વૈચ્છિક સેવક
**વૉલીબૉલ** (પું.) દડાથી (હાથ વડે તેને મારીને) રમવાની એક રમત કે તેનો દડો
**વૉલ્ટ** (પું.) વીજળીના દબાણના પ્રમાણને માપવાનો એકમ
**વૉલ્ટમાપક** (ન.) વૉલ્ટ માપવાનું સાધન
**વૉલ્ટમીટર** (ન.) વીજળીનું દબાણ માપવાનું સાધન
**વૉલ્ટામીટર** (ન.) વિદ્યુત પૃથક્કરણ કરવા માટે વપરાતું સાધન
**વૉલ્ટેજ** (ન.) વીજળીનું દબાણ કે તેનું માપ
**વૉલ્યુમ** (ન.) દળદાર ગ્રંથ, પુસ્તક (૨) ઘનફળ, આકારમાન, જથ્થો (૩) અવાજની પ્રબળતા-માત્રા (૪) ગ્રંથમાળામાંનો એક મણકો
**વૉશબેસીન** (ન.) હાથમોં ધોવાની કૂંડી
**વૉશિંગપાઉડર** (પું.) કપડાં ધોવાનો પાઉડર કે ભૂકો
**વૉશિંગમશીન** (ન.) કપડાં ધોવાનું આધુનિક પ્રકારનું ઉપકરણ
**વૉશિંગસોડા** (પું.) ધોવાનો સોડા કે ખારો
**વોંકળો** (પું.) વેકળો, નાળું, નાનો વહેળો
**વ્યક્ત** (વિ.) સ્પષ્ટ, ખુલ્લું, સ્ફુટ (૨) સાકાર બનેલું
**વ્યક્તિ** (સ્ત્રી.) કોઈ પણ વર્ગમાંનું એક (૨) માણસ, ઈસમ (૩) વયક્તતા, સ્પષ્ટતા, વ્યક્ત થવું તે
**વ્યક્તિગત** (વિ.) વ્યક્તિને લગતું, અંગત, વૈયક્તિક
**વ્યક્તિત્વ** (ન.) વ્યક્તિનો વિશેષ ગુણ કે તેની વિશેષતા
**વ્યક્તિવિશેષ** (પું.) ખાસ કે વિશેષ વ્યક્તિ-માણસ
**વ્યક્તિ-સ્વાતંત્ર્ય** (ન.) વ્યક્તિગત કે વ્યક્તિનું સ્વાતંત્ર્ય
**વ્યગ્ર** (વિ.) વ્યાકુળ, અસ્થિર, ગભરાયેલું
**વ્યગ્રતા** (સ્ત્રી.) વ્યાકુળતા
**વ્યતિકર** (પું.) મિશ્રણ (૨) સમુદાય (૩) સંબંધ (૪) ઘટના, બનાવ (૫) વિરોધ (૬) આફત (૭) ફેલાવો
**વ્યતિક્રમ** (પું.) ઉલ્લંઘન કરવું તે (૨) વિપર્યાસ (૩) બાધા, વિઘ્ન (૪) વ્યત્યય (૫) વ્યુત્ક્રમ (૬) ઊલટસૂલટ હોવાપણું કે થવાપણું તે
**વ્યતિરિક્ત** (વિ.) અતિરિક્ત, વિનાનું, સિવાય, ભિન્ન, જુદું, અલગ, અળગું, બીજું, ઇતર, સંબંધનો અભાવ (૨) ભિન્નતા (૩) ઉત્તમતા, શ્રેષ્ઠતા (૪) એક અર્થાલંકાર, જેમાં ઉપમેયને કરતાં શ્રેષ્ઠ બતાવવામાં આવ્યું છે. (૫) અમુક એક વસ્તુ ન હોય તો બીજી અમુક વસ્તુ પણ ન હોય એવો સંબંધ કે નિયમ
**વ્યતિરેક** (સ્ત્રી.) કારણ ન હોય ત્યારે કાર્ય ન હોય એવા વ્યતિરેકના નિયમને આધારે બંધાયેલી કાર્યકારણ નક્કી કરવાની અન્વેષણ-પદ્ધતિ, 'મેથડ

ઑફ ડિફરન્સ (૨) સાધ્યસાધના વ્યતિરેક-સંબંધની વ્યાપ્તિ. જેમ કે, જ્યાં અગ્નિ નથી ત્યાં ધૂમ્ર ન હોય

**વ્યતિ(-તી)હાર** (પું.) અદલોબદલો, વિનિમય, સાટું, બદલો

**વ્યતીત** (વિ.) વીતી ગયેલું, પસાર થઈ ગયેલું, ભૂતકાળનું

**વ્યતીપાત** (પું.) જ્યોતિષમાં અશુભ મનાતો ૧૭મો યોગ (૨) ઉત્પાત કે ઉપદ્રવ (૩) અચાનક માથે આવી પડવું તે

**વ્યથા** (સ્ત્રી.) દુઃખ, પીડા, તકલીફ, વેદના

**વ્યથિત** (વિ.) વ્યથા પામેલું, દુઃખી, પીડિત

**વ્યભિચાર** (પું.) પોતાના ગુણધર્મને વફાદાર ન રહેવું તે (૨) પર સ્ત્રી-પુરુષનો આડો વ્યવહાર (૩) કર્તવ્યભ્રષ્ટતા (૪) નિયત સાહચર્ય ન હોવું તે

**વ્યભિચારિણી** (વિ.સ્ત્રી.) વ્યભિચાર કરનારી (૨) (સ્ત્રી.) વ્યભિચારી સ્ત્રી

**વ્યય** (પું.) ખરચ, વપરાશ (૨) ફેરફાર

**વ્યર્થ** (અ.) ફોગટ, મિથ્યા, વૃથા (૨) નકામું, નિરર્થક, અર્થહીન

**વ્યર્થતા** (ન.સ્ત્રી.) નિરર્થકતા, અર્થહીનતા

**વ્યવધાન** (ન.) આડ, પડદો, અંતરપટ (૨) વિઘ્ન, એકાગ્રતામાં ભંગ (૩) અવકાશ, ખાંચો

**વ્યવસાય** (પું.) કામકાજ કે તેની ખટપટ, ધંધો, ઉદ્યોગ, પ્રવૃત્તિ (૨) નિશ્ચય, ઠરાવ

**વ્યવસાયલક્ષી** (વિ.) વ્યવસાય કે ધંધાને લગતું

**વ્યવસાયી** (પું.) ધંધો-રોજગાર કરનારું (૨) વ્યવસાયવાળું, કામઢું

**વ્યવસ્થા** (સ્ત્રી.) બંદોબસ્ત, ગોઠવણ, જોગવાઈ, વહીવટ, કારભાર

**વ્યવસ્થાપક** (પું.) વ્યવસ્થા કરનાર, 'મૅનેજર'

**વ્યવસ્થાશકિત** (સ્ત્રી.) વ્યવસ્થા કરવાની શકિત

**વ્યવસ્થિત** (વિ.) વ્યવસ્થાયુક્ત, બરાબર ગોઠવેલું, નિયમબદ્ધ રહીને કામ કરનાર, સારી રીતે ગોઠવેલું

**વ્યવહાર** (પું.) વ્યાપાર, કામકાજ, ધંધો (૨) વર્તન, રીતભાત (૩) લોક-રીતિ (૪) પરસ્પર આપવા-લેવાનો સંબંધ (૫) નાતો, સંબંધ (૬) રૂઢિ, રિવાજ, રવૈયો

**વ્યવહારકુશળ** (વિ.) વ્યવહારની કે સામાજિક બાબતોમાં કુશળ, વ્યવહારદક્ષ

**વ્યવહારિક** (વિ.) વ્યાવહારિક, વહેવારુ (૨) વ્યવહારને લગતું, વ્યવહાર સંબંધી

**વ્યવહારુ** (વિ.) વહેવારુ, વ્યાવહારિક

**વ્યવહારોપયોગી** (વિ.) વ્યવહારમાં ઉપયોગી

**વ્યષ્ટિ** (સ્ત્રી.) સમષ્ટિનો પ્રત્યેક અંશ, વ્યકિત

**વ્યસન** (ન.) ટેવ, લત, આસકિત (૨) માદક પદાર્થ લેવાની ટેવ (૩) દુઃખ (૪) આફત, સંકટ, જોખમ (૫) નાશ, ખુવારી

**વ્યસની** (વિ.) વ્યસનવાળું, વ્યસનમાં પડી ગયેલું (૨) બંધાણી

**વ્યસ્ત** (વિ.) વીખરાયેલું, વેરાયેલું (૨) ઊલટું, વિપરીત (૩) વહેંચી નાખેલું, છૂટું પાડેલું

**વ્યંગ(-ગ્ય)** (વિ.) એકાદ અંગ વિનાનું, અપંગ (૨) કટાક્ષ, વક્રોકિત

**વ્યંગ(-ગ્ય)ચિત્ર** (ન.) કટાક્ષચિત્ર, ઠઠ્ઠાચિત્ર, ઉપહાસચિત્ર, 'કાર્ટુન' 'કેરિકેચર'

**વ્યંગા(-ગ્યા)ર્થ** (પું.) વ્યંગ્યાર્થ, શબ્દની વ્યંજના વૃત્તિથી સૂચિત થતો ગૂઢાર્થ (૨) વાચ્યાર્થ અને લક્ષ્યાર્થથી ભિન્ન એવા વ્યંગ્ય અર્થ

**વ્યંગો(-ગ્યો)કિત** (સ્ત્રી.) વ્યંગોકિત, વ્યંગ્ય ભરેલી ઉકિત, વક્રોકિત

**વ્યંગ્ય** (વિ.) આડકતરી રીતે સૂચિત (૨) કટાક્ષથી કહેલું (૩) (ન.) વક્રોકિત, કટાક્ષ

**વ્યંજક** (વિ.) સ્પષ્ટ કરનારું, બતાવનારું, દ્યોતક

**વ્યંજન** (પું.ન.) સ્વરની મદદ વિના જેનો ઉચ્ચાર ન થઈ શકે તેવો વર્ણ (૨) ડાઘ, નિશાની (૩) અવયવ, અંગ (૪) ગુહ્યાંગ (૫) શાક, ચટણી વગેરે જેવી મસાલેદાર વાનગી (૬) પંખો, વીજણો (૭) પવન નાંખવો તે

**વ્યંજના** (સ્ત્રી.) વ્યંગ્યાર્થનો બોધ કરવાની શબ્દની શકિત

**વ્યંજિત** (વિ.) વ્યંગ્યાર્થ, સૂચિત (૨) વ્યકત-સ્પષ્ટ કરાયેલું

**વ્યંડલ(-ળ)** (પું.) નપુંસક, હીજડો, પાવૈયો

**વ્યંતર** (ન.) (જન) વંતર, એક જાતની ભૂતયોનિ કે તેનો એક લોક

**વ્યાકરણ** (ન.) ભાષાના શુદ્ધ પ્રયોગ નિયમો વગેરેનું શાસ્ત્ર, સ્પષ્ટીકરણ, ખુલાસો (૨) પૃથક્કરણ

**વ્યાકરણકાર** (પું.) વ્યાકરણ રચનાર, વૈયાકરણી

**વ્યાકરણશાસ્ત્ર** (ન.) વ્યાકરણ

**વ્યાકરણી** (પું.) વ્યાકરણશાસ્ત્રી, વૈયાકરણી, વ્યાકરણકાર

**વ્યાકુલ(-ળ)** (વિ.) ગાભરું, બાવરું, ગભરાયેલું, વિહ્વળ, બેબાકળું

**વ્યાખ્યા** (સ્ત્રી.) વસ્તુનું પૂરતું અને આવશ્યક વર્ણન (૨) વિસ્તૃત કે સ્પષ્ટ અર્થ, ટીકા, વિવેચન, વિવરણ

**વ્યાખ્યાતા** (પું.) વ્યાખ્યાન કરનાર, પ્રવચન કરનાર (૨) મહાવિદ્યાલયનો ઉપ-અધ્યાપક, 'લેકચરર'

**વ્યાખ્યાન** (ન.) પ્રવચન, ભાષણ, કોઈ વિષયનું વિસ્તારથી પ્રતિપાદન, વખાણ (જૈન)

**વ્યાખ્યાનકાર** (પું.) વ્યાખ્યાન કરનાર કે આપનાર

**વ્યાઘ્ર** (પું.) વાઘ, શાર્દૂલ, શેર

**વ્યાઘ્રચર્મ,વ્યાઘ્રાંબર** (પું.) વાઘનું ચામડું (૨) વાઘના ચામડાનું બનેલું આસન

**વ્યાજ** (ન.) નાણાં વાપરવા બદલ મૂળ રકમ ઉપર આપવો પડતો વધારો (૨) બહાનું, મિષ (૩) છેતરવું તે, ઠગાઈ (૪) યુકિત, તદબીર

**વ્યાજખાદ(-ધ)** (સ્ત્રી.) નાણાં નકામાં પડી રહેવાથી વ્યાજ ન મળતાં થતી ખોટ

**વ્યાજદર** (પું.) સેંકડે કેટલા ટકા વ્યાજ-એનો ભાવ કે દર, 'રેઈટ ઑફ ઈન્ટરેસ્ટ'

**વ્યાજમુદ્દલ** (ન.) વ્યાજે ધીરેલી રકમ એના વ્યાજ સહિત મળીને થાય તે, રાશ

**વ્યાજવટું** (ન.) વ્યાજ અને વટાવનો ધંધો, નાણાં વ્યાજે ફેરવવાં તે

**વ્યાજસ્તુતિ** (સ્ત્રી.) દેખીતી સ્તુતિ મારફતે નિંદા કરવી અથવા દેખીતી નિંદા મારફત સ્તુતિ કરવી તે, એક અર્થાલંકાર (કા.શા.)

**વ્યાજુચિઠ્ઠી** (સ્ત્રી.) વ્યાજ લેવાની શરતે લીધેલી રકમનું લખાણ

**વ્યાજોકિત** (સ્ત્રી.) વ્યાજસ્તુતિ જેમ, મર્મ છુપાવીને કહેવું તે, વક્રોકિત (એક શબ્દાલંકાર)

**વ્યાધ** (પું.) પારધી, શિકારી (૨) આર્દ્રા નક્ષત્રનો તેજસ્વી તારો, રુદ્ર તારો

**વ્યાધિ** (પું.સ્ત્રી.) રોગ, મરજ, દરદ

**વ્યાપ** (પું.) વ્યાપ્તિ, વિસ્તાર, પસારો, ફેલાવો

**વ્યાપક** (વિ.) સર્વ ઠેકાણે વ્યાપી રહેનારું, (૨) વિશાળ

**વ્યાપન** (ન.) ફેલાવો, પ્રસાર, વ્યાપરું તે, 'ડિફ્યુઝન'

**વ્યાપવું** (ક્રિ.) કોઈ ચીજ કે વસ્તુની અંદર ફેલાવું (૨) પ્રસરવું

**વ્યાપાર** (પું.) પ્રાણી કે પદાર્થની ક્રિયા (૨) પ્રવૃત્તિ, ઉદ્યોગ કામધંધો (૩) વેપાર, વ્યવસાય

**વ્યાપી** (વિ.) વ્યાપક (મોટે ભાગે સમાસને અંતે) જેમ કે, સર્વવ્યાપી

**વ્યાપ્ત** (વિ.) વ્યાપેલું, ફેલાયેલું

**વ્યાપ્તિ** (સ્ત્રી.) વ્યાપવું તે (૨) નિત્યસાહચર્ય (ન્યા.) (૩) સાધન અને સાધ્યનો સાહચર્ય નિયમ

**વ્યામોહ** (પું.) સબળ મોહ, અજ્ઞાન, ભ્રાંતિ

**વ્યાયામ** (પું,) કસરત

**વ્યાયામશાલા(-ળા)** (સ્ત્રી.) કસરતશાળા, 'જિમ્નેશિયમ'

**વ્યાવર્તક** (વિ.) વ્યાવૃત્ત કરનારું, જુદું પાડનારું, વિભેદક

**વ્યાવહારિક** (વિ.) વહેવાર સંબંધી (૨) વ્યવહારૂ, વહેવારૂ

**વ્યાવૃત્ત** (વિ.) પાછું ફરેલું કે ફેરવેલું (૨) અલગ કરેલું કે થયેલું (૩) નિષિદ્ધ (૪) આચ્છાદિત, ઘેરાયેલું (૫) (પું.) સંગીતમાં એક અલંકાર

**વ્યાસ** (પું.) મહાભારત અને પુરાણોના કર્તા-એક ઋષિ (૨) જાડાઈ, વિસ્તાર, ફેલાવો (૩) વર્તુળના મધ્યબિંદુમાંથી પસાર થઈ તેના પરિઘને બે બાજુ અડતી લીટી, 'ડાયેમિટર'

**વ્યાસપીઠ** (ન.સ્ત્રી.) વ્યાખ્યાન કરવા વગેરેને માટે મંડપ કે મોટા ખંડમાં ગોઠવેલું ઊંચું આસન

**વ્યાસંગ(વ્સાઙ્ગ)** (પું.) પ્રબળ આસકિત (૨) વળગણ (૩) હેડો, આસંગો (૪) મહાવરો, અભ્યાસ

**વ્યાહ્યતિ** (સ્ત્રી.) કહેવું એ (૨) ગાયત્રીમંત્રના આરંભમાંના ૐ કાર પછીના વધારાના 'ભૂ-ર્ભુવઃ સ્વઃ એ ત્રણ શબ્દ

**વ્યુત્ક્રમ,વ્યુત્ક્રમણ** (પું.ન.) ઊલટો ક્રમ, અવળો ક્રમ (૨) અવ્યવસ્થા, ગોટાળો

**વ્યુત્પત્તિ** (સ્ત્રી.) સારી રીતે જાણવું એ, સમજવા જેટલું જ્ઞાન (૨) શબ્દના અર્થનો બોધ કરનાર શકિત (૩) શબ્દોનો ક્રમિક વિકાસ, 'ડેરિવેશન'

**વ્યુત્પન્ન** (વિ.) શબ્દોનો અર્થ જણાવનારી શકિતવાળું (૨) ધાતુ અને પ્રત્યય બંને મળી સિદ્ધ થયેલું (૩) વ્યાકરણ તેમજ અન્ય શાસ્ત્રોનું જ્ઞાન ધરાવનાર

**વ્યૂહ** (પું.) રચના, ગોઠવણ (૨) પદ્ધતિ, પરિપાટી (૩) વાસુદેવ, પ્રદ્યુમ્ન, અનિરુદ્ધ અને સંકર્ષણ એ અવતારીના ચાર અંગભૂત અવતાર (૪) શત્રુના સૈન્ય સામેની સૈન્યની અમુક ચોક્કસ પ્રકારની આકૃતિ પ્રમાણેની ગોઠવણ

**વ્યૂહરચના** (સ્ત્રી.) લશ્કરી ગોઠવણ-મોરચો, સૈન્યની અમુક આકૃતિમાં રચના

**વ્યૂહાત્મક** (વિ.) વ્યૂહ કે રચનાને લગતું

**વ્યોમ** (ન.) આકાશ, ગગન, આભ, આસમાન

**વ્હીપ** (પું.) દંડક (૨) લોકસભા-વિધાનસભા વગેરેમાં રાજકીય પક્ષને દોરનાર વ્યકિત

**વ્હીલચૅર** (સ્ત્રી.) પૈડાંવાળી ખુરશી (દર્દી માટેની)

**વ્રજ** (પું.) સમૂહ, ટોળું (૨) નેસડો, ગોપવાસ (૩) ગોવાળોનું ગામડું (૪) (ન.) મથુરાની આસપાસનો આહીરોનો પ્રાચીન પ્રદેશ, આજની વ્રજભૂમિ

**વ્રજનાથ** (પું.) વ્રજના સ્વામી, શ્રીકૃષ્ણ

**વ્રજભૂમિ,વ્રજમંડલ(-ળ)** (સ્ત્રી.ન.) મથુરાની આસપાસનો આહીરોનો પ્રાચીન પ્રદેશ

**વ્રજેશ્વરી** (સ્ત્રી.) વ્રજની સ્વામિની-રાધા

**વ્રણ** (પું.) જખમ, ઘા (૨) પાકી ગયેલો, ઘા, ઘારું, નારું

વ્રત (ન.) નિયમ લઈને આચરવામાં આવતી સંયમાત્મક ધાર્મિક ક્રિયા (૨) પ્રતિજ્ઞા, આખડી

**વ્રતપાલન** (ન.) વ્રત લીધા પછી એ ન તૂટે એ માટે ધર્મકાર્ય કરતા રહેવું એ

**વ્રતભંગ** (પું.) લીધેલા વ્રતને અધવચ્ચે છોડી દેવું એ

**વ્રતિની** (સ્ત્રી.) વ્રત કરનારી સ્ત્રી

**વ્રતી** (વિ.) વ્રત આચરનારું

**વ્રીડા** (સ્ત્રી.) લજ્જા, લાજ, શરમ

**વ્રીહિ** (પું.) ચોખા

## શ

**શ** (પું.) (શ, ષ, સ, હ) ચાર ઉષ્માક્ષરોમાંનો પ્રથમ અક્ષર

**શક** (પું.) વહેમ, શંકા, સંદેહ (૨) એક પ્રાચીન જાતનો લોક (૩) સંવત (૪) શાલિવાહને ચલાવેલો (ચૈત્રથી શરૂ થતો) સંવત (ઈ.સ. ૭૮થી)

**શકટ** (ન.) ગાડું

**શકદાર** (વિ.) જેના પર શક જતો હોય તેવું, શકમંદ

**શકપ્રવર્તક,શકવર્તી** (વિ.) શક પ્રવર્તાવનારું, જેના સ્મરણમાં સંવત શરૂ થાય તેવું યાદગાર

**શકમંદ** (વિ.) સંશયગ્રસ્ત, સંદેવવાળું, જેની સામે શક (સંદેહ) મૂકી શકાય તેવું

**શકખોર(-રો)** (પું.) એક પક્ષી (૨) મીઠી વાનગીનો શોખીન

**શકરાબાજી** (સ્ત્રી.) (શકરાબાજ દ્વારા) પક્ષી વગેરેનો શિકાર કરવો તે

**શક(-ક્ક)રિયું** (ન.) એક કંદ

**શકરોબાજ** (પું.) બાજ પક્ષી (૨) (લા.) પાકો ઉઠાવગીર (૩) ચકોર પુરુષ

**શકલ** (વિ.) ભાગ, ખંડ

**શકવર્તી** (વિ.) શકપ્રવર્તક (૨) (લા.) યાદગાર

**શકવું** (ક્રિ.) શકિતમાન થવું (૨) સંભવવું (મુખ્ય ક્રિયાપદને સહાયક રૂપે જ વપરાય છે) જેમ કે, બોલી શકશે.

**શકુન** (પું.) ભાવિ શુભાશુભસૂચક ચિહ્ન, શુકન (૨) એક પક્ષી

**શકુનિ** (ન.) પંખી (૨) ગીધ (૩) (પું.) દુર્યોધનનો મામો

**શકુંત** (ન.) શકુન, પક્ષી (૨) (પું.) મોર

**શકે** (અ.) જાણે કે, કદાચ (૨) (વિ.) શક પ્રમાણે, શાકે

**શકોરું** (ન.) ચપ્પણિયું, માટીનું કોડિયું, રામ-પાતર

**શક્કર** (સ્ત્રી.) સક્કર, ખાંડ, સાકર

**શક્કરટેટી** (સ્ત્રી.) એક ફળ

**શક્કરપારા** (પું.બ.વ.) ઘઉંની એક મીઠી કે તીખી તળેલી વાનગી

**શક્કલ** (સ્ત્રી.) ચહેરો, સ્વરૂપ, મુખાકૃતિ, શિકલ

**શક્કો** (પું.) છાપ, મહોર, આબરૂ, નામના (૨) ચહેરો, સુંદર ભવ્ય ચહેરો (૩) ઘરેણાં વગેરેની ભભક

**શક્કાદાર** (વિ.) ઘાટીલા સુંદર ચહેરાવાળું (૨) મોહક, ભભકાદાર

**શકિત** (સ્ત્રી.) સામર્થ્ય, બળ (૨) દેવી (૩) એક વસ્ત્ર

**શકિતદાયી** (વિ.) શકિત આપનારું, બળપ્રદ

**શકિતપૂજા** (સ્ત્રી.) દેવીપૂજા

**શકિતમાન,શકિતશાલી(-ળી),શકિતસંપન્ન** (વિ.) બળવાન, સમર્થ

**શકિતવાદ** (પું.) શકિત કે દેવી જગતનું મૂલ છે એવો વાદ, શાકતવાદ

**શકિતહીન** (વિ.) શકિત વિનાનું, નિર્બળ, નિર્માલ્ય

**શકય** (વિ.) બની શકે કે કરી શકાય એવું, સંભાવ્ય (૨) વાસ્તવિક
**શકયતા** (સ્ત્રી.) સંભવ, શકય હોવું તે
**શકયભેદ** (પું.) (વ્યા,) ક્રિયાપદનો શકયાર્થસૂચક ભેદ
**શકયાર્થ** (પું.) શકયતા બતાવનાર ક્રિયાપદનો શકયાર્થસૂચક ભેદ
**શક્ર** (પું.) ઇંદ્ર
**શક્રાણી** (સ્ત્રી.) ઇંદ્રાણી, શચી
**શખસ** (પું.) માણસ, ઇસમ
**શગ** (સ્ત્રી.) દીવાની જ્યોત (૨) તેના જેવા (શંકુ) આકારની વસ્તુ (૩) શંકુ આકારનો ઢગલો (૪) જાનવરના આંચળ
**શગડી** (સ્ત્રી.) કોલસા બાળવાનું એક સાધન, ચૂલાનું કામ દેતી એક બનાવટ, સગડી
**શગરામ** (ન.) શિગરામ, એક વાહન
**શચિ(-ચી)** (સ્ત્રી.) ઇંદ્રાણી
શટર (પું.ન.) (ખેંચીને ઉઘાડ-વાસ કરી શકાય એવી) બારીબારણાં માટેની એક રચના, ફરેડી (૨) ઢાંકણું
શટરપટર (અ.) આડુંઅવળું, ગમેતેમ
શટલ (ન.) વણાટનો કાંઠલો (૨) શટલ-બસ
શટલ ટ્રેન (સ્ત્રી.) શહેર અને તેનાં પરાં વચ્ચે તથા નજીકનાં સ્થળોએ દોડતી રેલગાડી (થોડા ડબાવાળી)
**શઠ** (વિ.) ધૂર્ત, લુચ્ચું (૨) તેવો માણસ
**શઠતા,શઠત્વ** (સ્ત્રી.ન.) ધૂર્તપણું, લુચ્ચાઈ
**શણ** (ન.) ભીંડીની જાતનો એક છોડ (૨) તેના રેસા
**શણગટ** (પું.) સણગટ, ઘૂંઘટ, ઘૂમટો
**શણગાર** (પું.) શરીરને શોભાવનાર વસ્ત્ર, આભૂષણ વગેરે
**શણગારવું** (ક્રિ.) સુશોભિત કરવું (૨) ઘરેણાં પહેરવાં
**શણગાવવું** (ક્રિ.) શણગો ફૂટે એમ કરવું, સણગાવવું
**શણગો** (પું.) સણગો, અંકુર, ફણગો
**શણભીંડી** (સ્ત્રી.) શણનો છોડ
**શણિયું** (ન.)શણનું કાપડ, ગૂણપાટ (૨) કંતાન
**શત** (પું.) ૧૦૦, સો
**શતક** (ન.) સોનો સમૂહ, સેંકડો, સદી (૨) સૈકું
**શતમી** (સ્ત્રી.) વહાણમાં ચડાવેલા માલની રસીદ-ભરતિયું
**શતશઃ** (અ.) સો વાર
**શતસાઈ** (સ્ત્રી.) સો શ્લોકવાળો ગ્રંથ
**શતાબ્દી** (સ્ત્રી.) સૈકું (૨) સો વર્ષે ઊજવાતો ઉત્સવ
**શતાયુ,શતાયુષી** (વિ.) સો વર્ષનું, દીર્ઘાયુષી
**શતાવધાન** (ન.) એકીસાથે સો વાતો પર ધ્યાન આપવું કે સાંભળી યાદ રાખવી તે કે તેવી શકિત
**શતાવધાની** (વિ.) શતાવધાનવાળું, એકીવખતે સો બાબત પર ધ્યાન આપે એવું
**શતાવરી** (સ્ત્રી.) એક વનસ્પતિ
**શતાંશ** (પું.) સોમો ભાગ
**શત્રુ** (પું.) વેરી, દુશ્મન (૨) પ્રતિપક્ષી
**શત્રુઘ્ન** (પું.) રાજા દશરથનો રાણી સુમિત્રાથી થયેલો લક્ષ્મણથી નાનો પુત્ર (૨) શત્રુઘાતક
**શત્રુતા,શત્રુત્વ** (સ્ત્રી.ન.) શત્રુવટ, દુશ્મનાવટ
**શત્રુપક્ષ** (પું.) સામો પક્ષ, શત્રુનો પક્ષ
**શત્રુભાવ,શત્રુવટ** (પું.સ્ત્રી.) દુશ્મનાવટ, વેર
**શત્રુંજય** (પું.) એક પર્વત, સૌરાષ્ટ્રમાં આવેલું જાણીતું જૈન તીર્થ, શેત્રુંજો
**શનિ** (પું.) એ નામનો એક ગ્રહ (૨) શનિવાર (૩) નીલમ
**શનિવાર** (પું.) અઠવાડિયાનો સાતમો દિવસ
**શનૈઃ** (અ.) ધીમેધીમે
**શનૈશ્વર** (પું.) શનિ (૨) (લા.) ઝેરવેર, ઈર્ષા (૩) ઝેરીલો આદમી
**શન્ટિંગ,શંટિંગ** (ન.) (રેલગાડી કે તેના ડબાને) એક પાટેથી બીજે લઈ જવું તે (૨) એંજિન દ્વારા ડબાઓની હેરફેર
**શપથ** (પું.) સોગંદ, કસમ
**શપથનામું** (ન.) સોગંદનામું, સોગંદ પર કરેલો એકરાર, 'ઑફિડેવિટ'
**શબ(-વ)** (ન.) મડદું, લાશ
**શબનમ** (ન.) ઝાકળ (૨) એવું પાતળું ઝીણું ને મૃદુ મલમલનું કાપડ
**શબપરીક્ષણ,શબપરીક્ષા** (ન.સ્ત્રી.) શબની દાકતરી તપાસ, 'ઑટૉપ્સી' 'પોસ્ટ-મોર્ટમ'
**શબવાહિની** (સ્ત્રી.) શબ કે મૃતદેહ લાવવા લઈ જવા માટેની ગાડી
**શબરી** (સ્ત્રી.) રામની પરમ ભકત-એક ભીલડી
**શબ(-વ)લ** (વિ.) રંગબેરંગી, કાબરચીતરું
**શબલિત** (વિ.) શબલ થતું, મિશ્રિત
**શબા(-વા)સન** (ન.) એક યોગાસન
**શબે-બરાત** (સ્ત્રી.) એક મુસલમાની તહેવાર
**શબ્દ** (પું.) અવાજ (૨) બોલ, વચન (૩) એક કે વધારે અક્ષરોનો અર્થયુકત સમુચ્ચય (વ્યા.)
**શબ્દકાર** (પું.) (નવા) શબ્દ બનાવનાર (૨) ગીતકાર
**શબ્દકોશ(-ષ)** (પું.) ભાષાના શબ્દોના સંગ્રહનો ગ્રંથ
**શબ્દચમત્કૃતિ,શબ્દચાતુરી,શબ્દચાતુર્ય** (સ્ત્રી.ન.) વાકય કે છંદમાં વર્ણોની ભાતીગર રચના, ઝડ-ઝમક, 'એલિટરેશન' (કા.શા.)
**શબ્દચિત્ર** (ન.) શબ્દો દ્વારા આપેલો ચિતાર-દોરેલું ચિત્ર
**શબ્દચિત્રણ** (ન.) શબ્દચિત્ર આપવું તે
**શબ્દચિત્રલિપિ** (સ્ત્રી.) શબ્દના સૂચક ચિત્ર દ્વારા લખવાની લિપિ, 'હાયરેગ્લિફિક'
**શબ્દજાળ** (સ્ત્રી.) વાગ્જાળ, કેવળ શબ્દોનો આડંબર
**શબ્દપરીક્ષા** (સ્ત્રી.) શબ્દના ધ્વનિ-અવાજ પરથી પારખવું તે
**શબ્દપોથી** (સ્ત્રી.) બાળકને શબ્દો શીકવવા માટેની ચોપડી-પાઠ્યપુસ્તક
**શબ્દપ્રમાણ** (ન.) શબ્દજ્ઞાનનું સાધન (૨) શાબ્દિક પુરાવો
**શબ્દપ્રયોગ** (પું.) યોગ્ય શબ્દનો પ્રયોગ-ઉપયોગ કે વપરાશ (૨) રૂઢિપ્રયોગ
**શબ્દબદ્ધ** (વિ.) શબ્દમાં-લખાણમાં ઉતારેલું, લખેલું
**શબ્દબાણ** (ન.) બાણ જેવો શબ્દ, બાણ જેમ ભોંકાય એવું વચન કે શબ્દ
**શબ્દબાહુલ્ય** (ન.) શબ્દાળુતા, જોઈએ તેથી વધારે શબ્દો વાપરીને વર્ણવવું તે, શબ્દોની ભરમાર
**શબ્દબોધ** (પું.) શબ્દની સમજ કે શબ્દ પરથી સમજાય તે
**શબ્દબ્રહ્મ** (ન.) શબ્દરૂપી બ્રહ્મ કે વેદ (૨) વાણી, ભાષા, શબ્દથી પ્રતીત થતી સૃષ્ટિ
**શબ્દભંડોળ** (ન.) શબ્દોનો સમૂહ કે સંગ્રહ

**શબ્દભેદી** (વિ.) માત્ર શબ્દ-અવાજને આધારે ધાર્યું બાણ મારનારું, શબ્દવેધી
**શબ્દરચના** (સ્ત્રી.) શબ્દોની ગોઠવણી, બોલવા લખવાની શૈલી
**શબ્દ લાલિત્ય** (ન.) શબ્દોની લલિતતા-મધુર રચના કે યોજના
**શબ્દલિપિ** (સ્ત્રી.) શબ્દે શબ્દે (વર્ણે નહિ) જુદી સંજ્ઞાવાળી લિપિ, સંપૂર્ણ એક શબ્દનો એક જ સંકેત હોય તેવી લેખનપદ્ધતિ, 'હાયરિટિક'
**શબ્દલેખન** (ન.) શ્રુતલેખન તરીકે શબ્દો લખાવવા તે
**શબ્દવિચાર** (પું.) વર્ણો વિષે વ્યાકરણની દૃષ્ટિએ વિચાર
**શબ્દવેધ** (પું.) શબ્દ કે અવાજ પરથી નિશાન વીંધવું તે
**શબ્દવેધી** (વિ.) માત્ર શબ્દ-અવાજને આધારે ધાર્યું બાણ મારનારું
**શબ્દશકિત** (સ્ત્રી.) શબ્દની અર્થબોધક શકિત (અભિધા, લક્ષણા અને વ્યંજના)
**શબ્દશઃ** (અ.) શબ્દેશબ્દ, દરેક શબ્દ મુજબ
**શબ્દશાસ્ત્ર** (ન.) શબ્દનું શાસ્ત્ર, વ્યત્પત્તિશાસ્ત્ર, 'ઍટિમૉલૉજી'
**શબ્દશુદ્ધિ** (સ્ત્રી.) શબ્દની શુદ્ધિ, શબ્દનો શુદ્ધ પ્રયોગ
**શબ્દશ્લેષ** (પું.) શાબ્દિક શ્લેષ, દ્વિઅર્થી શબ્દપ્રયોગ
**શબ્દસંગ્રહ** (પું.) શબ્દોનો સંગ્રહ, શબ્દ ભંડોળ
**શબ્દસિદ્ધિ** (સ્ત્રી.) શબ્દની શુદ્ધ રચના કે શુદ્ધ ઉપયોગ
**શબ્દાડંબર** (પું.) જેમાં અર્થ કે ભાવની ન્યૂનતા હોય તેવો ભારેભારે શબ્દનો પ્રયોગ
**શબ્દાતીત** (વિ.) શબ્દથી ન વર્ણવી શકાય તેવું (૨)અનિર્વચનીય, અનિંદ્ય
**શબ્દાનુશાસન** (ન.) વ્યાકરણ-શાસ્ત્ર
**શબ્દાર્થ** (પું.) શબ્દનો અર્થ (૨) શાબ્દિક-માત્ર શબ્દ પરથી કરાતો અર્થ
**શબ્દાલંકાર** (પું.) શબ્દ રચવાની ચમત્કૃતિવાળો અલંકાર
**શબ્દાલુ(-ળુ)તા** (સ્ત્રી.) અર્થ થોડો પણ શબ્દોની ભરમાર હોવી તે-શબ્દાડંબર, શબ્દબાહુલ્ય, 'વર્બોસિટી'
**શબ્દાવલિ(-લી)** (સ્ત્રી.) શબ્દોની માળા, શબ્દોનો સમૂહ
**શબ્દાળ(-ળુ)** (વિ.) શબ્દાલુ, નકામા-વધારે પડતા શબ્દોવાળું કે તેવી શૈલીનું
**શબ્દાંતર** (ન.) બીજો શબ્દ, શબ્દફેર
**શમ** (પું.) શાંતિ (૨) ક્ષમા (૩) ઇંદ્રિયો અને વાસનાઓનું શાંત થવું તે
**શમતા** (સ્ત્રી.) શાંતિ (૨) ક્ષમા, ધીરજ
**શમન** (ન.) શાંત પડવું કે પાડવું તે, મનની શાંતિ, 'ન્યુટ્રલાઇઝેશન'
**શમવું** (ક્રિ.) શાંત પડવું, ટાઢું પડવું (૨) નાશ પામવું (૩) વીસમવું, સીઝવું
**શમશમવું** (ક્રિ.) શાંત થવું (૨) ખમીને બેસી રહેવું
**શમશેર** (સ્ત્રી.) તરવાર, તલવાર
**શમશેરિયું** (વિ.) શમશેર-બહાદુર, તલવાર ચલાવી જાણનાર
**શમળી** (સ્ત્રી.) એક પક્ષી, સમડી
**શમા** (સ્ત્રી.) મીણબત્તી (૨) દીવો
**શમાદાન** (ન.) મીણબત્તીની દીવી, 'વૉલ્સીટ'
**શમિત** (વિ.) શમેલું, શાંત કરેલું કે થયેલું
**શમિયાણો(-નો)** (પું.) તંબૂ, શણગારેલો મંડપ
**શમી** (સ્ત્રી.) એક ઝાડ-સમડો
**શમીપૂજન** (ન.) સમડીના વૃક્ષનું પૂજન (દશેરા પર થાય છે)
**શયતાન** (પું.) ઈશ્વર સામે બળવો કરનાર એક શેતાન (૨) બદમાશ, સેતાન
**શયતાનિયત** (સ્ત્રી.) શયતાનપણું, બદમાસી
**શયતાની** (વિ.) શેતાની, તોફાની (૨) (સ્ત્રી.) શેતાનિયત
**શયદા** (વિ.) ઘેલું, ગાંડું (૨) (લા.) દીવાનું, પ્રેમઘેલું
**શયન** (ન.) સૂવું તે, (૨) પથારી (૩) ઠાકોરજીને પોઢાડવા તે
**શયનઆરતી** (સ્ત્રી.) ઠાકોરજીના શયન વેળાની આરતી-પૂજા
**શયનખંડ,શયનગૃહ** (પું.ન.) સૂવાનો ઓરડો
**શયનભોગ** (પું.) ઠાકોરજીને શયન વેળા ધરાવાતો ભોગ
**શયનયાન** (ન.) સૂવાની સગવડવાળો રેલગાડીનો ડબો, '?????? કૉચ
**શય્યા** (સ્ત્રી.) પથારી, સેજ (૨) પદોનો પરસ્પર સુમેળ-સંગતતા
**શર** (સ્ત્રી.) નિયમ, કાયદો, શરેહ (૨) (પું.ન.) બાણ (૩) પાંચની સંજ્ઞા
**શરણ** (ન.) આશ્રય, રક્ષણ, ઓથ, શરણું
**શરણાઈ** (સ્ત્રી.) ફૂંકીને વગાડવાનું એક વાદ્ય
**શરણાગત** (વિ.) શરણે આવેલું, આશ્રયે આવેલું
**શરણાગતિ** (સ્ત્રી.) શરણે આવવું તે, શરણ થવું તે
**શરણાર્થી** (વિ.) શરણ ઇચ્છનારું, શરણાગત
**શરણું** (ન.) શરણ, આશ્રય
**શરણ્ય** (વિ.) શરણ દઈ શકે એવું (૨) (ન.) શરણદાતા
**શરત** (સ્ત્રી.) હોડ, કરાર, બોલી
**શરતનામું** (ન.) શરત કર્યાનું લખાણ-કરારપત્ર, શરતબંદી
**શરતબંદી(-ધી)** (સ્ત્રી.) શરત કરવી તે
**શરતી** (વિ.) શરતને લગતું, શરતવાળું (૨) શરત કરી હોય તેવું
**શરત્કાલ** (પું.) શરદ ઋતુ
**શરત્પૂર્ણિમા,શરદપૂનમ** (સ્ત્રી.) આશ્વિન પૂર્ણિમા, માણેકઠારી પૂનમ
**શરદ** (સ્ત્રી.) આસોથી કાર્તિક માસ સુધી રહેતી ઋતુ, (૨) વર્ષ
**શરદી** (સ્ત્રી.) ઠંડી, ભેજ (૨) સળેખમ
**શરદુ(-દો)ત્સવ** (પું.) અશ્વિન પૂર્ણિમાનો-શરદ પૂનમનો ઉત્સવ
**શરપુંખ** (પું.) બાણનો પીછાવાળો છેડો, બાણનું પીછું
**શરબત** (પું.ન.) ફળ વગેરે રસનું બનાવેલું પીણું
**શરબતી** (વિ.) આછા રંગનું (૨) (સ્ત્રી.) એક જાતનું બારીક કાપડ (૩) (લા.) માદક
**શરભ** (પું.) હાથીનું બચ્ચું-મદનિયું (૨) આઠ પગવાળું બળવાન કાલ્પનિક પ્રાણી
**શરમ** (સ્ત્રી.) લજ્જા (૨) પ્રતિષ્ઠા, ઇજ્જત (૩) લ્યાનત (૪) (લા.) મલાજો, મર્યાદા
**શરમજનક** (વિ.) શરમાવે-શરમિંદું કરે તેવું
**શરમાવવું** (ક્રિ.) શરમ કે માન રાખી સમજે, માને એમ કરવું, શરમમાં નાખી મનાવવું, રીઝવવું
**શરમાવું** (ક્રિ.) શરમ આવવી, લજાવું (૨) ઝંખવાણા પડવું
**શરમાશરમી** (અ.) એકબીજાથી શરમાઈને-શરમમાં આવીને
**શરમાળ** (વિ.) શરમાય એવું, શરમવાળું, લાજાળું
**શરમિંદું** (વિ.) શરમથી ઝંખવાણું પડી ગયેલું
**શરવું** (વિ.) તીક્ષ્ણ કાનનું (૨) તૈયાર જમીન ઉપર વરસાદની ધાર પડવાથી જે સુવાસ નીકળે છે તેવું
**શરવૃષ્ટિ** (સ્ત્રી.) બાણનો વરસાદ
**શરશય્યા** (સ્ત્રી.) બાણોની પથારી (જેમ કે, ભીષ્મની)

**શરસંધાન** (ન.) નિશાન ઉપર બાણ તાકવું તે
**શરાદિ(-ધિ)યાં** (ન.બ.વ.) શ્રાદ્ધપક્ષ, ભાદરવા વદના દિવસો
**શરાફ** (પું.) ધીરધારનો ધંધો કરનાર, નાણાવટી
**શરાફત** (સ્ત્રી.) માણસાઈ, લાયકી
**શરાફી** (વિ.) શરાફને લગતું (૨) ચોક્કસ (૩) (સ્ત્રી.) નાણાવટું (૪) (લા.) વાજબી, યોગ્ય
**શરાબ** (પું.) દારૂ, મદિરા, સુરા
**શરાબખાનું,શરાબઘર** (ન.) દારૂનું પીઠું, કલાલખાનું
**શરાબખોરી** (સ્ત્રી.) દારૂની લત
**શરાબી** (વિ.) દારૂ પીનાર, દારૂનું વ્યસની (૨) (સ્ત્રી.) નશો, મસ્તી
**શરારત** (સ્ત્રી.) દુષ્ટતા, બદમાસી, નીચતા, તોફાન, મસ્તી
**શરિયત** (સ્ત્રી.) કુરાનનું અનુશાસન-ધાર્મિક નિયમો
**શરીક** (વિ.) ભાગીદાર, સાથી, સામેલ
**શરીફ** (વિ.) ઊંચા કુળનું (૨) પ્રતિષ્ઠિત, આબરૂદાર (૩) (પું.) મોટા શહેરનો સરકાર નિયુકત એક અધિકારી
**શરીર** (ન.) કાયા, તન, દેહ
**શરીરધારી** (વિ.) દેહવાળું, શરીરી
**શરીરરચના** (સ્ત્રી.) શરીરની રચના
**શરીરરચનાવિજ્ઞાન** (ન.) શરીર કેવી રીતે બન્યું એ વિશેનો ખ્યાલ આપતું વિજ્ઞાન, 'ઍનૅટોમી'
**શરીરવિદ્યા,શરીરશાસ્ત્ર** (સ્ત્રી.ન.) શરીરની રચના વગેરેનું વિજ્ઞાન
**શરીરશ્રમ** (પું.) શારીરિક શ્રમ, જાત-મહેનત, મજૂરી
**શરીરસંપત્તિ** (સ્ત્રી.) આરોગ્ય, શારીરિક શકિત, તંદુરસ્તી
**શરીરસંબંધ** (પું.) શરીર સાથેનો સંબંધ (૨) સંભોગ સંબંધ
**શરીરસુધારણા** (સ્ત્રી.) શરીર-તબિયત સુધારવી તે
**શરીરી** (વિ.) શરીરવાળું (૨) (પું.) આત્મા. દેહી
**શરુ** (ન.) એક જાતનું ઝાડ, સરુ
**શરૂ** (વિ.) આરંભાયેલું, ચાલુ
**શરૂઆત** (સ્ત્રી.) આરંભ, પહેલ
**શરૂથી** (અ.) પહેલેથી
**શરૂનું** (વિ.) આદિ, શરૂમાં આવેલું, આરંભનું
**શરૂમાં** (અ.) આરંભમાં
**શરેહ** (પું.) આરંભમાં
**શર્કરા** (સ્ત્રી.) સાકર, ખાંડ
**શર્ટ** (ન.) ખમીસ, પહેરણ
**શર્ટિંગ** (ન.) શર્ટ કે ખમીસ માટેનું કાપડ, 'સૂટિંગ-શર્ટિંગ'
**શર્ત** (સ્ત્રી.) શરત
**શર્તી** (વિ.) શરતી, શરતને લગતું, શરતવાળું (૨) શરત કરી હોય તેવું
**શર્મ** (ન.) આનંદ, શાંતિ, સુખચેન (૨) (સ્ત્રી.) શરમ, લજ્જા, પ્રતિષ્ઠા
**શર્વ** (પું.) શિવ, શંકર ભગવાન
**શર્વરી** (સ્ત્રી.) રાત્રિ, નિશા
**શલભ** (ન.) તીડ (૨) પતંગિયું
**શલાકા** (સ્ત્રી.) સળી (૨) પીંછી
**શલાકાપુરુષ** (પું.) ઉત્તમ પુરુષ (જૈન)
**શલ્ય** (ન.) તીર, બાણ (૨) કાંટો, શૂળ (૩) શરીરમાં સાલતું-પીડા કરતું કાંઈ, દરદ (૪) વિઘ્ન. અડચણ (૫) અજંપાનું કારણ (૬) (પું.) (સં.) (મહાભારતમાં) એક રાજા, માદ્રીનો ભાઈ (૭) (લા.) મુશ્કેલી, નડતર
**શલ્યવિશલ્યા** (સ્ત્રી.) એક ઔષધિ-સંજીવની
**શલ્યા** (સ્ત્રી.) પથ્થરની છાટ, શિલા
**શવ** (ન.) શબ, મડદું, લાશ
**શવર** (પું.) પહાડી કે જંગલી માણસ
**શશ,શશક** (પું.ન.) સસલું
**શશધર** (પું.) ચંદ્ર
**શશાંક** (પું.) ચંદ્ર
**શશિ(-શી)** (પું.) ચંદ્ર
**શશિ(-શી)કલા(-ળા)** (સ્ત્રી.) ચંદ્રની કળા
**શશિકાંત** (પું.) ચંદ્રકાંત, એક જાતનો મણિ-જેના ઉપર ચંદ્રનાં કિરણ પડતાં તેમાંથી પાણી ઝમે છે.
**શશિ(-શી)મુખી** (વિ.) શશિવદની, ચંદ્ર જેવા મુખવાળી
**શશિયર** (પું.) ચંદ્ર
**શશિલેખા** (સ્ત્રી.) શશિકળા, ચંદ્રલેખા
**શશિવદની** (વિ.સ્ત્રી.) ચંદ્ર જેવા મુખવાળી
**શશી** (પું.) ચંદ્ર (૨) એકની સંજ્ઞા
**શસ્ત્ર** (ન.) (મારવાનું) હથિયાર, આયુધ
**શસ્ત્રક્રિયા** (સ્ત્રી.) વાઢકાપ, સર્જરી, 'ઑપરેશન'
**શસ્ત્રક્રિયાખંડ** (પું.) ઑપરેશન માટેનો ખાસ ખંડ-ઓરડો, 'ઑપરેશન થિયેટર'
**શસ્ત્રચિકિત્સા** (સ્ત્રી.) વાઢકાપનું વૈદું, 'સર્જરી'
**શસ્ત્રત્યાગ** (પું.) શસ્ત્રનો ત્યાગ, 'ડિઝાર્મમેન્ટ'
**શસ્ત્રદોટ(-ડ)** (સ્ત્રી.) શસ્ત્રની શોધ કે તેના સંગ્રહ વગેરેની સ્પર્ધા
**શસ્ત્રધારી** (વિ.) શસ્ત્ર ધારણ કરનાર, હથિયારધારી, 'આર્મ્ડ' (૨) (પું.) યોદ્ધો
**શસ્ત્રપ્રયોગ** (પું.) વાઢકાપ, 'ઑપરેશન'
**શસ્ત્રયુદ્ધ** (ન.) શસ્ત્રાશસ્ત્રથી યુદ્ધ-હિંસક યુદ્ધ
**શસ્ત્રવિદ્યા** (સ્ત્રી.) શસ્ત્ર વાપરવાની વિદ્યા
**શસ્ત્રવૈદ્ય** (પું.) વાઢકાપ કરનાર વૈદ્ય, 'સર્જન'
**શસ્ત્રાગાર** (ન.) શસ્ત્રો રાખવાનું મકાન
**શસ્ત્રાસ્ત્ર** (ન.બ.વ.) શસ્ત્ર અને અસ્ત્ર (મારવાનાં તેમ જ ફેંકવાનાં હથિયાર)
**શસ્ય** (ન.) અનાજ, ધાન્ય
**શહ** (સ્ત્રી.) શેહ, સાર્મથ્ય
**શહાદત** (સ્ત્રી.) શાહેદી, સાક્ષી (૨)શહીદ થવું તે, આત્મબલિદાન, કુરબાની
**શહાળી** (સ્ત્રી.) એક ફૂલઝાડ, શેફાલિકા
**શહીદ** (વિ.પું.) ધર્મયુદ્ધમાં (કે કોઈ તેવા સત્કર્મ અર્થે) પ્રાણ આપનાર
**શહીદી** (સ્ત્રી.) શહીદપણું, શહાદત
**શહૂર** (ન.) હોશ, આવડત (૨) વિવેક, સમજ, શિષ્ટતા
**શહેનશાહ** (પું.) રાજાઓનો રાજા, સમ્રાટ
**શહેનશાહત** (સ્ત્રી.) સામ્રાજ્ય
**શહેનશાહી** (વિ.) શહેનશાહ સંબંધી (૨) (સ્ત્રી.) શહેનશાહત

**શહેર** (ન.) નગર, મોટું ગામ

**શહેરી** (વિ.) શહેરનું કે તે સંબંધી (૨) (પું.) શહેરમાં વસનાર (૩) નાગરિક, 'સિટિઝન'

**શળ** (પું.) ગડીથી પડેલો આંકો, સળ (૨) સોળ (૩) શિલા

**શળી** (સ્ત્રી.) સળી (૨) પા રૂપિયાનો વેપારી સંકેત (૩) વાળંદની પથરી

**શંકર** (પું.) શિવ (૨) (વિ.) શુભકર, સુખકર

**શંકરાચાર્ય** (પું.) કેવલાદ્વૈતના પ્રવર્તક આચાર્ય કે તેમણે સ્થાપેલ પીઠના અધિપતિ

**શંકરાભરણ** (પું.) એક રાગ

**શંકા** (સ્ત્રી.) શક, સંદહ, વહેમ (૨) કલ્પિત ભય (૩) ચર્ચા કે વાદવિવાદમાં પ્રશ્નરૂપ મુદ્દો કે બાબત, પ્રશ્ન કે વાંધા જેવું અનુમાન (૪) ઝાડા-પેશાબની હાજત

**શંકા-કુશંકા** (સ્ત્રી.) સારીમાઠી કે ખરીખોટી શંકા

**શંકાગ્રસ્ત** (વિ.) શંકામાં પડેલું, શંકાકુલ

**શંકાપ્રશ્ન** (પું.ન.) શંકારૂપે ઊઠતો પ્રશ્ન, વિવાદી મુદ્દો

**શંકાવાદ** (પું.) કોઈ વાતમાં શ્રદ્ધાને બદલે શંકાની જ વૃત્તિ હોવી તે, 'સ્કેપ્ટિસિઝમ'

**શંકાશીલ** (વિ.) વહેમી

**શંકાસ્પદ** (વિ.) જેને વિષે શંકા હોય તેવું

**શંકિત** (વિ.) શંકાવાળું

**શંકી** (વિ.) શંકાવાળું

**શંકીલું** (વિ.) શંકાશીલ, વહેમીલું

**શંકુ** (ન.) ઉપર જતાં અણિયાળી થતી જતી ગોળ બેઠકની ઘન આકૃતિ (૨) હજાર અબજ (૩) સૂર્યયંત્ર (૪) સોયની અણી (૫) ટોચ, શિખર

**શંકુચ્છેદ** (પું.) શંકુને છેદતાં થતી આકૃતિ, 'કૉનિક સેકશન

**શંખ** (પું.) એક જાતના દરિયાઈ પ્રાણીનું કોટલું જેને ફૂંકવાથી અવાજ થાય છે. (૨) આંગળી ઉપરનું તેના આકારનું ચિહ્ન (૩) (લા.) મૂર્ખ

**શંખજીરું** (ન.) એક સફેદ ચીકણો પથ્થર કે તેનો ભૂકો

**શંખણી** (સ્ત્રી.) કર્કશા, કંકાસિયણ સ્ત્રી-શંખિની

**શંખનાદ** (પું.) શંખનો નાદ-અવાજ

**શંખભસ્મ** (સ્ત્રી.) શંખની ભસ્મ-એક દવા

**શંખભારથી** (પું.) મૂર્ખ શિરોમણિ

**શંખમોતી** (ન.) મોતીનો એક પ્રકાર

**શંખલા** (સ્ત્રી.) સાંકળ, બંધન, શૃંખલા

**શંખલી** (સ્ત્રી.) નાનો શંખલો

**શંખાવાળી** (સ્ત્રી.) એક વનસ્પતિ

**શંખિની** (સ્ત્રી.) કામશાસ્ત્ર પ્રમાણેના ચાર વર્ગોમાંના એક વર્ગની સ્ત્રી (પદ્મિની, ચિત્રિણી, હસ્તિની અને શંખિની)

**શંઢ** (પું.) પંઢ, નપુંસક (૨) કંચુકી

**શંભુ** (પું.) શિવ

**શંભુમેળો** (પું.) જુદી જુદી જાતો કે વસ્તુઓનો અવ્યવસ્થિત સમૂહ, ખીચડો (૨) અઢારે વર્ણનું એકઠા થવું તે

**-શઃ** (અ.) શબ્દને લાગતાં 'તે ક્રમે-હિસાબે' એવા ભાત બતાવે છે. ઉદા. ખંડશઃ, શબ્દશઃ

**શાક** (ન.) ખાઈ શકાય તેવાં કંદ, ફળ, ભાજી

**શાકટ** (પું.) બળદ

**શાકટાયન** (પું.) એક ઋષિ, એક વૈયાકરણી

**શાકણ(-ણી)** (સ્ત્રી.) શાકિની, દુર્ગાના ગણમાંની એક પિશાચી કે દેવી (૨) પિશાચી, ચુડેલ

**શાકપાન,શાકપાંદડું** (ન.) શાકભાજી

**શાકબજાર,શાકપીઠ** (સ્ત્રી.ન.) શાકનું બજાર

**શાકભાજી** (સ્ત્રી.) શાક ને ભાજી (૨) (લા.) સામાન્ય કે નજીવું ગણી કઢાય એવું-મહત્ત્વ વિનાનું તે

**શાકંભરી** (સ્ત્રી.) દુર્ગા

**શાકાહાર** (પું.) વનસ્પતિનો જ આહાર, અન્નાહાર

**શકાહારી** (વિ.પું.) અન્નાહારી, માત્ર શાકાહાર કરનાર

**શાકિની** (સ્ત્રી.) દુર્ગાના ગણમાંની એક પિશાચી કે દેવી

**શાકે** (અ.) શક સંવત પ્રમાણે, શક વર્ષ

**શાક્ત** (વિ.) શકિત કે શાક્ત સંબંધી (૨) શકિત કે દેવીનું પૂજક (૩) (પું.) તેવો માણસ

**શાક્યમુનિ** (પું.) ગૌતમ બુદ્ધ

**શાખ** (સ્ત્રી.) આબરૂ, વટ (૨) આંટ, વિશ્વાસ, ભરોસો (૩) અટક (૪) સાક્ષી (૫) ઝાડ પર પાકવા આવેલું ફળ

**શાખપત્ર** (પું.) શાખ દર્શાવાતો પત્ર, શાખી નોટ, 'ક્રેડિટ-નોટ'

**શાખા** (સ્ત્રી.) ડાળી (૨) વિભાગ (૩) જુદાંજુદાં ગોત્રો કે મંડળોમાં પ્રચલિત વેદની સંહિતાનો પાઠ કે ક્રમનો ભેદ

**શાખામૃગ** (પું.) વાંદરો

**શાખી** (વિ.) શાખવાળું, શાખ પર ચાલતું, 'ફિડ્યુશ્યરી'

**શાખોપશાખા** (સ્ત્રી.) નાનીમોટી બધી શાખા

**શાગરીત(-દ),શાગિર્દ** (પું.) શિષ્ય, ચેલો (૨) સહાયક, મદદગાર

**શાણ** (પું.) સોનું વગેરેની કસોટી કરવાનો પથરો, 'ટચ-સ્ટોન (૨) (ન.) પા તોલો, ચાર માસાનું વજન (૩) (સ્ત્રી.) સરાણ (૪) શાતા, શાંતિ

**શાણપ,શાણપણ** (સ્ત્રી.ન.) ડહાપણ, ચતુરાઈ, બુદ્ધિમત્તા

**શાણું** (ન.) સોણું, સ્વપ્નું

**શાણું** (ન.) ચતુર, ડાહ્યું, દક્ષ, હોશિયાર

**શાણે** (સ.) શા માટે, શાનાથી, શેણે

**શાતા** (સ્ત્રી.) શાંતિ, ટાઢક, નિરાંત

**શાતાદાયક** (વિ.) શાતા આપનાર (જૈન)

**શાથી** (સ.) શાણે, શા વડે (૨) શા માટે, શા કાજે, શા કારણે

**શાદી** (સ્ત્રી.) લગ્ન

**શાદ્વલ** (વિ.) લીલું ઘાસવાળું (૨) (ન.) હરિયાળી જમીન

**શાન** (સ્ત્રી.) ભભકો (૨) દેખાવ, છટા, ઢબછબ

**શાનદાર** (વિ.) છટાદાર, ઘાટીલું (૨) જાજરમાન

**શાનશૌકત,શાનસોગાત** (સ્ત્રી.) ઠાઠમાઠ, ભભકો, છેલાઈ (૨) દમ, માલ (૩) બાહોશી

**શાનું** (સ.) શેનું, શી વાત કે વસ્તુનું (૨) શા માટેનું

**શાને** (અ.) શા માટે, શીદને

**શાપ** (પું.) બદદુવા, કદુવા

**શાપવું** (ક્રિ.) શાપ દેવો, કદુવા આપવી

**શાપિત** (વિ.) શાપ પામેલું

**શાબાન** (પું.) હિજરી સનનો આઠમો મહિનો
**શાબાશ** (અ.) શાબાશ, ધન્ય, વાહ
**શાબાશી** (સ્ત્રી.) ધન્યવાદ, તારીફ
**શાબ્દજ્ઞાન** (ન.) પ્રમાણભૂત માણસના કે શાસ્ત્રના કથનથી થતું જ્ઞાન
**શાબ્દિક** (વિ.) શબ્દનું કે તેને લગતું (૨) મૌખિક
**શામક** (વિ.) શમાવે કે ઓલવે તેવું, શાન્તિકારક
**શામળ(-ળિયો-ળો)** (પું.) શ્રીકૃષ્ણ
**શામળું** (વિ.) કાળું, શ્યામ, શરીરે ભીના રંગનું, ભીનેવાન
**શામિયાનો** (પું.) શામિયાનો, તંબૂ
**શામિલ** (વિ.) સામેલ, ભળેલું, જોડાયેલું
**શાય(-હે)ર** (પું.) કવિ, કાવ્યકાર, વિદ્વાન
**શાયરી** (સ્ત્રી.) કાવ્યકળા, કવિતા
**શાર** (પું.) કાણું, છિદ્ર
**શારકામ** (ન.) જમીનમાં શારડીથી શાર પાડવો તે
**શારડી** (સ્ત્રી.) શાર પાડવાનું અણીદાર ઓજાર
**શારદ(-દીય)** (વિ.) શરદ ઋતુનું, -ને લગતું
**શારદા** (સ્ત્રી.) સરસ્વતી
**શારદાપીઠ** (સ્ત્રી.) વિદ્યાપીઠ (૨) શંકરાચાર્યની પશ્ચિમ ભારતની ગાદી કે મઠ(દ્વારકાનો)
**શારવું** (ક્રિ.) શાર પાડવી (૨) (લા.) મહેણાંથી બાળવું
**શારંગ** (પું.) એક રાગ કે છંદ (૨) (ન.) મૃગ (૩) ધનુષ્ય (૪) વિષ્ણુનું ધનુષ્ય, શાર્ંગ
**શારંગધર,શારંગપાણિ** (પું.) વિષ્ણુ
**શારિ** (પું.) પાસો કે શતરંજનું મહોરું
**શારીર** (વિ.) શરીર સંબંધી (૨) (પું.) દેહી, જીવાત્મા (૩) (ન.) શરીરશાસ્ત્ર
**શારીરક** (વિ.) શરીર સંબંધી (૨) શરીર (૩) (ન.) શંકરાચાર્યનું બ્રહ્મસૂત્ર ઉપરનું ભાષ્ય
**શારીરિક** (વિ.) શરીર સંબંધી, દૈહિક
**શાર્ક** (સ્ત્રી.) એક મોટી માછલી (મગરમચ્છ જેવી)
**શાર્દૂલ** (પું.) વાઘ (૨) ચિત્તો
**શાર્દૂલવિક્રીડિત** (પું.) એક છંદ
**શાર્પનર** (ન.) પેન્સિલ છોલવાનો સંચો
**શાલ** (સ્ત્રી.) ઊનનું ભરેલી કિનારનું ઓઢવાનું એક કીમતી વસ્ત્ર (૨) (પું.) સાગનું ઝાડ
**શાલક** (પું.) શ્યાલક, સાળો
**શાલદુશાલા** (પું.બ.વ.) માનાર્થે અપાતાં શેલાપાઘડી વગેરે
**શાલભંજિકા** (સ્ત્રી.) પૂતળી, બાવલું
**શાલા(-ળા)** (સ્ત્રી.) મકાન, ઘર (૨) પાઠશાળા, નિશાળ (૩) સમાન નીતિરીતિ, વિચાર વગેરેવાળો સમૂહ, સંપ્રદાય, 'સ્કૂલ'
**શાલાં(-ળાં)ત** (વિ.) શાળાના અભ્યાસને અંતેનું, શાળાના છેવટના વર્ષનું
**શાલિ** (સ્ત્રી.) ડાંગર, શાળ
**શાલિગ્રામ** (પું.) વિષ્ણુના પ્રતીક તરીકે પૂજાતો કાળો લીસો ગોળ પથ્થર
**શાલિની** (પું.) એક છંદ (૨) (સ્ત્રી.) ગૃહિણી (૩) (વિ.સ્ત્રી.) 'શાલી'નું સ્ત્રી રૂપ
**શાલિવાહન** (પું.) શક જાતિનો એક પ્રસિદ્ધ રાજા, જેનાથી શકસંવત ગણાય છે.
**શાલિહોત્ર** (પું.) ઘોડો, અશ્વ (૨) ઘોડા વગેરે જાનવરોના રોગની વિદ્યા
**શાલિહોત્રી** (પું.) અશ્વવૈદ્ય, જાનવરોના વૈદ્ય, સાલોત્રી
**-શાલી(-ળી)** (વિ.) નામના અંતે લાગતાં, 'વાળું' અર્થ બતાવે છે. શક્તિશાલી, પ્રભાવશાલી
**શાલીન** (વિ.) વિનીત. નમ્ર, ખાનદાન (૨) લજ્જાવાળું (૩) સમાન, સદૃશ
**શાલીનતા** (સ્ત્રી.) નમ્રતા, વિવેક
**શાલેય** (વિ.) શાળાને લગતું, શાળા સંબંધી
**શાલ્મલિ** (પું.ન.) એક ઝાડ, શીમળો
**શાવક** (પું.ન.) પશુ-પક્ષીનું બચ્ચું
**શાશ્વત** (વિ.) નિત્ય, સનાતન, કાયમી
**શાશ્વતતા** (સ્ત્રી.) નિત્ય હોવાપણું
**શાશ્વતી** (વિ.સ્ત્રી.) નિત્ય, શાશ્વત (૨) પૃથ્વી (૩) દુર્ગામાતા
**શાસક** (પું.) શાસન કરનાર, શિક્ષા કરનાર (૨) રાજા, હાકેમ, રાજ્યકર્તા
**શાસન** (ન.) શિક્ષા (૨) અમલ, રાજ્ય (૩) આજ્ઞા (૪) ઉપદેશ
**શાસનકર્તા,શાસનકાર** (પું.) શાસન કરનાર, રાજ્યકર્તા
**શાસનતંત્ર** (ન.) રાજ્યતંત્ર, રાજ્ય-વહીવટ
**શાસનપત્ર** (ન.) હુકમનામું, આજ્ઞાપત્ર, રાજાએ કરેલી બક્ષિસ કે આજ્ઞાનો તામ્રપત્ર કે લેખ
**શાસનપદ્ધતિ** (સ્ત્રી.) રાજ્ય કરવાની રીત કે પ્રકાર
**શાસિત** (વિ.) શાસન પામેલું કે શાસનમાં આવેલું
**શાસ્તા** (પું.) શાસન કરનાર, રાજા (૨) શિક્ષક
**શાસ્ત્ર** (ન.) ધર્મગ્રંથ (૨) કોઈ પણ વિષયનું તાત્ત્વિક તેમ જ વ્યવસ્થિત જ્ઞાન, વિદ્યા (૩) જે તે વિદ્યાનો ગ્રંથ
**શાસ્ત્રકર્તા,શાસ્ત્રકાર** (પું.) શાસ્ત્ર રચનાર
**શાસ્ત્રજ્ઞ** (વિ.પું.) શાસ્ત્ર જાણનાર-શાસ્ત્રવેત્તા
**શાસ્ત્રજ્ઞાન** (ન.) શાસ્ત્રોનું જ્ઞાન કે ઊંડી સમજ
**શાસ્ત્રદૃષ્ટિ** (સ્ત્રી.) શાસ્ત્રશુદ્ધ દૃષ્ટિ, શાસ્ત્રમાન્ય સમજ
**શાસ્ત્રનિયત** (વિ.) શાસ્ત્રોએ નક્કી કરેલું કે કહેલું
**શાસ્ત્રનિષિદ્ધ** (વિ.) શાસ્ત્રોએ મના કરેલું, શાસ્ત્રવિરૂદ્ધ
**શાસ્ત્રનિંદા** (સ્ત્રી.) શાસ્ત્રોનો અનાદર, તેમની આજ્ઞાને વખોડવી તે
**શાસ્ત્રપ્રામાણ્ય** (ન.) શાસ્ત્રોનું પ્રમાણપણું કે પ્રમાણ હોવું તે
**શાસ્ત્રવિધાન** (ન.) શાસ્ત્રની શિખામણ, શાસ્ત્રોક્ત વચન
**શાસ્ત્રવિધિ** (પું.સ્ત્રી.) શાસ્ત્રનો વિધિ
**શાસ્ત્રવિરુદ્ધ** (વિ.) શાસ્ત્રથી વિરુદ્ધ, અશાસ્ત્રીય
**શાસ્ત્રવિશારદ** (પું.) શાસ્ત્રજ્ઞ, શાસ્ત્રનિપુણ
**શાસ્ત્રવિહિત** (વિ.) શાસ્ત્રોક્ત, શાસ્ત્રવિધિ પ્રમાણેનું
**શાસ્ત્રશુદ્ધ** (વિ.) શાસ્ત્રના નિયમોને અનુસરતું, શાસ્ત્રાનુકૂલ
**શાસ્ત્રાર્થ** (પું.) શાસ્ત્રવિષયક ચર્ચા (૨) શાસ્ત્રના અર્થની ચર્ચા
**શાસ્ત્રી** (પું.) શાસન જાણનાર (૨) સંસ્કૃત ભાષાના જુદાજુદા વિષયોની સ્નાતક પરીક્ષા પાસ કરનાર
**શાસ્ત્રીય** (વિ.) શાસ્ત્ર સંબંધી, શાસ્ત્રનું (૨) શાસ્ત્રશુદ્ધ
**શાસ્ત્રીયતા** (સ્ત્રી.) શાસ્ત્રશુદ્ધ હોવું તે, શાસ્ત્રતા

**શાસ્ત્રોક્ત** (વિ.) શાસ્ત્રમાં કહેલું

**શાહ** (પું.) મુસલમાન, રાજા, બાદશાહ (૨) શરાફ (૩) પ્રામાણિક-વટવાળો પુરુષ (૪) (કટાક્ષમાં) ચોર (૫) ઈરાનના બાદશાહનો ઈલકાબ

**શાહજાદી** (સ્ત્રી.) બાદશાહની પુત્રી

**શાહજાદો** (પું.) બાદશાહનો પુત્ર

**શાહજીરું** (ન.) એક વનસ્પતિ, ઔષધિ

**શાહજોગ,શાહજોગી** (વિ.સ્ત્રી.) પ્રામાણિક (૨) સ્વીકારવા જોગ, કાયદેસર, લાવનારને નાણાં આપવાં પડે તેવી (હૂંડી કે ચેક)

**શાહબાજ** (ન.) બાજ પક્ષી જેવું એક પક્ષી

**શાહમૃગ** (ન.) આફ્રિકાનું એક મોટું પક્ષી

**શાહમૃગવૃત્તિ** (સ્ત્રી.) (શાહમૃગ પેઠે) ભય છતાં તે નથી એમ માનવાની ભ્રમવૃત્તિ

**શાહવટ** (સ્ત્રી.) પ્રામાણિકપણું, ચોખ્ખો વહેવાર

**શાહસોદાગર** (પું.) મોટો આબરૂદાર સોદાગર-વેપારી

**શાહી** (વિ.) શાહ સંબંધી (૨) સામ્રાજ્યનું, -ને લગતું (૩) (સ્ત્રી.) શાહ હોવાપણું, શાહીપણું. જેમ કે, લોકશાહી, રાજાશાહી. 'ફસી'

**શાહી** (સ્ત્રી.) લખવામાં વપરાતો પ્રવાહી-રંગીન પદાર્થ (૨) (વિ.) મુસ્લિમ રાજાને લગતું (૩) સમાસમાં ઉત્તરપદમાં માત્ર, -ને લગતું. દા.ત. રાજાશાહી

**શાહીચૂસ** (પું.) શાહીને ચૂસી લે તેવો એક જાતનો કાગળ, 'બ્લૉટિંગ પેપર' (૨) (વિ.) શાહી ચૂસેલી લે તેવું

**શાહીવાદ** (પું.) સામ્રાજ્યવાદ, રાજાનો અમલ યા સરમુખત્યારી અમલવાળું

**શાહુકાર** (પું.) ધનિક, શરાફ, નાણાવટી (૨) વટવાળો, પ્રામાણિક (૩) (કટાક્ષમાં) ચોર, લુચ્ચો

**શાહુકારી** (સ્ત્રી.) શાહુકારપણું, પ્રમાણિકતા (૨) જમણવાર વખતે પતરાળામાં છંડાય તે

**શાહુડી** (સ્ત્રી.) જમીનમાં બોડ કરીને રહેતું એક અણીદાર પીછાવાળું પ્રાણી, સાહુડી

**શાહેદ** (પું.) સાક્ષી પુરનાર, ગવાહ

**શાહેદી** (સ્ત્રી.) સાક્ષી, પુરાવો, ગવાહી

**શાળ** (સ્ત્રી.) ડાંગર

**શાળા** (સ્ત્રી.) મકાન, ઘર (૨) પાઠશાળા, નિશાળ

**શાળી** (વિ.) નામને અંતે લાગતાં, 'વાળું' અર્થ દર્શાવે છે. જેમ કે, પ્રભાવશાળી (૨) (સ્ત્રી.) ડાંગર, શાલિ

**શાંડિલ્ય** (પું.) સ્મૃતિ તેમજ ભક્તિસૂત્રના કર્તા-ઋષિ

**શાંત** (વિ.) શાંતિયુક્ત, શમેલું

**શાંતચિત્ત** (વિ.) ઠંડા કે નરમ સ્વભાવનું

**શાંતરસ** (પું.) (કાવ્યમાં) નવ રસમાંનો એક

**શાંતિ** (સ્ત્રી.) વેગ, ક્ષોભ કે ક્રિયાનો અભાવ કે તેનું શમન (૨) કલેશકંકાશ કે યુદ્ધનો અભાવ (૩) નીરવતા (૪) માનસિક કે શારીરિક ઉપદ્રવ કે વિકારનું મટી જવું તે (૫) ધીરજ, ખામોશી (૬) વિશ્રામ, નિવૃત્તિ

**શાંતિદૂત** (પું.) શાંતિ કરવા માટે મોકલેલો-શાંતિનો સંદેશો લઈ જતો દૂત

**શાંતિ-નિકેતન** (ન.) જ્યાં સદૈવ શાંતિ મળે તેવું સ્થાન કે મકાન (૨)ગુરુવર રવીન્દ્રનાથ ઠાકુરે સ્થાપેલું કલકત્તા પાસે આવેલું વિશ્વવિદ્યાલય

**શાંતિપાઠ** (પું.) શાંતિ થાય એ માટે થતો પાઠ

**શાંતિપ્રદ** (વિ.) શાંતિ આપે એવું

**શાંતિપ્રિય** (વિ.) શાંતિ જેને પ્રિય છે તેવું, શાંતિ ચાહતું

**શાંતિભંગ** (પું.) સુલેહશાંતિનો ભંગ (દંગોફિસાદ થવાથી)

**શાંતિમય** (વિ.) શાંતિથી ભરેલું

**શાંતિરેખા** (સ્ત્રી.) બે દેશોની સરહદે શાંતિ કે અયુદ્ધનું પાલન કરવાનું બતાવતી સરહદી રેખા

**શાંતિવાદ** (પું.) રાષ્ટ્રોમાં શાંતિ કે અયુદ્ધની સ્થિતિ હોવી જોઈએ એવી માન્યતા, 'પેસેફિઝમ'

**શિક(-ક્ક)લ** (સ્ત્રી.) શક્કલ, મુખાકૃતિ, ચહેરો

**શિકસ્ત** (સ્ત્રી.) પરાજય, હાર

**શિકાકઈ,શિકાકાઈ** (સ્ત્રી.) મેલ કાપનારી (ખાસ કરીને વાળ ધોવા માટે વપરાતી) એક વનસ્પતિ, ચિકાખાઈ

**શિકાયત** (સ્ત્રી.) ફરિયાદ, ભૂલ કાઢવી તે

**શિકાર** (પું.) ગમ્મત, ખોરાક કે કસરત માટે પશુપંખીને મારવાં તે, મૃગયા (૨) એ રીતે મારેલું કે મારવા યોગ્ય પ્રાણી (૩) (લા.) ભોગ, ભક્ષ

**શિકારી** (વિ.) શિકાર સંબંધી (૨) શિકાર કરનારું (૩) (પું.) શિકાર કરનાર, પારધી

**શિકારો** (પું.) સહેલગાહ માટેની એક પ્રકારની હોડી (કાશ્મીરની), નૌકાગૃહ

**શિકોતર(-રી,-રું)** (સ્ત્રી.ન.) શિકોતરા જેવી ભૂતડી, વળગેલું છૂટે નહીં તેવું ભૂત

**શિક્કે** (અ.) સિક્કે, સુધ્ધાં, સહિત, સીખે

**શિક્ષક** (પું.) શિક્ષણ આપનાર, વિદ્યા ભણાવનાર, અધ્યાપક

**શિક્ષકગણ** (પું.) શિક્ષકોનો સમુદાય કે મંડળ (૨) શિક્ષક વર્ગ

**શિક્ષણ** (ન.) કેળવણી (૨) બોધ, ઉપદેશ (૩) તાલીમ, અધ્યયન

**શિક્ષણકલા(-ળા)** (સ્ત્રી.) શિક્ષણની કળા

**શિક્ષણકાર** (પું.) શિક્ષણકામ કરી જાણનાર, શિક્ષણશાસ્ત્રી, શિક્ષક

**શિક્ષણપદ્ધતિ** (સ્ત્રી.) શિક્ષણ આપવાની પદ્ધતિ

**શિક્ષણશાસ્ત્ર** (ન.) શિક્ષણનું શાસ્ત્ર (૨) વિદ્યાશાસ્ત્ર

**શિક્ષણશાસ્ત્રી** (પું.) શિક્ષણશાસ્ત્ર જાણનાર (૨) કેળવણીકાર

**શિક્ષણસંસ્થા** (સ્ત્રી.) શિક્ષણનું કે કેળવણી વિષયક કાર્ય કરતી-શિક્ષણ કે તાલીમ માટેની સંસ્થા, શાળા

**શિક્ષણસાહિત્ય** (ન.) ભણવામાં જરૂરી સાધનસામગ્રી (૨) શિક્ષણશાસ્ત્રનું સાહિત્ય

**શિક્ષણીય** (વિ.) શિક્ષણ આપવા કે લેવા યોગ્ય (૨) શિક્ષણને લગતું, શિક્ષણવિષયક, 'ઍકેડેમિક'

**શિક્ષા** (સ્ત્રી.) જ્ઞાન, બોધ, શિખામણ (૨) સજા (૩) એક વેદાંગ, ઉચ્ચાર-શાસ્ત્ર (૪) શિક્ષણ

**શિક્ષાપત્રી** (સ્ત્રી.) શિક્ષા-બોધ આપતું લખાણ કે ગ્રંથ (૨) સ્વામીનારાયણ સંપ્રદાયનો એક મુખ્ય બોધગ્રંથ

**શિક્ષાપાત્ર** (વિ.) શિક્ષા-સજાને યોગ્ય, સજાપાત્ર

**શિક્ષિકા** (સ્ત્રી.) સ્ત્રીશિક્ષક

**શિક્ષિત** (વિ.) શિક્ષણ પામેલું, ભણેલું (૨) સભ્ય, સંસ્કારી

**શિખર** (ન.) પર્વતની ટોચ (૨) મથાળું, ટોચ (૨) મંદિરનો ઘુમટ

**શિખરબંધ(-ધી)** (વિ.) શિખરવાળું

**શિખરમાળ** (સ્ત્રી.) ઊંચા નીચા પર્વતોની હારમાળા

**શિખરિણી** (પું.) સત્તર અક્ષરનો એક અક્ષરમેળ છંદ
**શિખવણી** (સ્ત્રી.) ભંભેરણી, છૂપી શિખામણ કે સલાહ
**શિખવાડવું** (ક્રિ.) શીખવવું, ભણાવવું (૨) (લા.) ભંભેરવું, ઉશ્કેરવું
**શિખંડ** (પું.) દહીં-ખાંડની બનાવાતી એક મીઠી વાનગી, શ્રીખંડ
**શિખંડી** (પું.) મોર (૨) કૂકડો (૩) દ્રુપદ રાજાનો પુત્ર
**શિખા** (સ્ત્રી.) ચોટલી (૨) છોગું (૩) કલગી (મોર વગેરેની) (૪) જ્યોત-દીવાની સગ
**શિખાઉ** (વિ.) શીખતું (૨) (લા.) બિનઅનુભવી
**શિખામણ** (સ્ત્રી.) બોધ, શિક્ષા, સલાહ
**શિખામણિયું** (વિ.) શિખામણ આપતું કે ભરેલું, બોધક, ઉપદેશાત્મક
**શિખાસૂત્ર** (ન.) શિખા અને ઉપવીત, બ્રાહ્મણનાં લક્ષણ
**શિખી** (પું.) કલગીવાળું (૨) મોર (૩) કૂકડો (૪) અગ્નિ
**શિગરામ** (ન.) સિગરામ, એક વાહન
**શિડ્યુલ** (ન.) વિગતવાર નોંધ (૨) પુસ્તકને અંતે વિગત દર્શાવતો પરિશિષ્ટરૂપ કોઠો (૨) અનુસૂચિ
**શિડ્યુલ કાસ્ટ** (સ્ત્રી.) બંધારણમાં પછાત ગણાતી જાતિઓ પરિશિષ્ટમાં અલગ દર્શાવાતી હોઈ-તેમાં આવતી જાતિઓ (૨) અનુસૂચિત જાતિ, 'એસ.સી.'
**શિડ્યુલ ટ્રાઈબ** (સ્ત્રી.) બંધારણમાં પછાત ગણાતી અનુસૂચિત આદિજાતિઓ, 'એસ.ટી
**શિથિલ** (વિ.) નરમ, ઢીલું પડી ગયેલું (૨) નિર્બળ (૩) થાકેલું
**શિથિલતા** (વિ.) નરમાશ, નિર્બળતા
**શિપ-બ્રેકિંગ** (પું.) જહાજ ભાંગવા તે કે તેનો ઉદ્યોગ
**શિપિંગ** (ન.) વહાણ, આગબોટ વગેરેમાં માલ ચડાવવો-ઉતારવો એ
**શિફારસ** (સ્ત્રી.) સિફારસ, ભલામણ, લાગવગવાળા આગળ કોઈને માટે કરેલી પ્રશંસા કે આગ્રહ
**શિફારસી** (વિ.) સિફારસવાળું
**શિબિ** (પું.) હોલાને માટે બાજ પક્ષીને શરીર આપનાર પુરાણસિદ્ધ રાજા
**શિબિકા** (સ્ત્રી.) પાલખી
**શિબિર** (પું.સ્ત્રી.) તંબૂ (૨) છાવણી, કેમ્પ (૩) કોઈ ખાસ ઉદ્દેશથી યોજાતી અભ્યાસ-વિશેષ પ્રવૃત્તિ
**શિયળ** (ન.) શીલ, સતીત્વ, સ્ત્રીનું પાવિત્ર્ય કે ચારિત્ર્ય
**શિયળભંગ** (ન.) સ્ત્રીની પવિત્રતા નષ્ટ થવી તે, અવૈધ પાત્ર સાથે સહશયનથી સ્ત્રીને લાગતું લાંછન
**શિયા** (પું.) એ નામનો મુસલમાની સંપ્રદાય
**શિયાવિયા** (વિ.) ગભરાયેલું, બાવરું (૨) ભોંઠું પડી ગયેલું
**શિયાળ,શિયાળવું,શિયાળિયું** (ન.) કૂતરાના વર્ગનું એક પ્રાણી
**શિયાળુ** (વિ.) શિયાળામાં થતું કે શિયાળાને લગતું
**શિયાળુ પાક** (વિ.) શિયાળામાં થતો અનાજનો પાક, પેદાશ, રવીપાક
**શિયાળો** (પું.) કાર્તિકથી માઘ મહિના સુધીની ટાઢની ઋતુ (૨) હેમંત અને શિશિર ઋતુનો સમય
**શિર** (ન.) માથું (૨) ટોચ, મથાળું (૩) લશ્કરની આગલી હાર
**શિરરખ** (ન.) રજાઈ (૨) ઓશીકું
**શિરચ્છ(--છ)ત્ર** (વિ.) માથાના છત્રરૂપ, પાલક, વડીલ
**શિરચ્છેદ** (પું.) માથું કાપી નાખવું તે
**શિરજોર** (વિ.) માથાફરેલ (૨) જબરું, શિરજોરીવાળું
**શિરજોરી** (સ્ત્રી.) જબરદસ્તી, જોરાવરી કે જોહુકમી
**શિરટોપ** (પું.) માથાના રક્ષણ માટેનો ટોપ
**શિરતાજ** (પું.) માથાનો મુગટ (૨) વડીલ, ઉપરી
**શિરપાવ** (પું.) શાબાશી બદલ આપવામાં આવતો પોશાક (માથાથી પગ સુધીનો) ખિલત (૨) ઇનામ (૩) શાબાશી
**શિરપેચ** (પું.) પાઘડી કે ફેંટા પરનું છોગું, કલગી, તોરો
**શિરબંધ** (પું.) પાઘડી પર બાંધવાનું શોભીતું માથાબંધણું
**શિરમોડ(-ર)** (પું.) માથાનો મુગટ (૨) (લા.) સર્વશ્રેષ્ઠ
**શિરસાવંદ્ય** (વિ.) માથું નમાવવા જેવું, આદરણીય, શિરોમાન્ય
**શિરસ્તેદાર** (પું.) અમલદારનો મુખ્ય કારકુન
**શિરસ્તેદારી** (સ્ત્રી.) શિરસ્તેદારનું કામ કે પદ
**શિરસ્તો** (પું.) ધારો, પ્રથા, રિવાજ (૨) નિયમ
**શિરા** (સ્ત્રી.) રક્તવાહિની, નસ (અશુદ્ધ લોહીની) 'વેઇન'
**શિરા(-રો)ઈ** (સ્ત્રી.) ઊભા મોંનું પાણીનું એક વાસણ
**શિરામણ,શિરામણી** (ન.સ્ત્રી.) સવારનો નાસ્તો
**શિરીષ** (ન.) એક ઝાડ કે તેનું ફૂલ
**શિરોધાર્ય** (વિ.) માથે ચડાવવા-સ્વીકારવા યોગ્ય
**શિરોબિંદુ** (ન.) ઊંચામાં ઊંચું બિંદુ કે સ્થાન, ટોચ (૨) ત્રિકોણના માથાનું અણિયું, 'વર્ટેક્સ'
**શિરોભાગ** (પું.) ટોચનો કે માથાનો ભાગ
**શિરોમણિ** (પું.) ચૂડામણિ (૨) (લા.) મુખ્ય, શ્રેષ્ઠ, નાયક
**શિરોમાન્ય** (વિ.) માથે ચડાવવા-સ્વીકારવાલાયક
**શિરોરેખા** (સ્ત્રી.) અક્ષરના માથાની રેખા
**શિરોરોગ** (પું.) માથાનો રોગ
**શિરોલિખિત** (વિ.) ઉપર લખેલું, મથાળે લખેલું
**શિરોવેદના** (સ્ત્રી.) માથાનો દુખાવો
**શિરોવેષ્ટન** (ન.) માથાનો પહેરવેશ-ટોપી, પાઘડી વગેરે
**શિલા** (સ્ત્રી.) પથ્થરની છાટ કે ટુકડો
**શિલાકાલીન** (વિ.) શિલાયુગનું કે તે સંબંધી
**શિલાછાપ** (સ્ત્રી.) શિલા ઉપર કોતરીને કરેલું છાપકામ
**શિલાજિત** (ન.) ડુંગરનો રસ મનાતી એક પૌષ્ટિક ઔષધિ
**શિલાન્યાસ** (પું.) જાહેર સંસ્થા વગેરેના મકાનનું ખાતમુહૂર્ત
**શિલાપ્રેસ** (ન.) શિલાછાપનું પ્રેસ, લિથો-છાપખાનું
**શિલાયુગ** (પું.) મુખ્યત્વે પથ્થરનાં હથિયાર વગેરે વપરાતાં તે પ્રાચીન ઇતિહાસનો સમય, 'સ્ટૉન એજ
**શિલારસ** (પું.) લેપધૂપ વગેરેના કામમાં આવતો એક જાતનો ગુંદર
**શિલારોપણ** (ન.) મકાન બાંધવામાં પ્રથમ તેનો પાયાનો પથ્થર મૂકવો તે-તેનો વિધિ, ખાતમુહૂર્ત
**શિલાલેખ** (પું.) પથ્થર ઉપર કોતરેલો લેખ
**શિલિમુખ** (પું.) ભમરો (૨) (ન.) બાણ
**શિલિંગ** (પું.) પાઉન્ડની ૨૦મા ભાગની કિંમતનો એક અંગ્રેજી સિક્કો (૨) ઓસ્ટ્રિયા, યુગાન્ડાનું ચલણ
**શિલોંછ** (ન.) ખળી કે ખેતરમાં પડેલા કણ વીણી લેવા તે

**શિલોંછવૃત્તિ** (સ્ત્રી.) શિલોંછ વડે આજીવિકા ચલાવવી તે
**શિલ્ડ** (સ્ત્રી.) ઢાલના ઘાટનું (કોઈ પણ સ્પર્ધામાં વિજયના ચિહ્‌ન રૂપ) પ્રતીક
**શિલ્પ** (ન.) કારીગરી, કળા (૨) બાંધકામની કળા (૩) કોતરકામ
**શિલ્પકલા(-ળા)** (સ્ત્રી.) શિલ્પની કળા
**શિલ્પકામ** (ન.) કોતરકામ
**શિલ્પકાર** (પું.) કારીગર (૨) બાંધકામમાં પ્રવીણ માણસ
**શિલ્પકારીગરી** (સ્ત્રી.) કોતરકામની કારીગરી
**શિલ્પવિદ્યા** (સ્ત્રી.) શિલ્પશાસ્ત્ર
**શિલ્પશાલા(-ળા)** (સ્ત્રી.) શિલ્પ શીખવાની શાળા, કળાભવન
**શિલ્પશાસ્ત્ર** (ન.) શિલ્પનું શાસ્ત્ર, કલા-કારીગરીની વિદ્યા, શિલ્પવિદ્યા
**શિલ્પશાસ્ત્રી** (પું.) શિલ્પશાસ્ત્ર જાણનાર
**શિલ્પાકૃતિ** (સ્ત્રી.) કોતરકામમાં કરેલી આકૃતિ, શિલ્પનો નમૂનો
**શિલ્પી** (વિ.) શિલ્પને લગતું (૨) (પું.) શિલ્પશાસ્ત્રી (૩) કારીગર
**શિવ** (વિ.) શુભ, કલ્યાણકારી (૨) (પું.) શંકર, મહાદેવ (૩) (ન.) કલ્યાણ
**શિવજટા** (સ્ત્રી.) મહાદેવની જટા
**શિવજી** (પું.) (માનાર્થક) શિવ, મહાદેવ
**શિવનિર્માલ્ય** (ન.) શિવને અર્પણ થયેલું તે (૨) તેની પેઠે ઉપયોગમાં ન લેવા જેવું તે
**શિવપુરી** (સ્ત્રી.) કાશી, વારણસી
**શિવમંદિર** (ન.) શિવાલય, મહાદેવનું મંદિર
**શિવમાર્ગી** (વિ.) શિવમાર્ગનું, -ને લગતું
**શિવરાત(-ત્રિ,-ત્રી)** (સ્ત્રી.) માઘ વદિ ૧૪ (ચૌદસ) ની રાત
**શિવલિંગ** (સ્ત્રી.) શિવનું લિંગસ્વરૂપી પ્રતીક
**શિવલોક** (પું.) કૈલાસ, શિવનું નામ
**શિવા** (સ્ત્રી.) પાર્વતી (૨) શિયાળ (૩) એક ઝાડ (૪) હરડે
**શિવામ્બુ-પ્રયોગ** (પું.) સ્વમૂત્રચિકિત્સા
**શિવાલય** (ન.) શિવનું મંદિર
**શિશિર** (સ્ત્રી.) પોષ અને માઘ માસની ઠંડી ઋતુ
**શિશુ** (પું.ન.) બાળક, બચ્ચુ
**શિશુમાર** (સ્ત્રી.) એક મોટું જળચર પ્રાણી (૨) નાના સપ્તર્ષિ તારાઓ, ધ્રુવમત્સ્ય
**શિશુવિહાર** (પું.) બાળકોને જ્યાં ગમ્મત સાથે જ્ઞાન મળતું હોય તેવી શાળા
**શિશ્ન(-સ્ન)** (ન.) પુરુષની ગુહ્યેન્દ્રિય
**શિષ્ટ** (વિ.) બાકીનું (૨) વિદ્વાન, સુશિક્ષિત (૩) સંભાવિત, ઉમદા, લાયક (૪) (પું.) શિષ્ટ પુરુષ
**શિષ્ટતા** (સ્ત્રી.) સભ્યતા, સભ્ય રીતભાત
**શિષ્ટમાન્ય** (વિ.) શિષ્ટોને માન્ય રાખેલું
**શિષ્ટશાસન** (ન.) અમીર જેવા મોટા શિષ્ટ પુરુષો દ્વારા થતું શાસન-ચાલતું રાજ્ય, 'ઍરિસ્ટૉક્રસી'
**શિષ્ટાચાર** (પું.) શિષ્ટોમાં ચાલતો આવેલો વ્યવહાર, શિષ્ટોનો આચાર (૨) સભ્ય રીતભાત (૩) આદરસત્કાર (૪) સભ્યતા દેખાડવા ખાતર કરવાનો આચાર
**શિષ્ય** (પું.) ચેલો, વિદ્યાર્થી
**શિષ્યવૃત્તિ** (સ્ત્રી.) શિષ્યને તેના ખર્ચ પેટે મળતી (નાણાંની) મદદ, 'સ્કૉલરશિપ'
**શિષ્યા** (સ્ત્રી.) સ્ત્રીશિષ્ય, વિદ્યાર્થિની
**શિસ્ત** (વિ.) લાયક (૨) (સ્ત્રી.) નિયમબદ્ધ વર્તન, 'ડિસિપ્લિન'
**શિસ્તપાલન** (ન.) શિસ્ત પાળવી તે, શિસ્તમાં રહેવું તે
**શિસ્તબદ્ધ** (વિ.) શિસ્તવાળું, શિસ્તપૂર્વક
**શિસ્તભંગ** (પું.) શિસ્તનો ભંગ, અશિસ્ત
**શિળિયાટું** (વિ.) શીળીનાં ચાઠાંવાળું
**શિંગ** (ન.) શિંગડું (૨) (સ્ત્રી.) કઠોળની કે તેના જેવી બી વાળી પાપડી, સીંગ (૨) મગફળીની સિંગ
**શિંગડી** (સ્ત્રી.) નાનું શિંગડું (૨) બંદૂકનો દારૂ ભરવાની શિંગડા ઘાટની નળી (૩) બળદના શિંગડા માટેનો એક શણગાર ચરણશિંગડું
**શિંગડું** (ન.) પશુના માથા ઉપરનો અવયવ (૨) એવા પ્રકારનું એક વાદ્ય,
**શિંગતેલ** (ન.) મગફળીનું તેલ
**શિંગદાણા** (પું.બ.વ.) મગફળીના દાણા
**શિંગાળ(-ળું)** (વિ.) શિંગડાંવાળું
**શિંગાળી** (વિ.સ્ત્રી.) શિંગડાંવાળી (૨) એ નામની એક જાતની (ઘોડી)
**શિંગી** (વિ.) શિગડાંવાળું (૨) (સ્ત્રી.) રણશિંગડું
**શિંગોટી** (સ્ત્રી.) શિંગડાનો વાંક (૨) નાનું શિંગડું (૩) જે ઠેકાણેથી શિંગડાં ફૂટે છે તે ભાગ (૪) ઓપવાનું એક ઓજાર (૫) એક ઘરેણું (૬) શિંગડાં પર લેવાતો એક કર
**શિંગોડી** (સ્ત્રી.) જેને શિંગોડાં થાય છે તે વેલો ચદારૂખાનું
**શિગોડું** (ન.) પાણીમાં થતી એક વેલનું ફળ (૨) એના આકારનું એક
**શિંટો** (પું.) જાપાનનો મૂળ (બૌદ્ધ ધર્મ પૂર્વેથી ચાલતો) રાષ્ટ્રીય ધર્મ
**શીકર** (પું.ન.) સીકર, પાણીની છાંટ, ફરફર
**શીકું** (પું.ન.) (ખાદ્ય ચીજો મૂકવાનો) ઊંચે લટકાવાય એવો ઝોળી જેવો ઘાટ, શીકું
**શીકે(-ખે)** (અ.) સુધ્ધાં, સિક્કે, સહિત
**શીખ** (સ્ત્રી.) શિખામણ (૨) વિદાયગીરી કે તે વેળા અપાતી ભેટ (૩) અણીદાર પોલો લોઢાનો સળિયો (થેલામાંથી અનાજ કાઢવા માટેનો) (૪) (પું.) ગુરુ નાનકના સંપ્રદાયનો અનુયાયી
**શીખધર્મ** (પું.) ગૂરૂ નાનકે સ્થાપેલો એક સંપ્રદાય (૨) હિંદુ ધર્મનો એક ફાંટો
**શીખવવું** (ક્રિ.) ભણાવવું (૨) (લા.) ભંભેરવું, ઉશ્કેરવું
**શીખવું** (ક્રિ.) ભણવું, જ્ઞાન મેળવવું (૨) તાલીમ લેવી
**શીઘ્ર** (વિ.) સત્વર (૨) (અ.) જલ્દી, તરત જ
**શીઘ્રકવિ** (પું.) શીઘ્ર કવિતા બનાવે તેવો કવિ ચબનાવેલી કવિતા
**શીઘ્રકવિતા,શીઘ્રકાવ્ય** (સ્ત્રી.ન.) કશી પણ પૂર્વતૈયારી વિના તરત જ
**શીઘ્રકવિત્વ** (ન.) શીઘ્ર કાવ્ય રચવાની શકિત (૨) સર્જકતા
**શીઘ્રલેખન** (ન.) ઝડપથી લખવું તે, લઘુલેખન, લઘુલિપિમાં લખવું તે
**શીડવું** (ક્રિ.) સીડવું (કાણું, ફાટ વગેરે) પૂરવું, પૂરીને બંધ કરવું (૨) બીડવું (૩) (દેવું) વાળવું
**શીત** (ન.) ભોંય પર પડેલા ભાતના દાણા (૨) (વિ.) ટાઢું, ઠંડું (૩) (ન.) શરીર ઠંડું પડી જવું તે
**શીતકટિબંધ** (પું.) (બેઉ) ધ્રુવ આસપાસનો શીતલ કટિબંધ-પ્રદેશ
**શીતકાલ(-ળ)** (પું.) શિયાળો
**શીતજ્વર** (પું.) ટાઢિયો તાવ (૨) મેલેરિયાનો એક પ્રકાર
**શીતપિત્ત** (ન.) ચામડીનો એક રોગ (૨) શીળસ

**શીતરશ્મિ** (પું.) ચંદ્ર
**શીતલ(-ળ)** (વિ.) ઠંડું, ઠરી ગયેલું, ટાઢું, શીત
**શીતલા(-ળા)** (સ્ત્રી.) બળિયા, શીળી (૨) બળિયાના રોગની દેવી (૩) (સ્ત્રી.) શીતલ
**શીતલા(-ળા)સાતમ** (સ્ત્રી.) શ્રાવણની સાતમનો ઠંડું ખાવાનો તહેવાર
**શીતાગાર** (વિ.) ચીજ-વસ્તુઓ સાચવવા માટે ઠંડી કરેલી જગ્યા, 'કોલ્ડ સ્ટૉરેજ
**શીતાંશુ** (પું.) શીતળ કિરણવાળો ચંદ્ર
**શીતોષ્ણ** (વિ.) અતિ ગરમ કે ઠંડું નહિ એવું, મધ્યમ
**શીતોષ્ણ કટિબંધ** (પું.) સમધાત આબોહવાનો પૃથ્વીનો પ્રદેશ-તેનો ગોળ પટો
**શીદ,શીદને** (અ.) શા માટે, શું કામ
**શીદી(-ધી)** (પું.) સીદી, હબસી, આફ્રિકાનો મૂળ વતની
**શીપ** (સ્ત્રી.) છીપ
**શીમળ(-ળો)** (પું.) એક ઝાડ
**શીરીન** (વિ.) મીઠું, મધુર (૨) (ઈરાનની એક કથામાં) માશૂક
**શીરો** (પું.) ઘઉંના લોટની મીઠી વાનગી
**શીર્ણ** (વિ.) તૂટીફૂટી ગયેલું (૨) જીર્ણ (૩) ચીમળાઈ કે સુકાઈ ગયેલું (૪) ક્ષીણ, કૃશ
**શીર્ષ** (ન.) શીશ, માથું (૨) ટોચ, મથાળું
**શીર્ષક** (ન.) માથું (૨) ખોપરી (૩) માથાનો ટોપ (૪) મથાળું (લખાણનું) (૫) (વિ.) (અંતે સમાસમાં) 'મથાળાવાળું' એ અર્થમાં
**શીર્ષાસન** (ન.) માથું નીચે અને પગ ઉપર એવું એક યોગાસન
**શીલ(-ળ)** (ન.) સ્વભાવ (૨) વર્તણૂક, ચાલ-ચલગત (૩) ચારિત્ર્ય (૪) શિયળ (૫) (વિ.) (સમાસને અંતે) -ના સ્વભાવવાળું, -ની ટેવવાળું, એવા અર્થમાં. ઉદા 'દાનશીલ'
**શીલવંત(-તું),શીલવાન** (વિ.) શીલવાળું, ચારિત્ર્યવાળું (૨) સંસ્કારી
**શીશ** (ન.) માથું, શિર
**શીશફૂલ** (ન.) માથામાં પહેરવાનું એક ઘરેણું
**શીશમ** (ન.) સીસમનું લાકડું
**શીશમહેલ** (પું.) દીવાલો પર કાચ જડ્યા હોય એવી સુંદર ઈમારત
**શીશી** (સ્ત્રી.) કાચનું (દવા વગેરે ભરવા વપરાતું) એક પાત્ર, બાટલી
**શીળપ** (સ્ત્રી.) શીળાપણું, ઠંડક
**શીળસ,શીળવાસ** (પું.ન.) ઓચિંતા ઢીમણાં થઈ ખજવાળ આવવાનો એક રોગ
**શીળી** (સ્ત્રી.) બળિયાનો રોગ (એક ચર્મરોગ) (૨) (વિ.સ્ત્રી.) શીળું
**શીળું** (વિ.) ઠંડું (૨) શીલું, શીલવાન, ભલું (૩) આળસુ
**શીળો** (પું.) ઠંડો છાંયો
**શીકું** (ન.) શીકું, (ખાદ્ય મૂકવાનો) ઊંચે લટકાવાય એવો ઝોળી જેવો ઘાટ
**શીંગડું** (ન.) પશુના માથા પરનો અવયવ (૨) એવા આકારનું એક વાદ્ય, રણશિંગું
**શીંગાળી,શીંગાળું** (વિ.) શિંગડાંવાળું (૨) (સ્ત્રી.) રણશિંગડું
**શુક** (પું.) પોપટ, સૂડો (૨) શુકદેવ
**શુકદેવ,શુકસ્વામી** (પું.) કૃષ્ણ દ્વૈપાયન વ્યાસના પુત્ર-ભાગવતના કથાકાર
**શુકન** (પું.ન.) સારા-શુભ, શકુન (૨) અણસાર (૩) એક પક્ષી
**શુકનાવળી** (સ્ત્રી.) શુકન અપશુકન જોવાની પોથી
**શુકનિયાળ** (વિ.) શકુનવાળું (૨) શુભ-સૂચક
**શુકર** (પું.) આભાર, ઉપકાર (૨) સુભાગ્ય (૩) ફતેહ
**શુક્કરવારી** (સ્ત્રી.) શુક્રવારે ભરાતું બજાર-ગુજરી
**શુક્લ** (વિ.) સફેદ, ધોળું (૨) (પું.) બ્રાહ્મણોનો પુરોહિત
**શુક્તિ** (સ્ત્રી.) દરિયાઈ છીપ (૨) નાની છીપલી
**શુક્ર** (પું.) એ નામનો ગ્રહ (૨) શુક્રવાર (૩) (ન.) વીર્ય
**શુક્રવાર** (પું.) અઠવાડિયાનો એક દિવસ (૨) (લા.) ભલીવાર, ઢંગ, રામ
**શુક્રગુજારી** (સ્ત્રી.) આભાર માનવો તે
**શુક્રાચાર્ય** (પું.) દૈત્યોના ગૂરુ (૨) (લા.) કાણો માણસ
**શુક્રાણુ** (પું.) વીર્યના તે કણ (૨) પુરુષબીજ
**શુક્રિયા** (પું.) આભાર, ધન્યવાદ
**શુકલપક્ષ** (પું.ન.) સુદ પક્ષ, અજવાળિયું
**શુચિ** (વિ.) શુદ્ધ, પવિત્ર, પુનિત (૨) (સ્ત્રી.) શુદ્ધતા, પવિત્રતા, શુચિતા
**શુચિતા** (સ્ત્રી.) પવિત્રતા
**શુદ્ધ** (વિ.) ચોખ્ખું, સ્વચ્છ (૨) પવિત્ર (૩) દોષરહિત (૪) ભેળસેળ વિનાનું (૫) (સ્ત્રી.) શુદ્ધિ, સૂધ, ભાન, ખબર
**શુદ્ધબુદ્ધ** (વિ.) નિર્મળ અને જ્ઞાનસ્વરૂપ
**શદ્ધાદ્વૈત** (ન.) શ્રી વલ્લભાચાર્યે સ્થાપેલો મત
**શુદ્ધાત્મા** (પું.) પવિત્ર હૃદય અને પવિત્ર જીવનવાળું, શુદ્ધ પવિત્ર પુરુષ (૨) શિવ
**શુદ્ધાપહ્નુતિ** (સ્ત્રી.) એક અલંકાર
**શુદ્ધિ** (સ્ત્રી.) પવિત્રતા, શુદ્ધતા, સ્વચ્છતા (૨) (લા.) પ્રાયશ્ચિત કરી પવિત્ર થવું તે (૩) ધર્માંતર કરેલાને ધાર્મિક ક્રિયા કરી મૂળ ધર્મમાં પાછું આણવું કે તેણે આવવું તે (૪) ભાન, જાગૃતિ (૫) ખાતરીબંધ ખબર, ખરાપણું
**શુદ્ધિપત્ર,શુદ્ધિપત્રક** (ન.) મુદ્રણમાં રહી ગયેલી ભૂલોના સુધારાની યાદી
**શુદ્ધીકરણ** (ન.) અશુદ્ધને શુદ્ધ કરવું તે, શુદ્ધિ કરવી તે
**શુદ્ધોચ્ચાર** (પું.) સ્થાન કે પ્રયત્નના દોષ વગર સ્વર-વ્યંજન વગેરે બોલવા તે (૨) સ્પષ્ટ ઉચ્ચાર
**શુભ** (વિ.) મંગળપ્રદ, કલ્યાણકારી (૨) (ન.) ભલું, કલ્યાણ (૩) પવિત્ર ચોઘડિયું (૪) પવિત્ર યોગ
**શુભકર્તા** (વિ.) શુભ કે સારું કરનાર (૨) શ્રી ગણેશ
**શુભચિંતક** (વિ.) ભલું ઇચ્છનાર (૨) શુભેચ્છક
**શુભતિથિ** (સ્ત્રી.) શુભ શુકનવાળી તિથિ
**શુભદર્શી** (વિ.) શુભ દર્શાવતું (૨) મંગળ વાંછનાર
**શુભમસ્તુ** (શ.પ્ર,) 'શુભ થાઓ' એવો ઉદ્‌ગાર કે આશીર્વચન
**શુભંકર** (વિ.) શુભ કરનારું, કલ્યાણકારી
**શુભાશય** (પું.) શુભ આશય-હેતુવાળું
**શુભાશિષ,શુભાશીર્વાદ** (સ્ત્રી.પું.) શુભ થાઓ એવી આશિષ કે આશીર્વાદ
**શુભાશુભ** (વિ.) શુભ કે અશુભ, સારુંમાઠું
**શુભેચ્છક, શુભેચ્છુ** (વિ.) શુભ ઇચ્છનારું, હિતેચ્છુ
**શુભેચ્છા** (સ્ત્રી.) શુભ થાઓ એવી ઇચ્છા
**શુભોપમાલાયક** (વિ.) શુભ ઉપમાઓને લાયક (પત્રલેખનમાં વપરાતું, મુરબ્બી કે વડીલ માટે, વિશેષણ)

**શુભ્ર** (વિ.) ઉજ્જવળ (૨) સફેદ (૩) શુદ્ધિ, નિર્મળ

**શુમાર** (પું.) સુમાર, આશરો, અડસટ્ટો (૨) હિસાબ, ગણતરી

**શુમારે** (અ.) આશરે, અદાજથી, અડસટ્ટે

**શુલ્ક** (ન.) પલ્લું, દાયજો, સ્ત્રીધન (૨) કન્યાની કિંમત તરીકે વર પાસેથી લેવાતું ધન (૩) મૂલ્ય, કિંમત (૪) ભાડું (૫) જકાત, દાણ કરવેરો, ડ્યુટી (૬) (શાળાની) ફી, લવાજમ

**શુશ્રૂષા** (સ્ત્રી.) સેવાચાકરી, બરદાસ (૨) આજ્ઞાંકિતપણું, આદરભાવ શિષ્યનો સેવાભાવ

**શુશ્રૂષાલય** (ન.) દર્દીની સેવાચાકરી માટેનું દવાખાનું, 'નર્સિંગ હોમ'

**શુષિર** (વિ.) છેદવાળું, પોલું (૨) (ન.) ફૂંકીને વગાડાતું વાદ્ય, સુષિર વાદ્ય

**શુષ્ક** (વિ.) સૂકું, રસ વગરનું, લૂખું (૨) સાર વિનાનું, વ્યર્થ (૩) ભાવ-રહિત, નીરસ, અરસિક (૪) નકામું, નિષ્પ્રયોજન. જેમ કે, શુષ્ક જ્ઞાન, શિષ્ક વેદાન્તી

**શુષ્કવાદ** (પું.) કોઈપણ સૂક્ષ્મ કે શુભ તત્ત્વને વિષે વિતંડાવાદ (૨) નાસ્તિકવાદ, 'નિહિલિઝમ'

**શું** (સ.) વસ્તુપ્રશ્નાર્થ સર્વનામ ઉદા. શું કહો છો ? શું ખાધું-શું જોયું ? (૨) બેપરવાઈ કે તુચ્છકાર બતાવવા પ્રશ્નાર્થમાં વપરાય છે. ઉદા. એ મારું શું બગાડવાનો હતો ? તારાથી શું થાય તેમ છે ? (૩) (વિ.) શી, શો (વિ.સ્ત્રી.પું.) કયું, કઈ જાતનું એ અર્થમાં સવાલ પૂછતાં વપરાય છે. ઉદા. તે શો પદાર્થ છે ? (૪) આશ્ચર્યસૂચક. ઉદા. શો રોફ ! (૫) પ્રશ્નાર્થસૂચક. ઉદા. 'શું વિચાર છે ?' 'શું વાત છે ?' (૬) કેટલાક પ્રયોગોમાં 'કઈ' 'શું' જેવો અર્થ થાય છે. જેમ કે, શુંનું શું થઈ ગયું (જુઓ 'શુંય' પણ) (૭) બંને અથવા બધા સરખા એવો ભાવ બતાવવા બે 'શું' વપરાય છે. ઉદા. શું મોટા, શું નાના. (૮) સરખું, જેવું (નામને છેડે) ઉદા. તોબરાશું મોં (૯) (અ.) પ્રશ્નવાચક. ઉદા. 'તમે આવવાના છો' શું ?' (૧૦) સાથે, સહિત. ઉદા. 'રામનામશું તાળી લાગી'

**શુંડ,શુંડા** (પું.સ્ત્રી.) હાથીનો લાંબા નાક જેવો અવયવ, સૂંઢ (૨) કમળની ડાંડલી, મૃણાલ

**શુંડી** (પું.) હાથી

**શૂકર** (પું.) ભૂંડ, ડુક્કર

**શૂઢમૂઢ** (વિ.) સાવ મૂઢ જેવું, ગભરાટથી શૂનમૂન જેવું

**શૂદ્ર** (પું.) આર્ય પ્રણાલી મુજબ ચોથા વર્ણનો માણસ

**શૂધ** (સ્ત્રી.) શુદ્ધિ, સૂધ, ભાન, ખબર, હોશ

**શૂધબૂધ** (સ્ત્રી.) સૂધબૂધ, ભાન સંજ્ઞા (૨) અક્કલ, સમજ

**શૂન** (સ્ત્રી.) મીંડું, શૂન્ય

**શૂનકાર** (પું.) ઉજ્જડપણું, નીરવતા (૨) (ચિત્તની) શૂન્ય સ્થિતિ

**શૂનમૂન** (વિ.) સાવ મૂક જેવું, સૂનમૂન

**શૂન્ય** (વિ.) ખાલી (૨) અસત (૩) ભાન કે સંજ્ઞા વિનાનું (૪) (સમાસને છેડે) રહિત, વિનાનું. ઉદા. જ્ઞાનશૂન્ય (૫) (ન.) મીંડું (૬) અભાવ (૭) ખાલીખમ, શૂન્ય આકાશ, 'વૅક્યુમ' (૮) બ્રહ્મ

**શૂન્યતા,શૂન્યત્વ** (સ્ત્રી.ન.) ખાલીપણું, રિકતતા

**શૂન્યતાલ** (પું.) તાલમાં તાળી નથી મરાતી તે સ્થાન, ખાલી

**શૂન્યમનસ્ક** (વિ.) મનમાં વિચારવાની પ્રક્રિયાનો અભાવ હોય તેવું, મનમાં અજંપાપણું, 'ઑબસન્ટ-માઈન્ડેડ'

**શૂન્યયુતિ** (સ્ત્રી.) સંકલન ગણિત, સંકલિત ફલન, 'ઇન્ટીગ્રલ કેલ્કયુલસ (ગ.)

**શૂન્યલબ્ધિ** (સ્ત્રી.) વિકલન ગણિત, 'ડિફરેન્શિયલ કેલ્કયુલસ'

**શૂન્યવત્** (અ.) શૂન્યની પેઠે, હસ્તી વગર

**શૂન્યવાદ** (પું.) (ઈશ આત્મા જેવું કાંઈ જ નથી એવો) શૂન્યત્વનો બૌદ્ધ તત્ત્વજ્ઞાનનો એક વાદ

**શૂન્યવાદી** (વિ.પું.) શૂન્યવાદ માનનાર

**શૂન્યશિખર** (ન.) નિર્વિકલ્પ દશા, સમાધિદશા

**શૂન્યસમીકરણ** (ન.) વિકલ-સમીકરણ, 'ડિફરેન્શિયલ ઇકવેશન' (ગ.)

**શૂન્યહૃદય** (વિ.) લાગણી વિનાનું, ક્રૂર, હૈયાસૂનું, (૨) ધ્યાન વિનાનું

**શૂન્યાકાર** (વિ.) સાવ શૂન્ય, અભાવાત્મક

**શૂન્યાત્મવાદ** (પું.) શૂન્યવાદ, શૂન્યત્વનો બૌદ્ધ તત્ત્વજ્ઞાનનો એક વાદ

**શૂન્યાવકાશ** (પું.) ખાલી, સાવ શૂન્ય સ્થાન, શૂન્ય, 'વૅક્યુમ'

**શૂર** (વિ.) બહાદુર, પરાક્રમી (૨) (પું.) શૂરવીર (૩) (ન.) શૌર્ય, જુસ્સો

**શૂરણ** (ન.) સૂરણ, એક કંદ

**શૂરતા,શૂરત્વ** (સ્ત્રી.ન.) શૌર્ય, શૂરવીરતા, શૂરાતન, બહાદુરી

**શૂરમણિ** (પું.) શૂરોમાં મણિ સમાન પુરુષ, ઉત્તમ શૂરવીર

**શૂરવીર** (વિ.પું.) બહાદુર, હિંમતવાન

**શૂરાતન,શૂરાપણ(-ણું),શૂરાવટ** (ન.સ્ત્રી.) શૌર્ય

**શૂરું** (વિ.) શૂરવાળું (૨) વીર, પરાક્રમી

**શૂરુંપૂરું** (વિ.) પૂરેપૂરું શૂરું, મહાશૂરું (૨) બળવાન

**શૂર્પ** (ન.) સૂપડું

**શૂલ** (ન.) ભાલા જેવું એક પ્રાચીન અસ્ત્ર (૨) શૂળી (૩) ત્રિશૂલ (૪) કાંટો (૫) શૂળ ભોંકાયા જેવું દરદ

**શૂલપાણ(-ણિ)** (પું.) શંકર

**શૂલપાણી(-ણે)શ્વર** (પું.) શંકર

**શૂળ** (ન.) શૂલ (૨) (સ્ત્રી.) (સીધો, લાંબો) કાંટો

**શૂળી** (સ્ત્રી.) જમીનમાં રોપેલો અણીવાળો મોટો જાડો સળિયો, જેના પર પરોવી મોતની શિક્ષા કરવામાં આવે છે તે કે તેની શિક્ષા

**શૃગાલ** (ન.) શિયાળ

**શૃંખલા** (સ્ત્રી.) સાંકળ (૨) બેડી (૩) કડીબંધ ક્રમ કે સંકલન

**શૃંખલાબદ્ધ** (વિ.) શૃંખલાથી બંધાયેલું, જોડાયેલું (૨) ક્રમબદ્ધ, શૃંખલિત

**શૃંખલિત** (વિ.) સંકળાયેલું, ક્રમબદ્ધ

**શૃંગ** (ન.) શિખર, ટોચ (૨) શિંગડું (૩) અણી

**શૃંગાર** (પું.) વિલાસ, રતિ (૨) તે માટેની સ્ત્રીપુરુષની એકબીજા પ્રત્યેની સ્પૃહા (૩) (કાવ્યમાં) શૃંગારરસ (૪) શણગાર (૫) (વિ.) સુંદર

**શૃંગારરસ** (પું.) કાવ્યસાહિત્યનો નવ રસમાંનો એક

**શૃંગારવું** (ક્રિ.) શણગારવું, સજાવવું

**શૃંગારિત** (વિ.) શણગારેલું, સુંદર સજેલું, વિભૂષિત (૨) શૃંગારની અસરવાળું

**શૃંગારી** (વિ.) શૃંગાર સંબંધી (૨) કામી

**શૃંગી** (વિ.) શિંગડાવાળું (૨) શિખરવાળું (પર્વત) (૩) (સ્ત્રી.) એક રણવાદ્ય (૪) (પું.) એક ઋષિ

**શે** (સ.) ('શું' નું વિભકિત રૂપ બને તેમાં તેનો આદેશ) શા માટે, કયાં. જેમ કે, શે કારણે ?

**શેક** (પું.) શેકવું તે (૨) ગરમાવો લેવો તે

**શેકવું** (ક્રિ.) દેવતા ઉપર નાખી ચડાવવું કે ખરું કરવું (૨) ગરમ લૂગડા કે પાણી વગેરે દ્વારા ગરમી આપવી (શરીરના કોઈ ભાગને) (૩) (લા.) બાળવું, દુઃખી કરવું

**શેકહૅન્ડ** (ન.) સત્કાર નિમિત્તે હાથ મિલાવીને મળવાનો વિધિ, હસ્તધૂનન

**શેકસપિયર** (પું.) જાણીતો અંગ્રેજ કવિ-નાટ્યકાર

**શેખચ(-સ)લ્લી** (પું.) હવાઈ કિલ્લા બાંધનાર (૨) (લા.) આળસુ અને તરંગી આદમી

**શેખર** (પું.) મુગટ, કિરીટ (૨) માથા પર પહેરવાની માળા (૩) શિખર (૪) (નામને અંતે) '-માં શ્રેષ્ઠ' (ઉદા. મુનિશેખર)

**શેખાઈ,શેખી** (સ્ત્રી.) શેખીપણું, પતરાજી, બડાઈ

**શેખીખોર** (વિ.) બડાઈ હાંકનાર

**શેઠ** (પું.) મોટો આબરૂદાર વેપારી, શાહુકાર, (૨) વાણિયો (૩) ધણી, માલિક (નોકરનો) (૪) વેપારી વગેરેને સંબોધતાં વપરાતો શબ્દ

**શેઠાઈ** (સ્ત્રી.) શેઠપણું, મુખીપણું (૨) શેઠનો મોભો

**શેઠાણી** (સ્ત્રી.) શેઠની પત્ની

**શેઠિયો** (પું.) શાહુકાર (૨) (લા.) માથે ગોરો એવો બળદ

**શેડ** (સ્ત્રી.) આંચળમાંથી નીકળતી ઝીણી ધારા, ધાર (૨) (લા.) એના જેવો અણીદાર ભાગ, શગ (૩) કિરણોની સેર

**શેડકઢું** (વિ.) તરતનું જ દોહેલું (દૂધ)

**શેડા** (પું.બ.વ.) લીટના લબકા

**શેઢો** (પું.) ખેતરની ચોમેર ખેડ્યા વિનાની છોડાતી પટ્ટી, જ્યાં ચાર ઊગે છે.

**શેણે** (સ.) શાથી, શા વડે, શા કારણે ?

**શેતરંજ** (પું.) એક રમત, ચતુરંગ

**શેતરંજી** (સ્ત્રી.) એક પ્રકારનું રંગીન ભાતીગળ પાથરણું

**શેતાન** (પું.) શયતાન, ઈશ્વર સામે બળવો પોકારનાર એક શયતાન (૨) બદમાશ, સેતાન

**શેતાનિયત** (સ્ત્રી.) શેતાનપણું

**શેતાની** (વિ.) તોફાની (૨) (સ્ત્રી.) શેતાનિયત

**શેતૂર** (ન.) એક ઝાડ (જેના પાંદડાં પર રેશમના કીડા ઉછરે છે.) (૨) તેનું ફળ

**શેનું** (સ.વિ.) શાનું, શી બાબતનું

**શેને** (સ.) શાને, શા માટે ?

**શેપટ** (અ.) સીધું, સોપટ, પાધરું (૨) ઘંટી-ખીલડો

**શેફાલિ,શેફાલિકા,શેફાલી** (સ્ત્રી.) એક વનસ્પતિ, ગરમાળાનું વૃક્ષ

**શેમ્પુ** (ન.) માથાના વાળ ધોવા માટેનું સુગંધીદાર પ્રવાહી

**શેર** (પું.) જૂનાં તોલ-મણને ચાળીસમો ભાગ, આશરે પાંચસો ગ્રામ જેટલું (૨) વાઘ, સિંહ (૩) ચિત્તો (૪) (લા.) વાઘ જેવો પરાક્રમી પુરુષ

**શેર** (પું.) કવિતા, કવિતાની કડી (ફારસી, ઉર્દૂ વગેરે)

**શેરગીર** (વિ.) મસ્ત, માતંગું (હાથી)

**શેરડી** (સ્ત્રી.) એક વનસ્પતિ-જેના સાંઠામાંથી ગોળ ને ખાંડ બને છે, શેલડી (૨) નાનો સાંકડો શેરડો-રસ્તો

**શેરડો** (પું.) પગવાટ (૨) લોહી ચડી આવવાથી મોં પર પડતો લિસોટો (૩) સુકાઈ ગયેલા આંસુના રેલાના ડાઘ (૪) ધ્રાસકો (૫) ઠંડું પાણી પીતાં અંદર પેટ સુધી થતી ઠંડકની લિસોટા જેવી અસર **શૅરદલાલ** (પું.) શૅરનો (તે લેવા-વેચવા માટે) દલાલ કે આડતિયો (૨) શૅર-એજન્ટ

**શેરદિલ** (વિ.) બહાદુર, હિંમતવાન, નિર્ભય

**શેરદિલી** (સ્ત્રી.) બહાદુરી, હિંમત

**શૅરબજાર** (ન.) શૅરની લેવડદેવડનું બજાર

**શૅરબજારિયો** (પું.) શૅરબજારમાં કામધંધો કરનાર

**શેરબાજરી** (વિ.) ખાવા પૂરતું ધાન, રોટલો (૨) આજીવિકા

**શૅરબ્રોકર** (પું.) શૅરોના ભાવોની વધઘટ ઉપરથી સોદા કરનાર-કરાવનાર દલાલ

**શેરમાટી** (સ્ત્રી.) સંતતિ, સંતાન, બાળક

**શૅરમૂડી** (સ્ત્રી.) શૅરથી એકઠી કરેલી મૂડી, 'શૅર કેપિટલ'

**શેરવાણી(-ની)** (સ્ત્રી.) એક પ્રકારનો લાંબો (ઉત્તર હિંદુસ્તાની) કોટ

**શૅર** (પું.) ધંધા માટેની પંત્યાળી મૂડી કે ભાગીદારીનો નિયત ભાગ (૨) તેનો ખાતે કે ઇસ્યુ

**શૅરસટ્ટો** (પું.) હાજરને બદલે શેરના વાયદાનો વેપાર

**શૅર-સર્ટિફિકેટ** (ન.) જે તે કંપની વગેરેના ભાવનો ખ્યાલ આપતું પ્રમાણપત્ર

**શૅરહોલ્ડર** (પું.) શૅરવાળો, શૅર લેનાર

**શેરી** (સ્ત્રી.) સાંકડી ગલી (૨) ફળિયું, પોળ

**શેરીનાટક** (ન.) શેરીમાં ભજવાતું નાટક

**શેરો** (પું.) અરજી વગેરે પર અધિકારીએ ટૂંકમાં કરેલું ટિપ્પણ, નોંધ

**શેલારી** (સ્ત્રી.) સ્ત્રીઓનું એક કીમતી વસ્ત્ર

**શેલારો** (પું.) પાણીમાં આગળ ધપવા શરીરનો હેલારો મારવો તે

**શેલી** (સ્ત્રી.) ચમકમથી દેવતા પાડવાની દોરી (૨) ભસ્મ, રાખ (૩) (સાધુ-ફકીર પહેરે છે તે) ગળાનો દોરો

**શેલું** (ન.) કસબી ઉપરણો-ખેસ (૨) (અમુક કોમની) વિધવાએ પહેરવાનો ખાસ એક સાલ્લો (૩) સ્ત્રીઓનું કસબી પાલવવાળું એક કીમતી વસ્ત્ર

**શેવ** (સ્ત્રી.) સેવ, ચણાના લોટની લાંબી સળી જેવી એક તળેલી વાની (૨) ઘઉંની કરાતી એ જ આકારની એક વાની

**શેવગાંઠિયા,શેવમમરા** (પું.બ.વ.) શેવ ને ગાંઠિયાનું કે મમરાનું ભેગું ચવાણું

**શેવડો** (પું.) જૈન સાધુ

**શેવાલ(-ળ)** (સ્ત્રી.) લીલ, સેવાળ (૨) બાફ, વરાળ (૩) શિંગની નસ

**શેવાળિયું** (વિ.) શેવાળવાળું (૨) આછી વરાળ નીકળતી હોય એવું

**શેશવા** (પું.બ.વ.) વઘારેલા ચણા

**શેષ** (વિ.) બાકી રહેલું (૨) (પું.) પૃથ્વીને ધારણ કરતો અનંત ફણાવાળો મહાન નાગ-સર્પ, શેષનાગ (૩) શેષ ભાગ (૪) (સ્ત્રી.) પ્રસાદ

**શેષનાગ** (પું.) નાગરાજ

**શેષશય્યા** (સ્ત્રી.) શ્રીવિષ્ણુ ભગવાનની શેષનાગના ગૂંચળારૂપી શય્યા

**શેષશાયી** (પું.) શેષનાગ પર શયન કરનાર-શ્રીવિષ્ણુ ચ(ગ.)

**શેષસિદ્ધાંત** (પું.) ભૂમિતિનો એક પ્રકારનો સિદ્ધાંત, 'રિમેઇન્ડર થિયરમ'

**શેષા** (પું.) એક છંદ (૨) (સ્ત્રી.) દેવને ચડાવેલાં ફૂલ વગેરેનો પ્રસાદ

**શેષાવતાર** (પું.) શેષનાગનો અવતાર-બળરામ કે લક્ષ્મણ (૨) પાણિનિના અષ્ટાધ્યાયી વ્યાકરણ ઉપરના ભાષ્યના કર્તા પતંજલિ

**શેહ** (સ્ત્રી.) હરાવવું તે. દબાવવું તે (૨) પ્રભાવ, ધાક, દાબ, છાપ (૩) શેતરંજની રમતમાં સામાના રાજાને નાસવું પડે તેવી રીતે પોતાનું મહોરું ગોઠવવું તે (૪) પતંગના પેચ થાય ત્યારે એકદમ દોરી જવા દેવી તે

**શેહરો** (પું.) મુસ્લિમોમાં પરણતી વખતે વરના મોં પર રખાતો ફૂલનો પડદો

**શેહશરમ** (સ્ત્રી.) શેહ કે શરમ, લાજ કે મર્યાદા

**શેળો** (પું.) એક (કાચબા જેવું, પીઠ પર કાંટાવાળું) નાનું પ્રાણી
**શૈક્ષણિક** (વિ.) શિક્ષણને લગતું
**શૈત્ય** (ન.) ઠંડક, શીતળતા (૨) ટાઢ, ઠંડી
**શૈથિલ્ય** (ન.) શિથિલતા, મંદતા, ઢીલાશ (૨) નબળાઈ, કમજોરી
**શૈલ** (પું.) પર્વત, ડુંગર, ગિરિ (૨) શિલાઓને લગતું
**શૈલકન્યા** (સ્ત્રી.) પાર્વતી, શૈલજા
**શૈલજા** (વિ.સ્ત્રી.) શૈલ-પર્વતમાંથી નીકળતી (નદી) (૨) (સ્ત્રી.) પાર્વતી
**શૈલરાજ** (પું.) હિમાલય, નગાધિરાજ
**શૈલી** (સ્ત્રી.) ઢબ, રીત (૨) બોલવાની કે લખાણની ચોક્કસ પ્રકારની રીત, ઈબારત
**શૈલેશ** (પું.) હિમાલય
**શૈવ** (વિ.) શિવ સંબંધી (૨) (પું.) શિવભક્ત
**શૈવલિની** (સ્ત્રી.) (લા.) નદી (૨) શેવાળવાળી (નદી કે વાવ)
**શૈશવ,શૈશવાવસ્થા** (ન.સ્ત્રી.) બાળપણ, શિશુ અવસ્થા
**શૉ** (પું.) દેખાવ, પ્રદર્શન, ભભકો (૨) નાટક, સિનેમા વગેરેનો ખેલ
**શોક** (પું.) ખેદ, દિલગીરી, સંતાપ (૨) મરણ પછી શોક વ્યક્ત કરવાનો લોકાચાર
**શોક,શોકય** (સ્ત્રી.) એક જ પતિની પરણેલી એકથી વધુ પત્નીઓનો પરસ્પર સંબંધ, સપત્ની
**શોક** (પું.) આંચકો, ધક્કો, ઠેલો
**શોકકારક,શોકકારી,શોકજનક** (વિ.) શોક ઉત્પન્ન કરનારું
**શોકપગલું** (ન.) મરેલી શોક્ય નડે નહિ એમ માની ગળામાં પહેરાતું માદળિયું કે ઘરેણું
**શોકસભા** (સ્ત્રી.) મરણનો શોક પ્રદશિર્ત કરવા મળતી સભા
**શોકાતુર,શોકાર્ત(-ર્ત્ત)** (વિ.) શોકથી પીડિત, શોકગ્રસ્ત
**શોકાંતિકા** (સ્ત્રી.) અંતે શોક પેદા કરતું નાટક, કરૂણિકા, 'ટ્રેજેડી'
**શોક(-ગિ)યું** (વિ.) સોગિયું, શોકવાળું, શોક કરનારું (૨) શોકદર્શક (૩) (ન.) શોકદર્શક વસ્ત્ર-સાલ્લો.
**શોકી(-ખી)ન** (વિ.) શોખ કરનારું, શોખીલું
**શો-કેસ** (ન.) મકાન કે દુકાન વગેરેમાં સુંદર વસ્તુઓ બતાવવા કે પ્રદશિર્ત કરવા માટેનું કાચનું કબાટ
**શૉ-કૉઝ નોટિસ** (સ્ત્રી.) ઝઘડા આરોપ વગેરેનું કારણ માગતી અદાલતી નોટિસ
**શોખ** (પું.) હોંસ, ઈચ્છા, કોડ (૨) મોજમજા, રંગબાજી
**શોગ(-ક)** (પું.) સોગ, ખેદ, દિલગીરી, સંતાપ (૨) મરણ પછી શોક વ્યક્ત કરવાનો લોકાચાર
**શોગટાબાજી** (સ્ત્રી.) એક રમત
**શોગટી,શોગટું** (સ્ત્રી.ન.) શોગટાબાજીનું મહોરું
**શોચ** (પું.) શોક, ગમગીન (૨) ફિકર (૩) પસ્તાવો
**શોચનીય** (વિ.) શોક કરવા યોગ્ય (૨) વિચારણીય
**શોચવું** (ક્રિ.) શોક કરવો (૨) વિચારવું
**શોચ્ય** (વિ.) શોચનીય, શોચ કરવા યોગ્ય (૨) વિચારણીય
**શોણિત** (ન.) લોહી, રકત, ખૂન
**શોથ** (પું.) સોજો, સોજાનો રોગ
**શોધ** (પું.સ્ત્રી.) શોધવું તે, ખોળ, તપાસ, અન્વેષણ (૨) શોધેલી વસ્તુ
**શોધક** (વિ.) શોધ કરનાર, શોધી કાઢનાર
**શોધખોળ** (સ્ત્રી.) શોધવું તે, તપાસ કરવી તે
**શોધન,શોધના** (ન.સ્ત્રી.) શોધવું તે (૨) સ્વચ્છ કરવું તે, શુદ્ધિ (૩) પરીક્ષા
**શોધન-પદ્ધતિ** (સ્ત્રી.) શોધખોળ કરવાની પદ્ધતિ, રીત કે પ્રકાર
**શોધન-મારણ** (ન.) પદાર્થ પર સંસ્કાર કરી એને શુદ્ધ કરવાની ક્રિયા
**શોધવું** (ક્રિ.) ખોળવું, તપાસ કરવી (૨) પરીક્ષા કરવી (૩) રોષ દૂર કરવા, શુદ્ધ કરવું (૪) ન જાણેલી નવી વસ્તુ ખોળી કાઢવી
**શોધંશોધા** (સ્ત્રી.) ઉપરાઉપરી શોધ, ખોળંખોળા, શોધાશોધ
**શોધાશોધ** (સ્ત્રી.) ખોળાખોળ, શોધંસોધા
**શોધિત** (વિ.) શોધેલું, ખોળેલું (૨) તપાસેલું (૩) શુદ્ધ કરેલું
**શોધિત-વર્ધિત** (વિ.) સુધારેલું ને વધારેલું, સુધારા-વધારાવાળું
**શૉપ** (સ્ત્રી.) દુકાન (૨) પેઢી
**શૉપિંગ સેન્ટર** (ન.) એક જ સ્થળે ઘણી દુકાનો આવેલી હોય તેવું ખરીદી-કેન્દ્ર
**શૉફર** (પું.) મોટર ચલાવનાર પગારદાર માણસ, 'મોટર ડ્રાઈવર'
**શોભન** (વિ.) સુશોભિત, સુંદર (૨) મંગળ, શુભ (૩) (ન.) શોભવુ કે શોભીતું તે
**શોભના** (સ્ત્રી.) શોભન-સુંદર સુશીલ સ્ત્રી
**શોભવું** (ક્રિ.) સુંદર દેખાવું (૨) છાજવું, લાયક હોવું કે દેખાવું
**શોભા** (સ્ત્રી.) સુંદર દેખાવ, સૌંદર્ય (૨) (લા.) પ્રતિષ્ઠા, આબરૂ
**શોભાયમાન** (વિ.) શોભીતું, શોભાવાળું ચનીકળવું તે
**શોભાયાત્રા** (સ્ત્રી.) આનંદોત્સવ કે વિજયના પ્રસંગે સમુદાયનું સરઘસાકારે
**શોભાસ્પદ** (વિ.) શોભાવે તેવું
**શોભિત** (વિ.) સુંદર, શોભીતું (૨) શણગારાયેલું
**શોભીતું** (ન.) સારું દેખાતું, શોભાયમાન
**શોર** (પું.) કોલાહલસ ઘોંઘાટ ચકપજાં કે સાડીની) દુકાન
**શૉરૂમ** (સ્ત્રી.) વેચવાના માલ-પ્રદર્શનનો ઓરડો કે જગ્યા (૨) (મોટે ભાગે
**શૉર્ટકટ** (પું.) ટૂંકો રસ્તો, આડો રસ્તો
**શૉર્ટસર્કિટ** (સ્ત્રી.) વીજપ્રવાહમાં થતી ક્ષતિ, લઘુપથ, લઘુપરિપથ
**શૉર્ટહેન્ડ** (ન.) બોલાતા શબ્દને લખવાની ટૂંકાક્ષરી (સાંકેતિક ચિહ્નોવાળી) લઘુલિપિ
**શોર્ટેજ** (સ્ત્રી.) તંગી, અછત
**શોલો** (પું.) ભડકો, એકાએક સળગી ઊઠવું
**શોષ** (પું.) સોસાવું તે (૨) તરસ લાગવી તે, પ્યાસ, સોસ
**શોષક** (વિ.) શોષી લેનારું
**શોષણ** (ન.) શોષવું તે, શોષાવું તે, સુકાવું (૨) પારકું ધન, માલ કે મજૂરી હરવું તે, 'ઍક્સ્પ્લૉઈટેશન'
**શોષણાંક** (પું.) શોષણ થાય તેનું માપ કે પ્રમાણનો અંક, 'ઍબ્સૉર્પ્શન ઑફ ઑબ્સૉર્પ્શન' (પ.વિ.)
**શોષવું** (ક્રિ.) ચૂસી લેવું, ચૂસી સૂકું કરી નાખવું
**શોષિત** (વિ.) શોષાઈ ગયેલું, શોષાયેલું
**શૌચ** (ન.) સ્વચ્છતા, પવિત્રતા (૨) મલોત્સર્ગ (૩) સૂતક
**શૌચકર્મ** (ન.) શુચિ થવાનું કર્મ-નાહવું ધોવું, જાજરૂ જવુ વગેરે

**શૌચકૂપ** (પું.) પાયખાનું, સંડાસ, જાજરૂ
**શૌચક્રિયા,શૌચવિધાન,શૌચવિધિ** (સ્ત્રી.ન.પું.) શૌચકર્મ, શૌચ અંગેનું-શૂચિ થવાનું કર્મ
**શૌચશાસ્ત્ર** (ન.) શૌચનું-સ્વચ્છતા અંગેનું શાસ્ત્ર, 'સેનિટેશન'
**શૌચાલય** (ન.) સંડાસ, પાયખાનું, જાજરૂ
**શૌરસેની** (સ્ત્રી.) એક પ્રાકૃત ભાષા, શૂરસેની
**શૌર્ય** (ન.) શૂરતા, પરાક્રમ, બહાદુરી
**શૌર્યગીત** (ન.) વીરરસનું કે બહાદુરીનું ગીત, શૌર્યનું વર્ણનાત્મક કે પ્રેરણાત્મક ગીત
**શૌહર** (પું.) સ્વામી, પતિ
**શ્મશાન,શ્મશાનભૂમિ(-મી)** (ન.સ્ત્રી.) મડદાં બાળવાનું સ્થાન, મસાણ
**શ્મશાનવૈરાગ્ય** (પું.) (લા.) ક્ષણિક વૈરાગ્ય
**શ્મશાનયાત્રા** (સ્ત્રી.) શબને શ્મશાને લઈ જવું તે કે તેમાં જતો સમૂહ
**શ્મશાનિયો** (પું.) ડાઘુ, મસાણિયો
**શ્મશ્રુ** (સ્ત્રી.) દાઢી (૨) મૂછ
**શ્યામ** (વિ.) કાળું (૨) (પું.) કાળો રંગ (૩) શ્રીકૃષ્ણ (૪) કોયલ પક્ષી
**શ્યામલ** (વિ.) કાળું, શામળું
**શ્યામસુંદર** (પું.) શ્રીકૃષ્ણ
**શ્યામા** (સ્ત્રી.) ભીના વાનની રૂપાળી જુવાન સ્ત્રી (૨) કોયલ
**શ્યામિકા** (સ્ત્રી.) કાળાશ (૨) હલકી ધાતુનું મિશ્રણ, મેલ, કદડો
**શ્યાલ,શ્યાલક** (પું.) સાળો
**શ્યેન** (પું.) બાજ પક્ષી, શકરો (૨) સંગીતમાં એક અલંકાર (૩) ધોળો રંગ
**શ્રદ્ધા** (સ્ત્રી.) આસ્થા, વિશ્વાસ (૨) દૃઢ સંકલ્પ
**શ્રદ્ધાગમ્ય** (વિ.) શ્રદ્ધા વડે પામી શકાય એવું
**શ્રદ્ધાજનક** (વિ.) શ્રદ્ધા ઉપજાવે એવું
**શ્રદ્ધાન્વિત** (વિ.) શ્રદ્ધાવાળું, શ્રદ્ધાયુકત
**શ્રદ્ધાપાત્ર** (વિ.) શ્રદ્ધા રાખવા લાયક (૨) વિશ્વાસપાત્ર
**શ્રદ્ધાભકિત** (સ્ત્રી.) શ્રદ્ધાજનિત કે શ્રદ્ધાપૂર્ણ ભકિત
**શ્રદ્ધામય** (વિ.) શ્રદ્ધાથી ભરેલું, શ્રદ્ધારૂપ
**શ્રદ્ધાયુકત,શ્રદ્ધાલુ(-ળુ)** (વિ.) શ્રદ્ધાવાળું, આસ્થાવાળું
**શ્રદ્ધાવાન** (વિ.) શ્રદ્ધાવાળું, શ્રદ્ધાળુ, આસ્થાવાળું
**શ્રદ્ધાસ્પદ** (વિ.) શ્રદ્ધાપાત્ર, શ્રદ્ધેય
**શ્રદ્ધાંજલિ** (સ્ત્રી.) શ્રદ્ધાપૂર્વક આપેલી અંજલિ (૨) (લા.) દિલસોજીની લાગણી બતાવવી એ
**શ્રદ્ધેય** (વિ.) શ્રદ્ધા રાખવા યોગ્ય, આદરણીય, શ્રદ્ધાપાત્ર, શ્રદ્ધાસ્પદ (૨) વિશ્વસનીય
**શ્રમ** (પું.) થાક (૨) મહેનત, તકલીફ, પરિશ્રમ
**શ્રમજીવન** (ન.) શ્રમજીવી જીવન
**શ્રમજીવી** (વિ.) શારીરિક શ્રમ કરીને ગુજરાન મેળવનાર (બૂદ્ધિજીવીથી ઊલટું) (૨) (ન.) મજૂર
**શ્રમણ** (પું.) બૌદ્ધ કે જૈન સાધુ
**શ્રમણસંસ્કૃતિ** (સ્ત્રી.) બૌદ્ધ અને જૈન કાળમાં પ્રવર્તેલી સંન્યાસ-પ્રધાન સંસ્કૃતિ
**શ્રમમૂડી** (સ્ત્રી.) શ્રમરૂપી મૂડી (૨) શ્રમની ઉપજાઉ શકિત
**શ્રમવંત** (વિ.) શ્રમિત, થાકેલું
**શ્રમવિભાગ** (પું.) કામ કરવાની મહેનતના ભાગ પાડવા તે, તેની વહેંચણી
**શ્રમસાધ્ય** (વિ.) શ્રમ કરવાથી જ મળી શકે એવું
**શ્રમિક** (વિ.) મહેનત કરનાર, મજૂર
**શ્રમિત** (વિ.) મહેનત કરીને થાકેલું
**શ્રમી** (વિ.) શ્રમ કરનારું, શ્રમજીવી (૨) શ્રમથી થાકેલું, શ્રમવાળું
**શ્રમોપાર્જિત** (વિ.) શ્રમ કરી-જાતમહેનતથી મેળવેલું
**શ્રવણ** (ન.) સાંભળવું તે (૨) વેદાધ્યયન (૩) બાવીસમું નક્ષત્ર (૪) (પું.) કાન (૫) અંધ માબાપને કાવડમાં બેસાડી તીર્થયાત્રા કરાવનાર એક બ્રાહ્મણપુત્ર
**શ્રવણગોચર,શ્રવણગ્રાહ્ય** (વિ.) કાનથી પામી-સાંભળી શકાય તેવું
**શ્રવણપટ** (પું.) કાનનો પડદો
**શ્રવણપુટ** (પું.) કાનનો ગોખલો, કાન
**શ્રવણભકિત** (સ્ત્રી.) કથાવાર્તા કે શાસ્ત્ર સાંભળવાં તે, એક પ્રકારની ભકિત (૨) માત્ર સાંભળવાની રુચિ કે રસ
**શ્રવણયંત્ર** (ન.) બહેરાને સાંભળવા માટેનું સાધન
**શ્રવણશકિત** (સ્ત્રી.) કાનની સાંભળવાની શકિત
**શ્રવણેંદ્રિય** (સ્ત્રી.) કર્ણેન્દ્રિય, કાન, સાંભળવાની ઇંદ્રિય
**શ્રાવવું** (ક્રિ.) સાંભળવું, શ્રાવણ કરવું
**શ્રાદ્ધ** (ન.) પિતૃઓની તૃપ્તિ માટે શ્રાદ્ધાથી કરાતી તર્પણક્રિયા
**શ્રાદ્ધકર્મ,શ્રાદ્ધક્રિયા** (ન.સ્ત્રી.) શ્રાદ્ધ કરવું તે (૨) શ્રાદ્ધની ક્રિયા
**શ્રાદ્ધતિથિ,શ્રાદ્ધદિન** (સ્ત્રી.પું.) શ્રાદ્ધનો દિવસ
**શ્રાદ્ધપક્ષ** (પું.) શરાદિયાં, ભાદરવા વદના દિવસો
**શ્રાપ** (પું.) શાપ, બદદુવા, કદુવા
**શ્રામણેર** (પું.) વીસ વર્ષની વયથી નીચેની વયનો બૌદ્ધ ભિખ્ખુ
**શ્રામણ્ય** (ન.) શ્રામણપણું, સંન્યાસ
**શ્રાવક** (વિ.) સાંભળનાર (૨) (પું.) જૈન કે બૌદ્ધ ગૃહસ્થ
**શ્રાવણ** (પું.) વિક્રમસંવતનો દશમો મહિનો (૨) શ્રાવણ કરાવવું તે (૩) (વિ.) શ્રાવણ સંબંધી
**શ્રાવણી** (સ્ત્રી.) શ્રાવણ મહિનાની પૂનમ, બળેવ
**શ્રાવિકા** (સ્ત્રી.) શ્રાવક-જૈન કે બૌદ્ધ-સ્ત્રી
**શ્રાવ્ય** (વિ.) સાંભળવા યોગ્ય (૨) સાંભળીને માણવાનું (કાવ્ય-નાટક)
**શ્રાંત** (વિ.) થાકેલું, શ્રામિત
**શ્રી** (પું.) લખાણના આરંભમાં વપરાતો મંગળ શબ્દ (૨) 'શ્રીમાન, શ્રીમતી'નો સંક્ષેપ (નામની આગળ લગાડાતો આદર બતાવનારો શબ્દ) (૩) એક રાગ (૪) (સ્ત્રી.) લક્ષ્મી (૫) સૌંદર્ય, શોભા (૬) ધર્મ, અર્થ અને કામ એ ત્રણ પુરુષાર્થ
**શ્રીકંઠ** (પું.) શિવ, મહાદેવ
**શ્રીકાર** (વિ.) સુંદર, મજેનું, ઉત્તમ (૨) (પું.) શ્રી શબ્દનો ઉચ્ચાર
**શ્રીકાંત** (પું.) વિષ્ણુ
**શ્રીકૃષ્ણ** (પું.) વાસુદેવ (૨) વિષ્ણુનો એક અવતાર, પ્રભુ
**શ્રીખંડ** (પું.) મોર, શિખંડી, કલગી (૨) શિખંડ (૩) (ન.) ચંદન
**શ્રીજી** (પું.) (માનાર્થે બ.વ.) પ્રભુ, વિષ્ણુ (૨) સહજાનંદ સ્વામી
**શ્રીધર** (પું.) લક્ષ્મીનાથ, વિષ્ણુ
**શ્રીનાથજી** (પું.) વિષ્ણુ (૨) એક વૈષ્ણવ યાત્રાધામ (રાજસ્થાનમાં)
**શ્રીનિવાસ,શ્રીનિકેતન** (પું.) લક્ષ્મીનું ધામ

**શ્રીપતિ** (પું.) ધનવાન માણસ (૨) લક્ષ્મીપતિ, વિષ્ણુ
**શ્રીફળ** (ન.) નાળિયેર (૨) બીલું
**શ્રીફળી** (સ્ત્રી.) નાળિયેરી
**શ્રીભાષ્ય** (ન.) બ્રહ્મસૂત્ર પર રામાનુજાચાર્યનું ભાષ્ય
**શ્રીમત્(-દ્)** (વિ.) શ્રીમાન (આદરમાન બતાવવા નામની પૂર્વે. જેમ કે, શ્રીમદ્ ભગવદ્ગીતા) (૨) ધનના મદવાળું (૩) (પું.) ધનનો મદ
**શ્રીમતી** (વિ.સ્ત્રી.) 'શ્રીમાન' નું સ્ત્રીલિંગ (૨) સ્ત્રીના નામ પૂર્વે વપરાતો કે લખાતો એવો માનસૂચક શબ્દ (૩) (લા.) પત્ની, ભાર્યા
**શ્રીમંત** (વિ.) તવંગર (૨) રાજાઓના નામ આગળ મુકાતો શબ્દ
**શ્રીમંતાઈ** (સ્ત્રી.) શ્રીમંતપણું
**શ્રીમાન** (વિ.) ધનવાન (૨) શોભાવાન (૩) નામની આગળ મુકાતો આદરસૂચક શબ્દ
**શ્રીમુખ** (ન.) ભવ્ય અને સુંદર મુખ, પૂજ્ય અને પવિત્ર પુરુષનું મુખ ('આપ પોતે, સ્વમુખેએમ માનાર્થે વપરાય છે.)
**શ્રીયુત** (વિ.) શ્રીમાન, પુરુષના નામ આગળ મુકાતો આદરસૂચક શબ્દ
**શ્રીરંગ** (પું.) વિષ્ણુ, શેષશાયી વિષ્ણુ
**શ્રીરામ** (પું.) રામચંદ્ર (૨) વિષ્ણુનો એક અવતાર, પ્રભુ
**શ્રીવત્સ** (પું.) વિષ્ણુ કે તેમની છાતી પરનું ચિહ્ન
**શ્રીસવા** (કે.પ્ર.) સર્વ સવાયું થાઓ-એવી ભાવનાનો માંગલિક લખાણને આરંભે લખાતો સંકેત, 'શ્રી ૧।'
**શ્રીહરિ** (પું.) હરિ, વિષ્ણુ, પ્રભુ
**શ્રુત** (વિ.) સાંભળેલું (૨) (ન.) શ્રુતજ્ઞાન, વિદ્યા, શાસ્ત્રજ્ઞાન (૩) શ્રુતિ, વેદ
**શ્રુતજ્ઞાન** (ન.) શાસ્ત્રનું-શ્રવણજ્ઞાન, જૈન આગમોની ઊંડી સમજ
**શ્રુતલેખન** (ન.) સાંભળીને લખવું તે, 'ડિક્ટેશન'
**શ્રુતિ** (સ્ત્રી.) સાંભળવું તે (૨) કાન (૩) સાંભળેલી વાત, કિંવદંતી (૪) વેદ (૫) ધ્વનિ, અવાજ (૬) નાદનો એક ભેદ (સંગીતમાં તેવી ૨૨ શ્રુતિ છે.)
**શ્રેઢી** (સ્ત્રી.) ગણિતમાં ઘટતી કે વધતી સંખ્યા, 'પ્રોગ્રેશન'
**શ્રેણિ(-ણી)** (સ્ત્રી.) પંકિત, હાર (૨) શ્રોઢી (૩) ધોરણ, કક્ષા (૪) દરજ્જો
**શ્રેણિક** (પું.) રાજા બિંબિસાર (૨) આગલો દાંત
**શ્રેણીબદ્ધ** (વિ.) હારબંધ આવેલું
**શ્રેય** (ન.) મોક્ષ (૨) કલ્યાણ, હિત, શુભ (૩) યશ, પુણ્ય, સારાંશ
**શ્રેયસી** (સ્ત્રી.) એક વનસ્પતિ-હરડે
**શ્રેયસ્કર** (વિ.) શ્રોય કરે એવું
**શ્રેયસ્કામ** (વિ.) શ્રોય ઇચ્છનાર
**શ્રેયસ્સાધક** (પું.વિ.) શ્રોયાર્થી, શ્રોયનું સાધક, કલ્યાણકારી
**શ્રેયાર્થી** (વિ.પું.) શ્રોય ચાહતું, મુમુક્ષુ, શ્રોયસાધક
**શ્રેયોબુદ્ધિ** (સ્ત્રી.) શ્રોય તરફ વળેલી કે શ્રોયાર્થી બુદ્ધિ
**શ્રેષ્ઠ** (વિ.) સર્વોત્તમ, ઉત્કૃષ્ટ
**શ્રેષ્ઠી** (પું.) શેઠ, મહાજનનો આગેવાન, શાહુકાર
**શ્રોણિ(-ણી)** (સ્ત્રી.) થાપો, નિતંબ
**શ્રોતવ્ય** (વિ.) સાંભળવા યોગ્ય (જ્ઞાન), સાંભળવા જેવું
**શ્રોતા** (પું.) સાંભળનાર
**શ્રોતાજન,શ્રોતાવર્ગ** (પું.ન.) સાંભળનારો સમુદાય
**શ્રોત્ર** (પું.ન.) કાન
**શ્રોત્રિય** (વિ.) વેદ ભણેલો (૨) (પું.) વેદાભ્યાસી બ્રાહ્મણ
**શ્રોત્રી** (વિ.) શ્રોત્રિય, વેદ ભણેલો (૨) (પું.) વેદાભ્યાસી બ્રાહ્મણ (૩) સ્ત્રી શ્રોતા
**શ્રોફ** (પું.) નાણાંની ધીરધાર કરનાર માણસ, શરાફ
**શ્રૌત** (વિ.) શ્રુતિ કે કાનને લગતું (૨) શ્રુતિ કે વેદ સંબંધી, વેદે ફરમાવેલું વૈદિક
**શ્લથ** (વિ.) ઢીલું, પોચું, નરમ (૨) લબડી પડેલું (૩) છૂટું, વીખરાયેલું
**શ્લાઘનીય** (વિ.) શ્લાધ્ય, વખાણવાયોગ્ય, પ્રશંસાપાત્ર
**શ્લાઘા** (સ્ત્રી.) વખાણ, સ્તુતિ, પ્રશંસા, તારીફ
**શ્લાઘ્ય** (વિ.) વખાણવા યોગ્ય, પ્રશંસાપાત્ર, શ્લાઘનીય
**શ્લિષ્ટ** (વિ.) જોડેલું, ચોટી રહેલું, ભેટેલું, મળેલું (૨) શ્લેષવાળું
**શ્લીપદ** (ન.) હાથીપગાનો રોગ
**શ્લીલ** (વિ.) શોભા આપનારું (૨) શિષ્ટ
**શ્લેષ** (પું.) બે વિભિન્ન અર્થવાળા શબ્દોનો પ્રયોગ (એક અલંકાર) (૨) આલિંગન
**શ્લેષાત્મક,શ્લેષાર્થી** (વિ.) શ્લેષવાળું, દ્વિઅર્થી
**શ્લેષાલંકાર** (પું.) શ્લેષવાળો અલંકાર
**શ્લેષ્મ** (ન.) કફ (૨) લીટ, સેડાં
**શ્લોક** (પું.) ચાર ચરણનું પદ (૨) અનુષ્ટુપનું પદ (૩) (સમાસને અંતે) કીર્તિ, યશ (ઉદા. પુણ્યશ્લોક)
**શ્લોકકાર** (પું.) શ્લોકની રચના કરનાર
**શ્લોકબદ્ધ** (વિ.) શ્લોકમાં ગોઠવેલું કે રચેલું, શ્લોકરૂપે રહેલું
**શ્લોકાર્ધ** (પું.) અર્ધો શ્લોક
**શ્વશુર** (પું.) સસરો (પતિ કે પત્નીનો બાપ)
**શ્વશુરગૃહ** (ન.) સાસરું
**શ્વશુરપક્ષ** (પું.) સાસરિયાંનો-સસરાનો પક્ષ
**શ્વશ્રૂ** (સ્ત્રી.) સાસુ (પતિ કે પત્નીની માતા)
**શ્વસન** (ન.) શ્વાસ લેવો તે (૨) (પું.) પવન, વાયુ, હવા
**શ્વસનતંત્ર** (ન.) શ્વાસોશ્વાસ માટેનું શરીરનું આખું તંત્ર-બધા અવયવોનો સમૂહ
**શ્વસવું** (ક્રિ.) શ્વાસ લેવો, જીવવું
**શ્વસિત** (વિ.) શ્વાસ દ્વારા લીધેલું કે મૂકેલું (૨) હાંફી ગયેલું (૩) (ન.) શ્વાસ (૪) નિસાસો
**શ્વાન** (પું.) કૂતરો
**શ્વાનનિદ્રા** (સ્ત્રી.) કૂતરાની ઊંઘ, અર્ધજાગ્રત અવસ્થા, કાગનિદ્રા
**શ્વાનવૃત્તિ** (સ્ત્રી.) હડે થવા છતાં ટુકડો મળતાં દોડવાની વૃત્તિ, ગુલામવૃત્તિ
**શ્વાપદ** (ન.) શિકારી પ્રાણી
**શ્વાસ** (પું.) નાકથી વાયુ લેવો મૂકવો તે (૨) દમ, હાંફ (૩) વર્ણનો એક બાહ્ય પ્રયત્ન (વ્યા.) (અઘોષ વર્ણને શ્વાસ પણ કહે છે.)
**શ્વાસનળી** (સ્ત્રી.) જે દ્વારા શ્વાસ ફેફસામાં જાય છે તે નળી
**શ્વાસોચ્છ્વાસ** (પું.) શ્વાસ લેવો અને બહાર કાઢવો તે
**શ્વેત** (વિ.) સફેદ, ધોળું
**શ્વેતપત્ર** (પું.) અમુક હકીકત વિષે બયાન આપતો સરકારી ખરીતો, વિવાદાસ્પદ મુદ્દો તેના મૂળ સ્વરૂપે સરકાર રજૂ કરે તેને શ્વેતપત્ર કહે છે.

**શ્વેતપ્રદર** (પું.) સ્ત્રીઓને થતો એક રોગ

**શ્વેતાંબર** (પું.) સફેદ વસ્ત્ર (૨) જૈન ધર્મનો એ નામનો એક સંપ્રદાય કે તેનો અનુયાયી

**શ્વેતાંબરી** (વિ.) શ્વેતાંબરનું, -ને લગતું (૨) સફેદ વસ્ત્રવાળો

**શ્વેતાંશુક** (ન.) શ્વેત સાડી

## ષ

**ષ** (પું.) ચાર ઉષ્માક્ષરોમાંનો બીજો

**ષકાર** (પું.) ષ અક્ષર કે તેનો ઉચ્ચાર

**ષકારાંત** (વિ.) છેડે ષકારવાળું

**ષટ્** (વિ.) છ

**ષટ્ક** (ન.) છનો સમૂહ, છક્કું

**ષટ્કર્મ** (ન.બ.વ.) બ્રાહ્મણનાં છ કર્મ : અધ્યયન, અધ્યાપન, દાન, પ્રતિગ્રહ, યજન અને યાજન (૨) તાંત્રિક છ કર્મ : જારણ, મારણ, ઉચ્ચાટન, મોહન, સ્તંભન અને વિધ્વંસન (૩) યોગનાં છ કર્મો : ધૌતિ, બસ્તી, નેતી, નૌલી, ત્રાટક અને કપાલભાતી

**ષટ્કોણ,ષટ્કોણાકૃતિ** (પું.સ્ત્રી.) છ ખૂણાવાળી આકૃતિ, 'હક્સગન' (ગ.)

**ષટ્ચક્ર** (ન.બ.વ.) શરીરમાં ગુદાથી બ્રહ્મરંધ્ર સુધીનાં મનાતાં છ ચક્રો (યોગ) ષટ્પદ.ષટ્પદી (વિ.) છ પગવાળું (૨) છ પદવાળું (કાવ્ય) (૩) (પું.) ભમરો (૪) (સ્ત્રી.) ભમરી

**ષટ્શાસ્ત્ર** (ન.બ.વ.) ષડ્દર્શન, વૈદિક તત્ત્વજ્ઞાનનાં છ દર્શનો (સાંખ્ય, યોગ, ન્યાય, વૈશેષિક, મીમાંસા અને વેદાંત)

**ષટ્સંપત્તિ** (સ્ત્રી.) વેદાંતના અધિકારીમાં હોવા જોઈતા છ ગુણ : શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા, શ્રાદ્ધા, સમાધાન

**ષડંગ** (ન.બ.વ.) વેદનાં છ અંગ : (શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરુકત, છંદ, જ્યોતિષ)

**ષડાનન** (પું.) છ મોઢાંવાળો શિવપુત્ર, કાર્તિકેય, સ્કંદ

**ષડ્ઋતુ** (સ્ત્રી.) છ ઋતુઓ (વસંત, ગ્રીષ્મ, વર્ષા, શરદ, હેમંત અને શિશિર શિશિર)

**ષડ્ગુણ** (પું.બ.વ.) છ ગુણ (રાજ્યનીતિના : સંધિ, વિગ્રહ, યાન, આસન, દ્વૈધીભાવ અને સમાશ્રામ : ઈશ્વરના : ધર્મ, યશ, વીર્ય, શ્રી, જ્ઞાન, વૈરાગ્ય)

**ષડ્જ** (પું.) સંગીતના સપ્તસ્વરોમાંનો પહેલો (સંગીત)

**ષડ્દર્શન** (ન.બ.વ.) વૈદિક તત્ત્વજ્ઞાનનાં છ દર્શનો (સાંખ્ય, યોગ, ન્યાય, વૈશેષિક, મીમાંસા અને વેદાંત) ચઊપજનો છઠ્ઠો ભાગ

**ષડ્ભાગ** (પું.) છઠ્ઠો ભાગ (૨) પહેલાંના વખતમાં મહેસૂલ તરીકે લેવાતો

**ષડ્ભાવ** (પુ.બ.વ.) શરીરના છ વિકાર કે અવસ્થાઓ : જન્મવું, હોવું, વધવું, વિપરિણામ પામવું, અપક્ષય થવો અને નાશ

**ષડ્ભુજ** (વિ.) છ ભુજાવાળો (૨) (પું.) ષટ્કોણ

**ષડ્યંત્ર** (ન.) કાવતરું, પ્રપંચ

**ષડ્રસ,ષડ્સ** (પું.બ.વ.) છ રસ (મીઠો, ખારો, ખાટો, તીખો, કડવો અને તૂરો)

**ષડ્રાગ,ષડ્રાગ** (પું.બ.વ.) છ મુખ્ય રાગ (ખટરાગ એક મત પ્રમાણે ભૈરવ, માલકોશ, હિંડોળ, શ્રીરાગ, કેદાર અને મલાર) (સંગીત)

**ષડ્રિપુ,ષડ્રિપુ** (પું.બ.વ.) ષડરિ, મનુષ્યના છ આંતરશત્રુઓ (કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર)

**ષણ્માસ** (પું.) છ માસનો ગાળો

**ષણ્માસિક** (વિ.) છમાસિક, દર છ છ માસે થતું

**ષણ્મુખ** (પું.) કાર્તિકેય,. ષડાનન

**ષષ્ટિ** (સ્ત્રી.) સાઠ

**ષષ્ટિપૂર્તિ** (સ્ત્રી.) સાઠ વર્ષ પૂરાં થવાં તે કે તેનું પર્વ

**ષષ્ઠ** (વિ.) છઠ્ઠું

**ષષ્ઠાંશ** (પું.) છઠ્ઠો ભાગ

**ષષ્ઠી** (સ્ત્રી.) છઠ (૨) છઠ્ઠી વિભક્તિ (૩) બાળકના જન્મનો છઠ્ઠો દિવસ

**ષંઢ** (પું.) નપુંસક

**ષાડવ** (વિ.) છ સ્વરનો (રાગ કે તાન)

**ષોડશ** (વિ.) સોળ

**ષોડશકલા(-ળા)** (સ્ત્રી.બ.વ.) (ચંદ્રની) સોળ કળાઓ

**ષોડશી** (સ્ત્રી.) સોળનો સમૂહ (૨) સોળ વર્ષની નવયૌવના (૩) દશ મહાવિદ્યાઓમાંની એક (૪) મરેલા પાછળ કરાતું એક કર્મ, જે મૃત્યુ બાદ દશમે કે અગિયારમે દિવસે કરાય છે.

**ષોડશોપચાર** (પું.બ.વ.) પૂજનના ૧૯ ઉપચાર (આવાહન, આસન, અર્ઘ્યપાદ્ય, આચમન, મધુપર્ક, સ્નાન, વસ્ત્રાભરણ, યજ્ઞોપવીત, ગંધ, પુષ્પ, ધૂપ, દીપ, નૈવેદ્ય, તાંબૂલ, પરિક્રમા, વંદન)

## સ

**સ** (પું.) ચાર ઉષ્માક્ષરોમાંનો (ત વર્ગનો) ત્રીજો (૨) નામ પૂર્વે લાગતાં મોટાભાગે 'સાથે, સહિત કે કયાંક 'સમાન' અર્થમાં બહુવ્રીહિ સમાસ બનાવે છે. ઉદા. સકુટુંબ, સસ્મિત

**સ** એક પૂર્વગ, 'સું' 'સારું' એ અર્થમાં. ઉદા. સજાત, સપૂત

**સઈ** (પું.) સોઈ, દરજી, મેરાઈ

**સઈસ,સાઈસ** (પું.) ઘોડાવાળો, રાવત

**સકટમ** (વિ.) સકુટુંબ, કુટુંબ સહિત

**સક(-ક્ક)રટેટી** (સ્ત્રી.) વેલમાં થતું એક જાતનું ફળ, શકરટેટી

**સક(-ક્ક)રપારા** (પું.) એક જાતની મીઠાઈ કે વાનગી, શક્કરપારા

**સકર્મક** (વિ.) જેને કર્મ હોય એવું (ક્રિયાપદ)

**સકર્મી** (વિ.) ભાગ્યશાળી, નસીબવાન

**સકલ(-ળ)** (વિ.) સર્વ, તમામ, બધુ, સઘળું

**સકલાત** (સ્ત્રી.) એક જાતનું ઊનનું કાપડ, બનાત

**સકંચો(-જો)** (પું.) અપરાધીઓને શિક્ષા કરવાનો એક સંચો, હેડ (૨) સખત પકડવાનું યંત્ર (૩) (લા.) કાબૂ, કબજો

**સકંટક** (વિ.) કાંટાવાળું, વિઘ્નવાળું

**સકંપ** (વિ.) કંપયુકત, ધ્રૂજતું

**સકામ** (વિ.) કામનાવાળું, કામનાથી કરેલું (૨) ફળની ઈચ્છાવાળું (૩) સ્વાર્થબુદ્ધિવાળું

**સકાર** (પું.) ઢંગ, આવડત (૨) સ્વાદ, સત્ત્વ, સારાપણું (૩) 'સ' અક્ષર કે તેનો ઉચ્ચાર

**સકારણ** (વિ.) કારણવાળું (૨) (અ.) કારણસર (૩) કારણ સહિત (૪) હેતુવાળું, હેતુસર, સહેતુક

**સકારાંત** (વિ.) અંતે-છેડે 'સ' વાળું

**સકારો** (પું.) તારને સરખા રાખવા તાણામાં નાખેલી લાકડી કે ચીપ

**સકાશ** (પું.) નજીકનું સ્થળ, પડોશ
**સકુટુંબ** (વિ.) કુટુંબ સહિત, પરિવાર સાથે
**સક્ક(-ક્કા)ઈ** (વિ.) તિરસ્કાર, પ્રમાણભૂતતાની છાપવાળું, ઊંચી જાતનું, બનાવટી નહિ તેવું (૩) સુંદર, મજેનું
**સક્કાદાર** (વિ.) ઘાટીલા સુંદર ચહેરાવાળું (૨) મોહક, ભભકદાર
**સક્કો** (પું.) સિક્કો (૨) શાખ, છાપ (૩) ચહેરો (૪) રોફ, ભપકો (૫) પથ્થરની લખોટી
**સકત** (વિ.) ચોંટેલું, વળગેલું (૨) આસક્તિવાળું
**સકતુ** (પું.) સત્તુ, સાથવો
**સક્રિય** (વિ.) ક્રિયાયુક્ત, અમલી, કરતું-કારવતું
**સક્ષમ** (વિ.) સમર્થ, કાર્યક્ષમ
**સખ** (સ્ત્રી.ન.) શાંતિ, જંપ, સુખ
**સખડી** (સ્ત્રી.) ભાત (પુષ્ટિમાર્ગીય)
**સખણું** (વિ.) અડપલું કરે નહિ તેવું, સાલસ (૨) જંપવાળું, ઉધમાત વિનાનું
**સખત** (વિ.) કઠણ (૨) દઢ, મજબૂત (૩) કઠોર, નિર્દય (૪) આકરું, થકવી નાખે તેવું (૫) ખૂબ હદથી, વધારે. ઉદા. સખત ભીડ (૬) કડક, ઉગ્ર (૭) આગ્રહભર્યું, જોરદાર. ઉદા. સખત ભલામણ (૮) મુશ્કેલ
**સખતળી** (સ્ત્રી.) જોડાની અંદર નંખાતું નરમ છૂટું પડ, સુખતળી
**સખતાઈ,સખતી** (સ્ત્રી.) કડકાઈ, કઠોરતા (૨) જુલમ (૩) બંધી, પ્રતિબંધ
**સખળડખળ** (વિ.) ઢીલું પડી ગયેલું, હાલતું, વીખરાઈ ગયેલું
**સખા** (પું.) ભાઈબંધ, મિત્ર, સાથી
**સખાવત** (સ્ત્રી.) દાન, ખેરાત, 'ચૅરિટી' (૨) ઉદારતા
**સખાવતી** (વિ.) દાની, ઉદાર (૨) સખાવતનું
**સખી** (વિ.) દાની, ઉદાર
**સખી** (સ્ત્રી.) સાહેલી, બહેનપણી, સહિયર
**સખીભાવ** (પું.) સખી કે પત્નીના ભાવ (ઇષ્ટની ભક્તિ કરવાનો એક પ્રકાર)
**સખુન** (પું.) સુખન, બોલ, વચન, વેણ, શબ્દ
**સખેદ** (વિ.) ખેદયુક્ત (૨) (અ.) ખેદ સાથે, દિલગીરીપૂર્વક
**સખ્ત** (વિ.) સખત, મજબૂત, આકરું
**સખ્તાઈ,સખ્તી** (સ્ત્રી.) કડકાઈ, કઠોરતા, જુલમ
**સખ્ય** (ન.) મિત્રતા, પ્રીતિ, મૈત્રી, દોસ્તી, ભાઈબંધી
**સગ** (સ્ત્રી.) દીવાની જ્યોત, શગ
**સગટો** (પું.) સાલ્લો પહેરતાં કૂખે ખોસવાનો છેડો
**સગડ** (પું.સ્ત્રી.) ખબર, બાતમી, પત્તો (૨) પગેરું (૩) કેડો, સગણ
**સગડી** (સ્ત્રી.) શગડી, કોલસા બાળવાનું એક સાધન
**સગણ** (પું.) કેડો, પૂંઠ (૨) 'લઘુ-લઘુ-ગુરુ' એવા 'લ-લ-ગા પ્રકારનો ગણ-મેળ છંદો માટેનો ત્રિ-અક્ષરી ગણ (૩) (વિ.) સમૂહ સાથે રહેલું
**સગપણ** (ન.) સગાઈ, લોહીનો સંબંધ (૨) વિવાહ, વરદાન
**સગરામ** (પું.ન.) શિગરામ, શગરામ
**સગર્ભ** (પું.) સહોદર, ભાઈ (૨) (વિ.) ગર્ભ સહિતનું
**સગર્ભા** (વિ.સ્ત્રી.) ગર્ભવંતી, ભારેવાઈ
**સગર્ભાવસ્થા** (સ્ત્રી.) પેટમાં ગર્ભ હોય ત્યારની સ્થિતિ, 'પ્રગ્નન્સી'
**સગર્વ** (વિ.) ગર્વયુક્ત, મગરૂરી (૨) (અ.) ગર્વથી, ગર્વભેર, મગરૂરીથી
**સગલું** (વિ.) સગું, નિકટનું સગું
**સગવડ** (સ્ત્રી.) જોગવાઈ, અનુકૂળતા, સુગમતા, સોઈ
**સગવડિયું** (વિ.) સગવડવાળું, ફાવતું, અનુકૂળ પડતું
**સગાઈ** (સ્ત્રી.) વિવાહ, વાગ્દાન, વેવિશાળ (૨) સગપણ, લોહીનો સંબંધ
**સગાંસાંઈ** (ન.બ.વ.) સગાંવહાલાં, સગાસંબંધી
**સગીર** (વિ.) (કાયદા પ્રમાણે) કાચી ઉંમરનું
**સગીરાવસ્થા** (સ્ત્રી.) કાચી વય, અપુખ્ત ઉંમર
**સગુણ** (વિ.) ગુણયુક્ત (૨) આકાર વગેરે ગુણવાળું
**સગુણોપાસના** (સ્ત્રી.) સગુણ બ્રહ્મ કે પ્રભુની ઉપાસના
**સગું** (વિ.) એક લોહીનું કે લગ્નસંબંધી જોડાયેલું (૨) (ન.) તેવું માણસ
**સગુંવહાલું** (ન.)સગું સંબંધી
**સગુંસહોદર** (ન.) એક કુટુંબનું માણસ, સ્વજન, ભાઈભાંડુ વગેરે
**સગુંસંબંધી** (ન.) સગું અને સંબંધી, સગું કે સંબંધી
**સગેવગે** (અ.) લાગતે-વળગતે (૨) બીજાની જાણ બહાર માલસામાન ક્યાંક છુપાવી દેવો કે વાપરી નાખવો તે
**સગો** (પું.) પાળિયો (૨) (વિ.પું.) સગું
**સગોત્ર,સગોત્રી** (વિ.) એક ગોત્રનું
**સઘન** (વિ.) ગાઢ, ઘન (૨) નક્કર, ભરચક
**સઘળું** (વિ.) સકળ, બધું, તમામ
**સચર** (વિ.) ચર, ચરતું, ફરતું
**સચરાચર** (વિ.) સ્થાવર-જંગમ, બધું (૨) (અ.) સર્વત્ર, ચર-અચર બધામાં
**સચિત્ર** (વિ.) ચિત્રવાળું, ચિત્ર સહિત
**સચિવ** (પું.) પ્રધાન, વજીર (૨) મંત્રી (૩) રાજ્યના મંત્રીનો સહાયક અધિકારી, મુખ્ય વહીવટી અધિકારી, 'સેક્રેટરી'
**સચિવાલય** (ન.) રાજ્યના વહીવટી ખાતાના સચિવો, અધિકારીઓ અને કર્મચારીઓને બેસવાની કચેરી કે કાર્યાલય, સરકારનું મુખ્ય વહીવટી સ્થળ, 'સેક્રેટરિયેટ'
**સચિંત** (વિ.) ચિંતાયુક્ત (૨) (અ.) ચિંતા સાથે
**સચેત,સચેતન** (વિ.) ચેતનવાળું (૨) સાવધ, સાવધાન, જાગૃત
**સચેષ્ટ** (વિ.) ચેષ્ટાયુક્ત, ચેષ્ટાવાળું, ચેષ્ટા સહિત
**સચોટ** (વિ.) અચૂક, નિષ્ફળ ન જાય એવું (૨) (અ.) ચૂકે નહિ તેવી રીતે
**સચોડું** (વિ.) બધું, સમૂળગું, સંચોડું (૨) (અ.) તદ્દન, બિલકુલ
**સચ્ચરિત(-ત્ર)** (વિ.) સદાચારી, સારી વર્તણૂકવાળું (૨) (ન.) સદ્વર્તન, સદાચાર
**સચ્ચાઈ** (સ્ત્રી.) સાચાપણું, પ્રામાણિકતા
**સચ્ચિદ** (ન.) સત અને ચિત સ્વરૂપ
**સચ્ચિદાનંદ** (પું.) સત, ચિત અને આનંદરૂપ બ્રહ્મ, પરમાત્મા
**સચ્ચિન્મયતા** (સ્ત્રી.) સચ્ચિદમાં લીન કે સચ્ચિદ્રૂપ હોવું કે થવું તે
**સજગ** (વિ.) જાગ્રત, સાવધાન, સજાગ, સાવચેત
**સજ(-જ્જ)ડ** (વિ.) મજબૂત, દઢ, સખત (૨) ભારે, આકરું (૩) સખત ચોંટેલું (૪) અકડાયેલું, જડાયેલું
**સજ(-જ્જ)ડબંબ** (વિ.) એકદમ સજ્જડ, અતિ ચુસ્ત
**સજડાસજડી** (અ.) ખૂબ સજડ, પાસેપાસે, ખીચોખીચ, ભીડમાં
**સજની** (સ્ત્રી.) સખી, બહેનપણી (૨) પ્રિયા
**સજલ(-ળ)** (વિ.) જળવાળું (૨) આંસુથી ભરેલું
**સજવું** (ક્રિ.) ધારણ કરવું (૨) શણગારવું (૩) સજ્જ-તૈયાર થવું
**સજા** (સ્ત્રી.) શિક્ષા, દંડ, નસિયત

**સજાગ** (વિ.) જાગતું, જાગરૂક, જાગ્રત (૨) સાવધાન, સાવચેત
**સજાત** (વિ.) કુલીન, ખાનદાન (૨) સમાન જાતિ
**સજાતિ,સજાતીય** (વિ.) એક જાતિ કે વર્ગ કે સમૂહનું
**સજાત્ય** (ન.) સજાતીયતા, સગપણ (૨) ભૂમિતિના સિદ્ધાંતમાંની સમાનતા, 'સિમિલિટ્યુડ' (ગ.)
**સજાત્યરેખા** (સ્ત્રી.) સમાન આકૃતિની રેખા, 'લાઈન ઑફ સિમિલિટ્યુડ
**સજામોકૂફી** (સ્ત્રી.) સજાનો અમલ મોકૂફ રાખવો તે, 'રેસ્પાઇટ'
**સજાવટ** (સ્ત્રી.) સજવું તે કે તેની ઢબછબ-રીત, શણગાર શોભા કરવાં તે (૨) ગોઠવણ, વ્યવસ્થા
**સજાવ(-વા)ર** (વિ.) સજા કરવા યોગ્ય, સજાને પાત્ર (૨) યોગ્ય, લાયક
**સજાહુકમ** (પું.) સજા ફરમાવતો હુકમ, 'ઑર્ડર ઑફ કન્વિકશન'
**સજીવ** (વિ.) જીવવાળું, જીવતું, ચૈતન્યવાળું
**સજીવન** (વિ.) જીવતું (૨) મરેલું જીવિત થયેલું, સચેતન, ચૈતન્યવાળું
**સજીવારોપણ** (પું.) નિર્જીવમાં સજીવપણાનો આરોપ કરવો તે (એક અલંકાર)
**સજીવું** (વિ.) જીવવાળું, જીવતું, સજીવ
**સજૈયો** (પું.) અસ્તરો
**સજોડ** (વિ.) જોડીદાર સહિત (સ્ત્રીપુરુષ બંને)
**સજોડે** (અ.) પતિ કે પત્નીની સાથે
**સજ્જ** (વિ.) (સજીને) તૈયાર થયેલું, સજ
**સજ્જડ** (વિ.) સજડ, સખત ચોંટેલું, પ્રબળ રીતે જડાઈ ગયેલું (૨) મજબૂત, દૃઢ, સખત (૩) અકડાયેલું, જડાયેલું
**સજ્જન** (પું.) સભ્ય, ખાનદાન કે સદાચારી માણસ, સદ્‌ગૃહસ્થ (૨) (ન.) સજ્જ કરવું તે
**સજ્જનતા,સજ્જનાઈ** (સ્ત્રી.) ખાનદાની
**સજ્જા** (સ્ત્રી.) શય્યા (૨) તેરમાને દિવસે અપાતું ખાટલા અને પથારીનું દાન (૩) બખતર (૪) પોશાક
**સજ્જિત** (વિ.) સજ્જ થયેલું કે કરેલું
**સટ** (પું.) સમાન વસ્તુઓનો સમૂહ (૨) જોડી (૩) (અ.) જલદીથી, ઝટ દઈને
**સટક** (અ.) ઝટ, એકદમ, તરત
**સટકણિયું** (વિ.) સટકણું, સટકી જનારું
**સટકણું** (વિ.) સટકી જાય તેવું (૨) (ન.) નાસવું તે
**સટકવું** (ક્રિ.) નાસી જવું (૨) સરી જવું, ખસી પડવું
**સટકાવવું** (ક્રિ.) મારવું, ઝાપટવું
**સટકિયું** (વિ.) સટકે તેવું (૨) (ન.) ઝટ સરે એવી ગાંઠ (૩) ઉંદરડી
**સટકો** (પું.) લાકડી, સોટી (૨) સાટકો
**સટરપટર** (વિ.) અવ્યવસ્થિત, વેરણછેરણ (૨) આમતેમ, આઘુંપાછું (૩) પરચૂરણ (૪) (અ.) અવ્યવસ્થિતપણે
**સટરપટરિયું** (વિ.) ગડબડિયું, સટરપટર
**સટાક** (અ.) 'સટાક' જેવો અવાજ થાય એમ (૨) ઝટ, ત્વરાથી (૩) સ્ત્રી.) કોરડો (૪) કોરડાનો અવાજ
**સટાકાબંધ** (અ.) સટાકાની સાથે, સપાટાબંધ
**સટાકો** (પું.) કોરડાનો અવાજ (૨) કોરડો
**સટીક** (વિ.) ટીકાવાળું, ટીકા સહિત (પુસ્તક)
**સટોડિ(-રિ)યો** (પું.) સટ્ટો કરનારો
**સટોસટ** (અ.) ઉપરાઉપરી (૨) -ને સાટે, -ને બદલે
**સટ્ટાખોર,સટ્ટાબાજ** (વિ.) સટ્ટાની લતવાળું, સટોડિયું
**સટ્ટો** (પું.) લાભનું લેખું માંડીને કરેલું સોદાનું સાહસ
**સડ** (વિ.) ભરાવાથી તંગ, કઠણ, જડ (૨) સ્તબ્ધ, દિઙ્‌મૂઢ (૩) (અ.) ઝડપથી
**સડક** (સ્ત્રી.) પાકો રસ્તો (૨) (વિ.) સ્તબ્ધ, દિઙ્‌મૂઢ (૩) (અ.) ઝડપથી
**સડકો** (પું.) આંગળાંથી પ્રવાહી પદાર્થ મોંમાં લેતાં થતો અવાજ, સબડકો (૨) જોરથી વાયુ ખેંચતાં નાકમાંથી થતો અવાજ
**સડવું** (ક્રિ.) કોહી જવું (૨) (લા.) સાવ બગડવું, ભ્રષ્ટ થવું
**સડસઠ** (વિ.) '૬૭' નો આંકડો
**સડસડ** (અ.) કડકડતા પ્રવાહી કે સડકાનો અવાજ
**સડસડવું** (ક્રિ.) સડસડ અવાજથી ઊકળવું કે બળવું
**સડસડાટ** (પું.) સડસડ અવાજ (૨) સપાટાબંધ, રેલાની પેઠે, સડેડાટ
**સડાક** (અ.) જલદી, ત્વરાથી, ઝટ (૨) (વિ.) ચકિત
**સડાકો** (પું.) ચાબુકનો અવાજ, સટાકો (૨) સડકો, સબડકો (૩) બીડી, ચલમનો દર ખેંચવો તે
**સડાસડ** (અ.) સડસડ, ઉપરાઉપરી સડાકા થાય એમ
**સડિયો** (પું.) અળવીનો છોડ, તેનું પાન કે દાંડો
**સડેડાટ** (અ.) સડડડ કરીને (ગતિ માટે), વગર વિઘ્ને, સડસડાટ
**સડો** (પું.) કોહવાટ, બગાડ (૨) (લા.) ભ્રષ્ટાચાર, ખરાબી
**સઢ** (પું.) પવન ભરાઈને વહાણને ગતિ મળે તે માટે વહાણના થાંભલાને બાંધવામાં આવતું કપડું
**સણકો** (પું.) શૂળ ભોંકાતી હોય તેવું દરત (૨) (લા.) મનનો તરંગ
**સણગટ** (પું.) શણગટ, સોડિયું, ઘૂંઘટ, ઘૂમટો
**સણગો** (પું.) પલાળેલા કઠોળ વગેરેમાંથી કોંટો ફૂટવો તે, અંકુર, ફણગો
**સણસણ** (અ.) ઊકળતા પાણીનો અવાજ થતો હોય એમ
**સણસણવું** (ક્રિ.) સણસણ એવો વેગ કે હવાનો અવાજ થવો
**સણસણાટ** (પું.) પાણી બળતાં કે હવા ચિરાતાં થતો અવાજ
**સત** (વિ.) સમાસની શરૂઆતમાં 'સંત્' રૂપે આવે (જેમ કે, સત્કર્મ) સાચું (૨) સારું (૩) અસ્તિત્વવાળું (૪) યથાર્થ (૫) (ન.) અસ્તિત્વ (૬) સાચાપણું (૭) સત્ત્વ, સાર (૮) સતીત્વનો જુસ્સો
**સતજુગ** (પું.) સત્યયુગ, કૃતયુગ
**સતજુગિયું** (વિ.) સતજુગનું (૨) સત્યવાદી, ધર્માત્મા
**સતત** (વિ.) હંમેશાં ચાલુ (૨) કાયમી (૩) (અ.) હમેશાં, લગાતાર, નિરંતર
**સતપત,સતપતાટ** (સ્ત્રી.પું.) જંપીને ન બેસાય તે, ચંચળતા
**સતપતિયું** (વિ.) સતપત કર્યા કરનારું, ચંચળ, હાલહાલ કર્યા કરનારું
**સતપંથ** (પું.) સાચો ધાર્મિક માર્ગ (૨) ખોજા મુસલમાનોનો એક પંથ
**સતપંથી** (વિ.પું.) સતપંથનું કે તે પંથને લગતું
**સતયુગ** (પું.) ચાર યુગમાંનો પ્રથમ, સતજુગ, સત્યયુગ
**સતવાદી** (વિ.) સત્યવાદી, સાચું, સતિયું
**સતામ(-વ)ણી** (સ્ત્રી.) સતાવવું તે, પજવણી
**સતાર** (સ્ત્રી.) એક તંતુવાદ્ય-સિતાર
**સતાવવું** (ક્રિ.) પજવવું, હેરાન કરવું

**સતિસપ્તમી** (સ્ત્રી.) ક્રિયાપદે બતાવેલી ક્રિયા કઈ પરિસ્થિતિમાં થઈ હતી તે બતાવતા સંસ્કૃતમાં કરાતો કૃદંતનો અને તેના વિશેષ્યનો એક પ્રયોગ (વ્યા.)

**સતિયું** (અ.) સાતે ગુણેલું (૨) સાતનો સમૂહ

**સતિયું** (વિ.) સત્યવાદી, પ્રામાણિક, સતું (૨) (ન.) ગંજીફાની રમતમાં સાતે હાથ જીતી લેવા એ

**સતી** (સ્ત્રી.) પતિવ્રતા (૨) મૃત પતિ સાથે ચિતામાં બળનારી તેની પત્ની (૩) પાર્વતી (૪) ગાયત્રી

**સતેજ** (વિ.) (વધારે) પ્રકાશયુકત કે સળગતું (૨) ઉત્સાહયુકત (૩) જાગ્રત

**સત્કર્મ** (ન.) સારું કામ (૨) પવિત્ર-ધાર્મિક કામ, પુણ્યનું કામ

**સત્કલા** (સ્ત્રી.) સત્યની કે સાચી કે સારી કળા

**સત્કાર** (પું.) સ્વાગત, આદરમાન

**સત્કાર** (વિ.) સત્કાર કરનારું

**સત્કારવું** (ક્રિ.) સત્કાર કરવો, આદર-માન આપવું

**સત્કારસમારંભ** (પું.) વિશિષ્ટ વ્યકિતના સત્કાર માટે યોજેલો સમારંભ કે ઉત્સવ

**સત્કાર-સમિતિ** (સ્ત્રી.) સ્વાગતસમિતિ

**સત્કાર્ય** (ન.) સારું કાર્ય (૨) (વિ.) સત્કાર કરવા યોગ્ય

**સત્કાર્યવાદ** (પું.) ઉત્પત્તિ પૂર્વે કારણ સ્વરૂપે કાર્ય વિદ્યમાન છે એવો સાંખ્યને વેદાંતી મત

**સત્કાર્યવાદી** (પું.) સત્કાર્યવાદમાં માનનાર

**સત્કૃત્ય** (ન,) સારું કામ (૨) પવિત્ર કામ (૩) ધાર્મિક કાર્ય (૪) પરમાર્થ-કાર્ય

**સત્ક્રિયા** (સ્ત્રી.) સારી ક્રિયા, સત્કર્મ

**સત્તમ** (વિ.) ઉત્તમ, શ્રોષ્ઠ

**સત્તર** (વિ.) '૧૭' નો આંકડો

**સત્તરા** (પું.બ.વ.) સત્તરનો ઘડિયો

**સત્તા** (સ્ત્રી.) સ્વામિત્વ, માલિકી (૨) અધિકાર, હક (૩) અમલ (૪) બળ, જોર (૫) અસ્તિત્વ

**સત્તાખોર** (વિ.) સત્તા માટેની લાલસાવાળો (૨) અધિકાર મેળવી એનો ભોગવટો કરનાર

**સત્તાખોરી** (સ્ત્રી.) સત્તા માટે અતિ લોભ

**સત્તાણુ(-ણું)** (વિ.) '૯૭' નો આંકડો

**સત્તાત્મક** (વિ.) સત્તાવાળું, સત્તા સંબંધી

**સત્તાધારી** (વિ.) સત્તાવન

**સત્તાધિકારી,સત્તાધીશ** (વિ.) સત્તા અને અધિકારવાળું (૨) (પું.) અધિકારી, અમલદાર

**સત્તાપરસ્ત,સત્તાપૂજક** (વિ.) સત્તાને વરેલું કે પૂજનારું

**સત્તાબળ** (ન.) અધિકારનું બળ (૨) બળ, શકિત

**સત્તાભિમુખ** (વિ.) સત્તા તરફ જોઈને ચાલનારું, સત્તા તરફનું

**સત્તામારી** (સ્ત્રી.) સત્તા મેળવવા માટે પડાપડી કે મારામારી કરવી તે

**સત્તારુરુક્ષુ** (વિ.) સત્તાના સ્થાન પર આરૂઢ થવાની ઈચ્છાવાળું, સત્તા ચાહતું

**સત્તારૂઢ** (વિ.) સત્તાસ્થાન પર આવેલું

**સત્તાલોભ** (પું.) અધિકાર કે સત્તા મેળવવાની સંકુચિત કે સ્વાર્થી વૃત્તિ

**સત્તાલોભી** (વિ.) સત્તાલોબ રાખનારું (૨) લાલચુ

**સત્તાવતરણ** (ન.) ઉપરની સત્તા નીચેના અધિકારીને આપવી કે સોંપવી તે, 'ડિવૉલ્યુશન'

**સત્તાવન** (વિ.) '૫૭' નો આંકડો

**સત્તાવાચક** (વિ.) અસ્તિત્વ જણાવનારું (વ્યા.)

**સત્તાવાદ** (પું.) સત્તાની કલ્યાણકારિતામાં માન્યતા

**સત્તાવાદી** (વિ.પું.) સત્તાવાદમાં માનનાર

**સત્તાવાન** (વિ.) સત્તાવાળું

**સત્તાવાર** (વિ.) સત્તાયુકત, પ્રમાણભૂત, 'ઑથેન્ટિક'

**સત્તાવાહી** (વિ.) સત્તાવાળું, સત્તા સૂચવતું, સત્તાની અસર પહોંચાડે એવું

**સત્તાવિમુખ** (વિ.) સત્તાથી દૂર થયેલું

**સત્તાવીસ** (વિ.) '૨૭' નો આંકડો

**સત્તાસ્થાન** (ન.) સત્તાનું કે સત્તાવાળું સ્થાન, પદ કે હોદ્દો

**સત્તાંધ** (વિ.) સત્તાના મદથી આંધળું

**સત્તુ** (પું.) સકતુ, સાથવો (ખાદ્ય)

**સત્તો** (પું.) સાતના આંકવાળું પત્તું કે પાસો

**સત્ત્વ** (ન.) અસ્તિત્વ, સત્તા, હયાતી (૨) અંતઃકરણ (૩) સાર, તત્ત્વ (૪) સદ્‌ગુણ (૫) બળ, પરાક્રમ (૬) પ્રાણી (૭) બુદ્ધિ

**સત્ત્વગુણ** (પું.) પ્રકૃતિના ત્રણ ગુણમાંનો ઉત્તમ ગુણ

**સત્ત્વગુણી** (વિ.) સત્ત્વગુણવાળું, સાત્ત્વિક

**સત્ત્વશુદ્ધિ,સત્ત્વસંશુદ્ધિ** (સ્ત્રી.) અંતઃકરણની શુદ્ધિ

**સત્ત્વસ્થ** (વિ.) સત્ત્વ ગુણવાળું, સાત્ત્વિક (૨) શાંત અને શુભ ગુણવાળું (૩) મન પર પૂરો કાબૂ ધરાવનાર

**સત્ત્વહાનિ** (સ્ત્રી.) સત્ત્વની હાનિ કે નાશ કે નુકસાન

**સત્ત્વહીન** (વિ.) બળ કે તત્ત્વ વગરનું

**સત્ત્વોત્કર્ષ** (પું.) સત્ત્વ ગુણનો ઉત્કર્ષ-તે વધવો તે

**સત્પથ** (પું.) સન્માર્ગ (૨) સત્ય અને પ્રામાણિકતાનો માર્ગ

**સત્યપથગામી** (વિ.) સન્માર્ગે જનારું

**સત્પાત્ર** (વિ.) બરાબર યોગ્યતાવાળું

**સત્પુત્ર** (પું.) સુપુત્ર, સદ્‌ગુણી દીકરો

**સત્પુરુષ** (પું.) સારો પુરુષ, સજ્જન

**સત્પ્રતિપક્ષ** (પું.) એક હેત્વાભાસ, પોતે જે સાધ્ય સિદ્ધ કરે છે તેનો જ અભાવ સિદ્ધ કરનાર બીજો સબળ વિરોધી હેતુ જેને હોય તે હેતુ (વ્યા.)

**સત્પ્રવૃત્તિ** (સ્ત્રી.) સન્માર્ગ તરફની પ્રવૃત્તિ, સારાં કાર્ય કે સત્કર્મ કરવાં તે

**સત્ય** (વિ.) સાચું, વાસ્તવિક, ખરું (૨) (ન.) ખરાપણું, તથ્ય, સાચીવાત (૩) યથાર્થ, વાજબી, યોગ્ય (૪) (પું.) ચાર યુગમાંનો પહેલો યુગ, કૃતયુગ

**સત્યકર્મા** (વિ.) સાચું કામ કરનાર

**સત્યકામ** (વિ.) સત્ય આચરવાની કામનાવાળું, સત્યપ્રેમી

**સત્યદર્શન** (ન.) પરમ સત્યનો ખ્યાલ, બ્રહ્મજ્ઞાન

**સત્યદર્શી** (વિ.) સત્ય જાણનારું

**સત્યનિષ્ઠ** (વિ.) સત્યને વળગી રહેનારું, સત્ય-પરાયણ

**સત્યનિષ્ઠા** (સ્ત્રી.) સત્ય જ પરમ છે એવી શ્રાદ્ધા કે ભકિત-અચળ વિશ્વાસ, સત્યપરાયણતા

**સત્યપરક,સત્યપરાયણ** (વિ.) સત્યને જ વળગી રહેનારું

**સત્યપૂત** (વિ.) સત્યની દૃષ્ટિએ બરોબર ચકાસેલું, સત્ય વડે પવિત્ર થયેલું, સાચું, સત્યનિષ્ઠ

**સત્યપ્રતિજ્ઞ** (વિ.) સત્ય પ્રતિજ્ઞાવાળું, બોલ્યું પાળનારું, એકવચની

**સત્યપ્રિય,સત્યપ્રિયતા** (વિ.સ્ત્રી.) જેને સત્ય પ્રિય છે તેવું

**સત્યભકત** (પું.) સત્યનો ભકત કે પૂજારી (૨) (વિ.) સત્યનો આશરો કરી રહેલું, સત્યને વળગી રહેલું

**સત્યભકિત** (સ્ત્રી.) સત્યનો પ્રબળ આશ્રાય, સત્ય માટે ભકિતભાવ

**સત્યભામા** (સ્ત્રી.) સત્રાજિત રાજાની પુત્રી અને શ્રી કૃષ્ણની પટરાણીઓમાંની એક

**સત્યભામિતા** (સ્ત્રી.) સત્ય બોલવું તે, સાચાબોલાપણું

**સત્યભાષી** (વિ.) સાચાબોલું, સત્યવકતા

**સત્યમય** (વિ.) સત્યથી ભરપૂર, સત્યપરાયણ

**સત્યમૂલક** (વિ.) સત્યમાં જેનું મૂળ છે એવું, સત્યનિષ્ઠ

**સત્યયુગ** (પું.) ચાર યુગમાંનો પ્રથમ-સતજુગ

**સત્યયુગીન** (વિ.) સતયુગનું કે તેને અંગેનું

**સત્યલોક** (પું.) સાત લોકમાંનો સૌથી ઉપલો લોક

**સત્યવકતા** (પું.) સત્ય બોલનાર, સત્યભાષી

**સત્યવતી** (સ્ત્રી.) મત્સ્યગંધા-ભીષ્મની સાવકી માતા

**સત્યવાદિતા** (સ્ત્રી.) સત્યવાદીપણું

**સત્યવાદી** (વિ.) સત્ય બોલનાર

**સત્યવાન** (પું.) સાવિત્રીનો પતિ (૨) (વિ.) સત્યવાળું, સાચું

**સત્યવ્રત** (વિ.) સત્ય બોલવાના વ્રતવાળું, સત્યનિષ્ઠ (૨) (પું) ભીષ્મ

**સત્યસંકલ્પ** (વિ.) જેનો સંકલ્પ સાચો છે-જેનો સંકલ્પ તરત સિદ્ધ થાય છે એવું

**સત્યસંધ** (વિ.) જેની પ્રતિજ્ઞા સાચી છે એવું, વચન પાળનાર, એકવચની

**સત્યાગ્રહ** (પું.) સત્યપાલનનો આગ્રહ (૨) તે દ્વારા લડાતું અહિંસક યુદ્ધ (૩) તે અર્થે કરેલો સવિનય કાનૂનભંગ (૪) સવિનયભંગની લડત

**સત્યાગ્રહછાવણી** (સ્ત્રી.) સત્યાગ્રહ અર્થેની કે સત્યાગ્રહના સૈનિકોની છાવણી

**સત્યાગ્રહાશ્રમ** (પું.ન.) ગાંધીજીએ સ્થાપેલો આશ્રમ

**સત્યાગ્રહી** (વિ.) સત્યાગ્રહ અંગેનું (૨) સત્યાગ્રહ કરનારું (૩) (પું.) સત્યાગ્રહ કરનાર

**સત્યાચરણ** (ન.) સત્ય આચરવું તે, સત્યાચાર

**સત્યાચરણી** (વિ.) સત્યાચારી, સત્યને આશ્રાયે આચરણ કરનારું

**સત્યાચાર** (વિ.) સત્ય આચરનારું

**સત્યાનાશ** (ન.) નખ્ખોદ, પાયમાલી, ખેદાનમેદાન થઈ જવું એ

**સત્યાભાસી** (વિ.) સત્યના માત્ર આભાસવાળું

**સત્યાર્થ** (પું.) સાચો અર્થ (૨) સાચી હકીકત

**સત્યાર્થપ્રકાશ** (પું.) સ્વામી દયાનંદકૃત આર્યસમાજનો (તે નામનો) મૂળ ગ્રંથ

**સત્યાર્થી** (વિ.) સત્ય ચાહનારું, સત્યપરાયણ

**સત્યાશી(-સી)** (વિ.) '૮૭'નો આંકડો

**સત્યાંશ** (પું.) સત્યનો અંશ, થોડું પણ સાચું

**સત્યોપચાર** (પું.) સાચો ઉપચાર-ઉપાય, સાચી સારવાર

**સત્યોપદેશ** (પું.) સાચો નીતિમય બોધ (૨) સત્ય વિશેનો બોધ

**સત્યોપલબ્ધિ** (સ્ત્રી.) સત્ય પ્રાપ્તિ થવું તે, સત્યજ્ઞાન

**સત્યોપાસક** (વિ.) સત્યનું ઉપાસક, સત્યાર્થી

**સત્યોપાસના** (સ્ત્રી.) સત્યની ઉપાસના

**સત્ર** (ન.) યજ્ઞ શરૂ થઈ પૂરો થાય ત્યાં સુધીનો (૧૩ થી ૧૦૦ દિવસનો) **સમય** (૨) યજ્ઞ (૩) લાંબી રજાઓ વચ્ચેનો શાળાના અભ્યાસનો સમયગાળો, 'ટર્' (૪) સદાવ્રત

**સત્રપ** (પું.) સૂબો, હાકેમ

**સત્રાંત** (વિ.) સત્રને અંતે આવતું કે બનતું (૨) (પું.) સત્રનો અંત

**સત્વર** (વિ.) ત્વરાયુકત (૨) (અ.) જલદી, ઝડપથી

**સત્સમાગમ** (પું.) સત્સંગ, સાધુસંત કે સજ્જનનો સમાગમ

**સત્સંગ** (પું.) સંત કે સજ્જનની સોબત ચપરસ્પર કરવાં તે

**સત્સંગત,સત્સંગતિ** (સ્ત્રી.) સંત પુરુષોની સોબત (૨) ધર્મવાર્તા વગેરે

**સત્સંગી** (વિ.) સત્સંગ કરનારું (૨) (પું.) સત્સંગ કરનારો

**સથરપ(-વ)થર** (અ.) અવ્યવસ્થિત, વીખરાયેલું, વેરવિખેર, અસ્તવ્યસ્ત

**સથવારો** (પું.) સાથ, સંગાથ (પ્રવાસમાં કે ગામતરે જતાં)

**સદડું** (વિ.) પ્રવાહી અને જાડું-ઘટ્ટ, સદળું

**સદન** (ન.) ઘર, રહેઠાણ, મકાન, વાસ, ભવન

**સદમો** (પું.) આઘાત, દુઃખ (૨) શોક, પશ્ચાત્તાપ

**સદય** (વિ.) દયાયુકત, દયાવાળું, દયાળુ

**સદર** (વિ.) મુખ્ય, વડું, શ્રોષ્ઠ (૨) સદરહુ, તેનું તે, એ જ (૩) કુલ (સત્તા, પરવાનગી) (૪) (ન.) મોટી કચેરીવાળું કે હાકેમ રહેતો હોય તે સ્થળ (૫) (પું.) પ્રમુખ, સભાપતિ (૬) અંદાજપત્રમાં નાણાકીય જોગવાઈ બતાવતું મથાળું

**સદર-અદાલત** (સ્ત્રી.) વડી અદાલત, હાઈકોર્ટ

**સદરઅમીન** (પું.) મુખ્ય ન્યાયાધીશની નીચેનો અમલદાર

**સદર-પરવાનગી** (સ્ત્રી.) જેમ ફાવે તેમ કરવાની કુલમુખત્યારી

**સદરબજાર** (સ્ત્રી.ન.) મુખ્ય બજાર

**સદરમુકામ** (પું.) મુખ્ય કે મૂળ મુકામની જગ્યા, 'હેડ-કવાટર્સ'

**સદરહુ** (વિ.) આગળ જણાવેલું, પૂર્વોકત, સદર, એજન

**સદરો** (પું.) ટૂંકી બાંયનું ખૂલતું એક નાનું પહેરણ

**સદર્થ** (પું.) સારો કે સાચો અર્થ-હેતુ કે વસ્તુ (૨) (વિ.) સારા અર્થવાળું (૩) શુભ પ્રયોજનવાળું

**સદર્થે** (અ.) સારા માટે

**સદવું** (ક્રિ.) માફક આવવું, અનુકૂળ આવવું, ફાવતું થવું

**સદસદવિવેક** (પું.) સારાનરસાનો ભેદ પામવો તે કે તેની શકિત, સારાસાર બુદ્ધિ, ખરુંખોટું પારખવાની શકિત

**સદસ્ય** (પું.) સભાસદ, સભ્ય, 'મૅમ્બર'

**સદસ્યા** (સ્ત્રી.) સ્ત્રીસભાસદ

**સદળ** (વિ.) દળવાળું, જાડું (૨) ભારે, વજનદાર

**સદંતર** (અ.) સદાને માટે (૨) પૂર્ણતા, સર્વથા (૩) તદ્દન, સાવ, બિલકુલ

**સદંશ** (પું.) સત્યાંશ, સત્યનો અંશ

**સદા,સદાકાળ** (અ.) હંમેશાં, સદાને માટે

**સદાગ્રહ** (પું.) સાચો કે સારી બાબતનો આગ્રહ, સત્યાગ્રહ

**સદાચરણ** (ન.) સારું આચરણ, સદ્વર્તન

**સદાચરણી** (વિ.) સારા આચરણવાળું, સદાચારી

**સદાચાર** (પું.) સારો આચાર, સદાચરણ, શિષ્ટ પુરુષોનો આચાર

**સદાચારી** (વિ.) સારો આચાર પાળનાર

**સદાત્મ,સદાત્મા** (પું.) સજ્જન કે સાધુ પુરુષ
**સદાનંદ** (વિ.) સદા આનંદમાં રહેનારું (૨) (પું.) પરમાત્મા (૩) સંગીતનો એક અલંકાર
**સદાબહાર** (વિ.) સદા લીલું રહેતું, હંમેશાં પ્રફુલ્લિત રહેતું, 'એવરગ્રીન'
**સદાવ્રત** (ન.) દીન-ભૂખ્યાંને રોજ અન્ન આપવાનું વ્રત (૨) જ્યાં તેમ રોજ અન્ન અપાય છે તે સ્થળ, અન્નક્ષેત્ર
**સદાશિવ** (વિ.) હંમેશાં કલ્યાણકારી (૨) (પું.) મહાદેવ
**સદાસર્વદા** (અ.) હંમેશાં, સતત, નિત્ય, નિરંતર
**સદાસુ(-સો)હાગણ** (સ્ત્રી.) અખંડ સૌભાગ્યવતી સ્ત્રી
**સદાહયાત** (વિ.) સદા હયાત રહે કે હોય એવું, કાયમી
**સદિચ્છા** (સ્ત્રી.) સારી કે સાચી ઇચ્છા. શુભેચ્છા
**સદી** (સ્ત્રી.) સૈકો, શતક
**સદુપયોગ** (પું.) સારો ઉપયોગ
**સદશ** (વિ.) સમાન, સરખું, તુલ્ય, જેવું
**સદશીકરણ** (ન.) સદશ કરવું તે, -ના તુલ્ય કરવાની ક્રિયા
**સદેહ** (વિ.) દેહ સહિત, હાજર, પ્રત્યક્ષ
**સદેહે** (અ.) દેહ સાથે (પરલોક જવું), પ્રત્યક્ષ
**સદૈવ** (અ) હંમેશાં, સદા, નિત્ય, નિરંતર
**સદોદિત** (વિ.) નિત્ય પ્રકાશમય, નાશરહિત (૨) (અ.) સદા, સર્વદા, હંમેશાં, કાયમ
**સદોષ** (વિ.) દોષવાળું, ખામીવાળું (૨) ગુનેગાર, અપરાધી
**સદ્ગતિ** (સ્ત્રી.) સારી ગતિ, ઉત્તમ લોકની પ્રાપ્તિ(૨) મોક્ષ, મુક્તિ
**સદ્ગત** (વિ.) સારી ગતિ પામેલું, મૃત, સ્વર્ગસ્થ (૨) પરલોકવાસી, મરહૂમ
**સદ્ગુણ** (પું.) સારો ગુણ, સારું લક્ષણ
**સદ્ગુણી** (વિ.) સદ્ગુણવાળું, સુલક્ષણું
**સદ્ગુરુ** (પું.) સારા-સાચા ગુરુ
**સદ્ગૃહસ્થ** (પું.) પ્રતિષ્ઠિત માણસ (૨) સજ્જન
**સદ્ગૃહસ્થાઈ** (સ્ત્રી.) સજ્જનતા
**સદ્ગ્રંથ** (પું.) સારો ગ્રંથ
**સદ્ધર્મ** (વિ.) સાચો કે શ્રેષ્ઠ ધર્મ (૨) બૌદ્ધ ધર્મ
**સદ્બુદ્ધિ** (સ્ત્રી.) સારી બુદ્ધિ, સન્મતિ
**સદ્ભાગણ,સાગિની** (વિ.સ્ત્રી.) ભાગ્યશાળી સ્ત્રી
**સદ્ભાગી** (વિ.) ભાગ્યશાળી, સુભાગી, નસીબદાર
**સદ્ભાગ્ય** (ન.) સારું ભાગ્ય, સુભાગ્ય, સારું નસીબ
**સદ્ભાવ** (પું.) હોવાપણાનો કે સારાપણાનો ભાવ (૨) બીજા પર ભાવ કે સ્નેહની લાગણી (૩) સારો ભાવ, સાચા સ્નેહની લાગણી
**સદ્ભાવના** (સ્ત્રી.) સારી ભાવના
**સદ્ભાવી** (વિ.) સદ્ભાવવાળું
**સદ્મ** (ન.) ઘર, મંદિર, વાસ, મકાન
**સદ્ય** (અ.) તરત જ, જલદી
**સદ્યઃસ્થિતિ** (સ્ત્રી.) પ્રવર્તમાન પરિસ્થિતિ
**સદ્યોગ્રાહ્ય** (વિ.) તરત ગ્રહણ થઈ શકે એવું
**સદ્યોવધૂ** (સ્ત્રી.) લગ્નની ઉંમરે પરણી લેનારી સ્ત્રી
**સદવર્તન** (ન.) સારું વર્તન, સદાચરણ
**સદ્વાચન** (ન.) સારું-સદ્ગ્રંથનું વાચન
**સદ્વાસના** (સ્ત્રી.) સારી વાસના-ભાવના (૨) જન્મમાં ઊતરી આવેલો પૂર્વભવનો ઊંચો ભાવ
**સદ્વિચાર** (પું.) સારો ઉમદા ખ્યાલ કે ભાવના
**સદ્વિદ્યા** (સ્ત્રી.) મોક્ષ કરનારી પવિત્ર વિદ્યા
**સદ્વૃત્તિ** (સ્ત્રી.) સારી વૃત્તિ (૨) સદ્વર્તન
**સદ્વ્યહાર** (પું.) સારો વહેવાર-વર્તન
**સધન** (વિ.) ધનવાન, ધનિક, પૈસાદાર, દોલતમંદ
**સધર્મચારિણી,સધર્મિણી** (વિ.સ્ત્રી.) સહધર્મચારિણી, પત્ની
**સધર્મી** (વિ.) સમાન ધર્મવાળું, સહધર્મી, સમાન ગુણલક્ષણવાળું
**સધવા** (સ્ત્રી.) સૌભાગ્યવતી સ્ત્રી, સોહાગણ
**સધવું** (ક્રિ.) સધાવું, સિદ્ધ થવું, સીધવું
**સધિયારો** (પું.) ટેકો, આલંબન, સાથ, આધાર (૨) આશ્વાસન, દિલાસો (૩) ટેકો, હૂંફ
**સધુર** (વિ.) પત્નીવાળો (પતિ)
**સધ્ધર** (વિ.) શકિતમાન, સબળું (૨) પૈસાદાર, માલદાર, ધનિક
**સધ્ધરતા** (સ્ત્રી.) સધ્ધર હોવું તે
**સન** (સ્ત્રી.) શક, સંવત (ખ્રિસ્તી કે હિજરી)
**સને** (અ.) સન પ્રમાણે
**સનકારવું** (ક્રિ.) આંખનો ઈશારો કરવો
**સનકારો** (પું.) (આંખ વડે કરેલો) ઈશારો (૨) અખત્યારપત્ર
**સનગ્લાસ** (પું.) તાપ કે ગરમી અવરોધક કાચ
**સન(-નં)દ** (સ્ત્રી.) પરવાનગી, પરવાનો (૨) સરકારી સહીસિક્કાવાળો અધિકાર-પત્ર
**સનદી** (વિ.) સનદવાળું
**સનનન** (અ.) બાણ કે બંદૂકની ગોળી છૂટતાં થતો અવાજ હોય એમ
**સનમ** (સ્ત્રી.) માશૂક, પ્રિયા, પ્રેયસી, પ્રિયતમા
**સનમનવું** (ક્રિ.) સનમના (ઉદાસીનતા) થવી, દિલગીર થવું
**સનમના** (સ્ત્રી.) ઉદાસીનતા, દિલગીરી
**સનસનાટી** (સ્ત્રી.) આશ્ચર્ય કે હબકની સ્તબ્ધતાની વ્યાપક અસર, તરખાટ
**સનાતન** (વિ.) શાશ્વત, અવિનાશી (૨) પરાપૂર્વથી ચાલ્યું આવતું, સદાનું (૩) બ્રહ્માનો માનસપુત્ર
**સનાતનધર્મ** (પું.) પ્રાચીનકાળથી ચાલ્યો આવતો (હિંદુ) વેદધર્મ
**સનાતની** (વિ.પું.) સનાતન ધર્મનો અનુયાયી
**સનાથ** (વિ.) નાથ કે સ્વામીવાળું, ઓથવાળું
**સનાથા** (સ્ત્રી.) સધવા
**સનાન** (ન.) સગાંસંબંધીના મરણથી કરવાનું સ્નાન
**સનાનસૂતક** (ન.) સનાન (સ્નાન) તથા સૂતક (૨) (લા.) લેવાદેવા, સંબંધ
**સનાનિયું** (વિ.) સનાનની ખબર લાવનારું (૨) જેને સનાન આવતું હોય તે (૩) એવાને અડી અભડાયેલું
**સનેડો** (પું.) સ્નેહબંધન, હેડો, નેડો
**સનેપાત** (પું.) ત્રિદોષ. મુઝારો (૨) અજંપો, સતપત, બકવાટ
**સનેપાતિયું** (વિ.) સનેપાતવાળું, સતપતિયું (૨) (લા.) સરખું બેસી ન રહે તેવું, વલવલિયું (૩) તોફાની

**સનો** (પું.) ઈશારો (૨) મમત, જીદ
**સન્નાટો** (પું.) સપાટો, ઝપાટો (૨) સ્તબ્ધતા, ક્ષોભરૂપ શાંતિ
**સન્નારી** (સ્ત્રી.) સારી કે ભદ્ર સ્ત્રી, બાનુ, 'મૅડમ'
**સન્નિધિ** (સ્ત્રી.) સમીપતા (૨) (અ.) પાસે, નજીક
**સન્નિપાત** (પું.) સનેપાત, મુઝારો
**સન્નિષ્ઠા** (સ્ત્રી.) સારી નિષ્ઠા, સારી ભાવના (૨) સારી શ્રાદ્ધા કે લાગણી
**સન્મતિ** (સ્ત્રી.) સારી બુદ્ધિ, સદ્‌બુદ્ધિ
**સન્માતા** (સ્ત્રી.) સારી માતા
**સન્માન** (ન.) સત્કાર, બહુમાન (૨) પ્રતિષ્ઠા
**સન્માનકારી** (વિ.) સન્માન કરનારું
**સન્માનનીય** (વિ.) સન્માનને પાત્ર, આદરણીય
**સન્માનવું** (ક્રિ.) સન્માન કરવું, આદર કરવો
**સન્માનિત** (વિ.) સત્કારાયેલું, સન્માનેલું
**સન્માન્ય** (વિ.) સન્માનનીય, આદરણીય
**સન્માર્ગ** (પું.) સારો-નીતિનો માર્ગ
**સન્મિત્ર** (પું.) સારો મિત્ર, સુહૃદ, હિતૈષી, દોસ્ત
**સન્મુખ** (વિ.) સંમુખ, રૂબરૂ, સામે, પ્રત્યક્ષ, સમક્ષ
**સપક્ષ** (વિ.) પાંખવાળું (૨) જેની પાછળ પક્ષ હોય એવું (૩) એકસમાન પક્ષનું (૪) સમાન (૫) જેના ઉપર સાધ્યનો નિશ્ચય થયો છે તેવું (ઉદાહરણ) (ન્યાં.)
**સપક્ષી** (વિ.) સપક્ષનું, એકસમાન પક્ષનું
**સપડામણ,સપડામણી** (સ્ત્રી.) સપડાવાની ક્રિયા, ફસામણી, સપડાવું તે
**સપડાવું** (ક્રિ.) ફસાવું, પકડાવું
**સપત્નીક** (વિ.) પત્નીવાળો કે સજોડે (પુરુષ)
**સપનું** (ન,) સ્વપ્ન, સમણું, સોણલું, ઊંઘમાં ભાસતો દેખાવ
**સપરમું** (વિ.) શુભ પર્વનું, માંગલિક, ખુશાલીનું
**સપરિવાર** (વિ.અ.) પરિવાર સહિત, સકુટુંબ
**સપરેટ દૂધ** (ન.) મલાઈ કાઢી લીધેલું દૂધ
**સપાટ** (વું.) ખાડાટેકરા વિનાનું, એકસરખું, સમતલ, સમથળ (૨) તમામ, તળિયાઝાટક (૩) (સ્ત્રી.) એક પ્રકારના (એડી વગરના) જોડા, ખાસડી, મોજડી
**સપાટાબંધ** (અ.) તરત, તાબડતોબ, ખૂબ ઝડપથી, ઝપાટાબંધ
**સપાટિયું** (ન.) ખપાટિયું, વાંસ અથવા બરૂની ચીપ
**સપાટી** (સ્ત્રી.) કોઈ પણ વસ્તુનો છેક ઉપરનો સપાટ પથરાયેલો પૃષ્ઠભાગ કે તલપ્રદેશ
**સપાટો** (પું.) ઝપાટો, ઝડપ, ત્વરા (૨) તમાચો (૩) ચાબુકનો પ્રહાર (૪) ગપાટો
**સપાડું** (ન.) આભાર, પાડ, ઉપકાર (૨) (લા.) વગ, ભલામણ
**સપાસપ** (અ.) તરત, તાબડતોબ, ઝપાટાબંધ, ચપોચપ, જલદી
**સપિંડ** (વિ.પું.) એક જ લોહીનું, સાત પેઢી સુધીના પિતૃઓને પિંડ આપનાર, સંબંધી, સંગોત્ર, પિતરાઈ
**સપુષ્પ** (વિ.) પુષ્પવાળું, પુષ્પિત (૨) તે ગુણવાળી (વનસ્પતિ) 'ફૅનરોજેમ'
**સપૂચું** (વિ.) સમૂળગું, આખું, તમામ, તદ્દન, સાવ
**સપૂત** (પું.) કુટુંબની આબરૂ વધારે તેવો દીકરો (૨) સારો પુત્ર
**સપેર** (અ.) સારી રીતે, ઠીક, બરાબર
**સપ્ટેમ્બર** (પું.) ઈસવી સનનો નવમો માસ
**સપ્ત** (વિ.) સાત
**સપ્તક** (ન.) સાતનો સમૂહ
**સપ્તકોણ** (વિ.) સાત ખૂણાવાળું (૨) (પું.) સાત ખૂણાવાળી આકૃતિ (ગ.)
**સપ્ચજિહ્વન** (પું.) અગ્નિ (તેને સાત જીભ મનાય છે.)
**સપ્તદ્વીપ** (પું.બ.વ.) પૌરાણિક માન્યતા પ્રમાણે જંબુ, કુશ, પ્લક્ષ, શાલ્મલિ, ક્રૌંચ, શાક અને પુષ્કર એ પ્રમાણે પૃથ્વીના સાત દ્વીપ કે ખંડ
**સપ્તધાતુ** (સ્ત્રી.બ.વ.) આયુર્વેદ પ્રમાણે શરીરની સાત ધાતુઓ
**સપ્તધાન્ય** (ન,બ.વ.) પૂજા માટેનાં સાત ધાન્ય (ઘઉં, જવ, ચોખા, અડદ, મગ, તલસ કાંગ)
**સપ્તપદી** (સ્ત્રી.) વિવાહવિધિમાં વરકન્યાએ સાત પગલાં સાથે ફરવું તે વિધિ (૨) તે વખતે બોલવાનો મંત્ર
**સપ્તપર્ણ** (પું.) એક વૃક્ષ, સાતવણ
**સપ્તપાતાલ(-ળ)** (ન.બ.વ.) અતલ, વિતલ, સુતલ, રસાતલ, તલાતલ મહાતલ ને પાતાલ એ સાત
**સપ્તપુરી** (સ્ત્રી.બ.વ.) પવિત્ર મનાતી સાત પ્રાચીન પુરી-નગરીઓ (અયોધ્યા, મથુરા, હરદ્વાર, કાશી, ઉજ્જયિની કે અવંતિકા, દ્વારિકા, કાંચી)
**સપ્તભુવન** (ન.બ.વ.) સપ્તલોક-ભૂ, ભૂવર્, સ્વર્, મહર્, તપ, જન, સત્ય એ સાત લોક
**સપ્તમ** (વિ.) સાતમું
**સપ્તમાંશ** (પું.) સાતમો ભાગ કે હિસ્સો
**સપ્તમી** (વિ.સ્ત્રી.) નામ-સર્વનામ-વિશેષણોની સાતમી વિભકિત (૨) સાતમી તિથિ
**સપ્તમીતત્પુરુષ** (પું.) જેનું પૂર્વપદ સાતમી વિભકિતના અર્થનું હોય તેવો તત્પુરુષ સમાસનો ભેદ : 'શાસ્ત્ર-નિષ્ણાત', 'અભ્યાસ-રત' વગેરે (વ્યા.)
**સપ્તર્ષિ** (પું.બ.વ.) મરીચિ, અત્રિ, અંગિરસ, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ અને વસિષ્ઠ - એ સાત ઋષિઓ (૨) આકાશના સમુક સાત તારાઓનું જૂથ (વિશ્વામિત્ર, જનદગ્નિ, ભારદ્વાજ, ગૌતમ, અત્રિ, વશિષ્ઠ અને કશ્યપ)
**સપ્તલોક** (પું.બ.વ.) ભૂ, ભુવર્, સ્વર્, મહર, તપ, જન,સત્ય - એ સાત લોક
**સપ્તશતી** (સ્ત્રી.) સાતસો શ્લોકનો સમૂહ. જેમ કે, ચંડીપાઠ
**સપ્તસૂર,સપ્તસ્વર** (પું.બ.વ.) ષડ્‌જ, ?ષભ, ગાંધાર, મધ્યમ, પંચમ, ધૈવત અને નિષાદ એમ સંગીતના સાત સૂર (સા.રે.ગ.મ.પ.ધ.નિ.)
**સપ્તાચલ-સપ્તાદ્રિ** (પું.બ.વ.) સાત પ્રાચીન પર્વતોનો સમૂહ (મહેન્દ્ર, મલય, સહ્ય, શુકિતમાન, ગંધમાદન, વિંધ્ય, પારિયાત્ર)
**સપ્તાહ** (ન.) અઠવાડિયું (૨) (સ્ત્રી.) સાત દિવસ ચાલતું (ભાગવતનું) પારાયણ કે તેની કથા
**સપ્રત્યય** (વિ.) પ્રત્યયવાળું (૨) વિશ્વાસવાળું
**સપ્રમાણ** (વિ.) સાધાર, સાબિતીવાળું (૨) યોગ્ય પ્રમાણવાળું, માપસર (૩) સયુકિતક (૪) (અ.) પ્રમાણ ટાંકીને
**સપ્રયોગ** (વિ.) પ્રયોગસહિત (૨) પ્રયોગસિદ્ધ (૩) ક્રિયાત્મક, પ્રાયોગિક
**સપ્રયોજન** (વિ.) પ્રયોજનવાળું, હેતુપુરઃસર, સહેતુક
**સપ્રાણ** (વિ.) પ્રાણવાળું, જીવતું, જીવિત, હયાત

**સપ્રેમ** (અ.) પ્રેમ-સહિત, પ્રેમપૂર્વક
**સફર** (પું.) હિજરી સનનો બીજો માસ (૨) (સ્ત્રી.) પ્રવાસ, મુસાફરી (૩) વહાણની મુસાફરી
**સફરજન** (ન.) એક ફળ
**સફરનામું** (ન.) પ્રવાસના વર્ણનનું પુસ્તક, પ્રવાસગ્રંથ
**સફલ(-ળ)** (વિ.) ફળવાળું (૨) જેનો હેતુ પાર પડ્યો છે તેવું, સિદ્ધ, સાર્થક
**સફા** (વિ.) સાફ, સ્વચ્છ (૨) ખલાસ, પૂરું, કાંઈપણ બાકી ન હોય તેવું
**સફાઈ** (સ્ત્રી.) સાફસૂફી, સ્વચ્છતા (૨) નિર્દોષતા, નિષ્કપટતા (૩) (લા.) (ખોટી) લડાઈ (૪) ટાપટીપ કે નિર્દોષતાનો દેખાવ
**સફાઈકામ** (ન,) સાફસૂફી કે સ્વચ્છતાનું કામ
**સફાઈકામદાર** (પું.) સફાઈકામ કરનાર
**સફાઈદાર** (વિ.) સાફ, સ્વચ્છ (૨) (લા.) સફાઈવાળું
**સફાચટ** (અ.) તદ્દન સફા-ખલાસ
**સફારીપાર્ક** (પું.) ઉપવન, અભયારણ્ય
**સફાળું** (વિ.) ફાળ પડી જાય એવું, બેબાકળું (૨) ઓચિંતું
**સફેતો** (પું.) કોલસો, કોયલો (૨) તૈલી બનાવટનો ધોળો રંગ, સફેદો
**સફેદ** (વિ.) ધોળું, શ્વેત, ધવલ
**સફો** (પું.) પૃષ્ઠ, પાનું, બાજુ
**સબ** (વિ.) સર્વ, બધું (૨) નામ પૂર્વે 'ઉપ' કે 'પેટા' એવો ભાવ બતાવતો ઉપસર્ગ. જેમ કે, સબજજ, સબજેલ
**સબક** (પું.) પાઠ, ધડો
**સબજી** (સ્ત્રી.) ભાંગ (૨) શાકભાજી, ભાજીપાલો, તરકારી (૩) લીલી વનસ્પતિ
**સબજીમંડી** (સ્ત્રી.) શાકબજાર
**સબડકો** (પું.) પ્રવાહી પદાર્થ ચૂસતાં થતો અવાજ
**સબડવું** (ક્રિ.) વાસી પડ્યું રહેવાથી બગડી જવું (૨) (લા.) રઝળવું, સડવું નકામું થઈ પડ્યું રહેવું
**સબનીસ** (પું.) હિસાબી દફતરદાર, 'એકાઉન્ટન્ટ'
**સબબ** (પું.) કારણ, હેતુ, પ્રયોજન (૨) (અ.) કારણ કે (૩) મુદ્દો
**સબમરીન** (સ્ત્રી.) પાણીની સપાટી નીચે ચાલતી બોટ-ડૂબક કિશ્તી
**સબ(-બૂ)ર** (સ્ત્રી.) ધીરજ, સહનશકિત, શાંતિ (૨) (અ.) '????', '??? જુઓ એવો ઉદ્‌ગાર
**સબ(-બૂ)રી** (સ્ત્રી.) ધૈર્ય, સહનશકિત
**સબરસ** (ન.) મીઠું, નિમક
**સબલ(-ળ,-ળું)** (વિ.) બળવાન (૨) દૃઢ, મજબૂત (૩) (લા.) અતિશય. ખૂબ
**સબસિડી** (સ્ત્રી.) સહાયકી (૨) ઉત્તેજનાર્થે કોઈ પણ ખર્ચવાળા કામને અપાતી રાહત માટેની રકમ
**સબાકો** (પું.) ચસકો, ઝપાટો, એકદમ આંચકો લાગવો તે (૨) સબડકો
**સબીજ** (વિ.) બીજવાળું, બીજમંત્ર સાથેનું (૨) સવિકલ્પ (સમાધિ)
**સબીલ** (સ્ત્રી.) મહોરમ પહેલાં દશ દિવસથી પવાતું ધર્માદાપાણી કે શરબત (૨) પરબ
**સબૂત** (પું.) સાબિતી, પુરાવો, પ્રમાણ (૨) દાખલો, દલીલ
**સબૂર** (સ્ત્રી.) ધીરજ, સહનશકિત (૨) (અ.) 'થોભો', 'રહો' એ અર્થનો ઉદ્‌ગાર
**સબૂરાઈ,સબૂરી** (સ્ત્રી.) ધીરજ, સહનશકિત, ખામોશી
**સબોડવું** (ક્રિ.) સોટીથી સબોસબ મારવું
**સભય** (વિ.) ભયયૂકત, ભયપૂર્વક, ભયભીત
**સભર** (વિ.) ભરપૂર, પૂરેપૂરું ભરેલું
**સભા** (સ્ત્રી.) મેળાવડો, પરિષદ (૨) સમાજ, મંડળી
**સભાક્ષોભ** (પું.) સભાને સંબોધતાં થતો ગભરાટ
**સભાગૃહ,સભાખંડ** (ન.પું.) સભા ભરવાનો ખંડ કે સ્થાન (૨) (લા.) સભામાં મળેલો સમુદાય, 'હાઉસ'
**સભાધ્યક્ષ,સભાપતિ** (પું.) સભાનો અધ્યક્ષ, પ્રમુખ, સદર સભાનું સંચાલન કરનાર
**સભાન** (વિ.) ભાનવાળું, સાવધ, જાગતું, જાગ્રત, સચેત
**સભા-મંડપ** (પું.) સભાનો મંડપ, સભા જે મંડપ નીચે ભરવામાં આવે તે સ્થળ
**સભારંજની** (વિ.) સભાને ખુશ કરનારું
**સભાસદ** (પું.) સભાનો સભ્ય, સદસ્ય, 'મેમ્બર'
**સભાસંચાલન** (ન.) સભાશાસન, સભાની કામગીરીની દેખરેખ અને વ્યવસ્થા કરવાનું કાર્ય
**સભીડાઈ** (સ્ત્રી.) આર્થિક ભીડ કે તંગી હોવી તે (૨) ગરીબાઈ
**સભ્ય** (ન.) વિવેકી, સંભવિત, શિષ્ટ (૨) (પું.) સભાસદ, સદસ્ય (૩) પંચ અગ્નિમાંનો અગ્નિ
**સભ્યતા** (સ્ત્રી.) સભ્યપણું, શિષ્ટતા (૨) સંસ્કૃતિ, સુધારો
**સભ્યપદ** (ન.) કોઈપણ સંસ્થા કે મંડળીના સભ્ય થવું તે, 'મેમ્બરશિપ'
**સભ્યા** (સ્ત્રી.) સ્ત્રીસભ્ય, મહિલા-સદસ્ય, સદસ્યા
**સમ** (પું.બ.વ.) સોગન, કસમ, સોગંદ, શપથ
**સમ** (વિ.) સરખું, સમાન (૨) બેકી સંખ્યાવાળું (૩) (પું.) તાલનું
**આરંભસ્થાન** (૪) સંગીતનો એક અલંકાર
**સમઅપૂર્ણાંક** (પું.) છેદથી નાના અંશનો અપૂર્ણાંક, 'પ્રૉપર ફ્રૅક્શન' (ગ.)
**સમકક્ષ(-ક્ષી)** (વિ.) સમાન કક્ષનું, સરખું, સમાન દરજ્જાનું
**સરકર્ણ** (પું.) આયત, ચતુષ્કોણ, 'રૅક્ટૅન્ગલ' (૨) (વિ.) કાટખૂણામાં બરાબર રચાયેલું (ગ.)
**સમકાલિક** (વિ.) એક સાથેનું, સમસામયિક, એક જ સમયનું
**સમકાલીન** (વિ.) એક જ કાળમાં સાથે વિદ્યમાન, સમકાલિક
**સમકિત** (ન.) સાચી તત્ત્વજિજ્ઞાસા (જૈન)
**સમકેન્દ્ર** (વિ.) સમાન કેન્દ્રવાળું
**સમકોણ(-ણિક)** (વિ.) સમાન કોણવાળી (આકૃતિ) (૨) બંને ભુજ સીધી લીટીમાં હોય તેવો ખૂણો
**સમક્ષ** (અ.) (-ની) પ્રત્યક્ષ, રૂબરૂ, નજર સામે
**સમક્ષેત્ર** (વિ.) સમાન ક્ષેત્રફળવાળું (૨) (ન.) સમાનદૃષ્ટિમર્યાદાની જેમ આડી સપાટી, 'હૉરિઝૉન્ટલ'
**સમક્ષિતિજ** (વિ.) ક્ષિતિજ સમાંતર, 'હૉરિઝૉન્ટલ'
**સમગ્ર** (વિ.) સમસ્ત, સઘળું, તમામ
**સમગ્રતયા** (વિ.) સમગ્રપણે, સંપૂર્ણપણે
**સમઘાત** (વિ.) સમાન ઘાતવાળું (પદી)
**સમચતુર્ભુજ** (પું.) ચારે સમાન બાજુવાળો ચતુર્ભુજ-ચતુષ્કોણ, 'રૉમ્બસ' (૨) (વિ.) જેના ચારે ખૂણા અને ચારે બાજુઓ સમાન હોય તેવું

**સમચ(-છ)રી** (સ્ત્રી.) દર વર્ષે આવતી મરણતિથિ, સંવત્સરી (૨) તે દિવસે કરાતી ક્રિયા

**સમચિત્ત** (વિ.) સર્વ પ્રત્યે કે સર્વ અવસ્થાઓમાં સમાન ચિત્તવાળું (૨) (ન.) ચિત્તની સમાનતા

**સમચોરસ** (વિ.પું.) ચારે બાજુ ને ખૂણા સરખા હોય તેવી આકૃતિ

**સમચ્છેદ** (પું.) અનેક અપૂર્ણાંકનો સમાન છેદ (૨) (વિ.) અપૂર્ણાંકના સરખા છેદવાળું, સમચ્છેદી (ગ.)

**સમચ્છેદી** (વિ.) અપૂર્ણાંકના સરખા છેદવાળું

**સમજ,સમજણ** (સ્ત્રી.) અક્કલ, જ્ઞાન, ડહાપણ (૨) પરસ્પર સમજી રાખેલી વાત, કરાર

**સમજણું** (વિ.) સમજે તેવું, સમજણવાળું (૨) (લા.) ઉંમરલાયક

**સમજદાર** (વિ.) સમજણું, બુદ્ધિશાળી (૨) (લા.) ઉંમરલાયક, પુખ્ત

**સમજદારી** (સ્ત્રી.) સમજ હોવી તે, સમજણાપણું

**સમજફેર** (સ્ત્રી.) બીજ સમજ, સમજવામાં ફરક કે ભૂલ

**સમજબુદ્ધિ** (સ્ત્રી.) સમજ અને અક્કલ કે બુદ્ધિ, સમજવાની બુદ્ધિ કે આકલનશકિત

**સમજવું** (ક્રિ.) જાણવું (૨) અર્થ ગ્રહણ કરવો (૩) ખરાખોટાની તુલના કરવી, વિચાર કરવો (૪) આગ્રહ છોડવો, માની જવું

**સમજશકિત** (સ્ત્રી.) સમજવાની શકિત, સમજબુદ્ધિ

**સમજાવટ** (સ્ત્રી.) સમજાવવું તે, સમજૂતી (૨) (લા.) પતાવટ સમજાવવું (ક્રિ.) સમજે તેમ કરવું (૨) મનાવવું, નરમ પાડવું, શાંત કરવું (૩) ફોસલાવવું, છેતરવું

**સમજુ** (વિ.) સમજણું, શાણું, ડાહ્યું, બુદ્ધિશાળી

**સમજૂત(-તી)** (સ્ત્રી.) સમજવું, માની લેવું તે (૨) સમજાવવું તે, ભ્રમ કે વિરોધ દૂર કરી સમાધાન કરાવવું તે (૩) શિખામણ, સલાહ (૪) ખુલાસો, વિવેચન

**સમડી(-ળી)** (સ્ત્રી.) એક પક્ષી (૨) એક ઝાડ

**સમડો,સમળો** (પું.) શમીવૃક્ષ (૨) કામણ-ટૂમણ કરનાર બાવો

**સમણું** (ન.) સ્વપ્નું, સોણલું (૨) ઊંઘમાં ભાસતો દેખાવ

**સમતલ** (વિ.) સરખી સપાટીનું, સપાટ (૨) (ન.) સરખી સપાટી, 'પ્લેઇન' (૩) સપાટ તળભૂમિ (૪) સમથળ

**સમતલત્રિકોણમિતિ** (સ્ત્રી.) ભૂમિતિનો એક પ્રકાર, 'સમતલ ટ્રિગૉનોમેટ્રી'

**સમતલભૂમિતિ** (સ્ત્રી.) ભૂમિતિનો એ નામનો એક પ્રકાર, 'જ્યોમેટ્રી'

**સમતા** (સ્ત્રી.) સમત્વ, સરખાપણું

**સમતુલા** (સ્ત્રી.) સમતોલપણું

**સમતુલિત** (વિ.) સમતોલ (૨) સરખા વજનનું (૩) સમાન, સરખું

**સમતોલ** (વિ.) સરખા વજનનું (૨) સરખું, સમાન (૩) (પું.ન.) બરાબર સરખું વજન

**સમતોલપણું** (ન.) સમતોલ હોવું તે, 'ઇક્વિલિબ્રિયમ'

**સમત્રિકોણ** (પું.) ત્રણ સરખી બાજુવાળો ત્રિકોણ

**સમત્વ** (ન.) સમતા, સરખાપણું

**સમત્વબુદ્ધિ** (સ્ત્રી.) સમતાવાળી બુદ્ધિ, રાગદ્વેષના અભાવવાળી સમજ

**સમદર્શિતા,સમદર્શિત્વ** (સ્ત્રી.ન.) સમદર્શીપણું (૨) નિષ્પક્ષપાતી વલણ

**સમદર્શી** (વિ.) સૌને સરખી નજરે જોનારું, સમત્વબુદ્ધિ, નિષ્પક્ષપાતી

**સમદુઃખ(-ખી)** (વિ.) સરખા દુઃખવાળું (૨) બીજાનું દુઃખ જોઈ તેટલું જટ દુઃખી થનારું

**સમદૃષ્ટિ** (વિ.) સમદર્શી (૨) (સ્ત્રી.) સમાનદૃષ્ટિ, નિષ્પક્ષપાત

**સમદ્વિભુજ** (વિ.) બે સરખી ભુજાવાળું, જેની બે બાજુ સરખી હોય એવું

**સમદ્વિભુજત્રિકોણ** (પું.) જેની બે બાજુ સરખી હોય એવો ત્રિકોણ

**સમધાત** (વિ.) સરખી પરિસ્થિતિનું

**સમધોરણ** (ન.) સરખું ધોરણ કે તે કરવું તે, 'મૉડરેશન' (૩) મધ્યમ પ્રકારનું

**સમનાભિક** (વિ.) એકસમાન નાભિવાળું, 'કૉન્ફોક્લ'

**સમન્વય** (પું.) એકસરખો વ્યવસ્થિત ક્રમ (૨) પરસ્પર સંબંધ કે મેળ (૩) તાત્પર્ય (૪) એકીકરણ, જોડાણ

**સમન્વિત** (વિ.) સમન્વય કરેલું, યુકત, સંબદ્ધ (૨) સામેલ કરેલું, સમાવી લીધેલું

**સમન્સ** (પું.) અદાલતમાં હાજર રહેવા માટે બોલાવાતો પત્ર

**સમપરિમાણ** (ન.) સરખું માપ (૨) (વિ.) સરખા માપનું

**સમપાણિ** (પું.) ગાયનના તાલના કાળની સાથે જ તાળી પાડવી તે

**સમપ્રમાણ** (વિ.) સરખા પ્રમાણવાળું, સરખા માપનું

**સમબાજુ(-જૂ)** (વિ.) સરખી બાજુઓવાળી (આકૃતિ), સમભુજ

**સમબુદ્ધિ** (વિ.) સર્વને સરખા સમજનારું (૨) (સ્ત્રી.) સમતાની બુદ્ધિ, સમત્વબુદ્ધિ

**સમભાગ** (પું.) સરખો ભાગ-હિસ્સો

**સમભાગિની** (વિ.સ્ત્રી.) સરખો ભાગ લેનાર સ્ત્રી (૨) સરખું ભાગ્ય ધરાવનારી સ્ત્રી

**સમભાગી** (વિ.) સરખો હિસ્સો ધરાવનારું, સરખું ભાગ્ય ધરાવનારું

**સમભારરેખા** (સ્ત્રી.) હવાનું દબાણ એકસરખું હોય તેવી કાલ્પનિક રેખા

**સમભાવ** (પું.) સમતાનો બુદ્ધિભાવ (૨) પોતીકાપણું (૩) સહાનુભૂતિ

**સમભાવી** (વિ.) સમભાવવાળું, સમભાવ રાખનારું, નિષ્પક્ષપાતી

**સમભુજ(-જીય)** (વિ.) સમબાજુ, સરખી બાજુઓવાળું (આકૃતિ)

**સમમાત્રિક,સમમાત્રી** (વિ.) સમાન માત્રાવાળું, માપમાં સરખું (૨) ઘાટીલું

**સમમિતિ** (સ્ત્રી.) સરેરાશ

**સમય** (પું.) વખત, કાળ (૨) મોસમ, ઋતુ (૩) લાગ, અવસર, સંજોગ, મોકો (૪) પ્રતિજ્ઞા, નિયમ, નિશ્ચય, (૫) સંકેત, વદાડ (૬) સિદ્ધાંત (૭) શાળામાં શિક્ષણ માટે નિયત કરેલો સમયવિભાગ-તાસ, 'પિરિયડ'

**સમયપત્રક** (ન.) સમયની ફાળવણીની નોંધ, 'ટાઇમ-ટેબલ'

**સમયપાલન** (વિ.) બરોબર સમય સાચવવો તે, વખતસર હોવું તે

**સમયમૂર્તિ** (વિ.) સમય કે જમાનાનો પ્રતિનિધિરૂપ મનુષ્ય, સમય કે જમાનાને સમજીને વર્તનાર માણસ

**સમયવિરોધી** (વિ.) જમાનાનાં બળોથી વિરુદ્ધ વર્તનાર

**સમયસૂચક** (વિ.) સમયસૂચકતાવાળું, સમય વર્તીને કામ કરનાર

**સમયસૂચકતા** (સ્ત્રી.) સમય કે સંજોગને યોગ્ય તત્કાળ કાર્ય કરવાની બુદ્ધિ

**સમયાનુકૂલ** (વિ.) સમયને અનુકૂળ, જેવો સમય તેવું, -તે પ્રમાણેનું, સમયાનુસારી

**સમાયાનુસાર** (અ.) સમયને અનુસરીને, સમય પ્રમાણે

**સમયાનુસારી** (વિ.) સમયને અનુસરીને વર્તનારું

**સમયોચિત** (વિ.) સમયને અનુકૂળ

**સમર** (પું.ન.) જંગ, યુદ્ધ (૨) ઉનાળો

**સમરણ** (ન.) સ્મરણ, સંસ્મરણ, સ્મૃતિ (૨) વારંવાર યાદ કરવું તે (૩) (પ્રભુનું) નામ જપવું તે

**સમરથ** (વિ.) સમર્થ, બળવાન, પ્રબળ

**સમરભૂમિ(-મી)** (સ્ત્રી.) રણક્ષેત્ર, યુદ્ધભૂમિ, સમરાંગણ

**સમરવું** (ક્રિ.) સ્મરણ કરવું, યાદ કરવું

**સમર-વૅકેશન** (ન.) ઉનાળાની રજાઓનો ગાળો

**સમરવેર** (પું.) ઉનાળું પોશાક કે પહેરવેશ

**સમરસ** (વિ.) એકસરખા રસવાળું (૨) એકાત્મ થયેલું

**સમરાંગણ** (ન.) રણક્ષેત્ર, યુદ્ધનું મેદાન

**સમરૂપ** (વિ.) સમાન રૂપવાળું (૨) 'સિમિલર' (૩) એકરૂપ, એકાત્મક

**સમરેખ** (વિ.) સમાન રેખા ઉપર આવેલું

**સમરેખા** (સ્ત્રી.) સુરેખા

**સમર્થ** (વિ.) બળવાન, શકિતમાન (૨) ધુરંધર (૩) સાર્મથ્યવાળું

**સમર્થક** (વિ.પું.) સમર્થન કરનાર, અનુમોદન આપનારું, ટેકો આપનાર

**સમર્થન** (ન.) દલીલોથી પુરવાર કરવું તે (૨) ટેકો, આધાર (૩) સાબિતી

**સમર્થિત** (વિ.) સમર્થન કરાયેલું, ટેકો અપાયેલું

**સમર્પક** (વિ.) સમર્પણ કરનાર, નિવેદિત કરનાર (૨) યોગ્ય, ઉચિત બરોબર, બંધબેસતું

**સમર્પણ** (ન.) અર્પણ કરવું તે, નિવેદિત કરવું તે

**સમર્પવું** (ક્રિ.) સમર્પણ કરવું, ભકિતભાવપૂર્વક ચરણમાં ધરી દેવું, નિવેદિત કરવું

**સમર્પિત** (વિ.) સમર્પણ કરેલું, સમર્પાયેલું, નિવેદિત કરેલું

**સમલક્ષી** (વિ.) એકસરખા લક્ષવાળું

**સમલંબ** (વિ.) સરખા લંબવાળું

**સમવયસ્ક,સમવયી** (વિ.) સરખી ઉંમરનું, સમોવડિયું, સમોવડું

**સમવસરણ** (ન.) (જૈન) આચાર્ય કે મહાન વ્યકિતની પધરામણી વેળા એકઠો થતો સમુદાય-પરિષદ

**સમવાય** (પું.) સમૂહ, સમુદાય (૨) કારણનું કાર્યમાં નિત્ય સંબંધે રહેવું તે, નિત્ય સંબંધ

**સમવાયતંત્ર** (ન.) અનેક સ્વાયત્ત સમૂહોનું એક રાજયતંત્ર, સમૂહતંત્ર, 'ફેડરેશન'

**સમવાયી** (વિ.) સમવાય-સંબંધવાળું (૨) સમવાયતંત્રને લગતું, 'ફેડરલ'

**સમવૃત્ત** (ન.) ચારે ચરણ સરખાં હોય તેવો છંદ (૨) મુખ્ય રેખાંશનું વૃત્ત (૩) (વિ.) સરખા છંદવાળું

**સમવેત** (વિ.) એકત્રિત, સંયુકત, સમવાયી, સાથે જોડાઈને રહેલું

**સમવેદી** (ન.) સમાન વેદનાવાળું, સહનુભૂતિવાળું, સરખી સમજવાળું

**સમશાન** (ન.) મસાણ, સ્મશાન

**સમશાનિયું** (વિ.) સ્મશાન જેવું-નિર્જન (૨) અમંગળ (૩) ડાઘુ તરીકે આવેલું

**સમશીતોષ્ણ** (વિ.) જ્યાં ઠંડી અને ગરમી સરખી હોય તેવો (પ્રદેશ) સમધાત હવામાન

**સમશ્લોકી** (વિ.) એકસરખા શ્લોકવાળું, મૂળ શ્લોક પ્રમાણે શ્લોકવાળું (ભાષાંતર), એકસરખા છંદમાં રહેલું

**સમષ્ટિ** (સ્ત્રી.) સમગ્રતા, સમુદાય, સમૂહ

**સમષ્ટિવાદ** (પું.) સમાજવાદ, 'સોશિયાલિઝમ;

**સમસમ** (અ.) જોરથી ફૂંકાતા પવનનો અવાજ હોય એમ

**સમસમવું** (ક્રિ.) સમસમ એવો અવાજ થવો (૨) ધૂંધવાઈ રહેવું, ધખધખવું

**સમસમાટ** (અ.) સમસમતું હોય તેમ (૨) (પું.) લાગણીથી સમસમવું તે

**સમસામયિક** (વિ.) સમકાલીન

**સમસ્ત** (વિ.) સઘળું, તમામ, બધું, ભેગું (૨) (ન.) સમગ્ર સમુદાય

**સમસ્યા** (સ્ત્રી.) પ્રશ્ન, કોયડો (૨) સાન, સંકેત (૩) ઉખાણું

**સમસ્યાપૂર્તિ** (સ્ત્રી.) સમસ્યાનો જવાબ આપવો કે અધૂરો ભાગ પૂરો કરી આપવો તે, તેવી રમત

**સમંજસ** (વિ.) ઉચિત, વાજબી (૨) હોશિયાર, સુજ્ઞ (૩) સ્પષ્ટ, સમજી શકાય તેવું

**સમાગમ** (પું.) મિલન, સંયોગ, મેળાપ (૨) સોબત, સંગત, સહવાસ (૩) સંભોગ

**સમાચાર** (પું.) ખબર (મોટે ભાગે બહુવચનમાં), વર્તમાન, હકીકત

**સમાચારપત્ર** (ન.) વર્તમાનપત્ર, અખબાર, છાપું, સામયિક

**સમાજ** (પું.) સમુદાય (૨) મંડળી, સભા (૩) એકધર્મ કે આચારવાળો જનસમુદાય (૪) વ્યવસ્થિત જનસમુદાય, જનતા

**સમાજજીવન** (ન.) સમાજમાં જીવવું તે, સામાજિક જીવન

**સમાજવાદ** (પું.) વ્યકિત કે વર્ગની નહિ પણ સમાજની સત્તાનો વાદ, 'સોશિયાલિઝમ', ઉચ્ચનીચના ભેદ ન હોય તેવો વાદ

**સમાજવાદી** (વિ.પું.) સમાજવાદમાં માનનાર

**સમાજવિદ્યા,સમાજશાસ્ત્ર** (સ્ત્રી.ન.) સમાજવ્યવસ્થા-વ્યવહારનું શાસ્ત્ર

**સમાજશાસ્ત્રી** (પું.) સમાજશાસ્ત્રનો વેત્તા-જાણનાર

**સમાજશાસ્ત્રીય** (વિ.) સમાજશાસ્ત્ર સંબંધી

**સમાજસુધારક,સમાજસેવક** (વિ.) સમાજના કુરિવાજો દૂર કરનાર (૨) સમાજની કે જનતાની સેવા કરનાર

**સમાજિક** (પું.) સમાજનો સભાસદ (૨) પ્રેક્ષક (૩) સામાજિક

**સમાણું** (વિ.) સમાન, સરખું (૨) (અ.) સાથોસાથ, -ની સુધીના માપનું. દા.ત. કેડ સમાણું પાણી

**સમાદર** (પું.) આદર, સંમાન (૨) માનપૂર્વક સ્વીકાર

**સમાદાન** (ન.) જૈનોનું નિત્યકર્મ (૨) ભેટ કે દાનનો સ્વીકાર

**સમાધાન** (ન.) વિરોધ, શંકા કે ગૂંચવણનો નિવેડો અને શાંતિ (૨) તૃપ્તિ, સંતોષ (૩) ધ્યાન, સમાધિ (૪) પતવું કે પતાવવું તે, સિદ્ધાંતનો તર્કસંગત નિર્ણય, નિકાલ, ફેંસલો (૫) કજિયાની પતાવટ (૬) નાટકમાં મુખ્ય બનાવ, જે અણધારી રીતે આખી વસ્તુને ઉત્પન્ન કરે છે.

**સમાધિ** (પું.સ્ત્રી.) એ નામનો એક અર્થાલંકાર (૨) જેમાં ધ્યાતા અને ધ્યાનનો ખ્યાલ લુપ્ત થઈ ધ્યેયનું સ્વરૂપ જ ચિત્તમાં રહે છે તેવું ઊંડું ધ્યાન (યોગ) (૩) સાધુ-સંન્યાસીનું મરણ (૪) સાધુસંતને દાટ્યા હોય તે જગ્યા પર કરેલી દેરી

**સમાધિસ્થ** (વિ.) સમાધિની કે ધ્યાનની દશામાં રહેલું

**સમાન** (વિ.) સરખું (૨) સજાતીય (૩) સપાટ, સમતલ (૪) (પું.) પાંચ પ્રાણવાયુઓમાંનો એક

**સમાન** (અ.) માન સાથે, આદરપૂર્વક

**સમાનકક્ષ** (વિ.) સમાન કક્ષનું, સમકક્ષ, સરખા દરજ્જાનું

**સમાનધર્મા(-મી)** (વિ.) સમાન ગુણધર્મવાળું

**સમાનભાવ** (પું.) સૌને સમાન ગણવા તે, સમતા

**સમાનભાષા** (સ્ત્રી.) ભિન્ન ભાષાઓવાળાના વ્યવહારમાં ચાલે એવી એક-સર્વધારણ ભાષા

**સમાનરૂપ** (વિ.) સમરૂપ, સરખું, જેવું

**સમાનવૃત્તિ** (સ્ત્રી.) સમબુદ્ધિ, સમભાવ

**સમાનાર્થ,સમાનાર્થક** (વિ.) સમાન અર્થવાળું

**સમાપક** (વિ.) સમાપન કરતું, છેવટનું

**સમાપત્તિ** (સ્ત્રી.) આવી મળવું-ભેગું થવું તે (૨) અકસ્માત, બની જવું તે (૩) યોગમાં ચિત્તની અમુક સમાધિની સ્થિતિ (૪) સમાપ્તિ, અંત, સમાપન

**સમાપન, સમાપના** (ન.સ્ત્રી.) સમાપવું-સમાપ્ત કરે પૂરું કરવું તે, સમાપ્તિ

**સમાપ્ત** (વિ.) પૂરું, પૂર્ણ, સંપૂર્ણ

**સમાપ્તિ** (સ્ત્રી.) પૂરું થવું કે કરવું તે (૨) છેવટ, અંત (૩) મરણ, અવસાન

**સમાયોજન** (ન.) યોગ્ય રીતે બંધબેસતું કરવું તે

**સમાર** (પું.) સમારવું તે, સમારકામ (૨) ચાસમાં બી નાંખી કે ઢાંકવા તેની ઉપર ફેરવવામાં આવતું લાંબું પાટિયું

**સમારકામ** (ન.) સમારવું-દુરસ્ત કરવું, મરામત

**સમારવું** (ક્રિ.) દુરસ્ત કરવું, સુધારવું (૨) કાપવું (શાક) (૩) ઓળી કરીને વ્યવસ્થિત કરવું (વાળ)

**સમારંભ** (પું.) ઠાઠમાઠથી કરેલો આરંભ (૨) ધામધૂમવાળો ઉત્સવ (૩) મેળાવડો

**સમારાધન** (ન.) પ્રસન્ન કરવું-રંજન કરવું તે (૨) પરિચર્યા, શુશ્રૂષા,

**સમારોપ,સમારોપણ** (પું.ન.) આરોપવું તે, સોંપવું એ, સોંપણી

**સમારોપિત** (વિં.) આરોપેલું, ચડાવેલું

**સમારોહ** (પું.) સમારંભ, મેળાવડો (૨) ધામધૂમવાળો ઉત્સવસ, મેળો

**સમાલવું** (ક્રિ.) સંભાળવું (૨) સાવધાની રાખવી

**સમાલોચક** (વિ.) અવલોકન કરનાર, સમીક્ષક, વિવેચક

**સમાલોચન,સમાલોચના** (ન.સ્ત્રી.) અવલોકન, સમીક્ષા, સમીક્ષણ (૨) વિચારણા

**સમાવ** (પું.) સમાવેશ, સમાવું કે સમાવવું તે, સમાસ

**સમાવર્તન** (ન.) વિદ્યાભ્યાસ પૂરો કરી બ્રહ્મચારીનું ઘેર પાછું આવવું તે

**સમાવિષ્ટ** (વિ.) સમાયેલું, સમાવેશ પામેલું, દાખલ કરવામાં આવેલું

**સમાવવું** (ક્રિ.) સમાવેશ કરવો, સમાવી લેવું

**સમાવું** (ક્રિ.) માવું, અંદર આવી જવું (૨) ચાલતા તંત્રમાં ગોઠવાવું-અનુકૂળ થઈને સ્થાન પામવું

**સમાવેશ** (પું.) સમાવું તે, સમાસ, દાખલ કરવા કે થવાની ક્રિયા

**સમાસ** (પું.) સમાવું તે, સમાવેશ (૨) બે વધારે શબ્દોના સંયોગથી બનેલો શબ્દ (૩) સંક્ષેપ (૪) બે કે વધુ મૂળ પદાર્થ અમુક પ્રમાણમાં મળીને (રસાયણમાં) એક સમાસ બને તે સંયોજન કે પદાર્થ, 'કૉમ્પાઉન્ડ'

**સમાસાત્મક** (વિ.) સમાસના રૂપમાં રહેલું, સામાસિક

**સમાસાત્મિક** (વિ.) સમાસરૂપ

**સમાહર્તા** (વિ.પું.) જિલ્લાનો વહીવટી વડો અધિકારી, 'કલેક્ટર'

**સમાહાર** (પું.) સંગ્રહ, સમૂહ, જથ્થો, સંચય (૨) સંક્ષેપ

**સમાહારદ્વંદ્વ** (પું.) સમાસનો એક પ્રકાર. ઉદા. યદ્વાતદ્વા, જાઆવ

**સમાહિત,સમાહિતા** (વિ.સ્ત્રી.) સ્વસ્થ, શાંત, સ્થિતપ્રજ્ઞ (૨) એકાગ્ર (૩) મૂકેલું, સ્થાપેલું

**સમાહૃત** (વિ.) ભેગું કરેલું (૨) સંક્ષિપ્ત

**સમાંતર** (વિ.) સમાન અંતરે આવેલું, સમાન અંતરવાળું, 'પૅરેલલ'

**સમાંતરચતુર્ભુજ,સમાતરચતુષ્કોણ** (પું.) જેની સામસામી બાજુઓ સરખા માપની અને સમાંતર આવેલ હોય તેવો આકાર, 'પૅરેલલોગ્રામ'

**સમિતિ** (સ્ત્રી.) મંડળી, (નાની) સભા, 'કમિટી' (૨) (જૈન) સમ્યગ આચાર, સંયમ (પાંચ સમિતિ ગણાવી છે-ઈર્યા, ભાષા, એષણા, આદાન, ઉત્સર્ગ)

**સમિત્પાણિ** (વિ.) હાથમાં સમિધવાળો (બ્રહ્મચારી-વિદ્યાર્થી)

**સમિધ,સમિધા** (ન.સ્ત્રી.) યજ્ઞોપયોગી લાકડું, (વૃક્ષની) ડાળીના નાના ટુકડા

**સમીકરણ** (ન.) સરખું કરવું તે (૨) ગણિતમાં બે બાજુ કે પદ સરખાં કરવાની પ્રક્રિયા, 'ઇક્વેશન'

**સમીક્ષક** (પું.) સમીક્ષા કરનાર, આલોચક, સમાલોચક

**સમીક્ષણ** (ન.) સમીક્ષા કરવી તે, આલોચના કરવી તે

**સમીક્ષા** (સ્ત્રી.) બારીકાઈથી જોવું કે તપાસવું તે (૨) આલોચના, સમાલોચના

**સમીપ** (વિ.) નજીક, નિકટ, પાસે

**સમીપવર્તી,સમીપસ્થ** (વિ.) નજીકનું, પાસે પડેલું

**સમીપે** (અ.) નજીક, સમીપમાં

**સમીર,સમીરણ** (પું.) પવન, વાયુ, અનિલ

**સમીસંધ્યા,સમીસાંજ** (સ્ત્રી.) સંધ્યાકાળ, સાંજલી વેળા

**સમુચિત** (વિ.) બરોબર ઉચિત, યોગ્ય, વાજબી

**સમુચ્ચય** (વિ.) સંગ્રહ, સમૂહ (૨) એક અલંકાર

**સમુત્ક્રમ** (પું.) વિકાસ, ઉત્ક્રમણ, 'ઇવોલ્યુશન'

**સમુત્ક્રાંતિ** (સ્ત્રી.) વિકાસ, ખિલવણી, સમુત્ક્રમ

**સમુત્થાન** (ન.) ઉત્થાન, જાગૃતિ (૨) ઉદય, ચડતી (૩) ઉદ્યોગ, પ્રવૃત્તિ (૪) રોગમુક્તિ, આરોગ્ય

**સમુદાય** (પું.) ટોળું, જથો, જનસમૂહ

**સમુદાર** (વિ.) બરોબર-સારી રીતે ઉદાર

સમુદ્ધરણ (ન.) ઉદ્ધાર થવો તે (૨) અવતરણ (લેખનમાં લેવાતું)

**સમુદ્ધાર** (પું.) પડતી પામેલાંને ચડતી દશામાં લાવવાની ક્રિયા (૨) પુનરૂદ્ધાર

**સમુદ્ર** (પું.) દરિયો, સાગર

**સમુદ્રકાંઠો,સમુદ્રકિનારો** (પું.) દરિયાનો કાંઠો, સાગરકાંઠો

**સમુદ્રતળ** (ન.) સમુદ્રનું તળિયું

**સમુદ્રપ્રબંધ** (પું.) એક ચિત્રકાવ્ય

**સમુદ્રફીણ,સમુદ્રફેણ** (ન.) એક જાતની માછલીનું ખૂબ હલકું હાડકું, દરિયાનું ફીણ, એક ઔષધિ

**સમુદ્રમંથન** (ન.) દાનવો અને દેવોએ અમૃત માટે કરેલું સમુદ્રનું મંથન

**સમુદ્રયાન** (ન.) વહાણ, જહાજ (૨) સમુદ્રયાત્રા

**સમુદ્રલતા** (સ્ત્રી.) સમુદ્રમાં થતી લતા, 'વીડ'

**સમુન્નત** (વિ.) સારી પેઠે ઉન્નત, ઊંચું

**સમુન્નતિ** (સ્ત્રી.) ઉન્નતિ, આબાદી, ઉત્કર્ષ, અભ્યુદય

**સમુલ્લાસ** (પું.) ઉલ્લાસ, આનંદ, પ્રસન્નતા, હર્ષ

**સમું** (વિ.) ઠીક, સરખું, બરોબર, દુરસ્ત, વ્યવસ્થિત (૨) સમાણું (૩) (અ.) સાથોસાથ, સહિત. ઉદા. ધડાકા સમું તે નીચે પડ્યું.

**સમુંનમું** (વિ.) સમું, સરખું, સુવ્યવસ્થિત

**સમુંસૂતરું** (વિ.) નિર્વિઘ્ન, તદ્દન સરળતાવાળું, સીધું

**સમૂલ(-ળ)** (વિ.) મૂળ સહિત

**સમૂલાગ્ર** (વિ.) મૂળ તથા ટોચ સાથે
**સમૂહ** (પું.) સમુદાય, ટોળું (૨) જથ્થો, સંગ્રહ (૩) રાશિ, ઢગલો
**સમૂહકાર્ય** (ન.) સમૂહનું એકત્રિત-એક બનીને થતું-સંગઠિત કાર્ય
**સમૂહતંત્ર** (ન.) સમવાયતંત્ર
**સમુહપ્રાર્થના** (સ્ત્રી.) સામુદાયિક પ્રાર્થના
**સમૂહભોજન** (ન) સૌ સાથે (નાનામોટા-ઊંચાનીચાના પંકિતભેદ વિના) જમવું તે
**સમૂહમાધ્યમ** (ન.) સંચાર કે વ્યવહાર વિનિમય માટે વપરાતાં સાધન. જેમ કે, રેડિયો, દૂરદર્શન, વર્તમાનપત્ર વગેરે
**સમૂહલગ્ન** (ન.) એકસાથે અનેક જોડાનું લગ્ન કરાવવું તે
**સમૂહવાચક** (વિ.) સમૂહ બતાવનારું
**સમૂહવાચન,સમૂહવાંચન** (ન.) સૌએ સાથે વાંચવું તે
**સમૂહશિક્ષણ** (ન.) સમૂહને-અનેકને એકસાથે શીખવવું તે
**સમૂહી** (પું.) એક છંદ (કા,શા.)
**સમૂળ** (વિ.) સમૂલ-મૂળસહિત
સમૂળ(-ળું),સમૂળગું (વિ.) સમૂળ, તમામ, પૂરેપૂરું
**સમૃદ્ધ** (વિ.) સમૃદ્ધિવાળું, સંપન્ન, આબાદ (૨) ધનવાન
**સમૃદ્ધિ** (વિ.) આબાદી, ઐશ્વર્ય, સંપત્તિ, જાહોજલાલી
**સમૃદ્ધિમાન** (વિ.) સમૃદ્ધિવાળું, સમૃદ્ધ
**સમે** (અ.) સમયે, પ્રસંગે
**સમેટવું** (ક્રિ.) આટોપવું, એકઠું કરવું
**સમેત** (વિ.) સંયુકત, સાથે હોય તેવું (૨) (અ.) સુધ્ધાં, સહિત
**સમેસમું** (વિ.) બરોબર સમું (૨) સીધેસીધું હોય તેવું, યથાર્થ
**સમૈયો** (પું.) સામૈયું (૨) અમુક એક ધર્મના માણસોનો મેળાવડો
**સમો** (પું.) વખત (૨) પ્રસંગ, અવસર
**સમોવડ,સમોવડિયું** (વિ.) સરખી ઉંમરનું, સરખું (૨) પ્રતિસ્પર્ધી, હરીફ
**સમોષ્ણરેખા** (સ્ત્રી.) ઉષ્ણતા સરખી હોય તે સ્થાનોને જોડતી (નકશાની) રેખા, 'લાઇન ઑફ આઈસથર્મ્સ'
**સમોસા** (પું.) શિંગોડાના આકારની (કચોરી જેવી) એક વાનગી
**સમ્યક** (વિ.) યોગ્ય (૨) (અ.) ઠીક, બરાબર
**સમ્યકત્વ** (ન.) ચોક્કસ પ્રકારની શ્રાદ્ધાવાળી વિવેક દૃષ્ટિ, સમકિત
**સમ્યગ્જ્ઞાન,સમ્યગ્દર્શન** (ન.) સમ્યક સાચું-સમુચિત જ્ઞાન
**સમ્યગદિષ્ટ** (સ્ત્રી.) યોગ્ય-સાચી દૃષ્ટિ, નિર્વિકાર દૃષ્ટિ (૨) શુદ્ધ સમજણ
**સમ્રાજ્ઞી** (સ્ત્રી.) મહારાણી, સમ્રાટની પત્ની-રાણી, સામ્રાજ્ઞી
**સમ્રાટ** (પું.) રાજાધિરાજ, શહેનશાહ, ચક્રવર્તી રાજા
**સયુકિતક** (વિ.) યુકિત કે પ્રમાણ સાથેનું, હેતુવાળું
**સર** (ન.) સરોવર
**સર** (સ્ત્રી.) ગળામાં પહેરવાની સેર-સાંકળી
**સર** (પું.) સાહેબ (હાઈસ્કૂલમાં શિક્ષકને માટે સંબોધન)
**સર** (વિ.) 'વડું' ના અર્થમાં શબ્દની આગળ (ઉદા. સરતાજ) (૨) (અ.) તાબે, અધીન, જિતાયેલું
**સર** (પું.) (ઘણુંખરું બ.વ.માં) પત્તાંની રમતમાં અમુકનું પ્રાધાન્ય તે, હુકમ
**સર** (પું.બ.વ.) (વ્યાજ ગણવામાં) મુદ્દલ અને મુદતના મહિનાનો ગુણકાર
**-સર** (અ.) 'પ્રમાણે, રૂએ એ અર્થમાં નામની કે વિશેષણની સાથે ઉદા. કાયદેસર, માફકસર) (૨) 'માટે', 'અર્થે' એ અથવા નામની સાથે. ઉદા. ધંધાસર (૩) નિરર્થક પૂર્વપદ તરીકે, ઉદા. સરસામાન
**સરઅવસરે** (અ.) વખતોવખત
**સરકણું** (વિ.) સરકી જાય-જવાય એવું (૨) (ન.) સરકણી જગ્યા
**સરકવું** (ક્રિ.) સરવું, લપસવું, ખસવું (૨) (લા.) છટકવું, ધીમે રહીને જતા રહેવું
**સરકસ** (ન.) જાનવર, કસરત વગેરેના ખેલનો તમાશો
**સરકાર** (સ્ત્રી.) લોકોનું શાસન કરનારી સત્તા 'ગવર્નમેન્ટ' (૨) (પું.) રાજાસાહેબ, સત્તાધીશ એ અર્થના ઉદ્‌બોધનમાં વપરાય છે.
**સરકારી** (વિ.) સરકારનું, સરકાર સંબંધી
**સરકિયું** (ન.) સરકી શકે તેવી ગાંઠ
**સરકો** (પું.) ઘણો જ ખાટો રસ (૨) તાડી, શેરડી, દ્રાક્ષ વગેરેનો ખટાશ ચડેલો રસ
**સરખાઈ,સરખાપણું** (સ્ત્રી.ન.) સરખું હોવું તે, મેળ (૨) સુગમતા, સગવડ, અનુકૂળતા (૩) (લા.) સંપ
**સરખામણી** (સ્ત્રી.) તુલના, મુકાબલો (૨) બરાબરી
**સરખાવવું** (ક્રિ.) મુકાબલો કરવો, મેળવી જોવું, તુલના કરવી
**સરખી** (સ્ત્રી.) ચતસ્રજાતિ (૨) (પું.) એક છંદ (કા.શા.)
**સરખું** (વિ.) બરોબર, સમાન, તુલ્ય (૨) સપાટ, ખાડાટેકરા વિનાનું (૩) બરોબર રીતનું, વ્યવસ્થિત (૪) છાજતું, ઘટિત. ઉદા. મારા સરખું કામ (૫) સમું, સીધું (૬) વાકયમાં નામ પછી વપરાતાં 'યે' જેવો ભાવ સૂચવે છે. ઉદા. આંગળી સરખી ન ઉપાડી
**સરખેસરખું** (અ.) બરાબરિયું, સમોવડું
**સરગવો** (પું.) એક ઝાડનું નામ
**સરગી** (સ્ત્રી.) રોજાના દિવસોમાં મળસ્કે વહેલો કરાતો નાસ્તો
**સરઘસ** (ન.) વરઘોડાની પેઠે પ્રસંગ પર સમૂહરૂપે ગોઠવાઈને ગામમાં ફરે છે તે કે તેમ નીકળેલ સમુદાય (૨) શોભાયાત્રા, નગરયાત્રા
**સરજત** (સ્ત્રી.) સરજેલી વસ્તુ (૨) સૃષ્ટિ
**સરજુ** (સ્ત્રી.) એક જાતનું ભરવાડી ગીત
**સરજોરી** (સ્ત્રી.) શિરજોરી, જબરજસ્તી (૨) તુમાખી (૩) મગરૂરી, ભારે ગર્વ
**સરડકો** (પું.) સરડ એવો અવાજ, સૈડકો (૨) સબડકો
**સરડો** (પું.) કાચિંડો
**સરણ** (ન.) સરવું તે, સરકવું તે, ખસવું તે
**સરણિ(-ણી)** (સ્ત્રી.) પગરસ્તો, માર્ગ (૨) ગોઠવણી, વ્યવસ્થિતતા (૩) પંકિત, હાર (૪) પદ્ધતિ, રીત (૫) નદી
**સરત** (સ્ત્રી.) નજર, દૃષ્ટિ (૨) યાદદાસ્ત, સ્મૃતિ (૩) ધ્યાન, લક્ષ્ય
**સરતચૂક** (સ્ત્રી.) નજરચૂક, ભૂલી જવું તે, ખ્યાલ બહાર જવું તે
**સરતપાસ** (સ્ત્રી.) (અદાલતમાં) મુખ્ય કે મહત્ત્વની તપાસ
**સરદાર** (પું.) નાયક, આગેવાન, અગ્રણી (૨) અમીર, ઉમરાવ (૩) શીખ નામની પૂર્વે માનવાચક પદ તરીકે આવે છે. જેમ કે, સરદાર તેજસિંગ (૪) સરાદર વલ્લભભાઈ પટેલ
**સરદારી** (સ્ત્રી.) સરદારની સત્તા કે પદ (૨) આગેવાની, નેતૃત્વ (૩) (વિ.) સરદારનું, -ને લગતું

**સરનશીન** (પું.) સભાપતિ, પ્રમુખ, સદર, અધ્યક્ષ
**સરનામું** (ન.) નામઠામ વગેરે પત્તો, ઠામ-ઠેકાણું
**સરપણ** (ન.) બાળવાનાં લાકડાં, બળતણ
**સરપંચ** (પું.) પંચાયતીરાજ્યના જિલ્લાઓમાંનો જેતે પંચાયતનો વડો કે મુખી
**સરપાવ** (પું.) શાબાશી બદલ આપવામાં આવતો પોશાક (માથાથી પગ સુધીનો) ખિલત (૨) (લા.) ઇનામ (૩) શાબાશી
**સરપેચ** (પું.) શિરપેચ (૨) પાઘડી કે ફેંટા પરનું છોગું, કલગી, તોરો
**સરપ્લસ** (વિ.) ફાજલ પડેલું
**સરફરોશી** (સ્ત્રી.) માથું આપવું તે, બલિદાન, કુરબાની
**સરબસર** (વિ.) તમામ, બધું (૨) સમગ્ર, આખું (૩) (અ.) એક છેડાથી બીજા છેડા સુધી, પૂર્ણતઃ
**સરબાજી** (સ્ત્રી.) ગંજીફાની એક રમત
**સરભર** (વિ.) ઓછુંવત્તું નહિ-સરખેસરખું (૨) નફાતોટા વિનાનું (૩) લોન કે શૅરનો ઓછો કે વત્તો નહીં એવો (ભાવ)
**સરભરા** (સ્ત્રી.) આદરસત્કાર, સેવાચાકરી, પરોણાગત, આતિથ્યસત્કાર
**સરમુકાદમ** (પું.) મોટો મુકાદમ, 'ફોરમેન'
**સરમુખત્યાર** (વિ.) કુલ સત્તાવાળું (૨) (પું.) કુલ સત્તાવાળો અધિકારી
**સરમુખત્યારશાહી,સરમુખત્યારી** (સ્ત્રી.) સરમુખત્યારપણું, કુલ સત્તા
**સરર** (અ.) તીર, ગોળી વગેરે વેગથી જાય તેવો રવ-અવાજ
**સરરર** (અ.) ઝટ સરકી જવાનો અવાજ
**સરલ(-ળ)** (વિ.) સહેલું, સીધું (૨) મુશ્કેલ નહિ એવું (૩) નિષ્કપટી, નિખાલસ (૪) (ન.) એક વૃક્ષ (સરૂ)
**સરલકોણ** (પું.) એક સીધી લીટીમાં બે બાજુથી બનતો (૧૮૦ અંશનો) કોણ
**સરવડું,સરવડો** (ન.પું.) રહીરહીને પડતું વરસાદનું ઝાપટું
**સરવણ** (પું) ટહેલિયો (૨) કાવડ લઈને ભીખ માગનારો (૩) ભિક્ષુ, શ્રામણ (૪) જળાશયમાં થતો એક જીવ
**સરવણી** (સ્ત્રી.) તેરમાના દિવસે કરાતી સજ્જા-દાન વગેરેની ક્રિયા
**સરવર** (વિ.) પ્રતિષ્ઠિત, આગેવાન (૨) (ન.) સરોવર
**સરવરિયું** (ન.) સરોવર
**સરવાણી** (સ્ત્રી.) ઝરણું (૨) અવિરત ધારા, પ્રવાહ
**સરવાળે** (અ.) એકંદર (૨) પરિણામે, અંતે
**સરવાળો** (પું.) સંખ્યાઓને ભેગી ઉમેરવી તે (૨) તેથી થતી કુલ રકમ
**સરવા(-વૈ)યું** (ન.) આખા વર્ષના હિસાબનું તારણ, 'બૅલેન્સ સીટ'
**સરવું** (વિ.) ઝટ સાંભળે તેવું (૨) મોટેથી બોલાયેલું (૩) અમુક જાતના સ્વાદ અને ફોરમવાળું (૪) ચપળ. ઉદા. સરવા પગ (૫) સરળ (૬) સુંદર
**સરવું** (ક્રિ.) સરકવું (૨) પાર પડવું, વળવું. જેમ કે, ગરજ, અર્થ, કામ
**સરવે** (સ્ત્રી.) આંકણી, મોજણી, (જમીનના માપ વગેરેની) તપાસ
**સરવેયર** (પું.) મોજણીદાર-સર્વે કરનાર ઇજનેર
**સરવો** (પું.) ઉદાર પુરુષ (૨) શકોરું, ચપ્પણિયું (૩) યજ્ઞમાં સમિધ, ઘી વગેરે મૂકી હોમવામાં ઉપયોગી સાધન
**સરશિ(-સિ)યું** (ન.) સરસવનું તેલ
**સરસ** (વિ.) સારું, ઉત્તમ (૨) રસવાવું (૩) સુંદર
**સર(-રે)સ** (પું.) સરેશ-ચામડાં કે હાડકામાંથી મળતો ચીકણો પદાર્થ
**સરસમાચાર** (પું.બ.વ.) ખબર-અંતર, પત્તો
**સરસર** (સ્ત્રી.) છોકરાંની એક રમત, ખારોપાટ (૨) (અ.) ઝડપથી સરવાનો કે ચાલાવનો અવાજ
**સરસાઈ** (સ્ત્રી.) સ્પર્ધા, ચડસાચડસી (૩) મોટાઈ, વડાઈ (૩) ઉત્તમતા, સરસપણું (૪) જીત
**સરસામગ્રી,સરસામાન** (સ્ત્રી.પું.) રાચરચીલું, ઘરગથ્થુ સામાન, ઘરવખરી
**સરસિજ** (ન.) કમળ
**સરસું** (વિ.) સરસ, સારું (૨) (અ.) અડીને પાસે, નજીક, લગોલગ
**સરસ્વતી** (સ્ત્રી.) વિદ્યાની દેવી, શારદા (૨) ઉત્તર ગુજરાતની એક નદી (૩) ત્રિવેણી સંગમની એક ગુપ્ત નદી
**સરસ્વતીપૂજન** (ન.) સરસ્વતીની પૂજાનો ઉત્સવ (૨) શારદા-પૂજન
**સરહદ** (સ્ત્રી.) સીમા, સીમાડો
**સરહદી** (વિ.) સરહજને લગતું, સરહદ સંબંધી
**સરહિસાબનીશ** (પું.) વડો હિસાબનીશ, 'એકાઉન્ટન્ટ જનરલ'
**સરંજામ** (પું.) જોઈતી સામગ્રી (૨) લડાઈ કે લશ્કરની સામગ્રી
**સરંજામી** (વિ.) સરંજામને લગતું (૨) શિલેદારી પદ્ધતિનું 'ફ્યુડલ'
**સરાઈ** (સ્ત્રી.) ધર્મશાળા, મુસાફરખાનું (૨) શેરી, પોળ
**સરા(-રે)ડે** (અ.) સીધે માર્ગે
**સરાણ** (સ્ત્રી.) ધાર કાઢવાનું યંત્ર કે તે માટેનો પથ્થર
**સરાણિયો** (પું.વિ.) સરણ પર ધાર કાઢી આપનાર
**સરાધરા** (અ.) પહેલેથી છેવટ સુધી (૨) શરૂઆતથી અંત સુધી
**સરાફ,સરાફી** (વિ.) ધીરધારનો ધંધો કરનાર, શરાફ, નાણાવટી (૨) શરાફને લગતું (૨) ચોખ્ખું (૩) (સ્ત્રી.) નાણાવટું
**સરામણ,સરામણી** (ન.સ્ત્રી.) સરાવવાની દક્ષિણા
**સરામણું** (ન.) બચાવ (૨) સરાવવું-શ્રાદ્ધ કરવું તે (૩) સીધું, સળંગ (૪) (લા.) મદદ, સહાય
**સરાવણું** (ન.) સરાવવું-શ્રાદ્ધ કરવું તે
**સરાવવું** (ક્રિ.) શ્રાદ્ધ કરવું તે
**સરાવિકા** (સ્ત્રી.) એક છંદ
**સરાસર(-રી)** (અ.) સરેરાશ-નાનીમોટી રકમોનો જુમલો કરીને કઢાતો **અંદાજ કે માપ** (૨) સરેરાશ ગણતરી, સરેરાશે (૩) અંદાજથી, સુમારે
**સરાહ,સરાહના** (સ્ત્રી.) શ્લાઘા, વખાણ, પ્રશંસા
**સરાહવું** (ક્રિ.) વખાણવું, મહિમા વધારવો
**સરિત(-તા)** (સ્ત્રી.) નદી ચ(૪) તદ્દન, સાવ, બિલકુલ
**સરિયામ** (વિ.) મુખ્ય, ધોરી (રસ્તો) (૨) જાહેર (૩) સીધું, સળંગ
**સરી** (સ્ત્રી.) નદી, સરિતા
**સરીખડું,સરીખું** (વિ.) સરખું
**સરીસું** (વિ.) સરખું (૨) (અ.) સરસું, નજીક
**સરીસૃપ** (ન.) પેટે ચાલનાર જીવ
**સરૂ** (ન.) એક ઝાડ-શરૂ
**સરૂપ** (વિ.) સરખું, સમાન (૨) રૂપવાળું, સુંદર
**સરેઆમ** (અ.) તદ્દન જાહેર રીતે, સાવ ખુલ્લંખુલ્લા
**સરેરાશ** (સ્ત્રી.) નાનીમોટી રકમોનો સરવાળો કરી કઢાતી સરખી રકમ, **સરાસર** (૨) (અ.) એકંદરે, સામાન્ય રીતે (૩) સુમારે, અંદાજે
**સરૈયો** (પું.) સુગંધીદાર વસ્તુઓ વેચનાર વેપારી

**સરોજ** (ન.) કમળ, પદ્મ
**સરોજિની** (સ્ત્રી.) કમળની વેલ
**સરોડું** (ન.) જુવાર-બાજરીનો સાંઠો, રાડું (૨) નેતર, બરુ
સરોદ(-દો) (પું.) એક તંતુવાદ્ય, સારંગી
**સરોરુહ** (ન.) કમળ, સરોજ
**સરોવર** (ન.) મોટું કુદરતી તળાવ
**સરોષ** (વિ.) ગુસ્સાવાળું, ગુસ્સાસહિત, ક્રોધિત
**સર્કલ** (ન.) ચક્ર, વર્તુલ (૨) મંડળ, વિભાગ
**સર્કલ ઈન્સ્પેક્ટર** (પું.) અમુક સર્કલ કે વિભાગનો એક નિરીક્ષક અધિકારી
**સર્કિટ** (સ્ત્રી.) (પ્રવાસ અવર-જવર વગેરેનું) સર્કલ કે વિભાગ (૨) વીજળીની ગતિનો વહન-માર્ગ, વીજચક્ર (પ.વિ.) (૩) પરિપથ
**સર્કિટહાઉસ** (ન.) સરકારી ઉતારો (પ્રવાસે આવતા સરકારી અધિકારીઓ માટે)
**સર્ક્યુલર** (પું.) પરિપત્ર (૨) (વિ.) ગોળાકાર
**સર્ક્યુલેટિંગ** (વિ.) ફર્યા કરતું, ફરતું
**સર્ગ** (પું.) સૃષ્ટિ (૨) ઉત્પત્તિ (૩) ત્યાગ (૪) અધ્યાય (કાવ્યનો)
**સર્ગમીમાંસા** (સ્ત્રી.) સૃષ્ટિની ઉત્પત્તિનો ક્રમ ચર્ચતું શાસ્ત્ર, 'કોસ્મોગની'
**સર્ગશકિત** (સ્ત્રી.) સર્જનશકિત
**સર્ચલાઇટ** (સ્ત્રી.ન.) ખૂબ દૂર સુધી પહોંચે એવો વીજળીનો જોરદાર પ્રકાશ
**સર્જક** (વિ.પુ.) સર્જનાર, કર્તા, રચયિતા, નિર્માણ કરનાર
**સર્જન** (પું.) શસ્ત્રવૈદ્ય, વાઢકાપનું ખાસ કામ જાણતો દાકતર
**સર્જન** (ન.) સર્જવું તે (૨) સર્જેલું તે, કૃતિ (૩) સૃષ્ટિ (૪) ઉત્પાદન, નિર્માણ, રચના
**સર્જનશકિત** (સ્ત્રી.) નવું રચવાની-સર્જનાત્મક શકિત
**સર્જનહાર** (પું.) સરજનહાર, પેદા કરનાર, ઈશ્વર
**સર્જના** (સ્ત્રી.) સર્જવું તે, નિર્માણ, રચના
**સર્જનાત્મક** (વિ.) સર્જન વિષેનું, સર્જન કરે એવું, સર્જક
**સર્જવું** (ક્રિ.) પેદા કરવું, ઉત્પન્ન કરવું, રચવું
**સર્જિત** (વિ.) સર્જેલું (૨) નસીબમાં લખેલું
**સર્ટિફિકેટ** (ન.) પ્રમાણપત્ર
**સર્પ** (પું.) સાપ
**સર્પકંચુકવત્** (અ.) સાપ કાંચળી ત્યજે એમ
**સર્પગંધા** (સ્ત્રી.) એક વનસ્પતિ
**સર્પાકાર** (વિ.) સર્પના આકારવાળું-વાકુંચૂકું
**સર્પાસન** (ન.) એક યોગાસન-ભુજંગાસન
**સર્પાસ્ત્ર** (ન.) સર્પમંત્રના પ્રયોગનું અસ્ત્ર
**સર્પિણી** (સ્ત્રી.) સાપની માદા, સાપણ
**સર્વ** (વિ.) બધું, તમામ, સર્વત્ર
**સર્વકાલિક,સર્વકાલીન** (વિ.) નિત્ય, બધો વખત ટકી રહેનાર, શાશ્વત
**સર્વગત** (વિ.) સર્વત્ર રહેલું
**સર્વગામી** (વિ.) સર્વવ્યાપક (૨) મર્યાદા-રહિત, વિસ્તૃત
**સર્વગુણસંપન્ન** (વિ.) સર્વ ઉત્તમ ગુણવાળું (૨) (લા.) દુર્ગુણે પૂરું, બધા દુર્ગુણોવાળું
**સર્વગ્રાહિત,સર્વગ્રાહિત્વ** (વિ.ન.) સર્વગ્રાહીપણું
**સર્વગ્રાહી** (વિ.) બધું ગ્રહણ કરતું, પોતામાં સમાવતું (૨) બધું સમજતું
**સર્વજ્ઞ** (વિ.) બધું જાણનાર
**સર્વતઃ** (અ.) ચોતરફ (૨) બધી બાજુએથી (૩) સર્વ પ્રકારે
**સર્વતોભદ્ર** (વિ.) બધી રીતે સુંદર (૨) (પું.) ચારે બાજુ દરવાજાવાળું મંદિર કે મહેલ (૩) એક વ્યૂહરચના (૪) (ન.) દરેક બાજુથી સરખી રીતે વંચાય તેવી કાવ્યરચના (૫) માંગલિક સ્વસ્તિક, સાથિયો
**સર્વતોભદ્રચક્ર** (ન.) જ્યોતિષમાં શુભ-અશુભ જાણવા માટેનું ચક્ર, દરેક બાજુથી સરખી રીતે વંચાય તેવી કાવ્યરચના
**સર્વતોમુખ(-ખી)** (વિ.) બધી બાજુ મુખવાળું (૨) દરેક પ્રકારનું, પૂર્ણ, વ્યાપક
**સર્વદર્શી** (વિ.) બધું જોનારું કે જાણનારું (૨) બુદ્ધ
**સર્વદા** (અ.) હંમેશાં, નિરંતર
**સર્વદેશી,સર્વદેશીય** (વિ.) બધા દેશ, અંગ કે વિભાગને લગતું
**સર્વદ્રાવક** (વિ.) સર્વને ઓગાળે એવું. (જેમ કે, પાણી)
**સર્વધર્મસમભાવ** (પું.) બધા ધર્મો પ્રત્યે સમાનતાનો ભાવ
**સર્વનામ** (ન.) નામને બદલે આવતો કે વપરાતો શબ્દ (વ્યા.)
**સર્વનાશ** (પું.) સમગ્ર-બધાનો વિનાશ (૨) પ્રલય
**સર્વપક્ષી,સર્વપક્ષીય** (વિ.) બધા પક્ષોનું, બધા પક્ષને લગતું (૨) સર્વનો યોગ્ય પક્ષ કરતું
**સર્વપ્રિય** (વિ.) સૌને ગમતું, સૌને વહાલું
**સર્વભક્ષી** (વિ.) બધું ભક્ષણ કરતું
**સર્વભાષા** (સ્ત્રી.) (બહુભાષી વિસ્તારમાં) સર્વને માટે ખપની-સમજાય એવી એક ભાષા. 'કૉમન લેન્ગવેજ'
**સર્વમાન્ય** (વિ.) બધાંને માન્ય
**સર્વવ્યાપક,સર્વવ્યાપી** (વિ.) સર્વત્ર વ્યાપી રહેલું
**સર્વશઃ** (અ.) બધી રીતે (૨) બધી તરફથી
**સર્વશકિત,સર્વશકિતમાન** (વિ.) સર્વ પ્રકારની શકિતવાળું, સર્વસમર્થ
**સર્વસત્તાધીશ** (વિ.પું.) સર્વસત્તા જેના હાથમાં છે તેવું, સરમુખત્યાર
**સર્વસંગ્રહ** (પું.) બધી જાતની માહિતીનો સંગ્રહ, 'ઍન્સાઇક્લોપીડિયા 'ગેઝેટીયર'
**સર્વસંપન્ન** (વિ.) કાંઈપણ ઊણપ વિનાનું-સંપૂર્ણ
**સર્વસંમત** (વિ.) સર્વમાન્ય
**સર્વસંમતિ** (સ્ત્રી.) સર્વની સંમતિ, સર્વસંમતતા, એકમતી
**સર્વસાધારણ,સર્વસામાન્ય** (વિ.) સૌને લાગુ પડતું
**સર્વસ્પર્શી** (વિ.) વ્યાપક, બધાને લાગુ પડતું
**સર્વસ્વ** (ન.) પોતાનું તમામ, બધી માલમતા કે શકિતસંપત્તિ
**સર્વસ્વીકૃત** (વિ.) સૌએ સ્વીકારેલું, સર્વસંમત, સર્વમાન્ય
**સર્વહિતકર** (વિ.) સર્વનું હિત કરે એવું
**સર્વસર્વા** (વિ.પું.) સર્વનું સર્વસ્વ પોતે હોય એવું, સર્વોપરી, સર્વસત્તાવાળું, સર્વેસર્વા
**સર્વાગ્ર** (વિ.) એકાગ્રથી ઊલટું-બેધ્યાન (૨) બધી બાજુ ધ્યાન દેનારું
**સર્વાત્મા** (પું.) બધાંનો આત્મા-ઈશ્વર, પરમેશ્વર
**સર્વાધિકાર** (પું.) સર્વ અધિકાર, સંપૂર્ણ સત્તા
**સર્વાનુમત** (વિ.) બધાંને માન્ય-કબૂલ હોય એ
**સર્વાનુમતિ** (સ્ત્રી.) બધાંની અનુમતિ, સર્વસંમતિ, એકમતી
**સર્વાર્થ** (પું.) બધા અર્થો (૨) સર્વ અર્થે-બધાંનું હિત (સ્વાર્થથી ઊલટું)

**સર્વાસ્તિવાદ** (પું.) બધાંની હયાતી છે એવો એક (બૌદ્ધ) વાદ

**સર્વાંગ** (ન.) બધાં અંગો, આખું શરીર (૨) વેદનાં બધાં અંગો

**સર્વાંગસંપન્ન** (વિ.) બધી રીતે સંપન્ન કે પૂરું, પૂરેપૂરું

**સર્વાંગસુંદર** (વિ.) સંપૂર્ણ સુંદર

**સર્વાંગાસન** (ન.) યોગનું એક સાધન

**સર્વાંગી(-ણ)** (વિ.) સર્વ અંગોને લગતું, સંપૂર્ણ, આખા શરીરમાં વ્યાપી કે ફરકી રહેલું

**સર્વાંગીણતા** (સ્ત્રી.) બધાંમાં રહેલું, સર્વાવ્યાપી

**સર્વાંશે** (અ.) સર્વ રીતે, પૂરેપૂરું

**સર્વિસ** (સ્ત્રી.) નોકરી, સેવા. વાહનવ્યવહાર વગેરે. જેમ કે, મોટર સવિર્સ (૩) ટેનિસ, વૉલીબૉલ વગેરે રમતમાં પ્રથમ દાવ શરૂ કરવો તે

**સર્વિસ-બુક** (સ્ત્રી.) કર્મચારીઓની રજાઓ તેમજ તેના વિશેના અભિપ્રાય નોંધવાની નોંધપોથી

**સર્વે** (વિ.બ.વ.) બધાં, સર્વ, બધું

**સર્વે** (પું.સ્ત્રી.) માપણી, મોજણી, આંકણી

**સર્વેશ્વર** (પું.) સર્વનો ઈશ્વર-પરમેશ્વર

**સર્વોચ્ચ** (વિ.) સૌથી ઉચ્ચ

**સર્વોચ્ચ અદાલત** (સ્ત્રી.) રાષ્ટ્રની ઉચ્ચકક્ષાની અદાલત, છેલ્લી અદાલત 'સુપ્રિમ કોર્ટ

**સર્વોત્કૃષ્ટ,સર્વોત્તમ** (વિ.) સૌમાં ઉત્તમ, શ્રેષ્ઠ

**સર્વોદય** (પું.) સર્વનો ઉદય, બધાંનું હિત

**સર્વોદયી** (વિ.) સર્વોદયને લગતું, સર્વોદયવાદી

**સર્વોપભોગ્ય** (વિ.) બધાંને-સૌને રસ પડે એવું

**સર્વોપયોગિતા,સર્વોપયોગી** (સ્ત્રી.વિ.) સર્વને ઉપયોગી (૨) સાર્વજનિક

**સર્વોપરી** (વિ.) સૌથી ચડિયાતું, સૌનું ઉપરી, 'સુપ્રીમ'. જેમ કે, અદાલત (૨) સર્વોત્તમ, શ્રોષ્ઠ

**સલક્ષ(-ખ)ણું** (વિ.) સારાં લક્ષણવાળું (૨) ડાહ્યું, તોફાની નહિ એવું

**સલજ્જ** (વિ.) લાજવાળું (૨) (અ.) લજ્જાપૂર્વક

**સલાટ** (પું.) પથ્થર ઘડનારો

**સલાડું,સલાડો** (ન.પું.) ધાર કાઢવાનો પથ્થર, સલાટી (૨) ભંભેરણી (૩) (લા.) કોઈને મરજી વિરુદ્ધ કામે લગાડવું તે (૪) અહીંની તહીં અને તહીંની અહીં વાત કરવી તે

**સલામ** (સ્ત્રી.) નમસ્કારનો એક પ્રકાર, એક પ્રકારનું વંદન, 'સૅલ્યુટ'

**સલામત** (વિ.) સહીસલામત, સુરક્ષિત (૨) હયાત અને તંદુરસ્ત, ક્ષેમકુશળ

**સલામતી** (સ્ત્રી.) તંદુરસ્તી, ક્ષેમ (૨) હયાતી, જિંદગી (૩) સુરક્ષિતતા

**સલામી** (સ્ત્રી.) સલામ દાખલ અપાતું માન, ભેટ કે મહેસૂલ (૨) વ્યાયામમાં કે કવાયતમાં સલામ કરવાની ક્રિયા કે રીત

**સલાહ** (સ્ત્રી.) શિખામણ (૨) અભિપ્રાય (૩) સુલેહ (૪) મત, અભિપ્રાય

**સલાહકાર** (વિ.પું.) સલાહ આપનાર (૨) સુલેહ કરનાર કે કરાવનાર

**સલાહસૂચન,સલાહસૂચના** (ન.બ.વ.સ્ત્રી.) માર્ગદર્શન આપવું એ

**સલિલ** (ન.) પાણી, જળ

**સલીમ** (વિ.) સરળ, શાંત (૨) તંદુરસ્ત

**સલીલ** (વિ.) લીલા, ક્રીડા કે વિલાસવાળું (૨) (અ.) રમતમાં હાવભાવપૂર્વક

**સલૂક** (સ્ત્રી.) વર્તણૂક, રીતભાત, વર્તાવ (૨) સદ્‌ભાવ મેળ (૩) ભલાઈ, નેકી, ઉપકાર

**સલૂકાઈ** (સ્ત્રી.) સભ્યતા, વિનયી વર્તણૂક (૨) સદ્‌ભાવ, મેળ

**સલૂણું** (વિ.) મનોહર, સુંદર, સલોણું

**સલૂન** (ન.) ઘરના જેવી સગવડોવાળો રેલગાડીનો ખાસ ડબ્બો (૨) સ્ટીમરમાં ઉતારુઓનો મોટો ઓરડો (૩) વાળંદની દુકાન

**સલેટ,સલેટપાટી** (સ્ત્રી.) પથ્થરપાટી

**સલેપાટ** (પું.) રેલના પાટા નીચે ગોઠવાતો પાટડો

**સલ્તનત** (સ્ત્રી.) સુલતાનનો રાજ્ય-અમલ, રિયાસત, રાજ્યપ્રદેશ

**સલ્લી** (સ્ત્રી.) અસ્ત્રો ઘસવાની પથરી

**સવચ્છી** (સ્ત્રી.) વાછડાવાળી ગાય

**સવડ** (પું.) સગવડ

**સવત્સ,સવત્સા,સવત્સી** (વિ.સ્ત્રી.) વાછરુ સાથેની-વાછડાવાળી ગાય

**સવર્ણ** (પું.) એક વર્ણનું, સમાન વર્ણનું (૨) ચાર્તુવર્ણ્યમાં સમાતો

**સવલત** (સ્ત્રી.) સવડ, સોઈ, સગવડ

**સવળ(-ળું)** (વિ.) સલૂટું

**સવા** (પું.) અનુકૂળ વા-પવન (૨) (વિ.) પાધરું, સર્વે, પાંસરું, અનુકૂળ

**સવા** (પું.બ.વ.) એક વનસ્પતિના બીજ, સુવા (૨) પાપડ કે અથાણામાં પડતી એક જીવાત

**સવા** (વિ.) એક ઉપરાંત એના ચોથા ભાગનું થાય તેટલું. જેમ કે, સવા છ, સવા સો વગેરે

**સવાઈ** (પું.) કદમાં ચાલુ (પાઇકા) ટાઈપથી સવાયા ટાઇપ (૨) 'સવા ગણા મોટા-ચડિયાતા એ અર્થમાં માનવાચક. જેમ કે, સવાઈ માધવરાવ'

**સવાણ** (સ્ત્રી.) સોબતનો આનંદ, સોબતની હૂંફ (૨) આરામ, કરાર (૩) (ન.) પશુમાદાના ગર્ભાધાનનો કાળ

**સવાદિયું** (વિ.) સ્વાદિષ્ટ (૨) સ્વાદિષ્ટ ચીજો ખાવાના સ્વાદ કે ચટકાવાળું

**સવાબ** (ન.) ધર્મકૃત્ય, પુણ્ય (૨) સન્માર્ગ (૩) લાભ, ફાયદો

**સવાયા,સવાયાં** (પું.ન.બ.વ.) સવાના આંક

**સવાયું** (વિ.) સવા ગણું (૨) ચડિયાતું

**સવાર** (સ્ત્રી.) પ્રાતઃકાળ, વહાણું

**સવાર** (વિ.) ઘોડા, હાથી કે વાહન ઉપર બેઠેલું (૨) (પું.) તેવો માણસ, અસવાર (૩) ઘોડેસવાર સિપાઈ

**સવારથ** (પું.) સ્વાર્થ, પોતાની મતલબ, હિત

**સવારથિયું** (વિ.) સ્વાર્થવાળું, આપમતલબી, એકલપેટું

**સવારી** (સ્ત્રી.) સવાર થવું તે (૨) ગાડી વગેરેમાં બેસનાર ઉતારુ (૩) વાહને ચડી ઠાઠમાઠથી વરઘોડારૂપે ફરવું તે, તેવો વરઘોડો (૪) અમલદારી અંગે મુસાફરી (૫) કૂચ, હુમલો, ચડાઈ (૬) (લા.) ઠાઠમાઠવાળો (૭) સંગીતનો એક તાલ

**સવારોસવાર** (અ.) સવારથી બીજી સવાર સુધી, સતત આખો દિવસ

**સવાલ** (પું,) પ્રશ્ન (૨) પૂછવાનું તે, પૃચ્છા, માગણી, અરજ (૩) બોલ, સુખન, શબ્દ

**સવાલખી,સવાલખું** (વિ.) સવાલાખની કિંમતનું, મૂલ્યવાન

**સવાલજવાબ** (પું.બ.વ.) પ્રશ્નોત્તરી (૨) બોલાબોલી (૩) પડપૂછ-તપાસ

**સવાલપત્ર,સવાલપત્રક** (પું.ન.) પ્રશ્નપત્ર, 'ક્વેશ્ચન પેપર'

**સવાલી** (પું.) સવાલ કરનાર, માગનાર, અરજદાર

**સવાસણ** (સ્ત્રી.) સૌભાગ્યવતી સ્ત્રી
**સવાસલું** (ન.) સારું લગાડવા મીઠુંમીઠું બોલવું તે, ખુશામત (૨) કાલાવાલા આજીજી
**સવાસૂરિયું** (વિ.) સવાસવા વર્ષને આંતરે જન્મેલું
**સવાસો** (વિ.) એકસો અને પચીસ, તે સંખ્યા
**સવિકલ્પ,સવિકલ્પક** (વિ.) વિકલ્પવાળું (૨) સંદેહભરેલું, સંદિગ્ધ (૩) જ્ઞાતા અને જ્ઞેયના ભેદવાળી સમાધિ (યોગ)
**સવિચાર** (વિ.) વિચાર સહિત-એક સમાધિપ્રકાર (યોગ)
**સવિતર્ક** (વિ.) તર્કવિતર્ક સહિત-એક સમાધિપ્રકાર (યોગ)
**સવિનય** (વિ.) વિનયયુકત (૨) (અ.) વિનયપૂર્વક
**સવિવેક** (વિ.) વિવેકવાળું (૨) (અ.) વિવેકપૂર્વક
**સવિશેષ** (વિ.) વિશિષ્ટતાવાળું, અસાધારણ (૨) ઉત્તમ, મુખ્ય (૨) (અ.) ખાસ કરીને (૪) ખૂબ જ
**સવિસ્તર** (વિ.) વિસ્તારયુકત (૨) (અ.) વિસ્તારપૂર્વક
**સવિસ્મય** (વિ.) વિસ્મય સહિત, સાશ્ચર્ય
**સવે** (અ.) ઠેકાણે, રસ્તે (૨) (વિ.) સારું, રૂડું
**સવેલી** (વિ.સ્ત્રી.) સંતાનો સાથે નાતરે આવેલી, સગાઈ થઈ હોય છતાં બારોબાર બીજે પરણાવી દીધેલી સ્ત્રી
**સવેળા** (અ.) વખતસર, આગળથી
**સવ્ય** (વિ.) ડાબું (૨) ડાબે ખભે રહેતું (જનોઈ)
**સવ્યાપસવ્ય** (વિ.) ડાબુંજમણું (૨) (લા.) ખરુંખોટું
**સશકત** (વિ.) શકિતવાળું, સબળું
**સશસ્ત્ર** (વિ.) શસ્ત્રસજ્જ, શસ્ત્ર સાથે
**સશાસ્ત્ર** (વિ.) શાસ્ત્રીય, શાસ્ત્ર પ્રમાણે
**સસડવું** (ક્રિ.) સડસડ અવાજ સાથે ખૂબ ઊકળવું તે તળાવું
**સસણી** (સ્ત્રી.) સસણવાનો અવાજ (૨) બાળકનો એક રોગ, વરાધ, 'બ્રોન્કો ન્યુમોનિયા'
**સસત્ત્વા** (સ્ત્રી.) ગર્ભવતી, સગર્ભા
**સસરો** (પું.) વર કે વહુનો પિતા
**સસલું** (ન.) એક નાનું બીકણ ચોપગું પ્રાણી
**સસાર** (વિ.) સાર કે સત્ત્વવાળું
**સસ્તન** (વિ.) સ્તનવાળું (આંચળવાળું પશુ વગેરે)
**સસ્તની** (વિ.) (બચ્ચાને) ધવડાવતું (પ્રાણી) 'મેમલ'
**સસ્તાઈ** (સ્ત્રી.) સસ્તાપણું, સોંઘારત
**સસ્તું** (વિ.) સોંઘું (૨) (લા.) ભાર કે વક્કર કે માલ વિનાનું
**સસ્નેહ** (વિ.) સ્નેહસહિત, સ્નેહપૂર્વક
**સસ્પેન્ડ** (વિ.) નોકરી ઉપરથી ઉતારી મૂકેલું-ફરજ મોકૂફ કરવું (૨) સ્થગિત કરવું, મોકૂફ રાખવું
**સસ્ય** (ન.) ધાન્ય, અનાજ
**સસ્સો** (પું.) સ-અક્ષર (૨) સસલો
**સહ** (અ.) સાથે (૨) સમાસમાં 'સહિત' સાથેનું એવો અર્થ બતાવતું પૂર્વપદ જેમ કે, સહગમન
**સહઅસ્તિત્વ** (ન.) સાથે હોવું તે, સહભાવ, 'કૉ-એગ્ઝિસ્ટંસ'
**સહઆરોપી** (પું.) આરોપીની સાથેનો-બીજો આરોપી, 'કોએક્યુઝડ'
**સહકાર** (પું.) સાથે મળીને કામ કરવું તે, એકબીજાને મદદગાર થવું તે (૨) આંબો
**સહકારિતા,સહકારિત્વ** (ન.સ્ત્રી.) સહકારીપણું
**સહકારી** (વિ.) સહકારથી કામ કે ધંધો કરનારું, સહકારક્ષેત્રે કામ આપનારું (૨) એક જ પ્રકારના હિતવાળું
**સહકારી ભંડાર** (પું.) સહકાર પદ્ધતિ પ્રમાણે ચાલતી જીવન-જરૂરિયાતની ચીજોના વેચાણની દુકાન
**સહકારી મંડળ(-ળી)** (ન.સ્ત્રી.) સહકારના સિદ્ધાંત ઉપર ચાલતું મંડળ કે સંસ્થા
**સહગમન** (ન.) સાથે જવું તે (૨) સતી થવું તે
**સહગામી** (વિ.) સહગમન કરનારું, સાથે જનારું (૨) 'કંકરંટ'
**સહચર** (વિ.પું.) સાથે ફરનાર, સોબતી
**સહચરી** (સ્ત્રી.) સહચારિણી (૨) સખી, સાહેલી, સહિયર
**સહચાર** (પું.) સાથ, સંગ, સોબત, સંબંધ (૨) સુસંગતપણું (૩) સાહચર્ય, સોબત, મિત્રતા
**સહચારિણી** (વિ.સ્ત્રી.) સાથે રહેનારી કે ફરનારી (૨) (સ્ત્રી.) સહચરી
**સહચારિતા** (સ્ત્રી.) સહચારી હોવાપણું
**સહચારી** (વિ.) સાથે જનારું કે રહેનારું (૨) (પું.) પતિ
**સહજ** (વિ.) સાથે જન્મેલું (૨) કુદરતી, સ્વભાવિક (૩) સહેજ, સહેલું (૪) (અ.) ખાસ કારણ વિના (૫) સ્વાભાવિક રીતે (૬) સહેલાઈથી
**સહજજ્ઞાન** (ન.) જન્મથી કુદરતી રીતે હોય તેવું જ્ઞાન, અંતર્જ્ઞાન
**સહજપ્રાપ્ત** (વિ.) સ્વાભાવિક રીતે મળેલું
**સહજપ્રાપ્તિ** (સ્ત્રી.) સ્વાભાવિક રીતે મળવું તે, કુદરતી ભેટ
**સહજબુદ્ધિ** (સ્ત્રી.) કુદરતી બુદ્ધિ કે પ્રેરણા, કોઠાસૂઝ, 'ઇન્સ્ટિક્ટ'
**સહજભાવ** (પું.) સહજતા, સ્વાભાવિકતા
**સહજસ્ફુરણ** (ન.) સ્વાભાવિક રીતે સ્ફુરી આવવું તે, સહજ જ્ઞાન
**સહજસ્ફુરણા,સહજસ્ફૂર્તિ** (સ્ત્રી.) સહજબુદ્ધિ, સહેજે-સ્વાભાવિક રીતે સ્ફુરવે તે
**સહજન્ય** (વિ.) સાથે જન્મેલું
**સહજાનંદ** (પું.) સહજ-સ્વાભાવિક આનંદ, આત્માનંદ (૨) સ્વામીનારાયણ સંપ્રદાયના સંસ્થાપક
**સહજીવન** (ન.) સાથે રહીને જિંદગી વિતાવવી એ (૨) (દંપતીનું) લગ્નજીવન, વિવાહિત જીવન
**સહજીવી** (વિ.) સાથે જીવતું કે જીવન ગુજારતું (૨) સહજીવન ગાળનાર
**સહજોપલબ્ધ,સહજોપલબ્ધિ** (વિ.સ્ત્રી.) સ્વાભાવિક રીતે આવી મળેલું
**સહતંત્રી** (પું.) તંત્રીનો સાથીદાર કે જોડિયો તંત્રી, ઉપતંત્રી
**સહધર્મચાર** (પું.) સાથે રહી જીવનની ફરજો બજાવવી તે
**સહધર્મચારિણી,સહધર્મિણી** (સ્ત્રી.) પત્ની
**સહધર્મચારી** (પું.) પતિ
**સહધર્મી** (વિ.પું.) સમાન ધર્મવાળું (૨) એક સમાન ધર્મનું અનુયાયી
**સહન** (ન.) સહેવું-ખમવું તે
**સહનશકિત** (સ્ત્રી.) સહન કરવાની શકિત
**સહનશીલ** (વિ.) સહન કરે તેવા સ્વભાવનું, શાંત, ધીર, સહિષ્ણુ
**સહપાઠી** (પું.) સાથે ભણનાર, સહાધ્યાયી
**સહભાગિની** (સ્ત્રી.) પત્ની (૨) (વિ.સ્ત્રી.) સહભાગી
**સહભાગી** (વિ.) ભાગીદાર, ભાગિયું, સાથી
**સહભાવ** (પું.) સાથે હોવું તે, સહઅસ્તિત્વ કે સહજીવન

**સહભોજન** (ન.) સાથે બેસી કરેલું ભોજન (૨) ભિન્ન વર્ણના લોકોનું એક પંગતે ભોજન

**સહમત** (વિ.) એકમત, સમાન-સરખા મતવાળું

**સહમતી** (સ્ત્રી.) એકમતી, સંમતતા, 'કંકરન્સ'

**સહમંત્રી** (પું.) સાથેનો જોડિયો મંત્રી,

**સહયાત્રા** (સ્ત્રી.) સાથે કરાતી યાત્રા

**સહયાત્રી** (પું.) યાત્રામાં કે યાત્રાનો સાથી, સાથે યાત્રા કરનારહ

**સહયોગ** (પું.) સહકાર (૨) એકબીજાને સહાયક થવું એ

**સહયોગી** (વિ.) સહાકારી

**સહરા** (ન.) રણ, વેરાન (૨) આફ્રિકાનું મોટું રણ

**સહર્ષ** (વિ.) હર્ષયુકત, હર્ષભેર

**સહવર્તમાન,સહવર્તી** (વિ.) સાથે રહેનારું કે હોય તેવું, 'કન્કરન્ટ'

**સહવાદી** (પું.) (દાવામાં) વાદીની સાથેનો-બીજો વાદી

**સહવાસ** (પું.) સાથે વસવું તે (૨) સોબત, સંબંધ (૩) અભ્યાસ, મહાવરો

**સહવાસી** (વિ.) સાથે વસનારું (૨) પરિચિત (૩) ટેવાયેલું

**સહશિક્ષણ** (ન.) છોકરા-છોકરીઓને સાથે શિક્ષણ આપવું તે, 'કો-એજ્યુકેશન'

**સહસા** (અ.) ઉતાવળે (૨) ઓચિંતું (૩) વિચાર કર્યા વિના

**સહસ્ર** (વિ.પું.) હજાર

**સહસ્રપુટી** (વિ.સ્ત્રી.) સહસ્ર પુટવાળી (ઔષધિ)

**સહસ્રબાહુ,સહસ્રભૂજ** (પું.) સહસ્ર હાથવાળો-બાણાસુર (૨) ઈશ્વર, પરમાત્મા

**સહસ્રરશ્મિ** (પું.) સૂર્ય

**સરસ્રલિંગ** (ન.) પાટણ શહેરમાં સરસ્વતી નદીના કાંઠે રાજા સિદ્ધરાજ જયસિંહે બંધાવેલું શિવનાં હજાર લિંગવાળું વિશાળ તળાવ

**સહસ્રવદન** (પું.) શેષનાગ

**સહસ્રાક્ષ** (પું.) ઈન્દ્ર (૨) હજારો આંખવાળા ઈશ્વર

**સહસ્રાવધિ** (વિ.) હજાર કે હજારોની સંખ્યામાં હોવું

**સહાધિકાર** (પું.) સાથે-ભેગો અધિકાર

**સહાધિકારી** (વિ.પું.) સહાધિકારવાળું

**સહાધ્યાયિની** (વિ.સ્ત્રી.) સાથે ભણતી છોકરી-વિદ્યાર્થીની

**સહાધ્યાયી** (પું.) સાથે ભણનારો વિદ્યાર્થી, સહપાઠી, 'કો-સ્ટુડન્ટ'

**સહાનુભાવ,સહાનુભૂતિ** (પું.સ્ત્રી.) સમભાવ, દિલસોજી, અનુકંપા

**સહાય** (સ્ત્રી.) મદદ, કુમક (૨) (લા.) ઓથ, આશ્રાય

**સહાય** (પું.) મિત્ર, મદદગાર (૨) (સ્ત્રી.) સહાયતા, મદદ

**સહાયક** (વિ.) મદદગાર

**સહાયકારક,સહાયકારી** (વિ.) સહાય કરનારું (૨) સહાયમાં વપરાતું ગૌણ ક્રિયાપદ, 'કો-સ્ટુડન્ટ'

**સહાયકી** (સ્ત્રી.) ભરપાઈ ન કરવા પાત્ર આથિર્ક સરકારી સહાય, 'સબસિડી'

**સહાયભૂત,સહાયરૂપ** (વિ.) મદદગાર થયેલું

**સહાયવૃત્તિ** (સ્ત્રી.) પરસ્પર સહાય કરવાની (પ્રાણીની) સહજવૃત્તિ, સહાયશીલતા

**સહાયશીલ** (વિ.) સહાયવૃત્તિવાળું

**સહાયિત** (વિ.) જેને સહાય થઈ હોય તેવી વ્યકિત (૨) સહાય પામેલું, 'સબસિડાઈઝ્ડ'

**સહારો** (પું.) આશ્રાય, હૂંફ, સહાય (૨) આધાર, ટેકો

**સહિત** (અ.) સાથે, સંગે, જોડે (૨) સુધ્ધાં

**સહિયર** (સ્ત્રી.) સહી, સખી, સાહેલી, બહેનપણી

**સહિયારું** (વિ.) ભાગિયા-ભાગવાળું (૨) ભેગું, ભાગ વહેંચ્યા ન હોય તેવું (૩) (ન.) પંતિયાળું, ભાગિયાપણું

**સહિષ્ણુ** (વિ.) સહન કરે એવા સ્વભાવનું, ધીર, સહનશીલ

**સહિષ્ણુતા** (સ્ત્રી.) સહન કરવું તે, ખમવું તે, સહનશીલતા

**સહી** (સ્ત્રી.) (ખત, કાગળમાં) નીચે પોતાનું નામ લખવું તે, મતું (૨) (વિ.) ખરું, સાચું (૩) (અ.) કબૂલ, મંજૂર, નક્કી

**સહી** (સ્ત્રી.) સખી, સહિયર, સાહેલી, બહેનપણી

**સહીપણું** (ન.) સખીપણું (૨) સહિયરપણાનો સંબંધ

**સહીસલામત** (વિ.) સુરક્ષિત, કાંઈપણ ઈજા કે નુકસાન વિનાનું

**સહીસાટું** (ન.) સહી આપીને નક્કી કરેલું સાટું કે કરાર

**સહીસિક્કા** (પું.બ.વ.) લખાણ ઉપર મંજૂરી કે બહાલી માટે અધિકારીના હસ્તાક્ષર અને તેના હોદ્દા કે સનદની મહોર-છાપ

**સહુ** (વિ.) સર્વ, બધું, તમામ

**સહૃદય,સહૃદયી** (વિ.) સામાનો ભાવ કે લાગણી સમજી શકે તેવું (૨) દયાળુ (૩) રસિક, રસજ્ઞ (૪) (અ.) હૃદયના ભાવપૂર્વક, 'સિન્સિયરલી'

**સહેજ** (વિ.) થોડું, અલ્પ, જરાક (૨) (અ.) સહજ

**સહેજસાજ** (વિ.અ.) થોડુંઘણું, જરાક

**સહેજે** (અ.) સહેલાઈથી (૨) સહજતાથી, કુદરતી રીતે (૩) કારણ વગર

**સહેતુક** (વિ.) હેતુવાળું, સપ્રયોજન (૨) ઈચ્છાપૂર્વકનું

**સહેલ** (વિ.) સહેલું (૨) (સ્ત્રી.) આનંદથી આમથી તેમ ફરવું તે (૩) મોજમજા, લહેર

**સહેલગાહ** (સ્ત્રી.) હરવું ફરવું કે મોજમજા માણવી તે (૨) પ્રવાસનો આનંદ લેવો તે

**સહેલસપાટા** (પું.બ.વ.) મોજમજા

**સહેલાઈ** (સ્ત્રી.) સરળતા, સુગમતા

**સહેલાણી** (વિ.પું.) મોજી, આનંદી (માણસ( (૨) પ્રવાસી

**સહેલું** (વિ.) મુશ્કેલ નહિ તેવું, સરળ

**સહેવું** (ક્રિ.) સહન કરવું, વેઠવું, ખમવું

**સહોકિત** (સ્ત્રી.) એક અર્થાલંકાર, જેમા 'સહ' વગેરે શબ્દોના બળથી એક જ વસ્તુ બેની વાચક બતાવવામાં આવે છે. (કા.શા.)

**સહોદર** (વિ.) એક માને પેટે જન્મેલું (૨) (પું.) સગો ભાઈ

**સહોદરા,સહોદરી** (વિ.) સગી બહેન

**સહ્ય** (વિ.) સહી શકાય એવું (૨) (પું.) સહ્યાદ્રિ-પશ્ચિમઘાટનો એક-ભાગ પર્વત

**સળ** (પું.) ગેડ કે દબાણનો આંકો-કાપો (૨) સોળ-શરીર પર મારનો લિસોટો કે આંકો (૩) (સ્ત્રી.) સૂઝ, સમજ

**સળક** (સ્ત્રી.) સળકવું, સણકો

**સળકડી,સળકડું** (સ્ત્રી.ન.) નાની સળી, સળેકડી (૨) (લા.) ઉશ્કેરણી

**સળકવું** (ક્રિ.) સહેજ હાલવું, સળવળવું (૨) (દાઢ સાથે) ખાવાનો ભાવ થવો (૩) ભોંકાતું હોય તેમ સણકા નાખવા

**સળકો** (પું.) સળક (૨) તીવ્ર ઇચ્છા, અભળખો
**સળગણું** (વિ.) સળગી ઊઠે તેવું, 'ઇમ્ફલેમેબલ'
**સળગબિંદુ** (ન.) જે ગરમીએ પદાર્થ સળગી ઊઠે તેનો આંક-ઉષ્ણતામાન
**સળગવું** (ક્રિ.) બળવું, અગ્નિ લાગવો (૨) (લા.) તાપ કે ગરમી લાગવી (૩) (લા.) માઠું લાગવું (૪) ઝઘડો થવો (૪) આગ પેઠે ઝબકી ઊઠી આવવું. જેમ કે, તોફાન સળગવું, સીમાડા સળગવા
**સળવળ** (સ્ત્રી.) સળવળવું તે, હલચલ
**સળવળવું** (ક્રિ.) જરાજરા હાલવું, મરડાવું (૨) શરીર પર જીવડું ચાલતું હોય તેવી લાગણી થવી (૩) (લા.) કશું કરવા તત્પર થઈ રહેવું
**સળવળાટ** (પું.) સળવળવું ત, હિલચાલ
**સળવું** (ક્રિ.) સડવું, કોહી જવું (૨) (લા.) સાવ બગડવું, ભ્રષ્ટ થવું (૩) અંદરથી ખવાઈ જવું-બગડી જવું
**સળંગ** (વિ.અ.) સાંધા વિનાનું, આખું, તૂટક નહિ તેવું (૨) (અ.) અટકયા વિના, ઠેઠ સુધી
**સળંગતા** (સ્ત્રી.) સળંગપણું, આખાપણું
**સળંગસૂત્ર** (વિ.) સળંગ, ક્રમબદ્ધ, બરોબર સંકળાયેલું
**સળંગસૂત્રતા** (સ્ત્રી.) ક્રમબદ્ધતા
**સળાવો** (પું.) વીજળીનો ચમકારો
**સળિયો** (પું.) ધાતુનો લાંબો સળિયો
**સળી** (સ્ત્રી.) ઘાસનો લાકડાનો કે ધાતુનો લાંબો પાતળો નાનો કકડો
**સળેક(-ખ)ડી,સળેક(-ખ)ડું** (સ્ત્રી.ન.) નાની સળી
**સળેખમ** (ન.) એક રોગ-શરદી
**સળો** (પું.) સડો, સળવું તે
**સંકટ** (ન.) દુઃખ, આફત, આપત્તિ, આપદા
**સંકટચતુર્થી** (સ્ત્રી.) દરેક માસની વદ પક્ષની ચોથ (૨) ગણપતિનું એક વ્રત
**સંકટબારી** (સ્ત્રી.) સંકટ કે અકસ્માત સમયે મોટર, બસ કે વિમાનમાંથી ભાગી છૂટવાનું નાનું બારણું કે બારી
**સંકડામણ(-ણી)** (સ્ત્રી.) જગ્યાની તંગી-કમી, સંકડાશ (૨) (લા.) ભીડ, મુશ્કેલી
**સંકડાવું** (ક્રિ.) દબાવું, ભચડાવું (૨) (લા.) મુશ્કેલીમાં આવવું
**સંકડાશ** (સ્ત્રી.) જગ્યાની કમી (૨) મુશ્કેલી
**સંકર** (પું.) ભેળસેળ, મિશ્રાણ, (ભિન્ન વિજાતીય વસ્તુનું), 'હાઇબ્રીડ' (૨) જુદીજુદી જ્ઞાતિનાં સ્ત્રી-પુરુષથી ઉત્પન્ન થયેલું, વર્ણસંકર (૩) બગાડ, ભ્રષ્ટતા (૪) એ નામનો એક અર્થાલંકાર
**સંકરણ** (ન.) બે ભિન્ન જાતિનું સંમિશ્રાણ કરવું તે, 'ક્રૉસ-બ્રીડિંગ'
**સંકરિત** (વિ.) સંકર થયેલું, સંકરવાળું, મિશ્રિાત
**સંકર્ષણ** (ન.) ખેંચવું તે (૨) ખેડવું તે (૩) (પું.) બળરામ (૪) શેષનાગ
**સંકલન,સંકલના** (ન.સ્ત્રી.) એકઠું કરવું તે, સંગ્રહ (૨) સરવાળો (૩) ગૂંથણી, ગોઠવણી, રચના
**સંકલિત** (વિ.) એકઠું કરેલું કે કરાયેલું
**સંકલ્પ** (પું.) તરંક, ઇરાદો, ઇચ્છા (૨) નિશ્ચય, મનસૂબો (૩) ધર્મકર્મ વગેરે કરવા માટે લેવામાં આવતો નિયમ (૪) કલ્પના કરવી તે, તર્ક
**સંકલ્પન** (ન.) સંકલ્પ કરવો-કલ્પવું તે
**સંકલ્પબળ,સંકલ્પશકિત** (ન.સ્ત્રી.) સંકલ્પશકિત, પ્રબળ મનોબળ
**સંકલ્પવિકલ્પ** (પું.બ.વ.) તર્કવિતર્ક, ગડમથલ
**સંકલ્પિત** (વિ.) કલ્પેલું (૨) ઇચ્છેલું, ધારેલું (૩) નિશ્ચય કરેલું
**સંકષ્ટ** (ન.) સંકટ (૨) કષ્ટ, મહેનત
**સંકળાવું** (ક્રિ.) સંલગ્ન થવું, સાંકળનાં આંકડા પેઠે જોડાયેલું હોવું
**સંકીર્ણ** (વિ.) મિશ્રિાત, સેળભેળ થયેલું (૨) વેરાયેલું, ફેલાયેલું, વ્યાપ્ત, ભરચક (૩) અસ્પષ્ટ (૪) સંકુચિત
**સંકીર્ણજાતિ** (સ્ત્રી.) નવ કે નવમાંશ માત્રાના ખંડવાળા તાલની જાત
**સંકીર્ત(-ર્ત્ત)ન** (ન,) સ્તુતિ (૨) ગાન સાથેનું ભજન
**સંકુચિત** (વિ.) સંકોચ પામેલું (૨) સાંકડું, ઉદાર કે વિશાળ નહિ તેવું (૩) બિડાયેલું ચ(૩) અસંગત (૪) (ન.) સમૂહ, 'કૉમ્પલેક્સ'
**સંકુલ** (વિ.) વ્યાપ્ત, પરિપૂર્ણ, ભીડવાળું (૨) અવ્યવસ્થિત, ગૂંચવાયેલું
**સંકુલતા** (સ્ત્રી.) વ્યાપ્તિ, પરિપૂર્ણતા (૨) અસંગતતા (૩) સામૂહિકતા
**સંકેત** (પું.) અગાઉથી કરેલી છૂપી ગોઠવણ (૨) ઇશારો, નિશાની (૩) છૂપો વાયદો, શરત (૪) અમુક શબ્દથી અમુક અર્થનો બોધ થાય તેવી ભાષા
**સંકેતનાણું** (ન.) તેના પોતાના ખરા મૂલ્ય કરતાં વધારે મૂલ્યવાળું ચલણી નાણું-તેનો સિક્કો
**સંકેતલિપિ** (સ્ત્રી.) લઘુલિપિ, 'શોર્ટ હેન્ડ'
**સંકેતશબ્દ** (પું.) સંકેત તરીકે નિશ્ચિત કરેલો શબ્દ, 'પાસવર્ડ, કોડવર્ડ'
**સંકેતસ્થાન** (ન.) સંકેત પ્રમાણે મળવાની જગ્યા
**સકેતાર્થ** (પું.) ક્રિયાપદનું શરત બતાવનાર રૂપ (૨) ગુપ્ત અર્થ
**સંકેતાવલિ(-લી)** (સ્ત્રી.) ગુપ્ત સંકેતની સમજ કે અર્થ આપતી પોથી
**સંકેલવું** (ક્રિ.) આટોપવું, એકઠું કરવું, પાછું વાળવું, ગડીબંધ કરવું
**સંકેલો** (પું.) સંકેલવું તે કે સંકેલાયેલું તે (૨) (લા.) દુકાન બંધ કરવી તે
**સંકોચ** (પું.) તંગી, અછત, સંકડાશ (૨) આંચકો, ખચકાવું તે (૩) (લા.) લજ્જા, શરમ (૪) બિડાવું તે (૫) ભય
**સંકોચન** (ન.) સંકોચન કે સંકોચાવું તે
**સંકોચાવું** (ક્રિ.) સંકોચ પામવો (૨) (લા.) શરમાવું
**સંકોડવું** (ક્રિ.) સંકોચવું, સાંકડું કરવું, ફેલાયેલું એકઠું કરવું
**સંકોરણી** (સ્ત્રી.) સંકોરવું કે સંકોચવું તે
**સંકોરવું** (ક્રિ.) વધારે અંદર ઠેલવું (૨) પ્રજ્વલિત કરવું
**સંક્રમ,સંક્રમણ** (પું.ન.) એક જગ્યા કે સ્થિતિમાંથી બીજી જગ્યા કે સ્થિતિમાં જવું તે, સંચાર (૨) ઓળંગવું તે (૩) પ્રવેશ કરવો તે (૪) ઓળંગવાનો કે જવાનો માર્ગ, (સેતુ, સીડી, વગેરે) (૫) એક રાશિમાંથી બીજી રાશિમાં જવું તે (સૂર્યનું)
**સંક્રમણાવસ્થા** (સ્ત્રી.) સંધિકાળ (૨) સંક્રમણ કરવાની સ્થિતિ
**સંક્રામક** (વિ.) સંક્રમણ કરે તેવું, સંક્રામી, ચેપી, સંચારી
**સંક્રામિત** (વિ.) સંક્રમ-સંચાર કરાયેલું, પહોંચાડેલું, સંક્રાંત
**સંક્રામી** (વિ.) સંક્રમણ કરે એવું, ચેપી
**સંક્રાંત** (વિ.) એક જગ્યાએથી બીજી જગ્યાએ ગયેલું (૨) પહોંચતું કરેલું, સંચારિત (૩) (સ્ત્રી.) મકરસંક્રાતિ
**સંક્રાંતિ** (સ્ત્રી.) એક જગ્યા કે સ્થિતિમાંથી બીજી જગ્યા કે સ્થિતિમાં જવું તે
**સંક્રાંતિકાલ(-ળ)** (પું.) સંક્રાંતિનો સમય, વચગાળો, એક જગ્યા કે સ્થિતિમાંથી બીજી જગ્યા કે સ્થિતિમાં જવા સુધીનો વચલો સમય
**સંક્ષિપ્ત** (વિ.) ટૂંકું
**સંક્ષુબ્ધ** (વિ.) ખળબવી ઊઠેલું, ક્ષોભ પામેલું
**સંક્ષેપ** (પું.) ટૂંકાણ, સાર (૨) ટૂંકાવેલું કે સારરૂપ તે

**સંક્ષેપક** (વિ.) સંક્ષેપ કરનારું
**સંક્ષોભ** (પું.) ગરબડ, ખળભળાટ, ગભરાટ
**સંક્ષોભક** (વિ.) સંક્ષોભ કરનારું
**સંક્ષોભ્ય** (વિ.) સંક્ષોભ પામે કે પમાવી શકાય એવું
**સંખારો** (પું.) પાણી ગાળતા ગળણામાં રહેલો કચરો
**સંખ્યા** (સ્ત્રી.) રકમ, આંકડો (૨) ગણના, ગણતરી
**સંખ્યાક્રમપૂરક** (વિ.) પહેલું બીજું એમ સંખ્યા બતાવનાર
**સંખ્યાક્રમવાચક** (વિ.) સંખ્યાનો ક્રમ બતાવનાર
**સંખ્યાતીત** (વિ.) અસંખ્ય, અનંત, બેસુમાર
**સંખ્યાત્મક (વિ.) સંખ્યાને લગતું**
**સંખ્યાબલ(-ળ)** (ન.) નાનીમોટી સંખ્યા હોવાને કારણે મળતું કે નીપજતું બળ
**સંખ્યાબંધ** (વિ.) અનેક, મોટી સંખ્યાવાળું
**સંખ્યાલેખન** (ન.) સંખ્યા લખવાની રીત
**સંગ** (પું.) સંયોગ (૨) સંબંધ (૩) સોબત, સહવાસ (૩) આસકિત (૫) મૈથુન
**સંગ** (પું.) પથ્થર
**સંગઠક** (વિ.પું.) સંગઠન કરતું (૨) સંગઠનકાર, 'ઓર્ગેનાઇઝર'
**સંગઠન** (ન.) વીખરાયેલં લોકો અંગોને એકત્રિત કરી વ્યવસ્થિત સંયુકત બળ ઊભું કરવું તે, સંયોજનની ક્રિયા
**સંગઠનકાર** (પું.) સંગઠન કરનાર, સંગઠક
**સંગઠિત** (વિ.) સંગઠનવાળું, એકત્રિત થયેલું
**સંગઠિતતા** (સ્ત્રી.) સંગઠન હોવાપણું
**સંગત** (વિ.સ્ત્રી.) સંબદ્ધ (૨) સુસંગત, બંધબેસતું (૩) અનુરૂપ, 'સિમેટ્રિકલ' (૩) સંગતિ, સોબત, મૈત્રી, દોસ્તી
**સંગતિ** (સ્ત્રી.) સંયોગ (૨) મેળ (૩) સહવાસ (૪) પૂર્વાપર સંબંધ (૫) 'સિમેટ્રિ' (૬) એકરૂપતા, એકાત્મકતા
**સંગદિલ** (વિ.) પથ્થર જેવા દિલનું, કઠોર, નિર્દય
**સંગદિલી** (સ્ત્રી.) કઠોરતા, નિર્દયતા
**સંગદોષ** (પું.) સોબતની ખરાબ અસર
**સંગમ** (પું.) સંયોગ, મેળાપ, સમાગમ, મિલન (૨) બે નદીઓનું મિલન, તે સ્થાન
**સંગમનીય** (પું.) એક મણિ, જે મળ્યાથી પ્રિયના વિયોગનો અંત આવે છે. એમ મનાય છે
**સંગમસ્થળ,સંગમસ્થાન** (ન.) (વ્યકિતઓ, નદીઓના) મળવાની જગ્યા
**સંગાથ** (પું.) સંઘાત, સાથ, સથવારો, સોબત (રસ્તામાં)
**સંગાથી** (વિ.પું.) સંગાત કરનાર (૨) સાથી
**સંગાથે** (અ.) સાથે, સંઘાતે, સાથમાં, જોડે
**સંગામી** (વિ.) સાથે જનારું (૨) એક બિંદુમાં સંગમ થતું, 'કૉન્કરંટ'
**સંગિની** (વિ.સ્ત્રી.) સાથીદાર સ્ત્રી (૨) ધર્મપત્ની
**સંગી** (વિ.) સંગ કરનાર (૨) (પું.) સોબતી, સાથી
**સંગીત** (ન.) ગાયન વદન સાથે નૃત્યનો સમાહાર (૨) ગાયન કે વાદન
**સંગીતકલા** (સ્ત્રી.) સંગીતની-ગાવાની કળા કે વિદ્યા
**સગીતકલ્પ** (વિ.) ગેય, ગાઈ શકાય એવું
**સંગીતકાર** (પું.) સંગીત ગાઈ જાણનાર, ગાયક, સંગીત-કલાકાર
**સંગીતકાવ્ય** (ન.) ગેય કવિતા, 'લિરિક'
**સંગીતજ્ઞ** (વિ.) સંગીત જાણનારું, સંગીતવિદ
**સંગીતપદ્ધતિ** (સ્ત્રી.) સંગીત ગાવાની રીત કે પદ્ધતિ
**સંગીતલિપિ** (સ્ત્રી.) સંગીત-લેખન માટેની લિપિ
**સંગીતલેખન** (ન.) ગાયન કે ગીતના તાલસ્વરને સાંકેતિક ચિહ્નો દ્વારા લખવાં તે, સ્વરાંકન, 'નોટેશન'
**સંગીતવિદ્યા** (સ્ત્રી.) ગાયન કે સંગીતની વિદ્યા, સંગીતશાસ્ત્ર
**સંગીતવિદ્યાલય,સંગીતશાળા** (ન.સ્ત્રી.) સંગીત શીખવા માટેની શાળા, 'મ્યુઝિક સ્કૂલ-કૉલેજ'
**સંગીતવિશારદ** (વિ.) સંગીતવિદ્યામાં નિષ્ણાત (૨) સંગીતની પરીક્ષાની સ્નાતક કક્ષાની પદવી
**સંગીતશાસ્ત્ર** (ન.) સંગીતનું શાસ્ત્ર
**સંગીતશિક્ષક** (પું.) સંગીતનું જ્ઞાન આપનાર
**સંગીતિ** (સ્ત્રી.) સ્વરોની સંવાદિતા, 'હાર્મની' (૨) બૌદ્ધ પરિષદ, સંગીથિ (૩) વૃંદગાન, સમૂહગાન, 'કોરસ'
**સંગીન** (વિ.) પથ્થરનું બનેલું (૨) (પથ્થર જેવું) ટકાઉ, મજબૂત (૩) (સ્ત્રી.) બંદૂકની નળીને છેડે ઘાલવામાં આવતું, ભાલા જેવું અણીદાર પાનું, 'બેયોનેટ' (૪) અડગ, અચળ (૫) મહત્ત્વનું
**સંગૃહીત** (વિ.) સંઘરેલું, એકત્રિત
**સંગેમરમર** (પું.) ચકમકની છાંટવાળો આરસપહાણ
**સંગોપન** (ન.) ગોપન, પાલનપોષણ (૨) રક્ષણ કરવું એ (૩) સાચવી લેવું એ, ઢાંકી લેવું એ (૪) રહસ્યની જાળવણી
**સંગોપવું** (ક્રિ.) ગોપન-પાલનપોષણ કરવું, સંગોપન કરવું (૨) છુપાવી રાખવું
**સંગ્રથિત** (વિ.) એકઠું કરેલું (૨) સંગઠિત (૩) સંયુકત
**સંગ્રહ** (પું.) એકઠું કરવું તે (૨) સંઘરી રાખેલો જથ્થો (૩) સારી સારી વસ્તુઓનો એક સ્થળે કરેલો જમાવ
**સંગ્રહકર્તા(-ર્ત્તા)** (પું.)સંગ્રહ કરનાર
**સંગ્રહખોર** (વિ.પું.) સંઘરાખોર, ખોટો કે અયોગ્ય સંગ્રહ કરનારું
**સંગ્રહખોરી** (સ્ત્રી.) સંઘરાખોર જેવું કામ કે ગુણ
**સંગ્રહણી** (સ્ત્રી.) સંઘરણીનો-ઝાડાનો એક રોગ (૨) જૈન આગમશાસ્ત્રના વિષયોને સંક્ષેપમાં આપનારો પ્રાકૃત પદ્યાત્મક ગ્રંથ
**સંગ્રહવું** (ક્રિ.) સંગ્રહ કરવો (૨) સંઘરવું
**સંગ્રહસ્થાન,સંગ્રહાલય** (ન) જ્યાં દેશપરદેશની જાણવા અને જોવાલાયક વસ્તુઓ વ્યવસ્થિત રીતે સાચવીને મૂકી હોય તે સ્થળ, 'ઑર્ગેનાઇઝર'
**સંગ્રામ** (પું.) યુદ્ધ, લડાઈ, જંગ
**સંગ્રામગીત** (ન.) યુદ્ધગીત, સંગ્રામ સમયનું કે તે માટે કામનું ગીત
**સંગ્રામસમિતિ** (સ્ત્રી.) યુદ્ધની વ્યવસ્થાપક સમિતિ
**સંગ્રાહ** (પું.) પકડ, ચૂડ
**સંગ્રાહક** (વિ.પું.) સંગ્રહ કરનાર
**સંગ્રાહી** (વિ.) સંગ્રહ કરનારું
**સંઘ** (પું.) ટોળું (૨) યાત્રાળુઓનો સમૂહ (૩) સંગઠિત અને વ્યવસ્થિત સમુદાય (જેમ કે, બૌદ્ધ ભિક્ષુઓનો,. યુવકોનો, રાજ્યોનો વગેરે)
**સંઘજીવન** (ન.) સમૂહ-જીવન, સંઘમાં સાથે ભેગાં રહેવું તે
**સંઘટક** (વિ.પું.) સંગઠક, સંગઠન કરતું, સંગઠનકાર, 'ઑર્ગેનાઇઝર'

**સંઘટન(-ના)** (ન.સ્ત્રી.) સંગઠન કરવું એ
**સંઘટિત** (વિ.) એકત્રિત, સંગઠિત
**સંઘટ્ટ** (વિ.) ભિડાયેલું, સજ્જડ થયેલું (૨) (પું.) સંઘર્ષણ (૩) અથડાવું તે (૪) મિલન, સંયોગ
**સંઘટ્ટન** (ન.) મિલન, સંયોગ (૨) રચના, બનાવટ (૩) સંઘર્ષણ (૪) સંગઠન
**સંઘબળ** (ન.) સંઘનું કે સંઘ બનવાથી નીપજતું બળ (૨) સામુદાયિક બળ
**સંઘરણી** (સ્ત્રી.) સંગ્રહણી, સંઘરણીનો-ઝાડાનો એક રોગ
**સંઘરવું** (ક્રિ.) એકઠું કરવું, જમા કરવું (૨) જતન કરીને રાખી મૂકવું (૩) સમાસ કરવો, પોતાની અંદર લેવું
**સંઘરાખોર** (વિ.) સંગ્રહખોર, જરૂરથી વધારે પડતું સંઘરી રાખવાની વૃત્તિવાળું
**સંઘરાખોરી** (સ્ત્રી.) સંઘરાખોરવૃત્તિ, 'હોર્ડિંગ'
**સંઘરો** (પું.) સંઘરેલી વસ્તુઓનો જથ્થો, સંચય
**સંઘર્ષ,સંઘર્ષણ** (પું.ન.) બે વસ્તુઓનું ઘસાવું કે અથડાવું તે (૨) સ્પર્ધા (૩) કલહ, ઝઘડો, તકરાર
**સંઘવી** (પું.) સઘ કાઢનાર, સંઘનો નેતા
**સંઘવ્યાયામ** (પું.) સમૂહમાં સાથે થતો વ્યાયામ
**સંઘશકિત** (સ્ત્રી.) સંઘબળ, સમૂહબળ
**સંઘસત્તાક** (વિ.) સત્તા સંઘના હાથમાં હોય એવું, પ્રજાતંત્રવાળું
**સંઘાડિયો** (પું.) સંઘાડાથી ઘાટ ઉતારનારો, 'ટર્નર'
**સંઘાડો** (પું.) હાથીદાંત, લાકડાં વગેરેના ઘાટ ઉતારવાનું યંત્ર (૨) યુગલ, જોડી (જૈન) (૩) જૈન સાધુસાધ્વીઓનો સમુદાય
**સંઘાત** (પું.) સાથ (૨) અથડામણ (૩) ઘાત, મારવું તે (૪) (અ.) સાથે, જોડે ચકરનારું
**સંઘાતક** (વિ.) ઘાત કરનારું, નાશ કરનારું (૨) સંઘાત-જમાવ કે જથ્થો
**સંઘાતી** (વિ.) સાથીદાર, સંગાથી, સોબતી
**સંઘાતે** (અ.) સાથે, સંગાથે, સથવારામાં
**સંઘીય** (વિ.) સંઘને લગતું
**સંઘેડો** (પું.) સંઘોડો, હાથીદાંત લાકડાં વગેરેનો ઘાટ ઉતારવાનું યંત્ર
**સંચ** (પું.) ગુપ્ત કરામત કે યુકિત યા ગોઠવણ (૨) ભીત કે પટારા વગેરેમાં રાખેલું ગુપ્તખાનું
**સંચય** (પું.) સંગ્રહ, જમાવ
**સંચર** (પું.) હાલચાલનો આછો અવાજ કે પગરવ
**સંચરવું** (ક્રિ.) જવું, ચાલતા થવું (૨) દાખલ થવું, વ્યાપી જવું (૩) સંચય કરવો (૪) સંચારવું
**સંચલન** (ન.) ડોલવું તે, હાલવું તે (૨) કંપ, ખળભળાટ (૩) આંદોલન, હિલચાલ
**સંચલિત** (વિ.) ચાલતું, ચાલુ, ચલાવેલું
**સંચળ** (પું.) પકવેલું એક જાતનું રેચક મીઠું (૨) એક ક્ષાર
**સંચાર** (પું.) ફેલાવું તે, પ્રસાર (૨) ચલાવવું તે, પ્રેરવું તે (૩૦ જવું તે, માં થઈને જવું તે, 'ટ્રાન્સમિશન' (૪) સૂર્યનું એક રાશિમાંથી બીજી રાશિમાં જવું તે
**સંચારક** (વિ.) સંચાર કરનારું, લઈ જનારું, ચલાવનારું, દોરનારું (૨) (પું.) નેતા
**સંચારણ** (ન.) સંચાર કરવો તે, પસાર કરવું કે લઈ જવું તે
**સંચારવું** (ક્રિ.) નળિયાં ફેરવીને છાપરું ઠીક કરવું (૨) રેડવું, નાંખવું
**સીંચવું** (૩) સંચાર કરવો, 'ટ્રાન્સમિટ'
**સંચારિત** (વિ.) સંચાર કરાયેલું, ફેલાયેલું
**સંચારી** (વિ.) ફરનાર, ભમનાર (૨) અસ્થિર (૩) ક્ષણિક (૪) આગંતુક (૫) (પું.) સંચારીભાવ (૬) સાંસર્ગિક, ચેપી
**સંચારી ભાવ** (પું.) વ્યભિચારી ભાવ, રસની ઉત્પત્તિમાં જે સ્થાયી ભાવને પુષ્ટ કરી ચાલ્યો જાય છે તે ક્ષણિક ભાવ
**સંચારો** (પું.) છાપરું સંચારનાર, છાપરાં સંચારવાનું કામ કરનાર મજૂર
**સંચાલક** (પું.) ચલાવનાર-વ્યવસ્થા કરનાર, વ્યવસ્થાપક, વહીવટદાર, 'મૅનેજર'
**સંચાલન,સંચાલના** (ન.સ્ત્રી.) ચલાવવું-વ્યવસ્થા કરવી તે, વ્યવસ્થા, વહીવટ, 'મૅનેજમેન્ટ'
**સંચાલિત** (વિ.) સંચાલન કરાયેલું (૨) ચાલુ રહે એવી સ્થિતિમાં મૂકેલું, વહીવટમાં મૂકેલું
**સંચિત** (વિ.) એકઠું કરેલું, સંઘરેલું (૨) (ન.) પૂર્વજન્મમાં બાકી રહેલાં કર્મ
**સંચો** (પું.) યંત્ર (૨) સંચ (૩) સ્ટવ (૪) કપડાં સીવવાનું મશીન
**સંચોડું** (વિ.અ.) સચોડું, બધું, સમૂળગું (૨) (અ.) તદ્દન, બિલકુલ
**સંચોરો** (પું.) (અનાજ જલદી ચડે તે માટે વપરાતો) પાપડિયો ખારો, 'સોડા'
**સંજવારવું** (ક્રિ.) સંજવારી કાઢવી, વાસીદું વાળવું
**સંજવારી** (સ્ત્રી.) (લા.) કચરો, પૂંજો (૨) સાવરણી, ઝાડુ
**સંજીવન** (ન.) મરેલું જીવતું કરવું-થવું તે
**સંજીવની** (સ્ત્રી.) મરેલાને પુનર્જીવન આપે તેવી વિદ્યા કે ઔષધિ
**સંજેરો** (પું.) રાત્રિ પડતાં ચીજવસ્તુઓના ઢાંકોઢૂંબો કરવો તે
**સંજોગ** (પું.) સંયોગ, ભેટો (૨) દૈવયોગ (૩) પરિસ્થિતિ
**સંજોવશાત્** (અ.) દૈવયોગે, સંજોગોને લીધે
**સંજોગી** (પું.) સંસારી સાધુ કે બાવો
**સંજોરી** (સ્ત્રી.) એક મીઠાઈ, ઘૂઘરા
**સંજ્ઞા** (સ્ત્રી.) ભાન, ચેતના (૨) જ્ઞાન, સમજ (૩) સાન, નિશાની, સંકેત, ઇશારો (૪) ઓળખ માટેનું નામ (વ્યા.) (૫) બીજગણિતમાંનો તે તે વર્ણ-સંકેત, 'સિમ્બૉલ'
**સંજ્ઞાપક** (વિ.) જ્ઞાપક, બતાવનારું, જણાવનારું, ખ્યાલ આપનારું
**સંજ્ઞાવાચક** (વિ.) સંજ્ઞા, વિશેષનામ બતાવનારું
**સંડાસ** (પું.ન.) જાજરૂ, પાયખાનું
**સંડોવણ,સંડોવણી** (ન.સ્ત્રી.) સંડોવાવું કે સંડોવવું તે (૨) સપડાવું તે
**સંડોવવું** (ક્રિ.) સામેલ કરવું, સપડાવવું
**સંત** (વિ.) સાધુ, પવિત્ર માણસ (૨) સાધુ પુરુષ, સત્પુરુષ
**સંતતિ** (સ્ત્રી.) બાળબચ્ચાં, સંતાન, ઓલાદ (૨) વિસ્તાર (૩) અવિચ્છિન્ન પરંપરા
**સંતતિનિયમન,સંતતિનિરોધ** (ન.પું.) સંતતિ વધતી કે થતી અટકાવવી તે, 'ફૅમિલી-પ્લાનિંગ'
**સંતતિશાસ્ત્ર** (ન.) ઉત્તમ સંતતિ પ્રાપ્ત કરવાના નિયમોનું શાસ્ત્ર, પ્રજનનવિદ્યા, 'યુજનિક્સ'
**સંપત્પ** (વિ.) ખૂબ તપી ગયેલું, (૨) દુઃખી, પીડિત (૩) ખૂબ ગુસ્સે થયેલું
**સંતરું** (ન.) ખટમધુરું એક ફળ, નારંગી
**સંતર્પક** (વિ.) સંતૃપ્ત કરવું, પ્રસન્ન કરનારું

**સંતર્પણ** (ન.) તૃપ્ત કરવું તે, પ્રસન્ન કરવું
**સંતર્પવું** (ક્રિ.) સંતૃપ્ત કરવું
**સંતર્પિત** (વિ.) તૃપ્ત કરાયેલું, પ્રસન્ન કરાયેલું
**સંતલસ** (સ્ત્રી.) ખાનગી મસલત (૨) છૂપી ગોઠવણ
**સંતવાણી** (સ્ત્રી.) સંતોની વાણી કે વચન (૨) સંત કવિઓની કાવ્યરચના, ભજન
**સંતસમાગમ** (પું.) સંતોનો કે સાધુપુરુષોનો સમાગમ, સત્સંગ
**સંતાકૂકડી** (સ્ત્રી.) સંતાયેલાંને શોધળા જવાની એક બાળરમત
**સંતાડવું** (ક્રિ.) છુપાવવું
**સંતાન** (ન.) સંતતિ, બાળબચ્ચાં, છૈયાંછોકરાં (૨) સ્વર્ગનાં પાંચ વૃક્ષમાંનું એક
**સંતાનપ્રાપ્તિ** (સ્ત્રી.) સંતાન સાંપડવું-થવું તે
**સંતાનસુખ** (ન.) સંતાનપ્રાપ્તિ કે સંતાન તરફથી થતું સુખ કે સંતોષ
**સંતાનોત્પત્તિ** (સ્ત્રી.) સંતાન પેદા થવું તે, પ્રજોત્પત્તિ
**સંતાપ** (પું.) કલેશ, દુઃખ, ઉદ્વેગ, પશ્ચાત્તાપ
**સંતાપજનક** (વિ.) સંતાપ પેદા કરતું, દુઃખજનક
**સંતાપદાયક,સંતાપદાયી** (વિ.) સંતાપ આપે-કરે એવું
**સંતાપવું** (ક્રિ.) સંતાપ આપવો, પીડવું, પજવવું
**સંતાપિત** (વિ.) સંતાપ પામેલું (૨) દુઃખી
**સંતાવું** (ક્રિ.) છૂપાવું, ગુપ્ત રહેવું
**સંતુલન** (ન.) સમતોલ કે તુલનામાં સરખું થવું તે, સમતોલપણું
**સંતુષ્ટ** (વિ.) સંતોષ પામેલું (૨) પ્રસન્ન થયેલું
**સંતૃપ્ત** (વિ.) તૃપ્ત, સંતુષ્ટ, ધરાયેલું
**સંતૃપ્તિ** (સ્ત્રી.) ધરાઈ જવું એ, સંતોષ, તૃપ્તિ
**સંતોષ** (પું.) તૃપ્તિ, સમાધાન, સુખ (૨) હોય તેટલાથી રાજી રહેવું તે
**સંતોષવું** (ક્રિ.) સંતોષ આપવો
**સંતોષી** (વિ.) સંતોષ રાખનારું, થોડાથી સંતોષ પામનારું
**સંત્રાસ** (પું.) ત્રાસ, સતામણી
**સંત્રી** (પું.) પહેરેગીર, ચોકીદાર
**સંથાગાર** (પું.) વિચાર કરવા ભેગા મળવાનું જાહેર મકાન, 'ટાઉન હૉલ' (૨) બૌદ્ધ ધર્મોપદેશ દેવાનું સ્થાન
**સંથારો** (પું.) મરણ સુધી મમતા છોડી ઉપવાસ કરતાં મરણપથારી પર સૂવું તે (જૈન)
**સંદર્ભ** (પું.) ગૂથવું તે, ગોઠવવું તે (૨) એકઠું કરવું તે (૩) આગળપાછળના અર્થનો સંબંધ, પૂર્વાપર (૪) રચના (૫) પ્રબંધ, ગ્રંથ, અનુસંધાન
**સંદર્ભગ્રંથ** (પું.) અર્થ આંકડા કે એવી માહિતી મેળવવા માટે ખપનો સંગ્રહગ્રંથ, આકરગ્રંથ, 'રેફરન્સ બુક'
**સંદિગ્ધ** (વિ.) સંદેહયુકત, અસ્પષ્ટ, શંકાસ્પદ
**સંદીપન** (ન.) ઉદ્દીપન, સળગાવવું એ, પેટાવવું એ
**સંદીપ્ત** (વિ.) ઉદ્દીપ્ત, પ્રજવલિત (૨) (લા.) ઉશ્કેરાયેલું
**સંદૂક** (સ્ત્રી.) પેટી, તિજોરી
**સંદેશ** (પું.) કહેણ, ખબર, સમાચાર (૨) પેંડા જેવી એક બંગાળી મીઠાઈ
**સંદેશક** (વિ.) નિર્દેશક, સંદેશો કહેનાર કે લાવનાર
**સંદેશવાહક** (વિ.) સંદેશો લઈ જનાર, ખેપિયો
**સંદેશો** (પું.) કહેણ, ખબર, સમાચાર
**સંદેહ** (પું.) શંકા, વહેમ (૨) બે વસ્તુના સરખાપણાને લીધે એકમાં બીજી હોવાનો સંદેહ ઊપજે છે એ
**સંદોહન** (ન.) દોહન, સાર (૨) સાર એકઠો કરવો તે
**સંધાડવું** (ક્રિ.) સાંધવું, જોડવું
**સંધાણ,સંધાન** (ન.) જોડાણ, સાંધણ (૨) જોગ, લાગ (૩) લક્ષ, નિશાન (૪) ધનુષ્ય પર બાણ ચડાવી નિશાન લેવું તે
**સંધિ** (પું.સ્ત્રી.) જાડાવું એ, સંયોગ (૨) સાંધો, સાંધાની જગ્યા (૩) સુલેહ, તહ (૪) અણીનો વખત (૫) બે યુગ કે વિશિષ્ટ સમયો વચ્ચેનો સમય (૬) બે વર્ણ સાથે આવવાથી થતો ફેરફાર કે જોડાણ (૭) નાટકનો સાંધો-વિભાગ (૮) ચોરે ભીતમાં પાડેલું બાકું
**સંધિકા,સંધિકાલ(-ળ)** (સ્ત્રી.પું.) ક્ષિતિજ (૨) દિવસ અને રાત્રિ જ્યારે મળે છે તે સમય, સંધિકાલ (૩) સંધ્યાસમયનું તેજ
**સંધિનામું,સંધિપત્ર** (ન.પું.) બે પક્ષ વચ્ચેની સંધિનો લેખ કે ખત-કરારનામું
**સંધિવા** (પું.) શરીરના સાંધા જકડાઈ જાય તેવો રોગ
**સંધિવિગ્રહ(-હિ)ક** (પું.) સંધિ કે વિગ્રહ કરાવનાર (૨) રાજદૂત-રાજકારણી અધિકારી
**સંધિસ્વર** (પું.) બે સ્વરોની સંધિ થવાથી બનેલો સ્વર (ઉદા. ઐ, ઔ)
**સંધું** (વિ.) બધું, સઘળું, તમામ
**સંધે** (અ.) બધે, સર્વત્ર
**સંધ્યા** (સ્ત્રી.) બે સમયને જોડનારો-વચગાળાનો ટૂંકો વખત (૨) સાંજ
**સંધ્યાકાલ(-ળ)** (પું.) સાંજ
**સંધ્યાપૂજા,સંધ્યાવંદન** (સ્ત્રી.ન.) સંધ્યા વખતનું નિત્યકર્મ
**સંનાહ** (પું.ન.) બખતર, કવચ
**સંનિકર્ષ** (પું.) સામીપ્ય, નિકટપણું (૨) સંબંધ ચસમીપ, પાસે, નજીક
**સંનિધાન** (ન.) સામી (૨) સામીપ્ય, સમીપતા (૩) (અ.) સંનિધા,
**સંનિધ** (અ.) પાસે, નજીક
**સંનિધિ** (પું.સ્ત્રી.) સમીપતા (૨) (અ.) સંનિધ
**સંનિપાત** (પું.) સનેપાત (૨) ઢગલો (૩) સાથે મળવું તે (૪) સંબંધ
**સંનિવેશ** (પું.) (સંગીત) તલ્લીનતા (૨) સમુદાય (૩) ગોઠવણી, રચના (૪) સંનિધિ, પડોશ (૫) નગર પાસેનું લોકોને એકઠા મળવાનું કે વિહાર કરવાનું સ્થળ (૬) પડાવ, પરૂ (જૈન)
**સંનિવેશી** (વિ.) પડોશી, પડોશનું
**સંનિષ્ઠ** (વિ.) પાકી નિષ્ઠાવાળું, પૂરી આસ્થાવાળું
**સંનિષ્ઠા** (સ્ત્રી.) પૂર્ણ નિષ્ઠા, પૂરી આસ્થા, સાચી અને પ્રબળ ભાવના
**સંનિહિત** (વિ.) સંનિધિમાં આવેલું, પાસેનું, નિકટનું (૨) તૈયાર, હાજર (૩) સમાવેશ થયેલું, ભેગું
**સંન્યસ્ત** (વિ.) તજી દીધેલું (૨) (ન.) સંન્યાસ
**સંન્યસ્તાશ્રામ,સંન્યાસાશ્રામ** (પું,) વાનપ્રસ્થ પછીનો ચોથો-સંન્યાસીનો આશ્રામ (૨) સંન્યાસીઓને રહેવાનો આશ્રામ, સ્થાન કે મઠ
**સંન્યાસ** (પું.) ત્યાગ કરવો તે (૨) સંસાર-વ્યવહારનો ત્યાગ
**સંન્યાસમાર્ગ** (પું.) સંન્યાસ દ્વારા સાધનાનો માર્ગ, નિવૃત્તિમાર્ગ
**સંન્યાસમાર્ગી** (વિ.પું.) સંન્યાસમાર્ગનું કે ગ્રહણ કરનારું, નિવૃત્તિમાર્ગી
**સંન્યાસિની** (સ્ત્રી.) સંન્યાસી સ્ત્રી
**સંન્યાસી** (પું.) જેણે સંન્યાસ લીધો હોય તેવો પુરુષ, સાધુ
**સંપ** (પું.) ઐકય, મેળ (૨) સુલેહ, સંધિ

**સંપત** (સ્ત્રી.) સંપદ, સંપત્તિ (૨) (લા.) શકિત, સાધનબળ

**સંપત્તિ** (સ્ત્રી.) ધન, દોલત (૨) ઐશ્વર્ય, આબાદી (૩) અધિકતા, સંપૂર્ણતા

**સંપત્તિકર,સંપત્તિવેરો** (પું.) સંપત્તિ કે મિલકત પર લાગતો કે લેવાતો કરવેરો, 'વેલ્થટેક્સ'

**સંપદ** (સ્ત્રી.) સંપત, સંપત્તિ

**સંપદા** (સ્ત્રી.)ધન, દોલત, સમૃદ્ધિ

**સંપન્ન** (વિ.) યુકત, સહિત (૨) શ્રીમાન, વૈભવશાળી (સમાસમાં) ધરાવનારું. જેમ કે, સાધનસંપન્ન વગેરે (૩) સંપત્તિવાળું, માલદાર, પૈસાદાર

**સંપર્ક** (પું.) સંબંધ, સંગ, સંસર્ગ, સોબત

**સંપવું** (ક્રિ.) સંપ કરવો, એકઠા થઈ મેળ કરવો, હળીમળીને રહેવું

**સંપાત** (પું.) એકસાથે પડવું તે (૨) સંગમ, સમાગમ (૩) પ્રહાર

**સંપાતબિંદુ** (ન.) ક્રાંતિવૃત્ત અને વિષુવવૃત્ત જે બે બિંદુઓ આગળ એક-બીજાને છેદે તે બિંદુ

**સંપાતી** (વિ.) પ્રહારવાળું (૨) એકદમ આવી પડનારું

**સંપાદક** (પું.) સંપાદન કરનાર, પ્રાપ્ત કરનાર, મેળવનાર (૨) સામયિક કે ગ્રંથ માટે સામગ્રી એકઠી કરી તેને યથાસ્થિત ગોઠવનાર, 'કમ્પાઇલર' 'ઍડિટર'

**સંપાદકીય** (વિ.) સંપાદકનું કે તેને અંગેનું (૨) (ન.) સંપાદકનું-તેના તરફનું લખાણ, અગ્રલેખ, 'ઍડિટોરિયલ'

**સંપાદન** (ન.) મેળવવું તે (૨) તૈયાર કરવું તે (૩) કોઈ પુસ્તક કે પત્ર પ્રસિદ્ધ કરવા તૈયાર કરવું તે

**સંપાદવું** (ક્ર.) મેળવવું, સાંપડવું (૨) તૈયાર કરવું

**સંપાદિત** (વિ.) પ્રાપ્ત કરેલું (૨) સંપાદક જેનું સંપાદન કર્યું હોય તેવું (લેખ, લેખસંગ્રહ, ગ્રંથ, સામયિક વગેરે)

**સંપીલું** (વિ.)સંપવાળું, સંપેલું, હળીમળીને રહેનારું

**સંપુટ,સંપુટિયું** (પું.ન.) બે શકોરાં કે તેવી પોલી વસ્તુઓના મોં એક ઉપર એક મૂકી કરેલો ઘાટ (૨) હાથના પંજા તે પ્રમાણે જોડવા તે (૩) સાહિત્યિક રચનાઓનો સંગ્રહ

**સંપૂજન** (ન.) સારી રીતનું પૂજન-અર્ચન

**સંપૂરક** (વિ.) પૂર્ણ કરનારું, પૂર્તિ કરનારું, 'કૉમ્પ્લીમેન્ટરી'

**સંપૂરિત** (વિ.) ખૂબ ભરેલું, ભરપૂર

**સંપૂર્ણ** (વિ.) બધું, તમામ (૨) પરિપૂર્ણ (૩) સમાપ્ત

**સંપૂર્ણતા** (સ્ત્રી.) પરિપૂર્ણતા, ન્યૂનતા ન હોવી તે

**સંપૂર્તિ(-ર્ત્તિ)** (સ્ત્રી.) પૂર્ણ કરવું તે (૨) પૂર્તિ, પુરવણી, 'ઍપેન્ડિક્સ'

**સંપૃકત** (વિ.) ભેળવેલું, મિશ્રિત કરેલું (૨) જોડેલું,ગાઢ સંબંધ કે સંપર્કવાળું (૩) તરબોળ

**સંપેતરું** (ન.) કોઈને પહોંચાડવા માટે પ્રવાસીને સોંપાયેલી ચીજવસ્તુ, ભેટસોગાતની ચીજ

**સંપ્રજન્ય** (ન.) (બૌદ્ધ) કાયા ને ચિત્તની અવસ્થાનું વારંવાર નિરીક્ષણ, અપ્રમાદ

**સંપ્રજ્ઞાત** (વિ.) પરિપૂર્ણ રીતે જાણેલું (૨) જેમાંથી વિચાર વિતર્ક લુપ્ત થયા નથી તેવી (સમાધિ)

**સંપ્રજ્ઞાન** (ન.) પરિપૂર્ણ પ્રજ્ઞાન, સંપૂર્ણ જ્ઞાન

**સંપ્રતિ** (અ.) હમણાં, હાલમાં, અત્યારે, સાંપ્રત સમયે

**સંપ્રતીત** (વિ.) સ્પષ્ટ જણાયેલું, જાણીતું

**સંપ્રત્યય** (પું.) પ્રતીતિ, ખાતરી, દૃઢ માન્યતા

**સંપ્રદાન** (ન.) આપવું તે (૨) ચોથી વિભકિતનો અર્થ (વ્યા.) (૩) ભેટ, બક્ષિસ

**સંપ્રદાય** (પું.) રિવાજ, ચાલુ વહીવટ (૨) ધર્મનો ફાંટો, પંથ (૩) ગુરુ-પરંપરાગત ઉપદેશ

**સંપ્રદાયી** (વિ.પું.) સંપ્રદાયનું અનુયાયી

**સંપ્રસન્ન** (વિ.) પૂર્ણ પ્રસન્ન

**સંપ્રસાદ** (પું.) ચિત્તની નિર્મળતા અને પ્રસન્નતા (યોગ)

**સંપ્રસારણ** (ન.) સારી રીતે ફેલાવો થવો-કરવો એ (૨) ઉચ્ચારણ- પ્રક્રિયામાં ય્, વ્, ર્, લ્ ને સ્થળે તેનો મૂળ સ્વર થવો-અનુક્રમે ઇ, ઉ, ઋ, લૃ થવા-એવો વિકાસ

**સંપ્રીતિ** (સ્ત્રી.) પ્રીતિ (૨) આનંદ, હર્ષ

**સંપ્રોક્ષણ** (ન.) પાણી છાંટવું તે, પાણી છાંટી પવિત્ર કરવું તે

**સંબદ્ધ** (વિ.) જોડાયેલું, યુકત, સંબંધવાળું

**સંબંધ** (પું.) સંયોગ, સંપર્ક, જોડાણ (૨) વિવાહ, સગાઈ, સગપણ (૩) મિત્રતા, પરિચય (૪) છઠ્ઠી વિભકિતનો અર્થ

**સંબંધવાચક,સંબંધાર્થક** (વિ.) છઠ્ઠી વિભકિતનો અર્થ બતાવનારું

**સંબંધિત,સંબંધી** (વિ.) સંબંધવાળું, સંબદ્ધ (૨) સગું

**સંબુદ્ધ** (વિ.) જાગેલું (૨) સંપૂર્ણ જ્ઞાનવાળું

**સંબોધ** (પું.) બોધ, જ્ઞાન

**સંબોધન** (ન.) જગાડવું તે (૨) જણાવવું તે, સમજાવવું તે (૩) બોલાવવું તે (૪) બોલાવવા વપરાતો શબ્દ

**સંબોધવું** (ક્રિ.) ઉદ્દેશીને બોલવું, સમજાવવું (૩) ઉપદેશ આપવો

**સંબોધિ** (સ્ત્રી.) બોધિ, પૂર્ણ જ્ઞાન

**સંબોધિત** (વિ.) સંબોધાયેલું, ઉપદેશાયેલું

**સંબોધ્ય** (ન.) જેને સંબોધાતું હોય યા સબોધાય તે

**સંભવ** (પું.) સંભવ હોવો તે, શકયતા (૨) મૂળ (૩) ઉત્પત્તિ, જન્મવું તે

**સંભવતઃ** (અ.) શકય રીતે, બનતાં સુધી, ઘણું કરીને

**સંભવવું** (ક્રિ.) ઉત્પન્ન થવું, બનવું (૨) સંભવ હોવો, બની શકવું

**સંભવાસંભવ** (પું.) સંભવ ને અસંભવ, શકયાશકયતા

**સંભવિત** (વિ.) સંભવ હોય કે બને તેવું, શકય

**સંભળામણી** (સ્ત્રી.) સંભળાવેલું (મહેણું કે ઠપકો) સાંભળવાની દશા, સાંભળવાપણું

**સંભળાવવું** (ક્રિ.) 'સાંભળવું' નું પ્રેરક (૨) વળતો ઉત્તર કે કડક વેણ કે ગાળ કહેવી તે

**સંભાર** (પું.) જોઈતી સામગ્રી (૨) શાક કે અથાણામાં ભરવાનો મસાલો

**સંભારણ** (ન.) સંભારવું તે, સ્મૃતિ, યાદ કરવું તે

**સંભારણું** (ન.) યાદગીરી, યાદગીરીની વસ્તુ કે નિશાની, સ્મારક (૨) સ્મૃતિ, સ્મરણ

**સંભારવું** (ક્રિ.) યાદ કરવું, સ્મરવું

**સંભારિયું,સંભારો** (વિ.) સંભારવાળું, મસાલો પૂરેલું (૨) (ન.) તેવું શાક

**સંભાવના** (સ્ત્રી.) સંભવ,શકયતા (૨) કલ્પના, તર્ક (૩) આદરસત્કાર (૪) પ્રતિષ્ઠા, ઇજ્જત, માન (૫) (પું.) એ નામનો એક અલંકાર

સંભાવિત (વિ.) પ્રતિષ્ઠિત, આબરૂદાર

**સંભાવી** (વિ.) સંભવે એવું, સંભાવ્ય, શકય
**સંભાવ્ય** (વિ.) શકય (૨) સત્કાર કરવા યોગ્ય (૩) કલ્પી શકાય તેવું (૪) યોગ્ય, લાયક (૫) પ્રતિષ્ઠિત, આબરૂદાર
**સંભાષણ** (ન.) વાતચીત, પ્રશ્નોત્તરી, વાર્તાલાપ
**સંભાળ** (સ્ત્રી.) દરકાર, કાળજી, દેખરેખ, તપાસ (૨) રક્ષણ, જતન
**સંભાળવું** (ક્રિ.) સંભાળ રાખવી, જતન કરવું, સાચવવું, જાળવવું (૨) (કામ જવાબદારી વગેરે) માથે લેવું-ચલાવવું, નિભાવવું (૩) (ક્રિ.) સાવચેત કે હોશિયાર રહેવું, ગફલતમાં ન પડી રહેવું
**સંભૂત** (વિ.) બનેલું, સંભવેલું (૨) જન્મેલું, પેદા થયેલું
**સંભૂતિ** (સ્ત્રી.) સંભવ, જન્મ, પેદા થવું તે, ઉત્પત્તિ (૨) સંયોગ (૩) શકયતા (૪) પરમાત્માનું એક ઐશ્વર્ય
**સંભૃત** (વિ.) એકઠું કરેલું, સાંભરેલું (૨) પૂર્ણ, ભરેલું
**સંભોગ** (પું.) ઉપયોગ (૨) મૈથુન (૩) વિષયભોગ
**સંભોગશૃંગાર** (પું.) સંભોગ અંગેનો શૃંગાર, એ રસનો એક પ્રકાર તે, વિપ્રલંભ-શૃંગાર
**સંભોગી** (વિ.) સંભોગ કરનાર, કામી
**સંભ્રમ** (પું.) ઘૂમવું તે, ચક્કર ફરવું તે (૨) ત્વરા, ધાંધલ (૩) ગભરાટ, વ્યાકુળતા (૪) ઉત્કંઠા (૫) ભ્રાંતિ (૬) ભૂલ (૭) ભય
**સંભ્રાંત** (વિ.) ઘુમાવેલું (૨) ગભરાયેલું, વ્યાકુળ થયેલું (૩) ભ્રાંતિમાં પડેલું
**સંભ્રાંતિ** (સ્ત્રી.) સંભ્રમ (૨) ભ્રાંતિ (૩) ગભરાટ, વ્યાકુળતા (૪) ઉત્કંઠા
**સંમત** (સ્ત્રી.) સંમતિવાળું, સરખો કે અનુરૂપ મત ધરાવતું (૨) માન્ય, પસંદ
**સંમતિ** (સ્ત્રી.) અનુમતિ, કબૂલાત, સમાન મતવાળું હોવું તે
**સંમાન** (ન.) સન્માન, આદરસત્કાર (૨) ગૌરવ, પ્રતિષ્ઠા
**સંમાનકારી** (વિ.) આદરસત્કાર કરનારું
**સમાનનીય** (વિ.) સંમાનને પાત્ર, સંમાન્ય
**સંમાર્જક** (વિ.) ઝાડુ કાઢનારું
**સંમાર્જન** (ન.) વાળઝુડ, સાફસૂફ
**સંમાર્જની** (સ્ત્રી.) સાવરણી
**સંમિલન** (ન.) સંમેલન, મિલન, મિશ્રાણ, ભેગું મળવું તે
**સંમિલિત** (વિ.) ભેગું, સાથે મળેલું કે કરાયેલું
**સંમિશ્ર,સંમિશ્રિત** (વિ.) મિશ્રિાત, ભેગું, ભળેલું
**સંમિશ્રણ** (ન.) મિશ્રાણ, મેળવણી, ઉમેરો (૨) ભેળસેળ
**સંમીલન** (ન.) બીડી દેવું તે, મીચી દેવું તે
**સંમુખ** (વિ.) સામે મુખવાળું, સામે હોય તેવું (૨) -ની પ્રત્યે લાગણીવાળું (૩) (અ.) રૂબરૂ, સામે
**સંમૂઢ** (વિ.) અત્યંત મૂઢ થયેલું (૨) તદ્દન મૂંઝાઈ ગયેલું
**સંમેલન** (ન.) સંમિલન, એકઠા થવું તે (૨) મેળાવડો, અધિવેશન
**સંમોહ,સંમોહન** (પું.ન.) મૂર્છા (૨) ભ્રાંતિ (૩) અજ્ઞાન (૪) મોહ
**સંમોહિત** (વિ.) સંમોહમાં પડેલું, મોહિત
**સંયત** (વિ.) દાબમાં કે કાબૂમાં રાખેલું (૨) બાંધેલું, જકડેલું (૩) સંયમવાળું
**સંયતિ** (પું.) યતિ, સાધુ, સંયમી પુરુષ
**સંયમ** (પું.) નિગ્રહ, નિરોધ (૨) ઇન્દ્રિયનિગ્રહ
**સંયમન** (ન.) નિયંત્રણ, દમન, નિગ્રહ
**સંયમશીલ** (વિ.) સંયમી
**સંયમી** (વિ.પું.)સંયમવાળું, સંયત
**સંયુકત** (વિ.) જોડાયેલું, યુકત (૨) અનેક મળીને કરેલું
**સંયુકત,રાષ્ટ્રસંઘ** (ન.) વિશ્વના અનેક રાષ્ટ્રોનું સંયુકત એક રાષ્ટ્ર કે સંઘ, 'યુનાઇટેડ નેશન્સ'
**સંયુકત વાકય** (ન.) સમાન કક્ષાનાં કે પ્રધાન કક્ષાનાં બે કે વધારે વાકયોનું બનેલું જોડિયું વાકય
**સંયુકતાક્ષર** (પું.) જોડાક્ષર
**સંયુત** (વિ.) સંયુકત, સમન્વિત
**સંયુતિ** (સ્ત્રી.) યોગ, મિલન, મેળાપ
**સંયોગ** (પું.) જોડાવું કે ભેગા થવું તે - યુતિ (૨) સંબંધ (૩) સમાગમ (૪) મિશ્રાણ, મેળવણી (૫) સંજોગ, પરિસ્થિતિ
**સંયોગવશાત્** (અ.) સંજોગવશાત્, દૈવયોગે, સંજોગોને લીધે
**સંયોગી** (વિ.) જોડનારું, સંયોગવાળું, જોડાયેલું, સંયુકત
**સંયોગીકરણ** (ન.) સંયુકત કરવું તે, જોડાણ કરવું તે
**સંયોગીભૂમિ(-મી)** (સ્ત્રી.) જમીનના બે મોટા પ્રદેશને જોડનારી સાંકડી જમીનની પટી
**સંયોજક** (વિ.પું.)જોડનાર (૨) આયોજન કરનાર (૩) રચનાત્મક
**સંયોજન** (ન.) જોડવું તે (૨) જોડાણ, સંબંધ (૩) આયોજન, વ્યવસ્થા (૪) બંધન (તે દેશ છે) (બૌદ્ધ) (૫) પદાર્થો રાસાયણિક રીતે મળીને એક નવો પદાર્થ થવો તે, 'કૉમ્પાઉન્ડ'
**સંયોજવું** (ક્રિ.) જોડવું, સાથે કરવું, લગાડવું, રચવું
**સંયોજિત** (વિ.) જોડેલું, ગોઠવેલું, આયોજિત
**સંરક્ષક** (વિ.પું.) રક્ષણ કરનારું, સાચવનાર,રખેવાળ (૨) ટ્રસ્ટનો પાલક સભ્ય, 'ટ્રસ્ટી' (૩) સંસ્થામાં મોટું દાન આપનાર, 'પેટ્રન'
**સંરક્ષણ** (ન.) રક્ષણ, રખવાળું
**સંરક્ષવું** (ક્રિ.) સંરક્ષણ કરવું, સંભાળવું (૨)પાલન કરવું (૩) આશરો આપવો
**સંરક્ષિત** (વિ.) સંરક્ષણ પામેલું, સલામત, સુરક્ષિત
**સંલગ્ન** (વિ.) લાગેલું, વળગેલું, ચોંટેલું (૨) અડીને રહેલું, નજીકમાંનું, (૩) ધ્યાનમગ્ન, મશગૂલ
**સંલાપ** (પું.) પરસ્પર વાર્તાલાપ (૨) નાટકમાં એક પ્રકારનો સંવાદ
**સંલેખના** (સ્ત્રી.) અનશન (વ્રત) (જૈન)
**સંવત** (પું.) વિક્રમ સંવત (૨) તેનું કોઈપણ વર્ષ (૩) વર્ષનો એકમ, સંવત્સર, 'ઈયર'
**સંવત્સર** (પું.) વર્ષ
**સંવત્સરી** (સ્ત્રી.) સમછરી, જૈનોનો એક તહેવાર (૨) ધામિર્ક મરણતિથિ
**સંવનન** (ન.) વશ કરવાની ક્રિયા (૨) પ્રેમ કરવો તે, પ્રેમથી જીતી લેવાનો પ્રયત્ન
**સંવર** (પું.) ઢાંકણ (૨) બાહ્ય પ્રવૃત્તિઓમાંથી પરાવૃત્ત થઈ આત્માભિમુખ થવું તે, અઘાતી કર્મ (જૈન)
**સંવરણ** (ન.) ઢાંકણ, રક્ષણ, પ્રતિરોધ (૨) ચૂંટણી, પસંદગી, વરણી, 'ઈલેકશન'
**સંવરવું** (ક્રિ.) આવરી લેવું (૨) સમેટવું (૩) રોકવું, નિગ્રહ કરવો
**સંવર્ત,સંવર્તક** (પું.) પ્રલયકાળના સાત મેઘોમાંનો એક (૨) પ્રલયકારી એક અસ્ત્ર (૩) એ નામનો પંચાંગનો એક યોગ

**સંવર્ધક** (વિ.) સંવર્ધન કરનારું
**સંવર્ધન** (ન.) વધવું તે (૨) ઉછેરવું તે (૩) વધારવું તે (૪) વિકાસ
**સંવર્ધમાન** (વિ.) વધતું, સંવર્ધિત થતું
**સંવર્ધવું** (ક્રિ.) સંવર્ધન કરવું-થવું
**સંવર્ધિત** (વિ.) સંવર્ધન કરવામાં આવેલું (૨) ઉછેરેલું, ઊછરેલું (૩) વધારેલું (૪) વધેલું
**સંવહન** (ન.) વહન કરવું-લઈ જવું તે
**સંવાદ** (પું.) વાતચીત, સવાલજવાબ (૨) ચર્ચા (૩) એક રાગ હોવો તે, મેળ, સંવાદિતા (૪) એકમત થવું તે
**સંવાદદાતા** (વિ.) ખબરપત્રી, વૃત્તાંતનિવેદક (વર્તમાનપત્રનો)
**સંવાદિતા,સંવાદિત્વ** (સ્ત્રી.ન.) સંવાદીપણું, 'હાર્મની'
**સંવાદી** (વિ.) સંવાદ કરનારું, સહમત, અનુકૂળ (૨) એક રાગવાળું
**સંવાદી** (પું.) સંગીતના વાદી સ્વરથી પાંચમો અને ચોથો સ્વર
**સંવારવું** (ક્રિ.) સવારવું, શમગારવું, ઠીકઠીક કરવું, સજવું, સમારવું (૨) ઓળવું
**સંવાહક** (વિ.) સંવાહન કરનારું
**સંવાહન** (ન.) વહન કરવું તે, લઈ જવું તે (૨) ચંપી કરવી તે
**સંવિત્તિ** (સ્ત્રી.) સંવિદ, જ્ઞાન, સમજ
**સંવિદ** (સ્ત્રી.) ચૈતન્ય, જ્ઞાન, સમજશકિત (૨) કરાર, કબૂલાત, સંમતિ (૩) સંજ્ઞા, સંકેત
**સંવિધાન** (ન.) વ્યવસ્થા, આયોજન (૨) નાટકના વસ્તુની સંકલના, ગોઠવણી (૩) રાજ્ય ચલાવવા માટેનું નિશ્ચિત બંધારણ
**સંવિધાનક** (ન.) નાટકની વસ્તુ, તેની સંકલના
**સંવિભાગ** (પું.) ભાગ પાડવા તે (૨) હિસ્સો
**સંવૃત** (વિ.) આચ્છાદિત, ઢાંકેલું, ઢંકાયેલું (૨) સંકુચિત, સાંકડું ('વિવૃત' કરતાં ઊલટું)
**સંવૃતિ** (સ્ત્રી.) સંવૃત હોવું કે થવું તે, ઢાંકણ, આચ્છાદાન (૨) માયા
**સંવૃત્ત** (વિ.) થયેલું, બનેલું, વૃત્ત
**સંવૃત્તિ** (સ્ત્રી.) બનાવ, ઘટના
**સંવૃદ્ધિ** (સ્ત્રી.) વધવું તે, પ્રગતિ, વિકાસ (૨) આબાદી, સમૃદ્ધિ
**સંવેગ** (પું.) વેગ, જુસ્સો (૨) આવેગ, ગભરાટ
**સંવેગી** (વિ.) વેગથી વર્તનાર, સંવેગવાળું
**સંવેદ** (પું.) અનુભવ, જ્ઞાન
**સંવેદન,સંવેદના** (ન.સ્ત્રી.) ભાન, પ્રતીતિ, સ્ફુરણ (૨) લાગણી, અસર
**સંવેદવું** (ક્રિ.) સંવેદન થવું, જાણવું, લાગવું, અનુભવવું
**સંશય** (પું.) શંકા, વહેમ, અંદેશો, સંદેહ, શક (૨) દહેશત, ભય
**સંશયગ્રસ્ત** (વિ.) સંશયમાં પડેલું, સંશયવાળું
**સંશયવાદ** (પું.) કોઈપણ તત્ત્વમાં શંકાથી નિહાળવાની વૃત્તિનો વાદ, 'સ્કેપ્ટિસિઝમ'
**સંશયવાદી** (વિ.) સંશયવાળું, સંશયી, 'સ્કેપ્ટિક'
**સંશયાતીત** (વિ.) સંશયને પાર કરી ગયેલું, સંશયથી પર
**સંશયાત્મક** (વિ.) સંશયવાળું, શંકા જાય એવું (૨) જેને કશી બાબતમાં વિશ્વાસ ન હોય એવું, શ્રાદ્ધાહીન
**સંશયાત્મા** (વિ.) જેના મનમાં કેવળ શંકા જ શંકા હાય તેવું, શંકાશીલ (૨) શ્રદ્ધા વગરનો માણસ
**સંશયાસ્પદ** (વિ.) સંશયગ્રસ્ત, સંશય કરાવે એવું, શંકાસ્પદ
**સંશયી** (વિ.) શંકાશીલ, વહેમી
**સંશુદ્ધ** (વિ.) બરાબર શુદ્ધ થયેલું, વિશુદ્ધ
**સંશુદ્ધિ** (સ્ત્રી.) પૂર્ણ પવિત્રતા, તદ્દન શુદ્ધિ (૨) નિર્મળ, સ્વચ્છ
**સંશોધક** (વિ.પું.) શોધ કરનારું, અન્વેષક (૨) શુદ્ધ કરનારું
**સંશોધન** (ન.) શુદ્ધિ (૨) શોધખોળ, 'રિસર્ચ' (૩) અન્વેષણ
**સંશોધનકાર** (પું.) સંશોધન કરનાર, સંશોધક, અન્વેષક
**સંશોધનાત્મક** (વિ.) જેના વિશે સંશોધન કરવા જેવું હોય તે
**સંશોધવું** (ક્રિ.) સંશોધન કરવું, શોધી કાઢવું
**સંશોધિત** (વિ.) શુદ્ધ કરેલું (૨) શોધેલું
**સંશ્રય** (પું.) આશ્રાય, આશરો, શરણ (૨) વિશ્વાસ (૩) નિવાસસ્થાન
**સંશ્રિત** (વિ.) શરણે આવેલું, આશ્રિાત (૨) જેનો આશ્રાય કરવામાં આવ્યો હોય તેવું
**સંશ્લેષ** (પું.) ભેટવું એ, ગાઢ આલિંગન (૨) સંયોગ
**સંસકત** (વિ.) આસકત (૨) જોડાઈ ગયેલું, વળગેલું, નજીક નજીક આવેલું, 'કહિસિવ'
**સંસકિત** (સ્ત્રી.) આસકિત, નાદ, વ્યસ્ત (૨) સંસર્ગ, 'કહિસિવ'
**સંસદ** (સ્ત્રી.) સભા, મંડળ, પરિષદ (૨) લોકસભા, 'પાર્લામિન્ટ'
**સંસદીય** (વિ.) સંસદને લગતું
**સંસર્ગ** (પું.) સંપર્ક, સંબંધ, સોબત, સંગતિ (૨) આસકિત, લંપટતા
**સંસર્ગજન્ય રોગ** (પું.)ચેપી રોગ, વાવર
**સંસર્ગદોષ** (પું.) સોબતની માઠી અસર
**સંસર્ગી** (વિ.)સંસર્ગ રાખનારું (૨) (પું.) સંબંધી, સાથી
**સંસાર** (પું.) સૃષ્ટિ, જગત (૨) માયાનો પ્રપંચ (૩) જન્મમરણની ઘટમાળ (૪) ગૃહસંસાર
**સંસારમાર્ગ** (પું.) સંસારમાં રહી ગાળેલું જીવન
**સંસારયાત્રા** (સ્ત્રી.) સંસારરૂપી યાત્રા, સંસારમાં જીવન ગુજારવું તે-સંસારમાર્ગનો પ્રવાસ
**સંસારવ્યવહાર** (પું.) દુનિયાદારીનો વ્યવહાર
**સંસારસુખ** (ન.) કુટુંબ-પરિવારનું કે સાંસારિક ભોગોનું સુખ
**સંસારી** (વિ.) સંસારવ્યવહાર સંબંધી, દુનિયાદારીનું, 'સેક્યુલર' (૨)સંસારમાં રચ્યુંપચ્યું (૩) સંસાર માંડી બેઠેલું
**સંસિકત** (વિ.) છંટાયેલું, ભીજાયેલું
**સંસિદ્ધ** (વિ.) સિદ્ધ થયેલું, પૂર્ણ થયેલું (૨) સફળ થયેલું, પ્રાપ્ત થયેલું
**સંસિદ્ધિ** (સ્ત્રી.) સંપૂર્ણ સફળતા, પૂર્ણ પ્રાપ્તિ (૨) મોક્ષ
**સંસૃતિ** (સ્ત્રી.) સંસાર (૨) જન્મમરણનું ચક્ર (૩) પ્રવાહ, ગતિ, સરવું તે,
**સંસરણ** (૪) ફેલાવો (૫) સૃષ્ટિ, સર્જન (૬) હાટ-પરંપરા
**સંસૃષ્ટ** (વિ.) સંયુકત, જોડાયેલું (૨) સરજાયેલું, ઉત્પન્ન થયેલું, પેદા થયેલું, જન્મ પામેલું
**સંસૃષ્ટિ** (સ્ત્રી.) સહવાસ (૨) સંબંધ, સંપર્ક (૩) સંયોગ, મિલન (૪) એકત્ર કરવું તે, સંગ્રહ (૫) બે નિરપક્ષ અલંકારોનું એક જ સ્થાને હોવું તે (૬) સર્જન, સૃષ્ટિ
**સંસેક** (વિ.ન.) સેકેલું (૨) ચોગમથી છાંટવાની ક્રિયા
**સંસ્કરણ** (ન.) શુદ્ધ કરવું, દુરસ્ત કરવું કે સમરાવવું-સુધારવું, વધારવું તે (૨) સંસ્કાર કરવા તે (૩) (ગ્રંથની) આવૃત્તિ

**સંસ્કાર** (પું.) શુદ્ધ કરવું તે (૨) સુધારવું તે (૩) શણગારવું તે (૪) વાસનાઓ કે કર્મોની મન ઉપર પડતી છાપ (૫) શિક્ષણ, ઉપદેશ, સંગતિ વગેરેનો મન ઉપર પડેલો પ્રભાવ (૬) પૂર્વકર્મોનું ફળ, સંજોગ (૭) મરણ પાછળ કરવાની ક્રિયા (૮) દ્વિજોને જન્મથી મરણ સુધી કરવા પડતા આવશ્યક ૧૬ વિધિમાંનો દરેક (ગર્ભાધાન, પુંસવન, અનવલોભન, વિષ્ણુબલિ, સીમંતોન્નયન, જાતકર્મ નામકરણ, નિષ્ક્રમણ, સૂર્યાવલોકન, અન્નપ્રાશન, ચૂડાકર્મ,સ ઉપનયન, ગાયત્ર્યુપદેશ, સમાવર્તન, વિવાહ, સ્વર્ગારોહણ (૯) શિક્ષણ, કેળવણી

**સંસ્કારક** (વિ.) સંસ્કાર કરનારું, શુદ્ધ કરનારું

**સંસ્કારગ્રાહિતા,સંસ્કારગ્રાહી** (સ્ત્રી.વિ.) સંસ્કાર ગ્રહણ કરી લેતું

**સંસ્કારવતી** (વિ.સ્ત્રી.) સંસ્કારવાળી, સંસ્કારી

**સંસ્કારવાહી** (વિ.) સંસ્કારનું વહન કરનારું

**સંસ્કારહીન,સંસ્કારહીણું** (વિ.) અસંસ્કારી, અસભ્ય

**સંસ્કારવું** (ક્રિ.) સંસ્કારી કરવું, સંસ્કરણ કરવું

**સંસ્કારિત** (વિ.) સંસ્કારાયેલું, સંસ્કાર પામેલું, સંસ્કૃત કરાયેલું

**સંસ્કારિતા** (સ્ત્રી.) સંસ્કારીપણું, સંસ્કૃતિ, 'કલ્ચર'

**સંસ્કારી** (વિ.) મૂળથી સારા સંસ્કારવાળું (૨) સારા સંસ્કાર કે સારી કેળવણીટ પામેલું (૩) પુણ્યશાળી

**સંસ્કારોત્થ** (વિ.) સંસ્કારોને લઈને ઊઠતું-જાગૃત થતું

**સંસ્કૃત** (વિ.) સંસ્કાર પામેલું (૨) શુદ્ધ કરેલું (૩) શણગારેલું (૪) (સ્ત્રી.ન.) ગીર્વાણભાષા

**સંસ્કૃતજ્ઞ** (વિ.) સંસ્કૃત જાણનાર

**સંસ્કૃતમય,સંસ્કૃતમયી** (વિ.સ્ત્રી.) સંસ્કૃતથી પરિપૂર્ણ

**સંસ્કૃતિ** (સ્ત્રી.) સભ્યતા, સુધારો, સામાજિક પ્રગતિ, 'સિવિલિઝેશન'

**સંસ્કૃતી** (પું.) સંસ્કૃતનો પંડિત (૨) (વિ.) સંસ્કૃતને લગતું, સંસ્કૃતનું

**સંસ્કૃતોત્થ** (વિ.) સંસ્કૃતમાંથી આવેલું

**સંસ્કૃતોદ્ભવ** (વિ.) સંસ્કૃતમાંથી પેદા થયેલું, સંસ્કૃતોત્થ

**સંસ્ક્રિયા** (સ્ત્રી.) સંસ્કારવું તે, સંશુદ્ધિ, કેળવણી, સંસ્કાર

**સંસ્ખલન** (ન.) સ્ખલન, ભૂલ, દોષ, ગલતી, ચૂક

**સંસ્તરણ** (ન.) પથાર, બિછાવટ (૨) ફેલાવવું તે, પ્રસારણ (૩) પથારી, બિછાનું

**સંસ્થા** (સ્ત્રી.) રચના, વ્યવસ્થા (૨) સ્થાપિત વ્યવસ્થા કે રૂઢિ (ઉદા. લગ્નસંસ્થા) (૩) મંડળ, તંત્ર, 'ઇંસ્ટિટ્યૂશન'

**સંસ્થાન** (ન.) નાનું રાજ્ય, રજવાડો (૨) સંજ્ઞા, પરમુલકમાં વસાહત, તેવું રાજ્ય, 'કૉલનિ'

**સંસ્થાનવાસી** (વિ.પું.) સંસ્થાનમાં-વસાહતમાં રહેનાર

**સંસ્થાપક** (વિ.પું.) સંસ્થાપન કરનાર, 'પ્રોમોટર'

**સંસ્થાપન,સંસ્થાપના** (ન.સ્ત્રી.) સારી રીતે સ્થાપવું તે, પ્રતિષ્ઠા કરવી તે, 'એસ્ટાબ્લિસમેન્ટ'

**સંસ્થાપવું** (ક્રિ.) સ્થાપન કરવું

**સંસ્થાપિત** (વિ.) સંસ્થાપન કરેલું, સંસ્થપાયેલું

**સંસ્થિત** (વિ.) સારી રીતે સ્થિત, સ્થિર, સંસ્થિતિવાળું

**સંસ્થિતિ** (સ્ત્રી.) સાથે રહેવું તે (૨) કાયમનું સ્થાન, વસવાટ (૩) ટકવું તે, કાયમ રહેવું તે (૪) વિશ્રાંતિ (૫) સ્થિતિ, સ્થિરતા (૫) મૃત્યુ, મરણ

**સંસ્પર્શ** (પું.) સ્પર્શ, સંબંધ, અકડવું એ (૨) સંપર્ક

**સંસ્ફોટન** (ન.) સ્ફોટન, ફોડવું તે, પ્રગટ કરવું તે (૩) શબ્દ, અવાજ

**સંસ્મરણ** (ન.) પૂર્ણ સ્મરણ, વારંવાર સ્મરણ (૨) યાદગીરી, સ્મૃતિ, સંભારણું (૩) યાદ રાખવું-કરવું એ

**સંસ્મૃતિ** (સ્ત્રી.)પૂર્ણ સ્મૃતિ. યાદ (૨) યાદ રાખવું-કરવું તે, સંસ્મરણ

**સંહત** (વિ.) એકસામટું, 'પૅકેજ'

**સંહતિ** (સ્ત્રી.) સમુદાય (૨) સંપ, સંગઠન

**સંહતિવાદ** (પું.) સંહતિ કે સંપ હોવો જોઈએ એવો વાદ, 'ફૅશિઝમ'

**સંહરવું** (ક્રિ.) એકઠું કરી લેવું, પાછું ખેંચી લેવું (૨) સંહાર કરવો, સંકેલવું, સમેટવું

**સંહર્તા(-ર્ત્તા)** (પું.) સંહાર કરનાર, વિનાશક

**સંહાર** (પું.) નાશ, કતલ, ઉચ્છેદ (૨) એકઠું કરવું તે (૩) સંક્ષેપ

**સંહારક** (વિ.પું.) સંહાર કરનાર, સંહર્તા

**સંહારવું** (ક્રિ.) સંહાર કરવો

**સંહારિણી** (વિ.સ્ત્રી.) પ્રબળ સંહાર કરનારી સ્ત્રી કે દુર્ગા જેવી કોઈ દેવી

**સંહિતા** (સ્ત્રી.) સંયોગ (૨) સમુચ્ચય (૩) પદ કે લખાણનો વ્યવસ્થિત સંગ્રહ. ઉદા. મનુસંહિતા (૪) વેદોની દેવીનો સ્તુતિવાળો મંત્રભાગ (૫) સંધિ (વ્યા.)

**સંહૃત** (વિ.) સંહરેલું, એકઠું કરેલું, સંકેલી લીધેલું (૨) જેનો સંહોર થયો કે કરવામાં આવ્યો હોય તેવું

**સા** (પું.) સંગીતના સ્વરસપ્તકમાંનો પ્રથમ સ્વર

**સાઇકલ** (સ્ત્રી.) (ઉપર બેસી પગ વડે ચલાવવાનું) બે ચક્રવાળું એક વાહન, દ્વિચક્રી (૨) ચક્કર ફરવું એ, ચક્રાવો

**સાઇકોલૉજી** (સ્ત્રી.) મનોવિજ્ઞાન, માનસશાસ્ત્ર (૨) માનસિક પ્રક્રિયા (૩) વિચાર-વિભાવના

**સાઇક્લિસ્ટ** (પું.) સાઇકલવાળો, સાઇકલ ચલાવનાર, સાઇકલસવાર

**સાઇકલોટ્રોન** (ન.) વીજચુંબક વડે ગતિ આપતું એક યંત્ર કે તેવી રચના

**સાઇકલોપીડિયા** (સ્ત્રી.) જ્ઞાનકોશ, વિશ્વકોશ

**સાઇક્લોસ્ટાઇલ** (ન.) મૂળ લખાણ લખી તે પરથી નકલો કાઢવાની એક યુક્તિ કે સાધન

**સાઈઝ** (સ્ત્રી.) આકાર, માપ, કદ

**સાઇટ્રિક ઍસિડ** (પું.) લીંબુના ફૂલ, ક્ષાર

**સાઇડ** (સ્ત્રી.) બાજુ, પડખું

**સાઈડિંગ** (ન.) રેલવે સ્ટેશને મુખ્ય પાટા કે લાઇનની બાજુમાં વધારાના પાટાની લાઇનો

**સાઇન** (સ્ત્રી.) નિશાની, એંધાણી (૨) સહી, 'સિગ્નેચર'

**સાઇન બૉર્ડ** (ન.) દુકાન, સંસ્થા, વ્યક્તિ કે રસ્તા વગેરેનાં નામ ચીતર્યાં હોય તેવું પાટિયું

**સાઇરન** (સ્ત્રી.) ચેતવણી કે સૂચના આપતું એક પ્રકારનું ધ્વનિયંત્ર કે તેનો ધ્વનિ

**સાઈસ** (પું.)ઘોડાવાળો, રાવત, સઈસ

**સાઉન્ડપ્રૂફ** (વિ.) ધ્વનિ-અભેદ્ય

**સાકટમ** (વિ.) સકુટુંબ, કુટુંબ સાથે

**સાકર** (સ્ત્રી.) ખાંડના પાસાદાર ગાંગડા

**સાકરચૂંદડી** (સ્ત્રી.) સગપણ થયે કન્યાને એક રિવાજ તરીકે અપાતી ચૂંદડી

**સાકરબજાર** (ન.) ખાંડ-સાકરનું બજાર, સાકરિયાવાડ

**સાકરિયું** (વિ.) સાકરેલું, સાકર ચડાવેલું (૨) સાકર જેવું (સ્વાદ કે આકારમાં) (૩) ગળ્યું, મીઠું (૪) (લા.) ખુશામતિયું

**સાકાર** (વિ.) આકારવાળું, મૂર્ત, રૂપાળું, મૂતિર્મત

**સાકાંક્ષ** (વિ.) આકાંક્ષાવાળું, ઇચ્છુક-ઇચ્છાવાળું

**સાકી** (પું.) મદ્ય પાનાર-કલાલ (૨) માશૂકનું સંબોધન

**સાકેટમ** (વિ.) સાકટમ, સાગમટું (કુટુંબ સાથે બધાંને દીધેલુ નોતરું)

**સાક્ષર** (વિ.પું.) વાંચવા લખવાની આવડતવાળું, ભણેલું (૨) શિક્ષિત, વિદ્વાન (૩) લેખક, સાહિત્યકાર

**સાક્ષરરત્ન,સાક્ષરવર્ય** (ન.પું.) ઉત્તમ સાક્ષર (૨) વિદ્વાનોમાં શ્રોષ્ઠ

**સાક્ષરી** (વિ.) સાક્ષર સંબંધી (૨) ભારે ભારે શબ્દોવાળું (લખાણ)

**સાક્ષાત્** (અ.) નજરોનજર, સંમુખ (૨) જાતે, પોતે

**સાક્ષાત્કાર** (પું.) નજરોનજર જોવું તે, પ્રત્યક્ષ દર્શન (૨) પરમ તત્ત્વ કે ઈશ્વરનો સાક્ષાત્ અનુભવ (૩)આત્મબોધ, આત્મદર્શન

**સાક્ષિત્વ** (ન.) સાક્ષી હોવાપણું

**સાક્ષી** (સ્ત્રી.) સાખ, શાહેદી, ગવાહી, જુબાની

**સાક્ષી,સાક્ષીદાર** (પું.) નજરોનજર જોનાર (૨) સાક્ષી પૂરનાર, ગવાહ, શાહેદ (૩) આત્મા, દ્રષ્ટા

**સાક્ષીભૂત** (વિ.) સાક્ષીરૂપ, સાક્ષી (૨) પુરાવારૂપ

**સાખ** (સ્ત્રી.) સાક્ષી, શાહેદી (૨) ઝાડ ઉપર જ પાકેલું ફળ (૩) બારણાના ચોકઠાના ઊભા ટેકા (૪) (લા.) બારણું, આંગણું (૫) અટક (૬)(લા.) પ્રતિષ્ઠા, આબરૂ

**સાખ-દસ્કત** (પું.બ.વ.) સાખ તરીકે કરાતા દસ્કત-'એટેસ્ટેશન'

**સાખપ(-પા)ડોશી** (પું.) જોડમાં જ જેનું ઘર હોય તેવો પાડોશી

**સાખી** (સ્ત્રી.) બે ચરણનો એક પ્રકારનો દોહરો કે પદ (૨) ગઝલ, લાવણી કે ગરબીમાં આવતી, લંબાવીને ગાવાની ટૂંકી પંક્તિઓ (૩) (પું.) સાખ પૂરનાર

**સાખોસાખ** (અ.) જોડાજોડ, લગોલગ

**સાગ** (પું.) જેનાં ઇમારતી લાકડાં બને છે તે એક જાતનું ઝાડ કે તેનું લાકડું-સાગવાન

**સાગમટું** (વિ.) કુટુંબ સાથે-બધાંને દીધેલું આમંત્રણ (નોતરું)

**સાગર** (પું.) પ્યાલો, જામ (૨) દરિયો, સમુદ્ર (૩) દશ પદ્મ જેટલી સંખ્યા

**સાગરખેડુ** (પું.) સાગરની મુસાફરી કરનાર, દરિયો ખેડનાર (૨) ખારવો, નાવિક

**સાગરજા** (સ્ત્રી.) લક્ષ્મી (૨) સાગરપુત્રી

**સાગરપેટું** (વિ.) સાગર જેવા મોટા પેટવાળું, ઉદાર

**સાગરીત**(-દ) (પું.) સાથી (મોટા ભાગે બૂરા કામમાં) સહાયક, મદદગાર, શાગિર્દ

**સાગુ**(-બુ)ચોખા,સાગુ(-બુ)દાણા (પું.બ.વ.) તાડ કે 'સાગુ' નામના ઝાડના થડના ગરના બનાવેલા દૂધિયા કણ

**સાગોળ** (પું.) ચાળેલો બારીક ચૂનો, સલ્લો

**સાગ્નિક** (વિ.) અગ્નિ રાખનાર, અગ્નિહોત્રી

**સાચ** (ન.) સત્ય, સાચાપણું

**સાચક,સાચકલું** (વિ.) સાચું બોલનાર, પ્રામાણિક, નિષ્કપટી

**સાચકલાઈ** (સ્ત્રી.) સાચકલાપણું

**સાચ(-ચા)દિલી** (સ્ત્રી.) સચ્ચાઈ

**સાચમાચ** (વિ.) ખરેખરું, જેવું છે તેવું (૨) (અ.) ખરેખર

**સાચવટ** (સ્ત્રી.) સચ્ચાઈ (૨) જતન, સંભાળ, સાચવણી

**સાચવણ(-ણી)** (સ્ત્રી.) જતન, સંભાળ

**સાચવવું** (ક્રિ.) જતન કરવું, સંભાળવું

**સાચાઈ** (સ્ત્રી.) સચ્ચાઈ, સાચવટ, સાચાપણું

**સાચાબોલું** (વિ.) સાચું બોલનારું

**સાચું** (વિ.) ખરું, સત્ય, હોય તેવું (૨) અસલ, બનાવટી નહિ એવું, જેમ કે, સાચું મોતી (૩) સત્ય બોલનારું (૪) એકવચની (૫) સાચ, સચ્ચાઈ

**સાચું-ખોટું,સાચું-જૂઠું** (વિ.) ખરુંખોટું (૨) (ન.) ભંભેરણી

**સાચે** (અ.) ખરે, નક્કી, ખરેખર, સાવ સાચું (૨) (ન.) વાજબી રીતે

**સાચેસાચું** (વિ.) ખરેખરું, સાવ સાચું, સાચમાચ

**સાચો** (પું.) રેશમનો પાકો દોરો (મોતી ગાંઠવાનો)

**સાજ** (પું.) ઉપયોગી સરસામાન (૨) શણગાર, વસ્ત્રાભૂષણ (૩) ઘોડા પર નાખવાનો સામાન (૪) (ન.) સારંગી જેવું એક વાદ્ય

**સાજન** (ન.) સજ્જન (૨) વરઘોડા વગેરેમાં ભાગ લેનાર સદ્‌ગૃહસ્થ-વર્ગ (૩) (લા.) માશૂક

**સાજન(-મહાજન),સાજનિયા** (ન.પું.બ.વ.) વરના વરઘોડા સાથે રહેલ પ્રતિષ્ઠિત લોકોનું મંડળ

**સાજની** (સ્ત્રી.) સન્નારી (૨) સવારી, સરઘસ, વરઘોડો

**સાજવારી** (સ્ત્રી.) સજાવટ કે તેને માટે સામગ્રી

**સાજવું** (ક્રિ.) માંજવું, સાફ કરવું (૨) સજવું, સજ્જ કરવું (૩) બેસતું આવવું, છાજવું (૪) સાજ સજીને તૈયાર થવું (૫) પરવારવું

**સાજસરંજામ,સાજસામાન** (પું.) સાધનસામગ્રી

**સાજિંદો** (પું.) ગાનાર કે નાચનારની સાથેનો સારંગીવાળો કે તબલચી

**સાજીખાર** (પું.) એક ખાર, 'સોડા બાય કાર્બ, કાર્બોનેટ ઑફ સોડા'

**સાજું** (વિ.) તંદુરસ્ત (૨) ભાંગેલું નહિ એવું, આખું (૩) બધું, તમામ

**સાજુંતાજું** (વિ.) તાજું અને નિરોગી

**સાજુંસમ,સાજુંસમું** (વિ.) તંદુરસ્ત, નીરોગી (૨) સાવ સાજું, આખેઆખું, અક્ષત

**સાટકો** (પું.) ચામડાની લાંબી અને પાતળી પટીનો બનાવેલો ચાબુક કે કોરડો

**સાટાકરાર,સાટાખત** (પું.ન.) અદલોબદલો કર્યાનો દસ્તાવેજ

**સાટાપાટા** (પું.બ.વ.) ફેરબદલો, વિનિમય (વસ્તુની સામે વસ્તુનો)

**સાટાંતેખડાં** (ન.બ.વ.) કન્યાનાં સાટાં ને તેખડાં કરવાનો વ્યવહાર

**સાટીઝાંખરાં** (ન.બ.વ.) કાન ભંભેરવા તે, સાચુંજૂઠું કહી ટંટો કરાવવો તે, સાંઠીઝાંખરાં

**સાટીન** (સ્ત્રી.) એક જાતનું રેશમી સુંવાળું કાપડ

**સાટું** (ન.) કરાર, બોલી, કબાલો (૨) મૂલ ઠેરવવું તે (૩) બહાનાની રકમ (૪) માલને બદલે માલ કે કન્યાને બદલે કન્યા આપવી તે (૫) બદલો, અવેજ (૬) એક મીઠાઈ (ઉ.ગુ.)

**સાટુંતેખડું** (ન.) (કન્યાનું) સાટું કે તેખડું (ત્રણ જણ વચ્ચે કરાયેલું કન્યાનું સાટું)

**સાટે** (અ.) બદલે, અવેજમાં

**સાટો** (પું.) પરસૂદીની એક મીઠાઈ (ગળ્યા કે મોળા) (૨) ધોયેલું ઘી (૩) માલ ભરાય છે તે ગાડાનો ભાગ

**સાટોડી** (સ્ત્રી.) એ નામની એક વનસ્પતિ

**સાઠ** (વિ.) '૬૦' નો આંકડો ચ(૨) (લા.) લડાલડી, મારામારી
**સાઠમારી** (સ્ત્રી.) જંગલી પ્રાણીઓને ખીજવીને લડાવવાનો તમાસો
**સાઠી** (સ્ત્રી.) સાઠ વર્ષની વય, ઘડપણ (૨) સાઠ વર્ષનો ગાળો
**સાઠી** (વિ.) સાઠ દિવસે પાકતી એક જુવાર કે ડાંગર, બાજરી
**સાડત્રીશ(-સ)** (વિ.) '૩૭' નો આંકડો
**સાડલો** (પું.) સાલ્લો, સાડી
**સાડા(-ડી)** (વિ.) (સંખ્યા પૂર્વે આવતાં) સાર્ધ, ઉપર અડધું. ઉદા. સાડા ત્રણ, સાડી સડસઠ
**સાડા(-ડી)બાર** (સ્ત્રી.) (લા.) પરવા, દરકાર
**સાડા(-ડી)સાતી** (વિ.) સાડા સાત હાથની (૨)સાડા સાત વર્ષની (પનોતી) (૩) (લા.) કઠણાઈ, દુઃખ
**સાડી** (સ્ત્રી.) સ્ત્રીઓની પૂરા માપની ઓઢણી (૨) સાલ્લો, સાડલો (૩) ત્રાક ઉપર માળ ફરે તે જગ્યાએ વીંટાતી (કપડા વગેરેની) ગોઠવણ
**સાઢુ(-ઢુ)ભાઈ** (પું.) સાળીનો વર
**સાણશી(-સી)** (સ્ત્રી.) પકડ જેવું એક સાધન, સાંડશી
**સાણસો** (પું.) મોટી સાણસી (૨) (લા.) પકડ, સંકડામણ, મુશ્કેલી
**સાત** (વિ.) '૭' નો આંકડો (૨) (લા.) ઘણું, સારી પેઠે
**સાતતાળી** (સ્ત્રી.) દોડીને રમવાની એક રમત
**સાતત્ય** (ન.) સતતપણું, એકધારાપણું
**સાતપડી** (સ્ત્રી.) સાત પડવાળી રોટલી કે પૂરી
**સાતપડો** (પું.) પાનીએ કે હથેળીમાં થતું એક જાતનું ગૂમડું
**સાતપુડો** (પું.) વિંધ્ય પર્વતનો એક ભાગ
**સાતભાઈ** (પું.) સાતના ઝૂંડમાં ઊડતાં પક્ષીઓની એક જાત, લેલાડાં
**સાતમ** (સ્ત્રી.) હિન્દુ મહિનાનાં બેઉ પખવાડિયાંની સાતમી તિથિ
**સાતમી** (સ્ત્રી.) સાતમી વિભક્તિ
**સાતમું** (વિ.) ક્રમમાં છ પછી આવતું (૨) (લા.) છેલ્લું, આખરી (૩) મરણ પછીનો સાતમો દિવસ
**સાતવારિયું** (ન.) અઠવાડિક પત્ર, સાપ્તાહિક
**સાત(-થ)વો** (પું.) શેકેલા અનાજનો લોટ, સત્તુ
**સાત્ત્વિક** (વિ.) સત્ત્વગુણવાળું, શાંત (૨) સત્ત્વગુણમાંથી ઉત્પન્ન થયેલું (૩) સત્ય (૪) પ્રામાણિક (૪) સદ્‌ગુણી (૬) બળવાન (૭) અનુભાવના ચાર ભેદોમાંનું એક (૮) શરીરને સુખ કરે તેવું (ખાવાનું)
**સાત્ત્વિકી** (વિ.સ્ત્રી.) સત્ત્વગુણ સંબંધી, સત્ત્વગુણનું
**સાત્મ્ય** (વિ.) એકરૂપ, એકાત્મ
**સાત્વતી** (સ્ત્રી.) નાટકની ચાર વૃત્તિઓમાંની એક, જેનો વ્યવહાર વીર, રૌદ્ર, અૂત અને શાંત રસમાં થાય છે.
**સાથ** (પું.) સંઘાત, સોબત (૨) સહકાર (૩) સમૂહ, સમુદાય (૪) (અ.) (૫) સાથે, જોડે
**સાથપત્ર** (પું.) સાથે જોડાણ કાગળ, બિડાણ
**સાથરિયો** (પું.) ગમે ત્યારે ગમે ત્યાં બેસી પરચૂરણ સામાન વેચનાર (૨) નદીનાવણ ઉપર લૂગડું પાથરી પૈસા નખાવી ગુજરાન ચલાવનારો
**સાથરો** (પું.) ઘાસનું બિછાનું, પરાળની શય્યા (૨) દર્ભની સાદડી. સાથરી (૩) ચોકો, મરનારને સુવાડવા લીધી તૈયાર કરેલી જમીન
**સાથળ** (સ્ત્રી.) જાંઘ
**સાથિયો** (પું.) (卐) આવી મંગળ સૂચક આકૃતિ (૨) સ્વસ્તિકની નિશાની
**સાથીડો,સાથીદાર** (પું.) સોબતી, મદદગાર, જોડીદાર (૨) ખેડ માટે રાખેલો નોકર, હારી
**સાથે** (અ.) જોડે, ભેગું, સંગાથે
**સાથેલાગું** (અ.) સાથેસાથે, ભેગાભેગી (૨) સામટું, એકદમ
**સાથોસાથ** (અ.) સાથેસાથે, એકસાથે
**સાદ** (પું.) અવાજ, ઘાંટો, સૂર (૨) બૂમ
**સાદગી** (સ્ત્રી.) સાદાઈ
**સાદડી** (સ્ત્રી.) દર્ભ તાડછાં વગેરેની બનાવેલી ચટાઈ (૨) પાથરણું, બેસણું (૩) સાદ (લાલિત્યવાચક)
**સાદર** (વિ.) જાહેર, જાણીતું, સાદડ (૨) આવી પહોંચેલું (૩) (સ્ત્રી.) દોહદ (૪) લહાવો (૫) (વિ.અ.) આદરપૂર્વક, માન સહિત
**સાદાઈ** (સ્ત્રી.) સાદાપણું, સાદગી
**સાદી** (પું.) (રથ, ઘોડા કે હાથી પર બેસી) લડનાર, યોદ્ધો
**સાદું** (વિ.) ભપકો, આડંબર, ખર્ચાળપણું, જટિલતા, મિશ્રાણ, દંભ કે કુત્રિમતા વિનાનું, સરળ, સીધું (૨) રંગ ભાત કે લખાણ વિનાનું, કોરું (૩) મહનેત-મજૂરી કરવાની ન હોય તેવું, આસાન (કેદ) (૪) સાફ દિલનું, ભોળું
**સાદશ્ય** (ન.) સરખાપણું, સમાનતા, મળતાપણું
**સાદ્યંત** (વિ.) સંપૂર્ણ, આદિથી અંત સુધીનું
**સાધક** (વિ.અ.) કાર્યસિદ્ધિમાં ઉપયોગી (૨) સિદ્ધ કરનારું (૩) સિદ્ધ કરવા પ્રયત્ન કરનારું (૪) ભૂત દેવ વગરે સાધનારું (૫) (પું.) સાધનાર, (મોક્ષની)સાધના કરનાર
**સાધન** (ન.) સાધવું તે (૨) ઉપકરણ, ઓજાર, સામગ્રી (૩) ઉપાય, યુક્તિ (૪) ઈશ્વરપ્રાપ્તિ માટે જરૂરી તપ, સંયમ, ઉપાસના વગેરે (૫) હેતુ (ન્યા.)
**સાધનસમૃદ્ધિ** (સ્ત્રી.) સાધનની વિપુલતા, સાધનસામગ્રીની છત
**સાધનસંપન્ન** (વિ.) સાધનવાળું (૨) સંપત્તિવાળું, સમૃદ્ધ (૩) (લા.) પૈસાદાર, માલદાર
**સાધનસામગ્રી** (સ્ત્રી.) સાધનની-સાધનરૂપી સામગ્રી કે તેનો સરસામાન
**સાધનહીન** (વિ.) સાધન વિનાનું, ગરીબ
**સાધના** (સ્ત્રી.) સાધવું તે, સાધવા કે સિદ્ધ કરવા આવશ્યક પ્રયત્ન કે ક્રિયા કરવાં તે (૨) ઈષ્ટ-પ્રાપ્તિ માટેની કરાતી પ્રક્રિયા
**સાધર્મ્ય** (ન.) સમાન ગુણધર્મવાળા હોવાપણું
**સાધવું** (ક્રિ.) સિદ્ધ કરવું, પાર પાડવું (૨) સાબિત કરવું (૩) દેવ-મંત્ર વગેરે વશ થાય કે સિદ્ધ થાય તે માટે સાધના કરવી (૪) પોતાને અનુકૂળ કે વશ કરવું (૫) શબ્દનું સિદ્ધરૂપ કયા ફેરફારોથી બન્યું તે બતાવવું (૬) (તક સંજોગોનો) લાભ ઉઠાવી લેવો, ઉપયોગ કરી લેવો
**સાધાર** (વિ.) આધારવાળું, જેને માટે આધાર હોય તેવું, સ-પ્રમણ
**સાધારણ** (વિ.) સામન્ય, ખાસ નહિ તેવું (૨) મધ્યમ, નહિ અતિ ગણું કે નહિ અતિ ઓછું (૩) સમાન, બધાને લાગુ પડે તેવું
**સાધારણધર્મ** (પું.) સાધારણપણું, સામાન્ય ગુણ કે ધર્મ
**સાધિત** (વિ.) સાધેલું
**સાધુ** (વિ.) સારું, ઉત્તમ (૨) ધામિર્ક, ઈશ્વરભકિતપરાયણ, સદાચરણી (૩) શિષ્ટ, શુદ્ધ (શબ્દ, ભાષા) (૪) (સમાસને અંતે) સાધનારું. ઉદા. સ્વાર્થસાધુ, લાગસાધુ (૫) (પું.) સાધુ પુરુષ (૬) ત્યાગી, બાવો, વેરાગી (૭) (અ.) શાબાશ ! ધન્ય !

**સાધુચરિત** (વિ.) સાધુતાવાળા જીવનવાળું, સાધુ (પુરુષ)
**સાધુતા,સાધુવૃત્તિ** (સ્ત્રી.) સાધુપણું, પવિત્રતા, સદાચાર
**સાધુસંત** (પું.) સાધુ કે સંત
**સાધ્ય** (વિ.) સિદ્ધ કરાય તેવું (૨) સાધી શકાય તેવું (૩) (ન.) સાધનીય, સિદ્ધ કરવાનું તે
**સાધ્વી** (વિ.સ્ત્રી.) શીલવતી, પતિવ્રતા (૨) (સ્ત્રી.) વિરક્તિ લીધી હોય તેવી સ્ત્રી
**સાન** (સ્ત્રી.) ઇશારો, સંકેત, આંખમચકારો (૨) સમજણ, અક્કલ (૩) સ્વમાન (૪) (ન.) ગીરો મૂકવું તે, અવેજ (૫) છટા
**સાનખત** (ન.) ગીરો મૂકયા બાબતનું લખાણ, ગીરો-દસ્તાવેજ
**સાનગીરો** (વિ.) સાનમાં કે ગીરો મૂકેલું
**સાનભાન** (ન.) સમજશકિત અને સચેત અવસ્થા
**સાનંદ** (વિ.) આનંદયુકત (૨) (અ.) આનંદપૂર્વક
**સાનંદાશ્ચર્ય** (ન.) આનંદયુકત આશ્ચર્ય
**સાની** (સ્ત્રી.) પેણીમાં ખાજાં વગેરે તળતાં ખરી પડેલો ભૂકો (૨) કચરેલા તલનો તેલભર્યો ભૂકો, કચરિયું (૩) રાખ, વાની, ભસ્મ
**સાનુકંપ** (વિ.) અનુકંપા-દયાવાળું, કૃપાળુ
**સાનુકૂલ(-ળ)** (વિ.) અનુકૂળ, મદદગાર, રુચતું, ફાવતું
**સાનુસ્વાર** (વિ.) અનુસ્વારવાળું
**સાન્ત** (વિ.) અંતવાળું, મર્યાદિત, નશ્વર
**સાન્નિધ્ય** (ન.) સાંનિધ્ય, સમીપતા
**સાપ** (પું.) સર્પ, ભુજંગ
**સાપડી,સાપડો** (સ્ત્રી.પું.) વાંચવાનું પુસ્તક મૂકવાની લાકડાની ઘોડી
**સાપણ** (સ્ત્રી.) વહાણ ખાલી કે ભરેલું હોય ત્યારે પાણીમાં કેટલું ડૂબે તે બતાવતી રેખા કે કંદોરા જેવી લીટી (૨)સાપની માદા
**સાપરાધ** (વિ.) અપરાધી, અપરાધવાળું, દોષિત
**સાપેક્ષ** (વિ.) અપેક્ષાવાળું (૨) સ્વતંત્ર હસ્તી ન ધરાવનારું પણ બીજા કશા પર આધાર રાખનારું, 'રિલેટિવ'
**સાપેક્ષતા** (સ્ત્રી.) માપ, દિશા, ગતિ વગેરેમાં એકબીજામાં આધાર હોવો તે
**સાપેક્ષતાવાદ** (પું.) માપ, દિશા, ગતિ વગેરેમાં સાપેક્ષતા છે એમ બતાવતો (આઇન્સ્ટાઇનનો) એક ગણિતીવાદ, 'રિલેટિવિટી'
**સાપોલિયું** (ન.) નાનો સાપ (૨) સાપનું બચ્ચું
**સાપ્તાહિક** (વિ.) સાત દિવસનું (૨) સપ્તાહને લગતું (૩) (ન.) સાત સાત દિવસે બહાર પડતું છાપું, અઠવાડિક
**સાફ** (વિ.) સફા, સ્વચ્છ (૨) કચરા-કાંટા વગરનું (૩) સપાટ (૪) નિષ્કપટી (૫) સ્પષ્ટ (૬) (અ.) બિલકુલ ઘસીને
**સાફલ્ય** (ન.) સફળતા
**સાફસાફ** (વિ.) તદ્દન સાફ, ખુલ્લા દિલથી, સ્પષ્ટ રીતે (૨) (અ.) ચોખ્ખેચોખ્ખું ચવાળઝૂડ, સફાઈ (૩) કામકાજનું સુઘડપણું
**સાફસૂફ,સાફસૂફી** (વિ.સ્ત્રી.) ચોખ્ખું, કચરા વિનાનું (૨) (સ્ત્રી.)
**સાફી** (સ્ત્રી.) ચલમ પીતી વખતે ધુમાડી સાફ અને ઠંડી થઈ મોંમાં આવે એ માટે રખાતો કપડાનો કકડો (૨) ઠાકોરજીનું મુખ સાફ કરવાનું કપડું (૩) મસોતું
**સાફી** (સ્ત્રી.) પતરાજી, બડાઈ (૨) જેમાં વળતર કે વટાવ દેવાં ન પડે તેવું (ભાવ, મૂલ્ય વગેરે)
**સાફો** (પું.) ફેંટો
**સાબદું** (વિ.) બધુંયે, તમામ (૨) સજ્જ, તૈયાર (૩) ટટાર, સાજું
**સાબર** (ન.) શિંગડાવાળું હરણ જેવું એક પ્રાણી ચએક જિલ્લો
**સાબરકાંઠા** (પું.) સાબરમતી નદીનાં કાંઠા પરનો પ્રદેશ (૨) ગુજરાતનો
**સાબરમતી** (સ્ત્રી.) ગુજરાતને પુષ્ટ કરતી એક નદી
**સાબરશિં(-શી)ગડું,સાબરશિં(-શી)ગું** (ન.) સાબરનું શિંગડું
**સાબાન** (પું.) હિજરી વર્ષનો એ નામનો આઠમો મહિનો (૨) (પું.) તંબુ, સાયબાન
**સાબાશ(-શી)** (સ્ત્રી.) ધન્યવાદ, તારીફ
**સાબિત** (વિ.) સિદ્ધ, પુરવાર
**સાબિતી** (સ્ત્રી.) પુરાવો, ખાતરી, પ્રમાણ
**સાબુ(-બૂ)** (પું.) ક્ષાર અને તેલની મેળવણીથી બનાવેલો મેલ કાપે તેવો પદાર્થ
**સાબુચોખા,સાબુદાણા** (પું.બ.વ.) તાડ જેવા 'સાગુ' નામના ઝાડના થડના ગરના બનાવેલા દૂધિયા કણ
**સાબુ(-બૂ)દાની** (સ્ત્રી.) સાબુ ઓગળે નહીં તે માટે રાખવાની ડબી
**સાબૂત** (વિ.) આખુંય, જેવું ને તેવું, સાજુંસમું, પૂરેપૂરું, હયાત (૨) સંગીન, નક્કર, મજબૂત, અખંડ
**સાબૂતી** (સ્ત્રી.) મજબૂતી, સંગીનતા, દૃઢતા (૨) સુરક્ષિતતા, અખંડિતતા
**સાભાર** (વિ.) આભાર સહિત (૨) (અ.) આભારપૂર્વક
**સાભિનય** (વિ.) અભિનયવાળું (૨) (અ.) અભિનય સહિત
**સાભિપ્રાય** (વિ.) અભિપ્રાયવાળું, કંઈ અર્થ કે હેતુવાળું (૨) (અ.) અભિપ્રાયપૂર્વક, અભિપ્રાય સહિત
**સાભિમાન** (વિ.) અભિમાનયુકત (૨) (અ.) અભિમાનપૂર્વક, ગર્વ સાથે
**સામ** (પું.) સ્વામી, પતિ (૨) (સ્ત્રી.) સાંબેલાની નીચેનો લોખંડનો ગોળ ભાગ
**સામ** (પું.) સામવેદ (૨) રાજનીતિના ચાર ઉપાયોમાંનો એક, મીઠી વાતોથી સમજાવીને મેળવી લેવું તે (સામ, દામ, દંડ અને ભેદ)
**સામગાન** (ન.) સામવેદના મંત્ર સંગીતના સ્વરોમાં ગાવા તે
**સામગ્રી** (સ્ત્રી.) કોઈ કાર્યમાં ઉપયોગી સરંજામ કે સામાન (૨) ઠાકોરજીના પ્રસાદની વિવિધ વાનગી
**સામટું** (વિ.) ભેગું, એકઠું (૨) (અ.) સાથે લાગું, એકીવારે (૩) ઊધડ
**સામનો** (પું.) સામે થવું તે, વિરોધ, બાકરી
**સામયિક** (વિ.) સમય સંબંધી, કામચલાઉ (૨) સમયોચિત (૩) નિયત-કાલિક (૪) (ન.) (લા.) નિયંત સમયે પ્રકટ થતું છાપું
**સામર** (ન.) એક ઝાડ, શીમળો
**સામર્થ્ય** (ન.) સમર્થતા, બળ, શકિત, તાકાત, જોર
**સામવેદ** (પું.) ચારમાંનો ત્રીજો વેદ
**સામવેદી** (વિ.) સામવેદ ભણેલું કે સામવેદનું અનુયાયી (૨) (પું.) એવો માણસ
**સામસામું** (વિ.) બરાબર સામું (૨) વિરૂદ્ધ (૩) સ્પર્ધાવાળું (૪) (અ.) એકબીજાની સામે (૫) હરીફાઈમાં
**સામસામે** (અ.) સામસામું, સામસામી
**સામંજસ્ય** (ન.) સમંજસતા, ઔચિત્ય, યોગ્યતા
**સામંતશાહી** (સ્ત્રી.) સામંતોના કે અમીર ઉમરાવોના આધાર કે વર્ચસ્વવાળી રાજ્યપ્રથા, 'ફયુડલિઝમ'

**સામાજિક** (વિ.) સમાજ સંબંધી (૨) સમાજનું (૩) (પું.) સામાજિક, સભાસદ, પ્રેક્ષક
**સામાન** (પું.) સામગ્રી, રાચરચીલું, ઉપયોગી ચીજો, સાહિત્ય, સરંજામ (૨) સાજ, પલાણ
**સામાનઘર** (પું.) સામાન સાચવવા માટેની ઓરડી કે જગ્યા, 'ક્લોક-રૂમ
**સામાનધિકરણ્ય** (ન.) સમાન અધિકરણ હોવું તે-કોઈ બેની એકસરખી વિભકિત હોવાપણું
**સામાન્ય** (વિ.) સાધારણ, ખાસ નહિ તેવું (૨) (બધામાં સમાન, 'કૉમન', (૩) (ન.) અમુક વર્ગની વ્યકિતઓમાં રહેલો સમાન ગુણ કે ધર્મ, જાતિ (ન્યા.)
**સામાન્ય કૃદંત** (ન.) ક્રિયાપદનું મૂળ કૃદંત
**સામાન્યજ્ઞાન** (ન.) કોઈ એક નિશ્ચિત નહીં, પરંતુ તમામ વિષયોનું પરિચયરૂપ જ્ઞાન
**સામાન્યાઃ** (અ.) સાધારણ રીતે, સરેરાશ, સરાસરી
**સામાન્યા** (સ્ત્રી.) વેશ્યા, ગણિકા
**સામાપાંચમ** (સ્ત્રી.) ભાદરવા સુદ પાંચમ, ?ષિપંચમી (૨) એક હિંદુ પર્વ
**સામાયિક** (ન.) (જૈન) સમતાપૂર્વક એકાગ્ર બેસી કરવાનું નિત્યકર્મ
**સામાવાળું(-ળિયું)** (વિ.) સામાપક્ષનું, શત્રુપક્ષનું
**સામાવાળિયો** (પું.) સામા પક્ષનું માણસ, શત્રુ, પ્રતિવાદી
**સામાસિક** (વિ.) સમાસ સંબંધી (૨) સમાસયુકત
**સામિયાનો** (પું.) શામિયાનો, તંબુ
**સામીપ્ય** (ન.) સમીપતા, નજીકપણું, નિકટતા (૨) મુકિતના ચાર પ્રકારમાંનો એક
**સામુદાયિક** (વિ.) સમુદાયનું, -ને લગતું (૨) સમુદાય વડે કરાતું (૩) સામટું
**સામુદ્ર** (વિ.) સમુદ્રનું -ને લગતું
**સામુદ્રધુની** (સ્ત્રી.) બે મોટા સમુદ્રને જોડનારી ખાડી
**સામદ્રિક** (વિ.) સમુદ્ર સંબંધી (૨) (ન.) શરીરનાં ચિહ્ન ઉપરથી ભવિષ્ય કે શુભાશુભ ફળ જાણવાનું શાસ્ત્ર (૩) (પું.) તે શાસ્ત્ર જાણનાર
**સામું** (વિ.) સામે આવેલું (૨) વિરૂદ્ધ, ઊલટું
**સામૂહિક** (વિ.) સમૂહને લગતું, સામુદાયિક
**સામે** (અ.) રૂબરૂ (૨) નજર તરફની દિશામાં (૩) વિરૂદ્ધમાં
**સામેરી** (પું.) એક રાગ
**સામેલ** (વિ.) શામિલ, ભળેલું, જાડાયેલું, શામિલ હોવાપણું
**સામેલગીરી** (સ્ત્રી.) સામેલ હોવાપણું
**સામૈયું** (ન.) (વાજતે ગાજતે) સામે લેવા જતું સરઘસ કે અતિથિને માન આપી વાજતે ગાજતે લેવા જવું તે
**સામો** (પું.) એક ખડધાન્ય, ખેડ્યા વગરનું ધાન્ય
**સામ્ય** (ન.) સમાનતા, સરખાપણું, મળતાપણું (૨) એકાત્મકતા
**સામ્યચિહ્ન** (ન.) બરાબરી દર્શાવતું (=) આવું ચિહ્ન
**સામ્યયોગ** (પું.) ચિત્તની સમતા સાધવાનો યોગ
**સામ્યવાદ** (પું.) માલમતા વગેરે સામાજિક માલિકીનાં ગણી દરેકનું સામ્ય સ્થાપનારો એક રાજકીય વાદ, 'કૉમ્યુનિઝમ'
**સામ્યવાદી** (વિ.પું.) સામ્યવાદમાં માનનાર કે તને લગતું, 'કૉમ્યુનિસ્ટ'
**સામ્યાવસ્થા** (સ્ત્રી.) સમતાની-સમતોલપણાની સ્થિતિ, 'ઇક્વિલિબ્રિયમ'
**સામ્રાજ્ય** (ન.) એક સમ્રાટની હકૂમત નીચે આવેલાં અનેક રાષ્ટ્રનો સમૂહ (૨) તેની હકૂમત, ચક્રવર્તીપણું
**સામ્રાજ્યવાદ** (પું.) એક જ સત્તા નીચે વિશાલ ભૂભાગ હોય તેવો મત, 'ઇમ્પીરિયાલિઝમ'
**સામ્રાજ્યવાદી** (પું.) એક જ ભૂભાગ રહેવો જોઈએ તેવા મતનું-સિદ્ધાંતનું, સામ્રાજ્યવાદમાં માનતું કે તે સંબંધી, 'ઇમ્પીરિયાલિસ્ટ'
**સાયક** (ન.) બાણ (૨) ખડ્ગ, હથિયાર
**સાયન** (વિ.) અયનચલન પ્રમાણે ગણાતું (પંચાંગ, વર્ષ વગેરે)
**સાયન્ટિફિક** (વિ.) વિજ્ઞાનને લગતું, વૈજ્ઞાનિક
**સાયન્ટિસ્ટ** (વિ.) વિજ્ઞાનના કોઈ પણ એક કે વધુ વિષયોમાં નિષ્ણાત (૨) વિજ્ઞાનવિષયક શોધ કરનાર વિદ્વાન, વૈજ્ઞાનિક
**સાયન્સ** (વિ.) વિજ્ઞાન (૨) વિદ્યા (સર્વસામાન્ય)
**સાયબાન** (ન.) મકાનમાં તડકો આવતો અટકાવવા બંધાતો પડદો
**સાયર** (પું.) સાગર (૨) (ન.) દારૂતાડી વગેરે કેફી ચીજો ઉપરની જકાત
**સાયંકાલ(-ળ)** (પું.) સંધ્યાકાળ, સાંજ
**સાયંપ્રાર્થના** (સ્ત્રી.) સાંજની પ્રાર્થના
**સાયંસંધ્યા** (સ્ત્રી.) સૂર્યાસ્ત સમયનો સંધિકાળ (૨) સાંજના સમયે બ્રાહ્મણોએ કરવાનો સાંધ્યવિધિ
**સાયાસ** (વિ.) આયાસ કે પ્રયત્નપૂર્વક (૨) (અ.) મહેનત કે કષ્ટ ભરેલું
**સાયુજ્ય** (ન.) એક થઈ જવુંતે, મળી જવું તે (૨) જોડાઈ જવું તે, જોડાણ (૩) ચારમાંથી એક પ્રકારનો મોક્ષ (વેદાંત)
**સાયુજ્યમુકિત,સાયુજ્યમોક્ષ** (સ્ત્રી.પું.) જેમાં ઇષ્ટદેવ સાથે તાદાત્મય અનુભવાય એવી મુકિત (મુકિતના ચાર પ્રકારમાંનો એક)
**સાર** (વિ.) સારું, ઉત્તમ (૨) (પું.ન.) કસ, સત્ત્વ, તત્ત્વ (૩) તાત્પર્ય,
**સારાંશ** (૪) મલાઈ, માખણ (૫) (લા.) લાભ (૬) (કા.) ખુશાલી, ઉમંગ (૭) સારો ભાવ (૮) સારપ (૯) (સ્ત્રી.) સંભાળ (૧૦) માવજત, બરદાસ, ચાકરી (૧૧) સહાય, મદદ (૧૨) વહાણનું એક દોરડું
**સાર** (પું.) ઝીણું કાણું, વેહ
**સારક** (વિ.) રેચક (૨) (પું.) (વાળ) ઓળનાર
**સારગર્ભ** (પું.) રહસ્ય, મર્મ (૨) (વિ.) રહસ્યવાળું, માર્મિક
**સારગ્રાહિતા** (સ્ત્રી.) સારાસાર તારવી લેવાપણું
**સારગ્રાહી** (વિ.)અસાર છોડી સાર ગ્રહણ કરનારું
**સારજંટ** (પું.) પોલીસ-જમાદાર (૨) કોર્પરલની ઉપરનો બિનસનદી લશ્કરી અમલદાર (૩) ધારાસભા, લોકસભા, રાજ્યસભા વગેરેમાં વ્યવસ્થા જાળવનાર-હકૂમતનો અમલ કરાવનાર માણસ
**સારણગાંઠ** (સ્ત્રી.) પેટમાં થતી (આંતરડાની) એક જાતની ગાંઠ (હર્નિયા)
**સારણિ(-ણી)** (સ્ત્રી.) નહેર, નીક (૨) કોઠો, કોષ્ટક, 'ટેબલ' (૩)તારવણી
**સારણી** (સ્ત્રી.) વણાટ માટે ફણીમાંથી તાણો પરોવવો તે
**સારણીકામદાર** (પું.) ફણીમાં તાણો સારવાનું કામ કરનાર
**સારથિ** (પું.) રથ હાંકનાર, સૂત
**સારદોહન** (ન.) સાર તારવી લેવાની ક્રિયા, તત્ત્વગ્રહણ
**સારપ** (સ્ત્રી.) સારાપણું, સજ્જનતા
**સારભાગ** (પું.) સારો ભાગ (૨) સારાંશ
**સારભૂત** (વિ.) સારરૂપ (૨) સર્વોત્તમ, શ્રોષ્ઠ
**સારમંડળ** (ન.) એક જાતનું બત્રીસ તારનું વાજું

**સારમાણસાઈ** (સ્ત્રી.) સજ્જનતા (૨) સૌજન્ય
**સારવવું** (ક્રિ.) સાર કાઢવો, તારવવું (૨) નિભાવવું (૩) પાર પાડવું (૪) સંભાળવું
**સારવાન** (પું.) ઊંટવાળો, રાયકો
**સારવાર** (સ્ત્રી.) દેખરેખ, બરદાસ્ત, સેવાચાકરી, માવજત, સાર-સંભાળ
**સારવું** (ક્રિ.) શ્રાદ્ધ કરવું, સરાવવું (૨) પરોવવું (૩) ખેરવવું, ટપકાવવું (૪) આંજવું, લગાડવું (૫) પાર પાડવું, કરવું (૬) પહેરવું, શણગારવું (૭) સરકાવવું (૮) વહન કરવું, લઈ જવું (૯) કાણું પાડવું-વેહ કરવો
**સારસ** (પુ.ન.) ક્રૌંચ પંખી (૨) (ન.) કમળ
**સારસંગ્રહ** (પું.) સંદોહન, એક જ લેખકનાં જુદાં જુદાં પુસ્તકોને એકમાં સમાવતો મોટો ગ્રંથ
**સારસી** (સ્ત્રી.) સારસની માદા (૨) હાથીની ચિચિયારી
**સારસ્વત** (વિ.) સરસ્વતી સંબંધી, વિદ્યાને લગતું, વિદ્યાનું ઉપાસક (૨) સારસ્વત દેશનું (૩) (પું.) સરસ્વતી નદીના તટ ઉપરનો દિલ્હીથી વાયવ્યનો આર્યોનો પવિત્ર પ્રદેશ કે ત્યાંનો નિવાસી, બ્રાહ્મણ (૪) (ન.) સાહિત્ય, વાઙ્મય
**સારંગ** (પું.) વહાણના કપ્તાનનો મદદનીશ (૨) વહાણનો મુખ્ય ટંડેલ
**સારંગ** (પું.ન.) એક રાગ કે છંદ (૨) મૃગ (૩) ધનુષ્ય (૪) વિષ્ણુનું ધનુષ્ય, શાંર્ગ (૫) હાથી (૬) કોકિલ (૭) ભમરો (૮) મેઘ, વાદળ (૯) એક વાદ્ય (૧૦) છેડો (૧૧) મોર (૧૩) સિંહ
**સારંગધર,સારંગપાણિ** (પું.) શ્રીવિષ્ણુ
**સારંગનયના** (વિ.સ્ત્રી.) મૃગનયની
**સારંગી** (સ્ત્રી.) એક તંતુવાદ્ય (૨) પૃથ્વી
**સારાઈ(-શ)** (સ્ત્રી.) સારાપણું, સારપ (૨) ભલાઈ (૩) (લા.) મૈત્રી
**સારાનુવાદ** (પું.) સાર પૂરતો અનુવાદ-ભાષાંતર
**સારાવાટ** (સ્ત્રી.) ઇષ્ટ પરિણામ (૨) સાચો સમય
**સારાશ** (સ્ત્રી.) સારાઈ, સારાપણું, સારપ
**સારાસાર** (પું.) સાર અને અસાર, સારું અને ખોટું
**સારાસારબુદ્ધિ,સારાસારવિચાર** (સ્ત્રી.પું.) સારું-નરસું કે સારુંખોટું વિચારવાની શકિત, સારાસારનો વિચાર
**સારાસારવિવેક** (પું.) સાર અને અસારનો વિવેક કરવો-જુદાં પાડવાં તે
**સારાસારી** (સ્ત્રી.) સારો મેળ અને સંબંધ (૨) એકબીજા સાથે સારો સંબંધ હોવાપણું, સુમેળ
**સારાંશ** (પું.) ભાવાર્થ, મતલબ, તાત્પર્ય (૨) ઉત્તમ અંશ
**સારિકા** (સ્ત્રી.) મેના (૨) કંઠમાં પહેરવાનું એક ઘરેણું
**સારીગમ** (સ્ત્રી.) સંગીતના સાત સ્વર કે તેની સ્વરલિપિ (૨) કોઈ રાગ કે ગીતના સ્વર
**સારી પેઠ(-ઠે)** (અ.) ખૂબ, પુષ્કળ, સારી કે પૂરી રીતે
**સારુ** (અ.) ને માટે, વાસ્તે, કાજે, ખાતર
**સારું** (વિ.) શુભ, ભલું, ઉમદા (૨) (ન.) સુંદર, મજાનું (૩) સમસ્ત, **આખું** (૪) (અ.) (જવાબમાં) ઠીક, ભલે
**સારુંખોટું,સારુંનરસું** (વિ.) સારું અને ખરાબ (૨) (લા.) વખાણ કે નિંદા
**સારુંસરખું** (વિ.) ઠીકઠીક, સારી પેઠે કે સારી રીતે હોય એવું
**સારૂપ્ય** (ન.) સમાનરૂપવાળા હોવું તે, એકરૂપતા, સમરૂપતા (૨) મુકિતના ચાર પ્રકારમાંની એક

**સારેવડું** (ન.) ચોખાના લોટનો પાપડ
**સારો** (પું.) બેસતા વર્ષને દિવસે વંચાતી, વર્ષ દરમિયાન બનવાના બનાવોની આગાહી કે વરતારો (૨) સારપત્રિકા
**સારોદ્ધાર** (પું.) સાર કે રહસ્ય તારવવું તે
**સારોપા** (વિ.સ્ત્રી.) લક્ષણીના ચાર પ્રકારમાંનો એક પ્રકાર (કા.શા.)
**સાર્થ** (વિ.) અર્થયુકત (૨) (પું.) કાફલો, ટોળું (૩) વેપારીઓની વણજાર
**સાર્થક** (વિ.) સફળ, કૃતાર્થ (૨) (ન.) સફળતા, સિદ્ધ (૩) કૃતકૃત્ય
**સાર્થકતા,સાર્થકય** (સ્ત્રી.ન.) સફળતા (૨) કુતકૃતાર્થતા (૩) કૃતકૃત્યતા
**સાર્થવાહ** (પું.) વણજારો (૨) સંઘવી, કાફલાનો આગેવાન
**સાર્દ્ર** (વિ.) ભીનું, ભીનાશવાળું, આર્દ્ર
**સાર્ધ** (વિ.) અર્ધ સહિત (૨) દોઢું
**સાર્વકાલિક** (વિ.) સર્વકાળ રહેનારું (૨) સર્વ સમયને લગતું (૩) સનાતન, શાશ્વત
**સાર્વજનિક,સાર્વજનીન** (વિ.) સર્વ લોકોનું, સર્વે લોકો સંબંધી (૨) સર્વ લોકોને ઉપયોગી (૩) જાહેર જનતાના ઉપયોગનું
**સાર્વત્રિક** (વિ.) સર્વ જગ્યાએ થતું (૨) સર્વવ્યાપી
**સાર્વનામિક** (વિ.) સર્વનામનું, -ને લગતું
**સાર્વભૌતિક** (વિ.) બધાં ભૂત-પ્રાણીને લગતું (૨) સમસ્ત જડ-ચેતન પદાર્થને લગતું
**સાર્વભૌમ** (વિ.) આખી પૃથ્વીનું, આખી પૃથ્વી સંબંધી (૨) (પું.) ચક્રવર્તી રાજા
**સાર્વભૌમિક** (વિ.) સર્વ ભૂમિને લગતું, સાર્વભૌમ
**સાર્વલૌકિક** (વિ.) સર્વ લોકો સંબંધી, સાર્વજનિક
**સાર્વવર્ણિક** (વિ.) સર્વ વર્ણો અંગેનું, સર્વ વર્ણો સંબંધી
સાર્ષ્ટિ,સાર્ષ્ટ્ય (સ્ત્રી.ન.) ચાર પ્રકારના મોક્ષમાંનો એક (૨) સરખી શકિત કે ઐશ્વર્યવાળાં હોવું તે
**સાલ** (પું.ન.) એક વૃક્ષ
**સાલ** (ન.) વીંધમાં બેસે તેવો છેડો, બંધબેસતો સાંધો (૨) (લા.) નડતર, આડખીલી (૩) ગિલ્લી દંડાની એક રમત
**સાલ** (સ્ત્રી.) બાર માસનો સમય, વર્ષ (૨) પાકની મોસમ (૩) વર્ષાસન
**સાલગરેહ,સાલગીરી** (સ્ત્રી.) વરસગાંઠ, જન્મદિવસ, જન્મજયંતીનો દિવસ
**સાલગુદસ્ત** (સ્ત્રી.) ગયું વર્ષ, વીતી ગયેલું વર્ષ
**સાલભર** (અ.) આખું વર્ષ, બારે માસ
**સાલમ** (પું.) એક પૌષ્ટિક કંદ
**સાલમપાક** (પું.) સાલમ નાખીને બનાવાતો એક પાક (૨) (લા.) માર
**સાલમુબારક** (અ.) 'નવું વર્ષ તમને આબાદ રાખે એવી ભાવનાવાળો બોલ, નવા વર્ષના અભિનંદન (૨) નૂતન વર્ષાભિનંદન
**સાલવાર** (અ.) વરસવાર, વરસના અનુક્રમે
**સાલવારી** (સ્ત્રી.) વર્ષ પ્રમાણે, અનુક્રમે (૨) બનાવોની સાલવાર ગોઠવણી, તેની યાદી કે નોંધ
**સાલવી** (પું.) સુતાર, સુથાર
**સાલવું** (ક્રિ.) શૂળ પેઠે દુખ્યા કરવું, ખટકવું, ભોંકાવું, નડવું (૨) દિલમાં દુઃખ થવું
**સાલસ** (વિ.) ત્રાહિત, મધ્યસ્થ (૨) નરમ સ્વભાવનું, ભલું, સરળ (૩) (લા.) નીતિમાન, પ્રામણિક

**સાલસકંચો** (પું.) તરકટ, છૂપી ગોઠવણ, (૨) યુક્તિ-પ્રયુક્તિ, ફસામણી, કપટબાજી
**સાલસાઈ** (સ્ત્રી.) સાલસપણું
**સાલસી** (સ્ત્રી.) લવાદી, પંચ, મધ્યસ્થતા, 'અર્બિટ્રેશન'
**સાલંકાર** (વિ.) અલંકારયુક્ત
**સાલાતૂલું** (વિ.) અણસમજું, ઢંગધડા વગરનું (૨) ભલુંભોળું
**સાલાર** (વિ.) આગેવાન, મુખ્ય
**સાલારજંગ** (પું.) સેનાપતિ
**સાલિયાણું** (ન.) વર્ષાસન, વાર્ષિક વેતન
**સાલું** (વિ.) સાળું, 'માળું' પેઠે વહાલમાં નિરર્થક બોલાય છે જેથી વાકયની વિવક્ષામાં જરા વધારે સચોટતા અને મમતાનો ભાવ ઉમેરાય છે.
**સાલો** (પું.) ઘાસની મોટી ગંજી (૨) સાળાના અર્થની ગાળ
**સાલોસાલ** (અ.) હર સાલ, દરેક વર્ષે
**સાલ્લો** (પું.) સ્ત્રીઓને પહેરવાનું વસ્ત્ર, સાડલો, સાડી
**સાવ** (અ.) તદ્દન, બિલકુલ, સંપૂર્ણપણે (૨) (વિ.)તમામ, બધું
**સાવકાશ** (વિ.) અવકાશવાળું (૨) (અ.) સગવડે, અનુકૂળતાએ, નવરું
**સાવકું** (વિ.) ઓરમાયું, અપરમાનું
**સાવચેત** (વિ.) સાવધાન, જાગ્રત, સચેત, સજાગ, સાવધ, ખબરદાર
**સાવચેતી** (સ્ત્રી.) સાવધાની, ખબરદારી (૨) ચેતવણી (૩) સંભાળ (૪) તજવીજ, તપાસ
**સાવજ** (પું.) સિંહ (૨) (ન.) પક્ષીનું બચ્ચું
**સાવજશૂરું** (વિ.) સાવજ જેવું શૂરું
**સાવધ,સાવધાન** (વિ.) હોશિયાર, ખબરદાર, સાવચેત, જાગ્રત, સજાગ
**સાવધાની** (સ્ત્રી.) ખબરદારી, ચેતવણી
**સાવદ્ય** (વિ.) નિંદનીય, નિંદ્ય (૨) ગુનેગાર
**સાવન** (પું.) એક સૂર્યોદયથી બીજા સૂર્યોદય સુધીનો એક દિવસ (૨) (વિ.) એ ગણતરી પ્રમાણે ૩૦ દિવસનો (માસ), શ્રાવણમાસ (૩) ૩૬૦ દિવસનું (વર્ષ) (૪) સૂર્યને લગતું, સૂર્ય સંબંધી (૫) (પું.) યજ્ઞસમાપ્તિ
**સાવયવ** (વિ.) અવયવવાળું, અંગોવાળું (૨) સચેતન
**સાવરણી** (સ્ત્રી.) કચરો-પૂંજો વાળવાનું સાધન
**સાવરણો** (પું.) મોટી સાવરણી
**સાવર્ણ્ય** (ન.) ઉચ્ચારણમાં સ્વરો-વ્યંજનોનું મળતાપણું (૨) સરખા રંગોનું હોવાપણું (૩) એક જ પ્રકારની જ્ઞાતિનું હોવાપણું
**સાવિત્રી** (સ્ત્રી.) સૂર્યનું કિરણ (૨) ગાયત્રી (૩) સત્યવાનની પત્ની, બ્રહ્માની પત્ની
**સાવિત્રીવ્રત** (ન.) સ્ત્રીઓનું-વટસાવિત્રીનું વ્રત
**સાશંક** (વિ.) શંકાયુક્ત, વહેમી (૨) (અ.) શંકા સાથે
**સાશ્ચર્ય** (વિ.) આશ્ચર્યવાળું, નવાઈ ભરેલું (૨) (અ.) અચંબા સાથે
**સાષ્ટાંગ** (વિ.) આઠે અંગ સહિત (માથું, આંખ, હાથ, છાતી, પગ, જાંઘ, મન અને વાણી)
**સાષ્ટાંગ-પ્રણામ** (પું.બ.વ.) નીચા સૂઈ (આઠે અંગથી) કરેલા પ્રણામ
**સાસરવાસ** (પું.) સાસરામાં વસવું-સ્ત્રીએ સાસરે જવું તે
**સાસરવાસો** (પું.) સાસરે રહેવા જતી પરણેલી કન્યાને પિયર તરફથી અપાતો કરિયાવર
**સાસરવેલ** (સ્ત્રી.) સસરાના કુટુંબનાં માણસો
**સાસરિયાં** (ન.બ.વ.) સાસરાનો કુટુંબ પરિવાર, સાસરવેલ
**સાસરિયું** (ન.) સાસરીનું સગું, સાસરું
**સાસરી,સાસરું** (સ્ત્રી.ન.) સસરાનું ઘર
**સાસરો** (પું.) સસરો (૨) વર કે વહુનો બાપ-પિતા
**સાસુ** (સ્ત્રી.) વર કે વહુની માતા
**સાસુજાયો** (પું.) પતિ, ધણી
**સાસોટ(-સાસ)** (અ.) શ્વાસભેર, હાંફતે-હાંફતે
**સાહચર્ય** (ન.) સાથે રહેવું કે ફરવું તે, સહચાર (૨) સંગ, સાથ (૩) હંમેશાં સાથે હોવું તે
**સાહજિક** (વિ.) સહજ, સ્વાભાવિક, કુદરતી
**સાહવું** (ક્રિ.) ઝાલવું, પકડવું (૨) સાહ્ય કરવી
**સાહસ** (ન.) જોખમ ભરેલું કામ (૨) અવિચારી કામ (૩) જોખમ હોવા છતાં હામ ભીડી ઝંપલાવવું તે (૪) (લા.) શૂરવીરતા ભરેલું કામ
**સાહસકથા** (સ્ત્રી.) સાહસપૂર્ણ કે સાહસ વર્ણવતી કથા કે વાર્તા
**સાહસક્ષેત્ર** (ન.) સાહસ કરવા માટેનું ક્ષેત્ર
**સાહસવીર** (પું.) સાહસ કરવામાં શૂરવીર-પરાક્રમી પુરુષ
**સાહસવૃત્તિ** (સ્ત્રી.) સાહસિક વૃત્તિ, સાહસવાળો સ્વભાવ
**સાહસિક** (વિ.) સાહસ કરનારું (૨) સાહસ ભરેલું, સાહસવાળું (૩) હિમ્મતબાજ (૪) અવિચારી
**સાહસી** (વિ.) સાહસિક, સાહસવાળું
**સાહાય્ય** (સ્ત્રી.) સહાય, મદદ, કુમક (૨) ટેકો, ઓથ, સહારો
**સાહાય્યકારક,સાહાય્યકારી** (વિ.) સહાય કરે એવું (૨) પોતાનો અર્થ ગુમાવી ધાતુને અર્થમાં સહાય કરે એવું ક્રિયાપદ (વ્યા.)
**સાહિત્ય** (ન.) સાધન, સામગ્રી, ઉપકરણ (૨) પ્રજાના વિચાર, ભાવના, જ્ઞાન વગેરેની ભાષામાં સંગ્રહાયેલી મૂડી, વાઙ્મય (૩) કાવ્ય, નાટક, વાર્તા વગેરે લલિત વાઙ્મય
**સાહિત્યકાર** (પું.) સાહિત્ય રચનાર, સાક્ષર
**સાહિત્યકૃતિ** (સ્ત્રી.) સાહિત્યની ચીજ-રચના, લલિત સાહિત્યની રચના
**સાહિત્યચર્ચા** (સ્ત્રી.) સાહિત્યના વિષયોની ચર્ચા
**સાહિત્યપરિષદ,સાહિત્યસભા,સાહિત્યસંમેલન** (સ્ત્રી.ન.) સાહિત્ય-ચર્ચા કરનાર પરિષદ કે સભા કે સંમેલન
**સાહિત્યિક** (વિ.) સાહિત્યને લગતું, શિષ્ટ ભાષાને લગતું, 'લિટરરી'
**સાહિત્યોપાસના** (સ્ત્રી.) સાહિત્યની ઉપાસના-આદરપૂર્વક અભ્યાસ વગેરે
**સાહી** (સ્ત્રી.) શાહી, લખવામાં વપરાતો પ્રવાહી રંગીન પદાર્થ (૨) તબલા વગેરેની બાજુ પડી પર લગાવાતો કાળો પદાર્થ
**સાહીચૂસ** (ન.) શાહીને ચૂસી લે તેવો એક જાતનો કાગળ (૨) (વિ.) શાહીચૂસ જેવું, નકલિયું
**સાહુકાર** (પું.) શાહુકાર, શરાફ, નાણાવટી (૨) વટવાળો પ્રામણિક (૩) (કટાક્ષમાં) ચોર, લુચ્ચો
**સાહુકારી** (સ્ત્રી.) શાહુકારપણું, પ્રામાણિકતા (૨) જમણવારમાં પતરાળામાં છાંડાય તે (૩) (લા.) લુચ્ચાઈ
**સાહુડી** (સ્ત્રી.) શાહુડી-જમીનમાં બોડ કરીને રહેતું અણીદાર પીછાંવાળું એક પ્રાણી

**સાહેબ** (પું.) માલિક, ધણી (૨) મોટો માણસ (૩) ઈશ્વર
**સાહેબજાદી** (સ્ત્રી.) મોટા માણસની દીકરી
**સાહેબજાદો** (સ્ત્રી.) મોટા માણસનો દીકરો (૨) (લા.) અભિમાની અને ગુંડો માણસ
**સાહેબજી** (અ.) સામસામે મળતા વિવેકનો ઉદ્ગાર
**સાહેબશાહી** (વિ.) સાહેબી ભરેલું, સાહેબશાહીવાળું
**સાહેબી** (સ્ત્રી.) જાહોજલાલી, વૈભવ (૨) શેઠાઈ
**સાહેબો** (પું.) સ્વામી, વર
**સાહેલડી,સાહેલી** (સ્ત્રી.) સખી, બહેનપણી, સહિયર
**સાહ્ય** (સ્ત્રી.) સહાય, મદદ
**સાળ** (સ્ત્રી.) ચોખા, ડાંગર (જેમ કે, જીરાસાળ)
**સાળ** (સ્ત્રી.) કપડાં વણવાનું ઓજાર
**સાળખાતું** (ન.) મિલનો સાળવિભાગ-વણાટ વિભાગ
**સાળવી** (પું.) કપડાં વણનાર વણકર
**સાળાવેલી** (સ્ત્રી.) સાળાની વહુ, સાવેલી, ઝીલણ
**સાળી** (સ્ત્રી.) પત્નીની બહેન
**સાળુ** (પું.) સ્ત્રીઓને પહેરવાનું ઝીણું રંગીન વસ્ત્ર
**સાળું** (વિ.) વાકયમાં વપરાતાં તેની વિવક્ષામાં જરા વધારે સચોટતા નેટ મમતાનો ભાવ ઉમેરે છે. ('મારું સાળું પણ બોલાય છે.) ઉદા. સાળી વાત તો ખરી, (૨) 'માળું' પેઠે વહાલમાં કે નિરર્થક બોલાય છે. (૩) (લા.) તિરસ્કાર, કંટાળો, અરુચિ વગેરે ભાવથી વાકયમાં અશિષ્ટ રીતે વપરાતો શબ્દ
**સાળેવડું** (ન.) ચોખાની પાપડ જેવી એક વાનગી
**સાળો** (પું.) પત્નીનો ભાઈ
**સાંઈ** (પું.) પરમેશ્વર, ખુદા, અલ્લા (૨) ફકીર
**સાંઈ,સાંઈડું** (ન.) આલિંગન (૨) મળવું તે, મેળાપ વેળા જે જે કરવી કે ખબરઅંતર, કુશળ પૂછવા તે
**સાંઈ,સાંઈમૌલા** (ન.) પરમેશ્વર, ખુદા (૨) ફકીર
**સાંકડ** (સ્ત્રી.) સંકડામણ, ભીડ (૨) મુશ્કેલી, અડચણ, મુસીબત
**સાંકડું** (વિ.) પહોળાઈમાં ઓછું (૨) ભિડાતું, છૂટ વગરનું (૩) સાંકડવાળું, મુશ્કેલ (૩) (મનનું) સંકુચિત, અનુદાર
**સાંકડે-માંકડે(-ળે)** (અ.) જેમ તેમ સંકડાઈને
**સાંકળ** (સ્ત્રી.) કડીઓ કે આંકડા જોડીને બનાવેલી લાંબી કડીઓ (૨) બારીબારણાંને બંધ કરવાની એવી કડીઓનું સાધન (૩) જમીન ભરવાનું ૧૦૦ ફૂટનું માપ
**સાંકળવું** (ક્રિ.) સાંકળની પેઠે જોડવું, વળગાડવું (૨) સાંકળની પેઠે બંધાવું, સંકળાવું
**સાંકળિયું** (ન.) પુસ્તકનાં પ્રકરણ વગેરેના પાનાંના નંબર સાથે અનુક્રમ (૨) અનક્રમણિકા
**સાંકળી** (સ્ત્રી.) નાની કડીઓ જોડી બનાવેલી સેર (૨) ડોકે પહેરવાની કંઠી (૩) પીજણની તાંતને તંગ પકડી રાખતી (તાંતની) દોરી
**સાંકળું** (ન.) પગનું એક ઘરેણું
**સાંકેતિક** (વિ.) સંકેત સંબંધી, સંકેતવાળું (૨) પારિભાષિક (૩) દ્યોતક, સૂચક (૪) સંજ્ઞાથી બતાવેલું, 'સિમ્બોલિક'
**સાંખવું** (ક્રિ.) ખમવું, સહન કરવું (૨) ક્ષમા કરવી (૩) માપવું, ભરી જોવું (૪) સરખાવવું, તુલના કરવી
**સાંખ્ય,સાંખ્યદર્શન** (ન.) કપિલ મુનિએ રચેલું દર્શન, છ વૈદિક દર્શનોમાંનું એક
**સાંખ્યમાર્ગ** (પું.) જ્ઞાનમાર્ગ (ગીતા) (૨) કપિલ ભગવાનનો સાંખ્ય-દર્શનનો સિદ્ધાંત
**સાંખ્યયોગ** (પું.) સાંખ્યદર્શન જેમાં મુખ્ય હોય તેવો યોગ (૨) ગીતાનો બીજો અધ્યાય
**સાંગ** (વિ.) અંગો સહિત (૨) આખું, તમામ (૩) (પું.સ્ત્રી.ન.) બરછી જેવું એક હથિયાર
**સાંગામા(-માં)ચી** (સ્ત્રી.) અઢેલીને બેસાય તેવી પાટી ભરેલી ખુરશી ઘાટની માંચી
**સાંગી** (સ્ત્રી.) રથની ધરી અને સાટી એ બે વચ્ચેનો કઠેરાવાળો ભાગ (૨) ઠાકોરજી આગળ કરાતો રંગમંડપ કે તેની શણગાર શોભા (૩) સાંગામાંચી
**સાંગોપાંગ** (વિ.) અંગ-ઉપાંગ સહિત, સમસ્ત (૨) (અ.) પૂર્ણ
**સાંઘિક** (વિ.) સંઘનું, -ને લગતું, સામૂહિક
**સાંચરવું** (ક્રિ.) ચાલવું (૨) જવું, વિદાય થવું
**સાંચાકામ** (ન.) યંત્ર (૨) યંત્રકામ (૩) યંત્રની રચના વગેરે
**સાંચો** (પું.) સંચો (૨) બીબું
**સાંજ(-ઝ)** (સ્ત્રી.) સંધ્યાકાળ, સૂર્યાસ્તનો સમય
**સાંજ(-ઝ)ણિયું,સાંજ(-ઝ)ણી** (નં.સ્ત્રી.) કવેળાએ (ટંક ન હોય ત્યારે) દૂધ દેતી ભેંસ
**સાંજ(-ઝ)રે,સાંજે(-ઝે)** (અ.) સંધ્યાકાળને સમયે, દિવસ આથમતાં
**સાંજી(-ઝી)** (સ્ત્રી.) લગ્ન વગેરે પ્રસંગે સાંજે ગીતો ગાવાનો કાર્યક્રમ, સાંજે ગાવાનું લગ્નગીત (૨) આરતી
**સાંઠગાંઠ** (સ્ત્રી.) ગઠબંધન
**સાંઠી** (સ્ત્રી.) સરાંઠી, છોડ સુકાતાં રહેતી પાતળી સોટી
**સાંઠીકડું** (ન.) સાંઠીનો નાનો કકડો (૨) (વિ.) તેના જેવું સૂકલું કે પાતળું
**સાંઠીઝાંખરાં** (ન.બ.વ.) સાટીઝાંખરાં (૨) કાન ભંભેરવા તે, સાચુંજૂઠું કહી ટંટો કરાવવો તે
**સાંઠો** (પું.) જુવાર શેરડી વગેરેની પેરાઈવાળી દાંડી, લીલો કે સૂકો છોડ
**સાંડસી,સાંડસો** (સ્ત્રી.પું.) સાણસી, પકડ જેવું એક સાધન
**સાંઢ,સાંઢિયો** (પું.) ગોધો, આખલો (૨) (લા.) માતેલો-નિરંકુશ માણસ
**સાંઢ, સાંઢડી, સાંઢણી** (સ્ત્રી.) ઊંટડી
**સાંત** (વિ.) અંતવાળું, નશ્વર
**સાંતળવું** (ક્રિ.) ઘી કે તેલમાં શેકવું કે તળવું
**સાંતી** (સ્ત્રી.) એક હળથી વવાય તેટલી જમીન
**સાંતીડું** (ન.) હળ
**સાંતીવેરો** (પું.) ખેતી-હળ ઉપરનો કર
**સાંતેલું** (ન.) બળદને જોતરવામાં વપરાતું લાકડાનું ચોકઠું
**સાંત્વન,સાંત્વના** (ન.સ્ત્રી.) આશ્વાસન, શાંતિ, દિલાસો
**સાંથ,સાંથણી** (સ્ત્રી.) ગણોત, જમીન ખેડવા આપ્યા બદલ લેવાનું ભાડું (૨) હાટ, બજાર
**સાંથવું** (ક્રિ.) સાથે આપવું (૨) ગણોતે ખેડવા આપવું
**સાંથિયો,સાંથી,સાંથીડો** (પું.) સાંથે જમીન ખેડનાર ખેડૂત, ગણોતિયો

**સાંદ્ર** (વિ.) ઘન, ગાઢ (૨) ઘોર (૩) સ્નિગ્ધ, ચીકણું (૪) જોરદાર, સચોટ (૫) રમ્ય, મનોહર

**સાંધ** (સ્ત્રી.) બે પદાર્થના જોડાણની દેખાતી રેખા, સાંધો (૨) ફાટ, તિરાડ (૩) કાંતણ, વણાટમાં તાર સાંધવા તે (જેમ કે, નવી તાણી સાળ પર લેતાં)

**સાંધણ** (ન.) સાંધવું તે, સાંધો, (૨) અનુસંધાન (૩) વધારાનો ભાગ પુરવણી, પરિશિષ્ટ (૪) વજનમાં મુકાતો ધડો

**સાંધણી** (સ્ત્રી.) સાંધવું તે (૨) સાંધવાની ઢબ કે કુશળતા

**સાંધવું** (ક્રિ.) સીવવું (૨) જોડવું (૩) સાંધો કરવો (૪) (વાસણને) રેણવું-થીગડું દેવું

**સાંધિક** (પું.) સલાહસંધિ કરનાર

**સાંધિવિગ્રહિક** (પું.) અન્ય રાજ્યો સાથે સંધિ કે વિગ્રહ કરવાનો અધિકાર ધરાવનાર, 'એલચી'

**સાંધો** (પું.) જ્યાં બે વસ્તુઓ સાથે જોડાઈ કે સિવાઈ હોય તે ભાગ (૨) ફાટેલું કે તૂટેલું દુરસ્ત કરવા દીધેલું થીગડું

**સાંધ્ય** (વિ.) સંધ્યા સંબંધી, સંધ્યાકાળનું

**સાંનિધ્ય** (ન.) સમીપતા, નિકટ હોવાપણું, સાન્નિધ્ય

**સાંનિપાતિક** (વિ.) સનેપાત સંબંધી

**સાંપડવું** (ક્રિ.) મળવું, પ્રાપ્ત થવું (૨) જન્મવું, અવતરવું

**સાંપરાય** (પું.) પરલોક (૨) મરણોત્તર જીવન કે તે વિષે વિચાર

**સાંપત્તિક** (વિ.) આર્થિક, નાણા વિષયક, સંપત્તિને લગતું

**સાંપ્રત** (વિ.) યોગ્ય, ઉચિત (૨) હમણાંનું, હાલનું (૩) (અ.) તરત, અબઘડી

**સાંપ્રતિક** (વિ.) વર્તમાન સમયનું, હમણાંનું

**સાંપ્રદાયિક** (વિ.) સંપ્રદાય સંબંધી કે સંપ્રદાયનું (૨) પરંપરાગત

**સાંપ્રદાયિકતા** (સ્ત્રી.) સાંપ્રદાયિક હોવાપણું (૨) (લા.) ધામિર્ક સંકુચિતતા, ધામિર્ક વાડાબંધી

**સાંબેલ** (સ્ત્રી.) ધૂંસરીની ખીલી, મુસળી

**સાંબેલું** (ન.) ખાંડવાનું એક સાધન, મુસળ

**સાંભર,સાંભરણ** (સ્ત્રી.ન.) સ્મરણ, યાદ, સ્મૃતિ

**સાંભરવું** (ક્રિ.) એકઠું કરવું (૨) યાદ આવવું, સ્મરણમાં આવવું

**સાંભળવું** (ક્રિ.) શ્રાવણ કરવું (૨) (લા.) ધ્યાન ઉપર લેવું

**સાંવલું** (વિ.) શામળું, કાળું

**સાંવલિયો** (પું.) શામળિયો, શ્રીકૃષ્ણ (૨) (વિ.) સાંવલું

**સાંવત્સરિક** (વિ.) વાર્ષિક (૨) (પું.) જોશી (૩) (ન.) શ્રાદ્ધતિથિ

**સાંસતા** (સ્ત્રી.) ધીરજ, સત્તા, તંગી

**સાંસતું** (વિ.) ધીમું, જુસ્સો નરમ પડ્યો હોય એવું

**સાંસર્ગિક** (વિ.) સંસર્ગને લીધે થયેલું (૨) ચેપી

**સાંસા** (પું.બ.વ.) સાંસતા, તંગી, મુશ્કેલી

**સાંસારિક** (વિ.) સંસાર સંબંધી, દુનિયાદારીનું

**સાંસો** (પું.) તંગી, ખેંચ (૨) સંશય, સંકલ્પવિકલ્પ

**સાંસોટ** (અ.) સોંસરું, સીધું, આરપાર

**સાંસ્કારિક** (વિ.) સંસ્કાર સંબંધી, સંસ્કારી

**સાંસ્કૃતિક** (વિ.) સંસ્કૃતિને લગતું, 'કલ્ચરલ' (૨) સંસ્કારવાળું (૩) સંસ્કૃત ભાષાને લગતું

**સાંસ્થાનિક** (વિ.) સંસ્થાન સંબંધી (૨) (પું.) સંસ્થાનમાં સાથે વસતો દેશભાઈ

**સાંસ્થાનિક સ્વરાજ** (પું.) બ્રિટિશ સંસ્થાનને મળતું સ્વરાજ, 'ડોમિનિયન' સ્ટેટસ

**સિક(-ક્ક)લ** (સ્ત્રી.) મુખ, ચહેરો (૨) (લા.) આકાર, ઘાટ (૩) દેખાવ (૪) ઢંગ, (૫) રોનક

**સિકંદર** (પું.) ગ્રીસનો બાદશાહ-મહાન એલેકઝાન્ડર (૨) (લા.) ઉન્નતિનો સિતારો (૩) (વિ.) વિજયી, ફતેહમંદ

**સિક્કાબંધ** (વિ.) મહોર-છાપવાળું (૨) બીડેલું, અનામત, અકબંધ

**સિક્કાશાસ્ત્ર** (ન.) પ્રાચીન સિક્કાઓ પરથી કરાતી પુરીતત્ત્વ-શોધનું શાસ્ત્ર, 'ન્યુમિસ્મેટિક્સ'

**સિક્કો** (પું.) છાપ, મહોર (૨) ચલણી નાણું (૩) મોટી લખોટી (૪.) લા. આબરૂ, નામના

સિક્ત (વિ.) છાટેલું, ભીનું, સિંચેલું

**સિકયુ(-ક્યો)રિટી** (સ્ત્રી.) સલામતી (૨) સરકારી જામીનગીરી (નાણાં ભર્યા હોય તેની)

**સિગરામ** (પું.ન.) શિગરામ, સગરામ, મુસાફરીનું એક વાહન

**સિગાર,સિગારેટ** (સ્ત્રી.) એક જાતની બીડી

**સિગ્નલ** (ન.પું.) ચેતવણી, દૂરથી ખબર આપવાની નિશાની કે તે માટેની યોજના (૨) રેલવેના હાથ

**સિગ્નેચર** (સ્ત્રી.) સહી, હસ્તાક્ષર

**સિજદો** (પું.) માથું જમીનને અડકાડીને કરાતું નમન

**સિઝન** (સ્ત્રી.) ઋતુ, મોસમ, ગાળો

**સિઝનટિકિટ** (સ્ત્રી.) અમુક મુદત માટે ચાલે એવી (રેલવેની) ટિકિટ

**સિઝિયમ** (ન.) એક ધાતુ-મૂળ તત્ત્વ (ર.વિ.)

**સિટી** (ન.) શહેર, નગર

**સિત** (વિ.) શ્વેત, સફેદ, ઊજળું (૨) (પું.) ધોળો રંગ

**સિતમ** (પું.) જુલમ, કેર, ત્રાસ

**સિતમગ(-ગા)ર** (વિ.) જુલમી, જુલમગાર

**સિતમગારી** (સ્ત્રી.) જુલમ કરવો તે, જુલમીપણું

**સિતમગુજારી** (સ્ત્રી.) સિતમ ગુજારવો તે

**સિતાર** (પું.સ્ત્રી.) ત્રણ તારનું એક તંતુવાદ્ય

**સિતારિયો** (પું.) સિતારવાદક

**સિતારી** (સ્ત્રી.) નાની સિતાર

**સિતારો** (પું.) તારો, ગ્રહ (૨) (લા.) દશા, નસીબ

**સિતોપલાદિચૂર્ણ** (ન.) કફની એક દેશી દવા, એક ઔષધીય ભૂકો

**સિત્તેર** (વિ.) '૭૦' નો આંકડો

**સિત્તો(-ત્યો)તેર** (વિ.) '૭૭' નો આંકડો

**સિત્યાશી(-સી)** (વિ.) '૮૭' નો આંકડો, સત્યાશી

**સિદ્ધ** (વિ.) પાર પાડેલું, તૈયાર, સફળ, પ્રાપ્ત (૨) નિશ્ચિત, સાબિત થયેલું (૩) નિષ્ણાત (૪) સિદ્ધિ પ્રાપ્ત કરી હોય તેવું (૫) મુકત (૬) (પું.) સિદ્ધિઓ મેળવી હોય તેવો યોગી કે દૈવી પુરુષ (૭) મુકત પુરુષ

**સિદ્ધલોક** (પું.) સિદ્ધોને વસવાનો લોક, મુકતાત્માઓને રહેવાનું સ્થળ

**સિદ્ધહસ્ત** (વિ.) જેનો હાથ બેસી ગયો હોય છે એવું, હથોટીવાળું

**સિદ્ધહે(-હૈ)મ** (ન.) આચાર્ય હેમચંદ્રે રચેલું સંસ્કૃત-પ્રાકૃત ભાષાઓનું અષ્ટાધ્યાયી વ્યાકરણ

**સિદ્ધાર્થ** (પું.) ગૌતમ બુદ્ધ (૨) (વિ.) જેના બધા હેતુ પાર પડ્યા હોય તેવું (૩) (પું.) નિષ્કર્ષ, નિર્ણય

**સિદ્ધાસન** (ન.) યોગનું એક આસન

**સિદ્ધાંગના** (સ્ત્રી.) સિદ્ધ પુરુષની સ્ત્રી. યોગિની

**સિદ્ધાંત** (પું.) પૂરી તપાસ કે વિચારણા પછી સાચો સાબિત થયેલો એવો નિશ્ચિત મત કે નિર્ણય (૨) ઉપપત્તિયુક્ત ગ્રંથ

**સિદ્ધાંતવાદી** (વિ.) સિદ્ધાંતમાં માનવાવાળું, કોઈ પણ બાબતમાં તે અંગેના સિદ્ધાંત પ્રમાણે ચાલવામાં માનનારું

**સિદ્ધાંતસૂત્ર** (ન.) શંકાનો નિર્ણય આપનારું અને શાસ્ત્રકારના મતનું પ્રતિપાદન કરનારું સૂત્ર

**સિદ્ધાંતી** (વિ.) સિદ્ધાંત રજૂ કે સમર્થન કરનારું, સિદ્ધાંતવાદી

**સિદ્ધિ** (સ્ત્રી.) પરિપૂર્ણ, સફળ કે સાબિત થવું તે (૨) સાબિતી (૩) ફલપ્રાપ્તિ (૪) છેવટની મુકિત (૫) યોગથી મળતી આઠ શકિતઓમાંની દરેક (૬) ગણપતિની પત્ની (૭) (લા.) ફતેહ, વિજય

**સિદ્ધિદા** (સ્ત્રી.) દુર્ગાદેવી, સિદ્ધિ દેનાર

**સિદ્ધિદાયક** (વિ.) સિદ્ધિ આપનારું

**સિદ્ધિયોગ** (પું.) જ્યોતિષમાં એક શુભ યોગ

**સિદ્ધિવિનાયક** (પું.) સિદ્ધિ સાથેના ગણપતિ

**સિધાવવું** (ક્રિ.) વિદાય થવું, જવું (૨) ચાલતી પકડવી

**સિનાઈ** (પું.) મૂસાએ જ્યાં ઈશ્વરીવાણી સાંભળેલી તે પર્વત (બાઇબલ)

**સિનિયર** (વિ.) દરજ્જામાં ઉપરનું, મોટું (૨) પ્રવર, વરિષ્ઠ, જયેષ્ઠ

**સિનિયૉરિટી** (સ્ત્રી.) વરિષ્ઠતા, પ્રવરતા

**સિનેજગત,સિનેસૃષ્ટિ** (ન.) સિનેમાની દુનિયા

**સિનેનિર્માતા** (પું.) સિનેમા-ચિત્રપટનો નિર્માતા

**સિનેમા** (પું.) ચિત્રોની પરંપરાને ચાલતી ઘટના તરીકે પટ ઉપર બતાવવાની યુકિત (૨) તે યુકિતથી બતાવાતું ચિત્ર કે નાટક (૩) ચલચિત્ર, ચિત્રપટ (૪) ચિત્રઘર, બોલપટ

**સિનેમાગૃહ,સિનેમાઘર** (ન.) ચલચિત્ર દર્શાવવાનું સ્થળ, 'ટૉકીઝ, હૉલ'

**સિનેમેટોગ્રાફ** (પું.ન.) સિનેમા બતાવવાની યુકિત કે તેનું યંત્ર (૨) સિનેમા

**સિપાઈ** (પું.) સૈનિક, ફોજનો માણસ (૨) ચપરાસી, પટાવાળો, પોલીસ

**સિપાઈગીરી** (સ્ત્રી.) સિપાઈનું કામ કે નોકરી

**સિપાઈસપરાં** (ન.બ.વ.) પોલીસ-સિપાઈ વગેરે ફુટકળ માણસો

**સિપાહસાલાર** (પું.) લશ્કરનો ઉપરી, સેનાપતિ

**સિપાહી** (પું.) સિપાઈ, સૈનિક, પોલીસ

**સિપાહીગીરી** (સ્ત્રી.) સિપાઈનું કામ કે નોકરી

**સિપાહીરાજ(-જ્ય)** (ન.) સિપાઈઓના જોર પર ચાલતું રાજ્ય, પોલીસ-રાજ્ય, લશ્કરી અમલ

**સિફત** (સ્ત્રી.) ગુણ, વિશેષતા, ખાસિયત (૨) તારીફ (૩) ચાલાકી, હોશિયારી (૪) તરકીબ, યુકિત ચપ્રશંસા કે આગ્રહ

**સિફારસ** (સ્ત્રી.) ભલામણ, લાગવગવાળા આગળ કોઈને માટે કરેલી

**સિમેંટ** (પું.સ્ત્રી.) ચણતરમાં ચૂના પેઠે વપરાતી એક વસ્તુ

**સિર** (ન.) શિર, માથું, મસ્તક

**સિરજોરી** (સ્ત્રી.) શિરજોરી, જબરદસ્તી (૨) તુમાખી (૩) જુલમ

**સિરતાજ** (પું.) મુગટ (૨) (લા.) મુરબ્બી (૩) સરદાર, અગ્રણી

**સિરપાવ** (પું.) સરપાવ, માથાથી પગ સુધનો ઈનામમાં અપાતો પોશાક (૨) (લા.) ઇનામ, શાબાશી

**સિરપેચ** (પું.) ફેંટા કે પાઘડી પર બંધાતો હીરામોતી જડિત પટકો

સિરપોશ (ન.) સરપોશ, ઢાંકણ (૨) ગલેફ (૩) આચ્છાદન (૪) (લા.) છાની વાત

સિરફ (અ.) સિર્ફ માત્ર, ફક્ત, કેવળ

**સિરસ્તેદાર** (પું.) શિરસ્તેદાર (૨) અમલદારનો મુખ્ય કારકુન

**સિરસ્તેદારી** (સ્ત્રી.) શિરસ્તેદારનું કામ કે પદ

**સિરસ્તો** (પું.) ચાલુ વહીવટ (૨) ધારો, પ્રથા, રિવાજ, ચાલ, દસ્તૂર, રસમ, રવૈયો

**સિરિયલ** (સ્ત્રી.) ધારાવાહિક કાર્યક્રમ, શ્રોણીબદ્ધ કાર્યક્રમ

**સિરિંજ** (સ્ત્રી.) ઇન્જેકશનની પિચકારી, પિચકારી

**સિરીઝ** (સ્ત્રી.) શૃંખલા, શ્રોણી, માળા, હાર

**સિર્ફ** (અ.) સિરફ, ફકત, માત્ર, કેવળ

**સિલક** (સ્ત્રી.) ખર્ચ જતાં બાકી વધેલી રકમ, પુરાંત (૨) હાથ પરની રોકડ રકમ (૩) (વિ.) હાથમાં બચત રહેલું, બચત

**સિલસિલાબંધ** (વિ.) અનુક્રમ પ્રમાણેનું (૨) સળંગ (૩) (અ.) અનુક્રમ પ્રમાણે, એક પછી એક (૨) (અ.) હારબંધ

**સિલસિલો** (પું.) સાંકળ (૨) ક્રમ, પ્રથા, પરંપરા (૩) કુલપરંપરા વંશાનુક્રમ

**સિલાઈ** (સ્ત્રી.) સીવવાની રીત (૨) સિવડામણ (૩) કપડાં સીવવાનું કામ

**સિલિકન** (ન.) (ધાતુ નહીં એવું) એક મૂળતત્ત્વ (ર.વિ.)

**સિલિકા** (સ્ત્રી.) રેતી, કાચરેતી

**સિલિન્ડર** (ન.) ગૅસ ભરવામાં આવે છે તે નળાકાર સાધન, ગૅસનો બાટલો

**સિલેદાર** (પું.) ઘોડેસવાર સિપાઈ, હથિયારધારી સૈનિક

**સિલોન** (ન.પું.) શ્રીલંકા-તે નામે એક દેશ

**સિલ્ક** (ન.) રેશમ, હીર

**સિલ્વર** (ન.) રૂપુ, ચાંદી

**સિલ્વર-જ્યુબિલી** (સ્ત્રી.) વ્યકિત સંસ્થા વગેરેને પચીસ વર્ષ પૂરાં થયે ઊજવાતો ઉત્સવ, 'રજત-જયંતી'

**સિવાઈ** (સ્ત્રી.) સિવડામણ, સિલાઈ

**સિવાય** (અ.) (અમુક) વિના, વગર

**સિવાયનું** (વિ.) અમુક વગરનું કે રહિત

**સિવિલ** (વિ.) મુલકી, દીવાની, શહેર સંબંધી, નાગરિક

**સિવિલ મૅરેજ** (ન.) રાજ્યના મુલકી કાયદા મુજબ કરાતા લગ્નનો એક પ્રકાર (તેમાં ધર્મવિધિ જરૂરી ન ગણાય)

**સિવિલ વૉર** (સ્ત્રી.) આંતરવિગ્રહ

**સિવિલ સરજન** (પું.) જિલ્લાની વડી સરકારી હૉસ્પિટલનો મુકય દાકતર

**સિવિલ સર્વિસ** (સ્ત્રી.) આઈ.એ.એસ, કહેવાતી ઊંચા અમલદારોની નોકરી, મુલકી સેવા

**સિવિલ હૉસ્પિટલ** (સ્ત્રી.) જિલ્લાની વડી સરકારી ઇસ્પિતાલ (૨) સરકારી સાર્વજનિક ઇસ્પિતાલ

**સિવિલયન** (પું.) આઈ. એ. એસ. ની પરીક્ષામાં પાસ સરકારી અમલદાર (૨) (લા.) બધાં કામો કે ખાતામાં સરખું કામ દઈ શકે એવું કાંઈ (માણસ કે વસ્તુ)

**સિસકારવું** (ક્રિ.) સિસકારો કરવો, ભરવો કે લેવો (૨) (લા.) ઉશ્કેરવું

**સિસકારો** (પું.) દાંતમાંથી પવન પસાર થતાં થતો અવાજ (૨) 'સી-સી' એવો મોઢેથી કરાતો અવાજ (૩) દુઃખનો અવાજ

**સિસૃક્ષા** (સ્ત્રી.) સર્જન કરવાની ઇચ્છા

**સિસોટી** (સ્ત્રી.) મોઢેથી કરાતો તીણો સિસકારો-તેમ કરવાનું સાધન, સીટી (૨) એક ઝાડ

**સિસોળિયું** (ન.) સાહુડીનું સળિયા જેવું પીછું

**સિસ્ટર** (સ્ત્રી.) બહેન (૨) નર્સ, સ્ત્રીબરદાસી, પરિચારિકા

**સિસ્મોગ્રાફ** (ન.) ધરતીકંપ નોંધવાનું યંત્ર

**સિંકોના** (ન.) જેમાંથી ક્વિનાઈન મળે છે તે એક ઝાડ

**સિંગ** (સ્ત્રી.) સીંગ, શિંગડું (૨) મગફળી

**સિંગલ** (પું.) (હૉટેલમાં) અમુક માપનો ચાનો પ્યાલો (૨) (વિ.) એકલું, એકવડું

**સિંગલબાર** (પું.) વ્યાયામનું એક (સળિયાનું) સાધન

**સિંચન** (ન.) સિંચવું કે સિંચાવું તે, છાંટવું એ, છંટકાવ

**સિંચવું** (ક્રિ.) સીંચવું, છાંટવું, રેડવું (૨) પાણી પાવું (ઝાડને) (૩) ઉપરા-ઉપરી ગોઠવવું (૪) લાદવું (૫) (પાણી કાઢવા માટે) કૂવામાં મૂકવું (ઘડો કે દોરડું)

**સિંચિત** (વિ.) સિંચિત કરેલું, સિંચાયેલું

**સિંડિકેટ** (સ્ત્રી.) (સમાન હેતુવાળી) વ્યક્તિઓ કે વેપારી પેઢીઓની મંડળી (૨) યુનિવર્સિટીની કાર્યવાહક સમિતિ

**સિંજારવ** (પું.) ધાતુનાં ઘરેણાંનો અવાજ

**સિંદૂર** (ન.) પારો, સીસું તથા ગંધકની મેળવણીનો લાલ ભૂકો

**સિંદૂરિયું** (વિ.) સિંદૂરના રંગનું

**સિંદૂરી** (સ્ત્રી.) વિધવાઓને પહેરવાનું સિંદૂરિયા રંગનું એક જાતનું કપડું

**સિંધ** (પું.ન.) એક પ્રદેશનું નામ

**સિંધવ** (પું.ન.) એક ખનિજ ક્ષાર કે મીઠું (૨) ઘોડો, અશ્વ

**સિંધાલૂણ** (ન.) સિંધવ-ખનિજ ક્ષાર કે મીઠું

**સિંધી** (વિ.) સિંધ દેશને લગતું (૨) સિંધ દેશનું વતની (૩) (પું.) સિંધમાંથી હિજરત કરી આવેલ (૪) (સ્ત્રી.) તેની ભાષા

**સિંધુ** (પું.) સમુદ્ર (૨) (સ્ત્રી.) એ નામની પ્રસિદ્ધ નદી

**સિંધુડો** (પું.) શૂર ચડે એવા સૂરનો એક રાગ

**સિંધુર** (પું.) હાથી

**સિંહ** (પું.) એક રાની હિંસક પ્રાણી, પશુઓનો રાજા (૨) (સ્ત્રી.) પાંચમી રાશિ

**સિંહણ** (સ્ત્રી.) સિંહની માદા

**સિંહદ્વાર** (ન.) મુખ્ય દરવાજો-દ્વાર

**સિંહનાદ** (પું.) સિંહનો કે સિંહ જેવો નાદ, ત્રાડ

**સિંહભાગ** (પું.) મુખ્ય ને મોટો ભાગ કે હિસ્સો, 'લાયન્સ શૅર'

**સિંહલદ્વીપ** (પું.) શ્રીલંકા, સિલોન

**સિંહલંકી** (વિ.સ્ત્રી.) સિંહના જેવી પાતળી કટિવાળી

**સિંહવાહિની** (વિ.સ્ત્રી.) સિંહના વાહનવાળી (૨) અંબાજી માતા

**સિંહ(-હા)લી** (સ્ત્રી.) સિંહલદ્વીપની ભાષા (૨) (વિ.) સિંહલદ્વીપનું

**સિંહસ્થ** (ન.) બૃહસ્પતિ સિંહરાશિમાં હોય તે સમય

**સિંહાવલોકન** (ન.) આગળ વધતાં પહેલાં સિંહની પેઠે પાછળનું ફરીથી જોઈ લેવું તે (૨) સમાલોચન, આગળ કહેતાં પહેલાં પૂર્વેનું સારાંશે કહેવું તે

**સિંહાસન** (ન.) સિંહની આકૃતિવાળું ઊંચુ આસન (૨) રાજા, દેવ કે આચાર્યનું આસન

**સિંહાસનસ્થ,સિંહાસનારૂઢ** (વિ.) સિંહાસન પર બેઠેલું

**સિંહિકા** (સ્ત્રી.) એક રાક્ષસી, રાહુની માતા

**સિંહિકાસુત** (પું.) સિંહિકાનો પુત્ર-રાહુ

**સિંહી** (સ્ત્રી.) સિંહણ (૨) સિંહિકા

**સી.આઈ.ડી.** (પું.) છૂપી પોલીસ, જાસૂસ ('ક્રિમિનલ ઇન્વેસ્ટિગેશન ડીપાર્ટમેન્ટ')નું ટૂંકું રૂપ

**સી.એલ.** (સ્ત્રી.) આકસ્મિક રજા, પરચૂરણ કે પ્રાસંગિક રજા, 'કેજ્યુઅલ લીવ'

**સીક(-ખ)** (સ્ત્રી.) શીખ, લોઢાનો એક સળિયો કે ગજ

**સીકર** (પું.ન.) શીકર, ફરફર, છાંટ, પાણીનું ફોરું

**સીઝવું** (ક્રિ.) ધીમે તાપે બરાબર બફાઈ કે ચડીને તૈયાર થવું-રંધાઈ રહેવું (૨) પાર પડવું, સીધવું (૩) (લા.) શાંત પડવું (૪) દુઃખી થવું

**સીટ** (સ્ત્રી.) બેઠકની જગ્યા કે સ્થાન, આસન

**સીટી** (સ્ત્રી.) ઓઠ કે ભૂંગળી જેવા સાધનની પવન ફૂંકીને કરાતો તીણો અવાજ કે તેનું સાધન, સિસોટી

**સીડ** (ન.) બીજ, બિયારણ, બીનો દાણો

**સીડવું** (ક્રિ.) પૂરવું, છાંદી લેવું (૨) અદા કરવું

**સીડી** (સ્ત્રી.) નિસરણી (૨) દાદરો

**સીત** (સ્ત્રી.) હળપૂણી, કોશ

**સીતા** (સ્ત્રી.) જનકની પુત્રી, એક સતી (૨) ખેતરનો ચાસ (૩) ખેતીની જમીન

**સીતાપતિ** (પું.) શ્રીરામચંદ્ર

**સીતાફલ(-ળ)** (ન.) એક ફળ

**સીત્કાર,સીત્કારી,સીત્કારો** (પું.સ્ત્રી.પું.) શ્વાસ અંદર ખેંચતા કરાતો કે થતો સીત એવો અવાજ, સિસકારો

**સીત્કારવું** (ક્રિ.) સીત્કાર કરવો

**સીધવું** (ક્રિ.) સધવું, સિદ્ધ થવું, પાર પડવું, સીઝવું

**સીધાઈ** (સ્ત્રી.) સીધાપણું

**સીધું** (વિ.) વાંકું નહિ તેવું, એક લીટીમાં હોય એવું (૨) પાંશરું, પાધરું (૩) સરળ, ઝટ સમજાય એવું (૪) નિષ્કપટી (૫) (ન.) (લા.) ભોજન માટે બ્રાહ્મણોને આપવા તૈયાર કરેલી કાચી સામગ્રી (જેમ કે, ઘી, ગોળ, લોટ, દાળ, ચોખા વગરે)

**સીધુંદોર** (વિ.) દોર જેવું સીધુસટ, બિલકુલ સરળ સ્વભાવનું

**સીધુંસટ** (વિ.) એકદમ સીધું, સાવ સીધું

**સીધુંસાદું** (વિ.) સરળ સ્વભાવનું

**સીધેસીધું** (વિ.) તદ્દન સીધું

**સીન** (પું.) નાટકનું દૃશ્ય (૨) દેખાવ

**સીનસીનરી** (સ્ત્રી.) રંગભૂમિ પર દેખાવમાં સાધનોની ગોઠવણી (૨) (પ્રકૃતિનું) દૃશ્ય, દેખાવ

**સીનો** (પું.) છાતીનો ફેલાવ

**સીનાદાર** (વિ.) છાતીવાળું, દેખાવડું

**સીપ** (સ્ત્રી.) છીપ

**સીપમાછલી** (સ્ત્રી.) છીપમાં રહેતી મોતી બનાવનાર માછલી

**સીમ** (સ્ત્રી.) ખેતર કે ગામની હદ, તે ભાગની જમીન
**સીમળો** (પું.) એક જાતનું ઝાડ-શીમળો
**સીમંત** (ન.) સ્ત્રીઓના માથાના વાળનો સેંથો (૨) (સેંથામાં કંકુ પૂરવાના વિધિરૂપ) અઘરણી
**સીમંતિની** (સ્ત્રી.) સૌભાગ્યવતી સ્ત્રી (૨) જેને અઘરણી આવી હોય એવી સ્ત્રી
**સીમંતોન્નયન** (ન.) સગર્ભાવસ્થામાં સ્ત્રીને ચોથા છઠ્ઠા કે આઠમા માસમાં કરવાનો એક સંસ્કાર
**સીમા** (સ્ત્રી.) હદ, મર્યાદા, 'બૉર્ડર', (૨) સીમાડો
**સીમાચિહ્ન,સીમાસ્તંભ** (ન.પું.) સીમા બતાવનારી નિશાની
**સીમાડિયું** (વિ.) સીમાડાનું, સીમાડે આવેલું, નજીકનું (૨) ખંડિયું
**સીમાડો** (પું.) ગામની હદ, તે ભાગ
**સીમાબદ્ધ** (વિ.) સીમાથી બંધાયેલું, બંધિયાર, સીમિત
**સીમવર્તી** (વિ.) સીમા ઉપરનું
**સીમાંકન** (ન.) સીમા આંકવી તે
**સીમાંત** (પું.) સીમાનો છેડો, સીમાડો
**સીમાંત ખેડૂત** (પું.) મર્યાદિત જમીન ધરાવતો ખેડૂત, 'માર્જિનલ ફાર્મર'
**સીમિત** (વિ.) સીમાવાળું, સીમાબદ્ધ, મર્યાદિત, હદવાળું
**સીમોલ્લંઘન** (ન.) સીમા ઓળંગવી તે (૨) દશેરાના દિવસે પોતાના રાજ્યની સીમા ઓળંગી પારકી હદમાં પ્રવેશ કરવાની એક વિધિ
**સીરપ** (ન.) ગળ્યું પ્રવાહી, ઔષધ (૨) શરબત
**સીલ** (સ્ત્રી.) મહોર, મુદ્રા, છાપ (૨) મહોર લગાડી ચોટાડેલું લાખ કે એવા બીજા પદાર્થનું ચકતું (૩) એક મોટી માછલી
**સીલબંધ** (વિ.) તદ્દન અકબંધ, સીલ મારેલું, સીલ તૂટ્યા વિનાનું
**સીલિંગ ફૅન** (પું.) છત સાથે જડેલો વીજળીથી ચાલતો પંખો
**સીવણ** (ન.) સીવણી, સીવવું તે કે તેની ઢબ (૨) જ્યાં સીવ્યું હોય તે જગ્યા (૩) સીવવાની ક્રિયા (૪) એ નામનું એક ઝાડ
**સીવણકલાસ** (પું.) સીવવાનું કે ભરતકામ શીખવાના વર્ગો
**સીવણકામ** (ન.) સીવવાનું કામ કે કામગીરી
**સીવણી** (સ્ત્રી.) સીવવું તે કે તેની ઢબ
**સીવવું** (ક્રિ.) ટાંકા મારી જોડવું, સાંધવું
**સીસ(-સા)પેન** (સ્ત્રી.) પેન્સિલ
**સીસમ** (સ્ત્રી.ન.) એક ઝાડ કે તેનું લાકડું
**સીસી** (સ્ત્રી.) શીશી, બાટલી
**સીસું** (ન.) એક ધાતુ
**સીસો** (પું.) શીશો, બાટલો
**સીળસ** (ન.) ચામડી ઉપર લાલ ચકામાં થઈ ખૂબ ખંજવાળ આવે તેવો એક રોગ
**સીંગ** (સ્ત્રી.) શિંગ (૨) કઠોળની કે તેના જેવી બી વાળી પાપડી (૩) મગફળીની સિંગ
**સીંગારા** (સ્ત્રી.) એક જાતની માછલી
**સીંચણિયું** (ન.) પાણી સીંચવાનું પાત્ર કે સાધન (૨) પાણી સીંચવાનું દોરડું
**સીંચવું** (ક્રિ.) સિંચવું, છાંટવું, રેડવું (૨) પાણી પાવું (ઝાડને) (૩) ઉપરા-ઉપરી ગોઠવવું (૪) લાદવું (૫) (પાણી કાઢવા માટે) કૂવામાં મૂકવું (ઘડો કે દોરડું)
**સીંચાઈ** (સ્ત્રી.) સિંચાઈ
**સીંચાઈ યોજના** (સ્ત્રી.) (નહેર અને બંધ વડે) સીંચાઈ માટે કરાતી યોજના કે વ્યવસ્થા
**સીંચાણો** (પું.) બાજપક્ષી, શકરો
**સીંદરી** (સ્ત્રી.) (કાથીની) દોરડી
**સુ** (અ.) નીચેના અર્થમાં વપરાતો ઉપસર્ગ : સુંદર, સારું (ઉદા. સુકેશી, સુવાસ) (૨) સારી રીતે,ખૂબ (ઉદા. સુરક્ષિત) (૩) સહેલાઈથી (ઉદા. સુલભ)
**સુકર** (વિ.) સહેલું (૨) હાથનું પ્રવીણ
**સુકર્મી** (વિ.) સારાં કામ કરનારું, સદાચારી (૨) પુણ્યશાળી, સાગી
**સુકલકડી** (વિ.) લાકડા જેવું સૂકું, દુર્બળ શરીરનું
**સુકવણ,સુકવણી** (ન.સ્ત્રી.) સૂકવેલી વસ્તુ (૨) સુકવણું
**સુકવણું** (ન.) પૂરતો વરસાદ ન આવવાથી વાવેતર વગેરેનું સુકાઈ જવું તે, ખરડિયું
**સુકવિ** (પું.) સારો-ઉત્તમ કવિ
**સુકંઠ** (પું.) સારો કંઠ-અવાજ
**સુકાન** (ન.) જેને મરડવાથી વહાણ દિશા બદલે છે તે કળ કે તેની જગ્યાનો વહાણનો ભાગ
**સુકાન સમિતિ** (સ્ત્રી.) સભાસંચાલન વગેરે પ્રક્રિયા સંભાળનારી સમિતિ, 'સ્ટિયરિંગ કમિટિ'
**સુકાની** (પું.) સુકાન ફેરવનાર, ખલાસી
**સુકારો** (પું.) (વનસ્પતિનું) સુકાઈ જઈ પાન વગેરે ખરવું તે, તેનો એક રોગ, 'વિલ્ટિંગ'
**સુકાળ** (પું.) સારા પાકનો વખત (દુકાળથી ઊલટું)
**સુકીર્તિ(-ર્ત્તિ)** (સ્ત્રી.) સારી કીર્તિ, સારી પ્રતિષ્ઠા
**સુકુમાર** (વિ.) ઘણું કોમળ, નાજુક, સુંવાળું
**સુકૃત(-ત્ય),સુકૃતિ** (ન.સ્ત્રી.) સારું કામ, પુણ્ય, સત્કૃત્ય
**સુકેશ** (વિ.) સારા-સુંદર કેશવાળું
**સુકેશી** (વિ.સ્ત્રી.) સુંદર કેશવાળી-વાળ ધરાવતી
**સુકોમલ(-ળ)** (વિ.) ઘણું કોમળ-નાજુક ને મુલાયમ
**સુક્ષમ્ય** (વિ.) અતિ ક્ષમ્ય-ક્ષમાપાત્ર
**સુખ** (ન.) તનમનને ગમે તેવો અનુભવ (આરામ, ચેન, શાંતિ, સંતોષ, તૃપ્તિ, ઉપભોગ), કામનાની સિદ્ધિનો આનંદ
**સુખકર,સુખકારક,સુખકારી,સુખદાઈ** (વિ.) સુખ કરનારું, સુખદાયી
**સુખચેન** (ન.) સુખશાંતિ, આરામ
**સુખડ** (સ્ત્રી.) ચંદનના ઝાડનું સુગંધીદાર લાકડું કે તે ઘસી કરાતો લેપ
**સુખડિયો** (પું.) મીઠાઈ બનાવનારો, કંદોઈ, હલવાઈ
**સુખડી** (સ્ત્રી.) ઘઉંનો લોટ શેકીને ઘી ગોળમાં બનાવેલી એક વાનગી (૨) મીઠાઈ (૩) (લા.) હકસાઈ, દસ્તુરી, બક્ષિસ
**સુખતળી** (સ્ત્રી.) જોડાની અંદર નખાતું નરમ છૂટું ચામડું
**સુખદ,સુખદા,સુખદાયક,સુખદાયી** (વિ.) સુખ કરનારું, સુખકારી, સુખરૂપ, સુખમય
**સુખદુઃખ** (ન,બ.વ.) સુખ અથવા દુઃખ (૨) (લા.) જીવનની ચડતી-પડતી
**સુખ ધામ** (વિ.) સુખના ધામરૂપ (૨) સ્વયં સુખમય એવું (૩) (ન.) સુખનું ધામ

**સુખન** (પું.) બોલ, વેણ, શબ્દ
**સુખનિ ધાન** (પું.) સુખનો ભંડાર
**સુખપાલ** (સ્ત્રી.) એક જાતની પાલખી
**સુખપૂર્વક** (અ.) સુખથી, આરામથી, સહેલાઈથી
**સુખમણા** (સ્ત્રી.) સુષુમ્ણા (નાડી)
**સુખમય** (વિ.) સુખથી ભરેલું, ઘણું સુખદ
**સુખરાશી** (સ્ત્રી.) ઘણું સુખ
**સુખરૂપ** (વિ.અ.) ક્ષેમકુશળપૂર્વક, સાંજુંસમૂં, સહીસલામત
**સુખવાદ** (પું.) ઇંદ્રિયોના ભોગવિલાસને જ જીવનનું મુખ્ય ધ્યેય સમજનારો વાદ, 'હિડોનિઝમ'
**સુખવાદી** (વિ.પું.) સુખવાદમાં માનનાર
**સુખવારો** (પું.) સુખ,સુખનો સમય
**સુખશય્યા** (સ્ત્રી.) સુખે સુવાય તેવું સ્થાન-બિછાનું કે પલંગ
**સુખશાતા,સુખશાંતિ** (સ્ત્રી.) સુખ અને શાંતિ, નિરાંત
**સુખસગવડ** (સ્ત્રી.ન.બ.વ.) સુખ અને સગવડ, આરામ અને અનુકૂળતા
**સુખસંતોષ** (પું.) સુખ અને સંતોષ
**સુખસાગર,સુખસિંધુ** (પું.) સુખનો સાગર, અતિ સુખ
**સુખાકારી** (સ્ત્રી.) સુખી હાલત, તંદુરસ્તી
**સુખાધિકાર** (પું.) પડોશહક, 'મનોરાજ્ય રાઇટ'
**સુખાવતી** (સ્ત્રી.) સ્વર્ગ જેવા સુખવાળી નગરી, આદર્શનગર (૨) તેવું મનોરાજ્ય, 'યુટોપિયા'
**સુખાવહ** (વિ.) સુખકારક
**સુખાસન** (ન.) સુખદાયક બનાવટવાળું આસન (૨) પાલખી, મ્યાનો (૩) એક યોગાસન
**સુખાંતિકા** (વિ.સ્ત્રી.) અંતે સુખમય એવી, સુખપરિણામક (એકાંકી), 'કૉમેડી'
**સુખી** (વિ.) સુખવાળું, દુઃખ વિનાનું
**સુખે** (અ.) સુખથી, સુખપૂર્વક
**સુખેચ્છા** (સ્ત્રી.) સુખની ઇચ્છા
**સુખોપભોગ** (પું.) સુખ માણવાની ક્રિયા
**સુખોપાર્જન** (ન.) સુખ મેળવવું તે, સુખપ્રાપ્તિ
**સુગત** (પું.) બુદ્ધ ભગવાન
**સુગતિ** (સ્ત્રી.) સદ્ગતિ, મોક્ષ
**સુગમ,સુગમ્ય** (વિ.) (જવા કે પહોંચવામાં યા પામવા સમજવામાં) સરળ, સહેલું
**સુગમસંગીત** (ન.) સંગીતનો એક પ્રકાર, હળવું કંઠ્ય સંગીત
**સુગ(-ઘ)રી** (સ્ત્રી.) એક પક્ષી
**સુગંધ,સુગંધી** (સ્ત્રી.) સારી ગંધ, ખુશબો (૨) (વિ.) સુગંધીદાર
**સુગંધીદાર** (વિ.) સુગંધીવાળું
**સુગાવું** (ક્રિ.) સૂગ અનુભવવી, સૂગ ચડવી (૨) (લા.) ઘૃણા થવી (૩) અભાવ આવવો
**સુગાળ** (વિ.) પુષ્કળ, સોંઘું
**સુગાળ,સુગાળવું,સુગાળું** (વિ.) જેને સૂગ ચડે એવું, ઝટ સુગાય એવું
**સુગુપ્ત** (વિ.) સારી પેઠે ગુપ્ત-રક્ષાયેલું
**સુગૃહી** (સ્ત્રી.) એક પક્ષી, સુઘરી
**સુગ્રથિત** (વિ.) સારી રીતે ગ્રથિત-સંગઠિત, સુવ્યવસ્થિત
**સુગ્રાહ્ય** (વિ.) સહેલાઈથી પકડાય કે ગ્રહણ કરી શકાય એવું (૨) સહેલાઈથી સમજાય એવું
**સુઘટ** (વિ.) સુઘડ, સુઘટિત
**સુઘટિત** (વિ.) સારી રીતે રચેલું (૨) સુવ્યવસ્થિત (૩) ઘટિત, યોગ્ય
**સુઘડ** (વિ.) સ્વચ્છ, ચોખ્ખું (૨) ચતુર, વિવેકી
**સુઘડતા** (સ્ત્રી.) સ્વચ્છતા, ચોખ્ખાઈ (૨) ચતુરાઈ
**સુચરિત(-ત્ર)** (વિ.) સચ્ચરિત (૨) (ન.) સારું ચિત્ર
**સુચિહ્ન** (ન.) શુભ ચિહ્ન, સારું લક્ષણ
**સુજન** (પું.) સારો સદાચારી માણસ, સજ્જન
**સુજલ** (વિ.) સારી પેઠે પાણીવાળું
**સુજલા** (વિ.સ્ત્રી.) સારા પાણીવાળી (જમીન)
**સુજાણ** (વિ.) હોશિયાર, જ્ઞાની, સમજુ, ડાહ્યું
**સુજાત** (વિ.) કુલીન, ઊંચા કુળનું, (૨) સુંદર, ઘાટીલું
**સુજાતા** (વિ.સ્ત્રી.) સુજાત (૨) (સ્ત્રી.) ભગવાન બુદ્ધને બોધિજ્ઞાન થતાં ભિક્ષા આપનાર સ્ત્રી
**સુજ્ઞ** (વિ.) ડાહ્યું, સમજુ, ચતુર, વિદ્વાન
**સુટેવ** (સ્ત્રી.) સારી ટેવ
**સુડતાળીસ** (વિ.) '૪૭' નો આંકડો
**સુડોલ(-ળ)** (વિ.) ઘાટીલું, રૂપાળું
**સુણ** (સ્ત્રી.) સુણવું તે, શ્રાવણ
**સુણવું** (ક્રિ.) સાંભળવું
**સુત** (પું.) પુત્ર, દીકરો, બેટો
**સુતનું** (વિ.) સુંદર નાજુક શરીરવાળું
**સુતર(-રું)** (વિ.) સહેલું, સુગમ, સરળ
**સુતરાઉ** (વિ.) સૂતરનું બનેલું, સુતરેલ
**સુતા** (સ્ત્રી.) પુત્રી, દીકરી, બેટી
**સુતા(-થા)ર** (વિ.) લાકડાં ઘડનાર કારીગાર
**સુતા(-થા)રકામ** (ન.) લાકડાં ઘડવાનું કામ
**સુતા(-થા)રી** (સ્ત્રી.) સુથારનું, -નેલગતું (૨) સુથારીકામ
**સુત્ત** (ન) સૂકત, સૂત્ર (૨) બુદ્ધનું ઉપદેશ-વચન
**સુદ** (અ.) સુદિ, શુકલ પક્ષમાં (૨) (સ્ત્રી.) શુકલ પક્ષ (૩) અજવાળિયું
**સુદર્શન** (વિ.) સારા દેખાવવાળું (૨) (ન.) વિષ્ણુનું ચક્ર
**સુદર્શનચક્ર** (ન.)સુદર્શન (૨) (લા.) રેંટિયો
**સુદર્શનચૂર્ણ** (ન.) તાવ માટે એક દેશી ચૂર્ણ-ઔષધ
**સુદર્શના** (વિ.સ્ત્રી.) સુંદર સ્ત્રી
**સુદિન** (પું.) શુભ દિવસ
**સુદીર્ઘ** (વિ.) ખૂબ દીર્ઘ-લાંબું
**સુદૂર** (વિ.) ઘણું દૂર
**સુદૃઢ** (વિ.) ઘણું દૃઢ-મજબૂત
**સુ ધરવું** (ક્રિ.) સારું થવું, દોષમુકત થવું
**સુ ધરાઈ** (સ્ત્રી.) સુધારો, સુધરેલી સ્થિતિ (૨) મ્યુનિસિપાલિટી, નગરપાલિકા

**સુ ધા** (સ્ત્રી.) અમૃત (૨) ચૂનો
**સુ ધાકર** (પું.) ચંદ્ર
**સુ ધાર** (પું.) સુધારો, સુધારણા
**સુ ધારક** (વિ.) સુધારનારું, સુધારો કરનારું (૨) (પું.) તેવો આદમી, 'રિફૉર્મર'
**સુ ધારકામ** (ન.) સુધારાનું કામ, સુધારવાનું કામ
**સુ ધારણા** (સ્ત્રી.) સુધારવું તે, સુધારો
**સુ ધારવું** (ક્રિ.) બગડેલું, કથળેલું સુધરે એમ કરવું, સારૂ કરવું (૨) દુરસ્ત કરવું, સમારવું (શાક, મકાન વગેરે) (૩) ભૂલ દૂર કરી ખરું કહેવું કે લખવું
**સુ ધારસ** (પું.) અમૃત
**સુ ધારો** (પું.) સુધરવું તે, સારી સ્થિતિ, સારો ફેરફાર (૨) સંસ્કૃતિ, સભ્યતા (૩) નવો ચાલ કે રીતભાત (૪) ઠરાવને સુધારવા માટેનો ઠરાવ, 'ઍમન્ડમેન્ટ'
**સુ ધારોવધારો** (પું.) જૂનું સાફ કરીને એમાં કરવામાં આવેલું કે કરવામાં આવતું ઉમેરણ (૨) સુધારવું અને વધારવું તે (જેમ કે, ઠરાવ વગેરેમાં)
**સુ ધાંશુ** (પું.) ચંદ્રમા
**સુ ધી** (વિ.પું.) બુદ્ધિમાન, પંડિત
**સુ ધી** (અ.) લગી, પર્યંત
**સુ ધીર** (વિ.) ખૂબ ધીરજવાળું, (૨) મક્કમ, દઢ
**સુ ધ્ધાં, સુ ધ્ધાંત** (અ.) સાથે, મળીને, પણ, બાકી રહ્યા કે છોડ્યા વિના
**સુનાવણી** (સ્ત્રી.) ન્યાયાધીશે ફરિયાદ સાંભળવી તે કે તેને સંભળાવવી તે (૨) અદાલતમાં મુકદ્દમો નીકળવો એ
**સુનીતિ** (સ્ત્રી.) સારી નીતિ, ઉચ્ચ આદર્શ
**સુન્નત** (સ્ત્રી.) એક મુસલમાની સંસ્કાર, જેમાં લિંગની પોપચાની ચામડી કાપી નાંખવામાં આવે છે.
**સુન્ની** (વિ.) એ નામના મુસલમાની પંથનું (૨) (પું.) એક મુસલમાની સંપ્રદાય
**સુપકવ** (વિ.) સારી રીતે પાકેલું (૨) સારી રીતે રંધાઈ ગયેલું
**સુપચ્ય** (વિ.) સહેલાઈથી પચી જાય તેવું
**સુપથ** (પું.) સારો, નીતિનો માર્ગ
**સુપથગામી** (વિ.) સારે-નીતિને માર્ગે જનારું, સદાચારી
**સુપરત** (સ્ત્રી.) સોંપણી, ભાળવણી (૨) (વિ.) સોંપેલું
**સુપરવાઈઝર** (પું.) દેખરેખ રાખનાર, નિરીક્ષક, અવેક્ષક
**સુપરસોનિક** (વિ.) અવાજની ગતિ કરતાં પણ વધુ ઝડપી
**સુપરહીટ** (વિ.) અતિ પ્રભાવક કે લોકપ્રિય
**સુપરિચિત** (વિ.) સારી પેઠે પરિચિત (૨) જાણીતું
**સુપરિણામ** (ન.) સારું પરિણામ
**સુપરિન્ટેન્ડન્ટ** (પું.) નિરીક્ષણ કરનાર ઉપરી, મુખ્ય અધિકારી (પોલીસ, ઑફિસ, છાત્રાલય વગેરેમાં)
**સુપર્ણ** (વિ.) સારાં પાન કે પાંખવાળું (૨) (ન.) સુંદર પક્ષી (ગરુડ)
**સુપર્વ** (ન.) સારું પર્વ કે પ્રસંગ
**સુપાત્ર** (વિ.) યોગ્ય, લાયક
**સુપુત્ર** (પું.) સપૂત
**સુપુષ્ટ** (વિ.) સારી પેઠે પુષ્ટ-જાડું કે ભરાવદાર
**સુપેરે** (અ.) સારી પેઠે-પ્રકારે
**સુપ્ત** (વિ.) સૂતેલું, ઊંઘેલું, ઊંઘતું, નિદ્રાધીન
**સુપ્રકાશિત** (વિ.) સારી પેઠે પ્રકાશવાળું
**સુપ્રતિષ્ઠિત** (વિ.) સારી પ્રતિષ્ઠા ધરાવનાર, આબરૂદાર, (૨) સારી પેઠે જામી ગયેલું કે સ્થિર થયેલ
**સુપ્રભ** (વિ.) સુંદર પ્રભાવાળું
**સુપ્રભાત** (ન.) મંગળ પ્રભાત, ખીલી ઉઠેલી સવાર, 'ગુડ મોર્નિંગ' માટે પ્રચલિત બનેલો શબ્દ
**સુપ્રસન્ન** (વિ.) ઘણું પ્રસન્ન
**સુપ્રસંગ** (પું.) શુભ અવસર
**સુપ્રસિદ્ધ** (વિ.) સારી પેઠે પ્રસિદ્ધ, ખૂબ જાણીતું
**સુપ્રીમકોર્ટ** (સ્ત્રી.) (ભારતની) સૌથી વડી-સર્વોપરી અદાલત (૨) સર્વોચ્ચ અદાલત
**સુફલ(-ળ)** (વિ.) સારા ફળ-પરિણામવાળું (૨) (ન.) સારું પરિણામ-ફળ
**સુફલા(-ળા)** (વિ.સ્ત્રી.) જેમાં સારાં ફળ પાકે છે તેવી રસાળ (ભૂમિ)
**સુફિયાણું** (વિ.) ઉપરથી સુંદર, ખાલી સફાઈદાર
**સુબદ્ધ** (વિ.) સારી રીતે બદ્ધ-બાંધેલું કે બંધાયેલું
**સુબળ** (વિ.) સારા બળવાળું, દઢ, જોરાવર
**સુબાહુ** (વિ.) સુંદર કે મજબૂત હાથવાળું
**સુબુદ્ધિ** (સ્ત્રી.) સદ્‌બુદ્ધિ
**સુબો ધ** (પું.) સારું જ્ઞાન કે શિખામણ
**સુબો ધક,સુબો ધકારી** (વિ.) સુબોધ દેનારું
**સુભગ** (વિ.) સુંદર, રમણીય (૨) સુભાગી
**સુભગા** (વિ.સ્ત્રી.) ખૂબસૂરત કે સૌભાગ્યવતી (સ્ત્રી)
**સુભટ** (પું.) બહાદુર લડવૈયો, વીર, યોદ્ધો
**સુભટશાહી** (સ્ત્રી.) અનેક સુભટ સામંતોની રાજ્યવ્યવસ્થા કે તેનો સિદ્ધાંત
**સુભાષિત** (વિ.) સુંદર રીતે કહેલું (૨) (ન.) તેવું બોધપ્રદ વાકય કે પદ
**સુમતિ** (સ્ત્રી.) સદ્‌બુદ્ધિ (૨) (વિ.) સારી બુદ્ધિવાળું
**સુમ ધુર** (વિ.) ઘણું મધુર
**સુમન** (ન.) ફૂલ
**સુમાર** (પું.) અડસટ્ટો, અંદાજ, આશરો
**સુમારે** (અ.) આશરે, લગભગ, અંદાજે (૨) સમયે
**સુમાર્ગ** (પું.) સાચો કે સારો માર્ગ, સન્માર્ગ
**સુમિત્ર** (પું.) સારો મિત્ર, સન્મિત્ર (૨) એક પૌરાણિક નામ
**સુમુખી** (સ્ત્રી.) ગાંધાર ગ્રામની એક મૂર્ચ્છના (૨) (વિ.સ્ત્રી.) સુંદર મુખવાળી
**સુમે ધ,સુમે ધાવી** (વિ.) સારી મેધા-બુદ્ધિવાળું
**સુમેય** (વિ.) બરોબર માપી શકાય એવું, 'કૉમેન્સ્યુરેબલ' (ગ.)
**સુમેરુ** (પું.) મેરુ, સોનાનો પર્વત
**સુમેરુજ્યોતિ** (સ્ત્રી.) ધ્રુવપ્રદેશમાં દેખાતો અમુક પ્રકાશ, 'ઑરોરા બોરિયેલિસ' (પ.વિ.)
**સુમેળ** (પું.) સારો મેળ-બનાવ (૨) સારું સુભગ મિશ્રાણ કે મેળવણી
**સુયશ** (પું.) સારી કે ઘણી કીર્તિ
**સુયાણી** (સ્ત્રી.) પ્રસવ કરાવનારી સ્ત્રી, દાઈ, દાયણ

**સુયુત** (વિ.) બરાબર-સારી રીતે જોડાયેલું
**સુયોગ** (પું.) શુભ-સારો કે યોગ્ય અવસર (૨) સારું જોડાણ
**સુયોગ્ય** (વિ.) સારી રીતે કે પેઠે, યોગ્ય કે લાયક
**સુર** (પું.) દેવ
**સુરકત** (વિ.) સારી પેઠે-બરોબર રકત-રાતું કે રંગાયેલું કે અસર પામેલું, પ્રભાવિત
**સુરક્ષા** (સ્ત્રી.) રક્ષણ, પહેરો
**સુરક્ષિત** (વિ.) સારી રીતે રક્ષાયેલું
**સુરખી** (સ્ત્રી.) લાલાશ, રતાશ (૨) ઇંટનો ભૂકો, ઝિકાળો (૩) (લા.) અસર
**સુરગંગા** (સ્ત્રી.) આકાશગંગા, 'નેબ્યુલા'
**સુરગુરુ** (પું.) દેવાનો ગુરુ, બૃહસ્પતિ
**સુરચાપ** (ન.) ઇંદ્રધનુષ્ય
**સુરત** (ન.) કામક્રીડા, સંભોગ, મૈથુન (૨) (વિ.) બરોબર રત કે રમ્ય
**સુરત,સૂરત** (ન.) (ગુજરાતનું) તે નામનું શહેર
**સુરતરુ** (ન.) સ્વર્ગનું એક ઝાડ (૨) કલ્પદ્રુમ
**સુરતા** (સ્ત્રી.) લગની (૨) ધ્યાન (૩) યાદ, સૂધ (૪) દેવત્વ, સુરપણું
**સુરતિ** (સ્ત્રી.) ખૂબ આનંદ અને સુખ (૨) ગાઢ પ્રેમ
**સુરદાસ** (પું.) પ્રસિદ્ધ અંધ ભકતકવિ (૨) (લા.) આંધળો સાધુ કે માણસ
**સુરદ્રુમ** (ન.) કલ્પવૃક્ષ, પારિજાતનું વૃક્ષ
**સુર ધનુ** (ન.) મેઘધનુષ્ય
**સુર ધુનિ(-ની)** (સ્ત્રી.) ગંગાનદી, દેવનદી
**સુર ધેનુ** (સ્ત્રી.) કામધેનુ
**સુરપતિ** (પું.) દેવાધિરાજ, ઈન્દ્રરાજા
**સુરભિ,સુરભી** (વિ.) સુવાસિત (૨) (સ્ત્રી.) કામધેનુ ગાય (૩) ગાય
**સુરમો** (પું.) એક ખનિજ પદાર્થ કે તેનું બનતું આંખનું એક અંજન-આંજણ
**સુરમ્ય** (વિ.) અત્યંત રમણીય, અતિ મનોહર
**સુરલોક** (પું.) સ્વર્ગ
**સુરવ ધૂ** (સ્ત્રી.) સુરની સ્ત્રી, દેવી (૨) અપ્સરા, દેવાંગના
**સુરવાલ(-ળ)** (પું.સ્ત્રી.) પાયજામો, ચોરણો
**સુરસ** (વિ.) સારા-સુંદર રસવાળું
**સુરસદન** (ન.) સ્વર્ગ, દેવલોક
**સુરસરિત(-તા)** (સ્ત્રી.) સુરનદી-ગંગા
**સુરસાલ(-ળ)** (વિ.) ઘણું રસાળ (૨) ઘણું મજાનું
**સુરંગ** (વિ.) સુંદર રંગનું (૨) સુંદર (૩) (પું.) સુંદર રંગ (૪) (રંગ અનુસાર) એ નામની જાતનો ઘોડો (૫) (સ્ત્રી.) જમનીનમાં કરેલું ભોંયરું (૬) (જમીનમાં ખાડો ખોદી તોડવા કે શત્રુનો નાશ કરવા વપરાતી) દારૂગોળાની એક યુકિત કે તે માટેની બનાવટ (૭) દુશ્મનોના પ્રતિકાર માટે જમીન પર ફેલાવવામાં આવતા નાના બૉમ્બ
**સુરંગી** (વિ.) સારા-સુશોભિત રંગનું (૨) લહેરી, રંગીલું (૩) નારંગી
**સુરા** (સ્ત્રી.) મદિરા, દારૂ, મદ્ય
**સુરાઈ,સુરાહી** (સ્ત્રી.) કૂજાના ઘાટનું (સાંકડા ગળાનું) એક વાસણ
**સુરા(-લા)ખ** (સ્ત્રી.) કાણું, બાકોરું
**સુરાજ્ય** (ન.) સારું-સારી રીતે ચાલતું રાજ્ય
**સુરાપાન** (ન.) દારૂ પીવો તે, મદિરાપાન
**સુરાવટ** (સ્ત્રી.) સૂર મિલાવવા તે (૨) સુરેલ ધ્વનિ
**સુરાંગના** (સ્ત્રી.) દેવાંગના, અપ્સરા
**સુરીલું** (વિ.) મધુર કે બરોબર મળેલા સુરવાળું, સુરેલ
**સુરુચિ** (સ્ત્રી.) સારી રુચિ (૨) સારી વસ્તુ અને સારા કાર્ય તરફનું વલણ, શિષ્ટ-રસજ્ઞતા
**સુરુચિભંગ** (પું.) શિષ્ટ રસજ્ઞતાનો ભંગ
**સુરૂપ,સુરૂપી** (વિ.) સુંદર રૂપવાળું, ખૂબસૂરત, મનોહર
**સુરેખ** (વિ.) પ્રમાણસર, ઘાટીલું, સુંદર (૨) સરલરેખિક, સરલરેખીય, 'રેક્ટિલિનિયર'
**સુરેખકંસ** (પું.) ઉપર રેખા દોરી કરાતો કૌંસ, રખાકંસ
**સુરેખતા** (સ્ત્રી.) પ્રમાણસરતા, ઘાટીલાપણું
**સુરેખપદી** (પું.) એક ઘાત પદાવલી, '?????? એકસપ્રેશન
**સુરેખસમીકરણ** (ન.) જે પદીનું દરેક પદ પ્રથમ ઘાતમાં જ હોય અથવા જેનું એક પદ ઘાતનું અને બીજાં પદોમાંનું કોઈપણ પદ એક જ ધાતુનું હોય તેવી પદી, એકઘાત સમીકરણ, '?????? ઇકવેશન
**સુરેખા** (સ્ત્રી.) સીધી લીટી (ગ.)
**સુરેશ,સુરેંદ્ર** (પું.) ઇન્દ્ર
**સુલક્ષણ,સુલક્ષણું** (વિ.) સારાં લક્ષણોવાળું, સારી રીતભાતવાળું
**સુલક્ષણા** (વિ.સ્ત્રી.) સુલક્ષણવાળી સ્ત્રી
**સુલતાન** (પું.) બાદશાહ, મુસલમાની રાજા
**સુલતાના** (સ્ત્રી.) બેગમ, રાણી
**સુલતાની** (વિ.) સુલતાનનું, -ને લગતું
**સુલભ** (વિ.) સહેલાઈથી મળે એવું
**સુલલિત** (વિ.) અત્યંત સુંદર (૨) સુકુમાર
**સુલાખ** (સ્ત્રી.) સુરાખ, કાણું, બાકોરું
**સુલેખન** (ન.) સારા અક્ષર લખવા તે, સુંદર લેખન
**સુલેહ** (સ્ત્રી.) સલાહશાંતિ, ઝઘડા કે લડાઈનો અભાવ (૨) સમાધાન, સંધિ
**સુલેહનામું** (ન.) સુલેહનું ખતપત્ર, કરારનામું
**સુલેહશાંતિ** (સ્ત્રી.) સુલેહ અને શાંતિ
**સુલોચન** (વિ.) સુંદર લોચનવાળું (૨) (ન.) સુંદર લોચન
**સુલોચના** (વિ.) સુંદર લોચન ધરાવતી સ્ત્રી (૨) (સ્ત્રી.) સ્ત્રીનું એક વિશેષનામ
**સુવચન** (ન.) સારું-શુભ કે હિતકર વચન, સુભાષિત
**સુવર્ણ** (વિ.) સુંદર રંગનુ (૨) (ન.) સોનું
**સુવર્ણકાર** (પું.) સોની
**સુવર્ણચંદ્રક** (પું.) સોનાનો ચાંદ, 'ગોલ્ડ મૅડલ'
**સુવર્ણજયંતી** (પું.) પચાસ વર્ષે ઊજવાતી જયંતી
**સુવર્ણતક** (સ્ત્રી.) શ્રોષ્ઠ, ઉત્તમોત્તમ તક
**સુવર્ણતુલાવિધિ** (પું.) સોના વડે તોળવાનો-એમ સન્માન કરવાનો વિધિ
**સુવર્ણ-પદક** (ન.) સોનાનો ચંદ્રક, 'ગોલ્ડ મૅડલ'
**સુવર્ણભસ્મ** (સ્ત્રી.) સોનાની ભસ્મ-એક ઔષધિ
**સુવર્ણમહોત્સવ** (પું.) પચાસ વર્ષે ઊજવાતી જયંતી, સુવર્ણજયંતી
**સુવર્ણમંદિર** (ન.) અમૃતસરનું (સુવર્ણથી મઢેલું) શીખમંદિર

**સુવર્ણમાર્ગ** (પું.) શ્રોષ્ઠ માર્ગ
**સુવર્ણમૃગ** (પું.) સોનેરી માયા-મૃગ
**સુવર્ણયુગ** (પું.) સારામં સારો યુગ, સત્યયુગ (૨) જાહોજલાલીનો સમય
**સુવર્ણ વસંતમાલતી** (સ્ત્રી.) જેમાં સુવર્ણ ભસ્મ નાખેલી હોય તેવી એક કીમતી દવા
**સુવર્ણા** (વિ.સ્ત્રી.) સુંદર વર્ણવાવી સ્ત્રી
**સુવર્ણાક્ષર** (પું.) સોનેરી શાહીના અક્ષર (૨) (લા.) (વૈદક) કદી ભૂંસી ન શકાય તેવા અક્ષર કે લખાણ
**સુવર્ણું** (વિ.) સુંદર વર્ણવાળું
**સુવા** (પું.) એક વનસ્પતિ, -તેનાં બી
**સુવાકય** (ન.) શુભ વાકય, સુવચન
**સુવાચ્ય** (વિ.) સરળતાથી વાંચી શકાય તેવું (૨) સારી રીતે કહી શકાય એવું
**સુવાણ** (સ્ત્રી.) સોબતનો આનંદ, સોબતની હૂંફ (૨) આરામ, કરાર (૩) (ન.) પશુમાદાના ગર્ભાધાનનો કાળ
**સુવાભાજી** (સ્ત્રી.) જેમાંથી સુવાનાં બી-દાણા નીકળે છે તે (શાક તરીકે વપરાય છે.)
**સુવારોગ** (પું.) સુવાવડમાં થતો એક રોગ
**સુવાર્તા** (સ્ત્રી.) સારી-પવિત્ર વાર્તા, 'ગૉસ્પેલ'. ઉદા. ઈશુની વાર્તા
**સુવાવડ** (સ્ત્રી.) બાળકને જન્મ આપવાનો અને તે પછીની માવજતનો સમય, ખાટલો
**સુવાવડખાનું** (ન.) સુવાવડ કરવાનું દવાખાનું, પ્રસુતિગૃહ 'નર્સિંગહોમ'
**સુવાવડી** (વિ.સ્ત્રી.) સુવાવડમાં હોય એવી સ્ત્રી, પ્રસૂતા સ્ત્રી
**સુવાસ** (સ્ત્રી.) સારી વાસ, સુગંધી
**સુવાસણ,સુવાસિણી(-ની)** (સ્ત્રી.) સૌભાગ્યવંતી સ્ત્રી. સધવા
**સુવાસિત** (વિ.) ખુશબોદાર
**સુવાહક** (વિ.) (ગરમી, વીજળી વગેરે) સારી રીતે વહી જનારું, 'સુવિદિત કંડકટર
**સુવાંગ** (વિ.) આખું ને આખું (૨) નિરપેક્ષ, 'એબ્સોલ્યુટ'
**સુવિખ્યાત** (વિ.) ઘણું જ પ્રસિદ્ધ, નામાંકિત, જગજાહેર, ખ્યાતનામ સુવિદિત
**સુવિદિત** (વિ.) ખૂબ જાણીતું
**સુવિદ્યા** (સ્ત્રી.) ઉત્તમ પ્રકારની, પરમ શ્રોયકારી વિદ્યા
**સુવિધા** (સ્ત્રી.) સગવડ, અનુકૂળતા
**સવિનીત** (વિ.) ઘણું વિનીત, વિનયી
**સુવિસ્તૃત** (વિ.) સારી પેઠે વિસ્તૃત-ફેલાયેલું
**સુવિહિત** (વિ.) સારી કે પૂરી રીતે વિહિત (૨) સારી રીતે થયેલું કે કરાયેલું
**સુવ્યવસ્થા** (સ્ત્રી.) સારી વ્યવસ્થા
**સુવ્યવસ્થિત** (વિ.) સારી રીતે વ્યવસ્થિત
**સુવ્રત** (વિ.) સારાં વ્રતવાળું, સદ્ગુણી (૨) (ન.) સારું વ્રત
**સુશાસન** (ન.) સારું શાસન-અમલ કે વહીવટ-વ્યવસ્થા
**સુશિક્ષિત** (વિ.) સારી રીતે શિક્ષિત
**સુશીલ** (વિ.) ઉત્તમ શીલવાળું, સચ્ચરિત (૨) વિવેકી, વિનયી (૩) સરળ, સીધું
**સુશોભન** (ન.) સુશોભિત કે તેવું કરવું તે
**સુશોભિત** (વિ.) ઘણું શોભીતું, સારી રીતે શણગારેલું, સારી શોભાવાળું
**સુશ્રી** (વિ.) ખૂબ શ્રીમાન (૨) (સ્ત્રી.) સારી સુંદર શ્રી-શોભા (૩) (સ્ત્રીને માન આપવા નામની પૂર્વે લેખનમાં પ્રમાણિત થયેલો શબ્દ) શ્રીમતી
**સુશ્રુત** (વિ.) બહુશ્રુત, વિદ્વાન (૨) (પું.) એક પ્રસિદ્ધ વૈદ્ય
**સુશ્લિષ્ટ** (વિ.) સારી રીતે જોડેલું કે બેસાડેલું
**સુષમ** (વિ.) સારી રીતે સમાન, સપ્રમાણ (૨) સુંદર
**સુષમા** (સ્ત્રી.) અતિ સુંદરતા, સૌંદર્ય, શોભા
**સુષિર** (વિ.) કાણાંવાળું
**સુષિરવાદ્ય** (ન.) કાણાંવાળું ફૂંકીને વગાડવાનું વાદ્ય (૨) મોરલી કે વાંસળી
**સુષુપ્ત** (વિ.) સૂતેલું, ઊંઘતું (૨) અપ્રગટ, અંદર રહેલું, 'લેટન્ટ'
**સુષુપ્તિ** (સ્ત્રી.) ગાઢ નિદ્રા
**સુષુમણા,સુષુમ્ણા** (સ્ત્રી.) યોગશાસ્ત્ર પ્રમાણે ત્રણ પ્રધાન નાડીમાંની વચલી
**સુષ્ઠુ** (અ.) સારી રીતે, ઉત્તમ રીતે
**સુસજ્જ** (વિ.) સારી પેઠે કે સારી રીતે સજ્જ
**સુસવાટ(-ટો)** (પું.) સૂસવવાનો-વહેતા કે વીંધાતા પવનનો કે તેને મળતો અવાજ
**સુસંગઠિત** (વિ.) સારી રીતે સંગઠિત
**સુસંગત** (વિ.) બરાબર સંગત-બંધબેસતું
**સુસંગતતા,સુસંગતિ** (સ્ત્રી.) સુસંગતપણું
**સુસંબદ્ધ** (વિ.) આગળ પાછળ બરાબર સંબંધવાળું, સુસંગત
**સુસંસ્કારી** (વિ.) સારા સંસ્કારવાળું
**સુસંસ્કૃત** (વિ.) સારી રીતે સંસ્કારવાળું કરેલું (૨) સુસંસ્કારી
**સુસ્ત** (વિ.) આળસુ (૨) મંદ, ધીમું (૩) એદી
**સુસ્તી** (સ્ત્રી.) આળસ, ઊંઘનું ઘેન (૨) મંદતા
**સુસ્થ** (વિ.) સુસ્થિત (૨) સ્વસ્થ, સાજુંતાજું
**સુસ્થાપિત** (વિ.) સારી રીતે સ્થાપિત-સ્થાપેલું
**સુસ્થિત** (વિ.) સારી રીતે સ્થિત દઢ (૨) સારી સ્થિતિવાળું (૩) બરાબર ગોઠવાયેલું
**સુસ્પષ્ટ** (વિ.) ખૂબ સ્પષ્ટ
**સુહાગ** (પું.) સૌભાગ્ય
**સુહાગણ** (સ્ત્રી.) સૌભાગ્યવંતી (૨) પતિની માનીતી
**સુહાગરાત** (સ્ત્રી.) નવાં પરણેલાં દંપતીની પહેલી રાત, મધુરજની
**સુહાગિયું,સુહાગી** (વિ.) સુભાગી, સુખી
**સુહાવન** (વિ.) સોહામણું, શોભીતું
**સુહાવું** (ક્રિ.) શોભવું, સોહાવું
**સુહાસિની** (વિ.સ્ત્રી.) સુંદર હાસ્યવાળી
**સુહૃદ** (પું.) મિત્ર
**સુંદર** (વિ.) રૂપાળું, સુશોભિત, મજેનું
**સુંદરતા** (સ્ત્રી.) સૌંદર્ય, મનોહરતા, રમણીયતા
**સુંદરી** (સ્ત્રી.) સુંદર સ્ત્રી (૨) (પું.) એક છંદ, વૈતાલીય (૨) શરણાઈ જેવું એક વાદ્ય
**સુંવાળપ** (સ્ત્રી.) સુંવાળાપણું, મુલાયમતા
**સુંવાળા** (પું.બ.વ.) દશમાની ક્રિયા
**સુંવાળી** (સ્ત્રી.) પૂરી જેવી નાસ્તાની એક વાનગી
**સુંવાળું** (વિ.) લીસું અને નરમ સ્વભાવનું નરમ (૨) મૃદુ (૩) (ન.) બાળકના જન્મનું સૂતક

**સૂક** (સ્ત્રી.) ભીનાશનો અભાવ, સૂકાપણું
**સૂકગળું** (ન.) એક બાળરોગ, સુકતાન, 'રિકેટ્સ'
**સૂકર** (પું.ન.) શૂકર, ડુક્કર, સૂવર, વરાહ
**સૂકલ(-લું)** (વિ.) સુકાયેલું, કૃશ, દૂબળું
**સૂકું** (વિ.) શુષ્ક, ભીનાશ વિનાનું (૨) કૃશ, દૂબળું
**સુકૂંભટ,સૂકુંભટ** (વિ.) સાવ સૂકું, ઉજ્જડ
**સૂકો** (પું.) તમાકુનો ભૂકો, જરદો
**સૂકો પ્રદેશ** (પું.) વરસાદ તેમ જ જંગલોના અભાવવાળો પ્રદેશ (૨) (લા.) નશાબંધીવાળો પ્રદેશ
**સૂકત** (વિ.) સારી રીતે કહેવાયેલું (૨) (ન.) વેદમંત્રો કે ઋચાઓનો સમૂહ
**સૂકિત** (સ્ત્રી.) ઉત્તમ ઉકિત કે કથન
**સૂક્ષ્મ** (વિ.) અણરૂપ, ઝીણું, બારીક (૨) (ન.) બ્રહ્મ (૩) (પું.) કાવ્યમાં એક અલંકાર
**સૂક્ષ્મતા,સૂક્ષ્મતત્ત્વ** (સ્ત્રી.વિ.) સૂક્ષ્મપણું, બારીકપણું
**સૂક્ષ્મદર્શકયંત્ર** (ન.) બારીક વસ્તુ મોટી દેખાડનારું એક સાધન, 'માઈક્રોસ્કોપ'
**સુક્ષ્મદર્શી** (વિ.) સૂક્ષ્મ દષ્ટિવાળું (૨) ચતુર (૩) (ન.) સૂક્ષ્મદર્શક યંત્ર
**સૂક્ષ્મદષ્ટિ** (સ્ત્રી.) સૂક્ષ્મ વસ્તુઓ જાણી કે સમજી શકે એવી દષ્ટિ
**સૂક્ષ્મદેહ** (પું.) દેહથી છૂટો પડેલો જીવ જેનો આશ્રાય કરી રહે છે તે શરીર (પાંચ પ્રાણ, પાંચ જ્ઞાનેંદ્રિય, પાંચ સૂક્ષ્મભૂતો, મન અને બુદ્ધિ એ સત્તર વસ્તુનું બનેલું શરીર)
**સૂક્ષ્મદેહી** (વિ.) સૂક્ષ્મ દેહવાળું, જીવાત્મા
**સૂક્ષ્મશરીર** (ન.) સૂક્ષ્મદેહ, લિંગદેહ
**સૂક્ષ્માકર્ણક** (ન.) અતિ મંદ અવાજો પણ સંભળાવી શકે તેવું સાધન, 'માઈક્રોફોન'
**સૂક્ષ્માતિસૂક્ષ્મ** (વિ.) અતિ સૂક્ષ્મ, સૂક્ષ્મમાં સૂક્ષ્મ
**સૂગ** (સ્ત્રી.) અતિશય અણગમો, ઘૃણા, ચીતરી
**સૂચક** (વિ.) સૂચવે એવું, સૂચવનારું (૨) ગભિર્ત સૂચનોવાળું કે તે જગાડતું (૩) નિર્દેશક (૪) (પું.) નાટ્યમાં બીજા નંબરનો સૂત્રધાર-સ્થાપક
**સૂચન** (ન.) સૂચવવું તે કે જે સૂચવાય તે, બતાવવું એ, નિર્દેશ
**સૂચના** (સ્ત્રી.) જાહેરાત, નિવિદા, વિજ્ઞપ્તિ, નોટિસ (૨) સૂચવવું તે, ઈશારો, ચેતવણી
**સૂચનાત્મક** (વિ.) સૂચનાવાળું, સૂચવતું, સૂચક
**સૂચનાપત્ર** (પું.ન.) સૂચના આપતો-તેનો પત્ર (૨) જાહેરાત, નિવિદા, વિજ્ઞપ્તિ, નોટિસ
**સૂચવવું** (ક્રિ.) સૂચના કરવી, ધ્યાન ઉપર લાવવું, જણાવવું, બતાવવું નિર્દેશવું
**સૂચિ(-ચી)** (સ્ત્રી.) યાદી, સાંકળિયું, ક્રમાનુસારી ટીપ (૨) સોય, કાંટો
**સૂચિત** (વિ.) સૂચવાયેલું કે સૂચવેલું, નિર્દેશેલું
**સૂચિપત્ર,સૂચિપત્રક** (ન.) યાદી, ટીપ, 'લિસ્ટ' (૨) વેપાર-ધંધા-રોજગારની વસ્તુઓની કિંમત દર્શાવનારી યાદી
**સૂચી** (સ્ત્રી.) સૂચિ (૨) 'પેનસિલ' (૩) પિરામિડ જેવી આકૃતિ (ગ.)
**સૂચીખંડ** (પું.) સૂચી આકૃતિનો ખંડ, 'ફ્રસ્ટ્રમ'
**સૂચીપત્ર,સૂચીપત્રક** (વિ.) સૂચિ, યાદી, ટીપ, 'લિસ્ટ'
**સૂચ્ય** (વિ.) સૂચવવા યોગ્ય, સૂચનીય
**સૂજ** (સ્ત્રી.) સોજો
**સૂજની** (સ્ત્રી.) રૂ ભરેલી રજાઈ
**સૂજવું** (ક્રિ.) (દરદથી ચામડી વગેરેનું) ઊપસવું, ફૂલવું, સોજો ચડવો
**સૂઝ** (સ્ત્રી.) સૂઝવું તે, સમજ, ગમ, પહોંચ, હૈયાઉકલત
**સૂઝતું** (ન.) પોતાને ગમતું, સમજાતું (૨) ગોચરી કરતી વેળા જે પવિત્ર ખોરાક હાજર હોય તે (જૈન)
**સૂઝબુદ્ધિ** (સ્ત્રી.) સૂઝ કે ગમવાળી બુદ્ધિ
**સૂઝવું** (ક્રિ.) દેખાવું, નજરે પડવું (૨) સમજાવું, ગમ પડવી, અક્કલ પહોંચવી
**સૂટ** (ન.) કોટ પાટલૂનનો પહેરવેશ (૨) અદાલતમાં કરવામાં આવતો દાવો, ફરિયાદ
**સૂટકેસ** ચામડાની કે પ્લાસ્ટિકની નાની બૅગ કે પેટી
**સૂડલો** (પું.) એક જાતનો પોપટ (૨) સૂડો, મોટી સૂડી
**સૂડવ્યાજ** (ન.) રૂપિયા બાકી રહ્યા હોય તેટલા વખતનું સામટું સાદું વ્યાજ
**સૂડિયું** (ન.) દરરોજની લેવડ-દેવડની પરચૂરણિયો ચોપડો, ઘડિયું, દનિયું ઠોંસિયું
**સૂડી** (સ્ત્રી.) સોપારી કાતરવાનું સાધન (૨) સૂડા (પોપટ) ની માદા
**સૂડો** (પું.) મોટી સૂડી (૨) (અથાણાંની કેરી કાપવાનું) મોટી સૂડી જેવું એક સાધન (૩) એક જાતનો પોપટ
**સૂઢમૂઢ** (વિ.) સૂનમૂન, સાવ મૂઢ જેવું, ગભરાટથી સૂનમૂન જેવું
**સૂણવું** (ક્રિ.) સૂજી જવું, સોજો ચડવો
**સૂત** (પું.) સારથિ, રથ હાંકનાર (૨) ક્ષત્રિયથી બ્રાહ્મણીને પેટે થયેલો પુત્ર (૩) ચારણ, ભાટ-છડી પોકારનાર (૪) વ્યાસનો એક શિષ્ય
**સૂતપુત્ર** (પું.) કર્ણ
**સૂતક** (ન.) સગાસંબંધીમાં જન્મ અને મરણ વગેરેથી પાળવામાં આવતી આભડછેટ
**સૂતકી** (વિ.) સૂતકવાળું
**સૂતર** (ન.) રૂ કાંતીને કાઢેલો તાર
**સૂતરફેણી** (સ્ત્રી.) એક જાતની મીઠાઈ
**સૂતરશાળ** (સ્ત્રી.) એક જાતની ડાંગર
**સૂતળી** (સ્ત્રી.) શણની પાતળી દોરી
**સૂતિકા** (સ્ત્રી.) સુવાવડી સ્ત્રી
**સૂતિકાગૃહ** (ન.) સુવાવડખાનું, પ્રસૂતિગૃહ, 'મેટર્નિટી હોમ'
**સૂત્ર** (ન.) દોરો, તાંતણો (૨) સૂતર (૩) નિયમ, વ્યવસ્થા (૪) પ્રાચીન શાસ્ત્રકારોએ રચેલાં મૂળ સંક્ષિપ્ત વાકય કે તેનો ગ્રંથ (૫) ધ્યેય તરીકે સ્વીકારેલું ટૂંકું વાકય (૬) 'ફૉર્મ્યુલા' (૭) 'પ્રોપોઝિશન'
**સૂત્રકાર** (પું.) મૂળ સૂત્ર રચનાર
**સૂત્રગ્રંથ** (પું.) સૂત્રોમાં લખાયેલો ગ્રંથ
**સૂત્રતંતુ** (પું.) સૂતરનો તાંતણો
**સૂત્રધાર** (પું.) નાટકમાં મુખ્ય નટ, જે નાંદી તથા પ્રસ્તાવના ભજવે છે.
**સૂત્રપાત** (પું.) પ્રારંભ, શરૂઆત
**સૂત્રબદ્ધ** (વિ.) સૂત્રો રૂપે શબ્દબદ્ધ થયેલું, સૂત્રમાં મુકાયેલું, સૂત્રિત
**સૂત્રમય** (વિ.) સૂત્રાત્મક, સૂત્રોથી ભરેલું
**સૂત્રયંત્ર** (ન.) વણકરનો કાંઠલો, તૂરી (૨) સૂતર કાંતવાનું યા વણવાનું યંત્ર, 'મિલ'
**સૂત્રવાકય** (ન.) ટૂંકું-સૂત્ર જેવું કે સૂત્ર રૂપે

**સૂત્રાત્મક** (વિ.)સૂત્રોનું બનેલું, સૂત્રમય, સૂત્રરૂપ, સૂત્રિત
**સૂત્રિત** (વિ.) એક સૂત્રમાં ગાંઠેલું (૨) સૂત્રરૂપે ગોઠવેલું (૩) વ્યવસ્થિત કરેલું
**સૂથરું** (વિ.) ચોખ્ખું, સાફ, સુઘડ અને સ્વચ્છ
**સૂધ** (સ્ત્રી.) સાન, ભાન (૨) ભાળ, ખબર
**સૂધબૂધ,સૂધસાન** (સ્ત્રી.) ભાન, અક્કલ, હોશ
**સૂધું** (વિ.) સીધું, પાંસરું (૨) સ્પષ્ટ, ચોખ્ખું (૩) ભલું, સારું (૪) નિષ્કપટી, સરળ
**સૂન** (વિ.) શૂન્ય, મીડું (૨) તદ્દન ખાલીપણું
**સૂનકાર** (પું.) શૂન્યકાર, શૂનકાર (૨) ઉજ્જડ હોવાપણું (૩) સોપો (૪) તદ્દન નીરવ સ્થિતિ (૫) ભેંકાર
**સૂનમૂન(-નું)** (વિ.) સાવ મૂઢ જેવું, ગભરાટથી શૂનમૂન જેવું
**સૂનુ** (પું.) પુત્ર
**સૂનું** (વિ.) નિર્જન, ઉજ્જડ, વસ્તી કે સહવાસ વિનાનું (૨) સંભાળ કે રક્ષણ વિનાનું
**સૂનુંસટ** (વિ.) સાવ સૂનું
**સૂનૃત** (વિ.) સત્ય અને પ્રિય (૨) (ન.) સત્ય અને પ્રિય એવી વાણી
**સૂપ** (પું.) ભડકી, રાબ (૨) ફળો-કઠોળ વગેરેનો રાંધેલો ઓસામણ જેવો પ્રવાહી પદાર્થ
**સૂપડી** (સ્ત્રી.) નાનું સૂપડું (૨) હાથપીજણના છેડે આવતો ત્રિકોણ ભાગ
**સૂપડું** (ન.) અનાજ ઝાટકવાનું સાધન
**સૂપશાસ્ત્ર** (ન.) પાકશાસ્ત્ર
**સૂફી** (વિ.) બકરાંના વાળનું, ઊનનું વસ્ત્ર (૨) સૂફી મત સંબંધી (૩) પવિત્ર, નિર્દોષ (૪) (પું.) સૂફી મતનો અનુયાયી
**સૂફીમત,સૂફીવાદ** (પું.) સૂફી સંતોનો એક સંપ્રદાય
**સૂબાગીરી** (સ્ત્રી.) સૂબાનો દરજ્જો અને તેની કામગીરી
**સૂબેદાર** (સ્ત્રી.) સિપાઈઓની નાની ટુકડીનો અમલદાર (૨) પ્રાંતનો વડો હાકેમ
**સૂબેદારી** (સ્ત્રી.) સૂબેદારનું પદ
**સૂબો** (પું.) જિલ્લો, ઈલાકો, પ્રાંત (૨) ઈલાકા કે પ્રાંતનો હાકેમ-સૂબેદાર
**સૂમ** (વિ.) કંજૂસ, કૃપણ, બખીલ (૨) મૂજી, જડ
**સૂમડું** (વિ.) સમૂ, મૂજી, જડ
**સૂમસામ** (વિ.) અવાજ કે હિલચાલ વિનાનું (૨) (ન.) શૂન્યકાર, સૂનકાર (૩) નિર્જન
**સૂર** (પું.) સૂર્ય (૨) વિદ્વાન
**સૂર** (પું.) અવાજ, કંઠ, સ્વર (સંગીત)
**સૂરજ** (પું.) સૂર્ય, રવિ
**સૂરજફૂલ** (ન.) સૂર્યમુખી ફૂલ
**સૂરજમુખી** (ન.)સૂર્ય ઊગે તેમતેમ ફૂલ ખીલી બરાબર તેની સામે રહેતું આવે તેવું ફૂલ કે તેનો છોડ, સૂર્યમુખી
**સૂરજમુખું** (વિ.) સૂરજ જેવા તેજસ્વી મુખવાળું
**સૂરણ** (ન.) એક કંદ
**સૂરત** (સ્ત્રી.) ચહેરો, મુખાકૃતિ, સિકલ (૨) (ન.) એક શહેર
**સૂરતમૂરત** (સ્ત્રી.) શિકલ, ચહેરો
**સૂરતી(-ત)** (સ્ત્રી.) લગની (૨) ધ્યાન (૩) યાગ, સૂધ (૪) દેવત્વ, સુરપણું
**સૂરપેટી** (સ્ત્રી.) સૂર પૂરવાનું પેટી આકારનું વાદ્ય, સ્વરપેટી
**સૂરાવલિ(-લી)** (સ્ત્રી.) મધૂર સૂરોનો ધ્વનિ કે અવાજ
**સૂરિ(-રી)** (પું.) વિદ્વાન, પંડિત, આચાર્ય, કવિ (જૈન આચાર્યોના નામ પાછળ લગાડવામાં આવે છે.)
**સૂરીશ્વર** (પું.) જૈન સાધુઓનો વડો
**સૂરોખાર** (પું.) એક જાતનો ક્ષાર
**સૂર્ય** (પું.) પૃથ્વીને પ્રકાશ ગરમી વગેરે આપતો આકાશીય ગોળો, સૂરજ
**સૂર્યકન્યા** (સ્ત્રી.) યમુના નદી, જમના
**સૂર્યકમલ(-ળ)** (ન.) એક ફૂલઝાડ
**સૂર્યકલંક** (ન.) સૂર્ય પર દેખાતું કાળું ચિહ્ન
**સૂર્યકાંત** (પું.) એક કાલ્પનિક મણિ, જેના પર સૂર્યનાં કિરણો પડતાં અગ્નિ ઉત્પન્ન થાય છે એમ મનાય છે.
**સૂર્યકાંતિ** (સ્ત્રી.) સૂર્યનું તેજ
**સૂર્યગ્રહણ** (ન.) અમાસના દિવસે પૃથ્વી, ચંદ્ર અને સૂર્ય એક જ રેખામાં આવી જતાં થતો ગ્રાસ, ગ્રહણ થવું તે
**સૂર્યનમસ્કાર** (પું.) સૂર્યને નમન (૨) (તે સાથે કરાતી) એક પ્રકારની કસરત
**સૂર્યનાડી** (સ્ત્રી.) પિંગલા નાડી
**સૂર્યનારાયણ** (પું.) સૂર્યદેવ
**સૂર્યપૂજા** (સ્ત્રી.) સૂર્યની પૂજા-ઉપાસના
**સૂર્યબિંબ** (ન.) સૂર્યનું બિંબ
**સૂર્યમંડલ(-ળ)** (ન.) સૂર્યમાળા (૨) સૂર્યબિંબ
**સૂર્યમંદિર** (ન.) સૂર્યદેવનું મંદિર
**સૂર્યમાલા(-ળા)** (સ્ત્રી.) સૂર્ય અને તેની આસપાસ ફરનાર ગ્રહોનો સમૂહ
**સૂર્યતંત્ર** (ન.) ઉપાસના માટે સૂર્યનું યંત્ર (૨) સૂર્યના નિરીક્ષણ માટે વપરાતું એક યંત્ર
**સૂર્યલોક** (પું.) સૂર્યનો લોક
**સૂર્યવંશી** (પું.) સૂર્યવંશમાં જન્મેલું, શ્રીરામ (૨) (લા.) સૂર્ય ઊગ્યા પછી મોડું ઊઠતું
**સૂર્યશકિત** (સ્ત્રી.) સૂર્યના તાપમાંથી મળતી-મેળવી શકાતી શકિત, સૌરઊર્જા
**સૂર્યસંક્રાંતિ** (સ્ત્રી.) સૂર્યનું એક રાશિમાંથી બીજીમાં જવું તે
**સૂર્યસ્નાન** (ન.) સૂર્યનો તાપ ખાવો, શરીર પર લેવો તે-એક નૈસર્ગિક ઉપચાર
**સૂર્યાસ્ત** (પું.) સૂરજનું આથમવું તે, સાંજ
**સૂર્યોદય** (પું.) સૂર્યનું ઊગવું તે, સવાર
**સૂર્યોપસ્થાન,સૂર્યોપાસના** (ન.સ્ત્રી.) બે હાથ ઊંચા રાખી સંધ્યા વગેરે કાર્યમાં કરાતી સૂર્યની સ્તુતિ, સૂર્યની પૂજા
**સૂલટું** (વિ.) ચત્તું, સવળું (૨) અનુકૂળ
**સૂવર** (પું.ન.) ભૂંડ, ડુક્કર, વરાહ
**સૂવું** (ક્રિ.) આડા પડવું (૨) ઊંઘવું
**સૂસવવું** (ક્રિ.) સૂ સૂ અવાજ કરવો
**સૂળ(-ળી)** (સ્ત્રી.) શૂળ (૨) શૂળી (બાવળ વગેરેનો સીધો, લાંબો) કાંટો
**સૂંઘણી** (સ્ત્રી.) છીકણી, બજર
**સૂંઘવું** (ક્રિ.) સોડવું, વાસ લેવી (૨) નાકના શ્વાસથી અંદર ખેંચવી (છીકણી)
**સૂંઠ** (સ્ત્રી.) સૂકવેલું આદું
**સૂંડલી** (સ્ત્રી.) નાનો સૂંડલો, નાની ટોપલી
**સૂંડલો** (પું.) ટોપલો
**સૂંડો** (પું.) સૂંડલો, ટોપલો

**સૂંઢ** (સ્ત્રી.) હાથીનો લાંબો નાકવાળો અવયવ
**સૂંઢલ** (સ્ત્રી.) (બળદ કે મજૂરીની) સામસામી મદદ
**સૂંઢલિયો** (પું.) સૂંઢલ કરનાર કે રાખનાર માણસ
**સૂંથણી** (સ્ત્રી.) નાનું સૂંથણું, ચોરણી, લેંઘી
**સૂંથણો** (પું.) ચોરણો, પાયજામો
**સૃજન** (ન.) સૃષ્ટિ, સર્જન
**સૃજવું** (ક્રિ.) સર્જવું, રચવું
**સૃષ્ટિ** (સ્ત્રી.) ઉત્પત્તિ, ઉદ્‌ભવ, સર્જેલું તે (૨) વિશ્વ, જગત, દુનિયા
**સૃષ્ટિકર્તા(-ર્ત્તા)** (પું.) સૃષ્ટિનો બનાવનાર પરમેશ્વર
**સૃષ્ટિક્રમ** (પું.) સૃષ્ટિનો ક્રમ-નિયમ
**સૃષ્ટિજ્ઞાન** (ન.) સૃષ્ટિનું જ્ઞાન-વિજ્ઞાન
**સૃષ્ટિરચના** (સ્ત્રી.) સૃષ્ટિની રચના
**સૃષ્ટિવિરુદ્ધ** (વિ.) વિશ્વના કુદરતી નિયમથી ઊલટું
**સૃષ્ટિસૌંદર્ય** (ન.) પર્વતો, નદીઓ, જંગલો વગેરેની કુદરતી શોભા (૨) નૈસગિર્ક સૌંદર્ય
**સેકટર** (ન.) વિભાગ (૨) ક્ષેત્ર
**સેકંડ** (સ્ત્રી.) મિનિટનો કે ખૂણાના અંશનો સાઠમો ભાગ (૨) (વિ.) બીજું. જેમ કે, 'સેકન્ડ ક્લાસ', 'સેકન્ડ હેન્ડ'
**સેકંડ કાંટો** (પું.) ઘડિયાળમાં સેકંડનો આંકડો બતાવનાર ગૌણ કાંટો
**સૅકેરીન** (ન.સ્ત્રી.) એક ગળ્યો રાસાયણિક પદાર્થ-ખાંડ
**સેક્યુલર સ્ટેટ** (ન.) ધર્મનિરપેક્ષ રાજ્ય
**સેક્શન** (ન.પું.) પ્રભાગ, વિભાગ
**સેક્શન ઑફિસર** (પું.) અનુભાગ અધિકારી
**સેક્રેટરિયેટ** (ન.) સરકારના મુખ્ય ખાતાનું સૌથી મોટું કાર્યાલય કે કચેરી, સચિવાલય, મંત્રાલય
**સેક્રેટરી** (પું.) મંત્રી, સચિવ
**સેચન** (ન.) છંટકોરવું એ, છંટકાવ, સિંચન
**સેજ** (સ્ત્રી.) પથારી, શય્યા, બિછાનું, બિસ્તર
**સેજળ** (ન.) નદીનું પાણી (૨) (વિ.) વરસાદના પાણીથી થતું (ઘઉં)
**સેજાર** (ન.) વરાળ (૨) અંશ, થોડો ભાગ
**સેટ** (પું.) સટ (૨) સમાન વસ્તુઓનો સમૂહ
**સેટાયર** (પું.) માર્મિક-ઉપહાસાત્મક વચન કે કવિતા
**સેટેલાઇટ** (પું.) કુત્રિમ ઉપગ્રહ
**સેટેલાઇટ ટાઉનશીપ** (ન.) ઉપનગર
**સેડ** (સ્ત્રી.) પક્ષ, વગ (૨) જોર, યુદ્ધ (૩) શેડ
**સેતાન** (પું.) ઈશ્વર સાથે બળવો કરનાર એક શેતાન (૨) બદમાશ
**સેતાનિયત** (સ્ત્રી.) બદમાસી, શેતાનિયત (૨) આસુરી વૃત્તિ
**સેતાની** (વિ.) તોફાની, શેતાની (૨) (સ્ત્રી.) શયતાનિયત
**સેતુ** (પું.) પુલ (૨) પાળ
**સેતૂર** (ન.) જેનાં પાંદડાં પર રેશમના કીડા ઊછરે છે તે ઝાડ કે ફળ
**સેના** (સ્ત્રી.) લશ્કર, ફોજ (૨) (ન.) બખતર
**સેનાધિપતિ,સેનાનાયક,સેનાપતિ** (પું.) લશ્કરનો વડો અમલદાર
**સેનાવાદ** (પું.) સમાજ અને રાજ્યમાં સેનાબળ સૌથી મુખ્ય છે તેવું માનતો વાદ. 'મિલેટેરિઝમ'
**સેનિકા** (પું.) એક છંદ
**સૅનિટરી** (વિ.) લોકોના આરોગ્યને લગતું
**સૅનિટેશન** (ન.) લોકોનું જાહેર આરોગ્ય ચશાસક સભા
**સેનેટ** (પું.) યુનિવસિર્ટીનું નિયામક-મંડળ (૨) લોકોના પ્રતિનિધિઓની
**સેનેટર** (પું.) સેનેટનો સભ્ય ચમથક-આરોગ્યભવન
**સૅનેટોરિયમ** (ન.) દરદીઓને માટેનું સારાં હવાપાણીવાળું ઉપચારનું
**સેનો** (પું.) સફેદ રંગનું એક જાતનું કાપડ
**સેન્ટ** (પું.) એક અમેરિકન નાણું (૨) (ન.) અત્તર
**સેન્ટર** (ન.) કેન્દ્ર, મધ્યબિંદુ (૨) મથક (૩) (લા.) સંસ્થા
**સેન્ટાઈમ** (પું.) ફ્રેન્ક સિક્કાનો ૧૦૦મા ભાગનો સિક્કો
**સેન્ટિ** '૧૦૦મા ભાગનું એ અર્થ બતાવતો પૂર્વગ (દશાંશ પદ્ધતિના તોલ માપમાં) જેમ કે, સેન્ટિ-ગ્રામ, સેન્ટિ મિટર, સેન્ટિ-લિટર
**સેન્ટ્રલ** (વિ.) મધ્યસ્થ, કેન્દ્રીય (૨) મધ્યમાં આવેલું
**સેન્ટ્રલ જેલ** (સ્ત્રી.) શહેર કે રાજ્યનું મુખ્ય કારાગૃહ
**સૅન્ડલ** (ન.) પાછળ પટ્ટીવાળાં ચંપલ (૨) ચંદન, ચંદનનું લાકડું
**સૅન્ડવિચ** (સ્ત્રી.) મુરબ્બો, મલાઈ કે શાકભાજી વચ્ચે મૂકયાં હોય તેવા બે પડવાળો પાંઉ
**સેન્સર** (પું.) ટપાલ સિનેમા વગેરે તપાસી તેમાં ખરાબ કે વાંધાભર્યું હોય તેને રોકવું કે તપાસવું તે
**સેન્સરબોર્ડ** (ન.) ટપાલ સિનેમા વગેરેમાં વાંધાજનક બાબતોની તપાસ કરનાર સરકારી ખાતું
**સેન્સસ** (ન.) વસ્તીની ગણતરી કે વસતીપત્રક
**સેપટાં** (ન.બ.વ.) ચામડાના સાટકાની પટીઓ
**સેપ્ટિક** (વિ.) જંતુનો ચેપ લાગેલું, સડવાથી કે પાક થવાથી થતું ઝેરવાળું
**સેપ્ટિક ટૅન્ક** (ન.) મળમૂત્ર વગેરેનું ગંદુ પાણી ભેગું થઈ નીતરી સાફ થાય તે માટે કરેલો એક પ્રકારનો બાંધેલો ખાળકૂવો કે કુંડ જેવી રચના
**સેફ્ટી** (સ્ત્રી.) સહી-સલામતી
**સેફ્ટીપિન** (સ્ત્રી.) ચાંપ (૨) વાગે નહીં તેવી પિન
**સેફ્ટી રેઝર** (પું.) ધાર વાગે નહીં એવો અસ્ત્રો
**સેફ્ટી વાલ્વ** (પું.) વરાળ-યંત્રમાં વધારાની વરાળ નીકળી જઈ શકે તેવું પડદાવાળું બાકું
**સેબોટેજ** (ન.) (વિરોધ કે વાંધો દર્શાવવા) ભાંગફોડ કરી નુકસાન કરવું તે
**સેમર(-લ)** (પું.) શીમળો
**સેમિનાર** (પું.સ્ત્રી.) ચર્ચા વિચાર માટેનું નાનું અભ્યાસમંડળ, ચર્ચાસભા, પરિસંવાદ-સભા
**સૅમ્પલ** (પું.) નમૂનો, વાનગી
**સેર** (સ્ત્રી.) જે દોરામાં મોતી, મણકા વગેરે પરોવ્યાં હોય તે, તેવી માળા
**સર** (૨) ઘાસનું ચપટું પાન, સળી (૩) ધાર, ધરા (૪) શિરા, નસ (૫) માર્ગ (૬) હવા ખાવી તે, સહેલ
**સેરડો** (પું.) પગવાટ (૨) લોહી તરી આવવાથી મોં પર પડતો લિસોટો (૩) ધ્રાસકો (૪) ઠંડું પાણી પીતાં અંદર પેટ સુધી થતી ઠંડકની લિસોટા જેવી અસર
**સેરવવું** (ક્રિ.) સરકાવવું, ધીમે રહી ખસેડવું
**સેરવો** (પું.) માંસ ઉકાળીને બનાવેલો રસ

**સેલ** (પું.) ઓરડી, કક્ષ (૨) બૅટરીમાં વિદ્યુત-શકિત પૂરી પાડવા માટેનો એક પદાર્થ, સૂકો વિદ્યુતકોષ (૩) એકમ (૪) કોશ (૫) (ન.) વેચાણ
**સેલારી** (સ્ત્રી.) કસબી કોર અને પાલવવાળી એક જાતની સાડી
**સેલી** (સ્ત્રી.) શેલી, રાખોડી (૨) ડોકમાં પહેરાતી કાળા દોરાની આંટી (કબીરપંથી સાધુ ફકીરો રાખે છે.)
**સેલું** (ન.) કસબી ઉપરણો-ખેસ (૨) (અમુક કોમની) વિધવાએ પહેરવાનો ખાસ એક સાલ્લો (૩) સ્ત્રીઓનું કસબી પાલવવાળું કીમતી વસ્ત્ર
**સેલેનિયમ** (ન.) અક મૂળ તત્ત્વ
**સેલ્સગર્લ** (સ્ત્રી.) વેચાણ કરનારી છોકરી કે મહિલા
**સેવ** (સ્ત્રી.) સેવા. ચાકરી (૨) ચણના લોટની એક ફરસી વાનગી (૩) ઘઉંના લોટની એક મીઠી વાનગી
**સેવક** (પું.) સેવા કરનાર, ચાકર (૨) ઉપાસક, ભકત
**સેવકી** (સ્ત્રી.) મંદિરમાં પ્રસાદ થઈ ચૂક્યો હોય તેવો પદાર્થ (૨) મંદિરથી કે ગુરુને ત્યાંથી વૈષ્ણવને આપતાં કે પ્રસાદ પહોંચાડવા જતાં મળતી અંગત ભેટ
**સેવ-ગાંઠિયા** (ન.બ.વ.) સેવ-ગાંઠિયાનું ચવાણું
**સેવડી** (સ્ત્રી.) જૈન સાધ્વી
**સેવડો** (પું.) માથે વાળ વધારનાર જૈન સાધુ, જતિ
**સેવતી** (સ્ત્રી.) એક ફૂલઝાડ, ગુલદાવરી
**સેવન** (ન.) સેવવું તે (૨) વાપરવું કે ખાવું તે (૩) માદા પક્ષીની ઇંડાને ઉછેરવાની ક્રિયા
**સેવના** (સ્ત્રી.) સેવવું કે સેવા કરવી તે
**સેવ-મમરા** (પું.બ.વ.) સેવ અને મમરાનું ભેગું ચવાણું
**સેવવું** (ક્રિ.) સેવા કરવી, ભજવું (૨) ખૂબ સંગ કરવો, ઉપયોગમાં લેવું (૩) (પંખીએ ઉપર બેસી) હૂંફ આપવી ઇંડાને)
**સેવા** (સ્ત્રી.) ચાકરી, નોકરી (૨) પૂજા, આરાધના (૩) સારવાર, બરદાસ્ત (૪) નિષ્કામભાવથી પારકાનું કામ કરવું તે
**સેવાચાકરી** (સ્ત્રી.) સેવા, ચાકરી, સારવાર
**સેવાદળ** (ન.) (સેવાકામ માટે તાલીમબદ્ધ) સ્વયંસેવકોનું દળ કે મંડળ
**સેવાધર્મ** (પું.) સેવારૂપી-સેવા કરવાનો ધર્મ
**સેવાનિષ્ઠ** (વિ.) સેવામાં નિષ્ઠાવાળું, સેવાભાવી
**સેવાનિષ્ઠા** (સ્ત્રી.) સેવામાં નિષ્ઠા, સેવાભાવ
**સેવાપૂજા** (સ્ત્રી.) સેવા ને પૂજા
**સેવાપોથી** (સ્ત્રી.) નોકરીની રજા, ઇજાફો વગેરે અંગેની વિગતોની નોંધવહી, 'સર્વિસ-બૂક'
**સેવાભાવ** (પું.) સેવાનો ભાવ, સેવા કરવાની વૃત્તિ કે ભાવના
**સેવાભાવી** (સ્ત્રી.) સેવાભાવવાળું (૨) પરમાર્થની ભાવનાવાળું
**સેવામાર્ગ** (પું.) સેવાનો માર્ગ
**સેવાર્થી** (વિ.) સેવાના ઉદ્દેશવાળું (૨) માનાર્હ, 'ઑનરરી'
**સેવાર્થે** (અ.) સેવાના હેતુથી, સેવા નિમિત્તે, માનાર્હ રીતે
**સેવાશ્રામ** (પું.ન.) સેવાકાર્ય માટેનો આશ્રામ-તે માટેનું મથક
**સેવાસદન** (ન.) સેવાશ્રામ
**સેવિકા** (સ્ત્રી.) સ્ત્રી-સેવક (૨) દાયણ, 'નર્સ'
**સેવિત** (વિ.) સેવેલું, સેવાયેલું (૨) ઉછરેલું, પોષેલું
**સેવિંગ** (ન.) બચત
**સેવિંગ્ઝ બૅન્ક** (સ્ત્રી.) બચતનાં નાણાં મૂકવાની પોસ્ટખાતામાં ચાલતી બૅન્ક
**સેવ્ય** (વિ.) સેવવા યોગ્ય (૨) (પું.) શેઠ, માલિક (૩) સેવા કરવા જેવું
**સેશન** (સ્ત્રી.) ધારાસભા જેવા મંડળની બેઠકનો એકસાથે ચાલુ કામનો સમય કે ગાળો, સત્ર (૨) સેશન કોર્ટ
**સેશન કોર્ટ,સેશન્સ કોર્ટ** (સ્ત્રી.) જિલ્લાની વરિષ્ઠ ફોજદારી અદાલત-કોર્ટ
**સેશન(-ન્સ)જજ** (પું.) સેશન કોર્ટના ન્યાયાધીશ, સેશન કોર્ટના ન્યાયમૂર્તિ
**સેશ્વર,સેશ્વરી** (વિ.) ઈશ્વરવાળું, આસ્તિક (૨) જેમાં ઈશ્વરના અસ્તિત્વનો સ્વીકાર હોય એવું (મત-સિદ્ધાંત વગેરે)
**સેસ** (પું.) અમુક જાતનો કર (જેમ કે, મહેસૂલ સાથે ભરવાનો લોકલબોર્ડ માટેનો)
**સેસ** (સ્ત્રી.) વરકન્યા અને અઘરણિયાત સ્ત્રીના ખોળામાં અપાતાં નાળિયેર, પાન સોપારી અને રૂપિયો (૨) વિવાહાદિક શુભ અવસરે અપાતી ભેટ
**સેસફૂલ** (ન.) વેણીમાં કે સેંથા આગળ પહેરવાનું સ્ત્રીનું એક ઘરેણું
**સેળભેળ** (વિ.) એકઠું, મિશ્રિાત, ભેળસેળિયું (૨) (સ્ત્રી.) મિશ્રાણ
**સેળભેળિયું** (વિ.) સેળભેળ થઈ ગયેલું, સેળભેળવાળું
**સેં** (પું.) 'એક' સિવાયના સંખ્યાવાચક વિશેષણ સાથે વપરાતું 'સો' નું રૂપ. દા.ત. 'ત્રણસેં, છસેં'
**સેંકડો** (પું.) સોની સંખ્યા, સોનો સમૂહ (૨) સૈકો (૩) (વિ.) અનેક સો. જેમ કે, સેંકડો માણસો
**સેંકડે** (અ.) સેંકડાના હિસાબે
**સેંત(-થ)ક,સેંત(-થ)કનું** (વિ.) પુષ્કળ, ઘણું
**સેંથી,સેંથો** (સ્ત્રી.પું.) માથાના વાળને બે ભાગમાં ઓળતાં વચ્ચે પડતી રેખા (૨) માથાનું એક ઘરેણું
**સેંદ્રિય** (વિ.) ઇંદ્રિયવાળું, સજીવ, 'ઑર્ગૅનિક'
**સેંદ્રિય ખાતર** (ન.) રાસાયણિક ખાતરનો એક પ્રકાર
**સૈકું,સૈકો** (ન.પું.) સેંકડો, સોનો જથો (૨) સો વર્ષનો સમય, એક સદી, 'સેન્ચુરી'
**સૈડકાગાંઠ** (સ્ત્રી.) એક છેડો ખેંચવાથી છૂટી જાય તેવી ગાંઠ
**સૈડકો** (પું.) સરડકો, નાક દ્વારા કે પ્રવાહી ખાતાંપીતાં શ્વાસ પાછો ખેંચવાથી થતો અવાજ, સ્ત્રીનો સાડીનો છાતીની સામી બાજુ ખોસાતો છેડો
**સૈદ્ધાંતિક** (વિ.) સિદ્ધાંતને લગતું, સિદ્ધાંતવાળું
**સૈનિક** (વિ.) સૈન્યનું, -ને લગતું (૨) (પું.) લડવૈયો, લશ્કરનો જવાન, યોદ્ધો
**સૈન્ય** (ન.) લશ્કર, ફોજ, સેના
**સૈન્યસત્તાક** (વિ.) સૈન્યની સત્તાવાળું,લશ્કરશાહી (રાજતંત્ર)
**સૈયદ** (પું.) હજરત મહંમદ પયગંબરનો વંશજ
**સૈરંધ્રી** (સ્ત્રી.) રણવાસની દાસી (૨) વિરાટ રાજાને ત્યાં દાસી તરીકે રહેલી દ્રોપદી
**સૈંધવ** (વિ.) સિંધુનું, -ને લગતું (૨) (પું.) સિંધવ, એક ક્ષાર (૩) ઘોડો (૪) એક રાગ
**સો** (પું.) '૧૦૦' નો આંકડો
**સોઈ** (પું.) સઈ, દરજી (૨) તે
**સોઈ** (સ્ત્રી.) સગવડ, વ્યવસ્થા
**સોક(-ગ)ટા(-ઠા)બાજી** (સ્ત્રી.) સોકટાં વડે રમવાની એક રમત કે તેનું સાધન-સરંજામ

**સોક(-ગ)ટી(-ઠી),સોગટું(-ઠું)** (સ્ત્રી.ન.) સોકટાબાજીનું મહોરું
**સૉક્રેટિસ** (પું.) મહાન ગ્રીક ફિલસૂફ ને સત્યાગ્રહી, સુકરાત
**સોગ** (પું.) શોક
**સોગન, સોગંદ** (પું.બ.વ.) સમ, કસમ, શપથ
**સોગનનામું, સોગંદનામું** (ન.) સોગન પર કરેલો એકરાર, પ્રતિજ્ઞાપત્ર, 'ઍફિડેવિટ'
**સોગાત** (સ્ત્રી.) નજરાણાની ચીજ, કીમતી ભેટ
**સોગિયું** (વિ.) શોકવાળું (૨) (ન.) શોકદર્શક વસ્ત્ર, શોકિયું (૩) (લા.) હમેશાં ઉદાસ રહેતું
**સોજ** (પું.) સોજો, દરદ (૨) (લા.) બળતરા, લાગણી (૩) ઠાવકાપણું (૪) સૌજન્ય-સદ્વર્તન (૫) (વિ.) સોજું
**સોજી** (સ્ત્રી.) રવો, પરસૂદી (ઘઉંની)
**સોજીલું** (વિ) સારાં લક્ષણનું, મળતાવડા સ્વભાવનું
**સોજું** (વિ.) સારું, ઉત્તમ, શાંત સ્વભાવનું (૨) સ્વચ્છ
**સોજો** (પું.) લોહીનો જમાવ થઈ ચામડી ઊપસી આવવી તે
**સો ટકા** (વિ.) પૂરેપૂરું, સંપૂર્ણ
**સોટી** (સ્ત્રી.) નેતર અથવા ઝાડની પાતળી લાકડી
**સોટો** (પું.) મોટી જાડી સોટી, ડંગોરો
**સોડ** (સ્ત્રી.) પાસું, બાજુ (૨) લાજ કાઢવામાં કે સૂતેલું માણસ મોં ઢાંકવા કપડું મોઢા પર લે છે તે (૩) સોડવણ
**સોડ** (પું.સ્ત્રી.) સોડવું તે, વાસ (૨) બો, ગંધ
**સોડ(-ર)મ** (સ્ત્રી.) વાસ, પરિમલ, ગંધ
**સોડવણ** (ન.) ઓઢવાના વસ્ત્ર કે રજાઈ વગેરે સાથે નીચે સુંવાળું વસ્ત્ર
**સોડવું** (ક્રિ.) સૂંઘવું (૨) ગંધાવું, સોડાવું, ગંધ હોવી કે આવવી
**સોડા** (પું.) એક ખાર (ખાવા ને ધોવાના કામનો)
**સોડાલૅમન** (ન.બ.વ.) સોડા, લૅમન વગેરે પીણાં
**સોડાવૉટર** (ન.) સોડાનું પીણું
**સોડિયમ** (ન.) એક જાતનું મૂળ ધાતુમય તત્ત્વ
**સોડિયું** (ન.) સ્ત્રીએ પહેરેલા લૂગડાનો ડાબી બાજુનો માથાથી કમર સુધીનો ઝૂલતો ભાગ
**સોડે** (અ.) પડખે, નજીક (૨) પ્રમાણે
**સોણલું** (ન.) સોણું (લાલિત્યવાચક), સપનું
**સોણું** (ન.) સ્વપ્ન
**સોત(-તું)** (અ,) સુધ્ધાં, સહિત
**સોત્કંઠ** (વિ.) ઉત્કંઠાવાળું (૨) (અ.) ઉત્કંઠા સાથે, ઉત્કંઠાપૂર્વક
**સોત્સાહ** (અ.) ઉત્સાહપૂર્વક
**સોથ** (પું.) દાટ, ઘાણ, ભારે નાશ
**સોથો** (પું.) ડૂચો (વીખાઈ-ચૂંથાઈને થયેલો)
**સોદર** (પું.) સહોદર, સગોભાઈ
**સોદાગર** (પું.) મોટો વેપારી, કીમતી માલનો વેપારી
**સોદાગ(-ગી)રી** (સ્ત્રી.) મોટી કિંમતના માલનો વેપાર (૨) સોદાગરપણું
**સોદો** (પું.) વેચવાનો ધંધો, વેપાર, વિનિમય (૨) (લા.) ખરીદી કે તે કરવાનો કરાર કે ઠરાવ (૩) વેપારી સાહસ
**સોનચંપો** (પું.) પીળો ચંપો, ચમેલી
**સોનલ** (વિ.) સોનાનું (૨) સોનેરી
**સોનાકણી** (સ્ત્રી.) સોનાની કણી કે તેના જેવું કીમતી તે
**સોનાગેરું** (પું.) એક જાતની લાલ માટી
**સોનાપાણી** (ન.) જેમાં સોનું બોળ્યું હોય તે પાણી
**સોનામહોર** (સ્ત્રી.) સોનાનો સિક્કો, સોનૈયો ચસુવર્ણમાક્ષિક
**સોનામુખી** (સ્ત્રી.) એક રેચક વનસ્પતિ-મીંઢીઆવળ (૨) એક ધાતુ,
**સોનાર** (પું.) સોની
**સોની** (પું.) સોનારૂપાના ઘાટ ઘડવાનું કામ કરનાર
**સોનું** (ન.) પીળા રંગની એક કીમતી ધાતુ, કંચન, કનક, 'ગોલ્ડ'
**સૉનેટ** (ન.) અંગ્રેજી કાવ્યનો એક પ્રકાર (૨) ઊમિર્કાવ્ય
**સોનેરી** (વિ.) સોના જેવા પીળા રંગનું (૨) સોનાનું (૩) સોનાનો ઢોળ ચડાવેલું (૪) (લા.) ઉત્તમ, ધ્યાનમાં લેવા જેવું (નિયમ, કાયદો વગેરે)
**સોનોગ્રાફી** (સ્ત્રી.) ધ્વનિતરંગથી નિદાન થઈ શકે તેવી ચિકિત્સાપદ્ધતિ
**સોનૈયો** (પું.) સોનાનો સિક્કો, સોનામહોર
**સોપપત્તિક** (વિ.) ઉપપત્તિ-પ્રમાણયુક્ત (૨) કારણવાળું, હેતુવાળું
**સોપાધિ,સોપાધિક** (વિ.) ઉપાધિવાળું
**સોપાન** (ન.) સીડી, દાદર (૨) પગથિયું (૩) (લા.) પ્રકરણ
**સોપારી** (સ્ત્રી.ન.) મુખવાસમાં વપરાતું એક ફળ, ફોફળ (૨) (લા.) (હત્યાનું) બીડું
**સોપો** (પું.) રાત્રિના પહેલા પહોરમાં પ્રાણીઓ નિદ્રાવશ થતાં વળતો જંપ કે શાંતિ
**સોફા** (પું.) ગાદીવાળી ખુરશીઘાટની એક બેઠક (એકથી વધુ બેસે એવી)
**સૉફ્ટવેર** (ન.) મૃદુ સામગ્રી (સંગણકયંત્રની)
**સોબત** (સ્ત્રી.) સાથ, મૈત્રી, સંગ
**સોબતી** (પું.) સાથી, મિત્ર
**સોભાગ** (પું.) સારું ભાગ્ય (૨) સુખ, આનંદ, કલ્યાણ (૩) સધવાવસ્થા (૪) ઐશ્વર્ય (૫) સૌંદર્ય (૬) જ્યોતિષનો એક યોગ (૭) સુવાસણનું ચિહ્ન, સોહાગ
**સોભાગવટું** (ન.) બારસાખ ઉપરનું આડું લાકડું
**સોભાગવંતી** (વિ.સ્ત્રી.) સધવા, સુવાસિની, સૌભાગ્યવંતી
**સોભાનઅલ્લા,સોભાનઅલ્લાહ** (શ.પ્ર.,) 'ભલા ભગવાન' જેવો એક આશ્ચર્યનો ઉદ્ગાર
**સોમ** (પું.) સોમવલ્લી, તેનો રસ (૨) ચંદ્રમા (૩) સોમવાર (૪) (પું.) સંગીતમાં એક અલંકાર
**સોમનાથ** (પું.) (સૌરાષ્ટ્રને દરિયાકિનારે પ્રભાસ પાટણમાં આવેલું) પુરાણ-પ્રસિદ્ધ શિવલિંગ-મહાદેવ
**સોમપાન** (ન.) સોમરસ પીવો તે
**સોમપ્રદોષ** (પું.) સોમવારે એક ટંક ખાવાનું વ્રત
**સોમયજ્ઞ, સોમયાગ** (પું.) જેમાં સોમરસ પીવામાં આવતો હોય તેવો એક યજ્ઞ
**સોમરસ** (પું.) સોમવલ્લીનો માદક રસ-મદ્ય, દારૂ, મદિરા
**સોમલ** (પું.ન.) એક ઉપધાતુ કે પથ્થર (૨) એક અત્યંત ઝેરી પદાર્થ
**સોમવતી** (વિ.સ્ત્રી.) સોમવારે આવતી (અમાસ)
**સોમવદની** (વિ.સ્ત્રી.) ચંદ્રવદની
**સોમવલ્લી(-વેલી)** (સ્ત્રી.) વેદકાળમાં પ્રસિદ્ધ એક લતા, જેનાં પાનના રસનો યજ્ઞોમાં ઉપયોગ થતો
**સોમવાર** (પું.) અઠવાડિયાનો એક વાર કે દિવસ

**સૉ-મિલ** (સ્ત્રી.) લાકડાં વહેરવાનું કારખાનું
**સોમેશ્વર** (પું.) એક પ્રસિદ્ધ શિવલિંગ
**સોય** (સ્ત્રી.) સીવવાનું નાકાવાળું પાતળું અણીદાર સાધન
**સોયણી** (સ્ત્રી.) મોચીનું ઓજાર (ચામડું સાફ કરવા માટેનું)
**સોયાબીન** (સ્ત્રી.) એ નામની ફળી કે દાણો (વટાણા જેવો)
**સોયો** (પું.) મોટી સોય, સોઈયો
**સોરટી** (સ્ત્રી.) નાનીનાની રકમ ભેગી કરી અમુક હિસ્સો રાખી બાકીનામાંથી ચિઠ્ઠી નાખી જેનું નામ આવે તેને નિયત ઈનામ આપવું તે, 'લૉટરી'
**સોરઠ** (પું.) સૌરાષ્ટ્રમાં જૂનાગઢ જિલ્લાનો અમુક પ્રદેશ (૨) એક રાગ
**સોરઠિયાણી** (સ્ત્રી.) સોરઠી સ્ત્રી
**સોરઠિયો** (પું.) સોરઠી પુરુષ (૨) સોરઠમાં થતો એક જાતનો ઘોડો
**સોરઠી** (વિ.) સોરઠ દેશનું, તેને લગતું
**સોરઠો** (પું.) એક માત્રામેળ છંદ
**સોરણ** (સ્ત્રી.) વિયોગે ઝૂરવું તે, સોરવું તે
**સોરમ** (સ્ત્રી.) વાસ, પરિમલ, ગંધ, સોડમ
**સોરવું** (ક્રિ.) વિયોગથી ઝૂરવું
**સૉરી** (શ.પ્ર.) દિલગીરી દર્શાવતો ઉદ્ગાર ચકચેરીનો કર્મચારી
**સૉર્ટર** (પું.) ટપાલના કાગળો લત્તાવાર છૂટા પાડવાનું કામ કરનાર-ટપાલ
**સૉર્ટિંગ** (ન.) ટપાલ, શબ્દો વગેરે નામ કે અક્ષર પ્રમાણે ગોઠવવાનું કામ
**સૉલ** (ન.) પગરખાનું બહારનું તળિયું કે પડ
**સોલ એજન્ટ** (પું.) (કુલ કામ કે સ્થાનનો) મુખ્ય કે એકલો એજન્ટ કે પ્રતિનિધિ
**સૉલિસિટર** (પું.) અસીલો સાથે સંબંધ રાખતો એક ધારાશાસ્ત્રી
**સોલો** (પું.) પત્તાની એક રમત (૨) (લા.) તરંગ, તુક્કો
**સોલ્જર** (પું.) સૈનિક (૨) યોદ્ધો
**સોલ્જરી** (સ્ત્રી.) સોલ્જરનું કામકાજ, સિપાહીગીરી (૨) (લા.) ભાગે પડતું વહેંચી લેવું તે (ખર્ચ વગેરે)
**સૉલ્યુશન** (ન.) દવા કે બીજા પદાર્થ પાણીમાં મેળવી કરાતું દ્રાવણ (૨) ઉકેલ, ખુલાસો
**સોવિયેટ** (ન.) ગ્રામપંચાયત જેવું સ્વસત્તાક (રશિયામાં કિસાન તથા કામદારોનું) મંડળ
**સોવું** (ક્રિ.) અનાજને સૂપડામાં નાંખી આમતેમ ફેરવીને ઝાટકવું
**સોવેનિયર** (ન.) સ્મરણિકા, સંભારણું, યાદગીરી
**સોવ્રણ** (ન.) સુવર્ણ, સોનું
**સોસ** (પું.) અતિશય તરસ, ગળે પડતી સૂક (૨) (લા.) તીવ્ર ઈચ્છા (૩) ફિકર, ચિંતા (૪) પ્રવાહી ચટણી
**સોસવાવું** (ક્રિ.) રસ-કસનું સુકાવું (૨) (લા.) મનમાં થતા ઉદ્વેગથી સુકાતા જવું
**સોસવું** (ક્રિ.) સહન કરવું (૨) શોષવું, ચૂસી લેવું
**સોસાયટી** (સ્ત્રી.) મંડળી (૨) સમાજ (૩) ભેગા મળી બાંધેલાં મકાનોનો નવો વસવાટ, 'હાઉસિંગ સોસાયટી'
**સોહવું** (ક્રિ.) શોભવું, સોહાવું
**સોહં,સોહમ્** (શ.પ્ર.) 'તે (બ્રહ્મ કે ઈશ્વર) હું છું' એવો એક મત
**સોહાગ** (પું.) હેવાતન (૨) રૂડું ભાગ્ય (૩) હેવાતનનું કોઈ પણ ચિહ્ન (જેમ કે, ચૂડી, ચૂંદડી,ચાંદલો વગેરે) (૪) (વિ.) સુહાગી, શોભીતું
**સોહાગણ** (વિ.સ્ત્રી.) સૌભાગ્યવતી, પતિ હયાત હોય એવી સ્ત્રી
**સોહાગી** (વિ.) સુશોભિત (૨) સારા ભાગ્યવાળું, સુખી (૩) આનંદી
**સોહામણું,સોહાવનું** (વિ.) સુશોભિત
**સોહાસણ(-ણી)** (સ્ત્રી.) સોહાગણ
**સોહિણી(-ની)** (સ્ત્રી.) એ નામની એક રાગિણી (૨) સ્વરૂપવાન સ્ત્રી
**સોહ્યલું** (વિ.) સુલભ, સરળ, સહેલું (૨) સુખદાયક (૩) સોહામણું (૪) (ન.) મઝા પડે એવી રમત
**સોળ,સોળું** (પું.ન.) (સોટી વગેરેના) મારનો શરીર પર પડતો લિસોટો કે આંકો
**સોળ** (વિ.) '૧૬' નો આંકડો
**સોળકૂકી(-ટી)** (સ્ત્રી.) સોળ કૂકીથી રમાતી એક બાજી
**સોળપેજી** (વિ.) (છાપવામાં) સોળ પૃષ્ઠ થાય એવા કદનું
**સોળમું** (વિ.) ક્રમમાં પંદર પછીનું (૨) (ન.) એ દિવસે થતું કારજ-શ્રાદ્ધ
**સોંગ** (પું.) નાટકમાંનો વેશ, સ્વાંગ, કુત્રિમ દેખાવ (૨) ઢોંગ
**સોંઘવારી,સોંઘાઈ,સોંઘારત** (સ્ત્રી.) સસ્તાપણું, છત
**સોંઘું** (વિ.) ઓછા ભાવનું, સસ્તું
**સોંઠવું** (ક્રિ.) આપવું (૨) ગરજ હોય ત્યારે ઈચ્છા ન હોય તોપણ આપવું
**સોંઢવું** (ક્રિ.) તૈયાર થવું (૨) સાંઢવું, જવું
**સોંધો** (પું.) એક સુગંધીદાર પદાર્થ
**સોંપણ,સોંપણી** (સ્ત્રી.) સુપરત, ભાળવણી, હવાલો, સોંપવું તે
**સોંપવું** (ક્રિ.) કોઈના કબજામાં સાચવવા આપવું, ભળાવવું
**સોંફ** (સ્ત્રી.) વરિયાળી
**સોંસરવું,સોંસરું** (વિ.અ.) આરપાર
સૌ (વિ.) સઘળું, સર્વ, બહુ (૨) (અ.) પણ, સુધ્ધાં, વળી. ઉદા. તું સૌ (હૌ) આવજે (સૂરત તરફ)
**સૌકર્ય** (ન.) સુકરતા, સહેલાઈ, સરળતા
**સૌકુમાર્ય** (ન.) સુકુમારતા, નાજુકતા, મૃદુતા
**સૌખ્ય** (ન.) સુખ, આરોગ્ય
**સૌગત(-તિક)** (પું.) સુગત, બુદ્ધનો અનુયાયી, બૌદ્ધધર્મી
**સૌજન્ય** (ન.) સુજનતા, ભલાઈ, મિત્રભાવ
**સૌજન્યશીલ** (વિ.) ભલું (૨) વિવેકી
**સૌદામ(-મિ)ની** (સ્ત્રી.) વીજળી
**સૌભાગ્ય** (ન.) સારું ભાગ્ય (૨) સુખ, આનંદ, કલ્યાણ (૩) સધવાવસ્થા (૪) ઐશ્વર્ય (૫) સૌંદર્ય (૬) જ્યોતિષમાં એક યોગ
**સૌભાગ્યચિહ્ન** (ન.) સૌભાગ્યવસ્થા સૂચવનારાં સ્ત્રીનાં આભૂષણ (ચાંદલો, ચૂડી વગેરે)
**સૌભાગ્યદ્રવ્ય** (ન.) હળદર, કંકુ, અક્ષત વગેરે માંગલિક વસ્તુઓ
**સૌભાગ્યપંચમી** (સ્ત્રી.) કારતક સુદિ પાંચમ
**સૌભાગ્ય(-વં)તી** (વિ.સ્ત્રી.) સધવા, સુવાસિની, સુહાગણ
**સૌભાગ્યવર્ધક** (વિ.) સૌભાગ્ય વધારનાર
**સૌમનસ્ય** (ન.) ચિત્તની પ્રસન્નતા, ખુશી (૨) ફૂલ
**સૌમિત્ર(-ત્રિ)** (પું.) સુમિત્રાનો પુત્ર-લક્ષ્મણ
**સૌમ્ય** (વિ.) સુશીલ, શાંત (૨) મનોહર, સુંદર, શીતળ, મૃદુ (૨) શાંત **સ્વભાવનું, સાલસ** (૩) (લા.) નિરુપદ્રવી (૪) બુધ ગ્રહ
**સૌમ્યતમ** (વિ.) સૌથી સૌમ્ય

**સૌમ્યતર** (વિ.) વધારે સૌમ્ય

**સૌર** (વિ.) સૂર્ય સંબંધી

**સૌરઊર્જા** (સ્ત્રી.) સૂર્યશકિત

**સૌરભ** (ન.) સુગંધ, સોડમ, ખુશબો, સુવાસ

**સૌરમાન** (ન.) સૂર્યના દર્શન પ્રમાણે કરવામાં આવતું સમયનું માપ

**સૌરમાસ** (પું.) એક રાશિમાં જેટલો કાળ સૂર્ય રહે તેટલો કાળ

**સૌરવર્ષ** (ન.) એક મેષસંક્રાતિથી માંડીને ૧૨ રાશિ ફરીને પાછા મેષ રાશિમાં આવતાં સૂર્યને જેટલો કાળ જાય તેટલો કાળ, સૂર્યની ગતિ પરથી ગણાતું વર્ષ

**સૌરાષ્ટ્ર** (પું.ન.) ગુજરાતરાજયના છ જિલ્લાઓને સમાવી લેતો પ્રદેશ (૨) સોરઠ દેશ, કાઠિયાવાડ

**સૌરાષ્ટ્રી** (વિ.) સૌરાષ્ટ્રનું, સૌરાષ્ટ્રની વ્યાપક બોલી (૨) ત્યાંનું વતની (૩) (સ્ત્રી.) ઉત્તર ગુજરાતની જૂની પ્રાકૃત ભાષા

**સૌવર્ણ** (વિ.) સુવર્ણનું, સોનેરી

**સૌષ્ઠવ** (ન.) ઉત્કૃષ્ટપણું (૨) ઘાટીલાપણું, સુંદરતા (૩) ચપળતા, લાઘવ

**સૌષ્ઠવપ્રિય** (વિ.) સૌષ્ઠવ જેને પ્રિય છે તેવું, 'ક્લાસિકલ'

**સૌહાર્દ(-ર્દ્ય)** (ન.) સુહૃદતા, મિત્રતા (૨) હૃદયની કોમળતા

**સૌંદર્ય** (ન.) સુંદરતા, રૂપાળાપણું, મનોહરતા

**સૌંદર્ય-પ્રસાધાન** (ન.) સૌંદર્યને ઉપકારક પાઉડર, ક્રીમ વગેરે સાધનો કે પદાર્થ

**સ્કંદ** (પું.) કાતિર્કેય

**સ્કંધ** (પું.) ખભો, ખાંધ (૨) પશુની ગરદનનની ઉપરનો ભાગ, કાંધ (૩) ડાળી (૪) થડ (૫) સૈન્યનો વ્યૂહ (૬) સમુદાય (૭) વિભાગ, પેટા પ્રકરણ

**સ્કંધાવાર** (પું.) સૈન્ય (૨) છાવણી, સૈન્યનો પડાવ, 'કૅમ્પ'

**સ્કાઉટ** (પું.) મુખ્યત્વે વિદ્યાર્થીઓને લશ્કરી તાલીમ આપવા માટે રચાયેલી એ નામની એક સંસ્થાનો માણસ

**સ્કૂટર** (ન.) મોટર-સાઇકલ જેવું એક દ્વિચક્રી વાહન

**સ્કૂલ** (સ્ત્રી.) શાળા, નિશાળ

**સ્કૂલબોર્ડ** (ન.) શાળાઓનું વ્યવસ્થાપકમંડળ

**સ્કેચ** (પું.) હાથથી દોરેલી આકૃતિ કે રેખાચિત્ર

**સ્કેચપેન** (સ્ત્રી.) રેખાંકન કરવા માટેની વિશિષ્ટ પેન

**સ્કેલ** (ન.પું.) પગારનું ક્રમિક ધોરણ (૨) માપનું પ્રમાણ

**સ્કોર** (પું.) ક્રિકેટની રમતમાં થયેલી દોડ કે 'રન' નો કુલ સરવાળો કે આંકડો

**સ્કૉલર** (પું.) વિદ્વાન, વિદ્યોપાસક (૨) શિષ્યવૃત્તિ, મેળવનાર

**સ્કૉલરશિપ** (સ્ત્રી.) આર્થિક શિષ્યવૃત્તિ, છાત્રવૃત્તિ

**સ્ક્રીન** (પું.) પડદો

**સ્ક્રીન પ્રિન્ટિંગ** (ન.) છાપવાની એક પ્રકારની રીત

**સ્ક્રીનિંગ** (ન.) ઊંડી તપાસ (૨) 'ક્ષ' કિરણથી તપાસ

**સ્ક્રૂ** (પું.) પેચવાળો ખીલો

**સ્ક્રૂડ્રાઇવર** (ન.) સ્ક્રૂ ફેરવવા માટેનું સાધન (૨) 'ડિસમિસ'

**સ્કવેર** (વિ.) ચોરસ (૨) (પું.) ચોરસ આકાર

**સ્કેટિંગ** (ન.) લપસણી ધરતી પર સરકવાની એક રમત કે કસરત

**સ્ખલન** (ન.) ભૂલચૂક (૨) સન્માર્ગથી ચ્યુત થવું તે (૩) ટપકવું, ઝરવું કે પડવું તે (૪) ઠોકર (૫) તોતડાવું તે

**સ્ખલિત** (વિ.) સ્ખલન પામેલું

**સ્ટંટ** (પું.) કામગીરી કે શકિતની એકાગ્રતાનો કે પ્રસિદ્ધિ માટેનો દંભી દેખાવ

**સ્ટંપ** (પું.) ક્રિકેટનું ખલવું, દાંડી, 'વિકેટ'

**સ્ટર્લિંગ** (પું.) પાઉન્ડ-સિક્કો કે નાણું

**સ્ટવ** (પું.) ઘાસતેલથી બળતો એક જાતનો ચૂલો

**સ્ટાઇલ** (સ્ત્રી.) ઢબ, રીત, પ્રકાર, શૈલી

**સ્ટાન્ડર્ડ ટાઇમ** (પું.) માનક સમય

**સ્ટાફ** (પું.) કોઈ કાર્યાલય કે કચેરીમાં કામ કરતા બધા કર્મચારીઓનો સમૂહ

**સ્ટાર વૉર** (સ્ત્રી.) અવકાશયુદ્ધ

**સ્ટાર્ચ** (પું.) (વનસ્પતિમાંથી મળતો) એક પદાર્થ, ખાંડ

**સ્ટાર્ટર** (ન.) ચાલક કળ

**સ્ટીમર** (સ્ત્રી.) આગબોટ

**સ્ટીરિયો સિસ્ટમ** (સ્ત્રી.) દ્વિધ્વનિવર્ધક

**સ્ટીલ** (ન.) પોલાદ

**સ્ટુડિયો** (પું.) કલાકારની કામ કરવાની જગ્યા, અભ્યાસ માટેનો ખંડ

**સ્ટૂલ** (ન.) નાના ટેબલ જેવું (બેસવાનું) એક આસન

**સ્ટેજ** (ન.) મંચ, વ્યાસપીઠ (સભા, નાટક વગેરેનું)

**સ્ટેડિયમ** (ન.) (રમતગમત માટેનું) ખાસ વ્યવસ્થિત સ્થાન-મેદાન

**સ્ટેથોસ્કોપ** (ન.) (દરદીને તપાસવા માટે) દાકતર વાપરે છે તે બેટ ટ્યુબવાળું એક યંત્ર સાધન

**સ્ટેનલેસ સ્ટીલ** (ન.) કાટ ન ચડે એવા લોખંડની એક મિશ્રા ધાતુ

**સ્ટેનો,સ્ટેનોગ્રાફર** (પું.) લઘુલિપિમાં લખી જાણનાર, લઘુલિપિક

**સ્ટેન્ડ** (પું.) (વાહનોને) થોભો, ઊભા રહેવાની જગ્યા (૨) મૂકવાની ઘોડી-ઘોડો વગેરે

**સ્ટેન્ડિંગ કમિટી** (સ્ત્રી.) સ્થાયી સમિતિ

**સ્ટેન્સિલ** (ન.) સાઈકલોસ્ટાઇલ માટે ઉપયોગમાં આવતો ખાસ બનાવટવાળો પત્ર (૨) વિવિધ આકૃતિઓ પાડવા માટે કાપી-કોતરીને તૈયાર કરેલ પારદર્શક પત્ર

**સ્ટેન્સિલ પેપર** (પું.) જેના પર એક ખાસ કલમથી લખીને ઉપર શાહી ચોપડી ઘણી નકલો કાઢી શકાય તેવો એક કાગળ

**સ્ટેબિલાઈઝર** (ન.) વીજપ્રવાહ સમધારક, સ્થિરક

**સ્ટેમ્પ,સ્ટેમ્પપેપર** (પું.) સિક્કો કે તેની છાપ (૨) (ખતદસ્તાવેજની) ટિકિટ કે એનો સરકારી કાગળ (૩) (લા.) ખત, દવા વગેરે અંગે આપવો પડતો સરકારી વેરો કે તેનો ખર્ચ

**સ્ટેમ્પ પેડ** (ન.) સિક્કો-છાપ-મહોર લગાવવા માટેની શાહીવાળી ગાદી

**સ્ટેમ્પવેન્ડર** (પું.) સરકારી સ્ટેમ્પ તેમજ ટિકિટ વેચનારો

**સ્ટેશન** (ન.) રેલગાડીને થોભવાનું મથક(૨) કોઈ મથક જેમ કે, પોલીસ સ્ટેશન

**સ્ટેશન માસ્તર** (પું.) સ્ટેશનનો વડો અમલદાર

**સ્ટેશનરી** (સ્ત્રી.) લેખનસાહિત્ય લખવાના કામને માટે જરૂરી બધી સાધનસામગ્રી

**સ્ટૉક** (પું.) વેપાર-વણજની વસ્તુ કે માલનો જથ્થો (૨) કંપનીના શૅરનું ભંડોળ કે ભરણું ચબાંધેલું બજાર, શૅરબજાર

**સ્ટૉક એકસચેન્જ** (પું.ન.) શૅર સિકયુરિટી વગેરેના જ્યાં સોદા થતા હોય તેવું

**સ્ટોપ** (પું.) મોટર-બસને માર્ગમાં વચ્ચે થોભવાનું નાનું મથક, બસથોભો

**સ્ટૉપ પ્રેસ** (ન.) છાપું છપાવા માંડે તે પછી મોડેથી તેમાં મુકાતા કે અપાતા સમાચાર કે છાપામાં તેનું સ્થાન
**સ્ટૉપર** (સ્ત્રી.) બારીબારણું બંધ કરવા માટેની આંકડી, ઈસ્ટાપરી
**સ્ટોર** (પું.) સરસામાન કે તેની વખાર (૨) દુકાન, ભંડાર
**સ્ટોરકીપર** (પું.) સ્ટોર સંભાળનાર-ભંડારી
**સ્ટોરરૂમ** (ન.) માલસામનનો જથ્થો રાખવાનો ઓરડો-ભંડાર, વખાર
**સ્ટૉલ** (પુ.સ્ત્રી.) નાની દુકાન (સ્ટેશન પર છાપાં ચા વગેરેની)
**સ્ટ્રાઈકર** (પું.) કેરમની રમતમાં કૂકરીને મારવા માટેની ચકતી
સ્ટ્રેચર (ન.સ્ત્રી.) (અશકત, માંદા, ઘાયલ વગેરેને લઈ જવા માટેની) ખાટલી જેવું સાધન કે વાહન
**સ્ટ્રોન્ગરૂમ** (પું.) સુરક્ષિત ખંડ (૨) તિજોરીખંડ
**સ્ટ્રોન્શિયન** (ન.) એક મૂળતત્ત્વ-ધાતુ
**સ્તન** (ન.) થાન, ધાઈ
**સ્તનપાન** (ન.) ધાવવું તે
**સ્તબક** (પું.) ફૂલનો ગુચ્છો (૨) પરિચ્છેદ, અધ્યાય
**સ્તબ્ધ** (વિ.) આશ્ચર્યચકિત, દિઙ્મૂઢ (૨) જડ, નિશ્ચેષ્ટ, સ્તંભિત
**સ્તર** (પું.) થર, પડ (૨) કક્ષા
**સ્તરીકરણ** (ન.) પડની રચના
**સ્તવ,સ્તવન** (પું.ન.) સ્તુતિ, સ્તોત્ર
**સ્તવનીય** (વિ.) સ્તુત્ય, સ્તવ્ય, સ્તુતિ કરવા જેવું
**સ્તવવું** (ક્રિ.) સ્તુતિ કરવી, સ્તવન કરવું
**સ્તંભ** (પું.) થાંભલો, ટેકો (૨) જડતા, નિશ્ચેષ્ટતા (૩) પ્રતિબંધ, રૂકાવટ, નિયમન (૪) કાવ્યના અષ્ટભાવમાંનો એક (૫) ઘોડાને થતો એક રોગ
**સ્તંભતીર્થ** (ન.) ખંભાતનું પ્રાચીન નામ
**સ્તંભન** (ન.) રોકવું, અટકાવવું કે થોભાવવું તે (૨) સહારો, ટેકો (૩) તંત્ર-શાસ્ત્રમાં જાણીતું અભિચારકર્મ
**સ્તંભાવલિ(-લી)** (સ્ત્રી.) સ્તંભમાળા, સ્તંભશ્રોણી, વ્યવસ્થિત હારમાં ગોઠવાયેલા થાંભલા
**સ્તંભિત** (વિ.) થોભાવેલું (૨) ટેકવેલું (૩) સ્તબ્ધ
**સ્તુતિ** (સ્ત્રી.) ગુણગાન, તારીફ, વખાણ, પ્રશંસા (૨) દેવદેવીની સ્તુતિ-પ્રાર્થના
**સ્તુતિપાઠ** (પું.) સ્તુતિ ગાવી તે
અવશેષો ઉપર) **સ્તુતિપાઠક** (પું.) ભાટ, ચારણ
**સ્તુતિપાત્ર** (વિ.) પ્રશંસા કરવા યોગ્ય
**સ્તુતિપ્રિય** (વિ.) પોતાની સ્તુતિ ગમે તેવું, તે સાંભળવાનું શોખીન
**સ્તુતિવચન,સ્તુતિવાકય** (ન.) સ્તુતિનું વચન કે વાકય
**સ્તુત્ય** (વિ.) સ્તુતિપાત્ર, વખાણવા જેવું
**સ્તૂપ** (પું.) રાશિ, ઢગલો (૨) ઘુમ્મટ જેવું એક પ્રાચીન બાંધકામ (બુદ્ધના અવશેષો ઉપર)
**સ્તેન** (પું.) ચોર
**સ્તો** (અ.) (પદની પછી આવતા) 'જ' તો નો અર્થ બતાવે છે.જેમ કે, તે વિચારે છે સ્તો.
**સ્તોતા** (પું.) સ્તુતિ કરનાર
**સ્તોત્ર** (ન.) (દેવ વગેરેની) છંદોબદ્ધ સ્તુતિ
**સ્તોમ** (પું.) સ્તુતિ, સ્તવન (૨) યજ્ઞ (૩) સમૂહ
**સ્ત્રી** (સ્ત્રી.) મહિલા, નારી, અબળા (૨) પત્ની, ભાર્યા (૩) નામ પૂર્વે આવતાં સ્ત્રીવાચક નારીજાતિ બતાવે છે. જેમ કે, સ્ત્રી-કવિ, સ્ત્રી-પ્રમુખ
**સ્ત્રીકેસર** (ન.) ફૂલનો માદાબીજવાળો રેસો
**સ્ત્રીકેળવણી** (સ્ત્રી.) કન્યાઓને શિક્ષણ આપવું તે (૨) સ્ત્રીઓની શાળા-મહાશાળાઓમાંની તાલીમ
**સ્ત્રીઘેલછા** (સ્ત્રી.) સ્ત્રી-પત્ની માટે ઘેલછા, બાયલાપણું
**સ્ત્રીઘેલું** (વિ.) સ્ત્રી-પત્ની પાછળ ઘેલું
**સ્ત્રીચરિત(-ત્રિ)** (ન.) સ્ત્રીની વર્તણૂક-ચતુરાઈ
**સ્ત્રીજિત** (વિ.) નારીજિત સ્ત્રીને વશ થઈ રહેલો પુરુષ, સ્ત્રી-ઘેલો
**સ્ત્રીદાક્ષિણ્ય** (ન.) સ્ત્રી તરીકેની ચતુરાઈ કે ડહાપણ (૨) સ્ત્રીઓ તરફ માનભર્યું વલણ, નારી-પૂજા, સ્ત્રીબહુમાન, 'શિવલ્રી'
**સ્ત્રીધન** (ન.) સ્ત્રીનો પોતાની જ માલિકીનું ધન
**સ્ત્રીધર્મ** (પું.) સ્ત્રીનો ધર્મ-તેનાં ખાસ ગુણલક્ષણ વગેરે કે કર્તવ્ય વગેરે (૨) રજોદર્શન
**સ્ત્રી-પુરુષ** (ન.બ.વ.) પુરુષ અને સ્ત્રી (૨) પતિપત્ની
**સ્ત્રીબહુમાન** (ન.) સ્ત્રીઓ પ્રત્યેનું આદરમાન, સ્ત્રીદાક્ષિણ્ય
**સ્ત્રીબુદ્ધિ** (સ્ત્રી.) સ્ત્રીની બુદ્ધિ (૨) સ્ત્રીની સલાહ
**સ્ત્રીમતાધિકાર** (પું.) મતનો સ્ત્રીનો અધિકાર
**સ્ત્રીરત્ન** (ન.) સ્ત્રીઓમાં રત્નરૂપ-ઉત્તમ સ્ત્રી
**સ્ત્રીરોગ** (પું.) સ્ત્રીને થતો (કોઈ ખાસ) રોગ
**સ્ત્રીલિંગ** (ન.) વ્યાકરણમાં નારીજાતિ
**સ્ત્રીવર્ગ** (પું.) સ્ત્રીઓ, સ્ત્રીજાતિ
**સ્ત્રીવશ** (વિ.) સ્ત્રીને વશ હોય એવું
**સ્ત્રીવાચક** (વિ.) નારીજાતિનું, સ્ત્રીલિંગ
**સ્ત્રીશકિત** (સ્ત્રી.) સ્ત્રીજાતિની-સ્ત્રીમાં રહેલી શકિત
**સ્ત્રીશિક્ષક** (પું.સ્ત્રી.) શિક્ષિકા
**સ્ત્રીશિક્ષણ** (ન.) સ્ત્રીકેળવણી
**સ્ત્રીસંગ** (પું.) સ્ત્રીનો પુરુષ સાથેનો સંબંધ, કામસંબંધ
**સ્ત્રીસ્વભાવ** (પું.) સ્ત્રીનો સ્વભાવ
**સ્ત્રીસ્વાતંત્ર્ય** (ન.) સ્ત્રીઓની સ્વતંત્રતા
**સ્ત્રીહઠ** (સ્ત્રી.) સ્ત્રીની હઠ (૨) (લા.) ભારે, જબરી હઠ
**સ્ત્રીહત્યા** (સ્ત્રી.) સ્ત્રીની હત્યા કે તેને માર્યાનું પાપ
**સ્ત્રૈણ** (વિ.) સ્ત્રી જેવું (૨) બીકણ કે બાયલું, નામર્દ (૩) (ન.) સ્ત્રીત્વ (૪) નામર્દાઈ
**સ્થગિત** (વિ.) થંભી ગયેલું, રોકાયેલું (૨) રોકી દીધેલું, ખસેડાય કે વપરાય નહીં તેમ ઠરાવેલું-કરેલું (૩) મુલતવી રાખેલું
**સ્થપતિ** (પું.) શિલ્પી, સ્થાપત્ય જાણનાર (૨) સિવિલ એન્જિનિયર (૩) આર્કિટેક્ટ
**સ્થલ(-ળ)** (ન.) જગ્યા, સ્થાન (૨) જમીન (૩) ઠેકાણું, મુકામ
**સ્થલ(-ળ)કમલ** (ન.) જમીન પર થતું કમળ કે તેનો છોડ
**સ્થલ(-ળ)ચર** (વિ.) જમીન ઉપર ફરનારું કે રહેનારું
**સ્થલ(-ળ)પથ,સ્થલ(-ળ)માર્ગ** (પું.) જમીન પર થઈને જતો ખુશકી માર્ગ
**સ્થલ(-ળ)પ્રત** (સ્ત્રી.) કચેરી નકલ-પ્રત, 'ઑફિસ-કૉપી'
**સ્થલ(-ળ)વાચક** (વિ.) સ્થળનો બોધ કરનારું

**સ્થલ(-ળ)વિદ્યા** (સ્ત્રી.) ભૂગોળવિદ્યાનો સ્થળ વિષેની વિગતવાર માહિતીનો ભાગ, 'ટોપોગ્રાફી'

**સ્થલ(-ળ)સંકોચ** (પું.) જગ્યાનો અભાવ કે તંગી

**સ્થવિર** (વિ.) વૃદ્ધ (૨) (પું.) ડોસો (૩) પ્રૌઢ બૌદ્ધ ભિક્ષુ

**સ્થલાં(-ળાં)તર** (ન.) અન્ય સ્થળ (૨) ઠામબદલો, સ્થળની કે સ્થાનની ફેરબદલી, સ્થળફેર

**સ્થલી(-ળી)** (સ્ત્રી.) જગ્યા, પ્રદેશ

**સ્થંડિલ** (ન.) યજ્ઞ માટે તૈયાર કરેલી જમીન (૨) ઓટલી

**સ્થાણુ** (વિ.) સ્થિર, અચલ (૨) (પું.) ડાળાંપાંખડા વિનાનું થડ, ઠૂંઠું (૩) મહાદેવ

**સ્થાન** (ન.) જગ્યા, ઠેકાણું, સ્થળ (૨) રહેઠાણ (૩) પદવી, હોદ્દો (૪) (લા.) દરજ્જો, પ્રતિષ્ઠા

**સ્થાનક** (ન.) સ્થાન, રહેઠાણ (૨) બેઠક, આસન (૩) પદવી (૪) (લા.) કોઈ દેવ કે દેવીનું નાનું મંદિર

**સ્થાનકવાસી** (પું.વિ.) જૈનોનો એક સંપ્રદાય

**સ્થાનફેર,સ્થાનભેદ** (પું.) અન્ય સ્થળ, સ્થાળાંતર, જુદું સ્થાન (૨) ઉચ્ચારણમાં મુખમાંના સ્થાનોની એક-બીજાથી જુદાઈ

**સ્થાનભ્રષ્ટ** (વિ.) પોતાના સ્થાનથી ભ્રષ્ટ થયેલું (૨) પદભ્રષ્ટ, હોદ્દા ઉપરથી કાઢી મૂકેલું (૨) ગાવામાં ત્રણે સપ્તકમાં ન પહોંચી શકનાર

**સ્થાનમૂલ્ય** (ન.) અંકમાં આંકડાના (દશક ક્રમે) સ્થાન પરથી દર્શાવાતું મૂલ્ય, 'પ્લેસ-વેલ્યુ'

**સ્થાનવર્તી** (વિ.) અમુક સ્થાને કે ત્યાંના લોકોમાં હોતું કે થતું-એન્ડેમિક, જેમ કે, રોગ

**સ્થાનાપન્ન** (વિ.) પ્રતિષ્ઠિત

**સ્થાનાંતર** (ન.) સ્થળાંતર, ઠામબદલો, અન્ય સ્થળ

**સ્થાનિક** (વિ.) અમુક મર્યાદિત સ્થાનનું કે તેને લગતું, 'લોકલ'

**સ્થાનિકસ્વરાજ(-જ્ય)** (ન.) સુધરાઈ જેવાં જાહેર કામો સ્થાનિક લોકોના પ્રતિનિધિઓ ચલાવે તેવી વહીવટ વ્યવસ્થા, 'લોકલ સેલ્ફ ગવર્નમેન્ટ'

**સ્થાને** (અ.) -ની જગ્યાએ કે બદલે (૨) યોગ્ય સ્થાને બરાબર કે પ્રસ્તુત હોય એમ

**સ્થાપક** (વિ.પું.) સ્થાપન કરનાર

સ્થાપત્ય (ન.) શિલ્પશાસ્ત્ર, સ્થપતિનું કામ કે વિદ્યા (૨) ઈમારતનું બાંધકામ, 'આર્કિટેક્ચર'

**સ્થાપત્યકલા,સ્થાપત્યશાસ્ત્ર** (સ્ત્રી.ન.) ઈમારત કે વિવિધ પ્રકારનાં બાંધકામની વિદ્યા કે તેનું શાસ્ત્ર

**સ્થાપન,સ્થાપના** (ન.સ્ત્રી.) સ્થાપવું-સ્થાપિત કરવું તે (૨) મૂર્તિની પ્રતિષ્ઠા કરવી તે

**સ્થાપવું** (ક્રિ.) પ્રતિષ્ઠા કરવી, નિર્માણ કરવું (૨) જગ્યા પર મુકરર કરવું (૩) પ્રમાણપૂર્વક સાબિત કરવું, પુરવાર કરવું

**સ્થાપિત** (વિ.) સ્થાપેલું કે સ્થપાયેલું, નિશ્ચિત કરેલું (૨) જામેલું, નિહિત, 'વેસ્ટેડ ઇંટરેસ્ટ

**સ્થાયિતા,સ્થાયિત્વ** (સ્ત્રી.ન.) સ્થાયીપણું, સ્થિરતા, 'સ્ટેબિલિટી' (૨) નિત્યતા

**સ્થાયી** (વિ.) ઘણી વાર ટકે તેવું, ટકાઉ (૨) સ્થિર, કાયમી (૩) કાયમી વસવાટ

**સ્થાયીભાવ** (પું.) જે ભાવો ચિત્તમાં સંસ્કારરૂપે હમેશાં વર્તમાન હોય છે અને વિભાવ આદિથી અભિવ્યક્ત થઈ રસપણાને પામે છે તે (રતિ, હાસ્ય, શોક, ક્રોધ, ઉત્સાહ, ભય, નિંદા, વિસ્મય અને નિર્વેદ)

**સ્થાયીસમિતિ** (સ્ત્રી.) કોઈ મંડળનાં સામાન્ય બધાં કામો કરતી રહેનારી તેની નાની કાયમી સમિતિ, 'સ્ટેન્ડિંગ કમિટી'

**સ્થાલીપુલાકન્યાય** (પું.) વાસણમાંથી ચોખાનો દાણો દબાવી જોઈને બધા ચોખા ચડ્યા છે કે કાચા છે તે નક્કી કરવામાં આવે છે તેમ, વસ્તુનો એક અંશ જાણી સમગ્રની કલ્પના કરવી તે

**સ્થાવર** (વિ.) અચલ, સ્થિર (૨) ખસી શકે નહિ તેવું, '????' થી ઊલટું (૩) (પું.) પર્વત

**સ્થિત** (વિ.) રહેલું, નિવાસી (૨) અચલ,સ્થિર (૩) હયાત, મોજૂદ

**સ્થિતપ્રજ્ઞ** (વિ.) જેની બુદ્ધિ સ્થિર છે એવું-જ્ઞાની (૨) સમત્વબુદ્ધિવાળું, સંયમી

**સ્થિતિ** (સ્ત્રી.) એક સ્થાન કે અવસ્થામાં સ્થિર રહેવું તે (૨) નિવાસ (૩) અવસ્થા, દશા, હાલત (૪) પદ, દરજ્જો (૫) મર્યાદા

**સ્થિતિચુસ્ત** (વિ.) રૂઢિને વળગી રહેનારું, રૂઢિચુસ્ત, 'ઓર્થોડૉક્સ', 'કોન્ઝર્વેટિવ'

**સ્થિતિશકિત** (સ્ત્રી.) પદાર્થની અમુક સ્થિતિને કારણે તેમાં રહેલી કાર્યશકિત, 'પોટેન્શિયલ એનર્જી'

**સ્થિતિશાસ્ત્ર** (ન.) પદાર્થની સ્થિતિ અંગેનું ગણિતશાસ્ત્ર, 'સ્ટેટિક્સ'

**સ્થિતિસ્થાપક** (વિ.) મૂળ સ્થિતિને વળગી રેહનારું (૨) રબર પેઠે વાળીએ તો વળે પણ છોડી દઈએ કે તરત પોતાની મૂળ સ્થિતિએ ચાલ્યું જાય તેવું, લવચીક, 'ફલેક્સિબલ'

**સ્થિતિસ્થાપકતા,સ્થિતિસ્થાપકત્વ** (સ્ત્રી.ન.) લવચીકપણું

**સ્થિત્યતર** (ન.) બીજી-નવી સ્થિતિ, સ્થિતિમાં ફેર થવો તે, સ્થિતિનો પલટો

**સ્થિર** (વિ.) હાલતું ચાલતું ન હોય તેવું (૨) દઢ, અટલ, ધ્રુવ (૩) સ્થાયી, નિત્ય (૪) નિશ્ચિત

**સ્થિરચિત્ત** (વિ.) સ્થિરચિત્તવાળું (૨) મક્કમ મનોબળવાળું

**સ્થિરતા(-ત્વ),સ્થિરબુદ્ધિ** (ન.વિ.) સ્થિતપ્રજ્ઞ

**સ્થિરવીર્ય** (વિ.) બ્રહ્મચારી

**સ્થિરા** (સ્ત્રી.) પૃથ્વી

**સ્થિરાસન** (ન.) એક યોગાસન, સ્થિર-અડગ આસન

**સ્થિરીકરણ** (ન.) અસ્થિરને સ્થિર કે સ્થાયી કરવું તે (૨) દઢીકરણ (૩) અનુમોદન, સમર્થન

**સ્થૂલ(-ળ)** (વિ.) જાડું, મોટું (૨) મૂર્ખ, જડ (૩) સૂક્ષ્મ નહિ તેવું, સામાન્ય ઇંદ્રિયો તેમ જ બુદ્ધિથી ગ્રહણ કરી શકાય તેવું

**સ્થૂલ(-ળ)કાય** (વિ.) જાડા શરીરનું, મેદસ્વી (૨) કદાવર શરીરનું

**સ્થૂલ(-ળ)તા** (સ્ત્રી.) સ્થૂલપણું, જડતા, મૂર્ખતા, જાડાપણું

**સ્થૂલ(-ળ)દેહ,સ્થૂલ(-ળ)શરીર** (ન.) પંચભૂતાત્મક શરીર

**સ્થૂલોદર** (વિ.) મોટા પેટવાળું (૨) (પું.) ગણપતિ, ગણેશ

**સ્થૈર્ય** (ન.) સ્થિરતા

**સ્નાત** (વિ.) નાહેલું (૨) વિદ્યાભ્યાસ પૂરો કરીને આવેલું હોઈ સમાવર્તન સંસ્કાર કર્યો હોય તેવું (૩) (પું.) તેવો આદમી

**સ્નાતક** (પું.) વિદ્યાપીઠ કે યુનિવર્સિટીની પદવીવાળો, 'ગ્રેજ્યુએટ'

**સ્નાતકોત્તર** (વિ.) સ્નાતક કક્ષા પછીનું, અનુસ્નાતક, 'પોસ્ટ ગ્રેજ્યુએટ'

**સ્નાતિકા** (સ્ત્રી.) સ્ત્રી-સ્નાતક, 'લેડી-ગ્રૅજ્યુએટ'

**સ્નાન** (ન.) નાહવું તે, નાવણ (૨) મરણ નિમિત્તે નાહવું તે, સનાન (૨) (લા.) મરેલું ગણવું, સંબંધ તોડી નાંખવો

**સ્નાનગૃહ,સ્નાનાગાર** (ન.) નાહવાની ઓરડી, 'બાથરૂમ', તરણહોજ, 'સ્વીમિંગ પુલ'

**સ્નાનશુદ્ધ** (વિ.) નાહીને શુદ્ધ થયેલું, નાહેલું

**સ્નાનસૂતક** (ન.) સનાન કે સૂતક લાગે એવો નાતો કે સંબંધ

**સ્નાયુ** (પું.) માંસનાં તંતુ, જેનાથી અવયવો હલાવી ચલાવી શકાય છે. 'મસલ'

**સ્નાયુતંત્ર** (ન.) શરીરમાં સ્નાયુઓની વ્યવસ્થા-તેનું માળખું

**સ્નાયુબદ્ધ** (ન.) બંધાયેલું મજબૂત સ્નાયુઓવાળું

**સ્નિગ્ધ** (વિ.) લીસું, કોમળ, સુંવાળું (૨) ચીકણું, તૈલી

**સ્નુષા** (સ્ત્રી.) દીકરાની વહુ, પુત્રવધૂ

**સ્નેહ** (પું.) પ્રેમ, પ્રીતિ, વહાલ, હેત (૨) ચીકણો પદાર્થ, તેલ, ઘી

**સ્નેહગાંઠ** (સ્ત્રી.) સ્નેહ કે પ્રેમની ગાંઠ-સંબંધ

**સ્નેહલગ્ન** (ન.) એકબીજાના સ્નેહથી ખેંચાઈને કરેલું લગ્ન, પ્રેમલગ્ન

**સ્નેહસંમેલન** (ન.) સ્નેહીઓનો મેળાવડો, 'સોશિયલ ગૅધરિંગ'

**સ્નેહાકર્ષણ** (ન.) સ્નેહનું આકર્ષણ

**સ્નેહાધીન** (વિ.) સ્નેહને વશ, સ્નેહાંકિત

**સ્નેહાર્દ્ર,સ્નેહાળ** (વિ.) સ્નેહથી ભાવભીનું, હેતાળ, સ્નેહવાળું, પ્રેમાળ

**સ્નેહી** (વિં.) સ્નેહવાળું, પ્રેમી (૨) (પું.) મિત્ર, પ્રિયજન

**સ્નો** (પું.) બરફ, હિમ, હિમવર્ષાથી જમીન પર પડેલા બરફનો સ્તર (૨) મોઢે લગાડવાનું ક્રીમ, સૌંદર્ય પ્રસાધન

**સ્પર્ધક** (વિ.) સ્પર્ધા કરતું, હરીફ, હરીફાઈ કરનાર

**સ્પર્ધા** (સ્ત્રી.) સરસાઈ, હરીફાઈ (૨) ઈર્ષા, દ્વેષ

**સ્પર્ધાત્મક** (વિ.) સરસાઈવાળું (૨) (લા.) તેવી પરીક્ષા

**સ્પર્ધાસ્પર્ધી** (સ્ત્રી.) પ્રબળ હરીફાઈ, ચડસાચડસી

**સ્પર્ધાળુ** (વિ.) ચડસીલું, (૨) અદેખું, દ્વેષીલું

**સ્પર્શ** (પું.) સ્પર્શવું-અડવું તે (૨) સંસર્ગ (૩) સ્પર્શેન્દ્રિયથી થતું જ્ઞાન (૪) (લા.) લવ, લેશ (૫) અસર (સંસર્ગ કે સ્પર્શની)

**સ્પર્શક** (પું.) સ્પર્શ કરનાર, અડનાર, 'ટેન્જન્ટ'

**સ્પર્શકાલ(-ળ)** (પું.) ગ્રહણની શરૂઆતનો સમય

**સ્પર્શજન્ય** (વિ.) સ્પર્શથી થતું, સાંસર્ગિક (૨) ચેપી

**સ્પર્શન** (ન.) સ્પર્શ, સ્પર્શવું કે અડકવું તે

**સ્પર્શબિંદુ** (ન.) કોઈપણ બે પદાર્થ, લીટીઓ, આકૃતિઓ વગેરે જ્યાં અડકે તે સ્થાન, 'પૉઈન્ટ ઑફ કોન્ટેકટ'

**સ્પર્શમણિ** (ન.) પારસમણિ

**સ્પર્શરેખા** (સ્ત્રી.) વૃત્તને અડકતી લીટી, સ્પર્શજગ્યા, સંપર્કજીવા, 'કોર્ડ ઑફ કોન્ટેકટ'

**સ્પર્શવું** (ક્રિ.) અડવું, સ્પર્શ કરવો

**સ્પર્શાસ્પર્શ,સ્પર્શાસ્પર્શી** (પું.સ્ત્રી.) સ્પર્શ અને અસ્પર્શ, અડવું ન અડવું તે (૨) આભડછેટ

**સ્પર્શાંશ** (પું.) સ્પર્શવ્યંજનનો (અર્ધસ્વર વ, ર, લ, વ માં) અંશ કે ભાગ

**સ્પર્શી** (વિ.) સ્પર્શતું-ને લગતું (૨) અડકનારું (સમાસમાં તલસ્પર્શી, હૃદય-સ્પર્શી વગેરે)

**સ્પર્શેન્દ્રિય** (સ્ત્રી.) પ્રાણીઓની સ્પર્શની ઈન્દ્રિય, ત્વચા, ચામડી

**સ્પષ્ટ** (વિ.) સહેલાઈથી દેખી કે સમજી શકાય તેવું, ખુલ્લું, સ્ફુટ

**સ્પષ્ટતા** (સ્ત્રી.) ખુલ્લાપણું, સ્ફુટતા (૨) અસંદિગ્ધ, પ્રગટ

**સ્પષ્ટભાષિતા,સ્પષ્ટભાષિત્વ** (સ્ત્રી.ન.) સ્પષ્ટભાષી હોવાપણું

**સ્પષ્ટભાષી** (વિ.) સ્પષ્ટ બોલનાર

**સ્પષ્ટવકતા** (પું.) ખરાબોલો, ચોખ્ખે ચોખ્ખું કહી દેનાર

**સ્પષ્ટીકરણ** (ન.) સ્પષ્ટ કરવું તે, ખુલાસો

**સ્પંદ,સ્પંદન** (પું.ન.) થડકો, સ્ફુરણ, કંપ, પલકારો, આછી ધ્રુજારી

**સ્પિરિટ** (પું.) દારૂ (૨) બાળવાનો દારૂ (૩) (લા.) જુસ્સો, જોમ, આત્મ-બળ

**સ્પિરિટ-લૅમ્પ** (પું.) સ્પિરિટથી બળતો વાટવાળો દીવો

**સ્પીકર** (પું.) પાર્લામેન્ટ, ધારાસભા, લોકસભા વગેરેનો અધ્યક્ષ (૨) વકતા (૩) રેડિયો, ટેલિવિઝન, ટેપરોકર્ડર વગેરેનું ધ્વનિ સંભળાવતું એક સાધન

**સ્પીડોમિટર** (ન.) (મોટર વગેરે જેવા) દોડતા વાહનનો વેગ કે ગતિ માપવાનું યંત્ર

**સ્પૂન** (પું.) ચમચો, (૨) (લા.) ખુશામતિયું

**સ્પૃશ્ય** (વિ.) અડકવા યોગ્ય

**સ્પૃશ્યાસ્પૃશ્ય** (વિ.) સ્પૃશ્ય અને અસ્પૃશ્ય (૨) સ્પર્શાસ્પર્શની આભડછેટવાળું કે તેને લગતું

**સ્પૃષ્ટ** (વિ.) સ્પર્શાયેલું (૨) (વ્યા.) સ્પર્ષવ્યંજન અંગેનો(વાણીનો પ્રયત્ન)

**સ્પૃહણીય** (વિ.) સ્પૃહા કરવા યોગ્ય, ઝંખના કરવા જેવું (૨) ઈચ્છનીય

**સ્પૃહા** (સ્ત્રી.) ઈચ્છા, તૃષ્ણા, આકાંક્ષા, ઝંખના (૨) દરકાર, પરવા

**સ્પેક્ટ્રમ** (ન.) રંગનો પટ્ટ, વર્ણપટ્ટ

**સ્પેનિશ** (સ્ત્રી.) સ્પેન દેશની ભાષા (૨) (વિ.) સ્પેન દેશને લગતું (૩) (પું.) ત્યાંનો વતની

**સ્પેશિયલ** (વિ.) ખાસ, વિશેષ (૨) (પું.) ખાસ બનાવેલી ચાનો પ્યાલો (૩) (સ્ત્રી.) ખાસ દોડાવાતી બસ કે રેલગાડી

**સ્પૉટ** (અ.) હાજર, તાત્કાલિક, તરત જ (૨) ડાઘો, ટપકું, કેન્દ્રસ્થાન

**સ્પોર** (પું.) બીજ જેવો નવસર્જન કરી શકતો કોષ (વ.વિ.)

**સ્પૉર્ટ** (સ્ત્રી.) રમતગમત

**સ્પૉર્ટમેન** (પું.) ખેલાડી, રમતવીર (૨) (લા.) ખેલદિલ માણસ

**સ્પ્રિંગ** (સ્ત્રી.) સ્થિતિસ્થાપકતાવાળી પોલાદી કમાન કે વાળાનું ગોળ ગૂંછળું (૨) ફટકા સાળનો એક ભાગ (વણાટમાં)

**સ્પ્રે** (વિ.) છંટકાવ (૨) છાંટવાનું અત્તર

**સ્ફટિક** (પું.) એક જાતનો સફેદ કીમતી પથ્થર કે રત્ન

**સ્ફાટિક** (વિ.) સ્ફટિકનું (૨) (પું.) સ્ફટિક

**સ્ફુટ** (વિ.) ઊઘડેલું, વિકસિત (૨) સ્પષ્ટ, ઉઘાડું

**સ્ફુટિત** (વિ.) ખીલેલું, ઉઘડેલું (૨) ખુલ્લું થયેલું

**સ્ફુરણ,સ્ફુરણા** (ન.સ્ત્રી.) સ્ફુરવું તે (૨) સ્ફુર્તિ (૩) પ્રેરણા, ઉમળકો

**સ્ફુરવું** (ક્રિ.) એકાએક સૂઝવું કે યાદ આવવું (જેમ કે, વિચાર) (૨) કંપવું, ફરકવું (૩) અંકુર ફૂટવો

**સ્ફુરાયમાન** (વિ.) સ્ફુરતું, ફૂર્તિર્લું

**સ્ફુરિત** (વિ.) સ્ફુરેલું (૨) પ્રકાશેલું

**સ્ફુલિંગ** (પું.) તણખો, ચિનગારી

**સ્ફૂર્તિ(-ર્ત્તિ)** (સ્ત્રી.) તાજગી, જાગૃતિ, તેજી, ચંચળતા (૨) સ્ફુરણ

**સ્ફૂર્તિદાયક,સ્ફૂર્તિદાયી** (વિ.) સ્ફૂર્તિ આપે એવું
**સ્ફૂર્તિલું** (વિ.) સ્ફૂર્તિવાળું, ચંચળ
**સ્ફોટ** (પું.) (ઉપરનું આવરણ તોડીને) જોરથી ફૂટવું તે, ધડાકો (૨) ખુલાસો, ચોખ્ખો નિવેડો (૩) ફોલ્લો (૪) વર્ણ સાંભળતાંવેંત મનમાં ઊઠતો વિચાર-શબ્દાર્થનો બોધ (વ્યા.)
**સ્ફોટક** (વિ.) ફૂટે-સ્ફોટ થાય એવું (૨) સળગી ઊઠે તેવું, 'ઇન્ફલેમ્બલ'
સ્મર (પું.) કામદેવ
**સ્મરણ** (ન.) સ્મરવું કે સ્મરણમાં આવે તે, સંસ્મરણ (૨) યાદ, સ્મૃતિ (૩) વારંવાર યાદ કરવું તે (૪) (પ્રભુનું) નામ જપવું તે
**સ્મરણચિહ્ન** (ન.) સ્મારક, યાદ આવે તે માટેનું ચિહ્ન
**સ્મરણતિથિ** (પું.) મહાન પુરુષનું સ્મરણ કરવાની તિથિ, જયંતી
**સ્મરણપોથી** (સ્ત્રી.) નોંધપોથી (૨) (લા.) રોજનીશી
**સ્મરણશકિત** (સ્ત્રી.) યાદદાસ્ત, યાદશકિત
**સ્મરણસ્તંભ** (પું.) સ્મારક તરીકે સ્તંભ, કીર્તિસ્તભ
**સ્મરણા** (સ્ત્રી.) સ્મરણ, સ્મૃતિ (૨) નવધા ભકિતમાંની ત્રીજા પ્રકારની ભકિત
**સ્મરણાંજલિ** (સ્ત્રી.) સ્વર્ગસ્થની યાદમાં કાવ્ય રૂપે કે બીજી રીતે અપાતી અંજલિ, નિવાપાંજલિ, 'ટ્રિબ્યુટ'
**સ્મરણિકા** (સ્ત્રી.) (યાદ રાખવાનું ટપકાવી લેવા માટેની) નોંધપોથી, નોટબુક
**સ્મરણી** (સ્ત્રી.) હરિનામનો જપ કરવાની માળા, જપમાળા (૨) બેરખો
**સ્મરણીય** (વિ.) યાદ કરવા યોગ્ય, .યાદ રાખવા જેવું
**સ્મરવું** (ક્રિ.) યાદ કરવું, સમરવું (૨) (પ્રભુનું નામ) જપવું
**સ્મરહર** (પું.) શિવ
**સ્મશાન** (ન.) શમશાન, મસાણ
**સ્મશાનભૂમિ(-મી)** (સ્ત્રી.) મડદાં બાળવાનું સ્થાન, મસાણ
**સ્મશાનવૈરાગ્ય** (પું.) (લા.) ક્ષણિક વૈરાગ્ય
**સ્મારક** (વિ.) યાદ કરાવનારું (૨) (ન.) સંભારણું, યાદગારી કે તે અર્થે કરેલું કાર્ય, બાવલું, ઇમારત વગેરે, 'મેમોરિયલ'
**સ્માર્ત(-ર્ત્ત)** (વિ.) સ્મૃતિ સંબંધી (૨) સ્મૃતિ પ્રમાણે સર્વ કર્મો કરનારું (૩) સ્મૃતિશાસ્ત્રનું જાણનાર (૪) (પું.) સ્મૃતિનો પંડિત કે તેને અનુસરનાર
**સ્મિત** (ન.) મંદ હાસ્ય, જરા મલકાવું તે
**સ્મૃતિ** (સ્ત્રી.) સ્મરણ, યાદ (૨) હિંદુઓનાં ધર્મશાસ્ત્રમાંનું દરેક (જેમ કે, મનુસ્મૃતિ) (૩) (બૌદ્ધ) વિવેક ને જાગૃતિ
**સ્મૃતિકાર** (પું.) સ્મૃતિ રચનાર, ગ્રંથકાર
**સ્મૃતિગ્રંથ** (પું.) સ્મૃતિ-ધર્મશાસ્ત્રનો ગ્રંથ (૨) કોઈની યાદમાં પ્રસિદ્ધ કરાતો ગ્રંથ
**સ્મૃતિચિત્ર** (ન.) યાદદાસ્ત ઉપરથી દોરેલું ચિત્ર, 'મેમરી ડ્રોઇંગ'
**સ્મૃતિદોષ** (પું.) સ્મરણનો દોષ, સરતચૂક
**સ્મૃતિપત્ર** (પું.) યાદીપત્ર
**સ્મૃતિપ્રોકત** (વિ.) ધર્મશાસ્ત્રના ગ્રંથોમાં કહેલું
**સ્મૃતિભિન્ન** (વિ.) સ્મૃતિની આજ્ઞાથી ઊલટું, અધર્મ
**સ્મૃતિભ્રંશ** (પું.) યાદશકિત ગુમાવવી તે
**સ્મૃતિલેખ** (પું.) યાદ રહે તે માટે પથ્થરમાં કોતરેલું લખાણ, શિલાલેખ
**સ્મૃતિવચન,સ્મૃતિવાકય** (ન.) સ્મૃતિશાસ્ત્રનું વચન કે વાકય
**સ્મૉલ કૉઝ કોર્ટ** (સ્ત્રી.) નાના દાવાની અદાલત
**સ્યંદન** (ન.પું.) ઝરવું કે ટપકવું તે (૨) વહેવું તે (૩) લડાઈનો રથ
**સ્યાદ્વાદ** (પું.) અનેકાંતવાદ, દરેક વસ્તુને એકથી વધારે બાજુ હોય અને તે બધી દૃષ્ટિએ ખરી હોય તેવો વાદ
**સ્યાદ્વાદી** (વિ.પું.) સ્યાદ્વાદનું કે તેને લગતું કે તેમાં માનનાર
**સ્યૂત** (વિ.) સીવેલું, જોડી દીધેલું, જોડાયેલું
**સ્રગ્ધરા** (વિ.સ્ત્રી.) માળા ધારણ કરનારી (૨) (પું.) ૨૧ અક્ષરોનો એક ગણ-મેળ છંદ
**સ્રજ** (સ્ત્રી.) માળા, ફૂલનો હાર
**સ્રવણ** (ન.) સ્રવવું તે, ઝરવું કે ટપકવું તે (૨) સરવાણી
**સ્રવવું** (ક્રિ.) ટપકવું, ઝરવું (૨) નીતરવું
**સ્રષ્ટા** (પું.) બનાવનાર, રચનાર (૨) દુનિયાનો સ્રષ્ટા, ઈશ્વર
**સ્રસ્ત** (વિ.) ઊતરી, ખસી કે પડી ગયેલું (કપડું વગેરે)
**સ્રાવ** (પું.) સ્રવવું-ઝરવું, ચૂવું કે ટપકવું તે (૨) વહી જવું ઘસાઈ જવું તે, તેમ નીકળેલી કે વહી જતી વસ્તુ
**સ્રુચ** (સ્ત્રી.) ઘી હોમવાનું લાકડાનું કડછી જેવું સાધન, સ્રુવ
**સ્રુવ(-વા)** (પું.) ચાટવો, શરવો (યજ્ઞનો)
**સ્રોત** (પું.) ઝરો, ઝરણું, વહેણ (૨) પ્રવાહ
**સ્રોતવતી,સ્રોતસ્વિની** (સ્ત્રી.) નદી
**સ્લાઈડ** (સ્ત્રી.) ફોટગ્રાફીની કાચની કે કચકડાની પ્લેટ
**સ્લીપર** (પું.) રબરની એક જાતની ચંપલ (૨) રેલવેના પાટા નીચે નંખાતી (લાકડાની) પાટડી, સલેપાટ
**સ્લેટ,સ્લેટપાટી** (સ્ત્રી.) પથ્થરપાટી
**સ્લેટપેન** (ન.બ.વ.) સ્લેટ અને પેન, સ્લેટની પેન
**સ્લૉટર-હાઉસ** (ન.) (ઢોરનું) કતલખાનું
**સ્વ.** (વિ.) 'સ્વર્ગસ્થ' નું ટૂંકું રૂપ
**સ્વ** (સ.) પોતાનું, પોતીકું (૨) (ન.) ધનદોલત, સંપત્તિ. જેમ કે, સર્વસ્વ
**સ્વકર્મ** (ન.) પોતાનું કર્મ, ફરજ
**સ્વકાર્ય** (ન.) પોતાનું કાર્ય
**સ્વકીય** (વિ.) પોતાનું, માલિકીનું (૨) પોતાના કુટુંબનું
**સ્વકીયા** (સ્ત્રી.) પોતાની પત્ની, પરણેતર (૨) (નાયિકાના બે પ્રકારમાંનો એક, બીજી પરકીયા)
**સ્વગત** (વિ.) જાતને જ લાગું પડતું, મનમાં કહેલું (૨) (અ.) પોતપાતાની સાથે જ, મનમાં (બોલાતું હોય તેમ)
**સ્વગતોકિત** (સ્ત્રી.) આત્મ-સંભાષણ, 'સૉલીલોક્વી'
**સ્વચ્છ** (વિ.) ચોખ્ખું, સાફ, નિર્મળ
**સ્વચ્છતા** (સ્ત્રી.) ચોખ્ખાઈ, સફાઈ
**સ્વચ્છંદ** (પું.) પોતાની જ મરજી પ્રમાણે વર્તવું તે, સ્વેચ્છાચાર
**સ્વચ્છંદતા,સ્વચ્છંદિતા** (સ્ત્રી.) સ્વચ્છંદી હોવાપણું
**સ્વચ્છંદી** (વિ.) સ્વચ્છંદ કરનારું, પોતાની મરજી પ્રમાણે વર્તનારું, સ્વેચ્છાચારી
**સ્વજન** (પું.ન.) સગું, સંબંધી, પોતાનું માણસ
**સ્વજાતિ** (સ્ત્રી.) પોતાની જાતિ કે વર્ગ
**સ્વજાતીય** (વિ.) પોતાની જ જાતિ કે વર્ણનું

**સ્વતઃ** (અ.) આપોઆપ, પોતાની મેળે, બીજાની મદદ વિના
**સ્વતઃપ્રમાણ,સ્વતઃસિદ્ધ** (વિ.) જાતે જ પ્રમાણરૂપ-આપોઆપ સિદ્ધ હોય એવું (જેને બીજા પ્રમાણની જરૂર નથી)
**સ્વતંત્ર** (વિ.) સ્વાધીન, કોઈના તાબામાં નહિ તેવું
**સ્વતંત્રતા,સ્વતંત્રપણું** (સ્ત્રી.ન.) સ્વાધીનપણું, સ્વાધીનતા
**સ્વતંત્રમિજાજી** (વિ.) મનમોજી, સ્વતંત્ર સ્વભાવનું
**સ્વત્વ** (ન.) પોતાપણું, સ્વમાન (૨) પોતાની વિશિષ્ટતા (૩) પોતાનું હોવનો ભાવ, પોતાની સંપન્નતા, માલિકી
**સ્વત્વાર્પણ** (ન.) માલિક હક બીજાને સોંપવો તે
**સ્વદેશ** (પું.) પોતાનો દેશ, જન્મભૂમિ, માતૃભૂમિ, વતન
**સ્વદેશપ્રેમ** (પું.) વતન પ્રત્યેનો પ્રેમ કે આદર
**સ્વદેશાગમન** (ન.) વિદેશમાંથી પોતાના દેશમાં આવવું તે
**સ્વદેશાભિમાન** (ન.) સ્વદેશનું અભિમાન-ગૌરવ માનવું તે
**સ્વદેશાભિમાની** (વિ.) સ્વદેશાભિમાનવાળું
**સ્વદેશી** (વિ.) પોતાના દેશનું (૨) (ન.) પોતાના દેશનું માણસ, દેશભાઈ (૩) સ્વદેશની લાગણી કે ભાવના (૪) સ્વદેશનો માલ વાપરવાની વૃત્તિ
**સ્વદેશી ધર્મ** (પું.) સ્વદેશીનો ધર્મ, પોતાના રાષ્ટ્રની સેવા કરવાની ભાવના
**સ્વદેશીયતા** (સ્ત્રી.) સ્વદેશીપણું, સ્વદેશી ભાવના
**સ્વધર્મ** (પું.) પોતાનો કે પોતાના સ્વભાવ કે વર્ણાશ્રમ પ્રમાણેનો ધર્મ
**સ્વધર્મી** (વિ.) પોતાના ધર્મનું (૨) (પું.) પોતાના ધર્મનું માણસ
**સ્વધા** (અ.) પિતૃઓને બલિ આપતાં કરાતો ઉદ્‌ગાર (૨) (સ્ત્રી.) પિતૃઓનો બલિ
**સ્વધાકાર** (પું.) સ્વધાનો ઉચ્ચાર
**સ્વધામ** (ન.) પોતાનું વતન (૨) સ્વર્ગ
**સ્વન** (પું.) અવાજ, રવ
**સ્વનિયમન** (ન.) આત્મસંયમ, આત્મનિયમન
**સ્વનિયંત્રિત** (વિ.) કુદરતી રીતે-આપમેળે નિયંત્રણમાં હોય કે નિયંત્રિત
**સ્વનિર્ભર** (વિ.) સ્વાવલંબી, સ્વાશ્રયી
**સ્વનિર્માણ** (ન.) જાતે જ કરેલું પોતાનું નિર્માણ (૨) જાતે જ કરેલી નિમણૂક
**સ્વપક્ષ** (પું.) પોતાનો પક્ષ
**સ્વપક્ષી** (વિ.) પોતાના પક્ષનું (૨) (પું.) પોતાના પક્ષનો માણસ
**સ્વપરભાવ** (પું.) પોતે અને બીજા એવી જુદાઈની લાગણી
**સ્વપર્યાપ્ત** (વિ.) પોતામાં જ સમાપ્ત થતું, સંકુચિત, પોતા પૂરતું મર્યાદિત
**સ્વપર્યાપ્તિ** (સ્ત્રી.) સ્વપર્યાપ્ત હોવાપણું
**સ્વપ્ન** (ન.) ઊંઘમાં ભાસતો દેખાવ, સમણું
**સ્વપ્નદર્શન** (ન.) સ્વપ્ન દેખાવું તે
**સ્વપ્નદર્શી** (વિ.) સ્વપ્નાં જોયા કરનારું, કલ્પિત સૃષ્ટિમાં વિહરનારું
**સ્વપ્નદોષ** (પું.) સ્વપ્નમાં થતો વીર્યપાત
**સ્વપ્નદૃષ્ટા** (પું.) સ્વપ્ન જોનાર, ભવિષ્યની કલ્પના કરનાર (૨) ભાવિ યોજનાઓ વિચારનાર, દીર્ઘદૃષ્ટા
**સ્વપ્નવત્** (અ.) સ્વપ્નની પેઠે, ક્ષણિક
**સ્વપ્નશીલ** (વિ.) સ્વપ્નાં સેવ્યા કરનારું
**સ્વપ્નસૃષ્ટિ** (સ્ત્રી.) સ્વપ્નમાં દેખાતી સૃષ્ટિ, કલ્પિત સૃષ્ટિ, મિથ્યા કલ્પના કે સૃષ્ટિ
**સ્વપ્નાલુ(-ળુ)** (વિ.) સ્વપ્નવાળું (૨) ઊંઘણશી
**સ્વપ્નાવસ્થા** (સ્ત્રી.) સ્વપ્નની અવસ્થા, ચિત્તની ત્રણ (જાગૃતિ, સ્વપ્ન, સુષુપ્તિ) માંની એક અવસ્થા (૨) (લા.) સ્વપ્નદોષ
**સ્વપ્નાંતર** (ન.) બીજું સ્વપ્ન (૨) એક સ્વપ્નમાં અનુભવાતું બીજું સ્વપ્ન
**સ્વપ્નું** (ન.) સપનું, સ્વપ્ન
**સ્વપ્રકાશ** (વિ.) પોતાના તેજ કે જ્ઞાનથી પ્રકાશનાર, સ્વયંપ્રકાશી (૨) (પું.) પોતાનો નિજી પ્રકાશ
**સ્વભાન** (ન.) સ્વત્વનું ભાન-અસ્મિતા, સ્વમાન
**સ્વભાવ** (પું.) કુદરતથી જ મળેલા ગુણ (૨) પ્રકૃતિ, તાસીર, ખાસિયત (૩) ટેવ, આદત
**સ્વભાવગત** (વિ.) પ્રકૃતિગત, મનની ખાસિયતમાં રહેલું
**સ્વભાવજન્ય** (વિ.) સ્વાભાવિક
**સ્વભાવસિદ્ધ** (વિ.) સહજ, કુદરતી
**સ્વભાવાનુસાર** (અ.) સ્વભાવ પ્રમાણે
**સ્વભાવોક્તિ** (પું.) જેમાં કોઈ વસ્તુના સ્વભાવનું યથાવત્ વર્ણન કર્યું હોય તેવો અલંકાર
**સ્વભાવોચિત** (વિ.) સ્વભાવને યોગ્ય, સ્વભાવ પ્રમાણેનું, સ્વાભાવિક
**સ્વભાષા** (સ્ત્રી.) પોતાની ભાષા, માતૃભાષા, 'મધર-ટંગ'
**સ્વભાષાપ્રેમ,સ્વભાષાભિમાન** (પું.ન.) સ્વભાષા માટે પ્રેમ કે તેનું અભિમાન, તે માટેની માનભરી લાગણી
**સ્વભાષાસન્માન** (ન.) પોતાની માતૃભાષા પ્રત્યેનો આદર, તે પ્રત્યે ઉચિત માનનો ભાવ
**સ્વભૂમિ(-મી)** (સ્ત્રી.) જન્મભૂમિ, સ્વદેશ
**સ્વમાન** (ન.) પોતાનું માન, પોતાની ઇજ્જત
**સ્વમાની** (વિ.) સ્વમાનવાળું, સ્વાભિમાની
**સ્વયમેવ** (અ.) જાતે જ, આપમેળે જ
**સ્વયં** (અ.) પોતાની મેળે, આપોઆપ
**સ્વયંચાલક,સ્વયંચાલિત** (વિ.પું.) પોતાની મેળે ગતિમાં રહેતું, 'ઑટોમેટિક'
**સ્વયંજાગૃતિ** (સ્ત્રી.) સ્વયં-જાતે જાગ્રત હોવું કે થવું તે
**સ્વયંદત્ત** (વિ.) પોતાની મેળે જ અર્પિત થયેલું (૨) (પું.) દત્તક લેનાર માતાપિતાને દત્તક લેવાવા માટે પોતાની મેળે જ અર્પિત થયેલો પુત્ર
**સ્વયંપર્યાપ્ત** (વિ.) સંપૂર્ણ
**સ્વયંપાક** (પું.) જાતે-હાથે રાંધવું તે
**સ્વયંપાકી** (વિ.) સ્વયંપાક કરી લેનારું, જાતે રસોઈ કરનાર
**સ્વયંપ્રકાશ** (વિ.) પોતાના તેજથી જ પ્રકાશિત
**સ્વયંપ્રેરણા** (સ્ત્રી.) કુદરતી-સહજ પ્રેરણા
**સ્વયંપ્રેરિત** (વિ.) પોતાની મેળે પ્રેરાયેલું
**સ્વયંભૂ** (વિ.) પોતાની મેળે જ ઉત્પન્ન થયેલું (૨) (પું.) બ્રહ્મા (૩) પરમેશ્વર, પરમાત્મા
**સ્વયંવર** (પું.) કન્યાએ પોતે વર પસંદ કરવો તે, તેવો લગ્ન પ્રકાર (૨) તે માટેનો સમારંભ
**સ્વયંવિકાસ** (પું.) પોતાની મેળે-બહારની પ્રેરણા વિના થતો વિકાસ
**સ્વયંશક્તિ** (સ્ત્રી.) પોતાની મેળે જાગતી કે કામ કરતી સ્વયંસ્ફુરિત શક્તિ, ધારણા-બળ
**સ્વયંશાસિત** (વિ.) પોતે આપમેળે પોતાનું શાસન-નિયમન કરે એવું, સંયમી
**સ્વયંશિક્ષક** (પું.) પોતાની મેળે શિખનાર

**સ્વયંશિક્ષણ** (ન.) ગુરુ કે શિક્ષકની સહાય વિના પોતે પોતાને શિક્ષણ આપવું તે
**સ્વયંશિક્ષિકા** (વિ.સ્ત્રી.) સ્વયંશિક્ષક સ્ત્રી (૨) એવા પ્રકારની પુસ્તિકા
**સ્વયંસત્તાક** (વિ.) બીજાને આધારે નહિ, પોતે પોતા થકી જ સત્તાવાળું, 'સોવરેન'
**સ્વયંસંપૂર્ણ** (વિ.પું.) બીજાના આધાર વગર, પોતે પોતા વડે જ સંપૂર્ણ હોય તેવું (૨) તેવી વ્યકિત
**સ્વયંસિદ્ધ** (વિ.) બીજી સાબિતીની જરૂર વિનાનું-આપોઆપ સિદ્ધ
**સ્વયંસુધારક** (વિ.) જાતે જ પોતાને સુધારનાર
**સ્વયંસેવક** (પું.) પોતાની મેળે સેવા કરવા તૈયાર થયેલો માણસ, 'વોલંટિયર'
**સ્વયંસેવા** (સ્ત્રી.) પોતાની હોંશથી કરાતી સેવા (૨) જાતસેવા
**સ્વયંસેવિકા** (સ્ત્રી.) સ્ત્રી-સ્વયંસેવક
**સ્વયંસ્ફુરણા** (સ્ત્રી.) આપમેળે આવેલો વિચાર
**સ્વયંસ્ફુરિત** (વિ.) પોતાની મેળે સ્ફુરેલું
**સ્વયંસ્ફૂર્તિ(-ર્ત્તિ)** (સ્ત્રી.) સ્વાભાવિક સ્ફુરણ, પોતાની મેળે જ થયેલી સ્ફુરણા
**સ્વર** (પું.) અવાજ, સૂર, ધ્વનિ (૨) જેનો પૂર્ણ (વ્યા.) ઉચ્ચાર કોઈની મદદ વિના થઈ શકે તેવો વર્ણ (૩) સંગીતના સાત સૂરમાંનો એક (સા, રે, ગ, મ, પ, ધ, નિ)
**સ્વરકાર** (પું.) સંગીતના સ્વર યોજનાર-ગાનાર
**સ્વરક્ષણ,સ્વરક્ષા** (ન.સ્ત્રી.) પોતાનું રક્ષણ, આત્મરક્ષણ
**સ્વરગ્રામ** (પું.) સંગીતનું સ્વરસપ્તક
**સ્વરગ્રાહક** (પું.) સંગીતમાં એક અલંકાર
**સ્વરઘોષ** (પું.) સ્વરનો ઘોષ-મોટો ધ્વનિ, ઘોંઘાટ, ઘેરો અવાજ
**સ્વરચિહ્ન** (ન.) સ્વરસંજ્ઞા (૨) ઉચ્ચારણના સ્વરોનો લેખન માટેનો સંકેત
**સ્વરજ્ઞાન,સ્વરપરીક્ષા** (ન.સ્ત્રી.) ઉચ્ચારણના સ્વરોની સમજ (૨)સંગીતના સ્વરોની ઓળખ
**સ્વરનળી** (સ્ત્રી.) ગળાની નળી (જેમાંથી સ્વર નીકળે છે.)
**સ્વરપેટી** (સ્ત્રી.) સૂરપેટી, સૂર પૂરવાનું પેટી આકારનું વાદ્ય (૨) ગળાનો બોલવા માટેનો અવયવ, 'લૅરિંક્સ'
**સ્વરભક્તિ** (સ્ત્રી.) અમુક શબ્દોમાં ર્ કે લ્‌ના ઉચ્ચારણમાં કરાતો વધારાના સ્વરનો ઉચ્ચાર
**સ્વરભંગ** (પું.) અવાજ કે રાગ બેસી જવો ફાટી જવો તે (૨) અષ્ટભાવમાંનો એક (કા.શા.)
**સ્વરભાર** (પું.) ઉચ્ચારણમાં અમુક સ્વર ઉપર દેવાનો ભાર
**સ્વરભેદ** (પું.) કંઠનો અવાજ બેસી જવો તે (૨) ઉચ્ચારણના સ્વરો વચ્ચેની ભિન્નતા (૩) સંગીતના સ્વરો વચ્ચેની ભિન્નતા
**સ્વરમંડલ(-ળ)** (ન.) સ્વરોનો સમૂહ (૨) એક તંતુવાદ્ય
**સ્વરમાધુર્ય** (ન.) સ્વરની મીઠાશ
**સ્વરમેળ** (પું.) (વાદ્યના) સ્વરનો મેળ
**સ્વરલિપિ** (સ્ત્રી.)સંગીતલિપિ, સંગીતલેખન માટેની લિપિ
**સ્વરવાચન** (ન.) સ્વરલિપિ વાંચવી તે
**સ્વરવાદ્ય** (ન.) સ્વર પ્રકટ કરી શકતું વાદ્ય, 'ફોનોગ્રાફ' (૨) ટેપ-રકોર્ડર
**સ્વરવિરોધ** (પું.) સ્વરોની પરસ્પર વિરુદ્ધતા (સંગીત)
**સ્વરવ્યત્યય** (પું.) સ્વરનો વ્યત્યય-સ્થાનપલટો (વ્યા.)
**સ્વરશાસ્ત્ર** (ન.) ઉચ્ચારણના સ્વરોને લગતી વિદ્યા, ધ્વનિવિદ્યા, ધ્વનિ- તંત્ર, ધ્વનિશાસ્ત્ર, 'ફોનેટિક્સ'
**સ્વરશૂન્ય** (સ્ત્રી.) સ્વરોના ઠેકાણા વિનાનું (સંગીત), બેસૂરું
**સ્વરશ્રુતિ** (સ્ત્રી.) ઉચ્ચારણનો એકમ, અક્ષર, 'સિલૅબલ'
**સ્વરશ્રોઢી,સ્વરશ્રોણી** (સ્ત્રી.) રાશિઓની ચોક્કસ પ્રકારની પંક્તિ, 'હાર્મોનિકલ પ્રોગ્રેશન' (ગ.)
**સ્વરસપ્તક** (ન.) સંગીતના સાત સ્વરોનો સમૂહ
**સ્વરસંક્રમ** (પું.) સ્વરોનો સંક્રમ-એકબીજામાં પલટો (સંગીત)
**સ્વરસંજ્ઞા** (સ્ત્રી.) સ્વર દર્શાવતું ચિહ્ન, (િ, ી, વગેરે)
**સ્વરસંધિ** (સ્ત્રી.) સ્વરોની સંધિ-જોડાણ
**સ્વરસંયોગ** (પું.) સ્વરોનો સંયોગ (૨) અવાજ, બોલ (૩) અવાજની પરિસ્થિતિ
**સ્વરસંવાદ** (પું.) સ્વરોનો પરસ્પર મેળ ખાવો તે (સંગીત)
**સ્વરાજ,સ્વરાજ્ય** (ન.) પોતાનું સ્વતંત્ર-પ્રજાસત્તાક રાજ્ય (૨) પ્રજા પોતાનું રાજ્ય પોતે ચલાવે એવી શાસન પદ્ધતિ
**સ્વરાજક** (ન.) નાગરિકનો પોતા પર કાબૂ હોવાને લઈને રાજ્યસંસ્થાની ગરજ ન રહે એવી સુવ્યવસ્થા, 'ફિલૉસોફિકલ એનાર્કી'
**સ્વરાભિધાન** (ન.) સ્વરની પારખ (સંગીત)
**સ્વરાંત** (વિ.) અંતે સ્વરવાળું
**સ્વરિત** (વિ.) સ્વરયુકત (૨) સુરીલું (૩) (પું.) સ્વરના ત્રણ વિભાગમાંનો એક, જેમાં ઉદાત્ત અને અનુદાત્ત બન્નેનાં લક્ષણ હોય છે.
**સ્વરિતબિંદુ** (ન.) એક ગાણિતિક બિંદુ. 'હાર્મોનિક પોઇન્ટ
**સ્વરિતસૂચિ(-ચી)** (સ્ત્રી.) એક ગાણિતિક પ્રક્રિયા, 'હાર્મોનિક પેનસિલ' (ગ.)
**સ્વરૂપ** (ન.) ઘાટ, આકાર, મૂર્તિ (૨) દેખાવ, વર્ણ (૩) સુંદરતા (૪) લક્ષણ, સ્વભાવ (૫) પોતાનું મૂળ રૂપ, આત્મભાવ
**સ્વરૂપતઃ** (અ.) વસ્તુતઃ, સ્વરૂપની દૃષ્ટિએ, વાસ્તવિક રીતે
**સ્વરૂપવતી** (વિ.સ્ત્રી.) સૌંદર્યવતી, સુંદર (સ્ત્રી.)
**સ્વરૂપવાન** (વિ.) સુંદર, દેખાવડું, સૌંદર્યવાન
**સ્વરૂપસિદ્ધિ** (સ્ત્રી.) આત્મસિદ્ધિ, આત્મસાક્ષાત્કાર, 'સૅલ્ફરિયાલિઝેશન'
**સ્વરૈકય** (ન.) સ્વરોની પરસ્પર એકાત-મેળ (સંગીત)
**સ્વરોદય** (પું.) ડાબા કે જમણા નાકમાંથી નીકળતા શ્વાસ ઉપરથી શુભ કે અશુભ ફળ કહેવાની એક વિદ્યા
**સ્વર્ગ** (ન.) દેવોનો લોક, બહિશ્ત, જન્નત
**સ્વર્ગગંગા** (સ્ત્રી.) આકાશગંગા, 'નૅબ્યુલા'
**સ્વર્ગદ્વાર** (ન.) સ્વર્ગનો દરવાજો
**સ્વર્ગપથ,સ્વર્ગમાર્ગ** (પું.) સ્વર્ગનો માર્ગ (૨) આકાશમાર્ગ
**સ્વર્ગલોક** (પું.) સ્વર્ગ, જન્નત
**સ્વર્ગવાસ** (પું.) સ્વર્ગમાં વાસ (૨) (લા.) મૃત્યુ, અવસાન
**સ્વર્ગવાસી** (વિ.) સ્વર્ગમાં વસનારું (૨) (લા.) મૃત, મરહૂમ (૩) (પું.) દેવ
**સ્વર્ગસુખ** (ન.) સ્વર્ગનું કે સ્વર્ગસમાન સુખ
**સ્વર્ગસ્થ** (વિ.) સ્વર્ગવાસી (ટૂંકમાં સ્વ.) સ્વર્ગમાં વસનારું (૨) (લા.) મૃત, મરહૂમ
**સ્વર્ગારોહણ** (ન.) સ્વર્ગમાં જવું તે (૨) મહાભારતનું એક પર્વ
**સ્વર્ગીય** (વિ.) સ્વર્ગનું (૨) સ્વર્ગવાસી (૩) અલૌકિક, દિવ્ય

**સ્વર્ણ** (ન.) સુવર્ણ, સોનું, કનક
**સ્વર્ધુની** (સ્ત્રી.) ગંગાનદી, આકાશગંગા
**સ્વલિખિત** (વિ.) પોતાનું લખેલું, પોતાનું રચેલું
**સ્વલ્પ** (વિ.) થોડું, કિંચિત્, અત્યંત અલ્પ
**સ્વવતા** (સ્ત્રી.) સ્વાધીન, પોતાના તાબામાં રહેલું
**સ્વવશતા** (સ્ત્રી.) સ્વાધીનતા
**સ્વવાચક** (વિ.) પોતાનો બોધ કરતું (સર્વનામ)
**સ્વવૃત્તાંત** (ન.) આત્મવૃત્તાંત (૨) પોતા વિશેની હકીકત, આત્મકથા
**સ્વશ્રામ** (પું.) પોતાનો શ્રામ, જાતમહેનત
**સ્વશ્લાઘા** (સ્ત્રી.) આત્મશ્લાઘા, આપવખાણ, આપબડાઈ
**સ્વસત્તાક** (વિ.) પોતાની જ સત્તાને આધીન, સ્વાધીન
**સ્વસંવેદ્ય** (વિ.) પોતાની મેળે અનુભવી શકાય એવું, ઇંદ્રિયગમ્ય
**સ્વસાધ્ય** (વિ.) પોતાથી સાધી શકાય એવું
**સ્વસા** (સ્ત્રી.) બહેન, ભગિની
**સ્વસિદ્ધ** (વિ.) સ્વતઃસિદ્ધ
**સ્વસ્તિ** (અ.) 'કલ્યાણ થાઓ' એવો આશીર્વાદાત્મક ઉચ્ચાર (૨) (ન.) મરહૂમ
**સ્વસ્તિક** (પું.) એક માંગલિક આકૃતિ, સાથિયો (૨) (ન.) એક પ્રકારનું વિશાળ ઘર (૩) મધ્યમાં ધર્મસ્થાન અને ત્યાંથી ચાર દિશાએ નીકળતા માર્ગોની રચનાવાળું નગર (સ્થાપત્ય)
**સ્વસ્તિકવાચન** (ન.) મંગલ કાર્યોના આરંભમાં કરાતો એક ધાર્મિક વિધિ (૨) શુભેચ્છા કે આશીર્વાદ સહિત આપેલી ફૂલ વગેરેની ભેટ
**સ્વસ્તિશ્રી** (શ.પ્ર.) પત્ર લખતાં શરૂઆતમાં લખાતચું મંગલસૂચક પદ
**સ્વસ્થ** (વિ.) નીરોગી, તંદુરસ્ત (૨) ગભરાટ કે ઉદ્વેગ વિનાનું, શાંત સાવધાન
**સ્વસ્થતા** (સ્ત્રી.) નીરોગી હોવું, તંદુરસ્તી (૨) શાંતિ, ગભરાટ કે ઉદ્વેગરહિત હોવું તે
**સ્વસ્થાન** (ન.) પોતાનું રહેઠાણ, સંસ્થાન
**સ્વહસ્ત** (પું.) પોતાનો હાથ, પોતાની સત્તા નીચેનું
**સ્વહસ્તક** (વિ.) પોતાના હાથનું-કબજાનું, પોતાની સત્તા નીચેનું
**સ્વહસ્તાક્ષર** (પું.બ.વ.) પોતાના હાથના અક્ષર કે જાતે લખેલું લખાણ (૨) પોતાની ડાયરી
**સ્વહસ્તે** (અ.) પોતાને હાથે, જાતે, પોતે
**સ્વહિત** (ન.) પોતાનું હિત, સ્વાર્થ, આત્મહિત
**સ્વાગત** (ન.) આવકાર, સત્કાર, આતિથ્ય
**સ્વાગતગીત** (ન.) સમારંભમાં આમંત્રિતોના સ્વાગત માટે ગવાતું ગીત
**સ્વાગતપ્રમુખ,સ્વાગતાધ્યક્ષ** (પું.) સ્વાગતસમિતિના પ્રમુખ, મુખ્ય આગેવાન કે યજમાન
**સ્વાગતમંત્રી** (પું.) સ્વાગતસમિતિના વહીવટકર્તા કે મંત્રી
**સ્વાગતસમિતિ** (સ્ત્રી.) સ્વાગતનું કામ કરનારી સમિતિ, 'રિસેપ્શન કમિટી'
**સ્વાતંત્ર્ય** (ન.) સ્વતંત્રતા, સ્વાધીનતા, આઝાદી
**સ્વાતંત્ર્ય દિન** (પું.) પોતાના રાષ્ટ્રને સ્વતંત્રતા મળી હોય તેવો વર્ષનો એક દિવસ, 'પ્રજાસત્તાક દિન'
**સ્વાતંત્ર્યનિષ્ઠ** (વિ.) સ્વતંત્રતામાં નિષ્ઠાવાળું
**સ્વાતંત્ર્યપ્રિય,સ્વાતંત્ર્યપ્રેમી** (વિ.) સ્વાતંત્ર્ય જેને પ્રિય હોય તેવું
**સ્વાતંત્ર્યયુદ્ધ** (ન.) સ્વતંત્રતા મેળવવા માટેનું કે તેની રક્ષા માટેનું યુદ્ધ
**સ્વાતંત્ર્યવાદ** (પું.) સ્વાતંત્ર્યમાં માનવું તે
**સ્વાતંત્ર્યવાદી** (પું.) સ્વાતંત્ર્યમાં માનનાર
**સ્વાતંત્ર્યહક્ક** (પું.) સ્વતંત્રતાનો કે તે મેળવવાનો અધિકાર
**સ્વાતિ(-તી)** (સ્ત્રી.) નક્ષત્રમાળાનું પંદરમું નક્ષત્ર
**સ્વાતિજલ,સ્વાતિબિંદુ** (ન.) સ્વાતિ નક્ષત્રમાં પડતું વરસાદનું ટીપું (જે માછલીના પેટમાં જઈ મોતી બને એમ કહેવાય છે.) (૨) (લા.) અમૂલ્ય વસ્તુ
**સ્વાત્મા** (પું.) પોતાનો આત્મા કે અંતઃકરણ
**સ્વાત્માનુભવ** (પું.) પોતાને થયેલો અનુભવ, જાતઅનુભવ (૨) પોતાના આત્માને ઓળખવો તે
**સ્વાત્માર્પણ** (ન.) આત્માર્પણ, આત્મભોગ, આત્મનિવેદન
**સ્વાદ** (પું.) રસેન્દ્રિયથી કે જીભથી થતો અનુભવ (૨) મીઠાશ, લહેજત (૩) રસ,. આનંદ (૪) ચાખવું તે (૫) રસ, મજા (૬) મોહ, શોખ
**સ્વાદજય** (પું.) સ્વાદ પર કાબૂ, સ્વાદ જીતવો તે
**સ્વાદિયું** (વિ.) સ્વાદિષ્ટ ખાવા ટેવાયેલું, સ્વાદીલું (૨) સ્વાદિષ્ટ, સ્વાદવાળું
**સ્વાદિષ્ટ(-ષ્ઠ)** (વિ.) સ્વાદુ, રોચક સ્વાદવાળું
**સ્વાદીલું** (વિ.) સ્વાદિયું, સ્વાદિષ્ટ વસ્તુઓ ખાવાનું શોખીન
**સ્વાદુ** (વિ.) સ્વાદિષ્ટ, મીઠાશવાળું
**સ્વાદુપિંડ** (પું.) ખાધેલું અન્ન પચાવે તેવો રસ ઉત્પન્ન કરનાર પેટનો એક અવયવ, 'પેન્ક્રિયાસ'
**સ્વાદેન્દ્રિય** (સ્ત્રી.) જીભ
**સ્વાધિકાર** (પું.) પોતાનો અધિકાર (૨) પોતાની ફરજ
**સ્વાધીન** (વિ.) પોતે પોતાને નિયમમાં રાખનાર (૨) પોતાના કાબૂ કે વશનું (૩) સ્વતંત્ર
**સ્વાધીનતા** (સ્ત્રી.) સ્વાધીનપણું, સ્વાતંત્ર્ય
**સ્વાધીનપતિકા** (સ્ત્રી.) પરિતને સ્વાધીન (પોતાને વશ) રાખનારી સ્ત્રી
**સ્વાધ્યાય** (વિ.) વેદ (૨) વેદનો નિયમિત પાઠ (૩) વેદનું અધ્યયન (૪) પ્રશ્નોત્તરી, 'એક્સર્સાઇઝ'
**સ્વાનંદ** (પું.) નિજાનંદ, પોતાનો આનંદ (૨) આત્માનંદ
**સ્વાનુભવ** (પું.) પોતાનો અનુભવ, જાતઅનુભવ
**સ્વાનુભવરસિક** (વિ.) આત્મલક્ષી, જાતઅનુભવમાં રસ લેનારું, 'સબજેક્ટિવ'
**સ્વાનુભવી** (વિ.) પોતાના અનુભવનું (૨) સ્વાનુભાવરસિક
**સ્વાનુભૂતિ** (સ્ત્રી.) સ્વાનુભવ, જાતઅનુભવ
**સ્વાનુરૂપ** (વિ.) પોતાને બંધ બેસે તેવું
**સ્વાભાવિક** (વિ.) કુદરતી, અકુત્રિમ (૨) સ્વભાવસિદ્ધ (૩) મૌલિક
**સ્વાભિમાન** (ન.) પોતાને માટેનું અભિમાન, સ્વમાન, હુંપદ
**સ્વાભિમાની** (વિ.) સ્વાભિમાનવાળું, આત્મગૌરવવાળું
**સ્વામિતા,સ્વામિત્વ** (સ્ત્રી.ન.) ધણીપણું, માલિકી
**સ્વામિની** (સ્ત્રી.) સ્વામિની, શેઠાણી, ધણિયાણી, પત્ની
**સ્વામિવાચક** (વિ.) (વ્યા.) સ્વામિત્વનો બોધ કરતો (પ્રત્યય)
**સ્વામી** (પું.) પતિ, ખાવીદ (૨) માલિક (૩) રાજા (૪) સાધુસંતને બોલાવતાં વપરાતું સંબોધન
**સ્વામીદ્રોહ** (પું.) પોતાના માલિક કે શેઠ પ્રત્યે કરેલી બેવફાઈ

**સ્વામીદ્રોહી** (વિ.) સ્વામીદ્રોહ કરનાર
**સ્વામીનાથ** (પું.) સ્વામી કે નાથ, પતિ, ધણી
**સ્વામીનારાયણ** (પું.) એ નામના એક વૈષ્ણવ સંપ્રદાયના સંસ્થાપક શ્રી સહજાનંદ સ્વામી (૨) એક સંપ્રદાય
**સ્વામીનિષ્ઠ** (વિ.)સ્વામી પ્રત્યે નિષ્ઠાવાળું, નિમકહલાલ
**સ્વામીનિષ્ઠા** (સ્ત્રી.) પોતાના સ્વામી પ્રત્યે વફાદારી, નિમકહલાલી 'લૉયલ્ટી'
**સ્વાયત્ત** (વિ.) સ્વાધીન, સ્વસત્તાક, 'ઑટોનૉમસ'
**સ્વાયત્તતા** (સ્ત્રી.) પોતાની હકૂમત, એકાધિકાર, 'મૉનોપોલી'
**સ્વાયંભુવ** (વિ.) બ્રહ્મ સંબંધી, બ્રહ્મનું (૨) (પું.) સ્વયંભૂ બ્રહ્મના પુત્ર, પ્રથમ મનુ
**સ્વારસ્ય** (ન.) સ્વાભાવિક રસ કે ઉત્તમતા (૨) મર્મ, ખૂબી (૩) તાત્પર્ય, હાર્દ
**સ્વાર્થ** (પું.) પોતાની મતલબ, પોતાનું હિત (૨) લોભ (૩) એકલપેટાપણું
**સ્વાર્થક** (વિ.) પોતાનો એનો એ જ અર્થ બતાવતો-કોઈ વિશેષ અર્થ ન બતાવતો (પ્રત્યય) (વ્યા.)
**સ્વાર્થત્યાગ** (પું.) સ્વાર્થનો ત્યાગ, આપભોગ, આત્મસમર્પણ
**સ્વાર્થદૃષ્ટિ** (સ્ત્રી.) સ્વાર્થની નજર, પોતાનો લાભ જોવાની સ્વાર્થી વૃત્તિ
**સ્વાર્થપટુ** (વિ.) સ્વાર્થની બાબતમાં પાકું, ચાલાક, સ્વાર્થસાધુ
**સ્વાર્થપરાયણ** (વિ.) સ્વાર્થનો જ વિચાર કરનાર, સ્વાર્થી
**સ્વાર્થપરાયણતા, સ્વાર્થપ્રિય** (સ્ત્રી.વિ.) સ્વાર્થી, આપમતલબી
**સ્વાર્થબુદ્ધિ** (સ્ત્રી.) સ્વાર્થદૃષ્ટિ, પોતાનો લાભ જોવાની બુદ્ધિ
**સ્વાર્થવૃત્તિ** (સ્ત્રી.) સ્વાર્થની વૃત્તિ, લોભ, લાલસા
**સ્વાર્થસાધક,સ્વાર્થસાધુ** (વિ.) પોતાનો સ્વાર્થ સાધનારું (૨) તકસાધુ
**સ્વાર્થાનુમાન** (ન.) અનુભવથી વ્યાપ્તિ ઘડવાની ક્રિયા (તર્ક)
**સ્વાર્થાંધ** (વિ.) સ્વાર્થથી આંધળું, અતિ સ્વાર્થી
**સ્વાર્થિક** (વિ.) સ્વાર્થવાચક, સ્વવાચક
**સ્વાર્થી,સ્વાર્થીલું** (વિ.) સ્વાર્થવાળું, આપમતલબી, એકલપેટું
**સ્વાર્પણ** (ન.) સ્વાત્માર્પણ, આત્મસમર્પણ, આત્મભોગ
**સ્વાવલંબન** (ન.) સ્વાશ્રાય, પોતાની જીત પર જ આધાર રાખવો તે
**સ્વાવલંબી** (વિ.) સ્વાશ્રયી, પાતાની પર આધાર રાખનારું
**સ્વાશ્રાય** (ન.) પોતાની પર આધાર રાખવો તે, સ્વાવલંબન
**સ્વાશ્રાયી** (વિ.) પોતા પર જ આધાર રાખનાર
**સ્વાસ્થ્ય** (ન.) સ્વસ્થતા (૨) શારીરિક તંદુરસ્તી
**સ્વાસ્થ્યકર,સ્વાસ્થ્યકારક,સ્વાસ્થ્યદાયક** (વિ.) સ્વાસ્થ્ય આપે-સ્વસ્થ કરે એવું, આરોગ્યપ્રદ
**સ્વાહા** (સ્ત્રી.) અગ્નિની સ્ત્રી (૨) (અ.) અગ્નિમાં આહુતિ આપતાં બોલાતો શબ્દ
**સ્વાહાકાર** (પું.) 'સ્વાહા' એમ બોલવું તે કે તેવો ઉદ્‌ગાર
**સ્વાહાપતિ** (પું.) અગ્નિ, અનલ
**સ્વાંગ** (પું.) બનાવટી વેશ
**સ્વાંત** (ન.) અંતઃકરણ (૨) પોતાનો અંત
**સ્વાંતઃસુખ** (ન.) પોતાના મનનું સુખ, નિજાનંદ
**સ્વિચ** (સ્ત્રી.) વીજળી ચાલુ કે બંધ કરવાની ચાંપ કે કળ
**સ્વિડિશ** (વિ.) સ્વિડન દેશને લગતું (૨) (પું.) તે દેશનો વતની (૩) (સ્ત્રી.) તેની ભાષા
**સ્વિસ** (વિ.) સ્વિટ્ઝર્લેન્ડ દેશને લગતું (૨) (પું.) તે દેશનો વતની
**સ્વીકરણ** (ન.) સ્વીકારવું તે (૨) પચાવીને પોતાનું કરવું તે, 'એસિમિલેશન'
**સ્વીકાર** (પું.) સ્વીકારવું તે (૨) સામાની વાત કબૂલવી તે (૩) પહોંચ, પાવતી
**સ્વીકારપત્ર** (પું.) સ્વીકાર્યાનું કે મળ્યાનું કાગળિયું, પહોંચ, પાવતી, રસીદ, 'રિસીટ'
**સ્વીકારવું** (ક્રિ.) અંગીકાર કરવો, કબૂલ કરવું
**સ્વીકાર્ય** (વિ.) સ્વીકારવા યોગ્ય
**સ્વીકૃત** (વિ.) સ્વીકારેલું, અપનાવેલું
**સ્વીકૃતિ** (સ્ત્રી.) સ્વીકાર
**સ્વીપર** (વિ.) (સુધરાઈનો) સફાઈ કામદાર
**સ્વીય** (વિ.) પોતાનું, નિજ
**સ્વીયા** (વિ.સ્ત્રી.) પોતાની સ્ત્રી. સ્વકીયા
**સ્વેચ્છા** (સ્ત્રી.) પોતાની ઇચ્છા (૨) આપખુદી
**સ્વેચ્છાચાર** (પું.) પોતાની મરજી પ્રમાણે વર્તવું તે, સ્વચ્છંદતા
**સ્વેચ્છાચારિણી,સ્વેચ્છાચારી** (સ્ત્રી.વિ.) સ્વેચ્છાચાર કરનાર
**સ્વેટર** (ન.) ઊન ગૂંથીને કરાતો એક બદન કે ગંજીફરાક જેવો પહેરવેશ
**સ્વેદ** (પું.) પરસેવો (૨) તાપ, ગરમી (૩) રસને લગતાં અષ્ટભાવમાંનો એક (કા.શા.)
**સ્વેદગ્રંથિ** (સ્ત્રી.) સ્વેદ ઝરતી નાડીની ગ્રંથિ
**સ્વેદજ** (વિ.) પરસેવાથી થયેલું (૨) (ન.) સ્વેદજ જીવ કે જંતુ
**સ્વેદજલ** (ન.) પરસેવો-તેનું પાણી
**સ્વેદન** (ન.) પરસેવો (૨) પરસેવો લાવવો તે (૩) તેવું ઔષધ
**સ્વેદપિંડ** (પું.) સ્વેદગ્રંથિ, પરસેવો સ્રવે તે ગ્રંથિ
**સ્વેદબિંદુ** (ન.) પરસેવાનું ટીપું
**સ્વૈચ્છિક** (વિ.) સ્વેચ્છા પ્રમાણેનું, મરજિયાત, પોતાની ઇચ્છા પ્રમાણેનું
**સ્વૈર** (વિ.) મરજીમાં આવે તેમ વર્તનારું, સ્વચ્છંદી, નિરંકુશ, મનમોજી
**સ્વૈરવિહાર** (પું.) મરજી મુજબ વિહરવું તે
**સ્વૈરવિહારી,સ્વૈરાચારી** (વિ.) મરજી મુજબનું આચરણ કરનાર
**સ્વૈરિણી** (સ્ત્રી.) વ્યભિચારિણી સ્ત્રી
**સ્વોન્નતિ** (સ્ત્રી.) પોતાની ઉન્નતિ, આત્મોન્નતિ
**સ્વોપકારી** (વિ.) પોતાને જ ઉપકારક કે લાભદાયી
**સ્વોપજ્ઞ** (વિ.) પોતે (નવું કે પહેલું) મેળવેલું કે શોધેલું
**સ્વોપાર્જિત** (વિ.) પોતે જાતે રચેલું-મેળવેલું, આપકમાઈનું

## હ

હ (પું.) ચોથો ઉષ્માક્ષર
**હક(-ક્ક)** (પું.) દાવો, અધિકાર (૨) દસ્તૂરી, લાગો (૩) કર્તવ્ય, ફરજ (૪) સત્ય, ન્યાય (૫) ઈશ્વર, પરમાત્મા (૬) (વિ.) વાજબી, સાચું, સત્ય
**હકડેઠઠ** (વિ.) ખીચોખીચ, ચિકાર
**હક(-ક્ક)દાર** (વિ.) હક ધરાવતું (૨) વાજબી
**હક(-ક્ક)દારી** (સ્ત્રી.) હકદાર હોવાપણું ચદસ્તાવેજ

**હક(-ક્ક)નામું,હક(-ક્ક)પાત્ર** (ન.પું.) હક દર્શાવતું લખાણ, હકનો
**હક(-ક્ક)ભાગ,હક(-ક્ક)હિસ્સો** (પું.) હકનો ભાગ
**હકસાઈ** (સ્ત્રી.) હકનું લવાજમ, દસ્તૂરી
**હકાર** (પું.) હ અક્ષર કે તેનો ઉચ્ચાર (૨) હા કહેવી કે પાડવી તે
**હકારાત્મક** (વિ.) હકારવાળું, હા કહેતું, 'પોઝિટિવ'
**હકારાંત** (વિ.) અંતે હકારવાળું
**હકાલપટ્ટી** (સ્ત્રી.) કાઢી મૂકવું તે
**હકીકત** (સ્ત્રી.) ખરો અહેવાલ કે બીના (૨) ખરી ખબર કે બાતમી (૩) બીના, ખબર (૪) સત્ય
**હકીકતદોષ** (પું.) હકીકત-બીના કે બાતમીને અંગેનો દોષ-તેની ભૂલ
**હકીકતફેર** (પું.) બીજી કે ફરકવાળી હકીકત હોવી તે
**હકીકી** (વિ.) હકીકતી, સાચું (૨) ઈશ્વરી
**હકીમ** (પું.) યુનાની વૈદું કરનારો, મુસલમાન વૈદ
**હકીમી** (સ્ત્રી.) હકીમપણું, હકીમનો કામધંધો
**હકૂમત** (સ્ત્રી.) સત્તા, અધિકાર
**હકૂમતી** (વિ.) હકૂમત સંબંધી
**હગાર** (સ્ત્રી.) અઘાર, ચરક, પંખીનો મળ
**હચમચ** (સ્ત્રી.) હચમચાવું તે
**હચમચવું** (ક્રિ.) ડગમગવું, પાયામાંથી કે સાંધામાંથી હાલી જવું
**હચમચાટ** (પું.) હચમચાવવું તે
**હચમચાવવું** (ક્રિ.) ડગમગાવવું, પાયામાંથી સાંધામાંથી હલાવી નાંખવું, ઢંઢોળવું
**હજ** (સ્ત્રી.) જાત્રા (મક્કાની)
**હજમ** (વિ.) પચેલું, જરેલું (૨) (લા.) ઉચાપત કરેલું
**હજરત** (પું.) માલિક, સ્વામી, શ્રીમાન (૨) (મુસલમાનોમાં) મોટા કે પૂજ્ય માણસને લગાડાતો માનવાચક શબ્દ (૩) (સ્ત્રી.) મોટા માણસોની સભા
**હજામ** (પું.) વાળંદ, નાઈ
**હજામત** (સ્ત્રી.) મુંડન, ક્ષૌરકર્મ, વાળ કાપવા કે બોડવા તે (૨) (લા.) નકામી મહેનત કરવી તે (૩) કડક ટીકા કરવી કે ઊધડું લઈ નાંખવું તે
**હજાર** (વિ.) '૧૦૦૦' નો આંકડો
**હજારીગોટો** (પું.) એક ફૂલઝાડનું ફૂલ
**હજી,હજૂ** (અ.) અત્યાર લગી (૨) હવે પણ
**હજીરો** (પું.) મિનારાઓવાળો સુંદર રોજો (૨) (લા.) મોટી નામનાનું કામ (કટાક્ષમાં)
**હજૂર** (સ્ત્રી.) 'આપ' અર્થનો દરબારી કે મુસલમાની વિવેકમાં વપરાતો ઉદ્‌ગાર (૨) હાજરી, તહેનાત (૩) (અ.) સમક્ષ, સામે
**હજૂરિયો** (પું.) તહેનાતમાં રહેનારો નોકર કે સેવક (૨) અંગૂછો, રૂમાલ
**હટ** (અ.) 'દૂર ખસ' એ અર્થનો (છણકા કે તુચ્છકારનો) ઉદ્‌ગાર
**હટાણું** (ન.) બજારકામ, ખરીદકામ (૨) ખરીદવા-વેચવાનો ધંધો
**હઠ** (પું.સ્ત્રી.) જીદ, ખોટો આગ્રહ
**હઠયોગ** (પું.) યોગનો એક પ્રકાર
**હઠવું** (ક્રિ.) આઘું જવું, ખસવું (૨) પાછા પડવું, ઊતરવું (૩) હઠ કરવી
**હઠાગ્રહ** (પું.) હઠપૂર્વક આગ્રહ (૨) જિદ્દીપણું
**હઠાગ્રહી** (વિ.) હઠાગ્રહ કરનાર, હઠીલું, જિદ્દી
**હઠિયું,હઠીલું** (વિ.) જિદ્દી
**હઠીલાઈ** (સ્ત્રી.) હઠીલાપણું
**હઠીલું** (વિ.) હઠવાળું, જિદ્દી (૨) હઠે નહિ તેવું, મટે નહિ તેવું
**હડકવા** (પું.) કૂતરાં, શિયાળવાં વગેરેને થતો એક રોગ, જેથી તે જેને તેને કરડવા દોડે છે. (૨) (લા.) તેના જેવો ગાંડો આવેગ
**હડકાયું(-યેલું)** (વિ.) જેને હડકવા થયો હોય એવું (૨) (લા.) ખાઉધરું
**હડતાલ** (સ્ત્રી.) એક ઉપધાતુ-હરતાલ
**હડતાલ(-ળ)** (સ્ત્રી.) બજાર, કામધંધો વગેરે બંધ થવાં તે (શોક કે વિરોધ વગેરે દર્શાવવા)
**હડતાલિ(-ળિ)યો** (પું.) હડતાલમાં ભળેલો (૨) હડતાલ પડાવવામાં આગેવાની લેનાર
**હડદો,હડદોલો** (પું.) હડસેલો (૨) થાક
**હડધૂત** (સ્ત્રી.) ચારે બાજુથી હડતગડ થવી તે (૨) (વિ.) ચારે બાજુથી તિરસ્કાર પામેલું
**હડપ** (સ્ત્રી.) અડપ, આગ્રહ (૨) (અ.) એકદમ ને ત્વરાથી, હડફ
**હડપચી** (સ્ત્રી.) જ્યાં દાઢી ઊગે છે તે નીચલા જડબાનો ભાગ
**હડપવું** (ક્રિ.) ગળી જવું, હડપ કરવું, અન્યાયી રીતે પડાવવું
**હડફ(-ફે)ટ** (સ્ત્રી.) ઝપટ, સપાટો, અથડામણ, અડફટ
**હડફો** (પું.) જડસો, મૂર્ખ (૨) ધપ્પો, હડસેલો (૩) ઇસ્કોતરો
**હડસેલવું** (ક્રિ.) હડસેલો મારવો, ધકેલવું
**હડસેલો** (પું.) ધક્કો
**હડહડતું** (વિ.) ઊકળતું (૨) (લા.) ચુસ્ત, પાકું, પૂરેપૂરું
**હડહડવું** (ક્રિ.) હડ હડ અવાજ સાથે ઊકળવું કે તપવું
**હડિયાદોટ** (સ્ત્રી.) આમતેમ નકામી દોડાદોડ
**હડિયાપાટી** (સ્ત્રી.) વારંવાર આંટા-ફેરા થાય તેવી દોડદોડ, હડીઓ કાઢવી તે
**હડી** (સ્ત્રી.) દોટ, દોડ
**હડુ(-ડે)ડાટ, હડુડુ** (અ.) જોરથી હડી કાઢવાનો કે ધસવાનો અવાજ
**હડૂડવું** (ક્રિ.) 'હડુડુ' એવો અવાજ કરવો (૨) (વરસાદનું) ગાજવું
**હડે** (અ.) કૂતરાને દૂર ભગાડવાનો ઉદ્‌ગાર
**હડે હડે** (સ્ત્રી.) હડે હડે કરવું તે (૨) (લા.) આવકારનો અભાવ, અવગણના
**હણવું** (ક્રિ.) મારી નાખવું, જીવ લેવો (૨) નાશ કરવો
**હણહણવું** (ક્રિ.) ઘોડાએ અવાજ કરવો
**હણહણાટ,હણહણાટી** (પું.સ્ત્રી.) ઘોડાનો એવો અવાજ (૨) હણ-હણવાનો અવાજ (૩) (લા.) તનમનાટ, અભિમાન, ગર્વ
**હત** (અ.) પશુ વગેરેને હાંકી કાઢતા બોલાતો ઉદ્‌ગાર (૨) (સ્ત્રી.) (બાળભાષામાં) મારવું તે
**હત** (વિ.) હણાયેલું, મરાયેલું, ઘવાયેલું (૨) નિકૃષ્ટ, હલકું
**હતતારી,હત્તારી** (અ.) અવગણના, અરુચિ કે તુચ્છાકારનો ભાવ બતાવતો ઉદ્‌ગાર
**હતપ્રભ** (વિ.) નિસ્તેજ, તેજોવધ પામેલું
**હતબુદ્ધિ** (વિ.) જેની બુદ્ધિ બહેર મારી ગઈ હોય એવું
**હતભાગ્ય** (ન.) કમનસીબ, દુર્ભાગ્ય
**હતવીર્ય** (વિ.) બળરહિત, શકિતહીન
**હતાશ** (સ્ત્રી.) નિરાશા, નાસીપાસ
**હતાશા** (સ્ત્રી.) નિરાશા (૨) નિષ્ફળતા
**હતોત્સાહ** (વિ.) જેનો ઉત્સાહ કે ઉમંગ નાશ પામ્યો હોય એવું

**હત્યા** (સ્ત્રી.) ઘાત, વધ, જીવ લેવો તે (૨) પ્રાણીને મારવાથી લાગતો દોષ
**હત્યાકાંડ** (પું.) ભારે હત્યા કે સંહારનો બનાવ, સંહારલીલા
**હત્યારું** (વિ.) હત્યા કરનારું, ઘાતકી
**હથવાર** (વિ.સ્ત્રી.) અમુક એક માણસને (હાથને) જ દોહવા દે એવી ટેવાયેલી (ગાય-ભેંસ)
**હથિયાર** (ન.) શસ્ત્ર, આયુધ (૨) સાધન (૩) ઓજાર
**હથિયારબંધ** (વિ.) સશસ્ત્ર
**હથિયારબંધી** (સ્ત્રી.) હથિયાર રાખવાની બંધી-મનાઈ
**હથેલી(-ળી)** (સ્ત્રી.) હાથના પંજાની ઉપરની કોમળ સપાટી (૨) ઘોડાનો ખરેરો કરવાનું-પંજામાં પહેરવાનું કાથીનું સાધન
**હથેવાળો** (પું.) વરકન્યાનો હસ્તમેળાપ, પાણિગ્રહણ, હાથેવાળો
**હથોટી** (સ્ત્રી.) હાથનો કસબ,આવડત (૨) મહાવરો, ટેવ
**હથોડી** (સ્ત્રી.) ટીપવાનું કે ઠોકવાનું મોગરી જેવું સાધન
**હથોડો** (પું.) મોટી હથોડી, થણ
**-હથ્થું** (વિ.) હસ્તક, હાથનું, દા.ત. એકહથ્થું
**હદ** (સ્ત્રી.) મર્યાદા, સીમા, અવધ (૨) અંત, છેડો
**હદનિશાન** (ન.) હદ બતાવનારું નિશાન
**હદપાર** (અ.) મર્યાદા વિના, અતિશય, બેહદ (૨) દેશનિકાલ
**હદપારી** (સ્ત્રી.) હદપાર કે હદ બહાર થવું તે (૨) દેશનિકાલ થવું તે
**હદીસ** (સ્ત્રી.) પયગંબર સાહેબનાં પ્રસંગોપાત્ત કહેલાં વચનો કે ફરમાનોનો સંગ્રહ, મુસલમાનોનો સ્મૃતિગ્રંથ
**હનન** (ન.) હણવું-જીવ લેવો તે, હત્યા
**હનુ(-નૂ)** (સ્ત્રી.) હડપચી
**હનુમાન** (પું.) મારુતિ, શ્રી રામના પ્રખ્યાત વાનર ભકત (૨) મહાવીર
**હપતાવાર** (અ.) હપતા પ્રમાણે
**હપતો,હફતો** (પું.) સપ્તાહ, અઠવાડિયું (૨) થોડેથોડે પૈસા ભરવા ઠરવેલી મુદત, તે તે મુદતે ભરવાની રકમ
**હબક** (સ્ત્રી.) સખત બીક, ફાળ
**હબકવું** (ક્રિ.) ફાળ પડવી, ચોંકવું
**હબશી(-સી)** (પું.) આફ્રિકાનો વતની, 'નીગ્રો'
હમ ફારસી ઉપસર્ગ, નામને લાગતાં, 'તેની બરોબરનું, સાથેનું' એવો ભાવ બતાવતું વિશેષણ થાય. જેમ કે, હમદીન, હમશકલ
**હમચી, હમચડી** (સ્ત્રી.) તાનમાં ઊછળીને લીધેલી ફૂદડી-ઘુમરડી (જેમ કે, દેવી આગળ ધૂણતાં કે કૂદતાં)
**હમજાત** (વિ.) પોતાની જાતિનું
**હમણાં** (અ.) હાલ, હાલમાં, અત્યારે
**હમદર્દ** (વિ.) સમદુખિયું
**હમદર્દી** (સ્ત્રી.) સમભાવ, દિલસોજી, સહાનુભૂતિ
**હમરાહી** (સ્ત્રી.) સોબત, સંગાથ, સાથ
**હમવતન,હમવતની** (વિ.) એક મૂળ જ વતનનું, એક જ જન્મભૂમિ કે દેશનું
**હમશીર** (વિ.) સહોદર, એક ધાવણનું (૨) (સ્ત્રી.) બહેન
**હમશીરા** (સ્ત્રી.) હમશીર, બહેન
**હમસફર** (પું.) સાથે પ્રવાસમાં હોવું તે, સાથીદાર
**હમાચો** (પું.) મુસાફરીની બચકી
**હમામ** (ન.) નાહવાની જગ્યા
**હમામખાનું** (ન.) સ્નાનગૃહ, ગુસલખાનું
**હમામદસ્તો** (પું.) ખાંડણીપરાઈ (૨) ખાંડણીનો દસ્તો, પરાઈ
**હમાલ** (પું.) બોજો ઉપાડનારો, મજૂર
**હમાલી** (સ્ત્રી.) હમાલનું કામ, હમાલપણું કે તેનું મળતર-મજૂરી
**હમેલ** (પું.) ગર્ભ (૨) (સ્ત્રી.) ચપરાસ, પટો, પટા પરની તખ્તી
**હમે(-મ્મે)શ,હંમે(-મ્મે)શાં,હંમેશ** (અ.) રોજ, નિત્ય, પ્રતિદિન
**હય** (પું.) ઘોડો, અશ્વ
**હયદળ** (ન.) ઘોડેસવાર લશ્કર
**હયશાલા(-ળા)** (સ્ત્રી.) અશ્વશાળા, ઘોડાર
**હયાત** (વિ.) જીવતું, વિદ્યમાન
**હયાતી** (સ્ત્રી.) અસ્તિત્વ હોવાપણું, જિંદગી, હયાતપણું
**હયાતી પ્રમાણપત્ર** (ન.) જીવતા હોવાનું પ્રમાણપત્ર-દાખલો
**હર** (વિ.) દરેક, પ્રત્યેક, હરેક (મોટે ભાગે સમાસમાં)
**હર** (પું.) શંકર, મહાદેવ (૨) (વિ.) હરનાર, લેનાર
**હરકત** (સ્ત્રી.) અડચણ, નડતર (૨) વાંધો
**હરકોઈ** (વિ.) હરેક, દરેક, કોઈપણ
**હરખ** (પું.) આનંદ, ખુશી, હર્ષ
**હરખઘેલું** (વિ.) અતિશય હર્ષથી ઘેલું બનેલું
**હરખપદૂડું** (વિ.) અતિ ઉત્સાહી (૨) ફૂલણજી
**હરખભેર** (અ.) હરખ સાથે, આનંદભેર
**હરખવા** (પું.) ઘણા જ આનંદથી થયેલી ઘેલછા
**હરખાવું** (ક્રિ.) ખુશ થવું, આનંદમાં આવવું
**હરગિજ(-સ)** (અ.) કદી પણ (નહિ), બિલકુલ
**હરઘડી** (અ.) દરેક ઘડીએ, વારંવાર
**હરજી** (પું.) પરમેશ્વર, શ્રીવિષ્ણુ ભગવાન, નારાયણ
**હરડાં** (ન.બ.વ.) હરડીના ઝાડનાં નાનાં અધકચરાં ફળ, હીમજ
**હરડે** (સ્ત્રી.) હરડીના ઝાડનું ફળ, હરીતકી
**હરણ** (ન.) હરવું, હરી જવું-ઉપાડી જવું તે
**હરણ** (ન.) મૃગ
**હરણી** (સ્ત્રી.) હરણની માદા, મૃગલી, મૃગશીર્ષ નક્ષત્ર
**હરતુંફરતું** (વિ.) હાલીચાલી શકે એવું કે એટલું, સાજું સમું, સાજું થયેલું
**હરદમ** (અ.) હરેક ક્ષણે, હંમેશ (૨) વારંવાર
**હર(-રિ)દાસ** (પું.) એક પ્રકારનો હરિકથા કરનાર-કથાકાર (૨) હરિભકત
**હર(-રિ)દ્વાર** (ન.) હિમાલય નજીક આવેલું હિંદુઓનું એક તીર્થસ્થળ (૨) યાત્રાધામ
**હરફ** (પું.) બોલ, શબ્દ (૨) અક્ષર
**હરફર** (સ્ત્રી.) વારંવાર આવવું જવું તે
**હરમું** (વિ.) હળદરના સ્વાદવાળું
**હરવું** (ક્રિ.) બળાત્કારથી ઉપાડી જવું (સ્ત્રીને) (૨) ઝૂંટવી લેવું (૩) લઈ લેવું
**હરસ** (પું.) ગુદામાં થતો એક રોગ
**હરસમસા** (પું.બ.વ.) હરસ અને મસા
**હરસાલ** (પું.બ.વ.) દરેક વર્ષે, વર્ષોવર્ષ
**હરહમેશ** (અ.) દરરોજ, હંમેશાં
**હરાજ** (વિ.) લિલામથી વેચેલું

**હરાજી** (સ્ત્રી.) લિલામ, જાહેરમાં કિંમત બોલાવરાવી વધારેમાં વધારે કિંમત આપનારને વેચવું તે
**હરાડું(-યું)** (વિ.) રખડતું, છૂટું ફરતું (૨) અંકુશ વગરનું, માતેલું
**હરામ** (વિ.)કુરાનમાં મના કરેલું હોય એવું, નિષિદ્ધ, અધર્મી (૨) વગર હકનું, અઘટિત (૨) સુસ્ત, બેઠાખાઉ
**હરામખોર** (વિ.) હરામનું ખાવા ઇચ્છનારું
**હરામખોરી** (સ્ત્રી.) હરામખોરપણું
**હરામી** (વિ.) હરામખોર, કૃતઘ્ન, બદમાશ (૨) નીચ કે દુષ્ટ (૩) (સ્ત્રી.) હરામખોરી
**હરાર** (અ.) ધરાર, નક્કી, અવશ્ય (૨) (અ.) હંમેશાં, ઠેઠ સુધી
**હરિ** (પું.) વિષ્ણુ ભગવાન, શ્રીકૃષ્ણ (૨) ઘોડો (૩) સિંહ (૪) વાંદરો (૫) ચંદ્ર (૬) દેડકો
**હરિકથા** (સ્ત્રી.) ભગવાનની લીલાની કથા કે ગુણગાન
**હરિકીર્ત(-ર્ત્ત)ન** (ન.) સંગીત સાથે પરમેશ્વરનાં ગુણગાન
**હરિગીત** (પું.) એક છંદ
**હરિગુણ** (પું.) હરિના ગુણ, ઈશ્વરનું સ્તવન-સ્તુતિ
**હરિચંદન** (ન.) કેસર (૨) એક જાતની સુખડ (૩) ચાંદની (૪) સ્વર્ગનાં પાંચ વૃક્ષોમાંનું એક (બાકીનાં-પારિજાત, મંદાર, સંતાન અને કલ્પ)
**હરિજન** (પું.) હરિનો-વિષ્ણુનો માણસ, દેવદૂત (૨) હરિભક્ત
**હરિણાક્ષી** (વિ.સ્ત્રી.) હરણ જેવા સુંદર નયનવાળી
**હરિણી** (સ્ત્રી.) હરણી, મૃગલી (૨) (પું.) એક છંદ
**હરિત** (વિ.) લીલું (૨) પીળું
**હરિતદ્રવ્ય** (ન.) વનસ્પતિમાં રહેલું લીલું તત્ત્વ, 'ક્લૉરોફિલ'
**હરિદ્રા (સ્ત્રી.) હળદર**
**હરિભક્તિ** (સ્ત્રી.) ભગવાનની અનન્ય શરણ-ભાવના (૨) હરિભજન કરવું એ
**હરિભજન** (પું.) હરિનું ભજન, પ્રભુનું ભજનકીર્તન, હરિભક્તિ
**હરિયાળી** (સ્ત્રી.) લીલોતરી કે તેની શોભા
**હરિયાળું** (વિ.) લીલું કુંજર
**હરિરસ** (પું.) હરિભક્તિનો રસ
**હરિલીલા** (સ્ત્રી.) હરિની લીલા, પ્રભુનું ચરિત્ર
**હરિશ્ચંદ્ર** (પું.) પ્રસિદ્ધ સત્યવાદી રાજા, ત્રિશંકુનો પુત્ર
**હરિહર** (પું.) હરિ અને હર, વિષ્ણુ અને શિવ
**હરીતકી** (સ્ત્રી.) હરડે
**હરીફ** (પું.) પ્રતિસ્પર્ધી, સામાવાળિયો (૨) શત્રુતા
**હરીફાઈ** (સ્ત્રી.) સરસાઈ, સ્પર્ધા, બરોબરી (૨) શત્રુતા
**હરું** (વિ.) લીલું (૨) રુચિ પેદા કરે તેવા સ્વાદનું (૩) (અ.) અહીં
**હરેક** (વિ.) દરેક, પ્રત્યેક
**હરેરવું** (ક્રિ.) ધ્રૂજી ઊઠવું, ત્રાસવું, ગભરાઈ જવું-નાહિંમત થવું
**હરોલ(-ળ)** (સ્ત્રી.) લશ્કરનો પાછલો ભાગ, (૨) હાર, ઓળ (૩) બરાબરી, જોડ
**હર્તા(-ર્ત્તા)** (વિ.) 'હરનાર', 'હણનાર' ઉદા. દુઃખહર્તા (૨) (પું.) ચોર લૂંટારું
**હર્પિર્જ** (ન.) વસપિર્કા (ચામડીનો એક રોગ)
**હર્મ્ય** (ન.) મોટું સુંદર મકાન, મહેલ
**હર્યુંભર્યું** (વિ.) હરિયાળીથી છવાયેલું, લીલુંછમ (૨) (લા.) સમૃદ્ધ
**હર્ષ** (પું.) હરખ, આનંદ
**હર્ષઘેલું** (વિ.) હરખઘેલું
**હર્ષજન્ય** (વિ.) હર્ષમાંથી પેદા થતું
**હર્ષનાદ** (પું.) હર્ષથી પોકારવું તે, હર્ષની બૂમ
**હર્ષવર્ષણ** (ન.) હર્ષરૂપી વૃષ્ટિ, અતિ હર્ષ થવો તે
**હર્ષાશ્રુ** (ન.બ.વ.) ખુશી કે હર્ષના કારણે આંખમાં આવતાં આંસુ
**હર્ષિત** (વિ.) હર્ષ પામેલું
**હલ** (પું.) નિર્ણય, ઉકેલ, નિવેડો
**હલ(-ળ)** (ન.) જમીન ખેડવાનું ઓજાર
**હલક** (સ્ત્રી.) કંઠ, સૂર, સ્વર (૨) શોભા, રોનક (૩) પળ, ક્ષણ
**હલકટ** (વિ.) નીચ, આછકલા સ્વભાવનું
**હલકદાર** (વિ.) હલકવાળું, સુરીલું
**હલકવું** (ક્રિ.) હેલારા મારવા (૨) ધમાલ મચાવવી (ભીડથી), ઊમટવું
**હલકાઈ** (સ્ત્રી.) હલકટપણું, નીચતા
**હલકાર** (પું.) હલકારવું તે
**હલકારવું** (ક્રિ.) મોટેથી બૂમ પાડવી (૨) બૂમ પાડી હાંકવું, ડચકારવું (૩) હાંકવું, ચલાવવું
**હલકારો** (પું.) ખેપિયો, કાસદ (૨) જાસૂસ, દૂત (૩) ટપાલી
**હલકું** (વિ.) ઓછા વજનનું (૨) ઓછા મૂલનું (૩) ઝટ પચે તેવું (૪) ઘેરું, અસહ્ય કે મુશ્કેલ નહીં તેવું (૫) પ્રફુલ્લ, તાજું, ચિંતા વગરનું, ઉલ્લાસભર્યું (૬) ઊતરતી કોટીનું (૭) ઓછી મહેનતનું (૮) નીચું, ખરાબ, અઘટિત (૯) હલકટ
**હલકું-ફૂલ** (અ.) ફૂલ જેવું હલકું, ઘણું હલકું
**હલચો** (પું.) (કા.) ઘસારો, નુકસાન
**હલ(-ળ)ધર** (પું.) બળરામ
**હલનચલન** (ન.) હાલવું ચાલવું તે
**હલ(-ળ)પતિ** (પું.) ખેતમજૂર, દૂબળો
**હલફ** (પું.) સોગંદ, કસમ
**હલફલ** (સ્ત્રી.) ધમાલ, ખળભળાટ, ઉશ્કેરાટ, હલમલ
**હલમલ** (સ્ત્રી.) ધાંધલ, ધમાલ, ખળભળાટ
**હલમલવું** (ક્રિ.) હાલવું, ડોલવું (૨) (લા.) ભાવમગ્ન થવું
**હલવાઈ** (પું.) કંદોઈ, સુખડિયો
**હલવાસન** (ન.) ખંભાત બાજુ બનતી માવાની એક મીઠાઈ
**હલવો** (પું.) માવાની એક મીઠાઈ
**હલહલાટ** (પું.) ધાંધલ, કોલાહલ, ઉતાવળ
**હલંત** (વિ.) (વિ.) વ્યંજનાંત (વ્યા.)
**હલાક** (વિ.) હેરાન, અથડામણથી કંટાળેલું (૨) કંગાલ
**હલાકત, હલાકી** (સ્ત્રી.) હેરાન થવું તે, હેરાનગતિ, અથડામણ (૨) તંગી, ખેંચ, કંગાલિયત
**હલામણ** (સ્ત્રી.) અથડામણ, હેરાનગતિ (૨) માથાફોડ, પંચાત
**હલાલ** (વિ.) ધર્મથી મંજૂર છે એવું, વિહિત, કાયદેસર, વાજબી
**હલાલખોર** (પું.) ખાટકી, કસાઈ (૨) બરાબર કામ કરીને બદલો મેળવનારો
**હલાલી** (સ્ત્રી.) વફાદારી, એકનિષ્ઠા (૨) (વિ.) હલાલ થયેલું (જેમ કે, ચામડું)

**હલાવવું** (ક્રિ.) 'હલવું,હાલવું' નું પ્રેરક (૨) ઊંચુંનીચું કરી (કોઈ કામ, વાત,વિચાર વગેરેને) ગતિ આપવી તે, ચળવળ, ખળભળાટ, પ્રવૃત્તિ કે ગતિ પ્રેરે એમ કરવું (૩) બીજા નામ સાથે વપરાતાં તે તે વસ્તુ દ્વારા કાંઈ કરવું. એવો અર્થ થાય છે. જેમ કે, 'હાથ હલાવવા' એટલે 'કામ' કરવું

**હલાસન** (ન.) એક યોગાસન

**હલા(-ળા)હલ(-ળ)** (વિ.) અતિ તીવ્ર, અતિશય (૨) (ન.) કાળકૂટ વિષ (સમુદ્રમંથન કરતાં નીકળેલું)

**હલેસવું** (ક્રિ.) હલેસાં મારવાં, હલેસાં મારી ચલાવવું

**હલેસાદાર** (પું.) (હોડી) હલેસનાર, હલેસાવાળો

**હલેસું** (ન.) હળનો દાંડો-હાથો, હોડી ચલાવવાનો ચાટવો

**હલ્લાખોર** (વિ.) હલ્લો કરે એવું, આક્રમક

**હલ્લીશ(-સ)ક** (ન.) એક પ્રકારનું નૃત્ય (રાસ ગરબા જેવું)

**હલ્લો** (પું.) ધસારો, હુમલો (૨) ધક્કો, નુકસાન (૩) (લા.) કામધંધો, ઉદ્યોગ, રોજગાર

**હવડ** (વિ.) અવાવરું, અવડ

**હવન** (પું.) હોમ, યજ્ઞ (૨) (ન.) યજ્ઞમાં આહુતિ હોમવી તે

**હવસ** (પું.) વાસના (૨) કામવાસના (૩) લોભલોલુપતા

**હવસખોર** (વિ.) વિષયી, કામુક

**હવસખોરી** (સ્ત્રી.) કામવાસનાની પ્રબળ વૃત્તિ

**હવા** (સ્ત્રી.) પવન, વાયુ (૨) વાતાવરણ (૩) ભેજ (૪) (લા.) વાતચીત, ખબરઅંતર, વગેરેની સ્થિતિ કે તેવું વાતાવરણ

**હવાઈ** (વિ.) હવાનું, -ને લગતું (૨) હવામાં ઊડનારું (૩) (લા.) તરંગી, કાલ્પનિક (૪) (સ્ત્રી.) એક દારૂખાનું

**હવાઈ છત્રી** (સ્ત્રી.) વિમાનમાંથી નીચે આવવાના કામની છત્રી, 'પૅરેશૂટ'

**હવાઈ જહાજ** (ન.) વિમાન, 'ઍરોપ્લેન'

**હવાઈ ડાક** (સ્ત્રી.) વિમાનથી જતી આવતી ટપાલ, 'ઍર-મેલ'

**હવાઈ દળ** (ન.) વાયુસેના, 'ઍર-ફોર્સ'

**હવાચુસ્ત,હવાબંધ** (વિ.) હવાની અવર-જવર ન થઈ શકે તેવું, બહારના વાયુથી અભેદ્ય, 'ઍર-ટાઈટ'

**હવા(-વે)ડો** (પું.) અવાડો, ઢોરને પાણી પીવાનો (કૂવા પરનો) કુંડ

**હવાતિયાં** (બ.વ.ન.) વલખાં, નિરર્થક પ્રયત્ન (૨) મિથ્યા પ્રયાસ

**હવાદાર** (વિ.) હવા આવજા કરે એવી મોકળાશવાળું, 'વેન્ટિલેટેડ'

**હવાપાણી** (ન.બ.વ.) આબોહવા

**હવાફેર** (પું.) તબિયતને કારણે હવા-સ્થળ બદલવું તે

**હવાબારી** (સ્ત્રી.) ખંડમાં હવાની મુકત અવર-જવર માટેની વ્યવસ્થા, સંવાતક, 'વેન્ટીલેટર'

**હવામાન** (ન.) હવાના દબાણ વગેરે અંગેની સ્થિતિનું માપ

**હવાલ** (પું.) અવસ્થા, હાલત, દશા (૨) અહેવાલ

**હવાલદાર** (પું.) પટેલ-તલાટીનો સિપાઈ, પટાવાળો (૨) સિપાઈઓની કે પોલીસની નાની ટુકડીનો નાયક

**હવાલદારી** (સ્ત્રી.) હવાલદારનું કામ કે પદ

**હવાલે** (અ.) સુપરત, કબજે

**હવાલો** (પું.) કબજો, તાબો (૨) સુપરત, ભાળવણ (૩) અખત્યાર, સત્તા (૪) ઝીણી ચાળણી (૫) સામસામે, ખાતે જમા-ઉધાર કરવું તે

**હવાવું** (ક્રિ.) હવા લાગવી, ભેજ લાગવો

**હવાં** (અ.) હવે, હમણાં

**હવિ** (પું.ન.) બળિ, હોમવાનું તે (૨) ઘી

**હવિષ્ય** (ન.) હોમવા યોગ્ય દ્રવ્ય

**હવિષ્યાન્ન** (ન.)યજ્ઞ કે ઉપવાસના દિવસોમાં ખાઈ શકાય એવું અન્ન

**હવે** (અ.) અમુક પછી, અત્યારે, હમણાં (૨) અત્યાર પછી, આગળ પર

**હવેજ** (પું.) ધાણાજીરું, હિંગ, મરચાં વગેરેનો શાકભાજીમાં નાખવાનો મસાલો (૨) અથાણાં માટે બનાવેલો મસાલો

**હવેજિયું** (વિ.) હવેજ ભરી તૈયાર કરેલું કે વઘારેલું, સંભારિયું

**હવેથી** (અ.) અત્યાર પછીથી

**હવેરું** (વિ.) બાવરું, ગભરાયેલું

**હવેલી** (સ્ત્રી.) મોટું ને સુંદર બાંધણીનું મકાન (૨) પુષ્ટિમાર્ગીય મંદિર

**હવેલી સંગીત** (ન.) પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ સંપ્રદાયનું કીર્તન કે સંગીત

**હવ્ય** (વિ.) હોમવા યોગ્ય (૨) (ન.) હોમવાની સામગ્રી (દેવોને માટે)

**હશીશ** (સ્ત્રી.) એક કેફી-માદક વનસ્પતિ

**હશે** 'હોવું' નું બીજા પુરુષ એકવચનનું તથા ત્રીજા પુરુષનું ભવિષ્યકાળનું રૂપ (૨) (અ.) (લા.) ખેર, કંઈ ચિંતા નહિ એવો ઉદ્‌ગાર

**હસમુખું** (વિ.) હસતા મુખવાળું, આનંદી

**હસરત** (સ્ત્રી.) દિલગીરી, શોક, અફસોસ (૨) પસ્તાવો

**હસવું** (ક્રિ.) દાંત કાઢવા (૨) ગમત ખાતર બોલવું (૩) હાંસી કરવી (૪) (ન.) હાસ્ય (૫) મશ્કરી, મજાક

**હસંતી** (વિ.સ્ત્રી.) (લા.) પૈડાંવાળી સગડી

**હસામણું** (વિ.) હસાવ્યા કરનારું, હાસ્ય ઉત્પન્ન કરનારું

**હસાહસ(-સી)** (સ્ત્રી.) વારંવાર હસવું તે (૨) ઠઠ્ઠો-મશ્કરી

**હસિત** (વિ.) હસેલું (૨) હાંસી પામેલું (૩) (ન.) હાસ્ય (૪) મશ્કરી (૫) (પું.) એક સંગીતાલંકાર

**હસીન** (વિ.) ખૂબસૂરત, સુંદર દેખાવનું (૨) દૃઢ, સ્થિર

**હસ્ત** (પું.) હાથ (૨) તેરમું નક્ષત્ર

**હસ્તઉદ્યોગ** (પું.) હાથની બનાવટો કે કારીગરીનો ઉદ્યોગ, હાથઉદ્યોગ

**હસ્તક** (વિ.અ.) -ના હાથે, -ની દ્વારા, -ના મારફત (૨) -ની સત્તામાં, -ના હવાલે, -ના તાબે

**હસ્તકલા(-ળા)** (સ્ત્રી.) હાથની કારીગરી

**હસ્તકૌશલ(-લ્ય)** (ન.) (કાંઈ કરવામાં) હાથની કુશળતા

**હસ્તક્ષેપ** (પું.) વચ્ચે હાથ નાખવો તે, દખલ કરવી તે

**હસ્તગત** (વિ.) હાથમાં આવેલું, પ્રાપ્ત

**હસ્તચેષ્ટા** (સ્ત્રી.) હાથનો અભિનય-એનું હલનચલન કે હાવભાવ

**હસ્તધૂનન** (ન.) મળવી વેળા હાથ મિલાવીને હલાવવાનો ચાલ

**હસ્તપ્રક્ષાલન** (ન.) હાથ ધોવા તે

**હસ્તપ્રત** (સ્ત્રી.) (હાથે લખેલી) કોઈ લખાણની મૂળ પ્રત, 'મૅન્યુસ્ક્રિપ્ટ'

**હસ્તમેળાપ,હસ્તમેળો** (પું.) હાથમાં હાથ મેળવવો તે (લગ્ન વખતે)

**હસ્તમૈથુન** (ન.) હાથથી અકુદરતી પણે વીર્યપાત કરવો એ, 'માસ્ટર બૅટ'

**હસ્તરેખા** (સ્ત્રી.) હથેળીમાંની લીટીઓ (જેના પરથી ભવિષ્ય જાણી શકાય)

**હસ્તલાઘવ** (ન.) હસ્તકૌશલ્ય-હાથની કુશળતા, હાથચાલાકી

**હસ્તલિખિત** (વિ.) હાથનું લખેલું (૨) (ન.) હાથપ્રત (૩) હાથે લખીને કઢાતું માસિક

**હસ્તલિપિ** (સ્ત્રી.) હસ્તાલેખન કરવા માટેની (અંધ માટે) લિપિ
**હસ્તલેખ** (પું.) હાથનું લખાણ, હાથપ્રત, મૂલપ્રત, 'મૅન્યુસ્ક્રિપ્ટ'
**હસ્તાક્ષર** (પું.) હાથે લખેલા અક્ષર (૨) સહી
**હસ્તામલકવત્** (અ.) હાથમાંનું આમળું લેવું સહેલું પડે તેટલું નજીકનું તેમ જ સરળ
**હસ્તાંતર** (ન.) હાથ-બદલો
**હસ્તિની** (સ્ત્રી.) હાથણી (૨) કામશાસ્ત્રમાં વર્ણવેલી ચાર પ્રકારની સ્ત્રીઓમાંની એક
**હસ્તી** (સ્ત્રી.) હયાતી, અસ્તિત્વ
**હસ્તી** (પું.) હાથી
**હસ્તીદંત** (પું.) હાથીદાંત
**હસ્તીવેદ** (પું.) હાથી વિષેનું શાસ્ત્ર
**હસ્તીશાલા(-ળા)** (સ્ત્રી.) હાથીખાનું
**હસ્તે** (અ.) હાથે, મારફત, દ્વારા
**હળ** (ન.) જમીન ખેડવાનું ઓજાર
**હળકવું** (ક્રિ.) ઝૂલવું, હાલવું
**હળખેડ** (સ્ત્રી.) હળથી (હાથે) ખેડવું તે
**હળખેડુ** (વિ.) હળ ખેડનાર
**હળદર** (સ્ત્રી.) એક ગાંઠાદાર મૂળ કે તેનો ભૂકો (૨) એક મસાલો
**હળદરવો** (પું.) એક ઝાડ (૨) ડાંગર બાવટાનો રોગ
**હળદરિયું,હળદિયું,હળદી** (વિ.) હળદરના રંગનું, પીળું
**હળપતિ** (પું.) ખેડૂત (સૂરત બાજુ) દૂબળા જાતિનો માણસ
**હળપૂણી** (સ્ત્રી.) હળના ચવડામાં નાખવાની કોશ
**હળવાશ** (સ્ત્રી.) હળવાપણું
**હળવું** (વિ.) હલકું, ધીમું, નરમ (૨) (લા.) અપ્રતિષ્ઠિત (૩) પાપમાં હલકું, નિર્મળ
**હળવું** (ક્રિ.) જીવ મળવો, ગોઠવું, ગમી જવું (૨) અનુરકત થવું, આડો સંબંધ રાખવો (પરસ્ત્રી સાથે) (૪) ફળવું (૫) બબ્બે ચાસની વચ્ચે હળ ફેરવવું
**હળવુંમળવું** (ક્રિ.) પરસ્પર મળવું-ગોઠડી કરવી (૨) સલાહસંપથી ચાલવું
**હળવે,હળવેથી** (અ.) ધીમેથી, આસ્તે
**હળાહળ** (વિ.ન.) હલાહલ, અતિ તીવ્ર, અતિશય (૨) (ન.) કાળકૂટવિષ (સમુદ્રમંથન કરતાં નીકળેલું)
**હળુહળુ** (અ.) હળવેહળવે, ધીમેધીમે
**હંકારવું** (ક્રિ.) ચલાવવું, હાંકવું
**હંકામણી** (સ્ત્રી.) હાંકવાનું મહેનતાણું
**હંગામ** (પું.) અવસર, મોસમ (૨) હંગામો
**હંગામી** (વિ.) મોસમ પૂરતું, થોડા વખત માટેનું, કામચલાઉ
**હંગામો** (પું.) ધમાચકડી, ધમાલ (૨) તોફાન, હુલ્લડ
**હંડરવેટ** (પું.) ટનનો વીસમો ભાગ
**હંતવ્ય** (વિ.) હણવા યોગ્ય
**હંફાવવું** (ક્રિ.) હરાવવું, પરાજિત કરવું, પરેશાન કરવું
**હંબગ** (વિ.) (લા.) વાહિયાત, સાવ તૂત, તદ્દન ખોટું (૨) (ન.) ધતિંગ, ઢોંગ, છેતરપિંડી, છેતરપિંડી કરનાર ઠાલી વાતો (૩) એક કડક મીઠાઈ
**હંમેશા(-શાં)** (અ.) રોજ, નિત્ય
**હંસ** (પું.) એક પક્ષી (૨) જીવ, આત્મા (૩) એકદંડી-એક જાતનો સંન્યાસી
**હંસક્ષીરન્યાય** (પું.) નીરક્ષીરન્યાય, સામગ્રાહી વૃત્તિ, હંસ જેમ પાણીવાળા દૂધમાંથી દૂધ પી લે છે અને પાણી રહેવા દે છે તેવો ન્યાય
**હંસગતિ** (સ્ત્રી.) હંસના જેવી ધીમી મોહક ચાલ
**હંસગામિની** (વિ.સ્ત્રી.) હંસગતિથી ચાલનારી
**હંસણી, હંસી** (સ્ત્રી.) હંસની માદા
**હંસપદ** (ન.) હંસનું પગલું (૨) લખાણમાં ઉમેરો દર્શાવવા માટે કરવામાં આવતું (ꟸ) આવું ચિહ્ન (૩) બે કાકપદ જેટલો સમય (સંગીત)
**હંસમંડળ** (ન.) એ નામનું આકાશનું એક તારામંડળ
**હંસલો** (પું.) હંસ, જીવ, આત્મા
**હંસવાહન** (પું.) બ્રહ્મા
**હંસવાહિની** (સ્ત્રી.) સરસ્વતી દેવી
**હા** (અ.) અરે ! અહા !
**હા** (અ.) સંમતિસૂચક ઉદ્ગાર (૨) (સ્ત્રી.) હા કહેવી તે, સ્વીકાર
**હાઈકુ** (ન.) સત્તર અક્ષરનો એક જાપાની કાવ્યપ્રકાર
**હાઈડ્રોકાર્બન** (ન.) કાર્બન ને હાઈડ્રોજનનો બનેલો એક પદાર્થ
**હાઈડ્રોજન** (પું.) એક પ્રકારનો વાયુ
**હાઈડ્રોપથી** (સ્ત્રી.) જળચિકિત્સા, જલોપચાર
**હાઈડ્રોમિટર** (ન.) પ્રવાહીની ઘનતા માપવાનું સાધન
**હાઈફન** (સ્ત્રી.ન.) બે શબ્દો કે શબ્દના બે ભાગને સાંધતું આવું (-) ચિહ્ન
**હાઈકમિશનર** (પું.) પરદેશમાં પ્રતિનિધિ તરીકે રખાતો રાષ્ટ્રનો એક અધિકારી
**હાઈકોર્ટ** (સ્ત્રી.) રાજ્યની કે ઈલાકાની સૌથી વડી અદાલત. જેમ કે, 'ગુજરાત હોઈકોર્ટ'
**હાઈજેક** (ક્રિ.) બળજબરીથી હરણ કરવું, અપહરણ, અપનયન
**હાઈબ્રીડ** (વિ.) સંકર, ભિન્નજાતીય, ભિન્નભિન્ન ઘટકતત્ત્વોનું બનેલું (૨) મિશ્રા જાતિની ઓલાદ, વર્ણસંકર પ્રજા
**હાઈસ્કૂલ** (સ્ત્રી.) મેટ્રિક સુધીની, માધ્યમિક શિક્ષણની નિશાળ
**હાઉ** (પું.) બાળકને ભય ઉપજાવનારો કાલ્પનિક બિહામણો જીવ
**હાઉસ** (ન.) ઘર, મકાન (૨) વિધાનસભા કે સંસદ બાબતમાં ગૃહ (૩) નાટ્યશાળાનો પ્રેક્ષકગણ કે તેની હાજરી કે તેમની ફીની કુલ આવક
**હાઉહાઉ** (અ.) કૂતરાના ભસવાનો અવાજ
**હાઉસબોટ** (સ્ત્રી.) કાશ્મીરમાં પાણીમાં ફરતી-મકાનની સગવડ ધરાવતી હોડી, શિકારા, નૌકાગૃહ
**હાઉસિંગ** (ન.) આવાસન, રહેઠાણ, નિવાસ
**હાઉસિંગ સોસાયટી** (સ્ત્રી.) આવાસન-મંડળી
**હાઉસી** (સ્ત્રી.) એક રમત
**હાક** (સ્ત્રી.) હાંક, હોંકાટો, બૂમ (૩) દોર, પ્રતાપ, છાપ
**હાક(-કે,-કો)ટવું** (ક્રિ.) ગર્જના કરવી, હોંકાટો કરવો (૨) ધમકાવવું
**હાકલ** (સ્ત્રી.) હાક, બોલાવવા માટે પાડેલી મોટી બૂમ
**હાકવું** (ક્રિ.) હાંકવું, ચલાવવું (૨) હાક મારીને કાઢી મૂકવું
**હાકિ(-કે)મ** (પું.) રાજ્યકર્તા અમલદાર
**હાકો** (પું.) હાક વાગવી તે, ધાક (૨) (શિકારને બહાર લાવવા) હાકો મારવી-બુમરાણ વગેરે કરવું તે, તેમ કરી શિકારને ઘેરવો તે
**હાકોટો** (પું.) મોટો ઘાંટો,બૂમ ચ(૩) કાચી જેલ, 'લૉક-અપ'

**હાજત** (સ્ત્રી.) જરૂરિયાત, આવશ્યકતા (૨) ઝાડા-પેશાબની શંકા
**હાજતખાનું** (ન.) હાજતે જવાની જગ્યા, જાજરૂ કે પેશાબખાનું
**હાજર** (વિ.) સમક્ષ, મોજૂદ કે તૈયાર હોય તેવું
**હાજર-કબાલો** (પું.) તરત માલ આપવાનો કબાલો કે સોદો
**હાજરકિંમત** (સ્ત્રી.) હાજર માલ મળે તો આપવાની કિંમત, 'સ્પોટ પ્રાઇસ'
**હાજરજવાબ,હાજરજવાબી** (પું.વિ.) સમયાનુસાર યોગ્ય જવાબ તરત આપી શકે તેવું (૨) (સ્ત્રી.) તેની આવડત
**હાજરજામિ(-મીન)** (પું.) ગુનેગારને હાજર કરવા માટેની જામીન
**હાજરાહજૂર** (વિ.) હજૂરમાં તૈયાર હોય એવું (૨) સાક્ષાત્, પ્રત્યક્ષ
**હાજરી** (સ્ત્રી.) હાજર હોવું તે-ઉપસ્થિતિ (૨) નાસ્તો
**હાજરીપત્રક** (ન.) હાજરી નોંધવાનું પત્રક
**હાજિયો** (પું.) હા-હાજી કહેવું તે, હાકાર (૨) ખુશામતિયો, દરેક વાતમાં હા કહેનાર, 'યસ-મૅન'
**હાજી** (પું.) હજ કરી આવેલો મુસલમાન, મક્કાનો જાત્રાળુ
**હા જી** (અ.) જી હા, હા સાહેબ
**હાજીખાની** (સ્ત્રી.) પૌંઆ
**હાટ** (સ્ત્રી.ન.) દુકાન (૨) ગુજરી, બજાર
**હાટક** (વિ.) સોનાનું, સોનેરી (૨) (ન.) સોનું
**હાટકેશ્વર** (પું.) મહાદેવ
**હાટડી** (સ્ત્રી.) હાટ-નાની દુકાન (૨) ગુજરી, બજાર
**હાટિયાણું** (ન.) બજારકામ, ખરીદકામ (૨) ખરીદવા-વેચવાનો ધંધો
**હાડ** (ન.) હાડકું (૨) બાંધો, કાઠું (૨) (અ.) (શ.પ્ર.માં) છેલ્લી હદે, છેક જ. જેમ કે. 'હાડકું વેરી' એટલે 'છેલ્લી હદે વેરી' (૪) ઘણું જ
**હાડકચર** (સ્ત્રી.) શરીરમાં થોડો થોડો તાવ હોવો તે
**હાડકી** (સ્ત્રી.) નાનું અને પોચું હાડકું
**હાડકું** (ન.) અસ્થિ
**હાડછેડ** (સ્ત્રી.) તિરસ્કાર, તરછોડવું તે
**હાડપિંજર** (ન.) શરીરનું હાડકાંનું ખોખું-માળખું
**હાડમારી** (સ્ત્રી.) હેરાનગતિ. મુશ્કેલી (૨) તિરસ્કાર, ધુત્કાર
**હાડવેર** (ન.) (લા.) પાકું વેર, સખત શત્રુતા
**હાડવેરી** (પું.) કટ્ટો વેરી
**હાડવૈદ(-દ્ય)** (પું.) હાડકાં બેસાડનારો કે જોડનારો વૈદ્ય, 'બોન-સેટર'
**હાડિયો,હાડો** (પું.) કાગડો
**હાડેતું** (વિ.) મોટા હાડવાળું, કદાવર
**હાડે(-ડો)હાડ** (અ.) છેક હાડકાં સુધી, હાડકે હાડકે, શરીરનાં સર્વે અંગોમાં ઘણે ઊંડે સુધી
**હાથ** (પું.) હસ્ત (૨) કોણીથી વચલી આંગળીના છેડા સુધીની લંબાઈનું માપ (૩) (પત્તાંની રમતમાં) એક ભાગે જિતાયેલો દાવ (૪) રેલવેનું સિગ્નલ (૫) (લા.) હાથનો કસબ (૬) સામેલગીરી, મદદ, પ્રેરણા. ઉદા. એ કામમાં મારો હાથ નથી. (૭) કૃપા, રહેમ. ઉદા. તેના ઉપર મારા બન્ને હાથ છે. (૮) (રંગવા વગેરેમાં) એકેક વારની એકેક ક્રિયા. ઉદા. રંગના બે હાથ દીધા (૯) લગ્નસંબંધ, પાણિગ્રહણ. ઉદા. તેના હાથની માગણી કરી. (૧૦) સત્તા, તાબો, અખત્યાર, શકિત, ઉદા. મારા હાથની વાત નથી. (૧૧) હાથવાળી બાજુ-પાસું. ઉદા. ડાબે હાથે તેનું ઘર છે.
**હાથઉછીનું** (વિ.) ઉધાર, કામચલાઉ માગેલ નાણાં કે વસ્તુ
**હાથકડી,હાથબેડી** (સ્ત્રી.) હાથની બેડી, જંજીર, કેદીને બાંધવાની સાંકળ (૨) (લા.) બંધન, જંજાળ, પ્રતિબંધ
**હાથકસબ** (પું.) હાથની કારીગરી, હસ્તકલા (૨) (લા.) હાથનો કસબ (૩) સામેલગીરી, મદદ, પ્રેરણા
**હાથકાગળ** (પું.) હાથે બનાવેલો (યંત્રથી નહીં) કાગળ
**હાથ-કારીગરી** (સ્ત્રી.) હાથકસબ, હાથની કારીગરી
**હાથકાંતણ** (ન.) હાથે કાંતવું તે
**હાથખરચી** (સ્ત્રી.) છૂટક કે પરચૂરણ કશા સારુ ખર્ચવાની રકમ કે ખર્ચવું તે
**હાથગરણું** (ન.) લગ્ન વખતનો વધાવો-રૂપિયા આપે છે તે
**હાથગાડી** (સ્ત્રી.) હાથે ખેંચવાની કે ધકેલવાની ગાડી-હાથલારી
**હાથચાલાકી** (સ્ત્રી.) હાથની ચાલાકી (જાદુના ખેલમાં)
**હાથછડ** (સ્ત્રી.) હાથે છડવું તે
**હાથછૂટું** (વિ.) ઉડાઉ, ખર્ચ કરે એવું (૨) ઝટ મારી બેસે એવું
**હાથતાળી** (સ્ત્રી.) હાથની તાળી (૨) (લા.) છેતરી છટકવું તે
**હાથપાકીટ** (સ્ત્રી.) હાથમાં રાખવાનું પાકીટ
**હાથપ્રત** (સ્ત્રી.) મૂળપ્રત, હસ્તપ્રત
**હાથફેર,હાથબદલો** (પું.) એક હાથમાંથી બીજા હાથમાં જવું તે, માંહોમાંહે ફેરબદલો-હસ્તાંતર
**હાથમુચરકા** (પું.બ.વ.) જાતના જામીન
**હાથમેળાવો** (પું.) હસ્તમેળાપ
**હાથમોજું** (ન.) હાથે પહેરવાનું મોજું
**હાથયંત્ર** (ન.) હાથે ચલાવાય એવું યંત્ર
**હાથરૂમાલ** (પું.) હાથનો રૂમાલ
**હાથલાકડી** (સ્ત્રી.) હાથમાં રાખવાની લાકડી (૨) (લા.) આધાર, ટેકો
**હાથલો** (વિ.પું.) હાથના જેવા ફાફડાવાળો (થોર) (૨) રેલવેના હાથ, 'સિગ્નલ'
**હાથવગું** (વિ.) હાથ પહોંચે એવું (૨) જ્યારે જોઈએ ત્યારે હાથમાં આવી શકે-કામમાં આવી શકે એવું
**હાથવણાટ** (ન.) હાથે કે હાથસાળથી વણવું તે, હાથનું વણાટ
**હાથવાટકો** (પું.) (લા.) ઉપયોગી છોકરું કે નોકર
**હાથવેંત,હાથવેંતમાં** (અ.) બહુ નજીક, સાવ પાસે, હાથ આવવાની તૈયારીમાં
**હાથસાળ** (સ્ત્રી.) હાથ પર સિલક હોય તે, રોકડ સિલક
**હાથિણી** (સ્ત્રી.) હાથીની માદા (૨) (લા.) પુસ્તો
**હાથિયો** (પું.) ૧૩મું નક્ષત્ર (૨) હસ્તી, ગજ, મલપતો મોટો હાથી (૩) (હાથ પરથી) ખરેરો (૪) હાથલો થોર
**હાથી** (પું.) હસ્તી, ગજ
**હાથીખાનું,હાથીથાન** (ન.) હાથી રાખવાનો તબેલો
**હાથીદાંત** (પું.) હાથીનો દંતશૂળ
**હાથીપગું** (વિ.) રોગથી ફૂલેલા પગવાળો (૨) મોટા પગવાળું
**હાથીપગો** (પું.) હાથીપગાનો રોગ, શ્લીપદ, 'ફિલેરિયા'
**હાથે** (અ.) હાથ વડે, જાતે, પોતે
**હાથો** (પું.) હથિયાર કે ઓજાર જ્યાંથી પકડાય તે ભાગ, મૂઠ કે દસ્તો (૨) સહાય, મદદ (૩) પક્ષ (૪) કંકુવાળા હાથની છાપ (૫) વેપારીઓ આંગળીઓની નિશાનીથી ભાવ ઠરાવવા પોતાનો હાથ કપડા નીચે ઢાંકીને આપે છે તે

**હાથોહાથ** (અ.) જેને આપવાનું હોય તેના જ હાથમાં, રૂબરૂ, પ્રત્યક્ષ, જાતે (૨) એકના હાથમાંથી બીજાના હાથમાં એમ, એકબીજાની મદદથી

**હાન** (સ્ત્રી.) બાધા, માનતા (૨) હાણ

**હાના** (સ્ત્રી.) હકાર ને નકાર, હા કે ના કરવી તે (૨) (લા.) આનાકાની

**હાનિ** (સ્ત્રી.) નુકસાન (૨) પાયમાલી, નાશ

**હાનિકર,હાનિકર્તા(-ર્ત્રી),હાનિકારક** (વિ.) હાનિ કરનારું, નુકસાનકારક

**હાફકોટ** (પું.) અડધે સુધી આવતો એક જાતનો કોટ

**હાફિજ** (પું.) આખું કુરાન જેને મોઢે હોય તેવો માણસ (૨) રાખણહાર, રક્ષક. જેમ કે, ખુદાહાફિજ (૩) (સં.) ઈરાનનો એક પ્રખ્યાત કવિ

**હામ** (સ્ત્રી.) હિંમત

**હામી** (પું.) હામીદાર (૨) (સ્ત્રી.) જામીન, બાંયધરી

**હામીદાર** (પું.) જામીન

**હાય** (અ.) દુઃખ, ત્રાસ કે અફસોસનો ઉદ્ગાર (૨) (સ્ત્રી.) અંતરના ઊંડા દુઃખની બદદુવા-શાપ

**હાયકારો** (પું.) હાય હાય કરવું તે

**હાયપિટારો,હાયપીટ** (પું.સ્ત્રી.) હાયપીટ કરવી તે, રોકૂટ

**હાયવરાળ** (સ્ત્રી.) શોક, અફસોસ (૨) (લા.) અંતરનો વલોપાત, દુઃખનો સંતાપ-કલ્પાંત

**હાયવોય,હાયહાય** (સ્ત્રી.) શોક, અફસોસ, ચિંચા (૨) શોક વગેરે થતાં મોઢામાંથી નીકળતો ઉદ્ગાર

**હાર** (પું.) ફૂલની મોટી માળા (૨) ગળામાં પહેરવાનું એવું ઘરેણું

**હાર** (સ્ત્રી.) પરાજય (૨) ઓળ, પંક્તિ, કતાર

**હારક** (વિ.પું.) હરે એવું, હરનારું

**હારજીત** (સ્ત્રી.) હાર અને જીત

**હારડો** (પું.) (હાર ઉપરથી) મોટો હાર, ખાંડનાં ચકતાંનો હાર

**હારતોરા** (પું.બ.વ.) હાર ને તોરા (૨) (લા.) માન, આદર

**હારબંધ** (અ.) સળંગ એક પંક્તિમાં

**હારમાલા(-ળા)** (સ્ત્રી.) હાર કે હારની માળા (પંક્તિ, ફૂલમાળા વગેરે) (૨) નરસિંહ મહેતાનું એક આખ્યાન

**હારવું** (ક્રિ.) પરાજિત થવું (૨) કાયર થવું, થાકવું (૩) રમતમાં શરત તરીકે મૂકેલી વસ્તુ ગુમાવવી

**હારાકીરી** (સ્ત્રી.) આપઘાત કરવાની એક જાપાની પદ્ધતિ

**-હારી** (વિ.) (સમાસના ઉત્તરપદમાં) હરનારું. જેમ કે, 'મનોહારી' 'ચિત્તહારી'

**હારીલ** (ન.) જન્મતી વખતે પકડેલું લાકડું મરતાં સુધી ન છોડતું એક પંખી

**હારે** (અ.) જોડે, સાથે (૨) તુલનામાં

**હારોહાર** (અ.) સળંગ એક પંક્તિમાં, હારાદોર

**હાર્ય** (ન.) હૃદય

**હાર્ડવેર** (ન.) લોખંડના ઈમારતી તેમજ યાંત્રિક કામ માટેનો સરસામાન (૨) સંગણકયંત્રનો ભાગ

**હાર્દ** (ન.) હૃદય (૨) મર્મ, રહસ્ય (૩) ભાવાર્થ

**હાર્દિક** (વિ.) ખરા અંતરનું, ખરા અંતઃકરણપૂર્વક, ઉમળકા સાથેનું હાર્મોનિયમ (ન.) પેટીવાજું, પેટી

**હાલ** (પું.બ.વ.) દશા, સ્થિતિ (૨) અવદશા (૩) (અ.) હમણાં, અત્યારે (૪) (સ્ત્રી.) (હાલવું પરથી) ચાલ, હીંડછા

**હાલક** (પું.) એક છંદ (૨) પીળાશ પડતા રંગનો ઘોડો

**હાલકડોલક** (અ.) ખળભળી ઊઠ્યું હોય એમ, ડગમગતું (૨) અસ્થિર, ડામાડોળ

**હાલકહૂલક** (ન.) અવ્યવસ્થા, તોફાન (૨) (વિ.) તોફાની

**હાલચાલ** (સ્ત્રી.) હાલવું ચાલવું તે, હરફર (૨) રીતભાત

**હાલણડોલણ** (વિ.) ડમગમગતું

**હાલત** (સ્ત્રી.) અવસ્થા, સ્થિતિ, દશા (૨) ટેવ

**હાલનું** (વિ.) હમણાંનું

**હાલમડોલમ** (વિ.) ડગમગતું હોય તેવું, અસ્થિરતાવાળું

**હાલમાં** (અ.) હમણાં

**હાલરડું** (ન.) બાળકને ઝુલાવતાં ગવાતું ગીત

**હાલરું** (ન.) બાળકને નજર ન લાગે એવી ચીજોની માળા (૨) જૂથ, ટોળું (૨) કણસલામાંના કણ છૂટા પાડવા ખળીમાં બળદ ફેરવે છે તે (૪) હાલરડું

**હાલવું** (ક્રિ.) ખસવું, ડોલવું, ચળવું (૨) જવુ,ચાલવું

**હાલહવાલ** (પું.બ.વ.) દુર્દશા, ખરાબી

**હાલહાલ** (અ.) હમણાં જ, અબઘડી

**હાલંહાલા** (સ્ત્રી.) વારંવાર હાલવું-હાલાહાલ કરવું તે

**હાલા** (અ.) બાળકને હીંચકાવતાં વપરાતો ઉદ્ગાર (૨) (પું.) ખોયું,પારણું (૩) હાલરડું

**હાલીમવાલી** (પું.) હલકા દરજ્જાનો-રેંજેપેંજી માણસ

**હાલોચાલો** (પું.) હરવું ફરવું તે, હાલોડોલો

**હાલોડોલો** (પું.) હરવું ફરવું તે (૨) બને તેટલું-થોડું ઘણું કામકાજ કરવું તે (૩) શરીરની નબળાઈને લીધે થોડીઘણી હરફર થાય તે

**હાવ** (પું.) શૃંગારયુક્ત ચેષ્ટા કે ચાળો (સ્ત્રીનો) (૨) ઇચ્છા, હવસ

**હાવભાવ** (પું.બ.વ.) શૃંગારયુક્ત ચેષ્ટા, નખરાં

**હાવરુંબાવરું** (વિ.) વ્યાકુળ, ગભરાયેલું, ગાંડા જેવું

**હાવરો** (પું.) જાવકની ખાતાવાર નોંધ (૨) તાવ ગયા પછી ઊઘડતી ભૂખ

**હાશ** (અ.) જંપ, સંતોષ કે નિવૃત્તિનો ઉદ્ગાર (૨) (સ્ત્રી.) નિરાંત, જંપ

**હાશીશ** (સ્ત્રી.) એક કેફી પદાર્થ-માદક વનસ્પતિ, હશીશ

**હાસ** (પું.) હાસ્ય, હસવું તે (૨) (રતિ, હાસ, શોક, ક્રોધ, ઉત્સાહ, ભય, જુગુપ્સા, વિસ્મય-એ) આઠમાંનો એક સ્થાયી ભાવ (કા.શા.)

**હાસ્તો** (અ.) હા જતો, જરૂર હા

**હાસ્ય** (ન.) હસવું તે

**હાસ્યચિત્ર** (ન.) ટોળ કરવા દોરેલું હાસ્યજનક-ઠઠ્ઠાચિત્ર, 'કેરિકેચર'

**હાસ્યજનક** (વિ.) હાસ્ય ઉપજાવે એવું

**હાસ્યરસ** (પું.) (કાવ્યશાસ્ત્રમાં) નવ રસોમાંનો એક, જેનો સ્થાયી ભાવ હાસ્ય છે તેવો કાવ્યનો એક રસ

**હાસ્યરસિક** (વિ.) હાસ્યરસવાળું

**હાસ્યવિનોદ** (પું.) ટોળ-ટીખળવાળો વાર્તાલાપ, હાસ્ય અને વિનોદ

**હાસ્યાસ્પદ** (વિ.) હસવા યોગ્ય, હસવું આવે એવું, હાસ્યપાત્ર

**હાહાકાર** (પું.) હા ! હા ! એવો શોક કે ત્રાસનો ઉદ્ગાર, સર્વત્ર શોક અને ત્રાસની લાગણી ફેલાઈ જવી તે

**હાહાહીહી** (અ.) હાસ્યવિનોદનો એવો ઉદ્ગાર (૨) (સ્ત્રી.) હાસ્ય-વિનોદ, ઠઠ્ઠામશ્કરી

**હાહો** (સ્ત્રી.) હોહા, હોકાર, બૂમરાણ (૨) ધામધૂમ, ધમાલ
**હાળી** (પું.) હળ વડે ખેડનાર, ખેડૂત (૨) ખેતીકામમાં મદદગાર નોકર, હારી
**હાં** (અ.) ભાર, અનુરોધ કે વિનવણીનો ઉદ્ગાર. ઉદા. તમે એમ કરજો, હાં (૨) ચાલુ વાતમાં વચ્ચે વચ્ચે હોંકારો દેવાનો ઉદ્ગાર (૩) સામો હોકારો-પડકાર કરવાનો ઉદ્ગાર (૪) હાકરસૂચક ઉદ્ગાર
**હાંક** (સ્ત્રી.) બોલાવવા માટેની બૂમ
**હાંકણિયો** (પું.) હાંકનારો, હાંકેડુ
**હાંકણી** (સ્ત્રી.) હાંકવાની રીત
**હાંકવું** (ક્રિ.) પશુ, વાહન, વહાણ, ગાડી વગેરેને ઇચ્છિત માર્ગે ચલાવવું (૨) (લા.) ગપ મારવી
**હાંજા** (પું.બ.વ.) શરીરના સાંધા (૨) (લા.) હિંમત, શકિત
**હાંડલી,હાંડલું** (સ્ત્રી.ન,.) પહોળા મોંનું માટીનું એક વાસણ
**હાંડવો** (પું.) એક વાનગી
**હાંડી** (સ્ત્રી.) હાંડલી (૨) ધાતુનું તેવું વાસણ (૩) લટકતો દીવો મૂકવાનું કાચનું વાસણ
**હાંડો** (પું.) મોટો દેગડો (૨) હાંડવો, એક વાનગી
**હાંફ,હાંફણ** (પું.સ્ત્રી.) ઉતાવળો શ્વાસ ચાલવો તે (૨) તેથી થતી છાતીની રુંધામણ, અમૂંઝણ
**હાંફવું** (ક્રિ.) હાંફ ચડવી, શ્વાસ ચડવો
**હાંફળું,હાંફળુંફાંફળું** (વિ.) ગભરાયેલું, બેબાકળું, બાવરું
**હાંસડી** (સ્ત્રી.) ગળા આગળનું એક હાડકું (૨) ગળાનું એક ઘરેણું (૩) લોટાને કે તેવા વાસણને ઊંચકવા કરેલો ગાળો (૪) ઘોડાને ગળે પહેરાવવાના સામાનનો એક ભાગ (૫) કોસનું લોઢાનું ચકરડું (૬) પૈડાંના મોં પરનો લોઢાનો ગાળો
**હાંસ(-સિ)લ** (વિ.) મળેલું, પ્રાપ્ત (૨) (ન.) દાણ, જકાત, કર (૩) ફાયદો, લાભ (૪) ઉત્પન્ન, પેદાશ (૫) પરિણામ
**હાંસિયો** (પું.) કાગળમાં કોરી રખાતી, સામાન્યતઃ ડાબા હાથ પરની પટ્ટી, 'માર્જિન'
**હાંસી** (સ્ત્રી.) મજાક, મશ્કરી (૨) ફજેતી
**હિ** (અ.) જ
**હિકમત** (સ્ત્રી.) યુકિત, તરકીબ, કરામત (૨) ચતુરાઈ
**હિક્કળ** (ન.) વરસાદથી થતી અતિશય ઠંડી, ટાઢોડું
**હિક્કા** (સ્ત્રી.) હેડકી, વાધણી
**હિચકારું** (વિ.) કાયર, બાયલું (૨) અધમ, નીચ, હીન
**હિજરત** (સ્ત્રી.) વતનથી છૂટા પડવું કે છોડવું તે
**હિજરતી** (વિ.) હિજરત કરનારું (૨) નિર્વાસિત
**હિજરાવું** (ક્રિ.) ઝૂરવું, બળ્યા કરવું
**હિજરી** (વિ.પું.) હજરત મહંમદ પેગંબર મક્કા છોડી મદીના ગયા ત્યારથી ગણાતો સંવત
**હિટલરશાહી** (સ્ત્રી.) હિટલર જેવી સરમુખત્યારી કે એવી એકહથ્થુ હકૂમત, જહાંગીરી
**હિત** (ન.) કલ્યાણ, શ્રોય (૨) લાભ, ફાયદો
**હિતકર,હિતકારક,હિતકારી** (વિ.) હિત કરે તેવું
**હિતકારિણી** (સ્ત્રી.) હિત કરનારી
**હિતકર્તા(-ર્ત્તા)** (પું.વિ.) હિત કરનાર
**હિતકારિતા** (સ્ત્રી.) હિતકારી હોવાપણું
**હિતચિંતક** (વિ.પું.) હિત ઇચ્છનાર, શુભેચ્છક
**હિતવાદ** (પું.) હિતકારી વાદ (૨) સ્વહિતનો વાદ, સ્વાર્થ, મતલબ
**હિતવાદી** (વિ.પું.) હિતવાદવાળું
**હિતવિરોધ** (પું.) હિતમાં આડ, હિતમાં વિઘ્નરૂપ હોવું તે
**હિતશત્રુ** (પું.) મૂર્ખતાથી હિત કરવા જતાં પરિણામે હાનિ કરનાર મિત્ર (૨) હિતમાં આડે આવનાર
**હિતસંબંધ** (પું.) સ્વાર્થની સગાઈ
**હિતસ્વી** (વિ.) હિતેચ્છુ
**હિતાધિકારી** (વિ.) હિત ધરાવતું, હિતના હકવાળું, 'બેનિફિશયરી'
**હિતાર્થી** (વિ.) ભલુ ઇચ્છનારું (૨) લાભાર્થી
**હિતાવહ** (વિ.) હિતકારક, શ્રેયસ્કર
**હિતાહિત** (ન.) હિત અને અહિત
**હિતેચ્છુ** (વિ.) હિત ઇચ્છનાર, શુભેચ્છક
**હિતૈષી** (વિ.) હિતેચ્છુ, શુભચિંતક
**હિતોપદેશ** (પું.) હિતની શિખામણ (૨) એક જાણીતો સંસ્કૃત ગ્રંથ
**હિદાયત** (સ્ત્રી.) રસ્તો દેખાવડો તે, માર્ગદર્શન (૨) શિખામણ
**હિના** (સ્ત્રી.) મેંદી
હિનો (પું.) મેંદી (૨) હિમ
હિપોપોટેમસ (ન.) એક મોટું જળચર, દરિયાઈ ઘોડો
હિપ્નોટિઝમ (ન.) સંમોહનવિદ્યા, મૂર્છાનાશાસ્ત્ર (૨) પ્રાણવિનિમય વિદ્યા (૩) જાદુ (૪) વશીકરણ વિદ્યા
**હિફાજત** (સ્ત્રી.) જાળવણી, સંભાળ
**હિબ્રૂ** (સ્ત્રી.) યહૂદીઓની મૂળ-એક પ્રાચીન ભાષા
**હિમ** (ન.) બરફ (૨) ઘણો સખત ઠાર (૩) અતિશય ઠંડી
**હિમકણ** (પું.) હિમનો કણ, 'ફ્લેક'
**હિમગંગા** (સ્ત્રી.) હિમાલયમાં વહેતી (તે પ્રદેશની) ગંગા
**હિમગિરિ** (પું.) હિમાલય
**હિમનદી** (સ્ત્રી.) બરફની નદી, 'ગ્લેશિયર'
**હિમપર્વત** (પું.) બરફનો પહાડ જેવો મોટો કટકો (દરિયામાં તરતો) 'આઇસબર્ગ'
**હિમપ્રદેશ** (પું.) શીત કટિબંધમાં આવેલો કે એના જેવી આબોહવાવાળો પ્રદેશ
**હિમપ્રપાત** (પું.) બરફનો અચાનક ધસારો
**હિમયુગ** (પું.) એક પ્રાચીન યુગ જ્યારે ઉત્તર ગોળાર્ધ-પૃથ્વી ઘણી હિમાચ્છાદિત રહેતી, 'આઇસ એજ'
**હિમરશ્મિ** (પું.) ચંદ્ર
**હિમરેખા** (સ્ત્રી.) હિમાચ્છાદિત પર્વતની એ રેખા, જેની ઉપર બરફ કાયમ રહેતો હોય, 'સ્નો લાઇન'
**હિમવર્ષા** (સ્ત્રી.) હિમનો-બરફનો વરસાદ
**હિમશિખર** (ન.) હિમાચ્છાદિત પર્વતનું શિખર
**હિમાચલ(-ળ)** (પું.) હિમાલય ચસમૂહ, ભારતનો એક પ્રદેશ
**હિમાચલ(-ળ)પ્રદેશ** (પું.) હિમાલયની તળેટીમાં આવેલાં રાજ્યોનો

**હિમાચ્છાદિત** (વિ.) બરફથી ઢંકાયેલું
**હિમાની** (સ્ત્રી.) હિમનો સમૂહ, બરફનો ઢગલો
**હિમાયત** (સ્ત્રી.) પક્ષ લેવો તે, તરફદારી (૨) સમર્થન કરવું તે (૩) (લા.) વિઘોટીના કરમાં વધારો
**હિમાયતી** (વિ.) હિમાયત કરનાર, તરફદાર (૨) સમર્થક
**હિમાલય** (પું.) ભારતની ઉત્તરે આવેલો પ્રસિદ્ધ પર્વત
**હિમાળું** (વિ.) હિમવાળું, હિમ જેવું ઠંડું
**હિમાળો** (પું.) હિમાલય
**હિમાંશુ** (પું.) ચંદ્ર
**હિમોગ્લોબિન** (ન.) રકતરંજક દ્રવ્ય (૨) રૂધિરવર્ણક-લોહ તથા પ્રોટીનનો સંકુલ અણુ (૨) લોહીનું તત્ત્વ, લોહી જે કારણે લાલ છે તે તત્ત્વ
**હિમ્મત** (સ્ત્રી.) હિંમત, બહાદુરી, હામ, સાહસશકિત (૨) ધૈર્યબળ
**હિરણમય** (વિ.) સુવર્ણમય, સોનાનું બનેલું, સોનેરી
**હિરણ્ય** (ન.) સોનું
**હિરણ્યકશિપુ** (પું.) એક રાક્ષસ-પ્રહ્‌લાદનો પિતા
**હિરણ્યગર્ભ** (પું.) બ્રહ્મા (૨) વિષ્ણુ (૩) સૂક્ષ્મ શરીરયુકત આત્મા
**હિરણ્યમય** (વિ.) સુવર્ણમય, સોનાનું બનેલું, સોનેરી
**હિલચાલ** (સ્ત્રી.) હાલવું ચાલવું તે (૨) પ્રવૃત્તિ, ચળવળ
**હિલસ્ટેશન** (ન.) ગિરિમથક
**હિલિયમ** (ન.) એક વાયુ રૂપી મૂળતત્ત્વ (ર.વિ.)
**હિલોળવું** (ક્રિ.) હિલોળે ચડાવવું, ખૂબ હીંચોળવું
**હિલોળો** (પું.) તરંગનો ઉછાળો (૨) હીંચવામાં તેવો લાંબો ઝોલો (૩) ગમ્મત, ખુશાલી
**હિલ્લોલ(-ળ)** (પું.) મોજું, તરંગ (૨) મનનો તરંગ
**હિશ્શો** (અ.) માલ ઊંચકતી વખતે કે નીચે નાખતી વખતે કરાતો ઉદ્‌ગાર
**હિસાબ** (પું.) ગણના, ગણતરી (૨) દાખલો (૩) લેણદેણ, આવકખર્ચ વગેરેની ગણતરી કે તેનું નામું (૪) લેખું, વિસાત (૫) રીત, ઢંગ, મર્યાદા, નિયમ
**હિસાબકિતાબ** (પું.) લેવડદેવડના ચોપડા (૨) લેણદેણનો હિસાબ
**હિસાબચોકસી** (પું.) હિસાબ તપાસનાર, અન્વેષક, 'ઑડિટર'
**હિસાબનીશ(-સ)** (પું.) હિસાબ રાખનાર, અધીક્ષક, 'ઍકાઉન્ટન્ટ'
**હિસાબી** (વિ.) હિસાબને લગતું (૨) હિસાબ રાખનારું, હિસાબ રાખવામાં કે કરવામાં કુશળ (૩) ગણીને નક્કી કરેલું, ચોક્કસ (૪) (પું.) હિસાબ રાખનારો મહેતો
**હિસાબે** (અ.) હિસાબથી જોતાં કે ગણતાં (૨) રીતે, ગણતરીથી
**હિસ્ટીરિયા** (પું.) મૂર્છા આવે તેવો વાયુનો એક રોગ, ફેફરું, વાઈ
**હિસ્સેદાર** (વિ.પું.) ભાગીદાર
**હિસ્સેદારી** (સ્ત્રી.) ભાગીદારી
**હિસ્સો** (પું.) ભાગ, ફાળો, અંશ
**હિંગ** (સ્ત્રી.) એક ઝાડનો ઉગ્ર વાસવાળો રસ, વઘારણી
**હિંગળાજ** (સ્ત્રી.) એક દેવી કે તેનું સ્થાનક (સિંધ બલુચિસ્તાનમાં તે છે.)
**હિંગળો,હિંગળોક** (પું.) ગંધક અને પારાની મેળવણીવાળો એક લાલ પદાર્થ
**હિંગળોકિયું** (ન.) હિંગળોક રાખવાની દાબડી (૨) (વિ.) હિંગળોના રંગનું
**હિંગાષ્ટક** (ન.) હિંગ વગેરે આઠ વસ્તુઓનું ચૂર્ણ-એક ઔષધિ
**હિંડોલ(-ળ)** (પું.) હીંચકો, હિંડોળો (૨) હિંદોલ-એક રાગ
**હિંડોળાખાટ** (સ્ત્રી.) ખાટલાનો હિંડોળો
**હિંડોળો** (પું.) કઠેરાવાળો મોટો હીંચકો, ઝૂલો
**હિંદ** (પું.સ્ત્રી.ન.) હિંદુસ્તાન, ભારત
**હિંદી** (વિ.) હિંદનું (૨) (સ્ત્રી.) ભારતનાં રાજસ્થાન, ઉત્તરપ્રદેશ, મધ્યપ્રદેશ વગેરે રાજયોમાં બોલાતી એક ભાષા (૪) (પું.) હિંદનો વતની
**હિંદુ** (વિ.પું.) હિંદુ ધર્મનો અનુયાયી
**હિંદુ-કોડ** (પું.) વર્તમાન ભારત સરકારે માત્ર હિંદુ જાતિઓ (જેમાં બૌદ્ધ, જૈન, શીખો વગેરે સૌ કોઈ સમાઈ જાય છે તેઓને) માટે બનાવેલો સામાજિક કાયદો
**હિંદુત્વ** (ન.) હિંદુ હોવાપણું
**હિંદુસ્તાન** (પું.ન.) ભારતવર્ષ
**હિંદુસ્તાની** (વિ.) હિંદુસ્તાનનું, -ને લગતું
**હિંમત** (સ્ત્રી.) બહાદુરી, હામ, સાહસશકિત (૨) ધૈર્યબળ
**હિંમતબાજ,હિંમતવાન** (વિ.) હિંમતવાળું, બહાદુર
**હિંસક** (વિ.) હિંસા કરનારું
**હિંસ્ર** (વિ.) હિંસક, ઘાતક, ક્રૂર ચ(૪) દમ
**હીક** (સ્ત્રી.) હેડકી, વાધણી (૨) સણકો, શૂળ (૩) તાકીદ, ઉતાવળ
**હીકળ** (ન.) વરસાદથી થતી અતિશય ઠંડી-ટાઢોડું
**હીકા** (સ્ત્રી.) હિક્કા, હેડકી (૨) તાણ, આંચકા (મરતી વેળાના)
**હીચ** (સ્ત્રી.) હીચવાની ક્રિયા, હીંચકો
**હીચકવું** (ક્રિ.) હીંચવું, હીંચકો ખાવો
**હીચકારું** (વિ.) હિચકારું, કાયર, બાયલું (૨) અધમ, નીચ, હીન
**હીચવું** (ક્રિ.) ઝોલો ખાવો, હીંચકો ખાવો (૨) ગિલ્લીદંડામાં મોઈ ગબી પર ગોઠવી તેને દંડાને છેડેથી ઉડાડવી, હીલવું
**હીજ,હીજડો** (પું.) નપુંસક, રાંડવો, બાયલો
હીટર (પું.) (વીજળીથી) પાણી, હવા, ખંડ વગેરે ગરમ કરવાનું એક સાધન, તાપક
**હીટલિસ્ટ** (ન.) જેમને મારી નાખવાનો ઈરાદો છે તેવી વ્યકિતઓની યાદી, હનન-યાદી
**હીણ** (વિ.) અધમ, નીચ (૨) હલકું, ઊતરતું (૩) ભેગવાળું (૪) વગરનું, વિનાનું, ઓછું, કમ
**હીણકમાઉ** (વિ.) કમાણી વિનાનું, નિરુદ્યમી
**હીણકર્મ** (ન.) નીચ કર્મ
**હીણકર્મી** (વિ.પું.) નીચ કર્મ કરનાર
**હીણપત(-દ)** (સ્ત્રી.ન.) હીણપણું, હલકાઈ, લાંછન
**હીણભાગી, હીણભાગ્ય** (વિ.) ભાગ્યહીન, કમનસીબ
**હીણું** (વિ.) હીન, અધમ, નીચ
**હીન** (વિ.) તજી દીધેલું (૨) વગરનું, વિનાનું (સમાસમાં)
**હીનતા** (સ્ત્રી.) અધમતા, નીચતા
**હીનયાન** (પું.) બૌદ્ધ ધર્મનો એક સંપ્રદાય (બીજો તે મહાયાન)
**હીનોપમા** (સ્ત્રી.) હીન કે ઊતરતા સાથે સરખાવું તે, હીન ઉપમાનવાળી ઉપમા
**હીબકવું** (ક્રિ.) હબકવું, હેબતાવું (૨) ડૂસકાં ખાવાં (૩) છલોછલ ભરાવું, છલકાવું
**હીબકું** (ન.) ડૂસકું

**હીમજ** (સ્ત્રી.) નાની હરડે

**હીમડી હરડે** (સ્ત્રી.) નાની કાચી સૂકી હરડે

**હીર** (પું.) એક છંદ (૨) (ન.) રેશમ (૩) તેજ, કાંતિ (૪) (લા.) સત્ત્વ, દૈવત (૫) પ્રેમ, પ્યાર (૬) હિંમત

**હીરકોરી** (વિ.) રેશમી કોર-કિનારવાળું

**હીરચીર** (ન.) કીમતી વસ્ત્ર

**હીરક** (પું.) હીરો

**હીરકજયંતી,હીરકમહોત્સવ,હીરકોત્સવ** (સ્ત્રી.પું.) ૬૦ વર્ષ પૂરાં થયાની ખુશાલીમાં કરવામાં આવતો જયંતી મહોત્સવ

**હીરાકણી** (સ્ત્રી.) હીરાની કણી-કરચ (૨) કાચ કાપવાનું સાધન

**હીરાકશી(-સી)** (સ્ત્રી.) શાહી તથા રંગ દવા વગેરેમાં વપરાતો એક પદાર્થ

**હીરાકંઠી** (સ્ત્રી.) પાસાદાર મણકાની કંઠી

**હીરાગળ** (વિ.) રેશમી

**હીરાજડિત** (વિ.) હીરા જડેલું (આભૂષણ)

**હીરાબોળ** (પું.) એક જાતનો ગુંદર

**હીરાવેધ** (વિ.) હીરો વીંધે એવું (૨) (લા.) હોશિયાર, ચપળ, ચાલાક

**હીરો** (પું.) એક કીમતી પથ્થર, ધોળા રંગનું રત્ન, 'ડાયમંડ'

**હીંચ** (સ્ત્રી.) હીંચવું, હીંચકો ખાવો, એક તાલવાળો ઠેકો

**હીંચકવું** (ક્રિ.) હીંચવું, હીંચકો ખાવો

**હીંચકો,હીંચોળો** (પું.) હીંચવા માટે ટંગાવેલું સાધન (૨) તેનું કે તેવું આંદોલન-ઝોલો

**હીંચવું** (ક્રિ.) એક પગથી ઝૂલતાં ચાલવું, ઝોલો ખાવો, હીંચકો ખાવો

**હીંચોળાખાટ** (સ્ત્રી.) હિંડોળાખાટ

**હીંડવું** (ક્રિ.) ચાલવું

**હીંડોલ(-ળો)** (પું.) હીંચકો, હિંડોળો

**હુકમ** (પું.) આજ્ઞા, ફરમાન (૨) (મોટે ભાગે બહુવચનમાં) ગંજીફાની એક રમતમાં અમુક ભાતનાં પાનાં ઊંચાં ગણવાં તે કે તે પાનું, 'સર'

**હુકમનામું** (ન.) અદાલતનો લેખિત ચુકાદો

**હુકમસર** (પું.) હુકમથી, હુકમ મુજબ

**હુક્કાપાણી** (ન.બ.વ.) હુક્કો, પાણી વગેરે પીવાં તે (૨) (લા.) બેઠકઊઠકનો કે સામાજિક સંબંધ

**હુક્કો** (પું.) હૂકો, તમાકુ પીવાનું એક સાધન

**હુત** (વિ.) હોમેલું, બલિરૂપ આપેલું (૨) (ન.) બલિ

**હુતદ્રવ્ય** (ન.) હોમવાની વસ્તુ, બલિ

**હુતભુજ,હુતવહ** (પું.) અગ્નિ

**હુતાગ્નિ** (પું.) જેમાં બલિ અપાય છે તે અગ્નિ

**હુતાશ,હુતાશન** (પું.) અગ્નિ

**હુતાશની** (સ્ત્રી.) હોળી

**હુતુતુતુ** (ન.) એક રમત કે તેમાં કરાતો એવો ઉદ્ગાર

**હુન્નર** (પું.) કારીગરી, કસબ

**હુન્નરઉદ્યોગ** (પું.) હુન્નર અને ઉદ્યોગ

**હુન્નરશાળા** (સ્ત્રી.) હુન્નર શીખવાની શાળા, કલાભવન

**હુમલાખોર** (વિ.) હુમલો કરવાની આદતવાળું

**હુમલાખોરી** (સ્ત્રી.) હુમલો કરવાની આદત

**હુમલો** (પું.) આક્રમણ, ધસારો, છાપો

**હુરમત** (સ્ત્રી.) આબરૂ, ઇજ્જત, શાખ, પ્રતિષ્ઠા

**હુરિયો** (પું.સ્ત્રી.) ફજેતો, ભવાડો (૨) મજાક ઉડાડવી તે (૩) (અ.) ઉશ્કેરણીનો, મજાક કે તુચ્છકારનો એવો ઉદ્ગાર

**હુલામણ** (ન.) હુલાવવું-હુલરાવવું તે

**હુલામણું** (ન.) હુલામણ (૨) (વિ.) લાડમાં પાડેલું, લાડીલું (નામ)

**હુલાવવું** (ક્રિ.) હિલ્લોળવું (બાળકને) ઉછાળીને રમાડવું, લાડ લડાવવું (૨) ઉછાળવું (૩) હલાવવું ચારે કોર ફેરવવું (૪) હુલાવીને ભોંકવું. જેમ કે, કટાર હુલાવી દીધી.

**હુલ્લડ** (ન.) હલ્લો, તોફાન, બખેડો, બંડ

**હુલ્લડખોર** (વિ.) બંડખોર, તોફાની, બળવાખોર, દંગાખોર

**હુલ્લડિયું, હુલ્લડી** (વિ.) બંડખોર, તોફાની, બળવાખોર, દંગાખોર

**હુસ્ન** (ન.) સૂરત, કાંતિ (૨) ખૂબસૂરતી

**હુસ્નપરસ્ત** (વિ.) રૂપ પર મોહતું, રૂપનું આશક

**હું** (સ.) (પ્રથમ પુરુષ એકવચન) (૨) (અ.) ખોંખારો, ગુસ્સો, વિરોધ વગેરેનો ઉદ્ગાર

**હુંકાર(-રો)** (પું.) 'હા, સાંભળું છું' એવા અર્થનો ઉદ્ગાર, હાંકારો (૨) ખોંખારીને બોલવું તે, હોકારો (૩) 'હું' એવો અવાજ, સિંહનાદજ

**હુંપણું,હુંપદ(-દ્દું)** (ન.) અહંકાર, અભિમાન

**હુંભાવ** (પું.) અહંકાર, અહંભાવ

**હુંસાતુંશ(-શી,-સી)** (સ્ત્રી.) (હું અને તું વચ્ચે) સ્પર્ધા, ચડસાચડસી, રકઝક, ખેંચાખેંચી, અહમહમિકા

**હૂક** (પું.) આંકડો, છેડેથી વાળેલો ખીલો (૨) વાંદરો, હૂપ (બાળભાષામાં) (૩) (સ્ત્રી.) આંકડી, ચૂક

**હૂકલી** (સ્ત્રી.) નાનો હૂકો

**હૂકાહૂક** (સ્ત્રી.) વાંદરાના હોકારા

**હૂડ** (અ.) તિરસ્કારનો એવો ઉદ્ગાર

**હૂડહૂડ** (અ.) ઉતાવળ કે ઝપાટાબંધ ગતિ સૂચવતો અવાજ

**હૂણ** (પું.) એક પ્રાચીન મોંગોલ જાતિનો માણસ

**હૂન** (ન.) એક સિક્કો, મહોર (૨) (પું.) હૂણ

**હૂપ** (અ.) વાંદરાનો એવો અવાજ

**હૂપાહૂપ** (અ.) વાંદરના હોકારા (૨) (સ્ત્રી.) ખૂબ હૂપહૂપ થાય તે

**હૂબહૂ** (વિ.) તાદૃશ, આબેહૂબ

**હૂર(-રી)** (સ્ત્રી.) સ્વર્ગની સુંદરી, અપ્સરા

**હૂલકું** (ન.) ઓચિંતો ગભરાટ

**હૂલવું** (ક્રિ.) ઊલવું (મોસમનું) ખલાસ થવું (૨) આનંદમાં આવવું

**હૂંક** (સ્ત્રી.) (સિંહની) ગર્જના

**હૂંછી** (વિ.) તોફાની, અપશુકનિયાળ

**હૂછીઘોડો** (પું.) હૂંછી-તોફાની ઘોડો (૨) (લા.) અપશુકનિયાળ માણસ

**હૂંડિયામણ** (ન.) હૂંડીના વટાવનો દર (૨) હૂંડીથી આયાત નિકાસમાં થતું મળતર

**હૂંડી** (સ્ત્રી.) દેશ-પરદેશમાં નાણાંની આપલે કરવા માટે ચલાવવામાં આવતી શાહુકારી ચિઠ્ઠી

**હૂંડીપત્ર** (સ્ત્રી.) હૂંડી અને સાથેનો કાગળ

**હૂંફ** (સ્ત્રી.) ગરમાવો (૨) (લા.) સહાયતા, આશ્રાય

**હૂંફાળ(-ળું)** (વિ.) હૂંફવાળું
**હૃત** (વિ.) હરાયેલું, છીનવી લીધેલું
**હૃદ** (ન.) હૃદય
**હૃદય** (ન.) જ્યાંથી લોહી શરીરમાં ધકેલાય છે તે અવયવસ, 'હાર્ટ' (૨) (લા.) છાતી (૩) દિલ, હૈયું, અંતઃકરણ (૪) કોમળ ભાવો કે લાગણી-પ્રેમ, દયા, સમભાવ વગેરે (૫) મર્મ, રહસ્ય
**હૃદયકુંજ** (સ્ત્રી.) હૃદયરૂપી કુંજ-મંડપ
**હૃદયગ્રંથિ** (સ્ત્રી.) હૈયામાં વળેલી ગાંઠ (ભાવ, લાગણી વગેરેની)
**હૃદયગ્રાહી** (વિ.) મનને વશ કરી લે એવું, મનને ગમતું
**હૃદયચક્ષુ** (ન.) હૃદયરૂપી ચક્ષુ
**હૃદયદૌર્બલ્ય** (ન.) હૃદયની દુર્બળતા, મનની ઢીલાશ
**હૃદયદ્રાવક** (વિ.) હૃદય પિગળાવે એવું
**હૃદયનાથ** (પું.) અંતર્યામી, પરમાત્મા
**હૃદયપરિવર્તન,હૃદયપલટો** (ન.પું.) દિલનું-આંતરિક લાગણીઓનું કે હૃદયકોણનું બદલાવું
**હૃદયબલ(-ળ)** (ન.) હૈયાની તાકાત-મનોબળ
**હૃદયભંગ** (પું.) હૈયું ભાંગી પડવું એ, નિરાશ થવું એ, નાસીપાસ થવું એ
**હૃદયભેદક,હૃદયભેદી** (વિ.) હૃદયને ભેદી નાખે તેવું, હૃદય ઉપર ખૂબ અસર કરે તેવું
**હૃદયમ(-મં)થન** (ન.) હૃદયમાં થતું મંથન, હૈયામાં થતી શંકા-કુશંકા
**હૃદયવર્તી** (પું.) હૈયામાં રહેલું, હૃદયગત
**હૃદયવેધક,હૃદયવેધી** (વિ.) હૃદય પિગળાવી નાંખનાર, હૈયું વલોવનાર
**હૃદયશૂન્ય** (વિ.) લાગણી વિહીન
**હૃદયસ્થ** (વિ.) હૃદયવર્તી, હૈયામાં રહેલું
**હૃદયહીન,હૃદયહીણું** (વિ.) હૃદયવિહીન, લાગણી વિનાનું
**હૃદયોદ્ગાર** (પું.) અંતરનો અવાજ
**હૃદ્ગત** (વિ.) હૃદયમાં રહેલું, આંતરિક (૨) (ન.) આંતરિક વિચાર કે ભાવ
**હૃદ્ય** (વિ.) પ્રિય, ગમે તેવું, ગમતું
**હૃષીક** (ન.) ઇંદ્રિય
**હૃષીકેશ** (પું.) (સં.) શ્રીકૃષ્ણ (૨) વિષ્ણુ (૩) (હિમાલયમાં) એક તીર્થસ્થાન
**હૃષ્ટ** (વિ.) ખુશ, પ્રસન્ન
**હૃષ્ટપુષ્ટ** (વિ.) (શરીરે) ખૂબ જાડું, માતેલું
**હે** (સ્ત્રી.) ધીરજ, હિંમત
**હે** (અ.) સંબોધન કરવાનો ઉદ્ગાર
**હેક્કા** (સ્ત્રી.) હેડકી
**હેક્ટર** (પું.) ચોરસ માપનો મેટ્રિક એકમ
**હેક્ટો** (વિ) (સમાસમાં પૂર્વપદે) સો સંખ્યા બતાવતો (દશાંશ પદ્ધતિનાં માપતોલમાં) પૂર્વગ. જેમ કે, હેકટો-ગ્રામ-લિટર-મિટર
**હૅટ** (સ્ત્રી.) ટોપો
**હેઠ** (અ.) નીચે, હેઠે, હેઠળ
**હેઠવાશ(-સ)** (અ.) પવન કે પાણીના વહનની દિશામાં નીચલે ભાગે (૨) નીચલે માળે
**હેઠળ** (અ.) નીચે, તળે
**હેઠું** (વિ.ન.) નીચાણવાળી જગ્યા (૨) હલકું, નીચું (૩) (અ.) હેઠે, નીચે
**હેઠે** (વિ.) નીચે (જેમ કે, હેઠે બેસ.)
**હેડ** (સ્ત્રી.) ગુનેગારને પગ જકડી રાખવાને કરેલું મોટું ભારે લાકડું (૨) તોફાની ગાયભેંસના ગળામાં પગ વચ્ચે રહે એમ બંધાતું લાંબું લાકડું, ડેરો (૩) સગર્ભા સ્ત્રીને નિયમિત થતી અમુક શારીરિક પીડા. જેમ કે, ઊલટીની હેડ (૪) વેચવાના બળદનો કાફલો (૫) જેલ, કેદ
**હેડ** (વિ.) મુખ્ય,ઉપરી
**હેડ ઑફિસ** (સ્ત્રી.) મુખ્ય કે વડી કચેરી-કાર્યાલય
**હેડકી** (સ્ત્રી.) ભારે શ્વાસનું ડચકું (૨) વાધણી
**હેડ કૉન્સ્ટેબલ** (પું.) પોલીસ ટુકડીનો વડો,જમાદાર
**હેડ કલાર્ક** (પું.) વડો કારકુન, અવલકારકુન
**હેડ કવાટર્સ** (ન.) કામકાજ કે નોકરીનું મુખ્ય મથક
**હેડ માસ્તર** (પું.) વડો-મુખ્ય શિક્ષક
**હેડ મિસ્ટ્રેસ** (સ્ત્રી.) આચાર્યા (૨) મુખ્ય શિક્ષિકા
**હેલ લાઇટ** (સ્ત્રી.) મોટરવાહનના આગળના ભાગની મોટી બત્તી
**હેડી** (સ્ત્રી.) વેચવાના બળદનો કાફલો (૨) સમાનતા, બરાબરી
**હેડો** (પું) અતિશય પ્યાર, આસકિત
**હેત** (ન.) પ્રીતિ, ભાવ, સ્નેહ
**હેતાળ(-ળુ)** (વિ.) હેતવાળું, સ્નેહાળ, માયાળુ
**હેતુ** (પું.) ઉદ્દેશ, આશય (૨) સબબ, કારણ (૩) પંચાવયવ વાકયમાં સબબ બતાવનારું કથન કે વાકય (વ્યા.)
**હેતુકર્તા** (પું.) પ્રેરક રચનાનો કર્તા (વ્યાકરણમાં)
**હેતુગર્ભ** (વિ.) જેમાં હેતુનો અર્થ રહેલો હોય તેવું (વ્યા.)
**હેતુચિહ્ન** (ન.) હેતુ બતાવતું (∵) આવું ચિહ્ન
**હેતુવાદ** (પું.) તર્કવિદ્યા, તર્કશાસ્ત્ર (૨) કુતર્ક, નાસ્તિકતા
**હેતુવાદી** (વિ.) તાર્કિક, કુતર્કી, નાસ્તિક
**હેત્વાભાસ** (પું.) દુષ્ટ-ખોટો હેતુ, હેતુનો અભ્યાસ
**હેત્વાભાસવાદ** (પું.) દુષ્ટ હેતુવાળો વાદ
**હેત્વાભાસવાદી** (વિ.) આભાસી હેતુઓની જ રજૂઆત કર્યા કરનાર વિતંડાવાદી (૨) (પું.) સુફિયાણું, 'સૉફિટ'
**હૅન્ગર** (ન.) હેંગર, કપડું ટીગાવવા માટેનું એક સાધન
**હૅન્ડ આઉટ** (પું.) વર્તમાનપત્ર માટે તૈયાર કરેલો સંક્ષિપ્ત અહેવાલ
**હૅન્ડપંપ** (પું.) હાથપંપ-હાથથી ચલાવવાનો પંપ, ડંકી
**હૅન્ડલ** (પું.) હાથો, દસ્તો
**હૅન્ડલૂમ** (સ્ત્રી.) હાથસાળ
**હેબક(-ત)** (સ્ત્રી.) ભયથી થતો ધ્રાસકો, ફાળ, હબક, ધાસ્તી
**હેબતાવું** (ક્રિ.) ફાળ પડવી, ચોંકવું
**હેબિયસ કોર્પસ** (ન.) કેદીને બરોબર કાયદેસર પકડ્યો છે કે કેમ તેની તપાસ કરવાને માટે અદાલત 'કેદીને પોતાની રૂબરૂ હાજર કરવા' હુકમ કાઢે છે તે
**હેમ** (ન.) સોનું
**હેમક્ષેમ(-ખે)મ** (વિ.) કુશળ, સહીસલામત
**હેમગિરિ,હેમાદ્રિ** (પું.) મેરુ
**હેમપુષ્પ** (પું.) સોનચંપો
**હેમર** (પું.) એક જાતનો ઘોડો કે હાથી
**હેમલતા** (સ્ત્રી.) એક વેલ
**હેમવર્ણું,હેમવરણું** (વિ.) સોનેરી વર્ણનું
**હેમંત** (સ્ત્રી.) માગશર ને પોષ મહિનાની ઋતુ

**હેમાળો** (પું.) હિમાલય પર્વત
**હેય** (વિ.) ત્યાજ્ય
**હેર** (સ્ત્રી.) મદદ, સહાય
**હેક,હેરક** (પું.) બાતમીદાર, જાસૂસ, હેરનાર
**હૅર-ઑઇલ** (ન.) માથામાં નાંખવાનું તેલ
**હૅર-ડાઈ** (સ્ત્રી.) વાળ રંગવાનો કલપ
**હેરત** (સ્ત્રી.) નવાઈ, આશ્ચર્ય
**હેરતમંદ** (વિ.) આશ્ચર્યચકિત
**હેરફેર** (વિ.) બદલેલું, ફેરફારવાળું (૨) અદલાબદલી થયેલું (૩) (પું.) હેરફેર થવું તે (૪) તફાવત, ફેર, ફરક
**હેરફેરી** (સ્ત્રી.) હેરફેર કરવું તે (૨) (લા.) ઉચાપત, ઘાલમેલ
**હેરવું** (ક્રિ.) ધારીને કે છૂપી રીતે જોવું, નિહાળવું (૨) લલકારવું, ઉશ્કેરવું (૩) હથવાર થવું
**હૅર-સ્ટાઇલ** (સ્ત્રી.) કેશભૂષા, કેશસજ્જા
**હેરંબ** (પું.) ગણપતિ
**હેરાન** (વિ.) હેરાનગતિ પામેલું, કંટાળેલું
**હેરાનગત(-તિ)** (સ્ત્રી.) મુશ્કેલી, પીડા, પજવણી
**હેરાનપરેશાન** (વિ.) ખૂબ હેરાન થવું તે (૨) ત્રાસવું કે કંટાળવું તે
**હેરિયું** (ન.) છાનુમાનું જોવું તે (૨) બાકામાંથી પડતું સૂર્યનું કિરણ (૩) ઝોકું, ઝોલું (૪) હોડીને પવન હોય તે તરફ ફેરવવી
**હેરુ(-રો)** (પું.) જાસૂસ-બાતમીદાર
**હેરોઇન** (ન.) એક કેફી-માદક પદાર્થ
**હેરોફેરો** (પું.) આંટોફેરો, જવું આવવું તે (૨) ફેરોઆંટો ખાવા જેવું થોડું કામકાજ
**હેલ** (સ્ત્રી.) બોજો, ભાર (૨) વેચવા સારૂ ગાડામાં ભરેલાં લાકડાં છાણાં વગેરે, તેવું ગાડું (૩) માથે લીધેલું કે લેવાનું બેડું (૪) ઊંચકવાની મજૂરી (૫) હેલકરીનું કામ
**હેલકરી** (પું.) મજૂર, વૈતરો
**હેલકારો** (પું.) હેલારો, હેલો
**હેલા** (સ્ત્રી.) ખેલ, ક્રીડા (૨) રતિક્રીડા (૩) તીવ્ર સંભોગ ઇચ્છા (૪) તે વ્યકત કરતી ચેષ્ટા (૫) ક્ષણ, સહેજ વાર
**હેલારો** (પું.) હેલકારો, ધક્કો
**હેલિકોપ્ટર** (ન.) સીધું ચડી ઊતરી શકે અને બે-ચાર માણસ જ બેસી શકે એવું એક જાતનું નાનું વિમાન
**હેલિપેડ** (ન.) હેલિકોપ્ટરને ઊતરવાનું સ્થાન (૨) ઉતરાણ-સ્થળ
**હેલી** (સ્ત્રી.) સતત વરસાદ (૨) અલી, સાહેલી (૩) ગીતનો એક દેશી (૪) બગલ (૫) રાખ (મુડદાની) (૬) પળ, ક્ષણ
**હેલો(-લ્લો)** (પું.) હેલારો, આંચકો, ધક્કો (૨) ઝપાટો (૩) હરકત, નુકસાન (૪) ખાડાટેકરાવાળી જમીન ઉપર વાહન ઊછળવું તે, તેથી બેસનારને લાગતો ધક્કો
**હેલ્મેટ** (સ્ત્રી.) શિરસ્રાણ, માથાનું કવચ (૨) વાહનચાલકોના માથાના રક્ષણ માટેનો ટોપો
**હેવાતણ(-ન)** (ન.) સૌભાગ્યાવસ્થા
**હેવાન** (વિ.) ઢોર જેવું (૨) (ન.) પશુ, ઢોર
**હેવાનિયત** (સ્ત્રી.) પશુપણું, પાશવતા
**હેવાયું** (વિ.) હેવાયેલું, હળેલું
**હેવાલ** (પું.) વૃત્તાંત, અહેવાલ, 'રિપોર્ટ'
**હેસિયત** (સ્ત્રી.) સામર્થ્ય, શકિત (૨) વક્કર, પ્રતિષ્ઠા (૩) યોગ્યતા, લાયકાત
**હેળ** (સ્ત્રી.) હેવા, મહાવરો, સગર્ભા સ્ત્રીને થતી મોળ કે ઊબકો
**હેળવવું** (ક્રિ.) હળે એમ કરવું (૨) કેળવવું, પાળવું (પશુને)
**હેંગર** (ન.) કપડાં ટીંગાવવા માટેનું એક સાધન
**હેંડલ** (પું.) હાથો, દસ્તો
**હૈડિયો** (પું.) ગળાની ઘાંટી, ગળાનો બહાર તરતો દેખાતો ભાગ
**હૈડું** (ન.) હૃદય, દિલ, અંતઃકરણ
**હૈમ** (વિ.) હિમ સંબંધી, બરફનું કે બરફ જેટલું ઠંડું (૨) સોનાનું કે સોનાના જેવા રંગનું
**હૈયાઉકલત** (સ્ત્રી.) બુદ્ધિ, સૂઝ-સમજ, કોઠાસૂઝ
**હૈયાકૂટ** (સ્ત્રી.) અતિ શોકને લીધે છાતી કૂટવી તે (૨) મોટી ચિંતા
**હૈયાધરપત,હૈયાધારણ** (સ્ત્રી.) સંતોષ, સમાદાન (૨) ખાતરી
**હૈયાફાટ** (વિ.) છાતી ફાટી જાય એવું (૨) (અ.) છાતી ફાટી જાય એમ (રડવું)
**હૈયાફૂટું** (વિ.) બુદ્ધિશૂન્ય, મૂઢ, બેવકૂફ, ગમ વિનાનું
**હૈયારખી** (સ્ત્રી.) છાતીપૂર ચણેલી ભીંત
**હૈયારખું** (વિ.) હૈયામેલું, મનનો મેલ કે ભેદ ન જાણવા દે તેવું
**હૈયારી** (સ્ત્રી.) હિંમત, ધીરજ, હૈયાધરણ
**હૈયાવરાળ** (સ્ત્રી.) હૈયાની વરાળ-ઉકળાટ કે કઢાપો, દુઃખ વગેરે (૨) હૈયાબળાપો
**હૈયાશ(-સ)ગડી** (સ્ત્રી.) હૈયા ઉપર મૂકેલી સગડીના પેઠે દુઃખ દેનારું
**હૈયાસૂનું** (વિ.) હૈયાફૂટું, મૂઢ (૨) નિષ્ઠુર, નિર્દય
**હૈયાહોળી** (સ્ત્રી.) દિલમાં ભારે સંતાપ કરાવનારું જે તે
**હૈયું** (ન.) હૃદય, દિલ. અંતઃકરણ
**હો** (અ.) ખાતરી અથવા સંમતિદર્શક ઉદ્ગાર, હાં (૨) કાવ્યના કેટલાક ઢાળોમાં હલકાર માટે વપરાતો ઉદ્ગાર
**હોઇયાં** (અ.) (રવ.) ઓડકાર કે તૃપ્તિનો ઉદ્ગાર, ઓહિયાં
હોકલી (સ્ત્રી.) હૂકલી, નાનો હોકો
હોકાયંત્ર (ન.) દરિયામાં દિશા જાણવાનું સાધન
**હોકાટવું** (ક્રિ.) ઠપકો દેવો (૨) હાકોટા પાડવા, મોટેથી બૂમ પાડવી (૩) (લા.) ભાંડવું
**હોકાટો** (પું.) બૂમબરાડો, હોકાટવું તે
**હોકાર** (પું.) બુમાટો, બરાડો
**હોકારો** (પું.) 'હં' 'હાં' કહેવું તે, સંમતિસૂચક અવાજ (૨) બૂમબરાડો
**હૉકી** (સ્ત્રી.) ગેડીદડાને મળતી એક વિલાયતી રમત
**હોકો** (પું.) હૂકો (૨) હોકાયંત્ર, દરિયામાં દિશા જાણવાનું સાધન
**હોજ** (પું.) પાણીનો કુંડ
**હોજરી** (સ્ત્રી.) જઠર, પેટ
**હોઝપાઈપ** (સ્ત્રી.) પાણી છાંટવાની મોટી પાઈપ
**હોઝિયરી** (સ્ત્રી.) ગૂંથેલા તૈયાર વસ્ત્રો
**હૉટલ,હૉટેલ** (સ્ત્રી.) ચાપાણી વગેરે નાસ્તાની દુકાન
**હૉટલાઇન** (સ્ત્રી.) મહત્ત્વની વ્યકિતઓ વચ્ચેની સીધી ટેલિફોનસેવા

**હોઠ** (પું.) ઓઠ
**હોડ** (પું.) શરત
**હોડકું(-લું,-લી)** (ન.સ્ત્રી.) નાની હોડી
**હોતા** (પું.) યજ્ઞમાં મંત્ર ભણી આહુતિ આપનાર
**હોતું** (ક્રિ.) 'હંમેશ હોયા કરતું' એવો અર્થ બતાવવા માટે વપરાય છે. જેમ કે, કોઈ ત્યાં હોતું નથી, એવું હોતું હશે ?
**હોત્ર** (ન.) હવનનો કુંડ, વેદી (૨) હોમવાની સામગ્રી
**હોત્રી** (પું.) હોત્રમાં હવન કરનાર
**હોદ્દેદાર(-રી)** (પું.સ્ત્રી.) હોદ્દો ધરાવનાર અમલદાર (૨) હોદ્દાવાળા હોવું તે, અમલદારી
**હોદ્દો** (પું.) ઓધ્ધો, પદવી, અધિકાર (૨) અંબાડી
**હોનહાર** (વિ.) હોનાર, થનાર (૨) નીવડે એવું, આશાસ્પદ
**હોનારત** (સ્ત્રી.) બનનાર બનાવ, ભવિષ્ય (૨) અકસ્માત
**હોબાવો** (પું.) લોકોમાં જાહેરાત, ચર્ચા કે ફજેતી (૨) ઊંધિયા પર મૂકેલું તાપનું ભડકું
**હોમ** (પું.) હવન, યજ્ઞ
**હોમકુંડ** (પું.) યજ્ઞનો કુંડ
**હોમગાર્ડ** (પું.) ગૃહરક્ષક
**હોમટાઉન** (ન.) વતન
**હોમદ્રવ્ય** (ન.) હોમવાનું દ્રવ્ય, બલિ માટેનો પદાર્થ
**હોમરૂલ** (ન.) પ્રજાનું લોકશાહી શાસન, સ્વરાજ
**હોમવર્ક** (ન.) વિદ્યાર્થીએ કરવાનું લેસન કે ગૃહકાર્ય
**હોમવું** (ક્રિ.) (હોમ પરથી) યજ્ઞમાં આહુતિ આપવી, હોમ કરવો (૨) (લા.) બલિદાન આપવું, અર્પવું (૩) ઝઘડામાં નાંખવું
**હોમિયોપેથી** (સ્ત્રી.) ઉપચાર કરવાની એક ખાસ પદ્ધતિ
**હોરવું** (ક્રિ.) વ્યવહાર કરવો, લેવડદેવડ કરવી (૨) સંઘરવું (૩) (આળ જેવું) માથે ઊઠાવી લેવું, સ્વીકારવું (૪) અન્નની ગોચરી કરવી
**હોરી** (સ્ત્રી.) એક તાલ (૨) હોળીના દિવસોમાં ગવાતું એક સાધન
**હોરો** (પું.) ઉમંગ, ઉત્સાહ (૨) હઠ, જક
**હૉર્ન** (ન.) ભૂંગળું, મોટરનું ભૂંગળું-પાવો
**હૉર્મોન** (પું.) અંતઃસ્રાવ
**હૉર્સપાવર** (પું.) અશ્વશકિત-એક ઘોડાનું જેટલું બળ હોય તેટલું બળ (યંત્રનું) (૨) યંત્રશકિત માપાવનો કે તેની ગણતરી કરવાનો એકમ
**હૉલ** (પું.) મોટો ઓરડો, ખંડ
**હોલવવું** (ક્રિ.) ઓલવવું, બૂઝવવું
**હોલિકા,હોલિકોત્સવ** (સ્ત્રી.પું.) હોળીનો તહેવાર
**હોલી** (સ્ત્રી.) હોલાની માદા (૨) હોલિકા, હોળી
**હોલેદિલ** (વિ.) અસ્થિર કે ચસકેલા ચિત્તવાળું (૨) ભોળું
**હોલું,હોલો** (ન.પું.) એક પંખી
**હોલ્ડર** (ન.) ટાંકવાળી કલમ (૨) વીજળીનો કાચનો ગોળો પકડી રાખવાનું સાધન
**હૉલ્ડોલ** (ન.) મુસાફરીમાં બિસ્તરો વગેરે લપેટી લઈ જવાની એક ખોળ જેવી બનાવટ
**હોવાપણું** (ન.) (હોવું ઉપરથી) અસ્તિત્વ
**હોવું** (ક્રિ.) થવું, બનવું, હયાતીમાં આવવું
**હોશ** (પું.) ભાન, શુદ્ધિ (૨) (લા.) શકિત, રામ
**હોશકોશ** (પું.) ભાન, હિંમત, ચેતના
**હોશિયાર** (વિ.) ચાલાક, કુશળ, નિપુણ (૨) સાવધ, સાવચેત, ખબરદાર (૩) સમજૂ, બુદ્ધિશાળી
**હોશિયારી** (સ્ત્રી.) હોશિયારપણું, ચાલાકી, કુશળતા, નિપુણતા, પ્રાવીણ્ય, આવડત
**હૉસ્ટેલ** (સ્ત્રી.) છાત્રાલય (૨) (અમુક લોક માટેનો) ઉતારો. જેમ કે, ધારાસભ્યોની
**હૉસ્ટેસ** (સ્ત્રી.) વિમાનની સ્ત્રીપરિચારિકા (૨) મહિલા-યજમાન
**હૉસ્પિટલ** (સ્ત્રી.) ઇસ્પિતાલ, (દર્દીઓને રાખીને ઉપચાર કરવા માટેનું) દવાખાનું
**હોહા,હોહો** (સ્ત્રી.) ગડબડ, ઘોંઘાટ, ધમાલ (૨) જાહેરાત કે ચર્ચા (૩) ગભરાટ, ખળભળાટ (૪) (અ.) એવો અવાજ
**હોહાકાર** (પું.) ઘોંઘાટ, ગભરાટ, ત્રાસ
**હોળવું** (ક્રિ.) કાંસકીથી વાળ ઠીક કરવા
**હોળી** (સ્ત્રી.) ફાગણ પૂર્ણિમાનો તહેવાર, તે દિવસે લાકડાં વગેરેનો ઢગલો સળગાવવામાં આવે છે તે (૨) તેમ કોઈ વસ્તુનો ઢગલો કરી સળગાવવું તે (જેમ કે, વિદેશી કાપડની હોળી) (૩) (લા.) ચિંતાની બળતરા, અજંપો
**હોળૈયું** (ન.) હોળીમાં નાંખવાનું નાનું છાણું (૨) ફાગ ગાનારો છોકરો
**હોળૈયો** (પું.) ઓળાયો (રકમની) પૂર્ણતાસૂચક અર્ધ ચંદ્રાકાર ચિહ્‌ન, (ઉદા. રૂ ૧૦) (૨) હોળી ખેલનાર, ઘેરૈયો, ફાગ ગાનારો છોકરો
**હોંકાર** (પું.) બુમાટો, બરાડો
**હોંકારો** (પું.) 'હ' 'હાં' કહેવી તે, સંમતિસૂચક અવાજ (૨) બૂમ, બરાડો
**હોંચી-હોંચી** (પું.) ગધેડાનો ભૂંકવાનો અવાજ
**હોંશ(-સ)** (સ્ત્રી.) ઊલટ, ઉમંગ
**હોંશી(-સી)લું** (વિ.) હોંશવાળું, ઉમંગી
**હોંશા(-સા)તોંશી(-સી)** (સ્ત્રી.) હૂંશાતુંશી (૨) ચડસાચડસી
**હ્યસ્તન** (વિ.) ગઈ કાલનું
**હ્યાં** (અ.) અહીંયાં
**હ્રદ** (પું.) પાણીનો ઊંડો ખાડો, ધરો
**હ્રસ્વ** (વિ.) લઘુ, ટૂંકાઉચ્ચારવાળું
**હ્રાસ** (પું.) ક્ષય, ઘટાડો, નાશ
**હ્રી** (સ્ત્રી.) લાજ, શરમ, મર્યાદા
**હ્રીમ્** (અ.) લક્ષ્મીનો બીજમંત્ર
**હ્રીયમાણ** (વિ.) હરાતું, લઈ જવાતું
**હ્‌લાદ** (પું.) આનંદ

## ળ

ળ (પું.) ગુજરાતી ભાષાનો છેલ્લો વ્યંજન (એનાથી શરૂ થતો એકે શબ્દ નથી. ઘણા શબ્દોમાં આવતા 'લ' ના વિકલ્પ તરીકે 'ળ' વપરાય છે. જેમ કે, કળા-કલા)